# श्रीतुलसीदासजीकृत

# रामायण.

शुद्धगुजराती भाषान्तरसहित.

[ सचित्र ]

॥ શ્રી ॥

શ્રીયુત ગોસ્વામી તુલસીદાસજીકૃત.

# રામાયણ.

વ્યાસ શિવજી ભાગ્યચંદ પંડિતે કરેલા

શુદ્ધ ગુજરાતી ભાષાંતર સહિત.

આમાં

મૂલગ્રન્થકારકૃત પ્રત્યેક ચોપાઈ, દોહા, સોરઠા, છન્દ વગેરે અને
ક્ષેપક કથાઓનાં ચોપાઈ વગેરે પણ સ્પષ્ટ અર્થસહિત દાખલ
કરવામાં આવ્યાં છે; અને પ્રસંગના સમ્પૂર્ણ ઇતિહાસો,
તુલસીદાસજીનું જન્મચરિત્ર, માહાત્મ્ય, રામ-
ચન્દ્રજીના વનવાસનું તિથિપત્ર તથા આ-
ઠમો ક્ષેપક લવકુશકાંડ, હનુમાન
ચાલીસા, સંકટમોચન, હનુ-
માનાષ્ટક પણ સ્પષ્ટ
અર્થસહિત
દાખલ કરવામાં આવેલ છે.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પંડિત રવિશંકર જૈષ્ઠારામ.

સંવત ૧૯૭૨—સને ૧૯૧૬.

નોછાવર રૂ. ૫.

॥ શ્રી ॥



# અર્પણ પત્રિકા.

સર્વ લોકનું કલ્યાણ કરનારા, સર્વ ભૂતોના આશ્રયભૂત, ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં જૂદાં જૂદાં સ્વરૂપોને ધરનારા, ગરીબોનું પોષણ કરનારા, ભક્તોની ભક્તિથી તેઓના દાસ બનેલા, નામમાત્રથી તારનારા, સર્વનો સંહાર કરનારા, સર્વ પ્રાણીઓને સૃજનારા, અખણ્ડાનન્દરૂપ અને સર્વ પ્રાણીઓપર સરખી દૃષ્ટિ રાખનારા એવા હે

**શ્રીરામ પ્રભુ!**

આપનું નામ આ ગ્રન્થમાં નાયકરૂપે છે, તેથી અમે આપને આ ગ્રન્થ અર્પણ કરીએ છીએ.

પ્રસિદ્ધકર્ત્તા,

**પંડિત રવિશંકર જયેષ્ઠારામશર્મા–ત્રિવેદી.**

પુસ્તક મળવાનું ઠેકાણું.

## પંડિત નારાયણ મૂળજીની કુંપની,

## પુસ્તકાલય.

ઝવેરબાગ નં. ૩૪૭, કાલકાદેવી રોડ. મુંબઈ, પોસ્ટ નં. ૨.

તથા

## એન. ડી. મેહેતાની કુંપની,

કાલકાદેવી પોસ્ટની સામે, મુંબઈ, નંબર ૨.

**શ્રીશંકરાચાર્યકૃત પંચરત્ન તથા દ્વિરત્ન ગુ.ટી. રૂ. ૧–૦–૦**
**યુવતિ સૌભાગ્યરત્ન ગુ. ટી. .... .... ,, ૦–૮–૦**
**મહાશિવપુરાણ ગુજરાતી ભાષાન્તર .... ,, ૬–૦–૦**

સર્વ જાતનાં પુસ્તકો અમારે ત્યાં કીફાયતથી મળેછે.

એક વખત મંગાવી ખાતરી કરો.

# પ્રસ્તાવના.

રામાયણુ કાંઈ સાધારણુ પુસ્તક કહેવાય નહિ. તે એક રાજનીતિ તથા ધર્મનીતિની ખાણુરૂપ છે. સદાચરણુમાં, ધર્મમાં તથા સંસાર વ્યવહારમાં જે કુશળ થવા ચાહાતો હોય, તેને માટે આમાં અપૂર્વ શિખામણુ ભરી છે દશરથ રાજાનો કૌશલ્યાદિ રાણીઓ સાથે ઘણો જ સારા પ્રકારનો સદ્ વ્યવહાર હતો. તેમ જ દશરથ રાજા પૂર્ણ સત્યપ્રતિજ્ઞ હતા. દૃષ્ટાંત તરિકે, કૈકેયીએ જ્યારે વરદાન માગી લેવાનું કહ્યું, તે સમયે દશરથ રાજા બોલ્યા હતા કે, रघुकुल रीति सदा चलि आई । प्राण जाई पर वचन न जाई ॥ અર્થાત્ પોતાના પ્રાણુ કરતાં પણુ પોતાનાં વચનને વિશેષ ગણુતા હતા. આ જ પ્રમાણે રામચંદ્રજી પણુ પોતાનાં માતપિતાને પૂર્ણ આજ્ઞાકારી હતા. તેણે પોતે જ કહ્યું છે કે, सुनु जननी सोई सुत बड भागी । जो पितु मातु वचन अनुरागी ॥ રામચંદ્રજીનો શંકર પર પરમ ભક્તિભાવ હતો, જે નીચલાં પદોથી સ્પષ્ટ જણાઈ આવેછે:--परम रम्य सुंदर यह धरनी । महिमा अमित जाय नहि बरनी ॥ करि हौं यहां शंभु थापना । मोरे हृदय परम कल्पना ॥ તેમ જ વળી તેમનો શિવમાં કેવો આગ્રહ હતો, તે નીચલાં વચનથી જણાઈ આવેછે:–शंकर प्रिय मम द्रोही, शिव द्रोही मम दास । ते नर करहिं कल्प भरी, घोर नरक महं वास ॥ તેમ જ जे रामेश्वर दर्शन करहि । ते तनु तजि मम धाम सिधरहीं ॥ जो गंगाजल आनि चढावहिं । सो सायुज्य मुक्ति नर पावहिं ॥ રામચંદ્રજી સાક્ષાત્ વિષ્ણુ ભગવાનનો અવતાર હતા તથા પોતાના જ દ્વારપાળો, જેઓને શાપને લીધે રાક્ષસયોનિમાં જન્મ લેવો પડ્યો હતો, તેમને સાયુજ્ય મુક્તિ આપવા માટે તેમણે પોતે અવતાર લીધો હતો. આ દ્વારપાળોને ત્રણુ વાર જન્મ લેવો પડયો હતો. પ્રથમના જન્મમાં તેઓ હિરણ્યકશિપુ તથા હિરણ્યાક્ષરૂપે થયા હતા. બીજા જન્મમાં તે જ રાવણુ તથા કુંભકર્ણુરૂપે થયા હતા તથા ત્રીજા જન્મમાં તે જ પાછા દંતવક્ત્ર તથા શિશુપાલરૂપે થયા હતા. આ રામાયણુમાં જે જે પાત્રો છે, તેનાં ચરિત્રોવિશે આપણુને પ્રથમ સહેજસાજ દિગ્દર્શન થવું જોઇએ.

**कैकयीनुं चरित्रः**—કૈકેયી અત્યંત સ્વરૂપવાન્ તથા બુદ્ધિમાન્ હતી. રાજાનો પ્રેમ જો કે, સઘળી રાણીપર સામાન્ય હતો, પણુ આ રાણીપર વિશેષ હતો. આ રાણીની વીરતા એટલી બધી હતી કે, એક વાર જ્યારે રથની ઝુસરી તૂટી ગઈ ત્યારે તેણે પોતાનો હાથ તેમાં ઘાલી રથને પડી જતાં અટકાવ્યો. તેનો પ્રેમ ભરતના પર હતો, તેના કરતાં પણુ રામચંદ્રજીપર વિશેષ હતો. છતાં તેણે રામને વનવાસ કાઢવા માટે જે વચન કહ્યું, તે મંથરાના પ્રેરવાથી, તેમ જ સરસ્વતી જાતે તેમ બોલાવવા માટે તેની જીભ પર બેઠી. જો તેમ ન થયું હોત તો રામચંદ્રજીને વનવાસ જવું પડયું ન હોત તથા રાવણુની સાથે લઢવાનો પ્રસંગ પણુ ન આવ્યો હોત.

**कौशल्यानुं चरित्रः**—એમનાં ધીરજ તથા ધર્મ અત્યંત પ્રશંસનીય છે. તેમણે राखौं सुतहि करौं अनुरोधू । धर्म जाइ अरु बंधु विरोधू ॥ આ રીતનો જ્યારે વિચાર કીધો, ત્યારે પોતાની છાતી કેવી કઠણુ કરી હશે! તેઓ ભરત આદિ સર્વ પુત્રોને રામચંદ્રજીની સમાન જ માનતાં હતાં. જો કે પુત્રવધૂપર અત્યંત પ્રેમ હતો, છતાં તેમણે जिवन मूरि जिमि जुगवति रहऊं । दीपवती नहिं टारन कहऊं ॥ આ રીતનું જ્યારે સીતાજીને વચન કહ્યું, તે વખતનું તેનું ધૈર્ય અત્યંત પ્રશંસનીય છે. પાતિવ્રત્યના સંબંધમાં

તેમનાં વચન નીચે પ્રમાણે છેઃ—जहं लगि नाथ नेह अरु नाते । पति बिनु तियहिं तरणि ते ताते ॥ तनु धनधाम धरणि पुरराजू । पति विहीन सब शोक समाजू ॥

**सुमित्रानुं चरित्रः**—આમનો રામચંદ્રપર સાધારણ પ્રેમ ન હતો. રામ વનવાસ ગયા, તે સમયે તેમણે લક્ષ્મણને વચન કહ્યાં હતાં કે, तात तुम्हारे राम बैदेही । पिता राम सब भांति सनेही । जो पै सीय राम बन जाहीं । अवध तुम्हार काज कछु नाहिं । तुम्हेरेहि मान्य राम बन जाहि । दूसर हेतु तात कछु नाहि । सफल सुकृत कर फल सुत एहु । सीयरामपद सहज सनेहु ॥ આ રીતે લક્ષ્મણને રામચંદ્રજી તથા સીતાજીની સેવા કરવા માટે તેણે ઉત્તેજન આપ્યું હતું.

**लक्ष्मणनुं चरित्रः**—એમનો રામચંદ્રપર અત્યંત ભક્તિભાવ હતો, જે નીચલાં વાક્યપરથી જણાઈ આવે છેઃ—गुरु पितु मातु न जानौ काहू । कहौं स्वभाव नाथपति याहु ॥ मोरे सबै एक तुम स्वामी । दीनबंधु उर अंतरयामी ॥ લક્ષ્મણનો સ્વભાવ રામચંદ્રજીથી ઉલટો હતો. રામચંદ્રજી શાંત તથા સહનશીલ હતા, ત્યારે લક્ષ્મણ ક્રોધ અને વીરત્વની મૂર્તિરૂપ હતા. તેઓ અત્યંત અસહનશીલ હતા. પરશુરામસંવાદ વખતે તેમ જ શૂર્પણખાના નાક કાન કાપ્યા તે વખતે તથા સીતાની શોધ કરવાનું કાર્ય સુગ્રીવ ભૂલી ગયો તે વખતે, તેમનો ક્રોધ સ્પષ્ટ જણાઈ આવે છે.

**शत्रुघ्ननुं चरित्रः**—જેમ લક્ષ્મણજીએ પોતાનાં તન મન રામચંદ્રજીને સોંપી દીધાં હતાં, તેમ શત્રુઘ્ને પોતાનાં તન મન ભરતજીને સોંપ્યાં હતાં. લક્ષ્મણ તથા શત્રુઘ્નમાં ફેર એટલો કે, લક્ષ્મણના સંબંધમાં દરેક પ્રસંગે વીરત્વ તથા સાહસપણું પ્રકાશી નીકળે છે ત્યારે શત્રુઘ્નનો સ્વભાવ શાંત તથા સરળ હતો.

**भरतनुं चरित्रः**—ભરતજીના ગુણો એટલા બધા હતા કે, તેનું ગાન શેષ પણ કરી શકે એમ નથી. તેનો રામપર અત્યંત સ્નેહ હતો. તેમણે અત્યંત સ્નેહને લીધે કૈકેયીના દુષ્ટ કર્તવ્યની અત્યંત નિંદા કરી, એટલું જ નહિ પણ રાજ્ય સંપત્તિનો ત્યાગ કરી દીધો. તેણે રામની પાદુકાઓની સેવા ગ્રહણ કરી તથા સંસારમાર્ગથી વિરક્ત થયા. તેમણે નંદિગ્રામમાં નિવાસ કર્યો. આ પ્રમાણે કરી તેણે રામચંદ્રપર અત્યંત સાચી ભક્તિ તથા પ્રીતિનું ચિત્ર ઉપસ્થિત કર્યું છે.

**सुग्रीवनुं चरित्रः**—જેમ કોઈ મોટો માણસ નાનાની સાથે મિત્રતા કરે, તે પ્રમાણે રામચંદ્રજીએ સુગ્રીવ સાથે મિત્રતા કરી હતી. વાળિને માર્યા પછી રામે સુગ્રીવને રાજ્ય સોંપ્યું. તેવામાં સુગ્રીવ સીતાની ખોળના સંબંધનું કાર્ય ભૂલી ગયો. આથી રામચંદ્રજી ગુસ્સે થયા, પણ પાછા તેના અપરાધ ક્ષમા કર્યા. સુગ્રીવ જેવો પરાક્રમી હતો, તેવો જ બુદ્ધિવાન્ તથા સાહસીક હતો. રામચંદ્રે સુગ્રીવને એક પ્રસંગપર કહ્યું કે, तुम प्रिय मोहिं भरतकी नाईं । આ પ્રમાણે ભરતજીના જેટલો સુગ્રીવ રામચંદ્રજીને વહાલો હતો.

**अंगदनुं चरित्रः**—તે રામનો આજ્ઞાકારી હતો. દૂતના કાર્યમાં હનુમાનથી બીજી એની ગણના કરવી જોઇએ. તે વાતચિતમાં અત્યંત ચતુર હતો. લંકામાં રાવણ તથા અંગદને જે સંવાદ થયો હતો, તે અનંત સુંદર તથા કર્ણને સુખદાયક છે. ઉત્તરકાંડમાં વિદાય થતી વખતે જે વખતે અંગદે કહ્યું હતું કે, सुनु सर्वज्ञ कृपासुखसिंधो, તે પ્રસંગપર એમનો સેવકધર્મ અત્યંત પ્રકાશી નીકળે છે.

**विभीषणनुं चरित्रः**—તે રામનો ભક્ત તથા નીતિનિપુણ હતો. જ્યારે તે રામચંદ્રને શરણે આવ્યો ત્યારે ભગવાને પણ તેને પોતાનો ગણી પોતાનું શરણાગતવત્સલ એવું જ નામ, તે સાર્થક કર્યું. રામચંદ્રજીએ લંકામાં જતાંની વાર તેને રાજ્યતિલક કર્યું. વિભીષણની સાથે મેળાપ કરવામાં ભગવાને બે રીતનું કામ કર્યું છે. એક તો શરણે આવેલાનું રક્ષણ કરવું તે રૂપી ભગવાને ધર્મનીતિ દર્શાવી છે; બીજું શત્રુની પક્ષનાને પોતાના હાથમાં લેવો, કે જેથી આપણું કાર્ય સફળ થાય, આ રીતની રાજનીતિનો પણ સમાવેશ થાય છે.

**हनूमाननुं चरित्रः**—આ ભગવાનનો અનન્ય સેવક હતો. તેનું સાહસ તથા પરાક્રમ એટલાં બધાં હતાં કે, તેણે સમુદ્રનું ઉલ્લંઘન કરી લંકાને ભસ્મ કરી તથા તે સીતાજીની શોધ લઈ આવ્યો. એમનો અવતાર કેવળ રામચંદ્રની સેવા માટે જ હતો, એમ કહીએ તો ચાલે. સેવકમાં જેવા જેવા ગુણ જોઇએ, તેવા એનામાં સંપૂર્ણ હતા. તે અત્યંત બુદ્ધિમાન્, સુશીલ તથા રામચંદ્રનો આજ્ઞાકારી હતો. સુગ્રીવનો રામની સાથે મિત્રતા થવામાં સુગ્રીવનો સ્વાર્થ હતો કે, વાલિને મારી પોતાને રાજ્ય જોઈતું હતું. તેમ જ વિભીષણને પણ રામચંદ્રની સાથે મિત્રતા કરવામાં સ્વાર્થ હતો. કારણ રાવણને મારી તેને લંકાનું રાજ્ય જોઈતું હતું. આપણે જોઇએ તો રામચંદ્રને સીતાની પ્રાપ્તિ થઈ, વિભીષણને લંકાનું રાજ્ય મળ્યું, અંગદ યુવરાજ થયો, પણ હનૂમાન જેણે આટલી બધી મહેનત કરી, તેને કાંઈ પણ ફળપ્રાપ્તિ થઈ નહિ. હનૂમાનની નિર્લોભતાથી પ્રસન્ન થઈ ભગવાને એક વેળા કહ્યું છે કે, सुनु कपि तोहिं समान उपकारी। नहिं कोउ सुरनर मुनि तनुधारी॥ प्रत्युपकार करौं का तोरा। सनमुख हुइ न सकत मन मोरा॥ રામચંદ્રજીએ જ્યારે હનૂમાનને વરદાન માંગવા કહ્યું ત્યારે હનુમાનજીએ કહ્યું કે, नाथ भक्ति तव अति अनपाइनि। देहु दयाकर शिव मनभाइनि॥ ભગવાન્ હનૂમાનપર એટલા બધા પ્રસન્ન થયા કે, તેને અમર કર્યો. એટલે સૂધી કે, જ્યાં રામચંદ્રજીની સ્થિતિ હોય ત્યાં હનૂમાનજીનું મૂર્તિસ્થાપન તથા પૂજન આજ દિવસસૂધી થાય છે. કોઈ પણ સુગ્રીવ કે વિભીષણનું નામ પણ લેતું નથી. આ સર્વ ફળ તેને નિઃસાથ સ્વામિભક્તિને લીધે મળ્યું છે.

**रावणनुं चरित्रः**—સર્વને મન રાવણનું ચરિત્ર નિન્દનીય દેખાય છે. પણ જો વિચાર કરી જોઇએ તો રામાવતાર થવામાં તેમ જ રામાયણ બનાવવામાં રાવણ જ મુખ્ય કારણ છે. જો રાવણનો જન્મ ન થયો હોત તો રામને અવતાર લેવાની જરૂર પડત નહિ તથા રામચંદ્રની પૂજા જગતપર આટલી બધી ફેલાતે નહિ. તે અત્યંત શૂરો, પરાક્રમી તથા મહા સાહસિક હતો. તે શંકરનો અનન્ય ભક્ત હતો. તેણે કમળને બદલે પોતાનું મસ્તક શંકરપર ચઢાવ્યું હતું. આથી મહાદેવ તેનાપર અત્યંત સંતુષ્ટ થયા હતા. જો લૌકિક રીતિએ રામના શત્રુરૂપે તે માલમ પડે છે, પણ તેમ ન હતું. તે શિવનો જેવો ભક્ત હતો, તેટલો જ તે રામચંદ્રજીનો ભક્ત હતો. તેની ઉત્કટ ઇચ્છા એટલી હતી કે, રામને હાથે મરી રાક્ષસનો દેહ ત્યાગ કરું. આ વાત રામચંદ્રની સાથે વૈર બાંધ્યાવિના થાય એમ ન હતું. જો સીતાને એણે નઠારી વાસનાથી જ અશોકવાટિકામાં રાખી હોત તો ત્યાં એને કોઈ અટકાવી શકે એમ ન હતું. તેણે કહ્યું કે,

एकवार बिलोकु मम ओरा અર્થાત્ એકવાર પણ મારી તરફ જોઇને, હે ભગવતિ! તું મને કૃતાર્થ કર. તેણે સીતાને એકવાર કહ્યું હતું કે, काटु तव शिर कठिन कृपाणा આ વાકય કેવળ આટલા જ માટે કહ્યું હતું કે, ભગવાન્ અંતર્યામી છે. તે આ પ્રમાણેનું પોતાની પત્નીનું દુઃખ સમજી જલદી આવી મારો છૂટકારો કરે.

જેમ સંસ્કૃત કવિઓમાં જેવાકે માઘના કાવ્યમાં ઉપમા, પદલાલિત્ય તથા અર્થગૌરવ ત્રણે જોવામાં આવે છે, તેમ ગોસાઇજીના કાવ્યમાં ત્રણે ગુણોનો સમાવેશ થાય છે. કેટલીક ચોપાઇઓમાં એની ઉપમાઓ એવી સરસ છે કે, તેવી સંસ્કૃત કાવ્યમાં પણ ભાગ્યે જ હોઈ શકે. બાલકાંડના પૂર્વ ભાગમાં, અયોધ્યાની મધ્યમાં તથા ઉત્તર કાંડના અંતમાં પૂર્ણ અર્થગૌરવતા જોવામાં આવે છે. જે લવકુશકાંડ આ સર્વ ગ્રંથમાં જોવામાં આવે છે, તે તુલસીદાસજીની કૃતિ નથી લાગતી, પણ પાછળથી અંદર ઉમેરવામાં આવેલ હોય એમ લાગે છે. વાલ્મીકિ રામાયણ તથા આ રામાયણમાં કેટલેક ઠેકાણે ફેરફાર જોવામાં આવે છે. વાલ્મીકિમાં પરશુરામ રામવિવાહની પછી મળ્યા છે તથા આ રામાયણમાં રામના વિવાહ પહેલાં એમનું આગમન થયું છે. વાલ્મીકિમાં લખ્યું છે કે, પાંચ હજાર યોધા ધનુષને ઉપાડી સ્વયંવરમાં લાવ્યા ત્યારે આમાં દશ હજાર યોધા કહ્યા છે. આ પ્રમાણે બેઉ રામાયણોમાં અનેક સ્થળે ભિન્નતા જોવામાં આવે છે. છતાં તુલસીકૃતમાં જેવી મધુરતા જોવામાં આવી છે, તેવી બીજા કોઈ ગ્રંથમાં જોવામાં નથી આવતી, એમ કહીએ તો ચાલી શકે.

કોઇને સહજ શંકા ઉત્પન્ન થાય કે, આ તુલસીકૃત રામાયણનું ગુજરાતી ભાષાંતર પંડિત નારણ મૂળજી તરફથી બહાર પડયું છે, તો પછી આ બીજી વારનું પિષ્ટ પેષણ કરવાની શી જરૂર છે? આના સંબંધમાં સર્વ વાચકવૃન્દને જણાવવાનું કે, જો કે ગુજરાતીમાં ઝીણા ટાઈપનું તુલસીકૃત ઘણા તરફથી બહાર પાડવામાં આવ્યું છે, પણ સઘળા તરફથી એવી માંગણી કરવામાં આવી કે, ગુજરાતીમાં મોટા ટાઈપનું રામાયણ હોય તો લોકને વાંચવું ઘણું સરળ પડે. આથી પહેલાં અમે મોટા ટાઈપમાં કાઢી હતી, તે જામનગરનિવાસી કાલીદાસના ભાષાંતરની હતી. પણ મુંબઈના તેમ જ કચ્છ, કાઠિયાવાડના ઘણા ગૃહસ્થો તરફથી એવી માંગણી થઇ કે, પૂર્વે જે તુલસીકૃત રામાયણ શિવજી ભાગ્યચંદ વ્યાસે કર્યું હતું, તે હાલમાં બીલકુલ મળતું જ નથી, તે પ્રસિદ્ધ કરો તો વધારે સારું થાય. આથી તેઓની માંગણીને અનુસરી અમોએ લોકપ્રિય વ્યાસ શિવજીનું રામાયણ લોકમાં અત્યંત પ્રિય થઈ પડવાથી એની કૃતિને ફરી પ્રસિદ્ધ કરી છે. આમાં પ્રથમ કરતાં કેટલીક નોટ વગેરેનો સુધારો કર્યો છે, કે જેથી લોકને વધારે સમજણ પડી શકે. છેવટ મારી વાચકવૃંદને એટલી વિજ્ઞપ્તિ છે કે, હંસક્ષીર ન્યાયની પેઠે આમાંથી સાર વસ્તુને ગ્રહણ કરી દૃષ્ટિદોષોનો ત્યાગ કરશે.

સંવત્ ૧૯૭૨,
કારતક શુકલ
પ્રબોધિની ૧૧.

લી૦ શ્રીરામચરણ કમલાનુરાગી,
**છોટાલાલ ચન્દ્રશંકર શાસ્ત્રી.**

# અનુક્રમણિકા.

## ગોસ્વામી શ્રીતુલસીદાસજીનું

# જીવનચરિત્ર.

दो० वेंकटेशपदपद्म नमि, उर धर तुलसीदास ॥
जन्मचरित वर्णन करूं, सुनत होत दुखनाश ॥ १ ॥

**અર્થ.**—વેંકટેશનાં ચરણકમળોમાં પ્રણામ કરી, હૃદયમાં ગોસ્વામી શ્રીતુલસીદાસજીનું ધ્યાન ધરીને એ ગોસ્વામીના ચરિત્રનું હું વર્ણન કરૂં છું. આ ચરિત્ર સાંભળવાથી દુઃખોનો નાશ થાય છે. ॥ ૧ ॥

सो० वंदौ सीताराम, विमल चारु पदकमल युग ॥
जेहि प्रभाव त्रैधाम, पूरित तुलसीके चरित ॥ १ ॥

**અર્થ.**—સીતા તથા રામનાં નિર્મળ અને સુંદર ચરણારવિંદોને વર્ણન કરૂં છું, કે જેઓના પ્રભાવથી તુલસીદાસજીનું ચરિત્ર ત્રૈલોકયમાં વ્યાપ્ત થઈ રહ્યું છે. ॥ ૧ ॥

जगत भयो नहिं कोय, गोस्वामी तुलसी सरिस ॥
दियो अधर्महि खोय, रामायण रचि सुरसरी ॥ २ ॥

**અર્થ.**—ગોસ્વામી તુલસીદાસજી, કે જેણે રામાયણરૂપ ગંગાજીનું નિર્માણ કરીને સર્વ અધર્મનો નાશ કર્યો છે, તેમના જેવો બીજો કોઈ પણ જગતમાં થયો નથી. ॥ ૨ ॥

आदि अंत लगि तासु, तुलसीदास चरित्रको ॥
रसना करन विकासु, मेरे शक्ति कछू नहीं ॥ ३ ॥

**અર્થ.**—એ તુલસીદાસજીના ચરિત્રનો આદિથી અન્તસૂધી જીભવડે પ્રકાશ કરવાની મારામાં કશી શક્તિ નથી. ॥ ૩ ॥

पै विंशति इतिहास, प्रियादास नाभा कथित ॥
सत मुख कछुक प्रकाश, तौन रीति वर्णन करौं ॥ ४ ॥

**અર્થ.**—પરંતુ પ્રિયાદાસ અને નાભાજી એઓએ કહેલા વીશ ઇતિહાસોને મેળવી, હું તુલસીદાસના જીવનચરિત્રનો તે જ રીતિથી સજ્જનોની આગળ કાંઈક પ્રકાશ કરૂં છું.॥૪

चौ० राजापुर यमुनाके तीरा । तुलसी तहां बसै मतिधीरा ॥
पंडित सकल शास्त्र विज्ञाता । विद्यामें विश्वास अघाता ॥ १ ॥
भा विवाह आई जब नारी । तासों अतिशय नेह पसारी ॥
आयो तियहि लेवावन भाई । करी न तुलसी तियहि बिदाई ॥ २ ॥
नैहरहित तिरिया बिरुझानी । तदपि न कह्यो तासु कछु मानी ॥
आप गये कछु काज बजारा । तब भाई लै भगिनी सिधारा ॥ ३ ॥

आयो पुनि तुलसी जब गेहू । विकल भये तिय विन वश नेहू ॥
वर्षन लगो मेह अधराता । बाढ्यो यमुन प्रवाह अघाता ॥ ४ ॥
भै विभावरी भूरि अंधेरी । करहु पसारे परत न हेरी ॥
अर्द्धरात्रि तेहि काम सतायो । चल्यो श्वशुर गृह तिह मन लायो ॥ ५ ॥
बढ्यो यमुन कर बडो प्रवाहा । पैरि पर्‍यो नहिं भै उरमाहा ॥
अर्ध निशा गो श्वशुर दुवारा । लगे रहैं चहुं ओर किंवारा ॥ ६ ॥

**અર્થ.**—યમુનાજીના કિનારાપર રાજાપુર નામનું પુર છે, ત્યાં ધીર બુદ્ધિવાળા તુલસીદાસ રહેતા હતા. એ તુલસીદાસ પંડિત, સઘળા શાસ્ત્રોને જાણનારા અને વિદ્યામાં અઘાત વિશ્વાસવાળા હતા. ॥૧॥ એમનો જ્યારે વિવાહ થયો ત્યારે તેમને પોતાની સ્ત્રીસાથે અત્યંત સ્નેહ થયો. જ્યારે સાળો તેડવા આવ્યો ત્યારે તુલસીદાસજીએ પોતાની સ્ત્રીને મોકલી નહીં. ॥ ૨ ॥ સ્ત્રીએ પિયર જવાને માટે ઘણો હઠ કર્યો, પણ તુલસીદાસજીએ તેનું કહ્યું કશું માન્યું નહીં. પછી તુલસીદાસજી કોઈ કામને માટે બજારમાં ગયા ત્યારે તેમનો સાળો પોતાની બેનને સાથે લઇને ચાલી નીકળ્યો. ॥ ૩ ॥ તુલસીદાસજી ઘેર આવ્યા ત્યારે ત્યાં પોતાની સ્ત્રી નહીં જોવામાં આવતાં, સ્નેહને વશ થઈ અત્યંત વ્યાકુળ થયા. શોક કરતાં કરતાં તેઓને અધરાત થઈ. આ સમયમાં મેઘ વરસવા લાગ્યો અને યમુનાજીમાં પૂર આવ્યું. ॥ ૪ ॥ રાત એવી અન્ધારી થઈ કે, તેમાં હાથ લાંબો કર્યો પણ દેખાય નહીં. અધરાતના સમયમાં કામદેવ બહુ જ સંતાપવા લાગવાથી તુલસીદાસજી સ્ત્રીમાં ચિત્ત લગાવીને સસરાને ઘેર જવા નીકળ્યા. ॥ ૫ ॥ યમુના ભરપૂર વહ્યાં જતાં હતાં, તેમાં ચિત્તની અન્દર કશો ભય નહીં ધરતાં કૂદી પડ્યા અને એ રીતે યમુનાને તરીને અધરાત નમતાં સસરાને ઘેર જઈ પહોંચ્યા. ત્યાં ચોમેર કમાડો બંધ જોવામાં આવ્યાં. ॥ ૬ ॥

दो० गयो पछीती चढनाहित, झूलत रहै भुजंग ॥
ताहि पकरि ऊपर गयो, रंग्यो कामके रंग ॥ २ ॥

**અર્થ.**—કામદેવથી અન્ધ થયેલા તુલસીદાસજી પાછળની દીવાલપર એક સર્પ લટકતો હતો, તેને દોરી સમજી પૂછડું પકડીને ઉપર ચઢી ગયા. ॥ ૨ ॥

चो० जाय नारि ढिग दियो जगाई । प्रथमैं रही नारि चौआई ॥
चीन्हि बहुरि शंका अति कीन्ही । गिरा बाण सम सो हनि दीन्ही ॥ १ ॥
धिग धिग धिग तोहिं प्राणपियारे । चाम हाड अति निरस हमारे ॥
ऐसो मन जो लागत रामै । तौ सुधरत तिहरे सब कामै ॥ २ ॥
नारि वैन शर सम उर लागे । पूरव सकल पुण्य फल जागे ॥
तुलसिदास कह मानि गलानी । है सति है सति तिय तुव वानी ॥ ३ ॥
बहुरे तुरत मूककी नाईं । गे काशी तजि भवन गोसाईं ॥
विनती किय विश्वेश्वर पाहीं । रामभक्ति दीजै मोहिं काहीं ॥ ४ ॥

शूकर क्षेत्र गयो पुनि सोई । गुरु कियो तहं अति मुद मोई ॥
गुरुको अति सेवन तहं ठायो । रामायण अध्यात्महि पायो ॥ ५ ॥
तुलसिदास आये पुनि काशी । भे अनन्य रघुनाथ उपासी ॥
भजन करत बीत्यो बहु काला । भे प्रसन्न तापर शशिभाला ॥ ६ ॥

**અર્થ.**—તુલસીદાસજીએ ઉપર ચઢી સ્ત્રીની પાસે જઈ, સ્ત્રીને જગાડી. ત્યાં સ્ત્રી પ્રથમ તો ચોંકી ગઈ, પણ ઓળખી કહાડી અત્યંત શંકા લાવીને બાણ સમાન વાણી બોલી કે, ॥ ૧ ॥ "હે પ્રાણપ્રિય! તમને ધિક્કાર છે, ધિક્કાર છે. તમે હાડકાંઓથી તથા ચામડાંઓથી બનેલા આ મારા નીરસ શરીરમાં જેવું મન લગાવ્યું છે, તેવું જો રામમાં લગાવ્યું હોત તો તમારાં સઘળાં કામ બની જાત." ॥ ૨ ॥ તુલસીદાસજીને સ્ત્રીનાં વચનો હૃદયમાં બાણો જેવાં લાગ્યાં અને પૂર્વજન્મોનાં સઘળાં પુણ્યફલો જાગૃત થયાં; તેથી હૃદયમાં ગ્લાનિ માનીને તુલસીદાસજી બોલ્યા કે, "હે સ્ત્રી! તારી વાણી સત્ય છે, સત્ય છે." ॥ ૩ ॥ એટલું બોલી પછી મૂંગાની પેઠે જ ત્યાંથી ચાલી નીકળી, ઘર છોડી દઇને કાશી ગયા. ત્યાં જઈ વિશ્વનાથ પાસે વિનતિ કરી કે, 'હે નાથ! મને રામભક્તિ આપો.' ॥ ૪ ॥ ત્યાંથી તેમણે વરાહક્ષેત્રમાં જઈને પરમ પ્રેમથી એક બ્રાહ્મણને ગુરુ સ્થાપ્યો અને તે ગુરુનું અત્યંત સેવન કરીને અધ્યાત્મરામાયણનો અભ્યાસ કર્યો. ॥ ૫ ॥ ફરી ત્યાંથી કાશીમાં આવ્યા અને ત્યાં રામચંદ્રજીના અનન્ય ભક્ત થયા. ભજન કરતાં ઘણો કાળ વીત્યો ત્યારે સદાશિવ તેમના ઉપર પ્રસન્ન થયા. ॥ ૬ ॥

दो० रामायण जहं होय तहं, सुननहेतु नित जाय ॥
कथा समापत ह्वै गये, तहां न पुनि ठहराय ॥ ३ ॥

**અર્થ.**—કાશીમાં જ્યાં જ્યાં રામકથા ચાલતી હતી, ત્યાં ત્યાં સાંભળવાને માટે નિત્ય જવા લાગ્યા અને કથા સમાપ્ત થાય ત્યારે ત્યાં નહીં ઠરતાં પાછા પોતાના સ્થાનપર આવતા હતા. ॥ ૩ ॥

चो० बहिर्भूमिहित दूरिहि जाहिं । लिये कमंडलु यक कर माहिं ॥
शौच क्रिया कर बचे जो नीरा । बदरी तरु डारैं मति धीरा ॥ १ ॥
रहै एक तहं प्रेत पुरानै । अशुचि नीर लहि सो सुख मानै ॥
यहि बिधि बीति गयो कछु काला । यक दिन बोल्यो प्रेत कराला ॥ २ ॥
तोपर अहौं प्रसन्न गोसांई । मांगै सब अपनी मन भाई ॥
तब सुनि तुलसिदास कह बानी । अहौ कौन तुम परे न जानी ॥ ३ ॥
सो भाष्यो जानहु मोहिं प्रेता । यहि बदरी तरु मोर निकेता ॥
यहि पर जौन सलिल तुम डार्‍यो । मैं निज सेवा ताहि विचार्‍यो ॥ ४ ॥
तुलसीदास कहा तुम प्रेता । प्रेत कहा मनुजन कहं देता ॥
जानन चहौ जो मम मन केरी । तौ सुनिये मैं कहौं निवेरी ॥ ५ ॥

जो रघुवीर दरश मैं पाऊं । जियत प्रयंत तोर यश गाऊं ॥
और कछू मेरे नहिं आसा । कह्यो प्रेत तब भरो हुलासा ॥ ६ ॥

**અર્થ.**—શૌચક્રિયા કરવાને માટે હાથમાં કમંડલ લઇને બહુ દૂર જતા હતા અને શૌચ ક્રિયા કર્યા પછી જે જળ બચે, તે જળ નિત્ય એક બોરડીના થડ ઉપર નાંખી દેતા હતા. ॥ ૧ ॥ એ ઝાડમાં એક જૂનો પ્રેત રહેતો હતો. તેને અપવિત્ર જળથી મોટું સુખ પ્રાપ્ત થતું હતું. આ પ્રમાણે કેટલોક સમય વીતતાં એક દીવસે એ વિકરાળ પ્રેત બોલ્યો કે, "ગુસાંઇજી! હું તમારી ઉપર પ્રસન્ન થયો છું, માટે જે કાંઈ મનોવાંછિત હોય તે માગી લિયો." એ સાંભળી તુલસીદાસજી બોલ્યા કે, "અહો તું કોણ છે, એ જાણવામાં આવતું નથી. ॥૩॥ માટે પ્રથમ તો તે વાત કર." પ્રેત બોલ્યો કે, "હું પ્રેત છું. આ બોરડીનું ઝાડ મારું સ્થાનક છે. તમે આ ઝાડ ઉપર જે જળ નાંખ્યું, તેથી મારી સેવા કરી છે એમ ધારું છું." ॥ ૪ ॥ તુલસીદાસજી બોલ્યા કે, જે પ્રેત હોય, તે માણુસોને શું આપી શકે? જો મારા મનની ઉત્કંઠા જાણવા માગતો હો તો તને તે ખુલ્લી રીતે કહું છું. ॥ ૫ ॥ મને જો રામચંદ્રજીનાં દર્શન મળે તો પછી જીવતાંસૂધી તારા ગુણોને ગાયા કરું, બીજી કાંઈ પણ મને આશા નથી." એ સાંભળી પ્રેત પ્રસન્નતાથી બોલ્યો કે, ॥ ૬ ॥

**दो०** राम दरश करवायवो, मोर जोर कछु नाहिं ॥
पै सहाय हित कछु कहौं, यह उपाय तुम काहिं ॥ ४ ॥

**અર્થ.**—"ગુસાંઇજી! રામચંદ્રજીનાં દર્શન કરાવવાનું તો મારામાં કશું સામર્થ્ય નથી. પરન્તુ તમારી સહાયતા કરવાને માટે એક ઉપાય કહું છું. ॥ ૪ ॥

**चो०** जहं रामायण सुनन सिधारो । सबके पाछे जाहि निहारो ॥
अति निरधनी दुखी अति दीना । पूरित रोग नयनते हीना ॥ १ ॥
उठै सकल श्रोतनके पाछे । मंद चलत चिरकुट कटि काछे ॥
सो है सांचो पवनकुमारा । तेहि रामायण सुनन अधारा ॥ २ ॥
नेम पवनसुत अस नित धरहीं । श्रवण सदा रामायण करहीं ॥
मिलैं तुम्हें कौनहू उपाई । राम दरशकी करैं सहाई ॥ ३ ॥
प्रेतवचन सुनि तुलसीदासा । उरमें उमंग्यो अमित हुलासा ॥
ताहि गुरु गुनिभवन सिधारे । कथा सुनन हित तुरत पधारे ॥ ४ ॥
कथा सुनत तहं लख्यो प्रवीना । अतिकुरूप तनु छाम मलीना ॥
दूरी बैठो आंधरऐसो । नयनो लख्यो प्रेतकहं जैसो ॥ ५ ॥
ह्वै गै कथा समापत जबहीं । श्रोता चले भवनकहं तबहीं ॥
रहे वार कछु बैठ गोसांई । चल्यो पवनसुत जडकीनाई ॥ ६ ॥

**અર્થ.**—તમે જે સ્થળમાં રામાયણ કથા સાંભળવા જાઓ છો, ત્યાં સર્વની પછવાડે જે અત્યંત નિર્ધન, દુ:ખી, રોગોથી વ્યાપ્ત અને દુ:ખતી આંખોવાળો જે જણ બેસે છે,

તેને જોજો. ॥ ૧ ॥ એ સર્વ શ્રોતાઓ ઉઠી ગયા પછી ઉઠે છે, મંદ મંદ ચાલે છે અને કમરપર દુપટ્ટો બાંધે છે. એના જેવો બીજો કોઈ નથી, પણ સાક્ષાત્ હનુમાનજી છે. એમને રામાયણ સાંભળવા ઉપર પરમ પ્રેમ છે અને રામાયણ સાંભળવાનો નિત્ય નિયમ છે. ॥ ૨ ॥ એ હનુમાનજી જો તમને કોઈ ઉપાયથી મળશે તો તે તમને રામચંદ્રજીનાં દર્શન કરાવી દેશે." ॥ ૩ ॥ પ્રેતનાં વચનો સાંભળી તુલસીદાસજી તુરત પોતાના આસનપર જઇને ત્યાંથી તુરત જ કથા શ્રવણ કરવા ગયા. ॥ ૪ ॥ ત્યાં પ્રેતે જેવો કહ્યો હતો, તેવો જ અત્યંત કરૂપડો, દુબળો, મેલો અને આંધળા જેવો એક જણ દૂર પ્રદેશમાં કથા સાંભળવા બેઠેલો જોવામાં આવ્યો. ॥ ૫ ॥ કથા સમાપ્ત થતાં સઘળા શ્રોતાઓ પોતપોતાને ઘેર ગયા; પણ તુલસીદાસજી થોડીકવાર ત્યાં બેઠા રહ્યા. તેટલીવારમાં પેલો જણ જડની પેઠે ત્યાંથી ઉઠીને ચાલવા લાગ્યો. ॥ ૬ ॥

दो० तुलसिदास एकांत लहि, दौरि गह्यो पद जाय ॥
छोंडु छोंडु मोहिं मति छुवै, सो अस कह्यो सुनाय ॥ ५ ॥

**અર્થ.**—તુલસીદાસજીએ એકાંત જોઇને તેનાં ચરણો પકડી લીધાં. ત્યારે તે બોલ્યો કે, "છોડી દે, છોડી દે, મારો સ્પર્શ નહીં કર." ॥ ૫ ॥

चो० तुलसी कह्यो छुटन ना पैहौ । लैहौं प्राण दरशकी दैहौ ॥
कियो छोडावन विविध उपाई । चपरि गह्यो तुलसी बरियाई ॥ १ ॥
भे प्रसन्न तब पवनकुमारा । मांगु मांगु अस वचन उचारा ॥
तुलसिदास कह रूप देखावहु । मेरे शीश पाणि निज लावहु ॥ २ ॥
मेरे और कछू नहिं आसा । होन चहौं रघुपतिकर दासा ॥
रामदरश मोहिं देहु कराई । तुम समर्थ सब विधि कपिराई ॥ ३ ॥
तब मारुत निजरूप दिखायो । तुलसिदास कह वचन सुनायो ॥
चित्रकूट कह चलहु प्रवीना । पैहौ राम दरश सुखभीना ॥ ४ ॥
अस कहि कपि निजरूप दीखायो । तुलसिदास निज आश्रम आयो ॥
कछु दिनमें मन महं अस भयऊ । अबै न शिव दरशन ह्वै गयऊ ॥ ५ ॥
गयो विश्वेश्वरनाथ मंदिरै । लखन रूप चह चूडचंदिरै ॥
पै नहिं दरशन दियो पुरारी । तुलसिदास तजि आश सिधारी ॥ ६ ॥

**અર્થ.**—તુલસીદાસજી બોલ્યા કે, "હવે તમે છૂટી જવા પામશો નહીં. મારાં પ્રાણ લિયો અથવા દર્શન આપો." હનુમાનજીએ છૂટા થવાના ઘણા ઉપાયો કર્યા, પણ તુલસીદાસજી તો દૃઢપણાથી તેમને વળગી જ રહ્યા. ॥ ૧ ॥ આ સમયમાં હનુમાનજીએ પ્રસન્ન થઇને તેમને કહ્યું કે, "માગો, માગો." તુલસીદાસજીએ કહ્યું કે, "મને આપનું રૂપ દેખાડો અને મારા માથાપર આપનો હાથ ધરો. ॥ ૨ ॥ હું રામચંદ્રજીનો દાસ થવા ઈચ્છું છું. ॥ ૨ ॥ એ ઉપરાંત મને કશી આશા નથી. હે કપિરાજ! તમે સર્વ પ્રકારથી સમર્થ છો, માટે મને રામચંદ્રજીનાં દર્શન કરાવો." ॥ ૩ ॥ આ સાંભળી હનુમાનજીએ પોતાનું રૂપ દેખાડીને તુલસીદાસજીને કહ્યું કે, "હે પ્રવીણ! તમે ચિત્રકટમાં

ચાલો. ત્યાં તમને રામચંદ્રજીનું સુખમય દર્શન પ્રાપ્ત થશે." ॥ ૪ ॥ એટલું કહીને હનુમાનજીએ પોતાનું રૂપ છૂપાવી દીધું (અંતર્હિત થઈ ગયા) અને તુલસીદાસજી પોતાના સ્થાનપર આવ્યા. થોડા દિવસમાં 'હજી મને સદાશિવનું દર્શન પ્રાપ્ત થયું નથી, માટે તે મેળવવું જોઇએ' ॥ ૫ ॥ એમ ધારીને તુલસીદાસજી ત્યાંથી ચાલી નીકળ્યા. ॥ ૬ ॥

**दो०** चित्रकूट कहं चढ चल्यो, पुरके बाहिर आई ॥
मिल्यो एक महिसुर तहां, बोल्यो वचन बुलाई ॥ ६ ॥

**અર્થ.**—ચિત્રકૂટ જવાનો ઉદ્દેશ ધરી કાશીમાંથી બહાર નીકળ્યા, તે સમયમાં તેમને એક બ્રાહ્મણ સામે મળ્યો. એ બ્રાહ્મણે બોલાવીને વચન કહ્યું કે, ॥ ૬ ॥

**चो०** काशी छोडि अनत मति जाहू । इतते गये न तोर निवाहू ॥
तुलसिदास कह किय सेवकाई । भे प्रसन्न नहिं शंभु गोसाई ॥ १ ॥
सो कह सत्य शंभु मैं अहहूं । काशी छोडि अनत नहिं रहहूं ॥
अस कहि हर निज रूप दिखायो । तुलसिदास चरणन शिर नायो ॥ २ ॥
बहुरि वचन बोल्यो कृतिवासा । चित्रकूट चलु तुलसीदासा ॥
कह्यो पवनसुत है सत सोई । रामदरश पैहै मुद मोई ॥ ३ ॥
रचिहै रामायण सुख श्रेणी । अधम उधारन यथा त्रिवेणी ॥
तुलसिदास तब भयो निहाला । चल्यो चित्रकूटहि तेहि काला ॥ ४ ॥
शंकर अपनो रूप छिपायो । तुलसी चित्रकूट कहं आयो ॥
फटिक शिला पर बैठे जाई । राम लषण लालसा बढाई ॥ ५ ॥
ताही समय तुरंग सवारे । कढे शिकारी द्वै धनु डारे ॥
रपटत मृगन शरन कहं मारे । हरित वसन सुंदर तनु धारे ॥ ६ ॥

**અર્થ.**—કાશી છોડીને બીજા સ્થાનમાં નહીં જાઓ. બીજા સ્થાનમાં જવાથી તમારો નિર્વાહ નહીં થાય." તુલસીદાસજી બોલ્યા કે, "મેં સદાશિવની સેવા કરી, પણ સદાશિવ મને પ્રસન્ન થયા નહીં, તેથી અહીંથી જાઉં છું." ॥ ૧ ॥ બ્રાહ્મણ બોલ્યો કે, "હું જ સદાશિવ છું અને કાશી છોડીને બીજા સ્થાનમાં રહેતો નથી." એમ કહી તેમણે પોતાના સ્વરૂપનું દર્શન આપતાં તુલસીદાસજીએ તેમનાં ચરણોમાં માથું નમાવ્યું. ॥ ૨ ॥ સદાશિવ બોલ્યા કે, "તમે ચિત્રકૂટમાં જાઓ. હનુમાનજીએ જે કહ્યું છે, તે સત્ય થશે. તમને સુખસ્વરૂપી રામચંદ્રજીનું દર્શન પ્રાપ્ત થશે. ॥ ૩ ॥ તમે ત્રિવેણીની પેઠે જ અધમોને ઉદ્ધાર કરનારી રામાયણ રચશો." આ સાંભળી તુલસીદાસજી નીહાલ થયા. સદાશિવે પોતાનું સ્વરૂપ છૂપાવી દીધું અને તુલસીદાસજી તુરત જ ચિત્રકૂટ તરફ ચાલ્યા. ॥ ૪ ॥ ચિત્રકૂટમાં જઈ રામલક્ષ્મણનાં દર્શનની દૃઢ ઈચ્છાથી સ્ફટિક શિલા ઉપર બેઠા. ॥ ૫ ॥ ત્યાં તેમને તુરત જ ઘોડાઓ ઉપર બેઠેલા, હસ્તોમાં ધનુષબાણવાળા

મૃગોની પછવાડે દોડી દોડીને બાણો મારતા, હરિત વસ્ત્રોવાળા અને અતિ સુંદર સ્વરૂપવાળા એ શિકારીઓ જોવામાં આવ્યા. ॥ ૬ ॥

**दो०** जानि शिकारी भूप सुत, राम राम कहि बैन ॥
तुलसिदास पछितायके, मूंहि लियो दोउ नैन ॥ ७ ॥

**અર્થ.**—તુલસીદાસજી એઓને કોઈ શિકારી રાજકુમારો જાણી, પસ્તાઈ, 'રામ રામ' બોલીને બન્ને નેત્રો વીંચી ગયા. ॥ ૭ ॥

**चो०** निकसि गये जब युगल सवारा । आय कह्यो तब पवनकुमारा ॥
प्रभु दरशन पायो की नाहीं । दोउ राम लषण ते आहीं ॥ १ ॥
तुलसिदास कह जानि शिकारी । हाय नयन मूंदे अविचारी ॥
अबै न पूर भई अभिलाषा । जैसो पवनतनय तुम भाषा ॥ २ ॥
तब हनुमान कह्यो अस बानी । रामघाट चलु कालिह विज्ञानी ॥
भोर भये तब तुलसीदासा । रामघाट गो भरो हुलासा ॥ ३ ॥
गारन लग्यो न्हाय तहं चंदन । आय गये दोउ दशरथ नंदन ॥
कह्यो देउ चंदन मोहिं बावा । तुलसिदास तब सहजहि गावा ॥ ४ ॥
चंदन देहुं चरचि अंगमांहीं । राम लषण तुमहो की नांहीं ॥
बालक कहे साधु जग जेते । राम लषणकी मूरति तेते ॥ ५ ॥
ले चंदन दोउ बाल सिधारे । पाछे पवनकुमार पधारे ॥
बोले वचन दरश तुम पाये । तुलसिदास यह दोहा गाये ॥ ६ ॥

**અર્થ.**—એ બન્ને સવારો નીકળી ગયા પછી હનુમાનજીએ ત્યાં આવીને કહ્યું કે, "તમને પ્રભુનું દર્શન પ્રાપ્ત થયું કે નહીં? એ બન્ને રામલક્ષ્મણ હતા." ॥ ૧ ॥ તુલસીદાસજી બોલ્યા કે, "હાય! હું તો અવિચારથી એઓને શિકારી જાણીને આંખો વીંચી ગયો હતો. હજી મારી અભિલાષા પૂરી થઈ નથી. આપે જે વચન આપ્યું હતું, તે પૂર્ણ કરો." ॥ ૨ ॥ હનુમાનજી બોલ્યા કે, "તમે રામઘાટ ઉપર જજો." પ્રાતઃકાળ થતાં જ તુલસીદાસજી આનન્દથી રામઘાટ ઉપર જઈ નાહીને ચન્દન ઘસવા લાગ્યા. ॥ ૩ ॥ ત્યાં બન્ને દશરથકુમાર બાળકોનો વેષ ધરીને આવ્યા અને બોલ્યા કે, "બાબા! અમોને ચન્દન આપો." તુલસીદાસજી બોલ્યા કે, "હું જ તમારાં શરીરોપર ચન્દન લગાવી દઉં છું. તમો રામલક્ષ્મણ છો કે નહીં?" ॥ ૫ ॥ બાળકો બોલ્યા કે, "જગતમાં જે જે સાધુજનો છે, તેઓ સઘળા રામલક્ષ્મણની મૂર્તિરૂપ જ છે." ચન્દન લઈને એ બાળકો ગયા પછી હનુમાનજીએ ત્યાં આવીને 'તમને રામલક્ષ્મણનું દર્શન મળ્યું કે નહીં' એમ પૂછતાં તુલસીદાસજી દોહો બોલ્યા કે, ॥ ૬ ॥

**दो०** चित्रकूटके घाटमें, भइ साधुनकी भीर ॥
तुलसिदास चंदन घसैं, तिलक करैं रघुवीर ॥ ८ ॥

**અર્થ.**—"ચિત્રકૂટના ઘાટ ઉપર સાધુઓની ભીડ જામી હતી, તેમાં તુલસીદાસ ચંદન ઘસતા હતા અને રામલક્ષ્મણ તિલક કરતા હતા." ॥ ૮ ॥

बहुरि कह्यो कर जोरिकै, सुनिये पवनकुमार ॥
देखौं चारौं बंधुको, सहित राज संभार ॥ ९ ॥

**અર્થ.**—વળી હાથ જોડીને તુલસીદાસજીએ વિજ્ઞપ્તિ કરી કે, "હે પવનકુમાર! સાંભળો. રાજસમાજસહિત ચારે ભાઈઓનું દર્શન કરવા ઈચ્છું છું." ॥ ૯ ॥

ચો॰ पवन तनय कह कलियुगमाहीं । अस दरशन होते कछुं नाहीं ॥
तुलसिदास कह कृपा तिहारी । मोहिं न अचरज परत निहारी ॥ १ ॥
कह कपीश कामदा सिधारी । बैठहु कालिह राम उर धारी ॥
अस कहि कहि अंतर्हित भयऊ । भोर होत तुलसी तहं गयऊ ॥ २ ॥
बैठ्यो युगल पहर परयंता । आयो दरश देन सियकंता ॥
धनद दिशा रहि धूरि सुपूरी । भो प्रकाश दश आसहु भूरी ॥ ३ ॥
अगणित मत्त मतंग तुरंगा । सो तहं विविध भांति रथ संगा ॥
बोलत बहु नकीब गण सोरा । याको कोशल कंत किशोरा ॥ ४ ॥
रथ सवार प्रभु चारिहु भाई । करत पवनसुत पद सेवकाई ॥
तुलसिदास तब आरति साजा । लख्यो नयन भरि रघुकुल राजा ॥ ५ ॥
दै परदक्षिण विहवल भयऊ । रघुपति कर पंकज शिर दयऊ ॥
यहि विधि प्रगट दरश तब पायो । औरनको नहिं भेद लखायो ॥ ६ ॥

**અર્થ.**—હનુમાનજી બોલ્યા કે, "આ કળિયુગમાં એવાં દર્શન કોઈને પણ પ્રાપ્ત થતાં નથી." તુલસીદાસજી બોલ્યા કે, "તમારી કૃપાથી મને એવાં દર્શન મળે, તો પણ તેમાં કશું આશ્ચર્ય નથી." ॥ ૧ ॥ હનુમાનજી બોલ્યા કે, "તમે કામદા નામના સ્થાનપર જઈ હૃદયમાં રામચંદ્રજીનું ધ્યાન ધરીને બેસજો." એટલું કહી હનુમાનજી અંતર્હિત થઈ ગયા અને તુલસીદાસજી પ્રાતઃકાળ થતાં જ તે સ્થળમાં જઈ રામચંદ્રજીનું ધ્યાન ધરીને બે પ્રહરસૂધી બેઠા રહ્યા. આ સમયમાં રામચંદ્રજી દર્શન દેવા પધાર્યા. ઉત્તર દિશામાં પ્રથમ ધૂળ ઉડતી જોવામાં આવી. ॥ ૨ ॥ ૩ ॥ પછી દશે દિશાઓમાં પ્રકાશ થઈ ગયો. પછી અગણિત મદોન્મત્ત હાથીઓ, ઘોડાઓ તથા વિવિધ પ્રકારના રથો જોવામાં આવ્યા. અનેક નકીબોના મોહોડાંઓથી 'જય જય કોશલપતિ' એવા શબ્દોના ઉચ્ચારો કાને પડવા લાગ્યા. ॥ ૪ ॥ રથમાં બીરાજેલા ચારે ભાઈઓ ત્યાં આવ્યા. હનુમાનજી એઓનાં ચરણની સેવા કરતા હતા. આ જોઈ તુલસીદાસજીએ આરતી ઉતારી નેત્રો ભરીને રઘુકુલરાજનાં દર્શન કર્યાં અને પ્રદક્ષિણા કરી. ॥ ૫ ॥ તુલસીદાસજી પ્રદક્ષિણા કરીને વિહ્વળ થઈ જતાં રામચન્દ્રજીએ તેમના મસ્તકપર હાથ ધર્યો. આ પ્રમાણે તુલસીદાસજીને પ્રભુનાં દર્શન મળ્યાં, પણ એ વાત બીજા કોઈના જાણવામાં આવી નહીં. ॥ ૬ ॥

**दो०** यहि विधि तुलसीदास प्रभु, श्रीहनुमान सहाय ॥
रामदरश पायो प्रगट, रह्यो सुयश जग छाय ॥ १० ॥

**અર્થ.**—આ પ્રમાણે શ્રીહનુમાનજીની સહાયતાથી રામચન્દ્રજીનું પ્રકટ દર્શન મળતાં તુલસીદાસજીની સુકીર્તિ જગતમાં ફેલાઈ ગઈ. ॥ ૧૦ ॥

राम उपासक अति अमल, नाशक जग जन त्रास ॥
हिये हुलासी वास किय, काशी तुलसीदास ॥ ११ ॥

**અર્થ.**—રામચન્દ્રજીના ઉપાસક, અત્યન્ત નિર્મળ અને જગતના ત્રાસને નષ્ટ કરનારા તુલસીદાસજીએ ચિત્રકૂટમાંથી કાશીમાં આવી નિવાસ કર્યો. ॥ ૧૧ ॥

प्रगट्यो महामहत्व तहं, जुरै रोज जनभीर ॥
पर्‍यो रहै चरणन नृपति, आवैं बुध मतिधीर ॥ १२ ॥

**અર્થ.**—કાશીમાં તુલસીદાસજીનો મોટો મહિમા પ્રકટ થયો. નિત્ય તેમની પાસે લોકોની ભીડ જામેલી જ રહેવા લાગી. રાજાઓ પણ ચરણોમાં પડ્યા રહેવા લાગ્યા અને ઘણા ઘણા ધીર પંડિતો પણ સમાગમને માટે આવવા લાગ્યા. ॥ ૧૨ ॥

**चो०** कछु दिन किय काशीमहं वासा । गये अवधपुर तुलसीदासा ॥
तहं अनेक कीन्हो सतसंगा । निशिदिन रंगे रामरतिरंगा ॥ १ ॥
सुखद रामनौमी जब आई । चैतमास अति आनंद पाई ॥
संवत सोरहसै इकतीशा । सादर सुमिरि भानुकुल ईशा ॥ २ ॥
वासर भौम सुखित चितचायन । किय अरंभ तुलसी रामायन ॥
बालकांड तहं पूरण करिकै । आये पुनि काशी सुख भरिकै ॥ ३ ॥
विनय आदि गीतावलि ग्रंथा । रचे रुचिर सूचक युत पंथा ॥
वाराणसी वस्यो सुख छायो । एक प्रबल पंडित तब आयो ॥ ४ ॥
काशी जीतनको मत कीन्हे । बजवावत दुंदुभी प्रवीने ॥
काशिराज तब सभा बुलायो । सब पंडितन समाज करायो ॥ ५ ॥
तब जो काशी जीतन आयो । सो पंडित अस वचन सुनायो ॥
एक मुख्य सबमें करि दीजै । हारजीत ताके शिरकीजै ॥ ६ ॥

**અર્થ.**—તુલસીદાસજી એ પ્રમાણે કેટલાક દિવસોસૂધી કાશીમાં રહીને પછી અયોધ્યામાં ગયા. ત્યાં અનેક સત્સંગો કરવા લાગ્યા અને રાતદિવસ રામચંદ્રજીના પ્રેમરંગમાં રંગાઇને રહેવા લાગ્યા. ॥ ૧ ॥ જ્યારે સંવત ૧૬૩૧ ના ચૈત્ર માસમાં રામનવમી અને ભોમવાર આવ્યાં, ત્યારે તે દિવસે તુલસીદાસજીએ આનન્દ પામી રામચંદ્રજીનું સ્મરણ કરી રામાયણ રચવાનો પ્રારંભ કર્યો. અયોધ્યામાં જ બાલકાંડ પૂરો કરીને તુલસીદાસ પાછા આનન્દપૂર્વક કાશીમાં આવ્યા. ॥ ૨ ॥ ૩ ॥ ત્યાં આવી ઉત્તમ માર્ગને જણાવનારા વિનયપત્રિકા તથા ગીતાવલિ આદિ સુંદર ગ્રંથો પણ રચ્યા. આ પ્રમાણે

તુલસીદાસજી સુખથી ભરપૂર થઈ કાશીમાં રહ્યા હતા. તેવામાં એક પ્રબળ પંડિત કાશીમાં આવ્યો.॥૪॥ એ પંડિતે કાશીમાં આવી કાશીના પંડિતોને જિતી લેવાની ઈચ્છાથી દુન્દુભિ વગડાવતાં કાશિરાજે સભા એકઠી કરી અને તેમાં પંડિતોને બોલાવ્યા. ॥ ૫ ॥ જે પંડિત કાશીને જિતવા આવ્યો હતો, તેણે સર્વ પંડિતોને કહ્યું કે, "આ સભામાં એક મુખ્ય મધ્યસ્થ સ્થાપો, કે જેના કહેવા ઉપર હારજિતનો આધાર રહે. ॥ ૬ ॥

**दो०** **पंडितको अस बैन सुनि, काशीवासी विप्र ॥**
**मानि महाभ्रम चित्तमें, कहे वचन अति छिप्र ॥ १३ ॥**

**અર્થ.**—પંડિતનાં એ વચનો સાંભળી સઘળા કાશીવાસી પંડિતો ચિત્તમાં મોટો ભ્રમ પામીને તુરત બોલ્યા કે, ॥ ૧૩ ॥

**चो०** **उत्तर देब कालिह यहिकेरो । अस कहि गे द्विज निजनिज डेरो ॥**
**कियो ध्यान विश्वेश्वर अयना । मर्यादा तुव हाथ त्रिनयना ॥ १ ॥**
**राति स्वप्न शंकर अस भाषो । तुलसी शीश अजय जय रापो ॥**
**पंडित मुदित भूप गृह आये । सो पंडितसूं वचन सुनाये ॥ २ ॥**
**तुलसिदास सबमाहिं प्रधानो । जयहु पराजय तेहि शिर आनो ॥**
**भूप कह्यो किमि सकैं बुलाई । तुलसिदास गृह चलो सिधाई ॥ ३ ॥**
**यह कहि लै पंडितन समाजा । आयो तुलसिदास गृह राजा ॥**
**सबनि कियो सत्कार गोसांई । एक शिष्यको कह्यो बुलाई ॥ ४ ॥**
**ये तांबूल पांच लै जाहू । देहु मुदित पंडित सब काहू ॥**
**शिष्य तुरत तांबूलहि बांटा । बचे पांच केहु पर्‍यो न घाटा ॥ ५ ॥**
**यह प्रभुता लखि पंडित सोई । बाद करनकी आश्रय खोई ॥**
**तुलसिदास पंडितहि बुलाई । दै रामायण कह्यो बुझाई ॥ ६ ॥**

**અર્થ.**—"આ વાતનો ઉત્તર આવતી કાલે દેશું." એમ કહી તે સર્વે પંડિતો પોતપોતાને ઘેર જઈ સદાશિવનું ધ્યાન કરી વિજ્ઞપ્તિ કરવા લાગ્યા કે, "હે ત્રિલોચન! હવે લજ્જા રાખવી તમારા હાથમાં છે." સદાશિવે રાતે સ્વપ્નમાં આવી તેને કહ્યું કે, "જયપરાજયની વ્યવસ્થા તુલસીદાસના હાથમાં રાખો." આથી પ્રસન્ન થયેલા પંડિતોએ દરબારમાં આવી કાશીરાજને તથા પેલા પંડિતને કહ્યું કે, ॥ ૨ ॥ "તુલસીદાસ સર્વમાં પ્રધાન છે, માટે જય પરાજય તેમના કહેવા ઉપર રાખવા." કાશીરાજ બોલ્યા કે, "અમે તુલસીદાસજીને અહીં શી રીતે બોલાવી શકીએ. માટે ચાલો તુલસીદાસજીને ઘેર જાઈએ." ॥ ૩ ॥ આમ બોલી સર્વ પંડિતોના સમાજને સાથે લઈ કાશિરાજ તુલસીદાસજીને ઘેર આવ્યા. તુલસીદાસજીએ સર્વનો સત્કાર કરી એક શિષ્યને બોલાવીને કહ્યું કે, ॥૪॥ "નાગર વેલીના પાંચ પાન લઇને સર્વ પંડિતોને વહેંચી આપ." શિષ્યે તુરત જ પાંચ પાન લઇને પંડિતોને વહેંચી આપ્યાં, તો પણ શિષ્યના હાથમાં એટલાં ને એટલે પાંચનાં પાંચ પાન બચ્યાં. ॥ ૫ ॥ આ પ્રભુતા જોઇને પેલા વિદેશી પંડિતે

વાદ કરવાની ઇચ્છા છોડી દીધી. પછી તુલસીદાસજીએ એ પંડિતને પાસે બોલાવી, તેના હાથમાં પોતાની કરેલી રામાયણ આપીને કહ્યું કે, ॥ ૬ ॥

**दो०** खंडन मंडन पक्ष जो, सो देखहु यहिमाहिं ॥
जो न होय तौ आइ इत, वाद करहु हम पाहिं ॥ १४ ॥

**અર્થ.**—"જે કાંઈ ખંડનમંડન પક્ષ હોય, તે આ પુસ્તકમાં જોઈ લીયો. જો આમાં ન મળે તો પછી આવીને અમારી સાથે વાદ કરજો." ॥ ૧૪ ॥

**चो०** पंडित रामायण लै लीन्हो । डेरा चलि अवलोकन कीन्हो ॥
सम्मत शास्त्रपुराणनकेरो । रामायण महं पंडित हेरो ॥ १ ॥
जौन पक्ष पंडित मन भयऊ । समाधान तेहि महं मिलिगयऊ ॥
जौन श्लोक वंदनामाहीं । ताकी हानि भई कछु नाहीं ॥ २ ॥

**અર્થ.**—પંડિતે રામાયણ લઈ પોતાના ઉતારાપર જઇને તેનું અવલોકન કર્યું. ત્યાં તેમાં જ સઘળાં શાસ્ત્રોનો તથા પુરાણોનો નિર્ણય જોવામાં આવ્યો. પંડિતને જે પક્ષમાં વિવાદ કરવાની ઇચ્છા હતી, તે પક્ષનું સમાધાન તેમાં જ મળી આવ્યું. ॥૧॥ રામાયણમાં સર્વ શાસ્ત્રોનો સાર છે, એમ જે પ્રથમ વંદનના શ્લોકમાં કહેવામાં આવ્યું છે, તેની કશી હાનિ થઈ નહિ, એટલે સઘળું તેમાં જ છે એ સિદ્ધ થયું. એ શ્લોક તથા તેનો અર્થ નીચે પ્રમાણે છે. ॥ ૨ ॥

**श्लोक**—नानापुराणनिगमागमसंततंयद्रामायणेनिगदितंक्वचिदन्यतोपि
स्वांतःसुखायतुलसीरघुनाथगाथाभाषानिबंधमतिमंजुलमातनोति ॥ १ ॥

**અર્થ.**—"રામાયણમાં જે કાંઈ કહ્યું છે તે સર્વને લઇને અને બીજા પણ રામકથા-સંબંધી ગ્રંથોમાં અનેક પુરાણોથી, વેદોથી તથા શાસ્ત્રોથી સંમતિ પામેલું જે કાંઈ છે, તેને પણ કોઈ કોઈ સ્થાનમાં લઇને તુલસીદાસ કેવળ પોતાના મનના સુખને માટે રામચન્દ્રજીની કથાના આ અતિસુંદર ભાષાત્મક નિબંધની રચનાનો પ્રારંભ કરે છે." ॥૧॥

**चो०** पंडित गृह परिकर्म्मा करऊ । तुलसिदास पद रज शिर धरऊ ॥
निज अपराधहि क्षमा करायो । सभामध्य यह श्लोक सुनायो ॥ ३ ॥

**અર્થ.**—પછી એ પંડિતે તુલસીદાસજીના ઘરને પ્રદક્ષિણા કરી, તુલસીદાસજીનાં ચરણોની રજને માથે ધરી અને પોતાના અપરાધની ક્ષમા માગીને સભામાં નીચેનો અર્થવાળો શ્લોક સંભળાવ્યો કે, ॥ ૩ ॥

**श्लोक**—आनंदकानने कोपि तुलसी जंगमस्तरुः ॥
यत्काव्यमंजरी भावाद्रामभ्रमरभूषिता ॥ २ ॥

**અર્થ.**—"આ આનંદના વનમાં (કાશીમાં) તુલસી કોઈ અપૂર્વ જંગમવૃક્ષ છે, કે જેની કાવ્યરૂપી મંજરી ભાવને લીધે સાક્ષાત્ રામચન્દ્રજીરૂપી ભ્રમરથી શોભી રહી છે." ॥ ૨ ॥

**चो०** तुलसी शिष्य भयो पुनि सोई । अरप्यो सकल वस्तु बहुतोई ॥
रामभक्तिको करि उपदेशा । गयो गर्व तजि कौशलदेशा ॥ ४ ॥

पुनि चेटकी एक तहं आयो । यक यक्षिणी सिद्धि करि ल्यायो ॥
तेहि बल सब थल नगर पुजायो । महामहत्व जननसों पायो ॥ ५ ॥
यक वैष्णव कोउ गयो सकामा । राख्यो सिद्ध ताहि निजधामा ॥
सिद्ध नारिसों भई मिताई । साधु गयो लै ताहि पराई ॥ ६ ॥

**અર્થ.**—પછી એ પંડિતે તુલસીદાસજીનો શિષ્ય થઈ પોતાની સઘળી વસ્તુઓ તેમને અર્પણ કરી દીધી. તુલસીદાસજીએ તેને રામભક્તિનો ઉપદેશ કર્યો. તે પછી એ પંડિત ગર્વ છોડી દઇને કોશલદેશમાં ચાલ્યો ગયો. ॥ ૪ ॥ વળી એક ચેટકી (ચાટક ચુટકીઓ) ત્યાં આવ્યો, કે જેણે યક્ષિણીના મંત્રને સિદ્ધ કર્યો હતો. એ મંત્રના બળથી તેની સઘળા નગરમાં પૂજા થઈ અને લોકો તરફથી તેને ઘણી મોટાઈ આપવામાં આવી. ॥ ૫ ॥ કોઈ સકામ વૈષ્ણવ સાધુ તે સિદ્ધની પાસે જતાં તેણે તેને પોતાને ઘેર રાખ્યો. એ સિદ્ધની સ્ત્રીની સાથે પેલા વૈષ્ણવને સ્નેહ થયો અને તેથી તે વૈષ્ણવ એ સ્ત્રીને લઇને ભાગી જ ગયો. ॥ ૬ ॥

दो० उठ्यो चेटकी भोर जब, लख्यो नारि नहिं धाम ॥
बोलि यक्षिणीको तुरत, कीन्हों कोप अछाम ॥ १५ ॥

**અર્થ.**—પેલો ચેટકી સિદ્ધ પ્રભાતમાં ઉઠ્યો ત્યારે પોતાની સ્ત્રી ઘરમાં જોવામાં નહીં આવતાં તેણે અપાર કોપ કરી યક્ષિણીને બોલાવીને કહ્યું કે, ॥ ૧૫ ॥

चो० यहि क्षण नगर भूप गहि ल्यावै । साधु नारिलै जान न पावै ॥
सुनि यक्षिणी तुरंतहि धाई । युतपर्यंक भूप गहि ल्याई ॥ १ ॥
कह्यो यक्षिणी भूपहि वैना । काशीमहं को साधु रहै ना ॥
तिलक धोवाय माल सब टोरी । धरि दीजै मम कुंड बटोरी ॥ २ ॥
जो अस करिहौ नरपति नाहीं । तौ जानौ घर यमपुरमाहीं ॥
नरपति कह्यो भवन पहुंचावहु । काल्हिहिते निज हुकुम करावहु ॥ ३ ॥
तुरत भवन भूपहि पठवायो । भोर भूप शासन प्रगटायो ॥
साधुन गल कंठी सब टोरी । धोय तिलक करिकै बरजोरी ॥ ४ ॥
सिद्ध कुंड दीजै पहुंचाई । और बात नहिं बनै बनाई ॥
यह सुनि नृप दल कियो तयारी । धोवन लगे तिलक लै वारी ॥ ५ ॥
तोरि तोरि कंठी बहुतेरी । भऱ्यो सिद्धके कुंडहि ढेरी ॥
हाहाकार मच्यो सब काशी । भये संत सब जीव निराशी ॥ ६ ॥

**અર્થ.**—"આ ક્ષણમાં જ નગરના રાજાને પકડી લાવ કે, જેથી પેલો સાધુ મારી સ્ત્રીને લઈ જવા ન પામે." સાંભળતાં જ યક્ષિણી દોડી, રાજાને પલંગ સહિત ઉઠાવી લાવી. ॥ ૧ ॥ યક્ષિણીએ રાતે રાજાને કહ્યું કે, "કાશીમાં કોઈ સાધુ રહેવા ન પામે એમ કર અને સર્વ સાધુઓનાં તિલકો ધોવરાવી નાંખ તથા માળાઓ તોડાવીને મારા કુંડમાં ફેંકી

દેવરાવ. ॥ ૨ ॥ જો આ પ્રમાણે તું નહીં કરે તો તારે યમપુરીમાં જવું પડશે." "મને મારે ઘેર પહોંચાડી દે તો હું કાળથી જ તેવા હુકમ કરી દઊં." ॥ ૩ ॥ એમ રાજાએ વિનતિ કરતાં તેને તુરત ઘેર પહોંચાડી દીધો. પ્રભાતમાં રાજાએ પોતાના સૈન્યને હુકમ આપ્યો કે, "બળાત્કારથી સાધુઓનાં તિલકો ધોઈ નાંખી તેઓનાં ગળાઓમાં બાંધેલી કંઠીઓને તોડીને ॥ ૪ ॥ સિદ્ધકુંડમાં પહોંચાડી દો. આ હુકમથી વિરુદ્ધ કશી વાત બને એમ નથી." હુકમ થતાં જ રાજાની સેના શહેરમાં ચાલી, તે સર્વ સાધુઓનાં તિલકોને પાણીથી ધોવરાવી નખાવવા લાગી ॥ ૫ ॥ અને માળાઓને તોડી તોડીને સિદ્ધકુંડમાં પહોંચાડવા લાગી. સિદ્ધકુંડ માળાઓથી ભરાઈ ગયો. સઘળી કાશીમાં હાહાકાર વર્તી રહ્યો અને સઘળા સંત જીવો પરમ દુઃખ પામ્યા. ॥ ૬ ॥

दो० कह्यो धूर्त कोउ जायकैं, तुरत चेटकी काहिं ॥
तुलसिदास माला तिलक, तुम तोरौ कत नाहिं ॥ १६ ॥

અર્થ.—કોઈ ધૂતારાએ જઇને પેલા ચેટકીને કહ્યું કે, "તમે તુલસીદાસનું તિલક કેમ ધોવરાવી નાંખતા નથી અને તેની માળાઓને કેમ તોડાવી નાંખતા નથી?" ॥૧૬॥

चो० सुनि चेटकी सेन सब साजे । चल्यो कोपि बजवावत बाजे ॥
नगर लोग सब देखन धाये । कोउ वैष्णव तुलसी ढिग गाये ॥ १ ॥
माला कंठी तोरन हेतू । आवत किये चेटकी नेतू ॥
तुलसिदास तब गिरा बखानी । जाकर माल तिलक सो जानी ॥ २ ॥
जब चेटकी कुटी नियरायो । तब यक घोर बडेरर आयो ॥
परी फौज उडि सुरसरि माहीं । रही चेटकी तनु सुधि नाहीं ॥ ३ ॥
रुधिर वमत बूडत मधिधारा । जस तस कैसो लग्यो किनारा ॥
त्राहि कहत तुलसी पद गिरेऊ । मैं अजान संतन सों भिरेऊ ॥ ४ ॥
क्षमा करहु अपराध हमारा । तुलसी करुणा पारावारा ॥
वचन कह्यो मुसकाइ गोसांई । संत सेउ लघु जनकी नांई ॥ ५ ॥
खाहु वर्ष भरि साधुन जूंठो । तब ह्वैहौ शुचि है नहिं झूंठो ॥
कियो चेटकी तैसाहि आई । तरी यक्षिणी संगति पाई ॥ ६ ॥

અર્થ.—આ સાંભળતાં જ પેલો ચેટકી સિદ્ધ સેનાને સજ્જ કરી વાજાં વગડાવતો વગડાવતો ચાલ્યો. નગરના સર્વે લોકો જોવા દોડ્યા. કેટલાએક વૈષ્ણવોએ તુલસીદાસજીની પાસે આવીને કહ્યું કે, "ચેટકી તમારી માળાઓને અને કંઠીને તોડવા આવે છે." તુલસીદાસજી બોલ્યા કે, માલા અને તિલક જેનાં છે, તેને એ વાતની ચિંતા હોવી જોઇએ." ॥ ૩ ॥ પેલો ચેટકી તુલસીદાસજીની પર્ણકુટીની પાસે આવ્યો. તે સમયમાં એક એવી ઘોર આંધી આવી કે, તેથી સઘળી સેના ઉડીને ગંગાજીમાં પડી અને ચેટકીને પણ શરીરનું કશું ભાન રહ્યું નહીં. ॥ ૩ ॥ એ ચેટકી મોહોડામાંથી લોહીનું વમન કરવા લાગ્યો અને ગંગાજીની મધ્યધારામાં ડૂબતાં ડૂબતાં માંડ માંડ કિનારાપર આવ્યો.

પછી 'રક્ષા કરો, રક્ષા કરો' એમ બોલતો બોલતો તુલસીદાસજીનાં ચરણોમાં પડીને બોલ્યો કે, "મેં અજાણપણાથી સન્તજનોને દુઃખ દીધું છે. ॥ ૪ ॥ કરુણાના સમુદ્રરૂપ તુલસીદાસજીએ મન્દહાસ્ય કરીને વચન કહ્યું કે, 'તું દાસ બનીને સંતજનોની સેવા કરે ॥ ૫ ॥ અને એક વર્ષસૂધી સાધુઓનું ઉચ્છિષ્ટ ખાય તો તને પવિત્રતા મળે. આ મારું કહેવું અસત્ય નથી.' પેલા ચેટકીએ તે પ્રમાણે જ કરવા માંડયું. ચેટકીના સંગથી યક્ષિણી પણ તરી ગઈ. ॥ ૬ ॥

**दो०** संत चरण जल पान करि, साधु जूंठ नित खाय ॥
भयो चेटकी रामको, दास कुवास विहाय ॥ १७ ॥

**અર્થ.**—નિત્ય સંતજનોનાં ચરણોદકનું પાન કરતો અને સાધુઓનું ઉચ્છિષ્ટ ખાતો એ ચેટકી સઘળી નીચ વાસનાઓને છોડી દઈને રામચંદ્રજીનો દાસ થયો. ॥ ૧૭ ॥

**चो०** भई रामनौमी यक काला । जुरी कुटीमहं संतनमाला ॥
उत्सव कियो महासुख छायो । सिगरी राज्य विभूति बुलायो ॥ १ ॥
भई भीर भारी तेहि ठामा । छाय रह्यो इक रामहि नामा ॥
तहं यक डोम अवधपुर केरो । आयो तुरत उछाह गनेरो ॥ २ ॥
महाभीर वश दरश न पायो । जन्म मनोरथ बोलि सुनायो ॥
तुलसिदासपहं कोउ कह आई । तुरत गयो प्रभु काज विहाई ॥ ३ ॥
पूछयो है तू कहंको वासी । सो कह कौशलनगर निवासी ॥
अवध निवासी सुनत कृपाला । भरि आए दोउ नयन विशाला ॥ ४ ॥
उर लगाय मिलि कुटि लै आई । बार बार तेहि कह्यो बुझाई ॥
यह विभूतिकी प्रभु रघुराई । जानि भाषियो अवधपुर जाई ॥ ५ ॥
मैं चेरो रघुपति पदकेरो । वाराणसी बसौं करि डेरो ॥
ऐसो है तुलसी परभाऊ । कहे मोहिं नहिं होत अघाऊ ॥ ६ ॥

**અર્થ.**—એક દિવસે રામનવમીનો સમય પ્રાપ્ત થતાં તુલસીદાસજીની પર્ણકુટીમાં ઘણા સંતજનો એકઠા થયા હતા, મહોત્સવ વર્તી રહ્યો હતો, મહા સુખ વ્યાપી રહ્યું હતું, સઘળી રાજ્યવિભૂતિઓ એકઠી કરવામાં આવી હતી, ॥ ૧ ॥ મોટી ભીડ જામી હતી અને સર્વત્ર રામનામ છાઈ રહ્યું હતું. આ સમયમાં અયોધ્યાનો એક ડોમ ( ચમાર ) દર્શનના ઘણા ઉત્સાહથી ત્યાં આવ્યો. ॥ ૨ ॥ મોટી ભીડને લીધે દર્શન નહીં મળતાં તેણે પોકાર કર્યો કે, "હું તુલસીદાસજીનાં દર્શનની ઇચ્છાથી આવ્યો, પણ મને તે દર્શન મળ્યું નહીં." કોઇએ તુલસીદાસજીની પાસે જઈને આ વાત કરતાં તુલસીદાસજીએ પોતાનું કાર્ય છોડી દઈ બહાર આવીને ॥ ૩ ॥ ડોમને પૂછયું કે, "તું કયાંનો રહેવાસી છે." ડોમ બોલ્યો કે, "હું અયોધ્યાનો રહેવાસી છું." આ સાંભળતાં જ તુલસીદાસજીનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં. ॥ ૪ ॥ તુલસીદાસજીએ તેને છાતીમાં લગાવી, ભેટી, પર્ણકુટીની અંદર લાવી વારંવાર સમજાવીને કહ્યું કે, "તું અયોધ્યામાં જઈ

રામચંદ્રજીની પાસે આ વિભૂતિની વાત કરજે મા. ॥૫॥ હું એક રામચંદ્રજીનો દાસ છું અને કાશીમાં આવી રહ્યો છું." તુલસીદાસજીના આવા આવા અનેક પ્રભાવોનું વર્ણન કરતાં કરતાં મારું મન તૃપ્ત જ થતું નથી. ॥ ૬ ॥

**दो०** एक समय श्री अवधको, लै संग संत समाज ॥
नावहि नावहि चलत भे, नाव भराय साज ॥ १८ ॥

**અર્થ.**—એક સમયે તુલસીદાસજી સંતસમાજને સાથે લઈ, અનેક સાજો વહાણમાં ભરી, વહાણમાં બેસીને જળમાર્ગથી જ અયોધ્યામાં જવા નીકળ્યા. ॥ ૧૮ ॥

**चो०** सरयू गंगा संगम जहंई । पहुंचे जबै गोसाई तहंई ॥
भूप घाट घाटी अनुग्रामा । पूछ्यो तुलसी चारिहुं नामा ॥ १ ॥
कहे लोक चलिकै शिर नावत । रामसिंह इत नृपति कहावत ॥
रामदास घाटीकर नाऊं । तथा रामपुर बाजत गाऊं ॥ २ ॥
रामघाट यह गुण्यो गोसांई । लगत जगात इतै वरिआई ॥
विन कर दै कोउ जान न पावै । तुमहुं को देव उचित इत भावै ॥ ३ ॥
राममये गुणि नाम सबनके । सजल कोर भे प्रभु नयनके ॥
तुलसिदास बोले मुसकाई । दै जगातहै मोर जवाई ॥ ४
सुन्यो गोसांई आगम राजा । आयो तुरतहि सहित समाजा ॥
वंद्यो तुलसिदास पदकंजन । लिय उपदेश कुमति दृग अंजन ॥ ५ ॥
विनय कियो भरि आनंद भारा । होय नाथ इतही भंडारा ॥
मेरे कंठ देहु प्रभु कंठी । कीजे मोहिं वसिंद विकुंठी ॥ ६ ॥

**અર્થ.**—જ્યાં સરયૂનો અને ગંગાજીનો સમાગમ થાય છે, ત્યાં પહોંચી તુલસીદાસજીએ ત્યાંના લોકોને રાજાનું, ઘાટનું, ઘાટવાળાનું અને ઘાટની પાસેના ગામનું નામ પૂછતાં લોકો માથાં નમાવીને બોલ્યા કે, ॥ ૧ ॥ "રાજાનું નામ રામસિંહ છે, ઘાટનું નામ રામઘાટ છે, ઘાટવાળાનું નામ રામદાસ છે અને ગામનું નામ રામપુર છે. ॥ ૨ ॥ ગુંસાઈજી! આ ઘાટ ઉપર જકાત લાગે છે. કર દીધા વિના કોઇને પણ અહીંથી જવા દેવામાં આવતો નથી, માટે તમે તમારી ઇચ્છાપ્રમાણે કાંઇક યોગ્ય કર આપો." ॥ ૩ ॥ ચારેનાં નામો રામશબ્દવાળાં સાંભળવામાં આવતાં જેમનાં નેત્રોમાં હર્ષાશ્રુનાં બિંદુઓ ભરાઈ આવ્યાં, એવા તુલસીદાસજીએ મંદહાસ્ય કરીને કહ્યું કે "અમો કર દઇને જ અહીંથી તુરત ચાલીશું." ॥ ૪ ॥ એ ગામના રાજાએ તુલસીદાસજીના આવ્યાની ખબર મળતાં જ પોતાના સમાજ સહિત તુરત ત્યાં આવીને તુલસીદાસજીનાં ચરણકમળોમાં માથું નમાવ્યું, કુમતિરૂપ દૃષ્ટિદોષને ટાળવામાં અંજનનું કામ કરે એવો ઉપદેશ લીધો ॥ ૫ ॥ અને આનંદ ભરેલી રીતે વિજ્ઞપ્તિ કરી કે "સ્વામિન્! અહીં મારા તરફથી એક ભંડારો કરો અને મારા કંઠમાં કંઠી બંધાવો કે, જેથી મને અંતે વૈકુંઠવાસ મળે."॥૬॥

दो० तुलसिदास करिके कृपा, भंडारा तहं दीन ॥
भूपहु द्रव्य लगायकै, अति उत्सव तहं कीन ॥ १९

**અર્થ.**—તુલસીદાસજીએ કૃપા કરીને ત્યાં સંતજનોને ભંડારો આપ્યો અને રાજાએ ઘણું દ્રવ્ય ખરચીને મોટો ઉત્સવ કર્યો. ॥ ૧૯ ॥

तुलसिदास उपदेशते, भूप सहित सब देश ॥
रघुपति भक्त अनन्य भो, सेयो संत हमेश ॥ २० ॥

**અર્થ.**—તુલસીદાસજીના ઉપદેશથી રાજાસહિત એ સઘળો દેશ રામચંદ્રજીનો અનન્ય ભક્ત થયો અને સંતજનોની સેવા કરવા લાગ્યો. ॥ ૨૦ ॥

तुलसिदासकी पादुका, धर्‌यो भूम गृहमाहिं ॥
इष्टदेव सम पूजिकै, पायो मोद सदाहिं ॥ २१ ॥

**અર્થ.**—રાજાએ તુલસીદાસજીની પાદુકાઓ ઘરમાં રાખી લીધી અને એ પાદુકાઓની ઈષ્ટદેવસમાન પૂજા કરીને સર્વદા આનંદ લેવા માંડ્યો. ॥ ૨૧ ॥

चो० एक दिना निवसत तेहि काशी । एक चरित्र भयो सुखराशी ॥
भैरवनाथ प्रभाव अपारा । सो मनमें अस कियो विचारा ॥ १ ॥
मोहिं गोसांई पूजत नाहीं ॥ दरशाऊं प्रभाव यहि काहीं ॥
अस गुणि तुलसिदासके बाहू । दुसह पीर प्रगट्यो प्रद दाहू ॥ २ ॥
होत भई अति पीर तहांहीं ॥ छूटत जान्यो निज तनु काहीं ॥
जतन कोटि कीन्हो मतिधीरा । तबहुं न मिटी बाहुकी पीरा ॥ ३ ॥
तब बाहुककों रच्यो गुसांई । मिटि गै पीर स्वप्नकी नांई ॥
भैरव पर कोप्यो हनुमाना । भैरवसों शिव वचन वखाना ॥ ४ ॥
देहु रामदासन दुख नाहीं । ते मोहिं प्रिय प्राणहुते आहीं ॥
स्वप्ने तुलसी सो शिव भाष्यो । मैं भैरवहि मुख्य गण राख्यो ॥ ५ ॥
इनहूंको वंदन तुम कीजै । मोरि प्रीति अतिशय गनि लीजै ॥
तुलसिदास तब आनंद पाई । भैरवकी वंदना बनाई ॥ ६ ॥

**અર્થ**—તુલસીદાસજી કાશીમાં રહેતા હતા, ત્યાં એક સુખના સમૂહરૂપ ચરિત્ર થયું. ભૈરવનાથ કે જે કાશીમાં મોટા પ્રભાવવાળા છે, તેમણે મનમાં વિચાર કર્યો કે, ॥ ૧ ॥ "આ ગુંસાઈ મારી પૂજા કરતો નથી, તેથી તેને કાંઈક મારો પ્રભાવ દેખાડું." આવા વિચારથી ભૈરવનાથે તુલસીદાસજીની ભુજામાં દાહ આપનારી દુસ્સહ પીડા ઉત્પન્ન કરી દીધી. ॥ ૨ ॥ એ અપૂર્વ પીડા ઉત્પન્ન થતાં તુલસીદાસજીએ 'આથી દેહ છૂટી જશે' એમ જાણ્યું. બુદ્ધિને ધીર રાખીને ઘણાં ઘણાં યત્નો કર્યા, તો પણ એ પીડા મટી નહીં. ॥ ૩ ॥ આ સમયમાં તુલસીદાસજીએ 'હનુમાન્ બાહુક' બનાવ્યો, કે જેથી બાહુની સઘળી પીડા સ્વપ્નની પેઠે મટી ગઈ. હનુમાનજીએ ભૈરવનાથ ઉપર ક્રોધ કરતાં સદાશિવે

ભૈરવનાથને કહ્યું કે, ॥ ૪ ॥ "તમારે રામચન્દ્રજીના દાસોને કદી પણ દુઃખ નહીં દેવું. કેમકે એઓ મને પ્રાણથી પણ અધિક પ્યારા છે." પછી સદાશિવે સ્વપ્નમાં આવી તુલસીદાસજીને કહ્યું કે, "મેં જ ભૈરવનાથને મુખ્યગણ કરી અહીં સ્થાપેલ છે; ॥ ૫ ॥ તેથી તમે તેને નિત્ય વંદન કરજો. એમ કરવાથી હું બહુ પ્રસન્ન થઈશ." આ ઉપરથી તુલસીદાસજીએ 'ભૈરવવંદના' બનાવી. ॥ ૬ ॥

**दो॰** रच्यो कवित्त उदग्र अति, बाहुक चौआलीस ॥
तासु प्रभाव प्रत्यक्ष अति, अबलौं आंखिन दीस ॥ २२ ॥

**અર્થ.**—હનુમાન બાહુકમાં અત્યંત ઉદ્દંડ ચુમાલીશ કવિત્ત છે અને એ કવિત્તોનો પ્રભાવ આજસૂધી પ્રત્યક્ષ જોવામાં આવે છે. ॥ ૨૨ ॥

जो चौआलिस दिवस लगि, हनुमत मंदिर जाय ॥
पाठ करै बाहुक सुचित, बैठि सनेम सुहाय ॥ २३ ॥

**અર્થ.**—જો ચુમાલીશ દિવસસૂધી હનુમાનજીના મંદિરમાં જઈ, એકાગ્ર ચિત્તથી નિયમપૂર્વક હનુમાન બાહુકનો પાઠ કરવામાં આવે તો, ॥ ૨૩ ॥

तासु प्रेत बाधा सकल, तनकी मनकी पीर ॥
मेटि देत मारुतसुवन, यह भाषैं मतिधीर ॥ २४ ॥

**અર્થ.**—તેથી હનુમાનજી પ્રસન્ન થઇ સઘળી પ્રેતપીડાને તથા શરીરની અને મનની બીજી પણ સઘળી પીડાઓને નષ્ટ કરી નાંખે છે, એમ ધીર પુરુષો કહેછે. ॥૨૪॥

**चो॰** एक समय तुलसी भंडारे । जुरी भेट जन दिये अपारे ॥
चोर चोरावनके हित आये । अर्द्ध निशा निज घात लगाये ॥ १ ॥
जबहीं चोर चोरावन आवैं । द्वै बालक धनु शर लै धावैं ॥
यहि विधि सिगरी राति सिरानी । चोर न उरते कुमति परानी ॥ २ ॥
दौर चोर तुलसीके पायन । परे आय चितमें अतिचायन ॥
पूछ्यो को बालक प्रभु दोऊ । इतै न आवन पावत कोऊ ॥ ३ ॥
तुलसिदास पूछ्यो वृत्तांता । चोर कहैं सिगरे है शांता ॥
धन्य धन्य कहि पुलकि गोसांई । गहे चोर पांयन बरियाई ॥ ४ ॥
ह्वैगे शिष्य तुरंतहि चोरा । तुलसिदास उर भो दुख भोरा ॥
संपति धरब उचित इत नांहीं । राम लषण ताकैं धन कांहीं ॥ ५ ॥
धिग तेहि जेहि प्रभु परिश्रम भयऊ । अबलौं मोर कपट नहिं गयऊ ॥
अस गुणि संपति दियो लुटाई । कर करवा कोपीन विहाई ॥ ६ ॥

**અર્થ.**—એક સમયે તુલસીદાસજીએ ભંડારામાં ઘણી ઘણી ભેટો દેવા માંડતાં ત્યાં અપાર લોકો એકઠા થઈ ગયા. કેટલાએક ચોરો ચોરી કરવાને માટે આવ્યા અને તેઓએ અધરાતે ચોરી કરવાની તજવીજ કરી. ॥ ૧ ॥ ચોરલોકો ચોરવા આવ્યા, તે

સમયે બે બાળકો ધનુષબાણ ધરીને તેઓની સામે દોડ્યા. ચોરલોકોએ એ સમય પડતો મૂકીને બીજે સમયે તજવીજ કરી તો તે સમયે પણ એ પ્રમાણે જ થયું. આ પ્રમાણે સઘળી રાત વીતી જતાં ચોરલોકોની કુબુદ્ધિ ટળી ગઈ. ॥ ૨ ॥ ચોરલોકોએ અત્યંત પ્રેમથી દોડી તુલસીદાસજીનાં ચરણોમાં પડી પૂછ્યું કે "સ્વામિન્! એ બે બાળક કોણ છે કે, જેઓ અહીં કોઇને પણ આવવા દેતા નથી." ॥ ૩ ॥ આ સાંભળી તુલસીદાસજીએ વૃત્તાંત પૂછતાં ચોરોએ શાંતપણાથી સઘળી હકીકત કહી સંભળાવી. તુલસીદાસજીએ 'ધન્ય છે ધન્ય છે' એમ કહી રોમાંચિત થઇ બળાત્કારથી ચોરોના પગ પકડ્યા. ॥ ૪ ॥ ચોરો તુરત તુલસીદાસજીના શિષ્ય થઈ ગયા. તુલસીદાસજીના મનમાં દુઃખ ઉત્પન્ન થયું કે "અહીં સંપત્તિ રાખવી એ ઠીક નથી. સંપત્તિ રાખવાથી રામલક્ષ્મણને પરિશ્રમ પડેછે. જેને રામલક્ષ્મણરૂપી ધન હોય, તેને બીજા ધનનું શું પ્રયોજન છે? ॥ ૫ ॥ મને વારંવાર ધિક્કાર છે કે, જેને માટે પ્રભુને પરિશ્રમ પડ્યો. હજીસૂધી મારામાંથી કપટ ગયું નથી." આમ વિચારી તુલસીદાસજીએ કેવળ કરવડો અને કૌપીનમાત્ર રાખીને બાકી બીજી સઘળી સંપત્તિ લૂંટાવી દીધી. ॥ ૬ ॥

**दो॰ काशीमें पुनि यक समय, मऱ्यो विप्र कोउ एक ॥**
**सती होन हित तासु तिय, बांध्यो जतन अनेक ॥ २५ ॥**

**અર્થ.**—એક સમયે કાશીમાં કોઈ બ્રાહ્મણ મરી જતાં તેની સ્ત્રીએ બહુ હઠ પકડીને સતી થવાને માટે અનેક યત્નો કર્યા. ॥ ૨૫ ॥

**चो॰ न्हाय पहिरि पट नरियल लैकै । चली देव दरशन सुख छैकै ॥**
**तुलसिदास मारगहुं गवनी । वंद्यो चरण विप्रकी रवनी ॥ १ ॥**
**ध्यान करत तहं रहे गोसाई । बोले वचन सहजकी नाई ॥**
**हो सौभाग्यती तैं नारी । सुनि सहगामिनि गिरा उचारी ॥ २ ॥**

**અર્થ.**—એ સ્ત્રી નાહી, વસ્ત્રો પહેરી, હાથમાં નાળીએર લઈ આનંદથી દેવદર્શન કરવા ચાલી. ત્યાં માર્ગમાં તુલસીદાસજી સામા મળતાં તે સ્ત્રીએ તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા. ॥ ૧ ॥ તુલસીદાસજી તો ધ્યાન કરતા કરતા ચાલ્યા આવતા હતા, તેથી તેમણે આસપાસ કશું નહીં જોતાં પોતાની સ્વાભાવિક રીતિ પ્રમાણે બોલી દીધું કે, "હે સ્ત્રી, તું સૌભાગ્યવતી રહે." આ ઉપરથી નીચે લખેલો દોહો બોલવામાં આવેછેઃ– ॥ ૨ ॥

**साखी–दो॰ तुलसी आवत देख करि, सती नवायो शीश ॥**
**जब तुलसी ऐसे कह्यो, अमर चूड आशीश ॥ २६ ॥**

**અર્થ.**—તુલસીદાસજીને આવતા જોઈ સતીએ માથું નમાવતાં તુલસીદાસજીએ બોલી દીધું કે "તારું સૌભાગ્ય અખંડ થાઓ." ॥ ૨૬ ॥

**पती हमारे चलि गये, हमहुं चलत विहाल ॥**
**तुलसी तुमरे वचनको, होसी कवन हवाल ॥ २७ ॥**

**અર્થ.**—એ સાંભળી સતી બોલી કે "મારો પતિ મરી ગયો છે અને હું સતી થવા જાઉંછું. હે ગુસાઇ! તમારાં વચનોની હવે શી દશા થશે? ॥ ૨૭ ॥

चो० सत्य करो अपनी प्रभु वानी । सती होन हित अहौं पयानी ॥
लख्यो गोसाँई नयन उघारी । किये हती तिय सती तयारी ॥ १ ॥
अपने वचन सत्यके हेतू । गये जहां मृत दाहन नेतू ॥
नयन मूंदि दोउ भुजा पसारहु । जय जय सीताराम उचारहु ॥ २ ॥
मृतक ओर चितई जो कोई । आंधर सो विशेषकै होई ॥
जन समाज तैसहि सब कीन्हे । सीताराम मुदित कहि दीन्हे ॥ ३ ॥
जब सब बोले राम दोहाई । मृतकहु बोल्यो हाथ उठाई ॥

**અર્થ.**—હે સ્વામિન્! તમારું વચન સત્ય કરો. હું તો સતી થવા ચાલીછું." આ સાંભળી તુલસીદાસજીએ નેત્રો ઉઘાડી જોયું તો ત્યાં સતી થવાની સઘળી તૈયારી જોવામાં આવી. ॥ ૧ ॥ તુલસીદાસજી પોતાનાં વચનને સત્ય કરવા માટે સ્મશાનમાં ગયા કે, જ્યાં પેલા શબને લઈ જવામાં આવ્યું હતું. તુલસીદાસજીએ પેલી સતીને કહ્યું કે "નેત્રો વીચી હાથ લાંબા કરી તારા સ્વામીનું આલિંગન કરીને જય જય સીતારામ એમ વારંવાર ઉચ્ચારણ કર. ॥ ૨ ॥ આ સમયમાં જે માણસ શબની સામે જોશે, તે હમેશનો આંધળો થઈ જશે." સઘળાં માણસોએ નેત્રો વીચીને આનંદથી 'સીતારામ સીતારામ' એમ બોલવા માંડયું. જ્યારે પેલી બ્રાહ્મણી અને સઘળા લોકો રામદુહાઇ બોલ્યાં ત્યારે શબ પણ હાથ ઉંચા કરીને બોલ્યો; ॥ ૩ ॥

दो० तुलसी मरा बौलाइके, मस्तक धार्‍यो हाथ ॥
हम तौ कछु जानैं नहीं, तुम जानौ रघुनाथ ॥ २८ ॥

**અર્થ.**—તુલસીદાસજી એ શબને ઉચ્ચારણ કરાવી તેના મસ્તકપર હાથ ધરીને બોલ્યા કે "હે રઘુનાથજી! હું તો કશું જાણતો નથી, સઘળું તમે જાણોછો." ॥ ૨૮ ॥

दौरि कह्यो तुलसी चरण, जै जै माच्यो सोर ॥
कोइक मूंद्यो नयन नहिं, भयो अंध तेहि ठौर ॥ २९ ॥

**અર્થ.**—મરણ પામેલા બ્રાહ્મણે જીવતો થઈ ઉઠી દોડીને તુલસીદાસજીનાં ચરણ પકડ્યાં. જય જય શબ્દ વ્યાપી રહ્યો. કોઇએક માણસે નેત્રો નહીં વીચ્યાં હતાં, તે એ સ્થળમાં જ આંધળો થઈ ગયો. ॥ ૨૯ ॥

चो० गह्यो आय पद ताकी नारी । हरहु नाथ यक आंखि हमारी ॥
एक आंखि पतिकी प्रभु दीजै । अपनो वचन सत्य करि लीजै ॥ १ ॥
एवमस्तु कहि दियो गोसाँई । तैसहि भयो तुरत तेहि ठांई ॥
पुनि काशी महं कौनेहु काला । गोहत्या कहुं लगी कराला ॥ २ ॥
दियो कुटुंब तासु तब त्यागी । आयो सो तुलसी पद लागी ॥
कह्यो जोर कर सुनहु उदारा । सखे लोग नहिं वदन हमारा ॥ ३ ॥

આરાધન કરવું ઉચિત છે. ॥૧॥ જેમ હેમંતઋતુના પવનના અવાજનું શ્રવણ થતાં જ મચ્છરો ભાગી જાય છે, તેમ રામાયણ શ્રવણ થતાં જ પાપો ભાગી જાય છે. રામનું ભજન અને રામાયણનું શ્રવણ, એ બે શિવાય કલિયુગમાં તરવાનો બીજો એકે ઉપાય નથી. ॥ ૨ ॥ જે ઘરમાં રામાયણની કથા થતી હોય, તે ઘરમાં જવું નહીં, એમ યમરાજાએ પણ પોતાના દૂતોને આજ્ઞા કરી છે. જેમાં રામાયણની કથા થતી હોય, તે ઘર તીર્થરૂપ જ કહેવામાં આવે છે. એ ઘરમાં જવાથી પણ સઘળાં પાપો નષ્ટ થાય છે. ॥ ૩ ॥ જ્યાંસૂધી રામાયણ સાંભળવામાં ન આવે, ત્યાંસૂધી જ શરીરમાં પાપો નિવાસ કરે છે. જ્યારે પૂર્વજન્મનાં પુણ્યોનો ઉદય થાય ત્યારે જ રામાયણમાં મન લાગે છે.॥૪॥

दो० रामायणके सुनतहीं, छूटि जाय प्रेतत्व ।
जाके पढे सुनते, सूझतहैं परतत्व ॥ १० ॥

**અર્થ.**—રામાયણનું શ્રવણ મળતાં જ પ્રેતપણું છૂટી જાય છે અને રામાયણ ભણવાથી તથા સાંભળવાથી પરમતત્વ સૂઝે છે. ॥ ૧૦ ॥

चो० को जाने रामायणको रस । यह तो है संतनको सरवस ॥
बजन सनेही अलिगण जैसे । भक्तन प्रिय रामायण तैसे ॥ १ ॥
त्यागि भक्तजन ग्रंथ अनेकू । धारण किय रामायण एकू ॥
भक्तन कहंहै भक्ति अनूपा । रसिक जनन कहं है रसरूपा ॥ २ ॥
ज्ञानमयी तिन कहं जे ज्ञानी । तुलसी तारण तरन बखानी ॥
काम क्रोध रुज वश संसारा । ओषधि रामायण अनुसारा ॥ ३ ॥
रामायणमहं नेह न जाको । जीवत शव सम जानिय ताको ॥
रामायण जाकहं प्रिय नाहीं । वृथाजन्म ताको जगमाहीं ॥ ४ ॥

**અર્થ.**—રામાયણના રસને કોણ જાણે ? રામાયણ તો સંતજનોનું સર્વસ્વ છે. જેવો ભ્રમરોને કમળ ઉપર સહજ સ્નેહ હોય છે, તેવો ભક્તજનોને રામાયણ ઉપર સહજ સ્નેહ હોય છે. ॥ ૧ ॥ ભક્તજનોએ બીજા અનેક ગ્રંથોને છોડી દઇને એક રામાયણને જ ધારણ કર્યું છે. રામાયણ ભક્તજનોને અનુપમ ભક્તિરૂપ છે, રસિક જનોને અનુપમ રસરૂપ છે ॥ ૨ ॥ અને જ્ઞાની લોકોને અનુપમ જ્ઞાનરૂપ છે. તુલસીદાસજીએ તરવાને માટે અને તારવાનેમાટે જ રામાયણ કરેલી છે. સઘળો સંસાર કે જે કામ તથા ક્રોધરૂપી રોગોને વશ છે, તેનેમાટે રામાયણ યોગ્ય ઔષધિરૂપ છે. ॥ ૩ ॥ જેને રામાયણમાં પ્રેમ ન હોય, તે પ્રાણીને જીવતે મુવો જ સમજવો. જેને રામાયણ ઉપર પ્રેમ ન હોય, તેનો જગતમાં જન્મ વૃથા જ છે. ॥ ૪ ॥

दो० रामायण अमृत कथा, लेत न ताको स्वाद ॥
तिनको निश्चय जानिये, हैं पूरे दनुजाद ॥ ११ ॥

**અર્થ.**—જેઓ રામાયણની કથારૂપી અમૃતનો સ્વાદ લીયે નહીં, તેઓને અવશ્ય રાક્ષસો જ જાણવા. ॥ ૧૧ ॥

चो० रामायण विधि कहौं विशारद । सनत्कुमार सों भाषी नारद ॥
सहित विधान सुनै जो कोई । सहज मुक्ति पावै नर सोई ॥ १ ॥
कार्तिक माघ चैत्र हित लाई । नव दिन कहै कथा सुखदाई ॥
ब्रह्ममुहूर्त्त समय हो जबहीं । कर्म करै शौचादिक तबहीं ॥ २ ॥
करै दंतधावन लटजीरा । मज्जन करै धरै मन धीरा ॥
पुनि रामायण पुस्तक अर्चै । प्रेम सहित गंधादिक चरचै ॥ ३ ॥
ॐनमो नारायण मंत्र भनीजै । तीन आहुती होम करीजै ॥
मन वच कर्म पाप तनुकेरे । छूटि जात नहिं आवत नेरे ॥ ४ ॥

**અર્થ.**—હવે રામાયણ સાંભળવાનો વિધિ કહું છું કે, જે વિધિ મહાપ્રવીણ સનત્કુમારે નારદજીની પાસે કહેલો છે. જે માણસ વિધિપૂર્વક રામાયણનું શ્રવણ કરે, તે માણસ અનાયાસે મુક્તિ પામે છે. ॥ ૧ ॥ કાર્તિક, માઘ કે ચૈત્ર, એ ત્રણમાંથી કોઈ મહિનામાં નવ દિવસસૂધી રામાયણનું શ્રવણ કરવું. જ્યારે પાછલી બે ઘડી રાત રહે ત્યારે ઉઠી, શૌચાદિક કર્મ, ॥૨॥ તથા યોગ્ય વૃક્ષનું દાંતણ કરી, મનમાં ધૈર્ય ધરી, સ્નાન કરી, રામાયણના પુસ્તકનું પ્રેમપૂર્વક ચંદન પુષ્પાદિકથી પૂજન કરવું ॥ ૩ ॥ અને ओं नमो नारायणाय એ મંત્ર બોલીને અગ્નિમાં ઘીની ત્રણ આહુતિઓ હોમવી. આમ કરવાથી કાયિક, માનસિક તથા વાચિક પાપો પાસે આવતાં નથી અને જે પાપો હોય, તેઓ પણ છૂટી જાય છે. ॥ ૪ ॥

दो० या विधि रामायण विधिहिं, जे करिहैं चित लाय ॥
रामधाम ते जाइहैं, संसृत दुखहि मिटाय ॥ १२ ॥

**અર્થ.**—જે આ પ્રમાણે મન લગાવી વિધિપૂર્વક રામાયણનું શ્રવણ કરશે, તેઓ સંસારનાં દુઃખોમાંથી છૂટીને રામચંદ્રના ધામને પામશે. ॥ ૧૨ ॥

चो० जो कछु कारजमहं कोइ जाई । सुमिरि चले सो यह चौपाई ॥
प्रविश नगर कीजै सब काजा । हृदय राखि कौशलपुर राजा ॥ १ ॥
जो विदेश चाहै कुशलाई । तो यह सुमिर चलै चौपाई ॥
रथ चाढि सिया सहित दोउ भाई । चले वनहि अवधहिं शिरनाई ॥ २ ॥
भूत पिशाच जाहि जब लागे । यह सोरठा पढे सो भागे ॥

**અર્થ.**—જેને કોઈ કામને માટે કોઈ સ્થળમાં જવું હોય, તે માણસ 'प्रविश नगर कीजै सब काजा । हृदय राखि कौशलपुरराजा ॥' એ ચોપાઈનું સ્મરણ કરીને તે સ્થળમાં પ્રવેશ કરે તો તેનું કામ સિદ્ધ થાય છે. ॥ ૧ ॥ કુશળની ઇચ્છા કરી પરદેશ જવાનું હોય, તે સમયે 'रथ चाढि सिया सहित दोउ भाई । चले वनहि अवधाहि शिर नाई ॥' એ ચોપાઈનું સ્મરણ કરી પરદેશ જવામાં આવે તો સર્વ પ્રકારનું કુશળ થાય છે. જેને ભૂતનો કે પિશાચનો વળગાડ થયો હોય, તે માણસ ॥ ૨ ॥

---

૧ આ ચોપાઈ સુન્દરકાંડમા ૮૦૧ માં પૃષ્ઠમાં છે.
૨ આ ચોપાઈ અયોધ્યાકાંડમાં ૪૫૨ મા પૃષ્ઠમાં છે.

**सो०** वंदौं पवनकुमार, खलवनपावक ज्ञान घन ॥
जासु हृदय आगार, वसहिं राम शर चाप धर ॥ १ ॥

**અર્થ.**—'वंदौं पवनकुमारं' એ ઉપર કહેલા સોરઠાનો પાઠ કરે તો વળગાડ ટળી જાયછે. ॥ ૧ ॥

**चो०** शत्रु निवारण चहौ जो भाई । भाव सहित जपु यह चौपाई ॥
जाके सुमिरण ते रिपुनाशा । नाम शत्रुहन वेदप्रकाशा ॥ १ ॥
यह चौपाई जपै जो कोई । अन्न आदि दुख ताहि न होई ॥
विश्वभरण पोषण कर जोई । ताकर नाम भरत अस होई ॥ २ ॥
जो उत्सव चहु विविध मकारा । करु यह चौपाई अनुसारा ॥
जबते राम व्याहि घर आये । नित नव मंगल मोद वधाये ॥ ३ ॥
जो चाहो जगमें जय भाई । अस्थिर है जपु यह चौपाई ॥
सखा धर्म मय अस रथ जाके । जीतनकहं न कतहुं रिपु ताके ॥ ४ ॥
हैं बहुभांति कार्य जगमाहीं । रामायण सों सब है जाहीं ॥

**અર્થ.**—જો શત્રુઓનુ નિવારણ કરવાની ઇચ્છા હોય તો 'जाके सुमिरणते रिपुनाशा । नाम शत्रुहन वेदप्रकाशा' ॥ એ ચોપાઇનો ભાવસહિત જપ કરવો. ॥ ૧ ॥ જે માણસ विश्वभरण पोषण कर जोई । ताकर नाम भरत अस होई'' ॥ એ ચોપાઇનો જપ કરે, તેને અન્ન આદિનું દુઃખ કદી પણ થાય નહીં. ॥ ૨ ॥ જો અનેક પ્રકારના ઉત્સવોની ઇચ્છા હોય તો 'जबतें राम व्याहि घर काये । नित नव मंगल मोद वधाये'' ॥ એ ચોપાઈનો જપ કરવો. ॥ ૩ ॥ જો જગતમાં જય મેળવવાની ઇચ્છા હોય તો 'सखा धममय अस रथ जाके । जीत न कहं न कतहु रिपु ताके' એ ચોપાઇનો જપ કરવો. જગતમાં અનેક પ્રકારનાં જે જે કાર્યો હોય છે, તેઓ સઘળાં રામાયણથી સિદ્ધ થાય છે. ॥ ૪ ॥

**दो०** सकल भांति मनकामना, यह दोहा दातार ॥
रामायणमहं खोजिकरि, करु याको अनुसार ॥ १३ ॥

**અર્થ.**—સવ પ્રકારની મનકામનાઓ સિદ્ધ કરવી હોય તો રામાયણના નીચે લખેલા દોહાનો જપ કરવો. ॥ ૧૩ ॥

वह शोभा जु समाज सुख, कहत न बनै खगेश ॥
बरणे शारद शेष पुनि, सो रस जान महेश ॥ १४ ॥

---

૧ આ સોરઠો બાલકાંડમાં ૨૫ મા પૃષ્ઠમાં છે.
૨ આ ચોપાઈ બાલકાંડમાં ૧૯૨ માં પૃષ્ઠમાં છે.
૩ આ ચોપાઈ બાલકાંડમાં ૧૯૨ માં પૃષ્ઠમાં છે.
૪ આ ચોપાઈ અયોધ્યાકાંડમાં ૩૭૮ મા પૃષ્ઠમાં છે.
૫ આ ચોપાઈ લંકાકાંડમાં ૧૦૬૨ મા પૃષ્ઠમાં છે.
૬ આ દોહો ઉત્તરકાંડમાં ૧૧૩૦ મા પૃષ્ઠમાં છે.

चो० वरणों एक रुचिर इतिहासा । तुलसिदास जो कीन तमासा ॥
द्राविड अरु काशी महिपाला । कहुं एकत्र रहे कछु काला ॥ १ ॥
अतिशय प्रीति बढी दोउमाहीं । मनमें कपट लेश कछु नाहीं ॥
गर्भवती दोऊ नृपनारी चली बात दुहुहुन कहि डारी ॥ २ ॥
द्राविड कही बात सुखराशी । सुनहु नृपति काशीके वासी ॥
जन्मै तत्र सुत सुता हमारे । अथवा मम सुत सुता तुम्हारे ॥ ३ ॥
अस संयोग होय जो नाहू । हम तुम करहिं विवाह उछाहू ॥
सोहैं करि यह बात दृढाई । संतत प्रीति रही अब भाई ॥ ४ ॥
सुखद समय आयो जब कोऊ । निज निज भवन गये नृप दोऊ ॥

અર્થ.—હવે તુલસીદાસજીએ જે તમાશો કર્યો, તેનો એક સુંદર ઇતિહાસ વર્ણવું છું. એક સમયે દ્રાવિડદેશનો રાજા અને કાશીનો રાજા, એ બે રાજાએ કેટલાક સમયસૂધી એક સ્થાનમાં રહ્યા હતા. ॥ ૧ ॥ બન્નેને પરસ્પરની સાથે અત્યંત પ્રીતિ વધી હતી અને કોઇના મનમાં લેશમાત્ર પણ કપટ ન હતું. એ બન્ને રાજાઓની રાણીઓ ગર્ભવતી હતી, તેથી પ્રસંગને લીધે બન્ને રાજાઓ વચ્ચે નીચે પ્રમાણે વાત થઈ. ॥ ૨ ॥ દ્રાવિડદેશના રાજાએ કહ્યું કે "હે કાશિરાજ! તમને પુત્ર આવે અને મને પુત્રી આવે અથવા મને પુત્ર આવે અને તમને પુત્રી આવે તો ॥ ૩ ॥ આપણે પરસ્પરના વહેવાઈ થવું અને ઉત્સાહથી વિવાહ કરવો." આ વાત કાશીના રાજાને પસંદ પડતાં એ બન્ને વચ્ચે શપથથી એ વાતની દૃઢતા થઈ અને પ્રીતિ નિરંતર વધવા લાગી. પછી જ્યારે કોઈ સુખદાયક સમય આવ્યો ત્યારે બન્ને રાજાઓ પોતપોતાને ઘેર ગયા. ॥ ૧ ॥

सो० कन्या भइ दुहुं ओर, जानी जात न दैवगति ॥
कहि पठ्यो सुत मोर, द्राविड दूत काशी गये ॥ २ ॥

અર્થ.—દૈવગતિ વિચિત્ર હોવાને લીધે કોઈના જાણવામાં આવતી નથી. બન્ને રાજાઓને ઘેર કન્યાઓનો જ જન્મ થયો. પરંતુ દ્રાવિડદેશના રાજાએ પોતાના દૂતોને કાશીમાં મોકલીને કાશિરાજને કહેવરાવ્યું કે, "મારે ઘેર પુત્રનો જન્મ થયો છે." ॥ ૨ ॥

चो० यह छल होत भयो जिहिलाई । सो वह हेतु कहौं मैं गाई ॥
द्राविडपति निज गृह आयो जब । रानी सों अस कहत भयो तब ॥ १ ॥
जो होई कन्या दुहुं ओरा । तो मैं प्राण तजब बरजोरा ॥
सुनि राणी राजा मुख वानी । मनमें बहुत भांति भय मानी ॥ २ ॥
उपरोहितको लिहसि बुलाई । नृप दुराय यह बात बुझाई ॥
मम अहिवात तुम्हारे हाथा । नहिं तो प्रभु मैं होब अनाथा ॥ ३ ॥
राणी द्रव्य दीन्ह नहिं थोरी । भइ मायावश द्विज मति भोरी ॥
सेवक सेवकायन वश कीन्हेसि । आदर मान दान बहु दीन्हेसि ॥ ४ ॥

**અર્થ.**—આ છળ જે કારણથી થયો, તે કારણ કહું છું તે સાંભળો. દ્રાવિડદેશના રાજાએ ઘેર આવી કાશિરાજની સાથે થયેલા કરારની વાત સંભળાવીને કહ્યું હતું કે, ॥૧॥ "જો તને અને કાશિરાજની રાણીને પણ કન્યા આવશે તો હું બળાત્કારથી મારાં પ્રાણ છોડી દઈશ." આ સાંભળી જેના મનમાં અત્યંત જય વર્ત્તી રહ્યો હતો ॥ ૨ ॥ એવી રાણીએ પોતાને પુત્રી પ્રાપ્ત થતાં પુરોહિતને બોલાવીને કહ્યું કે, "આ કન્યાના જન્મની વાત રાજાથી ગુપ્ત રાખજો. મારું એહેવાતણ (સૌભાગ્ય) તમારે હાથ છે. જો ગુપ્ત નહીં રાખો તો મારે વિધવા દશા ભોગવવી પડશે." ॥ ૩ ॥ આમ કહી રાણીએ પુરોહિતને દ્રવ્ય પણ ઘણું આપ્યું કે, જેથી પુરોહિતની બુદ્ધિ મામાને વશ થઈ ભોળી થઈ ગઈ. રાણીએ દાસોને તથા દાસીઓને પણ ઘણા ઘણા આદરભાવો તથા ધનો દઇને વશ કરી લીધાં. ॥ ૪ ॥

**दो॰ सेवक एक दीन तेहिं, वाराणसी बसाय ॥**
**तेहिते पाइसि खबरि सब, तब यह किहसि उपाय ॥ १५ ॥**

**અર્થ.**—દ્રાવિડના રાજાની રાણીએ એક સેવકને કાશીમાં મોકલી ત્યાંના રાજાને કન્યા આવ્યાની સંપૂર્ણ ખબર મેળવી હતી; તેથી તેણે આ ઉપાય કર્યો. ॥ ૧૫ ॥

**चो॰ पुत्रनाम धरि गुप्त रखायो । द्वादश वर्ष न द्वार दिखायो ॥**
**विदुषन कहेउ न कोऊ पेखे । व्याह समय सब कोऊ देखे ॥ १ ॥**
**पुत्र मिलन हित चित अनुराग्यो । नेगी पठै व्याह पुनि मांग्यो ॥**
**अति आनंदचल्यो मग वेगी । काशी नृप पहं आये नेगी ॥ २ ॥**
**नृप मन मुदित पत्रिका बांची । लै आवो बरात रंगराची ॥**
**आयो व्याहन द्राविड राजा । खुली बात उपजी अतिलाजा ॥ ३ ॥**
**क्रोधातुर काशी अवनीशा । कह कटिहौं द्राविडकर शीशा ॥**
**यह सुनि द्राविड अधिक डराने । निज छल समुझि समुझि पछिताने ॥ ४ ॥**

**અર્થ.**—'પુત્ર જન્મ્યો, પુત્ર જન્મ્યો' એમ પ્રસિદ્ધ કરાવી;તેને રાજાથી પણ ગુપ્ત રાખ્યો. બાર વર્ષસૂધી બહાર દેખાડ્યો જ નહીં. ॥ ૧ ॥ બહાર ન દેખાડવાનું કારણ પૂછવામાં આવે ત્યારે રાણી જણાવતી હતી કે, "વિવાહના સમયસૂધી આ પુત્રને કોઈની પણ નજરે ન કરવો, એમ વિદ્વાન્ જોશીઓએ કહ્યું છે." પુત્રનું મોહોડું જોવાને માટે ઉત્કંઠિત થયેલા રાજાએ પોતાના એક મંત્રીને નાળિએર આપી કાશીના રાજાનીપાસે વિવાહની માગણી કરવા મોકલ્યો. ॥૨॥ એ મંત્રીએ આનન્દથી માર્ગ કાપી કાશીમાં જઈ કાશિરાજને મળીને પત્રિકા આપી. કાશિરાજે પત્રિકા વાંચી મનમાં પ્રસન્ન થઇ કહ્યું કે, "ગાજતે વાજતે સુંદર જાન લઇને આવો." મંત્રીએ ત્યાંથી દ્રાવિડદેશમાં આવી રાજાને સમાચાર કહેતાં દ્રાવિડરાજા જાન કહાડી પુત્રને પરણાવવા કાશીમાં ગયો. આ સમયમાં 'જે વર છે તે પુરુષ નથી પણ કન્યા છે' એ વાત ખુલ્લી થઈ ગઈ. આથી દ્રાવિડરાજાને બહુ જ લજ્જા ઉત્પન્ન થઈ. ॥ ૩ ॥ કાશીનો રાજા ક્રોધાતુર થઇને બોલવા લાગ્યો કે,

"દ્રાવિડરાજાનું માથું કાપી લઈશ." આ સાંભળી દ્રાવિડરાજા અત્યંત ભય પામ્યો અને પોતાને ત્યાંના છળનો વિચાર કરી કરીને પસ્તાવા લાગ્યો. ॥ ૪ ॥

दो० अति सभीत अति दीनह्वै, गे जहं तुलसीदास ॥
पाहि पाहि कहि पांय परि, कहेउ करौ दुखनास ॥ १६ ॥

અર્થ.—એ રાજા અત્યંત ભયભીત તથા અત્યંત દીન થઈ તુલસીદાસજીની પાસે ગયો અને ત્યાં જઈ ચરણમાં પડી બોલ્યો કે, "રક્ષા કરો, રક્ષા કરો. મારાં દુઃખનો વિનાશ કરો." ॥ ૧૬ ॥

चो० तब काशीनृपकहं बुलवायो । तुलसीदास हितकर समुझायो ॥
सुत कहि सुता जो व्याहन आयो । होय पुत्र तौ होय बधायो ॥ १ ॥
जो यह पुत्र होय महाराजा । करहिं विवाह साजि सब साजा ॥
तुलसिदास वेदी विरचाई । तहं गणेश गवरी पधराई ॥ २ ॥
सिंहासन पै धरि रामायण । नव दिन भर कीन्ही पारायण ॥
जो कन्या वर वेष बनायो । ताहीको सन्मुख बैठायो ॥ ३ ॥
वक्ता आप सो श्रोता भई । दुनिया तहं देखन सब गई ॥
कथा सकल जब बांचि सुनाई । तासु शीश कर धरेउ गोसांई ॥ ४ ॥

અર્થ.—આ સમયમાં તુલસીદાસજીએ કાશીના રાજાને બોલાવી સમજાવીને કહ્યું કે, "દ્રાવિડરાજા પુત્રીને પુત્ર ઠરાવી પરણાવવા આવ્યો છે, પણ જે પુત્રી છે તે પુત્ર થઈ જાય તો પછી વિવાહ કરવામાં કશી હરકત છે?" ॥ ૧ ॥ કાશિરાજ બોલ્યો કે "મહારાજ! જો પુત્ર થઈ જાય તો હું સઘળો સાજ સજાવીને વિવાહ કરી આપું." પછી તુલસીદાસજીએ વેદી રચાવી, ગણેશને તથા ગૌરીને પધરાવી, ॥ ૨ ॥ સિંહાસન ઉપર રામાયણનું પુસ્તક ધરીને નવદિવસની પારાયણ આરંભી. જે કન્યાને વરનો વેષ પહેરાવ્યો હતો, તેને સન્મુખ બેસાડી, ॥ ૩ ॥ પોતે વક્તા થયા અને તે શ્રોતા થઈ. ઘણી ઘણી દુનિયાં ત્યાં જોવા આવવા લાગી. તુલસીદાસજી સઘળી કથા વાંચી સંભળાવી તે કન્યાના માથાપર હાથ મૂકી, પ્રસન્ન થઈ. ॥ ૪ ॥

दो० अरु यह चौपाई पढी, रामहिं सुमिरि प्रसन्य ॥
तिहि अवसर वर ह्वै गयो, श्रीरामायण धन्य ॥ १७ ॥

અર્થ.—નીચે લખેલી ચોપાઈ બોલ્યા, તે સમયે તે કન્યા વર થઈ ગઈ. 'શ્રીરામાયણ ધન્ય છે ધન્ય છે' એમ કાશીમાં સર્વત્ર કહેવાવા લાગ્યું. ॥ ૧૭ ॥

"मंत्र महामणि विषय व्यालके । मेटत कठिन कुअंक भालके[1] ॥"

चो० रामायण जब कही गुसांई । प्रगटन हित काशी फिर आई ॥
आदर कीन्ह न पंडित काऊ । कहैं जो हमसो करो उपाऊ ॥ १ ॥

[1] આ ચોપાઈ બાલકાંડના ૪૦ મા પૃષ્ઠમાં છે.

जहं अस्थान कहैं तहं जाहू । पोथी अब न दिखावहु काहू ॥
श्रीआनंदकानन ब्रह्मचारी । हम शिरमौर सुमहिमा भारी ॥ २ ॥
जो याको वे आदर करिहैं । तौ हम सब लै शीशहि धरिहैं ॥
गये आनंदकानन पहं तत्पर । करत प्रशंस प्रसन्न परस्पर ॥ ३ ॥
पोथी की चर्चा पुनि कीन्ही । देखन हेतु सो लै धरि लीन्ही ॥
कछु दिन पढी सहित अनुरागन । गये गोसाईं पोथी मांगन ॥ ४ ॥

**અર્થ.**—જ્યારે તુલસીદાસજીએ રામાયણ બનાવી ત્યારે તેને પ્રકટ કરવા માટે કાશીના સઘળા પંડિતોની પાસે ફેરવી; ॥ ૧ ॥ પણ કોઈ પંડિતે તેને આદર આપ્યો નહીં. છેવટ પંડિતોએ કહ્યું કે, "અમો કહીએ તે ઉપાય કરો. હમણાં કોઈને પણ આ પોથી નહીં દેખાડતાં જ્યાં કહીએ ત્યાં જાઓ. ॥ ૨ ॥ આ કાશી કે જે આનંદ-વન કહેવાય છે તેમાં અમુક સ્થળપર એક બ્રહ્મચારી છે. એ બ્રહ્મચારી મોટા મહિમા-વાળો છે અને અમલોકોનો શિરોમણિ છે. એ બ્રહ્મચારી જો આ રામાયણનો આદર કરે તો અમો સર્વે પણ રામાયણને માથે ચઢાવી લઈએ." ॥ ૩ ॥ તુલસીદાસજી તુરત જ પેલા બ્રહ્મચારીની પાસે ગયા. એક બીજાએ પ્રસન્ન થઈને પરસ્પરની પ્રશંસા કરી. પછી તુલસીદાસજીએ પોથીની ચર્ચા કરતાં તે બ્રહ્મચારીએ જોવા તપાસવા માટે તે પોથીને પોતાની પાસે રાખી લીધી અને પ્રેમપૂર્વક તેનું અવલોકન કર્યું. કેટલાક દિવસ પછી તુલસીદાસજી તે પોથી માગવા જતાં, ॥ ૪ ॥

दो० पोथी दइ अरु अस कहेउ, होइहै आदर लोक ॥
निज प्रमाण करि लिखि दियो, यह अद्भुत अश्लोक ॥ १८ ॥

**અર્થ.**—એ બ્રહ્મચારીએ પોથી દઈને કહ્યું કે "સર્વે લોકો આ પોથીનો આદર કરશે." એમ કહી સહી આપીને એક અદ્દભુત શ્લોક પણ લખી દીધો કે, ॥ ૧૮ ॥

श्लोक—आनंदकानने ह्यस्मिन् जङ्गमस्तुलसी तरुः ॥
कवितामञ्जरी यस्या रामभ्रमरभूषिता ॥ १ ॥

**અર્થ.**—"આ આનંદવનમાં (કાશીમાં) 'તુલસી એ નામનો એક' જંગમ વૃક્ષ છે કે, જેની કવિતારૂપી મંજરી રામચંદ્રજીરૂપી ભ્રમરથી શોભી રહેલી છે." ॥ ૧ ॥

छंद—धनि धन्य तुलसीदास जिन जग हेतु रामायण भणी ॥
माहात्म्य अमित न कहि सकौं रस विषय महं मो मति सनी ॥
निज बुद्धिके अनुसार कहि गोपाल सद्गुरुकी दया ॥
रघुवीर यशकी अधिकता श्रीसंत जन करिहहिं मया ॥ १ ॥

**અર્થ.**—તુલસીદાસજી, કે જેમણે જગતના કલ્યાણને માટે રામાયણ રચી છે, તેમને ધન્ય છે, ધન્ય છે અને વારંવાર ધન્ય છે. હું એ રામાયણનું માહાત્મ્ય કહેવા સમર્થ

નથી. કેમકે મારી બુદ્ધિ વિષયરસમાં ડૂબી રહેલી છે. ગોપાલદાસે સદ્‌ગુરુની દયાથી પોતાની બુદ્ધિપ્રમાણે આ માહાત્મ્ય કહ્યું છે; આમાં શ્રીરામચંદ્રજીના યશથી અધિકતા છે, તેથી સંતજનો મારા ઉપર કૃપા કરીને આ માહાત્મ્યનો સ્વીકાર કરશે. ॥ ૧ ॥

दो० श्रीमत तुलसीदासजी, है प्रसन्न वर देहु ॥
रामायण माहात्म्यसों, हरिजन करहिं सनेहु ॥ १९ ॥

**અર્થ.**—હે શ્રીયુત તુલસીદાસજી મહારાજ! પ્રસન્ન થઈને વરદાન આપો કે, હરિજનો આ રામાયણ માહાત્મ્ય ઉપર પ્રેમ ધરે. ॥ ૧૯ ॥

संवत वसु नभ नंद कू, मार्ग शुक्ल गुरुवार ॥
एकादशिकहं कीन्ह है अपनी मति अनुसार ॥ २० ॥

**અર્થ.**—વિક્રમ સંવત્ ૧૯૦૮ ના માર્ગશીર્ષ શુદિ ૧૧ ગુરૂવારને દિવસે મેં પોતાની બુદ્ધિ પ્રમાણે આ માહાત્મ્ય રચીને પૂર્ણ કર્યું છે. ॥ ૨૦ ॥

रामकोट श्रीअवधपुर, स्वामी रामप्रसाद ॥
तिनकी महिमा को कहै, विश्वविदित मरयाद ॥ २१ ॥

**અર્થ.**—અયોધ્યાના સમીપમાં રામકોટમાં સ્વામી રામપ્રસાદજી રહેતા હતા, કે જેનો જગત્પ્રખ્યાત મહિમા અને જેની જગત્પ્રખ્યાત મર્યાદા કોઇથી પણ સંપૂર્ણ વર્ણવી શકાય એમ નથી. ॥ ૨૧ ॥

तिनते गादी पांचई, सो स्वामी मैं दास ॥
लषणपुरी मम जन्मक्षिति, रामनगरके पास ॥ २२ ॥

**અર્થ.**—એ સ્વામીથી પાંચમી ગાદીપર છે તે મારા માલેક છે અને હું તેમનો દાસ છું. રામનગરની પાસે જે લક્ષ્મણપુરી છે, તે મારી જન્મભૂમિ છે. ॥ ૨૨ ॥

भोज नगर परसिद्ध द्विज, उत्तम पूरणदास ॥
तस्यात्मज गोपाल कृत, यह माहात्म्य इतिहास ॥ २३ ॥

**અર્થ.**—જે પુરાણદાસ નામના પ્રસિદ્ધ ઉત્તમ બ્રાહ્મણ હાલ ભોજ નગરમાં વસે છે, તેના પુત્ર ગોપાળદાસે આ માહાત્મ્યરૂપ ઇતિહાસ રચેલો છે. ॥ ૨૩ ॥



# અથ ગોસ્વામી તુલસીદાસજી કૃત

# રામાયણ

## બાલકાંડ.

वर्णानामर्थसंघानां रसानां छंदसामपि ॥
मंगलानां च कर्तारौ वंदे वाणीविनायकौ ॥ १ ॥
भवानीशंकरौ वंदे श्रद्धाविश्वासरूपिणौ ॥
याभ्यां विना न पश्यंति सिद्धाः स्वांतस्थमीश्वरम् ॥ २ ॥
वंदे बोधमयं नित्यं गुरुं शंकररूपिणम् ॥
यमाश्रितो हि वक्रोपि चंद्रः सर्वत्र वंद्यते ॥ ३ ॥
सीतारामगुणग्रामपुण्यारण्यविहारिणौ ॥
वंदे विशुद्ध विज्ञानौ कवीश्वरकपीश्वरौ ॥ ४ ॥
उद्भवस्थितिसंहारकारिणीं क्लेशहारिणीम् ॥
सर्वश्रेयस्करीं सीतां नतोहं रामवल्लभाम् ॥ ५ ॥
यन्मायावशवर्तिविश्वमखिलं ब्रह्मादिदेवासुरा
यत्सत्वादमृषैव भाति सकलं रज्जौ यथाहेर्भ्रमः ॥
यत्पादप्लवमेव भाति हि भवांभोधेस्तितीर्षावतां
वंदेहं तमशेषकारणपरं रामाख्यमीशं हरिम् ॥ ६ ॥
नानापुराणनिगमागमसंमतं यद्रामायणे निगदितं क्वचिदन्यतोपि ॥
स्वांतःसुखाय तुलसीरघुनाथगाथाभाषानिबंधमतिमंजुलमातनोति ॥ ७ ॥

**અર્થ.**—વર્ણોતિ અર્થોના સમૂહવાળા, ઓંકારાદિ બાવન અક્ષર, શૃંગારાદિ નવ રસ, ગાયત્ર્યાદિ સાત છંદ અને આશિર્વાદાદિ ત્રિવિધિ મંગલને કરનારાં દેવી સરસ્વતી અને શ્રીગણપતિને હું વંદન કરૂંછું. ॥૧॥ જેઓવિના સિદ્ધ પુરૂષો પોતાના અંતઃકરણોમાં કેવળ ઈશ્વરને નથી જોતા, એવાં શ્રદ્ધારૂપી દેવી પાર્વતી અને વિશ્વાસરૂપી શ્રીશંકરને હું વંદન કરૂંછું. ॥ ૨ ॥ ચંદ્રમા વાંકો છે તોપણ જેને નિશ્ચય આશ્રય માની સર્વ ઠેકાણે વંદનીય થાયછે એવા અખંડ બોધમય શંકરરૂપી ગુરૂને હું વંદન કરૂંછું. ॥૩॥ શ્રી જાનકી રામચંદ્રજીના ગુણસમૂહરૂપી પુણ્ય વનમાં વિહાર કરતા અને વિશેષ શુદ્ધરૂપ કવીશ્વર વાલ્મીક તથા વાનરેશ્વર સુગ્રીવને વંદન કરૂંછું. ॥ ૪ ॥ ઉત્પત્તિ, પાલન તથા સંહારને કરનારી તથા

સર્વે કલેશોનું હરણ કરનારી તેમ જ સઘળા કલ્યાણોને સંપાદન કરનારી શ્રીરામચંદ્રજીની પ્રાણપ્રિયા શ્રીજાનકીજીને વંદન કરૂંછું. ॥૫॥ બ્રહ્માદિ દેવતા, અસુર અને આખું જગત્ જેની માયાને વશ વર્તી રહ્યુંછે, વળી જેની સત્તાવડે ખોટું જગત્ જેમ અંધકાર (અજ્ઞાન) દોરડામાં સર્પની ભ્રાંતિ થાયછે, તેથી જ સાચું ભાસે છે તથા સંસારરૂપી સમુદ્રથી તરવાની ઇચ્છાવાળા મનુષ્યોને જેમનાં ચરણોરૂપી જ એક નાવિકા છે, તેમજ વિશ્વના પોષણ કરવામાં તત્પર અને કલ્યાણરૂપી રામ છે નામ જેમનું એવા પરમેશ્વરને વંદન કરૂંછું. ॥ ૬ ॥ નાના પ્રકારનાં પુરાણ, વેદ અને શાસ્ત્રોનું વિશેષ મત તથા કેટલુંક બીજા ગ્રંથોમાંથી પણ મંથન કરેલું મત જે રામાયણમાં કહ્યું છે તે હું મારા અંતઃકરણોના સુખને માટે શ્રીરઘુનાથજીનાં ચરિત્રોની કથારૂપી અત્યંત સ્વચ્છ એવો ભાષાનિબંધ વિસ્તારૂંછું. ॥ ૭ ॥

**सो॰** जेहि सुमिरत सिद्धि होइ, गणनायक करिवर वदन ॥
करो अनुग्रह सोइ, बुद्धिराशि शुभ गुणसदन ॥ १ ॥
मूक होइ बाचाल, पंगु चढै गिरिवर गहन ॥
जासु कृपासु दयाळ, द्रवौ सकल कलिमल दहन ॥ २ ॥
नील सरोरुह श्याम, तरुन अरुन बारिजनयन ॥
करौ सो मम उरधाम, सदा क्षीरसागरशयन ॥ ३ ॥
कुंद इंदु सम देह, उमारमण करुणाअयन ॥
जाहि दीन पर नेह, करौ कृपा मर्दनमयन ॥ ४ ॥
बंदौं गुरुपद कंज, कृपासिंधु नररुप हरि ॥
महामोह तमपुंज, जासु बचन रविकर निकर ॥ ५ ॥

**અર્થ.**—જેના સ્મરણ માત્રે કરી ગજવદન એવા ગણપતિ અણિમાદિ અષ્ટ મહાસિદ્ધિઓને પામી, ગુણ અને બુદ્ધિના ભંડારરૂપ થયા, તે શ્રીરામચંદ્રભગવાન્ મારાપર અનુગ્રહ કરો. જેના ધ્યાનથી સાધનો અને સુખો સાનુકૂલ થાય એવા ગુણ અને બુદ્ધિના સદનરૂપ ગજાનન મારાપર કૃપા કરો. વિઘ્નવિનાશી, દેવતાઓના અધિપતિ, હાથીના જેવા મુખારવિંદવાળા અને બુદ્ધિના ભંડાર એવા આપ કે જેના સ્મરણે કરી સુસંપત્તિને પાત્ર થવાય, તે ગણપતિ મને સહાય કરો.॥૧॥ જેની નિર્મળ ભક્તિથી ગણપતિ સર્વ સિદ્ધિમય થયા, તેજ તારાગણમાં ઉત્તમ ચંદ્રમાના જેવા મુખારવિંદવાળા શ્રીરામચંદ્ર પ્રભુ મને પણ સુબુદ્ધિયુક્ત અને શુભગુણમય થવા મારાપર પ્રેમદૃષ્ટિ કરો. જેના સ્મરણથી સર્વ પ્રકારમય સિદ્ધિઓ પ્રાપ્ત થાયછે, બ્રહ્માદિક દેવતાઓના અધિપતિ, વિરાટ્ સ્વરૂપ ધારણ કરનારા, બુદ્ધિના ભંડાર અને શુભ ગુણના મંદિર એવા શ્રીરઘુનાથજી સદા કલ્યાણ કરો. જેની કૃપાથી મુંગા પ્રાણી વાચાળ થાયછે અને પાંગળાઓ વિકટ પર્વતો ઉલ્લંઘવા શક્તિવાન્ બનેછે, એવા દયાળુ કળિયુગના પરિતાપને ટાળનારા શ્રીરામચંદ્રજી મારા પર કૃપા કરો.[1] ॥૨॥

---

૧ આ સોરઠામાં તુલસીદાસે પોતાની વાણીને પ્રભુના ગુણ ગાવામાં મુંગી એટલે અસમર્થ અને પ્રભુના ચરિત્રરૂપ પર્વત ઉલ્લંઘવા પોતાને પાંગળા માની સ્તુતિ કરી છે.

નીલ કમળના જેવા શ્યામ અને રાતા કમળના જેવાં ચક્ષુવાળા ભગવાન્ રામચંદ્ર જેમ ક્ષીરસાગરમાં શેષ શય્યાપર પોઢ્યા છે, તેમ મારા અંતઃકરણને ક્ષીરસાગરરૂપે માની તે નારાયણ સદા વાસ કરો. ॥ ૩ ॥ ધોળાં કમળ અને ચંદ્રમાના જેવો શ્વેત છે દેહ જેનો એવા, જગદંબા ઉમાને સુખ આપનારા, કૃપાના સાગર, દીન જનોપર પ્રીતિ રાખનારા તથા મદન મર્દન એટલે કામદેવનો નાશ કરનારા પાર્વતીપતિ શ્રીશંકર મારાપર કરુણા કરો. ॥ ૪ ॥ અજ્ઞાનરૂપી અંધારાંનો પોતાના વચનામૃતરૂપી કીરણોથી નાશ કરનારા, સૂર્યરૂપ, સાક્ષાત્ હરિ છતાં નરરૂપે પ્રગટ થએલા, દયાસિંધુ (નરહરિ[1]) ગુરુ દેવ (ગુરુ)નાં ચરણકમળને હું નમસ્કાર કરું છું. ॥ ૫ ॥

**चो०** बंदौं गुरुपदपद्मपरागा । सुरुचि सुबास सरस अनुरागा ॥
अमियमूरि मय चूरण चारु । समन सकल भवरुज परिवारु ॥ १ ॥
सुकृत संभूतन बिमलबिभूती । मंजुल मंगल मोदप्रसूती ॥
जनमन मंजु मुकुर मलहरणी । किये तिलक गुणगण बसकरणी ॥ २ ॥
श्रीगुरुपदनखमणिगणजोती । सुमिरतादिव्यदृष्टिहियहोती ॥
दलनमोहतमहंसप्रकासू । बडे भाग्य उर आवहिं जासू ॥ ३ ॥
उघरहिं बिमल बिलोचनहीके । मिटहिं दोष दुख भवरजनीके ॥
सूझहिं रामचरितमणिमाणिक्र । गुप्त प्रगट जहंजो जेहि खानिक ॥ ४ ॥

**અર્થ.**—નમસ્કાર કરવાને યોગ્ય ગુરુનાં ચરણારવિંદની રજ, કે જેમાં સુંદર સુગંધ અને અમૃતતુલ્ય રસ સમાયેલ છે, ઓષધિના ચૂર્ણોને ગ્રહણ કરવાથી જેમ શરીરના સર્વે રોગો શાંત થાયછે તેમ જેના સ્પર્શથીમાત્રથી સંસારના જન્મ-મરણાદિક રોગનો વંશ નિર્મૂળ થઇ જાય છે, ॥ ૧ ॥ નિર્મળતા અને પુણ્ય આપનારી મહાદેવના શરીરની વિભૂતિ મંગળીક, સ્વચ્છ, હર્ષને ઉત્પન્ન કરનારી, મનુષ્યના મનરૂપી દર્પણના મેલનો નાશ કરી ઉજ્વલ કરનારી અને જેનું તિલક કરતાં અનેક ગુણને વશ કરે છે, ॥ ૨ ॥ એવી વિભૂતિ તથા ગુરુચરણની રજને હું નમસ્કારપૂર્વક મારા મસ્તક ઉપર ધારણ કરું છું. સદ્વિદ્યાના ભંડારરૂપ શ્રીગુરુનાં ચરણારવિંદની આંગળીઓ અને તેની ઉપરના મણિરૂપ નખોના સમુદાયનો પ્રકાશ સ્મરણમાત્રથી મનુષ્યના હૃદયમાં જ્ઞાનરૂપી ચક્ષુ પ્રાપ્ત કરેછે, મોહરૂપી અંધકારનો સૂર્યની પેઠે નાશ કરે છે, તે જેનાં સદ્ભાગ્ય હોય છે તેના જ ચિત્તમાં પ્રાપ્ત થાય છે. ॥ ૩ ॥ વળી હૃદયનાં ચક્ષુ (નિર્મળ જ્ઞાનનેત્રો) ખુલ્લાં થઈ જાયછે અને સંસારરૂપી રાત્રીના દોષ તથા દુઃખ દૂર થાયછે, જેથી શ્રી રામચંદ્રજીનાં ચરિત્રરૂપી મણિ અને માણેક જે ખાણમાં ગુપ્ત હોય ત્યાંથી ઝવેરીઓની પેઠે શોધી શકાય છે અને તે મળી આવે છે. ॥ ૪ ॥

**दोहा०** यथासु अंजन आंजिदृग, साधक सिद्ध सुजान ॥
कौतुक देखहिं सैलबन, भूतल भूरिनिधान ॥ १ ॥

[1] તુળસીદાસજીના ગુરુનું નામ 'નરહરિ' હતું.

**અર્થ.**—જેમ સુંદર સિદ્ધાંજન આંજવાથી સાધના કરનાર સેવક સિદ્ધપદવીને પામી, ચાતુર્યતાથી પર્વત, વન અને પૃથ્વી ઉપર થતાં અદૃશ્ય કૃત્યોને જાણી શકે છે, તેમ શ્રીરામચંદ્રજીનાં કૃત્યો (કૌતકો) ગુરુચરણની રજના પ્રતાપે જોવામાં આવે છે. ॥ ૧ ॥

**ચો०** गुरुपद रज मृदु मंजुल अंजन । नयन अमियदृगदोषबिभंजन ॥
तेहि करि बिमल बिबेक बिलोचन । बरनौं रामचरित भवमोचन ॥ १ ॥
बंदौं प्रथम महीसुरचरणा । मोहजनित संशय सब हरणा ॥
सुजनसमाज सकलगुणखानी । करौं प्रणाम सप्रेम सुबानी ॥ २ ॥
साधुचरित शुभ सरिस कपासू । निरस विशद गुणमय फल जासू ॥
जो सहि दुख परछिद्र दुरावा । बंदनीय जेहि जगजशपावा ॥ ३ ॥
मुदमंगलमय संतसमाजू । ज्यों जगजंगमतीरथराजू ॥
रामभक्ति जहं सुरसरिधारा । सरस्वति ब्रह्मबिचार प्रचारा ॥ ४ ॥
बिधिनिषेधमय कलिमलहरणी । कर्मकथा रविनंदिनि बरणी ॥
हरिहरकथा बिराजति बेनी । सुनत सकल मुदमंगलदेनी ॥ ५ ॥
बट विश्वास अचल निजधर्मा । तीरथराज समाज सुकर्मा ॥
सबहि सुलभ सबदिन सबदेशा । सेवत सादर समनकलेशा ॥ ६ ॥
अकथ अलौकिक तीरथ राउ । देइ सद्य फल प्रगट प्रभाऊ ॥

**અર્થ.**—નયનામૃત અંજનરૂપી ગુરુચરણારવિંદની રજ દૃષ્ટિના સર્વ દોષનું નિવારણ કરે છે. તે અંજન મારા વિવેકરૂપી નેત્રોને નિર્મળ કરી જન્મ-મરણાદિક દુઃખોથી મુક્ત કરાવનારાં શ્રીરામચરિત્ર વર્ણન કરવા મને શક્તિવાન્ કરો. ॥૧॥ મોહથકી ઉત્પન્ન થયેલા સર્વ સંશયોને નાશ પમાડનાર આદિ ગુરુ વસિષ્ઠનાં ચરણ અને બીજા સર્વ બ્રાહ્મણોનાં પદને હું નમસ્કાર કરું છું. સર્વ ગુણોની ખાણરૂપ સજ્જનોની સભાને પ્રેમપૂર્વક આદર વચનોથી હું પ્રણામ કરું છું ॥ ૨ ॥ કપાસના જેવાં સાધુજનોનાં ચરિત્રો છે, જેમ "રૂ" માં રસ નથી પણ તે સ્વચ્છ છે, તેમ સાધુપુરુષોનાં ચરિત્રો વિષયાદિક દુઃરસરહિત પવિત્ર છે અને અત્યંત ગુણમય ફળયુક્ત છે, કારણ કે પોતે અનેક અસહ્ય સંકટો વેઠીને[1] પણ પરોપકારબુદ્ધિથી પરછિદ્રોને ઢાંકે છે, જેથી સ્તુતિપાત્ર અને વંદનીય થઇ આખા જગતમાં યશને પ્રાપ્ત થાય છે. ॥ ૩ ॥ તે સંતપુરુષોનો સમાજ હર્ષ અને મંગળમય છે, જગતના તીર્થોમાં રાજારૂપ પ્રયાગરાજજીની પેઠે જ્યાં ધારે ત્યાં લઈ જવાય એવો સંતસમાજ પણ એક તીર્થરાજ છે (જેમ પ્રયાગરાજ આગળ ત્રિવેણી એટલે ગંગાજી, યમુનાજી અને ગુપ્ત વહેતાં સરસ્વતીજી મળે છે તેમ સંતસમાજમાં રહેલી ત્રિવેણી જેમાં) શ્રીરામચંદ્રજીની ભક્તિરૂપ ગંગાજીની ધારા અને બ્રહ્મના વર્ણનરૂપ સરસ્વતી, ॥૪॥ ત્યાગ કરવાને યોગ્ય દુષ્કર્મ કથાઓને છોડી ગ્રહણ કરવાને યોગ્ય સુકર્મ કથા લેવારૂપ કળિયુગના અઘઓઘનો નાશ કરનારી યમુનાજી છે અને બ્રહ્મા, વિષ્ણુ તથા મહાદેવજીની

---

૧ ભોગવીને

કથારૂપ ત્રિવેણીઘાટ શોભે છે, જે સાંભળવાથી મંગળમય અત્યાનંદ ઉત્પન્ન કરે છે; ॥૫॥ અને વિશ્વાસરૂપી અક્ષય્ય વડ તથા સ્વધર્મરૂપી તેની સ્થીરતા છે, એવા તીર્થરાજરૂપી એ સંતસમાજમાં સુંદર કર્મો રહ્યાં છે. વળી પ્રયાગરાજ દૂરછે જેથી પ્રસંગોપાત[1] અને બહુ કરી માઘમાસની મકરસંક્રાંતિએ જ જવાય. વળી તે તીર્થ એકજ સ્થળે હોવાથી છેટાઇના કારણને લીધે કેટલાક જનોને દુર્લભ થાયછે, પણ આ સંતસમાજરૂપ પ્રયાગરાજ તો સર્વ સ્થળે હોવાથી સકળ સંસારને સુલભ છે. તેનો સદાસર્વદા સંગ કરવાથી જન્મ-મરણનાં દુઃખ નાશ પામેછે. ॥ ૬ ॥

(આ ચોપાઈમાં રામચંદ્રજીની ભક્તિ એટલે વિષ્ણુની ભક્તિરૂપ પ્રગટ ગંગાજી માની બ્રહ્માવચાર અથવા બ્રહ્મના વર્ણનરૂપ ગુપ્ત સરસ્વતી માની યમુનાજી શ્યામ હોવાથી તમોગુણના નાશરૂપ અથવા શ્યામતા એટલે પાપના મેલનો નાશ કરતા એવા સદાશિવની ભક્તિરૂપ યમુનાજી માની, પ્રાગરાજ આગળ થતી ગંગા, યમુના અને ગુપ્ત સરસ્વતીના સંગમથી થએલી ત્રિવેણી સંતસમાજમાં કલ્પી મોક્ષ દાતા એવા પ્રયાગ-રાજ તીર્થરૂપ તુલસીદાસે સંતસમાજને કહ્યો છે અને તેમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહા-દેવજીની ભક્તિરૂપ ત્રિવેણીનો ઘાટ કરી પછીથી જ્યાં ઇચ્છા થાય ત્યાં ચાર સંતો તેવી સભા નીમી શકે, માટે પ્રયાગરાજજી કરતાં પણ તેને સુલભ એટલે સહેલો કહ્યો છે અને તેમાં વિશ્વાસને તડકામાં છાયા આપનારની પેઠે સુખદાયક ગણ્યોછે અને સ્થિરતાથી સ્વધર્મનિષ્ઠા રાખવાની પણ તે કવિ ભલામણ કરેછે. જે કારણથી કોઇના કહેવામાં નહી આવે એવો અલૌકિક તીર્થરાજ સંતસમાજ તુરત ફળને આપેછે, તેથી જ તેનો પ્રગટ પ્રભાવ છે.)

**दो॰** सुनि समुझहिं जन मुदितमन, मज्जहिं अति अनुराग ॥
लहहिं चारिफल अछततनु, साधुसमाज प्रयाग ॥ २ ॥

**અર્થ.**—સાધુસમાજરૂપી પ્રયાગરાજ ત્રિવેણીમાં જે પ્રાણી આનંદ મનવડે પ્રીતિથી સમજણયુક્ત ભગવત્ યશ-શ્રવણરૂપી સ્નાન કરેછે, તે સજીવ દેહે ચાર ફળોને પામેછે.[2] ॥૨॥

**चो॰** मज्जन फल देखिय ततकाला । काकहोहिं पिकबकहुमराला ॥
सुनि आश्चर्य करहि जनि कोइ । सतसंगति महिमा नहिं गोई ॥ १ ॥
बालमीक नारद घटयोनी । निजनिजमुखन कही निजहोनी ॥
जलचर थलचर नभचर नाना । जे जड चेतन जीवजहाना ॥ २ ॥
मतिकीरति गति भूति भलाई । जब जेहि यतन जहां जेहि पाई ॥
सो जानब सतसंग प्रभाउ । लोक हुं बेद न आन उपाऊ ॥ ३ ॥
बिनु सतसंग बिबेक न होई । रामकृपा बिनु सुलभ न सोई ॥
सतसंगति मुद मंगलमूला । सोई फलसिधि सब साधनफूला ॥ ४ ॥

---

૧ વખત મળ્યે. ૨ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર ફળો છે.

शठ सुधरहिं सतसंगति पाई। पारस परशि कुधातु सुहाई॥
बिधिबससुजनकुसंगतिपरहीं। फणिमणिसमनिजगुणअनुसरहीं ॥ ५ ॥
बिधि हरि हर कवि कोविदबानी। कहत साधुमहिमा सकुचानी॥
सोमोहिसन कहिजात न कैसे। साकबणिक मणिगणगुण जैसे ॥ ६ ॥

**અર્થ.**—ભગવત ગુણ સાંભળવારૂપી સ્નાનનું તેજ વખતે દેખાતું ફળ એવું છે કે, કાગડો[1] કોકીલા[2]નું રૂપ પામેછે, અને બગલો[3] હંસ[4]ના સ્વરૂપને પામે છે. તેમાં કોઇને આશ્ચર્ય લાગતું હોય તો કાંઈ સત્સંગનો મહિમા ગુપ્ત નથી. ॥ ૧ ॥ ઋષિવાલ્મીક, નારદજી અને અગસ્ત્યમુનિએ પોતપોતાના પૂર્વજન્મનું ચરિત્ર પોતાના મુખથી કહ્યું છે.[5] વળી સત્સંગના પ્રભાવથી, પૃથ્વીપર, જળમાં, અને આકાશનેવિષે (અંતરીક્ષમાં) ફરનારાં અનેક જડ અને ચૈતન્ય પ્રાણીઓમાંના ॥ ૨ ॥ જેણે મતિ, કીર્તિ, મોક્ષસંપત્તિ અને ભલાઇ વિગેરે જે જે વસ્તુઓ મેળવવા યત્ન કર્યો, તે તે વસ્તુઓ તેઓ મેળવી શક્યાં. પૂર્ણ આત્મજ્ઞાનવિના એકલા વેદશાસ્ત્રાદિકના અભ્યાસથી કે બીજા ઉપાયોથી સત્સંગનો પ્રતાપ જાણી શકાતો નથી; અને તે જાણવા તથા જ્ઞાન મેળવવા શ્રીરામકૃપાવગર સુલભ થતું નથી. સત્સંગ આનંદ અને મંગળનું મૂળ તથા તેજ સતસંગત તેનું ફળ અને સકળ સાધનો તેના ફૂલરૂપ છે. ॥ ૩–૪ ॥ જેમ પારસમણિ પોતાના સ્પર્શથી લોઢાને સુવર્ણ બનાવી દેછે, તેમ સંતસોબતે ખળ સુધરે છે. કદાચ સુકર્મને વશ થયેલો સજ્જન ખળપુરુષની સોબતમાં પડે, તોપણ સર્પના માથા ઉપરનો મણિ જેમ સર્પમાં રહેલું વિષ ગ્રહણ ન કરતાં પોતાનાજ સ્વરૂપમાં રહી પ્રકાશ આપે છે,[6] તેમ તે પોતાની સજ્જનતાને છોડતો નથી એવો સંતપુરુષોનો મહિમા કહેવામાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સરસ્વતી, કવિ અને પંડિતો પણ સંકોચ પામેછે. જેમ ખોટાં મોતીનો વેચનાર મણિઆદિ રત્નોની પરીક્ષા કરી શકતો નથી અને શાકભાજીનો વેચનાર પકવાનોરૂપી મણિના ભાવ જાણતો નથી તેવો હું પ્રભુના ગુણને કેમ વર્ણવી શકું? ॥ ૫ ॥

दो० बंदौं संत समानचित, हित अनहित नहिं कोउ॥
अंजलिगत शुभसुमनजिमि, समसुगंध करदोउ ॥ ३ ॥
संत सरलचित जगतहित, जानि सुभाव सनेहु॥
बालबिनय सुनि करि कृपा, रामचरण रति देहु ॥ ४ ॥

**અર્થ.**—હાથના ખોબામાં લીધેલું સુંદર પુષ્પ હાથ અને નાસીકા, બન્નેને સરખી સુગંધ આપેછે તેમ જેના શત્રુ, મિત્ર કોઈ નથી એવા સમ દૃષ્ટિવાળા સંતપુરુષોને હું

૧ મેલા મનવાળો પાપી પુરુષ. ૨ મધુર કંઠવાળા સ્વચ્છ ધર્મનિષ્ઠ મનુષ્ય. ૩ અજ્ઞાન અને આપસ્વાર્થી પુરુષ. ૪ જ્ઞાની અને પરોપકારી પુરુષ. ૫ વાલ્મીક ઋષિ પુર્વજન્મે ભીલ હતા, પણ પાછળથી સપ્તઋષિના બોધે કરી "રામ" શબ્દ મોઢામાંથી કાઢતાં ન આવડવાને લીધે "મરા, મરા" એવા શબ્દોચ્ચારથી ઋષિપદને પામ્યા. તેમ નારદજી પૂર્વજન્મે દાસીપુત્ર હતા પણ બ્રાહ્મણોના સત્સંગથી ભક્તિમાં પ્રવર્તી ઋષિપદને પામ્યા અને અગસ્ત્યમુનિ સત્સંગથી પ્રભુના સ્મરણમાત્રે ત્રણ અંજલિમાં સમુદ્રનું શોસન કરી ગયા હતા. આ કથાઓ કાવ્ય પુરાણાદિકમાં પ્રસિદ્ધ છે. ૬ મણિ ઝેર ઉતારે છે.

વંદન કરુંછું. ॥૩॥ સ્વભાવવડે જ સ્નેહી અને સરળચિત્તવાળા પરોપકારી સંતપુરુષો જગતના કલ્યાણાર્થે મારો બાળ વિનય સાંભળી કૃપા કરી મને શ્રીરામચંદ્રજીનાં ચરણપ્રત્યે પ્રીતિ આપો. ॥ ૪ ॥

**ચો०** बहुरि बंदि खलगण सति भाए। जे बिनु काज दाहिनेवाए ॥
परहित हानि लाभ जिन्हकेरे। उजरे हर्ष बिषाद बसेरे ॥ १ ॥
हरि हर यश राकेश राहुसे। पर अकाज भट सहसबाहुसे ॥
जे परदोष लखहिं सहसाखी। परहित घृत जिनके मन माखी ॥ २ ॥
तेज कृशानु रोष महिषेशा। अघ अवगुण धन धनिकधनेशा ॥
उदयकेतु समहित सबहीके। कुंभकरण समसोवत नीके ॥ ३ ॥
पर अकाज लगि तनु परिहरहीं। जिमिहिम उपल कृषीदल गरहीं ॥
बंदौं खलजस शेष सरोषा। सहसबदन बरणे परदोषा ॥ ४ ॥
पुनि प्रणवौं पृथुराज समाना। पर अघ सुनै सहसदश काना ॥
बहुरि सक्रसम बिनवौं तेही। संतत सुरानीक हित जेही ॥ ५ ॥
बचनबज्र जेहि सदा पियारा। सहसनयन परदोष निहारा ॥

**અર્થ.**—હવે હું વિનાકારણે સઘળાઓની સાથે અવળા ચાલનારા ખળ પુરુષોના સમાજને રૂડી રીતે નમસ્કાર કરુંછું. જેઓ પારકા હીતની હાનિને લાભ સરખી માનેછે અને બીજાનું ઘર ઉજ્જડ કરવામાં જેઓ આનંદ માનેછે; તથા બીજાનું સંસારસુખ જોઈ જેઓ પોતાના મનમાં ખેદ પામેછે; ॥૧॥ વળી વિષ્ણુ તથા મહાદેવના યશરૂપી ચંદ્રમાને રાહુરૂપ વિઘ્ન કરનાર અને પારકું ભૂંડું કરવામાં હજાર હાથવાળા સહસ્રાર્જુન તથા બાણાસુરરૂપી થઈ રહ્યા છે; જે બીજાનો એકગણો દોષ હજારગણો કરી જુવેછે; અને પારકાં કલ્યાણરૂપી ઘીમાં માંખીરૂપ જેનું મન થાયછે, ॥ ૨ ॥ જેનું તેજ અગ્નિજેવું અને રોશ યમરાજા તથા મહિષાસુર સરખો છે; પાપ તથા અવગુણરૂપી દ્રવ્યથી કુબેરસરખા ધનવાન્ છે; અને બીજાનાં કલ્યાણ કરવામાં કેતુના ઉદય સરખું દુઃખ ઉત્પન્ન કરનારા છે; માટે એવા તો કુંભકરણની પેઠે સૂતા જ સારા; ॥૩॥ વળી તે બિચારાઓ એવા તો દયાવાળા છે કે જેમ બરફનો વરસાદ ખેતર ઉપર પડી મોલનો નાશ કરેછે અને પોતે પણ સૂર્યનાં ઉદયથી નાશ પામેછે તેમ બીજાનાં ભુંડા માટે પોતાના દેહનો પણ નાશ કરેછે; વળી શેષજીની પેઠે ક્રોધવાળા તે ખળ પુરુષોને વંદન કરુંછું, કારણ કે જેમ શેષજી પોતાના હજાર મુખવડે રામનામનો જપ કર્યા કરેછે; તેમ તેઓ પારકા દોષનું વર્ણન કરવામાં પોતાના એક મુખને પણ એટલી જ મહેનત આપેછે. ॥૪॥ વળી તેમને રાજા પૃથુના જેવા જાણી વંદન કરુંછું, કારણ કે પૃથુ જેમ દશ હજાર કાનવડે ભગવત્ નામ શ્રવણ કરતા હતા, તેમ જેઓ પોતાના બેઉ કાનને પણ તેવા જ કરી પારકા પાપને સાંભળે છે. વળી તેઓને ઇંદ્ર સરખા જાણી વંદન કરુંછું: કે

જેઓને અમૃતની પેઠે મદીરા નિરંતર પ્રિય અને હિતકારી છે; ॥૫॥ તથા વચનરૂપી વજ્ર સર્વદા પ્યારાં છે; વળી પારકા દોષ જોવામાં બે આંખ છતાં પણ જેઓ ઇંદ્રની પેઠે હજાર આંખવાળા છે.

**दो॰ उदासीन अरि मित्रहीत, सुनत जरहिं खलरीति ॥**
**जानु पाणिजुग जोरिकरि, बिनती करों समीति ॥ ५ ॥**

**અર્થ.**—સાધુ, મિત્ર અને શત્રુનું કલ્યાણ સાંભળી સદા બળ્યા કરેછે એવી રીતિવાળા શઠ પુરુષને હું ઘુંટણભર બેસી બેઉ હાથ જોડી પ્રીતિસહિત વિનતિ કરું છું, અથવા મહાદેવના શત્રુ કામદેવ, તેના મિત્ર ઇંદ્ર, તેમનું હિત કરતા વિષ્ણુ એ નામ સાંભળતાં જ બળે છે એવી રીતિવાળા ખળ પુરુષને હું ઘુંટણભર બેસી બેઉ હાથ જોડી વિનતિ કરુંછું અથવા એવા ઉદાસી સાધુ પુરુષો તેમના તો શત્રુ જ. વળી મિત્રનું હિત સાંભળી સદા પોતાના મનનેવિષે જે બળ્યા કરેછે એવી રીતિવાળા ખળ પુરુષોને હું વારંવાર ઘુંટણભર બેસી બેઉ કર જોડી વિનતિ કરુંછું. ॥ ૫ ॥

**चो॰ मैं आपन दिसि कीन्ह निहोरा । तिन निजओर न लाउव भोरा ॥**
**बायस पालिय अति अनुरागा । होहि निरामिष कबहुंकि कागा ॥ १ ॥**
**बंदौं संत असज्जन चरणा । दुखप्रद उभय बीच कछु बरणा ॥**
**बिछुरत एक प्राण हरि लेहीं । मिलत ऐक दारुण दुख देहीं ॥ २ ॥**
**उपजहिं एक संग जलमाहीं । जलजजोंकजिमि गुणबि लगाहीं ॥**
**सुधा सुरा सम साधु असाधू । जनक एक जग जलधि अगाधू ॥ ३ ॥**
**भलअनभलनिजनिजकरतूती । लहतसुयशअपलोकबिभूती ॥**
**सुधासुधाकरसुरसरिसाधू । गरलअनलकलिमलसरिब्याधू ॥ ४ ॥**
**गुण अवगुण जानत सब कोई । जो जेहि भाव नीक तेहि सोई ॥**

**અર્થ.**—એવા (ઉપર કહેલા) નીચ પુરુષોની સ્તુતિ મેં મારા વાસ્તે જ કરી (મારા કામમાં વિઘ્ન ન થવામાટે) તથાપિ તેઓ પોતાનાં અજ્ઞાનપણાને લીધે કાંઈપણ લક્ષમાં લેશે નહીં. જેમ કે, અતિ પ્રેમપૂર્વક કાગડાનું પાલન કર્યું હોય અને તેને સુવર્ણના પિંજરામાં રાખી ઘણા મેવા અને પકવાન્નાદિકનો ખોરાક આપ્યો હોય તોપણ શું, તે માંસ ભક્ષણ કરયા વગર રેહે? ન જ રહે. ॥૧॥ તેથી જ સંત અને ખળ પુરુષોનાં ચરણનું વંદન કરું છું, કારણ કે તે બેઉ દુઃખને આપનારાં છે પણ તેમાં કાંઇ ભેદ છે; તે એ કે, જો એક સંતનો વિયોગ થાય છે તો તે જ વખત પ્રાણને હરણ કરેછે; અને એક ખળનો જો મેળાપ થાય તો તુરત દુઃખરૂપ થાયછે. ॥ ૨ ॥ જેમ કે જળો અનેક મળ સાથે જ જળમાં ઉત્પન્ન થાયછે, છતાં કમળમાં લોહી વધારવાનો અને જળોમાં લોહી આકર્ષણ કરવાનો ગુણ સમાયો છે. તેમ જ અમૃત અને મદિરા એક સંગે જ મહા સાગરમાંથી ઉત્પન્ન થયાછે, તો પણ તેમનાં

જીવન મરણાદિક ગુણો જૂદા જૂદા છે. માટે ભલાઈ અને બુરાઈ પોતપોતાની કરણી પ્રમાણે પ્રાપ્ત થાયછે, તેમ સુયશ અને અપયશ પ્રાપ્ત થવાનો આધાર પણ કરણી ઉપર જ છે. તેથી જ અમૃત, ચંદ્રમા અને ગંગાતુલ્ય (પવિત્ર) સાધુ પુરુષ અને વિષ, અગ્નિ તથા કર્મનાશા નદીતુલ્ય (અપવિત્ર) અસાધુ કહ્યા છે. ॥ ૪ ॥ ગુણ અવગુણને સર્વકો જાણે છે, પણ જે જેને ભાસે, તે તેને સારો માને છે.

दो० भलो भलाइ पै लहहि, लहहिं निचाई नीच ॥
सुधा सराहिय अमरता, गरल सराहिय मीच ॥ ६ ॥

**અર્થ.**—અમૃત જેમ પોતાના અંતઃકરણમાં વખાણ કરતું હોય કે મારું પાન કરવાથી જનો અમર થાયછે; તે મારું નામ લેતાં અમર ન થાય તો પછી હું અમૃત શાનું ? અને વિષ પોતાના મનમાં અભિમાન ધરાવે કે, મારું પાન કરવાથી મનુષ્યો મરણ પામેછે; તે મારું નામ લેતાં જ દેહ ત્યાગ ન કરે તો હું ઝેર શાનું ? તેમ જ ભલો ભલાઇની અને બુરો બુરાઇની જ સદા ઇચ્છા રાખેછે. ॥ ૬ ॥

चो० खलअघअगुणसाधुगुणगाहा । उभयअपारउदधिअवगाहा ॥
तेहिंतें कछु गुण दोष बखानें । संग्रह त्याग न बिनु पहिचानें ॥ १ ॥
भलेउपोच सब बिधि उपजाये । गणि गुणदोष बेदबिलगाये ॥
कहहिं बेद ईतिहास पुराना । बिधि प्रपंच गुण अवगुण साना ॥ २ ॥
दुख सुख पापपुण्य दिनराती । साधु असाधु सुजाति कुजाती ॥
दानव देव उंच अरु नीचू । अमिय सजीवनि माहुर मीचू ॥ ३ ॥
माया ब्रह्म जीव जगदीशा । लक्ष अलक्ष रंक अवनीशा ॥
कासी मग सुरसरि कर्मनाशा । मरुमालव महिदेव गवाशा ॥ ४ ॥
स्वर्ग नरक अनुराग बिरागा । निगमागम गुणदोष बिभागा ॥

**અર્થ.**—ખળ પુરુષો અવગુણ અને સાધુ પુરુષો સદ્ગુણને સદૈવ ગ્રહણ કરેછે. એ બેઉ ગુણ અને અવગુણરૂપી સમુદ્ર અપાર છે, અને તેઓની ઓળખાણ વગર ગ્રહણ કે ત્યાગ થઈ શકતો નથી. માટે તેમાંના થોડા ગુણ દોષના વખાણનું અહીં વર્ણન કરુંછું ॥ ૧ ॥ ભલા તથા બુરા આદિ કવિ બ્રહ્માએ ઉત્પન્ન કર્યા અને તેમના ગુણદોષની પણ ગણના કરી છે. વેદે તેઓને જૂદે જૂદે રૂપે જણાવ્યા; માટે વેદ, પુરાણ અને ઇતિહાસ એવી રીતે વર્ણન કરેછે કે, બ્રહ્માનો પ્રપંચ, ગુણ અને અવગુણરૂપ જ છે. ॥૨॥ જેવાં કે, સુખ અને દુઃખ, પાપ અને પુણ્ય, દિવસ અને રાત્રિ, સંત અને ખળ, સુજાત અને કુજાત, દેવ અને દાનવ, ઉંચ અને નીચ, જીવનદાતા અમૃત અને મરણનું કર્તા વિષ. ॥ ૩ ॥ માયા અને બ્રહ્મ, જીવ અને ઇશ્વર, લક્ષ્ય અને અલક્ષ્ય, રંક અને રાજા, કાશી અને મઘા ક્ષેત્ર, ગંગા અને કર્મનાશા, મરુ અને માલવ દેશ, બ્રાહ્મણ અને કસાઈ ॥ ૪ ॥ સ્વર્ગ અને નર્ક, પ્રીતિ અને વૈરાગ્ય અને ગુણ તથા દોષ વિગેરેના વિભાગો વેદશાસ્ત્રે કર્યા છે. ॥

दो० जडचेतन गुणदोषमय, विस्वकीन्ह करतार ॥
संतहंसगुणगहहिपय, परिहरि बारि बिकार ॥ ७ ॥

**અર્થ.**—ગુણ અને દોષમય, જડ તથા ચૈતન્યરૂપ જે વિશ્વ, તે સઘળું બ્રહ્માએ રચ્યું છે. તોપણ તેમાં રહેલા સંતરૂપી હંસ, સદ્‌ગુણરૂપી દૂધને જ ગ્રહણ કરેછે; અને અવગુણરૂપી જળવિકારનો ત્યાગ કરેછે. ॥ ૭ ॥

चो० अस बिबेक जब देहिं बिधाता । तब तजि दोष गुणहिं मनराता ॥
काल सुभाव कर्म बरिआइ । भलेउ प्रकृति बसचूक भलाइ ॥ १ ॥
सो सुधारि हरिजन जिमि लेहीं । दलि दुख-दोष बिमल जस देहीं ॥
खलउ करहि भलपाईसुसगूं । मिटहिं न मलि न सुभाव अभंगू ॥ २ ॥
लखि सुबेष जगबंचक जेऊ । बेष प्रताप पूजियत तेऊ ॥
उघरहिं अंत न होइ निबाहू । कालनेमि जिमी रावण राहू ॥ ३ ॥
किये कुबेष साधु सनमानू । जिमि जग जामवंत हनुमानू ॥
हानि कुसंग सुसंगति लाहू । लोकहु बेद बिदित सबकाहू ॥ ४ ॥
गगन चढै रज पवन प्रसंगा । कीचइ मिलइ नीच जलसंगा ॥
साधु असाधु सदन सुकसारी । सुमरहिं राम देहिं गणगारी ॥ ५ ॥
धूम कुसंगति कारिख होई । लिखिय पुराण मंजुमसि सोई ॥
सोई जल अनल अनिल संघाता । होई जलद जगजीवन दाता ॥ ६ ॥

**અર્થ.**—આવું જ્ઞાન, બ્રહ્મા આપે તો જ, દોષનો ત્યાગ કરાય અને ગુણમાં પ્રીતિ બંધાય; કાળ સ્વભાવ અને કર્મોના બળે કરી, માયાને વશ થઈ ભલા પુરુષો પણ ભલાઇને ભૂલી જાય છે. ॥ ૧ ॥ તેને પણ ભગવાનના ભક્તો સુધારી લેછે, અને દોષ તથા દુઃખોનો નાશ કરી શ્રેષ્ઠ યશ આપેછે. કદાચિત્ ખળ પુરુષ સંત સોબતમાં મળે, તોપણ પોતાનો મલીન અને કઠણ સ્વભાવ સુસંગના પ્રભાવે પણ મટાડી શકતો નથી. ॥ ૨ ॥ કદાચ જગતને ઠગવાવાસ્તે કોઈ પણ સંતવેષ ધારણ કરે, તો તે વેષના પ્રતાપે તે દંભી પૂજાયછે. જેમ કે—“ કાલનેમી, રાવણ[1] અને રાહુની પેઠે દાંભિક વેષથી ભક્તજનોમાં માન મેળવેછે, પણ અંતે તે તે વેષના મૂળ ફળને પ્રાપ્ત થતો નથી. ॥ ૩ ॥ ખરાબ વેષમાં પણ સ્વચ્છ મનવાળા હોય, અને સંત પુરુષોના સમાજમાં માન પામતા હોય, તો તે જગતમાં—જાંબુવાન[2] અને હનુમાનજીની પેઠે પૂજાયછે. માટે કુસંગ હાનિ-

---

૧ કાલનેમિએ ઢોંગ કર્યાની કથા લંકાકાંડમાં છે. વળી રાવણ સાધુ વેષ ધારણ કરી સીતાજી પાસે સંત સરખું માન પામી પોતાના કામમાં ફાવી ગયો, પણ છેવટનું પરિણામ દુઃખદાયક થયું; તેમજ રાહુ–દેવતાઓના મંડળમાં દેવરૂપ લઇ અમૃતપાન કરવામાટે બેઠો અને તે કર્યું, પણ અંતે તે દેવતાઓની યોગ્યતાને પ્રાપ્ત થયો નહિ. ૨ જાંબુવાન– દેખાવમાં રીંછ જેવા અને હનુમાનજી દેખાવમાં વાનર, જેવા હતા, પરંતુ સ્વચ્છમન અને ભક્તિને લીધે સંતપુરુષોમાં પૂજાયછે.

કર્ત્તા અને સુસંગ લાભદાયક છે, એમ બધા લોકોમાં સર્વત્ર પ્રસિદ્ધ છે અને શાસ્ત્રો પણ એમ જ કહેછે. ॥ ૪ ॥ ઉંચે ચડવાના વાયુના ગુણથી જમીનપરની રજ ઉપર ઉડેછે, અને નીચે પડવાના વર્ષાદના ગુણથી, તે જળની સાથે મળી તે જ રજ પાછી પૃથ્વીપર આવી કાદવરૂપ થાયછે. જેમ કે, સાધુના ઘરમાં રહેલાં પોપટ અને મેના રામ નામનું સ્મરણ કરેછે, અને તે જ પક્ષીઓ, ખળના ઘરમાં રહી, ઘણી ગાળો દેતાં શિખેછે, ॥ ૫ ॥ વળી જેમ, ધૂમાડાના સંગથી ભીંત કાળાશને પામેછે, અને તે જ કાળાશની મેશના જળથી શાસ્ત્રો અને પુરાણો લખાયછે, ( એટલે જળરૂપી સુસંગથી મેશ ઉજ્વળ શાસ્ત્રોમાં લખવાને પાત્ર થાયછે. ) તે જળ, અગ્નિ અને વાયુ સાથે મળવાથી જગતને જીવન આપનાર મેઘનું રૂપ ધારણ કરેછે. ॥ ૬ ॥

**दो०** ग्रह भेषज जल पवन पट, पाई कुजोग सुजोग ॥
होई कुवस्तु सुवस्तु जग, लखहिं सुलक्षण लोग ॥ ८ ॥
सम प्रकाश तम पाख दुहुं, नाम भेद विधि कींन्ह ॥
शशिपोषकशोषक समुझि, जगजसअपजसदींन्ह ॥ ९ ॥
जडचेतन जग जीवजे, सकल राम मय जानि ॥
बंदौं सबके पदकमल, सदाजोरि जुगपानि ॥ १० ॥
देव दनुज नर नाग खग, प्रेत पितर गंधर्व ॥
बंदौं किन्नर रजनिचर, कृपाकरहु अब सर्व ॥ ११ ॥

**અર્થ.**—નવે ગ્રહ, ઔષધ, પાણી, વાયુ અને વસ્ત્રાદિકમાંથી કોઇ પણ વસ્તુ, સારી હોય તે નરસી વસ્તુના સંગથી નરસી થાય અને ખરાબ વસ્તુ સારી વસ્તુના સંગથી સારી જ થાય છે. તેને જગતમાં સુલક્ષણા માણસો જ જાણે છે. ॥ ૮ ॥ નવે ગ્રહમાંથી કોઇ પણ ગ્રહ સારા ચંદ્રમાના ઘરમાં હોય તો સારું ફળ આપે અને નરસા ચંદ્રમાના ઘરમાં હોય તો ખરાબ ફળ આપે છે. મહિનાનાં શુકલ અને કૃષ્ણ એ બન્ને પક્ષો પ્રકાશ અને અંધકાર કરવામાં સરખાં છે, તોપણ બ્રહ્માએ તેમનાં નામનો ભેદ રાખ્યો છે. કારણ કે શુકલ પક્ષમાં ચંદ્રમા કળાને વૃદ્ધિ પમાડે છે, અને અંધારીઆમાં કળાને ઘટાડે છે, એમ જાણી જગત્ તેઓને યશ અને અપયશ આપેછે. ॥ ૯ ॥ જગતમાં જડ અને ચૈતન્ય જે પ્રાણીમાત્ર છે તેમને રામરૂપ જાણી સદા સર્વદા બેઉ હાથ જોડી તેમનાં ચરણકમળને હું વંદન કરું છું. ॥૧૦॥ દેવતાઓ, દૈત્યો, મનુષ્યો, સર્પો, પક્ષીઓ, પ્રેતો, પિતૃઓ, ગંધર્વો, કિન્નરો અને રાક્ષસાદિકોને હું વંદન કરું છું. તે સર્વ મારાપર કૃપા કરો. ॥૧૧॥

**चो०** आकर चार लाख चौरासी । जाति जीव नभ जल थलवासी ॥
सीय राममय सब जग जानी । करौं प्रणाम जोरि जुगपानी ॥ १ ॥
जानि कृपा करि किंकर मोहू । सब मिलिकरहु छांडि छल छोहु ॥
निज बलबुधि भरोस मोहि नाहीं । तातें बिनय करौं सब पाहीं ॥ २ ॥

करनचहौं रघुपतिगुण गाहा । लघुमति मोरि चरित अवगाहा ॥
सूझन एकौ अंग उपाऊ । मम मति रंक मनोरथ राऊ ॥ ३ ॥
मति अति नीच ऊंच रुचि आछी । चहिय अमियजग जुरैनछाछी ॥
क्षमिहहिं सज्जन मोरि ढिठाई । सुनिहहिं बालबचन मनलाई ॥ ४ ॥
ज्यो बालक कहे तोतरि बाता । सुनहिंमुदित मनपितु अरुमाता ॥
हंसिहहिं कूर कुटिल कुबिचारी । जे परदूषण भूषण धारी ॥ ५ ॥
निज कबित्त केहिलागननीका । सरस होउ अथवा अति फीका ॥
जेपर भणित सुनत हरषाहीं । ते बरपुरुष बहुत जग नाहीं ॥ ६ ॥
जग बहु नर सरिता समभाई । जे निज बाढ बढहिं जलपाई ॥
सज्जन सुकृत सिंधुसम कोई । देखि पूर्ण विधु बाढहिं जोई ॥ ७ ॥

**અર્થ**—ચાર ખાણુ અને ચોર્યાશી લાખ પ્રકારનાં, આકાશ, જળ અને પૃથ્વીમાં રહેનારા, જીવ તથા આખું જગત્ રામસીતામય જાણી, સર્વેને બે હાથ જોડી પ્રણામ કરું છું. ॥૧॥ અને તમો સર્વે, મને સેવક જાણી કૃપા કરી છળભેદ મૂકી સૌ મળી દયા કરો; મને મારી પોતાની બુદ્ધિના બળનો ભરોસો નથી, તે કારણુસર સર્વની પાસે નમ્રતા કરું છું. ॥ ૨ ॥ કારણ કે શ્રીરામચંદ્રજીના ગુણ ગાઈ સંભળાવવા ઇચ્છા રાખું છું. શ્રી રઘુનાથજીના ગુણ અસંખ્ય છે, અને મારી બુદ્ધિ તે આગળ અલ્પમાત્ર છે, માટે એક અંક પણ જાણવાને ઉપાય સૂઝતો નથી. ॥ ૩ ॥ તેમ મારી બુદ્ધિ ઘણી રંક છે, તથાપિ મનોરથો તો રાજસરખા કરું છું; વળી મતિ ઘણી નીચ છે, અને ઇચ્છા ઘણી ઉત્તમ, અને સુંદર છે. ઇચ્છુછું અમૃતપાન કરવા, પણ જગતમાં માગવા જતાં ટીપું છાશે મળતી નથી. ॥ ૪ ॥ માટે ઉત્તમ પુરુષો મારી એટલી બધી અવળાઇની ક્ષમા કરશો; અને બાળવિનોદતુલ્ય મારાં વચન જાણી, ધ્યાન દઈ સાંભળશો. જેમ બાળકો તોતડી ભાષા બોલે છે, તોપણ તેમનાં માબાપ તે બોલવું સાંભળી, મનમાં અત્યાનંદ પામેછે. ॥ ૫ ॥ (તેમ સંતપુરુષો મારાં આ કામથી આનંદ પામશે) ને પારકા દોષરૂપી દાગીનો ધારણ કરનાર કપટી, અને કુટિલ વિચારવાળા નિચ પુરુષો જ હાસ્ય કરશે. પોતાની વાત રસવાળી કે નીરસ હોય, તોપણ કોને સારી ન લાગે? ॥ ૬ ॥ પણ જે પારકી કવિતાને સાંભળી આનંદ પામે એવા ઉત્તમ પુરુષો જગતમાં બહુ થોડા છે. આ જગતમાં, નદિઓતુલ્ય[1] મનુષ્યો ઘણા છે, જેમાં પારકું પાણી આવતાં પોતાના પૂરને વધારે છે, પણ સમુદ્ર સરખો ગંભીર પુરુષ કોઇક જ હશે! સમુદ્ર જેમ પૂર્ણિમાના ચંદ્રને જોઈ વૃદ્ધિ પામે છે, તેમ સંતપુરુષો પ્રભુના[2] સ્વરૂપને જોઈ આનંદ પામે છે. ॥ ૭ ॥

दो० भाग छोट अभिलाख बड, करउं एक बिश्वास ॥
पैहहिं सुख सुनि सुजनजन, खल करिहैं उपहास ॥ १२ ॥

---

૧ અધૂરા પુરુષો થોડું ધન મળવાથી ઘણો આડંબર બતાવે છે, અને ગંભીર પુરુષો ઘણું ધન મળવા છતાં પણ પોતાની નમ્રતા અને મર્યાદામાં રહે છે. ૨ પ્રભુના સુયશ સાંભળી.

**અર્થ.**—હું ઓછા ભાગ્યવાળો છતાં, મનમાં મોટા મનોરથો રાખું છું, તોપણ આશ્રય એકજ છે, માટે શાણા પુરુષો મારી કવિતા સાંભળતાં જ સુખ પામશે અને કુટિલ પુરુષો મારી મશ્કરી કરશે. ॥ ૧૨ ॥

**ચો०** **खल परिहास होई हित मोरा । काक कहहिं कलकंठ कठोरा ॥**
**हंसिहहिं बकदादुरचातकी । हसहिं मलिन खलबिमलबातकी ॥ १ ॥**
**कबितरसिक न रामपद नेहू । तिन्हकहं सुखद हासरसएहू ॥**
**भाषा भणित मोरि मति थोरि । हंसिबे योग हंसौं नहिं खोरी ॥ २ ॥**
**प्रभुपदप्रीतिनसामुझिनीकी । तिन्हहिंकथा सुनिलागहि फीकी ॥**
**हरिहरपदरति मति न कुतरकी । तिन्हकहं मधुर कथा रघुबरकी ॥ ३ ॥**
**रामभक्ति भूषित जियजानी । सुनिहहिं सुजन सराहि सुबानी ॥**
**कवि नहोउं नहिं चतुर प्रबीना । सकल कला सब विद्याहीना ॥ ४ ॥**
**आखर अर्थ अलंकृत नाना । छंद प्रबंध अनेक बिधाना ॥**
**भावभेद रसभेद अपारा । कबित दोष गुण बिबिध प्रकारा ॥ ५ ॥**
**कबित बिबेक एक नाहिं मोरे । सत्य कहौं लिखि कागजकोरे ॥**

**અર્થ.**—જો ખળપુરુષો મારું હાસ્ય કરશે તોપણ તે હિતકારક છે; જેમ કે કાગડે-કોયલના સ્વરને કઠોર કહે, બગલો હંસના રૂપને વખોડે, દેડકો બપૈયાના શબ્દને ધિક્કારે, તેમ દુષ્ટ પુરુષો વિદ્વાનોની વાતપર હાસ્ય કરે જ. ॥ ૧ ॥ આ કવિતા જેને રસવગરની લાગે, અને શ્રીરામચરણમાં પ્રીતિ ન હોય, તેમને મશ્કરીરૂપે પણ રસ તો આપશેજ; વળી ભાષાના પ્રબંધ રચવામાં મારી મતિ ઘણી ટુંકી, અને હાસ્યજનક છે, માટે તેનું હાસ્ય કરવા યોગ્ય છે, પણ આત્મઘાત જેવી ખોટ આપશો નહિ. ॥ ૨ ॥ કારણ કે, જેમને ઈશ્વિરનાં ચરણકમળમાં પ્રીતિ, અને સારી સમજણ નથી, તેમને તે આ કથા સાંભળતાં કંટાળો આવશે, પણ જેમને શ્રીવિષ્ણુ અને મહાદેવનાં ચરણપ્રત્યે પરમ પ્રીતિ છે, અને ખરાબ તર્કવાળી બુદ્ધિ નથી, તેમને તો આ શ્રીરામચંદ્રજીની કથા ઘણી મધૂર લાગશે. ॥ ૩ ॥ શ્રીરામચંદ્રજીની ભક્તિવડે મારું અંતઃકરણ, આભૂષિત જાણીને સારા પુરુષો સુંદર વચને વખાણ કરી આ કથાને શ્રવણ કરશો. હું કવિ નથી, અને અત્યંત ચતુર નથી, તેમ સર્વે કળાઓ અને સઘળી વિદ્યાઓ જાણતો નથી; ॥ ૪॥ અક્ષરોના જૂદા જૂદા અર્થો, અલંકારો અને અનેક પ્રકારના છંદો રચવાની કલ્પનાઓ ઘણી છે. વળી તેમના ભાવ, ભેદ તથા રસભેદ પણ ઘણા જ છે; કવિતાના ગુણદોષ પણ નાનાપ્રકારના છે, તો તેવી કવિતાઓનું જ્ઞાન મને કાંઇપણ નથી, એ બાબત હું કોરા કાગળપર સાચેસાચું મત્તું કરું છું. ॥ ૫ ॥

**दो०** **भणित मोर सब गुणरहित, बिस्वबिदित गुण एक ॥**
**सोबिचारिसुनिहहिंसुमति, जिनूहकेबिमलबिबेक ॥ १३ ॥**

**અર્થ.**—મારું આ કાવ્ય સર્વ ગુણોથી રહિત છે, તોપણ તેમાં જગ-પ્રસિદ્ધ[1] એક ગુણ સમાયલો છે, તેથી વિવેકી અને શુદ્ધ બુદ્ધિવાળા પુરુષો તેનું ગ્રહણ કરશે. ॥૧૩॥

**ચો॰ इहिं महरघुपतिनाम उदारा । अतिपावन पुराणश्रुतिसारा ॥**
**मंगलभवन अमंगल हारी । उमासंहित जेहिजपुत्रिपुरारी ॥ १ ॥**
**भणित बिचित्र सुकविकृत जोऊ । रामनामबिनु सोह न सोऊ ॥**
**बिधुबदनी सब भांति संवारी । सोह न बसनबिना वरनारी ॥ २ ॥**
**सब गुणरहित कुकबिकृतबानी । रामनाम जस अंकित जानी ॥**
**सादर कहहिं सुनहिं बुधताही । मधुकरसरिस संतगुणग्राही ॥ ३ ॥**
**जदपि कबितगुण एकौ नाहीं । रामप्रताप प्रगट यहि माहीं ॥**
**सोई भरोस मोरे मन आवा । कहहु सुसंग बडाई न पावा ॥ ४ ॥**
**धूमउ तजै सहज करुआई । अगर प्रसंग सुगंध बसाई ॥**
**भनितभदेस बस्तु भलि बरनी । रामकथा जगमंगलकरनी ॥ ५ ॥**

**અર્થ.**—અતિ પવિત્ર પુરાણ તથા વેદનો સારાંશ, સર્વ માંગલિકોનું મંદિર, અમંગળનો નાશ કર્ત્તા, અને જેનો ઉમાસહિત શિવજી જપ કરેછે, એવું આ ભાષા પ્રબંધમાં દયાળુ “ શ્રીરઘુપતિ રામચંદ્રજીનું નામ ” પ્રસિદ્ધ છે. ॥ ૧ ॥ કારણ કે, સારા કવિએ રચેલી નાનાપ્રકારની કવિતાઓ, શ્રીરામનામ વિના શોભતી નથી. જેમ ચંદ્રમુખી સ્ત્રી સર્વાંગે આભૂષણો ધરેલાં છતાં વસ્ત્રવગરની શોભતી નથી તેમ રામનામ વગરની કવિત કઢંગી લાગેછે. ॥ ૨ ॥ [2]ભ્રમરની પેઠે પંડિતો કુકવિએ રચેલી રસવગરની કવિતાને પણ રામનામરૂપી યશ તેમાં રહેલો જાણી માનપૂર્વક તે સાંભળેછે, અને કહે છે. ॥ ૩ ॥ જો કે મારી કવિતામાં એકે ગુણ નથી, તોપણ રામનામનો પ્રસિદ્ધ પ્રતાપ છે, અને તેથી જ મારા મનમાં ખરો ભરોંસો છે. કારણ કે, સારી સંગતથી કોણ મોટાઇને પ્રાપ્ત ન થાય? ॥ ૪ ॥ જેમ કે, ધુમાડો સહેજસાજ અગરના સંગથી કડવાશને મૂકી સુગંધી વિસ્તારે છે તેમ મારી આ કાવ્યરચના બહુ દોષયુક્ત તથા નીરસ છે, તોપણ તેમાં જગતમાં મંગળ કરનાર શ્રીરામકથારૂપી સારા “વિષય[3]”નું વર્ણન કર્યું છે, તેથી તે આનંદ આપશે. ॥૫॥

**હરિ, छंद॰ मंगलकरणिकलिमलहरणि, तुलसीकथारघुनाथकी ॥**
**गतिकूर कबितासरितकी, ज्यौंपरमपावन पाथकी ॥**
**प्रभुसुजससंगतिभणित, भलिहोईहिसुजनमनभावनी ॥**
**भवअंगभूति मसानकी, सुमिरत सुहावनि पावनी ॥ १ ॥**

**અર્થ.**—તુલસીદાસજી કહેછે;-શ્રીરામ કથા મંગળ કરવાવાળી અને કલિયુગના પાપને હરનારી છે, તેથી જેમ જળના સંયોગે કરી નદી પરમ પવિત્ર છે, તેમ રઘુનાથજીની

---

૧ રામનામ. ૨ ભમરો જેમ કમલની સુગંધી ગ્રહણ કરે છે તેમ. ૩ બાબત.

કથારૂપી જળના સંયોગે કરી કવિતારૂપી નદી વાંકી છે; તોપણ અત્યંત પવિત્ર છે. માટે ઈશ્વિરના સુંદર જશના સંગથી આ કવિતા ઘણી સુશોભિત અને સારા મનુષ્યોના મનમાં બહુપ્રિય લાગશે; જેમ કે, સતીના અંગમાં યોગાગ્નિ લાગી ઉત્પન્ન થયેલી સ્મશાનની ભસ્મ અપવિત્ર છે; તોપણ મહાદેવના અંગસંગથી સ્મરણ પાત્ર, મનોહર અને પવિત્ર થઈ જાય છે. ॥ ૧ ॥

**दो॰ प्रियलागिहिं अतिसबहिं, मम भणित राम जससंग ॥**
**दारुबिचारकि करईकोउ, बंदियमलयप्रसंग ॥ १४ ॥**
**स्यामसुरभिपयबिसदअति, गुणदकरहिं तेहिपान ॥**
**गिराग्रामसियरामजस, गावहिंसुनहिंसुजान ॥ १५ ॥**

**અર્થ.**—શ્રીરામ ચરિત્રના પ્રસંગે કરી મારી કવિતા સર્વેને અત્યંત પ્રિય લાગશે. જેમ, ચંદન જો કે-લાકડું છે, તોપણ તેને જોઈ કોઈ લાકડાનો વિચાર કરતું નથી; કારણ કે તે મલયના પ્રસંગથી પવિત્રતાને પામી વંદનાને યોગ્ય થાયછે. ॥ ૧૪ ॥ વળી જેમ કાળી ગાયનું દૂધ પણ અતિ ઉજ્જવળ અને ગુણને આપનારું છે, માટે સર્વ લોકો તેનું પાન કરેછે તેમ, મારી કવિતા જાતે શ્યામ છે તોપણ, તેમાં શ્રીરામ તથા જાનકીજીના યશ અંકિત છે, માટે સુજન પુરુષો ગાશે અને સાંભળશે. ॥ ૧૫ ॥

**चो॰ मणिमाणिकमुकताछबिजैसी । अहिगिरिगजसिरसोहनतैसी ॥**
**नृपकिरीट तरुणीतनु पाई । लहहिं सकल शोभा अधिकाई ॥ १ ॥**
**तैसहिंसुकविकवितबुधकहहीं । उपजहिंअनतअनतछबिलहहीं ॥**
**भक्तिहेतु बिधि भवन बिहाई । सुमिरत शारद आवति धाई ॥ २ ॥**
**रामचरित सरबिनु अन्हवायें । सो श्रम जाईन कोटि उपायें ॥**
**कवि कोबिद असत्हृदय बिचारी । गांवहिं हरिगुण कलिमलहारी ॥ ३ ॥**
**कीन्हे प्राकृत जन गुणगाना । शिर धुनि गिरा लागि पछिताना ॥**
**हृदय सिंधु मति सीम समाना । स्वाती शारद कहहिं सुजाना ॥ ४ ॥**
**जो बरषै बर बारि बिचारु । होहि कबित मुकुतामणि चारु ॥**

**અર્થ.**—જેમ મણિ, માણીક અને મોતી; એ અનુક્રમે સર્પ, પર્વત તથા હાથીના મસ્તકમાં ઉત્પન્ન થવા છતાં પણ તેમના માથાપર શોભતાં નથી; પણ રાજાના મુકુટ અથવા નવીન વયની સ્ત્રીના શરીરમાં જ અત્યંત શોભેછે. ॥૧॥ તેમ વિદ્વાન્ પુરુષો કહે છે કે, સારા કવિએ કરેલી કવિતા એક ઠેકાણે ઉત્પન્ન થાયછે અને બીજે ઠેકાણે બહુ શોભાને પામેછે. ભક્તિના કારણમાટે બ્રહ્માની પુત્રી સરસ્વતી, નાભિરૂપી પોતાના રહેવાના બ્રહ્મલોકનો ત્યાગ કરી કવિના સ્મરણથી જ દોડતી આવી, ॥ ૨ ॥ જીભઉપર શ્રીરામચંદ્રજીના ચરિત્રરૂપી માનસસરોવરમાં નહાવાની ઇચ્છાએ બેઠી; પણ કવિએ તેમાં નહવરાવી નહિ, જેથી માર્ગમાં ચાલવાથી ઉત્પન્ન થયેલો શ્રમ શારદાએ કરોડો ઉપાય કરતાં પણ

શાંત થયો નહિ. માટે કવિ અને પંડિત પુરુષો પોતાના હૃદયમાં એવો વિચાર કરી, કલિયુગના મેલોનો નાશ કરનારા ઈશ્વિરના ગુણોને ગાય છે. ॥ ૩ ॥ પણ કોઇ કવિ પ્રાકૃત પુરુષના ગુણોનું વર્ણન કરે તો તે સરસ્વતી માથું ધુણાવતાં પશ્ચાત્તાપ કરવા લાગેછે. વળી સજ્જન પુરુષો કહેછે કે, કવિના હૃદયરૂપી સમુદ્રમાં જે બુદ્ધિરૂપી છીપ છે, તે ઉપર જો સ્વાંત નક્ષત્રરૂપી સરસ્વતી વિચારરૂપી સુંદર જળ વરસાવે તો તેમાં કવિતારૂપી સરસ સાચાં મોતી ઉત્પન્ન થાય. ॥ ૪ ॥

दो० जुक्ति बेधि पुनि पोहिये, रामचरित बरताग ॥
पहिरहिं सज्जन बिमल उर, सोभा अति अनुराग ॥ १६ ॥

**અર્થ.**—તેમાં યુક્તિરૂપી છિદ્રો પાડી શ્રીરામચંદ્રજીનાં સુંદર ચરિત્રરૂપી દોરામાં પરોવી, તેની માળા બનાવીને નિર્મળ હૃદયવાળા સજ્જન પુરુષો ઘણા શ્રમથી ધારણ કરીને શોભેછે. ॥ ૧૬ ॥

चो० जे जनमे कलिकाल कराला । करतब वायस बेष मराला ॥
चलत कुपंथ बेद मग छांडे । कपट कलेवर कलिमल भांडे ॥ १ ॥
बंचक भक्त कहाई रामके । किंकर कंचन कोह कामके ॥
तिनमहं प्रथम रेख जग मोरी । धिक धर्मध्वज धंधक धोरि ॥ २ ॥
जो अपने अवगुण सब कहऊं । बाढै कथा पार नहिं लहऊं ॥
तातें मैं अति अल्प बखाने । थोरे महं जानिहहिं सयाने ॥ ३ ॥
समुझि बिबिध बिध बिनती मोरि । कोउ न कथा सुनि देईहि खोरि ॥
एतेहु पर करीहहिं जे संका । मोहिते अधिक ते जडमतिरंका ॥ ४ ॥
कबि न होऊं नहिं चतुर कहाऊं । मति अनुरूप रामगुण गाऊं ॥
कहं रघुमतिके चरीत अपारा । कहं मति मोरी निरत संसारा ॥ ५ ॥
जेहि मारुत गिरि मेरु उडाहीं । कहहु तूल केहि लेखे माहीं ॥
समुझत अमित राम प्रभुताई । करत कथा मन अतिकदराई ॥ ६ ॥

**અર્થ.**—ઘોર એવા કળિયુગમાં જે જન્મે છે, તેનાં કૃત્યો કાગડા જેવાં છે અને વેષ હંસના સરખો છે એટલે કળિયુગ જે મનુષ્યના હૃદયમાં પ્રગટ થાયછે તેનાં કર્મો કાગડા જેવાં ને વેષ હંસના સરખો છે. વેદમાર્ગને છોડી કુમાર્ગે ચાલનારા, કપટરૂપી દેહવાળા તે મનુષ્યો કળિનો મેલ રાખવાના એક વાસણરૂપ છે. ॥ ૧ ॥ વળી તેઓ રામના કહેવાતા ભક્ત છે; તેમ તેઓ ઘણા છળવાળા, કામક્રોધ અને ધનના જ દાસ છે. જગતમાં નિંદ્ય પાખંડરૂપ બોજો ઉપાડનારાઓમાં પહેલી ગણના મારી છે ॥ ૨ ॥ માટે જો પોતાના સઘળા અવગુણો કહેવા બેસું તો તેનો અંત આવે નહિ અને કથા

વધી જાય, તેથી મેં બહુ જ સંકોચથી વર્ણન કર્યું. વાસ્તે શાણા પુરુષો થોડામાં જ સમજી જશો ॥ ૩ ॥ મારી નાના પ્રકારની વિનતિ જાણી, આ કથા સાંભળી કોઇપણ ખોડ કહાડશે નહિ. એમ છતાં જો કોઇ શંકા કરે તો તે મારાથી પણ અધિક જડબુદ્ધિવાળો રાંક સમજવો ॥ ૪ ॥ કારણ કે, હું કંઇ કવિ અને ચતુર કહેવાતો નથી. માત્ર મારી બુદ્ધિપ્રમાણે શ્રી રામચંદ્રજીના ગુણોનું વર્ણન કરું છું. રઘુકુળના અધિપતિ શ્રી રામચંદ્રજીનાં અપાર ચરિત્રો ક્યાં ? અને સંસારમાં ગુંથાયલી મારી મતિ ક્યાં ? ॥૫॥ જે પવનના જોરથી મેરુપર્વત ઉડી જાય, તેની આગળ રૂનું પુંબડું કયા લેખામાં તે કહો ? રામની મોટાઇ ઘણી છે, એમ સમજું છું, માટે કથા કરવાને મનમાં બહુ ભય ઉત્પન્ન થાયછે ॥ ૬ ॥

**दो०** शारद शेष महेशबिधि, आगम निगम पुरान ॥
नेति नेति कहि जासु गुण, करहिं निरंतर गान ॥ १७ ॥

**અર્થ.**—સરસ્વતી, શેષ, મહાદેવ, બ્રહ્મા, છ શાસ્ત્રો, વેદો અને પુરાણો નિરંતર શ્રીરામગુણ ગાતાં, પાર આવ્યો એમ કહી શકતાં નથી ॥ ૧૭ ॥

**ચો०** सब जानत प्रभु प्रभुता सोई । तदपि कहे बिन रहा न कोई ॥
तहां बेद अस कारण राषा । भजन प्रभाव भांति बहुभाषा ॥ १ ॥
एक अनिह अरूप अनामा । अज सच्चिदानंद परधामा ॥
व्यापक बिश्वरुप भगवाना । तेई धरि देह चरित कृत नाना ॥ २ ॥
सो केवल भक्तन हितलागी । परम कृपालु प्रणत अनुरागी ॥
जेहि जन पर ममता अरु छोहू । तेहि करुणा करि कीन्ह न कोहू ॥ ३ ॥
गई बहोरि गरीबनेवाजू । सरल सबल साहिब रघुराजू ॥
बुध बरनहिं हरिजस अस जानी । करहिं पुनीत सुफल निजबानी ॥ ४ ॥
तेहि बल मैं रघुपतिगुणगाथा । कहिहौं नाई रामपद माथा ॥
मुनिन्ह प्रथम हरिकीरति गाई । तेहिमगु चलत सुगम मोहिं भाई ॥ ५ ॥

**અર્થ.**—પ્રભુની પ્રભુતાને સર્વે જાણે છે; તોપણ કોઈ કહ્યાવિના રહેતા નથી. ત્યાં વેદે બહુ પ્રકારે ભજનનું કારણ રાખ્યું છે (ઘણો ભજનનો પ્રકાર વર્ણવ્યો છે) ॥ ૧ ॥ જે એકલા ચેષ્ટારહિત, નામરહિત, રૂપરહિત, અજન્મા, સાક્ષાત્ સચ્ચિદાનંદ, માયારહિત, વ્યાપક, અને વિશ્વરૂપ છે, તે કેવળ ભક્તજનોના કલ્યાણને માટે દેહધારી અત્યંત કૃપાળ, અને ભક્તવત્સલ ભગવાન્ નાના પ્રકારનાં ચરિત્રો કરેછે ॥ ૨ ॥ વળી તે કરુણાના ભંડાર પોતાના દીન દાસો ઉપર મમતા અને દયા રાખેછે, અને ક્રોધ કરતા નથી ॥ ૩ ॥ એવા સરળ સ્વભાવ અને બળવાળા પ્રભુ શ્રી રામચંદ્રજી વળી દીનબંધુ પણ કહેવાયછે, એમ જાણી વિદ્વાન્ પુરુષો પોતાની વાણીને પવિત્ર અને સફળ કરવા સારુ નરંતર હરિના યશનું વર્ણન કરેછે. ॥ ૪ ॥ તેજ કારણથી હું શ્રી રામચંદ્રજીના ચરણમાં મસ્તક નમાવી શ્રી રઘુપતિના ગુણનું વર્ણન કરું છું. આદિ મુનિ વાલ્મીકે જે કથા ગાઇ છે, તે માર્ગ લેતાં હે ભાઇઓ ! મને સુગમ પડશે ॥ ૫ ॥

**दो०** अति अपार जे सरीतबर, ज्यों नृप सेतु कराहिं ॥
चढि पिपीलिका परमलघु, बिनुश्रम पारहि जाहिं ॥ १८ ॥

**અર્થ.**—જેમ કે, ગંગાજી જેવી સુંદર મોટી નદી હોય, તે ઉપર કોઈપણ રાજા પુલ બંધાવે તો, મોટા હાથીથી પણ ન તરી શકાય તેવી મોટી નદીનો નાની કીડી સરખાં પ્રાણીઓ પણ વગર મહેનતે પાર પામી જાય ॥ ૧૮ ॥

**चो०** यहि प्रकार बल मनहिं दृढाई । करीहौं रघुपतिकथा सुहाई ॥
व्यास आदि कविपुंगव नाना । जिन्ह सादर हरिचरित बखाना ॥ १ ॥
चरण कमल बंदौं सबकेरे । पुरवहु सकल मनोरथ मेरे ॥
कलिके कविन करौं परणामा । जिन बरणे रघुपति गुणग्रामा ॥ २ ॥
जे प्राकृत कवि परम सयाने । भाषा जिन्ह हरिचरित बखाने ॥
भये जे अहहीं जे होईहैं आगे । प्रणवौं सबहीं कपट छल त्यागे ॥ ३ ॥
होउ प्रसन्न देहु बरदानू । साधूसमाज भणित सनमानू ॥
जो प्रबंध बुध नाहिं आदरहीं । सो श्रम बादि बाल कवि करहीं ॥ ४ ॥
कीरति भणित भूति भलि सोई । सुरसरी सम सबकहं हित होई ॥
राम सुकीरति भणित भदेसा । असमंजस अस मोहि अंदेसा ॥ ५ ॥
तुह्मरि कृपा सुलभ सोउ मोरे । सीअनि सुहावनि टाट पटोरे ॥
करहु अनुग्रह अस जिय जानी । विमल यशहिं अनुसरई सुबानी ॥ ६ ॥

**અર્થ.**—એ રીતે મનમાં બળને દૃઢ કરી રઘુપતિ શ્રી રામચંદ્રજીની સુંદર કથા વર્ણવુંછું. ઋષિ વાલ્મીક અને વેદવ્યાસાદિક નાના મોટા કવિઓ, કે જેઓએ માનપૂર્વક ઈશ્વિરચરિત્રોનાં વર્ણન કર્યાંછે, તેઓ સઘળાનાં ચરણકમળને હું વંદન કરુંછું. તેઓ સઘળા મારા સર્વે મનોરથોને પૂર્ણ કરજો ॥ ૧ ॥ તેમ વળી જે બહુ ચતુર તથા નાની બુદ્ધિવાળા કળિયુગના પ્રાકૃત કવિઓ, જેમણે ભાષામાં ભગવત્ ચરિત્રોનાં વખાણ કર્યાં છે, ॥ ૨ ॥ જેઓ થઇ ગયા, જેઓ છે અને જેઓ આગળ થશે, તેઓ સઘળાને છળ કપટ છોડી હું નમસ્કાર કરુંછું. વાસ્તે પ્રસન્ન થઈ વરદાન આપો, જેથી શ્રેષ્ઠ પુરુષોના સમાજમાં મારી કવિતા સારી માનવંતી થાય ॥ ૩ ॥ જે કવિતાને પંડિતો સત્કાર દેતા નથી તે કાવ્ય વ્યર્થ છે; કારણ તેને બાળ કવિનું કાવ્ય એવી હલકી ઉપમા દેવાયછે. માટે કીર્ત્તિ, કવિતા અને લક્ષ્મી એ સર્વે ગંગાજીનેપેઠે કલ્યાણકર્તા હોય, તો જ સારાં કહેવાય છે ॥ ૪ ॥ શ્રી રામચંદ્રજીની કીર્ત્તિ ઘણી સુંદર છે, અને મારી કવિતા તેમનાયોગ્ય નથી. માટે મને મોટો વિચાર અને શંકા થાયછે; પણ તે સર્વે તમારી કૃપાવડે સુલભ થશે. ॥ ૫ ॥ જેમ કે ટાઢના દિવસમાં જાડું વસ્ત્ર અતિ પ્રિય લાગે અથવા રેશમનાં જાડા કપડામાંજ ભરણ વગેરે શીવણી શોભે, તેવી બીજામાં શોભતી નથી. એમ અંતઃકરણમાં વિચાર કરી કૃપા કરો તો મારી કવિતા ભગવતના જશમાં વર્તે ॥ ૬ ॥

दो० सरल कबित कीरति बिमल, सोई आदरहिं सुजान ॥
सहज बैर बिसराई रीपु, जो सुनि करहिं बखान ॥ १९ ॥
सो न होई बिनु बिमलमति, मोहि मतिबल अति थोर ॥
करहु कृपा हरियश कहौं, पुनि पुनि करऊं निहोर ॥ २० ॥
कबि कोबिद रघुबर चरित, मानस मंजु मराल ॥
बालबिनय सुनि सुरुचि लखी, मोपर होहु कृपाल ॥ २१ ॥

**અર્થ.**—જો સહેલી કવિતા હોય અને તેમાં નિર્મળ ભગવત્ યશ વર્ણવેલો હોય તો તેને સારા પુરુષો માન આપેછે અને શત્રુ પણ સહેજ વૈરને વિસારી સાંભળે છે તથા વખાણે છે ॥ ૧૯ ॥ પણ તે નિર્મળ બુદ્ધિવિના થતું નથી; અને મારી બુદ્ધિનું બળ ઘણું થોડું છે. માટે કૃપા કરો, જેથી ઇશ્વરના યશને ગાઉં, એ જ વારંવાર વિનતિ કરુંછું ॥ ૨૦ ॥ શ્રી રામચંદ્રજીના ચરિત્રરૂપી માનસસરોવરમાં કવિ અને પંડિતરૂપી હંસ છે, તે આ બાલવિનય સાંભળી અને પ્રીતિ જોઇ મારા ઉપર કૃપા કરો ॥ ૨૧ ॥

सो० बंदौं मुनिपदकंज, रामायण जिन निर्मियउ ॥
सखर सकोमल मंजु, दोषरहित दूषणसहित ॥ ६ ॥
बंदौं चारीउ वेद, भववारीधि वोहित सरीस ॥
जीनहि न स्वप्नेहुं खेद, बरणत रघुपति बिसद जश ॥ ७ ॥
बंदौं बिधि पदरेणु, भवसागर जीन किन्ह यह ॥
संत सुधा शशि धेनु, प्रगटे खल बिष वारुणी ॥ ८ ॥

**અર્થ.**—જેણે રામાયણની પ્રથમ રચના કરી એવા વાલ્મીકિ મુનિનાં ચરણકમળને હું વંદન કરુંછું. ગુરુના ચરણની બરાબરી કમળો પણ કરી શકતાં નથી. કારણ કે, કમળમાં કાંટા હોવાને લીધે કઠણ છે; અને ચરણ ઘણાં કોમળ તથા ઉજ્જવળ છે. કમળમાં ભ્રમરો બંધાઇ જાયછે, માટે તેમાં બંધનરૂપી દોષ રહ્યો છે અને ગુરુચરણો જન્મ મરણાદિ દોષ નિવર્ત કરેછે, તેથી તે દોષરહિત છે ॥ ૬ ॥ સંસારરૂપી સમુદ્રમાં જેમને સ્વપ્નમાં પણ દુઃખ નથી અને જેઓ શ્રી રામચંદ્રજીના સુંદર યશનું વર્ણન કર્યા કરેછે એવા નાવિકારૂપી ચારે વેદને હું વંદન કરુંછું ॥૭॥ જેણે સંત, અમ્રત, ગાય, ચંદ્રમા, ખળ, વિષ અને મદિરાદિક વસ્તુઓ પ્રગટ કરી સંસારરૂપ સમુદ્ર સરજ્યો એવા બ્રહ્માના રજને હું વંદન કરુંછું ॥ ૮ ॥

दो० बिबुध बिप्र बुध गुरु चरण, बंदि कहौं करजोरी ॥
होहुं प्रसन्न पुरवहु सकल, मंजु मनोरथ मोरी ॥ २२ ॥

**અર્થ.**—દેવ, બ્રહ્મા, પંડિત અને ગુરુનાં ચરણોને હાથ જોડી વંદન કરુંછું. તેઓ પ્રસન્ન થઈ મારા સર્વે સ્વચ્છ મનોરથોને પૂર્ણ કરો ॥ ૨૨ ॥

चो० पुनि बंदौं सारद सुरसरिता । जुगुल पुनीत मनोहर चरिता ॥
मज्जन पान पापहर एका । कहत सुनत एक हर अबिबेका ॥ १ ॥
गुरु पितु मातु महेश भवानी । प्रणवौं दीनबंधु दिनदानी ॥
सेवक स्वामि सखा सिय पीके । हित निरुपधि सब बिधि तुलसीके ॥ २ ॥
कालि बिलोकि जगहित हरगिरिजा । साबर मंत्रजाल जीन सिरजा ॥
अनमिल आखर अरथ नजापू । प्रगट प्रभाव महेश प्रतापू ॥ ३ ॥
सो महेश मोपर अनुकूला । करौं कथा मुद मंगलमूला ॥
सुमिरि शिवाशिव पाई पसाऊ । बरणौं रामचरित चितचाऊ ॥ ४ ॥
भणित मोरि शिवकृपा बिभाती । शशिसमाज मिलि मनहुं सुराती ॥
जो यह कथा सनेह समेता । कहिहहिं सुनिहहिं समुझि सचेता ॥ ५ ॥
होईहहिं रामचरण अनुरागी । कलिमल रहित सुमंगल भागी ॥

**અર્થ.**—ફરીથી સરસ્વતી અને ગંગાજીને વંદન કરુંછું. જે બેઉ પવિત્ર અને મનોહર ચરિત્રવાળી છે. તેમાં પણ એક તો સ્નાન તથા પાન કરવાથી પાપનો નાશ કરનારી છે; અને બીજી ઉચ્ચારતાં (નામ લેતાં) તેમજ સાંભળતાં અજ્ઞાનનો નાશ કરેછે. ॥ ૧ ॥ વળી ગરીબની રક્ષા કરનારા અને દિનને પરમપદરૂપી દાન દેનારા, ગુરુ અને માતપિતારૂપી મહાદેવ પાર્વતીને હું પ્રણામ કરુંછું, જે શિવ પાર્વતી સીતાપતિ રામનાં સેવક, સ્વામી અને મિત્ર છે. તે તુલસીદાસનાં સર્વ પ્રકારે કલ્યાણ કરનારાં તેમ ઉપાધિને નાશ કરનારાં છે. ॥ ૨ ॥ જે શંકર પાર્વતીએ કળિયુગને જોઈ જગતનાં કલ્યાણ માટે સાબર (ભિલ્લ) રૂપે ઈંદ્રજાળ ઉત્પન્ન કરી, જેમાં પુરુષથી અક્ષરમેળ અને અર્થ તથા જપ પણ થઈ શકતો નથી, જેમાં મહાદેવજીનો પ્રગટ પ્રતાપ જણાય છે ॥ ૩ ॥ તે મહાદેવજી મારા ઉપર સાનુકૂળ હોય તો હર્ષ અને મંગળનાં મૂળરૂપી કથાનો આરંભ કરું, અને મહાદેવ પાર્વતીજીનું સ્મરણ કરી કૃપાને પ્રાપ્ત થઇ શ્રી રામચંદ્રજીનાં ચરિત્રોનું વર્ણન કરવા ચિત્તમાં ચાહના રાખુંછું. ॥ ૪ ॥ કારણ કે મહાદેવની કૃપાવડે મારી કવિતા જાણે સમાજસહિત ચંદ્રવડે પુનમની રાત્રિ હોય તેમ સુશોભિત થશે. માટે જે કોઇ આ કથા ભાવ રાખી, સમજી, તથા મન લગાડીને કહેશે અને સાંભળશે, તે શ્રી રામચંદ્રજીનાં ચરણમાં પ્રીતિવાળા, કળિયુગનાં પાપરહિત અને સારા મંગળને ભોગવનારા થશે. ॥ ૫ ॥

दो० स्वप्नेहुं सांचेहु मोहिं पर, जो हरगौरि पसाऊ ॥
तौ फुर होई जो कहउं सब, भाषा भणित प्रभाउ ॥ २३ ॥

**અર્થ.**—જો સ્વપ્નમાં પણ શંકર પાર્વતીની મારા ઉપર સાચી કૃપા હશે તો હું ભાષાની કવિતાનો જે પ્રભાવ કહુંછું, તે બધું જરૂર થશે ॥ ૨૩ ॥

चो० बंदौं अवधपुरी अतिपावनि । सरयू सरि कलिकलुष नशावनि ॥
प्रणवौं पुरनरनारि बहोरी । ममता जीनपर प्रभुहि न थोरी ॥ १

सियनिंदक अघओघ नशाये । लोक विशोक बनाई बसाये ॥
बंदौं कौशल्या दिशि माची । कीरति जासु सकल जग माची ॥ २ ॥
मगटे जहं रघुपति शशि चारु । विश्व सुखद खल कमल तुषारु ॥
दशरथराउ सहित सबरानी । सुकृत सुमंगल मूरती मानी ॥ ३ ॥
करौं मणाम करम मन बानी । करहु कृपा सुतसेवक जानी ॥
जीनहिं बिरचि बड भयउ बिधाता । महिमा अवधि राम पितु माता ॥ ४ ॥

**અર્થ.**—કળિયુગના પાપોનો નાશ કરનારી, અતિ પવિત્ર અયોધ્યાપુરી જેની દક્ષિણદિશાએ વસેછે; એવી સરયૂગંગાને હું વંદન કરુંછું. વળી એ અયોધ્યાપુરીના શ્રી રઘુનાથજીની જેના ઉપર પારવગરની પ્રીતિ છે એવાં સ્ત્રિપુરુષોને હું વંદન કરુંછું ॥ ૧ ॥ જે ઈશ્વરે સિતાજીની નિંદા કરનાર રજક (ધોબી)નાં સર્વે પાપોના સમૂહોનો નાશ કર્યો અને પ્રસન્ન થઇ જગતના જન્મમરણાદિ શોકથી રહિત કર્યો, એવા શ્રી રામચંદ્રપ્રભુને હું નમસ્કાર કરુંછું. ॥ ૨ ॥ જેમની કીર્ત્તિ આખા જગતમાં વ્યાપી રહી છે, જેને ઉદરે નિષ્કલંક, સુંદર, જગતને સુખ દેનાર અને ખળરૂપી કમળને હિમનીપેઠે નાશ કરનાર શ્રી રઘુકુળના અધિપતિ રામરૂપી ચંદ્રમાનો ઉદય થયો, એવાં પૂર્વદિશારૂપ શ્રી કૌશલ્યાજીને હું વંદન કરુંછું ॥ ૩ ॥ સારાં કર્મના ખાણરૂપ અને સદ્મંગળમયમૂર્ત્તિ જાણી સર્વે રાણીઓ સહિત રાજા દશરથને મન, કર્મ અને વચનેકરી પ્રણામ કરુંછું માટે પુત્ર અથવા સેવક જાણી મારા ઉપર કૃપા કરો. જેમને ઉત્પન્ન કરી બ્રહ્મા પણ મોટાઇને પામ્યા છે, એવાં શ્રી રઘુનાથજીનાં માબાપ, દશરથ અને કૌશલ્યાના યશની અવધિ જ નથી ॥ ૪ ॥

सो० बंदौं अवध सुवाल, सत्यमेम जेहि रामपद ॥
बिछुरत दीनदयाळ, मियतन तृणइव परिहरेउ ॥ ९ ॥

**અર્થ.**—જેને શ્રી રામનાં ચરણમાં સાચો પ્રેમ છે અને દીન માથે દયાકર્તા એવા શ્રી રામચંદ્રજીનો વિયોગ થતાં જ પોતાને પ્રિય જે શરીર તેનો પણ તરણાનીપેઠે[1] ત્યાગ કર્યો એવા અયોધ્યાપતિ રાજા દશરથને હું વંદન કરુંછું. ॥ ૯ ॥

चो० मणवौं परिजनसहित बिदेहू । जाहि रामपद गूढ सनेहू ॥
योग भोग महं राखेउ गोई । राम बिलोकत मगटेउ सोई ॥ १ ॥
मणवौं मथम भरतके चरणा । जासू नेम व्रत जाइ न बरणा ॥
रामचरणपंकज मन जासू । लुब्ध मधूप इव तजै न पासू ॥ २ ॥
बंदौं लक्ष्मणपद जलजाता । सीतल सुभग भक्त सुखदाता ॥
रघुपति कीरति बिमल पताका । दंडसमान भयो यश जाका ॥ ३ ॥
शेष सहस्रशीश जगकारण । जो अवतरेउ भूमिभयटारण ॥
सदा सो सानुकूल रह मोपर । कृपासिंधु सौमित्रि गुणाकर ॥ ४ ॥

---

૧ ઘાસનું તણખલું.

**रिपुसूदन पदकमलनमामी । शूर सुशील भरत अनुगामी ॥**
**महावीर बिनवऊं हनुमाना । राम जासु यश आपु बखाना ॥ ५ ॥**

**અર્થ.**—જેને શ્રી રામચરણોમાં ગુપ્ત સ્નેહ રહેલો છે, જેણે યોગ તથા ભોગાદિક વિલાસોમાં પણ સ્નેહને ગુપ્તજ રાખ્યો અને શ્રી રામચંદ્રજીને જોઇનેજ પ્રકટ કર્યો, એવા મિથિલા નગરીના રાજા જનકના કુટુંબસહિત હું તેમને વંદન કરું છું ॥૧॥ જેમના નેમ તથા વ્રતનું વર્ણનજ થઇ શકે નહીં, જેમનું ચિત્ત શ્રી રામચંદ્રજીનાં ચરણરૂપી કમળમાં લોભી ભ્રમરની પેઠે, લપટાવાથી સંગ મૂકી શકતું નથી, એવા ભરતજીનાં ચરણોને હું વંદન કરું છું ॥ ૨ ॥ જે શિતળ, સુંદર અને સેવકોને સુખદાતા છે તથા શ્રી રામચંદ્રજીની કીર્તિરૂપી નિર્મળ ધ્વજામાં જેનો યશ દંડતુલ્ય થયો છે, જે જગતના કારણરૂપ પૃથ્વીનો ભય હરણ કરવા વાસ્તે હજાર મસ્તકવાળા શેષજીજ અવતર્યા છે તે કૃપાના સમુદ્ર, સુમિત્રાના પુત્ર અને ગુણના ભંડાર શ્રી લક્ષ્મણજીનાં ચરણકમળને હું વંદન કરું છું. તે દયાળુ સદા મને સાનુકૂળ રહેજો ॥ ૩ ॥ ૪ ॥ શૂરવીર, સારા શીળવાળા અને ભરતજીની આગળ ચાલનારા શત્રુઘ્નને હું વંદન કરું છું, જેના યશ શ્રી રામચંદ્રજીએ પોતાનાં મુખારવિંદથી વખાણ્યા છે એવા મહાવીર પવનપુત્ર હનુમાનજીને હું વંદન કરું છું ॥ ૫॥

**सो० बंदौं पवनकुमार, खलबन पावक ज्ञानघन ॥**
**जासु हृदय आगार बसहिं, राम शर चाप धर ॥ १० ॥**

**અર્થ.**—જે શઠપુરુષરૂપી વનમાં અગ્નિરૂપ જ્ઞાનના સમુદ્ર શ્રી રઘુનાથજી ધનુષ્યબાણ ધારણ કરી જેના ચિત્તરૂપી મંદિરમાં વસી રહ્યા છે, એવા વાયુકુમાર હનુમાનજીને હું વંદન કરું છુ ॥ ૧૦ ॥

**चो० कपिपति ऋक्ष निशाचर राजा । अंगदादि जे कीशसमाजा ॥**
**बंदौं सबके चरण सुहाये । अधम शरीर राम जीन पाये ॥ १ ॥**
**रघुपतिचरण उपासक जेते । खग मृग सुर नर असुर समेते ॥**
**बंदौं पदसरोज सबकेरे । जे बिनुदाम रामके चेरे ॥ २ ॥**
**शुक सनकादि आदिमुनि नारद । जे मुनिवर विज्ञान विशारद ॥**
**प्रणवऊं सबहि धरणि धरि शीशा । न करहु कृपा जन जानि मुनीशा ॥३॥**
**जनकसुता जगजननि जानकी । अतिसयप्रिय करणानिधानकी ॥**
**ताके युगपदकमल मनाऊं । जासु कृपा निरमलमति पाऊं ॥ ४ ॥**
**पुनि मन बचन करम रघुनायक । चरणकमल बंदौं सबलायक ॥**
**राजिवनयन धरे धनुसायक । भक्तबिपति भंजन सुखदायक ॥ ५ ॥**

**અર્થ.**—જેણે કદરૂપા શરીરવડે શ્રી રામને પ્રાપ્ત કર્યા, એવા સુગ્રીવ, જાંબુવાન, વિભીષણ અને અંગદાદિક સર્વે વાનરસમાજનાં સુંદર ચરણોને હું વંદન કરું છું ॥ ૧ ॥ જેઓ વગરપગારના (નિષ્કામ) શ્રી રામચંદ્રજીના દાસ છે, એવાં પક્ષી, મૃગલા, દેવતા,

મનુષ્ય અને દૈત્યો સહિત જેટલાં શ્રી રામચંદ્રજીનાં ચરણોની ઉપાસના કરનારાં છે, તે સર્વેનાં ચરણ કમળને હું વંદન કરું છું ॥ ૨ ॥ વિશેષ જ્ઞાનવાળા, સર્વે કાર્યોમ પ્રવીણ અને મુનિઓમાં શ્રેષ્ઠ જે શુકદેવ, વાલ્મીક, નારદ અને સનકાદિક ઋષિઓ છે, તે સર્વેને પૃથ્વીઉપર માથું નમાવી નમસ્કાર કરું છું. તે મુનિવરો સેવક જાણી મારા ઉપર કૃપા કરો ॥ ૩ ॥ જનકની પુત્રી, જગતની માતા, કરુણાના ભંડાર અને શ્રી રામચંદ્રજીને પ્રાણપ્રિય એવાં શ્રી જાનકીજીનાં ચરણકમળને હું વંદન કરું છું, જેની કૃપાથી વિમળ બુદ્ધિને પામું ॥ ૪ ॥ જેમનાં કમળ જેવાં નેત્ર છે, જેણે ધનુષ્યબાણ ધારણ કરેલાં છે અને ભક્તના કષ્ટને નાશ કરનારા તથા સુખ આપનારા છે, એવા સર્વેને યોગ્ય શ્રી રામચંદ્રજીનાં ચરણકમળને મન, વચન અને કર્મે કરી હું વંદન કરું છું ॥ ૫ ॥

**दो० गिरा अर्थ जलबीचि सम, कहियत भिन्न न भिन्न ॥**
**बंदौं सीतारामपद, जिनहिं परमप्रिय खिन्न ॥ २४ ॥**

**અર્થ.**—જેમને દીનજન બહુ પ્રિય છે, વાણી અને અર્થ એ કહેવામાં માત્ર જળ અને લહેરનીપેઠે જૂદાં છે, પણ જૂદાં નથી, તેવાં એકરૂપ શ્રી રામ અને સીતાજીનાં ચરણોને હું વંદન કરું છું. ॥ ૨૪ ॥

**चो० बंदौं रामराम रघुबरके । हेतु कृशानु भानु हिमकरके ॥**
**बिधि हरि हर मय बेद प्राणसो । अगुण अनूपम गुणनीधानसो ॥ १ ॥**
**महामंत्र जेइ जपत महेशू । कासी मुक्तिहेतु उपदेशू ॥**
**महिमा जासु जान गणराउ । प्रथम पूजियत नामप्रभाऊ ॥ २ ॥**
**जान आदिकवि नामप्रतापू । भवउ सिद्धकरि उलटा जापू**
**सहसनाम सम सुनि शिवबानी । जपि जेहि बीज सुसंग भवानी ॥ ३ ॥**
**हरषे हेतु हेरि हरहीको । किय भूषण तियभूषण तीको ॥**
**नामप्रभाव जान शिवनीके । कालकूट फल दीन्ह अमीके ॥ ४ ॥**

**અર્થ.**—અગ્નિ, સૂર્ય અને ચંદ્રમાના કારણભૂત, રઘુકુળપતિ શ્રી રામ નામને હું વંદન કરું છું (અહીં રામ નામ સર્વત્ર છે એમ દૃઢ કરી આપે છે). અગ્નિનું "કૃશાનુ" એવું પણ નામ છે. હવે તે શબ્દમાંના "કૃ" માં "ઋ" તેનું બીજ છે. "ઋ[1]" માંનો સ્વર "ઉ" જો તેનાથી જૂદો નિકળે તો "ર" કાર થઇ જાય એવો વ્યાકરણનો નિયમ છે. વળી વ્યાકરણનો એવો પણ ભેદ છે કે "વ્યંજન" માં "સ્વર" મળે ત્યારે તે આખા ઉચ્ચારવાળો થાય. જેમ "ક્"+"અ" મળી "ક" થાય તેમ "ર" કારમાં "કૃશાનુ" શબ્દ માંહેલા "શા" અક્ષરને મળેલો "આ" સ્વર મેળવીએ તો "ર્" અક્ષર ખોડો છે તેનો "રા" એવો આખો અક્ષર થાય. "સૂર્ય"નું "ભાનું" એવું પણ નામ છે, તે શબ્દમાંના "ભા" અક્ષરમાં "આ" સમાયલો છે અને તે આદિત્યનું બીજ છે. હવે "ર" કાર સાથે "આ" મળે ત્યારે "રા" થાય અને રામાંહેનો "આ" "ભ્"

1 "ઋ" સ્વર પણ છે, છતાં આ જગ્યાએ વ્યંજનમાં તેને ગણેલો છે.

વ્યંજન સાથે મળે ત્યારે જ "ભા" એવો સ્વરયુક્ત પૂર્ણ વ્યંજન થાય અને ચંદ્રમાનું બીજું નામ "હિમકર" છે તે શબ્દમાંનો "મ" અક્ષર સ્વરયુક્ત આખો છે અને તે ઉપલા "રા" અક્ષર સાથે મેળવવાથી "રામ" એવું નામ થાય છે અથવા રામનામ માંહેલો "મ" મળવાથી જ "હિમકર" એવો શબ્દ થાયછે. હવે જો "કૃશાનુ" એ શબ્દમાં "ર" ન હોય તો "કશાનુ" એવો નિરર્થક શબ્દ થઇ જાય, તેમ "ભાનુ" શબ્દમાં "આ" સ્વર નહિ હોય તો "ભનુ" એવો ખોટો શબ્દ થાય અને "હિમકર" શબ્દમાં "મ" કાર ન હોય તો "હિકર" એવો વ્યર્થ શબ્દ થાય. વળી "ઋ" કાર બીજવાળા અગ્નિનો સવાર અને સાંજ, "આ" કાર બીજવાળા સૂર્યનો દિવસના અને "મ" કાર બીજવાળા ચંદ્રનો રાત્રિના પ્રકાશ અને ઉપયોગ થાયછે. તેથી વળી "કૃશાનુ" (અગ્નિનું) બીજ "યમ" છે અને તે જ યમદગ્નિ ઋષિના નામમાં મુખ્ય છે, માટે તેનું કારણ "પરશુરામ" છે. "ભાનુ" નામ સૂર્યનું છે અને "શ્રી રામચંદ્રજી" પણ સૂર્યવંશી છે માટે તેનું કારણ "રામ" છે અને હિમકર નામ ચંદ્રમાનું છે. તેમ "બળરામજી" ચંદ્રવંશી છે માટે તેનું કારણ "બળરામ" જાણી તથા સ્થાવર (પર્વત વૃક્ષાદિક સ્થિર પદાર્થો) અને જંગમ (મનુષ્યાદિ પ્રાણીમાત્ર)ને અગ્નિ, સૂર્ય અને ચંદ્રમાવિના ચાલતું નથી. વળી જેમાં "ર" કારરૂપી રજોગુણી બ્રહ્મા, "આ" કારરૂપી સત્વગુણી વિષ્ણુ અને "મ" રૂપી તમોગુણી રુદ્ર, એ ત્રણ દેવમય તથા [1]અકાર, ઉકાર અને મકારરૂપી વેદમય "આ" કારરૂપે અંધકારનો નાશ કરનાર "ઋ" કારરૂપે અશુભ કર્મોને બાળનાર અને "મ" કારરૂપે ભક્તજનોના [2]ત્રિવિધ તાપનો નાશ કરી શાંતિરૂપી શીતળતાને આપનાર, સર્વદા, સર્વકાળમાં પ્રકાશમાન, સર્વ દેવ અને પ્રાણીમાત્રના આધારભૂત, સર્વ જગતમય, સર્વના કારણરૂપ શ્રી રામચંદ્રજીને હું વંદન કરુંછું. વળી સર્વ ગુણોથી રહિત અને જેને ઉપમા આપી શકાય નહીં એવા ગુણના ભંડાર છે. શિવજી પણ કાશીજીમાં એ જ રામનામરૂપી તારક મહામંત્રનો જપ કરેછે અને મોક્ષમાટે જીવોને ઉપદેશ કરેછે. જે (નામના) મહિમાના પ્રભાવવડે [3]ગણેશજી સર્વથી પહેલા પૂજાવાને યોગ્ય થયા. વાલ્મીકિમુનિ [4]ઉલટા નામના જપથી પણ સિદ્ધ થયા. તે એકજ બીજમંત્ર શ્રીવિષ્ણુનાં હજાર નામ સરખું છે; [5]એવી સદાશિવની વાણી સાંભળીને પાર્વતીજી મહાદેવજીની સાથે તુરત ભોજન કરવા બેઠાં. એ કારણથી મહાદેવજીએ રાજી થઇ પોતાના હૃદયનાં આભૂષણરૂપ ગિરિજાને પતિવ્રતા સ્ત્રીઓનું અધિપતિપણું સોંપ્યું અને એ જ નામના પ્રતાપથી શંકરના કંઠનું વિષ અમૃતતુલ્ય શાંતિને પામી ગયું. ॥૧॥૨॥૩॥૪॥

**दो० बरषाऋतु रघुपति भगति, तुलसी सालि सुदास ॥**
**रामनाम वर बरण युग, श्रावण भादौंमास ॥ २९ ॥**

**અર્થ.**—રઘુકુળના અધિપતિ શ્રી રામચંદ્રજીની ભક્તિરૂપી વર્ષાઋતુમાં શ્રેષ્ઠ સેવકરૂપી

---

૧ ઓંકાર. ૨ અધ્યાત્મક, અધિભૂત અને અધિદૈવ. ૩ આ પ્રસંગ પહેલાજ સોરઠામા આવેલ છે. ૪ ત્રણ વખત ઉલટું નામ લેવાથી તેનું સધળું નામ રામ રામ થાયછે. ૫ સદાશિવે પાર્વતીજીને એક વખત કહ્યું કે તમે વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરોછો તેથી વાર લાગેછે માટે રામનામનો ઉચ્ચાર કરો. તેનું ફળ તેના બરોબર છે. તે સાંભળી સતીએ તેમ કર્યું.

ડુંગર[1] ઉપર રામનામના સુંદર બે અક્ષરરૂપી શ્રાવણ અને ભાદરવો માસ છે (રારૂપી શ્રાવણ અને મરૂપી ભાદરવો સમજવો). ॥ २५ ॥

चो० आखर मधुर मनोहर दोऊ । बरण बिलोचन जनजिय जोऊ ॥
सुमिरत सुलभ सुखद सबकाहू । लोकलाहु परलोक निबाहू ॥ १ ॥
कहत सुनत सुमिरत सुठिनीके । राम लषणसम प्रिय तुलसीके ॥
बरणत बरण प्रीति बिलगाती । ब्रह्म जीव सम सहज संघाती ॥ २ ॥
नरनारायण सरिस सुभ्राता । जगपालक विशेष जनत्राता ॥
भक्ति सुतिय कलकरण बिभूषण । जगहित हेतु बिमल बिधु पूषण ॥ ३ ॥
स्वादु तोषसम सुगति सुधाके । कमठ शेषसम धर बसुधाके ॥
जनमन मंजु कंज मधुकरसे । जीह यसोमतिहरि हलधरसे ॥ ४ ॥

**અર્થ.**—"ર તથા મ" રૂપી વર્ણપંક્તિનાં બે "નેત્રો" છે. "પ" વર્ગનો છેલ્લો "મ" અને "ય" વર્ગનો બીજો "ર" એ બે માંની વચ્ચેનો રહેલો "ય" એ નેત્રોની વચ્ચે નાસિકારૂપ થાયછે. તે બે અક્ષર "ર અને મ" મધુર, મનોહર અને સર્વ લોકોને જોવાલાયક છે. તેઓ સ્મરણ કરતાં સર્વેને ઘણા સુલભ, સુખદાયક, આ લોકમાં લાભ-કર્ત્તા અને પરલોકદાયક છે. ॥ ૧ ॥ તે કહેતાં, સાંભળતાં અને સ્મરણ કરતાં પાપને હરનારા છે. તે બંને સુંદર અક્ષર મને રામ અને લક્ષ્મણ તુલ્ય પ્રિય[2] છે. તે બે અક્ષ-રોની પ્રીતિ બ્રહ્મ અને જીવનીપેઠે દેખવામાં માત્ર ભિન્ન ભિન્ન લાગેછે, પણ વિચારી જોતાં તે સહેજ સાથે રહેનારાં છે. ॥ ૨ ॥ વળી તેઓ નરનારાયણ સમ એકરૂપ સુંદર બેઉ ભાઇઓ છે તથા તેની જ પેઠે જગતનું પાલણકર્તા, વિશેષે કરી પોતાના દાસની રક્ષા કરનારા, ભક્તિરૂપી સ્ત્રીના કાનોનાં સુંદર ફૂલરૂપે, નિર્મળ ચંદ્રમાનીપેઠે જગતનું પોષણ અને હિતકર્તા છે; ॥ ૩ ॥ તથા અમૃતનીપેઠે સારી ગતિ, સ્વાદ અને સંતોષને આપનારા છે. વળી શેષનાગ અને કાચબાનીપેઠે પૃથ્વીને ધારણ કરનારા છે અને પોતાના સેવકના મનરૂપી પવિત્ર ધોળા કમળ માથે બે ભ્રમરોતુલ્ય છે તથા જીભરૂપી જશોદાજીને શ્રીકૃષ્ણ અને બળરામ સરખા પ્રિય છે. ॥ ૪ ॥

दो० एकछत्र एक मुकुटमणि, सब बरणन पर जोउ ॥
तुलसी रघुबर नामके, बरण बिराजत दोउ ॥ २६ ॥

**અર્થ.**—તેમાંનો એક (રામનામનો "ર" રેફરૂપે વર્ણોમાં આવેછે, તેથી તે) સર્વ અક્ષરોના છત્રરૂપે તથા બીજો ("મ" અક્ષર અનુનાસિક હોવાથી અનુસ્વારરૂપે આવેછે, માટે તે) સર્વ વર્ણોમાં શિરોમણિરૂપે અક્ષરપંક્તિમાં તે બેઉ શોભી રહ્યા છે. ॥ ૨૬ ॥

चो० समुझत सरसनाम अरुनामी । प्रीति परस्पर प्रभु अनुगामी ॥
नाम रूप दोउ ईस उपाधी । अकथ अनादि सुसामुझसाधी ॥ १ ॥

---

૧ ભાત. ૨ આ ઠેકાણે પદને અંતે તુલસીદાસ પોતાનું નામ લખેછે.

को बड छोट कहत अपराधू । सुनि गुणभेद समझिहैं साधू ॥
देखिय रूप नाम आधीना । रूप ज्ञान नहिं नामविहीना ॥ २ ॥
रूप विशेष नाम बिनुजाने । करतलगत न परहिं पहिचाने ॥
सुमिरिय नाम रूप बिनु देखे । आवत हृदय सनेह विशेखे ॥ ३ ॥
नाम रूपगति अकथ कहानी । समुझत सुखद न जात बखानी ॥
अगुण सगुण बिच नाम सुसाखी । उभय प्रबोधक चतुर दुभाखी ॥४॥

**અર્થ.**—રામનું નામ અને રૂપ બેઉ સમજવામાં સરખાં છે અને સ્વામી તથા સેવકની પેઠે તેમની પરસ્પર ઉત્તમ પ્રીતિ છે, અને તે ઈશ્વરની ઉપાધિરૂપ છે. વળી તે કહી ન શકાય તેવાં અનાદિ છે અને તે સાધનવડેજ સારી રીતે જાણી શકાય છે. ॥ ૧ ॥ તે નામ અને રૂપમાંના કોઇને પણ નાનું મોટું કહેવાથી અપરાધ લાગે; પણ તેના ગુણ સાંભળીને ભેદને સાધુપુરુષો સમજે છે. તપાસી જોતાં નામને અધીન રૂપ દેખાય છે. નામ વગર રૂપનું જ્ઞાન થઈ શકતું નથી. ॥ ૨ ॥ હાથમાં લીધેલી કોઈપણ વસ્તુનું રૂપ જોતાં છતાં નામ ન આવડતું હોય તો ઓળખાણ પડે નહીં, તેમ વિશેષતાએ પ્રભુના રૂપનું જ્ઞાન ધરાવવાથી નામ જાણ્યાવગર ઓળખાણ થાય નહીં. (નામ લીધાવગર એકલાં સ્વરૂપનાં દર્શનથી ઉત્તમ પદને પમાય નહીં.) પણ જો રૂપ દીઠાવગર પણ નામ જાણવામાં હોય તો તે નામના સ્મરણથી ઘણું કરી વગર રૂપ દીઠે પણ તે વિષેનું જ્ઞાન ચિત્તમાં થાય. ॥ ૩ ॥ નામ અને રૂપની કહાણી કહેવામાં આવે તેમ નથી, તેમ વખાણવામાં પણ આવી શકતી નથી, પણ તે સમજવાથી ઘણી સુખદ થાયછે. જેવી રીતે બે બોલી જાણનારો ચતુર પુરુષ બે ભાષાથી લોકોને સમજાવેછે અને બીજી ભાષાના અર્થનો તે સાક્ષીભૂત થાયછે, તેમ નિર્ગુણ અને સગુણનું સાક્ષીભૂત નામ છે. ॥ ૪ ॥

दो० रामनाम मणि दीप धरू, जीह देहरी द्वार ॥
तुलसी भीतर बाहिरो, जो चाहसि उजियार ॥ २७ ॥

**અર્થ.**—જો દેહરૂપી ઘરની અંદર અને બહાર અજવાળું રાખવા ચહાતા હો તો, મુખરૂપી દ્વારમાં જિહ્વારૂપી ઉંબરા ઉપર રામનામરૂપી દીવો રાખો.[1] ॥ ૨૭ ॥

चो० नाम जीह जपि जागहिं योगी । बिरति बिचार प्रपंच बियोगी ॥
ब्रह्म सुखहिं अनुभवहिं अनूपा । अकथ अनामय नाम न रूपा ॥ १ ॥
जाना चहहिं गूढगति जेऊ । नाम जीह जपि जानहि तेऊ ॥
साधक नाम जपहि लय लाये । होहीं सिद्ध अणिमादिक पाये ॥ ३ ॥
जपहिं नाम जन आरत भारी । मिटहिं कुसंकठ होहिं सुखारी ॥
रामभक्त जग चारिमकारा । सुकृती चारिउ अनघ उदारा ॥ ३ ॥

---

૧ ડેલીપર મણિનો દીવો અખંડ રહેવાથી બહાર કે અંદર અંધારૂં થાય જ નહિ, તેમ જીભ ઉપર રામ નામ અખંડ રહેવાથી જગતરૂપ બાહ્ય પદાર્થમાં કે આત્મારૂપ આંતર પદાર્થમાં કદી વ્યામોહ થાય નહિ, એટલા માટે રામ નામને મણિના દીવાનું રૂપક આપ્યું છે.

चहुंचतुरतन कहं नाम अधारा। ज्ञानी प्रभुहि विशेष पियारा॥
चहुयुंग चहुं श्रूति नाम प्रभाऊ। कलि विशेष नहिं आन उपाऊ ॥ ४॥

**અર્થ.**—પ્રપંચમય બ્રહ્માના જગતનો ત્યાગ કરી, જોગી લોકો જે નામનો જપ કરીને જાગેછે, જે ન કહિ શકાય, અને જે નામ, રૂપ, તથા માયાથી રહિત છે એવું અનુપમ બ્રહ્મસુખ સમજવામાં આવેછે. ॥ ૧ ॥ જેને આ ગુપ્ત બાબત જાણવાની ઇચ્છા છે, તે જીભથી નામ જપી જાણી શકેછે. જે સેવક પ્રીતિથી જપ કરે, તે સિદ્ધ થઇ અણિમાદિક અષ્ટસિદ્ધિઓને પામેછે. ॥ ૨ ॥ જો કોઇ અત્યંત દુઃખી માણસ રામનામનો જપ કરે તો કઠણ દુઃખોથી મૂકાઇ સુખી થાય. ॥ ૩ ॥ શ્રી રામચંદ્રજીના જગતમાંના ચારે પ્રકારના ભક્તો; પાપરહિત, ઉદાર અને સારા કર્મવાળા છે. એ ચતુર પુરુષો (ચારે પ્રકારના ભક્તો) ને નામનો આધાર છે. તેમાં પણ જે જ્ઞાની છે, તે પ્રભુને ઘણા પ્રિય છે. ચાર[1] યુગ અને ચાર[2] વેદ એમાં પણ નામનો પ્રતાપ છે. તેમાં પણ વિશેષે કરીને કળિયુગમાં ઉદ્ધારનું કારણ ફક્ત નામ જ છે, બીજો ઉપાય નથી. ॥ ૪ ॥

दो० सकल कामना हीन जे, रामभक्ति रसलीन॥
नाम सुप्रेम पियूष हृद, तिनहुं कियेमनमीन ॥ २८॥

**અર્થ.**—કામનાથી રહિત શ્રીરામ ભક્તિરસમાં લીન થઈ, જે નામને સપ્રેમામૃતથી હૃદયરૂપ દ્રો માની, પોતાનું મનરૂપી માછલું બનાવી તેમાં રાખેછે, તે સાધુ પાંચમો ભક્ત કહેવાય.

चो० अगुण सगुण दोउ ब्रह्म सरूपा। अकथ अगाध अनादि अनूपा॥
मोरेमत बडनाम दुहुंते। किय जेहि युग निजबस निजबूते ॥ १॥
प्रौढ सुजन जन जानहिं जनकी। कहहु प्रतीत प्रीति रुचि मनकी॥
एक दारुगत देखिय एकू। पावक युगसम ब्रह्म बिबेकू ॥ २॥
उभय अगम युग सुगम नागते। कहउं नामबड ब्रह्म रामते॥
व्यापक ऐक ब्रह्म अविनाशी। जड चेतन घन आनंदराशी ॥ ३॥
अस प्रभु हृदय अछत अविकारी। सकल जीव जग दीन दुखारी॥
नाम निरूपण नाम जतनतें। सोउ प्रगटत जिमि मोल रतनतें ॥ ४॥

**અર્થ.**—જેનુ વર્ણન થઇ ન શકે, જેનો પાર પામી ન શકાય અથવા જે અનાદિ અને ઉપમા ન આપી શકે એવું નિર્ગુણ અને સગુણતામય બ્રહ્મસ્વરૂપ છે; જેણે નિર્ગુણ અને સગુણ એ બેઉને પોતાના વશમાં લીધેલા છે તેવું (શ્રી રામનું) નામ મારા મતપ્રમાણે તે બેઉથી મોટું છે. ॥ ૧ ॥ હું કહુંછું કે, અન્ય માણસોના મનની ઇચ્છા, પ્રીતિ અને નિશ્ચય પ્રવીણ સજ્જનો જાણેછે. એક [3]લાકડામાં એક અને બેમાં બે, એમ

૧ કૃતયુગ, ત્રેતા, દ્વાપર અને કળિયુગ. ૨ ઋક્, યજુ, સામ, અને અથર્વણ. ૩ અગ્નિ એક અને બધામાં સરખોછે છતાં લાકડાંના કારણથી નોખનોખો દેખાય છે. તેમ બ્રહ્મ એક છતાં જગતમાં નોખનોખો દેખાવમાં આવે છે.

અગ્નિ બધામાં સરખો છતાં જૂદે જૂદે પ્રકારે જોવામાં આવેછે, તેવો બ્રહ્મનો વિવેક છે. ॥ ૨ ॥ તે બેઉ સમજવામાં આવે તેવા છે. પણ નામના પ્રતાપે કરી તે બેઉ સહેલા છે (સમજાય છે) તેથી હું બ્રહ્મ અને પ્રભુ કરતાં તેમનાં નામને મોટું ગણું છું. વ્યાપક, બ્રહ્મ, અવિનાશી, સચેતન અને આનંદઘન ॥ ૩ ॥ એવા પ્રભુ હૃદયમાં વિકાર વગરના થઈ, છાના બેઠેલા છતાં સઘળા જીવો અજ્ઞાનથી ગરીબ અને દુઃખીઆરાં થઇ ફરે છે, પણ મહેનતથી નામ નિરૂપણ કર્યું હોય તો જમીનમાં છૂપેલું રત્ન જાહેર થઇ ઝવેરીના હાથમાં આવી પોતાના સ્વરૂપને પામે છે, તેમ હૃદયમાં રહેલ ગુપ્ત બ્રહ્મ પ્રગટ જણાય છે. ॥ ૪ ॥

**दो० निरगुणतें इहिभाती बड, नामप्रभाव अपार ॥**

**कहउं नामबड रामतें, निजविचार अनुसार ॥ २९ ॥**

**અર્થ.**—એ રીતે સગુણતા તથા નિર્ગુણતાથી અને શ્રીરામચંદ્રજીથી પણ અપાર પ્રભાવવાળું શ્રીરામ નામ મારા વિચાર પ્રમાણે હું મોટું કહુંછું. ॥ ૨૯ ॥

**ચો० रामभक्त हित नरतनुधारी । सहि संकट किय साधु सुखारी ॥**

**नाम सप्रेम जपत अनयासा । भक्त होहिं मुद मंगल बासा ॥ १ ॥**

**राम एक तापसतिय तारी । नाम कोटिखल कुमति सुधारी ॥**

**ऋषिहित राम सुकेतुसुताकी । सहितसेन सुत कीन्हबिबाकी ॥ २ ॥**

**सहितदोष दुख दास दुरासा । दलई नाम जीमि रवि निशि नासा ॥**

**भंजेउ राम आपु भवचापू । भवभयभंजन नामप्रतापू ॥ ३ ॥**

**दंडकबन प्रभु कीन्ह सुहावन । जनमन अमितनाम किय पावन ॥**

**निशिचर निकर दलेउ रघुनंदन । नाम सकल कलिकलुष निकंदन ॥ ४ ॥**

**અર્થ.**—શ્રીરામચંદ્રજીએ ભકતો માટે મનુષ્ય દેહ ધારણ કરી પોતે સંકટ સહી, સંતજનોને સુખ આપ્યું. પણ તેમનું નામથી તો [1]અનાયાસે અને આશા વિના પ્રેમથી જપનાર ભકતને મંગળ અને આનંદમય કરેછે. ॥ ૧ ॥ શ્રીરામરૂપે એક ઋષિપત્નીનો[2] ઉદ્ધાર કર્યો અને નામ તો ક્રોડો દુષ્ટ અને નઠારા વિચારોને સુધારે છે (તારે છે), શ્રીરામરૂપી ઋષિ (વિશ્વામિત્ર)ના ભલાને માટે સુકેતુ યક્ષની દીકરી (તાડિકા)નો તેના સેન તથા પુત્ર સાથે નાશ કર્યો. ॥ ૨ ॥ પણ જેમ સૂર્ય રાત્રિ (અંધારા)નો નાશ કરે છે, તેમ નામ દાસનાં [3]દુઃખ અને દોષ સહિત દુરાશાનો નાશ કરેછે. શ્રીરામરૂપે મહાદેવજીનું ધનુષ્ય ભાંગ્યું અને નામ તો જગતના ભયનો નાશ કરવામાં સમર્થ છે. ॥ ૩ ॥ પ્રભુ શ્રીરામરૂપે એક દંડકવન શોભીતું કર્યું અને તેમનાં નામે તો મનુષ્યોના મનરૂપી અનેક વનોને પવિત્ર કર્યાં. શ્રીરામરૂપે અનેક રાક્ષસોને હણ્યા અને તેમનાં નામે તો સઘળાં કળિયુગનાં પાપનો નાશ કર્યો. ॥ ૪ ॥

---

૧ અચાનક. ૨ ગૌતમની સ્ત્રી અહલ્યા. ૩ જન્મ-મરણાદિક.

**दो०** शबरी गीध सुसेवकनि, सुगति दिन्ह रघुनाथ ॥
नाम उधारे अमित खल, वेदविदित गुणगाथ ॥ ३० ॥

**અર્થ.**—શ્રીરઘુનાથના રૂપે પોતાની સારી સેવક શબરી (ભીલડી) અને ગીધ (જટાયુ)ને સદ્‌ગતિ આપી, પણ પ્રભુનું નામ તો અનેક દુષ્ટોનો ઉદ્ધાર કરેછે. તે કથાના ગુણ વેદપુરાણમાં પ્રસિદ્ધ છે. ॥ ૩૦ ॥

**चो०** राम सुकंठ बिभीषण दोऊ । राखे शरण जान सबकोऊ ॥
नाम अनेक गरीब निवाजे । लोक वेद बर बिरद बिराजे ॥ १ ॥
राम भालु कपि कटक बटोरा । सेतु हेतु श्रम कीन्ह न थोरा ॥
नामलेत भवसिंधु सुखाहीं । करहु बिचार सुजन मनमाहीं ॥ २ ॥
राम सकुल रणरावण मारा । सीय सहित निजपुर पगुधारा ॥
राजाराम अवध रजधानी । गावत गुण सुर मुनिबर बानी ॥ ३ ॥
सेवक सुमिरत नाम सप्रीती । बिनश्रम प्रबल मोहदल जीती ॥
फिरत सनेह मगन सुख अपने । नामप्रसाद सोच नहिं सपने ॥ ४ ॥

**અર્થ.**—શ્રીરામચંદ્રજીનારૂપે સુગ્રીવ અને વિભીષણ એ બેઉને શરણે રાખ્યા છે, તે સર્વ કોઈ જાણે છે અને નામ તો અનેક ગરીબોને શરણમાં રાખેછે, એવો તેનો સુંદર યશ વેદ અને મનુષ્યોમાં ગવાઈ રહ્યો છે. ॥ ૧ ॥ શ્રીરામરૂપે રીંછ અને વાંદરાઓનું સૈન્ય ભેળું કરી પાજ બાંધવાનેમાટે કાંઇ ઓછો પરિશ્રમ કર્યો નહિ હતો અને નામ તો સ્મરણમાત્રથી ભવરૂપી સમુદ્રને વગર અડચણે સુકાવી આપેછે, તે વિષેનો વિચાર, હે સજ્જનો ! તમે જ મનમાં કરો. ॥ ૨ ॥ શ્રીરામચંદ્રજીરૂપે કુળ સહિત રણભૂમિમાં રાવણનો નાશ કર્યો અને ત્યાંથી પછી સીતાજી સહિત પોતાના પુર (અયોધ્યાજી)માં પધાર્યા. પછી તે રાજધાનીમાં શ્રીરામે રાજારૂપ થઈ રાજ્ય કર્યું. તે ગુણ દેવતાઓ અને ઋષિઓ પોતાની ઉત્તમ વાણીએ કરી ગાયછે. ॥ ૩ ॥ પણ ભક્તજનો પ્રીતિસાથે પ્રભુનાં નામસ્મરણ માત્રે કરી, પ્રબળ મોહના દલને વગર મહેનતે જિતે છે અને પોતાના સ્નેહ અને સુખમાં મગ્ન થઈ ફરેછે. પ્રભુનાં નામને પ્રતાપે તેઓને સ્વપ્ને પણ શોચ થતો નથી. ॥ ૪ ॥

**दो०** ब्रह्म रामते नाम बड, बरदायक बरदानी ।
राम चरित सतकोटि मह, लिय महेश जिय जानी ॥ ३१ ॥

**અર્થ.**—સર્વ વર દેનારાઓમાં ઉત્તમ એવા બ્રહ્મા અને રામથી શ્રીરામનામ મોટું છે. શ્રીરામનામ મોટાં સો કોટી ચરિત્રો (વાલ્મીકિ રામાયણ) માંથી સદાશિવે સારરૂપ જાણી, બે અક્ષરો[1] કાઢી લીધા. ॥ ૩૧ ॥

---

[1] સો કરોડને ત્રણથી ભાગ દેતાં, એક કરોડ બચ્યા. એક કરોડને ત્રણથી ભાગ દેતાં એક લાખ બચ્યા. એક લાખને ત્રણથી ભાગ દેતાં એક હજાર બચ્યા. એક હજારને ત્રણથી ભાગ દેતાં એકસો બચ્યા. એક સોને ત્રણથી ભાગ દેતાં એક શ્લોક બચ્યો. એક શ્લોકના બત્રીશ અક્ષરને ત્રણથી ભાગ દેતાં 'રામ' એ નામરૂપ બે અક્ષરો બચ્યા, કે જેઓનું મહાદેવે ગ્રહણ કર્યું.

**चो०** नामप्रसाद संभु अविनाशी । साज अमंगल मंगलराशी ॥
सुक सनकादि सिद्ध मुनि योगी । नामप्रसाद ब्रह्मसुख भोगी ॥ ॥ १ ॥
नारद जानेउ नामप्रतापू । जगप्रिय हरिहिंहरि प्रिय आपू ॥
नाम जपत प्रभु कीन्ह प्रसादू । भक्तशिरोमणि भे प्रहलादू ॥ २ ॥
ध्रुव सगलानि जपेऊ हरिनामू । पायेउ अचल अनूपम ठामू ॥
सुमिरि पवनसुत पावन नामू । अपनेवश करि राखेउ रामू ॥ ३ ॥
अपर अजामिल गज गणिकाऊ । भये मुक्त हरिनाम प्रभाऊ ॥
कहउं कहांलगि नाम बडाई । राम न सकहिं नाम गुण गाई ॥ ४ ॥

**અર્થ**—જે નામને પ્રતાપે શંકર અવિનાશી થયા અને તેમનાં સાજ (મસ્તકની માળા અને સર્પાદિક તથા વિભૂતિ વિગેરે) જે અમંગલિક હતાં, તે મંગળના ભંડાર થયાં. શ્રીશુકદેવજી, સનકાદિક બીજા વાલ્મિક વિગેરે ઋષિઓ, સંતજનો અને યોગીઓ રામનામના પ્રતાપે બ્રહ્મસુખ ભોગવવાવાળા થયા. ॥ ૧ ॥ નામનો પ્રભાવ જાણવાથી નારદજી જગતને પ્રિય જે હરિ તેને પ્રિય થયા. શ્રીરઘુપતિના નામસ્મરણે પ્રભુએ કૃપા કરી, જેથી પ્રહ્લાદજી ભક્ત જનોમાં શિરોમણિ થયા. ॥ ૨ ॥ ધ્રુવજીએ માતાના વચનની ઉદાસી સાથે પ્રભુનામનો જપ કર્યો, જેથી અનુપમ અચળપદને પામ્યા. તે પવિત્ર નામનું સ્મરણ કરવાથી હનુમાનજીએ શ્રીરામને વશ કરી લીધા. ॥ ૩ ॥ શિવાય અજામિલ, હાથી અને ગણિકા તે રામનામના પ્રતાપથી મોક્ષને પામ્યાં. એવા પ્રતાપી નામની હું કયાંસૂધી મોટાઇ વર્ણવું, કે જેની મહત્તા શ્રીરઘુનાથજી પોતે પણ વર્ણવી શકે નહીં.[1] ॥ ૪ ॥

**दो०** रामनामको कल्पतरु, कलिकल्याणनिवास ॥
जो सुमिरत भये भांगतें, तुलसी तुलसीदास ॥ ३२ ॥

**અર્થ.**—રામનામરૂપી કલ્પવૃક્ષ કળિયુગમાં કલ્યાણનું સ્થાન છે. જેના સ્મરણથી ભાંગ જેમ તુલસીરૂપ બની જાય, તેમ તુલસીદાસ (હું) પવિત્રતાને પામ્યો. ॥ ૩૨ ॥

**चो०** चहुंयुग तीनिकाल तीहुंलोका । भए नाम जपि जीव विशोका ॥
वेद पुराण संत मत एहू । सकल सुकृतफल रामसनेहू ॥ १ ॥
ध्यान प्रथमयुग मख विधिदूजे । द्वापर परितोषक प्रभुपूजे ॥
कलि केवल मलमूल मलीना । पाप पयोनिधि जनमन मीना ॥ २ ॥
नाम कामतरु काल कराला । सुमिरत समन सकल जंजाला ॥
रामनाम कलि अभिमत दाता । हित परलोक लोक पितु माता ॥ ३ ॥
नहिं कलिकर्म न भक्ति बिवेकू । रामनाम अवलंबन एकू ॥
कालनेमि कलि कपट निधानू । राम सुमति समरथ हनुमानू ॥ ४ ॥

**અર્થ.**—જે નામના પ્રતાપે ચાર જુગ, ત્રણ કાળ[2] અને ત્રણ લોકમાં[3] જીવ દુઃખરહિત (જન્મ-મરણાદિથી મુક્ત) થયા. વેદ, પુરાણ અને સંતજનોનો મત એવો છે કે,

---

૧ પ્રલ્હાદજીની કથા શ્રીમદ્ભાગવતના સપ્તમ સ્કન્ધમાં છે અને તે જગતપ્રસિદ્ધ છે. ૨ ભૂત, ભવિષ્ય, વર્તમાન. ૩ સ્વર્ગ, પાતાળ, મૃત્યુ.

શ્રીરામ નામમાં સ્નેહ રાખવો, એ જ સઘળાં સુકર્મોનું ફળ છે. ॥૧॥ સત્યુગમાં (હજારો વર્ષો) તપ કરવાથી, ત્રેતાયુગમાં (અશ્વમેધાદિ) યજ્ઞો કરવાથી, દ્વાપરમાં (ષોડશોપચાર) પૂજન (સેવા) કરવાથી પ્રભુ પ્રસન્ન થાયછે, અને કળિનેવિષે, પાપરૂપી સમુદ્રમાં મનુષ્યોનાં મનરૂપી માછલાંઓ (૨) પ્રભુનાં નામ સ્મરણે જ સર્વ જંજાળોથી મૂકાય છે. કળિકાળમાં તેના મન ઇચ્છિત ફળ દેનાર આ લોકમાં માબાપ જેવું અને પરલોકમાં હિતકારી, કઠણ કળિકાળના મેલા મળ તથા મૂળનો નાશ કરનાર ॥ ૩ ॥ અને કપટમય કળિકાળરૂપી કાળનેમીનો અંત આણનાર, શ્રીરામનામરૂપીજ સુમતિવાળા હનુમાનજી છે, જેથી કળિયુગમાં કર્મ, યોગ કે (ધર્મસંબંધી) બીજા વિવેકની કશી જરૂર નથી. માત્ર શ્રી રામનામનો આધાર બસ છે. ॥ ૪ ॥

दो० रामनाम नरकेशरी, कनककशिपु कलिकाळ ॥
जापक जन प्रहलादजिमि, पालहिंदलि सुरशाळ ॥ ३३ ॥

**અર્થ.**—શ્રી રામનામરૂપી નૃહસિંહજીએ, દેવતાઓને દુઃખ દેનાર કળિરૂપી હિરણ્યકશિપુને મારી ભક્તજનોરૂપી પ્રહ્લાદજીનું રક્ષણ કર્યું. ॥ ૩૩ ॥

चो० भाव कुभाव अनख आलसहुं । नाम जपत मंगल दिशिदश हुं ॥
सुमिरि सो नाम रामगुणगाथा । करौं नांइ रघुनाथहिं माथा ॥ १ ॥
मोरि सुधारहिं सो सबभांती । जासु कृपा नहिं कृपा अघाती ॥
राम सुस्वामि कुसेवक मोसे । निजदिशी देखि दयानिधि पोसे ॥ २ ॥
लोकहू बेद सुसाहेब रीती । बिनय सुनत पहिचानत प्रीती ॥
धनी गरीब ग्रामनर नागर । पंडित मूढ मलीन उजागर ॥ ३ ॥
सुकविकुकवि निजमति अनुसारी । नृपहिं सराहत सब नर नारी ॥
साधु सुजान सुशील नृपाला । ईशअंश भव परमकृपाला ॥ ४ ॥
सुनि सनमानहिं सबहिं सुबानी । भनितभक्तिमतिगतिपहिचानी ॥
यह प्राकृत महिपाल सुभाऊ । जानि शिरोमणि कोशलराऊ ॥ ५ ॥
रीझत राम सनेह निसोते । कोजग मंद मलिनमति मोते ॥

**અર્થ.**—ભાવે, કુભાવે, ક્રોધથી કે આળસથી પણ પ્રભુનું નામ જપે; તોપણ તે દશે દિશામાં મંગળરૂપ થાયછે. એવા શ્રી રામનામનું સ્મરણ કરી અને શ્રી રઘુનાથજીને મસ્તક નમાવી શ્રી રામચંદ્રજીની સર્વ ગુણમય કથા કહીશ, ॥ ૧ ॥ જેની કૃપાની બરોબરી બીજો કોઈ કરી શકે નહીં તેવા ભગવાન્ મારી બગડેલી વાણીને સર્વ રીતે સુધારો. શ્રી રામ પ્રભુસમ સારો સ્વામી અને મારા જેવો અયોગ્ય સેવક બીજો કોઇ નથી. પણ દયાઘન તે ભગવાન્ પોતાનીજ (યોગ્યતા) સામું જોઇને મારું પોષણ કરશે. ॥ ૨ ॥ વેદ શાસ્ત્રો અને લોકોમાં ભગવત્ રીતિ એ પ્રમાણે પ્રસિદ્ધ છે કે, પ્રીતિ જાણી સેવકની સ્તુતિ ધ્યાનમાં લેછે. દરિદ્ર, ગરીબ, ગમાર, પુરુષોમાં ચતુર પંડિત,

મૂઢ, મેલો, (અવિદ્વાન્) ॥ ૩ ॥ યશસ્વી સારોકવિ, નઠારો કવિ કે બીજાં કોઇ સ્રીપુરુષો રાજાને જઇને વિનવે (અરજ કરે) છે, ત્યારે તે સંત, સુજાણ, સુશીલ અને ભગવત્ અંશથી થયેલો પરમકૃપાળુ રાજા; ॥ ૪ ॥ તે સઘળાંઓની ગતિ, મતિ (બુદ્ધિ) તથા ભક્તિ ઓળખી અને તેમની વાણી સાંભળી તેઓનું સન્માન કરેછે. આ પ્રાકૃત રાજાઓનો સ્વભાવ છે તો, રાજાઓના રાજા સાક્ષાત્ ભગવાન્ ભક્તિને જાણે, તેમાં આશ્ચર્ય શું? એમ સમજી અયોધ્યાપતિ રાજાઓમાં શ્રેષ્ઠ શ્રી રઘુનાથજીનું હું નામસ્મરણ કરુંછું. આ શ્રી રામ મારાપર રીઝી સ્નેહ રાખો. આ જગતમાં મારા જેવો મંદ અને અસ્વચ્છ બુદ્ધિવાળો બીજો કોઇ નહિ હોય. ॥ ૫ ॥

**दो० शठ सेवककी प्रीति रुचि, रखिहहिं राम कृपालु ॥**
**उपल किए जलजान जेहि, सचिव सुभट कपि भालु ॥ ३४ ॥**
**होहुं कहावत सब कहत, राम सहत उपहास ॥**
**साहेब सीतानाथसे, सेवक तुलसीदास ॥ ३५ ॥**

**અર્થ.**—મારા જેવા મૂર્ખ સેવકની પ્રીતિ અને ઇચ્છા કૃપાળુ શ્રીરામચંદ્ર ભગવાન રાખશે, જેમણે પ્રીતિનેજમાટે, વાનર અને રીંછને કામદારો તથા સુભટો બનાવ્યા અને તેમની ઇચ્છાથી જળમાં ડૂબીજવારૂપ જડતાવાળા પથરોને લાકડાના વહાણુનીપેઠે પાણીપર તરતા રાખ્યા, એવા જાનકીનાથની પ્રીતિ સંપાદન કરવા હું યોગ્ય ન છતાં જે પ્રયત્ન લઈ બેઠો છું તેથી લોકોમાં આ તુલસીદાસ તો જુવો, કે અલક્ષ્ય કામમાટે કેવો વ્યર્થ પ્રપંચ ઘડેછે, આ રીતના શબ્દો કહેવાયછે અને મશ્કરી થાયછે, તો તે લોકો જે કાંઈ કહેછે, તે સર્વે શ્રીરામચંદ્રભગવાન્ સહન કરે છે. ॥ ૩૪ ॥ ॥ ૩૫ ॥

**चो० अति बडि मोरि ढिठाइ खोरी । सुनि अघ नरकहुं नाक सिकोरी ॥**
**समुझि सहमि मोहि अपडर अपने । सोसुधिरामकीन्हनहिं सपने ॥ १ ॥**
**सुनि अवलोकि सुचित चखु चाही । भक्ति मोरी मतिस्वामिसराही ॥**
**कहत नशांइ होइ अतिनीकी । रिझत राम जानि जन जीकी ॥ २ ॥**
**कहत न प्रभु चित चूक कियेकी । करतसुरतसवारहि ह्रियेकी ॥**
**जेहि अघबधेउ व्याधजिमिबाली । फिरि सुकंठसोंइकीन्हकुचाली ॥ ३ ॥**
**सोइ करतूति बिभीषण केरी । स्वप्नेहुं सो न राम हिय हेरी ॥**
**ते भरतहि भेंडत सनमाने । राजसभा रघुबीर बखांनें ॥ ४ ॥**

**અર્થ.**—મારો હઠ તથા અપરાધ એવો તો ખરાબ છે કે, નર્ક પણ મને આવતો જોઇ તથા મારાં પાપ સાંભળી પોતાના દરવાજા બંધ કરી દે; એવાં મારાં કૃત્યોથી ડરી હું પણ શોષાઇ ગયો છતાં પ્રભુએ તે બાબતનો વિચાર સ્વપ્નમાં પણ લીધો નહિ. ॥ ૧ ॥ મારી બુદ્ધિઅનુસાર મેં કરેલી ભક્તિને સાંભળી તથા સ્વદૃષ્ટિથી જોઇ ચિત્તમાં ચાહવા લાગ્યા. જો ભક્તજનોના મનમાં શ્રીરામનામની અત્યંત ટેક હોય તો પ્રભુ પોતાના મોઢાથી કહી નથી સંભળાવતા, પણ રીઝેછે. ॥૨॥ પ્રભુ મારી કરેલી ચૂક ચિત્તમાં

ન રાખતાં, દિવસમાં એકસો ને એકવાર મને યાદ કરેછે. જે [1]અપરાધનેમાટે પ્રભુએ પારાધિનીપેઠે છપીને વાળિને માર્યો, તેવો જ અપરાધ[2] ફરીને સુગ્રીવે કરતાં પણ ભક્તજન જાણી ધ્યાનમાં લીધું નહીં. ॥ ૩ ॥ તેવુંજ કર્મ વિભીષણનું[3] છતાં પ્રભુએ તે વિચાર સ્વપ્ને પણ હૈયામાં આણ્યો નહીં અને ઉલટા ભરતજીને મળતી વખત રાજસભાવચ્ચે સન્માનપૂર્વક શ્રીરઘુવીરે તેઓનાં વખાણ કર્યાં. ॥ ૪ ॥

दो० प्रभु तरुतर कपि डारपर, ते किय आप समान ॥
तुलसी कहुं न रामसे, साहिब शील निधान ॥ ३६ ॥
राम निकाइ रावरी, है सबहीको नीक ॥
जो यह सांची है सदा, तौ नीके तुलसीक ॥ ३७ ॥
इहिबिधि निज गुण दोष कहि, सबहि बहुरि शिरनाइ ॥
बरणौं रघुबर बिशद यश, सुनि कलिकलुष नसाइ ॥ ३८ ॥

**અર્થ**—આપ ઝાડતળે બેઠા અને વાનરાઓ ડાળપર ચડી બેઠા, છતાં (આસનભેદનો વિચાર ન કરતાં) તેઓને પોતા સમાન કર્યા. માટે હું કહુંછું કે, પ્રભુ શ્રી રામચંદ્રજીના [4]શીળની બરાબર કોઇ નથી. શ્રી રઘુનાથજીની ભલાઇ સર્વના ભલાને માટે સમાન છે, એ વાત જો સાચી હોય તો મારાં સારાંને માટે પણ સદા તેવી જ છે. એ રીતે પોતાના ગુણદોષ કહી ફરી બધાઓને મસ્તક નમાવી કળિયુગોનાં પાપોનો નાશ કરનારા પ્રભુ રામચંદ્રજીના શુદ્ધ યશને હું વર્ણવુંછું. ॥ ૩૬ ॥ ૩૮ ॥

चो० याज्ञवल्क्य जो कथा सुहाइ। भरद्वाज मुनिबरहिं सुनाइ ॥
कहि हौं सोइ संबाद बखानी। सुनहु सकल सज्जन सुख मानी ॥ १ ॥
शंभु कीन्ह यह चरित सुहावा। बहुरि कृपा करि उमहिं सुनावा ॥
सो शिव काकभुशुंडहि दीन्हा। रामभक्त अधिकारी चीन्हा ॥ २ ॥
तेहिसन याज्ञवल्क्य पुनि पावा। तिन्ह पुनि भरद्वाजमति गावा ॥
ते श्रोता बकता समशीला। समदरसी जानहिं हरिलीला ॥ ३ ॥
जानहिं तीनिकाल निजज्ञाना। करतलगत आमलक समाना ॥
औरौं जे हरिभक्त सुजाना। कहहि सुनहि समुझहि बिधिनाना ॥ ४ ॥

**અર્થ.**—યાજ્ઞવલ્કયઋષિએ જે શોભીતી રામકથા મુનિઓમાં ઉત્તમ ભારદ્વાજ ઋષિને સંભળાવી, તે ઋષિઓનો વિવાદ હું વખાણી કહુંછું, તે સઘળા મનુષ્યો તેમાં સુખ માની સાંભળશે. ॥ ૧ ॥ ફરી શંભુએ આ ચરિત્ર શોભાવી પાર્વતીજી ઉપર કૃપા કરી તેમને સંભળાવ્યું. શ્રી રામચંદ્રજીના યોગ્યભક્ત જાણી કાકભુશુંડજીને સદાશિવે આ કથાનો

૧ એણે સુગ્રીવની સ્ત્રી રાખી. ૨ સુગ્રીવે વાલિની સ્ત્રી તારાને રાખી હતી. ૩ વિભીષણે મંદોદરીને રાખી હતી (તારા અને મંદોદરી ઇંદ્રાણીની પેઠે ગાદીને વરી હતી, તેથી તેનો દોષ ગણાતો નથી.) ૪ નેમ.

બોધ દીધો. ॥ ૨ ॥ તેમની પાસેથી યાજ્ઞવલ્કય મુનિ પામ્યા અને તેમણે પછી ભરદ્વાજઋષિ આગળ ગાયું. એ શ્રોતા અને વક્તા બધા સમાનશીળવાળા, સરખી દૃષ્ટિવાળા અને ભગવતલીલાને જાણવાવાળા છે. ॥ ૩ ॥ વળી તેઓ જેમ આમળાનું ફળ હાથમાં લેવાથી, ગોળાકાર હોવાને લીધે સઘળી બાજુએ સમાન દેખાય છે અને તેમાંની ત્રણ રેષાઓ ત્રણ વિભાગોને જોવાનું જ્ઞાન આપે છે, તેમ પોતાના જ્ઞાનથી જેઓ ત્રણે કાળને જાણે છે તથા આખા જગતને દેખે છે, એવા જે બીજા પણ ચતુર હરિભક્તો છે, તેઓ જૂદા જૂદા પ્રકારે ચરિત્રો સમજે છે, કહેછે અને સાંભળે છે. ॥ ૪ ॥

दो० मैं पुनि निजगुरुसन सुनी, कथारुचिर कुरुखेत ॥
समुझ नहीं तस बालपन, तब अतिरहेउ अचेत ॥ ३९ ॥
स्रोता बकता ज्ञाननिधि, कथा रामकी गूढ ॥
किमि समुझै यह जीव जड, कलिमल ग्रसित बिमूढ ॥ ४० ॥

અર્થ.—પછી આ કથા વરાહક્ષેત્રમાં[1] મેં મારા ગુરુના મુખથી સાંભળી; પરંતુ તે વખતમાં હું ઘણો અજ્ઞાન, સમજણ વગરનો અને બાળક હોવાથી શ્રીરામની ગૂઢ કથાને સમજી શકયો નહીં. વક્તા અને બીજા શ્રોતાઓ ઘણા જ્ઞાની હતા, પણ કળિના મેલમાં લપટાયલો શૂન્ય અને જડ મારો આ જીવ તે કેમ સમજે ? ॥ ૩૯ ॥ ૪૦ ॥

चो० तदपि कही गुरु बारा ॥ समुझिपरी कछु मति अनुसारा ॥
भाषाबंध करब मैं सोइ । मोरेमन प्रबोध जेहि होइ ॥ १ ॥
जस कछु बुद्धि बिबेक बल मोरे । तस कहिहौं हिय हरिके प्रेरे ॥
निजसंदेह मोह भ्रम हरणी । करौं कथा भवसरितातरणी ॥ २ ॥
बुधविश्राम सकलजन रंजनि । रामकथा कलिकलुष बिभंजनि ॥
रामकथा कलिपन्नग भरणी । पुनि बिबेक पावक कहं अरणी ॥ ३ ॥
रामकथा कालि कामद गाइ । सुजन सजीवनमूरि सुहाइ
सोइ वसुधातल सुधातरंगिनि । भवभंजनि भ्रमभेक भुअंगिनि ॥ ४ ॥
असुरसेन सम नरक निकंदानि । साधु बिबुध कुलहित गिरिनंदानि ॥
संतसमाज पयोधि रमासी । विश्वभारधर अचल क्षमासी ॥ ५ ॥
यमगण मुह मसि जग यमुनाशी । जीवनमुक्तिहेतु जनु काशी ॥
रामहिं प्रिय पावनि तुलसीसी । तुलसिदासहित हिय हुलसीसी ॥ ६ ॥
शिवप्रिय मेकल शैलसुताशी । सकल सिद्धिप्रद संपतिराशी ॥
सदगुण सुरगण अंब अदितिसी । रघुभक्ति प्रेम परिमितिसी ॥ ७ ॥

૧ અયોધ્યાજીની ઉત્તર દિશામાં સરયૂગંગાને કિનારે શુકરક્ષેત્ર છે, જેમાં વરાહજીનો જન્મ થયો છે.

**અર્થ.**—તોપણ ગુરુએ વારે વારે કહેવાથી મારી બુદ્ધિ પ્રમાણે હું કાંઇક સમજ્યો, અને જે બોધ મને મારા મનમાં થયો, તે પ્રમાણે હું પ્રાકૃત ભાષામાં કરું છું. ॥૧॥ જેવી મારી બુદ્ધિ છે તથા મનમાં જેવી બળ અને વિવેકની પ્રભુ પ્રેરણા કરશે, તે પ્રમાણે હું કહીશ. પોતાનો સંદેહ, મોહ અને ચંચળતાને હરનાર સંસારરૂપી નદીને વહાણરૂપે તારનાર હરિકથા કરું છું. ॥ ૨ ॥ બધા જ્ઞાનીઓને અને મનુષ્યોને શાંતિ અને આનંદ આપનારી તથા કળિના તાપો હરનારી શ્રીરામ કથા છે. ॥ ૩ ॥ કળિરૂપી સર્પ ઉપર ભરણી નક્ષત્રરૂપે, વિવેકરૂપી અગ્નિને લાકડાંરૂપે તથા કળિમાં કામધેનુ જેવી સજ્જનોને સુંદર સજીવન મૂડીરૂપ આ શ્રીરામકથા છે. વળી તે પૃથ્વી ઉપર અમૃતની નદી જેવી, ભ્રમણારૂપી દેડકાને કાળી સર્પિણી જેવી અને સંસારના સંકટોનો નાશ કરનારી છે. ॥૪॥ અસુરના સેનસમાન નર્કનો નાશ કરનારી, દેવતાઓના કુળને અને સંતપુરુષોને પૂજ્ય પાર્વતી જેવી, સાધુ સમાજરૂપી સમુદ્રને લક્ષ્મી જેવી, જગતનો ભાર ઝીલનારી પૃથ્વી જેવી, ॥ ૫ ॥ યમદૂતનાં મોઢાંને કાળાં કરનારી શ્રીયમુનાજી જેવી, મનુષ્યોને જીવન-મુક્તિ દેવામાં કાશીજી જેવી, શ્રીરામને પવિત્ર તુલસીજી જેવી પ્રિય, અને ચિત્તમાં આનંદ આપનારી મારી માતા (હુલશી) જેવી, ॥ ૬ ॥ કલ્યાણકારક, મહાદેવજીને નર્મદા જેવી પ્રિય અને ધનના ઢગલા જેવી સર્વ સિદ્ધિમય, સદ્ગુણરૂપી અને દેવતાઓ ઉપર દેવમાતા અદિતિ જેવી શ્રીરઘુપતિની પ્રેમભક્તિની અવધિરૂપ કથા છે. ॥ ૭ ॥

दो० रामकथा मंदाकिनी, चित्रकूट चितचारु ॥
तुलसी सुभग सनेह बन, सिय रघुबीर बिहारु ॥ ४१ ॥

**અર્થ.**—તથા સુંદર ચિત્તરૂપી ચિત્રકૂટ પર્વતપર રામકથારૂપી મંદાકિની (ગંગાજી) છે અને શુભ સ્નેહરૂપી વનમાં શ્રીરઘુનાથ જાનકીજી વિહાર કરેછે. ॥ ૪૧ ॥

चो० रामचरित चिंतामणि चारु । संत सुमति तिय सुभग सिंगारु ॥
जगमंगल गुणग्राम रामके । दानि मुक्ति धन धर्म धामके ॥ १ ॥
सदगुरु ज्ञान बिराग योगके । बिबुध बैद्य भव भीम रोगके ॥
जननि जनक सिय राम प्रेमके । बीज सकल व्रत धर्म नेमके ॥ २ ॥
शमन पाप संताप शोकके । प्रियपालक परलोक लोकके ॥
सचिव सुभट भूपति बिचारके । कुंभज लोभ उदधि अपारके ॥ ३ ॥
कामकोह कलिमल करिगणके । केहरिशावक जनमन बनके ।
अतिथि पूज्य प्रीतम पुरारिके । कामद घन दारिद दवारिके ॥ ४ ॥
मंत्र महामणि विषय व्यालके । मेटत कठिन कुअंक भालके ॥
हरण मोहतम दिनकर करसे । सेवक शालिपाल जलधरसे ॥ ५ ॥
अभिमतदानि देवतरुवरसे । सेवत सुलभ सुखद हरि हरसे ॥
सुकबि शरद नभ मन उडुगणसे । रामभक्ति जन जीवन धनसे ॥ ६ ॥

**सकलसुकृत फल भूरि भोगसे । जगहित निरुपधि साधुलोगसे ॥**
**सेवक मन मानस मरालसे । पावन गंगतरंग मालसे ॥ ७ ॥**

**અર્થ.**—વળી રામના ચરિત્રરૂપી સુંદર ચિંતામણિ, સંત સુબુદ્ધિરૂપી સ્રીને શુભ શૃંગારરૂપે છે. જગતમાં શ્રીરામના ગુણોનો સમુદાય મંગલિક, દાની, મોક્ષદાતા, ધર્મનું ધામ, ॥ ૧ ॥ જ્ઞાન, વૈરાગ્ય અને યોગમાં સદ્‌ગુરુરૂપ, સંસારના મોટા રોગોને મટાડવામાં દેવતાના વૈદ્ય ( ધનવંતરી ) રૂપ તથા વળી તે પ્રેમમાં માબાપરૂપ, સઘળાં વ્રત, ધર્મ અને નેમના બીજરૂપ, ॥ ૨ ॥ પાપ, સંતાપ અને શોકનું શમન કરવાવાળો, આ લોક અને પરલોકમાં સ્નેહથી પાળનારો, વિચારરૂપી રાજાને બોધ આપવામાં અમીર અને ઉમરાઓ જેવો, લોભરૂપી મહાસમુદ્ર ઉપર અગસ્ત્ય જેવો, ॥૩॥ કામ, ક્રોધ અને લોભ તથા કળિના મેલોરૂપ હાથીઓમાં જનનાં મનરૂપી વનમાં વસનારા સિંહ જેવો છે, સદાશિવને અભ્યાગત સમ પૂજ્ય અને પ્રિય છે, કામના પૂર્ણ કરવામાં મેઘરૂપ, દારિદ્ર દહન કરવામાં અગ્નિરૂપ, ॥ ૪ ॥ વિષયરૂપી સર્પોનો નાશ કરવામાં મંત્ર અને મહામણિ જેવો, નઠારા ભાગ્યને મટાડનારો, મોહરૂપી અંધારાને નાશ કરવામાં સૂર્યના કિરણો જેવો, સેવકરૂપી શાલ ( ડાંગર ) નું પાલન કરવામાં વરસાદના જેવો, ॥ ૫ ॥ ઇચ્છિત ફળ દેવામાં કલ્પવૃક્ષ જેવો, સેવા કરવામાં હરિહર જેવો સુખનો દેનાર અને સુલભ છે; સુકવિનાં હ્રદયરૂપી આકાશમાં મનના સંકલ્પ, તથા વિકલ્પરૂપી નક્ષત્રોને નિર્મળ કરવામાં શરદઋતુ જેવો, ભક્તજનોની જીવનમૂડી જેવો, ॥ ૬ ॥ સર્વ સારાં ફળદાયક અને ભોગને દેનાર છે, સંતપુરુષો જેવો, ઉપાધિરહિત જગતનો કલ્યાણકર્ત્તા દાસનાં મનરૂપી માનસરોવર માથે હંસ જેવો, તથા ગંગાજીની લેહેર જેવા પવિત્ર, તે શ્રીરામ સીતાજીના ગુણરૂપી ચિંતામણિ છે. ॥ ૭ ॥

**दो० कुपथ कुतर्क कुचालि कलि, कपट दंभ पाषंड ॥**
**दहन रामगुणग्राम इमि, इंधन अनल प्रचंड ॥ ४२ ॥**
**रामचरित राकेशकर, सरिस सुखद सबकाहु ॥**
**सज्जन कुमुद चकोर चित, हितविशेष बडलाहु ॥ ४३ ॥**

**અર્થ.**—કળિનાં કુપથ, કુતર્ક, કુચાલ, કપટ, દંભ અને પાખંડરૂપી બળતણોને બાળવામાં શ્રીરામના અનેક ગુણરૂપી પ્રબળ અગ્નિ જેવું તેમજ સજ્જનરૂપી કમળનાં ચિત્તરૂપી ચકોરને હિતકારી સુખદ ચંદ્રમારૂપે શ્રીરામ ચરિત્ર છે. ॥ ૪૨ ॥૪૩॥

**चो० कीन्ह प्रश्न जेहिभांति भवानी । जिहिंविधि शंकर कहा बखानी ॥**
**सो सबहेतु कहब मैं गाई । कथाप्रबंध विचित्र बनाइ ॥ १ ॥**
**जिन यह कथा सुनी नहिं होइ । जनि आश्चर्य करैं सुनि सोइ ॥**
**कथा अलौकिक सुनहिं जे ज्ञानी । नहिं आश्चर्य करहिं असजानि ॥ २ ॥**
**रामकथाकि मिति जग नाहीं । असप्रतीति जिनके मनमाहीं ॥**
**नानाभांति राम अवतारा । रामायण शतकोटि अपारा ॥ ३ ॥**

ચિત્ર ૨ (પૃષ્ઠ ૩૭)



ગોસ્વામિ તુલસીદાસજી કથાપ્રસંગ.

कल्पभेद हरिचरित सुहाये। भांति अनेक मुनिजन गाये ॥
करियन संशय अस उर आनी। सुनिय कथासादर रति मानी ॥ ४ ॥

**અર્થ.**—જેવી રીતે પાર્વતીજીએ પ્રશ્ન કર્યો અને મહાદેવજીએ તે કથા વખાણી, તેનું ગાન હું નાના પ્રકારનો પ્રબંધ બાંધી કરું છું. ॥ ૧ ॥ જેઓએ આ કથા સાંભળી નથી, તેઓ સાંભળી કદાચ આશ્ચર્ય કરશે; પણ જેઓ જ્ઞાની છે અને આ અલૌકિક કથાને જાણે છે, તેઓ સાંભળી કદી પણ આશ્ચર્ય કરશે નહીં. ॥૨॥ જગતમાં રામાયણનું પ્રમાણ બંધાતું નથી, એવો જેના મનમાં નિશ્ચય છે, અને જેઓ શ્રી રામચંદ્રજીના અનેક પ્રકારના અવતારોને સમજે છે તથા પારવિનાની શતકોટી રામાયણને જાણે છે, તેઓને આશ્ચર્યકારક કંઇ નથી. ॥ ૩ ॥ [1]કલ્પ કલ્પના ભેદે કરી ભગવતનાં શોભીતાં ચરિત્રો ઘણી રીતે મુનિઓએ ગાયાં છે, એમ હૃદયમાં વિચારી કોઇ પણ સંશય ન કરતાં આદરસહિત અને પ્રીતિયુક્ત આ કથાનું શ્રવણ કરશે. ॥ ૪૪ ॥

दो० राम अनंत अनंतगुण, अमित कथा बिस्तार ॥
मुनि आश्चर्य न मानिहहिं, जिनके बिमल बिचार ॥ ४४ ॥

**અર્થ.**—રામાયણ ઘણી છે અને શ્રીરામના ગુણ પણ અનંત છે, તેમ કથાનો વિસ્તાર પણ પ્રમાણ વિનાનો છે. માટે નિર્મળ વિચાર ( જ્ઞાન )વાળા સાંભળીને વિસ્મય પામશે નહિ. ॥ ૪૪ ॥

चो० इहिंविधि सबसंशय करिदूरी। शिरधरी गुरुपद पंकजधूरी ॥
पुनि सबही बिनवौं करजोरी। करत कथा जेहि लाग न खोरि ॥ १ ॥
सादर शिवहि नाय अब माथा। बरणौं बिशद रामगुण गाथा ॥
संवत सोरहसै यकतीशा। करौं कथा हरिपद धरि शीशा ॥ २ ॥
नौमी भौमबार मधुमासा। अवधपुरी यह चरित प्रकासा ॥
जेहिदिन रामजन्म श्रुति गावहिं। तीरथ सकल तहां चलि आवहिं ॥ ३ ॥
असुर नाग खग नर मुनि देवा। आय करहिं रघुनायकसेवा ॥
जन्ममहोत्सव रचहिं सुजाना। करहिं राम कल कीरति गाना ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે મારા સર્વે સંશયોને દૂર કરી ગુરુનાં ચરણકમળની રજ મસ્તક ઉપર ધારણ કરી કથા કરતાં ખોડ ન લાગે, માટે ફરી બધાઓને હાથ જોડી વિનતિ કરું છું. ॥ ૧ ॥ માનપૂર્વક સદાશિવના ચરણોમાં મસ્તક નમાવી અત્યંત પવિત્ર શ્રીરામ ગુણની કથા વર્ણવું છું. શ્રીવિષ્ણુનાં ચરણારવિંદમાં માથું મૂકી આ કથા સંવત્ ૧૬૩૧ સોળસો એકત્રીસની સાલમાં પ્રભુચરણ મસ્તકે ધરી, વર્ણવવા હું આરંભ કરું છું. ॥ ૨ ॥ અયોધ્યાપુરીમાં ચૈત્રસુદિ ૯ ( નવમી ) અને મંગળવારને દિવસે આ ચરિત્રો પ્રકટ થયાં છે. જે દિવસે વેદોએ શ્રીરામ જન્મનું ગાન કર્યું, તે દિવસે ચરિત્રો સાંભળવા સઘળાં તીર્થો ત્યાં ચાલી આવ્યાં છે. ॥ ૩ ॥ રાક્ષસ, સર્પો, પક્ષીઓ, પુરુષો, ઋષિઓ અને

૧ સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ, એ ચાર યુગો મળીને, એક ચોકડી કહેવાય છે, એવી એકોતેર ચોકડીનું એક મન્વંતર કહેવાય છે અને એવાં ચૌદ મન્વંતર વીતી જાય ત્યારે બ્રહ્માનો એક દિવસ અથવા કલ્પ થયો કહેવાય છે.

દેવતાઓ આવી શ્રીરઘુનાથજીને સેવવા લાગ્યા અને ચતુર પુરુષો શ્રીરામ જન્મમહોત્સવ રચી પ્રભુની સુંદર કીર્ત્તિનું ગાન કરવા લાગ્યા. ॥ ૪ ॥

**दो०** मज्जहिं सज्जनवृंद बहू, पावन सरयू नीर ॥
जपहिं राम धरि ध्यान उर, सुंदर श्याम शरीर ॥ ૪૫ ॥

**અર્થ.**—પવિત્ર સરયૂ નદીના જળમાં તે શ્રેષ્ઠ પુરુષોના સમુદાયો ખુબ નહાવા લાગ્યા અને શ્રીરામચંદ્રજીના સુંદર શ્યામસ્વરૂપનું મનમાં ધ્યાન કરી જપ કરવા લાગ્યા. ॥૪૫॥

**चो०** दरश परश मज्जन अरु पाना। हरैं पाप कह बेद पुराना ॥
नदी पुनीत अमित महिमा अति। कहि न सकै शारदा बिमलमति ॥ १ ॥
रामधामदा पुरी सुहावनि। लोक समस्त बिदित जगपावनि ॥
चारिखानि जगजीव अपारा। अवध तजे तनु नहिं संसारा ॥ २ ॥
सबविधि पुरी मनोहर जानी। सकल सिद्धिप्रद मंगलखानी ॥
बिमलकथा कर कीन्ह अरंभा। सुनत नसाहिं काम मद दंभा ॥ ३ ॥
रामचरित मानस यह नामा। सुनत श्रवण पाइय विश्रामा ॥
मनकरि बिषय अनल बन जरई। होई सुखी जो यहि सरपरई ॥ ४ ॥
रामचरित मानस मुनिभावन। बिरचेउ शंभु सुहावन पावन ॥
त्रिविध दोष दुख दारिद दावन। कलि कुचालि कलिकलुष नशावन ॥ ५ ॥
रचि महेश निज मानस राषा। पाइ सुसमय शिवासन भाषा ॥
ताते रामचरित मानस बर। धरेउ नाम हियहेरि हरषि हर ॥ ६ ॥
कहौं कथा सोई सुखद सुहाई। सादर सुनहु सुजन मनलाई ॥

**અર્થ.**—ભક્તજનોએ અરસપરસ મળવું, દર્શન કરવાં, અને સરયૂ નદીમાં સ્નાન કરી જળપાન કરવું. વેદ પુરાણો કહેછે કે, તે કરેલ પાપનો નાશ કરવાવાળાં છે. આ સરયૂ નદીની અપાર પવિત્રતાનો મહિમા નિર્મળ બુદ્ધિવાળાં સરસ્વતી પણ કહેવા અસમર્થ છે. ॥ ૧ ॥ શ્રી રામચંદ્રજીના પરમપદને આપનારી અને જગતને પવિત્ર કરનારી અયોધ્યાપુરીને સર્વે જનો જાણે છે. ચાર પ્રકારના જીવોમાંનાં જે પ્રાણી એ અયોધ્યાપુરીમાં દેહ ત્યાગ કરે, તે સંસારનાં જન્મ-મરણથી મૂકાય છે. ॥ ૨ ॥ સર્વે સિદ્ધિઓને આપનારી, મંગળની ખાણ અને સર્વ પ્રકારે મનને હરણ કરનારી, જેનું શ્રવણ કરતાં કામ, અહંકાર અને ઈર્ષાઓનો નાશ કરનારી જાણી આ નિર્મળ કથાનો મેં આરંભ કર્યો. ॥ ૩ ॥ શ્રી રામચંદ્રજીનાં ચરિત્રોનું માનસરોવર એવું નામ છે, જે સાંભળવા માત્રથી સુખ થાયછે. માટે મનરૂપી હાથી વિષયરૂપી વનમાં કામરૂપી અગ્નિવડે બળતો હોય તો એ સરોવરમાં આવી સ્નાન કરે તો તે તુરત શાંતિને પામે. ॥૪॥ શ્રીરામના ચરિત્રરૂપી, મુનિઓને પ્રિય, સુંદર, પવિત્ર, ત્રણ પ્રકારના દોષ, દુઃખ, તથા દારિદ્રના માથે અગ્નિરૂપ અને કળિયુગના ક્લેશ તથા પાપને નાશ કરનાર માનસરોવર સદાશિવે પ્રગટ કર્યું. ॥ ૫ ॥ તે તૈયાર કરી પોતાના મનમાં જ રાખ્યું અને સારો સમય આવતાં પાર્વતી-

જીને કહી સંભળાવ્યું અને તેમણે મનમાં જોઈ હરખ પામી શ્રીરામ ચરિત્રરૂપી શ્રેષ્ઠ માનસરોવર નામ રાખ્યું. તે જ સરસ સુખને આપનારી સુંદર કથા કહુંછું તો હે સુજ્ઞ જનો ! તેને મન લગાડી આદરપૂર્વક સાંભળો. ॥ ૬ ॥

**दो०** जस मानस जेहि बिधि भयउ, जगप्रचार जेहिहेतु ॥
अबसोइ कहौं प्रसंग सब, सुमिरि उमा वृषकेतु ॥ ४६ ॥

**અર્થ**—તે માનસરોવર જે પ્રકારથી ઉત્પન્ન થયું અને જે કારણમાટે જગતમાં પ્રસિદ્ધ થયું, તે કથા મહાદેવજી અને પાર્વતીજીનું સ્મરણ કરીને હવે હું કહુંછું. ॥૪૬॥

**चो०** शंभुप्रसाद सुमति हियहुलसी । रामचरित मानस कवितुलसी ॥
करउं मनोहर मति अनुहारी । सुजन सुचित सुनिलेहु सुधारी ॥ १ ॥
सुमति भूमिथल हृदय अगाधू । वेद पुराण उदधि धन साधू ॥
वर्षहिं रामसुयश बरबारी । मधुर मनोहर मंगलकारी ॥ २ ॥
लीला सगुण जो कहहिं बखानी । सोइ स्वच्छता करै मलहानी ॥
प्रेम भक्ति जो बरणि न जाई । सोइ मधुरता सुसीतलताई ॥ ३ ॥
सो जल सुकृत शालिहित होई । रामभक्त जगजीवन सोई ॥
मेधा महिगत सो जल पावन । समिटि श्रवण मग चलेउ सुहावन ॥ ४ ॥
भरेउ सुमानस सुथल थिराना । सुखद सीत रुचि चारु चिराना ॥

**અર્થ**—હું મહાદેવજીની પ્રસન્નતાવડે સુંદર બુદ્ધિ અને હૃદયને આનંદ પમાડી પોતાની મતિના અનુસારે મનનું હરણ કરનાર શ્રીરામચરિત્રરૂપી માનસરોવર બાંધુંછું. તેને હે ઉત્તમ પુરુષો ! સારા મનવડે સાંભળી સુધારી લેજો. ॥ ૧ ॥ સારી બુદ્ધિરૂપી પૃથ્વીના હૃદયરૂપી ખાડા ઉપર વેદ અને પુરાણરૂપી સમુદ્રમાંથી બ્રાહ્મણ અને સંતજનોરૂપી મેઘ શ્રીરઘુનાથજીના સુયશરૂપી સુંદર, મનોહર અને મંગળમય શુભ જળ લાવી વર્ષે છે. ॥ ૨ ॥ તેમાં જે સગુણ પ્રભુની લીલાને વખાણસહિત કહેછે, તે જ મળનો નાશ કરી સ્વચ્છતા પામે છે. જે પ્રેમભક્તિ વર્ણવી જતી નથી, જે મીઠાસ અને સારી ઠંડકને આપનારી છે, ॥ ૩ ॥ તે જગત્ માંહેલા રામભક્તના જીવનરૂપ પુણ્યરૂપી શાળ (ડાંગર) ને હિતકારી છે. હવે તે પવિત્ર જળ, બુદ્ધિરૂપી પૃથ્વી ઉપર થઈ કાનરૂપી સરવણીને રસ્તે હૃદયરૂપી ખાડામાં ચોતરફથી ભેળું થઈ તેને ભરપૂર ભરી સુખદ, ઠંડુ, મનોહર અને રુચિકારક માનસરોવર બનાવે છે. ॥ ૪ ॥

**दो०** सुठि सुंदर संबाद बर, बिरचेउ बुद्धि बिचारि ॥
ते यहि पावन शुभग सर, घाट मनोहर चारि ॥ ४७ ॥

**અર્થ**—સ્વચ્છ, સુંદર, અને પવિત્ર શ્રીશંકર ગિરિજા વિગેરેના ચાર[1] સંવાદરૂપી તે સરોવરના ઘાટ, તે હું મારી બુદ્ધિના વિચાર પ્રમાણે માનુંછું. ॥ ૪૭ ॥

---

1 શંકર પાર્વતિ—કાગભુશંડ-ગરૂડજી, યાજ્ઞવલ્કય—ભરદ્વાજ, તુલસીદાસ અને સાધુજન.

चौ० सप्तप्रबंध सुभग सोपाना । ज्ञाननयन निरखत मन माना ॥
रघुपति महिमा अगुण अबाधा । बरनब सोइ बरबारि अगाधा ॥ १ ॥
रामसीययश सलिल सुधासम । उपमा बीचि बिलास मनोरम ॥
पुरईनि सघन चारु चौपाइ । युक्ति मंजुमणि सीप सुहाई ॥ २ ॥
छंद सोरठा सुंदर दोहा । सोइ बहुरंग कमलकुल सोहा ॥
अरथ अनूप सुभाव सुभासा । सोइ पराग मकरंद सुभासा ॥ ३ ॥
सुकृतपुंज मंजुल अलिमाला । ज्ञान बिराग विचार मराला ॥
धुनि अवरेव कवित्त गुणजाती । मीन मनोहरते बहुभांती ॥ ४ ॥
अर्थ धर्म कामादिक चारी । कहब ज्ञान बिज्ञान बिचारी ॥
नवरस जप तप योगबिरागा । ते सब जलचर चारु तडागा ॥ ५ ॥
सुकृती साधु नाम गुण गाना । ते बिचित्र जलबिहंग समाना ॥
संतसभा चहुंदिशि अमराई । श्रद्धा ऋतुबसंत सम गाई ॥ ६ ॥
भक्ति निरूपण बिबिध विधाना । क्षमा दया द्रुमलता विताना ॥
संयम नियम फुल फल ज्ञाना । हरिपदरति रस बेद बखाना ॥ ७ ॥
औरौ कथा अनेक प्रसंगा । तेइ शुक पिक बहुवरणबिहंगा ॥

**અર્થ**—એ સરોવરના બાળકાંડાદિ, સાત સુંદર [1]પગથીઆં બાંધ્યાં છે. તેમને જ્ઞાનચક્ષુવડે જોતાં મનને હરખ પમાડે છે. બાધાથી રહિત અને નિર્ગુણ શ્રીરઘુપતિના મહિમારૂપ તે સરોવરનું અથાગ જળ છે. ॥ ૧ ॥ તે અમૃતરૂપી જળમાં મનને હરણ કરનારી ઉપમારૂપી લહેરો છે, સુંદર ચોપાઇઓના સમૂહરૂપ તેમાં કમળો છે. બુદ્ધિરૂપ ઉજ્જવળ તથા સુંદર મોતીની છીપો, તેમાં શોભી રહી છે. ॥૨॥ છંદ, સોરઠા અને સુંદર દોહરારૂપી ઘણા રંગની કમળની જાતો દીપી રહી છે. અર્થ, ઉપમા, સુંદર ભાવ, અને ઉત્તમ ભાષારૂપી ભમરાઓ છે. જ્ઞાન, વૈરાગ્ય અને વિચારરૂપી તેમાં હંસો છે. કવિતાની ગુણજાતિની ધ્વનિના ઉઠાવરૂપ ઘણી જાતનાં મનોહર માછલાંઓ છે. ॥૪॥ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર તથા નવ રસ,[2] જપ, તપ, યોગ અને વૈરાગ્ય એ સર્વે જ્ઞાન, વિજ્ઞાન વિગેરે જે હું કહુંછું, તે સઘળાં તેનાં મનોહર બીજાં જળ જંતુઓ છે. ॥ ૫ ॥ પુણ્યવાન્ સાધુઓનાં નામ અને ગુણનાં ગાયનરૂપી તે સરોવરમાં રંગરંગનાં પાણી માથે ફરનારાં [3]પક્ષીઓ છે. સંતસભારૂપી એ તળાવની ચારે દિશાએ આંબાનાં ઝાડો છે અને શ્રદ્ધારૂપી વસંતઋતુ છે. ॥ ૬ ॥ નાના પ્રકારની ભક્તિનું નિરૂપણ, ક્ષમા અને દયારૂપી વેલીઓનો મંડપ તે વૃક્ષ ઉપર બંધાઈ રહ્યો છે અને સંયમ તથા નિયમરૂપી ફૂલ અને જ્ઞાનરૂપી ફળ છે. વેદ કહેછે કે, પ્રભુનાં ચરણમાં પ્રીતિરૂપી તેમાં હંસ છે અને બીજી

---

૧ બાળ, અયોધ્યા, અરણ્ય, કિષ્કંધા, સુંદર, લંકા ને ઉત્તરકાંડ. ૨ તળાવમાં કમળો, થોડાં હોય છે અને પાયણીઓ ઝાઝી હોય છે, તેથી છંદ વગેરેને કમળોનું અને ચોપાઇઓને પોયણીઓનું રૂપક આપ્યું છે ૩ જળકુકડી આદિ.

અનેક કથાઓના પ્રસંગરૂપી તેમાં પોપટ, મેના, કોયલ અને બીજા ઘણા રંગનાં પક્ષીઓ છે. ॥ ૭ ॥

**दो०** पुलकवाटिका बाग बन, सुख सुविहंग विहारु ॥
माली सुमन सनेह जल, सींचत लोचन चारु ॥ ४८ ॥

**અર્થ**—કથા શ્રવણ કરવાથી રોમાંચ થવારૂપી વનવાડી અને બાગબગીચા છે. ઉપજતાં સુખરૂપી તેમાં વિહાર કરનારાં સુંદર પક્ષીઓ છે. તેમાં સ્વચ્છ મનરૂપી માળી આંખરૂપી સિંચનથી[1] સ્નેહરૂપી જળને રેડે છે. ॥ ૪૮ ॥

**चो०** जे गावहिं यहचरित संभारे । ते यहिताल चतुर रखवारे ॥
सदा सुनहिं सादर नर नारी । ते सरवर मानस अधिकारी ॥ १ ॥
अतिखल जे विषयी बक कागा । इहि सर निकट न जाहिं अभागा ॥
शंबुक भेक सिवार समाना । इहां न विषयकथा रसनाना ॥ २ ॥
तेहिकारण आवत हियहारे । कामी काक बलाक बिचारे ॥
आवत इहिसर अति कठिनाई । रामकृपाबिनु आइ न जाई ॥ ३ ॥
कठिन कुसंग कुपंथ कराला । तिनके बचन व्याघ्र हरि ब्याला ॥
गृहकारज नाना जंजाला । तेइ अति दुर्गम शैल बिशाला ॥ ४ ॥
बन बहु विषय मोह मद माना । नदी कुतर्क भयंकर नाना ॥

**અર્થ**—જે આ ચરિત્રને ગાયછે અને સાંભળે છે, તે આ તળાવના ડાહ્યા રક્ષકો છે. સદા સર્વદા માનપૂર્વક જે સ્ત્રી પુરુષો સાંભળે છે, તે જ તે માનસરોવરના અધિકારી છે. ॥ ૧ ॥ ઘણા દુષ્ટ અને વિષયી પુરુષો જે બગલા અને કાગડા જેવા છે, તે તેનાં ખાનારાં દેડકાં તથા સાંખળાઓમાં રહેનારાં જીવડાંઓ હોયછે. તેમ આ સરોવરમાં વિષયની કથાના રસરૂપી સેવાળ અને ખળરૂપી જીવડાઓમાંનું કશું નથી. ॥ ૨ ॥ માટે કામી પુરુષોરૂપી બિચારા કાગડા અને બગલાદિકો ખોરાકી ન મળવાથી મનમાં હારીને આવતા નથી. શ્રીરામકૃપા વિના તે સરોવરપર આવજા કરવા ઘણું કઠણ થઈ પડે છે. ॥ ૩ ॥ જેમ માનસરોવરે જતાં અવઘડ રસ્તો નડે, તેમ શ્રીરામચરિત્રરૂપી માનસરોવરપર જતાં કઠણ કુસંગરૂપી વિકટ માર્ગ નડે છે. વળી દુષ્ટોનાં કુવચનરૂપી તે વાટમાં વાઘ, સિંહ અને અજગરો નડે છે (જેમ ખરા માનસરોવરપર જવાને મોટા અને દુર્ઘટ પર્વતો નડે છે તેમ), કલ્પિત માનસરોવર માથે જતાં ઘરનાં કામો અને બીજા નાના પ્રકારના જંજાળો[2] પર્વતરૂપે નડેછે. વળી રસ્તામાં વિષય, મોહ, મદ અને માનરૂપી ઘણાં વનો તથા [3]કુતર્કોરૂપી બીહામણી ઘણી નદીઓ નડેછે, માટે પ્રભુઇચ્છા વગર ત્યાં જઈ શકાતું નથી. ॥ ૪ ॥

---

૧ પાણી કાઢવાનું વાસણ. ૨ પ્રપંચો. ૩ નઠારા વિચારો.

दो० जे श्रद्धा शंबल रहित, नहिं संतनकर साथ ॥
तिनकह मानस अगम अति, जिनहिं न प्रिय रघुनाथ ॥४९॥

**અર્થ**—જેઓ પાસે શ્રદ્ધારૂપી ટીમણુ[1] નથી અને સંત જનોનો સાથ નથી તથા શ્રીરામચંદ્રજી જેને પ્રિય નથી, તેઓને માનસરોવરપર જવું ઘણું દુર્લભ છે. ॥ ૪૯ ॥

चो० जो करिकष्ट जाई पुनिकोई। जातहिं नींद जुदाइ होई॥
जडताजाड विषम उर लागा। गयहु न मज्जन पाव अभागा ॥ १ ॥
करि नजाइ सर मज्जन पानां। फिरिआवैं समेत अभिमानां॥
जो बहोरि कोउ पूंछन आवा। सरनिंदा करि ताहिं सुनावा ॥ २ ॥
सकलविघ्न व्यापहिं नहिं तेही। राम कृपाकरि चितवहिं जेहीं॥
सोई सादर सर मज्जन करहीं। महाघोर त्रयताप न जरहीं ॥ ३ ॥
ते नर यहसर तजहिं न काऊ। जिनके रामचरित भलभाऊ॥
जो नहाइ चह इहि सर भाई। सो सतसंग करौ मनलाई ॥ ४ ॥
असमानस मानस चखचाही। भइ कबिबुद्धि बिमल अवगाही॥
भयो हृदय आनंद उछाहू। उमगेउ प्रेम प्रमोद प्रवाहू ॥ ५ ॥
चली सुभग कबिता सरितासों। राम बिमल यश जल भरितासों॥
सरयूनाम सुमंगल मूला। लोक बेद मत मंजुल कूला ॥ ६ ॥
नदी पुनीत सुमानस नंदिनि। कलिमल तटतरु मल निकंदिनि॥

**અર્થ**—છતાં કોઇ પ્રયત્ન કરી, જાય તો તે ચરિત્ર સાંભળતાં સાંભળતાં સુઈ જાય. અજ્ઞાનરૂપી ઘણી દુઃખરૂપ ટાઢનાં શીત જેનાં ચિત્તમાં વળી ગયાં છે, તે અભાગી સરોવરપર ગયો પણ નહાઇ શકયો નહિ. ॥ ૧ ॥ જે નહાવા અને પાન કરવા જાય, તે તો કહિ શકે નહિ અને ત્યાંથી ફરી આવે ત્યારે જો કોઇ પૂછવા આવે તો અહંકાર સહિત (શ્રીરામચરિત્રરૂપી માનસરોવરની) નિંદા કહી સંભળાવે છે. ॥ ૨ ॥ જેના ઉપર શ્રીરામચંદ્રજી કૃપા અને પ્રેમદૃષ્ટિ કરેછે, તેવા પુરુષોને સકળ વિઘ્નો તથા ઘણા કઠણ ત્રણ તાપો જરાપણ બાધ કરતા નથી.[2] તે જ તે સરોવરમાં નાહી શકછે. ॥ ૩ ॥ જેને શ્રીરઘુનાથજીનાં પદકમળમાં પ્રેમ હોય, તે પુરુષ કોઇદિવસ પણ છોડતો નથી. જે તે સરોવરમાં નહાવા ચહાતા હોય, તે ભાઇઓ મન લગાડીને સત્સંગ કરો. ॥ ૪ ॥ એવા માનસરોવરે પ્રીતિયુક્ત જ્ઞાનદૃષ્ટિથી જે જુવે, તેની બુદ્ધિ નિર્મળથઇ સ્નાનથી તે કવિરાજ બને અને તેના હૃદયમાં વધારનારા આનંદને ઉત્સાહરૂપી ઘણો પ્રેમાનંદી પ્રવાહ ચાલેછે, ॥૫॥ જેથી તેના મુખમાંથી સુંદર શ્રીરામચંદ્રજીનાં નિર્મળ યશરૂપી જળથી ભરેલી સરયૂનાં[3] નામ જેવી સારા મંગળના મૂળરૂપ, વેદ અને મનુષ્યોના મતરૂપી કિનારાવાળી કવિતા-

---

૧ ખાવાનું ભાતું. ૨ કામ, ક્રોધાદિક, અધ્યાત્મ તાપ કહેવાય છે. જ્વરાદિક, અધિભૌતિક તાપ કહેવાય છે અને સર્પાદિ તથા અતિ વૃષ્ટિ આદિ, અધિદૈવિક તાપ કહેવાય છે. ૩ સરયૂ નદી પણ માનસ સરોવરમાંથી નીકળેલી છે, એ વાત પુરાણાદિકમાં પ્રસિદ્ધ છે.

રૂપી નદી ચાલી. કળિના મેલરૂપ પોતાના કિનારાપરના વૃક્ષોના મૂળોનો નાશ કરનારી તે નદી કલ્પિત માનસરોવરની પુત્રી છે. ॥ ૭ ॥

**दो॰ श्रोता त्रिविध समाजपूर, ग्राम नगर दुहुंकूल ॥**
**संतसभा अनुपम अवध, सकल सुमंगल मूल ॥ ५० ॥**

**અર્થ**—તે કવિતારૂપી સરયૂ ગંગાજીના બેઉ કિનારાપર, ત્રણ પ્રકારના[1] શ્રોતાઓ-રૂપી શહેરો, પાટણો અને ગામો તથા સઘળાં મંગળોની મૂળ [2]સંતસભારૂપી નૌતમ શ્રી અયોધ્યાજી વસે છે. ॥ ૫૦ ॥

**चो॰ रामभक्ति सुरसरि तंहजाई । मिलि सुकीरति सरयू सुहाई ॥**
**सानुज राम समर यशपावन । मिलेउ महानद शोण सुहावन ॥ १ ॥**
**युगबिच भक्ति देवधुनि धारा । सोहति सहित सुबिरति बिचारा ॥**
**त्रिविधताप त्रासक त्रिमुहानी । रामस्वरूप सिंधु समुहानी ॥ २ ॥**
**मानसमूल मिली सुरसरिहीं । सुनत सुजन मनपावन करिहीं ॥**
**बिच बिच कथा बिचित्र बिभागा । जनु सरितीर तीरबन बागा ॥ ३ ॥**
**उमा महेश बिवाह बराती । ते जलचर अगणित बहुभांती ॥**
**रघुबर जन्म अनंद बधाई । भंवर तरंग मनोहरताई ॥ ४ ॥**

**અર્થ**—શ્રીરામચંદ્રજીની ભક્તિરૂપી ગંગાજી[3] પ્રભુની સુંદર કિર્તિરૂપી સરયૂમાં મળી, પાછી તે, લક્ષ્મણજી સહિત ભગવાને દૈત્યો સાથે કરેલા પરમ પવિત્ર યુદ્ધરૂપી સારા મહાનદ શોણમાં તે ભળે છે. ॥ ૧ ॥ તે બન્ને નદ અને નદી વચ્ચે ભક્તરૂપી ગંગાજીની ધારા જ્ઞાન અને વૈરાગ્ય સહિત શોભી રહી છે. ત્રણ પ્રકારના તાપનો નાશ કરનારી તે ત્રણ નદીઓ શ્રીરઘુનાથજીના સ્વરૂપરૂપી સમુદ્રમાં જઇને સમાય છે. ॥ ૨ ॥ માનસરોવર (શ્રીરામચરિત્રરૂપી માનસસરોવર) જેનું મૂળ છે અને (ભક્તિરૂપી) ગંગાજી જેમાં મળે છે, તે (શ્રીરામકીર્તિરૂપી) સરયૂ નદી સાંભળતાં માત્રમાં જ સજ્જન પુરુષોનાં મનને પવિત્ર કરેછે. તે કથામાં વચ્ચે વચ્ચે કથાના વિચિત્ર વિભાગો છે, તે જાણે નદીને કાંઠે કાંઠે વન અને બાગો હોય તેમ લાગેછે. ॥ ૩ ॥ વળી તેમાં શિવપાર્વતીના લગ્નની જાન અનેક પ્રકારના જીવજંતુઓ પ્રમાણે છે અને શ્રીરામચંદ્રજીના પ્રાગટય (જન્મ) નો મહોત્સવ તથા વધાઇ (વધામણી) રૂપી તેમાં (પાણીનું) ચક્કર (ફરવું), લહેરો અને માધુર્યતા રુપે છે. ॥ ૪ ॥

**दो॰ बालचरित चहुंबंधुके, बनज बिपुल बहुरंग ॥**
**नृपरानी परिजन सुकृत, मधुकर बारि बिहंग ॥ ५१ ॥**

**અર્થ**—તેમ એ ચાર (રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન) ભાઇઓનાં ચરિત્ર-

---

૧ રજ, તમ અને સત્વગુણ. ૨ નિર્ગુણ. ૩ કેટલાએક ટીકાકારો કહે છે કે, 'સરયૂ પ્રાચીન છે અને ગંગા અર્વાચીન છે, તેથી ગંગા સરયૂમાં મળેલ છે, પણ સરયૂ ગંગામાં મળેલ નથી,' આ વાત પ્રત્યક્ષ વિરુદ્ધ હોવાથી સ્વીકાર કરવા યોગ્ય નથી.

રૂપી ઘણાંક રંગનાં આઆં કમળો છે અને તે ઉપર રાજા દશરથ અને રાણી કૌશલ્યા તથા કુટુંબાદિકોનાં સતકર્મોરૂપી ભમરા અને (જળકુકડીઓ વિગેરે) માથે ફરનાર પક્ષીઓ છે. ॥ ૫૧ ॥

ચો० सीयस्वयंबर कथा सुहाई । सरित सुहावनि सो छबि छाई ॥
नदी नाव वटु प्रश्न अनेका । केवट कुशल उत्तर सविवेका ॥ १ ॥
पुनि अनुकथन परस्परहोई । पथिक समाज सोहसरि सोई ॥
घोरधार भृगुनाथ रिसानी । घाड सुबंध राम बरबानी ॥ २ ॥
सानुज राम बिवाह उछाहू । सो शुभ उमंग सुखद सबकाहू ॥
कहत सुनत हरषहिं पुलकाहीं । ते सुकृती जन मुदित नहाहीं ॥ ३ ॥
रामतिलक हित मंगल साजा । पर्वयोग जनु जुरेउ समाजा ॥
काई कुमति केकयी केरी । परी जासु फल बिपाति घनेरी ॥ ४ ॥

**અર્થ**—એ સુશોભિત સરયૂ ગંગાજીની શ્રીસીતાજીના સ્વયંવરની કથારૂપી સુંદરતા છવાઈ રહી છે અને તેમાં બ્રહ્મચર્ય રાખનાર વિદ્યાર્થીઓના પ્રશ્નરૂપી નાવ ફરેછે તથા પ્રશ્ન પૂછનારરૂપી તેમાં છડીઆંઓ અને તે વિવેકી પ્રશ્નોના કુશળ ઉત્તરરૂપી ખારવા (નાખવા) છે. ॥ ૧ ॥ તથા તે ઉત્તર આપ્યારૂપ પાર ઉતરવું છે, એમ સાંભળી એક બીજાઓમાં પ્રશ્નોત્તર થાય છે, તેજ બે બાજુના પથિક સમાજવડે તે નદી શોભી રહી છે. શ્રીપરશુરામની રીસરૂપી તે નદીની કઠણ ધારા છે તથા શ્રીરામચંદ્રજીનાં સુંદર વચનોરૂપી તેના સાંધેલા બે ઘાટ છે. ॥ ૨ ॥ ભાઇઓ સહવર્તમાન શ્રીરઘુનાથજીના વિવાહના ઉત્સવની કથારૂપી નદીના પૂરનો ભરાવ થતાં ઉત્તમ ઉમંગરૂપી લહેરો સર્વેને સુખદાયક થાય છે. તે કથા કહેતાં અને સાંભળતાં રોમાંચિત થઇ હર્ષ પામવારૂપી સંતપુરુષોનું તેમાં નહાવું છે. ॥ ૩ ॥ શ્રીરઘુનાથજીને રાજ્યતિલક કરવા વાસ્તે જે વસ્તુઓ એકઠી કરી હતી અને જે સમાજ ભેળો થયો હતો, તે રૂપ (તે નદીનો) પરવણીનો દિવસ તથા કૈકેયીને કુબુદ્ધિ આવવારૂપી તે (નદી)માં કાદવ અને પ્રભુને ચૌદ વરસ વનવાસ ભોગવવો પડયો, તે રૂપ તે કાદવનું ફળ છે. ॥ ૪ ॥

દો० शमन अमित उतपात सब, भरतचरित जप याग ॥
कलिअघ खल अवगुण कथन, ते जलमल बक काग ॥ ५२ ॥

**અર્થ**—ભરતજીનાં ચરિત્રો યોગ તથા શ્રીરામના મંત્ર યાગાદિરૂપી (તે વિરહના દુઃખાદિ ઉત્પત્તિનું નાશ થવું) કળિયુગના પાપ અને ખળપુરુષના અવગુણના કથનરૂપી સેવાળ થયો તથા દુષ્ટપુરુષરૂપી બગલા અને કાગડાઓ થયા. ॥ ૫૨ ॥

ચો० कीरतिसरित छहुं ऋतु रुरी । समय सुहावनि पावनि भूरी ॥
हिमहिमशैलसुता शिवब्याहू । शिशिर सुखद प्रभुजन्म उछाहू ॥ १ ॥

बरणब रामविबाह समाजू । सो मुद मंगलमय ऋतुराजू ॥
ग्रीषम दुसह राम बनगवनू । पंथ कथा खर आतप पवनू ॥ २ ॥
बर्षा घोर निशाचर रारी । सुरकुलशालि सुमंगलकारी ॥
रामराजसुख विनय बडाई । विशद सुखद सोई शरद सुहाई ॥ ३ ॥
सतीशिरोमणि सियगुणगाथा । सोइ गुण अमल अनूपम पाथा ॥
भरत सुभाव सुशीतलताई । सदा एकरस बरणि न जाई ॥ ४ ॥

**અર્થ**--શ્રીરામચંદ્રજીની કીર્તિરૂપી પવિત્ર નદી છએ ઋતુમાં સરખી રીતે અત્યંત શોભા આપેછે. સદાશિવ અને પાર્વતીજીના વિવાહરૂપી તેમાં હિમંતઋતુ છે અને શ્રીરામચંદ્રજીના સુખદ જન્મઉત્સવરૂપી તેમાં શિશિરઋતુ છે. ॥૧॥ અને પ્રભુના વિવાહ સમાજના વર્ણનરૂપી તેમાં મંગળ અને આનંદમય ઋતુરાજ વસંતઋતુ છે. ભગવાનનું વનમાં ગમન થવું, તેરૂપી મહા દુઃખદાયક ગ્રીષ્મઋતુ છે અને તેમાં પ્રભુના પંથની કથા ભૂખરવાયુ તથા તડકારૂપ છે. ॥ ૨ ॥ રાક્ષસો સાથેના મહા યુદ્ધરૂપ દેવતાઓનાં કુળ શાળ ( ડાંગર ) ને સુમંગળમય વર્ષાઋતુ છે. શ્રીરામચંદ્રજીના રાજ્ય સુખની નમ્રતાપૂર્વક મોટાઇ તેમાં અત્યંત શુદ્ધ સુખદ શરદઋતુરૂપે શોભી રહી છે. ॥ ૩ ॥ સતીઓમાં ઉત્તમ શ્રીજાનકીજીના સદ્ગુણની-કથારૂપ તેમાં ઉપમા ન આપી શકાય એવું, નિર્મળ, ગુણકારી જળ શોભેછે. ભરતના સ્વભાવરૂપ તેમાં સારી શીતળતા રહેલી છે અને તે સદા એકરસ તથા એક જીભે ન વર્ણી શકાય તેવું છે. ॥ ૪ ॥

दो० अवलोकनि बोलनि मिलनि, प्रीति परस्पर हास ॥
भायप भलि चहुंबंधुकी, जल माधुरी सुबास ॥ ५३ ॥

**અર્થ**--પરસ્પર પ્રીતિ, દર્શન, હાસ્ય, મળવું, બોલવું, મિત્રતા અને ભલું ચહાવું, એટલી વસ્તુ તે જળની સુગંધી ને મીઠાશરૂપ છે.

चो० आरति बिनय दीनता मोरी । लघुता ललित सुवारि नथोरी ॥
अद्भूत सलिल सुनत गुणकारी । आस पियास मनोमलहारि ॥ १ ॥
राम सुप्रेमहि पोषत पानी । हरत सकल कलिकलुष गलानी ॥
भवश्रम शोषक तोषक तोषा । शमन दुरित दुख दारिद दोषा ॥ २ ॥
काम क्रोध मद मोह नशावन । बिमल बिवेक बिराग बढावन ॥
सादर मज्जन पान कियेतें । मिटहिं पाप परिताप हियेतें ॥ ३ ॥
जिन यहबारि न मानस धोये । ते कायर कलिकाल बिगोये ॥
तृषित निरखी रबिकर भवबारी । फिरहिं मृगा जिमि जीव दुखारी ॥ ४ ॥

**અર્થ**—મારી આરતિ, વિનય અને નમ્રતારૂપી એ સારા જળમાં સુંદરતા અને હલકાઈ (પાચનશક્તિ આપનાર ગુણકારી) કાંઈ ઓછી નથી. એ ચમત્કારિક જળ સાં-

ભળવા માત્રમાં લાભકારી આશારૂપી તૃષ્ણાને શાંત કરનાર અને મનના મેલનું હરણ કરનાર છે. ॥ ૧ ॥ તે જળ શ્રીરામના સુંદર પ્રેમરૂપી ફૂલઝાડને પાળનાર કળિયુગનાં પાપ અને ઉદાસીનતારૂપી દેહનાં સઘળા મેલોનું હરણ કરેછે. સંસારના પરિશ્રમોને ટાળનાર, સંતોષને ઉત્પન્ન કરનાર અને મહા સંકટો, પાપો તથા દારિદ્રને મટાડનાર, ॥ ૨ ॥ કામ, ક્રોધ, મોહ અને મત્સરનો નાશ કરનાર, નિર્મળ જ્ઞાન અને વૈરાગ્યને વધારનાર એ જળમાં નહાવાથી અને પાન કરવાથી પાપ અને મનના ખરાબ વિચારો જતા રહેછે. ॥ ૩ ॥ જેણે આ નિર્મળ જળથી પોતાનું મન ધોયું નથી, તેવા આળસુ પુરુષને કળિકાળે છેતરી લીધો છે. (તે અપલક્ષણમાં લીન થઈ ગયો છે). જેમ મૃગલાં તરસ્યાં થવાથી સૂરજના કીરણથી થતાં ઝાંઝવાનાં જળને જોઇને પાણીને ભરોસે ભટકેછે, તેમ જીવો સંસારનાં ખરાબ રસરૂપી મૃગજળ જોઇ દુઃખીઆ થઈ ફરે છે. ॥ ૪ ॥

दो॰ मति अनुहारि सुबारि बर, गुणगण मन अन्हवाइ ॥
सुमिरि भवानी शंकरहि, कह कबि कथा सुहाई ॥ ५४ ॥

भरद्वाज जिमि प्रश्नकिय, याज्ञवल्क्य मुनिपाय ॥
प्रथम मुख्य संबाद सोइ, कहिहौं हेतु बुझाय ॥ ५५ ॥

अब रघुपतिपद पंकरुह, हियधरि पाइ प्रसाद ॥
कहौं युगुल मुनिवर्य्यकर, मिलन सुभग संवाद ॥ ५६ ॥

**અર્થ**—મારા મનને તે ઉત્તમ સુંદર જળમાં નહવરાવી તેના ગુણની ગણના માટે શ્રીશંકર, ભવાનીનું સ્મરણ કરી બુદ્ધિ પ્રમાણે શોભીતી કથા કવિતાના રૂપમાં કહુંછું. ॥ ૫૪ ॥ હવે શ્રીરઘુપતિનાં ચરણારવિંદમાં ધ્યાન રાખીને તેમની કૃપા પામી બે મુનિવરોએ મળી કરેલો ઉત્તમ સંવાદ કહુંછું. ॥ ૫૫ ॥ યાજ્ઞવલ્કયમુનિ પાસે ભરદ્વાજઋષિએ જે પ્રશ્નો કર્યા, તે મુખ્ય શોભીતા સંવાદનું કારણ જાણી હું પ્રથમ કહુંછું. ॥ ૫૬ ॥

चो॰ भरद्वाज मुनि बसहिं प्रयागा । जिनहिं रामपद अति अनुरागा ॥
तापस शम दम दया निधाना । परमारथपथ परम सुजाना ॥ १ ॥

माघ मकरगत रवि जब होइ । तीरथपतिहिं आव सबकोई ॥
देवदनुज किन्नरनरश्रेणी । सादर मज्जहिं सकल त्रिबेणी ॥ २ ॥

पूजहिं माधमपद जलजाता । परसि अक्षयबट हर्षित गाता ॥
भरद्वाज आश्रम अति पावन । परमरम्य मुनिवर मनभावन ॥ ३ ॥

तहां होई मुनि ऋषय समाजा । जांहिं जे मज्जन तीरथराजा ॥
मज्जहिं भ्रातसमेत उछाहा । कहहिं परस्पर हरिगुणगाहा ॥ ४ ॥

**અર્થ**—જ્યાં મહા મહિનામાં મકરના સૂર્ય (મકરસંક્રાંતિ) થતાં સર્વ લોકો તથા દેવ, દૈત્ય, કિન્નર અને બીજા અનેક પુરુષો ભાવથી ત્રિવેણીમાં નહાવામાટે અને શ્રીમા-

ધવરાયજીનાં ચરણકમળને પૂજવા માટે, તથા અક્ષયવડ (પ્રાગવડ) ને સ્પર્શ કરવા સારુ મનમાં આનંદ પામતા આવેછે, એવા પવિત્ર પ્રાગરાજજીમાં ઋષિઓના મનને પ્રિય લાગતું અતિ રમણીક જ્યાં ઋષિઓની સમાજ મળેછે તેવા અતિ પવિત્ર આશ્રમમાં ભરદ્વાજ ઋષિ રહેતા હતા. ત્યાં સર્વે પ્રાગરાજજીની ત્રિવેણીમાં આનંદી મનથી સવારમાં નહાય છે અને પછી તે ભરદ્વાજના આશ્રમમાં આવી પ્રભુના ગુણની કથા કહેછે. ॥ ४ ॥

**दो॰ ब्रह्मनिरूपण धर्मविधि, बरणहिं तत्वबिभाग ॥**
**कहंहिं भक्ति भगवंतकी, संयुत ज्ञान बिराग ॥ ५७ ॥**

**અર્થ**—બ્રહ્મનો[1] નિર્ણય (વેદવિચાર), ધર્મની[2] વિધિ (શાસ્ત્રરીતિ), તત્વવિભાગ (જ્ઞાનનો વિચાર) અને જ્ઞાન, વૈરાગ્ય સહિત ભગવદ્‌ભક્તિનું વર્ણન કરુંછું. ॥ ૫૭ ॥

**चो॰ यहिप्रकार भरि मकर नहाहीं । पुनि सब निज निज आश्रम जाहीं ॥**
**प्रतिसंबत असहोइ अनंदा । मकरमज्जि गवनहिं मुनिबृंदा ॥ १ ॥**
**एकबार भरि मकर नहाये । सब मुनीश आश्रमन सिधाये ॥**
**याज्ञवल्क्यमुनि परम बिवेकी । भरद्वाज राखेउ पदटेकी ॥ २ ॥**
**सादर चरणसरोज पखारे । अतिपुनीत आसन बैठारे ॥**
**करि पूजा मुनि सुयश बखानी । बोले अतिपुनीत मृदुबानी ॥ ३ ॥**
**नाथ एक संशय बड मोरे । करतल बेदतत्व सबतोरे ॥**
**कहत मोहिं लागत भय लाजा । जौन कहौं बडहोइ अकाजा ॥ ४ ॥**

**અર્થ**—એ પ્રકારે આખો મકરસંક્રાંતિનો મહિનો નાહીને પછી બધાઓ પોતપોતાને આશ્રમે જાયછે, એમ પ્રતિવર્ષે ઋષિઓના સમુદાય મકરસંક્રાંતમાં નહાવા જવાના કારણથી અત્યાનંદ ફેલાઈ રહેછે. ॥૧॥ એક સમે એવી રીતે સર્વે ઋષિઓ મકરસંક્રાંતિમાં નહાઇને ઋષિના આશ્રમમાં ગયા. ત્યાં ભરદ્વાજ ઋષિએ મોટા જ્ઞાની યાજ્ઞવલ્કય ઋષિના ચરણમાં નમી ॥ ૨ ॥ માનપૂર્વક પગ પખાળી અને અતિ પવિત્ર આસનપર બેસાડ્યા. પછી તેમની પૂજા કરી અને તેમના સુયશનાં વખાણ કરી ઘણી પવિત્ર મધુર વાણીથી ઋષિ ભરદ્વાજ બોલ્યા; ॥ ૩ ॥ હે સ્વામીન્! આપના હાથમાં સર્વે વેદો રહ્યા છે (આપ સર્વે વેદને જાણો છો) એવા આપ આગળ મારા મનની એક મોટી શંકા છે, તે કહેતાં મને લાજ[4] તથા ભય[5] લાગેછે, અને નથી કહેતો તો મોટું અકાર્ય થાયછે. ॥ ૪ ॥

**दो॰ संत कहहिं अस नीति प्रभु, श्रुति पुराण मुनि गाव ॥**
**होइन बिमल बिबेक उर, गुरुसन किये दुराव ॥ ५८ ॥**

**અર્થ**—ગુરુ આગળ કપટ રાખવાથી મનમાં શુદ્ધ જ્ઞાન થાય નહીં એમ, હે પ્રભુ! વેદ, પુરાણ, અને સંતનો મત છે અને તેઓ કહેછે. ॥ ૫૮ ॥

---

૧ વેદાંતવિચાર. ૨ મીમાંસાશાસ્ત્ર. ૩. સાંખ્ય-યોગશાસ્ત્ર. ૪ રખેને ભરદ્વાજ મારી પરીક્ષા લે છે. એમ આપ ધારો, એવી શંકાથી ભય ઉત્પન્ન થાય છે. ૫ આ ભરદ્વાજ વૃદ્ધ છતાં પણ આટલું જાણતો નથી. એમ જણાશે તેથી લાજ ઉત્પન્ન થાય છે.

चो० अस विचारि प्रगटेहुं निजमोहू । हरहु नाथ करि जनपर छोहू ॥
रामनाम कर अमित प्रभावा । संत पुराण उपनिषद् गावा ॥ १ ॥
संतत जपत शंभु अबिनाशी । शिव भगवान ज्ञान गुणराशी ॥
आकरचारि जीव जग अहहीं । काशीमरत परमपद लहहीं ॥ २ ॥
सोपि राममहिमा मुनिराया । शिव उपदेश करत करि दाया ॥
राम कवन प्रभु पूछौं तोहीं । कहहू बुझाय कृपानिधि मोहीं ॥ ३ ॥
एकराम अवधेश कुमारा । तिनकर चरित बिदित संसारा ॥
नारिबिरह दुख लहेउ अपारा । भयेउ रोष रण रावण मारा ॥ ४ ॥

**અર્થ**—હે નાથ ! સંત, શાસ્ત્રો, ઉપનિષદો જેને ગાય છે, તે પણ રામ, ॥ ૧ ॥ જ્ઞાન અને ગુણના ભંડારરૂપ અવિનાશી તથા કલ્યાણકારક શ્રીશંભુ સર્વદા જેનો જપ કરેછે તથા દયા કરી કાશીમાં મરનારા જગતના જીવોને મોક્ષ પામવા શ્રીરામ તારક મંત્રનો દયા કરીને ઉપદેશ કરે છે, તે પણ રામ અને રાજા દશરથના કુંવર કે જેણે પત્નીવિયોગરૂપ અસહ્ય દુઃખને માટે ક્રોધયુક્ત થઈ રણભૂમિમાં રાવણને માર્યો તે પણ રામ, ત્યારે તે રામ કયા અને કેટલા, તે વિષેના વિચારનો મોહ મારા મનમાં ફેલાઈ રહેવાથી, હે પ્રભુ ! હું આપને પૂછુંછું તો મને દાસ જાણી, કૃપા કરી, સમજાવીને કહો. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० प्रभु सोइ रामकि अपरकोउ, जाहि जपत त्रिपुरारि ॥
सत्यधाम सर्वज्ञ तुम, कहहु बिबेक बिचारि ॥ ५९ ॥

**અર્થ**—જેના નામને મહાદેવજી જપે છે તે રામ તે જ કે કોઇ બીજા. તે વિષે, હે સર્વજ્ઞ ! સત્યના મંદિર ! આપ જ્ઞાનથી વિચારી મને કહો. ॥ ૫૯ ॥

चौ० जैसे मिटै मोह भ्रम भारी । कहहु सो कथा नाथ बिस्तारी ॥
याज्ञवल्क्य बोले मुसुकाई । तुमहिं बिदित रघुपति प्रभुताई ॥ १ ॥
रामभक्त तुम मन क्रम बानी । चतुराई तुह्मारि मैं जानी ॥
चाहहु सुनै रामगुण गूढा । कीन्हेउ प्रश्न मनहु अतिमूढा ॥ २ ॥
तात सुनहु सादर मनलाई । कहौं रामकी कथा सुहाई ॥
महामोह महिषेश बिशाला । रामकथा कालिका कराला ॥ ३ ॥
रामकथा शशिकिरण समाना । संतचकोर करहिं जेहिं पाना ॥
एसे संशय कीन्ह भवानी । महादेव तब कहा बखानी ॥ ४ ॥

**અર્થ**—હે નાથ ! જેવી રીતે મારા મનનો મોટો વહેમ મટે તેવી રીતે તે કથા મને વિસ્તારથી કહો. તે સાંભળી હસ્તે મોહોડે યાજ્ઞવલ્ક્ય ઋષિ બોલ્યા; તમે શ્રીરામચંદ્રજીની પ્રભુતાને જાણો છો. ॥ ૧ ॥ અને તમે મન, કર્મ તથા વચને કરી શ્રીરામચંદ્રજીના ભક્ત છો, છતાં ઘણા મૂર્ખની પેઠે શ્રીરામચંદ્રજીના ગુપ્ત ગુણો સાંભળવાની

ઇચ્છાએ પ્રશ્નો પૂછો છો, તે તમારી ચતુરાઇને હું જાણુછું. ॥ ૨ ॥ હે બાપ! હું આદરપૂર્વક શોભીતી શ્રીરામકથા મનમાં આણી કહુંછું તે સાંભળ. મહામોહરૂપી મોટો મહિષાસુર દૈત્ય છે, તેને હણવાવાળી રામકથારૂપી વિકાળ કાળિકા છે. ॥ ૩ ॥ ચંદ્રમાના શિતળ કીરણસમ શ્રીરામ કથા છે, જેને સંતરૂપી ચકોરપક્ષીઓ સદા પાન કરેછે. આવી કથા પાર્વતીજીએ તારી પેઠે શંકા કરવાથી સદાશિવે વર્ણવી છે. ॥ ૪ ॥

**दो॰ कहौं सो मति अनुहारि अब, उमा शंभु संवाद ॥**
**भयउ समय जेहिहेतु जिहि, सुनि मुनि मिटहिं विषाद ॥ ६० ॥**

**અર્થ.**—જે કારણને માટે આ વખતે, હે મુનિ! તમારા મનમાં વિખવાદ ઉત્પન્ન થયો, તે મટવામાટે શંભુપાર્વતીનો સંવાદ હું મારી બુદ્ધિપૂર્વક હમણાં કહુંછું, તે સાંભળો. ॥ ૬૦ ॥

**चो॰ एकबार त्रेतायुग मांहीं । शंभु गये कुंभज ऋषि पाहीं ॥**
**संग सती जगजननि भवानी । पूजे ऋषि अखिलेश्वर जानी ॥ १ ॥**
**रामकथा मुनिवर्य्य बखानी । सुनी महेष परमसुख मानी ॥**
**ऋषि पूंछी हरिभक्ति सुहाई । कही शंभु अधिकारी पाई ॥ २ ॥**
**कहत सुनत रघुपति गुणगाथा । कछुदिन तहां रहे गिरिनाथा ॥**
**मुनिसन बिदा मांगि त्रिपुरारी । चले भवन संग दक्षकुमारी ॥ ३ ॥**
**तेहि अवसर भंजन महिभारा । हरि रघुबंश लीन्ह अवतारा ॥**
**पिताबचन तजि राज उदासी । दंडकबन बिचरत अविनासी ॥ ४ ॥**

**અર્થ.**—એક વખતે ત્રેતાયુગમાં જગદંબા પાર્વતીજીને સાથે લઇ સદાશિવ કુંભજ (અગસ્ત્ય) ઋષિ પાસે ગયા. તે વખતે જગદીશ્વર જાણી ઋષિએ શંકર પાર્વતીજીની પૂજા કરી. ॥ ૧ ॥ અને તે મુનિએ શ્રીરામકથાનું વર્ણન કર્યું. તે સાંભળી મહાદેવજીએ મોટું સુખ માન્યું. તે અગસ્ત્ય મુનિએ શોભીતા શ્રી પ્રભુની ભક્તિ વિષે પૂછયું. સાંભળવાને અધિકારી જાણી શંભુએ કહેવા આરંભ કર્યો. ॥ ૨ ॥ એવી રીતે શ્રીરઘુનાથજીના ગુણોની કથા કહેતાં સાંભળતાં ગિરિજાનાથ કંઈક દિવસ ત્યાં રહ્યા અને પછી તેઓ અગસ્ત્ય મુનિ પાસેથી વિદાયગીરી માંગી, દક્ષપુત્રી સતી સાથે પોતાના ધામ તરફ ચાલ્યા. ॥ ૩ ॥ તે જ સમયમાં પૃથ્વીનાં દુઃખોને ભાંગનાર પ્રભુએ રઘુવંશમાં અવતાર લીધો. પિતાજીનું વચન રાખવાને માટે રાજ છોડી [1]ત્યાગી જેવા થઇને તે પ્રભુ [2]દંડકવન પ્રત્યે ચાલતા થયા. ॥ ૪ ॥

**दो॰ हृदय बिचारत जात हर, केहिबिधि दरनश होई ॥**
**गुप्तरूप अवतरेउ प्रभु, गये जान सबकोइ ॥ ६१ ॥**

---

૧ ખાખી. ૨ ગોદાવરી તીર.

**અર્થ.**—મહાદેવજી મનમાં વિચાર કરતા કરતા જાય છે કે, છાનેરૂપે અવતરેલા પ્રભુનું દર્શન મને કેવી રીતે થશે ? જો હું ત્યાં જઈશ, તો સર્વે લોકો જાણી જશે ( કે શ્રીરામચંદ્રજી પરમેશ્વર છે એમ ). ॥ ૬૧ ॥

**सो०** शंकर उर अतिक्षोभ, सती न जानहिं मर्म सोइ ॥
तुलसी दरशन लोभ, मनडर लोचन लालची ॥ ११ ॥

**અર્થ**—મહાદેવજીના મનમાં દર્શનના લોભ માટે, શોચ થઇ રહ્યો છે, તેના ભેદને પાર્વતીજી જાણતાં નથી, પણ શંકરના મનમાં ઉપલો પ્રસિદ્ધતાનો ડર પ્રસરી રહ્યો છે અને દર્શનને માટે આંખો અચકાઇ રહી છે. ॥ ૧૧ ॥

**चो०** रावण मरण मनुजकर । प्रभु बिधिबचन कीन्हचह सांजा ॥
जो नहिं जाउं रहे पछितावा । करउ बिचार न बनत बनावा ॥ १ ॥
याहि बिधि भये शोचबस ईशा । ताही समय जाइ दशशीशा ॥
लीन्ह नीच मारीचहिं संगा । भयेउ तुरत सोइ कपट कुरंगा ॥ २ ॥
करिछल मूढ हरी बैदेही । प्रभूप्रताप उर बिदित नतेही ॥
मृग बधि बंधुसहित हरि आये । आश्रम देखि नयन जलछाये ॥ ३ ॥
बिरह बिकल नरइव रघुराई । खोजत बिपिन फिरत दोउभाई ॥
कबहुं योग बियोग न जाके । देखा प्रगट बिरहदुख ताके ॥ ४ ॥

**અર્થ**—રાવણે પોતાનું મરણ મનુષ્યના હાથથી થવા બ્રહ્મા પાસે માંગેલું હોવાથી વિધિવાક્ય સત્ય કરવા પ્રભુએ આ અવતાર લીધો છે. હવે હું ત્યાં જો જાઉંછું તો ઉપલું ( પ્રસિદ્ધિનું ) કારણ ઉભું થાયછે અને નથી જતો તો ( દર્શન ન મળવા વિષેનો ) પસ્તાવો થાયછે. કેમ કરુ ? વિચાર કરતાં કોઈ બનાવ બની શકતો નથી. ॥ ૧ ॥ યાજ્ઞવલ્કય—હે ભરદ્વાજ ! એ પ્રમાણે સદાશિવ શોકાતુર થયાછે, તેવામાં અહિં રાવણ મારીચને કપટરૂપી કસ્તુરીમૃગ બનાવી, પોતાની સાથે લઇ એકદમ પંચવટી પાસે આવ્યો. ॥ ૨ ॥ જે દુષ્ટ પોતાના મનમાં પ્રભુનો પ્રતાપ જાણતો નથી, [1]તે કપટે કરી જાનકીને હરી ગયો. પ્રભુ હરણને મારી લક્ષ્મણજી સહિત પાછા આવી સીતાજી વગરનો આશ્રમ જોઇ વિરહમાં વ્યાકુળ થઈ આંસુ ભરેલી આંખે બેઉ ભાઇઓ મળી જંગલમાં ખોળતા ફરવા લાગ્યા. જેમને યોગ વિયોગ કશું છે નહીં, જેઓ નિર્ગુણ છે તેવા પરમેશ્વરને અહીં પ્રત્યક્ષ વિરહદુ:ખમાં પીડાતા જોઇએ છિએ. ॥ ૪ ॥

**दो०** अति बिचित्र रघुपति चरित, जानहिं परम सुजान ॥
जे मतिमंद बिमोहबश, हृदय धरहिं कछु आन ॥ ६२ ॥

**અર્થ**—આ ઘણાં ચમત્કારીક શ્રીરઘુનાથજીનાં ચરિત્રો, જે ઘણા ચતુર પુરુષો છે

---

૧ રાવણ.

તેના જ જાણવામાં છે. પણ જે અત્યંત મોહમાં લપટાઈ ગયા છે તેવા મૂઢ પુરુષો તો પોતાના મનમાં કંઇ જૂદી જ કલ્પનાઓ કરેછે. ॥ ૬૨ ॥

**चो०** शंभु समय तेहि रामहिं देखा । उपजा हिय अतिहर्ष विशेखा ॥
भरि लोचन छबि सिंधु निहारी । कुसमय जानि न कीन्ह चिहारी ॥ १ ॥
जय सच्चिदानन्द जगपावन । असकहि चले मनोज नसावन ॥
चलेजात शिव सतीसमेता । पुनि पुनि पुलकित कृपानिकेता ॥ २ ॥
सती सो दशा शंभुकी देखी । उर उपजा संदेह बिशेखी ॥
शंकर जगतबंद्य जगदीशा । सुर नर मुनि सब नावत शीशा ॥ ३ ॥
तिन नृपसुतहि कीन्ह परणामा । कहि सच्चिदानंद परधामा ॥
भये मगनछबि तासुबिलोकी । अजहुं प्रीति उर रहति न रोकी ॥ ४ ॥

**અર્થ**—એવી રીતે શોકવશ થયેલા સદાશિવ ચાલ્યા જાયછે, તેટલામાં શ્રીરામચંદ્રજીનો મેળાપ થવાથી ઘણી ખુશી ઉપજી અને નેત્રભરી પ્રભુનાં દર્શન કર્યાં. પણ વખત વિચારી ઓળખાણ પાડી (સ્તુતિ કરી) નહીં. ॥ ૧ ॥ જગ જગપાવન, સચ્ચિદાનંદ એમ બોલી કામદેવનો નાશ કરનાર કૃપાનિધાન ઈશ્વિર ફરી ફરી રોમાંચિત થઇને પછવાડે જોતા પાર્વતીજીની સાથે ચાલતા થયા. ॥ ૨ ॥ સદાશિવની એવી દશા જોઇને જગદંબાના મનમાં, શંકા ઉત્પન્ન થઇ કે, મહાદેવજીને બધા ઋષિઓ, દેવતાઓ અને મનુષ્યો મસ્તક નમાવે છે. વળી જેઓ જગદીશ અને જગતવંદ્ય છે, ॥ ૩ ॥ તેઓ રાજકુંવરોને સચ્ચિદાનંદ, પરધામ અને પરનામ કહી તેનાં દર્શનથી રાજી થયા અને રોકવા છતાં રોકી શકાતી નથી એવી પ્રીતિ ધરાવે છે, તેનું કારણ શું હશે ? ॥ ૪ ॥

**दो०** ब्रह्म जो व्यापक बिरज अज, अचल अनीह अभेद ॥
सो कि देहधरि कोई नर, जाहि न जानत वेद ॥ ६३ ॥

**અર્થ**—જેનો પાર વેદ જાણી શકતા નથી, જે માયારહિત, વ્યાપક, પરિબ્રહ્મ, ચેષ્ટારહિત, ભેદાભેદ વગરના અને જેની લીલા કળ્યામાં આવતી નથી એવા પ્રભુ શું પુરુષરૂપે દેહ ધારણ કરે ? ॥ ૬૩ ॥

**चो०** विष्णु जो सुरहित नरतनुधारी । सोउ सर्वज्ञ यथा त्रिपुरारी ॥
खोजत सोकि अज्ञइव नारी । ज्ञानधाम श्रीपति असुरारी ॥ १ ॥
शंभु गिरा पुनि मृषा न कोई । शिव सर्वज्ञ जान सबकोई ॥
अस संशय मन भयउ अपारा । होइ न हृदय प्रबोध प्रचारा ॥ २ ॥
यद्यपि प्रकट न कहेउ भवानि । हर अंतर्यामी सब जानी ॥
सुनहुं सती तव नारि सुभाऊ । संशय अस न धरिय उर काऊ ॥ ३ ॥
जासु कथा कुंभजऋषि गाई । भक्ति जासु मैं मुनिहिं सुनाई ॥
सोइ मम इष्टदेव रघुवीरा । सेवत जाहि सदा मुनिधीरा ॥ ४ ॥

**અર્થ**—કદાચ વિષ્ણુએ દેવતાઓનાં સારાંનેમાટે મનુષ્યાવતાર ધારણ કર્યો હોય અને તેથી સઘળા જ્ઞાનવાળા શિવજીએ તેમ કર્યું હોય, તોપણ જ્ઞાનના મંદિર અને દૈત્યોના શત્રુ શ્રીલક્ષ્મીકાંત પ્રભુને અજ્ઞાનીનીપેઠે સ્રીનો શોધ કરવાપણું કેમ ઘટે ? ॥૧॥ તેમ બધાઓ જાણે છે કે, શિવ સર્વજ્ઞ છે, તો તેની વાણી પણ કેમ ખોટી હોય ? એવી રીતે અનેક સંશયો ઉત્પન્ન થયા અને કોઈ પણ પ્રકારે મનમાં બોધનો પ્રસાર થઈ ચિત્તનું સમાધાન થઈ શકયું નહિ. ॥ ૨ ॥ પણ મહાદેવજી સર્વ જાણનારા અંતર્યામી છે, એમ સમજી ઉમિયાજીએ પોતાનો વિચાર જણાવ્યો નહિ, તોએ શંકર સમજી ગયા. શિવજી કહે; હે સતિ ! સાંભળ, તારો સ્રીસ્વભાવ છે. એવો સંદેહ કોઈ દહાડો પણ મનમાં લાવીએ નહિ. ॥ ૩ ॥ જેની કથા અગસ્ત્યઋષિએ ગાઈ અને જેથી મેં તે ઋષિને જેની ભક્તિ સંભળાવી તથા જેને સદા ઋષિઓ સેવેછે, એ જ મારા ઇષ્ટદેવ તે શ્રીરઘુનાથજી છે. ॥ ૪ ॥

**हरिगीत छंद.** मुनिधीर योगीसिद्ध संतत विमल मन जेहि ध्यावहीं ॥
कहिं नेति निगमपुराण आगम जासु कीरति गावहीं ॥
सोइ राम व्यापक ब्रह्म भुवन निकायपति मायाधनी ॥
अवतरेउ अपने भक्तिहित निजतंत्र नित रघुकुलमनी ॥ २ ॥

**અર્થ**—ધૈર્યવાળા મુનિ, યોગીઓ, સિદ્ધ, વેદ, શાસ્ત્રો અને જ્યોતિષ જેની કીર્તિ નિર્મળ મનથી નિરંતર ગાવા છતાં હજુ છે, હજુ છે, એમ કહે છે, એવા સર્વ જગત્પતિ, માયાના ધણી અને વ્યાપક બ્રહ્મ પોતાના ભકતોના હિત માટે સ્વતંત્રતાથી રઘુકુળમાં મણિરૂપ શ્રીરામચંદ્રજી અવતર્યા છે. ॥ ૨ ॥

**सो॰** लाग न उर उपदेश, यदपि कहेउ शिव बारबहु ॥
बोले बिहंसि महेष, हरिमाया बलजानि जिय ॥ १२ ॥

**અર્થ**—પાર્વતીજીને હૈયે ઉપદેશ લાગવા માટે શંકર હસીને ઘણી રીતે સમજાવતાં બોલ્યા કે, પ્રભુની માયાનું બળ અગાધ છે. તેનો મનથી માપ થઈ શકતો નથી. ॥૧૨॥

**चो॰** जो तुह्मरे यन अतिसंदेहू । तौ किन जाई परीक्षा लेहू ॥
तबलगि बैठिरहौं बटछाहीं । जबलगि तुम एहौ मोहि पाहीं ॥ १ ॥
जैसे जाइ मोह भ्रम भारी । करहु सो यत्न बिबेक बिचारी ॥
चली सती शिव आयसु पाई । करहिं बिचार करौं का भाई ॥ २ ॥
उहां शंभु असमन अनुमाना । दक्षसुता कहं नहीं कल्याना ॥
मोरेहु कहे न संशय जाहीं । बिधि बिपरीत भलाई नाहीं ॥ ३ ॥
होइहि सोइ जो राम रचिराखा । कोकरि तर्क बढावहि शाखा ॥
असकहि जपन लगे हरिनामा । गई सती जहं प्रभु सुखधामा ॥ ४ ॥

**અર્થ**—જો તમારા મનમાં ઘણો સંદેહ છે, તો કાં જઈને પરીક્ષા લેતાં નથી. જેમ તમારા મનની શંકા દૂર થાય, તેમ વિવેકથી વિચારીને પ્રયત્ન કરો. જ્યાંસુધી તમે

મારી પાસે પાછાં આવશો ત્યાંસૂધી હું આ વડની છાયાતળે બેઠો છું. એવાં મહાદેવજીનાં વચન સાંભળી તેમની આજ્ઞા લઈ, હે મા! હવે હું શું કરું? એમ વિચાર કરતાં ગિરિજા ચાલ્યાં. ॥ ૨ ॥ અહિંયાં મહાદેવજીના મનમાં એવો વિચાર આવ્યો કે, દક્ષપુત્રી (પાર્વતીજી) નો આ વિચાર તેને લાભકર્તા નથી. મારા કહેવાથી તેના મનનો સંદેહ ટળ્યો નાહ. જેનો બ્રહ્મા અવળો થાય, તેનું ભલું થતું નથી. ॥ ૩ ॥ જે પ્રભુના મનમાં ગમતું હોય તેમાં કોઇ તર્ક કરી શાખા વધારી શકે તેમ નથી. એમ કહી શંકર શ્રીરામ નામનો જપ કરવા લાગ્યા અને પાર્વતીજી સુખધામ પ્રભુ શ્રીરામચંદ્રજી તરફ ગયાં. ॥૪॥

**दो०** पुनि पुनि हृदय करि, धरिसीताकर रूप ॥
आगेहोइ चलिपंथ तेहि, जेहि आवत नरभूप ॥ ६४ ॥

**અર્થ.**—ફરી ફરી મનમાં વિચાર કરી સીતાજીનું રૂપ ધરી જે રસ્તે મહારાજા શ્રીરઘુનાથજી આવતા હતા, તે માર્ગમાં આડાં થઈ ઉભાં. ॥ ૬૪ ॥

**ચો०** लक्ष्मण दीख उमा कृतवेषा । चकित हृदय भ्रम भयउ विशेषा ॥
कहि न सकत कछु अति गंभीरा । प्रभुप्रभाव जानत मतिधीरा ॥ १ ॥
सति कपट जानेउ सुरस्वामी । समदर्शी सब अंतर्यामी ॥
सुमिरत जाहि मिटै अज्ञाना । सोई सर्वज्ञ राम भगवाना ॥ २ ॥
सती कीन्हचह तहां दुराउ । देखहु नारि सुभाव प्रभाउ ॥
निजमाया बल हृदय बखानी । बोले बिहंसि राम मृदुबानी ॥ ३ ॥
जोरि पाणि प्रभु कीन्ह प्रणामू । पितासमेत लीन्ह निजनामू ॥
कहेउ बहोरि कहां वृषकेतू । बिपिन अकेलि फिरहु केहिहेतू ॥ ४ ॥

**અર્થ**—લક્ષ્મણજી; એ ઉમિયાજીએ કરેલા વેષને જોઈ મનમાં શંકિત થઈ ઘણું આશ્ચર્ય પામ્યા. પ્રભુના પ્રભાવને જાણનારા ધીર મતિવાળા અને ઘણા ગંભીર તે કહી શક્યા નહીં. ॥ ૧ ॥ સમાન દૃષ્ટિવાળા, સર્વ અંતર્યામી અને જેના સ્મરણમાત્રથી અજ્ઞાનનો નાશ થાય એવા દેવતાઓના પતિ શ્રીરામચંદ્ર ભગવાન્ સતીનું કપટ જાણી જઈ, ॥ ૨ ॥ તેણીએ કરેલા છળ-ભેદને જોઈ, સ્ત્રીજાતિના સ્વભાવનો પ્રતાપ તો જુવો! એમ મન સાથે બોલી હૃદયમાં પોતાની માયાબળને વખાણી, અને બેઉ હાથ જોડી પ્રણામ કરી પ્રભુ હાસ્યવદનથી તેમના પિતા સાથે તેમનું નામ લઈ (હે દક્ષપુત્રી સતિ,) કોમળ વચને પ્રભુ રામચંદ્રજી બોલ્યા, વૃષકેતુ (સદાશિવ)[1] ક્યાં છે? અને તમે આ જંગલમાં એકલાં શા કારણથી ફરોછો? ॥ ૪ ॥

**दो०** रामबचन मृदु गूढ सुनि, उपजा अति संकोच ॥
सती सभीत महेष पहं, चलीं हृदय बडशोच ॥ ६५ ॥

**અર્થ**—શ્રીરામનાં એવાં ગુપ્ત કોમળ વચન સાંભળી સતીના મનમાં લજ્જા ઉત્પન્ન થઈ અને પોતાનાં કૃત્યના મોટા શોચરૂપી ભયથી[2] શંકરપાસે ચાલ્યાં. ॥ ૬૫ ॥

૧ વૃષકેતુ એટલે ધ્વજમાં નંદિકેશ્વરના ચિહ્નવાળા. અહીં વૃષકેતુ શબ્દ મૂકવાનો અભિપ્રાય એ છે કે, વૃષકેતુ એટલે ધર્મની ધ્વજા એવો અર્થ પણ થઈ શકે છે, તેથી સતીને જણાવ્યું કે, તમારી પતિવ્રતાના ધર્મ પાળવાની ધ્વજા ક્યાં ગઈ? કે જેથી તમે સદાશિવ વગર વનમાં એકલાં ફરો છો. કેટલાએક કહે છે કે, પ્રભુએ આ વચનથી સૂચવ્યું છે કે, સદાશિવ તમારો ત્યાગ કરી ચૂક્યા છે. ૨ સદાશિવના વચનોપર વિશ્વાસ ન રાખવારૂપી ભય.

चो० मै शंकरकर कहा न माना । निज अज्ञान राम पहं आना ॥
जाइ उतर अब देहौं काहा । उर उपजा अति दारुण दाहा ॥ १ ॥
जाना राम सती दुखपावा । निज प्रभाव कछु प्रकट जनावा ॥
सती दीख कौतुक मग जाता । आगे राम सहित सिय भ्राता ॥ २ ॥
फिरि चितवा पाछे प्रभु देषा । साहित बंधु सिय सुंदर बेषा ॥
जहं चितवति तहं प्रभु आसीना । सेवहिं सिद्ध मुनीश प्रबीना ॥ ३ ॥
देखे शिवविधि बिष्णु अनेका । अमित प्रभाव एकते एका ॥
बंदत चरण करत प्रभुसेवा । बिबिध बेष देखे सबदेवा ॥ ४ ॥

**અર્થ.**—(રસ્તે જતાં પાર્વતીજી વિચાર કરેછે કે) મેં મહાદેવજીનું કહ્યું માન્યું નહિ અને મારું અજ્ઞાન શ્રીરામ ઉપર મૂકયું. હવે હું (શંકરને) શું જવાબ આપીશ? (હે ભરદ્વાજ! એવો પાર્વતીજીના મનમાં મોટો (ભયરૂપી) અગ્નિ પ્રગટ થયો. ॥ ૧ ॥ શ્રીરામે જાણ્યું કે, સતીના મનમાં દુઃખ ઉત્પન્ન થયું છે, તેથી તેમણે ત્યાં કંઈક પોતાનો પ્રતાપ પ્રગટ કરી જણાવ્યો. ॥ ૨ ॥ (હે ભરદ્વાજ!) સતીએ જતાં એક કૌતુક દીઠું, તે એ કે પોતાની આગળ લક્ષ્મણજી અને જાનકીજી સાથે શ્રીરામને જતા જોયા. ॥૨॥ અને પછવાડે ફરી જુવેછે તોપણ સુંદર વેષવાળાં સીતાજી અને લક્ષ્મણજી સહિત પ્રભુને નિરખ્યા તથા જ્યાં જ્યાં નેત્રોને ફેરવ્યું ત્યાં ત્યાં પ્રવિણ ઋષિઓ અને સિદ્ધોથી સેવાતા શ્રીહરિને દીઠા. ॥ ૩ ॥ વળી એક, એકથી ચડતા, અનેક પ્રતાપવાળા અને જૂદા જૂદા વેષવાળા પ્રભુનાં ચરણને સેવતા અને વંદન કરતા સર્વ દેવતાઓ તથા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને જોયા. ॥ ૪ ॥

दो० सती बिधात्री इंदिरा, देखे अमित अनूप ॥
जेहि जेहि बेष अजादि सुर, तेहि तेहि तनु अनुरूप ॥ ६६ ॥

**અર્થ.**—વળી તેમણે પ્રમાણમાં ન આવી શકે એવાં અનેક ગુણવાળી [1]સાવિત્રી, પાર્વતી, અને લક્ષ્મણજીને દીઠાં. જે જે વેષવાળા બ્રહ્માદિ દેવતાઓ છે, તે તે શરીર અને રૂપમાં તેને નિરખ્યા. ॥ ૫૬ ॥

चो० देखे जहं तहं रघुपति जेते । शक्तिनसहित सकल सुर तेते ॥
जीव चराचर जे संसारा । देखे सकल अनेक प्रकारा ॥ १ ॥
पूजहिं प्रभुहिं देव बहुबेषा । रामरूप दुसर नहिं देषा ॥
अवलोके रघुपति बहुतेरे । सीतासहित न बेष घनेरे ॥ २ ॥
सोइ रघुबर सोइ लक्ष्मण सीता । देखि सती अतिभई सभीता ॥
हृदय कंप तनु सुधि कछु नाहीं । नयन मुदि बैठीं मग माहीं ॥ ३ ॥

૧ બ્રહ્માણી.

बहुरि बिलोकेउ नयन उघारी । कछु न दीख तहं दक्षकुमारी ॥
पुनि पुनि नाइ रामपद शीशा । चलीं तहां जहं रहे गिरीशा ॥ ४ ॥

**અર્થ.**—જ્યાં જ્યાં જુવે ત્યાં ત્યાં સર્વ દેવતા અને સીતાજી સાથે શ્રીરઘુનાથજીને દીઠા. સંસારમાંના સઘળા પ્રકારના અનેક જીવો સાથે સચરાચર ભગવાનને અવલોક્યા. ॥ ૧ ॥ જેને સઘળા દેવો પૂજે છે એવા અનેક વેષમાં (અવતારોમાં) શ્રીરામસ્વરૂપ સિવાય બીજું કશું દીઠું નહિ. ॥ ૨ ॥ એવી રીતે ઘણા રૂપોમાં સીતાજી સહિત રામચંદ્રજીને જોતાં તેના તે લક્ષ્મણજી, તેનાં તે સીતાજી અને તેના તે પ્રભુને જોઇ સતી ઘણાં ભયભીત થયાં. એ પ્રમાણે હૃદય કંપિત થવાથી સતી બેશુદ્ધ બની જઈ આંખો વિંચી રસ્તા વચ્ચે બેસી ગયાં. ॥ ૩ ॥ ફરી આંખ ઉઘાડી જૂવે છે તો ત્યાં તેમાંનું કશું દક્ષપુત્રી (પાર્વતીજી) ના જોવામાં આવ્યું નહિ. તે વારંવાર શ્રીરામચરણમાં મસ્તક નમાવતાં શ્રીરામનું સ્મરણ કરતાં જ્યાં મહાદેવજી બેઠા હતા, તે તરફ ચાલ્યાં. ॥૪॥

दो० गई समीप महेश तब, हंसि पुछी कुशलात ॥
लीन्ह परीक्षा कवन बिधि, कहहु सत्य सबबात ॥ ६७ ॥

**અર્થ.**—જ્યારે નજીક પહોંચ્યાં ત્યારે તેમને જોઈ સદાશિવે હસીને ખુશી ખબર પૂછતાં કહ્યું કે, કેવા પ્રકારે પરીક્ષા લીધી, તે સાચેસાચું કહો. ॥ ૬૭ ॥

चो० सती समुझि रघुविर प्रभाउ । भयवश शिवसन कीन्ह दुराउ ॥
कछु न परीक्षा लीन्ह गुसाईं । कीन्ह प्रणाम तुह्मारिहि नाईं ॥ १ ॥
जो तुमकहा सो मृषा न होई । मोरे मन प्रतीति अससोई ॥
तब शंकर देखेउ धरि ध्याना । सती जो कीन्ह चरीत सब जाना ॥ २ ॥
बहुरि राम मायहि शिरनावा । प्रेरि सतिहि जेहिं झूंट कहावा ॥
हरिइच्छा भावी बलवाना । हृदय बिचारत शंभु सुजाना ॥ ३ ॥
सती कीन्ह सीताकर वेषा । शिव उर भयेउ बिशाद बिशेषा ॥
जो अबकरौं सतीसन प्रीती । मिटे भक्तिपथ होइ अनीती ॥ ४ ॥

**અર્થ.**—(તે સાંભળી) ગિરિજાએ પ્રભુ શ્રીરામનો પ્રતાપ જાણેલો હોવાથી ભીતિને વશ થઇ શંકર સાથે કપટ કરી બોલ્યાં જે, મેં કશી પરીક્ષા લીધી નથી, પણ આપની પેઠે દંડવતજ કર્યા. ॥ ૧ ॥ આપ કહો તે અસત્ય હોય જ નહિ, એમ આપના વાક્યનો મને અત્યંત ભરોસો છે. (તે સાંભળી) મહાદેવજીએ ધ્યાન ધરી જોયું, તેથી સતીએ કરેલું સર્વ ચરિત્ર જાણવામાં આવ્યું. ॥ ૨ ॥ જેથી સુજાણ શંભુએ પ્રભુની માયાને નમન કરી વિચાર કર્યો કે, પ્રભુ ઇચ્છા બળવાન્ છે. તેણીના (સતીના) ભાગ્યે તેને જૂઠું બોલવાની પ્રેરણા કરી છે. ॥ ૩ ॥ (હે ભરદ્વાજ!) પાર્વતીજીએ કરેલા સીતાજીના વેષ માટે (તેનો અંગીકાર કરવા વિષેનો) શિવજીના મનમાં (જૂદા પ્રકારનો) ખેદ ઉત્પન્ન થયો. (તે એ કે) હવે જો સતી સાથે પ્રીતિ રાખું તો ભક્તિપથને બાધ આવવાથી અનીતિ થાય. ॥ ૪ ॥

**दो०** परमप्रिया नहिं जाइ तजि, किये प्रेम बडपाप ॥
प्रगट न कहत महेश कछु, हृदय अधिक संताप ॥ ६८ ॥

**અર્થ.**—તેમ તે પ્રાણપ્રિયા તજી પણ જાય નહિ અને પ્રેમ રાખવામાં મોટું પાપ લાગે. તે વિચાર સદાશિવે પ્રગટ ન કર્યો, પણ મનમાં ઘણો પરિતાપ પામ્યા. ॥ ૬૮ ॥

**चो०** तबहिं शंभु प्रभुपद शिरनावा । सुमिरत राम हृदय अस आवा ॥
यहि तनु सतिहि भेंट मोहिं नाहिं । शिव संकल्प कीन्ह मनमाहीं ॥ १ ॥
अस बिचारि शंकर मतिधीरा । चले भवन सुमिरत रघुबीरा ॥
चलत गगनभइ गिरा सुहाई । जय महेश भलि भक्ति दृढाई ॥ २ ॥
असपण तुमबिन करै को आना । रामभक्त समरथ भगवाना ॥
सुनि नभगिरा सतीउर शोचू । पूछा शिवहि समेत संकोचू ॥ ३ ॥
कीन्ह कवन पण कहहु कृपाला । सत्यधाम प्रभु दीनदयाला ॥
यदपि सनी पूछा बहुभांती । तदपि न करेउ त्रिपुर आराती ॥ ४ ॥

**અર્થ.**—પછી મહાદેવજીએ પ્રભુને ચરણે મસ્તક નમાવી મનમાં શ્રીરામનું સ્મરણ કરી નિશ્ચય કર્યો કે, હવે આ શરીરે મારે સતીની ભેટ કરવી (વ્યાજબી) નથી. ॥ ૧ ॥ (હે ભરદ્વાજ!) ધૈર્ય બુદ્ધિવાળા શંકર મનમાં એવો વિચાર કરી, શ્રીરામચંદ્રજીનું ધ્યાન ધરતા પોતાના આશ્રમ તરફ વળ્યા. રસ્તે ચાલતાં શોભીતી આકાશવાણી થઈ કે, હે મહાદેવજી! તમારો જય થાઓ. તમે ઘણી સારી ભક્તિની દૃઢતા કરી; ॥ ૨ ॥ શ્રીરામભક્ત અને સમર્થ ભગવાન્ એવા તમારા વિના આવું "પણ," બીજો કોણ લેય? એ પ્રમાણે આકાશવાણી સાંભળીને સતીએ શોચયુક્ત થઈ લજ્જાપૂર્વક મહાદેવને પૂછયું કે, ॥ ૩ ॥ હે દીનદયાળ અને સત્યધામ પ્રભુ! કૃપા કરી મને કહો કે, આપે કેવી પ્રતિજ્ઞા લીધી છે. (હે ભરદ્વાજ!) એવા ઘણા પ્રકારે પાર્વતીજીએ પૂછતાં પણ સદાશિવે કશું કહ્યું નહિ. ॥ ૪ ॥

**दो०** सती हृदय अनुमान किय, सब जाना सर्बज्ञ ॥
कीन्ह कपट मैं शंभुसन, नारि सहज जड अज्ञ ॥ ६९ ॥

**અર્થ**—ત્યારે સતીએ પોતાના મનમાં અટકળ બાંધી કે, સ્ત્રીજાતિનાં સહજ સ્વાભાવિક અજ્ઞાનપણા અને જડતાને લીધે મેં મહાદેવજી સાથે કપટ કર્યું; પણ સઘળું જાણનારા તે, બધું સમજી ગયા. ॥ ૬૯ ॥

**सो०** जल पय सरिस बिकाइ, देखहु प्रीतिकि रीत भलि ॥
बिलग होइ रसजाइ, कपट खटाई परतही ॥ १३ ॥

**અર્થ.**—(હે ભરદ્વાજ!) જુઓ, સારી પ્રીતિની રીતિ દૂધ અને પાણી જેવી છે. દૂધમાં પાણી પડવાથી દૂધના જેટલી તેની પણ કિંમત પેદા થાયછે. પણ તેમાં જ્યારે (પાર્વતીજીના કપટની પેઠે) ખટાઈ પડેછે ત્યારથી તે બેઉના રસ જૂદા પડેછે. ॥ ૧૩ ॥

चो० हृदय शोच समुझत निज करणी। चिंता अमित जाई नहिं वरणी ॥
कृपासिंधु शिव परम अगाधा। प्रगट न कहेउ मोर अपराधा ॥ १ ॥
शंकर रुख अवलोकि भवानी। प्रभु मोहि तजेउ हृदय अकुलानी ॥
निजअघ समुझि न कछु कहिजाई। तपै अंबाइव उर अधिकाई ॥ २ ॥
सतिहि सशोच जानि वृषकेतू। कहेउ कथा सुंदर सुखहेतू ॥
बरणत पंथ बिबिधइतिहासा। विश्वनाथ पहुंचे कैलासा ॥ ३ ॥
तहं पुनि शंभु समुझि प्रण आपन। बैठे बटतर करि कमलासन ॥
शंकर सहज स्वरूप संभारा। लागि समाधि अखंड अपारा ॥ ४ ॥

**અર્થ.**—(હે ભરદ્વાજ!) પાર્વતીજીએ પોતાનો અપરાધ મનનાં સમજી જેનું વર્ણન થઈ ન શકે, તેવા અત્યંત શોકની સાથે ચિંતાતુર થઈ વિચાર કર્યો કે, અત્યંત કૃ-પાસાગર સદાશિવ મારો અપરાધ જાણતા છતાં પણ ખુલ્લીરીતે જણાવતા નથી. ॥ ૧ ॥ તે પ્રભુ હવે મારો ત્યાગ કરશે! એવી મહાદેવજીની ઇચ્છા જોઇ પાર્વતીજી ચિત્તમાં ઘણું અકળાણાં; અને પોતાનો અપરાધ હોવાથી કશું કહી શકયાં નહી; પણ તેમનું હૈયું કુંભારના લીંભાડાની પેઠે અંદરનું અંદર ચરચરવા લાગ્યું ॥ ૨ ॥ પાર્વતીજીનો એવો શોક જાણી તેમને સુખ થવા માટે મહાદેવજીએ સુંદર કથા કહેવાનો આરંભ કર્યો. તેઓ રસ્તે જૂદા જૂદા ઇતિહાસો કહેતા કહેતા કૈલાસ પર્વતમાં આવી પહોંચ્યા. ॥ ૩ ॥ ત્યાં શંભુ પોતાની પ્રતિજ્ઞા સમજી વડના ઝાડ નીચે પદ્માસનવાળી બેઠા અને પ્રભુના રૂપને સંભારી સહેજ-વારમાં અખંડ અને ઘણી સમાધિ ચડાવી ગયા. ॥ ૪ ॥

दो० सती बसहिं कैलास तब, अधिक शोच मनमाहिं ॥
मर्म न कोऊ जान कछु, युगसम दिवस सिराहिं ॥ ७० ॥

**અર્થ.**—તે વખતે જેનો કશો મર્મ બીજું કોઈ જાણતું નથી એવાં સતી મનમાં ઘણો શોચ કરતાં કૈલાસમાં રહેતાં હતાં. તેમને (મહાદેવજી વગર) એક એક દિવસ યુગના જેવો જતો હતો ॥ ૭૦ ॥

चो० नितनव शोच सतीउर भारा। कब जैहहुं दुखसागर पारा ॥
मैं जो कीन्ह रघुपति अपमाना। पुनि पतिबचन मृषाकरि जाना ॥ १ ॥
सो फल मोहि बिधाता दीन्हा। जो कछु उचित रहा सो कीन्हा ॥
अब बिधि अस बूझिय नहिं तोहीं। शंकर बिमुख जिआवहु मोहीं ॥ २ ॥
कहि न जाइ कछु हृदय गलानी। मनमहं रामहिं सुमिरि सयानी ॥
जो प्रभु दीनदयाल कहावा। आरतहरण वेद यश गावा ॥ ३ ॥
तौ मैं बिनय करौं करजोरी। छूटै बेगि देह यह मोरी ॥
जो मोरे शिवचरण सनेहू। मन क्रम बचन सत्यव्रत येहू ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે પાર્વતીજીના મનમાં નિત્ય નવા નવા શોકના ભારા ભરાવા લાગ્યા. (હે ભરદ્વાજ!) ક્યારે હું આ દુઃખસાગરમાંથી પાર પડીશ? વિગેરે તર્કો કરવા લાગ્યાં અને બોલ્યાં કે, મેં શ્રીરઘુનાથજીનું અપમાન કર્યું તથા પતિનાં વચનો ખોટાં માન્યાં, તેનું જે કંઈ વ્યાજબી હતું તે ફળ બ્રહ્માજીએ મને દીધું. હે બ્રહ્મા! શંકરથી વિમુખ કરી હવે મને જીવાડવી રાસ્ત નથી; એમ જાણી (મરણ આપ) ॥ ૨ ॥ (હે ભરદ્વાજ!) એવી રીતે જેના હૃદયમાં ઘણી ઉદાસી છવાઈ રહી છે અને શ્રીરામનામના સ્મરણમાં જેનું ચિત્ત ચોંટી ગયું છે તેવાં તે સતી વળી બોલ્યાં કે, હે પ્રભુ! જો તમે દીનદયાળ કહેવાતા હો, દુઃખ મટાડનારા વેદ તમારા ગુણ ગાતા હોય, અને મન, ક્રમ, સત્ય, વ્રત, તથા વચને કરી શિવચરણમાં મારો દૃઢ સ્નેહ હોય તો, હું હાથ જોડી વિનતિ કરુંછું કે, ॥ ૪ ॥

**दो०** तौ समदर्शी सुनिय प्रभु, करौ सो बेगि उपाइ ॥
होइमरण जेहि बिनहिं श्रम, दुस्सह बिपति बिहाइ ॥ ७१ ॥

**અર્થ.**—હે સમાનદૃષ્ટિવાળા પ્રભુ! મને અસહ્ય દુઃખો વેઠવાં ન પડે અને વગર શ્રમે પ્રાપ્ત થાય તેવો ઉપાય કરી મરણ આપો. ॥ ૭૧ ॥

**चो०** यहि बिधि दुखित प्रजेसकुमारी। अकथनीय दारुण दुख भारी ॥
बीते संवत सहस सतासी। तजी समाधि शंभु अबिनाशी ॥ १ ॥
रामनाम शिव सुमिरण लागे। जानेउ सती जगतपति जागे ॥
जाइ शंभुपद वंदन कीन्हा। सन्मुख शंकर आसन दीन्हा ॥ २ ॥
लगे कहन हरिकथा रसाला। दक्ष प्रजेश भयो तेहि काला ॥
देखा बिधि बिचारि सबलायक। दक्षहि कीन्ह प्रजापति नायक ॥ ३ ॥
बड अधिकार दक्ष जब पावा। अति अभिमान हृदय तब आवा ॥
नहिं कोउ अस जन्मेउ जगमाहीं। प्रभुता पाइ जाहि मद नाहीं ॥ ४ ॥

**અર્થ.**—એ પ્રમાણે વર્ણવવામાં ન આવે તેવાં દારુણ દુઃખમાં પાર્વતીજી મુંઝાઈ ગયાં. એમ કરતાં સત્યાસી હજાર વર્ષો વીતી ગયાં કે, તુરત અવિનાશી શંભુએ સમાધિનો ત્યાગ કર્યો, ॥ ૧ ॥ અને શ્રી રામનામનું સ્મરણ કરવા લાગ્યા. સતીએ જાણ્યું કે ઈશ્વર જાગ્યા, તેવાંજ તત્કાળ આવી મહાદેવજીનાં ચરણમાં વંદન કર્યું. સદાશિવે તેમને બેસવા પોતાની સામે આસન આપ્યું, ॥ ૨ ॥ અને પ્રભુની રસીક કથા કહેવા લાગ્યા. (હે ભરદ્વાજ!) તેવા વખતમાં અહિં પાર્વતીજીનો પિતા દક્ષ, તેના સર્વે લાયક ગુણો જાણી બ્રહ્માજીએ તેને આપેલા રાજ્યાસનને પામી રાજા થયો. ॥૩॥ (હે ભરદ્વાજ!) મોટાઇને પામી મદમાં ન માતી જાય એવો કયો પુરુષ જગમાં જન્મ્યો હશે? કોઈ જ નહિ. તે પ્રમાણે જ દક્ષપ્રજાપતિ પણ ઘણાં અભિમાની ચિત્તવાળો થઈ ગયો. ॥ ૪ ॥

**दो०** दक्ष लिये मुनि बोलि सब, करन लगे बडयाग ॥
नेवते सादर सकल सुर, जे पावत मखभाग ॥ ७२ ॥

**અર્થ.**—પછી તે ત્યાં યજ્ઞ કરવાને તત્પર થયો; અને જે જે દેવતાઓના યજ્ઞમાં ભાગ હતા, તેઓ સઘળાને માનપૂર્વક નોતર્યા. ॥ ૭૨ ॥

**चो०** किन्नर नाग सिद्ध गंधर्वा । बधुनसमेत चले सुरसर्वा ॥
विष्णु बिरंचि महेश बिहाई । चले सकल सुर यान बनाई ॥ १ ॥
सती-बिलोके गगन बिमाना । जात चले सुंदर बिधि नाना ॥
सुरसुंदरी करहिं कलगांना । सुनत श्रवण छूटहिं मुनिध्याना ॥ २ ॥
पूंछेउ तब शिव कहेउ बखानी । पितायज्ञ सुनिकछु हरषानी ॥
जो महेष मोहिं आयसु देहीं । कछुदिन जाइ रहौं मिस एहीं ॥ ३ ॥
पति परित्याग हृदयदुख भारी । कहै न निज अपराध बिचारी ॥
बोली सती मनोहर बानी । भय संकोच प्रेम रससानी ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! કિન્નર, નાગ, સિદ્ધ અને ગંધર્વો વિગેરે સર્વે દેવતાઓ પોતપોતાની સ્ત્રીઓ સહિત બ્રહ્મા, વિષ્ણુ અને મહેષનો ત્યાગ કરી વિમાનોમાં બેસી દક્ષના યજ્ઞમાં જવા લાગ્યા. ॥ ૧ ॥ ઋષિઓનાં ધ્યાનનું સાંભળતાંજ ખંડન થાય એવા કોકીલ કંઠથી ગાતી દેવતાઓની સ્ત્રીઓ જેમાં બેઠેલી છે તેવાં અનેક પ્રકારના સુંદર વિમાનોને આકાશમાર્ગે જતાં જોઇ સતીએ ॥ ૨ ॥ મહાદેવજીને પૂછ્યું; ત્યારે શિવજીએ વિમાનો ક્યાં અને શા માટે જાયછે, તેનું કારણ કહ્યું. બાપને ઘેર યજ્ઞ થાયછે તે સાંભળી પાર્વતીજી કંઇક હર્ખાણાં અને જો શંકર મને રજા આપે તો, પતિવિયોગ મનમાં ઘણો દુઃખકર્તા છે; તોપણ તે નિમિત્તે કંઇ દિવસ રહી આવું; એવા વિચારથી પોતાનો અપરાધ હોવાને લીધે બોલી શકાતું નથી તોપણ, ભય અને લજ્જા સાથે પ્રેમયુક્ત તથા મનોહર વાણીથી સતી બોલ્યાં; ॥ ૪ ॥

**दो०** पिता भवन उत्सव परम, जो प्रभु आयसु होइ ॥
तौ मैं जाउं कृपायतन, सादर देखन सोइ ॥ ७३ ॥

**અર્થ**—હે કરુણાસિંધુ પ્રભુ! જો આજ્ઞા થાય તો મારા પિતાજીને ઘેર જે મોટો ઉત્સવ થાયછે તેની ધામધુમ જોવા હું જાઉં? ॥ ૭૩ ॥

**चो०** कहेउ नीकमेरेमन भावा । यह अनुचित नहिं नेवत पठावा ॥
दक्ष सकल निजसुता बुलाई । हमरे बयर तुम्है बिसराई ॥ १ ॥
ब्रह्मसभा हमसन दुखमाना । तेहितें अजहुं करहिं अपमाना ॥
जो बिनबोले जाहु भवानी । रहै न शील सनेह न कानी ॥ २ ॥
यदपि मित्र प्रभु पितु गुरु गेहा । जाइय बिनु बोलेहुं न संदेहा ॥
तदपि बिरोध मान जहं कोई । तहां गये कल्यान न होई ॥ ३ ॥

भांति अनेक शंभु समुझावा। भावी बश न ज्ञान उर आवा ॥
कह प्रभु जाहु जो बिनहिं बुलाये। नहिं भलिबात हमारे भाये ॥ ४ ॥

**અર્થ.**—મહાદેવજીએ ઉત્તર વાળ્યો કે, તમે મારા મનને ગમતું બોલ્યાં, પણ વગર નોતરે જવું ઘટે નહિ. દક્ષે પોતાની બીજી બધી દીકરીઓને બોલાવી અને તમને માત્ર મારા વેરથી વિસારી મૂક્યાં. ॥ ૧ ॥ તેનું કારણ બ્રહ્મસભામાં થયેલું છે; તેથીજ હજી પણ તે મારું અપમાન કરેછે. માટે હે પાર્વતી! જો તમે વગર બોલાવ્યાં ત્યાં જશો તો તેમાં શિળ, સ્નેહ અને માન રહેશે નહિ. ॥ ૨ ॥ જો કે, પતિ, પિતા અને મિત્રને ઘેર વગર બોલાવ્યે જવું, તે નિઃસંદેહ વ્યાજબી છે તોપણ, તેઓ જો મનમાં આપણે માટે દ્વેષબુદ્ધિ રાખતા હોય તો ત્યાં જવું હિતકારક થાય નહિ. ॥ ૩ ॥ ( હે ભરદ્વાજ ! ) એ પ્રમાણે ઘણી રીતે મહાદેવજીએ સમજાવ્યા છતાં મંદભાગ્યથી તેમાંનું કશું જ્ઞાન પાર્વતીજીને હૈયે વસ્યું નહિ. વળી સદાશિવ બોલ્યા કે, વગર બોલાવ્યાં તમે જાઓછો, તે વાત મારા મનને ગમતી નથી. ॥ ૪ ॥

दो० कहि देखा हर यत्न बहु, रहै न दक्षकुमारि ॥
दिये मुख्यगण संग तब, बिदा किये त्रिपुरारि ॥ ७४

**અર્થ.**—એમ મહાદેવજીએ ઘણો પ્રયત્ન કરવા છતાં સતી રહ્યાં નહિ; ત્યારે શંભુએ મુખ્ય ગણોને સાથે આપી તેમને વિદાય કર્યાં. ॥ ૭૪ ॥

चो० पिता भवन जब गई भवानी। दक्षत्रास काहु न सन्मानी ॥
सादर भलेहि मिली यकमाता। भगिनी मिली बहुत मुसकाता ॥ १ ॥
दक्ष न कछु पूंछी कुशलाता। सतिहि बिलोकि जरे सबगाता ॥
सती जाई देखेउ तब यागा। कतहुं न दीख शंभुकर भागा ॥ २ ॥
तब चित चढेउ जो शंकर कहेउ। प्रभु अपमान समझि उर दहेऊ ॥
पाछिल दुःख न हृदय अस व्यापा। जस यह भयउमहा परितापा ॥ ३ ॥
अद्यपि जग दारुण दुखनाना। सबतें कठिन जाति अपमाना ॥
समुझि सोसतिहिं भयो अतिक्रोधा। बहुबिधि जननी कीन्ह प्रबोधा ॥ ४ ॥

**અર્થ.**—(હે ભરદ્વાજ !) જ્યારે સતી પિતાજીને ઘેર ગયાં ત્યારે દક્ષની બીકથી તેમને કોઈએ માન આપ્યું નહિ, માત્ર તેમનાં માતા (વાત્સલ્ય પ્રેમને લીધે) આદર સહિત ભેટ્યાં અને હસ્તે મોઢે (મશ્કરીથી) બહેનો મળી. ॥ ૧ ॥ પણ દક્ષે તો કશા ખુશી ખબર પૂછ્યાજ નહિ, એટલુંજ નહિ. પણ સતીને જોઈ ઉલટો મનમાં બળવા લાગ્યો. પછી સતીએ જઈ યજ્ઞમાં જોયું તો ક્યાંય સદાશિવનો ભાગ દીઠો નહિ. ॥ ૨ ॥ ત્યારે તેમને શંકરનાં વચનો મનમાં સ્ફુરી આવ્યાં; અને પ્રભુ મહાદેવજીનું અપમાન સમજી હૈયામાં હોળી ઉઠી. તેઓ જેવાં આ વખતે સંતપ્ત થયાં, તેવું પાછળ (શંભુએ ત્યાગ કર્યો હતો ત્યારે) દુઃખ તેમના મનમાં ઉપજ્યું ન હતું. ॥ ૩ ॥ (હે ભરદ્વાજ !) જો

કે જગતમાં અનેક પ્રકારનાં દુઃખો છે, તોપણ તે સઘળાથી જાતિ અપમાનનું દુઃખ ઘણું દુર્ઘટ લાગે છે. તેમ આ વખતે સતી પણ બહુજ ક્રોધાયમાન થયાં, તેથી તેમની માતાએ તે ક્રોધ સમાવવા ઘણો બોધ આપ્યો. ॥ ૪ ॥

**दो॰ शिव अपमाना न जाई सहि, हृदय नहोत प्रबोध ॥**
**सकल सभहिं हठि हटकि तब, बोली बचन सक्रोध ॥ ७५ ॥**

**અર્થ.**—પણ પતિનું અપમાન સહન ન થવાથી તે બોધની તેમના મનમાં કશી અસર થઈ નહિ; અને (સ્ત્રી) હઠથી સઘળી સભાને (બોલતી) અટકાવી ખીજની સાથે સતીએ વચનો કહ્યાં; ॥ ૭૫ ॥

**चो॰ सुनहु सभासद सकल मुनिंदा । कहीं सुनी जिन शंकरनिंदा ॥**
**सो फल तुरत लहब सबकाहू । भलाभांति पछिताव पिताहू ॥ १ ॥**
**संत शंभु श्रीपति अपबादा । सुनिय जहं तहं अस मर्यादा ॥**
**काटिय जीभ जो तासु बसाई । श्रवण मूंदि नहिं चलिय पराई ॥ २ ॥**
**जगदात्मा महेश त्रिपुरारी । जगतजनक सबके हितकारी ॥**
**पिता मंदमति निंदत तेही । दक्ष शुक्र संभव यह देही ॥ ३ ॥**
**तजिहौं तुरत देह तेहि हेतू । उरधरि चंद्रमौलि वृषकेतू ॥**
**असकहि योगअग्नि तनु जारा । भयउ सकल मख हाहाकारा ॥ ४ ॥**

**અર્થ.**—સતીઃ-હે સભાના દેવતા, પુરુષ અને ઋષિઓ! તમે સર્વે સાંભળો. જેમણે સદાશિવની નિંદા કરી છે, તેનું ફળ તેઓ તત્કાળ પામશે; અને મારા પિતાને પણ પૂર્ણ પસ્તાવો થશે. ॥ ૧ ॥ (ધર્મની) મર્યાદા એવી છે કે, જ્યાં સંત, શંભુ અને શ્રીવિષ્ણુની નિંદા થતી હોય તો તે સાંભળતાંજ નિંદા કર્તાની જીભ કાપી લેવી; અને જો તેમ ન બની શકે તો પોતાના કાન બંધ કરી પરબારા ચાલ્યા જવું. ॥ ૨ ॥ જગદીશ્વર, ત્રિપુર દૈત્યના શત્રુ, જગત માંહેલા મનુષ્યોના કલ્યાણકારક અને જેના ભાળ ઉપર ચંદ્ર ચળકી રહ્યોછે એવા મારા પતિ શિવજીની અક્કલ હીણ મારો બાપ નિંદા કરેછે માટે, તેના શરીરથી ઉત્પન્ન થયેલો મારો આ દેહ હવે (કાયમ) રાખવો મને વ્યાજબી લાગતો નથી; જેથી હું તેનો ત્યાગ કરું છું. એમ કહી યોગાગ્નિથી પોતાનું શરીર બાળી નાંખ્યું, તેથી સઘળા યજ્ઞમાં હાહાકાર થઇ રહ્યો. ॥ ૪ ॥

**दो॰ सतीमरण सुनि शंभुगण, लगे करण मख खीश ॥**
**यज्ञ बिध्वंस बिलोकि भृगु, रक्षा किन्ह मुनीश ॥ ७६ ॥**

**અર્થ.**—એવી રીતે સતીનું મરણ સાંભળી શંભુગણો યજ્ઞનો ભંગ કરવા લાગ્યા, તે જોઇ ભૃગુઋષિએ યજ્ઞનું રક્ષણ કર્યું. ॥ ૭૬ ॥

**चो॰ समाचार जब शंकर पाये । बीरभद्र करि कोप पठाये ॥**
**यज्ञ बिध्वंस जाइ तिन्हकीन्हा । सकल सुरंह बिधिवत फल दीन्हा ॥ १ ॥**

भइ जग विदित दक्षगति सोई। जस कछु शंभु बिमुख की होई॥
यह इतिहास सकल जगजाना। तातें मैं संक्षेप बखाना ॥ २ ॥
सती मरत हरिसन बर मांगा। जन्म जन्म शिवपद अनुरागा॥
तेहि कारण हिमगि गृह जाई। जन्मी पारबती तनु पाई ॥ ३ ॥
जबतें उमा शैलगृह आई। सकल सिद्धि संपति तहं छाई॥
जहं तहं मुनिन सुआश्रम कीन्हे। उचित बास हिमभूधर दीन्हे ॥ ४ ॥

**અર્થ**—તે સર્વે સમાચાર મહાદેવજીને મળ્યા ત્યારે તેમણે રીસથી વીરભદ્રને ઉત્પન્ન કરી મોકલ્યા, તેમણે જઈને યજ્ઞનો વિધ્વંસ કર્યો; અને ત્યાં બેઠેલા સઘળા દેવતાઓને તેમની કરણી પ્રમાણે ફળ આપ્યું. ॥ ૧ ॥ જેવી મહાદેવજીના નિંદકની સ્થિતિ થવી ઘટે તેવી દક્ષની ગતિ થઈ, જે બાબત આખું જગત્ જાણેછે. તેથી (તુલસીદાસ કહેછે) આ કથા મેં સંક્ષેપમાં વર્ણવેલી છે. ॥ ૨ ॥ સતીએ મરતી વખત પરમેશ્વર પાસે પ્રત્યેક જન્મમાં સદાશિવના ચરણમાં પ્રીતિ, સેવા અને મળવાનું વરદાન માંગ્યું હતું, તેટલા માટે (પવિત્ર) પર્વત હિમાલયને ઘેર પાછો જન્મ પામ્યાં અને ત્યાં તેમનું નામ પાર્વતીજી રખાણું. ॥ ૩ ॥ જ્યારે પાર્વતી પર્વતને ઘેરે જન્મ્યાં, ત્યારે તેમાં (પર્વતમાં) સર્વે સિદ્ધિઓ અને સઘળી સંપત્તિઓ છવાઈ રહી તથા સઘળા મુનિઓ ત્યાં નિવાસ કરવાને આવ્યા. હિમાલયે તેઓ સઘળાને યોગ્ય અને સુંદર આશ્રમો રહેવા માટે આપ્યા. ॥ ૪ ॥

दो० सदा सुमन फल सहित सब, द्रुम वन नाना जाति॥
प्रकटी सुंदर शैलपर, मणिआकर बहुभांती ॥ ७७ ॥

**અર્થ.**—તે પર્વતપર ફળ ફૂલ સહિત અનેક પ્રકારનાં સુંદર વૃક્ષો ઉત્પન્ન થયાં તથા તેમાં રત્નોની ખાણો પ્રગટ થઈ. ॥ ૭૭ ॥

चो० सरिता सर पुनीत जल बहई। खग मृग मधुप सुखी सब रहई॥
सहज बयर सब जीवन त्यागा। गिरिपर सकल करहिं अनुरागा ॥ १ ॥
सोह शैल गिरिजा गृह आये। जिमि नर रामभक्तिके पाये॥
नित नूतन मंगल गृह तासू। ब्रह्मादिक गावहिं यश जासू ॥ २ ॥
नारद समाचार सब पाये। कौतुक हिमगिरि गेह सिधाये॥
शैलराज बडआदर कीन्हा। पदपखारि बर आसन दीन्हा ॥ ३ ॥
नारिसहित मुनिपद शिरनावा। चरण सलिल सब भवन सिंचावा॥
निज सौभाग्य बहुत गिरि बरणा। सुता बोलि मेलि मुनिचरणा ॥ ४ ॥

**અર્થ.**—સઘળી નદીઓ પવિત્ર જળથી વહેવા લાગી અને તેનાપર ભ્રમર, હરણાં અને પક્ષીઓ સુખમાં રહેવા લાગ્યાં. સઘળા જીવોએ સહજ વૈરભાવ મૂકી દીધો અને

સઘળાઓ તે પર્વતપર પ્રીતિથી રહેવા લાગ્યા. ॥ ૧ ॥ જેમ શ્રીરામચંદ્રજીના દાસને પ્રભુની ભક્તિ પ્રાપ્ત થાય તેમ હિમાલયને ઘેર પાર્વતીજી પ્રગટ થયાં. તેથી તેને ઘેર નવાં નવાં મંગળ વર્તાવા લાગ્યાં; અને તેના યશો બ્રહ્માદિક ગાવા લાગ્યા. ॥ ૨ ॥ તે સમાચાર સાંભળી કૌતુક જોવા નારદજી તેને ઘેર આવ્યા. તેમને જોઇ પર્વતરાજે ઘણા માનપૂર્વક તેમનો મોટો સત્કાર કરી ઉંચું આસન બેસવા આપી તેમનાં ચરણ ધોયાં. ॥ ૩ ॥ અને સ્ત્રી ( મેના ) સહિત નારદજીને દંડવત્ પ્રણામ કરી તેમનાં ચરણનું જળ પોતાના મંદિરમાં છાંટયું; તથા પોતાના સદ્‌ભાગ્યનાં[1] વખાણ કરી પાર્વતીજીને તેમનાં ચરણપાસે મૂકી બોલ્યા; ॥ ૪ ॥

**दो० त्रिकालज्ञ सर्वज्ञ तुम, गति सर्वत्र तुह्मारि ॥**
**कहहु सुताके दोषगुण, मुनिवर हृदय विचारि ॥ ७८ ॥**

**અર્થ**—( હિમાલય કહેછે ) હે મુનિવર ! આપ ત્રણકાળને જાણવાવાળા અને સર્વજ્ઞ છો તથા ત્રણે લોકમાં આપની ગતિ થાયછે તો કૃપા કરી આ કુંવરીના ગુણદોષ ( જન્મોતરી ) કહો. ॥ ૭૮ ॥

**चो० कह मुनि बिहँसि गूढ मृदुबानी । सुता तुह्मारि सकल गुणखानी ॥**
**सुंदरी सहज सुशील सयानी । नाम उमा अंबिका भवानी ॥ १ ॥**
**सब लक्षण संपन्न कुमारी । होईहि संतत पियहि पियारी ॥**
**सदा अचल यहिकर अहिवाता । यहितें यश पैहहिं पितु माता ॥ २ ॥**
**होइहि पूज्य सकल जगमाहीं । यहि सेवत कछु दुर्लभ नाहीं ॥**
**यहिकर नाम सुमिरि संसारा । तिय चढिहहिं पतिव्रत असिधारा ॥ ३ ॥**
**शैल सुलक्षण सुता तुह्मारी । सुनहु जे अब अवगुण दुई चारी ॥**
**अगुण अमान मातु पितु हीना । उदासीन सब संशय छीना ॥ ४ ॥**

**અર્થ**—( હે ભરદ્વાજ ! ) તે સાંભળી નારદમુનિ હસીને ગુહ્ય વાણીથી બોલ્યા કે, તમારી દીકરી સઘળા ગુણોની ખાણ, સુશીલ અને શહાણી તથા સુસ્વભાવવાળી સુંદરી થશે; અને તેનાં ઉમા, અંબિકા તથા ભવાની એવાં નામો પડશે; ॥ ૧ ॥ સર્વ સુલક્ષણ સંપન્ન આ કુંવરી પોતાના પતિને અંત્યંત પ્યારી થશે. વળી તેણીનું સૌભાગ્ય સદા અચળ રહેશે તથા તેમની ( સદ્‌વર્તણુક ) થી માબાપ યશ પામશે ॥ ૨ ॥ અને તે આખા જગતમાં પૂજ્ય થશે. તેમને સેવતાં કશું અલભ્ય રહેશે નહિ. સ્ત્રીઓ તેમનાં સ્મરણમાત્રે તરવારની ધાર જેવાં પતિવ્રતપણાંને પામશે. ॥ ૩ ॥ નારદજી કહેછે–હે હિમાલય! તમારી પુત્રી સારાં લક્ષણવાળી છે; પણ તેના (ભાગ્યમાં) બેચાર દોષો છે તે કહું છું તે સાંભળો; ગુણ અને માન રહિત, માબાપ વિનાનો, ઉદાસી, ( ખાખી ) સઘળા સંશયો વગરનો, ॥ ૪ ॥

---

૧ નારદજીના પધારવાથી માનેલું સદ્‌ભાગ્ય.

**दो॰ योगी जटिल अकाम मन, नगन अमंगल बेष ॥**
**अस स्वामी इहि कहं मिलिहि, परी हस्त असरेष ॥ ७९ ॥**

**અર્થ**—જોગી, જટાવાળો, કામના વગરનો, વિષય ઇચ્છા વગરનો, નગ્ન રહેનારો અને અમંગળ વેષવાળો એવો (પતિ) આ બાઈને મળશે, એમ તેની હથેલીની રેખા સૂચવે છે ॥ ૭૯ ॥

**चो॰ सुनि मुनिगिरा सत्य जियजानी। दुख दंपतिहि उमा हरखानी ॥**
**नारदहुं यह भेद न जाना। दशाएक समुझत बिलगाना ॥ १ ॥**
**सकल सखी गिरिजा गिरि मयना। पुलक शरीर भरे जल नयना ॥**
**होइ न मृषा देवऋषि भाखा। उमा सो बचन हृदय धरि राखा ॥ २ ॥**
**उपजेउ शिवपद कमल सनेहू। मिलन कठिन मन भा संदेहू ॥**
**जानि कुअवसर प्रीति दुराई। सखि उत्संग बैठि पुनि जाई ॥ ३ ॥**
**झूंठि न होई देवऋषि बानी। शोच हिं दंपति सखी सयानी ॥**
**उर धरि धीर कहैं गिरिराऊ। कहहु नाथका करिय उपाऊ ॥ ४ ॥**

**અર્થ**—(હે ભરદ્વાજ!) ઋષિનાં વચનોને સત્ય માની તે દંપતી (હિમાલય અને મેના) ના મનમાં દુઃખ થયું અને પાર્વતીજી હરખાણાં. તે ભેદ નારદજી જાણી શક્યા નહિ. તેઓ (પર્વત–મેના અને પાર્વતી)ની સ્થિતિ સરખીજ દેખાતી હતી, પણ સમજણ જૂદી જૂદી હતી. ॥ ૧ ॥ એવી રીતે હિમાલય, મેના, ઉમિયાજી અને તેમની સર્વે સખીઓ રોમાંચિત થઈ નેત્રમાં નિર ભરવા લાગ્યાં.[1] દેવઋષિનાં વચનામૃતો મિથ્યા થાય નહિ, એવા વિચારથી તેઓ દિલગીર થયાં. પણ પાર્વતીજીએ તે શબ્દો ચિત્તમાં ચિતરી રાખ્યા. ॥ ૨ ॥ પાર્વતીજીના મનમાં મહાદેવજીનાં ચરણકમળની પ્રીતિ પ્રસરી રહી, પણ પ્રાપ્તિ થવા અવઘડ માની શંકાયુક્ત થયાં. વખત[2] નથી એમ જાણી સ્નેહ છૂપાવી રાખ્યો અને પછી સખીના ખોળામાં જઈને બેઠાં. ॥ ૩ ॥ દેવઋષિની વાણી ખોટી થાય નહિ, એવા વિચારથી હિમાલય, મેના અને ઉમિયાજીની શહાણી સખીઓ શોકમય થયાં, તેથી (હિમાલય) સંશય મટાડવા ધીરજથી નારદજી પ્રત્યે બોલ્યા કે, હે નાથ! હવે શો ઉપાય કરવો, તે આપ બતાવો. ॥ ૪ ॥

**दो॰ कह मुनीश हिमबंत सुनु, जो बिधि लिखा लिलार ॥**
**देव दनुज नर नाग मुनि, कोउ न मेटनहार ॥ ८० ॥**

**અર્થ**—નારદજી કહેછે; હે હેમવંત! સાંભળો, બ્રહ્માએ લલાટમાં જે લેખો લખ્ય તે ઋષિ, નાગ, દેવ, દાનવ કે મનુષ્ય કોઇથી મટાડી શકાતા નથી. ॥ ૮૦ ॥

---

૧ પાર્વતીજીએ પ્રેમાશ્રુ પાડયાં હતાં, બાકી સઘળાંઓને દુઃખાશ્રુ આવ્યાં.
૨ બાલ્યાવસ્થામાં માબાપ આગળ શરમ મૂકી બોલવું ગેરવ્યાજબી જાણીને.

चो० तदपि एक मैं कहौं उपाई। होइ करै जो दैव सहाई॥
जस बर मैं बरणेउ तुम पाहीं। मिलिहि उमहिं कछु संशय नाहीं ॥ १ ॥
जे जे बरके दोष बखाने। ते सब शिवपहं मैं अनुमाने॥
जो बिबाह शंकरसन होई। दोषौ गुणसम कह सबकोई ॥ २ ॥
जो अहिसेज शयन हरि करहीं। बुध कछु तिनकहं दोष न धरहीं॥
भानु कृशानु सर्बरस खाहीं। तिनकहं मंद कहत कोउ नाहीं ॥ ३ ॥
शुभ अरु अशुभ सलिल सब बहहीं। सुरसरिकोउनअपावनकहहि॥
समरथ कहं नहिं दोष गुसाईं। रवि पावक सुरसरिकी नाईं ॥ ४ ॥

**અર્થ.**—મેં જેવા વરનું વર્ણન તમારી પાસે કર્યું, તેવો જ તેણીને મળશે, એ તો જાણે નિઃસંશય છે. પણ જો તે બાઇનું નસીબ જોર કરે તો હું તમને એક ઉપાય કહું. ॥૧॥ જે જે વરના દોષો મેં વર્ણવ્યા, તે સઘળા મારા ધારવા પ્રમાણે સદાશિવમાં છે. માટે જો તેમનાં લગ્ન શંકરની સાથે થાય તો સર્વે દોષો ગુણરૂપ કહેવાય. ॥ ૨ ॥ જેમ કે, શ્રી હરિએ સર્પ ઉપર શયન કર્યું છે, પણ બુદ્ધિવાન્ પુરુષો તેમના ઉપર કશો દોષ રાખતા નથી. વળી સૂર્યનારાયણ તથા અગ્નિ અનેક જાતના (સારા, નરતા) રસો ખેંચે છે, પણ તેમને કોઇ નીચ કહેતું નથી. ॥૩॥ અને ગંગાજીમાં સારું નરતું બધી જાતનું જળ મળીને વહેછે, પણ તેમને કોઈ અપવિત્ર ગણતું નથી. (તેમ જ સદાશિવમાં ઉપર કહેલા દોષો છતાં તેઓ નિર્દોષ જ છે) (તેલસીદાસ.–) સૂર્ય, અગ્નિ, ઈશ્વર અને ગંગાજીની પેઠે સમર્થોને કોઈ દુષિત ગણતું નથી. ॥ ૪ ॥

दो० जो अससंशय करहिं नर, जडबिबेक अभिमान॥
परहिं कल्पभरि नरकमहं, जीव कि ईश समान ॥ ८१ ॥

**અર્થ.**—માટે વિવેકી છતાં અભિમાનથી કોઈ પુરુષ ઉપલી બાબતની શંકા કરે તો તેને અજ્ઞાની સમજવો; અને તે એક કલ્પ[1] સૂધી નર્કમાં રહેછે. જીવ કાંઈ ઈશ્વરની બરોબરી કરી શકતો નથી. ॥ ૮૧ ॥

चो० सुरसरि जलकृत वारुणि जाना। कबहुं न संत करहिं तेहि पाना॥
सुरसरि मिले सुपावन जैसे। ईश अनीशहिं अंतर तैसे ॥ १ ॥
शंभु सहज समरथ भगवाना। इहि बिबाह सबबिधि कल्याना॥
दुराराध्य पै अहात महेशू। आशुतोष पुनि किये कलेशू ॥ २ ॥
जो तप करै कुमारि तुह्मारि। भाविउ मेटि सकैं त्रिपुरारी॥
यद्यपिवर अनेक जगमाहीं। यहिंकहं शिवतजि दूसर नाहीं ॥ ३ ॥

---

૧ બ્રહ્માનાં સો વર્ષ (આસરે મનુષ્યોના બે પરાર્ધનો કલ્પ થાય છે.)

बरदायक प्रणतारतिभंजन। कृपासिंधु सेवक मनरंजन ॥
इच्छित फल बिनुशिव आराधे। लहै न कोटि योग जप साधे ॥ ४ ॥

**અર્થ.**—જેમ કે ગંગાજીનાં પાણીની મદીરા બને, તોપણ સંતજનો તેનું પાન કરતા નથી, પણ તેવો જ સુરા વહેતા ગંગાજીના પ્રવાહમાં મળી ગયો હોય તો તે કેવો પવિત્ર થઈ જાયછે. (સુરા પડવાથી ગંગાજી અપવિત્ર થતાં નથી) એટલો અંતર ઈશ્વર અને મનુષ્ય વચ્ચે છે. ॥૧॥ સદાશિવ સમર્થ ભગવાન્ છે; માટે તેમની સાથેનો વિવાહ સઘળી રીતે કલ્યાણકારક છે. વળી શંભુ સ્તુતિ માત્રથી દુઃખનો નાશકર્તા છે; (અનેક દુઃખે જપવાથી પ્રાપ્ત થાયછે) પણ ક્ષણમાત્રમાં કલેશ કરનાર (ખીજાઈ જાનાર) છે; છતાં જલદી પ્રસન્ન પણ થાયછે. ॥ ૨ ॥ માટે જો તમારી પુત્રી તપ કરે તો મહાદેવજી તેમનું ભવિષ્ય ફેરવી શકે. જગતમાં બીજા વર ઘણા છે તોપણ, તેમને તો શંકર સિવાય બીજો વર યોગ્ય જ નથી. ॥ ૩ ॥ વળી તેઓ વરદાનના આપવાવાળા, પ્રાણીઓની પીડાને હરવાવાળા, કૃપાસાગર અને દાસ જનોના મનને રંજન રાખનારા છે. જો ફળની ઇચ્છા વગર (નિષ્કામ થઈ) કોઈ તેમને સેવે તો કોટી યોગ અને જપ તથા સાધનાઓનું (ફળ) મેળવે. ॥ ૪ ॥

दो० असकहि नारद सुमिरि हरि, गिरिजहि दीन्ह अशीश ॥
होइहि सब कल्याण अब, संशय तजहु गिरीश ॥ ८२ ॥

**અર્થ.**—એમ કહી નારદજીએ ભગવતસ્મરણ કરી પાર્વતીજીને આશીર્વાદ આપ્યો અને કહ્યું કે, હે હિમાલય! આનું કલ્યાણ થશે. હવે તમે શંકા છોડી દો. ॥ ૮૨ ॥

चो० कहि अस ब्रह्मभवनमुनि गयऊ। आगिल चरित सुनहु जसभयऊ ॥
पतिहि इकांत पाय कह मयना। नाथ न मैं समुझेउं मुनि बयना ॥ १ ॥
जो घर बर कुल होई अनूपा। करिय बिबाह सुता अनुरूपा ॥
नतु कन्या बरुरहै कुमारी। कंत उमा मम प्राण पियारी ॥ २ ॥
जो न मिलिहिबरगिरिजहियोगू। गिरि जड सहज कहहिं सब लोगू ॥
सो बिचारि पति करहु बिबाहू। जेहि न बहोरि होइ उर दाहू ॥ ३ ॥
असकहि पति चरण धरि शीशा। बोले सहितसनेह गिरीशा ॥
बरु पावक प्रगटै शशि नाहीं। नारदबचन अन्यथा नाहीं ॥ ४ ॥

**અર્થ.**—(હે ભરદ્વાજ!) એ પ્રમાણે કહી ઋષિ બ્રહ્મલોકમાં ગયા. પછી શું થયું તે કહુંછું તે સાંભળો. પોતાના પતિની એકાંત વખતમાં મેના તેમની પાસે જઈ બોલી કે, હે સ્વામિન! હું મુનિ નારદજીનું બોલવું સમજી શકી નથી. ॥ ૧ ॥ આપણી કુંવરીનાં લગ્ન તેના યોગ્ય કુળવાન્ ઘરવાળા કોઇ પ્રમાણિક વરસાથે કરવાં. હે પતિ! જો તેવો વર ન મળી શકતો હોય તો મારી અતિ વહાલી દીકરી ઉમિયા ભલે કુંવારી રહે. ॥ ૨ ॥ હે ગિરિરાજ! તમારા ઘર લાયક વર નહિ મેળવો તો, પર્વત

જડ જ હોય, એમ લોકો સહજ કહેશે. તેનો વિચાર કરી, હે પ્રાણનાથ! વિવાહ કરજો, કે જેથી પછી પસ્તાવો થાય નહીં. (મનમાં બળતર ન થાય) ॥ ૩ ॥ એમ કહી પતિચરણમાં મસ્તક નમાવ્યું. તે સાંભળી હિમાલય બોલ્યા કે, કદાચ ચંદ્રમા અમૃતની જગ્યાએ અગ્નિ વરસાવે તો પણ નારદજીનાં વચનામૃતો મિથ્યા થાય નહિ. ॥ ૪ ॥

दो० प्रिया शोच परिहरहु अब, सुमिरहु श्री भगवान ॥
पार्बती जिन निर्मयउ, सोई करिहहिं कल्यान ॥ ८३ ॥

**અર્થ.**—માટે હે પ્રિયા! શોકને છોડી હવે શ્રીભગવાનનું સ્મરણ કરો. જેણે પાર્વતીને ઉત્પન્ન કરી છે, તે જ પ્રભુ તેણીનું કલ્યાણ પણ કરશે. ॥ ૮૩ ॥

चो० अब जो तुमहिं सुतापर नेहू । तो अस जाइ शिखावन देहू ॥
करै सो तप जेहि मिलहिं महेशू । आन उपाय न मिटहिं कलेशू ॥ १ ॥
नारदबचन सत्य सबहेतू । सुंदर सब गुणनिधि वृषकेतू ॥
अस बिचारि तुम तजि सब शंका । सबहि भांति शंकर अकलंका ॥ २ ॥
सुनि पतिबचन हर्ष मनमाहीं । गई तुरत उठि गिरिजा पाहीं ॥
उमहिं बिलोकि नयनभरि बारी । सहित सनेह गोद बैठारी ॥ ३ ॥
बारहि बार लेति उरलाई । गदगद कंठ न कछु कहिजाई ॥
जगत मातु सर्वज्ञ भवानी । मातु सुखद बोली मृदुबानी ॥ ४ ॥

**અર્થ.**—હવે જો તમારે પુત્રી ઉપર પ્રેમ હોય તો તેને જઇને શિખામણ આપો, કે જેથી તે મહાદેવજી (વર) માટે તપ કરે. બીજા ઉપાયોથી કલેશ મટશે નહિ. ॥ ૧ ॥ નારદજીનાં વચન કલ્યાણકારક માની તથા સુંદર, સઘળા ગુણોની ખાણ અને બધી રીતે શંભુને નિષ્કલંક જાણી સર્વે શંકા તમે છોડી દો. ॥ ૨ ॥ એવાં પતિનાં વચનો સાંભળી મનમાં હરખાતી તરત ત્યાંથી ઉઠીને તે પાર્વતીજી પાસે ગઈ. ઉમિયાજીને જોઈ આંખમાં આંસુ આણી પ્રેમથી તેને ખોળામાં બેસાડીને, ॥ ૩ ॥ વારંવાર છાતીસાથે દબાવી તથા ગદ્દીંવર આવવાથી ગદગદ કંઠે થઈ ગઈ; અને કશું બોલી શકી નહિ. તે જોઈ જગન્માતા ઉમિયાજી માપ્રત્યે સુખદાયક કોમળ વાણીથી બોલ્યાં; ॥ ૪ ॥

दो० सुनहु मातु मैं दीख अस, स्वप्न सुनाऊं तोहिं ॥
सुंदर गौर सुबिप्रबर, अस उपदेशेउ मोहिं ॥ ८४ ॥

**અર્થ.**—હે માતા! મેં આજ એક સ્વપ્ન જોયું તે કહું છું તે સાંભળ. એક સુંદર ગોરા શરીરવાળા બ્રાહ્મણે મને બોધ કર્યો કે, ॥ ૮૪ ॥

चो० करहु जाइ तप शैल कुमारी । नारद कहा सो सत्य बिचारी ॥
मातु पिताहि पुनि यहमत भावा । तप सुखप्रद दुख दोष नसावा ॥ १ ॥

तपबल रचैं प्रपंच बिधाता। तपबल बिष्णु सकल जगत्राता ॥
तपबल शंभु करहिं संहारा। तपबल शेष धरहिं महिभारा ॥ २ ॥
तपअधार सबसृष्टि भवानी। करहु जाई तप असजिय जानी ॥
सुनत बचन बिस्मित महतारी। स्वप्न सुनायेउ गिरिहिं हंकारी ॥ ३ ॥
मातु पितहि बहुविधि समुझाइ। चली उमा तपहित हरषाई ॥
प्रिय परिवार पिता अरु माता। भये बिकल मुख आव न बाता ॥ ४ ॥

**અર્થ.**—હે પર્વતપુત્રી! નારદજીનું કહેવું સત્ય માની, જઇને તું તપ કર. કારણ કે, તપ સુખદાયક અને દુઃખ તથા દોષનો નાશ કરનાર છે, તેથી તે મત તમારાં માબાપને પણ ભાસ્યોછે. ॥ ૧ ॥ તપથી બ્રહ્મા સૃષ્ટિ રચેછે, તપના યોગે વિષ્ણુ જગતને પાળેછે, તપના બળે રુદ્ર સંસારનો સંહાર કરેછે અને તેજ તપના પ્રતાપે શેષજી (મસ્તક ઉપર) બ્રહ્માંડને ધરી રહ્યાછે. ॥ ૨ ॥ માટે હે પાર્વતી! તપ કર, તપને આધારેજ સૃષ્ટિ છે. તે સાંભળી તેમની માતા (મેના) આશ્ચર્યયુક્ત થઈ અને તે સ્વપ્નની વાત પોતાના પતિ આગળ યથાસ્થિત કહી સંભળાવી. ॥ ૩ ॥ માતાપિતાએ ઘણી રીતે સમજાવી તોપણ, મનમાં હરખાતી પાર્વતી તપ કરવા માટે ચાલી. તેમનાં કુટુંબીઓ, સ્નેહીઓ (સખીઓ) અને માબાપ ઘણાં વ્યાકુળ થયાં તથા મોઢેથી કશું બોલી શક્યાં નહિ. ॥ ૪ ॥

दो० बेदशिरा मुनि आय तब, सबहिं कहा समुझाइ ॥
पारबतीमहिमा सुनत रहै प्रबोधहि पाइ ॥ ८५ ॥

**અર્થ.**—ત્યારે વેદશિરા નામક ઋષિએ આવી તે સઘળાંઓને સમજાવ્યાં. પાર્વતીજીનો મહિમા સાંભળવાથી બોધ પામી તે સર્વે શાંતિ પામ્યાં. ॥ ૮૫ ॥

चौ० उरधरि उमा प्राणपति चरणा। जाइ बिपिन लागी तप करणा ॥
अति सुकुमारि न तनु तपयोगू। पतिपद सुमिरि तजेउ सबभोगू ॥ १ ॥
नितनव चरण उपज अनुरागा। बिसरी देह तपहि मन लागा ॥
संबत सहस मूल फल खाये। शाक खाइ शतवर्ष गंवाये ॥ २ ॥
कछुदिन भोजन बारि बतासा। किये कठिन कछुदिन उपवासा ॥
बेलपात महि परे सुखाई। तीनि सहस संबत सो खाई ॥ ३ ॥
पुनि परिहरेउ सुखानेउ पर्णा। उमानाम तब भयेउ अपर्णा ॥
देखि उमहिं तपखिन्न सरीरा। ब्रह्मगिरा भइ गगन गंभीरा ॥ ४ ॥

**અર્થ.**—શરીર ઘણું કોમળ અને તપ કરવાને લાયક નહિં છતાં પણ સર્વે ભોગનો ત્યાગ કરી પતિનાં ચરણનું મનમાં ધ્યાન અને સ્મરણ કરતાં જંગલમાં જઇ પાર્વતીજી તપ કરવા લાગ્યાં. ॥ ૧ ॥ નિત્ય નિત્ય મહાદેવજીના ચરણમાં નવી પ્રીતિ ઉત્પન્ન થવા

લાગી, જેથી શરીરની શુદ્ધિ વિસરી ગઈ; અને તપમાં ચિત્ત ચોંટી ગયું. એવી રીતે એક હજાર વર્ષ સૂધી કંદ, મુળ, ફળ તથા શાક ખાઇ સો વર્ષ કહાડયાં. ॥ ૨ ॥ કંઈ દિવસ તે પ્રમાણે ભોજન કરી પછીથી કેટલાક દિવસ પાણી ઉપર તથા કેટલાક દિવસ વેલાઓના પાદડાં ખરી સુકાઇ જમીન પર પડેલાં ખાઇને, વળી કેટલાક દિવસ વાયુભક્ષણથી અને કેટલાક દિવસ કઠણ ઉપવાસ કરી ત્રણ હજાર વર્ષો કહાડયાં. ॥૩॥ ફરીને એવીરીતે સુકેલાં પાંદડાનો પણ ત્યાગ કર્યો ત્યારે ઉમિયાજીનું નામ અપર્ણા એવું પડયું. એવા પ્રકારના તપથી પાર્વતીજીનું શરીર સુકાઈ ગયેલું જોઈ ગંભીર આકાશવાણી થઈ. ॥ ૪ ॥

**दो॰ भयउ मनोरथ सुफल तव, सुनु गिरिराज कुमारि ॥**
**परिहरुदुसह कलेश सब, अब मिलिहहिं त्रिपुरारि ॥ ८६ ॥**

**અર્થ.**—હે પર્વતપુત્રી (પાર્વતી!) તારા સઘળા મનોરથ પૂરા થયા. હવે તું સઘળા અસહ્ય કલેશો છોડીદે; તને મહાદેવજી મળશે. ॥ ८६ ॥

**चो॰ असतप काहु न कीन्ह भवानी । भये अनेक धीर मुनि ज्ञानी ॥**
**अब उर धरहु ब्रह्मबर बानी । सत्य सदा संतत शुचि जानी ॥ १ ॥**
**आवै पिता बुलावन जबहीं । हठ परिहरि घर जायहु तबहीं ॥**
**मिलहिं तुमहिं जब सप्तऋषीशा । जानेहु तब प्रमान बागीशा ॥ २ ॥**
**सुनत गिरा बिधि गगन बखानी । पुलक गात गिरिजा हरखानी ॥**
**उमाचरित मैं सुंदर गावा । सुनहुं शंभुकर चरित सुहावा ॥ ३ ॥**
**जबते सती जाइ तनु त्यागा । तबतें शिवमन भयउ विरागा ॥**
**जपहिं सदा रघुनायक नामा । जहं तहं सुनहिं रामगुणग्रामा ॥ ४ ॥**

**અર્થ.**—હે ભવાની! ઘણા ધીર અને જ્ઞાની ઋષિઓ થયા, તેમણે પણ આવું તપ કર્યું નહોતું. સદા નિત્ય અને સત્ય જાણી આ બ્રહ્મવાણીને હવે તું મનમાં રાખ. ॥ ૧ ॥ જ્યારે તને સપ્તઋષિઓ મળે ત્યારે તું આ વાણી સાચી માનજે; અને તારો પિતા બોલાવવા આવે, તે વખતે હઠ છોડી તું ઘેર જજે. ॥ ૨ ॥ એવી રીતની આકાશવાણી સાંભળી રોમાંચિત થયેલી ગિરિજા સાનંદાશ્ચર્ય પામી. હે ભરદ્વાજ! પાર્વતીજીનું સુંદર ચરિત્ર મેં કહી સંભળાવ્યું. હવે શંભુનું શોભીતું ચરિત્ર કહુંછુ તે સાંભળો ॥ ૩ ॥ જ્યારથી સતીએ જઇ દક્ષને ત્યાં દેહત્યાગ કર્યો ત્યારથી મહાદેવજીના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો; જેથી શ્રીરામના-મનો જપ કરતાં જ્યાં ત્યાં રામચંદ્રજીનાં અનેક ચરિત્રો સાંભળવા માટે ફરવા લાગ્યાં. ॥૪॥

**दो॰ चिदानंद सुखधाम शिव, बिगत मोह मद काम ॥**
**बिचरहिं महि धरि हृदय हरि, सकल लोक अभिराम ॥ ८७ ॥**

**અર્થ**–મોહ, મદ, કામ અને મત્સરાદિકથી રહિત ચિદાનંદ તથા સુખદ સદાશિવ, જગતનો આનંદ આપનારા શ્રીહરિનું હૃદયમાં ધ્યાન ધરતાં પૃથ્વીને વિષે ફરવા લાગ્યાં. ॥૮૭॥

**चो०** कतहुं मुनिन उपदेशहिं ज्ञाना । कतहुं रामगुण करहिं बखाना ॥
यदपि अकाम तदपि भगवाना । भक्तबिरह दुख दुखित सुजाना ॥ १ ॥
यहिबिधि गयउ काल बहुबीती । नितनव कोइ रामपद प्रीती ॥
नेम प्रेम शंकर कर देखा । अबिचल हृदय भक्तिकी रेखा ॥ २ ॥
प्रगटे राम कृतज्ञ कृपाला । रूप शील निधि तेज बिशाला ॥
बहुप्रकार शंकरहि सराहा । तुमबिनु असब्रत को निरबाहा ॥ ३ ॥
बहुबिधि राम शिवहि समुझावा । पारवती कर जन्म सुनावा ॥
अतिपुनीत गिरिजाकी करणी । बिस्तरसहित कृपानिधि बरणी ॥ ४ ॥

**અર્થ.**—ક્યાંક ઋષિઓને જ્ઞાનોપદેશ આપતા અને ક્યાંક શ્રી રામચંદ્રજીના ગુણો ગાતા જોકે કામના રહિત છે તોપણ ઈશ્વર છે, એવા ચતુર શિવજી ભક્ત એવાં પાર્વતીના વિરહ દુઃખથી દુઃખી થતા ફર્યા કરેછે. ॥ ૧ ॥ હે ભરદ્વાજ! એ પ્રમાણે નિત્ય શ્રીરામ ચરણમાં નવો નવો પ્રેમ રાખતાં ઘણોક કાળ વીતી ગયો. હૃદયમાંથી ન ખસે એવા પ્રેમપૂર્વક ભક્તિનો નેમ મહાદેવજીનો જોઈ, ॥ ૨ ॥ મોટા તેજવાળા, વ્રતધારી, સુસ્વરૂપ, કૃપાળુ અને સર્વે કર્મોને જાણનારા શ્રી રઘુનાથજી પ્રગટ થઈને ઘણી રીતે મહાદેવજીની સરભરા કરી પ્રભુ બોલ્યા કે, તમારા વગર નિશ્ચયપૂર્વક આવું વ્રત કોણ કરે? ॥ ૩ ॥ પછી ઘણી રીતે શ્રી રામચંદ્રજીએ શ્રી શંકરને સમજાવ્યા; અને પાર્વતીજીની ઘણી પવિત્ર કરણી સહિત કૃપાનિધાન શ્રી ભગવાને વિસ્તારથી ગિરિજાનું જન્મ ચરિત્ર વર્ણવી સંભળાવ્યું. ॥ ૪ ॥

**दो०** अब बिनती मम सुनहु, शिव जो मोपर निजनेहु ॥
जाइ बिबाहहु शैलजहि, यह मोहिं मांगे देहु ॥ ८८ ॥

**અર્થ.**—તથા બોલ્યા કે, હે મહાદેવજી! જો, મારાપર આપનો સ્નેહ હોય તો મારી વિનતિ સાંભળી હું માગું તે મને આપો; અને તે એ કે, જઈને ગિરિજા સાથે વિવાહ કરો. ॥ ૮૮ ॥

**चो०** कह शिव यदपि उचित असनाहीं । नाथ बचन पुनि मेटि न जाहीं ॥
शिरधरि आयसु करिय तुह्मारा । परमधर्म यह नाथ अमारा ॥ १ ॥
मातु पिता गुरु प्रभुकी बानी । बिनहिं बिचार करिय शुभ जानी ॥
तुम सबभांति परम हितकारि । आज्ञा शिरपर नाथ तुह्मारी ॥ २ ॥
प्रभु तोषेउ सुनि शंकर बचना । भक्ति बिबेक धर्मयुत रचना ॥
कह प्रभु हर तुह्मार प्रण रहेउ । अब उर राखेउ जो हम कहेउ ॥ ३ ॥
अंतर्ध्यान भये असभाखी । शंकर सोइ मूरति उर राखी ॥
तबहिं सप्तऋषि शिवपहं आये । बोले प्रभु अस बचन सुहाये ॥ ४ ॥

**અર્થ.**—તે સાંભળી મહાદેવજી બોલ્યા કે, હે નાથ! ઉચિત નથી તોપણ આપનાં વચનામૃતોનું ઉલ્લંઘન ન થાય એમ સમજી આપની આજ્ઞા મસ્તક ઉપર ધારણ કરવી, એ અમારો પરમ ધર્મ છે. ॥ ૧ ॥ માબાપ, ગુરુ, અને પ્રભુ ( ધણી ) ની વાણી શુભ સમજી વગર વિચાર ( સારાં નરસાંનો વિચાર ) કર્યે માનવી; માટે આપ જે કે, સઘળી રીતે મોટા કલ્યાણકારક છો, તેમની આજ્ઞા સર્વદા મારા મસ્તક ઉપર રાખુંછું. ॥ ૨ ॥ હે ભરદ્વાજ ! ભક્તિ, વિવેક અને ધર્મની રચનાયુક્ત શંકરનાં વચન સાંભળી શ્રી રામચંદ્ર પ્રભુ સંતોષ પામ્યા અને બોલ્યા કે, હે પ્રભુ ! આપનું "પણ" રહ્યું. માટે હવે જે મેં કહ્યું છે તે ધ્યાનમાં રાખશો. ॥ ૩ ॥ એમ કહી શ્રી રઘુનાથજી અંતર્ધ્યાન થઇ ગયા અને મહાદેવજીએ તે મૂર્તિ મનમાં રાખી. તેવામાં સપ્તઋષિ સદાશિવ પાસે આવ્યા. તેમને જોઈ શંકર પ્રભુ ઘણાં શોભીતાં વચનોથી બોલ્યા; ॥ ૪ ॥

**दो० पारबती पहं जाइ तुम, प्रेमपरीक्षा लेहू ॥**
**गिरिहि प्रेरि पठवहु भवन, दूर करेहु संदेहु ॥ ८९ ॥**

**અર્થ.**—પાર્વતીજી પાસે તમો જઈ તેમની મારા માટેના પ્રેમની પરીક્ષા લો અને હિમાલયના સઘળા સંશયો મટાડી પાર્વતીને ઘેર પહોંચાડાવો. ॥ ૮૯ ॥

**चो० सुनि शिवसम परम सुख मानी । चले हर्षीज हरही भवानी ॥**
**ऋषिन गौरि देखी तहं कैसी । मूरतिवंत तपस्या जैसी ॥ १ ॥**
**बोले मुनि सुनु शैलकुमारी । करहु कवन कारण तपभारी ॥**
**केहि आराधहु का तुम चहहु । हमसन सत्य मर्म सब कहहू ॥ २ ॥**
**सुनत ऋषिनके बचन भवानी । बोलीं गूढ मनोहर बानी ॥**
**कहत मर्म मन अति सकुचाई । हंसिहहु सुनी हमारि जडताई ॥ ३ ॥**
**मन हठ परा न सुनै सिखावा । चहत बारिपर भीति उठावा ॥**
**नारद कहा सत्य सोइ जाना । बिनु पंखन हम चहहिं उडाना ॥ ४ ॥**
**देखिय मुनि अबिबेक हमारा । चाहत पति शंकर अबिकारा ॥**

**અર્થ.**—તે સાંભળી ઋષિઓ સંતોષ પામી ખુશીથી તુરત ઉમિયાજી પાસે ગયા; અને ત્યાં તેમની દશા જોઇ આશ્ચર્ય પામ્યા. હે ભરદ્વાજ ! તેમણે ત્યાં ગિરિજાને જાણે મૂર્તિમંત તપસ્યા હોય નહિ, તેવી જોઇ. ॥ ૧ ॥ ઋષિઓ બોલ્યા; હે પર્વતપુત્રી ! શામાટે તમે આવું ઉગ્ર તપ કરોછો ? તમને શું જોઇએ છિયે અને કોની આરાધના કરોછો ? તે અમારા આગળ સાચેસાચું કહો. ॥ ૨ ॥ એવાં મુનિઓનાં વચન સાંભળી પાર્વતીજી મનોહર ગુહ્ય વાણી બોલ્યાં; હે ભરદ્વાજ ! મનમાં ઘણી લજ્જા અને ભેદયુક્ત વાક્યો ગિરિજાએ કહ્યાં કે, મારી મૂઢતા સાંભળી તમે હસશો. ॥ ૩ ॥ મારું મન હઠે પડયું છે તેથી શિખામણ સાંભળતું નથી. હું પાણીપર ભીંત ચણવા ચાહુંછું અને નારદજીનાં વચનોને સાચાં માની વગર પાંખે ઉડવાની ઇચ્છા રાખુંછું. હે ઋષિઓ ! મારો અવિવેક તો જુવો કે, હું સદાશિવને પતિ કરવા આશા ધરાવું છું.

**दो०** सुनत बचन बिहंसे ऋषय, गिरिसंभव तव देह ॥
नारदकर उपदेश सुनि, कहहु बसे कोगेह ॥ ९० ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એ પ્રમાણે સાંભળી ઋષિઓ બોલ્યા; તારો દેહ પર્વતથી ઉત્પન્ન થયોછે ( ને તું તૃષ્ણા કેવડી રાખેછે. ) નારદજીનો ઉપદેશ સાંભળી આટલો યત્ન કરેછે પણ વિચાર તો કર કે, તેમને ભરોસે કોઈનાં ઘર વસ્યાં છે? ॥ ૯૦ ॥

**चो०** दक्षसुतन्ह उपदेशिनि जाई । तिन फिरि भवन न देखा आई ॥
चित्रकेतु कर घर उन घाला । कनककशिपु कर पुनि असहाला ॥ १ ॥
नारदशीख जु सुनहिं नर नारी । अवशि भवन तजि होहिं भिखारी ॥
मन कपटी तन सज्जन चीन्हा । आप सरिस सबहीं चह कीन्हा ॥ २ ॥
तिनके बचन मानि बिश्वासा । तुम चाहहु पति सहज उदासा ॥
निर्गूण निलज कुबेष कपाली । अकुल अगेह दिगंबर व्याली ॥ ३ ॥
कहहु कवन सुख असबर पाये । भल भूलिहु ठगके बौराये ॥
पंच कहैं शिव सती बिबाही । पुनि अबडेरि मरायनी ताही ॥ ४ ॥

**અર્થ.**—દક્ષ પ્રજાપતિના પુત્રોએ[1] નારદજીનો ઉપદેશ સાંભળ્યો, તેથી ફરી ઘરનું આંગણું જોવા પામ્યા નહિ. વળી ચિત્રકેતુ રાજાનું ઘર પણ એમણે જ ઘાલ્યું; અને પ્રહ્લાદજીના ભૂંડા હાલ કરાવી હિરણ્યકશિપુને પાયમાલ કર્યો. ॥ ૧ ॥ માટે જે સ્ત્રી કે પુરુષ નારદજીનો બોધ સાંભળે, તે ઘરબારથી છૂટી જરૂર ભીખારી થાય. સજ્જનના જેવો વેષ રાખનારો અને કપટી મનવાળો તે નારદ પોતાના જેવા બધાઓને કરવા ચાહે છે. ॥૨॥ તેમનાં વચનપર વિશ્વાસ રાખી તમે સહેજ ખાકી બાવા જેવો ધણી મેળવવા ઇચ્છો છો? જે નિર્ગુણ, નિર્લજ, નઠારા વેષવાળો, માણસોના માથાની માળા પહેરનારો, અક્કલ તથા ઘરબાર વગરના દિગંબર અને વાદીડા ( નટુવા ) જેવા ॥ ૩ ॥ પતિને પરણી કહો કઈ સ્ત્રી સુખ પામે? હે બાઇ! એ ઠગની ભોળવી ભલી તું ભૂલી. પંચ કહે, જોને તે શિવને દક્ષસુતા સતી પરણી હતી, તેને છેતરી મુવે છૂટકો થયો. ॥ ૪ ॥

**दो०** अब सुख सोवत शोच नहिं, भीख मांगि भव खाहिं ॥
सहज येकाकिनके भवन, कबहुं कि नारि खटाहिं ॥ ९१ ॥

**અર્થ.**—હવે તે મહાદેવ ભીખ માગીને ખાયછે અને વગર ચિંતાએ પડ્યો રહેછે, જેને સહજ એકલા રહેવાની ટેવ છે, તેના ઘરમાં ક્યારે પણ સ્ત્રી પોષાય? ॥ ૯૧ ॥

**चो०** अजहुं मानहु कहा हमारा । हम तुम कहं बर नीक बिचारा ॥
अतिसुंदर शुचि सुखद सुशीला । गावहिं वेद जासु यश लीला ॥ १ ॥

---

[1] ૧૦૦૦ હર્યશ્વ તથા ૧૦૦૦ સબળાશ્વ.

दूषणरहित सकल गुणरासी । श्रीपतिपुर बैकुंठ निबासी ॥
असबर तुमहिं मिलाउब आनी । सुनत बिहंसि कह बचन भवानी ॥ २ ॥
सत्य कहहु गिरि भव तन एहा । हठ न छूट छूटै बरुदेहा ॥
कनकौ पुनिपखानते होई । जारेउ सहज न परिहर सोई ॥ ३ ॥
नारदवचन न मैं परिहरऊं । बसौ भवन उजरौ नहिं डरऊं ॥
गुरुके बचन प्रतीति न जेही । स्वप्नेहु सुगम न सुख सिधि तेही ॥ ४ ॥

**અર્થ.**—હજી અમારું કહ્યું માનો તો અમે તમારા માટે સારો વિચાર કરી રાખ્યો છે તે કહીએ. ઘણા સરસ, પવિત્ર, સુખદ, શિળવાન્, દૂષણ રહિત, સઘળા ગુણોની ખાણ, જેના સુંદર યશની લીલા વેદ ગાય છે અને જે વૈકુંઠમાં વાસ કરે છે એવા શ્રીપતિ વર તમને આણીને મેળવીએ. તે સાંભળી પાર્વતીજી હસીને બોલ્યાં, ॥ ૨ ॥ આપ સત્ય કહોછો; પરંતુ પર્વતથી ઉત્પન્ન થયેલો આ મારો દેહ પોતે પડી જતાં સૂધી પણ હઠ છોડે તેમ લાગતું નથી. જેમ કે સોનું પથ્થર સાથે ઉત્પન્ન થવાને લીધે તેને બાળી નાખવા છતાં પાછું ઠરી જઇ પોતાની કઠણુતામાં આવી જવાનો સ્વભાવ છોડતું નથી (તેમ પથ્થરમાંથી ઉત્પન્ન થયેલી જે હું, તે મારો પણ એવો જ જાતિસ્વભાવ છે. ) ॥૩॥ માટે ઘર વસવાનો કે ઉજ્જડ થવાનો મને કશો ડર નથી; પણ નારદજીનાં વચનને હું છોડીશ નહીં. કારણ કે જેને ગુરુના વચનામૃતપર વિશ્વાસ ન હોય, તેને સુખ અને સિદ્ધિઓ સ્વપ્ને પણ સુલભ થતી નથી.

दो० महादेव अवगुण भवन, बिष्णु सकलगुणधाम ॥
जेहिकर मन रम जाहिसन, ताहि ताहिसनकाम ॥ ९२ ॥

**અર્થ.**—મહાદેવજી અવગુણનું ઘર છે અને શ્રીવિષ્ણુ સઘળા ગુણોનું સ્થળ છે તોપણ, જેનું મન જેની સાથે લાગ્યું હોય, તેને તેનું કામ હોય છે. ॥ ૯૨ ॥

चौ० जो तुम मिलतेउ प्रथम मुनीशा । सुनतिउं शिख तुह्मारी धरि शीशा ॥
अब मैं जन्म शंभुहित हारा । को गुण दोषहि करै बिचारा ॥ १ ॥
जो तुह्मरे हठ हृदय बिशेषी । रहि न जाइ बिनु किये बरेषी ॥
तौ कौतुकिअन्ह आलस नाहीं । बर कन्या अनेक जगमाहीं ॥ २ ॥
जन्मकोटि लगि रगर हमारी । बरौं शंभु नतु रहौं कुमारी ॥
तजौं न नारदकर उपदेशू । आप कहहिं शतबार महेशू ॥ ३ ॥
मैं पापरौं कहै जगदंबा । तुम गृह गवनहु भयउ बिलंबा ॥
देखि प्रेम बोले मुनि ज्ञानी । जय जय जय जगदंब भवानी ॥ ४ ॥

**અર્થ.**—હે મુનીશ્વરો ! જો તમે મને પ્રથમ મળ્યા હત તો હું તમારી શિખામણ મસ્તક ઉપર ધારણ કરી સાંભળત; પણ હવે હું મહાદેવજીને માટે જન્મ હારી બેઠી

છું; તો પછી કયા ગુણદોષનો વિચાર કરું? ॥ ૧ ॥ જો તમારા મનમાં શ્રીવિષ્ણુનાં લગ્ન કરવાનો હઠ જ હોય તો જગતમાં કાંઇ વરકન્યાનો તોટો નથી; ઘણાં છે, અને તે કામમાં તમને આળસ પણ નથી; એટલે કંઇ વિષ્ણુ કુંવારા નહીં રહી જાય. ॥ ૨ ॥ હું કાંઇ નારદજીનો ઉપદેશ છોડવાની નથી. મહાદેવજી સાથે ક્રોડો વરસની મારી પ્રીતિ બંધાઇ રહેલી છે; માટે તે શંભુ સો વખત ના કહેશે તોપણ, એમને જ વરીશ; નહીં તો કુંવારી રહીશ. ॥ ૩ ॥ હે ભરદ્વાજ! જગદંબા કહેછે કે, હું આપને પગે લાગુંછું. અહીઆં આવે આપને ઘણો વખત થયો માટે ઘેર જાઓ. એવી રીતનો પ્રેમ જોઇ ઋષિઓ બોલ્યા, હે ભવાની! તમારો વારંવાર જય થાઓ. ॥ ૪ ॥

**दो०** तुम माया भगवान शिव, सकल जगत पितु मात ॥
नाइ चरण शिर मुनि चले, पुनि पुनि हर्षित गात ॥ ९३ ॥

**અર્થ.**—તમે માયા અને સદાશિવ ભગવાન્ છો; અને વળી આખા જગતનાં માબાપ છો. એમ કહી પાર્વતીજીનાં ચરણમાં માથુ નમાવી મનમાં ઘણા ખુશી થતા સપ્ત ઋષિઓ ત્યાંથી ચાલ્યા. ॥ ૯૩ ॥

**चौ०** जाइ मुनिन हिमवंत पठाये । करि बिनती गिरिजाहिं गृह लाये ॥
बहुरि सप्तऋषि शिवपहं जाई । कथा उमाकी सकल सुनाई ॥ १ ॥
भये मगन शिव सुनत सनेहा । हरषि सप्तऋषि गवने गेहा ॥
मन थिरकरि तब शंभु सुजाना । लगे करन रघुनायक ध्याना ॥ २ ॥
तारक असुर भये तेहिकाला । भुज प्रताप बल तेज बिशाला ॥
तेहिं सब लोक लोकपति जिते । भये देव सुख संपति रीते ॥ ३ ॥
अजर अमर सो जिति न जाई । हारे सुर करि बिबिधि लराई ॥
तब बिरंचि सन जाई पुकारे । देखे बिधि सब देव दुखारे ॥ ४ ॥

**અર્થ.**—પછી હિમાલય પાસે જઇ તેને પાર્વતીજીને તેડવા મોકલ્યો; ને તેમને તેડી લાવ્યા પછી સપ્તઋષિઓ ત્યાંથી પાછા મહાદેવજી પાસે ગયા; અને પાર્વતીજીની સઘળી હકીકત કહી સંભળાવી. ॥ ૧ ॥ પાર્વતીજીનો સ્નેહ સાંભળી સદાશિવ ખુશી થયા અને સપ્તઋષિઓ હરખાતા હરખાતા પોતાને ઘેર ગયા તથા સૂજાણ મહાદેવજી મનને શાંત કરી શ્રીરામચંદ્રજીનું ધ્યાન ધરવા લાગ્યા. ॥ ૨ ॥ તે વખતમાં તારકાસુર નામે દૈત્ય ઉત્પન્ન થયો. તે ઘણો જ તેજસ્વી અને બાહુબળના પ્રતાપવાળો હતો. તેથી તેણે સઘળા લોક અને લોકપાળોને જિતી લીધા, જેણે કરી દેવતાઓ સંપત્તિ વગરના થયા. ॥ ૩ ॥ દેવતાઓ ઘણા પ્રકારની લડાઇયો લડી હારી ગયા તોપણ, તે દૈત્ય અજરામર હોવાથી જિતી શકાયો નહીં, ત્યારે સઘળા દેવોએ જઈ બ્રહ્માજી પાસે પોકાર કર્યો. બ્રહ્માજીએ તે બધાઓને દુખીયા જોઇ, ॥ ૪ ॥

**दो०** सबसन कहा बुझाइ बिधि, दनुज निधन तब होइ ॥
शंभुशुक्रसंभूत सुत, इहि जितै रण सोइ ॥ ९४ ॥

**અર્થ.**—બધાઓને સમજાવી કહ્યું કે, મહાદેવજીનાં વીર્યથી ઉત્પન્ન થનારા પુત્ર તે દૈત્યને રણમાં જિતીને મારશે. ॥ ૯૪ ॥

**चो०** मो कहा सुनि करहु उपाई । होइहि ईश्वर करिहि सहाई ॥
सती जो तजी दक्षमख देहा । जनमी जाइ हिमाचल गेहा ॥ १ ॥
तेइ तप कीन्ह शंभु पति लागी । शिव समाधि बैठे सब त्यागी ॥
यदपि अहै असमंजस भारी । तदपि बात एक सुनहु हमारी ॥ २ ॥
पठवहु काम जाइ शिवपाहीं । करै क्षोभ शंकर मनमाहीं ॥
तब हम जाइ शिवहिं शिर नाई । करवा उब बिबाह बरिआइ ॥ ३ ॥
यहि बिधि भले देवहित होई । मति अतिनीक कही सबकोई ॥
अस्तुति सुरन्ह कीन्ह अतिहेतू । प्रगटेउ बिषम बाण झषकेतू ॥ ४ ॥

**અર્થ.**—વળી બ્રહ્મા કહેછે કે, મારું કહેલું સાંભળી ઉપાય કરો; અને તેમાં પ્રભુ સાહ્ય કરે તો તે થાય. સતીએ દક્ષના યજ્ઞમાં દેહત્યાગ કર્યો હતો, તેઓ પાછાં હિમાલયને ઘેર પ્રગટ થયાં છે ॥ ૧ ॥ અને તેમણે મહાદેવજી પતિ મળવામાટે તપ કર્યું છે; અને સદા-શિવ સર્વે છોડી સમાધિમાં બેઠા છે. હવે જોકે, આ કામ ભારી વિચારવાજોગ છે તોપણ, મારી એક વાત સાંભળો તો તેમ થઈ શકે. ॥ ૨ ॥ કામદેવની પાસે જઇને તેમને મહાદેવજી પાસે મોકલો, તે તેમનાં મનમાં ( સંસારીક ) વ્યથા ઉત્પન્ન કરે તેટલામાં, હું શંકર પાસે જઇને તેમને મસ્તક નમાવી ગિરિજા સાથે વિવાહ કરવાનું કહુંછું. ॥ ૩ ॥ એ પ્રમાણે કરવાથી ભલે દેવતાઓનું સારું થાય તો, એ જ વિચાર ઉત્તમ છે; એમ બધાઓએ કહ્યું. તેથી ત્યાં સઘળા દેવતાઓએ કઠણ કામદેવની સ્તુતિ કરી કે, તેઓ ત્યાં પ્રગટ થયા. ॥ ૪ ॥

**दो०** सुरन कही निज बिपति सब, सुनि मन कीन्ह बिचारा ॥
शंभु बिरोध न कुशल मोहिं, बिहंसि कहेउ असमार ॥ ९५ ॥

**અર્થ.**—તેમને દેવતાઓએ પોતાનાં સંકટનું સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું. તે સાંભળી કામદેવે વિચાર કર્યો કે, શંભુ સાથે વિરોધ કરવામાં મારું કલ્યાણ નથી. તોપણ તેઓ હસીને બોલ્યા કે, ॥ ૯૫.॥

**चो०** तदपि करब मैं काज तुह्मारा । श्रुति कह परम धर्म उपकार ॥
परहित लागि तजै जो देही । संतत संत प्रशंसहिं तेही ॥ १ ॥
असकहि चलेउ सबहि शिर नाइ । सुमन धनुष कर सहित सहाई ॥
चलत मार अस हृदय बिचारा । शिव बिरोध ध्रुव मरण हमारा ॥ २ ॥
तब आपन प्रभाव बिस्तारा । निजवश कीन्ह सकल संसारा ॥
कोपेउ जबहिं बारिचर केतू । क्षणमहं मिटे सकल श्रुतिसेतू ॥ ३ ॥

**ब्रह्मचर्य व्रत संयम नाना । धीरज धर्म ज्ञान बिज्ञाना ॥**
**सदाचार जप योग बिरागा ॥ सभय बिबेककटक सब भागा ॥ ४ ॥**

**અર્થ.**—હું તમારું કાર્ય કરીશ. કારણ વેદ પણ કહેછે કે, પરોપકાર એક મોટો ધર્મ છે. તેમ પારકાના સારાં માટે જે પોતાનો દેહ છોડેછે, તેની સર્વદા સંત લોકો પ્રશંસા કરેછે. ॥ ૧ ॥ એમ કહી સઘળાઓને મસ્તક નમાવી પુષ્પોનું ધનુષ હાથમાં લઇ, (અપ્સરાદિક) પોતાનાં સાધનોની સાહ્યતાથી તેઓ ચાલ્યા. તેમણે રસ્તામાં જતાં મનમાં એવો વિચાર કર્યો કે, શંભુસાથે વિરોધ કરવામાં ખચિત મારું મૃત્યુ નિપજશે. ॥ ૨ ॥ પછી તેમણે પોતાનો પ્રતાપ ફેલાવી સઘળા સંસારને પોતાને વશ કર્યો. હે ભરદ્વાજ! જ્યારે કામ કોપ્યો ત્યારે જરાવારમાં બધો વેદમાર્ગ નાશ પામ્યો[1]. ॥ ૩ ॥ બ્રહ્મચર્યપણું, વ્રતો, ઘણા પ્રકારના યમ, નિયમો, ધીરજ, ધર્મ, જ્ઞાન, વિજ્ઞાન, સદાચાર, જપ, યોગ અને વૈરાગ તથા વિવેકની સઘળી ફોજ ભયભીત થઈ નાશી ગઇ. ॥ ૪ ॥

**हरिगीतछंद. भागे बिबेक सहाय सहित सो सुभट संयुग महि मुरे ॥**
**सदग्रंथ पर्वत कंदर न महं जाइ तेहि अवसर दुरे ॥**
**होनिहार का करतार को रखवार जग खरभर परा ॥**
**दुइमाथ केहि रतिनाथ जेहि कहं कोपिकर धनुशर धरा ॥ १ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ! એ પ્રમાણે વિવેકરૂપી રાજાના લડવૈયા સરદારોએ અને તેની સહાય કરનારી સેનાએ તે રણભૂમિમાં પીઠ બતાવી ભાગવા માંડયું અને સદ્ગ્રંથ (સારાં પુસ્તકો) રૂપી પર્વતની ગુફામાં તે વખત જઇ સંતાઇ ગયાં તથા આખી દુનિયામાં ખળભળાટ થઇ રહ્યો. હે પ્રભુ! શું થનાર છે? અમારો આ વખત કોણ રખેવાળ છે? એમ બધા બોલવા લાગા. હે ભરદ્વાજ! એવો કોણ બે માથાવાળો છે કે, જ્યાં રતિના પતિએ કોપથી હાથમાં ધનુષ ધારણ કર્યું, એટલે તેની સામો ઉતરે? ॥

**दो० जे सजिव जग अचर चर, नारि पुरुष असनाम ॥**
**ते निज निज मर्याद तजि, भये सकल बश काम ॥ ९६ ॥**

**અર્થ.**—એ પ્રમાણે જગતમાં જે ચળ અને અચળ, સજીવ અને જડ, નર અને નારી જાતિનાં તથા નામધારી અને નનામાં પ્રાણી તથા વસ્તુઓ હતી, તે સઘળી સહિત દુનિયા પોતાની મર્યાદા (હદ) છોડી કામદેવને સ્વાધીન થઇ ગઇ. ॥ ૯૬ ॥

**चो० सबके हृदय मदन अभिलाषा । लता निहारि नवहिं तरुशाषा ॥**
**नदी उमंगि अंबुधि कहं धाई । संगम करहिं तलाव तलाई ॥ १ ॥**
**जहं असदशा जडनकी बरणी । को कहिसके सचेतन करणी ॥**
**पशु पक्षी नभ जल थल चारी । भये कामबश समय बिसारी ॥ २ ॥**

---

૧ વિષયવાસનાથી મનુષ્યો ધર્મરહિત થયાં.

मदन अंधब्याकुल सब लोका। निशि दिन नहिं अवलोकहिं कोका॥
देव दनुज नर किन्नर ब्याला। प्रेत पिशाच भूत बेताला ॥ ३ ॥
इनकी दशा न कहेउं बखानी। सदा कामके चेरे जानी॥
सिद्ध बिरक्त महामुनि योगी। तेपि कामबश भये वियोगी ॥ ४ ॥

**અર્થ.**—સર્વેના હૃદયમાં વિષયવાસનાએ વાસ કર્યો. લતાને જોઇ ડાળો નમવા લાગી, નદીઓ જળ સાથે સમુદ્રતરફ દોડવા લાગી અને તળાવો તથા તળાવડીઓ પોતપોતામાં સંગમ કરવા લાગ્યાં. ॥ ૧ ॥ જ્યાં જડ વસ્તુઓની આવી દશા કહેવાણી ત્યાં પછી ચૈતન્ય જીવોની કરણી તો કોણુ જ કહી શકે? હે ભરદ્વાજ! એ પ્રમાણે પશુ, પક્ષી, જળચર, નભચર (આકાશમાં ફરનારાં) અને પૃથ્વી માથે ચાલનારાં સઘળાં પ્રાણીઓ વખતને (રાત્રી દિવસના સમયને) ભૂલી જઇ કામને વશ થયાં. ॥ ૨ ॥ સર્વે મનુષ્યોએ કામાંધ અને વિષયમાં વ્યાકુલ થઇ રાત્ર દિવસનો પણ વિચાર કરી જોયો નહીં અથવા ચક્રવાક પક્ષીએ રાત્ર તથા દિવસ જોયાં નહીં. દેવ, દાનવ, નર, કિન્નર, સર્પ, પ્રેત, પિશાચ, ભૂત અને વૈતાળ ॥ ૩ ॥ એઓને તો સદા કામના જ દાસ જાણી તેમની દશા તો મેં વર્ણવી નહી. સિદ્ધ, વિરક્ત, મોટા ઋષિઓ અને યોગીઓ પણ યોગધ્યાન છોડી કામને વશ થયા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** भये कामबश योगीश तापस पामरनकी को कहै॥
देखहिं चराचर नारिमय जे ब्रह्ममय देखत रहैं॥
अबला बिलोकहिं पुरुषमय जग पुरुष सब अबला मयं॥
दुइदंड भरि ब्रह्मांड भीतर कामकृत कौतुक अयं ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે તપસ્વી અને જોગીઓ કામવશ થયા તો પછી અજ્ઞાનોને-માટે તો શું જ કહેવું? જેઓ બ્રહ્મમય જગતને દેખતા, તેઓ સ્ત્રીમય દેખાવા લાગ્યા; સ્ત્રીઓ પુરુષમય દેખાવા લાગી અને જગતના સર્વે પુરુષો સ્ત્રીમય જગતને જોવા લાગ્યા. એવું આશ્ચર્ય કામદેવના કૃત્યથી બ્રહ્માંડમાં બે [1]ઘડીની અંદર (સંધ્યાકાળ સમયે) થવા લાગ્યું. ॥ ૪ ॥

**सो०** धरी न काहू धीर, सबके मन मनसिज हरे॥
जेहि राखे रघुबीर, ते उबेरे तेहि काल महं ॥ १४ ॥

**અર્થ.**—કોઈની પણ ધીરજ રહી નહીં. મદને સર્વેનાં મનોને હરી લીધાં. જેની શ્રીરામચંદ્રજીએ લાજ રાખી તેની જ રહી અને તે જ બચ્યો.

**चो०** उभय घरी अस कौतुक भयऊ। जबलगि काम शंभुपहं गयउ॥
शिवहिं बिलोकि सशंकेउ मारु। भयउ यथाथित सब संसारु ॥ १ ॥

---

૧ દિવસની પાછળની અને રાત્રીની આગળની એકેકી ઘડી તે.

भये तुरत जग जिव सुखारे । जिमि मद उतरिगये मतवारे ॥
रुद्रहि देखि मदन भय माना । दुराधर्ष दुर्गम भगवाना ॥ २ ॥
फिरत लाज कछु कहि नहिं जाई । मरण ठानि मन रचेसि उपाई ॥
प्रगटेसि तुरत रुचिर ऋतुराजा । कुसमित नवतरु राज बिराजा ॥ ३ ॥
बन उपवन बापिका तडागा । परम सुभग सबदिशा बिभागा ॥
जहं तहं जनु उमंगत अनुरागा । देखिमुयेहु मन मनसिज जागा ॥ ४ ॥

**અર્થ.**—જ્યાં સુધીમાં કામદેવ મહાદેવજી પાસે પહોંચ્યા ત્યાંસધીની બે ઘડીમાં આવું આશ્ચર્ય થયું. પછીથી સઘળો સંસાર પ્રથમ પ્રમાણે વ્યવસ્થિત થઇ ગયો. મહાદેવજીને જોઇ કામદેવને શંકા ઉપજી. ॥ ૧ ॥ હે ભરદ્વાજ ! જેમ મદોન્મત્તનો અહંકાર ઉતરી જાય તેમ, જગત મદનજાળમાંથી મુક્ત થઇ સુખી થયું. હવે દુઃખે કરીને પણ જેનું દર્શન દુર્લભ છે એવા ભગવાન્ સદાશિવને જોઇ કામદેવ ભયભીત થયો; ॥૨॥ અને મહાદેવજીની સામા ફરતાં તેને લાજ ઉત્પન્ન થઇ, તોપણ તેણે ( પોતાની મોહજાળમાં ) મારવા માટે મનથી એક ઉપાય રચ્યો. તે એ કે, તુરત ઋતુઓમાં શિરોમણિ એવી વસંતઋતુને ઉત્પન્ન કરી તથા ( ચંપો, ચંબેલી, મોગરો, જાઈ, જુઈ, કેતકી, કેવડો, ગુલાબ, આસોપાલવ અને કમળ વિગેરે, કામ પ્રદીપ્ત કરનાર ) વૃક્ષો, ॥ ૩ ॥ વન, ઉપવન, વાડી, તળાવ અને સર્વ દિશાઓના વિભાગોને પ્રફુલ્લિત સુંદર તથા શોભીતા બનાવ્યા. જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં અત્યાનંદ પ્રગટી જાય. શુદ્ધ જ્ઞાનમાં જેનાં અંતઃકરણો ગુંથાઇ ગયાં છે ( જેઓ સંસારનો ત્યાગ કરી બેઠા છે ), તેવાઓને પણ આ વખતે મદનજી ભાઇએ જાગૃત કરી પીડિત કરવા માંડ્યા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** जागेउ मनोभव मुयेहु मन बन सुभगता न परै कही ॥
शीतल सुगंध सुमंद मारुत मदन अनल सखा सही ॥
बिकसे सरन्हि बहुकंज गुंजत पुंज मंजुल मधुकरा ॥
कलहंस पिकशुक सरस रव करि गान नाचहिं अप्सरा ॥ ५ ॥

**અર્થ.**—વળી ( ઓછામાં પૂરું ) કામદેવરૂપી અગ્નિનો મિત્ર ઠંડો અને ધીમો વાયુ વહેવા લાગ્યો. તેણે ચારે દિશામાં સુગંધી રજકણો ફેલાવી દીધાં. વળી જે ત્યાંનાં તળાવોમાં ઘણાં કમળો ઉત્પન્ન થયાં હતાં તેપર મીઠાસ્વરથી ભ્રમરોનાં ટોળાં ગુંજાર કરી રહેવા લાગ્યાં તથા કોકિલા, ( કોયલ ) હંસ, પોપટ અનેચાતકાદિક સુંદર પક્ષીઓ સુસ્વરથી કલ્લોલ કરવા મંડ્યાં અને અપ્સરાઓ ગાવા તથા નાચવા મંડી, જેથી મનુષ્યોનાં મુવેલાં મનો પણ જાગૃત થયાં.

**दो०** सकल कला करि कोटि बिधि, हारेउ सेन समेत ॥
चली न अचल समाधि शिव, कोपेउ हृदय निकेत ॥ ९७ ॥

**અર્થ.**—એવી રીતે સઘળી જાતની ક્રોડો કામકળા ઉપજાવતાં પણ સદાશિવની

અચળ સમાધિ ખસી નહિ. આ પ્રમાણે પોતાનાં સૈન્યસહિત પોતાની હાર થયેલી જોઇ કામદેવના ચિત્તમાં ક્રોધ ચડી આવ્યો. ॥ ૯૭ ॥

**चो०** देखि रसाल बिटप बर शाखा । तेहिपर चढेउ मदन मनमाखा ॥
सुमनचाप निजशर संधाने । अति रिस ताकि श्रवणलगि ताने ॥ १ ॥
छांडे विषम बिशिख उर लागे । छूटि समाधि संभु तब जागे ॥
भयेउ ईशमन क्षोभ बिशेखी । नयन उघारि सकल दिशि देखी ॥ २ ॥
सौरभ पल्लव मदन बिलोका । भयउ कोप कंपेउ त्रयलोका ॥
तब शिव तीसर नयन उघारा । चितवत काम भयउ जारि छारा ॥ ३ ॥
हाहाकार भयउ जग भारी । डरपे सुर भये असुर सुखारी ॥
समुझि कामसुख शोचहिं भोगी । भये अकंटक साधक योगी ॥ ४ ॥

**અર્થ.**—તેથી એક સુંદર રસયુક્ત આંબાની મોટી ડાળપર તે મદન મનના ક્રોધથી ચઢી બેઠો અને પોતાનું પુષ્પ ધનુષ્ય સાંધી ઘણી રીસથી તેની પણચ[1] ઠેઠ કાન સૂધી તાણીને ॥ ૧ ॥ છોડયું. તે મહાદેવજીના ઉરમાં લાગવાથી તેમના મનમાં ઘણું દુઃખ[2] થયું અને સમાધિ ઉતરી ગઇ, તેથી તેમણે આંખ ઉઘાડી સઘળી દિશાઓ તરફ જોયું. ॥ ૨ ॥ એટલામાં કામને આંબાના વૃક્ષપર બેઠેલો દીઠો, તેણે કરી સદાશિવ ઘણા ક્રોધાયમાન થયા, જે કોપથી ત્રણે લોક કંપવા લાગ્યા. શંભુએ પોતાના કપાળમાંહેલી ત્રીજી આંખ ઉઘાડી કામ તરફ જોતાંવારમાં જ તે બળી રાખ થઇ ગયો. ॥ ૩ ॥ દુનિયામાં મોટો હાહાકાર થઇ રહ્યો, દેવતાઓ ભયભીત થયા અને દૈત્યો રાજી થયા. વિષયી (નર નારી) કામસુખ જવાથી દિલગીર થયાં તથા સાધુ અને યોગી પુરુષો નિષ્કંટક (કાંટા અથવા આપદા વગરના) થયા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** योगी अकंटक भये पति गति सुनत रति मुर्छित भई ॥
रोदति बदति बहुभाति करुणा करति शंकर पहं गई ॥
अतिप्रेम करि बिनती बिबिधि बिधिजोरिकरसन्मुखरही ॥
प्रभु आशुतोष कृपाल शिवअबला निरखि बोले सही ॥ ६ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! હવે સાધુજનો તો શત્રુવગરના થયા; પણ મદનની સ્ત્રી રતિ પોતાના પતિની આ સ્થિતિ સાંભળી બેશુદ્ધ[3] થઇ જઇને રડતી-કકળતી તથા દયા ઉપજાવે એવાં ઘણા પ્રકારનાં વચનો બોલતી બોલતી તે મહાદેવજી પાસે ગઇ અને ત્યાં બેઉ હાથ જોડી સામી ઉભી રહી જૂદી જૂદી રીતે પ્રેમપૂર્વક ઘણી પ્રાર્થના કરી. સર્વ આશા પૂર્ણ કરનાર કૃપાળુ ભગવાન્ શંકર તે સ્ત્રીને જોઇ બોલ્યા. ॥ ૬ ॥

**दो०** अबते रति तव नाथकर, होइहि नाम अनंग ॥
बिनु बपु ब्यापहि सबहिं पुनि, सुनि निज मिलन प्रसंग ॥ ९८ ॥

---

૧ બાણુની દોરી. ૨ મદનવ્યથા. ૩ બાવરી.

**અર્થ.**—હે રતિ! હવેથી તારો પતિ અનંગ (શરીર વગરનો) એવા નામથી ઓળખાશે, અને તે વગર અંગે સર્વેના શરીરમાં પ્રવેશ કરશે. તે પાછો તને કયારે મળશે તે કહુંછું તે સાંભળ. ॥ ૯૮ ॥

**चो०** जब यदुबंश कृष्ण अवतारा । होईहि हरण महा महि भारा ॥
कृष्णतनय होइहि पतितोरा । बचन अन्यथा होइन मोरा ॥ १ ॥
रति गवनी सुनि शंकरबानी । क्या अपर अब कहौं बखानी ॥
देवन समाचार जब पाये । ब्रह्मादिक बैकुंठ सिधाये ॥ २ ॥
सबसुर बिष्णु बिरंचि समेता । गये जहां शिव कृपा निकेता ॥
पृथक् पृथक् तिन कीन्ह प्रशंसा । भये प्रसन्न चंद्र अवतंसा ॥ ३ ॥
बोले कृपासिंधु वृषकेतू । कहहु अमर आयहु केहि हेतू ॥
कह बिधि तुम प्रभु अंतर्यामी । तदपि भक्तिबश बिनवौं स्वामी ॥ ४ ॥

**અર્થ.**—પૃથ્વીનો મોટો ભાર હરવાને માટે જાદવકુલમાં જ્યારે કૃષ્ણાવતાર થશે ત્યારે તે પ્રભુના પુત્ર (પ્રદ્યુમ્ન) તારો પતિ થશે. એ મારાં વચન મિથ્યા થશે નહિ.॥૧॥ એવાં મહાદેવજીનાં વચન સાંભળી રતિ પોતાને ઘેર ગઈ. હે ભરદ્વાજ! હવે હું બીજી કથા કહુંછું તે સાંભળો. આવી રીતના (કામદેવ બળી જવાના) સમાચાર દેવતાઓને મળ્યા ત્યારે બ્રહ્માજીસહિત સર્વે વૈકુંઠમાં ગયા. ॥ ૨ ॥ અને ત્યાંથી બ્રહ્મા, વિષ્ણુ અને સર્વ દેવતા સાથે મળી મહાદેવજી પાસે જઇને તેમની જૂદી જૂદી રીતે સ્તુતિ કરી, જેથી ચંદ્રમૌલિ મહાદેવજી પ્રસન્ન થયા. ॥ ૩ ॥ કૃપાસિંધુ શંભુ બોલ્યા, હે દેવતાઓ! શા કારણ માટે પધારવું થયું? ત્યારે બ્રહ્માજી બોલ્યા, તમે અંતર્યામી પ્રભુ છો, છતાં ભક્તિને વશ છો, તેથી હે સ્વામી! અમે વિનવીએ છિયે. ॥ ૪ ॥

**दो०** सकल सुरनके हृदय अस, शंकर परम उछाह ॥
निज नयनन देखा चहहिं, नाथ तुह्मार बिबाह ॥ ९९ ॥

**અર્થ.**—હે નાથ! સઘળા દેવતાઓનાં મનમાં એવો મોટો ઉત્સાહ છે કે, તમારા વિવાહ પોતાની નજરે જુવે ॥ ૯૯ ॥

**चो०** यह उत्सव देखिय भरि लोचन । सो कछु करिय मदन मद मोचन ॥
काम जारि रतिकहं बर दीन्हा । कृपासिंधु यह अतिभल कीन्हा ॥ १ ॥
सांसति करि पुनि करहिं पसाऊ । नाथ प्रभुन कर सहज सुभाऊ ॥
पारबती तप कीन्ह अपारा । करहु तासु अब अंगीकारा ॥ २ ॥
सुनि बिधि बचन समुझि प्रभुबानी । एसो होउ कहा सुख मानी ॥
तब देवन दुंदुभी बजाइ । बरषि सुमन जय जय सुरसाईं ॥ ३ ॥
अवसर जानि सप्तऋषि आये । तुरतहिं बिधि गिरिभवन पठाये ॥
प्रथम गये जहं रही भवानी । बोले बचन मधुर छल सानी ॥ ४ ॥

**અર્થ.**— હે મદનમર્દન! જો એમ કરો તો, એ ઉત્સવ બધા નેત્ર ભરી જુવે. હે કૃપાનાથ! આપે કામદેવને બાળી પાછું જે, રતિને વરદાન આપ્યું તે ઘણું સારું કર્યું. ॥ ૧ ॥ દંડ આપી પછીથી કૃપા કરવી તે, હે પ્રભુ! મોટા પુરૂષનો સહજ સ્વભાવ છે. હવે પાર્વતીજીએ ઘણું તપ કર્યું છે; માટે તેમનો અંગીકાર કરવો જોઈયે. ॥ ૨ ॥ બ્રહ્માજીના એવાં વચન સાંભળી તથા શ્રીરામચંદ્રજીનું આગલું બોલવું સંભારી અને સંતોષ પામી કહ્યું કે, એમ થશે. હે ભરદ્વાજ! તે વખતે દેવતાઓએ દુંદુભિ (નોબત) વગાડી ॥ ૩ ॥ અને હે જગદીશ્વર! તમારો જય થાઓ, જય થાઓ એમ બોલ્યા. હે ભરદ્વાજ! એટલામાં વખત જાણીને સપ્તઋષિઓ ત્યાં આવ્યા, તેમને બ્રહ્માજીએ તુરત હિમાલયને ઘેર મોકલ્યા. તેઓ પહેલાં જ્યાં પાર્વતીજી હતાં ત્યાં ગયા અને કપટ ભરેલાં મીઠાં વચનોથી બોલ્યા. ॥૪॥

**दो० कहा हमार न सुनेहु तब, नारद कर उपदेश ॥**
**अबभा झूठ तुह्मार प्रण, जारेउ काम महेश ॥ १०० ॥**

**અર્થ.**—નારદજીના ઉપદેશથી તે વખતે તમે અમારું કહેવું માન્યું નહિં; પણ હવે તમારો હઠ જૂઠો ગયો; કારણ કે, મહાદેવજીએ કામને તો બાળી નાંખ્યો. ॥ ૧૦૦ ॥

**चो० सुनि बोली मुसकाय भवानी । उचित कहेउ मुनिबर बिज्ञानी ॥**
**तुह्मारे जान काम हर जारा । अबलगि शंभु रहे सबिकारा ॥ १ ॥**
**हमरे जान सदाशिव योगी । अज अनवद्य अकाम अभोगी ॥**
**जो मैं शिव सेयेउं अस जानी । प्रीतिसमेत कर्म मन बानी ॥ २ ॥**
**तौ हमार प्रण सुनहु मुनीशा । करिरहिं सत्य कृपानिधि ईशा ॥**
**तुम जो कहा हर जारेउ मारा । सो अतिबड अबिबेक तुह्मारा ॥ ३ ॥**
**तात अनलकर सहज सुभाऊ । हिम तेहि निकट जाइ नहिं काऊ ॥**
**गये समीप सो अवशि नसाई । जिमि संपाति निजपक्ष गंवाई ॥ ४ ॥**

**અર્થ.**—તે સાંભળી પાર્વતીજી હસીને બોલ્યાં, હે જ્ઞાની ઋષિઓ! આપે યથાસ્થિત કર્યું છે. તમારા સમજવા પ્રમાણે હમણા કામને બાળ્યો અને આજ દિવસ સૂધી મહાદેવજી કામાસક્ત હતા. ॥ ૧ ॥ પણ મારા માનવા પ્રમાણે તો, મહાદેવજી સદા જોગી, અજન્મા, અનવદ્ય, નિષ્કામ અને અભોગી છે. માટે જો, મેં એમ સમજી પ્રીતિસહિત મન, કર્મ, અને વાણીથી સદાશિવને સેવ્યા હોય તો, ॥ ૨ ॥ હે મુનિવરો! તે કૃપાળુ જગદીશ મારું "પણ" સત્ય કરશે. તમે કહોછો કે, મહાદેવજીએ કામદેવને બાળી નાંખ્યો; તે તમારૂં મોટું અજ્ઞાન છે. ॥ ૩ ॥ ગરમાઈ એ અગ્નિનો સહજ સ્વભાવ છે, તેની પાસે હિમ કોઈ દિવસ પણ જાય નહીં; અને કદાચ જાય તો, સંપાતિની[1] પાંખની પેઠે નાશ પામે. ॥ ૪ ॥

---

૧ જટાયુના ભાઈ સંપાતિ ગીધ પક્ષીની પાંખો સૂર્યે નજીક જતાં બળી ગઈ હતી, તે કથા કિષ્કિંધાકાંડમાં આવશે.

दो० हिय हरषे मुनिबचन सुनि, देखि प्रीति बिश्वास ॥
चले भवानिहिं नाइ शिर, गये हिमाचल पास ॥ १०१ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એવાં વચન સાંભળી તથા પ્રીતિ અને વિશ્વાસ જોઈ ઋષિઓ હૈયામાં હરખાણા; અને પાર્વતીજીને મસ્તક નમાવી હિમાલય પાસે જવા નિકળ્યા. ॥૧૦૧॥

चो० सब प्रसंग गिरिपतिहिं सुनावा । मदनदहन सुनि अतिदुखपावा ॥
बहुरि कहेउ रतिकर बरदाना । सुनि हिमवंत बहुत सुख माना ॥ १ ॥
हृदय बिचारि शंभु प्रभुताई । सादर मुनिबर लिये बुलाई ॥
सुदिन सुनखत सुघरी सुहाई । बेगि बेदबिधि लगन धराई ॥ २ ॥
पत्री सप्तऋषिन सोइ दीन्ही । गहिपद बिनय हिमाचल कीन्ही ॥
जाइ बिधिहिं तिन दीन्ह सो पाती । बांचत प्रीतिन हृदय समाती ॥ ३ ॥
लगन बांचि अज सबहिं सुनाई । हरषे मुनि सब सुरसमुदाई ॥
सुमनवृष्टि नभ बाजन बाजे । मंगल कलश दशहु दिशि साजे ॥ ४ ॥

**અર્થ.**—તે ત્યાં જઈ ગિરિરાજને તે વખતની સઘળી હકીકત કહી સંભળાવી. કામદેવ બળી જવાનું સાંભળી તે ઘણો ખેદ પામ્યો.; પણ પાછા રતિને વરદાન મળવાના ખબર સાંભળી હિમાચળ ઘણો સંતોષ પામ્યો. ॥ ૧ ॥ હે ભરદ્વાજ ! મહાદેવજીની પ્રભુતા વિચારીને માનપૂર્વક મુનિઓને બોલાવી લીધા; અને સારો દિવસ, સારું નક્ષત્ર તથા શોભીતી સારી ઘડી જોઈ વેદની રીતે ઘડીઆં લગ્ન નિમ્યાં. ॥ ૨ ॥ હિમાલયે ઋષિઓનાં ચરણ ગ્રહી વિનંતિપૂર્વક તે લગ્નપત્રિકા તેમને આપી. તેમણે જઈ તે પત્રિકા બ્રહ્માજીને આપી; તે વાંચી બ્રહ્માજીના હ્રદયમાં પ્રીતિ ન સમાણી એટલો આનંદ થયો. ॥ ૩ ॥ તે લગ્ન બ્રહ્માજીએ બધાઓને વાંચી સંભળાવ્યાં. તે સાંભળી સઘળા ઋષિ અને દેવતાઓનો સમુદાય રાજી થયો. તેમણે આકાશમાંથી ફુલની વૃષ્ટિ કરી અને વાજાં વગાડયાં; તથા સર્વે દિશામાં મંગળમય કળશો ભરાણા. ॥ ૪ ॥

दो० लगे संवारन सकल सुर, बाहन बिबिधि बिमान ॥
होहिं सगुन मंगल शुभग, करहिं अप्सरा गान ॥ १०२ ॥

**અર્થ.**—સઘળા દેવતાઓ પોતાના વાહન અને વિમાનોને નાના પ્રકારે શણગારવા લાગ્યા, અપ્સરાઓ ગાવા લાગી અને મંગળ તથા શુભ શુકનો થવા લાગ્યાં. ॥૧૦૨॥

चो० शिवहिं शंभुगण करहिं सिंगारा । जटा मुकुट अहि मौर संवारा ॥
कुंडल कंकण पहिरे ब्याला । तन बिभूति पट केहरि छाला ॥ १ ॥
शशि लिलाट सुंदर शिरगंगा । नयन तीनि उपवीत भुजंगा ॥
गरल कंठ उर नरशिर माला । अशिवबेष शिवधाम कृपाला ॥ २ ॥
कर त्रिशूल अरु डमरु बिराजा । चले बृषभ चढि बाजहिं बाजा ॥
देखि शिवहिं सुरतिय मुसकाहीं । बरलायकदुलहिनिजगनाहीं ॥ ३ ॥

**विष्णु बिरंचि आदि सुरब्राता । चढि चढि बाहन चले बराता ॥**
**सुर समाज सबभांति अनूपा । नहिं बरात दूलह अनुरूपा ॥ ४ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ ! હવે મહાદેવજીના ગણો તેમને સિંગાર ધરાવે છે તે કહું છું સાંભળો. મુકૂટને ઠેકાણે જટા બાંધી; અને મોડની જગ્યાએ સર્પ બાંધ્યો તથા કડાં, પોંચી અને બાજુબંધને ઠેકાણે નાના નાના સર્પો વળગાડયા, પીઠીને ઠેકાણે વિભૂતિ ચોપડી, પીતાંબરને ઠેકાણે સિંહછાલા ઓઢાડી, ॥ ૧ ॥ તીલકને ઠેકાણે ચંદ્રમા અને મસ્તકમાં સુંદર ગંગાજી, જનોઈની જગ્યોએ ત્રણ સર્પો પહેરાવ્યા તથા વરમાળાને ઠેકાણે મુંડમાળા ( માણસોની ખોપરીની માળા ) ધરાવી. એવા ત્રણ નેત્રવાળા કૃપાળુ અશુભ વેશ; પણ કલ્યાણના ઘરરૂપ નીલકંઠ તૈયાર થયા. ॥ ૨ ॥ હાથમાં ખડ્ગને ઠેકાણે ત્રિશૂળ તથા ડમરૂ ( ડાકલું ) લઇ નંદી ઉપર ચડી વાજાં વાગતે ચાલ્યા. એવી રીતે મહાદેવજીને જોઈ દેવતાઓની સ્ત્રીઓ માંહોમાંહે હસવા લાગી ને બોલી કે જગદંબા પાર્વતીને લાયક આ વર નથી. ॥ ૩ ॥ હે ભરદ્વાજ ! એવી રીતે ઉપમા ન અપાય એવા દેવતાઓના સમાજ અને બ્રહ્મા તથા વિષ્ણુ સર્વે પોતપોતાના વાહન ઉપર બેસી જાનમાં ચાલ્યા, પણ તે જાનલાયક વર નહોતા. ॥ ૪ ॥

**दो० बिष्णु कहा अस बिहंसि तब, बोलि सकलदिशिराज ॥**
**बिलगबिलगहोइचलहु सब, निज निजसहितसमाज ॥ १०३ ॥**

**અર્થ.**—ત્યારે શ્રીવિષ્ણુએ સઘળા દિક્પાલોને બોલાવી હસ્તે મોઢે કહ્યું કે, બધા પોતપોતાના રસાળા સાથે જૂદા જૂદા થઈ ચાલો. ॥ ૧૦૩ ॥

**चो० बर अनुहार बरात न भाइ । हंसी करैहहु परपुर जाइ ॥**
**विष्णुबचन सुनि सुर मुसुकाने । निजनिजसेनसहितबिलमाने ॥ १ ॥**
**मनहीं मन महेश मुसकाहीं । हरिके ब्यंग बचन नहिं जाहीं ॥**
**अतिप्रिय बचन सुनत हरिकेरे । भृंगी प्रेरि सकल गण टेरे ॥ २ ॥**
**शिव अनुशासन सुनि सब आये । प्रभुपद जलज शीश तिन नये ॥**
**नाना बाहन नाना बेषा । बिहंसे शिव समाज निज देषा ॥ ३ ॥**
**कोउ मुखहीन बिपुल मुख काहू । बिनु पद कर कोउ बहुपद बाहू ॥**
**बिपुल नयन कोउ नयन बिहीना । हृष्ट पुष्ट कोउ अति तनक्षीना ॥ ४ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ ! વળી શ્રીવિષ્ણુ બોલ્યા કે, જાનલાયક વર નથી ! તેઓ બીજાના ગામમાં મશ્કરી કરાવશે. ભગવાનનાં એવાં વચન સાંભળી, દેવતાઓ હસ્યા; અને પોતપોતાની સેના લઈ જૂદા પડ્યા. ॥ ૧ ॥ મહાદેવજી મનમાં ને મનમાં હસ્યા; અને મનસાથે બોલ્યા કે, પ્રભુનાં આ વાકાં વચન કદી જશે નહીં. એવી રીતે ભગવાનનાં ઘણાં પ્રિય વચનો સાંભળતાં ભૃંગી મોકલી બધા ગણોને બોલાવ્યા. ॥ ૨ ॥ મહાદેવજીની આજ્ઞા સાંભળી સર્વે આવ્યા; અને તેઓએ પ્રભુ શંકરનાં ચરણમાં પોતાનાં મ-

સ્તક નમાવ્યાં. એ લોકોનાં જૂદી જૂદી તરેહનાં વાહન અને વેશવાલી પોતાની સમાજ જોઈ મહાદેવજી હાસ્ય કરવા લાગ્યા. ॥ ૩ ॥ તે સમાજમાં કોઈ મોઢાવગરના, કોઈ ઘણા મોઢાવાળા, કોઈ પગ વગરના, કોઈ ઘણા હાથપગવાળા, કોઈ આંખ વગરના, કોઈ ઘણી આંખવાળા, કોઈ ઘણા જાડા અને કોઈ બહુ પાતળા હતા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** तनुछीन कोउ अतिपीन पावन कोउ अपावन तनु धरे ॥
भूषण कराल कपाल कर सब सद्य शोणित तनु भरे ॥
खर श्वान सुअर शृगाल मुख गणवेष अगणित को गनै ॥
बहु जिनिसि प्रेत पिशाच योगिनि भांति बरणत नहिं बनै ॥ ७ ॥

**અર્થ.**—કોઈ નબળા, કોઈ કઠણ હાડવાળા, કોઈ પવિત્ર અને કોઈ અપવિત્ર દેહવાળા, જેણે આભૂષણમાં કઠણ ખોપરીઓની મુંડમાળા પહેરેલી હોવાથી તે વખતે આખું શરીર, લોહીલોહી ભરાઈ રહેલું છે એવા, તથા ગધેડાં, કૂતરાં, ભુંડણાં, શિયાળીઆં અને ઉંદરાના જેવા મોઢાના ઘણા વેશવાળાઓને કોણ ગણી શકે? એવી ઘણી વસ્તુઓ, પ્રેત, પિશાચ અને જોગિણીની જાતિઓ તો વર્ણી જ શકાય નહીં. ॥ ૭ ॥

**सो०** नाचहिं गावहिं गीत, परम तरंगी भूत सब ॥
देखत अति बिपरीत, बोलहिं वचन बिचित्र बिधि ॥ १५ ॥

**અર્થ.**—એવાં મોટાં મોજી સર્વે ભૂતો ગીત ગાવા અને નાચવા મંડ્યાં. દેખાવમાં ભયંકર તેઓ તરેહતરેહનાં વચનો બોલવા લાગ્યાં. ॥ ૧૫ ॥

**चो०** जस दूलह तस बनी बराता । कौतुक बिबिधि होहिं मगु जाता ॥
इहां हिमाचल रचेउ बिताना । अति बिचित्र नहिं जाय बखाना ॥ १ ॥
शैल सकल जहंलगि जग माहीं । लघु बिशाल नहिं बरणि सिराहीं ॥
बन सागर सब नदी तलावा । हिमगिरि सबकहं नेवत पठावा ॥ २ ॥
कामरूप सुंदर तनु धारी । सहित समाज सहित बर नारी ॥
गये सकल तुहिनाचल गेहा । गावहिं मंगल सहित सनेहा ॥ ३ ॥
प्रथमहिं गिरि बहुगृह संवराये । यथा योग जहं तहं सबछाये ॥
परशोभा अवलोकि सुहाई । लागै लघु बिरंचि निपुणाई ॥ ४ ॥

**અર્થ**—હે ભરદ્વાજ! જેવા વરરાજા તેવી જાન બની; અને રસ્તે ચાલતાં ઘણા જાતનાં ચમત્કાર થવા લાગ્યા. અહીંયાં હિમાલયે ઘણો સુંદર અને વર્ણવવામાં ન આવે એવો મંડપ રચ્યો. ॥ ૧ ॥ દુનિયા માંહેલા અનૂપમ નાના મોટા સઘળા પર્વતો, વનો, સમુદ્રો, નદીઓ અને સઘળાં તળાવોને હિમાલયે નોતરૂં દઈ મોકલાવ્યું. ॥ ૨ ॥ ઇચ્છામાં આવે તેવા સુંદર દેહ ધારણ કરનારાં તેઓ સઘળાં સ્ત્રી પુરુષો (નદી તળાવાદિક) પોતાના રસાલા સહિત પ્રીતિથી મંગળ ગીત ગાતાં ગાતાં તુરત સર્વે હિમાલયને ઘેર ગયાં. ॥ ૩ ॥ ગિરિરાજે પ્રથમથી મંદિરો શણગારી રાખ્યાં હતાં તેમ સૌ, સૌને લાયક ઉતારા જ્યાં ત્યાં આપ્યા. તે શહેરની સુંદર શોભા જોતાં બ્રહ્માનું ચાતુર્ય પણ તેની આગળ નાનું લાગે. ॥૪॥

**हरिगीतछंद.** लघु लागि बिधिकी निपुणता अवलोकि पुरशोभा सही ॥
बन बाग कूप तडाग सरिता सुभगता सक को कही ॥
मंगल बिपुल तोरण पताका केतु गृह गृह सोहहीं ॥
बनिता पुरुष सुंदर चतुर छवि देखि मुनिमन मोहहीं ॥ ८ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ ! એવી રીતે શહેરની શોભા જોતાં તેની આગળ બ્રહ્માની ચતુરાઈ પણ નાની જણાય. તેવા તે શહેરમાં આવેલાં વન, બાગ, કુવા, તળાવ અને નદીઓની સુંદરતા કોણ કહી શકે ? વળી તેમાં ઘેરે ઘેર મંગળરૂપ ઘણાં તોરણ, ધ્વજા અને પતાકા શોભતાં હતાં. તે નગરની સુંદર સ્ત્રીઓ અને ચતુર પુરુષોની સીકલો જોતાં જ ઋષિઓ પણ મનમાં મોહ પામી જાય. ॥ ८ ॥

**दो०** जगदंबा जहं अवतरी, सोपुर बरणि न जाइ ॥
ऋद्धि सिद्धि संपति सकल, नित नूतन अधिकाइ ॥ १०४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ ! જ્યાં જગદંબા પાર્વતીજી અવતર્યાં, તે પુરની શોભા વર્ણી જાય તેમ નહતી. તેમાં રોજ રોજ નવી નવી રિદ્ધિ સિદ્ધિ અને સઘળી સંપત્તિ વધતી જતી હતી. ॥ ૧૦૪ ॥

**चो०** नगरनिकट वरात जब आई । पुरशोभा खरभर अधिकाई ॥
करि बनाव सजि बाहन नाना । चले लेन सादर भगवाना ॥ १ ॥
हिय हरषे सुर सेन निहारी । हरिहि देखि अतिभये सुखारी ॥
शिव समाज जब देखन लागे । बिडरि चले बाहन सब भागे ॥ २ ॥
धरि धीरज तहं रहे सयाने । बालक सब लै जिव पराने ॥
गये भवन पूंछहिं पितु माता । कहहिं बचन भय कंपित गाता ॥ ३ ॥
कहिय कहा कहि जाइ न बाता । यम करधार किधौं बरियाता ॥
वर बौराह बरद असवारा । व्याल कपाल बिभूषण छारा ॥ ४ ॥

**અર્થ**—જાન જ્યારે શહેરની નજીક આવી પહોંચી ત્યારે, સામૈયામાં જવામાટે લોકોના ખળભળાટરૂપી શહેરની શોભામાં વધારો થયો. જૂદી જૂદી રીતનાં વાહનો તૈયાર કરી તથા પોષાક પહેરી, માન સાથે જાનને તેડી લાવવા સામૈયું લઈ નાગરીકો ચાલ્યા. ॥૧॥ તેઓ દેવતાઓનાં સૈન્યને જોઇને હૃદયમાં રાજી થયા; અને શ્રીવિષ્ણુને જોઇને ઘણુંજ સુખ પામ્યા, પણ જ્યારે મહાદેવજીનો રસાલો જોયો ત્યારે બધાં બીકથી સીખર વીખર થઈ ગયાં; તથા તેઓનાં સઘળાં વાહનો ભડકીને ભાગી ગયાં. ॥ ૨ ॥ પણ જેઓ સમજુ હતા તેઓ ત્યાં ધીરજ ધરીને ઉભા રહ્યા. સઘળાં બાળકો તો જીવ લઇને નાઠાં; અને તે બાળકો જ્યારે પોતપોતાનાં ઘરમાં ગયાં, તે વખતે તેમના માબાપો પૂછવા લાગ્યાં, ત્યારે બીકથી થરથરતાં વચનો તેમને કહેવા મંડ્યાં. ॥ ૩ ॥ હે ભરદ્વાજ ! બાળકો કહેછે કે કંઈ વાત કહી શકાતી નથી. જાણે જમરાજાની ધાડ આવી ન હોય,

એવી જાન છે. વર ઉન્મત્ત છે; અને બળદ ઉપર બેઠેલો છે તથા તેણે શરીરમાં રાખ ચોળી છે અને ઘરેણામાં સર્પ તથા માણસોનાં માથાંની માળા પહેરી છે. ॥ ૪ ॥

**हरिगीतछंद.** तनछार व्याल कपालभूषण नगन जटिल भयंकरा ॥
संग भूत प्रेत पिशाच योगिनि बिकट मुख रजनीचरा ॥
जो जियत रहहि बरात देखत पुण्य बड तिनकर सही ॥
देखिहै सो उमाबिबाह घर घर बात अस लरिकन कही ॥ ९ ॥

**અર્થ.**—એવી રીતે શરીરે રાખ, સર્પ અને મનુષ્યોનાં કપાળરૂપી ઘરેણાંવાળો, નાગો, મોટી જટાવાળો અને બીહામણો વર છે. વળી એની સાથે ભૂત, પ્રેત, પિશાચ, જોગણી અને વાંકા મોઢાવાળા યક્ષો છે; માટે જેનાં નક્કી મોટાં પુણ્ય હશે, તે જ આ જાનને જોઈ જીવતું રહેશે અને પાર્વતીજીના વિવાહ જોશે. હે ભરદ્વાજ! બાળકોએ ઘરોઘર એવી વાત કહી.

दो॰ समुझि महेश समाज सब, जननि जनक मुसकाहिं ॥
बाल बुझाये बिबिधि बिधि, निडरहोउ डर नाहिं ॥ १०५ ॥

**અર્થ.**—તે પ્રમાણે મહાદેવજીનાં સૈન્યની વાત સાંભળી સર્વેનાં માબાપો હસવા લાગ્યાં; અને બાળકોને નાના પ્રકારે સમજાવવા લાગ્યાં કે, નિર્ભય થાઓ; નિર્ભય થાઓ; કશી બીક નથી. ॥ ૧૦૫ ॥

चौ॰ लै अगवान बरातहि आये । दिये सबहि जनवास सुहाये ॥
मयना शुभ आरती संवारी । संग सुमंगल गावहिं नारी ॥ १ ॥
कंचन थार सोह बर पानी । परिछन चलीं हरहि हरषानी ॥
बिकटबेष जब रुद्रहिं देषा । अबलन उर भय भयउ बिशेषा ॥ २ ॥
भागि भवन पैठीं अतित्रासा । गये महेश जहां जनवासा ॥
मयनाहृदय भयउ दुख भारी । लीन्ही बोलि गिरीश कुमारी ॥ ३ ॥
अधिक सनेह गोद बैठारी । श्यामसरोजनयन भरि वारी ॥
जेहिं विधि तुमहिं रूप अस दीन्हा । तेहिं जड बर बाहुरकसकीन्हा ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! સામૈયું જાનને લઈ ગામમાં આવ્યું અને સઘળા જાનૈયાઓને શોભીતો જાનીવાસો (ઉતારો) આપ્યો. મેના સુંદર શણગારેલી આરતી લઈ મંગળ ગીત ગાતી ગાતી સ્ત્રીઓની સાથે ॥ ૧ ॥ હાથમાં શોભિતો સોનાનો થાળ લઈ હૈયામાં હરખ ભરી જમાઈ પોખવા આવી, પણ જ્યારે મહાદેવજીનો આવો વિચિત્ર વેષ જોયો ત્યારે મનમાં ઘણી ભયભીત થઈ થંભી (ખોભરી) રહી. ॥ ૨ ॥ હે ભરદ્વાજ! તે ઘણો ત્રાસ પામી પાછી નાસીને પોતાના મંદિરમાં પેશી ગઈ; અને મહાદેવજી જાનીવાસે ગયા. (આવી રીતનો મહાદેવજીનો સોંગ જોઇ) મેનાના મનમાં ઘણું દુઃખ થયું; અને પાર્વતીજીને બોલાવી લીધાં. ॥ ૩ ॥ તેમને ઘણાં પ્રેમસાથે પોતાના ખોળામાં બેસારી,

શ્યામ કમળના જેવી આંખો આંસુથી ભરીને બોલ્યાં કે, હે બ્રહ્મા ! આને તેં આવું રૂપ દીધું; અને તેને માટે પતિ આવો ઘેલો અને મૂઢ કેમ કર્યો ? ॥ ૪ ॥

**हरिगीतछंद.** **कस कीन्ह बर बौराहविधि जिन तुमहिं सुंदरता दई ॥**
**जो फल चहिय सुरतरुहि सो बरबश बबूरहिं लागई ॥**
**तुम सहित गिरिते गिरौं पावक जरौं जलनिधि महं परौं ॥**
**घर जाउ अपयश होउ जग जिवत बिबाह न हौं करौं ॥ १० ॥**

**અર્થ.**--વળી ત્રાસથી બોલી કે, હે બ્રહ્મા ! હે બ્રહ્મા ! તેં મારી પુત્રીને આવું સુસ્વરૂપ દઇને તેને માટે વર કેમ ગાંડો કર્યો ? જે ફળ કલ્પવૃક્ષ ઉપર જોઇએ તે તેં બાવળને કેમ વળગાડી દીધું ? હવે હું પર્વતપરથી, અગ્નિમાં, કે પાણીમાં જ્યાં પડીશ ત્યાં તમને સાથે લઇને પડીશ. જોઇએ તો ઘર જાય; અને જોઇએ તો અપકીર્તિ થાય; પણ દુનિયામાં જીવુંછું ત્યાંસૂધી એ વર સાથે પુત્રીનાં લગ્ન કરીશ નહીં. ॥ ૧૦ ॥

**दो० भयीं बिकल अबला सकल, दुखित देखि गिरिनारि ॥**
**करि बिलाप रोदति बदति, सुता सनेह संभारि ॥ १०६ ॥**

**અર્થ.**—એવી રીતે હિમાલયની સ્ત્રી મેનાને દુઃખી દેખી સઘળી સ્ત્રીઓ વ્યાકુળ થઇ; અને પાર્વતીજીના પ્રેમને સંભારી વિલાપ કરતી તથા રડતી બોલવા લાગી. ॥ ૧૦૬ ॥

**चो० नारद कर मैं कहा बिगारा । भवन मोर जिन बसत उजारा ॥**
**अस उपदेश उमहिं जिन दीन्हा । बौरे बरहि लागि तप कीन्हा ॥ १ ॥**
**सांचेहु उनके मोह न माया । उदासीन धन धाम न जाया ॥**
**परघर घालक लाज न भीरा । बांझ कि जान प्रसवकी पीरा ॥ २ ॥**
**जननिहिं बिकल बिलोकि भवानी । बोली युत बिवेक मृदुबानी ॥**
**अस बिचारि सोचहु जनिमाता । सो न टरै जो रचै बिधाता ॥ ३ ॥**
**करम लिखा जो बाउर नाहू । तौ कत दोष लगाउब काहू ॥**
**तुमसन मिटाहिं कि बिधिके अंका । मातु व्यर्थ जनि लेहु कलंका ॥ ४ ॥**

**અર્થ.**--મેના કહે, મેં નારદજીનું શું બગાડયું હતું ? કે મારૂં વસેલું ઘર ઉજ્જડ કર્યું; અને મારી દીકરી ઉમિયાને ઘેલો વર મેળવવા માટે તપ કરાવ્યું. ॥ ૧ ॥ ખરેખર તે મોહ માયાવગરનો, ઠામ ઠેકાણુવગરનો, દ્રવ્ય દારાવગરનો, લાજ તથા ભીડવગરનો અને પારકાં ઘર ઘાલનારો ખાખીબાવો છે. બાઈ ! કંઇ વાંઝણીને પ્રસવની પીડા હોય ? ॥૨॥ હે ભરદ્વાજ ! માતાની એવી અવ્યવસ્થિત સ્થિતિ જોઇને જ્ઞાનયુક્ત કોમળ શબ્દોથી ભવાની બોલ્યાં, જે બ્રહ્માજીએ બનાવ્યું છે તે મિથ્યા થાય નહીં. એમ સમજીને હે માતા ! શોચ કરો મા. ॥ ૩ ॥ જો, મારાં નસીબમાં એ જ વર લખ્યો છે, તો પછી બીજાઓ માથે આરોપ કાં મૂકવો ? તમારાથી શું બ્રહ્માના લેખ મટાડી શકાશે ? હે માતા ! ફોકટ શા માટે બહાનુ લો છો. ॥ ૪ ॥

**हरिगीतछंद.** जानि लेहु मातु कलंक करुणा परिहरहु अवसर नहीं ॥
दुख सुख जो लिखा लिलार हमरे जाब जहं पाउब तहीं ॥
सुनि उमाबचन बिनीत कोमल सकल अबला सोचहीं ॥
वहुभांति बिधिहिं लगाइ दूषण नयन बारि बिमोचनहीं ॥ ११ ॥

**અર્થ.**—વખત નથી એમ સમજી રૂદન છોડી દ્યો. હે માતા ! શા માટે જાણી જોઇને કલંક લો છો ? જે મારા નસીબમાં સુખ દુઃખ લખ્યું હશે, તે જ્યાં જઇશ ત્યાં પામીશ. હે ભરદ્વાજ ! પાર્વતીજીનાં એવાં નમ્રતાપૂર્વક વચનો સાંભળી, સર્વે સ્ત્રીઓ ઘણી રીતે બ્રહ્માજીને તહોમત લગાડી દિલગીરીથી આંખમાં આંસુ આણી ગળગળી થઈ ગઈ. ॥૧૧॥

**दो०** तेहि अंबसर नारदसहित, अरु ऋषिसप्तसमेत ॥
समाचार सुनि तुहिनगिरि, गवने तुरत निकेत ॥ १०७ ॥

**અર્થ.**—એવા સમાચાર સાંભળી સપ્તઋષિઓ સહિત નારદજી તે જ વખતે હિમાચલને ઘેર ગયા. ॥ ૧૦૭ ॥

**चो०** तब नारद सबहीं समुझावा । पूरब कथा प्रसंग सुनावा ॥
मयना सत्य सुनहं मम बानी । जगदंबा तवसुताभवानी ॥ १ ॥
अज अनवद्य शक्ति अबिनाशिनि । सदा शंभु अरधंग निवाशिनि ॥
जग संभव पालन लयकारिणि । निज इच्छा लीला बपुधारिणि ॥ २ ॥
जनमीं प्रथम दक्षगृह जाई । नाम सती सुंदर तनु पाई ॥
तहउं सती शंकरहि बिबाहीं । कथा प्रसिद्ध सकल जग माहीं ॥ ३ ॥
एकबार आवाति शिवसंगा । देखेउ रघुकुल कमल पतंगा ॥
भयउ मोह शिवकहा न कीन्हा । भ्रमबश बेष सीयकर लिन्हा ॥ ४ ॥

**અર્થ.**—પછી નારદજીએ સર્વેને સમજાવી પાર્વતીજીની પૂર્વ હકિકતનો વિસ્તાર કહી સંભળાવ્યો. નારદજી કહેછે—હે મેના ! મારું કહેવું સાંભળ. તારી દીકરી ભવાની જગન્માતા છે. ॥ ૧ ॥ વળી તે અજન્મા, અનાદિ, શક્તિ, નાશ નહિ પામનારી, સર્વદા શંભુના અર્દ્ધાંગમાં રહેનારી, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારી તથા લીલાથી સ્વઇચ્છા પ્રમાણે દેહ ધારણ કરનારી છે. ॥ ૨ ॥ પહેલાં તે દક્ષને ઘેર જઇ સુંદર દેહથી જન્મ પામી હતી, ત્યાં તેનું નામ સતી એવું હતું. તે વખત પણ મહાદેવજીની સાથેજ તેનાં લગ્ન થયાં હતાં. તે કથા જગતમાં પ્રખ્યાત છે. ॥ ૩ ॥ એકવાર શંકર સાથે આવતાં તેમણે રઘુવંશરૂપી કમળવન ઉપર સૂર્યરૂપી શ્રીરામચંદ્રજીને દીઠા; તેથી મોહ ઉત્પન્ન થયો અને શિવજીનું કહ્યું માન્યા વગર શંકાથી શ્રીસીતાજીનો વેષ લીધો. ॥૪॥

**हरिगीतछंद.** सियबेष सती जो कीन्ह तेहि अपराध शंकर परहरी ॥
हर बिरह जाइ बहोरि पितुके यज्ञ योगानल जरी ॥

अब जनमि तुह्मरे भवन निजपति लागि दारुण तप किया ॥
असजानि संशय तजहु गिरिजा सर्वदा शंकरप्रिया ॥ १२ ॥

**અર્થ.**—હવે જે જાનકીજીનો વેશ લીધો, તે વાંક માટે મહાદેવજીએ તેમનો ત્યાગ કર્યો. એવી રીતના શંકરના વિયોગથી બહાવરી બની પોતાના પિતાના યજ્ઞમાં જઈ યોગાગ્નિથી બળી ગઈ; અને પછીથી તમારે ઘેર જન્મી પોતાના પતિમાટે ઉગ્ર તપ કર્યું, એમ સમજી શંકા મૂકી દો. પાર્વતી સદા શંકરની જ પ્રિયા છે. ॥ ૧૨ ॥

**दो०** मुनि नारदके बचन तब, सबकर मिटा विषाद ॥
क्षणमह व्यापेउ सकलपुर, घर घर यह संबाद ॥ १०८ ॥

**અર્થ.**—એવાં દેવઋષિનાં વચન સાંભળી તેજ વખત સઘળાઓનો શોચ મટી ગયો; અને જરાવારમાં આખા શહેરમાં ઘરોઘર તે સંવાદ ફેલાઈ ગયો. ॥ ૧૦૮ ॥

**चो०** तब मयना हिमवंत अनंदे । पुनि पुनि पारबती पद बंदे ॥
नारि पुरुष शिशु युवा सयाने । नगर लोक सब अति हरषाने ॥ १ ॥
लगे होन पुर मंगल गाना । सजे सबहिं हाटक घट नाना ॥
भांति अनेक भई जेवनारा । सूपशास्त्र जस कछु व्यवहारा ॥ २ ॥
सो जेवनार कि जाइ बखानी । बसहि भवन जेहि मातु भवानी ॥
सादर बोले सकल बराती । बिष्णु बिरंचि देव सब जाती ॥ ३ ॥
बिविध पांति बैठी जेवनारा । लगे परोसन निपुण सुआरा ॥
नारिवृंद सुर जेवत जानी । लागी देन गारि मृदुबानी ॥ ४ ॥

**અર્થ.**—અને હિમાલય તથા મેના ઘણો જ આનંદ પામી, વારંવાર પાર્વતીજીનાં ચરણારવિંદમાં નમવા લાગ્યાં. તે નગરનાં સર્વે બાળ, યુવાન્ અને વૃદ્ધ સ્ત્રી પુરુષો ઘણાંજ હરખાણાં; ॥ ૧ ॥ તથા આખા શહેરમાં મંગળ વર્તાવા લાગ્યું. સઘળાં મનુષ્યોએ પોતપોતાને ઘેર ઘણી રીતે સોનાના કળશો ભર્યા તથા પાક શાસ્ત્રના પ્રકાર પ્રમાણે અનેક જાતની રસોઈ કરી. ॥ ૨ ॥ હે ભરદ્વાજ! શ્રીવિષ્ણુ, બ્રહ્મા અને સર્વે દેવતાઓ કહેવા લાગ્યા કે, જે ઘરમાં સાક્ષાત્ ભવાની બિરાજતાં હોય, તે ઘરની રસોઇમાં શી મણા હોય? એમ માનપૂર્વક બોલોથી સઘળા જાનીયા હિમાલયના ઘરની રસોઇને વખાણવા લાગ્યા. ॥૩॥ એવી રીતે જૂદી જૂદી હારો કરી જમનારા જાનીયા જમવા બેઠા; અને તેમને હુશિયાર રસોઇઆ પીરસવા માંડ્યા. દેવતાઓને જમતા જોઈ માનડીઓ ( કન્યા તરફની સ્ત્રીઓ ) નો સમુદાય મળી કોમળ વાણીથી ગાળો ( ફટાણાં ) દેવા લાગી. ॥ ૪ ॥

**हरिगीतछंद.** गारी मधुरसुर देहिं सुंदरी व्यंगबचनसुनावहीं ॥
भोजन करहिं सुर अतिबिलंब बिनोद सुनि सुख पावहीं ॥
जेवत बढयो जो आनंद सो सुख कोटिहून परै कह्यो ॥
अंचवाइ दीन्हे पान गमने बास जहं जाको रह्यो ॥ १३ ॥

**અર્થ.**—તે સ્ત્રીઓ મીઠા સુરથી વાંકાં (ફટાણાંની રીતનાં) વચનો સંભળાવતી હતી. તે સાંભળતા અને રાજી થઈ સંતોષ પામતા દેવતાઓ કેટલીક વારે જમી ઉઠ્યા. તે જમણવારમાં ખાતી વખત જે આનંદ ઉત્પન્ન થયો, તે ક્રોડ મુખવાળાથી પણ વર્ણવી શકાય નહિં એવો હતો. જમી ઉઠ્યા બાદ સર્વે ચુઠ્યા, (ચરુ લીધું અથવા હાથ મોઢાં ધોયાં). તે પછી પાન સોપારીનાં બીડાં લઈ સૌ પોતપોતાને ઉતારે ગયા. ॥ ૧૩ ॥

**दो॰ बहुरि मुनिन हिमवंत कहं, लगन जनायउ आइ ॥**
**समय बिलोकि बिबाह कर, पठये देव बुलाई ॥ १०९ ॥**

**અર્થ.**—પછી સઘળા ઋષિઓએ આવી હિમાલયને લગ્ન ઘડી સંભળાવી. વિવાહનો વખત જાણી હિમાચળે દેવતાઓને બોલાવી લીધા. ॥ ૧૦૯ ॥

**चो॰ बोलि सकल सुर सादर लीन्हे । सबहिं यथोचित आसन दीन्हे ॥**
**बेदी बेद बिधान संवारी । सुभग सुमंगल गावहिं नारी ॥ १ ॥**
**सिंहासन अतिदिव्य सुहावा । जाइ न बरणि बिरंचि बनावा ॥**
**बैठे शिव बिप्रन शिर नाई । हृदयसुमिरि निजप्रभु रघुराइ ॥ २ ॥**
**बहुरि मुनिशन उमा बुलाई । करि शृंगार सखी लै आई ॥**
**देखत रूप सकल सुर मोहैं । बरणै छबि अस जग कबि कोहैं ॥ ३ ॥**
**जगदंबिका जानि भव भामा । सुरन मनहिं मन कीन्ह प्रणामा ॥**
**सुंदरता मर्य्याद भवानी । जाई न कोटिहु बदन बखानी ॥ ४ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ! એવી રીતે સર્વે દેવતાઓને બોલાવી સઘળાઓને યોગ્ય આસનો આપ્યાં. વેદની રીતે વેદીને શણગારી અને સ્ત્રીઓ સારાં મંગળગીત ગાવા લાગી. ॥ ૧ ॥ વળી ત્યાં વરરાજા માટે એક ઘણું સુંદર અને શોભિતું સિંહાસન બનાવ્યું હતું; જેની કારીગીરી બ્રહ્માથી પણ વર્ણવી શકાય નહિ એવી હતી. તે ઉપર મનમાં શ્રીરામચંદ્રજીનું સ્મરણ કરી બ્રાહ્મણોને માથું નમાવી મહાદેવજી બેઠા. ॥૨॥ તે વખતે ઋષિઓએ ત્યાં ઉમિયાને તેડાવી; એટલે તેમની સખી તેમને સણગારીને તેડી આવી. તેમનું રૂપ જોતાં સઘળા દેવતાઓ અંજાઈ જઇને કહેવા લાગ્યા કે, આવી છબી આખી દુનિયામાં નથી. ॥ ૩ ॥ હે ભરદ્વાજ! પાર્વતીને સદાશિવની પત્ની જાણી તથા જગત્-માતા સમજી દેવતાઓએ પોતાના મનથી પ્રણામ કર્યા. તે ગિરિજા ખરેખર સુંદરતાની હદ જ હતી, કે જેનું વર્ણન ક્રોડ મુખથી પણ કરી શકાય તેમ નહોતું. ॥ ૪ ॥

**हरिगीतछंद. कोटिहु बदन नहिं बनै बरणत जग जननि शोभा महा ।**
**सकुचहिं कहत श्रुति शेष शारद मंदमति तुलसी कहा ॥**
**छबि खानि मातु भवानि गवनी मध्य मंडप शिव जहां ।**
**अवलोकि सकहिन सकुचि पतिपदकमल मन मधुकर तहां ॥ १४ ॥**

**અર્થ.**—તે જગતજનનીની શોભા ક્રોડ મુખેથી પણ કહી શકાય નહિ, જેનું વર્ણન કરવામાં વેદ, શેષ અને સરસ્વતી પણ સંકોચ પામે તો પછી ( તુલસીદાસ કહેછે ) મારી તો શી મગદુર? એવી રીતે શોભાની ખાણરૂપ ગિરિજા જ્યાં મહાદેવજી બિરાજતા હતા ત્યાં સભામંડપ વચ્ચે આવ્યાં; અને જો કે, લજ્જાથી પતિના સામું જોઈ શકતાં નથી, તોપણ તેમના મનરૂપી ભમરાઓ શંભુનાં ચરણરૂપી કમળપર ગણગણાટ કર્યા કરેછે. ॥ ૧૪ ॥

**दो०** मुनि अनुशासन गणपतिहिं पूजे शंभुं भवानि ॥
कोउ सुनि संशय करहि जनि, सुर अनादि जिय जानि ॥ ११० ॥

**અર્થ.**—દેવતાઓએ ત્યાં ગણપતિની સ્થાપના કરી, તેમનું શંકર પાર્વતીજીએ પૂજન કર્યું. કદાચ કોઈ શંકા કરે કે, પાર્વતી પહેલાં ગણપતિ ક્યાંથી? તો તેઓએ સમજવું કે, દેવતાઓ સર્વદા અનાદિ જ છે. ॥ ૧૧૦ ॥

**चो०** जस विवाह की विधि श्रुति गाई । महा मुनिन सो सब करवाई ॥
गहि गिरीश कुश कन्या पानी । शिवहि समर्पी जानि भवानि ॥ १ ॥
प्राणिग्रहण जब कीन्ह महेशा । हिय हर्षे तब सकल सुरेशा ॥
वेद मंत्र मुनि बर उच्चरहीं । जय जय जय शंकर सुर करहीं ॥ २ ॥
बाजहिं बाजन विविध विधाना । सुमन वृष्टि नभ भै विधि नाना ॥
हर गिरिजा कर भयउ विवाहू । सकल भुवन भरि रहा उछाहू ॥ ३ ॥
दासी दास तुरंग रथ नागा । धेनु बसन मणि वस्तु विभागा ॥
अन्न कनक भाजन भरि याना । दाइज दीन्ह न जाई बखाना ॥ ४ ॥

**અર્થ.**—જે પ્રમાણે વેદમાં વિવાહની વિધિ કહી છે, તે પ્રમાણે સર્વે મોટા ઋષિઓએ કરાવી; હિમાલયે હાથમાં દર્ભ અને પાર્વતીજીનો હાથ લઈ ભવાની સમજીને મહાદેવજીને કન્યાદાન આપ્યું. ॥ ૧ ॥ જ્યારે સદાશિવે ગિરિજાનો હસ્ત ગ્રહણ કર્યો ત્યારે સઘળા દેવતાઓ હૈયામાં હરખ પામ્યા, સર્વે ઋષિઓ વેદનો મંત્ર ઉચ્ચારવા લાગ્યા અને દેવતાઓ મહાદેવજીનો જય બોલવા લાગ્યા. ॥૨॥ અનેક જાતનાં વાજીંત્ર વાગવા લાગ્યાં અને આકાશમાંથી ઘણી જાતની ફૂલની વૃષ્ટિ થવા લાગી. હે ભરદ્વાજ! મહાદેવ તથા પાર્વતીજીના વિવાહ થવાથી આ દુનિયામાં આનંદ ફેલાઈ રહ્યો. ॥ ૩ ॥ અને હિમાલયે દાસ, દાસી, હય, હાથી, રથ, ગાયો, વસ્ત્રો, રત્નો, સુવર્ણ, વાસણ અને ધાન્ય વિગેરે ઘણી જાતનીવસ્તુઓ વર્ણવી ન શકાય તેટલી ગાડાં ભરી ભરીને દીકરીને દાયજામાં દીધી. ॥૪॥

**हरिगीतछंद.** दाइज दियो बहु भांति पुनि कर जोरे हिम भूधरकह्यो ॥
का देउ पूरण काम शंकर चरण पंकज गहि रह्यो ॥
शिव कृपासागर श्वशुर कर परितोष सब भांतिन कियो ॥
पुनि गहेउ पदपाथोज मयना मेम परिपूरण हियो ॥ १९ ॥

**અર્થ.**—એવી રીતે ઘણી જાતનો દાયજો આપી ફરીને હિમાલય હાથ જોડી બોલ્યો, હે શંકર! આપ સર્વે કામનાઓથી સંપૂર્ણ છો; માટે હું આપને શું આપી શકું ? એમ કહી મહાદેવજીનાં ચરણકમળ પકડીને નમસ્કાર કર્યા. કૃપાસાગર મહાદેવજીએ સર્વ રીતે સસરાને સંતોષ ઉપજાવ્યો. પછી હૈયામાં પૂરો પ્રેમ આણી મેનાએ શંભુનાં ચરણકમળ ઝાલી કહ્યું; ॥ ૧૫ ॥

**दो० नाथ उमा मम प्राण सम, गृह किंकरी करेहु ॥**
**क्षमहु सकल अपराध अब, होइ प्रसन्न बर देहु ॥ १११ ॥**

**અર્થ.**—હે પ્રભુ! મારી પુત્રી પાર્વતી મને મારા જીવથી પણ વહાલી છે; માટે તેના ઉપર સર્વદા પ્રસન્ન રહેવાનું વરદાન આપો; તથા હવે તેના બધા અપરાધો ક્ષમા કરી, આપના અવાસની દાસી બનાવો. ॥ ૧૧૧ ॥

**चो० बहुविधि शंभु सासु समुझाई । गवनी भवन चरण शिरनाई ॥**
**जननी उमा बोलि तब लिन्ही । लै उछंग सुंदर शिख दीन्ही ॥ १ ॥**
**करेहु सदा शंकर पद पूजा । नारिधर्म पति देव न दूजा ॥**
**वचन कहाते भरि लोचन वारी । बहुरि लाइ उर लीन्ह कुमारी ॥ २ ॥**
**कत विधि सिरजि नारि जग माहीं । पराधीन स्वप्नेहु सुख नाहीं ॥**
**भै अति प्रेम विकल महतारी । धीरज कीन्ह कुसमय विचारी ॥ ३ ॥**
**पुनि पुनि मिलति परति गहिचरणा । परम प्रेम कछु जाइ न बरणा ॥**
**सब नारिन मिलि भेंटि भवानी । जाइ जननि उर पुनि लपटानी ॥ ४ ॥**

**અર્થ.**—શંકરે ઘણે પ્રકારે સાસુનું શાંત્વન કર્યું, એટલે મેના તેમનાં ચરણમાં મસ્તક નમાવી ચાલી; અને પાર્વતીને પોતાપાસે બોલાવી ખોળામાં લઈ સારી શિખામણ આપવા લાગી કે, ॥ ૧ ॥ હે પુત્રી! સર્વદા શંભુનાં પદની પૂજા કરજે. કારણ કે, સ્ત્રીઓનો ધર્મ જ એવો છે, કે જેને પતિવગર બીજો કોઈ પરમેશ્વર નથી. એમ કહી આંખમાં આંસુ આણી ફરીને પોતાની કુંવરીને હૈયા સાથે લગાડી ( દાબી ) ને ॥ ૨ ॥ બોલી કે, બ્રહ્માએ દુનિયામાં સ્ત્રીઓ શા માટે સરજી હશે? કે પરાધીનપણાને લીધે જેને સ્વપ્ને પણ સુખ નથી. એવી રીતે માતા ઘણી જ પ્રેમાકુલ થઈ; પણ વખત નથી એમ સમજી ધીરજ રાખી રહી. ॥ ૩ ॥ વર્ણવી ન શકાય તેવા મોટા પ્રેમમાં પડેલી (પાર્વતી) વારંવાર મળતી, ( સાંઈ લેતી ) ( નમસ્કારને યોગ્ય છે તેનાં ) ચરણ ઝાલી નમતી, સઘળી સ્ત્રીઓને મળી ભેટી પછી જઈ માતાના કંઠમાં વળગી પડી. ॥ ૪ ॥

**हरिगीतछंद. जननिहिं बहुरि मिलि चली उचित उशीश सब काहू दई ॥**
**फिरि फिरि विलोकति मातु तन सब सखी लै शिव पहं गई ॥**
**याचक सकल संतोषि शंकर उमा सह भवनहिं चले**
**सब अमरहरषे सुमन बरषे निशान नभ बाजहिं भले ॥ १६ ॥**

**અર્થ.**—એમ વારે વારે માતાને મળી પાછી ચાલી; અને જેને જેવા લાયક તેવા તેને આશીર્વાદ આપ્યા તથા પાછું ફરી ફરી માતાના શરીર તરફ જોવા લાગી, ત્યારે તેની સખી તેને મહાદેવજી પાસે લઈ ગઈ. શંકર સઘળા માગણોને પ્રસન્ન કરી પોતાના રહેઠાણુ (કૈલાસ) તરફ ચાલ્યા. તેથી સર્વે દેવતાઓ આનંદ પામ્યા અને ફુલવૃષ્ટિ કરી તથા આકાશમાં સરસ દુંદુભિ વાગી. ॥ ૧૬ ॥

**दो॰ चले संग हिमवंत तब, पहुंचावन अतिहेतु ॥**

**विविध भांति परितोष करि, बिदाकीन्ह वृषकेतु ॥ ११२ ॥**

**અર્થ.**—ત્યારે વોળાવવા (થોડે સૂધી પહોંચાડવા) માટે હિમાલય સાથે ગયા અને ઘણે પ્રકારે સદાશિવને સંતોષી વિદાય કર્યા. ॥ ૧૧૨ ॥

**चो॰ तुरत भवन आये गिरिराई । सकल शैल सर लिये बुलाई ॥**
**आदर दान विनय बहु माना । सब कहं बिदा कीन्ह हिमवाना ॥ १ ॥**
**जबहि शंभु कैलासहिं आये । सुर सब निज निज धाम सिधाये ॥**
**जगत मातु पितु शंभु भवानी । तेहि शृंगार न कहौं बखानी ॥ २ ॥**
**करहिं विविध विधि भोग विलासा । गणन समेत बसहिं कैलासा ॥**
**हर गिरिजा बिहार नित नयऊ । इहि विधि बिपुल काल चलि गयऊ ॥ ३ ॥**
**तब जन्मे षटवदन कुमारा । तारक असुर समर जिन मारा ॥**
**आगम निगम प्रसिद्ध पुराना । षटमुख जन्म कर्म जग जाना ॥ ४ ॥**

**અર્થ.**—પછી તરત હિમાલય પોતાને ઘેર આવ્યા અને સઘળા પર્વતો, સરોવરો તથા નદીઓ વિગેરે જે જાનૈયાં થઇને આવ્યાં હતાં, તે સઘળાંઓ ઘણી નમ્રતાપૂર્વક સત્કાર તથા માન દેવા યોગ્ય હતાં તેમને સત્કાર તેમજ જે માન અને દાન દેવાલાયક હતાં તેમને દાન આપી, હિમાલયે વિદાય કર્યાં. ॥ ૧ ॥ જ્યારે શંકર પાર્વતી સાથે કૈલાસમાં પહોંચ્યા ત્યારે સર્વે દેવતાઓ તેમને મૂકી પોતપોતાના લોકમાં ગયા. (કવિ કહેછે) જગત્માતા પાર્વતીજી અને પિતા મહાદેવજી હોવાથી, તેમનો શૃંગાર હું વર્ણવતો નથી. ॥ ૨ ॥ નાના પ્રકારે ભોગ વિલાસ કરતાં, ગણો સાથે તેઓ કૈલાસમાં રહેવા લાગ્યાં. શંભુ પાર્વતીનો વિહાર નિત્ય નવો નવો થાય, એ પ્રમાણે ઘણોક કાળ ચાલ્યો ગયો. ॥ ૩ ॥ ત્યારે છ મોઢાવાળા કાર્તિકસ્વામી પ્રગટ થયા; જેમણે તારકાસુરને સંગ્રામમાં માર્યો. એ કથા ભૂત અને ભવિષ્યના પુરાણોમાં પ્રખ્યાત છે, તેમ કાર્તિકસ્વામીના જન્મ તથા કર્મને પણ જગત્ જાણે છે. ॥ ૪ ॥

**हरिगीतछंद. जग जान षट मुख जन्म कर्म प्रताप पुरुषारथ महा ।**
**तेहि हेतु मैं वृष केतु सुत कर चरित संक्षेपहि कहा ॥**
**यह उमा शंभु विवाह जे नरनारिकहहिं जे गावहिं ।**
**कल्याण काज विवाह मंगल सर्वदा सुखपावहीं ॥ १७ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ! એવી રીતે ષડાનનનો પ્રતાપ, જન્મ, કર્મ અને મોટાં પરાક્રમને આખી દુનિયા જાણે છે, માટે તે સદાશિવના પુત્રનું ચરિત્ર મેં ટુંકામાં કહ્યું. આ શંકર પાર્વતીના વિવાહ જે સ્ત્રી પુરુષો ગાશે, સાંભળશે અને બીજાને કહેશે, તેનું કલ્યાણ થશે તથા વિવાહાદિક શુભ કાર્યો સફળ થશે; વળી તે સર્વદા સુખ પામશે.

**दो० चरित सिंधु गिरिजा रमण, वेद न पावहिं पार ॥**
**बरणै तुलसीदास किमि, अतिमति मंद गंवार ॥ ११३॥**

**અર્થ.**—પાર્વતીજીની સાથે રમનાર સદાશિવનાં ચરિતરૂપી સમુદ્રનો વેદ પણ પાર પામે નહીં તો ( તુલસીદાસ કહે છે ) હું થોડી બુદ્ધિવાળો અને ઘણો અજ્ઞાન તે કેમ વર્ણવી શકું? ॥ ૧૧૩ ॥

**चो० शंभु चरित सुनिसहजसुहावा । भरद्वाज मुनि अतिसुखपावा ॥**
**बहु लालसा कथा पर बाढी। नयन नीररोमावलि ठाढी ॥ १ ॥**
**प्रेमविवश मुख आव न बानी । दशा देखि हरषे मुनि ज्ञानी ॥**
**अहो धन्य तव जन्म मुनीशा । तुमहिं प्राणसम प्रिय गौरीशा ॥ २ ॥**
**शिवपदकमलजिनहिंरतिनाहिं । रामहिं ते स्वमेहुं न सुहाहीं ॥**
**बिनुछल विश्वनाथ पद नेहू । राम भक्तकर लक्षण येहू ॥ ३ ॥**
**शिव सम को रघुपति व्रतधारी । बिनुअघतजीसती अस नारी ॥**
**प्रण करि रघुपति भक्ति दृढाई । कोशिव सम रामहिं प्रिय भाई ॥ ४ ॥**

**અર્થ.**—સરસ અને શોભીતું મહાદેવજીનું ચરિત્ર સાંભળી ભરદ્વાજ મુનિ ઘણો સંતોષ પામ્યા અને રોમાંચિત થયા; તથા આંખમાં આંસુ ભરાઈ આવ્યાં; વળી પ્રેમવશ થઈ મોઢામાંથી બોલી શકયા નહીં, અને કથા સાંભળવામાટે તેમની લાલચ વધી. તે જોઈ જ્ઞાની યાજ્ઞવલ્કય ઋષિ ખુશી થયા અને બોલ્યા, હે ઋષિઓમાં શ્રેષ્ઠ ભરદ્વાજ! તમારા જન્મને ધન્ય છે. તમને ગિરિજાપતિ ( મહાદેવજી ) જીવજેવા વહાલા છે. ॥ ૨ ॥ જેઓને સદાશિવનાં ચરણકમળમાં આસ્તા નથી, તેઓ શ્રીરામચંદ્રજીને સ્વપ્નમાં પણ ગમે નહીં. છળ કપટ વિના મહાદેવજીનાં ચરણવિષે પ્રીતિ રાખવી, એ જ શ્રીરામભક્તનું લક્ષણ છે. ॥ ૩ ॥ મહાદેવજીના જેવું શ્રીરઘુનાથજીનું વ્રત ધારણ કરનારો કોઈ છે? કે જેમણે વગર દુઃખ ( સંતાપ ) થી સતી જેવી સ્ત્રીનો ત્યાગ કર્યો; અને નિયમ કરી શ્રીરામચંદ્રજીની ભક્તિનો નિશ્ચય કર્યો. માટે હે ભાઈ! એ શિવસમાન શ્રીરામચંદ્રજીને બીજો કોણ વહાલો હોય? ॥ ૪ ॥

**दो० प्रथम कहेउं मैं शिव चरित, बूझा मर्म तुह्मार ॥**
**शुचि सेवक तुम राम के, रहित समस्त विकार ॥ ११४ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ! મેં પ્રથમ મહાદેવજીનું ચરિત્ર કહી તમારો ભેદ જાણ્યો. તમે ખરેખર બધા વિકારોથી રહિત શ્રીરામચંદ્રજીના શુદ્ધ સેવક છો. ॥ ૧૧૪ ॥

चो० मैं जाना तुम्हार गुण शीला । कहौं सुनहु अब रघुपतिलीला ॥
सुनु मुनि आजु समागम तोरे । कहि न जाइजससुखमन मोरे ॥ १ ॥
राम चरितअतिअमितमुनीशा । कहिनसकहिंशतकोटि अहीशा ॥
तदपि यथा श्रुति कहौं बखानी । सुमिरिगिरापतिप्रभुधनुपानी ॥ २ ॥
शारद दारु नारि सम स्वामी । राम सूत्र धर अंतरयामी ॥
जेहिपर कृपाकरहिं जनजानीं । कबिउर अजिरनचावहिं बानी ॥ ३ ॥
प्रणवहुं सोइ कृपालु रघुनाथा । बरणौं विशद तासुगुण गाथा ॥
परम रम्य गिरिवर कैलासू । सदा जहां शिव उमा निवासू ॥ ४ ॥

**અર્થ.**—મેં તમારા ગુણ અને શીલ જાણ્યાં. હવે શ્રીરઘુપતિની લીલા કહુંછું તે સાંભળો. હે ભરદ્વાજ ! આજ તમારા સમાગમથી મારા મનમાં જે સંતોષ ઉત્પન્ન થયો છે તે કહી શકાય નહીં. ॥ ૧ ॥ હે ઋષિ ! શ્રીરામચંદ્રજીનાં ચરિત્રો અત્યંત છે. તે સો કોટી શેષજી ભેળા થાય તોપણ વર્ણવી શકે નહીં. તોએ જેટલી મેં સાંભળી છે તેટલી વાણીના પતિ અને ધનુષ્ય ધારી શ્રીભગવાનનું સ્મરણ કરી કહુંછું. ॥ ૨ ॥ હે ભરદ્વાજ! સરસ્વતી એક લાકડાની પૂતળીરૂપે છે; તેમાં અંતર્યામી શ્રીરામ સૂત્રધાર[1] રૂપેછે. જેઓ પોતાના દાસપર કૃપા કરી કવિઓના હૃદયરૂપી આંગણાંમાં વાણીરૂપી સરસ્વતીને નચાવે છે, ॥ ૩ ॥ તેમની અત્યંત શુદ્ધ કથા તથા ગુણને વર્ણવવા માટે તે કૃપાળુ શ્રીરામને હું પ્રણામ કરુંછું. ઘણો રમ્ય, પર્વતોમાં ઉત્તમ અને જ્યાં સદા શંકરગિરિજા વસેછે એવા કૈલાસ ॥ ૪ ॥

दो० सिद्धतपोधन योगि जन, सुर किन्नर मुनि वृंद ॥
बसहिं तहां सुकृती सकल, सेवहिं शिव सुखकंद ॥ ११५ ॥

**અર્થ.**—( ઉપર ) સિદ્ધ, તપસ્વી, જોગીજન, સુર, કિન્નર, મુનિઓના સમુદાય તથા સઘળા પુણ્યવાન્ પુરુષો રહેછે અને સુખકંદ સદાશિવને સેવેછે. ॥ ૧૧૫ ॥

चो० हरि हर विमुख धर्मरतनाहीं । ते नर तहां न स्वप्नेहुं जाहीं ॥
तेहि गिरिपरबटविटप विशाला । नितनूतन सुंदर सबकाला ॥ १ ॥
त्रिविध समीर सुशीतल छाया । शिवविश्रामविटपश्रुतिगाया ॥
एक बेर तेहि तर प्रभु गयऊ । तरुबिलोकिउर अतिसुखभयऊ ॥ २ ॥
निजकर डासिनागरिपुछाला । बैठे सहजहिं शंभु कृपाला ॥
कुंद इंदुबर गौर शरीरा । भुज प्रलंबपरिधनमुनिचीरा ॥ ३ ॥
तरुण अरुण अंबुजसम चरणा । नखद्युति भक्त हृदय तमहरणा ॥
भुजग भूति भूषण त्रिपुरारी । आनन शरद चंद्र छबि हारी ॥ ४ ॥

---

૧ નાટક કર્ત્તા અથવા દોરીસંચારો.

**અર્થ.**—જેઓ શ્રીહરિ અને હરથી વિમુખ છે તથા જેમની ધર્મમાં પ્રીતિ નથી, તેવા પુરુષો ત્યાં સ્વપ્ને પણ જઈ શકતા નથી. ત્યાં એક સર્વદા સુંદર અને નિત્ય નવો, થંડો ધીમો અને સુગંધી વાયુ ફેલાવનારો તથા શિતળ છાયા આપનારો "વડ" વૃક્ષ છે. વેદ કહેછે કે, તે વડ નીચે મહાદેવજી આરામ લેછે. એકવાર તેની તળે ભગવાન્ શંકર ગયા અને તે તરુને જોઈ મનમાં ઘણો સંતોષ પામ્યા. ॥ ૨ ॥ પોતાને હાથે હાથીના શત્રુ ( સિંહ ) ની, છાલ પાથરી દયાળુ શિવ સહજ બેઠા. ધોળા પુષ્પ અને ચંદ્રમાના જેવા ગોરાં શરીરવાળા, લાંબા ( ગોઠણથી નીચે સૂધીના ) હાથવાળા, મુનિવસ્ત્ર ઝાડની છાલોનાં કપડાં ) પહેરી; ॥ ૩ ॥ યુવાન્, રાતાં કમળના જેવાં ચરણવાળા, જેના તેજથી ભક્તોનાં પાપો નાશ પામે છે એવા નખોની પંક્તિવાળા, વિભૂતિ અને સર્પોરૂપી ઘરેણાવાળા, ત્રિપુરાસુર દૈત્યના દુશ્મન, શરદ ( પુનેમ ) ના ચંદ્રને લજાવનાર ( તેજસ્વી ) મુખવાળા, ॥ ૪ ॥

**दो॰ जटा मुकुटसुरसरितशिर, लोचन नलिनविशाल ॥**
**नीलकंठ लावण्य निधि, सोह बाल विधु भाल ॥ ११६ ॥**

**અર્થ.**—મસ્તક ઉપર જટારૂપી મુકુટ તથા ગંગાજીવાળા, કમળના જેવાં વિશાળ નેત્રોવાળા, કંઠમાં નીલ ( વિષ ) રાખવાવાળા, લાવણ્યતાના ભંડાર અને જેના લલાટમાં બીજનો ચંદ્ર શોભે છે, ॥ ૧૧૬ ॥

**चो॰ बैठे सोह काम रिपु कैसे । धरे शरीर शांत रस जैसे ॥**
**पार्वती भल अवसर जानी । गई शंभु पहं मातु भवानी ॥ १ ॥**
**जानि प्रिया आदर अतिकीन्हा । वाम भाग आसन हर दीन्हा ॥**
**बैठी शिव समीप हरषाई । पूरवजन्म कथा चित आई ॥ २ ॥**
**पति हिय हेत अधिक अनुमानी । विहंसि उमा बोली प्रिय बानी ॥**
**कथा जो सकल लोक हितकारी । सोई पूंछन चह शैल कुमारी ॥ ३ ॥**
**विश्वनाथ मम नाथ पुरारी । त्रिभुवनमाहिमाविदिततुह्मारी ॥**
**चर अरु अचर नाग नर देवा । सकल करहिं पदपंकजसेवा ॥ ४ ॥**

**અર્થ.**—એવા કામદેવના શત્રુ, ( સદાશિવ ) જાણે દેહધારી શાંતરસ પોતે બેઠો હોય, તેમ શોભતા હતા. હે ભરદ્વાજ ! ભવાની જગદંબા સારો વખત જાણી શંભુ પાસે ગયાં. ॥ ૧ ॥ પોતાનાં પ્રાણપ્રિયા જાણી શંકરે ઘણાં માનપૂર્વક પોતાને ડાબે પડખે બેસવા આસન આપી સત્કાર કર્યો. હરખાઇને ઉમિયાજી મહાદેવજીની પાસે બેઠાં, ત્યાં પૂર્વ ( ગયા ) જન્મની કથા મનમાં યાદ આવી; ॥ ૨ ॥ ત્યારે પોતાના હૃદયમાં પતિના કારણનો અત્યંત વિચાર કરી સઘળા લોકોનાં કલ્યાણકારક પૂછવા ઇચ્છતાં પર્વતપુત્રી પાર્વતીજી હસ્તે મોઢે વહાલી વાણીથી બોલ્યાં કે, ॥ ૩ ॥ હે વિશ્વનાથ! હે મારા પ્રાણપતિ! હે ત્રિપુરાસુરના રિપુ! આપનો મહિમા ત્રણે લોક ગાય છે; તથા સ્થાવર, જંગમ, નાગ, નર અને દેવતાઓ સર્વદા આપનાં ચરણકમળની સેવા કરેછે. ॥૪॥

दो० प्रभु समर्थ सर्वज्ञ शिव, सकल कला गुण धाम ॥
योग ज्ञान वैराग्य निधि, प्रणत कल्पतरु नाम ॥ ११७ ॥

**અર્થ.**—સમર્થ, સર્વજ્ઞ, સર્વે કળા તથા સદ્ગુણોના સ્થાનરુપ, યોગ, જ્ઞાન અને વૈરાગ્યના ભંડાર તથા જેનું નામ શરણાગતને કલ્પવૃક્ષતુલ્ય ફળ દેનાર છે એવા હે પ્રભુ! આપને હું પ્રણામ કરુંછું. ॥ ૧૧૭ ॥

चो० जो मोपर प्रसन्न सुखराशी । जानियसत्यमोहिंनिजदासी ॥
तौ प्रभु हरहु मोर अज्ञाना । कहि रघुनाथ कथा विधिनाना ॥ १ ॥
जासु भवन सुरतरू तर होई । सह कि दरिद्र जनित दुख सोई ॥
शशि भूषण अस हृदय विचारी । हरहु नाथ मम मति भ्रम भारी ॥ २ ॥
प्रभु जे मुनि परमारथ बादी । कहहिं राम कहं ब्रह्म अनादी ॥
शेष शारदा वेद पुराना । सकल करहिं रघुपति गुण गाना ॥ ३ ॥
तुम पुनि राम नाम दिन राती । सादर जपहु अनंग अराती ॥
राम सो अवध नृपति सुत सोई । की अज अगुण अलख गति कोई ॥ ४ ॥

**અર્થ.**—હે સુખકંદ! આપ જો, મને પોતાની સત્ય દાસી માનીને મારાપર પ્રસન્ન હો તો, અનેક જાતની શ્રીરઘુનાથજીની કથા કહી મારું અજ્ઞાન હરો. ॥૧॥ જેના ઘર આગળ કલ્પવૃક્ષ હોય, તે દારિદ્રયનું દુઃખ કેમ સહન કરી શકે? એમ વિચારી ચંદ્ર-માને ઘરેણારુપે ધારણ કરનાર, હે નાથ! મારી બુદ્ધિની મોટી શંકાનો નાશ કરો. ॥૨॥ પરમાર્થ વાદી જે ઋષિઓ છે, તેઓ શ્રીરામને બ્રહ્મ અને અનાદિ કહેછે તથા શેષ, સરસ્વતી, વેદ અને પુરાણો સઘળાં શ્રીરઘુપતિના ગુણનું ગાન કરેછે. ॥ ૩ ॥ તેમ વળી હે મદનશત્રુ! આપ પણ રાત્ર ને દિવસ માનપૂર્વક “રામ, રામ” એવો જપ કરોછો. તે “રામ” અયોધ્યાપતિ મહારાજા (દશરથ) ના કુંવર છે તે જ કે નિર્ગુણ, અજ-રામર, અલખ અને જાણવામાં ન આવે એવા બીજા કોઈ છે? ॥ ૪ ॥

दो० जो नृप तनय तो ब्रह्म किमि, नारि विरह मति भोरि ॥
देखि चरित महिमा सुनत । भ्रमितबुद्धि अति मोरि ॥ ११८ ॥

**અર્થ.**—જો, તે રાજકુમાર બ્રહ્મ (ઇશ્વિર) હોય તો, તેમની મતિ સ્ત્રીના વિયોગમાં ભોળવાઈ કેમ જાય? તેમનું ચરિત્ર જોઈ તથા મહિમા સાંભળી મારી બુદ્ધિમાં ઘણી શંકાઓ પેદા થાયછે. ॥ ૧૧૮ ॥

चो० जो अनीह व्यापक विभु कोऊ । कहहु बुझाइ नाथ मोहिं सोऊ ॥
अज्ञ जानि रिसि जनि उर धरहू । चेहि विधि मोह मिटै सोई करहू ॥ १ ॥
मैं बन दीख राम प्रभुताई । अति भय विकल न तुमहिं सुनाई ॥
तदपि मलिन मन बोध न आवा । सो फल भली भांति मैं पावा ॥ २ ॥

अजहूं कछु संशय मन मोरे । करहु कृपा विनवउं कर जोरे ।
प्रभु तब मोहिं बहु भांति प्रबोधा । नाथ सो समुझि करहु जनि क्रोधा॥३॥
तब कर अस विमोह मोहिं नाहीं । रामकथा पर रुचि मन माहीं ॥
कहहु पुनीत राम गुणगाथा । भुजगराज भूषण सुरनाथा ॥ ४ ॥

**અર્થ**—કદાચ, તે ચેષ્ટારહિત, સર્વત્ર વ્યાપક અને સઘળાં સામર્થ્યવાળા (ભગવાન્) હોય તો, હે સ્વામિન્! મને સમજાવીને કહો, પણ અજ્ઞ જાણી રખેને પહેલાંની પેઠે અંતરે રીશ લાવતા! જે પ્રકારે મારી ભ્રાંતિ મટે, તે પ્રમાણે કરજો. ॥ ૧ ॥ મેં વનને વિષે શ્રીરામચંદ્રજીની પ્રભુતાઈ દીઠી હતી પણ, ઘણી ભયભીત થવાથી તે (વાત) મેં તમને કહી સંભાળાવી નહીં હતી. તોએ (તે જોવાથી) મારા મનમાં સમજુત ઠરી નહિ, તેનું ફળ રુડી રીતે હું પામી. ॥ ૨ ॥ તેમાંનો કંઈક સંશય મારા મનમાં હજી રહી ગયોછે. માટે હાથ જોડી અરજ કરુંછું કે, કૃપા કરો. હે પ્રભુ! તે વખતે મને આપે બહુ વિધિએ સમજાવી હતી, (તેમ છતાં હું અજ્ઞાન રહી) એમ જાણી રખે સ્વામી કોપ કરતા! ॥ ૩ ॥ તે વખતના જેટલી ભ્રાંતિ હાલ મને નથી, પણ મનમાંથી શ્રીરામકથા (સાંભળવા) માટે ઇચ્છા ઉપજી છે. માટે શેષજીરૂપી આભૂષણ ધરનાર દેવતાઓના સ્વામી એવા હે પ્રાણનાથ! તે શ્રીરઘુનાથજીના ગુણોનું વર્ણન મને ફરીથી કહો.॥૪॥

दो० बंदौं पद धरि धरणि शिर, विनय करौं कर जोरि ॥
बरणहु रघुवर विशद यश, श्रुति सिद्धांत निचोरि ॥ ११९ ॥

**અર્થ.**—હું આપનાં ચરણ આગળ બે હાથ જોડી પૃથ્વીપર મસ્તક મૂકી પ્રણામ કરુંછું કે, વેદમાંથી નીચોવી કાઢેલું શ્રીરઘુપતિના શુદ્ધ યશરૂપી સિદ્ધાંત મને વિસ્તારથી સંભળાવો. ॥ ૧૧૯ ॥

चो० यदपि योषिता अन अधिकारी । दासी मन क्रम वचन तुह्मारी ॥
गूढौ तत्व न साधु दुरावहिं । आरत अधिकारी जहं पावहिं ॥ १ ॥
अति आरत पूंछौं सुर राया । रघुपति कथा कहहु करि दाया ॥
प्रथम सो कारण कहहु बिचारी । निर्गुण ब्रह्म सगुण वपु धारी ॥ २ ॥
पुनि प्रभु कहहु राम अवतारा । बाल चरित पुनि कहहु उदारा ॥
कहहु यथा जानकी विवाहा । राज्य तजा सो दूषण काहा ॥ ३ ॥
बन बसि कीन्हेउ चरित अपारा । कहहु नाथ निमि रावण मारा ॥
राज बैठि कीन्ही बहु लीला । सकल कहहु शंकर सुख शीला ॥ ४ ॥

**અર્થ.**—કદાચ સ્ત્રીઓ અધિકાર વગરની છે તોપણ, હું મન, કર્મ અને વચનથી આપની દાસી છું (માટે મને તે કથા કહો.) સંત પુરુષો ગુહ્ય રાખવા લાયક જે સારાંશ છે, તેને પણ ગુપ્ત રાખતા નથી, તેથી તેમની પાસેથી અધિકારવાળા અને દુઃખી શરણાગત સાંભળવા પામેછે. ॥ ૧ ॥ માટે હે દેવતાઓમાં રાજરૂપ! હું ઘણી આ-

તુર થઈ પૂછું છું, તો કૃપા કરી મને શ્રીરઘુનાથજીની કથા કહો. પહેલાં તો વિચાર કરી નિર્ગુણ બ્રહ્મે સગુણ દેહ કેમ ધર્યો, તેનું કારણ મને કહો. ॥ ૨ ॥ હે ઉદાર ચિત્તવાળા પ્રભુ! પછી શ્રીરામચંદ્રજીનો અવતાર અને તેમનું બાળચરિત્ર કહો અને પછીથી શ્રીજાનકીજીના વિવાહનું યથાસ્થિત વર્ણન તથા શા અપરાધમાટે રાજ્ય છોડયું, તે કારણ કહો. ॥ ૩ ॥ વળી વનમાં રહી અપાર ચરિત્ર કર્યું તે તથા રાવણને કેમ માર્યો, તે સઘળું હે નાથ! મને કહો અને રાજપર બેસી જે જે ઘણી લીલાઓ કરી, તે પણ સઘળી હે સુખદાતા શંકર! આપ કહો. ॥ ૪ ॥

**दो०** बहुरि कहहु करुणायतन, कीन्ह जो अचरज राम ॥
प्रजा सहित रघुवंशमणि, किमि गवने निज धाम ॥ १२० ॥

**અર્થ**—હે કૃપાનિધાન! શ્રીરામે જે જે આશ્ચર્ય કર્યાં તે, અને રઘુવંશમાં મણિરૂપ તેઓ પ્રજા સહિત સ્વધામ (સાકેત)માં કેવી રીતે પધાર્યા, તે પણ કહો. ॥ ૧૨૦ ॥

**चो०** पुनि प्रभु कहहु सो तत्व वखानी । जेहि विज्ञान मगन मुनि ज्ञानी ॥
भक्ति ज्ञान विज्ञान विरागा । पुनि सब बरणहु सहित विभागा ॥ १ ॥
औरौ राम रहस्य अनेका । कहहु नाथ अति विमल विवेका ॥
जो प्रभु मैं पूंछा नहिं होई । सोउ दयालु राखहु जनि गोई ॥ २ ॥
तुम त्रिभुवन गुरु वेद बखाना । आनजिव पामरका जाना ॥
प्रश्न उमाके सहज सुहाये । छल विहीन सुनि शिव मन भाये ॥ ३ ॥
हरहिय राम चरित सब आये । प्रेम पुलकि लोचन जल छाये ॥
श्रीरघुनाथ रूप उर आवा । परमानंद अमित सुख पावा ॥ ४ ॥

**અર્થ.**—હે નાથ! જ્ઞાની ઋષિઓ જે જ્ઞાનમાં મગ્ન થઈ ફરેછે તે ઘણું જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય તેમના સઘળા વિભાગો સહિત સર્વે તત્વોનું વર્ણન કરી મને કહો. ॥ ૧ ॥ વળી શ્રીરામની ઘણી ગુપ્ત (બાબતો) અને બહુ નિર્મળ વિવેક પણ હે સ્વામિન્! (આપ) મને કહો. (કદાચ) મારા પૂછવામાં કંઈ રહી ગયું હોય, તો પણ તે રખેને આપ છાનું રાખતા! (રાખશો મા.) ॥ ૨ ॥ વેદ કહેછે કે, આપ ત્રણે લોકના ગુરુ છો. તે બીજા મૂર્ખ જીવો શું જાણે? હે ભરદ્વાજ! કપટ વગર પાર્વતીજીએ સહજ કરેલા તે સુંદર પ્રશ્નો મહાદેવજીના મનમાં ગમ્યા ॥ ૩ ॥ અને સદાશિવના હૃદયમાં શ્રીરામચરિત્ર તથા પ્રભુ રઘુનાથજીનું સ્વરૂપ આવ્યું (દેખાણું), તેથી રોમાંચિત થઈ આંખમાં પ્રેમાશ્રુ આણી અત્યંત સંતોષ પામતા તેઓ ઘણા રાજી થયા. ॥ ૪ ॥

**दो०** मग्न ध्यान रस दंड युग, पुनि मन बाहिर कीन्ह ॥
रघुपति चरित महेश तब, हर्षित वरणै लीन्ह ॥ १२१ ॥

**અર્થ.**—તથા બે ઘડી સૂધી તે ધ્યાનના રસમાં મગ્ન થઈ રહ્યા. પછી પાછું ચિત્ત બહાર કાઢી, ગરિજાપતિ હર્ષથી શ્રીરઘુપતિના ગુણોનું વર્ણન કરવા લાગ્યા. ॥ ૧૨૧ ॥

**चो०** झूठौ सत्य जाहि विनु जाने । जिमि भुजंग विनु रजु पहिचाने ॥
जेहि जाने जग जाई हेराई । जागे यथा स्वप्न भ्रम जाई ॥ १ ॥
बंदौं बाल रूप सोई रामू । सब विधि सुलभ जपत जस नामू ॥
मंगल भवन अमंगल हारी । द्रवौ सो दशरथ आजिर विहारी ॥ २ ॥
करि प्रणाम रामहिं त्रिपुरारी । हरषि सुधा सम गिरा उचारी ॥
धन्य धन्य गिरिराजकुमारी । तुम समान नहिं कोउ उपकारी ॥ ३ ॥
पूंछेहु रघुपति कथा प्रसंगा । सकल लोक जग पावनि गंगा ॥
तुम रघुवीर चरण अनुरागी । कीन्हेउ प्रश्न जगत हित लागी ॥ ४ ॥

**અર્થ**—હે પ્રાણપ્રિયા! જેમ (અંધારામાં) દોરડાને જોઇ ઓળખ્યાવગર સર્પની ભ્રાંતિ થાયછે, તેમ અજાણપણાથી ખોટી વસ્તુ સાચી ભાસેછે. પણ જેઓ જાણીતા હોયછે તેમનામાંથી, જેમ જાગૃત થયા પછી સ્વપ્નની શંકા જતી રહેછે, તેમ જગતના વાદ-વિવાદ નાશ પામેછે. ॥ ૧ ॥ જેનાં નામસ્મરણથી સર્વ પ્રકારો સહેલા થાયછે તેવા શ્રીરામચંદ્રજીનાં બાળ સ્વરૂપને હું પ્રણામ કરુંછું. મંગળના સદન અને અમંગળના હ-રતા દશરથના આંગણામાં ખેલનારા તે (પ્રભુ) કૃપા કરો. ॥ ૨ ॥ હે ભરદ્વાજ ! ત્રિપુરા-સુરના શત્રુ (મહાદેવજી) એવી રીતે શ્રીરામને પ્રણામ કરી, હર્ષથી અમૃતતુલ્ય વાણી બોલ્યા કે; હે પર્વતપુત્રી ! તમને ધન્ય છે. તમારા જેવું કોઈ પરોપકારી નહીં હોય. ॥૩॥ કારણ કે, તમે શ્રીરઘુપતિનાં ચરણમાં પ્રીતિ રાખી જગતના કલ્યાણમાટે સર્વ લોકને પવિત્ર કરનારી ગંગાજી જેવી શ્રીરામકથાપ્રસંગના પ્રશ્નો પૂછ્યા. ॥ ૪ ॥

**दो०** राम कृपा ते पारवति, स्वप्नेहुतव मन माहीं ॥
शोक मोह संदेह भ्रम, मम विचार कछु नाहिं ॥ १२२ ॥

**અર્થ.**—હે પાર્વતી ! મારા ધારવા પ્રમાણે શ્રીરામકૃપાથી તારા મનમાં હવે સ્વપ્ને પણ શોક, મોહ, સંદેહ કે ભ્રમ કશું નથી. ॥ ૧૨૨ ॥

**चो०** तदपि अशंका कीन्हेउ सोई । कहत सुनत सबकर हितहोई ॥
जिन हरि कथा सुनि नहिं काना । श्रवण रंध्र अहिभवन समाना ॥ १ ॥
नयनन संत दरश नहिं देखा । लोचन मोर पंख कर लेखा ॥
ते शिर कटु तूमर सम तूला । जे नमत हरिगुरू पदमूला ॥ २ ॥
जिन हरि भक्ति हृदय नहिंआनी । जिवत शव समान ते मानी ॥
जे नहिं करहिं रामगुण गाना । जिह सुदादुर जिह समाना ॥ ३ ॥
कुलिश कठोर निठुर सोई छाती । सुनि हरिचरित न जो हरषाती ॥
गिरिजा सुनहु रामकी लीला । सुरहित दनुज विमोहनशीला ॥ ४ ॥

**અર્થ.**—તોપણ તેં કહેતાં સાંભળતાં સર્વનું કલ્યાણ થાય એવી શંકા કરી. હે પાર્વતી ! જેણે શ્રી હરિની કથા કાનથી સાંભળી નથી, તેનાં કાનનાં છિદ્રો સર્પના રાફડા જેવાં છે. ॥ ૧ ॥ જેણે નેત્રે કરી સંતોને નિરખ્યા નથી, તેની આંખો મોરપિછની જેવી જાણવી. જેનું મસ્તક પ્રભુ અને ગુરુનાં ચરણ આગળ નમતું નથી, તે માથું કડવાં તુબડાં પ્રમાણે છે. ॥ ૨ ॥ જેણે ભગવાનની ભક્તિ હૃદયમાં આણી નથી, તે પ્રાણી જગતમાં જીવતો છતાં મુવેલા સમાન છે. જે જીભથી શ્રીરામ ગુણ ગવાતા નથી, તે જીભને દેડકાની જીભ જેવી કાળી સમજવી. ॥૩॥ તથા હરિનું ચરિત્ર સાંભળી જેનું ચિત્ત પ્રસન્ન નથી થતું, તેવું હૃદય વજ્રના જેવું કઠણ જાણવું. માટે હે ઉમા ! દેવતાઓનું કલ્યાણ કરનાર અને દૈત્યોના નાશકર્તા, શીલવાળા શ્રીરઘુનાથજીની લીલા સાંભળ. ॥ ૪ ॥

**दो०** राम कथा सुर धेनुसम, सेवन सब सुख दान ॥
संत सभा सुर लोक सम, कोन सुने असजान ॥ १२३ ॥

**અર્થ.**—સર્વ સુખને દેનારી શ્રીરામ કથા કામધેનુ જેવી જાણી સઘળા સેવેછે. વળી સંતસમાજ સ્વર્ગના જેવો ( સુખદાયક ) છે, તેને કોણ ન સાંભળે ? ॥ ૧૨૩ ॥

**चो०** राम कथा सुंदर करतारी । संशय विहंग उडावन हारी ॥
राम कथा कलि विटप कुठारी । सादर सुनु गिरिराज कुमारी ॥ १ ॥
राम नाम गुण चरित सुहाये । जन्मकर्म अगणित श्रुतिगाये ॥
यथा अनंत राम भगवाना ॥ तथा कथा कीरति गुण नाना ॥ २ ॥
तदपि यथा श्रतिजस मतिमोरी । कहिहौं देखि प्रीति अतितोरी ॥
उमा प्रश्न तव सहज सुहाई । सुखद संत संमत मुहिंभाई ॥ ३ ॥
एक बात नहिं मोहिं सुहानी । यदपि मोहवश कहेउ भवानी ॥
तुम जो कहा राम कोउ आना । जेहि श्रुतिगावधरहिंमुनिध्याना ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા ! ( હાથની તાળી વગાડવાથી જેમ પક્ષી ઉડી જાયછે તેમ ) શ્રીરામની સુંદર કથા શંકારૂપી પક્ષીને ઉરાડી મૂકનાર હસ્તની તાળી ( જેવી ) છે. વળી તે પ્રભુની કથા કળિયુગરૂપી વૃક્ષની ઉપર કુહાડા જેવી (કાપનાર) છે. તેથી હે પ્રિયા ! તું તે માનપૂર્વક સાંભળ.॥૧॥ શ્રીરઘુનાથજીનાં શોભીતાં નામ, ગુણ, ચરિત્ર, જન્મ અને કર્મ અનેક છે, એમ વેદ કહેછે અને જેમ શ્રીરામચંદ્ર ભગવાન્ અનેક છે, તેમ તેમની કીર્તિ તથા ગુણની કથાઓ પણ ઘણી ગવાઈ છે. ॥ ૨ ॥ તોપણ, જેટલી મેં સાંભળી છે તેટલી, મારી બુદ્ધિપ્રમાણે તારો ઘણો પ્રેમ જોઈને કહુંછું. હે ઉમા ! તારા શોભીતા સહજ પ્રશ્નો ઘણા સુખદ અને સંત પુરુષોને પ્રિય છે; તથા મારા મનમાં પણ ભાસે છે. ॥ ૩ ॥ હે ભવાની ! ( મને લાગેછે કે, ) તમે હજી મોહને વશ થઈ બોલોછો. તમે કહ્યું કે,' વેદ ગાયછે અને ઋષિઓ ધ્યાન ધરેછે તે રામ, તમે કહોછો તે કે બીજા ? એ બોલવું મને ગમ્યું નથી. ॥ ૪ ॥

दो० कहहिं सुनहिं असअधमनर, ग्रसेजो मोहपिशाच ॥
पाषंडी हरिपद विमुख, जानहिं झूंठ न सांच ॥ १२४ ॥

**અર્થ.**—જેઓને ખોટા સાચાની ખબર નથી અને જેઓ પાખંડી (ઢોંગી) છે, જેઓ શ્રીહરિનાં ચરણથી વિમુખ છે તથા જેઓને મોહરૂપી પિશાચે જકડ્યા છે, તેવા નીચ પુરુષો આ રીતે કહેછે અને સાંભળે છે. ॥ ૧૨૪ ॥

चो० अज्ञ अकोविद अंध अभागी । काई विषय मुकुर मन लागी ॥
लंपट कपटी कुटिल बिशेषी । स्वप्नेहु संत सभा नहिं देषी ॥ १ ॥
कहहिं ते वेद असंमत बानी । जिनहिंन सूझलाभ नहिं हानी ॥
मुकुर मलिन अरू नयन विहीना । रामरूप देखहिं किमि दीना ॥ २ ॥
जिनके अगुण न सगुण विवेका । जलपहिं कल्पित वचन अनेका ॥
हरि माया वश जगत भ्रमाहीं । तिनहिं कहत कछु अघटित नाहीं ॥ ३ ॥
वातुल भूत विवश मतवारे । ते नहिं बोलहिं वचन संभारे ॥
जिन कृत महा मोह मदपाना । तिनकर कहा करियनहिंकाना ॥ ४ ॥

**અર્થ.**—જેઓ મૂર્ખ, અધમ, અભાગ્યા, વિષયલંપટ, કપટી, ઘણા કુટિલ, અને જેના મનરૂપી દર્પણ ઉપર વિષયરૂપી ઝેરી કાજળ લાગ્યું છે તથા જેણે સંતસમાજ સ્વપ્ને પણ જોયો નથી; ॥ ૧ ॥ અને જેને સદ્લાભ તથા નુકસાનનું ભાન નથી, તેવા વેદવાણીને અમાન્ય કહેશે. એક તો મેલો અને વળી આંખ વગરનો (આંધળો) તે દીન શ્રીરામના સ્વરુપને કેમ દેખે ? ॥ ૨ ॥ જેને નિર્ગુણ અને સગુણપણાનું જ્ઞાન નથી, જેઓ ઘણાં કલ્પિત વચનોનો જ જપ કર્યા કરેછે, અને જેઓ શ્રીહરિની માયાને તાબે થઈ, જગતની જાળમાં ફસાઈ ગયા છે, તેઓ એમ કહે તો કાંઇ અયોગ્ય નથી. ॥ ૩ ॥ કારણ કે, કંપવા (પ્રજ) વાળો, ભૂતના વળગાડવાળો કે અમલદાર (નિશાબાજ) વિચારીને વચન બોલી શકતો નથી. જેણે મોટા મોહરુપી મદિરાનું પાન કર્યું છે, તેનું કહેવું કાને સાંભળીએ નહિ. ॥ ૪ ॥

सो० अस निज हृदय विचारि, तजि संशय भजु राम पद ॥
सुनु गिरिराज कुमारि, भ्रम तम रविकर वचन मम ॥ १६ ॥

**અર્થ.**—માટે હે ગિરિજા ! મારા વચનરૂપી સૂર્યનાં કિરણો તારા વહેમરૂપી અંધારાનો નાશ કરનાર છે, એમ મનમાં વિચારી શ્રીરામચંદ્રજીનાં ચરણોનું સેવન કર. ॥ ૧૬ ॥

चो० सगुणहिं अगुणहिं नहिं कछुभेदा । गावहिं मुनिपुराण बुध वेदा ॥
अगुण अरूप अलख अजजोई । भक्त प्रेम वश सगुण सो होई ॥ १ ॥
जो गुणरहित सगुण सो कैसे । जल हिम उपल बिलग नहिं जैसे ॥
जासु नाम भ्रम तिमिर पतंगा । तिहि किमि कहिय विमोह प्रसंगा ॥ २ ॥

राम सच्चिदानंद दिनेशा । नहिं तह मोह निशा लव लेशा ।
सहज प्रकाश रूप भगवाना । नहिं तहं पुनि विज्ञान विहाना ॥ ३ ॥
हर्ष विषाद ज्ञान अज्ञाना । जिवधर्म अहमिति अभिमाना ॥
राम ब्रह्म व्यापक जग जाना । परमानंद परेश पुराना ॥ ४ ॥

**અર્થ.**—વેદ, પુરાણ અને જ્ઞાની ઋષિઓ કહેછે કે, સગુણ અને નિર્ગુણમાં કશો અંતર નથી. જેઓ નિર્ગુણ, નિઃસ્વરૂપ, અજરામર અને ધ્યાનમાં નહીં આવે એવા છે, તેઓ ભક્તની પ્રીતિને વશ થઇને સગુણ ( દેહધારી ) થાયછે. ॥ ૧ ॥ જેમ, પાણી અને બરફના પથ્થરા ( દેખાવમાં જૂદા જૂદા છે, પણ ) વાસ્તવિક રીતે જૂદા નથી; તેમ તે નિર્ગુણ અને સગુણ ભગવાન્ નોખા નથી. જેનું નામ અજ્ઞાનરૂપી અંધકાર ઉપર સૂર્ય છે, તેઓને સ્ત્રીવિયોગના મોહયુક્ત કેમ કહીએ ? ॥ ૨ ॥ સચ્ચિદાનંદ શ્રીરામ એક સૂર્ય-નારાયણ છે. તેમની આગળ મોહરૂપી રાત્ર લેશમાત્ર નથી. વળી તે સર્વદા પ્રકાશમય ભગવાનનો સૂર્યની પેઠે રોજ ઉદયાસ્ત નથી. ॥ ૩ ॥ હે ઉમા ! હરખ અને શોક, જ્ઞાન અને અજ્ઞાન તથા હું પદ અને અહંકાર, એ સર્વે જીવના ધર્મો છે અને શ્રીરામચંદ્રજી તો વિશ્વવ્યાપક, અનાદિ બ્રહ્મ, પ્રસિદ્ધ અને અત્યાનંદમય માયાના પતિ છે, તે જગત્ જાણે છે. ૪

दो० पुरुष प्रसिद्ध प्रकाश निधि, प्रगट परावर नाथ ॥
रघुकुलमणि मम स्वामि सोई, कहिशिवनायउमाथ ॥ १२५ ॥

**અર્થ.**—એવા તે પ્રકાશના ભંડાર, સ્થાવર જંગમના પતિ, પ્રગટ અને પ્રસિદ્ધ પુરુષ તથા રઘુકુળમાં મણિરૂપ શ્રીરામચંદ્રજી મારા માલીક છે. હે ભરદ્વાજ ! એમ કહી મહાદેવજીએ મસ્તક નમાવ્યું. ॥ ૧૨૫ ॥

चो० निज भ्रम नहिं समझहिं अज्ञानी । प्रभु पर मोह धरहिं जड प्रानी ॥
यथा गगन धन पटल निहारी । झंपेउ भानु कहैं कुबिचारी ॥ १ ॥
चितवत लोचन अंगुलि लाये । प्रकट युगल शशितेहिके भाये ॥
उमा राम विषयिक अस मोहा । नभतमधूम धूरि जिमि सोहा ॥ २ ॥
विषय करण सुर जिव समेता । सकल एकते एक सचेता ॥
सबकर परम प्रकाशक जोई । राम अनादि अवध पति सोई ॥ ३ ॥
जगतप्रकाश्य प्रकाशक रामू । मायाधीश ज्ञान गुन धामू ॥
जासु सत्यताते जड माया । भास सत्यइव मोह सहाया ॥ ४ ॥

**અર્થ**—( અને બોલ્યા ) હે પાર્વતી ! અજ્ઞાની જીવો પોતાનો ભ્રમ ન સમજતાં જડતાને લીધે ઇશ્વરપર દોષ રાખે છે. જેમ આકાશમાં વરસાદમાં વાદળાં છવાયલાં જોઇ ( પોતાની આંખો વાદળાંથી ઢંકાઈ ગઈ છતાં ) અવિચારીઓ, સૂર્યને ઢંકાઇ ગ-યેલો માને છે તેમ. ॥ ૧ ॥ વળી જેમ આંખની ઉપલી પાંપણપર આંગળી દબાવીને જોતાં ચંદ્રમા બે દેખાય છે તેમ. હે પાર્વતી ! શ્રીરામચંદ્રજીને વિષે મોહની ભ્રાંતિ છે;

અને તે સર્વદા આકાશમાં અંધકાર, ધૂમાડો અને ધૂળની ધારણ કરવાની પેઠે વ્યર્થ છે. ॥ ૨ ॥ હે ગિરિજા ! વિષયના કરનારા ઇંદ્રિયોના દેવતા પંચમહાભૂત શરીરની અંદર જીવસહિત સર્વે ઇંદ્રિયોમાં રહેલા છે અને તે સઘળા પોત પોતાનાં કાર્યોમાં એક એકથી ચડતા છે. તે બધાઓને માયા સાથે ઉત્પન્ન કરી પૂર્ણ પ્રકાશિત રાખનાર અનાદિ અયોધ્યાપતિ શ્રીરામચંદ્રજી છે. ॥ ૩ ॥ વળી તે શ્રીરામ જ્ઞાન અને ગુણના મંદિર, માયાના અધિપતિ અને જગતને ઉત્પન્ન કરનાર તથા પાળનાર છે. જેની સત્યતાથી જ માયા મોહનેલીધે ખરી ભાસે છે. ॥ ૪ ॥

**दो॰ रजतसीप महंभास जिमि, यथा भानुकर बारि ॥**
**यदपिमृषातिहुंकाल सोई, भ्रमनसकैकोउटारि ॥ १२६ ॥**

**અર્થ.**—છીપની અંદર ચાંદીનો ભાસ થાય છે અને સૂર્યના કીરણથી જે ઝાંઝવાંનાં જળ દેખાય છે તે જો કે, સર્વથા ખોટાં છે, તોપણ તેની શંકા કોઈ મટાડી શકતું નથી. ॥ ૧૨૬ ॥

**चो॰ इहिविधि जगहरि आश्रित रहई । यदपि असत्य देतदुख अहई ॥**
**ज्यों स्वप्ने शिर काटै कोई । बिनु जागे दुखदूरि न होई ॥ १ ॥**
**जास कृपा असभ्रम मिटि जाई । गिरिजा सोइ कृपालु रघुराई ॥**
**आदि अंत कोउ जासु न पावा । मति अनुमाननिगमअसगावा ॥ २ ॥**
**पद बिनु चलै सुन बिनु काना । कर बिनु कर्मकरै बिधि नाना ॥**
**आनन रहित सकल रसभोगी । बिनु वाणी वक्ता बड योगी ॥ ३ ॥**
**तनु बिनु परश नयन बिनु देषा । ग्रहैं घ्राण बिनु वास अशेशा ॥**
**अस सब भांति अलौकिककरणी । महिमा जासु जाय नहिं वरणी ॥ ४ ॥**

**અર્થ.**—એ રીતે જગત્ પ્રભુને આશ્રયે અને ખોટું છે, તો પણ ઘણું દુઃખ આપે છે. જેમ સ્વપ્નમાં માથું કપાઇ જાય છે તેનું દુઃખ જાગ્યાવગર જતું નથી તેમ. ॥ ૧ ॥ જેની કૃપાથી ભ્રમ મટી જાય છે એવાં હે પાર્વતી ! એજ દયાળુ શ્રીરઘુનાથજી છે, જેમનો આદિ અંત કોઈ પામ્યું નથી અને વેદ જેમને પોતાની બુદ્ધિ અનુસારે ગાય છે, ॥ ૨ ॥ જેઓ વગર પગે ચાલે છે, વગર કાને સાંભળે છે, વગર હાથે નાના પ્રકારનાં કર્મો કરેછે, વગર મોઢે સઘળા રસનો ભોગ ભોગવે છે, વગર જીભે મોટા બોલનારા અને કવિ છે, ॥ ૩ ॥ શરીર વગર સ્પર્શ કરે છે, આંખ વગર જુવે છે, અને નાક વગર અત્યંત વાસ લેછે એવા, કે જેઓને મહિમા વર્ણવી શકાય નહીં, તેઓની સર્વ રીતની એવી અલૌકિક કરણી છે. ॥ ૪ ॥

**दो॰ जेहिइमिगावहिंवेदबुध, जाहिधरहिंमुनि ध्यान ॥**
**सोइ दशरथसुत भक्तहित, कोशलपतिभगवान ॥ १२७ ॥**

**અર્થ.**—જેમને વેદ અને જ્ઞાનીઓ ગાય છે તથા જેનું ઋષિઓ ધ્યાન ધરે છે, તે જ દશરથના પુત્ર અયોધ્યાપતિ ભગવાન્ રામચંદ્ર ભક્તનેમાટે પ્રગટ થયા છે. ॥ ૧૨૭ ॥

**चो०** काशी मरत जंतु अवलोकी । जासु नामबल करौं विशोकी ॥
सोइ प्रभु मोर चराचर स्वामी । रघुवर सब उर अंतरयामी ॥ १ ॥
विवशहु जासु नाम नर कहहीं । जन्म अनेक संचित अघ दहहीं ॥
सादर सुमिरण जो नर करहीं । भववारिध गोपद इव तरहीं ॥ २ ॥
राम सो परमातमा भवानी । तहं भ्रम अति अविहित तव बानी ॥
अस संशय आनत उर माहीं । ज्ञान बिराग सकल गुण जाहीं ॥ ३ ॥
सुनि शिवके भ्रम भंजन वचना । मिटि गइ सब कुतर्ककी रचना ॥
भइ रघुपति पद प्रीति प्रतीती । दारुण असंभावना बीती ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી ! જે જીવો કાશીજીમાં મરણ પામે છે તેમને જોઈ, જે નામનાં બળથી હું તેઓનેજન્મ-મરણરહિત કરું છું, તેજ નામવાળા સ્થાવર જંગમ અને મારા સ્વામી તથા સર્વેના મનની બાબતો જાણનારા શ્રીરઘુનાથજી છે. ॥ ૧ ॥ હે ગિરિજા ! કદાચ કોઈ પરવશપણામાં પણ તે નામ એક વાર ઉચ્ચારે તો તે અનેક જન્મોનાં સંચિત રાખેલાં તેનાં પાપો બળી જાય છે. તો પછી માનપૂર્વક જે પુરુષ તે નામનું સ્મરણ કરેછે, તેઓ ગાયનાં પગલાં ઉઠી તેમાં પાણી ભરાઇ ગયેલા ખાબોચિયાંની પેઠે સંસારરૂપી સમુદ્રને ઓળંગી જાય (તેમાં આશ્ચર્ય શું ?) ॥ ૨ ॥ હે ભવાની ! શ્રી રામ સાક્ષાત્ પરમાત્મા ઇશ્વર છે, ત્યાં પછી શક રાખવા જેવું શું ? માટે તારી તે ભ્રમણાયુક્ત વાણી અઘટિત છે. એવી શંકા મનમાં લાવતાં જ્ઞાન, વૈરાગ્ય અને સઘળા ગુણો જતા રહેછે. ॥ ૩ ॥ યાજ્ઞવલ્ક્ય કહેછે; હે ભરદ્વાજ ! એવાં સદાશિવનાં શક મટાડનારાં વચનામૃતો સાંભળી જગદંબાના મનમાં ગોઠવાયલા સઘળા તર્કો નાશ પામ્યા; અને મોટી ખોટી ભાવના હતી, તે પણ જતી રહી; તથા શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં અત્યંત પ્રીતિ અને વિશ્વાસ બંધાણો. ॥ ૪ ॥

**दो०** पुनिपुनिप्रभु पदकमलगहि, जोरिपंकरुहपानि ॥
बोली गिरिजा वचनबर, मनहुं प्रेमरससानि ॥ १२८ ॥

**અર્થ.**—તેથી પાર્વતીજી વારંવાર મહાદેવજીનાં ચરણકમળ ગ્રહણ કરી, કમળ જેવા બેઉ હાથ જોડી પ્રેમરસ સાથે ભીંજવેલાં વચનોથી બોલ્યાં; ॥ ૧૨૮ ॥

**चो०** शशिकरसम सुनि गिरा तुह्मारी । मिटा मोह शरदातप भारी ॥
तुम कृपालु सब संशय हरेऊ । रामस्वरूप जानि मोहिं परेऊ ॥ १ ॥
नाथ कृपा अब गयउ विषादा । सुखीभइऊं प्रभुचरण प्रसादा ॥
अबमोहिं आपनि किंकरि जानी । यदपि सहज जडनारि अयानी ॥ २ ॥

प्रथम जो मैं पूंछा सो कहहू । जो मोपर प्रसन्न प्रभु अहहू ॥
राम ब्रह्म चिन्मय अविनाशी । सर्वरहित सब उर पुर वासी ॥ ३ ॥
नाथ धरेउ नर तनु केहिहेतू । मोहिं समुझाइ कहहु वृषकेतू ॥
उमा वचन सुनि परम विनीता । राम कथापर प्रीति पुनीता ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રાણુનાથ ! ચંદ્રમાનાં કિરણો જેવી શિતળ અને મીઠી આપની વાણીથી શરદઋતુના [1]તડકા જેવો મારો ભ્રમ મટી ગયો. હે દયાળુ ! આપે મારી શંકા દૂર કરાવવાથી મને શ્રીરામનું સ્વરૂપ જાણુવામાં આવ્યું. ॥ ૧ ॥ હે નાથ ! આપની કૃપાએ કરી મારા મનનો વિખવાદ નાશ પામ્યો; અને આપનાં ચરણુપ્રતાપે હું સુખી થઈ. હવે હું જડ અને અજ્ઞાની છું, તોપણુ આપની દાસી જાણી, ॥ ૨ ॥ આપ જો મારાપર પ્રસન્ન થયા હો તો, હે પ્રભુ ! મેં જે પ્રથમ પૂછ્યું છે તે કહો. શ્રીરામ બ્રહ્મ, સચ્ચિદાનંદ, અવિનાશી, તથા સર્વ ગુણો અને જગતથી રહિત છતાં સઘળાના હૃદયમાં રહેનાર છે. ॥ ૩ ॥ હે પ્રાણુનાથ ! તેમણે શા કારણુમાટે પુરુષનો દેહ ધારણુ કર્યો ? તે, હે [2]વૃષકેતુ ! મને સમજાવી કહો. હે ભરદ્વાજ ! શ્રીરામચંદ્રજીની કથા ઉપર પૂર્ણ પ્રીતિ રાખનાર પાર્વતીજીનાં નમ્રતાપૂર્વક વચનો સાંભળી, ॥ ૪ ॥

दो० हिय हर्षे कामारि तब, शंकर सहज सुजान ॥
बहुविधि उमहि प्रशंसिपुनि, बोले कृपानिधान ॥ १२९ ॥

**અર્થ.**—કામદેવના શત્રુ ચતુર અને કૃપાના નિધિ મહાદેવજી હૈયામાં હરખ પામતા ઘણી રીતે ગિરિજાની પ્રશંસા કરી બોલ્યા; ॥ ૧૨૯ ॥

सो० सुनुशुभकथा भवानि, रामचरित मानस विमल ॥
कहा भुषंडि बखानि, सुनाविहगनायकगरुड ॥ १७ ॥
सोई संवाद उदार, जेहि विधिभा आये कहब ॥
सुनहुराम अवतार, चरित परम सुंदर अनघ ॥ १८ ॥
हरि गुण नाम अपार, कथा रूप अगणित अमित ॥
मैं निजमति अनुसार, कहौं उमा सादर सुनहु ॥ १९ ॥

**અર્થ.**—હે ભવાની ! જે રામચરિત્રરૂપી નિર્મળ માનસરોવર પક્ષીઓના રાજા ગરુડજીએ [3]કાકભૂષંડ ઋષિ પાસેથી સાંભળ્યું હતું, તે સુંદર કથા સાંભળો. જે પ્રકારે કાકભૂષંડ અને ગરુડજીનો ઉદાર સંવાદ થયો હતો, તે હકીકત હું આગળ કહીશ. હમણાં હું જે હરિના ગુણુ અને નામ અપાર છે તથા જેની કથાઓ પણુ ઘણી છે, તેવા શ્રીરામચંદ્રના અવતારનું ઘણું સુંદર અને પાપવગરનું ચરિત્ર મારી બુદ્ધિ પ્રમાણે કહું છું, તે હે પાર્વતી ! તું માનપૂર્વક સાંભળ. ॥ ૧૭ ॥ ૧૯ ॥

---

૧ શરદઋતુમાં દિવસે સૂર્યની ઉષ્ણુતા બહુ હોયછે. ૨ વૃષ ( નંદી ) ઉપર કેતુ ( ધ્વજા ) રૂપ.
૩ કાકભૂષંડે આ કથા મહાદેવજી પાસેથી સાંભળી હતી અને પછી તે ગરુડજીને કહી હતી.

चो० सुनु गिरिजा हरिचरित सुहाये । विपुल विशद निगमागमगाये ॥
हरि अवतार हेतु जेहि होई । इदमित्थं कहि जाइ न सोई ॥ १ ॥
राम अतर्क बुद्धिमन बानी । मत हमार अससुनहु भवानी ॥
तदपि संत मुनि बेद पुराना । जस कछु कहहिं स्वमति अनुमाना ॥ २ ॥
तसमैं सुमुखि सुनावौं तोहीं । समझि परै जस कारण मोहीं ॥
जब जब होई धर्मकी हानी । बाढहिं असुर अधम अभिमानी ॥ ३ ॥
करहिं अनीति जाई नहि वरणी । सीदहिं विप्र धेनु सुर धरणी ॥
तब तब प्रभुधरि विविधशरीरा । हरहिं कृपानिधि सज्जनपीरा ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા ! વેદ પુરાણે ઘણું શુદ્ધ અને શોભીતું રામચરિત્ર ગાયું છે, તે તું સાંભળ. જે કારણસર પ્રભુનો અવતાર થાયછે, તે અત્યંત કથા વર્ણવી શકાય નહીં. ॥ ૧ ॥ શ્રીરામ વિચાર, વાણી, બુદ્ધિ કે મનમાં આવતા નથી. (તેઓ અતર્ક છે) તોપણ હે ભવાની ! હું મારા મત પ્રમાણે કહુંછું, તે તું સાંભળ. સંત, મુનિ, વેદ અને પુરાણે પોતપોતાની મતિ પ્રમાણે જે કંઈ કહ્યું છે; ॥ ૨ ॥ તે (અવતારનું) કારણ મારા સમજવામાં છે, તે પ્રમાણે, હે સુમુખી ! હું તને સંભળાવું છું. જ્યારે જ્યારે નીચ અને અભિમાની દૈત્યો ઉત્પન્ન થઈ ધર્મની હાનિ કરેછે, ॥ ૩ ॥ અને બ્રાહ્મણ, ગાય, પૃથ્વી તથા દેવતાઓને પીડા કરેછે; તેથી તેમજ એવી બીજી પણ ન વર્ણવી શકાય એટલી અનીતિ થવા માંડેછે, ત્યારે ત્યારે કૃપાના ભંડાર પ્રભુ જૂદા જૂદા પ્રકારના દેહ ધારણ કરી સજ્જનોનાં દુઃખો હરણ કરેછે. ॥ ૪ ॥

दो० असुर मारि थापहिं सुरन्ह, राखहिं निज श्रुतिसेतु ॥
जग विस्तारहिं विशदयश, रामजन्म करहेतु ॥ १३० ॥

**અર્થ.**— અસુરોને મારી દેવતાઓનું સ્થાપન કરવું, પોતાના વેદની મર્યાદા ( મેંડ ) જાળવવી અને પોતાનો શુદ્ધ યશ જગતમાં વધારવો, એ શ્રીરામના પ્રાગટ્યનું મુખ્ય કારણ છે. ॥ ૧૩૦ ॥

चो० सोइ यश गाइ भक्त भव तरहीं । कृपासिंधु जनहित तनु धरहीं ॥
राम जन्म के हेतु अनेका । परम विचित्र एकते एका ॥ १ ॥
जन्म एक दुइ कहौं बखानी । सावधान सुनु सुमति भवानी ॥
द्वारपाल हरिके प्रिय दोऊ । जय अरु विजय जान सबकोऊ ॥ २ ॥
विप्र शाप ते दोनों भाई । तामस असुर देह तिन पाई ॥
कनककशिपु अरु हाटकलोचन । जगत विदित सुरपतिमदमोचन ॥ ३ ॥
विजयी समर वीर विख्याता । धरि बराह वपु एक निपाता ॥
होइ नर हरि वपु दूसर मारा ॥ जनप्रहलाद सुयशविस्तारा ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતનાં દાસ જનોનાં કલ્યાણ માટે કૃપાસાગર ભગવાન્ નરદેહ ધારણ કરેછે. તે (અવતારોના) યશને ગાઇને ભકતો ભવ તરી જાયછે. હે પાર્વતિ! શ્રીરામના અનેક અવતારો છે; અને તે સઘળા એક એકથી ઘણા ચમત્કારીક છે, ॥ ૧ ॥ તેમાંનાં એકને હું વર્ણવી કહુંછું, તે તમે સ્થિર બુદ્ધિથી સાંભળો. જગતમાંના સર્વે કોઇ જેને જાણેછે એવા શ્રીહરિના જય અને વિજય નામના બે દ્વારપાળો હતા. ॥ ૨ ॥ તે બન્ને સનકાદિકના શ્રાપથી તામસી દૈત્યનો દેહ પામ્યા હતા. દેવતાઓના રાજા ઇંદ્રનો મદ ઉતારનારા તેઓ હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ નામથી ઓળખાતા; તેઓને સઘળી દુનિયાં જાણેછે. ॥ ૩ ॥ તેઓ રણભૂમિમાં જિત મેળવનારા, શૂરવીર અને પ્રખ્યાત હતા. તેમાંના એકને તો પ્રભુએ વરાહદેહ ધારણ કરીને માર્યો; અને બીજાને ફરી નૃસિંહાવતાર લઈ વિદાર્યો તથા પોતાના દાસ પ્રહ્લાદજીની કીર્તિ ફેલાવી. ॥ ૪ ॥

दो॰ भये निशाचर जाइ ते, महाबीर बलवान ॥
कुंभकरण रावण सुभट, सुरविजयी जगजान ॥ १३१ ॥

**અર્થ.**—તે જ દૈત્યો ફરીને ચતુર અને દેવતાઓને જિતનાર મોટા બળવાન્ યોધા રાવણ તથા કુંભકરણ થયા, જેઓને આખું જગત્ જાણેછે. ॥ ૧૩૧ ॥

चो॰ मुक्त न भये हते भगवाना । तीन जन्म द्विज वचन प्रमाना ॥
एक वार तिनके हित लागी । धरेउ शरीर भक्त अनुरागी ॥ १ ॥
कश्यप अदिति तहां पितु माता । दशरथ कौशल्या विख्याता ॥
एक कल्प यहि विधि अवतारा । चरित पवित्र किये संसारा ॥ २ ॥
एक कल्प सुर देखि दुखारे । समर जलंधर सनसब हारे ॥
शंभ कीन्ह संग्राम अपारा । दनुज महा बल मरै न मारा ॥ ३ ॥
परम सती असुराधिप नारी । तेहिबल ताहि न जित पुरारी ॥

**અર્થ.**—તેઓને બ્રાહ્મણો (સનકાદિક) નું ત્રણ જન્મમાં મોક્ષ થવાનું વજન હોવાને લીધે ભગવાને માર્યા, તોપણ મુક્તિ પામ્યા નહિ; માટે બીજે એક વાર ભક્ત ઉપર પ્રીતિ રાખનાર પ્રભુએ તેઓસારુ અવતાર લીધો. ॥ ૧ ॥ જે પહેલા (વામન) અવતારનાં માબાપ કશ્યપ અને અદિતિ હતાં, તે જ પ્રખ્યાત દશરથ અને કૌશલ્યા થયાં. એક કલ્પસુધી એ પ્રમાણે અવતાર ધારણ કરી સંસારમાં પવિત્ર ચરિત્રો કર્યાં. ॥ ૨ ॥ (આગળ) એક કલ્પમાં સમર્થ જળંધર (નામના દૈત્ય) થી સર્વ દેવતાઓ હારી ગયા. હે ભરદ્વાજ! મહાદેવજીએ ઘણું યુદ્ધ કર્યું, તોપણ તે દૈત્ય માર્યો મરે નહિ. એવી રીતે તેને શંભુ ન જિતી શક્યા, તેનું કારણ એવું હતું કે, તે દૈત્યરાજની સ્ત્રી મોટી સતી હતી અને તેનું પતિવ્રતબળ ઘણું હતું ॥ ૩ ॥

दो॰ छल करि टारेउ तासु व्रत, प्रभु सुरकारज कीन्ह ॥
जब तेइ जानेउ मरम सब, शाप कोप कर दीन्ह ॥ १३२ ॥

**અર્થ.**—શ્રીહરિ એવી રીતે દેવતાઓને દુઃખી જોઈ કપટથી તે સ્ત્રી (વૃંદા) નું વ્રત ખંડન કરાવી દેવતાઓનું કાર્ય પાર પાડ્યું. તે ભેદ જ્યારે તેણીએ જાણ્યો ત્યારે રીશ કરી ભગવાનને શ્રાપ આપ્યો. ॥ ૧૩૨ ॥

**चो०** तासु शाप हरि कीन्ह प्रमाना । कौतुकनिधि कृपालु भगवाना ॥
तहां जलंधर रावण भयऊ । रणहतिराम परम पद दयऊ ॥ १ ॥
एक जन्म कर कारण एहा । जेहि लगि राम धरी नरदेहा ॥
प्रति अवतार कथा प्रभु केरी । मुनिसुरवरणीकबिनघनेरी ॥ २ ॥
नारद शाप दीन्ह एक बारा । कल्पएकतेहि लगि अवतारा ॥
गिरिजा चकित भई सुनि बानी । नारद विष्णुभक्त मुनिज्ञानी ॥ ३ ॥
कारण कौन शाप मुनि दीन्हा । का अपराध रमापति कीन्हा ॥
यह प्रसंग मोहिं कहहु पुरारी । मुनिमन मोह सो अचरजभारी ॥

**અર્થ.**—કૌતુકના ભંડાર અને દયાળુ ભગવાને તે શ્રાપને સત્ય કર્યો (માન્ય રાખ્યો).. તે જળંધર પણ કોઇ એક કલ્પમાં રાવણ[1] થયો હતો અને તેનેમાટે ભગવાન્ શ્રીરામે અવતાર લઈ તેને રણમાં મારીને મોક્ષ આપ્યો હતો. એક અવતારનું તે કારણ થયું કે, જેને માટે શ્રીરામે દેહ ધારણ કર્યો હતો. એવી રીતે પ્રભુના પ્રત્યેક (કલ્પના) અવતારોની ઘણી કથાઓ છે, અને તે દેવતા, ઋષિ તથા કવિઓએ વર્ણવી છે. ॥ ૨ ॥ વળી એક વાર નારદજીએ શ્રાપ આપ્યો હતો; તેથી એક કલ્પસૂધી પ્રભુનો અવતાર લઈ દેહ ધારણ કર્યો. હે ભરદ્વાજ ! મહાદેવનું આ વચન સાંભળી પાર્વતીજી આશ્ચર્યયુક્ત થયાં અને બોલ્યાં કે, નારદજી શ્રીવિષ્ણુના ભક્ત (વૈષ્ણવ) તથા જ્ઞાની ઋષિ છતાં, ॥ ૩ ॥ શા માટે તેમણે શ્રાપ આપ્યો ? શ્રીપતિએ એવો કયો અપરાધ કર્યો હતો ? હે પ્રાણ-પતિ ! તે બાબત મને સમજાવીને કહો. મુનિના મનમાં મોહ થયો, તે ઘણું નવાઈ જેવું છે. ॥ ૪ ॥

**दो०** बोले बिहंसि महेश तब, ज्ञानी मूढ न कोई ॥
जेहिजस रघुपति करहिं जब, सो तसतेहि क्षण होई ॥ १३३ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! ત્યારે શંભુ હસીને બોલ્યા કે, જે જ્ઞાની છે તે કોઈ મૂઢ થાય જ નહિ. પણ શ્રીરામચંદ્રજીને જે વખતે જે કંઈ કરવું હોયછે, તે વખતે તે બને જ છે.॥૧૩૩॥

**सो०** कहौं राम गुण गाथ, भरद्वाज सादर सुनहु ॥
भव भंजन रघुनाथ, भजु तुलसी तजि मोहमद ॥ २० ॥

**અર્થ.**—હે પાર્વતી ! હુ શ્રીરામકથા કહુંછું, તે માનપૂર્વક સાંભળ. તુલસીદાસ કહેછે કે, માન અને અભિમાન છોડી જન્મ-મરણાદિ દુઃખોને મટાડનાર શ્રીરઘુનાથજીને ભજો.॥૨૦॥

---

[1] પ્રતિકલ્પમાં જૂદા જૂદા રાવણ થાયછે, તેમ જ રામઅવતાર પણ થાયછે.

चो० हिमगिरि गुहा एक अतिपावनि । बहसमीपसुरसरितसुहावनि ॥
आश्रम परम पुनीत सुहावा । देखि देवऋषि मन अतिभावा ॥ १ ॥
निरखि शैलसरि विपिन विभागा । भयउ रमापति पद अनुरागा ॥
सुमिरत हरिहि शापगति बांधी । सहजविमलमनलागिसमाधी ॥ २ ॥
मुनिगति देखि सुरेश डराना । कामहि बोलि कीन्ह सन्माना ॥
सहित सहाय जाहु मम हेतू । चलेउ हर्षि हिय जलचर हेतू ॥ ३ ॥
सुनासीरमन महं अतित्रासा । चहत देवऋषि मम पुरवासा ॥
जे कामी लोलुप जगगाहीं । कुटिल काकइव सबहिं डराहीं ॥ ४ ॥

**અર્થ.**—જેની પાસેથી સુંદર ગંગાજી વહેછે એવી એક પવિત્ર ગુફા હિમાલય પર્વતમાં છે, તે ઘણું શોભીતું અને સ્વચ્છ આશ્રમ જોઈને, અનાયાસે ત્યાં ગયેલા દેવઋષિ નારદજીના મનને ઘણું ગમ્યું. ॥ ૧ ॥ અને તે મોટા પર્વતપરના વનના વિભાગો જોઈને તેમને શ્રીલક્ષ્મીજીના પતિ એવા નારાયણનાં ચરણકમળમાં પ્રીતિ ઉપજી; તેથી ત્યાં બેઠા. તેઓ પ્રભુનું સ્મરણ કરેછે, અટલામાં દક્ષનો શ્રાપ બાધ કરવા લાગ્યો; પણ સહજ નિર્મળ મન હોવાથી નારદજીને સમાધિ લાગી ગઈ, તેથી શ્રાપ પાછો ગયો. ॥ ૨ ॥ એવી રીતે નારદજીની (તપશ્ચર્યા) જોઇને ઇંદ્રને ભય ઉત્પન્ન થયો, તેથી કામદેવને બોલાવી તેનું સન્માન કરતાં કહ્યું કે, તમે તમારાં સાહિત્યો (ગંધર્વ અપ્સરાદિક) સાથે લઈ મારા કાર્યમાટે જાઓ. (ઇંદ્રે સઘળી હકીકત કહી સંભળાવી. તે સાંભળી) મચ્છનું જેને વાહન છે એવો મદન હૈયે હરખાતો ચાલ્યો. હે પાર્વતી! દેવઋષિ મારા નગરમાં વાસ કરવા (રાજ્ય લેવા) ઇચ્છા રાખેછે, એમ કલ્પના કરી પોતાના ચિત્તમાં ઘણો ત્રાસ પામ્યો. જેઓ વિષયી અને લોભીઆ હોયછે, તેઓ કાગડાની[1] પેઠે સર્વને ડરાવે છે.॥૪॥

दो० सूख हाड ले भागशठ, श्वान निरखि मृगराज ॥
छीनि लेइ जानि जानजड, तिमिसुरपतिहि न लाज ॥ १३४ ॥

**અર્થ.**—જેમ કોઈ કુતરું સૂકું હાડકું મોઢામાં લઈ સિંહને દેખીને તે મારી પાસેથી આંચકી લેશે, એવી બુદ્ધિથી જેમ તે મૂર્ખ નાઠો જાય, તેમ નિર્લજ્જ ઇંદ્ર પણ છે. ॥૧૩૪॥

चो० तेहि आश्रमहिं मदन जब गयऊ । निजमाया बसंत निर्मयऊ ॥
कुसुमित विविध विटप बहुरंगा । कूंजहिं कोकिल गुंजहिं भृंगा ॥ १ ॥
चली सुहावन त्रिविध बयारी । काम कृशानु बढावन हारी ॥
रंभादिक सुर नारि नवीना । सकल असमशर कला प्रवीना ॥ २ ॥
करहिं गान बहु तान तरंगा । बहुविधि क्रीडहिं पानिपतंगा ॥
देखि सहाय मदन हरषाना । कीन्हेसि पुनि प्रपंच विधि नाना ॥ ३ ॥

---

૧ એક કાગડો મરેછે ત્યારે બીજા સર્વે એકઠા થઈ "કરાં કરાં" શબ્દથી બધાને ડરાવેછે.

काम कला कछु मुनिहि न व्यापी । निजभय डरेउ मनोभव पापी ॥
सीम कि चापि सकै कोउ तासू । बड रखवार रमापति जासू ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! જ્યારે તે આશ્રમ પાસે કામદેવ પહોંચ્યા ત્યારે તેણે ત્યાં પોતાની માયાથી વસંત ઋતુ ઉત્પન્ન કર્યો; ઘણા પ્રકારનાં રંગરંગનાં પુષ્પોથી સુશોભિત વૃક્ષો બનાવ્યાં; જેની ઉપર કોયલો મધુરસ્વરે બોલી રહીછે તથા ભ્રમરો ગુંજાર કરેછે ॥ ૧ ॥ અને કામાગ્નિ વધારનાર ઘણો સુંદર ત્રણ [1]પ્રકારનો વાયુ વહેછે. કામકળામાં પ્રવીણ સઘળી દેવતાઓની તરુણ સ્ત્રી અપ્સરાઓ ॥ ૨ ॥ ઘણે પ્રકારે ગાઈ તથા નાચી રહી છે અને હાથ ઉંચા કરી હલાવે છે અથવા હાથમાં કુલદડો લઇ નાચતાં ઉડાડે છે. એ પ્રમાણે પોતાની મદદ જોઈ મદન ઘણો રાજી થયો અને એવી રીતે બીજા પણ ઘણી જાતના પ્રપંચો કર્યા. ॥ ૩ ॥ પણ તે સઘળી કામકળાઓએ ઋષિને કશી અસર કરી નહિ, તેથી તે દુષ્ટ કામદેવ પોતાના મનમાં ઉપજેલા શાપના ભયથી ડરવા લાગ્યો. હે પાર્વતી! જેની રક્ષા કરનાર શ્રીલક્ષ્મીપતિ છે, તેની સીમ ( હદ ) કોણ દાબી શકે? ॥ ૪ ॥

दो० सहित सहाय सभीत अति, मानि हारि मन मयन ॥
गहेसि जाइ मुनिवर चरण, कहि सुठि आरत वयन ॥ १३५ ॥

**અર્થ.**—કામદેવ પોતાની હાર જોઈ [2]મદદનીશ સુદ્ધાં મનમાં ભયભીત થયો; અને જઈને, નારદજીનાં ચરણો પકડ્યાં તથા શરણાગત થઈ દીન વાણીથી બોલ્યો; ॥૧૩૫॥

चो० भयउ न नारद मन कछु रोषा । कहि प्रियवचन कामपरितोषा ॥
नाइ चरण शिर आयसु पाई । गयउ मदनतब सहित सहाई ॥ १ ॥
मुनि सुशीलता आपनि करणी । सुरपति सभा जाइ सब वरणी ॥
सुनि सबके मन अचरज आवा । मुनिहिं प्रशंसि हरिहि शिरनावा ॥ २ ॥
तब नारद गवने शिव पाहीं । जिति काम अहमिति मनमाहीं ।
काम चरित शंकरहि सुनावा । अतिप्रिय जानि महेश सिखावा ॥ ३ ॥
वारवार विनवउं मुनि तोहीं । जिमि यह कथा सुनायउ मोहीं ॥
तिमिजानिहरिहि सुनावहु कबहूं । चलेहु प्रसंग दुरायउ तबहूं ॥ ४ ॥

**અર્થ.**—કામદેવે એ પ્રમાણે કરતાં પણ નારદજીને જરાપણ ક્રોધ ચડયો નહિ અને ઉલટાં મીઠાં વચન બોલી મદનને શાપના ભયથી નિર્ભય કરી સંતોષ પમાડયો. ત્યારે કામદેવ, ઋષિનાં ચરણારવિંદમાં વંદન કરી તેમની આજ્ઞા લઈ પોતાનાં સૈન્ય સહિત પાછો ગયો. ॥ ૧ ॥ તેણે ઇંદ્રની સભામાં જઈ નારદજીની દૃઢતા અને પોતે જે જે તેમના સામે વર્તણુક ચલાવી, તે સઘળું કહી સંભાળાવ્યું. તે સાંભળી સઘળા આશ્ચર્ય પામ્યા; અને નારદજીની પ્રશંસા કરી શ્રીવિષ્ણુને મસ્તક નમાવ્યાં. ॥ ૨ ॥ હે ભરદ્વાજ!

---

૧ થંડ, મંદ અને સુરભિ. ૨ મદદ કરનાર.

પછી નારદજી મનમાં કામદેવને જિત્યાનું અભિમાન આણી શિવજી પાસે ગયા; અને કામદેવનું બધું ચરિત્ર તેમને કહી સંભળાવ્યું. તે સાંભળતાં પોતાને ઘણું પ્રિય કાર્ય નારદે કર્યું જાણી તેમને શિખામણ આપી. ॥ ૩ ॥ હે નારદ! હું તને વિનવું છું કે, જેમ આ વર્તમાન મને કહી સંભળાવ્યું તેમ શ્રીહરિ પાસે કયારે પણ રખેને કહી સંભળાવતો? ત્યારે (તે સાંભળી ઋષિ) તે બાબત ગુપ્ત રાખી ત્યાંથી ચાલ્યા. ॥ ૪ ॥

**दो॰ शंभु दीन्ह उपदेश हित, नहिं नारदहिं सुहान ॥**
**भरद्वाज कौतुक सुनहु, हरि इच्छा बलवान ॥ १३६ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ! આ આશ્ચર્ય સાંભળો. મહાદેવજીએ સારાને માટે જે બોધ કર્યો, તે નારદજીને ગમ્યો નહિ. માટે પ્રભુ ઇચ્છા બળવાન્ છે. ॥ ૧૩૬ ॥

**चो॰ राम कीन्ह चाहैं सोइ होई । करै अन्यथा अस नहिं कोई ॥**
**शंभु वचन मुनि मनहिं नभाये । तब विरंचिके लोक सिधाये ॥ १ ॥**
**"तहं पुनि कछुक दिवस मुनिराई, । रहे हृदयअहमितअधिकाई" ॥**
**एकवार करतल वर वीणा । गावत हरि गुण गान प्रवीणा ॥ २ ॥**
**क्षीरसिंधु गवने मुनि नाथा । जहं बसि श्रीनिवास श्रुतिमाथा ॥**
**हर्षि मिले उठि रमा निकेता । बैठे आसन ऋषिहि समेता ॥ ३ ॥**
**बोले विहंसि चराचर राया । बहुत दिनन कीन्ही मुनिदाया ॥**
**काम चरित नारद सब भाषे । यद्यपि प्रथम बरजि शिव राखे ॥ ४ ॥**
**अति प्रचंड रघुपतिकी माया । जेहि न मोह असको जग जाया ॥**

**અર્થ.**—જે શ્રીરામચંદ્રજી ચાહે તે જ થાય. એવું બીજો કોઈ કરી શકે નહિ (તેમાં બીજાનું ડહાપણ ચાલે નહિ.) શંભુનાં વચનામૃતો સાંભળી નારદજીના મનમાં તે ગમ્યાં નહિ, ત્યારે તે બ્રહ્માજીના લોકમાં ગયા; ॥ ૧ ॥ (અને કેટલીક મુદત સૂધી ત્યાં રહી પછી) એક દિવસ હાથમાં વીણાયંત્ર લઈ જ્યાં શ્રીલક્ષ્મીજી સહિત લક્ષ્મીના નિવાસરૂપ ભગવાન્ રહેછે, તે ક્ષીરસાગરમાં ગયા. ॥ ૨ ॥ તેમને જોઈ શ્રીરમાપતિ પ્રભુ આનંદથી ઉભા થઇને મળ્યા અને ઋષિસહિત પાછા આસનપર બેઠા તથા હાસ્યવદનથી સ્થાવર જંગમના પતિ શ્રીહરિ બોલ્યા કે, હે ઋષિરાજ! આજ દીનપર ઘણી કૃપા કરી. ॥ ૩ ॥ ત્યારે નારદજીએ જો કે, પહેલાંથી જ મહાદેવજીએ વારી રાખ્યા હતા તોપણ સઘળું કામ ચરિત્ર (પોતે મદનને જિત્યો તે હકીકત સહિત) કહી સંભળાવ્યું. હે ભરદ્વાજ! પ્રભુની માયા ઘણી પ્રચંડ છે. એવો જગતમાં કોણ જન્મ્યો છે કે, તેને તે માયાનો મોહ ન હોય? કોઈ નથી. ॥ ૪ ॥

**दो॰ रूख वदनकरि वचन मृदु, बोले श्री भगवान ॥**
**तुह्मरे सुमिरण ते मिटहिं, मोह मार मदमान ॥ १३७ ॥**

**અર્થ.**—ત્યારે ભારી મોઢે ભગવાન્ કોમળ વચનો બોલ્યા કે, આપના સ્મરણમાત્રે મોહ, મદ, માન અને કામ નાશ પામેછે, તો પછી તેઓ આપને તો બાધ કેમ જ કરી શકે? ॥ ૧૩૭ ॥

**ચો०** सुनु मुनि मोह होई मनताके । ज्ञान विराग हृदय नहिं जाके ॥
ब्रह्मचर्य्य व्रत रत मतिधीरा । तुमहिं कि करै मनोभव पीरा ॥ १ ॥
नारद कहेउ सहित अभिमाना । कृपा तुम्हारि सकल भगवाना ॥
करुणानिधि मन दीख विचारी । उर अंकुर उ गर्भ तरू भारी ॥ २ ॥
वेगि सो मैं डारिहौं उपारी । प्रण हमार सेवक हितकारी ॥
मुनिकर हित मम कौतुक होई । अवशि उपाय करब मैं सोई ॥ ३ ॥
तब नारद हरि पद शिरनाई । चले हृदय अहमिति अधिकाई ॥
श्रीपति निज माया तब मेरी । सुनहु कठिन करणी तेहि केरि ॥ ४ ॥

**અર્થ.**–વળી બોલ્યા કે, હે ઋષિ! સાંભળો. જેના હૃદયમાં જ્ઞાન અને વૈરાગ્ય ન હોય, તેના જ મનમાં મોહ થાય; પણ આપ તો બ્રહ્મચર્યવ્રત રાખનાર તથા સ્થિરબુદ્ધિવાળા છો; તો પછી તે કામ આપને પીડા કેમ જ કરી શકે? ॥ ૧ ॥ તે સાંભળી નારદજી અહંકારથી બોલ્યા કે, તે સઘળી આપની કૃપાનું જ કારણ છે. સદાશિવ કહે છે; હે પાર્વતી! કૃપાસાગર શ્રીપતિએ મન સાથે વિચારી જોતાં નારદજીના ચિત્તમાં ઘણાં મોટાં ગર્વરૂપી વૃક્ષનો ફાંટો ફૂટેલો દીઠો. ॥ ૨ ॥ તેથી મન સાથે વિચાર કર્યો કે, તે ઝાડ હું જલદી તેમના હૃદયમાંથી ઉખેડી નિર્મૂળ કરી નાંખું; કારણ કે, ભક્તનું કલ્યાણ કરવું, એ મારો નિશ્ચય છે. ઋષિનું કલ્યાણ (મારે) કરવું, એ મને આશ્ચર્યકારક થાયછે; પણ મારે તે ઉપાય કરવાની જરુર છે (માટે હું કરીશ) ॥ ૩ ॥ એટલામાં શ્રીવિષ્ણુનાં ચરણમાં મસ્તક નમાવી, જેના મનમાં ઘણો અહંકાર વધી ગયો છે તેવા નારદજી (ત્યાંથી) ચાલ્યા. હે પાર્વતી! ત્યારે શ્રીહરિએ પોતાની માયા ફેલાવી, તથા ફેલાવવાથી તેની જે કઠણ કરણી થઈ, તે તું સાંભળ. ॥ ૪ ॥

**દો०** विरचेउ मगुमहं नगर तेहि, शतयोजन विस्तार ॥
श्रीनिवासपुरते अधिक, रचना विविध प्रकार ॥ १३८ ॥

**અર્થ.**—ઘણા પ્રકારની સુંદર યુક્તિઓવાળું, શ્રીવૈકુંઠધામથી પણ વધારે શોભાવાળું અને ચારસો ગાઉનું એક નગર મોટું તે માયાએ બનાવ્યું ॥ ૧૩૮ ॥

**ચો०** बसहिं नगर सुंदर नरनारी । जनु बहु मनसिज रति तनुधारी ॥
तेहि पुर बसैं शीलनिधि राजा । अगणित हय गज सेन समाजा ॥ १ ॥
शतसुरेशसम विभव विलासा । रूप तेज बल नीति निवासा ।
विश्वमोहनी तासु कुमारी । श्रीविमोह जेहि रूप निहारी ॥ २ ॥

सो हरि माया सब गुणखानी । शोभा तासु कि जाइ बखानी ॥
करै स्वयंवर सो नृपबाला । आये तहं अगणित महिपाला ॥ ३ ॥
मुनि कौतुकी नगर तेहि गयऊ । पुर बासिन सन बूझत भयऊ ॥
सुनि सब चरित भूप गृह आये । करि पूजा नृप मुनि बैठाये ॥ ४ ॥

**અર્થ.**—તે શહેરમાં જે સ્ત્રી પુરુષો વસતાં હતાં, તે જાણે દેહધારી કામદેવ અને રતિ જ હોય નહિ! તેવાં (સ્વરુપવાન્) હતાં. વળી તે પુરમાં (સદ્ગુણનો ભંડાર) શીલનિધિ નામનો રાજા રાજ્ય કરતો હતો, તેની પાસે અગણિત દળ, ઘોડા અને હાથી હતા. ॥ ૧ ॥ રુપ, તેજ અને બળના સદન સરખો તે રાજા સો ઇંદ્રના જેવો વૈભવ અને વિલાસ ભોગવતો હતો. તેને "વિશ્વમોહિની" નામની એક કન્યા હતી, જેનું રૂપ જોઈ શ્રીલક્ષ્મીજી પણ માન મૂકી દેય. ॥ ૨ ॥ તે કન્યા સર્વ ગુણની ખાણરૂપ શ્રીપ્રભુની માયા હતી. તેથી તેની શોભાનાં વખાણ થઈ શકે એમ ન હતું. તે કન્યાનો શીલનિધિ રાજા સ્વયંવર કરતા હતા, તેથી ત્યાં ઘણા બીજા રાજાઓ આવ્યા હતા. ॥ ૩ ॥ તે શહેરને જોતાં આશ્ચર્ય પામી ઋષિ (નારદજી) પણ ત્યાં ગયા અને અહીં શું થાયછે, એવી રીતે નગરવાસી (લોકો) ને પૂછવા લાગ્યા અને લોકોએ કહેલી, સઘળી હકીકત સાંભળી રાજ્યમંદિરમાં ગયા. ઋષિને જોઈ રાજાએ પૂજા કરી આસનપર બેસાડ્યા. ॥ ૪ ॥

दो० आनि देखाई नारदहि, भूपति राजकुमारि ॥
कहहु नाथ गुण दोष सब, इहिकर हृदय विचारि ॥ १३९ ॥

**અર્થ.**—પછી તે રાજાએ પોતાની કુંવરીને તેડાવી નારદજીને દેખાડી અને કહ્યું, હે સ્વામિન્! ચિત્તમાં વિચારીને આ કન્યાના સઘળા ગુણદોષ કહો. ॥ ૧૩૯ ॥

चो० देखि रूप मुनि विरति बिसारी । बडी बार लगि रहे निहारी ॥
लक्ष्मण तासु विलोकि भुलाने । हृदय हर्ष नहिं प्रकट बखाने ॥ १ ॥
जो इहि बरै अमर सो होई । समर भूति तेहि जितन कोई ॥
सेवहिं सकल चराचर ताही । बरै शीलनिधि कन्याजाही ॥ २ ॥
लक्षण सब विचारि उर राखे । कछुक बनाइ भूपसन भाखे ॥
सुता सुलक्षणि कहि नृपपाहीं । नारद चले शोच मन माहीं ॥ ३ ॥
करौं जाइ सोई यत्न विचारी । जेहि प्रकार मोहिं बरै कुमारी ॥
जपतप कछु म होइ यहिकाला । हे विधि मिलै कवनविधि बाला ॥ ४ ॥

**અર્થ.**—તેણીનું અનુપમ રૂપ જોઈ નારદજીનું શુદ્ધ જ્ઞાન વિસરાઈ ગયું અને ઘણી વારસૂધી સામું જોઈ રહ્યા તથા તેણીનાં સુલક્ષણો જોઈ મન ભમી ગયું અને તેથી તેના મનમાં જે હર્ષ થયો, તે તો તેમણે ખુલ્લો કર્યો નહિ. ॥ ૧ ॥ વળી તે વિચાર કરવા લાગ્યા કે, જે આને વરશે, તે અમર થશે તથા રણભૂમિમાં તેને કોઈ પણ

જિતી શકશે નહિ. વળી જેને શીલનિધિની કન્યા વરશે અથવા શીલનિધિ (ગુણના ભંડા-રરૂપ) કન્યા જેને વરશે, તેની સઘળાં સ્થાવર જંગમ સેવા કરશે. ॥ ૨ ॥ હે પાર્વતી ! તે કન્યાનાં સઘળાં લક્ષણો વિચારી મનમાં રાખ્યાં અને તેમાંનાં થોડાં ઘણાં રાજાને કહેતાં કહ્યું કે, તમારી પુત્રી સદ્‌ગુણી થશે. એવી રીતે બોલી નારદ મનમાં શોચ કરતો ચાલ્યો. ॥ ૩ ॥ હવે એ કુંવરી મને વરે, એવો કંઈક ઉપાય કરું; હે વિધાતા ! મને કયા પ્રકારે તે કન્યા મળશે ? એવા ને એવા વિચારમાં હે પાર્વતી ! તે વખત નારદ જપ, તપ કે ધ્યાન કંઈ કરી શકતો નહિ. ॥ ૪ ॥

**दो०** इहि अवसर चाहियपरम, शोभा रूप विशाल ॥
जो विलोकि रीझै कुंवरि, तव मेलै जयमाल ॥ १४० ॥

**અર્થ.**—આ વખત ઘણામાં ઘણું શોભીતું રૂપ જોઇએ. જો કુંવરી જોઇને રાજી થાય, તો જ વરમાળ પહેરાવે. ॥ ૧૪૦ ॥

**चो०** हरिसन मांगौं सुंदरताई । होइहि जात गहरू अतिभाई ॥
मोरे हित हरि सम नहिं कोऊ । इहि अवसर सहाय सो होऊ ॥ १ ॥
बहु विधि विनयकीन्ह तेहिकाला । प्रगटेउ प्रभु कौतुकी कृपाला ॥
प्रभु विलोकि मुनिनयन जुडाने । होइहि काज हिये हरषाने ॥ २ ॥
अति आरत कहि कथा सुनाई । करहु कृपा प्रभुहोहु सहाई ॥
आपन रूप देहु प्रभु मोही । आन भांति नहिं पावहुं ओही ॥ ३ ॥
जेहिविधि नाथ होइ हितमोरा । करौ सो वेगि दास मैं तोरा ॥
निज माया बल देखि विशाला । हिय हंसि बोले दीनदयाला ॥ ४ ॥

**અર્થ.**—( માટે હવે શું કરવું?) શ્રીહરિપાસે સુંદરતા માગું. કારણ કે, મારા જેવો શ્રીપ્રભુને કોઈ પણ પ્રિય નથી, માટે ( ખચિત ) મદદ કરશે. તેથી હવે ચાલ ભાઈ ઘણી અવાર થઈ જાયછે. ॥ ૧ ॥ ( વળી વિચાર કરીને ત્યાં જ ઊભા રહી ) તે વખત ઘણી રીતે ( શ્રીહરિને ) નમ્રતા કરી ( કે તુરત ) કૌતુકી અને દયાળુ ભગવાન્ ( ત્યાં ) પ્રગટ્યા. ( હવે મારું ) કાર્ય થશે ( એવો ) હૈય્યામાં હર્ષ પામી શ્રીવિષ્ણુને જોઈ ઋષિ નેત્રો બંધ કરી ગયા ॥ ૨ ॥ ( અને પછી ) ઘણી ગરીબાઈથી હકિકત કહી સંભળાવી અને બોલ્યા, હે પ્રભુ ! કૃપા કરી ( મને ) સાહ્ય થાઓ અને હે હરિ ! આપનું રૂપ મને આપો. બીજા ઉપાયથી તે ( કન્યા ) ને હું પામીશ નહિ. ॥ ૩ ॥ હે નાથ ! જે પ્રમાણે મારું કલ્યાણ થાય, તે પ્રમાણે જલદી કરો. હું આપનો દાસાનુદાસ છું. હે પાર્વતી ! પોતાની માયાનું મોટું બળ દેખી દિનદયાળ પ્રભુ મનમાં હસીને બોલ્યા; ॥૪॥

**दो०** जेहिविधिहोइहि परमहित, नारद सुनहु तुह्मार ॥
सोइ हम करब न आन कछु, वचन न मृषा हमार ॥ १४१ ॥

**અર્થ.**—હે નારદજી ! સાંભળો. જે પ્રમાણે તમારું ઘણું સારું થશે, તે જ હું કરીશ; બીજું કાંઈ કરીશ નહિ. એ મારું વચન ખોટું માનશો મા. ॥ ૧૪૧ ॥

**चो०** कुपथ मांगु रूज ब्याकुल रोगी । वैद्य न देइ सुनहु मुनि योगी ॥
यहिविधि हित तुह्मार मैं ठयऊ । कहि अस अंतर हित प्रभु भयऊ ॥ १ ॥
माया विवश भये मुनि मूढा । समुझी नहिं हरि गिरा निगूढा ॥
गमने तुरत तहां ऋषि राई । जहां स्वयंवर भूमि बनाई ॥ २ ॥
निज निज आसन बैठे राजा । बहु बनाव करि सहित समाजा ॥
मुनि मन हर्ष रूप अति मोरे । मोहिं तजि आनबरिहि नहिं भोरे ॥ ३ ॥
मुनि हित कारण कृपानिधाना । दीन्ह कुरूप न जाइ बखाना ॥
सो चरित्र लखि काहु न पावा । नारद जानि सबन्हिशिरनावा ॥ ४ ॥

**અર્થ.**—રોગમાં પીડાયેલો કોઈ રોગી વૈદ્ય પાસે કુપથ્ય ( ભાવે તે ખાવાની રજા ) માગે તો કંઈ આપે ? ન આપે. એ પ્રમાણે મેં પણ તમારાં સારાંને માટે ગોઠવણ કરી રાખી છે. એમ કહી શ્રીવિષ્ણુ અંતર્ધ્યાન થઈ ગયા. ॥ ૧ ॥ હે પાર્વતી ! માયાને વશ થઈ મુનિ મૂઢ જેવા બની ગયા અને પરમાત્માની ગુહ્ય વાણીને સમજ્યા નહિ અને જ્યાં સ્વયંવર ભૂમિ બની છે ત્યાં તરત તે ઋષિરાજ ગયા. ॥ ૨ ॥ ઘણા રાજાઓ ઠાવકો ઠાઠ કરી પોતપોતાની સભાસહિત બેઠકો ઉપર બેઠા છે. હે પાર્વતી ! મને ઘણું રૂપ છે, માટે મારા વગર ભોળપણમાં બીજાને વરશે નહિ, એમ નારદવર મનમાં હરખાતા હરખાતા ( માંડવામાં આવ્યા. ) ॥ ૩ ॥ પણ પ્રિયા ! મુનિના ભલાને માટે કરુણાસાગર શ્રીહરિએ તેમને રૂપને બદલે બેરૂપ કર્યા હતા કે જેનું વખાણ જ થઇ શકે નહિ. એ બાબત બીજા કોઇને જરાપણ ખબર ન પડી ( નારદજીનું કુરૂપ બીજાના દીઠામાં ન આવ્યું ). સઘળાએ નારદજી જાણી માથું નમાવ્યું. ॥ ૪ ॥

**दो०** रहे तहां दुइ रूद्रगण, ते जानहिं सब भेउ ॥
विप्र बेष देखत फिरहिं, परम कौतुकी तेउ ॥ १४२ ॥

**અર્થ.**—ફક્ત તેમની પાછળ મારા ( રુદ્રના ) બ્રાહ્મણ રૂપે બે ગણ ફરતા હતા, તેઓ આ મોટા આશ્ચર્યના સઘળા ભેદને જાણતા હતા. ॥ ૧૪૨ ॥

**चो०** जेहि समाज बैठे मुनि जाई । हृदयरूप अहमिति अधिकाई ॥
तहं बैठे महेश गण दोऊ । विप्र बेषमति लखै न कोऊ ॥ १ ॥
करहिं कूट नारदहि सुनाई । नीकि दीन्ह हरि सुंदरताई ॥
रीझिहि राजकुंवरि छबि देखी । इनहिं वरहि हरिजानि विषेषी ॥ २ ॥
मुनिहि मोहमन हाथ पराये । हंसहिं शंभुगण अति सचुपाये ॥
यदपि सुनहिं मुनि अटपटि बानी । समुझि न परै बुद्धि भ्रमसानी ॥ ३ ॥

काहु न लखा सो चरित विशेषी । सो स्वरूप नृप कन्या देखी ॥
मर्कट बदन भयंकर देही । देखत हृदय क्रोध भा तेही ॥ ४ ॥

**અર્થ.**—રૂપના અહંકારની વિશેષતા જેના ચિત્તમાં ચોંટી ગઈ છે તેવા તે ઋષિ ચપળાઇથી ચટ દઇને સભાવચ્ચે જઈ બેઠા. વિપ્રના વેષમાં હોવાથી જેને કોઈ જાણતો નથી એવા તે મારા ( રુદ્રના ગણ ) તે પણ ત્યાં જઈ બેઠા. ॥ ૧ ॥ અને તેમણે નારદજી સાંભળે તેમ કૂટ માંડી, તેઓ કહેવા લાગ્યા કે, શ્રીહરિએ સારી સુંદરતા આપી છે. રાજકુંવરી આ સિકલ નિરખી તમને [1]હરિ ( વાનર ) જાણી ખચીત વરશે. ॥૨॥ પણ હે પ્રાણવલ્લભા! મોહને લીધે ઋષિનું મન પરાધીન ( વિશ્વમોહિનીના હાથમાં ) છે, ( માટે તે કંઈ સમજ્યા નહિ ) અને ગણો ઘણા હસીને ચૂપ થઈ ગયા. ॥ ૩ ॥ તોપણ ભમી ગયેલી બુદ્ધિથી આ અટપટી વાણી સાંભળતાંએ તેમને સમજણ પડી નહિ.॥૪॥

दो० सखी संग लै कुंवरि तब, चलि जनु राज मराल ॥
देखत फिरै महीप सब, कर सरोज जयमाल ॥ १४३ ॥

**અર્થ**—તે અત્યંત ચરિત્ર ( નારદજીનું રૂપ ) કોઈ પણ જાણતા ન હતા. ફક્ત તે રૂપને રાજકન્યાએ દીઠું. વાંદરના જેવો ચહેરો અને બિહામણું શરીર જોતાં જ તેના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થયો. ॥ ૧૪૩ ॥

चो० जेहि दिशि बैठे नारद फूली । सो दिशि तेहि न विलोकेउ भूली ॥
पुनि पुनि मुनि उकसहिं अकुलाहीं । देखि दशाहरगण मुसुकाहीं ॥ १ ॥
धरि नृप तनु तहं गयउ कृपाला । कुंवरिहर्षि मेली जयमाला ॥
दुलहिनि लै गये लक्ष्मि निवासा । नृपसमाज सब भयउ निरासा ॥ २ ॥
मुनि अति विकल मोह मति नांठी । मणिगिरिगई छूटि जनुगांठी ॥
तब हरगण बोले मुसुकाई । निजमुख मुकुर विलोकहु जाई ॥ ३ ॥
असकहि दोउ भागे भय भारी । वदनदीख मुनिवारि निहारी ॥
वेष विलोकि क्रोध अतिबाढा । तिनहिं शाप दीन्हा अतिगाढा ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી ! કમળ જેવા હાથમાં વરમાળ લઈ, સઘળા રાજાઓને જોતી તે કુંવરી સખીઓ સાથે જાણે રાજહંસી હોયની ! તેવી ચાલથી તે વખત ફરવા લાગી. જે દિશાએ આપણા આ ફૂલણુ વર નારદજી બેઠા હતા, તે તરફ તો તે (કન્યા) ભૂલથી પણ નજર કરતી નહોતી, તેમ તેમ નારદવર અકળાઇને ઉંચા ઉંચા થવા લાગ્યા. તે સ્થિતિ ( મજા ) જોઇને મારા ( મહાદેવજીના ) ગણો મનમાં હસવા લાગ્યા. ॥ ૧ ॥ હે ઉમિયા! દયાળુ શ્રીભગવાન્ રાજદેહ ધારણ કરી ત્યાં ( સ્વયંવરમંડપમાં ) પધાર્યા ! ( તેમનાં દર્શનથી) કન્યા રાજી થઈ અને વરમાળ પહેરાવી. શ્રીલક્ષ્મીપતિ કન્યાને લઈ ગયા. તેથી સભામાંહેલા સઘળા નૃપો નિરાશ થઈ ગયા. ॥ ૨ ॥ ઋષિ ઘણા મોહમાં

---

[1] વાનરનું બીજુ નામ હરિ છે.

મગ્ન હોવાથી તેમના વિચાર શૂન્ય થઇ ગયા. તેણે કરી કોઈનું રત્ન છેડેથી છૂટી પડયું હોય, તેની પેઠે (ઘણા દુઃખી થયા.) ત્યારે હસીને ગણો બોલ્યા; હે મહારાજ! આપનું મુખારવિંદ જરા જઇને આરસામાં તો જુવો. ॥ ૩ ॥ એમ કહીને અત્યંત બીકથી તે બેઉ નાસી ગયા અને આપણા નારદ વરે પોતાનું મોહોડું (આરસો તો કયાંથી) પણ પાણીમાં જઇને જોયું. તેમાં પોતાનું મુખડું નિહાળીને તેમને ઘણો ક્રોધ વધ્યો, તેથી તેઓ (ગણો)ને ઘણો ભયંકર શ્રાપ દીધો. ॥ ૪ ॥

**दो॰ होहु निशाचर जाय तुम, कपटी पापी दोउ ॥**
**हंसेहु हमहिं सो लेहु फल, बहुहि हंसेहु मुनिकोउ ॥ १४४ ॥**

**અર્થ.**—(નારદજી) કહેછે; કપટી અને પાપી તમે બેઉ (ગણો) રાક્ષસો થજો. મને હસવાનું એ ફળ લ્યો અને ફરીને કોઈ ઋષિની મશ્કરી કરજો. ॥ ૧૪૪ ॥

**चो॰ पुनि जल दीख रूप निज पावा । तदपि हृदय संतोष न आवा ॥**
**फरकत अधर कोप मनमाहीं । तदपि चले कमलापति पाहीं ॥ १ ॥**
**दे हौं शाप कि मरिहौं जाई । जगतमोर उपहास कराई ॥**
**वीचहि पंथ मिले दनुजारी । संग रमा सोइ राजकुमारी ॥ २ ॥**
**बोले मधुर वचन सुरसाईं । मुनिकहं चले विकल कीनाईं ॥**
**सुनत वचन उपजा अति क्रोधा । माया वश न रहा मन बोधा ॥ ३ ॥**
**पर संपदा सकहु नहिं देखी । तुम्हरे ईर्षा कपट विशेषी ॥**
**मथन सिंधु रुद्रहि बौरायहु । सुरन प्रेरि विष पान करायहु ॥ ४ ॥**

**અર્થ.**—હે પાર્વતી! ફરીને જળમાં જોતાં પોતાના પ્રથમના સ્વરૂપને દીઠું, તોપણ ચિત્તમાં સંતોષ થયો નહીં. મનમાં રીશ કરી હોઠ ફડફડાવતા મનમાં ક્રોધ કરી તત્કાળ શ્રીલક્ષ્મીપતિ પાસે જવા નિકળ્યા. ॥ ૧ ॥ (રસ્તામાં વિચાર કરે છે કે) જગતમાં મારી મશ્કરી કરાવી, માટે કાંતો શ્રાપ આપું, કાં તો (એની આગળ) મરું (એવી રીતે) જતાં દૈત્યના દુશ્મન શ્રીહરિ, લક્ષ્મીજી અને રાજકુંવરી (વિશ્વમોહિની) સાથે રસ્તામાં જ મળ્યા. ॥ ૨ ॥ (નારદજી જોઈ) મીઠાં વચનોથી દેવતાઓના ઇશ્વર શ્રીહરિ બોલ્યા; હે ઋષિ! બેબાકળા (ચિત્તભ્રમ)ની પેઠે કયાં ચાલ્યા? માયાને વશ થવાથી જેના મનમાં જ્ઞાન નથી રહ્યું, એવા નારદજી તે વચન સાંભળી ઘણા ક્રોધાયમાન થયા ॥ ૩ ॥ (અને બોલ્યા કે,) પારકા સુખને તમે દેખી શકતા નથી. તમારામાં ઘણી અદેખાઈ અને કપટ છે. સમુદ્રમથન વખતે તમે, મહાદેવજીને ગાંડા બનાવી દીધા હતા તથા દેવતાઓને ઉશ્કેરીને તેમને ઝેર પાયું હતું. ॥ ૪ ॥

**दो॰ असुर सुरा विष शंकरहि, आपु रमा मणि चारू ॥**
**स्वारथ साधक कुटिल तुम, सदा कपट व्यवहारू ॥ १४५ ॥**

**અર્થ.**—રાક્ષસોને મદિરા તથા શંકરને ઝેર આપ્યું અને પોતે રૂપાળી લક્ષ્મી તથા મનોહર કૌસ્તુભમણિ લીધો. માટે તમે પ્રપંચી અને આપમતલબી છો તથા તમારો ધંધો પણ સર્વદા કપટનો જ છે. ॥ ૧૪૫ ॥

**चो०** परम स्वतंत्र न शिरपर कोई । भावै मनहिं करहु तुम सोई ॥
भले हि मंद मंदहि भल करहू । विस्मय हर्ष न हियकछु धरहू ॥ १ ॥
डहकिडहकि परके सबकाहू । अतिअशंकमन सदा उछाहू ॥
कर्म शुभाशुभ तुमहिं न बाधा । अबलगी तुमहिं न काहू साधा ॥ २ ॥
भले भवन अब बायन दीन्हा । पावहुगे फल आपन कीन्हा ॥
बंचेहु मोहिं जवन धरि देहा । सोइ तनु धरहु शाप मम येहा ॥ ३ ॥
कपि आकृति तुम कीन्ह हमारी । करिहहिं कीश सहाय तुह्मारी ॥
मम अपकार कीन्ह तुम भारी । नारी विरह तुम होहु दुखारी ॥ ४ ॥

**અર્થ.**—તમારા માથાપર કોઈ ( માબાપ વિગેરે ) નો ભય ન હોવાથી તમે ઘણા સ્વતંત્ર થઈ ગયા છો, તેથી મનમાં ગમે તેમ કરોછો. સારાંનું બુરું અને બુરાંનું સારું કરનાર તમે છો. તમે મનમાં કશો હરખ શોક રાખતા નથી. ॥ ૧ ॥ વળી તમે સઘળા કોઇને ઠગી ઠગીને પોતાનું જ ઘર ભરોછો; અને કંઈપણ કાળજી વગરના સર્વદા મનને ઘણું રાજી રાખનાર છો. સારાં નરસાં કર્મનો દોષ તમને લાગતો નથી (તમે ગણતા નથી ). તમને હજીસૂધી કોઈ ( માથાનો ) મળ્યો નથી. ॥ ૨ ॥ હવે તમને સારું ઘર આપ્યું છે ( મળ્યું છે ), પણ આ તમારા કર્યાનું ફળ તમે પામશો, જે દેહ ધરી તમે મને છેતર્યો; માટે મારા જેવો જ દેહ શાપથી ॥ ૩ ॥ તમે પામજો. વળી તમે મારી આકૃતિ કપિ ( વાનર ) જેવી કરી, માટે તે કીશ ( વાનર ) તમારી મદદ કરજો અને તમે મારું ઘણું ભૂંડું કર્યું, માટે તમે સ્ત્રીના વિયોગથી દુઃખી થજો. ॥ ૪ ॥

**दो०** शाप शीशधरि हर्षि हिय, प्रभु सुर कारज कीन्ह ॥
निज मायाकी प्रबलता, करषि कृपानिधि लीन्ह ॥ १४६ ॥

**અર્થ.**—હે ગિરિજા ! પ્રભુએ શ્રાપને માથે ધારણ કરી ઘણી વિનતિ કરી, અને કરુણાના ભંડાર શ્રીહરિએ પોતાની માયાનું જોર નારદજી ઉપરથી ખેંચી લીધું. ॥૧૪૬॥

**चो०** जब हरि माया दूरि निवारी । नहिं तहं रमा न राजकुमारी ॥
तब मुनिअति सभीत हरिचरणा । गहे पाहि प्रणतारति हरणा ॥ १ ॥
मृषाहोहु मम शाप कृपाला । मम इच्छा कह दीनदयाला ॥
मैं दुर्वचन कहेउं बहु तेरे । कह मुनिपाप मिटहिं किमि मेरे ॥ २ ॥
जपहु जाइ शंकर शतनामा । होइहि हृदय तुरत विश्रामा ॥
कोउ नहिं शिवसमान प्रिय मोरे । असप्रतीति त्यागेहु जनि भोरे ॥ ३ ॥

**जेहि पर कृपा न करहिं पुरारि । सोन पाव मुनि भक्ति हमारी ॥**
**अस उर धरि महिविचरहुजाई । अब न तुमहिं माया नियराई ॥ ४ ॥**

**અર્થ.**—હે ઉમા! જ્યારે શ્રીહરિએ માયાને દૂર કરી ત્યારે શ્રીલક્ષ્મીજી તથા વિશ્વ-મોહિનીમાંનું કોઈ ત્યાં રહ્યું નહિ. તે જોઈ નારદજી ઘણા ભયભીત થઈને શરણાગતોનાં દુ:ખો હરનાર તથા રક્ષા કરનાર શ્રીપ્રભુનાં ચરણો પકડી પગે પડ્યા.॥૧॥ અને બોલ્યા કે, મારો શ્રાપ મિથ્યા થાય. ત્યારે દીનદયાળ શ્રીપ્રભુએ જવાબ વાળ્યો કે, મારી જ ઇચ્છા એવી છે. વળી નારદજીએ કહ્યું કે, તમે જઈને મહાદેવજીનાં સો નામનો જપ કરો, એટલે તુરત તમારું હ્રદય શાંત થશે. મને શિવસમાન બીજો કોઈ પણ પ્રિય નથી; માટે રખેને ભૂલથી આ મારાં વચનોનો ત્યાગ કરતા (ભૂલશો મા). ॥ ૩ ॥ હે ઋષિ! જેનાપર શંભુ કૃપા કરતા નથી, તે મારી ભક્તિ પામતો નથી. એવી મનમાં ધારણા કરી પૃથ્વીપર જઈને ફરતા રહો. હવે તમને માયા બાધ કરશે નહિ. ॥ ૪ ॥

**दो० बहुविधि मुनिहि प्रबोधि प्रभु, तब भये अंतर्द्धान ॥**
**सत्यलोक नारदचले, करत राम गुण गान ॥ १४७ ॥**

**અર્થ.**—હે પાર્વતી! એવી ઘણી રીતે મુનિ નારદજીને સમજાવી શ્રીવિષ્ણુ અંતર્ધ્યાન થઈ ગયા અને નારદજી શ્રીરામના ગુણ ગાતા ગાતા સત્ય (બ્રહ્મ) લોકમાં ગયા. ॥ ૧૪૭ ॥

**चो० हर गण मुनिहि जात पथ देखी । विगत मोह मन हर्ष विशेषी ॥**
**अति सभीत नारद पहं आये । गहिपद आरद वचन सुनाये ॥ १ ॥**
**हरगण हम न विप्र मुनिराया । बड अपराध कीन्ह फलपाया ॥**
**शाप अनुग्रह हरहु कृपाला । बोले नारद दीनदयाला ॥ २ ॥**
**निशिचर जाइ होहु तुम दोऊ । वैभव विपुल तेज बल होऊ ॥**
**भजबल विश्वजित तुम जहिया । धरिहैं विष्णु मनुज तनु तहिया ॥ ३ ॥**
**समर मरण हरिहाथ तुह्मारा । होइहहुमुक्त न पुनि संसारा ॥**
**चले युगल मुनिपद शिरनाई । भये निशाचर कालहि पाई ॥ ४ ॥**

**અર્થ.**—રસ્તામાં તેમને મોહ રહિત અને મનમાં અત્યાનંદ પામતા જતા જોઈ મારા ગણો બીહીતા બીહીતા નારદજી પાસે આવ્યા તથા તેમનાં ચરણો ગ્રહણ કરીને નમ્ર વચન સંભાળાવ્યાં. ॥ ૧ ॥ હે ઋષિરાજ! અમે રુદ્રગણ છિયે, બ્રાહ્મણો નથી. આપનો અમે મોટો ગુન્હો કર્યો અને તેનું ફળ પણ પામ્યા. હવે અમને મળેલા આપના શ્રાપનું કંઈક નિવારણ કરો. ત્યારે ગરીબપર દયા રાખનાર દેવર્ષિ બોલ્યા; તમે બન્ને રાક્ષસ થશો. ત્યાં તમને ઘણું ઐશ્વર્ય, તેજ અને બળ મળશે અને તમારા બાહુબળથી આખા જગતને તમે જ્યારે જિતશો, ત્યારે શ્રીવિષ્ણુ મનુષ્યદેહ ધારણ કરશે; ॥ ૩ ॥ અને યુદ્ધમાં શ્રીહરિને હાથે તમારું મૃત્યુ થશે; તેથી તમે મોક્ષ પામશો; ફરી સંસારમાં પડવું પડશે નહિ. એમ સાંભળી તે બેઉ ઋષિનાં ચરણોમાં મસ્તક નમાવી ચાલ્યા અને વખત જોઈ રાક્ષસો થયા. ॥ ૪ ॥

दो० एक कल्प इहिहेतु प्रभु, लीन्ह मनुज अवतार ॥
सुर रंजन सज्जन सुखद, हरि भंजन भूभार ॥ १४८ ॥

**અર્થ.**—હે પાર્વતી ! એક કલ્પમાં તે કારણ માટે દેવતાઓને રાજી કરવા, ભક્તોને સુખી કરવા અને પૃથ્વીનો ભાર ભાંગવા શ્રીહરિએ અવતાર લીધો. ॥ १४८ ॥

चो० इहि विधि जन्म कर्म हरि केरे । सुंदर सुखद विचित्र घनेरे ॥
कल्प कल्पप्रति प्रभु अवतरहीं । चारू चरित नाना विधि करहीं ॥ १ ॥
तब तब कथा मुनीशन गाई । परम विचित्र प्रबंध बनाई ॥
विविध प्रसंग अनूप बखाने । करहिं न सुनि आश्चर्य सयाने ॥ २ ॥
हरि अनंत हरिकथा अनंता । कहहिं सुनहिं बहु विधिश्रुतिसंता ॥
रामचंद्र के चरित सुहाये । कल्प कोटिलगि जाहिं न गाये ॥ ३ ॥
यह प्रसंग मैं कहा भवानी । हरि माया मोहहिं मुनिज्ञानी ॥
प्रभु कौतुकी प्रणतहितकारी । सेवत सुलभ सकल दुखहारी ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી ! એ પ્રમાણે સુંદર અને સુખરૂપ તથા ચમત્કારીક ઘણાં જન્મો અને કર્મો છે. પ્રત્યેક કલ્પે પ્રભુ અવતારીને, ઘણા પ્રકારનાં સુંદર ચરિત્રો કરેછે, ત્યારે ત્યારે ઘણા પુણ્યવાન્ ઋષિઓ શોભીતી અને વિચિત્ર કથાઓ ગાયછે, તથા ઘણી રીતના અનૂપમ કથાપ્રસંગ વખાણે છે. તે સાંભળીને શાણા લોકો આશ્ચર્ય જેવું માનતા નથી. ॥ २ ॥ કારણ કે પરમેશ્વર અનંત છે અને તેમની કથા પણ અનંત છે. તે ઘણે પ્રકારે વેદ તથા સંતો કહેછે અને સાંભળે છે. શ્રીરામચંદ્રજીનાં શોભીતા ચરિત્રોનો એક ક્રોડ કલ્પ સૂધી ગાતાં પણ પાર આવે તેમ નથી. ॥ ૩ ॥ હે ભવાની! મેં તને શ્રીહરિની માયાથી જ્ઞાની ઋષિ નારદજી મોહ પામ્યા, તે બાબતનો આ એક પ્રસંગ બતાવ્યો. તે પ્રભુ કૌતુકવાળા, ગરીબોનું કલ્યાણ કરનારા, જેને સેવતાં સઘળું સુલભ થાયછે તેવા અને દુઃખોને હરનારા છે. ॥ ४ ॥

सो० सुर नर मुनि कोउ नाहिं, जेहि न मोह माया प्रबल ॥
अस बिचारि मन मांहिं, भजिय महा मायापतिहि ॥ २१ ॥

**અર્થ.**—પ્રભુની માયા એવી જોરાવર છે કે, તેનાથી ઋષિઓ, દેવતાઓ અને મનુષ્યો કોઈ પણ મોહ પામ્યાવગર રહેતા નથી; માટે એ મનમાં વિચારીને, હે ગિરિજા! મહામાયાના પતિ એવા શ્રીભગવાનને ભજો. ॥ २१ ॥

चो० अपर हेतु सुनु शैलकुमारी । कहौं विचित्र कथा विस्तारी ॥
जेहि कारण अज अगुण अनूपा । ब्रह्म भये कोशलपुर भूपा ॥ १ ॥
जो प्रभु विपिन फिरत हम देखा । बंधु समेत किये मुनि वेषा ॥
जासु चरित अवलोकि भवानी । सती शरीर रहिउ बौरानी ॥ २ ॥

अजहुं न छाया मिटत तुम्हारी । तासु चरित सुनु भ्रमरूजहारी ॥
लीला कीन्ह जो तेहि अवतारा । सो सब कहिहौं मति अनुसारा ॥ ३ ॥
भरद्वाज सुनि शंकर बानी । सकुचि सप्रेम उमा मुसुकानी ॥
लगे बहुरि वरणै वृषकेतू । सो अवतार भयउ जेहिहेतू ॥ ४ ॥

**અર્થ.**—હે પર્વતપુત્રી ! બીજા સઘળાઓનાં કલ્યાણને માટે જે કામને સારુ અજ-રામર, અગુણ, અનુપ અને બ્રહ્મ એવા ભગવાન્ અયોધ્યાપુરીના રાજા થયા, તે ચમ-ત્કારિક કથા વિસ્તારીને હું કહુંછું તે સાંભળ. ॥૧॥ જે પ્રભુને ભાઈ સાથ ઋષિવેષ ધારણ કરી વનમાં ફરતાં તમે દીઠા અને જેનું ચરિત્ર જોઈ, હે ભવાની! તમારો સતી દેહ ગાંડો બની ગયો હતો, ॥ ૨ ॥ કે જેની છાયા હજી તમારા મનમાંથી મટી નથી, તે પ્રભુનું શંકારૂપી રોગ હરણ કરનારું ચરિત્ર સાંભળો. તે અવતારની અંદર જે જે લીલાઓ કરી, તે સઘળી હું મારી બુદ્ધિ પ્રમાણે કહુંછું. ॥૩॥ યાજ્ઞવલ્કય કહેછે, હે ભરદ્વાજ! સદા-શિવની વાણી સાંભળીને પાર્વતીએ પ્રેમસહિત લજ્જા પામી સ્મિત હાસ્ય કર્યું; અને તે અવતાર જે કારણ માટે થયો, તેનું પછી શંકર વર્ણન કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो० सो मैं तुमसन कहौं सब, सुनु मुनीश मनलाई ॥
राम कथा कलिमल हरणि, मंगल करणि सहाई ॥ १४९ ॥

**અર્થ.**—તે સઘળી કથા હું તમને કહુંછું. હે ઋષિરાજ ! કળિયુગના પાપને હરણ કરનારી, મંગળરૂપ અને શોભીતી તે શ્રીરામકથા મન દઈને સાંભળો. ॥ ૧૪૯ ॥

चो० स्वायंभुव मनु अरू शतरूपा । जिनते भै नर सृष्टि अनूपा ॥
दंपति धर्म आचरण नीका । अजहुंगावश्रुतिजिनकीलीका ॥ १ ॥
नृप उत्तानपाद सुतजासू । ध्रुव हरि भक्त भये सुत तासू ॥
बड सुतनाम प्रियव्रत जाही । वेद पुराण प्रशंसतताही ॥ २ ॥
देवहुती पुनि तासु कुमारी । जो मुनि कर्दमकी प्रियनारी ॥
आदि देव प्रभु दीनदयाला । जठरधरेउजेहिकपिलकृपाला ॥ ३ ॥
सांख्यशास्त्र जिन प्रकटबखाना । तत्त्व विचार निपुणभगवाना ॥
तेहि मनुराज कीन्ह बहुकाला । प्रभुआयसुबहुविधिप्रतिपाला ॥ ४ ॥

**અર્થ.**—જેનાથી ઉપમા ન આપી શકાય એવી આ મનુષ્યસૃષ્ટિ થઈ અને જેમની મર્યાદા આજ દિવસ સૂધી વેદ ગાય છે, તેવાં પવિત્ર અને ધર્મમાં સારી રીતથી વર્ત-વાવાળાં સ્વાયંભુમનુ અને શતરૂપા નામનાં સ્ત્રી-પુરુષનું જોડું હતું. ॥૧॥ તેમનો રાજા ઉત્તાનપાદ નામે પુત્ર હતો; જેના હરિભક્ત ધ્રુવજી નામે સુત થયા હતા. તેમનો બીજો મોટો પુત્ર પ્રિયવ્રત નામે હતો; જેની કીર્તિ વેદ પુરાણ ગાયછે. ॥ ૨ ॥ તેની દેવહુતિ નામે એક પુણ્યવાન્ પુત્રી હતી, જે કર્દમઋષિની પ્રિયપત્ની હતી; અને જેના

ઉદરમાં સાંખ્ય ( જ્ઞાન ) શાસ્ત્ર ઉત્પન્ન કરનાર તત્વવિચારમાં પ્રવિણુ ભગવાન્ કપિલ દેવજી પ્રગટ થયા. તે સ્વાંયંભુવમનુએ ઘણા કાળસૂધી સઘળી રીતે ભગવાનની આજ્ઞા પાળીને રાજ્ય કર્યું. ॥ ૪ ॥

**सो०** होई न विषय विराग, भवन बसत भा चौथ पन ॥
हृदय बहुत दुख लाग, जन्म गयउ हरिभक्तिबिन ॥ २२ ॥

**અર્થ.**—જ્યાંસૂધી વૃદ્ધાવસ્થા થઈ ત્યાંસૂધી ઘરમાં રહી વિષય ભોગવવાથી વૈરાગ્ય ઉપજ્યો નહીં, જેથી મનમાં ઘણો સંતાપ થયો અને વિચારવા લાગ્યો કે, સઘળી વય પ્રભુભક્તિવિના ગઈ. ॥ ૨૨ ॥

**चौ०** बरवश राज्यसुतति तब दीन्हा । नारि समेत गमन वनकीन्हा ॥
तीरथ वर नैमिष विख्याता । अतिपुनीत साधक सिधिदाता ॥ १ ॥
वसहिं तहां मुनि सिद्ध समाजा । तहं हिय हर्षि चले मनुराजा ॥
पंथ जात सोहहिं मतिधीरा । ज्ञान भक्ति जनु धरे शरीरा ॥ २ ॥
पहुंचे जाइ धेनुमति तीरा । हरषि नहाने निर्मल नीरा ॥
आये मिलन सिद्ध मुनि ज्ञानी । धर्म धुरंधर नृपकहंजानी ॥ ३ ॥
जहं तहं तीरथ रहे सुहाये । मुनिनसकल सादर करवाये ॥
कृश शरीर मुनि पट परिधाना । संतसभा नित सुनहिं पुराना ॥ ४ ॥

**અર્થ.**—પછી પ્રિયવ્રત ત્યાગી હતો તોપણ બળાત્કારથી તેને સઘળું રાજ્ય દઈ સ્ત્રી સહવર્તમાન વનમાં જવા નિકળ્યો. ઘણું પવિત્ર તથા સાધના અને સિદ્ધિને દેનાર, જ્યાં ઘણા સિદ્ધ ઋષિઓનાં મંડળો રહેછે એવાં પ્રખ્યાત તીર્થરાજ નૈમિષ્યારણ્ય તરફ મનમાં ખુશી થતા થતા તે ધૈર્યબુદ્ધિવાળા મનુ રાજા રસ્તામાં જતાં જાણે કે દેહધારી જ્ઞાન અને ભક્તિ જાતાં હોય નહીં ! એવાં લાગતાં હતાં. ॥ ૨ ॥ એવી રીતે હરખથી સુંદર જળમાં નહાવાને માટે ગોમતીજીને કિનારે જઈ પહોંચ્યા. ત્યાં ધર્મધુરંધર મહારાજા જાણીને સર્વે સિદ્ધ અને જ્ઞાની ઋષિઓ મળવાનેમાટે આવ્યા; અને ત્યાં જે શોભીતાં તીર્થો હતાં, તે સઘળાં માનપૂર્વક મુનિઓએ કરાવ્યાં. હે પાર્વતી ! વૃદ્ધ શરીરવાળાં અને જેણે ઋષિઓસરખાં વસ્ત્ર પહેરેલાં છે તેવાં તે ( સ્વાયંભુમનુ અને શતરૂપા ) પુરાણો સાંભળતાં નિત્ય સંતસભામાં બેસતાં ॥ ૪ ॥

**दो०** द्वादश अक्षर मंत्र बर, जपहिं सहित अनुराग ॥
[1]वासुदेव पद पंकरूह, दंपति मन अतिलाग ॥ १५० ॥

**અર્થ.**—અને પ્રીતિ સાથે ઉત્તમ [1]દ્વાદશાક્ષર મંત્રનો જપ કરતાં શ્રીવાસુદેવનાં ચરણકમળમાં તે જોડલાંનું અતિશય મન લાગી ગયું હતું. ॥ ૧૫૦ ॥

---

૧ ઓં નમો ભગવતે વાસુદેવાય.

चो० करहिं अहार शाक फल कंदा । सुमिरहिं ब्रह्म सच्चिदानंदा ॥
पुनि हरिहेतु करन तप लागे । बारि अहार मूलफल त्यागे ॥ १ ॥
उर अभिलाष निरंतर होई । देखिय नयन परम प्रिय सोई ॥
अगुण अखंड अनंत अनादी । जेहि चिंतहिं परमारथवादी ॥ २ ॥
नेति नेति जेहि वेदनिरूपा । चिदानंद निरुपाधि अनूपा ॥
शंभु विरंचि विष्णु भगवाना । उपजहिं जासु अंश ते नाना ॥ ३ ॥
एसे प्रभु सेवक वश अहहीं । भक्तहेतु लीला मनु गहहीं ॥
जो यह वचन सत्य श्रुति भाषा । तौ हमार पूजहिं अभिलाषा ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! તેઓ ફળ અને કંદમૂળ ખાતાં; તથા સચ્ચિદાનંદ એવા બ્રહ્મનું રમણ કરતાં હતાં. અને પછીથી કંદમૂળ ફળનો પણ ત્યાગ કરી ફક્ત પાણીના આહારથી જ શ્રીપરમેશ્વરમાટે તપ કરવા લાગ્યાં. ॥ ૧ ॥ જેનું ધ્યાન પરમાર્થવાદીઓ સદૈવ કર્યા કરેછે, એવા અખંડ, અનંત, અગુણ અને અનાદિ તે પ્રભુને અમે ક્યારે આંખથી દેખીશું? એવી નિરંતર તેના મનમાં ઉત્કંઠા થતી હતી. ॥ ૨ ॥ વેદ જેના ગુણો ગાતાં નેતિ નેતિ એમ કહેછે, એવા ચિદાનંદ ઉપાધિ અને ઉપમા રહિત તથા જેઓ પોતાના પૂર્ણાંશથી વિષ્ણુ તથા કેટલાક અંશોથી બ્રહ્મા અને રુદ્રના રૂપે જૂદા જૂદા પ્રગટે છે; ॥૩॥ એવા તે પ્રભુ સેવકને વશ છે અને પોતાના ભક્તોનેમાટે લીલાથી દેહ ધરેછે. જો વેદનાં કહેલાં એ વચનો ખરાં હોય તો અમારી આશા પૂર્ણ કરજો.॥૪

दो० इहि विधि बीते वर्ष पट, सहस्र वारि अहार ॥
संवत सप्त सहस्र पुनि, रहे समीर अधार ॥ १५१ ॥

**અર્થ.**—હે ગિરિજા! એ પ્રમાણે જળ પીને તપ કરતાં (૬) હજાર વર્ષો વીતી ગયાં. પછી સાત (૭) હજાર વર્ષો વાયુના આહારથી તપ કર્યું. ॥ ૧૫૧ ॥

चो० वर्ष सहसदश त्यागेउ सोऊ । ठाढे रहे एक पद दोऊ ॥
विधि हरि हर तप देखि अपारा । मनु समीप आये बहु बारा ॥ १ ॥
मांगहु वर बहु भाति लुभाये । परम धीर नहिं चलहिं चलाये ॥
अस्थि मात्र होय रहे शरीरा । तदपि मनागपि नहिं मन पीरा ॥ २ ॥
प्रभु सर्वज्ञ दास निज जानी । गति अनन्य तापस नृपरानी ॥
मांगु मांगु वरभै नभ बानी । परम गंभीर कृपामृत सानी ॥ ३ ॥
मृतक जिआवनि गिरा सुहाई । श्रवण रंध्र होइ उर जब आई ॥
रूष्ट पुष्ट तनु भयउ सुहाये । मानहुं अबहिं भवन ते आये ॥ ४ ॥

**અર્થ.**—અને દશ (૧૦) હજાર વર્ષ સૂધી તે બેઉએ એક પગે ઉભાં રહી તપ કર્યું. હે ભવાની! તે અપાર તપ જોઇને, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ (હું) ઘણી વખત

મનુ પાસે ગયા; ॥ ૧ ॥ અને વર માગ, વર માગ, એમ ઘણી રીતે લોભાવ્યો તથા ચળાવ્યો; પણ તે મોટો ધૈર્યવાન્ ચળ્યો નહીં. આખું શરીર ફક્ત હાડપિંજર જેવું બની ગયું, તોપણ તેના મનમાં રંચમાત્ર પીડા થઈ નહીં. ॥ ૨ ॥ સર્વજ્ઞ શ્રીહરિએ તપશ્ચર્યા કરનાર રાજા રાણીને અત્યંત એકાગ્રથી પોતાનાં દાસ માન્યાં. પછીથી અમારી ગેરહાજરીમાં મોટી ગંભીર, મુવેલાને જીવતું કરનાર અને કૃપામૃતયુક્ત શોભીતા બોલોથી વર માગ, વર માગ, એમ આકાશવાણી થઈ અને તે કર્ણદ્વારે જ્યારે હૃદયમાં પેઠી ત્યારે તેઓનાં શરીર જાણે હમણાં જ ઘેરેથી આવ્યાં હોય નહિ? તેવાં શોભીતાં અને હૃષ્ટ પુષ્ટ થઈ ગયાં. ॥ ૪ ॥

**दो॰** श्रवण सुधा सम वचन सुनि, पुलक प्रफुल्लित गात ॥
बोले मनु करि दंडवत, प्रेम न हृदय समात ॥ १५२ ॥

**અર્થ.**—તે અમૃતતુલ્ય વચનો સાંભળી તેઓનાં શરીર રોમાંચિત અને પ્રફુલ્લિત થયાં. જેના હૃદયમાં પ્રેમ સમાતો નથી એવા મનુ દંડવત્ કરીને આકાશવાણી તરફ બોલ્યા. ॥ ૧૫૨ ॥

**चो॰** सुनु सेवक सुर तरू सुर धेनू । विधि हरि हर वंदितपदरेनू ॥
सेवत सुलभ सकल सुखदायक । प्रणत पाल सचराचर नायक ॥ १ ॥
जो अनाथ हित हम पर नेहू । तौ प्रसन्न होय यह वर देहू ॥
जो स्वरूप बस शिव मनमाहीं । जेहिकारणमुनियतनकराहीं ॥ २ ॥
जो भुषंडि मनमानसहंसा । सगुण अगुण जेहिनिगमप्रशंसा ॥
देखहिं हमसो रूपभरिलोचन । कृपा करहुप्रणतारतिमोचन ॥ ३ ॥
दंपति वचन परम प्रिय लागे । मृदुल विनीत प्रेमरस पागे ॥
भक्तबछल प्रभु कृपा निधाना । विश्व बास प्रगटे भगवाना ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રભુ! સાંભળો. આપ સેવકજનને કલ્પવૃક્ષ ને કામધેનુ જેવા છો. આપને સઘળાં સાધન સહેલાં થાયછે. વળી શરણાગતને પાળનાર, સ્થાવરજંગમના પતિ તથા જે ચરણારવિંદની રજને હરિહર અને બ્રહ્મા નમેછે, ॥ ૧ ॥ એવા સુખદાયક હે નાથ! અમો અનાથપર આપની પ્રીતિ હોય અને આપ પ્રસન્ન થયા હો તો અમારાં કલ્યાણમાટે માગું તે વર આપો. જે સ્વરૂપ મહાદેવજીના મનમાં વસેછે, જેનાં દર્શનમાટે મુનિઓ મહેનત કરેછે, ॥ ૨ ॥ જે કાકભૂષંડ ઋષિનાં મનરૂપી માનસસરોવરમાં હંસરૂપે છે અને જે નિર્ગુણ છતાં સગુણના રૂપમાં વેદ વખાણેછે, તે શરણાગતનાં દુઃખોનો નાશ કરનાર ભગવાન્ કૃપા કરીને અમારી આંખો ભરી, તે સ્વરૂપ નિર્ખાવો. ॥ ૩ ॥ પ્રેમરસથી ભરપૂર, નમ્ર અને મિઠાશદાર તે દંપતીનાં વચનો પરમપ્રિય લાગવાથી ભક્તવત્સલ, કૃપાના ભંડાર અને વિશ્વમાં વ્યાપી રહેલા શ્રીવિષ્ણુ પ્રગટ થયા. ॥૪

**दो॰** नील सरोरूह नीलमणि, नील नीरधर श्याम ॥
लाजहिं तनु शोभा निरखि, कोटि कोटि शतकाम ॥ १५३ ॥

**અર્થ.**—હે પાર્વતી ! શ્યામ કમળ, શ્યામ મણિ અને શ્યામ મેઘના જેવા, જેનાં શરીરની શોભા જોઇને સો કરોડ કામદેવો પણ લજ્જા પામે; ॥ ૧૫૩ ॥

**चो०** शरद मयंक वदन छबि सीवा । चारु कपोल चिबुक दरग्रीवा ॥
अधर अरुण रदसुंदरनासा । विधुकर निकर विनिंदकहासा ॥ १ ॥
नव अंबुज अंबक छबिनीकी । चितवन ललितभावतीजिकी ॥
भृकुटि मनोज चाप छबि हारी । तिलकललाटपटलद्युतिकारी ॥ २ ॥
कुंडल मकर मुकुट शिरभ्राजा । कुटिल केश जनु मधुप समाजा ॥
उर श्रीवत्स रुचिर बनमाला । पदिक हार भूषण मणि जाला ॥ ३ ॥
केहरि कंधर चारु जनेऊ । बाहु विभूषण सुंदर तेऊ ॥
करि कर सरिस सुभग भुजदंडा । कटि निषंग कर शर कोदंडा ॥ ४ ॥

**અર્થ.**—શરદ ઋતુના ચંદ્રમા જેવું જેમનાં મુખારવિંદનું સુંદર તેજ છે, મનોહર લમણા, શંખના જેવો કંઠ અને હડપચી ઉપર જેમને ચીબુક શોભી રહ્યું છે, લાલ હોઠ, સુંદર દાંત તથા નાક જેમનું ઉત્તમ છે, જેમનું હસવું ચંદ્રમાના કિરણને શર્મીદાં કરે, ॥ ૧ ॥ નવા કમળ કરતાં પણ સુંદર જેમનાં નેત્રો, જેમનું મનોરંજક જોવું, કામદેવનાં ધનુષ્યને પણ લજ્જા પમાડનાર જેમની ભમરો, અને વિજળીને પણ વાળી મૂકે એવું જેમના લલાટ ઉપરનું તિલક છે, ॥ ૨ ॥ મકરાકૃત કુંડળ તથા કિરિટ મુકૂટ જેમનાં મસ્તકપર શોભી રહ્યાં છે, વળી જાણે ભમરાઓનું યૂથ હોય નહિ ? તેવા જેમના વાંકડીઆ કેશ છે, જેમના ઉરને વિષે શ્રીવત્સનું ચિન્હ અને વનમાળા શોભેછે તેમ વળી સુંદર પદ્મ તથા કૌસ્તુભમણિનાં પદકવાળાં આભૂષણો શોભી રહ્યાં છે, ॥ ૩ ॥ સિંહના જેવા જેમના ખભાઓ છે, મનોહર જનોઈ પહેર્યું છે, જેમણે બાજુબંધ ધરેલા છે, હાથીની સૂંઢ સમ જેમના સુંદર ભુજદંડ છે, જેમની કમરે સુંદર ભાથાઓ અને શ્રીહસ્તમાં ધનુષ્યબાણ છે, ॥ ૪ ॥

**दो०** तडित विनिंदक पीत पट, उदर रेख वर तीनी ॥
नाभि मनोहर लेति जनु, यमुन भंवर छबि छीनि ॥ १५४ ॥

**અર્થ.**—વિજળીને શરમ પહોંચાડે એવાં પીળાં વસ્ત્રો ધારણ કર્યાં છે, જેમના ઉદરમાં ત્રણ રેખા પડી રહી છે અને જેમની નાભિ જાણે જમુનાજીના જળના વહેવાથી પાણી વચ્ચે પડતી ભમરીની શોભાને ખેંચી લેતી હોય એવી છે; ॥ ૧૫૪ ॥

**चो०** पद राजिव बर्णि नहिं जाहीं । मुनि मन मधुप बसहिं जिहि माहीं ॥
बाम भाग शोभित अनुकूला । आदि शक्ति छबिनिधि जगमूला ॥ १ ॥
जासु अंश उपजहिं गुणखानी । अगणित उमा रमा ब्रह्मानी ॥
भृकुटि विलास जासु जग होई । राम बाम दिशि सीता सोई ॥ २ ॥

छबि समुद्र हरि रूप विलोकी । इकटक रये नयन पट रोकी ॥
चितवहिं सादर रूप अनूपा । तृप्ति न मानहिं मनु शतरूपा ॥ ३ ॥
हर्ष बिवश तनु दशा भुलानी । परे दंड इव गहि पद पानी ॥
शिर परसे प्रभुनिजकरकंजा । तुरत उठाये करुणा पुंजा ॥ ४ ॥

**અર્થ.**—જેની અંદર ઋષિઓરૂપી ભ્રમરાઓ વસેછે એવાં ચરણકમળની શોભા તો વર્ણવી જ શકાય નહિ. તેમને ડાબે પડખે પોતાની મરજીને અનુકૂળ આવતાં એવાં રૂપના ભંડાર અને જગતના મૂળરૂપ આદિશક્તિ શોભી રહ્યાંછે. ॥૧॥ જેમના અંશોથી ગુણની ખાણરૂપ લક્ષ્મી, બ્રહ્માણી (સાવિત્રી) તથા ઉમીયા (તમે) ઉત્પન્ન થાઓ છો અને જેમના ભૃકુટિવિલાસથી જગત્ ઉત્પન્ન થાયછે, તેવાં સીતાજી શ્રીરામની વામ દિશાએ શોભેછે. ॥ ૨ ॥ એવા રૂપના ભંડાર શ્રીપ્રભુને નિરખી તે મનુ અને શતરૂપાનાં નેત્રો સ્થંભી ગયાં. તેઓ તે વખત આંખનું મટકું પણ મારતાં ન હતાં અને માનયુક્ત ઉપમામાં ન આવે એવા શ્રીહરિને નિહાળતાં તેઓ સંતોષ પામતાં નહોતાં. ॥ ૩ ॥ અને હરખમાં લપટાઈ શરીરની શુદ્ધિ પણ ભૂલી ગયાં તથા લાકડીની પેઠે લાંબા થઈ ચરણારવિંદમાં પડયાં. ત્યારે કૃપાના ઓઘ શ્રીહરિએ પોતાના હસ્તકમળ તેમના મસ્તકપર રાખી તુરત ઉઠાડયાં. ॥ ૪ ॥

दो० बोले कृपानिधान पुनि, अति प्रसन्न मोहिं जानि ॥
मांगहु बर जोइ भाव मन, महा दानि अनुमानि ॥ १५९ ॥

**અર્થ.**—તથા તે કરુણાસાગર ફરીને બોલ્યા કે, મને મોટો દાન દેવાવાળો સમજી મનમાં ગમે તેવાં વરદાન માગો.

चो० सुनि प्रभु वचन जोरि युग पानी । धरि धीरज बोले मृदु बानी ॥
नाथ देखि पदकमल तुम्हारे । अब पूजे सब काम हमारे ॥ १ ॥
एक लालसा बडि मन माहीं । सुगम अगम कहि जात सो नाहीं ॥
तुमहि देत अति सुगम गुसांई । अगम लाग मोहि निज कृपिणाई ॥ २ ॥
यथा दरिद्र विबुध तरू पाई । बहु संपति मांगत सकुचाई ॥
तासु प्रभाव न जाने सोई । तथा हृदय मम संशय होई ॥ ३ ॥
सो तुम जानु अंतरयामी । पुरवहु मोर मनोरथ स्वामी ॥
सकुच विहाई मांगु नृप मोहीं । मोरे नहिं अंदेश कछु तोहीं ॥ ४ ॥

**અર્થ.**—એવાં શ્રીપ્રભુનાં વચનામૃતો સાંભળતાં ધૈર્ય રાખી બન્નેએ હાથ જોડયા; અને કોમળ વાણીથી મનુ બોલ્યા, હે સ્વામિન્! આપનાં ચરણકમળનાં દર્શન થવાથી મારા સકળ મનોરથો પૂર્ણ થયા. ॥ ૧ ॥ તોપણ હે પ્રભુ! મારા મનમાં એક લાલચ વધી ગઈ છે તે સહેલી કે કઠણ કેવી છે, તે કહી શકાતું નથી. આપને દેતાં તે ઘણી સુલભ છે, પણ મારી કૃપણતાને લીધે મને તે બહુ જ દુર્લભ લાગે છે. ॥ ૨ ॥ જેમ

કોઈ દરિદ્રી માણસને કલ્પવૃક્ષ મળે, પણ તે તેમના પ્રતાપને ન જાણતો હોય તેથી શંકા લાવી મનમાં સંકોચાય, તેમ મને પણ માગતાં લજ્જા થાયછે. ॥૩॥ પરંતુ આપ અંતર્યામી હોવાથી તે મનોરથને જાણોછો, તેથી તે પૂર્ણ કરો. ત્યારે શ્રીવિષ્ણુ બોલ્યા કે, સંદેહ છોડી, હે રાજા! મારી પાસે માગ. મારાથી તને ન દેવાય એવું કશું નથી. ॥૪॥

**दो० दानि शिरोमणि कृपानिधि, नाथ कहौं सतभाव ॥**
**चाहौं तुमहिं समान सुत, प्रभु सन कवन दुराव ॥ १५६ ॥**

**અર્થ.**—મનુ બોલ્યા, હે દાનીઓમાં શિરોમણિ નાથ! હું મારો ખરો મનોભાવ કહુંછું. કારણ કે, પરમેશ્વરથી શું છાંનું હોય? અને તેટલા માટે તેમની પાસે પછી કપટ શું રાખવું? કશું નહિ. જેથી કહુંછું કે, આપના જેવો એક પુત્ર હું ઇચ્છું છું, તે મને આપો. ॥ ૧૫૬ ॥

**चो० देखि प्रीति सुनि वचन अमोले । एवमस्तु करुणानिधि बोले ॥**
**आप सरिस खोजौं कहं जाई । नृप तव तनय होब मैं आई ॥ १ ॥**
**शतरूपहिं विलोकि कर जोरे । देवि मांगु बर जो रूचि तोरे ॥**
**जो बर नाथ चतुर नृप मांगा । सोइ कृपालु मोहिं अति प्रियलागा ॥ २ ॥**
**प्रभु परंतु सुठि होत ढिठाई । यदपि भक्ति हित तुमहिं सुहाई ॥**
**तुम ब्रह्मादि जनक जगस्वामी । ब्रह्म सकल उर अंतरयामी ॥ ३ ॥**
**अस समुझत मन संशय होई । कहा जो प्रभु प्रमाण पुनि सोई ॥**
**जे निज भक्त नाथ तव अहईं । जो सुख पावहिं सो गति लहईं ॥ ४ ॥**

**અર્થ.**—હે ગિરિજા! સ્વાયંભુવમનુની એવી પ્રીતિ જોઈ તથા અમૂલ્ય વચનો સાંભળી કૃપાસાગર શ્રીપ્રભુ તથાસ્તુ કહી બોલ્યા કે, મારા પોતાના જેવો વળી ક્યાં ગોતવા જાઉં? હે નૃપ! હું જ આવી તમારો પુત્ર થઈશ. ॥ ૧ ॥ પછી હાથ જોડીને ઉભેલી શતરૂપાને જોઇને પ્રભુ બોલ્યા કે, હે દેવી! તારી ઇચ્છા પ્રમાણે તું પણ વરદાન માગ. તે સાંભળી શતરૂપાએ ઉત્તર આપ્યો કે, હે પ્રભુ! જે વરદાન મારા ચતુર પતિએ માગ્યું તે, હે દયાળુ! મને પણ બહુ પ્રિય લાગ્યું. ॥ ૨ ॥ હે નાથ! અમારી આ એક અવળાઈ છે, તોપણ ભક્તનાં ભલાંને માટે આપને તે પસંદ પડશે. આપ બ્રહ્માદિ સર્વે દેવતાઓ અને આખા જગતના સ્વામી, બ્રહ્મ તથા સઘળાઓના મનની બાબત જાણનારા છો, ॥ ૩ ॥ એમ સમજી મને શંકા થાયછે, માટે હે પ્રભુ! આપે જે કહ્યું, તે યથાસ્થિત થાઓ, એ જ મારું ફરી માગવું છે. વળી હે નાથ! આપના ભક્તો જે સુખ અને સદ્‌ગતિને પામેછે, ॥ ૪ ॥

**दो० सोइ सुख सोइ गति सोइ भगति, सोइ निज चरण सनेहु ॥**
**सोइ विवेक सोइ रहनि प्रभु, मोहिं कृपा करि देहु ॥ १५७ ॥**

**અર્થ.**—તેવું જ સુખ, વિવેક, સુંદર ગતિ, ભક્તિ, સ્થિતિ અને તેવી જ આપનાં ચરણની પ્રીતિ પ્રભુકૃપા કરીને અમને આપો. ॥ ૧૫૭ ॥

**ચો०** सुनि मृदु गूढ रुचिर वर रचना । कृपासिंधु बोले मृदुवचना ।
जो कछु रुचि तुह्मरे मन माहीं । मैं सो दीन्ह सब संशय नाहीं ॥ १ ॥
मातु विवेक अलौकिक तोरे । कबहुं न मिटहि अनुग्रह मोरे ।
वंदि चरण मनु कहेउ बहोरी । और एक विनती प्रभु मोरी ॥ २ ॥
सुत विषयक तव पद रति होऊ । मोहि बरु मूढ कहै किन कोऊ ॥
मणि बिनु फणि जिमि जल बिन मीना । मम जीवन तिमि तुमहिं अधीना॥३॥
अस वर मांगि चरण गहि रहेऊ । एवमस्तु करुणानिधि कहेऊ ॥
अब तुम मम अनुशासन मानी । बसहु जाइ सुरपति रजधानी ॥ ४ ॥

**અર્થ.**—હે ભવાની! એવી મીઠી, ગુહ્ય અને રુચિકારક તેમની રચના સાંભળી કોમળ વચનોથી કૃપાસાગર શ્રીહરિ બોલ્યા કે, તમારા મનમાં જે કંઇ ઇચ્છા છે, તે પ્રમાણે મેં સઘળું તમને આપ્યું, એ નિઃસંદેહ છે. ॥ ૧ ॥ વળી શતરૂપાને કહ્યું કે, હે માતા! તારો અલૌકિક વિવેક મારી કૃપાથી કોઈ દિવસ પણ જશે નહિ. ત્યારે મનુ ફરીને પ્રભુનાં ચરણારવિંદમાં નમીને બોલ્યા કે, વળી મારી એક બીજી વિનતિ આપ પાસે છે. ॥ ૧ ॥ અને તે એ કે, તે વખત મારો પુત્રની પેઠે તમારામાં વાત્સલ્ય પ્રેમ રહે. કદાચ જગતમાં મને કોઈ મૂર્ખ કહેશે તો તેની કશી ફિકર નથી; પણ મણિ-વિનાનો જેવો સર્પ અને પાણીવગરનું જેમ માછલું, તેમ આપવગર હું રહી ન શકું, તેમ મારું જીવન પણ આપને જ સ્વાધીન રહે. ॥૩॥ એવું વરદાન માંગી પ્રભુનાં ચરણો પકડી રહ્યો અને કૃપાનાથ ભગવાન્ તથાસ્તુ એમ કહી બોલ્યા કે, તમે હવે મારી આજ્ઞા માની ઈંદ્રપુરીમાં જઇને રહો. ॥ ૪ ॥

**સો०** तहं करि भोग बिशाल, तात गये कछु काल पुनि ॥
होइहहु अवध भुआल, तब मैं होव तुह्मार सुत ॥ २३ ॥

**અર્થ.**—હે બાપ! ત્યાં રહી ભોગવિલાસ કરતાં કંઈ કાળ નીકળી ગયા પછી તમે અયોધ્યાના રાજા (દશરથ) થશો, ત્યારે હું તમારે ઘેર પુત્રરૂપે પ્રગટ થઇશ.

**ચો०** इच्छा मय नर वेष संवारे । होइ हौं प्रकट निकेत तुह्मारे ॥
अंशन सहित देह धरि ताता । करि हौं चरित भक्त सुखदाता ॥ १ ॥
जेहि सुनि सादर नर बड भागी । भव तरिहहिं ममता मद त्यागी ॥
आदि शक्ति जेहि जग उपजाया । सोउ अवतरहिं मोरि यह माया ॥ २ ॥
पुरउब मैं अभिलाष तुम्हारा । सत्य सत्य प्रण सत्य हमारा ॥
पुनि पुनि अस कहि कृपानिधाना । अंतर्धान भये भगवाना ॥ ३ ॥

दंपति उर धरि भक्ति कृपाला । तेहि आश्रम निवसे कछु काला ।
समय पाय तनु तजि अनयासा । जाइ कीन्ह अमरावति बासा ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ ! ભરતાદિ મારા અંશો સાથે મરજી મુજબ પુરુષસ્વરૂપે દેહ ધારણ કરી તમારે ત્યાં હું પ્રગટી ભક્તોને સુખ આપનારાં ચરિત્રો કરીશ. ॥ ૧ ॥ જે સદ્‌ભાગ્યવાળા પુરુષો માનપૂર્વક સાંભળતાં મમતા અને અહંકારનો ત્યાગ કરશે, તે સંસારરૂપી સમુદ્રને તરી જશે. વળી જેણે જગતને રચ્યું છે, તે મારી માયારૂપ આ આદિ શક્તિ પણ અવતાર લેશે. ॥ ૨ ॥ અને હું તમારી સઘળી ઉત્કંઠા ( ઉમેદ ) પૂર્ણ કરીશ, એ મારું "પણ" સત્ય, સત્ય અને સત્ય જ છે. એમ કૃપાનાથ શ્રીહરિ વારંવાર કહીને અંતર્ધ્યાન થઈ ગયા. ॥૩॥ અને તે બેઉ સ્ત્રીપુરુષ મનમાં દયાળુ શ્રીભગવાનની ભક્તિ રાખી, કેટલાક કાળ સૂધી તે આશ્રમમાં રહ્યાં તથા વખત જોઈ વગરપરિશ્રમે દેહનો ત્યાગ કરી અમરાવતીમાં જઈને વાસ કર્યો. ॥ ૪ ॥

दो० यह इतिहास पुनीत अति, उमहिं कहेउ वृषकेतु ॥
भरद्वाज सुनु, अपर पुनि, रामजन्म कर हेतु ॥ १४८ ॥

**અર્થ.**—યાજ્ઞવલ્કય ઋષિ કહેછે–હે ભરદ્વાજ ! આ અતિ પવિત્ર ઇતિહાસ પાર્વતીજી આગળ સદાશિવે કહી સંભળાવ્યો. હવે શ્રીરામચંદ્રજીનાં પ્રાગટ્યનું એક બીજું કારણ કહું, તે સાંભળો. ॥ ૧૫૮ ॥

चो० सुनु मुनिकथा पुनीत पुरानी । जो गिरिजा प्रति शंभु बखानी ॥
विश्व विदित एक केकय देशू । सत्यकेतु तहं बसै नरेशू ॥ १ ॥
धर्मधुरंधर नीति निधाना । तेज प्रताप शील बलवाना ॥
तेहि के भये युगल सुत बीरा । सब गुण धाम महा रणधीरा ॥ २ ॥
रजधानी जेठे सुत आही । नाम प्रतापभानु असताही ॥
अपर संतति अरि मर्दन नामा । भुजबल अतुल अचल संग्रामा ॥ ३ ॥
भाइहि भाइहि परम सुरीती । सकल दोष छल वर्जित प्रीती ॥
जेठे सुतहि राज्य नृप दीन्हा । हरि हित आपु गमन वन कीन्हा ॥ ४ ॥

**અર્થ.**—હે ઋષિ ! આ પવિત્ર જૂની કથા જે ગિરિજા પાસે શંભુએ કહી છે, તે સાંભળો. એક જગત્પ્રખ્યાત કેકય નામનો દેશ છે ત્યાં સત્યકેતુ નામનો રાજા રાજ્ય કરતો હતો. ॥ ૧ ॥ તે ધર્મધુરંધર તથા તેજ, પ્રતાપ, શીળ, બળ અને નીતિનો ભંડાર હતો. તેને સઘળા ગુણોના સ્થાન અને રણભૂમિમાં મોટી ધીરજ રાખનાર એવા મહાવીર બે પુત્રો થયા હતા. ॥ ૨ ॥ તેમાંના મોટાનું નામ "પ્રતાપભાનુ" હતું. તેને રાજ્ય ગાદી મળી, અને નાનાનું નામ "અરિમર્દન" હતું, તે ઘણાં બાહુબળવાળો તથા લડાઈમાંથી ન ખસે એવો હતો. ॥ ૩ ॥ તે બન્ને ભાઈઓમાં પરસ્પર પ્રેમ અને દોષ તથા કપટ રહિત સઘળી રીતિઓ હતી. એવી રીતે મોટાદીકરાને રાજ્ય સોંપી, રાજા (સત્યકેતુ) પોતે શ્રીપ્રભુનાં દર્શનમાટે વનમાં ગયો. ॥ ૪ ॥

दो० जब प्रताप रवि भयउ नृप, फिरी दोहाई देश ॥
प्रजापाल अति वेद विधि, कतहुं नहीं अघ लेश ॥ १५९ ॥

**અર્થ.**—જ્યારે પ્રતાપભાનુ રાજા થયો અને તેની આણ તે રાજ્યની દશે દિશામાં ફરવા લાગી ત્યારે તે રાજા વેદની રીતે પ્રજાનું પાલન કરવા લાગ્યો. તે વખત ક્યાંય જરા પણ પાપ રહ્યું નહોતું. ॥ ૧૫૯ ॥

चो० नृप हित कारक सचिव सुजाना । नाम धर्म रुचि शक्र समाना ॥
सचिव सयान बंधु बल वीरा । आपु प्रताप पुंज रणधीरा ॥ १ ॥
सेन संग चतुरंग अपारा । अमित सुभट सब समर जुझारा ॥
सेन विलोकि राउ हरषाना । अरु बाजे गहगहे निशाना ॥ २ ॥
विजय हेतु कटकाइ बनाई । सुदिन शोधि नृप चल्यो बजाई ॥
जहं तहं परी अनेक लडाई । जिते सकल भूप बरिआई ॥ ३ ॥
सप्तद्वीप भुज बल वश कीन्हा । लै लै दंड छांडि नृप दीन्हा ॥
सकल अवनि मंडल तेहि काला । एक प्रतापभानु महिपाला ॥ ४ ॥

**અર્થ.**—તે રાજાનો ધર્મરુચિ નામનો સુજાણ અને રાજ્યનું ભલું ઇચ્છનારો ઇંદ્ર જેવો એક પ્રધાન હતો. હવે જેમ પ્રધાન શહાણો, તેમ ભાઈ શૂરવીર હતો અને પોતે પણ મહાપ્રતાપી તથા રણમાં ધૈર્ય રાખનાર હતો. ॥ ૧ ॥ તેની પાસે ચતુરંગી[1] સૈના હતી. તે સૈન્યના સઘળા પુરુષો અત્યંત ચતુર અને લડવૈયા હતા. તે લશ્કર જોઈ રાજા ઘણો હરખ પામતો. તે દળનાં વાજાં નિરંતર વાગતાં અને નિશાનો ફરકતાં હતાં. ॥ ૨ ॥ આ કટક પોતે દિગ્વિજય કરવા માટે બનાવ્યું હતું; તેથી સારો દિવસ જોઈ તે ભૂપ નગારે દાંડી દઈ વિજય કરવા ચઢયો. જ્યાં જ્યાંના રાજાઓ યુદ્ધ કરવા સામા આવ્યા, ત્યાં ત્યાંના સઘળા ભૂપતિને પોતાના જોરથી જિત્યા. ॥ ૩ ॥ સાતો દ્વીપોને પોતાના બાહુબળથી વશ કરીને ત્યાંના સઘળા રાજાઓનો દંડ લઈ છોડ્યા. તે વખત આખી પૃથ્વીમાં એક પ્રતાપભાનુ ચક્રવર્તી રાજા થયો. ॥ ૪ ॥

दो० स्ववश विश्व करि बाहुबल, निज पुर कीन्ह प्रवेश ॥
अर्थ धर्म कामादि सुख, सेवहिं सबै नरेश ॥ १६० ॥

**અર્થ.**—પોતાનાં બાહુબળથી આખા જગતને પોતાને તાબે કરી સ્વનગરમાં પાછો આવ્યો અને અર્થ, ધર્મ તથા કામાદિ સુખોને તે વખત ભૂપતિ ભોગવવા લાગ્યો. ॥૧૬૦॥

चो० भूप प्रतापभानु बल पाई । कामधेनु भै भूमि सुहाई ॥
सब दुख वर्जित प्रजा सुखारी । धर्म शील सुंदर नर नारी ॥ १ ॥

---

[1] રથ, ગજ, ઘોડા અને પાયદલ.

सचिव धर्मरुचि हरि पद प्रीती । नृपहित हेतु सिखावत नीती ॥
गुरु सुर संत पितर महिदेवा । करैं सदा नृप सबकी सेवा ॥ २ ॥
भूप धर्म जे वेद बखाने । सकल करैं सादर सुख माने ॥
दिन प्रति देइ विविध विधि दाना । सुनै शास्त्र वर वेद पुराना ॥ ३ ॥
नाना वापीं कूप तडागा । सुमन वाटिका सुंदर बागा ॥
विप्र भवन सुर भवन सुहाये । सब तीरथन विचित्र बनाये ॥ ४ ॥

**અર્થ.**—તે પ્રતાપભાનુ રાજાનું બળ પામી પૃથ્વી કામધેનુ જેવી શોભવા લાગી; અને તેની પ્રજા માંહેલાં સઘળાં સ્ત્રીપુરુષ ધર્મ અને શીળથી સુંદરતાને પામી તથા સર્વે દુઃખોથી રહિત થઈ સુખી થયાં. ॥૧॥ તેનો ધર્મરુચિ પ્રધાન શ્રીપ્રભુનાં ચરણમાં પ્રીતિ રાખવા તથા રાજનીતિ વિષે તે રાજાને તેના ભલાંનેમાટે શીખવતો. તે ભૂપાળ ગુરુ, સાધુ, દેવતા, પિતૃ અને પૃથ્વીપરના દેવતા ( બ્રાહ્મણો ) ની સદૈવ સેવા કરતો, ॥ ૨ ॥ વેદે કહેલા કુળધર્મો; તેમાં સુખ માની તે રાજા માનપૂર્વક કરતો હતો; અને પ્રત્યેક દિવસે ઘણા પ્રકારનું દાન દેતો તથા વેદ, પુરાણ અને શાસ્ત્રો સાંભળતો હતો. ॥ ૩ ॥ ઘણી વાવો, કૂવા, તળાવો, ફુલવાડીઓ, સુંદર બગીચાઓ, બ્રાહ્મણોનાં મંદિરો અને દેવતાઓનાં દેવાલયો, સઘળાં તીર્થોમાં બહુ શોભીતાં અને ચમત્કારિક બંધાવ્યાં. ॥૪॥

**दो०** जहं लगि कहे पुराण श्रुति, एक एक सब याग ॥
बार सहस्र सहस्र नृप, किये सहित अनुराग ॥ १६१ ॥

**અર્થ.**—વળી વેદ પુરાણે એક એક વાર જે જે યજ્ઞો કરવા આજ્ઞા કરી છે, તે તે સઘળા આ રાજાએ પ્રીતિ સાથે હજાર હજાર વાર કર્યા. ॥ ૧૬૧ ॥

**चो०** हृदय न कछु फल अनुसंधाना । भूप विवेकी परम सुजाना ॥
करै जो धर्म कर्म मन बानी । वासुदेव अर्पित नृप ज्ञानी ॥ १ ॥
चढि वरवाजि बार एक राजा । मृगया करसब साजि समाजा ॥
विंध्याचल गंभीर वन गयऊ । मृग पुनीत बहु मारत भयऊ ॥ २ ॥
फिरत विपिन नृप दीख वराहू । जनु वन दुरे शशिहिं ग्रसि राहू ॥
बड विधु नहिं समात मुख माहीं । मनहुं क्रोध वश उगिलत नाहीं ॥ ३ ॥
कोल कराल दशन छवि गाई । तनु विशाल पीवर अधिकाई ॥
घुरघुरात हय आरव पाये । चकित विलोकत कान उठाये ॥ ४ ॥

**અર્થ.**—મોટો જ્ઞાની અને સુજાણ તે રાજા મનમાં કંઈ પણ ફળની ઇચ્છા રાખતો નહોતો. ધર્મ, કર્મ, મન અને વાણીથી જે ( યજ્ઞો ) કરતો, તે સર્વે મજકુર જ્ઞાની રાજા ઈશ્વરાર્પણ કરતો. ॥૧॥ એક વાર તે રાજા સુંદર ઘોડા ઉપર ચઢી પોતાનું સઘળું સૈન્ય તૈયાર કરી વિંધ્યાચળ પર્વતના ગંભીર વનમાં, મૃગયા કરવા ગયો; અને ત્યાં ઘણાં પવિત્ર

મૃઓને મારવા લાગ્યો. ॥ ૨ ॥ એવી રીતે અરણ્યમાં ફરતાં રાહુ જેમ ચંદ્રમાને મોઢામાં લઈ આકાશમાં વાદળાંઓની આડો છપી જાય, તેમ વનરૂપી આકાશ અને કોતર[1]રૂપી વાદળાંઓમાં છપેલો, વળી રાહુ જેમ ક્રોધથી ચંદ્રમાને ગળી જવા ચહાય છે પણ ચંદ્રમા મોટો હોવાથી ગળાતો નથી; તેમ બાહેર આવેલી પોતાની ડાઢોને ગુપ્ત રહી શકતી નથી, માટે ગળી જવા ઇચ્છતો ડાઢોરૂપી ચંદ્રમાવાળો અને મોટા તથા ભયંકર શરીરવાળો એક વરાહરૂપી રાહુ દીઠો.

दो० नील महीधर शिखर सम, देखि विशाल वराह ॥
चपरि चलेउ हय सुटिक नृप, हांकिन होई निबाह ॥ १६२ ॥

**અર્થ.**—જેથી તેના તરફ વાજીને વાળ્યો. જ્યારે અશ્વ પોતાની લગભગ આવ્યો ત્યારે સુવ્વરે તેની સામું ચમકી તથા કાન ઉંચા કરીને જોયું. ॥ ૧૬૨ ॥

चो० आवत देखि अधिक रववाजी । चला वराह मरुत गति भाजी ॥
तुरत कीन्ह नृप शर संधाना । महि मिलि गयउ विलोकत बाना ॥ १ ॥
तकि तकि तीर महीश चलावा । करि छल सुअर शरीर बचावा ॥
प्रकटत दुरत जाइ मृग भागा । रिसवश भूप चलेउ संग लागा ॥ २ ॥
गयउ दूरि वन गहन वराहू । जहां नहोहि गज वाजि निबाहू ॥
अति अकेल वन विपुल कलेशू । तदपि न मृग मग तजे नरेशू ॥ ३ ॥
कोल विलोकि भूप बड धीरा । भागि पैठु गिरि गुहा गंभीरा ॥
अगम देखि नृप अति पछिताई । फिरेउ महावन परेउ भुलाई ॥ ४ ॥

**અર્થ.**—પોતા સામો ઘોડાને ઘણા જોરભેર દોડતો આવતો જોઇ વરાહ પવનવેગે નાશી ચાલ્યો, તેવું જ રાજાએ બાણ ચડાવીને માર્યું; તે જોતાં જ તે સુવ્વર પૃથ્વીપર લાંબો થઇ લોટી ગયો. ॥ ૧ ॥ ત્યારે નૃપતિએ તાકી તાકીને તીર મારવા માંડયાં; પણ તે ડુક્કરે છળભેદથી પોતાના દેહને બચાવ્યો. દેખાતો; છપતો; દેખાતો; છપતો; તે વરાહ નાઠો, તેમ ખીજાયલો તે ભૂપ પણ તેની પાછળ પડયો. ॥ ૨ ॥ જ્યાં હાથી ઘોડા જઈ ન શકે તેવાં એક વિકટ વનમાં તે સુવ્વર જઇ છપી ગયો. તે દુર્ઘટ અરણ્યમાં એકલો પડેલો રાજા ઘણો ખેદયુક્ત થયો. તોપણ તે નરેશે ડુક્કરનો વાંસો છોડયો નહિ. ॥ ૩ ॥ હવે તે વરાહ ભૂપને ભારી ધીરજવાન્ જોઇને ભાગતાં ભાગતાં પર્વતની એક ગંભીર ગુફામાં પેશી ગયો. એટલે ત્યાં જવાને ઘણું કઠણ જોઈ તે રાજા ઘણો જ પસ્તાયો તથા ભૂલો પડી તે વિકટ વનમાં ફરવા લાગ્યો.

दो० खेद खिन्न क्षुधित तृषित, राजा वाजि समेत ॥
खोजत व्याकुल सरित सर, जल बिनु भयउ अचेत ॥ १६३ ॥

---

૧ ઝાડીમાં આવેલા ખાડા.

**અર્થ.**—ભૂખ્યો અને તરશ્યો થયેલો તે રાજા ઘણી ઉદાસીથી ઘોડા સહિત પીડા પામી નદી કે સરોવર શોધતો શોધતો પાણીવગર બેભાન બની ગયો. ॥ ૧૬૩ ॥

चो० फिरत विपिन आश्रम एक देखा । तहं बस नृपति कपट मुनि वेखा ॥
जासु देव नृप लीन्ह छुडाई । समर सेन तजि गयउ पराई ॥ १ ॥
समय प्रतापभानु कर जानी । आपन अति असमय अनुमानी ॥
गयउ न गृह मन बहुत गलानी । मिला न राजभूप अभिमानी ॥ २ ॥
रिसि उर मारि रंक जिमि राजा । विपिन बसै तापस के साजा ॥
तासु समीप गवन नृप कीन्हा । यह प्रतापरवि तेइ तब चीन्हा ॥ ३ ॥
राउ तृषित नहिं सो पाहिचाना । देखि सुवेष महामुनि जाना ॥
उतरि तुरंगते कीन्ह प्रणामा । परम चतुर न कहेउ निज नामा ॥ ४ ॥

**અર્થ.**—તે વનમાં ફરતાં ફરતાં તેમણે એક આશ્રમ દીઠો. ત્યાં પ્રતાપભાનુએ પદભ્રષ્ટ કરવાથી યુદ્ધમાં સેન છોડી નાસેલો ઋષિના વેષનો ઢોંગ રાખી એક રાજા રહેતો હતો. ॥ ૧ ॥ પ્રતાપભાનુનો સારો અને પોતાનો ઘણો ખોટો વખત સમજી જેમ રાજા આગળ રાંક લોકો પોતાની રીસને સમાવી રાખેછે; તેમ તે અરણ્યમાં તપસ્વીનો વેષ લઈ બેઠો હતો. ॥ ૨ ॥ તેની પાસે રાજા પ્રતાપભાનુ ગયો ત્યારે તેને કપટમુનિએ તુરત ઓળખી કાઢયો. પણ મહારાજા પ્રતાપ તરસ્યા હોવાથી તેને ઓળખી શકયા નહીં; અને તેનો સારો વેષ જોઇને કોઈ મોટા યોગિરાજ છે, એમ માની ઘોડા પરથી ઉતરી તેને પ્રણામ કર્યા. અત્યંત ચતુર પ્રતાપભાનુ રાજાએ પોતાનું નામ ન બતાવ્યું. ॥ ૪ ॥

दो० भूपति तृषित विलोकि तेइं, सरवर दीन्ह दीखाइ ॥
मज्जन पान समेत हय, कीन्ह नृपति हरखाइ ॥ १६४ ॥

**અર્થ.**—તેણે પ્રતાપભાનુને તરસ્યો જોઈ તળાવ દેખાડયું. ત્યાં જઈ પ્રતાપભાનુએ અશ્વસહિત ખુશી થઇને સ્નાન અને જળપાન કર્યું. ॥ ૧૬૪ ॥

चो० गै श्रम सकल सुखी नृप भयउ । निज आश्रम तापस लै गयउ ॥
आसन दीन्ह अस्त रवि जानि । पुनि तापस बोला मृदु बानी ॥ १ ॥
को तुम कस वन फिरहु अकेले । सुंदर युवा जीव पर हेले ॥
चक्रवर्ति के लक्षण तोरे । देखत दया लागि अति मोरे ॥ २ ॥
नाम प्रतापभानु अवनीशा । तासु सचिव मैं सुनहु मुनीशा ॥
फिरत अहेरहि परेउं भुलाई । बडे भाग्य देखेउं पद आई ॥ ३ ॥
हम कहं दुर्लभ दरश तुम्हारा । जानत हौं कछु भल होनहारा ॥
कह मुनि तात भयउ अंधियारा । योजन सत्तर नगर तुम्हारा ॥ ४

**અર્થ.**—તેથી સઘળો પરિશ્રમ મટી ગયો અને સુખી થયો. પછી તે રાજાને તપસ્વી પોતાના આશ્રમમાં લઈ ગયો અને સૂર્યાસ્ત થયેલો જાણી તેને ત્યાં જ ઉતારો કરાવ્યો. પછી તે તપસ્વી મીઠી બોલીથી બોલ્યો કે, ॥ ૧ ॥ તમે કોણ છો અને કેમ આ અરણ્યમાં એકલા ફરો છો? વળી સુંદર તરુણવાળા તમે આ જીવને પરાધીન કેમ કર્યો છે? તપાસી જોતાં તમારાં લક્ષણ ચક્રવર્તી રાજા જેવાં જણાય છે, તે જોઈ મને ઘણી દયા આવેછે. ॥ ૨ ॥ (તે સાંભળી પ્રતાપભાનુ કહેછે,) હે ઋષિરાજ! સાંભળો. પૃથ્વીપતિ પ્રતાપભાનુ નામે એક રાજા છે, તેમનો હું મુખ્ય કામદાર છું. મૃગયામાટે ફરતાં ભૂલો પડયો, પણ એટલામાં મારાં મોટાં ભાગ્યથી આપનાં ચરણારવિંદો દીઠાં. ॥ ૩ ॥ અમારા જેવાને આપનાં દર્શન દુર્લભ છતાં આજ કંઈ સારું થનાર હોય એમ હું માનુંછું. કપટઋષિ કહેછે, હે બાપ! અંધારું થઈ ગયું છે અને તમારું નગર અહીંથી સત્તર જોજન (૬૮) ગાઉ છેટું છે. ॥ ૪ ॥

दो० निशा घोर गभीर वन, पंथ न सूझ सुजान ॥
बसहु आजु अस जानि तुम, जायहु होत बिहान ॥ १६५ ॥
तुलसी जस भवितव्यता, तैसिहि मिलै सहाइ ॥
आपु न आवै ताहि पहं, ताहि तहां लै जाइ ॥ १६६ ॥

**અર્થ.**—ઘાડું વન ને વળી અંધારી રાત છે, તેથી ચતુર ભોમીઆને પણ રસ્તો સૂઝે નહીં. માટે એમ જાણીને આજની રાત્રી અહીં રહી પરોઢીયું થતાં જજો. (તુલસીદાસ કહે છે, જેનાં જેવાં નસીબ હોય તેને તેવી મદદ મળે. કાં તો પોતે ત્યાં જાય, નહીં તો તે સામું ચાલીને આવે.) ॥ ૧૬૫ ॥ ૧૬૬ ॥

चो० भलेहि नाथ आयसु धरि शीशा । बांधि तुरंग तरू बैठ महीशा ॥
नृप सब भांति प्रशंसेउ ताही । चरण वंदि निज भाग्य सराही ॥ १ ॥
पुनि बोलेउ मृदु गिरा सुहाई । जानि पिता प्रभु करौं ढिठाई ॥
मोहिं मुनीश सुत सेवक जानी । नाथ नाम निज कहहु बखानी ॥ २ ॥
तेहि न जान नृप नृपहि सो जाना । भूप हृदय सो कपट सयाना ॥
वैरी पुनि क्षत्री पुनि राजा । छल बल कीन्ह चहै निज काजा ॥ ३ ॥
समुझि राज्य सुख दुखित अराती । अंवा अनल इव जरै सु छाती ॥
सरल वचन नृप के सुनि काना । वैर संभारि हृदय हरषाना ॥ ४ ॥

**અર્થ.**—પૃથ્વીપતિ પ્રતાપભાનુએ કહ્યું કે, હે નાથ! ભલે આપની આજ્ઞા હું મસ્તક ઉપર ધારણ કરુંછું. એમ કહી તે રાજા પોતાના ઘોડાને ઝાડ નીચે બાંધી બેઠો અને તે વેષધારીની ઘણી પ્રશંસા કરતાં તેનાં ચરણોને નમી પોતાના ભાગ્યને વખાણ્યું. ॥ ૧ ॥ અને ફરી શોભીતી મીઠી વાણીથી બોલ્યો કે, હે પ્રભુ! આપને પિતાજી માની એક અવળાઈ કરુંછું (તે ક્ષમા કરશો.) હે ઋષિ! મને સેવક અને પુત્ર પ્રમાણે જાણી આપનું નામ કહો. ॥ ૨ ॥ હે પાર્વતી! ઋષિવેષ ધરનાર તે રાજા આ પ્રતાપભાનુ

મહારાજાને ઓળખતો હતો, પણ મહારાજા પ્રતાપભાનુએ તેને ઓળખ્યો ન હતો. હવે તે વેષધારી રાજા કલ્પનાથી કપટ રચવામાં બહુ ડાહ્યો હતો. એક તો વેરી, વળી ક્ષત્રી; અને તેમાં પણ રાજા હોવાથી તેણે પોતાના કાર્ય માટે કપટ કરવા ઇચ્છા કરી. ॥ ૩ ॥ પોતાનું રાજસુખ સાંભરી આવવાથી અને પોતે દુઃખી હોવાથી સામો શત્રુ જોઈ કુંભારના લીંભાડાની પેઠે અંદરથી તેનું ચિત્ત ઘણું દુખવા લાગ્યું, તેથી તે પ્રતાપભાનુ રાજાનાં સરળ વચન કાનથી સાંભળી વૈરને યાદ કરી ( પોતાનો દાવ મળવાથી ) મનમાં ઘણો રાજી થયો. ॥ ૪ ॥

**दो०** कपट बोरि वाणी मृदुल, बोलेउ युक्ति समेत ॥
नाम हमार भिषारि अब, निर्धन रहित निकेत ॥ १६७ ॥

**અર્થ.**—તે કપટી વેષવાળો મીઠાશથી પ્રપંચી વચનો બોલ્યો, દ્રવ્ય અને ઘરબાર વગરનો જે હું છું, તેથી મારું નામ હમણાં ભિખારી છે. ॥ ૧૬૭ ॥

**चो०** कह नृप जे विज्ञान विधाना । तुम सारिखे गलित अभिमाना ॥
सदा अपनपौ रहहिं दुराये । सब विधि कुशल कुवेष वनाये ॥ १ ॥
तेहि ते कहहिं संत श्रुति टेरे । परम अकिंचन प्रियहरि केरे ॥
तुम सब अधन भिखारि अगेहा । होत विरंचि शिवहिं संदेहा ॥ २ ॥
योसि सोसि तव चरण नमामी । मोपर कृपा करिय अब स्वामी ॥
सहज प्रीति भूपति की देखि । आप विषे विश्वास विशेषी ॥ ३ ॥
सब प्रकार राजहिं अपनाई । बोलेउ अधिक सनेह जनाई ॥
सुनु सतिभाव कहौं महिपाला । इहां बसत बीते बहु काला ॥ ४ ॥

**અર્થ.**—તે સાંભળી પ્રતાપભાનુ કહેછે, આપના જેવા જ્ઞાનના ભંડાર અને અહંકાર વગરના જે પુરુષો છે, તેઓ સર્વદા પોતાનું સામર્થ્ય ઢાંકી રાખે છે; પરંતુ તેઓએ ખરાબ વેષ બનાવેલો છતાં સર્વે બાબતમાં હુશિયાર હોયછે, ॥ ૧ ॥ તેટલા માટે વેદ સંતજનોને વાંકા કહેછે, પણ તે નિષ્કામ પ્રભુને ઘણા પ્રિય છે. આપના જેવા ઘરબાર અને ધનવગરના ભિખારીઓને જોઈ બ્રહ્મા અને શિવ પણ આશ્ચર્ય પામે. ॥ ૨ ॥ વળી આપ જે હો તે, હું તો આપનાં ચરણોમાં વંદન કરુંછું; માટે હે સ્વામિન્! મારાપર કૃપા કરો. હે ઉમા! પોતાને વિષે મહારાજાનો ઘણો ભરોંસો અને પ્રીતિ જોઈ, ॥ ૩ ॥ તથા બધી રીતે રાજાને પોતાનો જાણી વધારે પ્રીતિ દેખાડીને તે વેષધારી બોલ્યો, હે પૃથ્વી-પતિ! તારો સુંદર સ્વભાવ જોઈ હું કહુંછું તે સાંભળ. અહીંઆં રહેતાં મને ઘણો કાળ વીતી ગયો. ॥ ૪ ॥

**दो०** अब लगि मोहिं न मिलेउ कोउ, मैं न जनायउं काहु ॥
लोकमान्यता अनलसम, करि तप कानन दाहु ॥ १६८ ॥

**અર્થ.**—હજુ સૂધી કોઈ મને મળ્યો નથી, તેમ મેં મારો પ્રતાપ કોઇને પણ જણાવ્યો નથી. લોકપીડા અગ્નિપ્રમાણે દુઃખદાયક માની આ વનમાં એકલો રહી તપ કરી દેહ દમુંછું. ॥ ૧૬૮ ॥

**सो०** तुलसी देखि सुवेष, भूलैं मूढ न चतुर नर ॥
सुंदर केकी पेख, बचन सुधासम अशन अहि ॥ २४ ॥

**અર્થ.**—કવિ કહેછે કે, સારો વેષ જોઇને શું મૂર્ખ જ ભૂલે ? ના, ડાહ્યો પણ ભૂલે. જેમ કે, મોરનાં વચનો અમૃતતુલ્ય સુંદર જણાય છે, પણ તે સર્પનો આહાર કરનારો (ઝેર ખાનારો) છે. ॥ ૨૪ ॥

**चो०** ताते गुप्त रहौं जग माहीं । हरि तजि किमपि प्रयोजन नाहीं ॥
प्रभु जानत सब बिनहिं जनाये । कहहु कवन सिधि लोक रिझाये ॥ १ ॥
तुम शुचि सुमति परम प्रिय मोरे । प्रीति प्रतीति मोहिं पर तोरे ॥
अब जो तात दुरावौं तोहीं । दारुण दोष बढै अति मोहीं ॥ २ ॥
जिमि जिमि तापस कहै उदासा । तिमि तिमि नृपहि होइ विश्वासा ॥
देखा स्ववश कर्म मनवानी । तब बोला तापस बक ध्यानी ॥ ३ ॥
नाम हमारा एक तनु भाई । सुनि नृप बोलेउ पद शिरनाई ॥
कहहु नाम कर अर्थ बखानी । मोहिं सेवक अति आपन जानी ॥ ४ ॥

**અર્થ.**—તેથી (લોકોના ત્રાસથી) હું જગમાં છાનો રહુંછું; અને તેમ રહેવાનું પ્રભુશિવાય મને બીજું કશું કારણ નથી. તે સઘળું શ્રીહરિ વગરકહ્યે જાણેછે, માટે શું કરવા મારે મોઢેથી કહું ? મારે કયાં માણસોને રાજી કરવાં છે ? ॥ ૧ ॥ આ તો વળી તમે ડાહ્યા, સારીબુદ્ધિવાળા, મારાપર પ્રીતિયુક્ત વિશ્વાસ રાખનારા અને મને ઘણા પ્રિય છો, માટે તમને કહુંછું. હે બાપ ! જો તમારાથી છૂપાવું તો મને ઘણું મોટું પાપ પડે. ॥ ૨ ॥ હે ગિરિજા ! જેમ જેમ તે ઢોંગી સિદ્ધાઇથી કહેવા લાગ્યો, તેમ તેમ તે મોટા ભૂપતિને વધારે વધારે વિશ્વાસ ઉપજવા લાગ્યો. જ્યારે કર્મ, મન અને વાણીથી તેને પોતાને વશ જોયો, ત્યારે બકધ્યાની તે તપસ્વી બોલ્યો; ॥ ૩ ॥ હે ભાઈ! વળી મારું એકતનુ એવું પણ નામ છે. તે સાંભળી પ્રતાપભાનુ રાજા ફરીને મસ્તક નમાવી બોલ્યો કે, મને આપનો અત્યંત દાસ જાણી તે નામના અર્થનો વિસ્તાર કહો. ॥ ૪ ॥

**दो०** आदि सृष्टि उपजि जबै, तब उतपति भइ मोरि ॥
नाम एक तनु हेतु तेहि, देह न धरी बहोरि ॥ १६९ ॥

**અર્થ.**—કપટમુનિ કહેછે—જ્યારે પ્રથમ પહેલી સૃષ્ટિ ઉત્પન્ન થઇ ત્યારે તેની જ સાથે હું પણ પેદા થયો છું, ત્યારથી ફરીને બીજો દેહ ધારણ કર્યો નથી; તેટલા માટે મારું નામ એકતનુ છે. ॥ ૧૬૯ ॥

चो० जानि आश्चर्य करहु मन माहीं । सुत तप ते दुर्लभ कछु नाहीं ॥
तप बल ते जग सृजै विधाता । तप बल विष्णु भये परित्राता ॥ १ ॥
तप बल शंभु करहिं संहारा । तप बल शेष धरैं महि भारा ॥
तप अधार सब सृष्टि भुआरा । तप ते अगम न कछु संसारा ॥ २ ॥
भयउ नृपहिं सुनि अति अनुरागा । कथा पुरातन कहै सो लागा ॥
कर्म धर्म इतिहास अनेका । करै निरूपण विरति विवेका ॥ ३ ॥
उद्भव पालन प्रलय कहानी । कहेसि अमित आश्चर्य बखानी ॥
सुनि महीप तापस वश भयऊ । आपन नाम कहन तब लयऊ ॥ ४ ॥
कह तापस नृप जानौं तोहीं । कीन्हेउ कपट लाग भल मोहीं ॥

**અર્થ.**—હે પુત્ર ! આ વાત સાંભળી રખે તું નવાઈ જેવું માને. તપની આગળ કશું પણ દુર્લભ નથી. તપના બળથી બ્રહ્મા સૃષ્ટિ સૃજે છે, તપના બળે કરી વિષ્ણુ પાલનકર્તા થયા છે, ॥ ૧ ॥ તપના બળે રુદ્ર સંહાર કરેછે અને તપના જ બળે શેષજી પૃથ્વીનો ભાર ઉપાડી રહ્યા છે. માટે તપ આગળ કશું દુર્લભ છે જ નહિ. હે ભવાની ! આ આખી દુનિયા તપને આધારે જ છે. ॥૨॥ તે સાંભળી રાજાને અત્યંત પ્રેમભક્તિ ઉપજી અને પછી તે કપટમુનિ જૂની જૂની કથાઓ કહેવા લાગ્યો. ઘણાં કર્મ, ધર્મના ઇતિહાસો અને વૈરાગ્ય તથા જ્ઞાનનું નિરૂપણ કરી કહેવા લાગ્યો. ॥ ૩ ॥ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની અત્યંત આશ્ચર્યયુક્ત વાર્તાઓ વર્ણવવા લાગ્યો. તે સાંભળી રાજા તપસ્વીને આધીન થઈ ગયો અને તેથી પોતાનું ખરું નામ કહી બતાવ્યું. ત્યારે તે ઢોંગી બોલ્યો કે, હે રાજા ! હું તને ઓળખું છું. તેં જે પ્રથમ મારી પાસે કપટ કર્યું, એ વાત મને ગમી. ॥ ૪ ॥

सो० सुनु महीप अस नीति, जहं तहं नाम न कहहिं नृप ॥
मोहिं तोहिं पर अति प्रीति, परम चतुरता निरखि तव ॥ २५ ॥

**અર્થ.**—કપટમુનિ કહેછે, હે પૃથ્વીપતિ ! સાંભળ. રાજનીતિ એવી છે કે, રાજાએ જ્યાં ત્યાં પોતાનું નામ ન બતાવવું. એવું તારું ડહાપણ જોયું ત્યારે જ મને તારાથી ઘણો સ્નેહ બંધાયો. ॥ ૨૫ ॥

चो० नाम तुह्मार प्रताप दिनेशा । सत्यकेतु तव पिता नरेशा ॥
गुरुप्रसाद सब जानौं राजा । कहौं न आपन जानि अकाजा ॥ १ ॥
देखि तात तव सहज सुधाई । प्रीति प्रतीति नीति निपुणाई ॥
उपजि परी ममता मन मोरे । कहेउं कथा निज बूझे तोरे ॥ २ ॥
अब प्रसन्न मैं संशय नाहीं । मांगु जो भूप भाव मन माहीं ॥
सुनत वचन भूपति हरषाना । गहि पद विनय कीन्ह विधि नाना ॥ ३ ॥

कृपासिंधु मुनि दरशन तोरे । चारि पदारथ करतल मोरे ॥
प्रभुहित थापि प्रसन्न विलोकी । मांगि अगम वर होउं विशोकी ॥ ४ ॥

**અર્થ.**—તમારું નામ મહારાજા પ્રતાપભાનુ છે અને સત્યકેતુ રાજા તમારા પિતાજી હતા, એમ હું શ્રીગુરુના પ્રતાપથી જાણું છું. પણ હે રાજા! પોતાનું અકાર્ય જાણી (વગર કારણે) કહેતો નથી. ॥ ૧ ॥ હે તાત! તારી સહજ સરળતા, પ્રીતિ, ઉત્તમપણું, નીતિ અને ચાતુર્ય જોઇ મારા મનમાં ઘણી જ મમતા ઉત્પન્ન થઈ છે. માટે જે હું જાણતો હતો, તે વાતો મેં સઘળી તને કહી. ॥ ૨ ॥ હે રાજેંદ્ર! હવે હું નિઃસંદેહ તારાપર પ્રસન્ન છું; માટે જે તારા મનને ગમે તે માંગ. હે પાર્વતી! તે સાંભળી રાજા રાજી થયો અને તેનાં ચરણ પકડી અનેક પ્રકારની નમ્રતા કરીને બોલ્યો કે, ॥ ૩ ॥ હે ઋષિરાજ! આપનાં દર્શનમાત્રે કામ અને ધર્માદિ ચારે પદાર્થો મારા હાથની તળેટીમાં જ રહ્યા છે; તોપણ, હે પ્રભુ! આપને મારાપર પ્રસન્ન થયેલા જોઈ ઘણો જ દુર્ઘટ એક વર માંગી નિશ્ચિંત થવા ઇચ્છુંછું. ॥ ૪ ॥

दो० जरा मरण दुख रहित तनु, समर न जितै कोउ ॥
एक छत्र रिपु हीन महि, राज्य कल्पशत होउ ॥ १७० ॥

**અર્થ**—હું ઘડપણ વગરનો, મૃત્યુવગરનો, તથા આરોગ્ય શરીરવાળો, ચક્રવર્તી (યુદ્ધમાં કોઇથી ન જિતાય એવો) અને શત્રુવગરનો નિર્મળ થઈ આ પૃથ્વીપર સો કલ્પસૂધી રાજ્ય કરું. ॥ ૧૭૦ ॥

चो० कह तापस नृप ऐसहि होऊ । कारण एक कठिन सुन सोऊ ॥
कालौ तव पद नाइहि शीशा । एक विप्रकुल छांडि महीशा ॥ १ ॥
तप वल विप्र सदा बरियारा । तिनके कोप न कोउ रखवारा ॥
जो विप्रन वश करहु नरेशा । तो तव वश विधि विष्णु महेशा ॥ २ ॥
चलन ब्रह्म कुल से बरिआई । सत्य कहौं दोउ भुजा उठाई ॥
विप्र शाप विनु सुनु महिपाला । तोर नाश नहिं कवनिहुं काला ॥ ३ ॥
हरषेउ राउ वचन सुनि तासू । नाश न होइ मोर अब नासू ॥
तव प्रसाद प्रभु कृपानिधाना । मो कहं सर्वकाल कल्याना ॥ ४ ॥

**અર્થ.**—તે સાંભળી તપસ્વી બોલ્યો કે, એમ થશે. પણ હે રાજા! તેમાં એ જ એક કઠણ કામ છે કે, બ્રાહ્મણોનાં કુળો તને માથુ નહિ નમાવે. બાકી તો સાંભળ કે કાળ પણ તારા પગ ઉપર પોતાનું માથું મૂકશે. ॥ ૧ ॥ બ્રાહ્મણો તપના બળે કરી હમેશાં જોરાવર છે, માટે તેમના કોપ આગળ કોઈ રક્ષણ કરનાર નથી. તેમ છતાં હે નૃપ! તું જો તે બ્રાહ્મણોને વશ કરે, તો પછી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ જાણે તારે તાબે થયા. ॥ ૨ ॥ હે રાજા! બ્રાહ્મણોનાં કુળ સામે કોઇની મોટાઈ ચાલતી નથી, તે હું મારા બેઉ હાથ ઉંચા કરી સાચે સાચું કહુંછું. હે ભૂપાળ! બ્રાહ્મણોના શ્રાપવગર તારો કોઈ પણ કાળે નાશ નહિ થાય. ॥ ૩ ॥ હે ગિરિજા! પ્રતાપભાનુ રાજા એવાં

વચન સાંભળી ખુશી થઇ બોલ્યો કે, હે સ્વામિન્! હવે કદી પણ મારો નાશ થશે જ નહિ. હે કૃપાના ભંડાર! આપની દયાથી મારું સર્વદા કલ્યાણ જ છે. ॥ ૪ ॥

दो० एवमस्तु कहि कपट मुनि, बोला कुटिल बहोरि ॥
मिलब हमार भुवाल जनि, कहहु तो मोरि न खोरि ॥ १७१ ॥

**અર્થ.**—તથાસ્તુ કહી કપટ મુનિ ફરીથી બોલ્યો કે, ભૂલેચૂકે પણ રખેને આપણો મેળાપ કોઇ આગળ કહેતા અને કહેશો તો તેથી થનારાં નુકસાન માટે મારો વાંક નથી. ॥ ૧૭૧ ॥

चो० ताते मैं तोहिं बरजौं राजा । कहे कथा तव परम अकाजा ॥
छठे श्रवण यह परत कहानी । नाश तुम्हार सत्य मम बानी ॥ १ ॥
यह प्रकटे अथवा द्विज शापा । नाश तोर सुनु भानुप्रतापा ॥
आन उपाय निधन तव नाहीं । जो हरि हर कोपहिं मन माहीं ॥ २ ॥
सत्य नाथ पद गहि नृप भाषा । द्विज गुरु कोप कहहु को राखा ॥
राखै गुरु जो कोप विधाता । गुरु विरोध नहिं कोउ जग त्राता ॥ ३ ॥
जो न चलब हम कहे तुम्हारे । होइ नाश नहिं शोच हमारे ॥
एकहि डर डरपत मन मोरा । प्रभु महिदेव शाप अतिघोरा ॥ ४ ॥

**અર્થ.**—હે રાજા! આ વાત છઠ્ઠે કાને જાય તો નક્કી તારો નાશ થાય. એમ બીજાને કહેવાથી તારું ભુંડું જાણી હું તને મનાઇ કરું છું. એ મારાં વચન ખરાં માનવાં. ॥ ૧ ॥ આ વાત જાહેર કરવાથી અથવા બ્રાહ્મણના શ્રાપથી તારો નાશ થશે. બીજા કોઈ ઉપાયથી તારું મરણ નિપજશે જ નહિ, પછી ભલે જોઇએ તો હરિ અને હર કોપ કરે, તોપણ કંઇ નહિ થાય.॥૨॥ તે સાંભળી રાજા પ્રતાપભાનુ તેના પગ પકડીને બોલ્યો; હે નાથ! આપ કહોછો તે સાચી વાત છે. બ્રાહ્મણ અને ગુરુની રીસને કહો કોનાથી રોકાય? બ્રહ્માના કોપને ગુરુ મટાડી શકેછે, પણ ગુરુના ક્રોધને ઉતારનાર કોઈ નથી. (ઇશ્વરથી પણ તે સમાવી શકાય નહિ.) ॥ ૩ ॥ જો કદાચ હું આપના કહેવામાં ન વર્તુ અને મારો નાશ થાય તો તેથી મને કશી દિલગીરી નથી; (કારણ મારા મનને ખાત્રી છે કે, હું આપના હુકમનું અપમાન નહિ જ કરું.) પણ હે પ્રભુ! પૃથ્વીપરના દેવતાઓ (બ્રાહ્મણો) નો શ્રાપ અતિ તીક્ષ્ણ છે, એ જ એક ડરથી મારું મન બીહેછે. ॥ ૪ ॥

दो० होहिं विप्रवश कवन विधि, कहहु कृपा करि सोउ ॥
तुम तजि दीनदयालु निज, हितू न देखौं कोउ ॥ १७२ ॥

**અર્થ.**—માટે બ્રાહ્મણો કેવી રીતે વશ થાય, તે કૃપા કરીને આપ કહો. કારણ કે, આપ દીનદયાળુના વગર મારું કલ્યાણ કરનાર હું કોઇને દેખતો નથી. ॥ ૧૭૨ ॥

चो० सुनु नृप विविध यतन जग माहीं । कष्ट साध्य पुनि होहिं कि नाहीं ॥
अहै एक अति सुगम उपाई । तहां परंतु एक कठिनाई ॥ १ ॥

मम आधीन युक्ति नृप सोई । मोर जाब तव नगर न होई ॥
आजु लगे अरू जबते भयऊं । काहूके गृह ग्राम न गयऊं ॥ २ ॥
जो न जाउं तो होइ अकाजू । बना आइ असमंजस आजू ॥
सुनि महीप बोले मृदु बानी । नाथ निगम अस नीति बखानी ॥ ३ ॥
बडे सनेह लघुन पर करहीं । गिरि निज शिरन सदा तृण धरहीं ॥
जलधि अगाध मौली बह फेनू । संतत धरणि धरत शिर रेनू ॥ ४ ॥

**અર્થ.**—હે રાજા! સાંભળ. જગતમાં પ્રયત્નો તો અનેક છે, પણ તે કામ કઠણ હોવાથી (મહેનત કરતાં) બને કે ન બને એમ છે. એક સહેલો ઉપાય તો છે, પણ તેમાં અડચણ છે. ॥ ૧ ॥ હે રાજા! તે યુક્તિ મારે તાબે છે, પણ તારા નગરમાં મારું આવવું બની શકશે નહિ, કારણ કે હું જ્યારથી પેદા થયો ત્યારથી આજલગણ કોઇને ગામ કે ઘેર ગયો નથી. ॥ ૨ ॥ પણ જો તારે ત્યાં નથી આવતો તો મારી ખરાબી થાય છે (માટે આવવું જ જોઇએ). જુવો તો! આજે વળી એવો જ પ્રસંગ આવી બન્યો. તે સાંભળી મહારાજા પ્રતાપભાનુ હાથ જોડી કોમળ વચનોથી બોલ્યા કે, હે સ્વામિન્! વેદે એવી નીતિ વર્ણવી છે કે, ॥ ૩ ॥ જેમ પર્વત મોટો છતાં સર્વદા પોતાના માથાપર તરણાં (ઘાસ) ને ધરે છે, સમુદ્ર ઘણો મોટો છતાં માથા ઉપર ફીણ ધારણ કરે છે અને પૃથ્વી મોટી છતાં પોતાને માથે રેતિ (ધૂળ) ને રાખેછે, તેમ મોટાઓ નાના-ઓની ઉપર પ્રેમ રાખે છે. ॥ ૪ ॥

दो॰ अस कहि गहे नरेश पद, स्वामी होहु कृपालु ॥
मोहिं लागि दुख सहिय प्रभु, सज्जन दीनदयालु ॥ १७३ ॥

**અર્થ.**—એમ કહી પ્રતાપભાનુ તેના પગ પકડી બોલ્યા કે, હે સ્વામિન્! આપ દીનદયાળુ છો, માટે કૃપાળુ થઇને મારેસારુ એટલું દુઃખ સહન કરો. ॥ ૧૭૩ ॥

चो॰ जानि नृपहिं आपन आधीना । बोला तापस कपट प्रवीना ॥
सत्य कहौं भूपति सुनु तोहीं । जग महं नहिं दुर्लभ कछु मोहीं ॥ १ ॥
अवशि काज मैं करिहौं तोरा । मन क्रम वचन भक्त तैं मोरा ॥
योग युक्ति तप मंत्र प्रभाऊ । फलै तबहिं जब करिय दुराऊ ॥ २ ॥
जो नरेश मैं करउं रसोई । तुम परसहु मोहिं जान न कोई ॥
अन्न सो जोइ जोइ भोजन करई । सोई सोई तव आयसु अनुसरई ॥ ३ ॥
पुनितिनके गृह जेवैं जोई । तव बश होय भूप सुनु सोई ॥
जाइ उपाय रचहु नृप येहू । संवत भरि संकल्प करेहू ॥ ४ ॥

**અર્થ.**—કપટમાં પ્રવીણ તે તપસ્વી, રાજા પોતાને તાબે થયેલો જાણીને બોલ્યો; હે રાજા! સાંભળ, હું તને સાચું કહું છું કે, જગતમાં મને કંઈ પણ અવઘડ નથી. ॥૧॥

તું મન, કર્મ અને વચનથી મારો ભક્ત છે, તેથી હું તારું કામ અવશ્ય કરીશ; પણ તને ખબર છે કે, યોગ, યુક્તિ, તપ અને મંત્રનો પ્રભાવ છૂપો રાખવાથી ફળે છે. ॥ ૨ ॥ જો, હું રસોઈ કરું ને મને કોઈ ન જાણે તેમ તું પરોસે તો તે અન્ન જે જે જમશે, તે સઘળા તારી આજ્ઞામાં વર્તશે. ॥ ૩ ॥ ફરી તે સઘળાઓને ઘેર જે જે જમશે, તે પણ સઘળાઓ, હે ભાઈ સાંભળ ! તારે વશ થશે, માટે જઈને આ ઉપાય કર ને એક વર્ષ સૂધી એવી રીતે જમાડવાનો નિશ્ચય કર. ॥ ૪ ॥

दो० नित नूतन द्विज सहस शत, बरेहु सहित परिवार ॥
मैं तुह्मरे संकल्प लगि, दिनहिं करब जेवनार ॥ १७४ ॥

**અર્થ.**—રોજ નવા નવા એક એક લાખ બ્રાહ્મણોને કુટુંબ સાથે નોતર. હું તે મુદ્દત પૂરી થતાં સૂધી તારે ત્યાં રોજ રોજ રસોઈ કરીશ. ॥ ૧૭૪ ॥

चो० इहि विधि भूप कष्ट अति थोरे । होइहहिं सकल विप्र वश तोरे ॥
करिहहिं विप्र होम मख सेवा । तेहि प्रसंग सहजहिं वश देवा ॥ १ ॥
और एक तोहिं कहौं लखाऊ । मैं यहि वेष न आउब काऊ ॥
तुह्मरे उपरोहित कहं राया । हरि आनब मैं करि निजमाया ॥ २ ॥
तप बल तेहि करि आपु समाना । रखिहौं इहां वर्ष परमाना ॥
मैं धरितासु वेष सुनु राजा । सब विधि तोर संवारब काजा ॥ ३ ॥
गैनिशि बहुत शयन अब कीजे । मोहिं तोहिं भूप भेंट दिन तीजे ॥
मैं तप बल तोहिं तुरंग समेता । पहुंचैहौं सोवतहिं निकेता ॥ ४ ॥

**અર્થ.**—હે રાજા ! એ રીતે વગર મહેનતે બધા બ્રાહ્મણો તારે વશ થઈ જશે. તે બ્રાહ્મણો હોમ, યાગ અને સેવા કરે છે, તે કારણથી સઘળા દેવતાઓ પણ સહેલાઈથી તારે વશ થઈ જશે. ॥૧॥ વળી હું તને એક કહી બતાવું. હું આ વેષ કદી પણ આવીશ નહીં, પણ હે રાજા ! તમારા જે ગોર છે, તેને મારી માયાથી અહીં હરી લાવીશ. ॥૨॥ અને તપના બળથી એને હું મારા જેવો કરી એક વરસ સૂધી એને આંહી રાખીશ. અને રાજા સાંભળ, હું તેનો વેષ લઈ બધી રીતે તારું કામ સંભાળી લઈશ. ॥ ૩ ॥ હવે ઘણી રાત્રી ગઈ છે, માટે તું સુઇ જા. હું તને ત્રીજે દિવસે મળીશ અને મારા તપના બળથી હું તને ઉંઘમાં તારે ઘેર પહોંચાડી દઈશ. ॥ ૪ ॥

दो० मैं आउब सोइ वेष धरि, पहिचानेहु तब मोहिं ॥
जब एकांत बुलाई सब, कथा सुनाऊं तोहिं ॥ १७५ ॥

**અર્થ.**—જ્યારે હું તે વેષ ધરીને આવું ત્યારે તું મને ઓળખજે અને જ્યારે તું મને એકાંતમાં બોલાવીને પૂછીશ ત્યારે હું તને કહીશ. ॥ ૧૭૫ ॥

चो० शयन कीन्ह नृप आयसु मानी । आसन जाइ बैठ छल ज्ञानी ॥
श्रमित भूप निद्रा अति आई । सोकिमि सोव शोच अधिकाई ॥ १ ॥

कालकेतु निशिचर तहं आवा । जेहि शूकर होइ नृपहिं भुलावा ॥
परम मित्र तापस नृप केरा । जानै सो अति कपट घनेरा ॥ २ ॥
तेहि के सत सुत अरू दश भाई । खल अति अजय देव दुखदाई ॥
प्रथमहिं भूप समर सब मारे । विप्र संत सुर देखि दुखारे ॥ ३ ॥
तेहि खल पाछिल वैर संभारा । तापस नृप मिलि मंत्र विचारा ॥
जेहि रिपु क्षय सोइ रचेसि उपाऊ । भावी वश न जान कछु राऊ ॥ ४ ॥

**અર્થ.**—તેની આજ્ઞા માની રાજા સુતો અને તે કપટમાં પ્રવિણ મુનિ પોતાના આસન ઉપર જઈ બેઠો. રાજા થાકેલો હોવાથી તેને ઘણી ઉંઘ આવી ગઈ; પણ પેલાના મનમાં તો ઘણો શોચ લાગી રહ્યો હતો તે કેમ સૂવે ॥ ૧ ॥ એટલામાં જેણે વરાહ થઇ પ્રતાપભાનુને ભૂલાવ્યો હતો અને જે આ તપસ્વી રાજાનો મોટો મિત્ર છે તથા જે મોટા કપટમાં ઘણો કુશળ છે તે કાળકેતુ નામનો રાક્ષસ ત્યાં આવ્યો. ॥ ૨ ॥ બ્રાહ્મણ, સંત અને દેવતાઓને દુ:ખીઆ જોઈ પ્રથમ લડાઈમાં રાજા પ્રતાપભાનુએ તેના સો દીકરા અને દસ ભાઈઓને મારી નાંખ્યા હતા. તે રાક્ષસે દેવતાઓને હરાવીને ઘણા દુ:ખી કર્યા હતા. ॥ ૩ ॥ તે દૈત્યે પોતાનું પાછલું વેર સંભારીને તપસ્વી રાજા સાથે મળી તે વાતનો વિચાર કર્યો કે, જેમ આપણા શત્રુનો નાશ થાય, તે ઉપાય કરવો. હે પાર્વતી! નસીબના બળમાં ભૂલાઈ ગયેલો તે રાજા પ્રતાપભાનુ કંઈ પણ જાણતો નથી. ॥ ૪ ॥

दो० रिपु तेजसीअकेल अपि, लघु करि गनिय न ताहु ॥
अजहुं देत दुख रवि शशिहिं, शिर अवशेषित राहु ॥ १७६ ॥

**અર્થ.**—દુશ્મન તેજસ્વી હોય ને કદાચ તે એકલો હોય તોપણ તેને નાનો કરી ગણવો નહીં. જેમ રાહુનું બાકી રહેલું માથું હજી પણ સૂર્ય ચંદ્રમાને દુ:ખ આપેછે. ૪

चो० तापस नृप निजसखहिं निहारी । हर्षि मिलेउ उठि भयउ सुखारी ॥
मित्रहि कहि सब कथा सुनाई । यातुधान बोला सुख पाई ॥ १ ॥
अब साधेउं रिपु सुनहु नरेशा । जो तुम कीन्ह मोर उपदेशा ॥
परिहरि शोच रहहु तुम सोई । विन औषधहिं व्याधि विधि खोई ॥ २ ॥
कुल समेत रिपु मूल बहाई । चौथे दिवस मिलव मैं आई ॥
तापस नृपहि बहुत परितोषी । चला महा कपटी अति रोषी ॥ ३ ॥
भानुप्रतापहि वाजि समेता । पहुंचायसि सोवतहिं निकेता ॥
नृपहिं नारि पहं शयन कराई । हय गृह बांधेसि वाजि बनाई ॥ ४ ॥

**અર્થ.**—તપસ્વી રાજા પોતાના ( મિત્ર ) ને જોઈ સંતોષ પામી હરખથી ઉભો થઈ મળ્યો; અને પોતાના દોસ્તારને સઘળી વાત કહી સંભળાવી. તેથી તે દૈત્ય સુખ પામીને

બોલ્યો; ॥ ૧ ॥ હે રાજા! સાંભળો, તમે જેમ મને બોધ કર્યો હતો, તેમ મેં શત્રુને મેળવ્યો; માટે હવે તમે દીલગીરી છોડી દો. વગર ઓસડે વિધાતાએ વ્યાધિ મટાડી. ॥ ૨ ॥ હવે રિપુના કુળને મૂળ સોત ઉખેડી નાંખી ચોથે દહાડે હું આવી તમને મળું છું. એવી રીતે ઋષિરૂપી રાજાને ઘણો સંતોષ પમાડી મોટો કપટી અને ઘણો ક્રોધી તે દૈત્ય ત્યાંથી ચાલ્યો. ॥ ૩ ॥ તેણે પ્રતાપભાનુને તેના ઘોડા સહિત સુતેલો ને સુતેલો તેને ઘેરે પહોંચાડી દીધો; તથા ત્યાં રાજાને રાણી સાથે સુવાડી, ઘોડાળમાં ઘોડાને ઘોડાવાળાઓની પેઠે ઘટ બાંધ્યો. ॥ ૪ ॥

**दो०** राजा के उपरोहितहिं, हरि ले गयउ बहोरि ॥
ले राखेसि गिरि खोह महं, माया करि मति भोरि ॥ १७७ ॥

**અર્થ.**—પછી રાજાના ઉપાધ્યાયને હરી લઈ ગયો અને માયાથી તેની બુદ્ધિને ભોળવી પર્વતની ગુફામાં જઇને રાખ્યો. ॥ ૧૭૭ ॥

**चो०** आपु विरचि उपरोहित रूपा । परा जाय तेहि सेज अनूपा ॥
जागेउ नृप अनु भयउ बिहाना । देखि भवन अति अचरज माना ॥ १ ॥
मुनि महिमा मन महं अनुमानी । उठे गवहिं जेहि जान न रानी ॥
कानन गयउ वाजि चढि तेही । पुर नर नारि न जानेउ केही ॥ २ ॥
गये याम युग भूपति आवा । घर घर उत्सव बाजु बधावा ॥
उपरोहितहि दीख जब राजा । चकित विलोकि सुमिरि सोइ काजा ॥ ३ ॥
युग सम नृपहिं गये दिन तीनी । कपटी मुनि नृप मति हरि लीनी ॥
समय जानि उपरोहित आवा । नृपहि मतो सब कहि समुझावा ॥ ४ ॥

**અર્થ.**—અને પોતે પેલા પુરોહિતનો વેષ લીધો; તથા તેની (ગોરની) સુંદર પથારીમાં જઇને પડયો. જ્યારે સવાર થયું ત્યારે રાજા (પ્રતાપ) જાગ્યો અને પોતાનો મહેલ જોતાં મુનિના માહાત્મ્યનો વિચાર કરી ઘણું આશ્ચર્ય પામ્યો; તથા જેમ રાણી ન જાણે તેમ ઉઠી નિકળ્યો. શહેરનાં સ્ત્રીપુરુષો કોઈ જાણે નહીં તેમ તે રાજા ઘોડા ઉપર ચડી ફરી વનમાં જતો રહ્યો. ॥૨॥ તે પાછો ફરીને બે પ્રહર દિવસ ચડયે આવ્યો, તેથી ઘેર ઘેર ઉત્સવ અને વધાઈ થઈ રહી; તથા વાજાં વાગવા લાગ્યાં. હે ગિરિજા! જ્યારે રાજાએ પોતાના પુરોહિતને જોયો ત્યારે તે આગલા કામને સંભારી નવાઈથી જોવા લાગ્યો. ॥ ૩ ॥ રાજાના ત્રણ દિવસ ત્રણ યુગ જેવા ગયા; તેની બુદ્ધિ કપટમુનિનાં ચરણોમાં લીન થઈ ગઈ હતી. વખત જાણી તે પુરોહિત ત્યાં આવ્યો અને પોતાનો સઘળો અભિપ્રાય રાજાને કહી સંભળાવ્યો. ॥ ૪ ॥

**दो०** नृप हर्षे पहिचानि गुरु, भ्रम वश रहा न चेत ॥
बरे तुरत शत सहस वर, विप्र कुटुंब समेत ॥ १७८ ॥

**અર્થ.**—ભમાઈ ગયેલો હોવાથી જેનું મગજ અચેત હતું એવો તે રાજા ગુરુને ઓળખી ખુશી થયો; અને તરત કુટુંબ સાથે એક લાખ બ્રાહ્મણોને જમવા નોતર્યા.॥૧૭૮॥

**चो०** उपरोहित जेवनार बनाई । छ रस चारि विधि जस श्रुति गाई ॥
माया मय तेहं कीन्हि रसोई । व्यंजन बहु गनि सकै न कोई ॥ १ ॥
विविध मृगन कर आमिष रांधा । तेहि महं विप्रमांस खल सांधा ॥
भोजन कहं सब विप्र बुलाये । पद पखारि सादर बैठाये ॥ २ ॥
परसन लाग जबहिं महिपाला । भइ अकाशवाणी तेहि काला ॥
विप्रवृंद उठि उठि गृह जाहू । है बडि हानि अन्न जनि खाहू ॥ ३ ॥
भयउ रसोई भूसुर मांसू । सब द्विज उठे मानि विश्वासू ॥
भूप विकल मति मोह भुलानी । भावीवश न आव मुख बानी ॥ ४ ॥

**અર્થ.**—હવે વેદમાં વર્ણવેલા છ[1] રસવાળી ચાર પ્રકારની રસોઇ ગોરે બનાવી. માયાથી કરેલી તે રસોઇમાં કોઇથી ન ગણી શકાય એટલાં બધાં તો શાક હતાં. ॥ ૧ ॥ ઘણાં પ્રકારના મૃગોનું માંસ રાંધ્યું હતું; વળી તેની સાથે તે દુષ્ટે બ્રાહ્મણનાં માંસને પણ મેળવી દીધું હતું. તે રસોઇ તૈયાર થયા પછી બ્રાહ્મણોને ભોજન કરવા બોલાવ્યા; અને તેમના પગ પખાળી માનપૂર્વક ભોજન કરવા બેસાડ્યા. ॥ ૨ ॥ હવે તે રાજા જ્યારે પીરસવા લાગ્યો ત્યારે આકાશવાણી થઈ કે, હે બ્રાહ્મણોનો સમુદાય! રખે એ અન્નને ખાતા! એમાં મોટું નુકસાન છે. તે રસોઇ પૃથ્વીના દેવ (બ્રાહ્મણ)ના માંસની બનેલી છે; માટે ઉઠી ઉઠીને પોતપોતાને ઘેર જાઓ. તે સાંભળતાં જ વિશ્વાસથી તે (વાણી)ને સાચી માની સઘળા બ્રાહ્મણો ઉઠી નિકળ્યા. મોહમાં બુદ્ધિ ભોળવાઈ જવાથી રાજા વિકળ થઈ ગયો અને ભવિષ્યના યોગે મોઢેથી કંઈ બોલી શકયો નહિ. ॥ ૪ ॥

**दो०** बोले विप्र सकोप तब, नहिं कछु कीन्ह विचार ॥
जाइ निशाचर होहु नृप, मूढ सहित परिवार ॥ १७९ ॥

**અર્થ.**—ત્યારે કંઈ પણ વિચાર કર્યાવગર ક્રોધથી તે બ્રાહ્મણો બોલ્યા કે, હે મૂર્ખ રાજા! તારા વંશજો સહિત તું જઇને રાક્ષસ થા. ॥ ૧૭૯ ॥

**चो०** क्षात्रि बंधु तैं विप्र बुलाई । घालै लिये सहित समुदाई ॥
ईश्वर राखा धर्म हमारा । जैहसि तैं समेत परिवारा ॥ १ ॥
संवत मध्य नाश तव होऊ । जलदाता न रहहि कुल कोऊ ॥
नृप सुनि शाप विकल अति त्रासा । भइ बहोरि वर गिरा अकाशा ॥ २ ॥
विप्रहु शाप विचारि न दीन्हा । नहिं अपराध भूप कछु कीन्हा ॥
चकित विप्र सब सुनि नभवानी । भूप गये जहं भोजन खानी ॥ ३ ॥
तहं न अशन नहिं विप्र सुआरा । फिरेउ राउ मन शोच अपारा ॥
सब प्रसंग महिसुरन सुनाई । त्रसित परेउ अवनी अकुलाई ॥ ४ ॥

---

[1] ખાટો, ખારો, તુરો, તીખો, મીઠો અને મોળો.

**અર્થ.**—હે ક્ષત્રિયોમાં અધમ! તેં તો અમારી આખી નાતને વટલાવવા યોજના કરી; પણ ઈશ્વરે જ અમારો ધર્મ રાખ્યો. આ અપરાધથી તારા કુટુંબસહિત ॥ ૧ ॥ તારો એક વર્ષમાં નાશ થશે અને તારા કુળમાં પાછળથી ચાંગળું પાણી આપનાર પણ કોઈ રહેશે નહિ. એવો ભયંકર શ્રાપ સાંભળી રાજા ઘણો ત્રાસ પામ્યો. એટલામાં ફરીને તે રાક્ષસની માયાવી આકાશવાણી થઈ; ॥ ૨ ॥ "હે બ્રાહ્મણો! તમે અવિચારથી રાજાને શ્રાપ આપ્યો; તેણે કંઈ પણ અપરાધ કર્યો નથી." એવી આકાશવાણી સાંભળી બ્રાહ્મણો વિસ્મય પામ્યા અને રાજા જ્યાં ભોજનશાળા હતી ત્યાં ગયો ॥ ૩ ॥ તથા જૂવેછે તો રાંધેલી સામગ્રીઓ કે રસોઈ કંઈપણ જોવામાં આવ્યું નહિ. તેથી ઘણા શોક સાથે રાજા ત્યાંથી પાછો ફર્યો; અને બ્રાહ્મણો આગળ સર્વે વર્તમાન વિદિત કર્યા; તથા પોતે પછી તે કંટાળાથી અકળાઈ પૃથ્વીપર પડી ગયો. તેની એવી સ્થિતિ જોઈ બ્રાહ્મણો ઘણાં મીઠાશદાર અને સરળ વચનોથી બોલ્યા કે, ॥ ૪ ॥

दो० भूपति भावी मिटै नहिं, यदपि न दूषण तोर ॥
किये अन्यथा होइ नहिं, विप्र शाप अति घोर ॥ १८० ॥

**અર્થ.**—હે રાજા! નસીબમાં જે લખ્યું હોય તે મટે નહિ. જો કે તેં કશો અપરાધ કર્યો નથી તોપણ, બ્રાહ્મણોનો ઘણો ભયંકર શ્રાપ મિથ્યા તો નહિ થાય. ॥ ૧૮૦ ॥

चो० जो करि कपट छलै जग काहू । देइहि ईश अधम गति ताहू ॥
विप्र वचन सुनि नृप अकुलाना । उठि पुनि विनय कीन्ह विधि नाना ॥१॥
पुनि पुनि पद गहि कहेउ भुआला । शाप अनुग्रह करहु कृपाला ॥
जब तुम होव निशाचर जाई । ब्रह्मवश तामस तनु पाई ॥ २ ॥
अजर अमर अतुलित प्रभुताई । जगविख्यात वीर दोउ भाई ॥
होइहि जबहि पराभव चारी । तब तुम सेउब देव पुरारी ॥ ३ ॥
शिवप्रसाद वर पाइ बहोरी । होइहै सब जग प्रभुता तोरी ॥
मिलिहहिं तोहिं जब सनतकुमारा । तब तुम समुझब शाप हमारा ॥ ४ ॥

**અર્થ.**—જે કોઈ દુનિયામાં છળ કપટ કરેછે, તેઓને પ્રભુ નીચ ગતિ આપેછે. એવાં બ્રાહ્મણોનાં વચનો સાંભળી રાજા અકળાયો અને ફરીને ઉઠી ઘણા પ્રકારે નમ્રતા કરવા લાગો. ॥ ૧ ॥ વારંવાર બ્રાહ્મણોનાં ચરણો પકડી કહેવા લાગ્યો કે, હે દયાળુ! દયા કરો, દયા કરો. તે સાંભળી બ્રાહ્મણો બોલ્યા કે, જ્યારે તમે બ્રાહ્મણના વંશમાં દૈત્યદેહ ધારણ કરી અવતાર લેશો, ॥ ૨ ॥ ત્યારે તમે બન્ને ભાઈ જગપ્રસિદ્ધ યોધા, અજરામર અને અપાર ઐશ્વર્યવાન્ થશો તથા જ્યારે ચારેકોર હાર પામશો ત્યારે તમે સદાશિવની ભક્તિ કરશો. ॥ ૩ ॥ અને શંભુને પ્રસન્ન કરી તેમના પાસેથી વરદાન મેળવશો. તે વખત સઘળા જગતમાં તમારું સામર્થ્ય વધશે અને જ્યારે સનત્કુમારાદિ તમને મળશે ત્યારે તમે અમારા આ શ્રાપને સમજી શકશો. ( તમને યાદ આવશે. ) ॥ ૪ ॥

दो० तुम पूछव निस्तार निज, सादर सुनहु नरेश ॥
सब परिवार उधार तब, होइहै मुनि उपदेश ॥ १८१ ॥

**અર્થ.**—હે રાજા! તું જ્યારે પોતાનો નિસ્તાર પૂછે છે ત્યારે અમે કહીએ છિયે, તે માનપૂર્વક સાંભળ. ઋષિના બોધથી તારા આખા કુટુંબનો ઉદ્ધાર થશે. ॥ ૧૮૧ ॥

चो० अस कहि सब महिदेव सिधाये । समाचार पुर लोगन पाये ॥
शोचहिं दूषण दैवहिं देहीं । विचरत हंस काक किय जेहीं ॥ १ ॥
उपरोहितहि भवन पहुंचाई । असुर तापसिहि खबरि जनाई ॥
तेहि खल जहं तहं पत्र पठाये । सजि सजि सेन भूप सब आये ॥ २ ॥
घेरिन्हि नगर निशान बजाई । विविध भांति नित होति लराई ॥
जूझे सकल सुभट करि करणी । बंधु समेत परे नृप धरणी ॥ ३ ॥
सत्यकेतु कुल कोइ न वांचा । विप्र शाप किमि होइ असांचा ॥
रिपुहिं जिति नृप नगर बसाई । निज निज पुर गे जय यश पाई ॥ ४ ॥

**અર્થ.**—એમ કહી સર્વે દ્વિજો ગયા પછી તે ખબર નગરમાં ફેલાયા, એટલે નાગરીકો નસીબને તોહોમતદાર કરી કહેવા લાગ્યા કે, હે પ્રારબ્ધ! હંસને કાગડો બનાવવા જેવું તેં આ શું કર્યું? ॥ ૧ ॥ હવે પેલા માયાવી દૈત્યે રાજાના ગોરને તેને ઘેર પાછો પહોંચતો કર્યો અને પોતે જઈ પેલા વેષધારી ઋષિને તે વર્તમાન વિદિત કર્યા, એટલે તે દુષ્ટ નૃપે બીજા ભૂપો (જેઓ આગળ પ્રતાપભાનુ સાથેના સંગ્રામમાં હાર પામ્યા હતા તેઓ) ને કાગળો લખી મોકલ્યા; એટલે સઘળા મહિપાળો પોતાના દળોસહિત સમરની ઇચ્છાથી આવી પુગ્યા. ॥ ૨ ॥ અને તેમણે પ્રતાપપુરને ઘેરો ઘાલ્યો તથા નિશાનો ફરફરાવી નગારે દાંડીઓ દીધી. પ્રતાપી પ્રતાપના શહાણા સેનાપતિઓ પોતપોતાના અધિકાર પ્રમાણે કવાયતો કરી લડવા લાગ્યા. ઘણી રીતની એવી નિત્ય લડાઈ થતી. તે મહાયુદ્ધમાં મહારાજા પ્રતાપભાનુ પોતાના ભાઈ અરિમર્દન સાથે મહિશય્યાપર પોઢ્યા (મરણ પામ્યા.) ॥ ૩ ॥ ભૂપતિ સત્યકેતુના સબળ વંશમાં પાછળ કોઇ પણ પાણી આપનાર રહ્યો નહિ. બ્રાહ્મણોનો શ્રાપ શી રીતે ખોટો થાય? પછી તે પાપી રાજાએ પોતાના દુષ્મનનો નાશ કરી પોતે તેમાં વાસ કર્યો (જેથી પવિત્ર પ્રતાપપુરી મટી જઈ તે કપટપુરી બની,) અને બીજા રાજાઓ જય તથા યશની પાઘડીઓ બાંધી પોતપોતાનાં પાટણ પ્રત્યે ઉપડી ગયા. ॥ ૪ ॥

दो० भरद्वाज सुनु जाहि जब, होत विधाता वाम ॥
धूरि मेरू सम जनक यम, ताहि व्याल सम दाम ॥ १८२ ॥

**અર્થ.**—યાજ્ઞવલ્કય કહેછે, હે ભરદ્વાજ! સાંભળો. જ્યારે વિધાતા અવળી થાય છે, ત્યારે ધૂળ મેરુ પર્વતસમ, સીંદરી સર્પસમ અને પિતા જમ જેવો થાયછે. ॥ ૧૮૨ ॥

चो० काल पाइ मुनि सुनु सोई राजा । भयउ निशाचर सहित समाजा ॥
दश शिर ताहि बीस भुज दंडा । रावण नाम वीर वरि बंडा ॥ १ ॥
भूप अनुज अरिमर्दन नामा । भयउ सो कुंभकर्ण बलधामा ॥
सचिव जो रहा धर्मरुचि जासू । भयउ विमात्र बंधु लघु तासू ॥ २ ॥
नाम विभीषण जेहि जग जाना । विष्णु भक्त विज्ञान निधाना ॥
रहे जे सुत सेवक नृप केरे । भये निशाचर घोर घनेरे ॥ ३ ॥
कामरूप खल जिनिस अनेका । कुटिल भयंकर विगत विवेका ॥
कृपा रहित हिंसक सब पापी । वरणि न जाइ विश्व परितापी ॥ ४ ॥

**અર્થ.**—હે ઋષિ! સાંભળો. તે રાજા વખત આવ્યે પોતાના સમાજ સહિત દૈત્ય થયો. ત્યાં તેને પોતાને દશ શીશ અને વીશ હાથ હતા તથા તે રાવણ એવા નામથી ઓળખાતો. તે ઘણો બળવાખોર અને બળીઆંઓના બાપ જેવો હતો. ॥ ૧ ॥ તેનો અરિમર્દન નામે જે નાનો ભાઈ હતો, તે જોરની જગ્યારૂપ કુંભકર્ણ નામે દૈત્ય થયો; તથા તેનો ધર્મરુચિ નામનો પ્રધાન હતો, તે તેઓનો ઓરમાયો નાનો ભાઈ થયો. ॥ ૨ ॥ તે ઘણો જ્ઞાની અને વિષ્ણુભક્ત એવો જગપ્રસિદ્ધ વિભિષણ નામે ઓળખાતો હતો અને બાકીના તે રાજાના જે જે પુત્રો તથા નોકરો હતા, તેઓ સર્વે ઘણા ઘોર દૈત્યો થયા. ॥ ૩ ॥ તે સઘળું મંડળ કામી, દુષ્ટ, કુટિલ, ભયંકર, અજ્ઞાન, નિર્દય, પાપી, હત્યારું અને ન વર્ણવાય તેવા દુનિયાને દુઃખ દેનાર તથા મરજી મુજબ ગમે તે વસ્તુરૂપ બની જનાર ( માયાવી ) હતું. ॥ ૪ ॥

दो० उपजे यदपि पुलस्त्य कुल, पावन अमल अनूप ॥
तदपि महीसुर शाप वश, भये सकल अघरूप ॥ १८३ ॥

**અર્થ.**—તેઓ જો કે, પરમ પવિત્ર એવા પુલસ્ત્ય મુનિના કુળમાં પેદા થયા હતા, પણ બ્રાહ્મણોના શ્રાપને આધીન હોવાથી સઘળા પાપનાં જ પૂતળાંઓ બન્યા હતા.૧૮૩

चो० कीन्ह विविध तप तीनों भाई । परमउग्र सो वरणि न जाई ॥
गयउ निकट तप देखि विधाता । मांगहु वर प्रसन्न मैं ताता ॥ १ ॥
करि विनती पद गहि दशदीशा । बोलेहु वचन सुनहु जगदीशा ॥
हम काहू कर मरहिं न मारे । वानर मनुज जाति दुइ वारे ॥ २ ॥
एवमस्तु तुम बड तप कीन्हा । मैं ब्रह्मा मिलि तेहिं वर दीन्हा ॥
पुनि प्रभु कुंभकर्ण पहं गयऊ । तेहि विलोकि मन विस्मय भयऊ ॥ ३ ॥
जो यह खल नित करब अहारा । होइहि सब उजारि संसारा ॥
शारद प्रेरि तासुमति फेरी । मांगेसि नींद मास षट केरी ॥ ४ ॥

**અર્થ.**—વર્ણવી શકાય નહિ એવું મહાતપ તે ત્રણે ભાઈઓએ કર્યું. તપ જોઈ બ્રહ્માજી તેમની પાસે ગયા અને બોલ્યા કે, હે બાપ! વરદાન માગ. હું તારાપર રાજી થયો છું. ॥ १ ॥ તે સાંભળતાં તેમનાં ચરણારવિંદો પકડી રાવણ વિનતિપૂર્વક વચનોથી બોલ્યો કે, હે જગદીશ! સાંભળો. ફક્ત મનુષ્ય અને મર્કટની બે જાતો સિવાય બીજા કોઈનો માર્યો હું મરું નહિ. ॥ २ ॥ તેં મોટું તપ કર્યું માટે તેમ થશે. એવું વરદાન (સદાશિવ કહે) મેં અને બ્રહ્માએ આપ્યું. પછી તે પ્રભુ કુંભકર્ણ પાસે ગયા અને તેને જોઈ આશ્ચર્ય પામ્યા કે, ॥ ३ ॥ જો આ દુષ્ટ રોજ આહાર કરે તો આખો સંસાર ઉજ્જડ થઈ જાય; તેથી સરસ્વતીને બોલાવી તેની જીભપર બેસારી; તેના પ્રભાવથી તેણે છ મહિનાની [1]નિંદર માંગી લીધી. ॥ ४ ॥

**दो० गयउ बिभीषण पास तब, कहा पुत्र बर मांग ॥**
**तेहि मांगेउ भगवंत पद, कमल अमल अनुराग ॥ १८४ ॥**

**અર્થ.**—પછી વિભીષણ પાસે જઈ કહ્યું કે, હે પુત્ર! તું વર માગ. તેણે શ્રીભગવાનનાં ચરણકમળો વિષે અત્યંત પ્રીતિ માંગી. ॥ १८४ ॥

**चो० तिनहिं देइ वर ब्रह्म सिधाये । हर्षित ते अपने गृह आये ॥**
**मयतनुजा मंदोदरि नामा । परम सुंदरी नारि ललामा ॥ १ ॥**
**सोइ मय दीन्ह रावणहि आनी । भई सो यातुधान पति रानी ॥**
**हर्षित भयउ नारि भलि पाई । पुनि दोउ बंधु बिवाहेसि जाई ॥ २ ॥**
**गिरि त्रिकूट एक सिंधु मंझारी । विधि निर्मित दुर्गम अति भारी ॥**
**सोइ मयदानव बहुरि संवारा । कनक रचित मणि भवन अपारा ॥ ३ ॥**
**भोगवती जस अहिकुल वासा । अमरावति जस शक्र निवासा ॥**
**तिन ते अधिक रम्य अतिबंका । जग विख्यात नाम तेहि लंका ॥ ४ ॥**

**અર્થ.**—એવી રીતે, હે પાર્વતી! તે ત્રણે વરદાન આપી બ્રહ્મા સત્યલોકમાં ગયા, અને હું પણ કૈલાસમાં આવ્યો તથા તે દૈત્યો રાજી થતા પોતાને ઘેર ગયા. સ્ત્રીઓમાં ઘણી સુંદર અને કોમળ તથા મનોહર મંદોદરી નામની મયદાનવની એક પુત્રી હતી. ॥ १ ॥ તેણીને મયદાનવે રાવણ વેરે દીધી, તેથી તે દશશીશની માનીતી પટરાણી થઈ. વળી સારી સ્ત્રી મળવાથી તે અસુર ઘણો જ આનંદ પામ્યો અને પછી પોતાના બે નાના ભાઈઓને પરણાવ્યા. ॥ २ ॥ હે ઉમા! સમુદ્રને વિષે ત્રિકૂટ નામનો ઘણો મોટો અને દુર્ઘટ બ્રહ્માજીએ રચેલો એક પર્વત છે. તેને આગળ કોઈ વખત મયદાનવે સુધાર્યો છે અને તેમાં સુવર્ણ તથા રત્નજડિત કારીગરીથી ઘણાં ઘરો બનાવ્યાં છે. ॥ ३ ॥ પાતાળમાંની શેષનાગની ભોગવતી નગરી અને સ્વર્ગમાંહેલી ઇંદ્રને રહેવાની અમરાવતી કરતાં પણ તેને વધારે રમણીક તથા ફાંકડી પુરી બનાવી છે; અને તે વાંકી છે તેથી તેનું લંકા એવું નામ આપ્યું છે, જેને આખું જગત્ જાણે છે. ॥ ४ ॥

---

1 ઇંદ્રાસનને બદલે નિદ્રાસન મંગાવ્યું.

दो० खाई सिंधु गंभीर अति, चारिहु दिशि फिरि आव ॥
कनक कोट मणि खचित दृढ, बरणि न जाय बनाव ॥ १८५ ॥
हरि प्रेरित तेहि कल्प जोइ, यातुधान पति होय ॥
शूर प्रतापी अतुल बल, दल समेत बस सोय ॥ १८६ ॥

**અર્થ.**—તેની ચારે બાજુ સમુદ્રરૂપી ખાઈ ફરીવળી છે. વળી સુવર્ણ તથા રત્નખચિત કહી ન શકાય તેવો મજબૂત કિલ્લો તેની ચોતરફ આવેલો છે. હે પ્રિયા! ઇશ્વરેચ્છાથી જે કલ્પમાં જે રાક્ષસોના ઘણા બળવાળો, શૂર અને પ્રતાપી પતિ થાયછે, તે જ તેમાં પોતાનાં સૈન્યસહિત રહેછે. ॥ ૧૮૫ ॥ ૧૮૬ ॥

चो० रहे तहां निशिचर भट भारे । ते सब सुरन समर संहारे ॥
अब तहं रहहिं शक्र के प्रेरे । रक्षक कोटि यक्षपति केरे ॥ १ ॥
दशमुख कतहुं खबरि असि पाई । सेन साजि गढ घेरिसि जाई ॥
देखि विकट भट बडि कटकाई । यक्ष जिव लै चले पराई ॥ २ ॥
फिरि सब नगर दशानन देखा । गयउ शोच सुख भयउ विशेषा ॥
सुंदर सहज अगम अनुमानी । कीन्ह तहां रावण रजधानी ॥ ३ ॥
जेहि जस योग बांटि गृह दीन्हे । सुखी सकल रजनीचर कीन्हे ॥
एक बार कुबेर पहं धावा । पुष्पक यान जिति लै आवा ॥ ४ ॥

**અર્થ.**—તે લંકામાં પહેલાં ઘણા બળવાન્ રાક્ષસો રહેલા હતા. તે સઘળાઓને દેવતાઓએ યુદ્ધમાં ઠાર કર્યા હતા. તેથી ત્યાં ઇન્દ્રના મોકલેલા કુબેર ખજાનચીના એક ક્રોડ યક્ષ જાતિના દૂતો રહેતા હતા. ॥ ૧ ॥ તે સમાચાર ક્યારેક રાવણને મળ્યા, એટલે તેણે પોતાની ફોજ સાથે જઈ તે લંકાગઢને ઘેરો ઘાલ્યો. ઘણું કઠણ શૂરવીરોનું મોટું દળ જોઈ સઘળા યક્ષો જીવ લઈ નાઠા. ॥ ૨ ॥ રાવણે તેમાં ફરી આખું નગર જોયું, તેથી દિલગીરી જઈ ઘણું સુખ ઉપજ્યું. તેને સહજ અવઘડ અને સુંદર જાણી રાવણે ત્યાં પોતાની રાજધાની કરી ॥ ૩ ॥ અને બીજા સઘળા દૈત્યોને જેને જેવું યોગ્ય, તેને તેવું ઘર વહેંચી આપી સુખી કર્યા. તે અસુર વળી એક વખત કુબેરની પછવાડે દોડીને તેની પાસેથી પુષ્પક નામનું વિમાન ઝૂંટી લાવ્યો. ॥ ૪ ॥

दो० कौतुकही कैलाश तब, लीन्हेसि जाइ उठाई ॥
मनहुं तौलि भट बाहुबल, चला अधिक सुख पाई ॥ १८७ ॥

**અર્થ.**—હે ગિરિજા! વળી તેણે એક આશ્ચર્ય કર્યું તે એ કે, જેમ કોઈ શૂરો પોતાનાં બાહુબળની અજમાએશ કરતો હોય, તેમ કૈલાસ પર્વતને તેણે ઉપાડી લીધો અને પછી સંતોષ પામી ચાલતો થયો. દેવતા, યક્ષ, ગંધર્વ, કિન્નર, નાગ અને મનુષ્યોને પોતાનાં બાહુબળથી જિતી તેની કુંવારી પુત્રીઓ તથા ઘણી સુંદર સ્ત્રીઓને ઉપાડી લાવી પોતે પરણવા લાગ્યો. ॥ ૧૮૭ ॥

ચો० सुख संपति सुत सेन सहाई । जय प्रताप बल बुद्धि बडाई ॥
नित नूतन सब बाढत जाई । जिमि प्रति लाभ लोभ अधिकाई ॥ १ ॥
अति बल कुम्भकर्ण अस भ्राता, जेहि कहं नहिं प्रति भट जग जाता ॥
करि मद्पान सोव षट मासा । जागत होइ तिहूं पुर त्रासा ॥ २ ॥
जो दिन प्रति अहार करु सोई । विश्व वेगि सब चौपट होई ॥
समर धीर नहिं, जाइ बखाना । तेहि सम अधिक न कोउ बलवाना ॥ ३ ॥
वारिद नाद जेठ सुत तासू । भट मेहं प्रथम लीक जग जासू ॥
जेहि न होइ रण सन्मुख कोई । सुरपुर नितहिं पराभव होई ॥ ४ ॥

**અર્થ.**—તેને સુખ, સંપત્તિ, પુત્ર, ફોજ, જય, પ્રતાપ, બળ, બુદ્ધિ અને મોટાઈ લાભથી વધતા લોભની પેઠે, રોજ નવાં નવાં વધવા લાગ્યાં. ॥ ૧ ॥ જેનું બળ જગતમાં વર્ણવી શકાય નહીં એવો ઘણુા બળવાળો તેનો ભાઈ કુંભકરણ જ્યારે જાગતો ત્યારે તે પુરીને ઘણો ભય ઉત્પન્ન થતો. છ મહિના સૂધી તો તે સુરાપાન જ કર્યા કરતો હતો. ॥ ૨ ॥ જો તે રોજ રોજ ખાય, તો તો સઘળું જગત્ જલદીથી ચોપટ થઈ જાય. વળી લડાઈમાં ઘણો જ ધીર, જવાન, જેનું વખાણ થઈ શકે નહીં તેવો અને કુંભકર્ણ પ્રમાણે જ ઘણું બળવાળો વીર ॥ ૩ ॥ રાવણનો મોટો પુત્ર મેઘનાદ નામે હતો. જે ઘણો શૂરો અને જેની સામે કોઈ નહીં ઉભી શકે એવો તથા દરેક દિવસે સ્વર્ગમાંના ઈંદ્રાદિ દેવતાઓને હરાવનારો હતો; જેનો પ્રતાપ આગળથી જ જગત્ જાણતું હતું. ॥ ૪ ॥

દો० कुमुख अकंपन कुलिशरद, धूम्रकेतु अतिकाय ॥
एक एक जग जिति सक, ऐसे सुभट निकाय ॥ १८८ ॥

**અર્થ.**—તે શિવાય કુમુખ, અકંપન, કુલીશ, રદ, ધૂમ્ર, કેતુ, અતિકાય, અને નિકાય વિગેરે એક એકથી સરસ જગતને જિતી આવે એવા સેનાપતિઓ હતા. ॥૧૮૮॥

ચો० कामरूप जानहिं सब माया । स्वप्नेहुं जिनके धर्म न दाया ॥
दशमुख बैठि सभा एक वारा । देखि अमित आपन परिवारा ॥ १ ॥
सुत समूह जन परिजन नाती । गनै को पार निशाचर जाती ॥
सेन बिलोकि सहज अभिमानी । बोला वचन क्रोध मद सानी ॥ २ ॥
सुनहु सकल रजनीचरयूथा । हमरे वैरी विबुध वरुथा ॥
ते सन्मुख नहिं करहिं लराई । देखि सबल रिपु जाहिं पराई ॥ ३ ॥
तिन कर मरण एक विधि होई । कहौं बुझाइ सुनहु अब सोई ॥
द्विज भोजन मख होम सराधा । सब कर जाई करहु तुम बाधा ॥ ४ ॥

**અર્થ.**—સઘળી માયાને જાણનારા, સ્વેચ્છાપ્રમાણે સ્વરૂપ ધારણ કરનારા અને

જેને સ્વપ્ને પણ ધર્મ કે દયા કશું નથી, એવાઓની સાથે એકવાર રાવણ કચેરી ભરીને બેઠો હતો, તે વખત પોતાનો પાર વગરનો પરિવાર જોઇને રાજી થયો. ॥ ૧ ॥ દીકરા, કુટંબીઓ, સેવક, નાતીલાઓ તથા અગણિત રાક્ષસોના જથાઓને પોતાનું સેન જોઈ સહજ અહંકારથી ક્રોધ અને મદમય વચન બોલ્યો; ॥ ૨ ॥ હે સઘળા દૈત્યોનાં યુથો! સાંભળો. સર્વે દેવતાઓનો સમુદાય મોટો દુષ્મન છે; અને તેઓ સામા આવી લઢાઈ કરતા નથી, પણ પોતાના બળીયા શત્રુને જોઈ ભાગી જાયછે. ॥ ૩ ॥ માટે તેમનું મરણ એક રીતે થશે, તે હું તમને હમણાં સમજાવીને કહું છું સાંભળો. સઘળાં બ્રહ્મભોજ, યજ્ઞ, હોમ અને શ્રાદ્ધને તમે જઇને અડચણ કરો. ॥ ૪ ॥

**दो०** क्षुधा क्षीण बलहीन सुर, सहजहिं मिलिहहिं आइ ॥
तब मारिहौं कि छांडिहौं, भली भांति अपनाइ ॥ १८९ ॥

**અર્થ.**—એટલે ભૂખે પીડાઈ તથા જોર વગરના થઈ તે દેવતાઓ આપણને અનાયાસે મળી આવશે અને આપણી વાહવાહી થશે. પછી એમને મારીશ કે છોડી દઈશ, તે મારી મરજી ઉપર આધાર છે. ॥ ૧૮૯ ॥

**चो०** मेघनाद कहं पुनि हंकरावा । दीन्ह सीख बल बैर बढावा ॥
जे सुर समर धीर बलवाना । जिनके लरिबे कर अभिमाना ॥ १ ॥
तिनहिं जिति रण आनिसि बांधी । उठि सुत पितु अनुशासन साधी ॥
इहि विधि सबहीं आज्ञा दीन्हा । आपुन चलेउ गदाकर लीन्हा ॥ २ ॥
चलत दशानन डोलत अवनी । गर्जत गर्भ श्रवत सुर रवनी ॥
रावण आवत सुनेउ सकोहा । देवन तकेउ मेरु गिरिखोहा ॥ ३ ॥
दिगपालन के लोक सिधाये । सूने सकल दशानन आये ॥
पुनि पुनि सिंहनाद करि भारी । देइ देवतन गारि प्रचारी ॥ ४ ॥
रण मद मत्त फिरै जग धावा । प्रति भट खोजत कतहुं न पावा ॥

**અર્થ.**—એવી રીતે કહી પોતાના પાટવી કુંવર મેઘનાદને બોલાવ્યો; અને તેના બળની અજમાયશને માટે વેર વધારવા વિષે શિખામણ દેવા લાગ્યો કે, જે દેવતાઓ સાધારણ ધૈર્યવાળા, બળવાન્ અને જેઓને લડવાનો અહંકાર ઘણો હોય; ॥ ૧ ॥ તેવાઓને રણભૂમિમાંથી બાંધીને મારી પાસે લઇ આવો. પિતાની આજ્ઞા પાળવા માટે તરત તે પુત્ર ઉભો થયો. એવી જ રીતે બીજા સઘળાઓને પણ હુકમ કરીને પોતે હાથમાં ગદા લઇને ચાલ્યો. ॥ ૧ ॥ હે પાર્વતી! તે દશ શીશના ચાલવાથી પૃથ્વી ડોલવા માંડી; અને તેની રાડથી દેવતાઓની ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભો સ્રવી જવા મંડ્યા, તથા રાવણ ક્રોધ ભર્યો આવેછે, એવું સાંભળતાં જ દેવતાઓ મેરુપર્વતના પોલાણમાં પેશીજવા તૈયાર થયા. ॥ ૩ ॥ ત્યાંથી પછી તે દિશાઓના દેવતાના દેશોમાં ગયો. રાવણને આવતો સાંભળી તે બધા પણ બેહેબાકળા બની ગયા. એવી રીતે વારંવાર સિંહના જેવા નાદથી બરાડા પાડતો તે ઉન્મત્ત લડવૈયો, યોધાઓને શોધવા છતાં તેઓ ક્યાંય ન મળવાથી દેવતાઓપર ગાળોનો વરસાદ વરસાવતો દિગ્પાલના લોકવિશે ગયો. ॥૪॥

॥ अथ क्षेपक ॥

दो० सप्त द्वीप नव खंड लगि, सप्त पताल अकास ॥
कंपमान धरणी धकत, सरित पतिन्ह मन त्रास ॥ १९० ॥

**અર્થ.**—નવે ખંડ, સાત બેટ, સાત પાતાળ, આકાશ, પૃથ્વી અને સમુદ્રો સુદ્ધાં તેના ભયથી ધ્રુજવા લાગ્યાં. ॥ ૧૯૦ ॥

चो० नारद मिले कहेसि मुसुकाई । देव कहां मुनि देहु दिखाइ ॥
सुनत अनख नारदहि न भावा । श्वेत द्वीप तेहि तुरत पठावा ॥ १ ॥
सागर उतरि पार सो गयऊ । नारि वृन्द तहं देखत भयऊ ॥
तिन्ह सन कहा पतिन पहं जाहू । कहेउ कि आव निशाचर नाहू ॥ २ ॥
तब मैं तिनहिं जिति संग्रामा । लै जैहौं तुम कहं निज धामा ॥
सुनत वचन एक जरठ रिसानी । धाइ चरण गहि गगन उड़ानी ॥ ३ ॥
गई दूरि धरि धरि झक झोरा । डारेसि सिंधु मध्य अति जोरा ॥

**અર્થ.**—એવી ધામધૂમમાં રસ્તા વચ્ચે તેને નારદજી મળ્યા, એટલે હસીને કહેવા લાગ્યો કે, હે ઋષિ! દેવતાઓ ક્યાં ગયા છે તે દેખાડો. એવાં ઠેકડીનાં વચનો સાંભળવાં નારદજીને ગમ્યાં નહીં. તેથી તરત તેને શ્વેતદ્વીપમાં મોકલી આપ્યો. ॥ ૧ ॥ સમુદ્ર ઉતરી તે પેલે પાર ગયો, તો ત્યાં તેણે સ્ત્રીઓનો સમુદાય દીઠો; તેને જોઈ કહ્યું કે, તમે તમારા પતિ પાસે જઇને કહો કે, રાક્ષસોનો રાજા આવ્યો છે. ॥ ૨ ॥ જ્યારે તેઓ લડવા આવશે ત્યારે હું તેમને લડાઈમાં જિતી તમને મારે પોતાને ઘેર લઈ જઇશ. તે વચનો સાંભળી એક ડોશી ખીજાણી અને દોડતી આવીને રાવણના ટાંટીયા પકડી આકાશમાં ઉડી ગઈ તથા ઘણી ઉંચી જઇને પછી ત્યાંથી ખુબ ફેરવી ફેરવીને ઘણા જોરથી તેને સમુદ્ર વચ્ચે ફેંક્યો. ॥ ૩ ॥

दो० गयो पताल अचेत ओर, मरै न विप्र प्रसाद ॥
सावधान उठि चलेउ पुनि, हिये न हर्ष विषाद ॥ १९१ ॥

**અર્થ.**—તે બેભાન સ્થિતિમાં પાતાળમાં પડ્યો, પણ બ્રાહ્મણોના પ્રતાપથી મુવો નહીં. માટે પાછો હોશિયાર થઈ હૈયામાં હર્ષ કે શોક કર્યાવગર ઉઠીને ચાલવા મંડ્યો.॥૧૯૧॥

चो० जितेसि नाग नगर सब झारी । गयो बहुरि बलि लोक सुरारी ॥
बामन रावण आवत जाना । किये देव ऋषि सन अपमाना ॥ १ ॥
खेलत रहे नगर शिशुनाना । निज बल तिनहिं दीन्ह भगवाना ॥
धाइ धरातिन पुर लै आये । नगर नारि नर देखन धाये ॥ २ ॥
वीस बाहु दशकंधर जाई । विधि यह गढनि कहां की आई ॥
राखिनि बांधि खिझावहिं भारी । नाम न कहै सहै बरु भारी ॥ ३ ॥

बामन दीख बहुत सकुचाना । तब छुडाइ दिय कृपानिधाना ॥
चला तुरंत निशाचर नाहा ! लाज शंक कछु नहिं मन माहा ॥ ४ ॥

**અર્થ.**—તેણે નાગલોકમાં સઘળાં નગરો લૂંટી લઈ જિત મેળવી અને પછી તે દૈત્ય બળિરાજાના લોકમાં ગયો. દેવતા અને ઋષિઓ સામે અહંકાર કરનાર રાવણ આવે છે, એમ જાણી શ્રીવામનજી ભગવાને ॥ ૧ ॥ નગરમાં બાળકો જે ઘણી રીતે રમતાં હતાં, તેઓને પોતાનું બળ આપ્યું. એટલે તે બાળકો દોડી જઈ રમકડાંરૂપ તે રાવણને પકડીને શહેરમાં લઈ આવ્યાં. તે જોવા માટે પુરવાસી સ્ત્રીપુરુષો દોડ્યાં. ॥ ૨ ॥ અને તેની વીશ ભુજા તથા દશ માથાં જોઇને બોલ્યાં કે, હે બ્રહ્મા ! આ ઘાટ કેમ આવડ્યો ? પછી તેઓએ તેને બાંધી રાખીને ઘણો જ ખીજવવા માંડ્યો તથા ઘણો માર માર્યો, તો પણ તે સહન કરે છે, અને પોતાનું નામ કહેતો નથી. ॥ ૩ ॥ તે શ્રીવામનજીને જોઈ ઘણો શરમીંદો થઈ ગયો. ત્યારે તે કૃપાસાગરે તેને છોડાવી મૂકયો, એટલે જેનાં મનમાં લાજ કે શંકા કંઈ પણ નથી, તેવો તે રાક્ષસરાજ તરત ત્યાંથી ચાલતો થયો. ૪

**दो०** अति निर्लज्ज दया रहित, हिंसा पर अति प्रीति ॥
राम विमुख दशकंध शठ, ता पर चाहत जिति ॥ १९२ ॥
भरद्वाज सुनु जाहि जब, होइ विधाता बाम ॥
मणिहुं कांच होइ जाइ तब, लहै न कौडी दाम ॥ १९३ ॥

**અર્થ.**—ઘણો બેશરમ, નિર્દય અને હત્યાઉપર જ બહુ પ્રેમ રાખનારો તે દશ મુખો શ્રીપ્રભુથી વિમુખ થઈ, જૂવો તો ખરા ! તેમની જ સાથે જિત મેળવવા ચહાય છે. ॥ ૧૯૨ ॥ હે ભરદ્વાજ ! સાંભળો. જ્યારે જેનો વિધિ વાંકો થાય ત્યારે તેના મણિનો કાચ બની જાય; અને તેની કીંમત એક કોડી પણ ઉપજે નહીં. ॥ ૧૯૩ ॥

**चो०** जहं तहं फिरत देव द्विज पावै । दंड लेद बहु त्रास दिखावै ॥
इति आचरण फिरै दिन राती । महा मलिन मन खल उतपाती ॥ १ ॥
बहुरि तुरत पंपापुर आवा । बालि नाम कपिपति जिहि ठावा ॥
अवलोकेसि एक सर वर शोभा । जिहि मन महा मुनिन्ह करलोभा ॥२॥
तहां कपीश करै निज ध्याना । देखि निशाचर मन मुसुकाना ॥
जाइ ठाढ तहं भा रजनीशा । ठोंकि बाहु गर्जित भुजबीशा ॥ ३ ॥
तब रावण बोला करि क्रोधा । बक ध्यानी कपि शठ बिन बोधा ॥
नाम तोर सुनि आयउं धाई । करहु युद्ध छांडि कदराई ॥ ४ ॥

**અર્થ.**—દેવ અને બ્રાહ્મણો જ્યાં ફરતા આઢળે ત્યાં તેને પકડી બહુ બીક દેખાડીને દંડ લે. ઘણાં મેલા મનવાળો અને ઉત્પાતી તે દુષ્ટ રાતદિવસ એવી વર્તણુક કરતો ફરે. ॥૧॥ એમ ફરતાં જે ઠેકાણે વાળી નામનો વાનરાઓનો રાજા રહેતો હતો, ત્યાં પંપાપુર નામનાં નગરમાં જલદીથી એ આવી પહોંચ્યો. તેણે ત્યાં, જેને જોતાં ઋષિઓનાં

મન પણ મોહાય એવું એક શોભીતું સરોવર દીઠું. ॥ ૨ ॥ તેનાપર વાળી આદર-માન સાથે સંધ્યાદિક પોતાનું નિત્યકર્મ અને ધ્યાન કરતો હતો. ત્યાં રાવણ પોતાની વીશ બાહે ઠોકતો તથા ગર્જના કરતો આવી ઉભો રહ્યો. ॥ ૩ ॥ ત્યારે ધ્યાનનો વખત હોવાથી વાળીએ રીસ ન કરી; પણ હસીને તેની સામે જોયું. તેથી રાવણ ક્રોધ કરી બોલ્યો કે, હે અજ્ઞાની! મૂર્ખ અને બગલાના જેવું (સ્વાર્થનું) ધ્યાન ધરનાર વાનરા! ॥ ૪ ॥

**दो॰ मोहिं जिते विनु समर सुनु, न करु ध्यान तुम कीश ॥**
**कटकटाइ कह रजनि चर, रदन तीन सै बीश ॥ १९४ ॥**

**અર્થ.**—સાંભળ, મને લડાઈમાં જિત્યા વગર, હે મૂઢ કપિ! ધ્યાન ધર નહીં. એમ તે દૈત્યે પોતાના ત્રણસો અને વીશ દાંત કરડીને કહ્યું. ॥ ૧૯૪ ॥

**चो॰ तब वाली बोला विहंसाई । बल तुह्मार ऐसोही भाई ॥**
**रवि अंजुलि मैं देउं सप्रीति । ठाढ होहु जायहु मोहिं जिती ॥ १ ॥**
**तबहिं कीश पति मनहि विचारा । शिवबल दीन्ह मरै नहिं मारा ॥**
**दशकंधर घर जाहु विचारी । अजय तुह्मारि सुनी विधि चारी ॥ २ ॥**
**बहुत भांति असुरहि समझावा । कौनिहुं भांति बोध नहिं आवा ॥**
**तब सकोप होइ धरा कपीशा । दृढ गहि कांख चापि दशशीशा ॥ ३ ॥**
**अंजुलि दीन्ह रविहि मन वानी । अचई पंपासर कर पानी ॥**
**जपा आदि शंकर मन वानी । तेहि क्षण संध्या वंदि सिरानी ॥ ४ ॥**

**અર્થ.**—ત્યારે વાળીએ હસીને જવાબ દીધો કે, ભાઈ, તમારું બળ તેવું જ છે! પણ જરા હું પ્રેમ અને શાંતિથી અર્ઘ દઈ લઉં, એટલી ઘડી ઉભા રહો, પછી મને જિતીને જજો. ॥ ૧ ॥ ત્યારે દૈત્યપતિ ખીજવાઈ ઉઠયો અને કહેવા લાગ્યો કે, પેટમાં ડર હોવાથી લાહીરી કરેછે કેમ? પણ હવે તે તીનપાચ તજીને જલદીથી કુસ્તી કર. ત્યારે વાળીએ મનમાં વિચાર કર્યો કે, સદાશિવે વર આપ્યો છે, માટે માર્યો તો મરશે નહીં. ॥ ૨ ॥ એમ વિચારી એના પ્રત્યે બોલ્યો કે, મેં ચાર પ્રકારે[1] તમારી હાર સાંભળી છે, માટે હે દશાનન! વિચાર કરીને પાછા ઘેર જાઓ. એમ ઘણી રીતે તે નિશાચરને સમજાવ્યો; પણ તેને કોઈ પ્રકારે જ્ઞાન આવ્યું જ નહીં. ॥ ૩ ॥ ત્યારે કપિપતિએ કોપ કરી રાવણના હાથ પકડી ઉપાડી લઇને પોતાની કાખમાં દાબી દીધો; અને પછી ત્રણ-વાર પાણીની અંજલિ લઈ મન, કર્મ અને વાણીથી સૂર્યનારાયણને અર્ઘો દીધા તથા તેવી જ રીતે શંકરનાં નામનો જપ કરી તે જ વખતે સઘળી સંધ્યા સમાપ્ત કરી. ॥૪॥

**दो॰ आवाघरहि कपीशतब, कांखरहालंकेश ॥**
**इहिबिधिबीतेमासषट, पावाबहुतकलेश ॥ १९५ ॥**

---

૧ શ્વેતદ્વીપની સ્ત્રીઓપાસે, બળિપાસે, વાળીપાસે અને સહસ્રાર્જુનપાસે.

**અર્થ.**—પછી બગલમાં લંકાપતિ બેઠેલો છે અને વાળી પોતાને ઘેર આવ્યો. એવી રીતે છ મહિના નીકળી ગયા, તેથી કાખરૂપી સય્યામાં સૂતેલો તે બહુ દુઃખ પામ્યો. ॥૧૯૫॥

**ચો॰** तेइ कलेश बश करै उपाई । तहं न चलै कछु आतुरताई ॥
बहु प्रसेवक खरी महं जामा । अति कुबास भई तेहि धामा ॥ १ ॥
तबहिंदशाननदशननिकाटा । कचकराजीवमनहुंभ्रमचाटा ॥
येकदिवशरविअंजुलिसाजा । कांखतेनिसरिमहाध्वनिगाजा ॥ २ ॥
तबपुनिधरि कपीशसोबांधा । लैआयौअंगदकेरांधा ॥
बीशभुजादशशीशसुधारी । चरणदोऊपुनिधरिउरपारी ॥ ३ ॥
धरिसमेटिझुमरीसमकीन्हा । बांधिसेजपरशोभादीन्हा ॥
अंगदखेलिलातशिरमारा । किलकिलाइरवकरकिलकारा ॥ ४ ॥

**અર્થ.**—એમ સંકટમાં સપડાયલો તે રાવણ નીકળી જવાના અનેક ઉપાયો કરે; પણ ત્યાં તેની આતુરતા કંઇ ચાલે નહિ. જ્યારે તે કાખ નિરંતર બંધ રહેવાથી માંહી ઘણો પરસેવો એકઠો થયો, ત્યારે તે ઠેકાણે ઘણી દુર્ગંધ થઇ ગઈ. ॥ ૧ ॥ તેથી અકળામણને લીધે રાવણે પોતાનાં દશ મોઢાંથી બટકો ભર્યો (કરડયો.) તે વખત વાળીને કેશમાં રહેનાર "જૂ" નો ભ્રમ થયો (કે જાણે બગલમાં જૂ કરડી.) એવી રીતે હે પાર્વતી! મહાદેવજી કહે છે, એક દિવસ તે વાનરરાજે સૂર્યને અર્ઘ દેતાં ભૂલથી હાથ ઉંચા કર્યા, કે ઝટ દઇને તે રાક્ષસરાજ નીકળી પડી મોટી ગર્જના કરી ઉઠયો. ॥ ૨ ॥ એટલે ફરીવાર વાળીએ તેને બાંધ્યો અને અંગદના મહેલમાં લઈ આવ્યો. ત્યાં તેનાં દશ માથાં ઉપર વીશ હાથ ઉંચા રખાવી તેના બેઉ પગને છાતી આગળથી ઉંચા કરાવ્યા; ॥ ૩ ॥ અને ઉંધે માથે ઉપાડી એક ઘુઘરા જેવો બનાવ્યો; તથા તેવીજ રીતે અંગદના ઘોડીઆંની ઉપલી ઇસે ટાંગી તે પાળણાને શોભીતું કર્યું. એક વખત અટકચાળા અંગદે તે હાલરડામાં સુતાં સુતાં પગ ઉંચો કરી તે ઘુઘરજીના માથાપર એક લાત ઠોકી, કે તે ઝુમખાજીએ તરત રાડા મચાવી રડવા માંડયું. ॥ ૪ ॥

**દો॰** ताराचीन्हेउरावणहिं, तिहिक्षणदीन्हछुडाइ ॥
जाहुतुरतलंकेशगृह, बहुरिधरहिकपिराइ ॥ १९६ ॥

**અર્થ.**—તે ચીચીયાટા સાંભળી વાળીની સ્ત્રી તારાએ તરત રાવણ રાડો પાડે છે, એમ જાણી દયા આણી તેને છોડી મૂકયો અને કહ્યું કે, હે લંકાપતિ! જલદીથી પસાર થા, નહિ તો વળી વાનરપતિ પાછો તને પકડશે. ॥ ૧૯૬ ॥

**ચો॰** पुनिरावणआवातिहिठावा । सहसबाहुजहंराशबनावा ॥
जलक्रीडाजुकरहिंसबनारी । विविधभांतिशोभाअतिभारी ॥ १ ॥
आयेराशमंडलजहंरेवा । सुरनरनागकरहिंसबसेवा ॥
जाइदीखरावणसुखनाना ॥ हरषसमेतहृदयसुखमाना ॥ २ ॥

तहंलंकेशजाईशिवदेखा । मनहुंबिरंचिरचेहुबहुरेखा ॥
तुलसीकमलपत्रसबआना । बिल्वपत्रअरुपुष्पप्रमाना ॥ १ ॥
जाइकैजलक्षोभेउदशशीशा । पढेउमंत्रसुमिरिगवरीशा ॥

**અર્થ.**—પછી ત્યાંથી તે ભાઇસાહેબ ભાગ્યા. તે જ્યાં સહસ્રાર્જુન ક્રીડા કરતો હતો ત્યાં આવી પુગ્યા. તે ઠેકાણે ઘણી જ શોભાયુક્ત અનેક સ્ત્રીઓ જૂદે જૂદે પ્રકારે જળ-ક્રીડા કરતી હતી. ॥ ૧ ॥ હે પાર્વતી! જેની સઘળા દેવતા, નાગ અને મનુષ્યો સેવા કરે છે, એવી રેવાનદીને તીરે તે ક્રીડાસ્થાન છે. ત્યાં જઈ ઘણી રીતનું સુખ જોઈ રાવણ રાજી થઇને મનમાં સંતોષ પામ્યો; ॥ ૨ ॥ અને ચિત્તમાં વિચાર કર્યો કે, આ સ્થાનક પણ બ્રહ્માની રચનાની એક રેખારૂપ છે. તેટલામાં તેણે ત્યાં એક શિવ ( મારું ) લિંગ જોયું; એટલે શ્રીતુલસી, કમળ, બિલપત્ર અને અનેક પુષ્પાદિક લાવી વિધિપૂર્વક પૂજન કર્યું; અને પછી શંકરના ( મારા ) મંત્રના જાપથી તે દશ શિશે નર્મદાના વહેતા જળને સ્થિર કરી રાખ્યું. ॥ ૩ ॥

दो० जबप्रचंडजलक्षोभेउ, बूडनलगिसमाज ॥
सहसबाहुअतिक्रोधमन, मोसमआनकोआज ॥ १०७ ॥

**અર્થ.**—જ્યારે તે મોટા વેગવાળું પાણી થંભી ગયું, ત્યારે ક્રીડા કરનાર સઘળો સમુદાય ડૂબવા લાગ્યો. તેથી હજાર હાથવાળો તે સહસ્રાર્જુન, મારા જેવો આજ બીજો કોણ છે? એવો પોતાના મનને પ્રશ્ન પૂછી રીસે ભરાઇને ઉઠ્યો. ॥ ૧૦૭ ॥

चो० जाइ दीख तहं रावण ठाढा । जासु विपुल भुज बल जल बाढा ॥
धावा सहस्र बाहु भारी । लंकेश्वर कहं धरिसि प्रचारी ॥ १ ॥
निरखि तियन आचरज विशाला । बांधि राखि कछु दिन हयशाला ॥
लज्जित दुष्ट मष्ट करि रहई । रिसि उर मारि कष्ट बहु सहई ॥ २ ॥
सकल आई देखहिं नरनारी । मारहिं लात हंसै दै गारी ॥
नाम न कहै रहै सकुचाना । बहु विधि पूछे नृपति सुजाना ॥ ३ ॥
नृत्य करैं रंभादिक नारी । दशहु माथ दश दीपक वारी ॥
मुनि पुलस्त्य तब जाइ छुडावा । पुनि नल शाप आय तिहि पावा ॥४॥

**અર્થ.**—અને જઇને જુવેછે તો, ઘણા હાથોથી જળને રોકીને રાવણ ઉભો છે. તે જોઇને બહુ બળવાળો સહસ્રાર્જુન દોડયો અને દશશીશને હાક મારીને પકડી લીધો. ॥ ૧ ॥ તે મોટા નવાઈ જેવા રાવણને સ્ત્રીઓએ જાયો. પછી તેને રાજાએ કેટલાએક દિવસ પોતાની ઘોડાળમાં બાંધી રાખ્યો. તે મૂર્ખ લાજથી ચૂપ થઈ રહ્યો અને મનમાં રીસને મારી બહુ દુઃખ સહેવા લાગ્યો. ॥ ૨ ॥ સઘળાં સ્ત્રીપુરુષો તેને જઇને જુવે, લાતો મારે, હસે અને ગાળો દે. સુજાણ સહસ્રાર્જુને ઘણી રીતે તેનું નામ પૂછ્યું, પણ તેણે સંકોચને મારે બતાવ્યું નહીં. ॥ ૩ ॥ વળી રાતના જ્યારે વારાંગનાઓ દરબારમાં

નાચ કરે ત્યારે તેની દીવી બનાવી વચ્ચે ઉભો કરે અને તેનાં દશ માથાંપર તેટલા જ દીવા ગોઠવે. કેટલાક દિવસ એવી રીતે આપદા વેઠી, તેવામાં તેના કુળપિતા પુલસ્ત્ય ઋષિએ આવી તેને છોડાવ્યો. ॥ ૪ ॥ એટલે તે મહા ઉન્મત્ત ત્યાંથી નીકળી ચાલ્યો; અને આવીને કુબેરના શ્રાપને પાત્ર થયો.

दो० मारग जात दीख अति, अनुपम सुंदरि नारि ॥
चंदन पुष्प पत्र कर, पूजन चलि त्रिपुरारि ॥ १९८ ॥

**અર્થ.**—તે જ્ઞાનીઓના શત્રુએ રસ્તે જતાં ઘણી જ સુંદર અને અનુપમ સ્ત્રીને ચંદન, પુષ્પ અને પાનની થાળી લઈ મારી પૂજા માટે ચાલતી દીઠી. ॥ ૧૯૮ ॥

चो० देखि उर्वशी मन सकुचानी । तब रावण बोला मृदुबानी ॥
को तुम गमन कहं गवनति कीन्हा । लज्जावश तिहि न दीन्हा ॥ १ ॥
मन मद मत्त बिचार न करेऊ । धनपति पुत्रबधु कर धरेऊ ॥
चीन्हि ताहि पुनि शंका आई । घाटि कर्म कींही पछिताई ॥ २ ॥
मन पछिताय शोच उर भयऊ । लंकेश्वर लंका कहं गयऊ ॥
विकल उर्वशी अलकहिं आइ । नल कूबर सन बात जनाई ॥ ३ ॥
दीन्ह शाप तिन क्रोध अपारा । रावण बंश होहु क्षयकारा ॥
चली शाप लंका कहं आई । दशकन्धर बैठा जिहिं ठाई ॥ ४ ॥
आगे आइ ठाढि भइ शापा । निरखि दशानन अति भय कांपा ॥

**અર્થ.**—તેને. કોમળ વચને બોલ્યો કે, તમે કોણ છો? અને ક્યાં જાઓ છો? તે સાંભળી ઉર્વશી મનમાં શરમાઈ ગઈ; અને લાજથી કંઈ પણ જવાબ આપ્યો નહીં. ॥ ૧ ॥ એટલે તે દશમુખે તે કુબેર ભંડારીના દીકરાની વહુ છે, એમ કશો વિચાર કર્યાવિના જઇને તેને વીશે હાથથી બાથ ભરી લીધી. પછી નજરે જોઈ તેને ઓળખવાથી પોતાના નીચ કૃત્યોનો પસ્તાવો કર્યો. પોતાનું પાઘ જોઇ ઘણો જ દિલગીર થઈ તે રાવણ લંકામાં ગયો. ॥ ૨ ॥ અને ઉર્વશી પણ ત્યાંથી પાછી ફરી ને જ્યાં નળકુબર રહે છે ત્યાં (કૈલાસ પાસે અલકાપુરીમાં) આવી; અને પોતાના પતિ આગળ સર્વ વર્તમાન વિદિત કર્યું. ॥ ૨ ॥ એવી બાબત સાંભળી તે મનમાં ઘણો જ ખીજવાયો અને બહુ ક્રોધથી શાપ આપ્યો કે, રાવણનો વંશ નિર્મૂળ થજો. હવે લંકામાં જે ઠેકાણે રાવણ બેઠો હતો ત્યાં તે શ્રાપ (દેહ ધરીને) ચાલી આવ્યો. પોતા સામે શ્રાપને ઉભેલો જોઈ તે નિશાચર અતિ ભયભીત થઈ ધ્રુજવા લાગ્યો. ॥ ૪ ॥

दो० शापहिअंगीकारकरि, मनमहंकीन्हबिचार ॥
दंडऋषिन्हसेलीन्हनाहि, रोखेउलंकसुवार ॥ १९९ ॥

**અર્થ.**—તે શ્રાપને કબૂલ કરી પછી કોપાયમાન થઈ મન સાથે વિચાર કર્યો જે, સઘળાઓને દંડ્યા; પણ હજી ઋષિઓ પાસેથી દંડ લીધો નથી. ॥ ૧૯૯ ॥

चो० दूतचारितिहिपठवभवानी । भरद्वाजमुनिकथाबखानी ॥
आयेदूतऋषिनकेगेहा । देखतसबहिंभयेसंदेहा ॥ १ ॥
पूंछहिंऋषयकहांपगु धारा । कहहुकुशललंकेशभुवारा ॥
तातकुशलअबभइबिपरीता । तुमसनमांगेसिदंडअभीता ॥ २ ॥
देहुदंडअसकहेहुरिसाई । कीगिरिकंदरजाहुपराई ॥
सुनिअसबचनसबहिदुखपावा । तुरितएकतिनपात्रमंगावा ॥ ३ ॥
सबमिलिकरिबिचारकठाये । भरिघटरुधिरऋषयलैआये ॥
दूतनकहंसौंपामनजानी । होइसकोपबोलेमृदुबानी ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! મહાદેવજી પાર્વતી આગળ કથા વિસ્તારીને કહે છે કે, હે ગિરિજા! પછી તે રાવણે પોતાના ચાર મોસલોને મોકલ્યા. હવે પોતાને ઘેર તે અનુચરોને જોઈ બધા મુનિઓએ વિચારમાં પડી જઈને પૂછ્યું કે, કેમ આવ્યા? લંકાપતિ કુશળ છે? તે કહો. દૂતો બોલ્યા, પિતાઓ! આજનું કુશળ તો આશ્ચર્યકારક થયું છે. તે નિર્ભય રાક્ષસ તમારી પાસે "કર" માંગે છે. ॥ ૧ ॥ ૨ ॥ તેણે ક્રોધથી કહ્યું છે કે, કાં તો કર આપો; નહિ તો પર્વતોની ગુફામાં નાશી જઈ રહો. તે સાંભળી સઘળા ખેદ પામ્યા; અને તેમણે એક માટીનું વાસણ મંગાવ્યું. ॥ ૩ ॥ પછી એક ઠેકાણે સર્વે ભેળા થઈ વિચાર કરીને પોતપોતાની ટચલી આંગળી કાપી તેના લોહીથી ઘડો ભરી, તે બાબત મનની મનમાં સમજી રાખી પ્રગટ ન કરતાં ઘડો સિપાઈઓને સોંપી, તે ઋષિઓ ખીજવાઈને બોલ્યા કે, ॥ ૪ ॥

दो० घटउघरतक्षयहोइहीं, सहितसकलपरीवार ॥
दूततुरतघटलेगये, लंकापतिदरबार ॥ २०० ॥

**અર્થ.**—તેને કેહેજો જે, ઘડો ઉઘાડીશ તો કુટુંબ સાથે તારો નાશ થશે. તે સાંભળી સેવકો તરત ઘડાને ઉપાડી રાવણની દરબારમાં લઇ ગયા. ॥ ૨૦૦ ॥

चो० जिहिदरबारनीतिनहिंभाई । खलमंडलीभुरीतहंआई ॥
आवतदेखिदूतजबरावन । परमहुलासभयोमनभावन ॥ १ ॥
आगेआनिघटधराउतारी । देखिशंकलंकापतिभारी ॥
बोलेबचनकहायहभाई । सकलकथातिननृपहिसुनाई ॥ २ ॥
यहघटतेलंकापतिनाशा । सबदूतनअसबचनमकाशा ॥
यहघटलेउत्तरादिशीजाहू । यत्नसमेतधरहूलेताहू ॥ ३ ॥
सुनिनृपबचनचलेसोकैसे । जनुबरबाजियमरुतगतितैसे ॥
करहिंबिचारकरियअबसोई । उत्तमथलघटराखियजोई ॥ ४ ॥

**અર્થ.**—કવિ કહેછે—હે ભાઇઓ! જે રાજમાં નીતિ નથી ત્યાં સર્વે દુષ્ટો આવી ભરાય છે. જ્યારે રાવણે પોતાના દાસોને આવતા જોયા ત્યારે મનને ગમતો એવો મોટો આનંદ થયો. ॥ ૧ ॥ પણ જ્યારે ચાકરોએ આવીને ઘડો માથા પરથી ઉતારી આગળ મૂક્યો ત્યારે તે જોઈ રાવણને ઘણો વહેમ ઉપજ્યો અને બોલ્યો કે, હે ભાઇઓ! આ શું? ત્યારે તેઓ સઘળી હકીકત રાજાને જણાવતાં બોલ્યા કે, હે લંકાપતિ! આ કુંભથી તારો નાશ થશે. તે સાંભળી દશગ્રીવ બોલ્યો કે, ઘણી જતનથી આ ઘડાને ઉત્તર દિશામાં લઈ જઇને મૂકી આવો. ॥૩॥ એવો હુકમ સાંભળતાં જ અનુચરો ઘડો ઉપાડી પવનજેવા ઉતાવળા વેગથી ચાલવા મંડ્યા; અને રસ્તે જતાં પરસ્પરમાં વિચાર કરી બોલ્યા; હવે એમ કરીએ કે, કોઈ સારી જગ્યાએ જઈ આ કુંભને રાખી આવીએ. ॥૪॥

**दो०** अतिउत्तमउत्तरदिशा, जनकरायकरदेश ॥
दूतनकरीबिचारमन, कीन्हौंसुथलप्रवेश ॥ २०१ ॥

**અર્થ.**—એમ દાસો મનમાં વિચારીને ઉત્તર દિશામાંના ઘણા સરસ જનક રાજાના દેશમાં સારું ઠેકાણું ગોતીને ગયા. ॥ ૨૦૧ ॥

**चो०** क्षेत्रखोदिघटदीन्हउतारी । सोनपुनीतहेतुबिबुधारी ॥
याज्ञवल्क्यकहेउमुनिपाहीं । अवरौकथासुनहुचितलाहीं ॥ १ ॥
जबतेदूतरुधिरघटधरेऊ । तबतेकालअचानकपरेऊ ॥
सरसरितानदसूखनलागे । पसुपक्षीव्याकुलहोइभागे ॥ २ ॥
जलअन्नरहितप्रजाअसकहहीं । दैवाधीनजानिघररहहीं ॥
शोचाहिएकएककेपाहीं । सबकहंघडीपलगुजरनाहीं ॥ ३ ॥
कछुहमकीन्हपापकीकरणी । देवनबरषबुंदयेकधरणी ॥
माततातअबलासुतछीजे । रेरेदैवकहाअबकीजे ॥ ४ ॥
कहांजाइहमकरियपुकारा । तबइउमायकमंत्रबिचारा ॥
प्रजापंचभूपतिपहंआए । धीरजदीन्हजनकसमुझाए ॥ ५ ॥

**અર્થ.**—અને ત્યાં એક ખેતરમાં ખાડો ખોદીને ઘડાને દાટી દીધો. યાજ્ઞવલ્ક્ય કહે છે; હે ભરદ્વાજ! મન લગાડીને એક બીજી કથા સાંભળો. જ્યારથી તે દૂતોએ લોહીનો ઘડો ત્યાં રાખ્યો, ત્યારથી તે દેશમાં અચાનક કાળ પડ્યો. નદો, નદીઓ અને તળાવો સૂકાવા લાગ્યાં; તથા પશુ પક્ષીઓ તે દેશ છોડી ભાગવા લાગ્યાં ॥ ૧ ॥ તથા અન્ન અને જળવગરની રૈયત એમ કહેવા લાગી કે, સારું નરતું દૈવને જ તાબે છે એમ જાણીને રહો. એવી રીતે એક બીજા પાસે શોચ કરતાં માંહોમાંહે કહેવા લાગ્યાં કે, એક ઘડી કિંવા પળ પણ જતી નથી. ॥૨॥ આપણે કંઇક પાપકર્મ કર્યું હશે, તેથી ઈશ્વર પૃથ્વીપર એક ટીપું પણ વરસાવતો નથી. માબાપ, સ્ત્રીઓ અને પુત્રો

દુઃખી થાયછે. અરેરે પ્રભુ ! હવે શું કરીએ. ॥ ૩ ॥ હવે અમે ક્યાં જઈ પોકાર પાડીએ ? હે પાર્વતી ! એમ કરતાં પછી તેઓએ એક સંપ થઈ પોતપોતામાં પ્રજાનું પંચ ઠરાવીને જનક રાજા પાસે મોકલ્યું. ત્યારે ભૂપતિએ તેમને ધારણા આપી સમજાવ્યા.॥૪॥

**दो०** वचनसुनतभूपतिजनक, मुनिबरलियेबुलाइ ॥
सुनहुंविप्रयेकबातअब, कीजैकौनउपाइ ॥ २०२ ॥

**અર્થ.**—પછી જનક રાજાએ પ્રજાનાં વચનો સાંભળી શતાનંદ ગુરૂને બોલાવી પૂછ્યું કે, હે મહારાજ ! એક વાત સાંભળો. હવે વૃષ્ટિમાટે શું ઉપાય રચવો ? ॥૨૦૨॥

**चो०** शतानंदतबकहाँहिंबिचारी । यज्ञकरहुनृपबरषहि बारी ॥
जनकयज्ञतहंकीन्हअरंभा । रचेकनककदलीकेखंभा ॥ १ ॥
कियेमेखलामणिमयपूरी । भूमिसुहावनिपावनभूरी ॥
शतानंदअनुशासनपाई । चामीकरहलरचाबनाई ॥ २ ॥
हेमलांगुलहिंभूमिसुधारी । तहांप्रगटभइऋषयकुमारी ॥
राजाजनकसुतासुतहीना । कन्यादेखिभएसुखलीना ॥ ३ ॥
आदिशक्तिजगजननिभवानी । सुतामानिराजागृहआनी ॥
नामजानकीपरमपुनीता । नारदआइकहापुनिसीता ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે શતાનંદ મુનિએ વિચાર કરીને જવાબ આપ્યો કે; હે રાજા ! યજ્ઞ કર, એટલે પરજન્ય પડશે. તે સાંભળી જનક રાજાએ યજ્ઞનો આરંભ કર્યો. કેળોને બદલે સુવર્ણના થાંભલાવાળો મંડપ બાંધ્યો. ॥ ૧ ॥ અને મણિઓના ક્યારા પૂર્યા; તેથી તે જમીન ઘણી પવિત્ર અને શોભીતી લાગતી હતી. શતાનંદ ગુરુની આજ્ઞા લઇને વિદેહ રાજાએ સોનાનું હળ બનાવ્યું. ॥ ૨ ॥ અને તે સાંતીડાથી તે ખેતર ખેડવા માંડ્યું. તેટલામાં તેમાંથી બાંધેલા મોઢાનો એક ઘડો મળી આવ્યો; અને તે ખોળતાં માંહેથી ઋષિકુમારી ( સીતાજી ) પ્રગટ થઈ. જનક રાજા પુત્ર કે પુત્રી વગરનો ( વાંઝીઓ ) હોવાથી કન્યાને જોઈ સંતોષ પામ્યો. ॥ ૩ ॥ હે પ્રિયા ! જે આદિશક્તિ અને જગદંબા છે, તેને પુત્રી ગણીને રાજા ઘેર લઈ આવ્યો તથા તેમનું નામ જાનકીજી રાખ્યું. પછી વળી નારદજીએ આવી ફરીને તેમનું નામ સીતાજી રાખ્યું. ॥ ૪ ॥

**हरिगीतछंद.** कहिपुनिसीतापरमपुनीता, आदिज्योतिकीशक्तीसही ॥
नृपनीतिनिधानापरमसुजाना, आदिमध्यअवशानमही ॥ १८ ॥
भवउद्भवकरणीपालन हरणि, नेतिनेतिजेहिवेदकहैं ॥
तवकृत्यप्रकाशीभुजाविलाशी, तीनिलोकमहंपूरिरहैं ॥ १९ ॥

**અર્થ.**—અને બોલ્યા કે, પરમપુણ્યવાન્ આદિ પ્રભુની શક્તિ છે. વળી આ સીતા જગતની આદિ, મધ્ય અને અંતમય છે. નીતિના ભંડાર તથા ઘણા ચતુર હે રાજા ! વળી તે

સંસારને ઉત્પન્ન, પાલન અને નાશ કરવાવાળી છે, જેને વેદ નેતિ નેતિ કહેછે એવી આ પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલી તારી પુત્રીના વિલાસથી વિશ્વમાં તારી કીર્તિ ફેલાશે.॥૧૮॥૧૯॥

दो० सकलकथानृपजनकसौं, नारदकहीबखानि ॥
हर्षितभयउबिदेहतब, जगदंबाजिय जानि ॥ २०३ ॥

**અર્થ.**—જ્યારે નારદજીએ એવી રીતે સઘળી બીના વર્ણવીને કહી ત્યારે વિદેહરાજા પુત્રીને જગદંબા જાણી હૃદયમાં ઘણો રાજી થયો. ॥ ૨૦૩ ॥

चो० जनकसबिनयकरतकरजोरे । नाथमनोरथपूजेउमोरे ॥
चरणपखारिसुथलबैठारी । बिनयकीन्हअस्तुतिबिस्तारी ॥ १ ॥
परमहुलासबचनशुभभाषा । चरणोदकलैमाथैराषा ॥
हमकृतकृत्यभयेऋषिराऊ । तुमसमकृपाकीन्हनहिंकाऊ ॥ २ ॥
जोममगेहआजुपगुधारे । मिटेअमंगलदोषहमारे ॥
अबमोहिंभाभरोसमुनिनाथा । भयोधन्यमैंगुणगणगाथा ॥ ३ ॥
सुनहुबिदेहराज श्रीजाकी । उपमाऔरदेहुनृपकाकी ॥
तुमउपमाउपमेयऔरसब । जहांप्रगटभइ कुजा आइ अब ॥ ४ ॥

**અર્થ.**—જનક રાજા હાથ જોડી નમ્રતા કરી બોલ્યો કે, હે નાથ ! મારા સર્વે મનોરથો પૂર્ણ થયા. પછી તેમનાં (નારદજીનાં) ચરણો ધોઈ સારે આસને બેસાડીને આજીજીથી લાંબી અરજ કરી તથા તેમનું ચરણોદક મસ્તકે ચડાવી ઘણા આનંદથી મધુર વચનો બોલ્યો કે, હે ઋષિરાજ ! હું આજ કૃતાર્થ થયો. આપના જેવી બીજો કોણ કૃપા કરે. ॥૧॥ આજ મારે ઘેર પધાર્યા, તેથી મારા અશુદ્ધ અપરાધો બધા મટી ગયા, અને હે મુનિવર્ય ! હવે મને વિશ્વાસ બેઠો, તેથી હું ધન્ય ભાગ્યવાળો તથા કીર્તિવાન્ થયો. તે સાંભળી નારદજી કહે—હે વિદેહ રાજા ! સાંભળ. સાક્ષાત્ શ્રીલક્ષ્મીજી તારી સુતા છે, તો હવે તને બીજા કોની ઉપમા આપું ? તમે ઉપમા અને બાકીના બધા ઉપમેય છે. કારણ કે, જેને ઘેર હાલમાં પૃથ્વીપુત્રી " શ્રી " પોતે જ આવીને અવતર્યા છે. ॥૪॥

दो० योगभोगमैंगोइमन, कियोनप्रगटप्रभाउ ॥
भयेबिदेहबिदेहसुनि, बिदाभयेमुनिराउ ॥ २०४ ॥

**અર્થ.**—હે મહિપાળ ! તમે ત્યાગી છતાં સંસારના ઉપદ્રવને લીધે તેનો પ્રભાવ પ્રગટ કરતા નથી, પણ મનમાં જ રાખો છો. હે ગિરિજા ! કુંવરીની કથા સાંભળી તે ભૂપ હર્ષ ઘેલાજેવો બની વાત્સલ્ય પ્રેમના રસમાં લીન થઈ ગયો અને નારદજી વિદાય થયા. ॥ ૨૦૪ ॥

चो० ब्रह्मभुवनऋषिराजसिधाये । बहुरिदूतलंकापुरआये ॥
सोघटनाथआयेहमराषी । सोशंकरगिरिजासनभाषी ॥ १ ॥

याज्ञवल्क्यकहिकथारसाला । साधुसाधुमुनिपरमकृपाला ॥
जोहमकहेउकथाउपदेशा । जगजितेहुसबलंकनरेशा ॥ २ ॥
देवनकोंबहुदेतकलेशा । चारिठांउहारा लंकेशा ॥
रविशशिपवनबरुणधनुधारी । अग्निकालयमसबअधिकारी ॥ ३ ॥
किंनरासिद्धमनुजसुरनागा । हठिसबहीकेपंथहिलागा ॥
ब्रह्मसृष्टिजहंलगितनुधारी । दशमुखबसवर्तीनरनारी ॥ ४ ॥
आयसुकराहिंसकलभयभीता । नमईआइनितचरनाविनीता ॥

**અર્થ.**—એમ કહી નારદજી બ્રહ્મલોકમાં ગયા. હે ભરદ્વાજ ! સદાશિવ પાર્વતીજીને કહેછે; પેલા દૂતો પાછા લંકામાં આવ્યા; અને બોલ્યા કે, હે નાથ! એ ઘડો અમે રાખી આવ્યા. ॥ ૧ ॥ એવી રીતે મોટા કૃપાળુ સાધુ યાજ્ઞવલ્ક્ય ઋષિ જે કથા સાધુમુનિ ભરદ્વાજને કહે છે, (તુલસીદાસ કહેછે કે,) હું તે કથાનો ઉપદેશ કહુંછું. તે લંકાપતિ રાવણ આ જગતને જિત્યો. ॥ ૨ ॥ માત્ર ઉપર કહેલાં ચાર ઠેકાણે તે હાર્યો; અને તે દેવતાઓને બહુ દુઃખ દેવા લાગ્યો. સૂર્ય, ચંદ્ર, પવન, વરુણ, કુબેર, અગ્નિ, કાળ, યમરાજ, કિન્નર, સિદ્ધ, મનુષ્યો, દેવતાઓ અને સર્પો વિગેરે દેહધારી જેટલી બ્રહ્માની સૃષ્ટિ હતી, તેટલી સર્વેની પાછળ આ હઠવાળો રાવણ લાગવાથી તે સર્વે તેને તાબે રહી ચાલતી; તે સર્વે સ્ત્રીપુરુષો ભયને લીધે તેની આજ્ઞામાં રહેતાં અને દરરોજ આવી તેનાં ચરણોમાં નમી વિનતિ કરતાં. ॥ ૩ ॥ ૪ ॥

**दो०** भुजबलविश्ववस्यकरि, राखेसिकोउनस्वतंत्र ॥
मंडलीकमहुंरावण, राजकरैनिजमत्र ॥ २०५ ॥
देवयक्षगंधर्वनर, किन्नरनागकुमारी ॥
जितिबरीनिजबाहुबळ, बहुसुंदरिबरनारि ॥ २०६ ॥

**અર્થ.**—એ પ્રમાણે પોતાના બાહુબળથી બધાઓને વશ કર્યા. ઉપલા ચાર જણ વગર કોઇને પણ સ્વતંત્ર રહેવા દીધા નહીં. એમ રાવણ પોતાની મંડળી સાથે સ્વેચ્છા મુજબ રાજ કરવા લાગ્યો. દેવતાઓ, યક્ષો, ગંધર્વો, પુરુષો, કિન્નરો અને સર્પોને પોતાના ભુજબળથી જિતી તેની બહુ રૂપાળી સ્ત્રીઓ અને પુત્રીઓને વરવા લાગ્યો. ॥૨૦૫-૨૦૬

**चो०** इंद्राजितसनजोकछुकहेऊ । सोसबजनुपहिलेकरिरहेऊ ॥
प्रथमहिजिनकहंआयसुदीन्हा । तिन्हकरचारितसुनहुजोकीन्हा ॥ १ ॥
देखतभीमरूपसबपापी । निशिचरनिकरदेवपरितापी ॥
करहिंउपद्रवअसुरनिकाया । नानारूपधरहिंकरिमाया ॥ २ ॥
जेहिविधिहोइधर्मनिर्मूला । सोसबकरहिंवेदप्रतिकूला ॥
जेहिजेहिदेशधेनुद्विजपावहिं । नगरग्रामपुरआगिलगावहिं ॥ ३ ॥

शुभआचरणकतहुंनहिंहोई । देवबिप्रगुरुमाननकोई ॥
नहिंहरिभक्तियज्ञजपज्ञाना । स्वप्नेहुसुनियनवेदपुराना ॥ ४ ॥

**અર્થ.**—ઇંદ્રજિતને જે કંઈ કહ્યું હતું, તે સઘળું જાણે પહેલાથી જ કરી રાખ્યું હોય તેમ હતું. તે સિવાય આગળ જેને જે કંઈ આજ્ઞાઓ આપી હતી, તે સઘળાએ જે જે ચરિત્રો કર્યાં તે સાંભળો. ॥ ૧ ॥ જોવામાં ભયંકર રૂપવાળા તે સર્વે પાપી દૈત્યો દેવતાઓને ઘણું દુઃખ દેનાર, અને પોતાની આસુરી માયાથી ઘણાં પ્રકારનાં સ્વરૂપો લઈ બહુ ઉપદ્રવ કરે. ॥ ૨ ॥ જેમ ધર્મ નિર્મૂળ થાય તેમ તેઓ વેદથી ઉલટા ચાલે. વળી જે જે દેશમાં ગાયો અને બ્રાહ્મણો મળી આવે, તે તે ગામ તથા શહેરને સળગાવી. દેય. ॥ ૩ ॥ ક્યાંયપણ સારાં આચરણ થાય નહિ. દેવ, બ્રાહ્મણ અને ગુરુને કોઈ માને નહિ. હરિભક્તિ, યજ્ઞ, જપ કે જ્ઞાન કશું ન મળે તથા વેદ-પુરાણ તો સ્વપ્ને પણ સાંભળવામાં આવે નહિ. ॥ ૪ ॥

**पद्मावतीछंद.** जपयोगबिरागातपमखभागा, श्रवणसुनैदशशीशा ॥
आपुनउठिधावैरहैनपावै, धरिसबघालैखीशा ॥ २० ॥
असभ्रष्टअचाराभासंसारा, धर्मसुनियनहिंकाना ॥
तेहिबहुबिधित्रासैदेशनिकासै, जोकहवेदपुराना ॥ २१ ॥

**અર્થ.**—જપ, યોગ, વૈરાગ, તપ અને યજ્ઞમાંનો કોઈ ભાગ થતો કાને સંભળાતો કે, રાવણ પોતે ઉઠીને તરત જ દોડે; અને તેને રહેવા આપે નહિ. સઘળાઓને પકડીને તે કાર્યનો નાશ કરે ॥ ૨ ॥ એમ આખું જગત્ અનાચારી અને ભ્રષ્ટ થઈ ગયું, ક્યાંય પણ ધર્મ કાને સંભળાય નહિ. જો કદાચ કોઈ વેદ-પુરાણ કહે તો તેને દુઃખ દઈ દેશવટો આપે. ॥ ૨૧ ॥

**सो॰** बरणिनजाइअनीति, घोरनिशाचरजोकरहिं ॥
हिंसापरअतिप्रीति, तिनकेपापाहिकवनामिति ॥ २६ ॥

**અર્થ.**—એ અસુર જે મહાઅનર્થો કરતો, તે વર્ણવ્યાં જાય તેમ નથી. જેને હિંસાપર જ ઘણો પ્રેમ, તેના પાપનો પાર ક્યાં આવે? ॥ ૨૦૮ ॥

**चो॰** बाढे बहु खल चोर जुआरी । जे लम्पट परधन पर नारी ॥
मानहिं मातु पिता नहिं देवा । साधुन सों करवावहिं सेवा ॥ १ ॥
जिनके यह आचरण भवानी । ते जानहु निशिचर सम मानी ॥
अतिशय देखि धर्मकी हानी । परम सभीत धरा अकुलानी ॥ २ ॥
गिरि सर सिंधु भार नहिं मोहि । जस मोहिं गरुअ एक परद्रोही ॥
सकल धर्म देखहिं विपरीता । कहि न सकैं रावण भय भीता ॥ ३ ॥
धेनु रूप धरि हृदय बिचारी । गई तहां जहं सुर मुनि झारी ॥
निज संताप सुनायसि रोई । काहू ते कछु काज न होई ॥ ४ ॥

**અર્થ.**—પરધન અને પરસ્ત્રીમાં લંપટ એવા જે દુષ્ટ ચોર અને જુગારીઓ તે ઘણા વધી પડ્યા. માબાપ અને દેવને માને નહિ તથા સંત લોકો પાસે તે સેવા કરાવે. ॥૧॥ મહાદેવજી કહે છે, હે ઉમા ! જે પ્રાણી એવા આચરણવાળો હોય, તેને રાક્ષસ જેવો જાણવો. એવી રીતે ઘણી ધર્મની હાનિ થતી જોઇને મોટા ભયથી પૃથ્વી અકળાઇ. ॥ ૨ ॥ તે બોલી કે, પર્વતો, સમુદ્રો અને સરોવરોનો મને ભાર નથી; પણ માત્ર અધર્મીઓનો જ ઘણો બોજો છે. એવી રીતે સઘળા ધર્મોની દુર્દશા જોતાં પણ રાવણના ભયથી કહી શકે નહિ. ॥૩॥ પછી મનમાં વિચારીને તે બિચારી ગાયનું રૂપ ધરી દેવતાઓ તથા ઋષિઓની [1]ઝારી જ્યાં હતી ત્યાં ગઇ; અને પોતાની પીડા સઘળી સંભળાવીને રડી પડી તથા બોલી જે, કોઇથી કંઈ કામ થતું નથી ! (કરી શકતા નથી ?) ॥ ૪ ॥

**पद्मावतीछंद.** सुर मुनि गंधर्वा मिलि करि सर्वा गये विरंचि के लोका ॥
संग गो तनु धारी भूमि बिचारी परम विकल भय शोका ॥
ब्रह्मा सब जाना मन अनुमाना मेरो कछु न बसाई ।
जा करि तैं दासी सो अविनाशी हमरे तोर सहाई ॥ २२ ॥

**અર્થ.**—સઘળા દેવતા, મુનિ અને ગંધર્વો ભેળા થઇને સાથે મોટા ભયના શોકાથી વ્યાકુળ થયેલી ગાયનો દેહ ધારણ કરનારી બીચારી પૃથ્વીને લઇને સત્યલોકમાં ગયા. ત્યાં બ્રહ્માએ સઘળી હકીકત જાણી મનમાં કલ્પના કરી કહ્યું કે, એમાં મારાથી કંઇ થાય નહિ. જેણે તને દાસી કરી છે, તે જ ભગવાન્ તારો અને અમારો સહાયક છે.॥૨૨॥

**सो०** धरणि धरहु मन धीर, कह विरंचि हरिपद सुमिरि ॥
जानत जनकी पीर, प्रभु भंजहिं दारुण विपति ॥ २०९ ॥

**અર્થ.**—બ્રહ્મા કહે,માટે હે પૃથ્વી! મનમાં ધીરજ ધરી શ્રીહરિનાં ચરણારવિંદોનું સ્મરણ કર. તેઓ પારકાની પીડા સમજનારા છે; તેથી તેઓ તારાં દારુણ દુઃખો મટાડશે.॥૨૦૯॥

**चो०** बैठे सुर सब करहिं विचारा । कहं पाइय प्रभु करिय पुकारा ॥
पुरवैकुंठ जान कह कोई । कोई कह पयनिधि महं बसु सोई ॥ १ ॥
जा के हृदय भक्ति जस प्रीती । प्रभु तेहि प्रगट सदा यह रीती ॥
तेहि समाज गिरिजा मैं रहऊं । अवसर पाय वचन एक कहऊं ॥ २ ॥
हरि व्यापक सर्वत्र समाना । प्रेम ते प्रगट होहिं मैं जाना ॥
देशकाल दिशि विदिशिहु माहीं । कहहु सो कहां जहां प्रभु नाहीं ॥ ३ ॥
अग जग मय सब रहित विरागी । प्रेमते प्रभु प्रगटैं जिमिआगी ॥
मोर वचन सब के मन माना । साधु साधु करि ब्रह्म बखाना ॥ ४ ॥

**અર્થ.**—પછી સર્વે દેવતાઓ બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા કે, હવે પ્રભુ ક્યાં

---

૧ સભા.

મળે કે જેથી આપણે જઈ તેમની પાસે પોકાર પાડીએ? કોઈ કહે, વૈકુંઠ પુરીમાં જઇએ; અને કોઈ કહે, ના! એઓ તો ક્ષીરસાગરમાં રહેછે; માટે ત્યાં જઇએ. ॥ ૧ ॥ વળી કોઈ એમ પણ કહેવા લાગ્યા કે, જેના મનમાં જેવો ભાવ હોય, તેની પાસે તેવી રીતે પ્રભુ પ્રગટ થાય છે. હે પાર્વતી! તે સભામાં હું પણ હતો; તેથી વખત જોઇને એક વચન મેં કહ્યું. ॥ ૨ ॥ હું જાણું છું કે, પ્રભુ સર્વ સ્થળે અને પ્રાણીમાત્રમાં સરખાજ વ્યાપ્ત છે; તથા તે પ્રેમથી પ્રગટ થાયછે. કહો જોઇએ; દેશ, પરદેશ, દિશા અને કાળ વિગેરે જેમાં પરમાત્મા નથી એવું શું છે? ॥૩॥ સ્થાવર જંગમમય, વ્યાપક અને સર્વ પ્રપંચોરહિત પ્રભુ; જેને પ્રેમ હોય તેની આગળ પ્રગટ થાય. હે ભવાની! એ મારાં વચનો સઘળાઓનાં ચિત્તમાં ભાસ્યાં; અને મને (વાહ) સંત, (વાહ) સંત! એમ કહી બ્રહ્માએ વખાણ્યો. ॥ ૪ ॥

**दो॰** सुनि बिरंचि मन हर्ष तनु, पलकि नयन बह नीर ॥
अस्तुति करत सजोरि कर, सावधान मतिधीर ॥ २०७ ॥

**અર્થ.**—તે સાંભળી બ્રહ્મા હર્ષ પામ્યા; અને તેમનું શરીર રોમાંચિત થઈ આંખોમાંથી પ્રેમાશ્રુ વહ્યાં. પછી તેઓ બેઉ હાથ જોડી શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા. ॥૨૦૭॥

**पद्मावतीछंद.** जय जय सुर नायक जन सुखदायक प्रणत पाल भगवंता ॥
गो द्विज हितकारी जय असुरारी सिंधु सुता प्रियकंता ॥
पालन सुरधरणी अद्भुत करणी मर्म न जानै कोई ॥
जो सहज कृपाला दीनदयाला करो अनुग्रह सोई ॥ २३ ॥
जय जय अबिनाशी सब घटवासी व्यापक परमानंदा ॥
अविगत गोतीता चारित पुनिता माया रहित मुकुंदा ॥
जेहि लागि विरागी अति अनुरागी विगत मोह मुनि वृंदा ॥
निशिबासरध्यावहिंहरिगुण गावहिं जयति सच्चिदानंदा ॥ २४ ॥
जेहि सृष्टि उपाई त्रिविध बनाई संग सहाय न दूजा ॥
सो करहु अघारी चिंत हमारी जानिय भक्ति न पूजा ॥
जो भव भय भंजन जन मन रंजन गंजन विपाति वरूथा ॥
मन वच क्रम वानी छांडि सयानी शरण सकलसुर यूथा ॥ २५ ॥
शारद श्रुति शेषा ऋषय अशेषा जा कहं कोउ न जाना ॥
जेहि दीन पियारे वेद पुकारे द्रवोसो श्री भगवाना ॥
भव वारिध मंदर सब विधि सुंदर गुण मंदर सुख पुंजा ॥
मुनिसिद्ध सकलसुर परम भयातुर नमत नाथ पदकंजा ॥ २६ ॥

**અર્થ.**—જય જય જય જય જય હે દેવાધિપતિ, જનસુખ કર્તા, દીનને પાળનાર શ્રીભગવાન્, ગોબ્રાહ્મણ પ્રતિપાળ, દૈત્યોના શત્રુ, શ્રીલક્ષ્મીનાથ, સુરપૃથ્વીના પાળક, કોઈ ન જાણે એવી ચમત્કારીક કરણીવાળા, સ્વભાવે જ કૃપાળ અને દીન દયાળ! કરુણા કરો. ॥ ૨૩ ॥ વળી હે અવિનાશી! સર્વેના ચિત્તવાસી! વ્યાપક મોટા આનંદી અદ્વિતીય ગતિવાળા, ઇન્દ્રિયોથી અળગા રહેલા, ( નિર્ગુણ ) પવિત્ર ચરિત્રોવાળા, માયાથી પર, મુકુંદ, ( મોક્ષને આપનાર ) અને જેને માટે ત્યાગી મુનિઓનાં ટોળાં મોહ મૂકી ઘણી પ્રીતિથી રાત્રદિવસ ધ્યાન કરી ગુણ ગાયછે એવા સચ્ચિદાનંદ! આપનો જય જય ને જય થાઓ. ॥ ૨૪ ॥ બીજા કોઈની પણ મદદ વગર જેણે રજ, તમ અને સત્વગુણયુક્ત ત્રણ પ્રકારની સૃષ્ટિ રચી, તે જ પાપને હરનાર શ્રીહરિ અમારી ખબર લેજો. અમે ભક્તિ કે પૂજા કશું જાણુતા નથી. સંસારના ભયને ટાળનાર, જનોનાં મનને રંજન કરનાર અને વિપત્તિનો નાશ કરનાર એવા હે ભગવન્! સઘળા દેવતાઓનો સમુદાય પોતાનું ડહાપણ છોડીને મન, કર્મ, વચન અને વાણીથી આપને શરણે આવેલા છે. ॥ ૨૫ ॥ સરસ્વતી, શ્રુતિ, શેષ અને સર્વે ઋષિઓમાંના પણ કોઈ જેને સંપૂર્ણ જાણતા નથી અને વેદ પોકારે છે કે, જેઓને દીન વહાલા છે, એવા હે પ્રભુ! કૃપા કરો. સંસારરૂપી સમુદ્રને મથવામાં મંદરાચળ જેવા ઘણા પ્રકારના સુખોના ઢગલા અને ગુણોના મંદિરરૂપ હે હરિ! સઘળા મુનિઓ, સિદ્ધ અને દેવતાઓ ઘણા ભયભીત થઈ આપનાં ચરણકમળને નમેછે. ॥ ૨૬ ॥

दो० जानि सभय सुर भूमि मुनि, वचन समेत सनेह ॥
गगन गिरा गंभीर भइ, हरणि शोक संदेह ॥ २०८ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! દેવતાઓ, ઋષિઓ અને પૃથ્વીને ભયભીત જાણી પ્રીતિયુક્ત વચનોથી શોક અને સંશયને હરનારી ગંભીર આકાશવાણી થઈ. ॥ ૨૦૮ ॥

चो० जनि डरपहु मुनि सिद्ध सुरेशा । तमहिं लागि धरिहौं नर वेषा ॥
अंशन सहित मनुज अवतारा । लेहौं दिनकर वंश उदारा ॥ १ ॥
कश्यप अदिति महा तपकीन्हा । तिन कहं मैं पूरब बरदीन्हा ॥
ते दशरथ कौशल्या रूपा । कोशलपुरी प्रकट नर भूपा ॥ २ ॥
तिनके गृह अवतरिहौं जाई । रघुकुल तिलक सो चारिउ भाइ ॥
नारद वचन सत्य सब करिहौं । परम शक्ति समेत अवतरिहौं ॥ ३ ॥
हरिहौं सकल भूमि गरुआइ । निर्भय होहु देव समुदाई ॥
गगन ब्रह्म वाणी सुनि काना । तुरत फिरे सुर हृदय जुडाना ॥ ४ ॥
तब ब्रह्मा धरणिहि समुझावा । अभय भई भरोस जिय आवा ॥

**અર્થ.**—હે ઋષિઓ! સિદ્ધો અને દેવતાઓ તમે રખે બીહીતા? તમારે માટે હું પુરુષવેષ ધરીશ. મારા અંશો સાથે ઉદાર સૂર્યવંશમાં મનુષ્યાવતાર લઈશ. ॥ ૧ ॥

કશ્યપ અને અદીતિએ આગળ તપ કરેલું હોવાથી મેં તેમને વચન આપ્યું હતું. તેઓ અયોધ્યાપુરીમાં કૌશલ્યા અને દશરથ રાજારૂપે મનુષ્ય દેહ ધારણ કરશે. ॥ ૨ ॥ તે રઘુકુળમાં શિરોમણિ એવા તેઓને ઘેર ચાર ભાઈઓરૂપે અવતાર લઈશું વળી મહા શક્તિ ( લક્ષ્મીજી ) સહિત અવતરી નારદજીના વચનને અમે સત્ય કરીશું. ॥૩॥ અને પૃથ્વીનો સઘળો ભાર હરણ કરીશું. માટે દેવતાઓ ! તમે નિર્ભય થાઓ. ત્યારે બ્રહ્માજીએ પૃથ્વીને પૂછયું કે, હવે નિર્ભય થવા બાબતનો તારા મનમાં વિશ્વાસ આવ્યો ? તથા એવી આકાશવાણી સાંભળી સર્વ દેવતાઓ તેમાં મન લગાડીને તેજ વખતે ફર્યા. ॥ ૪ ॥

**दो॰ निज लोकहि विरंचि गये, देवन्ह इहै सिखाय ॥**
**वानर तनु धरि धरणि महं, हरि पद सेवहु जाय ॥ २०९ ॥**

**અર્થ.**—બ્રહ્માજીએ દેવતાઓને પોતાના લોકમાં બેસાડીને શિખામણ આપી કે, તમે સઘળાઓ પૃથ્વી ઉપર જઈને વાનરદેહ ધારણ કરી હરિચરણની સેવા કરો. દેવતાઓ તે શિખી ગયા અને બ્રહ્માજી પોતાના ભૂર્લોક માંહેલા કિષ્કિંધા દેશમાં જાંબુવાનરૂપે થઈ રહ્યા. ॥ ૨૦૯ ॥

**चो॰ गये देव सब निज निज धामा । भूमि सहित पाये विश्रामा ॥**
**जो कछु आयसु ब्रह्मै दीहा । हर्षे देव विलंब न कींहा ॥ १ ॥**
**वनचर देह धरी क्षिति माहीं । अतुलित बल प्रताप तिनपाहीं ॥**
**गिरि तरु नख आयुध सब वीरा । हरि मारग चितवहीं रणधीरा ॥ २ ॥**
**गिरि कानन जहं तहं भरि पूरी । रहे निज निज अनीक रचिरूरी ॥**
**यह सब रुचिर चरित मैं भाखा । अबमो सुनहु जो बीचहि राखा ॥ ३ ॥**
**अवधपुरी रघुकुल मणि राऊ । वेद विदित तेहि दशरथ नाऊ ॥**
**धर्मधुरंधर गुण निधि ज्ञानी । हृदय भक्ति मति सारंगपानी ॥ ४ ॥**

**અર્થ.**—પછી સર્વે દેવતાઓ પોતપોતાને ઠેકાણે ગયા; અને પૃથ્વી સાથે સઘળા આરામ પામ્યા. બ્રહ્માજીએ જે કંઇ આજ્ઞા આપી તેથી રાજી થયા; અને કંઈ પણ વાર લગાડયાવિના ॥ ૧ ॥ પૃથ્વી ઉપર જઇ વાનરોનો દેહ ધારણ કર્યો. તેઓ ઘણું બળ તથા મોટો પ્રતાપ પામ્યા. તે સઘળા વીરોને પર્વત, વૃક્ષ અને પોતાના નખોરૂપી શસ્ત્રો હતાં. તે રણધીરો પ્રભુમાર્ગનેજ જોતા હતા. એવી રીતે પોતપોતાનાં સારાં સૈન્ય રચી તે સહિત જ્યાં ત્યાં પર્વત અને વનોમાં રહી તે ભરી દીધાં. ॥ ૨ ॥ હે પાર્વતી ! આ સઘળું સુંદર ચરિત મેં તને કહ્યું. હવે જે બાબત વચ્ચે રહી ગઈ તે કહું છું, સાંભળ. શ્રીઅયોધ્યાજીમાં વેદાદિકમાં પ્રસિદ્ધ રઘુકુળમાં ઉત્તમ રાજા દશરથ નામે હતા. તેઓ ધર્મધુરંધર, ગુણના ભંડાર, જ્ઞાની અને મનમાં ભક્તિ તથા ધનુર્ધારી શ્રીરામચંદ્રજીમાં બુદ્ધિ રાખનારા હતા. ॥ ૩ ॥ ૪ ॥

दो० कौशल्यादिक नारि प्रिय, सब आचरण पुनीत ॥
पति अनुकूल प्रेम दृढ़, हरिपद कमल विनीत ॥ २१० ॥

**અર્થ.**—શ્રીહરિનાં ચરણકમળમાં પ્રીતિ રાખનાર, સર્વ પવિત્ર આચરણવાળી અને પતિમાં દૃઢ પ્રેમ રાખી તેમને અનુસરનારીઓ કૌશલ્યાદિક તેને ચાર વહાલી સ્ત્રીઓ હતી. ॥ ૨૧૦ ॥

चो० एकबार भूपति मन माहीं । भै गलानि मोरे सुत नाहीं ॥
गुरु गृह गये तुरत महिपाला । चरण लागि करि विनय विशाला ॥ १ ॥
निज दुख सुख नृप गुरुहिं सुनाये । कहि वसिष्ठ बहुविधि समुझाये ॥
धरहु धीर होईहैं सुत चारी । त्रिभुवन विदित भक्त भय हारी ॥ २ ॥
शृंगीऋषिहि वसिष्ठ बुलावा । पुत्र लागि शुभ यज्ञ करावा ॥
भक्ति सहित मुनि आहुति दीन्हे । प्रगटे अग्नि चरुकर लीन्हे ॥ ३ ॥
जो वसिष्ठ कछु हृदय विचारा । सकल काज भा सिद्ध तुह्मारा ॥
यह हवि बांटि देहु नृप जाई । यथा योग्य जेहि भाग बनाई ॥ ४ ॥

**અર્થ.**—એકવાર દશરથ રાજા મનમાં મારે પુત્ર નથી, એવી રીતે ઉદાસ થયા. તેથી તે ભૂપતિ તુરત ગુરુ વસિષ્ઠજીને ઘેર ગયા; અને તેમને પગે લાગી ઘણી વિનતિ કરવા લાગ્યા. ॥ ૧ ॥ પોતાના ગુરુ આગળ સર્વ સુખ દુઃખ તે રાજાએ કહી સંભળાવ્યું. ત્યારે ધીરજ રાખ, તને જગત્ પ્રખ્યાત અને ભક્તોના ભયને હરનારા એવા ચાર પુત્રો થશે, એમ કહી વસિષ્ઠ ઋષિએ તેને ઘણો સમજાવ્યો. ॥ ૨ ॥ પછી વસિષ્ઠ મુનિએ શૃંગી ઋષિને બોલાવી, દશરથને પુત્ર થવા માટે યજ્ઞ કરાવ્યો. તે ઋષિએ ભક્તિ સાથે આહુતિઓ આપી અને તે હવિષ્યાન્ન તાદૃશ ચારે અગ્નિ ઉત્પન્ન થઈ જતાં ॥ ૩ ॥ બોલ્યા કે, હે વસિષ્ઠ! તમે જે કંઈ મનમાં ધાર્યું છે, તે તમારું સઘળું સિદ્ધ થયું જ એમ સમજો. બાકી વધેલું આ હવિષ્ય છે તેના, હે રાજા! ભાગો બનાવી, જઈને તમારી સ્ત્રીઓને વાસ્તવિક રીતે વહેંચી આપો. ॥ ૪ ॥

दो० तब अदृश्य पावक भये, सकल सभहि समुझाय ॥
परमानंद मगन नृप, हर्ष न हृदय समाय ॥ २११ ॥

**અર્થ.**—એવી રીતે આખી સભા સાંભળતાં દશરથનેસમજાવી અગ્નિ અંતર્ધ્યાન થઈ ગયા અને રાજા ઘણો રાજી થયો; તે વખત તેનો હર્ષ હૈયામાં માતો નહોતો. ॥ ૨૧૧ ॥

चो० गुरु पद बंदि भूप गृह आये । मंजुल मंगल मोद बधाये ॥
तबहिं राउ प्रिय नारी बुलाई । कौशल्यादि तहां चलि आई ॥ १ ॥
अर्द्ध भाग कौशल्यहिं दीन्हा । उभय भाग आधे कर कीन्हा ॥
कैकेयी कहं नृप लै दयऊ । रहेऊ सो उभय भाग पुनि भयऊ ॥ २ ॥

कौशल्या कैकयी हाथ धरि । दीन्ह सुमित्राहि मन प्रसन्न करि ॥
इहि विधि गर्भ सहित सब नारी । भयउ हृदय हर्षित सुख भारी ॥ ३ ॥
जा दिन ते हरि गर्भहि आये । सकल लोक सुख संपति छाये ॥
मंदिर महं सब राजहिं रानी । शोभा शील तेजकी खानी ॥
सुखयुत कछुक काल चालि गयऊ । जेहि प्रभु प्रगट सो अवसर भयऊ ४

**અર્થ.**—દશરથ રાજા ગુરુ વસિષ્ઠનાં ચરણોમાં નમી પોતાને ઘેર આવ્યા અને અત્યાનંદથી ઉજ્વળ મંગળ વધાર્યું. પછી રાજાએ પોતાની પ્રિય સ્ત્રીઓને બોલાવી; એટલે કૌશલ્યાદિક ચાલી આવી. ॥ ૧ ॥ આણેલા હવિષ્યાન્નમાંથી અર્ધો ભાગ કૌશલ્યાને આપ્યો. બાકીના અર્ધામાંથી બે ભાગ કર્યા; અને તેમાંનો એક ભાગ કૈકેયીને આપ્યો. તેમાંથી જે એક ભાગ વધ્યો, તેના પણ વળી બે ભાગ કર્યા; ॥ ૨ ॥ અને તે ભાગો કૌશલ્યા અને કૈકેયીએ પોતાના હાથમાં લઈ રાજી થઈ સુમિત્રાને આપ્યા. એ પ્રમાણે સઘળી સ્ત્રીઓ ગર્ભવતી થઈ. તેથી તે હૃદયમાં ઘણો હરખ અને સંતોષ પામ્યો. ॥ ૩ ॥ હે ગિરિજા ! જે દિવસથી પ્રભુ ગર્ભમાં આવ્યા, તે દિવસથી સઘળાં મનુષ્યો સુખ અને સંપત્તિથી ભરાઈ ગયાં. શોભા, શીળ અને તેજની ખાણરૂપ સઘળી રાણીઓ સુખયુક્ત પોતાના મહેલમાં રહેતી હતી. કંઈક કાળ એવી રીતે આનંદથી ચાલ્યો ગયા પછી પ્રભુ પ્રગટ થવાનો સમય થયો. ॥ ૪ ॥

दो० योग लग्न ग्रह बार तिथि, सकल भये अनुकूल ॥
चर अरु अचर हर्ष युत, राम जन्म सुख मूल ॥ २१२ ॥

**અર્થ.**—જ્યારે બરાબર યોગ, લગ્ન, ગ્રહ, તિથિ અને વાર આવ્યાં ત્યારે સુખના મૂળરૂપ શ્રીરામનો જન્મ થયો; તેથી સ્થાવર જંગમ સર્વે આનંદ પામ્યાં ॥ ૨૧૨ ॥

चो० नवमी तिथि मधु मास पुनीता । शुक्लपक्ष अभिजित हरि प्रीता ॥
मध्य दिवस अति शीत न धामा । पावन काल लोक विश्रामा ॥ १ ॥
शीतल मंद सुरभि बहबाऊ । हर्षित सुर संतन मन चाऊ ॥
वन कुसुमित गिरि गण मणियारा । श्रवहिं सकल सरितामृत धारा ॥२॥
सो अवसर विरंचि जब जाना । चले सकल सुर साजि विमाना ॥
गगन विमल संकुल सुर यूथा । गावहिं गुण गंधर्व वरुथा ॥ ३ ॥
वर्षहिं सुमन सु अंजलि साजि । गह गह गगन दुंदुभी बाजी ॥
अस्तुति करहिं नाग मुनि देवा । बहुविधि लावहिं निज निज सेवा ॥४॥

**અર્થ.**—હે ઉમા ! જ્યારે પવિત્ર ચઈતર શુદ નોમ અને પ્રભુને પ્રિય અભિજિત નક્ષત્ર હતું ત્યારે સર્વે લોકોને સુખ આપનાર અત્યંત ઠંડો તથા ઘામ વગરનો તે પવિત્ર દિવસનો મધ્યાહ્નકાળનો વખત થયો ત્યારે પરમાત્મા કૃપાળુ મર્યાદા પુરુષોત્તમ શ્રી રામચંદ્ર પ્રભુ પૂર્ણાંશે પ્રગટ થયા. ॥ ૧ ॥ તે વખતે જો કે, ઉન્હાળાની ઋતુ છે, તોપણ

શીતળ અને સુગંધીમય પવન ધીમે ધીમે વહેવા લાગ્યો, તેથી દેવતાઓ અને સાધુજનોનાં મનમાં આનંદની લહેરો ઉછળવા લાગી; તથા વનો ફૂલોથી ફૂલાઈ ગયાં અને સઘળા પર્વતોએ રત્નોની ખાણો ખુલ્લી કરી તથા સઘળી નદીઓ અમૃતની ધારા ઉત્પન્ન કરી વહેવા લાગી. ॥ ૧ ॥ હે પાર્વતી! એ વખતની જ્યારે બ્રહ્માને ખબર પડી, ત્યારે સઘળા દેવતાઓ વિમાનો સહિત શણગારીને ચાલ્યા; તેથી આખું નિર્મળ આકાશ દેવોના સમૂહથી છવાઈ ગયું અને ગંધર્વો હરિગુણ ગાવા લાગ્યા; ॥ ૩ ॥ અને હાથના ખોબા ભરી ભરીને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા તથા ગગનમાં ભારે ગડગડાટથી નોબત વગાડવા લાગ્યા; અને ઋષિ, દેવતા તથા નાગ સ્તુતિ કરવા લાગ્યા; વળી ઘણા પ્રકારની પોતપોતાની ભેટો લઈ આવ્યા. ॥ ૪ ॥

**दो० सुर समूह विनती करि, पहुंचे निज निज धाम ॥**
**जग निवास प्रभु प्रगटेउ, अखिल लोक विश्राम ॥ २१३ ॥**

**અર્થ.**—હે પ્રાણપ્રિયા! એવી રીતે દેવતાઓનાં યુથો વિનતિ કરી પોતપોતાને ઠેકાણે પહોંચી ગયાં. એમ અત્યાનંદથી વિશ્વવ્યાપી અને સર્વ લોકના આરામરૂપ શ્રી રઘુનાથજી પ્રગટ થયા. ॥ ૨૧૩ ॥

**पद्मावतीछंद. भये प्रगट कृपाला दीनदयाला कौशल्या हितकारी ।**
**हर्षित महतारी मुनि मन हारी अद्भुत रूप निहारी ॥**
**लोचन अभिरामा तनु घनश्यामा निज आयुध भुज चारी ।**
**भूषण वनमाला नयन विशाला शोभासिंधु खरारी ॥ २७ ॥**
**कहदुहुंकरजोरी अस्तुति तोरी केहिविधि करौं अनंता ।**
**मायागुण ज्ञानातीतअमाना वेदपुराण भनंता ॥**
**करुणासुखसागर सबगुणआगर, जेहि गावहिं श्रुति संता ।**
**सो ममहित लागी जनअनुरागी, प्रगट भये श्रीकंता ॥ २८ ॥**
**ब्रह्मांडनिकाया निर्मितमाया, रोगरोमप्रति वेद कहै ।**
**ममउरसोबासी यह उपहासी, सुनत धीरमति थिर न रहै ॥**
**उपजा जब ज्ञाना प्रभुमुसकाना, चरित बहुत विधि कीन्ह चहै ।**
**कहि कथा सुनाई मातु बुझाई, जेहि प्रकार सुत प्रेम लहै ॥ २९ ॥**
**माता पुनि बोली सोमतिडोली, तजहू तातयह रूपा ।**
**कीजै शिशुलीला अतिप्रियशीला, यहसुख परम अनूपा ॥**
**सुनि वचन सुजाना रोदन ठाना, होइ बालक सुर भूपा ।**
**यह चरित जे गावहिं हरिपद पावहिं, तेन परहि भव कूपा ॥ ३० ॥**

**અર્થ.**—હે પાર્વતી! જેમનું અદ્દભુત રૂપ જોઇને મુનિઓનાં મન પણ હરાઈ જાય, એવા દીનદયાળ કૃપાળુ કૌશલ્યાના કલ્યાણમાટે પ્રગટ થયા. તેથી માતા મનમાં

અત્યંત રાજી થયાં. દર્શનથી આંખોને અત્યંત આનંદ આપનાર, ઘનશ્યામ શરીરવાળા, પોતાની ચાર ભુજામાં જેમણે શંખાદિ હથિયારો ધારણ કર્યાં છે, અથવા જેની બે ભુજા અને બે ધનુષ બાણ મળી ચાર છે, વનમાળાનું જેણે આભૂષણ ધર્યું છે, જેની મોટી આંખો છે, શોભાના જેઓ સમુદ્ર જ છે અને દૈત્યોના શત્રુ છે; ॥ ૨૭ ॥ એવા પ્રભુને નિરખી પોતાના બન્ને હાથ જોડી માતા કહેવા લાગ્યાં. વેદ પુરાણ જેને માયા, ગુણ, જ્ઞાન અને માનથી રહિત કહે છે; એવા હે ભગવન્! હું આપની કયા પ્રકારે સ્તુતિ કરું (કેમ કરી શકું?) જેને સંત અને શ્રુતિ સદા ગાય છે, જેઓ કૃપા અને સુખના સમુદ્ર તથા ગુણના મંદિરરૂપ સાક્ષાત્ શ્રીલક્ષ્મીપતિ છે, તેઓ ભક્ત ઉપરની પ્રીતિ તથા મારાં સારાંને માટે પૃથ્વીપર પ્રગટ થયાછો. ॥ ૨૮ ॥ મોટી હસવા જેવી વાત એ છે કે, જેમણે પોતાની માયાથી આખા બ્રહ્માંડને રચી તેમાંની સઘળી વસ્તુઓ અને પ્રાણીઓનાં પ્રત્યેક રોમાંચો વિષે વાસ કર્યો છે, તે મોટું અલૌકિક સ્વરૂપ મારા નાનાં સરખાં ઉદરમાં કેમ રહી શક્યું? તે બાબત ધીરપુરુષોએ સાંભળતાં તેઓની બુદ્ધિ પણ સ્થિર રહેશે નહિ (અસંભવિત માનશે.) તો પછી ખળોનું તો શું જ ગજું? (તેઓ તો તેમ જ માનશે.) હે ભવાની! જ્યારે માતાને આવું સુજ્ઞાન ઉત્પન્ન થયું જોયું, ત્યારે પ્રભુ હસીને બોલ્યા કે, અમે ઘણા પ્રકારનાં ચરિત્રો કરવા ઇચ્છા રાખીએ છિયે, એમ કહી જે રીતે પ્રેમયુક્ત બાળભાવ ઉત્પન્ન થાય, તે રીતે પૂર્વજન્મની કથા કહી સંભળાવીને માતાને સમજાવી. ॥ ૨૯ ॥ પછી ભગવાનની માયાથી માતાની આગલી બુદ્ધિ નીકળી જવાને લીધે બોલ્યાં કે, જેને શીળ ઘણું પ્રિય છે એવા હે બાપ! આ રૂપને છોડીને બાળલીલા કરી, તેનું ઘણું અનુપમ સુખ મને આપો. હે શૈલ્યસુતા! માતાનાં એવાં વચનો સાંભળી સુજાણ અને દેવતાઓના રાજા ભગવાન્ તે ઠેકાણે બાળસ્વરૂપ ધારણ કરી રડવા લાગ્યા. હે પ્રિયા! જે કોઈ આ જન્મચરિત્ર ગાશે, તે સંસારરૂપી કૂવામાં ન પડતાં પ્રભુનાં પરમપદને પામશે. ॥ ૩૦ ॥

**दो० विप्र धेनु सुर संत हित, लीन्ह मनुज अवतार ॥**
**निज इच्छा निर्मित तनु, माया गुण गोपार ॥ ॥ २१४ ॥**

**અર્થ.**—એ પ્રમાણે માયા, ગુણ અને ઇંદ્રિયોથી પર તથા પોતાની ઇચ્છાપ્રમાણે દેહ ધારણ કરનાર શ્રીહરિએ ગાય, બ્રાહ્મણ, દેવતા અને સાધુઓનેમાટે મનુષ્યાવતાર લીધો.૨૧૪

**चो० सुनि शिशु रुदन परम प्रिय बानी । संभ्रम चलि आईं सब रानी ॥**
**हर्षित जहं तहं धाईं दासी । आनंद मगन सकल पुरवासी ॥ १ ॥**
**दशरथ पुत्र जन्म सुनि काना । मानहुं ब्रह्मानंद समाना ॥**
**परम प्रेम मन पुलक शरीरा । चाहत उठन करत मतिधीरा ॥ २ ॥**
**जाकर नाम सुनत शुभ होई । मोरे गृह आवा प्रभु सोई ॥**
**परमानंद पूरि मन राजा । कहा बुलाइ बजावहु बाजा ॥ ३ ॥**
**गुरु बसिष्ठ कहं गयउ हंकारा । आये द्विजन सहित नृप द्वारा ॥**
**अनुपम बालक देखि न जाई । रूप राशि गुण कहि न सिराई ॥ ४ ॥**

ચિત્ર ૩ (પૃષ્ઠ ૧૭૨)



જન્મોત્સવ બાલલીલા.

**અર્થ.**—હે પાર્વતી! તે બાળકનાં રુદનની ઘણી પ્રિય વાણી સાંભળી પુત્ર છે કે પુત્રી, એવા વહેમથી સઘળી રાણીઓ ત્યાં જોવા માટે આવી. દાસીઓ જ્યાં ત્યાં હરખથી દોડી અને સઘળાં નાગરીકો આનંદમાં મગ્ન થઇ ગયાં. ॥ ૧ ॥ અને દશરથ રાજાએ સભામાં જ્યારે પુત્રનો જન્મ કાને સાંભળ્યો ત્યારે ઈશ્વર મળ્યા જેટલું સુખ પામ્યા. મનમાંના ઘણા પ્રેમથી તેમના શરીર ઉપર રુવાડાં ઉભાં થઈ ગયાં; અને તે ધીરમતિવાળાએ સભામાંથી ઉઠી મહેલમાં જવા ઇચ્છા કરી. ॥ ૨ ॥ જેનું નામ સાંભળતાં સારું થાય, એવા પ્રભુ મારે ઘેર પધાર્યા, એ રીતે તે રાજાને મનમાં પૂર્ણ અત્યાનંદ થયો; અને વાજાંવાળાઓને બોલાવવા તેડું મોકલ્યું, કે તેઓ બીજા બ્રાહ્મણો સાથે દરબારમાં આવ્યા. પછી વર્ણવવામાં ન આવે એવા ગુણ અને રૂપના પુંજ જેવા તે અનુપમ બાળકોને ગુરુ સાથે ઘેર જઇ, તે ભૂપતિએ ભાળ્યા. ॥ ૪ ॥

दो० तब नांदीमुख श्राद्ध करि, जात कर्म सब कीन्ह ॥
हाटक धेनु बसन मणि, नृप विप्रन कहं दीन्ह ॥ २१५ ॥

**અર્થ.**—તે પછી નાંદીમુખ શ્રાદ્ધ અને સઘળાં જન્મકર્મ કર્યાં; તથા તે રાજાએ બ્રાહ્મણોને ગાયો, રત્નો, સુવર્ણ અને વસ્ત્રોનું દાન દીધું. ॥ ૨૧૫ ॥

चो० ध्वज पताक तोरण पुर छावा । कहि न जाय जेहि भांति बनावा ॥
सुमन वृष्टि आकाश ते होई । ब्रह्मानंद मगन सब कोई ॥ १ ॥
वृंद वृंद सब चलीं लुगाई । सहज शृंगार किये उठि धाई ॥
कनक कलश मंगल भरि थारा । गावत पैठहिं भूप दुआरा ॥ २ ॥
करि आरती निछावरि करहीं । बार बार शिशुचरणन परहीं ॥
मागध सूत वंदि गुण गायक । पावन गुण गावहिं रघुनायक ॥ ३ ॥
सर्वस दान दीन्ह सब काहू । जेहि पावा राखा नहिं ताहू ॥
मृग मद चंदन कुंकुम सींचा । मची सकल बीथिन बिच कीचा ॥ ४ ॥

**અર્થ.**—આખું શહેર ધ્વજા, પતાકા અને તોરણોથી છવાઈ ગયું. જેનું વર્ણન થઇ ન શકે તેવા અનેક પ્રકારે તેમણે તે શોભીતું બનાવ્યું. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી; અને સઘળાં સ્ત્રી પુરુષો ઘણા આનંદમાં નિમગ્ન થઈ ગયાં. ॥ ૧ ॥ હે પાર્વતી! જે શણગાર સ્ત્રીઓએ પહેર્યો છે, તેનો તે જ રાખી હરખથી ઉઠીને દોડી. સોનાના કળશો અને [1]મંગળ વસ્તુથી ભરેલા થાળો લઈ સઘળી તે સ્ત્રીઓનાં ઝુંડે ઝુંડ ગીત ગાતાં ગાતાં ચાલ્યાં; અને તે છેક રાજમહેલના દરવાજામાં આવી પેઠાં. ॥ ૨ ॥ તેમણે બાળકની આરતિ તથા [2]નોછાવર ઉતાર્યાં; અને પછી વારંવાર તેમનાં નાનાં ચરણોમાં નમવા લાગી અને ગુણના ગાવાવાળા ભાટો, ચારણો, બ્રાહ્મણો, પ્રતિલોમો અને કેદીઓ શ્રી રઘુનાથના ગુણો ગાવા લાગ્યા. ॥ ૩ ॥ તેઓ સઘળાને સર્વે જાતનાં મહારાજ

---

૧ કેશર, કસ્તુરી, હળદર, કંકુ અને ચોખા વિગેરે. ૨ માથેથી દ્રવ્ય ઓવાળવું.

દશરથે દાનો દીધાં; પણ જેણે લીધું, તેમણે પ્રેમભક્તિના ભાવને લીધે પોતે રાખ્યું નહિ, (બીજા ગરીબોને આપી દીધું.) વળી સઘળી ગલીઓમાં લોકોએ કસ્તુરીના ઉરાડવાથી કેશર, અંબર, અરગજા અને કંકુનો કીચ મચી રહ્યો. ॥ ૪ ॥

दो० गृह गृह बाज बधाव शुभ, प्रगट भये सुखकंद ॥
हर्षवंत सब जहं तहं, नगर नारि नरवृंद ॥ २१६ ॥

**અર્થ.**—હે પ્રિયા ! સુખકંદ એવા શ્રીરામચંદ્રજીના પ્રાગટ્યથી ઘેરઘેર શુભ વધાઇઓ બેઠી અને નોબતો વાગવા લાગી. વળી તે નગરમાં જ્યાં જુઓ ત્યાં સઘળાં સ્ત્રી પુરુષોના સમુદાય ખુશી ખુશી જ દેખાય. ॥ ૨૧૬ ॥

चो० केकय सुता सुमित्रा दोऊ । सुंदर सुत जन्मत भई सोऊ ॥
वह सुख संपति समय समाजा । कहि न शकैं शारद अहि राजा ॥ १ ॥
अवधपुरी सोहै इहि भांती । प्रभुहि मिलन आई जनु राती ॥
देखि भानु जनुमन सकुचानी । तदपि बनी संध्या अनुमानी ॥ २ ॥
अगर धूप जनु बहु अंधियारी । उडै गुलाल मनहुं अरुणारी ॥
मंदिर मणि समूह जनु तारा । नृप गृह कलश सोईंदु उदारा ॥ ३ ॥
भवन वेद ध्वनि अति मृदु बानी । जनु खग मुखर समय सुखसानी ॥
कौतुक देखि पतंग भुलाना । एक मास तेहि जात न जाना ॥ ४ ॥

**અર્થ.**—હવે તે જ સમયે કૈકેયી અને સુમિત્રા, એ બેઉએ પણ પુત્રોને જન્મ આપ્યા. હે પાર્વતી ! એ વખતનું સુખ અને જન્મોત્સવમાં મળેલી સભાનો વિસ્તાર શેષ કે શારદા પણ કહી શકે નહિ. ॥ ૧ ॥ જેમ પ્રભુને મળવા રાત્ર આવી હોય અને તે સૂર્યને દેખી શરમાઈ જઈ પોતાનું સ્વરૂપ છૂપાવતાં પણ પોતાની છાયાથી સંધ્યા બની જાય, તેમ અયોધ્યાપુરી તે વખતે તે પ્રમાણે શોભતી હતી. ॥ ૧ ॥ હે વહાલી ! અયોધ્યારૂપી સંધ્યાકાળમાં અગરના ધૂપતણા ધૂમાડારૂપી જાણે અંધકાર, ગુલાલ અબીરના ઉડવારૂપી જાણે તેની પડતી લાલાશદાર ઝાંય, હવેલીઓમાં જડેલા મણિરૂપી જાણે તારાગણ, રાજમહેલમાં પધરાવેલા મોટા કળશરૂપી જાણે પૂર્ણિમાનો ચંદ્રમા ઉગતો હોય ॥ ૩ ॥ અને બ્રાહ્મણોના ઘણા મીઠા સુરથી રાજમંદિરમાં ઉચ્ચારાતા વેદધ્વનિરૂપી જાણે જેમાં સાંજ વખતે થતો પક્ષીઓના મોઢાનો સુખદાયક કીલકીલાટ જ છે, એવો ભાસ દિવસ છતાં પણ થવા લાગ્યો. તે જોઇ સૂર્યનારાયણ પણ ભૂલી જઇને હવણાં દિવસ છે કે સંધ્યાકાળ ? એમ પોતાના મનને પૂછવા લાગ્યા. એવી રીતે એક મહિનો ક્યાં વહી ગયો ! તે આનંદને લીધે સૂર્યનારાયણ તથા બીજા કોઇએ પણ જાણ્યું નહિ. ॥ ૪ ॥

दो० मास दिवस का दिवस भा, मर्म न जानै कोई ॥
रथ समेत रविथाकेउ, निशा कौन विधि होई ॥ २१७ ॥

**અર્થ.**—હે ઉમિયા! તે રળિયામણો એક દિવસ એક માસનો થયો. તેનો ભેદ કોઇના સમજવામાં ન આવ્યો, અને સૂર્યનારાયણ પોતાના રથ સુદ્ધાં થાકી ગયા; તથા કહેવા લાગ્યા કે, હવે રાત્ર કેમ થાય? (ક્યારે થશે?) ॥ ૨૧૭ ॥

**ચો०** **यह रहस्य काहू नाहिं जाना । दिनमणि चले करत गुण गाना ॥**
**देखि महोत्सव सुर मुनि नागा । चले भवन वर्णत निज भागा ॥ १ ॥**
**औरौ एक कहौं निज चोरी । सुन गिरिजा अति दृढ मति तोरी ॥**
**काकभुशुंडि संग हम दोऊ । मनुज रूप जानै नहिं कोऊ ॥ २ ॥**
**परमानंद प्रेम सुख फूले । बीथिन फिरहिं मगन मन भूले ॥**
**यह सब चरित जान पै सोई । कृपा रामकी जापर होई ॥ ३ ॥**
**तेहि अवसर जो जेहि विधि आवा । दीन्ह भूप जो ज्याहि मन भावा ॥**
**गजरथ तुरंग हेम गो हीरा । दीन्हे नृप नाना विधि चीरा ॥ ४ ॥**

**અર્થ.**—એ કારણ કોઇએ પણ જાણ્યું નહિ. પછી સૂર્યનારાયણ શ્રીરામના ગુણ ગાતા ગાતા ચાલતા થયા; (મધ્યાહ્નમાંથી સૂર્ય ફર્યા,) અને દેવતા, નાગ તથા ઋષિઓ પોતાનાં ભાગ્યને વખાણી સૌને ઘેર ગયા. ॥ ૧ ॥ હે ગિરિજા! સાંભળ. તારી ઘણી દૃઢ મતિ જોઈ હું મારી પોતાની લુચ્ચાઈની એક બીજી વાત કહુંછું. હું અને કાકભુશુંડજી બેઉ જણા સાથે કોઈ ન જાણે તેમ અત્યાનંદ અને પ્રેમની મજામાં ફૂલાઈ અને ખુશીમાં ભૂલેલા મનથી મહોલ્લાખામાં મનુષ્યના રૂપથી ફરતા હતા. એ સઘળું ચરિત્ર જેના ઉપર શ્રીરામની કૃપા હતી, તેઓ જ જાણતા હતા. ॥ ૨ ॥ ૩ ॥ એ વખતે જે જેવી વાસનાથી આવ્યો, તેને તેવી રીતે રાજાએ હાથી, રથ, ઘોડા, ગાય, સોનું, રત્નો અને વસ્ત્રો વિગેરે સૌ સૌના મનગમતું આપ્યું. ॥ ૪ ॥

**દો०** **मन संतोषे सबन के, जहं तहं देहिं अशीश ॥**
**सकल तनय चिरजीवहु, तुलसिदासके ईश ॥ २१८ ॥**

**અર્થ.**—તેથી સઘળાઓનાં મન સંતોષ પામ્યાં; જેણે કરી ચારેકોરથી આશીર્વાદ દેવા લાગ્યા; અને બોલ્યા કે, [1]વાલ્મિકોદ્ધારણ શ્રીરામ પ્રભુ તથા તમારા બીજા સઘળા પુત્રો ચિરંજીવ રહો. ॥ ૨૧૮ ॥

**ચો०** **कछुक दिवस बीते यहि भांति । जात न जानहिं दिन अरु राती ॥**
**नाम करण कर अवसर जानी । भूप बोलि पठये मुनि ज्ञानी ॥ १ ॥**
**करि पूजा भूपति अस भाषा । धरिये नाम जो मुनि गुनि राखा ॥**
**इनके नाम अनेक अनूपा । मैं नृप कहब स्वमति अनुरूपा ॥ २ ॥**

---

૧ કથા કહેનાર મહાદેવજી છે; અને તુલસીદાસ તે કથા પછી થયા છે, માટે આ જગ્યાએ તુલસીદાસને ઠેકાણે તેમને વાલ્મિક ઋષિનો અવતાર સમજી વાલ્મિકોદ્ધારણ લખ્યા છે.

**जो आनंद सिंधु सुखराशी । सींकर ते त्रैलोक्य प्रकाशी ॥**
**सो सुखधाम राम अस नामा । अखिल लोक दायक विश्रामा ॥ ३ ॥**
**विश्वभरण पोषण करु जोई । ताकर नाम भरत अस होई ॥**
**जाके सुमिरण ते रिपुनाशा । नाम शत्रुहन वेद प्रकाशा ॥ ४ ॥**

**અર્થ.**—હવે ઘણા આનંદથી કોઈ રાત્ર દિવસનાં જવાને પણ જાણુતા નથી. એવી રીતે કેટલાક દિવસો ગયા પછી નામ પાડવાનો [1]વખત જાણી રાજા દશરથે ઘણા જ્ઞાની વસિષ્ઠઋષિને તેડવા માણુસ મોકલ્યું. ॥ ૧ ॥ જ્યારે પુરોહિત રાજદરબારમાં દાખલ થયા ત્યારે રાજાએ પૂજન કરી તેમને આસન ઉપર બેસાર્યા; અને એમ બોલ્યા કે, હે મુનિવર ! આપે જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે ગણિત કરી જે નામો ધારી રાખ્યાં હોય, તે નામો આ ચાર બાળકોનાં રાખો. ત્યારે ગુરુ વસિષ્ઠે શ્રીરામચંદ્રજી તરફ જોઈને કહ્યું કે, હે રાજા ! આનાં નામ ઘણાં છે, તેમાંનાં થોડાં હું મારી મતિ અનુસારે કહુંછું. ॥ ૨ ॥




જે આનંદના સાગર, સુખના પુંજ અને ત્રણે લોકમાં પ્રકાશિત છે. વળી તેઓ સર્વે લોકને સુખ દેનાર અને સુખના ભંડાર છે, માટે તે કુંવરનું નામ શ્રીહરિ "રામ" એવું રાખ્યું છે. ॥ ૩ ॥ પુનર્વસુ નક્ષત્રમાં જન્મ છે, તેથી કર્કરાશિ શ્રીરામચંદ્રની છે. વળી બીજા કુંવર સામે જોઈ ઋષિ બોલ્યા કે, આ આખા જગતનું ભરણ પોષણ કરશે; માટે તેનું નામ "ભરત" એવું પડશે અને આ ત્રીજા કુંવરના સ્મરણ માત્રે શત્રુનો નાશ થશે; માટે તેનું નામ "શત્રુઘ્ન" એવું પડશે. ॥ ૪ ॥

**दो० लक्षण धाम राम प्रिय, सकल जगत आधार ॥**
**गुरु वसिष्ठ तेहि राखेऊ, लक्ष्मण नाम उदार ॥ २१९ ॥**

**અર્થ.**—હે પાર્વતી ! સૌથી નાના કુંવર વિશ્વને ધારણ કરી રાખનાર, સર્વ સુલક્ષણના મંદિર અને શ્રીરામ પ્રભુને પ્રિય (શેષજી) હોવાથી ગુરુ વસિષ્ઠે તેમનું નામ "લક્ષ્મણ" એવું રાખ્યું. ॥ ૨૧૮ ॥

**चो० धरेउ नाम गुरु हृदय विचारी । वेद तत्त्व नृप तब सुत चारी ॥**
**मुनि जन धन सर्वस शिव प्राना । बाल केलि रस तें सुखमाना ॥ १ ॥**
**बारेहि ते निज हित पति जानी । लक्ष्मण राम चरण रति मानी ॥**
**भरत शत्रुहन दोनों भाई । प्रभुसेवक जस प्रीति बढाई ॥ २ ॥**
**श्याम गौर सुंदर दोउ जोरी । निरखहिं छबि जननी तृण तोरी ॥**
**चारिउ शील रूपगुण धामा । तदपि अधिक सुख सागर रामा ॥ ३ ॥**
**हृदय अनुग्रह इंदु प्रकाशा । सूचत किरण मनोहर हासा ॥**
**कबहुं उछंग कबहुं वर पलना । मातु दुलार करहिं प्रिय ललना ॥ ४ ॥**

---

[1] જન્મ પછી બારમે દિવસે નામ રખાય છે, તેને બારાબળીયા કહેવાનો ચાલ છે.

**અર્થ.**—એવી રીતે ગુરુએ ચિત્તમાં વિચારી વિચારી નામો રાખ્યાં; અને કહ્યું કે, હે રાજા! આ તારા ચારે પુત્રો વેદના સારરૂપ છે; તેમ મુનિલોકોનું સર્વસ્વધન અને સદાશિવના પ્રાણરૂપ છે. વળી લક્ષ્મણજી પ્રથમથી તેમની બાળલીલાના રસમાં અને પછીથી પોતાના કલ્યાણરૂપ પતિ જાણી, શ્રીરામચરણમાં પ્રીતિ રાખશે, અને ભરત તથા શત્રુઘ્ન બન્ને ભાઈઓ, સેવક જેવી પ્રીતિ વધારશે. ॥ ૧ ॥ ૨ ॥ હે ગિરિજા! એ પ્રમાણે શ્યામ અને ગૌર એવી બન્ને સુંદર જોડીઓની છબીઓ નિહાળી માતાઓ, કોઈની નજર ન લાગવાને માટે તૃણ તોડવા વિગેરેના ટુચકા કરતી હતી. હે પ્રિયા! તે ચારે ભાઈઓ રૂપ, ગુણ અને શીળના મંદિરજ હતા; તોપણ તેમાં સુખસાગર શ્રીરામ વધતા હતા. ॥ ૩ ॥ હે પાર્વતી! જેમના હૃદયમાં, કૃપારૂપી ચંદ્રમા ચળકી રહ્યો છે તથા મનોહર હાસ્યરૂપી જે શશીના કિરણો જેવા લાગે છે એવા પ્રભુને માતા કૌશલ્યાની, હે લાલજી! હે દીકરા! ઇત્યાદિક શબ્દોથી બોલાવી કયારેક ખોળામાં લેછે, અને કયારેક પાળણામાં પોઢાડે છે. ॥ ૪ ॥

दो० व्यापक ब्रह्म निरंजन, निर्गुण विगत विनोद ॥
सो अज प्रेम भक्तिवश, कौशल्या की गोद ॥ २२० ॥

**અર્થ.**—એ પ્રકારે જેઓ વ્યાપક બ્રહ્મ, નિર્જન, નિર્ગુણ, હર્ષ શોક વગરના અને જન્મ-મરણ વગરના છે, તેઓ પ્રેમભક્તિને વશ થઈ, કૌશલ્યાજીની ગોદમાં ખેલે છે. ॥૨૨૦॥

चो० काम कोटि छबि श्याम शरीरा । नील कंज वारिद गंभीरा ॥
अरुण चरण पंकजनख जोती । कमल दलन बैठे जनु मोती ॥ १ ॥
रेख कुलिश ध्वज अंकुश सोहै । नूपुर ध्वनि सुनि मुनि मन मोहै ॥
कटि किंकणी उदर त्रय रेखा । नाभिगंभिर जान जेहि देखा ॥ २ ॥
भुज विशाल भूषण युत भूरी । हिय हरि नख शोभा अति रूरी ॥
उर मणि हार पदिक की शोभा । विप्र चरण देखत मन लोभा ॥ ३ ॥
कंबु कंठ अति चिबुक सुहाई । आनन अमित मदन छबि छाई ॥
दुइ दुइ दशन अधर अरुणारे । नाशा तिलक को बरणै पारे ॥ ४ ॥
सुंदर श्रवण सुचारु कपोला । अति प्रिय मधुर सुतोतरि बोला ॥
नील कमल दोउ नयन विशाला । विकट भृकुटि लटकन बर माला ॥ ५ ॥
चिक्कन कच कुंचित गभुआरे । बहु प्रकार रचि मातु संवारे ॥
पीत झिंगुलिया तनु पहिराये । जानु पाणि विचरत महि भाये ॥ ६ ॥
रूप सकहिं नहि कहि श्रुति शेषा । सो जाने स्वप्नेहु जिन्ह देखा ॥

**અર્થ.**—કરોડો કામદેવ જેવી શોભાવાળું, નીલકમળજેવું અને ગંભીર ઘનના જેવું શ્યામ શરીર તથા અરુણના તેજ જેવી જેમનાં ચરણકમળના લાલ નખોની પંક્તિ જાણે કમળનાં ફૂલ ઉપર ઝાકળનાં ટીપાંરૂપી મોતી શોભતાં હોય નહિ,॥૧॥ તેવા સુશો-

ભિત નખોવાળા, જેમનાં ચરણારવિંદમાં વજ્ર, ધ્વજા અને અંકુશનાં શોભીતાં ચિહ્નનો-વાળા, જેના ઝણઝણાંટનો શબ્દ સાંભળતા માત્રમાં મુનિઓ પણ મોહ પામે એવાં નાજુક નેપૂરવાળા, સુંદર ધરેલી કટી મેખલાવાળા, ઉદરમાં પડતી ત્રિવલીવાળા અને વળી હે પાર્વતી ! ગંભીર નાભિની શોભા તો જેણે જોઈ છે તેજ જાણે છે. ॥ ૨ ॥ વળી કડાં, પોંચી અને બાજુબંધ વિગેરે ઘણાં આભૂષણોથી શોભીતી વિશાળ ભુજાવાળા, જેના હૈયાઉપર ઘણા સુંદર વાઘનખો શોભી રહ્યા છે, વળી ઉરઉપર પદકવાળા મણિઓના હાર શોભે છે અને તે હૃદયમાં જે ભૃગુનાં ચરણચિન્હો છે, તે તો જોતાં જ મનમાં લોભ ઉત્પન્ન કરે. ॥ ૩ ॥ વળી શંખાકાર કંઠવાળા, હડપચી ઉપર ધરેલાં ઘણાં શોભીતાં ચીબુકવાળા, ઘણા કામદેવ જેવી શોભાથી છવાઈ રહેલાં મુખારવિંદવાળા, ઉપર નીચે આવેલા દાડમની નાની કળીઓ જેવા બબે દૂધિઆ દાંતોવાળા, પરવાળા જેવા રાતા ઓઠવાળા અને વળી હે ઉમા! તેમનાં નાક તથા તિલકની શોભા તો કોણ જ વર્ણવી શકે ? ॥ ૪ ॥ વળી સુંદર કાન અને મનોહર ભાલવાળા તેઓ ઘણું પ્રિય અને મધુરતા આપે એવું તોતડું તોતડું બોલતા હતા. વળી જેઓના કંઠમાં સુંદર સુગંધકારક પુષ્પોની માળા છે તથા જેના ઉપર અલકાવળીનાં લટકણો લટકી રહ્યાં છે એવી વાંકી ભ્રકૂટીવાળા, નીલકમલના જેવા શોભીતાં મોટાં બે નેત્રોવાળા, ॥ ૫ ॥ જેને ઘણી રીતે માતા ઓળીને સાફ રાખે છે એવા ઘાટા વાંકડીઆ મોવાળા "બાળ"વાળા અને જેમના શ્રીઅંગમાં પીળું ઝબલું (વાઘો) ધરાવેલ છે એવા પ્રભુ જ્યારે જમણો હાથ પૃથ્વીપર ટેકી ડાબે ગોઠણે ઘસરે છે, ત્યારે તે બાળમુકુંદજીને નિરખી, હે પ્રિયા ! મારા મનમાં અત્યાનંદ ફેલાઈ રહે છે! હે વહાલી–એ શ્રીસ્વરૂપનું વર્ણન શ્રુતિ કે શેષ પણ કરી શકે નહિ. તે તો જેમણે સ્વપ્નમાં પણ શ્રીપતિનાં દર્શન કર્યાં હોય તે જ જાણે. ॥ ૬ ॥

**दो०** सुख संदोह मोह पर, ज्ञान गिरा गोतीत ॥
दंपति परम प्रेम वश, करि शिशुचरित पुनीत ॥ २२१ ॥

**અર્થ.**—એ પ્રમાણે, જેઓ સુખ અને આનંદના સમુદ્રરૂપ તથા મોહ, જ્ઞાન, વાણી અને ઇન્દ્રિયોથી જૂદા જ છે, એવા ભગવાનને દશરથ કૌશલ્યા ઘણા પ્રેમમાં પડી પવિત્ર બાળલીલાઓ કરાવે છે અને પ્રભુ કરેછે. ॥ ૨૨૧ ॥

**चो०** इहि विधि राम जगत पितु माता । कोशल पुर बासिन सुखदाता ॥
जिन रघुनाथ चरण रति मानी । तिनकी यह गति प्रगट भवानी ॥ १ ॥
रघुपति बिमुख यतन कर कोरी । कवन सकै भवबंधन छोरी ॥
जीव चराचर वश करी राखे । सो माया प्रभु सो भय भाखे ॥ २ ॥
भृकुटि विलास नचावै ताही । अस प्रभु छांडि भजिय कहु काही ॥
मन क्रम बचन छांडि चतुराई । भजतहिं कृपा करै रघुराई ॥ ३ ॥
इहि विधि शिशु विनोद प्रभु कीन्हा । सकल नगर वासिन्ह सुखदीन्हा ॥
लै उछंग कबहुं हलरावैं । कबहुं पालने घालि झुलावैं ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! એ પ્રમાણે જગતનાં માતાપિતારૂપ અને અયોધ્યાવાસીઓના સુખદાતા શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં જે પ્રીતિ રાખે, તેની આવી (દશરથ કૌશલ્યાજેવી) પ્રત્યક્ષ ગતિ થાય. ॥ ૧ ॥ જે શ્રીરઘુનાથજીથી બહિર્મુખ થાય અને કરોડો ઉપાય કરે તોપણ તેનાં જન્મ–મરણાદિક બંધનો કોણ છોડી શકે? જેણે સ્થાવર જંગમાદિક જીવો વશ કરી રાખ્યા છે તેવા પ્રભુઆગળ માયા ભયભીત થઈ કંપે છે. ॥ ૨ ॥ જેઓ પોતાની ભ્રમરના વિલાસે તે માયાને નચાવે છે તેવા પ્રભુને છોડી, કહો કોને ભજીએ? પોતાનું ડહાપણ તજીને મન, કર્મ અને વચનથી શ્રીપ્રભુને ભજતાં જ તેઓ કૃપા કરેછે. ॥ ૩ ॥ હે ગિરિજા! એવી રીતે શ્રીરામચંદ્રજી બાળલીલા કરી સઘળા પુરવાસીઓને સુખ આપેછે. હે પ્રિયા! માતા કયારેક કયારેક ખોળામાં લઈ હુલરાવે છે અને કયારેક કયારેક પાળણામાં પોઢાડી ઝુલાવે છે. ॥ ૪ ॥

**दो० प्रेम मगन कौशल्या, निशि दिन जात न जान ॥**
**सुत सनेहवश मातु सब, बाल चरित कर गान ॥ २२२ ॥**

**અર્થ.**—એમ પ્રેમમાં મગ્ન થવાથી કૌશલ્યાજી રાત્રદિવસ કયારે જાયછે, તે પણ જાણતાં ન હતાં. એ જ પ્રમાણે બીજી પણ સઘળી માતાઓ પુત્રોના સ્નેહને સ્વાધીન થઈ બાળચરિત્ર ગાતી હતી. ॥ ૨૨૨ ॥

**चो० एक वार जननी अन्हवाये । करि शृंगार पलना पौढाये ॥**
**निज कुल इष्टदेव भगवाना । पूजा हेतु कीन्ह पकवाना ॥ १ ॥**
**करि पूजा नैवेद्य चढावा । आपु गई जहं पाक बनावा ॥**
**बहुरि मातु तहंवा चलि आई । भोजन करत दीख रघुराई ॥ २ ॥**
**गइ जननी शिशु पहं भय भीता । देखा बालक तहां पुनीता ॥**
**बहुरि आइ देखा सुत सोई । हृदय कंप मन धीर न होई ॥ ३ ॥**
**इहां उहां दुइ बालक देखा । मति भ्रम मोरि कि आन विशेषा ॥**
**देखि राम जननी अकुलानी । प्रभु हंसि दीन मधुर मुसुकानी ॥ ४ ॥**

**અર્થ.**—હે પાર્વતી! એકવાર માતાએ પ્રભુને સ્નાન કરાવી શૃંગાર ધરીને પાલણામાં પોઢાડયા; પછી પોતે કુળ ઇષ્ટદેવ ભગવાન્ ( શ્રીરંગજી ) ની પૂજા માટે પકવાન્નો કર્યાં. ॥ ૧ ॥ તે પછી પ્રભુની પૂજા કરી ભોગ ધરીને પોતે રસોઈના ઘરમાં ગયાં; અને પાછાં જ્યાં ભોગ ધર્યો હતો ત્યાં માતાજી આવ્યાં ત્યારેંશ્રીરામચંદ્રજીને આરોગતાં જોયા. ॥ ૨ ॥ તેથી સંશયાત્મક થઈ પાછાં પાલણા પાસે જઇને જૂવેછે તો, બાળક પોઢેલો છે; અને વળી પાછાં ભોગ મંદિરમાં આવી જૂવેછે તો તે જ શ્રીરામચંદ્રજી જોવામાં આવ્યા; તેથી તેમનું મન અધીરું થઈ કંપવા મંડયું. ॥ ૩ ॥ યાં અને વહાં બે બાળકો જોઇને વિચાર કરવા લાગ્યાં કે, હે મન! મારી મતિ ફરી ગઈ હશે? વા બીજું કંઈ કારણ હશે? હે ગિરિજા! એવી રીતે માતાને અકળાયલાં જોઈ, પ્રભુએ મધુર સ્મિતહાસ્યથી હસી દીધું. ॥ ૪ ॥

दो० दिखरावा मातहि निज, अद्भुत रूप अखंड ॥
रोम रोम प्रति राजहीं, कोटि कोटि ब्रह्मांड ॥ २२३ ॥

**અર્થ.**—અને વળી માતાને એક એક રૂવાંડાંમાં ક્રોડ ક્રોડ બ્રહ્માંરૂપે પોતાનું અખંડ વિરાટ સ્વરૂપ દેખાડ્યું. ॥ ૨૨૩ ॥

चो० अगणित रवि शशि शिव चतुरानन । बहु गिरि सरित सिंधु महि कानन ॥
काल कर्म गुण दोष सुभाऊ । सो देखा जो सुना न काऊ ॥ १ ॥
देखी माया सब विधि गाढी । अति सभीत जोरे कर ठाढी ॥
देखा जीव नचावै जाही । देखी भक्ति जो छोरै ताही ॥ २ ॥
तनु पुलकित मुख बचन न आवा । नयन मुंदि चरणन शिर नावा ॥
विस्मय वंत देखि महतारी । भय बहुरि शिशु रूप खरारी ॥ ३ ॥
अस्तुति करि न जाय भय मांना । जगत पिता मैं सुत करि जाना ॥
हरि जन निहि बहुविधि समुझाई । यह जनि कतहुं कहसि सुनु माई ॥४॥

**અર્થ.**—હે પ્રાણપ્રિયા! અસંખ્ય સૂર્ય, ચંદ્ર, શિવ, બ્રહ્મા, પર્વત, નદી, સમુદ્ર, પૃથ્વી, અરણ્ય, કાળ, કર્મ, ગુણ, દોષ અને સ્વભાવ વિગેરે જે કોઇએ કોઈ દહાડો દીઠા કે સાંભળ્યા ન હતા એવા ઘણા ચમત્કારો દેખાડ્યા. ॥ ૧ ॥ વળી બધી રીતની પ્રબળ અને જીવોને નચાવે છે તે માયા, ઘણી ભયથી હાથ જોડીને ઉભેલી તથા તેનાથી મુક્ત કરાવનારી ભક્તિને પણ તેવી જ રીતે ઉભેલી જોઈ. ॥ ૨ ॥ તે પ્રકાર દેખી રોમાંચિત થઈ જવાથી મોઢામાંથી એક પણ વચન કહાડી શકાયું નહીં; જેથી આંખો વીંચી જઈ પ્રભુનાં ચરણારવિંદમાં મસ્તક નમાવ્યું. પોતાની માતાને આશ્ચર્યયુક્ત જોઈ, ખરદૂષણ દૈત્યના શત્રુ શ્રીરામચંદ્રજી પાછા બાળક થઈ ગયા. હે ગિરિજા! જગત્ પિતાને મેં પુત્ર કરી જાણ્યા, એવો ભય માની કૌશલ્યાજી કશી સ્તુતિ કરી શક્યાં નહીં. પછી પ્રભુએ માતાને ઘણા પ્રકારે સમજાવ્યાં કે, રખેને આ કારણ કોઇને કહેતાં. ॥ ૪ ॥

दो० बार बार श्री कौशल्या, विनय करै कर जोरि ॥
अब जनि कबहू व्यापहीं, प्रभु मोहि माया तोरि ॥ २२४ ॥

**અર્થ.**—હે પાર્વતી! કૌશલ્યાજી હાથ જોડીને વારંવાર વિનતિ કરવા લાગ્યાં કે, રખેને પ્રભુ હવે કોઈ વખત પણ આપની માયા મને બાધ કરે. એ પ્રમાણે ઘણા પ્રકારે પ્રભુએ બાળચરિત્રો કરી દાસજનોને અત્યાનંદ દીધો. ॥ ૨૨૪ ॥

चो० बाल चरित हरि बहुविधि कीन्हा । अति आनंद दासनकहं दीन्हा ॥
कछुक कालबीते सब भाई । बडे भये परिजन सुखदाई ॥ १ ॥
चूडाकरण कीन्ह गुरु आई । विप्रन्ह बहुत दक्षिणा पाई ॥
परम मनोहर चरित अपारा । करत फिरत चारिउ सुकुमारा ॥ २ ॥

ચિત્ર ૪. (પૃ ૧૯૦)



વૈરાટ સ્વરૂપ.

**मन क्रम बचन अगोचर जोई । दशरथ अजिर विचर प्रभु सोई ॥**
**भोजन करत बुलावत राजा । नहिं आवहिं तजि बाल समाजा ॥ ३ ॥**
**कौशल्या जब बोलन जाई । ठुमकि ठुमकि प्रभु चलहिं पराई ॥**
**निगम नेति शिव अंत न पावा । ताहि धरै जननी हठि धावा ॥ ४ ॥**
**धूसर धूरि भरे तनु आये । भूपति विहंसि गोद बैठाये ॥**

**અર્થ.**—એવી રીતે કંઇક કાળ વીત્યાબાદ ભક્તજનોને સુખદાયક સર્વે ભાઇઓ મોટા થયા. ॥ ૧ ॥ એટલે શ્રીગુરુ વસિષ્ઠજીએ આવી ( ચૂડાકર્મ ) બાળમોવાળા ઉતરાવવાની ક્રિયા કરી; અને તે જ વખતે બ્રાહ્મણોને ઘણી દક્ષિણા આપી. હે પ્રિયા ! એ પ્રકારે ઘણાં મનોહર અપાર ચરિત્રો કરતા તે ચારે સુકુમાર ભાઇઓ ચાલવા શીખ્યા. ॥ ૨ ॥ જે મન, કર્મ અને વચનથી પણ જોવામાં ન આવે તેવા પ્રભુ દશરથના આંગણામાં ફરવા લાગ્યા. જ્યારે રાજા ભોજન કરવાને બોલાવતા ત્યારે તેઓ પોતાનું બાળમંડળ છોડી આવતા નહીં. ॥ ૩ ॥ અને જ્યારે કૌશલ્યાજી બોલાવવા આવે ત્યારે પ્રભુ ઠુમક ઠુમક દોડતા છેટા ભાગી જાય. હે પ્રિયા ! વેદ જેઓને નેતિ નેતિ કહેછે તથા મારા જેવા પણ જેનો પાર પામતા નથી, એવા હઠીલા શ્રીહરિની પછવાડે માતા હઠથી દોડીને પકડી લાવે ત્યારે ધૂળથી લપેટાઇને મેલા થયેલા શરીરવાળા તે ભગવાન્ આવે; એટલે દશરથ રાજા હસીને તેમને ખોળામાં બેસાડે. ॥ ૪ ॥

**दो० भोजन करत चपल चित, इत उत अवसर पाइ ॥**
**भाजिचलें किलकात मुख, दधि ओदन लपटाइ ॥ २२५ ॥**

**અર્થ.**—હે ગિરિજા ! જ્યારે પ્રભુ ભોજન કરવા આવે ત્યારે પણ રમતને માટે ચંચળ ચિત્તથી આમ તેમ ભાગી જવા લાગ જૂવે; અને જો દાવ મળે તો જોરથી હસીને દહીં ભાતથી ખરડાયલે મોઢે નાશી જાય. ॥ ૨૨૫ ॥

**चो० बाल चरित अति सरल सुहाये । शारद शेष शंभु श्रुति गाये ॥**
**जिन कर मन इन सन नहिं राता । ते जग वंचक किये विधाता ॥ १ ॥**
**भये कुमार जबहिं सब भ्राता । दीन्ह जनेऊ गुरु पितु माता ॥**
**गुरु गृह गये पढन रघुराई । अल्प काल विद्या सब पाई ॥ २ ॥**
**जाकी सहज श्वास श्रुति चारी । सो हरि पढ यह कौतुक भारी ॥**
**विद्या विनय निपुण गुणशीला । खेलहिं खेल सकल नृपलीला ॥ ३ ॥**
**करतल बाण धनुष अति सोहा । देखत रूप चराचर मोहा ॥**
**जेहि बीथिन विचरहिं सब भाई । थकित होहिं लखि लोग लुगाई ॥ ४ ॥**

**અર્થ.**—હે ગિરિજા ! એ ઘણું શોભીતું અને સરળ બાળચરિત્ર શેષ, સરસ્વતી, વેદ અને હું નિરંતર ગાઇએ છિયે. જેના મનમાં તેમને માટે પ્રીતિ નથી, તેને જાણે

જગતમાં બ્રહ્માએ ઠગ્યો છે એમ સમજવો. ॥ ૧ ॥ હવે જ્યારે એ સર્વે ભાઇઓ કિશોર વયમાં આવ્યા ત્યારે માબાપ અને ગુરુ વસિષ્ઠજીએ તેમને જનોઈ દીધું; એટલે ગુરુને ઘેર શ્રીરઘુનાથજી વિદ્યાભ્યાસ કરવા ગયા અને થોડા વખતમાં સઘળી વિદ્યા પામ્યા. ॥ ૨ ॥ હે પ્રિયા ! જેમના શ્વાસોશ્વાસમાં ચારે વેદ રહેલા છે, તેવા પ્રભુ ભણે, એ કેટલું મોટું આશ્ચર્ય છે? એવી રીતે ગુણ, શીળ અને વિવેકમાં પ્રવીણ તે સઘળા ભાઇઓ રાજલીલાની રમતો રમે. ॥ ૩ ॥ શ્રીહરિને વિષે ઘણા સુંદર જે ધનુષ્યબાણ ધરેલા છે તેનું રૂપ જોતાં જ સ્થાવર અને જંગમ મોહ પામેછે. જે જે ગલીઓમાં તે સર્વે ભાઇઓ જાય છે, તે તે ગલીઓનાં સ્રીપુરુષો તેમને જોઇને ચકિત થઈ રહેછે. ॥ ૪ ॥

**दो०** **कौशलपुर बासी नर, नारि वृंद अरु बाल ॥**
**प्राणहुं ते प्रिय लागहीं, सब कहं राम कृपाल ॥ २२६ ॥**

**અર્થ.**—અયોધ્યાવાસી સર્વે નરનારી અને બાળકોના સમુદાયને કૃપાળુ શ્રીરામ પ્રાણ કરતાં પણ પ્રિય લાગતા હતા. ॥ ૨૨૬ ॥

**चो०** **बंधु सखा सब लेहिं बुलाई । वन मृगया नित खेलहिं जाई ॥**
**पावन मृग मारहिं जिय जानी । दिनप्रति नृपहिं देखावहिं आनी ॥ १ ॥**
**जे मृग राम बाणके मारे । ते तनु ताजि सुरलोक सिधारे ॥**
**अनुज सखा संग भोजन करहीं । मातु पिता आज्ञा अनुसरहीं ॥ २ ॥**
**जेहि विधि सुखी होहिं पुरलोगा । करहिं कृपानिधि सोइ संयोगा ॥**
**वेद पुराण सुनहिं मन लाई । आपु कहहिं अनुजहिं समुझाई ॥ ३ ॥**
**प्रातकाल उठिकै रघुनाथा । मातु पिता गुरु नावहिं माथा ॥**
**आयसु मांगि करहिं पुरकाजा । देखि चरित हर्षहिं मन राजा ॥ ४ ॥**

**અર્થ.**—પોતાના ભાઇઓ અને સર્વે સખાઓને બોલાવી લઈ રોજ રોજ વનમાં મૃગયા રમવા જાય. ત્યાં ચિત્તમાં વિચારીને પવિત્ર મૃગો (કાળિયાર) ને મારતા; અને પ્રત્યેક દિવસે તેને લાવી પિતાજીને બતાવતા. ॥૧॥ હે પાર્વતી ! જે જે મૃગો શ્રીરામનાં બાણથી મરતાં, તેઓ સઘળાં દેહ છોડી સ્વર્ગમાં જતાં. વળી શ્રીરામચંદ્રજી ભોજન કરવા પોતાના ભાઇઓ અને સખાઓ સાથે બેસતા તથા માતાપિતાની આજ્ઞાને અનુસરીને ચાલતા. ॥ ૨ ॥ વળી જેમ પોતાની પ્રજા સુખી થાય, તેમ તે કૃપાનિધિ ભગવાન યોગ્ય પ્રબંધો બાંધતા; તથા મન લગાડીને ગુરુ વસિષ્ઠજી પાસેથી વેદ પુરાણો સાંભળતા અને પોતાના ભાઇઓને સમજાવી પોતે કહેતા. ॥ ૩ ॥ વળી શ્રીરઘુનાથજી સવારમાં ઉઠીને માબાપ તથા ગુરુને માથું નમાવી તથા તેમની આજ્ઞા લઇને રાજ્યકાર્યો કરતા. તેમનાં તે ચરિત્ર જોઇને દશરથ રાજા મનમાં હર્ષ પામતા. ॥ ૪ ॥

**दो०** **व्यापक अकल अनीह अज, निर्गुण नाम न रूप ॥**
**भक्त हेतु नाना विधिहि, करत चरित्र अनूप ॥ २२७ ॥**

**અર્થ.**—હે પ્રાણપ્રિયા! જેઓ વ્યાપક, અકળ, ચેષ્ટારહિત, અજન્મ, નિર્ગુણ અને નામરૂપ વગરના છે, તેઓ ભક્તોનાં ભલાને માટે નાના પ્રકારનાં અનૂપમ ચરિત્રો કરેછે. ॥ ૨૨૭ ॥

**चो०** यह सब चरित कहा मैं गाई । आगिल कथा सुनहु मन लाई ॥
विश्वामित्र महा मुनि ज्ञानी । बसहिं विपिन शुभ आश्रम जानी ॥ १ ॥
तहं जप यज्ञ योग मुनि करहीं । अति मारीच सुबाहुहि डरहीं ॥
देखत यज्ञ निशाचर धावहिं । करहिं उपद्रव मुनि दुख पावहिं ॥ २ ॥
गाधितनय मन चिंता व्यापी । हरि बिनु मरहिं न निशाचर पापी ॥
तब मुनिवर मन कीन्ह विचारा । प्रभु अवतरेउ हरण महि भारा ॥ ३ ॥
यहि मिसु देखौं प्रभुपद जाई । हरि विनती आनौं दोउ भाई ॥
ज्ञान विराग सकल गुण अयना । सो प्रभु मैं देखब भरि नयना ॥ ४ ॥

**અર્થ.**—હે પર્વતપુત્રી! મેં આ સર્વ ચરિત્રો તમને ગાઈ સંભળાવ્યાં. હવે તેના આગળની કથા મન લગાડીને સાંભળો. મોટા જ્ઞાની રાજર્ષિ વિશ્વામિત્ર અરણ્યમાં શુભ આશ્રમ બાંધી વસતા હતા. ॥ ૧ ॥ તે ઋષિ જ્યારે જપ, તપ, યોગ અને યજ્ઞ કરતા, ત્યારે મારીચ તથા સુબાહુ નામના દૈત્યો ઘણો ડર દેખાડતા. યજ્ઞને જોઇને તે નિશાચર તુરત દોડી આવી ઉપદ્રવ કરતા; તેથી તે મુનિ ઘણું દુઃખ પામતા. ॥ ૨ ॥ તેથી ગાધી રાજાના પુત્ર વિશ્વામિત્રના મનમાં ઘણી જ ચિંતા ઉત્પન્ન થઈ અને વિચાર કર્યો કે, શ્રીહરિવિના આ પાપી રાક્ષસો મરશે નહિ. ત્યારે તેમણે હૃદય સાથે વિચાર કર્યો કે, શ્રીપ્રભુ ભૂમિભાર ઉતારવા પ્રગટ થયા છે. ॥ ૩ ॥ માટે આ નિમિત્તે જઇને શ્રીનાથનાં ચરણારવિંદ જોઉં; અને પ્રાર્થના કરી તે બેઉ ભાઇને તેડી લાવું; તથા જ્ઞાન, વૈરાગ્ય અને સઘળા ગુણોની ખાણરૂપ તે પ્રભુને નેત્ર ભરી નિહાળું. ॥ ૪ ॥

**दो०** बहु विधि करत मनोरथ, जात न लागी बार ॥
करि मज्जन सरयू सलिल, गये भूप दरबार ॥ २२८ ॥

**અર્થ.**—એવા ઘણી રીતના મનોરથ કરી નિકળ્યા; અને તેમને ત્યાં જતાં કશીવાર લાગી નહીં. ત્યાં ગયા પછી સરયૂ ગંગાજીના જળમાં સ્નાન કરી રાજદરબારમાં ગયા.૨૨૮

**चो०** मुनि आगमन सुना जब राजा । मिलन गयउ लै विप्र समाजा ॥
करि दंडवत मुनिहि सनमानी । निज आसन बैठारे आनी ॥ १ ॥
चरण पखारि कीन्ह अति पूजा । मो सम धन्य आजु नहिं दूजा ॥
विविध भांति भोजन करवावा । मुनिवर हृदय हर्ष अति छावा ॥ २ ॥
पुनि चरणन मेले सुत चारी । राम देखि मुनि विरती बिसारी ॥
भये मग्न देखत मुख शोभा । जनु चकोर पूरण शशि लोभा ॥ ३ ॥

तब मन हर्ष वचन कहराऊ । मुनि अस कृपा कीन्ह नहिं काऊ ॥
केहि कारण आगमन तुम्हारा । कहहु सो करत न लाउब बारा ॥ ४ ॥
असुर समूह सतावहिं मोहीं । मैं यांचन आयउं नृप तोहीं ॥
अनुज समेत देहु रघुनाथा । निशिचर बध मैं होब सनाथा ॥ ५ ॥

**અર્થ.**—જ્યારે દશરથ રાજાએ ઋષિ પધારવાના સમાચાર સાંભળ્યા ત્યારે સાથે બ્રાહ્મણોનું અને સંતનું મંડળ લઈ મળવા માટે ગયા; અને મુનિને સન્માન આપી દંડવત્ કર્યા તથા અંદર મહેલમાં તેડી લાવી આસનપર બેસાર્યા. ॥ ૧ ॥ પછી વિશ્વામિત્રનાં ચરણો ધોયાં તથા પૂજા કરી બોલ્યા કે, આજ મારા જેવો ભાગ્યશાળી બીજો કોઈ નથી. એમ કહી જૂદી જૂદી જાતનાં ભોજન કરાવ્યાં; તેથી મુનિના મનમાં બહુ આનંદ છવાઈ રહ્યો. ॥ ૨ ॥ પછી દશરથ રાજાએ ઋષિનાં ચરણો આગળ ચારે કુંવરોને ઉભા કર્યા. હે પ્રિયા! તેમાં શ્રીરામને જોતાં જ વિશ્વામિત્ર દેહનું પણ ભાન વિસરી ગયા. જેમ પૂર્ણિમાનો ચંદ્ર જોઈ ચકોરનું ચિત્ત લોભાય તેમ, શ્રીહરિનાં મુખની શોભા જોઈ તેઓ પ્રેમમાં મગ્ન થયા. ॥ ૩ ॥ ત્યારે હૃદયમાં રાજી થઈ રાજાએ વચનો કહ્યાં કે, હે મુનિરાજ! આવી કૃપા હજી સૂધી કોઇએ પણ કરી નથી. શા કારણથી આપનું આગમન થયું? તે કહો. હું તે પ્રમાણે તરત કરીશ. વાર નહિ લગાડું.॥૪ તે સાંભળી વિશ્વામિત્ર કહેછે કે, મને અસુરો બહુ પીડે છે; માટે હું તમારી પાસે માગવા આવ્યો છું અને તે એ કે, ભાઈ (લક્ષ્મણજી) સહિત મને શ્રીરઘુનાથજી આપો, એટલે દૈત્યનો નાશ થાય અને હું અનાથ જેવો છું તે સનાથ થાઉં. ॥ ૫ ॥

**दो०** देहु भूप मन हर्षित, तजहु मोह अज्ञान ॥
धर्म सुयश नृप तुम कहं, इन कहं अति कल्यान ॥ २२९ ॥

**અર્થ.**—હે રાજા! હૃદયમાં રાજી થઇને તથા બાળ મોહરૂપી અજ્ઞાન છોડીને મને તેઓને આપો. તેથી જ હે નરશાર્દૂલ! તમારો સુયશ થશે; અને એ જ તમારો ધર્મ પણ છે, (યજ્ઞ, યાગ અને બ્રાહ્મણોનું રક્ષણ કરવું,. એ જ ક્ષત્રી ધર્મ છે) અને તેમાં આપનું ઘણું કલ્યાણ છે. ॥ ૨૨૯ ॥

**चो०** सुनि राजा अति अप्रिय बानी । हृदय कंप मुख द्युति कुम्हिलानी ॥
चौथेपन पायउं सुत चारी । विप्र वचन नहिं कहेउ विचारी ॥ १ ॥
मांगहु भूमि धेनु धन कोषा । सर्वस देउं आजु सहरोषा ॥
देह प्राण ते प्रिय कछु नाहीं । सोउ मुनि देउं निमिष एक माहीं ॥ २ ॥
सब सुत प्रिय मोहिं प्राण कि नाईं । राम देत नहिं बनै गुसाईं ॥
कहं निशिचर अति घोर कठोरा । कहं सुंदर सुत परम किशोरा ॥ ३ ॥
सुनि नृप गिरा प्रेमरस सानी । हृदय हर्ष माना मुनि ज्ञानी ॥
तब वसिष्ठ बहु विधि समुझावा । नृप संदेह नाश कहं पावा ॥ ४ ॥

**अति आदर दोउ तनय बुलाये । हृदय लाइ बहु भांति सिखाये ॥**
**मेरे प्राणनाथ सुत दोऊ । तुम मुनि पिता आन नहिं कोऊ ॥ ५ ॥**

**અર્થ.**—એવી પોતાને ઘણી અણગમતી વાણી સાંભળી દશરથ રાજાનું હ્રદય કંપવા લાગ્યું અને તેમના મોઢાનું નૂર ઉતરી જઈ ચહેરો ફીકો પડી ગયો. તે વિચાર કરવા લાગ્યા કે, ઋષિએ અવિચારી વચનો કહ્યાં. આજે ચોથી વય (ઘડપણ) માં મને ચારે પુત્રો ઉત્પન્ન થયાછે. (તે કેમ અપાય?) ॥ ૧ ॥ એમ વિચારી તે બોલ્યા કે, હે મુનિ! પૃથ્વી, ગાયો, કે દ્રવ્યનો ભંડાર, જે જોઇએ તે માંગી લ્યો. જે માંગશો તે બધું આજે હું તમને વગર ક્રોધે આપીશ.-દેહ અને પ્રાણથી તો વધારે કશું નથી? તો તે પણ હે ઋષિ! આપની ઇચ્છા હોય તો એક ક્ષણમાં આપું. ॥ ૨ ॥ પણ હે ગુંસાઈ! આ ચારે પુત્રો તો મારા જીવ કરતાં પણ મને વધારે વહાલા છે, તે કેમ દઈ શકાય? અને તેમાં વળી શ્રીરામ તો કોઈ કાળે આપવા બને નહીં. આપ વિચાર તો કરો, કે ઘણા વિકટ અને કઠોર દૈત્યો કયાં? તથા ઘણા સુકુમાર આ સુંદર બાળકો કયાં. ॥ ૩ ॥ હે ભવાની! પ્રેમરસમાં ખરડાયલી રાજાની એવી વાણી સાંભળી તે જ્ઞાની વિશ્વામિત્ર ઋષિના હ્રદયમાં ઘણો આનંદ થયો. ત્યાર પછી વસિષ્ઠ ગુરુએ દશરથ રાજાને ઘણી રીતે સમજાવ્યા; જેથી તે ભૂપતિનો સંદેહ મટી ગયો. ॥ ૪ ॥ અને પછી બેઉ પુત્રને બોલાવી છાતી સાથે ચાંપી વિશ્વામિત્રની સેવા બજાવવા તથા આજ્ઞા પાળવા બાબત ઘણે પ્રકારે શિખામણ આપી. પછી તે રાજર્ષિને સોંપતાં તેમને ભલામણ દીધી કે, હે મુનિવર્ય! આ મારા બન્ને પુત્રો મારી જીવન મુડી છે, તે હું આપને સોંપુંછું; તો હવે આપના વિના એઓને બીજો કોઈ બાપ નથી, માટે આની સંભાળ રાખજો. ॥ ૫ ॥

**दो० सौंपे भूपतिऋषिहि सुत, बहु विधि देइ अशीश ॥**
**जननी भवन गये प्रभु, चले नाइ पद शीश ॥ २३० ॥**

**અર્થ.**—હે ઉમા! એવી રીતે પુત્રોને ઘણી આશીશ આપી તે મહિપાળે ગાધી-સુતને સોંપ્યા. એટલે પિતાના પદમાં મસ્તક નમાવી પ્રભુ માતાના મંદિરમાં ગયા. ॥૨૩૦॥

**सो० पुरुष सिंह दोउ बीर, हर्षि चले मुनि भय हरण ॥**
**कृपासिंधु मतिधीर, अखिल बिश्व कारण करण ॥ २९ ॥**

**અર્થ.**—અને પછી ત્યાંથી આવી, પુરુષોમાં સિંહરૂપ, કરુણાના સમુદ્ર, શાંતમતિ-વાળા અને સર્વે જગતના કારણ તથા કર્તા મહાવીર શ્રીરામ અને લક્ષ્મણ બેઉ ભાઈ મુનિ વિશ્વામિત્રનો ભય હરણ કરવા તેમની સાથે ચાલ્યા. ॥ ૨૯ ॥

**चो० अरुण नयन उर बाहु विशाला । नील जलज तनु श्याम तमाला ॥**
**कटि पट पीत कसे बर भाथा । रुचिर चाप शायक दुहुं हाथा ॥ १ ॥**
**श्याम गौर सुंदर दोउ भाई । विश्वामित्र महा निधि पाई ॥**
**प्रभु ब्रह्मण्य देव मैं जाना । मोहिं हित पिता तजेउ भगवाना ॥ २ ॥**

चले चात मुनि दीन्ह दिखाई । सुनि ताडका क्रोध करि धाई ॥
एकहि बाण प्राण हरि लीन्हा । दीन जानि तेहि निज पद दिन्हा ॥ ३ ॥
तब ऋषि निज नाथहिं जिय चीन्हा । बिद्यानिधि कहं विद्या दीन्हा ॥
जाते लागे न क्षुधा पियाशा । अतुलित बल तनु तेज प्रकाशा ॥ ४ ॥

**અર્થ.**—રક્ત નેત્રોવાળા, વિશાળ ભૂજાવાળા, નિલકમળ અને તમાલ વૃક્ષનાં જેવાં શ્યામ શરીરવાળા, કમરપર પિતાંબર ધરી ઉપરથી ધનુષ્યનાં ભાથાં કસેલાં છે એવા તથા બેઉ હાથમાં જેમણે સુંદર ધનુષ્યબાણ સાહી રાખ્યાં છે ॥ ૧ ॥ એવા ઘનશ્યામ અને ગૌર તે બન્ને ભાઇરૂપી ઘણી દોલત મેળવી રાજર્ષિ રસ્તે જતાં વિચાર કરે છે કે, આને મેં પરબ્રહ્મ પરમાત્મા માન્યા છે; અને તે સત્ય છે. કારણ કે, ફક્ત મારા કલ્યાણને માટે તેમણે પોતાના પિતાનો ત્યાગ કર્યો છે અને પ્રાકૃત મનુષ્યથી તેમ બનવું અસંભવિત છે તેથી. ॥ ૨ ॥ એવી રીતે રસ્તે જતાં સુકેતુ યક્ષની પુત્રી [1]તાડકા નામની એક યક્ષણીને જૂવો. આ તાડકા હૈત્યાણી છે, એમ કહી ઋષિએ શ્રીરામચંદ્રજીને બતાવી દીધી. મુનિનું બોલવું સાંભળતાં જ તે રાક્ષસી દોડી આવી. તેના શ્રીહરિએ એક જ બાણથી પ્રાણ હરી લઈ દીન જાણીને પોતાનું પરમપદ આપ્યું. ॥ ૩ ॥ ત્યારે વિશ્વામિત્રે પોતાના નાથ શ્રીપ્રભુને ચિત્તમાં ઓળખ્યા અને પછી વિદ્યાના મંદીર પ્રભુને તે ગાધીપુત્રે જેનાથી ભૂખ તરસ લાગે નહિ અને અપાર બળ તથા ઘણું તેજસ્વી શરીર રહે, એવી “બળા અને અતિબળા” નામની વિદ્યા શીખવી. ॥ ૪ ॥

दो० आयुध सकल समर्पि करी, प्रभु निज आश्रम आनि ॥
कंद मूल फल भोजन, दिये भक्त हित जानि ॥ २३१ ॥

**અર્થ.**—વળી સઘળાં હથિયારો સોંપીને શ્રીનાથને પોતાને આશ્રમે તેડી લાવ્યા; અને ભક્તોનું ભલું કરનાર પ્રભુ જાણીને તે મુનિએ તેમને કંદમૂળ અને ફળ આરોગવા આપ્યાં. ॥ ૨૩૧ ॥

चो० प्रात कहा मुनि सन रघुराई । निर्भय यज्ञ करहु तुम जाई ॥
होम करन लागे मुनि झारी । आपु रहे मख की रखवारी ॥ १ ॥
सुनि मारीच निशाचर कोही । लै सहाय धावा मुनि द्रोही ॥
बिनु फर बाण राम तेहि मारा । शत योजन गा सागर पारा ॥ २ ॥

---

૧ સુકેતુ નામના યક્ષને સંતાન ન હોવાથી તેણે બ્રહ્માજીપર તપ કરી વરદાન મેળવ્યું. બ્રહ્માજીએ પ્રસન્ન થઈ પુત્રને બદલે હજાર હાથીના બળવાળી તાડકા નામની એક પુત્રી આપી. સુકેતુએ તે કન્યા જતીયક્ષના પુત્ર સુંદને પરણાવી. તેનાથી તે સ્રીને મહાબળવાન્ મારીચ નામે પુત્ર થયો હતો. કંઈ કારણસર અગસ્ત્ય ઋષિએ શ્રાપ દઈ સુંદને મારી નાંખ્યો હતો તેથી વિધવા થયેલી તાડકા ક્રોધાવેશમાં આવી કુંભજ ઋષિને ખાઇજવા માટે દોડી. તેટલા માટે તે ઋષિએ મારીચ અને તેની માને રાક્ષસ થવા શ્રાપ આપ્યો. તે શ્રાપને પામી તાડકા પોતાના પુત્રસહિત અગસ્ત્ય ઋષિના આશ્રમવાળા મળદ અથવા કરુષ દેશનો નાશ કરવા ત્યાં જ રહી હતી. તેથી તેનું નામ તાડકાવન એવું પડયું હતું. આ કથા વાલ્મીકિ રામાયણમાં પ્રસિદ્ધ છે.

पावक शर सुबाहु पुनि मारा । अनुज निशाचर कटक संहारा ॥
मारि असुर द्विज निर्भय कारी । अस्तुति करहिं देव मुनि झारी ॥ ३ ॥
तहं पुनि कछुक दिवस रघुराया । रहे कीन विप्रन पर दाया ॥
भक्ति हेतु बहु कथा पुराना । कहे विप्र यद्यपि प्रभु जाना ॥ ४ ॥
तब मुनि सादर कहा बुझाई । चरित एक प्रभु देखिय जाई ॥
धनुषयज्ञ सुनि रघुकुलनाथा । हर्षि चले मुनिवर के साथा ॥ ५ ॥
आश्रम एक दीख मग माहीं । खग मृग जीव जंतु तहं नाहीं ॥
पूछा मुनिहिं शिला प्रभु देखी । सकल कथा ऋषि कही बिशेषी ॥ ६ ॥

**અર્થ.**—પછી રાત્ર હોવાથી પ્રભુ પોઢી ગયા. પ્રાતઃકાળ થતાં શ્રીરામચંદ્રજીએ ઋષિને કહ્યું કે, હવે તમે જઇને નિર્ભયતાથી યજ્ઞ કરો. ત્યારે વિશ્વામિત્ર યજ્ઞકુંડમાં હોમ કરવા લાગ્યા; અને આપ તે યજ્ઞની રખેવાળી કરવા ઉભા રહ્યા. ॥ ૧ ॥ યજ્ઞ થતો સાંભળી ઋષિનો દ્વેષી અને મહાક્રોધી સુંદનો પુત્ર મારીચ પોતાનાં સૈન્ય સહિત દોડી આવ્યો. તેને શ્રીરઘુનાથજીએ વગરફણાનું બાણ મારી દરિયાની પેલીગમ સો જોજનસૂધી છેટે ઉરાડી દીધો. ॥ ૨ ॥ પછી ઉપસુંદના પુત્ર સુબાહુને અગ્નિબાણ મારીને ઠાર કર્યો તથા લક્ષ્મણજીએ તે દૈત્યના સૈન્યોનો સંહાર કરી નાંખ્યો. એવી રીતે રાક્ષસો મરવાથી નિર્ભય થયેલા બ્રાહ્મણો, દેવતાઓ ને ઋષિઓનાં મંડળો મળી સ્તુતિ કરવા લાગ્યાં. ॥ ૩ ॥ એમ ત્યાં કેટલાક દિવસ બ્રાહ્મણોપર દયા કરી શ્રીરામચંદ્રજી ત્યાં જ રહ્યા. અને જો કે પ્રભુ જાણે છે તોપણ, બ્રાહ્મણો ભક્તિને માટે ઘણી કથા અને પુરાણો શ્રીનાથજીને કહેતા. ॥ ૪ ॥ પછી વિશ્વામિત્ર ઋષિએ માનપૂર્વક સમજાવીને કહ્યું કે, હે રામ! એક ચરિત્ર જઇને જૂવો. એમ કહી જનક રાજાએ આદરેલા ધનુષ્ય યજ્ઞનું વર્તમાન વિદિત કર્યું. તે વાત સાંભળતાં જ શ્રીરઘુનાથજી મુનિ સાથે હરખાઇને ચાલ્યા. ॥ ૫ ॥ રસ્તે ચાલતાં જેમાં પક્ષી, મૃગ કે કશા જીવ જંતુ નથી, એવા એક આશ્રમ તથા તેમાં પડેલી શીલા જોઇને શ્રીદશરથનંદને રાજર્ષિને પૂછ્યું, ત્યારે મુનિએ તેની સઘળી કથા વિસ્તારીને કહી બતાવી. ॥ ૬ ॥

दो० गौतम नारी शाप वश, उपल देह धरि धीर ॥
चरण कमल रज चाहती, कृपा करहु रघुबीर ॥ २३२ ॥

**અર્થ.**—વિશ્વામિત્ર બોલ્યા કે, ગૌતમ ઋષિની સ્ત્રી "અહલ્યા શ્રાપ પામીને પથ્થરનો જડ દેહ ધરી પડી છે. તે આપનાં ચરણકમળનાં રજની ઇચ્છા કરેછે; તો હે રઘુવીર! તેનાપર કૃપા કરો. ॥ ૨૩૨ ॥

छंद मात्रात्रिभंगी ॥

परसतपद पावन शोक नशावन प्रकट भई तप पुंज सही ॥
देखत रघुनायक जन सुखदायक सन्मुख होइ कर जोरि रही ॥

अति प्रेम अधीरा पुलक शरीरा मुख नहिं आवै बचन कही ॥
अतिशय बडभागी चरणन लागी युगल नयन जलधार बही ॥ ॥ १ ॥
धीरज मन कीन्हा प्रभु कहं चीन्हा रघुपति कृपा भक्ति पाई ॥
अति निर्मल वाणी अस्तुति ठानी ज्ञान गम्य जय रघुराई ॥
मैं नारि अपावन प्रभु जगपावन रावण रिपुजन सुखदाई ॥
राजीव विलोचन भव भय मोचन पाहि पाहि शरणहि आई ॥ ॥ २ ॥
मुनि शाप जो दीन्हा अति भल कीन्हा परम अनुग्रह मैं माना ॥
देखेउं भरि लोचन हरि भव मोचन यहै लाभ शंकर जाना ॥
विनती प्रभु मोरी मैं मति भोरी नाथ न मांगौं बर आना ॥
पदकमल परागा रस अनुरागा मम मन मधुप करै पाना ॥ ॥ ३ ॥
जेहि पद सुरसरिता परम पुनीता प्रगट भई शिव शीश धरी ॥
सोई पदपंकज जेहि पूजन अज मम शिर धरेउ कृपालु हरी ॥
इहि भांति सिधारी गौतम नारी बार बार हरिचरण परी ॥
जो अति मनभावा सो बरपावा गइपति लोक अनंदभरी ॥ ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા! શ્રીરામના શોકને ટાળનારાં ચરણારવિંદોનો સ્પર્શ થતાં જ તપના પુંજરૂપ અહલ્યા પ્રગટ થઈ; અને દાસજનોને સુખ આપનાર શ્રીરઘુનાથજીને નિરખી સામે હાથ જોડી ઉભી રહી તથા દર્શનના ઘણા પ્રેમથી શરીરે રોમાંચિત થઈ અધીરી અને સ્તબ્ધ બની ગઈ. ઘણાં મોટાં ભાગ્યવાળી તે શ્રીપ્રભુને પગે લાગી; તથા તેની બેઉ આંખમાંથી પ્રેમાશ્રુની ધાર ચાલી. ॥ ૧ ॥ મનમાં ધૈર્ય રાખી શ્રીહરિને ઓળખ્યા અને શ્રીરામની કૃપાથી ભક્તિ પામી, એટલે ઘણી નિર્મળ વાણીથી સ્તુતિ કરવા લાગી. જગતને પવિત્ર કરનાર, રાવણના શત્રુ તથા ભક્તજનને સુખ આપનાર હે પ્રભુ! આપની જ્ઞાને કરીને ઓળખાણ પડે છે અને હું તો એક સ્ત્રી અપવિત્ર છું, માટે હે પ્રભુ! આપનો જય થાઓ. કમળ જેવાં લોચનવાળા સંસારના ભયને સમાવનારા હું આપને શરણે આવી છું, તો હે નાથ! મારા તરફ જૂવો, જૂવો. ॥૨॥ મારાપતિ ગૌતમ ઋષિએ મને જે શ્રાપ આપ્યો, તે ઘણું સારું કર્યું. હું એમની મોટી કૃપા માનું છું. કારણ કે, જે લાભને સદાશિવ જ જાણે છે, એવા સંસારિક વ્યથાને મટાડનાર સાક્ષાત્ શ્રીનારાયણનાં નેત્ર ભરીને દર્શન મને મળ્યાં. હે રઘુવર! હું ટુંકી બુદ્ધિવાળી છું, માટે મારી એક વિનતિ સાંભળો. હું બીજું કાંઈ પણ માગતી નથી, પણ ફક્ત આપનાં ચરણકમળની રજમાં પ્રીતિ માગું છું; અને તે રસનું મારા મનરૂપી ભમરા સદા પાન કર્યા કરે. ॥ ૩ ॥ જે ચરણારવિંદમાંથી પરમ પવિત્ર ગંગાજી પ્રગટ થયાં અને જેને સદાશિવે મસ્તકઉપર ધારણ કર્યાં. વળી જે ચરણકમળને બ્રહ્મા પૂજે છે તે, હે દયાળુ હરિ! મેં પણ મારા મસ્તક ઉપર ધારણ કર્યાં છે. એ પ્રમાણે કહી ગૌતમની સ્ત્રી અહલ્યા વારંવાર શ્રીરામ

ચંદ્રજીનાં ચરણ પ્રત્યે મસ્તક નમાવી પતિ પાસે ગઈ. હે પ્રિયા! જે મનમાં ગમ્યું, તે વરદાન પામીને આનંદયુક્ત પોતાના સ્વામી પાસે ગઈ. ॥ ૪ ॥

**दो० अस प्रभु दीनबंधु हरि, कारण रहित कृपाल ॥**
**तुलसिदास शठ ताहि भज, छांडि कपट जंजाल ॥ २३३ ॥**

**અર્થ.**—કવિ પોતાના મનને કહેછે,–માટે હે મૂર્ખ! કપટ અને પ્રપંચ છોડીને કારણ રહિત, દીનબંધુ તથા દયાળુ એવા શ્રીરામ પ્રભુને ભજ. ॥ ૨૩૩ ॥

**चो० चले राम लक्ष्मण मुनि संगा । गये जहां जग पावनि गंगा ॥**
**अनुज सहित प्रभु कीन्ह प्रणामा । बहु प्रकार सुख पायउ रामा ॥ १ ॥**
**पुनि सुरसरि उतपति रघुराई । कौशिक सन पूछा शिरनाई ॥**
**कह मुनि प्रभु तव कुल एक राजा । नाम सगर तिहुं लोक विराजा ॥ २ ॥**
**तेहिके युग भामिनि सुकुमारी । प्रथम केशिनी सुमति पियारी ॥**
**सब प्रकार संपति सुर भ्राजा । सुत विहीन मन विस्मय राजा ॥ ३ ॥**
**एक समय भामिनि दोउ साथा । गये तप हेतु बनही रघुनाथा ॥**
**सघन सफल तरु सुंदर नाना । तहं भृगु मुनि तप तेज निधाना ॥ ४ ॥**

**અર્થ.**—હે ઉમા! એ પ્રમાણે શ્રીરામ લક્ષ્મણ ઋષિની સાથે રસ્તે ચાલતા જ્યાં જગતને પવિત્ર કરનારી ગંગાજી છે ત્યાં આવ્યા. તેમને જોઈ બેઉ ભાઇએ પ્રણામ કર્યા. ત્યાં રઘુનાથજી ઘણું સુખ પામ્યા. ॥ ૧ ॥ પછી શ્રીરામચંદ્રજીએ કૌશીકઋષિને મસ્તક નમાવી ગંગાજીની ઉત્પત્તિ પૂછી ત્યારે મુનિ બોલ્યા કે, હે હરિ! તમારા કુળમાં ત્રણ લોકમાં શોભીતા એવા "સગર" નામે એક રાજા થઈગયા. ॥ ૨ ॥ તેમની ઘણી સુકુમાર બે સ્ત્રીઓ હતી. તેમાં પહેલીનું 'કેશિની' નામ અને બીજીનું 'સુમતિ' નામ હતું. તે બેઉ રાજાને અત્યંત પ્યારી હતી. ઇંદ્ર જેવી સર્વ પ્રકારની સંપત્તિવાળો તે રાજા પુત્રવિના મનમાં ઘણો ખેદયુક્ત થતો હતો. ॥ ૩ ॥ હે રઘુનાથ! એકવાર બન્ને પત્નીઓ સાથે પુત્રને માટે વનમાં તપ કરવા ગયો. ઘણી જાતના ફળયુક્ત સુંદર વૃક્ષ-થી ઘટ્ટ થયેલાં તે વનમાં તેજના ભંડાર અને તપસ્વી ભૃગુઋષિને જોયા. ॥ ૪ ॥

**दो० सहित नारि नृप मुदित मन, रहे वर्ष शत एक ॥**
**कीन्हे तप बल देखि भृगु, अस्तुति कीन्ह अनेक ॥ २३४ ॥**

**અર્થ.**—તે ઠેકાણે સ્ત્રીઓસહિત આનંદિત મનવડે તે નૃપે એકસો વર્ષ તપ કર્યું, અને ત્યાર પછી મહાતપસ્વી ભૃગુઋષિની સ્તુતિ કરી. ॥ ૨૩૪ ॥

**चो० कहि निज दुख प्रणाम नृप कीन्हा । दैअशीशतब मुनि बर दीन्हा ॥**
**नृप रानी सन मुनि अस भाषा । लेहु सो बर जो जेहि अभिलाषा ॥ १ ॥**

सुनि मुनि बचन शीश तिन नावा । देहु नाथ जो अति मनभावा ॥
एकहि कह्यो एक सुत होना । दूसरि साठिसहस्र गुण लोना ॥ २ ॥
हर्षित भयो सुभग वर पाई । पाणि जोरि चरणन शिरनाई ॥
सहित भामिनी अवधहिं आये । हर्ष सहित कछु दिवस गंवाये ॥ ३ ॥
जानि सुघरि सुंदर सुख दाई । नाम केशि असमंजस जाई ॥
सुमति प्रसव एक तुंबरि सोई । भये सुत प्रकट कहे मुनि जोई ॥ ४ ॥
घृत घट सुंदर विविध मंगाये । ते सब सुन नृप तिन महं नाये

**અર્થ.**—તથા તે રાજાએ પોતાનું સઘળું દુઃખ તેમને કહી પ્રણામ કર્યા, ત્યારે ભૃગુ ઋષિએ આશીર્વાદ આપી વરદાન દીધું. વિશ્વામિત્ર કહેછે–હે રામ! રાજા રાણીપ્રત્યે તે મુનિ બોલ્યા કે, જેવી ઉત્કંઠા હોય તેવું વરદાન માગો. ॥ ૧ ॥ ઋષિનાં એવાં વચનો સાંભળી તેમણે મસ્તક નમાવ્યું અને કહ્યું કે, હે નાથ! જે આપની પસંદગી આવે તે વર આપો. હે રામ! વળી તેમની એક સ્ત્રીએ કહ્યું કે, મને એક પુત્ર આપો અને બીજીએ કહ્યું, મને ઘણા સુંદર તથા સદ્‌ગુણી સાઠ હજાર પુત્રો જોઇએ. ॥ ૨ ॥ તે સાંભળી ભૃગુદેવે તથાસ્તુ એમ કહ્યું. તે પ્રમાણે વરદાન મેળવી "સગર" રાજા ઘણા ખુશી થયા અને બે હાથ જોડી ઋષિને મસ્તક નમાવી પોતાની પત્નીઓસહિત અયોધ્યાજીમાં આવ્યા; તથા ત્યાં રાજીખુશીમાં કેટલાક દિવસ કાઢ્યા.॥ ૩ ॥ પછી સારી ઘડી જાણીને "કેશિ" નામની સુંદરીએ સુખદાયક "અસમંજસ" નામના પુત્રનો પ્રસવ કર્યો; અને "સુમતિએ" એક તુંબડીને જન્મ આપ્યો, જેમાંથી જેટલા ઋષિએ કહ્યા હતા તેટલા (સાઠ હજાર) પુત્રો પ્રગટ થયા. ત્યારે રાજાએ ઘણા પ્રકારના સુંદર "ઘી તથા મધ"ના ઘડાઓ મંગાવ્યા અને તે સઘળા (સાઠે હજાર) પુત્રોને તેમાં પધરાવી દીધા.॥૪॥

दो० यहि विधि भये सकल सुत, पूजे सब मन काम ॥
जाइ दिवस निशि हर्ष वश, सुनहु राम घनश्याम ॥ २३५ ॥

**અર્થ.**—હે ઘનશ્યામ રામ! સાંભળો. એવી રીતે સઘળા સુતો ઉત્પન્ન થવાથી તે રાજાની મનઃકામના પૂર્ણ થઈ; અને તેને રાતદિવસ ઘણા આનંદથી જવા લાગ્યા.૨૩૫

चो० सरयू नदी अवध जो अहई । विमल सलिल उत्तर तट बहई ॥
प्रजा लोक के बालक नाना । नित उठि तहां करैं अस्नाना ॥ १ ॥
असमंजस तहं तरनी आनी । तिनहिं चढाइ बोरि निज पानी ॥
भये प्रजा सब परम दुखारी । बालक बध सुनि सुनहु खरारी ॥ २ ॥
सकल गये जहं बैठ नृपाला । बोले बचन नाइ पद भाला ॥
तुम नृप चहहु प्रजा प्रतिपाला । सुत तुम्हार भा सब कर काला ॥ ३ ॥
तजब देश सब सुनहु नरेशू । बिना तजे नहिं मिटे कलेशू ॥

**અર્થ.**—હવે અયોધ્યાજીની ઉત્તર દિશામાં તે પુરીની હદમાં જ જે નિર્મળ જળથી સરયૂ ગંગા નદી વહે છે, ત્યાં પ્રજાનાં બાળકો રોજ સવારમાં ઉઠી નહાવા જાય. ॥ ૧ ॥ હે ખરદૈત્યના શત્રુ! હે શ્રીરામ! સાંભળો. હવે તમારો તે કૂળદીપક "અસમંજસજી" જ્યારે મોટો થયો ત્યારે તે નદીમાં એક હોડી ફેરવતો. તે ગામનાં બાળકોને કિનારે આવ્યાં દેખે કે તરત ત્યાં "હોડી"ને લઈ આવે અને નદીની સફર મારવાની આશાએ તે બાળકોને તેમાં ભરે. પછી અર્ધે રસ્તે જઈ તે હોડીને પોતાના હાથથી ઉંધી વાળી તે બાળકોને જળમાં ઝીલતાં શીખવે (ડૂબાડે) અને પોતે તે રમુજ જૂવે. એવી રીતે તે ભાઈ સાહેબે ઘણાંનાં ઘર ઘાલી દીધાં. એમ પોતાનાં બાળકોનું કમોત થતું જોઈ સઘળી રૈયત દુઃખી થવા લાગી. ॥ ૨ ॥ પછી કંટાળાથી સર્વે રૈયત રાજાની કચેરીમાં ગઈ અને તેમનાં ચરણોમાં મસ્તક નમાવી કહ્યું કે, હે ભૂપતિ! આપ તો પ્રજાનું પાલન તથા ભલું કરવા ઇચ્છો છો; અને આપના કુળદીપક તો સઘળાનાં કાળ જેવા થયા છે. માટે હે મહિપાળ! સાંભળો. અમે બધા તો હવે તમારો દેશ છોડી દઈશું. કારણ કે, તેમ કર્યાવગર આ કંકાશ જાય તેમ નથી. ॥ ૩ ॥

**दो॰ तव सुत कीन्हे पाप बहु, मारे बालक बृंद ॥**
**तुम कहं प्राण समान यह, सकल प्रजन कहं मंद ॥ २३६ ॥**

**અર્થ.**—આપના કુંવરે ઘણું પાપ કર્યું છે. તે શું? એમ પૂછશો તો સાંભળો. અમારાં બાળકોનાં મંડળ ને મંડળ મારી નાંખ્યાં. તમને તે જીવ જેવા વહાલા છે, પણ સર્વે પ્રજાને તો તેઓ ઘણા દુઃખરૂપ છે. અથવા જેમ તમને તેઓ જીવ જેવા પ્રિય છે, તેમ અમને પણ અમારા નંદન (પુત્રો) હોય જ ના? ॥ ૨૩૬ ॥

**चो॰ प्रजा गिरा सुनि धीरज दीन्हा । सुतहि देश ते बाहर कीन्हा ॥**
**तासु तनय जग विदित प्रभाऊ । गुणनिधि अंशुमान तेहि नाऊ ॥ १ ॥**
**बहुरि नृपति मन कीन्ह बिचारा । आइ भयो पन चौथ हमारा ॥**
**हित मंत्री गुरु सुतहि बुलाये । हिमगिरी विंध्य मध्य तब आये ॥ २ ॥**
**रुचिर बेदिका एक बनाई । देखतबनई बरणि नहिं जाई ॥**
**मख अरंभ छांडे तब तुरगा । वेगवंत जिमि देखिय उरगा ॥ ३ ॥**

**અર્થ.**—એવી રીતનું પ્રજાનું બોલવું સાંભળી તેમને ધીરજ આવી અને પોતાના પુત્રને દેશવટો આપ્યો. તે વનમાં જતી વખત જેનો પ્રભાવ જગત્ જાણે છે એવો ગુણનો ભંડાર અંશુમાન્ નામે પુત્ર મૂકી ગયો હતો. ॥ ૧ ॥ પછી સગર રાજાએ મનમાં વિચાર કર્યો કે, હવે મને વૃદ્ધપણું થયું, માટે કંઇ પણ સત્કાર્ય કરવું. એવા અભિપ્રાયથી ગુરુ, પુત્ર અને પ્રધાનો તથા હેતુઓને સાથે લઈ તે જ વખત હિમાચળ અને

---

૧ અસમંજસ સિદ્ધ હોવાથી તેને રાજ્ય કરવું ગમતું ન હતું અને રાજ્યનો હક તેનો હતો તેથી અરણ્યમાં જવામાટે તેણે તે ઉપાય રચ્યો હતો. પછી જંગલમાં જતી વખત પ્રજાનાં સઘળાં બાળકોને જેવાં હતાં તેવાં સરયૂમાંથી કહાડી સૌ સૌને ઘેર મોકલી દીધાં. આ કથા શ્રીમદ્ભાગવતમાં પ્રસિદ્ધ છે.

વિંધ્યાચળ પર્વતની વચ્ચે આવ્યા. ॥ ૨ ॥ ત્યાં નજરે જોતાં પણ અક્કલ કામ ન કરે એવી એક સુંદર વેદિકા બનાવી અને અશ્વમેધ યજ્ઞનો પ્રારંભ કરવા માટે સર્પના જેવા વેગવાળો ઘોડો છોડી મૂક્યો. ॥ ૩ ॥

**दो० सुरपति सुनि मष दारुणहिं, मन महं करि अनुमान ॥**
**तुरंग हरिले लीन्हेउ, मर्म न कोहू जान ॥ २३७ ॥**

**અર્થ.**—તે યજ્ઞની વાત સાંભળતાં જ ઇંદ્ર મનમાં અનુમાન કરી, કોઈ ભેદ ન જાણે. તેમ ઘોડો હરી ગયો. ॥ ૨૩૭ ॥

**चो० राखे आनि कपिल मुनि पाहीं । कोउन जान काहुहि गम नाहीं ॥**
**सुनत बचन नृप विस्मय पाये । सकल सुतनकहं तुरत बुलाये ॥ १ ॥**
**खोदहुं महिसुत वेगिपठाये । चले सकल पूर्व दिशिआये ॥**
**तिनके कर जस कुलिश समाना । जो जन भर खोदहीं बलवाना ॥ २ ॥**
**शोधत महि मंडल तहं आये । हरित वर्ण गजकों शिरनाये ॥**
**अश्व हरनकीकथा बुजाये । बहुरि सकल दक्षिण दिशि धाये ॥ ३ ॥**
**ईहि विधि पुनि दूसर गज देखा । अति उतंग तनु श्याम विशेखा ॥**
**बहुरि प्रणाम जाई तिन कीन्हा । फिरे सकल पश्चिम चित दीन्हा ॥ ४ ॥**
**अरुण रंग तिसर गज देखी । फिरे उत्तर दिशि सोध विशेखी ॥**
**दिग्गज श्वेत देखि सुख पाये । बहुरि कपिलमुनि पहुं चलिआये ॥ ५ ॥**
**खोदी महि पार नहि पावा । शोभा चहुं दिशि जलधि सुहावा ॥**

**અર્થ.**—તેણે તે ઘોડો લઈ જઈ કપિલદેવજી પાસે રાખ્યો. એ વાતની કોઇને ખબર નહોતી તથા કોઈ જાણતું નહોતું. હવે આ વાત સભામાંથી રાજા સાંભળી વિસ્મય પામ્યો અને પોતાના સાઠે હજાર પુત્રોને બોલાવી લીધા અને તરત પૃથ્વી માથે ઘોડાની તપાસ કરવા મોકલ્યા. તેઓ સઘળા ચાલતાં ચાલતાં પૂર્વ દિશામાં આવ્યા. જેના હાથ વજ્રજેવા હતા અને જેના ચાલવાથી પૃથ્વીમાં એક એક જોજનના ખાડા પડતા હતા એવા તે બળવાન્, સર્વ દેશમાં ઘોડાને શોધતા શોધતા જ્યાં લીલા રંગવાળો દિશાઓનો હાથી ઉભો છે ત્યાં પહોંચ્યા; અને તે ગજને મસ્તક નમાવ્યાં; તથા તેને અશ્વહરણની બધી કથા સમજાવી. પછી તેઓ દક્ષિણ દિશાતરફ દોડયા. ॥ ૧–૨–૩ ॥ એ જ પ્રમાણે ત્યાં ફરીને ઘણા શ્યામ શરીરવાળા બીજા કુંવરને દીઠો, ત્યારે તેને પણ પ્રણામ કરી તે સઘળા પશ્ચિમ દિશા તરફ ફર્યા. ત્યાં રાતા રંગના ત્રીજા માતંગનાં દર્શન કરી ઉત્તર દિશા શોધવાને માટે વળ્યા. ત્યાંના સફેદ રંગના દિગ્ગજને નમી પછી કપિલ મુનિના આશ્રમમાં આવી પહોંચ્યા. હે રામ ! એવી રીતે આખું જગત શોધ્યું, તોએ ક્યાંઈ પત્તો લાગ્યો નહીં; પણ ઉલટી તેઓના ચાલવાથી દિશાઓમાં શોભીતી નાની નાની સમુદ્રની નહેરો થઈ ગઈ. ॥ ૪–૫–૬ ॥

दो० देखे आई तुरंग तब, बांधा मुनिवर पाश ॥
बोले बचन सकोप करि, भाचह सब कर नाश ॥ २३८ ॥

**અર્થ.**—હવે બધાનો નાશ થવાવાળો છે, તેથી જ્યારે આવીને કપિલદેવજી પાસે ઘોડો બાંધેલો જોયો ત્યારે તેઓ ઘણો ક્રોધ કરીને વચનો બોલ્યા. ॥ ૨૩૮ ॥

चो० तिनहिं चलत धरणी अकुलाई । बाल पशु जीव भये सब आई ॥
रेमुनि हमसन किन्ह विरोधा । रेरे दुष्ट बहुत तोहिं शोधा ॥ १ ॥
कोउ कह बडो चोर एह होई । ईहि समछली अवर नहि कोई ॥
अश्व हमार चोरी ले आये । तस्कर मुनिवर बेष बनाये ॥ २ ॥
कोउ कहत यह ऋषिवर नाहीं । समुर्जी देखु अपने मनमाहीं ॥
केउ कह बकध्यानी बड अहहीं । सगर तनय सागर अस कहहीं ॥ ३ ॥
सुनत बचन मुनिचितवा जबहीं । भये भस्म सब क्षण महुं तबहीं ।
उमा बचन जे समुझि न बोला । सुधा होई विषते क्रम दोला ॥ ४ ॥
पावक जानि धरहिं कर प्रानी । जरहिं काहि नहिं अति अभिमानी ॥
जानि गरल जे संग्रह करहीं । सुनहु राम ते काह न मरहीं ॥ ५ ॥
क्रोध किये बिन किये विचारा । भये सकल तेहि तेजरि छारा ॥
इहां नृपति अंशुमान बुलाये । नहिं आये सब तिनहि पठाये ॥ ६ ॥

**અર્થ.**—હે મુનિ! તેં અમારી સાથે વિરોધ કર્યો કેમ? હે દુષ્ટ! અમે તને બહુ ગોત્યો ત્યારે તું માંડ માંડ હાથ લાગ્યો. વળી કોઈ કહે, આ મોટો ચોર છે, આના જેવો કપટી કોઈ પણ બીજો નહીં હોય. અમારો ઘોડો ચોરી લાવી, આ તસ્કરે ચોરી છૂપાવવા ઋષિનો વેષ ધારણ કરી લીધો છે. વળી કોઈ કહે, આ ઋષિ જ નથી, તે તમે જ પોતાના મનમાં વિચારી જૂવો અને કોઈ કહે, આ મોટો બગલાના જેવો ધ્યાન ધરનાર છે. એવી રીતે સગર રાજાના સાગર નામના પુત્રો કહેવા લાગ્યા. હે રઘુનાથ! જેમના ચાલવાથી પૃથ્વી અકળાઈ ગઈ હતી એવા તે બધા બળિદાનના પશુની પેઠે આવીને તે મુનિના કોપના બળિદાન થયા. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ તેઓનાં એવાં વચન સાંભળતાં કપિલદેવજીએ તેમના સામું જોયું કે, તરત જેમ ખેતરમાં સૂકેલા ડાંગરના ઓઘા સળગી ઉઠે, તેમ જરા વારમાં તે બધા બળીને રાખ થઈ ગયા. સદાશિવ કહે છે; હે ગિરિજા! જે વિચારીને વચન બોલતો નથી, તેનું અમૃત જેવું કાર્ય અનુક્રમે બદલાઈને ઝેરરૂપ થઈ જાય છે. ॥ ૪ ॥ વિશ્વામિત્ર કહેછે, હે રામ! સાંભળો. જે પ્રાણી અગ્નિ જાણવા છતાં માથે હાથે મૂકે, તે મોટો અભિમાની કાં ન દાઝે? અને ઝેર જાણી જે માણુસ સંગ્રહ કરે તે કાં ન મરે? અર્થાત્ મરે જ. ॥ ૫ ॥ તેમ તેઓએ વગર વિચારે ક્રોધ કર્યો, માટે સઘળા બળી ભસ્મ થયા. અહીંયાં સગર રાજાએ તેઓ સઘળા ન આવવાથી પોતાના પૌત્ર અંશુમાનને બોલાવી મોકલ્યો. ॥ ૬ ॥

दो० दीन्ही नृपति अशीश तब, अतिहित बारहि बार ॥
वेगि फिरहु लै तुरंगसुत, मेरे प्राण अधार ॥ २३९ ॥

**અર્થ.**—તે જવા તૈયાર થયો ત્યારે રાજાએ ઘણા પ્રેમથી વારંવાર આશીર્વાદ દેતાં કહ્યું કે, હે પ્રિય પુત્ર ! તારા કાકાઓની ભાળ કાઢી ઘોડા સાથે પાછો તરત આવજે. ॥ ૨૩૯ ॥

चो० चले नाइ पद शीश कुमारा । विष्णु भक्त हित कुल उजियारा ॥
जहं तहं देखि मुनिनके धामा । पूछि खबरि करि दंड प्रणामा ॥ १ ॥
इहि बिधि शोधत मग महं जाता । मिले गरुड सुमती करभ्राता ॥
तब अंशुमान चर्ण दोउ गहेऊ । जरे सकल जेहि विधि सो कहेऊ ॥ २ ॥
सुनतहि वचन शोच भा भारी । ले खगेश दिखरावा वारी ॥
अंशुमान तहं मज्जन कीन्हा । क्रम क्रम सबहिं जलांजलि दीन्हा ॥ ३ ॥
बहुरि गरुड बोले सुनु भ्राता । मैं तोहिं कहा करिय एक बाता ॥

**અર્થ.**—પછી શ્રીવિષ્ણુભક્તોનું કલ્યાણ ઇચ્છનાર પરમ વૈષ્ણવ અને કુળદીપક તે અંશુમાન પોતાના પિતામહ ( દાદા ) નાં ચરણોમાં મસ્તક નમાવી ચાલતો થયો. તે રસ્તે જતાં જ્યાં જ્યાં ઋષિઓનાં આશ્રમો જોતો, ત્યાં ત્યાં તેઓને દંડવત્ પ્રણામ કરી અશ્વ અને પોતાના કાકાઓની ભાળ પૂછતો. ॥ ૧ ॥ એ પ્રમાણે શોધ કરતાં કરતાં માર્ગે જતાં વચ્ચે તેને સુમતિના ભાઈ ગરુડજી મળ્યા, અને તેઓ જાણે સુંદર સલાહ આપનાર ભાઇ જ હોય નહિ ? તેમ તેને ઉપયોગી થયા. ॥ ૧ ॥ તેમને જોઈ અંશુમાન પગે લાગ્યો, એટલે સઘળા સાગર બળી જવાનું યથાસ્થિત વર્તમાન ગરુડજીએ તેને નિવેદન કર્યું. તે સાંભળી અંશુમાનને અત્યંત શોચ થયો. પછી ગરુડજી તેને પોતાસાથે તેડીને પાણીના સ્થળ પાસે લઈ ગયા. ॥ ૩ ॥ ત્યાં તે અંશુમાને નહાઈ પછી પોતાના કુળની રીતે નિત્ય કર્મ કરીને અનુક્રમે પૂર્વજોને અર્ઘ્ય આપ્યા. પછી વળી ગરુડજીએ કહ્યું કે, હે ભાઈ! હું તને એક વાત કહું તે સાંભળ. ॥ ૪ ॥

सो० करु सुत सोइ उपाय, गंगा आवहिं अवनि महं ॥
षष्टि सहस्र तरिजाय, मज्जन कीन्हें परम सुख ॥ ३० ॥

**અર્થ.**—હે પુત્ર! જેમાં સ્નાન કરવાથી પરમ સુખ ઉપજે અને સૃષ્ટિ પોતાનાં હજારો પાપોથી મુક્ત થાય, એવાં પવિત્ર ગંગાજી પૃથ્વીપર આવે એવો કંઈક ઉપાય કર. ॥ ૩૦ ॥

चो० सुनि अस बचन बहुत मन भाये । सहित गरुड मुनि वर पहं आये ॥
तब खगेश मुनि चरणन नायउ । पूरब कथा सकल मुनि गायउ ॥ १ ॥
आयसु देइ तुरंग प्रभु दीन्हा । हर्षि हृदय निज अश्वहि चीन्हा ॥
नगर समीप गरुड पहुंआई । गये भवन निज तब रघुराई ॥ २ ॥

इहां तुरंग लै नृप शिरनाई । षष्टि सहस कर मर्ण सुनाई ॥
विस्मय हर्ष विवश नृप भयऊ । कीन्हा यज्ञ दान बहु दयऊ ॥ ३ ॥

**અર્થ.**—એવાં ગરુડજીનાં વચનો સાંભળતાં તે અશુંમાનના મનને બહુ ગમ્યાં; અને તેમની સાથે જ શ્રીકપિલમુનિના આશ્રમમાં આવ્યો. ત્યાં તે બેઉએ શ્રીકપિલદેવને જોઇ તેમનાં ચરણોમાં મસ્તક મૂક્યાં, ત્યારે શ્રીકપિલ ભગવાને ગરુડજીને આગલી સઘળી બીના કહી સંભળાવી. ॥ ૧ ॥ અને શ્રીકપિલ પ્રભુએ તેમને હય સોંપી જવાની આજ્ઞા આપી. પોતાના ઘોડાને ઓળખી અંશુમાન પોતાના હૃદયમાં ઘણો આનંદ પામ્યો. પછી ગરુડજી તેને શ્રીઅયોધ્યાજીની નજીક પહોંચાડી પોતાને ઘેર ગયા.॥૨॥ અહીં ઘોડાને લઈ અંશુમાન દરબારમાં આવીને સગર રાજાને નમ્યો; તથા પોતાના સાઠ હજાર કાકાઓની મરણ કથા સવિસ્તર કહી બતાવી. તે સાંભળી સગર રાજા સાનંદાશ્ચર્યયુક્ત થયા અને પછી યજ્ઞ કર્યો તથા ઘણાં દાન દીધાં. ॥ ૩ ॥

दो॰ राजदीन अंशुमानकों, निज मन हरि पद लाग ॥
गयउ सगर तप काज बन, हृदय अधिक अनुराग ॥ २४० ॥

**અર્થ.**—પછી કેટલાક દિવસો ત્યાં રહ્યાબાદ તેમનું ચિત્ત શ્રીહરિનાં ચરણારવિંદોમાં લાગવાથી અંશુમાનને રાજ્યગાદી સોંપી પોતે ઘણી પ્રીતિથી તપ કરવાના કારણમાટે વનમાં ગયા. ॥ ૨૪૦ ॥

चो॰ तासुतनय दिलीप नृप भयऊ । बन तप हेतु उतर दिशि गयऊ ॥
वहां अगम तप कीन्ह नृपाला । भये काल बश गये कछु काला ॥ १ ॥
भागीरथ अस सुत भेजासू । दीन्हेउ राज बुलाई तासू ॥
सुरसरि कारण नृप तत्काला । गये तपकाजू आप महिपाला ॥ २ ॥

**અર્થ.**—પછી તે અંશુમાનનો દિલીપ નામે પુત્ર થયો. તેને રાજ્ય સોંપી પોતે ઉત્તર દિશામાં ( બદરિકાશ્રમમાં) તપ કરવામાટે ગયો. ત્યાં ઘણું ઉગ્રતપ કરી કંઈ કાળે તે રાજા મરણ પામ્યો. ॥ ૧ ॥ હવે દિલીપનો ભાગીરથ નામે પુત્ર થયો; એટલે દિલીપ રાજાએ તેને બોલાવી રાજ્ય સોંપી દીધું; અને તે રાજા પોતાના પિતાની પેઠે ગંગાજી લાવવાના હેતુથી તત્કાળ તપ કરવાસારુ ચાલતો થયો. ॥ ૨ ॥

सो॰ यहि विधि करत विचार, नृप कीन्हे तप प्रबल तव ॥
बीते कछु एक काल, देह तजी कोउ प्रगट नहिं ॥ ३१ ॥

**અર્થ.**—એ પ્રમાણે નિશ્ચય કરી ભૂપતિએ ઘણું મોટું તપ કર્યું, પણ કોઈ પ્રગટ થયું નહીં અને કંઈક કાળ ગયા પછી તે પણ મોક્ષ પામી ગયો. ॥ ૩૧ ॥

चो॰ इहां भगीरथ अस मन भयउ । पितु न आव बहु दिन चलिं गयऊ ॥
काकुस्थ नाम तनय एक रहेऊ । दीन्हा राज नीति बहु कहेऊ ॥ १ ॥

काहि तब पूर्व कथा सुत पाहीं । दीन्ह अशीश चले नर नाहीं ॥
निकसत नगर शकुन भल पाये । अतिहि निबिड बन जहं नृप आये ॥ २ ॥
देखि भगीरथ मन सुख पावा । सुरसरि हित तप कहं मन लावा ॥
एक चरण दोउ भुजा उठाये । रवि सन्मुख चितवहिं मन लाये ॥ ३ ॥
वर्ष सहस बीते यहि भांती । जात न जाने दिन अरु राती ॥
देखि उग्र तप अज चलि आये । बोले वचन नृपति मन भाये ॥ ४ ॥
चहहु नृपति जो ले बरदाना । बोले नृप करि अजहिं प्रणामा ॥
जो मांगौं सो जानत अहहू । सो अब मांगन प्रभु किमि कहहू ॥ ५ ॥

**અર્થ.**—હવે અહીં ભાગીરથને ઘણા દિવસો વ્યતીત થયા છતાં પોતાના પિતા પાછા ન આવ્યા તેનો વિચાર થયો. પછી તેણે પોતાનો કાકુસ્થ નામે એક પુત્ર હતો, તેને રાજ્યનીતિ શીખવી તથા પોતાના પૂર્વજોના ઇતિહાસો સંભળાવી રાજ્યગાદી સોંપી; અને પછી તેને આશીર્વાદ આપી પોતે તપ કરવા નીકળ્યો. હે રામ! શહેરની બાહેર નીકળતાં તેને ઘણાં શુભ શકુનો થયાં અને પછી તે એક અવઘડ વનમાં જઈ પહોંચ્યો. ॥ ૧ ॥ ૨ ॥ હવે તે સ્થળ જોઇ ભાગીરથ મનમાં ઘણો સંતોષ પામ્યો અને ગંગાજી પ્રાપ્ત થવાની મતલબથી તપ કરવા વિચાર કર્યો; તથા બે હાથ ઉંચા ઉપાડી સૂર્યનારાયણ સામે ચિત્ત ચોંડી એકીટશે જોતો એક પગે ઉભો રહ્યો. ॥ ૩ ॥ તેને દિવસ કે રાત્રી ક્યારે થાય છે અને ક્યારે જાય છે, તેનું કશું ભાન પણ રહ્યું નહોતું. એવી રીતે એક હજાર વર્ષો વીતી ગયાં ત્યારે તેનું મહા કઠણ તપ જોઈ બ્રહ્માજી ત્યાં આવ્યા; અને રાજાને મનગમતાં વચનોથી કહ્યું કે, હે નૃપોત્તમ! જેવું જોઇએ તેવું વરદાન માંગી લે. ત્યારે તે રાજા બ્રહ્માજીને પ્રણામ કરી બોલ્યો, હે પ્રભુ! હું જે ઇચ્છુંછું તે આપ જાણો છો, છતાં તે મને માંગવા કેમ કહો છો? ॥ ૪ ॥ ૫ ॥

सो० तदपि कहौं प्रभु देहु, बर सुंदर संतान बहु ॥
दूसर करहु सनेह, गंगा आवहिं अवनी महु ॥ ३२ ॥

**અર્થ.**—તો પણ હે પ્રભુ! કહું છું. વરદાન જ આપતા હો તો ઘણાં સુંદર સંતાનો આપો; અને બીજું એ કે, પૃથ્વીપર ગંગાજી પધારે એવી મારાપર કૃપા કરો. ॥ ૩૨ ॥

चो० एवमस्तु कहि पुनि विधि कहही । सुरसरि देहुं राखि को सकही ॥
छूटि जाहि पुनि तुरत रसातल । फिरहि न नृपति बहुरि सुनु भूतल ॥ १ ॥
तेहि ते कहौं एक तोहिं पाहीं । अति दयालु शंकर मनमाहीं ॥
सोइ शिव रखिहैं देवसरि आजू । उनहिं जपे तब होइहै काजू ॥ २ ॥
अस कहि विधि अंतर हित भयउ । बहुरि भगीरथ मन अस ठयउ ॥
सहस्रवर्ष अंगुष्ठ अधारा । बार बार शिव नाम उचारा ॥ ३ ॥

**सो० शिव दयालु प्रकटे तब आई । हाथ जोरि नृप विनय सुनाई ॥**
**मैं राखब अस बचन प्रकाशा । बहुरि उमापति गे कैलाशा ॥ ४ ॥**

**અર્થ.**—તે સાંભળી તથાસ્તુ કહેતાં બ્રહ્માજી બોલ્યા કે, ગંગાજી હું આપીશ, પણ તેને રોકી કોણ શકશે ? એ જેવી બ્રહ્મરંધ્રમાંથી નીકળી તેવી તેના પ્રચંડ વેગનેલીધે પરબારી રસાતળમાં ઉતરી જશે, અને હે રાજા! સાંભળ. ગઈ તો તે પાછી પૃથ્વી-પર આવી શકશે નહીં. ॥ ૧ ॥ માટે હું તને એક ઉપાય કહું. સદાશિવ મનમાં ઘણા દયાળુ છે; અને તેઓ આજ સમર્થ પણ છે. માટે તેઓ રાખશે ખરા; તથા તું તેમને જઈને ભજ, એટલે તારું કાર્ય થશે. ॥ ૨ ॥ એમ કહી બ્રહ્માજી અંતર્ધ્યાન થઈ ગયા. પછી ભાગીરથના મનમાં તે વાત ઠસવાથી તેણે એક હજાર વર્ષ સૂધી પગના અંગુઠાને આધારે ઉભા રહી વારંવાર શિવજીના નામનો ( ઓં નમઃશિવાય ) ઉચ્ચાર કરતાં તપ કર્યું. ॥ ૩ ॥ એટલે દયાળુ સદાશિવ ત્યાં પ્રગટ થયા. તેમને હાથ જોડી રાજાએ ગંગાજી ધારણ કરવા વિષે વિનતિ કરી, ત્યારે શિવજીએ કહ્યું કે, હું રાખીશ. એમ કહી કૈલાસમાં ગયા. ॥ ૪ ॥

**दो० उहां देवसरि शिव वचन, सुनि मन कीन्ह विचार ॥**
**जाउं रसातल शिव सहित, जात न लावौं बार ॥ २४१ ॥**

**અર્થ.**—હે રામ! હવે વહાં મહાદેવજીનાં વચન સાંભળી સુરસરીને ગર્વ થયો કે, હું જાતાંવેત શંકરની સાથે જ કંઈ વાર લગાડ્યા વગર રસાતળમાં ઉતરી જઇશ. ૨૪૧

**चो० अंतरयामी शिवरचा उपाई । निज शिर जटा सो अगम बनाई ॥**
**इहां भगीरथ अस्तुति कीन्हीं । सुनि मृदु गिरा छांडि विधि दीन्हीं ॥ १ ॥**
**छूटे शोर भयउ जग भारी । चकित देव अहि दिग्गज चारी ॥**
**सुरसरि पुनि हर जटा समानी । वर्ष एक तहं रहीं भूलानी ॥ २ ॥**
**कौतुक देखि सकल सुर हरषे । कहि जय जयति सुमन बहु बरषे ॥**
**बहुरि भगीरथ सुमिरण कीन्हा । शिवहि निकाशि बुंद एक दीन्हा ॥ ३ ॥**
**तेहि ते भई तीनि पुनि धारा । एक गई नभ एक पतारा ॥**
**गइ नभ सोइ कि भइ अघ नाशिनि । देवन धरा नाम मंदाकिनि ॥ ४ ॥**

**અર્થ.**—અંતર્યામી સદાશિવે દેવસરીના મનની વાત જાણીને એક ઉપાય રચ્યો તે એ કે, પોતાની જટાને ઘણી અગમ બનાવી. હવે અહીં ભાગીરથે બ્રહ્મદેવની સ્તુતિ કરી ત્યારે તેમણે તેની મધુર વાણી સાંભળી, પોતાના કમંડળમાંથી ગંગાજીને છોડયાં. ॥ ૧ ॥ તે છૂટતાં જ આખા જગતમાં ખળભળાટ થઈ રહ્યો; અને સ્વર્ગના દેવતાઓ, શેષજી તથા દિશાઓના હાથીઓ ચકિત થઈ ગયા. પછી ગંગાજી મહાદેવજીની જટામાં સમાઈ ગયાં; અને તેમાં એક વર્ષસૂધી અંદરનાં અંદર ગુંચવાઈ રહ્યાં. ॥ ૨ ॥ તે કૌતુક જોઈને ઇંદ્રાદિ દેવતાએ રાજી થઈ જય જય શબ્દ ઉચ્ચારીને ઘણી પુષ્પવૃષ્ટિ

કરી. પછી ભાગીરથે સ્મરણ કરવાથી શિવજીએ જટામાંથી સુરસરીનું એક ટીપું કાઢી આપ્યું. ॥ ૩ ॥ તેની ત્રણ ધારા થઈ તેમાંની એક આકાશમાં અને એક પાતાળમાં ગઈ; તથા એક પૃથ્વીપર રહી. હવે જે પાપને મટાડનારી ધારા આકાશમાં ગઈ, તેનું દેવતાઓએ અનેક અઘોને નાશ કરનારી મંદાકિની નામ રાખ્યું. ॥ ૪ ॥

**सो०** दूसरि गई पताल, नाम प्रभावति हरणि दुख ॥
तीसरि गंग बिशाल, सुर संतन को करणि सुख ॥ ३३ ॥

**અર્થ.**—અને જે પાતાળમાં ગઈ, તેનું દુઃખોને હરનારી પ્રભાવતિ એવું નામ પડ્યું; તથા ત્રીજી જે સંતપુરુષોને સુખ આપનારી આપણી પાસે રહી, તે મહાગંગા કહેવાણી. ॥ ૩૩ ॥

**चो०** आय भगीरथ पुनि शिर नाये । बोली सुरसरि वचन सुहाये ॥
वेगवंत नृप रथ ले आनू । तुरत तुरंग शुभ गति जिमि भानू ॥ १ ॥
तेहि रथ चढि नृप चलु मम आगे । चलिहौं मैं तव पाछे लागे ॥
सुनि नृप दिव्य तुरंग रथ आना । चले हृदय सुमिरत भगवाना ॥ २ ॥
लांघत शैल सुहावन देशा । पाछे सुरसरि अग्र नरेशा ॥
हरिद्वार समीप जब आई । तीर्थ देखि सुरसरि मन भाइ ॥ ३ ॥
तीर्थ राहुं मन भा सुखभारी । आदि प्रयाग पहुंचि अघहारी ॥
तहं मज्जन कीन्हे दुखजाई । बहुरि देवसरि काशीआई ॥ ४ ॥
सो शिवपुरी सहज सुखदाई । वरणि न जाइ मनोहरताई ॥
मग लोगन कहं कराति सनाथा । जाइ चली इहि विधि रघुनाथा ॥ ५ ॥

**અર્થ.**—પછી ભાગીરથે આવી ગંગાજીને માથું નમાવ્યું; ત્યારે તે દેવસરી શોભીતાં વચનથી બોલ્યા કે, હે રાજા! સૂર્ય રથના જેવા અત્યંત વેગવાળા ઘોડાનો રથ લઈ આવો. ॥ ૧ ॥ તે રથ ઉપર ચડીને તું મારી આગળ ચાલજે અને હું તારા વાંસાલગી ચાલી આવીશ. તે સાંભળી ભાગીરથ સુંદર ઘોડાનો દિવ્ય રથ લઈ આવ્યો; અને મનમાં ભગવાનનું સ્મરણ કરી ચાલ્યો. ॥ ૨ ॥ એવી રીતે આગળ રાજા તથા પાછળ પોતે પર્વતો અને દેશોનું ઉલ્લંઘન કરતાં જ્યારે હરિદ્વાર આગળ આવ્યાં, ત્યારે એક બીજાંનાં મનને બહુ ગમ્યાં; અને ગંગાજીએ તીર્થ સામું જોયું તથા તીર્થ પણ પરમ સુખ પામ્યું. ॥ ૩ ॥ એ તીર્થ આગળ ગંગાસ્નાન કર્યું હોય તો સર્વ દુઃખ નાશ પામે. પછી ગંગાજી જેની સુંદરતા વર્ણવી ન શકાય એવાં શોભીતાં શિવપુરી એટલે કાશીજી આગળ આવ્યાં. હે રઘુનાથ! રસ્તામાં સર્વે લોકો કહેવા લાગ્યા કે, અમને ભાગીરથે સનાથ કર્યા, એવી રીતે ગંગાજી ચાલી જતાં ॥ ૫ ॥

**दो०** मिलीजाइ पुनि उदधि महं, उदधि हृदय हरषान ॥
लगे कहन भागीरथहि, तुम सम धन्य न आन ॥ २४२ ॥

**અર્થ.**—જઇને સમુદ્રને મળી ત્યારે રત્નાકર ઘણો જ હર્ષ પામી ભાગીરથને કહેવા લાગ્યો કે, આજ તમારા જેવો બીજો કોઈ ધન્યભાગી નથી. ॥ २४२ ॥

**चो०** अबलौं रहोजो कुल महं कोऊ । तिनके संग तरे अब सोऊ ॥
तुम समान नृप अवर न भयऊ । जग विख्यात अचल यशलयऊ ॥ १ ॥
सकल सुरन तहं संग विधाता । नृप सन आय कही सब बाता ॥
आपनि सत्य प्रतिज्ञा भयऊ । संमत वेद जनन सुख दयऊ ॥ २ ॥
गंगासागर सब कोइ कहहीं । अघ उलूक देखत रवि डरहीं ॥
भागीरथी नाम अरु कहहीं । मुनि सुर सिद्ध नाग यश लहहीं ॥ ३ ॥
अस कहि विधि निज लोकहि आये । इहां भगीरथ अति सुखपाये ॥

**અર્થ.**—આજ દિવસસૂધી તમારા કુળમાં સાઠ હજાર સાગરોની પેઠે અસદ્ગતિ પામેલા હશે, તેઓ સઘળા તે ( સાગર ) ની સાથે તરી ગયા ( મોક્ષ પામ્યા ). તમારા જેવો બીજો રાજા હજૂ સૂધી થયો નથી. તમે જગતમાં પ્રખ્યાતિ મેળવી અત્યંત યશ પ્રાપ્ત કર્યો છે. ॥ ૧ ॥ હે રામ! પછી સઘળા દેવતાઓ સાથે બ્રહ્માજીએ ત્યાં આવી સર્વ વાતે ભાગીરથને વખાણ્યો. તેઓ કહે કે, હે ભાગીરથ! તમારી પ્રતિજ્ઞા સત્ય થઈ. તમે સંત, વેદ અને ભક્ત જનોને ગંગા લાવી ઘણાં સુખી કર્યા, તેથી તમને ધન્ય છે. ॥ ૨ ॥ હવેથી આને સર્વે લોકો ગંગાસાગર કહેશે; અને આ મહાનદ રૂપી રવિથી પાપરૂપી ઘુવડ પક્ષી ભય પામી નાશી જશે. વળી આને મનુષ્યો ભાગીરથી એમ પણ કહેશે; અને તે નામ સાંભળી સિદ્ધો, દેવતાઓ અને સર્પો તમારા ગુણ ગાશે. તે સાંભળી ભાગીરથ ઘણો સંતોષ પામ્યો અને બ્રહ્માજી એમ કહી પોતાના લોકમાં ગયા. ॥ ૩ ॥

**हरिगीतछंद.** पायो अमित सुख बहुरि पूजेउ, सुरसरिहि मन लाइकै ॥
तब दीन्ह अशिष मुदित गंगा, नृप गये सुखपाइकै ॥
इहि भांति सुनि गंगा कथा तब, राम ऋषि चरणन नये ॥
कह दास तुलसी राम लषणहिं, महामुनिन्ह आशिष दये ॥ ३१ ॥

**અર્થ.**—પછી ભાગીરથે ઘણું મન લગાડીને શ્રી ગંગાજીનું પૂજન કર્યું ત્યારે ભાગીરથીએ આનંદીમનવડે આશીર્વાદ આપ્યો. તેથી સંતોષ પામી ભાગીરથ પોતાને ઘેર ગયો. હે ગિરિજા! એ પ્રમાણે ગંગાજીની કથા સાંભળીને શ્રીરામે ઋષિનાં ચરણોમાં મસ્તક નમાવ્યું. કવિ કહે છે, ત્યારે વિશ્વામિત્ર અને તેમની સાથના બીજા ઋષિઓએ શ્રીરામ લક્ષ્મણને શુભ આશીશ આપી. ॥ ૩૧ ॥

**दो०** कौशिक आशिष अमिय सम, सुनि हर्षे रघुनाथ ॥
प्रभु सुख पाइ करेउ पुनि, स्नान सहित मुनिनाथ ॥ २४३ ॥

**અર્થ.**—અમૃત તુલ્ય ગાધીપુત્રનાં આશિર્વચનો સાંભળી શ્રીહરિએ ઘણા સંતોષ-યુક્ત થઈ હર્ષ પામીને ઋષિઓ સાથે તેમાં સ્નાન કર્યું. ॥ ૨૪૩ ॥

**चो०** गाधितनय सब कथा सुनाई । जेहि प्रकार सुरसरि महिआई ॥
तब प्रभु ऋषिन्ह समेत नहाये । विविध दान महिदेवन पाये ॥ १ ॥
हर्षि चले मुनि वृंद सहाया । वेगि विदेह नगर नियराया ॥
पुर रम्यता राम जब देखी । हर्षे अनुज समेत विशेषी ॥ २ ॥
वापी कूप सरित सर नाना । सलिल सुधासम मणि सोपाना ॥
गुंजत मंजु मत्त रस भृंगा । कूजत कल बहु वरणविहंगा ॥ ३ ॥
वरण वरण विकसे जलजाता । त्रिविध समीर सदा सुखदाता ॥

**અર્થ.**—હે પાર્વતી! જે પ્રકારે ગંગાજી પૃથ્વીપર આવી, તે સર્વે યથાસ્થિત કથા કૌશિક મુનિએ કહી સંભળાવી ત્યારે પ્રભુ ઋષિમંડળ સાથે તેમાં નહાયા. તે વખત બ્રાહ્મણો ઘણી જાતનું દાન પામ્યા. ॥ ૧ ॥ અને પછી હર્ષથી પ્રભુ સર્વે ઋષિઓની સાથે ચાલ્યા. તે તત્કાળ જનક પુરની પાસે આવી પહોંચ્યા. લક્ષ્મણજી સાથે જ્યારે શ્રીરામચંદ્રજીએ તે શહેરની શોભા જોઈ, ત્યારે બેઉ ભાઈ ઘણો આનંદ પામ્યા. ॥ ૨ ॥ જેના ઘાટનાં પગથિયાં મણિથી જડેલાં છે; અને જે માંહેલાં ફૂલોના રસથી તે ઉપર ભમરાઓ મદોન્મત્ત થઈ ગુંજાર કરેછે; તથા જૂદા જૂદા ઘણા રંગનાં પક્ષીઓ જ્યાં મધુર સ્વરે કલોલ કરી રહ્યાં છે. વળી જેમાં જાત જાતનાં કમળો ખીલી રહ્યાં છે તથા સુગંધીકારક ઠંડો વાયુ મંદ મંદ વહેછે, એવાં અમૃતતુલ્ય નિર્મળ જળથી ભરપૂર વાવો, કુવા, સરોવરો અને નદીઓ વિગેરે ઘણાં સુખદાયક સ્થળો, ॥ ૩ ॥

**दो०** सुमन वाटिका बागबन, बिपुल विहंग निवास ॥
फूलत फलत सुपल्लवित, सोहत पुर चहुंपास ॥ २४४ ॥

**અર્થ.**—તથા અનેક પક્ષીઓના વાસવાળાં ફૂલ, ફળ અને પાંદડાંઓથી પ્રફુલ્લિત થઈ રહેલાં ઘણાં શોભીતાં ઉપવનો, વાડીઓ અને ફૂલ બાગો, તે શહેરની ચોમેર આવી રહ્યાં હતાં. ॥ ૨૪૪ ॥

**चो०** बनै न वरणत नगर निकाई । जहां जाइ मन तहां लुभाई ॥
चारु वजार विचित्र अटारी । मणिमय विधि जनु स्वकर संवारी ॥ १ ॥
चौहट सुंदर गली सुहाई । संतत रहहिं सुगंध सिचाई ॥
धनिक बणिक बर धनद समाना । बैठे सकल बस्तु ले नाना ॥ २ ॥
मंगलमय मंदिर सब केरे । चित्रित जनु रतिनाथ चितेरे ॥
पुर नर नारि शुभग शुचि संता । धर्म शील ज्ञानी गुणवंता ॥ ३ ॥
अति अनूप जहं जनक निवासू । विथकहिं विबुध विलोकि विलासू ॥
होत चकित चित कोट बिलोकी । सकल भुवन शोभा जनु रोकी ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રિયા! તે નગરની શોભા વર્ણવવી બને એવી ન હતી. જ્યાં જઈએ ત્યાં મન લોભાય. મનોહર બજારો તો જાણે બ્રહ્માએ જ પોતાના હાથથી બનાવેલાં ન હોય એવી હતી. વળી મણિમય વિચિત્ર અગાશીવાળી મેડીઓ ॥ ૧ ॥ અને સુંદર ગલીઓ તથા શોભીતા ચૌટાઓ હતાં, કે જેમાં સદૈવ સુગંધીઓ ફેલાઈ રહે છે. વળી કુબેર જેવા પૈસાવાળા ત્યાં વ્યાપારીઓ વસે છે અને તે ઘણી જાતની વસ્તુઓ લઈ બજારમાં વેચવા બેસે છે. ॥ ૨ ॥ ધ્વજા, પતાકા અને કળશોથી શોભતાં સર્વેનાં મંગળમય મંદિરો છે, તથા તેમાં કાઢેલાં ચિત્રો તો જાણે કામદેવે પોતાના હાથે જ ચિત્ર્યાં ન હોય તેવાં શોભે છે. વળી તેમાં વસનારાં સ્ત્રીપુરુષો પવિત્ર, રૂપાળાં, સુલક્ષણાં, ધર્માત્મા, જ્ઞાની અને સદ્‌ગુણી છે. ॥ ૩ ॥ વળી જનકરાજાનો પોતાને રહેવાનો જે મહેલ છે, તેની સુંદરતા તો એવી સરસ છે કે, જે જોઈ ઇંદ્ર પણ આશ્ચર્ય પામે. તેમ વળી જેણે ચૌદે ભુવનની શોભા રોકી રાખી છે, એવો કોટ જોઇને તો ચિત્ત ચકિત જ થઈ જાય. ॥ ૪ ॥

**दो० धवलधाम मणि पुरट पट, सुघटित नाना भांति ॥**
**सिय निवास सुंदर सदन, शोभा किमि कहि जाति ॥ २४५ ॥**

**અર્થ.**—વળી સુશોભિત શ્વેત, ઉંચી અને ઉજ્વલ હવેલીઆમાંના સોનાના દરવાજામાં જ્યાં જેવા પ્રકારના રત્નોની નકશી કરવી ઘટે ત્યાં તેવી ગોઠવણ કરેલી છે અને તેમાં પણ શ્રીસીતાજીને રહેવાનું જે સુંદર સદન છે, તેની શોભા તો હે પ્યારી! મારાથી કેમ જ કહી શકાય? ॥ ૨૪૫ ॥

**चो० सुभग द्वार सब कुलिश कपाटा । भूप भीर नट मागध भाटा ॥**
**बनी विशाल वाजि गज शाला । हय गज रथ संकुल सब काला ॥ १ ॥**
**शूर सचिव सेनप बहुतेरे । नृप गृह सरिस सदन सब केरे ॥**
**पुर बाहिर सर सरित समीपा । उतरे जहं तहं विपुल महीपा ॥ २ ॥**
**देखि अनूप एक अमराई । सब सुपास सब भांति सुहाई ॥**
**कौशिक कहेउ मोर मन माना । इहां रहिय रघुबीर सुजाना ॥ ३ ॥**
**भलेहि नाथ कहि कृपानिकेता । उतरे तहं मुनि वृंद समेता ॥**
**विश्वामित्र महामुनि आये । समाचार मिथिलापति पाये ॥ ४ ॥**

**અર્થ.**—વળી તે રાજ્યમંદિરના વજ્ર જેવા મજબૂત સોનાના તમામ દરવાજાનાં કમાડો છે અને તેની આગળ નટ, માગધ તથા ભાટોની ભીડ સદોદિત રહેછે. તેમ ત્યાં મોટી મોટી ગજશાળા અને તેવી જ હયશાળાઓ છે. તેમાં રાજસ્વારીને માટે સર્વદા હાથી ઘોડાઓ શણગારેલા તૈયાર જ રહેછે. ॥ ૧ ॥ વળી તે રાજાના શહાણા પ્રધાનો અને શૂરવીર સેનાપતિઓ ઘણા છે; અને તેઓ સઘળાને ભૂપાળના જેવા જ રહેવાના બંગલાઓ છે. ગામબહાર નજીક જ નદી અને સરોવરો આવેલાં છે. તેના કિનારા પાસે સ્વયંવરમાં આવેલા સર્વે નૃપો ઉતર્યા હતા. ॥ ૨ ॥ તે ઠેકાણે એક સુંદર

સુગંધીવાળી અને બધી રીતે શોભીતી ફુલવાડી જોઇને વિશ્વામિત્ર ઋષિ બોલ્યા કે, હે સુમતિમાન્ રામ ! મારું મન એમ કહે છે કે, આપણે અહીં જ રહીએ. ॥ ૩ ॥ ત્યારે કૃપાનિધાન શ્રીરામચંદ્રજીએ ભલે એ રીતે કહ્યું, તેથી સઘળા મુનિમંડળ સહિત કૌશિક ઋષિએ ત્યાં ઉતારો કર્યો. પછી જ્યારે જનક રાજાને મહામુનિ વિશ્વામિત્ર પધારવાના ખબર મળ્યા ત્યારે, ॥ ૪ ॥

**दो० संग सचिव शुचि भूरि भट, भूसुर वर गुरु ज्ञाति ॥**
**चले मिलन मुनि नायकहि, मुदित रावयहि भांति ॥ २६४ ॥**

**અર્થ.**—તે પોતાના પવિત્ર કારભારીઓ, અત્યંત શૂરવીર યોધાઓ, બ્રાહ્મણો, ગુરુ, મુનિઓ અને કુટુંબીઓને સાથે લઈ તે ભૂપ આનંદી મનવડે રાજર્ષિનાં દર્શન-માટે ચાલ્યો. ॥ ૨૪૬ ॥

**चो० कीन्ह प्रणाम धरणि धरि माथा । दीन्ह अशीश मुदित मुनिनाथा ॥**
**विप्र वृंद सब सादर बंदे । जानि भाग्य बडि राउ अनंदे ॥ १ ॥**
**कुशल प्रश्न कहि बारहिं बारा । विश्वामित्र नृपहि बैठारा ॥**
**तेहि अवसर आये दोउ भाई । गये रये देखन फुलवाई ॥ २ ॥**
**श्याम गौर मृदु बयस किशोरा । लोचन सुखद विश्व चित चोरा ॥**
**उठे सकल जब रघुपति आये । विश्वामित्र निकट बैठाये ॥ ३ ॥**
**भे सब सुखी देखि दोउ भ्राता । वारि विलोचन पुलकित गाता ॥**
**मूरति मधुर मनोहर देखी । भयउ विदेह विदेह विशेषी ॥ ४ ॥**

**અર્થ.**—પછી ત્યાં જઇને પૃથ્વીપર માથું રાખી જનક રાજાએ વિશ્વામિત્રને પ્રણામ કર્યા, એટલે હર્ષથી ઋષિએ તેને આશીર્વાદ આપ્યો. પછી તે રાજા માનપૂર્વક સઘળા મુનિઓને નમીને પોતાનું મોટું ભાગ્ય સમજી આનંદ પામ્યો. ॥ ૧ ॥ પછી વિશ્વા-મિત્રે રાજાને આસનપર બેસારી કુશળ ખબરો પૂછયા. એટલામાં શ્રીરામચંદ્રજી અને લક્ષ્મણજી જે ફુલવાડી જોવાને ગયા હતા તેઓ પધાર્યા. ॥ ૩ ॥ શ્યામ અને ગોરા કિશોર વયના, કોમળ શરીર તથા જગતના ચિત્તને ચોરનાર સુખદ નેત્રોવાળા તે બે ભાઈઓ જ્યારે આવ્યા ત્યારે સઘળા ઉભા થયા; અને વિશ્વામિત્રે તેમને પોતાની પાસે બેસાર્યા. ॥ ૩ ॥ હે પાર્વતી ! તે બેઉ ભાઇને જોઈ સઘળા સંતોષ પામ્યા, તેમનાં શરીર આનંદથી રોમાંચિત થઈ તેઓની આંખમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં અને તે મનોહર મૂર્તિ નિરખી વિદેહ રાજા તો પોતાના દેહનું ભાન પણ ભૂલી ગયો. ॥ ૪ ॥

**दो० प्रेम मगन मन जानि नृप, करि विवेक धरि धीर ॥**
**बोलेउ मुनिपद नाइ शिर, गद गद गिरा गंभीर ॥ २४७ ॥**

**અર્થ.**—તે રાજાનું શ્રીરામચંદ્રજીને માટે મન પ્રેમમાં મગ્ન થઈ જવા છતાં પણ

ધૈર્ય ધરી વિવેકથી ઋષિના પગમાં માથું નમાવી પ્રીતિથી હૃદય ભરાઈ આવવાનેલીધે ગંભીર અને ગદ્‌ગદવાણીથી પૂછયું. ॥ ૨૪૭ ॥

चो० कहहु नाथ सुंदर दोउ बालक । मुनि कुल तिलक कि नृपकुल पालक ॥
ब्रह्म जो निगम नेति कहि गावा । उभय बेष धरि सोइ कि आवा ॥ १ ॥
सहज विराग रूप मन मोरा । थकित होत जिमि चंद चकोरा ॥
ताते प्रभु पूछौं सदभाऊ । कहहु नाथ जनि करहु दुराऊ ॥ २ ॥
इनहिं बिलोकत अति अनुरागा । बर बश ब्रह्म सुखहि मनत्यागा ॥
कह मुनि बिहंसि कहेउ नृप नीका । बचन तुम्हार न होइ अलीका ॥ ३ ॥
ये प्रिय सबहि जहां लागि प्राणी । मन मुसुकाहिं राम सुनि बाणी ॥
रघुकुलमणि दशरथ के जाये । मम हित लागि नरेश पठाये ॥ ४ ॥

**અર્થ.**—હે નાથ! આ સુંદર બેઉ બાળક કોઈ ઋષિકુળભૂષણ છે? કે પ્રજાપાળક કોઈ રાજકુંવર છે? કે વેદે નેતિ નેતિ કહી ગાયેલા સગુણ અને નિર્ગુણ બ્રહ્મ પોતે જ આ બેઉ રૂપ ધારણ કરી આપ સાથે રહ્યા છે? તે કૃપા કરી મને કહો. ॥ ૧ ॥ મારું ચિત્ત સહેજસાજ ત્યાગી છે, છતાં ચંદ્રને જેવાથી ચકોરની પેઠે આમને જોઈ મન મોહ પામી સ્તબ્ધ થાયછે. માટે હે પ્રભુ! સદ્‌ભાવથી પૂછુંછું તે મને કહો. રખેને ગુપ્ત રાખતા? ॥ ૨ ॥ કારણ કે, આમને જોતાં જ મારું મન પરબ્રહ્મના સુખને પામ્યું છે ને એમને માટે ઘણી પ્રીતિ ધરાવે છે. ત્યારે વિશ્વામિત્ર હસીને બોલ્યા કે, હે રાજા! તમે કહોછો તે સાચું છે, તમારાં વચનો ખોટાં હોયજ નહિ. ॥ ૩ ॥ આ આખા જગતનાં સઘળાં પ્રાણીઓને પ્રિય છે. તેઓ રઘુકુળમાં મણિરૂપ દશરથરાજાના પુત્રો છે; અને તે ભૂપતિએ મારા કલ્યાણમાટે તેમને મારી પાસે મોકલ્યા છે. આ એક બીજાઓનું બોલવું સાંભળી શ્રીરઘુનાથજી મનમાં ને મનમાં હસતા હતા.

दो० राम लषण दोउ बंधु बर, रूप शील बल धाम ॥
मख राखेउ सब साखि जग, जीति असुर संग्राम ॥ २४८ ॥

**અર્થ.**—હે ગિરિજા! વળી વિશ્વમિત્રે કહ્યું કે, રૂપ, શીળ અને બળના ભંડાર સુંદર આ શ્રીરામ અને લક્ષ્મણે યુદ્ધમાં દૈત્યોને જિતી મારા યજ્ઞનું રક્ષણ કર્યું છે. તેવિષે આખી દુનિયાં સાક્ષી છે. ॥ ૨૪૮ ॥

चो० मुनि तव चरण देखि कह सऊ । कहि न सकौं निज पुण्य प्रभाऊ ॥
सुंदर श्याम गौर दोउ भ्राता । आनंदहूके आनंद दाता ॥ १ ॥
इनकी प्रीति परस्पर पावनि । कहि न जाइ मन भाव सुहावनि ॥
सुनहु नाथ कह मुदित विदेहू । ब्रह्म जीव इव सहज सनेहू ॥ २ ॥
पुनि पुनि प्रभुहि चितव नरनाहू । पुलक गात उर अधिक उछाहू ॥
मुनिहिं प्रशंसि नाइ पदशीशा । चले लिवाइ नगर अवनीशा ॥ ३ ॥

सुंदर सदन सुखद सबकाला । तहां वास लै दीन्ह भुआला ॥
करि पूजा सब विधि सेवकाई । गयउ राउ गृह बिदाकराई ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે રાજા કહે કે, હે ઋષિરાજ! આપનાં ચરણો દેખવાથી થયેલાં મારા પુણ્યનો પ્રભાવ હું કહી શકતો નથી. આ સુંદર શ્યામ અને ગૌર બન્ને ભાઈઓ આનંદને પણ આનંદ આપનારા છે. ॥ ૧ ॥ કહી ન શકાય એવી એઓની પરસ્પરની પવિત્ર પ્રીતિ મનને ઘણી ગમે તેવી છે. વળી આનંદિત મનથી વિદેહ રાજા બોલ્યા કે, હે નાથ! સાંભળો. આ બેઉનો પરસ્પરનો સહજ સ્નેહ; બ્રહ્મ અને જીવની પેઠે છે. ॥ ૨ ॥ એવી રીતે વારંવાર જનક રાજા રોમાંચિત થઈ ઉરમાં અધિક ઉત્સાહ આણી પ્રભુ તરફ જોવા લાગ્યા; અને ઋષિનાં ચરણોમાં મસ્તક નમાવી તેમની પ્રશંસા કરી. પછી રાજા તેઓને લઈને નગરમાં ચાલ્યા; ॥ ૩ ॥ અને સર્વદા સુખદ તથા સુંદર એક મંદિરમાં જનક રાજાએ તેમને ઉતારો આપ્યો અને તેઓની સઘળી રીતે પૂજા કરી; અને પછી પોતે રજા લઈ રાજમહેલમાં ગયો. ॥ ૪ ॥

दो० ऋषय संग रघुवंश मणि, करि भोजन विश्राम ॥
बैठे प्रभु भ्राता सहित, दिवस रहा भरि याम ॥ २४९ ॥

**અર્થ.**—પછી રઘુવંશમાં મણિરૂપ શ્રીરામપ્રભુ ઋષિઓ સાથે ભોજન કરી એક પ્રહરદિવસ રહ્યો ત્યારે પોતાના ભાઈ લક્ષ્મણજી સહિત વિશ્રામ લેવા બેઠા. ॥ ૨૪૯ ॥

चो० लषण हृदय लालसा विशेषी । जाइ जनकपुर आइय देखी ॥
प्रभु भय बहुरि मुनिहिं सकुचाहीं । प्रकट न कहहिं मनहिं मुसुकाहीं ॥ १ ॥
राम अनुज मन की गति जानी । भक्त वछलता हिय हुलसानी ॥
परम विनीत सकुचि मुसुकाई । बोले गुरु अनुशासन पाई ॥ २ ॥
नाथ लषण पुर देखन चहहीं । प्रभु सकोच डर प्रकट न कहहीं ॥
जो राउर अनुशासन पाऊं । नगर दिखाइ तुरत लै आऊं ॥ ३ ॥
सुनि मुनीश कह वचन सप्रीति । कस न राम राखहु तुम नीति ॥
धर्म सेतु पालक तुम ताता । प्रेम विवश सेवक सुख दाता ॥ ४ ॥

**અર્થ.**—જઈને જનકપુર જોઈ આવવાની લાલચ લક્ષ્મણજીના મનમાં ઘણી હતી; પણ શ્રીરામ અને વિશ્વામિત્રના ભયથી સંકોચાઈ મનમાં સમજી રહ્યા, તથા તે વાત પ્રગટ કરી નહીં. ॥૧॥ શ્રીરામચંદ્રજી પોતાના ભાઇના મનની સ્થિતિ જાણી, ભક્તવત્સલતાને લીધે મનમાં હર્ષ પામ્યા અને ઘણી નમ્રતાથી શરમાઈ તથા હસીને ગુરુની આજ્ઞા લેવાસારુ બોલ્યા, ॥ ૨ ॥ 'હે પ્રભુ! લક્ષ્મણ જનકપુર જોવા ચાહે છે. પણ ભયના સંકોચથી તે પ્રગટ કહેતા નથી; માટે હે નાથ! જો આપની આજ્ઞા મળે તો હમણાં નગર દેખાડીને પાછો લઈ આવું.' ॥ ૩ ॥ તે સાંભળી ઋષિરાજે પ્રીતિયુક્ત વચનોથી કહ્યું કે, હે રામ! તમે મર્યાદા પાળનાર, જગત પિતા, પ્રેમ ભક્તિને વશ અને સેવકને સુખ દેનાર હોવાથી કેમ નીતિ રાખો નહીં? ॥ ૪ ॥

दो० जाइ देखि आवहु नगर, सुख निधान दोउ भाइ ॥
करहु सफल सबके नयन, सुंदर बदन दिखाइ ॥ २५० ॥

**અર્થ.**—સુખના મંદિર એવા બેઉ ભાઈ જાઓ તથા નગર જોઈ આવો; અને તમારાં સુંદર મુખારવિંદો સર્વેને દેખાડી તેમનાં નયનો સફળ કરો.

चो० मुनिपद कमल बंदि दोउ भ्राता । चले लोक लोचन सुखदाता ॥
बालक वृंद देखि अति शोभा । लगे संग लोचन मन लोभा ॥ १ ॥
पीत बसन परिकर कटि भाथा । चारु चाप शर सोहत हाथा ॥
तनु अनुहरत सुचंदन खोरी । श्यामल गौर मनोहर जोरी ॥ २ ॥
केहरि कंधर बाहु विशाला । उर अति रुचिर नाग मणि माला ॥
सुभग श्रवण सरसीरुह लोचन । बदन मयंक ताप त्रय मोचन ॥ ३ ॥
कानन कनक फूल छबि देहीं । चितवत चित्त चोरीजनु लेहीं ॥
चितवनि चारु भृकुटि बर बांकी । तिलक रेख शोभा जनु चांकी ॥ ४ ॥

**અર્થ.**—સર્વ લોકોની આંખોના સુખદાયક બેઉ ભાઈ ઋષિનાં ચરણકમળને વંદન કરીને ચાલ્યા. તેમની શોભા જોઈ નેત્રો અને મન લોભાવાથી બાળકોનાં યુથો પણ તેમની સાથે લાગ્યાં ॥ ૧ ॥ શરીરની શોભાને પણ ઢાંકી દેય આવા ચંદનનો જેણે લેપ કરેલો છે, એવી શ્યામ અને ગૌર સુંદર તે જોડી, ॥ ૨ ॥ જેના સિંહના જેવા ખભાઓ, વિશાળ બાહુ તથા મનોહર વક્ષ:સ્થળ છે અને જેમણે ગજમોતીની માળા પહેરી છે; તથા જેમના સુંદર કાનો, મનોહર નેત્રકમળો અને ત્રણ તાપને મટાડનાર જેમનું ચંદ્રમાના જેવું મુખારવિંદ છે, ॥ ૩ ॥ વળી કાનની અંદર સોનાનાં કર્ણફુલો શોભી રહ્યાં છે તે જોતાં જાણે ચિત્તને ચોરી લેછે અને વળી તેમની વાંકી ભૃકૂટીની સુંદરતા તો જાણે જોયા જ કરીએ, તથા તિલકની રેખા જોઇએ ત્યારે જાણે બધી શોભા ત્યાં જ ચોંટી ગઈ ન હોય, એમ દીપે છે ॥ ૪ ॥

दो० रुचिर चौतनी शुभग शिर, मेचक कुंचित केश ॥
नख शिख सुंदर बंधु दोउ, शोभा सकल सुदेश ॥ २५१ ॥

**અર્થ.**—તેમ વળી સુંદર શિર ઉપર મનોહર ટોપી પહેરી છે; વળી કાળા અને વાંકડીઆ જેમના કેશ છે. એવી રીતે નખથી શિખસૂધી બેઉ ભાઇના આખા દેહની શોભા ઘણી જ સુંદર છે. ॥ ૨૫૧ ॥

चो० देखन नगर भूप सुत आये । समाचार पुरबासिन पाये ॥
धाये धाम काम सब त्यागे । मनहुं रंक निधि लूटन लागे ॥ १ ॥
निरखि सहज सुंदर दोउ भाई । होहिं सुखी लोचन फल पाई ॥
युवती भवन झरोखनि लागी । निरखहिं राम रूप अनुरागी ॥ २ ॥

कहहिं परस्पर वचन सप्रीती । सखिइन कोटि काम छबि जीती ॥
सुर नर असुर नाग मुनि माहीं । शोभा अस कहुं सुनियत नाहीं ॥ ३ ॥
विष्णु चारि भुज विधि मुखचारी । विकट वेष मुख पंच पुरारी ॥
अपर देव अस को जग आहीं । इहि विधि छबि पट तरिये जाहीं ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે જ્યારે તે દશરથ રાજાના કુંવરો શહેર જોવા નિકળ્યા ત્યારે તે ખબર સાંભળી ઠેકઠેકાણેથી નગરવાસી પોતાનું સઘળું કામકાજ છોડી, જેમ રાંક લોકો દ્રવ્યનો ઢગલો જોઈ લૂટવા માટે ઝુમી પડે, તેમ પોતાના રંક મનથી શ્રીરામનાં દુર્લભ દર્શનરૂપી ધન લૂટવા દોડ્યાં. ॥ ૧ ॥ તે બન્ને સુંદર ભાઈઓને જોઈ લોકોનાં લોચનો સંતોષ પામી સફળ થયાં. વળી જે જુવાન સ્ત્રી ઝરૂખે બેસી જોતી હતી, તેઓની શ્રીરામચંદ્રજીનું રૂપ જોઈ તે સ્વરૂપમાં અત્યંત પ્રીતિ થવાથી॥ ૨ ॥ પોતપોતામાં પ્રેમપૂર્વક વચનોથી કહેવા લાગી કે, હે સખીઓ! આમણે ક્રોડ કામની શોભા જિતી લીધી છે. દેવતા, નાગ, મનુષ્ય અને ઋષિઓમાં પણ ક્યાંય આવી સુંદરતા હજુસૂધી આપણા સાંભળવામાં આવી નથી. ॥ ૩ ॥ હે સખી! વળી શ્રીવિષ્ણુને ચાર ભુજા છે, બ્રહ્માજીને ચાર મુખ છે, અને મહાદેવજી વિકટ રૂપવાળા છે. તો હવે બીજો કયો દેવ એમના કરતાં વધારે સુશોભિત છે કે, જેની ઉપમા આ બે ભાઈઓને દઈએ. ॥ ૪ ॥

दो॰ वय किशोर सुखमां सदन, श्याम गौर सुख धाम ॥
अंग अंग पर वारिये, कोटि कोटि शत काम ॥ २५२ ॥

**અર્થ.**—આ કિશોર વયવાળા સુખના મંદિરરૂપ શ્યામ અને ગૌર સ્વરૂપનાં અંગો અંગ ઉપરથી સોસો કોટી કામદેવોને ઓવાળી નાંખીએ. ॥ ૨૫૨ ॥

चो॰ कहहु सखी अस को तनु धारी । जो न मोह यह रूप निहारी ॥
कोउ सप्रेम बोली मृदु बानी । जो मैं सुना सो सुनहु सयानी ॥ १ ॥
ये दोउ नृप दशरथ के ढोटा । बाल मरालन के कल जोटा ॥
मुनि कौशिक मख के रखवारे । जिनरण अजय निशाचर मारे ॥ २ ॥
श्याम गात कल कंज विलोचन । जो मारीच सुभुज मद मोचन ॥
कौशल्या सुत सो सुख खानी । नाम राम धनु शायक पानी ॥ ३ ॥
गौर किशोर वेष बर काछे । कर शर चाप राम के पाछे ॥
लक्ष्मण नाम राम लघु भ्राता । सुनु सखि तासु सुमित्रा माता ॥ ४ ॥

**અર્થ.**—હે સખી! કહો કે, જગતમાં એવું કોણ દેહધારી છે? કે જે આ સ્વરૂપોને જોઈ મોહ ન પામે? ત્યારે બીજી સખી પ્રેમયુક્ત કોમળ વાણી બોલી કે, હે શહાણી! જે મેં સાંભળ્યું છે તે કહુંછું સાંભળો. ॥ ૧ ॥ બાળ હંસની જોડી જેવા આ બેઉ રાજા દશરથના કુંવરો છે; અને તે વિશ્વામિત્ર ઋષિના યજ્ઞના રખવાળો છે. તેમણે જે

જિતી ન શકાય એવા દૈત્યોને રણભૂમિમાં માર્યા છે. ॥ ૨ ॥ જેમણે મારીચ તથા સુબાહુનો મદ ઉતાર્યો એવા આ કમળ જેવાં નેત્ર અને શ્યામ શરીરવાળા તથા નિજ હસ્તમાં ધનુષબાણુ ધારણુ કરી રાખનારા સુખના મંદિર કૌશલ્યાજીના પુત્ર છે; અને તેમનું નામ શ્રીરામચંદ્રજી છે; ॥ ૩ ॥ તથા આ બીજા કિશોર વય અને સુંદર વેષ તથા ગૌર શરીરવાળા જે શ્રીરઘુનાથજીના પછવાડે શરચાપ લઈને ચાલે છે, તેઓનું નામ લક્ષ્મણુજી છે. તે શ્રીરામના નાના ભાઈ થાય છે અને હે સખી! સાંભળ. તેમની માતાનું નામ સુમિત્રાજી છે. ॥ ૪ ॥

**दो०** विप्र काज करि बंधु दोउ, मग मुनिवधू उधारि ॥
आये देखन चाप मख, सुनि हरषी सब नारी ॥ २५३ ॥

**અર્થ**—એ બે ભાઈઓએ ઋષિનું કાર્ય કરી રસ્તે આવતાં અહલ્યાનો ઉદ્ધાર કર્યો.-હાલમાં તેઓ અહીં આપણા રાજાનો ધનુષયજ્ઞ જોવાસારૂ આવ્યા છે. તે સાંભળી સઘળી સ્ત્રીઓ રાજી થઈ. ॥ ૨૫૩ ॥

**चो०** देखि राम छबि सखि एक कहई । योग्य जानकी यह बर अहई ॥
जो सखि इनहिं देखि नर नाहू । प्रण परिहरि हठि करहि विवाहू ॥ १ ॥
कोउ कहे इन्हहिं भूप पहिचाने । मुनि समेत सादर सनमाने ॥
सखि परंतु प्रण राउ न तजई । विधि वश हठि अविवेकहि भजई ॥ २ ॥
कोउ कह जो भल अहै विधाता । सब कहं सुनिय उचित फलदाता ॥
तौ जानकिहि मिलिहि बर येहू । नाहि न आली यह संदेहू ॥ ॥ ३ ॥
जो विधि वश अस बनै संयोगू । तौ कृतकृत्य होहिं सब लोगू ॥
सखि हमरे आति आरति ताते । कबहुंक ये आवहिं यहि नाते ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રિયા! વળી શ્રીરામચંદ્રજીની છબીનાં દર્શન કરી ત્રીજી સખી બોલી કે, આ વર તો શ્રીજાનકીજી લાયક છે. હે બેનો! આમને જોતાં જ રાજા પોતાની પ્રતિજ્ઞા છોડી હઠથી એમની સાથે જ સીતાજીનું લગ્ન કરશે. ॥ ૧ ॥ ત્યારે ચોથી સખી કહે છે, અરે! આમને તો રાજા ઓળખે છે. ગઈ કાલે ઋષિઓ સહિત રાજાએ ઘણું માન આપી તેમનો સત્કાર કર્યો હતો. પણ હે સખી! મને લાગેછે કે, રાજા પોતાનું "પણ" છોડશે નહિ. તે તો પોતાનાં નસીબ યોગે અજ્ઞાનના હઠમાં જ રહેશે. ॥ ૨ ॥ પાંચમી સખી કહે છે, બાઈ! જો તેમનાં પ્રારબ્ધ પાંસરાં હશે, તો તો સઘળાં મનુષ્યો કહે છે, ને આપણે સાંભળીએ છિયે તેમ જાનકીજીને યોગ્ય ફળદાયક થશે; અને તો જ તેમને આ પતિ મળશે. હે સાહેલીઓ! એમાં કંઈ પણ સંદેહ નથી. ॥ ૩ ॥ હવે જો, તે બેઉનાં ભાગ્યબળે એવો સંયોગ બની આવે તો, આપણા પુરમાંનાં સઘળાં મનુષ્યો કૃતાર્થ થઇ જાય. હે સખીઓ! જો એ નાતો થશે તો કદાચ તેઓ કોઈ દિવસ પણ અહીં આવશે. નહીં તો પછી તેમનું આવવું શામાટે બને? એથી જ અમને ઘણી પંચાત થઈ પડી છે. ॥ ૪ ॥

दो० नाहिंत हम कहं सुनहु सखि, इन्ह कर दर्शन दूरि ॥
यह संघट तब होइ जब, पुण्य पुराकृत भूरि ॥ २५४ ॥

**અર્થ.**—હે સહિયર! સાંભળ. જો એમ ન બન્યું તો પછી આપણને તેમનાં દર્શન દુર્લભ થઈ પડશે. જો આપણાં પૂર્વ જન્મનાં ઘણાં પુણ્ય હશે તો તે બેઉનાં (રામ સીતાજીનાં) લગ્નનો જોગ બનશે. ॥ ૨૫૪ ॥

चो० बोलि अपर कयउ सखि नीका । यह विवाह अति हित सबहीका ॥
कोउ कह शंकर चाप कठोरा । ये श्यामल मृदुगात किशोरा ॥ १ ॥
सब असमंजस अहै सयानी । यह सुनि अपर कहैं मृदुबानी ॥
सखि इन कहं कोउ कोउ अस कहहीं । बड प्रभाव देखत लघु अहहीं ॥ २ ॥
परसि जासु पदपंकज धूरी । तरी अहल्या कृत अघ भूरी ॥
सोकि रहैं बिनु शिवधनु तोरे । यह प्रतीति परिहरिय न भोरे ॥ ३ ॥
जेहि बिरंचि रचि सीय संवारी । तेहि श्यामल वर रचेउ विचारी ॥
तासु वचन सुनि सब हरषानी । ऐसेइ होउ कहहिं मृदुबानी ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! તે સાંભળી સુંદર શબ્દોથી છઠ્ઠી સખી બોલી કે, જો થાય તો આ વિવાહ સઘળાઓને કલ્યાણકારક છે. હવે સાતમી સખી કહે છે કે, બાઈ શિવ ધનુષ્ય ઘણું કઠોર છે; અને આ શ્યામરામ, કિશોર અને કોમળ અંગવાળા છે; ॥ ૧ ॥ તેથી જ હે શહાણી બેન! સઘળાઓને વિચાર થઈ પડ્યો છે. તે સાંભળી પછી આઠમી સખી કહેવા લાગી કે, હે સજ્જનીઓ! વળી કોઈ કોઈ એમને માટે એમ કહે છે કે, તેઓ જોવામાં નાના છે; પણ તેમનો પ્રભાવ બહુ મોટો છે. ॥ ૨ ॥ બાઈ એમનાં ચરણકમળની રજથી તો પથ્થરામાંથી મહા પાપની પૂતળી અહલ્યા સ્ત્રીરૂપ થઈ તરી ગઈ. તેઓ શિવ ધનુષ્ય તોડ્યા વગર કેમ રહે? તોડે જ. માટે એ નિશ્ચય ભોળપણથી પણ ભૂલતાં નહીં. ॥ ૩ ॥ જે બ્રહ્માજીએ શોભીતાં સીતાજીને રચ્યાં છે, તેઓએ વિચારીને જ આ સામળિઆ વરને પણ બનાવ્યા છે. તેનાં એવાં વચન સાંભળી સઘળી સ્ત્રીઓ હરખાઇને કોમળ વાણીથી બોલી કે, એમ જ થાઓ. ॥ ૪ ॥

दो० हिय हरषहिं वर्षहिं सुमन, सुमुनि सुलोचनि वृंद ॥
जाहिं जहां जहं बंधु दोउ, तहं तहं परमानंद ॥ २५५ ॥

**અર્થ.**—તે સુંદર મુખ અને આંખોવાળી સ્ત્રીઓના સમુદાયે હ્રદયમાં રાજી થઇને પુષ્પવૃષ્ટિ કરી. હે ગિરિજા! એવી રીતે એ બે ભાઇઓ જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાં એવો જ પરમાનંદ થયો. ॥ ૨૫૫ ॥

चो० पुर पूरब दिशि गे दोउ भाई । जहां धनुष मख भूमि बनाई ॥
अति विस्तार चारु गच ढारी । विमल वेदिका रुचिर संवारी ॥ १ ॥

चहुंदिशि कंचन मंच विशाला । रचे जहां बैठहिं महिपाला ॥
तेहि पाछे समीप चहुंपासा । अपर मंच मंडली विलासा ॥ २ ॥
कछुक ऊंच सब भांति सुहाई । बैठहिं नगर लोग जहं आई ॥
तिनके निकट विशाल सुहाये । धवल धाम बहु वरण बनाये ॥ ३ ॥
जहं बैठी देखहिं पुरनारी । यथा योग्य निज कुल अनुहारी ॥
पुर बालक कहि कहि मृदु बचना । सादर प्रभुहिं देखावहिं रचना ॥ ४ ॥

**અર્થ.**—પછી શહેરની પૂર્વ દિશામાં જ્યાં ધનુષયજ્ઞનો મંડપ બાંધ્યો છે, તે ભૂમિમાં બેઉ ભાઈ નગરનાં બાળકો સાથે ગયા. ત્યાં ઘણા મનોહર ગલીચા પાથર્યા હતા તથા વિમળ સુંદર વેદિકા ગોઠવી હતી. વળી તે મંડપમાં ચારે દિશાએ સઘળી રીતે શોભીતા સોનાના મોટા કોચો રાજાઓને બેસવા મૂકયા હતા; ॥ ૧ ॥ વળી તેમની પછવાડે નજીક ચારે બાજુ મંત્રી આદિકને બેસવા બીજા આગલાથી ઉંચ કોચો ગોઠવ્યા હતા; અને તેની પણ પાછળ વળી કંઈક વધારે ઉંચા પુરવાસી મનુષ્યોને યજ્ઞ જોવાસારુ આવી બેસવા માટે કેટલાક કોચો ઢાળ્યા હતા. ॥ ૨ ॥ વળી તેની પડખે ઉપરના ભાગમાં મંડપની ચોમેર મોટી શોભીતી ઓઝલમાં સ્ત્રીઓ બેસી શકે એવી દરબારી જનાનાં તથા ગામની નારીઓ માટે ઘણી જાતના રંગવાળા ગોખ બાંધ્યા હતા. ॥ ૩ ॥ અને તેમાં પોતપોતાનાં કુળ પ્રમાણે સ્ત્રીઓને બેસવા માટે યથાયોગ્ય બેઠકો રાખી હતી. તે સઘળી રચના તે નગરનાં બાળકો મૃદુવાણીથી પ્રભુને હાથ લગાડી; 'આ જૂવો! આ જૂવો!' એમ કહી કહીને બતાવવા લાગ્યાં. ॥ ૪ ॥

दो० सब शिशु मिसु ईहि प्रेमवश, परसि मनोहर गात ॥
तनु पुलकहिं अति हर्ष हिय, देखि देखि दोउ भ्रात ॥ २५६ ॥

**અર્થ.**—પ્રેમવશ થયેલાં તે બાળકો મંડપની રચના દેખાડવાને નિમિત્ત પ્રભુના સુંદર શરીરનો સ્પર્શ કરવા લાગ્યાં; અને તે બન્ને ભાઇઓને જોઇ શરીરે રોમાંચિત થતાં હૈયામાં અત્યાનંદ પામતાં હતાં. ॥ ૨૫૬ ॥

चो० शिशु सब राम प्रेम वश जाने । प्रीति समेत निकट बैठाने ॥
जेहि जेहि रुचि शिशु लेहिं बुलाई । सहित सनेह जाहिं दोउ भाई ॥ १ ॥
राम दिखावहिं अनुजहिं रचना । कहि मृदु मधुर मनोहर वचना ॥
लव निमेष महं भुवन निकाया । रचै जासु अनुशासन माया ॥ २ ॥
भक्तहेतु सोइ दीनदयाला । चितवत चकित धनुष मख शाखा ॥
कौतुक देखि चले गुरु पाहीं । जानि विलंब त्रास मन माहीं ॥ ३ ॥
जासु त्रास डर कहं डर होई । भजन प्रभाव देखावत सोई ॥
कहिं बातैं मृदु मधुर सुहाई । किये विदा बालक बरिआई ॥ ४ ॥

**અર્થ.**—પછી શ્રીરામચંદ્રજીએ બધાં બાળકોને પ્રેમવશ જાણી પ્રીતિથી તે મંદિરનાં વખાણ કર્યાં. વળી છેટે ઉભેલાં જે જે બાળકો પોતપોતાની મરજી પ્રમાણે કંઈ દેખાડવા જ્યાં જ્યાં હાંક મારી બોલાવે, ત્યાં ત્યાં તે બન્ને ભાઈ સ્નેહથી જાય. ॥ ૧ ॥ વળી શ્રીરામ કોમળ, મીઠાં અને મનોહર વચનોથી પોતાના ભાઈને તે સર્વે ઠાઠ બતાવે છે. જે પ્રભુની આજ્ઞાથી માયા એક નિમિષમાં ( આંખના મટકા બરાબરના વખતમાં ) અનેક બ્રહ્માંડ રચે છે, તે પ્રભુ ભક્તોના હિત માટે ચકિત ચિત્તથી ધનુષ્ય-યજ્ઞશાળાની રચના જૂવે છે. એ આશ્ચર્ય જોઈ પછી અવાર થઈ જવાનો મનમાં ભય આણી ગુરુપાસે જવા ચાલ્યા. ॥ ૨ ॥ ૩ ॥ હે ગિરિજા! જેના ડરથી સર્વે લોકના ડરરૂપ કાળ પણ ડરેછે, તે પ્રભુ ગુરુથી ડરી પોતાનાં કીર્તનનો પ્રભાવ દેખાડે છે. એમ પોતે પોતાના ઉતારા આગળ આવી સર્વે બાળકોને શોભીતી મૃદુ અને મધુર વાતોથી સમજાવી સમજાવીને જોરાવરીએ વિદાય કર્યા. ॥ ૪ ॥

**दो॰ सभय सप्रेम विनीत अति, सकुच सहित दोउ भाई ॥**
**गुरुपदपंकज नाइ शिर, बैठे आयसु पाई ॥ २५७ ॥**

**અર્થ.**—સંકોચ અને ભય સાથે બેઉ ભાઈ અતિ પ્રેમયુક્ત વિનતિ કરી ગુરુનાં ચરણકમળમાં મસ્તક નમાવી તેમની આજ્ઞા લઈને બેઠા. ॥ ૨૫૭ ॥

**चो॰ निशि प्रवेश मुनि आयसु दीन्हा । सबही संध्या बंदन कीन्हा ॥**
**कहत कथा इतिहास पुरानी । रुचि रजनी युग याग सिरानी ॥ १ ॥**
**मुनिवर शयन कीन्ह तब जाई । लगे चरण चापन दोउ भाई ॥**
**जिनके चरण सरोरुह लागी । करत विविध जप योग विरागी ॥ २ ॥**
**ते दोउ बंधु प्रेम जनु जीते । गुरु पद कमल पलोटत प्रीते ॥**
**बार बार मुनि आज्ञा दीन्हा । रघुवर जाइ शयन तब कीन्हा ॥ ३ ॥**
**चापत चरण लषण उर लाये । सभय सप्रेम परम सुख पाये ॥**
**पुनि पुनि प्रभु कह सोवहु ताता । पौढे धरि उर पदजलजाता ॥ ४ ॥**

**અર્થ.**—પછી સંધ્યાકાળ થતાં ઋષિએ આજ્ઞા કરવાથી સઘળાઓએ સંધ્યાવંદન કર્યું. પછીથી કથા, પુરાણ અને ઇતિહાસો કહેતાં તે સુંદર રાત્રીના બે પ્રહર વીત્યા. ॥૧॥ પછી ઋષિએ જઈ શયન કર્યું, ત્યારે શ્રીરામ અને લક્ષ્મણ બેઉ ભાઈ તેમનાં ચરણ ચાંપવા લાગ્યા. હે પ્રિયા! જેમનાં ચરણકમળને માટે ત્યાગી લોકો ઘણા પ્રકારનો યોગ અને જપ કરેછે, તે બેઉ ભાઈ પ્રેમને વશ થઈ ગુરુનાં ચરણકમળને પ્રીતિથી પલોટે છે. સૂઈ જવાને ઋષિ આજ્ઞા કરી આખ વીંચી ગયા તોપણ, બેઠા બેઠા તેમણે પગ દાબ્યા કર્યા. વળી ગુરુએ આંખ ઉઘાડી ઘણા આગ્રહથી પોઢી જવા કહ્યું ત્યારે તે જઇને પોઢ્યા. ॥ ૨ ॥ ૩ ॥ પછી પ્રેમયુક્ત પરમ સંતોષ પામી, લક્ષ્મણજી શ્રીહરિનાં ચરણો છાતીએ લગાડી ચાંપવા મંડ્યા. જ્યારે પ્રભુએ ફરી ફરીને હે બાપ! હે ભાઈ! સૂઈજાઓ, સૂઈ જાઓ, કહ્યું ત્યારે શ્રીરામચંદ્રજીનાં ચરણકમળ હૃદયમાં ધારણ કરી પોઢ્યા. ॥ ૪ ॥

दो० उठे लषण निशि विगत सुनि, अरुण शिखा ध्वनि कान ॥
गुरु ते पहिले जगतपति, जागे राम सुजान ॥ २५८ ॥

**અર્થ.**—લક્ષ્મણજી કુકડાનો અવાજ કાને સાંભળી રાત્ર વીતી ગઈ જાણી ઉઠ્યા. એવી રીતે પ્રભુ પહેલાં લક્ષ્મણજી અને ગુરુ પહેલાં ચતુર શિરોમણિ શ્રીરામચંદ્રજી ઉઠ્યા. ॥ ૨૫૮ ॥

चो० सकल शोच करि जाइ नहाये । नित्य निबाहि गुरुहिं शिरनाये ॥
समय जानि गुरु आयसु पाई । लेन प्रसून चले दोउ भाई ॥ १ ॥
भूप बाग बर देखेउ जाई । जहं बसंत ऋतु रहै लुभाई ॥
लागे विटप मनोहर नाना । वर्ण वर्ण बर बेलि विताना ॥ २ ॥
नव पल्लव फल सुमन सुहाये । निज संपति सुरतरुहिं लजाये ॥
चातक कोकिल कीर चकोरा । कूजत विहंग नचत कल मोरा ॥ ३ ॥
मध्य बाग सर सुभग सुहावा । मणि सोपान विचित्र बनावा ॥
विमल सलिल सरसिज बहुरंगा । जल खग कूजत गुंजत भृंगा ॥ ४ ॥

**અર્થ.**—પછી સઘળી શૌચાદિક દેહક્રિયા કરી, જઈને નહાયા અને નિત્યકર્મ કર્યા બાદ પાછા આવી ગુરુને મસ્તક નમાવ્યાં. હે પાર્વતી! હવે સીતાજીને રાજબાગમાં આવવાનો વખત જાણી પૂજાનાં પુષ્પ લેવા જવાને મિષે બેઉ ભાઈ ઋષિ વિશ્વામિત્રની આજ્ઞા લઇને ચાલ્યા. ॥ ૧ ॥ પછી જ્યાં વસંત ઋતુ પણ જોઇને ભૂલી જાય એવો રાજબાગ જઇને જોયો. ત્યાં ઘણી જાતનાં મનોહર વૃક્ષો, જાત જાતની સુંદર વેલીઓના મંડપ, નવાં પાંદડાં, શોભીતાં ફળ અને પુષ્પોરૂપી પોતાની રિદ્ધિસિદ્ધિથી જાણે કલ્પવૃક્ષને લજાવતાં હોય તેવાં લાગે છે. વળી તેમાં બપૈયા, પોપટ, ચકોર અને કોયલ વિગેરે પક્ષીઓ બોલે છે તથા સુંદર મોર નાચે છે. ॥ ૨ ॥ ૩ ॥ વળી તે બગીચામાં વચ્ચોવચ્ચ એક રમણીય સરોવર છે, તેમાં તેના ઘાટનાં પગથીઆં વિચિત્ર મણિઓથી શોભીતાં બનાવ્યાં છે. તેનું ઘણું નિર્મળ જળ છે, તેમાં ઘણાં રંગનાં કમળો છે, તેપર ભ્રમરાઓ ગુંજાર કર્યા કરે છે; તથા તેમાં જળકુકડીઓ વિગેરે જલચર પક્ષીઓ બોલેછે ને ફરેછે. ॥ ૪ ॥

दो० बाग तडाग विलोकि प्रभु, हर्षे बंधु समेत ॥
परमरम्य आराम यह, जो रामहिं सुख देत ॥ २५९ ॥

**અર્થ.**—તે બાગ અને તળાવ જોઇને બંધુસહિત પ્રભુ હર્ષ પામ્યા. હે ગિરિજા! તે સ્થાન એવું સુંદર છે કે, શ્રીરામચંદ્રજીને પણ સુખ ઉપજાવે છે. ॥ ૨૫૯ ॥

चो० चहुं दिशि चितै पूंछि मालीगन । लगे लेन दल फूल मुदित मन ॥
त्यहि अवसर सीता तहं आई । गिरिजा पूजन जननि पठाई ॥ १ ॥

संग सखी सब शुभग सयानी । गावहिं गीत मनोहर बानी ॥
सर समीप गिरिजा गृह सोहा । वरणि न जाय देखि मन मोहा ॥ २ ॥
मज्जन करि सर सखी समेता । गई मुदितमन गौरि निकेता ॥
पूजा कीन्ह अधिक अनुरागा । निज अनुरूप शुभग वर मांगा ॥ ३ ॥
एक सखी सिय संग विहाई । गई रही देखन फुलवाई ॥
तेइं दोउ बंधु विलोकेउ जाई । प्रेम विवश सीता पहं आई ॥ ४ ॥

**અર્થ.**—હવે પ્રભુએ સીતાજીને માટે ચારે દિશામાં જોયું અને ફૂલ લેવાને માટે માળીને પૂછ્યું. પછી માળીએ રજા આપવાથી આનંદી મનવડે ફૂલો તોડવા લાગ્યા. હે ભરદ્વાજ! એટલામાં માતાજીએ પાર્વતીજીની પૂજા માટે મોકલવાથી સીતાજી ત્યાં આવ્યાં. ॥ ૧ ॥ હવે તે સરોવર પાસે જ જેને જોઇને મન મોહાય તથા જેની શોભા વર્ણવી ન શકાય એવું પાર્વતીજીનું મંદીર હતું. ત્યાં મનોહર સુરથી ગીતો ગાતી ગાતી સુંદર અને શહાણી સખીઓ સાથે તેઓ આવ્યાં. ॥ ૨ ॥ પછી સાહેલીઓ સાથે તળાવમાં સ્નાન કરી હર્ષિત મને ગૌરીના દેવળમાં પેઠાં, અને ઘણી પ્રીતિ સાથે દેવીની પૂજા કરી તથા પોતાલાયક સુંદર પતિ માંગ્યો. ॥ ૩ ॥ હવે તેમાંની એક સખી કે જે, જાનકીના સાથમાંથી છૂટી પડી ફૂલવાડી જોવાસારુ ગઇ હતી, તેણે ત્યાં જતાં આ બેઉ ભાઇને જોયા, તેથી પ્રેમ ભરી પાછી સીતાજી પાસે દોડી આવી. ॥ ૪ ॥

दो० तासु दशा देखी सखिन, पुलक गात जल नयन ॥
कहु कारण निज हर्ष कर, पूछहिं सब मृदुवचन ॥ २६० ॥

**અર્થ.**—તેની આંખમાંથી વહેતાં પ્રેમાશ્રુ અને રોમાંચિત શરીર જોઈ સઘળી સખીઓ કોમળ વચનોથી તેને તેની આવી દશા થવાનું કારણ પૂછવા લાગી કે, હે સખી! તારા હર્ષનું કારણ કહે. ॥ ૨૬૦ ॥

चो० देखन बाग कुंवर दोउ आये । वय किशोर सब भांति सुहाये ॥
श्याम गौर किमि कहौं बखानी । गिरा अनयन नयन बिनु वानी ॥ १ ॥
सुनि हरषीं सब सखी सयानी । सिय हिय अति उतकंठा जानी ॥
एक कहहिं नृप सुत ते आली । सुने जे मुनि संग आये काली ॥ २ ॥
जीन निज रूप मोहनी डारी । कीन्हे स्ववश नगर नर नारी ॥
वर्णत छबि जहं तहं सब लोगू । अवशि देखिये देखन योगू ॥ ३ ॥
तासु वचन अति सियहि सुहाने । दरश लागि लोचन अकुलाने ॥
चली अग्र करि प्रिय सखि सोई । प्रीति पुरातन लखै न कोई ॥ ४ ॥

**અર્થ.**—તે સાંભળી બોલી કે, સર્વે વાતે શોભીતા કિશોર વયના બે કુંવરો રાજ્યબાગ જોવામાટે આવ્યા છે, તે શ્યામ અને ગોરી જોડીનાં શું વખાણ કરું? તેમનાં વખાણ કરનારી મારી વાણીને તેમને જોવા માટે નેત્રો નથી; અને જોનારાં નેત્રોને વખાણ કરવા વાણી

નથી, તેથી હું તો કંઇપણ કહી શકતી નથી. ॥ ૧ ॥ તે સાંભળતાં જ સઘળા શહાણી સખીઓ હૃદયમાં આનંદ પામી અને ( શ્રીરામચંદ્રજીને મળવામાટે ) સીતાજીને આતુર જાણી તેમાંની એક સખી બોલી કે, હે બેનો ! સાંભળો. તેઓ ગઈ કાલે જે વિશ્વામિત્ર ઋષિસાથે આવ્યા, તે જ રાજકુંવરો હશે ! ॥ ૨ ॥ તેઓએ પોતાના રૂપની મોહની નાંખી આ નગરનાં સ્ત્રીપુરુષોને પોતાને વશ કર્યાં છે. જ્યાં ત્યાં સર્વે મનુષ્યો તેમની શોભાનું વર્ણન કર્યા કરે છે માટે આપણે તે છબી અવશ્ય જોઇએ. કારણ તે જોવા લાયક છે. ॥ ૩ ॥ મહાદેવજી કહેછે-હે પ્રિયા ! એ બેનપણીની વાત સીતાજીના મનમાં ઘણી ગમી; અને શ્રીપ્રભુનેમાટે તેમનાં ચક્ષુ ઘણાં વ્યાકુળ થયાં. પછી પોતાની જે સખી પહેલાંથી જોઈ આવી હતી, તેને આગળ કરીને ચાલ્યાં. હે પ્રિયા ! શ્રીરામપ્રભુ સાથેની જાનકીજીની આદિથી જૂની પ્રીતિ છે તે કોણ જાણે ? કોઈ જાણતું નથી. ॥૪॥

दो० सुमिरि सीय नारद बचन, उपजी प्रीति पुनीत ॥
चकित विलोकति सकल दिशि, जनु शिशु मृगी सभीत ॥ २६१ ॥

**અર્થ.**—જ્યારે પ્રભુનાં દર્શન થયાં ત્યારે સીતાજીને પવિત્ર પ્રીતિ ઉત્પન્ન થવાથી નારદજીનાં[1] વચનો યાદ આવ્યાં; અને ભયભીત થયેલી બાળ હરણીની પેઠે ચંચળચિત્તે ચકિત થઈ ચારે દિશા તરફ સઘળી સાહેલીઓની સાથે જોવા લાગી. ॥ ૨૬૧ ॥

चो० कंकण किंकिणि नूपुर ध्वनि सुनि । कहत लषण सन रामहृदय गुनि ॥
मानहुं मदन दुंदुभी दीन्ही । मनसा विश्व विजय कहं कीन्ही ॥ १ ॥
अस कहि फिरि चितये तेहि ओरा । सिय मुख शशिभये नयनचकोरा ॥
भये विलोचन चारु अचंचल । मनहुं सकुचि निमि तजेउ दृगंचल ॥ २ ॥
देखि सीय शोभा सुख पावा । हृदय सराहत बचन न आवा ॥
जनु विरंचि सब निज निपुणाई । विरचि विश्व कहं प्रगट दिखाई ॥ ३ ॥
सुंदरता कहं सुंदर करई । छबि गृह दीप शिखा जनु बरई ॥
सब उपमा कबि रहे जुठारी । केहि पटतरिय विदेह कुमारी ॥ ४ ॥

**અર્થ.**—હવે જ્યારે જાનકીજી પ્રભુ તરફ આવતાં હતાં ત્યારે તેમના હાથનાં કંકણો અને પગનાં ઝાંઝરોનો ઝણકાર સાંભળી શ્રીરઘુનાથજી મનમાં વિચારી લક્ષ્મણજીને કહેવા લાગ્યા કે, જાણે મદન પોતાની નોબત ગડગડાવી, વિશ્વમાં વિજય કરવા નીકળ્યો હોય નહીં ? તેમ લાગે છે. ॥ ૧ ॥ એમ કહી ફરીને તે તરફ જોયું. હે ગિરિજા ! એમ સીતાંજીના મુખરૂપી ચંદ્રમા જોતાં જ શ્રીરામનાં નયનરૂપી ચકોરપક્ષી તણાઈ રહ્યાં. વળી જેમ કંઈ સંકોચથી નિમિરાજા નેત્રમાંથી ઉઠી જાય, તેમ શ્રીરઘુવીરનાં મનોહર ચક્ષુ સ્થિર થઈ ગયાં. ॥ ૨ ॥ એવી રીતે સીતાજીનું સ્વરૂપ જોઈ પ્રભુ સંતોષ પામ્યા; અને

---

૧ નારદજીએ એકવાર તે જ બાગમાં સીતાજીને કહ્યું હતું કે, અહીં જેને જોઈ તમને પ્રીતિ ઉપજે, તે જ શ્રીરામ તમારા પતિ સમજવા.

હૃદયમાં તેમનાં વખાણ કરવા લાગ્યા, પણ શરમનેલીધે મોઢેથી કશું વચન કહી શક્યા નહિ. જાણે બ્રહ્માએ પોતાનું સઘળું ચાતુર્ય જગતને બતાવવા સર્વે શોભા એકઠી કરી પ્રગટ કરી હોય નહીં? તેમ ભાસે છે. ॥ ૩ ॥ જાણે શોભાના મંદિરમાં તે ભવનને વધારે દીપાવનાર દીવાની શાખા ન હોય? તેમ સુંદરતાને પણ સુંદર કરનાર સીતાજીનું સ્વરૂપ છે. હે પર્વતપુત્રી! જનકપુત્રીને કવિ જેની ઉપમા આપે, તે સઘળી જૂઠી જ ઠરે. (થોડી છે.) માટે તેમને કોની ઉપમા અપાય? ॥ ૪ ॥

**दो॰ सिय शोभा हियवर्णि प्रभु, आपनि दिशा विचारि ॥**
**बोले शुचिमन अनुज सन, वचन समय अनुहारी ॥२६२॥**

**અર્થ.**—એવી રીતે જાનકીજીની શોભાનાં શ્રીરામે પોતાના મનમાં વખાણ કરી પછી પોતાની વિહ્વળ સ્થિતિ વિચારી સમયાનુસાર શુદ્ધ મનથી ભાઈને કહ્યું; ॥ ૨૬૨ ॥

**चो॰ तात जनक तनया यह सोई । धनुषयज्ञ जेहि कारण होई ॥**
**पूजन गौरि सखी लै आई । करति प्रकाश फिरति फुलवाई ॥ १ ॥**
**जासु विलोकि अलौकिक शोभा । सहज पुनीत मोर मन क्षोभा ॥**
**सो सब कारण जान विधाता । फरकहिं शुभग अंग सुनु भ्राता ॥ २ ॥**
**रघुवंशिन कर सहज सुभाऊ । मन कुपंथ पग धरैं न काऊ ॥**
**मोहिं अतिशय प्रतीति जिय केरी । जेहि स्वप्नेहु पर नारि न हेरी ॥ ३ ॥**
**जिनके लहहिं न रिपु रण पीठी । नहिं लावहिं परतिय मन डीठी ॥**
**मंगन लहहिं न जिन के नाहीं । ते नर बर थोरे जग मांही ॥ ४ ॥**

**અર્થ.**—હે બાપ! જેને માટે ધનુષયજ્ઞ થાય છે, તે જ આ જનકપુત્રી છે. તે સખીઓ સાથે ગૌરીપૂજનનાસારુ આવી છે; અને ફૂલવાડીમાં ફરતી પોતાનો પ્રકાશ પાડે છે. ॥ ૧ ॥ જેનું અલૌકિક સ્વરૂપ જોઈને સહજ પવિત્ર મારું મન પણ લોભાઈ જાયછે. વળી હે ભાઈ! સાંભળ. આજે મારું જમણું અંગ ફરકે છે, તેનું શું કારણ હશે તે તો વિધાતાને ખબર. ॥ ૨ ॥ કોઈ પોતાના મનથી કુપથમાં પગ મૂકે નહીં, એવો જાણે કે રઘુવંશીઓનો સહજ સ્વભાવજ છે, અને તેમાં પણ મારા જીવનો મને એવો વિશ્વાસ જ છે કે, તે સ્વપ્ને પણ પરસ્ત્રીને હેરી ન જૂવે. ॥ ૩ ॥ વળી હે ભાઈ! રણભૂમિમાં શત્રુ જેની પીઠ જોઈ ન શકે, જેઓ પરનારીમાં પોતાનું ચિત્ત ન પરોવે અને માંગણ લોક જેની પાસેથી નિરાશ થઈ ન જાય, એવા ઉત્તમ પુરુષો તો થોડા જ છે. ॥ ૪ ॥

**दो॰ करतबतकही अनुज सन, मन सिय रूप लुभान ॥**
**मुख सरोज मकरंद छवि, करत मधुप इव पान ॥ २६३ ॥**

**અર્થ.**—એ પ્રમાણે જો કે, પ્રભુ લક્ષ્મણજી સાથે વાતો કરે છે તોપણ, મન તો સીતાજીમાં લોભાઈ ગયું છે અને તેમનાં મુખરૂપી કમળમાંની શોભારૂપી રજનું શ્રીરામ પ્રભુ ભ્રમરની પેઠે પાન કરતા હતા. ॥ ૨૬૩ ॥

चो० चितवति चकित चहूंदिशि सीता । कहं गये नृप किशोर मन चीता ॥
जेहि विलोकि मृगशावकनेनी । जनु तहं वरषकमल सुतश्रेनी ॥ १ ॥
लता ओट तब सखिन लखाये । श्यामल गौर किशोर सुहाये ॥
देखि रूप लोचन ललचाने । हर्षे जनु निज विधि पहिंचाने ॥ २ ॥
थके नयन रघुपति छबि देखी । पलकनहू परिहरि निमेषी ॥
अधिक सनेह देह भै भोरी । शरद शशिहि जनु चितव चकोरी ॥ ३ ॥
लोचन मगु रामहिं उर आनी । दीन्हे पलक कपाट सयानी ॥
जब सिय सखिन प्रेम वश जानी । कहि न सकहिं कछु मन सकुचानी ॥४॥

**અર્થ.**—હે પાર્વતી! હવે અહીં રાજકુંવરો ક્યાં ગયા, એવી કાળજીથી જાનકીજી આશ્ચર્યતાએ ચોમેર જોવા લાગ્યાં. તે બાળ મૃગલોચનીએ જ્યાંસૂધી પ્રભુને ન જોયા, ત્યાંસૂધી તેમનો જે જે કાળ ગયો, તે બ્રહ્માના અનેક કાળ જેવો થયો. ॥ ૧ ॥ ત્યારે એક સખીએ વેલીઓના મંડપની આડે સીતાજીને દેખાડયું. ત્યાં કિશોર વયની શોભીતી શ્યામ તથા ગૌર વર્ણની જોડીને જોઈ જાનકીજીનાં લોચન લલચાણાં; અને જાણે પોતાની ખોવાયલી મીલકત પાછી કેમ મળી આવી હોય, તેવો આનંદ પામ્યાં. ॥ ૨ ॥ શ્રીરામચંદ્રજીની શોભા જોઈ તેમનાં નેત્રો સ્થંભી ગયાં. તે જરાપણ પ્રભુનાં દર્શન છોડી મટકું મારે નહિ. જેમ શરદઋતુના ચંદ્રની સામે ચકોરી નેત્ર લગાડી જોઈ રહે, તેમ જોઈ રહેતાં ઘણાં સ્નેહથી દેહનું ભાન પણ ભૂલી ગયાં. ॥ ૩ ॥ હે પ્રિયા! એમ તે શહાણાં સીતાજીએ પોતાનાં નયનરૂપી માર્ગે શ્રીરામની છબિ હૃદયરૂપી મંદીરમાં ઉતારી, પાંપણરૂપી દરવાજા બંધ કરી દીધા. એવી રીતે જ્યારે સીતાજીને પ્રેમવશ જાણ્યાં, ત્યારે મનમાં સંકોચને લીધે સખીઓ કશું કહી શકી નહીં. ॥ ૪ ॥

दो० लता भवन ते प्रगट भे, जेहि अवसर दोउ भाई ॥
निकसे जनु युग विमल विधु, जलद पटल विलगाई ॥ २६४ ॥

**અર્થ.**—એટલામાં મેઘનાં વાદળાં આડેથી જેમ ચંદ્રમા નીકળી ચોખ્ખો દેખાય, તેમ બેઉ ભાઈ લતારૂપી મંદિરમાંથી નીકળી બહાર પ્રગટ થયા. ॥ ૨૬૪ ॥

चो० शोभा सींव शुभग दोउ वीरा । नील पीत जलजात शरीरा ॥
काक पक्ष शिर सोहत नीके । गुच्छा बिच बिच कुसुम कलीके ॥ १ ॥
भाल तिलक श्रम बिंदु सुहाये । श्रवण शुभग भूषण छवि छाये ॥
विकट भृकुटि कच घुंघर वारे । नव सरोज लोचन रतनारे ॥ २ ॥
चारु चिबुक नाशिका कपोला । हास विलास लेत जनु मोला ॥
मुखछबि कहि न जाहि मोहिं पाहीं । जो बिलोकि बहु काम लजाहीं ॥ ३ ॥

उर मणि माल कंबु कल ग्रींवा । काम कलभ कर भुज बल सींवा ॥
सुमन समेत वाम कर दोना । सांवर कुंवर सखी सुठि लोना ॥ ४ ॥

અર્થ.—નીલ અને પીળાં કમળનાં જેવાં શરીરવાળા તથા શોભા અને ગુણના મંદીર તે બેઉ ભાઈના મસ્તક ઉપર કેશનાં પટીઆં પાડયાં હતાં; અને તેની વચ્ચોવચ્ચ ફૂલની કળીઓના ગુચ્છા ગુંથેલા હતા. ॥ ૧ ॥ વળી લલાટ ઉપર તિલક અને ઘામનાં બિંદુ શોભતાં હતાં, કાનમાં સુંદર શોભીતાં કરણફૂલો ધર્યાં હતાં. વળી વાંકી ભ્રકુટી અને વાંકડીયા વાળનાં જૂલફાં આગળ શોભતાં હતાં. નવાં કમળ જેવાં લાલ લોચન હતાં. ॥૨॥ હડપચી ઉપર મનોહર ચિબુક ધર્યું હતું, કપોલપક્ષીની ચાંચ જેવી સીધી નાસિકા હતી, તેમનાં હાસ્યનો વિલાસ તો જાણે અમુલ્ય જ છે. વળી જેને જોઈ ઘણા કામ પણ લજ્જા પામે, એવા મુખારવિંદની શોભા તો મારાથી વર્ણવી શકાય જ નહીં. ॥ ૩ ॥ જેના ઉર-ઉપર સુંદર મણિની માળા છે, શંખના જેવો જેનો મનોહર કંઠ છે, કામદેવરૂપી હસ્તીની સુંઢ જેવી જેમની ભુજાઓ છે અને ડાબા હાથમાં એકઠાં કરેલાં પુષ્પનો દુનો રહેલો છે, એવા શ્યામ કુંવરની શોભા તો હે સખી! વર્ણવી શકાય જ નહીં. ॥ ૪ ॥

दो० केहरि कटि पट पीत धर, सुखमा शील निधान ॥
देखि भानु कुल भूषणहिं, बिसरा सखिन अपान ॥ २६५ ॥

અર્થ.—જેણે કેસરી સિંહના જેવી કમર ઉપર પીતાંબર ધારણ કર્યું છે, એવા સૂર્યકુળના ભૂષણરૂપ, સુખ અને શીલના ભંડાર શ્રીપ્રભુને નીરખી સઘળી સખીઓ દેહનું ભાન પણ વિસરી ગઈ. ॥ ૨૬૫ ॥

चो० धरि धीरज एक सखीसयानी । सीता सन बोली गहि पानी ॥
बहुरि गौरि कर ध्यान करेहू । भूप कीशोर देखि किन लेहू ॥ १ ॥
सकुचि सीय तब नयन उघारे । सन्मुख दोउ रघुवंश निहारे ॥
नख शिख देखि रामकी शोभा । सुमिरि पिता प्रणमन अतिक्षोभा ॥ २ ॥
परवश सखिन लखी जब सीता । भई गहरु सब कहहिं सभीता ॥
पुनि आउब इहि बिरियां काली । अस कहि मन विहंसी एक आली ॥ ३ ॥
गूढ गिरा सुनि सिय सकुचानी । भयउ विलंब मातु भयमानी ॥
धरि बड धीर राम उर आनी । फिर आपन प्रण पितु वश जानी ॥ ४ ॥

અર્થ.—ત્યારે એક શહાણી સખી ધીરજ ધરી સીતાજીનો હાથ ઝાલીને બોલી કે, આ કિશોર વયના કુંવરોને કેમ જોઈ લેતી નથી? તેમને નીરખી લે; પછી ગૌરીનું ધ્યાન ધર. ॥૧॥ ત્યારે સીતાજીએ સંકોચથી આંખો ઉઘાડી તો સન્મુખ રઘુવંશના મણિ બેઉ ભાઈને નિહાળ્યા. નખથી શિખ સૂધી શ્રીરામચંદ્રજીની શોભા જોઈને પોતાના પિતાનાં "પણ"ને યાદ કરી ઘણાં શોકયુક્ત થયાં. ॥ ૨ ॥ જ્યારે સખીઓએ સીતાજીને શ્રીરામચંદ્રજીની પ્રીતિમાં પરવશ થયેલી જોઈ ત્યારે ભયયુક્ત સર્વે કહેવા લાગી

કે, ઘણી અવાર થઈ ગઈ; વળી પાછાં આ પ્રમાણે કાલે આવજો, પણ હમણાં તો ચાલો, એમ કહી એક સખીએ સ્મિત હાસ્ય કર્યું. ॥ ૩ ॥ એ ગુહ્ય વાણી સાંભળી જાનકીજી લજવાઈ ગયાં. વિલંબ થયો, માટે પોતાની માનો ભય જાણી શ્રીરામચંદ્રની મનોહર છબી પોતાના અંતઃકરણમાં ઉતારી મોટી ધીરજ ધરી, તથા પોતે પિતાની પ્રતિજ્ઞાને તાબે સમજી, ઘર તરફ વળ્યાં. ॥ ૪ ॥

**दो० देखन मिसु मृग विहंग तरु, फिरति बहोरि बहोरि ॥**
**निरखि निरखि रघुबीर छबि, बाढी प्रीति न थोरि ॥ २६६ ॥**

**અર્થ.**—હે પ્રિયા! રસ્તે ચાલતાં બાગમાં મૃગ, પક્ષી અને વૃક્ષો વગેરે જોવાને નિમિત્તે પ્રભુનાં દર્શનની ઇચ્છાએ વારંવાર પછવાડે ફરી ફરીને જૂવે. એવી રીતે શ્રીરઘુનાથજીની છબી જોઈ જોઇને કાંઈ થોડી પ્રીતિ વધી નહીં. ॥ ૨૬૬ ॥

**चो० जानि कठिन शिव चाप बिमूरति । चली राखि उर श्यामल मूरति ॥**
**प्रभु जब जात जानकी जानी । सुख सनेह शोभा गुण खानी ॥ १ ॥**
**परम प्रेम मय मृदु मसि कीन्ही । चारु चित भीतर लिखि लीन्ही ॥**
**गई भवानी भवन बहोरी । बंदि चरण बोली करजोरी ॥ २ ॥**
**जय जय जय गिरिराजकिशोरी । जय महेश मुख चंद चकोरी ॥**
**जय गजवदन षडाननमाता । जगतजननि दामिनि द्युति गाता ॥ ३ ॥**
**नहिं तव आदि मध्य अवसाना । अमित प्रभाव वेद नहिं जाना ॥**
**भव भव विभव पराभव कारिणि । विश्व विमोहनि स्ववश बिहारिणि ॥ ४ ॥**

**અર્થ.**—પછી જાનકીજી શિવનું ધનુષ અતિ કઠણ છે, એમ જાણી શોકાતુર થઈ રામની શ્યામ મૂર્તિ હૃદયમાં રાખી ચાલતાં થયાં. રામચંદ્રજીએ જ્યારે સુખ, પ્રેમ, શોભા અને ગુણની ખાણ જાનકી જાયછે એમ જાણ્યું ત્યારે, અત્યંત પ્રેમરૂપી શાહીએ કરી પોતાના ચિત્તરૂપી ભીંતમાં જાનકીજીની મનોહર છબી ચિતરી લીધી. ફરીને સીતાજી ગિરિજાનાં મંદિરમાં જઈ પદવંદન કરી, બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યાં; ॥ ૧ ॥ ૨ ॥ હે હિમાચલની પુત્રી! તમારો જય થાઓ. વળી મહાદેવના મુખરૂપ ચંદ્રમા આગળ ચકોરની પેઠે જોવાવાળાં જે આપ, તે આપનો જય થાઓ. ગણપતિ તથા કાર્તિકસ્વામીનાં માતુશ્રી તમારું કલ્યાણ થાઓ. વિજળીની કાંતિ જેવાં શરીરવાળાં હે જગદંબા! આપનો આદિ, મધ્ય કે અંત નથી. વળી તમારા આ અત્યંત પ્રતાપને ચાર વેદ કહી શકતા નથી, તેમ વળી વિશ્વને ઉત્પન્ન, પાલણ અને નાશને કરનારાં, જગતને મોહ પમાડનારાં તથા પોતાની ઇચ્છાએ રમણ કરનારાં આપ છો. ॥ ૩ ॥ ૪ ॥

**दो० पति देवता सुतीय महं, मातु प्रथम तव रेष ॥**
**महिमा अमित न कहि सकहिं, सहस शारदा शेष ॥ २६७ ॥**

**અર્થ.**—પતિવ્રતા જેટલી સ્ત્રીઓ છે, તેમાં હે માતુશ્રી! આપ પ્રથમ મુખ્ય છો, તેમ તમારા મહિમાના અંતને હજારો શેષ અને સરસ્વતી કહેવાને સમર્થ નથી. ૨૬૭

चो० सेवत तोहिं सुलभ फल चारी । बरदायिनि त्रिपुरारि पियारी ॥
देवि पूजि पद कलम तुह्मारे । सुर नर मुनि सब होहिं सुखारे ॥ १ ॥
मोर मनोरथ जानहु नीके । बसहु सदा उर पुर सबही के ॥
कीन्हेउं प्रगट न कारण तेही । अस कहि चरण गहे वैदेही ॥ २ ॥
विनय प्रेमवश भई भवानी । खसी भाल मूरति मुसुकानी ॥
सादर सिय प्रसाद उर धरेऊ । बोली गौरि हर्ष हिय भरेऊ ॥ ३ ॥
सुनु सिय सत्य अशिश हमारी । पूजहि मन कामना तुह्मारी ॥
नारद वचन सदा शुचि सांचा । सो बर मिलहि जाहि मन रांचा ॥ ४ ॥

**અર્થ.**—આપની સેવા કરનારને ચારે ફળ સુલભ થાયછે. વરને દેવાવાળી, અને વળી મહાદેવને અત્યંત વહાલી હે દેવી! આપનાં ચરણકમળની સેવા કરી દેવતા, મનુષ્ય અને મુનિઓ ઇત્યાદિક સર્વ સુખ પામે છે.॥૧॥ વળી મારો જે મનોરથ છે, તે આપ જાણો છો. કારણ કે, સર્વ પ્રાણીમાત્રનાં હૃદયરૂપી નગરીમાં આપ વસો છો, તેથી હું પ્રગટ કહેતી નથી. આ પ્રમાણે વિનતિ કરી સીતાજીએ પાર્વતીજીનાં ચરણ ગ્રહણ કીધાં. ॥૨॥ સીતાજીએ પાર્વતીજીને પુષ્પની માળા ધરાવતી વેળા અર્ધાગે શિવનું સ્વરૂપ જોઈ પરપુરુષની ભ્રાંતિથી ફક્ત તે મૂર્તિની ડાબી બાજુએ પાર્વતીજીના આકાર-પર જ માળા ધરાવી. તેથી ( શ્રીરામના ) પ્રેમને વશ થઈ નમ્ર થયેલી જાણી પાર્વતી-જીની મૂર્તિ હસી પડી અને પ્રસાદરૂપી પુષ્પની માળા સીતાજીના હાથમાંથી નીચે આવી પડી, કે તુરત જ સીતાજી પ્રત્યે સુંદર વચન કહેછે–હે સીતાજી! તારી મનોવૃત્તિ સફળ થશે, એવો મારો આશીર્વાદ છે, તે સત્ય કરી માનજે. તેમ જ નારદજીનાં જે વચન છે, તે પવિત્ર અને સત્ય છે. જે પતિની ઇચ્છા છે, તે જ પતિ મળશે. ॥૩॥૪॥

हरिगीतछंद. मनजाहि राच्यो मिलहि सो बर सहज सुंदर सांवरो ॥
करुणानिधान सुजान शील सनेह जानत रावरो ॥
यहि भांति गौरि अशीश सुनि सिय सहित हिय हर्षित अली ॥
तुलसी भवानिहि पूजि पुनि पुनि मुदित मन मंदिर चली ॥ ३२ ॥

**અર્થ.**—હે જાનકીજી! જેમાં તમારું મન લાગેલું છે, તે અત્યંત સુંદર, શ્યામવર્ણ-વાળો અને તેજસ્વી પતિ તમને મળશે. વળી કૃપાનો ભંડાર, ચતુર અને શીલવાન્ એવો જે પતિ, તે તમારો સ્નેહ જાણે છે. આ રીતે ગિરિજાનો આશીર્વાદ સાંભળી સીતાજી સ-ખીઓ સહિત હૃદયમાં આનન્દ પામવા લાગ્યાં. કવિ કહે છે કે, જાનકીજીએ હર્ષથી પા-ર્વતીજીની વારંવાર પૂજા કરી સખીઓ સહિત રાજદ્વાર તરફ પાછાં વળવા માંડ્યું.॥૩૨॥

**सो०** जानि गौरि अनुकूल, सिय हिय हर्ष न जाय कहि ॥
मंजुल मंगल मूल, बाम अंग फरकन लगे ॥ ३४ ॥

**અર્થ.**—આ વખતે સીતાજીએ એમ જાણ્યું કે, ગિરિજા મારા ઉપર કૃપા કરનારાં છે. એમ જાણી પોતાના હૃદયમાં ઘણો જ આનન્દ થયો. તે વખતે ઉજ્વળ અને મંગળના મૂળરૂપ શુભફળ આપનારૂં સીતાજીનું ડાબું અંગ ફરકવા લાગ્યું. ॥ ૩૪ ॥

**चो०** हृदय सराहत सीय लुनाई । गुरु समीप गवने दोउ भाई ॥
राम कहा सब कौशिक पाहीं । सरल स्वभाव छुआ छल नाहीं ॥ १ ॥
सुमन पाइ मुनि पूजा कीन्ही । पुनि अशीश दोउ भाइन दीन्ही ॥
सफल मनोरथ होइं तुह्मारे । राम लषण सुनि भये सुखारे ॥ २ ॥
करि भोजन मुनिवर विज्ञानी । लगे कहन कछु कथा पुरानी ॥
विगत दिवस मुनि आयसु पाई । संध्या करन चले दोउ भाई ॥ ३ ॥
प्राचीदिशि शशि उगेउ सुहावा । सिय मुख सरिस देखि सुख पावा ॥
बहुरि विचार कीन्ह मन माहीं । सीय बदन सम हिमकर नाहीं ॥ ४ ॥

**અર્થ.**—ત્યાર પછી રામચન્દ્રજી સીતાજીથી સુન્દરતાનાં હૃદયમાં વખાણ કરી લક્ષ્મણજી સાથે ગુરુ પાસે ગયા અને આણેલાં પુષ્પવડે ગુરુનું પૂજન કરી, શ્રીરામચન્દ્રજીએ કપટ સહિત સરળ સ્વભાવથી સીતાજીની સર્વ હકીકત તેમને કહી સંભળાવી. ત્યારે વિશ્વામિત્રે બે ભાઇઓને આશીર્વાદ આપીને કહ્યું કે, તમારા સર્વ મનોરથ સફળ થાઓ. આવી રીતે આશીર્વાદ સાંભળી રામ લક્ષ્મણ અતિ સંતોષ પામ્યા. ॥૧॥૨॥ તે વખતે મહાજ્ઞાની મુનિઓમાં ઉત્તમ જે વિશ્વામિત્ર, તે પુરાણોની કથા સંભળાવવા લાગ્યા. પછી સંધ્યાકાળનો વખત થયો, તેથી સંધ્યાવંદન કરવા વાસ્તે બંને ભાઈ મુનિની રજા લઇને ચાલ્યા. પૂર્વદિશા તરફ મુખ રાખવાથી ચાલતાં ચન્દ્રમા ઉપર શ્રીરામચન્દ્રજીની દૃષ્ટિ પડી. તેને સીતાજીનાં મુખ પ્રમાણે નિહાળી આનન્દ પામ્યા. પણ ફરી વિચાર કરી કહે છે કે, જાનકીનાં મુખસરખો કાંઈ ચન્દ્રમા નથી. ॥ ૩ ॥ ૪ ॥

**दो०** जन्म सिंधु पुनि बंधु विष, दिन मलीन सकलंक ॥
सिय मुख समता पाव किमि, चंद्र वापुरो रंक ॥ २६८ ॥

**અર્થ.**—એક તો સમુદ્રમાંથી જન્મ્યો, વળી વિષ જેનો ભાઈ, દુઃખી, મેલો તથા વળી કલંકવાળો, એવો જે બિચારો રાંક ચન્દ્રમા, તે સીતાજીના મુખની ઉપમાની લાયકી કેમ પામી શકે? પામે જ નહિ. ॥ ૨૬૮ ॥

**चो०** घटै बढै बिरहिनि दुखदाई । ग्रसै राहु निजसंधिहि पाई ॥
कोक शोक प्रद पंकज द्रोही । अवगुण बहुत चंद्रमा तोही ॥ १ ॥

वैदेही मुख पटतर दीन्हे । होइ दोष बड अनुचित कीन्हे ॥
सिय मुख छबि विधु व्याज बखानी । गुरु पहं चले निशा बडिजानी ॥२॥
करि मुनि चरण सरोज प्रणामा । आयसु पाय कीन्ह बिश्रामा ॥
बिगत निशा रघु नायक जागे । बंधु बिलोकि कहन असलागे ॥ ३ ॥
उगेउ अरुण अवलोकहु ताता । पंकज कोक लोक सुख दाता ॥
बोले लषण जोरि युग पाणी । प्रभु प्रभाव सूचक मृदुबाणी ॥ ४ ॥

**અર્થ.**—પછી ચંદ્ર તરફ જાઈ બોલ્યા કે, હે શશિ! તું ઘટેછે અને વધેછે, (ક્ષયરોગી છો.) તેમ વિરહીને દુઃખદાયક છો. વળી પોતાની સંધિ જોઇને રાહુ તને પકડે છે. તેમ વળી ચકલાનો શોકપ્રદ અને કમળનો દ્રોહી છો. હે ચંદ્રમા! તારામાં એવા અનેક અવગુણ છે. ॥ ૧ ॥ તેથી મેં તને જે વૈદેહીના મુખની ઉપમા આપી, તે ઘણું જ ગેર-વ્યાજબી તથા અપરાધયુક્ત કાર્ય કર્યું. સીતાજીના મુખની શોભા આગળ તો, હે ઇંદુ! તું સો રૂપિયાની આગળ તેના વ્યાજ બરોબર છે. એમ કહી ઘણી રાત ગઈ જાણી શ્રીરામ પ્રભુ ગુરુપાસે જવા નીકળ્યા. ॥ ૨ ॥ અને મુનિનાં ચરણકમળમાં પ્રણામ કરી તેમની આજ્ઞા લઈ આરામ પામ્યા. પછી રાત ગઈ જાણી શ્રીરામચન્દ્રજી જાગ્યા અને લક્ષ્મણજીને જોઈ કહેવા લાગ્યા કે, ॥ ૩ ॥ હે બાપ! જો અરુણોદય થયો, લોકોને સુખ દેનાર કમળો ખીલ્યાં, અને ચકવા બોલવા લાગ્યા. ત્યારે લક્ષ્મણજી ઉઠી બેઉ હાથ જોડી મધુર વાણીથી બોલ્યા કે, એ સર્વે પ્રભુના પ્રતાપને સૂચવે છે. ॥ ૪ ॥

दो० अरुणोदय सकुचे कुमुद, उडुगण ज्योति मलीन ॥
तिमि तुह्मार आगमन सुनि, भये नृपति बलहीन ॥ २६९ ॥

**અર્થ.**—જેમ અરુણોદય થવાથી કુમુદિની સંતાઈ ગઈ અને તારાઓનું તેજ નાશ પામ્યું, તેમ આપનું આગમન સાંભળી સર્વ ભૂપતિ બળહીણ થઈ ગયા. ॥ ૨૬૯ ॥

चो० नृप सब नखत करहिं उजियारी । टारि न सकहिं चाप तम भारी ॥
कमल कोक मधुकर खग नाना । हरषे सकल निशा अवसाना ॥ १ ॥
ऐसेहिं प्रभु सब भक्त तुह्मारे । होइहैं टूटे धनुष सुखारे ॥
उदय भानु बिनु श्रम तम नाशा । दुरे नखत जग तेज प्रकाशा ॥ २ ॥
रवि निज उदय ब्याज रघुराया । प्रभु प्रताप सब नृपन दिखाया ॥
तव भुज बल महिमा उदघाटी । प्रगटी धनु बिघटन परिपाटी ॥ ३ ॥
बंधु वचन सुनि प्रभु मुसुकाने । होइ शुचि सहज पुनित अन्हाने ॥
नित्य क्रिया करि गुरु पहं आये । चरण सरोज सुभग शिर नाये ॥ ४ ॥
सतानंद तब जनक बुलाये । कौशिक मुनि पहं तुरत पठाये ॥
जनक विनय तिन आय सुनाई । हर्षे बोलि लिये दोउ भाई ॥ ५ ॥

**અર્થ.**—સઘળા રાજારૂપી નક્ષત્રો અજવાળું કરી રહ્યા છે; પણ તેમનાથી ધનુષ્ય-રૂપી મહારાત્રીનો નાશ થઈ શકતો નથી. હે પ્રભુ! અનેક પ્રકારના કમળ, ચકવા, ભ્રમર અને પક્ષીઓરૂપી જે આપના સઘળા ભક્તો, તે ધનુષ્ય તૂટવાથી રાત્રિનો નાશ થયો જાણી હરખાઇને સંતોષ પામશે. સૂર્યોદયથી વિનાશ્રમે રાત્રિ નાશ પામે, અને જગતમાં જે નક્ષત્રો પોતાનાં તેજનો પ્રકાશ પાડે છે, તે પણ નાશ પામી જાય. ॥ ૧ ॥ ॥ ૨ ॥ હે રઘુરાય! આપની આગળ રવિ પણ, મુદ્દલ રૂપિયાની પાસે વ્યાજ બરોબર છે. માટે હવે આપનો પ્રતાપ સર્વે રાજાઓને બતાવો. આપના ભુજબળનો મહિમા ઉદયાચળની ઘાટી જેવો છે અને સૂર્યોદયની પહેલાં રાત્રીની પેઠે આપના પ્રાગટ્ય અગાઉ જ જાણે ધનુષ્ય નાશ પામ્યું જ છે, એવી પરમ્પરાની રીત છે. ॥ ૩ ॥ એવાં ભાઈનાં વચન સાંભળી પ્રભુ હસ્યા, અને પછી જેઓ સહજ પવિત્ર છે તેવા શ્રીહરિએ મંગળ સ્નાન કર્યું અને પછી નિત્ય કર્મ કરી ગુરુપાસે આવી તેમનાં શુભ ચરણકમ-ળમાં મસ્તક નમાવ્યું. ॥ ૪ ॥ હવે અહીં તે જ વખત જનક રાજાએ સતાનન્દ ગુરુને બોલાવી તરત કૌશિક ઋષિ પાસે મોકલ્યા. તેમણે આવીને જનક રાજાની વિનતિ વિશ્વામિત્રને સંભળાવી. તે સાંભળી બેઉ ભાઈ હરખ પામ્યા. ॥ ૫ ॥

**दो०** सतानंद पद बंदि प्रभु, बैठे गुरु पहं जाई ॥
चलहु तात मुनि कहेउ तब, पठवा जनक बुलाई ॥ २७० ॥

**અર્થ.**—પછી પ્રભુ સતાનન્દમુનિનાં ચરણોમાં નમી પાછા રાજર્ષિપાસે આવી બેઠા. ત્યારે વિશ્વામિત્ર ઋષિએ કહ્યું કે, હે બાપ! તમને જનક રાજાએ બોલાવવા ઋષિને મોકલ્યા છે, માટે ચાલો. ॥ ૨૭૦ ॥

**चो०** सीयं स्वयंवर देखिय जाई । ईश काहि धौं देहिं बडाई ॥
लषण कहा यश भाजन सोई । नाथ कृपा तव जापर होई ॥ १ ॥
हरषे मुनि सब सुनि बर बानी । दीन्ह अशीश सबहि सुख मानी ॥
पुनि मुनि वृंद समेत कृपाला । देखन चले धनुष मख शाला ॥ २ ॥
रंग भूमि आये दोउ भाई । अस सुधि सब पुरबासिन पाई ॥
चले सकल गृह काज बिसारी । बालक युवा जरठ नर नारी ॥ ३ ॥
देखी जनक भीर भइ भारी । शुचि सेवक सब लिये हंकारी ॥
तुरत सकल लोगन पहं जाहू । आसन उचित देहु सब काहू ॥ ४ ॥

**અર્થ.**—સીતાજીનો સ્વયંવર જઇને જોઇએ. જોઇએ પ્રભુ કોને મોટાઈ આપે છે. ત્યારે લક્ષ્મણજી બોલ્યા કે, હે નાથ! જેના ઉપર આપની કૃપા હશે, તે યશનું વાસણ હશે. ॥ ૧ ॥ સઘળા મુનિઓ તે સુંદર વાણી સાંભળીને હર્ષ પામ્યા અને સર્વેએ સંતોષથી તેમને આશીશ આપી. પછી મુનિમંડળ સાથે કૃપાળુ ભગવાન્ ધનુષ્યની યજ્ઞશાળા જાવામાટે ચાલ્યા. ॥ ૨ ॥ બેઉ ભાઈ રંગભૂમિમાં આવ્યાના ખબર જ્યારે પુરવાસીઓને મળ્યા ત્યારે ઘરનાં કામકાજ છોડીને બાળક, જુવાન અને વૃદ્ધ સર્વે સ્ત્રી

પુરુષો જોવાને ચાલ્યાં. ॥ ૩ ॥ જ્યારે જનક રાજાએ ઘણી ભીડ થયેલી જોઈ ત્યારે પોતાના સર્વે શહાણુા સેવકોને બોલાવી લીધા. તે સેવકોએ લોકો પાસે જઈ સૌ સૌને લાયક આસન આપ્યાં. ॥ ૪ ॥

दो० कहि मृदु वचन विनीत तिन, बैठारे नर नारि ॥
उत्तम मध्यम नीच लघु, निज निज थल अनुहारि ॥ २७१ ॥

**અર્થ.**—તેમણે સઘળાં સ્રીપુરુષોને કોમળ વચનો કહી ઉત્તમ, મધ્યમ, લઘુ અને નીચ જેને જેવાં યોગ્ય તેવાં સ્થળપર બેસાર્યાં. ॥ ૨૭૧ ॥

चो० राजकुंवर तेहि अवसर आये । मनहु मनोहरता छवि छाये ॥
गुणसागर नागर बर बीरा । सुंदर श्यामल गौर शरीरा ॥ १ ॥
राज समाज विराजत रूरे । उडुगण महं जनु युग विधु पूरे ॥
जिनकी रही भावना जैसी । प्रभु मूरति देखी तिन तैसी ॥ २ ॥
देखहिं भूप महा रणधीरा । मनहुं बीररस धरे शरीरा ॥
डरे कुटिल नृप प्रभुहि निहारी । मनहु भयानक मूरति भारी ॥ ३ ॥
रहे असुर छल क्षोनिप वेषा । तिन प्रभु प्रकट काल सम देखा ॥
पुरबासिन देखे दोउ भाई । नरभूषण लोचन सुखदाई ॥ ४ ॥

**અર્થ.**—ગુણસાગર, નાગર, સુંદર, વીર, શ્યામ અને ગૌર શરીરવાળા જાણે મનહરણ શોભા જ છવાઈ રહી ન હોય ? એવા બન્ને બંધુ સભામંડપમાં આવ્યા. ॥ ૧ ॥ હે પ્રિયા ! જેમ તારાગણમાં પૂર્ણિમાના બે ચંદ્રમા શોભતા હોય, તેમ તેઓ રુડા રાજસમાજમાં આવી બિરાજમાન થયા. તે વખત જેવી જેની ભાવના હતી, તેવું તેણે પ્રભુનું સ્વરૂપ દીઠું. ॥ ૨ ॥ જાણે વીરરસે જ સાક્ષાત્ શરીર ધર્યું હોયની ? તેવા મહારણધીર તેમને સર્વે રાજાઓએ જોયા. જે કપટી રાજાઓ હતા, તેઓ પ્રભુનું મોટું ભયાનક સ્વરૂપ દેખી ડર્યા. ॥ ૩ ॥ જે દૈત્યોએ છળ ભેદથી રાજાઓનો વેષ ધારણ કર્યો હતો, તેઓએ સાક્ષાત્ કાળના જેવા શ્રીરામચંદ્રજીને દીઠા અને નાગરિકોએ તે બેઉ ભાઇઓને નેત્રને સુખદાયક ઉત્તમ પુરુષોરૂપ દીઠા. ॥ ૪ ॥

दो० नारि विलोकहिं हरषि हिय, निज निज रुचि अनुरूप ॥
जनु सोहत शृंगार धरि, मूरति परम अनूप ॥ २७२ ॥

**અર્થ.**—પોતપોતાની ઇચ્છા પ્રમાણે સઘળી સ્રીઓ જોઇને ખુશી થઈ. હે પ્રિયા ! જાણે શૃંગાર પોતે જ ઘણો અનુપમ દેહ ધારણ કરી આવ્યો હોયની ? તેવા તે બેઉ ભાઈ શોભતા હતા. ॥ ૨૭૨ ॥

चो० विदुषन प्रभु पेखे जग दीशा । बहु मुख कर पग लोचन शीशा ॥
जनक जाति अवलोकहिं कैसे । सजन सगे प्रिय लागहिं जैसे ॥ १ ॥

सहित विदेह विलोकहिं रानी । शिशु सम प्रीति न जाइ बखानी ॥
योगिन परम तत्त्व मय भासा । संत शुद्ध मन सहज प्रकाशा ॥ २ ॥
हरिभक्तन देखे दोउ भ्राता । इष्टदेव इव सब सुख दाता ॥
रामहिं चितव भाव जेहि सीया । सो सनेह सुख नहिं कथनीया ॥ ३ ॥
उर अनुभवति न कहि सक सोऊ । कवन प्रकार कहै कबि कोऊ ॥
जेहि विधि रहा जाहि जस भाऊ । तेहि तस देखेउ कोशलराऊ ॥ ४ ॥

**અર્થ.**—જે પંડિત હતા, તેમણે જગદીશ પ્રભુને ઘણાં મોઢાં, હાથ, પગ, આંખો અને માથાવાળા વૈરાટ સ્વરૂપે દીઠા અને જનકના કુટુંબીઓને તેઓ સજ્જન જેવા અને વહાલા સગાપ્રમાણે પ્રિય લાગતા હતા. ॥ ૧ ॥ રાણીસહિત જનકરાજા પોતાના બાળક પ્રમાણે જોવા લાગ્યા અને વખાણી ન શકાય તેવી તેમને માટે પ્રીતિ ઉપજી. યોગી લોકોને પરમતત્વરૂપ લાગ્યા અને તેમનો સંત પુરુષોને શુદ્ધ મનથી સહજ પ્રકાશ જણાયો. ॥ ૨ ॥ હરિભક્તોએ બેઉ ભાઇને પોતાના ઈષ્ટદેવ જેવા સઘળા સુખના દેનાર દીઠા. હે ગિરિજા! રામચંદ્રજીને જોતાં જ સીતાજીને જે સ્નેહભાવ ઉત્પન્ન થયો, તે તો આ મુખથી કહી શકાય જ નહીં. ॥ ૩ ॥ કવિ કહે છે-તે પ્રીતિ બાબત ચિત્તમાં કોઈ પણ વિચાર કરી શકે જ નહીં, તેમ કહી પણ શકે જ નહિ. તો પછી હું કયા પ્રકારે કહું. એવી રીતે જે પ્રમાણે જેને જેવો ભાવ હતો, તેણે તેવી રીતે શ્રીરામચંદ્રજીને જોયા. ॥ ૪ ॥

दो० राजत राज समाज महँ, कोशल राज किशोर ॥
सुंदर श्यामल गौर तनु, विश्व विलोचन चोर ॥ २७३ ॥

**અર્થ.**—હે પાર્વતી! એ પ્રમાણે સુંદર શ્યામ અને ગૌર શરીરવાળા વિશ્વની નજરના ચોર કોશલ રાજકુમાર તે બેઉ ભાઈ રાજસમાજમાં બીરાજતા હતા. ॥ ૨૭૩ ॥

चो० सहज मनोहर मूरति दोउ । कोटि काम उपमा लघु सोउ ॥
शरद चंद्र निंदक मुख नीके । नीरज नयन भावते जीके ॥ १ ॥
चितवनि चारु मार मद हरणी । भावत हृदय जाइ नहिं वरणी ॥
कल कपोल श्रुति कुंडल लोला । चिबुक अधर सुंदर मृदु बोला ॥ २ ॥
कुमुद बंधु कर निंदक हासा । भृकुटी विकट मनोहर नासा ॥
भाल विशाल तिलक झलकाहीं । कच बिलोकि अलि अवलि लजाहीं ॥ ३ ॥
पीत चौतनी शिरन सुहाई । कुसुम कली बिच बीच बनाई ॥
रेखा रुचिर कंबु कलग्रीवा । जनु त्रिभुवन सुखमाकी सीवा ॥ ४ ॥

**અર્થ.**—જેમની આગળ એક કરોડ કામદેવો ભેળા કર્યા હોય, તોપણ તુચ્છ માત્ર દેખાય, એવા મનોહર સહજ સ્વરૂપવાળા તે બેઉ ભાઈ તે વખતે ઘણા જ શોભી રહ્યા

હતા. તેમનાં મુખ શરદ ઋતુના ચંદ્રને પણ નિંદે એવાં હતાં અને તેનાં કમળ સરખાં નેત્રો સર્વે મનુષ્યોનાં મનને અત્યંત ગમતાં હતાં. ॥ ૧ ॥ વળી કામદેવના મદને પણ હરે એવું એમનું જોવું સર્વેનાં હ્રદયને એટલું તો પ્રિય લાગતું હતું કે, તે વર્ણીજ શકાય નહિ. વળી મનોહર લાલાશદાર જેમના ગાલ છે, કુંડલ અને લોલકથી જેમના કાન શોભે છે, જેમના પરવાળા જેવા લાલ ઓઠ છે, જેમણે હડપચીપર ચિબુક ધર્યું છે, જેઓનું બોલવું ઘણું ગંભીરતા ભરેલું તથા કોમળ છે, ॥ ૨ ॥ ચંદ્રમાનાં કિરણોને પણ નિંદનાર જેમનું હાસ્ય છે, જેમની વાંકી કમાનદાર ભમર છે, મનોહર જેમની નાસિકા છે, જેમના વિશાળ ભાળપર તિલક ચમકી રહ્યું છે, ભ્રમરને પણ લજાવનાર જેમના કેશની કાળાશ અને ઘુંચળીઓ છે, ॥ ૩ ॥ મસ્તક ઉપર વચ્ચે વચ્ચે ફૂલની કળીની જાળીથી ગુંથેલી તુરાવાળી ટોપી શોભે છે, અને ત્રિભુવનની શોભાના ભંડાર જેવો રેખા-યુક્ત શંખસમ જેમનો કંઠ છે, ॥ ૪ ॥

**दो॰ कुंजर मणि कंठा कलित, उर तुलसीकी माल ॥**
**वृषभ कंध केहरि ठवनी, बलनिधि बाहु विशाल ॥ २७४ ॥**

**અર્થ.**—વળી કંઠમાં સાચાં મોતી તથા મણિઓની માળા ધરી છે અને તે ઉપરાંત ઉરમાથે જેમણે તુળસીજીની માળા પણ ધારણ કરી છે તથા બળદના જેવા જેમના ખભા, સિંહ જેવી ચાલ, લાંબા ગોઠણથી નીચે સૂધીના હાથ અને જેઓ બળના તો ભંડાર જ છે. ॥ ૨૭૪ ॥

**चो॰ कटि तूणीर पीत पट बांधे । कर शर धनुष वाम वर कांधे ॥**
**पीत यज्ञ उपवीत सुहाई । नख शिख मंजु महा छबि छाई ॥ १ ॥**
**देखि लोग सब भये सुखारे । एकटक लोचन टरहिं न टारे ॥**
**हरषे जनक देखि दोउ भाई । मुनि पद कमल गहे तब जाई ॥ २ ॥**
**करि विनती निज कथा सुनाई । रंग अवनि सब मुनिहि दिखाई ॥**
**जहं जहं जाहिं कुंवर बर दोऊ । तहं तहं चकित चितव सब कोऊ ॥ ३ ॥**
**निज निज रुचि रामहिं सब देखा । कोउ न जान कछु मर्म बिशेषा ॥**
**भलि रचना नृप सन मुनि कहेऊ । राजा मुदित परम सुख लहेऊ ॥ ४ ॥**

**અર્થ.**—હે ગિરિજા! વળી તેમને તિરકસ કટિઉપર પીતાંબર ધર્યું હતું, જમણા હસ્તમાં બાણ લીધાં હતાં અને ડાબે ખભે ધનુષ ધારણ કર્યું હતું તથા પીળા રંગનું સુંદર યજ્ઞોપવીત (જનોઈ) પહેર્યું હતું. એવી રીતે તેમનાં શ્રીઅંગમાં નખથી શીખ-સૂધી ઘણી મનોહર સુંદરતા છવાઈ રહી હતી. ॥ ૧ ॥ તે જોઈ સર્વે લોક સુખ પામ્યાં, અને તેમની આંખો પ્રભુ સામે સ્થિર થઈ રહી, તે ફેરવી પણ ફરે નહિ. એવા તે બન્ને બંધુને જોઈ વિદેહરાજા બહુ રાજી થયા. ત્યાર પછી તેમણે જઈને વિશ્વામિત્ર ઋષિનાં ચરણકમળો પકડ્યાં. ॥ ૨ ॥ અને તેમને વિનતિ કરી પોતાની સર્વે હકીકત કહી સંભળાવી; તથા ઋષિને તે રંગભૂમિ પણ સર્વે બતાવી. હે પાર્વતી! તે મંડપ

જોતાં આ બે સુંદર કુંવર જ્યાં જ્યાં જતા, ત્યાં ત્યાં બેઠેલા સર્વે કોઈ આશ્ચર્યથી તેમને જોતા હતા. ॥ ૩ ॥ એમ સર્વેએ પોતપોતાની ભાવના પ્રમાણે શ્રીરામ પ્રભુને નિરખ્યા; પણ તેમનો વિશેષે ખરો ભેદ કોઇએ જાણ્યો નહીં. તે યજ્ઞમંડપ જોઈ કૌશિક મુનિ બોલ્યા કે, ઘણી સરસ રચના કરી છે, તે સાંભળતાં રાજા આનંદથી ઘણો સંતોષ પામ્યો. ॥ ૪ ॥

**दो॰ सब मंचन ते मंच एक, सुंदर विशद विशाल ॥**
**मुनि समेत दोउ बंधु तहं, बैठारे महिपाल ॥ २७६ ॥**

**અર્થ.**—બધા કોચથી સુંદર, સ્વચ્છ અને મોટા એક સિંહાસનપર ઋષિસહિત તે બેઉ ભાઇઓને જનક રાજાએ બેસાડ્યા. ॥ ૨૭૬ ॥

**चो॰ प्रभुहि देखि सब नृप हिय हारे । जिमि राकेश उदय भे तारे ॥**
**अस प्रतीति तिनके मन माहीं । राम चाप तोरब शक नाहीं ॥ १ ॥**
**बिन भंजेहु भव धनुष विशाला । मेलहि सीय राम उर माला ॥**
**अस बिचार गवनहु घर भाई । यश प्रताप बल तेज गवांई ॥ २ ॥**
**विहंसे अपर भूप सुनि बानी । जे अविवेक अधम अभिमानी ॥**
**तोरेउ धनुष व्याह अवगाहा । बिनु तोरे को कुंवरि विवाहा ॥ ३ ॥**
**एक बार कालहु किन होई । सिय हित समर जितब हम सोई ॥**
**यह सुनि अपर भूप मुसुकाने । धर्मशील हरि भक्त सयाने ॥ ४ ॥**

**અર્થ.**—હે પ્રિયા! પ્રભુને જોઇને જેમ ચંદ્રોદયથી તારાઓ તેજહીન થઈ જાય, તેમ સ્વયંવરમાં આવેલા સઘળા રાજાઓ હૈયામાં હારી ગયા. તેમના મનમાં એવો નિશ્ચય થયો કે, શ્રીરામ નક્કી ધનુષ્ય તોડશે, તેમાં કશો શક નથી. ॥ ૧ ॥ અને કદાચ એવું મોટું શિવચાપ તે નહિ ભાંગે તોપણ, સીતાજી ખચિત તેમના જ કંઠમાં વરમાળ ધરાવશે. એવી એકમેકમાં વાતો ચાલી રહી; અને કહેવા લાગ્યા કે, હે ભાઇઓ! યશ, પ્રતાપ, બળ અને તેજ ગુમાવી આપણે આ પ્રમાણે છે, એમ માની પોતપોતાને ઘેર ચાલો. ॥૨॥ તે વાણી સાંભળી બીજા જે અજ્ઞાની, અભિમાની અને અધમ રાજા હતા, તેઓ હસીને બોલ્યા કે, તે ધનુષ તોડવું ઘણું અવઘડ છે; અને તે વગર તોડ્યે કુંવરી કોને પણ વરે ખરી કે? ॥ ૩ ॥ જોઇયે તો કાળ કાં નહોય, તોપણ જાનકીજી માટે અમે એકવાર તેને લડાઈ કરી જિતશું. અથવા ગમે તે સીતાજીને પરણે, પણ કાળ (વખત) આવ્યે તેને અમે વૈદેહીને માટે યુદ્ધ કરી જિતશું. ત્યારે જે બીજા રાજાઓ ધર્મ અને શીળવાન્ હરિભક્તો હતા, તેઓ તે સાંભળી હસીને બોલ્યા કે, ॥ ૪ ॥

**सो॰ सीय विवाहब राम, गर्ब दूर करि नृपन्ह कर ॥**
**जिति कोसक संग्राम, दशरथ के रण बांकुरे ॥ १९ ॥**

**અર્થ.**—સર્વે રાજાઓનો ગર્વ ઉતારીને સીતાજી સાથે તો શ્રીરામચંદ્રજી જ પર ણશે. હવે જોઇએ છિયે કે, રણમાં વાંકા એવા દશરથનંદનને સંગ્રામમાં કોણ જિતી શકનાર છે? ॥ ૩૫ ॥

**चो०** वृथा मरहु जनि गाल बजाई । मन मोदक नहिं भूख बिताइ ॥
सिख हमार सुनु परम पुनीता । जगदंबा जानहु जिय सीता ॥ १ ॥
जगतपिता रघुपतिहिविचारी । भरि लोचन छबि लेहु निहारी ॥
सुंदर सुखद सकल गुणराशी । ये दोउ बंधु शंभु उर बासी ॥ २ ॥
सुधा समुद्र समीप बिहाई । मृगजल निरखि मरहु कत धाई ॥
करहु जाय जाकहं जोई भावा । हम तो आजु जन्म फल पावा ॥ ३ ॥
अस कहि भले भूप अनुरागे । रूप अनूप विलोकन लागे ॥
देखहिं सुर नभ चढ़े विमाना । वरषहिं सुमन करहिं कल गाना ॥ ४ ॥

**અર્થ.**—માટે વૃથા વાદ કરી કાં મારોછો? મનના લાડુથી ભૂખ મટશે નહિ. અમારી ઘણી પવિત્ર શિખામણ સાંભળો. સીતાજીને મનથી જગદંબા જાણો. ॥ ૧ ॥ અને શ્રીરામચંદ્રજીને પણ જગત્પિતા જાણી નેત્ર ભરીને છબી નિહાળી લ્યો. સુખદ, સુંદર અને ગુણના પુંજ આ બેઉ ભાઈ સદાશિવના હૃદયમાં વાસ કરનાર સાક્ષાત્ ભગવાન્ છે. ॥ ૨ ॥ પાસે અમૃતનો સમુદ્ર ઘુઘવે છે; છતાં ઝાંઝવાનું જળ જોઈ કાં દોડી મરો છો? જો ન માનો તો, જેના મનમાં જેમ ગમે તેમ કરો. અમે તો આજે અમારો જન્મ સફળ થયો માનીએ છિયે. ॥ ૩ ॥ હે પર્વતપુત્રી! એમ કહી જે ભલા (પ્રભુભક્ત) રાજાઓ હતા, તેઓ પ્રેમપૂર્વક શ્રીહરિનું અનૂપમ રૂપ જોવા લાગ્યા. હવે તે સ્વયંવર જોવા તથા શ્રીમર્યાદા પુરુષોત્તમનાં દર્શનની ઇચ્છાએ દેવતાઓ વિમાનમાં ચડી આકાશમાં આવ્યા; અને પુષ્પવૃષ્ટિ કરતાં મધુર ગાયન કરવા લાગ્યા. ॥ ૪ ॥

**दो०** जानि सुअवसर सीय तब, पठवा जनक बुलाई ॥
चतुर सखी सुंदरि सकल, सादर चलीं लिवाई ॥ २७७ ॥

**અર્થ.**—તે સારો વખત જાણી જનક રાજાએ સીતાજીને બોલાવવા મોકલ્યાં, ત્યારે તેમને તેડવા તેમની ચતુર સખીઓ અને સઘળી સ્ત્રીઓ ચાલી. ॥ ૨૭૭ ॥

**चो०** सिय शोभा नहिं जाई बखानी । जगदंबिका रूप गुण खानी ॥
उपमा सकल मोहिं लघु लागी । प्राकृत नारि अंग अनुरागी ॥ १ ॥
सीय वरणि केहि उपमा देई । को कवि कहै अयश को लेई ॥
जो पटतरिय तीय सम सीया । जग अस युवति कहां कमनीया ॥ २ ॥
गिरा मुखर तनु अर्द्ध भवानी । रति अति दुखित अतनु पतिजानी ॥
विष वारुणी बंधु प्रिय जेही । कहिय रमा सम किमि वैदेही ॥ ३ ॥

जो छबि सुधा पयोनिधि होई । परम रूप मय कच्छप सोई ॥
शोभा रजु मंदर शृंगारु । मथै पाणि पंकज निज मारु ॥ ४ ॥

**અર્થ.**—સીતાજીની શોભાનાં વખાણુ જ થઈ શકે નહિ. તેઓ તો રૂપ અને ગુણુની ખાણ્ સાક્ષાત્ જગત્ માતા જ છે. કવિ કહે છે-તેમને માટે મને જગત્‌માંહેલી તમામ ઉપમા તુચ્છ જ લાગે છે. કદાચ આ લોકમાંહેલી કોઈ નારીના શરીરને લગતી ઉપમા સીતાજીને દઇયે; તોપણુ તે અયોગ્ય જ ગણાય. તો એવો કયો કવિ હોય કે, હાથે કરી અપયશ વહોરી લે. જેની બરોબર સીતાજીને બનાવીએ, એવી જગતમાં કયે ઠેકાણે કોઈ મનોહર યુવતી હશે ? ॥ ૧ ॥ ૨ ॥ કદાચ સરસ્વતીની ઉપમા આપીએ, તો તે બહુ બોલનારી છે; અને પાર્વતીજીની આપીએ, તો તે શંભુની અર્દ્ધાંગના છે. વળી કદાપિ રતિની ઉપમા આપીએ, તો તેનો પતિ દેહ વગરનો છે, માટે તે દુ:ખી છે. અને કવચિત્ લક્ષ્મીજીની ઉપમા આપીએ તો તેમના ઝેર તથા મદિરા એવા નામના વહાલા ભાઇઓ છે; તેથી તે પણુ કેમ આપી શકાય ? હવે જો કદાચ અલૌકિક સર્વે શોભારૂપી અમૃતનો સમુદ્ર હોય, અને તેમાં સુંદર રૂપરૂપી કચ્છ અવતાર હોય, તેની માથે સર્વે શૃંગારરૂપી મંદરાચલ હોય, તેને નેતરાં ઠેકાણે સુંદરતારૂપી વાસુકી નાગ વીંટયો હોય અને પછી તેને સઘળા દેવતાઓને બદલે કામદેવ જ પોતાના હસ્તકમળથી મથે; ॥ ૪ ॥

दो० इहि विधि उपजै लक्ष्मि जब, सुंदरता सुख मूल ॥
तदपि सकोच समेत कबि, कहहिं सीय समतूल ॥ २७८ ॥

**અર્થ.**—અને તેમાંથી સુંદરતા તથા સુખની મૂળરૂપ લક્ષ્મીજી ઉપજે, તોપણુ કવિ કહે છે કે, સંકોચથી જાનકીજીની સમતુલ્ય તેને કહી શકાય. ॥ ૨૭૮ ॥

चो० चली संग लै सखी सयानी । गावत गीति मनोहर बानी ॥
सोह नवल तनु सुंदरि सारी । जगत जननि अतुलित छबि भारी ॥ १ ॥
भूषण सकल सुदेश सुहाये । अंग अंग राचि सखिन बनाये ॥
रंगभूमि जब सिय पगु धारी । देखि रूप मोहे नर नारी ॥ २ ॥
हर्षि सुरन दुंदुभी बजाई । वर्षि प्रसून अप्सरा गाई ॥
पाणि सरोज सोह जयमाला । औचक चितै सकल महिपाला ॥ ३ ॥
सीय चकित चित रामहिं चाहा । भये मोह वश सब नर नाहा ॥
मुनि समीप बैठे दोउ भाई । लगे ललकि लोचन निधि पाई ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે મનોહર સુરથી ગીતો ગાતી ગાતી શહાણી સખીઓ સીતાજીને સાથે લઈ ચાલી. તે વખત નવ યૌવન દેહવાળી સર્વ સુંદરીઓ વચ્ચે જગત્‌જનની કહેવામાં ન આવે એવી અત્યંત સુંદરતાથી શોભતાં હતાં. ॥ ૧ ॥ વળી તેમને સાહેલીઓએ અંગો અંગનાં આભૂષણો ઢબછબથી ધરાવ્યાં હતાં; તેથી તે સર્વે ઘરેણાં ઘણાં જ

શોભતાં હતાં. એમ જ્યારે જાનકીજી રંગભૂમિમાં પધાર્યાં ત્યારે તેમનું રૂપ જોઈ સઘળાં સ્ત્રીપુરુષો મોહ પામ્યાં; ॥ ૨ ॥ અને દેવતાઓએ ખુશી થઈ દુન્દુભિ વગાડતાં ફૂલો વરસાવ્યાં; તથા અપ્સરાઓ ગાવા લાગી. શ્રીહસ્તમાં વરમાળ લઈ જ્યારે વૈદેહી સભામાં પધાર્યાં ત્યારે સર્વે ભૂપતિઓ વિચિત્રતાએ જોવા લાગ્યા. ॥ ૩ ॥ જ્યારે સીતાજીએ ચકિત ચિત્તથી શ્રીરામપ્રભુ તરફ નજર કરી ત્યારે સભામાં બેઠેલા સકળ પુરુષો મોહવશ થઈ ગયા. ઋષિપાસે બેઠેલા બેઉ ભાઇને જોઈ જાણે ખોવાયેલું દ્રવ્ય દૃષ્ટિએ ચઢવાથી ઉપાડી લેવા ઉત્કંઠા થાય, તેમ તેમનાં નેત્રો પ્રભુ તરફ ખેંચાવા લાગ્યાં. ॥ ૪ ॥

दो० गुरुजन लाज समाज बडि, देखि सीय सकुचानि ॥
लगीबिलोकन सखिन तन, रघुबीरहि उर आनि ॥ २७८ ॥

**અર્થ.**—મોટી સભા ભરેલી અને પોતાના ગુરુઓ બેઠેલા હોવાથી સીતાજી લજાઈ, મનમાં શ્રીરામચંદ્રજીને રાખી સખીઓ સામે જોવા લાગ્યાં. ॥ ૨૭૯ ॥

चो० रामरूप अरु सिय छबि देखी । नरनारिन परिहरी निमेखी ॥
शोचहिं सकल कहत सकुचाहीं । बिधि सन बिनय करहिं मन माहीं ॥ १ ॥
हरु बिधि वेगि जनक जडताई । मति हमारि असि देहु सुहाई ॥
बिन बिचार प्रण तजि नरनाहू । सीय राम कर करै बिवाहू ॥ २ ॥
जग भल कहहि भाव सब काहू । हठ कीन्हे उर अंतर दाहू ॥
यह लालसा मगन सब लोगू । बर सांवरो जानकी योगू ॥ ३ ॥
तब बंदीजन जनक बुलाये । बिरदावली कहत चलि आये ॥
कह नृप जाइ कहहु प्रण मोरा । चले भाट हिय हर्ष न थोरा ॥ ४ ॥

**અર્થ.**—શ્રીરામચંદ્ર અને સીતાજીની શોભા જોઇને સ્વયંવર મંડપમાંહેલાં સર્વે સ્ત્રી-પુરુષોએ આંખોના પળકાં મારવાં છોડી દીધાં. હે પ્રિયા! શરમથી રાજાને મોઢે કહી શકાય નહીં, તેથી તે સઘળાં મનમાં શોચ કરતાં વિધાતા પાસે સ્તુતિ કરવા લાગ્યાં કે, હે વિધિ! ધનુષ ભાંગવાના "પણ" બાબત જનકરાજાની જે જડતા છે, તે હરીને અમારી જેવી સારી બુદ્ધિ તેમને આપ. વગર વિચાર્યે રાજા પોતાની પ્રતિજ્ઞા છોડીને જો, રામ-સીતાના વિવાહ કરી દેય, ॥ ૨ ॥ તો એથી જગત્ સારું થયું, એમ કહેશે. અને બધાનાં મનમાં તે વાત ગમશે. રાજાના હાલના હઠથી તેને અંતરમાં બળાપો થશે. આ બાબત સઘળાનાં મનમાં લાલચ છે અને સર્વે લોક તેથી જ મગ્ન થશે. કારણ કે, આ શ્યામળો વર જાનકીજીને લાયક છે. ॥ ૩ ॥ હે પાર્વતી! પછી જનકરાજાએ પોતાના ભાટને બોલાવ્યો, એટલે ભાટ તેમની વંશાવળી કહેતો કહેતો આવ્યો, ત્યારે રાજાએ તેનું કહ્યું કે, મારી પ્રતિજ્ઞા સભાને સંભળાવ. તે હુકમ સાંભળી હૈયામાં ઘણો જ હર્ષ પામી સભા વચ્ચો વચ્ચ તે આવ્યો. ॥ ૪ ॥

**दो०** बोले बंदी बचन बर, सुनहु सकल महिपाल ॥
प्रण बिदेह कर कहहिं हम, भुजा उठाई बिशाल ॥ २८० ॥

**અર્થ.**—અને સુંદર વચને બોલ્યો કે, સર્વે ભૂપતિઓ સાંભળો. હું મારા બેઉ હાથ ઉંચા કરી વિદેહરાજાનું "પણ" કહુંછું. ॥ ૨૮૦ ॥

**चो०** नृप भुज बल बिधु शिव धनु राहू । गरुअ कठोर विदित सब काहू ॥
रावण बाण महाभट भारे । देखि शरासन गंवहिं सिधारे ॥ १ ॥
सोई पुरारि कोदंड कठोरा । राज समाज आजु जेहि तोरा ॥
त्रिभुवन जय समेत बैदेही । बिनहि बिचार बरै हठि तेही ॥ २ ॥
सुनि प्रण सकल भूप अभिलाषे । भट मानी अतिशय मन भाषे ॥
परिकर बांधि उठे अकुलाई । चले इष्टदेवन शिरनाई ॥ ३ ॥
तमकि ताकि तकि शिवधनु धरहीं । उठै न कोटि भांति बल करहीं ॥
जिनके कछु बिचार मन माहीं । चाप समीप महीप न जाहीं ॥ ४ ॥

**અર્થ.**—સર્વે ભૂપતિઓના ભુજબળરૂપી ચંદ્રમાની માથે આ શિવ ધનુષ્યરૂપી રાહુ છે. તે બહુ ભારી અને અવઘડ છે, તે સર્વે કોઈ જાણે છે. રાવણ અને બાણાસુર જેવા ઘણા મોટા યોદ્ધા પણ આ ધનુષ્યને જોઇને છાનામાના છ પાંચ ગણી ગયા છે. ॥૧॥ તે જ, સદાશિવનું આ શરાસન ઘણું કઠોર છે. તે આજ જે કોઈ રાજા તોડશે, તેને ત્રિભુવનમાં થયેલી કીર્તિ સાથે વૈદેહી વગર વિચાર કર્યે હઠથી વરશે. ॥ ૨ ॥ તે પણ સાંભળી સર્વે નૃપતિઓ ખુશી થયા, અને ઉત્તમ શૂરવીરો મનમાં ઘણા ક્રોધયુક્ત થઈ કમર કસીને વ્યાકુળતાથી તરત ઉઠી, પોતાના ઇષ્ટદેવનું ધ્યાન ધરી મસ્તક નમાવીને ચાલ્યા. ॥૩॥ તેમણે ક્રોધથી જઈ શિવચાપને પકડી ચકાસ્યું તો, કરોડો રીતે બળ કરતાં પણ તે ઉપડવાને બદલે હલતુંએ નથી. જેના મનમાં જરા પણ વિચાર છે, તે રાજા તો તે ધનુષ્ય પાસે ગયા જ નહીં. ॥ ૪ ॥

**दो०** तमकि धरहिं धनु मूढ नृप, उठहि न चलहिं चलाय ॥
मनहुं पाय भट बाहुबल, अधिक अधिक गरु आय ॥ २८१ ॥

**અર્થ.**—પણ જે મૂઢ રાજાઓ હતા, તે જઇને ધનુષ્ય ઉપાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ ધનુષ્ય જાણે બળવાનોનું બાહુબળ પામીને વધારે વધારે ભારે થતું જતું હોય, તેમ ઉઠવાને બદલે હલ્યુંએ નહીં. તેથી લજાઇને બિચારા પાછા બેઠા. ॥ ૨૮૧ ॥

**चो०** भूप सहसदश एकहि बारा । लगे उठावन टरै न टारा ॥
डगै न शंभु शरासन कैसे । कामी बचन सती मन जैसे ॥ १ ॥
सब नृप भये योग उपहासी । जैसे बिनु बिराग संन्यासी ॥
कीरति बिजय बीरता भारी । चले चापसंग सरवस हारी ॥ २ ॥

श्रीहत भये हारि हिय राजा । बैठे निज निज जाई समाजा ॥
नृपन बिलोकि जनक अकुलाने । बोले बचन रोष जनुसाने ॥ ३ ॥
द्वीप द्वीप के भूपति नाना । आये सुनि हम जो प्रण ठाना ॥
देव दनुज धरि मनुज शरीरा । बिपुल बीर आये रणधीरा ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા! એમ એક દિવસમાં દશ હજાર રાજાઓએ વારા ફરતી ધનુષ્ય ઉપાડવા માંડ્યું. (બીજો અર્થ) અથવા એક વખત હજાર હાથવાળા બાણાસુરે અને દશગ્રીવ રાવણે ધનુષ્ય ઉપાડ્યું. (ત્રીજો અર્થ) અથવા તે સભામાં બેઠેલા રાજામાંહિલા એક હજાર ને દશ રાજાઓએ તે ધનુષ્ય ઉપાડવા માંડ્યું, તોપણ તે ચસ્યું નહીં. જેમ કામી પુરુષ પોતાની ઇચ્છા પૂર્ણ કરવા પતિવ્રતા સ્ત્રીને પ્રેમયુક્ત વચનોથી ફોસલાવે, તોપણ તે સતીનું મન ડગતું નથી. તેમ આ શંભુનું ધનુષ ચલાયમાન થયું નહીં. (ચોથો અર્થ) તેથી જેમ હજારો મનુષ્યની મળેલી ન્યાય સભામાંના ન્યાયકર્ત્તા મુખ્ય જનોથી ન થયેલા ઇન્સાફને માટે આખી સભા અપકીર્તિ પામે, તેમ જેની અંદર આસરે દશેક હજાર કરતાં પણ વધારે યોધાઓ બિરાજમાન છે, એવી આખી આ રાજ્યસભા નિર્બળ ઠરી. ॥ ૧ ॥ વૈરાગ્ય વગરના સંન્યાસીની પેઠે સઘળા રાજાઓ તેજહીન અને મશ્કરીને પાત્ર થયા. તેઓનો વિજય, કીર્તિ અને ઘણું શૌર્ય, સઘળું ધનુષ્યમાં હરાઈ ગયું. ॥ ૨ ॥ હૈયામાં હારીને સર્વે રાજા નિસ્તેજ થઈ જઈ, પોતપોતાની સમાજમાં જઈને પાછા બેઠા. એવી રીતે સઘળા ભૂપતિઓને જોઇને જનક રાજા અકળાઈ ક્રોધયુક્ત બોલ્યા કે, ॥ ૩ ॥ મેં દ્વીપોદ્વીપના સઘળા નાના મોટા રાજાઓને બોલાવ્યા અને તેઓ મારી આ પ્રતિજ્ઞા સાંભળીને આવ્યા છે. એટલું જ નહીં પણ દેવતા અને દાનવો પણ મનુષ્યદેહ ધારણ કરી આવ્યા છે. એ પ્રમાણે રણભૂમિમાં ધીરજ રાખનાર ઘણા વીર પુરુષો આ સભામાં આવી બેઠા છે. ॥ ૪ ॥

दो० कुंवरि मनोहरि बिजय बडि, कीरति अति कमनीय ॥
पावन हार बिरंचि जनु, रचेउ न धनु दमनीय ॥ २८२ ॥

**અર્થ.**—પણ એટલાઓમાં ઘણી સુંદર કીર્તિ, મોટો વિજય અને મારી કુંવરીને આ ધનુષ્ય તોડીને મેળવનાર જાણે બ્રહ્માજીએ રચ્યો જ નથી. ॥ ૨૮૨ ॥

चो० कहहु काहि यह लाभ न भावा । काहु न शंकर चाप चढावा ॥
रहा चढाउब तोरब भाई । तिल भरि भूमि न सकेउ छुडाई ॥ १ ॥
अब जनि कोउ भाषै भट मानी । बीर बिहीन मही मैं जानी ॥
तजहु आश निज निज गृह जाहू । लिखा न बिधि बैदेहि बिवाहू ॥ २ ॥
सुकृत जाय जो प्रण परिहरऊं । कुंवारि कुंवारि रहै का करऊं ॥
जो जन तेउं बिनु भट महि भाई । तौ प्रण करि करतेउं न हंसाई ॥ ३ ॥
जनक बचन सुनि सब नरनारी । देखि जानकी भये दुखारी ॥
सुनतहि लषण कुटिल भई भौंहैं । रद पुट फरकत नयन रिसौंहैं ॥ ४ ॥

**અર્થ.**—અરે ભાઈ! કોઇને આ લાભ ગમ્યો નહીં? મને લાગે છે કે, બધાને ગમવો જોઇએ. પણ આશ્ચર્યકારક એ છે કે, કોઇએ શિવધનુષ્ય ચડાવ્યું નહીં. અરે તમારું ચડાવવું તો એક કોરે રહ્યું, પણ એક તલભર જમીનથી કોઈ છોડાવી શક્યા નહીં? ॥ ૧ ॥ હવે કોઈ શૂરવીર રખેને મારા બોલવા ઉપર ક્રોધ કરતા. હું ધારું છું કે, પૃથ્વી વીર વગરની થઈ. હવે બધા આશા છોડી પોતપોતાને ઘેર જાઓ. બ્રહ્માજીએ સીતાજીના નસીબમાં વિવાહ લખ્યો નથી. ॥ ૨ ॥ કુંવરી કુંવારી રહે છે; પણ શું કરું? "પણ" છોડું તેથી પ્રતિષ્ઠા ને પુણ્ય જાય. હે ભાઇઓ! જો પૃથ્વી માથે બળવાન્ નથી એમ જાણત તો, પ્રતિજ્ઞા કરી મશ્કરી કરાવત નહીં. ॥ ૩ ॥ એવાં વિદેહરાજાનાં વચન સાંભળી સઘળાં સ્ત્રીપુરુષો જાનકીજીને જોઈ દુઃખીઆં થયાં. હે ગિરિજા! એ ભાષણ સાંભળી લક્ષ્મણજીની ભ્રમરો વાંકી થઈ ગઈ, તેના દાંત અને હોઠ ફરકવા લાગ્યા તથા નેત્રો રીસથી ભરાઈ ગયાં. ॥ ૪ ॥

दो० कहि न सकत रघुबीर डर, लगे वचन जनु बाण ॥
नाइ राम पद कमल शिर, बोले गिरा प्रमाण ॥ २८३ ॥

**અર્થ.**—પણ શ્રીરઘુવીરના ડરથી કશું કહી શકાતું નથી. તેઓ જનક રાજાનાં વચન, બાણની પેઠે લાગવાથી શ્રીરામચંદ્રજીનાં ચરણારવિંદોમાં મસ્તક નમાવી યથાર્થ વાણીથી કહેવા લાગ્યા કે, ॥ ૨૮૩ ॥

चौ० रघुबंशिन महं जहं कोउ होई । तेहि समाज अस कहै न कोई ॥
कहि जनक जस अनुचित बानी । विद्यमान रघुकुलमणि जानी ॥ १ ॥
सुनहु भानुकुल पंकज भानू । कहौं स्वभाव न कछु अभिमानू ।
जो राउर अनुशासन पाऊं । कंदुक इव ब्रह्मांड उठाऊं ॥ २ ॥
काचे घट जिमि डारौं फोरी । सकौं मेरु मूलक इव तोरी ॥
तव प्रताप महिमा भगवाना । का बापुरो पिनाक पुराना ॥ ३ ॥
नाथ जानि अस आयसु होऊ । कौतुक करौं विलोकिय सोऊ ॥
कमल नाल इमि चाप चढावों । शत योजन प्रमाणु लै धावों ॥ ४ ॥

**અર્થ.**—જ્યાં રઘુવંશ માંહેલો કોઇપણ હોય, ત્યાં એટલે તે સભામાં કોઈ એમ કહી જાય નહીં. શ્રી રઘુકુળમણિરૂપ આપ બિરાજેલા જાણવા છતાં આપના રૂબરૂ જનક રાજા જે આવી અયોગ્ય વાણી બોલે છે, તે વ્યાજબી છે? ॥ ૧ ॥ સૂર્યકૂળરૂપી કમળ ઉપર રવિરૂપ હે પ્રભુ! કાંઈપણ અભિમાનથી નહીં, પરંતુ સ્વભાવથી જ કહું છું તે સાંભળો. જો આપની આજ્ઞા મળે તો દડાની પેઠે બ્રહ્માંડને ઉપાડું, ॥ ૨ ॥ અને જેમ કોઈ કાચો ઘડો અથવા ભીંદડાંની બળી (ચોમાસાના વરસાદથી જમીન ઉપર ઉગી નીકળેલાં ધોળાં છત્ર) તોડી નાંખે, તેમ મેરુ પર્વતને તોડી નાંખું. તો હે પ્રભુ! આપ પ્રતાપના મહિમા આગળ બાપડું આ જૂનું ધનુષ્ય તે શા લેખામાં છે? ॥ ૩ ॥ હે નાથ! એમ જાણી જો આજ્ઞા થાય તો એક કૌતુક કરું, તે પણ આપ જૂવો. કમળની ડાંડીની પેઠે

આપને ચડાવી સો જોજનના પ્રમાણુ સૂધી લઇને દોડયો જાઉં, અથવા (બીજો અર્થ) જો આપનો ખરો દાસજન હુઉં તો, આપ કહો તેટલા પ્રમાણુ સૂધી ધનુષ લઇને દોડયો જાઉં. ॥ ૪ ॥

**दो॰ तोरौं छत्रक दंड जिमि, तव प्रताप बलनाथ ॥**
**जो न करौं प्रभु पद शपथ, पुनि न धरौं धनु हाथ ॥ २८४ ॥**

**અર્થ.**—હે નાથ! આપના પ્રતાપબળે મૂલકની ડાંડીની પેઠે તોડું, તેમ ન કરું તો ફરી ધનુષ્ય હાથમાં ધરું નહીં. તે માટે હે પ્રભુ! આપનાં ચરણારવિંદના સોગન ખાઇને કહું છું. (બીજો અર્થ) અથવા આપના પ્રતાપબળથી છત્રકની ડાંડીની પેઠે તોડું તો ખરો, પણ તેમ કરું નહીં. જો હું આ ધનુષ્યને હાથ લગાડું તો હે પ્રભુ! મને આપનાં ચરણારવિંદના સોગન. કારણ કે, સીતાજી તો આપને લાયક જ છે. ॥ ૨૮૪ ॥

**चो॰ लषण सकोप बचन जब बोले । डगमगानि महि दिग्गज डोले ॥**
**सकल लोक सब भूप डराने । सिय हिय हर्ष जनक सकुचाने ॥ १ ॥**
**गुरु रघुपति सब मुनि मन माहीं । मुदित भये पुनि पुनि पुलकाहीं ॥**
**सैनहिं रघुपति लषण निवारे । प्रेम समेत निकट बैठारे ॥ २ ॥**
**विश्वामित्र समय शुभ जानी । बोले अति सनेह मृदुबानी ॥**
**उठहु राम भंजहु भवचापा । मेटहु तात जनक परितापा ॥ ३ ॥**
**सुनि गुरु बचन चरण शिर नावा । हर्ष विषाद न कछु उर आवा ॥**
**ठाढ भये उठि सहज सुभाये । ठवनि युवा मृगराज लजाये ॥ ४ ॥**

**અર્થ.**—હે પર્વતપુત્રી! જ્યારે લક્ષ્મણજી ક્રોધયુક્ત આવાં વચન બોલવા લાગ્યા ત્યારે પૃથ્વી ડગમગવા લાગી અને દિશાઓના હસ્તી ડોલી ગયા. તેથી સર્વે લોક અને રાજાઓ ભયભીત થયા, સીતાજી હર્ષ પામ્યાં, જનકરાજા શર્મિન્દા થયા. ॥ ૧ ॥ તદા ગુરુ વિશ્વામિત્ર, શ્રીરામચંદ્રજી અને સઘળા ઋષિઓ હૃદયમાં આનંદ પામ્યા; તથા તેમના શરીરનાં રોમાંચ ઉભાં થયાં. પછી શ્રીરઘુપતિએ લક્ષ્મણજીને સાન કરી પ્રેમસહિત પોતા પાસે બેસાડ્યા. ॥ ૨ ॥ સારો વખત જાણી વિશ્વામિત્ર ઘણા સ્નેહથી કોમળ વાણીએ બોલ્યા કે, હે રામ! ઉઠો. શિવધનુષ્ય ભાંગીને, હે બાપ! જનકરાજાની આપદાને ટાળો. ॥ ૩ ॥ ગુરુનાં એવાં વચનો સાંભળી તેને મસ્તક નમાવી કંઈ પણ હર્ષ શોક વગર સહજ સ્વભાવથી જ ઉઠી ઉભા થઇને, સિંહને પણ શરમીંદા કરે એવા ચાલથી પ્રભુ ધનુષ્ય તરફ ચાલ્યા. ॥ ૪ ॥

**दो॰ उदित लदय गिरि मंचपर, रघुबर बाल पतंग ॥**
**बिकसे संत सरोज वन, हर्षे लोचन भृंग ॥ २८५ ॥**

**અર્થ.**—હે પ્રિયા! જ્યારે સિંહાસનરૂપી પર્વત ઉપરથી શ્રીરઘુવરરૂપી બાળ સૂર્ય (પ્રાતઃકાળના સૂર્ય) ઉદય થયા ત્યારે સંતરૂપી કમળોનાં વન ઉઘડી ગયાં (પ્રફુલ્લિત થયાં) અને તેમની આંખોની કીકીરૂપ ભ્રમરો હર્ષ પામી ઉડવા લાગ્યા (ઉંચા થયા.) ॥ ૨૮૫ ॥

चो० नृपन केरि आशा निशि नाशी । बचन नखत अवलीन प्रकाशी ॥
मानी महिप कुमुद सकुचाने । कपटी भूप उलूक लुकाने ॥ १ ॥
भये बिशोक कोक मुनिदेवा । बरषहिं सुमन जनावहिं सेवा ॥
गुरु पद बंदि सहित अनुरागा । राममुनिन सन आयसु मांगा ॥ २ ॥
सहजहि चले सकल जगस्वामी । मत्तमंजु कुंजर बर गामी ॥
चलत राम सब पुर नर नारी । पुलक पूरि तनु भये सुखारी ॥ ३ ॥
बंदि पितर सुर सुकृत संभारे । जो कछु पुण्य प्रभाव हमारे ॥
तौ शिव धनुष मृणाल कि नाईं । तोरहिं राम गणेश गुसाईं ॥ ४ ॥

**અર્થ.**—અને રાજાઓની આશારૂપી રાત્ર તથા તેઓનાં વચનોરૂપ ઘણાં નક્ષત્રોનું તેજ નાશ પામ્યું. વળી તે રાજાઓરૂપી કુમુદિની સંકોચ પામી જઈ નમી ગઇ અને કપટી ભૂપરૂપી ઘૂવડો સંતાઈ ગયાં. ॥ ૧ ॥ દેવતા તથા ઋષિઓરૂપી ચકલા આનંદ પામ્યા અને પુષ્પવૃષ્ટિ કરી પોતાની સેવા જણાવવા લાગ્યા. પછી પ્રીતિ સાથે ગુરુનાં ચરણોમાં નમી તેમની આજ્ઞા માંગી, સર્વે જગતના સ્વામી શ્રીરામપ્રભુ મહામદોન્મત્ત હાથીને પણ લજ્જા ઉપજાવે એવી ચાલથી ચાલ્યા. એવી રીતે શ્રીરામચંદ્રજી ધનુષ તરફ ચાલતાં પુરવાસી સઘળાં સ્ત્રીપુરુષો રોમાંચિત શરીરવાળાં થઈ સંતોષ પામ્યાં. ॥ ૨ ॥ ૩ ॥ અને પોતાના પિતૃ, ઈષ્ટદેવ તથા પુણ્યને યાદ કરી કહેવા લાગ્યાં કે, જો અમારા પુણ્યનો કંઈ પ્રતાપ હોય તો, હે ગણેશ ગુસાઈ! શ્રીરામચંદ્રજી આ ચાપને કમળની દાંડીની પેઠે તોડી નાંખે, એવી કૃપા કરો. ॥ ૪ ॥

दो० रामहि प्रेम समेत लखि, सखिन समीप बुलाई ॥
सीता मातु सनेह बश, बचन कहै बिलखाई ॥ २८६ ॥

**અર્થ.**—શ્રીરામ ધનુષ્ય તરફ પધારતાં પ્રેમપૂર્વક જાનકીજીની માતા સુનયના સખીઓને પોતાની પાસે બોલાવી શોચયુક્ત વચન કહેવા લાગ્યાં. ॥ ૨૮૬ ॥

चो० सखि सब कौतुक देखनहारे । जेउ कहावत हितू हमारे ॥
कोउ न बझाइ कहइ नृप पाहीं । ये बालक अस हठ भलनाहीं ॥ १ ॥
रावण बाण छुआ नहिं चापा । हारे सकल भूप करि दापा ॥
सो धनुराज कुंवर कर देहीं । बाल मराल कि मंदर लेहीं ॥ २ ॥
भूप सयानप सकल सिरानी । सखि बिधि गति कछु जाय न जानी ॥
बोली चतुर सखी मृदुबानी । तेजवंत लघु गणिय न रानी ॥ ३ ॥
कहं कुंभज कहं सिंधु अपारा । शोष्यउ सुयश सकल संसारा ॥
रवि मंडल देखत लघु लागा । उदय तासु त्रिभुवन तम भागा ॥ ४ ॥

**અર્થ.**—હે સખી! અમારાં જેઓ સગાં કહેવાય છે, તેઓ સર્વે કેવાં છે, કે મજા જોવાવાળાં છે, પણ કોઈ રાજાને એમ સમજાવીને કહેતાં નથી કે, આ બાળક સામે તમારી પ્રતિજ્ઞાવિષેનો હઠ વ્યાજબી નથી. ॥ ૧ ॥ હે બેન! જે ધનુષને રાવણ અને બળીઆ બાણાસુર જેવા પણ અડકયા નહિ તથા સર્વે રાજા શહાણપણ લડાવી લડાવીને આખર બિચારા હારી ગયા, તે ચાપ મારો પતિ આ રાજકુંવરના હાથમાં આપે છે. તો તું વિચાર કર કે, બાળહંસ મંદરાચળ પર્વતને શી રીતે ઉપાડી શકે? ॥ ૨ ॥ હે બાઈ! વિધાતાની ગતિ કંઈ જાણી શકાતી નથી. ખરેખર મારા સ્વામીનું સર્વ ડહાપણ ડોળાઈ (હરાઈ) ગયું છે. ત્યારે તેમાંની એક ચતુર સખી મૃદુવાણીથી બોલી કે, હે રાણી! તેજવંતને નાના ગણીએ નહીં. ॥ ૩ ॥ જૂવો ને, કયાં અગસ્ત્યમુનિ? અને કયાં અપાર સમુદ્ર? તોપણ તેઓએ તેને પી જઈ આખા સંસારમાં સુયશ મેળવ્યો. વળી સૂર્યમંડળ જોવામાં કેવું નાનું છે? પણ જ્યારે તેમનો ઉદય થાયછે, ત્યારે સઘળા (પૃથ્વી, આકાશ અને સ્વર્ગ) નું અંધારું નાશી જાય છે. ॥ ૪ ॥

दो॰ मंत्र परम लघु जासुवश, विधि हरि हर सुरसर्व ॥
महामत्त गजराज कहं, बशकर अंकुश खर्व ॥ २८७ ॥

**અર્થ.**—તેમ જ મંત્ર નાનો છે પણ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને સર્વે દેવતાઓ તેને સ્વાધીન રહ્યા છે. તેમ વળી ઘણું જ નાનું અંકુશ છે, તેને વશ્ય મહાઉન્મત્ત કુંજર થઈ રહે છે. ॥ ૨૮૭ ॥

चो॰ काम कुसुम धनु शायक लीन्हे । सकल भुवन अपने बश कीन्हे ॥
देवि तजिय संशय अस जानी । भंजब धनुष राम सुनुरानी ॥ १ ॥
सखी बचन सुनि भइ परतीती । मिटा विषाद बढी अतिप्रीती ।
तब रामहिं बिलोकि बैदेही । सभय हृदय बिनवति जेहि तेही ॥ २ ॥
मनही मन मनाय अकुलानी । होहु प्रसन्न महेश भवानी ॥
करहु सफल आपनि सेवकाई । करि हित हरहु चाप गरुआई ॥ ३ ॥
गणनायक बरदायक देवा । आजु लगे कीन्ही तव सेवा ॥
बार बार बिनती सुनि मोरी । करहु चाप गरुता अति थोरी ॥ ४ ॥

**અર્થ.**—જૂવો વળી કામદેવે પોતાના હાથમાં એક નાનું પુષ્પનું ધનુષ લઈ સઘળાં ત્રિભુવનને તાબે કરી રાખ્યું છે. માટે હે દેવી! એમ જાણી સંશય છોડી દો. હે રાણી! શ્રીરામ જરૂર ચાપને ભાંગશે. ॥ ૧ ॥ સખીનાં એવાં વચન સાંભળી રાણીને વિશ્વાસ બેઠો; અને શોક મટી જઈ ઘણો પ્રેમ વધ્યો. પછી જાનકીજી શ્રીરામચંદ્રજીને જોઈ ભયયુક્ત ચિત્તથી જે તે દેવતાને વિનવવા લાગ્યાં. ॥ ૨ ॥ અકળાઇને તેમણે મનની મનમાં પ્રાર્થના માંડી. હે શિવ પાર્વતી! પ્રસન્ન થઈ, આપની આજ દિવસ સૂધી મેં કરેલી સેવા સફલ કરો અને કલ્યાણ કરી ધનુષને ભારવગરનું (હલકું) કરો. ॥ ૩ ॥ વળી મનમાં બોલ્યાં કે, વરદાનના દેનારા દેવ હે ગણપતિ! મેં આજ દિવસસૂધી

આપની સેવા કરી છે, તો કૃપા કરી હું વારંવાર વિનતિ કરું છું, તે સાંભળીને આ ચાપનો બોજો ઘણો થોડો કરી નાંખો. ॥ ૪ ॥

**दो०** देखि देखि रघुबीर तन, सुर मनाव धरि धीर ॥
भरे बिलोचन प्रेम जल, पुलकावली शरीर ॥ २८८ ॥

**અર્થ.**—એમ શ્રીરઘુનાથજીનાં શરીરને જોઈ જોઇને ધિરજ ધરી વારંવાર દેવતાઓને મનાવતાં આંખોમાં પ્રેમાશ્રુ ભરવા લાગ્યાં; તથા તેમનાં શરીરપરનાં રુવાડાં ઉભાં થઈ ગયાં. ॥ ૨૮૮ ॥

**चो०** नीके निरखि नयन भरि शोभा । पितु प्रण सुमिरि बहुरि मन क्षोभा ॥
अहह तात दारुण प्रण ठानी । समुझत नहिं कछु लाभ न हानी ॥ १ ॥
सचिव सभय सिखदेई नकोई । बुध समाज बड अनुचित होई ॥
कहं धनु कुलिशहु चाहि कठोरा । कहं श्यामल मृदु गात किशोरा ॥ २ ॥
बिधि केहि भांति धरौं उर धीरा । सिरस सुमन किमि बेधहि हीरा ॥
सकल सभाकी मति भई भोरी । अब मोहिं शंभु चाप गति तोरी ॥ ३ ॥
निज जडता लोगन पर डारी । होहु हरुअ रघुपतिहि निहारी ॥
अति परिताप सीय मन माहीं । लव निमेष युग सम चलि जाहीं ॥ ४ ॥

**અર્થ.**—નેત્રો ભરી શ્રીરામચંદ્રજીની સુંદર શોભાને નિહાળતા પોતાના પિતાની પ્રતિજ્ઞા મનમાં સંભારી બહુ જ સંતાપ પામીને મન સાથે બોલ્યાં કે, અહાહા બાપ! તેં કાંઈ પણ લાભ કે હાનિનો વિચાર કર્યા વગર આ દારુણ "પણ" લીધું. અરે તું કાંઈપણ આખરનો નફો તોટો સમજ્યો નહીં. ॥ ૧ ॥ તેમ આ કોઈ મંત્રીઓએ પણ તારા ભયથી તને શિખામણ દીધી નહીં. જ્ઞાનીઓની સભામાં આ ગેરવ્યાજબી થાય છે. આ વજ્ર જેવું ઘણું કઠોર ધનુષ ક્યાં? ॥ ૨ ॥ હે વિધિ! કેવી રીતે ઉરમાં ધીરજ ધરું? આ સિરિષના ફૂલથી હીરો કેમ વિંધાશે? આખી સભાની મતિ ભમી ગઈ છે. હવે હે શિવચાપ! હું કહું તેમ તારી સ્થિતિ કર. ॥ ૩ ॥ તારી પોતાની જડતા આ સભા માંહેલા સર્વે લોકોપર નાંખી, તું શ્રીરઘુપતિને જોઇને અથવા શ્રીરઘુપતિના જોવાથી તું હલકું થઈજા. હે પ્યારી! એમ મનમાં ઘણો જ પરિતાપ થવાથી જાનકીજીને એક નિમિષ પણ જુગના જેવો જવા લાગ્યો. ॥ ૪ ॥

**दो०** प्रभुहि चितै पुनि चितव महि, राजत लोचन लोल ॥
खेलत मनसिज मीन युग, जनु बिधु मंडलडोल ॥ २८९ ॥

**અર્થ.**—(પ્રથમ અર્થ.) હે પાર્વતી! એ પ્રમાણે વૈદેહીએ પ્રભુ સામે જોઈ લજ્જાથી પાછું પૃથ્વી તરફ જોયું. (બીજો.) અથવા પોતાના માબાપ અને ગુરુ આદિક બેઠેલા હોવાથી પ્રભુ સામે જોતાં તેમની શરમથી પાછું પૃથ્વી સામું જોયું. (ત્રીજો.) અથવા

પોતે પૃથ્વીમાંથી ઉત્પન્ન થયાં છે, તેથી પૃથ્વીને કહે છે; 'હે મા! આ પતિ મને આપ.' (ચોથો.) અથવા પૃથ્વી ઉપરથી આ ધનુષ તોડો, એવો પ્રભુને ઇસારો આપવા પૃથ્વી સામું જોયું. (પાંચમો.) અથવા હે પ્રભુ! આપનો અવતાર પૃથ્વીનો ભાર ઉતારવામાટે છે, તેથી આ ધનુષ ભાંગો. જો એમ કરી પૃથ્વીનો ભાર નહીં ઉતારો તો પૃથ્વી રસાતળમાં જશે; તેથી વળી આપને શ્રી વરાહ ભગવાનની પેઠે બહુ પરિશ્રમ પડશે. (છઠ્ઠો) અથવા હે પ્રભુ! જો આ ધનુષ નહીં ભાંગો તો, હું મારી માતા પૃથ્વીના ઉદરમાં પાછી સમાઈ જઈશ. (સાતમો.) અથવા હે પ્રભુ! આપ ચાપ તોડી, આ પૃથ્વી ઉપર બેઠેલા જે સર્વે રાજાઓ છે, તેનું માન હરો. એટલા પ્રકારની ઇશારતો કરતાં હે પ્રિયા! ઘણાં શોભીતાં અને ચંચળ સીતાજીનાં નેત્રોમાંહેલી ડોળાની કીકીઓ જેમ પાણીમાં પડતા ચંદ્રમાના બિંબને હલતો જોઈ કામદેવરૂપી બે માછલીઓ તેનાપર રમતીઓ હોય, તેમ નેત્રોમાં પ્રેમાશ્રરૂપી જળમાં શ્રીરામચંદ્રરૂપી ચંદ્રમાનું પ્રતિબિંબ જોઈ તે કીકીરૂપ બન્ને માછલીઓ રમવા લાગી. અથવા જાનકીજીના મુખરૂપી ચંદ્રમા જોવાથી કામદેવરૂપી ચંચળ બે નેત્ર માછલીરૂપ જણાતાં હતાં. ॥ ૨૮૯ ॥

**चो० गिरा अलिनि मुख पंकज रोकी । प्रगट न लाज निशा अवलोकी ॥**
**लोचन जलरुह लोचन कोना । जैसे परम कृपण कर सोना ॥ १ ॥**
**सकुची व्याकुलता बडि जानी । धरि धीरज प्रतीति उर आनी ॥**
**तन मन बचन मोर प्रण साचा । रघुपति पद सरोज मन राचा ॥ २ ॥**
**तौ भगवान सकल उर बासी । करहिं मोहिं रघुपतिकी दासी ॥**
**जेहि के जेहि पर सत्य सनेहू । सो तेहि मिलत न कछु संदेहू ॥ ३ ॥**
**प्रभु तन चितै प्रेम प्रण ठाना । कृपानिधान राम सब जाना ॥**
**सियहि बिलोकि तकेउ धनु कैसे । चिचव गरुड लघु ब्यालहि जैसे ॥ ४ ॥**

**અર્થ.**—હે ગિરિજા! સીતાજીની લાજરૂપી રાત્રીને પ્રગટ થયેલી જોઈ, મુખરૂપી કમળે વાણીરૂપી ભ્રમરને બહાર નીકળવા દીધો નહીં. (લાજથી સભામાં બોલાયું નહીં.) અને જેમ ઘણો લોભીઓ મનુષ્ય સોનાને એક ખૂણામાં એકઠું કરી રાખે અથવા પૃથ્વી ઉપર વહેતું જળ એકાદા ખાંચા કે ખાડમાં એકઠું થઈ રહે અને આગળ વધી ન શકે, તેમ તેમનાં નેત્રનાં જળને તે નયનના ખૂણાઓએ અમંગલ જાણીને નીચે પડવા દીધું નહીં. ॥ ૧ ॥ સીતાજીએ પોતાની ઘણી વ્યાકુળતા જાણી શરમને લીધે ધીરજ રાખી મનમાં વિશ્વાસ રાખ્યો અને મન સાથે બોલ્યાં કે, શ્રીરઘુપતિનાં ચરણારવિંદમાં મારું મન રાચ્યું હોય અને તન, મન તથા વચનથી મેં રઘુપતિનેમાટે જ પ્રતિજ્ઞા કરી છે તે મારું પણ સાચું હોય તો, સકળ ઉરવાસી હે પ્રભુ! મને રઘુપતિની દાસી કરજો. હું જાણું છું કે, જેનાપર જેનો સાચો સ્નેહ હોય તેને તે મળે, એમાં કશો સંદેહ નથી. ॥ ૨ ॥ ૩ ॥ પ્રભુના શ્રી અંગ તરફ જોઈ તેમણે પ્રેમયુક્ત "પણ" કર્યું, તે કૃપાનિધાન

શ્રીરામે સઘળું જાણ્યું; અને સીતાજી સામે પ્રેમદૃષ્ટિ કરી ગરુડ જેમ નાના સર્પને જોઇને તાકે, તેમ પ્રભુએ ધનુષ સામું તાક્યું. ॥ ૪ ॥

**दो॰ लषण लखेउ रघुबंश मणि, ताकेउ हर कोदंड ॥**
**पुलकि गात बोले वचन, चरण चापि ब्रह्मंड ॥२९०॥**

**અર્થ.**—લક્ષ્મણજીએ જ્યારે જોયું કે, શ્રીરામચંદ્રજીએ શિવધનુષને ધ્યાનમાં ઘાલ્યું, ત્યારે બ્રહ્માંડને પોતાનાં ચરણથી ચાંપી રોમાંચિત શરીરે વચનો બોલ્યા કે, ॥ ૨૯૦ ॥

**चो॰ दिशि कुंजरहु कमठ अहि कोला । धरहु धरणि धरि धीर न डोला ॥**
**राम चहहिं शंकर धनु तोरा । होहु सजग सुनि आयसु मोरा ॥ १ ॥**
**चाप समीप राम जब आये । नर नारिन सुर सुकृत मनाये ॥**
**सब कर संशय अरु अज्ञाना । मंद महीपन कर अभिमाना ॥ २ ॥**
**भृगुपति केरि गर्व गरुआई । सुर मुनिवरन केरि कदराई ॥**
**सिय कर शोच जनक परितापा । रानिन कर दारुण दुख दापा ॥ ३ ॥**
**शंभु चाप जड बोहित पाई । चढे जाइ सब संग बनाई ॥**
**राम बाहु बल सिंधु अपारा । चहत पार नहिं कोउ कन्हारा ॥ ४ ॥**

**અર્થ.**—હે દિશાઓના હસ્તીઓ! હે કચ્છાવતાર ભગવન્! હે શેષજી! હે વરાહરૂપ પ્રભુ! ધૈર્ય ધરી ધરણીને ધારી રાખવા મારી આજ્ઞા માની તૈયાર થજો. શ્રીરામ શંકરના ચાપને તોડવા ચાહેછે; માટે રખે પૃથ્વી ડોલી ન જાય. ॥ ૧ ॥ હે પર્વતપુત્રી! જ્યારે શ્રીરામ ધનુષ નજીક આવ્યા ત્યારે સઘળાં નરનારી અને દેવતાઓ પોતપોતાના પુણ્યને સંભારવા લાગ્યાં. બધાઓની શંકા અને અજ્ઞાન, મંદમતિ રાજાઓનું અભિમાન, ॥ ૨ ॥ પરશુરામજીના ગર્વની મોટાઈ, દેવતા અને ઋષિઓનો ડર, સીતાજીનો શોક, જનકનો પરિતાપ તથા સુનયનાનું દારુણ દુઃખ, ॥ ૩ ॥ શંભુના ધનુષરૂપી વહાણમાં તે સઘળાં સાથે મળી બેઠાં. તે સર્વે શ્રીરામના બાહુબળરૂપી અપાર સમુદ્રને સામે કિનારે જવા ઇચ્છા કરી, પણ કિનારો હાથ લાગ્યો નહિ. ॥ ૪ ॥

**दो॰ राम बिलोके लोग सब, चित्र लिखेसे देखि ॥**
**चितई सीय कृपायतन, जानी बिकल बिशेषि ॥२९१॥**

**અર્થ.**—શ્રીરામે સર્વે લોકોને ભીંતમાં આળખેલાં ચિત્ર જેવા દીઠા અને વળી કૃપાસાગર તે પ્રભુએ સીતાજીને ઘણાં જ વ્યાકુળ જોયાં. ॥ ૨૯૧ ॥

**चो॰ देखी बिपुल बिकल बैदेही । निमिष बिहात कल्प समतेही ॥**
**तृषित बारि बिनुजो तनु त्यागा । मुये करै का सुधा तडागा ॥ १ ॥**

का बर्षा जब कृषी सुखाने । समय चूक पुनि का पछिताने
अस जियजानि जानकी देखी । प्रभु पुलक लखि प्रीति बिशेषी ॥ २ ॥
गुरुहि प्रणाम मनहिं मन कीन्हा । अतिलाघव उठाइ धनु लीन्हा ॥
दमकेउ दामिनि जिमि घनलयऊ । पुनि धनु नभमंडल सम भयऊ ॥ ३ ॥
लेत चढावत खैंचत गाढे । काहु न लखा देव सब ठाढे ॥
तिहि क्षण मध्य राम धनु तोरा । भरेउ भुवन ध्वनि घोर कठोरा ॥ ४ ॥

**અર્થ.**—વૈદેહીને ઘણી વ્યાકુળ જોઈ પ્રભુને એક લવ પણ કલ્પ જેવો લાગવા માંડયો અને વિચાર કર્યો કે, તરસ્યો પાણીવગર દેહ છોડી મરી જાય, પછી અમૃતનું તળાવ મળે તોપણ શા કામનું? (કામનું તો છે પણ તળાવને કિનારે પડે તો તે અમૃતનો શી રીતે ઉપયોગ કરી શકે?) ॥ ૧ ॥ બીજો અર્થ—અથવા વિના જળે જેનો પ્રાણ જાય તેણે પાણીનું તળાવ પછી શા કામનું. (સુધા પાણીનું પણ નામ છે.) ખેતી સુકાઈ ગયા પછી વરસાદ શા ઉપયોગનો? ને કોઈ પણ વાતનો સમય ચૂકયા પછી પસ્તાવો શું? એમ હૃદયમાં ધારી પ્રભુએ રોમાંચિત શરીરે પ્રીતિયુક્ત જાનકીજીને જોઈ આદરયુક્ત ગુરુને પ્રણામ કરી, ઘણી શીઘ્રતાથી જેમ વાદળાંઓથી ઉત્પન્ન થનારી વીજળી ઝબકી પાછી વાદળાઓમાં જ લય પામી જાય, તેમ શ્રીરામચંદ્રજીએ તે ધનુષને ઘણા ઝડપથી ઉપાડી લીધું. ॥૨॥૩॥ અને આકાશની પેઠે ગોળાકાર કરી તે જ ક્ષણમાં પ્રભુએ તે તોડયું. તે ત્યાં ઉભેલાં સઘળાં નરનારીઓમાંના કોઇએ લેતાં, ચડાવતાં, ખેંચતાં કે તોડતાં દીઠું નહીં. પણ આ આખા જગતભરમાં તેનો ઘોર શબ્દ થયો, તે સઘળાઓએ સાંભળ્યો. ॥ ૪ ॥

हरिगीतछंद भरि भुवन घोर कठोर रव रवि, बाजि मारग चले ॥
चिक्करहिं दिग्गज डोल महि अहि, कोल कूरम कलमले ॥
सुर असुर मुनि कर कान दीन्हे, सकल बिकल बिचारहीं ॥
कोदंड भंजेउ राम तुलसी, जयति बचन उचारहीं ॥ ३३ ॥

**અર્થ.**—એ જગતભરમાં થયેલી કઠોરધ્વનિથી સૂર્યના રથના ઘોડા ભયથી રસ્તો મૂકી ચાલ્યા તથા દિશાઓના હાથીએ ચીસ પાડી, પૃથ્વી ડોલી, અને શેષજી, વરાહ તથા કચ્છાવતાર પ્રભુ એ સર્વે કમકમી ઉઠયા. દેવતા, દાનવ અને ઋષિઓ સઘળા કાને શબ્દ સાંભળી વ્યાકુળ થઈ વિચાર કરવા લાગ્યા. કવિ કહેછે કે, જ્યારે શ્રીરામે શિવજીનું ધનુષ તોડયું ત્યારે સઘળાઓએ જય જય શબ્દનો ઉચ્ચાર કર્યો. ॥ ૩૩ ॥

सो० शंकर चाप जहाज, सागर रघुवर बाहुबल ॥
बूडे सकल समाज, चढे जे प्रथमहिं मोहवश ॥ ३६ ॥

**અર્થ.**—શ્રીરઘુનાથજીના બાહુબળરૂપી સમુદ્ર માથે મહાદેવજીનું ધનુષરૂપી વહાણ જ્યારે તૂટયું, ત્યારે સભામાં બેઠેલા ભૂપતિમાંના પ્રથમ જે મોહવશ થવારૂપ તેમાં ચડ્યા હતા, તેઓ સર્વે ડૂબી મુવા. ॥ ૩૬ ॥

चो० प्रभु दोउ खंड चाप महि डारे । देखि लोग सब भये सुखारे ॥
कौशिक रूप पयोनिधि पावन । प्रेम बारि अवगाह सुहावन ॥ १ ॥
रामरूप राकेश निहारी । बढी बीचि पुलकावलि भारी ॥
बाजे नभ गहगहे निशाना । देव बधू नाचहिं करि गाना ॥ २ ॥
ब्रह्मादिक सुर सिद्ध मुनीशा । प्रभुहिं प्रशंसहिं देहिं अशीशा ॥
बरषहिं सुमन रंग बहु माला । गावहिं किन्नर गीत रसाला ॥ ३ ॥
रही भुवन भरि जय जय बानी । धनुष भंग ध्वनि जात न जानी ॥
मुदित कहहिं जहं तहं नर नारी । भंजेउ राम शंभु धनु भारी ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! પ્રભુએ ધનુષના બે કડકા કરી જ્યારે પૃથ્વીપર નાંખ્યા ત્યારે તે જોઈ સઘળાં મનુષ્યો સુખી થયાં. વિશ્વામિત્ર ઋષિના દેહરૂપ પવિત્ર સમુદ્રમાંના પ્રેમરૂપ અગાધ શોભીતા જળમાં શ્રીરામરૂપ ચંદ્રમા જોઇને રોમાંચરૂપ મોજાંની લહરો ઘણી વધવા લાગી. આકાશમાં દુંદુભિ ગડગડી અને ગંધર્વોની સ્ત્રી નાચવા તથા ગાવા લાગી. ॥ ૧ ॥ ૨ ॥ બ્રહ્માદિક દેવતા, સિદ્ધ અને મુનિઓ પ્રભુની પ્રશંસા કરી આશીર્વાદ દેવા લાગ્યા; તથા ઘણા રંગોની ફૂલ માળાઓનો તેમણે વરસાદ કર્યો અને કિન્નરો રસીક ગીત ગાવા લાગ્યા. ॥ ૩ ॥ એવી રીતે આખા જગતમાં જય જય વાણી થઈ રહી, તેથી ધનુષભંગનો અવાજ કયાં ગયો, તે કોઇએ જાણ્યું નહિ. વળી આનંદી મનવડે જ્યાં ત્યાં સ્ત્રીઓ કહેવા લાગી કે, શ્રીરામચંદ્રજીએ મહા કઠણ શિવનું ચાપ તોડયું.૪

दो० बंदि मागध सतगण, बिरद बदहिं मतिधीर ॥
करहिं निछावरि लोग सब, हय गज धन मणि चीर ॥ २९२ ॥

**અર્થ.**—ધૈર્યમતિવાળા ભાટ, માગધ અને સુતનાં સુથો પ્રભુના નિર્મળ યશનું વર્ણન કરવા લાગ્યા; અને સર્વે મનુષ્યો તથા રાજાદિક હાથી, ઘોડા, રત્નો, મોતી, વસ્ત્રો અને ધનનો શ્રીપ્રભુપરથી નોછાવર કરવા લાગ્યાં. ॥ ૨૯૨ ॥

चो० झांझ मृदंग शंख सहनाई । भेरि ढोल दुंदुभी सुहाई ॥
बाजहिं बहु बाजने सुहाये । जहं तहं युवतिन मंगल गाये ॥ १ ॥
सखिन सहित हर्षित अति रानी । सूखत धान परा जनु पानी ॥
जनक लहेउ सुख शोच बिहाई । पैरत थके थाह जनु पाई ॥ २ ॥
श्रीहत भये भूप धनु टूटे । जैसे दिवस दीप छबि छूटे ॥
सिय हिय सुख बरणिय केहि भाती । जनु चातक पाये जल स्वाती ॥ ३ ॥
रामहिं लषण बिलोकत कैसे । शशिहि चकोर किशोरक जैसे ॥
सतानंद तब आयसु दीन्हा । सीता गमन राम पहं कीन्हा ॥ ४ ॥

**અર્થ.**—ઝાંઝ, મૃદંગ, શંખ, નોબત, ઢોલ, ભેરી અને સુંદર શરણાઈ વગેરે બીજાં અનેક જાતનાં ઉત્તમ વાજાં વાગવા લાગ્યાં. જ્યાં ત્યાં સ્ત્રીઓ મંગલગીત ગાવા લાગી. ॥ ૧ ॥ જેમ સુકા મોલ ઉપર પાણી પડવાથી તે લીલો થાય, તેમ સખીઓ સહિત સીતાજી પ્રફૂલ્લિત થઈ અત્યંત આનન્દયુક્ત થયાં. જેમ પંથે ચાલવાથી થાકેલો માણુસ ઘેર આવવાથી વિશ્રામ પામે, તેમ જનક રાજા શોચમુક્ત થઈ સુખયુક્ત થયા. ॥ ૨ ॥ હે ઋષિવર! ધનુષ તૂટતાં અભક્ત રાજાઓ દિવસનો જેમ દીપક ઝાંખો થાય, તેમ નિસ્તેજ થઈ ગયા અને જેમ બપૈયાને સ્વાતિનું જળ મળે તેથી સંતોષ પામે, તેમ સીતાજી વરણી ન શકાય તેવો ઘણી રીતે સંતોષ પામ્યાં. ॥ ૩ ॥ વળી શ્રીરામચંદ્રજીને, નાના ચકોર પક્ષી જેમ ચંદ્રમાને જૂવે તેમ, લક્ષ્મણજી જોવા લાગ્યા. પછી સતાનંદ ગુરુએ આજ્ઞા આપી, તેથી સીતાજી રામ પાસે ગયાં. ॥ ૪ ॥

**दो॰** संग सखी सुंदरि चतुर, गावहिं मंगलचार ॥
गवनी बाल मराल गति, सुखमा अंग अपार ॥ २२३ ॥

**અર્થ.**—ચતુર સાહેલી અને સુંદરીઓની સાથે અત્યંત શોભીતાં અંગવાળાં સીતાજી બાળ હંસની પેઠે ચાલતાં જ્યારે પ્રભુ પાસે ગયાં ત્યારે સ્ત્રીઓ મંગળાચાર ગાવા લાગી. ॥

**चो॰** सखिन मध्य सिय सोहति कैसी । छबि गण मध्य महाछबि जैसी ॥
कर सरोज जयमाल सुहाई । विश्व बिजय शोभा जनु छाई ॥ १ ॥
तनु सकोच मन परम उछाहू । गूढ प्रेम लखि परै न काहू ॥
जाई समीप राम छबि देखी । रहि जनु कुंवरि चित्र अवरेखी ॥ २ ॥
चतुर सखि लखी कहा बुझाई । पहिरावहु जयमाल सुहाई ॥
सुनत युगल कर माल उठाई । प्रेम बिवश पहिराई न जाई ॥ ३ ॥
सोहत जनु युग जलज सनाला । शशिहि सभीत देत जयमाला ॥
गावहिं छबि अवलोकि सहेली । सिय जयमाल राम उर मेली ॥ ४ ॥

**અર્થ.**—અનેક છબીઓની વચમાં જેમ મોટી છબી શોભે, તેમ સખીઓમાં સીતાજી શોભતાં હતાં. જગતની જેમાં જયની શોભા છવાઈ રહેલી, એવી જાનકીજીના હસ્તકમળમાં માળા શોભતી હતી. ॥૧॥ મનમાં લજ્જા અને પરમ ઉત્સાહથી વૈદેહીના ગૂઢ પ્રેમની કોઇને ખબર પડી નહીં. હે ગિરિજા! જ્યારે શ્રીરામ પાસે જઈ જાનકીજીએ તેમનું સ્વરૂપ દીઠું, ત્યારે તે જાણે ચિત્રમાં આળેખેલી પૂતળી હોયની? તેમ થઈ રહી. ॥ ૨ ॥ ત્યારે એક સખીએ તે જોઈ સમજાવીને કહ્યું કે, આ સુંદર જયમાળ પ્રભુને પહેરાવો. તે સાંભળી સીતાજીએ બેઉ હાથ માળા લઈ ઉંચા કર્યા, પણ પ્રેમને વશ હોવાથી પહેરાવી શકયાં નહીં. ॥ ૩ ॥ તે વખતે વૈદેહીના હાથ કમળની નાળ જેવા શોભતા હતા, તેમાં રહેલી કમળની માળા શ્રીરામરૂપી ચંદ્રમાને બીકયુક્ત ધરાવે છે.

શ્રીપ્રભુની શોભા જોઇ સખીઓ ગાવા લાગી અને સીતાજીએ શ્રીહરિના કંઠમાં જયમાળ ધરાવી. ॥ ૪ ॥

**सो० रघुबर उर जयमाल, देखि देव बरषहिं सुमन ॥**
**सकुचे सकल भुआल, जनु बिलोकि रवि कुमुदगण ॥ ३७ ॥**

**અર્થ.**—શ્રી રઘુનાથજીના કંઠમાં સુંદર જયમાળા જોઈ દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી. તે વખત બીજા સર્વ રાજાઓ સૂર્યને જોઇને જેમ કુમુદિનીનું વન છૂપી જાય, તેમ લજ્જાયુક્ત થયા. ॥ ૩૭ ॥

**चो० पुर अरु ब्योम बाजने बाजे। खल भये मलिन साधु सब राजे ॥**
**सुर किन्नर नर नाग मुनीशा। जय जय सब कहि देहिं अशीशा ॥ १ ॥**
**नाचहिं गावहिं बिबुध बधूटी। बार बार कुसुमावलि छूटी ॥**
**जहं तहं बिप्र वेद ध्वनि करहीं। बंदी बिरदावलि उच्चरहीं ॥ २ ॥**
**महि पाताल नाक यश ब्यापा। राम बरी सिय भंजेउ चापा ॥**
**करहिं आरती पुर नर नारी। देहिं निछावरि वृत्ति बिसारी ॥ ३ ॥**
**सोहत सीय राम की जोरी। छबि शृंगार मनहुं एक ठोरी ॥**
**सखी कहहिं प्रभु पद गहु सीता। करति न चरण परस अति भीता ॥ ४ ॥**

**અર્થ.**—મિથિલાનગરી અને આકાશમાં વાજાં વાગવા લાગ્યાં. જે દુષ્ટ જનો હતા, તે સર્વે ઝાંખા થઈ ગયા અને જે સંત પુરુષો હતા, તે પ્રફૂલ્લિત થયા તથા દેવતા, કિન્નર, નર, નાગ અને ઋષિઓ સર્વે જય જય શબ્દો ઉચ્ચારી આર્શીવાદ દેવા લાગ્યા. ॥ ૧ ॥ ગંધર્વની સ્ત્રીઓ ગાવા નાચવા લાગી; તથા વારંવાર પુષ્પવૃષ્ટિ થવા લાગી. બ્રાહ્મણો જ્યાં ત્યાં વેદધ્વનિ કરવા લાગ્યા, અને ભાટ લોકો વંશાવળિ બોલવા લાગ્યા. ॥ ૨ ॥ પૃથ્વી, પાતાળ અને સ્વર્ગમાં શ્રીરામચંદ્રજી ધનુષ ભાંગી સીતાજીને વર્યા, તે માટે સુકીર્ત્તિ વ્યાપી રહી. નગરવાસી સ્ત્રીપુરુષો પ્રભુની આરતી ઉતારવા લાગ્યાં અને પોતાની મિલકતનો હિસાબ ભૂલી જઈ નોછાવર કરવા લાગાં. ॥ ૩ ॥ જાણે શૃંગાર અને શોભા એકજ ઠેકાણે ભેળાં થયાં હોય, તેમ શ્રીરામજાનકીજીની જોડી શોભે છે. સખી સીતાજીને કહે છે કે, પ્રભુનાં ચરણારવિંદ ગ્રહણ કરો. પણ ભયથી સીતાજી પાદસ્પર્શ કરતાં નથી. ॥ ૪ ॥

**दो० गौतमतिय गति सुरति करि, नहिं परसति पद पानि ॥**
**मन बिहंसे रघुबंशमणि, प्रीति अलौकिक जानि ॥ २९४ ॥**

**અર્થ.**—ગૌતમસ્ત્રી અહલ્યા પથ્થરરૂપે હતી, તે સ્ત્રી બની ગઈ. તેમ હું સ્ત્રીમાંથી પથ્થર બની જાઉં તો? એમ ધારી અથવા શ્રીનારાયણે લક્ષ્મીજીને વચન આપ્યું હતું કે, હું બીજી સ્ત્રીને સ્પર્શ નહીં કરું, છતાં અહલ્યાને ચરણ લગાડી સ્પર્શ કર્યો તેથી, અથવા પોતાના હાથમાં અમુલ્ય નંગની વીંટી છે, તે નંગની સ્ત્રી બની જાય તો? એમ

ધારી ઘણા ભયથી ચરણસ્પર્શ કરતાં નથી. એવો અલૌકિક પ્રેમ જાણી શ્રીરામ મનમાં હસ્યા. ॥ ૨૯૪ ॥

चो० तब सिय देखि भूप अभिलाषे । क्रूर कुपूत मूढ मन भाषे ॥
उठि उठि पहिरि सनाह अभागे । जहं तहं गाल बजावन लागे ॥ १ ॥
लेहु छुडाय सीय कह कोऊ । धरि बांधहु नप बालक दोऊ ॥
तोरे धनुष काज नहिं सरई । जीवत हमहिं कुंवरि को बरई ॥ २ ॥
जो बिदेह कछु करै सहाई । जीतहु समर सहित दोउ भाई ॥
साधु भूप बोले सुनि बानी । राज समाजहि लाज लजानी ॥ ३ ॥
बल प्रताप बीरता बडाई । नाक पिनाकहि संग सिधाई ॥
सोई शूरताकि अब कहुं पाई । अस बुधि तव विधि मुंह मसि लाई ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે સીતાજીને જોઈ સારા રાજા રાજી થયા તથા જે કુટીલ, મૂર્ખ તથા વર્ણસંકર રાજાઓ હતા, તેઓ ઘણો ક્રોધ પામ્યા; અને તે અભાગ્યાઓએ ઉઠી ઉઠીને પોતાનાં બખ્તરો પહેરી લીધાં; તથા જ્યાં ત્યાં બકવાદ કરવા લાગ્યા. ॥ ૧ ॥ કોઈ કહેછે કે, આ બેઉ બાળકને બાંધી સીતાને છોડાવી લ્યો. ધનુષ તોડયું એટલે કંઈ કારજ સર્યું એમ કહેવાય નહીં. અમે જીવતા છતાં જાનકીને બીજો કોણ વરી શકે ? ॥ ૨ ॥ જો કદાચ જનક રાજા તેને મદદ કરશે તો, તેની સાથે આ બેઉ ભાઇને જિતી લઇશું. તે સાંભળી, જે ભક્ત રાજાઓ હતા તે બોલ્યા કે, તમારી લાજ તો આજ રાજસમાજમાં જ લૂંટાઈ ગઈ. ॥૩॥ તમારું બળ, પ્રતાપ, શૂરપણું અને મોટાઈ સર્વે ધનુષ તૂટયું, તેની સાથે તૂટયાં. હવે તમારી નકટી શૂરવીર બુદ્ધિનો એક ઉપાય છે તે એ કે, તમારાં મોઢાંને મેશ ચોપડી કાળાં કરી મૂકો, અથવા એવી તમારી બુદ્ધિ છે તો ફરીથી મોઢાંને મેશ લગાડો. ॥ ૪ ॥

दो० देखहु रामहिं नयन भरि, तजि ईर्षा मद मोहु ॥
लषण रोष पावक प्रबल, जानि शलभ जानि होहु ॥ २९५ ॥

**અર્થ.**—માટે મોહ, મદ અને અદેખાઈ છોડી શ્રીરામને નેત્રભરી જોઇ લો. નહીં તો વત્તું ઓછું કરવાથી પછી રખેને લક્ષ્મણજીના ક્રોધરૂપી અગ્નિમાં પતંગની પેઠે કયાંક બળી મરો. ॥ ૨૯૫ ॥

चो० नतेय बालि जिमि चह कागा । जिमि शश चहहिं नाग अरि भागा ॥
जिमि चह कुशल अकारण कोही । सुख संपदा चहहिं शिवद्रोही ॥ १ ॥
लोभी लोलुप कीरति चहई । अकलंकता कि कामी लहई ॥
हरिपद बिमुख परम गति चाहा । तस तुम्हार लालच नरनाहा ॥ २ ॥
कोलाहल सुनि सीय सकानी । सखी लिवाई गई जहं रानी ॥
राम स्वभाय चले गुरु पाहीं । सिय सनेह बरणत मन माहीं ॥ ३ ॥

**रानिन सहित शोच बश सीया । अबधौं बिधिहि कहा करणीया ॥**
**भूपवचन सुनि इत उत तकहीं । लषण राम डर बोलि न सकहीं ॥ ४ ॥**

**અર્થ.**—જો કાગડો ગરુડના બળીને ચહાય, જો સસલો સિંહના ભાગને ઇચ્છે, જો વિના સ્વાર્થે ક્રોધ કરનારો કલ્યાણની ઇચ્છા કરે, જો શિવદ્રોહી સર્વે સુખ સંપત્તિની ઉત્કંઠા રાખે, જેમ લોભી કે કંજુસને કીર્તિ મેળવવાની ઉત્કંઠા થાય અને કામી નિશ્કલંક થવા ધારે તો તેમ કાંઈ બની શકે? ન જ બને. વળી તે સઘળું તો શ્રીહરિનાં ચરણારવિંદથી વિમુખ જેમ પરમ ગતિને ઇચ્છતો હોય,-પણ તે ન મળે તેમ બધું વ્યર્થ છે. તેમ હે રાજાઓ! તમારી લાલચ પણ ફોકટ જ છે, ॥ ૧ ॥ ૨ ॥ એ રાજાઓનું બોલવું સાંભળી સીતાજી ચોંકયાં, ત્યારે તેમની સખીઓ તેમની માતુ સુનયના પાસે તેડી ગઇ અને શ્રીરામચંદ્રજી મનમાં સીતાજીના સ્નેહનું વર્ણન કરતા ભાઈની સાથે ગુરુ પાસે આવ્યા. ॥ ૩ ॥ પોતાની માતા સુનયના સાથે સીતાજી શોક વશ થઈ બોલ્યાં કે, કોણ જાણે વિધાતાને શું કરવું છે. હવે રાજાઓનાં એવાં વચન સાંભળી લક્ષ્મણજી આમ તેમ જુવે છે; પણ શ્રીરામના ડરથી કશું બોલી શકતાં નથી. ॥ ૪ ॥

**दो० अरुण नयन भृकुटी कुटिल, चितवत नृपन सकोप ॥**
**मनहुं मत्त गज गण निरखि, सिंह किशोरहि चोप ॥ २९६ ॥**

**અર્થ.**—લાલ આંખ ને વાંકી ભમરથી હાથીઓના યુથને જાણે ચંચળ સિંહનું બચ્ચું જોતું ન હોય? તેમ ક્રોધયુક્ત તે રાજાઓ તરફ જોવા માંડ્યા ॥ ૨૯૬ ॥

**चो० खरभर देखि विकल नर नारी । सब मिलि देहिं महीपनगारी ॥**
**तेहि अवसर सुनि शिवधनु भंगा । आये भृगुकुल कमल पतंगा ॥ १ ॥**
**देखि महीप सकल सकुचाने । बाज झपट जिमि लवा लुकाने ॥**
**गौर शरीर भूति भलि भ्राजा । भाल बिशाल त्रिपुंड बिराजा ॥ २ ॥**
**शीश जटा शशि बदन सुहावा । रिसि बश कछुक अरुण है आवा ॥**
**भृकुटी कुटिल नयन रिसि राते । सहजहुं चितवत मनहुं रिसाते ॥ ३ ॥**
**वृषभ कंध उर बाहु बिशाला । चारु जनेउ माल मृगछाला ॥**
**कटिमुनि बसन तूण दुइ बांधे । धनु शर कर कुठार कल कांधे ॥ ४ ॥**

**અર્થ.**—એવો ખળભળાટ જોઈ સઘળાં નરનારીઓ વ્યાકુળ થઈ ગયાં અને સર્વ રાજાઓને ગાળો દેવા મંડ્યાં, એટલામાં શિવનું ધનુષ ભાંગ્યું, એમ સાંભળી ભૃગુકુળરૂપી કમળ ઉપર સૂર્યરૂપ શ્રીપરશુરામજી પધાર્યા. ॥ ૧ ॥ તેમને જોતાં જ જેમ બાજની ઝપટથી તેતર પક્ષી છપી જાય, તેમ બધા રાજા સંકોચાઇને નીચું જોઈ ગયા. જેને ગોરે શરીરે સુંદર વિભૂતિ શોભે છે, જેમના વિશાળ ભાળમાં ત્રિપુંડ શોભે છે, ॥ ૨ ॥ જેના મસ્તક ઉપર મોટી જટા છે, અને શશી જેવું જેનું મુખ શોભે છે, જે મુખ ઉપર

રીસના પ્રયોગથી કાંઇક લાલાશ આવી રહી છે, વાંકી જેમની ભમર છે, અને ક્રોધથી જેમની આંખો લાલ થયેલી હોવાથી તે જાણે સહેજ રીસથી જોતા હોયની? એમ લાગે છે, ॥ ૩ ॥ બળદના જેવા મોટા ખભા અને પહોળી છાતી છે, વિશાળ બાહુ છે, સુંદર જનોઈ, માળા અને મૃગછાલ જેણે ધર્યાં છે, કમર ઉપર મુનિવસ્ત્રો પહેરી ઉપર બે ભાથાં જેણે બાંધ્યાં છે તથા હાથમાં ધનુષબાણ અને ખભે સુંદર ફરશી ઉપાડી છે, ॥૪॥

दो० शांत वेष करणी कठिन, बरणि न जाइ स्वरूप ॥
धरि मुनि तनु जनु बीररस, आये जहं सब भूप ॥ २९७ ॥

**અર્થ.**—જોવામાં શાંત વેષ, અને કરણી જેમની ઘણી કઠોર છે, તથા જેમના સ્વરૂપનું વર્ણન થઈ શકે નહીં, એવા પરશુરામજીએ જાણે સાક્ષાત્ વીરરસ જ ઋષિદેહ ધારણ કરી આવ્યો હોયની? તેની પેઠે જ્યાં રાજસભામાં સઘળા રાજાઓ બેઠા હતા, ત્યાં આવી ઉભા રહ્યા. ॥ ૨૯૭ ॥

चो० देखत भृगुपति वेष कराला । उठे सकल भय बिकल भुआला ॥
पितु समेत कहि कहि निज नामा । लगे करन सब दंड प्रणामा ॥ १ ॥
जेहि सुभाय चितवहिं हित जानी । सो जानै जनु आयु खुटानी ॥
जनक बहोरी आय शिर नावा । सीय बुलाय प्रणाम करावा ॥ २ ॥
आशिष दीन्ह सखी हरषानी । निज समाज लै गई सयानी ॥
बिश्वामित्र मिले पुनि आई । पदसरोज मेले दोउ भाई ॥ ३ ॥
राम लषण दशरथ के ढोटा । दीन्ह अशीश जानि भल जोटा ॥
रामहिं चितय रहे थकि लोचन । रूप अपार मार मद मोचन ॥ ४ ॥

**અર્થ.**—એવા ભયંકર વેષવાળા ભૃગુ ઋષિનો આવો ભયંકર વેષ જોઇને સર્વે રાજાઓ વ્યાકુળ થઈ ઉભા થયા તથા પોત પોતાનાં બાપનાં નામો કહી સઘળા દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. ॥ ૧ ॥ જેના સામે પરશુરામજી હેતથી સહેજ જૂવે, તે પણ જાણે હાય મારું આવી ખૂટયું એમ સમજે. પછી જનક રાજાએ આવી મસ્તક નમાવ્યું, અને સીતાજીને બોલાવી પ્રણામ કરાવ્યા. ॥ ૨ ॥ ત્યારે પરશુરામજીએ આશીશ દીધી, તેથી ચતુર સખી હર્ષ પામીને પોતાના સમાજમાં લઈ ગઈ. પછી વિશ્વામિત્ર આવીને મળ્યા તથા તે બેઉ ભાઇઓને તેમનાં ચરણકમળ પાસે મૂકયા ॥ ૩ ॥ અને બોલ્યા કે, આ રામ અને લક્ષ્મણ બે દશરથના પુત્ર છે. તે સુંદર જોડી જાણીને પરશુરામે આશીર્વાદ આપ્યો. શ્રીરામનું કામદેવના મદને ઉતારનારું અનુપમ રૂપ જોતાં જ તેમનાં નેત્રો સ્તંભી ગયાં. ॥ ૪ ॥

दो० बहुरि बिलोकि विदेह सन, कहहु कहा अति भीर ॥
पूंछत जान अजान जिमि, व्यापेउ कोप शरीर ॥ २९८ ॥

**અર્થ.**—પછી પરશુરામજીએ વિદેહ રાજા તરફ જોઈ જાણીતા છતાં અજાણ થઈ

પૂછ્યું કે, આ ભીડ શાની છે? એટલામાં ધનુષને તૂટેલું જોઈ તેના શરીરમાં બહુ કોપ વ્યાપી રહ્યો. ॥ ૨૯૮ ॥

चो० समाचार कहि जनक सुनाये । जेहि कारण महीप सब आये ॥
सुनत बचन फिरि अनत निहारे । देखे चाप खंड महि डारे ॥ १ ॥
अतिरिसि बोले बचन कठोरा । कहु जड जनक धनुष केहिं तोरा ॥
बेगि दिखाउ मूढ नतु आजू । उलटौं महि जहं लगि तव राजू ॥ २ ॥
अति डर उतर देत नृप नाहीं । कुटिल भूप हरषे मनमाहीं ॥
सुर मुनि नाग नगर नर नारी । शोचहिं सकल त्रास उर भारी ॥ ३ ॥
मन पछताति सीय महतारी । विधि संवारि सब बात बिगारी ॥
भृगुपति कर स्वभाव सुनिसीता । अर्द्ध निमेष कल्प सम बीता ॥ ४ ॥

અર્થ.—ત્યારે જે કારણ માટે સર્વે રાજાઓ આવ્યા હતા, તે વર્તમાન જનકરાજાએ કહી સંભળાવ્યા. તે વચન સાંભળતાં પૃથ્વીપર નાંખેલા ધનુષના બે કટકા ફરીને ઈર્ષાથી જોયા. ॥ ૧ ॥ અને ઘણી રીસથી કઠોર વચને બોલ્યા કે, હે જડ જનક! કહે, ધનુષ કોણે તોડયું? જેણે તોડયું હોય તેને જલદી દેખાડ. નહીં તો હે મૂઢ! આ (જ્યાં તારું રાજ્ય છે તે સઘળી) પૃથ્વીને ઉંધી વાળી દઈશ. ॥ ૨ ॥ તે પરશુરામજીનાં વચનો સાંભળી ઘણા ડરને લીધે રાજા કાંઈ પણ ઉત્તર આપી શકયો નહીં અને સઘળા ત્રાસ પામી મનમાં ઘણા શોચયુક્ત થયા. ॥ ૩ ॥ સીતાજીનાં માતુ મનમાં પસ્તાઈ બોલ્યાં કે, હે વિધિ! પ્રથમ વાત સુધારી ને પછી તે સઘળી કેમ બગાડી. હવે પરશુરામજીનો સ્વભાવ સાંભળી સીતાજીને અર્ધો નિમિષ કલ્પના જેવો ગયો. ॥ ૪ ॥

दो० सभय बिलोके लोग सब, जानि जानकी भीर ॥
हृदय न हर्ष बिषाद कछु, बोले श्रीरघुवीर ॥ २९९ ॥

અર્થ.—જાનકીજીને દુઃખી જાણી તથા સર્વ લોકને ભયભીત જોઈ હૃદયમાં કાંઈ પણ હર્ષ શોક વગર શ્રીરઘુનાથજી બોલ્યા, ॥ ૨૯૯ ॥

चो० नाथ शंभुधनु भंजन हारा । होइहि कोउ येक दास तुम्हारा ॥
आयसु कहा कहिय किन मोही । सुनि रिसाय बोले मुनि कोही ॥ १ ॥
सेवक सो जो करै सेवकाई । अरि करणी करि करिय लराई ॥
सुनहु राम जेहिं शिव धनु तोरा । सहसबाहु सम सो रिपु मोरा ॥ २ ॥
सो बिलगाइ बिहाइ समाजा । नतु मारे जैहैं सब राजा ॥
सुनि सुनि बचन लखण मुसुकाने । बोले परशुधरहि अपमाने ॥ ३ ॥
बहु धनुहीं तोरे लरिकाईं । कबहुं न अस रिसि कीन्ह गुसाईं ॥
यहि धनुपर ममता केहि हेतू । सुनि रिसाय कह भृगुकुलकेतू ॥ ४ ॥

**અર્થ.**—હે નાથ! શંભુના ધનુષનો તોડનારો આપનો કોઇક દાસ જ હશે! આપની આજ્ઞા શું છે તે કાં નથી કહેતા? મને કહો. તે સાંભળી ક્રોધી ઋષિ પરશુરામજી રીસથી બોલ્યા કે, સેવક તો એ કે જે સેવા કરે, પણ લડાઈ કરીને જે દુશ્મનની કરણી કરે, તે કાંઈ સેવક કહેવાય નહીં. હે રામ! સાંભળ, જેણે શિવધનુષ તોડયું, તે સહસાર્જુનસમ શત્રુ છે. ॥ ૧ ॥ ૨ ॥ માટે તેને આ સભામાંથી નોખો કરી ઉભો રાખો, નહીં તો બધા રાજા માર્યા જશે. એવાં ઋષિનાં વચન સાંભળી લક્ષ્મણજી હસ્યા અને પરશુરામજીને અપમાન યુક્ત વચનો કહ્યાં. ॥ ૩ ॥ મેં [1]નાનપણમાં આવાં ઘણાં ધનુષ તોડી નાંખ્યાં. તે વખત તો કયારે પણ હે ગુસાઈ! આપે આવો ક્રોધ કર્યો નહોતો; અને આ ધનુષ ઉપર એટલી બધી મમતા શા માટે છે? તે સાંભળી ભૃગુકુળમાં ધ્વજારૂપ પરશુરામજી ખીજાઇને બોલ્યા; ॥ ૪ ॥

दो० रे नृप बालक काल बश, बोलत तोहि न संभार ॥
धनुहि सम त्रिपुरारिधनु, बिदित सकल संसार ॥ ३०० ॥

**અર્થ.**—હે રાજપુત્ર! તું વગર વિચાર્યાં વાકયો બોલે છે, તેથી કાળવશ થઇશ, તેની તને કાંઈ પણ સંભાળ નથી. શું સઘળાં ધનુષોની બરોબર આ જગત પ્રસિદ્ધ શિવધનુષ છે? અથવા તે તો સઘળાં સાધારણ ધનુષ હતાં, પણ આ તો મારા ગુરુ સદાશિવનું જગતપ્રસિદ્ધ ધનુષ છે. ॥ ૩૦૦ ॥

चो० लखण कहा हंसि हमरे जाना । सुनहु देव सब धनुष समाना ॥
का क्षति लाभ जीर्ण धनु तोरे । देखा राम नेन के कोरे ॥ १ ॥
छुवत टूट रघुपतिहिं न दोपू । मुनि बिनु काज करिय कत रोषू ॥
बोले चितय परशुकी ओरा । रे शठ सुनेसि प्रभाव न मोरा ॥ २ ॥
बालक जानि बधौं नहिं तोहीं । केवल मुनि जड जानेसि मोहीं ॥
बाल ब्रह्मचारी अति कोही । विश्व विदित क्षत्री कुल द्रोही ॥ ३ ॥
भुजबल भूमि भूप बिनु कीन्ही । बिपुल बार महिदेवन दीन्ही ॥
सहसबाहु भुज छेदन हारा । परशु बिलोकु महीप कुमारा ॥ ४ ॥

**અર્થ.**—લક્ષ્મણજી હસીને બોલ્યા, એ તો અમે જાણીએ છિયે; પણ હે દેવ! સાંભળો. સઘળાં ધનુષ સમાન છે. આ જૂનું ધનુષ તોડવાથી અમને શું પૃથ્વીમાં લાભ થયો? શ્રીરામચંદ્રજીએ વાંકી નજરે જોઇ તેને અડતાં જ તૂટી પડયું, તેમાં એમનો શો દોષ છે? હે ઋષિ! શા માટે વિનાસ્વાર્થે કોપ કરો છો? ત્યારે પરશુરામજી ફરશી તરફ

---

૧. સદાશિવનાં સઘળાં ધનુષ્યો પરશુરામજી પાસે હોવાથી તેનો નાશ કરવા દેવતાઓએ વિચાર કરી શેષજીને બાળક અને પૃથ્વીને માતા બનાવી ભ્રગુપતિ પાસે બાળકને ભણાવવા માટે મોકલ્યા. તેને (બાળકને) શ્રાપ ન આપવાનું પૃથ્વીએ પરશુરામજી પાસે વચન માગી શેષજીને ત્યાં રાખ્યા. તેણે ધનુર્વિદ્યા શીખવી વખત ધીરેધીરે સર્વ ધનુષ તોડી નાંખ્યાં (લક્ષ્મણજી શેષનો અવતાર છે.) તેથી એમ બોલ્યા.

જોતાં બોલ્યા, હે મૂર્ખ! તેં મારો પ્રભાવ સાંભળ્યો નથી? ॥૧॥૨॥ તું શું મને બીજા મુનિઓ જેવા મૂઢ સમજે છે? હું તને બાળક જાણી મારતો નથી, હું બાળબ્રહ્મચારી, વળી ઘણો ક્રોધી અને જગત્ પ્રસિદ્ધ ક્ષત્રીના કુળનો દ્રોહી છું. મેં મારા ભુજબળથી પૃથ્વીને રાજા વગરની કરી. તે ભૂમિ ઘણીવાર ભૂદેવ (બ્રાહ્મણો) ને દીધી છે. હે કુંવર! સહસ્ર બાહુની ભુજાઓનું નિકંદન કરનાર મારી આ ફરસી જોઈ છે? ॥ ૩ ॥ ૪ ॥

**दो० मातु पितहि जनि शोचबश, करसि महीप किशोर ॥**
**गर्भन के अर्भकदलन, परशु मोर अति घोर ॥ ३०१ ॥**

**અર્થ.**—હે રાજકુમાર! તું શું એને તારાં માબાપને શોચ વશ કરે? મારી આ ઘણી ઘોર ફરશી ગર્ભવંતી રાજરાણીઓના ગર્ભના મૂળનો પણ નાશ કરે એવી છે. ॥ ૩૦૧ ॥

**चो० बिहंसि लखण बोले मृदुबानी । अहो मुनिश महा भट मानी ॥**
**पुनि पुनि मोहिं देखाव कुठारा । चहत उडावन फूंकि पहारा ॥ १ ॥**
**यहां कुह्मड बतिया कोउ नाहीं । जो तर्जनि देखत दरि जाहीं ॥**
**देखि कुठार शरासन बाना । मैं कछु कहा सहित अभिमाना ॥ २ ॥**
**भृगुकुल समझि जनेउ बिलोकी । जो कछु कहहु सहौं रिसि रोंकी ॥**
**सुर महिसुर हरिजन अरुगाई । हमरे कुल इन पर न शुराई ॥ ३ ॥**
**बधे पाप अपकीरति हारे । मारत हूं पां परिय तुह्मारे ॥**
**कोटि कुलिश सम बचन तुह्मारा । वृथा धरहु धनु बाण कुठारा ॥ ४ ॥**

**અર્થ.**—ત્યારે લક્ષ્મણજી હસીને બોલ્યા કે, હે બ્રહ્મર્ષિ! આપ પોતાને મહાયોધા સમજી મને વારંવાર ફરશી બતાવો છો. ॥૧॥ પણ અહીં કોઈ રીસામણીનું ઝાડ નથી; જે તર્જની આંગળી જોઈ સંકોચાઈ જશે. આ આપનો કુહાડો અને ધનુષબાણ જોઈ મેં અહંકારથી જે કાંઈ કહ્યું, તે ક્ષમા કરશો. ॥ ૨ ॥ આપને ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણ જાણી તથા આપને ખભે જનોઈ જોઈ, જે કહોછો તે હું રીસને રોકી રાખી સહન કરું છું. કારણ કે, દેવતા, બ્રાહ્મણો, પ્રભુભક્તો અને ગાયની ઉપર અમારા કુળનું શૂરવીરપણું ચાલતું નથી. ॥ ૩ ॥ સબબ કે, તેઓનો વધ કરવાથી પાપ લાગે અને અપકીર્તિ થાય, તેથી તેમનાથી તો અમે હાર્યા જ છિયે. જો કદાચ આપ અમને મારો તો પણ, અમે આપને પગે લાગીએ, એવો અમારો ધર્મ જ છે. નહીં તો આપનાં વચનામૃતો તો કરોડ વજ્રના જેવાં કઠોર છે. આપ આ ધનુષબાણ અને કુહાડો ફોકટ ધારણ કરો છો. ॥ ૪ ॥

**दो० जो बिलोकि अनुचित कह्यउं, क्षमहु महा मुनि धीर ॥**
**सुनि सरोष भृगुवंशमणि, बोले गिरा गंभीर ॥ ३०२ ॥**

**અર્થ.**—હવે તે જોઈ, જે મારાથી ગેરવ્યાજબી કહેવાઈ ગયું છે, તેની હે ધીરમતિવાળા મુનિ! મને ક્ષમા કરજો. તે સાંભળી ભૃગુકુળમાં મણિરૂપ પરશુરામજી ગંભીર વાણીથી બોલ્યા; ॥ ૩૦૨ ॥

चो० कौशिक सुनहु मंद यह बालक । कुटिल कालबश निज कुल घालक ॥
भानुबंश राकेश कलंकू । निपट निरंकुश अबुध अशंकू ॥ १ ॥
काल कवल होइहि क्षण माहीं । कहौं पुकारि खोरि मोहिं नाहीं ॥
तुम हटकहु जो चहहु उबारा । कहि प्रताप बल रोष हमारा ॥ २ ॥
लखण कहा मुनि सुयश तुम्हारा । तुमहिं अछत को बरणै पारा ॥
अपने मुख तुम आपनि करणी । बार अनेक भांति बहु बरणी ॥ ३ ॥
नहिं संतोष तो पुनि कछु कहहू । जनि रिसि रोंकि दुसह दुख सहहू ॥
बीर वृत्ति तुम धीर अक्षोभा । गारी देत न पावहु शोभा ॥ ४ ॥

**અર્થ.**—હે વિશ્વામિત્ર! સાંભળો. આ છોકરો અક્કલ વગરનો, નીચ અને પોતાના કુળનું સત્યાનાશ કાઢવાવાળો છે. હવે તે મરવાનો થયો છે. સૂર્યવંશરૂપી ચંદ્રમામાં આ કલંકરૂપ છે. કારણ કે, તે નફ્ટ, મૂર્ખ, બેશરમ અને બીકવગરનો છે. ॥૧॥ માટે તમે એને જો ઉગારવા ચહાતા હો તો, તેને મારો પ્રતાપ, બળ અને ક્રોધ સમજાવીને વારો. નહીં તો તે એક ક્ષણમાં કાળનો કોળીઓ થઈ જશે, એમાં પછી મને દોષ નથી! તે હું પોકારીને કહું છું. ॥ ૨ ॥ ત્યારે લક્ષ્મણજીએ કહ્યું કે, હે ઋષિ! આપની કીર્તિ આપ જ ગાઓછો, તેને બીજા કોણ વર્ણવીને પાર પામે? આપે પોતાનાં કૃત્યો પોતાને મોઢે અનેક રીતે ઘણીવાર વખાણ્યાં;॥ ૩ ॥ તેમ છતાં હજુ પણ સંતોષ ન થયો હોય તો ફરી કંઇક વધારે કહો. રખેને રીસને રોકી અસહ્ય દુઃખ વેઠતા. આપ વીરવૃત્તિવાળા, ધીર અને કલેશ રહિત છતાં ગાળો આપો છો, તેથી કંઈ શોભા પામતી નથી. ॥ ૪ ॥

दो० शूर समर करणी करहीं, कहि न जनावहिं आपु ॥
विद्यमान रण पाइ रिपु, कायर कथहिं प्रलापु ॥ ३०३ ॥

**અર્થ.**—શૂરવીર પુરુષો યુદ્ધમાં પોતાનું કાર્ય કરે છે; પણ તેઓ મોઢેથી કહી બતાવતા નથી. પણ કાયર નર જ્યારે રણમાં રિપુને ઉભો દેખે છે, ત્યારે પોતાનો પ્રતાપ કહેવા બકવાદ માંડેછે. ॥ ૩૦૩ ॥

चो० तुम तौ काल हांकि जनु लावा । बार बार मोहिं लागि बुलावा ॥
सुनत लखण के बचन कठोरा । परशु सुधारि धरेउ कर घोरा ॥ १ ॥
अब जनि देहु दोष मोहिं लोगू । कटु बादी बालक बध योगू ॥
बाल बिलोकि बहुत मैं बाचा । अब यह मरण हारे भा सांचा ॥ २ ॥
कौशिक कहा क्षमिय अपराधू । बालदोष गुण गणहिं न साधू ॥
कर कुठार मैं अकरण कोही । आगे अपराधी गुरु द्रोही ॥ ३ ॥

उतर देत छाडौं विनु मारे । केवल कौशिक शील तुह्मारे ॥
नतु इहि काटि कुठार कठोरे । गुरुहि उऋण होतेउं श्रम थोरे ॥ ४ ॥

**અર્થ.**—આપ તો જાણે કાળને સાથે જ હાંકી લાવ્યા છો, તે વારંવાર મારાસારુ બોલાવો છો. એવી રીતિનાં લક્ષ્મણજીનાં કઠોર વચનો સાંભળી પોતાની ઘોર ફરશી સજ્જ કરી પરશુરામજી ધારણ કરી બોલ્યા કે, ॥ ૧ ॥ હે મનુષ્યો! હવે કોઈ મને રખેને દોષ દેતા. કારણ કે, કડવું બોલનાર આ છોકરો મારવા લાયક જ છે. મેં બાળક જોઈ તેને ઘણો બચાવ્યો; પણ હવે આ ખરેખર મરવાવાળો થયો છે. ॥ ૨ ॥ ત્યારે કૌશિકમુનિએ કહ્યું કે, હે પરશરામ પ્રભુ! તેનો અપરાધ ક્ષમાકરો. સંતપુરુષો બાળકોના ગુણદોષ ગણતા નથી. ત્યારે ભાર્ગવમુનિ બોલ્યા કે, મારા શરીરમાં અત્યંત ક્રોધ વ્યાપી ગયો છે, હાથમાં કુહાડો ઉપાડી તૈયાર કર્યો છે અને વળી આગળ મારો ગુરુદ્રોહી ઉભો છે, ॥ ૩ ॥ તેમ તે પાછો સામા ઉત્તર આપે છે; માટે માર્યા વગર છોડું નહીં. પણ હે વિશ્વામિત્ર! કેવળ તમારી નીતિ જોઇને તેને છોડું છું. નહીંતર એને આ કઠોર ફરશીથી કાપી થોડી મહેનતે ગુરુના ઋણથી મુક્ત કરી દેત. ॥ ૪ ॥

दो० गाधिसुवन कह हृदय हसि, मुनिहि हरिअरि सूझ ॥
अजगव खंडेउ ऊख जिमि, अजहुं न बूझ अबूझ ॥ ३०४ ॥

**અર્થ.**—તે સાંભળી વિશ્વામિત્રે મનમાં હસીને વિચાર્યું કે, શ્રીહરિ મુનિને શત્રુ જેવા ભાસે છે, પણ તે અજાણથી હજી નથી જાણતા, કે જેમણે વજ્ર જેવું શિવધનુષ શેરડીની પેઠે તોડી નાંખ્યું, તેને હું કેમ પહોંચી શકીશ. ॥ ૩૦૪ ॥

चो० कहेउ लषण मुनि शील तुह्मारा । को नहिं जान विदित संसारा ॥
मातहिं पितहिं उऋण भये नीके । गुरु ऋण रहा शोचबडजीके ॥ १ ॥
सो जनु हमरे माथे काढा । दिन चलि गये ब्याज बहु बाढा ।
अब आनिय ब्यवहरिया बोली । तुरत देब मैं थैली खोली ॥ २ ॥
सुनि कटु बचन कुठार सुधारा । हा हा कहि सब लोग पुकारा ॥
भृगुवर परशु देखावहु मोही । बिप्र बिचारि बचौं नृप द्रोही ॥ ३ ॥
मिले न कबहुं सुभट रणगाढे । द्विज देवता घरहि के बाढे ॥
अनुचित कहि सब लोग पुकारे । रघुपति सैनहि लषण निवारे ॥ ४ ॥

**અર્થ.**—વળી લક્ષ્મણજી બોલ્યા કે, હે ઋષિ! આપનું શીળ કોણ નથી જાણતું? આખું જગત્ જાણેછે. માબાપના ઋણમાંથી તો સારા મુક્ત થયા. હવે ગુરુનું ઋણ રહ્યું છે, તેનો બહુ શોચ થતો હશે. ॥ ૧ ॥ માટે તે જાણે અમારા ઉપર કાઢ્યો, પણ તેને ઘણા દિવસ થઈ ગયા, તેથી વ્યાજ વધી ગયું હશે, માટે હવે એક સારો વેપારી બોલાવી આણો, એટલે હું કે જે, આ વખત કોથળીનું મોઢું છોડીને બેઠો છું, તે ઝટ ચૂકાવી દઈશ. ॥ ૨ ॥ એવાં કડવાં વચનો સાંભળી ભાર્ગવ મુનિએ ફરશી સજ્જ કરી,

તેથી હું! હું! કહીને સર્વે લોકોએ પોકાર કરી મૂક્યો, જેથી પાછા લક્ષ્મણજી બોલ્યા કે, ભૃગુકુળમાં ઉત્તમ હે પરશુરામ! મને શું તમે કુહાડો બતાવો છો? રાજાઓના દ્રોહી છતાં બ્રાહ્મણ છો માટે બચો છો. નહીં તો ક્યારનાં ખોખાં ઉડી ગયાં હોય. ॥ ૩ ॥ હે મહારાજ! તમને રણભૂમિ વચ્ચે હજી કોઈ પૂરો લડવૈયો મળ્યો નથી. હે બ્રહ્મદેવ! આજ દિવસ સૂધી ઘરમાં જ વધી મોટા થયા છો. આ સર્વે બાબત અયોગ્ય થાય છે, એમ કહી જનક રાજા પોકાર્યા, ત્યારે રઘુપતિએ ઇશારાથી લક્ષ્મણજીને વાર્યા. ॥ ૪ ॥

**दो० लषण उतर आहुति सरिस, भृगुवर कोप कृशानु ॥**
**बढत देखि जल सम बचन, बोले रघुकुलभानु ॥ ३०५ ॥**

**અર્થ.**—પરશુરામજીના ક્રોધાગ્નિમાં લક્ષ્મણજીના જવાબોરૂપી ઘીની આહુતિઓ દેવાઈ તેનો વધારો થતો જોઈ, રઘુકુળમાં સૂર્યરૂપ શ્રીરામચંદ્રજી તે આગ ઓલવવા જળરૂપ શીતળ વચનો બોલ્યા; ॥ ૩૦૫ ॥

**चो० नाथ करहु बालक पर छोहू । शुद्ध दूध मुख करिय न कोहू ॥**
**जो पै प्रभु प्रभाव कछु जाना । तौंकि बराबरि करत अयाना ॥ १ ॥**
**जो लरिका कछु अनुचित करहीं । गुरु पितु मातु मोद मन भरहीं ॥**
**करिय कृपा शिशु सेवक जानी । तुम सम शील धीर मुनि ज्ञानी ॥ २ ॥**
**राम बचन सुनि कछुक जुडाने । कहि कछु लषण बहुरि मुसुकाने ॥**
**हसत देखि नख शिख रिसि व्यापी । राम तोर भ्राता बड पापी ॥ ३ ॥**
**गौर शरीर श्याम मन माहीं । कालकूट मुख पयमुख नाहीं ॥**
**सहज टेढ अनुहरै न तोहीं । नीच मीच सम लखै न मोहीं ॥ ४ ॥**

**અર્થ.**—હે નાથ! બાળકપર દયા કરો. હજી એના મોઢા ઉપર ચોખ્ખું દૂધ છે; માટે તેના બોલવા સામું જોઈ ક્રોધ કરો નહીં. હે પ્રભુ! જો તેણે આપનો પ્રભાવ જાણ્યો હોત, તો કાંઈ આપની બરાબરી કરી બોલત? ॥ ૧ ॥ જો છોકરાં કાંઇપણ અયોગ્ય કામ કરે છે, તોપણ ગુરુ અને માબાપ મનમાં ખીજતાં નથી; પણ આનંદયુક્ત થાય છે. માટે આપનો બાળ સેવક જાણી કૃપા કરો. હે મુનિ! આપના જેવો નીતિ, ધીર અને જ્ઞાનવાન્ બીજો કોણ હશે? ॥૨॥ રામચંદ્રજીનાં એવાં વચન સાંભળી કાંઇક ટાઢા થયા. તો વળી ફરી વખત લક્ષ્મણજી કાંઈ કહીને હસ્યા, એટલે તેમને હસતા જોઈ પરશુરામજીને વળી નખથી શિખ સૂધી રીસ વ્યાપી ગઈ અને બોલ્યા કે, હે રામ! તારો ભાઈ મોટો પાપી છે. ॥ ૩ ॥ તેનું શરીર ઘણું સફેત છે, પણ મનમાં ઘણી કાળાશ છે. એનું મોઢું દૂધીયું નહીં પણ ઝેરીયું છે, તે સહજ વાંકો છે અને તને ગણકારતો પણ નથી, તેમ નીચ ઝેરીની પેઠે મને પણ લેખતો નથી. ॥ ૪ ॥

**दो० लषण कहेउ हसि सुनहु मुनि, क्रोध पाप कर मूल ॥**
**जेहि बश जन अनुचित करहिं, चरहिं विश्व प्रतिकूल ॥ ३०६ ॥**

**અર્થ.**—ત્યારે લક્ષ્મણુજી હસીને બોલ્યા, હે ઋષિરાજ! સાંભળો. ક્રોધ એ પાપનું મૂળ છે. જે માણુસ ક્રોધને વશ થાય, તે ગેરવ્યાજબી કામ કરે અને જગતથી ઉલટો ચાલે. ૩૦૬

**ચો૦** मैं तुह्मार अनुचर मुनिराया । परिहरि कोप करिय अब दाया ॥
टूट चाप नहिं जुरहि रिसाने । बैठिय होइहि पांय पिराने ॥ १ ॥
जो अति प्रिय तो करिय उपाई । जोरिय कोउ बड गुणी बुलाई ॥
बोलत लखणहि जनक डराहीं । मष्ट करहु अनुचित भल नाहीं ॥ २ ॥
थर थर कांपहिं पुर नर नारी । छोट कुमार खोट अति भारी ॥
भृगुपति सुनि सुनि निर्भय बानी । रिसि तनु जरै होय बल हानी ॥ ३ ॥
बोले रामहिं देइ निहोरा । बचौ बिचारि बंधु लघु तोरा ॥
मन मलीन तनु सुंदर कैसे । बिषरस भरा कनक घट जैसे ॥ ४ ॥

**અર્થ.**—હે મુનિરાય! હુ આપનો અનુચર છું; માટે હવે કોપ છોડી દયા કરીએ. ધનુષ તૂટયું, તે રીસ કરેથી સંધાશે નહીં; તેથી હવે બિરાજીએ. નહીં તો આપનાં ચરણારવિંદ દુખશે. ॥ ૧ ॥ જો આપને તે ધનુષ ઘણું પ્રિય હોય તો એક ઉપાય કરો. તે એ કે, કોઈ મોટા ગુણીને બોલાવી સંધાવી લ્યો. હે ગિરિજા! એવાં લક્ષ્મણુજીનાં વચન સાંભળી જનકે ડરીને કહ્યું કે, હવે માફ કરો. આ ઘણું ગેરવ્યાજબી છે, ભલું નથી. ॥ ૨ ॥ તેમ પુરવાસી સ્ત્રીપુરુષો પણુ થર થર કંપવા લાગ્યાં, અને બોલ્યાં કે, આ નાના કુંવરમાં બહુ ભારે ખોડ છે. લક્ષ્મણુજીની નિર્ભય વાણી સાંભળીને પોતાના બળની હાનિ થાય છે, એમ સમજી ભૃગુપતિનું શરીર રીસથી બળ્યા કરે છે. ॥ ૩ ॥ પછી તે શ્રીરામચંદ્રજીને માન આપી બોલ્યા કે, આને તારો નાનો ભાઈ જાણીને બચાવું છું, પણુ એ તો કેવો છે કે, જાણે સોનાનો ઘડો ઝેરથી ભર્યો હોયની? તેની પેઠે શરીરે સુંદર ને મનનો મેલો છે. ॥ ૪ ॥

**દો૦** सुनि लक्ष्मण बिहसे बहुरि, नयन तरेरे राम ॥
गुरु समीप गवने सकुचि, परिहरि बाणी बाम ॥ ३०७ ॥

**અર્થ.**—તે સાંભળી લક્ષ્મણુજી હસ્યા, ત્યારે શ્રીરામચંદ્રજીએ આંખથી ડરાવ્યા, તેથી અવળું બોલવું છોડી સંકોચથી ગુરુ પાસે ગયા. ॥ ૩૦૭ ॥

**ચો૦** अति बिनीत मृदु शीतल बाणी । बोले राम जोरि युग पाणी ॥
सुनहु नाथ तुम सहज सुजाना । बालक बचन करिय नहिं काना ॥ १ ॥
बररेंहि बालक एक सुभाऊ । इनहिं न संत बिदूषहिं काऊ ॥
तिन नाहीं कछु काज बिगारा । अपराधी मैं नाथ तुह्मारा ॥ २ ॥
कृपा कोप बध बंध गुसाईं । मोपर करिय दास की नाईं ॥
कहिय बेगि जेहि बिधि रिसि जाई । मुनिनायक सोइ करिय उपाई ॥ ३ ॥

कह मुनि राम जाइ रिसि कैसे । अजहुं बंधु तव चितव अनैसै ॥
इहि के कंठ कुठार न दीन्हा । तौ मैं कहा कोप करि कीन्हा ॥ ४ ॥

**અર્થ.**—શ્રીરામચંદ્રજી પોતાના બેઉ હાથ જોડી ઘણી નમ્રતાપૂર્વક, શીતળ વાણી બોલ્યા કે, નાથ! સાંભળો; બાળકનાં વચનો કાને ધરીએ નહીં. ॥ ૧ ॥ એક બાળક અને બીજો ગાંડા સ્વભાવવાળો જે હોય, તેને કોઈ સત્પુરુષો દૂષણ દેતા નથી. હે નાથ! એણે કાંઈ આપનું કાર્ય વણસાડયું નથી, પણ આપનો અપરાધી તો હું જ છું. ॥ ૨ ॥ હે ગુસાઈ! જોઇએ તો મારાપર કૃપા કરો, જોઇએ તો કોપ કરો, જોઇએ તો વધ કરો અને જોઇએ તો બાંધો. જેમ ગમે તેમ દાસો ઉપર વાપરવાની રીત કરો. જે પ્રમાણે આપની રીસ જાય, તે ઉપાય જલદીથી કહો, કે તે પ્રમાણે અમે કરીએ. ॥ ૩ ॥ ત્યારે પરશુરામજી બોલ્યા કે, હે રામ! રીસ કેમ જાય? હજી તારો ભાઈ અણખથી જૂવે છે. એના કંઠમાં જ્યાંસૂધી કુહાડો નથી માર્યો, ત્યાંસૂધી મેં કોપ કરીને શું કર્યું?॥૪॥

दो० गर्भ श्रवहिं अवनिप रवनि, सुनि कुठार गति घोर ॥
परशु अछत देखौं जियत, वैरी भूपकिशोर ॥ ३०८ ॥

**અર્થ.**—પછી વિચાર કરે છે કે, આ મારી ઘોર ફરશી સાંભળી રાજારાણીઓના ગર્ભ સ્રવી જાય છે, તે ફરશી મારા હાથમાં હયાત છતાં હું મારો વેરી અને વળી રાજકુંવર જીવતો જોઉં છું; ॥ ૩૦૮ ॥

चो० वहै न हाथ दहै रिसि छाती । भा कुठार कुंठित नृप घाती ॥
भयउ वाम विधि फिर्‌यउ सुभाऊ । मोरे हृदय कृपा कस काऊ ॥ १ ॥
आजु दैव दुख दुसह सहावा । सुनि सौमित्र विहंसि शिरनावा ॥
वाउ कृपा मूरति अनुकूला । बोलत बचन झरत जनु फूला ॥ २ ॥
जौं पै कृपा जरै मुनि गाता । क्रोध भये तनु राखु बिधाता ॥
देखु जनक हठि बालक एहू । कीन्ह चहत जड़ यमपुर गेहू ॥ ३ ॥
बेगि करहु किन आंखिन ओटा । देखत छोट खोट नृप ढोटा ॥
बिहंसे लषख कहा मुनि पाहीं । मूंदिय आंखि कतहुं कोउ नाहीं ॥ ४ ॥

**અર્થ.**—છતાં રીસથી છાતી બળે છે અને હાથ ચાલતો નથી! આ ફરશી રાજાઓનો ઘાત કરવાથી ખંડિત થઈ છે? કે મારો વિધિ અવળો થયો? કે મારો સ્વભાવ ફરી ગયો? મારા હૃદયમાં કૃપા કેવી? ॥ ૧ ॥ આજ મને પ્રારબ્ધે અસહ્ય દુઃખ વેઠાવ્યું. તે સાંભળી સુમિત્રાસુતે (લક્ષ્મણજીએ) મસ્તક નમાવી કહ્યું કે, આપના સ્વરૂપમાં રહેલી કૃપાની અનુકૂલતારૂપી વાયુના પ્રયોગથી જે વચનો બોલો છો, તે જાણે ફૂલ ઝરતાં હોય નહીં? એમ લાગે છે. હે મુનિ! જો કદાચ આપમાં કૃપા ન હોય, તો આપનો દેહ ક્રોધાગ્નિથી બળી જાય. આજ દિવસ સૂધી એમ ન થવાનું કારણ એ કે,

બ્રહ્માજીએ તમારા શરીરનું રક્ષણ કર્યું. ॥ ૨ ॥ ત્યારે વળી ભાર્ગવ ઋષિ બોલ્યા કે, હે જનક! આ હઠી છોકરાને જૂવો. હવે તે મૂર્ખ યમરાજાને ઘેર જવાની ઇચ્છા કરે છેના ? ॥ ૩ ॥ આ રાજકુંવર દેખીતો નાનો છે; પણ ઘણો લુચ્ચો છે. તેને તમે મારી નજરથી આઘો કાં નથી કરતા ? તે સાંભળી લક્ષ્મણજી ઋષિસામે હસીને બોલ્યા કે, આપ જ આંખ વીંચી જાઓની, એટલે હું તો શું! પણ આટલામાંથી કોઈ જાણે કયાંય પણ નથી એમ થઈ જશે. એટલે પછી મને છેટો નહીં કરવો પડે. ॥ ૪ ॥

दो० परशुराम तब राम प्रति, बोले बचन सक्रोध ॥
शंभुशरासन तोरि शठ, करसि हमार प्रबोध ॥ ३०९ ॥

**અર્થ.**—ત્યારે પરશુરામ જ શ્રીરામ પ્રત્યે ક્રોધયુક્ત વચનોથી બોલ્યા કે, હે જડ! શંભુચાપ તોડીને વળી અમને જ બોધ કરે છે? ॥ ૩૦૯ ॥

चौ० बंधु कहैं कटु संमत तोरे । तू छल बिनय करसि कर जोरे ॥
करु परितोष मोर संग्रामा । नाहिंत छांडु कहाउब रामा ॥ १ ॥
छल तजि करहु समर शिवद्रोही । बंधु सहित नतु मारौं तोही ॥
भृगुपति तमकि कुठार उठाये । मन मुसुकाहिं राम शिर नाये ॥ २ ॥
गुणहु लखण कर हम पर रोषू । कतहुं सुधाइहु ते बड दोषू ॥
टेड जानि शंका सब काहू । वक्र चंद्रमहि ग्रस न राहू ॥ ३ ॥
राम कहा रिस तजिय मुनीशा । कर कुठार आगे यह शीशा ॥
जेहि रिस जाइ करिय सोइ स्वामी । मोहिं जानि आपन अनुगामी ॥ ४ ॥

**અર્થ.**—તારો ભાઈ જે કડવાં કડવાં વચનો બોલે છે, તેમાં તારો મત છતાં તું છળભેદથી હાથ જોડી વિનય કરે છે. માટે મારી સાથે લડીને મને સંતોષ પમાડ અને નહીં તો "રામ" એવું નામ કહેવડાવવું છોડી દે. ॥ ૧ ॥ હે શિવદ્રોહી! કપટ છોડીને લડાઈ કર, નહીં તો તારા ભાઈ સાથે તને મારી નાંખીશ. એમ કહી પરશુરામજીએ ક્રોધથી ફરશી ઉપાડી ત્યારે શ્રીરામચંદ્રજીએ ગાલમાં હસીને મસ્તક નમાવ્યું. ॥ ૨ ॥ પછી બોલ્યા કે, અપરાધ લક્ષ્મણજીનો અને કોપ મારાપર કરો છો, તેમાં આપનો વાંક નથી. જ્યાં ત્યાં પાંસરાને જ મોટો દોષ દેવાય છે; પણ વાંકાથી તો સર્વ કોઈ ડરે છે. જૂવો ને વાંકો ચંદ્રમા છે તેને રાહુ ગ્રહણ કરતો નથી, પણ પૂર્ણિમાના પાંસરા ચંદ્રમાને પકડે છે. ॥ ૩ ॥ એમ કહી શ્રીરામ પ્રભુ બોલ્યા કે, હે ઋષિરાજ! આપના કરમાંહેલા કુહાડા આગળ આ મારું મસ્તક હાજર છે. હે સ્વામિન્! મને આપનો સેવક જાણી, જેમ આપની રીસ જાય તેમ કરો. ॥ ૪ ॥

दो० प्रभुहिं सेवकहिं समर कस, तजहु बिप्र बर रोष ॥
बेष बिलोकि कहेसि कछु, बालक हू नहिं दोष ॥ ३१० ॥

**અર્થ.**—હે બ્રહ્મદેવ! પ્રભુ અને સેવક વચ્ચે યુદ્ધ કેવું? આપનો વેષ જોઈ લક્ષ્મણે કાંઈ કહ્યું, તો તે બાળક છે, માટે એનો દોષ ગણાય નહીં, એમ જાણી રોષ છોડી દો. ૩૧૦

**ચો०** देखि कुठार बाण धनु धारी । भै लरिकहि रिस बीर बिचारी ॥
नाम जान पै तुमहिं न चीन्हा । बंश स्वभाव उतर तेहि दीन्हा ॥ १ ॥
जो तुम अवतेउ मुनि की नाइं । पदरज शिर शिशु धरत गुसाइं ॥
क्षमहु चूक अन जानत केरी । चहिय विप्र उर कृपा घनेरी ॥ २ ॥
हमहिं तुमहिं सरवरि कस नाथा । कहहु तो कहां चरण कहं माथा ॥
राम मात्र लघु नाम हमारा । परशु सहित बड नाम तुह्मारा ॥ ३ ॥
देव एक गुण धनुष हमारे । नव गुण परम पुनीत तुह्मारे ॥
सब प्रकार हम तुम सन हारे । क्षमहु विप्र अपराध हमारे ॥ ४ ॥

**અર્થ.**—આપને ફરશી અને ધનુષબાણ ધારણ કરેલાં દેખી, વીર ધારીને લક્ષ્મણજીને રીસ થઈ. આપનું નામ તે જાણતો હતો, પણ કોઈ દહાડો નજરે ન જોયેલા હોવાથી આપના સ્વરૂપને ઓળખ્યું નહીં; તેથી કુળના સ્વભાવે તેણે આપને ઉત્તર આપ્યા. ॥ ૧ ॥ જો આપ સર્વે ઋષિઓના પેઠે સાદાઈમાં જ પધાર્યા હોત તો, હે ગુસાઈ! તે બાળક આપનાં ચરણોની રજ મસ્તકે ધારણ કરત, માટે અજાણ જાણી તેની ચુક માફ કરો. બ્રાહ્મણોના હ્રદયમાં ઘણી જ કૃપા જોઈએ. ॥ ૨ ॥ હે નાથ! અમારી અને આપની બરોબરી કેમ થાય? આપ જ કહોને કે, કયાં ચરણ? તથા કયાં માથું? મારું તો ફક્ત "રામ" એવું નાનું નામ જ છે, અને આપનું તો પરશુ શબ્દના વધારા સાથે (પરશુરામ એવું) મોટું નામ છે. ॥ ૩ ॥ હે દેવ! અમારામાં તો એક ધનુષસંબંધી જ ગુણ છે અને આપમાં તો ફરશી આદિક મોટા પવિત્ર નવ[1] ગુણો છે. માટે હે બ્રહ્મદેવ! અમારો અપરાધ ક્ષમા કરો. ॥ ૪ ॥

**દો०** बार बार मुनि विप्र वर, कहां राम सन राम ॥
बोले भृगुपति सरूप व्हइ, तुहूं बंधु सम वाम ॥ ३११ ॥

**અર્થ.**—એ પ્રમાણે વારંવાર બ્રાહ્મણ અને ઋષિઓમાં ઉત્તમ પરશુરામજીપ્રત્યે શ્રી રામચંદ્રજીએ કહ્યું, ત્યારે ભૃગુકુલપતિ ક્રોધાવેશમાં આવી બોલ્યા કે, તું પણ તારા ભાઈના જેવો ઉલટો જ છે. ॥ ૩૧૧ ॥

**ચો०** निपटहि द्विज करि जानहु मोहीं । मैं जस विप्र सुनाऊं तोहीं ॥
चाप श्रुवा शर आहुति जानू । कोप मोर अति घोर कृशानू ॥ १ ॥
समिध सेन चतुरंग सुहाई । महा महीप भये पशु आई ॥
मैं यहि परशु काटि बलिदीन्हे । समरयज्ञ जग कोटिन कीन्हे ॥ २ ॥

---

૧ કોમળ, તપસ્વી, સંતોષ, ક્ષમા, અતૃષ્ણા, જિતેંદ્રિય, દાનદાયક, દયાળુ અને જનોઈ. એ નવ ગુણો બ્રાહ્મણોમાં છે.

मोर प्रभाव बिदित नहिं तोरे । बोलसि निदरि बिप्र के भोरे ॥
भंजेउ चाप दाप बड बाढा । अहमिति मनहुं जीति जग ठाढा ॥ ३ ॥
राम कहा मुनि कहहु बिचारी । रिस अति बडि लघु चूक हमारी ॥
छुवतहि टूट पिनाक पुराना । मैं केहि हेतु करौं अभिमाना ॥ ४ ॥

**અર્થ.**—તું મને ચોખ્ખો બ્રાહ્મણ કરી જાણે છે, પણ હું કેવો બ્રાહ્મણ છું, તે તને સંભળાવું છું તે સાંભળ. અમારાં ધનુષરૂપી તું "શ્રુવ" સમજી લેજે; અને તેમાંથી નિકળતાં બાણરૂપ આહુતિઓ માનજે; તથા મારા કોપરૂપી ઘોર ભયંકર અગ્નિકુંડ સમજવો. ॥ ૧ ॥ તેમાં મેં ક્ષત્રિયોની ચતુરંગી સેનારૂપ ઘણું સમિધ હોમ્યું છે અને વળી તેમાં જે મોટા રાજાઓરૂપ પશુઓ આવ્યા છે, તેને મારી આ જ ફરશીથી કાપીને બળિદાન આપ્યાં છે. એવા યુદ્ધયજ્ઞો આ જગતમાં મેં કરોડો કરી મૂકયા છે. ॥ ૨ ॥ મારો પ્રભાવ તારા જાણવામાં નથી; માટે તું બીજા બ્રાહ્મણોની પેઠે મને ભોળો જાણી નિર્ભયતાથી બકે છે. એક શિવધનુષ ભાંગ્યું, તેથી ડહાપણ વધી ગયું જાણી તું તારા મનમાં અભિમાન કરે છે, કે જાણે આખા જગતને જિતીને કેમ ઉભો હોય ? ॥ ૩ ॥ તે સાંભળી શ્રીરામ પ્રભુ બોલ્યા કે, હે દેવર્ષિ! કંઈક વિચારીને બોલો. અમારી ચૂક નાની છે, છતાં આપની રીસ બહુ વધી જાય છે. જરા અડતાં માત્રમાં આ જૂનું ધનુષ તૂટી ગયું, તેમાં હું શામાટે અહંકાર કરું ? એમ કરવાથી મને કાંઈ ફળ છે? ॥ ૪ ॥

दो० जो हम निदरहिं बिप्र वर, सत्य सुनहु भृगुनाथ ॥
तौ अस को जग सुभट जेहि, भयवश नावहिं माथ ॥ ३१२ ॥

**અર્થ.**—હે મુનિવર! હે ભૃગુનાથ! સાંભળો. હું સાચું કહુંછું કે, આપનાથી ડરીએ છિયે. જો ન બીતા હત તો જગતમાં એવો બીજો કયો યોધો છે, કે, અમે ભયભીત થઇને તેને માથું નમાવીએ. ॥ ૩૧૨ ॥

चो० देव दनुज भूपति भटनाना । समबल अधिक होउ बलवाना ॥
जो रण हमहिं प्रचारै कोऊ । लरहिं सुखेन काल किन होउ ॥ १ ॥
क्षत्रिय तनु धरि समर सकाना । कुल कलंक तेहि पांवर जाना ॥
कहौं स्वभाव न कुलहिं प्रशंसी । कालहु डरहिं न रण रघुवंशी ॥ २ ॥
बिप्र बंश की अस प्रभुताई । अभय होइ जो तुमहिं डराई ॥
सुनि मृदु गूढ वचन रघुपति के । उघरे पटल परशु धरमति के ॥ ३ ॥
राम रमापति कर धनु लेहू । खैंचहु चाप मिटै संदेहू ॥
देत चाप आपुहि चढि गयऊ । परशुराम मन बिस्मय भयऊ ॥ ४ ॥

**અર્થ.**—દેવ, દૈત્ય, રાજા કે બીજો ગમે તે પ્રકારનો યોધો અમારા સમાન બળ-વાળો કે અધિક બળવાન હોય તોપણ, તેમાંનો કોઈ જો રણભૂમિમાં અમને છંછેડે તો સુખથી લડીએ, પછી તે કાળ કાં નથી હોતો ? ॥ ૧ ॥ ક્ષત્રિય કુળમાં દેહ ધારણ

કરી જો યુદ્ધ કરતાં ડરે, તો પછી તેને પામર અને કુળમાં કલંકરૂપ જાણવો. એ હું મારાં સ્વભાવથી નહીં; પણ કુળની મોટાઈથી કહું છું. રઘુવંશી રણસંગ્રામમાં કાળથી પણ બીહે નહીં. ॥ ૨ ॥ (હાથથી ઉર બતાવી કહે છે.) પણ મહારાજ! બ્રાહ્મણોના કુળની તો આવી પ્રભુતાઈ છે. અથવા હે વિપ્ર! આપના કુળની તો આવી પ્રભુતાઈ છે; અથવા બ્રાહ્મણોનાં કુળનાં ચરણો તો અમે છાતીમાં રાખીએ છિયે, તેથી બિનેલા છિયે. માટે જે નિર્ભય હોય તે તમને ડરાવે (પ્રભુએ બતાવેલું ઉર ઉપરનું ભૃગુ ઋષિનાં ચરણનું ચિન્હ જોઈ તથા) શ્રીરઘુપતિનાં ગુહ્ય અને કોમળ વચનો સાંભળી, પરશુરામજીની ઉલટી મતિરૂપી પડદો હતો તે ઉઘડી પડયો; ॥ ૩ ॥ અને બોલ્યા કે, હે રામ! આ શ્રીલક્ષ્મીપતિનું ધનુષ છે, તે હાથમાં લઈ ખેંચીને તેપર બાણ ચઢાવો, એટલે મારો સંદેહ દૂર થશે. હે પાર્વતી! તે જેવું ભાર્ગવમુનિએ શ્રીપ્રભુના શ્રીહસ્તમાં આપ્યું, તેવું પોતાની મેળે ચઢી ગયું, ત્યારે પરશુરામજીના મનમાં આશ્ચર્ય થયું. ॥ ૪ ॥

दो० जाना राम प्रभाव तब, पुलक प्रफुल्लित गात ॥
जोरि पाणि बोले बचन, प्रेम न हृदय समात ॥ ३१३ ॥

**અર્થ.**—એમ જ્યારે શ્રીરામપ્રભુનો પ્રભાવ જાણ્યો, ત્યારે ભૃગુકુળમણિ હાથ જોડી વચનો બોલ્યા; ॥ ૩૧૩ ॥

चो० जय रघुबंश बनज बन भानू । गहन दनुज कुल दहन कृशानू ॥
जय सुर विप्र धेनु हितकारी । जय मद मोह कोह भ्रमहारी ॥ १ ॥
बिनय शील करुणा गुणसागर । जयति बचन रचना अति नागर ॥
सेवक सुहृद सुभग सब अंगा । जय शरीर छबि कोटि अनंगा ॥ २ ॥
करौं कहा मुख एक प्रशंसा । जय महेश मन मानस हंसा ॥
अनुचित बहुत कहेउं अज्ञाता । क्षमहु क्षमा मंदिरदोउ भ्राता ॥ ३ ॥
कहि जय जय जय रघुकुल केतू । भृगुपति गये बनहिं तप हेतू ॥
अपभय कटिल महीप डेराने । उठि उठि कायर गवहिं पराने ॥ ४ ॥

**અર્થ.**—હે રઘુવંશરૂપી કમળ ઉપર સૂર્યરૂપ! હે દૈત્યકુળરૂપી વિકટ વન ઉપર અગ્નિરૂપ! હે દેવ! હે બ્રાહ્મણ અને ગાયના કલ્યાણકારી! હે મદ, મોહ, ક્રોધ અને ભ્રમના હરનાર! હે વિનય, શીળ, કરુણા અને ગુણના સમુદ્ર! હે વાકયરચનામાં ઘણા ચતુર! હે કરોડ કામદેવની કાંતિ જેવા દેહવાળા! હે સદાશિવનાં મનરૂપી માનસસરોવર ઉપર હંસરૂપ! આપને જય, જય, જય, જય, જય અને જય થાઓ. હે હરિ! હું મારા એક મુખથી આપની કેટલી પ્રશંસા કરી શકું? હે ક્ષમાના મંદિર! મેં મારા અજ્ઞાનથી જે કંઈ અઘટિત કહ્યું, તેની મને આપ બેઉ ભાઈ ક્ષમા કરો. ॥૧॥૨॥૩॥ હે પાર્વતી! એ પ્રમાણે રઘુકુળમાં ધ્વજરૂપ શ્રીરામચંદ્રજીને વારંવાર જય જય કહીને પછી ભૃગુકુળમાં ધ્વજરૂપ પરશુરામજી તપસારૂ વનમાં ગયા. આ અદ્ભુત બનાવથી જે

કુટિલ રાજાઓ પહેલાં બકવાદ કરી રહ્યા હતા, તે સઘળા કાયરો બની પોતાનાજ ભયથી ભય પામી ભાગી ગયા. ॥ ૪ ॥

**दो० देवन दीन्ही दुंदुभी, प्रभु पर बरषहिं फूल ॥**
**हरषे पुर नर नारि सब, मिटा मोह भय शूल ॥ ३१४ ॥**

**અર્થ.**—હે પ્રિયા! તે વખતે દેવતાઓએ દુંદુભિ વાજાં વગાડીને પ્રભુપર ફૂલનો વરસાદ વરસાવ્યો તથા પુરવાસી સઘળાં સ્ત્રીપુરુષો આનંદ પામ્યાં અને તેમનાં મોહથી થયેલાં ભયયુક્ત દુઃખો નાશ પામ્યાં. ॥ ૩૧૪ ॥

**चो० अति गहगहे बाजने बाजे । सबहिं मनोहर मंगल साजे ॥**
**यूथ यूथ मिलि सुमुखि सुनयनी । करहिं गान कल कोकिल बयनी ॥ १ ॥**
**सुख बिदेह कर बरणि न जाई । जन्म दरिद्र मनहुं निधि पाई ॥**
**बिगत त्रास भइ सीय सुखारी । जनु बिधु उदय चकोर कुमारी ॥ २ ॥**
**जनक कीन्ह कौशिकहि प्रणामा । प्रभु प्रसाद धनु भंजेउ रामा ॥**
**मोहिं कृतकृत्य कीन्ह दोउ भाई । अब जो उचित सो कहिय गुसांई ॥ ३ ॥**
**कह मुनि सुनु नरनाह प्रबीना । रहा विवाह चाप आधीना ॥**
**टूटतही धनु भयउ विवाहू । सुर नर नाग बिदित सब काहू ॥ ४ ॥**

**અર્થ.**—એ વખત ઘણા ઘોર શબ્દોથી વાજાં વાગવા લાગ્યાં અને સર્વે જનો મનોહર માંગલિક સાજો સાજવા લાગ્યાં તથા સુંદર મુખ અને સુરેખ નેત્રવાળી સ્ત્રીઓનાં ટોળે ટોળાં મળી કોયલ જેવા મધુર સુરથી ગીતો ગાવા લાગી. ॥ ૧ ॥ હે પ્રિયા! તે વખતના વિદેહ રાજાના સુખનું તો વર્ણન જ થઈ શકતું ન હતું. તે તો જાણે કોઈ જન્મનો દરિદ્રી દ્રવ્યનો ભંડાર પામી આનંદયુક્ત થાય, તે પ્રમાણે સંતોષ પામ્યા અને સીતાજીનો પણ સર્વે ત્રાસ નાશ પામવાથી, તે ચંદ્રોદયથી ચકોરીનીપેઠે ઉલ્હાસ પામ્યાં. ॥ ૨ ॥ પછી જનકરાજા કૌશિકઋષિને પ્રણામ કરી બોલ્યા કે, હે પ્રભુ! આપના પ્રતાપે શ્રીરામે ધનુષ તોડ્યું; અને તે બેઉ ભાઇએ મને કૃતાર્થ કર્યો. હવે હે ગુસાઈ! જે ઘટિત હોય, તે આપ કહો. ॥ ૩ ॥ ત્યારે વિશ્વામિત્ર બોલ્યા કે, હે ચતુર રાજા! સાંભળો. આ ધનુષ તૂટતાં જ વિવાહ થઈ ચૂક્યો, તે દેવ. નાગ અને મનુષ્યો સર્વેએ જાણ્યું. ॥ ૪ ॥

**दो० तदपि जाइ तुम करहु अब, यथा बंश ब्यवहार ॥**
**बूझि बिप्र कुल वृद्ध गुरु, वेद बिदित आचार ॥ ३१५ ॥**

**અર્થ.**—તોપણ હવે જઇને તમે વંશવ્યવહાર પ્રમાણે વૃદ્ધ બ્રાહ્મણો તથા કુળગુરુને પૂછી વેદપ્રસિદ્ધ આચારો કરો. ॥ ૩૧૫ ॥

**चो० दूत अवधपुर पठवहु जाई । आनैं नृप दशरथहिं बुलाई ॥**
**मुदित राउ कहि भलेहि कृपाला । पठये दूत अवध तेहि काला ॥ १ ॥**

बहुरि महाजन सकल बुलाये । आई सबनि सादर शिर नाये ॥
हाट बाट मंदिर पुरबासा । नगर संवारहु चारिहु पासा ॥ २ ॥
हरषि चले निज निज गृह आये । पुनि परिचारक बोलि पठाये ॥
रचहु विचित्र बितान बनाई । शिर धरि वचन चले सचु पाई ॥ ३ ॥
पठये बोलि गुणी तिन्ह नाना । जे वितान विधिकुशल सुजाना ॥
विधिहि वंदि तिन्ह कीन्ह अरंभा । विरचे कनक कदलीके खंभा ॥ ४ ॥

**અર્થ.**—વળી એક દૂતને અયોધ્યા મોકલો, કે તે જઈને દશરથ રાજાને બોલાવી લાવે. તે સાંભળી જનક રાજાએ કહ્યું કે, હે કૃપાળુ! ભલે. એમ કહી તે જ વખત દૂતને અયોધ્યાજી મોકલ્યો. ॥ ૧ ॥ પછી પોતાના પુરના સઘળા સદ્‌ગૃહસ્થોને તેડાવ્યા. તે સર્વેએ આવી માનપૂર્વક રાજાને મસ્તક નમાવ્યાં. તેને રાજાએ કહ્યું કે, સદ્‌ગૃહસ્થો! શહેરમાંનાં દુકાનો, ઘરો, રસ્તા, મહોલ્લા તથા ચારે બાજુ આખા નગરને શણગારો. ॥ ૨ ॥ એવી રાજાજ્ઞા સાંભળી સર્વે રાજી થતા થતા પોતપોતાને ઘેર આવ્યા. પછી રાજાએ ચાકરોને બોલાવી સારો મંડપ રચવા હુકમ આપી મોકલ્યા, એટલે તેઓ રાજાને મસ્તક નમાવી છાનામાના ચાલ્યા. ॥ ૩ ॥ હવે જેઓ મંડપ બાંધવાની રીતમાં કુશળ હતા, તેવા ઘણી જાતના ગુણી માંડવાવાળાઓને તેડવા માણસો મોકલ્યાં. તેઓએ આવી રાજાનો હુકમ સાંભળી, સૃષ્ટિ રચનાર બ્રહ્માજીને મસ્તક નમાવી પ્રારંભ કર્યો! અને તે મંડપ બાંધતાં તેઓએ જ્યાં કેળના સ્તંભો જોઈએ ત્યાં તેના જેવા જ પીળા સોનાના થાંભલા બનાવ્યા. ॥ ૪ ॥

दो० हरित मणिन के पत्र फल, पद्मराग के फूल ॥
रचना देखि विचित्र अति, मन विरंचि के भूल ॥ ३१६ ॥

**અર્થ.**—લીલા મણિનાં પાંદડાં, ફળો અને પદ્મરાગ મણિનાં ધોળાં ફૂલો બનાવ્યાં. હે ગિરિજા! તે ઘણી સુંદર રચના એવી હતી કે, તે જોઈ બ્રહ્માજીનું મન પણ ભૂલાઈ જાય. ॥ ૩૧૬ ॥

चो० वेणु हरित मणिमय सब कीन्हे । सरस सपर्ण परहिं नहिं चीन्हे ॥
कनक कलित अहिबेलि बनाई । लखि नहिं परै सपर्ण सुहाइ ॥ १ ॥
तेहि के रचि पचि बंध बनाये । बिच बिच मुकता दाम सुहाये ॥
माणिक मरकत कुलिश पिरोजा । चीर कोर पचि रचे सरोजा ॥ २ ॥
किये भृंग बहुरंग बिहंगा । गुंजहि कूंजहि पवनप्रसंगा ॥
सुरप्रतिमा खंभन गढि काढी । मंगल द्रव्य लिये सब ठाढी ॥ ३ ॥
चौकैं भांति अनेक पुराये । सिंदुरमणिमय सहज सुहाये ॥

**અર્થ.**—જેની જાત ઓળખાતી નથી, કે તે સાચા છે કે બનાવટી! એવા લીલા મણિના સર્વે વાંસો બનાવ્યા. વળી સોનાની સુંદર નાગરવેલ એવી બનાવી કે, જેની શોભાથી સાચી કે બનાવટની જાણી શકાય નહીં. ॥ ૧ ॥ તેને ઠીકઠીક બનાવી બાંધીને પછી વચ્ચે વચ્ચે શોભીતાં સાચાં મોતી ટાંગી દીધાં; અને વળી માણિક, મરકત તથા પીળાં રત્નો ( પીરોજા ) ને ચીરી કોરીને તેનાં મઝાનાં કમળો બનાવ્યાં. ॥ ૨ ॥ વળી પવનના પ્રસંગથી ઉડે એવા સોનાના વરખથી ભમરો અને વિહંગો બનાવ્યાં. વળી હાથમાં ગંધાક્ષતાદિ મંગળ-દ્રવ્યોના થાળ લઈ ઉભેલી દેવતાઓની સુંદર પ્રતિમાઓ થંભોમાં આળખી કાઢી હતી. સિંદૂર અને માણુયુક્ત સહેજ શોભીતા અનેક પ્રકારના ચોક પૂર્યા હતા. ॥ ૩ ॥

दो० सौरभ पल्लव शुभग सुठि, किये नील मणि कोर ॥
हेम बौर मरकत घवरि, लसत पाटमय डोर ॥ ३१७ ॥

**અર્થ.**—વળી તેમણે નીલ મણિને કોરીને ઘણાં જ સુંદર આંબાનાં પાંદડાં બનાવ્યાં હતાં તથા તેમાં સોનાના મોર અને મરકત મણિની ખાખટી ( કાચી કેરી )ઓ બનાવી તે રેશમની દોરીથી ટાંગી દીધી હતી. ॥ ૩૧૭ ॥

चो० रचे रुचिर वर बंदन वारे । मनहु मनोभव फंद संवारे ॥
मंगल कलश अनेक बनाये । ध्वज पताक पट चमर सुहाये ॥ १ ॥
दीप मनोहर मणिमय नाना । जाइ न बरणि विचित्र विताना ॥
जेहि मंडप दुलहिनि बैदेही । सो बरणै असि मति कवि केही ॥ २ ॥
दूलह राम रूप गुण सागर । सो बितान तिहुं लोक उजागर ॥
जनक भवन की शोभा जैसी । गृह गृह प्रति पुर देखिय तैसी ॥ ३ ॥
जेहि तिरहुति तेहि समय निहारी । तेहि लघु लगे भुवन दश चारी ॥
जो संपदा नीच गृह सोहा । सो बिलोकि सुरनायक मोहा ॥ ४ ॥

**અર્થ.**—વળી જાણે કામદેવે કાંઈ ફંદ મચાવ્યો ન હોય? એવાં ઘણાં મનોહર તોરણો ટાંગી દીધાં હતાં. સિવાય અનેક મંગળિક કળશો બનાવ્યા હતા તથા રેશમી ધ્વજા, પતાકા, ઝાલરો, ચંદરવા અને શોભાતાં ચમરો બનાવ્યાં હતાં. ॥ ૧ ॥ વળી દીવાને ઠેકાણે ઘણા સુંદર મણિઓ ગોઠવ્યા હતા. હે પ્રિયા! તે મંડપની શોભા વર્ણવી શકાય તેમ નથી. કવિ કહેછે, જે માંડવામાં સીતાજી જેવાં કન્યા અને શ્રીરામચંદ્રજી જેવા વરરાજા છે, તે મંડપની સુંદરતાનું વર્ણન કરી શકે એવો બુદ્ધિમાન્ કયો કવિ છે? તે મંડપ ત્રણ લોકમાં પ્રસિદ્ધ છે. વળી જેવી જનકરાજાના મહેલની શોભા છે, તેવી જ શહેરનાં ઘરોઘરમાં જોવામાં આવે છે. ॥ ૨ ॥ ૩ ॥ જેણે તે વખત તિરહુતિ ( મિથિલાપુરી )ને જોઇ છે, તેને ચૌદે ભુવન નાનાં લાગે. મહાદેવજી કહે છે કે, હે પાર્વતી! જનકપુરના એક નીચને ઘેર જે શોભીતી સંપત્તિ હતી, તે જોઈ ઇંદ્ર પણ મોહ પામ્યા. ॥ ૪ ॥

दो० बसै नगर जेहि लक्षि करि, कपट नागि बरवेष ॥
तेहि पुरकी शोभा कहत, सकुच शारदा शेष ॥ ३१८ ॥

**અર્થ.**—હે પાર્વતી! કપટથી સુંદરીનો સુંદર વેષ ધરી જ્યાં સાક્ષાત્ લક્ષ્મીજી જ વસે છે, તે પુરની શોભા કહેતાં શેષજી અને સરસ્વતી પણ સંકોચાય. ॥ ૩૧૮ ॥

चो० पहुंचे दूत रामपुर पावन । हरषे नगर विलोकि सुहावन ॥
भूप द्वार तिन्ह खबरि जनाई । दशरथ नृप सुनि लिये बुलाई ॥ १ ॥
करि प्रणाम तिन्ह पातीदीन्ही । मुदित महीप आप उठि लीन्ही ॥
बारि विलोचन बांचत पाती । पुलक गात आई भरि छाती ॥ २ ॥
राम लषण उर कर बर चीठी । रहि गये कहत न खाटी मीठी ॥
पुनि धरि धीर पत्रिका बांची । हरषी सभा बात सुनि सांची ॥ ३ ॥
खेलत रहे तहां सुधि पाई । आये भरत सहित दोउ भाई ॥
पूंछत अति सनेह सकुचाई । तात कहां ते पाती आई ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રિયા! સાંભળ. પછી પેલા દૂતો શ્રીરામપુર ( અયોધ્યાજી ) માં આવી દાખલ થયા અને નગરની શોભા જોઈ આનંદ પામ્યા. પછી દરબારમાં જઈ પોતાના આવ્યા બાબતના ખબર મોકલાવ્યા. તે ખબર સાંભળી દશરથ રાજાએ તેને અંદર બોલાવી લીધા. ॥ ૧ ॥ ત્યારે દૂતોએ દરબારને પ્રણામ કરી પત્ર આગળ મૂકયો. તે આનંદી મનવડે દશરથ રાજાએ પોતાના હાથથી ઉપાડી લીધો. તે શુભ પત્ર વાંચતાં તેમનાં નેત્રોમાં પ્રેમાશ્રુ આવી ગયાં, શરીર રોમાંચિત થઈ ગયું અને છાતી ભરાઈ આવી. ॥ ૨ ॥ તે રામ લક્ષ્મણના કુશળ સમાચારનો કાગળ જોઈને જ અટકી રહ્યા. તેમનાથી કાંઈ પણ સારું નરતું કહી શકાણું નહીં. કારણ કે, દશરથ રાજાને શ્રવણની બ્રહ્મહત્યા લાગવાથી જનક રાજાએ તેને સ્વયંવરના આમંત્રણની કંકોતરી પણ મોકલી ન હતી; અને આ શ્રીરામ તથા સીતાજીના વિવાહ બાબતની ખાસ વિદેહ રાજાના હાથની કંકોતરી દીઠી, તેથી તેમને આશ્ચર્ય થયું. પછી ધીરજ રાખીને ફરીવાર તે કંકોતરી વાંચી તો તે હકીકત ખરી ઠરી, તેથી તે વાત સાંભળી આખી કચેરી ખુશી થઈ. ॥ ૩ ॥ એ સમાચાર ભરતજી અને શત્રુઘ્ન જ્યાં રમતા હતા, ત્યાં તેમને મળવાથી તે બેઉ ભાઈ સભામાં આવ્યા અને રાજાથી સંકોચાઈ ઘણા સ્નેહથી ગળગળે કંઠે પૂછ્યું કે, હે પિતા! આ પત્ર કયાંથી આવ્યો? ॥ ૪ ॥

दो० कुशल प्राण प्रिय बंधुदोउ, अहहिं कहहु केहि देश ॥
सुनि सनेह साने बचन, बांची बहुरि नरेश ॥ ३१९ ॥

**અર્થ.**—અમારા જીવ કરતાં પણ વધારે વહાલા બંને બંધુ કુશળ છે? હાલમાં તેઓ ક્યા દેશમાં છે, તે અમને કહો. તે પોતાના પુત્રોનાં ભ્રાતૃપ્રીતિમાં બોલેલાં વચનો સાંભળી કોશલપુર પતિએ તેઓને ફરી પત્ર વાંચી સંભળાવ્યો. ॥ ૩૧૯ ॥

चौ० सुनि पाती पुलके दोउ भ्राता । अधिक सनेह समात न गाता ॥
प्रीति पुनीत भरत की देखी । सकल सभा सुख लहेउ बिशेषी ॥ १ ॥
तब नृप दूत निकट बैठारे । मधुर मनोहर बचन उचारे ॥
भैया कुशल कहहु दोउ वारे । तुम नीके निज नयन निहारे ॥ २ ॥
श्यामल गौर धरे धनु भाथा । वय किशोर कौशिक मुनि साथा ॥
पहिचानेउ तो कहहु स्वभाऊ । प्रेम बिवश पुनि पुनि कह राऊ ॥ ३ ॥
जा दिनते मुनि गये लिवाई । तबते आजु साचि सुधि पाई ॥
कहहु बिदेह कवन विधि जाने । सुनि प्रिय बचन दूत मुसुकाने ॥ ४ ॥

**અર્થ.**—તે કંકોતરી સાંભળતાં જ બેઉ ભાઈનાં રુવાડાં ઉભાં થઈ આવ્યાં; અને તેમને હૈયામાં સમાય નહીં એટલો બધો હર્ષ થયો. એવી રીતે ભરતજીની પવિત્ર પ્રીતિ જોઈ સર્વે સમાજ ઘણો સંતોષ પામી. ॥ ૧ ॥ પછી રાજાએ દૂતોને પોતા પાસે બેસાડી મધુર અને મનોહર વચનોથી પૂછ્યું, હે ભાઇઓ! હાથમાં ધનુષબાણ ધારણ કરે છે, શ્યામ અને ગૌર છે તથા જેમની વય કિશોર છે; અને જેઓ ઋષિ વિશ્વામિત્રની સાથે છે, એવા મારા બાળકોનો જો તમે ઓળખતા હો તથા સારી રીતે જોયા હોય, તો કહો કે, તે બેઉ કુશળ છે? જે દિવસથી મુનિ તેડી ગયા છે, તે દિવસથી આજે તેમની સાચી શુદ્ધ મળી છે. માટે કહો કે, તેમનો સ્વભાવ કેવો છે? વળી કહો કે, જનકરાજાએ તેમને કેવી રીતે ઓળખ્યા? એમ પ્રેમવશ થઈ રાજાએ વારંવાર પૂછવાથી તે પ્રિય વચનો સાંભળી દૂતો હસીને બોલ્યા કે, ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० सुनहु महीपति मुकुट मणि, तुम सम धन्य न कोउ
राम लषण जिनके तनय, बिश्व बिभूषण दोउ ॥ ३२० ॥

**અર્થ.**—હે રાજાઓમાં મુકુટના મણિરૂપ! સાંભળો. જેમના વિશ્વના ભૂષણરૂપ રામ અને લક્ષ્મણ એ કુંવરો છે, એવા આપના જેવો બીજો કયો ધન્ય પુરુષ છે? કોઈ નથી. ॥ ૩૨૦ ॥

चौ० पूंछन योग न तनय तुह्मारे । पुरुषसिंह तिहुं पुर उजियारे ॥
जिनके यश प्रताप के आगे । शशि मलिन रवि शीतल लागे ॥ १ ॥
तिन कहं कहिय नाथ किमि चीन्हे । देखिय रविहि दीपकर लीन्हे ॥
सीय स्वयंबर भूप अनेका । सिमिटे सुभट एकते एका ॥ २ ॥
शंभू शरासन काहु न टारा । हारे सकल भूप बरियारा ॥
तीन लोक महं जे भट मानी । सब की शक्ति शंभु धनु भानी ॥ ३ ॥
सकै उठाइ सुरासुर मेरु । सोउ हिय हारि गयउ करि फेरु ॥
जेहि कौतुक शिव शैल उठावा । सोउ तेहि सभा पराभव पावा ॥ ४ ॥

**અર્થ.**—આપના પુત્રોમાં કાંઈ પૂછવું પડે તેમ નથી. તેઓ પુરુષમાં સિંહરૂપ અને મહા તેજસ્વી છે. જેમના યશ આગળ ચંદ્ર પણ ઝાંખો તથા પ્રતાપ આગળ સૂર્ય પણ શીતળ લાગે. ॥ ૧ ॥ હે નાથ! આપ પૂછો છો કે, તેમને કેમ ઓળખ્યા? તો આપ જ કહો કે, સૂર્ય કાંઈ દીવો લીધેથી દેખાય? ના! તે તો પોતાની મેળે જ દેખાય છે. સીતાજીના સ્વયંવરમાં એક એકથી સરસ બળવાન્ ઘણા રાજાઓ એકઠા થયા હતા; પણ સદાશિવનું ધનુષ્ય ખસાડી શકયા નહીં. બધા બળીયા રાજા હારી ગયા. ત્રણે લોકોમાં જે મોટા યોદ્ધાઓ મનાતા હતા, તે સઘળાઓની શક્તિ શંભુના ચાપે હરી લીધી. ॥ ૨ ॥ ૩ ॥ મેરુ પર્વતને પણ ઉપાડી લે, એવા જે દેવ અને દૈત્યો હતા, તે પણ હૈયામાં હારીને પાછા ભાગી ગયા. જેણે કૈલાસ પર્વતને ઉપાડી કૌતુક બતાવ્યું હતું, અથવા કૌતુક એ છે જે, જેણે કૈલાસ પર્વતને ઉપાડયો હતો, એવા બાણાસુર અને રાવણ પણ આ સભામાં પરાભવ પામ્યા. ॥ ૪ ॥

दो० तहां राम रघुवंशमणि, सुनिय महा महिपाल ॥
भंजेउ चाप प्रयास बिनु, जिमि गज पंकजनाल ॥ ३२१ ॥

**અર્થ.**—હે મહારાજાધિરાજ! સાંભળો. ત્યાં (તે સમાજમાં) રઘુવંશમાં મણિરૂપ આપના પાટવી કુંવર શ્રીરામચન્દ્રજીએ, જેમ હસ્તી કમળની ડાંડીને તોડી નાંખે, તેમ વગર પ્રયાસે ચાપ ભાંગી નાંખ્યું. ॥ ૩૨૧ ॥

चो० सुनि सरोष भृगुनायक आये । बहुत भांति तिन आंखि दिखाये ॥
देखि राम बल निज धनु दीन्हा । करि बहु बिनय गवन बन कीन्हा ॥ १ ॥
राजत राम अतुलबल जैसे । तेजनिधान लषण पुनि तैसे ॥
कंपहिं भूप बिलोकत जाके । जिमि गज हरि किशोरके ताके ॥ २ ॥
देव देखि तव बालक दोऊ । अबनि आंख तर आव न कोऊ ॥
दूत बचन रचना प्रिय लागी । प्रेम प्रताप बिररस पागी ॥ ३ ॥
सभा समेत राउ अनुरागे । दूतहिं देन निछावर लागे ॥
कहि अनीति तेहिं मूंदेउ काना । धर्म बिचारि सबहिं सुख माना ॥ ४ ॥

**અર્થ.**—તેનો અવાજ સાંભળી પરશુરામજી ત્યાં આવ્યા અને તેમણે ઘણી રીતે ધમકી બતાવીને શ્રીરામચંદ્રજીનાં બળની અજમાયશ કરવા પોતાપાસેનું શ્રીનારાયણનું ધનુષ આપ્યું. તે જ્યારે આપના જ્યેષ્ઠ પુત્રે દૃષ્ટિથી જ ચડાવી દીધું, ત્યારે જમદગ્નિના પુત્ર ઘણી નમ્રતા કરી વનમાં ગયા. ॥ ૧ ॥ અતુલ બળવાળા શ્રીરામચન્દ્રજીને નિરખી જેમ હાથી સિંહના કિશોર બચ્ચાંને જોઈ કંપે, તેમ સર્વે રાજા ધ્રુજે છે. તેવા જ તેજના ભંડાર લક્ષ્મણજી પણ આનંદમાં વિરાજે છે. ॥ ૨ ॥ હે દેવ! આપના એ બેઉ કુંવરોસમાન આખી દુનિયામાં એવો બીજો કોઈ જોવામાં આવતો નથી. એવાં પ્રેમ, પ્રતાપ અને વીરરસયુક્ત દૂતોનાં વચનોની રચના દશરથને પ્રિય લાગી. ॥ ૩ ॥ અને સભા સહિત બહુ રાજી થઈ દૂતોને ઈનામ આપવા લાગ્યા. પણ તે સીતાજીનાં

સાસરાં હોવાથી અનીતિ જાણી તેમણે કાન ઉપર હાથ મૂક્યા ( ન લીધું ), તે તેમનો ઉત્તમ ધર્મ જોઈ સર્વ સભા સંતોષ પામી રંજન થઈ. ॥ ૪ ॥

दो० तब उठि भूप बशिष्ठ कहं, दीन्ह पत्रिका जाई ॥
कथा सुनाई गुरुहिं सब, सादर दूत बुलाई ॥ ३२२ ॥

**અર્થ.**—પછી રાજા ઉઠીને ગુરુ વસિષ્ઠજી પાસે જઈ તેમને પત્રિકા આપતાં દૂતોને માનપૂર્વક ત્યાં બોલાવી સર્વે હકીકત તેમના મોઢાથી કહેવરાવી સંભળાવી. ॥ ૩૨૨ ॥

ચો० सुनि बोले मुनि अति सुख पाई । पुण्य पुरुष कंह महि सुख छाई ॥
जिमि सरिता सागर महं जाहीं । यद्यपि ताहि कामना नाहीं ॥ १ ॥
तिमि सुख संपति बिनहिं बुलाये । धर्मशील पहं जाहिं सुभाये ॥
तुम गुरु बिप्र धेनु सुर सेवी । तस पुनीत कौशल्या देवी ॥ २ ॥
सुकृती तुम समान जग माहीं । भयउ न है कोउ होनेउ नाहीं ॥
तुम ते अधिक पुण्य बड काके । राजन राम सरिस सुत जाके ॥ ३ ॥
बीर बिनीत धर्म ब्रत धारी । गुण सागर बालक बर चारी ॥
तुम कहं सर्व काल कल्याना । सजहु बरात बजाइ निशाना ॥ ४ ॥

**અર્થ.**—તે સાંભળી વસિષ્ઠજી ઘણો સંતોષ પામી બોલ્યા કે, પુણ્યવાન્ પુરુષોને માટે આખી પૃથ્વીમાં સુખ છવાઈ રહ્યું છે. જેમ સમુદ્રને ઇચ્છા નથી, તોપણ નદીઓ જઈ તેમાં મળે છે, ॥ ૧ ॥ તેમ સુખ અને સંપત્તિ વગર બોલાવ્યે પોતાના સ્વભાવથી જ ધર્મ અને શીળવાળા પાસે જાય છે. તમે ગુરુ, બ્રાહ્મણો, ગાય અને દેવતાઓની સારી સેવા કરી છે; તથા હજી પણ કરોછો, તેમજ કૌશલ્યા દેવી પણ કરે છે. ॥ ૨ ॥ માટે તમારા જેવો સુકીર્તિવાન્ આખા જગતમાં હજી કોઈ થયો નથી; છે નહીં, ને થશે પણ નહીં. જેના શ્રીરામ જેવા પુત્રો છે, તેની બરોબરી કોણ કરી શકનાર છે? હે રાજા! આજ તમારા કરતાં અધિક પુણ્ય કોનું છે? ॥ ૩ ॥ તમારા સુંદર ચારે બાળકો શૂરવીર, નમ્ર, ધર્મ અને વ્રતધારી તથા ગુણસાગર છે, તેથી તમારું સર્વદા કલ્યાણ જ છે. માટે હવે નગારાં વગાડી જાન તૈયાર કરો. ॥ ૪ ॥

दो० चल्यहु बेग सुनि गुरुबचन, भलेहि नाथ शिर नाइ ॥
भूपति गवने भवन तब, दूतहिं बास दिवाइ ॥ ३२३ ॥

**અર્થ.**—એવાં ગુરુનાં વચન સાંભળી, હે નાથ! ભલે. એમ કહી તેમને મસ્તક નમાવી તરત ચાલ્યા અને જનકના દૂતોને ઉતારો અપાવી પછી ભૂપતિ નિજ ભવને ગયા. ॥ ૩૨૩ ॥

ચો० राजा सब रनिवास बुलाई । जनक पत्रिका बांचि सुनाई ॥
सुनि संदेश सकल हरषानी । अपर कथा सब भूप बखानी ॥ १ ॥

प्रेम प्रफुल्लित राजहिं रानी । मनहुं शिखिन सुनि बारिद बानी ॥
मुदित अशीश देहिं गुरुनारी । बारहिं बार मगन महतारी ॥ २ ॥
लेहिं परस्पर अति प्रिय पाती । हृदय लगाइ जुडावहिं छाती ॥
राम लषणकी कीरति करणी । बारहिं बार भूप बर बरणी ॥ ३ ॥
मुनि प्रसाद कहि द्वार सिधाये । रानिन्ह तब महिदेव बुलाये ॥
दिये दान आनंद समेता । चले विप्र बर अशिष देता ॥ ४ ॥

**અર્થ.**—પછી રાજાએ પોતાના જનાનાની સઘળી સ્ત્રીઓને બોલાવી, તેને જનક રાજા તરફથી આવેલી પત્રિકા વાંચી સંભળાવી. તથા બીજી બધી કથા તેમણે પોતાને મોઢે કહી સંભળાવી. તે સાંભળી તે સર્વ રાણીઓ રાજી થઇને જેમ મેઘનાદ (વરસાદની ગર્જના) સાંભળી મોર પ્રેમથી પ્રફૂલ્લિત થાય, તેમ રાણીઓ આનંદમાં મગ્ન થવા લાગી. વળી ગુરુપત્ની અરુંધતી આનંદી મનથી આશીષ દેવા લાગ્યાં; અને માતાઓ અત્યંત પ્રેમમાં મગ્ન થઈ પરસ્પરમાંથી ઘણા પ્રિય તે પત્ર લઈ વારંવાર છાતી સાથે ચાંપી શ્રીરઘુનાથજીના વિયોગરૂપ અગ્નિને શાંત કરવા માટે ઘણું વહાલ કરવા લાગી, તેમજ રામલક્ષ્મણની સુંદર કરણીથી તેમણે મેળવેલી કીર્તિનું ભૂપતિ ભાટની પેઠે વારંવાર વખાણ કરી રાણીઓને અધિક પ્રેમ વશ કરતાં બોલ્યા કે, તે બધું વિશ્વામિત્ર મુનિની કૃપાથી બન્યું છે. એમ કહી પોતે પાછા દરબારમાં આવ્યા; અને રાણીઓએ તે જ વખત બ્રાહ્મણને બોલાવી ઘણા હર્ષથી દાન દીધાં. તે લઈ સુંદર આશીર્વાદનો વરસાદ વરસાવતા તેઓ પાછા ચાલ્યા. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

**सो०** याचक लिये हंकारि, दीन्ह निछाविरि कोटि विधि ॥
चिरजीवहु सुत चारि, चक्रवर्ति दशरत्थके ॥ ३६ ॥

**અર્થ.**—પછી માગણ લોકોને તેડાવી ઘણા પ્રકારનું દ્રવ્ય દીધું, તેથી તેઓ ચક્રવર્તી મહારાજા દશરથના પુત્રો ચિરંજીવ રહો, એમ કહેતા પોતપોતાને સ્થાનેકે ગયા. ॥ ૩૬ ॥

**चो०** कहत चले पहिरे पट नाना । हरषि हने गहगहे निशाना ॥
समाचार सब लोगन पाये । लागे घर घर होन बधाये ॥ १ ॥
भुवन चारि दश भयउ उछाहू । जनकसुता रघुबीर बिवाहू ॥
सुनि शुभ कथा लोग अनुरागे । मग गृह गली संवारन लागे ॥ २ ॥
यद्यपि अवध सदैव सुहावनि । राम पुरी मंगल मय पावनि ॥
तदपि प्रीतिकी रीति सुहाई । मंगल रचना रची बनाई ॥ ३ ॥
ध्वज पताक पट चामर चारु । छाये परम विचित्र बजारु ॥
कनक कलश तोरण मणि जाला । हरद दूब दधि अक्षत माला ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! યાચક લોકો દ્રવ્ય લઈ તથા ઘણી જાતનાં વસ્ત્રો પહેરી ઉપર-પ્રમાણે કહેતા ચાલ્યા અને રાજદરબારમાં મંગળીક નોબત ગડગડવા લાગી. પછી જ્યારે આ શુભવર્તમાન સર્વે નગરવાસીઓને જાણ થયા ત્યારે ઘરોઘર વધાઈ થવા લાગી. ॥ ૧ ॥ શ્રીરામ અને સીતાજીના વિવાહનો મહોત્સવ ચૌદ બ્રહ્માંડમાં ફેલાઈ રહ્યો અને આવા શુભવર્તમાન સાંભળી લોકો પોતપોતાના ઘર તથા નાના મોટા માર્ગ અને મહોલ્લા શણગારવા લાગ્યા. ॥ ૨ ॥ જો કે, તે મંગળમય પવિત્ર રામપુરી અયોધ્યા સદૈવ શોભી રહી છે, તોપણ પ્રીતિની રીતિ પ્રમાણે સર્વેએ શોભીતી રચના રચી મૂકી. ॥ ૩ ॥ વળી બજારો પણ ઠેકઠેકાણે મનોહર ધ્વજા, પતાકા, રેશમી વસ્ત્રો અને ચામરોની ઘણી ચમત્કારી ગોઠવણથી છવાઈ રહી હતી તથા પ્રત્યેક દુકાનો અને ઘરોમાં સોનાના કળશો ભર્યા હતા તથા રત્નો ટાંગેલાં તોરણો બાંધ્યાં હતાં અને હળદર, ક્રોકડ, દહીં, દૂધ, ચોખા, પંચામૃત અને ફૂળમાળા વગેરે માંગલિક ચીજોનાં પાત્રો ભરી ભરીને મૂકયાં હતાં. ॥ ૪ ॥

**दो० मंगलमय निज निज भवन, लोगन रचे बनाइ ॥**
**बीथीं सींची चतुर सब, चौके चारु पुराइ ॥ ३२४ ॥**

**અર્થ.**—એ મુજબ સઘળાં મનુષ્યોએ પોતપોતાનાં મંદિરો મંગળમય બનાવી દીધાં હતાં; એટલું જ નહીં, પણ તે સર્વે ચતુર વસ્તીએ ગલી તથા રસ્તાઓમાં સુગંધી પદાર્થ મિશ્રિત જળ છાંટી આંગણાંઓમાં ઘણા સુંદર રંગ તથા ગજમોતીના ચોક પણ પૂર્યા હતા. ॥ ૩૨૪ ॥

**चो० जहं तहं यूथ यूथ मिलि भामिनि । सजि नवसप्त सकल द्युति दामिनि ॥**
**बिधुबदनी मृगशावकलोचनि । निज स्वरूप रति मान विमोचनि ॥ १ ॥**
**गावहिं मंगल मंजुल बानी । सुनि कल रव कलकंठ लजानी ॥**
**भूप भवन किमि जाइ बखाना । विश्व विमोहन रचेउ बिताना ॥ २ ॥**
**मंगल द्रव्य मनोहर नाना । गाजत बाजत बिपुल निशाना ॥**
**कतहुं बिदर बंदी उच्चरहीं । कतहुं वेद ध्वनि भूसुर करहीं ॥ ३ ॥**
**गावहिं सुंदरि मंगल गीता । लैलै नाम राम अरु सीता ॥**
**बहुत उछाह भवन अति थोरा । मानहुं उमगि चला चहुं ओरा ॥ ४ ॥**

**અર્થ.**—વળી જ્યાં ત્યાં વિજળી જેવી કાંતિવાળી સ્ત્રીઓનાં ટોળેટોળાં મળી સોળે શૃંગાર સજવા લાગી. હે પ્રિયા! તે ચંદ્રવદની અને બાળમૃગનયની પોતાના સ્વરૂપથી કામદેવની પત્ની રતિનો પણ મદ અને માન મૂકાવી આપે એવી હતી. ॥ ૧ ॥ તે સઘળી મંજુલ સુરે મંગલીક ગીતો ગાતી હતી. તેઓનો કંઠ એવો તો મીઠો હતો કે, તેની મધુરતા સાંભળી કોયલ પણ લજાઈ જાય. જ્યાં શહેરની આવી ઉત્તમ શોભા થઈ, ત્યાં પછી રાજમંદિરની મનોહરતા વિષે તો શું જ પૂછવું હોય? તેનું તો વર્ણન

જ થઈ શકે નહીં. હે ગિરિજા! તે તમે સાંભળતાં જ ચકિત થઈ રહેશો. હવે હું કહું છું, તે તમે ધ્યાન દઇને સાંભળજો ભલા. તે રાજમહેલમાં આખા વિશ્વને મોહ ઉપજાવે એવા મનોહર મંડપો બાંધી તેમાં ઘણાં પ્રકારનાં મંગળમય દ્રવ્યોનાં પાત્રો ભરી ભરીને મૂકયાં હતાં, સુંદર વાજાં વાગતાં હતાં, નોબતો ગડગડી રહી હતી અને ઘણી જાતનાં નિશાનો ફરકતાં હતાં. વળી તેમાં કયાંક ભાટ લોકો રાજાના ગુણ ગાઈ રહ્યા હતા. ભૂદેવ ( બ્રાહ્મણો ) વેદોચ્ચાર કરી રહ્યા હતા અને કયાંક સુંદરીઓ સુસ્વરથી શ્રીરામ તથા સીતાજીનું નામ લઈ લઇને પ્રફુલ્લિત મને મંગળ ગીતો ગાતી હતી. હે વહાલી! તમને શું કહું? ઉત્સાહ ઘણો અને રાજમંદિર નાનું હોવાથી તે તેમાં ન સમાવાને લીધે ચૂલે ચઢાવેલા દૂધની પેઠે ઉભરાઈ નીકળી, ચારે તરફ વહી ચાલ્યો. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० शोभा दशरथ भवनकी, को कवि वरणे पार ॥
जहां सकल सुर शीश मणि, राम लीन्ह अवतार ॥ ३२५ ॥

**અર્થ.**—કવિ કહે છે, જ્યાં સર્વે દેવતાઓના શિરોમણિ શ્રીરામ પ્રભુ અવતાર લઇને પ્રગટયા, તે દશરથ રાજાનાં ભવનની શોભાનું કયો કવિ વર્ણન કરી શકે? ॥ ૩૨૫ ॥

चौ० भूप भरत पुनि लिये बुलाई । हय गय स्यंदन साजहु जाई ॥
चलहु वेगि रघुवीर बराता । सुनत पुलकपूरे दोउभ्राता ॥ १ ॥
भरत सकल साहनी बुलाये । आयसुदीन्ह मुदित उठि धाये ॥
रचि रुचि तुरंग साज तिन साजे । वर्ण वर्णवर बाजि बिराजे ॥ २ ॥
सुभग सकल सुठि चंचल करणी । अय जिमि जरत धरत पगु धरणी ॥
नाना भांति न जाहिं बखाने । निदरि पवन जनु चहत उडाने ॥ ३ ॥
तिन पर छयल भये असवारा । भरत सरिस सब राजकुमारा ॥
सब सुंदर सब भूषण धारी । कर शर चाप तूण कटि धारी ॥ ४ ॥

**અર્થ.**—પછી દશરથ રાજાએ ભરતજીને બોલાવી તેને પ્રેમથી કહ્યું કે, હે ભાઈ! જઇને હાથી, ઘોડા અને રથ સજ કરી જલદી મોટા ભાઈની જાનમાં ચાલો. તે સાંભળતાં જ ભરત અને શત્રુઘ્ન, બેઉ ભાઈનાં આનંદથી રુવાડાં ઉભાં થઈ ગયાં. ॥ ૧ ॥ પછી ભાઈના વિવાહમાં મોજ મારવાની મરજીથી તરત ભરતજીએ હયશાળાઓના દરોગાઓને બોલાવી પિતુ આજ્ઞા પ્રમાણે હુકમ કર્યો, તે સાંભળી સારથિ હરખથી ઉઠીને દોડયો. શોભીતા રંગરંગના હયને સુંદર સાજોથી શણગારીને બનાવ્યા. ॥ ૨ ॥ પછી તે સરસ અને ચંચળ ચાલવાળા ઘોડાને, જેમ કોઈ તપેલી લોઢાની જમીનપર પગ મૂકવાથી દાઝે અને ઝબઝબ પગ ઉપાડી લેય, તેમ "થણગણ થણગણ" નચાવતા નચાવતા ઘોડાવાળા મહેલ આગળ લઈ આવ્યા. તે જાણે પવનના વેગને બંધ પાડી આકાશમાં ઉડી જશે! તેમ ઉતાવળા જનાર હતા. હે પ્રિયા! તે ઘણી જાતના અશ્વોનું

વખાણ થઈ શકે તેમ નથી. ॥ ૨ ॥ ૩ ॥ પછી છેલછબીલા ભરત અને શત્રુઘ્ન વગેરે બીજા રાજકુંવરો સુંદર આભૂષણો ધરી, હાથમાં ધનુષબાણ લઈ તથા કમરે ભાથાં કસીને સર્વે તે અશ્વપર સ્વાર થયા. ॥ ૪ ॥

दो० छरे छबीले छयल सब, शूर सुजान नविन ॥
युग पदचर असवार प्रति, जे आसकला प्रवीन ॥ ३२६ ॥

**અર્થ.**—અને તેવા જ પતળા શરીરવાળા ચતુર જુવાન, શૂરવીર, છેલછબીલા અને શમશેર બહાદુર બબે પાળા એકેક સ્વારસાથે ચાલ્યા. ॥ ૩૨૬ ॥

चो० बांधे बिरद बीर रण गाढे । निकसि भये पुर बाहिर ठाढे ॥
फेरहिं चतुर तुरंग गति नाना, हरषहिं ध्वनि सुनि पणव निशाना ॥ १ ॥
रथ सारथिन विचित्र बनाये । ध्वज पताक मणि भूषण छाये ॥
अमर चारु किंकिणि ध्वनि करहीं । भानु यान शोभा अपहरहीं ॥ २ ॥
श्यामकर्ण अगणित हय होते । तेतिन्ह रथन सारथिन जोते ॥
सुंदर सकल अलंकृत सोहैं । जिनहि बिलोकत मुनि मन मोहैं ॥ ३ ॥
जे जल चलहिं थलहिंकी नाईं । टाप न बूड बेग अधिकाई ॥
अस्त्र शस्त्र सब साज सजाई । रथी सारथिन लिये बुलाई ॥ ४ ॥

**અર્થ.**—સંગ્રામનેવિષે શૂરવીર તે રાજકુમારો શહેર બહાર આવી ઉભા રહ્યા. ત્યાં દુંદુભિ અને નગારાંનો અવાજ સાંભળી રાજી થતાં તેના ઠગ ઉપર ઘણા પ્રકારે ચતુર તુરંગોને ફેરવવા લાગ્યા. ॥ ૧ ॥ વળી સારથિઓએ ધ્વજા, પતાકા અને મણિનાં આભૂષણોથી રથો શણગારી ચમત્કારી બનાવ્યા હતા તથા તેને બાંધેલા મનોહર ચમર અને ઘુઘરમાળનો અવાજ તે રથમાંથી નીકળતો હતો, તેથી જાણે સૂર્યના રથની શોભાને હરી લેતા ન હોય, એવા લાગતા હતા. ॥ ૨ ॥ તે રથને સારથિઓએ અગણિત શ્યામકર્ણ ઘોડા જોડ્યા હતા, જેને જોતાં મુનિઓનાં મન પણ મોહાઈ જાય, એવા તે સઘળા સુંદર અલંકારોથી શોભતા હતા. ॥ ૩ ॥ જેમ વહાણ વધારે વેગથી ન બૂડતાં પાણી ઉપર ચાલે છે, તેમ તે ઘોડાઓ ચાલતા હતા. એવી રીતે રથો તૈયાર કરી ઉભેલા સારથિઓને શસ્ત્રઅસ્ત્રો સર્વે સજી રથીઓએ બોલાવી લીધા. ॥ ૪ ॥

दो० चढि चढि रथ बाहर नगर, लागी जुरन बरात ॥
होत सगुण सुंदर सुखद, जो जेहिकारज जात ॥ ३२७ ॥

**અર્થ.**—તે રથીઓ પોતપોતાના રથમાં ચડી નગર બહાર નીકળ્યા. એવી રીતે શહેર બહાર જાન ભેળી થવા લાગી. તેથી જે જે કામ માટે જવા તે વખત ચહાતા હતા, તેને સુંદર અને સુખદ શકુનો થતાં હતાં. ॥ ૩૨૭ ॥

चो० कलित करिनपररचि अंबारी । कहिन जाइ जेहिभांति संवारी ॥
चले मत्त गज घंट बिराजे । मनहु सुभग श्रावण घन गाजे ॥ १ ॥

बाहन अपर अनेक बिधाना । शिबिका सुभग सुखासन याना ॥
तिन्हचढि चले बिप्र वर बृंदा । जनु तनु धरे सकल श्रुति छंदा ॥ २ ॥
मागध सूत बंदि गुणगायक । चले यान चढि जो जेहिलायक ॥
बेसर उंट वृषभ बहुजाती । चले बस्तु भरि अगणित भांती ॥ ३ ॥
कोटिन कांवरि चले कहारा । बिबिध बस्तु को बरणै पारा ॥
चले सकल सेवक समुदाई । निज निज साज समाज बनाई ॥ ४ ॥

**અર્થ.**—મોટા હાથીઓ, ઉપર કહી ન શકાય તેવી રીતથી સુંદર અંબાડીઓ શણગારીને મૂકી હતી. વળી તે મદોન્મત્ત ગજોને ગળે શોભીતા ઘંટો બાંધ્યા હતા. તેથી તે ચાલતા હતા ત્યારે જાણે શ્રવણ મહિનાના મેઘની ગર્જના થતી ન હોય? તેવો શુભ અવાજ નીકળતો હતો. ॥ ૧ ॥ બીજા ઘણી જાતનાં સુખપાલ, પાલખી અને મીઆના વગેરે વાહનો તૈયાર કર્યાં હતાં. તેમાં જાણે વેદો પોતે જ દેહ ધારણ કરી બેઠા ન હોય? તેવા સુંદર બ્રાહ્મણોનાં યુથો ચઢ્યાં હતાં. ॥ ૨ ॥ વળી ભાટ, ચારણ અને પ્રતિલોમ તથા ગવૈયા લોકો રાજાના ગુણ ગાતા ગાતા જેને જેવા લાયક તેવા વાહનમાં ચડી ચાલ્યા. વળી ખચ્ચર, ઉંટ અને બળદો વગેરે ઘણી જાતનાં પશુઓ ઉપર અગણિત રીતની વસ્તુઓ લાદી ચાલતાં કર્યાં હતાં ॥ ૩ ॥ કરોડો કાવડો ઉપાડીને વર્ણવવામાં ન આવે એવી પારવગરની વસ્તુઓ લઈ ભોઈ લોકો ચાલ્યા જતા હતા અને સર્વે સેવકોનો સમુદાય શણગારો બનાવી બનાવીને પોતપોતાની સમાજ કરીને ચાલ્યા. ॥ ૪ ॥

दो॰ सबके उर निर्भर हरष, पूरित पुलक शरीर ॥
कबहि देखिहैं नयन भरि, राम लषण दोउबीर ॥ ३२८ ॥

**અર્થ.**—સર્વેનાં હૃદય હર્ષથી ભરપૂર થવાને લીધે શરીરો રોમાંચિત થયાં હતાં; અને તેમનાં મનમાં એવી ઉત્કંઠા ઉત્પન્ન થઈ હતી કે, ક્યારે જઈ શ્રીરામ અને લક્ષ્મણ બેઉ ભાઇને નેત્ર ભરી નિહાળીએ. ॥ ૩૨૮ ॥

चो॰ गरजहिं गज घंटा ध्वनि घोरा । रथ रव बाजि हींस चहुं ओरा ॥
निदरि घनहिं घूमरहिं निशाना । निजपराव कछु सुनिय न काना ॥ १ ॥
महाभीर भूपतिके द्वारे । रज हुइ जाइ पषाण पंवारे ॥
चढीं अटारिन देखहिं नारी । लिये आरती मंगल थारी ॥ २ ॥
गावहिं गीत मनोहर नाना । अति अनंद नहिं जाइ बखाना ॥
तब सुमंत दुइ स्यंदन साजि । जोते हय रवि निंदक बाजि ॥ ३ ॥
दोउ रथ रुचिर भूप पहं आने । नहिं शारदमति जाहिं बखाने ॥
राज समाज एक रथ साजा । दूसर तेज पुंज अति भ्राजा ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! તે વખત માતંગોની ગર્જના, રથના અવાજ, ઘુઘરમાળ અને ઘંટોનો ઘણઘણાટ, ઘોડાઓનો હણહણાટ અને મેઘની ગર્જનાને પણ શર્મીંદી કરે, એવો નગરાનો ગડગડાટ, ચારે કોર એવો તો ફેલાઈ રહ્યો કે, પારકો તો શું! પણ પોતાનો એ અવાજ કાને સંભળાય નહીં. ॥ ૧ ॥ વળી ભૂપતિ દશરથના દરવાજામાં એટલી તો ભીડ ભરાણી હતી કે, ત્યાં જે પથ્થરની લાદીઓ પાથરી ( જડી ) હતી, તે સઘળી ઘસાઈ ઘસાઇને તેની ધૂળ બની ગઈ. તે સર્વ મજા શહેરની સ્ત્રીઓ અગાશી ઉપર ચડીને જોતી હતી; તથા ત્યાં બેઠી હાથમાં આરતીની મંગળ થાળીઓ લઈ ઉતારતી હતી; તથા મનોહર ગીતો ગાઈ અત્યાનંદ એટલો પામતી હતી કે, તેનું જરાપણ વખાણ થઈ શકે નહીં. પછી સુમંત બે રથને શણગારી સૂર્યના રથના ઘોડાને પણ નિંદે એવા બે ઘોડા તેને જોડીને તે મનોહર બેઉ રથો રાજા પાસે લઈ આવ્યો. જેનું સરસ્વતીથી પણ વખાણ થઈ શકે નહીં, એવા તેમાંના એક રથમાં રાજામાટે અને બીજો જે ઘણા તેજના સમુદાયરૂપ રથ હતો, ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

**दो०** तेहि रथ रुचिर बशिष्ठ कहं, हरषि चढाइ नरेश ॥
आपु चढेउ स्यंदन सुमिरि, हर गुरु गौरि गणेश ॥ ३२९ ॥

**અર્થ.**—તેમાં રાજાએ રાજી થઇને ગુરુ વશિષ્ઠજીને પધરાવીને પછી શંકર, પાર્વતી, ગણપતિ અને ગુરુનું સ્મરણ કરીને ચઢ્યા. ॥ ૩૨૯ ॥

**चौ०** सहित बसिष्ठ सोह नृप कैसे । सुरगुरु संग पुरंदर जैसे ॥
करि कुल रीतिवेद बिधि राऊ । देखि सबाह सब भांति बनाऊ ॥ १ ॥
सुमिरि राम गुरु आयसु पाई । चले महीपति शंख बजाई ॥
हरषे बिबुध बिलोकि बराता । बरषहिं सुमन सुमंगल दाता ॥ २ ॥
भयउ कोलाहल हय गज गाजे । व्योम बरात बाजने बाजे ॥
सुर नर नारि सुमंगल गाई । सरस राग बाजहिं सहनाई ॥ ३ ॥
घंट घंटि ध्वनि बरणि न जाई । सरव करैं पायक फहराई ॥
करहिं बिदूषक कौतुक नाना । हास कुशल कल गान सुजाना ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રિયા! તે વખત વસિષ્ઠજી સાથે દશરથ રાજા, બૃહસ્પતિ સાથે ઇંદ્રની પેઠે શોભતા હતા. પછી દશરથ રાજા વેદવિધિએ સર્વે કુળરીતો કરી રસાલાનો બધી રીતે સઘળો બંદોબસ્ત જોઈ ગુરુની આજ્ઞા લઈ શ્રીરામ ( શ્રીરંગજી ) નું સ્મરણ કરી શંખ વગાડીને ચાલ્યા. તે જાનને જોઈ દેવતાઓએ ઘણા હરખાઈ સુમંગળદાયક પુષ્પોની વૃષ્ટિ કરી. ॥ ૧ ॥ ૨ ॥ તે વખત હય અને ગજની ગર્જનાથી તથા જાનની અને દેવતાઈ નોબતોના ગડગડાટથી મોટો ગડબડાટ થઈ રહ્યો હતો. દેવતા અને મનુષ્યોની સ્ત્રીઓ સુમંગળ ગીતો ગાવા લાગી તથા ઉત્તમ રાગમાં શરણાઇઓ વાગવા લાગી. ॥ ૩ ॥ વળી મોટા ઘંટ અને નાની ઘંટાઓના વર્ણવ્યા ન જાય, એટલા અવાજ થઈ રહ્યા હતા; તથા નટ લોકો મોટા શબ્દ કરી કૂદતા જતા હતા; અને તે ઉપરાંત

હાસ્યરસમાં અને મનોહર ગાયન કળામાં કુશળ તથા સુજાણ વિદૂષક ( ભાંડભવૈયા ) નાના પ્રકારનાં કૌતુકો કરતા જતા હતા. ॥ ૪ ॥

दो० तुरंग नचावहिं कुंवर बर, अकनि मृदंग निशान ॥
नागर नट चितवहिं चकित, डिगहिं न ताल बिधान ॥ ३३० ॥

**અર્થ**.—તેમ વળી શ્રેષ્ઠ રાજકુંવરો જાનમાં વાગતાં નગારાં અને મૃદંગોના ઠેકાપર પોતપોતાના અશ્વોને નચાવતા નચાવતા ચાલ્યા જતા હતા; પણ તાલ ચૂકતા નહીં હતા. તેમજ સઘળા ચતુર નટો આશ્ચર્યકારક ચિત્તે જોઈ રહ્યા હતા. ॥ ૩૩૦ ॥

चो० बनै न बरनत बनी बराता । होइं सगुन सुंदर शुभ दाता ॥
चारा चाष बाम दिशि लेई । मनहु सकल मंगल कहि देई ॥ १ ॥
दाहिन काग सुखेत सुहावा । नकुल दरश सब काहुन पावा ॥
सानुकूल बह त्रिबिध बयारी । सघट सबाल आव बर नारी ॥ २ ॥
लोवा फिरि फिरि दरश दिखावा । सुरभी सन्मुख शिशुहि पिआवा ॥
मृगमाला दाहिन दिशि आई । मंगल गण जनु दीन दिखाई ॥ ३ ॥
क्षेमकरी कह क्षेम बिशेषी । श्यामा बाम सुतरु पर देखी ॥
सन्मुख आए दधि अरु मीना । कर पुस्तक दुइ बिप्र प्रबीना ॥ ४ ॥

**અર્થ**.—હે પ્રિયા ! તે જાન એવી તો બની હતી કે, તેનું કાંઈ વર્ણન થઈ શકે નહીં. તે જ્યારે ચાલી ત્યારે તેને ઘણાં સુંદર અને શુભદાયક શકુનો થવા લાગ્યાં. ડાબી બાજુએ મોઢામાં ચારો લઇને નીલચાસ પક્ષી જાણે સઘળા મંગલને દેતાં ન હોય ? તેમ જવા લાગ્યાં. ॥ ૧ ॥ વળી તેના જમણી બાજુએ સુંદર ખેતરમાં શોભતા કાગડાઓ જોયા; તથા તે વખત જાનમાંહિલા સર્વ કોઇને નોળિયાનાં દર્શન થયાં. વળી સુગંધિમય શીતળ અવર વાયુ મંદ મંદ વહેવા લાગ્યો. વળી તેમને માથે પાણીનું બેડું અને કાખમાં બાળક લઇને આવતી સૌભાગ્યવતી સુંદરીઓ સામી મળી. ॥ ૨ ॥ વળી વારંવાર તેતર પક્ષી દેખાવ દેવા લાગ્યાં તથા વાછડાને ધવરાવતી ગાય સામી મળી. વળી તેમની જમણી બાજુએ મૃગનાં ટોળાં ઉતર્યાં, તે જાણે ઘણું મંગળ દેખાતું હોય એમ ભાસ્યું. ॥ ૩ ॥ વળી ઘણી શાંતાને આપનારી સફેત તથા શ્યામ મોઢાની દેવી નામની પક્ષિણીઓ સુંદર ઝાડ ઉપર ડાબી બાજૂએ બેઠેલી દીઠી. વળી દહીં લઈને ગોવાળણીઓ અને માછલાવાળા સામા મળ્યા. વળી હાથમાં પુસ્તક લઇને બે બ્રાહ્મણો સામા મળ્યા. ॥ ૪ ॥ ॥

दो० मंगलमय कल्याणमय, अभिमत फल दातार ॥
जनु सब सांचे होन हित, भये सगुन एक बार ॥ ३३१ ॥

**અર્થ**.—મંગળમય કલ્યાણકર્તા ઇચ્છિત ફળને આપનાર જાણે બધું સાચું થવાવાળું હોયની, તેવાં એક સામટાં શકુનો થયાં. ॥ ૩૩૧ ॥

चो० मंगल शकुन सुगम सब ताके । सगुण ब्रह्म सुंदर सुत जाके ॥
राम सरिस बर दुलहिनि सीता । समधी दशरथ जनक पुनीता ॥ १ ॥
सुनि अस ब्याह सगुण सब नाचे । अब कीन्हे बिरंचि हम साचे ॥
इहि विधि कीन्ह बरात पयाना । हय गज गाजहिं हनहिं निशाना ॥ २ ॥
आवत जानि भानुकुल केतू । सरितन जनक बंधाये सेतू ॥
बीच बीच बर वास बनाये । सुरपुर सरिस संपदा छाये ॥ ३ ॥
अशन शयन बर बसन सुहाये । पावहिं सब निज निज मन भाये ॥
नित नूतन लखि सुख अनुकूला । सकल बरातिन मंदिर भूला ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! જેના સાક્ષાત્ સગુણ બ્રહ્મ જેવા સુંદર પુત્ર છે, તેને સઘળાં મંગળમય શકુન સહેલાં જ છે. અરે ઉલટા શ્રીરામચંદ્રજી જેવા વર અને જાનકીજી જેવા વહુનો વિવાહોત્સવ સાંભળી તથા દશરથ રાજા અને જનક રાજા જેવા વહેવાઇ । જોઈ સઘળાં શકુનો આજ અમને બ્રહ્માએ સાચાં ઠરાવ્યાં, એમ સમજી નાચવા લાગ્યાં. એવી રીતે જેમાં ઘોડા અને હાથીઓ ગર્જના કરતા હતા તથા નિશાન નોબત નગારાં ગડગડતાં હતાં, એવી તે જાને કુચ કરી. ॥ ૧ ॥ ૨ ॥ સૂર્યકુળમાં ધ્વજરૂપ દશરથ રાજાને આવતા જાણી જનક રાજાએ અયોધ્યાજીથી મિથિલાપુરીના રસ્તામાં આવતી સઘળી નદીઓપર પૂલ બંધાવ્યાં. વળી વચ્ચે વચ્ચે ઇંદ્રપુરીની જેવી શોભાથી ભરપૂર ખાસ જાનને વાસ્તે મુસાફરી બંગલા બંધાવ્યા. ॥ ૩ ॥ તેની અંદર ખાવાના પદાર્થો, સૂવાની શય્યાઓ, અપરશમાં પહેરવાનાં શોભીતાં વસ્ત્રો, અને ખાવાનાં વાસણો વગેરે જેઓને જે ચીજ મનમાં ગમે તેવી તે સઘળી તે જ વખત મળી આવે; એમ સઘળી ગોઠવણ કરી રાખી હતી. એવી રીતે દરરોજ મુસાફરીના દરેક ઉતારામાં નવું નવું સુખ જોઇને સર્વે જાનૈયા પોતપોતાના ઘરને ભૂલી ગયા. ॥ ૪ ॥

दो० आवत जानि बरात बर, सुनि गहगहे निशान ॥
सजि गज रथ पदचर तुरंग, लेन चले भगवान ॥ ३३२ ॥

**અર્થ.**—એવી શ્રેષ્ઠ જાન આવતી જાણી તથા ગડગડતા નિશાનોના અવાજ સાંભળી જનકરાજા હાથી, ઘોડા, રથ અને પાયદલ તૈયાર કરી સામૈયું લઈ જાનને તેડવા સામા ચાલ્યા. ॥ ૩૩૨ ॥

चो० कनक कलश कल कोपर थारा । भोजन ललित अनेक प्रकारा ॥
भरे सुधा सम सब पकवाना । भांति भांति नहिं जाहिं बखाना ॥ १ ॥
फल अनेक बर बस्तु सुहाई । हरषि भेंट हित भूप पठाई ॥
भूषण बसन महा मणि नाना । खग मृग हय गज बहुबिधि याना ॥ २ ॥
मंगल सगुण सुगंध सुहाये । बहुत भांति महिपाल पठाये ॥
दधि चिउरा उपहार अपारा । भरि भरि कांवरि चले कहारा ॥ ३ ॥

अगवाहन जब दीख बराता । उर आनंद पुलक भर गाता ॥
देखि बनाव सहित अगवाना । मुदित बरातिन हने निशाना ॥ ४ ॥

**અર્થ.**—તેઓ વખાણવામાં ન આવે એવાં જાત જાતનાં અમૃતસમ બધાં પકવાન્નો તથા અનેક પ્રકારનાં સુંદર ભોજનોથી ભરીને ચાંદીના થાળ તથા મનોહર ડબરા (બંટા) અને સોનાની ઝારીઓ પાણીથી ભરેલ તે જાનૈયાને ખાવા પીવા માટે સાથે લઈ ગયા. ॥ ૧ ॥ તે સિવાય વળી જનક રાજાએ હરખથી ભેટ મૂકવા માટે ફળ ફૂલ, સઘળાં આભૂષણો, નાના પ્રકારના મોટા મણિ, પોપટ, મેના અને ચાતક વગેરે પક્ષીઓ, સુંદર હરણ, ઘોડાઓ, હાથીઓ અને ઘણા પ્રકારના રથો વગેરે શોભીતી ઉત્તમ વસ્તુઓ મોકલાવી. ॥ ૨ ॥ વળી હે ગિરિજા! મંગળ અને સરસ ગુણવાળી સુંદર સુગંધીઓ ઘણી જાતની ભૂપતિ જનકે મોકલી અને તે ઉપરાંત દહીં, ચિડવા (પહુવા) તથા અપાર બીજાં ફળ અહારની કાવડો ભરીને જાનને દેવા ભોઈ લોકો ચાલ્યા. ॥ ૩ ॥ હવે એવી રીતે જતાં જ્યારે સામૈયાએ જાનને દીઠી ત્યારે ઉરમાં આનંદ પામ્યા; અને તેમનાં શરીર રોમાંચિત થઈ ગયાં. તેમ જ મોટા ઠાઠ સાથે જ્યારે સામૈયું જોયું, ત્યારે જાનૈયાઓએ હર્ષિત મનવડે નગારા ઉપર ડંકા દીધા. ॥ ૪ ॥

दो० हरषि परस्पर मिलन हित, कछुक चले बगमेल ॥
जनु आनंद समुद्र दुइ, मिलत बिहाय सुबेल ॥ ३३३ ॥

**અર્થ.**—પછી હરખાઇને પરસ્પરને મળવા માટે પોતાની હદ મૂકી કાંઇક આગળ ચાલ્યા; અને જાણે બે સમુદ્ર પોતપોતાના કિનારાને મૂકી આનંદભરે એક બીજાને મળતા ન હોય, તેમ મળવા લાગ્યા. ॥ ૩૩૩ ॥

चौ० बरषि सुमन सुर सुंदरि गावहिं । मुदित देव दुंदुभी बजावहिं ॥
वस्तु सकल राखी नृप आगे । बिनय कीन्ह तिन्ह अति अनुरागे ॥ १ ॥
प्रेम समेत राउ सब लीन्हा । भै बकशीश याचकन दीन्हा ॥
करि पूजा मान्यता बडाई । जनवासे कहं चले लिवाई ॥ २ ॥
बसन विचित्र पांवडे परहीं । नृप दशरथ तापर पग धरहीं ॥
देखि धनद धन मद परिहरहीं । बरषि सुमन सुर जय जय करहीं ॥ ३ ॥
अति सुंदर दीन्हेउ जनवासा । जहं सब कहं सब भांति सुपासा ॥
जानी सिय बरात पुर आई । कछु निज महिमा प्रगटि जनाई ॥ ४ ॥
हृदय सुमिरि सब सिद्धि बुलाई । भुप पहुनई करन पठाई ॥

**અર્થ.**—તે વખત દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી દુંદુભિ વગાડી, અને અપ્સરાઓ ગાવા લાગી. હવે આંહીં જનક રાજાએ પોતે આણેલી તમામ વસ્તુઓ દશરથ રાજા આગળ નજરાણે મૂકી તથા ઘણા પ્રેમથી નમ્રતા કરી. ॥ ૧ ॥ એટલે દશરથરાજાએ

પ્રીતિ સમેત તે સર્વે વસ્તુઓ લઈ માગણોને બક્ષીસ દાખલ વહેંચી આપી. પછી જનકરાજાએ તેમની પૂજા કરી, ઘણા માનપૂર્વક મોટાઈ આપીને જાનીવાસે લઈ ચાલ્યા. ॥ ૨ ॥ હે પ્રિયા! વિદેહ રાજાએ આ વખતે કોશલરાજાને ચાલવા માટે, માર્ગમાં સુંદર મખમલી પેંડા બીછાવ્યા હતા. તેના ઉપર અવધપતિ ધીરે ધીરે ડગલાં ભરી વાતો કરતા કરતા ચાલતા હતા. એ બનાવ જોઈને દેવતાઓના દ્રવ્યનો ભંડારી કુબેર પણ પોતાના ધનનો મદ છોડી દે એવો હતો. તે જોઈ દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરતા જય જય શબ્દ ઉચ્ચારી રહ્યા હતા. ॥ ૩ ॥ પછી મથિલાપતિએ જ્યાં સર્વેને સર્વવાતે સુખ ઉપજે, એવો ઘણો સુંદર જાનીવાસો આપ્યો. હવે જ્યારે વિદેહની કન્યા વૈદેહીએ જાન ગામમાં આવી એવું જાણ્યું, ત્યારે પોતાનો કંઈક મહિમા કરી જણાવ્યો. તે શું કે, પોતાના મનમાં સ્મરણ કરીને સઘળી સિદ્ધિઓને ત્યાં બોલાવી પોતાના સસરાજીની પરોણાગત કરવામાટે મોકલી. ॥ ૪ ॥

दो० सिय आयसु शिर सिद्धि धरि, गईं जहां जनवास ॥
लिये संपदा सकल सुख, सुरपुर भोग विलास ॥ ३३४ ॥

**અર્થ.**—સીતાજીની આજ્ઞા મસ્તક ઉપર ધરીને જ્યાં જાનૈયાનો ઉતારો હતો, ત્યાં તે સિદ્ધિઓ ગઈ; તેથી સઘળા જાનૈયાઓએ ઇંદ્રની અમરાવતી જેવા સર્વે ભોગવિલાસ, સુખ અને વૈભવ ભોગવ્યાં. ॥ ૩૩૪ ॥

चो० निजनिज बास बिलोकि बराती । सुर सुख सकल सुलभ सब भांती ॥
बिभव भेद कछु काहु न जाना । सकल जनक कर करहिं बखाना ॥ १ ॥
सिय महिमा रघुनायक जानी । हरषे हृदय हेतु पहिचानी ॥
पितु आगमन सुनत दोउ भाई । हृदय न अति आनंद समाई ॥ २ ॥
सकुचय कहि न सकत गुरु पाहीं । पितु दरशन लालच मनमाहीं ॥
विश्वामित्र विनय बडि देखी । उपजा उर संतोष बिशेषी ॥ ३ ॥
हरषि बंधु दोउ हृदय लगाये । पुलक अंग लोचन जल छाये ॥
चले जहां दशरथ जनवासे । मनहुं सरोवर तके पियासे ॥ ४ ॥

**અર્થ.**—પોતપોતાના ઉતારાને જોઈને જાનૈયાઓને સર્વ વાતે દેવતાઓનાં સઘળાં સુખ પણ સુલભ લાગ્યાં. તે વૈભવના ભેદને કોઈએ કશો જાણ્યો નહીં; પણ બધાઓ જનકરાજાનાં વખાણ કરવા લાગ્યા. ॥ ૧ ॥ હે પાર્વતી! સીતાજીનો તે મહિમા શ્રી રઘુનાથજીએ જાણ્યો. તેથી તેમનું પોતામાટેનું હેત ઓળખી હૈયામાં હરખ પામ્યા કે, તે તેના હૃદયમાં સમાઈ શક્યો નહિ. ॥ ૨ ॥ હવે બાપનાં દર્શનની લાલચ તો મનમાં ઘણી છે, પણ સંકોચથી ગુરુપાસે કહી શકાતું નથી. એમનો એવો મોટો વિનય

જોઈ, વિશ્વામિત્રના ઉરમાં પરમ સંતોષ ઉપજ્યો. તેથી તેમના શરીરપર રુવાડાં ઉભાં થઈ આવ્યાં અને નેત્રોમાં પ્રેમાશ્રુ છવાઈ રહ્યાં; પણ રાજી થઈ બેઉ ભાઈઓને છાતી સાથે લગાડી, તરસ્યો જેમ તળાવને શોધે, તેમ ઉતાવળથી જાનના ઉતારામાં જ્યાં દશરથ રાજા હતા, ત્યાં ચાલ્યા. ॥ ૩ ॥ ૪ ॥

दो० भूप बिलोके जबहिं मुनि, आवत सुतन समेत ॥
उठे हरषि सुख सिंधु महं, चले थाह सी लेत ॥ ३३५ ॥

**અર્થ.**—જ્યારે પોતાના પુત્રો સાથે આવતા ઋષિઓને જોયા ત્યારે તરત જ જેમ કોઈ સમુદ્રનો થાક લેવા જાય, તેમ દશરથરાજા સુખરૂપી સાગરનો મેળાપ કરવા ઉઠ્યા.

चो० मुनिहिं दंडवत कीन्ह महीशा । बार बार पदरज धरि शीशा ॥
कौशिक राउ लिये उर लाई । दै अशीश पूंछी कुशलाई ॥ १ ॥
पुनि दंडवत करत दोउ भाई । देखि नृपति उर सुख न समाई ॥
सुत हिय लाइ दुसह दुख मेंटे । मृतक शरीर प्राण जनु भेंटे ॥ २ ॥
पुनि बसिष्ठ पद शिर तिन नाये । प्रेम मुदित मुनि बर उर लाये ॥
विप्र बृंद बंदे दोउ भाई । मन भावति अशीश तिन्ह पाई ॥ ३ ॥
भरत सहानुज कीन्ह प्रणामा । लिये उठाइ लाइ उर रामा ॥
हरषे लषण देखि दोउ भ्राता । मिले प्रेम परिपूरण गाता ॥ ४ ॥

**અર્થ.**—અને રાજાએ ઋષિને વારંવાર દંડવત્ કરી તેમનાં ચરણની રજ મસ્તક ઉપર ધારણ કરી. પછી કૌશિક મુનિએ દશરથ રાજા સાથે છાતી ભીડી તેમને મળીને આશીષ દઈ કુશળતા પૂછી. ॥ ૧ ॥ પછી શ્રીરામ અને લક્ષ્મણ બેઉ ભાઇએ આવી પોતાના પિતાને દંડવત્ પ્રણામ કર્યા. તેમને જોઈ ભૂપતિના મનમાં એટલો સંતોષ ઉપજ્યો કે, તે વખત તે તેમના હૃદયમાં સમાતો નહતો. પોતાના કુંવરોને છાતી સાથે લગાડવાથી તેને જાણે મુવેલા શરીરમાં પાછા પ્રાણ આવ્યા હોયની, તે પ્રમાણે વિયોગરૂપી તેમનું દુઃખ મટી ગયું. ॥ ૨ ॥ પછી તે બેઉ જણાએ ગુરુ વસિષ્ઠજીનાં ચરણમાં પ્રેમપૂર્વક મસ્તક નમાવ્યું. ત્યારે ઋષિએ અત્યંત આનંદથી તે શ્રેષ્ઠ બેઉ કુંવરને છાતી સાથે દાબ્યા. પછી તે બેઉ ભાઇઓએ સઘળા બ્રાહ્મણોના સમુદાયને વંદન કરી મન માનતી તેઓ પાસેથી આશીષ લીધી. ॥ ૩ ॥ એટલામાં ભરતજી અને શત્રુઘ્ને આવી રામને પ્રણામ કર્યા, ત્યારે પ્રભુએ તેઓને છાતી સાથે દાબી ઉપાડી લીધા અને લક્ષ્મણજી પણ પોતાના મોટા બેઉ ભાઇઓને જોઈ ઘણો હર્ષ પામી પ્રફુલ્લિત શરીરે પરિપૂર્ણ પ્રેમથી મળ્યા. ॥ ૪ ॥

दो० पुरजन परिजन जातिजन, याचक मंत्री मीत ॥
मिले यथा बिधि सबहिं प्रभु, परम कृपालु बिनीत ॥ ३३६ ॥

**અર્થ.**—પછી પરમકૃપાળુ પ્રભુ સગા, સંબંધીઓ, જ્ઞાતિ, મંત્રીઓ, મિત્ર, માગણો અને અયોધ્યાવાસી બીજા સઘળા મનુષ્યોને યથાયોગ્ય રીતે વિનયપૂર્વક મળ્યા. ॥૩૩૬॥

**चो॰** रामहिं देखि बरात जुड़ानी । प्रीतिकि रीति न जाइ बखानी ॥
नृप समीप सोहहिं सुत चारी । जनु धन धर्मादिक तनुधारी ॥ १ ॥
सुतन्ह सहित दशरथ कहं देखी । मुदित नगर नर नारि विशेषी ॥
सुमन बरषि सुर हनहिं निशाना । नाकनटी नाचहिं करि गाना ॥ २ ॥
शतानंद अरु विप्र सचिव गन । मागध सूत विदुष बंदीजन ॥
सहित बरात राउ सनमाना । आयसु मांगि चले अगवाना ॥ ३ ॥
प्रथम बरात लगनते आई । ताते पुर प्रमोद अधिकाई ॥
ब्रह्मनंद लोग सब लहहीं । बढहु दिवस निशि विधि सन कहहीं ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા! પ્રીતિની રીતિનું કાંઈ પણ વખાણ થઈ શકતું નથી. શ્રીરામચંદ્રજીને દેખી આખી જાન સ્તબ્ધ થઈ ગઈ. હે પ્રિયા! દશરથ રાજાપાસે તે વખત તે ચારે પુત્રો કેવા શોભતા હતા કે, જાણે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાક્ષાત્ દેહરૂપ ધારણ કરી આવ્યા ન હોય તેવા. ॥ ૧ ॥ એવી રીતે સુતોસહિત દશરથ રાજાને જોઈ મિથિલાવાસી સઘળાં નર નારી ઘણો જ આનંદ પામ્યાં, દેવતાઓએ દુન્દભિ વગાડી પુષ્પવૃષ્ટિ કરી અને અપ્સરાઓ ગાવા તથા નાચવા લાગી. ॥ ૨ ॥ પછી સતાનંદ ગુરુ, બીજા બ્રાહ્મણોનાં મંડળ, માગધ, સુત, વિદુષક અને બંદીજનો સહિત રાજા જાનનું સન્માન કરી તેમની આજ્ઞા લઈ સામૈયા સાથે પાછા ચાલ્યા. ॥ ૩ ॥ હવે તે જાન સુમુહૂર્તોને પહેલે જ દિવસ શહેરમાં આવવાથી જનકપુરવાસી સઘળાં સ્ત્રી પુરૂષો અત્યાનંદ પામી, બ્રહ્માજી પાસે માગવા લાગ્યાં કે. હે બ્રહ્મદેવ! રાત્રદિવસને મોટાં કરો. ॥ ૪ ॥

**दो॰** राम सीय शोभा अवधि, सुकृत अवधि दोउ राज ॥
जहं तहं पुरजन कहहिं अस, मिलि नर नारि समाज ॥ ३३७ ॥

**અર્થ.**—વળી જ્યાં ત્યાં નગરવાસી સ્ત્રી પુરુષોના સમુદાય મળી કહેવા લાગ્યા કે, શ્રીરામ અને સીતાજી તો શોભાની હદ જ છે; અને તેમ દશરથ રાજા તથા જનક રાજા પણ પુણ્યની સીમા જેવા જ શોભે છે. ॥ ૩૩૭ ॥

**चो॰** जनक सुकृत मूरति बैदेही । दशरथ सुकृत राम धरि देही ॥
इन सम काहु न शिव आराधे । काहु न इन समान फल साधे ॥ १ ॥
इन सम कोउ न भयउ जगमाहीं । है नहिं कतहूं होनेहु नाहीं ॥
हम सब सकल सुकृत की राशी । भये जग जन्मि जनक पुरबासी ॥ २ ॥

जिन जानकी राम छबि देखी । को सुकृती हम सरिस बिशेषी ॥
पुनि देखब रघुबीर विवाहू । लेव भली बिधि लोचन लाहू ॥ ३ ॥
कहहिं परस्पर कोकिल बयनी । यह बिवाह बड लाभ सुनयनी ॥
बडे भाग्य बिधि बात बनाई । नयन अतिथि होइ हैं दोउ भाई ॥ ४ ॥

**અર્થ.**—વળી તેઓ કહેવા લાગ્યાં કે, જનકરાજાના પુણ્યની મૂર્તિ જાનકીજી અને દશરથ રાજાના પુણ્યરૂપ શ્રીરામચંદ્રજીએ દેહ ધારણ કર્યો છે. ખરેખર એમના પ્રમાણે કોઇએ મહાદેવજીની પ્રાર્થના કરી નથી; અને એમના જેવું ઉત્તમ ફળ પણ કોઇએ મેળવ્યું નથી. ॥ ૧ ॥ કારણ કે, એમના જેવો જગતમાં કોઈ થયો નથી, કોઈ છે નહીં અને કયારે પણ કોઈ થશે નહીં. તેમ આપણે સઘળાં પણ આ જનકપુરમાં જન્મી તથા વાસ કરી જગતમાં સર્વે પુણ્યના ભંડારરૂપ થયા છિયે. ॥૨॥ કારણ કે, શ્રી રામ તથા સીતાજીનાં સ્વરૂપોનાં દર્શન કર્યાં, તે ઉપરાંત વળી ભલીભાતે તેમના વિવાહનો લાભ આપણી આંખોએ લઈશું. ॥ ૩ ॥ હે ગિરિજા! વળી કોયલના જેવા કંઠવાળી સ્ત્રીઓ પરસ્પરમાં કહેવા લાગી કે, હે સુનેત્રી! આ વિવાહનો મોટો લાવ છે. આપણા મોટાં ભાગ્યથી બ્રહ્માજીએ આ બાબત બનાવી. હવે આ બેઉ ભાઈ આપણા નયનોના પરોણા થશે. ॥ ૪ ॥

दो० बारहिं बार सनेह बश, जनक बुलाउव सीय ॥
लेन आइहहिं बंधु दोउ, कोटि काम कमनीय ॥ ३३८ ॥

**અર્થ.**—હે બેન! જનકરાજાનો સીતાજી ઉપર અત્યંત સ્નેહ હોવાથી તે તેમને વારંવાર અહીં પાછાં બોલાવશે; એટલે કરોડો કામદેવની શોભાવાળા આ બેઉ ભાઈ તેમને તેડવામાટે એમ જ આવ્યા કરશે. ॥ ૩૩૮ ॥

चो० बिबिध भांति होइहि पहुनाई । प्रिय न काहि अस सासुरमाई ॥
तब तब राम लषणहिं निहारी । होइहहिं सब पुरलोग सुखारी ॥ १ ॥
सखि जस राम लषण कर जोटा । तैसेइ भूप संग दुइ ढोटा ॥
श्याम गौर सब अंग सुहाये । ते सब कहहिं देखि जे आये ॥ २ ॥
कहा एक मैं आजु निहारे । जनु बिरंचि निज हाथ संवारे ॥
भरत राम एकहि अनुहारी । सहसा लखि न सकहिं नर नारी ॥ ३ ॥
लषण शत्रुसूदन येक रूपा । नख शिख ते सब अंग अनूपा ॥
मन भावहिं मुख बरणि न जाहीं । उपमा कहुं त्रिभुवन कोउ नाहीं ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે તેઓ આવશે ત્યારે તેમની ઘણી રીતે પરોણાગત થશે. હે માતુશ્રી! આવાં સાસરાં કોને પ્રિય ન હોય? એમ જ્યારે જ્યારે રામ લક્ષ્મણ આવશે, ત્યારે ત્યારે તેમને જોઈ સઘળાં નાગરિકો સુખી થશે. ॥ ૧ ॥ હે સખી! જેવી રામ લક્ષ્મણની જોડી છે, તેવા જ બીજા બે કુંવરની જોડી દશરથરાજા સાથે છે. તેમને

જેઓ જોઈ આવ્યા છે, તે સઘળા કહેછે કે, તેઓ પણ સર્વાંગે એક શ્યામ અને એક ગૌર એમ શોભેછે. ॥ ૨ ॥ ત્યારે તેમાંની એક કહેછે કે, અરે! આજ જ મેં તેમને જોયા. તે પણ જાણે બ્રહ્માજીએ પોતાને હાથે જ બનાવ્યા ન હોય, તેવા છે. તેમાંના ભરતજી છે, તે શ્રીરામચંદ્રજી સરખા જ છે; તે બેઉ જો પાસે ઉભા હોય, તો કોઈપણ સ્ત્રીપુરુષ જોઈને કયા શ્રીરામ! અને કયા ભરતજી! એમ જલદી ઓળખી ન શકે. ॥ ૩ ॥ તેમ જ લક્ષ્મણજી અને શત્રુઘ્ન પણ નખથી શિખસૂધી સર્વાંગે અનુપમ અને સરખા જ છે; તેઓ મનને ઘણા ગમેછે, માટે તે સુખનું કંઈ વર્ણન થઈ શકે તેમ નથી. કવિ કહેછે કે, એમની ઉપમાલાયક ત્રણ લોકમાં કોઈ નથી. ॥ ૪ ॥

**हरिगीतछंद.** उपमा न कोउ कह दास तुलसी, कतहुं कबि कोविद कहैं ॥
बल बिनय विद्या शील शोभा सिंधु इन सम ये अहैं ॥
पुर नारि सकल पसारि अंचल बिधिहि विनय सुनावहीं ॥
ब्याहिय सुचारिउ भाइ इहि पुर हम सुमंगल गावहीं ॥ ३४ ॥

**અર્થ.**—ગુસાઇજી કહેછે કે, કોઇપણ કવિ કે પંડિત કયાંય પણ તે ઉપમા કહી શકે નહિ. બળ, વિનય, વિદ્યા, શીળ અને શોભાના સમુદ્રરૂપ એમના જેવા તો એ જ છે. મહાદેવજી કહેછે—હે પાર્વતી! શહેરની સઘળી સ્ત્રીઓ છેડા પાથરી પાથરીને બ્રહ્માજીને વિનતિ કરતી હતી કે, હે બ્રહ્મા! આજ નગરમાં આ ચારે ભાઇઓ આજ પરણે અને અમે સઘળી મંગળિક સુંદર ગીતો ગાઈએ, એમ કર. ॥ ૩૪ ॥

**सो०** कहहिं परस्पर नारि, बारि बिलोचन पुलकतन ॥
सखि सब करब पुरारि, पुण्य पयोनिधि भूप दोउ ॥ ३९ ॥

**અર્થ.**—એવી રીતે સ્ત્રીઓ આંખમાં પ્રેમાશ્રુ ભરી રોમાંચિત શરીરે થઇને કહેવા લાગી કે, હે સખીઓ! એ સર્વે સદાશિવ કરશે. આ બેઉ રાજા (જનક અને દશરથ) પુણ્યના સમુદ્રરૂપ છે. ॥ ૩૯ ॥

**चो०** इहि बिधि सकल मनोरथ करहीं । आनंद उमंगि उमंगि उर भरहीं ॥
जे नृप सीय स्वयंबर आये । देखि बंधु सब तिन सुख पाये ॥ १ ॥
कहत रामयश बिशद विशाला । निज निज भवन गये महिपाला ॥
गये बीति कछु दिन यहि भांती । प्रमुदित पुरजन सकल बराती ॥ २ ॥
मंगल मूल लगन दिन आवा । हिमऋतु अगहन मास सुहावा ॥
ग्रह तिथि नखत योग बर वारू । लगन शोधिविधि कीन्ह बिचारू ॥ ३ ॥
पठै दीन नारद सन सोई । गुणी जनकके गणकन जोई ॥
सुनी सकल लोगन यह बाता । कहहिं ज्योतिषी अहहिं बिधाता ॥ ४ ॥

**અર્થ.**—એમ સઘળાં પોતપોતાના મનમાં મનોરથ કરતાં હતાં, તે વખત તેમને જે હર્ષ થતો હતો, તે તેમના ઉરમાંથી ઉભરાઈ જઈ બહાર નીકળતો હતો. હે ગિરિજા! વળી જે રાજાઓ સીતાજીના સ્વયંવરમાં આવ્યા હતા, તે સઘળાઓ ચારે ભાઇઓને જોઇને ઘણું સુખ પામ્યા; ॥ ૧ ॥ અને પછી તેઓ શ્રીરામચંદ્રજીની નિર્મળ અને મોટી કીર્તિની પ્રશંસા કરતા પોતપોતાના રાજ્યમાં ગયા. એવી રીતે જાનકી અને સઘળા નગરવાસીઓને આનંદમાં કંઇક દિવસ નીકળી ગયા પછી, શિયાળામાંહેલા માગશર માસના મંગલના મૂળરૂપ લગ્નનો દિવસ આવ્યો. ત્યારે ગ્રહ, તિથિ, નક્ષત્ર, યોગ, કરણ અને શુભ વાર જોઈ બ્રહ્માજીએ વિચારી લગ્ન શોધી કાઢયું; અને તે નારદજી સાથે મોકલી આપ્યું. તે લઈ જનકરાજાએ પોતાના ગુણી જોશીઓને બતાવ્યું. તે જોઈ જોશીઓએ કહ્યું કે, આ બનાવનાર સાક્ષાત્ વિધાતા હોવો જોઇએ. તે વાત સઘળા મનુષ્યે સાંભળી. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० धेनु धुलि वेला बिमल, सकल सुमंगल मूल ॥
बिप्रन कहेउ बिदेह सन, जानि समय अनुकूल ॥ ३१९ ॥

**અર્થ.**—હવે બ્રાહ્મણોએ સારો સમય જાણીને વિદેહરાજાને કહ્યું કે, આ સઘળા સુમંગલના મૂળરૂપ નિર્મળ વેળાએ ગોધૂલિક લગ્ન છે, માટે તે જ મંજુર રાખો.॥૩૩૯॥

चो० उपरोहितहि कहेउ नरनाहा । अब बिलंब कर कारण काहा ॥
सतानंद तब सचिव बुलाये । मंगल कलश साजि सब लाये ॥ १ ॥
शंख निशान पणव बहु बाजे । मंगल कलश सगुण सब साजे ॥
शुभग सु आसिनि गावहिं गीता । करहिं वेद ध्वनि बिप्र पुनीता ॥ २ ॥
लेन चले सादर इहि भांती । गये जहां जनवास बराती ॥
कोशलपति कर देखि समाजू । अति लघु लगे तिनहि सुरराजू ॥ ३ ॥
भयउ समय अब धारिय पाऊ । यह सुनि परानिशानन घाऊ ॥
गुरुहि पूंछि करि कुल बिधि राजा । चले संग मुनि साधु समाजा ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે મિથિલાપતિએ પોતાના ગોર સતાનંદ સ્વામીને કહ્યું કે, હવે વિલંબ કરવાનું કારણ શું? તે સાંભળી સતાનંદ ઋષિએ કામદારોને બોલાવ્યા. તે સઘળા હાથમાં સાજેલા મંગળ કળશ લઈ આવ્યા. ॥ ૧ ॥ ત્યારે શંખ, નગારાં, નોબત, ભેરી વગેરે ઘણી જાતનાં વાજાંઓ વાગતાં તે સઘળા મંગળ કળશને લગ્ન મંડપમાં મૂકી પ્રથમ શકુન કર્યાં. તે વખત સૌભાગ્યવતી સુંદરીઓ ગીતો ગાવા લાગી; અને બ્રાહ્મણો પવિત્ર વેદધ્વનિ ઓચરવા લાગ્યા. ॥ ૨ ॥ પછી એ જ પ્રમાણે ગાજતે વાજતે જ્યાં જાનનો ઉતારો હતો, ત્યાંથી તેઓને માન સાથે તેડી લાવવા ચાલ્યા. હે પાર્વતી! કોશલપતિ દશરથ રાજાનો રસાલો જોતાં તેની આગળ જાણે ઇંદ્રનું રાજ પણ નાનું લાગે. ॥ ૩ ॥ ત્યાં જનક રાજાએ આવી, વખત થઈ ગયો માટે હવે પધારો (ચાલો)

એમ કહ્યું. તે સાંભળી દશરથરાજા પોતાના ગુરુ વસિષ્ઠજીને પૂછી તેમણે કહી તે સઘળી ખૂબી રીતો કરીને મુનિ અને સંતના સમાજ સહિત નગારે ડાંડી દઈ જનકરાજા સાથે ચાલ્યા. ॥ ૪ ॥

**दो०** भाग्य विभव अवधेश कर, देखि देव ब्रह्मादि ॥
लगे सराहन सहस मुख, जानि जन्म निज बादि ॥ ३४० ॥

**અર્થ.**—અયોધ્યાપતિનો એવો વૈભવ જોઈ બ્રહ્માદિક દેવો પોતાના જન્મને વૃથા જાણીને હજાર મુખથી તેમનાં વખાણ કરવા લાગ્યા. ॥ ૩૪૦ ॥

**चो०** सुरन सुमंगल अवसर जाना । बरषहिं सुमन बजाइनिशाना ॥
शिव ब्रह्मादिक बिबुध बरूथा । चढे बिमानन नाना यूथा ॥ १ ॥
प्रेम पुलक तनु हृदय उछाहू । चले बिलोकन राम बिवाहू ॥
देखि जनकपुर सुर अनुरागे । निज निज लोक सबहि लघु लागे ॥ २ ॥
चितवहिं चकित बिलोकि बिताना । रचना सकल अलौकिक नाना ॥
नगर नारि नर रूप निधाना । सुघर सुधर्म सुशील सुजाना ॥ ३ ॥
तिनहिं देखि सब सुर नर नारी । भये नखत जनु बिधु उजियारी ॥
बिधिहि भयउ आश्चर्य बिशेषी । निज करणी कछु कतहुं न देखी ॥ ४ ॥

**અર્થ.**—દેવતાઓએ આ સુમંગલનો વખત જાણીને દુંદુભિ વગાડતાં પુષ્પવૃષ્ટિ કરી. હે ગિરિજા! તે આનંદ જોવા શિવ બ્રહ્માદિક દેવતાઓનાં ટોળાં, જૂદાં જૂદાં પ્રકારનાં સુંદર વિમાનોમાં ચઢ્યા, અને રોમાંચિત શરીરે હૃદયમાં ભરાયલા ઉત્સાહથી શ્રીરામનો વિવાહ જોવાને ચાલ્યા. તેઓને જનકપુર જોઈ પોતપોતાના લોક નાના લાગ્યા. તેથી તે સુંદરતાપર તેમને ઘણી પ્રીતિ ઉપજી. ॥ ૧ ॥ ૨ ॥ વળી તેઓ ચકિત ચિત્તે લગ્નમંડપ જોવા લાગ્યા તો ઘણા પ્રકારની અલૌકિક રચના દેખી તથા રૂપના ભંડારરૂપ સુધર્મી, સુશીળ, સુજાણ અને સુઘડ તે નગરનાં સ્ત્રી પુરુષોને જોતાં જ, દેવતાના મંડળની સઘળી સ્ત્રીઓ અને પુરુષો જેમ ચંદ્રમાના ઉદયથી તારા થાય, તેમ તેજહીણ થઈ ગયા અને બ્રહ્માજીને પોતાની કરણી કયાંય કંઈપણ ન દેખાવાથી ( પોતાની કરણી સ્વલ્પ લાગવાથી ) ઘણું આશ્ચર્ય થયું. ॥ ૩ ॥ ૪ ॥

**दो०** शिव समुझाये देव सब, जनि आश्चर्य भूलाहु ॥
हृदय बिचारहु धीर धरि, सिय रघुबीर बिवाहु ॥ ३४१ ॥

**અર્થ.**—ત્યારે મહાદેવજીએ સઘળા દેવોને સમજાવ્યા કે, રખે તમે ભૂલથી વિસ્મય થતા! હૃદયમાં ધીરજ ધરી સુવિચારથી શ્રીરામસીતાના વિવાહનો લાભ લ્યો ॥૩૪૧॥

**चो०** जिन कर नाम लेत जग माहीं । सकल अमंगल मूल नशाहीं ॥
करतल होहिं पदारथ चारी । ते सिय राम कहेउ कामारी ॥ १ ॥

इहि बिधि शंभु सुरन समुझावा । पुनि आगे बर बसह चलावा ॥
देवन देखेउ दशरथ जाता । महामोद मन पुलकित गाता ॥ २ ॥
साधु समाज संग महिदेवा । जनु तनु धरे करहिं सुख सेवा ॥
सोहत साथ सुभग सुत चारी । जनु अपवर्ग सकस तनु धारी ॥ ३ ॥
मरकत कनक बरन बर जोरी । देखि सुरन भइ प्रीति न थोरी ॥
पुनि रामहिं बिलोकि हिय हरषे । नृपहि सराहि सुमन तिन्ह बरषे ॥ ४ ॥

**અર્થ.**—યાજ્ઞવલ્ક્ય કહે છે કે, હે ભારદ્વાજ! વળી મહાદેવજી બોલ્યા કે, જગતમાં જેનું નામ લેવાથી સઘળાં અમંગળ નિર્મૂળ થઈ જઈ ચારે પદાર્થ ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, ) હસ્તગત થાય; તે જ આ શ્રીરામ અને સીતાજી છે. ॥ ૧ ॥ એ પ્રમાણે સદાશિવે દેવતાઓને સમજાવી પોતાના નંદી બળદને આગળ ચલાવ્યો. જ્યારે દેવતાઓએ દશરથ રાજાને જતા જોયા, ત્યારે તેઓનાં શરીર રોમાંચિત થઈ જતાં મનમાં બહુ જ આનંદ વધ્યો. ॥ ૨ ॥ જાણે સાક્ષાત્ સુખજ દેહ ધારણ કરીને સેવા કરતું ન હોય, તેવા દશરથ રાજા દેહધારી ચાર મોક્ષના જેવા સુંદર ચારે પુત્રો સાથે સાધુ અને બ્રાહ્મણોના સમાજમાં શોભતા હતા. ॥ ૩ ॥ નીલકમળ જેવા શ્યામ શ્રીરામ અને ભરતજી તથા સુવર્ણના વર્ણ જેવા લક્ષ્મણ અને શત્રુઘ્નની સુંદર જોડીઓ જોઈ દેવતાઓને તે વખત કંઈ થોડી પ્રીતિ થઈ નહીં. એવી રીતે શ્રીરામચંદ્રજીને જોઇ ઉરમાં અત્યાનંદ પામતાં દશરથ રાજાનાં વખાણ કરી ફૂલ વરસાવ્યાં. ॥ ૪ ॥

दो० राम रूप नख शिख सुभग, बारहि बार निहारि ॥
पुलक गात लोचन सजल, उमा समेत पुरारि ॥ ३४२ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! તે વખત શ્રી રઘુનાથજીનું નખથી શિખ સૂધી સુંદર રૂપ વારંવાર જોઇને શંકર પાર્વતીનાં રુવાડાં ઉભાં થઈ આંખોમાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં.॥૩૪૨॥

चो० केकि कंठ द्युति श्यामल अंगा । तडित विनिंदक वसन सुरंगा ॥
ब्याह विभूषण बिबिध बनाये । मंगल मय सब भांति सुहाये ॥ १ ॥
शरद विमल विधु बदन सुहावन । नयन नवल राजीव लजावन ॥
सकल अलौकिक सुंदर ताई । कहि न जाय मनहिं मन भाई ॥ २ ॥
बंधु मनोहर सोहहिं संगा । जात नचावत चपलतुरंगा ॥
राज कुंवर बर बाजि नचावहिं । वंश प्रशंसक बिरद सुनावहिं ॥ ३ ॥
जेहि तुरंग पर राम बिराजे । गति बिलोकि खग नायक लाजे ॥
कहि न जाइ सब भांति सुहावा । बाजि बेष जनु काम बनावा ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! તે વખત સર્વ વાતે શોભીતાં મંગલમય ઘણી જાતની બનાવટનાં વિવાહનાં આભૂષણો પ્રભુએ પોતાના મોરના કંઠ જેવા તેજવાળાં શ્યામ શરીર ઉપર વિજળીને પણ નિંદે એવાં સુંદર રંગવાળા જરકોસનાં વસ્ત્રો પહેરી, શરદ્ ઋતુના

નિર્મળ ચન્દ્રમા એવા શોભીતા મુખવાળા, નૂતન કમળને પણ લજાવનાર નેત્રોવાળા અને મનમાં ઘણી ગમે, પણ કહી ન શકાય એવી સઘળી અલૌકિક સુંદરતાઈથી ભરપૂર, જેની સાથે મનોહર બીજા ભાઇઓ શોભી રહ્યા છે એવા શ્રીરામચંદ્રજી પોતાના ચંચળ અશ્વને નચાવતા નચાવતા જાય છે. એ રાજકુંવરના નાચતા સુંદર હય આગળ ભાટ લોકો તેમની વંશાવળીની પ્રશંસા કરતા ચાલ્યા આવે છે. હે ભરદ્વાજ! જે ઘોડે શ્રીરામવર બિરાજતા હતા, તેની ગતિ જોઇને તો ગરુડજી પણ શરમિંદા થઈ જાય. એ વાજી કેવી રીતે શોભતો હતો, તે કહી શકાય નહીં, પણ જાણે કામદેવ જ તે અશ્વનો વેષ લઇને આવ્યા છે, એમ લાગતું હતું. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

**हरिगीतछंद.** जनु बाजि बेष बनाइ मनसिज राम हित अति सोहहीं ॥
अपने बय बपु रूप गुण गति, सकल भुवन बिमोहहीं ॥
जगमगति जीन जडाव ज्योति सुमोति मणि माणिक लगे ॥
किंकिणि ललाम लगाम ललित, बिलोकि सुर नर मुनि ठगे ॥३५॥

**અર્થ.**—જાણે કામદેવે જ શ્રીરામચંદ્રજીને માટે શોભીતો ઘોડાનો વેષ લીધો હોયની, તેમ તે ઘોડો પોતાનું શરીર, રૂપ, વય, ગુણ અને ગતિથી સઘળાં ત્રિભુવનને મોહ પમાડતો હતો. વળી તેનાપર ઝગમગતી માણેક અને મોતીથી જડાવ તેજવાન્ જીન (ખોગીર, ગાદી આદિ ઘોડાનો સામાન) મૂકયો હતો. તે તથા તેની સુંદર અવાજ-વાળી ઘુઘરીઓથી શોભીતી તે ઘોડાને ધરાવેલી લગામને જોઈ દેવતા, ઋષિ અને મનુષ્યો ભૂલી ગયા. ॥ ૩૫ ॥

**दो०** प्रभु मानस लय लीन मन, चलत बाजि छबि पाव ॥
भूषण उडगण तडित घन, जनु बर बरहि नचाव ॥ ३४३ ॥

**અર્થ.**—મેઘને જોઈ જેમ સુંદર મોરો નાચે, તેમ આભૂષણરૂપી તારાઓથી શોભીતા ઘનશ્યામ દેહરૂપી મેઘમાં ઝળકતાં વસ્ત્રરૂપી વિજળીને જોઈ તે ઘોડો નાચતો નાચતો પ્રભુની ઇચ્છાપ્રમાણે ચાલતો હતો; તેથી તે ઘણો જ શોભીતો લાગતો હતો. ॥ ૩૪૩ ॥

**चो०** जेहि बर बाजि राम असवारा । तेहि शारदहु न बरणै पारा ॥
शंकर राम रूप अनुरागे । नयन पंच दश अति प्रिय लागे ॥ १ ॥
हरि हित सहित राम जब जोहे । रमा समेत रमापति मोहे ॥
निरखि राम छवि बिधि हरपाने । आठहि नयन जानि पछिताने ॥ २ ॥
सुर सेनप उर बहुत उछाहू । बिधि ते डेवढे लोचन लाहू ॥
रामहि चितव सुरेश सुजाना । गौतम शाप परम हित माना ॥ ३ ॥
देव सकल सुरपतिहि सिहाहीं । आजु पुरंदर सम कोउ नाहीं ॥
मुदित देव गण रामहिं देखी । नृप समाज दुहुं हरप बिशेषी ॥ ४ ॥

**અર્થ.**—જે સુંદર ઘોડા ઉપર શ્રીરામચન્દ્રવર અશ્વાર થયા હતા, તે ઘોડાનું વર્ણન સરસ્વતીથી પણ થઈ શકે નહીં. એવું શ્રીરામચન્દ્રજીનું રૂપ જોઈ સદાશિવને ઘણી જ પ્રીતિ ઉત્પન્ન થઈ અને પોતાના પાંચ મુખ માંહેલાં પંદર નેત્રો તે વખતે ઘણાં પ્રિય લાગ્યાં. ॥ ૧ ॥ વળી જ્યારે શ્રીવિષ્ણુએ ઘણા પ્રેમસહિત શ્રીરઘુનાથજીને જોયા, ત્યારે શ્રીલક્ષ્મીજી સાથે પ્રભુ પોતે મોહાઈ ગયા; અને બ્રહ્માજી પણ શ્રીરઘુવીરની શોભાને જોઈ ઘણા હરખાણા અને પોતાનાં ફક્ત આઠ જ નેત્રો જોઈ વળી ખીજાણા કે, જો આથી મારે વધારે નેત્રો હોત, તો હું પ્રભુનાં કેટલા આનંદથી દર્શન કરત. હે ભરદ્વાજ! પણ સુરસેનાપતિ ( કાર્ત્તિકસ્વામી ) ના હૃદયમાં પોતાને બ્રહ્માજી કરતાં દોઢાં ( બાર ) નયનો હોવાથી ઘણો ઉલ્હાસ થયો. વળી સુજાણ ઇન્દ્રે પ્રભુને જોતાં ગૌતમના શ્રાપથી પોતાની થયેલી હજાર આંખો માટે તે શ્રાપને ઘણો કલ્યાણકારક માન્યો. ॥ ૨ ॥ ૩ ॥ અને બધા દેવતાઓ તેનાં વખાણ કરી કહેવા લાગ્યા કે, આજ ઇન્દ્રના જેવો સદ્‌ભાગી બીજો કોઈ નથી. એવી રીતે આનંદયુક્ત મનવડે દેવતાઓનાં યુથો શ્રીરામને જોઈ રહ્યાં હતાં. તેમ જ તે બેઉ રાજા ( દશરથ અને જનક ) ના સમાજમાં પણ અત્યાનંદ ફેલાઈ રહ્યો. ॥ ૪ ॥

**हरिगीतछंद** अति हर्ष राज समाज दुहुं दिशि दुंदुभी बाजहिं घनी ॥
वरषहिं सुमन सुर हरषि कहि जय जयती जय रघुकुलमनी ॥
इहि भांति जानि बरात आवत बाजने बहु बाजहीं ॥
रानीं सुआसिनि बोलि परिछन हेतु मंगल साजहीं ॥ ३६ ॥

**અર્થ.**—તે વખત ઘણી ખુશી થયેલી રાજસમાજમાં બેઉ બાજુ ઘણી નોબત ગડગડી રહી હતી. ત્યારે દેવતાઓ રાજી થઇને પુષ્પવૃષ્ટિ કરતા રઘુકુળમણિનો જય જય જય જય અને જય થાઓ એમ બોલ્યા. એવી રીતે જાનને આવતી જાણી માનૈયા ઘણાં વાજાં વગાડવા લાગ્યા; અને જનકરાજાની રાણી સુનયના સુવાસણી સ્ત્રીઓને સાથે રાખી પોંખણાનો મંગલ સાજ તૈયાર કરવા લાગી.

**दो०** सजि आरती अनेक विधि, मंगल सकल संवारि ॥
चलीं मुदित परिछन करन, गज गामिनि बरनारि ॥ ३४४ ॥

**અર્થ.**—એવી રીતે સઘળી મંગળમય અનેક રીતે આરતિ ભરીને ગજની ગતિવાળી તે સુંદર નારીઓ હરખાયલા મનથી પ્રભુને પોંખવામાટે ચાલી. ॥ ૩૪૪ ॥

**चो०** विधुवदनी मृगशावक लोचनि । सब निज तनु छवि रतिमदमोचनि ॥
पहिरे वरण वरण वर चीरा । सकल विभूषण सजे शरीरा ॥ १ ॥
सकल सुमंगल अंग बनाये । करहिं गान कल कंठ लजाये ॥
कंकण किंकिणि नूपुर बाजहिं । चाल विलोकि काम गज लाजहिं ॥ २ ॥

बाजहिं बाजन विविध प्रकारा । नभ अरु नगर सुमंगल चारा ॥
शची शारदा रमा भवानी । जे सुरतिय शुचि सहज सयानी ॥ ३ ॥
कपट नारि बर भेष बनाई । मिलीं सकल रनिवासहि आई ॥
करहिं गान कल मंगल बानी । हरष विवश सब काहु न जानी ॥ ४ ॥

**અર્થ.**—ચંદ્રવદની, બાળ મૃગનયની અને પોતાના શરીરથી રતિના મદને ઉતારનારી સુંદરીઓ રંગ રંગના ચીરો પહેરી સર્વાંગે સરસ આભૂષણો ધરી, સુમંગળમય બની કોયલના કંઠને પણ લજ્જા ઉપજાવનારાં ગીતો ગાતી ગાતી, જેની ચાલ જોઈ કામદેવરૂપી હાથી પણ શર્મિંદો થઈ જાય, એવી ચાલથી ચાલી. ત્યારે તેમના હાથનાં કંકણ અને પગના નેપૂરની ઘુઘરીઓ ઝણ ઝણ વાગતી હતી. ॥ ૧ ॥ ૨ ॥ વળી તે વખત જૂદા જૂદા પ્રકારનાં વાજાં વાગી રહ્યાં હતાં; અને આકાશ તથા નગરમાં ચારેકોર સુમંગળ વરતાઈ રહ્યાં. હે ભરદ્વાજ ! તે ટાંણે ત્યાં ઈંદ્રાણી, સરસ્વતી, લક્ષ્મીજી, પાર્વતીજી અને પવિત્ર તથા સહેજ શહાણી દેવતાઓની બીજી સ્ત્રીઓ કપટથી સુંદર નારીઓનો વેષ લઈ, તે બધીઓ જનાનામાં આવી દરબારની રાણીઓ સાથે મળી ગઇ હતી અને તેમની સાથે કોયલના જેવા કંઠથી ગીતો ગાતી તે પણ પ્રભુને પોંખવામાટે ચાલી. તે વખત જનકપુરની સઘળી સ્ત્રીઓ પ્રેમરસની લહેરોમાં ઝીલતી હોવાથી તે ભેદને કોઈ જાણી શકી નહીં. ॥ ૩ ॥ ॥ ૪ ॥

**हरिगीतछंद.** को जान केहि आनंद वश सब ब्रह्म वर परिछन चलीं ॥
कल गान मधुर निशान वरषहिं सुमन सुर शोभा भलीं ॥
आनंद कंद विलोकि दूलह, सकल हिय हर्षित भई ॥
अंबोज अंबक अंबु उमंगि सुअंग पुलकावलि छई ॥ ३७ ॥

**અર્થ.**—એવી રીતે આનંદમાં મગ્ન હોવાથી એક બીજીને ઓળખ્યા વગર સઘળીઓ સાક્ષાત્ શ્રી બ્રહ્મરૂપી સુંદર વરરાજાને પોંખવા ચાલી. તે વખત કોયલ જેવાં મધુર ગાયનો થતાં હતાં, નોબતો ગડગડતી હતી, અને દેવતાઓએ જે પુષ્પવૃષ્ટિ કરી મૂકી હતી, તેથી ઘણી સરસ શોભા થઈ રહી હતી. આનંદસિંધુ એવા વરરાજાને જોઈ સર્વે હૈયામાં ઘણી હરખાણી; અને તેમનાં શરીર રોમાંચિત થઈ ગયાં; તથા તેમનાં કમળ જેવાં નેત્રો પ્રેમાશ્રુથી છવાઈ રહ્યાં. ॥ ૩૭ ॥

**दो०** जो सुख भा सियमातु मन, देखि राम वर भेष ॥
सो न सकहि कहि कल्पशत, सहस शारदा शेष ॥ ३४५ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ ! શ્રી રઘુવરનો સુંદર વેષ જોઇને તેમનાં સાસુજી સુનયનાના મનમાં જે સંતોષ થયો, તે તો હજાર મુખવાળા હજાર શેષજી અને તેટલી જ શારદાઓ ભેળાં થાય તોપણ, સો કલ્પમાંએ તેનું વર્ણન કરી શકે નહીં. ॥ ૩૫૪ ॥

**चो०** नयन नीर हटि मंगल जानी । परिछन करहिं मुदित मन रानी ॥
वेद विहित अरु कुल व्यवहारु । कीन्ह भली विधि सब परिचारु ॥ १ ॥

पंच शब्द ध्वनि मंगल गाना । पट पांवडे परहिं बिधिनाना ॥
करि आरती अर्घ तिन दीन्हा । राम गमन मंडप तब कीन्हा ॥ २ ॥
दशरथ सहित समाज बिराजे । बिभव बिलोकि लोकपति लाजे ॥
सयम समय सुर बर्षहिं फूला । शाति पढहिं महिसुर अनुकूला ॥ ३ ॥
नभ अरू नगर कोलाहल होई । आपन पर कछु सुनै न कोई ॥
इहि बिधि राम मंडपहि आये । अर्घ्य देइ आसन बैठाये ॥ ४ ॥

**અર્થ.**—તેમણે તે વખતે પોતાનાં નેત્રનાં પ્રેમાશ્રુને શુભ સમય જાણીને નીચે ન પડવા દેતાં પાંપણોમાં જ રોકી રાખ્યાં અને તે રાણીએ વેદની તથા પોતાના કુળની રીતે ભલી ભાતથી સઘળા પ્રકારે કરીને હર્ષિત મનવડે પ્રભુને પોંખ્યા. ॥ ૧ ॥ તે પોંખણાં વખત સારંગી, સીતાર, તબલાં, મૃદંગ, ઝાંઝ, શંખ, શરણાઈ, ભેરી, અને નગારાં વગેરે પાંચ જાતના (સુર, તાલ, મોઢેથી વગાડવાનાં ફૂંકવાનાં વાજાં, નોબત અને ઝાંઝ તથા મંજીરા વગેરેના) શબ્દની ધ્વનિ તથા મંગળ ગીતોના અવાજ ગાજી રહ્યા હતા. તે ધામધૂમમાં સાસૂએ જમાઇને પોંખીને આરતી કરી તેમનાં ચરણો ધોયાં. પછી શ્રી હરિ, જે નાનાપ્રકારનાં પાથરણાં પાથર્યાં હતાં, તેનાપર ધીરે ધીરે પગલાં ધરતા મંડપપ્રત્યે પધાર્યા. ॥ ૨ ॥ તે મંડપમાં સભાસાથે દશરથ રાજા પણ બિરાજતા હતા. તે વૈભવ જોઇને દિગ્પાળો પણ દંગ થઈ ગયા. વળી પ્રત્યેક વખતે દેવતાઓ ફૂલનો વરસાદ કરતા હતા અને બ્રાહ્મણો શાંતિથી સમયાનુસાર સુખરૂપ વેદનો ઉચ્ચાર કરતા હતા. ॥ ૩ ॥ તથા આકાશ અને જનકપુરમાં તે વખત એવો તો કોલાહલ થઈ રહ્યો હતો કે, પોતાની કે પારકી વાત કોઈ પણ સાંભળી શકે નહીં! એ પ્રમાણે શ્રી રામચંદ્રજી મંડપમાં પધાર્યા ત્યારે અર્ઘ દઇને બેસાડ્યા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** बैठारि आसन आरती करी निरखि बर सुख पावहीं ॥
मणि बसन भूषण भूरि वारहिं नारिमंगल गावहीं ॥
ब्रह्मादि सुर बर विप्र बेष बनाइ कौतुक देखहीं ॥
अवलोकि रविकुल कमल रविछबि सुफल जीवन लेखहीं ॥ ३८ ॥

**અર્થ.**—એવી રીતે આસનપર બેસાડી આરતી કરી તથા તેમનું સુંદર સ્વરૂપ નિરખી બહુ સંતોષ પામ્યા; અને સ્ત્રીઓ મંગળ ગીત ગાતી ગાતી ઘણાં રત્નો, આભૂષણો અને વસ્ત્રોના નોછાવર કરવા લાગી. તે સઘળું આશ્ચર્ય દેવતા અને બ્રહ્મા સુંદર બ્રાહ્મણોનો વેષ બનાવીને ત્યાં આવી જોતા હતા અને રવિકુળરૂપી કમળ માથે રવિરૂપ શ્રી રઘુનાથજીનું સ્વરૂપ નિહાળીને પોતાના જીવતરને સફળ કરી લેખતા હતા. ॥ ૩૮ ॥

दो० नाऊ वारी भाट नट, राम निछावरि पाइ ॥
मुदित अशीषहिं नाइ शिर, हर्ष न हृदय समाइ ॥ ३५६ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! સ્ત્રીઓએ શ્રી રામચંદ્રજી ઉપરથી ઓવાળી નાંખેલાં દ્રવ્યને લઈ વાળંદ, ખવાસ, ભાટ અને ભાંડ ભવૈયા વગેરે ઘણો આનંદ પામી આશીર્વચનો

ઉચ્ચારતાં તે સભાને મસ્તક નમાવતા હતા. તે વખત તેમનાં હૃદયમાં એટલો બધો હર્ષ થયો હતો કે, તે અંતઃકરણમાં સમાઈ શકતો ન હતો. ॥ ૩૪૬ ॥

**चो०** मिले जनक दशरथ अति प्रीति । करि वैदिक लौकिक सब रीती ॥
मिलत यथा दोउ राज विराजे । उपमा खोजि खोजि कवि लाजे ॥ १ ॥
लही न कतहुं हारि हिय मानी । इन सम यह उपमा उर आनी ॥
समधी देखि देव अनुरागे । सुमन वरषि यश गावन लागे ॥ २ ॥
जग विरंचि उपजावा जबते । देखे सुने ब्याह बहु तबते ॥
सकल भांति सम साज समाजू । सम समधी देखे हम आजू ॥ ३ ॥
देव गिरा सुनि सुंदर सांची । प्रीति अलौकिक दुहुं दिशिमांची ॥
देत पांवडे अर्घ सुहाये । सादर जनक मंडपहि ल्याये ॥ ४ ॥

**અર્થ.**—પછી કોશલપતિ અને મિથિલાપતિએ અતિ પ્રીતિથી મળી, વેદરીતિ તથા લોકનીતિ સઘળી કરી. તે બેઉ રાજા મળીને બિરાજતા હતા. તે વખતની શોભાને દેવાની ઉપમા કવિરાજ ગોતી ગોતીને લજ્જાઈ ગયા; તોપણ ક્યાંય ન મળવાથી, છેવટ હૈયામાં હારીને કહ્યું કે, એમના જેવા એ જ છે. તે સગાઓને જોઈ દેવતાઓને ઘણી પ્રીતિ ઉપજી, તેથી તેઓ પુષ્પવૃષ્ટિ કરીને તેમના ગુણો ગાવા લાગ્યા. ॥ ૧ ॥ ૨ ॥ અને બોલ્યા કે જ્યારથી બ્રહ્માજીએ જગત્ ઉપજાવ્યું છે ત્યારથી તે આજ દિવસ સુધીમાં ઘણા વિવાહો જોયા અને સાંભળ્યા છે; પણ તે સાજ સમાજ અને સઘળી વાતમાં સમાન સગાઓ તો અમે આજ જ જોયા. ॥ ૩ ॥ હે ભરદ્વાજ! દેવતાઓની એવી સુંદર અને સાચી વાણી સાંભળીને જાનૈયા અને માનૈયા બેઉ પક્ષમાં અલૈકિક પ્રીતિ વ્યાપી રહી. એવી રીતે પાદપ્રક્ષાલન કરતાં કરતાં પાથરેલા પાથરણાંપર સર્વેને ચલાવી માનપૂર્વક જનક રાજા મંડપમાં લઈ આવ્યા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** मंडपविलोकि विचित्र रचना रुचिरता मुनि मन हरे ॥
निज पाणि जनक सुजान सब कहं आनि सिंहासन धरे ॥
कुल इष्ट सरिस बशिष्ठ पूजे बिनय करि आशिष लही ॥
कौशिकहि पूजत परम प्रीति कि रीति तौ न परै कही ॥ ३९ ॥

**અર્થ.**—તે મંડપમાં કરેલી વિચિત્ર રચનાની મનોહરતા એવી હતી કે, તે જોઈ મુનિઓનાં મન પણ મોહાઈ જાય. તેમાં ગયા પછી સુજાણ જનક રાજાએ પોતાના હાથે સિંહાસનો લાવી સર્વેને માટે મૂક્યાં અને પછી કુળના ઇષ્ટદેવ જેવા ઋષિ વસિષ્ઠજીની નમ્રતાપૂર્વક પૂજા કરી આશીર્વાદ લીધો, તેવી જ રીતે વિશ્વામિત્ર ઋષિને પણ પૂજ્યા. હે ભરદ્વાજ! તેમને પૂજતાં જનકરાજાને જે પ્રીતિ ઉપજી, તે કાંઈ કહી શકાતી નથી. ૩૯

**दो०** बामदेव आदिक ऋषय, पूजे मुदित महीश ॥
दिये दिव्य आसन सबहिं, सब सन लही अशीश ॥ ३४७ ॥

**અર્થ.**—એમ જ વામદેવાદિક ઋષિઓની તે રાજાએ આનંદથી પૂજા કરીને તે સઘળાઓને બેસવા માટે દિવ્ય આસનો આપી તેમનો આશીર્વાદ લીધો. ॥ ૩૪૭ ॥

**ચો०** बहुरि कीन्ह कोशलपति पूजा । जानि ईश सम भाव न दूजा ॥
कीन्ह जोरि कर बिनय बड़ाई । कहि निज भाग्य बिभव बहुताई ॥ ॥ १ ॥
पूजे भूपति सकल बराती । सुमधी सम सादर सब भांती ॥
आसन उचित दिये सब काहू । कहौं कहा मुख एक उछाहू ॥ २ ॥
सकल बरात जनक सनमानी । दान मान बिनती बरबानी ॥
बिधि हरि हर दिशिपति दिनराऊ । जे जानहिं रघुबीर प्रभाऊ ॥ ३ ॥
कपट बिप्र बर बेष बनाये । कौतुक देखहिं अति सचुपाये ॥
पूजे जनक देव सम जाने । दिये सुआसन बिनु पहिंचाने ॥ ४ ॥

**અર્થ.**—પછી બીજા કાંઈ પણ ભાવ વગર સાક્ષાત્ ઈશ્વર પ્રમાણે જાણીને પછી જનક રાજાએ દશરથની પૂજા કરીને હાથ જોડીને મોટી નમ્રતાપૂર્વક ઘણી રીતે પોતાના ભાગ્ય અને વૈભવની તેમના પધારવાથી મોટાઈ તથા શોભા માની વિનતિ કરી. ॥ ૧ ॥ એવી રીતે રાજાએ સર્વ જાનનું પોતાના સંબંધ પ્રમાણે માનપૂર્વક સઘળી રીતે સન્માન કર્યું. સર્વ કોઇને ઉચિત આસનો આપ્યાં. કવિ કહેછે કે, તે ઉત્સવનું હું મારા એક મુખથી શું વર્ણન કરું? ॥૨॥ એવી રીતે આખી જાનને જનક રાજાએ આદર કરી માનલાયકને માન, દાનલાયકને દાન અને વિનતિ લાયકને સુંદર વિનતિ કરી ખુશ કર્યા. હે ભરદ્વાજ! તે વખત બ્રહ્માજી, શ્રીવિષ્ણુ, મહાદેવજી, સૂર્યનારાયણ અને દિશાઓના દેવતાઓ વગેરે જે શ્રીરઘુનાથજીના પ્રતાપને જાણનારા છે, તે બધા કપટરૂપી બ્રાહ્મણોનો સુંદર વેષ બનાવી ત્યાં આવીને ઘણા આનંદયુક્ત તે કૌતુક જોતા હતા. તેમને મોટા દેવસમ જાણી મિથિલાપતિએ વગર ઓળખાણે પૂજ્યા અને બેસવા સુંદર આસન આપ્યાં. ॥ ૩ ॥ ૪ ॥

**हरिगीतछंद.** पहिंचान को केहि जान सबहि अपान सुधी भोरी भई ॥
आनंद कंद बिलोकि दूलह उभय दिशि आनंदमई ॥
सुर लखे राम सुजन पूजे मानसिक आसन दिये ॥
अवलोकि सरल स्वभाव प्रभुको बिबुध मन प्रमुदित भये ॥ ४० ॥

**અર્થ.**—આનંદકંદ શ્રીરામચન્દ્રજી જેવા વરરાજાને જોઇને બેઉ પક્ષમાં અત્યાનંદ ફેલાઈ રહેવાથી સર્વે પોતપોતાના દેહનું ભાન ભૂલી જઈ, એક બીજાને ઓળખી તથા જાણી શકતા નહોતા. પછી હે ભરદ્વાજ! દેવતાઓને ઓળખી સુજાણ શ્રીરામચંદ્રજીએ મનસાથે માનસિક પૂજા કરી તથા માનસિક આસનો આપ્યાં. એવો પ્રભુનો સરળ સ્વભાવ જોઇને દેવતાઓએ આનંદથી મન સાથે પ્રભુનો આદર કર્યો. ॥ ૪૦ ॥

**दो०** रामचंद्र मुख चंद्रछबी, लोचन चारु चकोर ॥
करत पान सादर सकल, प्रेम प्रमोद न थोर ॥ ३४८ ॥

**અર્થ.**—શ્રીરામચંદ્રજીના મુખરૂપી ચંદ્રમાની શોભા જોઇને તે સર્વેનાં લોચનરૂપી મનોહર ચકોર પક્ષીઓ ઘણા મોટા પ્રેમથી પ્રફૂલ્લિત થઈ માનપૂર્વક પાન કરવા લાગ્યાં.॥૩૪૮॥

**ચો०** समय विलोकि वशिष्ठ बुलाये । सादर शतानंद मुनि आये ॥
वेगि कुंवरि अब आनहु जाई । चले मुदित मन आयसु पाई ॥ १ ॥
रानी सुनि उपरोहित बानी । प्रमुदित सखिन समेत सयानी ॥
बिप्र बधू कुल वृद्ध बुलाई । करि कुलरीति सुमंगल गाई ॥ २ ॥
नारि वेष जे सुर बर वामा । सकल सुभाय सुंदरी श्यामा ॥
तिनहिं देखि सुख पावहिं नारी । बिन पहिचान प्राण ते प्यारी ॥ ३ ॥
बार बार सन्मानहिं रानी । उमा रमा शारद सम जानी ॥
सीय संवारि समाज बनाई । मुदित मंडपहि चलीं लिवाई ॥ ४ ॥

**અર્થ.**—હવે વખત જાણી વસિષ્ઠજીએ માનસાથે સતાનંદ ગુરૂને બોલાવ્યા કે, તેઓ તરત ત્યાં આવ્યા. તેમને વસિષ્ઠજીએ કહ્યું કે, હવે જલદી જઇને કન્યાને પધારાવો. તે આજ્ઞા સાંભળતાં જ તેઓ હર્ષિત મને ચાલ્યા; ॥ ૧ ॥ અને જઇને તે વાત રાણી સુનયનાને કહી. પુરોહિતનું કહેવું સાંભળી સખીઓસાથે શાણી સુનયના બહુ આનંદ પામીને બ્રાહ્મણોની તથા પોતાના કુળની વૃદ્ધ સ્ત્રીઓને બોલાવી સર્વે કુળ રીતિઓ કરી; અને બીજી સ્ત્રીઓ મંગળીક ગીતો ગાવા લાગી. ॥ ૨ ॥ હે ભરદ્વાજ! તે વખત જે સ્વાભાવિક જ સુંદર છે, એવી દેવતાઓની સ્ત્રીઓ ઘણો ઉત્તમ પ્રાકૃત સ્ત્રીઓનો વેષ લઇને આવી હતી. તેમને જોઇને જો કે, જનકના જનાનાની સ્ત્રીઓ ઓળખી શકતી નહોતી તોપણ તેમને પોતાના પ્રાણ જેવી પ્યારી ગણુતી હતી. ॥ ૩॥ તેથી રાણી તેમને વારંવાર લક્ષ્મી, પાર્વતી અને સરસ્વતીના ભાવથી સન્માન આપવા લાગી. એવી રીતે અત્યંત ઉત્સાહમાં સીતાજીને શણગારી તે નારીમંડળ જાનકીજી સાથે મંડપ તરફ વળ્યું. ॥ ૪ ॥

**हरिगीतछंद.** चलि ल्याइ सीतहिं सखी सादर सजि सुमंगल भामिनी ॥
नवसप्त साजे सुंदरी सब मत्त कुंजर गामिनी ॥
कलगान सुनि मुनि ध्यान त्यागहिं, कंठ कोकिल लाजहीं ॥
मंजिर नूपुर कलित कंकण, ताल गति बर बाजहीं ॥ ४१ ॥

**અર્થ.**—જેનો કંઠ સાંભળી કોયલ લજાય તથા જેના મનોહર ગાયનથી મુનિઓનાં ધ્યાન પણ છૂટી જાય, અને જેનાં કંકણ તથા ઝાંઝરની ઘુઘરીઓનો ઝણકાર તેમના ચાલવાથી બરાબર તાલ પ્રમાણે જ વાગે છે, એવી સુંદર સુંદરીઓ સોળે શૃંગાર ધરી તથા સર્વે મંગળીક સજી માનપૂર્વક સીતાજીને સાથે તેડી મંદોન્મત્ત હાથીની જેવી ચાલથી ચાલતી મંડપ તરફ વળી. ॥ ૪૧ ॥

**दो०** सोहत बनिता वृंद महं, सहज सुहावनि सीय ॥
छबि ललना गण मध्य जनु, सुखमा अति कमनीय ॥ ३४९ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ ! તે વખત વનિતાઓના વૃંદમાં સહેજ શોભીતાં સીતાજી ઘણી સુંદર શોભાના જુથમાં અત્યંત શોભાની પેઠે શોભતાં હતાં. ॥ ૩૪૯ ॥

**ચો०** सिय सुंदरता बरणि न जाई । लघु मति बहुत मनोहर ताई ॥
आवत दीख वरातिन सीता । रूपराशि सब भांति पुनीता ॥ १ ॥
सबहि मनहि मन कीन्ह प्रणामा । देखि राम भये पूरण कामा ॥
हरषे दशरथ सुतन समेता । कहि न जाइ उर आनंद जेता ॥ २ ॥
सुर प्रणाम करि वर्षहिं फूला । मुनि अशीश ध्वनि मंगल मूला ॥
गान निशान कुलाहल भारी । प्रेम प्रमोद नगर नर नारी ॥ ३ ॥
इहि विधि सीय मंडपहि आई । प्रमुदित शांति पढहिं मुनिराई ॥
तेहि अवसर करि विधि व्यवहारु । दुहुं कुलगुरु सब कीन्ह अचारु ॥ ४ ॥

**અર્થ.**—કવિ કહેછે કે, મારી મતિ અલ્પ છે; અને સીતાજીની મનોહરતા ઘણી છે, માટે તેનું વર્ણન મારાથી થઈ શકે નહીં. યાજ્ઞવલ્કય કહે છે, હે ભરદ્વાજ ! સર્વ વાતે પવિત્ર અને રૂપના પુંજ સીતાજીને જ્યારે મંડપમાં આવતાં જાનૈયાઓએ જોયાં, ત્યારે સઘળાઓએ મન સાથે પ્રણામ કર્યા, તેમ શ્રી રામચંદ્રજીની પણ સર્વે કામના પૂર્ણ થઈ; અથવા શ્રી રામચંદ્રજી પૂર્ણ રીતે કામને વશ થયા. વળી દશરથરાજા પોતાના બીજા પુત્રો સાથે હૃદયમાં જે હર્ષ પામ્યા, તે કહી જ શકાય નહીં. ॥ ૧ ॥ ૨ ॥ તે વખત દેવતાઓએ પણ પ્રણામ કરીને પુષ્પવૃષ્ટિ કરી અને ઋષિઓએ મંગળના મૂળરૂપ આશીર્વાદોના શબ્દો ઉચાર્યા. તે વખતે ગીતો અને નોબતોનો ભારી ગડબડાટ થઇ રહ્યો હતો; તથા નગરવાસી સઘળાં સ્ત્રી પુરુષો અત્યંત ઉલ્હાસના પ્રેમમાં ડૂબી રહ્યાં હતાં. ॥ ૩ ॥ એ પ્રમાણે જ્યારે સીતાજી મંડપમાં પધાર્યાં, ત્યારે ઋષિઓ આનંદથી વેદના ઉચ્ચાર કરવા લાગ્યા. વળી તે વખતે બેઉ તરફના કુળગુરુએ વિધિપૂર્વક સઘળા આચાર અને કુળવ્યવહાર કરાવ્યા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** आचार करि गुरु गौरि गणपति मुदित विप्र पूजावहीं ॥
सुर प्रकट पूजा लेहिं देहिं अशीश अति सुख पावहीं ॥
मधुपर्क मंगल द्रव्य जो जेहि समय मुनि मन में चहैं ॥
भरे कनक कोपर कलश सज कर लिये परिचारक रहैं ॥ ४२ ॥
कुलरीति प्रीति समेत रवि कहि देत सब सादर किये ॥
यहि भांति देव पुजाइ सीतहि शुभग सिंहासन दिये ॥
सिय राम अवलोकन परस्पर प्रेम काहु न लखि परै ॥
मन बुद्धि बर वाणी अगोचर प्रगट कवि कैसे करै ॥ ४३ ॥

**અર્થ.**—એવી રીતે આચાર કરાવી ગુરુ વિપ્રોને પ્રેમસહિત પૂજાવવા લાગ્યા. હે ભરદ્વાજ ! ત્યાં દેવતાઓ પ્રત્યક્ષ પ્રગટ થઈ પૂજા અંગીકાર કરીને અત્યંત સંતોષ

પામી આશીષ આપવા લાગ્યા. પંચામૃત, અક્ષત, હળદર, રત્ન, દ્રવ્ય, પૂગીફળ, પાન, પુષ્પ અને દુર્વા વગેરે જે જે મંગળિક ચીજો સમયાનુસાર મુનિ મનમાં ઇચ્છતા હતા, તે તે સઘળી સોનાના ડબરા અને કળશાઓમાં ભરી હાથમાં લઈ ઉભેલા સેવકો હાજર કરતા હતા. હે ભરદ્વાજ ! દશરથ રાજા સૂર્યકુળના છે; માટે સૂર્ય પોતે જ પ્રીતિ અને માનપૂર્વક સઘળી કુળરીતો કહેતા હતા. એ પ્રમાણે સીતાજી પાસે દેવતાઓનું પૂજન કરાવી તેમને સોનાની શુભ સાંગામાચી ઉપર પધરાવ્યાં. શ્રીરામચંદ્રજી અને સીતાજીનાં પરસ્પરનાં જોવાનો પ્રેમ કોઈ જાણી શકતું નહોતું. કવિ કહેછે કે, તે મન, બુદ્ધિ અને વાણીથી અદૃશ્ય છે. માટે કયો કવિ તે પ્રગટ કરી શકે? ॥ ૪૩ ॥ ૪૪ ॥

दो० होम समय तनु धरि अनल, अति हित आहुति लेहिं ॥
विप्र बेष धरि वेद सब, कहि विवाह विधि देहिं ॥ ३५० ॥

**અર્થ.**—યાજ્ઞવલ્કય ઋષિ કહેછે–હે ભરદ્વાજ! લગ્ન વખતના હોમમાં અગ્નિ પોતે દેહ ધારણ કરીને ઘણા હેતથી આહુતિ લેતા હતા અને વળી વેદ પોતે બ્રાહ્મણોનો વેષ ધરીને વિવાહની વિધિ કહેતા તથા કરાવતા હતા. ॥ ૩૫૦ ॥

चो० सीयमातु किमि जाइ बखानी । जनक पाट महिषी जग जानी ॥
सुयश सुकृत सुख सुंदरताई । सब समेटि विधि रची बनाई ॥ १ ॥
समय जानि मुनिबरन बुलाई । सुनत सुवासिनि सादर लाई ॥
जनक वामदिशि शोह सुनयना हिमगिरि संग बनी जनु मयना ॥ २ ॥
कनक कलश मणि कोपर रूरे । शुचि सुगंध मंगल जल पूरे ॥
निज कर मुदित राउ अरू रानी । धरे राम के आगे आनी ॥ ३ ॥
पढहिं वेद मुनि मंगल वानी । गगन सुमन झरि अवसर जानी ॥
वर विलोकि दंपति अनुरागे । पांय पुनीत पखारन लागे ॥ ४ ॥

**અર્થ.**—જનક રાજાની પટરાણી અને સીતાજીની માતા સુનયનાનું તે વખતનું વર્ણન કેમ થઈ શકે? (દીકરીના વિવાહમાં માતાને કેટલો આનંદ હોયછે,) તે જગત જાણે છે. હે ભરદ્વાજ! સઘળો સુયશ, સઘળું સુકૃત, સઘળું સુખ, સઘળો સંતોષ, સઘળી સુંદરતા અને બીજું બધું સઘળું યશ બ્રહ્માજીએ એકઠું કરીને જાણે એક સુનયના જ ઘડી ન હોય, એવી હતી. ॥ ૧ ॥ પછી વખત જાણીને સતાનંદ ગુરુએ તેમને બોલાવ્યાં. તે સાંભળતાં જ સૌભાગ્યવતી બીજી સ્ત્રીઓએ જઈ આદરયુક્ત તેમને તેડી લાવીને જનક રાજાની ડાબી બાજુએ શોભનાર તે રાણી સુનયનાને શાસ્ત્રાનુસાર જમણી બાજુએ બેસાડ્યા. તે વખતે હિમાચળની સાથે મેનાના જેવાં તે દમ્પતી શોભતાં હતાં. ॥ ૨ ॥ પછી પવિત્ર મંગળિક સુગંધી જળથી ભરેલા સોનાના અને રત્નોના રુડા ડબરા તથા ઝારી રાજા અને રાણીએ હર્ષથી પોતાને હાથે ઉપાડી લાવી શ્રીરામ આગળ ધરી, તેનાથી પવિત્ર ચરણારવિંદો પખાળવા લાગ્યાં. તે વરરાજાને જોઇને બેઉ

જાણુંને ઘણી પ્રીતિ ઉત્પન્ન થઈ. એવો સારો સમય જાણી આકાશમાંથી ફૂલોની ઝડી પડી; અને બ્રાહ્મણો મંગળ વાણીથી વેદ ભણવા લાગ્યા. ॥ ૩ ॥ ૪ ॥

**હરિગીતછંદ.** लागे पखारन पाद पंकज प्रेम तनु पुलकावली ॥
नभ नगर गान निशान जय ध्वनि उमगि जनु चहुंदिशि चली ॥
जे पद सरोज मनोज अरि उर सरसदैव विराजहीं ॥
जे सुकृत मूरति विमलता मन सकल कलिमल भाजहीं ॥ ४४ ॥

जेपरसि मुनिवनिता लही गति रही जो पातक मई ॥
मकरंद जिन को शंभु शिर शुचिता अवधि सुर वर नई ॥
करि मधुप मन मुनि योगि जन जेहि सेइ अभिमत गति लहैं ॥
ते पद पखारत भाग्य भाजन जनक जय जय सब कहैं ॥ ४५ ॥

वर कुंवर करतल जोरि शाखोच्चार दोउ कुल गुरु करैं ॥
भयो पाणिग्रहण विलोकि विधि सुर, मनुज मुनि आनंद भरैं ॥
सुख मूल दूलह देखि दंपति पुलक तनु हुलसै हिये ॥
करि लोक वेद विधान कन्या. दान नृप भूषण दिये ॥ ४६ ॥

हिमवंत जिमि गिरिजा महेशहि हरिहि श्री सागर दई ॥
तिमि जनक रामहिं सिय समर्पि विश्व कल कीरति नई ॥
किमि करैं विनय विदेह कीजो विदेह मूरति सांवरी ॥
करि होम विधिवत गांठि जोरी होन लागीं भांवरी ॥ ४७ ॥

**અર્થ.**—એવી રીતે તે દમ્પતી રોમાંચિત શરીરે થઈ જ્યારે પ્રભુનાં ચરણારવિંદો ધોવા લાગ્યાં ત્યારે આકાશમાંથી ગીત, નોબતો અને જયના શબ્દો જાણે ઉભરાઈને ચારે દિશાઓમાં ચાલ્યા હોયની, તેમ નીકળી રહ્યા હતા. હે ભરદ્વાજ! જે ચરણરૂપી કમળ કામદેવના શત્રુ મહાદેવજીના મનરૂપી માનસસરોવરમાં સદૈવ બિરાજે છે, જે સુકૃતનાં સ્વરૂપરૂપ છે, જે મનને નિર્મળ કરેછે, જે કળિયુગનાં સકળ પાપનો નાશ કરનારાં છે, જેના સ્પર્શથી પાપરૂપ ગૌતમ ઋષિની સ્ત્રી અહલ્યા તરી ગઈ, જેની રજ શંભુના શિર ઉપર રહેછે, જેની પવિત્રતાની હદ દેવતાઓ વર્ણવે છે અને જેની રજનું મુનિ, યોગી તથા ભક્તજન પોતાના મનરૂપી ભ્રમરથી પાન કરી ઇચ્છિત ફળ લેય છે, તે કમળરૂપ ચરણો ભાગ્યના ભંડારરૂપ જનક રાજા ધોતા હતા અને તે વખત સઘળા જય જય કહેતા હતા. પછી વરકન્યાનો હાથેવાળો મેળવીને બેઉ તરફના કુળગુરુઓ ગોત્રોચ્ચાર કરવા લાગ્યા. એવી રીતે પાણિગ્રહણ થયેલું જોઇને બ્રહ્માજી, દેવતા, ઋષિ અને મનુષ્યો આનંદમય થયાં. હે ભરદ્વાજ! સુખના મૂળરૂપ વરરાજાને જોઈ જનક અને સુનયનાએ હૈયામાં હરખાઈને બહુ પ્રફૂલ્લિત થતાં વેદની તથા જગતની વિધિ કરી. તે ટાંણે ભૂપતિએ, હિમાચળે મહાદેવજીને જેમ ગિરિજા, તેમ શ્રીહરિને સીતાજીનું કન્યા-

દાન આપ્યું. જ્યારે શ્રીરામચંદ્રજીને જનક રાજાએ સીતા સમર્પી ત્યારે આખા વિશ્વમાં મનોહર કીર્તિ તાજી થઈ. હે ભરદ્વાજ! શ્રીરઘુનાથજીની ઘનશ્યામ મૂર્ત્તિ જોઇને જનક રાજા દેહનું ભાન ભૂલી ગયા, તેથી તે વખત કાંઈ પણ વિનતિ કરી શક્યા નહીં. પછી ગુરુ વિધિપ્રમાણે હોમ કરાવી વરકન્યાની છેડાછેડી બાંધી ચોરીમાં ચાર ફેરા ફેરવી સપ્તપદીનું પૂજન કરાવવા લાગ્યા. ॥ ૪૪ ॥ ૪૫ ॥ ૪૬ ॥ ૪૭ ॥

**दो०** जयध्वनि वंदी वेदध्वनि, मंगलगान निशान ॥
सुनि हरषहिं बरषहिं विबुध, सुरतरु सुमन सुजान ॥ ३५१ ॥

**અર્થ.**—તે વખત થતા ભાટ જનોના, વેદના, મંગળ ગીતોના, જયના અને નોબતના શબ્દો સાંભળી સુજાણ દેવતાઓ રાજી થઇને કલ્પવૃક્ષનાં ફૂલો વરસાવવા લાગ્યા. ।૩૫૧।

**चो०** कुंवरि कुंवर कल भांवरि देहीं । नयन लाभ सब सादर लेहीं ।
जाइ न वरणि मनोहर जोरी । जो उपमा कछु कहिय सो थोरी ॥ १ ॥
राम सीय सुंदर परिछाहीं । जगमगाहिं मणि खंभन माहीं ॥
मनहुं मदन रति धरि बहु रूपा । देखहिं राम विवाह अनूपा ॥ २ ॥
दरश लालसा सकुच न थोरी । प्रकटत दुरत बहोरी बहोरी ॥
भये मगन सब देखन हारे । जनक समान अपान विसारे ॥ ३ ॥
प्रमुदित मुनिन भांवरी फेरी । नेम सहित सब रीति निवेरी ॥
राम सीय शिर सिंदुर देहीं । शोभा कहि न जात विधि केहीं ॥ ४ ॥
अरुण पराग जलज भरि नीके । शशिहि भूख अहि लोभ अमीके ॥
बहुरि वशिष्ठ दीन्ह अनुशासन । वर दुलहिनि बैठे इक आसन ॥ ५ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એ ફેરા ફરતી વખત બધા આદરપૂર્વક પોતાની આંખથી દર્શનનો લાભ લેતા હતા. એ વરકન્યાના મનોહર ફેરા અને તેમની સુંદર જોડીનું વર્ણન થઈ શકે તેમ નથી. એમને જેટલી ઉપમા આપીએ તેટલી થોડી છે. ॥ ૧ ॥ ઝગમગતા રત્નજડિત તે થાંભલાઓની ચોરીમાં ફરતાં શ્રીરામ અને સીતાજીના જે સુંદર પડછાયા પડતા હતા, તે જાણે મદન અને રતિ ઘણાંજ રૂપાળાં દેહ ધરી શ્રીરામચંદ્રજીનો અનુપમ વિવાહ જોતાં હોયની, એવો ભાસ થતો હતો. (ફેરા ફરતાં એક સ્તંભપાસેથી બીજા સ્તંભપાસે જતાં ઘડીમાં આમાં અને ઘડીમાં આમાં એમ) વારંવાર છપી જતાં અને પ્રગટ થતાં એમ લાગતું હતું કે, જાણે તેને (કામરતિને) દર્શનની લાલચ ઘણી છે, પણ લાજથી તે છપી જાય છે. તે જોઈ સઘળા જોનાર પ્રસન્ન થયા; અને જનક રાજા જેવા પણ તે આનંદમાં પોતાના દેહનું ભાન ભૂલી ગયા. ॥ ૨ ॥ ૩ ॥ એવી રીતે પ્રેમથી મુનિએ ફેરા ફેરવીને નિયમસહિત બધી વિધિ કરાવી. પછી શ્રીરામચંદ્રજી સીતાજીને માથે સેંથામાં સિંદુર ભરવા લાગ્યા. તે શોભા કોઇપણ રીતે કહી શકાતી નથી. ॥ ૪ ॥ હે ભરદ્વાજ! જેમ ચંદ્રને જોઇને તેના મુખમાંથી શ્રવતા અમૃ-

તની તૃષ્ણાએ સર્પ ફેણ ચડાવી તેની સામે ઉભો રહે, તેમજ ચંદ્ર પણ સર્પમાં રહેલા વિષની ગરમીને માટે તે અહિને સર્વ કાળ પોતાના સામે ઉભેલો ઇચ્છે, એવી રીતે જાનકીજીના મુખરૂપી ચંદ્રઆગળ પ્રભુની શ્યામ ભુજારૂપી અહિ ઉંચી હથેલી અને લાંબી કરેલી મધ્યમા આંગળીરૂપી ફેણ ચડાવી ઉભેલો છે. તેની ઇચ્છા સીતાજીના મુખચંદ્રને અત્યંત ઉપજી હતી; તેમજ તે પ્રભુની ભુજારૂપ સર્પને પણ તે મુખચંદ્રની અત્યંત ઉત્કંઠા ફેલાઈ રહી હતી. હે ભરદ્વાજ! તે વખત કમળરૂપ પ્રભુના શ્રહસ્તની પાંખડીરૂપ આંગળી કમળની લાલ પરાગ (રજ) રૂપ સિંદુરથી ભરેલી હોવાને લીધે મજાનાં લાલાશદાર કમળ જેવા શોભતા તે હસ્તકમળથી પ્રભુ પોતાની પ્રિયાને સેંથામાં સિંદુર ભરવા લાગ્યા. તે સિંદુર ભરાઈ ચૂકયા પછી ગુરુ વસિષ્ઠજીએ આજ્ઞા આપવાથી તે વરકન્યા એક આસનપર બિરાજમાન થયાં. ॥ ૫ ॥

**हरिगीतछंद.** बैठे वरासन राम जानकि मुदित मन दशरथ भये ॥
तनु पुलकि पुनि पुनि देखि अपने सुकृत सुरतरु फल नये ॥
भरि भुवन रहा उछाह राम विवाह भा सबही कहा ॥
केहि भांति वरणि सिरात रसना एक मुख मंगल महा ॥ ४८ ॥
तब जनक पाइ वसिष्ठ आयसु ब्याह साज संवारि कै ॥
मांडवी श्रुतिकीर्ति उर्मिला कुंवरि लई हंकारि कै ॥
कुशकेतु कन्या प्रथम जो गुण शील सुख शोभा मई ॥
सबरीति प्रीति समेत करि सो व्याहि नृप भरतहि दई ॥ ४९ ॥
जानकी लघु भगिनि जो सुंदरि शिरोमणि जानिकै ॥
सो जनक दीन्ही व्याहि लषणहि सकल विधि सनमानिकै ॥
जेहि नाम श्रुतिकीरति सुलोचनि सुमुखि सब गुण आगरी ॥
सो दई रिपुसूदनहि भूपति रूप शील उजागरी ॥ ५० ॥
अनुरूप वर दुलहिनि परस्पर लखि सकुचि हिय हर्षहीं ॥
सब मुदित सुंदरता सराहहिं सुमन सुरगण वर्षहीं ॥
सुंदरी सुंदर वरण वर सह एक मंडप राजहीं ॥
जनु जिव अरु चारिउ अवस्था बिभुन सहित बिराजहीं ॥ ५१ ॥

**અર્થ.**—શ્રીરામ અને જાનકીજી જ્યારે એક શુભાસન ઉપર બેઠાં, ત્યારે દશરથ રાજા મનમાં ઘણા આનંદયુક્ત થયા; અને પોતાના પુણ્યરૂપી કલ્પવૃક્ષ ઉપર ઉપજેલાં આ નવાં ફળો વારંવાર જોઈ તેનું શરીર પ્રેમથી પ્રફુલ્લિત થઈ ગયું. સઘળા કહેવા લાગ્યા કે, આ શ્રીરામચંદ્રજીનો વિવાહ થયો, તેનો ઉલ્હાસ સઘળાં ભુવનમાં ભરાઈ રહ્યો છે. હે ભરદ્વાજ! તે મંગળ મોટું અને મોઢામાં જીભ એક, તેથી તેનું કેવી રીતે વર્ણન થઈ શકે? પછી જનક રાજાએ ગુરુ વસિષ્ઠજીની આજ્ઞા લઈ વિવાહની સામગ્રી

તૈયાર કરીને પોતાના ભાઈ કુશકેતુની ગુણ, શીળ, સુખ, અને શોભામય માંડવી, શ્રુતિકીર્તિ અને ઊર્મિલા નામની જે ત્રણ કુંવરીઓ હતી, તેને બોલાવી લઈ પ્રીતિયુક્ત સઘળી રીતિ કરી, તેમાંની જે મોટી અને જાનકીજીથી નાની માંડવી હતી, તે ભરતજીને પરણાવી. તેથી નાની જે શ્રુતિકીર્ત્તિ હતી તે શત્રુઘ્નને દીધી; અને તેથી નાની ઊર્મિલા તે સન્માનથી લક્ષ્મણજીને પરણાવી. એવી રીતે સુંદરીઓમાં શિરોમણિ સુલોચની, સુમુખી તથા સર્વ ગુણના ભંડારરૂપ અને શીળમાં પ્રસિદ્ધ સીતાજીથી નાની બે શ્યામ ને બે ગૌર તેમજ બે ગૌર ને બે શ્યામ એવી રીતે વરકન્યાનાં જોડલાં બાંધ્યાં. એ પ્રમાણે અત્યંત રૂપવાળા વર અને સુંદર કન્યાઓ પરસ્પર એક બીજાને જોઈને લાજયુક્ત થઈ હૈયામાં હરખ પામ્યાં અને સઘળાં મનુષ્યો આનંદથી તેમની સુંદરતાનું વર્ણન કરવા લાગ્યાં; તથા દેવતાઓનાં જુથ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યાં. એમ રૂપાળા શ્યામવર સાથે સુંદર ગોરી પત્ની તથા સુંદર ગોરા વરસાથે રૂપાળી શ્યામ પત્નીનાં ચાર દંપતી એક મંડપમાં શોભતાં હતાં. તે જાણે જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા એ ચારે અવસ્થા પોતાના પતિ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને પરમાત્મા સાથે જીવના હૃદયમાં બિરાજતી હોય, તેમ ચારે કન્યારૂપી અવસ્થા પોતાના ચારે સ્વામીસાથે મંડપરૂપી જીવના હૃદયમાં બિરાજતી હતી. ॥ ૪૮ ॥ ૪૯ ॥ ૫૦ ॥ ૫૧ ॥

**दो॰ मुदित अवधपति सकल सुत, बधुन समेत निहारि ॥**
**जनु पाये महिपालमणि, क्रियन सहित फल चारि ॥ ३५२ ॥**

**અર્થ.**—જાણે અનુષ્ઠાન, ઉદ્યોગ, રતિ અને વિરતિ એ ચાર ક્રિયા સાથે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર ફળ પ્રાપ્ત થયાં હોય, તેમ વહુઓ સાથે સઘળા પુત્રોને નિહાળી, રાજાઓમાં શિરોમણિ અયોધ્યાપતિ અતિ ઉલ્હાસ પામ્યા. ॥ ૩૫૨ ॥

**चो॰ जस रघुबीर ब्याह बिधि बरणी । सकल कुंवर ब्याहे तेहि करणी ॥**
**कहि न जाइ कछु दाइज भूरी । रहा कनक मणि मंडप पूरी ॥ १ ॥**
**कंबल बसन बिचित्र पटोरे । भांति भांति बहु मोल न थोरे ॥**
**गज रथ तुरंग दास अरु दासी । धेनु अलंकृत कामदुगासी ॥ २ ॥**
**वस्तु अनेक करिय किमि लेखा । कहि न जाइ जानहिं जिन देखा ॥**
**लोकपाल अवलोकि सिहाने । लीन्ह अवधपति सब सुख माने ॥ ३ ॥**
**दीन्ह याचकन जो जेहि भावा । उबरा सो जनवासहिं आवा ॥**
**तब कर जोरी जनक मृदुबानी । बोले सब बरात सनमानी ॥ ४ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ ! જે પ્રમાણે શ્રી રઘુનાથજીનો વિવાહ કર્યો, તે જ રીતે બીજા પણ સઘળા કુંવરોના કર્યા. હવે જનક રાજાએ જે ઘણો દાયજો આપ્યો, તેનું તો વર્ણન જ થઈ શકે તેમ નથી. આખો મંડપ સોના અને રત્નથી ભરાઈ રહ્યો હતો. વળી તેમાં ભાત ભાતનાં કિંમતી ઊનનાં વસ્ત્રો (શાલ કાશ્મીરાદિક) તથા રેશમી વસ્ત્રો

મૂક્યાં હતાં. તે ઉપરાંત ગજ, રથ, હય, દાસ, દાસી, શણગારેલી ગાયો અને બીજી અનેક વસ્તુઓ આપી, તેનું લેખું કેમ કરી શકાય? એ તો જેણે જોયું છે, તે જ જાણે છે, બાકી મોઢેથી કહી શકાય તેમ નથી. તે બધું દશરથ રાજાએ સંતોષ માનીને લીધું; તે જોઈ દેવતાઓએ બહુ વખાણ કર્યાં. પછી દશરથ રાજાએ તે લીધેલી વસ્તુઓમાંથી માગણ લોકોને જેનાં મનને જેવી ગમી, તેવી તેને આપી અને બાકી વધી, તે જાની-વાસે લઈ આવ્યા. એ બાબત બની ગયા પછી જનક રાજાએ સઘળી જાનનો કોમળ વચનોથી વિનય કર્યો. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

**हरिगीतछंद.** सनमानि सकल वरात सादर दान विनय बडायकैं ॥
प्रमुदित महा मुनि वृंद वंदे पूजि प्रेम लडायकै ॥
शिरनाइ देव मनाइ सब सन कहत कर संपुट किये॥
सुरसाधु चाहत भाव सिंधु कि तोष जल अंजलि दिये ॥ ५२ ॥
कर जोरि जनक वहोरि बंधु समेत कोशलराय सों ॥
बोले मनोहर वचन सानि सनेह शील सुभाय सों ॥
संबंध राजन रावरे हम बडे अब सब विधि भये ॥
यह राज साज समेत सेवक जानि विनु गथ लये ॥ ५३ ॥
ये दारिका परिचारिका करि पालवी करुणामयी ॥
अपराध क्षमिवो बोलि पठयो वहुत हौं ढीठी दयी ॥
पुनि भानुकुल भूषण सकल सन्मान विधि समधी किये ॥
कहि जात नहिं विनती परस्पर प्रेम परिपूरण हिये ॥ ५४ ॥
वृंदारका गण सुमन बरषहिं राउ जनवासहिं चले ॥
दुंदुभी ध्वनि अरु वेद ध्वनि नभ नगर कौतूहल भले ॥
तब सखिन मंगल गान करत मुनीश आयसु पाइ कै ॥
दूलह दुलहिनि सहित सुंदरि चली कुइवर ल्याइ कै ॥ ॥ ५५ ॥

**અર્થ.**—એ પ્રમાણે સઘળી જાનને અત્યંત આદરપૂર્વક વિનય કરી, માનલાયકને માન અને દાનલાયકને દાન આપ્યાં તથા હર્ષયુક્ત મહામુનિઓનાં ચરણોમાં વંદી પ્રેમ-પૂર્વક તેઓને લાડ લડાવીને પૂજ્યા. પછી દેવતાઓને મસ્તક નમાવી તથા મનાવી અને સઘળા આગળ અત્યંત નમ્રતા કરી. હે ભરદ્વાજ! દેવતા અને સંત પુરુષો તો ભાવની જ ઇચ્છા રાખે છે. જૂવો કે, જળનો ભરેલો સમુદ્ર એક અંજળિથી શું સંતોષ પામે? પણ ભાવનાને લીધે તે તેમાં જ સંતોષ માને છે. વળી ફરીને જનકરાજાએ પોતાના ભાઈ કુશધ્વજ સહિત દશરથરાજાને હાથ જોડી સ્નેહ તથા શીળયુક્ત સ્વાભાવિક મનોહર વચનોથી કહ્યું કે, હે મહારાજ! આપના સંબંધે કરી હવે અમે બધી વાતે મોટા થયા છિયે. આ અમારું આખું રાજકાજ અને અમે, આપના વગરપૈસાના

દાસ છિયે અને આ જે અમારી પુત્રીઓ છે, તે પણ આપની દાસીઓ છે. માટે હે કૃપાળુ! તેના ઉપર કૃપા રાખી તેને પાળજો. તે કદાચ કાંઈ પણ અપરાધ કરે તો તે ક્ષમા કરજો; અને અમને કહી મોકલાવજો કે, તમારી દીકરીઓએ આ પ્રમાણે અપરાધ કર્યો છે. તેમ છતાં પણ તે અપરાધ જો મોટો હોય, તો તેને આંખ દેખાડજો. એ સાંભળી સૂર્યકુળમાં ભૂષણરૂપ દશરથ રાજાએ પોતાના વેવાહીઓને સર્વે રીતે સન્માનિને શાંત કર્યા. એવી રીતે પરસ્પરના હૃદયમાં ભરેલો પ્રેમ અને પરિપૂર્ણ વિનયવિષે કાંઈ કહી શકાય નહીં. તે જોઈ સઘળા દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી અને દશરથ રાજા જાનીવાસે ચાલ્યા. હે ભરદ્વાજ! તે વખતે આકાશ અને મિથિલાનગરમાં નોબત અને વેદના શબ્દોનો મોટો કોલાહલ થઈ રહ્યો. પછી સખીઓને સ્રીસહિત રાણી ગુરુ વસિષ્ઠજીની આજ્ઞા લઈ મંગળ ગીત ગાતી ગાતી જે ઘરમાં ગોત્રજ સ્થાપના હતી, તે ઘરમાં વર અને કન્યાઓને લઈને ચાલ્યાં. ॥ ૫૨ ॥ ૫૩ ॥ ૫૪ ॥ ૫૫ ॥

दो० पुनि पुनि रामहिं चितव सिय, सकुचिति मन सकुचैन ॥
हरति मनोहर मीन छबि, प्रेम पियासे नैन ॥ ३५३ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! વારંવાર સીતાજી લજ્જાયુક્ત શ્રીરામ સામુ જુવે છે, પણ તેમના મનમાં લજ્જા થતી નથી. જળને માટે તૃષ્ણા ધરાવનાર માછલાંની શોભાને પણ પ્રેમરૂપી જળને માટે તૃષ્ણા ધરાવનાર તેમનાં નેત્રરૂપી માછલાં હરે છે. ॥ ૩૫૩ ॥

चो० श्याम शरीर स्वभाव सुहावन । शोभा कोटि मनोज लजावन ॥
जावक युत पद कमल सुहाये । मुनि मन मधुप रहत जह छाये ॥ १ ॥
पीत पुनीत मनोहर धोती । हरत बाल रवि दामिन जोती ॥
कल किंकिणि कटि सूत्र मनोहर । बाहु विशाल विभूषण सोहर ॥ २ ॥
पीत जनेउ महाछबि देई । कर मुद्रिका चोरि चित लेई ॥
सोहत ब्याह साज सब साजे । उर आयत सब भूषण राजे ॥ ३ ॥
पीत उपरना कांखा सोती । दुहुं आचाग्न्ह लगे मणि मोति ॥
नयन कमल कल कुंडल काना । बदन सकल सौंदर्य निधाना ॥ ४ ॥
सुंदर भृकुटि मनोहर नासा । भाल तिकल शुचि रुचिर निवासा ॥
सोहत मौर मनोहर माथे । मंगल मय मुक्तामणि गाथे ॥ ५ ॥

**અર્થ.**—હે ઋષિ! સ્વાભાવિક શોભીતાં શ્યામ શરીરવાળા, જેમની સુંદરતાની કરોડ કામ પણ લજ્જા પામે એવા, જેના ઉપર મુનિઓના મનરૂપી ભમરાઓ છવાઈ રહ્યા છે એવા, પોથીના રંગથી લાલાશદાર થયેલાં શોભીતાં ચરણકમળવાળા, ॥ ૧ ॥ પ્રાતઃકાળની સૂર્યની તથા વિજળીની કાંતિને હરનાર, જેણે પવિત્ર ને મનોહર પીતાંબર પહેરેલું છે એવા, કમર ઉપર સુંદર ઘુઘરીઓયુક્ત કટિમેખલાવાળા, પોંચી, કડાં ને બાજુબંધથી શોભતા વિશાળ બાહુવાળા, ॥ ૨ ॥ અત્યંત સુંદર પીળી જનોઈવાળા, મનુષ્યના ચિત્તને ચોરનાર, જેમણે આંગળીમાં વિંટી ધરી છે એવા, વિવાહના સઘળા

સાજોથી ભરપૂર, મોટા ઉરમાથે શોભતા સઘળા આભુષણુવાળા, ॥ ૩ ॥ બેઉ છેડાએ રત્નો અને મોતીથી ગુંથેલા એક કાખ નીચેથી અને એક ખભા ઉપરથી ઓઢેલા પિછેડાવાળા, મનોહર કમળ જેવાં નેત્રોવાળા, કાનમાં ધરેલાં સુંદર મકરાકૃત કુંડળવાળા, સઘળી સુંદરતાના ભંડારરૂપ મુખારવિન્દવાળા, ॥ ૪ ॥ મજાની કમાનદાર વાંકી ભ્રમરવાળા, મનોહરતાના મંદિરરૂપ, પવિત્ર તિલક કરેલા લલાટવાળા અને મોતી તથા મણિથી ગુંથેલો સુન્દર મોડ (શેરો) માથે શોભે છે એવા, ॥ ૫ ॥

**हरिगीतछंद.** गाथे महामणि मौर मंजुल अंग सब चित चोरहीं ॥
पुर नारि सुंदर बर बिलोकहिं निरखि छबि तृण तोरहीं ॥
मणि बसन भूषण वारि आरति करहिं मंगल गावहीं ॥
सुर सुमन बरषहिं सूत मागध बंदि सुयश सुनावहीं ॥ ९६ ॥

कोहबरहिं आने कुंवर कुंवरि सुआसिनिन सुख पाइ कै ॥
अति प्रीति लौकिक रीति लागीं करन मंगल गाइ कै ॥
लहकौरि गौरि सिखाव रामहिं सीय सन शारद कहैं ॥
रनिवास हास बिलास रस बश जनमको फल सब लहैं ॥ ९७ ॥

निज पाणि मणि महं देखि प्रति मूरति स्वरूप निधान की ॥
चालति न भुजवल्ली बिलोकति बिरह बश भइ जानकी ॥
कौतुक बिनोद प्रमोद प्रेम न जाइ कहि जानहिं अली ॥
बर कुंवरि सुंदर सकल सखिन लिवाइ जनवासहिं चली ॥ ९८ ॥

तेहि समय सुनिय अशीश जहं तहं नगर नभ आनंद महा ॥
चिरजियहु जोरी चारु चारिउ मुदित मन सबही कहा ॥
योगींद्र सिद्ध मुनीश देव बिलोकि प्रभु दुंदुभि हनी ॥
चले हरषि बरषि प्रसून निज निज लोक जय जय जय भनी ॥९९॥

**અર્થ.**—એ પ્રમાણે મહામણિયુક્ત મોડવાળા, જેમનાં કોમળ સર્વે અંગ ચિત્તને ચોરી લેછે તેવા સર્વે વરરાજાઓ ગોત્રજ સ્થાપનાના ઘરમાં જતાં જનકપુરની સ્ત્રીઓ તેમનાં સુંદર સ્વરૂપો જોઈ તેમનાપરથી ત્રણ તોડવા લાગી કે, નજર લાગે (અથવા ગુરુજનની લાજ મૂકી વરકન્યાઓને જુવે છે) અને તે ઉપરથી વસ્ત્રાભૂષણ તથા રત્નો ઓવાળી મંગળ ગીત ગાતી આરતી કરવા લાગી. તે વખત દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી અને સૂત, માગધ તથા બંદીજનો સુયશ સંભળાવવા લાગ્યા તથા સ્ત્રીઓ વરકન્યાને માયરામાં લઈ આવી. પછી મંગળ ગીતો ગાતી પ્રીતિયુક્ત લોકવ્યવહાર કરવા લાગી. પછી પાર્વતીજીએ વરરાજાને કહ્યું કે, તમે વહુઓને કંસારના કોળીઆ ભરાવો. તેમ જ સરસ્વતીએ કન્યાઓને કહ્યું કે, દીકરીઓ! આ તમારા પતિઓને તમારા એઠા કોળીઆ ભરાવો. એમની માતાઓએ આવું ભોજન કોઈ

દિવસ કરાવ્યું નહીં હોય. તે સાંભળી સર્વ સ્ત્રીઓ હાસ્યવિનોદ કરવા લાગી. પછીથી બીજી કુળરીતિઓ કરી. હે મુનિ! એવી રીતે જનકની સ્ત્રીઓએ વિવાહમાં હાસ્યવિલાસરૂપી રસમાં મગ્ન થઈ, પોતાના જન્મનું ફળ લીધું. તે વખતે જાનકીજીએ પોતાની હાથની વેળરૂપી આંગળીમાં પહેરેલી મણિની વિંટીમાંહે સ્વરૂપના ભંડાર શ્રીરામનું પ્રતિબિંબ જોયું; પણ માતાઓ અને સખીઓ વગેરે સ્ત્રીઓ હાસ્ય કરે માટે, સંકોચથી તે તરફ નજર કરતાં નથી. તેમ લજ્જાથી પ્રભુ સામે પણ જોઈ શકાતું નથી, માટે વિરહને વશ થઈ ગયાં. હે ભરદ્વાજ! એ આશ્ચર્ય, હાસ્ય, હર્ષ અને પ્રેમ કાંઈ મોઢેથી કહી શકાય તેમ નથી. એ તો તે વખત જે સખીઓ ત્યાં હાજર હતી, તે જ જાણે છે. પછી તે ચારે સુંદર વરકન્યાને લઇને સઘળી સાહેલીઓ જાનીવાસે ચાલી. તે વખતે જ્યાં ત્યાંથી અશીર્વાદના ઘોષ સંભળાતા હતા; અને તે નગર તથા આકાશમાં મોટો પ્રેમાનંદ ફેલાઈ રહ્યો હતો. સઘળાં મનુષ્યો હર્ષિત મને કહેવા લાગ્યાં કે, આ મનોહર ચારે જોડી ચિરંજીવ રહો. વળી સંત પુરુષો, સિદ્ધ ઋષિ અને દેવતાઓ પ્રભુને જોઈ દુંદભિ વગાડી પુષ્પવૃષ્ટિ કરતાં, હે રઘુનંદન! આપનો જય થાઓ, જય થાઓ એવા શબ્દો ઉચ્ચારતા પોતપોતાના લોકમાં ગયા. ॥ ૫૯ ॥

दो० सहित बधूटिन कुंवर सब, तब आये पितु पास ॥
शोभा मंगल मोद भरि, उमग्यउ जनु जनवास ॥ ३५४ ॥

**અર્થ.**—પછી પોતાની સ્ત્રીઓ સાથે વરરાજા પોતાના પિતાજી પાસે આવ્યા; તે વખત જાણે શોભા, મંગળ અને આનંદથી જાનનો ઉતારો ભરાઇને ઉભરાવા લાગ્યો ન હોય, તેવો ઉલ્હાસ પ્રસરી રહ્યો. ॥ ૩૫૪ ॥

चो० पुनि जेवनार भयउ बहु भांती । पठये जनक बुलाइ बराती ॥
परत पांवडे बसन अनूपा । सुतन समेत गवन किय भूपा ॥ १ ॥
सादर सबके पांव पखारे । यथायोग्य पीठन बैठारे ॥
धोये जनक अवधपति चरणा । शील सनेह जाहि नहिं बरणा ॥ २ ॥
बहुरि राम पदपंकज धोये । जे हर हृदय कमल महं गोये ॥
तीनों भाइ राम सम जानी । धोये चरण जनक निज पानी ॥ ३ ॥
आसन उचित सबहिं नृप दीन्हे । बोलि सूपकारी सब लीन्हे ॥
सादर लगे परम पनवारे । कनक कील मणि परम संवारे ॥ ४ ॥

**અર્થ.**—પછી ઘણી જાતની રસોઈ તૈયાર થઈ, એટલે જનક રાજાએ જાનને બોલાવવા માણસ મોકલ્યું, કે તરત દશરથ રાજા પોતાના ચારે પુત્રો સાથે રસ્તામાં પાથરેલાં અનુપમ વસ્ત્રો ઉપર ચાલતા ચાલતા કન્યાને માંડવે જમવા માટે ગયા. ॥ ૧ ॥ ત્યારે ત્યાં જનક રાજાએ માનપૂર્વક સઘળાના પગ ધોઈ યથાયોગ્ય આસનપર બેસાર્યા. પછી દશરથ રાજાનાં વિદેહ રાજાએ કહી ન શકાય તેવા ઘણા શીળ અને સ્નેહ સાથે ચરણ ધોયાં. ॥ ૨ ॥ તે પછી સદાશિવના હૃદયકમળમાં ગુપ્ત રહ્યાં છે એવાં શ્રીરામચંદ્ર-

જીનાં ચરણારવિંદોમાં અને પછી ત્રણે ભાઈને શ્રીરામસમ જાણી મિથિલાપતિએ પોતાને હાથે તેમનાં પણ ચરણ ધોયાં. ॥ ૩ ॥ પછી રાજાએ ભોજન માટે તે સઘળાઓને ઉચિત આસનો આપ્યાં, અને સઘળા રસોઈયાને બોલાવી પરોસવાની આજ્ઞા આપી કે, તરત તે લોકો માનપૂર્વક સોનાની ખીલીઓથી જડેલાં મણિઓનાં પત્રાવળાં મૂકવા માંડ્યાં. ॥ ૪ ॥

दो० सूपोदन सुरभी सरपि, सुंदर स्वादु पुनीत ॥
क्षणमहं सबके परसिगे, चतुर सुआर बिनीत ॥ ३५५ ॥

**અર્થ.**—પાકશાસ્ત્રની રીતિ પ્રમાણે પ્રથમ દાળભાત પરોસાઈને પછીથી સુંદર, સ્વાદિષ્ઠ અને પવિત્ર સુગંધીમય ગાયનું ઘી પરોસાવા માંડ્યું; અને તે ચતુર પરોસનારાઓએ વાંકા વળી વળીને એક ક્ષણમાં સઘળાએને પરોસી દીધું ॥ ૩૫૫ ॥

चो० पंचकौर करि जेंवन लागे । गारि गान सुनि अति अनुरागे ॥
भांति अनेक परे पकवाना । सुधा सरिस नहिं जाहिं बखाना ॥ १ ॥
परसन लगे सुआर सुजाना । ब्यंजन विविध नाम को जाना ॥
चारि भांति भोजन विधि गाइ । एक एक विधि बरणि न जाई ॥ २ ॥
छरस रुचिर ब्यंजन बहु जाती । एक एक रस अगणित भांती ॥
जेंवत देहिं मधुर ध्वनि गारी । लै लै नाम पुरुष अरु नारी ॥ ३ ॥
समय सुहावन गारि बिराजा । हंसत राउ सुनि सहित समाजा ॥
यहि विधि सब ही भोजन कीन्हा । आदर सहित आचमन लीन्हा ॥ ४ ॥

**અર્થ.**—પછી પંચપ્રાણને આહુતિ આપી, તેપર આચમન લઈ સઘળાએએ ઘણી પ્રીતિથી ફટાણાનાં ગીત સાંભળતાં ભોજન કરવાનો પ્રારંભ કર્યો, એટલે વખાણવામાં ન આવે એવાં અમૃત જેવાં અનેક જાતનાં પકવાન્નો પરોસવા લાગ્યાં. ॥ ૧ ॥ વળી તે સુજાણ પરોસનારા જેનું નામ કોઈ જાણી શકે નહીં એટલી જાતનાં વ્યંજન, અને રીત પ્રમાણે ભોજ્ય (ચાવી ખાવાનું), ભક્ષ્ય (વગર ચાવ્યે ખાવાનું), લેહ્ય (પીવાનું તથા આંગળીથી ચાટવાનું)! અને ચોશ્ય (ચૂસીને ખાવાનું) એ ચાર જાતનાં એક એકથી સરસ વર્ણવી ન શકાય તેવાં ભોજનો ॥ ૨ ॥ તથા સ્વાદિષ્ઠ ઘણી જાતના છ રસયુક્ત એક એકથી અધિક અગણિત રસવાળા શાકભાજી પરોસવા લાગ્યા અને તે જાનૈયા જમવા મંડ્યા. તે વખત માનડીઓ (કન્યા તરફની સ્ત્રીઓ) મધુર સ્વરથી જાન તરફથી સ્ત્રી પુરુષોનાં નામ લઈ લઈને ફટાણાં દેવા લાગી. ॥ ૩ ॥ હે ભરદ્વાજ! તે વખત પ્રમાણે તે ગાળો શોભતી હતી; માટે સમાજ સહિત દશરથ રાજા તે સાંભળી ભોજન કરતાં કરતાં હસતા હતા. એ પ્રમાણે સઘળાઓએ ભોજન કર્યા પછી આદરપૂર્વક આચમન કર્યું. (ચૂઠ્યા.) ॥ ૪ ॥

दो० देइ पान पूजे जनक, दशरथ सहित समाज ॥
जनवासे गवने मुदित, सकल भूप शिरताज ॥ ३५६ ॥

**અર્થ.**—પછી જનક રાજાએ સર્વેને પાન સોપારી આપી પૂજા કરી, એટલે રાજાઓમાં શિરોમણિ દશરથ રાજા રાજી થતા જાનીવાસે ચાલ્યા. ॥ ૩૫૬ ॥

चो० नितनूतन मंगल पुरमाहीं । निमिष सरिस दिन यामिनि जाहीं ॥
बडे भोर भूपति मणि जागे । याचक गुण गण गावनलागे ॥ १ ॥
देखि कुंवर बर बधुन समेता । किमि कहिजात मोद मन जेता ॥
प्रातक्रिया करि गे गुरुपाहीं ( महाप्रमोद प्रेम मन माहीं ॥ २ ॥
करि प्रणाम पूजे कर जोरी । बोले गिरा अमिय जनु बोरी ॥
तुह्मरी कृपा सुनिय मुनि राजा । भयउ आजु मम पूरण काजा ॥ ३ ॥
अब सब विप्र बुलाइ गुसांई । देहु धेनु सब भांति बनाई ॥
सुनि गुरु करि महिपाल बडाई । पुनि पठये मुनि वृंद बुलाई ॥ ४ ॥

**અર્થ.**—હમેશાં જનકપુરીમાં નવાં મંગળ થવા લાગ્યાં. તે લોકોને દિવસ ને રાત્ર એક નિમિષ પ્રમાણે જતી હતી. હવે તે રાત્રે સુઈ, પ્રાતઃકાળ થતે જ્યારે કોશળરાજા જાગ્યા, ત્યારે માગણોનાં યુથો તેમના ગુણ ગાવા લાગ્યાં. ॥ ૧ ॥ હે ભરદ્વાજ! સુંદર પત્નીઓની સાથે પોતાના પુત્રોને જોઈ તેમના મનમાં જે આનંદ થયો હતો, તે કહી કેમ શકાય? પછી તે પ્રાતઃક્રિયા કરીને અત્યંત આનંદ મનથી પ્રેમપૂર્વક ગુરુવસિષ્ઠજી પાસે જઇને તેમની પૂજા તથા પ્રણામ કરી હાથ જોડીને અમૃતમય વાણીથી બોલ્યા કે, ॥ ૨ ॥ હે મુનિરાજ! આપની કૃપાથી આજ મારાં સર્વ કાર્યો પૂર્ણ થયાં. ॥ ૩ ॥ હે ગુસાઈજી! હવે સઘળા બ્રાહ્મણોને બોલાવી, બધી રીતે શણગારીને ગોદાન આપો. તે સાંભળી ગુરુ વસિષ્ઠજીએ ધન્ય રાજા કહી તેમનાં વખાણ કર્યાં; અને પછી સર્વે મુનિઓને બોલાવવા માણસ મોકલ્યું. ॥ ૪ ॥

दो० वामदेव अरु देवऋषि, बाल्मीकि जाबालि ॥
आये मुनिवर निकर तब, कौशिकादि तपशालि ॥ ३५७ ॥

**અર્થ.**—એટલે દેવર્ષિ નારદજી, વામદેવ ઋષિ, વાલ્મિક ઋષિ, જાબાલિ ઋષિ અને વિશ્વામિત્ર ઋષિ આદિક બીજા સઘળા તપસ્વી મુનિવરો ત્યાં આવ્યા. ॥ ૩૫૭ ॥

चो० दंडप्रणाम सबहिं नृप कीन्हा । पूजि सप्रेम बरासन दीन्हा ॥
चारि लक्ष बर धेनु मंगाई । काम सुरभि सम शील सुहाई ॥ १ ॥
सब बिधि सकल अलंकृत कीन्ही । मुदित महीपऋषिन कहंदीन्ही ॥
करत बिनय बहु बिधि नरनाहू । लह्यउ आजु जगजीवन लाहू ॥ २ ॥
पाई अशीश महीश अनंदा । लिये बोलि पुनि याचकवृंदा ॥
कनक वसन मणि हय गज स्यंदन । दिये बूझि रुचिरवि कुलनंदन ॥ ३ ॥

चले पढत गावत गुण गाथा । जय जय जय दिनकर कुलनाथा ॥
इहि विधि राम विवाह उछाहू । सकैं न बरणि सहस मुख जाहू ॥ ४ ॥

**અર્થ.**—તે સર્વે ઋષિઓને રાજાએ પ્રેમપૂર્વક તેમની પૂજા કરીને પછી દંડવત્ પ્રણામ કરીને સુંદર આસનો બેસવા આપ્યાં. પછી કામદુઘા જેવી શીળવાન્ શોભીતી અને સુંદર ચાર લાખ ગાયો મંગાવી, તેને સઘળી રીતે શાસ્ત્ર પ્રમાણે શણગારી આનંદિત મનવડે રાજા ઋષિને આપતાં બહુ વિનયપૂર્વક બોલ્યા કે, જગતમાં જીવ્યાનું સાર્થક મેં આજે મેળવ્યું. ॥ ૧ ॥ ૨ ॥ પછી રવિકુળમાં ઉત્પન્ન થયેલા રાજાએ આશીર્વાદ લઈ આનંદ પામી સઘળા યાચકોને બોલાવી લીધા અને સૌસૌને લાયક સુવર્ણ, વસ્ત્રો, રત્નો, હાથીઓ, ઘોડા તથા રથ, એવી મનોહર વસ્તુઓ આપી. તે લઈ હે દિનકર કુળનાથ! તમારો જય જય જય અને જય થાઓ. એમ ગુણોની કથા ગાતા તેઓ ચાલ્યા. હે ભરદ્વાજ! એવી રીતના શ્રીરામચંદ્રજીનો મહોત્સવ જેનાં હજાર મુખ હોય, તે પણ વર્ણવી શકે નહીં. ॥ ૩ ॥ ૪ ॥

दो० बार बार कौशिक चरण, शीशनाइ कह राउ ॥
यह सब सुख मुनिराज तव, कृपा कटाक्ष प्रभाउ ॥ ३५८ ॥

**અર્થ.**—પછી વારંવાર વિશ્વામિત્રનાં ચરણમાં મસ્તક નમાવી રાજાએ કહ્યું કે, હે મુનિરાજ! આપની કૃપાદૃષ્ટિના પ્રતાપથી આ સઘળું સુખ પ્રાપ્ત થયું છે. ॥ ૩૫૮ ॥

चो० जनक सनेह शील करतूती । नृप सब भांति सराहहिभूती ॥
दिन उठि बिदा अवधपति मांगा । राखहिं सहित जनक अनुरागा ॥ १ ॥
नित नूतन आदर अधिकाई । दिनप्रति सहस भांति पहुनाई ॥
नित नव नगर अनंद उछाहू । दशरथ गवन सोहाइ न काहू ॥ ४ ॥
बहुत दिवस बीते इहि भांती । जनु सनेह रजु बंधे बराती ॥
कौशिक सतानंद तब जाई । कहि बिदेह नृपहि समुझाई ॥ ३ ॥
अब दशरथ कहं आयसु देहू । यद्यपि छांडि न सकहु सनेहू ॥
भलेहि नाथ कहि सचिव बुलाये । कहि जयजीव शीश तिन नाये ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! સર્વ રીતે જનકરાજાની વિભૂતિ, શીળ અને સ્નેહથી દશરથ રાજા સ્તુતિ કરતાં પ્રતિરોજ ઉઠી વિદાયગિરિ માંગતા હતા. તેમને જનકરાજા પ્રીતિ સાથે રાખતા હતા. ॥ ૧ ॥ વળી જનકરાજા દરરોજ નવો આદર વધારવા લાગ્યા અને પ્રત્યેક દિવસે હજાર રીતે પરોણાગત કરવા લાગ્યા. તેમ જ તે જનકપુરમાં પણ નિત્ય નિત્ય નવા આનંદ અને ઉત્સાહ થવા લાગ્યા. ॥ ૨ ॥ હે ભરદ્વાજ! દશરથ રાજાનું ત્યાંથી જવું કોઈને પણ ગમતું નહોતું. જાણે સ્નેહરૂપી રજથી આખી જાન સાથે કેમ બંધાઈ ગયા હોય, તેમ કેટલાક દિવસો વીત્યા પછી સતાનંદ ઋષિ અને વિશ્વામિત્રે જઈને વિદેહ રાજાને સમજાવી કહ્યું કે, ॥ ૩ ॥ હવે દશરથરાજાને આજ્ઞા આપો. ત્યારે જનકરાજાથી સ્નેહ છૂટતો નથી, તોપણ હે નાથ! ભલે એમ કહી પોતાના

કામદારને બોલાવ્યો. એટલે કારભારીએ આવી "જય જીવ" એમ કહી રાજાને માથું નમાવ્યું. ॥૪॥

**दो०** अवधनाथ चाहत चलन, भीतर करहु जनाव ॥
भये प्रेम बश सचिव सुनि, विप्र सभासद राव ॥ ३५९ ॥

**અર્થ.**—ત્યારે જનકરાજાને કહ્યું કે, જનાનામાં જઈને ખબર પહોંચાડો કે, અયોધ્યાપતિ વિદાયગિરિ માંગે છે. તે સાંભળી જનકરાજા, સભાસદો, ઋષિઓ અને સઘળા વહિવટદારો પ્રેમવશ થયા. ॥ ૩૫૯ ॥

**चो०** पुरबासिन सुनि चली बराता । पूंछत बिकल परस्पर बाता ॥
सत्य गवन सुनि सब बिलखाने । मनहुं सांझ सरसिज सकुचाने ॥ १ ॥
जहं तहं आवत बसे बराती । तहं तहं सीध चला बहु भांती ॥
बिबिध भांति मेवा पकवाना । भोजन साज न जाइ बखाना ॥ २ ॥
भरि भरि बसह अपार कहारा । पठये जनक अनेक सुआरा ॥
तुरंग लाख रथ सहस पचीसा । सकल संवारे नख अरु शीशा ॥ ३ ॥
मत्त सहसदश सिंधुर साजे । जिनहिं देखि दिशि कुंजर लाजे ॥
कनक बसन मणि भरि भरि याना । महिषी धेनु बस्तु बिधि नाना ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! જ્યારે નાગરીકોએ જાન વિદાય થવાના સમાચાર સાંભળ્યા ત્યારે વિકળતાથી પોતપોતામાં વાતો પૂછવા લાગ્યા. જ્યારે વિદાયગિરિની વાત સાચી ઠરી, ત્યારે સંધ્યાકાળ વખતે જેમ કમળ સંકોચાઈ જાય, તેમ સર્વે ખિન્ન થઈ ગયા. હવે અહીં જાન જતી વખતે રસ્તામાં જ્યાં જ્યાં ઉતારો કરશે; ત્યાં ત્યાં તેમની સગવડતા માટે જનકરાજાએ અનેક કાવડીઆ અને બળદો ભરી ભરીને રસોઈની સાથે જૂદી જૂદી જાતના મેવા, પકવાન્નો અને દાળ, ચોખા વગેરેનાં સીધાંઓ ઇત્યાદિ વખાણવામાં ન આવે એટલા ભોજનના સાજો આગળથી રવાના કરી દીધા. તે ઉપરાંત નખથી શિખ સૂધી શણગારેલા એક લાખ અશ્વો, પચીસ હજાર રથો તથા જેને જોઈ દિશાઓના હાથી પણ લજ્જા પામે, એવા દશ હજાર મહોન્મત્ત સાજ સાથે સાજેલા ગજો, સિવાય ઘણી ભેંસો, ગાયો, સુવર્ણ, વસ્ત્રો અને રત્નો વગેરે અનેક પ્રકારની બીજી વસ્તુઓ ગાડાઓમાં ભરીને રવાના કરી. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

**दो०** दायज अमित न सकिय कहि, दीन्ह बिदेह बहोरि ॥
जो अवलोकत लोकपति, लोक सपंदा थोरि ॥ ३६० ॥

**અર્થ.**—એવી રીતે વિદેહ રાજાએ જે દાયજો આપ્યો, તે કાંઈ કહી શકાય તેમ નથી. તેને જોતાં ઈંદ્રને પણ પોતાના લોકનો વૈભવ થોડો લાગે એટલું હતું. ॥ ૩૬૦ ॥

**चो०** सब समाज इहि भांति बनाई । जनक अवधपुर दीन्ह पठाई ॥
चलिहि बरात सुनत सब रानी । बिकल मीन गण जनु लघु पानी ॥ १ ॥

पुनि पुनि सीय गोद कर लेहीं । देइ अशीश सिखावन देहीं ॥
होइहहु संतत पियहि पियारी । चिर अहिवात अशीश हमारी ॥ २ ॥
सासु स्वशुर गुरु सेवा करहू । पति रुख लखि आयसु अनुसरहू ॥
अति सनेह बश सखी सयानी । नारि धर्म सिखवहिं मृदुवानी ॥ ३ ॥
सादर सकल कुंवरि समुझाई । रानिन बार बार उर लाई ॥
बहुरि बहुरि भेंटहिं महतारी । कहहिं बिरंचि रचि कत नारी ॥ ४ ॥

**અર્થ.**—એ પ્રમાણે સઘળી સમાજ બનાવીને જનકરાજાએ આગળથી અયોધ્યાજી તરફ રવાના કરી. જાન જવાની છે, એવા સમાચાર રાણીઓ સાંભળતાં જ જેમ થોડા જળમાં માછલાંઓનું યુથ વ્યાકુળ થઈ જાય, તેવી સ્થિતિને પામી અને વારંવાર સીતાજીને ગોદમાં લઈ આશીર્વાદ દેતાં શિખામણ દેવા લાગી કે, હે બેન! અમારી આશીષથી તારું સૌભાગ્ય સદાકાળ અખંડ રહો. બાકી તું તારા પતિને સદૈવ પ્યારી થજે અને સાસુ સસરા તથા ગુરુની સેવા કરજે. વળી પતિનો સ્વભાવ ઓળખી તેની આજ્ઞાને અનુસરીને ચાલજે. હે ભરદ્વાજ! પછી અતિ સ્નેહવશ થયેલી શહાણી સખીઓ કોમળ વાણીથી સીતાજીને સ્ત્રીધર્મો શિખવવા લાગી. એવી રીતે રાણીઓ વારંવાર સઘળી કુંવરીઓને છાતી સાથે લગાડી આદરપૂર્વક સમજાવવા લાગી અને તેમની માતા ફરી ફરી તેમને મળવા લાગી તથા કહેવા લાગી કે, હે બ્રહ્મા! તેં સ્ત્રીઓ શામાટે રચી! ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० त्यहि अवसर भाइन सहित, राम भानु कुल केतु ॥
चले जनक मंदिर मुदित, बिदा करावन हेतु ॥ ३६१ ॥

**અર્થ.**—હે મુનિ! તે વખત ભાનુકુળમાં ધ્વજારૂપ શ્રીરામચંદ્રજી ભાઈઓ સાથે હર્ષિત મનવડે વિદાયગિરિ લેવામાટે જનકરાજાના મંદિર તરફ ચાલ્યા. ॥ ૩૬૧ ॥

चो० चारिउ भाइ स्वभाय सुहाये । नगर नारि नर देखन धाये ॥
कोउ कह चल न चहतहहिं आजू । कीन्ह विदेह बिदा कर साजू ॥ १ ॥
लेहु नयनभरि रूप निहारी । प्रिय पाहुने भूप सुत चारी ॥
को जानै केहि सुकृत सयानी । नयग अतिथि कीन्हे विधि आनी ॥ २ ॥
मरण शील जिमि पाव पियूषा । सुर तरु लहै जन्म कर भूखा ॥
पाव नारकी हरि पद जैसे । इनकर दर्शन हम कहँ तैसे ॥ ३ ॥
निरखि राम शोभा उर धरहू । निज मन फणि मूरति मणि करहू ॥
इहि विधि सबहि नयन फल देता । गये कुंवर सब राज निकेता ॥ ४ ॥

**અર્થ.**—સઘળાના મનને ગમે એવા સ્વાભાવિક શોભીતા ચારે ભાઈઓ જ્યારે રાજમંદિરે ચાલ્યા ત્યારે તે શહેરનાં સ્ત્રીપુરુષો તેમનાં દર્શન માટે દોડ્યાં. તેમાં કોઈ કહેવા લાગ્યું કે, એ લોકો આજે ચાલવાને ચહાય છે અને વિદેહ રાજાએ પણ વિદા-

યગિરિનો સર્વે સાજ તૈયાર કર્યો છે, માટે આ પ્રિય પરોણા એવા ચારે રાજકુંવરનું રૂપ જોઈ તેમની એક ચતુર સખી કહેછે, હે બેન! કોણ જાણે કયા પુણ્યે કરીને બ્રહ્માજીએ આપણાં નેત્રોના અતિથિ કર્યા છે. જેમ મરણ પામેલો અમૃતને પામે, જેમ દરિદ્રી કલ્પવૃક્ષને પામે અને જેમ નરકનો અધિકારી પ્રભુના પદને પામે, તેમ આપણને એમનાં દર્શન છે, માટે પોતાના મનને સર્પ બનાવીને રામરૂપી મણિને પોતાના હૃદયનાં ધરી રાખો. હે ઋષિ! એ પ્રમાણે સઘળાઓની આંખોને દર્શનનો લાભ દેતા, સર્વે કુંવરો રાજમહેલમાં ગયા. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

**दो० रूप सिंधु सब बंधु लखि, हरषि उठीं रनिवासु ॥**
**करहिं निछावर आरती, महा मुदित मन सासु ॥ ३६२ ॥**

**અર્થ.**—એટલે રૂપના ભંડાર સર્વે ભાઈઓને જોઈ જનકની રાણી હરખાઈને ઉભી થઈ અને ઘણા આનંદી મનથી સાસુએ તેમની આરતી કરી નોછાવર ઉતાર્યો.॥૩૬૨॥

**चो० देखि राम छबि अति अनुरागीं । प्रेम बिबश पुनि पुनि पद लागीं ॥**
**रही न लाज प्रीति उर छाई । सहज सनेह बरणि किमि जाई ॥ १ ॥**
**भाइन सहित उबटि अन्हवाये । छरस अशन अति हेतु जिवाये ॥**
**बोले राम सुअवसर जानी । शील सनेह सकुच मय बानी ॥ २ ॥**
**राउ अवधपुर चहत सिधाये । बिदा होन हित हमहिं पठाये ॥**
**मातु मुदित मन आयसु देहू । बालक जानि करब नितनेहू ॥ ३ ॥**
**सुनत बचन बिलख्यउरनिवासू । बोलि न सकहिं प्रेम बश सासू ॥**
**हृदय लगाइ कुंवरि सब लीन्ही । पतिन सौंपि बिनती अतिकीन्ही ॥ ४ ॥**

**અર્થ.**—શ્રીરામચંદ્રજીનું સ્વરૂપ જોઈ સઘળાં પ્રેમવશ થઈ વારંવાર દંડવત્ કરવા લાગ્યાં; તેના મનમાં એટલી તો પ્રીતિ છવાઈ ગઈ કે, તેને કાંઈ પણ લાજ રહી નહીં. હે મુનિ! એ સ્વાભાવિક પ્રીતનું કેમ વર્ણન થઈ શકે? ॥ ૧ ॥ પછી તે રાણીઓએ ભાઈઓ સાથે પ્રભુને અભ્યંગસ્નાન કરાવી અને ઘણા હેતથી ખટરસ ભોજન જમાડ્યાં. ત્યાર પછી સુંદર અવસર જાણી શ્રીરઘુનાથજી શીલ અને સ્નેહયુક્ત વચનોથી શરમીંદે મોઢે બોલ્યા કે, અમારા પિતાજી અવધપુર તરફ સધાવા ચાહેછે, માટે તમારી પાસે વિદાયગિરિ માગવાને મોકલ્યા છે. તો હે માતુશ્રી! રાજી મનથી હવે અમને આજ્ઞા આપો અને બાળક જાણી અમારા ઉપર સદા પ્રીતિ રાખજો. ॥ ૩ ॥ એવાં પ્રભુનાં વચન સાંભળી જનકની સઘળી સ્ત્રીઓ ખેદ પામી, પ્રેમના આવેશથી તે વખત કશું પણ બોલી શકી નહીં; તોપણ તેમણે ધીરજ ધરી સઘળી કુંવરીઓને છાતી સાથે લગાડી તેમના પતિને સોંપતાં અતિવિનય કરી બોલ્યાં. ॥ ૪ ॥

**हरिगीतछंद. करिबिनय सिय रामहिं समर्पी जोरि कर पुनि पुनि कहै ॥**
**बलिजाऊं तात सुजान तुम कहं बिदित गति सब की अहै ॥**

परिवार जन पुरमोहिं राजहिं प्राण प्रिय सिय जानवी ॥
तुलसी सुशील सनेह लखि निज किंकरी करि मानवी ॥ ६० ॥

**અર્થ.**—નમ્રતાપૂર્વક શ્રી રામને સીતાજી સોંપી હાથ જોડી વારંવાર તેઓ કહેવા લાગ્યાં કે, હે બાપ! તમે સુજાણ છો અને સઘળી રીતિઓ જાણો છો. માટે તમને વધારે શું કહું? આ સીતાજી અમારા આખા પરિવારને, આ જનકપુરને, રાજાને તથા મને પ્રાણથી પણ પ્રિય છે, એમ જાણી તેનું સુશીલ અને સ્નેહ જોઇને આપની દાસી કરી માનજો. કવિ કહેછે કે, એમ સુનયના રાણી બોલ્યાં. ॥ ૬૦ ॥

सो० तुम परिपूरण काम, ज्ञान शिरोमणि भाव प्रिय ॥
जन गुण गाहक राम, दोष दलन करुणायतन ॥ ४० ॥

**અર્થ.**—અને વળી કહ્યું કે, તમે પરિપૂર્ણ કામનાવાળા, જ્ઞાની અને શિરોમણિ છો, તેમ તમને ભક્તિ પ્રિય છે. વળી જનોના ગુણને લેનાર અને કરુણાના મંદીરરૂપ તથા દોષને ટાળનારા છો, માટે મારી અરજ ધ્યાનમાં રાખજો. ॥ ૪૦ ॥

चो० अस कहि रही चरण गहि रानी । प्रेम कंज जनु गिरा समानी ॥
सुनि सनेहसानी बर बानी । बहु बिधि राम सासु सनमानी ॥ १ ॥
राम बिदा मागत कर जोरी । कीन्ह प्रणाम बहोरी बहोरी ॥
पाइ अशीश बहुरी शिरनाइ । भाइन सहित चले रघुराइ ॥ २ ॥
मंजु मधुर मूरति उर आनी । भई सनेह शिथिल सब रानी ॥
पुनि धीरज धरि कुंवरि हंकारी । बार बार भेंटहिं महतारी ॥ ३ ॥
पहुंचावहिं फिरि मिलहिं बहोरी । बेढी परस्पर प्रीति न थोरी ॥
पुनि पुनि मिलति सखिन बिलगाई । बालवत्स जनु धेनु लवाई ॥ ४ ॥

**અર્થ.**—એમ બોલતાં તેનાં મુખરૂપી કમળમાં વચનરૂપી ભ્રમરો રોકાઈ રહ્યા. ત્યારે શ્રી રામનાં ચરણ ગ્રહણ કર્યાં. તે વખતે પ્રભુએ બહુ સ્નેહથી સાસુને સમજાવી. ॥ ૧ ॥ પછી પ્રભુએ હાથ જોડી વારંવાર પ્રણામ કરીને રજા માગી. ત્યાર પછી સાસુની આશીષ પામી મસ્તક નમાવી ભાઇઓ શીખે શ્રી રઘુનાથજી જાનીવાસે ચાલ્યા. ॥ ૨ ॥ તે વખત તેમનાં કોમળ અને મધુર સ્વરૂપ હૃદયમાં રાખી, સર્વે રાણીઓ સ્નેહથી સ્તબ્ધ થઈ ગઈ. પછી ધીરજ ધરી સખીઓ સંઘાતે કુંવરીઓને બોલાવી વારંવાર તેમને મળવા લાગી. ॥ ૩ ॥ અને પછી સર્વે તેમને પહોંચાડવા ગઈ, અને ત્યાંથી પાછી ફરતાં અત્યંત સ્નેહથી નાનાં વાછરડાંઓ અને ગાયોની પેઠે ખેદયુક્ત મળવા લાગી. ॥ ૪ ॥

दो० प्रेम बिवश नरनारी सब, सखिन सहित रनिवास ॥
मानहुं कीन्ह बिदेहपुर, करुणा बिरह निवास ॥ ३६३ ॥

**અર્થ.**—એવી રીતે સઘળાં સ્ત્રી પુરુષો અને સખીઓ સહિત સઘળી રાણીઓ એટલી તો પ્રેમમાં લપટાઈ ગઈ કે, તેને જાણે કરુણા અને વિરહના નિવાસરૂપ જનકપુર ભાસવા માંડ્યું. ॥ ૩૬૩ ॥

**ચો०** **शुक शारिक जानकी जिआये । कनक पिंजरन राखि पढाये ॥**
**व्याकुल कहहिं कहां वैदेही । सुनि धीरज परिहरै न केही ॥ १ ॥**
**भये बिकल खग मृग इहि भांती । मनुज दशा कैसे कहि जाती ॥**
**बंधु समेत जनक तब आये । प्रेम उमंगि लोचन जल छाये ॥ २ ॥**
**सीय बिलोकि धीरता भागी । रहे कहावत परम बिरागी ॥**
**लीन्ह राउ उर लाई जानकी । मिटी महा मर्य्याद ज्ञानकी ॥ ३ ॥**
**समुझावत सब सचिव सयाने । कीन्ह विचार अनवसर जाने ॥**
**बारहि बार सुता उरलाई । सजि सुंदर पालकी मंगाई ॥ ४ ॥**

**અર્થ.**—સોનાના પાંજરામાં જાનકીજીએ જે મેના પોપટને રાખી પાળી પઢાવ્યાં હતાં, તે વ્યાકુળ થઈ કહેવા લાગ્યાં કે, વૈદેહી કયાં? તે સાંભળી કોઇને પણ ધીરજ રહી નહીં. ॥ ૧ ॥ એ પ્રમાણે રાજદરબારનાં બીજાં પક્ષીઓ અને મૃગો પણ ખિન્ન થઈ ગયાં, તો પછી મનુષ્યની સ્થિતિ તો કેમ જ કહી શકાય? હે ભરદ્વાજ! એટલામાં પોતાના ભાઈ કુશકેતુ સાથે જનકરાજા ત્યાં આવ્યા અને સીતાજી તથા કુંવરીઓ જોઈ તેમની ધીરજ મનમાં રહી નહીં. તેમની છાતી એકદમ ભરાઈ પ્રેમથી ઉભરાવા લાગી અને નેત્રો ઉપર પ્રેમાશ્રુ છવાઈ રહ્યાં, તોપણ પોતે મોટા ત્યાગી કહેવાતા, તેથી સબુરી પકડી ગયા અને મનમાં હેત આણી જાનકીજીને છાતી સાથે લગાડ્યાં. તે વખતે તેમના જ્ઞાનની મોટી મર્યાદા જતી રહી અને તે અત્યંત ગળગળા થઈ ગયા, ત્યારે તેમને સઘળા શાણા કામદારો સમજાવવા લાગ્યા. તેથી અમંગલ છે એમ વિચાર કરી મનને વાર્યું અને વારંવાર સઘળી પુત્રીઓને ઉર સાથે લગાડી એક સુન્દર પાલખી સજીને મંગાવી. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

**દો०** **प्रेम बिबश परिवार सब, जानि सुलगन नरेश ॥**
**कुंवरि चढाई पालकी, सुमिरे सिद्ध गणेश ॥ ३६४ ॥**

**અર્થ.**—એવી રીતે આખો પરિવાર પ્રેમવશ થઈ ગયો. પછી રાજાએ સારું મુહૂર્ત જાણી સિદ્ધિને આપનાર શ્રીગણેશનું સ્મરણ કરી કુંવરીઓને પાલખીમાં ચડાવી. ૩૬૪

**ચો०** **बहु बिधि भूप सुता समुझाई । नारि धर्म कुलरीति सिखाई ॥**
**दासी दास दिये बहुतेरे । शुचि सेवक जे प्रिय सिय केरे ॥ १ ॥**
**सीय चलत ब्याकुल पुरबासी । होहिं शकुन शुभ मंगलरासी ॥**
**भूसुर सचिव समेत समाजा । संग चले पहुंचावन राजा ॥ २ ॥**

रथ गज बाजि बरातिन साजे । मुनि गहगहे बाजने बाजे ॥
दशरथ विप्र बोलि सब लीन्हे । दान मान परिपूरण कीन्हे ॥ ३ ॥
चरण सरोज धूरि धरि शीशा । मुदित महीपति पाइ अशीशा ॥
सुमिरि गजानन कीन्ह पयाना । मंगल मूल सगुण भये नाना ॥ ४ ॥

**અર્થ.**—તે વખતે રાજાએ ઘણી રીતે પુત્રીઓને સમજાવીને પોતાની કુળરીતપ્રમાણે માન વધે એવો નારીધર્મ શિખવ્યો અને પછી સીતાજીના તથા બીજી કુંવરીનાં પ્રીય દાસદાસીઓ અને ઘણા પવિત્ર સેવકો હતા, તે તેમની સાથે આપ્યા. હે મુનિ! સીતાજી ચાલતાં નગરવાસી સર્વે વ્યાકુળ થઈ ગયાં અને તેમની પાલખીને મંગળના મૂળરૂપ શુભ શકુનો થવા લાગ્યાં. તેમને પહોંચાડવા માટે બ્રાહ્મણો અને મંત્રીઓના સમાજ સાથે વિદેહરાજા ચાલ્યા. ॥ ૨ ॥ હવે આંહી જાનૈયાઓએ પણ હાથી, ઘોડા અને રથો સાજી તૈયાર કર્યા હતા, તેમણે કન્યાઓ આવેછે એવા ખબર સાંભળી નગારે ડાંડી દઈ વાજાં વગાડયાં અને તે વખત દશરથરાજાએ સઘળા બ્રાહ્મણોને બોલાવી તેમને દાન માન આપી તેની ઇચ્છા પરિપૂર્ણ કરી ॥ ૩ ॥ તથા તેમનાં ચરણકમળની રજ મસ્તક ઉપર ધરી તે રાજાએ આશીર્વાદ લઈ આનંદ પામી ગજાનનનું સ્મરણ કરી કુચ કર્યું. તે વખતે મંગલના મૂળરૂપ શકુનો થયાં. ॥ ૪ ॥

दो० सुर प्रसून बर्षहिं हरषि, करहिं अप्सरा गान ॥
चले अवधपति अवधपुर, मुदित बजाइ निशान ॥ ३६५ ॥

**અર્થ.**—ત્યારે દેવતાઓ હરખાઇને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને અપ્સરાઓ ગાયન કરવા લાગી. એવી રીતે હર્ષિત મનવડે અયોધ્યાપતિ નોબત વગાડીને અયોધ્યાજી ચાલ્યા. ॥ ૩૬૫ ॥

चो० नृप करि बिनय महाजन फेरे । सादर सकल मांगने टेरे ॥
भूषण बसन बाजि गज दीन्हें । प्रेम पोषि ठाढे सब कीन्हें ॥ १ ॥
बार बार बिरदावलि भाखी । फिरे सकल रामहिं उर राखी ॥
बहुरि बहुरि कोशलपति कहहीं । जनक प्रेमवश फिरा न चहहीं ॥ २ ॥
पुनि कह भूपति बचन सुहाये । फिरिय महीप दूरि बडि आये ॥
राउ बहोरि उतरि भये ठाढे । प्रेमप्रवाह बिलोचन बाढे ॥ ३ ॥
तब बिदेह बोले करजोरी । बचन सनेह सुधा जनु बोरी ॥
करौं कवन बिधि बिनय सुहाई । महाराज मोहिं दीन्ह बडाई ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે માનપૂર્વક સઘળા માગણોને બોલાવી દશરથ રાજાએ તેમને હય, ગજ અને વસ્ત્રભૂષણ વગેરે દઈ પ્રેમપૂર્વક સંતોષીને સર્વેને ઉભા કર્યા ત્યારે તેઓ વારંવાર તેમના યશ ગાઈ શ્રી રામના સ્વરૂપને હૃદયમાં રાખી પાછા ફર્યા અને સઘળું મહાજન કોશલરાજાને નમ્રતા કરી પાછું વળ્યું, ત્યારે દશરથરાજા વારંવાર

પાછા ફરવાને કહેવા લાગ્યા, પણ પ્રેમયુક્ત થયેલા જનકરાજા પાછા ફરવાને ઇચ્છતા નથી. વળી દશરથરાજા શોભીતાં વચને બોલ્યા કે, હે ભૂપતિ! હવે ઘણે છેટે આવ્યા, માટે પાછા વળો. જ્યારે જનકરાજા પાછા ફર્યા નહીં ત્યારે રાજા રથમાંથી નીચે ઉતરીને ઉભા રહ્યા. તે વખત તેની આંખો પ્રેમાશ્રુથી ભરાઈ ગઈ. પછી હાથ જોડીને જનકરાજા બોલ્યા કે, હું આપની નમ્રતા કયા પ્રકારે કરું? હે મહારાજ! આપે મને ઘણી મોટાઈ આપી. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥

**दो० कोशलपति समधी सजन, सनमाने सब भांति ॥**
**मिलन परस्पर विनय अति, प्रीति न हृदय समाति ॥ ३६६ ॥**

**અર્થ.**—પછી કોશલપતિએ પોતાના સઘળા સંબંધી અને સુજનને સઘળી રીતે સન્માન આપ્યું અને પરસ્પર મળી ઘણી નમ્રતા કરી. તે વખતે એટલી પ્રીતિ થઈ કે, તેમના હૃદયમાં સમાઈ શકતી નહોતી. ॥ ૩૭૭ ॥

**चो० मुनि मंडली जनक शिर नावा । आशिरवाद सबहि सन पावा ॥**
**सादर पुनि भेंटे जामाता । रूप शील गुणनिधि सब भ्राता ॥ १ ॥**
**जोरि पंकरूह पाणि सुहाये । बोले वचन प्रेम जनु जाये ॥**
**राम करौं क्यहि भांति प्रशंसा । मुनि महेश मन मानस हंसा ॥ २ ॥**
**करहिं योग योगी जेहि लागी । कोह मोह ममता मद त्यागी ॥**
**ब्यापक ब्रह्म अलख अविनाशी । चिदानंद निर्गुण गुणराशी ॥ ३ ॥**
**मनसमेत जेहि जान न बानी । तरकि न सकहिं सकल अनुमानी ॥**
**महिमा निगम नेति करि कहहीं । जो तिहुंकाल एक रस रहहीं ॥ ४ ॥**

**અર્થ.**—પછી જનકરાજા ઋષિ મંડળીને નમી તે સઘળાઓનો આશીર્વાદ પામ્યા, અને પછી આદરપૂર્વક રૂપ, શીલ અને ગુણના ભંડારરૂપ ચારે જમાઇને આદરથી મળ્યા. પછી પોતાનાં હસ્તકમળ જોડીને પ્રેમપૂર્વક શોભીતાં વચને બોલ્યા કે, ઋષિઓ અને મહાદેવજીના મનરૂપી માનસસરોવર ઉપર હંસરૂપ હે રામ! હું આપની કેવી પ્રશંસા કરું. ॥ ૧ ॥ ૨ ॥ ક્રોધ, મોહ, મદ અને મમતાને છોડી યોગી લોકો જેને માટે યોગ સાધે છે એવા સઘળા ગુણના ભંડાર, નિર્ગુણ, સચ્ચિદાનંદ, અલખ, અવિનાશી અને વ્યાપકબ્રહ્મ, જેને મનસાથે વાણી પણ જાણી શકતી નથી, સઘળા તર્ક બાંધનારાઓ જેનું અનુમાન કરી શકતા નથી, નેતિ નેતિ કહી ચારે વેદ જેનો મહિમા ગાય છે અને જેઓ ત્રણે કાળમાં એક જ સરખા રહે છે, ॥ ૩ ॥ ૪ ॥

**दो० नयन विनय मो कहं भयउ, सो समस्त सुख मूल ॥**
**सबहिं लाभ जग जिवकहं, भये ईश अनुकूल ॥ ३६७ ॥**

**અર્થ.**—તે સમસ્ત સુખના મૂળરૂપ શ્રીપ્રભુ અનુકૂલ થઈ મારા નેત્રોનાં કારણરૂપ થયા અને બીજા બધાઓને પણ જગતમાં જીવ્યાનો લાભ આપ્યો. ॥ ૩૬૭ ॥

चो० सबहि भांति मोहिं दीन्ह बडाई । निज जन जानि लीन्ह अपनाई ॥
होइ सहस दश शारद शेषा । करहिं कल्प कोटिक भरि लेखा ॥ १ ॥
मोर भाग्य राउर गुणनाथा । कहि न सिराहिं सुनिय रघुनाथा ॥
मैं कछु कहौं एक बल मोरे । तुम रीझहु सनेह सुठि थोरे ॥ २ ॥
बार बार मांगो कर जोरे । मन परिहरे चरण जनि भोरे ॥
सुनि वरबचन प्रेम जन पोषे । पूरणकाम राम परितोषे ॥ ३ ॥
करि बर बिनय श्वशुर सनमाने । पितु कौशिक वशिष्ठ समजाने ॥
बिनती बहुरि भरतसन कीन्ही । मिलि सुप्रेम पुनि आशिष दीन्ही ॥ ४ ॥

**અર્થ.**—અને પોતાનો જન જાણી શરણે લઈ સર્વે વાતે મને મોટાઈ દીધી. હે શ્રી રઘુનાથ! સાંભળો. મારા ભાઈના અને સર્વ ગુણના નાથ દશરથ રાજાના ભાગ્યનાં વખાણ દશ હજાર મુખથી શેષ અને શારદા કરોડ કલ્પ સૂધી લેખું કર્યા કરે, તોપણ તેનો અંત આવે નહીં. તો પછી હું મારા એક બળથી શું કહી શકું? કંઈ પણ નહીં. માટે મારા થોડા જ્ઞાનથી પણ સ્નેહને લીધે આપ રીઝો. હું વારંવાર હાથ જોડીને એ જ માગું છું કે, રખે મારું મન આપણાં ચરણને છોડે? એવી પ્રેમયુક્ત શ્રેષ્ઠ વાણી સાંભળીને પૂર્ણકામ શ્રીરામ પરમ સંતોષ પામ્યા અને પોતાના પિતાજી ઋષિ વિશ્વામિત્ર અને ગુરુ વસિષ્ઠ પ્રમાણે જાણી સસરાને અત્યંત નમ્રતાપૂર્વક સન્માની શાંત કર્યા ને પછી જનકરાજાએ ભરતજીને પ્રેમપૂર્વક મળી કેટલીક નમ્રતા કરી આશીર્વાદ આપ્યો. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० मिले लषण रिपुसूदनहिं, दीन्ह अशीश महीश ॥
भये परस्पर प्रेम बश, फिरि फिरि नावहिं शीश ॥ ३६८ ॥

**અર્થ.**—અને પછી શત્રુઘ્ન તથા લક્ષ્મણજીને મળી વિદેહરાજાએ તથા કુશધ્વજે આશીર્વાદ આપ્યો. એવી રીતે પરસ્પરમાં પ્રેમવશ થઈ વારંવાર મસ્તકો નમાવ્યાં. ૩૬૮

चो० बार बार करि बिनय बडाई । रघुपति चले संग सब भाई ॥
जनक गहे कौशिक पद जाई । चरन रेणु शिर नयनन लाई ॥ १ ॥
सुनिय मुनीश दरशफल तोरे । अगम न कछु प्रतीति मन मोरे ॥
जो सुख सुयश लोकपति चहहीं । करत मनोरथ सकुचत अहहीं ॥ २ ॥
सो सुख सुयश सुलभ मोहिं स्वामी । सब विधि तव दर्शन अनुगामी ॥
कीन्ह बिनय पुनि पुनि शिरनाई । फिरे महीपति आशिषपाई ॥ ३ ॥
चली बरात निशान बजाई । मुदित छोट बड सब समुदाई ॥
रामहिं निरखि ग्राम नर नारी । पाइ नयन फल होहिं सुखारी ॥ ४ ॥

**અર્થ.**—એવીરીતે વારંવાર નમ્રતા અને મોટાઈ ઉચ્ચારી શ્રી રઘુપતિ સઘળા ભાઈઓ સાથે ચાલ્યા અને જનકરાજાએ જઈ કૌશિકમુનિનાં ચરણો પકડી તેમની ચરણરજ માથે ચડાવી આંખોને લગાડી. ॥ ૧ ॥ અને બોલ્યા કે, હે ઋષિરાજ! સાંભળો. મારા મનને નિશ્ચય છે કે, આપનાં દર્શનનાં ફળથી હવે મને કાંઈ દુર્લભ નથી. જે સુખ અને સુયશ ઇંદ્ર ચહાય છે અને જેના વિષે મનોરથ કરી તે સંકોચાય છે, તે સઘળું સુખ અને સુયશ, હે સ્વામી! આપના અત્યુત્તમ દર્શનથી મને સઘળી વાતે સુલભ થયાં છે. એવી રીતે વારંવાર તેમને નમ્રતાપૂર્વક મસ્તક નમાવી આશીર્વાદ લઈ રાજા ફર્યા. ॥ ૩ ॥ પછી જાન નોબત વગાડી ચાલી. તે વખતે નાના મોટા સઘળા સમુદાય અત્યાનંદ પામ્યા અને તે નગરનાં સ્ત્રીપુરુષો શ્રી રામને નિરખીને નેત્રોનું ફળ પામી સંતોષયુક્ત થયાં. ॥ ૪ ॥

**दो०** बीच बीच वर वास करि, मग लोगन सुख देत ॥
अवध समीप पुनीत दिन, पहुंची आय जनेत ॥ ३६९ ॥

**અર્થ.**—રસ્તે ચાલતાં વચ્ચે વચ્ચે ઉતારા કરી માર્ગમાં રહેનારા લોકોને સુખ આપતા આપતા પવિત્ર દિવસે જાન અયોધ્યાજી સમીપ આવી પહોંચી. ॥ ૩૬૯ ॥

**चो०** हने निशान पणव बहु बाजे । भेरि शंख ध्वनि हय गय गाजे ॥
झांझ मृदंग डिमडिमी सुहाई । सरसराग बाजै सहनाई ॥ १ ॥
पुरजन आवत अकनि बराता । मुदित सकल पुलकावलि गाता ॥
निज निज सुंदर सदन संवारे । हाट बाट चौहट पुर द्वारे ॥ २ ॥
गली सकल अरगजा सिंचाई । जहं तहं चौके चारु पुराई ॥
बना बजार न जात बखाना । तोरण केतु पताक बिताना ॥ ३ ॥
सफल पुंगिफल कदलि रसाला । रोपे बकुल कदंब तमाला ॥
लगे सुभग तरु परसत धरणी । मणिमय आलबाल कल करणी ॥ ४ ॥

**અર્થ.**—જ્યારે અયોધ્યાજી લગભગ આવ્યા ત્યારે નોબતો ગગડાવી (ઢોલ, ભેરી અને શંખના ધ્વનિ કરવા માંડ્યા) અને હય અને ગજની ગર્જના થવા લાગી. ઝાંઝ, મૃદંગ, અને સુંદર રાગમાં શરણાઇઓ વગાડવા માંડી. ॥ ૧ ॥ હવે જ્યારે જાન આવેછે એવી ખબર અયોધ્યાવાસીને થઈ ત્યારે તે સઘળા આનંદ પામ્યા અને તેમનાં શરીર રોમાંચિત થઈ ગયાં અને તેમણે પોતપોતાનાં સુંદર ઘર હાટ વાટ ચોવટા અને શહેરના દરવાજા શણગાર્યા, સઘળી ગલીઓમાં કેશરાદિ સુગંધી પદાર્થો છાંટી દીધાં; જ્યાં ત્યાં મોતીના મનોહર ચોક પૂર્યા, તોરણ, ધ્વજા, પતાકા અને મંડપો બાંધી, વખાણવામાં ન આવે એવી બજારો બનાવી તથા શ્રીફળ, સોપારી, આંબા, કેળો, બોરસળી, કદંબ, અને તમાલનાં ઝાડો રસ્તામાં રોપી દીધાં. તે સઘળાં વૃક્ષો પોતાના ફૂલ ફળના વજનથી ચારે બાજુએ નમી પૃથ્વીનો સ્પર્શ કરી રહ્યાં હતાં, તેથી તેની ઘટાની છટા જૂદી જ દેખાતી હતી અને તે વૃક્ષોના થડની આસપાસ બેસવા માટે મનોહર રત્નજડિત ચોતરા બાંધ્યા હતા. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० विविध भांति मंगल कलस, गृह गृह रचे संवारि ॥
सुर ब्रह्मादि सिहाहिं सब, रघुवर पुरीनिहारि ॥ ३७० ॥

**અર્થ.**—તે શિવાય જૂદા જૂદા પ્રકારના મંગળમય કળશો શણગારીને ઘરેઘરમાં મૂકયા હતા; હે ઋષિ! એ શ્રી રામપૂરીને જોઈ બ્રહ્માદિ સર્વ દેવતા તેની પ્રશંસા કરતા હતા. ॥ ૩૭૦ ॥

चो० भूप भवन तेहि अवसर सोहा । रचना देखि मदन मन मोहा ॥
मंगल शकुन मनोहरताई । ऋधि सिद्धि सुख संपदा सुहाई ॥ १ ॥
जनु उछाह सब सहज सुहाये । तनु धरि धरि दशरथ गृह आये ॥
देखन हेतु राम बैदेही । कहहु लालसा होइ न केही ॥ २ ॥
यूथ यूथ मिलि चलीं सुवासिनि । निज छबि निदरहिं मदन विलासिनि ।
सकल सुमंगल सजे आरती । गावहिं जनु बहु वेषभारती ॥ ३ ॥
भूपति भवन कुलाहल होई । जाइ न बरणि समय सुख सोई ॥
कौशल्यादि राम महतारी । प्रेम विवश जनु दशा बिसारी ॥ ४ ॥

**અર્થ.**—તે વખત રાજ્ય મહેલની શોભા એવી બની હતી કે, તેની રચના જોઈ મદનનું મન પણ મોહાઈ જાય. તેની મનોહરતા ઋદ્ધિ સિદ્ધિ સુખ વૈભવ અને શોભા મંગળ શુકુનોમય જાણે સહેજ શોભીતા સર્વે ઉત્સાહ પોતેજ દેહ ધારણ કરીને દશરથરાજાને ઘેર કેમ આવ્યા હોય. એમ લાગતું હતું. હે ભરદ્વાજ! શ્રી રામ અને જાનકીજીનાં દર્શન માટે કહો કોને લાલચ ન હોય? પોતાની શોભાથી કામદેવના વિલાસને પણ ઢાંકી દેનારી સોભાગ્યવતી સ્ત્રીઓનાં ટોળે ટોળાં જાણે ઘણી સરસ્વતીઓ જ ગાતી ન હોય? તેવાં ગીતો ગાતી ગાતી સઘળી સુમંગળમય આરતીઓ સાજીને ચાલી. ॥૧॥ ૨ ॥ ૩ ॥ તેમ જ રાજમંદીરમાં પણ તેવો જ કોલાહલ થઈ રહયો તે વખતના સમયનું સુખ કાંઈ વર્ણવી શકાતું નથી. કૌશલ્યાદિક શ્રી રામ ને બીજા કુંવરોની માતાઓ તો એટલી પ્રેમવશ થઈ કે, તેઓ પોતાના દેહનું ભાન જ ભૂલી ગઈ. ॥ ૪ ॥

दो० दिये दान विमन विपुल, पूजि गणेश पुरारि ॥
प्रमुदित परम दरिद्री जनु, पाइ पदारथ चारि ॥ ३७१ ॥

**અર્થ.**—પછી જાણે ઘણો દરિદ્રી ચારે પદાર્થને પામ્યો હોય, તેમ આનંદયુક્ત થઈ શંકર ગૌરી અને ગણેશની પૂજા કરી બ્રાહ્મણોને ઘણાં દાન આપ્યાં. ॥ ૩૭૧ ॥

चो० प्रेम प्रमोद विवश सब माता । चलहिं न चरण शिथिल सब गाता ॥
रामदरश हित अति अनुरागीं । परिछन साज सजन सब लागीं ॥ १ ॥
बिबिध बिधान बाजने बाजे । मंगल मुदित सुमित्रा साजे ॥
हरद दूब दधि पल्लव फूला । पान पुंगिफल मंगल मूला ॥ २ ॥

अक्षत अंकुर रोचन लाजा । मंजुल मंजरि तुलसि बिराजा ॥
छुहे पुरट घट सहज सुहाये । मदन शकुन जनु नीड बनाये ॥ ३ ॥
सगुन सुगंध न जाहिं बखानी । मंगल सकल सजहिं सब रानी ॥
रची आरती विविध बिधाना । मुदित करहिं कल मंगल गाना ॥ ४ ॥

**અર્થ.**—સઘળી માતાઓ પ્રેમમાં એટલી તો પ્રફૂલ્લિત થઈ ગઈ કે, તેનું સઘળું શરીર આનંદમાં થંડું થઈ ગયું, ને તેના પગ પણ ચાલે નહીં. પછી શ્રીરામનાં દર્શન માટે ઘણી પ્રીતિમાં પોખણુંનો સામાન તૈયાર કરવા લાગી. ॥ ૧ ॥ તે વખતે ઘણી જાતનાં વાજાં વાગતાં હતાં, ત્યારે સુમિત્રાજીએ આનંદથી સઘળા મંગળના મૂળરૂપ હલદર, ધ્રોકડ, દહીં, આંબાના પલ્લવ, ફૂલ, નાગરવેલ, સોપારી, નાળીયેર, ચોખા, ભીંજવેલા મગની અંકુરી (વડાં), કંકુ, ગોરોચન, અને કોમળ તુળશીનાં માંજરો તથા રત્નજડિત સોનાના કલશ વગેરે સાજી જાણે કામદેવરૂપી પક્ષીનો અવાસ હોયની, એવું બનાવ્યું. તે ઉપરાંત સુંદર ગુણમય વર્ણવવામાં ન આવે એટલી સુગંધીઓ સહિત સઘળી રાણીઓએ સર્વે મંગળો સાજ્યાં. પછી જૂદી જૂદી જાતની આરતીઓ સોનાના થાળમાં ચિતરવા લાગી; તે વખત આનંદયુક્ત થઈ મનોહર ગીતો ગાવા લાગી. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० कनक थार भरि मंगलहिं, कमल करन्ह लिये मात ॥
चलीं मुदित परिछन करन, पुलक पल्लवित गात ॥ ३७२ ॥

**અર્થ.**—એવી રીતે સઘળું તૈયાર કરી માતાઓ પોતાના હસ્તકમળમાં તે વસ્તુથી ભરેલા સોનાના થાળો લઈ, ઉભાં થયલાં રુવાટાંથી પ્રફૂલ્લિત થયેલા શરીરે હરખાતી હરખાતી વહુ દીકરાઓને પોંખવા ચાલી. ॥ ૩૭૨ ॥

चो० धूप धूम नभ मेचक भयऊ । सावन घन घमंड जनु छयऊ ॥
सुर तरु सुमन माल सुर वर्षहिं । मनहुं बलाक अवलि मन कर्षहिं ॥ १ ॥
मंजुल मणि मय वंदन वारा । मनहुं पाक रिपु चाप संवारा ॥
प्रकटहिं दुरहिं अटन्ह पर भामिनी । चारु चपल जनु दमकहिं दामिनि ॥ २ ॥
दुंदुभि ध्वनि घन गरजहिं घोरा । याचक चातक दादुर मोरा ॥
शुचि सुगंध सुर बार्षहिं बारी । सुखी सकल शशि पुर नर नारी ॥ ३ ॥
समय जानि गुरु आयसु दीन्हा । पुर प्रवेश रघुकुल मणि कीन्हा ॥
सुमिरि शंभु गिरिजा गण राजा । मुदित महीपति सहित समाजा ॥ ४ ॥

**અર્થ.**—હે મુનિ! તે વખત જાણે શ્રાવણ મહિનાના મેઘનું મંડળ કેમ છવાઈ રહ્યું હોય, તેમ ધૂપ ને ધૂમાડાથી આકાશમાં ગટાટોપ બની રહી હતી અને દેવતાઓ કલ્પવૃક્ષના ફૂલોની માળા જે વરસાવતા હતા, તે રૂપી જાણે મનને હરનાર બગલાઓની પંક્તિઓ હોયની? એમ લાગતું હતું અને રસ્તાઓમાં તથા ઘરો ઉપર બાંધેલાં મણિમય તોરણો જાણે ઇંદ્રધનુષ્ય હોયની, તેવો ભાસ થતો હતો. વળી તે વખત

પ્રભુની સ્વારી જોવાવાળી સ્ત્રીઓ કઠોડામાં આવી પ્રગટ થતી ને પાછી મંદિરમાં જતી હતી, તે રૂપી જાણે મનોહર અને ચંચળ વિજળીઓ ચમકતી કેમ હોય, તેમ લાગતું હતું અને જે નોબતોના શબ્દોનો ગડગડાટ થતો હતો, તે ઘોર મેઘ ગર્જનાના રૂપે જણાતી હતી અને તેમાં માગણરૂપ ચાતક, દાદુર તથા મોરની પેઠે બોલતા હતા. તે વખત જે દેવતાઓ સુગંધી વરસાવતા હતા, તેરૂપી પવિત્ર વરસાદનું જળ ભાસતું હતું; તેથી પુરવાસી સ્ત્રી પુરુષોરૂપી તૃણ (ઘાસ) સુખી થયું. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ હે ભરદ્વાજ! પછી સારો સમય જાણીને ગુરુ વસિષ્ઠજીએ આજ્ઞા આપી, એટલે રઘુકુળમાં મણિરૂપ દશરથરાજાએ આનંદથી સમાજ સહિત શંકર પાર્વતી અને ગણપતિનું આરાધન કરી પુરમાં પ્રવેશ કર્યો. ॥ ૪ ॥

**दो० होहिं शकुन बरषहिं सुमन, सुर दुंदुभी बजाइ ॥**
**बिबुध बधु नाचहिं मुदित, मंजुल मंगल गाइ ॥ ३७३ ॥**

**અર્થ.**—તે વખતે શુભ શુકુન થયાં, દેવતાઓએ દુંદભિ વગાડી પુષ્પવૃષ્ટિ કરી અને અપ્સરાઓ મંજુલ સ્વરે મંગળ ગીતો ગાઈ હર્ષથી નાચવા લાગી. ॥ ૩૭૩ ॥

**चो० मागध सूत बंदि नट नागर । गावहिं यश तिहुंलोक उजागर ॥**
**जय ध्वनि विमल वेद वर बानी । दश दिशि सुनिय सुमंगल स्वानी ॥ १ ॥**
**बिपुल बाजने बाजन लागे । नभ सुर नगर लोग अनुरागे ॥**
**बने बराती बरणि न जाहीं । महा मुदित मन सुख न समाहीं ॥ २ ॥**
**पुरबासिन तब राउ जुहारे । देखत रामहिं भये सुखारे ॥**
**करहिं निछावरि मणि गण चीरा । बारि बिलोचन पुलक शरीरा ॥ ३ ॥**
**आरति करहिं मुदित पुरनारी । हरषहिं निरखि कुंवर वर चारी ॥**
**शिविका सुभग उघारि उघारी । देखि दुलहि निन्ह होहिं सुखारी ॥ ४ ॥**

**અર્થ.**—ભાટ, ચારણ, બંદીજન અને ચતુર ભાંડ ભવૈયાઓ ત્રણે લોકમાં પ્રસિદ્ધ એવા રાજાના યશ ગાય છે. હે ઋષિ! તે વખત દશે દિશામાં સમંગળની ખાણરૂપ નિર્મળ અને સુંદર બ્રાહ્મણોના મુખની વેદવાણી તથા જયધ્વનિ સંભળાતી હતી. ॥૧॥ અને ઘણાં વાજાંઓ વાગતાં હતાં. આકાશમાં દેવતા અને શહેરના સર્વ લોક ઘણાં પ્રીતિયુક્ત થયાં હતાં. વર્ણવવામાં ન આવે એવી રીતે જાન બની હતી. તેઓ સઘળા ઘણું ઉલ્હાસ પામતા હતા, તેઓના મનમાં સુખ તે વખતે સમાતું ન હતું. ॥ ૨ ॥ પછી રાજાને સઘળા નગરવાસીઓએ જુહાર કરી શ્રીરામને જોઈ સંતોષ પામી, રોમાંચિત શરીરે નેત્રોમાં પ્રેમાશ્રુ ભરી રત્ન અને વસ્ત્રોના નોછાવર કરવા માંડ્યા. ॥ ૩ ॥ તે સુંદર ચારે કુંવરોને જોઇને નગરની સ્ત્રીઓ બહુ હરખાઈ આનંદથી આરતી કરવા લાગી તથા શુભ પાલખીઓના પડદા ઉઘાડી ઉઘાડીને કન્યાઓને જોઈ બહુ સંતોષ પામી. ॥ ૪ ॥

दो० इहिविधि सबहिंन देत सुख, आये राज दुआर ॥
मुदित मातु परिछन करहिं, बधुन समेत कुमार ॥ ३७४ ॥

અર્થ.—એ પ્રમાણે બધાને સુખ દેતા દેતા રાજદરબારમાં આવી પહોંચ્યા; એટલે માતાઓ આવીને આનંદથી પોંખવા લાગી. ॥ ૩૭૪॥

चो० करहिं आरती बारहिं बारा । प्रेम प्रमोद लहै को पारा ॥
भूषण मणि पट नाना जाती । करहिं निछावरि अगणित भांती ॥ १ ॥
बधुन समेत देखि सुत चारी । परमानंद मगन महतारी ॥
पुनि पुनि सीय राम छवि देखी । मुदित सफल जग जिवन लेखी ॥ २ ॥
सखी सीय मुख पुनि पुनि चाही । गान करहि निज सुकृत सराही ॥
बरषहिं सुमन क्षणहिं क्षण देवा । नाचहिं गावहिं लावहिं सेवा ॥ ३ ॥
देखि मनोहर चारिउ जोरी । शारद उपमा सकल ढंढोरी ॥
देतन बनहि निपट लघु लागी । एकटक रहीं रूप अनुरागी ॥ ४ ॥

અર્થ.—અને વારંવાર પ્રેમપૂર્વક આરતી કરવા લાગી. તે આનંદનો પાર કોણ લઈ શકે? પછી રત્નો, આભૂષણ અને રંગરંગનાં અગણિત વસ્ત્રોનો ઘણી રીતે નોછાવર કર્યો. ॥ ૧ ॥ હે ઋષિ! ભાર્યાઓ સાથે ચારે ભાઇઓને જોઈ માતાઓ પરમાનંદમાં મગ્ન થઈ ગઈ. તેમાં પણ શ્રીરામ અને જાનકીજીને જોઈ હર્ષથી પોતાનાં જીવતરને સફળ માન્યું. ॥ ૨ ॥ વળી સખીઓ સીતાજીના મુખને વારંવાર ચાહી ચાહીને જોવા લાગી અને પોતાના પુણ્યનાં વખાણ કરવા લાગી તથા દેવતાઓ વારે વારે પુષ્પવૃષ્ટિ કરી નાચવા, ગાવા તથા સેવા બજાવવા લાગ્યા. ॥ ૩ ॥ હે બ્રહ્મદેવ! તે ચારે મનોહર જોડીઓને જોઇને સરસ્વતીને તેમને ઉપમા આપવા માટે બ્રહ્માંડમાં ગોતી, પણ આપવા સમર્થ થઈ નહીં, ત્યારે એક દૃષ્ટી જોઈ રહી. ॥ ૪ ॥

दो० निगम नीति कुलरीति करि, अर्घ्य पांवडे देत ॥
बधुन सहित सुत परछि सब, चली लिवाई निकेत ॥ ३७५ ॥

અર્થ.—પછી વેદ અને કુળરીતિ કરી કુંવરીઓ સાથે ચારે કુંવરોને પોંખી તેમનાં ચરણ ધોઈ પાથરણાપર પગ દેવડાવતી સઘળી સ્ત્રીઓ રાજમંદીરમાં લઈ ચાલી. ॥૩૭૫॥

चो० चारि सिंहासन सहज सुहाये । जनु मनोज निज हाथ बनाये ॥
तिन पर कुंअरि कुंवर बैठारे । सादर पाय पुनीत पखारे ॥ १ ॥
धूप दीप नैवेद्य वेद विधि । पूजे वर दुलहिनि मंगल निधि ॥
बारहिं बार आरती करहीं । व्यजन चारु चामर शिर ढरहीं ॥ २ ॥
वस्तु अनेक निछावरि होहीं । भरी प्रमोद मातु सब सोहीं ॥
पावा परम तत्त्व जनु योगी । अमृत लहि जनु संतत रोगी ॥ ३ ॥

जन्म रंक जनु पारस पावा । अंधहि लोचन लाभ सुहावा ॥
मूक बदन जस शारद छाई । मानहुं समर शूर जय पाई ॥ ४ ॥

**અર્થ.**—જાણે કામદેવે પોતાના હાથથી કેમ ન બનાવ્યાં હોય? તેવાં સહેજ સુંદર ચાર સિંહાસન મંદિરમાં ગોઠવ્યાં હતાં. તેનાપર વરકન્યાઓને બેસારી માનપૂર્વક તેમનાં પવિત્ર ચરણો ધોયાં. પછી વેદની રીતે ધૂપ દીપ કરી અને ભોગ ધરાવી મંગળના ભંડારરૂપ વરકન્યાઓની પૂજા કરી વારંવાર આરતી ઉતારી. તે વખત પંખા થતા હતા અને માથે ચમર ઢળતાં હતાં. અનેક વસ્તુના નોછાવર થતા હતા. તે વખત સઘળી માતાઓ આનંદ ભરી શોભતી હતી. હે મુનિ! જેમ યોગી ઈશ્વરને પામે, જેમ સદૈવ રોગી પુરુષ અમૃતને પામે, જેમ જન્મનો રાંક પારસ મણિને પામે, જેમ કોઈ આંધળો શોભીતી આંખોને પામે, જેમ મુંગાના મુખમાં સરસ્વતી છવાઈ રહે, અને જાણે શૂરો રણ ભૂમિમાંથી જય મેળવી આવે, ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० यहि सुख ते शत कोटि गुण, पावहिं मातु अनंद ॥
भाइन सहित बिवाहि घर, आये रघुकुल चंद ॥ ३७६ ॥
लोक रीति जननी करहिं, बर दुलहिनि सकुचाहिं ॥
मोद विनोद बिलोकि बड. राम मनहिं मुसुकाहिं ॥ ३७७ ॥

**અર્થ.**—તે સુખથી પણ સો કરોડગણો આનંદ માતાઓને રઘુકુળમાં ચંદ્રરૂપ શ્રી રામચંદ્રજી ભાઈઓ સહિત પરણીને ઘેર આવ્યા તેથી થયો. પછી માતાઓએ સઘળી લોક રીતિઓ કરી, તેથી સઘળાં વરકન્યા શરમાવા લાગ્યાં. તે અત્યાનંદ જોઈને શ્રી રામ મનમાં હસવા લાગ્યા. ॥ ૩૭૬ ॥ ૩૭૭ ॥

चो० देव पितर पूजे विधि नीकी । पूजी सकल बासना जीकी ॥
सबहिं बंदि मांगहिं बरदाना । भाइन सहित राम कल्याना ॥ १ ॥
अंतरहित सुर आशिष देहीं । मुदित मातु अंचल भरि लेहीं ॥
भूपति बोलि बरातिन्ह लीन्हे । यान बसन मणि भूषण दीन्हे ॥ २ ॥
आयसु पाइ राखि उर रामहिं । मुदित गये सब निज निज धामहिं ॥
पुर नर नारि सकल पहिराये । घर घर बाजहिं अनंद बधाये ॥ ३ ॥
याचक जन याचहिं जोइ जोई । प्रमुदित राउ देईं सोइ सोई ॥
सेवक सकल बजनिया नाना । पूरण किये दान सनमाना ॥ ४ ॥

**અર્થ.**—પછી દેવ અને પિતૃની પોતપોતાની વાસના મુજબ સારી વિધિએ પૂજા કરી ભાઈઓ સાથે શ્રી રામનું કલ્યાણ માગ્યું. ॥ ૧ ॥ ત્યારે અંતઃકરણથી દેવતાઓએ કલ્યાણરૂપ આશીશ આપી, તે માતાઓએ આનંદથી પાથરી પાથરીને લીધી. પછી દશરથરાજાએ જાનૈયાઓને બોલાવી રથ, વાહન, વસ્ત્ર, આભૂષણ અને રત્નો દીધાં. ॥ ૨ ॥ તે લઈ રાજા દશરથની આજ્ઞા માગી શ્રી રામને હૃદયમાં રાખી સર્વે આનંદ

પામી પોતપોતાને સ્થાનકે ગયા. એ જ પ્રમાણે જનકરાજાએ શહેરનાં સઘળાં સ્ત્રી પુરુષોને પણ પહેરામણિઓ પહેરાવી તથા યાચક જનોએ જે જે માગ્યું, તે તે રાજાએ તેને આનંદથી આપ્યું. તેમ જ સઘળા રાજસેવકો અને વાજાવાળાઓને પણ ઘણાં પ્રકારનાં દાન માન આપી તેમની ઇચ્છા પૂર્ણ કરી. તે વખત આખા નગરમાં ઘેરઘેર આનંદમય વધાઇઓ થવા લાગી. ॥ ૩ ॥ ૪ ॥

दो० देहिं अशीश जुहारि सब, गावहिं गुण गण गाथ ॥
तब गुरु भूसुर सहित गृह, गमन कीन्ह नरनाथ ॥ ३७८ ॥

**અર્થ.**—સઘળાઓ જુહાર કરી આશીર્વાદ આપી કીર્તિનાં વખાણ કરવા લાગ્યા. તે પછી દશરથરાજા ગુરુ અને બ્રાહ્મણો સાથે રાજમહેલમાં ગયા. ॥ ૩૭૮ ॥

चो० जों बशिष्ठ अनुशासन दीन्हा । लोक वेद विधि सादर कीन्हा ॥
भूसुर भीर देखि सब रानी । सादर उठीं भाग्य बड जानी ॥ १ ॥
पाय परवारि सकल अन्हवाये । पूजि भली बिधि भूप ज्यवाये ॥
आदर दान प्रेम परिपोषे । देत अशीश चले मन तोषे ॥ २ ॥
बहु विधि कीन्ह गाधिसुत पूजा । नाथ मोहिं सम धन्य न दूजा ॥
कीन्ह प्रशंसा भूपति भूरी । रानिन्ह सहित लीन पग धूरी ॥ ३ ॥
भीतर भवन दीन्ह बरबासू । मन जुगवत रह नृप रनिवासू ॥
पूजे गुरुपद कमल बहोरी । कीन्ह बिनय मन प्रीति न थोरी ॥ ४ ॥

**અર્થ.**—પછી ગુરુ વસિષ્ઠજીએ જે પ્રમાણે આજ્ઞા કરી, તે પ્રમાણે આદરપૂર્વક વેદ અને લોક રીતો કરી. પછી બ્રાહ્મણોની ભીડ જોઈ સઘળી રાણીઓ પોતાના મોટાં ભાગ્ય જાણી ઉભી થઈ, તેમનાં ચરણ પખાળીને નવરાવ્યા. પછી ભલી ભાતે પૂજા કરી રાજાએ તેમને ભોજન કરાવ્યાં અને પ્રેમપૂર્વક આદરમાન તથા દાન દઈ સંતોષ્યા, તેથી બ્રાહ્મણો મનમાં સંતુષ્ટ થઈ આશીર્વાદ દેતા ચાલ્યા. ॥ ૧ ॥ ૨ ॥ હવે દશરથ રાજાએ ઘણી રીતે ગાધી રાજાના પુત્ર વિશ્વામિત્રની પૂજા કરી કહ્યું કે, હે નાથ! આજ મારા જેઓ ભાગ્યશાળી બીજો કોઈ નથી. એવી રીતે મુનિની ઘણી પ્રશંસા કરી રાણીઓસહિત રાજાએ તેમનાં ચરણની રજ લઈ અને પોતાના મંદિરમાં ઉત્તમ ઉતારો આંપ્યો. પછી રાજાએ ગુરુ વસિષ્ઠજીનાં ચરણકમળ પૂજી મનમાં ઘણી પ્રીતિ આણી નમ્રતા કરી. ॥ ૩ ॥ ૪ ॥

दो० बधुन समेत कुमार सब, रानिन सहित महीश ॥
पुनि पुनि वंदत गुरु चरण, देत अशीश मुनीश ॥ ३७९ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! કુંવરીઓ સાથે બધા કુંવરો અને રાણીઓ સાથે રાજા વારંવાર ગુરુનાં ચરણારવિન્દમાં વંદન કરવા લાગ્યા અને ઋષિ આશીર્વાદ દેવા લાગ્યા. ૩૭૯

चो० विनय कीन्ह उर अति अनुरागे । सुत संपदा राखि सब आगे ॥
नेग मांगि मुनि नायक लीन्हा । आशिरवाद बहुत बिधि दीन्हा ॥ १ ॥
उर धरि रामहि सीय समेता । हरषि कीन्ह गुरु गमन निकेता ॥
बिप्र वधू कुलवृद्ध बुलाई । चीर चारु भूषण पहिराई ॥ २ ॥
बहुरि बुलाइ सुआसिनि लीन्ही । रुचि विचारि पहिरावन दीन्ही ॥
नेगी नेग योग सब लेहीं । रुचि अनुरूप भूप मणि देहीं ॥ ३ ॥
प्रिय पाहुने पूज्य जे जाने । भूपति भली भांति सनमाने ॥
देव देखि रघुवीर विवाहू । बरखि प्रसून प्रशंसि उछाहू ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે ઉરમાં અત્યંત પ્રેમ લાવી, વિનય કરતાં રાજાએ પુત્રો અને સઘળી સંપત્તિ તેમની આગળ મૂકી. તેમાંથી મુનિએ પોતાના લાગા પ્રમાણે માગી લઈ ઘણી રીતે આશીર્વાદ આપ્યો અને પછી મનમાં શ્રીરામ તથા સીતાજીને ધારણ કરી ગુરુ રાજી થતા થતા પોતાના મંદિર તરફ ગયા. પછી રાજાએ સઘળી ઋષિપત્નીઓને તથા પોતાના કુળની સૌભાગ્યવતી સ્ત્રીઓને બોલાવી, મનોહર આભૂષણો અને વસ્ત્રો પહેરાવ્યાં. ॥ ૧ ॥ ૨ ॥ પછી વિવાહમાં કામ કરનારને અને વસ્તુઓ આપનારને તથા વિવાહમાં મંડપ બાંધનાર વગેરે મનુષ્યોને ઇચ્છા પ્રમાણે રાજા દેવા લાગ્યા. ॥ ૩ ॥ પછી પોતાના પ્રાણ પ્રિય પરોણા હતા, તેમને રાજાએ ભલીભાતે આદરમાન આપ્યું. હે મુનિ! એવી રીતે શ્રીરઘુનાથજીનો વિવાહ જોઇને દેવતાઓ તે ઉત્સાહથી પ્રશંસા કરતા પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो० चले निशान बजाइ सुर, निज निज पुर सुख पाइ ॥
कहत परस्पर राम यश, हर्ष न हृदय समाइ ॥ ३८० ॥

**અર્થ.**—પછી દુંદુભિ વગાડી દેવતાઓ પોતપોતાને સ્થાનકે ચાલ્યા. રસ્તે જતાં પરસ્પરમાં શ્રીરામના યશ ગાવા લાગ્યા. તે વખત તેમના દીલમાં ક્યાંય પણ હર્ષ સમાતો નહુતો. ॥ ૩૮૦ ॥

चो० सब विधि समदि मुदित नर नाहू । रहा हृदय भरि पूरि उछाहू ॥
जहं रनिवास तहां पगुधारे । सहित वधूटिन कुंवर निहारे ॥ १ ॥
लिये गोद करि मोद समेता । को कहि सकै भयउ सुख जेता ॥
वधू सप्रेम गोदबैठारी । बार बार हिय हरषि दुलारी ॥ २ ॥
देखि समाज मुदित रनिवासू । सबके उर आनंद बिलासू ॥
कह्यहु भूप जिमि भयउ विवाहू । सुनि सुनि हरष होत सब काहू ॥ ३ ॥
जनकराज गुण शील बडाई । प्रीति रीति संपदा सुहाई ॥
बहु बिधि भूप भाट जिमि बरणी । रानी सब प्रमुदित सुनि करणी ॥ ४ ॥

**અર્થ.**—એમ સઘળી રીતે આનંદથી રાજાએ સર્વેનાં સન્માન કર્યાં, તેથી તેમના હૃદયમાં પૂર્ણ ઉત્સાહ ભરાઈ રહ્યો. પછી રાજા જ્યારે મહેલમાં પધાર્યા ત્યારે ત્યાં કુંવરીઓ સાથે કુંવરોને જોઈ પ્રેમાનંદથી તેમને ખોળામાં લીધા, તેથી જે સુખ થયું તે કોણ કહી શકે? પ્રેમપૂર્વક કુંવરીઓને ખોળામાં બેસારી, તેથી સસરાનું હેત જોઈ તે વારંવાર હૈયામાં હરખ પામી. ॥ ૧ ॥ ૨ ॥ તે જોઈ સઘળો સમાજ રાજી થયો અને બધાના મનમાં અત્યાનંદનો વિલાસ ફેલાઈ રહ્યો. હવે જે પ્રકારે વિવાહ થયો, તે સઘળી હકીકત જ્યારે દશરથ રાજાએ રાણીઓ આગળ કહી સંભળાવી ત્યારે તેથી તેને અત્યાનંદ થયો. ॥ ૩ ॥ હે ભરદ્વાજ! જનક રાજાના ગુણ, શીળ, મોટાઈ, વૈભવ અને શોભીતી પ્રીતિ ભાટની પેઠે ભૂપે વર્ણવી, તે સાંભળી સઘળી રાણી આનંદ પામી. ॥ ૪ ॥

**दो॰ सुतन समेत नहाइ नृप, बोलि लिये गुरुज्ञाति ॥**
**भोजन किये अनेक बिधि, घरी पांच गइराति ॥ ३८१ ॥**

**અર્થ.**—પછી પુત્રો સાથે રાજાએ નહાઈને ગુરુ તથા વિપ્ર અને જ્ઞાતિવાળાઓને બોલાવી અનેક પ્રકારનાં ભોજન કીધાં. એટલામાં પાંચ ઘડી રાત ગઈ. ॥ ૩૮૧ ॥

**चौ॰ मंगल गान करहिं बर भामिनि । भइ सुख मूल मनोहर यामिनि ॥**
**अंचै पान सब काहुन पाये । स्रग सुगंध भूषित छबि छाये ॥ १ ॥**
**रामहिं देखि रजायसु पाई । निज निज भवन चले शिर नाई ॥**
**प्रेम प्रमोद विनोद बडाई । समय समाज मनोहर ताई ॥ २ ॥**
**कहि न सकहिं श्रुति शारद शेशू । वेद बिरंचि महेश गणेशू ॥**
**सो मैं कहौं कवन बिधि बरणी । भूमि नाग शिर धरैं कि धरणी ॥ ३ ॥**
**नृप सब भांति सबहि सनमानी । कहि मृदु बचन बुलाई रानीं ॥**
**बधू लरिकिनी पर घर आईं । राख्यहु नयन पलक की नाईं ॥ ४ ॥**

**અર્થ.**—તે વખત સુંદર સ્ત્રીઓ મંગળ ગીતો ગાતી હતી. એવી રીતે તે મનોહર રાત્ર સુખના મૂળરૂપ થઈ. બધાઓએ આચમન કરી હાથ ધોઈ ઉત્તમ સુગંધીઓ, અત્તરાદિ અને સોનાના વર્ગથી શોભીતાં પાનબીડાં લીધાં. ॥ ૧ ॥ પછી શ્રીરામનાં દર્શન કરી રાજા પાસેથી રજા લઈ બધા તેમને મસ્તક નમાવી, પોતપોતાના ઘરતરફ ગયા. તે વખતનો સ્નેહ, આનંદ, સભાની મનોહરતા અને તે લીલાની મહોટાઈ વેદ, સરસ્વતી, શેષ, બ્રહ્માજી, શંભુ, ગણપતિ કે શાસ્ત્ર કોઇપણ વર્ણવી શકે નહી. કવિ કહેછે કે, હું તે કયે પ્રકારે વર્ણવું! જેમ પૃથ્વીનો નાગ કંઈ પોતાના મસ્તકઉપર પૃથ્વીને ધારણ કરે? ॥ ૨ ॥ ૩ ॥ એવી રીતે રાજાએ સઘળાઓનું સન્માન કરી પછી રાણીઓને બોલાવી કોમળ વચને કહ્યું કે, વહુઓ બાલ્યાવસ્થામાં આવી છે, (બાળક છે) માટે તેને આંખોની કીકી પેઠે સંભાળી રાખજો. ॥ ૪ ॥

दो० लरिका श्रमित उनींद बश, शयन करावहु जाइ ।
असकहिगे बिश्राम गृह, रामचरन चित लाइ ॥ ३८२ ॥

અર્થ.—વળી કુંવરો ઘણુ થાકેલા હોવાથી ઉંઘમાં ભરાણા છે, માટે તેમને જઈ પોઢાડો, એમ કહીને શ્રીરામનાં ચરણો ચિત્તમાં લાવી દશરથ રાજા પોતાના શયનગૃહમાં ગયા. ॥ ૩૮૨ ॥

चो० भूप बचन सुनि सहज सुहाये । जडित कनकमणि पलंग डसाये ॥
सुभग सुरभि पय फेनु समाना । कोमल ललित सुपेती नाना ॥ १ ॥
उपबरहन बर बरणि न जाहीं । स्रग सुगंध मणि मंदिर माहीं ॥
रत्न दीप सुठि चारु चंदोवा । कहत न बनै जान जेहि जोवा ॥ २ ॥
सेज रुचिर रचि राम उठाये । प्रेम समेत पलंग पौढाये ॥
आज्ञा पुनि पुनि भाइन दीन्हीं । निजनिज सेज शयन तिन कीन्हीं ॥ ३ ॥
देखि श्याम मृदु मंजुल गाता । कहहिं सप्रेम बचन सब माता ॥
मारग जात भयावनि भारी । केहि बिधि तात ताडका मारी ॥ ४ ॥

અર્થ.—સહેજ શોભીતાં રાજાનાં એવાં વચન સાંભળી દાસોએ રત્નજડિત સોનાના પલંગો બિછાવ્યા અને તેનાપર ગાયના શુદ્ધ દૂધના ફીણ જેવાં કોમળ અને મનોહર સપેત ખીછાનાં બીછાવી ઓછાડ નાંખી તેપર તકીઆ તથા ગાલમસુરીઆં મૂકયાં. વળી તે મણિમય સુંદર સય્યામંદિરમાં કેશર, ચંદન, ફૂલમાળા અને અત્તરાદિક સુગંધીઓ છાંટી દીધી હતી. તે ઉપરાંત દીવાને ઠેકાણે મણિઓ મૂકયા હતા તથા મનોહર ચદરવા ઉપર બાંધ્યા હતા. તે શોભા જીભથી કાંઈ કહી શકાય નહીં. જેણે જોઇ છે તેને ખબર છે. ॥ ૧ ॥ ૨ ॥ એવી મનોહર સય્યા બનાવી શ્રી રામને ઉઠાડી પ્રેમસહિત તે પલંગમાં પોઢાડ્યા. તે વખત શ્રી રઘુનાથજીએ પોતાના ભાઇઓને પોઢવાની આજ્ઞા આપવાથી તેઓએ પણ જઇને પોતપોતાની સય્યામાં શયન કર્યાં. ॥ ૩ ॥ હવે કોમળ અને મંજુલ શ્યામ શરીર જોઈ સઘળી માતાઓ પ્રેમપૂર્વક વાણીથી પૂછવા લાગી કે, હે બાપ! રસ્તે જાતાં મોટી ભયંકર તાડિકાને કેવી રીતે મારી? ॥ ૪ ॥

दो० घोर निसाचर बिकट भट, समर गनैं नहिं काहु ॥
मारे सहित सहाय किमि, खल मारीच सुबाहु ॥ ३८३ ॥

અર્થ.—વળી યુદ્ધમાં કોઇને પણ ગણે નહીં એવા મહા વિકટ અને શૂરવીર રાક્ષસો દુષ્ટ મારીચ અને સુબાહુ તેમની સેના સાથે શી રીતે માર્યા? ॥ ૩૮૩ ॥

चो० मुनिप्रसाद बलि तात तुम्हारे । ईश अनेक करवरे टारे ॥
मख रखवारी करि दोउभाई । गुरुप्रसाद सब बिद्या पाई ॥ १ ॥

मुनि तिय तरी लगत पदधूरी । कीरति रही भुवन भरि पूरी ॥
कमठ पीठ पवि कूट कठोरा । नृप समाज महं शिवधनु तोरा ॥ २ ॥
बिश्व बिजय यश जानकि पाई । आये भवन ब्याहि सब भाई ॥
सकल अमानुष कर्म तुम्हारे । केवल कौशिक कृपा सुधारे ॥ ३ ॥
आजु सफल जग जन्म हमारे । देखि तात बिधुबदन तुम्हारे ॥
जे दिन गये तुमहिं बिनु देखे । ते बिरंचि जनि पारहिं लेखे ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! મુનિ અને મહાદેવને પ્રતાપે અનેક વિઘ્નો ટાળી બેઉ ભાઈઓએ યજ્ઞનું રક્ષણ કર્યું અને ગુરુની કૃપાથી સઘળી વિદ્યા પામ્યા. વળી તમારાં ચરણની રજ લાગતાં ગૌતમપત્ની અહલ્યા તરી ગયાં અને તેથી સઘળા લોકમાં પૂર્ણ કીર્તિ ફેલાઈ રહી. તેમ જ કાચબાની પીઠ અને વજ્ર જેવું અત્યંત કઠોર શિવધનુષ રાજસભામાં તોડી જગતમાં વિજયનો યશ અને જાનકી મેળવી સઘળા ભાઈઓ પરણી પાછા ઘેર આવ્યા. વળી તમારાં સઘળાં કર્મ કેવળ કૌશિક મુનિની કૃપાથી સુધર્યાં. હે બાપ! તમારાં મુખચંદ્રને જોઈ આજે જગતમાં અમારો જન્મ સફળ થયો. જેટલા દિવસ તમને જોયાવગર ગયા, તે આજ બ્રહ્માજીએ લેખે પાડ્યા. ॥૧॥૨॥૩॥૪॥

दो० राम प्रतोषी मातु सब, कहि बिनीत बर बयन ॥
सुमिरि शंभु गुरु बिप्र पद, किये नींद वश नयन ॥ ३८४ ॥

**અર્થ.**—એવી રીતે સર્વે માતાઓએ નમ્રતાનાં સુંદર વચનો કહી શ્રીરામને સંતોષી પછી શંકર, ગુરુ અને બ્રાહ્મણોનાં ચરણોનું સ્મરણ કરી, પોતાનાં નેત્રોને નિદ્રાવશ કર્યાં (સૂઈ ગયાં). ॥ ૩૮૪ ॥

चो० नींदहु बदन सोह सुठि लोना । मनहुं सांझ सरसीरुह सोना ॥
घर घर करहिं जागरण नारी । देहिं परस्पर मंगलगारी ॥ १ ॥
पुरी बिराजति राजत रजनी । रानी कहहिं बिलोकहु सजनी ॥
सुंदर बधुन्ह सासु लै सोई । फणिपति जनु शिरमणि उर गोई ॥ २ ॥
प्रात पुनीत काल प्रभु जागे । अरुण चूडबर बोलन लागे ॥
बंदी मागध गुण गण गाये । पुरजन द्वार जुहारन आये ॥ ३ ॥
बंदि बिप्र सुर गुरु पितु माता । पाइ अशीश मुदित सब भ्राता ॥
जननिन्ह सादर बदन निहारे । भूपति संग द्वार पगु धारे ॥ ४ ॥

**અર્થ.**—પ્રભુ પોઢયા ત્યારે તેનું પવિત્ર મુખારવિંદ સાંજના કમળની પેઠે શોભતું હતું. હે ભરદ્વાજ! એ રાત્રે અયોધ્યાજીમાં ઘેરઘેર સઘળી સ્ત્રીઓ જાગરણ કરતી હતી. તેઓ પોતપોતામાં મશ્કરીની ગાળો દઈ રાત્રી કાઢતી હતી. ॥ ૧ ॥ તે વખતે નગરી સહિત તે રાત્રી ઘણી શોભતી હતી. તે જોઈ રાણીઓ પોતાની સખીઓને કહેતી હતી કે,

આ જૂવો. પછી સર્પ જેમ પોતાના માથાના મણિને સંભાળથી ગુપ્ત રાખે, તેમ સુંદર વહુઓને સાથે લઈ સાસુઓ સૂતી. ॥ ૨ ॥ પછી પ્રાતઃકાળ થતાં જ્યારે કુકડાં બોલવા લાગ્યાં ત્યારે પ્રભુ જાગ્યા. તે વખત ભાટ, ચારણ ગુણો ગાય છે અને નગરવાસીઓ પગે લાગવા માટે દરવાજાપર આવી ઉભા રહ્યા હતા. ॥ ૩ ॥ ત્યારે આનંદી મનવડે સર્વે ભાઇઓએ ઉઠી ગુરુ, દેવતા, બ્રાહ્મણો અને માબાપને વંદન કરી હર્ષથી તેમનો આશીર્વાદ લીધો. તે વખત માતાઓએ પ્રેમથી તેમનાં વદન જોયાં અને પછી દશરથરાજા સાથે દ્વારપ્રત્યે પધાર્યા. ॥ ૪ ॥

दो० कीन्ह शौच सब सहज शुचि, सरित पुनीत नहाइ ॥
प्रात क्रिया करि तात पहं, आये चार्‌यउ भाइ ॥ ३८५ ॥

**અર્થ.**—પછી ચારે ભાઇઓ શોચ કરી નિર્મલ સરયૂમાં નાહીને સહેજ પવિત્ર થઈ પ્રાતઃક્રિયા કરી પિતાજી પાસે આવ્યા. ॥ ૩૮૫ ॥

चो० भूप बिलोकि लिये उर लाई । बैठे हरषि रजायसु पाई ॥
देखि राम सब सभा जुडानी । लोचन लाभ अवधि अनुमानी ॥ १ ॥
पुनि बशिष्ठ मुनि कौशिक आये । सुभग आसनन मुनि बैठाये ॥
सुतन समेत पूजि पद लागे । निरखि राम दोउ उर अनुरागे ॥ २ ॥
कहहिं वशिष्ठ धर्म इतिहासा । सुनहिं महीप सहित रनिवासा ॥
मुनिमन अगम गाधि सुत करणी । मुदित वशिष्ठ विपुल विधि बरणी ॥ ३ ॥
बोले बामदेव सब सांची । कीरति कलित लोक तिहुं माची ॥
सुनि आनंद भयउ सब काहू । राम लषण उर अधिक उछाहू ॥ ४ ॥

**અર્થ.**—તેમને જોઈ ભૂપતિએ છાતી સાથે લગાવ્યા. પછી તેઓ રાજાની રજા લઈ રાજી થઈ બેઠા. તે વખત રાજ્યસભા શ્રીરામને જોઈ પોતાનાં નેત્રોનો લાભ એમનાં દર્શન છે, એમ માની સઘળાઓનું ચિત્ત તેમના તરફ જોડાઈ રહ્યું. ॥ ૧ ॥ પછી ત્યાં ગુરુ વસિષ્ઠજી અને ઋષિ વિશ્વામિત્રજી આવ્યા. તેમને રાજાએ સુંદર આસનોપર બેસાડ્યા. પછી પુત્રો સાથે પૂજા કરી પગે લાગ્યા. ત્યારે શ્રીરામને જોઈ તે બેઉ જણને અત્યંત પ્રીતિ ઉપજી. તે સમયે વસિષ્ઠજી ધર્મ ઇતિહાસની કથા કહેવા લાગ્યા. તે રાણીઓ સાથે રાજા સાંભળવા લાગ્યા. હર્ષથી ગાધિરાજના પુત્ર વિશ્વામિત્ર ઋષિની અગમ કરણી ઘણી રીતે વર્ણવી. તે સાંભળી વામદેવાદિક સર્વે ઋષિઓ સાચી વાત કહી બોલ્યા. એવી રીતે કૌશિક મુનિની સુંદર કીર્તિ ત્રણ લોકમાં ભરાઈ રહી. તે સાંભળી સર્વે કોઇને આનંદ થયો અને શ્રીરામ તથા લક્ષ્મણજીને અધિક ઉત્સાહ ઉત્પન્ન થયો. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० मंगल मोद उछाह नित, जाहिं दिवस इही भांति ॥
उमंगी अवध अनंद भरि, अधिक अधिक अधिकाति ॥ ३८६ ॥

**અર્થ.**--નિત નિત મંગળ મોદ અને ઉત્સાહમાં દિવસ જવા લાગ્યા, તેથી અયોધ્યાજી આનંદમાં ભરાઈ ઉભરાવા લાગી. ॥ ૩૮૬ ॥

**चो०** सुदिन साधि कर कंकण छोरे । मंगल मोद बिनोद न थोरे ॥
नित नव सुख सुर देखि सिहाहीं । अवध जन्म याचहिं विधि पाहीं ॥ १ ॥
विश्वामित्र चलन नित चहहीं । राम सप्रेम बिनय बश रहहीं ॥
दिन दिन सद्‌गुण भूपति भाऊ । देखि सराह महामुनि राऊ ॥ २ ॥
मांगत बिदा राउ अनुरागे । सुतन समेत ठाढ भये आगे ॥
नाथ सकल संपदा तुह्मारी । मैं सेवक समेत सुत नारी ॥ ३ ॥
करव सदा लरिकन परछोहू । दरशन देत रहब मुनि मोहू ॥
अस कहि राउ सहित सब रानी । परेउ चरण मुख आव न वाणी ॥ ४ ॥
दीन्ह अशीश बिप्र बहु भांती । चले न प्रीति रीति कहि जाती ॥
राम सप्रेम संग सब भाई । आयसु पाइ फिरे पहुंचाई ॥ ५ ॥

**અર્થ.**—પછી સારો દિવસ જોઇને ઘણા મંગળિક આનંદ અને વિનોદયુક્ત વર-કન્યાને હાથેથી મીંઢોળ છોડ્યાં. એવી રીતે નિત્ય નવું સુખ દેખી, દેવતાઓ તેમનાં વખાણ કરી અયોધ્યાજીમાં જન્મ દેવા ઇચ્છવા માંડ્યા. ॥ ૧ ॥ પછી વિશ્વામિત્ર રોજ રોજ ત્યાંથી ચાલવાની ઇચ્છા કરતા, પણ શ્રીરામચંદ્રજીની સપ્રેમ નમ્રતાથી વળી રહી જતા. એવી રીતનો પ્રત્યેક દિવસનો સદ્‌ગુણીભાવ જોઈ મહામુનિ રાજાનાં વખાણ કરવા લાગ્યા. ॥ ૨ ॥ પછી ઋષિએ વિદાયગીરી માગતાં રાજા પ્રીતિથી પુત્રો સાથે આગળ ઉભા થઈ બોલ્યા કે, હે નાથ! આ સઘળી સંપત્તિ આપની છે અને હું સ્ત્રી-પુત્રો સાથે આપનો સેવક છું. ॥ ૩ ॥ માટે આ પુત્રોપર સદા કૃપા રાખી, હે મુનિ! મને દર્શન દેતા રહેજો. એમ કહી સઘળી રાણીઓ સહિત રાજા મુનિનાં ચરણમાં પડ્યા. તે વખત તેમના મોઢામાંથી વાણી નીકળી શકી નહીં. ॥ ૪ ॥ પછી ઘણી રીતે કહેવામાં ન આવે, એવી પ્રીતિથી ઋષિ આશીર્વાદ દઈ ચાલ્યા. તેમને સઘળા ભાઇઓ સાથે શ્રીરઘુનાથજી કેટલેક સૂધી પહોંચાડી પછીથી પ્રેમપૂર્વક તેમની આજ્ઞા લઈ પાછા ફર્યા. ॥ ૫ ॥

**दो०** रामरूप भूपति भगति, ब्याह उछाह अनंद ॥
जात सराहत मनहिंमन, मुदित गाधिकुलचंद ॥ ३८७ ॥

**અર્થ.**—પછી વિશ્વામિત્ર ઋષિ હર્ષિત મનવડે શ્રીરામચંદ્રજીના રૂપનાં, દશરથરાજાની ભક્તિનાં અને વિવાહ ઉત્સવના આનંદનાં જતાં જતાં મનમાં વખાણ કરવા લાગ્યા. ॥ ૩૮૭

**चो०** बामदेव रघुकुल गुरु ज्ञानी । बहुरि गाधिसुत कथा बखानी ॥
सुनि सुनि सुयश मनहिं मन राऊ । बर्णत आपन पुण्य प्रभाऊ ॥ १ ॥
बहुरे लोग रजायसु भयऊ । सुतन समेत नृपति गृह गयऊ ॥
जहं तहं राम ब्याह सब गावा । सुयश पुनीत लोक तिहुं छावा ॥ २ ॥

आये ब्याहि राम घर जब ते । बसे अनंद अवध सब तब ते ॥
प्रभु विवाह जस भयउ उछाहा । सकहिं न बरणि गिरा अहिनाहा ॥ ३ ॥
कबि कुल जीवन पावन जानी । राम सीय यश मंगल खानी ॥
तेहि ते मैं कछु कहा बखानी । करण पुनीत हेतु निज बानी ॥ ४ ॥

**અર્થ.**—તેમના ગયા પછી વામદેવ ઋષિ અને રઘુકુળના ગુરુ જ્ઞાની વસિષ્ઠ ઋષિ વિશ્વામિત્રનાં વખાણ કરવા લાગ્યા. તે સુયશો સાંભળી સાંભળીને પોતાના પુણ્યનો પ્રભાવ દશરથરાજા મનમાં વર્ણવવા લાગ્યા. ॥ ૧ ॥ પછી સર્વે સભા રજા લઇને ગઈ, એટલે રાજા કુંવરો સાથે મંદિરમાં ગયા. હે ઋષિ! એમ શ્રીરામચંદ્રજીનો વિવાહ જ્યાં ત્યાં સર્વે ગાવા લાગ્યા. એથી તે પવિત્ર કીર્તિ ત્રણે લોકમાં છવાઈ રહી. ॥ ૨ ॥ એવી રીતે જ્યારથી શ્રીરામચંદ્રજી પરણીને ઘેર આવ્યા, ત્યારથી સઘળી અયોધ્યાપુરી આનંદમાં વસવા લાગી. પ્રભુના વિવાહનો જે ઉત્સાહ થયો, તે શેષ નાગ પણ પોતાની વાણીથી વર્ણવી શકે નહીં. કવિ કહેછે કે, શ્રીરામ અને સીતાજીના મંગળની ખાણરૂપ ગુણો કવિના કુળને જીવન અને પાવનરૂપ જાણી પોતાની વાણીને પવિત્ર કરવામાટે મેં કંઇક વર્ણવ્યું છે. ॥ ૩ ॥ ૪ ॥

**हरिगीतछंद.** निज गिरा पावन करण कारण राम यश तुलसी कह्यो ॥
रघुबीर चरित अपार बारिधि पार कबि कवने लह्यो ॥
उपबीत ब्याह उछाह मंगल सुनहिं सादर गावहीं ॥
बैदेहि राम प्रसाद ते जन सर्वदा सुख पावहीं ॥ ६० ॥
सुनि गाय कहौं गिरीश कन्या धन्य अधिकारी सही ॥
नित प्रीति अनुपम सुनत हरि गुण भक्ति अनुपम ते लही ॥
रघुबीर पद अनुराग जल लोभाग्नि बेगि बुझावई ॥
यह जानि तुलसीदास मन क्रम बचन हरिगुण गावई ॥ ६१ ॥

**અર્થ.**—માટે શ્રીરઘુવીરના ચરિત્રરૂપી અપાર સમુદ્રનો પાર કયા કવિએ લીધો છે કે મારાથી લેવાય? આ તો ફક્ત મેં મારી વાણીને પવિત્ર કરવા માટે શ્રીરામયશ કંઇક કહ્યો. જે આ જનોઈ અને વિવાહનો મંગળ ઉત્સવ આદરપૂર્વક સાંભળશે અને ગાશે, તે પ્રાણી શ્રીરામ તથા સીતાજીના પ્રતાપથી સર્વદા સુખ પામશે. હે ભરદ્વાજ! આ કથા કહી મહાદેવજી બોલ્યા કે, હે પર્વતપુત્રી! આ કથા મેં કહી ને તે સાંભળી ધ્યાનમાં લેવાથી તમે સર્વાધિકારી થયાં છો. કવિ કહેછેઃ–શ્રીરઘુનાથજીના પ્રતાપરૂપી જળથી સત્વર લોભાગ્નિ બુઝાઈ જાય, એમ જાણી મન, ક્રમ અને વચને શ્રીહરિના ગુણ ગાઉછું. ॥ ૬૦ ॥ ૬૧ ॥

दो० कठिन कलिमल ग्रसित तनु, साधन कछुक न होइ ॥
यह बिचारि बिश्वास करि, हरि सुमिरे बुध सोइ ॥ ३८८ ॥

**અર્થ.**—ચાલતા કઠણ સમયના પાપમાં લપટાયેલા આ શરીરને મોક્ષ થવાનું કંઈ પણ સાધન નથી, એમ વિચારી વિશ્વાસ રાખી, જે શ્રીપ્રભુનાં પદનું સ્મરણ કરે, તેને જ ખરો પંડિત જાણવો. ॥ ૩૮૮ ॥

**सो॰ मन हरिपद अनुराग, करहु त्यागि नाना कपट ॥**
**महा मोह निशि जाग, सोवत बीते काल बहु ॥ ४१ ॥**
**सिय रघुबीर बिवाह, जे सप्रेम गावहिं सुनहिं ॥**
**तिन कहं सदा उछाह, मंगलायतन रामयश ॥ ४२ ॥**

**અર્થ.**—કવિ કહેછે કે, માટે હે મન ! સઘળાં કપટ મૂકીને શ્રીહરિનાં ચરણારવિંદોમાં પ્રીતિ કર. તને સૂતાં સૂતાં ઘણો વખત વીતી ગયો, માટે હવે મહામોહરૂપી રાત્રિમાંથી જાગ. આ શ્રીરામ જાનકીજીના વિવાહ જે પ્રેમપૂર્વક ગાશે અને સાંભળશે, તેને મંગળના ભંડાર શ્રીરામયશથી સર્વદા ઉત્સાહ રહેશે. ॥ ॥ ૪૧ ॥ ૪૨ ॥

**ઇતિશ્રી ગોસ્વામી તુલસીકૃત કળિ કાળના સઘળા મેલનો નાશ કરિ નિર્મલ જ્ઞાન વૈરાગ્ય અને સંતોષને આપનાર શ્રીરામચરિત્રરૂપી માનસરોવરમાંનો "શિવજીકૃત ભાષાંતર" નો બાળકાંડ નામે પ્રથમ વિભાગ પરિપૂર્ણ થયો.**

---

# ॥ અથ તુલસીકૃત રામાયણ ॥

## અયોધ્યા કાંડ.

( शार्दूलविक्रीडित. )

श्लोक. वामांगे च विभाति भूधरसुता देवापगा मस्तके ॥
भाले बालविधुर्गले च गरलं यस्योरसि व्यालराट् ॥
सोयं भूतिविभूषणः सुरवरः सर्वाधिपः सर्वदा ॥
शर्वः सर्वगतः शिवः शशिनिभः श्रीशंकरः पातु माम् ॥ १ ॥
प्रसन्नतां यो न गतो भिषेकत, स्तथा न मम्लौ वनवासदुःखतः ॥
मुखांबुजं श्रीरघुनंदनस्य मे, सदास्तु तं मंजुलमंगलप्रदम् ॥ २ ॥
नीलांबुजश्यामल कोमलांगं, सीतासमारोपितवामभागम् ॥
पाणौ महासायकचारुचापं, नमामि रामं रघुवंशनाथम् ॥ ३ ॥

**અર્થ.**—જેને વામાંગે પાર્વતી, મસ્તકે ગંગાજી, લલાટે બાલ ચંદ્રમા, કંઠે વિષ, અને હૃદયે સર્પરાજ શોભેછે, વળી વિભૂતિ જેને આભૂષણ છે, સર્વ દેવમાં ઉત્તમ, સર્વેના અધિપતિ, સર્વવ્યાપી, કલ્યાણરૂપ, અને ચંદ્રમા જેવી શ્વેત કાંતિવાળા, શ્રીશંકર સર્વ કાળમાં મારી રક્ષા કરો. ॥ ૧ ॥ જે રાજ્યાભિષેકથી પ્રસન્ન ન થયું, અને વનવાસના દુઃખથી મલીન ન થયું, એવું શ્રીરઘુનાથજીનું તે પવિત્ર મુખારવિંદ સદૈવ કલ્યાણને આપનારું થાઓ. ॥ ૨ ॥ જે રાજ્યની પ્રીતિથી પ્રસન્ન અને વનવાસના દુઃખથી ખિન્ન નહીં થઈ એવી શ્રીરામચંદ્રજીના મુખારવિંદની "શ્રી" ( કાંતિ ) મને સુમંગળદાયક થાઓ. ॥ ૨ ॥ નીળકમળના જેવા શ્યામ તથા કોમળ અંગવાળા, વળી વામ ભાગે જાનકીજી બિરાજમાન છે અને જેમણે હાથમાં ધનુષબાણ ધારણ કરેલાં છે એવા રઘુવંશના નાથ શ્રીરામને હું નમસ્કાર કરું છું. ॥ ૩ ॥

दो० श्रीगुरुचरण सरोजरज, निज मन मुकुर सुधारि ॥
बरणौं रघुबर बिमल यश, जो दायक फल चारि ॥ १ ॥

**અર્થ.**—( હવે ભરતજીની પ્રીતિમાં મન ગુંથાઈ જવાથી કવિ કહેછે. ) શ્રીગુરુનાં ચરણકમળની રજથી મારા મનરૂપી અરિસાને સુધારી, ચારે ફળદાયક શ્રીરઘુનાથજીના નિર્મળ યશ વર્ણવું છું. ॥ ૧ ॥

चो० जब ते राम ब्याहि घर आये । नित नव मंगल मोद बधाये ॥
भुवन चारि दश भूधर भारी । सुकृत मेघ बरषहिं सुख बारी ॥ १ ॥
ऋधि सिधि संपति नदी सुहाई । उमगि अवध अंबुधि कहं आई ॥
मणिगण पुरनर नारी सुजाती । सुचि अमोल सुंदर सब भांती ॥ २ ॥
कहि न जाई कछु नगर बिभूती । जनु इतनी बिरंचि करतूती ॥
सब बिधि सब पुर लोक सुखारी । रामचंद्र मुखचंद्र निहारी ॥ ३ ॥
मुदित मातु सब सखी सहेली । फलित बिलोकि मनोरथ बेली ॥
रामरूप गुण शील स्वभाऊ । प्रमुदित होहिं देखि सुनिराऊ ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતિ! જ્યારથી શ્રીરામચંદ્રજી પરણીને ઘેર આવ્યા, ત્યારથી નિત નવાં મંગળ મોદ અને વધાઈઓ થવા લાગી. વળી ચૌદ ભુવનરૂપી મોટા પર્વતોપર સુકૃતરૂપી મેઘો સુખરૂપી જળ વરસાવવા લાગ્યા, ॥ ૧ ॥ અને રિદ્ધિ સિદ્ધિની સંપત્તિરૂપી શોભીતી સરયૂ નદી વહેતી શ્રીઅયોધ્યાજીરૂપી સમુદ્રમાં આવી મળી, જેમાં ઉત્તમ વર્ણોરૂપી સુંદર અમુલ્ય મણિઓ છે, એવી અયોધ્યાજીનો વૈભવ કાંઈ કહ્યો જાય નહીં, જેની આગળ બ્રહ્મદેવનું કર્તવ્યપણું કાંઈ પણ નથી. ॥ ૨ ॥ ૩ ॥ એમ શ્રીરામચંદ્રજીનું મુખચંદ્ર જોઈને સર્વ રીતે અવધવાસીઓ સુખી થયાં અને આનંદ મનથી માતાઓએ તથા સર્વ સખી સાહેલીઓસાથે પોતાની મનોરથરૂપી વેલને ફલરૂપ થયેલી જોઈ આનંદ પામવા લાગી અને શ્રીરામનાં રૂપ, ગુણ, શીલ અને સ્વભાવ જોઈ તથા સાંભળીને રાજા હર્ષિત થવા લાગ્યા. ॥ ૪ ॥

दो० सबके उर अभिलाष अस, कहहिं मनाइ महेश ॥
आप अछत युवराज पद, रामहिं देहिं नरेश ॥ २ ॥

**અર્થ.**—હે ગરુડ! અવધવાસીઓ શંકર આગળ વિનય કરી કહેછે કે, રાજા પોતે જીવતાં જ રામને યુવરાજપણું આપે, એમ મનની ઇચ્છા છે, તે પૂર્ણ કરજો. ॥ ૨ ॥

चो० एक बार जानकी समेता । बैठे प्रभुनिज रुचिर निकेता ॥
भुज प्रलंब उर नयन विशाला । पीतबसन तनु श्याम तमाला ॥ १ ॥
कोटि मनोज देखि छबि मोहा । सीता कर चामर बर सोहा ॥
तेहि अवसर मुनि नारद आये । सुरहित लागि विरंचि पठाये ॥ २ ॥
तेज पुंज तनु करतल वीणा । हरि गुण गण गावत लय लीना ॥
देखि राम सहसा उठि धाये । करत दंडवत मुनि उर लाये ॥ ३ ॥
सादर निज असन बैठारे । जनक सुता तब चरण पखारे ॥
तेहि चरणोदक भवन सिंचावा । जग पावन हरि शीश चढावा ॥ ४ ॥
सुनु मुनि विषय निरत जे प्राणी । हम सारिखे देह अभिमानी ॥
तिन कहं सतसंगति तब होई । करहीं कृपा जापर प्रभु सोई ॥ ५ ॥

ता कहं मुनि नाहिन भव आगे । जेहि बिनु हेतु संत प्रिय लागे ॥
तातें नारद मैं बड भागी । यद्यपि गृह कुटुंब अनुरागी ॥ ६ ॥

**અર્થ.**—એમ ભાઇઓ સાથે સર્વે સુખના ભંડાર શ્રી પ્રભુને જોઈ અયોધ્યાવાસી અત્યાનંદ પામતાં. હે ગિરિજા! હવે એક વાર મોટી ભુજા, પહોળી છાતી અને વિશાળ નેત્રોવાળા, જેની છબી જોઇને કામદેવ પણ મોહ પામે એવા તમાલના જેવા શ્યામ શરીરવાળા પ્રભુ પીતાંબર ધારણ કરી પોતાના મનોહર મંદિરમાં જાનકીજી સહિત બિરાજતા હતા. ॥ ૧ ॥ તે વખત જાનકીજી હાથમાં સુંદર ચમર લઈ પ્રભુ ઉપર ઢાળતાં હતાં. ॥ ૨ ॥ તેવામાં દેવતાઓના કલ્યાણ માટે બ્રહ્માએ મોકલવાથી હાથમાં વીણા લઈ તેજના પુંજ નારદજી શ્રીહરિના ગુણમાં લીન થઈ તે યશને ગાતા ગાતા ત્યાં આવ્યા. ॥ ૩ ॥ તેમને જોઈ શ્રીરામે સત્વર ઉઠી દોડીને દંડવત્ કરી માન સાથે પોતાને આસને બેસાડ્યા. ત્યારે જાનકીજીએ તેમનાં ચરણો પખાળી તે ચરણોદક પોતાના મંદિરમાં છાંટયું અને જગતને પાવન કરનાર શ્રીહરિ તે પોતાના મસ્તક ઉપર ચડાવી બોલ્યા કે, હે મુનિ! અમારા જેવા દેહાભિમાની અને વિષયોમાં લીન પ્રાણીઓ છે, તેને સત્સંગ કયારે પ્રાપ્ત થાય કે જ્યારે તેનાપર પ્રભુ કૃપા કરે ત્યારે જ થાય અને જેને કંઈ પણ કારણ વગર સંત પ્રિય લાગે, તેને હે ઋષિ! આગળ જન્મ મરણ કંઈ પણ નથી; માટે જો કે ઘર અને કુટુંબમાં મારી પ્રીતિ છે, તોપણ હે નારદજી! આપના પધારવાથી હું મોટા ભાગ્યવાળો થયો. ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥

दो० सुनि प्रभु बचन मधुर प्रिय, करि बिचार मुनि धीर ॥
परम कृपालु लोक हित, कसन कहो रघुवीर ॥ ३ ॥

**અર્થ.**—શ્રી પ્રભુનાં તે મધુર અને પ્રિય વચનો સાંભળી ધીર મુનિ નારદજી વિચાર કરી બોલ્યા કે, હે રઘુવીર! તમે પરમ કૃપાળુ છો, માટે લોકોના કલ્યાણસારુ એમ કાં ન કહો. ॥ ૩ ॥

चो० कह मुनितव महिमा रघुराया । मैं जानौं कछु तुह्मरी दाया ॥
बचन कह्यो प्राकृतकी नाईं । यामे नहिं कछु घटेहु गुसांई ॥ १ ॥
प्रभु यह तुह्महिं सदा बनि आई । निज लघुता जन केरि बडाई ॥
सहज स्वभाव प्रणत अनुरागी । नर तनु धरेउ दास हित लागी ॥ २ ॥
माया गुण गो ज्ञान अतीता । अजित नाम सो दासन्ह जिता ॥
जेहिप्रभुसम अतिशय कोउ नाहीं । व्यापक अज समान सबमाहीं ॥ ३ ॥
उदर चराचर मेलि जो सोवा । स्तन पान लागि सोइ रोवा ॥
नाम रूप वपु वर्णन भेदा । अविगत अकल नेति कह वेदा ॥ ४ ॥
निर्मम मुक्त निरामय जोई । दशरथ सुत कहि गाइय सोई ॥
जप तप योग यज्ञ व्रत दाना । बिमल विराग ज्ञान विज्ञाना ॥ ५ ॥

करहिं यत्नमुनि पावहिं कोई । देखा प्रगट भक्त बश सोई ॥
हठ बश शठ बहु साधन करहीं । भक्ति हीन भवसिंधु न तरहीं ॥ ६ ॥

**અર્થ.**—હે પ્રભુ! આપનો મહિમા આપની કૃપાથી હું કંઈક જાણું છું. હે ગુસાઈ! આપે જે પ્રાકૃત મનુષ્યની પેઠે વચન કહ્યાં, તેમાં કાંઈ પણ ઘટી ગયું નહીં. ॥ ૧ ॥ હે પ્રભુ! એ તો આપની પરંપરાની રીતિ છે કે, પોતાની લઘુતા કરી ભક્ત જનોની મોટાઈ કરવી અને તેટલા જ માટે સેવકોસારૂ નરદેહ ધારણ કરી શરણે આવેલા ઉપર કૃપા કરો છો. ॥ ૨ ॥ જે માયા, ગુણ અને ઇંદ્રિયોના જ્ઞાનથી રહિત એવા જે ઈશ્વર કોઇથી જિતાય નહીં, તે નામને આપના ભક્ત જનો જ જિતે છે. જે પ્રભુની બરાબર અધિક કોઈ નથી, જેનું જન્મ નથી એવા સર્વ વ્યાપક અને સઘળામાં સમાન છે ॥ ૩ ॥ અને જે પોતાના ઉદરમાં સઘળા સ્થાવર જંગમને રાખી સૂવે છે, તે પ્રભુ માતા આગળ ધાવવાને માટે રુવે છે અને સર્વથી ન્યારા, જાણવામાં નહીં આવો, જેને વેદ નેતિ નેતિ કહે છે, જે અકળ છે અને જે નામ, રૂપ, શરીર, વર્ણ તથા ભેદથી ન્યારા છે, ॥ ૪ ॥ વળી જે મમતા અને ચેષ્ટારહિત એવા શ્રી પ્રભુ તે દશરથના પુત્ર કહેવાઈ ગવાય છે. જે જપ, તપ, યોગ, યજ્ઞ, જ્ઞાન, વિજ્ઞાન, દાન, વ્રત અને નિર્મળ વૈરાગ્યથી, ॥૫॥ ઋષિ લોકો યત્ન કરેછે ત્યારે કોઇને જ મળે છે, તેમને પ્રગટ ભક્તવશ જોયા. ભક્તિહીન શઠ લોકો હઠ વશ થઈને બહુ સાધન કરે છે, પણ તે ભક્તિવગર ભવસાગર તરતા નથી. ॥૬॥

दो० जानि सकहु ते जानहु, निर्गुण सगुण स्वरूप ॥
मम हिय पंकज भृंग इव, बसहु राम नर रूप ॥ ४ ॥

**અર્થ.**—તે નિર્ગુણ સગુણ સ્વરૂપને જે જાણે છે. તે જ જાણે છે. માટે મારા હૃદયરૂપી કમળ માથે નરરૂપે હે શ્રીરામ! સર્વદા ભ્રમરની પેઠે રહો. ॥ ૪ ॥

चो० ब्रह्म भवन मैं रहौं कृपाला । गावत तव गुण दीनदयाला ॥
आसि इच्छा उपजी मन माहीं । देख्यों चरण बहुत दिन नाहीं ॥ १ ॥
यद्यपि प्रभु सर्वत्र समाना । सगुण रूप मोरे मन माना ॥
अवध चलत विरंचि मोहिं जाना । कीन्हीं विनय लागि मम काना ॥ २ ॥
प्रभु जानत सब अंतर्यामी । भक्त वत्सल बिनती यह स्वामी ॥
जेहि हित लीन मनुज अवतारा । नाथ ताहि अब करिय संभारा ॥ ३ ॥
सुनत बचन रघुपति मुसुकाने । मुनि अजहूं विरंचि भय माने ॥
कहेहु तात ब्रह्महिं समुझाई । कछु दिन गये देखि हैं आई ॥ ४ ॥
बार बार चरणन शिरनाई । ब्रह्मानंद न हृदय समाई ॥
रामरूप उर धरि मुनि नारद । चले करत गुण गान विशारद ॥ ५ ॥
तब रघुपति सीतहि समुझाई । पूर्व कथा सब हेतु सुनाई ॥
सुरहित लागि सो करिय उपाई । जइये बन परिहरि ठकुराई ॥ ६ ॥

**અર્થ.**—એમ કહી નારદજી બોલ્યા કે, હે દીનદયાળ! હું આપના ગુણ ગાતો બ્રહ્મલોકમાં રહુંછું; પણ ઘણા દિવસ થયાં આપનાં ચરણ દીઠાં ન હતાં, તેથી મનમાં દર્શનની ઇચ્છા ઉપજી, માટે અહીં આવ્યો. ॥ ૧ ॥ જો કદાચ હે પ્રભુ! આપ સર્વત્રમાં સમાન છો, તોપણ આપનું આ સગુણસ્વરૂપ મારા મનને અત્યંત ગમે છે. જ્યારે બ્રહ્માજીએ મને અયોધ્યાજી આવતાં જાણ્યો ત્યારે મારી પાસે આવી આપને વિનંતિ કરવા માટે કહ્યું. ॥ ૨ ॥ હે પ્રભુ! આપ તો ભક્તવત્સલને અંતર્યામી છો, તે આ સઘળી હકીકત જાણો છો તો હે નાથ! જે વાસ્તે આ મનુષ્યાવતાર લીધો છે, તેને હવે સંભારો. ॥૩॥ હે ગિરિજા!એ વચન સાંભળતાં શ્રીરઘુનાથજી હર્ષયુક્ત થઇને બોલ્યા કે, ઋષિરાજ! હજી બ્રહ્માજી બીક રાખે છે? હે બાપ! બ્રહ્માજીને સમજાવીને કહો કે, કંઇક દિવસ ગયા પછી અહીં આવીને જોજો કે કેમ થાયછે? ॥ ૪ ॥ તે સાંભળી જેના મનમાં આનંદ નથી સમાતો, એવા નારદજી વારંવાર પ્રભુનાં ચરણમાં મસ્તક નમાવી શ્રીરામના રૂપને ઉરમાં ધારીને તેમના નિર્મળ ગુણોનું ગાન કરતા ચાલ્યા. ॥ ૫ ॥ તે પછી શ્રીરઘુનાથજીએ સીતાજીને સમજાવી સઘળી પૂર્વકથા સંભળાવતાં કહ્યું કે, દેવતાઓના હિતમાટે હવે એવો ઉપાય કરીએ કે, આ ઠકરાઈ તજીને વનમાં જઇએ. ॥ ૬ ॥

**दो०** जग संभव स्थिति प्रलय, जाकी भृकुटि विलाश ॥
सो प्रभु यत्न विचारत, केहि विधि निशिचर नाश ॥ ५ ॥

**અર્થ.**—હે ઉમા! જેના ભ્રકૂટિના વિલાસમાત્રે જગતની સ્થાપના, સ્થિતિ ને લય થાયછે, તે પ્રભુ કેવી રીતે રાક્ષસોનો નાશ કરવો, તે યત્નનો વિચાર કરેછે. ॥ ૫ ॥

**चो०** एक समय सब सहित समाजा । राज सभा रघुराज बिराजा ॥
सकल सुकृत मूरति नर नाहू । राम सुयश सुनि अतिहि उछाहू ॥ १ ॥
नृप सब रहहिं कृपा अभिभाषे । लोकप रहहिं प्रीति रुख राखे ॥
त्रिभुवन तीनि काल जगमाहीं । भूरि भाग्य दशरथ सम नाहीं ॥ २ ॥
मंगल मूल रामसुत जासू । जो कछु कहिय थोर सब तासू ॥
राउ स्वभाव मुकुर कर लीन्हा । बदन बिलोकि मुकुट सम कीन्हा ॥ ३ ॥
श्रवण समीप भये सित केशा । मनहु चौथ पन अस उपदेशा ॥
नृप युवराज राम कहं देहू । जीवन जन्म सफल करि लेहू ॥ ४ ॥

**અર્થ.**—એકવાર સમાજ સાથે રાજસભામાં મહારાજ દશરથરાજા બિરાજતા હતા. સઘળા પુણ્યના સ્વરૂપરૂપ તે રાજા શ્રીરામચંદ્રજીના સુયશ સાંભળી અત્યંત ઉલ્હાસ પામ્યા. ॥ ૧ ॥ તે ભૂપતિની કૃપાની અભિલાષા સર્વ કોઈ કરેછે અને સઘળા લોકપતિઓ તેમની પ્રીતિની રુખ રાખે છે અને કહેછે કે, ત્રણે ભુવનમાં ત્રણે કાળમાં દશરથ રાજા જેવો સદ્ભાગી કોઈ નથી. ॥ ૨ ॥ જેમના મંગળના મૂળરૂપ શ્રીરામચંદ્રજી જેવા પુત્રો છે, તેનાથી જે કહીએ તે સર્વ નાનું છે. એકવાર મનુષ્યના સ્વાભાવિક ગુણ પ્રમાણે રાજાએ દર્પણ હાથમાં લઈ પોતાનું મોઢું જોયું ને મુગટ સમો કર્યો. ॥ ૩ ॥ તે વખત

કાનપાસે એક ધોળો વાળ જોવામાં આવ્યો, તે જાણે તેમના ઘડપણનો ઉપદેશ કરતાં કહેતો હોયની કે, હે રાજા! શ્રીરામને રાજગાદી આપી જન્મનું ફળ લઈ લ્યો. ॥ ૪ ॥

**दो॰ अस बिचारि उर आनि नृप, सुदिन सुअवसर पाई ॥**
**तनु पुलकित मन मुदित अति, गुरुहिं सुनायउ जाई ॥ ६ ॥**

**અર્થ.**—એમ મનમાં વિચારી રાજાએ સારો દિવસ અને સુંદર અવસર જાણી, રોમાંચિત શરીરે ઘણા રાજી થતાં ગુરુ પાસે તે વાત સંભળાવી. ॥ ૬ ॥

**चो॰ कहेहु भुआल सुनिय मुनिनायक । भये राम सब बिधि सब लायक ॥**
**सेवक सचिव सकल पुरबासी । जे हमरे अरि मित्र उदासी ॥ १ ॥**
**सबहि राम प्रिय जेहि बिधि मोहीं । प्रभु अशीश जनु तनु धरिसोहीं ॥**
**बिप्र सहित परिवार गुसाईं । करहिं छोह सब रौरेहि नाईं ॥ २ ॥**
**जे गुरुचरण रेणु शिर धरहीं । ते जन सकल बिभवबश करहीं ॥**
**मोहिं समान भयउ न दूजे । सब पायउँ प्रभु पदरज पूजे ॥ ३ ॥**
**अब अभिलाष एक मन मोरे । पूजिहि नाथ अनुग्रह तोरे ॥**
**मुनि प्रसन्न लखि सहज सनेहू । कहेउ नरेश रजायसु देहू ॥ ४ ॥**

**અર્થ.**—રાજાએ કહ્યું કે, હે ઋષિરાજ! સાંભળો. રામ હવે સર્વ વાતે લાયક થયા છે. મારા સેવક મંત્રિ સઘળા નગરવાસી શત્રુ, મિત્ર અને બીજા સર્વે મધ્યમ લોકો, ॥ ૧ ॥ વગેરે સઘળાઓને મારી પેઠે જ પ્રિય છે. હે ઋષિ! રામ જાણે આપની આશીષે પોતે દેહ ધારણ કરી ન હોય તેમ પ્રિય છે. માટે હે ગુસાઈ! આપની પેઠે જ બ્રાહ્મણો સાથે મારો પરિવાર પણ કૃપા રાખે છે. ॥ ૨ ॥ જે પોતાના ગુરુનાં ચરણની રજ મસ્તક ઉપર ધરે છે, તે માણસ સઘળા વૈભવને વશ કરે છે. હે પ્રભુ! આપનાં ચરણની રજ પૂજવાથી હું સઘળું પામ્યો. મારા સમાન બીજો કોઈ થયો નથી. ॥ ૩ ॥ હવે મારા મનમાં એક તૃષ્ણા છે, તે હે નાથ! આપની કૃપાથી પૂરી થશે. તે સહજ સ્નેહ જોઈ ઋષિએ પ્રસન્ન થઈ રાજાને આજ્ઞા આપી કહ્યું કે, ॥ ૪ ॥

**दो॰ राजन राउर नाम यश, सब अभिमत दातार ॥**
**फल अनुगामी महिप मणि, मन अभिलाष तुह्मार ॥ ७ ॥**

**અર્થ.**—હે રાજા! તમારા નામનો યશ સર્વ ઇચ્છિત ફળને આપનાર છે, પણ હે રાજાઓમાં શિરોમણિ! તમારી મનની ઇચ્છાનું ફળ પછી (તમારા કેડે) થશે. અથવા હે મહીપમાં મણિરૂપ! તમારી તૃષ્ણા તમારા દાસરૂપ (પુત્રરૂપ) તમારી પાસે છે, પણ તે રાજ કરશે નહીં. ॥ ૭ ॥

**चो॰ सब बिधि गुरु प्रसन्न जिय जानी । बोलेउ राउ बिहंसि मृदुबानी ॥**
**नाथ राम करिये युवराजू । करिये कृपा करि करिय समाजू ॥ १ ॥**

मोहिं अछत अस होउ उछाहू । लहहिं लोग सब लोचन लाहू ॥
प्रभु प्रसाद शिव सबै निबाहीं । इहै लालसा एक मन माहीं ॥ २ ॥
पुनि न शोच तनु रहै कि जाऊ । जेहिन होइ पाछे पछिताऊ ॥
सुनि मुनि दशरथ बचन सुहाये । मंगल मूल मोद अतिपाये ॥ ३ ॥
सुनु नृप जासु बिमुख पछि ताहीं । जासु भजत बिनु जरनि न जाहीं ॥
भये तुह्मार तनय सो स्वामी । राम पुनीत प्रेम अनुगामी ॥ ४ ॥

**અર્થ.**—એમ સઘળી રીતે ગુરુને પ્રસન્ન જાણી રાજા હસીને કોમળ વાણી બોલ્યા કે, હે નાથ! રામને રાજ્યગાદી આપીએ, માટે કૃપા કરી કહો કે, કયે દિવસે સભા કરવી. ॥ ૧ ॥ મારી હૈયાતીમાં આ ઉત્સવ અને સર્વ લોકો પોતાના નેત્રે લાવ લે. હે પ્રભુ! આપની કૃપાથી સદાશિવ સર્વ કામ નિવેડશે. હવે મનમાંએ એક લાલચ છે. ॥ ૨ ॥ આ શરીર રહે કે પડી જાય, તો પછી પાછળથી પસ્તાવો કે શોચ થાય નહીં. એવા દશરથ રાજાના મંગળના મૂળરૂપ વચનો સાંભળી અત્યાનંદ પામ્યા. ॥ ૩ ॥ અને બોલ્યા કે, હે રાજા! સાંભળો. જે રામથી વિમુખ હોય, તે પસ્તાય છે. તેની ભક્તિવિના જગત માંહેલાં ત્રણે તાપ જાય નહીં. હે સ્વામિન્! તે પવિત્રથી રામ તો તમારા પુત્ર થયા, પણ પ્રેમના સેવક છે. ॥ ૪ ॥

दो० बेगि बिलंब न करिय नृप, साजिय सबै समाज ॥
सुदिन सुमंगल तबहिं जब, राम होहिं युवराज ॥ ८ ॥

**અર્થ.**—હે રાજા! હવે વિલંબ કરો મા. જલદી કરો. જઇને સઘળી સમાજ સાજો. જ્યારે શ્રીરામ ગાદીપર બિરાજશે ત્યારે સુમંગળ, સુદિવસ અને સુમુહૂર્ત જ છે. ॥ ૮ ॥

चौ० मुदित महीपति मंदिर आये । सेवक सचिव सुमंत बुलाये ॥
कहि जयजिव शीश तिन नाये । भूप सुमंगल बचन सुनाये ॥ १ ॥
प्रमुदित मोहिं कहेउ गुरु आजू । रामहिं राज देहु युवराजू ॥
जो पांचहिं मत लागै नीका । करहु हर्षि हिय रामहिं टीका ॥ २ ॥
मंत्री मुदित सुनत प्रिय बानी । अभिमत बिरव परेउ जनु पानी ॥
बिनती सचिव करहिं कर जोरी । जियहु जगतपति बरष करोरी ॥ ३ ॥
जगमंगल भल काज बिचारा । बेगहिं नाथ न लाइय बारा ॥
नृपहिं मोद सुनि सचिव सुभाषा । बढत बिटप जनु लही सुशाखा ॥ ४ ॥

**અર્થ.**—પછી રાજાએ રાજી થઈ મંદિરમાં આવીને પોતાના પવિત્ર મંત્રીઓ અને સેવકોને બોલાવ્યા. તેઓએ આવી જય જીવ કહી મસ્તક નમાવ્યું, ત્યારે રાજાએ તેમને આ મંગળીક વચનો સંભળાવ્યાં. ॥ ૧ ॥ રાજા બોલ્યા, આજ આનંદ ચિત્તવડે ગુરુએ મને આજ્ઞા કરી કે, રામને યુવરાજ પદ આપો. જો પંચ જનોને આ મત સારો

લાગતો હોય તો હૈયામાં હરખાઇને રામચંદ્રજીને રાજતિલક કરો. ॥ ૨ ॥ તે પ્રિય વાણી સાંભળતાં મંત્રીઓ જેમ ક્ષેત્રમાં ઉગેલા મોલઉપર એક વરસાદની તાણ હોય, તેવામાં ઇચ્છિત વરસાદ પડવાથી હર્ષ થાય, તેમ હર્ષ પામી હાથ જોડીને વિનતિ કરવા લાગ્યા કે, હે જગત્પતિ! આપ કરોડ વર્ષ જીવો. ॥ ૩ ॥ જગતમાં મંગળરૂપ આપે આ ભલું કાર્ય વિચાર્યું. માટે હે નાથ! જલદી કરો. વાર લગાડો મા. કામદારોની તે પવિત્ર ભાષા સાંભળીને જેમ વડનું ઝાડ સુંદર શાખાઓથી શોભે, તેમ રાજા આનંદ પામ્યા. ॥ ૪ ॥

**दो॰ कहेउ भूप मुनि राज कर, जो जो आयसु होइ ॥**
**राम राज्य अभिषेक हित, बेगि करहु सोइ सोइ ॥ ९ ॥**

**અર્થ.**—અને રાજા બોલ્યા કે, હે કામદારો! મુનિરાજ વસિષ્ઠજીની જે જે આજ્ઞા થાય, તે પ્રમાણે રામને રાજ્યાભિષેક કરવાસારુ જલદી તજવીજ કરો. ॥ ૯ ॥

**चो॰ हरषि मुनीश कहेउ मृदुबानी । आनहु सकल सुतीरथ पानी ॥**
**औषध मूल फूल फल नाना । कहे नाम गणि मंगल जाना ॥ १ ॥**
**चामर चमर बसन बहु भांती । रोम पाट पट अगणित जाती ॥**
**मणि गण मंगल बस्तु अनेका । जो जग योग भूप अभिषेका ॥ २ ॥**
**वेद बिहित कहि सकल बिधाना । कहेउ रचेहु पुर बिबिध बिताना ॥**
**पनस साल पुंगीफल केरा । रोपहु बीथिन पुर चहुं फेरा ॥ ३ ॥**
**रचहु मंजु बणि चौके चारु । कहेउ बनावन बेगि बजारु ॥**
**पूजहु गणपति गुरुकुल देवा । सब बिधि करहु भूमिसुर सेवा ॥ ४ ॥**

**અર્થ.**—પછી ઋષિને પૂછતાં તેમણે ખુશી થઇને કોમળ વાણીથી કહ્યું કે, સઘળાં તીર્થોનું સુંદર ગંગાજળ જૂદા જૂદા પ્રકારનાં મંગળયુક્ત ઔષધિ, મૂળીઆં, ફૂલ અને ફળનાં નામ ગણી કહ્યું કે, તે લઈ આવો. ॥ ૧ ॥ તે ઉપરાંત ચમર, મૃગચર્મ વગેરે શાલ દુશાલા ઈત્યાદિ ઉનનાં અને રેશમનાં ઘણી જાતનાં વસ્ત્રો, અનેક રત્નો અને બીજી જે જગતમાં રાજ્યાભિષેકને માટે અનેક વસ્તુઓ આવેછે, તેવી હે રાજા! મંગાવો. ॥ ૨ ॥ એમ વેદમાં કહેલી સઘળી વિધિ રાજાને ગુરુએ કહી. પછી રાજાએ શહેરમાં જૂદી જૂદી જાતના મંડપો રચ્યા. તે સિવાય નગરીમાં ચારે તરફ અને ગલીઓમાં ફણુસ, આંબા, સોપારી અને કેળનાં ઝાડો રોપાવ્યાં. ॥ ૩ ॥ મનોહર મોતી અને મણિના ચોક પૂર્યા અને સત્વર બજાર શણગારવાની રજા આપી અને ગણપતિ, કુળગુરુ તથા ઇષ્ટદેવની પૂજા કરી સઘળી રીતે બ્રાહ્મણોની સેવા કરી. ॥ ૪ ॥

**दो॰ ध्वजपताक तोरण कलश, सजहु तुरंग रथ नाग ॥**
**शिर धरि मुनि वर बचन सब, निज निज काजहिं लाग ॥ १० ॥**

**અર્થ.**—ધ્વજા, પતાકા, તોરણ, કળશ, ઘોડા, હાથી અને રથ પણ તૈયાર કરવા

આજ્ઞા આપી. એ ઋષિરાજનાં સઘળાં વચનો મસ્તકો ઉપર ધરી સઘળા કામદારો પોતપોતાના કામમાં લાગ્યા. ॥ ૧૦ ॥

चो० जेहि मुनीश जो आयसु दीन्हा । सो जनु काज प्रथम तेइकीन्हा ॥
विप्र साधु सुर पूजत राजा । करत राम हित मंगल काजा ॥ १ ॥
सुनत राम अभिषेक सुहावा । बाजु गहागह अवध बधावा ॥
राम सीय तनु शकुन जनाये । फरकहिं मंगल अंग सुहाये ॥ २ ॥
पुलकि सप्रेम परस्पर कहहीं । भरत आगमन शूचक अहहीं ॥
भये बहुत दीन अति अवसेरी । सगुण प्रतीति भेंट प्रिय केरी ॥ ३ ॥
भरत सरिस प्रिय को जगमाहीं । यह शकुन फल दूसर नाहीं ॥
रामहिं बंधु शोच दिन राती । अंडन्ह कमठ हृदय जेहि भांती ॥ ४ ॥

**અર્થ.**—જેને મુનિએ જે કામની આજ્ઞા આપી, તેણે જાણે તે કામ પ્રથમથીજ કરી રાખ્યું હોયની? એમ સઘળું કાર્ય કર્યું. પછી દશરથ રાજા બ્રાહ્મણ, સાધુ અને દેવતાઓને પૂજતા શ્રીરામપ્રભુને માટે મંગળ કાર્ય કરવા લાગ્યા. ॥ ૧ ॥ શ્રીરામને શોભીતો અભિષેક થાયછે, તે સાંભળતાં જ અયોધ્યાજીમાં વધાઇઓનાં ગંભીર વાજાં વાગવા લાગ્યાં. તે સમય રામ સીતાજીનાં શરીરમાં શકુનો જણાયાં, તે એ કે તેમનાં શોભીતાં મંગળ અંગ ફરકવા લાગ્યાં. ॥ ૨ ॥ અને તેઓ રોમાંચિત થઈ પ્રેમપૂર્વક પરસ્પરમાં કહેવા લાગ્યાં કે, આપણાં આ અંગો આપણને ભરતજી આવે એમ જણાવે છે. ઘણા દિવસ થયા, તેથી બહુ ચિંતા થાયછે, માટે આ શકુનો ઉપરથી નિશ્ચય થાયછે કે, આજ વહાલા ભાઈની ભેટ થાશે. ॥ ૩ ॥ ભરતજી જેવો જગતમાં બીજો કોણ વહાલો છે? માટે આ શકુનનું ફળ બીજું કાંઈ નથી. એમ રામચન્દ્રજી ભાઇને માટે, જેમ કાચબાને મનમાં ઈંડાંનો સોચ રહેછે, તેમ રાત દિવસ ચિંતા કરતા હતા. ॥ ૪ ॥

दो० तेहि अवसर मंगल परम, सुनि हरषेउ रनिवास ॥
शोभित लखि बिधु बढत जनु, बारिधि बीचि बिलास ॥ ११ ॥

**અર્થ.**—તે વખત આ મોટું મંગળ સાંભળી જનાનાની સઘળી રાણીઓ ચંદ્રમાના શોભીતાં વધવાથી જેમ સમુદ્રનાં મોજાં ઉલ્હાસ પામી વધે છે ( ભરતી આવે ), તેમ રાજી થઇ. ॥ ૧૧ ॥

चो० प्रथम जाइ जेहि वचन सुनावा । भूषण बसन भूरि तिन्ह पावा ॥
प्रेम पुलकि तन मन अनुरागीं । मंगल साज सजन सब लागीं ॥ १ ॥
चौंके चारु सुमित्रा पूरी । मणिमय बिबिध भांति अतिरूरी ॥
आनंद मगन राममहतारी । दिये दान बहु बिप्र हंकारी ॥ २ ॥

पूजेउ ग्राम देवि सुरनागा । कहेउ बहोरि देन बलि भागा ॥
जेहि बिधि होइ राम कल्याना । देहु दया करि सो बरदाना ॥ ३ ॥
गावहिं मंगल कोकिल बयनी । बिधुबदनी मृगशावक नयनी ॥

**અર્થ.**—રાણીઓ પાસે જેણે જઈ પ્રથમ આ વધાઈ દીધી, તે ઘણાં વસ્ત્રાભૂષણ પામ્યો. પછી રાણીઓ રોમાંચિત શરીરે થઈ પ્રેમ આણી મંગળના સાજ સજવા માંડી. ॥ ૧ ॥ અનેક રીતે ઘણા મજાના મણિમય મનોહર ચોક સુમિત્રાજીએ પૂર્યા અને શ્રીરામચંદ્રજીનાં માતાજીએ આનંદમાં લીન થઈ બ્રાહ્મણોને બોલાવીને બહુ દાન દીધાં. ॥ ૨ ॥ તથા ગ્રામદેવી, દેવતાઓ અને ક્ષેત્રપાલને પૂજી બોલ્યા કે, હે દેવતાઓ! જે પ્રકારે મારા રામનું કલ્યાણ થાય, તેવા વરદાન દયા કરીને આપો. હું ફરીથી બળિદાન આપીશ. હે પાર્વતી! તે વખત ચંદ્રવદની અને બાળમૃગનયની તથા કોયલના જેવા કંઠવાળી સ્ત્રીઓ મંગળિક ગીતો ગાવા લાગી. ॥ ૩ ॥

दो० रामराज अभिषेक सुनि, हिय हरषि बर नारि ॥
लगीं सुमंगल सजनसब, बिधि अनुकूल बिचारि ॥ १२ ॥

**અર્થ.**—શ્રીરામનો રાજ્યાભિષેક સાંભળી સઘળી સુંદર નારીઓ મનમાં ઉલ્હાસ પામી, પોતાનું પ્રારબ્ધ અનુકૂળ વિચારીને સુમંગળ સજવા લાગી. ॥ ૧૨ ॥

चो० तब नरनाह वशिष्ठ बुलाये । राम धाम सिख देन पठाये ॥
गुरु आगमन सुनत रघुनाथा । द्वार आइ नायउ पद माथा ॥ १ ॥
सादर अर्घ देइ गृह आने । षोडश भांति पूजि सनमाने ॥
गहे चरण सिय सहित बहोरी । बोले राम कमल कर जोरी ॥ २ ॥
सेवक सदन स्वामि आगमनू । मंगल मूल अमंगल दमनू ॥
यदपि उचित अस बोलि सप्रीती । पठइय नाथ काज अस नीती ॥ ३ ॥
प्रभुता तजि प्रभु कीन्ह सनेहू । भयउ पुनीत आजु मम गेहू ॥
आयसु होय सो करिय गुसांई । सेवक लहै स्वामि सेवकाई ॥ ४ ॥

**અર્થ.**—પછી દશરથ રાજાએ વસિષ્ઠ ગુરુને બોલાવી શ્રીરામના મંદિરમાં શિખામણ આપવા મોકલ્યા. હે પ્રિયા! ગુરુઆગમન સાંભળતાં જ શ્રીરઘુનાથજીએ દરવાજા ઉપર સામા આવી ગુરુચરણમાં મસ્તક નમાવ્યું ॥ ૧ ॥ અને પછી માનપૂર્વક તેમને અર્ઘ આપી મંદિરમાં પધરાવીને ષોડશોપચાર પૂજા કરી સન્માન્યા. પછી ફરીથી સીતાજી સાથે ચરણ પકડી શ્રીરામ હસ્તકમળ જોડીને બોલ્યા; ॥ ૨ ॥ હે પ્રભુ! સેવકને ઘેર સ્વામીનું પધારવું, તે મંગળનું મૂળ અને અમંગળને નાશ કર્તા છે. હે નાથ! નીતિ શું છે? કે સેવકનું કામ હોય તો બોલાવી લેવો હતો. હે પ્રભુ! પ્રભુતાઈ તજી મારા ઉપર સ્નેહ કરી મારે ઘેર આજ પધાર્યા; માટે હે ગુસાંઈ! જે આજ્ઞા હોય તે ફરમાવો, કારણ કે સેવકને સ્વામીની સેવા કરવાનો અધિકાર છે. ॥ ૩ ॥ ૪ ॥

दो० सुनि सनेह साने बचन, मुनि रघुबरहि प्रशंस ॥
राम कसन तुम कहहु अस, हंश बंश अवतंस ॥ १३ ॥

**અર્થ.**—એવાં સ્નેહપૂર્વક વચનો સાંભળી ઋષિ રઘુનાથજીની પ્રશંસા કરતાં બોલ્યા કે, હે રામ! તમે સૂર્યકુળભૂષણ છો, માટે એમ કાં ન કહો. ॥ ૧૩ ॥

चो० बरणि राम गुण शील स्वभाऊ । बोले प्रेम पुलकि मुनि राऊ ॥
भूप सजेउ अभिषेक समाजू । चाहत देन तुमहिं युवराजू ॥ १ ॥
राम करहु सब संयम आजू । जो बिधि कुशल निबाहै काजू ॥
गुरु सिख देइ राउ पहं गयऊ । राम हृदय अस बिस्मय भयऊ ॥ २ ॥
जनमें एक संग सब भाई । भोजन शयन केलि लरिकाई ॥
कर्ण बेध उपबीत बिवाहा । संग संग सब भयउ उछाहा ॥ ३ ॥
बिमल बंश यह अनुचित एका । अनुज बिहाय बडेहि अभिषेका ॥
प्रभु सप्रेम पछितानि सुहाई । हरेहु भक्त मन की कुटिलाई ॥ ४ ॥

**અર્થ.**—પછી શ્રીરામચંદ્રજીના ગુણ, શીળ અને સ્વભાવનું વર્ણન કરી રોમાંચિત શરીરે ઋષિરાજ પ્રેમપૂર્વક બોલ્યા કે, રાજાએ અભિષેકને માટે સભા ભરી છે. તે તમને રાજ્યગાદી આપવા ઇચ્છા રાખે છે. ॥ ૧ ॥ હે રામ! જે પ્રમાણે આ કાર્ય કુશળતાથી બ્રહ્મા નિભાવે, તે પ્રમાણે આજ સઘળા સંયમો કરો. તે પ્રમાણે શિખામણ આપી શ્રીગુરુ રાજા પાસે પધાર્યા અને ગુરુજી ગયા બાદ રામચંદ્રજીના મનમાં એવું આશ્ચર્ય થયું કે, ॥ ૨ ॥ હે મન! બધા ભાઇઓ એક સાથે જન્મ્યા અને ખાવું પીવું સૂવું ખેલવું બધું એક ઠેકાણે રાખ્યું. કર્ણવેધ, જનોઈ અને વિવાહ જેવા સઘળા ઉત્સવો પણ સાથે સાથે થયા. ॥ ૩ ॥ તો નિર્મળ વંશમાં આ એક અનુચિત છે કે, બીજા ભાઇઓને છોડી મોટાને અભિષેક કરવો. એમ પ્રભુ ભક્ત જનની કુટિલતાના હરણ કરનાર પ્રેમપૂર્વક પસ્તાવા લાગ્યા. ॥ ૪ ॥

दो० तेहि अवसर आये लषण, मगन प्रेम आनंद ॥
सनमाने प्रियबचन कहि, रविकुल कैरवचंद ॥ १४ ॥

**અર્થ.**—તે વખત પ્રેમાનંદમાં મગ્ન થઈ ત્યાં આવેલા લક્ષ્મણજીને જોઈ રવિકુળરૂપી કુમુદિનીના વન ઉપર ચંદ્રમારૂપી શ્રીપ્રભુએ પ્રિય વચનોથી તેમનું સન્માન કર્યું. ॥ ૧૪ ॥

चो० बाजहिं बाजन बिबिध बिधाना । पुर प्रमोद नहिं जाइ बखाना ॥
भरत आगमन सकल मनावहिं । आवहिं बेगि नयन फल पावहिं ॥ १ ॥
हाट बाट घर गली अथाई । कहहिं परस्पर लोग लुगाई ॥
कालि लगन भल केतिक बारा । पूजहि बिधि अभिलाष हमारा ॥ २ ॥

कनक सिंहासन सीय समेता । बैठहिं राम होइ चित चेता ॥
सकल कहहिं कब होइहिं काली । बिघ्न मनावहिं देव कुचाली ॥ ३ ॥
तिनहिं सोहात न अवध बधावा । चोरहिं चांदनि राति न भावा ॥
शारद बोलि विनय सुर करहीं । वारहीं बार पांय लै परहीं ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! પછી અયોધ્યાજીમાં નાના પ્રકારનાં વાજાં વાગવા લાગ્યાં અને વખાણુવામાં ન આવે એટલો આનંદ ફેલાઈ ગયો. સર્વે ભરતજીને આવવાને ઇચ્છવા લાગ્યા કે તેઓ જલદી આવે તો શુભ કાર્ય જોઈ નેત્રોનું ફળ પામે. ॥ ૧ ॥ હાટમાં, વાટમાં, ઘરમાં, ગલી અને અટારીઓમાં સ્ત્રીપુરુષો કહેવા લાગ્યાં કે, આવતી કાલે સુંદર વાર અને સારે લગ્ન અમારી તૃષ્ણાઓ બ્રહ્માજી પૂરી કરશે. ॥ ૨ ॥ સોનાના સિંહાસન ઉપર સીતાજી સાથે શ્રીરામ મનમાં આનંદ પામી બિરાજશે. તે જોઈ ચિત્તમાં આનંદ પામશું. સર્વે કહેવા લાગ્યાં કે, કાલનો દિવસ કયારે ઉદય થાય? અને તે કાર્ય વચ્ચે વિઘ્ન કયારે પડશે, એમ કુચાલવાળા દેવતાઓ ઇચ્છવા લાગ્યા. ॥ ૩ ॥ હે ગિરિજા! દેવતાઓને તે અયોધ્યાની શોભીતી વધાઈ કેવી પ્રિય લાગેછે કે, જેમ ચોરને ચાંદની રાત ન ગમે, તેની પેઠે તેમણે સરસ્વતીજીને બોલાવી વારંવાર પગમાં પડતાં નમ્રતા કરી કે, ॥ ૪ ॥

दो० बिपति हमारि बिलोकि बडि, मातु करिय सोइ आज ॥
राम जाहिं बन राज तजी, होइ सकल सुरकाज ॥ १५ ॥

**અર્થ.**—અમારી મોટી વિપત્તિ જોઇને, હે માતા! એવું કરો કે શ્રીરામ રાજ્ય છોડીને વનમાં પધારે, તો જ દેવતાનાં સઘળાં કાર્ય સીધાં થશે. ॥ ૧૫ ॥

चो० सुनि सुर, बिनय ठाढि पछिताती । भयउ सरोज बिपिन हिमराती ॥
देखि देव पुनि कहहिं बहोरी । मातु तोहिं नहिं थोरिउ खोरी ॥ १ ॥
बिस्मय हर्ष रहित रघुराऊ । तुम जानहु रघुबीर स्वभाऊ ॥
जीव कर्म्म बश दुख सुख भागी । जाइय अवध देव हित लागी ॥ २ ॥
बार बार गहि चरण सकोची । चली बिचारि बिबुध मति पोची ॥
ऊंच निवास नीच करतूती । देखि न सकहिं पराइ बिभूती ॥ ३ ॥
आमिल काज बिचारि बहोरी । करिहैं चाह कुशल कबि मोरी ॥
हरषि हृदय दशरथ पुर आई । जनु ग्रह दशा दुसह दुखदाई ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રિય! દેવતાઓની એવી નમ્રતા સાંભળીને તે પસ્તાઇને બોલી કે, અયોધ્યારૂપી કમળના વન ઉપર તેનો નાશ કરવા શિયાળાની રાત્રીની પેઠે હું થઇશ! તે જોઇ દેવતાઓ કહેવા લાગ્યા કે, હે માતા! તમને આ કાર્યનો જરા પણ અપરાધ લાગશે નહીં. તમે શ્રીરઘુનાથજીનો સ્વભાવ જાણોછો કે, તે હર્ષ શોક વગરના છે. કર્મને વશ થયેલા જીવોના નસીબમાં સુખદુઃખ હોય છે. (પણ તેઓ તો પ્રભુ છે)

રાજા દશરથ તથા ભરતજી, લક્ષ્મણજી અને શત્રુઘ્ન કુશળ તો છે? એવી રીતે પ્રથમ રામનું નામ સાંભળતાં જ કુબડીના મનમાં મોટું દુઃખ થયું. ॥ ૧૭ ॥

चो० कत शिष देहि हमहिं कोउ माई । गाल करब केहि कर बल पाई ॥
रामहिं छांडि कुशल केहि आजू । जाहि नरेश देत युवराजू ॥ १ ॥
भा कौशल्यहि बिधि अति दाहिन । देखत गर्व रहत उर नाहिन ॥
देखहु कस नज इ सब शोभा । जो अवलोकि मोर मन क्षोभा ॥ २ ॥
पूत बिदेश न शोच तुह्मारे । जानतिहौ बश नाह हमारे ॥
नींद बहुत प्रिय सेजतुराई । लखहु न भूप कपट चतुराई ॥ ३ ॥
सुनि प्रिय बचन कुटिल मन जानी । झुकी रानि तब मन अग्गानी ॥
पुनि अस कबहुं कहसि घरफोरी । तौ धरि जीह कढावौं तोरी ॥ ४ ॥

**અર્થ.**—અને તે દાસી બોલી કે, હે માતા! મને કોણ શિક્ષા આપનાર છે? હું જે બકવાદ કરું છું, તે કોનું બળ પામીને કરું છું? વળી રામને મૂકી આજ બીજા કોનું કુશળ છે? જેને રાજા રાજગાદી આપેછે. ॥ ૧ ॥ હમણાં કૌશલ્યાને બ્રહ્મદેવ સવળા છે, કે જેને જોતાં જ આપનો ગર્વ તો ઉરમાં રહેશે જ નહીં. શામાટે એની શોભા જઈને જોતાં નથી? મારા મનમાં તો તે જોતાં દુઃખ થાયછે. ॥ ૨ ॥ પોતાનો પુત્ર વિદેશ છે તેનો તો આપને શોક જ થતો નથી. તમે એમ જાણો છો કે ,રાજા મારે વશ છે, પણ તેમ નથી. તમને તો પલંગઉપરની ઉંઘ ઘણી વહાલી છે, તેમ ભૂપની કપટમય ચતુરાઈ જાણતાં નથી. ॥ ૩ ॥ એવાં પ્રિય વચન સાંભળી તેને મલીન મનની જાણી રાણીએ હાથના ઈશારાથી છાની રાખી પોતે પણ ચૂપ રહી. પછી વળી બોલી કે, હે લોકોનાં ઘર ભાંગનારી! ફરીને કયારે પણ આમ કહીશ તો તારી જીભ પકડીને તોડી કઢાવીશ. ॥ ૪ ॥

दो० काने खोरे कूबरे, कुटिल कुचालि जानि ॥
तिय बिशष पुनि चेरि कहि, भरत मातु मुसुकानि ॥ १८ ॥

**અર્થ.**—તું કાંણી, લૂલી, ખૂંધી, (કુબડી) કપટી અને ખરાબ ચાલની સ્ત્રી છો, તેમાં પણ વળી દાસી છો, એટલે પછી તારામાં બાકી શું ઓછાઈ હશે! એમ કહીને કૈકયી હસી. ॥ ૧૮ ॥

चो० प्रियवादिनि शिष दीनेउ तोहीं । स्वप्नेहु तो षर कोप न मोहीं ॥
सुदिन सुमंगल दायक सोई । तोर कहा फुर जा दीन होई ॥ १ ॥
ज्येठ स्वामि सेवक लघु भाई । यह दिनकर कुल रीति सदाई ॥
राम तिलक जो सांचेहु काली । मांगु देउं मन भावत आली ॥ २ ॥
कौशल्या सम सब महतारी । रामहिं सहज स्वभाव पियारी ॥
मो पर करहिं सनेह बिशेषी । मैं करि प्रीति परीक्षा देखी ॥ ३ ॥
जो बिधि जन्म देइ करि छोहू । होहिं राम सिय पूत पतोहू ॥
प्राणते अधिक राम सिय मोरे । तिनके तिलक क्षोभ कसतोरे ॥ ४ ॥

**અર્થ.**—અને બોલી કે, હે પ્રિય બોલનારી! મેં તને જે શિખામણ આપી, તેથી તું સમજજે કે, મારો તારાપર સ્વપ્નમાં પણ કોપ નથી. જે દહાડે તારાં વચન સત્ય થશે, તે જ સારો દિવસ અને મંગળમય છે. ॥ ૧ ॥ મારા સૂર્યવંશની સદૈવ રીતિ એવી છે કે, મોટો ભાઈ સ્વામી અને નાનો ભાઈ સેવક થાય. હે આલી! જો આવતી કાલે શ્રીરામચંદ્રજીને સાચે જ તિલક થાય તો તું માગે તે તારે મનગમતું આપું. ॥ ૨ ॥ શ્રીરામચંદ્રજી મારા ઉપર વધારે સ્નેહ રાખે છે. મેં એક દિવસ તેમની પ્રીતિની પરીક્ષા કરી જોઈ હતી. કૌશલ્યા જેવી જ બધી માતાઓ શ્રીરામને સહજ સ્વભાવે વહાલીઓ છે. ॥ ૩ ॥ માટે બ્રહ્માજી કૃપા કરી કયાંય પણ અમને જન્મ આપે તો શ્રીરઘુનાથજી જેવા પુત્ર અને સીતાજી જેવી વહુ આપજો. શ્રીરામ અને સીતાજી મને પ્રાણથી પણ અધિક પ્યારાં છે. તેમને રાજ્યતિલક થતાં તને દુઃખ કેવું? ॥ ૪ ॥

दो० भरत शपथ तोहिं सत्य कहु, परिहरि कपट दुराव ॥
हर्ष समय बिसमय करसि, कारण मोहिं सुनाव ॥ १९ ॥

**અર્થ.**—હે મંથરા! તને ભરતજીના સમ છે. તું કપટ મૂકીને સાચું કહે કે, આ ખુશાલીના વખતમાં તું આશ્ચર્ય કરેછે, તેનું કારણ મને સમજાવ. ॥ ૧૯ ॥

चौ० एकहि बार आश सब पूजी । अब कछु कहब जीह करि दूजी ॥
फोरै योग कपार अभागा । भलौ कहत दुख रौरेहु लागा ॥ १ ॥
कहइ झुठ फुर बात बनाई । सो प्रिय तुमहिं करहुं मैं माई ॥
हमहुं कहब अब ठकुर सुहाती । नाहिं तो मौन रहब दिनराती ॥ २ ॥
करि कुरूप बिधि परबश कीन्हा । बाचा साल हमैं तिन्ह दीन्हा ॥
कोउ नृप होउ हमैं का हानी । चेरि छांडि अब होब किरानी ॥ ३ ॥
जारे योग स्वभाव हमारा । अनभल देखि न जाइ तुह्मारा ॥
ताते कछुक बात अनुसारी । क्षमब देवि बड चूक हमारी ॥ ४ ॥

**અર્થ.**—તે સાંભળી મંથરા બોલી કે, મારી તો એક જ વખતમાં આશા પૂરી થઈ. હવે શું બીજી જીભ કરીને બોલું! મારું તો આ અભાગ્યું કપાળ ફોડવા લાયક છે. તમને ભલું કહેતા ઘણું બૂરું લાગ્યું. ॥ ૧ ॥ હે મારી મા! જે ખોટાની સાચી ને સાચાની ખોટી વાત કરે, તે તમને પ્રિય લાગે છે, એમ છતાં હું તમને કડવી લાગું છું. અમારે કયાં હવે તમારા પાસેથી ઠકરાઈ લઈ લેવી છે. તેથી હવે રાતદિવસ મુંગા રહેશું ॥ ૨ ॥ જૂવો તો મારા પ્રારબ્ધે એક તો મને કુરૂપ કીધી અને બીજી પરસ્વાધીન કરી; તથા વળી તેમાં પણ તેણે દુઃખદાયક વાચા આપી, જેથી બીજાઓનાં વચનરૂપી બાણ સહન કરવાં પડેછે. તેથી શ્રીરામ અને ભરતજી એ બેમાંથી કોઈપણ રાજા થવાથી મને તેમાં શું લાભ કે હાનિ છે? હવે હું કાંઈ દાસી મટીને રાણી થવાની છું? ॥ ૩ ॥ મારો સ્વભાવ તો બાળવા જેવો છે, પણ તમારું ભૂડું મારાથી દેખાતું નથી, તેના પ્રસંગે કંઈક વાત ઉચ્ચારી. હે દેવી! તેથી મારી મોટી ભૂલ માફ કરજો. ॥ ૪ ॥

दो० गूढ कपट प्रिय वचन सुनि, तीय अधर बुधि रानि ॥
सुरमाया बश बैरिणिहि, सुहृद जानि पति आनि ॥ २० ॥

**અર્થ.**—એ કપટયુક્ત ગુપ્ત પોતાને ગમતાં વચનો સાંભળી એક તો સ્ત્રી, બીજી અસ્થિર બુદ્ધિવાળી, વળી રાણી અને દેવતાઓની માયાને વશ થઈ વૈરિણી મંથરાને મિત્ર જાણી તેનાપર વિશ્વાસ આણ્યો. ॥ ૨૦ ॥

चो० सादर पुनि पुनि पूंछति ओही । शबरी नाद मृगी जनु मोही ॥
तस मति फिरी अहै जस भावी । हर्षित चेरी घात भलि फावी ॥ १ ॥
तुम पूंछहु मैं कहत डराऊं । धरेहु मोर घर फोरी नाऊं ॥
साजि प्रतीति गाढि बहुबिधि छोली । अवधसाढ साती जनु बोली ॥ २ ॥
प्रिय सिय राम कहा तुम रानी । रामहिं तुम प्रिय सो पुरवानी ॥
रहे प्रथम अब सो दिनबीते । समय पाई रिपु होहिं पिरीते ॥ ३ ॥
भानु कमलकुल पोषण हारा । बिनु जल जारि करै सो छारा ॥
जर तुह्मारि चह रुवति उपारी । रंधहु करि उपाइ बरबारी ॥ ४ ॥

**અર્થ.**—અને ભીલડીના ગાવા ઉપર જેમ મૃગલી મોહાઈ જાય તેમ થઈ, આદરપૂર્વક તેને પૃછવા લાગી. હે ગિરિજા! જેવી ભાવી બનવાની છે, તેવીજ મતિ ફરી અને દાસી પોતાના છળમાં ફાવી. ॥ ૧ ॥ માટે તે ઘણી રાજી થઈ. હે રાણી! એક તો મારું ઘર ફોડી નામ રાખ્યું. વળી તમે પૃછો છો, પણ મને કહેતાં બીક લાગેછે. હે પાર્વતી! એમ રાણીનો પોતાપર વિશ્વાસ બેઠો, એમ જાણી મંથરાએ પોતાની વાણીને ઘણી રીતથી ઉલટી સુલટી સમજાવી તેના મનમાં ઠસાવી અયોધ્યાજી ઉપર બે વરદાનરૂપી સાડસતીઓ ( ચૌદ વર્ષની પનોતી ) બેસાડીને બોલી કે, ॥ ૨ ॥ હે રાણી! તમને રામ સીતા બે પ્રિય છે અને તમે રામને પ્યારાં છો એ વાત ખરી છે, પણ તે આગળ ગયું. હવે તે દિવસ ગયા. વખત મળે શત્રુ દુઃખ દેછે. ॥૩॥ જેમ સૂર્ય કમળના ફૂળનું પોષણ કરનારો છતાં પાણી વગર તેને પણ બાળી ખાખ કરી નાંખે છે, તેમ તમારી શોક કૌશલ્યા તમારી જડ ઉખેડી નાંખવા ચહાય છે, તેને કોઈપણ ઉપાયરૂપી જળ આપી રક્ષા કરો. ॥ ૪ ॥

दो० तुमहिं न शोच सुहाग बल, निज बश जानहु राव ॥
मन मलीन मुंह मीठ नृप, राउर सरल स्वभाव ॥ २१ ॥

**અર્થ.**—તમને સૌભાગ્યપણાના મદમાં કાંઈ પણ શોચ નથી. તમે રાજાને પોતાને વશ જાણો છો, પણ હે રાણી! ભૂપતિ તો મનના મેલા ને મોઢાના મીઠા છે અને તમારો સ્વભાવ ભોળો છે. ॥ ૨૧ ॥

चो० चतुर गंभीर राम महतारी । बीच पाइ निज काज संवारी ॥
पठये भरत भूप ननि औरे । राम मातु मत जानव रौरे ॥ १ ॥

सेवहिं सकल सवति मोहिं नीके । गर्वित भरत मातु बल पीके ॥
सालु तुम्हार कौशिलहि माई । चतुर कपट नहिं परत लखाई ॥ २ ॥
राजहिं तुम पर प्रीति विशेषी । सवति स्वभाव सकै नहिं देखी ॥
रचि प्रपंच भूपहि अपनाई । राम तिलक हित लगन धराई ॥ ३ ॥
इहि कुल उचित राम कहं टीका । सबहि सुहाइ मोहिं सुठि नीका ॥
आगिलि बात समुझि डर मोहीं । दैव देव फल सो फिरि ओहीं ॥ ४ ॥

**અર્થ.**—અને કૌશલ્યાજી છે તે ચતુર અને ગંભીર છે, માટે વચ્ચે પડીને પોતાનું કારજ સુધારી લીધું. વળી રાજાએ ભરત અને શત્રુઘ્નને નાનાણે કાઢી મૂક્યા. ॥ ૧ ॥ તે પણ કૌશલ્યાનો મત છે એમ જરૂર જાણજો અને રાજાની તમારાપર ઘણી પ્રીતિ છે પણ શોકનો સ્વભાવ છે કે તે દેખી શકે નહીં. વળી પ્રપંચથી રાજાને પોતાનો કરી રામને રાજ્યતિલકમાટે મુહૂર્ત કઢાવ્યું છે. ॥ ૨ ॥ અને તે ભરતજીની માતા રાજાના બળથી ગર્વિષ્ઠ છે, એમ જાણી આ ઉપાય રચ્યો છે. હે માતા! કૌશલ્યાને તમારું બહુ દુઃખ છે. તેમના કપટરૂપી ચતુરાઇની કંઈ ખબર પડતી નથી. ॥ ૩ ॥ આ કુળને એમ ઘટે છે કે, રઘુનાથજીને તિલક થવું જોઇએ અને બધાને તે ગમે છે, તેમ મને પણ ઠીક લાગે છે, પણ આગળ જતાં તમને દુઃખ થશે, તેથી તે ફળ તેનેજ પ્રભુ આપે. ॥ ૪ ॥

दो० रचि पचि कोटिक कुटिल पन, कीन्हेसि कपट प्रबोध ॥
कहेसि कथा शत सौतिकर, जाते बढै विरोध ॥ २२ ॥

**અર્થ.**—હે ઉમા! એમ અસંખ્ય કુટીલપણું બનાવી કપટથી બોધ કર્યો, જેનાથી વૈરભાવ વધે એવી શોકોની અનેક ઇતિહાસકથા કહી. ॥ ૨૨ ॥

चो० भावीवश प्रतीति उर आई । पूंछिरानि निज शपथ दिवाई ॥
का पूंछहु तुम अजहुं न जाना । हित अनहित निजपशु पहिचाना ॥ १ ॥
भये पाखदिन सजत समाजू । तुम सुधि पायहु मोसन आजू ॥
खाइय पहिरिय राज तुम्हारे । सत्य कहे नहिं दोष हमारे ॥ २ ॥
जो असत्य कछु कहब बनाई । तौ विधि देइहि मोहिं सजाई ॥
रामहिं तिलक कालि जो भयऊ । तुम कहं विपति बीज विधि बयऊ ॥ ३ ॥
रेखा खोंचि कहौं बल भाषी । भामिनि भइउ दूधकी माखी ॥
जो सुत सहित करहु सेवकाई । तौ घर रहहु न आन उपाई ॥ ४ ॥

**અર્થ.**—હે ઉમા! ભવિષ્યના જોગે મનમાં વિશ્વાસ આવ્યો ત્યારે રાણીએ પોતાના સમ દઈને પૂછ્યું. તે સાંભળી દાસી બોલી કે, મને શું પૂછોછો? હજી તમે ન જાણ્યું! સારું માઠું તો પશુઓ પણ ઓળખે છે. ॥ ૧ ॥ આજ રાજગાદી આપવા માટે પંદર દિવસ થયા સભા ભરાય છે અને તમને મારી પાસેથી આજજ ખબર મળી કે? તમારા રાજ્યમાં

ખાઇએ પીએ છીએ માટે સાચું કહેવાથી અમને કાંઈ દોષ નથી. ॥ ૨ ॥ જો હું કાંઈ બનાવટ કરી ખોટું કહેતી હોઉં તો બ્રહ્માજી મને સજા દેજો. હે રાણી! જો રામને કાલે રાજતિલક થયું તો સમજો કે તમારા માટે બ્રહ્માએ વિપત્તિનું બીજ રોપ્યું. ॥ ૩ ॥ વળી જમીનઉપર લીંટો ખેંચી અને હું મારી બુદ્ધિના બળથી કહુંછું કે, હે સુંદરી! તું દૂધની માખી થઈશ. જો પુત્ર સાથે દાસપણું કરીશ તો, ભલે આ ઘરમાં રહીશ, બીજો કાંઈ ઉપાય નથી. ॥ ૪ ॥

**दो०** कद्रू विनतहि दीनदुख, तुमहि कौशला देव ॥
भरत बंदि गृह सेइहैं, राम लषण कर नेव ॥ २३ ॥

**અર્થ.**—જેમ કદ્રુએ વિનતાને દુઃખ દીધું, તેમ કૌશલ્યા તમને દેશે અને ભરતજી બંદીખાનું ભોગવશે તથા રામ અને લક્ષ્મણને રાજ્ય મળશે. ॥ ૨૩ ॥

**चो०** केकय सुत सुनत कटु बानी । कहि न सकै कछु सहमि सुखानी ॥
तनु पसेव कदलि जिमी कांपी । कुबरी दशन जिह तब चांपी ॥ १ ॥
कहि कहि कोटिक कपट कहानी । धीरज धरहु प्रबोधिसि रानी ॥
कीन्हेसि कठिन पढाइ कुपाटू । जिमि न नवै फिरि उकठा काटू ॥ २ ॥
फिरा कर्म प्रिय लागु कुचाली । बकिहि सराहति मनहुं मराली ॥
सुन मंथरा बात फुर तोरी । दहिन आंख नित फरकत मोरी ॥ ३ ॥
दिनप्रति देखों राति कुसपना । कहों न तोहिं मोहबश अपना ॥
काह कहों सखि सुद्ध स्वभाऊ । दहिन बाम नहिं जाना काऊ ॥ ४ ॥

**અર્થ.**—કેકય રાજાની પુત્રી કેકયી આવાં કડવાં વચન સાંભળતાંજ કંઈ પણ કહી શકી નહીં. ભયવશ ને સ્તબ્ધ થઈ તે સૂકાઈ ગઈ અને શરીરમાં પરસેવો થઈ આવ્યો ને કેળની પેઠે કંપવા લાગી. તે જોઈ દાસીએ દાંત તળે જીભ દાબી. ॥ ૧ ॥ અને કરોડ કપટમાં કહાંણીઓ (વારતાઓ) કહી કે, હે રાણી! ધીરજ ધર, એમ બોધ કરવા લાગી. તેને નઠારી કપટવિદ્યા શિખવી. જેમ સૂકું લાકડું નમાવ્યું નમે નહીં, તેમ કઠણ મનની કરી દીધી. ॥ ૨ ॥ હે ઉમા! જ્યારે કર્મ ફરે ત્યારે હંસી બગલીનાં વખાણ કરે તેનેજ કુચાલ સારી લાગે. હે મંથરા! તારી વાત ખરી છે કે, મારી જમણી આંખ રોજ ફરકે છે અને હું સર્વદા રાત્રીએ કુસ્વપ્ન દેખું છું, તોપણ મારી મુરખાઇથી તને કહેતી નથી. હે સખી! શું કહું એવા ભોળા સ્વભાવની છઉં કે, ડાબું કે જમણું કાંઈ ઓળખતી નથી. ॥ ૪ ॥

**दो०** अपने चलत न आजु लगि, अनुभल काहुक कीन्ह ॥
केहि अघ एकहि बार मोहिं, दैव दुसह दुख दीन्ह ॥ २४ ॥

**અર્થ.**—હે સખી! આજ દહાડા સૂધી કોઇનું પણ નરસું કર્યું નથી, પણ કોણ જાણે કેમ મારું પાપ હશે કે નહીં, પણ આ વખતે દૈવ અત્યંત દુઃખ દેછે. ॥ ૨૪ ॥

चो० नैहर जन्म भरब वरु जाई । जियत न करब सवति सेवकाई ॥
अरि बश दैव जिआवै जाही । मरणनीक तेहि जिव न चाही ॥ १ ॥
दीन बचन कह बहु विधि रानी । सुनी कुबरी तिय माया ठानी ॥
असकस कहहु मानि मन ऊना । सुख सुहाग तुम कह दिन दूना ॥ २ ॥
जो राउर अस अनभल ताका । सो पाइहि यह फल परीपाका ॥
जबते कुमति सुना मैं स्वामिनि । भूख न बारस निंद न यामिनि ॥ ३ ॥
पूछा गुणिन्ह रेखतिन खांची । भरत भुवाल होब यह सांची ॥
भामिनि करहु तौ कहौं उपाऊ । हैं तुह्मरे सेवा बश राऊ ॥ ४ ॥

**અર્થ.**—કદાચિત્ માવિત્રમાં જઇને જન્મ આખો ભોગવવો પડશે તો ભોગવીશ, પણ જીવતાં સૂધી શોકની સેવા નહીં કરું. કારણ કે જેને દૈવ શત્રુને સ્વાધીન રાખી જીવાડે, તે કરતાં મરવું ભલું છે. ॥ ૧ ॥ હે પ્રિયા! એમ રાણીએ ઘણા પ્રકારે દીનતા ભરેલાં જે વચનો કહ્યાં, તે સાંભળી કુબડી સ્ત્રીચરિત્ર કરી બોલી કે, એમ મનમાં ઓછું લગાડી કાં કહો છો? તમને પ્રત્યેક દિવસે સુખ અને સૌભાગ્યપણું બમણું થશે. ॥ ૨ ॥ જે તમારું બુરું ચાહ્ય છે, તે પોતે જ તેનું પૂરેપૂરું ફળ ચાખશે. હે દેવી! મેં જ્યારથી કૌશલ્યાની કુમતિ સાંભળી ત્યારથી જ મારી દિવસની ભૂખ અને રાતની નિદ્રા જતી રહી. ॥ ૩ ॥ પછી મેં જઇને જોશીને પૂછ્યું, ત્યારે તેમણે કુંડલીમાં ગ્રહ જોઇને કહ્યું કે, ભરતજી ભૂપ થશે, એ જ વાત સાચી છે. હે સુંદરી! તમારી સેવાને વશ મહારાજા છે, માટે જો કરો તો એક ઉપાય કહું. ॥ ૪ ॥

दो० परौं कूप तव बचन लागि, सकौं पूत पति त्यागि ॥
कहसि मोर दुख देखी बड, कसन करब हित लागि ॥ २५ ॥

**અર્થ.**—તે સાંભળી કેકયી બોલી; તારા કહેવાથી હું કૂવામાં પડું અને પતિ તથા પુત્રનો પણ ત્યાગ કરી શકું! તું મારું મોટું દુઃખ જોઈ કહેછે, તો પછી મારાં સારાં માટે હું તે કેમ નહીં કરું? ॥ ૨૫ ॥

चो० कुबरी करकचबलि कैकेयी । कपट छुरी उर पाहन टेयी ॥
लखै न रानि निकट दुख कैसे । चरै हरित तृण बलि पशु जैसे ॥ १ ॥
सुनत बात मृदु अंत कठोरी । देति मनहुं मधु माहुर घोरी ॥
कहे चेरि सुधि अहै कि नाहीं । स्वामिनि कहहु कथा मोहि पाहीं ॥ २ ॥
दुइ बरदान भूप सन थाती । मांगहु आजु जुडावहु छाती ॥
सुतहि राज रामहिं बन बासू । देहु लेहु सब सवति हुलासू ॥ ३ ॥
भूपति राम शपथ जब करई । तब मांग्यहु जेहि बचन न टरई ॥
होइ अकाज आज निशि बीते । बचन मोर प्रिय मानहु जीते ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા! મંથરારૂપી પશુમારે પોતાના હૃદયરૂપી પત્થરપર કપટરૂપી છરી સજીને એક હાથમાં કેકયીરૂપી બળીના કેશ પકડી ભરતજીના રાજ્યાભિષેકરૂપી દેવી ઉપર કેકયીના રંડાપણરૂપી મરણ કર્યું. જેમ બળિદાનનો પશુ મરણનો વિચાર ન કરતાં આગળ નિરેલું લીલું ઘાસ નિર્ભયતાથી ચરેછે, તેમ તે રાણીએ પોતાપાસે આવનારા દુઃખને ઓળખ્યું નહીં. ॥ ૧ ॥ અને જાણે [1]મધમાં ઘોળીને ઘીરૂપી ઝેર પાતી ન હોય? તેવી બહારથી મીઠી પણ માંહેથી કઠોર એવી વાતો સાંભળવા લાગી. તે દાસીએ કહ્યું કે, તમે જે મારી પાસે વાત કરી હતી, તે તમારા સ્વામીનું કહેવું તમને યાદ છે કે નહીં? ॥ ૨ ॥ રાજાપાસે તમારી બે વરદાનની થાપણ પડી છે, તે આજે હૃદય મેળાવી માંગો કે, ભરતજીને રાજ્ય ને રામને વનવાસ એમ માંગી સઘળી શોકોમાં મોટાઈનો આનંદ પામો. ॥ ૩ ॥ પણ જ્યારે રાજા રામના સોગન ખાય, ત્યારે જ માનજો કે જેથી વચન પાછું ફરે નહીં. જો આજની રાત ગઈ તો પછી ભુંડું થશે. તમે આ મારાં વચન સાચાં માનજો. ॥ ૪ ॥

दो० बड कुघात करि पातकिनि, कहेसि कोप गृहजाहु ॥
काज सवारहु सजग सब, सहसा जनि पतियाहु ॥ २६ ॥

**અર્થ.**—હે પ્રિયા! તે પાપિણીએ એક મોટી ખરાબી કરી; તે એ કે તેણે રાણીને કહ્યું; તમે કોપભવનમાં જઇને બેસો અને તૈયાર થઈ સઘળાં કામ સુધારો અને રખેને ઉતાવળ કરીને વિશ્વાસ કરતાં. ॥ ૨૬ ॥

चो० कुबरिहि रानि प्राण सम जानी । बार बार बडि बुद्धी बखानी ॥
तुहि सम हित न मोर संसारा । बहे जात कर भयसि अधारा ॥ १ ॥
जो बिधि पूरव मनोरथ काली । करौं तोहिं चख पूतरी आली ॥
बहु बिधि चेरिहि आदर देयी । कोप भवन गवनी कैकेयी ॥ २ ॥
बिपति बीज बर्षा ऋतु चेरी । भुईं भइ कुमति कैकयी केरी ॥
पाइ कपट जल अंकुर जामा । बर दोउ दल फल दुख परिणामा ॥ ३ ॥
कोप समाज साज सजि सोई । राज करत तेहि कुमति बिगोइ ॥
राउर नगर कोलाहल होई । यह कुचाल कछु जान न कोई ॥ ४ ॥

**અર્થ.**—કુબરીને રાણી પોતાના પ્રાણ સમ જાણી, તેની મોટી બુદ્ધિને વખાણતાં કહેવા લાગી કે, તારા જેવી સંસારમાં મારી હિતકારી બીજી કોઈ નથી. હું દુઃખરૂપી નદીમાં તણાતી હતી, તેને તું આધારરૂપ થઈ. ॥ ૧ ॥ જો બ્રહ્મા આવતી કાલે મારો મનોરથ પૂરો કરે તો હે સખી! તને મારી આંખની પૂતળી સમાન રાખીશ. એમ ઘણી રીતે દાસીને માન આપી કોપભવનમાં ગઈ. ॥ ૨ ॥ એમ કેકયીની કુમતિરૂપી ભૂમિમાં વિપત્તિરૂપી બીજ દાસીરૂપી વર્ષાઋતુના કારણથી રોપાણું, અને તે કપ-

[1] જો મધમાં ઘી સમાન લઈ એકત્ર કરે તો તે ઝેર થાય, એવો વૈદકનો નિયમ છે.

ટરૂપી જળ પીને તેમાંથી કોંટો (અંકુરો) ફૂટયાં, તેમાં બેઉ વરદાનરૂપી પાંદડાંઓ ફૂટયાં. હવે તેને અંતે અત્યંત દુઃખરૂપી ફળ થશે. ॥ ૩ ॥ હે પાર્વતી! કેકયીને રાજ કરતાં પોતાની જ કુમતિએ ઠગવાથી સુખથી રહિત કરશે. વળી તે કોપભવનનો સમાજ તૈયાર કરી બેઠી અને અહીં અયોધ્યાજીમાં તો અત્યાનંદ થઈ રહ્યો. તે કુચાલને કોઈ જાણતું નથી. ॥ ૪ ॥

**दो०** प्रमुदित पुर नारि सब, साजि सुमंगल चार ॥
एक प्रविशहिं एक निकसहिं, भीर भूप दरबार ॥ २७ ॥

**અર્થ.**—નગરવાસી સઘળાં નરનારીઓ સુમંગળનાં આચરણ કરવા લાગ્યાં અને રાજમંદિરમાં એક આવેછે ને બીજો જાય છે, એમ ઘણી ભીડ લાગી રહી. ॥ ૨૭ ॥

**चो०** बाल सखा सुनि हिय हरषाहीं । मिलि दश पांच राम पहुं जाहीं ॥
प्रभु आदरहिं प्रेम पहिचानी । पूछहिं कुशल क्षेम मृदु बानी ॥ १ ॥
फिरहिं भवन प्रभु आयसु पाई । करत परस्पर राम बडाई ॥
को रघुबीर सरिस संसारा । शील सनेह निबाहन हारा ॥ २ ॥
जेहि जेहि योनि कर्मवश भ्रमहीं । तहं तहं ईश देहि यह हमहीं ॥
सेवक हम स्वामी सिय नाहू । देह ईश यह ओर निबाहू ॥ ३ ॥
अस अभिलाष नगर सब काहू । केकय सुता हृदय अति दाहू ॥
को न कुसंगति पाइ नशाई । रहै न नीच मते चतुराई ॥ ४ ॥

**અર્થ.**—જે શ્રીરામના બાળમિત્રો હતા, તે આ રાજ્યતિલકની વાત સાંભળતાં પાંચ દશનાં મંડળ મળી મળી શ્રીરઘુનાથજી પાસે જવા લાગ્યા. પ્રભુ તેમના પ્રેમને જાણી માન આપતાં કોમળ વાણીથી ક્ષેમકુશળતા પૂછતા હતા. ॥ ૧ ॥ પછી તેઓ શ્રીહરિની આજ્ઞા લઈ પાછા પરસ્પર શ્રીરામની બડાઈ કરતાં પોતપોતાને ઘેર ચાલ્યા. તેઓ કહેવા લાગ્યા કે, શ્રીરઘુનાથજીના જેવો શીલ અને સ્નેહને નિભાવનાર બીજો કોઈ નથી. ॥ ૨ ॥ હે જગદીશ! અમે અમારા કર્મયોગે જે જે અવતાર લઇએ, તે તે વખત અમને એ આપજો કે, અમે સેવક અને સિતાપતિ શ્રીરામ સ્વામી થજો. પણ હે પ્રભુ! જેમ રામસ્વામી આપશો તેમ તે પાછું નભાવજો. ॥૩॥ એમ નગરવાસી સર્વ કોઇને તૃષ્ણા થઈ રહી હતી અને કેકયીના હૃદયમાં લાહ્ય બળી રહી હતી. હે પ્રિયા! કુસંગ કરવાથી કોણ નાશ ન પામે? નીચ મતિ રાખવાથી ડહાપણ રહે નહીં. ॥ ૪ ॥

**दो०** सांझ समय सानंद नृप, गये केकयी गेह ॥
गवन निठुरता निकट किय, जनु धरि देह सनेह ॥ २८ ॥

**અર્થ.**—સાંજ પડી ત્યારે રાજા દશરથ આનંદયુક્ત થઈ કેકયીના મંદિરમાં જાણે દેહ ધારણ કરી સ્નેહ પોતે જ કઠોરતા પાસે પોતાની કરવા જતા હોય તેમ ગયા; પણ નઠોરતારૂપી કેકયી જાણે છેટે જાતી હોયની, તેમ બેઠી હતી. ॥ ૨૮ ॥

चो० कोप भवन सुनि सकुचे राऊ । भय बश आगे परै न पाऊ ॥
सुरपति बसै बाहुबल जाके । नरपति रहहिं सकल रुख ताके ॥ १ ॥
सो सुनि तिय रिसि गये सुखाई । देखहु काम प्रताप बडाई ॥
शूक कुलिश असि अंगव निहारे । ते रतिनाथ सुमन शर मारे ॥ २ ॥
सभय नरेशप्रिया पहं गयऊ । देखि दशा दुख दारुण भयऊ ॥
भूमि शयन पट मोट पुराना । दिये डारि तनु भूषण नाना ॥ ३ ॥
कुमतिहि कस कुरूपता कावी । अनअहिवात सूच जनु भावी ॥
जाइ निकट नृप कह मृदुबानी । प्राण प्रिया केहि हेतु रिसानी ॥ ४ ॥

**અર્થ.**—તે મંદિરમાં જતાં જ રાણી કોપભવનમાં છે, તેવા સમાચાર સાંભળી રાજા સંકોચ પામ્યો. હે ગિરિજા! શું કારણ હશે, તેના ભયથી તેનો પગ આગળ પડતો ન હતો. જૂવો તો ખરા, જેના બાહુબળમાં ઈંદ્ર વસે છે અને સઘળા રાજાઓ જેની કૃપા ઇચ્છી રહ્યા છે, ॥ ૧ ॥ તે સ્ત્રીનું રીસાવું સાંભળી સુકાઈ ગયા. અહાહાહા!!! જૂવો તો કામદેવના પ્રતાપની મોટાઈ જેઓ ત્રિશૂળ, વજ્ર અને તરવારને પણ ગણતા નથી, તેઓ પણ રતિપતિના પુષ્પબાણથી મૂઆ પડ્યા છે. ॥ ૨ ॥ પછી તે રાજા ભયભીતપણે સ્ત્રીપાસે ગયા. ત્યાં તેની દશા જોઈ તેમને દારુણ દુઃખ થયું. હે ગિરિજા! તે કેકયીએ શરીરનાં સર્વ ઘરેણાં ઉતારીને ફેંકી દીધાં હતાં અને જૂના ફાટેલાં વસ્ત્રો પહેરી પૃથ્વીપર પડી હતી. ॥ ૩ ॥ તે વખતે તે કૃપિણી કેકયી કેવી લાગતી હતી કે, જાણે તેનું ભવિષ્ય તે વખતે તેનું રંડાપણુ જ દેખાડતું હોયની તેવું. તેની પાસે જઈ રાજાએ કોમળ વાણીથી કહ્યું કે, હે પ્રાણપ્રિયા! શા માટે રીસાણી છે? ॥ ૪ ॥

हरिगीतछंद. केहि हेतु रानि रिसानि परसत पाणि पतिहि निवराई ॥
मानहुं सरोष भुजंग भामिनि विषम भांति निहारई ॥
दुइ बासना रसना दशन वर मर्म ठाहर देखई ॥
तुलसी नृपति भवितव्यता बश काम कौतुक लेखई ॥ ६२ ॥

**અર્થ.**—તેને હાથ લગાડી જે વખત રાજાએ કહ્યું કે, હે રાણી! શામાટે રીસાણી! તે વખતે પોતાના પતિનો હાથ તરછોડી નાંખ્યો અને તે વાસનારૂપી બે જીભવાળી વરદાનરૂપી બે દાંતથી વક્રદૃષ્ટિએ દશરથ રાજાને દંસ કરવા સર્પિણીની પેઠે મર્મસ્થાન ગોતવા લાગી. ગુસાઈજી કહેછે કે, એ સઘળાં કામદેવનાં કૌતુકો અને દશરથ રાજાના ભવિષ્યની અને રામચંદ્રની એવી ઇચ્છા છે. ॥ ૬૨ ॥

सो० बार बार कह राव, सुमुखि सुलोचनि पिक बचनी ॥
कारण मोहिं सुनाव, गज गामिनि निज कोप कर ॥ ४३ ॥

**અર્થ.**—હે ભવાનિ! પછી દશરથ રાજાએ કેકયીને પૂછ્યું કે, હે સુમુખી! હે સુલો-

ચનિ! હે કોકિલ વચની! હે ગજગામિનિ! તારા કોપનું કારણ મને સમજાવ, એમ વારંવાર કહેવા લાગ્યા. ॥ ૪૩ ॥

**चो०** अनहित तोर प्रिया केहि कीन्हा । केहि दुइ शिर केहिय मचह लीन्हा ॥
कहु केहिरंकहि करौं नरेशू । कहु केहि नृपहि निकारौं देशू ॥ १ ॥
सकौं तोर अरि अमरहु मारी । कहा कीट बपुरे नर नारी ॥
जानसि मोर स्वभाव बरोरु । मन तव आनन चंद्र चकोरु ॥ २ ॥
प्रिया प्राण सुत सर्वस मोरे । परिजन प्रजा सकल वश तोरे ॥
जो कछु कहौं कपट करि तोहीं । भामिनि राम शपथ शत मोहीं ॥ ३ ॥
विहंसि मांगु मन भावति वाता । भूषण साजु मनोहर गाता ॥
घरी कुघरी समुझि जिय देखू । वेगि प्रिया परिहरहु कुवेषू ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રિયા! કોણે તારું ભૂંડું કર્યું છે? એવું કોણ બે માથાવાળું છે? કોને જમરાજા લેવા ઇચ્છે છે? તું કહે તો હું રંકને રાજા કરી દઉં ને કહે તો રાજાને પણ દેશપાર કરી દઉં. ॥ ૧ ॥ જો તારો દુશ્મન કોઈ દેવ હોય તો તેને પણ મારું, તો બિચારાં કીડા જેવાં સ્ત્રી પુરુષોનો તો શું ભાર છે? હે શ્રેષ્ઠ હૃદયવાળી! તું મારા સ્વભાવને જાણે છે તો ખરી કે, તારા મુખરૂપી ચંદ્રઆગળ મારી દૃષ્ટિરૂપી ચકોર પક્ષી છે. ॥ ૨ ॥ હે પ્રિયા! મારા પ્રાણ, પુત્રો, સઘળું રાજ, કુટંબીઓ, સેવકો, અને સઘળી પ્રજા સર્વ તારે વશ છે. જો હું કંઈ પણ કપટ કરીને તને કહેતો હોઉં તો, હે ભામિનિ! મને સો વખત રામના સમ છે. ॥ ૩ ॥ માટે તારા મનને ગમતી વાત હસીને માગ તથા તારા મનોહર શરીર ઉપર આભૂષણો સાજ. જરા સુવખત કુવખત વિચારી જો. હે પ્રિયા! જલદી તારા આ ખરાબ વેષને છોડી દે. ॥ ૪ ॥

**दो०** यह सुनि मन गुनि शपथ बडि, विहंसि उठी मति मंद ॥
भूषण सजति बिलोकि मृग, मनहुं किरामिनि फंद ॥ २९ ॥

**અર્થ.**—હે પાર્વતી! તે સાંભળતાં ઘણી વખત રામના સોગન રાજાએ ખાધા, તેથી મનમાં વિચારી મંદમતિવાળી કેકયી હસીને ઉઠી અને મૃગલાને ફાંસમાં નાંખવા ભિલડી જેમ ફંદ રચે, તેમ આભૂષણો સજતાં રાજા તરફ જોવા લાગી. ॥ ૨૯ ॥

**चो०** पुनि कह राउ सुहृद जिय जानी । प्रेम पुलकि मृदु मंजुल बानी ॥
भामिनि भयउ तोर मन भावा । घर घर बजत अनंद बधावा ॥ १ ॥
रामहिं देउं कालि युवराजू । सजहु सुलोचनि मंगल साजू ॥
दलकि उठी सुनि बचन कठोरा । जनु छुइ गयन पाक बरतोरा ॥ २ ॥
ऐसी पीर विहंसि उर गोई । चोर नारि जिमि प्रगट न रोई ॥
लखी न भूप कपट चतुराई । कोटि कुटिल मति गुरुहीं पढाई ॥ ३ ॥

यद्यपि नीतिनिपुण नरनाहू । नारि चरित जलनिधि अवगाहू ॥
कपट सनेह बढाइ बहोरी । बोली बिहंसि नयम मुख मोरी ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે રાજાએ પોતાની હિતકારી જાણીને રોમાંચિત શરીરે થઈ પ્રેમપૂર્વક કોમળ વાણીથી કહ્યું કે, હે પ્રિયા! તારા મનને ગમતું થયું છે. ઘેરઘેર આનંદયુક્ત વધાઇઓ વાગી રહી છે. ॥ ૧ ॥ રામને કાલે રાજગાદી આપું છું, માટે હે સુનેત્રી! મંગળ સાજ સજ. હે ગિરિજા! તે કઠોર વચનો સાંભળીને જાણે કોઈ પાકેલાં ગુંમડાંને અડી ગયું ન હોય, તેમ તે ચમકી ઉઠી. ॥૨॥ તે પીડા એવી વધી કે, જેમ વિધવા સ્ત્રી પોતે કરેલી બાળહત્યા માટે તે વાત પ્રગટ ન કરતાં મનની મનમાં રૂવે, તેમ તે પીડા હૃદયમાં છૂપાવી હસીને કુટિલ મતિવાળી મંથરારૂપી ગુરુએ પઢાવેલી કપટરૂપી કરોડ ચતુરાઈ રાજા ઓળખી શક્યા નહીં. ॥ ૩ ॥ જો કે રાજા નીતિમાં નીપુણ છે, તોપણ સ્ત્રીચરિત્રરૂપી અગાધ સમુદ્રને તરી શક્યા નહીં. હે ઉમા! પછી કપટરૂપી સ્નેહ વધારીને આંખ અને મોઢું મરડીને કેકયી હસીને બોલી; ॥ ૪ ॥

दो० मांगु मांगु पैकहहु पिय, कबहूं देहु न लेहु ॥
देन कह्यउ बरदान दुइ, तेयउ पावत सदेहु ॥ ३० ॥

**અર્થ.**—હે પ્યારા! જ્યારે ત્યારે માંગ માંગ કહો છો, પણ ક્યારે લેવું નહિ તેમ દેવું પણ નહિ. આગળ બે વરદાન આપવા કહ્યું છે, તે મેળવવાને મને સંદેહ છે કે, તે મળશે કે નહીં. ॥ ૩૦ ॥

चो० जानेउं मर्म राउ हंसि कहई । तुबबिन कोउ परम प्रिय अहई ॥
थाती राखि न मांगेउ काऊ । बिसरि गयो मम भोर सुभाऊ ॥ १ ॥
झूंठहि दोष हमहिं जनि देहू । दुइ के चारि मांगि किन लेहू ॥
रघुकुल रीति सदा चलि आई । प्राण जाई बरु बचन न जाई ॥ २ ॥
नहिं असत्य सम पातक पुंजा । गिरि सम होहिं कि कोटिक गुंजा ॥
सत्य मूल सब सुकृत सुहाई । वेद पुराण बिदित मुनि गाई ॥ ३ ॥
तेहिपर राम शपथ करि आई । सुकृत सनेह अवधि रघुराई ॥
बात दढाइ कुमति हंसि बोली । कुमत बिहंग कुलह जनु खोली ॥ ४ ॥

**અર્થ**—એ એના બોલવાનો ભેદ જાણી રાજાએ હસીને કહ્યું કે, તમારા વગર બીજું મને કોણ વધારે પ્રિય છે? થાપણ રાખી છે, તે કાં કોઈ દિવસ માગતાં નથી? હું તો મારા ભોળા સ્વભાવથી તે વાત જ ભૂલી ગયો. ॥ ૧ ॥ રખેને ખોટો દોષ અમને આપતાં; બેના ચાર કાં નથી માગતાં. રઘુકુળની સર્વદા એવી રીત ચાલી આવે છે કે, પ્રાણ જાય પણ વચન ન જાય. ॥ ૨ ॥ અસત્યના જેવું મોટું પાપ બીજું કાંઈ નથી. કાંઈ કરોડ ગુંજાનો ઢગલો પણ પર્વત જેવડો થાય? ન થાય. તેમ અનેક બીજાં પાપો તે ગુંજાની પેઠે છે. બધા શોભીતા પુણ્યનું મૂળ સત્યતા છે. તે વેદપુરાણમાં પ્રખ્યાત

છે ને પંડિતો પણ કહે છે. ॥ ૩ ॥ અને તેમાં પણ પુણ્ય અને સ્નેહના અવધિરૂપ સમના સમ ખાઈ હું કહું છું, પછી શું? એવી રીતે વાતને દૃઢ થયેલી જોઈ કુબુદ્ધિવાળી કૈકયી જેમ બાજપક્ષીની આંખઉપરથી ટોપી ઉતારી લીધી, તેમ હસીને બોલી; ॥ ૪ ॥

दो॰ भूप मनोरथ शुभग बन, सुख सु बिहंग समाज ॥
भिल्लिनि जनु छांडन चहत, बचन भयंकर बाज ॥ ३१ ॥

**અર્થ.**—રાજાના મનોરથરૂપી સુંદર વનમાં બેઠેલાં મનોહર સુખરૂપી પક્ષીના સમાજના શિકારમાટે જાણે કૈકયીરૂપી ભિલડી ભયંકર વચનરૂપી બાજને છોડવા ચાહે છે.॥૩૧॥

चो॰ सुनहु प्राणपति भावति जीका । देहु एक बर भरतहिं टीका ॥
दूसर बर मांगौं करजोरी । नाथ मनोरथ पुरवहु मोरी ॥ १ ॥
तापस वेष बिशेष उदासी । चौदह वर्ष राम बनवासी ॥
सुनि तिय बचन भूप उर शोकू । शशिकरछुवत बिकल जिमि कोकू ॥ २ ॥
गये सहमि कछु कहि नहिं आवा । जनु शचान बन झपटयउ लावा ॥
बिवरण भयउ निपट महिपालू । दामिनि हनेउ मनहुं तरु तालू ॥ ३ ॥
माथे हाथ मूंदि दोउ लोचन । तनु धरि शोच लागु जनु शोचन ॥
मोर मनोरथ सुरतरु फूला । फलत करिणि जनु हतउ समूला ॥ ४ ॥
अवध उजारि कीन्ह कैकेयी । दीन्हसि अचल बिपति कै नेयी ॥

**અર્થ.**—હે પ્રાણપતિ! મને જે મનમાં ગમેછે તે કહુંછું. સાંભળો. એક વરદાન એ આપો કે, ભરતજીને રાજતિલક અને બીજું જે વરદાન હાથ જોડીને માગું છું તે માટે, હે નાથ! મારી આશા પૂર્ણ કરો. ॥ ૧ ॥ તપસ્વીનો વેષ અને તેમાં પણ વળી વિશેષ ઉદાસીરૂપથી રામ [1]ચૌદ વર્ષ વનવાસ ભોગવે. હે ભવાનિ! સ્ત્રીનાં તે વચનો સાંભળી ચંદ્રોદયથી ચકવો પક્ષી વિકળ થાય, તેમ રાજાના હૃદયમાં શોક થયો ॥ ૨ ॥ અને જેમ સંચાણ પક્ષી વનમાં નાના પક્ષીને ઝપાટો મારે અને તે બોલી શકે નહીં, તેમ તે માંહેના માંહી સમસમી રહ્યા. પણ કંઈ કહી શકયા નહી. જાણે તાડના ઝાડને વીજળીએ હણ્યો ન હોય? તેમ રાજા બિલકુલ તેજહીન થઈ ગયા અને બેઉ આંખ મીંચી માથે હાથ દઈ જાણે શોકે પોતેજ દેહ ધર્યો હોયની? તેવા દેખાવમાં રાજા શોક કરવા લાગ્યા. ॥ ૩ ॥ જેમ ફળયુક્ત વૃક્ષ સમૂળું હાથિણી ઉખેડી કાઢે, તેમ મારા મનનું ફૂલેલું વૃક્ષ, તેનો કૈકયીરૂપી હાથિણીએ નાશ કર્યો. કૈકયીએ અયોધ્યાને ઉજ્જડ કરીને આ નવી અચળ વિપત્તિ આપી. ॥ ૪ ॥

---

૧ કૈકયીની જીભ ઉપર સરસ્વતી હોવાથી એ વરદાન સરસ્વતીએ મંગાવ્યું. જે વખતે શ્રીરામને રાજ્યાભિષેકનો વખત હતો, તે વખતને આ વખતથી ચૌદ ઘડી બાકી હતી. વળી પ્રભુ ચૌદ વર્ષ વનમાં રહે તો ચૌદે બ્રહ્માંડનાં દુઃખોનો નાશ કરે તેથી તથા ચૌદ વર્ષ ઉદાસી વેષમાં રહે તો પછી સત્વગુણમાં મન લાગી જવાથી તેમને રજોગુણી રાજ્ય ઇચ્છા ન થાય અને ભરતજી સદૈવ રાજ્ય કરે તેવી ઇચ્છાથી.

दो० कवने अवसर का भयउ, गयउ नारि विश्वास ॥
योग सिद्ध कल समय जिमि, यतिहि अविद्या नाश ॥ ३२ ॥

અર્થ.—નારીના વિશ્વાસપર જવાથી આઃ વખતે શું થઈ ગયું. જેમ યોગીને સિદ્ધ યોગના ફળ વખતે અવિદ્યા (સ્રીના સંગ)થી તે ફળનો નાશ થાય, તેમ આ પણ થયું.॥૩૨॥

चो० इहि बिधि राउ मनहिं मनदहई । देखि कुभांति कुमति अस कहई ॥
भरत कि राउर पूत न होहीं । आनेहु मोल बेसाहि कि मोहीं ॥ १ ॥
जो सुनि शर सम लाग तुह्मारे । काहेन बोलेहु वचन संभारे ॥
देहु उतर अस कहहु कि नाहीं । सत्यसिंधु तुम रघुकुल माहीं ॥ २ ॥
देन कह्यउ वर अब जनि देहू । तजहु सत्य जग अपयश लेहू ॥
सत्य सराहि कह्यउ वर देना । जानेहु लेइहि मांगि चवेना ॥ ३ ॥
शिवि दधीचि बलि जो कछु भाषा । तनु धन तजेउ वचन प्रणराखा ॥
अति कटु बचन कहति कैकेयी । मानहुं लौन जरे परदेयी ॥ ४ ॥

અર્થ.—એ પ્રમાણે રાજાને મનમાં બળતા જોઈ કુચાલ અને કુબુદ્ધિવાળી કેકયી એમ કહેવા લાગી કે, ભરત કાંઈ તમારો પુત્ર થતો નથી, મને શું વેશ્યાની પેઠે વા વેશ્યાને ત્યાંથી વેચાતી લઈ આવ્યા છો? ॥ ૧ ॥ કે મારાં વચન સાંભળી તમને બાણ જેવાં લાગે છે. પ્રથમથી વિચારીને વચન કાં બોલ્યા નહીં? કાં તો ઉત્તર આપો, નહીંતર ના પાડો. કારણ કે, તમે રઘુકુળમાં સત્યસિંધુ કહેવાઓછો. પ્રથમ વરદાન દેવા કહ્યું ને હવે રખેને આપતા? ન આપજો. સત્ય છોડીને જગતમાં અપયશ લો. પોતાના સત્યનું વખાણ કરી, જાણે ચવેણાં (ચાવવાના દાળીઆ) માગી લેશે, એમ ધારી વરદાન દેવા કહ્યું. ॥૨॥૩॥ શિબિરાજા દધીચિ ઋષિ અને બળિરાજાએ, જે કંઈ બોલ્યા તેને માટે દેહ તથા સંપત્તિ છોડીને પોતાનું વચન અને "પણ" રાખ્યાં. એમ જાણે ધગેલા ભાગ ઉપર કોઈ મીઠું મૂકે ને જેમ બળત્રા થાય, તેમ કેકયી ઘણાં જ કડવાં વચન કહેવા લાગી. ॥ ૪ ॥

दो० धर्म धुरंधर धीर धरि, नयन उघारे राउ ॥
शिर धुनि लीन्ह उसास अति, मारेसि मोहिं कुदाउ ॥ ३३ ॥

અર્થ.—તોપણ ધર્મધુરંધર રાજા દશરથે ધીરજ ધરી નેત્રો ઉઘાડ્યાં અને માથું ધુણાવી ઘણા નિસાસા મૂકી બોલ્યા કે, મને વગર મોતે મારે છે. ॥ ૩૩ ॥

चो० आगे दीख जरति रिसि भारी । मनहुं रोष तरवारि उघारी ॥
मूठ कुबुद्धि धार निठुराई । धरि कुबरी खुर सान बनाई ॥ १ ॥
लखेउ महीप कराल कठोरा । सत्य कि जीवन लेइहि मोरा ॥
बोले राउ कठिन करि छाती । बाणी बिनय न ताहि सुहाती ॥ २ ॥

मोरे भरत राम दोउ आंखी । सत्य कहौं करि शंकर साखी ॥
प्रिया बचन कस कहसि कुभांती । रीति प्रतीति प्रीति करि हाती ॥ ३ ॥
अवशि दूत मैं पठउब प्राता । अइहैं बेगि सुनत दोउ भ्राता ॥
सुदिन सोधि सब साज सजाई । देहौं भरतहिं राज्य बजाई ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! દશરથરાજા આગળ જૂવે છે તો ઘણી રીસથી બળતી કેકયી જાણે કુબડી મંથરાએ સજી કરી બનાવેલી નિહુરતારૂપી ધારવાળી ક્રોધરૂપી તરવારને ઉઘાડી, તેની કુબુદ્ધિરૂપી મુઠ હાથમાં પકડી ઉભેલી છે. ॥ ૧ ॥ તે કઠોર તરવારને જોઈ રાજાએ વિચાર કર્યો કે, આ ખચ્ચિત મારો જીવ લેશે. પછી રાજા કઠણ છાતી કરીને નમ્રતાપૂર્વક વાણીથી બોલ્યા, પણ તે નમ્રતા કેકયીને ગમતી નથી. ॥ ૨ ॥ રાજાએ કહ્યું કે, હું સાચું કહુંછું કે, રામ અને ભરત બેઉ મારી આંખો છે. તેના શંકર સાક્ષી છે. હે પ્રિ ા! છતાં તું પ્રીતિ, વિશ્વાસ અને રીતિની હાણ કરી, આવાં ખરાબ રીતનાં વચનો કેમ કહે છે? ॥ ૩ ॥ હું અવશ્ય સવારે દૂતોને મોકલીશ, એટલે તેડાવવાની વાત સાંભળતાં તે બેઉ ભાઈ તરત આવશે ત્યારે સારો દિવસ જોઈ સઘળા સાજ સજી વાજાં વાગતે ભરતજીને રાજ્ય દઇશ. ॥ ૪ ॥

दो० लोभ न रामहिं राज्य कर, बहुत भरत पर प्रीति ॥
मैं बड छोट बिचार करि, करत रहेउं नृप नीति ॥ ३४ ॥

**અર્થ.**—રામને કાંઈ રાજ્યનો લોભ નથી. તેની તો ભરત પર ઘણી પ્રીતિ છે. પણ એ તો હું જ નાના મોટાનો વિચાર કરી રાજનીતિ પ્રમાણે કરતો હતો. ॥ ૩૪ ॥

चो० राम शपथ शत कहौं सुभाऊ । राम मातु मोहिं कहा न काऊ ॥
मैं सब कीन्ह तोहिं विनु पूंछे । ताते परेउ मनोरथ छूंछे ॥ १ ॥
रिसि परिहरि अब मंगल साजू । कछु दिन गये भरत युवराजू ॥
एकहि बात मोहिं दुख लागा । वर दूसर असमंजस मांगा ॥ २ ॥
अजहूं हृदय दहत तेहि आंचा । रिसि परिहास कि सांचहु सांचा ॥
कहु तजि रोष राम अपराधू । सब कोउ कहत राम सुठि साधू ॥ ३ ॥
तुमहुं सराहसि करसि सनेहू । अब सुनि होहिं परम संदेहू ॥
जासु स्वभाव अरिहु अनुकूला । सो किमि करहि मातु प्रतिकूला ॥ ४ ॥

**અર્થ.**—રામચંદ્રજીના સો વખત સોગન ખાઇને હું મારા સ્વભાવથી કહું છું કે, રામની માતાએ મને કશું પણ કહ્યું નથી. તેમ મેં બધું તને વગર પૂછે કર્યું; માટે અમારો મનોરથ છૂટી પડયો. ॥ ૧ ॥ હવે રીસ છોડીને મંગળ સજ. કંઇક દિવસ ગયા પછી ભરત યુવરાજપદ પામશે, પણ એક વાતનું મને દુઃખ લાગે છે, તે એ કે તેં જે બીજું વરદાન માગ્યું, તે જરા વિચારવા યોગ્ય છે. ॥ ૨ ॥ હજી તેના તાપથી મારું હ્રદય બળે છે. તેં જે માગ્યું તે રીસથી, ઠઠ્ઠાથી કે સાચે સાચું. તું રોષ છોડીને રામનો

અપરાધ કહે. સઘળા રામને પવિત્ર અને ઉત્તમ કહે છે. ॥ ૩ ॥ તું પણ એનાં વખાણ કરી તેનાપર સ્નેહ રાખતી અને હવે આમ સાંભળી મને મોટો સંદેહ પેદા થાય છે. જેનો સ્વભાવ શત્રુનું પણ સારું કરે તો તે માતાનું ભુંડું કેમ કરે? ॥ ૪ ॥

**दो॰ प्रिया हास्य रिसि परिहरहु, मांगु बिचारि बिवेक ॥**
**जेहि देखों अब नयन भरि, भरत राज अभिषेक ॥ ३५ ॥**

**અર્થ.**—માટે હે પ્રિયા! હાસ્ય અને રીસને છોડી વિચારીને વિવેકથી માંગ. જેમ હું ભરતને રાજ્યાભિષેક થતાં મારી આંખથી જોઉં તેમ કર ॥ ૩૫ ॥

**चौ॰ जियै मीन बरु बारि बिहीना । मणि बिनु फणिक जियै दुख दीना ॥**
**कहौं स्वभाव न छल मन माहीं । जीवन मोर राम बिनु नाहीं ॥ १ ॥**
**समुझि देखु तैं प्रिया प्रबीना । जीवन दरशन राम अधीना ॥**
**सुनि मृदु बचन कुमति जरई । मनहुं अनल आहुति घृत परई ॥ २ ॥**
**कहहु करहु किन कोटि उपाया । इहां न लागिहि राउर माया ॥**
**देहु कि लेहु अयश करि नाहीं । मोहिं न बहु परपंच सोहाहीं ॥ ३ ॥**
**राम साधु तुम साधु सुजाना । राम मातु तुम भलि पहिचाना ॥**
**जस कौशला मोर भल ताका । तस फल देउं उन्हें करि शाका ॥ ४ ॥**

**અર્થ.**—પાણીવગર માછલું અને મણિવગર સર્પ જીવે નહીં, પણ કદાચ દુઃખથી દીન થઈ જીવે તો પણ રામવગર મારું જીવન તો નથી, તે હું મનમાં કંઈપણ કપટ રાખ્યાવગર મારા સ્વભાવથી કહું છું. ॥ ૧ ॥ તે હે ચતુર પ્રિયા! તું મનમાં વિચારી જો કે, મારું જીવન રામનાં દર્શનને આધીન જ છે. હે ગિરિજા! તે કોમળ વચનો સાંભળી કુમતિવાળી કેકયી જાણે અગ્નિમાં ઘીની આહુતિ પડે નહીં, તેમ ઘણી બળતાં બોલી કે, ॥ ૨ ॥ તમે કરોડ ઉપાય કરીને કાં કહેતા નથી, તોપણ આંહીં કાંઈ તમારી માયા લાગવાની નથી. કાં તો આપો નહીંતર ના કરીને અપયશ લો. મને આ બહુ પ્રપંચ ગમતો નથી ॥ ૩ ॥ રામ સાધુ છે અને તમે પણ સાધુ અને સુજાણ છો. તેમ તમે રામની માને પણ ભલી ઓળખી છે. જેવું કૌશલ્યાએ મારું ભલું ઈછ્યું, તેવું ફળ તેને ઈશ્વર આપશે. ॥ ૪ ॥

**दो॰ होत प्रात मुनि वेष धरि, जो न राम बन जाहिं ॥**
**मोर मरण राउर अयश, नृप समुझहु मन माहीं ॥ ३६ ॥**

**અર્થ.**—જો પ્રાતઃકાળ થતાં મુનિવેષ ધારણ કરી રામ વનવાસમાં નહીં જશે તો હે રાજા! મનમાં સમજજો કે, મારું મરણ અને તમોને અપયશ થશે. ॥ ૩૬ ॥

**चौ॰ अस कहि कुटिल भई उठि ठाढी । मानहुं रोष तरंगिनि बाढी ॥**
**पाप पहार प्रगट भइ सोई । भरी क्रोध जल जाइ न जोई ॥ १ ॥**

दोउ बर कूल कठिन हठ धारा । भवंर कूबरी बचन प्रचारा ॥
ढाहति भूप रूप तरु मूला । चली बिपति बारिधि अनुकूला ॥ २ ॥
लखी नरेश बात सब सांची । तिय मिसु मीच शीश पर नाची ॥
गहि कर विनय कीन्ह बैठारी । जनि दिनकर कुल होसि कुठारी ॥ ३ ॥
मांगु माथ अबहीं देऊं तोहीं । राम बिरह जनि मारसि मोहीं ॥
राखु राम कहं जेहि तेहि भांती । नाहित जरिहि जन्म भरि छाती ॥ ४ ॥

**અર્થ.**—એમ કહી તે કુટિલા ઉઠીને ઉભી થઈ અને તેની રોષરૂપી નદી વધી ગઈ. તે પાપરૂપી પર્વતમાંથી પ્રગટ થઈ ક્રોધરૂપી જળથી ભરાઈ બે વરદાનરૂપી કિનારા વચ્ચે કઠણ હઠરૂપી વહેવાવડે કુબડીના વચનોરૂપી ભમરીઓ જેમાં પડી રહી છે તેવી તે નદી રાજરૂપી ઝાડના મૂળોને કાઢી વિપત્તિરૂપી સમુદ્રને મળવામાટે ચાલી. ॥ ૧ ॥ ૨ ॥ એવી રીતે તેના મનનો સાચો વિચાર જોઈ રાજાએ ધાર્યું કે, આ સ્ત્રીનું માત્ર નિમિત્ત છે, પણ વાસ્તવિક રીતે મારા માથે કાળ જ નાચી રહ્યો છે. પછી તેનો હાથ પકડી નમ્રતા કરી બેસારતાં બોલ્યા કે, સૂર્ય કુળરૂપી વૃક્ષમાથે તું કુહાડારૂપ શામાટે થાયછે! ॥ ૩ ॥ જો હમણાં માથું માગે તો હું તને આપું, પણ રામના વિયોગથી તું મને રખેને મારતી. જેમ તેમ કરી તું રામને રાખ, નહીં તો આખા જન્મારાસૂધી મારી છાતી બળ્યા કરશે. ॥ ૪ ॥

दो० देखी ब्याधि असाध्य नृप, परेउ धरणि धुनि माथ ॥
कहत परम आरत बचन, राम राम रघुनाथ ॥ ३७ ॥

**અર્થ.**—રાજા તે વ્યાધિ અસાધ્ય જોઇને પરમ દુઃખકારક વચનોથી રામ રામ રામ કહેતા માથું ધૂણાવી ધરણી ઉપર પડ્યા. ॥ ૩૭ ॥

चो० ब्याकुल राउ शिथिल सब गाता । करिणि कल्पतरु मनहुं निपाता ॥
कंठ सूख मुख आव न बानी । जिमि पाठीन दीनबिनु पानी ॥ १ ॥
पुनि कह कटु कठोर कैकेयी । मर्ण पाछि जनु माहुर देयी ॥
जो अंतहु अस करतव रहेऊ । मांगु मांगु काहिके बल कहेऊ ॥ २ ॥
दुइ कि होंइ एक संग भुआलू । हंसब ठठाइ फुलाउब गालू ॥
दानि कहाउब अरु कृपणाई । चाहिय क्षेम कुशल रौताई ॥ ३ ॥
छांडहु बचन कि धीरज धरहू । जनि अबला इव करुणा करहू ॥
तनु तिय तनय धाम धन धरणी । सत्यसिंधु कहं तृण सम बरणी ॥ ४ ॥
दीन दान फिरि मांगहु राजा । परिहरि लोक वेदकी लाजा ॥

**અર્થ.**—જાણે હાથિણીએ કલ્પવૃક્ષને પાડી નાંખ્યું હોય, તેમ વ્યાકુળતાથી રાજાનાં સર્વ ગાત્રો ઠંડાં થઈ ગયાં. પાણીવગરના માછલાંની પેઠે તેનો કંઠ સુકાવા લાગ્યો અને

મોઢામાંથી કંઈ પણ વચન નીકળી શકયાં નહીં. ॥ ૧ ॥ વળી કેકયી કઠોર વચનોથી મૂઆ પડી જેમ ઝેર આપે તેમ બોલી કે, જો છેવટ તમારું આવું કર્તવ્ય હતું તો માંગ માંગ, એમ કોના બળથી કહેતા હતા? ॥ ૨ ॥ શું કાંઈ બે જણ એક સાથે રાજા થશે. મશ્કરીથી ઘણું હસવું ને ગાલ ફૂલાવવા તે બેઉ બનશે? કેવાવું દાની અને કરવી કૃપણતા. ચાવું ક્ષેમ કુશળ અને બેસવું રડવા. ॥ ૩ ॥ કાં તો વચન છોડો અને નહીં તો ધીરજ ધરો. બાયડીઓની પેઠે રડોછો શું? દેહ, સ્ત્રી, પુત્ર, મંદિર, ધન અને પૃથ્વી એ સઘળું સત્યવક્તાઓને તૃણ પ્રમાણે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. હે રાજા! લોક અને વેદની લાજ છોડીને દીધેલું દાન ફરી માંગો છો. ॥ ૪ ॥

दो० मर्म बचन सुनि राउ कह, कछुक दोष नहिं तोर ॥
लागेउ तोहिं पिशाच जनु, काल कहावत मोर ॥ ३८ ॥

**અર્થ.**—એવાં મર્મયુક્ત વચનો સાંભળી રાજા બોલ્યા કે, તેમાં તારો કાંઈપણ દોષ નથી. તને પાપરૂપી પિશાચ વળગ્યું છે અને નહીં તો મારો કાળ તને તારા હૃદયમાં ઉતરી, આમ કરાવે છે. ॥ ૩૮ ॥

चो० चहत न भरत भूप पद भोरे । बिधि बश कुमति बसी उर तोरे ॥
सो सब मोर पाप परिणामू । कछु न बसाइ भयो बिधि बामू ॥ १ ॥
सुबस बसिहि पुनि अवध सुहाई । सब गुण धाम राम प्रभुताई ॥
करिहैं भाइ सकल सेवकाई । होइहै तिहुंपुर राम बडाई ॥ २ ॥
तोर कलंक मोर पछिताऊ । मुयउ मेटि नहिं जाइहि काऊ ॥
अब तोहिं नीक लागु कर सोई । लोचन ओट बैठु मुखगोई ॥ ३ ॥
जौलौं जियौं कहौं कर जोरी । तौलौं जनि कछु कहसि बहोरी ॥
फिर पछितै हसि अंत अभागी । मारसि गाय नहारुहि लागी ॥ ४ ॥

**અર્થ**—ભરત રાજ્યગાદીને ચાહતા નથી, પણ પ્રારબ્ધને યોગે આ તારા ઉરમાં કુબુદ્ધિ વસી છે. એ સઘળું મારા પાપનું કારણ છે. નસીબ અવળાં થયાં ત્યારે કંઈપણ જોર ચાલે નહીં. ॥ ૧ ॥ આ શોભીતી અયોધ્યા ફરીથી સુખમાં વસશે. સઘળા ગુણના ભંડાર રામની પ્રભુતાઈ પણ થશે. સઘળા ભાઈઓ તેની સેવા પણ કરશે. ત્રણે લોકમાં રામચંદ્રજીની મહોટાઈ પણ થશે. ॥ ૨ ॥ પરંતુ તારાપરનું કલંક અને મારો પસ્તાવો મૂએ પણ મટશે નહીં. ખરે! તે તો કોઈ દહાડો જશે નહીં. હવે તને સારું લાગે તે કર, પણ મારી આંખોથી આડી થઈ તારું મોઢું છૂપાવીને બેસ. મને ન બતાવ. ॥ ૩ ॥ હાથ જોડીને કહું છું કે, જ્યાંસુધી હું જીવું, ત્યાંસૂધી રખે ફરી મને કંઈ કહેતી. મારી સાથે બોલીશ જ મા. હે અભાગણી! છેવટ પસ્તાઈશ. સિંહ સારુ ગાય મારે છે? જે ઇચ્છાથી ગોહત્યા કરી, તે ઇચ્છા પૂર્ણ ન થવાથી હત્યાબાબત પસ્તાવો થાય. ॥ ૪ ॥

दो० परेउ राउ कहि कोटि बिधि, काहे करसि निदान ॥
कपट चतुर नहिं कहति कछु, जागति मनहुं मसान ॥ ३९ ॥

**અર્થ.**—હે ગિરિજા! કરોડ રીતે કેકયી ન સમજતાં, શું નિશ્ચય એમજ થશે? એવા ભયથી રાજા પડી ગયા. તોપણ કપટમાં ચતુર તે જાણે સ્મશાન જગાવતી ન હોય, તેમ ચૂપ રહી કંઈ બોલી નહીં. ॥ ૩૯ ॥

चो० राम राम रटि बिकल भुआलू । जनु बिनु पंख बिहंग बिहालू ॥
हृदय मनाव मोर जनि होई । रामहिं जाइ कहै जनि कोई ॥ १ ॥
उदय करहु जनि रवि रबिकुल गुरु । अवध बिलोकि शूल होइहि उरु ॥
भूप प्रीति केकयि निठुराई । उभय अवधि बिधि रची बनाई ॥ २ ॥
बिलपत नृपहि भयउ भिनुसारा । बीणा वेणु शंख ध्वनि द्वारा ॥
पढहिं भाट गुण गावहिं गायक । सुनत नृपहि लागत जनु शायक ॥ ३ ॥
मंगल सकल सोहाइ न कैसे । सहगामिनी विभूषण जैसे ॥
त्यहि निशि नींद परी नहिं काहू । राम दरश लालसा उछाहू ॥ ४ ॥
कबहिं उदय रवि होहि बिहाना । देखब नयनन कृपानिधाना ॥
गज आरूढ राम सिय संगा । शोभा तनु शत कोटि अनंगा ॥ ५ ॥
करत मनोरथ रैनि सिरानी । प्रात प्रकट जागे मुनि ज्ञानी ॥

**અર્થ.**—તે ભૂપતિ વ્યાકુળ થઈ પાંખ વગરના પક્ષીની પેઠે તરફડીયા મારતા રામ રામ રટણ કરવા લાગ્યા અને પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યા કે, રખેને સવાર થાય અને રામને વનવાસ જવાને માટે કહે. ॥ ૧ ॥ હે સૂર્યકુળના ગુરુ સૂર્યનારાયણ! રખેને ઉદય થઈ પ્રાતઃકાળ કરતા. જો તેમ કરશો તો તમને જોઈ અયોધ્યાની પ્રજાને હૃદયમાં દુઃખ થશે. હે પાર્વતિ! રાજાને શ્રીરામવિષેની પ્રીતિ અને કેકયીની નિઠુરતા બંને બ્રહ્માએ એક જ સાથે રચી છે. ॥ ૨ ॥ એમ રાજા કલ્પાંત કરતાં સવાર પડ્યું, એટલે મંદિરમાં વીણા, વેણુ અને શંખના શબ્દ થવા લાગ્યા તથા ભાટ વગેરે રાજાના ગુણ ગાવા લાગ્યા. તે સઘળા સાંભળતાં જ રાજાને બાણ જેવા લાગ્યા. ॥ ૩ ॥ અને બીજાં અનેક મંગળો તે રાજાને કેવાં લાગતા હતાં કે, મરણ પામેલા પતિને પછવાડે બળી મરવાને સતીને જેવાં ઘરેણાં પ્રિય લાગે તેવાં. તે રાત્રીમાં રામનાં દર્શનની લાલચના આનંદને લીધે કોઈને ઉંઘ જ આવી ન હોતી. એ લોકોને તો એવું હતું કે, ક્યારે સવાર થઈ સૂર્યોદય થાય અને સીતાજી સાથે કરોડ કામદેવની શોભાવાળા કૃપાનિધાન શ્રીરામ પ્રભુને રાજ્ય ગાદીપર બિરાજવા હાથી ઉપર બેસી પધારતા આપણી આંખે જોઈએ. એમ મનોરથ કરતાં કરતાં તેઓની રાત્રી તો વીતી ગઈ અને પરોઢિયું થવાથી ગુરુ વસિષ્ઠજી પણ જાગ્યા. ॥ ૪ ॥ ૫ ॥

दो० द्वार भीर सेवक सचिव, कहहिं उदय रवि देखि ॥
जागे अजहुं न अवधपति, कारण कवन बिशेषि ॥ ४० ॥

અર્થ.—હવે અહીં દરબારના દરવાજાપર કામદારો અને સેવકોની ભીડ ભરાણી. તેઓ સુર્યોદય થયેલો જોઈ કહેવા લાગ્યા કે, આવા મહોત્સવનો દિવસ છતાં એવા કયા અત્યંત કારણને લીધે હજી સુધી અયોધ્યાપતિ જાગ્યા નહીં હોય? ॥ ૪૦ ॥

चो० पिछले पहर भूप नित जागा । आजु हमहिं बड अचरज लागा ॥
जाहु सुमंत जगावहु जाई । कीजिय काज रजायसु पाई ॥ १ ॥
गे सुमंत नृप मंदिर माहीं । देखि भयानक जात डराहीं ॥
धाइ खाइ जनु जात न हेरा । मानहुं बिपति बिशाद बसेरा ॥ २ ॥
पूंछत कोउ न उत्तर देई । गे जेहि भवन भूप कैकेयी ॥
कहि जयजीव बैठि शिरनाई । देखि भूप गति गयउ सुखाई ॥ ३ ॥
शोक बिकल बिवरण महि परेऊ । मानहुं कमल मूल परिहरेऊ ॥
सचिव सभीत सकहि नहिं पूंछी । बोली अशुभ भरी शुभ छूंछी ॥ ४ ॥

અર્થ.—રોજ પાછલે પહોરે રાજા જાગે છે અને આજે આમ થવાથી. અમને મોટું આશ્ચર્ય ભાસે છે. માટે હે સુમંત! તમે જઇને મહારાજને જગાડો અને તેમની આજ્ઞા લઈ કામકાજ કરો. ॥ ૧ ॥ તે સાંભળી સુમંત મંદિરમાં ગયો. ત્યાં મંદિરની ભયાનક સ્થિતિ જોઇને ડર્યો. માંહી જતાં જાણે હમણાં ખાવા દોડશે અને તેમાં જાણે દુઃખ અને વિખવાદ કેમ વસી રહ્યો હોય? એમ તેને લાગવાથી તો ત્યાંના સેવકોને પૂછવા લાગ્યો. ॥ ૨ ॥ તમને પૂછતાં પણ કોઇએ કંઈ ઉત્તર આપ્યો નહીં. ત્યારે તે કેકયીના મંદિરમાં રાજા હતા ત્યાં ગયો અને રાજાને મસ્તક નમાવી જય જીવ કરી બેઠો. જાણે મૂળ વગરનું કમળ પડયું હોયની? તેમ શોકમાં વ્યાકુળ થઈ બેભાનીથી પૃથ્વી ઉપર પડેલા રાજાની સ્થિતિ જોઈ સૂકાઈ ગયો; પણ તે કામદાર ભયથી કંઈ પૂછી શકયો નહીં, ત્યારે શુભ વગરની અશુભતાથી ભરેલી કુભાર્યા કેકયી બોલી; ॥ ૩ ॥ ૪ ॥

दो० परी न राजहिं नींद निशि, मर्म जान जगदीश ॥
राम राम रटि भोर किय, हेतु न कहेउ महीश ॥ ४१ ॥

અર્થ.—રાજાને આખી રાત નિદ્રા આવી નથી, તેના ભેદની તો ઈશ્વરને ખબર; પણ રામ રામ કહી સવાર પાડયું તેનું રાજા કારણ કાંઈ કહેતા નથી. ॥ ૪૧ ॥

चो० आनहु रामहिं बेगि बुलाई । समाचार तब पूंछहु आई ॥
चलेउ सुमंत राउ रुख जानी । लखी कुचाल कीन्ह कछु रानी ॥ १ ॥
शोच बिवश महिं धरै न पाऊ । रामहिं बोलि कहहिं का राऊ ॥
उर धरि धीरज गयउ दुआरे । पूंछहिं सकल देखि मनमारे ॥ २ ॥

समाधान मन कर सबहीका । गये जहां दिनकर कुलटीका ॥
राम सुमंतहि आवत देखा । आदर कीन्ह पितासम लेखा ॥ ३ ॥
निरखि बदन कहि भूप रजाई । रघुकुल दीपहि चले लिवाई ॥
राम कुभांति सचिव संग जाहीं । देखि लोग जहं तहं बिलखाहीं ॥ ४ ॥

**અર્થ.**—માટે જઇને રામને જલદી બોલાવી લાવો તો, તે આવી સઘળા સમાચાર પૂછશે. હે ઉમા! રાજાની ઇચ્છા જાણી સુમંત ચાલ્યો. તેણે જોયું કે રાણીએ કાંઈ કુચાલ ચલાવી છે. ॥ ૧ ॥ તેથી શોચવશ થઈ જવાને લીધે તેનો પગ પૃથ્વીઉપરથી ઉપડી શકતો નહોતો. રાજા રામને બોલાવીને શું કહેશે! એવો વિચાર તેને થયો, તોપણ મનમાં ધીરજ ધરી બહાર ગયો. તેનું કરમાયલું મોઢું જોઈ સઘળા તેને પૂછવા લાગ્યા. ॥ ૨ ॥ તે સર્વેના મનનું સમાધાન કરી સૂર્યકુળમાં તિલકરૂપ શ્રીરામ જ્યાં હતા ત્યાં તે ગયો. શ્રીરામચંદ્રજી સુમંતને આવતો જોઈ પોતાના પિતાનો અનુચર હોવાથી તેને પિતાસમ લેખી આદર આપ્યો. ॥ ૩ ॥ શ્રીરામ પ્રભુનું મુખારવિંદ જોઈ રાજાજ્ઞા કહીને રઘુકુળમાં દીપરૂપ શ્રીપ્રભુને લઈ ચાલ્યો. એવી ગેરરીતે શ્રીરામને કામદાર સંગે જતા જોઈ જ્યાં ત્યાંના સર્વ લોક દુઃખિત થયા. ॥ ૪ ॥

दो० जाइ दीख रघुबंश मणि, नरपति निपट कुसाज ॥
सहमि पऱ्यउ लखि सिंहनिहिं, मनहुं वृद्ध गजराज ॥ ४२ ॥

**અર્થ.**—રઘુવંશમાં મણિરૂપ શ્રીરામચંદ્રજીએ જઇને સિંહણના ભયથી જાણે વૃદ્ધ હાથી સોસાઇને બેભાન પડ્યો ન હોય, તેમ કેવળ કુસાજમાં પિતાજીને પડેલા જોયા. ॥ ૪૨ ॥

चो० सूखे अधर जरे सब अंग । मनहुं दीनमणि हीन भुजंगा ॥
सरूप समीप देखि कैकेयी । मानहुं मृत्यु घरी गनि लेई ॥ १ ॥
करुणामय रघुनाथ स्वभाऊ । प्रथम दीख दुख सुना न काऊ ॥
तदपि धीर धारे समय बिचारी । पूंछा मधुर बचन महतारी ॥ २ ॥
मोहिं कहु मातु तात दुख कारण । करिय यत्न जाहि होइ निवारण ॥
सुनहु राम सब कारण एहू । राजहि तुम पर बहुत सनेहू ॥ ३ ॥
देन कह्यउ मोहिं दुइ वरदाना । मांगेउं जो कछु मोहिं सुहाना ॥
सो सुनि भयउ भूप उर शोचू । छांडि न सकहिं तुम्हार संकोचू ॥ ४ ॥

**અર્થ.**—વળી સુકાઈ ગયેલા હોઠ અને તપી ગયેલું સર્વાંગ જોયું. જાણે મણિવગરનો સર્પ દીન થઈ પડ્યો ન હોય, તેમ પડેલા તેમણે દીઠા અને પાસે મહાક્રોધથી ભરેલી કૈકયીરૂપી કાળ, જાણે રાજાની મૃત્યુની ઘડી ગણતો ઉભો હોય તેમ જોઈ. ॥ ૧ ॥ હે ભવાનિ! શ્રીરઘુનાથજીનો તો દયાળુ સ્વભાવ છે. તેમણે પ્રથમથી જ કોઈ દિવસ દુઃખ દીઠું નથી ને સાંભળ્યું નથી, તોપણ આ બનાવ જોઈ વખત વિચારીને ધૈર્ય ધરી મિઠાશદાર વચનોથી માતા ( કૈકયી )ને પૂછ્યું. ॥ ૨ ॥ હે માતા! મને મારા પિતાજીના

દુઃખનું કારણ કહો કે, જેથી તે નિવારણ થવાનો જલદી ઉપાય કરીએ. તે સાંભળી કૈકયી બોલી કે, હે રામ! સાંભળો. તેનું સઘળું કારણ એવું છે કે, રાજાનો તમારાપર ઘણો સ્નેહ છે. ॥ ૩ ॥ હવે એણે મને આગળ બે વરદાન આપવા કહ્યું હતું, તે મને ગમ્યાં તેવાં મેં માગી લીધાં. એ સાંભળીને રાજાના મનમાં શોચ થયો અને તમારા ઉપરની પ્રીતિ છોડી ન શકવાથી સંકોચ પામ્યા છે. ॥ ૪ ॥

दो० सुत सनेह इत बचन उत, संकट परेउ नरेश ॥
सकहु तो आयसु शीश धरि, मेटहु कठिन कलेश ॥ ४३ ॥

**અર્થ.**—હવે અહીંઆ પુત્રનો પ્રેમ અને ત્યાં પોતાનું વચન, એ બેઉનું રક્ષણ કરવું અને બેમાંથી એક છોડ્યાવગર એ કાર્ય બને નહીં, તેથી રાજાને આપદા થઈ પડી છે. માટે જો તેમની આજ્ઞા શિરઉપર ધારણ કરી શકો તો, આ કઠણ કલેશ મટી જાય. ॥ ૪૩ ॥

चो० निधरक बैठि कहत कटु बानी । सुनत कठिनता अति अकुलानी ॥
जिभ कमान बचन शर नाना । मनहुं भूप मृदु लक्ष्य समाना ॥ १ ॥
जनु कठोरपन धरे शरीरा । सीख धनुष विद्या बरबीरा ॥
सब प्रसंग रघुपतिहि सुनाई । बैठी जनु तनु धरि निठुराई ॥ २ ॥
मन मुसुकाहिं भानुकुल भानू । राम सहज आनंद निधानू ॥
बोले बचन बिगत सब दूषण । मृदु मंजुल जनु बाग बिभूषण ॥ ३ ॥
सुनु जननी सोइ सुत बड भागी । जो पितु मातु बचन अनुरागी ॥
तनय मातु पितु पोषण हारा । दुर्लभ जननी यह संसारा ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! જે સાંભળતાં કઠણતા પણ ઘણી અકળાઈ જાય, એવાં કડવાં વચન કહેતી તે બેધડક બેઠી. તેની જીભરૂપી કમાનમાંથી નિકળતાં વચનરૂપી બાણુ જાણે નિશાનરૂપ રાજાને તડાતડ કેમ મારતી હોય? ॥ ૧ ॥ જાણે કઠોરપણું પોતે જ દેહ ધરી શૂરવીરની પેઠે ધનુષ્યવિદ્યા શીખે છે. એમ સઘળી હકીકત શ્રીરઘુનાથજીને સંભળાવી અને દેહધારી નિઠુરતાની પેઠે બેઠી. ॥ ૨ ॥ તે સાંભળી સહજ આનંદના ભંડાર સૂર્યકુળમાં સૂર્યરૂપ શ્રીરામચંદ્રજી મનમાં હસીને સઘળા દૂષણ રહિત વાણીના શૃંગારરૂપ નિર્મળ અને કોમળ વચને બોલ્યા કે, ॥ ૩ ॥ હે માતા! સાંભળો. જે માબાપના વચનને અનુસરીને ચાલે, તે જ પુત્ર મોટો ભાગ્યશાળી કહેવાય. હે માતા! જે માબાપને પાળવાવાળો પુત્ર, તેને આ સંસારમાં દુર્લભ શું છે? ॥ ૪ ॥

दो० मुनिगण मिलन विशेष बन, सबहि भांति भल मोर ॥
तेहि महं पितु आयसु बहुरि, संमत जननी तोर ॥ ४४ ॥

**અર્થ.**— વનમાં મને ઘણા ઋષિઓનાં મંડળ મળશે. તેથી સર્વ વાતે મારું ભલું થશે. તેમાં પણ પિતાજીની આજ્ઞા અને હે માતા! વળી તમારી સલાહ. ॥ ૪૪ ॥

चो० भरत प्राण प्रिय पावहिं राजू । बिधि सब बिधि मोहिं सन्मुख आजू ॥
जो न जाहुं बन ऐसेहु काजा । प्रथम गणिय मोहिं मूढसमाजा ॥ १ ॥

सेवहिं रंड कल्पतरु त्यागी । परिहरि अमिय लेहिं विष मांगी ॥
तेउ न पाइ अस समय चुकाहीं । देखु विचारि मातु मन माहीं ॥ २ ॥

अंब एक दुख मोहिं बिशेखी । निपट बिकल नरनायक देखी ॥
थोरिहि बात पितहि दुख भारी । होत प्रतीति न मोहि महतारी ॥ ३ ॥

राउ धीर गुण उदधि अगाधू । भा मोते कछु बड अपराधू ॥
ताते मोहिं न कहत कछु राउ । मोर शपथ तोहिं कहु सतिभाउ ॥ ४ ॥

**અર્થ.**—તેમ મારા કારણથી પ્રિય ભાઈ ભરત રાજ્ય પામશે. માટે હું સમજું છું કે, સઘળી બાબતે આજ બ્રહ્મા મને પાંસરો છે. જો આવા કારણને માટે વનમાં ન જાઉં તો હું મુરખનો સરદાર ગણાઉં. ॥ ૧ ॥ કલ્પવૃક્ષને છોડી એરંડાને કોણ સેવે? અને અમૃતને છોડી ઝેર કોણ માંગી લે? હે માતા! મનમાં વિચારી જૂવો કે, આવો સમય ચૂકયો હાથ આવે નહીં. ॥ ૨ ॥ પણ હે જનની! વિનાકારણે મારા પિતાજીને ઘણા દુઃખી જોઈ મને મોટું દુઃખ થાયછે. વાત થોડી અને પિતાજીને દુઃખ મોટું, તે જોઈ હે માતુ! મને નિશ્ચય થતો નથી. એ જ વાત સારુ પિતાજી દુઃખી હશે. ॥ ૩ ॥ મહારાજ ધૈર્યવાન્ અને સઘળા ગુણના અગાધ સમુદ્ર છે, પણ મારાથી કાંઇક મોટો અપરાધ થઈ ગયો, જેથી પિતાજી મને કાંઈ કહેતા નથી. તો તમને મારા સમ છે કે, સાચું કારણ હોય તે બતાવો. ॥ ૪ ॥

दो० सहज सरळ रघुबरबचन, कुमति कुटिल करि जान ॥
चलै जोंक जिमि बक्र गति, यद्यपि सलिल समान ॥ ४५ ॥

**અર્થ.**—હે ઉમા! શ્રીરઘુનાથજીનાં વચનો તો સહજ સરલ છે, પણ તે કુમતિ કેકયી તેને કપટી જાણે છે. જૂવો કે નદીનું જળ તો સરખું છે, પણ તેમાં જર છે તે વાંકી ચાલે છે. ॥ ૪૫ ॥

चो० रहसी रानी राम रुख पाइ । बोली कपट सनेह जनाइ ॥
शपथ तुम्हार भरत की आना । हेतु न दूरस मैं कछु जाना ॥ १ ॥

तुम अपराध योग नहिं ताता । जननी जनक बंधु सुखदाता ॥
राम सत्य तुम जो कछु कहहू । तुम पितु मातु वचन रत अहहू ॥ २ ॥

पितहि बुझाई कहौ बलि सोइ । चौथेपन अघ अयश न होइ ॥
तुम सम सुवन सुकृत जेहि दीन्हे । उचित न तासुं निरादर किन्हे ॥ ३ ॥

**लागहिं कुमुख वचन शुभ कैसे । मगह गयादिक तीरथ जैसे ॥**
**रामहिं मातु वचन सब भाये । जिमि सुरसरि गत सलिल सुहाये ॥ ४ ॥**

**અર્થ.**—પછી રામની મરજી જોઇને કેકયી મનમાં રાજી થઇને કપટમય સ્નેહ જણાવીને બોલી. તમારા સમ કે ભરતની આંણ, બીજું કાંઈ પણ કારણ મારા જાણવામાં આવ્યું નથી. ॥ ૧ ॥ હે બાપ! તમે કાંઈ અપરાધને લાયક નથી; પણ માતા, પિતા અને ભાઇઓને સુખ દેનારા છો. હે રામ! તમે જે કંઈ કહ્યું તે સત્ય છે. તમે માબાપના વચનમાં સ્નેહ રાખી તે પ્રમાણે ચાલનારા છો.॥ ૨ ॥ બલિહારી જાઉં, તમારા પિતાને સમજાવીને કહો કે, જેથી હવે ઘરડે ઘડપણ પાપ જેવું ન થાય. પૂર્વજન્મના પુણ્યે કરીને તમારા જેવા દીકરા મળ્યા છે, તેનું અપમાન કરવું ઉચિત નથી. હે પાર્વતી! તે ખરાબ મુખમાંથી નિકળતાં વચનો મઘાક્ષેત્ર માંહેલા ગયાદિક તીર્થોનાં જેવાં શુભ લાગે છે, તેથી શ્રીરામચંદ્રજીને માતાનાં વચન સઘળાં જેમ ગંગાજીના વેગમાં ગમે તે જળ નાંખીએ અને તે શોભીતું ગંગાજળ થઈ જાય તેમ ગમ્યાં. ॥ ૪ ॥

**दो० गै मूर्छा रामहि सुमिरि, नृप फिरि करवट लीन्ह ॥**
**सचिव राम आगमन कहि, बिनय समय सम कीन्ह ॥ ४६ ॥**

**અર્થ.**—એટલામાં દશરથ રાજાની મૂર્છા ઉતરી ગઈ, એટલે તેમણે શ્રીરામનું સ્મરણ કરતાં પાસું ફેરવ્યું. ત્યારે કામદારે શ્રીરામનું પધારવું કહેતાં વખત પ્રમાણે વિનય કર્યો. ॥ ૪૬ ॥

**चो० जब नृप अकनि राम पगु धारे । धरि धीरज तब नयन उघारे ॥**
**सचिव संभारि राउ बैठारे । चरण परत नृप राम निहारे ॥ १ ॥**
**लिये सनेह बिकल उर लाई । गै मणि फणिक बहुरि जिमि पाई ॥**
**रामहिं चिते रहे नरनाहू । चला बिलोचन बारि प्रवाहू ॥ २ ॥**
**शोक बिकल कछु कहे न पारा । हृदय लगावत बारहिं बारा ॥**
**बिधिहि मनाव राउ मन माहीं । जेहि रघुनाथ न कानन जाहीं ॥ ३ ॥**
**सुमिरि महेशहि कहहिं निहोरी । बिनती सुनहु सदाशिव मोरी ॥**
**आशु तोष मम औढर दानी । आरत हरहु दीन जन जानी ॥ ४ ॥**

**અર્થ.**—જ્યારે રાજાએ શ્રીરામનું પધારવું સાંભળ્યું ત્યારે ધીરજ ધરીને આંખો ઉઘાડી. તે વખત સુમંતે તેમને હાથ ઝાલીને બેસાડ્યા. જ્યારે દંડવત્ કરતા રાજાએ રામને જોયા, ॥ ૧ ॥ ત્યારે જાણે ખોવાઈ ગયેલો મણિ સર્પને પાછો મળ્યો હોયની? તેમ વચમાં અકળાઇને છાતી સાથે લગાડી અને શ્રીરામચંદ્રજી સામે જ જોઈ રહ્યા. તે વખત રાજાનાં નેત્રોમાંથી પ્રેમાશ્રુનો પ્રવાહ ચાલ્યો. ॥ ૨ ॥ અને એટલા તો શોકમાં વ્યાકુળ થયા કે, તેનો કહેતાં પાર આવે નહીં. તેઓ કુંવરને વારંવાર છાતી સાથે લગાડી શ્રીરામ વનમાં ન જવા માટે બ્રહ્માજીને મનમાં મનાવવા લાગ્યા. ॥ ૩ ॥ વળી મહાદેવજીની સ્તુતિ કરી કહેવા લાગ્યા કે; હે મહાદાની! આપને શરણ આવેલો દીન-જન જાણી મારી વિનતિ સાંભળી આશા પૂર્ણ કરીને દુઃખહરણ કરો. ॥ ૪ ॥

दो० तुम प्रेरक सबके हृदया, सो मति रामहिं देहु ॥
बचन मोर तजि रहहिं घर, परिहरि शील सनेहु ॥ ४७ ॥

**અર્થ.**—તમે સઘળાના હૃદયના પ્રેરક છો, માટે રામને એવી બુદ્ધિ આપો કે, પોતે ધર્મ, સ્નેહ, શીળ અને મારા વચનને પણ છોડી ઘેર રહે. ॥ ૪૭ ॥

चो० अयश होउ बरु सुयश नशाऊं । नरक परों बरु सुरपुरजाऊं ॥
सब दुख दुसह सहावहु मोहीं । लोचन ओट राम जनि होहीं ॥ १ ॥
अस मन गुणत राउ नहिं बोला । पीपर पात सरिस मन डोला ॥
रघुपति पिताहि प्रेमबश जानी । पुनि कछु कहेउ मातु अनुमानी ॥ २ ॥
देश काल अवसर अनुसारी । बोले बचन बिनीत बिचारी ॥
तात कहौं कछु करौं ढिठाई । अनुचित क्षमब जानि लरिकाई ॥ ३ ॥
अति लघु बात लागि दुख पावा । काहे न मोहिं कहि प्रथम जनावा ॥
देखि गुसांइहि पूंछेउं माता । सुनि प्रसंग भा शीतल गाता ॥ ४ ॥

**અર્થ.**—ભલે સુયશ જઈને અપયશ થાઓ, જોઈએ તો નરકમાં પડું કે, હું સ્વર્ગમાં જાઉં, અને ભલે મને સઘળાં અવઘડ દુઃખ વેઠવાં પડે, પણ રખેને રામ મારી નજરથી આડા થાય, તેમ નહીં કરતા. ॥ ૧ ॥ એમ મનમાં ગણત્રી કરતાં કાંઈ બોલ્યા નહીં, પણ પીપળના પાનની પેઠે તેમનું મન ડોલતું હતું. એમ પિતાજીને પ્રેમવશમાં જાણી વળી માતા કંઈ કહેશે, એમ ધારીને શ્રીરઘુપતિ દેશ, કાળ અને અવસરને અનુસરીને સુવિચારથી નમ્રતાપૂર્વક વચને બોલ્યા કે, હે તાત! કંઈક અવળાઈ કરી કહું છું તે યોગ્ય નથી. તોપણ છોકરવાદ જાણી મને ક્ષમા કરજો. ॥ ૨ ॥ ૩ ॥ ઘણી નાની વાતને માટે આવડું દુઃખ પામો છો શાસારુ? મને પ્રથમથી જ કહી ન જણાવ્યું? આપની આવી દશા જોઈ જ્યારે મેં મારી માતાને પૂછયું, ત્યારે તેમનાથી સઘળી બાબત સાંભળી મારું શરીર શાંત થયું. ॥ ૪ ॥

दो० मंगल समय सनेह बश, शोच परिहरिय तात ॥
आयसु देइय हरषि हिय, कहि पुलके प्रभु गात ॥ ४८ ॥

**અર્થ.**—હે પિતાજી! આ સમય મંગળિક છે, માટે સ્નેહનો શોક મૂકો અને હૈયામાં હરખ પામી મને આજ્ઞા આપો. હે ભગવતિ! એમ કહેતાં પ્રભુનાં રોમેરોમ ઉભાં થઈ ગયાં. ॥ ૪૮ ॥

चो० धन्य जन्म जगतीतल तासू । पितहि प्रमोद चरित सुनि जासू ॥
चारि पदारथ करतल ताके । प्रिय पितु मातु प्राणसम जाके ॥ १ ॥
आयसु पालि जन्म फल पाई । ऐहौं बेगहि होहु रजाई ॥
बिदा मातु सन आवौं मांगी । चलिहौं बनहिं बहुरि पग लागी ॥ २ ॥

अस कहि राम गवन तब कीन्हा । भूप शोकबश उतर न दीन्हा ॥
नगर व्यापि गइ बात सुतीछी । छुवत चढी जनु सब तनु बीछी ॥ ३ ॥
सुनि भये बिलक सलक नर नारी । बेलि बिटप जनु लागु दवारी ॥
जो जहं सुनै धुनै शिर सोई । बड बिषाद नहिं धीरज होई ॥ ४ ॥

**અર્થ.**—અને વળી બોલ્યા કે, જેનાં ચરિત્ર સાંભળી પિતા આનંદ પામે, તે પુત્રના જન્મને આ જગતમાં ધન્ય છે. જેને માબાપ પ્રાણ જેવા પ્યારા છે, તેને ધર્મ કામાદિક ચારે પદાર્થો હાથમાં જ છે. ॥ ૧ ॥ માટે આપની આજ્ઞા પાળી મારા જન્મનું ફળ પામું, રજા થાય તો ફરીને પાછો જલદી આવીશ. માતાઓ પાસે વિદાયગીરી માંગી આવી પછી આપને પગે લાગી વનને રસ્તે ચાલવા માંડું. ॥ ૨ ॥ એમ કહી શ્રીરામચંદ્રજી પધાર્યા, પણ શોકમાં પડેલા રાજા કંઈ પણ બોલી શકયા નહીં. હે ગિરિજા! આ તીક્ષ્ણ વાત જેમ વિંછીના ડંખનું ઝેર આખા શરીરમાં ફેલાઈ જાય, તેમ આખા નગરમાં ફેલાઈ ગઈ. ॥ ૩ ॥ તે સાંભળતાં સઘળાં સ્ત્રીપુરુષો અગ્નિના સ્પર્શથી વેલીઓ ને વૃક્ષો કરમાઈ જાય, તેમ વ્યાકુળ થઈ ગયાં. જે જ્યાં સાંભળે, તે ત્યાં માથું ધૂણાવે. એમ ધીરજ મૂકી બધાને વિખવાદ થઈ રહ્યો. ॥ ૪ ॥

दो० मुख सूखहिं लोचन श्रवहिं, शोक न हृदय समाय ॥
मानहुं करुणारस कटक, उतरा अवध बजाय ॥ ४९ ॥

**અર્થ.**—મોઢાં સૂકાઈ ગયાં, વળી આંખોમાં આંસુ વહ્યાં જાય અને હૃદયમાં ન સમાય એટલો શોક થયો કે જાણે કરુણારસ પોતેજ પોતાના કટક સાથે ડંકો વગાડીને અયોધ્યામાં આવી ઉતર્યો ન હોય? તેમ થઈ રહ્યું. ॥ ૪૯ ॥

चौ० भलि बनाइ बिधि बात बिगारी । जहं तहं देहिं केकयिहि गारी ॥
यहि पापिनिहिं बूझि का परेऊ । छाय भवन पर पावक धरेऊ ॥ १ ॥
निज कर नयन काढि चह दीखा । डारि सुधा बिष चाहत चीखा ॥
कुटिल कठोर कुबुद्धि अभागी । भइ रघुवंश बेणु बन आगी ॥ २ ॥
पल्लव बैठि पेड इन काटा । सुख महं शोक ठाट इन ठाटा ॥
सदा राम इहि प्राण समाना । कारण कवन कुटिल पन ठाना ॥ ३ ॥
सत्य कहहिं कवि नारि स्वभाऊ । सब बिधि अगम अगाध दुराऊ ॥
निज प्रतिबिंब मुकुर गहि जाई । जानि न जाइ नारि गति भाई ॥ ४ ॥

**અર્થ.**—બ્રહ્માએ ભલી બનેલી વાત બગાડી અથવા બ્રહ્માએ વાત ભલી બનાવી, પણ કેકયીએ બગાડી; તેથી તેને સર્વે મળી ગાળો દેવા મંડ્યા. એ પાપિણીને શું સૂઝ્યું હશે કે, છાજેલા નવા ઘર ઉપર અગ્નિ મૂકયો. ॥ ૧ ॥ તે ( કેકયીએ ) પોતાની આંખે કાઢીને જોવાની ઈચ્છા કરી, અમૃતને છોડીને ઝેર ચાખવાની આશા કરી. તે કુટિલ, કઠોર, કુબુદ્ધિ અને અભાગિણી તે, રઘુવંશરૂપી વાંસના વન ઉપર આગરૂપ થઈ. ॥ ૨ ॥ પાં-

દડાંતરફ બેસી તે જ ડાળનું થડ કાપવા લાગી. તેને રામ સદા જીવ જેવા વહાલા હતા અને શા કારણથી આ કઠોર પણું લીધું હશે? ॥ ૩ ॥ કવિ કહે છે કે, સ્ત્રીઓનો સ્વભાવ સઘળી રીતે અગમ, અગાધ અને ગુપ્ત કહેવાય છે, તે સાચી વાત છે. અરીસામાં પડતું પોતાનું પ્રતિબિમ્બ ઝલાયતો નહીં, પણ કદાચ ઝાલીએ, પરંતુ હે ભાઇઓ! સ્ત્રીનાં ચરિત્ર જાણવામાં આવે નહીં. ॥ ૪ ॥

दो॰ का नहिं पावक जारि सक, का न समुद्र समाइ ॥
का न करै अबला प्रबल, केहि जग काल न खाइ ॥ ५० ॥

અર્થ.—[1]અગ્નિ શું ન બાળી શકે? સમુદ્રમાં શું ન શમાય! બળવાન્ સ્ત્રી શું ન કરે? અને જગતમાં કાળ કોને ન ખાય? એ સઘળાં પોતાના નિયમપ્રમાણે કરે જ. ૫૦

चौ॰ का सुनाइ बिधि काह सुनावा । का दिखाइ चह काह दिखावा ॥
एक कहैं भल भूप न कीन्हा । बर बिचारि नहिं कुमतिहि दीन्हा ॥ १ ॥
जो हठि भयउ सकल दुख भाजन । अबला बिबस ज्ञान गुण गाजन ॥
एक धर्म परमिति पहिचाने । नृपहिं दोष नहिं देहिं सयाने ॥ २ ॥
सिबि दधीचि हरिचंद कहानी । एक एक सन कहहिं बखानी ॥
एक भरत करसंमत कहहीं । एक उदास मौन व्है रहहीं ॥ ३ ॥
कान मूंद कर रद गहि जिहा । एक कहहिं यह बात अलीहा ॥
सुकृत जाइ अस कहत तुह्मारे । भरत राम कहं प्राण पियारे ॥ ४ ॥

અર્થ.—બ્રહ્માએ પ્રથમ શું સંભળાવ્યું અને પાછું શું સંભળાવ્યું, શું દેખાડયું હતું અને શું દેખવા ચહાતા હશે? ત્યારે તેમાંનો એક કહે કે, રાજાએ કંઈ સારું કર્યું નહીં; કુમતિવાળી કૈકયીને વિચારીને વરદાન આપ્યું નહીં. ॥ ૧ ॥ જે હઠથી સઘળા દુઃખનો ભંડાર થયા. માટે જે સ્ત્રીઓને વશ થાય, તેનાં સઘળાં જ્ઞાન અને ગુણ નાશ પામે. હે પાર્વતી! તેમાં જે ખરા ધર્મને ઓળખતા હતા, તે શાણા પુરુષો રાજાને દોષ દેતા ન હતા. ॥૨॥ પણ એક બીજા પાસે શિબિ રાજા, દધીચિ ઋષિ અને હરિશ્ચન્દ્ર રાજાની વાર્તાઓ કરી પોતપોતામાં કહેવા લાગ્યા. કેટલાએક કહેવા લાગ્યા કે, ભરતજીના અનુમતથી કૈકયીએ એમ માગ્યું. કેટલાએક એમ સાંભળી ઉદાસી પામી ચૂપ થઈ રહ્યા. ॥ ૩ ॥ કેટલીક તે વાત સાંભળી કાન બંધ કરી દાંતમાં જીભ ઘાલી રહ્યા અને કહેવા લાગ્યા કે, વાત ખોટી છે, એમ કહેવાથી તમારું પુણ્ય જશે. ભરતજીને તો રામચંદ્રજી પ્રાણથી પ્યારા છે. ॥ ૪ ॥

दो॰ चंद्र श्रवै बरु अनल कण, सुधा होइ विषतूल ॥
स्वप्नेहु कबहुं न करहिं कछु, भरत राम प्रतिकूल ॥ ५१ ॥

---

૧. દોહા—જીવન પાવક જારી સક, અગસ્તન સિંધુ સમાય ॥
જિનપતિ સુત નહિ હોત પુનિ, કીર્તિ કાળ ન ખાય ॥ ૧ ॥

**અર્થ.**—કદાચ ચંદ્રમા અમૃતને ઠેકાણે અગ્નિના તણખા વરસાવે, કદાચ અમૃત ઝેર જેવું થઈ જાય, પણ ભરતજી કયારે પણ રામચંદ્રજીથી સ્વપ્નમાંએ કંઈ અવળાઈ કરે નહીં. ॥ ૫૧ ॥

**चो०** एक विधातहि दूषण देहीं । सुधा दिखाइ दीन विष जेहीं ॥
खरभर नगर शोच सब काहू । दुसह दाह उर मिटा उछाहू ॥ १ ॥
विप्र बधू कुल मान जठेरी । जे प्रिय परम केकयी केरी ॥
लगीं देन सिख शील सराही । वचन बाण सम लागहिं ताही ॥ २ ॥
भरत न प्रिय मोहिं राम समाना । सदा कहहु यह सब जग जाना ॥
करहु राम पर सहज सनेहू । केहि अपराध आजु बन देहू ॥ ३ ॥
कबहुं न कीन्ह सवति अवरेशू । प्रीति प्रतीति जान सब देशू ॥
कौसल्या अब काह बिगारा । तुम जेहि लागि बज्र उर मारा ॥ ४ ॥

**અર્થ.**—કેટલાએક બ્રહ્માને દોષ આપી કહેવા લાગ્યા કે, તેમણે અમૃત દેખાડી ઝેર આપ્યું. એવી રીતે આખા નગરમાં ખળભળાટ થઈ રહ્યા અને સઘળા શોચવશ થયાં. તેઓના હૃદયમાંથી ઉત્સાહ મટીને ઘણી દાઝ થવા લાગી. ॥ ૧ ॥ વળી બ્રાહ્મણની અને બીજી કુળવાન્ વૃદ્ધ સ્ત્રીઓ જે કેકયીની સાહેલીઓ હતી, તે સઘળી તેનાં વખાણ કરી શિખામણ દેવા લાગી કે, તું સર્વદા કહેતી કે, મને ભરતજી કરતાં રામચંદ્રજી વધારે વહાલા છે અને તે બાબત આખું જગત્ જાણે છે. વળી તું શ્રીરામપર વધારે સ્નેહ કરતી અને આજ કયા અપરાધથી તું વનવાસ આપે છે? વળી તેં શોકોમાં કોઈ દિવસ પણ દ્વેષ કર્યો નથી; પરંતુ સઘળો દેશ જાણે, તેમ પ્રીતિ અને વિશ્વાસ રાખતી તો પછી આજ કૌશલ્યાએ તારૂં શું બગાડયું? જે તું વજ્ર જેવો માર તેની છાતીમાં મારે છે, એ સ્ત્રીનું બોલવું કેકયીને બાણ જેવું લાગતું હતું. ॥૨-૩-૪

**दो०** सीय कि पिय संग परिहरिहि, लषण कि रहिहहिं धाम ॥
भरत कि भूजब राजपुर, नृप किजियहिं विनु राम ॥ ५२ ॥

**અર્થ.**—વળી તે કહેવા લાગી કે, સીતાજી કંઈ પોતાના પતિને છોડશે? ત્યારે લક્ષ્મણજી કંઈ ઘરમાં રહેશે? તેમ વળી ભરતજી કંઈ અયાધ્યાજીનું રાજ કરશે? ત્યારે શું મહારાજા દશરથ શ્રીરામવગર જીવી શકશે? ॥ ૫૨ ॥

**चो०** अस विचारि जिय छांडहु कोहू । शोक कलंक कोट जनि होहू ॥
भरतहि अवशि देहु युवराजू । कानन कौन रामकर काजू ॥ १ ॥
नाहिं न राम राज्य कर भूखे । धर्म धुरीण विषय रस रूखे ॥
गुरु गृह बसहिं राम तजि गेहू । नृप सन अस बर दूसर लेहू ॥ २ ॥
राम सरिस सुत कानन योगू । कहा कहहिं सुनि तुम कहं लोगू ॥
जो न मानिहो कहे हमारे । नहिं लागिहि कछु हाथ तुम्हारे ॥ ३ ॥

जो परिहास कीन कछु होई । तौ कहि प्रगट जनावहु सोई ॥
उठहु वेगि सोइ करहु उपाई । जेहि बिधि शोक कलंक नशाई ॥ ४ ॥

**અર્થ.**—માટે એમ વિચારી મનથી ક્રોધ છોડી દે. રખેને કલંકનો ભંડાર થઈ શોકને વશ થતી. ભરતજીને રાજ્ય અવશ્ય આપ, પણ રામને વનવાસ દેવાનું કારણ શું છે? ॥ ૧ ॥ રામ કાંઈ રાજ્યના ભૂખ્યા નથી. તે તો ધર્મધુરંધર અને સર્વ વાસનાથી રહિત છે. શ્રીરામ નિજભવન છોડીને ગુરુને ઘેર વસે, એમ બીજું વરદાન તું રાજા પાસે માગી લે. ॥ ૨ ॥ રામ જેવા કુંવર કાંઈ વનવાસને લાયક છે? કદાચ એમ થાય તો પછી તે સાંભળી સર્વ લોક તને શું કહે? માટે જો તું અમારું કહ્યું નહીં માને તો તારા હાથમાં કંઈ આવશે નહીં. ॥ ૩ ॥ જો કદાચ તેં મશ્કરી કરી હોય તો તે અમને પ્રગટ કહી દેખાડ અને જલદી ઉઠી જેમ શોક અને કલંક જાય, તેમ ઉપાય કર. ॥ ૪ ॥

**हरिगीतछंद.** जेहि भांति शोक कलंक जाइ, उपाइ करि कुल पालहू ॥
हठि फेरु रामहिं जात बन जनि, बात दूसरि चालहू ॥
जिमि भानु बिनुदिन प्राणबिनुतनु, चंद्र बिनु जिमि यामिनी ॥
तिमि अवध तुलसीदास प्रभु बिनु, समुज रे जिय भामिनी ॥ ६३ ॥

**અર્થ.**—જે રીતે શોક અને કલંક જાય એવો ઉપાય કરીને તારાં કુળનું રક્ષણ કર. શ્રીરામ વનમાં જાયછે તેને હઠથી પાછા ફેરવજે, રખેને બીજી કાંઈ વાત કરે! તે કરતી નહીં. વળી જેમ સૂર્યવગર દિવસ, જીવવગરનો દેહ, અને ચંદ્રવગરની રાત્રિ તેમ કવિ કહેછે કે, શ્રીરામવગર શ્રીઅયોધ્યાજી છે. માટે સખીઓ કહેછે કે, હે ભામિની! એમ સમજ. ॥ ૬૩ ॥

**सो०** सखिन सिखावन दीन्ह, सुनत मधुर परिणाम हित ॥
तेइ कछु कान न कीन्ह, कुटिल प्रबोधी कूबरी ॥ ४४ ॥

**અર્થ.**—મહાદેવજી કહેછે કે, હે ગિરિજા! એમ સખીઓએ જે શિખામણ આપી, તે પરિણામે કલ્યાણકારક અને મીઠાં વચન સાંભળતાં પણ કેકયીએ કંઈ ન સાંભળ્યું. કારણ કે, તેને પેલી કુટિલ કુબડીએ બોધ આગળથી આપી રાખ્યો હતો. ॥ ૪૪ ॥

**चौ०** उतर न देइ दुसह रिस रुखी । मृगिहि चितव जनु बागिनि भूखी ॥
ब्याधि असाध्य जानि तिन त्यागी । चली कहति मतिमंद अभागी ॥ १ ॥
राज्य करत इहि दैव बिगोई । कीन्हेसि अस जस करै न कोई ॥
इहि बिधि बिलपहिं पुर नर नारी । देहिं कुचालिहि कोटिक गारी ॥ २ ॥
जरहिं बिषम ज्वर लेहिं उसासा । कवन राम बिनु जीवन आसा ॥
बिकल बियोग प्रजा अकुलानी । जिमिजलचर गण सूकत पानी ॥ ३ ॥
अति बिषाद बश लोग लुगाई । गये मातु पहँ राम गुसाईं ॥
मुख प्रसन्न चित चौगुण चाऊ । हृदय शोच जनि राखहिं राऊ ॥ ४ ॥

**અર્થ.**--ઘણી રીસમાં બળી રહેલી તે કંઈ પણ ઉત્તર આપતી નથી, પણ જેમ ભૂખી સિંહણ હરણીને જોયા કરે, તેમ ટગમગ જોતી હતી. આ રોગ અસાધ્ય છે, જાશે નહીં એમ જાણી કેકયીને છોડી તે અભાગિણી અને મતિમંદ છે, એમ કહેતી સઘળી સ્ત્રીઓ ચાલી. ॥ ૧ ॥ એને નસીબે એને રાજ કરતાં અવળાઇ કરાવી દુ:ખી કરી, એ કર્કશાએ એવું કર્યું કે બીજું કોઈ કરે જ નહીં. એ પ્રમાણે સઘળાં સ્ત્રી પુરુષો વિલાપ કરતાં તે કુચાલવાળીને કરોડો ગાળો દેવા લાગ્યાં. ॥ ૨ ॥ એમ કઠણ તાપમાં બળતાં નિસાસા મૂકવા લાગ્યાં. શ્રીરામવિના જીવવાની આશા શી છે? જેમ માછલાંઓ જળ સૂકાઇ જવાથી તરફડે, તેમ અયોધ્યાનાં માણસો થવા લાગ્યાં ॥ ૩ ॥ એમ સઘળાં સ્ત્રી પુરુષો વિષાદ પામ્યાં અને શ્રીરામ પ્રભુ માતા પાસે ગયા. વનમાં જવા માટે તેનું મુખ પ્રસન્નતામાં અને ચિત્તમાં ચોગણી ચહા નાત છે; પણ રખેને રાજા રાખે ને વનમાં જવા ન આપે, એમ હૃદયમાં શોક થયો. ॥ ૪ ॥

दो० नव गयंद रघुबंशमणि, राज अलान समान ॥
छूटि जान बन गवन सुनि, उर अनंद अधिकान ॥ ५३ ॥

**અર્થ.**—રઘુવંશમાં મણિરૂપ શ્રીરામરૂપી નવા હાથીના પગમાં રાજ્યરૂપી સાંકળો પડી છે, તે કોઈ પણ યત્નમાંથી છૂટી જેમ હાથી વનમાં ભાગે, તેમ પ્રભુજીને આનંદ થયો.॥૩

चो० रघुकुल तिलक जोरि दोउ हाथा । मुदित मातु पद नायउ माथा ॥
दीन्ह अशीश लाइ उर लीन्हे । भूषण बसन निछावर कीन्हे ॥ १ ॥
बार बार मुख चुंबति माता । नयन नेह जल पुलकित गाता ॥
गोद राखि पुनि हृदय लगाये । श्रवत प्रेम रस पयद सुहाये ॥ २ ॥
प्रेम प्रमोद न कछु कहि जाई । रंक धनद पदवी जनु पाई ॥
सादर सुंदर बदन निहारी । बोली मधुर बचन महतारी ॥ ३ ॥
कहहु तात जननी बलिहारी । कबहिं लग्न मुद मंगल कारी ॥
सुकृत शील सुखसींव सुहाई । जन्म लाभ लहि अवध अघाई ॥ ४ ॥

**અર્થ.**—રઘુકુલમાં તિલકરૂપ શ્રીરામચંદ્રજી જ્યારે માતા પાસે ગયા ત્યારે હાથ જોડી તેમનાં ચરણારવિન્દ ઉપર મસ્તક નમાવ્યું. ત્યારે માતાએ આશીર્વાદ આપી હૈયા સાથે લગાડીને વસ્ત્રાભૂષણનો નોછાવર કર્યો. ॥ ૧ ॥ અને વારંવાર મુખનું ચુંબન લીધું. તે વખત માતાનાં નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં અને શરીર રોમાંચિત થઈ ગયું. તેમણે ફરી પ્રભુને ખોળામાં લઈ હૃદય સાથે લગાડ્યા. તે વખત તેમની 'છાતી' માંથી પ્રેમવડે ( દૂધની ધાર ) વહેવા લાગી. ॥ ૨ ॥ તેમને એટલો પ્રેમ અને આનંદ થયો કે, કાંઈ કહી શકાય નહી. જાણે રાંકને જેમ કુબેરની પદવી મળી હોય? પછી માનપૂર્વક શ્રીરામનું સુંદર વદન જોઈ માતા મીઠાં વચને બોલ્યાં કે, ॥ ૩ ॥ હે બાપ! બલિહારી જાઉં. કહો કે, હવે આનંદ ભરેલું પુણ્ય, શીળ, સુખની મર્યાદા, જન્મનો અત્યંત લાભ તથા મંગળકારી મુહૂર્ત ક્યારે આવે છે? ॥ ૪ ॥

दो० जेहि चाहत नर नारि सब, अति आरत इहि भांति ॥
जिमि चातकि चातक तृषित, वृष्टि शरदऋतु स्वाति ॥ ५४ ॥

**અર્થ.**—જેમ તરસ્યાં ચાતક અને ચાતકી શરદઋતુ માંહેલા સ્વાતિ નક્ષત્રની વૃષ્ટિની વાટ જૂવે, તેમ ઘણાં દુઃખી નરનારીઓ રાજ્યાભિષેકની ઇચ્છા કરશે. ॥ ૫૪ ॥

चो० तात जाऊं बलि वेगि अन्हाहू । जो मन भाव मधुर कछु खाहू ॥
पितु समीप तब जायहु भैया । भइ बडि वार जाय बलि मैया ॥ १ ॥
मातु बचन सुनि अति अनुकूला । जनु सनेह सुरतरु के फूला ॥
सुख मकरंद भरे श्रीमूला । निरखि राम मन भंवर न भूला ॥ २ ॥
धर्म धुरीण धर्मगति जानी । कहेउ मातु सन अति मृदुबानी ॥
पिता दीन्ह मोहिं कानन राजू । जहं सब भांति मोर बड काजू ॥ ३ ॥
आयसु देहु मुदित मन माता । जेहि मुद मंगल कानन जाता ॥
जनि सनेह बश डरपसि भोरे । आनंद मातु अनुग्रह तोरे ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! હું બલિહારી જાઉં. તમે જઇને જલદી નહાઓ અને મનમાં જે ગમે તે મીઠું મીઠું ખાઓ. હે ભાઈ! પછી તમે તમારા પિતાજી પાસે જજો. તમારાપર હું બલિહારી જાઉં. ઘણીવાર થઈ ગઈ માટે જાઓ. ॥ ૧ ॥ એવાં માતાનાં ઘણાં કૃપાળુ વચન સાંભળી સુખરૂપી સુગંધથી ભરેલાં મૂળવાળાં તે સ્નેહરૂપી કલ્પવૃક્ષના ફૂલને જોઇને પણ શ્રીરામના મનરૂપી ભ્રમર ભૂલ્યો નહીં. ॥ ૨ ॥ અને ઉલટા ધર્મધુરંધર પ્રભુએ ધર્મની ગતિ જાણીને માતાને ઘણી કોમળ વાણીથી કહ્યું કે, પિતાજીએ મને અરણ્યનું રાજ્ય આપ્યું છે. જ્યાં સઘળી રીતે મારું મોટું કામ છે. ॥ ૩ ॥ માટે હે માતા! પ્રેમયુક્ત મનથી મને આજ્ઞા આપો, હું જંગલમાં જાઉં. રખેને સ્નેહવશ થઈ ભોળાપણાથી ડરતાં. હે માતા! આપની કૃપાથી મને સદા આનંદ છે. ॥ ૪ ॥

दो० वर्ष चारिदश बिपिन बसि, करि पितु वचन प्रमान ॥
आय पांय पुनि देखिहौं, मन जनि करसि मलान ॥ ५५ ॥

**અર્થ.**—પિતાજીનાં વચનને સત્ય કરી ચૌદ વર્ષ વનમાં રહી પાછો આવી આપનાં ચરણારવિન્દનાં દર્શન કરીશ. રખેને તમે મનમાં કંઈ શોચ કરતા. ॥ ૫૫ ॥

चो० वचन विनीत मधुर रघुबरके । शर सम लाग मातु उर कर के ॥
सहमि सूखि सुनि शीतल बानी । जिमि जवास पर पावस पानी ॥ १ ॥
कहि न जाय कछु हृदय विषादू । जनु सहमेउ करिके हरि नादू ॥
नयन सलिल तनु थर हर कांपी । मांजा मलहुं मीन कहं व्यापी ॥ २ ॥
धरि धीरज सुत बदन निहारी । गदगद बचन कहति महतारी ॥
तात पितहि तुम प्राण पियारे । देखि मुदित नित चरित तुम्हारे ॥ ३ ॥

राज्य देन कहं शुभ दिन साधा । कहेउ जाय बन केहि अपराधा ॥
तात सुनावहु मोहिं निदानू । को दिनकर कुल भयउ कृशानू ॥ ४ ॥

અર્થ.—એવાં નમ્રતાપૂર્વક મીઠાં વચન શ્રીરામચંદ્રજીનાં સાંભળી માતાના હૃદયમાં બાણુ પ્રમાણે લાગ્યાં. તે શીતળ વાણી સાંભળતાં જેમ જવાસાના ઝાડપર વરસાદનું પાણી પડે ને કરમાઈ જાય, તેમ માતા માહેનાંમાંહી સમસમીને સૂકાઈ ગયાં. ॥ ૧ ॥ હે પાર્વતી! તેમના હૃદયનો વિખાદ કાંઈ કહ્યો જાય તેમ નથી. જેમ સિંહનો નાદ સાંભળીને હરણી ફરી જાય, તેમ તેની આંખમાંથી આંસુની ધારા ચાલી અને શરીર થરથર કંપવા લાગ્યું. જેમ વરસાદના નવા પાણીનાં ફીણ ખાવાથી માછલાં અકળાઈ જાય તેમ તે વ્યાકુળ થયાં. ॥ ૨ ॥ તો પણ ધીરજ ધરી પોતાના કુંવરનું મુખારવિન્દ જોવા લાગી. માતા ગદગદ કંઠે થઈ વચન કહેવા લાગ્યાં; હે બાપ! તમે તમારા પિતાને પ્રાણથી પ્યારા છો, તે તમારા ચરિત્ર જોઈ હર્ષ પામે છે. ॥ ૩ ॥ રાજ્ય દેવાનું કહીને સારો દિવસ ગોત્યો અને કયા અપરાધથી વનમાં જવાનું કહે છે. હે બાપ! તે સઘળું કારણ સમજાવીને કહો કે, આ સૂર્યકુળરૂપી વનમાં કોણ અગ્નિરૂપ થયું. ॥ ૪ ॥

दो० निरखि राम रुख सचिव सुत, कारण कहेउ बुझाइ ॥
सुनि प्रसंग रहि मूक गति, दशा बरणि नहिं जाइ ॥ ॥ ५६ ॥

અર્થ.—તે સાંભળી શ્રીરામચંદ્રજીની ઇચ્છા જાણી સુમંતના પુત્રે સઘળું કારણ સમજાવીને કહ્યું. તે હકીકત સાંભળી કૌશલ્યાજી મુંગાની પેઠે ચૂપ થઈ રહ્યાં. તે વખતની તેમની દશાનું કાંઈ વર્ણન થઈ શકે તેમ નથી. ॥ ૫૬ ॥

चो० राखि न सकहिं न कहि कस जाहू । दुहुं भांति उर दारुण दाहू ॥
लिखत सुधाकर लिखिगा राहू । बिधि गति बाम सदा सब काहू ॥ १ ॥
धर्म सनेह उभय मति घेरी । भइ गति सांप छछुंदरि केरी ॥
राखौं सुतहि होई अनरोधू । धर्म जाई अरु बंधु विरोधू ॥ २ ॥
कहौं जान बन तौ बडि हानीं । संकट शोच बिकल भइ रानी ॥
बहुरि समुझि तिय धर्म सयानी । राम भरत दोउ सुत सम जानी ॥ ३ ॥
सरल स्वभाव राम महतारी । बोली बचन धीर धरि भारी ॥
तात जाउ बलि कीन्हेउ नीका । पितु आयसु सब धर्मक टीका ॥ ४ ॥

અર્થ.—હવે માતાથી પ્રભુને રાખી પણ શકાય નહીં અને જાઓ એમ પણ કહી શકાય નહીં. તેથી બેઉ રીતે તેમના હૃદયમાં દાઝ થઈ. અને જાઇએ તો ચંદ્રમા પણ લખવા વખતે રાહુ લખાઈ ગયો એમ વિધિની ગતિ સર્વને માટે સર્વદા ઉલટી જ છે. એક પતિની આજ્ઞા પાળવારૂપી ધર્મ અને અહીં પુત્રનો સ્નેહ, એ બે બાબતમાં એની બુદ્ધિ ગુંથાઈ ગઈ. તેમને તે વખત સાપ અને છછુંદરવાળી ગતિ થઈ જો પુત્રને રાખું તો વેર થાય, ધર્મ જાય અને તે ભાઇઓમાં વિરોધ પડે. ॥ ૨ ॥ અને જો

વનમાં જાવા કહું તો મોટી હાની થાય. હે ગિરિજા! એવા સંકટને લીધે રાણી શોકથી વ્યાકુળ થઈ ગયાં. પછી તે શહાણી પતિવ્રતા સ્રીનો ધર્મ જાણી તથા શ્રીરામ અને ભરતજી બેઉ પુત્ર સમાન ગણી. ॥ ૩ ॥ સરળ સ્વભાવવાળી શ્રીરામની માતા ભારી ધિરજ ધરી વચન બોલ્યાં, હે બાપ! બલિહારી જાઉં ઘણું સારું કર્યું. પોતાના પિતાજીની આજ્ઞા પાળવી એજ સર્વ ધર્મમાં તિલકરૂપ છે. ॥ ૪ ॥

दो॰ राज्य देन कह दीन्ह बन, मोहिं न दुख लव लेश ॥
तुम बिन भरतहि भूपतिहि, प्रजहिं प्रचंड कलेश ॥ ५७ ॥

**અર્થ.**—રાજ્ય દેવા કહી પછી વનવાસ દીધો તેનું મને લેશ માત્ર દુઃખ નથી; પણ તમારા વગર મહારાજને, ભરતજીને અને પ્રજાને બહુ મોટો કલેશ થશે. ॥ ૫૭ ॥

चो॰ जो केवल पितु आयसु ताता । तौ जनि जाहु जानि बलि माता ॥
जो पितु मातु कहें बन जाना । तौ कानन शत अवध समाना ॥ १ ॥
पितु वनदेव मातु बनदेवी । खग मृग चरण सरोरुह सेवी ॥
अंतहु उचित नृपहि बन बासू । वय बिलोकि हिय होत हरासू ॥ २ ॥
बड भागी बन अवध अभागी । जो रघुबंश तिलक तुम त्यागी ॥
जो सुत कहौं संग मोहिं लेहू । तुम्हरे हृदय होइ संदेहू ॥ ३ ॥
पुत्र परम प्रिय तुम सबहि के । प्राण प्राण के जिवन जिके ॥
ते तुम कहहु मातु बन जाऊं । मैं सुनि बचन बैठि पछिताऊं ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! બલિહારી જાઉં. કેવળ તમારા પિતાજીનીજ આજ્ઞા હોય તો રખેને વનમાં જતા? જશો નહીં. જો પિતા અને માતા બેઉ વનવાસ જવાને કહેતાં હોય તો અરણ્ય સો અયોધ્યા જેવું છે. ॥ ૧ ॥ ત્યાં પિતા વનદેવ (ઋષિઓ) અને માતા વનદેવી (ઋષિપત્નિઓ) છે. અને ત્યાંનાં પક્ષી તથા મૃગો તમારા ચરણારવિંદની સેવકની પેઠે સેવા કરશે. રાજાએ અંતે વનવાસ કરવો એજ ઉચત છે, પણ તમારી વય જોઈને મારા હૈયામાં શોચ થાયછે. ॥ ૨ ॥ હે રઘુવંશમાં તિલકરૂપ! તમારા છોડવાથી અયોધ્યા અભાગણી છે, અને તમારા વાસથી અરણ્ય મોટું ભાગ્યશાળી છે. હે દીકરા! કદાચ હું કહું કે મને સાથે લઈ જાઓ તો તમારા મનને સંદેહ આવે. ॥ ૩ ॥ હે પુત્ર! તમે સઘળાને પરમ પ્રિય છો. તેમ સઘળાના પ્રાણના પ્રાણ અને જીવના જીવન છો. તેમ છતાં તમે કહો છો કે, માતા વનમાં જાઉં તે સાંભળી હું તો બેઠી બેઠી પસ્તાઉં છું. ॥ ૪ ॥

दो॰ यह बिचारि नहिं करउ हठ, झूठ सनेह बढाइ ॥
मानि मातु के नात बलि, सुरति बिसरि जनि जाइ ॥ ५८ ॥

**અર્થ.**—એમ વિચારી ખોટો સ્નેહ વધારીને હું હઠ કરતી નથી, પણ બલિહારી જાઉં. માતાનો નાતો જાણજો (માતાને સંભારજો) રખેને ભૂલથી ભૂલી જતા નહી.॥૫૮॥

चो० देव पितर सब तुमहिं गुसाईं । राखहिं नयन पलक की नाईं ॥
अवधि अंबु प्रिय परिजन मीना । तुम करुणाकर धर्मधुरीना ॥ १ ॥
अस बिचारी सोइ करहु उपाई । सबहि जियत जेहि भेटहु आई ॥
जाहु सुखेन बनहिं बलि जाऊं । करि अनाथ जन परिजन गाऊं ॥ २ ॥
सब कर आजु सुकृत फल बीता । भये कराल काल विपरीता ॥
यहि विधि विलपि चरण लपटानी । परम अभागिनि आपुहि जानी ॥ ३ ॥
दारुण दुसह दाह उर व्यापा । वरणि न जाइ विलाप कलापा ॥
राम उठाय मातु उर लावा । कहि मृदु बचन बहुत समुझावा ॥ ४ ॥

**અર્થ.**—હે ગુસાંઈ! મારા દેવ પિતૃ સઘળા તમે છો માટે પાંપણ જેમ આંખને રાખે તેમ રાખજો. આ અયોધ્યારૂપી સમુદ્રમાં પ્રિય કુટંબીઓરૂપી માછલાંઓ છે અને તમે કૃપાળુ તથા ધર્મધુરંધર છો, એમ વિચારી એવો ઉપાય કરજો કે કદાચ આપના વિયોગમાં પાછાં બધાં જીવતાં હોય તો આવીને મળો. હું બલિહારી જાઉં. કુટંબી સેવક અને આખા ગામને અનાથ કરીને સુખેથી વનમાં જાઓ. ॥ ૨ ॥ આ સઘળાઓના પુણ્યનું ફળ નાશ થયું અને આ કઠણ કાળ વિપરીત થયો. હે ઉમા! એ પ્રમાણે વિલાપ કરી પોતાને મોટી અભાગિણિ સમજી માતા ચરણમાં પડ્યાં તેમના મનમાં અત્યંત બળત્રા વ્યાપી રહી અને વિલાપથી તેમણે અશ્રુપાત કરી જે કલ્પાંત કરવા માંડયો તેમનું વર્ણનજ થઈ શકે નહીં. પછી શ્રીરામચંદ્રજીને હૃદય સાથે લગાડી ઘણું કોમળ વચન કહીને સમજાવ્યા. ॥ ૪ ॥

दो० समाचार तेहि समय सुनि, सीय उठी अकुलाय ॥
जाइ सासु पग कमल युग, वंदि बैठि शिरनाय ॥ ५९ ॥

**અર્થ.**—તે વખતે તે સમાચાર સાંભળી સીતાજી અકળાઈને ઉઠ્યાં અને જઈને સાસુના ચરણકમળમાં મસ્તક નમાવી વંદન કરીને બેઠાં. ॥ ૫૯ ॥

चो० दीन्ह अशीश सासु मृदुबानी । अति सुकुमारि देखि अकुलानी ॥
बैठि नमित मुख शोचति सीता । रूपराशि पति प्रेम पुनीता ॥ १ ॥
चलन चहत वन जिवननाथा । कवन सुकृत सन होइहि साथा ॥
की तनु प्राण कि केवल प्राना । विधि करतब कछु जात न जाना ॥ २ ॥
चारु चरण नख लेखति धरणी । नूपुर मुखर मधुर कबि बर्णी ॥
मनहुं प्रेमवश बिनती करहीं । हमहिं सीयपद जनि परिहरहीं ॥ ३ ॥
मंजु बिलोचन मोचति बारी । बोली देखि राममहतारी ॥
तात सुनहुं सिय अति सुकुमारी । सासु ससुर परिजनहिं पियारी ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે સાસુએ કોમળ વાણીથી આશીર્વાદ આપ્યો, પણ તે સુકુમારીને ઘણી અકળાએલી જોઈ. હે ગિરિજા! તે વખત રૂપના ભંડાર અને પતિમાં પવિત્ર પ્રેમ રાખનારાં સીતાજી નીચું માથું કરી ઉદાસ મોઢે બેઠાં. ॥ ૧ ॥ મારા પ્રાણપતિ વનમાં જવા ચાહ્યા છે તેમની સાથે કયા પુણ્યે કરી હું જઈશ? બ્રહ્માનું કર્તવ્ય કાંઈ પણ જાણી શકાતું નથી. કોણ જાણે દેહ સુદ્ધાં પ્રાણ જશે? કે, કોણ જાણે એકલા પ્રાણ જશે? ॥ ૨ ॥ કવિ કહે છે કે, એવા વિચારમાં સીતાજી પોતાના મનોહર નખોથી ધરતી ખોતરવા લાગ્યાં. તે વખત તેમણે ધરેલાં નૂપુરની મીઠા અવાજવાળી ઘુઘુરીઓ પ્રેમ વશ થઈને જાણે વિનતિ કરતી કેમ ન હોય? કે સીતાજીના ચરણ રખેને અમને છોડી આપે? તેમ લાગતું હતું. ॥ ૩ ॥ તે પોતાના સુંદર નેત્રોમાંથી પાણી પાડવા લાગ્યાં, તે જોઈ કૌશલ્યાજીએ શ્રીરામને બોલાવી જોયા. હે બાપ સાંભળો. સીતાજી ઘણાં સુકુમાર છે તેમ સાસુ સસરા અને કુટુંબીઓને પ્રાણથી પ્યારાં છે. ॥ ૪ ॥

दो० पिता जनक भूपाल मणि, ससुर भानुकुल भानु ॥
पति रविकुलकैरवबिपिन, बिधु गुण रूप निधानु ॥ ६० ॥

**અર્થ.**—સર્વ રાજાઓમાં ઉત્તમ એવા જનકરાજા જેના પિતાજી છે. સૂર્યકુળમાં સૂર્યરૂપ જેના સસરાજી છે. રવિકુળરૂપી કુમોદનીનાં વનમાથે ચંદ્રરૂપી ગુણ અને રૂપના ભંડાર તમારા જેવા પતિ છે. ॥ ૬૦ ॥

चौ० मैं पुनि पुत्र बधू प्रिय पाई । रूप राशि गुण शील सुहाई ॥
नयन पुतरि इव प्रीति बढाई । राखेउं प्राण जानकिहि लाई ॥ १ ॥
कल्पबेलि जिमि बहुबिधि लाली । सींचि सनेह सलिल प्रतिपाली ॥
फूलत फलत भयउ बिधि बामा । जानि न जाइ काह परिणामा ॥ २ ॥
पलँग पीठ तजि गोद हिंडोरा । सिय न दीन पगु अवनि कठोरा ॥
जिवनमूरि जिमि जुगवति रहेऊं । दीप बाति नहिं टारन कहेऊं ॥ ३ ॥
सो सिय चलन चहति बन साथा । आयसु काह होय रघुनाथा ॥
चंद्रकिरण रस रसिक चकोरी । रवि रुख नयन सकै किमि जोरी ॥ ४ ॥

**અર્થ.**—હું માંડ કરીને રૂપ ગુણ, શીળ અને શોભાની ભંડારરૂપ પ્રિય પુત્રની વહુ પામી છું માટે જાનકીને પ્રાણ સાથે રાખી આંખની પુતળીપ્રમાણે તેનાપર પ્રીતિ વધારું છું. ॥ ૧ ॥ જેમ ઘણી રીતે પાળી લાલન પાલન કરીને પ્રીતિથી પાણી પાઈ કલ્પવૃક્ષની વેલ ઉછેરીએ અને તેને ફૂલ, ફળ આવવાનો વખત થાય ત્યારે પ્રારબ્ધ અવળાં થઈ જાય તો પછી શું અંતે થઈ જાય તે જાણી શકાય નહીં. ॥ ૨ ॥ અને હજી પણ પલંગ ઉપરથી ઉઠાડી પરબારી ખોળામાં બેસારું છું; કોઈ દહાડો તેણે આ કઠોર ભૂમીપર પગ રાખ્યો નથી હું એને જીવન મૂળી પ્રમાણે જાળવી રાખું છું, હું એને દિવાની વાટ સમી કરવા કહેતી નથી. ॥ ૩ ॥ એવી સીતા તમારી સાથે વનવાસ માગવા ઇચ્છે છે તો

હે રઘુનાથ! તમારી શી આજ્ઞા છે? તે કહો. ચંદ્રના કિરણનો રસ (અમૃત) પીનારી જે ચકવી તે સૂર્યના તેજ સામે પોતાની આંખો કેમ જોડી શકે? ॥ ૪ ॥

दो० करि केहरि निशिचर चरहिं, दुष्ट जंतु बन भूरि ॥
बिश बाटिका कि सोह सुत, सुभग सजीवन भूरि ॥ ६१ ॥

**અર્થ.**—વનમાં તો હાથી, સિંહ, રાક્ષસ, રીંછ, વાંનર અને સર્પ વિછી વગેરે અધમ પ્રાણીઓ અનેક ફરે છે. હે દિકરા! શુભ જીવન બૂટી ઝેરની વાડીમાં કેમ શોભે? ॥ ૬૧ ॥

चो० बन हित कोल किरातकिशोरी । रची बिरंचि बिषय रस भोरी ॥
पांहन कृमि जिमि कठिन स्वभाऊ । तिनहिं कलेश न काननकाऊ ॥ १ ॥
की तापस तिय कानन योगू । जिन तप हेतु तजो सब भोगू ॥
सिय बन बसिहि तात केहि भांती । चित्र लिखित कपि देखि डराती ॥ २ ॥
सुरसरि सुभग बनज बन चारी । डाबर योग कि हंसकुमारी ॥
अस बिचारि जस आयसु होई । मैं सिख देउं जानकिहि होई ॥ ३ ॥
जो सिय भवन रहे कह अंबा । मो कहं होइ प्राण अवलंबा ॥
सुनि रघुबीर मातु प्रिय बानी । शील सनेह सुधा जनु सानी ॥ ४ ॥

**અર્થ.**—બ્રહ્માએ ઘણા વિષયના રસ રચ્યા છે પણ તે કોળી કે ભીલની છોકરીઓને કામ આવતા નથી તેને તો સર્વદા વનજ હિતકારી છે. જેમ કઠણ સ્વભાવ વાળા પથ્થરના કીડા છે તેમને વનમાં કશો કલેશ નથી તેમ ॥ ૧ ॥ અથવા તપસ્વીની સ્ત્રીઓને લાયક આ વન છે કે જેણે તપનેમાટે સર્વ ભોગનો ત્યાગ કર્યો છે. હે બાપ! ચિતરમાં કાઢેલા વાંદરાને જોઇને જે ડરે છે, તે સીતા વનમાં કેવી રીતે વસી શકશે? ॥ ૨ ॥ માનસસરોવર ઉપરના સુંદર આંબાના બાગમાં રહેનારી હંશની પુત્રી કાંઈ ખરાબ પાણીના ભરેલા ખાબોચિયાને લાયક છે? નથી. એમ વિચારી જેવી મરજી હોય તેવી જાનકીજીને હું શીખામણ આપું વળી એ સીતાજી અહીં ઘરમાં રહેશે તો તે અત્યંત મારા પ્રાણનો આધાર થશે. એવી શીળ, સ્નેહ અને અમૃતમય માતાની પ્રિયવાણી પ્રભુએ સાંભળી. ॥ ૩ ॥ ૪ ॥

दो० कहि प्रिय बचन बिबेकमय, प्रगट कीन्ह मातु परितोष ॥
लगे प्रबोधन जानकिहि, प्रगट बिपिन गुणदोष ॥ ६२ ॥

**અર્થ.**—વિવેકમય પ્રિય વચનો કહી માતાને સંતોષ પમાડ્યો. પછી માતા આગળ વનના ગુણ અને દોષ પ્રગટ કરી વૈદેહિને બોધ આપવા લાગ્યા. ॥ ૬૨ ॥

चो० मातु समीप कहत सकुचाहिं । बोले समय समुझि मन माहिं ॥
राजकुमारि सिखावन सुनहू । आन भांति जिय जनि कछु गुनहू ॥ १ ॥

आपन मोर नीक जो चहहू । बचन हमार मानि घर रहहू ॥
आयसु मोर सासु सेवकाई । सब बिधि भामिनि भवन भलाई ॥ २ ॥
यहि ते अधिक धर्म नहिं दूजा । सादर सासु श्वशुर पद पूजा ॥
जब जब मातु करिहि सुधि मोरी । होइहि प्रेम बिकल मति भोरी ॥ ३ ॥
तब तब तुम कहि कथा पुरानी । सुंदरि समुझायहु मृदुबानी ॥
कहौं स्वभाव शपथ शत मोहीं । सुमुखि मातु हित राखौं तोहीं ॥ ४ ॥

**અર્થ.**—હે ઉમા! માતા દેખતાં સ્ત્રીસાથે વાત કરવાને શરમાય છે પણ મનમાં વખત સમજીને પ્રભુ બોલ્યા, હે જનક પુત્રી! મારી શીખામણ સાંભળો. રખેને મનમાં કાંઈ બીજી બાબત આણો! ॥ ૧ ॥ તમે જો મારું અને પોતાનું ભલું ચહાતાં હો તો મારું વચન માનીને ઘેર રહો. મારી આજ્ઞા એવી છે કે, સાસુની સેવા કરો. હે સ્ત્રી! ઘરમાં રેવાથી બધી વાતે સારું છે. ॥ ૨ ॥ માનપૂર્વક સાસુસસરાના ચરણ પૂજવા તેના જેવો બીજો કાંઈ પણ અધિક ધર્મ નથી. જ્યારે જ્યારે માતા મને યાદ કરે અને પ્રેમથી ભોળી બુદ્ધિએ વ્યાકુળ થાય ત્યારે ત્યારે હે સુંદરી! તમે કોમળ વાણીથી જુની કથા કહીને તેમને સમજાવજો. હું સો સોગન ખાઈને સ્વાભાવિકપણાથી કહું છું કે, હે સુમુખી! મારી માતામાટેજ હું તમને અહીં રાખું છું. ॥ ૩ ॥ ૪ ॥

दो० गुरु श्रुति संमत धर्म फल, पाइय बिनहिं कलेश ॥
हठ बश सब संकट सहे, गालव नहुष नरेश ॥ ६२ ॥

**અર્થ.**—ગુરુ અને વેદને માનવાલાયક જે ધર્મનું ફળ છે તે વિના ક્લેશે પામવું તેમાં જે હઠ કરે તે સઘળી રીતે ગાલવ ઋષિ અને નહુષરાજાની પેઠે સંકટ સહન કરે ॥૬૩॥

चौ० मैं पुनि करि प्रमाण पितु बानी । बेगि फिरब सुनु सुमुखि सयानी ॥
दिवस जात नहिं लागिहि बारा । सुंदरि सिखवन सुनहु हमारा ॥ १ ॥
जो हठ करहु प्रेमवश बामा । तौ तुम दुख पाउब परिणामा ॥
कानन कठिन भयंकर भारी । घोर घाम हिम वारि बयारी ॥ २ ॥
कुश कंटक मृग कंकर नाना । चलब पयादेहि बिनु पदत्राना ॥
चरणकमल मृदु मंजु तुम्हारे । मारग अगम भूमि धर भारे ॥ ३ ॥
कंदर खोह नदी नद नारे । अगम अगाध न जाहिं निहारे ॥
भालु बाघ वृक केहरि नागा । करहिं नाद सुनि धीरज भागा ॥ ४ ॥

**અર્થ.**—હે શહાણી! સાંભળ. હું પિતાના વચનને સત્ય કરીને પાછો જલદી આવુંછું દિવસ જતાં કાંઈ વાર લાગતી નથી. હે સુંદરી! મારી શીખામણ યાદ રાખ. ॥ ૧ ॥ હે સ્ત્રી! જો પ્રેમને વશ થઈ હઠ કરીશ તો અંતે દુઃખ પામીશ. અરણ્ય ઘણું કઠણ અને ભારી ભયંકર છે. ત્યાં ઘણી ટાઢ તડકો વરસાદ અને વાયુ વહેછે. ॥ ૨ ॥ વળી

દર્ભ કાંટા અને કાંકરા રસ્તામાં એટલા હોયછે કે પાદુકાવગર પગ ધરાય નહીં તેમાં ચાલવું એવો કઠણ માર્ગ અને મ્હોટા પર્વતો છે અને તમારા ચરણો ઉજળા અને કોમળ છે. ॥ ૩ ॥ વળી કઠણ ઉંડા અને જોઈ ન શકાય તેવા માર્ગમાં ઘણી ગુફાઓ, નદીઓ, નદ અને નાળાં આવશે તથા રીંછ, વાઘ, દીપડા, સિંહ અને હાથી જે શબ્દ કરેછે તે સાંભળી ધૈર્યપણું જતું રહે એવું વન હોયછે. ॥ ૪ ॥

**दो० भूमिशयन बलकल बसन, अशन कंद फल मूल ॥**
**ते कि सदा सब दिन मिलहिं, समय समय अनुकूल ॥ ६४ ॥**

**અર્થ.**—તે કાનનમાં જમીનપર સૂવું, ઝાડની છાલોનાં વલકલ વસ્ત્ર પહેરવાં અને કંદમૂળ તથા ફળ ખાવાં તેપણ વખતે મળે વા નમળે. ॥ ૬૪ ॥

**चौ० नर अहार रजनीचर चरहीं । कपट भेष बन कोटिन धरहीं ॥**
**लागै अति पहारकर पानी । बिपिन बिपति नहिं जात बखानी ॥ १ ॥**
**ब्याल कराल बिहंग बन घोरा । निशिचर निकर नारि नर चोरा ॥**
**डरपहिं धीर गहन सुधि आये । मृगलोचनि तुम भीरु सुभाये ॥ २ ॥**
**हंसगमनि तुम नहिं बन योगू । सुनि अपयश देहहिं मोहिं लोगू ॥**
**मानस सलिल सुधा प्रतिपाली । जिय की लवन पयोधि मराली ॥ ३ ॥**
**नव रसाल बन बिहरण शीला । सोह कि कोकिल बिपिन करीला ॥**
**रहहु भवन अस हृदय बिचारी । चंद्र बदनि दुख कानन भारी ॥ ४ ॥**

**અર્થ.**—મનુષ્યોનો આહાર કરનારા રાક્ષસો ત્યાં ક્રોડો કપટના વેશ ધરીને ફર્યા કરેછે તેમજ પર્વતોમાંથી પડતા ઝરણાનું પાણી ઘણું ભયંકર છે એવી રીતની અરણ્યની વિપત્તી કંઈ વખાણી શકાય નહીં. ॥૧॥ ઘણા કઠણ અજગર સર્પો અને પક્ષીઓ તથા સ્ત્રી પુરુષોને ચોરનાર ભયંકર દૈત્યો તે ઘોર વનમાં ફરેછે. એવી વનની કઠણતા સાંભળી ઘણા ધિરજવાન પુરુષપણ ડરેછે તો પછી હે મૃગલોચનિ! તમો તો બિહીકણ સ્વભાવવાળાં છો. ॥ ૨ ॥ હે હંસગમનિ! તમે વનને લાયક નથી. તમારા વનસંબંધી સમાચાર સાંભળી લોક મને અપયશ આપે. માનસસરોવરનાં અમૃતજળથી પોષાએલી હંસલી કંઈ લૂણના સમુદ્રઉપર જીવે? ॥ ૩ ॥ નવીન આંબાના વનમાં ફરનારી કોયલ કંઈ કાંટાવાળા કેરાના વનમાં જીવે! માટે મનમાં એમ વિચારી ઘરમાં રહો. હે ચંદ્રવદની! અરણ્યમાં બહુ દુઃખ છે. ॥ ૪ ॥

**दो० सहज सुहृद गुरु स्वामि सिख, जोनकरै हित मानि ॥**
**सो पछिताइ अघाइ उर, अवशि होइ हित हानि ॥ ६५ ॥**

**અર્થ.**—ગુરુ પતિ અને મિત્રોની શિખામણ પોતાને કલ્યાણકારક માની જે ન કરે તે પોતાના મનમાં અત્યંત પસ્તાય અને નક્કી તેમના હિતની નુકશાની થાય. ॥ ૬૫ ॥

चो० सुनि मृदु वचन मनोहर पिय के । लोचन नलिन भरे जल सियके ॥
शीतल सिख दाहक भइ कैसे । चकइहि शरद चांदनी जैसे ॥ १ ॥
उतर न आव विकल बैदेहि । तजन चहत मोहिं परम सनेही ॥
बरबस रोकि बिलोचन बारी । धरि धीरज उर अवनि कुमारी ॥ २ ॥
लागि सासु पद कह कर जोरी । क्षमब मातु बड अविनय मोरी ॥
दीन प्राणपति मोहिं सिख सोई । जेहि विधि मोर परमहित होई ॥ ३ ॥
मैं पुनि समुझि दीख मन माहीं । पिय बियोग सम दुख जग नाहीं ॥
यहि विधि सिय सासुहि समुझाई । कहति पतिहि बर बिनय सुनाई ॥ ४ ॥
अस कहि सिक रघुपति पद लागी । बोली वचन प्रेम रस पागी ॥

**અર્થ.**—એવાં પતિનાં કોમળ અને મધુર વચનો સાંભળીને સીતાજીની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. એ શીતળ શીખામણ કવીને શરદ ઋતુની ચંદ્રમાની રાત્રીની પેઠે દુઃખદાયક થઈ. ॥ ૧ ॥ તે વખત વૈદેહિ વ્યાકુળ થઈ ગયાં તેના મોઢામાંથી કાંઈ પણ ઉત્તર નીકળ્યો નહીં. તે વિચારવા લાગ્યાં કે, મારા પ્રાણપતિ ઘણા સ્નેહી મને છોડવાને ચહાયછે! પછી તે પૃથ્વી પુત્રી ધીરજ ધરી પોતાની આંખમાંથી પડતા પાણીને રોકી. ॥ ૨ ॥ સાસુને પગે લાગી હાથજોડી બોલ્યાં કે, હે માતુશ્રી! મારો મોટો અપરાધ ક્ષમા કરો. જે પ્રમાણે મારૂં અત્યંત કલ્યાણ થાય તેવી શીખામણ મારા પ્રાણપતિએ મને આપી. ॥ ૩ ॥ પણ મેં ફરી મનમાં વિચારી જોતાં મને લાગેછે કે પતિના વિયોગ જેવું દુઃખ જગતમાં બીજું કોઈ નથી. એમ કહી જાનકીજી શ્રી રઘુનાથજીને વંદન કરી પ્રેમયુક્ત વચનોથી બોલ્યાં. ॥ ૪ ॥

दो० प्राणनाथ करुणायतन, सुंदर सुखद सुजान ॥
तुम बिनु रघुकुल कुमुद विधु, सुरपुर नरक समान ॥ ६६ ॥

**અર્થ.**—સુંદર, સુખદ, સુજાણ અને કરુણાના ભંડાર હે પ્રાણનાથ! રઘુકુળરૂપી કુમુદનીના વનઉપર ચંદ્રમા જેવા આપના વગર મને સ્વર્ગ પણ નર્ક જેવું છે. ॥ ૬૬ ॥

चो० मातु पिता भगिनी प्रिय भाई । प्रिय परिवार सुहृदय समुदाई ॥
सासु श्वशुर गुरु सुजन सुहाई । सुठि सुंदर सुशील सुखदाई ॥ १ ॥
जहं लगि नाथ नेह अरु नाते । पिय बिनु तियहि तरणि ते ताते ॥
तन धन धाम धरणि पुरराजू । पति बिहीन सब शोक समाजू ॥ २ ॥
भोग रोग सम भूषण भारु । यमयातना सरिस संसारु ॥
प्राणनाथ तुम बिनु जग माहीं । मो कहं सुखद कतहुं कोउ नाहीं ॥ ३ ॥
जिय बिनु देह नदी बिनु बारी । तैसहि नाथ पुरुष बिनु नारी ॥
नाथ सकल सुख साथ तुम्हारे । शरद बिमल विधु बदन निहारे ॥ ४ ॥

**અર્થ.**—મા બાપ બેન અને વહાલા ભાઈ પ્રિય કુટંબીઓ સખીઓનો સમુદાય સાસુ સસરા ગુરુ અને શોભિતા સજ્જન એ સઘળાં સુશિલ સુંદર પવિત્ર તથા સુખદાયક છે. ॥ ૧ ॥ તોપણુ હે નાથ! તે સ્નેહ અને નાતો પતિવગર સ્રીને સૂર્યના તાપથી પણ વધારે ગરમ છે. શરીર દ્રવ્ય મંદિર પૃથ્વી નગર અને રાજ્ય એ સઘળું પતિ વગર સ્રીઓને સદા શોક દેનાર છે. ॥ ૨ ॥ ભોગ રોગ જેવા અને આભૂષણ ભારરૂપ છે તથા સંસાર નરક જેવો છે. હે પ્રાણનાથ! આપવિના જગતમાં મને કયાંય પણ કોઈ સુખ દેનાર નથી. ॥ ૩ ॥ જેમ જીવ વગર દેહ અને જળ વગર નદી છે તેમ હે નાથ! પતિવગરની સ્રી પણ એવીજ છે. હે પ્યારા! આપની સાથે રહી શરદ ઋતુના ચંદ્રમા જેવું આપનું મુખારવિંદ જોવાથી મને સઘળાં સુખો છે. ॥ ૪ ॥

**दो०** खग मृग परिजन नगर बन, वलकल बसन दुकूल ॥
नाथ साथ सुर सदन सम, पर्णशाल सुखमूल ॥ ६७ ॥

**અર્થ.**—હે પતિ! આપની સાથે હું વનનાં પક્ષી અને મૃગોને કુટંબીઓ, વનને નગર, વલકલ વસ્રોને અમૂલ્ય વસ્ર અને પર્ણકુટીને દેવતાના મંદિર સમાન સુખના મૂળરૂપ માનીશ. ॥ ૬૭ ॥

**चो०** बनदेवी बनदेव उदारा । करिहौं सासु श्वशुर सम सारा ॥
कुश किशलय साथरी सुहाई । प्रभु संग मंजु मनोज तुराई ॥ १ ॥
कंद मूल फल अमिय अहारु । अवध सहस सुख सरिस पहारु ॥
क्षण क्षण प्रभुपदकमलबिलोकी । रहिहौं मुदित दिवसजिमिकोकी ॥ २ ॥
बन दुख नाथ कहेउ बहुतेरे । भय बिषाद परिताप घनेरे ॥
प्रभु बियोग लवलेश समाना । सब मिलि होहिं न कृपा निधाना ॥ ३ ॥
अस जिय जानि सुजान शिरोमनि । लेइय संग मोहिं छांडियजनि ॥
विनती बहुत करौं का स्वामी । करुणामय उर अंतरयामी ॥ ४ ॥

**અર્થ.**—સઘળા ઋષિઓ અને ઋષિપત્નિઓને હું સાસુ સસરા પ્રમાણે માનીશ, દર્ભ તથા ઝાડના કુમળાઓની શોભિતી સાદરીઓ બનાવી હે પ્રભુ! તેને આપનીસાથે કામસજ્જા પ્રમાણે માનીશ. ॥ ૧ ॥ કંદમૂળ અને ફળના આહારને અમૃતપ્રમાણે માનીશ. તથા પર્વતોને હજાર અયોધ્યાજી જેવા માનીશ. હે નાથ! ક્ષણે ક્ષણે આપના ચરણારવિંદનાં દર્શન કરી દિવસથી કોયલ જેમ આનંદમાં રહે તેમ રહીશ. ॥ ૨ ॥ હે પ્રાણનાથ! આપે વનનાં ઘણાં દુઃખ કહ્યાં ત્યાં ઘણો ભય વિખાદ અને સંકટ છે પણ હે કૃપાનિધાન પ્યારા! તે બધાં મળી આપના વિયોગના એક લવ પ્રમાણે પણ થાય નહીં. ॥ ૩ ॥ હે સુજાણના શિરોમણિ! એમ જાણી મને સાથે લઈ જાઓ. રખેને છોડતા? હે સ્વામી! હું શું ઘણી વિનંતી કરૂં. આપનું હૃદય કરુણામય અને અંતર્યામી છે. ॥ ૪ ॥

दो० राखिय अवधजो अवधि लगि, रहतजु जानिये प्रान ॥
दीनबंधु सुंदर सुखद, शील सनेह निधान ॥ ६८ ॥

**અર્થ.**—જો આપ પાછા આવવાની અવધીસુધી મને અયોધ્યામાં રાખશો તો સુંદર, સુખદ, શિળ અને સ્નેહના ભંડાર હે દિનબંધુ! એમ જાણજો જે જાનકીએ પ્રાણ છોડયા! ॥ ૬૮ ॥

चो० मोहिं मग चलत न होइहि हारी । क्षण क्षण चरण सरोज निहारी ॥
सबहि भांति पिय सेवा करिहौं । मारग जनित सकल श्रम हरिहौं ॥ १ ॥
पांय पखारि बैठि तरु छाहीं । करिहौं बायु मुदित मन माहीं ॥
श्रमकण सहित श्याम तनु देखे । का दुख समय प्राणपति पेखे ॥ २ ॥
सम महि तृण तरु पल्लव डासी । पांय पलोटिहि सब निशि दासी ॥
बार बार मृदु मूरती जोहीं । लागिहि ताप बयारि न मोहीं ॥ ३ ॥
को प्रभु संग मोहिं चितवनहारा । सिंहबधुहु जिमि शशक सियारा ॥
मैं सुकुमारी नाथ बन योगू । तुमहिं उचित तप मो कहं भोगू ॥ ४ ॥

**અર્થ.**—વારંવાર આપનાં ચરણારવિંદોનાં દર્શન કરતી હું માર્ગે ચાલી આવીશ. મારે માટે કાંઈ આપને શ્રમ થશે નહીં. હે પ્યારા! સર્વ રીતે આપની સેવા કરીને માર્ગમાં થનારા સઘળા શ્રમ મટાડીશ. ॥ ૧ ॥ આપનાં ચરણ પખાળી ઝાડની તળે બેસી આનંદ મનથી "વા" ઢોળીશ. ઘામનાં બિંદુસાથે આપનું શ્યામ શરીર જોવાથી હે પ્રાણ પતિ! મને તે વખત શું દુઃખ રહેશે? ॥ ૨ ॥ ખડબચડી જમીનને સરખી કરી તે ઉપર ઘાસ અને પાંદડાંનું બિછાનું બિછાવી પછી આખીરાત દાસીની પેઠે આપની ચરણ સેવા કરીશ. વારંવાર આપનું કોમળ સ્વરૂપ નિરખવાથી મને જરાપણ ઉનો વાયુ નહીં વાય. હે નાથ! આપ વનને લાયક છો, અને હું શું સકુમાર છું? આપને તપ ઉચિત છે; અને મને શું ભોગ ઉચિત છે? ॥ ૪ ॥

दो० एसहु बचन कठोर सुनि, जो न हृदय बिलगान ॥
तौ प्रभु बिषम बियोग दुख, सहि हैं पामर प्रान ॥ ६९ ॥

**અર્થ.**—આવાં કઠોર વચન સાંભળી જો આપનું હૃદય ન દુખાય, તો પછી હે પ્રભુ! આપના વિયોગનું વિષમ દુઃખ મારો આ પાપી પ્રાણ સહન કરશે? ॥ ૬૯ ॥

चो० अस कहि सीय बिकल भइ भारी । बचन बियोग न सकी संभारी ॥
देखि दशा रघुपति जिय जाना । हठि राखे राखहि न प्राना ॥ १ ॥
कहेउ कृपालु भानुकुल नाथा । परिहरि शोच चलहु बन साथा ॥
नहिं बिषाद कर अवसर आजू । वेगि करहु बन गमन समाजू ॥ २ ॥
कहि प्रिय बचन प्रियहि समुझाई । लगे मातु पद अशिष पाई ॥
वेगि प्रजा दुख मेटब आई । जननी निठुर बिसरि जनि जाई ॥ ३ ॥

**फिरिहि दशा बिधि बहुरि कि मोरी । देखिहौं नयन मनोहर जोरी ॥**
**सुदिन सुघरी तात कब होई । जननी जियत वदन बिधु जोई ॥ ४ ॥**

**અર્થ.**—એમ કહી સીતાજી બહુ વ્યાકુળ થયાં, અને વિયોગની વાતમાં તેઓ દેહને સંભાળી શકયાં નહીં. શ્રી રઘુનાથજીએ તેમની તે દશા જોઈ મનમાં જાણ્યું કે, જો આને હઠથી અહીં રાખશું તો તે પ્રાણ ત્યાગશે. ॥ ૧ ॥ એમ વિચારી કૃપાળુ સૂર્ય-કુળ પતિ શ્રીરામચંદ્રજીએ કહ્યું કે, ભલે સાથે આવજો પણ શોક મૂકો. આજ કલ્પાંત કરવાનો વખત નથી. જલદી વનમાં જવાની તૈયારી કરો. ॥ ૨ ॥ એવાં વહાલાં વચનથી પ્રિયાને સમજાવીને પછી માતાને વંદન કરી આશીરવાદ લીધો ત્યારે માતા બોલ્યાં કે, સત્વર પાછા આવી પ્રજાનાં દુઃખ મટાડજો. પણ રખેને કઠોરતા કરી માતાને વિસરી જતા! ॥ ૩ ॥ આજથી બ્રહ્માજીએ મારી દશા ફેરવી છે. આ મનોહર જોડી હું પાછી મારી આંખે કયારે દેખીશ! હે બાપ! એવો સારો દિવસ અને સારી ઘડી કયારે આવશે? કે આ માતા જીવતી રહી પાછા મુખચંદ્ર જુવે. ॥ ૪ ॥

**दो० बहुरि वच्छ कहि लाल कहि, रघुपति रघुवर तात ॥**
**कबहुं बुलाय लगाय उर, हरषि निरखिहौं गात ॥ ७० ॥**

**અર્થ.**—પાછી હે વત્સ! હે લાલ! હે રઘુપતિ! હે રઘુવર! અને હે બાપ! એમ બોલાવી છાતીએ લગાડીને હરખસહિત આ શરીરને કયારે જોઈશ. ॥ ૭૦ ॥

**चो० लखि सनेह कातरि महतारी । बचनन आव विकल भइ भारी ॥**
**राम प्रबोध कीन्ह बिधि नाना । समय सनेह न आइ बखाना ॥ १ ॥**
**तब जानकी सासु पग लागी । सुनिय मातु मैं परम अभागी ॥**
**सेवा समय दैव वन दीन्हा । मोर मनोरथ सफल न कीन्हा ॥ २ ॥**
**तजब क्षोभ जनि छांडब छोहू । कर्म्म कठिन कछु दोष न मोहू ॥**
**सुनि सिय बचन सासु अकुलानी । दशा कवन बिधि कहौं बखानी ॥ ३ ॥**
**बारहिं बार लाइ उर लीन्ही । धरि धीरज उर आशिष दिन्ही ॥**
**अचल होउ अहिवात तुह्मारा । जबलगि गंगा यमुन जल धारा ॥ ४ ॥**

**અર્થ.**—એમ કહેતાં માતા એટલાં તો વ્યાકુળ થઈ ગયાં કે, તેમના મોઢામાંથી શબ્દ સરખો નિકળી શકયો નહીં. એમ માતાને સ્નેહમાં લિન્ન થયેલી જોઈ શ્રીરામ પ્રભુએ ઘણી રીતે બોધ કર્યો. તે વખતની પ્રીતિનું કાંઈ વખાણ થઈ શકે તેમ નથી. તે પછી જાનકીજી સાસુને પગે લાગીને બોલ્યાં કે, હે માતા! સાંભળો. હું મોટી અભાગણી છું મારે પ્રારબ્ધે મને સેવા વખતે વનવાસ દઇને મારો મનોરથ કાંઈ પણ સફળ થવા દીધો નહીં. ॥ ૧ ॥ ૨ ॥ હવે આપ શોક છોડો, પણ રખેને સ્નેહ છોડતાં! એમાં મારો દોષ નથી; કર્મ જ કઠણ છે. સીતાજીનાં એવાં વચન સાંભળી સાસુને જે અકળા-મણ થયું તે દશા હું શીરીતે વર્ણવી શકું. ॥ ૩ ॥ તેમણે વારંવાર સીતાજીને છાતીએ

લગાડી ચિત્તમાં ધિરજ ધરી આશીરવાદ આપ્યો કે, જ્યાંસુધી જગતમાં ગંગાજી તથા યમુનાજી વહેછે ત્યાંસુધી તમારૂં અચળ સૌભાગ્ય રહો. ॥ ૪ ॥

दो० सीतहि सासु अशीष सिख, दीन्ह अनेक प्रकार ॥
चली नाइ पद पद्म शिर, अतिहित बारहिं बार ॥ ७१ ॥

**અર્થ.**—એમ સીતાજીની સાસુએ અનેક પ્રકારે શીખામણ અને આશીરવાદ આપ્યા, ત્યારે વૈદેહિ ઘણા હેતથી વારંવાર તેમના ચરણમાં શીશ નમાવી ચાલ્યાં. ॥ ૭૧ ॥

चो० समाचार जब लक्ष्मण पाये । व्याकुल बिलखि बदन उठि धाये ॥
कंप पुलक तनु नयन सनीरा । गहे चरण अति प्रेम अधीरा ॥ १ ॥
कहि न सकत कछु चितवत ठाढे । मीन दीन जनु जल ते काढे ॥
शोच हृदय विधि का होनहारा । सब सुख सुकृत सिरान हमारा ॥ २ ॥
मो कहं काह कहब रघुनाथा । रखिहैं भवन कि लेहहिं साथा ॥
राम बिलोकि बंधु कर जोरे । देह गेह सब तृण सम तोरे ॥ ३ ॥
बोले बचन राम नयनागर । शील सनेह सरल सुख सागर ॥
तात प्रेमवश जानि कदराहू । समुझि हृदय परिणाम उछाहू ॥ ४ ॥

**અર્થ.**—જ્યારે લક્ષ્મણજીને તે સમાચાર મળ્યા ત્યારે દુઃખથી વ્યાકુળ થઈ ખિન્ન ચહેરે ઉઠી દોડ્યા. તેમનું શરીર રોમાંચિત થઈ કંપવા લાગ્યું અને આંખમાંથી આસું ચાલ્યાં. તેમણે ઘણા પ્રેમમાં અધિરા થઈ પ્રભુના ચરણ પકડ્યા. ॥ ૧ ॥ તે મોઢેથી કંઈ પણ કહી ન શકતાં પાણીમાંથી કાઢેલા માછલાની પેઠે દીન થઈ જોતા ઉભા રહ્યા. તેમના હૃદયમાં શોચ કરી કહેવા લાગ્યા કે, હે બ્રહ્મા! શું થવાવાળું છે? અમારૂં સઘળું સુખ ને પુણ્ય નાશ પામ્યું. ॥ ૨ ॥ મને કોણજાણે રઘુનાથજી શું કહેશે ઘેરે રાખશે કે સાથે લઈ જશે. હે ભવાનિ! દેહ અને ઘર સઘળાને તણખાપ્રમાણે તોડીને હાથ જોડી ઉભેલો શ્રીરામચંદ્રજીએ જ્યારે જોયો ॥ ૩ ॥ ત્યારે ન્યાયમાં ચતુર શિળ અને સ્નેહમાં સરળ તથા સુખના સાગરરૂપ શ્રીપ્રભુ વચન બોલ્યા કે, હે બાપ! પ્રેમવશ થઈ રખે ભય રાખતા. તમારા મનમાં વિચાર જોકે પરિણામે ઉત્સાહ સમજજો. ॥ ૪ ॥

दो० मातु पिता गुरु स्वामि सिख, शिरधरि करहि सुभाय ॥
लहेउ लाभ तिन जन्मके, नतरु जन्म जग जाय ॥ ७२ ॥

**અર્થ.**—મા બાપ ગુરુ અને સ્વામીની શીખામણ સ્વભાવથી મસ્તક ઉપર જે ધરે તે જન્મનો લાભ લે, નહીં તો જગતમાં જન્મ વૃથા જાય. ॥ ૭૨ ॥

चो० अस जिय जानि सुनहु सिख भाई । करो मातु पितु पद सेवकाई ॥
भवन भरत रिपुसुदन नाहीं । राउ वृद्ध मम दुख मन माहीं ॥ १ ॥
मैं बन जाउं तुमहिं लै साथा । होइहि सब बिधि अवध नाथा ॥
गुरु पितु मातु प्रजा परिवारा । सब कहं परै दुसह दुख भारा ॥ २ ॥

रहहु करहु सब करि परितोषू । नतरु तात होइहि बड दोषू ॥
जासु राज प्रिय प्रजा दुखारी । सो नृप अवशि नरक अधिकारी ॥ ३ ॥
रहहु तात अस नीति बिचारी । सुनत लषण भये व्याकुल भारी ॥
सियरे बचन सुखि गे कैसे । परसत तुहिन तामरस जैसे ॥ ४ ॥

**અર્થ.**—એમ મનમાં જાણી ભાઇને શીખામણ આપી કે, માબાપના ચરણની સેવા કરો. ભરત શત્રુઘ્ન કોઈ ઘેર નથી અને પિતાજી વૃદ્ધ છે માટે મારા મનમાં દુઃખ થાય છે. ॥ ૧ ॥ હું તમને સાથે લઈ વનમાં જાઉં તો અયોધ્યા સર્વ વાતે અનાથ થઈ જાય તથા ગુરુ માતા પિતા પ્રજા અને પરિવારને ભારી કઠણ દુઃખ આવી પડે. ॥ ૨ ॥ માટે અહીં રહી સઘળાને સંતોષ ઉપજાવો. નહીં તો હે બાપ! મોટો દોષ થશે. જે રાજાની પ્રીય પ્રજા દુઃખી હોય તે રાજા અવશ્ય નર્કનો અધિકારી થાય. ॥ ૩ ॥ તેથી હે બાપ! એવી રાજનીતિ વિચારી અહીં રહો. તે સાંભળતાંજ લક્ષમણજી ઘણા વ્યાકુળ થઈ ગયા. હે ગિરિજા ! એ શીતળ વચનો સાંભળી કમળ ઉપર બરફ પડવાથી જેમ તે કરમાઈ જાય તેમ તે સૂકાઈ ગયા. ॥ ૪ ॥

दो० उतर न आवत प्रेमवश, गहे चरण अकुलाइ ॥
नाथ दास मैं स्वामि तुम, तजहु तौ कहा बसाइ ॥ ७३ ॥

**અર્થ.**--પ્રેમવશ થવાથી તેમના મોઢામાંથી ઉત્તર નિકળી શકયો નહીં અને અકળામણથી ચરણ પકડી રહ્યા. પછી બોલ્યા કે, હે નાથ! હું દાસ અને આપ સ્વામી છો માટે મને છોડશો તો પછી હું રહીને શું કરીશ? ॥ ૭૩ ॥

चो० दीन्ह मोहिं सिख नीक गुसांई । लागत अगम अपनि कदराई ॥
नर बर धीर धर्म धुर धारी । निगम नीति केते अधिकारी ॥ १ ॥
मैं शिशु प्रभु सनेह प्रतिपाला । मंदर मेरु कि लेइ मराला ॥
गुरु पितु मातु न जानों काहू । कहौं स्वभाव नाथ पतियाहू ॥ २ ॥
जहं लगि जगत सनेह सगाई । प्रीति प्रतीति निगम निज गाई ॥
मोरे सबै एक तुम स्वामी । दीनबंधु उर अंतरयामी ॥ ३ ॥
धर्म नीति उपदेशिय ताही । कीरति भूति सुगति प्रिय जाही ॥
मन क्रम बचन चरण रति होई । कृपासिंधु परिहरिय कि सोई ॥ ४ ॥

**અર્થ.**—હે ગુસાંઈ! આપે મને સારી શીખામણ આપી તે મારા ભયથી મને અગમ લાગે છે. આપ પુરુષોમાં શ્રેષ્ઠ ધૈર્યવાન ધર્મધુરંધર અને વેદની નીતિના અધિકારી છો. ॥ ૧ ॥ તથા હું હે પ્રભુ! બાળક છું અને મને સ્નેહે કરી પાળ્યો છે તો આપ કહો કે હંસ કંઈ મંદરાચળ કે મેરૂ પર્વતને ઉપાડી શકે? હે નાથ! હું સ્વભાવથી કહુંછું કે, મા બાપ અને ગુરુ કોઇને હું જાણુતો નથી મને તો એક આપનોજ વિશ્વાસ છે. ॥ ૨ ॥ વેદે કહેલા જગતમાં પ્રીતિ વગેરે જે કંઈ સ્નેહની સગાઈ છે તે સર્વે હે

સ્વામી! મારે તો એક આપ જ છો. આપ દિનબંધુ અને પારકાના મનને જાણનાર છો, ॥ ૩ ॥ તેથી ધર્મનીતિનો ઉપદેશ કરો છો; પણ તે જેને કીર્તિ સંપત્તિ અને સુગતિની ઇચ્છા હોય તેને પ્રિય લાગે. મન કર્મ અને વચનથી જેની પ્રીતિ આપના ચરણમાં હોય તેને હે કૃપાસિંધુ! કેમ છોડીયે? ॥ ૪ ॥

**दो॰ करुणासिंधु सुबंधु के, सुनि मृदुबचन बिनीत ॥**
**समुझाये उर लाइ प्रभु, जानि सनेह सभीत ॥ ७४ ॥**

**અર્થ.**—હે ગિરિજા! કૃપાના ભંડાર શ્રીપ્રભુએ ભાઈના એવાં નમ્રતાપૂર્વક કોમળ વચનો સાંભળી તેને સ્નેહમાં લિન્ન થયેલો જાણી છાતી સાથે લગાડી સમજાવ્યો. ॥૭૪॥

**चौ॰ मांगहु बिदा मातु सन जाई । आवहु बेगि चलहु बन भाई ॥**
**मुदित भये सुनि रघुबर बानी । भयउ लाभ बड मिटी गलानी ॥ १ ॥**
**हर्षित हृदय मातु पहं आये । मनहुं अंध फिरि लोचन पाये ॥**
**जाइ जननि पद नायउ माथा । मन रघुनंदन जानकि साथा ॥ २ ॥**
**पूछयउ मातु मलिन मन देखी । लषण कहेउ सब कथा बिशेषी ॥**
**गई सहमि सुनि बचन कठोरा । मृगी देखि जनु दव चहुं ओरा ॥ ३ ॥**
**लषण सखेउ अनरथ आजू । सनेह बश करब अकाजू ॥**
**मांगत बिदा समय सकुचाहीं । जान संग बिधि कहहिं कि नाहीं ॥ ४ ॥**

**અર્થ.**—હે ભાઈ! માતા પાસે વિદાયગિરી માગી આવી જલદી વનમાં ચાલો. એવી શ્રી પ્રભુની વાણી લક્ષ્મણજી રાજી થયા તેમને મોટો લાભ થયો અને ગ્લાની મટી ગઈ. ॥ ૧ ॥ જાણે આંધળાને આંખો મળી ન હોય તેમ આનંદી મનવડે માતા પાસે આવ્યા. તેમનું મન શ્રીરામ સીતાજી પાસે છે અને અહીં માતાને આવી મસ્તક નમાવ્યું. ॥ ૨ ॥ કુંવરનું દુઃખી મન જોઈ માતાએ પૂછયું ત્યારે લક્ષ્મણજીએ સઘળી હકીકત કહી દેખાડી. તે કઠોર વચનો સાંભળી ચારેકોર અગ્નીને સળગેલો જોઈ મૃગલીની પેઠે તે સમસમી રહી. ॥ ૩ ॥ લક્ષ્મણજીએ જાણ્યું કે આજ મોટો અનર્થ થયો. આ પ્રેમને લીધે કાંઈ અકાર્ય કરશે માટે તે વખતે વિદાયગિરી માગવા સંકોચ પામી કહેવા લાગ્યા કે, હે દેવ! પ્રભુ સાથે જવા માતા કહેશે કે નહી? ॥ ૪ ॥

**दो॰ समुझि सुमित्रा राम सिय, रूप सुशील स्वभाव ॥**
**नृप सनेह लखि धुनेउ शिर, पापिनि कीन्ह कुदाव ॥ ७५ ॥**

**અર્થ.**—હે ભવાની! શ્રીરામ સીતાજીના સ્વભાવ, રૂપ અને ડહાપણ તથા રાજાનો સ્નેહ સમજી સુમિત્રા બોલ્યાં કે, પાપિણીએ બહુ નઠારું કામ કર્યું. ॥ ૭૫ ॥

**चौ॰ धीरज धरेउ कुअवसर जानी । सहज सुहृद बोली मृदु बानी ॥**
**तात तुम्हार मातु बैदेही । पिता राम सब भांति सनेही ॥ १ ॥**

अवध तहां जहं राम निवासू । तहां दिवस जहं भानु प्रकाशू ॥
जोपै राम सीय बन जाहीं । अवध तुह्मार काज कछु नाहीं ॥ २ ॥
गुरु पितु मातु बंधु सुर साईं । सेइय सकल प्राणकी नाईं ॥
राम प्राण प्रिय जीवन जीके । स्वारथ रहित सखा सबहीके ॥ ३ ॥
पूजनीय प्रिय परम जहांते । मानहिं सकल रामके नाते ॥
असजिय जानि संग बन जाहू । लेहु तात जगजीवन लाहू ॥ ४ ॥

**અર્થ.**—પછી ખરાબ વખત જાણી ધીરજ ધરીને પોતાના કુંવરો પાસે સહજ કોમળ વાણીથી બોલ્યાં કે, હે બાપ! સીતાજી તમારાં માતા અને શ્રીરામ પિતા અથવા સર્વ વાતે તે જ સ્નેહી સમજજો. ॥ ૧ ॥ જેમ જ્યાં સૂર્યનો પ્રકાશ ત્યાં દિવસ તેમ શ્રીરામનો નિવાસ ત્યાં અયોધ્યા સમજવી. જ્યાંસુધી રામનો નિવાસ વનમાં રહે ત્યાંસુધી અયોધ્યાજીમાં કંઈ તમારું કામ નથી. ॥ ૨ ॥ મા, બાપ, ગુરુ, ભાઈ અને દેવતા સઘળા તેમને જ જાણીને પ્રાણની પેઠે તેમની સેવા કરજો. શ્રીરામ પ્રભુના જીવન અને પ્રાણપ્રિય તથા સ્વાર્થ રહિત અને સર્વેને સરખા જ છે. ॥ ૩ ॥ તેથી જેટલા પરમપ્રિય પૂજનીય છે તે સઘળા રૂપ શ્રીરામચંદ્રજીને માનજો. એમ મનમાં જાણી તેમની સાથે વનમાં જઈને હે બાપ! જગતમાં જીવ્યાનો લ્હાવો લ્યો. ॥ ૪ ॥

दो० भूरि भाग भाजन भयउ, मोहिं समेत बलि जाउं ॥
जो तुह्मरे मन छांडि छल, कीन्ह राम पद ठाउं ॥ ७६ ॥

**અર્થ.**—તમારા ચિત્તે કપટ છોડી શ્રીરામચંદ્રજીના ચરણમાં પ્રીતિ કરી માટે તું સહિત હું મોટા સદ્ભાગ્યની થઈ છું તેથી બલિહારી જાઉં છું. ॥ ૭૬ ॥

चौ० पुत्रवती युवती जग सोई । रघुबर भक्त जासु सुत होई ॥
नतरु बांझ भलि बादि बियानी । राम बिमुख सुत तें हितहानी ॥ १ ॥
तुह्मरेहि भाग राम बन जाहीं । दूसरहेतु तात कछु नाहीं ॥
सकल सुकृत फल सुत येहू । राम सीय पद सहज सनेहू ॥ २ ॥
राग रोष ईर्षा मद मोहू । जनि स्वप्नेहु इनके बश होहू ॥
सकल प्रकार बिकार बिकाई । मन क्रम बचन करहु सेवकाई ॥ ३ ॥
तुम कहं बन सब भांति सुपासू । संग पितु मातु राम सिय जासू ॥
जेहि न राम बन लहहिं कलेशू । सुत सोइ करहु मोर उपदेशू ॥ ४ ॥

**અર્થ.**—જેનો પુત્ર શ્રીરામભક્ત હોય તે જ સ્ત્રી જગતમાં પુત્રવાળી ભલી નહીં તો વાંઝણી સારી. જેનો પુત્ર શ્રીરામથી વિમુખ ને હેતથી હાની કરનારો હોય તેની માતા વ્યર્થ વીઆણી સમજવી. ॥ ૧ ॥ હે બાપ! શ્રીરામચંદ્રજી તમારે માટે વનમાં જાય છે. તે પૃથ્વીભાર ઉતારવા જાય છે બીજું કાંઈ કારણ નથી. હે પુત્ર! શ્રીરામસીતાજીના

ચરણમાં સહેજ સ્નેહ રાખવો તેજ સર્વે પુણ્યનું ફળ છે. ॥ ૨ ॥ સ્વપ્નમાં પણ રાગ, રીસ, ઈર્ષા, મદ અને મોહને વશ થતો. સઘળા પ્રકારે વિકારોને છોડીને મન કર્મ અને વચનથી સેવા કરજો. ॥ ૩ ॥ તમારી સાથે માબાપરૂપ શ્રીરામચંદ્ર સીતાજી હોવાથી તમને સર્વે વાતે વન સુખદાયક છે. હે દીકરા! મારો ઉપદેશ એવો છે કે, જે પ્રમાણે શ્રીરામચંદ્રજીને વનમાં ક્લેશ ન થાય તેમ કરજો. ॥ ૪ ॥

**हरिगीतछंद.** उपदेश यहि जेहि तात तुम ते राम सिय सुख पावहीं ॥
पितु मातु प्रिय परिवार पुर सुख सुरति बन बिसरावहीं ॥
तुलसी सुतहि सिख देइ आयसु देइ पुनि आशिष दई ॥
रतिहोउ अविरल अमल सिय रघुबीर पद नित नित नई ॥ ६४ ॥

**અર્થ.**—હે બાપ! તમને એજ ઉપદેશ છે કે જેથી શ્રીરામચંદ્રજી અને સીતાજી સુખ પામે, તેમ કરતાં માબાપ, વહાલા કુટંબી, આ નગરનાં સુખ અને વૈભવ એ સઘળાને વનમાં ભૂલાવી દેજો. કવિ કહેછે કે, એવીરીતે પુત્રને માતાએ આજ્ઞા અને શીખામણ સાથે આશીરવાદ આપ્યો કે, શ્રીરામચંદ્રજી સીતાજીના ચરણકમળમાં તમારી રોજ રોજ નિર્મળ અને અચળ પ્રીતિ થાઓ. ॥ ૬૪ ॥

**सो०** मातु चरण शिरनाइ, लषन चले शंकित हिये ॥
बागुरु विषम तुराइ, मनहु भागु मृग भाग बश ॥ ४५ ॥

**અર્થ.**—તે સાંભળી લક્ષ્મણજી માતાના ચરણમાં મસ્તક નમાવી સંકીત હૃદયે જેમ નસીબ જોગે જાળ તોડાવીને મૃગ ભાગે તેમ માતારૂપી જાળમાંથી તુરત ભાગી ચાલ્યા. ॥ ૪૫ ॥

**चो०** चले लषण जहं जानकि नाथा । भे मन मुदित पाइ प्रिय साथा ॥
बंदि राम सिय चरण सुहाये । चले संग नृप मंदिर आये ॥ १ ॥
कहहिं परस्पर पुर नर नारी । भलि बनाइ बिधि बात बिगारी ॥
तनु कृश मन दुख वदन मलीना । बिकल मनहुं माखी मधु छीना ॥ २ ॥
कर मींजहिं शिर धुनि पछितांहीं । जनु बिनु पंख बिहंग अकुलाहीं ॥
भइ बडि भीर भूप दरबारा । बरणि न जाइ बिषाद अपारा ॥ ३ ॥
सचिव उठाइ राउ बैठारे । कहि प्रिय बचन राम पगु धारे ॥
सिय समेत दोउ तनय निहारी । ब्याकुल भयउ भूमिपति भारी ॥ ४ ॥

**અર્થ.**—તે જ્યાં જાનકીનાથ હતા ત્યાં આવ્યા અને પોતાના પ્રિય સાથને જોઈ મનમાં આનંદ પામ્યા. પછી શ્રીરામ અને સીતાજીના સુંદર ચરણારવિંદમાં મસ્તક નમાવી તેમની સાથે રાજમંદિર તરફ ચાલ્યા. ॥ ૧ ॥ હે પ્રિયા! તે જોઈ નગરવાસી સ્ત્રીપુરુષો કહેવા લાગ્યાં કે, બ્રહ્માજીએ સારી બનેલી વાત પાછી બગાડી. તેઓના શરીરમાં આગ વ્યાપી ગઈ, મનમાં દુઃખ થયું અને ચહેરા ફીકા પડી ગયા. મધવગરની

માખીની પેઠે વ્યાકુળ થઈ ગયાં. ॥ ૨ ॥ અને પાંખવગરના પક્ષીની પેઠે અકળાઈ હાથ ઘસી માથું ધૂણાવી, પસ્તાવા લાગ્યાં. તે લોકોની રાજદરબારમાં ભીડ ભરાણી અને કાંઈ કહી શકાય નહીં તેવો સંતાપ થયો. ॥ ૩ ॥ ત્યારે સુમંતે રાજાને બેસાડીને કહ્યું કે, શ્રીરામ પધાર્યા. એમ સાંભળી રાજા સીતાજીસાથે પોતાના બેઉ પુત્રોને વારંવાર જોઈ ઘણા દુઃખી થયા. ॥ ૪ ॥

**दो० सीय सहित सुत शुभग दोउ, देखि देखि अकुलाइ ॥**
**बारहिं बार सनेह वश, राउ लिये उर लाइ ॥ ७७ ॥**

**અર્થ.**—સીતાજી સાથે બેઉ પુત્રને જોઈ જોઈ રાજા ઘણા અકળ અને વારંવાર સ્નેહથી તેમને છાતી સાથે લગાડવા લાગે. ॥ ૭૭ ॥

**चो० सके न बोलि विकल नरनाहू । शोक विकल उर दारुण दाहू ॥**
**नाइ शीश पद अति अनुरागा । उठि रघुनाथ बिदा तब मांगा ॥ १ ॥**
**पितु अशीश आयसु मोहिं दीजै । हर्ष समय विस्मय कत कीजै ॥**
**तात किये प्रिय प्रेम प्रमादू । यश जग जाइ होइ अपवादू ॥ २ ॥**
**सुनि सनेह वश उठि नरनाहू । बैठारे रघुपति गहि बाहू ॥**
**सुनहु तात तुम कहं मुनि कहहीं । राम चराचर नायक अहहीं ॥ ३ ॥**
**शुभ अरु अशुभ कर्म अनुहारी । ईश देइ फल हृदय विचारी ॥**
**करै जो कर्म पाव फल सोई । निगम नीति अस कह सब कोई ॥ ४ ॥**

**અર્થ.**—તેમનું હૃદય શોકમાં વ્યાકુળ થઈ ઘણું દાઝવા લાગ્યું, તેથી કાંઈપણ બોલી શકયા નહીં. ત્યારે શ્રીપ્રભુએ ઉઠી ઘણી પ્રીતિ સાથે તેમના ચરણમાં મસ્તક નમાવી વિદાયગીરી માંગી. ॥ ૧ ॥ હે પિતાજી! હર્ષિત મનથી મને આજ્ઞા આપો. આનંદના વખતમાં શોક શામાટે કરોછો? જો કદાચ મને પ્રેમથી રોકશો તો જગતમાં કીર્તિ જઈ નિંદા થશે. ॥ ૨ ॥ તે સાંભળી સ્નેહયુક્ત થએલા રાજાએ ઉઠીને શ્રીરઘુનાથજીનો હાથ ઝાલી બેસાર્યા; ને બોલ્યો કે, હે બાપ! સાંભળો. તમને ઋષિઓ કહેછે કે, રામ સ્થાવર જંગમના પતિ છે. ॥ ૩ ॥ સારૂં નરતું કર્માનુસારે છે, ઈશ્વર તેનું ફળ હૃદયમાં વિચારીને આપેછે. વેદ અને શાસ્ત્રો સર્વે કહેછે કે, જે જેવું કર્મ કરે તે તેવું ફળ પામે. ॥ ૪ ॥

**दो० और करै अपराध कोइ, और पाव फल भोग ॥**
**अति विचित्र भगवंतगति, को जग जानै योग ॥ ७८ ॥**

**અર્થ.—એક અપરાધ કરે અને બીજો તેનો ફળ ભોગવે તેનું કારણ કહો. તે સાંભળી પ્રભુ બોલ્યા કે, હે તાત[1]! દૈવની ઘણી વિચિત્ર ગતી છે તેને જગતમાં જાણવા યોગ્ય કોણ છે? કોઈ નથી. ॥ ॥ ૭૮ ॥**

---

૧ શ્રીરામે શ્રવણના શ્રાપની વાત પ્રગટ ન કરતાં મોઘમ જ પિતાજી આગળ કહ્યું.

चो० राउ राम राखन हित लागी । बहुत उपाय कीन्ह छल त्यागी ॥
लखे राम रुख रहत न जाने । धर्मधुरंधर धीर सयाने ॥ १ ॥
तब नृप सीय लाइ उर लीनी । अतिहित बहुत भांति सिख दीनी ॥
कहि बनके दुख दुसह सुनाये । सासु श्वशुर पितु सुख समुझाये ॥ २ ॥
सिय मन रामचरण अनुरागा । घरन सुगम वन अगम न लागा ॥
औरौ सबहि सीय समुझाई । कहि कहि बिपन बिपति अधिकाई ॥ ३ ॥
सचिव नारि गुरु नारि सयानी । सहित सनेह कहहिं मृदुबानी ॥
तुम कहंतौ न दीन्ह बनबासू । करहु जो कहहिं गुरु सासू ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! શ્રી રામચંદ્રજીને રાખવા માટે રાજાએ કપટ છોડીને ઘણા ઉપાયો કર્યા. પણ ધર્મધુરંધર અને ધિર પુરુષોમાં ચતુર રામની ઇચ્છા રાજાએ ન રહેવાની જાણી. ॥ ૧ ॥ ત્યારે સીતાજીને હૃદય સાથે લગાડી ઘણા હેતથી બહુ રીતે શીખામણ આપી વનનાં અવઘડ દુઃખો કહી સંભળાવ્યાં, તથા સાસુ સસરા અને માવિત્રનાં સુખ સમજાવ્યાં. ॥ ૨ ॥ પણ શ્રીરામના ચરણોમાં જનક સુતાનું મન લાગેલું હોવાથી તેને ઘર સુગમ અને અરણ્ય અગમ લાગ્યું નહીં, બીજા બધાએ પણ વનનાં અધિક અધિક દુઃખો કહી જનક સુતાને સમજાવી. ॥ ૩ ॥ કામદાર અને ગુરુપત્નિએ ઘણા સ્નેહ સાથે કોમળ વાણીથી કહ્યું કે, તમને તો કાંઈ વનવાસ દીધો નથી. તમે જેમ સાસુ સસરો અને ગુરુ કહેછે તેમ કરો. ॥ ૪ ॥

दो० शिष शीतल हित मधुर मृदु, सुनि सीतहि न सुहानि ॥
शरद चंद्र चांदनि लगत, जनु चकई अकुलानि ॥ ७९ ॥

**અર્થ.**—આવી શીતળ કલ્યાણકારી અને મીઠી શીખામણ સાંભળી, પણ તે જાનકીજીને ગમી નહીં. ફરી જેમ શરદઋતુમાં ચંદ્રનાં કિરણો જોઈ ચકવી અકળાય તેમ વ્યાકુળ થયાં. ॥ ૭૯ ॥

चो० सीय सकुच बश उतर न देई । सो सुनि तमकि उठि कैकेई ॥
मुनि पट भूषण भाजन आनी । आगे धरि बोली मृदुबानी ॥ १ ॥
नृपहि प्राण प्रिय तुम रघुबीरा । शील सनेह न छांडहि भीरा ॥
सुकृत सुयश परलोक नशाऊ । तुमहिं जान बन कहहिं नराऊ ॥ २ ॥
अस बिचारि सोइकरौजो भावा । राम जननिसिख सुनि सुखपावा ॥
भूपहि बचन बाण सम लागे करहिं न प्राण पयान अभाने ॥ ३ ॥
शोक बिकल मूर्छित नरनाहू । काह करिय कछु सूझ न काहू ॥
राम तुरत मुनि वेष बनाई । चले जनक जननी शिरनाई ॥ ४ ॥

**અર્થ.**—સીતાજીએ સંકોચથી કંઈ પણ ઉત્તર આપ્યો નહીં, તે સાંભળી કેકયી

ખીજાઇ ઉઠી અને શાકપલ્લવનાં વસ્ત્રો, તુળસીની માળા તથા તુંબડું લાવી શ્રીરામ આગળ મૂકતાં કોમળ વચને બોલી કે. ॥ ૧ ॥ હે રઘુવીર! તમે રાજાને પ્રાણથી પ્યારા છો. માટે તે શીળયુક્ત સ્નેહના યોગે કરી સંકટ વખતે પણ તમને છોડશે નહીં. એમનું પુણ્ય સુયશ કે સ્વર્ગ સઘળું નાશ પામશે તોપણ તે તમને વનમાં જવા કહેશે નહીં. ॥ ૨ ॥ એમ વિચારી તમને જે ગમે તે કરો. હે ગિરિજા! તે માતાની શીખામણ સાંભળી શ્રીરામ સુખ પામ્યા. પણ તે વચનો રાજાને બાણ જેવાં લાગ્યાં. તે કહેવા લાગ્યા કે, આ મારા અભાગી દેહમાંથી પ્રાણ કેમ નીકળી જતા નથી? ॥ ૩ ॥ હું શું કરૂં મને કાંઈ સૂઝતું નથી, એમ શોકમાં વ્યાકુળ થઈ રાજા મુર્છીત થઇ ગયા, ત્યારે શ્રીરામચંદ્રજી તરત ઋષિનો વેશ બનાવી માબાપને નમસ્કાર કરી ચાલ્યા. ॥ ૪ ॥

**दो॰ सजि बन साज समाज सब, बनिता बंधु समेत ॥**
**बंदि विप्र गुरुचरण प्रभु, चले करि सबहि अचेत ॥ ८० ॥**

**અર્થ.**—વનનો સઘળો સાજ સાજીને પોતાનાં પત્નિ અને ભાઈ સાથે બ્રાહ્મણ અને ગુરુના ચરણને વંદી સઘળાઓને અચૈતન જેવા કરી શ્રીપ્રભુ ચાલ્યા. ॥ ८० ॥

**चौ॰ निकसि वसिष्ठ द्वार भये ठाडे । देखे लोग बिरह दव डाढे ॥**
**कहि प्रिय बचन सबहि समुझाये । विप्रबृंद रघुबीर बुलाये ॥ १ ॥**
**गुरु सन कहि बरषाशन दीन्हे । आदर दान बिनय बहु कीन्हे ॥**
**याचक दान मान संतोषे । मित्र पुनित प्रेम परितोषे ॥ २ ॥**
**दासी दास बुलाइ बहोरी । गुरुहि सौंपि बोले कर जोरी ॥**
**सब कर सार संभार गुसाई । करब जनक जननी की नाई ॥ ३ ॥**
**बारहिं बार जोरि युग पानी । कहत राम सब सन मृदुबानी ॥**
**सोइ सब भांति मोर हितकारी । जेहि ते रहैं नरनाह सुखारी ॥ ४ ॥**

**અર્થ.**—ત્યાંથી નિકળી પ્રભુ ગુરુ વસિષ્ઠજીને દ્વારે આવી ઉભા રહ્યા. ત્યાં સર્વે માણસોને વિયોગાગ્નિમાં બળતાં જોયાં, ત્યારે તે સઘળાંઓને પ્યારાં વચનો કહી સમજાવ્યાં. પછી શ્રીરઘુનાથજીએ બ્રાહ્મણોને બોલાવી. ॥ ૧ ॥ ગુરુને કહ્યું કે, આમને વર્ષાસન અપાવજો. એમ કહેતાં તે સઘળાઓને માનપૂર્વક દાન આપી ઘણી નમ્રતા કરી. પછી સઘળા માગણને દાન માન આપી સંતોષ્યા અને પોતાના મિત્રોને પણ પવિત્ર પૂર્ણપ્રેમ ઉપજાવ્યો. ॥ ૨ ॥ પછી દાસ દાસીઓને બોલાવી ગુરુને સોંપતાં હાથ જોડી બોલ્યા કે, હે ગુંસાઈ! આ સઘળાઓપર માબાપની પેઠે કૃપા રાખી સાર સંભાળ કરજો. ॥ ૩ ॥ એમ શ્રીપ્રભુ વારંવાર બેઉ કર જોડી કોમળ વચનોથી સઘળાઓને કહેવા લાગ્યા કે, જે મહારાજા દશરથને સુખ કરે તે મારો સર્વે વાતે હિતકારી જ છે. ॥૪॥

**दो॰ मातु सकल मोरे बिरह, जेहि न होहिं दुख दीन ॥**
**सो उपाय तुम करब सब, पुरजन परम प्रवीन ॥ ८१ ॥**

**અર્થ.**—હે ડાહ્યા નગરવાસીઓ! મારા વિરહથી મારા સઘળી માતાઓ દુઃખી ન થાય તેવો ઉપાય તમે સઘળા કરજો. ॥ ૮૧ ॥

चौ० इहि विधि राम सबहि समुझावा । गुरु पद पद्म हर्षि शिरनावा ॥
गणपति गौरि गिरीश मनाई । चले अशीष पाइ रघुराई ॥ १ ॥
राम चलत अति भयो विषादू । सुनि न जाई पुर आरतनादू ॥
कुशकुन लंक अवध अति शोकू । हर्ष विषाद विवश सुरलोकू ॥ २ ॥
गै मूर्च्छा तब भूपति जागे । बोलि सुमंत कहन अस लागे ॥
राम चले वन प्राण न जाहीं । केहि सुख लागि रहे तनु माहीं ॥ ३ ॥
इहि ते कवन व्यथा बलवाना । जो दुख पाइ तजहिं तनु प्राणा ॥
पुनि धरि धीर कहहिं नरनाहू । लै रथ संग सखा तुम माहीं ॥ ४ ॥

**અર્થ.**—એપ્રમાણે શ્રીરામ સઘળાને સમજાવી ગુરુના ચરણારવિન્દમાં મસ્તક નમાવી તેમની આશીષ લઈ, શંકર, પાર્વતી અને ગણપતિનું સ્મરણ કરી શ્રીરામ ચાલ્યા. ॥ ૧ ॥ હે પ્રિયા! શ્રીપ્રભુ ચાલતી વખત, પુરીમાં અત્યંત સંતાપયુક્ત દુઃખના પોકારો થયા તે કંઈ કહેવામાં નહીં આવે. તે વખત અયોધ્યામાં ઘણો શોક થયો અને લંકામાં ખરાબ શકુન થયાં અને દેવતાઓ સંતાપસાથે હર્ષ પામ્યા. ॥ ૨ ॥ પછી મૂર્છા જવાથી રાજા સુમંતને બોલાવી કહેવા લાગ્યા કે, રામ ચાલ્યા તોપણ પ્રાણ જાતા નથી કયા સુખથી એ શરીરમાં રહ્યા છે? ॥ ૩ ॥ આથી બીજી કંઈ વ્યથા બળવાન્ છે? કે, જેનું દુઃખ પામી આ દેહ પ્રાણ છોડે. ફરી રાજા ધીરજ ધરીને બોલ્યા કે, હે સખા! તમે રામ સાથે રથ લઈ જાઓ. ॥ ૪ ॥

दो० सुठी सुकुमार कुमार दोउ, जनक सुता सुकुमारि ॥
रथ चढाइ दिखराइ वन, फिरहु गये दिन चारि ॥ ८२ ॥

**અર્થ.**—તે બેઉ પવિત્ર નાની વયવાળા કુંવરો અને જાનકીજી પણ સકુમાર છે. માટે તેમને રથમાં બેસાડી વન દેખાડી દિવસ અસ્ત થયે પાછા ફેરાવી લાવો. અથવા ચાર દિવસ વનમાં ફેરાવી પાછા લઈ આવો. ॥ ૮૨ ॥

चौ० जो नहिं फिरहिं धीर दोउ भाई । सत्य सिंधु दृढ व्रत रघुराई ॥
तौ तुम विनय करहु कर जोरी । फेरिय । प्रभु मिथिलेश किशोरी ॥ १ ॥
जब सिय कानन देखी डराई । कहेउ मोर सिख अवसर पाई ॥
सासु श्वशुर अस कहेउ संदेशू । पुत्रि फिरिय वन बहुत कलेशू ॥ २ ॥
पितु गृह कबहुं कबहुं ससुरारी । रहेउ जहां रुचि होइ तुम्हारी ॥
इहि विधि करेहु उपाय कदंबा । फिरइ तो होइ प्राण अवलंबा ॥ ३ ॥

**नाहिं तो मोर मरण परिणामा । कछु न बसाइ भयो विधि बामा ॥**
**अस कहि मूर्छि परेउ महिराऊ । राम लषण सिय आनि दिखाऊ ॥ ४ ॥**

**અર્થ.**—સત્યના સમુદ્ર અને દ્રઢ મતવાળા! તે બેઉ ભાઈ જો પાછા ન ફરે તો તમે રામને હાથ જોડી વિનવજો કે, હે પ્રભુ! જાનકીજીને મોકલો. ॥ ૧ ॥ જુઓ પણ, જ્યારે સીતાજી વનને જોઈને બિહે, ત્યારે વખત જાણી હું કહુ તે શીખામણ તેને કહે જો કે, સાસુ સસરાએ એવો સંદેશો આપ્યો છે કે, હે પુત્રી! વનમાં બહુ દુઃખ છે માટે પાછાં ફરો. ॥ ૨ ॥ કયારે કયારે માવિત્રમાં અને થોડા દહાડા સાસરે એમ જેમ તમારી મરજીમાં આવે તેમ ત્યાં રહેજો. એપ્રમાણે તમે ઉપાય કરજો. જો તેને પાછાં ફેરવશો તો જ મારા પ્રાણ રહશે. ॥ ૩ ॥ નહીં તો પરીણામે મારું મૃત્યુ થશે. મારા દૈવ અવળાં થયાં મારાથી કંઈ થયું નહો, માટે રામ, લક્ષ્મણ અને વૈદેહી મને દેખાડો એમ કહી રાજા પૃથ્વી ઉપર મૂર્છા ખાઈ પડ્યા. ॥ ૪ ॥

**दो० पाय रजायसु नाइ शिर, रथ अति रुचिर बनाइ ॥**
**गयहु जहां बाहर नगर, सीय सहित दोउ भाइ ॥ ८३ ॥**

**અર્થ.**—પછી એવી રીતે આજ્ઞા પામી મસ્તક નમાવી સુમંતે ઘણો મનોહર રથ બનાવ્યો અને નગર બહાર જ્યાં સીતાજી સાથે બેઉ ભાઈ હતા ત્યાં ગયો. ॥ ૮૩ ॥

**चो० तब सुमंत नृप वचन सुनाये । करि बिनती रथ राम चढाये ॥**
**चढि रथ सीय सहित दोउ भाई । चले हर्षि अवधहि शिरनाई ॥ १ ॥**
**चलत राम लखि अवध अनाथा । विकल लोग लागे सब साथा ॥**
**कृपासिंधु बहुबिधि समुझावहिं । फिरहिं प्रेमवश पुनि फिरिआवहिं ॥ २ ॥**
**लागत अवध भयानक भारी । मानहु काल राति अंधियारी ॥**
**घोर जंतु सम पुरनरनारी । डरपहिं एकहि एक निहारी ॥ ३ ॥**
**घर मशान परिजन जनु भूता । सुत हित मीत मनहुं यमदूता ॥**
**बाग न बिटप बेलि कुम्हिलाहीं । सरित सरोवर देखि न जाहीं ॥ ४ ॥**

**અર્થ.**—તેમને રાજાનાં વચનો કહી સંભળાવી વિનતી કરી શ્રીરામને રથમાં ચડાવ્યા, ત્યારે બેઉ ભાઈ સીતાજી સાથે રથમાં ચડી આનંદથી જન્મભૂમીને મસ્તક નમાવી ચાલ્યા. ॥ ૧ ॥ ત્યારે અનાથપુરીની પ્રજા રામને જતાં જોઈ વ્યાકુળ થઈ સાથે ચાલ્યા, કૃપાના ભંડાર પ્રભુએ તેમને ઘણી રીતે સમજાવ્યા, પણ પ્રેમમાં લપટાએલા તે બિચારા જાય અને પાછા ફરે. ॥ ૨ ॥ હે ભવાનિ! તે વખત કાળી ચૌદશની રાત જેવી અયોધ્યા ભયંકર લાગતી હતી, તેમાં ફરનારા સ્ત્રીપુરુષો ઘોર જંતુની પેઠે એક બીજાને જોઈ ડરતાં હતાં. ॥ ૩ ॥ તે વખત તેમના ઘર મસાણ જેવાં અને કુટંબીઓ ભૂતપ્રમાણે તેઓને ભાસતા હતા. તથા પોતાના પુત્રો અને હિતકારી મિત્રો તે જાણે યમદૂત જેવા લાગતા હતા. હે ઉમા! તે વખત બાગ બગીચા, વૃક્ષો,

અને વેલીઓ સઘળી કરમાઈ ગઈ. સર્યૂ ગંગા અને સરોવર તો જોઈ શકાયજ નહીં એવાં સુકાઈ ગયાં. ॥ ૪ ॥

**दो० हय गये कोटिक कलि मृग, पुर पशु चातक मोर ॥**
**पिक रथांग शुक शारिका, सारस हंस चकोर ॥ ८४ ॥**

**અર્થ.**—સુંદર રમણિક નગરમાં ઘરોઘર પાળેલા અશ્વ, હાથી વગેરે પશુઓ મૃગ, ચાતક, મોર, પોપટ, મેના, કોયલ, ચકવા, સારસ, હંસ અને ચકોર વગેરે પક્ષીઓ તે. ॥ ૮૪ ॥

**चो० राम वियोग विकल सब ठाढे । जहं तहं मनहुं चित्र लिखि काढे ॥**
**नगर सकल बन गहवर भारी । खग मृग बिकल सकल नर नारी ॥ १ ॥**
**विधि केकयी किरातिनि कीनी । जेहि दव दुसह दशहु दिशिदीनी ॥**
**सहिन सके रघुवर विरहागी । चलेलोग सब ब्याकुल भागी ॥ २ ॥**
**सबहि विचार कीन्ह मन माहीं । राम लषण सिय बिनु सुख नाहीं ॥**
**जहां राम तहं सकल समाजू । बिनु रघुबीर अवध कहा काजू ॥ ३ ॥**
**चले साथ असमंत्र दृढाई । सुर दुर्लभ सुख सदन बिहाई ॥**
**रामचरण पंकज प्रिय जिनहिं । विषय भोगवश करै कि तिनहीं ॥ ४ ॥**

**અર્થ.**—બધાં શ્રીરામના વિયોગથી વ્યાકુળ થઈ જાણે ચિતરી કાઢેલાં કેમ હોય? તેમ સ્તબ્ધ થઈ ઉભાં રહ્યાં. તે વખતે સઘળું નગર ગંભીર વનના જેવું લાગતું હતું અને સઘળાં પશુપક્ષીઓ તથા સ્ત્રીપુરુષો, ઘણાં વ્યાકુળ થયાં હતાં. ॥ ૧ ॥ તે વનમાં બ્રહ્માજીએ કેકયીને ભિલડી બનાવી, કે જેણે દશે દિશામાં ભારી આગ લગાડી દીધી. સઘળાં મનુષ્યો શ્રીરામચંદ્રજીના વિયોગને સહન કરી શકયાં નહીં તેથી નાસવા લાગ્યાં. ॥ ૨ ॥ સઘળાંઓએ મનમાં વિચાર કર્યો કે, શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજી વગર સુખ નથી, જ્યાં શ્રીરામ ત્યાં સકળ સમાજ રહેવો જોઇએ, શ્રીરઘુનાથજી વગર અયોધ્યામાં અમારૂં શું કામ છે? ॥ ૩ ॥ એમ વિચાર નક્કી કરી દેવતાઓને દુર્લભ એવાં ઘરોનાં સુખ મૂકી મૂકીને પ્રભુ સાથે ચાલ્યા. હે પ્રિયા! જેને શ્રીપ્રભુના ચરણોમાં પ્રીતિ છે, તેને વિષયના ભોગ શી રીતે વશ કરે? ॥ ૪ ॥

**दो० बालक बृद्ध बिहाइ गृह, लगे लोग सब साथ ॥**
**तमसा तीर निवास किय , प्रथम दिवस रघुनाथ ॥ ८५ ॥**

**અર્થ.**—પોતાના બાળક માબાપ વગેરે વૃદ્ધો અને ઘરને છોડી છોડીને સર્વે મનુષ્યો પ્રભુસાથે ચાલ્યા. તે પહેલે દિવસે શ્રીરઘુનાથજીએ તમસા ગંગાજીને કિનારે નિવાસ કર્યો. ॥ ૮૫ ॥

**चो० रघुपति प्रजा प्रेमवश देखी । सदय हृदय दुख भयउ विशेषी ॥**
**करुणामय रघुनाथ गुसांई । बेगि पाइ यह पीर पराई ॥ १ ॥**

कहि स प्रेम मृदुवचन सुहाये । बहुविधि राम लोग समुझाये ॥
किये धर्म उपदेश घनेरे । लोग प्रेमवश फिरहिं न फेरे ॥ २ ॥
सील सनेह छांडि नहिं आई । असमंजस वश भे रघुराई ॥
लोभ शोक श्रमवश गये सोई । कछुक देव माया मति भोई ॥ ३ ॥
जबहि यामयुग यामिनि बीती । राम सचिव सन कहेउ समीती ॥
खोज मारि रथ हांकहु ताता । आन उपाय बनहि नहिं बाता ॥ ४ ॥

**અર્થ**—પોતાની પ્રજાને પ્રેમવશ દેખી દયાવાન હૃદય છે તેથી શ્રીરઘુનાથજીને ઘણું દુઃખ થયું. હે ગિરિજા! શ્રીરામચંદ્રજી કરુણામય છે માટે સત્વર આ પારકી પીડાને પામ્યા. ॥ ૧ ॥ તેથી પ્રેમયુક્ત શોભિતાં કોમળ વચનો કહીને ઘણી રીતે લોકોને સમજાવ્યા તેમણે ધર્મની રીતે ઘણો ઉપદેશ કર્યો પણ પ્રેમમાં લીન થયેલા તે મનુષ્યો ફેરવ્યા પાછા ફરતા ન હોતા. ॥ ૨ ॥ તેથી શ્રીપ્રભુએ વિચાર કર્યો કે શીળ અને સ્નેહને લીધે આ લોકો છોડી શકતા નથી. હવે રાત્રને વખતે સર્વે લોકો થાકેલા હોવાથી અને કંઈ ઇશ્વરી માયાને લીધે બુદ્ધિ મોહાઈ ગઈ તેથી સૂઇ ગયાં. ॥ ૩ ॥ એમ જ્યારે બે પ્રહર રાત્ર ગઈ ત્યારે શ્રીરામે સુમંતને પ્રીતિથી કહ્યું કે, હે બાપ! આમ તેમ તપાસીને કંઈ પ્રપંચથી રથને હાંકી જાઓ બીજી વાતે કાંઈ ઉપાય બનશે નહીં. ॥ ૪ ॥

दो० राम लषण सिय यान चढि, शंभूचरण शिरनाइ ॥
सचिव चलायउ तुरत रथ, इत उत खोज दुराइ ॥ ८६ ॥

**અર્થ.**—પછી સદાશિવના ચરણને મસ્તક નમાવી બે ભાઇઓ સ્રીસાથે રથમાં બિરાજ્યા ત્યારે સુમંતે આમ તેમ જોઈ ગુપ્તપણે તરત રથ ચલાવ્યો. ॥ ૮૯ ॥

चो० जागे सकल लोग भये भोरु । गये रघुवीर भयो अति शोरु ॥
रथ कर खोज कतहुं नहिं पावहिं । राम राम कहि चहुं दिशिधावहिं ॥ १ ॥
मनहुं बारिनिधि बूड जहाजू । भयउ विकल जनु वणिक समाजू ॥
एकहिं एक देहिं उपदेशू । तजेउ राम हम जानि कलेशू ॥ ॥ २ ॥
निंदहिं आपु सराहहिं मीना । धिक जीवन रघुवीर विहीना ॥
जो पै प्रिय वियोग विधि कीन्हा । तौ कस मरण न मांगे दीन्हा ॥ ॥ ३ ॥
इहि विधि करत प्रलाप कलापा । आये अवध भरे परितापा ॥
विषम वियोग न जाइ बखाना । अवधि आश राखहिं सब प्राना ॥ ४ ॥

**અર્થ.**—પછી પ્રાતઃકાળ થતે સર્વ મનુષ્યો જાગ્યા, ત્યારે શ્રીરઘુનાથજી ગયા સાંભળી તેઓમાં અત્યંત શોર થઇ રહ્યો. પછી તેઓએ રથને ગોતતાં કયાંય પણ જડે નહીં ત્યારે રામ રામ પોકારતા ચારે દિશાઓમાં દોડવા લાગ્યા. ॥ ૧ ॥ જેમ સમુદ્રમાં વાહાણ ડૂબવા લાગે ને માંહે બેઠેલો વાણિઆનો સમાજ વ્યાકુળ થાય તેમ વ્યાકુળ થઈ

એક બીજાને ઉપદેશ કરવા લાગ્યા કે શ્રીરામે આપણો સાથ કલેશકારક જાણી આપણને છોડી દીધા. ॥ ૨ ॥ હે ગિરિજા! તેઓ પોતાને નિંદિને માછલાના પ્રેમની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા કે, શ્રીરઘુનાથજી વગર અમારા જીવતરને ધિક્કાર છે! બ્રહ્માજીએ અમારા વહાલાનો વિયોગ કરાવ્યો તેના કરતાં અમારા માગવા પ્રમાણે અમારું મરણ કેમ નહિ કર્યું? ॥ ૩ ॥ એમ અત્યંત કલ્પાંત કરતાં તેઓ સઘળાં દુઃખમાં ભર્યાં અયોધ્યાજીમાં આવ્યાં. પણ તેને મહાસંકટ પ્રાપ્ત થયું તે કહી શકાય તેમ નથી. પછી ચૌદ વર્ષે શ્રીરામ પાછા આવશે એમ જાણી પ્રાણ રાખ્યા. ॥ ૪ ॥

**दो० रामदरश हित नेम व्रत, लगे करन नर नारि ॥**
**मनहुं कोक कोकी कमल, दीन विहीन तमारि ॥ ८७ ॥**

**અર્થ.**—તે સઘળાં સ્ત્રીપુરુષો સૂર્ય વિના ચકવો, ચકવી અને કમળ જેમ દિન થાય, તેમ થઈ શ્રીરામના દર્શન માટે વ્રત, નેમ કરવા લાગ્યા. ॥ ૮૭ ॥

**चौ० सीता सचिव सहित दोउ भाई । शृंगवेर पुर पहुंचे जाई ॥**
**उतरे राम देवसरि देखी । कीन्ह दंडवत हर्ष विशेषि ॥ १ ॥**
**लषण सचिव सिय कीन्ह प्रणामा । सबहि सहित सुख पायउ रामा ॥**
**गंग सकल मृदु मंगल मूला । सब सुख करणि हरणि सब शूला ॥ २ ॥**
**कहि कहि कोटिक कथा प्रसंगा । राम बिलोकत गंग तरंगा ॥**
**सचिवहि अनुजहि प्रियहि सुनाई । विबुध नदी महिमा अधिकाई ॥ ३ ॥**
**मज्जन कीन्ह पंथ श्रम गयऊ । शुचि जल पियत मुदित मन भयऊ ॥**
**सुमिरत जाहि मिटहिं भव भारु । तेहि श्रम यह लौकिक व्यवहारु ॥ ४ ॥**

**અર્થ.**—હવે અહીં સીતાજી અને સુમંત સાથે બેઉ ભાઈ " ગો " રાજાના શૃંગવેર પુરમાં આવી પહોંચ્યા ત્યાં ગંગાજીને જોઈ શ્રીરામે રથમાંથી ઉતરી અત્યાનંદવડે પ્રણામ કર્યા. ॥ ૧ ॥ પછી લક્ષ્મણજી, સીતાજી અને સુમંતે પણ ભાગીરથીને દંડવત્ કર્યા. એવી રીતે સઘળાઓની સાથે શ્રીરામ સુખ પામ્યા. સર્વે સુખને આપનારી અને દુઃખને ટાળનારી સઘળા મંગળનાં મૂળરૂપ આ ગંગાજી છે. ॥ ૨ ॥ એમ અનેક કથાના પ્રસંગો કહી કહી, શ્રી રઘુનંદન ગંગાજીની લહેરો જોવા લાગ્યા અને તે દેવસરિતાનો વિષેશ મહિમા પોતાના પ્રિયભાઈઅને સુમંતને સંભળાવ્યો. ॥ ૩॥ તેમાં સ્નાન કરવાથી સર્વનો મારગ માહેલો પરિશ્રમ જતો રહ્યો અને તે પવિત્ર જળનું પાન કરતાં મનમાં આનંદ થયો. હે પાર્વતી! જેના સ્મરણમાત્રથી સંસારનાં સર્વે દુઃખ નાશ પામે તેમને શ્રમ એ સર્વ લોક વ્યવહારને માટે છે. ॥ ૪ ॥

**दो० शुद्ध सच्चिदानंदामय, राम भानुकुल केतु ॥**
**चरित करत नर अनुहरत, संसृति सायर सेतु ॥ ८८ ॥**

**અર્થ.**—સૂર્ય કુળમાં ધ્વજારૂપ શ્રીરામચંદ્રજી સચ્ચિદાનંદમય અને શુદ્ધ છે. તેઓએ મનુષ્યો પ્રમાણે ચરિત્ર કરી સંસારરૂપી સાગર ઉપર મર્યાદારૂપી પુલ બાંધ્યો. ॥ ૮૮ ॥

**चो०** यह सुधि गुह निषाद जब पाई । मुदित लिये प्रियबंधु बुलाई ॥
लै फल मूल भेंट भरि बारा । मिलन चल्यो हिय हर्ष अपारा ॥ १ ॥
करि दंडवत भेंट धरि आगे । प्रभुहि विलोकत अति अनुरागे ॥
सहज सनेय विवश रघुराई । पूछेउ कुशळ निकट बैठाई ॥ २ ॥
नाथ कुशल पद पंकज देखे । भयउ भाग्य भाजन जन लेखे ॥
देव धरणि धन धाम तुह्मारा । मैं जन नीच सहित परिवारा ॥ ३ ॥
कृपा करिय पुर धारिय पाऊ । थापिय जन सब लोम सिहाऊ ॥
कहेउ सत्य सब सखा सुजाना । मोहिं दीन्ह पितु आयसु आना ॥ ४ ॥

**અર્થ.**—એ ખબર જ્યારે "ગો" રાજાને પડી ત્યારે આનંદી મનથી પોતાના પ્રિય ભાઇઓને બોલાવી, કંદમૂળ, ફળ, વગેરે વસ્તુઓ ભેટ આપવા માટે સાથે લઈ, હૈયામાં ઘણો હરખાતો શ્રીપ્રભુને મળવા વાસ્તે ચાલ્યો ॥ ૧ ॥ તે દંડવત્ કરી આગળ ભેટ ધરીને ઘણી પ્રીતિથી પ્રભુ સામે જોઈ રહ્યો. હે પર્વત પુત્રી! શ્રીરઘુનાથજી તો સહેજ સ્નેહવાળાં છે, તેથી તેમણે તે રાજાને પાસે બેસાડી ખુશી ખબર પૂછ્યા. ॥ ૨ ॥ ત્યારે તે બોલ્યો કે, હે નાથ! આપના ચરણકમળના દર્શનથી આજ હું મનુષ્યોમાં સદ્‌ભાગ્યવાળો થયો છું. દેવ! આ પૃથ્વી, આ ધન, અને આ ધામ આપનાંજ છે. હું તો મારા પરિવારે સહિત નીચ છું. ॥ ૩ ॥ માટે કૃપા કરી મારા શહેરમાં ચરણ ધરી મને સર્વ લોકના દેખત આપનો દાસ કરી સ્થાપો. ત્યારે પ્રભુ બોલ્યા કે, હે સુજાણ સખા! તમે સર્વે સાચું કહ્યું, પણ મને પિતાજીએ બીજી કંઈ આજ્ઞા આપી છે. ॥ ૪ ॥

**दो०** वर्ष चारिदश वास बन, मुनिव्रत भेष अहार ॥
ग्राम वास नहिं उचित सुनि, गुहहि भयो दुख भार ॥ ८९ ॥

**અર્થ.**—મુનીવૃત, મુનીવેષ અને મુનીના આહારથી ચૌદ વર્ષ વનવાસમાં રહેવું. માટે મને નગરમાં વાસ કરવો ઉચિત નથી. તે સાંભળી "ગો" રાજાને મોટો સંતાપ થયો. ॥ ૮૯ ॥

**चो०** राम लषण सियरूप निहारी । कहहिं सप्रेम नगर नर नारी ॥
ते पितु मातु कहहु सखि कैसे । जिन पठये वन बालक ऐसे ॥ १ ॥
यक कहहिं भूपति भल कीन्हा । लोचन लाहु हमहिं जिन दीन्हा ॥
तब निशाद पति उर अनुमाना । तरु शिंशपा मनोहर जाना ॥ २ ॥
लै रघुनाथहिं ठौर बतावा । कहेउ राम सब भांति सुहावा ॥
पुरजन करि जुहारि गृह आये । रघुवर संध्या करन सिधाये ॥ ३ ॥
गुह संवारि साथरी बनाई । कुश किशलय मृदु परम सुहाई ॥
शुचि फल मूल मृदुल मधु जानी । दोना भरि भरि राखेसि आनी ॥ ४ ॥

અર્થ.—શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજીનું રૂપ નિહાળી નગરવાસી સ્ત્રીપુરુષો કહેવા લાગ્યાં કે, હે સખી! એ માબાપ કેવાં કે, જેમણે આવાં બાળકોને વનમાં મોકલ્યાં. ॥ ૧ ॥ ત્યારે વળી એકે કહ્યું જે, એતો રાજાએ ભલું કર્યું કે જેણે આપણાં નેત્રોને એમનાં દર્શનનો લાભ આપ્યો. પછી ભીલ રાજાએ મનમાં અનુમાન કરી સીસમના ઝાડને મનોહર જાણી તે ઠેકાણું શ્રીરઘુનાથજીને બતાવ્યું. ॥ ૨ ॥ ત્યારે શ્રીપ્રભુએ કહ્યું કે, આ જગ્યા સર્વથી સારી છે. પછી પુરવાસી લોકો જુહાર કરીને પોતપોતાને ઘેર ચાલ્યાં અને શ્રીરઘુનાથજી સંધ્યા કરવાને ગયા. ॥ ૩ ॥ એટલામાં કિરાત પતિએ પોતાને હાથે દર્ભ અને ઝાડનાં કુમળાંઓની ઘણી શોભિતી અને કોમળ સાદરી બનાવી. અને મીઠાં મીઠાં કોમળ તથાપવિત્ર કંદમૂળ ફળોના દ્રૂના ભરી ભરીને આણી રાખ્યા. ॥ ૪ ॥

दो० सिय सुमंत भ्राता सहित, कंद मूल फल खाइ ॥
शयन कीन्ह रघुवंश मणि, पायपलोटत भाइ ॥ ९० ॥

અર્થ.—લક્ષ્મણજી, સીતાજી અને સુમંતની સાથે તે કંદ, મૂળ, ફળ ખાઇને રઘુવંશમાં મણીરૂપ શ્રીરામચંદ્રજીએ શયન કર્યું. અને લક્ષ્મણજી પગ ચાંપવા બેઠા. ॥૯૦॥

चो० उठे लषण प्रभु सोवत जानी । कहि सचिवहिं सोवन मृदुबानी ॥
कछुक दूरि सजि बाण शरासन । जागन लगे बैठि विरासन ॥ १ ॥
गुह बुलाइ पाहरु प्रतीती । ठांव ठांव राखे अति प्रीति ॥
आप लषण पहं बैठेउ जाई । कटि भाथा शर चाप चढाई ॥ २ ॥
सोवत प्रभुहि निहारि निषादा । भयउ प्रेमवश हृदय विशादा ॥
तनु पुलकित लोचन जल वहई । वचन सप्रेम लषण सन कहई ॥ ३ ॥
भूपति भवन सुसहज सुहावा । सुरपति सदन न पटतर आवा ॥
मणिमय रचित चारु चौवारे । जनु रतिपति निज हाथ संवारे ॥ ४ ॥

અર્થ.—પછી પ્રભુને પોઢી ગયેલા જાણી કોમળ વાણીથી સુમંતને સૂવાનું કહી ધનુષ્યબાણ સાજીને થોડે છેટે જઇ વિરાસનકરી બેઠા અને લક્ષ્મણજી જાગવા લાગ્યા. ॥૧॥ પછી "ગો" રાજાએ હુશીયાર પહેરેગીરોને બોલાવી ઘણી પ્રીતિ રાખનારને ઠેક ઠેકાણે રાખી પોતે કમરે ભાથો બાંધી ધનુષ્ય ઉપર બાણ ચડાવી લઇને લક્ષ્મણજી પાસે બેઠા. ॥ ૨ ॥ પ્રભુને પોઢેલા જાણી "ગો" રાજા પ્રેમ વશ થઇ મનમાં સંતાપ પામ્યો. તેના શરીરપર રૂવાડાં ઉભાં થઇ આંખમાં આંસુ આવી ગયાં, તેથી પ્રેમયુક્ત વચનોએ લક્ષ્મણજીને કહેવા લાગ્યા કે, ॥ ૩ ॥ દેવતાઓના ભવન કરતાં પણ વધારે ઉપમા લાયક સહેજ શોભિતા રાજમંદિરમાં જાણે કામદેવે પોતાને હાથેજ બનાવ્યા ન હોય? તેવા મણીમય સુંદર ચંદરવા નીચે. ॥ ૪ ॥

दो० शुचि सुविचित्र सुभोगमय, सुमन सुगंध सुवास ॥
पलंग मंजु मणि दीप जहं, सब विधि सकल सुपास ॥ ९१ ॥

**અર્થ.**—પાથરેલા સુંદર પલંગઉપર પોઢનારા, દીવાને ઠેકાંણે મણીઓને મૂકેલા છે અને સર્વ વાતે સુખને આપનાર, પવિત્ર, અને સુંદર ભોગવવા લાયક સામગ્રીઓ, તથા પુષ્પો અને અતરની સુગંધીઓ જ્યાં ફેલાઇ રહેલી છે. ॥ ૯૧ ॥

चो० विविध वसन उपधान तुराई । क्षीर फेनु मृदु विशद सुहाई ।
तहं सिय राम शयननित करहीं । निज छवी रति मनोज मद हरहीं ॥ १ ॥
ते सियराम साथरी सोये । श्रमित वसन बिन जाहि न जोये ॥
मातु पिता परिजन पुरबासी । सखा सुशील दास अरु दासी ॥ २ ॥
जुगवहिं जिनहिं प्राणकी नाईं । महि सोवत सो रामगुसाईं ॥
पिता जनक जग बिदित प्रभाऊ । श्वशुर सुरेश सखा रघुराऊ ॥ ३ ॥
रामचंद्र पति सो बैदेही । महि सोवत बिधि बाम न केही ॥
सिय रघुबीर कि कानन योगू । कर्म प्रधान सत्य कह लोगू ॥ ४ ॥

**અર્થ.**—અનેક પ્રકારના ગાદી તકીયા અને દૂધના ફીણ જેવા શોભિતા અને કોમળ ઓછાડ અને રજૈઓ ઉપર પોતાના સ્વરૂપથી રતિ અને કામદેવના મદને પણ હરનાર શ્રીરામ તથા સીતાજી નિત્ય શયન કરે ॥ ૧ ॥ તે પ્રભુ અને જાનકીજી આ સાદરી ઉપર પોઢયા છે. તથા થાકેલા અને રાજ વસ્ત્રવગરના હોવાથી તેમને જોઇ શકાતાં નથી. માબાપ, કુટંબીઓ, નાગરિકો,, સુશિલ મિત્રો, દાસ અને દાસીઓ, ॥ ૨ ॥ જેમને પોતાના પ્રાણીની પેઠે જાળવતા, એવા શ્રીરામચંદ્રજી પૃથ્વી ઉપર પોઢયા છે જગતમાં પ્રખ્યાત પ્રભાવવાળા જનકરાજા જેમના પિતા અને ઇંદ્ર જેના મિત્ર એવા જે દશરથ રાજા જેવા જેમના સસરા, ॥ ૩ ॥ તથા શ્રીરામચંદ્રજી જેવા પતિ, એવાં જે વૈદેહિ તે પૃથ્વી ઉપર પોઢે છે. માટે બ્રહ્મા કોને અવળો નથી ? શ્રીરામ અને સીતાજી કાંઈ વનવાસને લાયક છે ? પણ લોકો કહે છે કે, કર્મ પ્રધાન છે તે વાત સત્ય છે. ॥ ૪ ॥

दो० कैकय नंदिनि मंदमति, कठिण कुटिल प्रण कीन्ह ॥
जेहि रघुनंदन जानकिहि, सुख अवसर दुख दीन्ह ॥ ९२ ॥

**અર્થ.**—જેણે શ્રીરઘુનાથજી તથા જાનકીને સુખના વખતમાં દુઃખ આપ્યું, એવી ઘોર અને નઠારી પ્રતિજ્ઞા કરનારી કેકયી ઘણી મંદમતિવાળી છે. ॥ ૯૨ ॥

चो० भइ दिनकर कुल बिटप कुठारी । कुमति कीन्ह सब बिश्व दुखारी ॥
राम सीय महि शयन निहारी । भयउ विषाद निषादहि भारी ॥ १ ॥
बोले लषण मधुर मृदुबानी । ज्ञान बिराग भक्तिरस सानी ॥
कोउ न काहु दुख सुख कर दाता । निज कृत कर्म भोग सब भ्राता ॥ २ ॥
योग बियोग भोग भल मंदा । हित अनहित मध्यम भ्रम फंदा ॥
जन्म मरण जहं लगि जग जालू । संपति बिपति कर्म अरु कालू ॥ ३ ॥

**धरणि धाम धन पुर परिवारू । स्वर्ग नर्क जहं लगि व्यवहारू ॥**
**देखिय सुनिय गुनिय मन माहीं । मोह मूल परमारथ नाहीं ॥ ४ ॥**

**અર્થ.**—તે સૂર્યકુળરૂપી વૃક્ષોપર કુહાડા જેવી થઈ. તે કુમતિએ સઘળા જગતને દુઃખરૂપ કર્યું. એવી રીતે શ્રીરામ અને સીતાજીને પૃથ્વી ઉપર પોઢેલાં જોઈ "ગો" રાજાને ઘણો ખેદ થયો. ॥ ૧ ॥ ત્યારે લક્ષ્મણજી જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિયુક્ત કોમળ તથા મીઠાં વચનો બોલ્યા. કોઈ કોઇને સુખ દુઃખ દઈ શકતું નથી. હે ભાઈ! પોતપોતાના કર્મોને સૌ ભોગવે છે. ॥ ૨ ॥ અનુરાગ, વિયોગ, ભોગ, ભલું, બુરું, સારું, નરતું અને મધ્યમ એ સર્વે અજ્ઞાનના ફંદ છે. જ્યાંસુધી જગતની જાળમાં પડેલા છે, ત્યાંસુધી જન્મમરણનાં દુઃખો છે. સંપત્તિ, વિપત્તિ, કર્મ, કાળ, ॥ ૩ ॥ ધરણી, ધામ ધન, નગર, કુટંબી, સ્વર્ગ અને નર્ક એ જ્યાંસુધી જગતનો વ્યવહાર જે દીઠામાં અને સાંભળવામાં આવે છે તે જો મનમાં વિચારિએ તો સઘળું અજ્ઞાનનું મૂળ છે. પરમારથ કંઈ નથી. ॥ ૪ ॥

**दो० स्वप्ने होहि भिखारि नृप, रंक नाकपति होइ ॥**
**जागे लाभ न हानि कछु, तिमि प्रपंच जग जोइ ॥ ९३ ॥**

**અર્થ.**—સ્વપ્નામાં રાજા ભિખારી થાય અને ગરીબ હોય તે સ્વર્ગનો પતિ થઈ જાય; પણ જાગવાથી તેને, લાભ કે હાની કાંઈ નથી. તેવોજ જગતને પ્રપંચ છે. ॥ ૯૩ ॥

**चो० अस विचारि नहिं कीजिय रोषू । बादि काहु नहिं दीजिय दोषू ॥**
**मोह निशा सब सोवनिहारा । देखहिं स्वप्न अनेक प्रकारा ॥ १ ॥**
**इहि जग यामिनि जागहिं योगी । परमारथी प्रपंच बियोगी ॥**
**जानिय तबहिं जिव जग जागा । जब सब बिषय बिलास बिरागा ॥ २ ॥**
**होइ विवेक मोह भ्रम भागा । तब रघुबीर चरण अनुरागा ॥**
**सखा परम परमारथ येहू । मन क्रम बचन रामपद नेहू ॥ ३ ॥**
**राम ब्रह्म परमारथ रूपा । अबिगत अलख अनादि अनूपा ॥**
**सकल विकार रहित गत भेदा । कहि नित नेति निरूपहिं वेदा ॥ ४ ॥**

**અર્થ.**—એમ વિચારી રોષ કરીએ નહી, કોઈ ઉપર દોષ મૂકી નિંદા કરવી નહીં, સઘળા મોહરૂપી રાત્રીમાં સૂતેલાં હોવાથી સ્વપ્નરૂપી જગતમાં અનેક પ્રકાર દેખે છે. ॥ ૧ ॥ આ દુનીયારૂપી રાત્રીમાં ફક્ત પરમાત્માને જાણવાવાળા યોગી લોકો પ્રપંચનો ત્યાગ કરી જાગે છે અને આ જીવ જગતમાં જાગતો ત્યારે જાણીએ કે જ્યારે વિષયના સઘળા વિલાસને મૂકી દે. ॥ ૨ ॥ જ્યારે અજ્ઞાનનો ભ્રમ જઇને જ્ઞાન ઉત્પન્ન થાય, ત્યારે શ્રીરઘુનાથજીના ચરણોમાં પ્રીતિ ઉપજે. જેનું મન, કર્મ અને વચનથી શ્રીરામ ચરણમાં પ્રેમ હોય, તેને જ હે સખા! પરમાર્થી મોટો સમજવો. ॥ ૩ ॥ શ્રીરામ બ્રહ્મ, અવિગત (જેની ગતિ જાણવામાં ન આવે તેવા) અલભ્ય (પ્રાપ્ત ન થાય તેવા)

અનાદિ (જેનો આદિ, મધ્ય અને અંત નથી તેવા) અને અનુપમ પરમાર્થનું સ્વરૂપ (મોક્ષરૂપ) છે. વળી સઘળા વિચાર અને ભેદથી રહિત, તથા વેદ તેમને નિત્ય નેતિ નેતિ કહે છે. ॥ ૪ ॥

**दो० भक्त भूमि भूसुर सुरभि, सुर हित लागि कृपाल ॥**
**करत चरित धरि मनुज तनु, सुनत मिटै जग जाल ॥ ९४ ॥**

**અર્થ.**—ભક્તો, ભૂમિ, બ્રાહ્મણો, ગાય અને દેવતાનાં સારાને માટે કૃપાળુ ભગવાન્ મનુષ્ય દેહ ધારણ કરી ચરિત્રો કરે છે. તે સાંભળતાં જગતની જંજાળ મટી જાય. ॥ ૯૪ ॥

**चो० सखा समुझि अस परिहरि मोहू । सिय रघुबीर चरण रति होहू ॥**
**कहत रामगुण भा भिनुसारा । जागे जग मंगल दातारा ॥ १ ॥**
**सकल शौच करि राम अन्हाये । शुचि सुजान बट क्षीर मंगाये ॥**
**अनुज सहित शिर जटा बनाये । देखि सुमंत नयन जल छाये ॥ २ ॥**
**हृदय दाह अति बदन मलीना । कह कर जोरि बचन अति दीना ॥**
**नाथ कहेउ अस कोशलनाथा । लै रथ जाहु राम के साथा ॥ ३ ॥**
**बन दिखाइ सुरसरि अन्हवाई । आनेहु बेगि फेरि दोउ भाई ॥**
**लषण राम सिय आनेहु फेरी । संशय सकल सकोच निबेरी ॥ ४ ॥**

**અર્થ.**—લક્ષ્મણજી કહે છે કે, હે ભાઈ! એમ સમજી અજ્ઞાનને છોડી દયો. એટલે શ્રીરામ સીતાજીના ચરણારવિંદોમાં પ્રીતિ થાય. હે ગિરિજા! એવી રીતે શ્રીરામચંદ્રજીના ગુણો ગાતાં પ્રાતઃકાળ થયો. એટલે વિશ્વમાં મંગળને દેનાર શ્રીરામ પ્રભુ જાગ્યા. ॥ ૧ ॥ પછી શૌચાદિક સર્વ ક્રિયાઓ કરી સુજાણ શ્રીરઘુનાથજીએ નાહી, પવિત્ર વડલાનું દૂધ મંગાવ્યું તેને માથામાં ઘાલી જટા બનાવી તે જોઈ સુમંતની આંખમાં પાણી છવાઈ ગયાં. ॥ ૨ ॥ તેનો ચહેરો ફીકો પડી ગયો અને હૃદયમાં ઘણી દાઝ થવા લાગી. તેથી તે હાથ જોડી ઘણી જ નમ્રતાપૂર્વક વચન કહેવા લાગ્યો કે, હે નાથ! દશરથ રાજાએ એમ કહ્યું છે કે, રથ લઈને શ્રીરામચંદ્રજીની સાથે જજે. ॥ ૩ ॥ અને તેમને વન દેખાડી ભાગીરથીમાં નવરાવી બેઉ ભાઈને પાછા જલદી તેડી આવજે. ખચિત સઘળો સંકોચ અને સંશય મૂકી શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી તેડી લાવજે. ॥ ૪ ॥

**दो० नृप अस कहेउ गुसांइ जस, कहिय करौं बलि सोइ ॥**
**करि बिनती पांयन परेउ, दीन बाल जिमि रोइ ॥ ९५ ॥**

**અર્થ.**—હે પ્રભુ! રાજાએ એમ કહ્યું છે. હવે બલિહારી જાઉં જેમ આપ કહો તેમ કરું. એમ વિનંતી કરી તે શ્રીહરિના ચરણોમાં પડી ગરીબ બાળકની પેઠે રોતાં કહેવા લાગ્યો કે, ॥ ૯૫ ॥

चो० तात कृपा करि कीजिय सोई । जाते अवध अनाथ न होई ॥
मंत्रिहि राम उठाइ प्रबोधा । तात धर्म मतु तुम सब शोधा ॥ १ ॥
शिबि दधीचि हरिचंद्र नरेशा । सहे धर्म हित कोटि कलेशा ॥
रंतिदेव बलि भूप सुजाना । धर्म धरेउ सहि संकट नाना ॥ २ ॥
धर्म न दूसर सत्य समाना । अगम निगम पुराण बखाना ॥
मैं सोइ धर्म सुलभ करि पावा । तजे सो तिहुंपुर अपयश छावा ॥ ३ ॥
संभावित कह अपयश लाहू । मरण कोटि सम दारुण दाहू ॥
तुम सन तात बहुत का कहऊं । दिये उपर फिरि पातक लहऊं ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! જેમ અયોધ્યાજી અનાથ ન થાય એમ કૃપા કરીને કરો. ત્યારે શ્રીરામચંદ્રજીએ મંત્રીને ઉઠાડી કહ્યું કે, હે બાપ! તમે સર્વે ધર્મના માર્ગો જાણો છો. ॥ ૧ ॥ જૂઓને! શિબિરાજા, દધીચિઋષિ, હરિશ્ચંદ્ર નરેશ, સુજાણ બલી રાજા અને રંતિદેવે ધર્મને માટે ક્રોડો કલેશ સહ્યા. અનેક સંકટ સહેતાં પણ ધર્મને જાળવી રાખ્યો. ॥ ૨ ॥ વેદ, પુરાણ અને શાસ્ત્રો કહે છે કે, સત્યતા સમાન બીજો ધર્મ કોઈ નથી. તે ધર્મને હું સહેલાઇથી પામ્યો છું; તે જો છોડું તો ત્રિભુવનમાં મારી અપકીર્ત્તિ ફેલાઈ રહે. ॥ ૩ ॥ સભામાં બેસવાવાળા પુરુષોને અપયશ ક્રોડ મરણના જેવો મોટો દુઃખદાયક છે. હે બાપ! તમને વધારે શું કહું. હવે ફરીને ઉત્તર આપી પાપ શું કામ લઉં? ॥ ૪ ॥

दो० पितु पद गहि कहि कोटि बिधि, बिनय करब कर जोरि ॥
चिंता कवनिहुं बात की, तात करिय जनि मोरि ॥ ९६ ॥

**અર્થ.**—મારીવતી પિતાજીના પદકમળ ગ્રહણ કરી હાથ જોડીને ઘણી રીતે નમ્રતા કરી કહે જો કે, હે પિતાજી! રખેને અમારી કોઈ વાતે ચિંતા કરો તે કરતા નહીં.॥૯૬॥

चो० तुम पुनि पितु समान हित मोरे । बिनती करौं तात कर जोरे ॥
सब बिधि सोइ करतव्य तुह्मारे । दुख न पाव नृप शोच हमारे ॥ १ ॥
सुनि रघुनाथ सचिव संबादू । भयउ सपरिजन बिकल निशादू ॥
पुनि कछु लषण कही कटु बानी । प्रभु बरजेउ बड अनुचित जानी ॥ २ ॥
सकुचि राम निज शपथ दिवाई । लषण संदेश कहब जनि जाई ॥
कह सुमंत पुनि भूप संदेशू । सहि न सकहिं सिय बिपिन कलेशू ॥ ३ ॥
जेहि बिधि अवध आव फिरि सीया । सोइ रघुनाथ तुमहिं करणीया ॥
नतरु निपट अवलंब बिहीना । मैं न जियब जिमि जल बिनु मीना ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! ફરીને તમને મારા પિતાજી પ્રમાણે હિત કરતા સમજી હાથ

જોડી વિનંતી કરી કહું છું કે, તમારૂં બધી રીતે કર્તવ્ય એ છે કે, અમારા શોકથી રાજાને દુઃખ પામવા ન દેવું. ॥ ૧ ॥ હે ભવાનિ! એ શ્રીરઘુનાથજી અને સુમંતનો સંવાદ સાંભળી, પોતાના કુટુંબીઓ સહિત "ગો" રાજા ઘણો વ્યાકુળ થયો. વળી લક્ષ્મણજીએ સુમંતને કાંઈ કેકયી વિષે કડવી વાણી કહી; એટલે ઘણી અઘટિત જાણીને પ્રભુએ તેમને વાર્યા. ॥ ૨ ॥ અને સુમંતને વારંવાર નિજ એટલે પોતે પ્રભુએ સોગન આપી પણ પોતાના સમ આપ્યા નહીં અને તમને સમ છે એ રીતે સંકોચથી કહ્યું કે, રએને જઇને લક્ષ્મણજીનો સંદેશો કહેતા? કહે શો નહીં. પછી સુમંતે ફરીને રાજાનો સંદેશો કહ્યો કે, આ સીતા વનનાં કલેશો સહી સકશે નહીં. ॥ ૩ ॥ માટે જે રીતે તેઓ પાછાં અયોધ્યાજીમાં આવે, તેમ હે પ્રભુ! આપ કરો. નહીં તો તેઓએ કહ્યું છે કે, મારા પ્રાણ જરાપણ રહેશે નહીં, પાણી વગરના માછલાની પેઠે હું જીવીશ નહીં. ॥ ૪ ॥

**दो॰ मैके ससुरे सकल सुख, जबहिं जहां मन मान ॥**
**तब तहं रहब सुखेन सिय, जब लगि बिपति बिहान ॥ ९७ ॥**

**અર્થ.**—પિયરે અને સાસરે સર્વે સૂખો છે, માટે જ્યાંસુધી સઘળી વિપત્તિ જાય, ત્યાંસુધી જ્યાં મનમાને ત્યાં સીતાજી રહે. ॥ ૯૭ ॥

**चो॰ बिनती कीन्ह भूप जेहि भांती । आरति प्रीति न सो कहि जाती ॥**
**पितु संदेश सुनि कृपानिधाना । सियहिं दीन्ह शिष कोटि बिधाना ॥ १ ॥**
**सासु श्वशुर गुरु प्रिय परिवारू । फिरहु तो सब कर मिटै खंभारू ॥**
**सुनि पति बचन कहति बैदेही । सुनहु प्राणपति परम सनेही ॥ २ ॥**
**प्रभु करुणामय परम बिबेकी । तनु तजि छांह रहत किमि छेकी ॥**
**प्रभा जाइ कहं भानु बिहाई । कहं चंद्रिका चंद्र तजि जाई ॥ ३ ॥**
**पतिहि प्रेममय बिनय सुनाई । कहत सचिव सन गिरा सुहाई ॥**
**तुम पितु श्वशुर सरिस हितकारी । उत्तर देउं फिर अनुचित भारी ॥ ४ ॥**

**અર્થ.**—એમ જે રીતે રાજાએ વિનંતી કરી છે, તે તેમની પ્રીતિ અને દુઃખ કાંઈ કહી શકાય તેમ નથી. હે ઉમા! કૃપાનિધાન ભગવાને એવી રીતે પિતાજીનો સંદેશો સાંભળી સીતાજીને ક્રોડ રીતે શીખામણ દીધી. ॥ ૧ ॥ જો તમે પાછાં ફરો તો સાસુ, સસરા, ગુરુ અને પ્રિય કુટુંબીઓનાં સઘળાં દુઃખો મટે. એવાં પતિનાં વચન સાંભળી વૈદેહિએ કહ્યું કે, હે મોટા પરમ સ્નેહી પ્રાણપતિ! સાંભળો. ॥ ૨ ॥ હે કરુણાનિધાન અને મોટા જ્ઞાની પ્રભુ! દેહને છોડીને છાયા કેમ છેટી રહે? સૂર્યને છોડી તેજ કયાં જાય? અને ચીરણો ચંદ્રમાને છોડી કયાં જાય? ॥ ૩ ॥ એમ પ્રેમપૂર્વક પોતાના પતિને વિનંતી સંભળાવીને સુમંતપ્રત્યે શોભિતી વાણી બોલ્યાં કે, તમે મારા પિતાજી તથા સસરાજી જેવા હિતકારી છો, માટે હવે ફરી ઉત્તર આપવો એ ઘણું અઘટિત કહેવાય. ॥ ૪ ॥

दो० आरतवश सन्मुख भइउं, बिलग न मानब तात ॥
आरज सुत पद कमल बिनु, बादि जहां लग नात ॥ ९८ ॥

**અર્થ.**—હે બાપ! હું દુઃખને લીધે આપની સામાં જે વચન કહુંછું તે માટે કોઈ પણ દુઃખ માનશોમાં આ દશરથ રાજાના કુંવરના ચરણારવિંદોવિના જગતમાં જે બીજી સગાઇઓ છે, તે બધી મીથ્યા છે. ॥ ૯૮ ॥

चो० पितु वैभव विलास मैंदिठा । नृप मणि मुकुट मिलत पद पीठा ॥
सुखनिधान अस नायक मोरे । पतिबिहीन मन भाव न भोरे ॥ १ ॥
श्वशुर चक्रवै कोशलराऊ । भुवन चारिदश प्रगट प्रभाऊ ॥
आगे होइ तेहि सुरपति लेई । अर्द्ध सिंहासन आसन देई ॥ २ ॥
श्वशुर एतादृश अवध निवासू । प्रिय परिवार मातु सम सासू ॥
बिनु रघुपति पद पद्म परागा । मोहिं कोउ स्वप्नेहुं सुखद न लागा ॥ ३ ॥
अगम पंथ वन भूमि पहारा । करि केहरि सर सरित अपारा ॥
कोल्ह किरात कुरंग बिहंगा । मोहिं सब सुखद प्राण पति संगा ॥ ४ ॥

**અર્થ.**—મારા પિતાજીના ઘરનો વૈભવ અને વિલાસ મેં જોએલો છે, સઘળા મ્હોટા રાજાઓ તેમના ચરણ ઉપર પોતાના મુકુટ મૂકે છે, એવું મારા બાપનું ઘર સુખના ભંડારરૂપ છે. પણ પતિવગર તે મારા મનને ભોળાઇથી પણ ગમતું નથી. ॥ ૧ ॥ તેમજ મારા સસરા દશરથ પણ ચક્રવર્તિ અને ત્રિભુવનના ચારે દિશાઓમાં તેમનો પ્રતાપ પ્રકાશે છે. ઇંદ્રપણ તેમની સામે આવી તેડી જઇને પોતાના સિંહાસન ઉપર બેસાડે છે. ॥ ૨ ॥ તે મારા સસરાજી અને વહાલો પરિવાર તથા માતા જેવાં સાસુજી વગેરે અયોધ્યાજીમાં રહેનાર સર્વે મને શ્રીરઘુનાથજીનાં ચરણારવિંદોની રજવગર સ્વપ્ને પણ સુખ દેનાર લાગે નહીં. ॥ ૩ ॥ વનની ભૂમીનો અગમ રસ્તો, પહાડો, હાથી, સિંહ, નદીઓ, ઘણાં સરોવરો, ભીલ, કોળીઓ અને રંગબેરંગી પક્ષીઓ તે સઘળાં પ્રાણપતિની સાથે મને સુખરૂપ લાગશે. ॥ ૪ ॥

दो० सासु श्वशुर सन मोरि हुति, विनय करब परि पाय ॥
मोर शोच जनि करिय कछु, मैं बन सुखी स्वभाय ॥ ९९ ॥

**અર્થ.**—માટે મારી વતી સાસુ સસરાને પગે લાગી વિનતી કરજો કે, મારા તરફનો રખેને શોચ કરતા હું વનમાં સુખી છું. ॥ ૯૯ ॥

चो० प्राणनाथ प्रिय देवर साथा । वीर धुरीण धरे धनु भाथा ॥
नाहि मवग श्रम दुख मन मोरे । मोहिं लगि शोच करिय जनि भोरे ॥ १ ॥
सुनि सुमंत सिय शीतल बानी । भये बिकल जनु फणि मणि हानी ॥
नयन न सूझ सुनै नहिं काना । कहि न सकै कछु अति अकुलाना ॥ २ ॥

राम प्रबोध कीन्ह बहु भांती । तदपि होइ नहिं शीतल छाती ॥
यत्न अनेक साथ हित कीन्हा । उचित उत्तर रघुनंदन दीन्हा ॥ ३ ॥
मेटि जाय नहिं राम रजाई । कठिन कर्म गति कछु न बसाई ॥
राम लषण सिव पद शिरनाई । फिरे बणिक जिमि मूर गंवाई ॥ ४ ॥

**અર્થ.**—મહાધીરવીર મારા પ્રાણપતિ અને પ્રિય દેવર ધનુષ્ય બાણ લઈ સાથે છે. તેમ છતાં પણ માર્ગના શ્રમનું દુઃખ મારા મનમાં નથી, માટે તેમને કહેજો કે, રખેને ભોળપણથી મારો શોચ કરતા હું સર્વ વાતે સુખી છું. ॥ ૧ ॥ એવી સીતાજીની શીતળ વાણી સાંભળીને મણીવગરના સર્પની પેઠે સુમંત વ્યાકુળ થયો. તેને આંખે કાંઈ સૂઝે નહીં અને કાને કાંઈ સંભળાય નહીં, તેમ ઘણી અકળામણને લીધે કાંઈ કહીપણ શકે નહીં. ॥ ૨ ॥ એવી તેની દશા જોઈ શ્રીરામચંદ્રજીએ ઘણો બોધ કર્યો, તોપણ તેથી છાતી ઠરી નહીં. તેણે પ્રભુ સાથે જવા અનેક ઉપાયો કર્યા, પણ તેના શ્રીરઘુનાથજીએ વ્યાજબી ઉત્તર આપ્યા. ॥ ૩ ॥ હવે શ્રીરામની આજ્ઞા મટાડી શકાય નહીં તેથી કર્મની ગતિ ઘણી કઠણ છે, તેની આગળ કોઈનું ચાલતું નથી, એમ વિચારી શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજીના ચરણારવિંદોમાં મસ્તક નમાવી, જેમ વાણીઓ વેપાર વાસ્તે પોતાની મૂડી ગુમાવીને પાછો ફરે તેમ પાછો ફર્યો. ॥ ૪ ॥

दो० रथ हांके हय राम तन, हरि हेरि हिहनाहिं ॥
देखि निषाद विषाद बश, शिर धुनि धुनि पछिताहिं ॥ १०० ॥

**અર્થ.**—રથ હાંકતી વખતે ઘોડાઓ શ્રીરામના સ્વરૂપ સામે જોઈ જોઇને હણહણાટ કરવા લાગ્યા. તે જોતાં "ગો" રાજા શોક વશ થઈ પસ્તાવો કરી માથું ધૂણાવા લાગ્યો. ॥ ૧૦૦ ॥

चो० जासु बियोग बिकल पशु ऐसे । प्रजा मातु पितु जिवहिं कैसे ॥
बरबस राम सुमंत पठाये । सुरसरि तीर आपु चलि आये ॥ १ ॥
मांगी नाव न केवट आना । कहै तुह्मार मरम मैं जाना ॥
चरण कमल रज कहं सब कहई । मानुष करणि मूरि कछु अहई ॥ २ ॥
छुवत शिला भइ नारि सुहाई । पाहन ते न काठ कठिनाई ॥
तरणिउ मुनि घरनी होइ जाई । बाट परे मेरि नाव उडाई ॥ ३ ॥
यह प्रतिपालौ सब परिवारू । नहिं जानौ कछु और कबारू ॥
जो प्रभु अवशि पारगा चहहू । तौ पद पद्म पखारन कहहू ॥ ४ ॥

**અર્થ.**—જેના વિયોગથી પશુઓ આટલા અકળાય છે તો પછી તેનાં માબાપ અને પ્રજા શી રીતે જીવી શકે! પછી શ્રીરામચંદ્રજીએ સુમંતને ઘણી જોરાવરીથી પાછો મોકલ્યો અને પોતે ગંગાજીના તીર ઉપરે આવ્યા. ॥ ૧ ॥ ત્યાં નાવડિયા પાસેથી હોડી

સંગાવી પણ તે લઈ આવ્યો નહીં, અને તે *બોલ્યો કે, તમારો ભેદ હું જાણું છું. સર્વ લોકો કહેછે કે, તમારા ચરણકમળની રજ મનુષ્ય કરવાની ઔષધિ છે. ॥ ૨ ॥ તે રજને અડકતાંજ એક શિલા સુંદર સ્ત્રી થઈ ગઈ તો તે પથ્થર કરતાં આ લાકડું કંઈ કઠણ નથી, તેથી મારી હોડી ઉડીજાય, કદાચ ઋષિપત્નિ થઈ જાય, તો તેના જવાથી મારી રોજી તૂટી જાય. ॥ ૩ ॥ તેજ મારા સઘળા પરિવારને પાળે છે. બીજો હું કાંઈ પણ હુન્નર જાણતો નથી, માટે હે પ્રભુ! જો જરૂર પેલેપાર જવા ઇચ્છતા હો તો આપના ચરણારવિંદો ધોવાને માટે આજ્ઞા આપો. ॥ ૪ ॥

**हरिगीतछंद.** पद पद्म धोइ चढाइ नाव न नाथ उतराई चहौं ॥
मोहिं राम राउरि आनि दशरथ शपथ सब सांची कहौं ॥
बरु तीर मारहिं लषण पै जब लगि न पांव पखारिहौं ॥
तब लगि न तुलसीदास नाथ कृपालु पार उतारिहौं ॥ ६५ ॥

**અર્થ.**—હે નાથ! ચરણ કમળો ધોઈને નાવમાં ચડાવું પરંતુ તમારી પાસેથી ઉતરામણ લેવાને હું ઇચ્છતો નથી. હું આપના અને રાજા દશરથના સોગન ખાઈને સાચી વાત કહું છું કે, કદાચ લક્ષ્મણજી મને બાણ મારશે, તોપણ જ્યાંસુધી હું તમારા ચરણો નહીં ધોઉં ત્યાંસુધી હે કૃપાળુ! ગુસાંઇના મતથી કેવટ કહે છે કે, આપને પેલેપાર ઉતારીશ નહીં. ॥ ૬૫ ॥

**सो०** सुनि केवट के बयन, प्रेम लपेटे अटपटे ॥
बिहँसे करुणा अयन, चितै जानकी लषण तन ॥ ४६ ॥

**અર્થ.**—એવા પ્રેમમાં લપટાએલા અને અટપટીઆ કેવટની વાણી સાંભળીને શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી તથા સીતાજી સામે જોઈને હસ્યા. બીજો અર્થ. પ્રભુએ હસીને જાનકી અને લક્ષ્મણજી સામે જોયું. હે ભાઈ! સીતાજીને પુછો કે લોક અને વેદમાં તો જમાઈનો પગ સસરો વા સાળો પખાળે માટે આ કેવટ તારા માવીત્રમાએનો કોણ

---

*બૃહન્નાટકે ॥ શ્લોક ॥ નિષાદાધિપતે શીઘ્રં, નૌકામાનય હે સખે,
પ્રેમાંબુના પુર્ણં વાક્યં, શ્રીરામઃ પ્રત્યુવાચહ. ॥ ૧ ॥

**અર્થ**—શ્રીરામચંદ્રજીએ ગો રાજાને પ્રેમયુક્ત વચનોથી કહ્યું કે, હે સખા! આ વખતે જલદીથી હોડી લઈ આવો.

( ઉપરનો શ્લોક બૃહન્નાટકમાં છે. )

**પદ્મપુરાણે ॥ શ્લોક ॥** ઉવાચ શીઘ્રં સુદૃઢં નાવમાનય હે સખે,
શ્રુત્વા રામસ્ય વચનં નિષાદાધિપતિર્ગુહઃ ॥ ૧ ॥
સ્વયમેવ દૃઢં નાવમાનયામાસ સુવ્રતઃ
સ્વામિન્ના રુહતાં નૌકાં સીતયા લક્ષ્મણે નચઃ ॥ ૨ ॥

**અર્થ.**—શ્રીપ્રભુ બોલ્યા કે, હે સખા! સારી નાવ શીઘ્રતાથી લઈ આવો. તે શ્રીરામચંદ્રજીનાં વચનો સાંભળીને ગો રાજા પોતેજ નાવ લઈ આવી બોલ્યા કે, હે સ્વામી! આપ સીતાજી અને લક્ષ્મણજી સાથે આ હોડીમાં બિરાજો. પણ આપના ચરણ ધોયાવગર બેસવા આપીશ નહીં કારણ કે, તે ચરણની રજનો મહીમા લક્ષ્મણજીના મુખથી ગઈ રાત્રીએ મેં સાંભળ્યો છે.

છે. એટલા વાસ્તે પ્રભુ હસ્યા. ત્રીજો અર્થ હે પુત્ર! પૂર્વે પ્રભુના ચરણ તમેજ ધોતા હતા. જ્યારે હું પરણીને ઘેર આવી ત્યારે તમને કહ્યું કે મારા પ્રાણપતિના ચરણ આપણે બેઉને ધોવાનો અધિકાર છે, માટે વચમાં કેવટ લાભ લૈલે છે. એમ જાનકીજીએ જ્યારે લક્ષ્મણજી સામે જોયું, તે વાસ્તે શ્રીરામ હસ્યા. ॥ ૪૬ ॥

**चो०** कृपासिंधु बोले मुसुकाई । सोइ करहु जेहि नाव न जाई ॥
बेगि आनि जल पांव पखारु । होत बिलंब उतारहु पारु ॥ १ ॥
जासु नाम सुमिरत येक बारा । उतरहिं नर भवसिंधु अपारा ॥
सो कृपालु केवटहि निहोरा । जे किय जग तिहुं पग ते थोरा ॥ २ ॥
पद नखनिरखि देवसरि हरषी । सुनि प्रभुबचन मोहमति करषी ॥
केवट राम रजायसु पावा । पानि कठवता भरि लै आवा ॥ ३ ॥
अति आनंद उमंगि अनुरागा । चरण सरोज पखारन लागा ॥
बर्षि सुमन सुर सकल सिहाहीं । इहि सम पुण्य पुंज कोउ नाहीं ॥ ४ ॥

**અર્થ.**—પછી કરુણાસાગર શ્રીપ્રભુ હસીને બોલ્યા કે, જેમ તારી હોડી ન જાય તેમ કર. જલદી જળ લઈ આવીને મારા પગ પખાળો. હવે પાર ઉતરવાને વખત થાય છે. ॥ ૧ ॥ હે પાર્વતી! જેનું એકવારજ નામ લેતાં મનુષ્યો સંસારરૂપી અપાર સમુદ્રને તરી જાય છે. જેણે વામન રૂપ લઈ ત્રણે લોકને ત્રણ પગલાંથી પણ થોડું કરી દીધું, તે કૃપાળુ પાર ઉતરવાને નાવીકને વિનવે છે. ॥ ૨ ॥ હે ઉમા! શ્રીપ્રભુના ચરણારવિંદોના નખ જોઇ ભાગીરથી હરખી પણ કેવટ પ્રત્યે કહેલાં પ્રભુનાં વચનો સાંભળી તેની બુદ્ધિ પાછી અજ્ઞાનમાં ખેચાણી. હવે શ્રીરામની આજ્ઞા મળતાંજ તે કેવટ પાણીની એક કથરોટ ભરી લાવ્યો. ॥ ૩ ॥ ઘણા આનંદ સાથે પ્રીતિથી ઉભરાઈ શ્રીહરિનાં ચરણારવિંદો ધોવા લાગ્યો. તે વખતે સઘળા દેવતાઓ પુષ્પવૃષ્ટી કરી વખાણતા કહેવા લાગ્યા કે, આના જેવો આજ કોઈ પુણ્યનો પુંજ નથી. ॥ ૪ ॥

**दो०** पद पखारि जल पान करि, आपु सहित परिवार ॥
पितर पार करि प्रभुहि पुनि, मुदित गयउ लै पार ॥ १०१ ॥

**અર્થ.**—એવી રીતે ચરણો ધોઈ પોતાના પરિવારસાથે તે હોડી હાંકનારે ચરણામૃત લીધું. એમ પોતાના પીતૃઓને તારી પછી હર્ષથી પેલેપાર લઈ ગયો. ॥ ૧૦૧ ॥

**चो०** उतरि ठाढ भये सुरसरि रेता । सीय राम गुह लषण समेता ॥
केवट उतरि दंडवत कीन्हा । प्रभु सकुचे कछु यहि नहिं दीन्हा ॥ १ ॥
पिय हिय की सिय जानन हारी । मणि मुंदरी मन मुदित उतारी ॥
कहेउ कृपालु सेहु उतराई । केवट चरण गहेउ अकुलाई ॥ २ ॥
नाथ आजु हम न काह न पावा । मिटे दोष दुख दारिद दावा ॥
अमित काल मैं कीन्ह मजूरी । आजु दीन्ह बिधि सब भरि पूरी ॥ ३ ॥

अब कछु नाथ न चाहिय मोरे । दीनदयालु अनुग्रह तोरे ॥
फिरत बार जो कछु मोहिं देवा । सो प्रसाद मैं शिर धरि लेवा ॥ ४ ॥

**અર્થ.**—પછી ગંગાજી ઉતરી શ્રીરામચંદ્રજી, સીતાજી, લક્ષ્મણજી અને "ગે" રાજા સહિત રેતીમાં ઉભા રહ્યા. ત્યારે નિષાદે ઉતરીને દંડવત્ પ્રણામ કર્યા. તે જોઈ પ્રભુ મનમાં સંકોચ પામ્યા કે આને આપણે કંઈ પણ આપ્યું નહીં. ॥ ૧ ॥ પણ સીતાજી જે પતિના મનને ઓળખવાવાળાં છે, તેમણે પોતાના હાથમાં એક હીરાની વીંટી હતી તે ઉતારી આપી. તે લઈ કૃપાળુ શ્રીરામચંદ્રજીએ હોડીવાળાને વીંટી દેખાડીને કહ્યું કે, તારી ઉતરામણી લે. તે જોઈ નાવાડીએ અકળાઇને શ્રીપ્રભુના ચરણો પકડ્યાં. ॥ ૨ ॥ અને બોલ્યા કે, હે નાથ! આજ મને શું મળ્યું નથી? મારા તમામ દોષ, દુઃખ અને દરિદ્ર એ બધું મટી ગયું. ઘણા કાળસુધી મેં જે મજુરી કરી તેનું બ્રહ્માજીએ આજ મને સઘળી રીતે પૂર્ણ ફળ આપ્યું. ॥૩॥ હે દીનદયાળુ નાથ! હવે મને કંઈ પણ જોઈતું નથી, ફક્ત આપનો અનુગ્રહ થયો એજ બસ છે. હવે હું માથે ચડાવીને લઈશ. ॥ ૪ ॥

दो० बहुत कीन्ह हठ लषण प्रभु, नहिं कछु केवट लीन्ह ॥
बिदा कीन्ह करुणायतन, भक्ति बिमल बर दीन्ह ॥ १०२ ॥

**અર્થ.**—શ્રીરામચંદ્રજી અને લક્ષ્મણજીએ ઘણો હઠ કર્યો તોપણ તે કેવટે કાંઈ લીધું નહીં, તેથી કૃપાના ભંડાર પ્રભુએ પોતાની સુંદર અને નિર્મળ ભક્તિ આપી તેને વિદાય કર્યો. ॥ ૧૦૨ ॥

चो० तब मज्जन करि रघुकुल नाथा । पूजि पार्थिव नायउ माथा ॥
सिय सुरसरिहि कहा कर जोरी । मातु मनोरथ पुरवहु मोरी ॥ १ ॥
पति देवर संग कुशल बहोरी । आइ करौं जेहि पूजा तोरी ॥
सुनि सिय बिनय प्रेम रस सानी । भइ तब बिमल वारि बर बानी ॥ २ ॥
सुनु रघुबीर प्रिया बैदेही । तव प्रभाव जग बिदित न केही ॥
लोकप होहिं बिलोकत तोरे । तोहिं सेवहिं सब सिधि कर जोरे ॥ ३ ॥
तुम जो हमहिं बडि बिनय सुनाई । कृपा कीन्ह मोहिं दीन बडाई ॥
तदपि देवि मैं देव अशीशा । सफल होन हित निज बागीशा ॥ ४ ॥

**અર્થ.**—પછી શ્રીરામચંદ્રજીએ ગંગાજીમાં સ્નાન કરી, પાર્થેશ્વર મહાદેવનું પૂજન કરી મસ્તક નમાવ્યું. પછી સીતાજીએ ભાગીરથીને હાથ જોડી કહ્યું કે, હે માતા! મારો મનોરથ એટલો પૂરો કરો કે, ॥૧॥ હું મારા પતિ અને દીએર સાથે ક્ષેમ કુશળ પાછી આવી તમારી પૂજા કરું. પ્રેમરસમાં બોળેલી સીતાજીની એવી નમ્રવાણી સાંભળી નિર્મળ ગંગાજળમાંથી એક વાણી નિકળી. ॥ ૨ ॥ શ્રીરઘુનાથજીની પ્રિયા હે

વૈદેહિ! તારા પ્રતાપને જગતમાં કોણ નથી જાણતું? તને સઘળી સિદ્ધિઓ હાથ જોડીને સેવે છે. તેથી તારી કૃપાદૃષ્ટિવડે રાંક પણ રાજા થાય! ॥ ૩ ॥ માટે તમે મને જે ઘણી વિનતી સંભળાવી તે એક મારા ઉપર કૃપા કરીને મહોટાઈ આપી. તોપણ હે દેવી! મારી વાણી સફળ થવા માટે હું આશીષ આપું છું. ॥ ૪ ॥

**दो० प्राणनाथ देवर सहित, कुशल कोशला आइ ॥**
**पूजहि सब मन कामना, सुयश रहहि जग छाइ ॥ १०३ ॥**

**અર્થ.**—તમારા પ્રાણનાથ અને દીએર સહિત કુશળતાથી પાછાં અયોધ્યાજીમાં આવીને તમારી સર્વે મનકામના પૂર્ણ થશે અને જગતમાં સુંદર જશ પણ છવાઈ રહેશે. ॥ ૧૦૩ ॥

**चो० गंग बचन सुनि मंगल मूला । मुदित सीय सुरसरि अनुकूला ॥**
**तब प्रभु गुहहि कहा घर जाहू । सुनत सूख मुख भा उर दाहू ॥ १ ॥**
**दीन बचन गुह कह कर जोरी । बिनय सुनिय रघुकुल मणि मोरी ॥**
**नाथ साथ रहि पंथ दिखाई । करि दिन चारि चरण सेवकाई ॥ २ ॥**
**जेहि बन जाइ रहब रघुराई । पर्णकुटी मैं करब सुहाई ॥**
**तब मो कहं जस देव रजाई । सो करिहौं रघुबीर दुहाई ॥ ३ ॥**
**सहज सनेह राम लखि तासू । संग लीन्ह गुह हृदय हुलासू ॥**
**पुनि गुह ज्ञाति बोलि सब लीन्हे । करि परितोष बिदा सब कीन्हे ॥ ४ ॥**

**અર્થ.**—એવાં મંગળનાં મૂળરૂપ ગંગાજીનાં વચનો સાંભળી પોતાને દેવસરિ અનુકુળ છે એમ સમજી સીતાજી આનંદ પામ્યાં, પછી પ્રભુએ "ગો" રાજાને ઘેર જાવા કહ્યું. તે સાંભળતાં જ તેનું મુખ કરમાઈ ગયું અને ઉરમાં દુઃખ થયું. ॥ ૧ ॥ ત્યારે "ગો" રાજાએ હાથ જોડી નમ્રતા કરી કે, હે રઘુકુળમાં મણિરૂપ મારી વિનતી સાંભળો. હે નાથ! હું આપની સાથે રહી તમને રસ્તો દેખાડીશ અને ચાર દિવસ ચરણ સેવા કરીશ. ॥ ૨ ॥ હે પ્રભુ! જે વનમાં આપ રહેશો, ત્યાં શોભીતી ઝુંપડી બનાવીશ અને હું આપની દુવાઈ લઈ કહું છું કે, તે વખત જેમ આપ આજ્ઞા દેશો તેમ હું કરીશ. ॥ ૩ ॥ શ્રીરામચંદ્રજીએ તેમનો સહજ સ્નેહ જોઈ હર્ષિત મનવડે "ગો" રાજાને સાથે લીધા. પછી તમામ ભિલો બોલાવીને સર્વેને સંતોષ પમાડી વિદાય કર્યા. ॥ ૪ ॥

**दो० तब गणपति शिव सुमिरि प्रभु, नाइ सुरसरिहि माथ ॥**
**सखा अनुज सिय सहित बन, गमन कीन्ह रघुनाथ ॥ १०४ ॥**

**અર્થ.**—ત્યારે શ્રીપ્રભુએ ગણપતિ અને સદાશિવનું સ્મરણ કરી, ગંગાજીને મસ્તક નમાવી પોતાના મિત્ર, ભાઈ તથા સીતાજી સાથે વનમાં ગમન કર્યું. ॥ ૧૦૪ ॥

**चो० तेहि दिन भयउ बिटप तर बासू । लषण सखा सब कीन्ह सुपासू ॥**
**प्रात प्रातकृत करि रघुराई । तीरथराज दीख प्रभुजाई ॥ १ ॥**

सचिव सत्य श्रद्धा प्रिय नारी । माधव सरिस मीत हितकारी ॥
चारि पदारथ भरा भंडारु । पुण्य प्रदेश देश अति चारु ॥ २ ॥
क्षेत्र अगम गढ गाढ सुहावा । स्वप्नेहुं जिन्ह प्रति पक्ष न पावा ॥
सेन सकल तीरथ बर बीरा । कलुष अनीक दलन रण धीरा ॥ ३ ॥
संगम सिंहासन सुठि सोहा । छत्र अक्षयबट मुनि मन मोहा ॥
चमर यमुन जल गंग तरंगा । देखी होहिं दुख दारिद भंगा ॥ ४ ॥

**અર્થ.**—તે દિવસ શ્રીરઘુનાથજીએ લક્ષ્મણજી અને "ગો" રાજાસહિત એક ઝાડ તળે ઉતારો કર્યો. સવાર થતાં પ્રાતઃકાળનાં સર્વે કર્મો કરી, તીર્થોમાં રાજારૂપ પ્રયાગરાજજીને જોયા. ॥ ૧ ॥ જ્યાં સત્યરૂપી કામદાર; શ્રદ્ધારૂપી પ્રિય સ્ત્રી, શ્રીમાધવ પ્રભુ જેવા કલ્યાણકારી મિત્ર, ચારે પદાર્થોના ભંડારરૂપ મનોહર ઘણાં પુણ્યરૂપી દેશ પ્રદેશ, ॥ ૨ ॥ અગમ ક્ષેત્રનો જેમાં શોભિતો ગઢ છે, કે જે સ્વપ્નામાં પણ હારને પામ્યો નથી. જેમાં સુંદર સઘળાં તીર્થોરૂપી પાપનાં અનેક દળોને રણમાં હણનાર શૂરવીરોનું લશ્કર છે. ॥ ૩ ॥ ત્રણ નદીના સંગમરૂપી પવિત્ર સિંહાસન શોભેછે, અને મુનિઓના મનને મોહ પમાડનાર તે અક્ષયવડરૂપી છત્ર રહી ગયું છે, વળી જેને દર્શનથી જ દુઃખ અને દરિદ્રનો નાશ થાય એવાં ગંગાજી તથા જમનાજીની લહેરોરૂપ ચમરો ઢળી રહ્યાં છે. ॥ ૪ ॥

दो० सेवहि सुकृती साधु शुचि, पावहिं सब मन काम ॥
बंदि वेद पुराण गण, कहहिं बिमल गुण ग्राम ॥ १०५ ॥

**અર્થ.**—તેને સુકૃતિ અને પવિત્ર સાધુઓ સેવી પોતાના મનની સઘળી ઇચ્છાઓ પ્રમાણે પામે છે; અને વેદ પુરાણરૂપી ભાટો સદૈવ જેના ગુણો ગાયા કરેછે. ॥ ૧૦૫ ॥

चो० के कहि सकै प्रयाग प्रभाऊ । कलुष पुंज कुंजर मृगराऊ ॥
अस तीरथ पति देखी सुहावा । सुखसागर रघुबर सुख पावा ॥ १ ॥
कहि सिय अनुजहि सखहि सुनाई । श्रीमुख तीरथ राज बडाई ॥
करि प्रणाम देखत बन बागा । कहत महातम अति अनुरागा ॥ २ ॥
इहिबिधि आइ बिलोकेउ बेनी । सुमिरत सकल सुमंगल देनी ॥
मुदित नहाइ कीन्ह शिव सेवा । पूजि यथाबिधि तीरथ देवा ॥ ३ ॥
तब प्रभु भरद्वाज पहुं आये । करत दंडवत मुनि उर लाये ॥
मुनि मन मोद न कछु कहि जाई । ब्रह्मानंद राशि जनु पाई ॥ ४ ॥

**અર્થ.**—એવા પાપરૂપી હાથીઓના જૂથ માથે સિંહરૂપ શ્રીપ્રયાગરાજજીનો પ્રભાવ કોણ કહી શકે? એવા શોભિતા તીર્થને જોઈ સુખસાગર શ્રીરઘુનાથજી અત્યંત સંતોષ પામ્યા. ॥ ૧ ॥ હે ગિરિજા! શ્રીરામ પ્રભુએ પોતાના શ્રીમુખથી સીતાજી, લક્ષ્મણજી

અને "ગો" રાજાને તે તીર્થની મ્હોટાઈ કહી સંભળાવી. પછી તેમને પ્રણામ કરી ત્યાંના બગીચાનાં વનો જોતાં, પ્રભુ ઘણી પ્રીતિથી તેનું માહાત્મ્ય કહેવા લાગ્યા. ॥ ૨ ॥ એપ્રમાણે ફરતાં ફરતાં જેના સ્મરણથી સઘળાં સુમંગળ મળે એવા ત્રિવેણીના સંગમને આવી જોયો અને હરખથી તેમાં નહાઈ સદાશિવની સેવા કરી યથા વિધિએ તીર્થના દેવની પૂજા કરી. ॥ ૩ ॥ પછી પ્રભુએ ભરદ્વાજ ઋષિપાસે આવી દંડવત્ કર્યા, એટલે મુનિએ તેને છાતીસાથે લગાડ્યા. તે વખત ઋષિના મનનો આનંદ કાંઈ કહી શકાય નહીં, તે જાણે પરિબ્રહ્મના આનંદને પામ્યા ન હોય? એટલો હર્ષ પામ્યા. ॥ ૪ ॥

**दो॰ दीन्ह अशीश मुनीश उर, अति आनंद अस जानि ॥**
**लोचन गोचर सुकृत फल, मनहुं किय विधि आनि ॥ १०६ ॥**

**અર્થ.**—આજ મારા નેત્રોના પુણ્યનું ફળ જાણે બ્રહ્માજીએ મારી દૃષ્ટીએ દેખાડ્યું, એમ મનમાં માની ઋષિએ ઘણા હર્ષથી આશીરવાદ આપ્યો. ॥ ૧૦૬ ॥

**चो॰ कुशल प्रश्न करि आसन दीन्हा । पूजि प्रेम परिपूरण कीन्हा ॥**
**कंद मूल फल अंकुर नीके । दिये आनि मुनि मनहुं अमीके ॥ १ ॥**
**सीय लषण जन सहित सुहाये । अति रुचि राम मूल फल खाये ॥**
**भये विगत श्रम राम सुखारे । भरद्वाज मृदु बचन उचारे ॥ २ ॥**
**आजु सफल तप तीरथ यागू । आजु सफल जप योग विरागू ॥**
**सफल सकल शुभ साधनसाजू । राम तुमहिं अवलोकत आजू ॥ ३ ॥**
**लाभ अवधि सुख अवधिन दूजी । तुह्मरे दरश आश सब पूजी ॥**
**अब करि कृपा देहु बर येहू । निज पद सरसिज सहज सनेहू ॥ ४ ॥**

**અર્થ.**—પછી શ્રી હરિને કુશલ પ્રશ્નો પૂછી આસન આપ્યું, અને પ્રેમપૂર્વક પૂજા કરી પરીપૂર્ણ સંતોષ્યા. ત્યાર કેડે અમૃતના જેવા મીઠા અને સુંદર કંદ, મૂળ અને ફળફૂલ આણીને આગળ ધર્યાં. ॥ ૧ ॥ શ્રીરામ પ્રભુ સીતાજી, લક્ષ્મણજી અને ભક્તજન સાથે ઘણાં શોભિતાં તથા મનોહર તે ફૂલફળ આરોગ્યાં. એમ જ્યારે શ્રીરામચંદ્રજી શ્રમ મૂકી શાંત થયા, ત્યારે ભરદ્વાજ ઋષિ કોમળ વચને બોલ્યા કે, ॥ ૨ ॥ આજે મારો તપ, તીર્થ, યજ્ઞ, જપ, યોગ, વૈરાગ્ય વગેરે સઘળાં શુભ સાધનો અને તે સાધન તથા સાજ, હે રામ! આપના દર્શન કરવાથી સફળ થયાં.॥૩॥ લાભ અને સુખની કાંઈ બીજી અવધિ નથી, આપના દર્શનથી મારી સર્વે આશા પૂર્ણ થઈ. હવે કૃપા કરીને મને એ વરદાન આપો કે સર્વદા આપના ચરણકમળમાં સ્વાભાવિક સ્નેહ રહે. ॥ ૪ ॥

**दो॰ कर्म बचन मन छांडि छल, जब लगि जन न तुह्मार ॥**
**तब लगि सुख स्वप्नेहुं नहिं, किये कोटि उपचार ॥ १०७ ॥**

**અર્થ.**—જ્યાંસુધી મનમાંથી સર્વે કપટ છોડીને મન કર્મ અને વચને કરી આપનો ભક્ત ન થાય ત્યાંસુધી ક્રોડ ઉપાય કરવાથી પણ તે સ્વપ્નામાએ સુખીઓ ન થાય. ॥ ૧૦૭ ॥

चो० मुनि मुनि बचन राम सकुचाने । भाव भक्ति आनंद अघाने ॥
तब रघुबर मुनि सुयश सुहावा । कोटि भांति कहि सबहि सुनावा ॥ १ ॥
सो बड सो सब गुण गण गेहू । जेहि मुनीश तुम आदर देहू ॥
मुनि रघुबीर परस्पर नवहीं । बचन अगोचर सुख अनुभवहीं ॥ २ ॥
यह सुधि पाइ प्रयाग निवासी । बटु तापस मुनि सिद्ध उदासी ॥
भरद्वाज आश्रम सब आये । देखन दशरथ सुवन सुहाये ॥ ३ ॥
राम प्रणाम कीन्ह सब काहू । मुदित भये लहि लोचन लाहू ॥
देहिं अशीश परम सुख पाई । फिरे सराहत सुंदरताई ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે ઋષિનાં ભાવ ભક્તિ અને આનંદનાં વચનો સાંભળી, શ્રીરામ આનંદ પામ્યા, પછી ભરદ્વાજમુનિના શોભિતા સુયશ પોતાના શ્રીમુખથી ક્રોડરૂપે કહી સંભળાવ્યા. ॥ ૧ ॥ અને બોલ્યા કે, હે ઋષિરાજ! જેને આપ આદરમાન આપો તેજ મ્હોટો અને સર્વે ગુણના મંદિરરૂપ થાય. એમ શ્રીરઘુનાથજી અને ઋષિ પરસ્પરમાં નમે છે, તથા વચન વાણીથી સુખ ભોગવે છે. ॥ ૨ ॥ હવે આ ખબર જ્યારે પ્રયાગવાસીઓને મળ્યા, ત્યારે બ્રહ્મચારી, તપસ્વી, ઉદાસી, સિદ્ધ અને ઋષિઓ તે સઘળા દશરથરાજાના શોભિતા કુંવરોનાં દર્શન કરવા ભરદ્વાજઋષિના આશ્રમમાં આવ્યા. ॥ ૩ ॥ તે સર્વ કોઈ શ્રીરામને પ્રણામ કરી, પોતાની આંખોએ લહાવો લઈ હર્ષ પામ્યા, અને પોતાના ભાગ્યને મોટું માની આશીરવાદ દઈને શ્રીરામચંદ્રજીની સુંદરતાનું વખાણ કરતાં પાછા ફર્યા. ॥ ૪ ॥

दो० राम कीन्ह बिश्राम निशि, प्रात प्रयाग अन्हाइ ॥
चले सहित सिय लषण जन, मुदित मुनिहिं शिरनाइ ॥ १०८ ॥

**અર્થ.**—પછી રામચંદ્રજી રાત્રિના પોઢી ગયા અને પ્રાતઃકાળે ઉઠી શ્રી પ્રયાગરાજજીમાં નહાઈ આનંદિત મનથી ઋષિને મસ્તક નમાવી, સીતાજી લક્ષ્મણજી અને "ગો" રાજાસાથે ચાલ્યા ॥ ૧૦૮ ॥

चो० राम सप्रेम कह्यो मुनि पाहीं । नाथ कहहु हम केहि मगु जाहीं ॥
मुनि मुनि बिहँसि राम सन कहहीं । सुगम सकल मगु तुम कहं अहहीं ॥ १ ॥
साथ लागि मुनि शिष्य बुलाये । सुनि मन मुदित पचासक आये ॥
सबहि राम पद प्रेम अपारा । सबहि कहहिं मगु दीख हमारा ॥ २ ॥
मुनि बटु चारि संग तब दीन्हे । जिन बहु सुकृत फल कीन्हे ॥
करि प्रणाम मुनि आयसु पाई । प्रमुदित हृदय चले रघुराई ॥ ३ ॥
ग्राम निकट जब निसरहिं जाई । देखहिं दरश नारि नर धाई ॥
होहिं सनाथ जन्म फल पाई । फिरहिं दुखित मन संग पठाई ॥ ४ ॥

**અર્થ.**—ચાલતી વખત શ્રીરામચંદ્રજીએ ભરદ્વાજઋષિને પૂછ્યું કે, હે નાથ! અમે કયે રસ્તે જઇએ તે કહો. તે સાંભળી મુનિ હસ્તા બોલ્યા કે, આપને સર્વ માર્ગ સહેલા છે. ॥ ૧ ॥ પછી તેમની સાથે મોકલવા ઋષિઓએ પોતાના શિષ્યોને બોલાવ્યા, તેઓ ગુરુની હાક સાંભળતાં આનંદ મનથી પચાસેક જણ આવ્યા. શ્રીરામના ચરણોમાં તે સર્વેનો અપાર પ્રેમ હોવાથી કહેવા લાગ્યા કે, માર્ગ અમારો જોએલો છે. ॥ ૨ ॥ પછી તેમના ચાર બ્રહ્મચારી વૃત પાળનારને ભરદ્વાજે સાથે મોકલ્યા. જે શિષ્યોએ પોતાના જન્મનું ફળ સફળ કર્યું. પછી શ્રીરઘુનાથજી મુનિને પ્રણામ કરી આજ્ઞા લઈ હર્ષિત હૃદયે ચાલ્યા. ॥ ૩ ॥ હે ગિરિજા! તેઓ વાટે ચાલતાં જે જે ગામને ઝાંપેથી નિકળતા, તે તે ગામનાં સ્ત્રી પુરુષો દર્શન કરવાને નીકળી આવતાં. તેઓ પોતાના જન્મનું ફળ પામી સનાથ થતાં પાછાં ફરતી વખત પોતાના મનને પ્રભુસાથે મોકલી દુઃખી થતાં ગામમાં આવ્યાં. ॥ ૪ ॥

दो० बिदा कीन्ह बहु बिनय करि, फिरे पाइ मन काम ॥
उतरि नहाये यमुन जल, जो शरीर सम श्याम ॥ १०९ ॥

**અર્થ.**—તેઓ શ્રીરામપ્રભુને ઘણી નમ્રતા કરતાં વિદાય કરી; પોતાના મનની ઇચ્છા પુરણ કરી પાછા ફર્યા, એમ ચાલતાં શ્રીપ્રભુ યમુનાજી તીરે આવ્યા. ત્યાં આવી પોતાના શરીર જેવા શ્યામ યમુના જળમાં સ્નાન કર્યું. ॥ ૧૦૯ ॥

चो० सुनत तीर बासी नर नारी । धाये निज निज काज बिसारी ॥
लषण राम सिय सुंदरताइ । देखि करहिं निज भाग्य बडाई ॥ १ ॥
अति लालसा सबहिं मनमाहीं । नाम ग्राम पूंछत सकुचाहीं ॥
जे तिन्ह महं वय वृद्ध सयाने । तिन्ह करि युक्ति राम पहिचाने ॥ २ ॥
सकल कथा कहि तिनहिं सुनाई । बनहि चले पितु आयसु पाई ॥
सुनि सविषाद सकल पछिताहीं । रानी राय कीन्ह भल नाहीं ॥ ३ ॥
त्यहि अवसर तापस यक आवा । तेज पुंज लघु बयस सुहावा ॥
कवि अलखित गति भेष बिरागी । मन क्रम बचन राम अनुरागी ॥ ४ ॥

**અર્થ.**—ત્યાંના રહેનારાં સ્ત્રીપુરુષો તે ખબર સાંભળતાં પોત પોતાના કામને છોડીને દોડ્યા, તેઓ સર્વે શ્રીરામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજીની સુંદરતા જોઇને પોતાના ભાગ્યની મહોટાઈ કરવા લાગ્યા. ॥ ૧ ॥ સઘળાઓના મનમાં (દર્શનની) ઘણી લાલચ હોવાથી સંકોચાઈને નામ ગામ પૂછવા મંડ્યા. હે પાર્વતી! તેમાં જે વૃદ્ધ અને શાણા હતા તેઓએ યુક્તીથી શ્રીરામચંદ્રજીને ઓળખ્યા. ॥ ૨ ॥ અને તેમણે સર્વે કથા કહી સંભળાવતાં કહ્યું કે, તેઓ પિતાજીની આજ્ઞાને લીધે વનવાસમાં પધારે છે. તે સંતાપયુક્ત બોલવું સાંભળતાં; સઘળાં પસ્તાવો કરી બોલવા લાગ્યાં કે, રાજા-રાણીએ કાંઈ સારૂં કર્યું નહીં? ॥ ૩ ॥ તેટલામાં ત્યાં તેજના પુંજરૂપ અને શોભિતો

નાની ઉમરનો એક તપસ્વી[1] આવ્યો. જેની ગતિને કવિ પણ ઓળખી શકે નહીં. જેની મન, ક્રમ અને વચનથી શ્રીરામચંદ્રજીમાં પ્રીતિ છે અને જેનો વૈરાગી જેવો વેષ છે. ॥ ૪ ॥

दो० सजल नयन तनु पुलकि निज, इष्ट देव पहिचानि ॥
परेउ धरणि तल दंड जिमि, दशा न जाइ बखानि ॥ ११० ॥

**અર્થ.**—એવો તે પોતાના ઈષ્ટદેવને ઓળખીને રોમાંચિત શરીરે થઈ આંખોમાં આંસુ આણી દંડની પેઠે પ્રભુપાસે આવી પૃથ્વીપર પડયો, તે વખતની તેની દશા કાંઈ વખાણી જાય તેમ નહોતી. ॥ ૧૧૦ ॥

चो० राम सप्रेम पुलकि उर लावा । परम रंक जनु पारस पावा ॥
मनहुं प्रेम परमारथ दोउ । मिलत धरे तनु कह सब कोऊ ॥ १ ॥
बहुरि लषण पांयन सो लागा । लीन्ह उठाइ उमंगि अनुरागा ॥
पुनि सिय चरण धूरि धरि शीशा । जननि जानि सुतदीन्ह अशीषा ॥ २ ॥
कीन्ह निषाद दंडवत तेहीं । मिले मुदित लखि राम सनेही ॥
पियत नयन पुट रूप पियूखा । मुदित सुअशन पाइ जिमि भूखा ॥ ३ ॥
पुनि प्रभु पद सरोज शिर नावा । देखि प्रीति रघुबर मन भावा ॥
उर धरि धीर रजायसु पाई । चले मुदित मन अति हरषाई ॥ ४ ॥
राम लषण सिय रूप निहारी । शोच सनेह बिकल नर नारी ॥
ते पितु मातु कहौ सखि कैसे । जिन पठये वन बालक ऐसे ॥ ५ ॥

**અર્થ.**—તેને જોઈ જેમ કોઈ રાંકને પારસમણિ મળે, તેમ શ્રીરામચંદ્રજીએ રોમાંચિત શરીરે થઈ પ્રેમયુક્ત તેમની છાતી સાથે લગાડયો. ત્યારે સઘળા કહેવા લાગ્યા કે, આ તો જાણે પ્રેમ અને પરમારથ બેઉ દેહ ધરીને મળતા હોય નહીં એમ લાગે છે. ॥ ૧ ॥ પછી તે તપસ્વી લક્ષ્મણજીને પગે લાગ્યો. ત્યારે તેમણે પ્રીતિમાં ઉભરાઈ તેને ઉઠાડયો. પછી તેણે સીતાજીના ચરણારવિંદમાં મસ્તક નમાવ્યું ત્યારે માતાજીએ પુત્ર જાણી તેને આશીર્વાદ આપ્યો. ॥ ૨ ॥ પછી "ગો" રાજાએ તપસ્વીને દંડવત્ કર્યો, તેને શ્રીરામચંદ્રજીનો સ્નેહી જાણી આનંદથી મળ્યો. એમ ભૂખ્યાને જેમ સુંદર ખાવાનું મળે, તેવા હર્ષથી પોતાના નેત્રોરૂપી દૂનાવડે પ્રેમરૂપી અમૃત પીવા લાગ્યો, ॥ ૩ ॥ તેમણે વળી પાછું શ્રીરામચંદ્રજીનાં ચરણારવિંદોમાં મસ્તક નમાવ્યું, એવી તેની પ્રીતિ શ્રીરઘુનાથજીના મનમાં ઘણી ગમી. પછી તે તપસ્વી ધિરજ ધરી શ્રીપ્રભુની આજ્ઞા પામી મનમાં ઘણો રાજી થતો પોતાને ઠેકાણે ગયો. ॥ ૪ ॥ હે ઉમા! શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજીનું રૂપ જોઈ ત્યાં એકઠાં થએલાં સઘળાં સ્ત્રી પુરુષો સ્નેહ અને શોકથી વ્યાકુળ થઈ કહેવા લાગ્યાં કે, હે સખી! કહો એ માબાપ કેવાં? કે જેણે આવા બાળકોને વનવાસ મોકલ્યા. ॥ ૫ ॥

---

૧. આ તપસ્વીનું નામ વાલ્મિકી રામાયણાદિક કોઈ શાસ્ત્રમાં નથી.

दो० तब रघुवीर अनेक विधि, लखहि सिखावन दीन्ह ॥
राम रजायसु शीश धरि, गवन भवन तिन्ह कीन्ह ॥ १११ ॥

**અર્થ.**—પછી શ્રીરઘુનાથજીએ પોતાના સખા "ગો" રાજાને ઘણી રીતે શીખામણ આપી એટલે તે શ્રીપ્રભુની આજ્ઞા માની, શીશ નમાવી પોતાને ઘેર ગયો. ॥ ૧૧૧ ॥

चो० पुनि सिय राम लषण कर जोरी । यमुनहिं कीन्ह प्रणाम बहोरी ॥
गवने सीय सहित दोउ भाई । रवितनया कर करत बडाई ॥ १ ॥
पथिक अनेक मिलहिं मगु जाता । कहहिं सप्रेम देखि दोउ भ्राता ॥
राज सुलक्षण अंग तुह्मारे । देखि शोच हिय होत हमारे ॥ २ ॥
मारग चलहु पयादेहि पाये । ज्योतिष झूंठ हमारेहि भाये ॥
अगम पंथ गिरि कानन भारी । तेहि महं साथ नारि सुकुमारी ॥ ३ ॥
करि केहरि वन जाहिं न जोई । हम संग चलहिं जो आयसु होई ॥
जाब जहां लगि तहं पहुंचाई । फिरब बहोरि तुमहिं शिरनाई ॥ ४ ॥

**અર્થ.**—પછી શ્રીરામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજી સૂર્યની પુત્રી શ્રીયમુનાજીને નમસ્કાર કરી તેમના યશ ગાતાં ગાતાં રસ્તે પડ્યા. ॥ ૧ ॥ તેમને માર્ગે જતાં અનેક વટેમાર્ગુ મળતા હતા, તેઓ આ બેઉ ભાઈને જોતાં પ્રેમયુક્ત થઈ કહેતા કે, તમારા અવયવો રાજેશ્રી જણાય છે. તે જોઈ અમારી છાતીમાં શોચ થાય છે. ॥ ૨ ॥ કે તમે ઉઘાડે પગે માર્ગમાં કેમ ચાલો છો? આ ઉપરથી અમે માનીએ છીએ કે, સર્વે જોષીઓ ખોટા છે. અરણ્યમાં ઘણા અવઘડ પહાડી રસ્તા છે તેમાં પણ વળી સાથે આ સુકુમારિ બાઈ છે. ॥ ૩ ॥ વનમાં સિંહ અને હાથીઓ એટલા છે કે, તે જોઈ શકાય નહીં, માટે આજ્ઞા હોય તો અમે સાથે ચાલીએ. જ્યાંસુધી તમારે જવું હોય ત્યાંસુધી પહોંચાડીને આપને મસ્તક નમાવી પાછા વળશું. ॥ ૪ ॥

दो० इहि बिधि बूझहिं प्रेम बश, पुलक गात जल नैन ॥
कृपासिंधु फेरहिं तिनहिं, कारि बिनती मृदु बैन ॥ ११२ ॥

**અર્થ.**—એપ્રમાણે પ્રેમવશ થઈ રોમાંચિત શરીરે આંખમાં આંસુ આણી સમજાવતા હતા ત્યારે કૃપાસિંધુ શ્રીપ્રભુ કોમળ વાણીથી કહેતા તથા પાછા ફેરવતા. ॥૧૧૨॥

चो० जे पुर ग्राम बसहिं मगु माहीं । तिनहिं नाग सुर नगर सिहाहीं ॥
केहि सुकृती केहि घरी बसाये । धन्य पुण्यमय परम सुहाये ॥ १ ॥
जहं जहं राम चरण चलि जाहीं । तेहि समान अमरावति नाहीं ॥
पुण्य पुंज मगु निकट निवासी । तिनहिं सराहहिं सुरपुर बासी ॥ २ ॥
जो भरि नयन बिलोकहिं रामहिं । सीता लषण सहित घनश्यामहिं ॥
जेहि सर सरित राम अवगाहहिं । तिनहिं देवसर सरित सराहहिं ॥ ३ ॥

जेहि तरु तर प्रभु बैठहिं जाई । करहिं कल्पतरु तासु बडाई ॥
परशि राम पद पद्म परागा । मानति भूरि भूमि निज भागा ॥ ४ ॥

**અર્થ.**—શ્રીપ્રભુના જવાના માર્ગમાં જે ગામ અને શહેર વસ્તાં હતાં, તેને નાગલોકની ભોગવતિ અને દેવલોકની અમરાવતિ પણ વખાણતાં કહેવા લાગી કે, કઈ ઘડીએ કયા પુણ્યથી આ ગામ વસ્યાં હશે? ઘણાં શોભિતાં અને પવિત્ર તે નગરોને ધન્ય છે. ॥ ૧ ॥ એમ જ્યાં જ્યાં શ્રીરામચંદ્રજી પોતાના ચરણોથી ચાલી જાયછે તે તે ગામસમાન અમરાવતિ પણ ભાગ્યશાળી નથી. તે માર્ગની પાસે રહેનારા પુણ્યના પુંજરૂપ લોકોને દેવતાઓ વખાણવા લાગ્યા. ॥ ૨ ॥ એવી રીતે સીતાજી અને લક્ષ્મણસહિત ઘનશ્યામ શ્રીપ્રભુને નેત્ર ભરી જુએ તે ઉપરપ્રમાણે કહે. એટલુંજ નહીં પણ હે ભવાનિ! જે જે નદી અને તળાવોમાં પ્રભુ નહાયછે તેને ગંગાજી અને માનસરોવર વખાણ કરેછે. ॥ ૩ ॥ વળી જે ઝાડ નીચે પ્રભુ બિરાજે તેના યશ કલ્પવૃક્ષ ગાયછે, તેમ પૃથ્વીપણ શ્રીરામના પદકુંજની રજને સ્પર્શિ પોતાના ભાગ્યને ઘણું મ્હોટું માનતી હતી. ॥ ૪ ॥

दो० छांह करहिं घन बिबुधगण, बरषहिं सुमन सिहाहिं ॥
देखत गिरि बन बिहंग मृग, राम चले मग जाहिं ॥ ११३ ॥

**અર્થ.**—એપ્રમાણે શ્રીપ્રભુને રસ્તે ચાલતાં જોઈ દેવતાઓ છાંયા કરીને શ્રીહરિના યશ ગાતાં પુષ્પવૃષ્ટી કરવા લાગ્યા. એમ શ્રીરામ રસ્તે ચાલતાં વનનાં પશુ પક્ષી અને પર્વતો દર્શન કરવા લાગ્યાં. ॥ ૧૧૩ ॥

चो० सीता लषण सहित रघुराई । गांव निकट जब निकसहिं जाई ॥
सुनि सब बाल वृद्ध नर नारी । चलहिं तुरत गृह काज बिसारी ॥ १ ॥
राम लषण सियरूप निहारी । पाइ नयन फल होहिं सुखारी ॥
सजल नयन अति पुलक शरीरा । सब भये मगन देखि दोउबीरा ॥ २ ॥
बरणि न जाय दशा तिन्ह केरी । लही रंक जनु सुर मणि ढेरी ॥
एकहिं एक बोलि सिख देहीं । लोचन लाहु लेहु क्षण येहीं ॥ ३ ॥
रामहिं देखि एक अनुरागे । चितवत चले जात संग लागे ॥
एक नयन मग छबि उर आनी । होहिं शिथिल तन मानस बानी ॥ ४ ॥

**અર્થ.**—એમ વનીતા અને બંધુસાથે પ્રભુ જ્યારે કોઈ ગામ પાસેથી નિકળતા ત્યારે સઘળાં બાળ અને વૃદ્ધ સ્ત્રીપુરુષો તે સમાચાર સાંભળી પોતાના ઘરનાં કામ કાજ વિસારી તત્કાળ દર્શન માટે દોડતાં હતાં. ॥ ૧ ॥ અને ત્રણે જણનાં રૂપ જોઈ પોતાના નેત્રનું ફળ પામીને મનમાં શાંત થાય. તેઓ શરીરે ઘણાં રોમાંચિત થઈ જળયુક્ત નેત્રોથી બેઉ ભાઇને જોઈ મનમાં મગ્ન થતા હતા. ॥ ૨ ॥ તે વખતની તેની દશા કાંઈ કહી શકાય નહીં. જેમ કોઈ રાંકને દેવતાઈ મણીનો ઢગલો મળે તેમ આનંદ પામી તે વખતે પોતાનો લાવ્હો લઈ એકબીજાને બોલાવીને શીખામણ આપે. ॥ ૩ ॥ વળી તેમાંનો કોઈ

એક પ્રીતિથી શ્રીરામપ્રભુને જોઈ દર્શન કરતો કરતો પ્રભુને પછવાડે લાગે. વળી કોઇ મન ક્રમ અને વચને કરી શ્રીરામના સ્વરૂપને જોઈ મનમાં રાખી શાંત થાય. ॥ ૪ ॥

**दो०** एक देखि बट छांह भलि, डासि मृदुल तृण पात ॥
कहहिं गंवाइय क्षणक श्रम, गवनब अबहिंकिप्रात ॥ ११४ ॥

**અર્થ.**—વળી કોઇ એક વૃક્ષની સારી છાંયા જોઈ ઝાડ પાંદડાનું કોમળ બિછાનું બનાવીને પ્રભુને કહે કે, અહીંઆં જરા વિસામો લઇને પ્રાતઃકાળે જજો. ॥ ૧૧૪ ॥

**चो०** एक कलश भरि आनहिं पानी । अंचइय नाथ कहहिं मृदुबानी ॥
सुनि प्रिय बचन प्रीति अति देखी । राम कृपालु सुशील विशेषी ॥ १ ॥
जानी सीय श्रमित मन मन माहीं । घरिक बिलंब कीन्ह बट छाहीं ॥
मुदित नारि नर देखहिं शोभा । रुप अनूप देखि मन लोभा ॥ २ ॥
एकटक सब जोहहिं चहुं ओरा । रामचंद्र मुख चंद्र चकोरा ॥
तरुण तमाल बरण तनु सोहा । देखत काम कोटि मन मोहा ॥ ३ ॥
दामिनि बरण लषण सुठि नीके । नख शिख सुभग भावते जीके ॥
मुनिपट कटिन्ह कसे तूणीरा । सोहत कर कमलन्ह धनु तीरा ॥ ४ ॥

**અર્થ.**—કોઇએક પાણીનો કળશ ભરી લઈ આવિ અને કોમળ વાણીથી વિનંતી કરે કે, હે નાથ! જરા જળપાન કરીએ. એવાં તેઓનાં પ્રિય વચનો સાંભળી તથા પ્રેમ જોઇને ઘણા સુશિલ અને દયાળુ શ્રીરામ પ્રભુ પોતાના મનમાં જનકનંદનીને થાકેલાં જાણી તે વૃક્ષની છાંયા તળે ઘડીકવાર વિસામો લેઈ તેઓ પ્રભુની શોભા અને અનુપમરૂપ જોઇને સઘળાં સ્ત્રી પુરુષોનાં મન લોભાઈ જાય અને આનંદ પામે. ॥ ૧ ॥ ૨ ॥ તથા શ્રીરામના મુખચંદ્રમા આગળ ચકોરની પેઠે દૃષ્ટી લગાડી સર્વે ચારેકોર જોતા હતા. તરૂણ તમાલ વૃક્ષ જેવા ઘનશ્યામ સુંદર હતા. સ્વરૂપને જોતાંજ ક્રોડ કામદેવનું મન પણ મોહાઈ જાય. ॥ ૩ ॥ તેમજ વિજળીના જેવા રંગવાળા સુંદર અને પવિત્ર લક્ષ્મણજીના શરીરને નખથી શીખ સુધી જોઇને સર્વ કોઇના મનને તે ગમતું હતું. શરીરે ઋષિવસ્ત્રો ધરેલાં, કમરે ભાથાં કસેલાં અને જેના શ્રીહસ્તમાં ધનુષ્યબાણુ શોભિ રહ્યાં છે. ॥ ૪ ॥

**दो०** जटा मुकुट शीशन सुभग, उर भुज नयन विशाल ॥
शरदपर्व विधु बदन बर, लसत स्वेद कण जाल ॥ ११५ ॥

**અર્થ.**—શ્રીમસ્તક ઉપર સુંદર જટારૂપી મુગટ શોભેછે. તથા જેમની છાતી, ભુજા અને નેત્રો વિશાળ છે. તેમ વળી શરદપુનમના ચંદ્રમા જેવા મુખકમળ ઉપર પરસેવાના બિંદુ શોભિ રહ્યાંછે. ॥ ૧૧૫ ॥

**चो०** बरणि न जाइ मनोहर जोरी । शोभा अमित मोरि मति थोरी ॥
राम लषण सिय सुंदरताई । सब चितवहिं मन बुधि चितलाई ॥ १ ॥

थके नारि नर प्रेम पियासे । मनहुं मृगी मृग देखि दियासे ॥
सीय समीप ग्रामतिय जाहीं । पूंछत अति सनेह सकुचाहीं ॥ २ ॥
बार बार सब लागहिं पाये । कहहिं बचन मृदु सरल सुहाये ॥
राजकुमारि बिनय हम करहीं । तिय स्वभाव कछु पूंछत डरहीं ॥ ३ ॥
स्वामिनि अबिनय क्षमब हमारी । बिलग न मानब जानि गंवारी ॥
राजकुंवर दोउ सहज सलोने । इनते लहि द्युति मरकत सोने ॥ ४ ॥

**અર્થ.**—કવિ કહેછે કે, મારી અલ્પમતિને લીધે તે શોભિતી જોડીનું મારાથી વર્ણન કરી શકાય નહીં. પછી ત્રણે જણની સુંદરતાને સર્વે મનુષ્યો મન અને બુદ્ધિથી ચિત્તમાં લાવીને જોવા મંડ્યાં. ॥ ૧ ॥ જેમ વનમાં દીવો જોવાથી મૃગલીની જેવી દશા થાય, તેમ તે સ્ત્રી પુરુષો પ્રેમરસથી ચકિત થઈ ગયાં, પછી તે ગામની સ્ત્રી જાનકીજી પાસે જઈ સંકોચ અને ઘણા સ્નેહયુક્ત પૂછવા ગઇઓ ॥ ૨ ॥ તે વારંવાર વૈદેહીને પગે લાગી શોભિતાં, કોમળ અને સરળ વચનોથી કહેવા લાગીઓ કે, હે રાજકુંવરી! અમે એક વિનંતી કરવા માગીએ છીયે, પણ સ્ત્રી સ્વભાવથી પૂછતાં કાંઇક ડર આઈએ છીએ. ॥ ૩ ॥ હે સ્વામિની! અમારો અવિનય ક્ષમા કરજો, અમને ગમાર જાણી દુઃખ લગાડશોમાં. આપની સાથેના બેઉ રાજકુંવરોના શરીરની કાંતિથીજ સુવર્ણ; અને મરકતમણિ શોભા પામે એવા સુંદર ॥ ૪ ॥

दो० श्यामल गौर किशोर बर, सुंदर सुखमा ऐन ॥
शरद शर्बरी नाथ मुख, शरद सरोरुह नैन ॥ ११६ ॥

**અર્થ.**—શરદ ઋતુના ચંદ્રમા જેવા મુખવાળા અને કમળ જેવા નેત્રોવાળા સુંદર, સુખના ભંડાર, શ્યામ ગૌર અને કિશોર વયવાળા. ॥ ૧૧૬ ॥

चो० कोटि मनोज लजावनिहारे । सुमुखि कहहु को अहहिं तुम्हारे ॥
सुनि सनेहमय मंजुल बानी । सकुचि सीय मन महं मुसुकानी ॥ १ ॥
तिनहिं बिलोकि बिलोकेउ धरणि । दुहुं सकोच सकुचति बरबरणि ॥
सकुचि सप्रेम बाल मृगनयनी । बोली मधुर बचन पिकबयनी ॥ २ ॥
सहज सुभाव सुभग तनु गोरे । नाम लषण लघु देवर मोरे ॥
श्याम-बरण बिशाल भुज नैना ॥ अति सुंदर बोलनि मृदुबैना ॥ ३ ॥
बहुरि बदन बिधु अंचल ढांकी । पिय तन चितै भौंह करि बांकी ॥
खंजन मंजु तिरीछेनयनानि । निज पति कह्यो तिनहिं सियसयनानि ॥ ४ ॥
भई मुदित सब ग्राम बधूटी । रंकन्ह रतन राशि जनु लूटी ॥

**અર્થ.**—ક્રોડ કામને લજ્જાવનારા આ બેઉ કુંવર હે સુમુખી! તમારા કોણ થાય છે? તે કહો. એવી સ્નેહયુક્ત વાણી સાંભળીને સીતાજી સંકોચાઈ મનમાં હસ્યાં. ॥ ૧ ॥

અને બેઉ કોરની લજ્જાથી તેમના તરફ જોઈ પૃથ્વીતરફ જોયું. પછી તે નાના હરણના જેવા નેત્રોવાળાં કોયલ જેવા મધુર અને પ્રેમયુક્ત વચનોથી જાનકીજી બોલ્યાં કે, ॥ ૨ ॥ સરલ સ્વભાવ અને ગોરા શરીરવાળા જે છે, તે મારા નાના દેવર થાય છે. તેમનું નામ લક્ષ્મણજી છે. અને શ્યામરંગ, મોટી ભુજા, તથા નેત્રોવાળા અને ઘણાં સુંદર વચનો બોલનારા એટલું કહી પછી પોતાના મુખચંદ્ર ઉપર છેડો ઢાંકી જાનકીજીએ પ્રભુ તરફ વાંકી નજરે જોઈ ॥ ૩ ॥ ખંજન પક્ષીનો તિરસ્કાર કરે એવાં નેત્રવાળાં વૈદેહિએ તે પોતાના પતિ છે એમ નેત્રની સાનમાં જણાવ્યું. તેથી તે ગામની સઘળી સ્ત્રીઓ રાંકને જેમ રત્નનો ભંડાર મળે, તેમ અત્યાનંદ પામીઓ. ॥ ૪ ॥

**दो॰ अति सप्रेम सिय पाय परि, बहु बिधि देहिं अशीश ॥**
**सदा सुहागिनि रहहु तुम, जब लगि महि अहि शीश ॥ ११७ ॥**

**અર્થ.**—અને ઘણા પ્રેમપૂર્વક જનક પુત્રીને પગે લાગી અત્યંત આશીર્વાદ દેતાં કહેવા લાગીએ કે, જ્યાંસુધી શેષજીના મસ્તક ઉપર પૃથ્વી છે ત્યાંસુધી તમારૂં સૌભાગ્ય અખંડ રહો. ॥ ૧૧૭ ॥

**चो॰ पारवती सम पति प्रिय होहू । देवि न हम पर छांडब छोहू ॥**
**पुनि पुनि बिनय करहिं कर जोरी । जो यहि मारग फिरिय बहोरी ॥ १ ॥**
**दरशन देव जानि निज दासी । लखी सीय सब प्रेम पियासी ॥**
**मधुर वचन कहि कहि परितोषी । जनु कुमुदिनी कौमुदी पोषी ॥ २ ॥**
**तबहि लषण रघुबर रुख जानी । पूंछेउ मगु लोगन मृदु बानी ॥**
**सुनत नारि नर भये दुखारी । पुलकित अंग बिलोचन वारी ॥ ३ ॥**
**मिटा मोद मन भयउ मलीने । बिधि निधि दीन्ह लीन्ह जनु छीने ॥**
**समुझि कर्मगति धीरज कीन्हा । शोधि सुगम मगु तिन्हकहिदीन्हा ॥ ४ ॥**

**અર્થ.**—વળી તમે તમારા પતિને સદાશિવ અને પાર્વતીની પેઠે પ્રિય થાજો; એમ હે દેવી! અમારા પર કૃપા છોડજો નહીં, સદાય એવીજ રાખજો. એમ વારંવાર હાથ જોડી વિનંતી કરતાં વળી તે નારીઓ બોલી કે, જો પાછાં આજ મારગે ફરો તો ॥ ૧ ॥ અમને પોતાની દાસીઓ જાણી દરશન દેજો. એવી રીતે કહી સર્વે પ્રેમપૂર્વક સીતાજીને જોવા લાગીઓ. ત્યારે જાનકીજીએ ચંદ્રમા જેમ કુમોદનિને પોષણ કરે છે, તેમ મધુર વચનોથી તે સ્ત્રીઓને સંતોષ પમાડ્યો. ॥ ૨ ॥ ત્યારે લક્ષ્મણજીએ શ્રીરઘુનાથજીની ઇચ્છા જાણી તે ગામનાં માણસોને કોમળ વાણીથી વનમાં જવા આવવાનો માર્ગ પૂછ્યો તે સાંભળતાંજ સઘળાં સ્ત્રી પુરુષો દુઃખી થયાં તેમના શરીરપર રૂવાડાં ઉભાં થઈ આવ્યાં, તથા આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. ॥ ૩ ॥ જેમ બ્રહ્માજીએ દ્રવ્ય આપ્યું હોય અને પાછું લઈ લે તેમ તેઓના મનમાંથી આનંદમાં શોક ઉત્પન્ન થયો, પણ પોતાની કર્મગતિને વિચારી તે લોકોએ ધિરજ પકડીને તેમને સુગમ માર્ગ શોધિ આપ્યો. ॥ ૪ ॥

दो० लषण जानकी सहित बन, गमन कीन्ह रघुनाथ ॥
फेरे सब प्रिय वचन कहि, लिये लाइ मन साथ ॥ ११८ ॥

અર્થ.—ત્યારે શ્રીરઘુનાથજીએ સઘળાઓને પ્રિય વચનો કહી પાછા ફેરાવ્યા અને સીતાજી, લક્ષ્મણજી તથા તે લોકોના મન સાથે લઈ પોતે વનમાં ગમન કર્યું. ॥ ૧૧૮ ॥

चो० फिरत नारि नर अति पछिताहीं । दैवहि दोष देहीं मन माहीं ॥
सहित विषाद परस्पर कहहीं । विधि करतब सब उलटे अहहीं ॥ १ ॥
निपट निरंकुश निठुर निशंकू । जेहि शशि कीन्ह सरुज सकलंकू ॥
रूख कल्पतरु सागर खारा । तेहि पठये बनराज कुमारा ॥ २ ॥
जोपै इनहिं दीन्ह वनबासू । कीन्ह बादि विधि भोग विलासू ॥
ये बिचरहिं मगु बिनु पदत्राना । रचेउ बादि विधि वाहन नाना ॥ ३ ॥
ये महि परहिं डासि कुश पाता । सुभग सेज कत कीन्ह बिधाता ॥
तरु तर बास इनहिं विधि दीन्हा । धवल धाम रचि कतश्रमकीन्हा ॥ ४ ॥

અર્થ.—તે સ્ત્રી પુરુષો પાછા ફરતા પોતાના પ્રારબ્ધને દોષ દઈ મનમાં ઘણું પસ્તાઈને શોક સહિત પોતપોતામાં કહેવા લાગ્યા કે, બ્રહ્માનાં કર્તવ્ય સઘળાં ઉલટાં હોય છે. ॥ ૧ ॥ તે બીલકુલ કઠોર, નિર્ભય અને સ્વતંત્ર છે. જેણે સુંદર ચંદ્રમાને કલંક તથા રોગવાળો કર્યો, કલ્પવૃક્ષને લાકડા જેવું કર્યું અને સમુદ્રને ખારો કર્યો તેજ બ્રહ્માએ આ રાજકુંવરોને વનમાં મોકલ્યા છે.॥૨॥ જો આને વનવાસજ દીધો તો પછી તેણે ફોકટ ભોગવિલાસ શા માટે કર્યા? જો આ રસ્તામાં ઉઘાડે પગે ચાલશે, તો પછી તેણે નાના પ્રકારનાં વાહનો શા માટે કર્યાં? ॥ ૩ ॥ જો આ દર્ભ અને પાંદડાની સજ્જા ઉપર શયન કરશે, તો પછી બ્રહ્માએ સુંદર સજ્જાઓ શા માટે કરી? અને વળી આ વૃક્ષ નીચે રહેશે તો પછી બ્રહ્માએ ઉજ્વળ મંદિરો રચવાની મહેનત શા માટે કરી હશે? ॥ ૪ ॥

दो० जो ये मुनिपट धर जटिल, सुंदर सुठि सुकुमार ॥
विविध भांति भूषण बषन, बादि किये करतार ॥ ११९ ॥

અર્થ.—જો આ પવિત્ર અને સુંદર રાજકુંવરો માથે જટા રાખી મુનિના જેવાં વસ્ત્રો પહેરે છે, તો પછી કરતારે ઘણી રીતનાં વસ્ત્રાભૂષણો વ્યર્થજ કર્યાં છે. ॥ ૧૧૯ ॥

चो० जो ये कंद मूल फल खाहीं । बादि सुधादि अशन जग माहीं ॥
एक कहहिं यह सहज सुहाये । आपु प्रकट भये विधि न बनाये ॥ १ ॥
जहं लगि वेद कहै विधि करणी । श्रवण नयन मनगोचर बरणी ॥
देखहु खोजि भुवन दशचारी । कहं अस पुरुष कहां असि नारी ॥ २ ॥
इनहि देखि विधि मन अनुरागा । पटुतर योग बनावन लागा ॥
कीन्ह बहुत श्रम एक न आये । तेहि इरषा बन आनि दुराये ॥ ३ ॥

एक कहहिं हम बहुत न जानहिं । आपुहि परम धन्य करि मानहिं ॥
ते पुनि पुण्य पुंज हम लेखे । जे देखत देखिहिं जिन्ह देखे ॥ ४ ॥

અર્થ.—જો એ કંદમૂળજ ખાશે તો પછી આ જગતમાંહેલાં અમૃતસમ ભોજનો બધાં ફોકટ છે. ત્યારે વળી તેમાંનો એક બોલ્યો કે, સહેજ શોભિતા એઓ તો પોતાની મેળેજ પ્રગટ થએલા હોવા જોઇએ. એને બ્રહ્માએ બનાવેલા નથી. ॥ ૧ ॥ વેદમાં જેટલી બ્રહ્માજીની કરણી કહેલી છે તેટલી આપણને મનના વિચારથી, સાંભળવાથી અને દૃષ્ટિથી જાણ્યામાં આવે છે. તો તમે દુનિઆની ચારે બાજુમાં તપાસી જુવો કે કયાંય પણ આવી સ્ત્રી અને આવા પુરુષો છે. ॥ ૨ ॥ એમને જોઈ બ્રહ્માજીને સ્નેહ ઉત્પન્ન થયો, તેથી તેમણે એમની ઉપમા લાયક એવા બીજા ઉત્પન્ન કરવા પ્રયત્ન કર્યો. પણ ઘણી મહેનત કરતાંએ જ્યારે એકે એવો ન થયો, ત્યારે પછી તે દેશથી એમને વનવાસમાં કાઢ્યા. ॥ ૩ ॥ ત્યારે વળી કોઈ બીજો બોલ્યો કે, અમે કાંઈ ઘણી પંચાત જાણીએ નહીં, એ તો આપણે પોતાનેજ ધન્ય કરી માનો, અમારે લેખે તો જેણે તેમને જોયા, જે જુવે છે અને જે જોશે તેજ પુણ્યનો ભંડાર છે. ॥ ૪ ॥

दो० इहि बिधि कहि कहि वचन प्रिय, लेहिं नयन भरि नीर ॥
किमि चलिहैं मारग अगम, सुठि सुकुमार शरीर ॥ १२० ॥

અર્થ.—એપ્રમાણે પોતપોતામાં પ્રિય વચનો કહી આંસુથી ભરેલી આંખોને લૂતાં સંતાપ કરવા લાગ્યા કે, પવિત્ર અને કોમળ શરીરવાળા તો આ અવઘડ માર્ગમાં કેમ ચાલી શકશે ! ॥ ૧૨૦ ॥

चो० नारि सनेह बिकल सब होहीं । चकई सांझ समय जिमि सोहीं ॥
मृदु पद कमल कठिण महि जानी । गहबरि हृदय कहहिं मृदुबानी ॥ १ ॥
परसत मृदुल चरण अरुणारे । सकुचति महि जिमि हृदय हमारे ॥
जो जगदीश इनहिं बन दीन्हा । कसन सुमनमय मारग कीन्हा ॥ २ ॥
जो मांगे पाइय बिधि पाहीं । राखिय सखि इन्ह आंखिन्ह माहीं ॥
जे नर नारि न अवसर आये । ते सिय राम न देखन पाये ॥ ३ ॥
सुनि स्वरूप पूछहिं अकुलाई । अब लगि गये कहां दोउ भाई ॥
समरथ धाइबिलोकहिं जाई । प्रमुदित फिरहिं नयन फल पाई ॥ ४ ॥

અર્થ.—પછી સાંજની વખતે થતી ચકવીની સ્થિતીની પેઠે સ્નેહમાં વ્યાકુળ થયેલી સઘળી સ્ત્રીઓ પ્રભુનાં ચરણકમળો કોમળ અને પૃથ્વીને કઠણ જાણી હૃદયમાં દુઃખ હોવાથી કોમળ વચનોવડે કહેવા લાગીઓ કે, ॥૧॥ હે બેનો ! લાલાશદાર તેમના કોમળ ચરણો પૃથ્વીને અડતાંજ પૃથ્વી પણ આપણા હૃદયની પેઠે સીદાય છે. જો ઈશ્વરે એમને વનવાસ આપ્યો તો પછી પુષ્પનો મારગ કેમ ન કર્યો ? ॥ ૨ ॥ જો બ્રહ્માજી પાસે માં-ગીએ તેજ પામીએ. તો હે સખીઓ ! એમને આંખોમાં રાખી શકીએ. હે ગિરિજા ! તે

વખતે જે સ્ત્રીપુરુષોએ શ્રીરામ અને જાનકીજીનાં દર્શન કર્યાં નહીં, ॥ ૩ ॥ ત્યારે તેઓ તેમના શરીરનું વર્ણન સાંભળી અકળાઇને પૂછવા લાગ્યાં કે, હમણાં તે બેઉ ભાઈ ક્યાંસૂધી પહોંચ્યા હશે? તે બાબત સાંભળીને જે શક્તિવાળા હતા, તે લોકો દોડી જઈ દર્શન કરીને પોતાનાં નેત્રોનું ફળ પામી આનંદથી પાછા ફર્યા. ॥ ૪ ॥

**दो० अबला बालक वृद्ध जन, कर मींजहिं पछिताहिं ॥**
**होहिं प्रेम बश लोग इमि, राम जहां जहां जाहिं ॥ १२१ ॥**

**અર્થ.**—અને જે વૃદ્ધ બાળક તથા સ્ત્રીઓ વગેરે અશક્ત હતાં, તેઓ પસ્તાવો કરી હાથ ઘસવા લાગ્યાં. એમ શ્રીપ્રભુ જ્યાં જ્યાં પધાર્યા, ત્યાં ત્યાંના લોકો એવી જ રીતે પ્રેમવશ થયા. ॥ ૧૨૧ ॥

**चो० गांव गांव अस होहि अनंदा । देखि भानुकुल कैरव चंदा ॥**
**जे कछु समाचार सुनि पावहिं । ते नृप रानिहि दोष लगावहिं ॥ १ ॥**
**एक कहहिं अति भल नरनाहू । दीन्ह हमहिं जिन्ह लोचन लाहू ॥**
**कहहिं परस्पर लोग लुगाई । बातैं सरल सनेह सुहाई ॥ २ ॥**
**ते पितु मातु धन्य जे जाये । धन्य सो नगर जहाँते आये ॥**
**धन्य सो शैल देश बन गाऊं । जहं जहं जाहिं धन्य सो ठाऊं ॥ ३ ॥**
**सुख पायो बिरंचि रचि तेही । ये जिन्हके सब भांति सनेही ॥**
**राम लषण सिय कथा सुहाई । रही सकल मग कानन छाई ॥ ४ ॥**

**અર્થ.**—એમ સૂર્યકુળરૂપી કુમુદિની ઉપર ચંદ્રમારૂપ શ્રી પ્રભુનાં દર્શન કરી ગામેગામ આનંદ થતો, તે સમાચાર જે કોઈ સાંભળે, તે દશરથ રાજા અને કેકયીને માથે દોષ ચડાવે. ॥ ૧ ॥ વળી કોઈ કહે કે, રાજાએ ઘણું ભલું કર્યું, કારણ કે અમારાં નેત્રોને દર્શનનો લાભ દીધો. વળી સ્ત્રી પુરુષો પરસ્પરમાં સરળ અને સ્નેહયુક્ત શોભીતી વાતો કરવા લાગ્યાં કે, ॥ ૨ ॥ જેણે એને જન્મ આપ્યો, તે "માબાપ" ધન્ય છે. તેમ જે નગરથી તે આવ્યાં, તે "નગર" ને પણ ધન્ય છે. વળી જે જે દેશ, ગામ, વન અને પર્વતોમાં પધારેછે, તે સઘળાંને ધન્ય છે. એમ શ્રી રામચંદ્રજી જે જે ઠેકાણે પધારશે, તેને પણ ધન્ય છે. ॥ ૩ ॥ સર્વ રીતે સઘળાંઓના સ્નેહીઓને રચી બ્રહ્મા પણ સુખ પામ્યો. હે પાર્વતી! એ પ્રમાણે શ્રી રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજીની શોભીતી કથા અરણ્યના આખા રસ્તામાં છવાઈ રહી. ॥ ૪ ॥

**दो० इहिबिधि रघुकुल कमल रवि, मग लोगन्ह सुख देत॥**
**जाहिं चले देखत बिपिन, सिय सौमित्र समेत ॥ १२२ ॥**

**અર્થ.**—એ પ્રમાણે રઘુકુળરૂપી કમળ ઉપર સૂર્યરૂપ શ્રી રઘુનાથજી રસ્તાના લોકોને સુખ દેતા દેતા સીતાજી અને લક્ષ્મણજી સહિત જંગલને જોતા જોતા ચાલ્યા જાય છે. ॥ ૧૨૨ ॥

चो० आगे राम लषण पुनिपाछे । तापस वेष बिराजत काछे ॥
उभय मध्य सिय शोभति कैसी । ब्रह्मजीव बिच माया जैसी ॥ १ ॥
बहुरि कहौं छबि जस मन बसई । जनु मधु मदन मध्य रति लसई ॥
उपमा बहुरि कहौं जिय जोही । जनु बुध बिधुबिच रोहिणि सोही ॥ २ ॥
प्रभु पद रेख बीच बिच सीता । धरहिं चरण मग चलहिं सभीता ॥
सीय राम पद अंक बराये । लषण चलहिं मग दाहिन वाये ॥ ३ ॥
राम लषण सिय प्रीति सुहाई । बचन अगोचर किमि कहिजाई ॥
खग मृग मगन देखि छबि होहीं । लिये चोरी चित राम बटोही ॥ ४ ॥

**અર્થ.**—સુંદર તપસ્વીના વેષમાં શોભતા શ્રી રામચંદ્રજી આગળ અને લક્ષ્મણજી પાછળ ચાલે છે, તે બેઉની વચ્ચે સીતાજી કેવાં શોભે છે કે, બ્રહ્મ અને જીવની વચ્ચે માયાની પેઠે. ॥ ૧ ॥ કવિ કહે છે કે, વળી મારા મનમાં આવી તે શોભા દઉં છું કે, તેઓ વસંત અને કામદેવની વચ્ચે રતિ જેવાં શોભતાં હતાં. વળી ઉરમાં વિચારી ઉપમા આપી કહુંછું કે, બુધ અને ચંદ્રમાની વચ્ચે રોહિણીની પેઠે શોભતાં હતાં. ॥ ૨ ॥ શ્રી પ્રભુનાં પગલાંઓ વચ્ચે પગ મૂકી મૂકીને ભય સાથે જાનકીજી રસ્તામાં ચાલતાં હતાં, એમ સીતાજી શ્રી રામચંદ્રજીના પગે પગ મૂકતાં ચાલે છે અને લક્ષ્મણજી રસ્તે ઘડીમાં ડાબા અને ઘડીમાં જમણા એમ ચાલે છે. ॥ ૩ ॥ તે શ્રી રઘુનાથજી સીતાજી અને લક્ષ્મણજીની પરસ્પરની શોભીતી પ્રીતિ વાણીથી પર છે, માટે કેમ કહી શકાય? વળી વનનાં જે પશુ પક્ષી તેમના સ્વરૂપને જોય, તે ઘણાં મગ્ન થાય. એમ શ્રી રામપંથી સર્વેનાં ચિત્ત ચોરતા જાય છે. ॥ ૪ ॥

दो० जिन्ह जिन्ह देखे पथिक प्रिय, । सीय सहित दोउ भाई ॥
भव मग अगम अनंदते, बिनु श्रम रहे सिराई ॥ १२३ ॥

**અર્થ.**—મહાદેવજી કહે છે, હે પર્વતપુત્રી! એમ જે જે વટેમાર્ગુએ સીતાજી સહિત આ બેઉ ભાઇનાં દર્શન કર્યાં, તે તે સઘળાઓનો સંસારરૂપી કઠણ રસ્તો વિનાયત્ને નાશ પામ્યો. ॥ ૧૨૩ ॥

चो० अजहुं जासु उर स्वप्नेहुं काऊ । बसहिं राम सिय लषण बटाऊ ॥
राम धाम पथ जाइहि सोई । जो पद पाव कबहिं मुनि कोई ॥ १ ॥
तब रघुबीर श्रमित सियजानी । देखि निकट बट शीतल पानी ॥
तहं बसि कंद मूल फल खाई । प्रात अन्हाइ चले रघुराई ॥ २ ॥
देखत बन सर शैल सुहाये । बालमीकि आश्रम प्रभु आये ॥
राम देखि मुनि बास सुहावन । सुंदर गिरिकानन जल पावन ॥ ३ ॥
सरन सरोज बिटप बन फूले । गुंजत मंजु मधुप रस भूले ॥
खग मृग बिपुल कुलाहल करहीं । रहित बैर प्रमुदित मन चरहीं ॥ ४ ॥

**અર્થ.**—હજી પણ સ્વપ્નામાંએ જેના હૃદયમાં શ્રી રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી એ ત્રણે વટેમાર્ગુ વસે છે, તે કયારેક કોઈ મુનિ પામે છે, એવા શ્રીરામના પરમ ધામમાં જાય છે. ॥ ૧ ॥ પછી રઘુનાથજીએ સીતાજીને થાકેલાં જાણી નજીકમાં પાણી જોઇને એક ઝાડની છાયા તળે વિશ્રામ કર્યો. કંદ, મૂળ તથા ફળ વગેરે આરોગી તે રાત્રે ત્યાં જ વાસ કરી, સવારમાં ઉઠી સ્નાન કરીને પ્રભુ પધાર્યા. ॥ ॥ ૨ ॥ એમ શોભીતાં તળાવો, પર્વતો અને વનોને જોતાં જોતાં વાલ્મિક ઋષિના આશ્રમ પાસે આવી પહોંચ્યા. સુંદર પર્વત અને પવિત્ર જળયુક્ત અરણ્ય માંહેલું તે ઋષિનું શોભીતું સ્થળ શ્રી રામચંદ્રજીએ જોયું. ॥ ૩ ॥ તે વનમાં વૃક્ષો અને સરોવરનાં ફુલેલાં કમળો છે, જેના રસમાં ભૂલીને ભ્રમરો ગુંજાર કરેછે. વૈરરહિત કોલાહલ કરતાં અને આનંદ મનથી પશુપક્ષીઓ ફરેછે. ॥ ૪ ॥

**दो॰ शुचि सुंदर आश्रम निरखि, हर्षे राजिवनैन ॥**
**सुनि रघुबर आगमन मुनि, आगे आये लैन ॥ १२४ ॥**

**અર્થ.**—તે સુંદર અને પવિત્ર આશ્રમને નિરખી કમળ જેવાં નેત્રોવાળાં તે ત્રણે હર્ષ પામ્યાં. હવે અહીં શ્રીરઘુનાથજીનું આગમન સાંભળી, તેમને આશ્રમમાં પધરાવવા માટે ઋષિ તેડવાને આગળ આવ્યા. ॥ ૧૨૪ ॥

**चो॰ मुनि कहं राम दंडवत कीन्हा । आशिरवाद बिप्र बर दीन्हा ॥**
**देखि राम छवि नयन जुडाने । करि सनमान आश्रमहिं आने ॥ १ ॥**
**तब मुनि आसन दिये सुहाये । मुनिवर अतिथि प्राण प्रिय पाये ॥**
**कंद मूल फल मधुर मंगाये । सिय सौमित्र राम फल खाये ॥ २ ॥**
**बालमीकि मन आनंद भारी । मंगल मूरति नयन निहारी ॥**
**तब कर कमल जोरि रघुराई । बोले बचन श्रवण सुखदाई ॥ ३ ॥**
**तुम त्रिकाल दरशी मुनि नाथा । बिश्वबदर जिमि तुह्मरे हाथा ॥**
**असकहि सब प्रभु कथा बखानी, जेहि जेहि भांति दीन्ह बन रानी ॥ ४ ॥**

**અર્થ.**—ત્યારે શ્રીરામચંદ્રજીએ મુનિને દંડવત્ કર્યા, એટલે વાલ્મિક ઋષિ તેમને આશીર્વાદ આપી આશ્રમમાં પધરાવી ગયા. હે ઉમા! જ્યારે તે મુનિએ શ્રીપ્રભુનાં સ્વરૂપને નિરખ્યું ત્યારે તેમનાં નેત્રો સ્થંભી રહ્યાં. ॥ ૧ ॥ પછી તે ગુંસાઇએ પોતાના પ્રાણપ્રિય તે પરોણાંઓને શોભીતાં આસનો આપીને મીઠાં કંદ, મૂળ અને ફળો મંગાવી આગળ ધર્યાં, તે શ્રીહરિ સીતાજી અને લક્ષ્મણજી સાથે ફળ આરોગ્યા. ॥ ૨ ॥ તે મંગળ મૂર્તિઓ નયને નિહાળી વાલ્મિક ઋષિનાં મનમાં અત્યાનંદ ભરાઈ આવ્યો. પછી શ્રીપ્રભુ હાથજોડીને કાનને સુખદાયક થાય એવાં વચનોથી બોલ્યા કે, ॥ ૩ ॥ હે મુનિ નાથ! આપ ત્રિકાળદર્શી છો; અને આ જગત્ બોરનાં ફળથી પેઠે તમારા હાથમાં રહ્યું છે, એમ કહી જેવી રીતે કેકયીએ વનવાસ આપ્યો, તે સઘળી હકીકત યથાસ્થિત કહી દેખાડી. ॥ ॥ ૪ ॥

दो॰ तात बचन पुनि मातु मत, भाइ भरत अस राउ ॥
मोकहं दरश तुह्मार प्रभु, सब मम पुण्य प्रभाउ ॥ १२५ ॥

**અર્થ.**—અને બોલ્યા કે, પિતાજીનાં વચન તેમાં માતાનો મત, ભરત જેવા ભાઇને રાજ્ય અને હે પ્રભુ! મને આપનાં દર્શન; એ સર્વે મારા પુણ્યનો જ પ્રભાવ છે, એમ હું માનું છું. ॥ ૧૨૫ ॥

चो॰ देखि पाय मुनिराय तुह्मारे । भये सुकृत सब सफल हमारे ॥
अब जहं राउर आयसु होई । मुनि उद्वेग न पावहिं कोई ॥ १ ॥
मुनि तापस जिनते दुख लहहीं । ते नरेश बिन पावक दहहीं ॥
मंगल मूल विप्र परितोषू । दहै कोटि कुल भूसुर रोषू ॥ २ ॥
अस जिय जानि कहिय सो ठाउं । सिय सौमित्र सहित तहं जाउं ॥
तहं रचि रुचिर पर्ण तृणशाला । बास करौं कछु काल कृपाला ॥ ३ ॥
सहज सरल मुनि रघुबर बानी । साधु साधु बोले मुनि ज्ञानी ॥
कसन कहहु अस रघुकुल केतू । तुम पालक संतत श्रुति सेतू ॥ ४ ॥

**અર્થ.**—હે ઋષિરાજ ! આપનાં ચરણ જોવાથી અમારાં સઘળાં સુકૃત સફળ થયાં. હવે જ્યાં આપની આજ્ઞા થાય અને કોઈ મુનિ ઉદ્વેગ પામે નહીં, ત્યાં અમે જઇએ. ॥ ૧ ॥ જેનાથી તપસ્વી અને ઋષિઓ દુઃખ પામે છે, તે રાજા વગરઅગ્નિએ બળી જાય. બ્રાહ્મણોને સંતોષવા, એ જ સઘળા મંગળનું મૂળ છે. બ્રાહ્મણોનો ક્રોધ અંતે ક્રોડ કુળને બાળી નાંખે છે. ॥ ૨ ॥ એમ મનમાં સમજી આપ જે ઠેકાણું કહો ત્યાં હું સીતાજી અને લક્ષ્મણજી સાથે જઇને ત્યાં હે કૃપાળુ! એક મનોહર ઝુંપડી બાંધીને કંઇક કાળસૂધી વાસ કરું. ॥ ૩ ॥ એથી શ્રીરઘુનાથજીની સહેજ સરળ વાણી સાંભળીને મહાજ્ઞાની ઋષિ બોલ્યા કે, હે રઘુકુળમાં ધ્વજારૂપ! આપ ઠીક કહો છો અને વેદની મેંઢને સદૈવ પાળનાર છો, માટે એમ કેમ ન કહો. ॥ ૪ ॥

हरिगीतछंद. श्रुति सेतु पालक राम तुम जगदीश माया जानकी ॥
जो सृजति जग पालति हरति रुख पाइ कृपानिधान की ॥
जो सहस शीश अहीश महिधर लषण सचराचर धनी ॥
सुर काज हित नरराज तनु धारि चलेहु मर्दन खल अनी ॥ ६६ ॥

**અર્થ.**—હે કૃપાના ભંડાર રામ! તમે જેમ વેદની હદ રાખનાર જગદીશ્વર છો; તેમ તમારી રુખને જાણી જગતનું ઉત્પન્ન, પાલન અને લય કરનારી આ જાનકીજી તમારી માયા છે. તેમ વળી સ્થાવર જંગમના માલીક અને હજાર મસ્તકથી પૃથ્વીને ધારણ કરનારા શેષજી દેવતાઓને માટે નરદેહ ધારણ કરી, આ લક્ષ્મણજી આપની સાથે દુષ્ટોને હણવા ચાલ્યા છે. ॥ ૬૬ ॥

सो० राम स्वरूप तुह्मार, बचन अगोचर बुद्धिपर ॥
अविगति अकथ अपार, नेति नेति नित निगम कह ॥ ४७ ॥

**અર્થ.**—હે રામ! આપનું સ્વરૂપ, વચન અને બુદ્ધિથી પર છે. વળી કહેવામાં ન આવે તેવું અપાર છે, અને સંસારથી ન્યારું છે, તથા વેદ સદાય નેતિ નેતિ કથી ગાય છે. ॥ ૪૭ ॥

चो० जगपेखन तुम देखन हारे । बिधि हरी शंभु नचावन हारे ॥
तेउ नहिं जानहिं मर्म तुह्मारा । और तुमहिं को जानन हारा ॥ १ ॥
सो जानै जेहि देहु जनाई । जानत तुमहिं तुमहिं व्हैजाई ॥
तुह्मरी कृपा तुमहिं रघुनंदन । जानत भक्त भक्त उरचंदन ॥ २ ॥
चिदानंद मय देह तुह्मारी । बिगत बिकार जान अधिकारी ॥
नरतनु धरेहु संत सुर काजा । कहहु करहु जस प्राकृतराजा ॥ ३ ॥
राम देखि सुनि चरित तुह्मारे । जड मोहहिं बुध होहिं सुखारे ॥
तुम जो कहहु करहु सब सांचा । जस काछिय तस चाहिय नाचा ॥ ४ ॥

**અર્થ.**—આ જગત્ કાષ્ઠની પુતળીની પેઠે છે, તેને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ નચાવનારા છે, અને આપ જોવાવાળા છો. જગતને નચાવનારા તે ત્રણે પણ આપના ભેદને જાણી શકતા નથી તો બીજો આપને જાણવાવાળો કોણ હોય? ॥ ૧ ॥ જેને આપ જણાવો તે જ જાણે. અને જાણે તો તે આપના સ્વરૂપમાં મળી જાય. ભક્તના હૃદયમાંના ત્રણ તાપને નાશ કરનાર જેનાપર ચંદ્રરૂપ હે રઘુનાથજી! આપની કૃપા હોય, તે જ આપનો ભક્ત આપને જાણે છે. ॥ ૨ ॥ આપનો દેહ વિકારથી રહિત અને સચ્ચિદાનંદમય છે, જે અધિકારી છે તેજ જાણે છે. આપે સંત અને દેવતાઓના કાર્યને માટે નરદેહ ધારણ કર્યો છે, અને પ્રાકૃત રાજાની પેઠે કહો છો તેમજ કરો છો. ॥ ૩ ॥ હે રામ! આપનાં ચરિત્રને જોઈ તથા સાંભળીને મૂઢ મોહ પામે અને પંડિત સુખીઆ થાય. માટે આપ જે કહો છો અને કરો છો, તે સઘળું સાચું છે. કારણ કે જેવો વેષ હોય, તેવો નાચ કરવો જોઇએ. ॥ ૪ ॥

दो० पूछेउं मोहिं कि रहहुं कहं, मैं कहते सकुचाउं ॥
जहं न होहु तहं देहुं कहि, तुमहिं दिखावौं ठाउं ॥ १२६ ॥

**અર્થ.**—આપે મને પૂછ્યું કે ક્યાં રહું, તે વિષે કહેતાં હું લજ્જા પામું છું. જ્યાં તમે ન હો તે તમે કહી દો, એટલે તે ઠેકાણું હું બતાવું. ॥ ૧૨૬ ॥

चो० सुनि मुनि बचन प्रेमरस साने । सकुचि राम मन महं मुसुकाने ॥
बालमीकि हंसि कहहिं बहोरी । बाणि मधुर अमिय रसबोरी ॥ १ ॥
सुनहु राम अब कहौं निकेता । बसहु जहां सिय लषण समेता ॥
जिनके श्रवण समुद्र समाना । कथा तुह्मारि सुभग सरिनाना ॥ २ ॥

भरहिं निरंतर होहिं नपूरे । तिनके हिये सदन तवरुरे ॥
लोचन चातक जिन करि राखे । रहहिं दरश जलधर अभिलाषे ॥ ३ ॥
निदरहिं सिंधु सरित सर वारी । रूप बिंदु लहि होहिं सुखारी ॥
तिनके हृदय सदन सुखदायक । बसहु लषण सिय सह रघुनायक ॥ ४ ॥

**અર્થ.**—એવાં પ્રેમરસમાં ભિંજવેલાં ઋષિનાં વચનો સાંભળી શ્રીરામચંદ્રજી સંકોચાઈને મનમાં હસ્યા, ત્યારે વાલ્મિક મુનિ હસીને અમૃત તુલ્ય મીઠી વાણીથી ફરી બોલ્યા કે, ॥ ૧ ॥ હે રામ! સાંભળો. હવે હું તમને જે સ્થાનક કહું, તેમાં સીતાજી અને લક્ષ્મણજી સહિત વાસ કરો. જેનાં શ્રવણરૂપી સમુદ્રમાં આપની કથારૂપી શુભ નદીઓ ચાલી આવે છે; ॥ ૨ ॥ અને તે નિરંતર વહેતાં પણ પૂરો ભરાતો નથી, તેના હૃદયરૂપી સુંદર મંદિરમાં આપ વાસ કરો. અથવા આપનાં દર્શનરૂપી મેઘની તૃષ્ણાએ જેણે પોતાનાં નેત્રોને ચાતકરૂપ કરી રાખ્યાં છે, ॥ ૩ ॥ અથવા બપૈયો જેમ સમુદ્ર, સરોવર અને નદીના જળને ત્યાગી, સ્વાતિના વરસાદના એક ટીપાને માટે મનમાં ઇચ્છા રાખે છે, તેમ આપના સ્વરૂપના એક બિંદુને માટે જે સુખીઆ થાય છે, તેના હૃદયરૂપી સુખદાયક મંદીરમાં, હે રઘુનાથ! આપ સીતાજી અને લક્ષ્મણજી સહિત વાસ કરો. ॥૪॥

दो० यश तुह्मार मानस बिमल, हंसनि जीहा जासु ॥
मुक्ताफल गुण गण चुगहिं, बसहु राम हिय तासु ॥ १२७ ॥

**અર્થ.**—આપના નિર્મળ યશરૂપી માનસસરોવરમાં જેની જીભ હંસરૂપ થઈ આપના ગુણરૂપ મોતીઓને ચણે છે, તેના હૃદયમાં હે રામ! આપ વસો. ॥ ૧૨૭ ॥

चो० प्रभु प्रसाद शुचि सुभग सुवासा । सादर जासु लहै नित नाशा ॥
तुमहिं निवेदित भोजन करहीं । प्रभु प्रसाद पट भूषण धरहीं ॥ १ ॥
शीश नवहिंसुर गुरु द्विज देखी । प्रीति सहित करि बिनय विशेषी ॥
कर नित करहिं राम पद पूजा । राम बरोस हृदय नहिं दूजा ॥ २ ॥
चरण राम तीरथ चलि जाहीं । राम बसहु तिनके मन माहीं ॥
मंत्रराज नित जपहिं तुह्मारा । पूजहिं तुमहिं सहित परिवारा ॥ ३ ॥
तर्पण होम करहिं बिधिनाना । बिप्र जेंवाइ देहिं बहुदाना ॥
तुमते अधिक गुरुहि जिय जानी । सकल भाव सेवहिं सनमानी ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રભુ! આપને ધરાવેલી પવિત્ર અને પ્રસાદી અત્તરાદિ પુષ્પોની સુગંધ જે માનપૂર્વક પોતાના નાકથી લે છે, આપને અરોગાવી પછી જે પ્રસાદી ભોજન કરે છે અને કંઈ પણ વસ્ત્રાભૂષણ આપને ધરાવી જે પહેરે છે, ॥ ૧ ॥ જે દેવતા, બ્રાહ્મણ અને ગુરુને દેખી પ્રીતિ સહિત મસ્તક નમાવી તેની વિનતિ કરેછે; જેના હાથ નિરંતર આપનાં ચરણારવિંદોની સેવા કરે છે; અને જેના હૃદયમાં આપનોજ આશરો છે; એવા જે એકાશ્રયછે, ॥ ૨ ॥ જે ચરણોથી આપના યશરૂપી તીર્થમાં ચાલીને જાય છે, જે આપના રામ મંત્રનો

નિત્ય જપ ( કીર્તન ) કરે છે અને જે પોતાના પરિવાર સાથે આપની સેવા કરેછે, તેના હૃદયમાં હે રામ! આપ વસો. ॥ ૩ ॥ જે નાના પ્રકારે હોમ અને તર્પણ કરી, બ્રાહ્મણોને ઘણાં દાન આપે છે; જે પોતાના ગુરુને આપના કરતાં પણ અધિક જાણી સઘળા ભાવથી સન્માનપૂર્વક સેવે છે, ॥ ૪ ॥

दो० सब कर मांगहिं एक फल, रामचरण रतिहोउ ॥
तिनके मन मंदिर बसहु, सिय रघुनंदन दोउ ॥ १२८ ॥

**અર્થ.**—જે સર્વેને બદલે આપનાં ચરણમાં પ્રીતિ થવાનું એક જ ફળ માગેછે, તેના મનરૂપી મંદિરમાં, હે પ્રભુ! લક્ષ્મણ અને સીતાજી સંઘાતે તમો બેઉ વસો. ॥ ૧૨૮ ॥

चो० काम क्रोध मद मान न मोहा । लोभ न क्षोभ न राग न द्रोहा ॥
जिनके कपट दंभ नहिं माया । तिनके हृदय बसहु रघुराया ॥ १ ॥
सबके प्रिय सबके हितकारी । दुख सुख सरिस प्रशंसा गारी ॥
कहहिं सत्य प्रिय बचन बिचारी । जागत सोवत शरण तुह्मारी ॥ २ ॥
तुमहिं छांडि गति दूसरि नाहीं । राम बसहु तिनके उर माहीं ॥
जननी सम जानहिं परनारी । धन पराय विषते विष भारी ॥ ३ ॥
जे हरषहिं पर संपति देखी । दुखित होहिं पर बिपति बिशेषी ॥
जिनहिं राम तुम प्राण पियारे । तिनके उर शुभ सदन तुम्हारे ॥ ४ ॥

**અર્થ.**—જેને કામ, ક્રોધ, મદ, મોહ, માન, લોભ, ક્ષોભ, દ્વેશ કે દુઃખ કશું નથી, જેને કપટ, પ્રપંચ, કે માયા નથી, તેના હૃદયમાં હે શ્રીરઘુનાથ! તમે વસજો. ॥ ૧ ॥ સઘળાના કલ્યાણકારી દુઃખ, સુખ, સ્તુતિ તથા નિંદાને સમાન જાણનાર, વિચારીને સારાં, સત્ય અને પ્રિય વચનો કહેનાર એવા, વળી જાગતાં અને સૂતાં વખતે આપનો આશ્રય રાખનાર એવાંના, ॥ ૨ ॥ અને જેને આપને છોડી બીજાનો આશ્રય નથી, તેના હૃદયમાં હે રામ! આપ વસજો. જે પારકી સ્ત્રીને પોતાની માતા સમાન ગણે છે, પરધનને ઝેરરૂપ માને છે, ॥ ૩ ॥ જે પારકી સંપત્તિ જોઇને રાજી થાય છે, જે પારકા દુઃખથી ઘણો જ પીડાય છે અને હે રામ! જેને તમે પ્રાણથી પણ પ્યારા છો, તેનું જ હૃદય આપનાં સુભ મંદિરરૂપ છે. ॥ ૪ ॥

दो० स्वामि सखा पितु मातु गुरु, जिनके सब तुम तात ॥
तिनके मन मंदिर बसहु, सीय सहित दोउ भ्रात ॥ १२९ ॥

**અર્થ.**—હે બાપ! જેના સ્વામી, સખા, માબાપ અને ગુરુ સઘળા આપ જ છો, તેના મનરૂપી મંદિરમાં સીતાજી સાથે બેઉ ભાઈ વસો. ॥ ૧૨૯ ॥

चो० अवगुण तजि सबके गुण गहहीं । बिप्र धेनु हित संकट सहहीं ॥
नीतिनिपुण जिनकी जगलीका । घर तुह्मार तिनके मन नीका ॥ १ ॥

गुण तुह्मार समुझहिं निज दोसू । जेहि सब भांति तुह्मार भरोसू ॥
राम भक्त प्रिय लागहिं जेही । तेहि उर बसहु सहित बैदेही ॥ २ ॥
जाति पांति धन धर्म बडाई । प्रिय परिवार सदन समुदाई ॥
सब तजि तुमहिं रहै लव लाई । ताके हृदय बसहु रघुराई ॥ ३ ॥
स्वर्ग नर्क अपबर्ग समाना । जहं तहं दीख धरे धनु बाना ॥
मन क्रम वचन जो राउर चेरा । राम करहु ताके उर डेरा ॥ ४ ॥

**અર્થ.**—જે અવગુણ છોડી બધાના ગુણ જ લે છે, જે બ્રાહ્મણ અને ગાયના સારાને માટે સંકટો સહન કરે છે અને નીતિની નિપુણતા માટે જેણે જગતમાં પ્રખ્યાતિ મેળવી છે, તેના જ હૃદયમાં આપને રહેવાનું શોભે. ॥ ૧ ॥ જે આપના ગુણ અને પોતાના દોષને સમજે, જેને સર્વ વાતે આપનો જ આશ્રય હોય અને જેને આપના ભકતો પ્રિય લાગે, તેના જ ચિત્તમાં વૈદેહિ સાથે આપ વસજો. ॥ ૨ ॥ જાત, પંક્તિ, ધન તથા ધર્મની મહોટાઇ તથા પોતાનું વહાલું કુટંબ, મંદિર અને પોતાનો સમુદાય એ સર્વે ત્યાગી આપનામાં જ મન જોડી રહે, તેના ઉરમાં હે રઘુનાથ! આપ વસજો. ॥ ૩ ॥ જેને સ્વર્ગ, નર્ક અને મોક્ષ સમાન છે, જ્યાં ત્યાં ધનુષ્યબાણ ધરેલા જે આપ તેને દેખે છે અને જે મન, ક્રમ તથા વચનથી આપનો દાસ જ છે, તેના જ મનમાં હે પ્રભુ! આપ સારી રીતે વાસ કરજો. ॥ ૪ ॥

दो॰ जाहि न चाहिय कबहुं कछु, तुम सन सहज सनेह ॥
बसहु निरंतर तासु उर, सो राउर निज गेह ॥ १३० ॥

**અર્થ.**—જેને કયારે પણ કંઈ જોઇએ નહીં અને જેનો આપમાં જ સહજ સ્નેહ છે, તેના હૃદયમાં આપ સર્વદા વસજો, એ જ આપનું મંદિર છે. ॥ ૧૩૦ ॥

चो॰ इहि बिधि मुनि वर ठाम दिखाये । बचन सप्रेम राम मन भाये ॥
कह मुनि सुनहु भानुकुल नायक । आश्रम कहौं समय सुखदायक ॥ १ ॥
चित्रकूट गिरि करहु निवासू । तहं तुह्मार सब भांति सुपासू ॥
शैल सुहावन कानन चारु । करि केहरि मृग बिहंग बिहारु ॥ २ ॥
नदी पुनीत पुराण बखानी । अत्रि तीय निज तप बल आनी ॥
सुरसरि धाम नाम मंदाकिनि । जो सब पातक पोतक डाकिनि ॥ ३ ॥
अत्रि आदि मुनिवर तहं बसहीं । करहिं योग जप तप तनु कसहीं ॥
चलहु सफल श्रम सब कर करहू । राम देहु गौरव गिरि वरहू ॥ ४ ॥

**અર્થ.**—એ પ્રમાણે ઋષિએ ઉત્તમ સ્થળો દેખાડ્યાં. તેમનાં તે પ્રેમયુક્ત વચનો શ્રીરામ પ્રભુના મનમાં ઘણાં ગમ્યાં. પછી મુનિ બોલ્યા કે, હે ભાનુકુળનાથ! સાંભળો. હું આપને આ વખતે સુખદાયક આશ્રમ બતાવું છું. ॥ ૧ ॥ આપ ચિત્રકૂટ પર્વતપર

વાસ કરો. ત્યાં સર્વ રીતે આપની સેવા સારી થશે. તે શોભીતા પર્વતપર બહુ મનોહર વન છે. ત્યાં ઘણાં કેસરી સિંહ, હાથી, પશુ પક્ષીઓ અને મૃગલાંઓ વિહાર કરે છે. ॥ ૨ ॥ વળી ત્યાં અત્રિમુનિની સ્ત્રી અનસુયાએ પોતાના તપોબળથી આણેલી સર્વે પાપોરૂપી પુત્રોને ડાકણરૂપ, પુરાણોમાં વખાણાયલી અને પવિત્ર ગંગાજીમાંથી નિકળેલી ધારાએ થયેલી મંદાકિની નામે નદી છે. ॥ ૩ ॥ તેમ ત્યાં અત્રિ આદિ મહર્ષિઓ વસીને તપ, જપ અને યોગાદિક કરી પોતાના દેહને દમે છે, માટે હે પ્રભુ! આપ ત્યાં પધારીને સર્વના આશ્રમને સફળ કરતાં તે સુંદર પર્વતને માન આપો. ॥ ૪ ॥

दो० चित्रकूट महिमा अमित, कही महा मुनि गाई ॥
आइ अन्हाने सरित वर, सीय सहित दोउ भाई ॥ १३१ ॥

**અર્થ.**—હે પાર્વતી! એ પ્રમાણે ચિત્રકૂટનો ઘણો મહિમા મહામુનિ વાલ્મીકે કહી બતાવ્યો. એટલે ત્યાં જઈ સીતાજી સહિત બેઉ ભાઇઓએ તે સુંદર મંદાકિની નદીમાં સ્નાન કર્યું. ॥ ૧૩૧ ॥

चो० रघुवर कहेउ लषण भल घाटू । करहु कतहुं अब ठाहर ठाटू ॥
लषण दीख पय उतर करारा । चहुं दिशि फिर्यो धनुष जिमि नारा ॥ १ ॥
नदी पनच शर शम दम दाना । सकल कलुष कलि साउज नाना ॥
चित्रकूट जनु अचल अहेरी । चूक न घात मारु मुठ भेरी ॥ २ ॥
अस कहि लषण ठांव दिखरावा । थल बिलोकि रघुपति सुख पावा ॥
रमेउ राम मन देवन जाना । चले सहित सुरपति परधाना ॥ ३ ॥
कोल्ह किरात वेष धरि आये । रचे पर्ण तृण सदन सुहाये ॥
बरणि न जाईं मंजु दुइ शाला । एक ललित लघु एक विशाला ॥ ४ ॥

**અર્થ.**—પછી શ્રીરઘુનાથજીએ લક્ષ્મણજીને કહ્યું કે, આ ઘાટ સારો છે; માટે હવે ક્યાંક પણ રહેવાનું ઠેકાણું કરો. ત્યારે લક્ષ્મણજી મંદાકિનીના જળની ઉત્તર દિશાએ વાંકી ભૂમી જોઇને બોલ્યા કે, નહેર ચારે દિશાએ ધનુષ્યની પેઠે ફરી વળી છે. ॥૧॥ અને નદીરૂપે પ્રત્યંચા જણાય છે તથા શમ, દમ અને દાન તેના બાણરૂપ છે. તે ધનુષ્યબાણને હાથમાં લઇને જાણે ચિત્રકૂટરૂપી અચળ શિકારી ઘા ન ચૂકતાં પોતાની મૂઠીમાં તે ધનુષ્યને તાણી કળીનાં સઘળાં પાપરૂપી સાવજને તે જેમ મારતો હોય, તેમ લાગે છે. ॥ ૨ ॥ એમ કહી લક્ષ્મણજીએ ઠેકાણું દેખાડ્યું. તે સ્થળને જોઈ શ્રીરઘુનાથજી સુખ પામ્યા. એ સ્થાનક શ્રીરામને ગમ્યું અને જ્યારે દેવતાઓએ જાણ્યું, ત્યારે ઈંદ્રસહિત સર્વ દેવતાઓ સ્વર્ગમાંથી ચાલ્યા. ॥ ૩ ॥ અને ભિલ, કોળી વગેરેનો વેષ લઈ ત્યાં આવીને પાંદડાઓની બે શોભીતી પર્ણકૂટીઓ બાંધી, તેમાં એક નાની અને એક મોટી. એ પર્ણશાળાઓનું વર્ણન થઈ શકે તેમ નથી. ॥ ૪ ॥

दो० लषण जानकी सहित प्रभु, राजत पर्णनिकेत ॥
सोह मदन मुनि वेष जनु, रति ऋतुराज समेत ॥ १३२ ॥

**અર્થ.**— પછી પ્રભુ લક્ષ્મણજી અને જાનકીજી સાથે તેમાં રહ્યા. તેઓ ઋષિવેષમાં રતિ અને વસંતઋતુની સાથે કામદેવની પેઠે શોભતા હતા. ॥ ૧૩૨ ॥

**ચો०** अमर नाग किन्नर दिगपाला । चित्रकूट आये तेहि काला ॥
राम प्रणाम कीन्ह सब काहू । मुदित देव लहि लोचन लाहू ॥ १ ॥
बरषि सुमन कह देव समाजू । नाथ सनाथ भये हम आजू ॥
करि विनति दुख दुसह सुनाये । हरषित निज निज गेह सिधाये ॥ २ ॥
चित्रकूट रघुनंदन छाये । समाचार सुनि सुनि मुनि आये ॥
आवत देखि मुदित मुनिवृंदा । कीन्ह दंडवत रघुकुलचंदा ॥ ३ ॥
मुनि रघुवरहि लाइ उर लेहीं । सफल होन हित आशिष देहीं ॥
सिय सौमित्र राम छबि देखहिं । साधन सकल सफल करि लेखहिं ॥ ४ ॥

**અર્થ.**—વળી બીજા દેવતા, નાગ, કિન્નર અને દિશાના દેવો તે વખતે ચિત્રકૂટપર આવ્યા. તે સઘળાઓને શ્રીરામચંદ્રજીએ પ્રણામ કર્યા અને દેવતાઓએ આનંદથી પોતાનાં નેત્રોનો લાવ્હો લીધો. તેમ વળી દેવતાઓનાં ટુથો પુષ્પવૃષ્ટિ કરી કહેવા લાગ્યા કે, હે નાથ! અમે આજ સનાથ થયા. એમ કહી વિનતિ કરતાં પોતાનાં અસહ્ય દુઃખો કહી સંભળાવ્યાં અને પછી રાજી થતા થતા પોતપોતાના ધામ પ્રત્યે સીધાવ્યા. ॥ ૧ ॥ ૨ ॥ એવી રીતના શ્રીરામચંદ્રજીના ચિત્રકૂટ ઉપર રહેવાના સમાચાર સાંભળીને સર્વે ઋષિઓ ત્યાં આવ્યા. એમ ઋષિઓને આવતા જોઇને રઘુકુળમાં ચંદ્રરૂપ શ્રીરામ પ્રભુએ હર્ષથી તેમને દંડવત્ કર્યા. ॥ ૩ ॥ ત્યારે ઋષિઓએ તેમને છાતીએ લગાડી તમારી આશાઓ સફળ થાઓ, એમ આશીર્વાદ આપ્યા. હે ગિરિજા! એ પ્રમાણે શ્રી રામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજીના સ્વરૂપને જોઇને સર્વેએ પોતપોતાનાં સાધનોને સફળ કરી લેખ્યાં. ॥ ૪ ॥

**દો०** यथा योग्य सनमानि प्रभु, बिदा किये मुनिवृंद ॥
करहिं योग जप यज्ञ तप, निज आश्रम स्वच्छंद ॥ १३३ ॥

**અર્થ.**—પછી પ્રભુએ ઋષિઓને યથાયોગ્ય સન્માન આપી વિદાય કર્યા. એટલે તેઓ પોતપોતાના આશ્રમમાં જઈ ઇચ્છા પ્રમાણે જપ, તપ, યોગ અને યજ્ઞો કરવા લાગ્યા. ॥ ૧૩૩ ॥

**ચો०** यह सुधि कोल्ह किरातन पाई । हरषे जनु नव निधि घर आई ॥
कंद मूल फल भरि भरि दोना । चले रंक जनु लूटन सोना ॥ १ ॥
तिन्ह महं जिन्ह देखे दोउ भ्राता । और तिनहिं पूछहिं मगु जाता ॥
कहत सुनत रघुबीर निकाई । आय सबन देखे रघुराई ॥ २ ॥
करहिं जोहारि भेंट धरि आगे । प्रभुहि बिलोकत अति अनुरागे ॥
चित्र लिखे जनु जहं तहं ठाढे । पुलक शरीर नयन जल बाढे ॥ ३ ॥

राम सनेह मगन सब जाने । कहि प्रिय बचन सकल सनमाने ॥
प्रभुहि जोहारि बहोरि बहोरी । बचन बिनीत कहहिं कर जोरी ॥ ४ ॥

**અર્થ.**—હવે આ ખબર કોળી અને ભિલોને મળ્યા ત્યારે તેઓ, જાણે સર્વ સિદ્ધિઓ ઘેરે આવી ન હોય, તેમ હાથમાં કંદમૂળના દૂના ભરી ભરી, જેમ રાંક સોનું લૂંટવા જાય, તેવી રીતે હરખાઇને ચાલ્યા. ॥ ૧ ॥ હવે બીજા રસ્તે જનારા માણસો, જેઓએ તે બેઉ ભાઇને જોયા છે, તેને તેમની શોભાવિષે પૂછવા લાગ્યા. એમ શ્રીરઘુનાથજીની સુંદરતા કહેતા તથા સાંભળતા સઘળાઓએ આવી શ્રીપ્રભુજીનાં દર્શન કર્યાં. ॥ ૨ ॥ તે આવનારા લોકો નમસ્કાર કરી આણેલી ભેટ આગળ ધરીને ઘણી પ્રીતિથી જોવા લાગ્યા. હે ભવાનિ ! તેઓનાં શરીર રોમાંચિત થઈ ગયાં. ॥ ૩ ॥ પછી શ્રીરામચંદ્રજીએ સ્નેહમાં સઘળાઓને મગ્ન જાણીને પ્રિયવચનો કહી કહી સન્માન આપ્યાં અને તેઓ પણ શ્રીપ્રભુને વારંવાર નમસ્કાર કરી હાથ જોડીને વિનતિ કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो० अब हम नाथ सनाथ सब, भये देखि प्रभु पांय ॥
भाग्य हमारे आगमन, राउर कोशलराय ॥ १३४ ॥

**અર્થ.**—હે નાથ ! આપનાં ચરણારવિંદોનાં દર્શન કરી આજ અમે સનાથ થયા. હે કોશલ રાજકુમાર! આપના આગમનથી અમે મોટા ભાગ્યવાળા થયા છીએ. ॥૧૩૪॥

चो० धन्य भूमि बन पंथ पहारा । जहं जहं नाथ पांव तुम धारा ॥
धन्य बिहंग मृग कानन चारी । सफल जन्म भये तुमहिं निहारी ॥ १ ॥
हम सब धन्य सहित परिवारा । देखि नयन भरि दरश तुह्मारा ॥
कीन्ह बास भल ठांव बिचारी । इहां सकल ऋतु रहब सुखारी ॥ २ ॥
हम सब भांति करब सेवकाई । करि केहरि अहि बाघ बराई ॥
बन बेहड गिरि कंदर खोहा । सब हमार प्रभु पग पग जोहा ॥ ३ ॥
तहं तहं तुमहिं अहेर खिलाउब । सर निर्झर सब ठांव दिखाउब ॥
हम सेवक परिवार समेता । नाथ न सकुचब आयसु देता ॥ ४ ॥

**અર્થ.**—હે નાથ! જ્યાં જ્યાં આપે ચરણો ધર્યાં, તે તે ભૂમિ, રસ્તા અને પહાડને ધન્ય છે. વળી અરણ્યમાં ફરનારા મૃગ અને પક્ષીઓમાંના જેણે આપનાં દર્શન કર્યાં છે, તેમને પણ ધન્ય છે. તેઓના જન્મ સફળ થઈ ગયા. ॥ ૧ ॥ તેમ જ આપનાં નેત્ર ભરીને દર્શન કરવાથી અમે પણ સઘળા પરિવાર સહિત ધન્ય થયા છીએ. આપે સારું ઠેકાણું વિચારી વાસ કર્યો, તો હવે અહીંઆ સર્વે ઋતુમાં સુખ ભોગવશો. ॥ ૨ ॥ અમે સર્વ રીતે આપની સેવા કરશું. ગજ, સિંહ, સર્પ, વાઘ અને વરુ આદિક વનનાં પ્રાણીઓ, વનની ઝાડી, પર્વતો અને તેની ગુફાઓ, હે પ્રભુ! સર્વ અમારા પગ તળે નિકળી

ગયેલ છે; ॥ ૩ ॥ માટે ત્યાં તેડી જઈ આપને અમે શિકાર ખેલાવશું અને આ અરણ્ય માંહેલાં તળાવો અને ઝરણાં વગેરે સર્વે ઠેકાણાં દેખાડીશું. હે નાથ! અમે કુટુંબસહિત આપના સેવક છીએ, તેથી કંઈ પણ આજ્ઞા દેતાં સંકોચ પામશો નહીં. ॥ ૪ ॥

दो० वेद वचन मुनि मन अगम, ते प्रभु करुणा ऐन ॥
वचन किरातन के सुनत, जिमि पितु बालक बैन ॥ १३५ ॥

**અર્થ.**—હે ઉમા! વેદ અને મુનિઓનાં મનને પણ અગમ એવા કૃપાસાગર શ્રી ભગવાન્ ભિલ અને કોળીઓનાં વચન, બાળકનું બોલવું જેમ બાપ સાંભળે તેમ સાંભળે છે. ॥ ૧૩૫ ॥

चो० रामहिं केवल प्रेम पियारा । जानि लेहु जो जाननिहारा ॥
राम सकल बनचर परितोषे । कहि मृदुवचन प्रेम परिपोषे ॥ १ ॥
बिदा किये शिरनाय सिधाये । प्रभु गुण कहत सुनत घर आये ॥
इहि बिधि सीय सहित दोउ भाइ । बसहिं बिपिन सुर मुनि सुखदाई ॥ २ ॥
जब ते आइ रहे रघुनायक । तब ते भो बन मंगल दायक ॥
फूलहिं फलहिं बिटप बिधि नाना । मंजुलल्लित वर बेलि बिताना ॥ ३ ॥
सुरतरु सरिस स्वभाव सुहाये । मनहुं बिबुध वन परिहरि आये ॥
गुंजत मंजुल मधुकर श्रेनी । त्रिविध बयारि बहै सुख देनी ॥ ४ ॥

**અર્થ.**—શ્રીરામને કેવળ પ્રેમ જ પ્યારો છે. તે જે જાણવાવાળો છે, તે જાણે છે. પછી શ્રીરામચંદ્રજીએ પ્રેમયુક્ત કોમળ વચનો કહી તે સઘળા જંગલીઓને સંતોષ્યા. ॥૧॥ એમને જ્યારે એવી રીતે વિદાય કર્યા, ત્યારે તેઓ પ્રભુને મસ્તક નમાવી, તેમનો ગુણ ગાતા ગાતા પોતપોતાને ઘરે ગયા. એ પ્રમાણે દેવતાઓને સુખ આપનાર બેઉ ભાઈ સીતાજી સહિત વનમાં રહ્યા. ॥ ૨ ॥ જ્યારથી શ્રીરઘુનાથજી ત્યાં આવી વસ્યા, ત્યારથી તે ભૂમિ અને વન મંગળદાયક થયાં. નાના પ્રકારે ઝાડો ફૂલફળથી ફૂલી રહ્યાં; અને મનોહર કોમળ વેલીઓથી સુંદર મંડપો થઈ રહ્યા. ॥૩॥ કલ્પવૃક્ષના જેવાં સ્વાભાવિક શોભીતાં સર્વે વૃક્ષો દેખાવા લાગ્યાં. તે જાણે દેવતાઓનાં વનને છોડીને અહીં કેમ આવ્યાં હોય, તેમ લાગતું હતું. ત્યાં ઘણા ભ્રમરો મંજુલ સુરથી ગુંજારવ કરતા હતા. સુગંધીકારક થંડો વાયુ મંદ મંદ વહેતો હતો. ॥ ૪ ॥

दो० नीलकंठ कलकंठ शुक, चातक चक्र चकोर ॥
भांति भांति बोलहिं बिहंग, श्रवण सुखद चित चोर ॥ १३६ ॥

**અર્થ.**—વળી ત્યાં નિલચાસ, કોયલ, પોપટ, ચાતક, ચકવા અને ચકોર ઇત્યાદિ જાત જાતનાં પક્ષીઓ ચિત્તને ચોરનારા અને કાનને સુખદ એવા શબ્દોથી કોલાહલ કરી રહ્યાં. ॥ ૧૩૬ ॥

चो० करि केहरि कपि कोल कुरंगा । बिगत वैर बिहरहिं यक संगा ॥
फिरत अहोर राम छबि देखी । होहिं मुदित मृग वृंद बिशेखी ॥ १ ॥
बिबुध बिपिन जहं लग जग माहीं । देखि राम बन सफल सिहाहीं ॥
सुरसरि सरस्वति दिनकरकन्या । मेकलसुता गोदावरि धन्या ॥ २ ॥
सब करि सिंधु नदी नद नाना । मंदाकिनि कर करहिं बखाना ॥
उदय अस्त गिरि अरु कैलासू । मंदर मेरु सकल सुर बासू ॥ ३ ॥
शैल हिमाचल आदिक जे ते । चित्रकूट यश गावहिं ते ते ॥
विंध्य मुदित मन सुख न समाई । बिनु श्रम विपुल बडाई पाई ॥ ४ ॥

**અર્થ.**—હાથી, સિંહ, વાંદરા, સૂવ્વર અને હરણું વેર છોડીને એક બીજાની સાથે વિહાર કરવા લાગ્યાં. ત્યાંના શિકારીઓ શ્રીરામનાં સ્વરૂપનાં દર્શન કરીને પાછા ફરવાથી મૃગના વૃંદ અત્યાનંદ પામે છે. ॥ ૧ ॥ જ્યાંસૂધી જગતમાં જેટલાં દેવતાઓનાં વન છે, તે સઘળાં શ્રીરામના વનને જોઈને વખાણે છે. તેમજ ગંગાજી, સરસ્વતી, યમુનાજી, નર્મદા, ગોદાવરી ॥ ૨ ॥ અને સિંધુ વગેરે સઘળાં નદ અને નદીઓ મંદાકિનીનાં વખાણ કરવા લાગ્યાં. તેમ વળી ઉદયાચળ, કૈલાસ, મંદ્રાચલ, મેરુ અને હિમાચળ વગેરે દેવતાઓને રહેવાના અને બીજા બધા પર્વતો, ચિત્રકૂટ પર્વતના વખાણ કરવા લાગ્યા. હે ભવાની! તે વખતે ચિત્રકૂટ સાથેનો વિંધ્યાચળ તો પોતાને વગર શ્રમે ઘણી મ્હોટાઈ મળવાથી હૃદયમાં ઘણું સુખ પામ્યો. ॥ ૩ ॥ ૪ ॥

दो० चित्रकूट के विहंग मृग, बेलि विटप तृण जाति ॥
पुण्य पुंज सब धन्य अस, कहहिं देव दिन राति ॥ १३७ ॥

**અર્થ.**—અને દેવતાઓ રાત દિવસ એમ કહેવા લાગ્યા કે, પુણ્યના ભંડાર ચિત્રકૂટ ઉપરનાં વૃક્ષો, વેલીઓ, ઘાસ, પશુ અને પક્ષીઓ સર્વેને ધન્ય છે. ॥ ૧૩૭ ॥

चो० नयनवंत रघुपतिहि विलोकी । पाइ जन्म फल होहिं बिशोकी ॥
परशि चरण रज अचर सुखारी । भये परमपदके अधिकारी ॥ १ ॥
सोवन शैल सुभाय सुहावन । मंगलमय अतिपावन पावन ॥
महिमा कहौं कवन विधि तासू । सुखसागर जहं कीन्ह निवासू ॥ २ ॥
पयपयोधि तजि अवध विहाई । जहं सिय राम लषण रहे आई ॥
कहि न सकहिं सुख भा जस कानन । जो शतसहस होहिं सहसानन ॥ ३ ॥
सो मैं बरणि सकौं विधि केहीं । डाबर कमठ कि मंदर लेहीं ॥
सेवहिं लषण कर्म मन बानी । जाइ न शील सनेह बखानी ॥ ४ ॥

**અર્થ.**—જેઓ આંખોવાળા હતા, તેઓ શ્રીરઘુનાથજીનાં દર્શન કરી પોતાના જન્મનું ફળ પામીને શોક રહિત થયા, અને જેઓ સ્થિર હતા તેઓ ચરણની રજને

સ્પર્શી સુખી થયા. તે સઘળા શ્રીપ્રભુના પરમપદના અધિકારી થયા. ॥ ૧ ॥ તે પર્વત સ્વાભાવિક શોભીતો થઈ મંગળમય અને ઘણો પવિત્ર પવિત્ર થઈ ગયો. હે ગિરિજા! જ્યાં સુખસાગર શ્રીહરિએ વાસ કર્યો ત્યાંનો મહિમા હું શી રીતે કહી શકું? ॥ ૨ ॥ ક્ષીરસાગર પણ પોતાની હદ છોડીને જ્યાં શ્રીરામ અને સીતાજી રહેતાં હતાં, ત્યાં આવી રહ્યો. તે અરણ્યમાં જે સુખ ઉત્પન્ન થયું, તેનું કરોડ શેષજી વર્ણન કરવા બેસે તો પણ થઈ શકે નહીં! ॥ ૩ ॥ તો હું શી રીતે વર્ણવી શકું? કોઈ ખાબોચીઆનો કાચબો મંદ્રાચળને ઉપાડી શકે? હવે ત્યાં લક્ષ્મણજી કહેવામાં ન આવે એવા શીળ અને સ્નેહથી મન, કર્મ અને વચને કરી શ્રીપ્રભુને સેવવા લાગ્યા. ॥ ૪ ॥

**दो० क्षण क्षण सिय लखि राम पद, जानि आपु पर नेह ॥**
**करत लषण स्वप्ने न चित, बंधु मातु पितु गेह ॥ १३८ ॥**

**અર્થ.**—વારંવાર સીતાજી અને શ્રીપ્રભુનાં ચરણારવિંદો જોઈને તથા પોતા પર તેમનો પ્રેમ જાણીને લક્ષ્મણજી માબાપ, ઘર કે બીજા ભાઈઓને યાદ કરતા નહીં. ॥ ૧૩૮ ॥

**चो० राम संग सिय रहहिं सुखारी । पुर परिजन गृह सुरति बिसारी ॥**
**क्षण क्षण पिय विधुबदन निहारी । प्रमुदित मनहुं चकोर कुमारी ॥ १ ॥**
**नाह नेह नित बढत बिलोकी । हर्षित रहति दिवस जिमि कोकी ॥**
**सिय मन राम चरण अनुरागा । अवध सहस सम बन प्रिय लागा ॥ २ ॥**
**पर्णकुटी प्रिय प्रीतम संगा । प्रिय परिवार कुरंग बिहंगा ॥**
**सासु श्वशुर सम मुनितिय मुनिवर । अशन अमिय सम कंद मूल फर ॥३॥**
**नाथ साथ साथरी सुहाई । मयन शयन शत सम सुखदाई ॥**
**लोकप होहिं बिलोकत जासू । तेहि किमि मोहै बिषय बिलासू ॥ ४ ॥**

**અર્થ.**—તેમ સીતાજી પણ શ્રીરામચંદ્ર સાથે રહેવાથી એવું સુખ પામ્યાં કે, તેણે પોતાનું નગર, કુટંબીઓ અને ઘરની યાદ જ વિસારી મૂકી તથા વારંવાર પતિના મુખચંદ્રને જોઈ ચકોરીની પેઠે હર્ષિત થયાં.॥૧॥ પોતાના પતિનો સ્નેહ રોજ રોજ વધતો જોઇને દિવસે જેમ કોયલ રાજી રહે, તેમ રાજી રહેતાં. શ્રીરામનાં ચરણોમાં સીતાજીને પ્રીતિ હોવાને લીધે તે વન તેમને હજાર અયોધ્યાજી સમ પ્રિય લાગતું હતું. ॥ ૨ ॥ તેમ પોતાના પતિ સાથે રહેવાની ઝુંપડી તેમને રાજમંદિર જેવી પ્રિય લાગતી હતી, અને તે વનના પશુ પક્ષીને પોતાના વહાલા પરિવાર જેવા માનતા હતા. વળી ઋષિઓ તથા ઋષિપત્નીઓને સાસુ સસરા જેવાં, તથા કંદ, મૂળ, ફળને અમૃતતુલ્ય ભોજન જેવાં માનતાં હતાં. ॥ ૩ ॥ વળી પોતાના પતિ સાથે રહેવાથી સૂવાની સાદરીને શોભીતી સો કામ શય્યા પ્રમાણે સુખદાયક માનતાં હતાં. હે પાર્વતી! જેમનાં દર્શન માત્રે મનુષ્ય ઈંદ્ર જેવો થાય, તે વિષયના વિલાસમાં કેમ મહોવાય? ॥ ૪ ॥

**दो० सुमिरत रामहिं तेजहिं जन, तृण सम बिषय बिलासु ॥**
**राम प्रिया जग जननि सिय, कछु न आचरज तासु ॥ १३९ ॥**

**અર્થ.**—શ્રીરામના સ્મરણમાત્રે મનુષ્યો વિષયવિલાસને તૃણની પેઠે છોડી દે છે, તો રામની પ્રિયા જગતજનની સીતાજી તેમ કરે તેમાં કાંઈ નવાઈ નથી. ॥ ૧૩૯ ॥

**चो०** सीय लषण जेहि बिधि सुख लहहीं । सोइ रघुनाथ करैं तस कहहीं ॥
कहहिं पुरातन कथा कहानी । सुनहिं लषण सिय अति सुख मानी ॥ १ ॥
जब जब राम अवध सुधि करहीं । तब तब बारि बिलोचन भरहीं ॥
सुमिरि मातु पितु परिजन भाई । भरत सनेह शील सेवकाई ॥ २ ॥
कृपासिंधु प्रभु होहिं दुखारी । धीरज धरहिं कुसमय बिचारी ॥
लखि सियलषणबिकलवहैजाहीं । जिमिपुरुषहि अनुसर परिछाहीं ॥ ३ ॥
प्रिया बंधु गति लखि रघुनंदन । धीर कृपालु भक्त उर चंदन ॥
लगे कहल कछु कथा पुनीता । सनि सुख कहहिं लषण अरु सीता ॥ ४ ॥

**અર્થ.**—હવે જેવી રીતે સીતાજી અને લક્ષ્મણજી સુખી થાય, તેવી રીતે શ્રીરઘુનાથજી કરેછે. શ્રીપ્રભુ જૂની જૂની કથા અને ઇતિહાસો કહેતા, તે સાંભળી લક્ષ્મણજી તથા જાનકીજી ઘણું સુખ માનતા. ॥ ૧ ॥ જ્યારે જ્યારે શ્રીરામ અયોધ્યાજીને યાદ કરે, ત્યારે તેમનાં નેત્રો જળથી ભરાઈ આવે. માબાપ, ભાઈ, કુટુંબીઓ અને ભરતજીના શીળ, સ્નેહ તથા સેવકાઈ, ॥ ૨ ॥ જ્યારે યાદ આવે ત્યારે કૃપાસિંધુ શ્રીપ્રભુ ઘણા દુઃખી થાય, પણ પાછા કુસમય જાણી ધીરજ ધરે. તે જોઈ સીતાજી અને લક્ષ્મણજી, જેમ પુરુષનો પડછાયો પુરુષની પેઠે કરે તેમ વ્યાકુળ થઈ જતા. ॥ ૩ ॥ એવી પોતાની વનિતા અને બંધુની સ્થિતિ જોઈ ધીર, કૃપાળુ અને ભક્તના હૃદયને સુખ દેનાર શ્રીરઘુનાથજી વળી કાંઈ પવિત્ર કથા કહેવા લાગતા, તે સાંભળી લક્ષ્મણજી અને સીતાજી સુખ પામતા. ॥ ૪ ॥

**दो०** राम लषण सीता सहित, सोहत पर्णनिकेत ॥
जिमि बसि बासव अमरपुर, शची जयंत समेत ॥ १४० ॥

**અર્થ.**—એ પ્રમાણે શ્રીરામ લક્ષ્મણજી અને સીતાજી સહિત જેમ શચી અને જયંત સંઘાતે અમરાવતીમાં ઈંદ્ર વસે છે, તેમ પર્ણકુટીમાં શોભતા હતા. ॥ ૧૪૦ ॥

**चो०** जुगवहिं प्रभु सिय अनुजहि कैसे । पलक बिलोचन गोलक जैसे ॥
सेवहिं लषण सीय रघुबीरहि । जिमि अबिबेकी पुरुष शरीरहि ॥ १ ॥
इहि बिधि प्रभु बनबसहिं सुखारी । खग मृग सुर तापस हितकारी ॥
कहेउं राम बन गवन सुहावा । सुनहु सुमंत अवध जिमि आवा ॥ २ ॥
फिरेउ निषाद प्रभुहि पहुंचाई । सचिव सहित रथ देखेउ आई ॥
मंत्री बिकल बिलोकि निषादू । कहि न सकहिं जस भयउ बिषादू ॥ ३ ॥
राम राम सिय लषण पुकारी । परेउ धरणि तल ब्याकुल भारी ॥
देखि दक्षिणदिशि हयहिहिनाहीं । जिमिबिनुपंखबिहंग अकुलाहीं ॥ ४ ॥

**અર્થ.**—શ્રી પ્રભુ સીતાજી તથા ભાઇની રક્ષા જેમ પાંપણો આંખો માંહેલા ડોળાને સંભાળે, તેમ કરતા હતા અને લક્ષ્મણજી તથા સીતાજી અવિવેકી પુરુષ જેમ પોતાના શરીરનું રક્ષણ કરે તેમ શ્રી રઘુનાથજીને સેવતાં હતાં. ॥ ૧ ॥ એ પ્રમાણે પશુ, પક્ષી અને દેવતાના હિતકારી શ્રી પ્રભુ વનમાં સુખરૂપ વસવા મંડ્યા. કવિ કહે છે, શ્રીરામ જે પ્રમાણે વનમાં ગયા તે કથા મેં કહી. હવે સુમંત જે રીતે અયોધ્યાજીમાં આવ્યા તે કથા કહું છું, તે સાંભળો. ॥ ૨ ॥ જ્યારે "ગો" રાજા પ્રભુને પહોંચાડીને પાછા ફર્યા, ત્યારે રસ્તામાં સુમંત સહિત રથને દીઠો. ત્યાં મંત્રીને દુઃખી જોઇ "ગો" રાજાને જે સંતાપ થયો, તે કહી શકાય તેમ નથી. ॥ ૩ ॥ રામ, રામ, સીતા, સીતા, લક્ષ્મણ, લક્ષ્મણ, એમ પોકારતો પોકારતો તે સુમંત વ્યાકુલ થઈ પૃથ્વીપર પડયો હતો. વળી તેણે દક્ષિણ દિશામાં જોયું તો પાંખવિનાના પક્ષીની પેઠે દુઃખી થઈ હણહણતા ઘોડા જોયા. ॥ ૪ ॥

**दो॰ नहिं तृण चरहिं न पियहिं जल, मोचत लोचन बारि ॥**
**ब्याकुल भयउ निषाद पति, रघुबर बाजि निहारि ॥ १४१ ॥**

**અર્થ.**—તેઓ ન ઘાસ ચરે, કે ન પાણી પીએ, પણ આંખમાંથી આંસુ પાડ્યા કરે. શ્રી રઘુનાથજીના અશ્વની એવી સ્થિતિ જોઈ "ગો" રાજા ઘણા વ્યાકુળ થયા. ॥ ૧૪૧ ॥

**चो॰ धरि धीरज तब कहहि निषादू । अब सुमंत परिहरहु विषादू ॥**
**तुम पंडित परमारथ ज्ञाता । धरहु धीर लखि वांम बिधाता ॥ १ ॥**
**बिबिध कथा कहि कहि मृदुबानी । रथ बैठारेउ बरवस आनी ॥**
**शोक शिथिल रथ सकहि न हांकी । रघुबर बिरह पीर उर वांकी ॥ २ ॥**
**तरफराहिं मगु चलहिं न घोरे । बन मृग मनहुं आनि रथ जोरे ॥**
**अटकि परहिं फिरि चितवहिं पीछे । राम बियोग बिकल दुख तीछे ॥ ३ ॥**
**जो कह राम लषण बैदेही । हिकरि हिकरि हय हेरहिं तेही ॥**
**बाजिबिरहगतिकिमिकहिजाती । बिनुमणिफणीबिकलजेहिभांती ॥ ४ ॥**

**અર્થ.**—ત્યારે "ગો" રાજાએ ધીરજ ધરી કહ્યું કે, હે સુમંત! તમે પંડિત અને પરમાર્થી છો, માટે વિધાતા વાંકો જાણી ધીરજ ધરીને શોક મૂકો. ॥ ૧ ॥ એમ ઘણે પ્રકારે કોમળ વાણી કહી કહીને બળાત્કારથી તેમને રથમાં બેસાડ્યા. શોકમાં શીતળ થયેલો તે, પોતાના હૃદયમાં શ્રીરામના વિરહરૂપી તીક્ષ્ણ પીડા હોવાથી રથ હાંકી શકતો નહતો. ॥ ૨ ॥ તેમ ઘોડા પણ રસ્તે ચાલતાં તરફડાટ કરતા હતા. જાણે વનના નવા મૃગલાને લાવી રથમાં જોડ્યા નહોય? તેમ શ્રીરામના વિયોગરૂપી તીક્ષ્ણ દુઃખમાં વ્યાકુળ થવાથી, ચાલતાં અટકી પડીને પાછા ફરી ફરીને જૂવે. ॥ ૩ ॥ જો કોઈ રામ, સીતા, લક્ષ્મણ એમ કહે તો ઘોડા હણહણી હણહણીને તેને જૂવે. એવી રીતની તે અશ્વોની શ્રીરામના વિરહની સ્થિતિ કહી જાય તેમ નથી. જેમ મણિવગરનો સર્પ વ્યાકુળ થાય, તેમ તે દુઃખી થતા હતા. ॥ ૪ ॥

दो० भयो निषाद बिषादबश, देखत सचिव तुरंग ॥
बोलि सुसेवक चारि तब, दिये सारथी संग ॥ १४२ ॥

**અર્થ.**—એવી રીતે સુમંત સહિત ઘોડાઓની સ્થિતિ જોઈ ગોરાજાએ સંતાપયુક્ત થઇને પોતાના ચાર સેવકો બોલાવી તેમની સાથે આપ્યા. ॥ ૧૪૨ ॥

चो० गुह सारथिहि फिरेउ पहुंचाई । विरह विषाद वरणि नहिं जाई ॥
चले अवध लै रथहि निषादा । होत क्षणहि क्षण मगन बिषादा ॥ १ ॥
शोच सुमंत बिकल दुख दीना । धिक जीवन रघुवीर बिहीना ॥
रहहि न अंतहु अधम शरीरू । यश न लहेउ बिछुरत रघुबीरू ॥ २ ॥
भये अयश अघ भाजन प्राना । कौन हेतु नहिं करत पयाना ॥
अहह मंदमति अवसर चूका । अजहुं न हृदय होत दुइ टूका ॥ ३ ॥
मींजि हाथ शिर धुनि पछिताई । मनहुं कृपण धन राशि गंवाई ॥
बिरद बांधि बर बीर कहाई । चले समर जनु सुभट पराई ॥ ४ ॥

**અર્થ.**—તે પછી ગો રાજા સુમંતને પહોંચાડી, કહેવામાં ન આવે એવા વિરહના દુઃખમાં સંતાપ પામતો પાછો ફર્યો અને સુમંત સાથે મોકલેલા ભિલો વારંવાર શોચ કરતા રથ લઇને અયોધ્યાજી પ્રત્યે ચાલ્યા. ॥ ૧ ॥ સુમંત વિરહના શોકમાં વ્યાકુળ થઈ કહેવા લાગ્યો કે, શ્રીરઘુવરવિના આ જીવતરને ધિક્કાર છે. અંતે તો આ અધમ શરીર રહેવાનું નથી; પણ હમણાં શ્રીરઘુવરના વિરહથી પ્રાણ ત્યાગ કરી યશ લેશે નહીં. ॥ ૨ ॥ આ પ્રાણ અપયશ અને પાપનો પાત્ર થયો, તો પણ શા માટે નિકળી જતો નથી? અ-હાહા!! મંદમતિ એવો હું અવસર ચૂકયો; આ હૃદય હજી સૂધી પણ બે કટકા કાં થતું નથી? ॥ ૩ ॥ હે ગિરિજા! એવી રીતે લોભીઓ જેમ પોતાના દ્રવ્યને ગૂમાવે, અથવા શૂરવીરપણાની મ્હોટી કીર્ત્તિ પામેલાને લડાઈ વખતે યુદ્ધમાંથી નાસવું પડે; તેથી જે પસ્તાવો થાય, તેવો પસ્તાવો કરી હાથ ઘસી માથું ધૂણાવવા માંડયું. ॥ ૪ ॥

दो० विप्र विवेकी वेद बिद, संमत साधु सुजाति ॥
जिमि धोखे मद पान करि, सचिव शोच तेहि भांति ॥ १४३ ॥

**અર્થ.**—વિવેકી, વેદ જાણનાર, સારા કુળનો કોઈ બ્રાહ્મણ હોય અને તેને જેમ મદિરા પીવાઈ જવાથી ખેદ થાય, તેમ સુમંતને શોચ થતો હતો. ॥ ૧૪૩ ॥

चो० जिमि कुलीन तिय साधु सयानी । पति देवता कर्म मन बानी ॥
रहे कर्मबश परिहरि नाहू । सचिव हृदय तिमि दारुण दाहू ॥ १ ॥
लोचन सजल दृष्टि भइ थोरी । सुनै न श्रवण बिकल मति भोरी ॥
सूखहिं अधर लागि मुंह लाटी । जिय न जाइ उर अवध कपाटी ॥ २ ॥
बिवरण भयउ न जाइ निहारी । मारेसि मनहुं पिता महतारी ॥
हानि गलानि बिपुल मन व्यापी । यमपुर पंथ शोच जिमि पापी ॥ ३ ॥

वचन न आव हृदय पछिताई । अवध काह मैं कहिहौं जाई ॥
राम रहित रथ देखिहि जोई । सकुचिहि मोहिं बिलोकत सोई ॥ ४ ॥

**અર્થ.**—જેમ કુલિન ઘરની શહાણી અને સારી સ્ત્રી મન, કર્મ તથા વચનથી પતિવ્રત પાળનારી હોય અને કર્મસંયોગે પરપુરુષની પ્રીતિ થઈ જાય, તેમ સુમંતના મનમાં મોટો અગ્નિ બળી રહ્યો. ॥ ૧ ॥ તેનાં નેત્રોમાં અશ્રુ ભરાઈ આવી ઝાંખ આવી ગઈ; અને કાને સાંભળી શકે નહીં એવી તેની વિકલ બુદ્ધિ થઈ ગઈ. તેના હોઠ સૂકાવા લાગ્યા અને મુખનું તેજ ફીકું થઈ ગયું, પણ પ્રાણનાથ પ્રભુ ચૌદ વર્ષે ઘેર પધારશે, એ આશારૂપી કમાડોથી હૃદયરૂપી મંદિર બંધ થઈ ગયું, તેથી જીવ ગયો નહીં. ॥ ૨ ॥ જાણે માબાપને માર્યા હોય, તેની પેઠે તેજહીન થયો. જેમ યમપુરીના રસ્તામાં પાપીને શોચ થાય, તેમ શ્રીરામની હાનિની ગ્લાનિ તેના મનમાં ઘણી વ્યાપી રહી. ॥ ૩ ॥ તેને મોઢેથી બોલાતું ન હતું અને મનમાં પસ્તાવો થતો હતો કે, હવે હું અયોધ્યાજીમાં જઇને શું કહીશ. જેકોઈ શ્રીરામ વગરનો રથ જોશે, તે મને જોતાં જ શંકાયુક્ત થશે. ॥ ૪ ॥

दो० धाइ पूंछिहहिं मोहिं जब, बिकल नगर नर नारि ॥
उतर देब मैं सबहि तब, हृदय बज्र बैठारि ॥ १४४ ॥

**અર્થ.**—જ્યારે નગરનાં સ્ત્રી પુરુષો વ્યાકુળ થઈ દોડતાં આવી મને પૂછશે, ત્યારે હું મારી છાતી કઠણ કરી તે સઘળાંને શું ઉત્તર આપીશ ? ॥ ૧૪૪ ॥

चो० पुछिहहिं दीन दुखित सब माता । कहब काह मैं तिनहिं बिधाता ॥
पुछिहहिं जबहिं लषण महतारी । कहिहौं कौन संदेश सुखारी ॥ १ ॥
राम जननि जब आइहि धाई । सुमिरि बच्छ जिमि धेनु लवाई ॥
पूछत उतर देब मैं तेही । गे बन राम लषण बैदेही ॥ २ ॥
जेइ पूंछिहि तेहि उत्तर देबा । जाइ अवध अब यह सुख लेबा ॥
पूंछहिं जबहिं राउ दुख दीना । जीवन जासु राम आधीना ॥ ३ ॥
देहौं उतर कवन मुंह लाई । आयउं कुशल कुंवर पहुंचाई ॥
सुनत लषण सिय राम संदेशू । तृण इव तनु परिहरब नरेशू ॥ ४ ॥

**અર્થ.**—વળી જ્યારે સઘળી માતાઓ દુઃખમાં લીન થઈ પૂછશે, ત્યારે હે બ્રહ્મા! હું તેને શું જવાબ આપું ? જ્યારે લક્ષ્મણજીની માતા સુમિત્રાજી પૂછશે, ત્યારે હું કયા સુખે સંદેશો કહીશ. ॥ ૧ ॥ વળી વાછડાથી વછૂટેલી ગાયની પેઠે જ્યારે કૌશલ્યાજી દોડ્યાં આવશે, ત્યારે તેમના પૂછવાનો ઉત્તર હું એવો આપીશ કે, રામ, લક્ષ્મણ અને સીતાજી વનમાં ગયાં. ॥ ૨ ॥ એમ જે પૂછશે તેને ઉત્તર આપીશ. અયોધ્યાજીમાં જઇને એ સુખ લઈશ. જેનું જીવન શ્રીરામને આધીન જ છે, તેવા દુઃખમાં દીન થયેલા રાજા જ્યારે પૂછશે ત્યારે હું મોં ઉંચું કરીને શો ઉત્તર આપીશ? કહીશ કે, કુંવ-

રોને કુશળ પહોંચાડી આવ્યો છું. ત્યારે તે શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીનો સંદેશો સાંભળતાં જ પોતાના પ્રાણને તૃણની પેઠે છોડી દેશે. ॥ ૩ ॥ ૪ ॥

दो॰ हृदय न बिदरत पंक जिमि, बिछुरत प्रीतम नीर ॥
जानत हौं मोहिं दीन्ह बिधि, यह यातना शरीर ॥ १४५ ॥

**અર્થ.**—જેમ જળના સૂકાઈ જવાથી ચીખલ ફાટી જાય તેમ શ્રીરામથી છૂટતાં મારું હૃદય ફાટી જતું નથી; માટે હું જાણું છું કે, બ્રહ્માએ દુઃખ સહેવા જ મારું શરીર ઘડ્યું છે. ॥ ૧૪૫ ॥

चो॰ इहि बिधि करत पंथ पछितावा । तमसा तीर तुरत रथ आवा ॥
बिदा किये करि बिनय निषादू । फिरे पांय परि बिकल बिषादू ॥ १ ॥
पैठत नगर सचिव सकुचाई । जनु मारेसि गुरु ब्राह्मण गाई ॥
बैठि बिटप तर दिवस गंवावा । सांझ समय तेइ अवसर पावा ॥ २ ॥
अवध प्रवेश कीन्ह अंधियारे । पैठु भवन रथ राखि दुआरे ॥
जिन्ह जिन्ह समाचार सुनि पाये । भूपद्वार रथ देखन आये ॥ ३ ॥
रथ पहिंचानि बिकल लखि घोरे । गरहिं गात जिमि आतप बोरे ॥
नगर नारि नर ब्याकुल कैसे । निघटत नीर मीन गण जैसे ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે પસ્તાવા સાથે રસ્તે ચાલતાં રથ તરત તમસાનદીને કિનારે આવી પહોંચ્યો, ત્યારે સુમંતે સાથે આવેલા ચાર ભિલોને નિષાદ રાજા પાસે વિનય કરી પાછા મોકલ્યા, ત્યારે તેઓ નમસ્કાર કરીને સંતાપ પામતા ગયા. ॥ ૧ ॥ હવે અહીં સુમંત નગરમાં પેસતાં ગાય, ગુરુ કે બ્રાહ્મણને વધ કર્યો હોય તેમ સંકોચ પામવા લાગ્યો. તેથી એક ઝાડની છાયા તળે બેસી આખો દિવસ ગાળ્યો અને સાંઝ થઈ અંધારું થતાં વખત મળે તે અયોધ્યાજીમાં પેઠો. પછી દ્વારમાં રથ ઉભો રાખી તે મંદિરમાં ગયો. હવે નગરમાં જેણે સુમંતના આવવાના સમાચાર સાંભળ્યા, તે સર્વે દરબારી દરવાજા આગળ રથ જોવાને માટે આવ્યા. ॥ ૨ ॥ ૩ ॥ તે રથને ઓળખી તથા ઘોડાને વ્યાકુળ થયેલા જોઈને તડકામાં તપેલા માણસોની પેઠે તેઓના શરીરની સ્થિતિ થઈ ગઈ. પાણીના ઘટવાથી માછલાઓની પેઠે તે સ્ત્રીપુરુષ વ્યાકુળ થઈ ગયાં. ॥ ૪ ॥

दो॰ सचिव आगमन सुनत सब, बिकल भई रनिवास ॥
भवन भयंकर लाग तेहि, मानहुं प्रेत निवास ॥ १४६ ॥

**અર્થ.**—તેમ રણિવાસમાં પણ સુમંત એકલો આવવાની વાત સાંભળતાં તેમને પોતાનાં મંદિર ભૂતના ભવન જેવાં ભયંકર ભાસવા માંડ્યાં. ॥ ૧૪૬ ॥

चो॰ अति आरत सब पूंछहिं रानी । उतर न आव बिकल भइ बानी ॥
सुनै न श्रवण नयन नहिं सूझा । कहहु कहां नृप जेहि तेहि बूझा ॥ १ ॥

दासिन्ह दीख सचिव बिकलाई । कौशल्या गृह गईं लिवाई ॥
जाइ सुमंत दीख कस राजा । अमिय रहित जनु चंद्र विराजा ॥ २ ॥
अशन न शयन विभूषण हीना । परेउ भूमि तल निपट मलीना ॥
लेइ उसास शोच यहि भांती । सुरपुर ते जनु खस्यो ययाती ॥ ३ ॥
लेत शोच भरि क्षण क्षण छाती। जनु जरि पंख परेउ संपाती ॥
को कहि सकै भूप विकलाई । रघुवर विरह अधिक अधिकाई ॥ ४ ॥
राम राम कहि राम सनेही । पुनि कह राम लषण वैदेही ॥

**અર્થ.**—તેઓ ઘણી દુ:ખી થઈ પૃછવા લાગી, ત્યારે સુમંતના મોઢામાંથી વાણી નિકળી શકી નહીં. તે કાંને બહેરો અને આંખો આંધળા જેવો થઈ ગયો. જો રાજા મને પૂછશે તો હું શું કહીશ? ॥ ૧ ॥ એમ ચિંતા કરે છે તેવામાં તેને વ્યાકુળ થતો જોઈ એક દાસી કૌશલ્યાજીના મંદિરમાં હાથ ઝાલીને તેડી ગઈ. ત્યાં સુમંતે અમૃતવિનાના ચંદ્રમા જેવા રાજાને જોયા. ॥ ૨ ॥ અહાર, નિદ્રા અને આભૂષણ વિનાના બિલકુલ મલિનતાથી પૃથ્વીપર પડીને સોચ કરતાં તેઓ શ્વાસોશ્વાસ લેતા હતા. સ્વર્ગમાંથી જેમ યયાતિ રાજા ઇંદ્રને પોતાના ગુણ કહેતાં પડ્યા ॥ ૩ ॥ અને જેમ સંપાતિ પક્ષી પાંખો બળવાથી પડ્યો, તેમ ક્ષણે ક્ષણે છાતીમાં શોક ભરી લેતા તે રાજાના શ્રીરઘુનાથજીના વિરહથી વધતાં દુ:ખોની વ્યાકુળતા કોણ વર્ણવી શકે? તેઓ રામ, રામ, હે વહાલા! રામ! અને વળી હે રામ! લક્ષ્મણ, જાનકી એમ જ કહ્યા કરતા હતા. ॥ ૪ ॥

दो० देखि सचिव जय जीव कहि, कीन्हेसि दंड प्रणाम ॥
सुनत उठे ब्याकुल नृपति, कहु सुमंत कहं राम ॥ १४७ ॥

**અર્થ.**—એવી રીતે સૂતેલા રાજાને સુમંતે જય જીવ કહી દંડવત્ કર્યા. તેનો અવાજ સાંભળતાં જ તે ભૂપતિ અકળામણથી ઉઠી, હે સુમંત! રામ કયાં? એમ પૂછવા લાગ્યા. ॥ ૧૪૭ ॥

चो० भूप सुमंत लीन्ह उर लाई । बूडत कछु अधार जनु पाई ॥
सहित सनेह निकट बैठारी । पूंछत राउ नयन भरि वारी ॥ १ ॥
राम कुशल कहु सखा सनेही । कहं रघुनाथ लषण वैदेही ॥
आनेहु फेरि कि बनहिं सिधाये । सुनत सचिव लोचन जल छाये ॥ २ ॥
शोक विलक पुनि पूंछ नरेशू । कहु सिय राम लषण संदेशू ॥
रामरूप गुण शील सुभाऊ । सुमिरि सुमिरि उर शोचत राउ ॥ ३ ॥
राज सुनाइ दीन वनवासू । सुनि मन भयउ न हरष हरासू ॥
सो सुत बिछुरत गये न प्राणा । को पापी जग मोहिं समाना ॥ ४ ॥

**અર્થ.**—અને સુમંતને છાતી સાથે લગાડી પાણીમાં બુડનારને કાંઇક આધાર મળે, તેમ સ્નેહસહિત પોતા પાસે બેસાડી આંખો આંસુથી ભરી રાજા પૂછવા લાગ્યા.॥ ૧ ॥

હે સ્નેહી સખા! શ્રીરામનું કુશળ કહો. રામ, લક્ષ્મણ અને જાનકી ક્યાં છે? પાછા તેડી આવ્યા કે વનમાં ગયાં? તે સાંભળતાં સુમંતની આંખો આંસુથી ભરાઈ ગઈ. ॥ ૨ ॥ ત્યારે શોકથી વિકળ થયેલા તે રાજાએ ફરીને પૂછ્યું કે, રામ, સીતા અને લક્ષ્મણનો સંદેશો કહે. એમ શ્રીરામના રૂપ, ગુણ, શીળ અને શોભા સંભારી સંભારીને રાજા હૃદયમાં શોક કરવા લાગ્યા. ॥ ૩ ॥ તેઓ બોલ્યા કે, જેમને રાજ સંભળાવીને પછી વનવાસ સંભળાવ્યો તોપણ જેના મનમાં હરખ શોક થયો નહીં, તે પુત્ર વિખૂટો થતાં પ્રાણ કેમ ન ગયા? મારા જેવો પાપી બીજો જગતમાં કોણ હશે? ॥ ૪ ॥

**दो० सखा राम सिय लषण जहं, तहां मोहिं पहुंचाउ ॥**
**नाहित चाहत चलन अब, प्राण कहौं सतभाउ ॥ १४८ ॥**

**અર્થ.**—હે સખા! જ્યાં રામ, લક્ષ્મણ અને સીતાજી હોય ત્યાં મને પહોંચાડ. નહીં તો હું સાચું કહું છું કે, હવે મારા પ્રાણ દેહમાંથી નિકળવા ચાહે છે. ॥ ૧૪૮ ॥

**चो० पुनि पुनि पूंछत मंत्रिहि राऊ । प्रीतम सुवन संदेश सुनाऊ ॥**
**सुनहु सखा सोइ करिय उपाऊ । राम लषण सिय बेगि दिखाऊ ॥ १ ॥**
**सचिव धीर धरि कहि मृदुवानी । महाराज तुम पंडित ज्ञानी ॥**
**बीर सुधीर धुरंधर देवा । साधु समाज सदा तुम सेवा ॥ २ ॥**
**जन्म मरण सब दुख सुख भोगा । हानि लाभ प्रिय मिलन वियोगा ॥**
**काल कर्मवश होहिं गुसाईं । बरबश राति दिवस की नाईं ॥ ३ ॥**
**सुख हर्षहिं जड दुख बिलखाहीं । दोउ सम धीर धरहिं मन माहीं ॥**
**धीरज धरहु विवेक विचारी । छांडिय शोच सकल हितकारी ॥ ४ ॥**

**અર્થ.**—ફરી ફરી રાજા મંત્રીને પૂછવા લાગ્યા કે, પ્રિય કુંવરોનો સંદેશો સંભળાવો. હે સખા! એવો કાંઈ ઉપાય કરીને રામ, લક્ષ્મણ અને સીતાજી જલદી દેખાડો. ॥ ૧ ॥ ત્યારે સુમંતે ધીરજ ધરી કોમળ વાણીથી કહ્યું કે, મહારાજ! આપ પંડિત, જ્ઞાની, વીર, ધર્મધુરંધર અને ધૈર્યવાન્ છો. વળી સર્વદા સાધુઓની સમાજો સેવો છો. ॥ ૨ ॥ તો હે ગુંસાઈ! વિચાર કરો કે, જન્મ અને મરણ, સુખ અને દુઃખ, હાનિ અને લાભ, પ્રિયનો મેલાપ અને વિયોગ તથા ભોગાદિક સર્વે રાત અને દિવસની પેઠે કાળ તથા કર્મને આધીન છે. ॥ ૩ ॥ સુખથી હર્ષ અને દુઃખથી સંતાપ મૂર્ખો કરે છે. પણ ધીર પુરુષો પોતાના મનમાં બેઉને સમ રાખે છે. માટે વિવેકથી વિચારી ધીરજ ધરીને શોક મૂકો કે, જેથી સર્વેને હિતકારી થાય. ॥ ૪ ॥

**दो० प्रथम बास तमसा भयउ, दूसर सुरसरि तीर ॥**
**न्हाय रहे जलपान करि, सिय समेत दोउ वीर ॥ १४९ ॥**

**અર્થ.**—અમે અહીંથી ચાલ્યા પછી પહેલી રાતે તમસાને કિનારે વાસ કર્યો અને બીજો ઉતારો ગંગાજી કિનારે થયો. ત્યાં સીતાજી સહિત બેઉ ભાઈએ નહાઈને જલપાન કર્યું. ॥ ૧૪૯ ॥

चो० केवट कीन्ह बहुत सेवकाई । सो यामिनि शृंगबेर गंवाई ॥
होत प्रात बट क्षीर मंगावा । जटा मुकुट निज शीश बनावा ॥ १ ॥
राम सखा तब नाव मंगाई । प्रिया चढाइ चले रघुराई ॥
लषण धरे धनु भाण बनाई । आपु चढे प्रभु आयसु पाई ॥ २ ॥
बिकल बिलोकि मोहिं रघुबीरा । बोले मधुरवचन धरि धीरा ॥
तात प्रणाम तात सन कहेऊ । बार बार पद पंकज गहेऊ ॥ ३ ॥
करब पायं परि बिनय बहोरी । तात करिय जनि चिंता मोरी ॥
बन मग मंगल कुशल हमारे । कृपा अनुग्रह पुण्य तुह्मारे ॥ ४ ॥

**અર્થ.**—ત્યાં ભિલપતિએ ઘણી સેવા કરી. તે રાત શૃંગવેરમાં કાઢી. સવાર થતાં વડલાનો છીર મંગાવીને પોતાના મસ્તક ઉપર જટારૂપી મુકૂટ બનાવ્યો. ॥ ૧ ॥ ત્યારે તે ગો રાજાએ એક નાવ મંગાવી તેમાં સીતાજીને ચડાવી શ્રીપ્રભુ ચઢ્યા અને લક્ષ્મણજી પણ ધનુષબાણ લઈ શ્રીહરિની આજ્ઞા પામીને તેમાં બેઠા. ॥ ૨ ॥ પછી મને દુઃખી જોઈ શ્રી રઘુનાથજી મધુર વચને બોલ્યા કે, હે બાપ! મારા પિતાજીનાં ચરણકમળો પકડીને વારંવાર મારા દંડવત્પ્રણામ કહેજો. ॥ ૩ ॥ વળી નમસ્કાર કરતાં વિનતિ કરજો કે, હે તાત! રખેને મારી કંઈ ચિંતા કરતા? આપના પુણ્ય અને કૃપાએ કરી મને વનનો માર્ગ કુશળ અને મંગળમય થશે. ॥ ૪ ॥

हरिगीतछंद. तुह्मरे अनुग्रह तात कानन जात सब सुख पाइहौं ॥
प्रतिपालि आयसु कुशल देखन पांय पुनि फिरि आइहौं ॥
जननी सकल परितोष करि परि पायं करि बिनती घनी ॥
तुलसी करेहु सोइ यत्न जेहि विधि कुशल रह कोशलधनी ॥ ६७ ॥

**અર્થ.**—હે પિતાજી! આપના અનુગ્રહવડે વનનાં સઘળાં સુખને પામીશ. આપની આજ્ઞા પાળીને આપનાં ચરણનાં દર્શન કરવાને પાછો કુશળથી આવીશ. તેમ મારી સઘળી માતાઓને પણ નમસ્કાર કરતાં વિનતિ કરીને સંતોષ પમાડજો. કવિ કહે છે કે, સુમંતે કહ્યું કે, વારંવાર એવી રીતે શ્રી પ્રભુએ ભલામણ કરી છે કે, જે પ્રમાણે કોશલપતિ કુશળ રહે, તેમ કરજો. ॥ ૬૭ ॥

सो० गुरु सन कहब संदेश, बार बार पद पद्म गहि ॥
करब सोइ उपदेश, जेहि न शोच मोहिं अवधपति ॥ ४८ ॥

**અર્થ.**—અને વારંવાર ગુરુ વસિષ્ઠજીનાં પદપદ્મ પકડીને સંદેશો કહેજો કે, જેમ મારા પિતાજી શોચ ન કરે, તેવો તેમને ઉપદેશ આપજો. ॥ ૪૮ ॥

चो० पुरजन परिजन सकल निहोरी । तात सुनावहु बिनती मोरी ॥
सोइ सब भांति मोर हितकारी । जाते रह नरनाह सुखारी ॥ १ ॥

कहव संदेश भरतके आये । नीति न तजव राजपद पाये ॥
पालहु प्रजहि कर्म मन वानी । सेयहु मातु सकल सम जानी ॥ २ ॥
और निबाहव भायप भाई । करि पितु मातु सुजन सेवकाई ॥
तात भांति एहि राखव राऊ । शोच मोर जेहि करहिं न काऊ ॥ ३ ॥
लषण कहेउ कछु बचन कठोरा । बरजि राम पुनि मोहिं निहोरा ॥
बार बार निज शपथ दिवाई । कहब न तात लषण लरिकाई ॥ ४ ॥

**અર્થ.**—વળી કહ્યું કે, હે બાપ! આપણા સર્વે કુટુંબીઓ અને પ્રજાજનોને મારી-વતી વિનતિ કરતાં કહેજો કે, રાજાને સુખી રાખે તે જ મારો સર્વે વાતે હિતકારી છે. ॥ ૧ ॥ વળી ભરતજી આવે ત્યારે સમાચાર કહેજો કે, હે ભાઈ! રાજપદ પામવાથી નીતિ છોડવા નહીં, પણ મન, કર્મ અને વચનથી પ્રજાને પાળજો અને સર્વે માતા-ઓને સમાન જાણી તેમની સેવા કરજો. ॥ ૨ ॥ એવી રીતે માત, પિતા અને સુજનોની સેવા કરતા ભાઇઓનું ભાઈપણું નભાવજો અને હે બાપ! પિતાને એવી રીતે રાખજો કે, કોઈ દહાડો મારો શોચ કરે નહીં. ॥ ૩ ॥ ત્યારે વળી લક્ષ્મણજીએ કાંઈ કઠણ વચનો કહ્યાં. પણ તેમને બોલતા બંધ કરી શ્રીરામચંદ્રજીએ નિજ એટલે પોતે ફરી મને નમ્રતાપૂર્વક સોગન દઈ કહ્યું કે, હે બાપ! લક્ષ્મણજીનું છોકરવાદનું બોલવું ત્યાં કહેશો નહીં. ॥ ૪ ॥

दो० कहि प्रणाम कछु कहन लिय, सिय भइ शिथिल सनेह ॥
थकित वचन लोचन सजल, पुलक पल्लवित देह ॥ १५० ॥

**અર્થ.**—પછી સીતાજીએ કાંઈ કહેવાની ઇચ્છા કરી. પણ સ્નેહમાં શિથિળ થઈ જવાને લીધે તેમની વાણી બંધ થઈ ગઈ. આંખો આંસુથી ભરાઈ આવી અને શરીર-પરનાં રુવાડાં ઉભાં થઈ ગયાં, તેથી કાંઈ બોલી શકયાં નહીં. ॥ ૧૫૦ ॥

चो० तेहि अवसर रघुबर रूख पाई । केवल पारहि नाव चलाई ॥
रघुकुल तिलक चले इहि भांती । देखेउ ठाढ कुलिश करि छाती ॥ १ ॥
मैं आपन किमि कहव कलेशू । जिअत फिरेउं लै राम संदेशू ॥
अस कहि सचिव वचन रहि गयऊ । हानि गलानि शोचबश भयऊ ॥ २ ॥
सुनत सुमंत वचन नरनाहू । परेउ धरणि उर दारुण दाहू ॥
तलफत बिषम मोह मन मापा । माजा मनहुं मीन कहं ब्यापा ॥ ३ ॥
करि बिलाप सब रोवहिं रानी । महा बिपति किमि जाइ बखानी ॥
सुनि बिलाप दुखहू दुख लागा । धीरजहू कर धीरज भागा ॥ ४ ॥

**અર્થ.**—પછી તે વખત શ્રીરામચંદ્રજીની મરજી જાણીને નાવાડી નાવને પેલેપાર ભણી હાંકી ચાલ્યો. એ પ્રમાણે રઘુકુળમાં તિલકરૂપ શ્રીહરિ પધાર્યા, તેમને વજ્ર જેવી

છાતી કરી હું ઉભો ઉભો જોયા કર્યો. ॥ ૧ ॥ હું મારો પોતાનો કલેશ તો શું કહું કે, શ્રીરામનો સંદેશો લઈ જીવતો પાછો ફર્યો. એમ કહી ગ્લાનિ પામીને શોકવશ થઈ જવાથી મંત્રી બોલતો બંધ થયો. ॥ ૨ ॥ એવાં સુમંતનાં વચન સાંભળીને હૃદયમાં દારુણ દુઃખ થવાથી સમુદ્રના ફીણ ખાવાને લીધે જેમ માછલાંની સ્થિતિ થાય, તેમ અપાર મોહમાં ગુંથાયલા મનવાળા તે દશરથ રાજા તરફડતા પૃથ્વી ઉપર પડ્યા. ॥ ૩ ॥ સર્વે રાણીઓ વિલાપ કરી રડવા લાગી. તેમની મોટી વિપત્તિ કાંઈ કહી જાય નહીં. તે વિલાપ સાંભળીને દુઃખને પણ દુઃખ લાગે અને ધીરની ધીર જ જતી રહે. ॥ ૪ ॥

**दो० भयहु कुलाहल अवध अति, सुनि नृप राउर शोर ॥**
**बिपुलबिहंगबनपरेउनिशि, मानहुंकुलिश कठोर ॥ १५१ ॥**

**અર્થ.**—એમ રાજા રાણીઓનો શોર સાંભળીને ઘણા પક્ષીઓના વનમાં જેમ રાતની વખતે કઠોર વજ્ર પડે, તેમ આખી અયોધ્યામાં ઘણો ખળભળાટ થઈ રહ્યો.૧૫૧

**चो० प्राण कंठगत भयउभुआलू । मणिबिहीनजिमिब्याकुलब्यालू ॥**
**इंद्रिय सकल बिकल भइं भारी । जनुसरसरसिजबनबिनुवारी ॥ १ ॥**
**कौशल्या नृप दीख मलाना । रविकुल रवि अथये जिय जाना ॥**
**उर धरि धीर राम महतारी । बोली बचन समय अनुहारी ॥ २ ॥**
**नाथ समुझि मन करिय बिचारु । राम बियोग पयोधि अपारु ॥**
**कर्णधार तुम अवधि जहाजू । चढेउ सकलप्रिय बनिकसमाजू ॥ ३ ॥**
**धीरज धरिय तो पाइय पारु । नाहित बूडहि सब परिवारु ॥**
**जो जियधरिय बिनय पियमोरी । रामलषणसियमिलवबहोरी ॥ ४ ॥**

**અર્થ.**—જેમ મણિવગરનો સર્પ વ્યાકુળ થાય, તેમ રાજાના કંઠપ્રાણ થયા. જેમ જળવિના કમળના વનની સ્થિતિ થાય, તેમ રાજાની સર્વે ઇંદ્રિય વ્યાકુળ થઈ ગઈ.॥ ૧ ॥ એવી રીતે રાજાને ગ્લાનિ પામેલા જોઈ કૌશલ્યાજીએ સૂર્યકુળના સૂર્ય હવે રખેને આથમે! એમ મનમાં જાણી હૃદયમાં ધીરજ ધરીને શ્રીરામચંદ્રજીનાં માતાજી સમયાનુસાર બોલ્યાં કે, ॥ ૨ ॥ હે નાથ! મનમાં વિચાર કરીને સમજો કે, રામવિયોગરૂપી અપાર સમુદ્રમાં અથડાતાં અયોધ્યારૂપી વહાણ ઉપર આપ તેને ચલાવનારા માલમરૂપ છો, અને પ્રિય પ્રજા તથા પરિવાર તેમાં બેઠેલા સર્વે વ્યાપારીઓનો સમુદાય છે,॥ ૩ ॥ તો હવે ધીરજ ધરશો તો આ તોફાનમાંથી પાર પડાશે, નહીંકર સઘળું કુટુંબ ડૂબી જશે. માટે હે પ્યારા! જો મારી નમ્રતા ધ્યાનમાં ધરશો, તો ફરીને રામ, લક્ષ્મણ તથા જાનકી મળશે. ॥ ૪ ॥

**दो० प्रिया बचन मृदु सुनत नृप, चितयउ आंखि उघारि ॥**
**तलफत मीन मलीन जिमि, सींचत शीतल वारी ॥ १५२ ॥**

**અર્થ.**—જેમ પાણીવગરનાં બેશુદ્ધ પડેલાં માછલાંપર થંડું પાણી રેડવાથી તે ચલાયમાન થાય, તેમ પોતાની પ્રિયાનાં કોમળ વચનો સાંભળતાં કોશલપતિએ આંખ ઉઘાડી જોયું. ॥ ૧૫૨ ॥

**ચો०** धरि धीरज उठि बैठ भुआलू । कहु सुमंत कह राम कृपालू ॥
कहां लषण कहं राम सनेही । कह प्रिय पुत्र बधू बैदेही ॥ १ ॥
बिलपत राउ बिकल बहुभांती । भइ युगसरिस सिरातिनराती ॥
तापस अंध शाप सुधि आई । कौशल्यहि सब कथा सुनाई ॥ २ ॥
भयउ विकल बरणत इतिहासा । राम रहित धिक जीवन आसा ॥
सो तनु राखि करब मैं काहा । जेइ न प्रेम पन मोर निबाहा ॥ ३ ॥
हा रघुनंदन प्राण परीते । तुम बिनु जियत बहुत दिन बीते ॥
हा जानकी लषण हा रघुबर । हा पितु हित चित चातक जलधर ॥ ४ ॥

**અર્થ.**—અને ધીરજ ધરી ઉઠી બેઠા તથા બોલ્યા કે, હે સુમંત! કૃપાળુ રામ ક્યાં છે? ક્યાં છે લક્ષ્મણ? ક્યાં છે સ્નેહી રામ? ક્યાં પ્રિય પુત્રની વહુ વૈદેહી? ॥ ૧ ॥ એમ રાજા ઘણી રીતે વ્યાકુળ થઈ વિલાપ કરતાં તે રાત્ર તેમને એક યુગના જેવી ગઈ. હવે તે અરસામાં રાજાને શ્રવણનાં આંધળાં માબાપના શ્રાપની વાત યાદ આવવાથી તેમણે તે સઘળા સમાચાર કૌશલ્યાજીને સંભળાવ્યા. ॥ ૨ ॥ તે ઇતિહાસ વર્ણવતાં તેઓ ઘણાં વ્યાકુળ થઇને બોલ્યાં કે, રામવગર આ જીવતરને ધિક્કાર છે! હવે આ દેહને રાખી હું શું કરું? જેણે પ્રેમપૂર્વક મારું "પણ" નભાવ્યું, ॥ ૩ ॥ તે હે પ્રાણપ્રિય રઘુનંદન! તમારા વગર જીવતાં ઘણા દિવસ વીત્યા. પોતાના પિતાના હિતરૂપી મેઘમાં ચાતકની પેઠે ચિત્ત રાખનારા, હે રઘુનાથ! હે લક્ષ્મણ! હે જાનકી! ॥ ૪ ॥

**दो०** राम राम कहि राम कहि, राम राम कहि राम ॥
तनु परिहरि रघुबर बिरह, राउ गये सुरधाम ॥ १५३ ॥

**અર્થ.**—એમ બોલતાં રામ, રામ, રામ, રામ, રામ, રામ, એમ કહી, કહી કહીને શ્રીરામચંદ્રજીના વિરહથી દેહ છોડી દશરથરાજા સ્વર્ગપ્રત્યે પધાર્યા. ॥ ૧૫૩ ॥

**ચો०** जियन मरण फल दशरथ पावा । अंड अनेक अमल यश छावा ॥
जियत राम बिधु वदन निहारी । राम विरह भरि मरण संवारी ॥ १ ॥
शोक बिकल सब रोवहिं रानी । रूप शील बल तेज बखानी ॥
करहिं विलाप अनेक प्रकारा । परहिं भूमि तल बारहिं बारा ॥ २ ॥
बिलपहिं विकल दास अरु दासी । घर घर रुदन करहिं पुरवासी ॥
अथयउ आजु भानुकुल भानू । धर्म अवधि गुण रूप निधानू ॥ ३ ॥
गारी सकल केकयिहि देहीं । नयन बिहीन कीन्ह जग जेहीं ॥
इहि विधि विलपत रैनि बिहानी । आये सकस महा मुनि ज्ञानी ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા! દશરથ રાજા જન્મમરણનું ફળ પામ્યા. તેમના નિર્મળ યશ અનેક બ્રહ્માંડમાં છવાઈ ગયા. જીવતાં શ્રીરઘુનાથજીનું મુખચંદ્ર જોઈ તેમના વિરહમાં મરણ પામ્યા. ॥ ૧ ॥ હવે રાજા મૃત્યુ પામ્યા પછી સઘળી રાણીઓ શોકવશ થઈ, તેમનાં રૂપ, બળ, તેજ અને શીળને સંભારી સંભારી રડવા લાગી. અનેક પ્રકારે વિલાપ કરતાં વારંવાર પૃથ્વીપર પછડાવા માંડી. ॥ ૨ ॥ તેમ દાસ અને દાસીઓ પણ વ્યાકુળ થઈ વિલાપ કરવા લાગ્યાં તથા નગરવાસીઓ ઘરે ઘર રુદન કરત કહેવા લાગ્યાં કે, ધર્મના અવધિ અને ગુણ તથા રૂપનો ભંડાર એવો સૂર્યકુળનો સૂર્ય આજ અસ્ત પામ્યો! ॥ ૩ ॥ સરવે કેકયીને ગાળો દેતાં કહેવા લાગ્યાં કે, તેણે જગતને આંધળું કર્યું. એમ રુદનમાં ને રુદનમાં આખી રાત ગઈ, એટલે સવાર થતાં સર્વે જ્ઞાની ઋષિઓ ત્યાં આવ્યા. ॥ ૪ ॥

**दो०** तब वशिष्ठ मुनि समय सम, कहि अनेक इतिहास ॥
शोक निवारेउ सकल कर, निज विज्ञान मकाश ॥ १५४ ॥

**અર્થ.**—ત્યારે વસિષ્ઠજીએ વખત પ્રમાણે પોતાના જ્ઞાનનો પ્રકાશ કરી અનેક ઇતિહાસો કહીને સર્વેનો શોક નિવારણ કર્યો. ॥ ૧૫૪ ॥

**चो०** तेल नाव भरि नृपतनु राखा । दूत बुलाइ बहुरि अस भाषा ॥
धावहु बेगि भरत पहं जाहू । नृप सुधि कतहुं कहहु जनि काहू ॥ १ ॥
इतनै कहेउ भरत सन जाई । गुरु बुलाइ पठये दोउ भाई ॥
सुनि मुनि आयसु धावन धाये । चले बेगि बर वाजि लजाये ॥ २ ॥
अनरथ अवध अवरंभेउ जबते । कुशकुन होहिं भरत कहं तबते ॥
देखहिं राति भयानक सपना । जागि करहिं बहु कोटि कलपना ॥ ३ ॥
विप्र जेवाइ देहिं बहु दाना । शिव अभिषेक करहिं विधि नाना ॥
मांगहिं हृदय महेश मनाई । कुशल मातु पितु परिजन भाई ॥ ४ ॥

**અર્થ.**—અને તેલની એક કોઠી ભરાવીને તેમાં રાજાના દેહને રાખી, દૂતોને બોલાવી કહ્યું કે, તમે જલદી ભરત પાસે જાઓ. પરંતુ રખેને કયાંય કોઇને રાજા બાબતની હકીકત કહેતા. કહેશો નહીં. ॥ ૧ ॥ માત્ર ભરતજીને જઇને એટલું કહેજો કે, તમને બે ભાઇઓને ગુરુએ બોલાવ્યા છે. ઋષિની એવી આજ્ઞા સાંભળી અશ્વની દોડને પણ લાજ પમાડે, એવી રીતે અનુચરો જલદી દોડીને ચાલ્યા. ॥ ૨ ॥ હે પાર્વતી! જ્યારથી અયોધ્યામાં અનર્થનો મોટો પ્રારંભ થયો, ત્યારથી ભરતજીને અપશકુનો થવા લાગ્યાં. તે રાતના ભયંકર સ્વપ્ન દેખે અને સવારે જાગીને તેવિષે ઘણી કલ્પના કરે. ॥ ૩ ॥ બ્રાહ્મણોને જમાડીને બહુ દાન દે અને ઘણે પ્રકારે મારી ( શંકરની ) પૂજા કરે. વળી હૃદયમાં મારી ( શંકરની ) વિનતિ કરી માગે કે, મા બાપ, ભાઈ અને કુટુંબીઓ કુશળ રહેજો. ॥ ૪॥

**दो०** इहिविधि शोचत भरत मन, धावन पहुंचे जाइ ॥
गुरु अनुशासन श्रवण सुनि, चले गणेश मनाइ ॥ १५५ ॥

**અર્થ.**—એ પ્રમાણે ભરતજી શોચ કરે છે, એટલામાં ત્યાં દૂતો આવી પહોંચ્યા. ગુરુએ કહેલી બીના દૂતોના કહેવા પ્રમાણે સાંભળી ભરતજી ગણપતિનું સ્મરણ કરી ચાલ્યા. ॥ ૧૫૫ ॥

**चो०** चले समीर बेग हय हांके । लांघत सरित शैल वन बांके ॥
हृदय शोच बड कछु न सोहाई । अस जानहिं जिय जाउं उडाई ॥ १ ॥
एक निमेष वर्ष सम जाई । इहिविधि भरत अवध नियराई ॥
अशकुन होहिं नगर पैठारा । रटहिं कुभांति कुखेत करारा ॥ २ ॥
खर शृगाल बोलहिं प्रतिकूला । सुनिसुनि होहिं भरत उरशूला ॥
श्रीहत सर सरिता बन बागा । नगर विशेष भयावन लागा ॥ ३ ॥
खग मृग हय गय जाहिं न जोये । राम बियोग कुरोग बिगोये ॥
नगर नारि नर निपट दुखारी । मनहुं सबनि सब संपति हारी ॥ ४ ॥

**અર્થ.**—પવન વેગે હય હાંકતાં વાંકા પર્વતો, નદીઓ અને વન ઉલ્લંઘતા મનમાં જાણે હમણાં ઉડી જાઉં કે, કેમ કરું? એમ મોટો શોચ કરતાં જેને કાંઈ પણ ગમતું નથી એવા ભરતજી રસ્તે ચાલ્યા આવે છે. ॥ ૧ ॥ તેમને એક ક્ષણ વર્ષપ્રમાણે લાગતો હતો. એ રીતે જ્યારે ભરતજી અયોધ્યાજી નજીક આવી પહોંચ્યા, ત્યારે તેમને નગરમાં પેસતાં અપશકુનો થયાં અને ખરાબ સ્થાનકોમાં ક્રાં ક્રાં કાગડાઓ બોલી રહ્યા હતા. ॥ ૨ ॥ તેમ જ ગધેડાં અને શિયાળીઆંઓ ખરાબ શબ્દો કરી રહ્યાં હતાં. તે સાંભળી ભરતજીના હૃદયમાં દુ:ખ થતું હતું. તેમને નદી, સરોવર, વન અને બાગો તેજહીન લાગ્યાં, અને નગર પણ ઘણું ભયાનક દિસવા લાગ્યું. ॥ ૩ ॥ તેમ શ્રીપ્રભુના વિયોગરૂપી કુરોગમાં હણાયલાં પશુ, પક્ષી, હાથી અને ઘોડાઓ જોઈ શકાતાં ન હતાં તેમ જ વળી નગરનાં સ્ત્રીપુરુષો પોતાની સઘળી સંપત્તિ જતી કેમ રહી હોય, તેમ કેવળ દુ:ખરૂપ લાગતાં હતાં. ॥ ૪ ॥

**दो०** पुरजन मिलहिं न कहहिं कछु, गवहिं जोहारहिं जाहिं ॥
भरत कुशल नहिं पूछिसक, भाविषाद मन माहिं ॥ १५६ ॥

**અર્થ.**—તેમને જે નગરવાસીઓ સામાં મળતાં હતાં, તે કાંઈ પણ બોલ્યાવગર માથું નમાવી ચાલ્યાં જતાં હતાં, જેથી ભરતજી તેમને કશું કુશળ પૂછી શકયા નહીં, પણ તેમના મનમાં મોટું દુ:ખ થયું. ॥ ૧૫૬ ॥

**चो०** हाट बाट नहिं जाइ निहारी । जनु पुर दशु दिशि लागि दवारी ॥
आवत सुत सुनि केकय नंदिनि । हरषी रविकुल जलरुहचंदनि ॥ १ ॥

सजि आरती मुदित उठि धाई । द्वारहि भेंटि भवन लै आई ॥
भरत दुखित परिवार निहारी । मानहुं तुहिन बनज बन मारी ॥ २ ॥
कैकयि हर्षित भई इहि भांती । मनहु मुदित दव लाइ किराती ॥
सुतहि सशोच देखि मन मारे । पूंछति नैहर कुशल हमारे ॥ ३ ॥
सकल कुशल कह भरत सुनाई । पूंछी निज कुल कुशल भलाई ॥
कहु कहं तात कहां सब माता । कहं सिय राम लषण प्रियभ्राता ॥ ४ ॥

**અર્થ.**—અયોધ્યાજીના રસ્તા તથા બજાર જોઈ શકાતાં ન હતાં. જાણે કે ચારે દિશામાં આગ લાગી બળી કેમ ન ગયું હોય? હવે રવિકુળરૂપી કુમુદિનીનાં વન ઉપર ચાંદની જેવી કેકયી પોતાનો કુંવર આવતો સાંભળી હર્ષથી ॥ ૧ ॥ આરતી સાજી ઉઠીને દોડી અને દરવાજામાં મળી મંદિરમાં લઈ આવી. પણ ભરતજીએ જેમ કમળના વનપર હીમ પડ્યું હોય, તેમ પોતાના કુટુંબને દુઃખી જોયું. ॥ ૨ ॥ કેકયી, ભિલડી જેમ વનમાં આગ લગાડી ખુશી થાય તેમ રાજી થઈ અને પોતાના પુત્રને મનમાં ઘણો શોચ કરતો તથા મુંગો રહેલો જોઈ પૂછ્યું કે, મારાં માવિત્રમાં બધાં કુશળ છે? ॥ ૩ ॥ ત્યારે ભરતજીએ સઘળાની કુશળતા સંભળાવી, સામી પોતાના કુળની કુશળતા પૂછતાં કહ્યું કે, મારા પિતાજી, મારી સઘળી માતાઓ, પ્રિય ભાઈ રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી ક્યાં??? ॥ ૪ ॥

दो० सुनि सुतवचन सनेह मय, कपट नीर भरि नैन ॥
भरत श्रवण मन शूल सम, पापिनि बोली बैन ॥ १५७ ॥

**અર્થ.**—એવાં કુવરનાં સ્નેહમય વચનો સાંભળી કપટથી આંખોમાં આંસુ આણી ભરતજીના કાન અને મનને શૂળી સમ લાગે, તેવાં તે પાપિણી વચનો બોલી;॥ ૧૫૭ ॥

चो० तात बात मैं सकल संवारी । भइ मंथरा सहाय विचारी ॥
कछुक काज विधि बीच विगारेउ । भूपति सुरपति पुर पगु धारेउ ॥ १ ॥
सुनत भरत भये विवश बिषादा । जनु सहमेउ करि केहरिनादा ॥
तात तात हा तात पुकारी । परेउ भूमि तल व्याकुल भारी ॥ २ ॥
चलत न देखन पायउं तोहीं । तात न रामहिं सौंपेउ मोहीं ॥
बहुरि धीर धरि उठे संभारी । कहु पितु मरण हेतु महतारी ॥ ३ ॥
सुनि सुतवचन कहति कैकेई । मर्म पाछि जनु माहुर देई ॥
आदिहि ते सब आपनि करणी । कुटिल कठोर मुदित मन बरणी ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! મેં સઘળી વાત સુધારી રાખી છે, અને તેમાં આ બિચારી મંથરા સહાયકારક થઈ છે, પણ પ્રારબ્ધે વચમાં કાંઈક કામ બગાડ્યું. તે એ કે રાજા સ્વર્ગે પધાર્યા. ॥ ૧ ॥ તે સાંભળી ભરતજી જેમ સિંહના નાદથી હાથી સ્તબ્ધ થઈ જાય તેમ દુઃખ વશ થઈ, તાત! તાત! હે તાત!!! એમ પોકારીને વ્યાકુળ થઈ

પૃથ્વીપર પડ્યા. ॥ ૨ ॥ વળી બોલ્યા કે, હું આપને સ્વર્ગે પધારતી વખત દર્શન કરવા પામ્યો નહીં! હે બાપ! આપે મારો હાથ ઝાલી મોટા ભાઇને સોંપ્યો નહિ! એમ બોલતાં વળી ધીરજ ધરી સંભાળથી ઉઠીને પેલી અભાગિણીને પૂછયું કે, મારા પિતાજીનું મરણ શા કારણથી થયું? ॥ ૩ ॥ એવાં કુંવરનાં વચનો સાંભળી પાકેલા માંસપર જેમ મીઠું લગાડે, તેમ કુટિલ અને કઠોર મનવાળી તે કેકયીએ આનંદયુક્ત તે સઘળો ઇતિહાસ કહી સંભળાવ્યો. ॥ ૪ ॥

**दो०** भरतहि बिसरेउ पितु मरण, सुनत राम बन गौन ॥
हेतु अपन पुनि जानि जिय, थकित रहे धरि मौन ॥ १५८ ॥

**અર્થ.**—હે ગિરિજા! શ્રીરામનું વનમાં પધારવું સાંભળતાં જ ભરતજી પિતાજીનું મરણ તો ભૂલી ગયા અને વચ્ચે બીજી આપદામાં આવી પડ્યા. તેઓ આ સઘળાનું કારણ મનમાં પોતાને જ સમજી મૌન રહ્યા. ॥ ૧૫૮ ॥

**चौ०** विकल विलोकि सुतहि समुझावति । मनहुं जरे पर लोन लगावति ॥
तात राउ नहिं शोचन योगू । बडइ सुकृत यश कीन्हेउ भोगू ॥ १ ॥
जीवत सकल जन्म फल पाये । अंत अमरपति सदन सिधाये ॥
अस अनुमानि शोच परिहरहू । सहित समाज राज पुर करहु ॥ २ ॥
सुनि सुठि सहमेउ राजकुमारा । पाके क्षत जनु लागु अंगारा ॥
धीरज धरि भरि लेहिं उसासा । पापिनि सबहि भांति कुल नाशा ॥ ३ ॥
जो पै कुमति रही असि तोहीं । जनमत काहे न मारेसि मोहीं ॥
पेंड काटि तैं पल्लव सींचा । मीन जिअन हित बारि उलीचा ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે પોતાના પુત્રને વ્યાકુલ જોઈ જાણે દાઝેલા ભાગપર લૂણ કેમ ન લગાવતી હોય, તેમ તે સમજાવવા લાગી. હે બાપ! રાજાનું મરણ કાંઈ શોચને લાયક નથી. તેણે ઘણાં પુણ્યનાં કાર્યો કરી યશ લીધો અને ભોગ ભોગવ્યા. ॥ ૧ ॥ તેઓ પોતાના જીવતાં સઘળા જીવનનું ફળ પામ્યા અને અંતે સ્વર્ગે સિધાવ્યા, એમ ધારી શોક છોડીને તમારી સમાજ સહિત અયોધ્યાનું રાજ કરો. ॥ ૨ ॥ હે પર્વતપુત્રી! એમ સાંભળતાં જ પવિત્ર રાજકુંવર ભરતજી જેમ પાકેલા ગુમડામાંથે અગ્નિ લાગે, તેમ સમસમી રહ્યા અને નિઃશ્વાસ મૂકતાં ધીરજ ધરી બોલ્યા કે, હે પાપિણી! તેં સઘળી રીતે કુળનો નાશ કર્યો. ॥ ૩ ॥ જો તારા મનમાં આવી જ ખરાબ ઇચ્છા હતી તો તેં મને જનમતાં મારી કાં ન નાંખ્યો? તેં ઝાડના મૂળને કાપી પાંદડાને પાણી પાયું. અરે! માછલાને જીવાડવા સારુ ઉલટું પાણી ઉલેચવા માંડયું!! ॥ ૪ ॥

**दो०** हंस वंश दशरथ जनक, राम लषण से भाई ॥
जननी तू जननी भई, विधि से काह बसाई ॥ १५९ ॥

**અર્થ.**—બ્રહ્માએ શું કર્યું? અમારો આ સૂર્યનો વંશ! તેમાં દશરથ જેવા પિતા! વળી શ્રીરામ લક્ષ્મણ જેવા ભાઇઓ! તેમાં હે માતા! તું તારી મા જેવી જ થઈ છો.૧૫૯

चो० जब ते कुमति कुमत मन ठयऊ । खंड खंड होइ हृदय न गयऊ ॥
वर मांगत मन भइ नहिं पीरा । जरि न जिह मुंह परे न कीरा ॥ १ ॥
भूप प्रतीति तोरि किमि कीन्ही । मरण काल बिधि मति हरि लीन्ही ॥
बिधिहु न नारि हृदय गति जानी । सकल कपट अघ अवगुण खानी॥ २ ॥
सरल सुशील धर्मरत राऊ । सो किमि जानहिं ताय सुभाऊ ॥
अस को जीव जंतु जग माहीं । जेहि रघुनाथ प्राण प्रिय नाहीं ॥ ३ ॥
भे अति अहित राम तेउ तोहीं । को तू अहसि सत्य कहु मोहीं ॥
जोहसि सोहसि मुंह मसिलाई । आंखि ओट उठि बैठहु जाई ॥ ४ ॥

**અર્થ.**--હે કુમતિ ! જ્યારે તારા હૃદયમાં આવી કુમતિ ઠસી ત્યારે તે હૃદયના ટૂકડે ટૂકડા કેમ ન થઈ પડયા ? એવું વરદાન માગતાં તારા મનમાં કાંઈપણ પીડા કેમ થઈ નહીં? તારી જીભ બળી કેમ ન ગઈ? અને મોઢામાં કીડા કાં ન પડયા ? ॥ ૧ ॥ રાજાએ તારો વિશ્વાસ કેમ કર્યો? કે મૃત્યુ વખતે બ્રહ્માએ તેની બુદ્ધિ હરી લીધી ! સઘળાં પાપ, કપટ અને અવગુણની ખાણરૂપ સ્ત્રીઓના ચિત્તની ગતિ બ્રહ્માએ પણ જાણી નથી. ॥ ૨ ॥ તો સુશીલ, ધર્મીષ્ઠ અને સરલ સ્વભાવવાળા રાજા તો નારીના સ્વભાવને કેમ જ જાણી શકે? જેને શ્રીરામ પ્રાણથી પ્રિય નથી, એવો કયો જીવજંતુ જગતમાં છે? કોઈ નથી. ॥ ૩ ॥ છતાં તે શ્રીરામચંદ્રજી તને ઘણા અણગમતા થયા, માટે મને સાચું કહે કે, તું કોણ છે? તું જે હો તે તારું કાળું મોં કરી મારી નજર આગળથી ઉઠી છેટી જઈ બેસ. ॥ ૪ ॥

दो० राम बिरोधी हृदय ते, प्रगट कीन्ह बिधि मोहिं ॥
मो समान को पातकी, बादि कहौं कछु तोहिं ॥ १६० ॥

**અર્થ.**—હું તને જે કાંઈ કહું છું તે વ્યર્થ છે, રામનો વિરોધી એવો હું તે બ્રહ્માએ મને તારા ઉદરમાં પ્રગટ કર્યો, માટે મારા જેવો પાપી કોઈ નથી. ॥ ૧૬૦ ॥

चो० सुनि शत्रुघ्न मातु कुटिलाई । जरहिं गात रिसिकछु न बसाई ॥
तेहि अवसर कुबरी तहं आई । बसन बिभूषण बिबिध बनाई ॥ १ ॥
लखि रिसि भरेउ लषण लघु भाई । बरत अनल घृत आहुति पाई ॥
कुमुकि लात तकि कूबर मारा । परि मुंह भरि महि करत पुकारा ॥ २ ॥
कूबर टूटेउ फूट कपारू । दलित दशन मुख रुधिर प्रचारू ॥
अहह दैव मैं काह नशावा । करत नीक फल अनइस पावा ॥ ३ ॥
पुनि रिपुहन लखि नख शिख खोंटी । लगे घसीटन धरिधरि झोंटी ॥
भरत दयानिधि दीन्ह छुडाई । कौशल्या पहं गे दोउ भाई ॥ ४ ॥

**અર્થ.**—હે ભવાનિ ! તે વખતે શત્રુઘ્ન બેઠેલા હતા, તે માતાની કુટિલાઈ સાંભળી ત્યાં કહેવામાં ન આવે એવી રીશથી તેમનું શરીર બળવા લાગ્યું. ॥ ૧ ॥ તે

વખતમા પેલી કુબરી વસ્ત્રાભૂષણથી પોતાના શરીરને શણગારી ત્યાં આવી. તેને જોતાં જ અગ્નિને જેમ ઘીની આહુતિ મળે ને જ્વાળા વધે, તેમ અત્યંત ખીજથી લક્ષ્મણજીના નાનાભાઈ શત્રુઘ્ને લાત ઉપાડીને તેની ખુંધમાં મારી, કે તરત તે રાડો પાડતી મોંભર જમીનપર પડી. ॥ ૨ ॥ તેનું ખુંધ તૂટયું, કપાળ ફૂટયું અને દાંત પડી ગયા. મોઢામાંથી લોહીની ધારા ચાલી. તેથી તે કહેવા લાગી કે, અહાહા !! દૈવ મેં શું બગાડયું ? કે હું સારું કરવા જતાં આવું અપયશનું ફળ પામી. ॥ ૩ ॥ વળી શત્રુઘ્ને તેને નખથી શિખ સૂધી ખોટી જોઇ તેનો ચોટલો પકડી પકડીને પૃથ્વીપર ખૂબ આમ તેમ ઘસડી. પછી દયાના ભંડાર ભરતજીએ તેને છોડાવી અને બેઉ ભાઈ કૌશલ્યાજી પાસે ગયા. ॥ ૪ ॥

**दो० मलिन बसन बिवरण बिकल, कृश शरीर दुख भार ॥**
**कनक कमल बर बेलि बन, मानहुं हनी तुषार ॥ १६१ ॥**

અર્થ —જેમ કમળના વનમાં સોનાનાં રંગ જેવી વેળ ઉપર હીમ પડવાથી હણાઈ જાય, તેમ વ્યાકુળતાથી સ્થિતિ વગરની મલિન વસ્ત્રો પહેરી ઘણાં દુઃખથી ક્ષીણ શરીરે પડેલી માતાને જોયાં. ॥ ૧૬૧ ॥

**चो० भरतहिं देखि मातु उठि धाई । मूर्छित अवनि परी अकुलाई ॥**
**देखत भरत बिकल भये भारी । परे चरण तनु दशा बिसारी ॥ १ ॥**
**मातु तात कहं देहु दिखाई । कहं सिय राम लषण दोउ भाई ॥**
**केकयि कत जनमी जग मांझा । जो जनमी तो भइ किन बांझा ॥ २ ॥**
**कुल कलंक जेही जनमेउ मोही । अपयश भाजन प्रिय जन द्रोही ॥**
**को त्रिभुवनमोहिंसरिस अभागी । गति असितोरिमातुजेहिलागी ॥ ३ ॥**
**पितु सुरपुर बन रघुकुल केतू । मैं केवल सब अनरथ हेतू ॥**
**धिक मोहिं भयउ बेणु बन आगी । दुसह दाह दुख दूषण भागी ॥ ४ ॥**

અર્થ.—ભરતજીને જોતાં જ માતા ઉઠીને દોડ્યાં. પણ દુઃખમાં વ્યાકુળ થવાથી મુર્છિત થઈ પૃથ્વીપર પડ્યાં. તે જોઈ ભરતજી ઘણા વ્યાકુળ થયા અને દેહનું ભાન ભૂલી જઇને માતાનાં ચરણમાં પડી બોલ્યા કે, ॥ ૧ ॥ હે માતુ! મારા પિતાજી કયાં છે? તેમ બેઉ ભાઈ રામ લક્ષ્મણ અને જાનકીજી કયાં છે? તે બતાવો. કેકયી જગતમાં કાં જન્મી? અને જન્મી તો વાંઝણી કેમ ન રહી. ॥ ૨ ॥ કે જેણે પ્રિય જનોનો દ્રોહી, અપયશનો ભંડાર અને કુળમાં કલંકરૂપ મને જન્મ આપ્યો. મારા જેવો ત્રિભુવનમાં અભાગીઓ કોણ હશે? કે જેને લીધે હે માતા! તારી આવી ગતિ થઈ. ॥ ૩ ॥ પિતા સ્વર્ગે સધાવ્યા અને રઘુકુળમાં કેતુરૂપ શ્રીરામ વનમાં ગયા. એ સઘળા અનર્થનું કારણ કેવળ હું જ છું. આ રઘુકુળરૂપી વાંસના વન ઉપર હું આગરૂપે થયો, માટે મને ધિક્કાર છે. મારા ભાગ્યના દોષે હું સઘળીઓને અત્યંત દુઃખ તથા દૂષણ ઉત્પન્ન કરનાર થયો. ॥ ૪ ॥

दो० मातु भरत के बचन मृदु, सुनि पुनि उठी संभारि ॥
लिये उठाइ लगाइ उर, लोचन मोचति बारि ॥ १६२ ॥

**અર્થ.**—એવાં ભરતજીનાં કોમળ વચનો સાંભળીને કૌશલ્યાજી ફરી સંભારીને ઉઠ્યાં, અને નેત્રો પાણીથી ભરતાં ભરતજીને છાતી સાથે લગાડ્યા. ॥ ૧૬૨ ॥

चो० सरल सुभाय मातु उर लाये । अति हित मनहुं राम फिरि आये ॥
भेटेउ बहुरि लषण लघु भाई । शोक सनेह न हृदय समाई ॥ १ ॥
देखि सुभाव कहत सब कोई । राम मातु अस काहे न होई ॥
माता भरत गोद बैठारे । आंशु पोछि मृदु बचन उचारे ॥ २ ॥
अजहु वच्छ बलि धीरज धरहू । कुसमय समुझि शोकपरिहरहू ॥
जनि मानहुं जिय हानि गलानी । काल कर्म गति अघटित जानी ॥ ३ ॥
काहुहि दोष देहु जनि ताता । भा मोहिं सब विधि व.म विधाता ॥
जो एसेहु विधि मोहिं जियावा । अजहुं को जानै का तेहि भावा ॥ ४ ॥

**અર્થ.**—વળી સરળ સ્વભાવવાળાં માતુશ્રીએ જાણે શ્રીરામ પાછા આવીને કેમ મળ્યા ન હોય! તેમ ભરતજીને જાણી હૃદય સાથે લગાડ્યા અને પછી શત્રુઘ્નને પણ એવી જ રીતે મળ્યાં. ॥ ૧ ॥ એવો સ્વભાવ જોઇ સર્વે કહેવા લાગ્યાં કે, હે ભાઇઓ! રામ જેવા પુત્રની માતા આવી હોવી જોઇએ. પછી ભરતજીને ગોદમાં બેસાડી આંસુ લૂછીને માતા મૃદુ વાણીથી બોલ્યાં કે, ॥ ૨ ॥ બલિહારી જાઉ હે વત્સ! ધીરજ ધરો, અને કુસમય જાણીને શોક છોડી દો. કાળ તથા કર્મની ગતિ અઘટિત જાણીને દુઃખે મનમાં કાંઈ શોચ મા કરતા. ॥ ૩ ॥ હે બાપ! રખેને કોઇને દોષ દેતા નહિ. સર્વે રીતે બ્રહ્મા મને અવળો થયો, માટે આમ થયું છે. જો એમ જ બ્રહ્માએ મને જીવાડી છે, તો હજી કોણ જાણે શું કરશે?॥ ૪ ॥

दो० पितु आयसु भूषण वसन, तात तजे रघुवीर ॥
विस्मय हर्ष न हृदय कछु, पहिरे वल्कल चीर ॥ १६३ ॥

**અર્થ.**—હે બાપ! શ્રીરામચંદ્રજીએ પોતાના પિતાની આજ્ઞાથી વસ્ત્રાભૂષણ છોડીને હૃદયમાં કંઈ પણ હર્ષ, શોક કે આશ્ચર્ય વગર વલ્કલનાં વસ્ત્રો પહેર્યાં છે. ॥ ૧૬૩ ॥

चो० मुख प्रसन्न मन राग न रोषू । सब कर सब विधि करि परितोषू ॥
चले विपिन सुनि सिय संग लागी । रही न राम चरण अनुरागी ॥ १ ॥
सुनतहि लषण चले लगि साथा । रहे न यतन किये रघुनाथा ।
तब रघुपति सबही शिरनाई । चले संग सिय अरु लघु भाई ॥ २ ॥
राम लषण सिय बनहिं सिधाये । गई न संग न प्राण पठाये ॥
यह सब भा इन आंखिन आगे । तउ न तजत तनु जीव अभागे ॥ ३ ॥

मोहिं न लाज निज नेह निहारी । राम सरिस सुत मैं महतारी ॥
जियन मरण भल भूपति जाना । मोर हृदय शत कुलिश समाना ॥ ४ ॥

**અર્થ.**—મનમાં કાંઈ પણ પ્રીતિ કે રોષવગર પ્રસન્ન મુખથી સઘળી રીતે સર્વેને સંતોષી પોતે વનવાસમાટે ચાલ્યા, ત્યારે સીતાજી પણ સાથે તૈયાર થઈ. રામનાં ચરણમાં તેમની પ્રીતિ હોવાને લીધે તે રહી નહીં. ॥ ૧ ॥ એ સાંભળતાં લક્ષ્મણજી પણ સાથે ચાલ્યા. રામે ઘણી મહેનત કરી, તોપણ તેઓ રહ્યા નહીં. ત્યારે રઘુનાથજી સઘળાઓને મસ્તક નમાવી સાથે સીતાજી અને નાના ભાઈ લક્ષ્મણજીને લઈ અરણ્યને રસ્તે ચાલ્યા. ॥ ૨ ॥ એમ ત્રણે વનમાં સધાવ્યા, તોપણ હું ન તો સાથે ગઈ, ન મેં પ્રાણને મોકલ્યા. એ સઘળું મારા આ જીવની આગળ થયું, તોપણ તે અભાગિયો દેહને છોડતો નથી. ॥ ૩ ॥ રામ જેવા પુત્રની હું માતા! તે મારો પોતાનો સ્નેહ જોઇને હું ધારું છું કે, મને લાજ નથી. તમારા પિતાજીએ જીવવું મરવું સારી રીતે જાણ્યું, પણ હે ભાઈ! મારું હૃદય તો સો વજ્રના જેવું કઠોર છે. ॥ ૪ ॥

दो० कौशल्याके वचन सुनि, भरत सहित रनिवास ॥
व्याकुल बिलपत राजगृह, मानहुं शोक निवास ॥ १६४ ॥

**અર્થ.**—કૌશલ્યાજીનાં તે વચનો સાંભળીને ભરતજીસહિત સઘળો રનિવાસ વ્યાકુળતાથી વિલાપ કરવા લાગ્યો. તેથી રાજમંદિર શોકગ્રહ જેવું થઈ રહ્યું. ॥ ૧૬૪ ॥

चो० बिलपहिं बिकल भरत दोउ भाई । कौशल्या लिय हृदय लगाई ॥
भाँति अनेक भरत समुझाये । कहि विवेक बर वचन सुनाये ॥ १ ॥
भरतहु मातु सकल समुझाई । कहि पुराण श्रुति कथा सुहाई ॥
छलविहीन शुचि सरल सुबानी । बोले भरत जोरि युग पानी ॥ २ ॥
जे अघ मातु पिता गुरु मारे । गाइ गोठ महिसुर पुर जारे ॥
जे अघ तिय बालक बध किन्हे । मीत महीपति माहुर दीन्हे ॥ ३ ॥
जे पातक उपपातक अहहीं । कर्म बचन मन भव कवि कहहीं ॥
ते पातक मोहिं होउ बिधाता । जो यह होइ मोर मत माता ॥ ४ ॥

**અર્થ.**—અને ભરતજી તથા શત્રુઘ્ન પણ વિલાપમાં વ્યાકુળ થઈ જવાથી કૌશલ્યાજીએ તેમને છાતી સાથે લગાડી સુંદર જ્ઞાનનાં વચનો કહી સંભાળવીને તેમને અનેક રીતે સમજાવ્યા. ॥ ૧ ॥ પછી ભરતજીએ વેદ પુરાણોની શોભીતી કથાઓ કહી કહીને સઘળી માતાઓને સમજાવી. વગર કપટની પવિત્ર અને સુંદર વાણીથી ભરતજી બેઉ હાથ જોડીને બોલ્યા કે, ॥ ૨ ॥ માતા, પિતા, ગુરુ, ગાય અને બ્રાહ્મણો મારવાથી તથા ગામ અને નગર બાળવાથી જે પાપ થાય, સ્ત્રી અને બાળકનો વધ કીધાથી તથા મિત્ર અને રાજાને ઝેર દેવાથી જે પાપ થાય, ॥ ૩ ॥ અને મન, કર્મ તથા વચનથી

પંડિતોએ જે પાપ અને ઉપપાપ કહેલાં છે, તે સઘળાં હે માતા! જો એ વાતમાં મારો મત હોય તો બ્રહ્મા મને આપો. ॥ ૪ ॥

**दो० जो परि हरि हरिहर चरण, भजहिं भूतगण घोर ॥**
**तिन्ह की गति मोहिं देउ विधि, जो जननी मत मोर ॥ १६५ ॥**

**અર્થ.**—હે માતા! વળી કહું છું કે, જો એમાં મારો મત હોય, તો બ્રહ્મા, વિષ્ણુ અને શિવજીના પદકંજને છોડી ભૂતોને ભજનારના જેવી વિધાતા મને ઘોર ગતિ આપો. ॥ ૧૬૫ ॥

**चौ० बेचहिं वेद धर्म दुहि लेहीं । पिशुन पराव पाप कहि देहीं ॥**
**कपटीकुटील कलह प्रिय क्रोधी । वेद विदूषक विश्व विरोधि ॥ १ ॥**
**लोभी लंपट लोल लबारा । जे ताकहिं परधन परदारा ॥**
**पावउं मैं तिन कर गति घोरा । जो जननी यह संमत मोरा ॥ २ ॥**
**जे नहिं साधु संग अनुरागे । परमारथ पथ बिमुख अभागे ॥**
**जो न भजहिं हरि नर तनु पाई । जिनहिं न हरि हर सुयश सुहाई ॥ ३ ॥**
**तजि श्रुतिपंथ वामपथ चलहीं । बंचक बिरचि बेष जग छलहीं ॥**
**तिन्ह कि गति शंकर मोहिं देऊ । जननी जो यह जानौं भेऊ ॥ ४ ॥**

**અર્થ.**—જે વેદ અને ધર્મને વેચનાર, જે ચુગલીથી પારકાં પાપો કહી દેનાર, કપટી, કુટીલ, હમેશ કલેશ કરનાર, ક્રોધી, વેદને દોષ દેનાર, સાધુનો વિરોધી, ॥ ૧ ॥ લોભી, કામી, વ્યર્થ બકવાદ કરનાર અને પરધન તથા પરસ્ત્રીને ઇચ્છનારના જેવી ઘોર ગતિને હું પામીશ. ॥ ૨ ॥ જેને સાધુ સાથે પ્રીતિ નથી, જે અભાગિયા પરમાર્થના માર્ગથી વિમુખ છે, જે નરદેહને પામીને પ્રભુને ભજતા નથી, જે શિવ વિષ્ણુના સુંદર યશ ગાતો નથી, ॥ ૩ ॥ જે વેદ માર્ગને છોડી કલ્પિત આડે માર્ગે ચાલે છે, અને જે કપટી વેષ લઈ જગતને ઠગે છે, એવી હે માતુશ્રી! હું જો આમાં કાંઈ જાણતો હોઉં તો, તેના જેવી નીચ ગતિ મને શંકર દેજો. ॥ ૪ ॥

**दो० मातु भरत के वचन सुनि, सांचे सरल सुभाय ॥**
**कहत राम प्रिय तात तुम, सदा वचन मन काय ॥ १६६ ॥**

**અર્થ.**—એવાં સ્વાભાવિક, સાચાં અને સરળ વચનો ભરતજીનાં સાંભળી માતુશ્રી બોલ્યાં કે, હે પુત્ર! તમને સર્વદા મન, કર્મ અને વચનથી શ્રીરામચંદ્રજી પ્રિય છે. ॥ ૧૬૬ ॥

**चौ० राम प्राण ते प्राण तुह्मारे । तुम रघुपतिहि प्राण ते प्यारे ॥**
**बिधु विष चुवै श्रवै हिम आगी । होइ बारिचर बारि बिरागी ॥ १ ॥**
**भये ज्ञान बरु मिटै न मोहू । तुम रामहिं प्रतिकूल न होहू ॥**
**मत तुह्मार अस जो जग कहहीं । सो स्वप्नेहुं सुख सुगति न लहहीं ॥ २ ॥**

अस कहि मातु भरत हिय लाये । थन पय श्रवहिं नयन जल छाये ॥
करत विलाप विपुल यहि भांती । बैठे बीति गई सब राती ॥ ३ ॥
वामदेव वशिष्ठ मुनि आये । सचिव महाजन सकल बुलाये ॥
मुनि बहु भांति भरत उपदेशे । कहि परमारथ वचन सुदेशे ॥ ४ ॥

**અર્થ.**—રામ તમને પ્રાણથી પણ પ્યારા છે, અને તમે રામને પ્રાણથી પ્યારા છો. તો કદાચ ચંદ્રમા અમૃતને ઠેકાણે ઝેર વરસાવે, બરફ થંડકને ઠેકાણે આગ વરસાવે તથા માછલાં જળને છોડી દે. ॥ ૧ ॥ કદાચ જ્ઞાન થવાથી અજ્ઞાન ન મટે, તો પણ તમે રામથી અવળા થાઓ નહીં. જગતમાં જે કોઈ એ બાબતમાં તમારો મત છે એમ કહેશે, તે સ્વપ્ને પણ સુખ કે સુગતિ પામશે નહીં. ॥ ૨॥ એમ કહી માતુશ્રીએ ભરતજીને હૈયે લગાડ્યા, ત્યારે તેમના સ્તનમાંથી દૂધની ધારા અને નેત્રોમાંથી જળની ધારા વહેવા લાગી. એવી રીતે અત્યંત વિલાપ કરતાં બેઠાં આખી રાત વીતી ગઈ. ॥ ૩ ॥ હવે જ્યારે પ્રાતઃકાળ થયો, ત્યારે ગુરુ વસિષ્ઠજી અને વામદેવ ઋષિ આવ્યા, તેમણે સઘળા કામદારો અને મહાજનોને બોલાવ્યા. પછી ગુરુએ અત્યુત્તમ પરમાર્થનાં વચનો કહી કહીને ભરતજીને ઉપદેશ કરતાં કહ્યું કે, ॥ ૪ ॥

दो० तात हृदय धीरज धरहु, करहु जो अवसर आज ॥
उठे भरत गुरु वचन सुनि, करन लगेउ सब काज ॥ १६७ ॥

**અર્થ.**—હે બાપ! હૃદયમાં ધીરજ ધરીને જે આજનો અવસર આવ્યો છે તે પૂરો કરો. એવાં ગુરુનાં વચનો સાંભળી ભરતજી ઉઠીને સઘળાં કાર્યો કરવા લાગ્યા. ॥ ૧૬૭॥

चो० नृप तनु वेद विहित अन्हवावा । परम विचित्र विमान बनावा ॥
गहि पद भरत मातु सब राखी । रहीं राम दरशन अभिलाषी ॥ १ ॥
चंदन अगर भार बहु ल्याये । अमित अनेक सुगंध सुहाये ॥
सरयू तीर रचि चिता बनाई । जनु सुरपुर सोपान सुहाई ॥ २ ॥
इहिविधि दाह क्रिया सब कीन्ही । विधिवत न्हाई तिलांजलि दीन्ही ॥
शोधि स्मृति सब वेद पुराना । कीन्ह भरत दश गात्र विधाना ॥ ३ ॥
जहं जस मुनिवर आयसु दीन्ही । तहं तस सहस भांति सब कीन्ही ॥
भये विशुद्ध दिये सब दाना । धेनु वाजि गज वाहन नाना ॥ ४ ॥

**અર્થ.**—વેદ વિધિએ રાજાના દેહને નવરાવ્યો અને પછી એક મનોહર વિમાન બનાવી હે ભવાની! સતી થવાને તૈયાર થયેલી સઘળી માતાઓને તેનાં ચરણ પકડી નમ્રતા કરી કરીને ભરતજીએ રાખી; અને શ્રીરામનાં દર્શનની ઇચ્છાએ તે સઘળીઓ રહી. ॥ ૧ ॥ પછી ચંદન, અગર અને બીજી અનેક સુગંધીવાળાં લાકડાં મંગાવીને સ્વર્ગની શોભાને પણ હરે એવી સરયૂગંગાને કિનારે ચિતા બનાવી. ॥ ૨ ॥ તે જાણે સ્વર્ગમાં જવાની નીસરણી હોય તેની પેઠે શોભતી હતી. પછી સઘળી દહનક્રિયા

કરી નહાઇને વિધિપ્રમાણે તિલાંજલિ દીધી અને વેદ, પુરાણ તથા શાસ્ત્રોપ્રમાણે ભરતજીએ દશે દિવસની વિધિઓ કરી. ॥ ૩ ॥ જ્યાં જેવી વસિષ્ઠજીએ આજ્ઞા આપી, ત્યાં તેવી હજાર ભાંતિએ સર્વે રીતિઓ કરી અને પછી જ્યારે તેરમે દહાડે શુદ્ધ થયા ત્યારે ગાય, ઘોડા, હાથી તથા વાહનો વગેરે સર્વે દાનો દીધાં. ॥ ૪ ॥

**दो॰ सिंहासन भूषण वसन, अन्न धरणि धन धाम ॥**
**दिये भरत लहि भूमिसुर, भे परिपूरण काम ॥ १६८ ॥**

**અર્થ.**—શય્યાદાન, વસ્ત્રાભૂષણ, ધન, પૃથ્વી, મંદિર અને અન્ન વગેરે ભરતજીએ બ્રાહ્મણોને આપી તેની ઇચ્છા પરિપૂર્ણ કરી. ॥ ૧૬૮ ॥

**चो॰ पितुहित भरत कीन्ह जसि करणी । सो मुख लाख जाइ नहिं बरणी ॥**
**सुदिन शोधि मुनिवर तहँ आये । सकल महाजन सचिव बुलाये ॥ १ ॥**
**बैठे राज सभा सब जाई । पठये बोलि भरत दोउ भाई ॥**
**भरत वशिष्ठ निकट बैठारे । नीति धर्ममय वचन उचारे ॥ २ ॥**
**प्रथम कथा सब मुनिवर वर्णी । कैकयि कठिन कीन्ह जस करणी ॥**
**भूप धर्म व्रत सत्य सराहा । जेहि तनु परिहरि प्रेम निबाहा ॥ ३ ॥**
**कहत राम गुण शील सुभाऊ । सजल नयन पुलके मुनिराऊ ॥**
**बहुरि लषण सिय प्रीति बखानी । शोक सनेह मगन मुनि ज्ञानी ॥ ४ ॥**

**અર્થ.**—એમ પોતાના પિતા માટે ભરતજીએ જે કાર્યો કર્યાં, તે લાખ મુખે પણ વર્ણી શકાય નહીં. પછી સારો દિવસ શોધીને ગુરુ વસિષ્ઠજી ત્યાં આવી સઘળા કામદાર તથા મહાજનોને બોલાવીને ॥ ૧ ॥ રાજસભામાં જ બેઠા અને પછી ભરત તથા શત્રુઘ્નને બોલાવવા માણસ મોકલ્યું. જ્યારે તેઓ પણ ત્યાં આવ્યા ત્યારે ભરતજીને વસિષ્ઠજીએ પોતા પાસે બેસાડી ધર્મ તથા નીતિયુક્ત વચનો ઉચ્ચાર્યાં. ॥ ૨ ॥ પછી કુટીલ કેકયીએ જે પ્રમાણે કરણી કરી તે, શ્રીરામના પ્રેમમાં રાજાએ દેહ છોડ્યો તે, તથા રાજાનો ધર્મ વ્રત અને સત્યનાં વખાણ કરી ઋષિએ સઘળી કથા કહી સંભળાવી. ॥ ૩ ॥ પછી શ્રીપ્રભુના ગુણ, શીળ અને સ્વભાવ કહેતાં વસિષ્ઠજીનું શરીર રોમાંચિત થઈ નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં, તેમ જ લક્ષ્મણજી અને સીતાજીની પ્રીતિનું વર્ણન કરતાં તે જ્ઞાની ઋષિ સ્નેહમય શોકમાં મગ્ન થઈ ગયા. ॥ ૪ ॥

**दो॰ सुनहु भरत भावी प्रबल, बिलखि कहेउ मुनिनाथ ॥**
**हानि लाभ जीवन मरण, यश अपयश बिधिहाथ ॥ १६९ ॥**

**અર્થ.**—એમ દુઃખયુક્ત થઈ વળી ઋષિરાજ બોલ્યા કે, હે ભરતજી! સાંભળો. ભાવી પ્રબળ છે. હાનિ ને લાભ, જીવન ને મરણ તથા યશ ને અપયશ એ સઘળું કર્મને હાથ છે. ॥ ૧૬૯ ॥

चो० अस बिचारि केहि दीजिय दोषू । ब्यर्थ काहि पर कीजिय रोषू ॥
तात बिचार करहु मन माहीं । शोच योग दशरथ नृप नाहीं ॥ १ ॥
शोचिय बिप्र जो वेद बिहीना । तजि निज धर्म विषय लव लीना ॥
शोचिय नृपति जो नीति न जाना । जेहि न प्रजा प्रिय प्राण समाना ॥ २ ॥
शोचिय बैश्य कृपण धनवानू । जो न अतिथि शिव भक्ति सुजानू ॥
शोचिय शूद्र बिप्र अपमानी । मुखर मान प्रिय ज्ञान गुमानी ॥ ३ ॥
शोचिय पुनि पतिबंचक नारी । कुटिल कलह प्रिय इच्छा चारी ॥
शोचिय बटु निज व्रत परिहरई । जो नहिं गुरु आयसु अनुसरई ॥ ४ ॥

**અર્થ.**—એમ વિચારી કોઇની ઉપર ક્રોધ કરી વૃથા દોષ દઇએ નહીં. હે બાપ! મનમાં વિચાર કરો તો દશરથ રાજા કાંઈ શોક કરવાને યોગ્ય નથી. ॥ ૧ ॥ જે બ્રાહ્મણ વેદ વગરનો હોય અને પોતાનો ધર્મ છોડીને વિષયમાં લંપટ હોય તો તેનો શોચ કરીએ. તેમ જે રાજા નીતિ ન જાણતો હોય અને જેને પોતાની પ્રજા પ્રાણજેવી પ્રિય લાગતી ન હોય, તેવા રાજાનો શોચ કરીએ. ॥ ૨ ॥ તેમ કોઈ ધનવાન્ વાણીઓ લોભીઓ તથા ચતુર હોય, અને જો તે અતિથિ તથા શિવની ભક્તિ જાણતો ન હોય તો તેનો શોચ કરીએ. તેમ જેને માન જ પ્રિય છે અને જ્ઞાનનું જે ખોટું ગુમાન કરેછે તથા બ્રાહ્મણનું અપમાન કરે અને ઘણો વાચાળ હોય એવા શૂદ્રનો શોચ કરીએ. ॥ ૩ ॥ વળી મહાકુટિલ અને કલેશ કરનારી એવી, પોતાની ઈચ્છા પ્રમાણે ચાલનારી અને સ્વામીને ઠગી પરપતિ સાથે પ્રીતિ કરનારી સ્ત્રીનો શોક કરવો, જે પોતાના ગુરુનું અપમાન કરનાર અને બ્રહ્મચર્ય વ્રત મૂકનાર હોય તો તેવા બ્રહ્મચારીનો શોચ કરવો. ॥ ૪ ॥

दो० शोचिय गृही जो मोहबश, करै धर्म पथ त्याग ॥
शोचिय यती प्रपंचरत, बिगत बिबेक बिराग ॥ १७० ॥

**અર્થ.**—વળી જે ગૃહસ્થાશ્રમી મોહને વશ થઈ ધર્મમાર્ગનો ત્યાગ કરે, તેનો શોચ કરીએ. તેમ જ જે જ્ઞાન તથા વૈરાગ્યથી રહિત થઈ બીજા પ્રપંચો કરે તેવા યતિનો શોચ કરીએ. ॥ ૧૭૦ ॥

चो० बैषानस सोइ शोचन योगू । तप बिहाय जेहि भावै भोगू ॥
शोचिय पिशुन अकारण क्रोधी । जननि जनक गुरु बंधु बिरोधी ॥ १ ॥
सब बिधि शोचिय पर अपकारी । निज तनु पोषक निर्दय भारी ॥
शोचनीय सबही बिधि सोई । जो न छांडि छल हरिजन होई ॥ २ ॥
शोचनीय नहिं कोशलराऊ । भुवन चारिदश प्रगट प्रभाऊ ॥
भयउ न अहै न अब होनिहारा । भूप भरत जस पिता तुम्हारा ॥ ३ ॥

**बिधि हरि हर सुरपति दिशिनाथा । बरणहिं सब दशरथ गुणगाथा ॥**
**तीनि काल त्रिभुवन जगमाहीं । भूरि भाग्य दशरथ सम नाहीं ॥ ४ ॥**

**અર્થ.**—તેમ વળી જે તપશ્ચર્યા મૂકી અનેસારા ભોગ ભોગવે તેવા વાનપ્રસ્થ શોચને લાયક છે. તેમ વળી જે માબાપ, ગુરુ, અને ભાઈઓ સાથે વિરોધી તથા વગર કારણે ક્રોધ કરનારા છે તેનો શોચ કરીએ. ॥ ૧ ॥ તેમ વળી જે પારકાનો દ્રોહ કરનાર, પોતાના શરીરને જ પોષણ કરનાર અને ઘણો નિર્દય, ॥ ૨ ॥ વળી જે કપટ છોડીને પ્રભુભક્ત થાય નહીં, તે સઘળી રીતે શોચને લાયક છે. પણ કંઈ દશરથ રાજા શોચને લાયક નથી! તેમનો પ્રભાવ તો ચૌદે ભુવનમાં પ્રગટ છે. હે પુત્ર! તમારા પિતાજી જેવા રાજા તો થયા નથી, છે નહીં અને હવે થશે પણ નહીં. ॥ ૩ ॥ બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇંદ્ર અને સર્વે દિગ્પાળો દશરથ રાજાના ગુણ ગાયછે. આ ત્રિભુવનમાં ત્રણે કાળમાં દશરથના જેવો મોટા ભાગ્યવાળો કોઈ નથી. ॥ ૪ ॥

**दो० कहहु तात केहि भांति कोउ, करहिं बडाई तासु ॥**
**राम लषण तुम शत्रुहन, सरिस सुवन सुत जासु ॥ १७१ ॥**

**અર્થ.**—હે બાપ! કે જેના શ્રીરામ, લક્ષ્મણ, તમે, અને શત્રુઘ્ન જેવા ચાર કુંવરો છે, તેની બડાઈ કહો કોણ કરી શકે? ॥ ૧૭૧ ॥

**चो० सब प्रकार भूपति बडभागी । बादि बिषाद करिय केहि लागी ॥**
**यह सुनि समुझि शोच परिहरहू । शिर धरि राजरजायसु करहू ॥ १ ॥**
**राव राज पद तुम कहं दीन्हा । पिता बचन फुर चाहिय कीन्हा ॥**
**तजे राम जेहि बचनहिं लागी । तनु परिहरेउ राम बिरहागी ॥ २ ॥**
**नृपहि बचन प्रिय नहिं प्रिय प्राणा । करहु तात पितु बचन प्रमाणा ॥**
**करहु शीश धरि भूप रजाई । है तुम कहं सब भांति भलाई ॥ ३ ॥**
**परशुराम पितु आज्ञा राखी । मारी मातु लोक सब साखी ॥**
**तनय ययातिहि यौवन दयऊ । पितु आज्ञा अघ अयश न भयऊ ॥ ४ ॥**

**અર્થ.**—રાજા સર્વ વાતે મોટા ભાગ્યવાળા છે, તેથી તેમના માટે વ્યર્થ કાં શોક કરવો? આ સાંભળી તથા સમજીને શોકનો ત્યાગ કરો અને રાજાની આજ્ઞા મસ્તક ઉપર ધારણ કરી તે પ્રમાણે કરો. ॥ ૧ ॥ રાજાએ રાજ્યપદ તમને આપેલું છે, માટે પિતાનાં વચનને સત્ય કરવાં જોઇએ. જે વચનને માટે રાજાએ શ્રીરામનો ત્યાગ કરી પ્રભુના વિરહરૂપી અગ્નિમાં પોતાનો દેહ મૂકી દીધો, ॥ ૨ ॥ તો હે બાપ! રાજાને વચન પ્રિય, તેવો પ્રાણ પ્રિય ન હતો. માટે પિતાજીનાં વચનને માન આપો. માટે રાજાની આજ્ઞા મસ્તક ઉપર ધારણ કરી તે પ્રમાણે કરો. ॥ ૩ ॥ હે બાપ! પરશુરામજીએ પિતાની આજ્ઞા પાળવા માટે પોતાના ભાઇઓ અને માતાને મારી નાંખી, તેના સઘળા લોક સાક્ષી છે. તેમ જ યયાતિ રાજાને પોતાના પુત્રે યૌવન આપ્યું, પણ પિતાની આજ્ઞાથી તેને કંઈ પાપ કે અપયશ થયો નહીં. ॥ ૪ ॥

दो० अनुचित उचित विचार तजि, जे पालहिं पितु बैन ॥
ते भाजन सुख सुयश के, बसहिं अमरपति ऐन ॥ १७२ ॥

**અર્થ.**—સારા નરતાનો વિચાર છોડીને જે પિતાનાં વચનોને પાળે, તે સુખ અને સુયશનો ભંડાર થઈ છેવટ સ્વર્ગમાં જઈ વાસ કરે. ॥ ૧૭૨ ॥

चो० अवशि नरेश बचन फुर करहू । पालहु प्रजा शोक परिहरहू ॥
सुर पुर नृप पाइहि परितोषू । तुम कहँ सुकृत सुयश नहिं दोषू ॥ १ ॥
वेद विहित संमत सबही का । जेहि पितु देइ सो पावै टीका ॥
करहु राज्य परिहरहु गलानी । मानहुं मोर बचन हित जानी ॥ २ ॥
सुनि सुख लहब राम बैदेही । अनुचित कहब न पंडित केही ॥
कौशल्यादि सकल महतारी । तेउ प्रजा सुख होहिं सुखारी ॥ ३ ॥
मर्म तुह्मार राम सब जानहिं । सो सब विधि तुम सन भल मानहिं ॥
सौंपेहु राज्य राम के आये । सेवा करेहु सनेह सुहाये ॥ ४ ॥

**અર્થ.**—માટે અવશ્ય રાજાનાં વચન સાચાં કરો અને શોક છોડી પ્રજાને પાળો. એથી રાજા સ્વર્ગમાં સંતોષ પામશે, તેથી તમને પુણ્ય તથા સુયશ થશે, એમાં કંઈ દોષ લાગશે નહીં. ॥ ૧ ॥ એ બાબત વેદ અને લોકમાં પ્રખ્યાત છે. જેને પિતા રાજ્ય આપે તે જ રાજ્ય કરે. માટે મારાં વચન કલ્યાણકારક જાણી, ખેદ છોડીને રાજ્ય કરો. ॥ ૨ ॥ તે વાત વનમાં સાંભળી જાનકીજી સાથે પ્રભુ સંતોષ પામશે, તેમાં તમને કોઇ પંડિત અઘટિત કર્યું એમ કહેશે નહીં. આથી વળી કૌશલ્યાદિક માતાઓ પ્રજાનાં સુખથી સુખી થશે ॥ ૩ ॥ તથા તમારો સઘળો મર્મ જ્યારે શ્રીપ્રભુ જાણશે, ત્યારે સઘળી રીતે તમને ભલા માનશે અને જ્યારે શ્રીરામ પાછા અયોધ્યામાં આવે ત્યારે તેમને રાજ્ય સોંપી તમે સારા સ્નેહથી સેવા કરજો. ૯૪ ॥

दो० कीजिय गुरु आयसु अवशि, कहहिं सचिव कर जोरि ॥
रघुपति आये उचित जस, तब तस करब बहोरि ॥ १७३ ॥

**અર્થ.**—ત્યારે કામદાર કર જોડીને કહેવા લાગ્યા કે, હે બાપ! ગુરુની આજ્ઞા પ્રમાણે અવશ્ય કરવું યોગ્ય છે. પછી જ્યારે શ્રીરઘુનાથજી પધારે ત્યારે જેમ યોગ્ય હોય તેમ ફરી કરજો ॥ ૧૭૩ ॥

चो० कौशल्या धरि धीरज कहई । पुत्र पिता गुरु आयसु अहई ॥
सो आदरिय करिय हित मानी । तजिय बिषाद काल गति जानी ॥ १ ॥
बन रघुपति सुरपुर नरनाहू । तुम इहि भांति तात कदराहू ॥
परिजन प्रजा सचिव कह अंबा । तुमहीं सुत सब कर अवलंबा ॥ २ ॥
लखि बिधि वाम काल कठिनाई । धीरज धरहु मातु बलिजाई ॥
शिरधारि गुरु आयसु अनुसरहू । प्रजा पालि पुरजन दुख हरहू ॥ ३ ॥

गुरु के वचन सचिव अभिनंदन । सुनत भरत हिय जलरूह चंदन ॥
सुनी बहोरि मातु मृदु बानी । शील सनेह सरल रस सानी ॥ ४ ॥

**અર્થ.**—પછી કૌશલ્યાજીએ ધીરજ ધરી કહ્યું કે, હે પુત્ર! જેમ પિતા અને ગુરુની આજ્ઞા હોય, તેમાં કલ્યાણ માનીને કરવા માંડીએ. માટે કાળની ગતિ જાણીને શોક મૂકી દ્યો. ॥ ૧ ॥ હે બાપ ! રામ વનમાં, અને ભૂપતિ સ્વર્ગે ગયા તેથી હવે કુટુંબ, પ્રજા અને કામદાર, સઘળાઓને તમારો જ એક આધાર છે, એમ સમજીને ॥ ૨ ॥ તથા કાળની કઠણાઈ અને ઉલટું ભવિષ્ય જાણીને તમારાપર બલિહારી જાઉં; મનમાં ધીરજ ધરો. ગુરુ આજ્ઞા મસ્તકે ધરી તે પ્રમાણે કરો અને પ્રજાને પાળી કુટુંબનાં દુઃખ હરણ કરો. ॥ ૩ ॥ હે ઉમા ! ગુરુ અને સુમંતનાં આનંદને દેનાર વચનો સાંભળતાં જ તે ભરતજીના હૃદયને ચંદનની પેઠે શીતળ અને સુખ દેનાર થયાં. વળી તેમાં શીળ અને સ્નેહના રસયુક્ત માતાની સરલ અને કોમળ વાણી સાંભળીને, ॥ ૪ ॥

**हरिगीतछंद.** सानी सरल रस मातु बानी सुनि भरत व्याकुल भये ॥
लोचन सरोरूह श्रवत सींचत विरह उर अंकुर नये ॥
सो दशा देखत समय तेहि विसरी सबहि सुधि देहकी ॥
तुससी सराहत सकल सादर सींव सहज सनेह की ॥ ६७ ॥

**અર્થ.**—હે ગિરિજા ! માતુશ્રીની વાણી શ્રવણ કરી ભરતજી વ્યાકુળ થયા અને નેત્રકમળમાંથી અશ્રુની ધારાથી રામના વિયોગરૂપી નવો અંકુર ભરતજીના હૃદયમાં પેદા થયો. એવી તેમની દશા જોઈ તે વખત સભામાં બેઠેલાં સઘળાં મનુષ્યો પોતાના દેહનું ભાન ભૂલી ગયાં. કવિ કહેછે કે, માનપૂર્વક તેમના સહેજ સ્નેહની હદને વખાણવા લાગ્યાં. ॥ ૬૭ ॥

**सो०** भरत कमल कर जोरि, धर्म धुरंधर धीर धरि ॥
वचन अमिय जनु बोरि, देत उचित उत्तर सबहि ॥ ४८ ॥

**અર્થ.**—પછી ધર્મધુરંધર ભરતજી ધીરજ ધરીને હાથ જોડી અમૃત જેવાં મીઠાં વચનોથી સઘળાઓને ઉત્તરો આપવા લાગ્યા. ॥ ૪૮ ॥

**चो०** मोहिं उपदेश दीन्ह गुरु नीका । प्रजा सचिव संमत सबहीका ॥
मातु उचित पुनि आयसु दीन्हा । अवशि शीश धरि चाहिय कीन्हा ॥ १ ॥
गुरु पितु मातु स्वामि हित बानी । सुनि मन मुदित करिय भल जानी ॥
उचित कि अनुचित किये बिचारु । धर्म जाइ शिर पातक भारु ॥ २ ॥
तुम तो देहु सरल सिख सोई । जो आचरत मोर हित होई ॥
यद्यपि यह समुझत हौं नीके । तदपि होत परितोष न जीके ॥ ३ ॥

अब तुम विनय मोरि सुनि लेहू । मोहिं अनुहरत सिखावन देहू ॥
उत्तर देऊं क्षमब अपराधू । दुखित दोष गुण गणहिं न साधू ॥ ४ ॥

**અર્થ.**—તે બોલ્યા કે, મને ગુરુએ સારો ઉપદેશ આપ્યો અને તેમાં પ્રજા તથા મંત્રી વગેરે સઘળાનો મત પણ છે. વળી ફરીને માતુશ્રીએ પણ ઘટિત આજ્ઞા આપી, તેથી તે માથે ધારણ કરીને જરૂર તે પ્રમાણે કરવું જોઈએ. ॥ ૧ ॥ ગુરુ, પિતા, માતા અને સ્વામીની કલ્યાણકારક વાણી સાંભળી, આનંદિત મનથી તેને પોતાની હિતકારક જાણીને તે પ્રમાણે કરવું, તેમાં યોગ્ય અયોગ્ય વિચાર કરવાથી ધર્મ જતો રહે અને માથે મોટું પાપ થાય. ॥ ૨ ॥ આપ તો મને સરળ અને સારી શિખામણ આપો છો, જે પાળવાથી કદાચ સારું થાય એમ સમજું છું; તોપણ મારા જીવને સંતોષ થતો નથી. ॥ ૩ ॥ હવે તમે મારી વિનતિ સાંભળીને મને યોગ્ય શિખામણ આપો. હું જે તમને ઉત્તરો દઉંછું; તે મારો અપરાધ ક્ષમા કરજો. સાધુપુરુષો દુઃખીઆના ગુણદોષ ગણતા નથી. ॥ ૪ ॥

दो० पितु सुरपुर सिय राम बन, करन कहहु मोहिं राज ॥
इहि ते जानहु मोर हित, कि आपन बड काज ॥ १७४ ॥

**અર્થ.**—પિતા સ્વર્ગમાં છે, શ્રીરામ જાનકીજી વનમાં છે અને તમે મને કલ્યાણને માટે રાજ્ય કરવાનું કહો છો, તે કેવળ પોતાના હિતને વાસ્તે જ. ॥ ૧૭૪ ॥

चो० हित हमार सियपति सेवकाई । सो हरि लीन मातु कुटिलाई ॥
मैं अनुमानि दीख मन माहीं । आन उपाय मोर हित नाहीं ॥ १ ॥
शोक समाज राज केहि लेखे । लषण राम सिय पद बिनु देखे ॥
बादि बसन बिन भूषण भारू । बादि बिरतिबिनु ब्रह्म विचारू ॥ २ ॥
सरुज शरीर वादि सब भोगा । बिनु हरिभक्ति जाप जप योगा ॥
जाय देह बिनु जीव सुखाई । बादि मोर सब बिनु रघुराई ॥ ३ ॥
जाउं राम पहं आयसु देहू । एकहि आंक मोर हित येहू ॥
मोहिं नृप करि आपन भल चहहू । सो सनेह जडता वश कहहू ॥ ४ ॥

**અર્થ.**—પણ જાનકીપતિ શ્રીરામની સેવા કરવાથી મારું તો કલ્યાણ છે અને તે મારી માતા કુટીલ કેકયીએ હરી લીધી. મેં મારા મનમાં અનુમાન કરી જોયું તો, બીજા ઉપાયે મારું હિત નથી. ॥ ૧ ॥ શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીનાં ચરણો જોયા-વગર આ શોકને આપનાર રાજ્ય કોઈ લેખામાં નથી! જેમ વસ્ત્રવિનાનાં ભારરૂપ ઘરેણાં વ્યર્થ છે, જેમ વૈરાગ્યવગર બ્રહ્મનો વિચાર ફોકટ છે, ॥ ૨ ॥ જેમ રોગી શરી-રને સર્વે ભોગ વ્યર્થ છે, જેમ હરિભક્તિવિના જપ, જાપ અને યોગ ફોકટ છે અને જેમ જીવવિના દેહ સૂકાય છે, તેમ મને પણ શ્રીરઘુનાથજી વિના સર્વ વ્યર્થ છે. ॥ ૩ ॥ માટે મને આજ્ઞા આપો કે, હું શ્રીરામ પાસે જાઉં. મારા કલ્યાણનો માર્ગ અંતે આ એક જ છે. મને રાજા કરી પોતાનું ભલું ઇચ્છો છો, તે તમે સ્નેહ અને જડતાને વશ થઈ કહો છો. ॥ ૪ ॥

दो० कैकेयी सुत कुटिल मति, राम विमुख गत लाज ॥
तुम चाहत सुख मोहवश, मोहिं से अधम के राज ॥ १७५ ॥

**અર્થ.**—એક તો હું કેકયીનો પુત્ર, વળી લાજવગરનો અને શ્રીરામથી વિમુખ કુટિલ બુદ્ધિવાળો, એવો હું અધમ તે કાંઈ આ રાજ્યને લાયક છું? તમે તો કેવળ મોહને વશ થઈ સુખની ઇચ્છા કરો છો. ॥ ૧૭૫ ॥

चो० कुहौं सांच सब सुनि पतियाहू । चाहिये धर्म शील नरनाहू ॥
मोहिं राज्य हठि देहहु जबहीं । रसा रसातल जाइहि तबहीं ॥ १ ॥
मोहिं समान को पाप निवासी । जेहि लगि सीय राम वनवासी ॥
राम राम कहं कानन दीन्हा । बिछुरत गमन अमरपुर कीन्हा ॥ २ ॥
मैं शठ सब अनरथ कर हेतू । बैठि बात सब सुनउं सचेतू ॥
विन रघुबीर विलोकिय बासू । रहै प्राण सहि जग उपहासू ॥ ३ ॥
राम पुनीत बिषय रस रूखे । लोलुप भूप भोग के भूखे ॥
कहं लगि कहउं हृदय कठिनाई । निदरि कुलिश जेहि लही बडाई ॥ ४ ॥

**અર્થ.**—હું સાચું કહું છું, તે બધા વિશ્વાસ રાખી સાંભળો. રાજા તો ધર્મ તથા શીળવાળો જોઇએ. તેમ છતાં તમે હઠ કરીને જો મને રાજ આપશો, તો પૃથ્વી પાતાળમાં પેશી જશે. ॥૧॥ જેના માટે શ્રીરામ અને સીતાજી વનવાસે ગયાં, એવો જે હું, તે મારાસરખો પાપનિવાસી બીજો કોઈ નથી. જ્યારે રાજાએ રામને વનવાસ આપ્યો, ત્યારે તેના વિયોગથી તેઓ સ્વર્ગમાં ગયા. ॥ ૨ ॥ છતાં હું મૂર્ખ સર્વે અનર્થનું કારણ છતાં, સચેત બેસીને આ સઘળી વાતો સાંભળું છું; શ્રીરામ વગર આ મંદિરને જોઈ મારા પ્રાણ જે દેહમાં રહે છે તે કેવળ જગતને મશ્કરી કરવા માટે જ છે. ॥ ૩ ॥ શ્રીરામ તો પવિત્ર અને વિષયરસથી ન્યારા છે. જે અત્યંત તૃષ્ણાવાળા રાજાઓ છે, તે ભોગના ભૂખ્યા છે. મારા હૃદયની કઠોરતા હું કયાં સૂધી કહું. તે વજ્ર કરતાં પણ કઠણતામાં વધી જાય. ॥ ૪ ॥

दो० कारण ते कारज कठिण, होय दोष नहिं मोर ॥
कुलिश अस्थि ते उपल ते, लोह कराल कठोर ॥ १७६ ॥

**અર્થ.**—કારણથી કાર્ય કઠણ હોય છે; જેમ હાડકામાંથી વજ્ર બન્યું અને પત્થરથી અત્યંત કઠોર લોખંડ થયું. તેમ કારણરૂપ કેકયીથી ઉત્પન થયલો કાર્યરૂપ હું, તેને જે કંઈ દોષ દેશો, તે યોગ્ય છે. ॥ ૧૭૬ ॥

चो० कैकेयी भव तनु अनुरागे । पांवर प्राण न जाहिं अभागे ॥
जो प्रिय बिरह प्राण प्रिय लागे । देखब सुनब बहुत अब आगे ॥ १ ॥
लषण राम सिय कहं बन दीन्हा । पठय अमरपुर पति हित कीन्हा ॥
लीन्ह विधवपन अपयश आपू । दीन्हेउ प्रजही शोक संतापू ॥ २ ॥

मोहिं दीन्ह सुख सुयश सुराजू । कीन्ह कैकयी सब कर काजू ॥
इहि ते मोर कहा अब नीका । तेहि पर देन कहहु तुम टीका ॥ ३ ॥
कैकेयि जठर जन्मि जग माहीं । यह मोहिं कहं कछु अनुचित नाहीं ॥
मोरि बात सब विधिहि बनाई । प्रजा पंच कत करहु सहाई ॥ ४ ॥

**અર્થ.**—કેકયીથી ઉત્પન્ન થયેલા આ શરીર સાથે પ્રીતિ રાખી, આ અભાગીઓ પામર પ્રાણ જતો નથી. જે પ્રિયના વિરહ કરતાં પણ પ્રાણ વધારે વહાલો લાગે છે, માટે હજી આગળ જતાં ઘણું જોઈશું અને સાંભળશું. ॥૧॥ જૂવો જૂવો, મારી માતાએ શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીને વનવાસ દીધો, સ્વર્ગમાં મોકલીને પોતાના પતિનું કલ્યાણ કર્યું, પોતે વિધવાપણું અને અપયશ લીધો, પ્રજાને શોક અને સંતાપ આપ્યો. ॥ ૨ ॥ તથા મને સુખ, સુયશ અને સારૂં રાજ્ય દીધું, એમ કેકયીએ સઘળાનું કાર્ય કર્યું. હવે એનાથી બીજું મારું વધારે ભલું શું? તેણે કરેલી ગોઠવણપર તમો તો ફક્ત રાજ્યતિલક કરવાનું કહો છો. ॥ ૩ ॥ આ જગતમાં કૈકેયીના ઉદરમાં જન્મ લેવાથી. આમાં કાંઇ પણ મને અઘટિત નથી. મારી વાત તો બધી બ્રહ્માજીએ જ બનાવી રાખી છે, માટે તમે પંચ અને પ્રજા કાં સહાય કરો છો ? ॥ ૪ ॥

दो० ग्रह गृहीत पुनि वात वश, तेहि पुनि बीछी मार ॥
ताहि पियाई वारणी, कहहु कवन उपचार ॥ १७७ ॥

**અર્થ.**—એક તો ગ્રહથી ગ્રહણ થયેલો, અને વળી સન્નિપાત રોગવાળો, અને વળી વીંછીએ ડંશ મારેલો, અને વળી તેને મદિરા પાયો હોય, તો પછી કહો કે તેનો ઉપાય શું ? ઓષડ શું ? તેમ મારાપર કૈકેયી મંથરારૂપ શનિની પનોતી છે. વળી રામવિરહરૂપી સન્નિપાત વાયુવાળો, વળી રાજારૂપી વીંછીના ડંશવાળો, વળી એ રાજ્યરૂપી મદિરા પાઓછો, માટે તેનો હવે ઉપાય મને બતાવો.? ॥ ૧૭૭ ॥

चौ० केकयि सुवन योग जग जोई । चतुर बिरंचि रचेउ मोहिं सोई ॥
दशरथ तनय राम लघु भाई । दीन्ह मोहिं विधि वादि बडाई ॥ १ ॥
तुम सब कहहु कढावन टीका । राय राज सबही कहं नीका ॥
उतर देउं केहि विधि केहि केही । कहहु सुखेन यथारुचि जेही ॥ २ ॥
मोहिं कुमातु समेत बिहाई । कहहु कहहि को कीन्ह भलाई ॥
मोहिं विनु को सचराचर माहीं । जेहि सिय राम प्राणप्रिय नाहीं ॥ ३ ॥
परम हानि सब कहं बड लाहू । अदिन मोर नहिं दूषण काहू ॥
संशय शील प्रेमबश अहहू । सबै उचित सब को कछु कहहू ॥ ४ ॥

**અર્થ.**—કેકયીને યોગ્ય પુત્ર જાણીને ચતુર બ્રહ્માએ મને રચ્યો છે, પણ મને બ્રહ્માએ દશરથનો કુંવર અને શ્રીરામનો નાનો ભાઇ, એ મોટાઈ વ્યર્થ આપી. ॥ ૧ ॥ તમે સઘળા મને રાજ્ય તિલક કઢાવવા કહો છો, જેથી રાજા અને સઘળી પ્રજાને સુખ થાય.

હવે હું સઘળાઓને શી રીતે ઉત્તર આપું? સુખેથી જેની મરજીમાં જેમ આવે તેમ કહો. ॥ ૨ ॥ મને મારીકુમાતુ સંઘાતે શ્રીરામની કોણે ભલાઈ કરી નથી? બાદ કરી કહો કે, સઘળા સ્થાવર જંગમમાં મારા વગર બીજું એવું કોણ છે કે, જેને શ્રીરામ, જાનકીજી પ્રાણથી પ્રિય નથી? ॥ ૩ ॥ મને મોટી હાનિ અને બીજા સઘળાઓને ઘણો લાભ છે. તે મારા વાંકા દિવસનો વાંક છે, તેમાં બીજા કોઇનો દોષ નથી. તમે સઘળા સંશય, શીળ અને પ્રેમને વશ છો. તેથી જે કંઇ કહો છો, તે બધું ઉચિત છે. ॥ ૪ ॥

दो० राम मातु सुठि सरलचित, मो पर प्रेम बिशेषि ॥
कहहि स्वभाव सनेहबश, मोरि दीनता देखि ॥ १७८ ॥

**અર્થ.**—માતુશ્રી કૌશલ્યાજી પવિત્ર અને સરળ ચિત્તવાળાં છે. મારા ઉપર તેમનો પ્રેમ વધારે છે, તેથી તેઓ મારી દીનતા જોઇને સ્વભાવ અને સ્નેહથી તેમ કહે છે. ૧૭૮

चौ० गुरु बिवेक सागर जग जाना । जिनहिं बिश्व कर बदर समाना ॥
मो कहं तिलक साज सजि सोउ । भा बिधि बिमुख बिमुख सब कोउ ॥१॥
परिहरि राम सीय जग माहीं । को नहिं कहहि मोर मत नाहीं ॥
सो मैं सुनब सहब सुख मानी । अंतहु कीच तहां जहं पानी ॥ २ ॥
डर न मोहिं जग कहिहि कि पोचू । परलोकहु कर नाहिं न शोचू ॥
एकै बड उर दुसह दवारी । मोहिं लगि भे सिय राम दुखारी ॥ ३ ॥
जीवन लाहु लषण भल पावा । सब तजि राम चरण मन लावा ॥
मोर जन्म रघुवर बन लागी । झूंठ काह पछिताऊं अभागी ॥ ४ ॥

**અર્થ.**—મને વિધાતા અવળો થયો, તેથી સર્વ કોઇ મારાથી વિમુખ થયા. જગત જેને જાણે છે એવા ત્રિકાળદર્શી અને બોરના ફળની પેઠે આખું જગત્ જેના હાથમાં છે, એવા વિવેકસાગર ગુરુ વસિષ્ઠજી પોતે જ સઘળો સાજ સજી મને રાજ્ય તિલક કરાવવા આજ્ઞા કરે છે. ॥ ૧ ॥ એથી શ્રીરામ સીતાજી વગર જગતમાં કોણ નહીં કહે કે, એમાં ભરતજીનો મત હતો; તે હું સઘળું સુખ માનીને સહન કરીશ અને સાંભળીશ. કારણ કે જ્યાં પાણી હોય ત્યાંજ અંતે કાદવ થાય. ॥ ૨ ॥ જગત્ મને નીચ કહેશે તોપણ તેનો ડર નથી, તેમ મને પરલોકનો પણ શોચ નથી. એક મારા હૃદયમાં અત્યંત મોટી દાઝ એ થાય છે કે, મારા સારૂ શ્રીરામ અને જાનકીજી દુઃખી થયાં. ॥ ૩ ॥ જીવતરનું ફળ લક્ષ્મણજી ભલું પામ્યો, કે જેણે સઘળું છોડી શ્રીપ્રભુના પદમાં મન લગાડયું. પણ મારો જન્મ તો શ્રીરઘુનાથજીને વનવાસ દેવાને માટે જ થયો છે. તો હે અભાગિયા જીવ! હવે ખોટો પસ્તાવો કરી શું કરીશ? ॥ ૪ ॥

दो० आपनि दारुण दीनता, सबहिं कहेउं समुझाय ॥
देखे बिन रघुबीरपद, जिय की जरनि न जाय ॥ १७९ ॥

**અર્થ.**—હવે હું મારી કઠણ દારુણ દીનતા સર્વેને સમજાવીને કહું છું કે, શ્રીરઘુનાથજીનાં પદકમળો જોયાવગર મારા જીવની બળત્રા જશે નહીં. ॥ ૧૭૯ ॥

चो० आन उपाय मोहिं नहिं सूझा । को जिय की रघुबर बिनु बूझा ॥
एकहि आंक इहै मन माहीं । प्रातकाल चलिहौं प्रभु पाहीं ॥ १ ॥
यद्यपि मैं अनभल अपराधी । भइ मोहिं कारण सकल उपाधी ॥
तदपि शरण सन्मुख मोहिं देखी । क्षमि सब करिहहिं कृपा विशेषी ॥ २ ॥
शील सकुचि सुठि सरल स्वभाऊ । कृपा सनेह सदन रघुराऊ ॥
अरिहुके अनभल कीन्ह न रामा । मैं शिशु सेवक यद्यपि वामा ॥ ३ ॥
तुम पै पांच मोर भल मानी । आयसु आशिष देहु सुबानी ॥
जेहि सुनि विनय मोहिं जन जानी । आवहिं बहुरि राम रजधानी ॥ ४ ॥

**અર્થ.**—હુવે મને કંઈ પણ ઉપાય સૂઝતો નથી. મારા હૃદયની વાત શ્રીપ્રભુવગર બીજો કોણ જાણે? મારા મનમાં એક જ વાત મેં નક્કી કરી રાખી છે કે, પ્રાતઃકાળ થતાં શ્રીપ્રભુ પાસે જવું ॥ ૧ ॥ કદાચ હું ભૂંડો અને અપરાધી છું તથા મારા કારણથી આ સઘળી ઉપાધિ થઈ છે; તોપણ શરણાગત મને જોઇને સર્વે માફ કરી મારાપર વિશેષ કૃપા કરશે. ॥ ૨ ॥ લજ્જા, શીળ, કૃપા અને સ્નેહના સદનરૂપ તથા પવિત્ર અને સરલ સ્વભાવવાળા શ્રીરઘુનાથજી છે. તે શત્રુનું પણ ભૂંડું કરતા નથી, તો હું કદાચ તેમનાથી વિરુદ્ધ છું, તોપણ પોતાનો બાળક અને સેવક જાણી મને ક્ષમા કરશે. ॥ ૩ ॥ માટે તમે પંચ મારૂં ભલું માની સારી વાણીથી આજ્ઞા અને એવી આશીષ આપો કે, મારો વિનય સાંભળતાં જ પોતાનો જન જાણી શ્રીરામ પ્રભુ પાછા રાજધાનીમાં પધારે. ॥૪॥

दो० यद्यपि जन्म कुमातु ते, मैं शठ सदा सदोष ॥
आपन जानि न त्यागि हैं, मोहिं रघुवीर भरोस ॥ १८० ॥

**અર્થ.**—કદાચ જોકે મારો જન્મ નઠારી માતાથી છે, હું સર્વદા શઠ તથા દોષયુક્ત છું, તોપણ મને શ્રીરઘુનાથજીનો ભરોસો છે કે, તેઓ પોતાનો જાણી મારો ત્યાગ કરશે નહીં. ॥ ૧૮૦ ॥

चो० भरत वचन सब कहं प्रिय लागे । रामसनेह सुधा सम पागे ॥
लोग बियोग बिषम दुख दागे । मंत्र सजिव सुनत जनु जागे ॥ १ ॥
मातु सचिव गुरु पुर नर नारी । सकल सनेह बिकल भे भारी ॥
भरतहि कहहिं सराहि सराहि । रामप्रेम मूरति तनु आही ॥ २ ॥
तात भरत अस काहे न कहहू । प्राण समान राम प्रिय अहहू ॥
जो पामर आपनि जडताई । तुमहिं सुगाइ मातु कुटिलाई ॥ ३ ॥
सो शठ कोटिक पुरुष समेता । बसहि कल्पशत नरक निकेता ॥
अहि अघ अवगुण मणि नहिं गहई । हरै गरल दुख दारिद दहई ॥ ४ ॥

**અર્થ.**—તે શ્રીરામના સ્નેહરૂપી અમૃતમાં ભિંજાવેલા ભરતજીનાં વચનો સઘળાને પ્રિય લાગ્યાં અને સર્વે લોકો જે પ્રભુના વિષમ દુઃખમાં બળતા પડ્યા હતા, તેઓ ભરતજીના વચનરૂપ સજીવ મંત્ર સાંભળતાં જ જાણે જાગ્યાં. ॥ ૧ ॥ માતુશ્રી, મંત્રી, ગુરુ અને નગરવાસી સઘળાં સ્ત્રીપુરુષો ઘણા સ્નેહમાં વિકળ થઈ ભરતજીને અત્યંત વખાણી કહેવા લાગ્યાં કે, તમે શ્રીરામના પ્રેમની મૂર્તિરૂપ છો. ॥ ૨ ॥ હે બાપ! તમને શ્રીરામ પ્રાણ જેવા પ્રિય છે, માટે એમ કાં ન કહો? કેકયીની કુટિલતાઈ વિષે પશુ પોતાની જડતાથી કહેશે. ॥ ૩ ॥ તે શઠ પુરુષ પોતાની કરોડ પેઢી સહિત સો કલ્પ સૂધી નર્કવાસ કરશે. મણિ કંઈ સર્પના અવગુણ અને દોષો ગ્રહણ કરતો નથી; પણ ઉલટો ઝેરનાં દુઃખ અને દારિદ્રને હરે છે. ॥ ૪ ॥

**दो॰ अवशि चलिय बन रामपहं, भरत मंत्र भल कीन्ह ॥**
**शोक सिन्धु बूडत सबहि, तुम अवलंबन दीन्ह ॥ १८१ ॥**

**અર્થ.**—હે ભરતજી! તમે ભલું કર્યું. અવશ્ય વનમાં શ્રીરામચંદ્રજી પાસે જવું. શોકસમુદ્રમાં બૂડતા આ સઘળાઓને તમે આજે આધાર આપ્યો. ॥ ૧૮૧ ॥

**चो॰ भा सब के मन मोद न थोरा । जनु घन ध्वनि सुनि चातक मोरा ॥**
**चलन प्रात लगि निर्णय नीके । भरत प्राणप्रिय भे सब हीके ॥ १ ॥**
**मुनिहिं वंदि भरतहि शिरनाई । चले सकल घर विदा कराई ॥**
**धन्य भरत जीवन जग माहीं । शील सनेह सराहत जाहीं ॥ २ ॥**
**कहहिं परस्पर भा बड काजू । सकल चलै कर साजहिं साजू ॥**
**जेहि राखहिं घर रहु रखवारी । सो जानै जनु गरदन मारी ॥ ३ ॥**
**कोउ कह रहन कहिय नहिं काहू । कोन चहै जग जीवन लाहू ॥**

**અર્થ.**—હે ગિરિજા! તે સાંભળી સઘળાઓના મનમાં કાંઈ થોડો આનંદ થયો નહીં. જેમ મેઘધ્વનિ સાંભળી બપૈયા અને મોરને સુખ થાય તેની પેઠે. એમ પ્રાતઃકાળમાં ચાલવાનો નિર્ણય થયો, તેથી ભરતજી સર્વેને પ્રાણપ્રિય થયા. ॥ ૧ ॥ ઋષિ તથા ભરતજીને સઘળા મસ્તક નમાવી પોતપોતાના ઘર તરફ ચાલ્યા. જગતમાં ભરતજીના જીવતરને ધન્ય છે, એમ રસ્તે ચાલતાં તેમના શીળ અને સ્નેહને વખાણતા હતા. ॥ ૨ ॥ તેઓ પરસ્પરમાં કહેવા લાગ્યા કે, ઘણું સારું કાર્ય થયું. સઘળા વનમાં જવાના સાજ સજવા માંડો. ॥ ૩ ॥ હે પાર્વતી! જે કોઈ પણ ઘરની રખવાળી કરવા માટે રાખે છે, તે જાણે અમને ગરદન મારે છે. તે જોઈ આપસમાં એમ કહેવા લાગ્યા કે, હવેથી ઘેર રાખવાનું કોઈને પણ કહેશો નહીં. પોતાના જીવવાનો લાભ લેવા કોણ ચાહ્ય નહીં? ॥ ૪ ॥

**दो॰ जरै सुसंपति सदन सुख, सुहृद मातु पितु भाइ ॥**
**सन्मुख होत जो रामपद, करै न सहज सहाइ ॥ १८२ ॥**

**અર્થ.**—આ સંપત્તિ, મંદિર, સુખ, માબાપ, ભાઈ, સગાં વગેરે જો શ્રીરામનાં ચરણુની સહજ માત્ર સાહેતા ન કરે તો તે સર્વે બળી જાય તો ઘણું સારું. ॥ ૧૮૨ ॥

**चो०** घर घर बाहन साजहिं नाना । हर्षहिं हृदय प्रभात पयाना ॥
भरत जाइ घर कीन्ह बिचारू । नगर बाजिगज भवन भंडारू ॥ १ ॥
संपति सब रघुपति की आही । जो बिनु यतन चलौं तजि ताही ॥
तौ परिणाम न मोरि भलाई । पाप शिरोमणि साईं दोहाई ॥ २ ॥
करहिं स्वामि हित सेवक सोई । दूषण कोटि देइ किन कोई ॥
अस विचारि शुचि सेवक बोले । जे स्वप्नहुं निज धर्म न डोले ॥ ३ ॥
कहि सब मर्म धर्म सब भाषा । जो जेहि लायक सो तहं राखा ॥
करि सब यत्न राखि रखवारे । राममातु पहं भरत सिधारे ॥ ४ ॥

**અર્થ.**—પ્રભાતમાં પ્રવાસમાં નિકળવું છે, એમ જાણી હર્ષિત હૃદયે લોકો ઘરોઘર નાના પ્રકારનાં વાહન સાજવા લાગ્યાં. હવે ભરતજીએ જઈ પોતાના મંદિરમાં વિચાર કર્યો કે, આ નગર, ઘોડા, હાથી, મહેલ અને ભંડાર ॥ ૧ ॥ વગેરે જે કાંઈ સંપત્તિ છે, તે સઘળી શ્રીરઘુનાથજીની છે. માટે જો હું તેને છોડીને ચાલ્યો જઈશ, તો તેમાં પરિણામે મારું ભલું નથી અને હું પાપીઓમાં શિરોમણિ વળી પ્રભુનો દ્રોહી થઈશ. ॥ ૨ ॥ સેવકનો ધર્મ તો સ્વામીનાં હિતમાટે જ છે, કદી તેને કરોડ દોષ આપે તો ભલે આપે. એમ વિચારીને સ્વપ્નમાં જે પોતાના ધર્મને છોડે નહિ, તેવા શાણા સેવકોને બોલાવ્યા. ॥ ૩ ॥ તેમને સઘળો મર્મ, ધર્મ કહીને જે કામને જે લાયક, તે ઉપર તેને ગોઠવ્યા. એમ ઘણા યત્ને રખવાળોને રાખી, તે પછી ભરતજી કૌશલ્યાજી પાસે ગયા. ॥ ૪ ॥

**दो०** आरत जननी जानी सब, भरत सनेह सुजान ॥
कहेउ सजावन पालकी, सुखद सुखासन यान ॥ १८३ ॥

**અર્થ.**—ત્યાં ઘણાં સ્નેહી અને સુજાણ ભરતજીએ સર્વે માતાઓને દુઃખી જાણી, સેવકોને બોલાવી સુખને દેનાર સુખપાળ પાલખીઓ અને રથો તૈયાર કરવા આજ્ઞા આપી. ॥ ૧૮૩ ॥

**चो०** चक चकई इव पुर नर नारी । चलत प्रात उर आनंद भारी ॥
जागत सब निशि भयउ बिहाना । भरत बुलाये सचिव सुजाना ॥ १ ॥
कयउ लेहु सब तिलक समाजू । बनहिं देव मुनि रामहिं राजू ॥
बेगि चलहु मुनि सचिव जोहारे । तुरत तुरंग रथ नाग संवारे ॥ २ ॥
अरूंधती अरू अग्नि समाजू । रथ चढि चले प्रथम मुनिराजू ॥
विप्रवृंद चढि वाहन नाना । चले सकल तप तेज निधाना ॥ ३ ॥

नगर लोग सब सजि सजि याना । चित्रकूट कहं कीन्ह पयाना ॥
शिबिका सुबग न जाई बखानी । चढि चढि चलत भई सब रानी ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા ! નગરવાસી સ્ત્રીપુરુષોએ ચકવા ચકવીની પેઠે સવારમાં શ્રીપ્રભુ પાસે જવું, એમ આનંદમનથી આખી રાત જાગરણ કર્યું. જ્યારે પ્રભાત થયો ત્યારે ભરતજીએ હુશિયાર મંત્રીઓને બોલાવી, ॥ ૧ ॥ કહ્યું કે, તમે રાજ્યતિલકની સઘળી સમાજ સાથે લો. વનમાં ગુરુ, શ્રીરામને રાજ્ય આપશે. તે સાંભળી કામદારો જુહાર કરી જલદી ચાલ્યા. તેમણે તરત ઘોડા, હાથી અને રથોને શણગાર્યા. ॥ ૨ ॥ હવે સૌ પહેલાં મુનિરાજ અગ્નિહોત્રી છે, માટે પોતાનાં પત્ની અરૂંધતી અને હોમનો સઘળો સામાન સાથે લઈ રથમાં ચઢી ચાલ્યા. તેમજ સઘળા તપ અને તેજના ભંડાર બીજા બ્રાહ્મણોનાં ટોળેટોળાં જૂદાં જૂદાં વાહનપર ચડીને ચાલ્યાં. ॥ ૩ ॥ તેમ જ પુરવાસી સઘળાં સ્ત્રીપુરુષો પણ રથો સાજી સાજીને ચિત્રકૂટ તરફ પ્રવાસ કરવા નિકળ્યાં તથા વખાણવામાં ન આવે એવી સુંદર પાલખીમાં બેસી સઘળી રાણીઓ ચાલતી થઈ. ॥ ૪ ॥

दो० सौंपि नगर शुचि सेवकन्ह, सादर सबहि चलाइ ॥
सुमिरि राम सिय चरण तब, चले भरत दोउ भाइ ॥ १८४ ॥

**અર્થ.**—એમ ઉત્તમ સેવકોને નગર સોંપી માનપૂર્વક સઘળાઓને રવાના કરી, શ્રીરામ જાનકીજીનાં ચરણોને પગે લાગી શત્રુઘ્ન સાથે ભરતજી ચાલ્યા. ॥ ૧૮૪ ॥

चो० राम दरश हित सब नर नारी । जनु करि करिणि चले तकि वारी ॥
बन सिय राम समुझि मन माहीं । सानुज भरत पयादेहि जाहीं ॥ १ ॥
देखि सनेह लोग अनुरागे । उतरि चले हय गज रथ त्यागे ॥
जाइ समीप राखि निज डोली । राम मातु मृदु वाणी बोली ॥ २
तात चढहु रथ बलि महतारी । होइहि प्रिय परिवार दुखारी ॥
तुम्हरे चलत चलिहि सब लोगू । सकल शोक कृश नहिं मग योगू ॥ ३ ॥
शिर धरि बचन चरण शिर नाई । रथ चाढि चलत भये दोउ भाई ॥
तमसा प्रथम दिवस करि वासू । दूसर गोमति तीर निवासू ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી ! જેમ જળને વાસ્તે હાથી તથા હાથિણી દોડે, તેમ સઘળાં સ્ત્રીપુરુષો શ્રીરામનાં દર્શન માટે ધ્યાન રાખી ચાલ્યાં. શ્રીરામ જાનકીજી વનમાં છે, એમ મનમાં જાણી, ભરતજી તથા શત્રુઘ્ન પગેથી જ ચાલ્યા. ॥ ૧ ॥ એવો તેમનો સ્નેહ જોઈ, સર્વે લોક પ્રીતિથી હાથી, ઘોડા અને રથો ઉપરથી ઉતરી ઉતરીને પગેથી ચાલવા મંડ્યા. ત્યારે કૌશલ્યાજી પોતાની ડોળી ભરતજી પાસે લઈ જઈને કોમળવાણીથી બોલ્યાં કે, ॥ ૨ ॥ હે બાપ ! બલિહારી જાઉં, રથમાં ચઢો. આપણો પ્રિય પરિવાર દુઃખી થાય છે. તેમ તમારા ચાલવાથી સઘળા લોકો પણ ચાલે છે અને તે સર્વને શોક હોવાથી, અશક્તિને લીધે માર્ગમાં ચાલવાને લાયક નથી. ॥ ૩ ॥ માતાજીનાં તે વચનો

મસ્તક ઉપર ધરી તેમનાં ચરણોમાં માથું નમાવી, બેઉ ભાઈ રથમાં ચઢી ચાલ્યા. તેમણે પહેલે દિવસે તમસા નદીને કિનારે વાસ કરચો, બીજો નિવાસ ગોમતીજીને તીરે કર્યો. ॥ ૪ ॥

**दो०** पय अहार फल अशन एक, निशि भोजन सब लोग ॥
करत राम हित नेम व्रत, परिहरि भूषण भोग ॥ १८५ ॥

**અર્થ.**—કેટલાક લોકો રાત્રીનાં ભોજન કરવા લાગ્યા, કેટલાકે કંદ, મૂળ, ફળ અને દૂધ વગેરેનો આહાર કર્યો. એમ શ્રીરામનાં દર્શનમાટે સઘળા ભોગ અને ભૂષણોને છોડીને રસ્તે જતાં તે લોકો નેમ વ્રત કરતાં હતાં. ॥ ૧૮૫ ॥

**चो०** सई तीर बसि चले बिहाने । शृंगबेर पुर सब नियराने ॥
समाचार सब सुने निषादा । हृदय बिचार करै सबिषादा ॥ १ ॥
कारण कवन भरत बन जाहीं । है कछु कपट भाव मन माहीं ॥
जो पै जिय न होत कुटिलाई । तौ कत लीन्ह संग कटकाई ॥ २ ॥
जानहिं सानुज रामहिं मारी । करौं अकंटक राज सुखारी ॥
भरत न राजनीति उर आनी । तब कलंक अब जिवन हानी ॥ ३ ॥
सकल सुरासुर जुरहि जुझारा । रामहिं समर न जितन हारा ॥
का आश्चर्य भरत अस करहीं । नहिं बिष बेलि अमिय फल फरहीं ॥ ४ ॥

**અર્થ.**—એમ ધેનુમતીને મૂકી પછી સઈ નદીને ઉતરીને સઘળાં શૃંગવેરપુર નજીક આવી પહોંચ્યાં. હવે જ્યારે 'ગો' રાજાએ તેમના સઘળા સમાચાર સાંભળ્યા, ત્યારે તે શોક સહિત હૃદયમાં વિચાર કરવા લાગ્યા કે, ॥ ૧ ॥ શા માટે ભરતજી વનમાં જતા હશે? તેમના મનમાં કાંઈ પણ કપટભાવ છે. જો તેમ ન હોત તો, સાથે સૈન્ય શા માટે લેત? ॥ ૨ ॥ તે એમ જાણતા હશે કે, લક્ષ્મણજી સાથે શ્રીરામને મારી અકંટક સુખેથી રાજ્ય કરું. ભરતજી રાજનીતિ કંઈપણ ઉરમાં લાવતા નથી, આગળ કલંક લીધું અને હમણા જીવની હાણ થશે. ॥ ૩ ॥ કદાચ સર્વે દેવ અને દૈત્યો મળીને લડી મરે, તોપણ શ્રીરામને યુદ્ધમાં જિતનાર કોઈ નથી. તેમ છતાં આશ્ચર્ય છે કે, ભરતજી એમ કરેછે. પણ વિષની વેલીમાં કોઈ દિવસ અમૃતફળ પેદા થાય જ નહ ॥ ૪ ॥

**दो०** अस बिचारि गुह ज्ञाति सन, कहेउ सजग सब होहु ॥
हथ बासहु बोरहु तरणि, कीजिय घाटारोहु ॥ १८६ ॥

**અર્થ.**—એમ વિચારીને પોતાના જ્ઞાતિવાળાને કહ્યું કે, સઘળા તૈયાર થાઓ અને હલેસાસહિત હોડીઓને જળમાં બોળીને ઘાટને બંધ રાખો. ॥ ૧૮૬ ॥

**चो०** होइ सजग सब रोकहु घाटा । ठाडेहु सकल मरण कै ठाटा ॥
सन्मुख लाहु भरत सन लेहू । जियत न सुरसरि उतरन देहू ॥ १ ॥

समर मरण पुनि सुरसरि तीरा । राम काज क्षण भंगु शरीरा ॥
भरत भाइ नृप मैं जन नीचू । बडे भाग अस पाइय मीचू ॥ २ ॥
स्वामि काज करिहौं रण रारी । लेइहौं सुयश भुवन दशचारी ॥
तजहुं प्राण रघुनाथ निहोरे । दुहूं हाथ मुद मोदक मोरे ॥ ३ ॥
साधु समाज न जाकर लेखा । रामभक्त महं जासु न रेखा ॥
जाय जियत जग सो महि भारू । जननी यौवन बिटप कुठारू ॥ ४ ॥

**અર્થ.**—મરણમાટે સઘળા તૈયાર થઈ ઘાટને રોકો અને ભરતજીની સામે થવાનો લાવ લો. જૂવો, જીવતાં તેમને ગંગાજી ઉતરવા દેતા નહીં. ॥ ૧ ॥ એક તો યુદ્ધમાં મરણ, વળી ગંગાજીને કિનારે, વળી આ ક્ષણભંગુર શરીર શ્રીરામનાં કાર્યમાટે, એવું મરણ તો મોટાં ભાગ્ય હોય તો જ મળે. ભરતજી તો શ્રીપ્રભુના ભાઈ છે, અને હું તો નીચ મનુષ્ય છું. ॥ ૨ ॥ સ્વામીને માટે યુદ્ધ કરીને ચૌદે ભુવનમાં સુયશ લઉં અથવા શ્રીરઘુનાથજી માટે પ્રાણ છોડું. મારા તો બેઉ હાથમાં આનંદના લાડુ છે. ॥ ૩ ॥ જેનું લેખું સાધુની સમાજમાં થયું નહીં અને જે શ્રીરામચંદ્રજીનો ભક્ત કહેવાયો નહીં, તેનું જીવતર આ જગતમાં વ્યર્થ છે. તે ફક્ત પૃથ્વીને ભારરૂપ અને પોતાની માતાની તારુણ્યરૂપી તરુપર કુહાડારૂપ છે. ॥ ૪ ॥

दो० बिगत बिषाद निषाद पति, सबहि बढाय उछाह ॥
सुमिरि राम मांगेउ तुरत, तरकस धनुष सनाह ॥ १८७ ॥

**અર્થ.**—એમ શોકરહિત થઈ ગો રાજાએ સઘળાઓનો ઉત્સાહ વધારતાં શ્રીરામનું સ્મરણ કરીને તરત પોતાનાં ધનુષ્ય, બાણ અને કવચ મંગાવી; ॥ ૧૮૭ ॥

चो० बेगहि भाइ सजहु संजोऊ । सुनि रजाय कदराय न कोऊ ॥
भले नाथ सब कहहिं सहर्षा । एकहि एक बढावहिं कर्षा ॥ १ ॥
चले निषाद जुहारी जुहारी । शूर सकल रण रचै सुरारी ॥
सुमिरि रामपद पंकज पनहीं । भाथा बांधि चढावहिं धनुहीं ॥ २ ॥
अंगुरि पहिरि कुंडि शिर धरहीं । फरसा बांस शेल सम करहीं ॥
एक कुशल अति ओडन खांडे । कूदहिं गगन मनहुं क्षिति छांडे ॥ ३ ॥
निज निज साज समाज बनाई । गुहरावतहिं जुहारहिं जाई ॥
देखि सुभट सब लायक जाने । लै लै नाम सकल सनमाने ॥ ४ ॥

**અર્થ.**—કહ્યું કે, જલદી જઈને યુદ્ધનો સામાન તૈયાર કરો. મારી આજ્ઞા સાંભળીને કોઈ પણ ભય પામતા નહીં. એવાં ગો રાજાનાં વચન સાંભળી, હર્ષ સહિત ભલે નાથ કહીને એક બીજાને ક્રોધ ચડાવવા લાગ્યા. ॥ ૧ ॥ એમ યુદ્ધમાં લડનારા સર્વે શૂરવીરો ગો રાજાને જૂહાર કરી કરીને ચાલ્યા. તેઓએ શ્રીરામચંદ્રજીનાં પદકમળને સ્મરી

યુદ્ધનું "પણ" કરી ભાથા બાંધીને ધનુષ્ય ચડાવ્યાં. ॥ ૨ ॥ બખ્તર પહેરી મસ્તકમાં લોઢાની કુંડીઓ ઘાલી ફરસી, ભાલાં, બેધારાં ખડ્ગ, સાંગ વગેરે હથિયારો તૈયાર કરી, ઢાલ તરવારથી પટો રમનારા કુશળ એવા યોધાઓ જાણે પૃથ્વીને છોડી આકાશમાં ઉડતા ન હોય? ॥ ૩ ॥ જ્યારે પોતાના સાજ તથા સમાજે બનાવીને ગો રાજાને જુહાર કરવા ગયા ત્યારે સઘળા યોધાઓ લાયક જાણીને ગો રાજાએ તેમનાં જૂદાં જૂદાં નામથી બોલાવીને માનપૂર્વક કહ્યું કે, ॥ ૪ ॥

**दो॰ भाइहु लावहु धोख जनि, आजु काज बड मोहु ॥**
**सुनि सरोष बोले सुभट, बीर अधीर न होहु ॥ १८८ ॥**

**અર્થ.**—હે ભાઇઓ! રખેને જરાપણ ધોખો કરતા. આજ મારું કાર્ય છે, તે સાંભળી સઘળા શૂરવીરોએ રોષથી આપસમાં કહ્યું કે, હે યોધાઓ! અધીરા ન થાઓ. ॥૧૮૮॥

**चो॰ रामप्रताप नाथ बल तोरे । करहिं कटक बिनु भट बिनु घोरे ॥**
**जियत पांव नहिं पीछे धरहीं । रूंड मुंड मय मेदिनि करहीं ॥ १ ॥**
**दीख निषाद नाथ भल टोलू । कहेउ बजाउ जुझाऊ ढोलू ॥**
**इतना कहत छींक भइ बांये । कहेउ शकुनियन्ह खेत सुहाये ॥ २ ॥**
**बूढ एक कह शकुन बिचारी । भरतहि मिलिय न होइहि रारी ॥**
**रामहिं भरत मनावन जाहीं । शकुन कहै अस बिग्रह नाहीं ॥ ३ ॥**
**सुनि गुह कहै नीक कह बूढा । सहसा करि पछिताहिं बिमूढा ॥**
**भरत स्वभाव शील बिनु बूझे । बडि हित हानि जानि बिनु जूझे ॥ ४ ॥**

**અર્થ.**—એક તો શ્રીરામના પ્રતાપે અને હે નાથ! આપના બળે ભરતજીના યોધાઓને લશ્કર વગરના કરશું. જીવતાં સૂધી પાછો પગ ભરશું નહીં. પછી પૃથ્વીને ધડ અને માથાંઓથી ઢાંકી દઇશું. ॥ ૧ ॥ એવી રીતે ભીલ લોકોનું ભલું ટોળું જોઇને ગો રાજાએ કહ્યું કે, લશ્કરી ઢોલ વગાડો. એમ કહેતાં જ ડાબીતરફ છીંક થઈ. ત્યારે ગોરાજાએ શકુન જોવાવાળાઓને પૂછ્યું કે, આ છીંક સારાં સ્થાનકમાં છે કે નરસામાં થાયછે. ॥ ૨ ॥ એમ સાંભળમાં જ એક બૂઢો શકુન વિચારીને બોલ્યો કે, હે સ્વામિન્! ભરતજી સાથે યુદ્ધ નહીં; પણ મેલાપ થશે. વળી આ શકુન એમ કહે છે કે, ભરતજી શ્રીરામચંદ્રજીને મનાવવા જાયછે અને યુદ્ધ નહીં કરશે. ॥ ૩ ॥ તે સાંભળી ગો રાજાએ કહ્યું કે, આ બૂઢો સાચી વાત કહે છે. પણ જે મૂર્ખ વગરવિચાર્યું ને ઉતાવળું કામ કરે, તે જરૂર પાછળથી પસ્તાય. ભરતજીનો સ્વભાવ તથા શીળ જાણ્યાવગર આપણે જો યુદ્ધ કર્યું હત તો, તેમાં મોટી હાણ થાત. ॥ ૪ ॥

**दो॰ गहहु घाट भट सिमिटि सब, लेउ मर्म मिलि जाइ ॥**
**बूझि मित्र अरि मध्यगति, तब तस करब उपाइ ॥ १८९ ॥**

**અર્થ.**—માટે સર્વે શૂરવીરો ભેગા થઈ ઘાટને ઘેરીને બેસો અને તેઓ આવે તેમાં મળી જઈ તેમનો ભેદ સમજીને શત્રુ, મિત્ર કે મધ્યસ્થ છે, તે જાણીને પછી તેવો ઉપાય કરજો. ॥ ૧૮૯ ॥

**ચો૦** लखब सनेह सुभाय सुहाये । बैर प्रीति नहिं दुरत दुराये ॥
अस कहि भेंट सजोवन लागे । कंद मूल फल खग मृग मांगे ॥ १ ॥
मीन पीन पाठीन पुराने । भरि भरि भार कहारन आने ॥
सकल साज सजि मिलन सिधाये । मंगल मूल शकुन शुभ पाये ॥ २ ॥
देखि दूरिते कहि निज नामू । कीन्ह मुनिशहि दंड प्रणामू ॥
जानि राम प्रिय दीन्ह अशीशा । भरतहि कहेऊं बुझाइ मुनीशा ॥ ३ ॥
राम सखा सुनि स्यंदन त्यागा । चले उतरि उमंगत अनुरागा ॥
गांव जाति गुह नांव सुनाई । कीन्ह जुहारि माथ महि लाई ॥ ४ ॥

**અર્થ.**—તેમનો સ્નેહ અને સ્વભાવ જોજો. વેરને પ્રીતિ કંઈ છૂપાવ્યાં છૂપશે નહીં. એમ કહી ભરતજીને આપવાની ભેટો સજાવવા લાગ્યા. તેમણે કંદ,[1] મૂળ, ફળ, પક્ષી અને મૃગ મંગાવ્યા. ॥ ૧ ॥ વળી નવાં ને જૂનાં, નાનાં ને મોટાં બે તરેહનાં માછલાં પણ મંગાવ્યાં. તે સઘળાં કાવડીઆઓ ઉપાડી ઉપાડીને લઈ આવ્યા. તે સર્વે સાજ તૈયાર કરીને મળવાને ચાલ્યા. તેને રસ્તે જતાં મંગળમય શુભ શકુનો થયાં. ॥ ૨ ॥ ગો રાજાએ છેટેથી જ તેમને જોઈને પોતાનું નામ કહ્યું અને ઋષિ વશિષ્ટજીને દંડવત્ પ્રણામ કર્યા. તેમને શ્રીરામના પ્રિય જાણીને ગુરુએ આશીર્વાદ આપતાં, તે શ્રીપ્રભુના મિત્ર છે એમ ભરતજીને કહ્યું. ॥ ૩ ॥ શ્રીહરિના સખા સાંભળીને ભરતજી રથમાંથી ઊતરી પ્રીતિથી આગળ ચાલ્યા. ગો રાજાએ તેમને પોતાનું ગામ, નામ તથા જાત કહી સંભળાવીને પૃથ્વીપર માથું નમાવી નમસ્કાર કર્યા. ॥ ૪ ॥

**दो०** करत दंडवत देखि तेहि, भरत लीन्ह उर लाइ ॥
मनहु लषण सन भेंट भइ, प्रेम न हृदय समाइ ॥ १९० ॥

**અર્થ.**—એવી રીતે ગોરાજાને દંડવત્ કરતો જોઈ જાણે લક્ષ્મણજી મળ્યા નહોય? તેમ તેને ભરતજીએ છાતી સાથે લગાડી લીધો. તે વખતે તેમના હૃદયમાં પ્રેમ સમાતો સમાતો ન હતો. ॥ ૧૯૦ ॥

**ચો૦** भेंटे भरत ताहि अति प्रीति । लोग सिहाहिं प्रेमकी रीति ॥
धन्य धन्य ध्वनि मंगल मूला । सुर सराहि तेहि बरषहिं फूला ॥ १ ॥

---

૧. ગો રાજાએ ભરતજીની પરીક્ષા માટે ત્રણ પ્રકારના ખોરાક મોકલ્યા. મિત્રતાને માટે માછલાં, શત્રુતાને માટે ખગ મૃગ અને ઉદાસીપણા માટે કંદ મૂળફલ.

लोक वेद सब भांतिहि नीचा । जासु छाह छुइ लेइय सींचा ॥
तेहि भरि अंक राम लघु भ्राता । मिलत पुलक परिपूरित नाता ॥ २ ॥
राम राम कहि जे जमुहाहीं । तिनहिं न पाप पुंज समुहाहीं ॥
इहि तौ राम लाय उर लीन्हा । कुल समेत जग पावन कीन्हा ॥ ३ ॥
करमनाश जल सुरसरि परई । तेहि को कहहु शीश नहिं धरई ॥
उलटा नाम जपत जग जाना । वाल्मीकि भे ब्रह्म समाना ॥ ४ ॥

**અર્થ.**—ભરતજી તેને ઘણી પ્રીતિથી મળ્યા; તે જોઈ સઘળા લોકો તેની પ્રીતિને વખાણવા લાગ્યા. ચારે તરફથી મંગળના ધ્વનિરૂપ એવો અવાજ આવવા લાગ્યો અને દેવતાઓ તેની સરાહના કરી પુષ્પવૃષ્ટિ કરતાં કહેવા લાગ્યા કે, ॥ ૧ ॥ વેદ અને સર્વ લોકથી સઘળી રીતે નીચ, જેના પડછાયાને અડી જઈએ તો જળનો છાંટો લેવો પડે, એવી જાતને શ્રીરામના નાના ભાઈ પરિપૂર્ણ રોમાંચિત શરીરે બથ ભરીને મળે છે. ॥ ૨ ॥ જે પ્રાણી બગાસું ખાતી વખતે રામ રામ કહે, તેને પણ અનેક પાપ સ્પર્શ કરતાં નથી. ત્યારે આને તો શ્રીરામચંદ્રજીએ પોતે છાતી સાથે લગાડી જગતમાં તેના કુળ સાથે પવિત્ર કર્યો છે. ॥ ૩ ॥ જો કર્મનાશા નદીનું જળ કદાચ ગંગાજીમાં પડે તો, કહો કે તેને મસ્તક ઉપર કોણ ન ધરે? જગત્ જાણે તેમ વાલ્મીકિ ઋષિ 'મરા મરા' એમ ઉલટા નામના જપથી ત્રિકાળદર્શી થયા. ॥ ૪ ॥

दो० श्वपच सबर खस यवन जड, पांवर कोल्ह किरात ॥
राम कहत पावन परम, होत भुवन विख्यात ॥ १९१ ॥

**અર્થ.**—માટે ચંડાળ, નટાદિ નીચ, નપુંસક, મ્લેછ, મૂઢ, કોળી કે ભીલ પશુઆદિ સર્વ "રામ" એટલું કહેતાં જ અત્યંત પવિત્ર અને જગમાં પ્રખ્યાત થાયછે. ॥ ૧૯૧ ॥

चो० नहिं अचरज युगयुग चलिआई । केहि न दीन्ह रघुवीर बडाई ॥
राम नाम महिमा सुर कहहीं । सुनि सुनि अवध लोग सुख लहहीं ॥ १ ॥
राम सखहि मिलि भरत सप्रेमा । पूछहिं कुशल सुमंगल क्षेमा ॥
देखि भरत कर शील सनेहू । भा निषाद तेहि समय बिदेहू ॥ २ ॥
सकुच सनेह मोद मन बाढा । भरतहि चितवत एकटक ठाढा ॥
धरि धीरज पद वंदि बहोरी । विनय सप्रेम करत कर जोरी ॥ ३ ॥
कुशल मूल पदपंकज पेखी । मैं तिहुं काल कुशल निज देखी ॥
अब प्रभु परम अनुग्रह तोरे । सहित कोटि कुल मंगल मोरे ॥ ४ ॥

**અર્થ.**—તેમાં કંઈ આશ્ચર્ય નથી. યુગે યુગમાં એમ જ ચાલ્યું આવે છે. શ્રીરઘુનાથજીએ કોને મોટાઈ આપી નથી? એવી રીતે શ્રીરામચંદ્રજીનો મહિમા દેવતાઓ કહે છે, તે સાંભળી અયોધ્યાવાસી વિશેષ સુખ પામેછે. ॥ ૧ ॥ એમ ભરતજીએ શ્રીપ્રભુનાં

સખા ગો રાજાને મળીને મંગળરૂપ ક્ષેમ કુશળ પૂછયા, ત્યારે ભરતજીનો શીળ તથા સ્નેહ જોઇને ગો રાજા દેહનું ભાન ભૂલી ગયા. ॥ ૨ ॥ તેના મનમાં સ્નેહ, સંકોચ અને અત્યંત આનંદથી તે એકી નજરે ભરતજી સામું જોતાં ઉભો રહ્યો. પછી ધીરજ ધરી ભરતજીનાં ચરણોમાં નમીને હાથ જોડીને પ્રેમપૂર્વક નમ્રતા કરીને બોલ્યો કે, ॥ ૩ ॥ કુશળના મૂળરૂપ આપનાં પદકમળોનાં દર્શનથી હું ત્રણે કાળમાં મારું કુશળ દેખું છું. હે પ્રભુ! આપના અત્યંત અનુગ્રહથી મારાં કરોડ કુળસહિત હું મંગળરૂપ થયો. ॥ ૪ ॥

दो० समुझि मोरि करतूति कुल, प्रभु महिमा जिय जोइ ॥
जो न भजै रघुवीरपद, जग विधि वंचक सोइ ॥ १९२ ॥

**અર્થ.**—માટે મારા કુળનાં કર્મ સમજી વળી મનમાં શ્રીપ્રભુનો મહિમા જોઈ જે પરમેશ્વરને ભજશે નહીં, તેને જાણે જગતમાં જન્મ આપી વિધાતાએ ઠગ્યો, એમ સમજવું. ॥ ૧૯૨ ॥

चो० कपटी कायर कुमति कुजाती । लोक वेद बाहिर सब भांती ॥
राम कीन्ह आपन जबहीं ते । भयउं भुवन भूषण तबहीं ते ॥ १ ॥
देखि प्रीति सुनि विनय सुहाई । मिले बहोरि लषण लघु भाई ॥
कहि निषाद निज नाम सुबानी । सादर सकल जुहारी रानी ॥ २ ॥
जानि लषण सम देहिं अशीशा । जियहु सुखी सौलाख बरीशा ॥
निरखि निषाद नगर नर नारी । भये सुखि जनु लषण निहारी ॥ ३ ॥
कहहिं लहेउ यह जीवन लाहू । भेंटेउ राम भाइ भरि बाहू ॥
सुनि निषाद निज भाग्य बडाई । प्रमुदित मन लै चलेउ लिवाई ॥ ४ ॥

**અર્થ.**—હું કપટી, કાયર, કુમતિ, કુજાતિ અને બધી રીતે વેદ તથા લોકથી બાહેર છતાં; જયારથી શ્રીપ્રભુએ મને પોતાનો કર્યો છે, ત્યારથી ભુવનમાં ભૂષણરૂપ થયો છું. ॥ ૧ ॥ હે ઉમા! તેમની પ્રીતિ જોઈ તથા સુંદર વિનય સાંભળીને વળી તેમને શત્રુઘ્ન મળ્યા. પછી ગો રાજાએ સારી વાણીથી પોતાનું નામ કહ્યું, ત્યારે સઘળી રાણીઓ આદદરપૂર્વક તેમને મળી. ॥ ૨ ॥ તેને લક્ષ્મણજી પ્રમાણે જાણી આશીર્વાદ આપ્યો કે, કરોડ વરસ સૂધી જીવતા રહીને સુખ ભોગવો. તેમ જ અયોધ્યાવાસી સ્ત્રીપુરુષો ગો રાજાને નિરખી, જાણે લક્ષ્મણજીને જોયા ન હોય, તેમ સુખી થયાં ॥ ૩ ॥ અને પરસ્પરમાં કહેવા લાગ્યાં કે, જેને શ્રીરામચંદ્રજીના નાના ભાઈ અંક ભરીને મળ્યા, તેને જોઇને આજ આપણે જીવતરનો લાહ્વો પામ્યાં. એવી રીતે ગો રાજા પોતાના ભાગ્યની મોટાઈ જોઇને પ્રેમયુક્ત મનથી તેમને તેડી ચાલ્યો. ॥ ૪ ॥

दो० सनकारे सेवक सकल, चले स्वामि रुख पाई ॥
घर तरु तर सर बाग बन, वास बनायउ जाई ॥ १९३ ॥

**અર્થ.**—તેણે અણુસારો કરતાં જ સઘળા સેવકો સ્વામીની રૂખ જાણી ચાલ્યા અને ઘરોમાં ઝાડો નીચે, સરોવર કિનારે, બાગોમાં તથા વનમાં જઇને સારા ઉતારા બનાવ્યા. ૧૯૩

चो० शृंगबेर पुर भरत दीख जब । भे सनेह वश अंग शिथिल तब ॥
सोहत दिये निषादहि लागू । जनु तनु धरे विनय अनुरागू ॥ १ ॥
इहिविधि भरत सेन सब संगा । दीख जाइ जग पावनि गंगा ॥
राम घाट कहं कीन्ह प्रणामा । भा मन मग्न मिले जनु रामा ॥ २ ॥
करहिं प्रणाम नगर नर नारी । मुदित ब्रह्ममय बारि निहारी ॥
करि मज्जन मांगहिं कर जोरी । रामचंद्र पद प्रीति न थोरी ॥ ३ ॥
भरत कहेउ सुरसरि तव रेनू । सकल सुखद सेवक सुरधेनू ॥
जोरि पाणि वर मांगौं एहू । सीय राम पद सहज सनेहू ॥ ४ ॥

**અર્થ.**—જ્યારે ભરતજીએ શૃંગવેરપુર જોયું, ત્યારે પ્રીતિથી તેનું શરીર શિથિલ થઈ ગયું. હે પાર્વતી! તે વખતે ગો રાજાની સાથે ભરતજી જાણે વિનય અને અનુરાગે જ દેહ ધારણ કર્યો ન હોય, તેમ શોભતા હતા. ॥ ૧ ॥ એ પ્રમાણે ભરતજીએ સઘળા સૈન્ય સાથે જઇને જગત્ પાવિની ગંગાજીનાં દર્શન કર્યાં અને શ્રીરામઘાટ જોઇને તેને પ્રણામ કરતાં જાણે પ્રભુ પોતે જ મળ્યા કેમ ન હોય, તેમ મનમાં મગ્ન થયા. ॥ ૨ ॥ અયોધ્યાવાસી સ્ત્રીપુરુષોએ પણ બ્રહ્મમય ગંગાજળને જોઇને આનંદથી પ્રણામ કર્યા અને તેમાં નહાઇને હાથ જોડી માંગવા લાગ્યાં કે, હે ભાગીરથી! શ્રીરામચંદ્રજીનાં ચરણમાં પરમ પ્રીતિ દેજો. ॥ ૩ ॥ ભરતજી બોલ્યા કે, હે સુરસરિ! તારી રજ સઘળા સુખોને આપનારી અને સેવકોને કામધેનુ જેવી છે. માટે હું હાથ જોડીને એ વરદાન માગું છું કે, શ્રીરામસીતાજીનાં ચરણકમળમાં સ્વાભાવિક ઘણો સ્નેહ આપજો. ॥ ૪ ॥

दो० इहिविधि मज्जन भरत करि, गुरु अनुशासन पाई ॥
मातु नहानी जानि सब, डेरा चले लिवाई ॥ १९४ ॥

**અર્થ.**—એ પ્રમાણે ભરતજી સ્નાન કરી, પછી ગુરુ વશિષ્ઠજીની આજ્ઞા લઈ, સઘળી માતાઓ નહાઈ ચૂકી ત્યારે તેમને તેડીને સ્થાનકે ચાલ્યા. ॥ ૧૯૪ ॥

चो० जहं तहं लोगन्ह डेरा कीन्हा । भरत शोध सबही कर लीन्हा ॥
गुरु सेवा करि आयसु पाई । राम मातु पहं गे दोउ भाई ॥ १ ॥
चरण चापि कहि कहि मृदु बानी । जननी सकल भरत सनमानी ॥
भाइहि सौंपि मातु सेवकाई । आप निषादहि लीन्ह बुलाई ॥ २ ॥
चले सखा कर सों कर जोरे । शिथिल शरीर सनेह न थोरे ॥
पूछत सबहि सो ठांव देखाऊ । नेकु नयन मन जरनि जुडाऊ ॥ ३ ॥
जहं सिय राम लषण निशि सोये । कहत भरे जल लोचन कोये ॥
भरत वचन सुनि भयउ बिषादू । तुरत तहां लै गयउ निषादू ॥ ४ ॥

**અર્થ.**—અયોધ્યાના લોકોએ સવળો અવળો જ્યાં ત્યાં મુકામ કર્યો હતો, તે સઘળાઓની તપાસ ભરતજીએ લીધી. પછી શ્રીગુરુની સેવા કરી તેમની આજ્ઞા લઇને બેઉ ભાઈ કૌશલ્યાજી પાસે ગયા. ॥ ૧ ॥ ત્યાં ભરતજીએ તેમનાં ચરણ આપતાં કોમળ વાણીથી કહી કહીને સઘળી માતાઓને સન્માની. પછી શત્રુઘ્નને માતાઓની સેવા સોંપી પોતે ગો રાજાને બોલાવ્યા. ॥ ૨ ॥ શાંત શરીરથી ઘણા સ્નેહયુક્ત બેહુ ચાલ્યા. એક બીજાના હાથ ઝાલીને ભરતજીએ કહ્યું કે, હે સખા ! ચાલો. અમને જે ઠેકાણે શ્રીરામ, લક્ષ્મણજી તથા જાનકીજી રાત રહ્યાં હોય, તે એકવાર દેખાડો, કે જેથી મન તથા નેત્રોની બળતરા મટીને કંઈક ટાઢક વળે. એમ કહેતાં ભરતજી ગદગદ કંઠે થઈ ગયા અને તેમની આંખોમાં જળ ભરાઈ આવ્યાં. એવાં ભરતજીનાં વચન સાંભળી શોક થવાથી ગો રાજા તરત તેઓને ત્યાં લઈ ગયા. ॥ ૩ ॥ ૪ ॥

**दो०** जहं शिशिपा पुनीत तरु, रघुबर किय विश्राम ॥
अति सनेह सादर भरत, कीन्हेउ दंड प्रणाम ॥ १९५ ॥

**અર્થ.**—હે ગિરિજા! સીસમનાં જે પવિત્ર ઝાડતળે શ્રીરઘુનાથજીએ વિશ્રામ કર્યો હતો, તેને ઘણા સ્નેહથી માનપૂર્વક ભરતજીએ દંડની પેઠે પ્રણામ કર્યા. ॥ ૧૯૫ ॥

**चो०** कुश साथरी निहारि सुहाई । कीन्ह प्रणाम प्रदक्षिण लाई ॥
चरण रेख रज आंखिन लाई । बनै न कहत प्रीति अधिकाई ॥ १ ॥
कनक बिंदु लइ चारिक देखे । राखे शीश सीय सम लेखे ॥
सजल बिलोचन हृदय गलानी । कहत सखा सन वचन सुबानी ॥ २ ॥
श्रीहत सीय विरह द्युति हीना । यथा अवध नर नारि मलीना ॥
पिता जनक देउं पटतर केही । करतल भोग योग जग जेही ॥ ३ ॥
श्वशुर भानुकुल भानु भुआलू । जेहि सिहात अमरावति पालू ॥
प्राणनाथ रघुनाथ गुसाई । जो बड होत सो राम बडाई ॥ ४ ॥

**અર્થ.**—શોભીતી દર્ભની સાદડી જોઇને ભરતજીએ તેમને પ્રણામ કરતાં પ્રદક્ષિણા કરી. શ્રીપ્રભુનાં ચરણકમળની રજ કહી શકાય નહીં, એવી પ્રીતિથી આંખે લગાડી. ॥ ૧ ॥ એટલામાં જાનકીજીના કપાળની કનકમય ટીલડીમાંથી પડેલી બે ચારેક તારાટપકીઓ દીઠી. એટલે તેમને સીતાજી પ્રમાણે લેખી ભરતજીએ પોતાના શિર ઉપર રાખી. તે વખતે તેમના હૃદયમાં ગ્લાનિ અને લોચનોમાં જળ છવાઈ જતાં ગો રાજાને કોમળ વાણીથી કહેવા લાગ્યા કે, ॥ ૨ ॥ જેમ સીતાજીના વિરહથી આ તારાટબકીઓ શોભારહિત તેજહીન છે, તેમ જ અયોધ્યાનાં સ્રીપુરુષો પણ મલીન છે. વળી જેના હાથમાં જગતના ભોગ અને જોગ બે બરોબર છે, વળી જેની ઉપમા કોઇને પણ દઈ શકાય નહીં, એવા જેના પિતા જનકરાજા છે, ॥ ૩ ॥ વળી જેને ઇંદ્ર પણ વખાણે છે, એવા સૂર્યકુળમાં સૂર્યરૂપ દશરથરાજા જેમના સસરા અને જેને આપેલી મોટાઇથી કોઈ પણ મોટો થાયછે, એવા ગુસાંઈ શ્રીરઘુનાથજી જેમના પતિ છે. ॥ ૪ ॥

दो० पति देवता सुतीय मणि, सीय साथरी देखि ॥
बिहरत हृदय न हहरि मम, पवि ते कठिन बिशेषि ॥ १९६ ॥

અર્થ.—તથા જે પતિવ્રતા સ્ત્રીઓમાં મણિરૂપ છે એવાં સીતાજીની આ સાદરી જોતાં, વજ્ર કરતાં પણ વધારે કઠણ મારું હૃદય તડ તડ ફાટી જતું નથી. ॥ ૧૯૬ ॥

चो० लालन योग लषण लघु लोने । भे न भाइ अस अहहिं न होने ॥
पुरजन प्रिय पितु मातु दुलारे । सिय रघुबीरहि प्राण पियारे ॥ १ ॥
मृदु मूरति सुकुमार सुभाऊ । ताति वायु तनु लागि न काऊ ॥
ते वन बसहिं विपति सब भाती । निदरे कोटि कुलिश यह छाती ॥ २ ॥
राम जन्मि जग कीन्ह उजागर । रूप शील सुख सब गुणसागर ॥
पुरजन परिजन गुरु पितु माता । राम स्वभाव सबहि सुखदाता ॥ ३ ॥
बैरिउ राम बडाई करहीं । बोलन मिलनि बिनय मन हरहीं ॥
शारद कोटि कोटि शत शेषा । करि न सकहिं प्रभु गुण गण लेखा ॥ ४ ॥

અર્થ.—તેમ જ નાનાભાઈ લક્ષ્મણજી પણ સુંદર અને લાડ લડવાને લાયક છે. એવા ભાઈઓ થયા નથી, છે નહીં, અને થશે પણ નહીં. તેઓ માબાપ, કુટંબીઓ અને નગરવાસીઓને ઘણા લાડકા છે. તેમ જ શ્રીરામ તથા સીતાજીને પણ પ્રાણથી પ્યારા છે. ॥ ૧ ॥ વળી કોમળ શરીર અને સુકુમાર સુંદર સ્વભાવવાળા છે. તેમનાં શરીરને કોઈ દિવસ પણ ઉંનો વાયુ વાયો નથી. તેઓ અનેક રીતે વિપત્તિ વેઠીને ( ભોગવીને ) વનમાં વસે છે, છતાં કરોડ વજ્ર જેવી આ મારી છાતી ફાટી જતી નથી. ॥ ૨ ॥ તેમ શીળ, સુખ અને સર્વે ગુણના સાગર શ્રીરામચંદ્રજીએ આ જગતમાં જન્મીને સુયશ પસરાવ્યો છે. વળી નગરવાસી, કુટંબીઓ, ગુરુ તથા માતપિતાને શ્રીરામનો સ્વભાવ સુખદાયક લાગે છે. ॥ ૩ ॥ શત્રુપણ શ્રીરઘુનાથજીની મોટાઈ ગાય છે તથા તેમનું બોલવું, મળવું અને વિનય સઉના મનને હરે છે. વધારે તો શું, પણ કરોડ શારદા તથા સો કરોડ શેષજી પણ શ્રીપ્રભુના ગુણની ગણના કરી શકે નહીં! ॥ ૪ ॥

दो० सुख स्वरूप रघुवंश मणि, मंगल मोद निधान ॥
ते सोवत कुश डासि महि, विधि गति अति बलवान ॥ १९७ ॥

અર્થ.—એવા સુખના સ્વરૂપ રઘુવંશમાં મણિરૂપ અને મંગળ તથા મોદના ભંડાર શ્રીરામચંદ્રજી પૃથ્વી ઉપર પાથરેલી આ દર્ભની સાદરી ઉપર પોઢે. અહાહા!!! દૈવની ગતિ અતિ બળવાન્ છે. ॥ ૧૯૭ ॥

चो० राम सुना दुख कानन काऊ । जीवन तरु जिमि जुगवत राऊ ॥
पलक नयन फणि मणि जेहि भांती । जुगवहिं जननि सकल दिन राती ॥१॥
ते अब फिरहि बिपिन पद चारी । कंद मूल फल फूल अहारी ॥
धिक कैकेयि अमंगल मूला । भइसि प्राण प्रीतम प्रतिकूला ॥ २ ॥

मैं धिक धिक अघ उदधि अभागी । सब उतपात भयउ जेहि लागी ॥
कुल कलंक करि सृजेउ बिधाता । साईं द्रोह मोहिं कीन्ह कुमाता ॥ ३ ॥
सुनि सप्रेम समुझाव निषादू । नाथ करिय कत बादि विषादू ॥
राम तुमहिं प्रिय तुम प्रिय रामहिं । यहि निरदोष दोष बिधि बामहिं ॥ ४ ॥

**અર્થ.**—અરે! શ્રીરામ પ્રભુએ કોઈ દિવસે પણ વનનાં દુઃખ સાંભળ્યાં નહતાં. મારા પિતાજી તેમને જીવનવૃક્ષની પેઠે જાળવતા હતા. તેમ જ સઘળી માતાઓ પણ રાત ને દિવસ સર્પ જેમ મણિને તથા પાંપણુ જેમ આંખને સંભારે, એમ સંભાળતી હતી. ॥૧॥ તેઓ હવે ઉઘાડે પગે અરણ્યમાં ફરેછે, અને કંદ, મૂળ તથા ફળ ફૂલનો આહાર કરેછે. માટે અમંગળના મૂળરૂપ હે કેકયી! તને ધિક્કાર છે કે, તું પ્રાણપ્રિયને અવળી થઈ. ॥ ૨ ॥ તેમ જ જેને માટે આ સર્વે ઉત્પાત થયો, તે પાપનો સમુદ્ર તથા અભાગીઓ જે હું, તે મને પણ ધિક્કાર છે. બ્રહ્માએ મને કૂળમાં કલંકરૂપ કરી સરજ્યો, અને મારી નઠારી માતાએ મને શ્રીહરિનો દ્રોહી કર્યો. ॥ ૩ ॥ તે સાંભળીને ગો રાજાએ પ્રેમપૂર્વક તેમને સમજાવ્યા કે, હે નાથ! વ્યર્થ શોક કાં કરો છો ? શ્રીરામ તમને પ્રિય અને તમે શ્રીરામને પ્રિય હોવાથી નિર્દોષ છો. પણ વિધિ અવળો હોવાને લીધે આ સઘળો દોષ તેને છે. ॥ ૪ ॥

**हरिगीतछंद.** विधि वाम की करणी कठिन जेहि मातु कीन्ही बावरी ॥
तेहि राति पुनि पुनि करहिं प्रभु सादर सराहन रावरी ॥
तुलसी न तुम सों राम प्रीतम कहत हौं सौंहैं किये ॥
परिणाम मंगल जानि अपने आनिये धीरज हिये ॥ ९८ ॥

**અર્થ.**—અવળા વિધાતાની કઠણ કરણીએ માતાને બાવરી બનાવી દીધી. પણ જે રાતે પ્રભુ અહીં રહ્યા હતા, તે રાત્રે વારંવાર માનપૂર્વક તમારાં વખાણ કરતા હતા. ગ્રંથકર્ત્તા કહે છે કે, વળી ગો રાજા બોલ્યો કે, હું સોગન ખાઈને કહુંછું કે, તમે શ્રીપ્રભુને ઘણા પ્રિય છો. માટે પરિણામ શુભ જાણીને હૈયામાં આપ ધીરજ ધરો. ॥૯૮॥

**सो०** अंतर्यामी राम, सकुच सप्रेम कृपायतन ॥
चालिय करिय बिश्राम, यह बिचार दृढ आनि मन ॥ ४९ ॥

**અર્થ.**—કૃપાના ભંડાર અને અંતર્યામી શ્રીરામ પ્રેમથી લાજમાં લેવાય છે, એમ મનમાં વિચાર દૃઢ કરીને પધારો તથા વિશ્રામ કરો. ॥ ૪૯ ॥

**चो०** सखा बचन सुनि उर धरि धीरा । बास चले सुमिरत रघुबीरा ॥
यह सुधि पाइ नगर नर नारी । चले बिलोकन आरत भारी ॥ १ ॥
परदक्षिण करि करहिं प्रणामा । देहिं कैकयिहि खोरि निकामा ॥
भरि भरि वारि बिलोचन लेहीं । बाम बिधातहि दूषण देहीं ॥ २ ॥

एक सराहहिं भरत सनेहू । कोउ कह नृपति निबाहेउ नेहू ॥
निंदहिं आपु सराह निषादहि । को कहि सकै विमोह विषादहि ॥ ३ ॥
इहि विधि राति लोग सब जागा । भा भिनुसार उतारण लागा ॥
गुरुहि सुनाव चढाइ सुहाई । नई नाव सब मातु चढाई ॥ ४ ॥
दंड चारि महं भा सब पारा । उतरि भरत तब सबहिं संभारा ॥

**અર્થ.**—એવી રીતે સખાનાં વચન સાંભળી હૃદયમાં ધીરજ ધરીને શ્રીરઘુનાથજીનું સ્મરણ કરતા ઉતારે ચાલ્યા. હવે જ્યારે એ ખબર અયોધ્યાવાસી સ્ત્રીપુરુષોને પડી, ત્યારે તેઓ ઘણાં દુઃખી થઈ તે જગ્યા જોવાને ચાલ્યાં. ॥ ૧ ॥ ત્યાં જઈ તે સ્થળને પ્રણામ અને પ્રદક્ષિણા કરતાં વ્યર્થ કૈકેયીએ કાળો કેર કર્યો, એમ તેને દોષ દેવા લાગ્યાં. તેમ જ નયનોમાં આંસુ આણીને ઉલટા થયેલા વિધાતાને દોષ દેવા લાગ્યાં. ॥ ૨ ॥ તેમાંના કોઈ ભરતજીના સ્નેહને વખાણવા લાગ્યા. કોઈ કહેવા લાગ્યા કે, દશરથ રાજાએ પોતાનો સ્નેહ નભાવ્યો અને વળી કેટલાક પોતાની નિંદા કરી ગો રાજાને વખાણવા લાગ્યા. હે ઉમા! તે વખતના મોહયુક્ત વિખવાદને કોણ કહી શકે?॥ ૩ ॥ એ પ્રમાણે સઘળા લોકો આખી રાત જાગ્યા અને પ્રાતઃકાળ થતે સઘળાએ ડેરા સમેટ્યા. પછી ભરતજીએ ગુરુ વસિષ્ઠજીને શોભીતી સારી હોડીમાં ચડાવીને એક નવી નાવમાં સઘળી માતાઓને બેસાડી. તેઓ સઘળાં ચાર ઘડીમાં સામે પાર પહોંચ્યાં કે, ભરતજીએ ઉતરી સઘળાઓની સંભાળ લીધી. ॥ ૪ ॥

दो० प्रात क्रिया करि मातु पद, वंदि गुरुहिं शिरनाइ ॥
आगे किये निषादगण, दीन्हेउ कटक चलाइ ॥ १९८ ॥

**અર્થ.**—પછી પ્રાતઃક્રિયા કરી માતાઓ તથા ગુરુનાં ચરણમાં મસ્તક નમાવી, રસ્તામાં ભોમીઆ ભીલોનાં ટોળાંને આગળ કરી કટકને ચલાવ્યું. ॥ ૧૯૮ ॥

चो० किये निषाद नाथ अगुआई । मातु पालकी सकल चलाई ॥
साथ बुलाइ भाइ लघु दीन्हा । विमन सहित गवन गुरु कीन्हा ॥ १ ॥
आइ सुरसरिहि कीन्ह प्रणामू । सुमिरे लषण सहित सियरामू ॥
गवने भरत पयादेहि पाये । कोतल संग जाहिं डोरि आये ॥ २ ॥
कहहिं सुसेवक बारहिं बारा । होइय नाथ अश्व असवारा ॥
राम पयादेहि पांव सिधाये । हम कहं रथ गज वाजि बनाये ॥ ३ ॥
शिर भर जाउं उचित अस मोरा । सब ते सेवक धर्म कठोरा ॥
देखि भरत गति सुनि मृदुबानी । सब सेवक गण करहिं गलानी ॥ ४ ॥

**અર્થ.**—પછી ગોરાજાને આગેવાન કરી માતાઓની સઘળી પાલખીઓ ચલાવી અને પછી શત્રુઘ્નને બોલાવી તેમને પાલખીઓ સાથે મોકલતાં તેમની સાથે બ્રાહ્મણો

સહિત ગુરુ વશિષ્ઠજીને પણ રવાના કર્યા. ॥ ૧ ॥ પછી ભરતજી ગંગાજીને પ્રણામ કરીને, શ્રીરામ, સીતાજી તથા લક્ષ્મણજીનું સ્મરણ કરતાં પગેથી જ ચાલ્યા અને તેમની સાથે વાહનનાં સેવકો ઠાલાં વાહન દોરી ચાલ્યા. ॥ ૨ ॥ ત્યારે સારા સેવકો વારંવાર કહેવા લાગ્યા કે, હે નાથ! અશ્વઉપર સ્વાર થાઓ. તેને ભરતજીએ જવાબ આપ્યો કે, શ્રીરામચંદ્રજી પગથી જ પધાર્યા છે અને વિધાતાએ રથ, ગજ ને ઘોડા મારે માટે કર્યા છે. ॥ ૩ ॥ પણ સેવકધર્મ સર્વથી કઠોર છે, માટે મારે તો અહીં માથાવતી ચાલવું યોગ્ય છે. આવી ભરતજીની ગતિ જોઈ તથા તેમની કોમળ વાણી સાંભળી સઘળા સેવકો શોક કરવા લાગ્યા. ॥ ૪ ॥

**दो० भरत तीसरे पहर कहँ, कीन्ह प्रवेश प्रयाग ॥**
**कहत राम सिय राम सिय, उमंगि उमंगि अनुराग ॥ १९९ ॥**

**અર્થ.**—એમ પ્રીતિમાં ઉભરાઈ ઉભરાઈને શ્રીરામ સીતા કહેતાં કહેતાં ભરતજીએ ત્રીજે પ્રહરે શ્રીપ્રયાગરાજમાં પ્રવેશ કર્યો. ॥ ૧૯૯ ॥

**चौ० झलका झलकत पांयन कैसे । पंकज कोश ओस कण जैसे ॥**
**भरत पयादेहि आये आजू । देखि दुखित सुनि सकल समाजू ॥ १ ॥**
**खबरि लीन्ह सब लोग पठाये । कीन्ह प्रणाम त्रिवेणी आये ॥**
**सितासित शुभ नीर अन्हाने । दिये दान महिसुर सनमाने ॥ २ ॥**
**देखत श्यामल धवलहिलोरे । पुलक शरीर भरत कर जोरे ॥**
**सकल काम प्रद तीरथ राऊ । वेद विदित जग प्रगट प्रभाऊ ॥ ३ ॥**
**मांगौं भीख त्यागि निज धरमू । आरत काह न करहिं कुकरमू ॥**
**अस जिय जानि सुजानि सुदानी । सफल करौ जगयाचक बानी ॥ ४ ॥**

**અર્થ.**—હે ભવાની! રસ્તામાં ચાલવાથી ભરતજીના પગમાં જે ઉઝેડા (ફરફોલ્લા) ઉઠ્યા છે, તે જાણે કમળની પાંખડી ઉપર ઝાંકળનાં બિંદુ જેમ શોભે, તેમ ઝળકી રહ્યા હતા. આજ ભરતજી પગેથી આવે છે, તે જોઈ તથા સાંભળી સકળ સમાજ દુઃખી થઈ. ॥ ૧ ॥ પછી ત્રિવેણીના ઘાટપર આવી ભરતજીએ સઘળાઓની ખબર લેવાસારુ ત્યાં બધાં માણસો મોકલ્યાં. પછી સીતાસિત લહેરો (ગંગાજી તથા સરસ્વતીનું શ્વેત અને યમુનાનું કાળું જળ એ બેના સંગમ) નાં શુભ જળમાં સ્નાન કરીને બ્રાહ્મણોને માનપૂર્વક દાન દીધાં. ॥ ૨ ॥ ત્યાં ઉછળતા શ્યામ તથા શ્વેત જળના હિલોરા જોઇને રોમાંચિત શરીરે ભરતજીએ હાથ જોડી કહ્યું કે, સર્વે કામનાને આપનાર, વેદ-વિદિત અને જગતમાં પ્રગટ પ્રભાવવાળા, હે તીર્થરાજ! ॥ ૩ ॥ હું પોતાનો ધર્મ છોડીને તમારી પાસે ભીખ માંગુંછું. દુઃખી માણસ શું કુકર્મ ન કરે? એમ મનમાં જાણીને હે સુજાણ તથા સુદાની! જગતના યાચકોની વાણીને સફળ કરો. ॥ ૪ ॥

**दो० अर्थ न धर्म न काम रुचि, गति न चहौं निर्बान ॥**
**जन्म जन्म रति राम पद, यह वरदान न आन ॥ २०० ॥**

**અર્થ.**--મને ધર્મ, અર્થ કે કામમાં રુચિ નથી, તેમ હું ગતિ કે મોક્ષ ચહાતો નથી. જન્મોજન્મમાં શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં પ્રીતિ રહો, એ જ માગુંછું. બીજું કાંઈ નહીં. ॥ ૨૦૦ ॥

**चो०** जानहिं राम कुटिल करि मोही । लोग कहैं गुरु साहिब द्रोही ॥
सीता राम चरण रति मोरे । अनुदिन बढै अनुग्रह तोरे ॥ १ ॥
जल्द जन्म भरि सुरति बिसारे । याचत जल पवि पाहन डारे ॥
चातक रटनि घटे घटि जाई । बढे प्रेम सब भांति भलाई ॥ २ ॥
कनकहि बान चढे जिमि दाहे । तिमि प्रीतम पद प्रेम निबाहे ॥
भरत वचन सुनि मांझ त्रिवेनी । भै मृदु बानि सुमंगल देनी ॥ ३ ॥
तात भरत तुम सब बिधि साधू । रामचरण अनुराग अगाधू ॥
बादिगलानि करहु मन माहीं । तुम सम रामहिं प्रिय कोउ नाहीं ॥ ४ ॥

**અર્થ.**--શ્રીરામ મને કપટી જાણશે; અને લોકો મને ગુરુ તથા પ્રભુનો દ્રોહી જાણશે, તોપણ શ્રીરામ સીતાજીનાં ચરણમાં તમારા અનુગ્રહથી પ્રતિ દિવસ મારી પ્રીતિ વધતી રહો. ॥ ૧ ॥ જેમ સ્વાતિનો મેઘ પોતાની શુદ્ધિ ભૂલી જઈને, જન્મભર જળ માગતાં વજ્ર અને પથ્થરા વરસાવે, તોપણ બપૈયાનું પીઉ પીઉ કહેતાં ગળું બેસી જાય, છતાં સુંદર પ્રેમ વધે છે. ॥ ૨ ॥ જેમ સોનાને તપાવવાથી તેજ વધે, તેમ શ્રીપ્રભુનાં ચરણમાં મારી પ્રીતિ અત્યંત થજો. તે ભરતજીનાં વચનો સાંભળી ત્રિવેણીમાંથી સુમંગળને આપનારી કોમળ વાણી નિકળી કે, ॥ ૩ ॥ હે બાપ! તમે સઘળી રીતે સાધુ છો તથા શ્રીરામચરણમાં તમારી અગાધ પ્રીતિ છે, તમે વ્યર્થ મનમાં શોક કરો છો. તમારા જેવો પ્રભુને બીજો કોઈ પ્રિય નથી. ॥ ૪ ॥

**दो०** तनु पुलके हिय हर्षि सुनि, वेणि वचन अनुकूल ॥
भरत धन्य कहि धन्य कहि, नभ सुर बरषहिं फूल ॥ २०१ ॥

**અર્થ.**--તે ત્રિવેણીનાં સારાં વચનો સાંભળી, ભરતજી હૃદયમાં રાજી થયા અને તેમનું શરીર રોમાંચિત થઈ ગયું. તે વખતે દેવતાઓએ ધન્ય ભરત! ધન્ય ભરત! કહીને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી. ॥ ૨૦૧ ॥

**चो०** प्रमुदित तीरथराज निवासी । वैखानस बटु गृही उदासी ॥
कहहिं परस्पर मिलि दशपांचा । भरत सनेह शील शुचि सांचा ॥ १ ॥
सुनत रामगुण गान सुहाये । भरद्वाज मुनिवर पहं आये ॥
दंड प्रणाम करत मुनि देखे । मूरतिवंत भाग्य निज लेखे ॥ २ ॥
धाइ उठाइ लाइ उर लीन्हे । दीन्ह अशीश कृतारथ कीन्हे ॥
आसन दीन्ह नाइ शिर बैठे । चहत सकुचि गृह जनु भजि पैठे ॥ ३ ॥

मुनि पूछब कछु यह बड शोचू । बोले ऋषि लखि शील संकोचू ॥
सुनहु भरत हम सब सुधिपाई । विधि करतब पर कछु न बसाई ॥ ४ ॥

**અર્થ.**—તે જોઈ તીર્થવાસી વાનપ્રસ્થ, બ્રહ્મચારી, સંન્યાસી અને ગૃહસ્થીઓ પાંચ દશ ભેળા થઈ આનંદથી પોતપોતામાં કહેવા લાગ્યા કે, ભરતજીનો સ્નેહ તથા શીળ પવિત્ર અને સાચો છે. ॥ ૧ ॥ પછી પ્રભુના શોભીતા ગુણો સાંભળતાં ભરતજી ભરદ્વાજ પાસે ગયા. તેમને દંડવત્ પ્રણામ કરતાં જ્યારે મુનિએ જોયા ત્યારે જાણે સ્વરૂપધારી પોતાનું ભાગ્ય જ આવ્યું ન હોય? તેમ મુનિએ માન્યું. ॥ ૨ ॥ અને દોડી તેમને ઉઠાવીને ઉર સાથે લગાડતાં આશીર્વાદ દઈ કૃતાર્થ કર્યા. પછી આસન આપ્યું, એટલે જેમ અપરાધી નાશીને લાજથી ઘરમાં પેસી જાય, તેમ ભરતજી માથું નીચું નમાવીને બેઠા. ॥ ૩ ॥ ત્યારે ઋષિરાજે તેમને શીળ તથા સંકોચ અને અત્યંત શોચ વશ જોઇને પૂછ્યું કે, હે બાપ! હું સઘળી હકીકત જાણું છું, પણ શું કરું. બ્રહ્માજીની કરણી જ એવી છે. તેમણે કંઈ સારું ન કર્યું. ॥ ૪ ॥

दो० तुम गलानि जिय जनि करहु, समुझि मातु करतूति ॥
तात केकयिहि दोष नहिं, गई गिरामति धूति ॥ २०२ ॥

**અર્થ.**—માટે માતાનું કર્તવ્ય સમજી રખેને શોચ કરતા? હે બાપ! એમાં કૈકેયીનો કંઈ પણ વાંક નથી. એમની મતિને ધૂતવી સરસ્વતી ઘેર નાશી ગઈ. ॥૨૦૨॥

चो० येहउ कहत भल कहहि न कोऊ । लोक वेदबुध संमत दोऊ ॥
तात तुह्मार विमलयश गाई । पाइहि लोकहु वेद बडाई ॥ १ ॥
लोक वेद संमत विधि कहई । जेहि पितु राज देइ सो लहई ॥
राउ सत्यव्रत तुमहिं बुलाई । देत राजसुख धर्म बडाई ॥ २ ॥
रामगमन बन अनरथ मूला । जो सुनि सकल विश्व भये शूला ॥
सो भावीवश रानि अयानी । करि कुचालि अंतहु पछितानी ॥ ३ ॥
तहंउं तुह्मार अल्प अपराधू । कहै सो अधम अयान असाधू ॥
करतेहु राज्य तुमहिं नहिं दोषू । रामहिं होत सुनत संतोषू ॥ ४ ॥

**અર્થ.**—હવે જો જગતમાં એમ કહીએ કે, સરસ્વતીનો વાંક છે, તો કોઈ સારું કહે નહીં. તેને પંડિતો પણ એમ કહે છે કે, લોક તથા વેદ એ બેઉનો મત એવો જ છે. હે બાપ! તમારો નિર્મળ યશ ગાઇને લોક તથા વેદ મોટાઈ પામશે. ॥ ૧ ॥ વળી વેદ અને લોકનો મત એવો કહેવાય છે કે, પિતાજી જેને રાજ આપે તે જ કરે. પણ સત્યવ્રત રાખનાર દશરથ રાજાએ જો તમને બોલાવીને રાજ્ય આપ્યું હત, તો સુખ, ધર્મ તથા બડાઈ વધત. ॥ ૨ ॥ પણ શ્રીરામનું વનમાં ગમન થયું, તે જ અનર્થનું મૂળ થયું અને તે સાંભળી સઘળા વિશ્વને દુઃખ થયું. પણ ભવિષ્ય યોગે રાણીએ અજ્ઞાનથી કુચાલ ચલાવી અને હવે અંતે પસ્તાણી. ॥ ૩ ॥ માટે એમાં તમારો અપરાધ છે

એમ જે કહે તેને નીચ, નઠારો અને અજ્ઞાની સમજવો. તમને રાજ્ય કરતાં દોષ નથી. તે વાત સાંભળીને શ્રીરામચંદ્રજીને પણ સંતોષ થાય. ॥ ૪ ॥

दो० अब अति कीन्हेउ भरत भल, तुमहिं उचित मत येहु ॥
सकल सुमंगल मूल जग, रघुबर चरण सनेहु ॥ २०३ ॥

**અર્થ.**—તોપણ હે ભરતજી! હવે તમે જે કર્યું, તે ઘણું સારું કર્યું. જગતમાં સઘળા મંગળના મૂળરૂપ શ્રીરઘુનાથજીનાં ચરણમાં સ્નેહ રાખવો, એમ જ ઘટે છે. ॥ ૨૦૩ ॥

चो० सो तुह्मार धन जीवन प्राना । भूरि भाग्य को तुमहिं समाना ॥
यह तुह्मार अचरज नहि ताता । दशरथ सुवन राम लघु भ्राता ॥ १ ॥
सुनहु भरत रघुपति मन माहीं । प्रेम पात्र तुम सम कोउ नाहीं ॥
लषण राम सीतहि अति प्रीती । निशि सब तुमहिं सराहत बीती ॥ २ ॥
जाना मर्म अन्हात प्रयागा । मगन भये तुह्मरे अनुरागा ॥
तुम पर अस सनेह रघुबर के । सुख जीवन जग जस जड नरके ॥ ३ ॥
यह न अधिक रघुवीर बडाई । प्रणत कुटुंब पाल रघुराई ॥
तुम तौ भरत मोर मत येहू । धरेउ देह जनु राम सनेहू ॥ ४ ॥

**અર્થ.**—એથી જ તમારા જીવ તથા જીવતરને ધન્ય છે. તમારા જેવો મહત્ ભાગ્યશાળી કોણ છે? હે બાપ! તમે શ્રી રામના નાના ભાઈ અને દશરથના કુંવર છો, માટે એમ કરો, તેમાં આશ્ચર્ય નહીં. ॥ ૧ ॥ હે ભરતજી! સાંભળો. શ્રીરઘુનાથજીના મનમાં તમારા જેવો પ્રેમમાત્ર બીજો કોઈ નથી. શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજીએ અહીંઆં આખી રાત તમારાં જ વખાણ કરતાં કાઢી. ॥ ૨ ॥ શ્રી પ્રયાગરાજજીમાં સ્નાન કરતી વખત જ મેં મર્મ જાણ્યો કે, જ્યારે બ્રાહ્મણોએ સંકલ્પમાં જંબુદ્વીપે, ભરતખંડે આવો ઉચ્ચાર કર્યો, ત્યારે શ્રીપ્રભુ તમારું નામ સાંભળતાં જ પ્રેમમાં મગ્ન થઈ ગયા. હે ભરતજી! જેમ જગતમાં મૂર્ખ પુરુષ ઝાઝું જીવવામાં પ્રીતિ રાખે છે, તેમ શ્રીરઘુનાથજીનો તમારાપર અત્યંત સ્નેહ અનુરાગ છે. ॥ ૩ ॥ વળી શ્રીરઘુનાથજીની વધારે મોટાઈ નથી, કારણ કે, તેઓ શરણાગતનાં કુટુંબ સહિત પાલન કરનારા છે. ત્યારે તમે તો તેના નાના ભાઈ છો. હે ભરતજી! મારા મનમાં એવું છે કે, જાણે શ્રીરામના સ્નેહે જ તમારું રૂપ લીધું છે. ॥ ૪ ॥

दो० तुमकहं भरत कलंक यह, हम सब कहं उपदेश ॥
राम भक्ति रस सिद्ध हित, भा यहि समय गणेश ॥ २०४ ॥

**અર્થ.**—હે તાત! અમે જે ઉપદેશ કરીએ છૈએ, એટલું જ માત્ર તમને કલંક છે. પણ આ વખતે સર્વેને શ્રીરામની પ્રેમભક્તિ પ્રાપ્ત થવા વાસ્તે ગણપતિ મહામંગળના દેનાર થયા. ॥ ૨૦૪ ॥

चो० नव विधु विमल तात यश तोरा । रघुवर किंकर कुमुद चकोरा ॥
उदय सदा अथईय कबहूंना । घटिहि न जग नभ दिन दिन दूना ॥ १ ॥
कौक विलोकि प्रीति अति करहीं । प्रभु प्रताप रवि छविहि न हरहीं ॥
निशि दिन सुखद सदा सब काहू । ग्रसिहि न कैकयि करतब राहू ॥ २ ॥
पूरण राम सुप्रेम पियूषा । गुरु अपमान दोष नहिं दूषा ॥
राम भक्ति अब अमिय अघाहू । कीन्हेउ सुलभ सुधा बसुधाहू ॥ ३ ॥
भूप भगीरथ सुरसरि आनी । सुमिरे सकल सुमंगल खानी ॥
दशरथ गुण गण बरणि न जाहीं । अधिक काह जेहि सम जग नाहीं॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! તમારા નિર્મળ યશરૂપી નવીન ચંદ્રમા આગળ શ્રીરામના દાસો-રૂપી કુમુદ તથા ચકોર પક્ષીઓ છે, તે સદૈવ ઉદય જ રહેછે, કોઈ દિવસ આથમતો નથી, તેમ જગતમાં ઘટતો નથી અને આકાશમાં પણ રોજ રોજ બમણો વધે છે. ॥ ૧ ॥ તથા જેને જોઈ ચકવા પ્રીતિ કરશે, જેનું તેજ શ્રીપ્રભુના પ્રતાપરૂપી સૂર્ય નહીં કરે; પણ જે સર્વેને રાત્રદિવસ સુખ દેનાર થશે, તેને કૈકેયીનાં કર્તવ્યરૂપી રાહુ ગળી જશે નહીં. ॥ ૨ ॥ વળી દક્ષ તથા ગુરુના અપમાનરૂપી દોષ તથા દૂષણ લાગેલ નથી. પણ તે શ્રીરામના પ્રેમરૂપી અમૃતથી ભરપૂર રહેલો છે. શ્રીરામની ભક્તિરૂપી અગાધ અમૃતને તમે સઘળા જીવોને પૃથ્વીઉપર સુલભ કરી આપી છે. ॥ ૩ ॥ તમારા કુળના રાજા ભગીરથે સ્મરણ કરવાથી જ સઘળા મંગળને દેનારી એવી દેવતા-ઓની નદી ગંગાજીને આણી. વળી તે જ વંશમાં જેના ગુણ વર્ણી ન શકાય, અને અ-ધિક તો શું ? પણ જેના જેવો જગતમાં કોઈ નથી એવા દશરથ રાજાના, ॥ ૪ ॥

दो० जासु सनेह सकोचबश, राम प्रगट भे आय ॥
जे हर हिय नयनन कबहुं, निरखे नाहिं अघाय ॥ २०५ ॥

**અર્થ.**—સ્નેહ તથા સંકોચને વશ થઈ જેને મહાદેવજી પણ કયારેય પોતાનાં ને-ત્રોથી હૃદય ભરી નિરખી સંતોષ પામ્યા નથી, એવા શ્રીરામ આવીને પ્રગટ થયા. ૨૦૫

चो० कीरतिबिधु तुम कीन्ह अनूपा ॥ जहं बस राम प्रेम मृग रूपा ॥
तात गलानि करहु जिय जाये । डरहु दरिद्रहिं पारस पाये ॥ १ ॥
सुनहु भरत हम झूंठ न कहहीं । उदासीन तापस बन रहहीं ॥
सब साधन कर सुफल सुहावा । लषण राम सिय दरशन पावा ॥ २ ॥
तेहि फल कर फल दरश तुह्मारा । सहित प्रयाग सुभाग हमारा ॥
भरत धन्य तुम जग यश लयऊ । कहि अस प्रेम मगन मुनि भयऊ ॥ ३ ॥
सुनि मुनि वचन सभासद हरषे । साधु सराहि सुमन सुर वरषे ॥
धन्य धन्य ध्वनि गगन प्रयागा । सुनि सुनि भरत मगन अनुरागा ॥ ४ ॥

**અર્થ.**—તમે ઘણો સારો કીર્તિરૂપી ચંદ્રમા કર્યો. જ્યાં શ્રીરામનો પ્રેમ મૃગરૂપે વસે છે, ત્યાં જેમ દરિદ્રીને પારસમણિ મળતાં તે ડરે, તેમ હે બાપ! તમે વૃથા હૃદયમાં શોક કરો છો. ॥ ૧ ॥ હે ભરતજી! સાંભળો. હું જૂઠું કહેતો નથી. અમે તો ઉદાસી તથા તપસ્વી છિયે, અને વનમાં રહીએ છિયે. અમારા સઘળા સાધનનું સુંદર ફળ અમને એ મળ્યું કે, શ્રીરામ, સીતાજી ને લક્ષ્મણજીનાં દર્શન પામ્યા. ॥ ૨ ॥ વળી તે ફળનું વિશેષ ફળ તમારાં દર્શન થયાં એ જ છે. આજ આખા પ્રયાગરાજસહિત અમે સદ્‌ભાગી થયા. હે ભરતજી! જગતમાં સુયશ લીધો, માટે તમને ધન્ય છે. એમ કહીને ઋષિ પ્રેમમાં મગ્ન થઈ ગયા. ॥ ૩ ॥ તે મુનિનાં વચનો સાંભળી સભાસદ હરખ પામ્યા અને ભરદ્વાજ ઋષિએ સારું કહ્યું, સારું કહ્યું, એમ કહી દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી. હે પ્રિયા! તે વખત આકાશ અને પ્રયાગરાજમાં ધન્ય! ધન્યનો ધ્વનિ થઈ રહ્યો. તે સાંભળીને ભરતજી પ્રીતિમાં લીન થયા. ॥ ૪ ॥

**दो०** पुलक गात हिय राम सिय, सजल सरोरुह नैन ॥
करि प्रणाम मुनि मंडिलिहि, बोले गद्‌गद बैन ॥ २०६ ॥

**અર્થ.**—તેમનું શરીર રોમાંચિત થઈ ગયું અને નેત્રકમળો પ્રેમાશ્રુથી છવાઈ ગયાં. તેઓ હૃદયમાં રામ સીતાજીને સ્મરીને મુનિમંડળને પ્રણામ કરી, ગદગદ કંઠે બોલ્યા કે, ॥ ૨૦૬ ॥

**चो०** मुनिसमाज अरु तीरथराजू । सांचेहु शपथ अघाइ अकाजू ॥
इहि थल जो कछु कहिय बनाई । इहि सम नहिं कछु अघ अघ माई ॥ १ ॥
तुम सर्वज्ञ कहौं सतिभाऊ । उर अंतर्यामी रघुराऊ ॥
मोहिंन मातु करतब कर शोचू । नहिं दुख जिय जग जानहि पोचू ॥ २ ॥
नाहिंन डर बिगरहि परलोकू । पितहु मरे कर नाहिंन शोकू ॥
सुकृत सुयश भरि भुवन सुहाये । लक्ष्मण राम सरिस सुत पाये ॥ ३ ॥
रामबिरह तजि तनु क्षण भंगू । भूप शोच कर कवन प्रसंगू ॥
रामलषण सिय बिनु पग पनहीं । करि मुनिवेष फिरहिं बन बनहीं ॥ ४ ॥

**અર્થ.**—એક તો પ્રયાગરાગ જેવું તીર્થ અને તેમાં વળી મુનિઓનો સમાજ, માટે હું સોગન ખાઇને સાચું કહું છું. અહીં ખોટું બોલવાથી ઘણું અકાર્ય થાય. આ સ્થળમાં જો બનાવીને કાંઈ પણ કહીએ, તો એના જેવું પાપ તથા નીચતા બીજું કહેવામાં પણ નથી. ॥ ૧ ॥ આપ સર્વજ્ઞ છો, માટે હું સત્ય ભાવથી કહું છું. તે અંતર્યામી શ્રીરઘુનાથજી જાણે છે. મને માતાનાં કર્તવ્યનો કંઈ પણ શોચ નથી. તેમ મને જગત નીચ જાણશે; તેથી મારા મનને દુઃખ નથી. ॥૨॥ વળી પરલોક બગડશે, તેનો પણ મને ડર નથી. તેમ જ પિતાજી ગુજરી ગયા, તેનો પણ મને શોચ નથી. જગતમાં

શોભીતાં સુકૃત કરી સુયશ મેળવી, શ્રીરામચંદ્રજી અને લક્ષ્મણજી જેવા પુત્ર પામ્યા; ॥ ૩ ॥ તથા શ્રીરામના વિરહમાં ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો. એવા પ્રતાપી રાજાનો શોચ શા વાસ્તે કરવો જોઇએ? પણ શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજી ઉઘાડે પગે ઋષિવેષમાં વનેવન ફરે છે, ॥ ૪ ॥

**दो० अजिन बसन फल अशन महि, शयन डासि कुशपात ॥**
**बसि तरु तर नित सहत दुख, हिम तप बरषा बात ॥ २०७ ॥**

**અર્થ.**—શોકપલ્લવનાં વસ્ત્રો પહેરે છે, ભોજનમાં ફળ ફૂલ આરોગે છે, પૃથ્વીપર ઘાસ પાંદડાં તથા દર્ભનું આસન કરી પોઢે છે અને ઝાડ નીચે નિત્ય વસી ટાઢ, તડકો, વાયુ તથા વરસાદનું દુઃખ સહન કરે છે, ॥ ૨૦૭ ॥

**चो० यह दुख दाह दहै नित छाती । भूख न बासर नींद न राती ॥**
**यह कुरोग कर ओषधि नाहीं । शोधेउं सकल विश्व मन माहीं ॥ १ ॥**

**मातु कुमति बडई अघ मूला । तेहि हमार हित कीन्ह बसूला ॥**
**कलि कुकाठ गढी कीन्ह कुयंत्रु । गाडि अवधि पढि कठिन कुमंत्रु ॥ २ ॥**

**मुहिं लगि यह कुठाट जेहि ठाटा । घालिसि सब जग बारह बाटा ॥**
**मिटै कुयोग राम फिरि आये । सबहि अवध नहिं आन उपाये ॥ ३ ॥**

**भरत वचन सुनि मुनि सुखपाई । सबहि कीन्ह बहु भांति बडाई ॥**
**तात करहु जनि शोच विशेखी । सब दुख मिटिहि रामपद देखी ॥ ४ ॥**

**અર્થ.**—તે દુઃખથી નિત્ય છાતી બળે છે. દિવસની ભૂખ કે રાતની નિદ્રા આવતી નથી. હું મારા મનથી આખું વિશ્વ શોધી વળ્યો, પણ તે કુરોગનું ઓસડ ક્યાંય દેખાતું નથી. ॥ ૧ ॥ મારી માતાની કુમતિરૂપી પાપનું મૂળ સૂતાર, તેણે મારા કલ્યાણરૂપી કુહાડાથી કલેશરૂપી ખરાબ લાકડાને ઘડી તેના કુતર્કરૂપી કુયંત્ર (શનિની મૂર્તિ) બનાવીને, વરદાનરૂપી કુમંત્ર ભણી ચૌદ વર્ષ સૂધી અયોધ્યાજીમાં દાટયું. ॥ ૨ ॥ એમ જે મારે માટે કૈકેયીએ કુરોગ રચ્યા, તેથી આખા જગતની ઉથલ પાથલ થઈ ગઈ. માટે હવે જો શ્રીરામ પાછા પધારે તો જ આ દુઃખી થયેલી અયોધ્યાજી પાછી વસે તથા કુરોગ મટે, બીજો ઉપાય નથી. ॥ ૩ ॥ એવાં ભરતજીનાં વચન સાંભળી ભરદ્વાજ ઋષિ ઘણો સંતોષ પામ્યા અને સઘળા ભરતજીનાં વખાણ કરી બોલ્યા કે, હે બાપ! રખેને વધારે શોચ કરતા? શ્રીરામના પદપંકજનાં દર્શનમાત્રથી તે દુઃખ મટશે. ॥૪॥

**दो० करि प्रबोध मुनिवर कहेउ, अतिथि प्राण प्रिय होहु ॥**
**कंद मूल फल फूल हम, देहिं लेहु करि छोहु ॥ २०८ ॥**

**અર્થ.**—પછી ઋષિ બોલ્યા કે, તમે મારા વહાલા પરોણા થઈને આ કંદ, મૂળ અને ફળ ફૂલ જે હું આપું છું, તે આરોગો. ॥ ૨૦૮ ॥

**चो०** सुनि मुनिवचन भरत हिय शोचू । भयउ कुअवसर कठिन सकोचू ॥
जानि गरुअ गुरु गिरा बहोरी । चरणबंदि बोले कर जोरी ॥ १ ॥
शिर धरि आयसु करिय तुह्मारा । परम धर्म यह नाथ हमारा ॥
भरत वचन मुनिवर मन भाये । शुचि सेवक तब निकट बुलाये ॥ २ ॥
चाहिय कीन्ह भरत पहुनाई । कंद मूल फल आनहुं जाई ॥
भले नाथ कहि तिन्ह शिरनाये । प्रमुदित निज निज काज सिधाये ॥ ३ ॥
मुनिहिं शोच पाहुन बड नेवता । तस पूजा चाहिय जस देवता ॥
सुनि ऋधि सिधि अणिमादिक आई । आयसु होय सो करैं गुसाईं ॥ ४ ॥

**અર્થ.**—ઋષિનાં તે વચનો સાંભળી ભરતજીના મનમાં શોચ થયો અને કઠણ વખત જાણી સંકોચાયા, પણ ફરીને ગુરુની વાણી જાણીને તેનાં ચરણમાં નમી હાથ જોડી બોલ્યા કે, ॥ ૧ ॥ હે નાથ! આપની આજ્ઞા મસ્તક ઉપર ધરી, તે પ્રમાણે કરવું, એ અમારો પરમ ધર્મ છે. તે ભરતજીનાં વચનો ઋષિને ગમ્યાં; તેથી તેમણે પવિત્ર શિષ્યોને પોતાપાસે બોલાવી કહ્યું કે, ॥ ૨ ॥ ભરતજીની પરોણાગત કરવી જોઈએ માટે, કંદ મૂળ ફળ લઈ આવો. તે સાંભળતાં હે નાથ! ભલે, એમ કહી મુનિને મસ્તક નમાવી આનંદથી તેઓ પોતપોતાને કામે દોડ્યા. ॥ ૩ ॥ હવે અહીં ઋષિને વિચાર થયો કે, આ મોટા પરોણાને નોતરુ છે, માટે જેવા દેવ, તેવી પૂજા જોઈએ. તે ઋષિનો વિચાર સાંભળીને અણિમાદિક સઘળી રિદ્ધિ સિદ્ધિઓ ત્યાં આવીને બોલી કે, હે ગુસાંઈ! જેવી આજ્ઞા થાય તેમ કરીએ. ॥ ૪ ॥

**दो०** रामबिरह ब्याकुल भरत, सानुज सकल समाज ॥
पहुनाई करि हरहु श्रम, कहेउ मुदित मुनिराज ॥ २०९ ॥

**અર્થ.**—તે સાંભળી ઋષિ આનંદથી બોલ્યા કે, સઘળી સમાજ તથા શત્રુઘ્ન સાથે ભરતજી શ્રીરામના વિરહમાં વ્યાકુળ થયેલા છે, માટે તેમની પરોણાગત કરીને દુઃખ નાશ કરો. ॥ ૨૦૯ ॥

**चो०** ऋधि सिधि शिरधरि मुनिवर वानी । बड भागिनि आपुहि अनुमानी ॥
कहहिं परस्पर सिधि समुदाई । अतुलित अतिथि राम लघुभाई ॥ १ ॥
मुनि पद वंदि करिय सोइ आजू । होइ सुखी सब राज समाजू ॥
अस कहि रुचिर रचे गृह नाना । जो बिलोकि बिलखाहिं विमाना ॥ २ ॥

भोग विभूति भूरि भरि राखे । देखत जिनहिं अमर अभिलाषे ॥
दासी दास साज सब लीन्हे । जुगवत रहहिं मनहिं मन दीन्हे ॥ ३ ॥
सब समाज सजि सिधि पल माहीं । जो सुख स्वप्नेहुं सुरपुर नाहीं ॥
प्रथमहिं बास दिये सब केही । सुंदर सुखद यथारुचि जेही ॥ ४ ॥

**અર્થ.**—પછી રિદ્ધિ સિદ્ધિઓ ઋષિની વાણી શિરપર ધરી, પોતાનાં સદ્‌ભાગ્ય વિચારીને પરસ્પરમાં કહેવા લાગી કે, શ્રીરામના નાના ભાઈ આ અતિથિ ઘણા અતુલિત છે. ॥ ૧ ॥ માટે ઋષિનાં પદને વંદી આજ એમ કરીએ કે, જેથી સર્વે રાજ-સમાજ સુખી થાય. એમ કહીને જેને જોઇને વિમાન પણ પસ્તાય, એવાં મનોહર મંદિરો તેમણે રચ્યાં. ॥ ૨ ॥ તેમાં જેને જોતાં જ દેવતાઓ પણ ઇચ્છા કરે, એવી ઘણી વિભૂતિ તથા ભોગ ભરી રાખ્યા અને સામાના મન સાથે મન લગાડી તેની મરજી પ્રમાણે વર્તે, એવાં હાથમાં સઘળા સાજસહિત દાસદાસીઓ ત્યાં રાખ્યાં. એમ જે સુખ સ્વપ્નામાંએ સ્વર્ગમાં પણ નથી, તેવાં સઘળાં સાહિત્ય રિદ્ધિ સિદ્ધિઓએ એક પળમાં સાજ્યાં. તેમાં પ્રથમ ભરતજીની સાથેના સમાજને મનની રુચિ પ્રમાણે સુંદર તથા સુખદ ઉતારા દીધા. ॥ ૩ ॥ ૪ ॥

दो० बहुरि सपरिजन भरत कहं, ऋषि आयसु तब दीन्ह ॥
विधि विस्मय दायक विभव, मुनिवर तप बल कीन्ह ॥ २१० ॥

**અર્થ.**—પછી ઋષિએ પરિવાર સહિત ભરતજીને ત્યાં રહેવા આજ્ઞા આપી. હે ગિરિજા ! તે મુનિએ પોતાના તપોબળથી બ્રહ્માજીને પણ વિસ્મય થાય, એવો વૈભવ રચ્યો હતો. તે ભરતજીએ જોયો. ॥ ૨૧૦ ॥

चो० मुनि प्रभाव जब भरत बिलोका । सब लघु लगे लोकपति लोका ॥
सुख समाज नहिं जाइ बखानी । देखत बिरति बिसारहिं ज्ञानी ॥ १ ॥
आसन शयन सुबसन बिताना । बन बाटिका विहंग मृग नाना ॥
सुरभि फूल फल अमिय समाना । बिमल जलाशय विविध बिधाना ॥ २ ॥
अशन पान शुचि अमित अमी से । देखि लोक सकुचात जमी से ॥
सुर सुरभी सुरतरु सबही के । लखि अभिलाष सुरेश शची के ॥ ३ ॥
ऋतुबसंत बह त्रिविध बयारी । सब कहं सुलभ पदारथ चारी ॥
स्रक चंदन बनितादिक भोगा । देखि हर्ष विस्मय सब लोका ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે જ્યારે ભરતજીએ ઋષિનો પ્રભાવ જોયો, ત્યારે તેમને સ્વર્ગા-દિક સર્વે લોક નાના લાગ્યા. તે અત્યંત સુખનાં વખાણ થઈ શકે તેમ નથી. તેને

જોતાં મોટા જ્ઞાની પણ વૈરાગ્યને મૂકી દે. ॥ ૧ ॥ ગલીચા, શય્યાઓ, સુંદર વસ્ત્રો, મંડપો, વન, વાડીઓ, નાના પ્રકારનાં પશુ પક્ષીઓ, સુગંધમય ફૂલો, અમૃત જેવાં મીઠાં ફળો, ઘણી રીતનાં નિર્મળ જળાશયો ॥ ૨ ॥ અને અમૃતથી પણ ઘણી મીઠી તથા પવિત્ર બીજી ખાનપાનની ચીજો ખાઇને અને તે તીર્થરાજના વનમાં રિદ્ધિસિદ્ધિએ રચેલી સઘળી રચનાઓ જોઇને લોકો સંકોચવા લાગ્યા. એટલું જ નહીં, પણ તેને જોઇને ઇંદ્ર, ઇંદ્રાણી, દેવતા, કામધેનુ અને કલ્પવૃક્ષ, એ સઘળાં તેની ઇચ્છા કરે. ॥ ૩ ॥ વળી તે વખત સર્વે કોઇને ધર્માદિ ચારે પદાર્થો સુલભ હતા તથા ત્યાં વસંત ઋતુ અને ત્રણ પ્રકારનો વાયુ વહેતો હતો. વળી ત્યાં પુષ્પમાળા, ચંદન તથા વનીતાદિક ભોગની વસ્તુઓને જોઈ જોઇને સર્વે લોકો અત્યાનંદ પામ્યા. ॥ ૪ ॥

**दो॰ संपति चकई भरत चक, मुनि आयसु खेलवार ॥**
**तेहि निशि आश्रम पींजरा, राखे भा भिनुसार ॥ २११ ॥**

**અર્થ.**—એમ સંપત્તિરૂપી ચકોરીના સાથે ભરતજીરૂપી ચકોરને, મુનિની આજ્ઞારૂપી ખેલાડીએ, પોતાના આશ્રમરૂપી પિંજરામાં તે રાત્રે પ્રાતઃકાળ થતાં સૂધી પૂરી રાખ્યા. ॥ ૨૧૧ ॥

**चो॰ कीन्ह निमज्जन तीरथराजा । नाइ मुनिहि शिर सहित समाजा ॥**
**ऋषि आयसु अशीष शिर राखी । करि दंडवत विनय बहु भाखी ॥ १ ॥**
**पथ गति कुशल साथ सब लीन्हे । चले चित्रकूटहि चित दीन्हे ॥**
**राम सखा कर दीन्हे लागू । चलत देह धरि जनु अनुरागू ॥ २ ॥**
**नहिं पदत्राण शीश नहिं छाया । प्रेम नेम व्रत धर्म अमाया ॥**
**लषण राम सिय पंथ कहानी । पूंछत सखहि कहत मृदुबानी ॥ ३ ॥**
**राम वास थल बिटप बिलोके । उर अनुराग रहत नहिं रोके ॥**
**देखि दशा सुरवर्षहिं फूला । भइ मृदु महि मगु मंगल मूला ॥ ४ ॥**

**અર્થ.**—સવારે ઉઠી તીર્થરાજમાં નહાઈ સમાજસહિત મુનિને મસ્તક નમાવી, તેમની આજ્ઞા તથા આશીર્વાદ શિરપર ધરી, દંડવત્ સાથે ઘણી નમ્રતા દર્શાવી. ॥ ૧ ॥ પછી હુશિયાર ભોમિઆઓને સાથે લઈ સઘળા ચિત્રકૂટમાં ચિત્ત દઇને ચાલ્યા. એમ ગો રાજાને આગળ કરીને જેમ પ્રેમ પોતે જ દેહ ધારીને ચાલતો ન હોય, ॥ ૨ ॥ તેમ ઉઘાડે પગે માથે છાયાવગર નિર્મળ પ્રેમ, નેમ, વ્રત અને ધર્મથી, સખાને શ્રીરામ, સીતાજી અને લક્ષ્મણજીની કથા પૂછતા રસ્તે ચાલ્યા તથા ગોરાજા તેને કોમળ વાણીથી તે કથા કહેતા ચાલ્યા. ॥ ૩ ॥ માર્ગે જતાં શ્રીરામે વાસ કરેલાં સ્થળો તથા વૃક્ષો જોઇને ભરતજીના મનમાં જે પ્રીતિ થઈ, તે રોકતાં રાખી શકાતી નહોતી. તેમની તે સ્થિતિ જોઈ દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને માર્ગની પૃથ્વી કોમળ તથા મંગળના મૂળરૂપ થઈ. ॥ ૪ ॥

दो० किये जाहिं छाया जलद, सुखद बहत बर बात ॥
तस मग भयउ न राम कहं, जस भा भरतहि जात ॥ २१२ ॥

અર્થ.—રસ્તામાં મેઘ છાયા કરેછે અને સુખદ તથા સુંદર વાયુ વહેછે. એવી રીતે શ્રીરામને, જેવો ભરતજીને થયો તેવો માર્ગ થયો ન હતો. ॥ ૨૧૨ ॥

चो० जड चेतन मगु जीव घनेरे । जे चितये प्रभु जिन्ह प्रभु हेरे ॥
ते सब भये परम पद योगू । भरत दरश मेटत भव रोगू ॥ १ ॥
यह बडि बात भरतकी नाहीं । सुमिरत जिनहिं राम मन माहीं ॥
बारेक राम कहत जग जेऊ । होत तरण तारण नर तेऊ ॥ २ ॥
भरत राम प्रिय पुनि लघु भ्राता । कसन होइ मगु मंगल दाता ॥
सिद्ध साधु मुनिवर अस कहहीं । भरतहि निरखि हर्ष हिय लहहीं ॥ ३ ॥
देखि प्रभाव सुरेशहि शोचू । जग भल भलहि पोच कह पोचू ॥
गुरु सन कहेउ करहु प्रभु सोई । रामहि भरतहि भेंट न होई ॥ ४ ॥

અર્થ.—માર્ગના ઘણા જડ તથા ચૈત્યન જીવો, જેણે શ્રીપ્રભુને નિરખ્યા છે અને શ્રીપ્રભુએ જેને જોયા છે, તે સઘળા પરમપદને યોગ્ય તો છે, તોપણ તેને જન્મમરણાદિકનો રોગ હતો, તે સઘળો ભરતજીનાં દર્શનથી નાશ પામ્યો. ॥ ૧ ॥ હે ગિરિજા! એમાં કાંઈ ભરતજીની મોટી વાત નથી. જેનું સ્મરણ શ્રીરામ પણ પોતાના મનમાં કરે છે. જો જગતમાં એક વાર શ્રીરામ કહે, તો તે પુરુષ તરણ તારણ થઈ જાય છે. ॥ ૨ ॥ ત્યારે ભરતજી તો શ્રીરામને પ્રિય અને વળી તેમના નાનાભાઈ છે તો પછી તેને માર્ગ મંગળદાયક કેમ ન થાય? સિદ્ધ પુરુષો, સાધુઓ તથા ઋષિઓ એમ કહેછે અને ભરતજીને જોઇને તેમના હૈયામાં હર્ષ થાય છે. હે પ્રિયા! જગતમાં ભલો તે ભલો અને નીચ તે નીચ છે. ॥ ૩ ॥ હવે તેમનો પ્રતાપ જોઈ ઈંદ્રને શોચ થયો. તે ગુરુને કહેવા લાગ્યા કે, એમ કરો કે જેથી શ્રીરામ અને ભરતજીની ભેટ ન થાય. ॥ ૪ ॥

दो० राम सकोची प्रेमबश, भरत सप्रेम पयोधि ॥
बनी बात बिगरन चहत, करिय यतन छल शोधि ॥ २१३ ॥

અર્થ.—કારણ કે શ્રીરામ પ્રેમથી લાજમાં આવી જાય છે અને ભરતજી પ્રેમના સમુદ્ર છે. હવે તેઓ બની વાત બગડવા ચહાય છે, માટે કાંઈ કપટ શોધીને પ્રયત્ન કરો. ॥ ૨૧૩ ॥

चो० बचन सुनत सुरगुरु मुसुकाने । सहस नयन बिनु लोचन जाने ॥
कह गुरु बादि क्षोभ छल छांडू । इहां कपट करि होइय भांडू ॥ १ ॥

मायापति सेवक सन माया । करियत उलटि परे सुरराया ॥
तब कछु कीन्ह रामरुख जानी । अब कुचाल करि होइहि हानी ॥ २ ॥
सुनु सुरेश रघुनाथ स्वभाऊ । निज अपराध रिसाहिं न काऊ ॥
जो अपराध भक्त कर करई । राम रोष पावक सो जरई ॥ ३ ॥
लोकहु वेद विदित इतिहासा । यह महिमा जानहिं दुर्वासा ॥
भरत सरिस को राम सनेही । जग जपु राम राम जपु जेही ॥ ४ ॥

**અર્થ.**—એવાં ઇંદ્રનાં વચન સાંભાળતાં જ સુરગુરુ હસ્યા. તેમણે તેને હજાર આંખવાળો છતાં આંધળો જાણ્યો. પછી ગુરુએ કહ્યું કે, વૃથા શોક તથા છળ છોડી દે. અહીં કપટ કરવાથી કલેશ થશે. ॥ ૧ ॥ હે ઇંદ્ર! માયાપતિના સેવકો સાથે માયા કરવાથી તે ઉલટી પડે છે. તે સમયે જે કાંઈ કર્યું તે શ્રીરામની ઇચ્છાથી કર્યું. પણ હવે જો કાંઈ કુચાલ ચલાવીએ તો નુકસાન થાય. ॥ ૨ ॥ હે સુરેશ! શ્રીરઘુનાજીનો સ્વભાવ સાંભળ. તેમનો પોતાનો અપરાધ કરવાથી તેમને કયારે પણ રીશ ચડે નહીં. પણ તેમના ભક્તનો જો કોઈ ગુનો કરે, તો પછી શ્રીરામના રોષરૂપી અગ્નિમાં તે બળી જાય. ॥ ૩ ॥ તે બાબત લોક, વેદ અને ઇતિહાસોમાં પ્રસિદ્ધ છે અને તે મહિમાને દુર્વાસા ઋષિ જાણે છે. ભરતજી જેવો કોઈ શ્રીરામનો સ્નેહી નથી. જગત શ્રીરામને જપે છે અને શ્રીરામ ભરતજીને જપે છે. ॥ ૪ ॥

दो० मनहुं न आनिय अमरपति, रघुपति भक्त अकाज ॥
अयश लोक परलोक दुख, दिन दिन शोक समाज ॥ २१४ ॥

**અર્થ.**—માટે હે અમરપતિ! શ્રીરઘુપતિના ભક્તનું અકાર્ય કયારે પણ મનમાં આણીએ નહીં. તેમ કરવાથી આ લોકમાં અપયશ તથા પરલોકમાં દુઃખ થાય અને દિવસાનુદિવસ શોક વધે. ॥ ૨૧૪ ॥

चो० सुन सुरेश उपदेश हमारा । रामहिं सेवक परम पियारा ॥
मानत सुख सेवक सेवकाई । सेवक बैर बैर अधिकाई ॥ १ ॥
यद्यपि सम नहिं राग न रोषू । गहहि न पाप पुण्य गुण दोषू ॥
कर्म प्रधान विश्व करि राखा । जो जस करै सो तस फल चाखा ॥ २ ॥
तदपि करहिं सम विषम विहारा ॥ भक्त अभक्त हृदय अनुसारा ॥
अगुण अलेख अमान एक रस । रामसगुण भये भक्त प्रेमवश ॥ ३ ॥
राम सदा सेवक रुचि राखी । वेद पुराण साधु सुर साखी ॥
अस जिय जानि तजहु कुटिलाई । करहु भरत पद प्रीति सुहाई ॥ ४ ॥

**અર્થ.**—હે સુરેશ ! મારો ઉપદેશ સાંભળ. શ્રીહરિને સેવક પરમ પ્રિય છે, સેવકની સેવામાં જ સુખ માને છે અને સેવકના વેરમાં વેર માને છે. ॥ ૧ ॥ તોપણ તેઓ સમ છે અને પ્રીતિ, દ્વેષ, પાપ, પુણ્ય, ગુણ તથા દોષને ગ્રહણ કરતા નથી; તેથી વિશ્વના જીવોને માટે તેમને કર્મને પ્રધાન કરી રાખ્યું છે; તે સારુ જે જેવું કર્મ કરે, તે તેવું ફળ ભોગવે છે. ॥ ૨ ॥ તો પણ ભક્ત અભક્તના હૃદયાનુસાર સમ તથા વિષમ વિહાર કરે છે. તો અગુણ, અલેખ, અમાન અને એકરસ છે; પણ ભક્તોના પ્રેમને લીધે સગુણ થયા છે. ॥ ૩ ॥ વળી તે શ્રીરામ સદા સેવકની ઇચ્છા રાખે છે, તેના વેદ, પુરાણ, સાધુ તથા દેવતાઓ સાક્ષી છે, માટે મનમાં એમ જાણી કુટિલાઈ છોડીને ભરતજીના પદમાં શોભીતી પ્રીતિ કર. ॥ ૪ ॥

**दो०** रामभक्त परहित निरत, परदुख दुखी दयाल ॥
भक्त शिरोमणि भरत से, जनि डरपहु सुरपाल ॥ २१५ ॥

**અર્થ.**—વળી દયાળુ શ્રીરામના સેવકો પરોપકારમાં જ વર્તે છે અને પારકાનાં દુઃખથી દુઃખી થાય એવા દયાળુ છે, એવા ભક્તોમાં શિરોમણિ ભરતજીથી, હે સુરપાળ ! તું રખેને ડરતો, ॥ ૨૧૫ ॥

**चो०** सत्य सिन्धु प्रभु सुरहितकारी । भरत राम आयसु अनुसारी ॥
स्वारथ विवश विकल तुम होहू । भरत दोष नहिं राउर मोहू ॥ १ ॥
सुनि सुरबर सुरगुरु वरबानी । भा प्रबोध मन मिटी गलानी ॥
बराषि प्रसून हर्षि सुरराऊ । लगे सराहन भरत स्वभाऊ ॥ २ ॥
इहि विधि भरत चले मगु जाहीं । दशा देखि मुनि सिद्ध सिहाहीं ॥
जबहिं राम कहि लेहिं उसासा । उमंगत प्रेम मनहुं चहुं पासा ॥ ३ ॥
द्रवहिं बचन सुनि कुलिश पषाना । पुरजन प्रेम न जाइ बखाना ॥
बीच बास करि यमुनहिं आये । निरखि नीर लोचन जल छाये ॥ ४ ॥

**અર્થ.**—ભરતજી તો દેવતાઓના હિતકારી, સત્યના સમુદ્ર તથા શ્રીરામની આજ્ઞાનુરૂપે ચાલનારા છે. તેમને દોષ નથી. તને મોહ થાયછે; તું કેવળ સ્વાર્થને લીધે જ વ્યાકુળ થાયછે. ॥ ૧ ॥ એવી ગુરુ બૃહસ્પતિની સુંદર વાણી સાંભળીને ઇંદ્રના મનમાંથી ગ્લાનિ જઇને બોધ થયો અને તે હર્ષથી પુષ્પવૃષ્ટિ કરતાં ભરતજીના સ્વભાવને વખાણવા લાગ્યો. ॥ ૨ ॥ હે પર્વતપુત્રી ! એ પ્રમાણે ભરતજી રસ્તે ચાલ્યા જતાં તેની દશાને જોઇને મુનિ તથા સિદ્ધો વખાણવા લાગ્યા. જ્યારે જ્યારે ભરતજી શ્રીરામ કહીને નિઃશ્વાસ મૂકે, ત્યારે ત્યારે જાણે પ્રેમ ચારે બાજુ ઉભરાઈ નિકળતો નહોય, તેમ દેખાય. ॥ ૩ ॥ જેનાથી પથ્થર અને વજ્ર પણ પલળી જાય, એવાં તેમનાં વચન સાંભળીને વખાણી

ન શકાય તેટલો પ્રેમ અયોધ્યાવાસીને થતો. એવી રીતે ચાલતાં એક વાસ વચ્ચે કરી, શ્રીયમુનાજીના તીરે આવી પહોંચ્યા. ત્યાં તેમનું જળ જોઇને નેત્રોમાં જળ છવાઈ રહ્યાં. ॥ ૪ ॥

**दो॰** रघुबर बर्ण बिलोकि बर, बारि समेत समाज ॥
होत बिरह बारिधि मगन, चढे बिबेक जहाज ॥ २१६ ॥

**અર્થ.**—હે ગિરિજા ! શ્રીરઘુનાથજીના વર્ણજેવું સુંદર યમુનાનું જળ જોઇને સમાજ સહિત ભરતજી વિવેકરૂપી વહાણમાં ચઢી વિરહરૂપી સમુદ્રમાં મગ્ન થઈ ગયા. ॥૨૧૬॥

**चो॰** यमुन तीर तेहि दिनकरि बासू । भयउ समय सम सबहि सुपासू ॥
रातिहि घाट घाटकी तरणी । आईं अगणित जाईं न बरणी ॥ १ ॥
प्रात पार भे एकहि खेवा । तोषे राम सखा करि सेवा ॥
चले अन्हाइ नदिहि शिरनाई । साथ निषाद नाथ लघु भाई ॥ २ ॥
आगे मुनिबर बाहन आछे । राजसमाज जाइ सब पाछे ॥
तेहि पाछे दोउ बंधु पयादे । भूषण रहित बेष सुठि सादे ॥ ३ ॥
सेवक सुहृद सचिव सुत साथा । सुमिरत लषण सीय रघुनाथा ॥
जहं जहं राम बास विश्रामा । तहं तहं करहिं सप्रेम प्रणामा ॥ ४ ॥

**અર્થ.**—તે દિવસ યમુનાજીને કિનારે વાસ કર્યો, ત્યાં વખત પ્રમાણે સઘળાઓની બરદાસ્ત પણ સારી થઈ. પછી વર્ણવી ન શકાય એટલી હોડીઓ ઘાટ ઘાટ ઉપરથી ગોરાજાએ મંગાવી; ॥ ૧ ॥ અને એક જ ખેપે સવાર થતાં સઘળા પેલે પાર ઉતરી ગયા. એવી રીતે ગોરાજાએ ભરતજીની સેવા કરીને સંતોષ્યા. પછી નદીમાં નહાઈ તેને મસ્તક નમાવી સાથે ગોરાજા તથા શત્રુઘ્નને લઈ ચાલ્યા. ॥ ૨ ॥ સૌની આગળ ગુરુ વસિષ્ઠજી; તેની પછવાડે વાહનો; તેની પછવાડે રાજસમાજ; તેની પછવાડે સઘળા નગરવાસીઓ અને તેની પછવાડે બેઉ ભાઈ આભૂષણ સિવાય પવિત્ર સાદા વેષથી જ પ્યાદા ચાલતા હતા. ॥ ૩ ॥ એમ સેવક, સંબંધી અને પુત્રોસહિત કામદારોની સાથે શ્રીરામ, સીતાજી તથા લક્ષ્મણજીનું સ્મરણ કરતા ચાલ્યા જાયછે તથા જ્યાં જ્યાં શ્રીરામે વિશ્રામ કરેલું સ્થાનક આવે, ત્યાં ત્યાં પ્રેમપૂર્વક પ્રણામ કરતા જાય છે. ॥ ૪ ॥

**दो॰** मगु बासी नर नारि सुनि, धाम काम तजि धाइ ॥
देखि स्वरूप सनेहवश, मुदित जन्म फल पाइ ॥ २१७ ॥

**અર્થ.**—તેમને જોવાને માર્ગવાસી સ્ત્રી પુરુષો, પોતાનું સ્થળ તથા કાર્ય છોડીને દોડ્યાં. તે સ્નેહથી તેમનું સ્વરૂપ જોઇને પોતાના જન્મનું ફળ પામી આનંદિત થયાં. ॥ ૨૧૭ ॥

**चो॰** कहहिं सप्रेम एक एक पाहीं । राम लषण सखि होहिं कि नाहीं ॥
बय बपु बरण रूप सोइ आली । शील सनेह सरिस सम चाली ॥ १ ॥

वेष न सो सखि सीय न संगा । आगे अनी चली चतुरंगा ॥
नहिं प्रसन्न मुख मानस खेदा । सखि संदेह होत इहि भेदा ॥ २ ॥
तासु तर्क तिय गुणी मन मानी । कहहिं सकल तोहिं सम न सयानी ॥
तेहि सराहि बाणी फुर पूजी । बोली मधुरबचन तिय दूजी ॥ ३ ॥
कहि सप्रेम सब कथा प्रसंगू । जेहि विधि राम राजरस भंगू ॥
भरतहि बहुरि सराहन लागी । शील सनेह स्वभाव सुभागी ॥ ४ ॥

**અર્થ.**—અને સ્ત્રીઓ એક બીજી પાસે પ્રેમયુક્ત કહેવા લાગી કે, હે સખી! આ રામ લક્ષ્મણ હશે કે નહીં? હે આલી! વય, વર્ણ, દેહ, રૂપ, શીળ, સ્નેહ તથા ચાલ તો તેમના જેવી જ છે. ॥ ૧ ॥ પણ હે સખી! એક તો વેષ એવો નથી અને બીજી સીતા સાથે નથી. વળી ચાર પ્રકારની આગળ સેના ચાલી જાયછે, તેમ મુખ પ્રસન્ન નથી ને મન ખેદયુક્ત છે. તે ભેદથી હે બેન! સંદેહ થાયછે. ॥ ૨ ॥ હે ગિરિજા! તેનો તર્ક મનમાં વિચારીને સઘળી સ્ત્રીઓ બોલી કે, તારા જેવી ડાહી કોઈ નહીં. તે સઘળીઓએ તેને વખાણી, તેની વાણીને સાચી કહી. ત્યારે બીજી સ્ત્રી મધુર વચનથી બોલીને, ॥ ૩ ॥ પ્રેમપૂર્વક જે પ્રમાણે શ્રીરામના રાજ્યરસનો ભંગ થયો, તે સઘળો કથાપ્રસંગ કહી સંભળાવ્યો. પછી તેઓ ભરતજીનાં શીળ, સ્નેહ, સ્વભાવ અને સદ્ભાગ્યને વખાણવા લાગ્યાં. ॥ ૪ ॥

दो० चलत पयादे खात फल, पिता दीन्ह तजि राज ॥
जात मनावत रघुबरहि, भरत सरिस को आज ॥ २१८ ॥

**અર્થ.**—તેઓ કહેવા લાગી કે, પિતાજીએ આપેલા રાજ્યને છોડી ફળાહારથી નિભાવ કરતાં પગે ચાલીને શ્રીરઘુનાથજીને મનાવવા જાયછે, માટે ભરતજી બરાબર આજ કોણ છે? ॥ ૨૧૮ ॥

चौ० भायप भक्ति भरत आचरणू । कहत सुनत दुख दूषण हरणू ॥
जो कछु कहिय थोर सखि सोई । रामबंधु अस काहे न होई ॥ १ ॥
हम सब सानुज भरतहि देखे । भये धन्य युवती जन लेखे ॥
सुनि गुण देखि दशा पछिताहीं । केकयि जननि योग सुत नाहीं ॥ २ ॥
कोउ कह दूषण रानिहु नाहिन । विधि सब भांति हमहिं जोदाहिन ॥
कहं हम लोग वेद विधि हीनी । लघु कुल तिय करतूति मलीनी ॥ ३ ॥
बसहिं कुदेश कुगाव कुठामा । कहं यह दरश पुण्य परिणामा ॥
अस अनंद अचरज प्रति ग्रामा । जनु मरुभूमि कल्पतरु जामा ॥ ४ ॥

**અર્થ.**—ભરતજીનું ભાઈપણું, ભક્તિ અને આચરણ કહેતાં તથા સાંભળતાં સઘળાં દુઃખ અને દોષોને હરેછે. હે સખી! એમને માટે જે કહીએ તે થોડું છે. શ્રીરામના ભાઇઓ એવા કાં ન હોય? ॥ ૧ ॥ આપણે સર્વેએ ભાઈ સાથે ભરતજીને જોયા; તેથી

ધન્ય ! તથા સ્ત્રીઓમાં લેખવાને યોગ્ય થઇ. જેના ગુણુ સાંભળી વળી "દશા" જોઇને પસ્તાય છે. હે સખી ! આ પુત્ર કંઈ કૈકેયીને યોગ્ય નથી. ॥ ૨ ॥ ત્યારે વળી કોઈ કહે, એમાં રાણીનો દોષ નથી. એ તો આપણાં પ્રારબ્ધ સર્વ રીતે સવળાં છે. લોક અને વેદની રીતોથી હીન અને વળી મલિન કર્તવ્યવાળી નીચકુળની સ્ત્રી આપણે ક્યાં ? ॥૩॥ વળી નીચ કુદેશ, કુગામ તથા કુવાસમાં વસવાવાળીઓને, આ તો પૂર્વજન્મનાં પુણ્યે કરી આપણને એમનાં દર્શન થયાં. એમ માર્ગ માંહેલા ગામોમાં જાણે મારવાડજેવી જમીનમાં કલ્પતરુ ઉગ્યો ન હોય, તેવો સાનંદશ્ચર્ય થયો. ॥ ૪ ॥

दो० भरत दरश देखत खुलेहु, मगु लोगन्ह कर भाग ॥
जनु सिंहलबासिन्ह भयउ, बिधिबश सुलभ प्रयाग ॥ २१९ ॥

**અર્થ.**—એમ ભરતજીનાં દર્શનથી માર્ગવાસીઓનાં ભાગ્ય જાણે સિંહલદ્વીપવાસીઓને ભાગ્યયોગે પ્રયાગરાજ પ્રાપ્ત થયું ન હોય, તેમ થયું. ॥ ૨૧૯ ॥

चो० निज गुण सहित राम गुणगाथा । सुनत जाहिं सुमिरथ रघुनाथा ॥
तीरथ मुनि आश्रम सुरधामा । निरखि निमज्जहिं करहिं प्रणामा ॥ १ ॥
मनहीं मन मांगहिं बर येहू । सीय राम पद पद्मसनेहू ॥
मिलहिं किरात कोल्ह बन बासी । बैखानस बटु यती उदासी ॥ २ ॥
करि प्रणाम पूछहिं जेहि तेही । केहि बन लषण राम बैदेही ॥
ते प्रभु समाचार सब कहहीं । भरतहि देखि जन्म फल लहहीं ॥ ३ ॥
जे जन कहहिं कुशल हम देखे । ते प्रिय राम लषण सम पेखे ॥
इहि बिधि बूझत सबहिं सुबानी । सुनत राम बनवास कहानी ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે શ્રીરામના ગુણુ સાથે પોતાના ગુણુ સાંભળતાં અને શ્રીરઘુનાથજીનું સ્મરણુ કરતાં પ્રયાણુ કરે છે તથા રસ્તામાં જે તીર્થ, ઋષિસ્થાન અને દેવાલયો આવે છે, તેને નિરખતા, પ્રણામ કરતા તથા નહાતા ચાલ્યા જાય છે. ॥૧॥ અને પોતાનાં મનમાં એ જ વર માગે છે કે, શ્રીરામ તથા સીતાજીનાં ચરણારવિંદોમાં સ્નેહ થાઓ. વળી તેમને રસ્તામાં જે જે કોળી, ભીલ, વાનપ્રસ્થ, બ્રહ્મચારી, સંન્યાસી તથા વૈરાગીઓ વિગેરે ॥ ૨ ॥ જે કોઈ મળે, તેને પ્રણામ કરી કયા વનમાં શ્રીરામચંદ્રજી તથા સીતાજી છે, એમ પૂછે. એટલે તે સામો ધણી પ્રભુના સઘળા સમાચાર કહી ભરતજીનાં દર્શનથી પોતાના જન્મનું ફળ લેછે. ॥ ૩ ॥ હે પર્વતપુત્રી ! જે માણુસ કહે છે કે, અમે કુશળ દીઠા, તેને ભરતજી શ્રીરામ લક્ષ્મણુ જેવા પ્રિય માને છે. એ પ્રમાણે સઘળાઓને સુંદર વાણીથી પૂછતાં તથા શ્રીરામના વનવાસની કથા સાંભળતાં, ॥ ૪ ॥

दो० तेहि बासर बसि प्रातही, चले सुमिरि रघुनाथ ॥
रामदरशकी लालसा, भरत सरिस सब साथ ॥ २२० ॥

**અર્થ.**—તે રાત રસ્તામાં રહીને શ્રીરામનાં દર્શનની લાલચથી ભરતજી સાથે સઘળો સાથ શ્રીરઘુનાથજીનું સ્મરણ કરીને ચાલ્યો. ॥ ૨૨૦ ॥

**चो०** मंगल शकुन होहिं सब काहू । फरकहिं सुखद बिलोचन बाहू ॥
भरतहिं सहित समाज उछाहू । मिलिहहिं राम मिटहिं दुख दाहू ॥ १ ॥
करत मनोरथ जस जिय जाके । जाहिं सनेह सुरा सब छाके ॥
शिथिल अंग पग डग मग डोलहिं । बिह्वल वचन प्रेमबश बोलहिं ॥ २ ॥
राम सखा तेहि समय देखावा । शैल शिरोमणि सहज सुहावा ॥
जासु समीप सरित पय तीरा । सीय समेत बसहिं दोउ धीरा ॥ ३ ॥
देखि करहिं सब दंड प्रणामा । कहि जय जानकि जीवन रामा ॥
प्रेम मगन अस राजसमाजू । जनु फिरि अवध चले रघुराजू ॥ ४ ॥

**અર્થ.**—તે વખતે સર્વેને મંગળ શકુનો થતાં, તેનાં નેત્રો અને બાહુ સવળાં ફરકવા લાગ્યાં. ભરતજી સાથે સમાજને શ્રીરામ મળશે તથા દુઃખ મટશે, એમ ઉત્સાહ થવાથી, ॥ ૧ ॥ સ્નેહરૂપી મદિરાથી છાકેલા તેઓ જેના મનમાં જેવા, તેવા મનોરથ કરવા લાગ્યા, તેથી તેનાં અંગો શીતળ થઈ પગ ડોલવા લાગ્યા અને તેઓ પ્રેમમાં આડું અવળું બોલવા લાગ્યા. ॥ ૨ ॥ તે વખતે શ્રીરામના સખાએ તેમને સહેજ શોભીતાઓમાં શોભીતો કાંતાનાથ નામનો પર્વત બતાવ્યો. જેની પાસે મંદાકિની નદીને તીરે સીતાજી સમેત બેઉ ભાઈ વસતા હતા. ॥ ૩ ॥ તેને જોઇને " જય જાનકી જીવન રામ " કહેતાં સઘળાં પ્રણામ કરતાં હતાં. તે અવસરમાં રાજસમાજને જાણે પાછા શ્રીરઘુનાથજી અયોધ્યાજી પધારતા ન હોય, તેવો પ્રેમ થયો. ॥ ૪ ॥

**दो०** भरत प्रेम तेहि समय जस, तस कहि सकैं न शेषु ॥
कबिहि अगम जिमि ब्रह्म सुख, अहमम मलिन जनेषु ॥ २२१ ॥

**અર્થ.**—અહંમમતાવાળા જીવોને જેમ બ્રહ્મસુખ અગમ્ય છે, તેમ જેને શેષજી પણ કહી શકે નહીં, એવો તે સમયનો ભરતજીનો પ્રેમ કવિને પણ અગમ્ય છે. ॥ ૨૨૧ ॥

**चो०** सकल सनेह शिथिल रघुवर के । गये कोस दुइ दिन कर ढरके ॥
जल थल देखि चले निशि बीते । कीन्ह गवन रघुनाथ पिरीते ॥ १ ॥
उहां राम रजनी अवशेषा । जागी सीय स्वप्न अस देखा ॥
सहित समाज भरत जनु आये । नाथ बियोग ताप तनु ताये ॥ २ ॥
सकल मलिन मन दीन दुखारी । देखि सासु आन अनुहारी ॥
सुनि सिय स्वप्न भरे जल लोचन । भये शोचबश शोक बिमोचन ॥ ३ ॥
लषण स्वप्न यह नीक न होई । कठिन कुचाल सुनाइहि कोई ॥
अस कहि बंधु समेत अन्हाने । पूजि पुरारि साधु सनमाने ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે શ્રીરઘુનાથજીના સ્નેહમાં શાંત થયેલા તેઓ સઘળા, દિવસ ઢળતાં ફક્ત બે જ ગાઉ ગયા. ત્યાંનાં જળ થળ જોઇને રાત્ર જતાં શ્રીરઘુનાથજીને માટે પ્રીતેથી પ્રયાણ કર્યું. ॥ ૧ ॥ હવે વહાં શ્રીરામચંદ્રજીને ત્યાં શું થયું કે, પાછલી રાત્રે સીતાજીને સ્વપ્ન આવવાથી તે જાગ્યાં. તેણે એવું જોયું કે, જાણે સમાજ સાથે ભરતજી શ્રીપ્રભુના વિયોગથી બળતા શરીરે આવે છે. ॥ ૨ ॥ તેમ જ સઘળી સાસુઓ શોચયુક્ત મનથી દુઃખી થઈ દીન જેવી વિધવાની પેઠે દીઠી. તે સીતાજીનું સ્વપ્ન સાંભળીને શ્રીપ્રભુનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં અને શોકવિમોચન શ્રીહરિ શોચને વશ થયા. ॥ ૩ ॥ અને લક્ષ્મણજીને કહ્યું કે, હે ભાઈ! આ સ્વપ્ન સારું નથી, તે કંઇ કઠિન દુર્ભાવ સંભળાવશે, એમ કહી મહાદેવજીની પૂજા કરી સાધુને સન્માન્યા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** सनमानि सुर मुनि वंदि बैठे उत्तर दिशि देखत भये ॥
नभ धूरि खग मृग भूरि भागे विकल प्रभु आश्रम गये ॥
तुलसी उठे अवलोकि कारण काह चित चक्रित रहे ॥
सब समाचार किरात कोलहन आइ तेहि अवसर कहे ॥ ४९॥

**અર્થ.**—એવી જ રીતે દેવતાઓનું સન્માન કરી, ઋષિઓને વંદન કરી ઉત્તર દિશા તરફ જોવા લાગ્યા, તો જાણે આકાશ ઘણી ધૂળથી છવાઈ રહ્યું છે, ઘણાં પશુ પક્ષીઓ વ્યાકુળતાથી શ્રીપ્રભુના આશ્રયતળે આવે છે. ગુંસાઈ કહેછે કે, આવું કારણ જોઇને શું ચિત્તમાં ચકિત થઈ રહ્યા કે ? કંઇ કસર જ નહીં. તે જ વખતમાં કોળીઓ તથા ભિલ્લ લોકોએ આવી સઘળા સમાચાર કહ્યા. ॥ ૪૯ ॥

**सो॰** सुनत सुमंगल बैन, मन प्रमोद तनुपुलक भर ॥
शरद सरोरुह नैन, तुलसी भरे सनेह जल ॥ ५० ॥

**અર્થ.**—તે સુમંગળમય વચનો સાંભળતાં જ તુળસીના પ્રભુને મનમાં આનંદ વધવાથી શરીર રોમાંચિત થઈ શરદ કમળ જેવાં નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં. ॥ ૫૦ ॥

**चो॰** बहुरि शोचबश भे सियरमनू । कारण कवन भरत आगमनू ॥
एक आइ अस कहा बहोरी । सेन संग चतुरंग न थोरी ॥ १ ॥
सो सुनि रामहिं भा अति शोचू । इत पितु बच उत बंधु संकोचू ॥
भरत स्वभाव समुझि मन माहीं । प्रभु चित हित थिति पावत नाहीं ॥ २ ॥
समाधान तब भा यह जाने । भरत कहे महं साधु सयाने ॥
लषण लख्यउ प्रभु हृदय खंभारु । कहत समय सम नीति विचारु ॥ ३ ॥
बिनु पूछे कछु कहहुं गुसांई । सेवक समय न ढीठ ढिठाई ॥
तुम सर्वज्ञ शिरोमणि स्वामी । आपुनि समुझि कहौं अनुगामी ॥ ४ ॥

**અર્થ.**—વળી ફરીને શ્રીરામચંદ્રજીને શોચ થયો કે, શામાટે ભરતજી આવતા હશે? એટલામાં એકે આવી કહ્યું કે, એમની સાથે તો ચતુરંગી સેના છે. ॥ ૧ ॥ તે સાંભ-

ળતાં શ્રીરામને અહીં પિતાનાં વચનનો અને ત્યાં ભાઈના સંકોચનો શોચ થઈ પડ્યો. વળી ભરતજીનો સ્વભાવ મનમાં સમજીને શ્રીપ્રભુના મનમાં કંઈ કારણ દૃઢ થતું નથી. ॥ ૨ ॥ પછી ભરતજી કહેવામાં સંત તથા શ્યાણા છે, એમ જાણવાથી પોતાના મનનું સમાધાન થયું. હવે જ્યારે લક્ષ્મણજીએ શ્રીરામના હૃદયનું દુઃખ જાણ્યું, ત્યારે સમયાનુસાર નીતિથી વિચારીને કહ્યું કે, ॥ ૩ ॥ હે ગુસાઈ, હું આપને વગર પૂછે કંઈ કહુંછું, પણ વખત પ્રમાણે સેવકની અવળાઈ તરફ જોવું નહીં. હે સ્વામિન્! આપ તો સર્વજ્ઞમાં શિરોમણિ છો, પણ હું સેવક મારી યોગ્યતા પ્રમાણે કહુંછું. ॥ ૪ ॥

**दो०** नाथ सुहृद सुठि सरल चित, शील सनेह निधान ॥
सब पर प्रीति प्रतीति जिय, जानिय आपु समान ॥ २२२ ॥

**અર્થ.**—જીવ માત્રના સંબંધી, પવિત્ર, સરળ ચિત્તવાળા અને શીળ તથા સ્નેહના ભંડાર હે નાથ! આપની સઘળા ઉપર પ્રીતિ હોવાથી હૃદયમાં સર્વેને પોતાપ્રમાણે ઠરાવો છો. ॥ ૨૨૨ ॥

**चो०** विषयी जीव पाई प्रभुताई । मूढ मोहवश होहिं जनाई ॥
भरत नीति रत साधु सुजाना । प्रभु पद प्रेम सकल जग जाना ॥ १ ॥
तेऊ आज राज्य पद पाई । चले धर्म मर्याद मिटाई ॥
कुटिल कुबंधु कुअवसर ताकी । जानि राम बनवास येकाकी ॥ २ ॥
करि कुमंत्र मन साजि समाजू । आये करन अकंटक राजू ॥
कोटि प्रकार कलपि कुटिलाई । आये दल बटोरि दोउ भाई ॥ ३ ॥
जो जिय होति न कपट कुचाली । केहि सुहात रथ बाजि गजाली ॥
भरतहि दोष देइ को जाये । जग बौराइ राजपद पाये ॥ ४ ॥

**અર્થ.**—પણ જે વિષયી જીવો છે, તે મોટાઈ પામીને અજ્ઞાનથી શઠતાઈ જણાવે છે. ભરતજી નીતિમાં પ્રીતિ રાખનાર, સુજાણ અને સારા છે તથા તેમનો શ્રીપ્રભુચરણે પ્રેમ છે; તે સઘળું જગત્ જાણે છે. ॥ ૧ ॥ તે પણ આજ રાજ્યપદ પામી ધર્મની મર્યાદા તોડીને વર્ત્યા. તે કપટી, નઠારો ભાઈ કુઅવસર તાકીને શ્રીરામને વનમાં એકાએક જાણી, ॥ ૨ ॥ મનમાં ખરાબ વિચારો કરી સમાજ સાજીને રામને શત્રુવગરનું કરવા આવ્યો. ક્રોડપ્રકારની કુટિલતાઓ કલ્પીને દળ એકઠું કરી બેઉ ભાઈ આવ્યા છે. ॥ ૩ ॥ જો તેના મનમાં કપટની કુચાલ નહોત તો તેના સાથે રથ, ઘોડા અને હાથીઓ કાંઈ શોભત? પણ એમાં ભરતજીને કોઈ દોષ દઈ જાય એમ નથી; જગતમાં જે રાજ પામે, તે ગાંડો થઈ જાય. ॥ ૪ ॥

**दो०** शशि गुरु तिय गामी नहुष, चढे भूमि सुरयान ॥
लोक वेद ते विमुख भा, अधमको वेनु समान ॥ २२३ ॥

**અર્થ.**—જૂવોને, નહુષ રાજાને ઇંદ્રાસન મળ્યું, ત્યારે તે સપ્તર્ષિઓ પાસે પાલખી ઉપડાવી તેમાં બેઠો. ત્યારે વળી વેન રાજાથી બીજો અધમ કોણ? કે જે લોક તથા વેદથી વિમુખ થયો. તેમ જ ચંદ્રમાએ પણ મોટાઇનું પદ પામીને ગુરુ બૃહસ્પતિની સ્ત્રી તારાનું હરણ કર્યું. ॥ ૨૨૩ ॥

**चो०** सहसबाहु सुरनाथ त्रिशंकू । केहि न राज्यमद दीन्ह कलंकू ॥
भरत कीन्ह यह उचित उपाऊ । रिपु ऋण रंच न राखब काऊ ॥ १ ॥
एक कीन्ह नहिं भरत भलाई । निदरे राम जानि असहाई ॥
समुझि परिहि सो आजु विशेषी । समर सरोष रामरूख देखी ॥ २ ॥
इतना कहत नीति रस भूला । रणरस विटप पुलकि जिमि फूला ॥
प्रभुपद बंदि शीश रज राखी । बोले सत्य सहज बल भाखी ॥ ३ ॥
अनुचित नाथ न मानव मोरा । भरत हमहिं उपचार न थोरा ॥
कहं लगि सहिय रहिय मन मारे । नाथ साथ धनु हाथ हमारे ॥ ४ ॥

**અર્થ.**—તેમ જ સહસ્રાર્જુન, ઇંદ્ર અને ત્રિશંકુની કથા પણ પ્રસિદ્ધ છે. રાજ્યમદે કોને કલંક આપ્યું નથી? ભરતે આ ઉપાય યોગ્ય કર્યો છે. રિપુ અને કરજને જરાએ ક્યારેય પણ રાખવું નહીં. ॥૧॥ પણ ભરતે એક ભલું ન કર્યું તે એ કે, રામ સાહ્યતા વગરના છે, તે વાતની માહીતી આજ મને વિશેષે પડી. પણ લડાઈમાં રોષયુક્ત શ્રીરામનું મુખ જોઈ આજ તેને ઘણી ખબર પડશે. ॥ ૨ ॥ એટલું કહેતાં જ વૃક્ષ જેમ ફૂલે, તેમ વીરરસથી રોમાંચિત થઈ નીતિરસ ભૂલી ગયા અને શ્રીપ્રભુનાં ચરણમાં વંદી રજને મસ્તક ઉપર રાખી સહેજ બળથી સાચે સાચું બોલ્યા. ॥ ૩ ॥ હે નાથ! મારું કહેવું અઘટિત માનશો નહીં, ભરતજી સાથે મારે કંઈ વેરભાવ થોડો નથી, ક્યાં લગી હવે સહન કરીએ? અને મનને ક્યાંસૂધી મારીએ? મારા હાથમાં પણ ધનુષ્ય છે. તેમ સ્વામી સાથે છે. ॥ ૪ ॥

**दो०** क्षत्रि जात रघुकुल जनम, राम अनुज जग जान ॥
लातहु मारे चढत शिर, नीच को धूरि समान ॥ २२४ ॥

**અર્થ.**—વળી ક્ષત્રી જાત; રઘુકુળમાં જન્મ; અને જગત્ જાણે છે તેમ શ્રીરામનો ભાઈ છું. હવે ધૂળ જેવું કોઈ નીચ છે? તે પણ લાત મારતાં ઉડીને આંખો તથા માથામાં પડે છે, તેવા ભરતજી છે, તો પછી મારાથી કેમ ધીરજ ધરાય? ॥ ૨૨૪ ॥

**चो०** उठि कर जोरि रजायसु मांगा । मनहुं बीररस सोवत जागा ॥
बांधि जटा शिर कसि कटि भाथा । साजि शरासन शायक हाथा ॥ १ ॥
आजु राम सेवक यश लेऊं । भरतहि समर सिखावन देऊं ॥
राम निरादर कर फल पाई । सोवहु समर सेज दोउ भाई ॥ २ ॥

आइ बना भल सकल समाजू । प्रगट करौं रिस पाछिल आजू ॥
जिमि करि निकर दलै मृगराजू । लेइ लपेटि लवा जिमि बाजू ॥ ३ ॥
तैसहि भरतहि सेन समेता । सानुज निदरि निपातौं खेता ॥
जो सहाय कर शंकर आई । तदपि हतौं रण राम दुहाई ॥ ४ ॥

**અર્થ.**—હે ઉમા ! એમ બોલી હાથ જોડી રજા માંગીને જાણે વીરરસ જ સૂતેલો જાગ્યો ન હોય, તેમ લક્ષ્મણજી ઉઠ્યા, અને શિરપરની જટા બાંધી કમરે ભાથાં કસી તથા ધનુષ્યબાણ તૈયાર કરી હાથમાં લઈને બોલ્યા કે, ॥ ૧ ॥ આજ ભરતજીને લડાઈમાં સજા આપીને શ્રીરામનો સેવક જે હું તે યશ લઉં. શ્રીપ્રભુના અપમાનનું ફળ તે બેઉ ભાઈ એવું પામે કે, રણ ભૂમિરૂપી શય્યા ઉપર સૂખેથી સૂવે. ॥ ૨ ॥ સર્વે સમાજ ભલો આવી બન્યો છે. આજ પાછલી રીશ પ્રગટ કરીશ. જેમ સિંહ હાથીઓનાં વૃંદને તથા બાજ પક્ષી નાનાં પક્ષીઓને મારેછે, ॥ ૩ ॥ તેમ સૈન્ય અને શત્રુઘ્ન સહિત ભરતજીને મારીને પૃથ્વીપર ફેંકી દઉં. જો કદાચ મહાદેવજી આવીને સહાય કરે તોપણ, આપની આણથી કહું છું કે, હું એને રણમાં મારીશ. ॥ ૪ ॥

दो० अति सरोष भाषे लषण, लखि सुनि शपथ प्रमान ॥
समय बिलोकत लोकपति, चाहत भभरि भगान ॥ २२५ ॥

**અર્થ.**—એવી રીતે લક્ષ્મણજીને રોષયુક્ત બોલતા જોઈને તથા સોગનનું પ્રમાણ સાંભળીને તે વખતે ઈંદ્રાદિક લોકપતિઓ ડરી જવાથી ભાગવાની ઇચ્છા કરવા લાગ્યા. અથવા દેવતાઓએ જાણ્યું કે, લક્ષ્મણજી બ્રહ્માંડ તોડવાને ચાહ્યા છે. ॥ ૨૨૫ ॥

चो० जग भय मगन गगन भै बानी । लषण बाहु बल बिपुल बखानी ॥
तात प्रताप प्रभाव तुह्मारा । को कहि सक को जान निहारा ॥ १ ॥
अनुचित उचित काज कछु होई । समुझि करिय भल कह सब कोई ॥
सहसा करि पाछे पछिताहीं । कहहिं वेद बुध ते बुध नाहीं ॥ २ ॥
सुनि सुर बचन लषण सकुचाने । राम सीय सादर सनमाने ॥
कहि तात तुम नीति सुहाई । सब ते कठिन राजमद भाई ॥ ३ ॥
जो अंचवत नृपमातहि तेई । नाहिंन साधु सभा जिन्ह सेई ॥
सुनहु लषण भल भरत सरीखा । विधि प्रपंच महं सुना न दीखा ॥ ४ ॥

**અર્થ.**—એમ જગત્ ભયમાં લીન થઈ જશે, તે જોઈ આકાશમાંથી દેવતાઓ લક્ષ્મણજીના બાહુબળને ઘણું વખાણીને બોલ્યા કે, હે બાપ ! તમારા પ્રતાપનો પ્રભાવ જાણી તથા કહી કોણ શકે ? ॥ ૧ ॥ પણ સર્વ કોઈ કહે છે કે, યોગ્ય અયોગ્યનો વિચાર કરી કંઈ પણ કારજ કરવું હોય, તે વિચારી કરવું તેથી સર્વે વખાણે. તેમ જ વેદ તથા વિદ્વાનો કહે છે કે, ઉતાવળથી કામ કરે, તે પાછળથી પસ્તાય તથા તેને પંડિત જા-

ણુવો નહીં. ॥ ૨ ॥ એવાં દેવતાઓનાં વચન સાંભળી લક્ષ્મણજી સંકોચાયા. ત્યારે શ્રીરામ અને સીતાજીએ તેને આદરમાન આપી કહ્યું કે, હે બાપ! તમે સારી નીતિ કહી. રાજપદ સર્વથી કઠણ છે. જેણે સંત સભા સેવી નથી, તેને જ તે રાજમદ આવે છે. હે ભાઈ! સાંભળ, આજે જગતમાં ભરતજી જેવો કોઈ દીઠો નથી, તેમ સાંભળ્યો પણ નથી. ॥ ૪ ॥

दो० भरतहिं होइ न राजमद, विधि हरि हर पद पाइ ॥
कबहुं कि कांजी सीकरन्हि, क्षीरसिंधु बिनशाइ ॥ २२६ ॥

**અર્થ.**—માટે જેમ ક્ષીરસાગરમાં થોડી છાસ પડવાથી તે બગડતો નથી, તેમ કદાચ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવના પદને પામે, તોપણ ભરતજીને રાજ્યમદ થાય નહીં. ॥૨૨૬॥

चो० तिमिर तरुण तरणिहि सक गिलई । गगन मगन जनु मेघहि मिलई ॥
गो पद जल बूडहिं घटयोनी । सहज क्षमा वरु छांडहिं क्षोनी ॥ १ ॥
मशक फूंक बरु मेरु उडाई । होइन नृपमद भरतहि भाई ॥
लषण तुह्मार शपथ पितु आना । शुचि सुबंधु नहि भरत समाना ॥ २ ॥
सगुण क्षीर अवगुण जलताता । मिले रचे परपंच बिधाता ॥
भरत हंस रविवंश तडागा । जनमि कीन्ह गुण दोष विभागा ॥ ३ ॥
गहि गुण पय तजि अवगुण वारी । निज यश जगत कीन्ह उजियारी ॥
कहत भरत गुण शील स्वभाऊ । प्रेम पयोधि मगन रघुराऊ ॥ ४ ॥

**અર્થ.**—કદાચ અંધકાર મધ્યાહ્નકાળના સૂર્યને ગળી શકે, તેમ જ કદાપિ આકાશ મેઘનાં વાદળામાં મળી જાય, કદાચ ગાયના ખુરમાં ભરેલાં જળની અંદર અગસ્ત્યઋષિ બૂડી જાય, અને કદાચિત્ સહેજે બળવાન્ પૃથ્વી ક્ષમાને છોડી દે. ॥ ૧ ॥ કદાચ મચ્છરની ફૂંકથી મેરુ ઉડી જાય, તોપણ હે ભાઈ! ભરતજીને રાજ્યમદ થાય નહીં. હે લક્ષ્મણ! તમારા સમ કે પિતાજીની આણ, ભરતજી સમાન ઉત્તમ ભાઈ થાય જ નહીં. ॥ ૨ ॥ હે બાપ! બ્રહ્માજીએ સદ્ગુણરૂપી દૂધ અને અવગુણરૂપી જળ મેળવી આ જગત્ રચ્યું છે. તેમાં સૂર્યવંશરૂપી તળાવ ભરતજીરૂપી હંસે જન્મીને ગુણ દોષ જૂદા કર્યા. ॥ ૩ ॥ તેમણે ગુણરૂપી દૂધનું ગ્રહણ કરી, અવગુણરૂપી જળને તજી દુનિયામાં પોતાનો યશ પ્રગટ કર્યો. હે ઉમા! એમ ભરતજીના ગુણ, શીળ અને સ્વભાવ કહેતાં શ્રીહરિ પ્રેમસમુદ્રમાં મગ્ન થઈ ગયા. ॥ ૪ ॥

दो० सुनि रघुवर बाणी विबुध, देखि भरत पर हेतु ॥
लगे सराहन सहस मुख, प्रभु को कृपानिकेतू ॥ २२७ ॥

**અર્થ.**—એવી પ્રભુની વાણી સાંભળીને, તથા ભરતજી ઉપર સ્નેહ જોઇને દેવતાઓ વખાણ કરતાં કહેવા લાગ્યા કે, શ્રીપ્રભુજેવા કૃપાનિધાન કોણ છે? ॥ ૨૨૭ ॥

चो० जो न होत जग जन्म भरत को । सकल धर्मधुर धरणि धरतको ॥
कवि कुल अगम भरत गुणगाथा । को जाने तुम बिन रघुनाथा ॥ १ ॥
लषण राम सिय सुनि सुर बानी । अति सुख लह्यउ न जाइ बखानी ॥
इहां भरत सब सहित सहाये । मंदाकिनीं पुनीत अन्हाये ॥ २ ॥
सरित समीप राखि सब लोगा । मांगि मातु गुरु सचिव नियोगा ॥
चले भरत जहं सिय रघुराई । साथ निषाद नाथ लघु भाई ॥ ३ ॥
समुझि मातु करतव सकुचाहीं । करत कुतर्क कोटि मन माहीं ॥
राम लषण सिय सुनि मम नाऊं । उठि जनि अनत जाहिं तजि ठाऊं ॥ ४ ॥

**અર્થ.**—જો જગતમાં ભરતજીનો જન્મ થયો ન હોત, તો પૃથ્વીપર સઘળા ધર્મને ધારણ કોણ કરત? ભરતજીના ગુણો જાણવા કવિઓને અગમ્ય છે. તે હે રઘુનાથ! આપ વિના કોણ જાણે? ॥ ૧ ॥ એવી દેવતાઓની વાણી સાંભળીને શ્રીરામ, લક્ષ્મણજી તથા સીતાજી પરમ સુખ પામ્યાં. હવે અહીં ભરતજી સઘળી સમાજસહિત પવિત્ર મંદાકિની ગંગામાં નહાયા. ॥ ૨ ॥ અને પછી સર્વે લોકોને નદી પાસે રાખી, પોતે માતા, ગુરુ તથા મંત્રીઓની આજ્ઞા લઈને જ્યાં શ્રીરામ જાનકીજી હતાં, ત્યાં ગોરાજા અને શત્રુઘ્ન સાથે ચાલ્યા. ॥ ૩ ॥ રસ્તે જતાં કૈકેયીનાં કર્તવ્યથી સંકોચાઈને મનમાં કરોડ કુતર્ક કરવા લાગ્યા. તેમણે વિચાર્યું કે, શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજી મારું નામ સાંભળતાં રખેને ઠેકાણું તજી નાશી જાય. ॥ ૪ ॥

दो० मातु मते महं जानि मोहिं, जो कछु कहहिं सो थोर ॥
अघ अवगुण ताजि आदरहिं, समुझि आपनी ओर ॥ २२८ ॥

**અર્થ.**—વળી માતાનાં મતને મળતો જાણી મને જે કંઈ કહેશે તે ઓછું છે. પણ શ્રીપ્રભુ પોતા તરફ જોઈને મારાં પાપ તથા અવગુણને છોડી આદર કરશે. ॥ ૨૨૮ ॥

चो० जो परिहरहिं मलिन मन जानी । जो सनमानहिं सेवक मानी ॥
मोरे शरण राम की पनहीं । राम सुस्वामि दोष सब जनहीं ॥ १ ॥
जगयश भाजन चातक मीना । नेम प्रेम निज निपुण नवीना ॥
अस मन गुणत चले मग जाता । सकुचि सनेह शिथिल सब गाता ॥ २ ॥
फेरति मनहुं मातु कृत खोरी । चलत भक्ति बल धीरज धोरी ॥
जब समुझहिं रघुनाथ स्वभाऊ । तब पथ परत उतावल पाऊ ॥ ३ ॥
भरत दशा तेहि अवसर कैसी । जल प्रवाह जल अलिगण जैसी ॥
देखि भरत कर शोच सनेहू । भा निषाद तेहि समय विदेहू ॥ ४ ॥

**અર્થ.**—કદાચ મેલા મનવાળો જાણીને મને છોડી દેશે, કે સેવક માનીને સન્માન કરશે, તોપણ મારું "પણ" તો એવું છે કે, શ્રીરામનું જ શરણ રાખવું. તે સુંદર સ્વામી

મારા સઘળા દોષને જાણે છે. ॥ ૧ ॥ પોતાના નિત્ય નવા નેમ અને પ્રેમમાં તત્પર હોવાથી બપૈયા અને માછલાં જગતમાં યશના ભંડાર થયાં છે. એમ સ્નેહમાં સંકોચાઈ શીતળ થયેલા શરીરે રસ્તે ચાલતાં મનમાં ગણત્રી કરતા જાય છે. ॥ ૨ ॥ પણ પોતાની માતાનાં કૃત્ય તેમને પાછા પગ પડાવે છે, તોપણ ધૈર્યવાન્ ભરતજી ભક્તિના બળે કરી ચાલે છે. વળી શ્રીરઘુનાથજીના સ્વભાવને સમજે, ત્યારે તેમના પગ રસ્તે ઉતાવળા પડેછે. ॥ ૩ ॥ તે વખતની ભરતજીની દશા કેવી હતી કે, નદીના પ્રવાહ ઉપર જેમ ભમરાઓની આવ જાવ થઈ રહી હોય તેવી. એવો ભરતજીનો સ્નેહયુક્ત શોચ જોઇને ગોરાજા તે સમયે શુદ્ધિવગરના થયા. ॥ ૪ ॥

**दो० लगे होन मंगल शकुन, सुनि गुणि कहत निषाद ॥**
**मिटिहि शोच होइहि हरष, पुनि परिणाम विषाद ॥ २२९ ॥**

**અર્થ.**—તે વખત જે મંગળ શકુન થયાં, તેને સાંભળતાં મનમાં વિચારીને ગોરાજાએ કહ્યું કે, શોચ મટીને હર્ષ થશે, પણ પાછું પરિણામે દુઃખ થશે. ॥ ૨૨૯ ॥

**चो० सेवक वचन सत्य सब जाने । आश्रम निकट जाय नियराने ॥**
**भरत दीख बन शैल समाजू । मुदित क्षुधित शुभ पाइ अवाजू ॥ १ ॥**
**ईतिभीति जनु प्रजा दुखारी । त्रिबिध ताप पीडित ग्रह भारी ॥**
**जाइ सुराज सुदेश सुखारी । भई भरत गति तेहि अनुहारी ॥ २ ॥**
**राम बास बन संपति भ्राजा । सुखी प्रजा जनु पाइ सुराजा ॥**
**सचिव बिराग विवेक नरेशू । बिपिन सुहावन पावन देशू ॥ ३ ॥**
**भट कमनीय शैल रजधानी । शांति सुमति शुचि सुंदर रानी ॥**
**सकल अंग संपन्न सुराऊ । रामचरण आश्रित चित चाऊ ॥ ४ ॥**

**અર્થ.**—તે ગોરાજાનાં સઘળાં વચનો સાચાં માન્યાં. એટલામાં આશ્રમ નજીક આવી પહોંચ્યા. તે પર્વત અને વનને જોઈ, જેમ ભૂખ્યાને સારું ભોજન મળે, તેમ ભરતજી આનંદ પામ્યા. ॥ ૧ ॥ અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિથી જાણે પ્રજા દુઃખી હોય, વળી તે ત્રણ પ્રકારના તાપ અને ગ્રહોથી બહુ પીડિત હોય, અને તે જઈ સારા રાજાના સારા દેશમાં સુખી થાય, તેમ ભરતજીની ગતિ થઈ. ॥ ૨ ॥ શ્રીરામના રહેવાથી વનની સંપત્તિ જાણે સારા રાજા મળવાથી પ્રજા સુખી થાય તેમ શોભતી હતી. વૈરાગ્યરૂપી કામદાર સાથે વિવેકરૂપી રાજાનું ચિત્ત શોભીતા અરણ્યરૂપી પવિત્ર દેશમાં ॥ ૩ ॥ મનોહરતારૂપી શૂરવીરોથી પર્વતરૂપી રાજધાનીમાં શાંતિ તથા સુમતિરૂપી પવિત્ર, સુંદર તથા સર્વાંગે સંપૂર્ણ બે રાણીઓ વાળું શ્રીરામનાં ચરણમાં જ રહેલું છે. ॥ ૪ ॥

**दो० जीति मोह महिपाल दल, सहित बिवेक भुआल ॥**
**करत अकंटक राजपुर, सुख संपदा सुकाल ॥ २३० ॥**

**અર્થ.**—એમ મોહરૂપી રાજાને સૈન્ય સાથે જિતીને વિવેકરૂપી રાજા સર્વ કાળ, સુખ અને સંપદથી ભરેલા પોતાના પુરમાં અકંટક રાજ્ય કરેછે. ॥ ૨૩૦ ॥

**चो०** बन प्रदेश मुनि बास घनेरे । जनु पुर नगर गांव गण खेरे ॥
विपुल विचित्र बिहंग मृग नाना । प्रजा समाज न जाई बखाना ॥ १ ॥
खरहा करि हरि बाघ बराहा । देखि महिष वृक साज सराहा ॥
वैर विहाइ चरहिं एक संगा । जहं तहं मनहुं सेन चतुरंगा ॥ २ ॥
झरना झरहिं मत्तगजगाजहिं । मनहुं निशान विविधविधि बाजहिं ॥
चकचकोर चातक शुक पिकगन । कूजत मंजु मराल मुदित मन ॥ ३ ॥
अलिगण गावत नाचत मोरा । जनु सुराज मंगल चहुं ओरा ॥
वेलि बिटप तृण सफल सफूला । सब समाज मुदमंगल मूला ॥ ४ ॥

**અર્થ.**—તેના વનરૂપી જાણે પ્રદેશ અને મુનિઓના ઘણા વાસરૂપી જાણે શહેર, નગર તથા ગામડાંઓ છે. વળી નાનાપ્રકારનાં વિચિત્ર પશુપક્ષીઓરૂપી વખાણવામાં ન આવે તેવી તેમની પ્રજા છે. ॥ ૧ ॥ તેમ જ ગેંડા, ગજ, સિંહ, વાઘ, વરાહ, પાડા અને જરખાદિક જાણે ચતુરંગી સેના વૈર મૂકીને એક બીજા સાથે ફરે છે, તે જોઇને ભરતજી તેનાં વખાણ કરે છે. ॥ ૨ ॥ ત્યાં પર્વતોમાંથી પાણીનાં ઝરણો ઝરે છે, તથા-મદોન્મત્ત હાથીઓ ગર્જના કરે છે, તેરૂપી જાણે વિવિધ પ્રકારનાં વાજીંત્રો વાગે છે, એમ ભાસતું હતું. વળી ચકવા, ચકોર, ચાતક, પોપટ, હંસ અને કોયલનાં યૂથ આનંદિત મનથી બોલી રહ્યાં છે. ॥ ૩ ॥ તેમ જ ભમરો ગાય છે, તથા મોર નાચે છે, તે રૂપી જાણે તે સુંદર રાજ્યમાં ચારેકોર મંગળ વર્ત્તાઈ રહ્યું છે. તેમ જ વળી ફળ તથા ફૂલયુક્ત વૃક્ષો, વેલીઓ અને લીલા ઘાસની આનંદ તથા મંગળના મૂળરૂપ જાણે વનનો સઘળો સમાજ ગોઠવાઈ રહેલો જણાય છે. ॥ ૪ ॥

**दो०** राम शैल शोभा निरखि, भरत हृदय अति प्रेम ॥
तापस तप फल पाइ जिमि, सुखी सिराने नेम ॥ २३१ ॥

**અર્થ.**—એવી રીતે શ્રીરામના પર્વતની શોભા જોઇને જેમ તપસ્વી તપનું ફળ પામી સઘળા નેમ છોડીને સુખી થાય, તેમ ભરતજીનાં હૃદયમાં અત્યંત પ્રેમ થયો. ॥ ૨૩૧ ॥

**चो०** तब केवट ऊंचे चढि जाई । कहा भरत सन भुजा उठाई ॥
नाथ देखु यह बिटप विशाला । पाकरीजंबु रसाल तमाला ॥ १ ॥
तिन तरुवरन्ह मध्य बट सोहा । मंजु विशाल देखि मन मोहा ॥
नील सघन पल्लव फल लाला । अबिचल छांह सुखद सब काला ॥ २ ॥
मानहुं तिमिर अरुण मय राशी । बिरची विधि सकेलि सुखमासी ॥
तेहि तरु सरित समीप गुसांई । रघुबर पर्णकुटी जहं छाई ॥ ३ ॥

तुलसी तरुवर बिबिध सुहाये । कहुं सिय सिय कहुं लषण लगाये ॥
बट छाया बेदिका बनाई । सिय निज पाणि सरोज सुहाई ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે ગોરાજાએ ઉંચા ચડી લાંબો હાથ કરીને ભરતજીને કહ્યું કે, હે નાથ! આ બોરડી, જાંબુ, આંબા અને તમાલનાં મોટાં વૃક્ષો જૂવો. ॥ ૧ ॥ તેની વચ્ચે ઉજ્વલ તથા વિશાળ, જોતાંમાં જ મનને મોહ ઉત્પન્ન કરનાર, ઘટ પાંદડાંવાળો, લાલ ફળવાળો, સર્વકાળ સુખદ અને અવિચળ છાયાવાળો, તથા લીલો એક વડ શોભે છે. ॥ ૨ ॥ તે જાણે બ્રહ્માજીએ સઘળાં સુખરૂપ અંધકાર અને લાલાશના પૂંજને એકઠાં કરીને એક જ ઠેકાણે રાખ્યાં નહોય, તેમ જણાય છે. હે ગુસાંઇ! તે ઝાડ નીચે નદી પાસે શ્રીરઘુનાથજીની પર્ણકુટી શોભી રહી છે. ॥ ૩ ॥વળી ત્યાં કયાંક સીતાજી અને કયાંક લક્ષ્મણજીએ તુલસી અને બીજાં ઘણી જાતનાં શોભીતાં પુષ્પના રોપો રોપેલા છે તથા સીતાજીએ શોભીતા પોતાના હસ્તકમળની તે વડની છાયાતળે વેદિકા બનાવી છે. ॥ ૪ ॥

दो० जहं बैठें मुनिगण सहित, नित सिय राम सुजान ॥
सुनहिं कथा इतिहास सब, आगम निगम पुराण ॥ २३२ ॥

**અર્થ.**—જે વેદિકાપર મુનિગણો સહિત નિત્ય સુજાણ શ્રીરામ સીતાજી બેસીને સઘળા વેદ, પુરાણ, શાસ્ત્રોની કથા તથા ઇતિહાસો સાંભળે છે. ॥ ૨૩૨ ॥

चो० सखा बचन सुनि बिटप निहारी । उमगेउ भरत विलोचन वारी ॥
करत प्रणाम चले दोउ भाई । कहत प्रीति शारद सकुचाई ॥ १ ॥
हर्षहिं निरखि रामपद अंका । मानहुं पारस पायउ रंका ॥
रजशिरधरिहियनयन लगावहिं । रघुबर मिलन सरिससुख पावहिं ॥ २ ॥
देखि भरत गति अकथ अतीवा । प्रेम मगन मृग खग जड जीवा ॥
सबहि सनेह विवश मगु भूला । कहि सुपंथ सुर बरषहिं फूला ॥ ३ ॥
निरखि सिद्ध साधक अनुरागे । सहज सनेह सराहन लागे ॥
होत न भूतल भाव भरत को । अचर सचर चर अचर करत को ॥ ४ ॥

**અર્થ.**—ગોરાજાનાં એવાં વચન સાંભળી તથા તે વૃક્ષોને જોઇને ભરતજીનાં લોચનમાં અશ્રુ ઉભરાઈ આવ્યાં. જેને કહેતાં સરસ્વતી પણ સંકોચાય એવી પ્રીતિથી બે ભાઈ પ્રણામ કરતા ચાલ્યા. ॥ ૧ ॥ રસ્તામાં પ્રભુપદનાં ચિન્હોને જોઈ રાંકને જેમ પારસમણિ પ્રાપ્ત થાય, તેમ હર્ષથી મસ્તકે ધરી, છાતી તથા નેત્રે લગાડતાં સાક્ષાત્ શ્રીરઘુનાથજીને મળ્યા જેટલો સંતોષ પામવા લાગ્યા. ॥ ૨ ॥ કહેવામાં ન આવે એવી ભરતજીની અત્યંત વિહ્વળ ગતિ જોઇને પશુ, પક્ષી અને જડ જીવો પ્રેમમાં મગ્ન થઈ ગયાં. એમ રસ્તે ચાલતાં તે સર્વે સ્નેહથી માર્ગ ભૂલી ગયા, તેથી તેમને માર્ગ કહેતાં દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી. ॥ ૩ ॥ તે જોઈ સિદ્ધ તથા સાધક પ્રીતિથી તેમના સહજ સ્નેહને વખાણતાં કહેવા લાગ્યા કે, જો ભૂતળમાથે ભરતજીનો ભાવ નહોત તો સ્થાવરનું જંગમ અને જંગમનું સ્થાવર સ્થિતિમાં કોણ લાવત? ॥ ૪ ॥

दो० प्रेम अमिय मंदर विरह, भरत पयोधि गंभीर ॥
मथि प्रगटे सुरसाधु हित, कृपासिंधु रघुबीर ॥ २३३ ॥

**અર્થ.**—ભરતજીરૂપી ગંભીર સમુદ્રને વિરહરૂપી મંદરાચળથી મથી કૃપાસિંધુ શ્રીરઘુવરે દેવતારૂપી સાધુ માટે પ્રેમરૂપી અમૃત પ્રગટ કર્યું. ॥ ૨૩૩ ॥

चो० सखा समेत मनोहर जोटा । लखेउ न लषण सघन बन ओटा ॥
भरत दीख प्रभु आश्रम पावन । सकल सुमंगल सदन सुहावन ॥ १ ॥
करत प्रवेश मिटा दुख दावा । जनु योगी परमारथ पावा ॥
देखे लषण भरत प्रभु आगे । पूछत वचन कहत अनुरागे ॥ २ ॥
शीश जटा कटि मुनिपट बांधे । तूण कसे कर शर धनु कांधे ॥
वेदी पर मुनि साधु समाजू । सीय सहित राजत रघुराजू ॥ ३ ॥
वलकल वसन जटिल तनु श्यामा । जनु मुनि वेष कीन्ह रति कामा ॥
कर कमलन धनु शायक फेरत । जी की जरनि हरत हंसि हेरत ॥ ४ ॥

**અર્થ.**—ગોરાજા સહિત તે મનોહર બે ભાઈઓને ઘટ વનને લીધે લક્ષ્મણજીએ ન દીઠા, પણ ભરતજીએ સઘળા સુમંગલના શોભીતા મંદિરરૂપ શ્રીપ્રભુનો પવિત્ર આશ્રમ જોયો. ॥ ૧ ॥ જેમ યોગી પરમાર્થને પ્રાપ્ત થયો હોય, તેમ તે ત્યાં પ્રવેશ કરતાં, તેમનો સઘળો દુઃખાગ્નિ મટી ગયો. પછી ભરતજીએ લક્ષ્મણજીને શ્રીપ્રભુ આગળ વચનો પૂછતાં અને શ્રીપ્રભુએ પ્રીતિપૂર્વક કહેતાં જોયા. ॥ ૨ ॥ મસ્તકે જટા, કટિઉપર વૃક્ષપલ્લવનાં વસ્ત્ર, વળી ભાથાં કસેલાં, હાથમાં બાણ અને ખાંધે ધનુષ્યવાળા તે લક્ષ્મણજી અને વેદીપર ઋષિ તથા સંતના સમાજ સહિત વલ્કલ વસ્ત્ર, જટા અને શ્યામ શરીરવાળા, હસ્તકમળમાં ધનુષ્ય ધરી બાણને ફેરવતા, જીવોના સામું હાસ્યથી જોઈ હૃદયનાં પાપોને હરતા, જાણે કામદેવને રતિ ઋષિવેષ કરીને કેમ બેઠા ન હોય, તેમ સીતાજી સહિત શ્રીરઘુનાથજી બિરાજતા જોયા. ॥ ૩ ॥ ॥ ૪ ॥

दो० लसत मंजु मुनिमंडली, मध्य सीय रघुनंद ॥
ज्ञान सभा जनु तनु धरे, भक्ति सच्चिदानंद ॥ २३४ ॥

**અર્થ.**—જાણે જ્ઞાન સભામાં ભક્તિ તથા ભગવાન્ મનુષ્યદેહ ધરી જેમ બિરાજતા હોય, તેમ શ્રીરઘુનાથજી સીતાજી સહિત સુંદર મુનિમંડલમાં શોભતા હતા. ॥ ૨૩૪ ॥

चो० सानुज सखा समेत मगन मन । विसरे हर्ष शोक सुख दुख गन ॥
पाहि नाथ कहि पाहि गुसाईं । भूतल परे लकुट की नाईं ॥ १ ॥
वचन सप्रेम लषण पहिंचाने । करत प्रणाम भरत जिय जाने ॥
बंधु सनेह सरस उत ओरा । इत साहेब सेवा बरजोरा ॥ २ ॥

मिलन जाइ नहिं गुदरत बनई । सुकबि लषण मन की गति भनई ॥
रहे राखि सेवा पर भारू । चढी चंग जनु खैंच खिलारू ॥ ३ ॥
कहत सप्रेम नाइ महि माथा । भरत प्रणाम करत रघुनाथा ॥
उठे राम सुनि प्रेम अधीरा । कहुं पट कहुं निषंग धनु तीरा ॥ ४ ॥

**અર્થ.**—ભાઈ અને મિત્ર સાથે ભરતજી મનમાં મગ્ન થઈ હર્ષ, શોક, દુઃખ અને સુખ ભૂલી જતાં, હે નાથ ! મારું રક્ષણ કરો ! મારું રક્ષણ કરો ! એમ કહી લાકડીની પેઠે પૃથ્વી ઉપર પડ્યા. ॥ ૧ ॥ તેમનાં તે પ્રેમપૂર્વક વચનો ઓળખીને લક્ષ્મણજીએ મનમાં જાણ્યું કે, ભરતજી પ્રણામ કરે છે. હવે ત્યાં ભાઇનો પ્રેમ અને અહીં પ્રભુની સેવા તે-માંનું કંઈ છોડાતું નથી. ॥ ૨ ॥ ન તો મળવા જવાય, ન છોડવું બને. તેથી સારા કવિઓ લક્ષ્મણજીના મનની ગતિ કહે છે કે, તેઓ ત્યાં સેવાપર ભાર રાખીને તો રહ્યા, પણ છોકરાઓ જેમ પતંગને ચડાવી તેને આડો અવળો નચાવે, તેવી તેમના મનની સ્થિતિ થઈ ગઈ. ॥ ૩ ॥ પછી તેઓ પૃથ્વી ઉપર મસ્તક નમાવી પ્રેમપૂર્વક બોલ્યા કે, હે શ્રી-રઘુનાથ ! ભરતજી પ્રણામ કરે છે. તે સાંભળતાં જ પ્રીતિમાં અધીરા થઈ, કયાંક વસ્ત્ર, ક્યાંક તીર અને ક્યાંક તિરકસ ધનુષ્ય એવી સ્થિતિમાં શ્રીપ્રભુ ઉઠ્યા. ॥ ૪ ॥

दो० बरबस लिये उठाय उर, लाये कृपानिधान ॥
भरत राम की मिलन लखि, बिसरे सबहि अपान ॥ २३५ ॥

**અર્થ.**—પછી બળાત્કારથી ભરતજીને ઉઠાડી છાતીએ લગાડીને કૃપાના ભંડાર શ્રીહરિ તેડી લાવ્યા. હે ભવાનિ ! શ્રીરામ અને ભરતજીનું મળવું જોઇને બધા દેહનું ભાન ભૂલી ગયા. ॥ ૨૩૫ ॥

चो० मिलन प्रीति किमि जाहि बखानी । कविकुल अगम कर्म मन बानी ॥
परम प्रेम पूरण दोउ भाई । मन बुधि चित अहमिति बिसराई ॥ १ ॥
कहहु सुप्रेम प्रकट को करई । केहि छाया कबि मति अनुसरई ॥
कविहि अर्थ आखर खल सांचा । अनुहर ताल गतिहि नट नाचा ॥ २ ॥
अगम सनेह भरत रघुबर को । जहं न जाइ मन बिधि हरि हर को ॥
सो मैं बरणि कहौं केहि भांती । बाजु सुराग कि गांडरि तांती ॥ ३ ॥
मिलनि बिलोकि भरत रघुबरकी । सुरगण सभय धुकधुकी धरकी ॥
समुझाये सुरगुरु जड जागे । बरषि प्रसून प्रशंसन लागे ॥ ४ ॥

**અર્થ.**—તેમના મેળાપની પ્રીતિ કેમ વખાણી શકાય ? કવિઓના મનથી તે અ-ગમ્ય છે. પરમ પ્રેમમાં પૂર્ણ તે બેઉ ભાઈ બુદ્ધિ, ચિત્ત અને અહંપણાને ભૂલી ગયા. ॥ ૧ ॥ કહો કે, તે પ્રેમને કોણ પ્રગટ કરી શકે ? કયો કવિ તેની છાયામાં પણ પો-તાની મતિ ચલાવી શકે ? જેમ તાલના પ્રમાણે નટ લોકોનું નાચવું થાયછે, તેમ કવિ-ઓને અક્ષરાના અર્થનું બળ સાચું હોય છે. ॥ ૨ ॥ શ્રીરામ અને ભરતજીનો સ્નેહ

એટલો તો અગમ્ય છે કે, ત્યાં બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવનું મન પણ જઈ શકે નહીં, તો ગુસાઈ કહે છે કે, હું શી રીતે વર્ણવી શકું? કંઇ ઉનની તાંત સારંગીના તાર જેવી વાગે? ॥ ૩ ॥ એવી રીતનું બે ભાઇઓનું મળવું જોઇને દેવતાઓ તે વખતે અત્યંત ભય પામીને પૃથ્વી ઉપર પડ્યા. તેમને વળી ગુરુએ સમજાવ્યા, ત્યારે તેઓ મૂઢ જાણીને પુષ્પવૃષ્ટિ કરતાં પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૪ ॥

**दो० मिलि सप्रेम रिपुसूदनहिं, केवट भेंटे राम ॥**
**भूरि भाग्य भेंटे भरत, लक्ष्मण करत प्रणाम ॥ २३६ ॥**

**અર્થ.**—પછી શ્રીપ્રભુ પ્રેમપૂર્વક શત્રુઘ્નને મળીને ગોરાજાને મળ્યા અને લક્ષ્મણ પ્રણામ કરતાં મોટા ભાગ્યવાળા ભરતજીને ભેટ્યા.॥ ૨૩૬ ॥

**चौ० भेंटेउ लषण ललकि लघु भाई । बहुरि निषाद लीन्ह उर लाई ॥**
**पुनि मुनि गण दोउ भाइ न बंदे । अभिमत आशिष पाइ अनंदे ॥ १ ॥**
**सानुज भरत उमंगि अनुरागा । धरि शिर सियपद पद्म परागा ॥**
**पुनि पुनि करत प्रणाम उठाये । शिरकर कमल परशि बैठाये ॥ २ ॥**
**सीय अशीश दीन्ह मनमाहीं । मगन सनेह देह सुधि नाहीं ॥**
**सब बिधि सानुकूल लखि सीता । भे अशोच उर अपडर बीता ॥ ३ ॥**
**कोउ कछु कहै न कोउ कछु पूछा । प्रेम भरा मन निजगति छूछा ॥**
**तेहि अवसर केवट धीरज धरि । जोरि पाणि बिनवत प्रणाम करि ॥ ४ ॥**

**અર્થ.**—પછી લક્ષ્મણજી હસીને પોતાના નાના ભાઇને મળ્યા અને ગોરાજાને છાતી સાથે લગાડ્યા. પછી ભરતજી તથા શત્રુઘ્ન ઋષિઓને વંદીને ઇચ્છિત આશીર્વાદ આનંદથી પામ્યા. ॥ ૧ ॥ પછી ભાઇ સાથે ભરતજીએ પ્રેમથી સીતાજીનાં ચરણકમળની રજ મસ્તક ઉપર ધારણ કરી. એવી રીતે વારંવાર પ્રણામ કરતાં તે બેઉ ભાઇને સીતાજીએ પોતાના હસ્તકમળનો સ્પર્શ કરી બેસાડ્યા; ॥ ૨ ॥ અને મનમાં આશીર્વાદ દીધો. તથા દેહ શુદ્ધિવગરનાં થઈ સ્નેહને વશ થઈ ગયાં. એમ સર્વે રીતે સીતાજીને સાનુકૂળ જોઇને ભરતજીના હૃદયમાંથી ભય નિકળી જવાનેલીધે તે શોકરહિત થયા. ॥ ૩ ॥ મનમાં પ્રેમ ઉભરાઈ જવાથી અને પોતાની સ્થિતિ બદલાઈ જવાથી એક બીજાને કોઇએ કંઈ કહ્યું કે પૂછયું નહીં. તે વખતે ગોરાજાએ ધીરજ ધરી હાથ જોડીને પ્રણામ કરતાં વિનતિ કરી કે, ॥ ૪॥

**दो० नाथ साथ मुनिनाथ के, मातु सकल पुरलोग ॥**
**सेवक सेनप सचिव सब, आये विकल बियोग ॥ २३७ ॥**

**અર્થ.**—હે નાથ! ગુરુ સાથે સઘળી માતા, પ્રજા, સર્વે સેવક, મંત્રીઓ અને સૈન્ય આપના વિયોગથી વ્યાકુળ થઈ આવે છે. ॥ ૨૩૭ ॥

**चौ० शीलसिंधु सुनि गुरु आगमनू । सीय समीप राखि रिपुदमनू ॥**
**चले सवेग राम तेहि काला । धीर धर्मधुर दीनदयाला ॥ १ ॥**

गुरुहि देखि सानुज अनुरागे । दंड प्रणाम करन प्रभु लागे ॥
मुनिवर धाइ लिये उर लाई । प्रेम उमंगि भेंटे दोउ भाई ॥ २ ॥
प्रेम पुलकि केवट कहि नामू । कीन्ह दूरि ते दंड प्रणामू ॥
राम सखा ऋषि बरबसभेंटे । जनु महिलुटत स्नेह समेटे ॥ ३ ॥
रघुपति भक्ति सुमंगल मूला । नभ सराहि सुर बर्षहिं फूला ॥
इहि सम निपट नीच कोउ नाहीं । जड बशिष्ठ सम को जग माहीं ॥ ४ ॥

**અર્થ.**—શીળના સમુદ્રરૂપ શ્રીરામ ગુરુનું આગમન સાંભળી, સીતાજી પાસે શત્રુઘ્નને રાખી, ધર્મધુરંધર, ધૈર્યવાન્ અને દિનદયાળ શ્રીપ્રભુ તે વખતે જલદી ચાલ્યા. ॥ ૧ ॥ ગુરુને જોઈ બે ભાઈ પ્રીતિથી દંડવત્ પ્રણામ કરવા લાગ્યા, ત્યારે ઋષિએ દોડીને બેઉ હાથથી ઉપાડી છાતી સાથે લગાડી પ્રેમમાં મગ્ન થઈ બેઉ ભાઈને મળ્યા. ॥ ૨ ॥ તે જોઈ ગોરાજા પ્રેમથી રોમાંચિત શરીરે દૂરથી દંડનીપેઠે પ્રણામ કરી વચન કહેછે, હે ઋષિરાજ! "જુવો આ તમારા શ્રીરામ." એમ નામ કહ્યું. તે સાંભળી ઋષિ વસિષ્ઠજી ગોરાજાને બળાત્કારથી જાણે પૃથ્વીઉપરથી સ્નેહરૂપી દ્રવ્ય લૂટતા ન હોય તેમ મળ્યા. ॥ ૩ ॥ તે જોઈ સુમંગળના મૂળરૂપ શ્રીરઘુનાથજીની ભક્તિને વખાણી દેવતાઓ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરતાં બોલ્યા કે, આ ભિલ્લજેવો કોઈ નીચ નથી અને શ્રી વસિષ્ઠજી સમાન જગતમાં મોટો કોણ છે? કોઈ નથી. ॥ ૪ ॥

दो० जेहि लखि लषणहुंते अधिक, मिले मुदित मुनिराऊ ॥
सो सीतापति भजन को, प्रगट प्रताप प्रभाऊ ॥ २३८ ॥

**અર્થ.**—તેમ છતાં ઋષિરાજ આનંદથી તેમને લક્ષ્મણ કરતાં પણ વધારે માની મળ્યા, એ શ્રીસીતાપતિ રામની ભક્તિનો પ્રગટ પ્રભાવ જણાય છે. ॥ ૨૩૮ ॥

चो० आरत लोग राम सब जाना । करुणाकर सुजान भगवाना ॥
जो जेहि भांति रहा अभिलाषी । तेहि तेहि की तैसी रुचि राखी ॥ १ ॥
सानुज मिलि पल महं सब काहू । कीन्ह दूरि दुख दारुणदाहू ॥
यह बडि बात राम की नाहीं । जिमि घट कोटि एक रवी छाहीं ॥ २ ॥
मिलि केवटहिं उमंगि अनुरागा । पुरजन सकल सराहहिं भागा ॥
देखि राम दुखित महतारी । जनु सुबेलि अवली हिम मारी ॥ ३ ॥
प्रथम राम भेंटे कैकेयी । सरल स्वभाव भक्ति मति भेई ॥
पग परि कीन्ह प्रबोध बहोरी । काल कर्म विधि शिरधरि खोरी ॥ ४ ॥

**અર્થ.**—પછી કરુણામય સુજાણ ભગવાને સર્વે લોકોને દુઃખી જાણી, જેની જેવી રીતે ઇચ્છા હતી, તેની તેવી રીતે રાખી. ॥ ૧ ॥ ભાઈ સાથે એક પળમાં સર્વ કોઇને મળી તેના દુઃખનો દારુણ દાહ દૂર કર્યો. હે પાર્વતી! જેમ કરોડ ઘડામાં સૂર્ય એક જ દેખાય છે તેની પેઠે એ કંઈ શ્રીરામને વિષે મોટી વાત નથી. ॥ ૨ ॥ પછી જ્યારે આનંદ-

સહિત પ્રભુ ગોરાજાને મળ્યા ત્યારે તે જોઈ સઘળા અવધવાસી તેનાં ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા. હવે જેમ સારી નાગરવેલીઓની પંક્તિ માથે હીમ પડી તેને બાળી નાંખે, તેમ જ્યારે શ્રીહરિએ પોતાની માતાઓને દુઃખી જોઈ ત્યારે, ॥ ૩ ॥ હે ઉમા! સરળ સ્વભાવવાળા શ્રીરામ ભક્તિભાવથી પ્રથમ કૈકેયીને મળી ચરણમાં પડી વચન કહેવા લાગ્યા કે, હે માતુ! કાલ, કર્મ અને બ્રહ્મદેવે તારા ઉપર ખોટું કલંક લગાડ્યું. ॥ ૪ ॥

दो० भेंटे रघुबर मातु सब, करि प्रबोध परितोष ॥
अंबईश आधीन जग, काहु न देइय दोष ॥ २३९ ॥

**અર્થ.**—પછી શ્રીરઘુનાથજી સઘળી માતાઓને મળી બોધથી સંતોષીને બોલ્યા કે, હે માતુશ્રી! આ જગત્ ઈશ્વરાધીન છે, માટે કોઈને દોષ આપીએ નહીં. ॥ ૨૩૯ ॥

चो० गुरुतिय पद वंदे दोउ भाई । सहित विप्र तिय जे संग आई ॥
गंग गौरि सम सब सनमानी । देहिं अशीष मुदित मृदुबानी ॥ ॥ १ ॥
गहिपद लगे सुमित्रा अंका । जनु भेंटि संपति अतिरंका ॥
पुनि जननी चरणन दोउ भ्राता । परे प्रेम ब्याकुल सब गाता ॥ २ ॥
अति अनुराग अंब उर लाये । नयन सनेह सलिल अन्हवाये ॥
तेहि अवसर कर हर्ष विषादू । किमि कबि कहै मूक जिमि स्वादू ॥ ३ ॥
मिलि जननिहिं सानुज रघुराऊ । गुरु सन कहेउ कि धारिय पाऊ ॥
पुरजन पाइ मुनीश नियोगू । जल थल तकि तकि उतरे लोगू ॥ ४ ॥

**અર્થ.**—પછી બેઉ ભાઈએ, જે બ્રાહ્મણની સ્ત્રીઓ સાથે આવી હતી, તેના સહિત ગુરુપત્ની અરુંધતીજીને, ગંગાજી અને ગૌરી પ્રમાણે માની સન્માનથી દંડવત્ કર્યા. ત્યારે તેઓએ આનંદથી આશીર્વાદ આપ્યા. ॥ ૧ ॥ પછી સુમિત્રાજીનાં ચરણો ગ્રહણ કરી પગે લાગ્યા ત્યારે તેઓ જેમ રાંકને સંપત્તિ મળી નહોય, તેમ મળ્યા. પછી બેઉ ભાઈ સર્વાંગે પ્રેમમાં વ્યાકુલ થઈ, કૌશલ્યાજીનાં ચરણમાં પડ્યા. ॥ ૨ ॥ ત્યારે માતાએ તેમને ઘણી પ્રીતિથી છાતી સાથે લગાડતાં પ્રેમાશ્રુથી નવરાવી મૂક્યા. તે વખતના હર્ષ શોકને, મૂંગો જેમ સ્વાદને કહી શકે નહીં તેમ કવિ કહી શક્યા નહીં. ॥ ૩ ॥ એ રીતે માતાને મળીને ગુરુને કહ્યું કે, હવે આપ પધારીએ. ત્યારે અયોધ્યાવાસીઓ ઋષિની આજ્ઞા લઈ સુંદર જળ અને થળ જોઈને ઉતર્યાં. ॥ ૪ ॥

दो० महिसुर मंत्री मातु गुरु, गने लोग लिये साथ ॥
पावन आश्रम गमन किय, भरत लषण रघुनाथ ॥ २४० ॥

**અર્થ.**—પછી બ્રાહ્મણો, મંત્રી, માતાઓ, ગુરુ અને ઘણાક લોકોને સાથે લઈ શ્રીરઘુનાથજી ભાઈઓ સંગાતે પોતાના પવિત્ર આશ્રમ પ્રત્યે ચાલતા થયા. ॥ ૨૪૦ ॥

चो० सीय आइ मुनिवर पद लागी । उचित अशीष लही मन मागी ॥
गुरुपत्नीहि मुनि तियन्ह समेता । मिलि सप्रेम कहि जाइ नजेता ॥ १ ॥

बंदि बंदि पद सिय सब ही के । आशिष वचन लहे प्रिय जी के ॥
सासु सकल जब सीय निहारी । मूंदेउ नयन सहिमि सुकुमारी ॥ २ ॥
परी बधिकबश मनहुं मराली । काह कीन्ह करतार कुचाली ॥
तिन्ह सिय निरखि निपट दुख पावा । सो सब सहिय जो दैव सहावा ॥३॥
जनकसुता तब उर धरि धीरा । नील नलिन लोचन भरि नीरा ॥
मिली सकल सासुन्ह शिरनाई । तेहि अवसर करुणा महिछाई ॥ ४ ॥

**અર્થ.**—તે જ્યારે આશ્રમમાં પહોંચ્યા ત્યારે, સીતાજીએ આવી વસિષ્ઠજીને પગે લાગી મન ઇચ્છિત ઘટિત આશીર્વાદ લીધો. પછી અરુંધતીજીને બીજા ઋષિઓની સ્ત્રી સાથે કહેવામાં ન આવે એવી પ્રીતિથી મળ્યાં. ॥ ૧ ॥ એવી રીતે જાનકીજીએ દરેકનાં પદકમળમાં નમી નમીને પોતાને પ્રિય એવા આશીર્વાદ લીધા. હવે જ્યારે સર્વે સાસુએ સીતાજીને જોયાં, ત્યારે તેમની કોમળતાથી સોસાઈ જઇને આંખો મીચી જતાં કહ્યું કે, ॥ ૨ ॥ જાણે પારધિને હાથ હંસલી પડી નહોય, તેમ થયું. હે જગદીશ! તેં આ શું ખરાબ કાર્ય કર્યું? એ રીતે જાનકીજીને જોઈ અત્યંત દુઃખ પામીને કહે છે કે, જે પ્રમાણે પ્રભુ દુઃખ વા સુખ આપે, તે પ્રમાણે કરવું યોગ્ય છે. ત્યાર પછી જનકપુત્રી હૃદયમાં ધીરજ ધરીને નેત્રકમળમાં નીર ભરતાં, સઘળી સાસુને મસ્તક નમાવી મળ્યા. તે વખતે પૃથ્વીમાથે કરુણારસ છવાઈ રહ્યો. ॥ ૩ ॥ ૪ ॥

दो० लागि लागि पद सबनि सिय, भेटति अति अनुराग ॥
हृदय अशीशहिं प्रेमवश, रहिहौ भरी सुहाग ॥ २४१ ॥

**અર્થ.**—એમ સીતાજી સર્વેનાં ચરણોમાં નમી નમીને ઘણા પ્રેમથી જ્યારે મળ્યાં, ત્યારે સાસુઓએ હૃદયમાં હર્ષ આણી, સદૈવ સૌભાગ્યવતી રહો, એમ આશીર્વાદ આપ્યો. ॥ ૨૪૧ ॥

चो० विकल सनेह सीय सब रानी । बैठन सबहि कहेउ गुरु ज्ञानी ॥
प्रथम कही जग गति मुनिनाथा । कहे कछुक परमारथ गाथा ॥ १ ॥
नृप कर सुरपुर गमन सुनावा । सुनि रघुनाथ दुसह दुख पावा ॥
मरण हेतु निज नेह बिचारी । भे अति विकल धीर धुरधारी ॥ २ ॥
कुलिश कठोर सुनत कटुबानी । बिलपत लषण सीय सब रानी ॥
शोकविकल अति सकल समाजू । मानहुं राज अकाजेउ आजू ॥ ३ ॥
मुनिवर बहुरि राम समुझाये । सहित समाज सुरसरित अन्हाये ॥
व्रत निरंबु तेहि दिन प्रभु कीन्हा । मुनिहुं आदि जल काहुन लीन्हा ॥ ४ ॥

**અર્થ.**—એમ સીતાજી સહિત સઘળી રાણીઓ વ્યાકુળ થઈ, ત્યારે ગુરુએ સર્વેને બેસવા કહ્યું. પછી તેમણે પ્રથમ જગતની સ્થિતિ કહીને પાછળથી કેટલીક પરમાર્થની

કથાઓ કહી. ॥ ૧ ॥ તેની સાથે રાજાનું મરણ પણ કહ્યું. તે સાંભળતાં જ રઘુનાથજી ઘણું દુઃખ પામ્યા. હે પ્રિયા ! પોતાના પ્રેમને માટે પિતાજી પરલોકમાં ગયા, એમ સમજીને ધૈર્યવાન્ પ્રભુ ઘણા વ્યાકુળ થયા. ॥ ૨ ॥ વજ્રથી પણ કઠોર તે કડવી વાણી સાંભળતાં લક્ષ્મણ અને સીતાજીસહિત સઘળી રાણીઓ ઘણો વિલાપ કરવા મંડી, તેથી જાણે આજે જ રાજા ગુજરી ગયા નહોય, તેમ સઘળી સમાજ ઘણા શોકમાં વ્યાકુળ થઈ ગઈ. ॥ ૩ ॥ પછી ગુરુ વસિષ્ઠજીએ શ્રીરામને સમજાવીને સમાજસહિત મંદાકિની ગંગાજીમાં નવરાવ્યા. તે દિવસ શ્રીપ્રભુએ નિર્જળ વ્રત કર્યું. તેથી મુનિસહિત સ્ત્રીપુરુષ કોઇએ પણ જળ સુદ્ધાં લીધું નહીં. ॥ ૪ ॥

**दो० भोर भये रघुनंदनहिं, जो मुनि आयसु दीन्ह ॥**
**श्रद्धा भक्ति समेत प्रभु, सो सब सादर कीन्ह ॥ २४२ ॥**

**અર્થ.**—પછી પ્રાતઃકાળ થતાં વસિષ્ઠજીએ જે પ્રમાણે આજ્ઞા આપી, તે પ્રમાણે શ્રીરઘુનાથજીએ ભક્તિ અને શ્રદ્ધાસહિત આદરપૂર્વક સઘળું કર્યું. ॥ ૨૪૨ ॥

**चो० करि पितु क्रिया वेद जस बरणी । भे पुनीत पातक तम तरणी ॥**
**जासु नाम पावक अघतूला । सुमिरत सकल सुमंगल मूला ॥ १ ॥**
**शुद्धसो भये साधु संमत अस । तीरथ आवाहन सुरसरि जस ॥**
**शुद्ध भये दुइ बासर बीते । बोले गुरु सन राम पिरीते ॥ २ ॥**
**नाथ लोग सब निपट दुखारी । कंद मूल फल अंबु अहारी ॥**
**सानुज भरत सचिव सब माता । देखि मोहिं पल युग सम जाता ॥ ३ ॥**
**सब समेत पुरधारिय पाऊ । आपु इहां अमरावति राऊ ॥**
**बहुत कहेउं सब कियउं ढिठाई । उचित होइ तस करिय गुसाई ॥ ४ ॥**

**અર્થ.**—વેદમાં કહેલી પિતાજીની સઘળી ક્રિયા કરીને જેનાં નામનું સ્મરણ કરતાં જ સઘળા સુમંગળનું મૂળ થાય છે અને જે પાપરૂપી "કપાસ" ઉપર શ્રીરામનામના અગ્નિરૂપે છે એવા શ્રીપ્રભુરૂપી સૂર્ય, સૂતકરૂપી અંધારામાંથી મુક્ત થઈ પવિત્ર થયા. ॥ ૧ ॥ જેમ ગંગાજીમાં નહાતાં તેનાથી પણ વધારે પવિત્ર થવા બીજાં તીર્થોનું આવાહન કરે, તેમ શ્રીહરિ સાધુના મત પ્રમાણે શુદ્ધ થયા. એવી રીતે બેઉ ભાઈ, દશ ઉપર બે દિવસ ગયા એટલે બાર દિવસે શુદ્ધ થયા. ત્યારે શ્રીગુરુ પાસે શ્રીરામ પ્રીતે બોલ્યા કે, ॥ ૨ ॥ હે નાથ ! કંદ, મૂળ, અને જળના આહારથી શત્રુઘ્ન, ભરતજી, મંત્રી તથા સઘળી માતાઓસહિત સર્વે લોકોને બીલકુલ દુઃખી જોઈ મને એક પળ યુગના જેવો જાયછે. ॥ ૩ ॥ માટે સર્વે સહિત અયોધ્યાજી પધારો. આપ અહીં અને પિતાજી સ્વર્ગમાં, માટે તમે એટલામાં જ સમજો. વધારે કહેવું અઘટિત છે. હે ગુસાઈ! જે યોગ્ય હોય તે કરીએ.॥૪॥

**दो० धर्महेतु करुणायतन, कस न कहहु अस राम ॥**
**लोग दुखित दिन दुइ दरश, देखि लहहिं विश्राम ॥ २४३ ॥**

**અર્થ.**—હે કરુણાના ભંડાર શ્રીરામ ! ધૈર્યને માટે એમ કાં ન કહો. પણ લોક જે દુઃખી છે, તે એ દિવસ આપનાં દર્શન કરીને સુખ લેશે. ॥ ૨૪૩ ॥

**चो०** रामबचन सुनि समय समाजू । जनु जलनिधि महं बिकल जहाजू ॥
सुनि मुनि गिरा सुमंगल मूला । भयउ मनहुं मारुत अनुकूला ॥ १ ॥
पावन पय तिहुंकाल अन्हाहीं । जेहि बिलोकि अघ ओघ नशाहीं ॥
मंगल मूरति लोचन भरि भरि । निरखहिं हर्षि दंडवत करि करि ॥ २ ॥
रामशैल बन देखन जाहीं । जहं सुख सकल सकल दुख नाहीं ॥
झरना झरहिं सुधा सम वारी । त्रिविध ताप हर त्रिविध बयारी ॥ ३ ॥
विटप बेलि तृण अगणित जाती । फल प्रसून पल्लव बहु भाती ॥
सुंदर शिला सुखद तरु छाहीं । जाइ बरणि छबि बन केहि पाहीं ॥ ४ ॥

**અર્થ.**—હે ઉમા ! તે વખત શ્રીરામનાં વચનો સાંભળી જેમ સમુદ્રમાં વહાણુ વિકલ થઈ જાય, તેમ સઘળી સમાજ થઈ ગઈ હતી. તે સુમંગળના મૂળરૂપ વસિષ્ઠજીની વાણી સાંભળીને તે નાવને જાણે સવળો "વાયુ" વાયો ન હોય, તેમ આનંદયુક્ત થયાં. ॥૧॥ જેને જોતાં જ અનેક પાપ નાશ પામે, તેવા પવિત્ર મંદાકિનીના જળમાં ત્રણે કાળ નહાય છે. વળી નેત્ર ભરી ભરીને દંડવત્ કરતાં હર્ષથી શ્રીપ્રભુને જુવે છે. ॥ ૨ ॥ વળી ચિત્રકૂટના પર્વત તથા વનને જોવા જાયછે તો ત્યાં આગળ દુઃખ નથી અને સુખ જ છે. જેમાં અમૃત જેવા જળથી ઝરણાં ઝરે છે, અને જેમાં ત્રણે પ્રકારના તાપને હરનાર સુગંધી મંદ મંદ વાયુ વહે છે, ॥ ૩ ॥ ત્યાં અત્યંત પ્રફુલ્લિત થયેલાં વૃક્ષ, વેલીઓ અને સુખ આપનાર છાયાવાળાં, સુંદર શીળા અને લીલાં ઘાસ છે, જે કોઈથી વર્ણવી ન શકાય એવી તે વનની શોભાને સઘળાં જૂવે છે. ॥ ૪ ॥

**दो०** सरित सरोरुह जल बिहंग, कूजत गुंजत भृंग ॥
बैर बिगत बिहरत बिपिन, मृग बिहंग बहुरंग ॥ २४४ ॥

**અર્થ.**—અને વળી નદીઓ માંહેલાં કમળ, જળકુકડી વિગેરે જળપક્ષી અને ભ્રમરો ગુંજાર કરતા ઉડી રહેલાં તથા વેર રહિત મનવાળાં વિહાર કરતાં ઘણા રંગનાં પશુ પક્ષીઓ જોવા લાગ્યાં. ॥ ૨૪૪ ॥

**चो०** कोलह किरात भिल बनवासी । मधु शुचि सुंदर स्वादु सुधासी ॥
भरि भरि पर्णपुटी रचि रूरी । कंद मूल फल अंकुर भूरी ॥ १ ॥
सबहिं देहिं करि बिनय प्रणामा । कहि कहि स्वाद भेद गुण नामा ॥
देहिं लोग बहु मोल न लेहीं । फेरत राम दोहाई देहीं ॥ २ ॥
कहहिं सनेह मगन मृदु बानी । मानत साधु प्रेम पहिंचानी ॥
तुम सुकृती हम नीच निषादा । पावा दरशन राम प्रसादा ॥ ३ ॥

हमहिं अगम अति दरश तुम्हारा । जस मरुधरणि देवसरि धारा ॥
राम कृपालु निषाद नेवाजा । ज्युं जग प्रजा चहिय जस राजा ॥ ४ ॥

**અર્થ.**—તેમને કોળી, કિરાત અને ભિલ્લો વિગેરે વનવાસી અમૃતથી પણ મીઠાં સુંદર સ્વાદિષ્ટ અનેક કંદ, મૂળ, ફળ અને અંકુર ભેળાં કરી સુંદર પાંદડાંના દૂના બનાવી તેમાં ભરી ભરીને ॥ ૧ ॥ સઘળાઓને નમ્રતા સાથે પ્રણામ કરતાં તેના સ્વાદ, ગુણ, ભેદ અને નામો કહી કહીને આપવા લાગ્યા. તેઓને લોકો તેની ઘણી કીંમત આપવા લાગ્યા, તોપણ તે ન લેતાં તેમને શ્રીરામની આણ આપીને પાછા ફેરવતાં, ॥ ૨ ॥ તેમને ઉત્તમ લોક માની પ્રેમી જાણી અને સ્નેહમાં મગ્ન થઇને કોમળ વાણીથી કહે છે કે, તમે પુણ્યવાન્ છો, અને અમે નીચ જન છિયે, પણ શ્રીરામના પ્રસાદે તમારાં દર્શન પામ્યા, ॥ ૩ ॥ નહીં કર અમને તો દર્શન મારવાડ દેશ જેવી ભૂમિને જેમ ગંગાની ધારા દુર્લભ હોય છે, તેમ દુર્લભ છે. જગતમાં જેવી પ્રજાને જેવા રાજા જોઇયે, તેવા તમારે શ્રીરામ છે અને તેઓ કૃપાળુએ અમારાપર પ્રસન્ન થઈ સેવા અંગીકાર કરી છે. ॥ ૪ ॥

**दो०** यह जिय जानि सकोच तजि, करिय छोह लखि नेहु ॥
हमहिं कृतारथ करन लगि, फल तृण अंकुर लेहु ॥ २४५ ॥

**અર્થ.**—એમ મનમાં જાણી તથા સ્નેહને ઓળખી અમને કૃતાર્થ કરવા કૃપા કરીને આ ફળ, ઘાસ અને અંકુર લો. ॥ ૨૪૫ ॥

**चो०** तुम प्रिय पाहुन बन पगु धारे । सेवा योग्य न भाग्य हमारे ॥
देव कहा हम तुमहिं गुसांई । ईंधन पात किरात मिताई ॥ १ ॥
यह हमार अति बड सेवकाई । लेहिं न वासन बसन चुराई ॥
हम जडजीव जीव गण घाती । कुटिल कुचाली कुमति कुजाती ॥ २ ॥
पाप करत निशि बासर जाहीं । नहिं पट कटि नहिं पेट अघाहीं ॥
स्वप्नेहुं धर्म बुद्धि कस काऊ । यह रघुनंदन दरश प्रभाऊ ॥ ३ ॥
जब ते प्रभुपद पद्म निहारे । मिटे दुसहदुख दोष हमारे ॥
बचन सुनत पुरजन अनुरागे । तिन्ह के भाग्य सराहन लागे ॥ ४ ॥

**અર્થ.**—તમે પ્રિય પાહુણાઓ વનમાં પધાર્યા છો, પણ તમારી સેવા યોગ્ય અમારાં ભાગ્ય નથી. હે ભાઇઓ! અમે તમને શું દઇએ. વનચરોની મિત્રાઇમાં લાકડાં અને પાંદડાં પ્રાપ્ત થાય. ॥ ૧ ॥ અમારી મોટી સેવા તો એ કે, તમારી પાસે સારું વાસણ કે વસ્ત્ર હોય તો તે ચોરી લઇએ. અમે એક તો મૂઢ જીવો, વળી ઘણા જીવોને મારવાવાળા, કુટિલ, કુમતિ, કુજાત અને કુચાલ ચાલવાળા. ॥ ૨ ॥ પાપ કરતાં જ અમારાં રાત ને દિવસ જાય. પેટમાં પૂરું અન્ન કે કમરપર પહેરવાને વસ્ત્ર અને વળી સ્વપ્નમાં પણ કોઇની ધર્મ બુદ્ધિ કેવી. આ તો શ્રીરામનો પ્રતાપ છે. ॥ ૩ ॥ જ્યારથી તેમનાં પદકંજ જોયાં, ત્યારથી અમારા દોષ દૂર થયા. તેમનાં વચનો સાંભળી પ્રીતિથી તેના ભાગ્યને વખાણવા લાગ્યા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** लागे सराहन भाग्य सब अनुराग बचन सुनावहीं ॥
बोलनि मिलनि सिय राम चरण सनेह लखि सुख पावहीं ॥
नर नारि निदरहिं नेह निज सुनि कोल्ह भिल्लन की गिरा ॥
तुलसी कृपा रघुबंशमणि की लोह लै नौका तरा ॥ ७० ॥

**અર્થ.**—એવી રીતે બધા વખાણ કરતાં પ્રીતિયુક્ત વચનો કહેવા લાગ્યા. પછી કોળી કીરાતનું બોલવું, મળવું તથા શ્રીરામ જાનકીનાં ચરણમાં સ્નેહ જોઇને અયોધ્યાવાસી સ્ત્રી પુરુષો પોતાના સ્નેહને નિંદે છે. કવિ કહેછે કે, શ્રીરઘુનાથજીની કૃપાથી લોઢાના વહાણજેવા તે કીરાત લોકો જગતરૂપી સમુદ્રમાંથી તરી ગયા. ॥ ૭૦ ॥

**सो०** बिहरहिं बन चहुंओर, प्रतिदिन प्रमुदित लोग सब ॥
जल जिमि दादुर मोर, भये पीन पावस प्रथम ॥ ५० ॥

**અર્થ.**—જેમ પ્રથમના વરસાદનાં પાણીથી દેડકાં અને પૃથ્વીપર મોર પુષ્ટ થઈ જાયછે, તેમ થઇને સર્વે લોક આનંદથી પ્રત્યેક દિવસે વનમાં ચારે કોર ફરેછે. ॥ ૫૦ ॥

**चो०** पुरजन नारि मगन अति प्रीति । बासर जाहिं पलक सम बीती ॥
सीय सासु प्रतिवेष बनाई । सादर करहि सरिस सेवकाई ॥ १ ॥
लखा न मर्म राम बिनु काहू । माया सब सिय मायानाहू ॥
सीय सासु सेवाबश कीन्हीं । तिन्ह लहि सुखसिख आशिष दीन्हीं ॥ २ ॥
लखिसियसहितसरल दोउभाई । कुटिल रानि पछिताइ अघाई ॥
अब जिय महि याचति कैकेई । मोहिं न नीच बिधि मीचु न देई ॥ ३ ॥
लोकहु वेद बिदित कबि कहहीं । रामबिमुख थल नरक न लहहीं ॥
यह संशय सब के मन माहीं । राम गवन बिधि अवध कि नाहीं ॥ ४ ॥

**અર્થ.**—પછી અયોધ્યાવાસી પ્રેમમાં અતિ મગ્ન થવાથી રાત્રદિવસ સર્વેને એક પળસમાન જાય છે અને જેટલી સાસુ હતી, તેટલાં સ્વરૂપ ધારણ કરી આદરથી સીતાજી સેવા કરવા લાગ્યાં. ॥ ૧ ॥ હે ઉમા! સઘળી માયાનાં અધિપતિ જે સીતા, તેની માયાને શ્રીરામચંદ્રજીવિના કોઇએ જાણી નહીં તથા સીતાજીએ સર્વે સાસુઓને સેવાથી વશ કરી લીધી, ત્યારે તેઓએ શિખામણ સાથે સંતોષથી આશીષ આપી. ॥ ૨ ॥ અને સરળ સ્વભાવવાળા એવા બે ભાઇઓને જાનકીજી સહિત જોઈ, કુટિલ રાણી કૈકેયી મનમાં અતિ પસ્તાવા લાગી અને વિધાતા પાસે પોતાના હૃદયમાં એમ માગવા લાગી કે, નીચ બ્રહ્મા મને મૃત્યુ કાં આપતા નથી? ॥ ૩ ॥ લોક અને વેદમાં પ્રસિદ્ધ છે, તથા કવિ પણ કહે છે કે, શ્રીરામથી વિમુખ હોય, તેને નર્કમાં પણ ઠેકાણું નથી તથા સર્વેના મનમાં એવી રીતે સંશય થાય છે કે, હે બ્રહ્મા! શ્રીરામચંદ્રજીનું અયોધ્યાજીમાં પધારવું થશે કે નહીં? ॥ ૪ ॥

दो० निशि न नींद नहिं भूख दिन, भरत बिकल सुठि शोच ॥
नीच कीच बिच मगन जस, मीनहिं सलिल सकोच ॥ २४६ ॥

અર્થ.—અને જેમ પાણીવગરના (ચખલમાં માછલું દુઃખી થાય તેમ, જેને રાત્રે નિદ્રા નહીં તથા દિવસે આહાર નહીં, એવા ભરતજી શોકમાં વ્યાકુળ થયા. ॥ ૨૪૬ ॥

चो० कीन्ह मातु मिसु काल कुचाली । ईति भीति जसपातक शाली ॥
केहि बिधि होइ राम अभिषेकू । मोहिं अब फुरत उपाय न एकू ॥ १ ॥
अवशि फिरहिं गुरुआयसु मानी । पुनि मुनि कहब रामरुचि जानी ॥
मातु कहे बहुरहिं रघुराऊ । रामजननि हठ करब कि काऊ ॥ २ ॥
मोहिं अनुचर कर केतिक बाता । तेहि महं कुसमय वाम बिधाता ॥
जो हठ करौं तो निपट कुकरमू । हर गिरि ते गुरु सेवक धरमू ॥ ३ ॥
एकौ युक्ति न मन ठहरानी । शोचत भरतहिं रैनि सिरानी ॥
मात अन्हाइ प्रभुहि शिरनाई । बैठत पठये ऋषय बुलाई ॥ ४ ॥

અર્થ.—તથા કહેવા લાગ્યા કે, જેમ ભાત પાકવાનો વખત થાય ત્યારે કોઈ પણ રીતનું વિઘ્ન થાય, તેમ માતાજીનો દોષ તો કહેવામાત્ર છે, પણ સર્વે કુચાલ "કાળ" ની છે. કોઈ પ્રકારે મને હવે ઉપાય સૂઝતો નથી. હે વિધિ ! કયા પ્રકારે શ્રીરામચંદ્રજીને રાજ્યાભિષેક થાય ? ॥ ૧ ॥ શ્રીરામ ગુરુજીની આજ્ઞા માની અવશ્ય પાછા ફરશે. વળી મુનિ પણ શું તેમના મત પ્રમાણેજ બોલશે ? અને શ્રીરામચંદ્રજીની જનેતા ઘણી રીતે પાછળથી શ્રીપ્રભુને સમજાવવાને હઠ કરશે કે નહીં ? હું દાસ તો કશા હિસાબમાં નથી. તેમાં વળી આ વખતે વિધિ અવળો છે, માટે એકે યુક્તિ મારા મનની અંદર ઠસતી નથી. આમ શોચ કરતાં ભરતજીને રાત્રી વ્યતીત થઈ ગઈ. ત્યારે પ્રાતઃકાળમાં સ્નાન કરી શ્રીપ્રભુ શિર નમાવી બેઠા, એટલે ગુરુએ તેમને બોલાવ્યા. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

दो० गुरुपदकमल प्रणाम करि, बैठे आयसु पाइ ॥
बिप्र महाजन सचिव सब, जुरे सभासद आइ ॥ २४७ ॥

અર્થ.—ત્યારે ભરતજી ગુરુનાં ચરકમળમાં પ્રણામ કરી, આજ્ઞા લઈને બ્રાહ્મણો, મહાજન તથા કામદારોની સભામાં જઈને બેઠા.

चो० बोले मुनिवर समय समाना । सुनहु सभासद भरत सुजाना ॥
धर्म धुरीन भानुकुलभानू । राजा राम स्ववश भगवानू ॥ १ ॥
सत्यसिंधु पालक श्रुतिसेतू । राम जन्म जगमंगल हेतू ॥
गुरु पितु मातु वचन अनुसारी । खलदलदलन देवहितकारी ॥ २ ॥
नीति प्रीति परमारथ स्वारथ । कोउ न रामसम जान यथारथ ॥
विधि हरि हर शशि रवि दिशिपाला । माया जीव करम कलिकाला ॥ ३ ॥

अहिप महिप जहंलगि प्रभुताई । योग सिद्धि निगमागम गाई ॥
करि विचार जिय देखहु नीके । रामरजाय शीश सबही के ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે વસિષ્ઠજી વખત પ્રમાણે બોલ્યા કે, હે સુજાણ ભરત અને સભાસદો ! સાંભળો. શ્રીરામ ધર્મધુરંધર, સૂર્યકુળમાં સૂર્યરૂપ, સ્વતંત્ર, રાજા, ભગવાન્, ॥ ૧ ॥ સત્યના સમુદ્ર અને વેદની મર્યાદાને પાળનાર છે. તેમનો જન્મ જગતનાં મંગળ સારુ છે. તેઓ ગુરુ અને માબાપનાં વચન પ્રમાણે ચાલનારા, દુષ્ટના દળને મારનારા, અને દેવતાઓના કલ્યાણકારી છે. ॥ ૨ ॥ નીતિ, પ્રીતિ, પરમાર્થ અને સ્વાર્થ, શ્રીરામની માફક કોઈ બરાબર જાણતું નથી. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, શશી, સૂર્ય, દેવતાઓ, માયા, જીવ, કર્મ, અનંત કાળ, ॥ ૩ ॥ શેષજી, રાજાઓ અને યોગની સિદ્ધિઓ વિગેરે જે કોઈ પ્રભુતાવાળાં છે, તે સર્વે શ્રીરામની આજ્ઞા મસ્તકઉપર ધારણ કરે છે, એમ વેદ કહે છે. માટે મનમાં સારો વિચાર કરી જૂવો. ॥ ૪ ॥

दो० राखे रामरजाय रुख, हम सब कर हित होइ ॥
समुझि सयाने करहु अब, सब मिलि संमत सोइ ॥ २४८ ॥

**અર્થ.**—શ્રીરામની આજ્ઞા અને ઇચ્છા રાખવાથી આપણ બધાનું ભલું થશે. એમ સમજી સર્વે ચતુરો ભેળા થઇને એ જ મત બાંધો. ॥ ૨૪૮ ॥

चो० सब कहं सुखद राम अभिषेकू । मंगलमूल मोद मगु येकू ॥
केहिविधि अवध चलहिं रघुराई । कहहु समुझि सोइ करैं उपाई ॥ १ ॥
सब सादर मुनिवर सुनि बानी । नय परमारथ स्वारथ सानी ॥
उतर न आव लोग भे भोरे । तब शिरनाय भरत कर जोरे ॥ २ ॥
भानुवंश भे भूप घनेरे । अधिक एकतें एक बडेरे ॥
जन्महेतु सब कहं पितु माता । करम शुभाशुभ देहि विधाता ॥ ३ ॥
दलि दुख सजै सकल कल्याना । अस अशीष राउर जग जाना ॥
सो गुसांई विधिगति जेइ छेकी । सकै को टारि टेक जो टेकी ॥ ४ ॥

**અર્થ.**—સઘળાઓને શ્રીરામનો અભિષેક સુખ દેનાર છે. એ એક જ માર્ગ આનંદ અને મંગળના મૂળરૂપ છે. કઈ રીતે શ્રીરઘુનાથજી અયોધ્યાજીમાં પાછા આવે, તે સમજીને કહો, એટલે તેવો ઉપાય કરીએ. ॥ ૧ ॥ એવી ન્યાય, પરમાર્થ અને સ્વાર્થયુક્ત ઋષિની વાણી માનપૂર્વક સાંભળીને સઘળા લોકો સ્તબ્ધ થઈ ગયા. કોઈ પણ ઉત્તર આપી શકયા નહીં, ત્યારે ભરતજી માથું નમાવી હાથ જોડી બોલ્યા કે, ॥ ૨ ॥ સૂર્યવંશમાં એક એકથી અધિક ઘણા મોટા રાજા ગયા. તે સર્વેને જન્મ દેનાર માબાપ, પણ શુભાશુભ કર્મ વિધાતાએ દીધું હતું. ॥ ૩ ॥ દુઃખનું દહન કરનાર અને સર્વે કલ્યાણને આપનાર આપના આશીર્વાદને જગત્ જાણે છે. જેણે બ્રહ્માની ગતિને પણ ફેરવી[1] છે, તે ગુસાંઇ એવા આપની ધારેલી વાત કોણ ફેરવી શકે ? ॥ ૪ ॥

---

૧ શ્રીમદ્ ભાગવતના નવમસ્કંધમાં લખ્યું છે કે, વસિષ્ઠજીએ સુધુમ્ન રાજાને કન્યામાંથી પુરુષ કર્યો.

दो० बूझिय मोहिं उपाय अब, सो सब मोर अभाग ॥
सुनि सनेह मय वचन गुरु, उर उपजा अनुराग ॥ २४९ ॥

**અર્થ.**—હવે મને ઉપાય પૂછો છો, એ જ મારાં સઘળાં અભાગ્ય છે. એવાં ભરતજીનાં પ્રેમનાં વચનો સાંભળીને ગુરુના હૃદયમાં પ્રીતિ ઉત્પન્ન થઈ. ॥ ૨૪૯ ॥

चो० तात बात फुर राम कृपाहीं । राम बिमुख सुख स्वप्नेहु नाहीं ॥
सकुचौं तात कहत एक बाता । अर्ध तजहिं बुध सर्वस्व जाता ॥ १ ॥
तुम कानन गवनहु दोउ भाई । फिरिहहिं लषण सीय रघुराई ॥
सुनि शुभवचन हर्ष दोउ भ्राता । भे प्रमोद परिपूरण गाता ॥ २ ॥
मन प्रसन्न तनु तेज बिराजा । जनु जिय राउ राम भे राजा ॥
बहुत लाभ लोगन्ह लघु हानी । सम दुख सुख सब रोवहिं रानी ॥ ३ ॥
कहहिं भरत मुनि कहा सो कीन्हे । फल जग जीवन अभिमत दीन्हे ॥
कानन करउं जन्मभरि बासू । इहि ते अधिक न मोर सुपासू ॥ ४ ॥

**અર્થ.**—અને બોલ્યા કે, હે બાપ! શ્રીરામની કૃપાથી તમે જે વાત કહો છો, તે સાચી છે. શ્રીરામથી વિમુખ હોય, તેને સ્વપ્ને પણ સુખ થાય નહીં. હે તાત! એક વાત કહેવાને સંકોચાઉં છઉં, તો પણ કહુંછું. ચતુર પુરુષો જો બધું જાતું હોય, તો અર્ધું માંહેથી છોડી દે છે. ॥ ૧ ॥ તમે બેઉ ભાઈ અરણ્યમાં જાઓ અને શ્રીરઘુનાથજી. લક્ષ્મણજી તથા સીતાજી સહિત પાછા ફરે. એવાં ઋષિનાં શુભ વચન સાંભળીને બેઉ ભાઈ હર્ષથી આનંદ પામી રોમાંચિત શરીરે થઈ ગયા. ॥ ૨ ॥ તે વખત જાણે રાજા જીવતાં જ શ્રીરામ રાજા થયા ન હોય, તેમ મનમાં પ્રસન્ન થવાથી તેમના દેહ તેજસ્વી થયા. લોકોને ઘણો લાભ અને થોડી હાંણુ થઈ તથા સઘળી રાણીઓ સમાન સુખ-દુ:ખથી રડવા લાગી. ॥ ૩ ॥ ત્યારે ભરતજીએ કહ્યું કે, શ્રીગુરુએ કહ્યું તેમ કરવાથી જાણે જગતમાં ઇચ્છિત ફળ શ્રીપ્રભુએ દીધું. આયુષના અંત સૂધી અરણ્યમાં વાસ કરું, એથી અધિક મારી બીજી સેવા નથી. ॥ ૪ ॥

दो० अंतर्यामी राम सिय, तुम सर्वज्ञ सुजान ॥
जो फुर कहहुं तो नाथ निज, कीजिय वचन प्रमान ॥ २५० ॥

**અર્થ.**—શ્રીરામ જાનકીજી અને આપ અંતર્યામી સર્વજ્ઞ અને સુજાણ છો, માટે હે નાથ! જો પોતાનાં વચનો પ્રમાણ કરવા માગતા હો, તો જે કહો છે તે સત્ય છે તથા તે પ્રમાણે કરો. ॥ ૨૫૦ ॥

चो० भरतवचन सुनि देखि सनेहू । सभा सहित मुनि भयउ बिदेहू ॥
भरत महा महिमा जलराशी । मुनि मति तीर ठाढि अबलासी ॥ १ ॥
गाचह पार यत्न बहु हेरा । पावति नाव न बोहित बेरा ॥
और करहिको भरत बडाई । सरसि सीप कि सिंधु सम आई ॥ २ ॥

भरत मुनिहिं मन भीतर भाये । सहित समाज रामपहं आये ॥
प्रभु प्रणाम करि दीन्ह सुआसन । बैठे सब मुनि सुनि अनुशासन ॥ ३ ॥
बोले मुनिबर बचन बिचारी । देशकाल अवसर अनुहारी ॥
सुनहु राम सर्वज्ञ सुजाना । धर्म नीति गुण ज्ञान निधाना ॥ ४ ॥

**અર્થ.**—ભરતજીનાં વચનો સાંભળી તથા તેમનો સ્નેહ જોઇને ગુરુ શુદ્ધિવગરના થઈ ગયા. હે ઉમા ! ભરતજીના મોટા મહિમારૂપી સમુદ્રને તીરે ગુરુની મતિરૂપી સ્ત્રીએ ઉભી રહીને ॥ ૧ ॥ પેલેપાર જવા બહુ યત્ન કરી જોયું, પણ તેને વહાણ, નાવ કે તરાપો કંઇ મળ્યું નહીં, તો બીજો કોણ ભરતજીની મોટાઇ કહી શકે? કંઈ સમુદ્રની સીપ સમાન કંઈ તળાવની સીપ થાય. ॥ ૨ ॥ એથી ભરતજી, ઋષિના મનમાં ઘણા ગમ્યા. પછી સમાજસહિત શ્રીરામ પાસે આવ્યા. ત્યારે પ્રભુએ પ્રણામ કરી સુંદર આસન આપ્યું. તેપર વસિષ્ઠજીએ આજ્ઞા કરવાથી સર્વે બેઠા. ॥ ૩ ॥ ત્યારે દેશ, કાળ તથા વખતને અનુસરીને મુનિરાજ વિચારીને વચન બોલ્યા કે, ધર્મ, નીતિ, ગુણ અને જ્ઞાનના ભંડાર સર્વજ્ઞ તથા સુજાણ હે રામ ! સાંભળો. ॥ ૪ ॥

दो० सब के उर अंतर बसहु, जानहु भाव कुभाव ॥
पुरजन जननी भरत हित, होइ सो करिय उपाय ॥ २५१ ॥

**અર્થ.**—તમે સર્વેના અંતરમાં વસો છો અને ભાવ કુભાવને જાણો છો, તેથી જેમ અયોધ્યાવાસીઓ, માતાઓ તથા ભરતજીનું જે ઉપાયે કલ્યાણ થાય, તે ઉપાય કરો.૨૫૧

चौ० आरत कहहिं बिचार न काऊ । सूझ जुआरिहि आपन दाऊ ॥
सुनि मुनि बचन कहत रघुराऊ । नाथ तुम्हारेहि हाथ उपाऊ ॥ १ ॥
सब कर हित रुख राउर राखे । आयसु किये मुदित फुर भाषे ॥
प्रथम जो आयसु मो कहं होई । माथे मानि करौं सिख सोई ॥ २ ॥
पुनि जेहि कहं जस होव रजाई । सो सब भांति करहि सेवकाई ॥
कह मुनि राम सत्य तुम भाषा । भरत सनेह बिचार न राखा ॥ ३ ॥
तेहि ते कहौं बहोरि बहोरी । भरत भक्ति भइ मम मति भोरी ॥
मोरे जान भरत रुचि राखी । जो कीजिय सो शुभ शिव साखी ॥ ४ ॥

**અર્થ.**—દુઃખીયો કયારે પણ વિચારીને બોલે નહીં, જુગારીને પોતાનો દાવ સૂઝે. એવાં ઋષિનાં વચનો સાંભળીને શ્રીપ્રભુએ કહ્યું કે, હે નાથ ! તે ઉપાય આપનાજ હાથમાં છે. ॥ ૧ ॥ સઘળાઓનું કલ્યાણ આપની ઇચ્છા રાખવાથી છે અને આપની આજ્ઞા પ્રમાણે કરવાથી આનંદ થાયછે, તે હું ખરું કહુંછું. પ્રથમ મને જે આજ્ઞા થાય, તે ઉપદેશને મસ્તક માથે રાખીને તે પ્રમાણે હું કરું. ॥ ૨ ॥ પછી જેને જેવી આજ્ઞા થાય, તે સર્વે તેવી રીતે સેવા કરે. તે સાંભળી ઋષિરાજ કહે છે કે, હે બાપ ! આપ સત્ય કહો છો, પણ ભરતજીની પ્રીતિનો વિચાર એક પણ રાખ્યો નહીં; ॥ ૩ ॥ અને

ભરતજીની ભક્તિ વિષે મારી બુદ્ધિ ભોળી થઈ ગઈ છે, તેથી હું વારંવાર કહું છું કે, મારા જાણવાપ્રમાણે તો ભરતજીની મરજી આપ રાખો; તેથી આગળ જતાં શુભ થશે, તેના શાક્ષી શિવજી છે. ॥ ૪ ॥

दो० भरत विनय सादर सुनिय, करिय बिचार बहोरि ॥
करब साधु मत लोकमत, नृप नय निगम निचोरी ॥ २५२ ॥

અર્થ.—માટે આદરપૂર્વક ભરતજીનો વિનય સાંભળીને પછી તે ઉપર વિચાર કરો અને વેદમાંથી રાજનીતિને શોધી કરી, સાધુ તથા લોકના મતપ્રમાણે કરો. ॥ ૨૫૨ ॥

चो० गुरुअनुराग भरत पर देखी । रामहृदय आनंद विशेषी ॥
भरतहिं धर्मधुरंधर जानी । निज सेवक तनु मानस बानी ॥ १ ॥
बोले गुरु आयसु अनुकूला । बचन मंजु मृदु मंगलमूला
नाथ शपथ पितुचरण दोहाई । भयउ न भुवन भरत सम भाई ॥ २ ॥
जे गुरुपद अंबुज अनुरागी । ते लोकहु वेदहु बडभागी ॥
राउर जापर अस अनुरागू । को कहि सकै भरत सम भागू ॥ ३ ॥
लखि लघु बंधु बुद्धि सकुचाई । करत बदन पर भरत बडाई ॥
भरत कहहिं सो किये भलाई । असकहि राम रहे अरगाई ॥ ४ ॥

અર્થ.—એવી રીતે ગુરુની પ્રીતિ ભરતજી ઉપર જોઈને, શ્રીરામના હૃદયમાં પરમાનંદ થયો. પછી ભરતજીને ધર્મધુરંધર તથા તન, મન અને ધનથી સેવક જાણીને ॥૧॥ શ્રીગુરુની આજ્ઞા અનુસરી મંગળના મૂળરૂપ શ્રીપ્રભુ કોમળ વચનોથી બોલ્યા કે, હે નાથ! આપના સમ કે પિતાજીનાં ચરણની દુવાઈથી કહુંછું કે ભરતજી જેવા ભાઇ જગતમાં થાય નહીં. ॥૨॥ જે શ્રીગુરુનાં પદકમળમાં પ્રેમ રાખનાર છે, તે લોક અને વેદમાં સદ્‌ભાગ્યવાળો છે. વળી જેનાપર આપની એટલી પ્રીતિ છે, તે ભાઈના ભાગ્યનું વર્ણન કોણ કરી શકે? ॥ ૩ ॥ નાનો ભાઈ જાણીને તેના મોઢા ઉપર વખાણ કરતાં મનમાં સંકોચ થાય છે. પણ કહુંછું કે, ભરતજીના કહેવા પ્રમાણે કરવામાં ભલાઇ છે, એમ કહી શ્રીરામ મૌન બેસી રહ્યા. ॥ ૪ ॥

दो० तब मुनि बोले भरत सन, सब सकोच तजि तात ॥
कृपासिंधु प्रियबंधु सन, कहहु हृदय की बात ॥ २५३ ॥

અર્થ.—ત્યારે ઋષિએ ભરતજીને કહ્યું કે, હે બાપ! સઘળી શરમ છોડીને કૃપાના ભંડાર પ્રિય ભાઈ પ્રત્યે હૃદયની સઘળી વાત કરો. ॥ ૨૫૩ ॥

चो० सुनि मुनिबचन रामरूख पाई । गुरु साहेब अनुकूल अघाई ॥
लखि अपने शिर सब कर भारू । कहि न सकैं कछु करैं बिचारू ॥ १ ॥

पुलक शरीर सभा मे ठाढे । नीरज नयन नेह जल बाढे ॥
कहब मोर मुनिनाथ निबाहा । यहिते अधिक कहौं मैं काहा ॥ २ ॥
मैं जानौं निजनाथ स्वभाऊ । अपराधिहु पर कोह न काऊ ॥
मो पर कृपा सनेह विशेषी । खेलत खुनस कबहुं नहिं देखी ॥ ३ ॥
शिशुपन ते परिहरेउ न संगू । कबहुं न कीन्ह मोर मन भंगू ॥
मैं प्रभु कृपा रीति जिय जोही । हारेहु खेलि जितावहिं मोहीं ॥ ४ ॥

**અર્થ.**—એવાં ગુરુનાં વચન સાંભળી તથા શ્રીરામની મરજી જોઈ શ્રીપ્રભુ તથા ગુરુ અનુકૂળ છે એમ જાણી અને સર્વે ભાર મારા ઉપર છે તેથી કંઇ કહી શકાયું નહીં. પછી વિચાર કરી રોમાંચિત શરીરે સભા વચ્ચે ઉભા થઈ નેત્રકમળમાં પ્રેમાશ્રુ આણી કહ્યું કે, મારું કહેવું શ્રીગુરુને અત્યંત ભાવ્યું. માટે તેથી અધિક હું શું કહું? ॥ ૧ ॥ ॥ ૨ ॥ હું મારા નાથનો સ્વભાવ જાણું છું. તે ક્યારેએ અપરાધી ઉપર પણ ક્રોધ કરતા નથી, તો મારા ઉપર તેમની કૃપા અને સ્નેહ ઘણું છે, તેથી કોપ કેમ કરે? વળી રમતમાંએ ક્યારે પણ ખુનસ આપી નથી. ॥ ૩ ॥ બાળપણથી તે આજ દિવસ સૂધી તેમણે મારી સંગત છોડી નથી કે, ક્યારે મારું મન ભંગ કર્યું નથી. શ્રીપ્રભુની કૃપાની રીત રમત મેં જોઈ છે. રમતમાં હું હારતો, તોપણ તેઓ મને જિતાડતા. ॥ ૪ ॥

दो० महूं सनेह सकोचवश, सनमुख कहेउं न बेन ॥
दर्शन तृप्ति न आजुलगि, प्रेम पियासे नेन ॥ २५४ ॥

**અર્થ.**—એમના સ્નેહના સંકોચથી મેં એમની સન્મુખ કોઈ દિવસ સામું વચન કહ્યું નથી અને આજલગી દર્શનની તૃપ્તિ પણ થઈ નથી. તેમના પ્રેમથી દર્શન માટે મારાં નેત્રો લલચાયા કરેછે. ॥ ૨૫૪ ॥

चो० विधि न सकेउ सहि मोर दुलारा । नीच मीच जननी मिसु पारा ॥
इहौ कहत मोहिं आजु न शोभा । आपुन समुझि साधु शुचि कोभा ॥ १ ॥
मातु मंद मैं साधु सुचाली । उर अस आनत कोटि कुचाली ॥
फरै कि कोदव बालि सुशाली । मुकता प्रसव कि शंबुक ताली ॥ २ ॥
स्वप्नेहुं दोष कलेश न काहू । मोर अभाग उदधि अवगाहू ॥
बिनु समुझे निज अघ परिपाकू । जाऱ्यउ जाइ जननि कह काकू ॥ ३ ॥
हृदय हेरि हारेउं सब ओरा । एकहि भांति भले भल मोरा ॥
गुरु गुसांई साहिब सिय रामू । लागत मोहिं नीक परिणामू ॥ ४ ॥

**અર્થ.**—બ્રહ્મા જ મારાં લાડ સહન કરી શક્યો નહિ, નીચ કાળે મારી માતા ઉપર નિમિત્ત નાંખ્યું, એમ કહેતાં પણ મને શોભા મળે નહિ. પોતે પોતાને સાધુ સમજવાથી કોણ પવિત્ર થયો છે? ॥ ૧ ॥ માતા મંદબુદ્ધિવાળી છે, અને હું સારી

ચાલવાળો છું એમ મનમાં લાવતાં પણ કરોડ કુચાલ થાય. કારણ કે, કંઈ કોદરાની લુંગરમાં ચોખા થાય? અને કંઇ તળાવની છીપમાં મોતી નીપજે? તેમ ન જ થાય. ॥ ૨ ॥ બીજા કોઇને સ્વપ્નમાં પણ દોષ કે કલેશ નથી, હું જ અભાગ્યનો અત્યંત સમુદ્ર છઉં. પોતાના પરિપકવ પાપને સમજ્યાવગર વ્યર્થ મેં માતાને કઠોર વચન કહીને બાળી, પણ જારકર્મથી ઉત્પન્ન કરેલા પુત્રની મા તે કોનાથી પેદા થયો છે, એમ શું ખાત્રી કરે? ॥ ૩ ॥ હું ચારેકોર હૃદયમાં જોઇને હારી ગયો; તેમાં એક રીતે મારું ભલું છે. હે ગુરુ! અને હે શ્રીરામ સીતા! મને એક પરિણામ સારું લાગે છે. ॥ ૪ ॥

**दो०** साधु सभा प्रभु गुरु निकट, कहौं सुथल सतिभाउ ॥
प्रेम प्रपंच कि झूठ फुर, जानहिं मुनि रघुराउ ॥ २९९ ॥

**અર્થ.**—સદ્દસભા, શ્રીપ્રભુ અને ગુરુ પાસે આ સુસ્થળમાં સત્યભાવથી કહુંછું. તે પ્રેમયુક્ત, પ્રપંચયુક્ત, સાચું કે જૂઠું છે, તે શ્રીરઘુનાથજી તથા ગુરુ વસિષ્ઠજી જાણે છે.૨૫૫

**चो०** भूपति मरण प्रेम पण राखी । जननी कुमति जगत सब साखी ॥
देखि न जाहिं बिकल महतारी । जरहिं दुसह ज्वर पुर नरनारी ॥ १ ॥
महीं सकल अनरथ कर मूला । सो सुनि समुझि सहौं सब शूला ॥
सुनि बन गमन कीन्ह रघुनाथा । करि मुनि वेष लषण सिय साथा ॥ २ ॥
बिनुपनहीं अरु प्यादेहि पाये । शंकर साखि रह्यों इहि घाये ॥
बहुरि निहारि निषाद सनेहु । कुलिश कठिन उर भयउ न बेहू ॥ ३ ॥
अब सब आंखिन देखेउं आई । जियत जीव जड सबै सहाई ॥
जिनहिंनिरखिमगसांपिनि बीछी । तवहिंबिषमविषतामसतीछी ॥ ४ ॥

**અર્થ.**—મારી માતાની કુમતિ મારા પિતાજી પોતાનું "પણ" રાખી, પ્રેમને માટે મરણ પામ્યા, તેનું આખું જગત્ શાક્ષી છે. તેથી દુઃખમાં વ્યાકુળ માતાઓને જોઇ પણ શકાતી નથી અને તે જ અસહ્ય દુઃખમાં અયોધ્યાવાસી સ્ત્રીપુરુષો બળે છે. ॥ ૧ ॥ તે સઘળા અનર્થનું મૂળ હું જ છઉં, એમ સાંભળી તથા સમજીને સઘળાં દુઃખો સહન કરું છઉં. શ્રીરઘુનાથજીને લક્ષ્મણજી અને સીતાજી સાથે ઉઘાડે પગે પ્યાદલ ચાલીને ઋષિવેષે વન વિષે ગમન સાંભળ્યું, એથી મહાવજ્ર ઘાતથી ઘાયલ થયો છું; તેના સાક્ષી સદાશિવ છે. વળી ગોરાજાનો સ્નેહ જોતાં જ વજ્રથી પણ કઠણ આ મારું હૃદય ફાટી ન ગયું. ॥ ૨ ॥ ૩ ॥ હવે એ સઘળું હું મારી આંખેથી આવીને જોઉંછું, માટે આ જડજીવ સહન કરેછે, જે રામને જોતાં જ રસ્તાના સર્પ તથા વીંછીઓએ પણ પોતાની ઘણી તામસી, તીક્ષ્ણ તથા ઝેરી બુદ્ધિને છોડી દીધી. ॥ ૪ ॥

**दो०** तेइ रघुनंदन लषण सिय, अनहित लागे जाहि ॥
तासु तनय तजि दुसह दुख, दैव सहावै काहि ॥ २९६ ॥

**અર્થ.**—એવા શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજી જેને અપ્રિય લાગ્યા, તેવી કૈકેયીના પુત્રને તજીને દૈવ અસહ્ય દુઃખ કોને સહન કરાવે? ॥ ૨૫૬ ॥

**चो०** मुनि अतिविकल भरत बरबानी । आरति प्रीति विनय नय सानी ॥
शोक मगन सब सभा खंभारू । मनहुं कमल बन परेउ तुषारू ॥ १ ॥
कहि अनेक बिधि कथा पुरानी । भरत प्रबोध कीन्ह मुनि ज्ञानी ॥
बोले उचित बचन रघुनंदू । दिनकर कुल कैरव बन चंदू ॥ २ ॥
तात जीय जनि करहु गलानी । ईश अधीन जीव गति जानी ॥
तीनकाल त्रिभुवन मत मोरे । पुण्यश्लोक तात कर तोरे ॥ ३ ॥
उर आनत तुम पर कुटिलाई । जाइ लोक परलोक नशाई ॥
दोष देहिं जननिहिं जड तेई । जिन्ह गुरु साधु सभा नहिं सेई ॥ ४ ॥

**અર્થ.**—એવી ભરતજીની પીડા, પ્રીતિ, વિનય અને ન્યાયયુક્ત વ્યાકુળતાની સુંદર વાણી સાંભળીને આખી સભા કમળનાં વનપર જાણે હિમ પડ્યું હોયની, તેમ શોકના દુઃખમાં મગ્ન થઈ ગઈ. ॥ ૧ ॥ ત્યારે જ્ઞાની ઋષિ વસિષ્ઠજીએ અનેક જૂની કથાઓ કહીને ભરતજીને બોધ કર્યો. પછી સૂર્યકુળરૂપી કુમુદિનીનાં વન ઉપર ચંદ્રમારૂપ શ્રીરઘુનાથજી ઘટિત વચનો બોલ્યા કે, ॥ ૨ ॥ હે બાપ! જીવની ગતિ ઈશ્વર આધીન છે, એમ જાણી મનમાં શોક કરો નહિ. હે તાત! મારા મતપ્રમાણે તો ત્રિભુવનમાં ત્રણે કાળ વિષે તમારા જેવો પુણ્યાત્મા કોઈ નથી. મનમાં તમારાપર દુર્ભાવ લાવતાં, આ લોક અને પરલોક બેઉ બગડે, તેમ જ જેણે ગુરુ તથા સંત પુરુષોની સભા સેવી નથી, તે જ જડપુરુષ માતાને દોષ આપે. ॥ ૩ ॥ ૪ ॥

**दो०** मिटहिं पाप परिपंच सब, अखिल अमंगल भार ॥
लोक सुयश परलोक सुख, सुमिरत नाम तुम्हार ॥ २५७ ॥

**અર્થ.**—હે ભાઈ! તમારું નામ સ્મરતાં જ સઘળાં પાપ, પ્રપંચ અને અમંગળ મટે, તથા આ લોકમાં સુયશ અને પરલોકમાં સુખ પ્રાપ્ત થાય. ॥ ૨૫૭ ॥

**चो०** कहौं स्वभाव सत्य शिव साखी । भरत भूमि यह राउर राखी ॥
तात कुतर्क करहु जिय जाये । बैर प्रेम नहिं दुरै दुराये ॥ १ ॥
मुनिगण निकट विहंग मृग जाहीं । बाधक बधिक बिलोकि पराहीं ॥
हित अनहित पशु पक्षिउ जाना । मानुष तनु गुण ज्ञान निधाना ॥ २ ॥
तात तुमहिं मैं जानौं नीके । करौं कहा असमंजस जीके ॥
राख्यउ राउ सत्य मोहिं त्यागी । तनु परिहरेउ प्रेम पण लागी ॥ ३ ॥
तासु बचन मेटत मन शोचू । तेहिते अधिक तुम्हार संकोचू ॥
तापर गुरु मुनि आयसु दीन्हा । सो फुरकरहु चाहिहे सो कीन्हा ॥ ४ ॥

**અર્થ.**—હું સદાશિવને સાક્ષી રાખી, સ્વભાવથી કહું છું કે, આ ભરતભૂમિને તમે જ રાખી છે, અથવા હે ભરતજી! તમને રાજ્યમાં રાખી હું પૃથ્વીના રક્ષણ માટે જાઉં છું. તેથી હે તાત! રખેને હૃદયમાં કુતર્કો કરતા! વેર તથા પ્રેમ છૂપાવ્યા છૂપતા નથી. ॥ ૧ ॥ જૂવોને પશુ પક્ષીઓ ઋષિઓ પાસે જાય છે, અને પારાધી તથા ભિલ્લ લોકોને જોઇને ભાગે છે. તો હિત અનહિતને પશુ પક્ષી પણ જાણે છે, ત્યારે ગુણ તથા જ્ઞાનના ભંડારરૂપ મનુષ્યો કેમ ન જાણે? ॥ ૨ ॥ હે બાપ! હું તમને સારી પેઠે જાણું છું, માટે હું મારા મનનો વિચાર કહું છું. પિતાજીએ મને છોડીને પણ પોતાનું સત્ય રાખ્યું અને પછી પ્રેમ તથા "પણ" ને માટે દેહ છોડ્યો. ॥ ૩ ॥ તેમનાં વચન મિથ્યા કરતાં મનમાં શોચ થાય છે અને વળી તેથી પણ વધારે તમારો શોચ, તેનાપર વળી શ્રી ગુરુએ આજ્ઞા આપી, તેથી હું કહું છું કે, જરૂર તેમ કરવું જોઇએ. ॥ ૪ ॥

**दो॰ मन प्रसन्न करि सकुच तजि, कहहु करौं सो आज ॥**
**सत्यसिंधु रघुबरबचन, सुनि भा सुखी समाज ॥ २५८ ॥**

**અર્થ.**—હે તાત! માટે મન પ્રસન્ન કરી સંકોચ તજીને હું જે કહું છું, તે આજ કરો. હે ગવરિ! સત્યસિંધુ શ્રીરામનાં એવાં વચન સાંભળીને સર્વે સભા સુખી થઈ. ॥ ૨૫૮ ॥

**चो॰ सुरगण सहित सभय सुरराजू । शोचहिं चाहत होन अकाजू ॥**
**करत बिचार बनत कछु नाहीं । रामशरण सब गे मन माहीं ॥ १ ॥**
**बहुरि बिचार परस्पर करहीं । रघुवर भक्त भक्तिवश अहहीं ॥**
**सुधि करि अंबरीष दुर्वासा । भयेसुर सुरपति निपट निरासा ॥ २ ॥**
**सहे सुरन्ह बहुकाल बिषादा । नरहरि किये प्रगट प्रह्लादा ॥**
**लगि लगि कान कहहिं धुनि माथा । अब सुरकाज भरत के हाथा ॥ ३ ॥**
**आन उपाय न देखिय देवा । मानत राम सुसेवक सेवा ॥**
**हिय सप्रेम सेवहिं सब भरतहिं । निजगुण शील रामवश करतहिं ॥ ४ ॥**

**અર્થ.**—તે વખત દેવતાઓ સાથે ઇંદ્ર ભયયુક્ત થઈ શોચ કરવા લાગ્યો કે, આજ અકાર્ય થવા ચાહ્ય છે. તો એ વિચાર કરતાં કંઈ બન્યું નહીં, ત્યારે સઘળા પોતપોતાના મનથી જ શ્રીરામને શરણ ગયા. ॥ ૧ ॥ વળી પરસ્પરમાં વિચાર કરી કરી કહેછે કે, શ્રીરઘુનાથ જ ભક્તની ભક્તિને વશ છે, એમ અંબરીષ તથા દુર્વાસાને યાદ કરી, દેવતા અને ઇંદ્ર બિલકુલ નિરાશ થઈ ગયા. ॥ ૨ ॥ વળી તેઓ બોલ્યા કે, આપણને જ્યારે હિરણ્યકશિપુએ ઘણાં દુઃખ દીધાં ત્યારે પ્રહ્લાદજી વાસ્તે નૃસિંહજી પ્રગટ થયા, એમ એક બીજાના કાનોકાનમાં વાત કહેછે. હવે દેવતાઓનું કાર્ય તો ભરતજીના હાથમાં છે, એમ કહી માથા ધૂણાવવા લાગ્યા, ॥ ૩ ॥ તથા કહેવા લાગ્યા કે, હે દેવ! આપણે બીજો ઉપાય કંઈ દેખાતો નથી. શ્રીરામ સારા સેવકની સેવાને માને છે. માટે પ્રેમથી હૃદયમાં સર્વે ભરતજીની સેવા કરો, અને તેના ગુણ તથા શીળથી શ્રીરામ વશ છે. ॥ ૪ ॥

दो० मुनि सुरमत सुरगुरु कहेउ, भल तुह्मार बड भाग ॥
सकल सुमंगलमूल जग, भरत चरण अनुराग ॥ २५९ ॥

**અર્થ.**—તે દેવતાઓનો મત સાંભળી ગુરુએ કહ્યું કે, હવે તમારાં મોટાં ભાગ્ય કે જગતમાં ભરતજીનાં ચરણમાં પ્રીતિ રાખી, એ જ સઘળા મંગળનું મૂળ છે. ॥ ૨૫૯ ॥

चो० सीतापति सेवक सेवकाई । कामधेनु शत सरित सुहाई ॥
भरत भक्ति तुह्मरे मन आई । तजहु शोच विधि बात बनाई ॥ १ ॥
देखु देवपति भरत प्रभाऊ । सहज स्वभाव विवश रघुराऊ ॥
मन थिर करहु देव डर नाहीं । भरतहि जानि रामपरिछाहीं ॥ २ ॥
सुनि सुर गुरु सुर संमत शोचू । अंतर्यामी प्रभुहि संकोचू ॥
निज शिर भार भरत जिय जानी । करत कोटि विधि उर अनुमानी ॥ ३ ॥
करि विचार मन दिनेउ ठीका । रामरजायसु आपनि नीका ॥
निज पण तजि राखेउ पण मोरा । छोह सनेह कीन्ह नहिं थोरा ॥ ४ ॥

**અર્થ.**—તથા શ્રીરામના સેવકની સેવા સો કામધેનુ જેવી શોભીતી છે. હવે તમારા મનમાં ભરતજીની ભક્તિ આવી છે, તો શોકનો ત્યાગ કરો. બ્રહ્માજીએ સર્વે વાત સારી બનાવી. ॥૧॥ હે ઇંદ્ર! ભરતજીના પ્રભાવને જુવો. સહજસ્વભાવથી શ્રીરામચંદ્રજી તેમને વશ છે, માટે હવે ભરતજીને શ્રીપ્રભુનો પડછાયો જાણી મન સ્થિર કરો. હે દેવ! હવે કંઈ ભય નથી. ॥ ૨ ॥ એવી રીતના દેવતાઓનો શોચયુક્ત મત તથા બૃહસ્પતિની વાણી સાંભળી અંતર્યામી શ્રીપ્રભુ સંકોચને વશ થયા. હવે અહીં ભરતજી પોતામાથે સઘળો ભાર મૂકાયો સમજી મનમાં કરોડ રીતે વિચાર કરવા લાગ્યા. ॥ ૩ ॥ છેવટ હૃદયમાં એક જ વિચાર દૃઢ કર્યો કે, શ્રીરામની આજ્ઞા પાળવી, એ જ આપણું ભલું. ઈશ્વરે પોતાનું "પણ" છોડી મારું "પણ" રાખ્યું, એ કંઈ થોડો સ્નેહ કર્યો નહીં. ॥ ૪ ॥

दो० कीन्ह अनुग्रह अमित अति, सबविधि सीतानाथ ॥
करि प्रणाम बोले भरत, जोरि जलज युगहाथ ॥ २६० ॥

**અર્થ.**—શ્રીપ્રભુએ અત્યંત કૃપા કરી છે, એમ વિચારી પછી ભરતજી પોતાના હસ્તકમળ જોડી પ્રણામ કરી બોલ્યા કે, ॥ ૨૬૦ ॥

चो० कहउं कहावउं का अब स्वामी । कृपा अंबुनिधि अंतर्यामी ॥
गुरु प्रसन्न साहिब अनुकूला । मिटी मलिन मन कल्पित शूला ॥ १ ॥
अपडर डरेउं न शोच समूले । रविहि न दोष देव दिशि भूले ॥
मोर अभाग मातु कुटिलाई । विधिगति विषम काल कठिनाई ॥ २ ॥

पांव रोपि सब मिलि मोहिं घाला । प्रणतपाल पण आपन पाला ॥
यह नइ रीति न राउरि होई । लोकहु वेद विदित नहिं गोई ॥ ३ ॥
जग अन भल भल एक गुसाई । कहिय होइ भल कासु भलाई ॥
देव देवतरु सरिस सुभाऊ । सन्मुख विमुख न काहुहि काऊ ॥ ४ ॥

**અર્થ.**—કૃપાસાગર અને અંતર્યામી હે સ્વામિન્! હવે કહીને શું કહેવડાઓ છો. ગુરુ અને આપ અનુકૂળ હોવાથી મારા મનમાં કલ્પિત અનેક દુઃખો નાશ પામ્યાં. ॥ ૧ ॥ માટે મારા અપરાધના ડરથી હું ડરીગયો છું, તેનો કંઈ મને શોચ નથી. દેવ-દિશા ભૂલી જઇએ, તેથી સૂરજને દોષ દેવાય નહીં. એ તો મારાં અભાગ્ય, માતાની કુટિલતા, કાળની કઠનાઈ અને પ્રારબ્ધની ગતિ, ॥ ૨ ॥ એ સર્વેએ મળી માંહી મારો પગ ઝાલી મને ઘાલ્યો. પણ પ્રણતપાલ પ્રભુએ પોતાનું "પણ" પાળ્યું. આ કંઈ આપની નવી રીત થતી નથી, એ તો લોક તથા વેદમાં પ્રસિદ્ધ છે, કંઈ છાની નથી. ॥ ૩ ॥ હે ગુસાઈ! આ નીચ જગતમાં એક આપ જ ભલા છો અને સર્વેનું ભલું આપની ભલાઈથી થાય છે. હે દેવ! આપનો સ્વભાવ કલ્પવૃક્ષના જેવોછે. કયારે પણ કોઈથી વિરુદ્ધ કે પક્ષપાતી નથી. ॥ ૪ ॥

दो० जाइ निकट पहिंचानि तरु, छांह शमन सब शोच ॥
मांगत अभिमत पाव फल, राउ रंक भल पोच ॥ २६१ ॥

**અર્થ.**—કલ્પવૃક્ષને ઓળખીને રાજા, રંક, ભલા અને ભૂંડા જો તેનીપાસે જાય, તો તેની છાયાથી સઘળા શોચરહિત થઈ ઇચ્છિત ફળને પામે. ॥ ૨૬૧ ॥

चो० लखि सब विधि गुरु स्वामि सनेहू । मिटेउ क्षोभ नहिं मन संदेहू ॥
अब करुणाकर कीजिय सोई । जनहित प्रभु चित क्षोभ न होई ॥ १ ॥
जो सेवक साहिब संकोची । निजहित चहै तासु मति पोची ॥
सेवक हित साहिब सेवकाई । करै सकल सुख लोभ बिहाई ॥ २ ॥
स्वारथ नाथ फिरे सबहीका । किये रजाइ कोटि बिधि नीका ॥
यह स्वारथ परमारथ सारु । सकल सुकृत फल सुगति शृंगारु ॥ ३ ॥
देव एक विनती सुनि मोरी । उचित होइ तस करब बहोरी ॥
तिलक समाज साजि सब आना । करिय सफल प्रभु जो मनमाना ॥ ४ ॥

**અર્થ.**—બધી રીતે ગુરુ અને સ્વામીનો સ્નેહ જોઇને બધો ક્ષોભ મટી ગયો. મનમાં કંઈ પણ સંદેહ રહ્યો નથી. હવે હે પ્રભુ! કૃપા કરીને ચિત્તમાં જેમ દુઃખ ન થાય તથા ભક્તજનનું કલ્યાણ થાય તેમ કરીએ. ॥ ૧ ॥ જે સેવક સ્વામીને સંકોચાવીને પોતાનું હિત ચહાય, તેને નીચ બુદ્ધિવાળો જાણવો. સેવકનું હિત એ જ છે કે, લોભ મૂકીને સ્વામીની સેવા કરવી, તથા ત્યારે તેને સઘળાં સુખ મળે. ॥ ૨ ॥ હે ઉમા! પોતાના સર્વે સ્વાર્થ છોડીને આગળના પ્રમાણે કરવાથી કરોડ વાતે સારું થાય. આ

સ્વાર્થ પરમાર્થના સઘળા સુકૃતના ફળરૂપ અને સુગતિના શૃંગારરૂપ છે. ॥ ૩ ॥ હે દેવ! મારી એક વિનતિ સાંભળીને પછી જેમ ઘટિત હોય તેમ કરજો. આ સર્વે રાજ્યતિલકનો સમાજ સજીને સાથે લાવ્યા છિએ, માટે હે પ્રભુ! પ્રસન્ન મનથી તે સફળ કરો. ॥ ૪ ॥

दो० सानुज पठइय मोहिं बन, कीजिय सबहि सनाथ ॥
नातरु फेरिय बंधु दोउ, नाथ चलौं मैं साथ ॥ २६२ ॥

**અર્થ.**—શત્રુઘ્નસાથે મને વનમાં મોકલીને સર્વેને સનાથ કરો. નહિતર તે બેઉ ભાઈને પાછા ફેરવો અને હે નાથ! હું સાથે આવું. ॥ ૨૬૨ ॥

चो० नतरु जाहिं बन तीनिउं भाई । बहुरिय सीय सहित रघुराई ॥
जेहिविधि प्रभु प्रसन्न मन होई । करुणासागर कीजिय सोई ॥ १ ॥
देवदीन्ह सब मोपर भारु । मोरे नीति न धर्म बिचारु ॥
कहौं बचन सब स्वारथ हेतू । रहत न आरतके चितचेतू ॥ २ ॥
उतरदेइ बिनु स्वामि रजाई । सो सेवक लखि लाज लजाई ॥
अस मैं अवगुण उदधि अगाधू । स्वामि सनेह सराहत साधू ॥ ३ ॥
अब कृपालु मोहिं सो मतभावा । सकुच स्वामि मन जाइ नपावा ॥
प्रभुपद शपथ कहौं सतिभाऊ । जगमंगल हित एक उपाऊ ॥ ४ ॥

**અર્થ.**—નહિ તો અમે ત્રણે ભાઈ વનમાં જઈએ અને સીતાજીસહિત હે રઘુનાથજી! આપ પાછા ફરો. હે કલ્યાણસાગર પ્રભુ! જેમ મન પ્રસન્ન થાય તેમ કરો. ॥ ૧ ॥ હે દેવ! આપે સઘળો ભાર મારા ઉપર મૂક્યો, પણ મને ધર્મ કે નીતિનો વિચાર જ નથી. હું સઘળાં વચનો સ્વાર્થને માટે કહું છું. પીડાએલાનું ચિત્ત ઠેકાણે રહેતું નથી. ॥ ૨ ॥ જે સ્વામીની રજા વગર ઉત્તર આપે, તે સેવકને જોઈને લાજ પણ લજાઈ જાયછે. એવો હું અવગુણનો અથાક સમુદ્ર છું અને હે સ્વામિન્! આપના સ્નેહથી મને સાધુ જાણી વખાણો છો. ॥ ૩ ॥ હે કૃપાળુ! મને એવો મત ભાસે છે કે, જેથી સ્વામીનું મન સંતોષ પામે તેમ કરવું. શ્રીપ્રભુપદના સોગન ખાઈને સત્યભાવથી કહું છું કે, જગતમાં મંગળ માટે એક ઉપાય છે, ॥ ૪ ॥

दो० प्रभु प्रसन्न मन सकुच तजि, जो जेहि आयसु देव ॥
सो शिरधरि करहिं सब, मिटहि अनट अवरेव ॥ २६३ ॥

**અર્થ.**—તે એ કે, સંકોચ તજીને પ્રસન્ન મનથી શ્રીપ્રભુ જેને જેવી આજ્ઞા આપશે, તે સઘળાઓ તેને મસ્તકઉપર ધારણ કરી, તે પ્રમાણે કરશે, એટલે સઘળો અનર્થ મટી જશે. ॥ ૨૬૩ ॥

चो० भरत वचन शुचि सुनि हिय हरषे । साधु सराहि सुमन सुर बरषे ॥
असमंजस बश अवध निवासी । प्रमुदित मन तापस बनवासी ॥ १ ॥

चुपरहिगे रघुनाथ सकोची । प्रभुगति देखि सभा सब शोची ॥
जनक दूत तेहि अवसर आवा । मुनि बशिष्ठ सुनि बेगि बुलावा ॥ २ ॥
करि प्रणाम तिन्ह राम निहारे । बेष देखि भे निपट दुखारे ॥
दूतहिं मुनिवर पूछी बाता । कहहु बिदेहु भूप कुशलाता ॥ ३ ॥
सुनि सकुचाइ नाइ महिमाथा । बोले चरबर जोरे हाथा ॥
बूझब राउर सादर सांई । कुशल हेतु सो भयउ गुसांई ॥ ४ ॥

**અર્થ.**—એવાં ભરતજીનાં પવિત્ર વચન સાંભળી, હૈયામાં હરખાઇને સાધુજનો ધન્ય છે એમ કહી વખાણવા લાગ્યા, તથા દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. હવે અયોધ્યાવાસીઓ સૌ વિચારમાં પડ્યા અને તપસ્વી આદિક વનવાસીઓ મનમાં રાજી થયા. ॥ ૧ ॥ હવે શ્રીરઘુનાથજી તો સંકોચથી ચૂપ જ થઈ ગયા. પ્રભુની એવી સ્થિતિ જોઇને સઘળી સભા શોક પામી. હે ગિરિજા ! તે વખતે ત્યાં જનક રાજાના દૂતો આવી પહોંચ્યા. ત્યારે તેના આવવાના ખબર સાંભળી ગુરુ વસિષ્ઠજીએ તેમને સત્વર બોલાવ્યા. ॥ ૨ ॥ તેમણે અંદર આવી ઋષિને પ્રણામ કરી પછી શ્રીરામને નિરખ્યા. તે વખતનો પ્રભુનો વેશ જોઈ કેવળ દુઃખી થયા. ત્યારે ઋષિરાજે દૂતોને વાત પૂછી કે, વિદેહ રાજાની કુશળતા કહો. ॥ ૩ ॥ તે સાંભળી અનુચરો સંકોચથી હાથ જોડી પૃથ્વીપર માથું નમાવી બોલ્યા કે, હે પ્રભુ ! આપ જે આદરપૂર્વક પૂછો છો, તે કુશળનું કારણ તો શ્રીરઘુનાથજી ગુસાઈ થઈ બેઠા છે. ॥ ૪ ॥

दो० नाहित कोशलनाथके, साथ कुशल गै नाथ ॥
मिथिला अवध विशेषते, जग सब भयउ अनाथ ॥ २६४ ॥

**અર્થ.**—હે નાથ! વળી સર્વે કુશળ તો દશરથ રાજાની સાથે ગયું. અયોધ્યાજીથી પણ અધિક મિથિલા દુઃખી છે, તેથી જગત્ સર્વે અનાથ થયું છે. ॥ ૨૬૪ ॥

चो० कोशलपति गति सुनि जनकौरा । भे सब लोग शोच बश बौरा ॥
जेहि देखा तेहि समय बिदेहू । नाम सत्य अस लाग न केहू ॥ १ ॥
नारि कुचालि सुनत महिपालहीं । सूझन कछु जस मणि बिनु व्यालहीं ॥
भरत राज रघुबर वनवासू । भा मिथिलेशहि हृदय हरासू ॥ २ ॥
नृप बूझे बुध सचिव समाजू । कहहु बिचारि उचित का आजू ॥
समुझि अवध असमंजस दोऊ । चलिय कि रहिय न कहकछु कोऊ ॥ ३ ॥
नृपति धीरधरि हृदय बिचारी । पठये अवध चतुर चरचारी ॥
बूझि भरतगति भाउ कुभाऊ । आयहु बेगि नहोइ लखाऊ ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રભુ! દશરથરાજાની ગતિ સાંભળી જનક દેશ તરફના સર્વે લોકો શોચને વશ થઈ ગયા. જેને જોઇએ તે ભાનવગરના થઈ ગયા તથા પોતાનું નામ શું છે? તેની કોઇને ખબર પડી નહીં. ॥ ૧ ॥ પછી કૈકેયીની કુચાલ સાંભળતાં રાજાને મણિ-

વગરના સર્પની પેઠે કંઈ પણ સૂઝયું નહીં. ભરતજીને રાજ અને શ્રીરઘુનાથજીને વન-વાસ સાંભળીને વિદેહ રાજાના મનમાં દુઃખ થયું. ॥ ૨ ॥ ત્યારે રાજાએ પંડિત મંત્રી-ઓની સમાજને પૂછયું કે, વિચારીને કહો કે, આજ શું કરવું ઘટિત છે. અયોધ્યા જવું કે, અહીં રહેવું. એ બે વિચારને સમજીને ચાલવા કે રહેવા વિષે કોઈ કંઈ કહે નહીં. ॥ ૩ ॥ અમારા રાજાએ ધીરજથી મનમાં વિચારીને ચાર ચતુર દૂતોને અયો-ધ્યાજી મોકલતાં કહ્યું કે, કોઇને ખબર ન પડે તેમ ભરતજીની સ્થિતિ, ભાવ અને કુભાવ જાણીને જલદીથી પાછા આવો. ॥ ૪ ॥

**दो०** गये अवधचर भरतगति, बूझि देखि करतूति ॥
चले चित्रकूटहि भरत, चार चले तिरहूति ॥ २६५ ॥

**અર્થ.**—તે સાંભળી ચાર દૂતોએ અયોધ્યાજીમાં જઇને ભરતજીનાં કર્તવ્ય પૂછી જોયાં તો જણાયું કે, ભરતજી પણ ચિત્રકૂટ ગયા છે. તે સાંભળી દૂતો પાછા જનક-પુર આવ્યા. ॥ ૨૬૫ ॥

**चो०** दूतन्ह आइ भरतकी करणी । जनकसमाज यथामति बरणी
सुनि गुरु पुरजन सचिव महीपति । भे सब शोच सनेह विकलमति ॥ १ ॥
धरि धीरज करि भरत बडाई । लिये सुभट साहनी बुलाई ॥
घर पुर देश राखि रखवारे । हय गज रथ बहु यान संवारे ॥ २ ॥
दुघडी साधि चले ततकाला । किय विश्राम न मगु महिपाला ॥
भोरहि आजु नहाइ प्रयागा । चले यमुन उतरन सब लागा ॥ ३ ॥
खबरिलेन हम पठये नाथा । तिन्ह कहि अस महि नायउ माथा ॥
साथ किरात छसातक दीन्हें । मुनिबर तुरत बिदा चर कीन्हें ॥ ४ ॥

**અર્થ.**—તેમણે આવી જનકસભામાં ભરતની કરણી યથાસ્થિત કહી. તે સાંભ-ળતાં ગુરુ, રાજા, મંત્રીઓ અને નગરવાસીઓ સર્વે શોકમાં વ્યાકુળ બુદ્ધિવાળા થઈ ગયા. ॥ ૧ ॥ ત્યારે જનક રાજાએ ધૈર્ય ધરી ભરતજીની બડાઈ કરીને શૂરવીર સેનાપ-તિઓને બોલાવી લીધા. તેઓને ઘર, શહેર અને દેશના રક્ષણને માટે રાખી ઘણા હાથી, ઘોડા, રથ તથા પાલખીઓ તૈયાર કર્યાં. ॥ ૨ ॥ તરત બે ઘડીમાં તે સઘળાઓને તૈયાર કરી ચાલ્યા. રસ્તામાં રાજાએ કયાંય પણ વિશ્રામ કર્યો નહી. આજ સવારમાં પ્રયાગરાજજીમાં નહાઈ તેઓ સર્વે યમુનાજી ઉતરવા લાગ્યાં, ॥ ૩ ॥ તે વખત હે નાથ! અમોને ખબર લેવા આગળથી મોકલ્યા. એમ કહી તેઓએ પૃથ્વી ઉપર મસ્તક નમાવ્યું. ત્યારે વસિષ્ઠજીએ છ સાત ભિલ્લોને સાથે આપી, દૂતને પાછો સર્વેને લેવા માટે વિદાય કર્યો. ॥ ૪ ॥

**दो०** सुनत जनक आगमन सब, हर्ष्यउ अवध समाज ॥
रघुनंदनहिं सकोच बड, शोच विवश सुरराज ॥ २६६ ॥

**અર્થ.**--એમ જનકરાજાનું આગમન સાંભળતાં અયોધ્યાવાસી સર્વે સમાજ હર્ષ પામી તથા શ્રીરામને મોટો સંકોચ થયો અને ઇંદ્ર શોચને વશ થયો. ॥ ૨૬૬ ॥

**ચો०** गरइ गलानि कुटिल कैकेयी । काहि कहै केहि दूषण देई ॥
अस मन आनि मुदित नर नारी । भयउ बहोरि रहब दिन चारी ॥ १ ॥
इहि प्रकार गत बासर सोऊ । प्रात अन्हान लगे सब कोऊ ॥
करि मज्जन पूजहिं नर नारी । गणपति गौरि पुरारि तमारी ॥ २ ॥
रमा रमण पद बंदि बहोरी । बिनवहिं चंचल अंजलि जोरी ॥
राजा राम जानकी रानी । आनंद अवधि अवध रजधानी ॥ ३ ॥
सुबस बसैं फिरि सहित समाजा । भरतहि राम करैं युवराजा ॥
इहि सुख सुधा सींचि सब काहू । देव देहु जगजीवन लाहू ॥ ४ ॥

**અર્થ.**--કુટિલ કૈકેયી શોકમાં મગ્ન થઇ ગઈ. તે કોને કહે અને કોને દોષ આપે? વળી અયોધ્યાવાસીઓ મનમાં આનંદ પામ્યાં કે, જનકરાજા આવેછે એમ સાંભળીને ફરી ચાર દહાડા રહીશું, માટે રાજી થયાં. ॥ ૧ ॥ એ રીતે તે દિવસ ગયો, પ્રાતઃકાળમાં સર્વે નહાવા લાગ્યાં. પછી તે સ્ત્રીપુરુષોએ મહાદેવ, પાર્વતી, ગણપતિ અને સૂર્યની પૂજા કરી. ॥ ૨ ॥ વળી તેઓ લક્ષ્મીપતિ વિષ્ણુનાં ચરણમાં નમી છેડા પાથરી હાથ જોડી જોડી વિનતિ કરવા લાગ્યાં કે, મહારાજા શ્રીરામ અને રાણી જાનકી પોતાની રાજધાની અયોધ્યાજી તરફ સમાજ સહિત પાછાં ફરીને ત્યાં રાજ કરે, ॥ ૩ ॥ તથા શ્રીરામ ભરતજીને યુવરાજપદ આપે. એ જ સુખરૂપી અમૃત સર્વેને પાન કરાવી, હે પ્રભુ! અમને આ જગતમાં જીવ્યાનો લાભ આપો. ॥ ૪ ॥

**દો०** गुरु समाज भाइन सहित, राम राज पुरहोउ ॥
अछत राम राजा अवध, मरिय मांगु सब कोउ ॥ २६७ ॥

**અર્થ.**—શ્રીગુરુ, સમાજ અને ભાઇઓ સાથે અમે જીવતાં છતાં શ્રીરામ પુરીમાં રાજ્ય કરે; એ સુખમાં દેહ છૂટી જાય, એ વરદાન આપો. ॥ ૨૬૭ ॥

**ચો०** सुनि सनेहमय पुरजन बानी । निंदहिं योग बिरति मुनि ज्ञानी ॥
इहि विधि नित्यकर्म करि पुरजन । रामहिं करहिं प्रणाम पुलकि तन ॥ १ ॥
ऊंच नीच मध्यम नर नारी । लहैं दरश निज निज अनुहारी ॥
सावधान सबही सनमानहिं । सकल सराहत कृपानिधानहिं ॥ २ ॥
लरकाईते रघुबर बानी । पालत प्रीति रीति पहिंचानी ॥
शील सकोच सिंधु रघुराऊ । सुमुख सुलोचन सरल सुभाऊ ॥ ३ ॥
कहत रामगुण गण अनुरागे । सब निज भाग्य सराहन लागे ॥
हम सब पुण्यपुंज जग थोरे । जिनहिं राम जानत करि मोरे ॥ ४ ॥

**અર્થ.**—એવી અયોધ્યાવાસીની સ્નેહમય વાણી સાંભળી, જ્ઞાની ઋષિઓ પોતાના યોગ અને વૈરાગ્યને નિંદવા લાગ્યા. પછી તે લોકો પોતાનાં નિત્ય કર્મ કરી આનંદ મનથી શ્રીપ્રભુને નમસ્કાર કરે છે. ॥ ૧ ॥ ઉંચ, નીચ અને મધ્યમ સ્ત્રી પુરુષો સૌ પોતપોતાની યોગ્યતા પ્રમાણે દર્શન કરવા લાગ્યાં. તેમને કૃપાના ભંડાર પ્રભુ અત્યંત માન આપવાથી સર્વે સરાનાં કરે છે. ॥ ૨ ॥ વળી આપસમાં કહે છે કે, જૂવો પ્રભુની રીતિ જે બાળપણુથી આપણી પ્રીતિ જોઈ આજ દહાડાતક આપણુને પાળે છે, એવાં સુંદર મુખ, નેત્રો અને સરલ સ્વભાવ જોઇને, ॥ ૩ ॥ પ્રીતિથી તેમના ગુણ કહેતાં કહેતાં, પોતાના ભાગ્યને વખાણી કહેવા લાગ્યાં કે, જેને શ્રીહરિ પોતાના કરી જાણે છે, એવાં આપણે સઘળાં થોડા પુણ્યવાન્ નથી ! ॥ ૪ ॥

**दो॰ प्रेम मगन तेहि समय सब, सुनि आवत मिथिलेश ॥**
**सहित सभा समभ्रम उठे, रविकुल कमल दिनेश ॥ २६८ ॥**

**અર્થ.**—હે ગિરિજા ! તે વખત જનક રાજાને આવતા સાંભળી પ્રેમમાં મગ્ન થઈને રવિકુળરૂપી કમળ ઉપર સૂર્યરૂપ શ્રીરામ સભા સહિત ઉઠયા. ॥ ૨૬૮ ॥

**चौ॰ आगे गमन कीन्ह रघुनाथा । भाइ सचिव गुरु पुरजन साथा ॥**
**गिरिवर दीख जनक नृप जबहीं । करि प्रणाम त्यागा रथ तबहीं ॥ १ ॥**
**रामदरश लालसा उछाहू । पथ श्रम लेश कलेश न काहू ॥**
**मन तहं जहं रघुबर बैदेही । बिनु मन तन दुख सुख सुधि केही ॥ २ ॥**
**आवत जनक चले इहि भाती । सहित सनेह प्रेम मद माती ॥**
**आये निकट देखि अनुरागे । सादर मिलन परस्पर लागे ॥ ३ ॥**
**लगे जनक मुनिगण पदबन्दन । ऋषिन प्रणाम कीन्ह रघुनन्दन ॥**
**भाइन सहित राम मिलि राजहिं । चले लेवाय समेत समाजहिं ॥ ४ ॥**

**અર્થ.**—ગુરુ, ભાઇઓ, મંત્રીઓ અને અયોધ્યાવાસીઓ સાથે શ્રીરામ સામા ચાલ્યા. હવે અહીં જ્યારે જનકરાજાએ કાંતાનાથ પર્વતને જોયો, ત્યારે તેને પ્રણામ કરી રથનો ત્યાગ કર્યો. ॥ ૧ ॥ તે વખત શ્રીરામનાં દર્શનની લાલચના ઉત્સાહમાં કોઇને જરા પણ કલેશ કે થાક થતો ન હતો. જ્યાં શ્રીરામ સીતાજી હતાં, ત્યાં તેઓનાં મન લાગેલાં છે. માટે મન વગરનાં શરીર હોવાથી કોઇને પણ દુઃખ સુખની શુદ્ધિ નહોતી. ॥ ૨ ॥ એ પ્રમાણે જનકરાજા ચાલ્યા આવે છે, તેમને સ્નેહ સહિત પ્રેમના મદમાં મગ્ન થઈ પ્રેમથી પાસે આવેલા જોઇ પરસ્પરમાં સઘળાં માનપૂર્વક મળવા લાગ્યાં. ॥ ૩ ॥ ત્યારે વિદેહ રાજા વસિષ્ઠજી આદિ ઋષિઓનાં ચરણમાં નમ્યા અને શ્રીરઘુનાથજીએ તે તરફથી આવેલા ઋષિઓને પ્રણામ કર્યા. પછી ભાઇઓ સહિત શ્રીપ્રભુ મિથિલાપતિને મળી તેમની સભા સાથે તેડીને ચાલ્યા. ॥ ૪ ॥

**दो॰ आश्रम सागर शांतरस, पूरण पावन पाथ ॥**
**सैन मनहुं करुणा सरित, लिये जात रघुनाथ ॥ २६९ ॥**

**અર્થ.**—હે પાર્વતી! તે સમે શાંતરસરૂપી પવિત્ર જળથી પૂર્ણ ભરેલા આશ્રમરૂપી સાગરમાં, સૈન્યમાં પ્રસરાયલી કરુણારૂપી નદીને જાણે શ્રીપ્રભુ લઈ જાય છે, એમ દેખાતું હતું. ॥ ૨૬૯ ॥

**ચો०** बोरति ज्ञान बिराग करारे । वचन सशोक मिलत नदिनारे ॥
शोच उसास समीर तरंगा । धीरज तट तरुवरकर भंगा ॥ १ ॥
बिषम बिषाद तुरावति धारा । भय भ्रम भँवरावर्त्त अपारा ॥
केवट बुध विद्या बडिनावा । सकहिं न खेइ एक नहिं आवा ॥ २ ॥
बनचर कोल्ह किरात बिचारे । थके बिलोकि पथिक हिय हारे ॥
आश्रम उदधि मिली जब जाई । मनहुं उठेउ अंबुधि अकुलाई ॥ ३ ॥
शोक विकल दोउ राज समाजा । रहा न ज्ञान न धीरज लाजा ॥
भूपरूपगुण शील सराही । शोचहिं शोक सिंधु अवगाही ॥ ४ ॥

**અર્થ.**—જ્ઞાન અને વૈરાગ્યરૂપી બે કિનારાઓને બોળતી આવતી તે નદીમાં શોકયુક્ત વચનોરૂપી નદ અને નાળાંઓ મળતાં હતાં, તેમાં શોકરૂપી વાયુની નિસાસારૂપી લહેરો આવેછે તથા તે ધીરજરૂપી પોતાના કિનારાપરનાં ઝાડોને ઉખાડતી આવે છે. ॥ ૧ ॥ ઘણો કલેશરૂપી તેનો વેગ તેમજ ભય તથા ભ્રમરૂપી તેની અપાર ભમરીઓ છે. તેની અંદર વિદ્વાનરૂપી નાવાડીઓ વિદ્યારૂપી મોટી હોડીને ચલાવવા જાય છે, પણ અતિ વેગ હોવાથી ચલાવી શકતા નથી. ॥ ૨ ॥ તે પંથીઓરૂપી નદીને જોઇને બિચારા વનવાસી ભિલ્લ અને કોળીઓ થાકીને હૈયામાં હાર પામી ગયા. હવે તે સરિતા જ્યારે આશ્રમરૂપી સમુદ્રમાં જઇને મળી ત્યારે જાણે તેમાં સામી ભરતી આવી ન હોય, તેમ શોકરૂપી મોજાં વધ્યાં. ॥ ૩ ॥ બેઉ રાજસમાજ શોચથી વ્યાકુળ થઈ ગઈ. કોઇને જ્ઞાન, ધીરજ કે લાજ રહ્યાં નહીં. તેઓ દશરથ રાજાનાં રૂપ, ગુણ અને શીળને વખાણીને દુઃખરૂપી સમુદ્રમાં ડૂબી ગયાં. ॥ ૪ ॥

**हरिगीतछंद.** अवगाहि शोक समुद्र शोचहिं नारि नर व्याकुल महा ॥
दै दोष सकल सरोष बोलहिं बाम विधि कीन्ह्यो कहा ॥
सुर सिद्ध तापस योगिजन मुनि दशा देखि विदेहकी ॥
तुलसी न समरथ कोउ जो तरिसकै सरित सनेहकी ॥ ७१ ॥

**અર્થ.**—એમ અથાગ શોકસમુદ્રમાં પડી, સઘળાં સ્ત્રીપુરુષો ઘણાં વ્યાકુળ થઇને રોષથી સર્વે બ્રહ્માજીને દોષ દઈ કહેવા લાગ્યાં કે, હે વિધિ! આ શું કર્યું? કવિ કહે છે કે, દેવતા, સિદ્ધ, તપસ્વી, યોગીજન અને ઋષિઓ વિદેહ રાજાની "દશા" જોઇને કહેવા લાગ્યા કે, આ સ્નેહરૂપી સરિતાને તરી જવા કોઈ સમર્થ નથી. ॥ ૭૧ ॥

**सो०** किये अमित उपदेश, जहं तहं लोगन मुनिवरन ॥
धीरज धरिय नरेश, कहेउ वशिष्ठ विदेहसन ॥ ९१ ॥

**અર્થ.**—ત્યારે વસિષ્ઠજીએ વિદેહ રાજા તથા સર્વ લોકોને ઘણો ઉપદેશ કરી કહ્યું કે, હે રાજા ! ધીરજ ધરો. ॥ ૫૧ ॥

**चो०** जासु ज्ञानरवि भवनिशि नाशा । बचन किरण मुनि कमल बिकाशा ॥
तेहिकि मोह ममता नियराई । यह सिय राम सनेह बडाई ॥ १ ॥
विषयीं साधक सिद्ध सयाने । त्रिविध जीव जग वेद बखाने ॥
राम सनेह सरस मन जासू । साधु सभा बड आदर तासू ॥ २ ॥
सोह न राम प्रेम बिनु ज्ञाना । कर्णधार बिनु जिमि जलयाना ॥
मुनि बहु विधि विदेह समुझाये । रामघाट सब लोग अन्हाये ॥ ३ ॥
सकल शोक संकुल नर नारी । सो बासर बीतेउ बिनु बारी ॥
पशु खग मृगन न कीन्ह अहारा । प्रिय परिजन कर कवन विचारा ॥ ४ ॥

**અર્થ.**—વળી ઋષિ બોલ્યા કે, જેના જ્ઞાનરૂપી સૂર્યથી સંસારરૂપી રાત્રિ નાશ પામી છે, અને જેનાં વચનરૂપી કિરણોથી મુનિરૂપી કમળો પ્રફૂલ્લિત રહે છે, તેની પાસે શું મોહ તથા મમતા આવે ? એ બધી શ્રીરામ તથા સીતાજીના સ્નેહની મોટાઈ છે. ॥૧॥ જગતમાં વેદે વિષયી, મુમુક્ષુ તથા મુક્ત એમ ત્રણ પ્રકારના લોક કહ્યા છે. તેમાં જેના મનમાં શ્રીરામ સાથે સ્નેહ છે, તેને સંત સભામાં મોટો આદર મળે છે. ॥ ૨ ॥ જેમ માલમ વગર વહાણ શોભે નહીં, તેમ શ્રીરામસાથે પ્રેમ રાખ્યા વગર જ્ઞાન શોભે નહીં, એમ મુનિએ ઘણી રીતે જનકરાજાને સમજાવ્યા. પછી સર્વ લોક શ્રીરામઘાટમાં નહાયા. ॥ ૩ ॥ સઘળાં સ્ત્રીપુરુષો શોકમાં યુક્ત હોવાથી તે દિવસ પાણી વગર ગયો. પશુ, પક્ષી કે મૃગલાં કોઇએ પણ આહાર કર્યો નહીં, ત્યારે પ્રિયજનો તથા કુટુંબીઓની કથા તો શી જ કહેવામાં આવે ? ॥ ૪ ॥

**दो०** दोउ समाज निमिराज रघु, राज नहाने प्रात ॥
बैठे सब बट बिटप तर, मन मलीन कृशगात ॥ २७० ॥

**અર્થ.**—એમ બેઉ સમાજ સાથે જનકરાજા તથા શ્રીપ્રભુ પ્રાતઃકાળમાં નહાયા. પછી સઘળાં કૃશ શરીરે દુઃખિત મનથી વડના ઝાડ તળે બેઠાં. ॥ ૨૭૦ ॥

**चो०** जे महिसुर दशरथ पुरवासी । जे मिथिलापति नगर निवासी ॥
हंसबंश गुरु जनक पुरोधा । जिन्ह जगमग परमारथ शोधा ॥ १ ॥
लगे कहन उपदेश अनेका । सहित धर्म नय विरति बिबेका ॥
कौशिक कहि कहि कथा पुरानी । समझाई सब सभा सुखानी ॥ २ ॥
तब रघुनाथ कौशिकहि कहेऊ । नाथ कालि बिनु जल सब रहेऊ ॥
मुनि कह उचित कहत रघुराई । गयउ बीति दिन पहर अढाई ॥ ३ ॥

ऋषिरुख लखि कह तिरहुति राजू । इहां उचित नहिं अशन अनाजू ॥
कहा भूप भल सबहि सोहाना । पायरजायसु चले नहाना ॥ ४ ॥

**અર્થ.**—પછી જે અયોધ્યાવાસી તથા મિથિલાવાસી બ્રાહ્મણો હતા, તે અને જેમણે જગતમાં પરમાર્થનો માર્ગ શોધ્યો છે, એવા સૂર્યવંશના ગુરુ વસિષ્ઠજી તથા જનક રાજાના પુરોહિત સતાનંદ ઋષિ; ॥ ૧ ॥ ધર્મ, ન્યાય, વૈરાગ્ય અને વિવેક સાથે અનેક ઉપદેશો દેવા લાગ્યા. વળી વિશ્વામિત્ર ઋષિએ સુંદર વાણીથી જૂની કથાઓ કહી કહીને સભાને સમજાવી, ॥ ૨ ॥ ત્યારે શ્રીરઘુનાથજીએ વિશ્વામિત્ર ઋષિને કહ્યું કે, હે નાથ! કાલે સર્વે અન્નજળ લીધા વગર રહ્યા છે. તે સાંભળી કૌશિકમુનિ બોલ્યા કે, શ્રીરામ ઘટિત કહે છે. આજ પણ અઢી પ્રહર દિવસ વીતી ગયો. ॥ ૩ ॥ ત્યારે ઋષિની રુખ જાણી જનકરાજાએ કહ્યું કે, હ્યાં અનાજ ખાવું ઉચિત નથી. એ રાજાનું સારું કહેવું સર્વેને ગમ્યું. પછી આજ્ઞા લઈ સર્વે નહાવાને ચાલ્યા. ॥ ૪ ॥

दो० तेहि अवसर फल फूल दल, मूल अनेक प्रकार ॥
लै आये बनचर विपुल, भरि भरि कांवरि भार ॥ २७१ ॥

**અર્થ.**—તે વખત અનેક પ્રકારનાં ઘણાં ફળ, ફૂલ, અને કંદ મૂળ વનવાસી લોકો કાવડ ભરી ભરીને લઈ આવ્યા. ॥ ૨૭૧ ॥

चो० कामद भा गिरि राम प्रसादा । अ लोकत अपहरत बिषादा ॥
सर सरिता बन भूमि विभागा । ज नु उमंगत आनंद अनुरागा ॥ १ ॥
बेलि बिटप सब सफल सफूला । बोलत खग मृग अलि अनुकूला ॥
तेहि अवसर बन अधिक उछाहू । त्रिविध समीर सुखद सब काहू ॥ २ ॥
जाइ न बरणि मनोहरताई । जनु महि करति जनक पहुनाई ॥
तब सब लोग नहाइ नहाई । राम जनक मुनि आयसु पाई ॥ ३ ॥
देखि देखि तरुवर अनुरागे । जहं तहं पुरजन उतरन लागे ॥ .
दल फल फूल कंद विधि नाना । पावन सुंदर सुधा समाना ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા! શ્રીરામના પ્રતાપથી તે પર્વત જોતામાં જ સઘળા કલેશને હરી, ઇચ્છિત કામનાને આપનાર થયો હતો. તે માંહેલાં નદી, તળાવ, વન અને પૃથ્વીના વિભાગ જાણે પ્રેમાનંદમાં ઉભરાઈ રહ્યાં ન હોય, તેમ ભાસતાં હતાં. ॥ ૧ ॥ વેલ અને વૃક્ષો સઘળાં ફળ ફૂલથી પ્રફુલ્લિત થઈ રહ્યાં હતાં અને પશુ પક્ષીઓ અનુકૂલ શબ્દો બોલી રહ્યાં હતાં. વળી સર્વ કોઇને સુખરૂપ સુગંધીમય ઠંડો વાયુ મંદ મંદ વહી રહ્યો હતો. તેથી તે વખત વનમાં અત્યંત ઉત્સાહ ફેલાઈ રહ્યો હતો. ॥ ૨ ॥ તે વખતની મનોહરતાનું કંઈ વર્ણન થઈ શકે તેમ નથી. જાણે પૃથ્વી પોતે જ જનક રાજાની પરોણાગત કરતી ન હોય, તેમ શોભી રહી હતી. ત્યારે સર્વે લોક નહાઈ નહાઇને શ્રીરામ, જનકરાજા અને ઋષિઓની આજ્ઞા પામી, ॥ ૩ ॥ પ્રીતિથી વૃક્ષોને

જોઈ જોઇને જ્યાં ત્યાં જનક પુરવાસી લોકો ઉતરવા લાગ્યાં. તેમને ઘણી જાતનાં અમૃત જેવાં મીઠાં, પવિત્ર અને સુંદર પાન, ફળ, ફૂલ તથા કમળ, ॥ ૪ ॥

**दो० सादर सब कहं राम गुरु, पठये भरि भरि भार ॥**
**पूजि पितर सुर अतिथि गुरु, लगे करन फलहार ॥ २७२ ॥**

**અર્થ.**—ગુરુ વસિષ્ઠજીએ માનપૂર્વક સર્વેને સૂંડલા ભરી ભરીને મોકલ્યાં. તે લઈ લોકો, દેવતા, અતિથિ, ગુરુ અને પિતૃને પૂજી પૂજીને ફળાહાર કરવા લાગ્યા. ॥૨૭૨॥

**चो० इहिविधि बासर बीते चारी । राम निरखि नर नारि सुखारी ॥**
**दुहुं समाज अस रुचि मन माहीं । बिनु सिय राम फिरब भल नाहीं ॥ १ ॥**
**सीता राम संग बनवासू । कोटि अमरपुर सरिस सुपासू ॥**
**परिहरि लषण राम बैदेही । जेहि घर भाव वाम बिधि तेही ॥ २ ॥**
**दाहिन दैव होइ जब सबहीं । राम समीप बसिय बन तबहीं ॥**
**मंदाकिनि मज्जन तिहुंकाला । राम दरश मुद मंगल माला ॥ ३ ॥**
**अटन राम गिरि बन तापस थल । अशन अमिय सम कंद मूल फल ॥**
**सुख समेत संबत दुइ साता । पलसम होहिं न जानिय जाता ॥ ४ ॥**

**અર્થ.**—એ પ્રમાણે ચાર દિવસ વીતી ગયા. શ્રીરામને નિરખી સર્વે સ્ત્રીપુરુષો સુખી થયાં. તે વખત બેઉ બાજુની સમાજના મનમાં એવી ઇચ્છા થઈ કે, શ્રીરામ સીતાજી પાછા ફર્યા વગર ભલું નથી. ॥ ૧ ॥ શ્રીરામ સીતાજીની સાથે વનવાસ કરોડ સ્વર્ગના જેવો સુખરૂપ છે. શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીને છોડી જેને પોતાનું ઘર ગમે, તેનાં અવળાં જ પ્રારબ્ધ સમજવાં. ॥ ૨ ॥ બધાનાં નસીબ ત્યારે પાધરાં થાય કે, જ્યારે શ્રી પ્રભુસાથે વનમાં વસીએ. ત્રણે કાળ મંદાકિનિ ગંગામાં નહાઇને અને ઘણા આનંદ તથા મંગળરૂપ શ્રીરામનાં દર્શન કરીને, ॥ ૩ ॥ વળી કાંતાનાથ પર્વત, વન તથા તપસ્વીઓનાં સ્થળોમાં ફરીને અને અમૃત જેવાં કંદ, મૂળ તથા ફળ ખાઇને સુખ સાથે ચૌદ વર્ષો પળ જેવાં થશે, તેને જતાં ખબર નહીં પડે. ॥ ૪ ॥

**दो० इहि सुख योग न लोग सब, कहहिं कहा अस भाग ॥**
**सहज स्वभाव समाज दुहुं, रामचरण अनुराग ॥ २७३ ॥**

**અર્થ.**—વળી તેઓ કહેવા લાગ્યાં કે, એ સુખલાયક સર્વે લોકો નથી. એવાં આપણાં ભાગ્ય ક્યાંથી ? એમ બેઉ સમાજ સહજ સ્વભાવથી શ્રીરામનાં ચરણોમાં પ્રીતિ રાખેછે. ॥ ૨૭૩ ॥

**चो० इहिविधि सकल मनोरथ करहीं । बचन सप्रेम सुनत मन हरहीं ॥**
**सीय मातु तेहि समय पठाई । दासी देखि सु अवसर आई ॥ १ ॥**
**सावकाश सुनि सब सिय सासू । आई जनक राज रनिवासू ॥**
**कौशल्या सादर सनमानी । आसन दीन्ह समय सम आनी ॥ २ ॥**

शील सनेह सरस दुहुं ओरा । द्रवहिं देखि सुनु कुलिश कठोरा ॥
पुलकशिथिलतनुबारिबिलोचन । महिनखलिखनलगींसबशोचन ॥ ३ ॥
सब सिय राम प्रेमकी मूरति । जनु करुणा बहु रूप बिसूरति ॥
सीयमातु कह विधि बुधि बांकी । जीमी पयफेनु फोरि पबिटांकी ॥ ४ ॥

**અર્થ.**—એ પ્રમાણે સર્વે મનોરથો કરતાં હતાં. તેમનાં પ્રેમયુક્ત વચનો સાંભળતાં જ તે વચનો મનને હરણ કરે એવાં હતાં. હવે તે વખત સીતાજીનાં માતુશ્રીએ એક દાસીને મોકલી હતી, તે સારો વખત જાઇને આવી. ॥ ૧ ॥ તેની પાસેથી સીતાજીની સાસુઓ નવરી બેઠી છે, એમ જાણી જનક રાજાની સર્વે રાણીઓ આવી. તેને કૌશલ્યાજીએ આદરપૂર્વક સન્માન આપી, વખત પ્રમાણે કામળાનું આસન આણી આપ્યું. ॥૨॥ હે ઉમા! બેઉ બાજુનાં શીળ અને સ્નેહને જોઈ તથા સાંભળીને ઘણું કઠણ જે વજ્ર તે ગળી જાય, એમ રોમાંચિત શરીરે થઈ, નેત્રોમાં જળ ભરીને સઘળી શોચથી નખે પૃથ્વી ખોતરવા માંડી. ॥ ૩ ॥ જાણે કરુણા પોતે જ ઘણાં રૂપ ધારણ કરીને ચિંતા કરતી ન હોય? તેમ શ્રીરામ સીતાજીના પ્રેમની જ મૂર્તિરૂપ તે સર્વે જણાતી હતી. પછી સુનયનાએ કહ્યું કે, હે કૌશલ્યાજી! બ્રહ્માની બુદ્ધિ વાંકી છે. તેણે વજ્રની [1]ટાંકીથી દૂધનાં ફીણા[2] ફોડ્યાં[3]. ॥ ૪ ॥

दो० सुनिय सुधा देखिय गरल, सब कर तूति कराल ॥
जहं तहं काक उलूक बक, मानस सकृत मराल ॥ २७४ ॥

**અર્થ.**—સાંભળવામાં અમૃત જેવી, પણ જોવામાં ઝેર જેવી તેની સઘળી કૃતિ કઠણ છે. સારા હંસો તો એક માનસરોવર ઉપર જ છે, અને કાગડા, ઘૂવડ અને બગલા જ્યાં ત્યાં ફરે છે, એટલે રાજ્ય તો સાંભળ્યું, પણ વનને તો નજરે જોયું. ॥ ૨૭૪ ॥

चो० सुनि सशोच कह देविसुमित्रा । विधि गति अति बिपरीत बिचित्रा ॥
जो सृजि पालै हरै बहोरी । बालकेलि सम विधि मति भोरी ॥ १ ॥
कौसल्या कह दोष न काहू । कर्म विवश दुःख सुख क्षति लाहू ॥
कठिन कर्मगति जान विधाता । सो शुभ अशुभ कर्म फल दाता ॥ २ ॥
ईश रजाइ शीश सबहीके । उत्पति थिति लय विषहु अमीके ॥
देवि मोहवश शोचिय बादी । विधि प्रपंच अस अचल अनादी ॥ ३ ॥
भूपति जियबमरब उर आनी । शोचिय सखि लखि निज हितहानी ॥
सीयमातु कह सत्य सुबानी । सुकृती अवधि अवधपति रानी ॥ ४ ॥

**અર્થ.**—તેમનો શોચ સાંભળીને સુમિત્રાજી કહેછે કે, બ્રહ્માની ગતિ ઘણી વિચિત્ર અને ઉલટી છે. તે જગતને સરજે છે, પાળે છે અને નાશ કરે છે, તો પણ તેની બુદ્ધિ બાળક જેવી ભોળી છે. ॥ ૧ ॥ ત્યારે કૌશલ્યાજીએ કહ્યું કે, હે બેન! એ દોષ કોઇને

---

૧ વજ્રની ટાંકીરૂપી કૈકેયી. ૨ દૂધના ફીણરૂપ શ્રીરામ, લક્ષ્મણ, સીતાજી અને દશરથરાજા. ૩ ફોડનાર મંથરા.

દેવાનો નથી. સુખ, દુઃખ, લાભ અને હાનિ એ બધું કર્મને આધીન છે. કર્મની કઠણ ગતિને વિધાતા જાણેછે અને કર્મનાં શુભાશુભનું ફળ દેનાર તે જ છે. ॥ ૨ ॥ ઉત્પત્તિ, સ્થિતિ, લય, વિષથી મૃત્યુ, અમૃતથી સજીવન, એ રીતે ઈશ્વિરની આજ્ઞા સર્વેના માથાપર છે. માટે હે દેવી ! વૃથા અજ્ઞાનને વશ થઇને શોચ કરોછો. બ્રહ્માનો પ્રપંચ અચળ અને અનાદિ છે. ॥ ૩ ॥ હે સખી ! રાજાનું જીવવું, મરવું મનમાં નહીં આણીને પોતાનાં હિત તથા હાણને જોઈ શોચ કરીએ છિયે. તે સાંભળી સુનયના કહે છે કે, તમારી વાણી સત્ય છે. હે કૌશલ્યાજી ! તમે સુકૃતના ભંડાર અયોધ્યાપતિની રાણી છો. ॥ ૪ ॥

**दो० लषण राम सिय जाहिं बन, भल परिणाम नपोच ॥**
**गह्वर हिय कह कौशिला, मोहिं भरतकर शोच ॥ २७५ ॥**

**અર્થ.**—ત્યારે શોકયુક્ત કૌશલ્યાજીએ કહ્યું; રામ લક્ષ્મણ અને સીતા વનમાં જાય છે, તેથી અંતે સારું છે, નઠારું નથી. પણ મને ભરતજીનો શોચ બહુ થાય છે. ॥ ૨૭૫ ॥

**चौ० ईश प्रसाद अशीष तुह्मारी । सुत सुत बधू देवसरि बारी ॥**
**राम शपथ मैं कीन्ह न काऊ । सो करि सखी कहौं सतिभाऊ ॥ १ ॥**
**भरत शील गुण बिनय बडाई । भायप भक्ति भरोस भलाई ॥**
**कहत शारदहु की मति हीचे । सागर सीप कि जाहिं उलीचे ॥ २ ॥**
**जानौ सदा भरत कुलदीपा । बार बार मोहिं कहेउ महीपा ॥**
**कसे कनक मणि पारख पाये । पुरुष परखिये समय सुभाये ॥ ३ ॥**
**अनुचित आजु कहब अस मोरा । शोक सनेह सयानप थोरा ॥**
**सुनि सुरसरि सम पावनि बानी । भई सनेह बिकल सब रानी ॥ ४ ॥**

**અર્થ.**—પ્રભુપ્રતાપે અને તમારા આશીર્વાદે મારા ચારે પુત્રની વહુઓ ગંગાજીનાં જળ જેવી નિર્મળ છે. શ્રીરામના સોગન કોઈ દિવસ ખાતી નથી, તે આજ સોગનપૂર્વક, હે સખી ! હું સાચા ભાવથી કહુછું. ॥ ૧ ॥ ભરતજીનાં શીળ, ગુણ, નમ્રતા, મોટાઈ, ભક્તિ, ભરોસો, ભલાઈ અને ભલાઇપણું કહેતાં સરસ્વતીની બુદ્ધિ પણ ભમી જાય. કંઈ છીપથી સમુદ્ર ઉલેચાય ? ॥ ૨ ॥ વારંવાર રાજાએ મને કહ્યું છે કે, ભરતજીને સદૈવ કુળદીપક જાણજે. તે વાત ખરી છે. સોનાને કસવાથી, મણિની પારખ મળવાથી અને પુરુષના સ્વભાવની સમય આવે પરીક્ષા થાય. ॥ ૩ ॥ આજ મારું એ કહેવું અયોગ્ય છે, ( ભરતજીને રાજ્યપદ મળ્યું છે, માટે કૌશલ્યાજીનું આ બોલવું ખુશામતમાં ગણાઈ જાય તેથી એમ કહ્યું. ) શોક અને સ્નેહથી મારું ડહાપણ ઘટી ગયું છે. એવી ગંગાજી સમ પવિત્ર વાણી સાંભળી રાણીઓ સ્નેહમાં વ્યાકુળ થઈ ગઈ. ॥ ૪ ॥

**दो० कौशल्या कह धीर धरि, सुनहु देवि मिथिलेशि ॥**
**को बिबेकनिधि बल्लभहि, तुमहिं सकै उपदेशि ॥ २७६ ॥**

**અર્થ.**—વળી કૌશલ્યાજી ધીરજ ધરીને બોલ્યાં કે, હે દેવી સુનયના! સાંભળો. વિવેકના ભંડાર જનકરાજાનાં પ્રિયા જે આપ, તેને કોણ ઉપદેશ કરી શકે? ॥ ૨૭૬ ॥

चो० रानि रायसन अवसर पाई। आपनि भांति कहब समुझाई ॥
राखिय लषण भरत गवनहिं बन। जो यह मत मानै महीप मन ॥ १ ॥
तौ भल यतन करब सुविचारी। मोरे शोच भरतकर भारी ॥
गूढ़ सनेह भरत मन माहीं। रहे नीक मोहिं लागत नाहीं ॥ २ ॥
लखि स्वभाव सुनि सरल सुबानी। सब भईं मगन करुणरसानी ॥
नभप्रसून झरि धन्य धन्य धुनि। शिथिल सनेह सिद्ध योगीमुनि ॥ ३ ॥
सब रनिवास थकित लखि रहेऊ। तब धरि धीर सुमित्रा कहेऊ ॥
देवि दंडयुग यामिनि बीती। राम मातु सुनि उठी सप्रीती ॥ ४ ॥

**અર્થ.**—હે રાણી! વખત મેળવીને રાજાને મારી વતી સમજાવીને કહેજો કે, હે મહીપ! જો તમારા મનમાં આ મત માને તો લક્ષ્મણજીને રાખી ભરતજીને વનમાં મોકલો. ॥ ૧ ॥ જો સારો વિચાર કરી એ યત્ન કરો તો ભલું થાય. મારા મનમાં ભરતજીનો ઘણો શોચ છે. ભરતજીના મનમાં ગુપ્ત સ્નેહ રહેલો છે. ભરતજી વનમાં રહે તે કંઈ મને સારું લાગે નહીં. ॥ ૨ ॥ એવો સ્વભાવ જોઈ તથા સરળ વાણી સાંભળી સર્વે રાણીઓ કરુણારસમાં મગ્ન થઈ ગઈ. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ સાથે ધન્ય ધન્ય! શબ્દ થયા, અને સિદ્ધ, યોગી તથા ઋષિઓ સ્નેહમાં શિથિલ થઈ ગયા. ॥ ૩ ॥ એવી રીતે આખો રનીવાસ ચકિત થઈ રહેલો જોઇ સુમિત્રાજીએ ધીરજ ધરીને કહ્યું કે, હે દેવી! બે પ્રહર રાત્રિ વીતી ગઈ. તે સાંભળી કૌશલ્યાજી પ્રીતિયુક્ત થઈ ઉઠ્યાં. ॥ ૪ ॥

दो० बेगि पांय धारिय थलहि, कह सनेह सतिभाय ॥
हमरे तौ अब ईशगति, कै मिथिलेश सहाय ॥ २७७ ॥

**અર્થ.**—પછી સ્નેહ અને સત્યભાવથી બોલ્યાં કે, હવે હે સુનયનાજી! તમારા આશ્રમમાં જલદી પધારો. અમારી ગતિ તો હવે કાં પ્રભુને હાથ અને કાં તો મિથિલાપતિની સાહેલામાં છે. ॥ ૨૭૭ ॥

चो० लखि सनेह सुनि वचन विनीता। जनकप्रिया गहि पांव पुनीता ॥
देवि उचित अस विनय तुम्हारी। दशरथ घरनि राम महतारी ॥ १ ॥
प्रभु अपने नीचहु आदरहीं। अग्नि धूम गिरि शिर तृणधरहीं ॥
सेवक राउ कर्म मन बानी। सदा सहाय महेश भवानी ॥ २ ॥
रौरे अंग योग जग कोहै। दीप सहाय कि दिनकर सोहै ॥
राम जाय बन करि सुरकाजू। अचल अवधपुर करिहहिं राजू ॥ ३ ॥

अमर नाग नर राम बाहुबल । सुख बसिहहिं अपने अपने थल ॥
यह सब याज्ञवल्क्य कहिराखा । देवि न होइ मृषा मुनि भाषा ॥ ४ ॥

અર્થ.—રાણીનાં એવાં વચન સાંભળી તથા તેમનો સ્નેહ જોઈને સુનયના તેમનાં પવિત્ર ચરણ પકડીને બોલ્યાં કે, હે દેવી! તમારી એવી નમ્રતા ઘટે છે. તમે દશરથરાજાનાં રાણી ને રામનાં માતુશ્રી છો. ॥ ૧ ॥ જેમ અગ્નિ ધૂમાડાને તથા પર્વત ઘાસને માથાપર ધારણ કરે છે તેમ પ્રભુ પોતે નીચને પણ આદર આપે છે. મારા રાજા તો મન, કર્મ, અને વચનથી આપના સેવક છે. બાકી સાહ્યતા તો સદાશિવ પાર્વતીની છે. ॥ ૨ ॥ તમારા દેહયોગ્ય જગતમાં કોણ છે? સૂર્યને કંઈ દીપકની સહાય શોભે! શ્રીરામ વનમાં જઈ દેવતાઓનાં કાર્ય કરીને અયોધ્યાજીમાં અચળ રાજ્ય કરશે. ॥ ૩ ॥ શ્રીપ્રભુનાં બાહુબળથી દેવતા, નાગ અને મનુષ્યો પોતપોતાને સ્થળે સુખમાં વાસ કરશે. એ બધું યાજ્ઞવલ્કય ઋષિએ કહી રાખેલું છે, માટે હે દેવી! ઋષિનાં વચન મિથ્યા નહીં થાય. ॥ ૪ ॥

दो० असकहि पगु परि प्रेम अति, सिय हित विनय सुनाइ ॥
सिय समेत सिय मातु तब, चली सुआयसु पाइ ॥ २७८ ॥

અર્થ.—એમ કહી ઘણા પ્રેમથી પગે પડીને સીતાજીને તેડી જવા માટે નમ્રતા કરી. પછી આજ્ઞા લઈને જાનકીજી સહિત સુનયના ચાલ્યાં. ॥ ૨૭૮ ॥

चो० प्रिय परिजनहिं मिली बैदेही । जो जेहि योग भांति तस तेही ॥
तापस वेष जानकिहि देखी । भे सब बिकल विषाद विशेषी ॥ १ ॥
जनक राम गुरु आयसु पाई । चले थलहि सिय देखी आई ॥
लीन्ह लाइ उर जनक जानकी । पाहुनि पावनि प्रेम प्राणकी ॥ २ ॥
उर उमगेउ अंबुधि अनुरागू । भयहु भूप मन मनहुं प्रयागू ॥
सिय सनेह बट बाढत जोहा । तापर राम प्रेम शिशु सोहा ॥ ३ ॥
चिरंजीवि मुनि ज्ञान बिकल जनु । बूडत लह्यउ बाल अवलंबनु ॥
मोह मगन मति नहिं बिदेहकी । महिमा सिय रघुवर सनेहकी ॥ ४ ॥

અર્થ.—ત્યાં જઈ સીતાજી જેને જેવી રીતે યોગ્ય, તેને તેવી રીતે સઘળા પ્રિયજનને મળ્યાં. તે વખતે જાનકીજીનો તપસ્વી વેષ જોઈને સર્વે અત્યંત શોકમાં વ્યાકુળ થયાં. ॥ ૧ ॥ હવે અહીં જનકરાજા, શ્રીરામ અને વસિષ્ઠજીની આજ્ઞા લઈ પોતાના સ્થળમાં આવી સીતાજીને જોતાં જ તેમને પોતાના પ્રાણ તથા પ્રેમની પવિત્ર પરોણી જાનકીજીને છાતી સાથે લગાડી. ॥ ૨ ॥ તે વખત તેમના હૃદયમાં પ્રીતિરૂપી જે સમુદ્ર ઉભરાયો, તેમાં રાજાના મનરૂપી જાણે પ્રયાગરાજ અને તેમાં જાનકીજીના સ્નેહરૂપી જે પ્રયાગ વડ હતો, તેના પાંદડાપર શ્રીરામના પ્રેમરૂપ બાળક સૂતો હતો. ॥ ૩ ॥ તેણે જ્ઞાનરૂપી માર્કંડ ઋષિને વ્યાકુળતાથી તેમાં બૂડતાં ઓધારી લીધા. કંઈ જનકરાજાની મતિ અજ્ઞાનમાં ભમી ગઈ નથી. એ તો શ્રીરામ સીતાજીના મહિમાનો પ્રતાપ છે. ॥ ૪ ॥

**दो०** सिय पितु मातु सनेह वश, बिकल न सकी संभारि ॥
धरणिसुता धीरज धरेउ, समय सुधर्म बिचारि ॥ २७९ ॥

**અર્થ.**—તે વખત સીતાજીનાં માબાપ સ્નેહમાં વ્યાકુળ થઈ જવાથી સંભારી શક્યાં નહિ, પણ જાનકીજીએ વખત અને ધર્મ વિચારીને ધીરજ ધરી. ॥ ૨૭૯ ॥

**चो०** तापस वेष जनक सिय देखी । भयउ प्रेम परितोष विशेषी ॥
पुत्रि पवित्र किये कुल दोऊ । सुयश धवल जग कह सब कोऊ ॥ १ ॥
जिमि सुरसरि कीरति सरि तोरी । गवन कीन्ह बिधि अंड करोरी ॥
गंग अवनि थल तीनि बडेरे । इहिकिय साधु समाज घनेरे ॥ २ ॥
पितुकह सत्य सनेह सुबानी । सीय सकुचि मन मनहुं समानी ॥
पुनि पितु मातु लीन्ह उरलाई । सिख आशिष हित दीन्ह सुहाई ॥ ३ ॥
कहति न सीय सकुच मन माहीं । इहां बसब रजनी भलनाहीं ॥
लखि रुख रानि जनायउ राऊ । हृदय सराहत शील सुभाऊ ॥ ४ ॥

**અર્થ.**—જનકરાજા જાનકીજીનો તપસ્વી વેષ જોઇને પરિપૂર્ણ પ્રેમમાં સંતોષી થઇને બોલ્યા કે, હે પુત્રી ! તેં બેઉ કુળ પવિત્ર કર્યાં. તારા ઉજ્વળ સુયશ જગતમાં સર્વ કોઈ ગાશે. ॥ ૧ ॥ ગંગાજી જેવી તારી કીર્તિરૂપી નદીએ કરોડ બ્રહ્માંડમાં ગમન કર્યું. ગંગાજીનાં તો પૃથ્વીપર માત્ર ત્રણ ( ભરદ્વાર, પ્રયાગ, ગંગાસાગર ) સ્થળ મોટાં છે. પણ આને તો ઘણે ઠેકાણે, જ્યાં જ્યાં સાધુસમાજ, ત્યાં ત્યાં સ્થાનક છે. ॥ ૨ ॥ પિતાજીની એવી સત્ય અને સ્નેહયુક્ત વાણી સાંભળીને સીતાજી મનમાં ઘણાં શરમાયાં. ફરીને માબાપે છાતી સાથે લગાડીને આર્શીવાદ સાથે કલ્યાણકારક શોભીતી શિખામણ દીધી. ॥ ૩ ॥ તે વખત સીતાજી લાજથી મનમાં કહેવા લાગ્યાં કે, અહીં રાત રહેવું સારું નથી. ચૌદ વર્ષમાં એક દિવસ ઓછો થશે. તે તેમની રૂખ જોઇને રાણીએ રાજાને જણાવ્યું, એટલે હૃદયમાં તે તેમના શીળ અને સ્વભાવ વખાણીને, ॥ ૪ ॥

**दो०** बार बार मिलि भेंटि सिय, बिदा कीन्ह सन्मानि ॥
कही समय सम भरत गति, रानि सुअवसर जानि ॥ २८० ॥

**અર્થ.**—વારંવાર મળી ભેટી સીતાજીને સન્માનથી વિદાય કર્યાં. પછી રાણીએ સારો અવસર જાણીને સમય પ્રમાણે ભરતજીની સ્થિતિ કહી. ॥ ૨૮૦ ॥

**चो०** सुनि भूपाल भरत व्यवहारू । सोन सुगंध सुधा शशि सारू ॥
मूंदे सजल नयन पुलके तन । सुयश सराहन लगे मुदितमन ॥ १ ॥
भरत कथा भवबंध बिमोचनि । सावधान सुनु सुमुखि सुलोचनि ॥
धर्मराज नय ब्रह्म विचारू । इहां यथामति मोर प्रचारू ॥ २ ॥

सोमति मोरि भरत महिमाहीं । कहौं काह छलि छुअति न छाहीं ॥
बिधि गणपति अहिपति शिव शारद । कबि कोबिद बुधबुद्धि विशारद ॥३॥
भरत चरित कीरति करतूती । धर्मशील गुण विमल विभूती ॥
समुझत सुनत सुखद सब काहू । शुचि सुरसरि रुचि निदरि सुधाहू ॥ ४ ॥

**અર્થ.**—રાજા ભરતજીનો વહેવાર સાંભળીને સોનામાંથી સુગંધી અને ચંદ્રમાથી અમૃત સ્રવતું મળે, તેમ આનંદિત થયા. તેથી પ્રેમાશ્રુયુક્ત પોતાનાં નત્રો ઢાંકી દઈ રોમાંચિત શરીરે આનંદિત મનથી તેમના સુયશને વખાણવા લાગ્યા. ॥ ૧ ॥ તે બોલ્યા કે, સંસારનાં બંધનોને નાશ કરનાર ભરતજીની કથા, હે સુમુખી ! હે સુલોચની ! તમે સાવધાન થઈ સાંભળો. ધર્મશાસ્ત્ર, રાજનીતિ, ન્યાય અને બ્રહ્મના વિચારમાં જ્યાંસૂધી મારી બુદ્ધિનો વિચાર પહોંચી શકે, ત્યાંસૂધી કહું છું. ॥ ૨ ॥ તે મારી મતિ ભરતજીના મહિમાને છાયાને જેમ અડી શકાતું નથી, તેમ હું પણ કયાંથી પહોંચી શકું ? બ્રહ્મા, ગણપતિ, શેષ, શિવ, સરસ્વતી, કવિ, પંડિત અને વિશાળ બુદ્ધિવાળા વિદ્વાનોથી પણ ॥ ૩ ॥ ભરતજીનાં ચરિત્ર, કીર્તિ, કર્તવ્ય, ધર્મ, શીળ, ગુણ અને નિર્મળ વિભૂતિનું વર્ણન કરી શકાય નહીં. તે સર્વે કોઇના સાંભળવામાં તથા સમજવામાં અમૃતની રુચિને પણ નિંદનાર પવિત્ર ગંગાજીની ધારાજેવી સુખ દેનાર છે. ॥ ૪ ॥

दो॰ निरबधि गुण निरुपम पुरुष, भरत भरत समजानि ॥
कहीय सुमेरु किसेर सम, कबिकुल मति सकुचानि ॥ २८१ ॥

**અર્થ.**—અથાગ ગુણવાળો અને ઉપમામાં ન આવે એવો ભરતજી જેવો પુરુષ ભરતજી જ છે, એમ જાણો. મેરુપર્વતને શેર જેટલો કહેવાને કવિની બુદ્ધિ સંકોચાઈ.॥૨૮૧

चो॰ अगम सबहि बरणतवर बरणी । जिमि जलहीन मीनगण धरणी ॥
भरत अमित महिमा सुनु रानी । जानहिं राम न सकहिं बखानी ॥ १ ॥
बरणि सप्रेम भरत सतभाऊ । तिय जियको रुचि लखि कहराऊ ॥
बहुरहिं लषण भरत वन जाहीं । सबकर भल सबके मन माहीं ॥ २ ॥
देवि परंतु भरत रघुबरकी । प्रीति प्रतीति जाइ नहीं तरकी ॥
भरत सनेह अवधि ममताके । यद्यपि राम सींव समताके ॥ ३ ॥
परमारथ स्वारथ सुखसारे । भरत न स्वप्नेहु मनहुं निहारे ॥
साधन सिद्धि राम पद नेहू । मोहिं लखि परत भरत मम येहू ॥ ४ ॥

**અર્થ.**—જેમ પાણીવગર પૃથ્વીપર માછલાંઓની ગતિ થાય, તેમ તે સર્વે વર્ણવવામાં અગમ્ય છે. હે રાણી ! સાંભળ. ભરતજીનો અત્યંત મહિમા શ્રીરામ જાણે છે, પણ કહી શકતા નથી. ॥ ૧ ॥ એમ સત્યભાવથી ભરતજીનો પ્રેમ વર્ણવીને પોતાની પ્રિયાના હૃદયની રુચિ જોઈ જનકરાજા કહેવા લાગ્યા કે, ફરીથી લક્ષ્મણજી સાથે ભરતજી વનમાં જાય, તો સૌનું ભલું થાય, એમ બધાના મનમાં છે. ॥ ૨ ॥ પણ હે દેવી !

શ્રીરઘુનાથજી અને ભરતજીની પ્રીતિ તથા વિશ્વાસનો વિચાર થઈ શકે નહીં. તેમ ભરતજી સ્નેહ અને મમતાના અવધિ છે, તેમ શ્રીરામ સમતાની હદ છે. ॥ ૩ ॥ પરમાર્થ, સ્વાર્થના સઘળાં સુખ જાણે ભરતજીએ સ્વપ્નમાં પણ જોયાં નથી. મને સાધન તથા સ્થિતિ સાથે રામપદમાં નેહ દાખવા માટે ભરતજીનો સ્નેહ દેખાય છે. ॥ ૪ ॥

दो० भोरेहुं भरत न पेलिहहिं, मनमहं राम रजाय ॥
करिय न शोच सनेह बश, कह्यहु भूप बिलखाय ॥ २८२ ॥

**અર્થ.**—ભોળપણુમાં ભરતજી રામની આજ્ઞાને લોપે નહીં, માટે સ્નેહને વશ થઈ શોચ કરો મા, એમ વિદેહ રાજાએ પસ્તાઇને કહ્યું. ॥ ૨૮૨ ॥

चो० राम भरत गुण कहत सप्रीती । निशि दंपतिहि पलक सम बीती ॥
राज समाज प्रात युग जागे । न्हाइ न्हाइ सुर पूजन लागे ॥ १ ॥
गये नहाइ गुरुपहं रघुराई । बंदि चरण बोले रुखपाई ॥
नाथ भरत पुरजन महतारी । शोच विकल वनबास दुखारी ॥ २ ॥
सहित समाज राउ मिथिलेशू । बहुत दिवस भे सहत कलेशू ॥
उचित होय सो कीजिय नाथा । हित सबहीकर रौरे हाथा ॥ ३ ॥
असकहि अति सकुचे रघुराऊ । मुनि पुलके लखि शील सुभाऊ ॥
तुम बिनु राम सकल सुख साजा । नरक सरिस दुहुं राज समाजा ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા! એવી રીતે પ્રીતિયુક્ત શ્રીરામ અને ભરતજીના ગુણ કહેતાં, રાત્રી પલક જેવી ગઈ. પછી પ્રાતઃકાળ થતાં રાજસમાજ જાગીને નહાઈ નહાઈ દેવતાઓનાં પૂજન કરવા લાગી. ॥ ૧ ॥ અને શ્રીરઘુનાજી નહાઇને ગુરુ વસિષ્ઠજી પાસે ગયા. ત્યાં સમય મેળવી ચરણમાં વંદી બોલ્યા કે, હે નાથ! પુરજન અને માતાઓ સાથે ભરતજી શોચમાં વ્યાકુળ છે અને વળી વનમાં વધારે વ્યાકુળ છે. ॥ ૨ ॥ તેમ જ સમાજસહિત જનક રાજાને પણ દુઃખ ભોગવતાં ઘણા દિવસ થયા, માટે હે સ્વામિન્! જેમ યોગ્ય હોય તેમ કરો. સર્વેનું કલ્યાણ આપના હાથમાં છે. ॥૩॥ એમ કહી શ્રીરઘુનાથજી ઘણા સંકોચાયા ત્યારે તેમનો શીળ સ્વભાવ જોઈ રોમાંચિત શરીરે થઇને તેઓ બોલ્યા કે, હે રામ! તમારાવગર સર્વે સુખના સાજ બેઉ રાજસમાજને નરકજેવા ભાસેછે.॥૪॥

दो० प्राण प्राणके जीवके, जिय सुखके सुखराम ॥
तुमतजि तात सोहात गृह, जिनहिं तिनहिं विधिबाम ॥ २८३ ॥

**અર્થ.**—હે રામ! તમે પ્રાણના પ્રાણ, જીવના જીવ અને સુખના સુખ છો. હે બાપ! જેનાં પ્રારબ્ધ વાંકાં હોય, તેને જ તમને તજી પોતાનું ઘર ગમે. ॥ ૨૮૩ ॥

चो० सो सुख करम धरम जरिजाऊ । जहं न राम पदपंकज भाऊ ॥
योग कुयोग ज्ञान अज्ञानू । जहां न राम प्रेम परधानू ॥ १ ॥

तुम बिन दुखी सुखी तुम तेही । तुम जानहु जिय जो जेहि केही ॥
राउर आयसु शिर सबहीके । विदित कृपालुहिं गति सबनीके ॥ २ ॥
आपु आश्रमहि धारिय पाऊ । भये सनेह शिथिल मुनिराऊ ॥
करि प्रणाम तब राम सिधाये । ऋषि धरि धीर जनक पहं आये ॥ ३ ॥
राम बचन गुरु नृपहि सुनाये । शील सनेह स्वभाव सुहाये ॥
महाराज अब कीजिय सोई । सब कर धर्म सहित हित होई ॥ ४ ॥

**અર્થ.**—શ્રીરામનાં ચરણારવિંદોમાં જ્યાં ભાવ ન હોય, તે ધર્મ, કર્મ અને સુખ બળી જાઓ. જેમાં શ્રીરામનો પ્રેમ મુખ્ય નથી, તે યોગ કુયોગ અને જ્ઞાન અજ્ઞાન જેવું છે. ॥ ૧ ॥ તમારાવગર દુઃખી અને તમારાથી સુખી છે, તે તમે મનમાં સઘળાઓને જાણો છો. તમારી આજ્ઞા સર્વના મસ્તક ઉપર છે. હે કૃપાળુ ! તમારી ગતિ સંસારમાં વિદિત છે. ॥ ૨ ॥ આપ આશ્રમમાં પધારો, એમ કહી ઋષિરાજ સ્નેહમાં શિથિલ લઈ ગયા, ત્યારે શ્રીરામ પ્રણામ કરીને પધાર્યા અને વસિષ્ઠજી ધીરજ ધરી જનક રાજા પાસે આવ્યા. ॥ ૩ ॥ ત્યાં ગુરુએ રાજાને શીળ, સ્નેહ અને શોભીતા સ્વભાવથી શ્રીરામે કહેલાં વચનો કહી સંભળાવતાં બોલ્યા કે, હે મહારાજ ! હવે એમ કરીએ કે. જેથી સઘળાનું ધર્મસહિત કલ્યાણ થાય. ॥ ૪ ॥

दो० ज्ञान निधान सुजान शुचि, धर्म धीर नरपाल ॥
तुम बिनु असमंजस शमन, को समरथ इहिकाल ॥ २८४ ॥

**અર્થ.**—જ્ઞાનના ભંડાર, સુજાણ, પવિત્ર અને ધર્મધુરંધર હે રાજા ! તમારાવિના આ વિચારને શમાવવા શક્તિવાન્ આ વખત કોણ છે ? ॥ ૨૮૪ ॥

चो० सुनि मुनि वचन जनक अनुरागे । लखि गति ज्ञान विराग विरागे ॥
शिथिल सनेह गुणत मनमाहीं । आये इहां कीन्ह भलमाहीं ॥ १ ॥
रामहिं राउ कहाउ वनजाना । कीन्ह आप प्रिय प्रेम प्रमाना ॥
हम अब बनते बनहिं पठाई । प्रमुदित फिरब विवेक बढाई ॥ २ ॥
तापस मुनि महि सुरगति देखी । भये प्रेम वश विकल विशेषी ॥
समय समुझि धरि धीरज राजा । चले भरतपहं सहित समाजा ॥ ३ ॥
भरत आय आगे है लीन्हा । अवसर सरिस सुआसन दीन्हा ॥
तात भरतकह तिरहुति राऊ । तुमहिं विदित रघुवीर सुभाऊ ॥ ४ ॥

**અર્થ.**—ઋષિનાં એવાં વચન સાંભળી જનક રાજાને એટલી પ્રીતિ થઈ કે, તેની ગતિ જોઇને વૈરાગ્યને પણ વૈરાગ્ય ઉપજે. તેઓ સ્નેહમાં શાન્ત થઇને મનમાં વિચારવા લાગ્યા કે, અહીં આવ્યા તે ભલું કર્યું નહીં. ॥ ૧ ॥ દશરથ રાજાએ તો રામને વનમાં જવાનું કહીને પોતપોતાના પ્રિય પ્રેમપ્રમાણે કર્યું અને અમે હવે એને એક વનમાંથી

બીજા વનમાં મોકલીને જ્ઞાન વધારી આનંદથી પાછા ફરશું. ॥ ૨ ॥ એ તેમની સ્થિતિ જોઇને તપસ્વી, ઋષિઓ, અને પૃથ્વીના દેવતાઓ પ્રેમને વશ થઈ ઘણા વ્યાકુળ થયા. પછી વખતને જોઈ જનક રાજા ધીરજ ધરી સમાજ સહિત ભરતજી પાસે ગયા. ॥ ૩ ॥ ત્યારે ભરતજીએ સામા આવી તેઓને લઈ જઇને સમયાનુસાર સુંદર આસનો આપ્યાં. ત્યારે રાજા કહે છે, હે બાપ! તમને શ્રીરામના સ્વભાવની ખબર છે. ॥ ૪ ॥

**दो॰ राम सत्य व्रत धर्मरत, सबकर शील सनेहु ॥**
**संकट सहत संकोच वश, करिय जो आयसु देहु ॥ २८५ ॥**

**અર્થ.**—શ્રીરામ સત્ય, વ્રત અને ધર્મમાં પ્રીતિ રાખવાથી સહુના શીળ અને સ્નેહને માટે સંકોચાઇને સંકટ સહન કરે છે, માટે જેમ આજ્ઞા આપે તેમ કરીએ. ॥ ૨૮૫ ॥

**ચો॰ मुनि तनु पुलकि नयन भरि बारी । बोले भरत धीर धरि भारी ॥**
**प्रभु प्रिय पूज्य पितासम आपू । कुल गुरु सम हित माय न बापू ॥ १ ॥**
**कौशिकादि मुनि सचिव समाजू । ज्ञान अंबुनिधि आपुन आजू ॥**
**शिशु सेवक आयसु अनुगामी । जानि मोहिं सिख देइय स्वामी ॥ २ ॥**
**इहि समाज थल बूझब राउर । मन मलीन मैं बोलब बाउर ॥**
**छोटे वदन कहौं बडिबाता । क्षमब तात लखि बाम विधाता ॥ ३ ॥**
**आगम निगम प्रसिद्ध पुराना । सेवा धर्म कठिन जगजाना ॥**
**स्वामि धर्म स्वारथहि विरोधू । बधिर अंध प्रेमहि न प्रबोधू ॥ ४ ॥**

**અર્થ.**—તે સાંભળી રોમાંચિત શરીરે પ્રેમાશ્રુ ભરીને ભરતજી બોલ્યા કે, હે પ્રભુ! આપ પિતાસમ પૂજ્ય છો. વળી કુળગુરુ જેવા માબાપ પણ હિતકારી નથી. ॥ ૧ ॥ મંત્રીમંડળ તથા વિશ્વામિત્રાદિક ઋષિઓના સમાજ, તેમજ આપ જે જ્ઞાનના સમુદ્રરૂપ છો, તેની આગળ હું આજ્ઞા પ્રમાણે અનુસરનાર છું, એમ બાળક જાણી, હે સ્વામિન્! મને શિખામણ આપો. ॥ ૨ ॥ આપ આ સમાજ તથા આ સ્થળને જાણો છો. હું તો મેલા મનથી બાવરો બની બોલું છું. નાને મોઢે મોટી વાતો કરું છું. માટે હે બાપ! વિધાતા ઉલટા જાણીને ક્ષમા કરો. ॥૩॥ વેદ, શાસ્ત્ર અને પુરાણોમાં પ્રસિદ્ધ છે, તથા જગત્ પણ જાણે છે કે, સેવાધર્મ કઠણ છે. જેમ બહેરા અને આંધળાને પ્રેમનો બોધ વૃથા છે, તેમ સ્વામીધર્મને સ્વાર્થ સાથે વિરોધ છે. ॥ ૪ ॥

**दो॰ राखि राम रुख धर्म व्रत, पराधीन मोहिं जान ॥**
**सबके संमत सर्व हित, करिय प्रेम पहिचान ॥ २८६ ॥**

**અર્થ.**—માટે શ્રીરામની રૂખ, ધર્મ અને વ્રત રાખીને તથા મને પરાધીન જાણીને પ્રેમની ઓળખથી સઘળાના મત પ્રમાણે સર્વેનું કલ્યાણ થાય તેમ કરો. ॥ ૨૮૬ ॥

चो० भरत वचन सुनि देखि स्वभाऊ । सहित समाज सराहत राऊ ॥
सुगम अगम मृदु मंजु कठोरा । अर्थ अमित अति आखर थोरा ॥ १ ॥
ज्यों निजबिंब मुकुरनिज पाणी । गहि न जाय अस अद्भुत बाणी ॥
भूप भरत मुनि साधु समाजू । गे जहं विबुध कुमुद द्विजराजू ॥ २ ॥
सुनि सुधि शोच विकल सबलोगा । मनहुंमीनगणनवजल योगा ॥
देव प्रथम कुलगुरु गति देखी । निरखि विदेह सनेह विशेषी ॥ ३ ॥
रामभक्ति मय भरत निहारे । सुर स्वारथी हहरि हियहारे ॥
सब कहं राम प्रेम मय पेखा । भये अलेख शोच बस लेखा ॥ ४ ॥

**અર્થ.**—એવાં ભરતજીનાં વચન સાંભળી તથા સ્નેહ જોઇ સમાજ સહિત જનકરાજા વખાણ કરવા લાગ્યા. હે ગૌરી! સુગમ અને વળી અગમ્ય, કોમલ અને વળી કઠણ, અર્થ અત્યંત અને અક્ષર થોડા ॥ ૧ ॥ એવા વાક્યોવાળી હાથ માંહેલા અરિસામાંથી જેમ પોતાનું પ્રતિબિંબ પકડી ન શકાય, તેવી ભરતજી અદ્ભૂત વાણી સાંભળી, રાજા, ભરતજી, ઋષિ અને સંતસમાજ સહિત જ્યાં દેવતારૂપી કુમુદિની ઉપર ચંદ્રમારૂપ રામચંદ્રજી બિરાજતા હતા ત્યાં ગયા. ॥ ૨ ॥ ભરતજીના બોલવાના ખબર સાંભળીને નવાજળના યોગે જેમ માછલાંઓની ગતિ થાય, તેમ સર્વે લોક વ્યાકુળ થયા. દેવતાઓએ પ્રથમ ગુરુ વસિષ્ઠજીની સ્થિતિ જોઈ, પછી જનકરાજાનો અત્યંત પ્રેમ દેખી, ॥ ૩ ॥ જ્યારે શ્રીરામની જ ભક્તિવાળા ભરતજીને જોયા ત્યારે તે સ્વાર્થી દેવતાઓ અત્યંત હૈયામાં હારી ગયા. એમ જ્યારે સઘળાઓને શ્રીરામના પ્રેમમાં જોયા, ત્યારે તેઓ શોચને વશ થયા. ॥ ૪ ॥

दो० राम सनेह सकोच बस, कह सशोच सुरराज ॥
रचहु प्रपंचहि पंच मिलि, नाहिंत भयउ अकाज ॥ २८७ ॥

**અર્થ.**—ઈંદ્ર શોચયુક્ત થઈ કહેવા લાગ્યો કે, શ્રીરામ સ્નેહથી સંકોચાય છે, માટે પંચમળીને કંઈક પ્રપંચ રચો, નહીં તો અકાર્ય થશે. ॥ ૨૮૭ ॥

चो० सुरन सुमिरि शारदा सराही । देवि देव शरणागत पाही ॥
फेरि भरत मति करि निज माया । पालु विबुध कुल करि छल छाया ॥ १ ॥
विबुध विनय सुनि देवि सयानी । बोली सुर स्वारथि जडजानी ॥
मोसन कहहु भरत मति फेरू । लोचन सहस न सूझ सुमेरू ॥ २ ॥
विधि हरि हर माया बडि भारी । सो न भरत मति सकै निहारी ॥
सो मति मोहिं कहत करु वोरी । चांदीनि कर कि चंद्रकर चोरी ॥ ३ ॥
भरत हृदय सिय राम निवासू । तहंकि तिमिर जहंतरणि प्रकाशू ॥
असकहि शारद गइ विधि लोका । विबुध विकलनिशि मानहुं कोका ॥ ४ ॥

**અર્થ.**—પછી દેવતાઓએ સરસ્વતીનાં વખાણ કરી સ્મરણ કર્યું કે, હે દેવી! દેવતાઓ શરણાગત છે. તેને સહાય કરીને પોતાની માયાથી ભરતજીની મતિ ફેરવીને તથા બીજા છળભેદથી દેવતાઓના કુળને પાળો. ॥ ૧ ॥ એવી દેવતાઓની નમ્રતા સાંભળીને શાણી દેવી, દેવોને સ્વાર્થી અને જડ જાણી બોલી કે, હે ઇંદ્ર! તમને હજાર આંખેથી પણ મેરુ સૂઝતો નથી, કે ભરતજીની મતિ મને ફેરવવા કહો છો. ॥ ૨ ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ અને મહાબળવાન્ માયા છે, તે પણ ભરતજીની મતિને જોઈ શકતી નથી. તે મતિ ભમાવવા મને કહો છો. ચંદ્રમાનું તેજ કંઈ ચંદ્રમાને ગળી જાય? ॥ ૩ ॥ ભરતજીના હૃદયમાં શ્રીરામ સીતાજીનો નિવાસ છે. જ્યા સૂર્યનો પ્રકાશ ત્યાં અંધારું કેવું? એમ કહી સરસ્વતી બ્રહ્મલોકમાં ગઈ. તે જોઈ જેમ રાતના ચકવા દુઃખી થાય, તેમ દેવતાઓ વ્યાકુળ થયા. ॥ ૪ ॥

**दो० सुर स्वारथी मलीन मन, कीन्ह कुमंत्र कुठाट ॥**
**रचि प्रपंच माया प्रबल, भय भ्रम आर्त उचाट ॥ २८८ ॥**

**અર્થ.**—એ રીતે સ્વાર્થી દેવતાઓએ મલિન મનથી શાબરમંત્રથી ખરાબ પ્રયોગો કર્યા, અને પ્રબળ માયાનો પ્રપંચ રચીને સમાજમાં ભય, ભ્રમ અને ઉચ્ચાટ ઉપજાવવા લાગ્યા. ॥ ૨૮૮ ॥

**चो० करि कुचाल शोचत सुरराजू । भरत हाथ सब काज अकाजू ॥**
**गये जनक रघुनाथ समीपा । सनमाने सब रघुकुल दीपा ॥ १ ॥**
**समय समाज धर्म अविरोधा । बोले तब रघुवंश पुरोधा ॥**
**जनक भरत संवाद सुनाई । भरत कहावति कही सुहाई ॥ २ ॥**
**तात राम जस आयसु देहू । सो सब करैं मोर मत येहू ॥**
**सुनि रघुनाथ जोरि युगपाणी । बोले सत्य सरल मृदुवाणी ॥ ३ ॥**
**विद्यमान आपुन मिथिलेशू । मोर कहा सब भांति भदेशू ॥**
**राउर राय रजायसु होई । राउरि शपथ सही शिर सोई ॥ ४ ॥**

**અર્થ.**—એવી રીતે ઇંદ્ર રાજા કુચાલ કરી પછી શોચ કરતાં કહેવા લાગ્યો કે, સારું કે નરતું કાય ભરતજીના હાથમાં છે. હવે જનક રાજા શ્રીરઘુનાથજી પાસે ગયા ત્યારે રઘુકુલદીપક શ્રીહરિએ સર્વેને સન્માન આપ્યાં. ॥ ૧ ॥ પછી રઘુવંશના પુરોહિત વસિષ્ઠજી સમયાનુસાર વિરોધ વગરના ધર્મયુક્ત વચનોથી સમાજમાં બોલી ઉઠી જનકરાજા અને ભરતજીનો સંવાદ સંભળાવતાં ભરતજીએ જે કહેવડાવ્યું હતું, તે કહ્યું. ॥ ૨ ॥ વળી બોલ્યા કે, હે તાત રામ! તમે જેમ આજ્ઞા દેશો તેમ બધા કરશે, એમ મારો મત છે. તે સાંભળી શ્રીરઘુનાથજી બેઉ હાથ જોડીને સાચી તથા સરળ કોમળ વાણીએ બોલ્યા કે, ॥ ૩ ॥ આપ અને જનક રાજા પૂજ્યમાન છતાં મારીમાથે સર્વે બોજો કાં નાંખો છો. જે પ્રમાણે આપની અને મારા પિતાજીની આજ્ઞા હશે, તે પ્રમાણે થશે. આપના સોગન તે જ માથાઉપર મંજુર છે. ॥ ૪ ॥

दो० रामशपथ सुनि मुनि जनक, सकुचे सभा समेत ॥
सकल विलोकहिं भरत मुख, बनै न उत्तर देत ॥ २८९ ॥

**અર્થ.**—એવી રીતે શ્રીરામે કરેલા સોગન સાંભળી સભાસહિત જનકરાજા અને વસિષ્ઠજી સંકોચ પામ્યા. બધા ભરતજીના મોઢા સામું જોઈ રહ્યા. કોઇથી ઉત્તર આપવાનું બન્યું નહિ. ॥ ૨૮૯ ॥

चो० सभा सकुचवश भरत निहारी । रामबंधु धरि धीरज भारी ॥
कुसमय देखि सनेह संभारा । बढत बिंध्य जिमि घटज निवारा ॥ १ ॥
शोक कनक लोचन मति क्षोनी । हरि विमल गुण गण जग योनी ॥
भरत विवेक बराह विशाला । अनायास उधरे तेहि काला ॥ २ ॥
करि प्रणाम सब कह करजोरी । राम राउ गुरु साधु निहोरी ॥
क्षमब आजु अति अनुचित मोरा । कहउं बदन मृदु वचन कठोरा ॥ ३ ॥
हिय सुमिरी शारदा सुहाई । मानसते मुख पंकज आई ॥
विमल विवेक धर्मनय शाली । भरत भारती मंजु मराली ॥ ४ ॥

**અર્થ.**—શ્રીરામના ભાઈ ભરતજીએ સભાને સંકોચવશ જોઇને ઘણી ધીરજ ધરી અગસ્ત્ય ઋષિએ જેમ વિંધ્યાચળને વધતો બંધ કર્યો હતો, તેમ કુઅવસર જોઇને તેમણે પોતાના પ્રેમને વારી રાખ્યો. ॥ ૧ ॥ તે વખતનો શોકરૂપી હિરણ્યાક્ષ જાણે બુદ્ધિરૂપી પૃથ્વીને લઈ જતો હોય અને તેથી અકળાઇને શ્રીપ્રભુના નિર્મળ ગુણરૂપી બ્રહ્માની નાસિકાથી ભરતજીના વિવેકરૂપી વિશાળ વરાહે તે વખતે અનાયાસે મતિરૂપી પૃથ્વીનો આધાર કર્યો નહોય, ॥ ૨ ॥ એવી રીતે સ્નેહમય થઇને સર્વેને પ્રણામ કરી હાથ જોડી શ્રીરામ, જનક રાજા, વશિષ્ઠજી તથા સંતોને સ્તુતિ કરી કે, આજ મારું ઘણું અયોગ્ય છે તે ક્ષમા કરજો. હું કોમળવદનથી કઠણ વચન કહું છું. ॥ ૩ ॥ એમ કહીને હૃદયમાં સરસ્વતીનું સ્મરણ કર્યું, એટલે ભરતજીના મનરૂપી માનસસરોવરપરનાં મુખરૂપી કમળમાં નિર્મળ વિવેક, ધર્મ અને ન્યાયરૂપી મોતીને ચણનારી ભરતજીની વાણીરૂપ ઉજ્વળ હંસલી આવી બેઠી. ॥ ૪ ॥

दो० निरखि विवेक बिलोचनहिं, शिथिल सनेह समाज ॥
करि प्रणाम बोले भरत, सुमिरि सीय रघुराज ॥ २९० ॥

**અર્થ.**—ત્યાર પછી ભરતજી પોતાનાં જ્ઞાનચક્ષુથી સભાને સ્નેહમાં શિથિલ જોઇને શ્રીરામ સીતાનું સ્મરણ કરતાં પ્રણામ કરીને બોલ્યા કે, ॥ ૨૯૦ ॥

चो० प्रभु पितु मातु सुहृद गुरु स्वामी । पूज्य परम हित अंतरयामी ॥
सरल सुसाहिब शीलनिधानू । प्रणतपाल सर्वज्ञ सुजानू ॥ १ ॥
समरथ शरणागत हितकारी । गुणग्राहक अवगुण अघहारी ॥
स्वामि गुसाईंहिं सदृश गुसांई । मोहिंसमान मैं स्वामि दोहाई ॥ २ ॥

प्रभु पितु वचन मोहबश पेली । आयउं इहां समाज सकेली ॥
जलभल पोच ऊंच अरु नीचू । अमीय अमरपद माहुर मीचू ॥ ३ ॥
रामरजाइ मेटि मन माहीं । देखा सुना कतहुं कोउ नाहीं ॥
सो मैं सबविधि कीन्ह ढिठाई । प्रभु मानी सनेह सेवकाई ॥ ४ ॥

**અર્થ.**—માબાપ, ગુરુ, સંબંધીઓ, સ્વામી અને પ્રભુ અંતર્યામી, હિતકારી તથા પરમપૂજ્ય છે. શ્રીપ્રભુ શીલના ભંડાર, પણુના પાળનાર, સર્વજ્ઞ, ચતુર, ॥ ૧ ॥ સમર્થ, શરણાગતને કલ્યાણુકારી, સદ્દગુણુને ગ્રહણુ કરી, અવગુણુનો ત્યાગ કરનાર છે. હે સ્વામિન્! તમારા જેવા તમે જ છો, અને આપના સોગન મારા જેવો હું જ છું. ॥ ૨ ॥ હુંજ અજ્ઞાનથી પ્રભુ અને પિતાના વચનને ઉલ્લંઘી, સમાજ એકઠી કરી આવ્યો. જગતમાં ઉંચ, નીચ, ભલા અને ભૂંડા છે, અમૃતથી જીવે છે, તથા ઝેરથી મરે છે. ॥ ૩ ॥ તેમાં મનમાંથી શ્રીરામ આજ્ઞા તોડી શકે, એમ કોઇએ કયાંય દીઠું કે સાંભળ્યું છે? તેમ છતાં એ બધી વાતે અવળાઈ કરી. પણુ તેને શ્રીપ્રભુએ સ્નેહથી સેવા-રૂપે માની લીધી. ॥ ૪ ॥

दो० कृपाभलाई आपनी, नाथ कीन्ह भलमोर ॥
दूषण भे भूषण सरिस, सुयश चारु चहुं ओर ॥ २९१ ॥

**અર્થ.**—હે નાથ! આપની કૃપા અને ભલાઇએ મારું સારું કર્યું. સઘળા દોષ આભૂષણુ જેવા થયા અને ચારે તરફ સુયશ ફેલાઈ રહ્યો. ॥ ૨૯૧ ॥

चो० राउर रीति सुबाणि बडाई । जगत विदित निगमागम गाई ॥
क्रूर कुटिल खल कुमति कलंकी । नीच निशील निरीश निशंकी ॥ १ ॥
तेउ सुनि शरण सामुहे आये । सकृत प्रणाम किये अपनाये ॥
देखि दोष कबहुं न उर आने । सुनि गुण साधु समाज बखाने ॥ २ ॥
को साहब सेवकहि नेवाजी । आपु समान साज सब साजी ॥
निज करतूति न समुझिय सपने । सेवक सकुच शोच उर अपने ॥ ३ ॥
सो गुसाइं नहिं दूसर कोपी । भुजा उठाई कहौं प्रणरोपी ॥
पशु नाचत शुक पाठ प्रवीना । गुण गति नट पाठक आधीना ॥ ४ ॥

**અર્થ.**—આપની રીતિ. સુવાણી અને મોટાઈ જગતમાં પ્રસિદ્ધ છે, તથા વેદ પણુ ગાય છે. ક્રૂર, કપટી, દુષ્ટ, મૂર્ખ, કલંકી, હલકો, અવિવેકી, ક્રોધી અને બીકવગરનો હોય; ॥ ૧ ॥ તે પણુ સાંભળીને આપના શરણુ સન્મુખ આવે, ત્યારે તેને એક જ વાર પ્રણામ કરવાથી પોતાનો કરી લોછો. દોષ જોવા છતાં કયારે પણુ હૃદયમાં મારાપર આપે રીશ કરી નહીં, પણુ ઉલટો મને સાધુ સભામાં વખાણ્યો. ॥૨॥ એવો આપના જેવો સાજ સજીને બીજો કયો સ્વામી નિવાજે છે? સેવકના હૃદયમાં એ જ શોચ અને સંકોચ થાય છે કે, પોતાનાં કર્તુક સ્વપ્ને પણુ ન સમજે, ॥૩॥ એવો બીજો કોઇપણુ સ્વામી નથી. એ હું

હાથ ઉંચા કરી પ્રતિજ્ઞા લઇને કહું છું. પશુ નાચે છે અને પોપટ પાઠ કરવામાં પ્રવિણ થાયછે, તે ગુણો તેમાં આવવાની સઘળી ગતિ તેને શીખાવનાર ખેલાડીને આધીન છે. ॥ ૪ ॥

**दो०** सो सुधारी सनमानि जन, किय साधु शिरमोर ॥
को कृपालु बिन पालि है, बिरदावलि वरजोर ॥ २९२ ॥

**અર્થ.**—એવા દાસજનને સુધારી, સન્માનીને સાધુમાં શિરોમણિ કર્યા. પોતાની આવી મોટી બળવાન્ ટેકને તે કૃપાળુ ભગવાન્ વિના બીજો કોણ પાળી શકે ? ॥ ૨૯૨ ॥

**चो०** शोक सनेह किबाल सुभाये । आयसु लाई रजायसु पाये ॥
तबहुं कृपालु हेरि निज ओरा । सबहिं भांति मल मानेहु मोरा ॥ १ ॥
देखेउं पांय सुमंगल मूला । जानेउं स्वामि सहज अनुकूला ॥
बडे समाज बिलोकेउ भागू । बडी चूक साहिब अनुरागू ॥ २ ॥
कृपा अनुग्रह अंबु अघाई । कीन्ह कृपानिधि सब अधिकाई ॥
राखा मोर दुलार गुसाई । अपने शील स्वभाव भलाई ॥ ३ ॥
नाथ निपट मैं कीन्ह ढिठाई । स्वामि समाज संकोच बिहाई ॥
अविनय विनय यथा रुचि बानी । क्षमिय देव अति आरति जानी ॥ ४ ॥

**અર્થ.**—શોકથી, સ્નેહથી કે બાળસ્વભાવથી આજ્ઞા લઇને કે ન લઇને વર્ત્યો હઇશ, ત્યારે આપ કૃપાળુએ પોતાતરફ જોઇને મારું બધી રીતે ભલું ઇચ્છ્યું. ॥ ૧ ॥ જ્યારથી મેં આપના સુમંગળનાં મૂળરૂપ ચરણો દીઠાં, ત્યારથી જ મેં જાણ્યું કે, સહજ સ્વભાવે સ્વામી મને અનુકૂલ છે. આ મોટી સમાજમાં મેં મારાં ભાગ્યને જોયાં તો મને જણાયું કે, મારી મોટી ચૂક છતાં પ્રભુની કૃપા મારાપર છે. ॥ ૨ ॥ કૃપાના અત્યંત સમુદ્ર શ્રીકૃપાનિધાને સર્વ વાતે વિશેષતા કરી, અને પોતાના શીળ, સ્વભાવ તથા ભલાઇથી હે ગુસાંઈ! આપે મારાં લાડ રાખ્યાં. ॥ ૩ ॥ છતાં હે નાથ ! મેં કેવળ અવળાઈ કરી. સ્વામી સમાજમાં શરમને છોડી બોલાઈ ગયેલા અવિવેક વિવેકની વાણીને યથારૂચિપ્રમાણે વિચારી, હે દેવ ! ઘણો દુઃખી જાણી ક્ષમા કરો. ॥ ૪ ॥

**दो०** सुहृद सुजान सुसाहिबहि, बहुत कहब बडि खोरि ॥
आयसु देइय देव अब, सबयि सुधारिय मोरि ॥ २९३ ॥

**અર્થ.**—પરિજનો અને સુજાણ સ્વામીઓને ઘણું કહેતાં બહુ ખોટું લાગે, માટે હવે હે દેવ ! આજ્ઞા આપીને મારું બધુંય સુધારો. ॥ ૨૯૩ ॥

**चो०** प्रभुपद पद्म पराग दुहाई । सत्य सुकृत सुखसींव सुहाई ॥
सो करि कहौं हिये अपनेकी । रुचि जागत सोवत सपनेकी ॥ १ ॥

सहज सनेह स्वामि सेवकाई । स्वारथ छल फल चारि बिहाई ॥
आज्ञा सम न सुसाहिब सेवा । सो प्रसाद जन पावै देवा ॥ २ ॥
अस कहि प्रेमविवश भे भारी । पुलक शरीर बिलोचन बारी ॥
प्रभुपद कमल गहे अकुलाई । समय सनेह न सो कहिजाई ॥ ३ ॥
कृपासिंधु सनमानि सुवाणी । बैठाये समीप गहि पाणी ॥
भरत विनय सुनि देखि स्वभाऊ । शिथिल सनेह सभा रघुराऊ ॥ ४ ॥

**અર્થ.**—શ્રીપ્રભુનાં ચરણારવિંદોની પ્રતિષ્ઠા કેવી છે કે, સત્ય, સુકૃત અને સુખની સીમા છે. તેને પોતાના હૈયામાં ધરીને કહું છું કે, ઇચ્છા છે તે જાગતાં સૂતાં સ્વપ્ના જેવી છે. ॥ ૧ ॥ સ્વાર્થ, છળ અને ચારે ફળ એક બાજુ મૂકીને સહજ સ્નેહથી સ્વામીની સેવા કરી અને તેમની આજ્ઞામાં રહી કંઈ કરે, તો હે દેવ! તે જન તેનું ફળ પામે. ॥ ૨ ॥ એમ કહી ઘણા પ્રેમવશ થઈ ગયા. તેમનું શરીર રોમાંચિત થઈ જઈ નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં. તેણે અકળાઈને શ્રીપ્રભુનાં ચરણકમળ પકડ્યાં. તે વખતના સ્નેહનાં વખાણ કહી શકાય તેમ નથી. ॥ ૩ ॥ ત્યારે કૃપાસિંધુ શ્રીહરિએ સુંદર વાણીથી સન્માન કરી તેનો હાથ ઝાલી પાસે બેસાડ્યા. ભરતજીની નમ્રતા સાંભળી તથા સ્વભાવ જોઈને સભાસહિત શ્રીરઘુનાથજી સાંભળીને શાંત થઈ ગયા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** रघुराउ शिथिल सनेह साधु समाज मुनि मिथिलाधनी ॥
मनमहं सराहत भरत भायप भक्तिकी महिमा घनी ॥
भरतहिं प्रशंसत विबुध वरषत सुमन मानस मलिनसे ॥
तुलसी विकल सब लोग सुनि सकुचे निशागम नलिनसे ॥ ७२ ॥

**અર્થ.**—એમ ઋષિ વશિષ્ઠજી તથા સતાનંદ, જનકરાજા, શ્રીપ્રભુ અને સંત સમાજ સ્નેહમાં શિથિલ થઈ ગઈ. તેઓ મનમાં ભરતજીનું ભાઈપણું અને ભક્તિનો મહિમા ઘણો વખાણવા લાગ્યા તથા દેવતાઓ પણ ભરતજીની પ્રશંસા કરતાં મલિન મનથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. તુલસીદાસ કહે છે કે, સર્વે લોક તે સાંભળીને રાત્રીના કમળની પેઠે સંકોચાઈ ગયા. ॥ ૭૨ ॥

**सो०** देखि दुखारी दीन, दुहुं समाज नरनारि सब ॥
मघवा महा मलीन, मुये मारि मंगल चहत ॥ ७२ ॥

**અર્થ.**—એમ બેઉ તરફની રાજસમાજનાં સ્ત્રી પુરુષોને મલિન તથા દુઃખી જોઈને મહા મેલા મનવાળો ઇંદ્ર મુવેલાને મારીને પોતાનું મંગળ ઇચ્છે છે. ॥ ૫૨ ॥

**चौ०** कपट कुचालि सींव सुरराजू । पर अकाज प्रिय आपन काजू ॥
काक समान पाकरिपु रीती । छली मलीन न कतहुं प्रतीती ॥ १ ॥

प्रथम कुमति करि कपट सकेला । सो उचाट सबके शिर मेला ॥
सुरमाया सब लोग बिमोहे । राम प्रेम अतिशयन बिछोहे ॥ २ ॥
भय उचाट सब मन थिर नाहीं । क्षण बन रुचि क्षण सदन सुहाहीं ॥
दुविध मनोगति प्रजा दुखारी । सरित सिंधु संगम जिमि वारी ॥ ३ ॥
दुचित कहहुं परितोष न लहहीं । एक एक सन मर्म न कहहीं ॥
लखि हिय हंसि कह कृपानिधानू । सरिस श्वान मघवा निज बानू ॥ ४ ॥

**અર્થ.**—ઇંદ્ર કપટ અને કુચાલની હદ છે, પોતાનું સારું તથા બીજાનું ભૂંડું કરવું, એ તેને પ્રિય છે. યજ્ઞના શત્રુ ઇંદ્રની રીત કાગડાના જેવી કપટી અને મેલી છે. તેને કોઇનો પણ વિશ્વાસ નથી. ॥ ૧ ॥ તેણે કુબુદ્ધિથી કપટ ભેળું કરી એ ઉચાટ બધાને માથે મૂકયો. તેની માયાથી સર્વે લોકોએ મોહાઇને શ્રીરામનાં પ્રેમને બિલકુલ છોડી દીધો. ॥ ૨ ॥ સઘળાના મનમાં ઉપદ્રવ થયા. કોઇનું પણ મન સ્થિર રહે નહીં, ક્ષણમાં વનમાં રહેવાની ઇચ્છા થાય અને ક્ષણમાં ઘર સાંભરે. એવી બે પ્રકારની મનોગતિથી પ્રજા સમુદ્રને મળતી વખત નદીના જળની સ્થિતિ થાય, તેવી દુઃખી થઈ. ॥૩॥ જેમ બે ચિત્તવાળા ક્યાંય પણ સંતોષ પામે નહીં, તેમ એક બીજાને ભેદ પણ કહે નહીં. તે જોઈ હૃદયમાં હસીને શ્રીભગવાન્ કહે, ઇંદ્રની કરણી કુતરા જેવી છે. ॥ ૪ ॥

दो० भरत जनक मुनिगण सचिव, साधु सचेत विहाई ॥
लगी देव माया सबहिं, यथायोग्य जन पाई ॥ २९४ ॥

**અર્થ.**—ભરતજી, જનકરાજા, ઋષિઓ, મંત્રીઓ અને સંત પુરુષો સાવધાન હતા, તેઓને છોડી બાકી સઘળા માણસોને યથાયોગ્ય દેવ માયા લાગી. ॥ ૨૯૪ ॥

चो० कृपासिंधु लखि लोग दुखारे । निज सनेह सुरपति छल भारे ॥
सभा राउ गुरु महिसुर मंत्री । भरत भक्ति सबकी मति यंत्री ॥ १ ॥
रामहि चितवत चित्र लिखीसे । सकुचत बोलत बचन सिखीसे ॥
भरत प्रीति नित विनय बडाई । सुनत सुखद् वर्णत कठिनाई ॥ २ ॥
जासु विलोकि भक्ति लवलेशू । प्रेम मगन मुनिगण मिथिलेशू ॥
महिमा तासु कहै किमि तुलसी । भक्ति प्रभाव सुमति हिय हुलसी ॥ ३ ॥
आपु छोट महिमा बडि जानी । कवि कुल कानि मानि सकुचानी ॥
कहि न सकत गुण रुचि अधिकाई । मति गति बाल वचन कीनाई ॥ ४ ॥

**અર્થ.**—શ્રીભગવાને લોકોને પોતાના સ્નેહથી અને ઇંદ્રના છળથી ભારી દુઃખી જોયા. સભા, રાજા, ગુરુ, બ્રાહ્મણ અને મંત્રી આદિ સર્વેની મતિને ભરતજીની ભક્તિએ ખેંચી લીધી. ॥ ૧ ॥ તે આળખેલા ચિત્રની પેઠે શ્રીરામ તરફ જોઈ રહ્યા અને શીખવેલાની પેઠે સંકોચથી વચનો બોલવા લાગ્યા. વળી રોજ રોજ વધતી ભરતજીની પ્રીતિ

અને નમ્રતાની મોટાઈ સાંભળવામાં સુખદ અને વર્ણવવામાં અઘરી છે. ॥ ૨ ॥ જેમની લવલેશ ભક્તિને જોઇને ઋષિમંડળ તથા જનકરાજા પણ પ્રેમમાં મગ્ન થઈ ગયા, તેમના મહિમાને કવિ કહે છે કે, હું કેમ કહી શકું? પણ તેમની ભક્તિના પ્રભાવમાં સુબુદ્ધિ રાખવાથી મારા હૃદયમાં આનંદ થયો. ॥ ૩ ॥ પોતે તથા મહિમાને મોટો જાણી કવિનાં કુળ તેનું વર્ણન કરવામાં લજ્જા માની સંકોચ પામે છે. મનમાં ઇચ્છા તો ઘણી છે, પણ તે મહિમાને કહી શકતા નથી. એ કહેતાં બુદ્ધિની સ્થિતિ બાળકના વચન જેવી થઈ જાય છે. ॥ ૪ ॥

दो० भरत विमल यश विमल विधु, सुमति चकोर कुमारि ॥
उदित विमल जन हृदय नभ, इकटक रही निहारि ॥ २९५ ॥

**અર્થ.**--તેથી મનુષ્યના હૃદયરૂપી નિર્મળ આકાશમાં ઉદય થયેલો ભરતજીના નિર્મળ યશરૂપી ચંદ્રમા સામે કવિઓની સુમતિરૂપી ચકોરી એકી ટસે જોઈ રહી છે. ॥ ૨૯૫ ॥

चो० भरत स्वभाव न सुगम निगमहू । लघुमति चापलता कवि क्षमहू ॥
कहत सुनत सतिभाव भरतको । सीय राम पद होइ न रतको ॥ १ ॥
सुमिरत भरतहिं प्रेम रामको । जेहि न सुलभ तेहि सम न वामको ॥
देखि दयालु दशा सबहीकी । राम सुजान जानि जनजीकी ॥ २ ॥
धर्म धुरीण धीर नयनागर । सत्य सनेह शील सुखसागर ॥
देशकाल लखि समय समाजू । नीति प्रीति पालक रघुराजू ॥ ३ ॥
बोले वचन बाणि सरबससे । हित परिणाम सुनत शशिरससे ॥
तात भरत तुम धर्म धुरीणा । लोक वेदविधि परम प्रवीणा ॥ ४ ॥

**અર્થ.**--ભરતજીનો સ્વભાવ વેદને પણ અગમ્ય છે, છતાં હે કવિઓ! હું મારી નાની બુદ્ધિથી ચંચળાઈ કરું છું, તેની મને ક્ષમા કરજો. ભરતજીનો સત્યભાવ કહેતાં તથા સાંભળતાં શ્રીરામ સીતાજીનાં ચરણમાં પ્રીતિ કાં ન થાય? ॥૧॥ ભરતજીનું સ્મરણ કરતાં જ શ્રીરામનો પ્રેમ જેને સુલભ ન થાય, તેના જેવો અવળો કોઈ નહીં. પછી એવી બધાની "દશા" જોઇને દયાળુ અને સુજાણ શ્રીરામે ભક્તજનનાં હૃદયની વાત જાણી. ॥ ૨ ॥ પછી ધર્મધુરંધર, ન્યાયમાં ચતુર અને સત્ય, સ્નેહ, શીળ તથા સુખના સમુદ્ર, નીતિ અને પ્રીતિને પાળનાર શ્રીરઘુનાથજી દેશ, વખત, કાળ અને સમાજ જોઇને શ્રીરઘુનાથજી ॥ ૩ ॥ છેવટે હિત કરનારી અને સાંભળવામાં અમૃત જેવી સુંદર વાણીથી બોલ્યા કે, હે બાપ ભરત! તમે ધર્મધુરંધર છો, તેમ લોક તથા વેદની રીતિમાં પુરાણ પવિત્ર છો. ॥ ૪ ॥

दो० कर्म बचन मानस विमल. तुम समान तुम तात ॥
गुरु समाज लघु बंधु गुण, कुसमय किमि कहि जात ॥ २९६ ॥

**અર્થ.**—વળી મન, કર્મ અને વચનથી વિમુખ છો. માટે હે બાપ! તમારા જેવા તમે જ છો. એક વળી સમાજ અને વળી ગુરુ બિરાજે છે, તેમ વખત કુવખત છે. વળી નાનાભાઈ છો, માટે તમારા ગુણ કેમ કહી શકાય? ॥ ૨૯૬ ॥

**चो०** जानहु तात तरणि कुलरीती । सत्यसिंधु पितुकी रतिकीती ॥
समय समाज लाज गुरु जनकी । उदासीन हित अनहित मनकी ॥ १ ॥
तुमहिं विदित सबही कर मरमू । आपन मोर परम हित धरमू ॥
मोहिं सब भांति भरोस तुह्मारा । तदपि कहौं अवसर अनुसारा ॥ २ ॥
तात तात बिनु बात हमारी । केवल कुलगुरु कृपा सुधारी ॥
नतरु प्रजा पुरजन परिवारू । हमहि सहित सब होत दुखारू ॥ ३ ॥
जो बिन अवसर अथव दिनेशू । जगकेहि कहौ न होई कलेशू ॥
तस उत्पात तात विधि कीन्हा । मुनि मिथिलेश राखि सब लीन्हा ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! તમે સૂર્યકુળની રીત જાણો છો. સત્યસિંધુ પિતાજીની પ્રીતિ કેટલી હતી, તે પણ આપ જાણો છો. વખત, સમાજ, ગુરુજનની લાજ, મનની ઉદાસી અને હિત અનહિત ॥૧॥ તથા મારું અને તમારું પરમ હિત તથા ધર્મ એ સઘળાનો ભેદ તમે જાણો છો. મને સર્વે રીતે તમારો ભરોસો છે, તો પણ સમયાનુસાર કહું છું. ॥ ૨ ॥ હે બાપ! પિતાજીવિના આપણી બધી વાત કેવળ કુળગુરુ વસિષ્ઠજીની કૃપાથી સુધરી છે. નહિતર અયોધ્યાવાસી પ્રજા અને સઘળો પરિવાર પણ આપણા સહિત દુઃખી થાત. ॥ ૩ ॥ જો વખત વગર દિવસ આથમે; તો કહો કે કોને શોચ ન થાય! હે બાપ! બ્રહ્માએ આપણુને માટે એવો જ ઉત્પાત કર્યો, પણ તે સર્વે ગુરુ વસિષ્ઠજી તથા જનકરાજાએ સંભાળી લીધો. ॥ ૪ ॥

**दो०** राज काज सब लाजपति, धर्म धरणि धन धाम ॥
गुरु प्रभाव पालिहि सबहि, भल होइहि परिणाम ॥ २९७ ॥

**અર્થ.**—માટે હવે પણ રાજકાજ, સર્વે લાજ, ધર્મ, ધન, ધામ અને આપની ધરણીને શ્રીગુરુનો પ્રતાપ પાળશે તથા પરિણામે ભલું જ થશે. ॥ ૨૯૭ ॥

**चो०** सहित समाज तुह्मार हमारा । घर बन गुरुप्रसाद रखवारा ॥
मातु पिता गुरु स्वामि निदेशू । सकल धर्म धरणी धर शेशू ॥ १ ॥
सो तुम करहु करावहु मोहू । तात तरणि कुलपालक होहू ॥
साधक एक सकल सिधि देनी । कीरति सुगति भूतिमय बेनी ॥ २ ॥
सो विचारि सहि संकट भारी । करहु प्रजा परिवार सुखारी ॥
बांटि विपति सबही मिलि भाई । तुमहिं अवधिभरि अति कठिनाई ॥ ३ ॥
जानि तुमहिं मृदु कहौं कठोरा । कुसमय तात न अनुचित मोरा ॥
होहिं कुठांव सुबंधु सहाये । ओडिय हाथ अशनिके घाये ॥ ४ ॥

**અર્થ.**-સમાજ સહિત તમારા અમારા ઘરનું તથા વનનું રક્ષણ કરનાર શ્રીગુરુનો પ્રતાપ જ છે. માબાપ, ગુરુ અને સ્વામીની આજ્ઞા પાળે, તે પૃથ્વીને ધારણ કરનાર શેષજીની પેઠે સઘળા ધર્મનો ધારણ કરનાર થાય. ॥ ૧ ॥ માટે પોતે એમ કરી અને મને પણ એમ કરાવીને, હે તાત! સૂર્યકુળના પાળક થાઓ. સદ્‌ગતિ, કીર્તિ અને મનોહર મોટાઓની આજ્ઞા એક ત્રિવેણી જેવી સેવકને સર્વે સિદ્ધિ દેનારી છે. ॥ ૨ ॥ એમ વિચારી ઘણું સંકટ સહેતાં પ્રજાનું પાલન કરીને પરિવારને સુખી કરો. તમને ચૌદ વર્ષની મુદત સૂધી ઘણી કઠણાઈ છે, તેથી હે ભાઈ! સર્વે મળીને વિપત્તિને વાંટી લો. ॥ ૩ ॥ તમને કોમળ જાણું છું છતાં કઠોર વચનો કહું છું, તેનું કારણ, હે બાપ! આ કુવખત છે. તેથી મારો અપરાધ નથી. જેમ તરવારના ઘાવખત આડા હાથ આપીએ, તેમ સારો ભાઈ ખરાબ સમયમાં કામ આવે. ॥ ૪ ॥

**दो० सेवक कर पद नयनसे, मुखसों साहिब होइ ॥**
**तुलसी प्रीतिकि रीति सुनि, सुकबि सराहहिं सोइ ॥ २९८ ॥**

**અર્થ.**—કવિ કહે છે કે, હાથ, પગ અને નેત્ર જેવા સ્વાર્થ રહિત સેવક તથા દયાળુ મુખ જેવો જો સ્વામી હોય, તો તેની પ્રીતિની રીત સાંભળીને સારા કવિઓ તેનાં વખાણ કરે. ॥ ૨૯૮ ॥

**चो० सभा सकल सुनि रघुवर बानी । प्रेम पयोधि अमिय जनु सानी ॥**
**शिथिल समाज सनेह समाधी । देखि दशा चुप शारद साधी ॥ १ ॥**
**भरतहि भयउ परम संतोषू । सन्मुख स्वामि विमुख दुखदोषू ॥**
**मुख प्रसन्न मन मिटा विषादू । भाजनु गूंगहि गिरा प्रसादू ॥ २ ॥**
**कीन्ह सप्रेम प्रणाम बहोरी । बोले पाणिपंकरुह जोरी ॥**
**नाथ भयो सुख साथ गयेको । लहउ लाभ जगजन्म भयेको ॥ ३ ॥**
**अब कृपालु जस आयसु होई । करौं शीश धरि सादर सोई ॥**
**सो अवलंब देव मोहिं देई । अवधिं पार पावउं जेहि सेई ॥ ४ ॥**

**અર્થ.**—સર્વે સભા પ્રેમના સમુદ્ર અને અમૃત જેવી શ્રીરામની વાણી સાંભળીને સ્નેહની સમાધિમાં શાંત થઈ ગઈ. તેમની એવી દશા જોઇને વાણી પણ બોલી શકી નહીં. ॥ ૧ ॥ સ્વામીને સન્મુખ હોવાથી ભરતજીના સઘળા દોષ તથા દુઃખ નાશ થઇને પરમ સંતોષ થયો. મુંગાને વાણીની કૃપાથી જેમ બોલતાં આવડે, તેમ મનમાંથી શોચ મટી ગયો અને મુખ પ્રસન્ન થયું. ॥ ૨ ॥ પછી ભરતજી હસ્તકમળ જોડીને પ્રણામ કરી પ્રેમપૂર્વક બોલ્યા કે, હે નાથ! મને આ વખત આપની સાથે આવવા જેટલો સંતોષ થયો અને મેં જગતમાં જીવ્યાનો લાભ લીધો. ॥ ૩ ॥ માટે હે કૃપાળુ! હવે જેમ આજ્ઞા થાય તેમ તેને માનપૂર્વક માથે ધરીને હું કરું. જેમ ચૌદ વર્ષની અવધિને પાર પામું તેવી ધીરજ મને શ્રી પ્રભુ આપશે. ॥ ૪ ॥

दो० देव देव अभिषेक हित, गुरु अनुशासन पाइ ॥
आन्यउ सब तीरथ सलिल, त्यहिकहँ काह रजाइ ॥ २९९ ॥

**અર્થ.**—હે દેવ! આપના અભિષેક માટે શ્રીગુરુની આજ્ઞાથી સર્વે તીર્થોનાં જળ લઈ આવ્યો છું, તેને માટે શું આજ્ઞા છે. ॥ ૨૯૯ ॥

चो० एक मनोरथ बड मन माहीं । सभय सकोच जात कहि नाहीं ॥
कहहु तात प्रभु आयसु पाई । बोले वाणि सनेह सुहाई ॥ १ ॥
चित्रकूट मुनि थल तीरथ बन । खगमृग सर सरि निर्झर गिरिगन ॥
प्रभुपद अंकित अवनि विशेषी । आयसु होय तो आवौं देखी ॥ २ ॥
अवशि अत्रि आयसु शिर धरहू । तात बिगत भय कानन चरहू ॥
मुनिप्रसाद बन मंगलदाता । पावन परम सुहावन भ्राता ॥ ३ ॥
ऋषिनायक जहं आयसु देहीं । राखेउ तीरथजल थल तेहीं ॥
सुनि प्रभुवचन भरत सुख पावा । मुनिपदकमल मुदित शिर नावा ॥ ४ ॥

**અર્થ.**—વળી મારા મનમાં એક મોટો મનોરથ છે, પણ સંકોચ અને ભયથી કહી શકાતું નથી. ત્યારે શ્રીપ્રભુએ કહ્યું કે, હે બાપ! કહો. એવી આજ્ઞા સાંભળીને સ્નેહયુક્ત શોભીતી વાણીથી ભરતજી બોલ્યા કે, ॥ ૧ ॥ ચિત્રકૂટ માંહેલા ઋષિઓનાં સ્થાનકો, તીર્થ, વન, પશુ, પક્ષી, તળાવ, નદીઓ, ઝરણાં અને અનેક પર્વતો તથા પૃથ્વીઉપર આપનાં અંકિત ચરણોનાં ચિન્હોને આપની આજ્ઞા હોય તો હું ફરી કૃપા કરી જોઈ આવું. ॥ ૨ ॥ ત્યારે શ્રીપ્રભુએ કહ્યું કે, હે તાત! અત્રિ ઋષિની આજ્ઞા શિરઉપર ધારણ કરી જરૂર જઈને નિર્ભયતાથી વનમાં ફરો. હે ભાઈ! ઋષિઓના પ્રસાદથી આ વન, પવિત્ર અને ઘણું શોભીતું તથા મંગળનું દેનાર છે, ॥ ૩ ॥ તેમાં જ્યાં શ્રીગુરુ આજ્ઞા આપે, તે સ્થળમાં તીર્થનું જળ રાખો. એવાં શ્રીપ્રભુનાં વચન સાંભળીને ભરતજી સુખ પામ્યા. પછી આનંદથી અત્રિઋષિનાં ચરણકમળમાં મસ્તક નમાવ્યું. ॥ ૪ ॥

दो० भरत राम संबाद सुनि, सकल सुमंगल मूल ॥
सुर स्वारथी सराहि कुल, हर्षित बरषहिं फूल ॥ ३०० ॥

**અર્થ.**—એવી રીતનો સર્વ સુમંગળના મૂળરૂપ શ્રીરામ અને ભરતજીનો સંવાદ સાંભળીને સઘળા સ્વાર્થી દેવતાઓ તેમનાં વખાણ કરતાં પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૩૦૦ ॥

चो० धन्य भरत जय राम गुसाईं । कहत देव हरषत बरि आईं ॥
सुनि मिथिलेश सभा सबकाहू । भरत वचन सुनि भयउ उछाहू ॥ १ ॥
भरत राम गुण ग्राम सनेहू । पुलकि प्रशंसत राउबिदेहू ॥
सेवक स्वामि सुभाव सुहावन । नेम प्रेम अति पावन पावन ॥ २ ॥

मति अनुसार सराहन लागे । सचिव सभासद सब अनुरागे ॥
सुनि सुर राम भरत संबादू । दुहुं समाज हिय हर्ष बिषादू ॥ ३ ॥
राम मातु दुख सुख सम जानी । कहि गुण दोष प्रबोधी रानी ॥
एक करहिं रघुबीर बडाई । एक सराहत भरत भलाई ॥ ४ ॥

**અર્થ.**—હે ભરતજી! ધન્ય છે. હે રામ ગુસાંઈ! આપની જય થાઓ, એમ કહેતાં દેવતાઓ ઘણા રાજી થવા લાગ્યા. તે વખત જનકરાજા, મુનિઓ અને સભાસદો ભરતજીનાં વચન સાંભળી સર્વેને ઉત્સાહ થયો. ॥ ૧ ॥ પછી વિદેહ રાજા રોમાંચિત શરીરે પ્રશંસા કરી કહેવા લાગ્યા કે, શ્રીરામ અને ભરતજી ગુણ અને સ્નેહના ભંડાર છે. સેવક અને સ્વામી બેઉનો સ્વભાવ એક બીજાને ઘણો ગમતો છે. તેમ તેઓનો નેમ તથા પ્રેમ પણ ઘણો જ પવિત્ર છે. ॥ ૨ ॥ એમ સર્વે મંત્રી અને સભાસદો પણ પ્રીતિથી પોતપોતાની બુદ્ધિથી તેમને વખાણવા લાગ્યા. તે શ્રીરામ ભરતજીનો સંવાદ સાંભળી સાંભળીને બેઉ સમાજ હર્ષથી હૃદયમાં આનંદ પામી. ॥ ૩ ॥ અહીં રાણીઓમાં પણ કૌશલ્યાજી સુખદુઃખને સમાન જાણી તેના ગુણ દોષ કહી કહીને રાણીઓને બોધ કરવા લાગ્યાં. તેમાં એક શ્રીરામની મોટાઈ કરે છે અને બીજી ભરતજીનાં વખાણ કરે છે. ॥ ૪ ॥

दो० अत्रि कहेउ तब भरतसन, शैलसमीप सुकूप ॥
राखिय तीरथ तोय तहं, पावन अमल अनूप ॥ ३०१ ॥

**અર્થ.**—પછી અત્રિમુનિએ ભરતજીને કહ્યું કે, કાંતાનાથ પર્વતથી ત્રણ ગાઉઉપર એક પર્વતપાસે સુંદર કુવો છે, તેમાં અનુપમ, પવિત્ર અને નિર્મળ આ તીર્થજળ પધરાવો. ॥ ૩૦૧ ॥

चो० भरत अत्रि अनुशासन पाई । जलभाजन सब दिये चलाई ॥
सानुज आपु अत्रिमुनि साधू । सहित गये जहं कूप अगाधू ॥ १ ॥
पावनपाथ पुण्य थल राखा । प्रमुदित प्रेम अत्रि अस भाखा ॥
तात अनादि सिद्धि थल येहू । लोपेउ काल बिदित नहिं केहू ॥ २ ॥
तब सेवकन्ह सरस थल देखा । कीन्ह सुजलहित कूप बिशेखा ॥
बिधिबश भयउ विश्व उपकारू । सुगम अगम अति धर्मबिचारू ॥ ३ ॥
भरतकूप अब कहिहहिं लोगा । अति पावन तीरथ जल योगा ॥
प्रेमसमेत निमज्जहिं प्राणी । होइहिं बिमल कर्म मन बाणी ॥ ४ ॥

**અર્થ.**—પછી ભરતજીએ અત્રિઋષિની આજ્ઞા લઇને તીર્થજળનાં સર્વે વાસણો તે કુવાતરફ રવાના કર્યાં અને પોતે પણ શત્રુઘ્ન, અત્રિમુનિ તથા વિપ્રસાથે ત્યાં ગયા. ॥ ૧ ॥ અને તે પુણ્યસ્થળમાં પવિત્ર જળને રાખ્યું. ત્યારે અત્રિઋષિ પ્રેમના આનંદથી

એમ બોલ્યા કે, હે બાપ ! આ સ્થળ અનાદિસિદ્ધ છે, પણ કાળના યોગે તે ગુપ્ત છે, તેથી કોઈ તેને જાણતું નથી. ॥ ૨ ॥ ત્યારે સેવકોએ તે સારું સ્થળ જોઇને સુંદર ગંગાજળને માટે ત્યાં મોટો કૂવો કર્યો. ભાગ્યયોગે તે અગમ્ય હતો; તેમાંથી સુગમ્ય થઇને ધર્મના વિચારયુક્ત તથા જગતને ઘણો જ ઉપકારી થઈ પડ્યો. ॥ ૩ ॥ તેથી ઋષિએ કહ્યું કે, હવેથી લોકો આને ભરતકૂપ કહેશે અને તેમાં પડેલાં તીર્થોનાં જળના યોગે કરી ઘણો પવિત્ર થયો છે. તેથી જે પ્રાણી એમાં મન, કર્મ અને વચનથી પ્રેમપૂર્વક નહાશે, તે નિર્મળ થશે. ॥ ૪ ॥

**दो० कहत कूप महिमा सकल, गये जहां रघुराउ ॥**
**अत्रि सुनायहु रघुबरहिं, तीरथ पुण्य प्रभाउ ॥ ३०२ ॥**

અર્થ.—એમ સર્વે કુવાનો મહિમા કહેતાં જ્યાંશ્રીરામ હતા ત્યાં આવ્યા, ત્યારે અત્રિમુનિએ તે તીર્થનો પુણ્ય અને પ્રતાપ શ્રીરઘુનાથજીને કહી સંભળાવ્યો. ॥ ૩૦૨ ॥

**चो० कहत धर्म इतिहास सप्रीती । भयउ भोर निशि सो सुख बीती ॥**
**नित्य निबाहि भरत दोउ भाई । राम अत्रि गुरु आयसु पाई ॥ १ ॥**
**सहित समाज साज सब सादे । चले राम बन अटन पयादे ॥**
**कोमल चरण चलत बिनु पनहीं । भै मृदु भूमि सकुचि मन मनहीं ॥ २ ॥**
**कुश कंटक कांकरी कुराई । कटुक कठोर कुबस्तु दुराई ॥**
**महि मंजुल मृदु मारग कीन्हें । कहत समीर त्रिबिधि सुख लीन्हें ॥ ३ ॥**
**सुमन बरषि सुर घन करि छाहीं । बिटप फूलि फछ दल मृदु ताहीं ॥**
**मृग बिलोकि खग बोलि सुबानी । सेवहिं सकल रामप्रिय जानी ॥ ४ ॥**

અર્થ.—એવી રીતે પ્રીતિપૂર્વક ધર્મના ઇતિહાસો કહેતાં સુખમાં જ તે રાત વીતી સવાર થયું. પછી નિત્યકર્મ કરી, ભરતજી અને શત્રુઘ્ન બેઉ ભાઈ શ્રીરામ, અત્રિઋષિ તથા ગુરુ વશિષ્ઠજીની આજ્ઞા લઇને ॥૧॥ સમાજ સહિત સર્વે સાદા વેષમાં વાહન વગર પયેદળજ શ્રીરામના વનમાં ચાલ્યા. તેઓ આચ્છાદન વગરનાં કોમળ ચરણોએ ચાલવાથી પૃથ્વી મનની મનમાં સંકોચ પામીને કોમળ થઈ ગઈ. ॥ ૨ ॥ તેણે દર્ભ, કાંટા, કાંકરી અને બીજી બધી કઠણ વસ્તુઓ છૂપાવી દઈ માર્ગને કોમળ કર્યો અને પોતે પણ કોમળ થઈ. વળી તે વખત સુખ અને સુગંધીકારક થંડો મંદ વાયુ વહેવા લાગ્યો. ॥ ૩ ॥ દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરી મેઘછાયા કરવા લાગ્યા તથા વૃક્ષો કોમળ, કુમળાં અને ફળ ફૂલથી પ્રફુલ્લિત થયાં, તથા મૃગ અને પક્ષીઓ પ્રભુને પ્રિય એમ ભરતજીને જોઈ મધુર શબ્દથી તેમની સેવા કરવા લાગ્યાં. ॥ ૪ ॥

**दो० सुलभ सिद्धि सब प्राकृतहुं, राम कहत जमुहात ॥**
**रामप्राणप्रिय भरत कहं, यह न होइ बडि बात ॥ ३०३ ॥**

અર્થ.—હે ગિરિજા ! પ્રાકૃત મનુષ્ય બગાસું ખાતાં શ્રીરામ કહે છે, તો તેમને સર્વે સિદ્ધિઓ સુલભ થાય છે, ત્યારે શ્રીરામના પ્રાણપ્રિય ભરતજી માટે આ વાત કંઈ મોટી નથી. ॥ ૩૦૩ ॥

चो० यहि बिधि भरत फिरत बनमांहीं । नेम प्रेम लखि मुनि सकुचाहीं ॥
पुण्य जलाशय भूमि बिभागा । खग मृग तरु तृण गिरि बन बागा ॥ १ ॥
चारु विचित्र पवित्र बिशेखी । बूझत भरत दिव्य सब देखी ॥
सुनि मन मुदित कहत ऋषिराऊ । हेतु नाम गुण पुण्य प्रभाऊ ॥ २ ॥
कतहुं निमज्जन कतहुं प्रणामा । कतहुं बिलोकत मन अभिरामा ॥
कतहुं बैठि मुनि आयसु पाई । सुमिरत सीयसहित दोउ भाई ॥ ३ ॥
देखि सुभाव सनेह सुसेवा । देहिं अशीस मुदित मन देवा ॥
फिरहिं गये दिन पहर अढाई । प्रभुपदकमल बिलोकेहु आई ॥ ४ ॥

અર્થ.—એ પ્રમાણે ભરતજી વનમાં ફરે છે, તેમનો પ્રેમ અને નેમ જોઈ ઋષિઓ પણ સંકોચ પામે છે. પુણ્ય જળાશય, પૃથ્વીના વિભાગો, પશુપક્ષી, વૃક્ષ, લીલાં ઘાસ, પર્વત, વન અને મનોહર તથા વિચિત્ર અને ઘણા પવિત્ર દિવ્ય બાગો સર્વે જોઇને ભરતજી પૂછે છે, તે સાંભળી અત્રિઋષિ મનમાં આનંદ પામી, તેનાં કારણ, નામ, ગુણ તથા પ્રભાવ કહે છે. ॥ ૧ ॥ ૨ ॥ કયાંક નહાવું, કયાંક પ્રણામ, કયાંક મનને આનંદ આપનાર શ્રીપ્રભુનાં દર્શન અને કયાંક મુનિની આજ્ઞા લઇને સીતાજીસહિત શ્રીરામ લક્ષ્મણનું સ્મરણ કરતા બેસે છે. ॥ ૩ ॥ એવો સ્વભાવ, સ્નેહ અને સુસેવા જોઇને તેમને વનના દેવતાઓ આનંદથી આશીર્વાદ આપે છે. એમ અઢી પ્રહર દિવસ ગયા સૂધી ફરી પાછા આવીને શ્રીપ્રભુનાં પદકંજ જોયાં. ॥ ૪ ॥

दो० देखे थल तीरथ सकल, भरत पांच दिन मांझ ॥
कहत सुनत हरि हर सुयश, गयउ दिवस भइ सांझ ॥ ३०४ ॥

અર્થ.—એમ ભરતજી પાંચ દિવસમાં સઘળાં તીર્થનાં સ્થળ જોઈ અને શ્રીહરિ હરના ગુણ ગાતાં સાંભળતાં સૂર્યાસ્ત સમયે પોતાના આશ્રમપ્રત્યે ગયા. ॥ ૩૦૪ ॥

चो० भोर न्हाइ सब जुरा समाजू । भरत भूमिसुर तिरहुति राजू ॥
भल दिन आजु जानि मनमाहीं । राम कृपाल कहत सकुचाहीं ॥ १ ॥
गुरु नृप भरत सभा अवलोकी । सकुचि राम फिरि अवनि बिलोकी ॥
शील सराहि सभा सब शोची । कहुं न रामसम स्वामि सकोची ॥ २ ॥
भरत सुजान रामरुख देखी । उठि सप्रेम धरि धीर बिशेखी ॥
करि दंडवत कहत कर जोरी । राखीं नाथ सकल रुचि मोरी ॥ ३ ॥

**मोहिं लगि सबहिं सहेउ संतापू । बहुत भांति दुख पावा आपू ॥**
**अब गुसाइं मोहिं देहु रजाई । सेवौं अवध अवधि लगि जाई ॥ ४ ॥**

**અર્થ.**—સવારમાં ભરતજી વગેરે સર્વે સમાજ નાવાને બેઠી હતી, તે વખત પ્રભુ મનમાં સુંદર દિવસ જાણીને કહેવાને સંકોચ પામ્યા. ॥ ૧ ॥ ગુરુ, જનકરાજા, ભરતજી અને સભાઓ જોઈ શ્રીરામે ફરીને સંકોચથી નીચું જોયું. એવા તેમના શીળને વખાણીને સર્વે સભા શોકથી બોલી કે, શ્રીરામ જેવા સંકોચવાળા સ્વામી કયાંય પણ નથી. ॥ ૨ ॥ ત્યારે સુજાણ ભરતજીએ શ્રીરામની રુખ જોઇને ઘણું ધૈર્ય ધરી પ્રેમયુક્ત ઉઠીને દંડવત્ કરી હાથ જોડી કહ્યું કે, હે નાથ! આપે મારી સઘળી ઇચ્છા પૂર્ણ કરી. ॥ ૩ ॥ મારે માટે આપે સર્વે સંતાપ સહન કર્યા અને બીજું પણ ઘણા રીતે દુઃખ પામ્યા. હવે હે ગુસાંઈ! મને આજ્ઞા આપો, પણ હું અયોધ્યાજીમાં ચૌદ વર્ષસૂધી શું સેવું? ॥૪॥

**दो० जेहि उपाय पुनि पाय जन, देखै दीनदयाल ॥**
**सो शिख देइय अवधि लगि, कोशलपाल कृपाल ॥ ३०५ ॥**

**અર્થ.**—જે ઉપાયથી ભક્તજન તમારાં પવિત્ર ચરણોને ફરી પામે, તેવી હે દીનદયાળ! ચૌદ વર્ષસૂધી શિખામણ, હે કૃપાળુ અવધપાળ શ્રીરામ! મને આપો. ॥૩૦૫॥

**चो० पुरजन परिजन प्रजा गुसांई । सब शुचि सरस सनेह सगाई ॥**
**राउर बदि भल भवदुख दाहू । प्रभु बिनु बादि परमपद लाहू ॥ १ ॥**
**स्वामि सुजान जानि सबहीकी । रुचि लालसा रहनी जन जीकी ॥**
**प्रणतपाल पालहिं सबकाहू । देव दुहूं दिशि ओर निबाहू ॥ २ ॥**
**अस मोहिं सबबिधि भूरि भरोसो । किये बिचार न शोच खरोसो ॥**
**आरति मोरि नाथ कर छोहू । दुहुं मिलि कीन्ह ढीठ हठि मोहू ॥ ३ ॥**
**यह बड दोष दूरि करि स्वामी । तजि सकोच सिखइय अनुगामी ॥**
**भरत बिनय सुनि सबहिं प्रशंसा । क्षीर नीर बिबरणगति हंसा ॥ ४ ॥**

**અર્થ.**—હે ગુસાંઈ! અયોધ્યાવાસી, કુટુંબીઓ અને પ્રજા સર્વ પવિત્ર સ્નેહમાં વિંટાયેલ છે. તમારી આજ્ઞા પાળવી અને સંસારનાં દુઃખ તે સુખરૂપ, પણ હે પ્રભુ! તમારાવિના પરમ પદનો લાવ વ્યર્થ છે. ॥ ૧ ॥ હે સુજાણ સ્વામિન્! બધા ભક્તજનોના જીવોની રુચિ, લાલચ અને રહેણી જાણોછો તેથી હે પ્રણતપાલ! સર્વ કોઇને પાળો. હે દેવ! બેઉ બાજુ તપાસ કરશો, ॥ ૨ ॥ એવો મને સર્વ રીતે પૂર્ણ ભરોસો છે. પણ વિચાર તથા શોચ કરવો સારો લાગતો નથી. હે નાથ! મારું દુઃખ અને તમારી કૃપા એ બેઉએ મળી મારી આગળ હઠ કર્યો. ॥ ૩ ॥ હે સ્વામિન્! એ મોટો દોષ દૂર કરીને સંકોચ તજી સેવકને શીખાવો. એમ ભરતજીનાં નમ્ર વચન સાંભળીને લોકો કહેવા લાગ્યા કે, હંસરૂપી ભરતજીએ ગુણ અવગુણરૂપી દૂધ પાણીને નોખું કર્યું. એ રીતે વખાણ કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो० दीनबंधु सुनि बंधुके, बचन दीन छलहीन ॥
केश काल अवसर सरिस, बोले राम प्रबीन ॥ ३०६ ॥

**અર્થ.**—દિનબંધુ શ્રીપ્રભુ ભાઈનાં નિષ્કપટી દીનવચનો સાંભળીને શ્રીરામ દેશ, કાળ અને વખત જાણીને બોલ્યા કે, ॥ ૩૦૬ ॥

चो० तात तुह्मारि मोरि परिजनकी । चिंता गुरुहिं नृपहिं घर बनकी ॥
माथेपर गुरुमुनि मिथिलेशू । हमहिं तुमहिं सपनेहुं न कलेशू ॥ १ ॥
मोर तुह्मार परम पुरुषारथ । स्वारथ सुयश धर्म परमारथ ॥
पितु आयसु पालित दुइ भाई । लोक बेद भल भूप भलाई ॥ २ ॥
गुरु पितु मातु स्वामि सिख पालै । चलत सुमगु पग परत न खालै ॥
अस बिचारि सब शोच बिहाई । पालहु अवध अवधि भरि जाई ॥ ३ ॥
देश कोश पुरजन परिवारू । गुरुपदरजहि लाग छरभारू ॥
तुम मुनि मातु सचिव सिख मानी । पालहुं पुहुमि प्रजा रजधानी ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ ! તમારી, મારી અને કુટુંબીઓની, તેમજ વન તથા ઘરની ચિંતા ગુરુ અને જનકરાજાને છે. વળી પણ શિરોમણિ છે, તેથી તમને અમને સ્વપ્નામાં પણ ક્લેશ નથી. ॥ ૧ ॥ મારો અને તમારો પરમ પુરુષાર્થ, સ્વાર્થ, સુયશ, ધર્મ અને પરમાર્થ એ જ છે કે, બેઉ ભાઈ પિતાજીની આજ્ઞા પાળીએ. એથી લોક અને વેદમાં ભલું, તેમ ભલી રીતે ભૂપની ભલાઈ થાય છે. ॥ ૨ ॥ ગુરુ, માબાપ અને સ્વામીની શિખામણ પાળે તો ચાલતાં પગ અવળો પડે જ નહીં. એમ વિચારી સઘળા શોચને મૂકી ચૌદ વર્ષસૂધી અયોધ્યાજીને પાળો. ॥ ૩ ॥ દેશ, ભંડાર, પ્રજા અને પરિવારને શ્રીગુરુની પદરજ લાગવાથી તે ભારરહિત થશે. પછી તમે માતા અને મંત્રીઓની શિખ માનીને પૃથ્વી, પ્રજા અને રાજધાનીને પાળજો. ॥ ૪ ॥

दो० मुखिया मुख सो चाहिये, खान पान को एक ॥
पालै पोषै सकल अंग, तुलसी सहित बिबेक ॥ ३०७ ॥

**અર્થ.**—કવિ કહે છે કે, મુખીઓ મુખ જેવો જોઇએ કે, જે વિવેક સહિત ખાનપાનને સઘળા અંગમાં સરખું પૂરીને તે અવયવોને પાળે પોષે છે. ॥ ૩૦૭ ॥

चो० राजधर्म सरबस इतनोई । जिमि मनमाहं मनोरथ गोई ॥
बंधु प्रबोध कीन्ह बहुभाती । बिनु अधार मन तोष न छाती ॥ १ ॥
भरत शील गुरु सचिव समाजू । सकुच सनेह बिबश रघुराजू ॥
प्रभु करि कृपा पांवरी दीन्ही । सादर भरत शीश धरि लीन्ही ॥ २ ॥

चरणपीठ करुणानिधानके । जनु युगयामिक प्रजा प्रानके ॥
संपुट भरत सनेह रतनके । आखर युग जनु जीव जतनके ॥ ३ ॥
कुल कपाट कर कुशल करमके । बिमल नयन सेवा सुधरमके ॥
भरत मुदित अवलंब लहेते । अस सुख जस सियराम रहेते ॥ ४ ॥

**અર્થ.**—સર્વે રાજધર્મનો રસ એટલો જ છે. જેમ મનમાં મનોરથ ગુપ્ત રહે છે, તેમ તે રહેલો છે. એમ ઘણી રીતે શ્રીપ્રભુએ ભાઈને બોધ કર્યો, તોપણ ભરતજીનું મન કોઈ પણ આધાર વિના શાંતિ પામ્યું નહીં. ॥ ૧ ॥ પછી ગુરુ અને જનક, મંત્રીઓ અને સમાજ વગેરે ભરતજીનું શીળ તથા સ્નેહને વશ થઈ પ્રભુએ સંકોચથી કૃપા કરીને "ચાંખડી" ઓ આપી, તે ભરતજીએ માનપૂર્વક મસ્તકે ચડાવી લીધી. ॥ ૨ ॥ તે કરુણાનિધાનની "પાદુકા" જાણે પ્રજાના પ્રાણના બે જામીન ન હોય, અથવા જાણે ભરતજીના સ્નેહરૂપી રત્નને રાખવાને ડાબલો ન હોય, ॥૩॥ અથવા પ્રાણીમાત્રને યતન કરવાના બે અક્ષર રકાર-મકાર તો ન હોય, અથવા પ્રભુસંબંધી સુકર્મને રાખવાનું કબાટ જ ન હોય કે જાણે સેવા અને સુધર્મનાં નિર્મળ નેત્ર ન હોય, એવી તે "ખડાઓ" ને જોઈ ભરતજીએ આનંદ મનથી પોતાના આધારરૂપ જાણી લીધી, અને શ્રીરામ સીતાજીએ અયોધ્યાજીમાં રહેવા જેટલું સુખ માન્યું. ॥ ૪ ॥

दो॰ मांगेउ बिदा प्रणाम करि, राम लिये उर लाय ॥
लोग उचाटे अमरपति, कुटिल कुअवसर पाय ॥ ३०८ ॥

**અર્થ.**—પછી પ્રણામ કરી આજ્ઞા માગી, ત્યારે ભરતજીને શ્રીરામચંદ્રે છાતી સાથે લગાડ્યા. તે વખતે કુટીલ ઇંદ્રે કુઅવસરમાં લોકોને ઉચાટમાં નાંખ્યા. ॥ ૩૦૮ ॥

चो॰ सो कुचालि सबकहं भइ नीकी । अवधि आश सब जीवन जीकी ॥
नतरु लषण सिय राम बियोगा । हहरि मरत सब लोग कुरोगा ॥ १ ॥
रामकृपा अवरेव सुधारी । विबुधधार भइ गुणद गुहारी ॥
मेंटत भुज भरि भाइ भरतसो । रामप्रेम रस कहिन परत सो ॥ २ ॥
तन मन बचन उमंगि अनुरागा । धीर धुरंधर धीरज त्यागा ॥
बारिजलोचन मोचत बारी । देखि दशा सुरसभा दुखारी ॥ ३ ॥
मुनिगण गुरु जन धीर जनकसे । ज्ञान अनल मन कसे कनकसे ॥
जे बिरंचि निर्लेप उपाये । पद्मपत्र जिमि जग जलजाये ॥ ४ ॥

**અર્થ.**—એ કુચાલ સર્વ કોઈને ભલી થઈ. ચૌદ વર્ષસૂધી જીવોની જીવવાની આશા બંધાણી. નહીંતર શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીના વિયોગથી સઘળા લોક વગર રોગે વિયોગરૂપી દુઃખમાં તરફડી મરત. ॥ ૧ ॥ શ્રીરામની કૃપાએ તે બગડેલી સુધારી, પણ લૂટવાવાળી દેવતાઓની સૈન્યા તે ઉલટી ગુણને દેવાવાળી થઈ. પછી બંને ભા-

ઇઓ પરસ્પર મળવા લાગ્યા. તે વખતનો પ્રેમ કંઈ કહી શકાતો નથી. ॥ ૨ ॥ તન, મન અને વચનથી પ્રીતિમાં ઉભરાઈ તે ધૈર્યધુરંધરે ધીરજ છોડી દીધી. તેમનાં નેત્રોમાંથી ઘણું જળ પડવા માંડ્યું. એવી તેમની "દશા" દેખીને દેવતાઓની સભા દુઃખી થઈ. ॥ ૩ ॥ ઋષિઓના સમુદાય, ગુરુજન અને જનકરાજાને જેવા ધીર તથા જેણે જ્ઞાનરૂપી અગ્નિમાં પોતાના મનરૂપી સોનાંને કસેલા છે, એવા પુરુષોને જગતમાં બ્રહ્માએ ઉત્પન્ન કરેલા છે. જેમ કમળનું પત્ર જળમાં રહે છે પણ તેને પાણીનો લેપ લાગતો નથી, ॥૪॥

**दो०** तेउ बिलोकि रघुबर भरत, प्रीति अनूप अपार ॥
भये मगन तन मन बचन, सहित बिराग बिचार ॥ ३०९ ॥

**અર્થ.**—તેવા મનુષ્યો પણ શ્રીરઘુનાથજી તથા ભરતજીનો અનુપમ તથા અપાર પ્રેમ જોઈને તન, મન, વચન અને વૈરાગના વિચાર સહિત મગ્ન થઈ ગયા. ॥ ૩૦૯ ॥

**चो०** जहां जनक गुरु गति मति भोरी । प्राकृत प्रीति कहत बड खोरी ॥
बरणत रघुबर भरत बियोगू । सुनि कठोर कवि जानिहिं लोगू ॥ १ ॥
सो सकोच बश अकथ सुबानी । समय सनेह सुमिरि सकुचानी ॥
भेंटि भरत रघुबर समुझाये । पुनि रिपुदमन हर्षि हिय लाये ॥ २ ॥
सेवक सचिव भरत रुख पाई । निज निज काज लगे सब जाई ॥
सुनि दारुण दुख दुहुं समाजा । लगे चलनके साजन साजा ॥ ३ ॥
प्रभुपदपद्म बंदि दोउ भाई । चले शीश धरि रामरजाई ॥
मुनि तापस बनदेव निहारी । सबसन मानि बहोरि बहोरी ॥ ४ ॥

**અર્થ.**—જ્યાં જનક અને વસિષ્ઠજી જેવાની ગતિ પહોંચતી નથી અને મતિ ભોળી થઈ જાય છે, તે પ્રીતિ કહેતાં પ્રાકૃત મનુષ્યને ઘણી ખોડ લાગે. શ્રીરામ અને ભરતજીનો વિયોગ વર્ણવ્યો હોય તો તે સાંભળી લોકો બનાવનાર કવિને કઠોર જાણે. ॥ ૧ ॥ તે વાણીથી કહેવાને અશકય છે, માટે તે વખતના સ્નેહને સ્મરીને સંકોચ પામે છે. એમ પછી શ્રીરઘુનાથજીએ ભરતજીને મળીને સમજાવ્યા. પછી શત્રુઘ્નને હર્ષથી હૈયે લગાડ્યા. ॥ ૨ ॥ હવે સેવક અને કામદારો ભરતજીની ઇચ્છા જાણીને સર્વે જઈ પોતપોતાને કામે લાગ્યા. તેઓ જ્યારે ચાલવાના સાજ સાજવા લાગ્યા, ત્યારે તે બેઉ તરફની સમાજને દારુણ દુઃખ થયું. ॥ ૩ ॥ પછી શ્રીપ્રભુનાં ચરણકમળ વંદીને બેઉ ભાઈ શ્રીરામ આજ્ઞા મસ્તકે ધરી ઋષિ, તપસ્વી અને વનના સઘળા દેવતાઓને વારંવાર સન્માની તેમની સ્તુતિ કરીને ચાલ્યા. ॥ ૪ ॥

**दो०** लषणहिं भेंटि प्रणाम करि, शिर धरि सियपदधूरि ॥
चले सप्रेम अशीस सुनि, सकल सुमंगलमूरि ॥ ३१० ॥

**અર્થ.**—પછી ભરતજી લક્ષ્મણજીને મળી સીતાજીને પ્રણામ કરીને પદરજ મસ્તક પર ધારણ કરી સઘળા સુમંગળના મૂળરૂપ આશીષ સાંભળીને પ્રેમસહિત ચાલ્યા. ॥ ૩૧૦ ॥

चो० सानुज राम नृपहिं शिर नाई । कीन्ही बहु बिधि बिनय बडाई ॥
देव दयावश बड दुख पायहु । सहित समाज काननहिं आयहु ॥ १ ॥
पुर पगु धारिय देइ अशीशा । कीन्ह धीर धरि गमन महीशा ॥
मुनि महिदेव साधु सनमाने । बिदा किये हरि हर सम जाने ॥ २ ॥
सासु समीप गये दोउ भाई । फिरे बंदि पद आशिष पाई ॥
कौशिक बामदेव जाबाली । परिजन पुरजन सचिव सुचाली ॥ ३ ॥
यथायोग करि बिनय प्रणामा । बिदा किये सब सानुज रामा ॥
नारि पुरुष लघु मध्य बडेरे । सब सनमानि कृपानिधि फेरे ॥ ४ ॥

**અર્થ.**—પછી લક્ષ્મણજી સહિત શ્રીરામે જનકરાજાને મસ્તક નમાવીને ઘણી રીતે તેમની નમ્રતાથી મોટાઈ કરી, કહ્યું કે, હે દેવ ! દયાને વશ થઈ સમાજ સહિત વનમાં આવીને તમે મોટું દુઃખ પામ્યા. ॥ ૧ ॥ માટે હવે આશીર્વાદ દઇને જનકપુર પ્રત્યે પધારો. તે સાંભળી ધીરજ ધરીને રાજાએ ગમન કર્યું. પછી ઋષિ અને સાધુઓને હરિહર જેવા જાણી સન્માનીને વિદાય કર્યા, ॥ ૨ ॥ તથા બેઉ ભાઈ સાસુ પાસે જઇને તેમનાં ચરણોમાં વંદી આશીર્વાદ પામીને પાછા ફર્યા. પછી વિશ્વામિત્ર, વામદેવ અને જાબાલિઆદિક ઋષિઓને તથા કુટુંબીઓ, પ્રજા અને મંત્રીઓને સુચાલથી ॥ ૩ ॥ યથાયોગ્ય વિનયથી પ્રણામ કરીને લક્ષ્મણજી અને શ્રીરામે વિદાય કર્યા. હે પાર્વતી ! કૃપાનિધાન શ્રીભગવાને નાના મોટા સર્વે સ્ત્રી પુરુષોને સન્માન આપ્યું. ॥ ૪ ॥

दो० भरत मातुपद बंदि दोउ, शुचि सनेह मिलि भेटि ॥
बिदा कीन्ह सजि पालकी, सकुचि शोच सब मेटि ॥ ३११ ॥

**અર્થ.**—પછી શ્રીપ્રભુ પવિત્ર સ્નેહથી કૈકેયીનાં ચરણમાં નમીને મળ્યા. પછી પાલખીઓ તૈયાર કરાવી સર્વેને વિદાય કરી. તે વખત સંકોચ અને શોચ સર્વે મટી ગયો.૩૧૧

चो० परिजन मातु पितुहि मिलि सीता । फिरी प्राणप्रिय प्रेम पुनीता ॥
करि प्रणाम भेंटि सब सासू । प्रीति कहत कवि हिय न हुलासू ॥ १ ॥
सुनि सिख अभिमत आशिष पाई । रही सीय दुहुं प्रीति समाई ॥
रघुपति पटु पालकी मंगाई । करि प्रबोध सब मातु चढाई ॥ २ ॥
बार बार हिलि मिलि दोउ भाई । समसनेह जननी पहुंचाई ॥
साजि बाजि गज बाहन नाना । भूप भरत दल कीन्ह पयाना ॥ ३ ॥
हृदय राम सिय लषण समेता । चले जाहिं सब लोग अचेता ॥
बसह बाजि गज पशु हिय हारे । चले जाहिं परबश मन मारे ॥ ४ ॥

**અર્થ.**—પછી કુટુંબીઓ તથા પ્રાણપ્રિય માબાપને પવિત્ર પ્રેમ સાથે મળી ત્યાંથી પાછા ફરીને સર્વે સાસુઓને પ્રણામ કર્યા. તે વખતની પ્રીતિ અને તેના હૈયાનો ઉલ્હાસ

કવિ કહી શકે નહી. ॥ ૧ ॥ પછી સાસુઓની શિખામણ સાંભળી તથા ઈચ્છિત આશીર્વાદ પામીને સીતાજી બેઉ બાજુની પ્રીતિમાં સમાઈ રહ્યાં અને શ્રીરઘુનાથજીએ સુંદર પાલખીઓ મંગાવીને સર્વે માતાઓને બોધ કરી કરી ચડાવી. વારંવાર બેઉ ભાઇઓને હળી મળી સરખા સ્નેહથી માતાઓને પહોંચાડી. ત્યારે નાના પ્રકારનાં હાથી, ઘોડા અને વાહનો સાજીને જતાં રાજા અને ભરતજીનાં સૈન્યે કુચ કરી. ॥ ૨ ॥ ૩ ॥ હૃદયમાં શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજી સહિત સર્વે લોક બેશુદ્ધિમાં ચાલ્યા હતા. એટલું જ નહીં પણ બળદ, ઘોડા અને ગજ વિગેરે પશુઓ હૈયામાં હારી મારેલા મનથી પરવશપણે ચાલ્યા જતા હતા. ॥ ૪ ॥

दो० गुरु गुरुतिय पद बंदि प्रभु, सीता लषण समेत ॥
फिरे हर्ष बिस्मय सहित, आये पर्णनिकेत ॥ ३१२ ॥

**અર્થ.**—એમ શ્રીગુરુ અને ગુરુપત્નીના પગમાં વંદી સીતાજી તથા લક્ષ્મણજી સહિત આનંદથી વિસ્મય પામતાં પાછા ફરી શ્રીપ્રભુ પર્ણકૂટીમાં આવ્યા. ॥ ૩૧૨ ॥

चो० बिदा कीन्ह सनमानि निषादू । चलेउ हृदय बड बिरह बिषादू ॥
कोल्ह किरात भिल्ल बनचारी । फिरे बहोरि जोहारि जोहारी ॥ १ ॥
प्रभु सिय लषण बैठि बटछाहीं । प्रिय परिजन बियोग बिलखाहीं ॥
भरत सनेह सुभाव सुबानी । प्रिया अनुज सन कहत बखानी ॥ २ ॥
प्रीति प्रतीति बचन मन करणी । श्रीमुख राम प्रेमबश बरणी ॥
तेहि अवसर खग मृग जल मीना । चित्रकूट चरअचर मलीना ॥ ३ ॥
बिबुध बिलोकि दशा रघुबरकी । बरषि सुमन कहि गति घर घरकी ॥
प्रभु प्रणाम करि दीन्ह भरोसो । चले मुदित मन डर न खरोसो ॥ ४ ॥

**અર્થ.**—પછી શ્રીપ્રભુએ ગોરાજાને સન્માની વિદાય કર્યો, ત્યારે તે હૃદયમાં વિયોગના મોટા દુઃખથી પીડાતો ચાલ્યો. તેમ બીજા કોળી, ભિલ્લ અને કિરાત વગેરે વનવાસીઓ હતા, તેઓ પણ જૂહાર કરી કરીને પાછા ચાલ્યા. ॥ ૧ ॥ પછી શ્રીપ્રભુ, સીતાજી અને લક્ષ્મણજી વડની છાયા નીચે બેસીને પ્રિયજન તથા પરિવારના વિયોગનો પસ્તાવો કરવા લાગ્યા અને શ્રીપ્રભુ સુંદર વાણીથી ભરતજીના સ્નેહ અને સ્વભાવને સીતાજી તથા લક્ષ્મણજી પાસે વખાણી કહેવા લાગ્યા. ॥ ૨ ॥ જ્યારે શ્રીરામે શ્રીમુખથી પ્રેમવશ થઇને મન, કર્મ અને વચનથી દૃઢ થયેલી ભરતજીની પ્રીતિનું વર્ણન કર્યું, ત્યારે પશુ, પક્ષી, જલ, જંતુ અને ચિત્રકૂટની સ્થાવર જંગમ સર્વે વસ્તુ ગ્લાનિ પામી ગઈ. ॥ ૩ ॥ એવી પ્રભુની “દશા” જોઇને દેવતાઓ પોતપોતાના ઘરઘરની હકીકત કહીને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. તેને શ્રીપ્રભુએ પ્રણામ કરી ભરુસો દીધો, ત્યારે તે આનંદિત મનથી ભય કે શોચ વગરના થઈ ચાલ્યા ગયા. ॥ ૪ ॥

दो० सानुज सीयसमेत प्रभु, राजत पर्णकुटीर ॥
भक्ति ज्ञान वैराग्य जनु, सोहत धरे शरीर ॥ ३१३ ॥

**અર્થ.**—એમ જાણે દેહધારી ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય શોભતાં ન હોય? તેમ સીતાજી અને લક્ષ્મણજી સહિત શ્રીપ્રભુ તે પર્ણકૂટીમાં બિરાજવા લાગ્યા. ॥ ૩૧૩ ॥

चो० मुनि महिसुर गुरु भरत भुआलू । रामबिरह सबसाज बिहालू ॥
प्रभुगुण ग्राम गुणत मनमाहीं । सब चुपचाप चले मगु जाहीं ॥ १ ॥
यमुना उतरि पार सब भयऊ । सो बासर बिनु भोजन गयऊ ॥
उतरि देवसरि दूसर बासू । रामसखा सब कीन्ह सुपासू ॥ २ ॥
सई उतरि गोमती नहाये । चौथे दिवस अवधपुर आये ॥
जनक रहे पुरबासर चारी । राजकाज सबसाज संभारी ॥ ३ ॥
सौंपि सचिव गुरु भरतहिं राजू । तिरहुत चले साजि सब साजू ॥
नगर नारिनर गुरु सिख मानी । बसे सुखेन राम रजधानी ॥ ४ ॥

**અર્થ.**—હવે અહીં ઋષિ, બ્રાહ્મણો, વસિષ્ઠજી, ભરતજી અને જનકરાજા સહિત સર્વે સમાજ શ્રીરામવિરહમાં વ્યાકુળ થઈ મનમાં શ્રીપ્રભુના ગુણસમુદાયને સંભારતા સર્વે રસ્તામાં ચૂપચાપ ચાલ્યા જાય છે. ॥ ૧ ॥ એમ સર્વે યમુનાજી ઉતરીને આ પાર આવ્યા. એ દિવસ સઘળાઓને ભોજનવગર ગયો. બીજો વાસ તેમણે ગંગાજી ઉતરીને કર્યો. ત્યાં ગોરાજાએ સર્વેની સારી બરદાસ કરી. ॥ ૨ ॥ પછી સઈ નદી ઉતરી સર્વે ગોમતીજીમાં નહાઇને તેઓ ચોથે દિવસ અયોધ્યાજીમાં આવી પહોંચ્યા. ત્યાં જનકરાજાએ ચાર દિવસ રહી સઘળા રાજકાર્ય સંભાર્યાં. ॥ ૩ ॥ પછી તે સર્વે રાજગુરુ વસિષ્ઠજી, ભરતજી અને મંત્રીઓને સોંપી પોતાનો સર્વે સાજ તૈયાર કરી જનકપુર ચાલ્યા અને અયોધ્યાવાસી સ્ત્રીપુરુષો ગુરુ વસિષ્ઠજીની શિખ માનીને શ્રીરામની રાજધાનીમાં સુખથી વસ્યાં ॥ ૪ ॥

दो० राम दरश हित लोग सब, करत नेम उपबास ॥
तजि तजि भूषण भोग सुख, जिअत अवधिकी आस ॥ ३१४ ॥

**અર્થ.**—તે વખત શ્રીરામનાં દર્શન માટે સર્વે લોકો નેમ અને ઉપવાસ કરવા લાગ્યાં. તેઓ ભૂષણ અને ભોગનાં સુખ છોડીને ચૌદ વર્ષની અવધિની આશાએ જીવવા લાગ્યાં. ॥ ૨૧૪ ॥

चो० सचिव सुसेवक भरत प्रबोधे । निज निज काज पाइ सिख सोधे ॥
पुनि शिख दीन्ह बोलि लघु भाई । सौंपि सकल मातु सेवकाई ॥ १ ॥
भूसुर बोलि भरत कर जोरे । करि प्रणाम बर बिनय निहोरे ॥
ऊंच नीच कारज भलपोचू । आयसु देव न करब सकोचू ॥ २ ॥
परिजन पुरजन प्रजा बुलाये । समाधान करि सुबश बसाये ॥
सानुज गे गुरुगेह बहोरी । करि दंडवत कहत कर जोरी ॥ ३ ॥

आयसु होइ तो रहौं सनेमा । बोले मुनि तब पुलकि समेमा ॥
समुझब कहब करब तुम सोई । धर्म सार जग होइहि जोई ॥ ४ ॥

**અર્થ.**—પછી ભરતજીએ મંત્રી અને સેવકોને બોધ કરી તેમને પોતપોતાનાં કામ ઉપર લગાડ્યાં અને પછી શત્રુઘ્નને બોલાવી શિખામણ સાથે સર્વે માતાઓની સેવા સોંપી. ॥ ૧ ॥ પછી ભરતજીએ બ્રાહ્મણોને બોલાવી હાથ જોડીને નમ્રતાપૂર્વક સ્તુતિની સાથે પ્રણામ કરતાં કહ્યું કે ઉંચ, નીચ, કે ભલું ભૂંડું જે કંઈ કરવાનું હોય, તે સઘળું કાર્ય કરવા આજ્ઞા દો. સંકોચ કરશો નહીં. ॥ ૨ ॥ પછી કુટુંબીઓ અને અયોધ્યાવાસી પ્રજાને બોલાવી સમાધાન કરીને સારી રીતે વસાવ્યાં. પછી શત્રુઘ્ન સાથે ગુરુને ઘેર જઈ હાથ જોડીને દંડવત્ કરતાં બોલ્યા કે, ॥ ૩ ॥ જેવી આપની આજ્ઞા થાય, તે નિયમપૂર્વક રહું. તે સાંભળી ઋષિ રોમાંચિત શરીરે પ્રેમપૂર્વક બોલ્યા કે, જગતમાં જે ધર્મનો સાર છે તેને તમે સમજો છો, કહો છો અને તે પ્રમાણે કરો છો. ॥ ૪ ॥

दो० मुनि सिख पाइ अशीष बडि, गणक बोलि दिन साधि ॥
सिंहासन प्रभु पादुका, बैठारी निरुपाधि ॥ ३१५ ॥

**અર્થ.**—એવી રીતે ગુરુની શિખામણ પામી તેમનો મોટો આશીર્વાદ સાંભળ્યો. પછી ઋષિએ સારો દિવસ શોધી આપ્યો. તે મુહૂર્તે નિર્વિઘ્નપણે સિંહાસન ઉપર શ્રી પ્રભુનાં પાદુકાને પધરાવ્યાં. ॥ ૩૧૫ ॥

चो० राममातु गुरुपद शिर नाई । प्रभुपदपीठ रजायसु पाई ॥
नंदिग्राम करि पर्णकुटीरा । कीन्ह निवास धर्मधुर धीरा ॥ १ ॥
जटाजूट शिर मुनिपट धारी । महि खनि कुशसाथरी संवारी ॥
अशन बसन बासन व्रत नेमा । करत कठिन ऋषिधर्म समेमा ॥ २ ॥
भूषण बसन भोग सुख भूरी । मन तन बचन तजे तृण तूरी ॥
अवधराज सुरराज सिहाहीं । दशरथ धन लखि धनद लजाहीं ॥ ३ ॥
तेहिं पुर बसत भरत बिनु रागा । चंचरीक जिमि चंपक बागा ॥
रमाबिलास राम अनुरागी । तजत वमन जिमि नर बड भागी ॥ ४ ॥

**અર્થ.**—પછી ધર્મધુરંધર અને ધીર ભરતજીએ કૌશલ્યાજી તથા ગુરુ વસિષ્ઠજીનાં ચરણમાં મસ્તક નમાવી તથા શ્રીપ્રભુનાં પાદુકાની આજ્ઞા લઈને અયોધ્યાજીથી સાત ગાઉપર નંદીગ્રામ નામના ગામમાં પર્ણકુટી બનાવીને વાસ કર્યો. ॥૧॥ મસ્તકપર જટા રાખી, ઋષિઓ જેવાં શાકપલ્લવનાં વસ્ત્રો પહેરી, પૃથ્વીને ખોદી તેમાં દર્ભાસન પાથરી, અને અન્ન, વસ્ત્ર તથા નેમ વ્રત લઈને પ્રેમપૂર્વક મુનિઓના જેવો ધર્મ પાળવા લાગ્યા. ॥ ૨ ॥ વળી તેમણે ઘરેણાં, વસ્ત્રો અને ભોગાદિકનાં ઘણાં સુખોને મન, કર્મ અને વચનથી તણખલાની પેઠે છોડી દીધાં. હે પાર્વતી ! અયોધ્યાના રાજને ઇંદ્ર પણ વખાણે છે. દશરથ રાજાનું ધન જોઇને કુબેર પણ લજાય. ॥ ૩ ॥ તે પુરમાં પ્રીતિવગર ચંપાના ફૂલની ડાળમાં ભ્રમર જેમ રહે, તેમ ભરતજી વસતા હતા. રામમાં પ્રીતિ રાખી દ્રવ્યના વિલાસને જે ઉલટીની પેઠે તજી દે તે પુરુષ સદ્ભાગી સમજવો. ॥ ૪ ॥

**दो०** राम प्रेम भाजन भरत, बडी न यह करतूति ॥
चातक हंस सराहियत, टेक बिबेक बिभूति ॥ ३१६ ॥

**અર્થ.**—ત્યારે ભરતજી તો શ્રીરામના પ્રેમના ભંડાર છે, અને જેની ટેક અને વિવેકની વિભૂતિ હંસ અને બપૈયો પણ વખાણે છે, એવા તેઓને કંઈ આ કર્તવ્ય મોટું નથી.૩૧૬

**चो०** देह दिनहिं दिन दूबरि होई । घट न तेज बल मुख छबि सोई ॥
नित नव रामप्रेम प्रण पीना । बढत धर्मदल मन न मलीना ॥ १ ॥
जिमि जल निघटत शरद प्रकाशे । बिलसत बेतस बनज बिकाशे ॥
शम दम संयम नेम उपासा । नखत भरत हिय बिमल अकाशा ॥ २ ॥
ध्रुव बिश्वास अवधि राकासी । स्वामि सुरति सुरबीथि बिकासी ॥
राम प्रेम बिधु अचल अदोखा । सहित समाज सोह नित चोखा ॥ ३ ॥
भरत रहिनि समुझनि करतूती । भक्ति बिरति गुण बिमल बिभूती ॥
बरणत सकल सुकबि सकुचाहीं । शेष गणेश गिरा गम नाहीं ॥ ४ ॥

**અર્થ.**—તેમનો દેહ દિવસે દિવસે દૂબળો થવા લાગ્યો અને તેજ, બળ તથા મુખની શોભા વધી. નિત્ય શ્રીરામના નવા પ્રેમમાં કઠણ "પણ" રાખવાથી તેમના ધર્મનો સમુદાય વધતાં મનનો મેલ મટી ગયો. ॥ ૧ ॥ જેમ શરદ્ ઋતુમાં જળ ઘટે છે, આકાશ ચોખ્ખું થાયછે અને કમળ ઉઘડે છે, તેમ શમ, દમ, નિયમ, સંયમ અને ઉપવાસરૂપી નક્ષત્રો ભરતજીના હૃદયરૂપી નિર્મળ આકાશમાં ખીલી રહ્યાં. ॥ ૨ ॥ અને તેમાં દૃઢતારૂપી ધ્રુવ અને ચૌદ વર્ષની અવધિરૂપી શરદ રાત્રિ હતી. વળી તેમાં સ્વામીની સુરતિરૂપી દેવતાઓની ગલી પ્રકાશી રહી હતી. તેમાં શ્રીરામના પ્રેમરૂપ નિર્દોષ અને અચળ ચંદ્રમા નક્ષત્રસહિત નિત્ય ચોખ્ખે ચોખ્ખો શોભવા લાગ્યો. ॥ ૩ ॥ જેની શેષ અને ગણેશની વાણીને પણ ગમ પડે નહીં એવી ભરતજીની રહેણી, સમજણ, કરણી, ભક્તિ, નિર્મળ વિભૂતિ, ગુણ અને વૈરાગ્યનું વર્ણન કરતાં સઘળા સુકવિઓ સંકોચ પામે. ॥ ૪ ॥

**दो०** नित पूजन प्रभु पावरी, प्रीति न हृदय समाति ॥
मांगि मांगि आयसु करत, राजकाज बहुभांति ॥ ३१७ ॥

**અર્થ.**—પછી હૃદયમાં ન સમાય એટલી પ્રીતિથી તેઓ નિત્ય શ્રીપ્રભુની પાવડીની પૂજા કરીને તેમની આજ્ઞા લઈ લઇને ઘણી રીતે રાજકાજ કરવા લાગ્યા. ॥ ૩૧૭ ॥

**चो०** पुलक गात हिय सियरघुबीरू । जीह नाम जपु लोचन नीरू ॥
लषण रामसिय कानन सबहीं । भरत भवन बसि तपतनु कसहीं ॥ १ ॥
दुहुं दिशि समुझि कहत सब लोगू । सब बिधि भरत सराहन योगू ॥
सुनि ब्रत नेम साधु सकुचाहीं । देखि दशा मुनिराज लजाहीं ॥ २ ॥

परम पुनीत भरत आचरणू । मधुर मंजु मृदु मंगल करणू ॥
हरण कठिन कलिकलुष कलेशू । माहामोहनिशि दलन दिनेशू ॥ ३ ॥
पापपुंजकुंजर मृगराजू । शमन सकल संताप समाजू ॥
जनरंजन भंजन भवभारू । रामसनेह सुधाकरसारू ॥ ४ ॥

**અર્થ.**—રોમાંચિત શરીરે હૃદયમાં શ્રીરામ અને સીતાજીને રાખી તથા નેત્રોમાં જળ ભરીને જીભથી શ્રીરામનું નામ જપતા હતા. શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજી તો અરણ્યમાં વસતાં હતાં પણ ભરતજી ઘેરે રહી, તપને માટે તનને કસવા લાગ્યા. ॥ ૧ ॥ એથી બેઉ દિશાતરફ સમજીને સર્વે લોકો કહેવા લાગ્યા કે, ભરતજી સઘળી રીતે વખાણવાને લાયક છે. તેમના વ્રતનો નેમ સાંભળીને સંત પુરુષો સંકોચ પામવા તથા તેમની "દશા" જોઇને મુનિઓ લજાવા લાગ્યા. ॥ ૨ ॥ એવું આ પરમપવિત્ર ભરતજીનું મીઠું, કોમળ અને મંગળકારી આચરણ કળિકાળના કઠણ કાળને હરવાવાળું, ઘણા અજ્ઞાનરૂપી રાત્રિનો નાશ કરવામાં સૂર્યરૂપ, ॥ ૩ ॥ પાપના પુંજરૂપી હાથીઉપર સિંહરૂપ અને સર્વે સંતાપોના યૂથને શમાવનાર, દુનિયાના ભારને તોડનાર, શ્રીરામના સ્નેહરૂપી અમૃતને સ્રવનાર ચંદ્રમારૂપ અને જન રંજન કરનાર છે. ॥ ૪ ॥

**હરિગીતછંદ.** सियरामप्रेम पियूष पूरण होत जन्म न भरतको ॥
मुनिमन अगम यम नियम शम दम बिषम ब्रत आचरत को ॥
दुख दाह दारिद दंभ दूषण सुयश मिस अपहरत को ॥
कलिकाल तुलसी सेशठहि हठि राम सन्मुख करत को ॥ ७३ ॥

**અર્થ.**—જો ભરતજીનો જન્મ નહોત તો શ્રીરામ સીતાજીના પરિપૂર્ણ પ્રેમરૂપી અમૃત કોણ ઉત્પન્ન કરત ? વળી ઋષિઓના મનને પણ અગમ્ય એવા યમ, નિયમ, શમ, દમ અને અઘરાં વ્રતો કોણ આચરત ? તથા વળી સુયશને નિમિત્તે દરિદ્ર, દંભ, દોષ અને દુઃખની દાઝને કોણ હરત ? તેમ જ કવિ તુલસીદાસ કહેછે કે, વળી કળિકાળમાં મારા જેવા મૂર્ખ અને હઠી માણસો શ્રીરામ સાથે પ્રીતિ કેમ કરત. ॥ ૭૩ ॥

**सो०** भरतचरित करि नेम, तुलसी जे सादर सुनहिं ॥
सीयरामपदप्रेम, अवशि होइ भव रस विरति ॥ ५३ ॥

**અર્થ.**—માટે કવિ કહેછે કે, નિયમ કરીને જે ભરતજીનાં ચરિત્ર આદરસહિત સાંભળે, તે દુનિયાના વિષયરસમાંથી મુક્ત થઇને અવશ્ય શ્રીરામ સીતાજીનાં ચરણારવિંદોમાં પ્રીતિ પામે. ॥ ૫૩ ॥

ઇતિશ્રી ગોસ્વામી તુલસીકૃત કળિ કાળના સઘળા મેલનો નાશ કરી
નિર્મળ જ્ઞાન વૈરાગ્ય અને સંતોષને આપનાર શ્રીરામચરિત્રરૂપી
માનસરોવરમાંનો "શિવજીકૃત ભાષાંતર" નો
અયોધ્યાકાંડ પરિપૂર્ણ થયો.

---

# ॥ અથ તુલસીકૃત રામાયણ ॥

## અરણ્ય કાંડ.

( शार्दूलविक्रीडित. )

श्लोकः—मूलंधर्मतरोर्विवेकजलधेः पूर्णेंदुमानंददं
वैराग्यांबुजभास्करमघहरंध्वांतापहंतापहम् ॥
मोहांभोधरपुंजपाटनविधौखेसं भवंशंकरम्
वंदेब्रह्मकुलंकलंकशमनं श्रीरामभूपप्रियम् ॥ १ ॥
सांद्रानंदपयोदसौभगतनुं पीतांबरंसुंदरं
पाणौबाणशरासनंकटिलसत्तूणीरभारंवरम् ॥
राजीवायतलोचनंधृतजटाजूटेन संशोभितम्
सीतालक्ष्मणसंयुतंपथिगतंरामाभिरामंभजे ॥ २ ॥

**અર્થ.**—ધર્મરૂપી વૃક્ષના મૂળરૂપ તથા વિવેકરૂપી સમુદ્રને પૂર્ણિમાના ચંદ્રરૂપ, આનંદ આપનાર, વળી વૈરાગ્યરૂપી કમળને પ્રફૂલ્લિત કરવામાં સૂર્ય જેવા, તેમ જ પાપનો નાશ કર્ત્તા તથા અજ્ઞાનરૂપી અંધારાનો નાશ કરી, અધ્યાત્મિકાદિ ત્રિવિધિ તાપને ટાળવાવાળા અને વળી મોહરૂપી મેઘના સમૂહને, આકાશમાં ઉત્પન્ન થયેલા વાયુની પેઠે નાશ કરનાર, બ્રહ્મકુળના કલંકને સમાવવાવાળા અને શ્રીરામચંદ્રજી ભૂપને અત્યંત પ્રિય એવા, શ્રીશંકરને નમસ્કાર કરું છું. ॥ ૧ ॥

વળી જળથી ભરેલા ઘન જેવા આનંદ આપનાર, શ્યામ શરીરવાળા તથા સુંદર પીતાંબર પહેરી, હાથમાં ધનુષ્યબાણ ધારણ કરી, અત્યંત વજનદાર ભાથાથી શોભીતા કટીવાળા અને કમળ જેવાં મોટાં નેત્રો તથા મસ્તક ઉપર ધારણ કરેલી જટાના યૂથથી અત્યંત શોભીતા અને વળી સીતાજીની શોધમાં તત્પર થઈ લક્ષ્મણજી સહિત રસ્તામાં ચાલવાવાળા, એવા આનંદદાયક શ્રીરઘુનાથજીને હું વંદન કરું છું. ॥ ૨ ॥

**सो०** उमा राम गुण गूढ, पंडित मुनि पावहिंविरति ॥
पावहिं मोह विमूढ, जे हरि बिमुख न धर्मरति ॥ १ ॥

**અર્થ.**—હે ઉમા ! શ્રીરામના ગુણ ગૂઢ છે, તેથી પંડિત તથા ઋષિઓ વૈરાગ્યને પામે છે. ધર્મમાં જેને પ્રીતિ નથી, એવા જે મૂઢ પુરુષો, તે શ્રીપ્રભુથી વિમુખ થઈ મોહને પામે છે. ॥ ૧ ॥

चो० पूरण भरत प्रीति मैं गाई । मति अनुरूप अनूप सुहाई ॥
अब प्रभु चरित सुनहु अति पावन । करत जो बन सुर मुनि मनभावन ॥१॥
एकबार चुनि कुसुम सुहाये । निजकर भूषण राम बनाये ॥
सीतहिं पहिराये प्रभु सादर । बैठे फटिक शिला परभाधर ॥ २ ॥
सुरपति सुत धरि वायस वेषा । शठ चाहत रघुपति बल देखा ॥
जिमिपिपीलिका सागर थाहा । महामंद मति पावन चाहा ॥ ३ ॥
सीता चरण चोंच हति भागा । मूढ मंदमति कारण कागा
चला रुधिर रघुनायक जाना । सींक धनुष शायक संधाना ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! મેં મારી બુદ્ધિપ્રમાણે જેની ઉપમા આવે નહીં એવી સુંદર તથા પરિપૂર્ણ ભરતજીની પ્રીતિ તમને કહી સંભળાવી. હવે શ્રીરઘુનાથજીએ વનમાં દેવતાઓ અને મુનિઓને અત્યંત પ્રિય એવાં જે ચરિત્રો કર્યાં, તે તમે સાંભળો. ॥ ૧ ॥ એક દિવસ સુંદર સુગંધિમાન ફૂલ લઈ પરાક્રમી શ્રીરામે પોતાના હાથથી આભૂષણ બનાવીને આદરસહિત જાનકીજીને પહેરાવી, પોતે સ્ફટિકની શીળા ઉપર બેઠા. ॥ ૨ ॥ તે વખતે ઇંદ્રના મૂર્ખ પુત્ર જયંતે કાગડાનો વેષ લઈ શ્રીપ્રભુનું બળ જોવાની ઇચ્છા કરી, કે જેમ કીડી સમુદ્રનો તાગ લેવા જાય, તેમ ચાહના કરી; પણ તે મૂર્ખ પાર પામ્યો નહીં. ॥ ૩ ॥ હવે કાગડાનું રૂપ ધારણ કરનાર મંદ બુદ્ધિવાળો જયંત સીતાજીના ઉરસ્થળમાં પોતાના પગનો પ્રહાર કરીને ઉડી ગયો ત્યારે તેમાંથી રૂધિર વહેવા માંડયું. તે જોઈ શ્રીરઘુનાથજીએ ધનુષ્યને ખેંચી બાણ ચઢાવ્યું. ॥ ૪ ॥

दो० अति कृपालु रघुनायक, सदा दीन पर नेह ॥
तासन आइ कीन्ह छल, मूरख अवगुण गेह ॥ १ ॥

**અર્થ.**—હમેશાં દીન ઉપર દયા કરનાર, અત્યંત કૃપાળુ શ્રીરામચંદ્રજીની સાથે, અવગુણના પાત્ર મૂર્ખ જયંતે આવીને કપટ કર્યું. ॥ ૧ ॥

चो० विन अपराध प्रभु हतैं न काहू । अवसर परे ग्रसै शशि राहू ॥
जब प्रभु लीन्ह धनुष करबाना । क्रोध जानि भा अनल समाना ॥ १ ॥
प्रेरित मंत्र ब्रह्मशर धावा । चला भाजि वायस भय पावा ॥
धरि निज रूप गयउ पितु पाहीं । राम विमुख राखा तिन नाहीं ॥ २ ॥
भा निराश उपजी हिय त्रासा । यथा चक्र भय ऋषि दुर्बासा ॥
ब्रह्म धाम शिवपुर सब लोका । फिरा भ्रमित व्याकुल भय शोका ॥ ३ ॥
काहू बैठन कहा न ओही । राखिको सकै रामकर द्रोही ॥
मातु मृत्यु पितु शमन समाना । सुधा होइ बिष सुनु हरियाना ॥ ४ ॥

मित्र करै शत रिपुकी करणी। ताकहं विबुध नदी वैतरणी ॥
सब जग ताहि अनलते ताता। जो रघुवीर विमुख सुनु भ्राता ॥ ५ ॥

**અર્થ.**—હે ગિરિજા! વિનાઅપરાધે શ્રીરામ કોઈને મારતા નથી. સમય આવે ત્યારે જ સહુથી ચંદ્રમાનું ગ્રહણ થાયછે, તેમ જ્યારે શ્રીરઘુનાથજીએ મહાક્રોધ કરી ધનુષબાણ ચઢાવ્યું, કે તરત તે અગ્નિરૂપ થઈ ગયું. ॥ ૧ ॥ પછી મંત્ર ભણી મૂકેલું એનું બ્રહ્માસ્ત્ર જોઈતે નાશવા લાગ્યો અને જ્યારે દેવરૂપ ધરી સ્વર્ગમાં પોતાના પિતાજી પાસે ગયો, ત્યારે ઇંદ્ર તેને શ્રીરામથી વિમુખ જાણી રાખી શક્યો નહીં. ॥ ૨ ॥ એટલે સુદર્શન ચક્રના ભયથી જેમ દુર્વાસા ઋષિ વ્યાકુળ થયા હતા, તેવી જ રીતે જયંત તે ત્રાસથી વ્યાકુળ થઈ, બ્રહ્મલોક, કૈલાસ અને ચૌદ બ્રહ્માંડમાં મનમાં શોક તથા ભયથી ફરી વળ્યો, ॥ ૩ ॥ પણ કોઈએ બેસવાનું કહ્યું નહીં. મતલબ કોઈપણ રામના દ્રોહીને રાખી શક્યા નહીં. હે ગરુડજી! માતા મૃત્યુરૂપ, પિતા યમ રાજા તુલ્ય, અમૃત ઝેર જેવું થઈ જાય, ॥ ૪ ॥ તેમ મિત્ર હોય તે સો શત્રુનાં જેવાં કર્મ કરે તથા ગંગાજી તેને વૈતરણી નદી સમાન લાગેછે. માટે જે શ્રીપ્રભુથી વિમુખ હોય, તે પુરુષને જગત્ પણ અગ્નિથી વિશેષ તાપ દેખાડે છે. ॥ ૫ ॥

दो० जिमि जिमि भाजत शक्रसुत, व्याकुल अति दुखदीन ॥
तिमि तिमि धावत रामशर, पीछे परम प्रवीन ॥ २ ॥

**અર્થ.**—હે ગૌરિ! જેમ જેમ અતિ વ્યાકુળ થઈ જયંત દોડતો ગયો, તેમ તેમ અત્યંત ચતુર શ્રીરામચંદ્રજીનું તીક્ષ્ણ બાણ તેની પાછળ પાછળ ગયું. ॥ ૨ ॥

चो० बचहिं उरग बरु ग्रसैं खगेशा। रघुपति शर छुटि वचब अंदेशा ॥
नारद देखा विकल जयंता। लागि दया कोमल चित संता ॥ १ ॥
दूरिहिते कहि प्रसु प्रभुताई। भजेजात बहु विधि समुझाई ॥
पठवा तुरत राम पहं ताही। कहसि पुकारि प्रणत हित पाही ॥ २ ॥
आतुर सभय गहेसि पद जाई। त्राहि त्राहि दयालु रघुराई ॥
अतुलित बल अतुलित प्रभुताई। मैं मतिमंद जानि नहिं पाई ॥ ३ ॥
निज कृत कर्म जनित फल पायउं। अब प्रभु पाहि शरण तकि आयउं ॥
सुनि कृपालु अति आरत वानी। एक नयन करि तजा भवानी ॥ ४ ॥

**અર્થ.**—કદાપિ ગરુડના મુખમાં પડેલો સર્પ બચી જાય, પણ શ્રીપ્રભુના બાણથી બચે એવી શંકા આણવી જ નહીં. એટલે મહાન્ કોમળ હૃદયવાળા નારદજીએ જયંતને દુઃખી થતો જોઈ તેનાઉપર દયા લાવીને, ॥ ૧ ॥ તે દોડતો જાયછે તેને પ્રભુની પ્રભુતાઈ સમજાવીને તરત શ્રીરામ પાસે મોકલ્યો. ત્યારે તેણે ત્યાં આવી હે શરણાગત રક્ષક! એમ પોકાર કરી, ॥ ૨ ॥ ભયવશ થઈ શ્રીપ્રભુનાં ચરણ ગ્રહીને હે રામ! હે દીન-

બંધુ ! મારું રક્ષણ કરો, રક્ષણ કરો. હે પ્રભુ ! આપનું બળ તથા પ્રભુતાઈનો પાર નથી, પણ હું મંદમતિવાળો તે આપને જાણી શક્યો નહીં. ॥ ૩ ॥ માટે મારાં કરેલાં કર્મનું ફળ પામ્યો છું અને હવે હું શરણાગત થયો છું, તેથી મારું રક્ષણ કરો. હે ગૌરી ! એવાં તેનાં દીન વચન સાંભળી એક નેત્ર ફોડી છોડી દીધો અથવા સમદૃષ્ટિ કરી મૂકી દીધો. ॥ ૪ ॥

**सो० कीन्ह मोह वश द्रोह, यद्यपि तेहिकर बध उचित ॥**
**प्रभु छांडेउ करि छोह, को कृपालु रघुवीर सम ॥ २ ॥**

**અર્થ.**—હવે કદાપિ જયંતે શ્રીપ્રભુનો અજ્ઞાનપણે અપરાધ કર્યો, તો તેને મારી નાંખવો યોગ્ય છે, પણ તેનાઉપર દયા કરીને છોડી મૂક્યો. ત્યારે કહો કે શ્રીરઘુનાથજી જેવા કૃપાળુ કોણ છે ? કોઈ નથી. ॥ ૨ ॥

**चो० रघुपति चित्रकूट बसि नाना । चरित करत अति सुधा समाना ॥**
**बहुरि राम अस मन अनुमाना । होइहि भीर सबहिं मोहिं जाना ॥ १ ॥**
**सकल मुनिन्ह सन बिदा कराई । सीता सहित चले दोउ भाई ॥**
**अत्रिके आश्रम प्रभु चलि गयऊ । सुनत महामुनि हर्षित भयऊ ॥ २ ॥**
**पुलकित गात अत्रि उठि धाये । देखि राम चातुर चलि आये ॥**
**करत दंडवत मुनि उरलाये । प्रेम बारि दोउ जन अन्हवाये ॥ ३ ॥**
**देखि राम छबि नयन जुडाने । सादर निज आश्रम तब आने ॥**
**करि पूजा कहि वचन सुनाये । दिये मूल फल प्रभु मन भाये ॥ ४ ॥**

**અર્થ.**—ત્યાર પછી શ્રીરામ ચિત્રકૂટમાં નિવાસ કરી નાનાપ્રકારનાં સુંદર ચરિત્ર કરવા લાગ્યા અને મનમાં વિચાર કર્યો કે, સર્વ કોઈ મને જાણે છે, માટે અહીં ઘણા મનુષ્યો આવશે એમ સમજી, ॥ ૧ ॥ સર્વે ઋષિઓની આજ્ઞા લઈ સીતાજીસહિત બેઉ ભાઈ ત્યાંથી ચાલ્યા અને અત્રિ ઋષિના આશ્રમ પ્રત્યે ગયા. આ ખબર સાંભળીને મહામુનિ અત્યંત આનંદ પામવા લાગ્યા. ॥ ૨ ॥ તે વખતે શ્રીરઘુનાથજીને જોઈ રોમાંચિત શરીરે અત્રિ ઋષિ ત્યાં દોડી આવ્યા. તેમને જોઈ શ્રીરામ તથા લક્ષ્મણજીએ દંડવત્ કર્યા, ત્યારે મુનિએ તેમને છાતી સાથે લગાડી પ્રેમયુક્ત જળવડે નવરાવીને, ॥ ૩ ॥ શ્રીરઘુનાથજીની સુંદરતાને એકાગ્ર દૃષ્ટિથી જોઈ આદરપૂર્વક પોતાના આશ્રમમાં તેડી આવ્યા. પછી વિનયથી પૂજા કરી, ઘણાંક નમ્ર વચન સંભળાવીને મનગમતાં કંદ, મૂળ તથા ફળ લાવી આપ્યાં. ॥ ૪ ॥

**सो० प्रभु आसन आसीन, भरिलोचन शोभा निरखि ॥**
**मुनिवर परम प्रवीन, जोरि पाणि अस्तुति करत ॥ ३ ॥**

**અર્થ.**—પછી જ્યારે શ્રીપ્રભુ આસન ઉપર બેઠા, ત્યારે ઋષિ પોતાનાં નેત્રોવડે તેમની શોભાને જોઇને બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૩ ॥

**हरिगीतछंद.** नमामिभक्तवत्सलं, कृपालुशीलकोमलं ।
भजामि ते पदांबुजं, अकामिनां स्वधामदं ॥
निकामश्यामसुंदरं, भवांबुनाथमंदरं ।
प्रफुल्लकंजलोचनं, मदादिदोषमोचनं ॥ ॥ १ ॥

प्रलंबबाहुविक्रमं, प्रभो प्रमेयवैभवं ।
निषंगचापसायकं, धरं त्रिलोकनायकं ॥
दिनेशवंशमंडनं, महेशचापखंडनं ।
मुनींद्रसंतरंजनं, सुरारिवृंदभंजनं ॥ ॥ २ ॥

मनोजवैरिवंदितं, अजादिदेवसेवितं ।
विशुद्धबोधविग्रहं, समस्तदूषणापहं ॥
नमामि इंदिरापतिं, सुखाकरं सतां गतिं ।
भजे सशक्तिसानुजं, शचीपतिप्रियानुजं ॥ ॥ ३ ॥

त्वदंघ्रिमूलं ये नरा, भजंति हीनमत्सरा ।
पतंति नो भवार्णवे, वितर्कवीचिसंकुले ॥
विविक्तवासना सदा, भजंति मुक्तिदं मुदा ।
निरस्य इंद्रियादिकं, प्रयांति ते गतिं स्वकं ॥ ४ ॥

त्वमेकमद्भुतं प्रभुं, निरीहमीश्वरं विभुं ।
जगद्गुरुं च शाश्वतं, तुरीयमेव केवलं ॥
भजामि भाववल्लभं, कुयोगिनां सुदुर्लभं ।
स्वभक्तकल्पपादपं, समस्तसेव्यमन्वहं ॥ ॥ ५ ॥

अनूपरूपभूपतिं, नतोहमुर्विजापतिं ।
प्रसीद मे नमामि ते, पदाब्जभक्ति देहि मे ॥
पठंति ये स्तवं इदं, नरा दरेण ते पदं ।
व्रजंति नात्र संशयं, त्वदीयभक्तिसंयुतं ॥ ॥ ६ ॥

**અર્થ.**—પ્રમાણિક, સુંદર શીળ તથા કોમળ સ્વભાવવાળા હે કૃપાળુ! હે ભક્તવત્સલ! તમને હું નમસ્કાર કરું છું. નિષ્કામી પુરુષોને સ્વધામ આપનાર હે પ્રભુ! તમારાં ચરણ-કમળને હું ભજું છું. વળી કામનારહિત તથા ઘનશ્યામ સુંદર વર્ણવાળા અને સંસારરૂપી સમુદ્રને મથન કરનાર મંદરાચળ પર્વત તુલ્ય, તથા કમળ જેવાં પ્રફૂલ્લિત નેત્રોવાળા, તેમ જ મદાદિ દોષથી મુક્ત કરનાર, ॥ ૧ ॥ તથા મહાન્ પરાક્રમી, લાંબી ભુજા અને

અત્યંત વૈભવવાળા, ધનુષ્ય, બાણ અને ભાથાને ધરનાર, ત્રણ લોકના નાથ, સૂર્યકુળને શોભા આપનાર, વળી શંકરના ધનુષનું ખંડન કરનાર, તથા વાલ્મીકાદિ મુનિઓ અને સંતજનોને સુખ દેનાર, તેમ જ દૈત્યોનો નાશ કર્ત્તા તથા જેને મહાદેવ વંદન કરે છે, ॥૨॥ બ્રહ્મા જેની સેવા કરે છે; એવા સર્વે દુઃખના હરનાર, સુંદર જ્ઞાનથી શોભીતા શરીરવાળા, સુખના ભંડાર, સંતજનોને ગતિ આપનાર હે લક્ષ્મીપતિ! તમને હું નમસ્કાર કરું છું. ઇંદ્રના પ્રિયભાઈ વામનરૂપ, વળી સીતાજી તથા લક્ષ્મણજી સહિત હે શ્રીરામચંદ્રજી! હું તમને ભજું છું. ॥ ૩ ॥ વળી ઈર્ષારહિત પુરુષ જે તમારાં ચરણકમળને ભજે છે, તે આ સંકલ્પ વિકલ્પરૂપી લહેરોયુક્ત સંસારરૂપી સમુદ્રમાં પડતો નથી તથા જેને વાસના નથી એવા પુરુષોને મુક્તિ અને આનંદના આપનાર હે જગદીશ! જે તમારું નિરંતર ભજન કરે છે, તેમ જ ઇંદ્રિયોને જીતનાર મનુષ્યો તમારા પદને પામે છે. ॥૪॥ આપ એક છો, તેમ અનેક રૂપ છો. વળી ચેષ્ટા રહિત જગતના સમર્થ ગુરુ અને પ્રભુ છો, તથા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયાવસ્થામાં વિશેષે કરી રહેલા છો; વિષયી પુરુષોને દુર્લભ છો, તથા ભક્તિ તમને પ્રિય છે એવા હે ઈશ્વર! તમને હું ભજું છું. પોતાના ભક્તને કલ્પવૃક્ષરૂપ છો. વળી નિરંતર જયુંતને પૂજ્ય છો, ॥ ૫ ॥ તેમ જ પૃથ્વીના પતિ, અનુપમ ભૂપરૂપને ધારણ કર્ત્તા તમને હું નમસ્કાર કરું છું. માટે મારા ઉપર પ્રસન્ન થઈ તમારાં ચરણકમળની ભક્તિ આપો. જે પુરુષો ભાવથી આ સ્તોત્રનો પાઠ કરે, તે ભક્તિ સહિત તમારા પદને પામે, તેમાં સંશય નથી. ॥ ૬ ॥

**दो० विनती करि मुनि नाइ शिर, कह करजोरि बहोरि ॥**
**चरण सरोरुह नाथ जानि, कबहुं तजै मति मोरि ॥ ३ ॥**

**અર્થ.**—વળી અત્રિમુનિ મસ્તક નમાવી હાથ જોડી શ્રીપ્રભુને વિનતિ કરી બોલ્યા કે, હે નાથ! એવું કરો કે, જેથી આપનાં પદકંજમાંની મારી બુદ્ધિ અલગ ન થાય.॥૩॥

**चो० जन्म जन्म तव पद सुख कंदा । बढै प्रेम चकोर जिमि चंदा ॥**
**देखि राम मुनि विनय प्रणामा । विविध भांति पायउ विश्रामा ॥ १ ॥**
**अनुसूयाके पद गहि सीता । मिली बहोरि सुशील बिनीता ॥**
**जो सिय सकल लोक सुखदाता । अखिल लोक ब्रह्मांड किमाता ॥ २ ॥**
**ते पाई सिय मुनिवर भामिनि । सुखी भई कुमुदिनि जिमि यामिनि ॥**
**ऋषिपत्नी मन सुख अधिकाई । आशिष देइ निकट बैठाई ॥ ३ ॥**
**दिव्य बसन भूषण पहिराये । जे नितनूतन अमल सुहाये ॥**
**जाहि निरखि दुख दूरि पराहीं । गरुड देखि जिमि पन्नग जाहीं ॥ ४ ॥**

**અર્થ.**—અને હે સુખના ભંડાર શ્રીપ્રભુ! ચકોરનું ચિત્ત જેમ ચંદ્રવિષે રહે, તેમ મારું મન સદૈવ તમારાં પદકમળમાં રહો. આવો નમ્રતાયુક્ત ઋષિનો વિનય જાણી શ્રીરામ અત્યંત સુખ પામ્યા. ॥૧॥ પછી મહાશીળ તથા વિનયવાળાં જાનકીજી ફરીથી અનુસૂયાના પદકંજ ગ્રહણ કરી મળવા લાગ્યાં, તથા સર્વે લોકને સુખ આપનાર અને જગદંબા એવાં જે જાનકીજી, ॥ ૨ ॥ તે જેમ રાત્રિમાં કુમુદિની પ્રફૂલ્લિત થાય, તેમ

અનુસૂયાને મળીને સંતોષ પામ્યાં. તેમ જ અનુસૂયાએ પણ મનમાં આનંદ પામી જનકપુત્રીને પાસે બેસાડ્યાં, ॥ ૩ ॥ તથા નિત્ય શોભાને આપનાર નિર્મળ દિવ્ય વસ્ત્ર અને આભૂષણ સીતાજીને પહેરાવ્યાં. તે જેમ ગરુડને જોઈ સર્પ નાશી જાય, તેમ જાનકીને જોઈ દુઃખ દૂર થઈ ગયાં. ॥ ૪ ॥

**दो० ऐसे बसन विचित्र सुठि, दिए सीय कहं आनि ॥**
**सनमानी प्रिय वचन कहि, प्रीति न जाइ बखानि ॥ ४ ॥**

**અર્થ.**—એ પ્રમાણે નાનાપ્રકારનાં પવિત્ર વસ્ત્રો જનકસૂતાને અર્પણ કરીને અનુસૂયાએ એવાં પ્રેમનાં વચન કહ્યાં કે, તે પ્રીતિનું કાંઈ વર્ણન જ થઈ શકે નહીં. ॥ ૪ ॥

**चो० कह ऋषि बधू सरल मृदुबानी । नारि धर्म कछु ब्याज बखानी ॥**
**मात पिता भ्राता हितकारी । मित सुखप्रद सुनु राजकुमारी ॥ १ ॥**
**अमित दानी भर्त्ता वैदेही । अधम नारि जो सेव न तेही ॥**
**धीरज धर्म मित्र अरु नारी । आपद्काल परखिये चारी ॥ २ ॥**
**वृद्ध रोग वश जड धन हीना । अंध बधिर क्रोधी अति दीना ॥**
**एसेहु पतिकर किये अपमाना । नारि पाव यमपुर दुख नाना ॥ ३ ॥**
**एकै धर्म एक ब्रत नेमा । कायवचन मन पति पद प्रेमा ॥**
**जग पतिब्रता चारि विधि अहहीं । वेद पुराण संत अस कहहीं ॥ ४ ॥**

**અર્થ.**—પછી અનુસૂયા સ્ત્રીધર્મવિષે કંઈક કોમળ વચનથી બોલ્યાં કે, હે રાજપુત્રી! તું સાંભળ. મા, બાપ તથા ભાઈનાં સુખ કહેવામાત્ર હિતકારી છે. ॥ ૧ ॥ પણ હે જાનકીજી! પતિના સુખનું વર્ણન થઈ શકતું જ નથી. માટે જે પતિની સેવા ન કરે, તેને અધમમાં અધમ સ્ત્રી જાણવી. વળી દુઃખના સમયમાં ધીરજ, ધર્મ, મિત્ર અને સ્ત્રી એ ચારની પરીક્ષા થાય છે. ॥ ૨ ॥ કદી પતિ વૃદ્ધ, રોગી. મૂર્ખ, ધનહીન, આંધળો, બહેરો, ક્રોધી તથા અત્યંત ગરીબ હોય, એટલા અવગુણ છતાં જે સ્ત્રી તેનું અપમાન કરે, તે યમપુરીમાં જઈ નાનાપ્રકારનાં દુઃખ પામે છે. ॥ ૩ ॥ હે રાજકુમારિ! મન, કર્મ અને વચનથી પતિનાં ચરણવિષે પ્રીતિ રાખવી, એ જ તેના મુખ્ય ધર્મ, વ્રત અને નિયમ છે અને વેદપુરાણમાં તથા સંતજનોએ જગત વિષે ચાર પ્રકારની પતિવ્રતા સ્ત્રીઓ કહી છે. ॥ ૪ ॥

**दो० उत्तम मध्यम नीच लघु, सकल कहौं समुझाई ।**
**आगे सुनहीं ते भवतरहीं, सुनहु सीय चितलाई ॥ ५ ॥**

**અર્થ.**—હે સીતાજી! ઉત્તમ, મધ્યમ, નીચ તથા લઘુ એવી ચાર પ્રકારની પતિવ્રતા સ્ત્રીઓના ધર્મ હું કહું છું. તે કોઈ સ્ત્રી સાંભળે તો સંસારસમુદ્રથી તરી જાય, માટે ચિત્ત દઈ સાંભળો. ॥ ૫ ॥

चो० उत्तमके अस बस मनमाहीं । स्वप्नेहु आन पुरुष जगनाहीं ॥
मध्यम परपति देखहीं कैसे । भ्राता पिता पुत्र निज जैसे ॥ १ ॥

धर्मविचारि समुझि कुल रहहीं । सोकनिष्ठ तिय श्रुति अस कहहीं ॥
बिनु अवसर भयते रहजोई । जानेहु अधम नारि जग सोई ॥ २ ॥

पतिबंचक परपति रति करई । रौरव नरक कल्प शत परई ॥
क्षण सुख लागि जन्म शत कोटी । दुख न समुझ तेहि सम को खोटि ॥ ३ ॥

बिन श्रम नारि परमगति लहई । पतिव्रत धर्म छांडि छल गहई ॥
पति प्रतिकूल जन्मि जहं जाई । विधवा होइ पाइ तरुणाई ॥ ४ ॥

**અર્થ.**—હે વૈદેહિ ! પ્રથમ ઉત્તમ સ્ત્રીનાં મનવિષે સ્વપ્નમાં પણ પોતાના પતિસિવાય જગતમાં બીજો કોઈ પુરુષ જ નથી, અને બીજી મધ્યમ સ્ત્રી પરપુરુષને પોતાના બાપ, ભાઈ તથા પુત્રની પેઠે જૂવે છે. ॥ ૧ ॥ તથા ત્રીજી સ્ત્રી પોતાના કુળધર્મને સમજીને રહી જાય, તેને વેદ કનિષ્ઠ કહે છે. ચોથી સ્ત્રી સમય ન હોય, અથવા ભર્તાદિના ભયથી, જે ઘરમાં બેસી રહે, તેને અધમ સ્ત્રી જાણવી. ॥ ૨ ॥ અને પતિને ઠગી પર પતિ સાથે જે પ્રીતિ કરે, તે સ્ત્રી સોકલ્પ સૂધી રૈરવ નરકની અધિકારી થાય છે. વળી ક્ષણમાત્રના સુખસારૂ સો કરોડ વર્ષ લગી દુઃખ થશે, તે જાણે નહીં માટે તેના બરોબર બીજી કોણ અધમ સ્ત્રી હોય ? ॥ ૩ ॥ પણ જે કપટ મૂકી પતિવ્રતાપણું પાળે, તે સ્ત્રી વગર મહેનતે પરમપદને પામે છે અને પતિથકી અવળી ચાલનાર સ્ત્રી બીજા જન્મનેવિષે તરુણાવસ્થામાં વિધવા થાય છે. ॥ ૪ ॥

सो० सहज अपावनि नारि, पतिसेवत शुभगति लहहीं ॥
यश गावत श्रुति चारि, हजहू तुलसी हरिहि प्रिय ॥ ४ ॥

सुनु सीता तव नाम, सुमिरि नारि पतिव्रत करहीं ॥
तोहीं प्राण प्रियराम, कहेउ कथा संसारहित ॥ ५ ॥

**અર્થ.**—વળી સ્ત્રી તો ખરેખર અપવિત્ર જ છે, માટે પતિ સેવવાથી જ સુંદર ગતિને પામે છે. ચારે વેદમાં યશ ગવાય છે, એવી વૃંદા જે તુલસી તે હજી સૂધી પ્રભુને પ્રિય છે. હે જાનકીજી ! તમારું સ્મરણ કરવાથી સ્ત્રી પતિવ્રતપણાને પામે છે. વળી તમને તો પ્રભુ પ્રાણપ્રિય છે, માટે સંસારી સ્ત્રીના હિતને વાસ્તે આ કથા કહી સંભળાવી. ॥ ૪ ॥ ૫ ॥

चो० सुनि जानकी परम सुख पावा । सादर तासु चरण शिरनावा ॥
तब मुनि सन कह कृपानिधाना । आयसु होइ जाउ बन आना ॥ १ ॥
संतत मोपर कृपा करेहू । सेवक जानि तजेहु जनिं नेहू ॥

धर्मधुरंधर प्रभुकी वानी । सुनि सप्रेम बोले मुनिज्ञानी ॥ २ ॥
जासु कृपा अज शिव सनकादी । चहत सकल परमारथ वादी ॥
ते तुम राम अकाम पियारे । दीनबंधु मृदु वचन उचारे ॥ ३ ॥
अब जानी मैं श्रीचतुराई । भजिय तुमहीं सब देवविहाई ॥
जेहि समान अतिशय नहीं कोई । ताकर शील कसन अस होई ॥ ४ ॥
केहि विधि कहौं जाहु अब स्वामी । कहहु नाथ तुम अंतर्यामी ॥
असकहि प्रभु विलोकि मुनि धीरा । लोचन जल बह पुलक शरीरा ॥ ५ ॥

**અર્થ.**—હે ગરુડજી! એવી રીતે આ કથા સાંભળી જાનકીજીએ અત્યંત આનંદ પામીને માનપૂર્વક અનુસૂયાના ચરણમાં મસ્તક નમાવ્યું. તે સમયે શ્રીરામચંદ્રજીએ અત્રિઋષિને કહ્યું કે, હે મુનિરાજ! આજ્ઞા હોય તો હું બીજા વનમાં જાઉં. ॥ ૧ ॥ અને મને હમેશાં પોતાનો સેવક જાણી, મારા ઉપરથી સ્નેહનો ત્યાગ કરતા નહીં. ત્યારે ધર્મધુરંધર શ્રીરઘુનાથજીનાં વચન સાંભળી, મહાજ્ઞાની અત્રિઋષિ પ્રેમસહિત બોલ્યા કે, ॥ ૨ ॥ જેની કૃપાને માટે બ્રહ્મા, શિવ તથા સનકાદિ મુનિઓ અને સર્વે મહાજ્ઞાની-પુરુષો ઇચ્છા કરે છે. વળી નિષ્કામી મનુષ્યો આપને પ્રિય છે એવા દીનબંધુ! આપે મને કોમળ વચન કહ્યાં. ॥ ૩ ॥ અને વળી આ સમયમાં તમારી સુંદર ચતુરાઈ મારા જાણવામાં આવી, માટે હું આજથી સર્વ દેવને મૂકી તમારું સેવન કરીશ. અહો!! જેની બરોબર અને અધિક કોઈપણ નથી, એવા કુળમાં આવા શીળવાન્ કેમ ન થાય? ॥ ૪ ॥ હે પ્રભુ! આ સમયમાં આપને જવા વાસ્તે હું શી રીતે કહું? હે અંતર્યામી તે આપ મને કહો. આ પ્રમાણે મુનિઓમાં ધીર એવા અત્રિઋષિ નેત્રમાં જળ ભરી, રોમાંચિત થઈ શ્રીપ્રભુને જોવા લાગ્યા. ॥ ૫ ॥

**हरिगीतछंद.** तनु पुलक निर्भर प्रेम पूरण, नयन मुख पंकज दिये ॥
मन ज्ञान गुण गोतीत प्रभु मैं, दीख जप तप काकिये ॥
जप योग धर्म समूहते नर भक्ति अनुपम पावई ॥
रघुवीर चरित पुनीत निशि दिन, दास तुलसी गावई ॥ ७ ॥

**અર્થ.**—વળી પૂર્ણ પ્રેમમાં મગ્ન થઈ રહેલા એવા અત્રિઋષિ શ્રીપ્રભુનાં મુખારવિંદને એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહ્યા તથા કહેવા લાગ્યા કે, મેં શું જપ, તપ કર્યાં હશે, કે જેથી મન, જ્ઞાન અને ગુણથી ન્યારા એવા સાક્ષાત્ ઈશ્વરને પ્રત્યક્ષ જોયા. ઘણા જપ, તપ અને ધર્મ કરવાથી મનુષ્ય અનુપમ ભક્તિને પામે છે, એવા પરમ પવિત્ર પ્રભુનાં ચરિત્રો નિરંતર ગુસાંઈ શ્રીતુલસીદાસજી ગાઈ રહ્યા છે. ॥ ૭ ॥

**दो०** मुनिहुं कि अस्तुति कीन्ह प्रभु, दीन्ह सुभग वरदान ॥
सुमन वृष्टि नभ संकुल, जय जय कृपानिधान ॥ ६ ॥

**कलिमल शमन दमन मन, राम सुयश सुखमूल ॥**
**सादर सुनहिं जे ताहि पर, राम रहहिं अनुकूल ॥ ७ ॥**

**અર્થ.**—પછી શ્રીપ્રભુએ ઋષિની સ્તુતિ કરીને સુંદર વરદાન આપ્યું, ત્યારે તે સમયે દેવતાઓ બોલ્યા કે, હે કૃપાનિધાન! તમારો જય થાઓ જય થાઓ, એવા શબ્દો ઉચ્ચારી આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. કલિયુગના પાપનો નાશ કરનાર તથા મનને દમન કરનાર સુખના મૂળ એવા શ્રીરામના સુયશ જે અત્યંત પ્રેમથી સાંભળે, તેના ઉપર શ્રીપ્રભુ નિરંતર કૃપા કરે છે. ॥ ૬ ॥ ૭ ॥

**सो० कठिन सुकलिमल कोश, धर्म न ज्ञान न योग तप ॥**
**परिहर सकल भरोस, राम भजहिं ते चतुरनर ॥ ६ ॥**

**અર્થ.**—હે પાર્વતી! કઠીણ તથા પાપનો ભંડાર કલિયુગ, જેમાં ધર્મ, જ્ઞાન, યોગ અને તપ થાય જ નહીં. માટે તે સર્વના આશ્રયનો ત્યાગ કરી શ્રીરામને જે ભેજે, તેને જ ચતુર પુરુષ જાણવો. ॥ ૬ ॥

**चो० मुनि पद कमल नाइ करि शीशा । चले बनहिं सुर नर मुनिईशा ॥**
**आगे राम अनुज पुनि पाछे । मुनिवर वेष बने अति काछे ॥ १ ॥**
**उभय बीच सिय सोहहि कैसी । ब्रह्मजीव बिच माया जैसी ॥**
**सरिता बन गिरि अवघट घाटा । पति पहिचानि देहिं बरबाटा ॥ २ ॥**
**जहं जहं जाहिं देव रघुराया । करहिं मेघ नभ तहं तहं छाया ॥**
**आश्रम बिपुल दीख मन माहीं । देवसदन तेहि पटतर नाहीं ॥ ३ ॥**
**बहु तडाग सुंदर अमराई । भांति भांति सब मुनिन लगाई ॥**
**दिव्य विटप वन चहुंदिशि सोहैं । देखत सकल सुरन मन मोहैं ॥ ४ ॥**
**तेहि दिन तहं प्रभु कीन्ह निवासा । सकल मुनिन्ह मिलि कीन्ह सुपासा ॥**

**અર્થ.**—પછી દેવતાઓ તથા મુનિઓના ઈશ્વર એવા શ્રીરઘુનાથજી અત્રિઋષિનાં ચરણકમળમાં મસ્તક નમાવી વનમાં ચાલતા થયા અને તેમણે એક ઉત્તમ મુનિનું રૂપ ધારણ કરી આગળ શ્રીરામ તથા પાછળથી લક્ષ્મણજી ચાલ્યા. ॥ ૧ ॥ તે વખતે જેમ બ્રહ્મ તથા જીવની મધ્યમાં માયા શોભે, તેમ બેઉ ભાઇઓની વચમાં સીતાજી શોભવા લાગ્યાં અને નદી, વન તથા પર્વતના આડા અવળા રસ્તાઓ પણ પોતાના પ્રભુને ઓળખી તેમને સુંદર માર્ગ આપવા લાગ્યા. ॥ ૨ ॥ પછી માર્ગમાં જ્યાં જ્યાં શ્રીરામચંદ્રજી ચાલતા હતા, ત્યાં ત્યાં આકાશનાં વાદળાંઓ શ્રીપ્રભુઉપર છાયા કરવા લાગ્યાં, તથા જેની તુલ્ય દેવતાઓનાં મંદિર પણ ન થાય, એવા અનેક મુનિઓના આશ્રમો શ્રીરામે જોયા. ॥ ૩ ॥ વળી અનેક રમણિય તળાવોની આસપાસ સુંદર બગીચાઓ ઋષિઓએ પોતાને હાથે બનાવેલા છે, તથા વનમાં સુંદર વડનાં ઝાડો ચારે દિશાએ શોભી રહ્યાં છે, તે જોઇને દેવતાઓ પણ મોહ પામે, એવી શોભા જોઇને

શ્રીપ્રભુએ તે દિવસે ત્યાં જ નિવાસ કર્યો, ત્યારે સર્વે મુનિઓએ પ્રાર્થના કરી. ॥ ૪ ॥

दो० निज निज आश्रम वेदिका, तिहि पर तुलसि बिराज ॥
अनुज जानकी सहित तहां, राजतभे रघुराज ॥ ८ ॥
आनि सुआसन मुदित मन, पूजि पहुनई कीन्ह ॥
कंद मूल फल अमिय सम, आनि राम कहं दीन्ह ॥ ९ ॥

**અર્થ.**—પછી સર્વે પોતપોતાના આશ્રમમાં સુંદર તુળસીના રોપાથી શોભીતી અનેક વેદિકાઓ ઉપર લક્ષ્મણજી તથા સીતાજી સહિત શ્રીરામ શોભવા લાગ્યા, એવા સુંદર આશ્રમમાં મુનિઓએ અત્યંત આનંદથી શ્રીપ્રભુને બેસાડી સત્કારથી પૂજા કરી, અમૃત જેવાં કંદ, મૂળ તથા ફળ શ્રીહરિને અર્પણ કર્યાં. ॥ ૮ ॥ ૯ ॥

चो० अनुज सीय सह भोजन कीन्हा । जो जेहि भाव सुभगवर दीन्हा ॥
होत प्रभात मुनिन्ह शिरनावा । आशिर्वाद सबहिसन पावा ॥ १ ॥
सुमिरी उमा सुर सिद्ध गणेशा । पुनि प्रभु चले सुनहु बिहंगेशा ॥
वन अनेक सुंदर गिरि नाना । लांघत चले जाहिं भगवाना ॥ २ ॥
मिला असुर बिराध मगु जाता । गरजत घोर कठोर रिसाता ॥
रूप भयंकर मानहु काला । वेगवंत धायउ जिमि व्याला ॥ ३ ॥
गगन देव मुनि किन्नर नाना । तेहि क्षण हृदय हारि भय माना ॥
तुरतहि सो सीतहीं लै गयउ । राम हृदय कछु विस्मय भयउ ॥ ४ ॥
समुझि हृदय केकईकी करणी । कहा अनुजसन बहु विधि वरणी ॥
बहुरि लषण रघुबरहि प्रबोधा । पांच बाण छांडे करि क्रोधा ॥ ५ ॥

**અર્થ.**—તે વખતે શ્રીપ્રભુએ લક્ષ્મણજી તથા સીતાજી સહિત ફળાહાર કરી, જેને જેવી ઇચ્છા હતી, તેને તેવાં સુંદર વરદાન આપ્યાં અને પ્રાતઃકાળ થયો ત્યારે ઋષિઓને મસ્તક નમાવી, તે સર્વેનાં આશીર્વચનો ગ્રહણ કર્યાં. ॥ ૧ ॥ ત્યાર પછી દેવતાઓ, સિદ્ધ પુરુષો અને ગજાનનનું સ્મરણ કરી શ્રીપ્રભુ ત્યાંથી ચાલ્યા અને અનેક સુંદર વન તથા નાનાપ્રકારના પર્વતોનું ઉલ્લંઘન કરી આગળ ચાલતા હતા, ॥ ૨ ॥ ત્યારે માર્ગમાં ચાલતાં ક્રોધથી ભરેલો ભયંકર શબ્દ કરતો, કાળ જેવા વિકાળ રૂપવાળો, વળી સર્પની પેઠે ચાલતો વિરાધ નામનો દૈત્ય દોડતો આવ્યો. ॥ ૩ ॥ તેને જોઈ આકાશના દેવતાઓ તથા નાનાપ્રકારના કિન્નર અને મુનિઓ પણ હૃદયમાં હારીને ભય પામવા લાગ્યા. એટલામાં વિરાધને સીતાજીનું હરણ કરતો જોઈ શ્રીરઘુનાથજી કંઈક વિસ્મય થયા. ॥૪॥ પણ તે વખતે કૈકેયીનાં કરેલાં કર્મ હૃદયમાં જાણી લક્ષ્મણજીને બહુ વિધિથી વર્ણન કરી સંભળાવવા લાગ્યા. ત્યારે તેણે શ્રીરામને તે વિષે સમજણ આપીને, વિરાધ નામના રાક્ષસ ઉપર મહાક્રોધથી પાંચ બાણ મૂક્યાં. ॥ ૫ ॥

**हरिगीतछंद.** भये क्रोध लषण संधानि धनु शर मारि तेहि व्याकुल कियो ॥
पुनि उठि निशाचर राखि सीतहिं शूल लै धावत भयो ॥
जनु कालदंड कराल धावत विकल सब खग मृग भये ॥
धनु तानि श्रीरघुवंशमणि पुनि काटि तेहि रजसम किये ॥ ८ ॥

**અર્થ.**—લક્ષ્મણે મહાકોપથી મૂકેલાં બાણ વિરાધને લાગવાથી તે વ્યાકુળ થઈ ગયો, અને પછી તે દૈત્ય સીતાજીને મૂકી પોતાનું ત્રિશૂળ લઈ કઠીણ કાળના દંડની પેઠે દોડતો હતો, તે જોઈ પક્ષીઓ તથા મૃગો દુઃખ પામવા લાગ્યાં. ત્યારે રઘુકુળમાં મણિરૂપ શ્રીરામચંદ્રજીએ તેના ત્રિશૂળને કાપી રજસમાન કરી નાંખ્યું. ॥ ૮ ॥

**दो०** बहुरि एक शर मारेउ, परे धरणि धुनिमाथ ॥
उठी प्रबल पुनि गर्जेउ, चले जहां रघुनाथ ॥ १० ॥

**અર્થ.**—અને વળી એક બાણ લક્ષ્મણજીએ માર્યું જેથી તે મસ્તક ધૂણાવી પૃથ્વીઉપર પડ્યો, પણ ફરીથી ઉઠી, મહાઘોર ગર્જના કરતો શ્રીપ્રભુપાસે આવ્યો. ॥ ૧૦ ॥

**चो०** एसे कहत निशाचर धावा । अब नहिं बचहु तुमहिं मैं खावा ॥
तासु वेग शत मरुत समाना । टूटहिं तरु बहु उडहिं पषाना ॥ १ ॥
जीव जंतु जहं लगि रहे जेते । व्याकुल भाजि चले सब तेते ॥
आवत शठ यहि विधि जनुभूधर । होइहि काह कहहिं व्याकुल सुर ॥ २ ॥
उरग समान बाण वीरूयाता । चाप चढाइ प्रभु असुरनिपाता ॥
तुरतहि रुचिर रूप सोई पावा । देखि दुखी निज धाम पठावा ॥ ३ ॥
तासु अस्थि गाडेउ प्रभु धरणी । देव मुदित लखि प्रभुकी करणी ॥
सीता आइ चरण लपटानी । अनुज सहित तब चले भवानी ॥ ४ ॥
वहां शक्र जहं मुनि शरभंगा । आये सकल देव निज संगा ॥
गये कहन प्रभु देन शिखावन । दिशिपति भेद बसत जहं रावन ॥ ५ ॥

**અર્થ.**—તથા બોલ્યો કે, હવે તમે બચનાર નથી. હું તમારું ભક્ષણ કરીશ. વળી તેનો સો વાયુના જેવો વેગ હોવાથી વૃક્ષો ભાંગી પડવા લાગ્યાં તથા પથ્થરો ઉડવા લાગ્યા. ॥ ૧ ॥ અને ત્યાં રહેતાં જીવજંતુઓ દુઃખી થઈ નાસતાં હતાં. એવી રીતે મહાબળવાનને પર્વતની પેઠે આવતો જોઈ, હવે શું થશે ? એમ વ્યાકુળ થયેલા દેવોને જાણી ॥ ૨ ॥ શ્રીપ્રભુએ વેદવિખ્યાત સર્પ જેવું બાણ ધનુષ્યપર ચડાવીને તે દૈત્યનો નાશ કર્યો. તે જ વખતે સુંદરરૂપ ધારણ કરનાર શ્રીપ્રભુએ તેને દુઃખી જોઈ પોતાના ધામમાં મોકલી દીધો. ॥ ૩ ॥ પછી તેનાં હાડકાં પૃથ્વીમાં દાટી મૂક્યાં. તે શ્રીપ્રભુની કૃતિ જોઈ દેવતાઓ આનંદ પામ્યા. પછી સીતાજીએ શ્રીપ્રભુનાં પદકંજ ગ્રહણ કર્યાં તથા હે પાર્વતી ! તે વખતે લક્ષ્મણજી સહિત શ્રીપ્રભુ

વનમાં ચાલ્યા. ॥ ૪ ॥ ત્યારે શરભંગ મુનિના આશ્રમમાં દેવતાઓ સહિત ઇંદ્રાદિ દિગ્પાળોના બળનો નાશકર્ત્તા જે રાવણ, તેના સંબંધી શિખામણ આપવા શ્રીપ્રભુ-પાસે આવ્યો હતો. ॥ ૫ ॥

**दो० सुरपति संशय तिमिरसम, रघुपति तेज दिनेश ॥**
**रावण जीवन निशि सम, बीतेहि छुंट कलेश ॥ ११ ॥**

**અર્થ.**—હે ગરુડજી ! શ્રી રામના તેજરૂપી સૂર્ય આગળ ઇંદ્રનો સંશય અંધકારની પેઠે તથા રાવણનું જીવન રાત્રિની પેઠે છે. તે જ્યારે નાશ પામશે ત્યારે જ દુઃખનો અંત આવશે. ॥ ૧૧ ॥

**चो० सुनासीर प्रभु तिहि क्षण देखा । तेजनिधान शुभ्र अति वेषा ॥**
**तुरंग चारि गति मरुत समाना । रविरथ सम नहिं जाय बखाना ॥ १ ॥**
**क्षिति न परस अंतरहित रहई । श्वेतछत्र चामर शिर ढरई ॥**
**अनुजहि प्रियहि कहा समुझाई । सुरपति महिमा गुण प्रभुताई ॥ २ ॥**
**जेहि कारण बासव तहं आये । सो कछु वचन कहन नहिं पाये ॥**
**बीचाहि मुनि आउब प्रभु केरा । कहि साराथि तुरत रथ फेरा ॥ ३ ॥**
**दूरिहिते करि प्रभुहि प्रणामा । हरषि सुरेश गयउ निज धामा**
**प्रभु आये जहं मुनि शरभंगा । सुंदर अनुज जानकी संगा ॥ ॥ ४ ॥**

**અર્થ.**—પછી અતિ સુંદર વેષ તથા તેજના ભંડાર ઇન્દ્રને શ્રીરામે જોયો. જેમાં પવન જેવા બળવાળા ચાર ઘોડા જોડ્યા હતા, જેનું તેજ સૂર્યસમાન હતું અને જેની શોભા વર્ણવી શકાય એવી ન હતી, એવા રથમાં ઇન્દ્ર બેઠો હતો. ॥ ૧ ॥ વળી પૃથ્વીને સ્પર્શ કર્યા વિના અંતરિક્ષ રહેલો તથા શિરપર સ્વેતછત્ર અને ચામર ઢળે છે, એવા મહિમાવાળા ઇંદ્રનો પ્રતાપ અને ગુણ લક્ષ્મણજી તથા સીતાજીને શ્રીપ્રભુએ કહી સંભળાવ્યો. ॥ ૨ ॥ વળી જે કારણ માટે ઇંદ્ર ત્યાં આવ્યો હતો, તે વિષે કંઈપણ વાતચિત થઈ શકી નહીં અને વિચાર્યું કે, જે કારણ માટે મારે શ્રીરઘુનાથજીને સૂચના આપવી છે, તે કારણ તેઓ જાણે છે, એમ જાણી તે જ વખતે પોતાના સારથિને રથ ફેરવવા ઇંદ્રે આજ્ઞા આપી. ॥ ૩ ॥ અને દૂરથી શ્રીરામચંદ્રજીને નમસ્કાર કરી આનંદ પામી, ઇંદ્ર સ્વર્ગવિષે ગયો. પછી શરભંગ મુનિના સુંદર આશ્રમમાં લક્ષ્મણજી તથા જાનકીજી સહિત શ્રીપ્રભુ પધાર્યા. ॥ ૪ ॥

**दो० देखि राम मुख पंकज, मुनिवर लोचन भृंग ॥**
**सादर पान करत अति, धन्य जन्म शरभंग ॥ १२ ॥**

**અર્થ.**—ત્યાં શ્રીપ્રભુના મુખરૂપી કમળનું મુનિનાં નેત્રરૂપી ભમરા પ્રેમથી પાન કરે છે. માટે હે પાર્વતી ! એ ઋષિના જન્મને અત્યંત ધન્ય છે. ॥ ૧૨ ॥

**चो० कह मुनि सुनु रघुबीर कृपाला । शंकरमानस राज मराला ॥**
**जात रहेउं विरंचिके धामा । सुनेउं श्रवण बन आवत रामा ॥ १ ॥**

चितवत पंथ रहेउं दिनराती । अब प्रभु देखि जुडानी छाती ॥
नाथ सकल साधन मैं हीना । कीन्ही कृपा जानि जन दीना ॥ २ ॥
सो कछु देव न मोर निहोरा । निज प्रण राखेउ जन मन चोरा ॥
तबलगि रहहु दीन हित लागी । जबलगि मिलौं तुम्हैं तनु त्यागी ॥ ३ ॥
योग यज्ञ जप तप व्रत कीन्हा । प्रभु कहं देइ भक्ति वर लीन्हा ॥
यहि विधि सर पर मुनि शरभंगा । बैठे हृदय छांडि सब संगा ॥ ४ ॥

**અર્થ.**—પછી મુનિ બોલ્યા કે, મહાદેવના હૃદયરૂપી માનસરોવરમાં હંસરૂપ હે કૃપાળુ પ્રભુ ! હું બ્રહ્મલોકમાં જવાને ઇચ્છતો હતો, પણ એટલામાં આપનાં આવવાની ખબર સાંભળી, તેથી રાત્રદિવસ માર્ગ જોતો હતો. ॥ ૧ ॥ એ પ્રસંગમાં આપના દર્શનના લાભથી મારું અંતઃકરણ શાંત પામ્યું. હે નાથ ! સર્વ સંસ્કારથી રહિત એવો હું તેને દીન જાણી આપે કૃપા કરી, તેથી અતિ આનંદ પામ્યો છું. ॥ ૨ ॥ ભક્તજનોનાં મન હરણકર્ત્તા હે પ્રભુ ! હું આપની કંઈ સેવા કરી જાણતો નથી, છતાં પણ આપે આપનું “ પણ ” રાખ્યું. વળી જ્યાં સૂધી આ મારો પ્રાણ દેહ ત્યાગી આપને મળે, ત્યાંસૂધી હું દીનના હિતમાટે આપ અહીં રહેો. ॥ ૩ ॥ અને યજ્ઞ, યોગ, જપ, તપ તથા વ્રત જે કંઈ મેં કર્યાં હશે, તે આપને અર્પણ કરી ભક્તિનું વરદાન માગવા આશા રાખું છું. એમ કહી મનની વાસનાઓ દૂર કરી, સરોવરકિનારે પદ્માસન વાળી શરભંગ મુનિ બેઠા. ॥ ૪ ॥

दो० सीता अनुज समेत प्रभु, नील जलद् तनु श्याम ॥
मम हिय बसहु निरन्तर, सगुणरूप श्रीराम ॥ १३ ॥

**અર્થ.**—અને બોલ્યા કે, ઘનશ્યામ સ્વરૂપ તથા સગુણમય એવા સીતા લક્ષ્મણ સહિત હે પ્રભુ ! મારા હૃદયમાં નિરંતર વાસ કરો. ॥ ૧૩ ॥

चो० अस कहि योग अग्नि तनु जारा । राम कृपा बैकुंठ सिधारा ॥
ताते मुनि हरि लीन न भयऊ । प्रथमहिं भेद भक्ति वर लयऊ ॥ १ ॥
ऋषि निकाय मुनिवर गति देखी । सुखी भये निज हृदय विशेषी ॥
अस्तुति करहिं सकल मुनिवृंदा । जयति प्रणतहित करुणाकंदा ॥ २ ॥
पुनि रघुनाथ चले बनआगे । मुनिवर वृंद विपुल संगलागे ॥
अस्थि समूह देखि रघुराया । पूछा मुनिन्ह लागि अतिदाया ॥ ३ ॥
जानतहौ का पूछहु स्वामी । समदर्शि उर अन्तर्यामी ॥
निशिचर निकर सकल मुनि खाये । सुनि रघुनाथ नयन जल छाये ॥ ४

**અર્થ.**—એવો ઉચ્ચાર કરીને યોગાગ્નિથી પોતાનું શરીર ભસ્મ કરી શ્રીપ્રભુ કૃપાથી શરભંગ, “ મોક્ષ ” કરતાં પણ “ સદૈવભક્તિ ” ને આધક માની વૈકુંઠને વિષે ગયા.

( પ્રથમથી ભક્તિનું વરદાન માગવાથી તે ઋષિ મોક્ષ ન પામ્યા. ) તે શરભંગ ઋષિની સદ્દગતિને જોઈ, બીજા કેટલાક મુનિઓ સંતોષ પામ્યા તથા હે દીનદયાળ! હે કૃપાસાગર! આપનો જય જય થાઓ. એમ સર્વે મુનિમંડળે વિનયપૂર્વક બોલી આશીર્વચન કહ્યાં. ॥ ૧ ॥ ૨ ॥ પછી શ્રીરામચંદ્રજીસાથે પ્રેમમાં આસક્ત થઈ, બીજા મુનિઓ ચાલ્યા, ત્યારે માર્ગમાં હાડકાંનો સમુદાય જોઈ દયાથી શ્રીરામે ઋષિઓને પૂછયું. ॥ ૩ ॥ એટલે મુનિઓ બોલ્યા કે, હે સમદૃષ્ટિવાળા અંતર્યામી! આપ જાણો છો, માટે શું પૂછોછો? હે પ્રભુ! આ તો રાક્ષસોથી ખવાયલાં અનેક મુનિઓનાં હાડકાં છે, એવું સાંભળતાં જ શ્રરામચંદ્રજીનાં નેત્રો જળથી ભરાઈ આવ્યાં. ॥ ૪ ॥

दो० निशिचर हीन करौं महि, भुज उठाय पण कीन्ह ॥
सकल मुनिन्हके आश्रमन्ह, जाइ जाइ सुख दीन्ह ॥ १४ ॥

**અર્થ.**—અને હાથ ઉંચો રાખી પ્રતિજ્ઞા કરી કે, આ પૃથ્વી હું રાક્ષસ વગરની કરીશ. એમ કહી સર્વે ઋષિઓના આશ્રમમાં જઈ સુખ આપવા લાગ્યા. ॥ ૧૪ ॥

चो० मुनि अगस्त्य करशिष्य सुजाना । नाम सुतीक्षण रत भगवाना ॥
मन क्रम वचन राम पद सेवक । स्वप्नेहुं आन भरोस नदेवक ॥ १ ॥
प्रभु आगमन श्रवण सुनि पावा । करत मनोरथ आतुर धावा ॥
हे विधि दीनबंधु रघुराया । मोसे शठ पर करिहहिं दाया ॥ २ ॥
सहित अनुज मोहिं राम गुसाईं । मिलिहहिं निज सेवककी नाईं ॥
मोरे जिय भरोस दृढ नाहीं । भक्ति न विरति ज्ञान मन माहीं ॥ ३ ॥
नहि सतसंग योग जप यागा । नहिं दृढ चरण कमल अनुरागा ॥
एकबानि करुणानिधानकी । सो प्रिय जाके गति न आनकी ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે અગત્સ્ય મુનિના શિષ્ય સુજાણ સુતીક્ષ્ણ, જેની પ્રભુમાં પ્રીતિ છે તથા જે મન, કર્મ અને વચનથી શ્રીરામનાં ચરણકમળનો સેવક છે, ॥ ૧ ॥ વળી સ્વપ્નમાં પણ બીજા દેવ ઉપર આશ્રય નથી, તે શ્રીપ્રભુનું આવવું સાંભળી આતુરતાથી દોડયો, અને વિધિને કહેવા લાગ્યો કે, હે બ્રહ્મા! દીનબંધુ શ્રીરઘુનાથજી મારા શઠના ઉપર દયા કરશે કે નહિ! ॥ ૨ ॥ તથા લક્ષ્મણજી સહિત શ્રીપ્રભુ મને મળશે કે નહીં? કારણ મારું મન ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય વગરનું છે, માટે મારા જીવને દૃઢ ભરોસો નથી. તેમ મેં સતસંગ, યોગ, જપ અને યજ્ઞ પણ કર્યાં નથી, તેમ ચરણકમળમાં મારો દૃઢ સ્નેહ પણ નથી. માત્ર કરુણાનિધાન એવા "શ્રીરામ" એ જ મને પ્રિય છે તથા એ ઉચ્ચારથી જ મારી ગતિ છે, તે સિવાય બીજી કોઈ નથી. ॥ ૩ ॥ ૪ ॥

हरिगीतछंद. सोउ परमप्रिय अति पातकी जिन्ह कबहुं प्रभु सुमिरण कर्‍यो ॥
ते आजु मैं निज नयन देखौं, पूरि पुलकित हिय भर्‍यो ॥

जे पद सरोज अनेक मुनि करि, ध्यान कबहुं क आवहीं ॥
ते राम श्रीरघुवंशमणि, प्रभु प्रेमते सुख पावहीं ॥ ९ ॥

**અર્થ.**—માટે પરમ પ્રિય એવા જે શ્રીપ્રભુ અને પાપી એવો જે હું, તો પણ કોઈક દહાડો તેમનું સ્મરણ કર્યું હશે, જે આજે મારાં નેત્રથી શ્રીરઘુનાથજીનું આનંદથી દર્શન કરીશ. વળી જેનાં ચરણકમળનું ધ્યાન ધરવાવાળા મુનિઓ કદી તેના ધ્યાનને પામતા હશે, તે રઘુવંશમાં મણિરૂપ શ્રીરામચંદ્રજી માત્ર પ્રેમથકી સુખ પામે છે. ॥ ૯ ॥

दो० पन्नगारि सुनु प्रेम सम, भजन न दूसर आन ॥
यह बिचारि पुनि पुनि मुनि, करत राम गुणगान ॥ १५ ॥

**અર્થ.**—હે ગરુડજી! પ્રેમરસ જેવી બીજી કંઈ ભક્તિ નથી, એમ વિચાર કરી સુતીક્ષ્ણ મુનિ શ્રરામચંદ્રજીના ગુણનું ગાન કરવા લાગ્યો. ॥ ૧૫ ॥

चो० होइहहिं सफल आजु मम लोचन । देखि बदन पंकज भव मोचन ॥
निर्भर प्रेम मगन मुनि ज्ञानी । कहि न जाइ सो दशा भवानी ॥ १ ॥
दिशि अरु बिदिशि पंथ नहिं सूझा । को मैं कहां चलौं नहिं बूझा ॥
कबहुंक फिरि पाछे पुनिं जाई । कबहुंक नृत्य करै गुणगाई ॥ २ ॥
अबिरल प्रेम भक्ति मुनिपाई । प्रभु देखहिं तरु ओट लुकाई ॥
अतिशय प्रीति देखि रघुबीरा । प्रकटे हृदय हरण भवपीरा ॥ ३ ॥
मुनि मगु मांझ अचल भे कैसा । पुलक शरीर पनसफल जैसा ॥
तब रघुनाथ निकट चलि आये । देखि दशा निज जन मन भाये ॥ ४ ॥

**અર્થ.**—અને વળી બોલ્યો કે, સંસારથકી મુક્ત કરનાર એવું શ્રીરઘુનાથજીનું મુખકમળ જોઈ આજ મારાં નેત્ર સફળ થશે. હે પાર્વતી! મહાજ્ઞાની તથા પ્રેમમાં મગ્ન થયેલા, સુતીક્ષ્ણ, તેમની "દશા" કહેવામાં આવતી નથી; ॥ ૧ ॥ તથા હું કોણ અને કઈ દિશામાં છું, તેમ કયો માર્ગ અને ક્યાં જાઉં છું, તે કંઈ સમજણ પડતી નથી. વળી ચાલતાં ચાલતાં તેઓ પાછા હઠી જાયછે, અને કોઈ વખતે શ્રીપ્રભુના ગુણ ગાઈ નૃત્ય કરેછે. ॥૨॥ એવી અખંડ પ્રેમભક્તિને પામેલા તપસ્વીને શ્રીપ્રભુ ઝાડની પછવાડે સંતાઈને જોવા લાગ્યા; અને તેની અતિશય પ્રીતિ જોઈ સંસારના ભયને હરણ કરનાર શ્રીપ્રભુ મુનિના હૃદયમાં પ્રગટ થયા. ॥ ૩ ॥ ત્યારે ફણસના ફળનીપેઠે રોમાંચિત શરીરે થઈ મુનિ માર્ગમાં અચલ થઈ ઉભા રહ્યા. ત્યારે શ્રીપ્રભુ, પ્રિય ભક્તની આવી "દશા" જોઈ તેનીપાસે ચાલીને આવ્યા. ॥ ૪ ॥

सो० राम सुसहज स्वभाव, सेवक सुख दारिद दमन ॥
मुनिसन कह प्रभु आव, उठ उठ द्विज मम प्राण सम ॥ ७ ॥

**અર્થ.**—હે ગિરિજા! સેવકને સુખ આપનાર તથા દુઃખના નાશકર્ત્તા, સહજ

સ્વભાવવાળા શ્રીપ્રભુ, મુનિનીપાસે ઉભા રહી બોલ્યા કે, હે મારા પ્રાણપ્યારા બ્રાહ્મણ! ઉઠીને મારીકને આવ. ॥ ૭ ॥

चो० मुनिहिं राम बहुभांति जगावा । जाग न ध्यान जनित सुखपावा ॥
भूप रूप तब राम दुरावा । हृदय चतुर्भुज रूप दिखावा ॥ १ ॥
मुनि अकुलाई उठा तब कैसे । बिकलहीन फणि मणि बिनु जैसे ॥
आगे देखि राम तनु श्यामा । सीता अनुज सहित सुखधामा ॥ २ ॥
परेउ लकुटइव चरणन्ह लागी । प्रेम मगन मुनिवर बडभागी ॥
भुज बिशाल गहि लिये उठाई । प्रेम प्रीति राखेउ उरलाई ॥ ३ ॥
मुनिहि मिलत अस सोह कृपाला । कनक तरुहि जनु भेंट तमाला ॥
रामबदन बिलोकि मुनि ठाढा । मानहुं चित्र मांझ लिखि काढा ॥ ४ ॥

**અર્થ.**—હે ઉમા! ધ્યાન થકી ઉત્પન્ન થયેલા સુખથી મુનિને ઘણી રીતે શ્રીરામે જગાડ્યો, પણ જાગ્યો નહીં. ત્યારે શ્રીરામે પોતાનું સ્વરૂપ અંતર્ધ્યાન કરી, મુનિનાં હૃદયમાં ચતુર્ભુજ રૂપ પ્રગટ કર્યું. ॥ ૧ ॥ એટલે જેમ મણિવગરનો સર્પ, તેમ તપસ્વી વ્યાકુળ થઈને ઉઠ્યા, ત્યારે સુખના ભંડાર વૈદેહી તથા અનુજ સહિત ઘન જેવા વર્ણવાળા શ્રીપ્રભુને પોતાની પાસે જોયા કે, ॥ ૨ ॥ તરત જ પ્રેમમાં મગ્ન થઈ, મોટા ભાગ્યવાળા ઋષિએ લાકડીનીપેઠે પડી શ્રીરામનાં ચરણકમળ ગ્રહણ કર્યાં, ત્યારે મુનિને મોટા હાથવડે ઉઠાડી અત્યંત પ્રીતિથી શ્રીપ્રભુ હૃદય સાથ લગાડીને મળ્યા. ॥ ૩ ॥ તે વખતે બેઉ જણ શ્વેત ધતુરો અને તમાલ વૃક્ષની પેઠે શોભવા લાગ્યા અને જાણે ચિત્રામણની મૂર્ત્તિનીપેઠે પ્રભુને નજર લગાડી જોઈ રહ્યા. ॥ ૪ ॥

दो० तब मुनि मनमहुं धीरधरि, गहि पद बारहिं बार ॥
निज आश्रम प्रभु आनि करि, पूजा विविध प्रकार ॥ १६ ॥

**અર્થ.**—અને પછી હૃદયમાં ધીરજ ધરી તપસ્વી શ્રીપ્રભુનાં ચરણનો વારંવાર સ્પર્શ કરીને પોતાના આશ્રમમાં પધરાવી નાના પ્રકારથી પૂજા કરી બોલ્યા કે, ॥ ૧૬ ॥

चो० कह मुनि प्रभु सुनु विनति मोरी । अस्तुति करौं कवन विधि तोरी ॥
महिमा अमित मोरि मति थोरी । रवि संमुख खद्योत उजोरी ॥ १ ॥
श्याम तामरस दाम शरीरं । जटा मुकुट परिधान मुनिचीरं ॥
पाणि चाप शर कटि तूणीरं । नौमि निरन्तर श्रीरघुवीरं ॥ २ ॥
मोह विपिन घन दहन कृशानु । सन्त सरोरुह कानन भानु ॥
निशिचर करि बरूथ मृगराजं । त्रातु सदा नो भव खग बाजं ॥ ३ ॥
अरुण नयन राजीव सुवेषं । सीता नयन चकोर निशेषं ॥
हर हृद मानस राज मरालं । नौमि राम उर बाहु विशालं ॥ ४ ॥

संशय सर्प ग्रसन उरगादं । शमन सकल संताप बिषादं ॥
भवभंजन रंजन सुरयूथं । त्रातु । सदा नो कृपा बरूथं ॥ ५ ॥
निर्गुण सगुण विषम सम रूपं । ज्ञान गिरा गोतीत मनूपं ॥
अमल अखिल अनवद्यमपारं । नौमि राम भंजन महिभारं ॥ ६ ॥
भक्त कल्प पादप आरामं । तर्जन क्रोध लोभ मद कामं ॥
अतिनागर भवसागर सेतुं । त्रातु सदा दिनकर कुलकेतुं ॥ ७ ॥
अतुलित भुज प्रताप बलधामं । कलिमल विपुल विभंजन नामं ॥
धर्म बर्म शर्मद गुण ग्रामं । संतत संतनोतु ममकामं ॥ ८ ॥
यदपि बिरज व्यापक अविनासी । सबके हृदय निरंतर बासी ॥
तदपि अनुज सिय सहित खरारी । बसहु मनसि मम काननचारी ॥ ९ ॥
जे जानहिं ते जानहु स्वामी । सगुण अगुण उर अन्तरयामी ॥
जो कोशलपति राजिव नयना । करौ सो राम हृदय मम अयना ॥ १० ॥

**અર્થ.**—હે પ્રભુ ! મારી વિનતિ સાંભળો. હું કયા પ્રકારે આપની સ્તુતિ કરું ? કારણ કે મારી અલ્પબુદ્ધિ અને આપનો મહિમા અપાર. કંઈ સૂર્યના તેજ પાસે પતંગીઓ દીઠામાં આવે ? ॥ ૧ ॥ વળી આપ કોમળ કમળના જેવા ઘનશ્યામ શરીરવાળા તથા જટાનો મુકૂટ ધરી, મુનિઓનાં જેવાં કટિ ઉપર વસ્ત્ર ધારણ કરેલાં છે, વળી હસ્તને વિષે ધનુષબાણ અને કમર ઉપર ભાથા બાંધેલા એવા જનકસુતા સહિત હે પ્રભુ ! આપને હું વારંવાર નમસ્કાર કરું છું. ॥ ૨ ॥ તેમ જ વળી મોહરૂપી ગહન વનને બાળનાર અગ્નિરૂપ તથા સંતરૂપી કમળનાં વન ઉપર સૂર્યરૂપ અને દૈત્યોના યૂથરૂપ હાથીઓપર સિંહરૂપ તથા સંસારરૂપી પક્ષીઓ ઉપર બાજરૂપ એવા હે ભગવન્ ! આપ મારું રક્ષણ કરો. ॥ ૩ ॥ કમળના જેવાં લાલ નેત્ર તથા સુંદર વેષવાળા, અને સીતાજીના નેત્રરૂપી ચકોરીપર ચંદ્રમારૂપ આપ છો, તથા મહાદેવજીના હૃદયરૂપી માનસરોવરમાંથે હંસરૂપ, વળી ઉરૂસ્થળ અને વિશાળ ભુજાવાળા હે પ્રભુ ! આપને નમસ્કાર કરું છું. ॥ ૪ ॥ સંશયરૂપી સર્પને ગરુડની પેઠે સર્વ સંતાપ તથા દુઃખને નાશકરનાર આપ છો, તથા દેવતાઓના યૂથને સુખકર્તા, અને સંસારના જન્મમરણને ટાળનાર હે દયાળુ ! નિરંતર મારું રક્ષણ કરો. ॥ ૫ ॥ નિર્ગુણ અને સગુણ, સમ તથા વિષમરૂપ અને જ્ઞાન, વાણી તથા ઇંદ્રિયોથી રહિત, વળી ઉપમા રહિત એવા આપ છો. તેમ જ નિર્મળ, સર્વવ્યાપક, અત્યંત સ્તુતિલાયક અને પૃથ્વીના ભારનો નાશ કર્ત્તા એવા શ્રીહરિને નમસ્કાર કરું છું. ॥ ૬ ॥ વળી ભક્તજનોને કલ્પવૃક્ષની પેઠે સુખદ તથા કામ, ક્રોધ, મદ, મોહ અને લોભનો નાશ કરનાર, અત્યંત ચતુર તેમ જ સંસારરૂપી સમુદ્ર ઉપર સેતુરૂપ તથા સૂર્યવંશનેવિષે ધ્વજારૂપ હે નાથ ! આપ મારું રક્ષણ કરો. ॥ ૭ ॥ વળી જેમની ભુજાનો અત્યંત પ્રતાપ તથા બળના ભંડારરૂપ તથા કળિયુગનાં અનેક પાપોનો નાશ કર્ત્તા, ધર્મનું રક્ષણ કરનાર, વળી અનેક શુભ

ગુણ તથા સુખના દેનાર પ્રભુ મારી કામનાઓ નિરંતર પૂર્ણ કરો. ॥ ૮ ॥ વળી માયારહિત, અવિનાશી તથા સર્વ પ્રાણીમાત્રને હૃદયને વિષે સદૈવ વાસ કરનાર ઘટઘટ વાસી, ખર દૂષણના શત્રુ હે વનચારી ! આપ ત્રણે જણ મારા હૃદયમાં વાસ કરો. ॥ ૯ ॥ હે અંતર્યામી ! નિર્ગુણ અને સગુણરૂપ હે સ્વામિન્ ! જે આપને જાણે છે, તે જ જાણે છે. માટે કમળના સરખાં નેત્રવાળા હે અયોધ્યાપતિ શ્રીરામ ! મારા હૃદયરૂપી મંદિરમાં વાસ કરો. ॥ ૧૦ ॥

**सो॰ मायावश जिमि जीव, रहहिं सदा संतत मगन ॥**
**तिमि लागहु मोहिं प्रीय, करुणाकर सुंदर सुखद ॥ ८ ॥**

**અર્થ.**—હે દયાના ભંડાર શ્રીરામ ! જેમ માયાને વશ થયેલો જીવ નિરંતર મગ્ન રહે છે, તેમ સુંદર સુખને આપનાર હે નાથ ! આપ મને પ્રિય લાગજો. ॥ ૮ ॥

**चो॰ अस अभिमान जाय जनि भोरे । मैं सेवक रघुपति पति मोरे ॥**
**राम भक्ति तजि चह कल्याना । सो नर अधम शृगाल समाना ॥ १ ॥**
**सुनि मुनि वचन राम मन भाये । बहुरि हर्षि मुनिवर उरलाये ॥**
**परम प्रसन्न जानि मुनि मोहीं । जो बर मांगु देउं मैं तोहीं ॥ २ ॥**
**मुनि कह मैं बर कबहुं न यांचा । समुझि न परै झूंठ का सांचा ॥**
**तुमहिं नीक लागै रघुराई । सो मोहिं देहु दास सुखदाई ॥ ३ ॥**
**अविरल भक्ति बिरति विज्ञाना । होहु सकल गुणज्ञान निधाना ॥**
**प्रभु जो दीन्ह सो बर मैं पावा । अब सो देहु मोहिं जो भावा ॥ ४ ॥**

**અર્થ.**—વળી હું આપનો સેવક તથા આપ મારા સ્વામી, એ વાતનું મારું અભિમાન સદૈવ જાય જ નહીં. આપની ભક્તિનો ત્યાગ કરી જે પુરુષ કલ્યાણની ઇચ્છા કરે, તેને અધમ શિયાળના જેવો જાણવો. ॥ ૧ ॥ એવી રીતે ઋષિનાં પ્રિય વચન સાંભળી, શ્રીરામ હર્ષ પામીને તેને હૃદય સાથે લગાડી બોલ્યા કે, હે મુનિ ! મને અત્યંત પ્રસન્ન જાણી તમે મારી પાસે જે વરદાન માગશો તે હું આપીશ. ॥ ૨ ॥ ત્યારે ઋષિ બોલ્યા કે, મને સાચા જૂઠાની ખબર પડે નહીં અને કોઈ દહાડો વરદાન માગ્યું નથી, માટે આપને જે સારું લાગે તથા સેવકને સુખ થાય, એવું વરદાન આપો. ॥ ૩ ॥ ત્યારે શ્રીપ્રભુ બોલ્યા કે, અવિચળ ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય સહિત અને સર્વ ગુણના ભંડાર તમે થજો. એટલે મુનિ બોલ્યા કે, આપે જે વરદાન આપ્યું તે હું પામ્યો, પણ મને જેનો ભાવ છે, તે વરદાન આપ હવે આપો. ॥ ૪ ॥

**दो॰ अनुज जानकी सहित प्रभु, चाप बाण धरि राम ॥**
**मम हिय गगन इंदु इव, बसहु सदा निष्काम ॥ १७ ॥**

**અર્થ.**—એમ કહી માગ્યું કે, લક્ષ્મણ તથા સીતાજી સહિત, ધનુષબાણ ધારણ કરી, મારા હૃદયરૂપી આકાશને વિષે કામના રહિત નિરંતર ચંદ્રમાની પેઠે વાસ કરો.૧૭

चो० एवमस्तु कहि रमा निवासा । हर्षि चले कुंभजऋषि पासा ॥
मुनि प्रणाम करि युग कर जोरी । सुनहु नाथ कछु बिनती मोरी ॥ १ ॥
बहुत दिवस गुरु दरशन पाये । भये मोहिं यहि आश्रम आये ॥
अब प्रभु संग जाउं गुरुपाहीं । तुम कहं नाथ निहोरा नाहीं ॥ २ ॥
चले जात मग तव पद कंजा । देखिहौं जो विराध मद गंजा ॥
देखि कृपानिधि मुनि चतुराई । लिये संग विहंसे दोउ भाई ॥ ३ ॥
पंथ कहत निज भक्ति अनूपा । मुनि आश्रम पहुंचे सुर भूपा ॥
आश्रम देखि महा शुचि सुंदर । सरित सरोवर कानन भूधर ॥ ४ ॥
जलचर थलचर जीव जहींते । बैर न करहिं प्रीति सबहीते ॥

**અર્થ.**—ત્યારે શ્રીપ્રભુ તથાસ્તુ કહી હર્ષ પામી અગત્સ્ય મુનિનીપાસે ચાલ્યા, એટલે સુતીક્ષ્ણઋષિ બે હાથ જોડી પ્રણામ કરી બોલ્યા કે, હે નાથ! મારી કંઇક વિનતિ સાંભળો. ॥ ૧ ॥ આ આશ્રમમાં આવ્યાબાદ ગુરુનાં દર્શન કીધે મને ઘણા દિવસ થયા, તેથી આજ હું આપની સાથે ગુરુ આગળ જાઉં, તેમાં હે નાથ! તમને કંઈ વિનય કરવાનો નથી. ॥ ૨ ॥ વળી માર્ગમાં ચાલતાં આપનાં ચરણકમળના પ્રતાપથી વિરાધને માર્યો, તે હું જોઇશ. એવી રીતે મુનિની ચતુરાઈ જોઈ બેઉ જણ હસીને તેને સાથે લીધા. ॥ ૩ ॥ રસ્તામાં ચાલતાં ચાલતાં અનુપમ એવી પોતાની ભક્તિનું વર્ણન કરતાં અને નદી, સરોવર, વન તથા પર્વતો ઉલ્લંઘન કરીને અત્યંત પવિત્ર ઋષિના આશ્રમપાસે પ્રભુ આવી પહોંચ્યા. ત્યારે તે ઠેકાણે જળના જીવ તથા પૃથ્વી ઉપર રહેનાર પ્રાણીઓ પોતપોતામાં વૈરનો ત્યાગ કરી પ્રીતિ કરવા લાગ્યાં ॥ ૪ ॥

दो० तरु पर बहु विविध बिहंग मृग, बोलत विविध प्रकार ॥
बसहिं सिद्धमुनि तप करहिं, महिमा गुण आगार ॥ १८ ॥

**અર્થ.**—વળી તે સ્થળમાં અનેક જાતનાં વૃક્ષોપર તરેહવાર મૃગો તથા પક્ષીઓ નાના પ્રકારના મધુર શબ્દ બોલી રહ્યાં છે, તથા જેનો અપાર મહિમા છે, એવા ગુણના ભંડાર સિદ્ધ મુનિઓ ત્યાં વાસ કરી તપ કરેછે. ॥ ૧૮ ॥

चो० तुरत सुतीक्षण गुरु पहं गयऊ । करि दंडवत कहत अस भयऊ ॥
नाथ कोशलाधीश कुमारा । आये मिलन जगत आधारा ॥ १ ॥
राम अनुज समेत वैदेही । निशिदिन देव जपतहहु जेही ॥
सुनत अगस्त्य तुरत उठि धाये । प्रभु विलोकि लोचन जल छाये ॥ २ ॥
मुनि पद कमल परे दोउ भाई । ऋषि अति प्रीति लिये उरलाई ॥
सादर कुशल पूछि मुनि ज्ञानी । आसनपर बैठारे आनी ॥ ३ ॥

**पुनि करि बहु प्रकार प्रभु पूजा । मोहिं सम भाग्यवंत नहिं दूजा ॥**
**जहं लगि रहे अमर मुनि बृंदा । हर्षे सब बिलोकि सुखकंदा ॥ ४ ॥**

**અર્થ.**—ત્યાં સુતીક્ષ્ણે ગુરુપાસે જઈ દંડવત્ કરી કહ્યું કે, હે નાથ! રાજા દશરથના પુત્ર, અને જગતમાં આધાર, વળી જે દેવનું તમે રાત્રદિવસ રટણ કરોછો, તે સીતાજી તથા લક્ષ્મણજી સહિત તમને મળવાને શ્રીરઘુનાથજી આવેછે. એવી રીતે શિષ્યનાં વચન સાંભળી અગસ્ત્ય ઋષિ તરત ઉઠી દોડતાં શ્રી પ્રભુને નિરખીને નેત્રમાં જળ ભરાઈ આવ્યાં. ॥ ૧ ॥ ૨ ॥ તે વખતે બેઉ ભાઈ મુનિના ચરણમાં પડ્યા, ત્યારે અત્યંત પ્રેમથી ઋષિએ તેમને ઉઠાડી છાતી સાથે લગાડ્યા, અને મહાજ્ઞાની મુનિએ આદરપૂર્વક કુશળતા પૂછીને આસનઉપર બેસાર્યા. ॥ ૩ ॥ પછી શોડષોપચારે શ્રીપ્રભુનું પૂજન કરીને બોલ્યા કે, આજ મારા સમાન બીજો કોઈ ભાગ્યશાળી નથી. વળી ત્યાં જે મુનિઓ રહેતા હતા, તે શ્રીપ્રભુને જોઈ આનંદ પામવા લાગ્યા. ॥ ૪ ॥

**दो० मुनि समूह महं बैठि प्रभु, सन्मुख सबकी ओर ॥**
**शरद इंदु जनु चितवत, मानहुं निकर चकोर ॥ १९ ॥**

**અર્થ.**—પછી શ્રીપ્રભુ મુનિમંડળમાં સર્વેની સન્મુખ બેઠા, ત્યારે જેમ શરદ પુનમના ચંદ્રને ચકોર પક્ષી જૂવે, તેમ સર્વે જોવા લાગ્યા. ॥ ૧૯ ॥

**चो० पाय सुथल जल हर्षित मीना । पारस पाय सुखी जिमि दीना ॥**
**प्रभुहि निरखि सुख भा इहि भाती । चातक जिमि पाई जल स्वाती ॥ १ ॥**
**तब रघुवीर कहा मुनि पाहीं । तुमसन प्रभु दुराव कछु नाहीं ॥**
**तुम जाजहु जेहि कारण आयउं । ताते तात न कहि समझायउं ॥ २ ॥**
**अबसो मंत्र देहु प्रभु मोही । जेहि प्रकार मारौं मुनि द्रोही ॥**
**द्विज द्रोही न बचहिं मुनिराई । जिमि पंकज बन हिम ऋतुपाई ॥ ३ ॥**
**मुनि मुसकाने सुनि प्रभु बानी । पूछहु नाथ मोहिं का जानी ॥**
**तुम्हरे भजन प्रभाव अघारी । जानौं महिमा कछुक तुम्हारी ॥ ४ ॥**

**અર્થ.**—તે જેમ સુંદર જળાશય જોઇને મચ્છને હર્ષ થાય, જેમ દરિદ્રી પુરુષ પારસ મણિ પામે, વળી જેમ ચાતક પક્ષીને સ્વાતિનું જળ મળે ને સુખી થાય, તેમ શ્રીપ્રભુને નિરખીને સૌ સુખી થયા. ॥ ૧ ॥ ત્યારે મુનિઓને જોઈ શ્રીહરિ કહેવા લાગ્યા કે, તમારા આગળ મને કંઈ પણ અંતરાય નથી. વળી જે કારણ સારુ હું આવ્યો છું, તે તમે જાણો છો. તેથી હે તાત! હું કહી સંભળાવતો નથી. ॥ ૨ ॥ માટે હે પ્રભુ! મને હવે એવો મંત્ર આપો કે, મુનિઓના દ્રોહ કરનાર દૈત્યોનો નાશ કરું. હે મુનિવર્ય! જેમ હેમંત ઋતુમાં કમળનાં વનનો નાશ થાય, તેમ બ્રાહ્મણનો દ્રોહ કરનાર કદી બચે નહીં. ॥ ૩ ॥ એવાં શ્રીપ્રભુનાં વચન સાંભળી મુનિ હસીને બોલ્યા કે, હે નાથ! મને આપ પૂછો છો, પણ હું શુ જાણું? હે પાપ નાશકર્ત્તા પ્રભુ! આપના ભજનના પ્રભાવથી તમારો મહિમા હું કંઈક જાણું છું. ॥ ૪ ॥

सो० भृकुटी निरखत नाथ, रहत सदा पद कमलतर ॥
जिन डारे निज हाथ, विविध विधाता सिद्धहर ॥ ९ ॥

**અર્થ.**—વળી જેણે બ્રહ્મા, સિદ્ધ તથા મહાદેવને પોતાના હાથ થકી ફેંકી દીધેલ છે એવો જે કાળ, તે આપની ભ્રુકૂટિ જોઈ નિજ પદકંજતળે નિરંતર રહે છે. ॥ ૯ ॥

चो० अतिकराल सब पर जग जाना । औरो कहौं सुनिय भगवाना ॥
उमरि तरु विशाल तव माया । फल ब्रह्मांड अनेक निकाया ॥ १ ॥
जीव चराचर जंतु समाना । भीतर बसहिं न जानहिं आना ॥
ते फल भक्षक कठिन कराला । तव भय डरत सदा सो काला ॥ २ ॥
ते तुम सकल लोकपति साईं । पूंछेहु मोहिं मनुजकी नाईं ॥
यह वर मांगों कृपानिकेता । बसहु हृदय सिय अनुज समेता ॥ ३ ॥
अविरल भक्ति बिरति सतसंगा । चरण सरोरुह प्रीति अभंगा ॥
यद्यपि ब्रह्म अखंड अनंता । अनुभव गम्य भजहिं जेहि संता ॥ ४ ॥
अस तव रूप बखानौं जानौं । फिरि फिरि सगुण ब्रह्मरति मानौं ॥

**અર્થ.**—હે ભગવન્! વળી બીજાં વચન કહું છું તે સાંભળો. તે સૌનાઉપર અત્યંત કઠણ તથા જગત જાણે તેમ છે. જેમ આપની માયારૂપી ઉંબરાના ઝાડને અનેક બ્રહ્માંડરૂપી ફળ લાગેલાં છે, તેમાં બહુ જીવરૂપી જંતુ અંદર વસેછે પણ બહારે શું છે, તે જાણી શકતા નથી. તે ફળને ભક્ષણ કરનાર એવો જે કાળ, તે આપના ભયથી સદૈવ ડરે છે. ॥ ૧ ॥ ૨ ॥ તો સર્વ લોકના પતિ હે જગદીશ! આપે મને મનુષ્યની પેઠે પૂછયું, માટે હું એવું વરદાન માગું છું કે, હે કૃપાના ભંડાર! લક્ષ્મણજી તથા સીતાજી સહીત આપ મારા હૃદયમાં વાસ કરો ॥ ૩ ॥ અને અવિચળ ભક્તિ, વૈરાગ્ય, સત્સંગ અને અખંડ પ્રીતિ આપનાં ચરણકમળવિષે આપો. યદ્યપિ આપ અનંત તથા અખંડ બ્રહ્મ છો, તથા સંત પુરુષો અનુભવવડે કરી આપને ભજે છે. માટે હે નાથ! આવા તમારા રૂપને જાણી વખાણું છું, તથાપિ વારંવાર સગુણ બ્રહ્મમાં પ્રીતિ રાખું છું. ॥ ૪ ॥

दो० जाहि जीव पर तव कृपा, संतत रहत हुलास ॥
तिनकी महिमाको कहै, जो अनन्य प्रिय दास ॥ २० ॥

**અર્થ.**—જે જીવોપર આપની કૃપા છે તે નિરંતર આનંદમાં રહે છે અને જેને આપવિના બીજી કોઈ ગતિ નથી, તેનો મહિમા કોણ કહી શકે? ॥ ૨૦ ॥

चो० संतत दासन्ह देहु बडाई । ताते मोहिं पूछेहु रघुराई ॥
है प्रभु परम मनोहर ठाऊं । पावन पंचबटी तेहि नाऊं ॥ १ ॥
गोदावरी नदी तहं बहई । चारिहु युग प्रसिद्ध सो अहई ॥
दंडकबन पुनीत प्रभु करहू । उग्र शाप मुनिवर कर हरहू ॥ २ ॥

बास करहु तहं रघुकुल राया । कीजै सकल मुनिन्ह पर दाया ॥
चले राम मुनि आयसु पाई । तुरतहि पंचवटी नियराई ॥ ३ ॥
दिव्य लता द्रुम प्रभु मन भाये । निरखि राम ते भयउ सुहाये ॥
लषण राम सिय चरण निहारी । कानन अघ भागा सुखकारी ॥ ४ ॥

**અર્થ.**—વળી આપ નિરંતર દાસને મોટાઈ આપો છો, માટે મને પૂછયું ત્યારે હે પ્રભુ! સાંભળો. મનોહર તથા પવિત્ર એવા પંચવટી નામના સ્થાનકમાં, ચાર યુગમાં પ્રસિદ્ધ ગોદાવરી નદી વહે છે. તેને ગૌતમ અને ભૃગુઋષિએ દીધેલો ઉગ્ર શાપનો નાશ કરી દંડક વનને પવિત્ર કરી, ॥ ૧ ॥ ૨ ॥ સર્વે મુનિઓ ઉપર કૃપા કરી, હે રાજાધિરાજ! ત્યાં આપ વાસ કરો. હે પાર્વતી! એ રીતે મુનિની આજ્ઞા લઈ તે જ વખતે પંચવટી પાસે આવ્યા. ॥ ૩ ॥ ત્યારે પ્રભુને જોતાં જ સુખના આપનાર મનોહર વૃક્ષ તથા લતાઓ, શ્રીરામ, જાનકી તથા લક્ષ્મણજીનાં ચરણસ્પર્શથી તે વનનાં પાપ નાશ થઈ સુખ આપનાર થયાં. ॥ ૪ ॥

दो० गृध्रराजसों भेंट भइ, बहुविधि प्रीति दृढाइ ॥
गोदावरी समीप प्रभु, रहे पर्ण गृह छाइ ॥ २१ ॥

**અર્થ.**—પછી તે સ્થાનકમાં ઘણી દૃઢ પ્રીતિથી શ્રીપ્રભુને જટાયુ મળ્યા તથા ગોદાવરી નદીની પાસે પર્ણકુટી બાંધીને ત્યાં શ્રીરામે વાસ કર્યો. ॥ ૨૧ ॥

चो० जबते राम कीन्ह तहं बासा । सुखी भये मुनि बीते त्रासा ॥
गिरि बन नदी ताल छबि छाये । दिन दिन प्रति अति होत सुहाये ॥ १ ॥
खग मृग वृंद अनंदित रहहीं । मधुप मधुप गुंजत छवि लहहीं ॥
सो वन वरणि न सक अहिराजा । जहां प्रगट रघुवीर बिराजा ॥ २ ॥
एक बार प्रभु सुख आसीना । लक्ष्मण वचन कहे छल हीना ॥
सुर नर मुनि सचराचर साईं । मैं पूछौं निज प्रभुकी नाईं ॥ ३ ॥
मोहिं समुझाइ कहौ सोइ देवा । सब तजि करहुं चरण रज सेवा ॥
कहहु ज्ञान बिराग अरु माया । कहहु सो भक्ति करहु जेहि दाया ॥ ४ ॥

**અર્થ.**—હે ગરુડજી! તે વખતે શ્રીપ્રભુએ ત્યાં નિવાસ કર્યો, ત્યારે મુનિઓ ભયવગરના થઈ સુખી થયા અને પર્વત, વન, નદી, તળાવ એ સર્વે દિન દિનપ્રત્યે અધિક શોભા આપવા લાગ્યાં. ॥ ૧ ॥ વળી પક્ષીઓ તથા મૃગોનાં ટોળાં આનંદ પામતાં હતાં તથા મધુર શબ્દો બોલનારા ભમરાઓ અત્યંત શોભવા લાગ્યા. એવા જે વનમાં શ્રીપ્રભુ બિરાજમાન છે, તેની શોભાનું વર્ણન શેષજી થકી પણ થાય તેમ નથી. ॥ ૨ ॥ હે ઉમા! પછી એક વખત શ્રીરઘુનાથજી સુખાસનપર બેઠેલા જોઈ લક્ષ્મણજી છલવગર બોલ્યા કે, આપ દેવતા, મનુષ્ય, મુનિ અને ચરઅચરના સ્વામી છો, પણ હું નીજ પ્રભુની પેઠે આપને પૂછું છું તે, ॥ ૩ ॥ હે દેવ! મને સમજાવીને કહો, તેથી હું સર્વેનો ત્યાગ કરી

આપનાં પદરજની સેવા કરું. વળી જ્ઞાન, વૈરાગ્ય, માયા અને જેથી આપ કૃપા કરો છો, તે ભક્તિ કહો. ॥ ૪ ॥

दो० ईश्वर जीवहि भेद प्रभु, सकल कहहु समुझाई ॥
जाते होइ चरणरति, शोक मोह भ्रम जाइ ॥ २२ ॥

**અર્થ.**—તથા જીવ અને ઈશ્વરનો ભેદ મને સર્વે સમજાવી કહો કે, જેથી શોક, મોહ અને ભ્રમનો નાશ થઈ આપનાં ચરણમાં પ્રીતિ થાય. ॥ ૨૨ ॥

चो० थोरेमहं सब कहौं बुझाई । सुनहु तात मति मन चित लाई ॥
मैं अरु मोर तोर तैं माया । जेहि बश कीन्हे जीव निकाया ॥ १ ॥
गोगोचर जहं लगि मन जाई । सो सब माया जानेहु भाई ॥
तेहिकर भेद सुनहु तुम सोऊ । विद्या अपर अविद्या दोऊ ॥ २ ॥
एक दुष्ट अतिशय दुखरूपा । जेहि बश जीव पराभव कूपा ॥
एक रचै जग गुण वश जाके । प्रभु प्रेरित नहिं निजबल ताके ॥ ३ ॥
ज्ञानमान जहं एकौ नाहीं । देखत ब्रह्म रूप सब माहीं ॥
कहिय तात सो परम विरागी । तृण सम सिद्धि तीनि गुण त्यागी ॥ ४ ॥

**અર્થ.**—હે તાત! તને પાંચ પ્રશ્નનું કારણ થોડામાં સમજાવું તે તું મન, બુદ્ધિ અને ચિત્ત લગાડી સાંભળ. "હું જ છું. આ મારું અને આ તારું," એ જ માયા. જેણે અનેક જીવોને વશ કર્યા છે એવી ॥ ૧ ॥ તથા નેત્રવડે જે દીઠામાં આવે છે અને જ્યાં લગી મન જાયછે; તે સર્વે હે ભાઈ! માયા જાણવી. તે બે પ્રકારની છે. તેના ભેદ કહું તે સાંભળ. ॥ ૨ ॥ હવે તેમાં એક અતિશય દુઃખરૂપ જેનાથી જીવ સંસારરૂપી કૂવામાં પડે છે તે કુવિદ્યા માયા; અને બીજી બળરહિત એવી પરમેશ્વરની પ્રેરણાથી ગુણમય જગતને રચે છે, ॥ ૩ ॥ તે સુવિદ્યા માયા. "ત્યારપછી જેને જ્ઞાન કે માન એ બેમાંથી એક પણ નથી અને સર્વને બ્રહ્મરૂપ જૂવે છે, વળી ત્રણ ગુણ અને અણિમાદિ સિદ્ધિઓને તૃણની પેઠે જાણે, તેને હે બાપ! વિશેષે કરી વૈરાગી પુરુષ જાણવો." ॥ ૪ ॥

दो० माया ईश न आपु कहं, जानि कहै सो जीव ॥
बंध मोक्ष प्रद सर्व पर, माया प्रेरक सीव ॥ २३ ॥

**અર્થ.**—હે લક્ષ્મણ! "માયા, ઈશ્વર અને પોતાને જે જાણતો નથી, તેને જીવ કહેવો." વળી "બંધ તથા મોક્ષને આપનારી જે માયા, તેને પ્રેરણા કરનાર અને સર્વથી ન્યારાને જગદીશ શિવ કહેછે." ॥ ૨૩ ॥

चो० धर्मते बिरति योग ते ज्ञाना । ज्ञान मोक्ष प्रद वेद बखाना ॥
जाते वेगि द्रवौं मैं भाई । सो मम भक्ति भक्त सुखदाई ॥ १ ॥

सो स्वतंत्र अवलंबन आना । जेहि आधीन ज्ञान विज्ञाना ॥
भक्ति तात अनुपम सुख मूला । मिलहि जो संत होय अनुकूला ॥ २ ॥
भक्तिके साधन कहौं बखानी । सुगम पंथ मोहिं पावहिं ज्ञानी ॥
प्रथमहिं विप्र चरण अति प्रीती । निज निज धर्मनिरत श्रुति नीती ॥ ३ ॥
इहिकर फल मन विषय विरागा । तब मम चरण उपज अनुरागा ॥
श्रवणादिक नव भक्ति कृपाहीं । मम लीला रति अति मन माहीं ॥ ४ ॥
संतचरण पंकज अति प्रेमा । मन क्रम वचन भजन दृढ नेमा ॥
गुरु पितु मातु बंधु पति देवा । सब मोहिं कहं जानै दृढ सेवा ॥ ५ ॥
मम गुण गावत पुलक शरीरा । गद्गद गिरा नयन बह नीरा ॥
काम आदि मद दंभ न जाके । तात निरंतर बश मैं ताके ॥ ६ ॥

**અર્થ.**—હે ભાઈ! ધર્મથી વૈરાગ્ય તથા અષ્ટાંગયોગથી વેદ કહે છે કે, મોક્ષ આપનાર જ્ઞાન થાય અને વળી હે લક્ષ્મણ! જેથી હું જલદી પ્રસન્ન થાઉં, તે મારા દાસને અખંડ સુખની આપનારી એક મારી નિષ્કામ ભક્તિ છે. ॥ ૧ ॥ તે સ્વતંત્ર અને સાધન વિનાની છે. તેને આધીન જ્ઞાન અને વૈરાગ્ય છે. તેનું અનુપમ સુખ તે હે ભાઈ! જો દયાળુ સંત મળે તો જ પ્રાપ્ત થાય. ॥ ૨ ॥ હવે તે ભક્તિનાં નવ પ્રકારનાં સાધન હું વર્ણવીને કહું છું, તે તું સાંભળ, કે જેથી પ્રાણી સુલભ માર્ગવડે મને પામે. હે બંધુ! પ્રથમ બ્રાહ્મણના ચરણમાં અત્યંત પ્રીતિ રાખી, વેદ નીતિથી પોતપોતાના ધર્મથી વર્તે, ॥ ૩ ॥ એટલે જ્યારે વિષય થકી મન વૈરાગ્ય પામે ત્યારે જ મારાં ચરણમાં પ્રીતિ થાય. શ્રવણાદિક જે નવ પ્રકારની ભક્તિ છે, એ જ મારી લીલા. તે જેના મનમાં અત્યંત પ્રેમથી રહેલી છે, ॥ ૪ ॥ તથા જેને સંતનાં ચરણકમળમાં અત્યંત પ્રેમ છે, અને મન, કર્મ તથા વચનથી ભજનમાં જેનો દૃઢ નિયમ રહેલો છે; તથા ગુરુ, પિતા, ભાઈ, સ્વામી અને દેવ એ સર્વે મને જાણીને અખંડ સેવા કરે. ॥ ૫ ॥ વળી ગદ્ગદ કંઠે થઈ નેત્રમાં જળ છવાઈ રોમાંચ ઉભાં કરી મારા જે ગુણ ગાય, તથા કામ, ક્રોધ, મોહ, મદ, લોભ અને જેને દંભ નથી, તેને જ હે ભાઈ! નિરંતર આધીન હું છું. ॥ ૬ ॥

दो० वचन कर्म मन मोरि गति, भजन करै निष्काम ॥
तिनके हृदय कमल महं, करौं सदा विश्राम ॥ २४ ॥

**અર્થ.**—વળી મન, કર્મ અને વચને કરી કંઈપણ ઈચ્છા વગર જે ભજન કરે, તે મારી ગતિને પામે. તેના જ હૃદયમાં સદૈવ હું વાસ કરું છું. ॥ ૨૪ ॥

चो० भक्ति योग सुनि अति सुख पावा । लक्ष्मण प्रभु चरणन्ह शिरनावा ॥
नाथ सुने गत मम संदेहा । भयउ ज्ञान उपजेउ नव नेहा ॥ १ ॥
अनुज वचन सुनि प्रभु मन भाये । हर्षि राम निज हृदय लगाये ॥
इहिविधि गये कछुक दिन बीती । कहत विराग ज्ञान गुण नीती ॥ २ ॥

शूर्पणखा रावणकी बहिनी । दुष्टहृदय दारुण जिमि अहिनी ॥
पंचबटी मों गइ एक बारा । देखि विकल भइ युगल कुमारा ॥ ३ ॥
भ्राता पिता पुत्र उरगारी । पुरुष मनोहर निरखति नारी ॥
होइ बिकल सक मन नहिं रोकी । जिमि रवि मणि द्रव रविहिं बिलोकी ॥४॥

**અર્થ.**—એવી રીતે શ્રીપ્રભુના મુખ થકી ભક્તિયોગ સાંભળી અત્યંત સુખ પામીને ચરણકમળમાં મસ્તક નમાવી લક્ષ્મણજી બોલ્યા કે, હે નાથ! મારા મનનો સંદેહ ગયો અને નવિન પ્રેમ ઉત્પન્ન થયો. ॥ ૧ ॥ ત્યારે લક્ષ્મણજીનાં વચન સાંભળીને પ્રસન્ન થઈ શ્રીપ્રભુએ તેમને છાતી સાથે લગાડ્યા. હવે એ રીતે વૈરાગ્ય, જ્ઞાન, ગુણ તથા નીતિ કહેતાં કહેતાં કંઈકે દિવસ વીતી ગયા. ॥ ૨ ॥ ત્યારે એક વખત દુષ્ટ તથા કઠણ હૃદયવાળી સર્પિણીના જેવી રાવણની બહેન સૂર્પણખા પંચવટીમાં આવીને બેઉ ભાઈને જોઈ વ્યાકુળ થઈ ગઈ. ॥ ૩ ॥ હે ગરુડજી! હે ભાઈ! હે પિતા! હે પુત્ર! મનોહર પુરુષને સ્ત્રી જૂવેછે. હે ગરુડજી! અથવા પિતા, ભાઈ, પુત્ર રૂપાળો હોય તો તેને સ્ત્રી જૂવેછે, તેવી રીતે શ્રીરામ લક્ષ્મણને જોઈને પોતાના મનને રોકી શકી નહીં. જેમ સૂર્યમણિ સૂર્યને જોઈ એકરૂપ થઈ જાય, તેમ જોવા લાગી. ॥ ૪ ॥

**दो०** अधम निशाचरि कुटिल अति, चली करण उपहास ॥
सुनु खगेश भावी प्रबल, भा चह निशिचर नाश ॥ २५ ॥

**અર્થ.**—વળી અધમ તથા અતિશે કપટી જે રાક્ષસી, તે શ્રીપ્રભુપાસે હાસ્ય કરવાને આવી. હે પન્નગારિ! ભાવી બળવાન્ છે, કારણ દૈત્યનો નાશ થવાવાળો છે તેથી. ॥૨૫॥

**चो०** रुचिर रूप धरि प्रभु पहं आई । बोली वचन मधुर मुसुकाई ॥
तुम सम पुरुष न मोसम नारी । यह संयोग विधि रचा विचारी ॥ १ ॥
मम अनुरूप पुरुष जगनाहीं । देखियउं खोजि लोक तिहुं माहीं ॥
ताते अबलगि रहिउं कुमारी । मन माना कछु तुमहिं निहारी ॥ २ ॥
सीतहिं चितइ कही प्रभु बाता । अहै कुमार मोर लघु भ्राता ॥
गइ लक्ष्मण रिपु भगिनी जानी । प्रभु बिलोकि बोले मृदु बानी ॥ ३ ॥
सुन्दरि सुनु मैं उनकर दासा । पराधीन नहिं तोर सुपासा ॥
प्रभु समरथ कोशलपुर राजा । जो कछु करैं उन्हैं सब छाजा ॥ ४ ॥

**અર્થ.**—સુંદર રૂપ ધારણ કરી પાસે આવી હસીને બોલી કે, તમારા જેવો પુરુષ અને મારા જેવી સ્ત્રી બ્રહ્માએ વિચારીને નિર્માણ કરેલાં છે. ॥ ૧ ॥ વળી મારા યોગ્ય પુરુષ મેં તો ત્રણે લોકમાં જોયો નથી; અને તેટલા જ માટે હું આજ દિવસ સૂધી કુંવારી રહી છું, પણ તમને જોઈ કંઇક મારું મન માન્યું. ॥ ૨ ॥ ત્યારે તે વખતે સીતાજી તરફ જોઈ શૂર્પણખાને શ્રીરામે કહ્યું કે, હે સ્ત્રી! હજી મારો નાનો ભાઈ કુંવારો છે. એટલે તે સ્ત્રી લક્ષ્મણજી પાસે આવી, ત્યારે લક્ષ્મણજી શ્રીપ્રભુ સામે નિરખીને

બોલ્યા કે, હે સુંદરી ! હું એમનો દાસ છું, વળી પરાધીન છું તેથી તારું પાલન થઈ શકશે નહીં. પણ અયોધ્યાધિપતિ રાજાધિરાજ રામચંદ્રજી જે કરે, તે એમને યોગ્ય છે. ॥ ૪॥

**दो॰ केहरि सम नहिं करहिं बल, लवा कि बाज समान ॥**
**प्रभु सेवक इमि जानहु, मानहु वचन प्रमान ॥ २६ ॥**

**અર્થ.**—વળી હે શૂર્પણખા ! કંઈ સિંહના બરોબર હાથીનું બળ થાય ? તથા તેતરનું બળ કંઈ બાજ સમાન થાય ? તેમ જ સ્વામી તથા સેવક વચ્ચે એટલો અંતરાય છે, માટે એ મારાં વચન તું સત્ય માનજે. ॥ ૨૬ ॥

**चो॰ सेवक सुख चह मान भिखारी । व्यसनी धन शुभ गति व्यभिचारी ॥**
**लोभी यश चह चारु गुमानी । नभ दुहि दूध चहत जे प्रानी ॥ १ ॥**
**पुनि फिर राम निकट सो आई । प्रभु लक्ष्मण पहं बहुरि पठाई ॥**
**लक्ष्मण कहा तोहिं सो बरई । जो तृण तोरि लाज परिहरई ॥ २ ॥**
**तब खिसिआनि राम पहं आई । रूप भयंकर प्रकट दिखाई ॥**
**बिथुरे केश रदन विकराला । भृकुटी कुटिल करण लगि गाला ॥ ३ ॥**
**सीतहि सभय देखि रघुराई । कहा अनुज सन सैन बुझाई ।**
**अनुज राम मनकी गति जानी । उठे रिसाइ सो सुनहु भवानी ॥ ४ ॥**

**અર્થ.**—વળી સેવક થઈ સુખની ઇચ્છા કરે, ભિખારી થઈ માનની ઇચ્છા કરે, જુગારી ધનની ઇચ્છા કરે, વ્યભિચારી ગતિની ઇચ્છા કરે, લોભી યશની ઇચ્છા કરે, આચારી છતાં અહંકાર રાખે, એ જેમ આકાશને દોહી દૂધની ઇચ્છા કરે, એ વાત કંઈ બને નહીં, ॥ ૧ ॥ તેમ હે શૂર્પણખા ! ન થવાની વાત તે કરી થાય જ નહીં. એવાં વચન સાંભળી તે શ્રીપ્રભુપાસે આવી, ત્યારે પ્રભુએ લક્ષ્મણ પાસે પાછી મોકલી. એટલે લક્ષ્મણજી બોલ્યા કે, હે કુશીલા ! જે પોતાની લાજ તણખલાની પેઠે તોડી તેનો ત્યાગ કરશે, તે જ તને વરશે. ॥ ૨ ॥ ત્યારે તે લજ્જા પામી પાછી વળી, શ્રીરામ પાસે આવીને પોતાનું ભયંકર રૂપ દેખાડવા લાગી. જેના છૂટા કેશ, વિકરાળ દંતુશળ, ભ્રુકૂટી વાંકી અને ગાલ કાન સૂધી લાંબા થયેલા છે, એવું ભયંકરરૂપ તેણે દેખાડયું. ॥ ૩ ॥ ત્યારે શ્રી પ્રભુએ સીતાજીને ભયયુક્ત જાણી લક્ષ્મણજીને સાનમાં સમજાવ્યા. એટલે હે પાર્વતી ! તે વખત લક્ષ્મણજી ક્રોધ કરીને ઉઠ્યા, તે હકીકત તમે સાંભળો. ॥ ૪ ॥

**दो॰ लक्ष्मण अति लाघव तिहि, नाक कान बिनु कीन्ह ॥**
**ताके कर रावण कहं, मनहुं चुनौती दीन्ह ॥ २७ ॥**

**અર્થ.**—અતિશે ચતુરાઇથી લક્ષ્મણજીએ તેનાં નાક, કાન કાપી તે જ વખતે તેના હાથમાં આપ્યાં, તે જાણે રાવણને યુદ્ધસારુ એક પત્ર આપ્યો ન હોય ? ॥ ૨૭ ॥

**चो॰ नाक कान बिनु भइ बिकरारा । जनु श्रव शैल गेरु की धारा ॥**
**खर दूषण पहं गइ बिलखाता । धिक धिक तव पौरुष बलभ्राता ॥ १ ॥**

तेइ पूंछा सब कहेसि बुझाई । यातुधान सुनि सैन बुलाई ॥
चौदह सहस सुभट संग लीन्हे । जिन्ह स्वप्नेहु रण पीठ न दीन्हे ॥ २ ॥
धाये निशिचर निकर बरूथा । जनु सपक्ष कज्जल गिरियूथा ॥
नाना वाहन नाना कारा । नाना आयुध घोर अपारा ॥ ३ ॥
श्याम घटा देखत नभ केरी । तहं बासव धनु मनहुं उगेरी ॥
शूर्पणखहि आगे करि लीन्ही । अशुभ रूप श्रुति नासा हीनी ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે તેનું રૂપ જાણે કાજળના પર્વતમાંથી ગેરુની ધારા ચાલતી હોયની, એવી વિક્રાળરૂપે રુદન કરતી તે ખરદૂષણની પાસે આવીને બોલી કે, હે ભાઈ! તારા બળ અને પુરુષાર્થને ધિક્કાર છે. ॥ ૧ ॥ ત્યારે તેમણે એ વિષેનું કારણ પૂછ્યું, એટલે શૂર્પણખાએ સઘળું સમજાવીને કહ્યું. પછી જેણે સ્વપ્નમાં પણ રણસંગ્રામમાં પીઠ દીધી નથી, એવા ચૌદ હજાર શૂરવીરોને બોલાવીને દૈત્યોએ સૈન્યમાં પોતાની સાથે લીધા. ॥ ૨ ॥ પછી તે પાંખોવાળા કાજળના પર્વતના ચુથની પેઠે દોડી નાના પ્રકારનાં શસ્ત્રો ધારણ કરી, જાતજાતનાં વાહનો ઉપર બેસી, અનેક જાતનાં સ્વરૂપ ધરી, અત્યંત ભયંકર, ॥ ૩ ॥ જાણે આકાશમાં મેઘાડંબર વખતે ઈંદ્રધનુષ હોય, તેમ સૈન્યની આગળ નાક કાન વગરની અશુભ વેષવાળી શૂર્પણખા ચાલવા લાગી. ॥ ૪ ॥

दो॰ निज निज बल सब मिलि कहहिं, एकहि एक सुनाई ॥
बाजन बाजु जुझाउन, हर्ष न हृदय समाई ॥ २८ ॥

**અર્થ.**—અને પોતપોતાનું બળ એક બીજાને કહી સંભળાવી, હૃદયમાં ઘણો આનંદ કરનાર રણસંગ્રામનાં વાજીંત્રો વગાડવા લાગ્યાં. ॥ ૨૮ ॥

चो॰ अशकुन अमित होहिं भयकारी । गनहिं न मृत्यु बिवश खलजारी ॥
गर्जहिं तर्जहिं गगन उडाहीं । देखि कटक भट अति हरषाहीं ॥ १ ॥
कोउ कह जियत धरहु दोउ भाई । धरि मारहु तिय लेहु छुडाई ॥
कोउ कह सुनौ सत्य हम कहहीं । कानन फिरहिं बीर कोउ अहहीं ॥ २ ॥
एकै कहा मष्ट है रहहू । खरके आगे अस जनि कहहू ॥
यहि विधि कहत बचन रणधीरा । आये सकल जहां रघुवीरा ॥ ३ ॥
धूरिपूरि नभ मंडल रहेऊ । राम बोलाइ अनुज सन कहेऊ ॥
लै जानकिहि जाहु गिरिकंदर । आवा निशिचर कटक भयंकर ॥ ४ ॥
रहेउ सजग सुनि प्रभुके बाणी । चले सहित सिय शर धनु पाणी ॥
देखि राम रिपु दल चलि आवा । बिहंसि कठिन कोदंड चढावा ॥ ५ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! તે સૈન્યને અત્યંત ભયને આપનાર અપશકુનો થવા લાગ્યાં, તોપણ મૃત્યુને વશ થયેલા દૈત્યો કંઈ તેને ગણકારતા નથી. ગર્જના કરી આકાશમાં

ઉડતા ન હોય, એમ દૈત્યનું સૈન્ય જોઈ સૌ હર્ષ પામ્યા. ॥૧॥ પોતપોતામાં કહેવા લાગ્યા કે, બેઉ ભાઈને જીવતા પકડો. કાં તેને મારી તેની સ્ત્રીને લઈ લ્યો. ત્યારે કેટલાક બોલ્યા કે, અમે સાચું કહીએ છીએ કે, એ કોઈ શૂરવીર હશે, માટે જ વનમાં ફરતા હશે. ॥ ૨ ॥ વળી બીજો બોલ્યો કે, છાના રહો. આ વાત કોઈ ખરદૈત્ય પાસે કહી કરતા નહીં. એ પ્રમાણે વચન કહેતાં રણમાં ધીર એવા દૈત્યો જ્યાં શ્રીપ્રભુ છે ત્યાં આવ્યા. ॥ ૩ ॥ તે વખતે રજથી આકાશમંડળ છવાઈ ગયું, ત્યારે શ્રીરામે લક્ષ્મણજીને બોલાવી કહ્યું કે, હે ભાઈ! ભયને આપનાર દૈત્યનું સૈન્ય આવે છે. માટે તમે જાનકીને લઈ આ પર્વતની ગુફામાં જાઓ. ॥ ૪ ॥ એવાં શ્રીપ્રભુનાં વચન સાંભળી હાથમાં ધનુષબાણ લઈ હુશિયારીથી લક્ષ્મણજી સીતાજીને લઇને ચાલ્યા. ત્યારે શત્રુનું સૈન્ય આવતું જોઈ શ્રીપ્રભુએ હસી ધનુષબાણ ચડાવ્યું. ॥ ૫ ॥

**हरिगीतछंद.** कोदंड कठिन चढाइ प्रभु शिर जटा बांधत सोहक्यों ॥
मरकत शैलपर लसत दामिनि कोटि संयुग भुजंग ज्यों ॥
कटिकसिनिषंगबिशाल भुज गहि चाप विशिखसुधारिकै ॥
चितवत मनहुं मृगराज प्रभु गजराज घटा निहारिकै ॥ १० ॥

**અર્થ.**—જ્યારે શ્રીપ્રભુ કઠીન ધનુષ ચઢાવી મસ્તકપર જટા બાંધવા લાગ્યા ત્યારે જેમ નીલગ્રી પર્વતઉપર વિજળી શોભે અને બે મોટા સર્પ કોટી સર્પસાથે યુદ્ધ કરતા હોય તેમ શોભવા લાગ્યા. વળી કમરપર ભાથો બાંધી બે વિશાળ ભુજાઓથી ધનુષબાણ તૈયાર કરી, હાથીઓના યુથને જેમ સિંહ જૂવે, તેમ તેઓ દૈત્યોના દળને જોવા લાગ્યા. ॥૧૦॥

**सो०** आय गये बगमेल, धरहु धरहु धाये सुभट ॥
यथा विलोकि अकेल, बालरविहि घेरत दनुज ॥ १० ॥

**અર્થ.**—એટલે તે વખત પોતાની હદ મૂકી દૈત્યોએ પકડો, પકડો, એવા પોકાર કરી, દોડીને જેમ પ્રાતઃકાળના સૂર્યને દૈત્યો ઘેરે, તેમ શ્રીરામને ઘેરી લીધા. ॥ ૧૦ ॥

**चो०** घेरि रहे निशिचर समुदाई । दंडक खग मृग चले पराई ॥
प्रभु विलोकि शर सकहिं न डारी । थकित भये रजनीचर झारी ॥ १ ॥
सचिव बोलि बोले खर दूषण । यह कोउ नृप बालक नरभूषण ॥
सुर नर नाग असुर मुनि जेते । देखे सुने हते हम केते ॥ २ ॥
हम भरि जन्म सुनहु सब भाई । देखी नहिं असि सुंदरताई ॥
यद्यपि भगिनी कीन्ह कुरूपा । बध लायक नहिं पुरुष अनूपा ॥ ३ ॥
देहिं तुरत निज नारि पठाई । जीवत भवन जाहिं दोउ भाई ॥
मोर कहा तुम ताहि सुनावहु । तासु बचन सुनि आतुर आवहु ॥ ४ ॥

**અર્થ.**—આવી રીતે દૈત્યોએ ઘેરેલા શ્રીપ્રભુને જોઈ દંડક વનનાં પક્ષી તથા મૃગો ભાગી ગયાં, તથા દૈત્યો શ્રીરામનું તેજ જોઈ તેમને બાણુ મારી શકયા નહીં અને ચકિત થઈ ગયા. ॥ ૧ ॥ પછી ખરદૂષણે પોતાના કામદારને બોલાવી કહ્યું કે, આ પુરુષ મનુષ્યજાતિમાં આભુષણરૂપ કોઈ રાજાના બાળક છે. વળી અમે દેવતાઓ, મનુષ્યો, નાગ, દૈત્યો અને મુનિઓ સર્વેને જોયા છે, સાંભળ્યા છે તથા કેટલાક માર્યા છે, ॥ ૨ ॥ પણ હે ભાઈઓ! આવી સુંદરતા અમે જન્મભરમાં જોઈ નથી. કદાચ એણે મારી બેન શૂર્પણખાના કાન નાક કાપી, કુરૂપ કરી, તો પણ તેઓ મારવાને યોગ્ય નથી. ॥ ૩ ॥ પરંતુ તેઓ પોતાની સ્ત્રી મને સોંપીને પોતે જીવતા પાછા પોતાને ઘેર જાય. એ મારાં વચન તેમને તમે સમજાવી કહો અને તેનાં વચન પાછાં મને આવીને કહેજો. ॥ ૪ ॥

**दो०** भये कालबश मूढ सब, जानहिं नहिं रघुबीर ॥
मसक फूंक किमि मेरुउड, सुनहु गरुड मतिधीर ॥ २९ ॥

**અર્થ.**—હે ધીર બુદ્ધિવાળા ગરુડજી! કંઈ મચ્છરની ફૂંકથી મેરુ પર્વત ઉડી જાય? તેમ કાળને વશ થયેલા તે રાક્ષસો શ્રીપ્રભુને ઓળખી શકયા નહીં. ॥ ૨૯ ॥

**चौ०** दूतन कहा रामसन जाई । सुनत राम बोले मुसुकाई ॥
आजु भयो बड भाग्य हमारा । तुह्मरे प्रभु अस कीन्ह बिचारा ॥ १ ॥
हम क्षत्री मृगया वन करहीं । तुमसे खल मृग खोजत फिरहीं ॥
रिपु बलवंत देखि नहिं डरहीं । एक बार कालहु सन लरहीं ॥ २ ॥
यद्यपि मनुज दनुजकुल घालक । मुनि पालक खल शालक बालक ॥
जो नहोइ बल घर फिरि जाहू । समर बिमुख मैं हतौं न काहू ॥ ३ ॥
रण चढि करिय कपट चतुराई । रिपु पर कृपा परम कदराई ॥
दूतन जाइ तुरत सब कहेऊ । सुनि खर दूषण उर अति दहेऊ ॥ ४ ॥

**અર્થ.**—પછી દૂતે આવી શ્રીપ્રભુ આગળ દૈત્યોએ કહેલ સમાચાર કહ્યા. તે સાંભળી શ્રીરામ હસીને બોલ્યા કે, આજ અમારાં ધન્ય ભાગ્ય છે કે, તમારા રાજાએ આવો વિચાર કર્યો. ॥ ૧ ॥ પણ અમે ક્ષત્રિયો મૃગયા કરવા વાસ્તે વનમાં આવ્યા છિયે, તો તમારારૂપી દુષ્ટ મૃગોને શોધતાં, બળવાન્ શત્રુને જોઈ ડર્યાવગર જો કાળ આવે તો પણ તેની સાથે એક વાર લડીએ. ॥ ૨ ॥ વળી અમે કદાપિ મનુષ્ય છિયે, તો પણ દૈત્યોનાં કુળનો નાશ કરનાર, મુનિઓનું પાલન કરનાર તથા ખરને દુઃખરૂપ બાળક છિયે. માટે જો તમારામાં બળ નહોય તો પાછા ઘેર જાઓ. કારણુ રણુસંગ્રામથી વિમુખ થાય, તેને અમે મારતા નથી. ॥ ૩ ॥ શત્રુઉપર દયા કરવી તે ભયવગર થતી નથી, તેમ રણુસંગ્રામમાં કપટથી ચતુરાઈ કરવી, એ યોગ્ય નથી. એવાં શ્રીપ્રભુનાં વચન સાંભળી, દૂતે ખર-દૂષણુ દૈત્યને હકીકત કહી, ત્યારે તે સાંભળી તેના મનમાં અતિશય દાઝ થઈ. ॥ ૪ ॥

**हरिगीतछंद.** उर दहेउ कहेउ कि धरहु धावहु विकट भट रजनीचरा ॥
शर चाप तोमर शक्ति शूल कृपाण परिघ परशुधरा ॥
प्रभु कीन्ह धनुष टँकोर प्रथम कठोर घोर भयो महा ॥
भये बधिर व्याकुल यातुधान न ज्ञान तेहि अवसर रहा ॥ ११ ॥

**અર્થ.**—અને બોલ્યા કે, ધનુષબાણ, તોમર, શક્તિ, ત્રિશૂળ, તલવાર, પરિઘ અને ફરશી વગેરે નાનાપ્રકારનાં શસ્ત્રોને ધરનાર હે દૈત્યો ! એ બે વાંકા શૂરવીરોને દોડીને પકડી લાવો. તે જોઈ શ્રીરામે મહાભયને આપનાર કઠણ ધનુષબાણનો ટંકાર કર્યો, તે સાંભળી દૈત્યો વ્યાકુળ તથા દેહની શુદ્ધિ વગરના થઈ બહેરા બની ગયા. ॥ ૧૧ ॥

**दो०** सावधान होइ धायउ, जानि सबल आराती ॥
लागे बरषन रामपर, अस्त्र शस्त्र बहु भाँति ॥ ३० ॥
तिन्हके आयुध तृण सम, करि काटे रघुबीर ॥
तानि शरासन श्रवण लगि, पुनि छांडे निज तीर ॥ ३१ ॥

**અર્થ.**—તોપણ સાવચેત થઈ બળવાન્ શત્રુ જાણી દોડીને શ્રીપ્રભુપર અસ્ત્રશસ્ત્ર વગેરેનો વરસાદ વર્ષાવવા લાગ્યા. તે જોઈ શ્રીપ્રભુએ કર્ણપર્યંત ધનુષને ખેંચી, તેમનાં આયુધને તૃણનીપેઠે કાપી, ફરી બાણ મારવા લાગ્યા. ॥ ૩૦ ॥ ૩૧ ॥

**लीलावतीछंद.** तब चले बाण कराल, फूंकरत जनु बहु व्याल ॥
कोपेउ समर श्रीराम, चले विशिष निशित निकाम ॥
अवलोकि खर तरतीर, मुरि चले निशिचर बीर ॥
एक एक कहं न संभार, करे तात मातु पुकार ॥
भये क्रुद्ध तीनों भाइ, जो भागि रणते जाइ ॥
तेहि बधब हम निज पानि, फिरे मरण मनमहं ठानि ॥ १ ॥

**અર્થ.**—પછી તે કઠણ બાણ સર્પની પેઠે ફૂંકાર કરતા આવતા જોઇ શ્રીરામે કોપ કરી રણસંગ્રામમાં પોતાનાં તીક્ષ્ણ બાણ ચલાવ્યાં. તે જોઈ દૈત્યો ભાગવા લાગ્યા અને હે તાત ! હે માત ! એમ પોકાર કરતા કોઇ કોઈની સંભાળ લઈ શક્યા નહીં. આવી સૈન્યની દશા જોઈ ખર, દૂષણ તથા ત્રિશિરા દૈત્ય બોલ્યા કે, જો કોઈપણ રણસંગ્રામમાંથી નાશી જશે, તેને અમે અમારા હાથથી હણીશું. આવું સાંભળી સઘળા દૈત્યોએ નિશ્ચય કર્યો કે, હવે આપણે મરશું, એમ સમજી પાછા આવ્યા. કારણ કે, ॥ ૧ ॥

**दो०** उमा एक निज प्रभुहि बश, पुनि इनके बड भाग ॥
मुक्त होत प्रभु शरलगे, बिना योग जप याग ॥ ३२ ॥

**અર્થ.**—હે પાર્વતી ! એક તો તેઓ પોતાના સ્વામીને આધીન છે. વળી તેમનાં મોટાં ભાગ્ય કે, તે દૈત્યોને જપ, તપ, યોગવિના શ્રીપ્રભુનાં બાણ લાગવાથી મોક્ષ થશે. ૩૨

**हरिगीतछंद.** आयुध अनेक प्रकार, सन्मुख ते करहिं प्रहार ॥
रिपु परम कोपेउ जानि, प्रभु धनुष शर संधानि ॥
छांडे विपुल नाराच, लगे कटन बिकट पिशाच ॥
उर शीश कर भुज चरन, जहं तहं लगे महि परन ॥ १२ ॥

चिक्करत लागत बान, धर परत कुधर समान ॥
भटकटत तन शत खंड, पुनि उठत करि पाखंड ॥
नभ उडत बहु भुज मुंड, बिनु मौलि धावत रुंड ॥
खग कंक काक शृगाल, कट कटहिं कठिन कराल ॥ ॥ १३ ॥

कट कटहिं जंबुक भूत प्रेत पिशाच खप्पर साजहीं ॥
बैताल बीर कपाल ताल बजाइ योगिनि नाचहीं ॥
रघुवीर बाण प्रचंड खंडहिं भटनके उर भुज शिरा ॥
जहं तहं परहिं उठिलरहिं धरुधरु करहिं सकल भयंकरा ॥ १४ ॥

अंतावली गहि उडहिं गृध्र पिशाच कर गहि धावहीं ॥
संग्राम पुरवासी मनहुं बहु बाल गुडि उडावहीं ॥
मारे पछारे उर बिदारे विपुल भट घूर्मित परे ॥
अवलोकि निज दल बिकल भट त्रिशिरादि खर दूषणफिरे ॥ १५ ॥

शर शक्ति तोमर परशु शूल कृपाण एकहि बारहीं ॥
करि कोप श्रीरघुवीरपर अगणित निशाचर डारहीं ॥
प्रभु निमिष महं रिपु शर निवारि प्रचारि डारे शायका ॥
दश दश विशिख उर मांझ मारे सकल निशिचर नायका ॥ १६ ॥

महि परत उठिभट भिरत पुनि पुनि करत माया अति घनी ॥
सुर डरत चौदह सहस निशिचर एक श्रीरघुकुल मनी ॥
सुर मुनि सभय प्रभु देखि माया नाथ अति कौतुक कर्यो ॥
देखत परस्पर राम करि संग्राम रिपुदल लरि मर्यो ॥ १७ ॥

**અર્થ.**—તથા બીજા દૈત્યો અનેક પ્રકારના આયુધનો પ્રહાર શ્રીપ્રભુ સન્મુખ કરવા લાગ્યા, ત્યારે શ્રીપ્રભુએ શત્રુને ક્રોધાતુર જાણી, ધનુષબાણ ચઢાવી તેમનાં શસ્ત્ર-સંઘાતે પિશાચના સૈન્યને કાપવા લાગ્યા. ત્યારે તેઓના હાથ, પગ, મસ્તક વગેરે કપાતાં જેને હૃદયમાં બાણ લાગે તે ચીસ પાડીને પૃથ્વીઉપર પર્વતનીપેઠે ધડ પડે, એમ દૈત્યોના શરીરના સેંકડો કટકા કર્યા, તો પણ પુનઃ પાખંડ કરી ઉઠતા અને તેમના

હાથ તથા મસ્તક આકાશમાં ઉડતાં તથા મસ્તક વગરના કબંધ દોડવા લાગ્યાં; અને ગીધ, કાગડા તથા શિયાળ તેઓના કઠણુ કાળજાંનું ભક્ષણુ કરવા લાગ્યાં. વળી ભૂત, પ્રેત તથા પિશાચ વગેરે પોતાના ખપ્પર ભરીભરીને તેમનું લોહી પીવા લાગ્યા, તથા વૈતાલ વીર તેમનાં મસ્તકરૂપી કડતાલ વગાડવાથી યોગિણીઓ નાચવા લાગી. વળી શ્રીપ્રભુનાં બાણુથી મસ્તક, ઉરુસ્થળ તથા હાથના કટકા થઈ જ્યાં ત્યાં પડેછે, તોપણુ ફરીથી ઉઠી યુદ્ધ કરતાં પકડો, પકડો એમ પોકારે છે. ત્યારે પક્ષીઓ મુવેલા દૈત્યોનાં આંતરડાં કાડી આકાશમાં ઉડેછે, અને પિશાચો તેમના હાથ ઝાલી દોડેછે. ત્યારે એવો દેખાવ થયો કે, જાણે રણુસંગ્રામરૂપી નાના બાળકો પતંગ ઉડાવતાં નહોય? એમ કેટલાકને શ્રીપ્રભુએ મારતાં પૃથ્વીઉપર પછાડ્યા, અને ઉરસ્થળ ફોડી નાંખ્યાં તથા ઘણા શૂરવીરો ચકરી ખાઈ જમીનદોસ્ત થયા. આવી રીતે સૈન્યની ગતિ જોઈ ખર, દૂષણુ તથા ત્રિશિરા દૈત્યે સર્વેને પાછા ફેરવી એકદમ બાણુ, શક્તિ, તોમર, ફરશી, ત્રિશૂળ અને તરવાર વગેરે શસ્ત્રોનો શ્રીપ્રભુઉપર પ્રહાર કરવા લાગ્યા. ત્યારે શ્રીરામે તેમનાં શસ્ત્રોનું એક નિમિષમાં નિર્વાણુ કરી, મુખ્ય સેનાપતિને પડકારી તેના ઉરુસ્થળમાં દશ દશ બાણુ માર્યાં. તેથી જમીનદોસ્ત થતાં વળી પુનઃ ઉઠી અત્યંત માયા કરવા લાગ્યા. એમ રવિકુળમાં મણિરૂપ શ્રીરઘુનાથજી એકલા, અને શત્રુના ચૌદ હજાર દૈત્ય જોઈ, મુનિઆદિ દેવતાઓ ભયયુક્ત થયા. માયાપતિ શ્રીપ્રભુએ તેમને ભયયુક્ત જોઈ એવું આશ્ચર્ય કર્યું કે, તેઓ ચૌદ હજાર અંદર અંદર એકબીજામાં "આ શ્રીરામ" છે એમ જાણી કપાઈ મુવા. ॥ ૧૨—૧૭ ॥

दो० राम राम करि तनु तजहिं, पावहिं पद निर्वान ॥
करि उपाय रिपु मारेउ, क्षण महं कृपा निधान ॥ ३३ ॥
हर्षित वर्षहिं सुमन सुर, बाजहिं गगन निशान ॥
अस्तुति करि करि सब चले, शोभित विविध विमान ॥ ३४ ॥

**અર્થ.**—હે પાર્વતી! કૃપાનિધાન શ્રીપ્રભુએ એવો ઉપાય કરી શત્રુના દળનો નાશ કર્યો, ત્યારે તેઓ "રામ" "રામ" એમ શબ્દ કહી પોતાના દેહનો ત્યાગ કરી મોક્ષ પામે છે. તે જોઈ દેવતાઓએ આકાશમાં વાજીંત્ર વગાડી હર્ષ પામી પુષ્પવૃષ્ટિ કરી શ્રીપ્રભુની સ્તુતિ કરતાં પોતાના વિમાનમાં બેસીને ચાલ્યા. ॥ ૩૩ ॥ ૩૪ ॥

चो० जब रघुनाथ समर रिपु जीते । सुर नर मुनि सबके दुख बीते ॥
तब लक्ष्मण सीतहि लै आये । प्रभु पद परत हर्षि उरलाये ॥ १ ॥
सीता निरखि श्याम मृदु गाता । परम प्रेम लोचन न अघाता ॥
पंचवटी बसि श्रीरघुनायक । करत चरित सुर मुनि सुखदायक ॥ २ ॥
धुआं देखि खर दूषण केरा । शूर्पणखा तब रावण प्रेरा ॥
बोली बचन क्रोध करि भारी । देश कोशकी सुरति बिसारी ॥ ३ ॥

करसि पान सोवसि दिन राती । सुधि नहिं तोहिं शिर पर आराती ॥
राजनीति बिनु धन बिनु धर्मा । हरिहि समर्पे बिनु सतकर्मा ॥ ४ ॥
विद्या बिनु विवेक उपजाये । श्रम फल पढे किये अरुपाये ॥
संगते यती कुमंत्र ते राजा । मान ते ज्ञान पानते लाजा ॥ ५ ॥
प्रीति प्रणय बिनु मदते गुनी । नाशहिं बेगि नीति अससुनी ॥

**અર્થ.**—અને જ્યારે રણભૂમિ વિષે શ્રીહરિ શત્રુનાં સૈન્યને જિત્યા, ત્યારે દેવ, મનુષ્ય અને મુનિઓનાં દુઃખ દૂર થયાં. પછી લક્ષ્મણજીએ સીતાજી સહિત આવીને તેને શ્રીરઘુવરના ચરણમાં મૂકી નમસ્કાર કર્યા. એટલે તેમણે હર્ષ પામીને છાતીસાથે લગાડ્યા. ॥ ૧ ॥ પછી જે ઘનશ્યામ શ્રીપ્રભુનાં કોમળ ગાત્ર જોઈ, પ્રેમસહિત દર્શનથી નેત્ર તૃપ્તિ પામતાં નથી, એવા શ્રીરામે પંચવટીમાં બેસી દેવ તથા મુનિઓને સુખ થાય એવાં ચરિત્ર કરવા લાગ્યા, ॥ ૨ ॥ અને પછી શૂર્પણખાએ લંકામાં જઈ રાવણને, ખર દૂષણનાં મૃતકદેહ જોઈ, ક્રોધાતુર થઈ બોલી કે, હે રાવણ ! સાંભળ. તું તારા દેશ તથા ભંડારની સંભાળ મૂકીને, ॥ ૩ ॥ મદિરાપાન કરી રાત્ર દિવસ રહે છે, પણ શિર માથે શત્રુ પેદા થયો છે તેનું જ્ઞાન નથી. જેમ રાજ્ય હોય પણ જો નીતિ ન હોય, અને દ્રવ્ય હોય પણ ધર્મ ન હોય, વળી સુકર્મ કરી શ્રીપ્રભુને અર્પણ કર્યાં ન હોય, ॥ ૪ ॥ તથા જેમ વિદ્યા ભણીને વિવેક ઉત્પન્ન કરે, તેનો શ્રમ ફોકટ જાય; તેમ સંન્યાસી વિષયી થાય અને રાજાને મૂર્ખ પ્રધાન હોય તથા જ્ઞાન વગર માન, નમ્રતાવિના પ્રીતિ અને ગુણી થઈ અહંકાર રાખે, એ સર્વેનો જલદીથી નાશ થાય, એવી મેં નીત સાંભળી છે. ॥ ૫ ॥

सो० रिपु रुज पावक पाप, प्रभु अहि गणिय न छोटकरि ॥
अस कहि विविध विलाप, करि लागी रोदन करन ॥ ११ ॥

**અર્થ.**— માટે હે ભાઈ! શત્રુ, રોગ, અગ્નિ, પાપ, સર્પ તથા રાજાએ સર્વેને નાનાં સમજવાં નહીં, એમ કહી વિલાપથી રુદન કરતી, ॥ ૧૧ ॥

दो० सभा मांझ व्याकुल परी, बहु प्रकार करि रोइ ॥
तोहिं जियत दशकंधर, मोरि कि असगति होइ ॥ ३५ ॥

**અર્થ.**—સભામાં વ્યાકુળ થઇને બોલી કે, હે રાવણ ! તારા જીવતાં મારી આવી ગતિ થાય ? ॥ ૩૫ ॥

चो० सुनत सभासद उठी अकुलाई । समुझाई गहि बांह बिठाई ॥
कह लंकेश कहसि किनबाता । केई तव नाशा कान निपाता ॥ १ ॥
अवध नृपति दशरथके जाये । पुरुष सिंह बन खेलन आये ॥
समुझि परि मोहिं उनकी करणी । रहित निशाचर करिहैं धरणी ॥ २ ॥

जिनकर भुज बल पाइ दशानन । अभय भये विचरहिं मुनि कानन ॥
देखत बालक काल समाना । परम धीर धन्वी गुणगाना ॥ ३ ॥
अतुलित प्रताप दोउ भ्राता । खल वध रत सुर मुनि सुखदाता ॥
शोभा धाम राम अस नामा । तिन्हके संग एक नारि ललामा ॥ ४ ॥

**અર્થ.**—એવી "દશા" જોઇ સર્વ સભા વ્યાકુળ થઈ, અને તેનો હાથ ઝાલી સમજાવીને બેસાડી. પછી રાવણ બોલ્યો કે, હે બહેન! તારાં નાક કાન કોણે કાપ્યાં! એવાં વચન સાંભળી તે બોલી કે, પુરુષાર્થમાં સિંહ જેવા અયોધ્યાપતિ દશરથરાજાના પુત્ર વનમાં રમવા આવ્યા છે, તેની કરણીની મને સમજણ પડી કે, તે દૈત્ય વિનાની પૃથ્વી કરશે ॥ ૧ ॥ ૨ ॥ તથા હે રાવણ! જેના બાહુબળથી ભયમુક્ત થઈ મુનિઓ વનમાં ફરે છે અને જોવામાં કાળજેવા તથા નાના પ્રકારના ગુણ અને ધનુર્વિદ્યામાં ધીરજવાળા છે. ॥ ૩ ॥ વળી બેઉ ભાઈ અત્યંત બળવાન્, પ્રતાપી, ખળ પુરુષનો વધ કરવામાં પ્રીતિ કરનાર અને દેવતાઓ તથા ઋષિઓને સુખ આપનાર શોભાના ભંડાર "રામ" એવું નામ છે, અને સાથે એક અત્યંત રૂપાળી સ્ત્રી છે. ॥ ૪ ॥

सो० अति सुकुमारि पियारि, पटतर योग न आहि कोउ ॥
मैं मन दीख विचारि, जहंरह तेहि सम आन नहिं ॥ १२ ॥

**અર્થ.**—તેની બરોબર બીજી કોઈ સ્ત્રી નથી, તેમ જ મારા મન સાથે મેં વિચારીને જોયું તો તે જે પુરુષ પાસે રહે છે, તેના જેવો બીજો કોઈ પુરુષ નથી. ॥ ૧૨ ॥

चो० रूपराशि विधि नारि सवारी । रति शत कोटि तासु बलिहारी ॥
अजहुं जाय देखत तुम जबहीं । होइहौ बिकल तासु वश तबहीं ॥ १ ॥
जीवन मुक्ति लोकवश ताके । दशमुख सुनु सुंदरि असजाके ॥
तासु अनुज काटी श्रुति नासा । सुनि तव भागिनी करि परिहासा ॥ २ ॥
बिन अपराध अस हाल हमारी । अपराधी किमि बचहिं सुरारी ॥
खर दूषण सुनि लाग गुहारा । क्षण महं सकल कटक उन मारा ॥ ३ ॥
खर दूषण त्रिशिरा कर गाता । सुनि दशशीश जरा सब गाता ॥
भयो शोच वश नहिं विश्रामा । बीतहिं पल मानहु शत यामा ॥ ४ ॥

**અર્થ.**—વળી બ્રહ્માએ સ્વરૂપવાન્ જેટલી સ્ત્રીઓ નિર્માણ કરી છે, તેથી સો કરોડ કામદેવની સ્ત્રી "રતિ", તે પણ તેની ઉપરથી બલિહારી જાય એવું રૂપ છે, અને જ્યારે તમે જોશો ત્યારે વિકળ થઈ તેને વશ થઈ જશો. ॥ ૧ ॥ વળી જીવન્મુક્ત અને સર્વે લોક તેને વશ છે, એવા તેના ભાઈ લક્ષ્મણે તારી બહેન જાણી, હે રાવણ! નાક કાન કાપી હાસ્ય કરી, ॥ ૨ ॥ વિનાપરાધે મારા આવા હાલ કર્યા. તો હે દેવતાઓના શત્રુ! અપરાધી હોય તે કેવી રીતે બચે? આવી વાત સાંભળી મારું દુઃખ જોઈ ખર દૂષણને અતિશય દુઃખ લાગવાથી મારી સહાયતાએ આવ્યા, તો તેના સૈન્યનો પણ ક્ષણમાત્રમાં નાશ કર્યો. ॥ ૩ ॥ એમ ખર, દૂષણ તથા ત્રિશિરાનું મરણ સાંભળી રાવણના શરી-

રમાં જ્વાળા પ્રગટી, અને આધાર વિનાનો શોકયુક્ત થયો તથા એક ઘડી સો પ્રહર જેવી થઈ ગઈ. ॥ ૪ ॥

**दो॰ शूर्पणखहिं समुझाइ करि, बल बोलेसि बहु भांति ॥**
**भवन गयउ अति शोच बश, नींद परी नहिं राति ॥ ३६ ॥**

**અર્થ.**—પછી પોતાના બળનું વખાણ કરી શૂર્પણખાને સમજાવી અને શોકને વશ થયેલો હોવાથી આખી રાત તેને પોતાના સ્થાનમાં નિદ્રા આવી નહીં. ॥ ૩૬ ॥

**चो॰ सुर नर असुर नाग जग माहीं । मोरे अनुचर सम कोउ नाहीं ॥**
**खर दूषण मोहिं सम बलवंता । मारिको सकइ बिना भगवंता ॥ १ ॥**
**सुररंजन भंजन महिभारा । जो जगदीश लीन्ह अवतारा ॥**
**तो मैं जाई बैर हठ करिहौं । प्रभुशरते भवसागर तरिहौं ॥ २ ॥**
**होइ भजन नहिं तामस देहा । मन क्रम बचन मंत्र दृढ एहा ॥**
**जो नर रूप भूप सुत कोऊ । हरिहौं नारि जीति रण दोऊ ॥ ३ ॥**
**चला अकेल यान चढि ताहीं । बस मारिच सिंधु तट जाहीं ॥**
**रथ अनूप जोरे खर चारी । वेगवंत इमि जिमि उर गारी ॥ ४ ॥**

**અર્થ.**—તેથી વિચાર કરવા લાગ્યો કે, જગતમાં જે દેવ, મનુષ્ય, દૈત્ય અને સર્પ છે, તે શું મારા દાસ નથી? વળી મારા જેવા બળવાન્ ખર તથા દૂષણ, તેને શ્રીહરિવિના કોણ મારનાર છે? ॥ ૧ ॥ દેવતાઓને સુખ આપનાર તથા પૃથ્વીનો ભાર ઉતારવાવાળા એવા જે ઈશ્વર, તેમણે જો અવતાર લીધો હશે, તો પણ હું હટ થકી વૈર કરી તેમનાં બાણથી મરણ પામી ભવસાગર તરી જઈશ. ॥ ૨ ॥ કારણ આ તામસ દેહથી ભજન થશે નહીં, એ મન, કર્મ તથા વચનથી મારો દૃઢ વિચાર છે. પણ કદાચ મનુષ્યજાતિમાં જો તેઓ કોઈ રાજાના પુત્ર હશે, તો બેઉને રણભૂમિમાં જિતી તેની સ્ત્રીનું હરણ કરીશ. ॥ ૩ ॥ એવો વિચાર કરી સમુદ્રના કિનારાપર જ્યાં મારીચ રહેછે, ત્યાં ગરુડના વેગજેવા સુંદર ચાર ગધેડા રથને જોડી, પોતે તેમાં એકલો બેસી ચાલ્યો. ॥ ૪ ॥

**हरिगीतछंद. उरगारि सम अति बेग बरणत जाय नहिं उपमा कही ॥**
**शिरछत्रशोभित श्याम घन जनु चमर श्वेत बिराजही ॥**
**इहिभांति नांघत सरित शैल अनेक वापी सोहहीं ॥**
**बन बाग उपवन वाटिका शुचि नगर मुनि मन मोहहीं ॥ १८ ॥**

**અર્થ.**—અને રથને ઉપમા આપી ન શકાય, એવો ગરુડ જેવો વેગ, તથા મસ્તક ઉપર મેઘાડંબર છત્ર અને સફેત ચામર વગેરે શોભે છે. એ રીતે અનેક પર્વત, નદીઓ તથા સુંદર વાડીઓ ઉલ્લંઘી, વન, બાગ, બગીચા તથા જેને જોઈ મુનિઓ મોહ પામે, એવું લંકા નગર અને ॥ ૧૮ ॥

दो० बहु तडाग शुचि विहंग मृग, बोलत विविध प्रकार ॥
इहि विधि आयउ सिंधु तट, शत योजन विस्तार ॥ ३७ ॥

**અર્થ.**—અનેક સુંદર સરોવરના કિનારાપર પક્ષીઓ નાનાપ્રકારના શબ્દ બોલી રહ્યા છે, એવા સો યોજન વિસ્તારવાળો જે સમુદ્ર, તેના કિનારાપર આવ્યા. ॥ ૩૭ ॥

चो० सुंदर जीव विविध विधि जाती । करहिं कुलाहल दिन अरु राती ॥
कूदहिं ते गरजहिं घन नाई । महा बली बल बरणि न जाई ॥ १ ॥
कनक बालु सुंदर सुखदाई । बैठहिं सकल जंतु तहं आई ॥
तिहिंपर दिव्य लता तरु लागे । जिहि देखत मुनि मन अनुरागे ॥ २ ॥
गुहा विविध विधि रहहिं बनाई । बर्णत शारद मन सकुचाई ॥
चाहिय जहां ऋषिनकर बासा । तहां निशाचर करहिं निवासा ॥ ३ ॥
दशमुख देख सकल सकुचाने । जे जडजीव सचीव पराने ॥
इहां राम जस युक्ति बनाई । सुनहु उमा सो कथा सुहाई ॥ ४ ॥

**અર્થ.**—વળી સુંદર નાના પ્રકારના સિંહાદિ જીવો રાત્રદિવસ મેઘની પેઠે ગર્જના કરી કૂદી રહ્યા છે તથા જેના બળનું વર્ણન થઈ શકે નહીં એવા તેઓ મહા બળવાન્ છે. ॥૧॥ વળી સુંદર સુખને આપનાર એવી જે સોનાની રેતી, ત્યાં સૌ જીવ આવીને બેસે છે, અને સુંદર ઝાડને ડાળીઓ લાગેલી જોઈ મુનિઓનાં મન પણ પ્રસન્ન થઈ જાય છે. ॥૨॥ વળી ત્યાં નાના પ્રકારની ગુફાઓ છે, તેનું વર્ણન કરતાં સરસ્વતી પણ મનને સંકોચ પામી જાય તથા જે સ્થાનકમાં મુનિના આશ્રમ જોઇએ ત્યાં દૈત્યો વાસ કરે છે. ॥ ૩ ॥ તે સ્થાનકમાં રાવણને જોઈ જે જડ જીવ હતા, તે સંકોચ પામ્યા અને જે સજીવ હતા, તે નાશી ગયા. ત્યારે અહીં હે પાર્વતી! શ્રીહરિએ શું યુક્તિ કરી, તે તું સાંભળ. ॥ ૪ ॥

दो० लक्ष्मण गये बनहिं जब, लेन मूल फल कंद ॥
जनकसुता सन बोलेउ, विहंसि कृपा सुखवृंद ॥ ३८ ॥

**અર્થ.**—જ્યારે વનમાં લક્ષ્મણજી કંદમૂળ તથા ફળ લેવા ગયા હતા, ત્યારે કૃપા તથા સુખના ભંડાર શ્રીરઘુવરે હસીને સીતાજીને કહ્યું કે, ॥ ૩૮ ॥

चो० सुनहु प्रिया व्रत रुचिर सुशीला । मैं कछु करब ललित नरलीला ॥
तुम पावक महं करहु निवासा । जबलगि करौं निशाचर नासा ॥ १ ॥
जबहि राम सब कहेउ बखानी । प्रभुपद धरि हिय अनल समानी ॥
निज प्रतिबिंब राखि तहं सीता । तैसेइ शील स्वरूप विनीता ॥ २ ॥
लक्ष्मण हू यह मर्म न जाना । जो कछु चरित रचेउ भगवाना ॥
दशमुख गयउ जहां मारीचा । नाइमाथ स्वारथ रत नीचा ॥ ३ ॥

**नमन नीचकी अति दुखदाई । जिमि अंकुश धनु उरग बिलाई ॥**
**भयदायक खलकी प्रिय बानी । जिमि अकालके कुसुम भवानी ॥ ४ ॥**

**અર્થ.**—હે પ્રિયા! હે સુંદર શીળવાળી! તમે એક પવિત્ર વ્રત સાંભળો. મારે કંઈક મનોહર નરલીલા કરવી છે, માટે જ્યાં લગી હું દૈત્યોનો નાશ કરું, ત્યાંસૂધી તમે અગ્નિમાં વાસ કરો. ॥ ૧ ॥ ત્યારે વિસ્તારથી વર્ણવેલી હકીકત સાંભળી, સીતાજીએ શ્રીપ્રભુના પદકંજનું ધ્યાન ધરી, અગ્નિમાં પ્રવેશ કર્યો, અને તેવું જ રૂપ, વિનય, નીતિ તથા પોતાના દેહની છાયાને રાખી. ॥ ૨ ॥ એવાં શ્રીરઘુવીરે ચરિત્ર રચ્યાં, તેનો ભેદ લક્ષ્મણજી જાણી શકયા નહીં. હવે હે પાર્વતી! સ્વાર્થમાં પ્રીતિ રાખનાર નીચ એવો જે રાવણ, તેણે મારીચને મસ્તક નમાવ્યું. ॥ ૩ ॥ નીચ મનુષ્યની નમ્રતા અંકુશ, ધનુષ, સર્પ તથા બિલાડીની પેઠે દુઃખદાયક છે. વળી સમયવગર આકાશમાં જેમ કેતુ ઉત્પન્ન થાય, તેમ ખલ પુરુષનાં વચન ભયને પ્રાપ્તકર્ત્તા છે. ॥ ॥ ૪ ॥

**दो० करि पूजा मारीच तब, सादर पूछी बात ॥**
**कवन हेतु मन व्यग्र अति, अकसर आयउ तात ॥ ३९ ॥**

**અર્થ.**—પછી મારીચે આદરપૂર્વક પૂજા કરી પૂછયું કે, હે તાત! તમારું મન ઉદાસ કેમ છે તથા એકલા અહીં શા કારણ માટે આવ્યા છો, તે કહો. ॥ ૩૯ ॥

**चौ० दशमुख सकल कथा तेहि आगे । कही सहित अभिमान अभागे ॥**
**होहु कपट मृग तुम छलकारी । जेहि बिधि हरि आनौं नृपनारी ॥ १ ॥**
**तेई पुनि कहा सुनहु दशशीशा । ते नर रूप चराचर ईशा ॥**
**तासों तात वैर नहिं कीजै । मारे मरिय जिआये जीजै ॥ २ ॥**
**मुनि मख राखन गयउ कुमारा । बिनु फर शर रघुपति मोहिं मारा ॥**
**शतयोजन आयउं क्षण माहीं । तिन्हसन बैर किये भल नाहीं ॥ ३ ॥**
**भइ मति कीट भृंगकी नाई । जहं तहं मैं देखौं दोउ भाई ॥**
**जो नर तात तदपि अति शूरा । तिनहिं विरोध न आइहि पूरा ॥ ४ ॥**

**અર્થ.**—ત્યારે દુષ્ટ ભાગ્યવાળો તથા અભિમાની રાવણ મારીચ પાસે સઘળી હકીકત કહીને બોલ્યો કે, તમે કપટરૂપી મૃગલાનું રૂપ ધારણ કરો કે, જેથી હું છળ કરી તે રાજાની સ્ત્રી હરણ કરી આવું. ॥ ૧ ॥ એવાં વચન સાંભળી મારીચ બોલ્યો કે, હે દશાનન! જે નરરૂપ છે, વળી ચૌદ બ્રહ્માંડના જે સ્વામી છે, તથા જેનાજી વાડવાથી જીવવું અને મારવાથી મરવું છે, એવા જે શ્રીજગદીશ તેમની સાથે, હે બાપ! વૈર કરીએ નહીં. ॥ ૨ ॥ વળી જ્યારે તેઓ વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ કરવાને ત્યાં આવ્યા હતા, ત્યારે ફણાવિનાનું બાણ મને માર્યું, તેથી ક્ષણમાત્રમાં સો યોજન દૂર જઇને પડયો. માટે તેમની સાથે વૈર કરવાથી ભલું થાય નહીં. ॥ ૩ ॥ વળી તે દીવસથી મારી બુદ્ધિ કીડાનું ધ્યાન જેમ ભમરીમાં રહે, તેમ હું જ્યાં જાઉંછું ત્યાં બેઉ ભાઇને જોઉંછું. માટે હે

તાત ! જો કદાચ એમને મનુષ્ય માનશો, તોપણ તેઓ શૂરવીર છે, જેથી તેની સાથે વૈર કરતાં પૂરા પડશું નહીં. ॥ ૪ ॥

**दो० जेइं ताडका सुबाहु हति, खंडेउ हरको दंड ॥**
**खर दूषण त्रिशिरा बधेउ, मनुज कि अस बलबंड ॥ ४० ॥**

**અર્થ.**—વળી જેણે તાડકા તથા સુબાહુને માર્યા તથા શિવજીનું ધનુષ ભાંગ્યું, તેમ જ ખર, દૂષણ અને ત્રિશિરાનો વધ કર્યો. ત્યારે મનુષ્ય શું કંઈ એવાં બળવાન્ હોય ? ન જ હોય. ॥ ૪૦ ॥

**चो० जाहु भवन कुल कुशल बिचारी । सुनत जरा दीन्हेसि बहु गारी ॥**
**गुरु जिमि मूढ करसि मम बोधा । कहु जग मोहिं समानको योधा ॥ १ ॥**
**तब मारीच हृदय अनुमाना । नवहिं विरोधे नहिं कल्याना ॥**
**शस्त्री मर्मी प्रभु शठ धनी । वैद्य बंदि कवि मानस गुनी ॥ २ ॥**
**उभय भांति देखा निज मरणा । तब ताकेसि रघुनायक शरणा ॥**
**उतर देत मोहिं बधहि अभागे । कस न मरौं रघुपति शर लागे ॥ ३ ॥**
**अस जिय जनि दशानन संगा । चला रामपद प्रेम अभंगा ॥**
**मन अति हर्ष जनाव न तेही । आजु देखिहौं परम सनेही ॥ ४ ॥**

**અર્થ.**—માટે હે લંકેશ ! જો તમારા કુળની કુશળતા ઇચ્છતા હો તો ઘેર જાઓ. એવાં વચન સાંભળી અગ્નિની પેઠે તપી ક્રોધ કરી મારીચને ગાળો દેઈ બોલ્યો કે, હે મૂઢ ! તું મને ગુરુની પેઠે બોધ કરેછે ? મારા સમાન જગતમાં બીજો કોણ યોધો છે, તે કહે ને ? ॥૧॥ એવું સાંભળી મારીચે હૃદયમાં વિચાર્યું કે, રામ સાથે વેર કરવાથી મારું ભલું નહીં થાય. કહ્યું છે કે, એક તો શસ્ત્રધારી, કપટથી ઘાત કરનાર, ભગવાન્, મૂર્ખ, સ્વામી, વૈદ્ય, ભાટ, કવિ અને હૃદયની વાત જાણનાર મનુષ્ય એટલા સાથે વૈર કરવું નહીં. ॥ ૨ ॥ પણ મારું તો બેઉ રીતે મરણ છે. ત્યારે શ્રીરામચંદ્રજીને શરણે જવા તેનું ધ્યાન ધર્યું અને જો દુષ્ટભાગ્યવાળાને જવાબ આપીશ તો તે મને મારી નાંખશે. માટે શ્રીહરિનાં બાણથી શા માટે ન મરું ? ॥૩॥ એમ મનમાં વિચારી શ્રીપ્રભુના પદકંજમાં અખંડ પ્રેમ રાખી રાવણની સાથે ચાલ્યો. અહોભાગ્ય કે આજ હું અત્યંત સ્નેહી શ્રીરઘુવીરને જોઈશ, એવો પોતાના મનનો હર્ષ રાવણને તે જણાવતો નથી, ॥ ૪ ॥

**हरिगीतछंद. निज परम प्रीतम देखि लोचन सफलकरि सुख पाइहौं ॥**
**सिय सहित अनुज समेत कृपानिकेत पद मन लाइहौं ॥**
**निर्वाण दायक क्रोध जाकर भक्त ऐसेहि वश करी ॥**
**निजपाणि शरसंधानि सो मोहिंबध हिं सुखसागर हरी ॥ १९ ॥**

**અર્થ.**—તથા રસ્તામાં ચાલતાં ચાલતાં વળી વિચાર કરવા લાગ્યો કે, મને અત્યંત

પ્રિય એવા શ્રીપ્રભુને નિરખી નેત્રને સફળ કરી સુખ પામીશ; તથા સીતાજી અને લક્ષ્મણજીસહિત શ્રીરામનાં ચરણમાં મન લગાડીશ. કારણ જેનો ક્રોધ પણ મોક્ષદાતા છે એવા જે શ્રીપ્રભુ, તેને ભક્ત વશ કરેછે. તો સુખના સમુદ્ર શ્રીહરિ પોતાના હાથથી બાણ સંધાન કરી મને મારશે. ॥ ૧૯ ॥

**दो०** मम पाछे प्रभु धावत, धरे शरासन बान ॥
फिरिफिरि प्रभुहिं विलोकिहौं, धन्य न मोसम आन ॥ ४१ ॥

**અર્થ.**—વળી હાથમાં ધનુષબાણ ધરી મારી પાછળ પ્રભુ દોડશે, ત્યારે વારંવાર શ્રીપ્રભુને જોઇને મારા જેવો બીજો ભાગ્યશાળી નથી, એમ હું માનીશ. ॥ ૪૧ ॥

**चो०** सीता लषण सहित रघुराई । जेहि बन बसहिं मुनिन्ह सुखदाई ॥
तेहि बन निकट दशानन गयऊ । तब मारीच कपट मृग भयऊ ॥ १ ॥
अति विचित्र कछु बरणि न जाई । कनक देह मणि रचित बनाई ॥
सीता परम रुचिर मृग देखा । अंग अंग सुमनोहर वेषा ॥ २ ॥
सुनहु देव रघुवीर कृपाला । इहि मृगकर अति सुंदर छाला ॥
सत्यसिंधु प्रभु बध करि एही । आनहु चर्म कहति वैदेही ॥ ३ ॥
तब रघुपति जाना सब कारण । उठे हर्षि सुरकाज संवारण ॥
मृग विलोकि कटि परिकर बांधा । करतल चाप रुचिर शर सांधा ॥ ४ ॥
प्रभु लक्ष्मणहि कहा समुझाई । फिरत विपिन निशिचर समुदाई ॥
सीता केरि करेहु रखवारी । बुधि विवेक बल समय विचारी ॥ ५ ॥

**અર્થ.**—પછી મુનિઓને સુખ આપનાર એવા વનમાં શ્રીપ્રભુ સીતાજી અને લક્ષ્મણજી સહિત વસે છે, ત્યાં રાવણ આવ્યો અને મારીચે કપટરૂપી મૃગનું રૂપ ધર્યું. ॥ ૧ ॥ જેમ સુવર્ણના દેહને મણિથી રચના કરવાથી તેનું વર્ણન થઈ શકે નહીં, તેમ જેના અંગો અંગના ભાગ મનહરણ છે એવા અતિ સુંદર મૃગને સીતાજીએ જોયો, ॥ ૨ ॥ ત્યારે બોલ્યાં કે, હે કૃપાળુ સ્વામિન્! હે રઘુવીર! આ મૃગની ચામડી અતિ સુંદર છે, તો હે સત્યના સમુદ્ર શ્રીહરિ! એને મારીને ચર્મ લઈ આવો. ॥ ૩ ॥ ત્યારે શ્રીપ્રભુ તેનું કારણ સમજીને દેવતાઓના કાર્ય માટે આનંદથી ઉઠયા, અને મૃગને જોઈ કટિ ઉપર ભાથો બાંધી, હાથમાં ધનુષ ઉપર બાણ ચઢાવી લક્ષ્મણજીને સમજાવી કહ્યું કે, ॥ ૪ ॥ આ વનમાં અનેક દૈત્યો ફરે છે, તેથી બુદ્ધિવડે વિવેક, સમય તથા બળને વિચારી, તું જાનકીજીનું રક્ષણ કરજે. ॥ ૫ ॥

**दो०** असकहि चले तहां प्रभु, जहां कपट मृग नीच ॥
देव हर्ष विस्मय विवश, चातक वर्षा बीच ॥ ४२ ॥

**અર્થ.**—એટલું કહી પછી શ્રીરઘુવીર જ્યાં મારીચ કપટી મૃગ છે ત્યાં ગયા. તે

સમયે જેમ ચાતક પક્ષી વર્ષા ઋતુના મધ્યમાં જે સ્થિતિવાળાં થાય, તેમ દેવતાઓ હર્ષ તથા શોકને વશ થયા. ॥ ૪૨ ॥

**चो०** प्रभुहि विलोकि चला मृग भाजी । धाये राम शरासन साजी ॥
निगम नेति शिव ध्यान न पावा । मायामृग पाछे सो धावा ॥ १ ॥
कबहुं निकट पुनि दूरि पराई । कबहुंक प्रकटै कबहुं छिपाई ॥
प्रकटत दुरत करत छल भूरी । इहिविधि प्रभुहि गयो लै दूरी ॥ २ ॥
तब तकि राम कठिन शर मारा । धरणि पर्यो करि घोर चिकारा ॥
लक्ष्मण कर प्रथमहिं लै नामा । पाछे सुमिरेसि मन महं रामा ॥ ३ ॥
प्राण तजत प्रगटेसि निज देही । सुमिरेसि राम सहित वैदेही ॥
अंतर प्रेम तासु पहिचानी । मुनि दुर्लभ गति दीन्ह भवानी ॥ ४ ॥

**અર્થ.**—પછી તે મૃગ શ્રીપ્રભુને જોઇને દોડતો ચાલ્યો, ત્યારે તેની પાછળ ધનુષ ઉપર બાણનું સંધાન કરી શ્રીહરિ દોડ્યા. જેના ધ્યાનને ચાર વેદ તથા શંકર પણ પહોંચી શકે નહીં, તે "શ્રીનારાયણ" માયાના મૃગ પછવાડે દોડ્યા. ॥ ૧ ॥ એટલે તે મૃગ ક્યારેક પાસે આવી નાશી જાય છે અને ક્યારેક દેખાય છે અથવા છૂપાઈ જાય છે. એમ પ્રગટ થતો તથા છૂપાઈ જતો મહા કપટી મૃગ શ્રીરઘુવરને દૂર લઈ ગયો. ॥ ૨ ॥ એટલે શ્રીપ્રભુએ તાકીને મહા કઠણ એવું બાણ માર્યું. તેથી તે ભયંકર શબ્દ કરી પૃથ્વી ઉપર પડતાં, પ્રથમ લક્ષ્મણજીનું નામ લઈ પછી શ્રીનારાયણનું સ્મરણ કરી, ॥ ૩ ॥ પ્રાણત્યાગ કરતી વખત પાછો દૈત્યદેહ ધરી સીતાજી સહિત શ્રીરામચંદ્રજીનું સ્મરણ કરવા લાગ્યો, ત્યારે હે પાર્વતી! શ્રીહરિએ તેના અંતરનો પ્રેમ જાણી મુનિને પણ દુર્લભ એવી ગતિ આપી. ॥ ૪ ॥

**दो०** विपुल सुमन सुर बर्षहिं, गावहिं प्रभु गुणगाथ ॥
निजपद दीन्हे असुर कहं, दीनबंधु रघुनाथ ॥ ४३ ॥

**અર્થ.**—દીનબંધુ શ્રીરઘુવરે જ્યારે દૈત્યને પોતાનું પરમપદ આપ્યું ત્યારે દેવતાઓ તેમના ગુણનું વર્ણન કરી આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૪૩ ॥

**चो०** मृगबधि तुरत फिरे रघुबीरा । सोह चाप कर कटि तूणीरा ॥
आरत गिरा सुनी जब सीता । कह लक्ष्मणसन परम सभीता ॥ १ ॥
जाहु वेगि संकट तव भ्राता । लक्ष्मण विहंसि कहा सुनु माता ॥
भ्रकुटि विलास सृष्टि लय होई । स्वप्नेहु संकट परै कि सोई ॥ २ ॥
सौंपि गये मोहिं रघुपति थाती । जो तजि जाउं तोष नहिं छाती ॥
यह जिय जानि सुनहु मम माता । पूछत कहब कवन मैं बाता ॥ ३ ॥

मर्म बचन सीता जब बोली । हरि प्रेरित लक्ष्मण मति डोली ॥
चहुंदिशि रेखा खींच अहीशा । बार बार नाये पद शीशा ॥ ४ ॥
बन दिशि देव सौंपि सब काहू । चले जहां रावण शशिराहू ॥
चितवहिं लषण सियहि फिरि कैसे । तजत बच्छ निज मातहि जैसे ॥ ५ ॥

**અર્થ.**—હવે મૃગને મારી કટિઉપર ભાથો અને ધનુષબાણુવાળા શ્રીરામ પાછા તુરત વળ્યા. પણ અહીં સીતાજીએ (કપટરૂપી મૃગનો શબ્દ) દુઃખરૂપ વાણી સાંભળી અત્યંત ભયયુક્ત થઈ લક્ષ્મણુજીને કહ્યું કે, ॥ ૧ ॥ હે લક્ષ્મણુ! તમારા ભાઈને સંકટ પડયું છે, માટે જલદી ત્યાં જાઓ. ત્યારે લક્ષ્મણુજી હસીને બોલ્યા કે, હે માત! સાંભળો. જેની ભૃકૂટીના વિલાસથી જગત્ નાશ પામે છે, તેમને સ્વપ્નમાં પણ સંકટ પ્રાપ્ત થાય નહીં. ॥ ૨ ॥ વળી તમારારૂપી થાપણુ મારી પાસે રાખી ગયા છે, તે હું જો મૂકીને જાઉં તો મારું મન સંતોષ પામે નહિ અને વળી હે જગદંબા! તમે હૃદયમાં વિચાર કરો કે, મને મારા જ્યેષ્ઠ બંધુ પૂછે તો હું શું જવાબ દઉં ? ॥ ૩ ॥ ત્યારે યોગ્ય નહીં પણ અધિક વચન સીતાજી બોલ્યાં તેથી તથા શ્રીહરિની ઇચ્છાનુસારે લક્ષ્મણુજીની બુદ્ધિ અસ્થિર થઈ. પાછી લક્ષ્મણુજીએ (સીતાજી બેઠાં છે તે હદની) ચારે દિશાએ રેખા ખેંચી વારંવાર શ્રીરામનાં પદકંજને મસ્તક નમાવી, ॥૪॥ જાનકીજીને વનમાં દિશાઓના દેવતાઓને સોંપીને જેમ ચંદ્રમા અને રાહુની પેઠે રાવણુના શત્રુ શ્રીરામ પાસે આવ્યા. પણ જેમ વાછડું વિજોગથી ગાયને જૂવે, તેમ લક્ષ્મણ જાનકીને જોવા લાગ્યા. ॥ ૫ ॥

दो० एक डरत डर रामके, दूजे सीय अकेलि ॥
लषण तेज तनु हत भये, जिमि दाधी दव बेलि ॥ ४४ ॥

**અર્થ.**—વળી એક શ્રીરામનો ભય અને બીજાં જાનકીજી એકલાં છે, તેથી જેમ અગ્નિથકી વેલી સૂકાઈ જાય, તેમ લક્ષ્મણુજીના તેજનો નાશ થયો. ॥ ૪૪ ॥

चौ० शून्य भवन दशकंधर देखा । आवा निकट यतीके वेषा ॥
जाके डर सुर असुर डराहीं । निशि न नींद दिन अन्न न खाहीं ॥ १ ॥
सो दशशीश श्वानकी नाई । इत उत चितै चला भंडि हाई ॥
जिमि कुपंथ पग देत खगेशा । रह न तेज बल बुधि लवलेशा ॥ २ ॥
कारि अनेक विधि छल चतुराई । मांगेउ भीख दशानन जाई ॥
अतिथि जानि सिय कंद मूल फल । देन लगी तेंई कीन्ह बहुरि छल ॥ ३ ॥
कह दशमुख सुन सुंदरि बानी । बांधी भीख न लेउं सयानी ॥
बिधि गति बाम काल कठिनाई । रेख लांघि सिय बाहर आई ॥ ४ ॥

**અર્થ.**—પછી દશાનન, લક્ષ્મણુજીએ કાઢેલી રેખાની વચમાં પર્ણકૂટીને જોઈ સંન્યાસીનો વેષ લઈ સીતાજી પાસે આવ્યો. જેના ભયથી દેવ અને દૈત્યો ભયને પામે

ચિત્ર ૮. (પૃ ૬૦૬)



સીતા હરણ.

એવો જે રાવણ, તેને રાત્રીએ નિદ્રા અને દિવસે અન્ન ભાવતું નથી. ॥ ૧ ॥ તે શ્વાનની પેઠે આમતેમ જોઈ ભયયુક્ત થઈ ચાલ્યો. હે ગરુડ! કુમાર્ગમાં પગ મૂકનાર પુરુષની બુદ્ધિ, બળ તથા તેજ કંઈ રહેતું નથી. ॥ ૨ ॥ પછી અનેક પ્રકારના કપટ તથા ચતુરાઈ કરીને જાનકીજી પાસે જઈ ભિક્ષા માંગી. ત્યારે સીતાજી અતિથિ જાણી કંદ, મૂળ તથા ફળ આપવા લાગ્યાં, એટલે વળી કપટ કરીને બોલ્યો કે, ॥૩॥ હે ચતુર સુંદરી! હું બાંધી ભિક્ષા લેતો નથી. હે ઉમા! એક તો કર્મની ગતિ અવળી અને કાળ કઠિણ હોવાથી સીતાજી રેખાને ઉલ્લંઘી બહાર આવીને ઉભાં રહ્યાં. ॥ ૪ ॥

**दो॰** विश्वभरनि अघ दल दलनि, करणि सकल सुरकाज ॥
जाना नहिं जगदीश तेहि, मूढ कपटके साज ॥ ४५ ॥

**અર્થ.**—હે ઉમા! જગતનું પોષણ તથા પાપનો નાશ કરનાર અને ઇંદ્રાદિ દેવનાં કાર્ય કરવાવાળાં સીતાજીએ મૂઢ રાવણના કપટનું કારણ જાણ્યું નહીં. ॥ ૪૫ ॥

**चो॰** नाना विधि कहि कथा सुनाई । राजनीति भय प्रीति दिखाई ॥
कह सीता सुनु यती गुसाईं । बोलेसि वचन दुष्टकी नाईं ॥ १ ॥
तब रावण निज रूप दिखावा । भइ सभीत जब नाम सुनावा ॥
कह सीता धरि धीरज गाढा । आइ गये प्रभु खल रहु ठाढा ॥ २ ॥
जिमि हरि बधुहि क्षुद्र शशचाहा । भयेसि कालबश निशिचर नाहा ॥
बायस करचह खगपति समता । सिंधु समान होइ किमि सरिता ॥ ३ ॥
खरिकि होइ सुर धेनु समाना । जाहु भवन निज सुनि अज्ञाना ॥
सुनत वचन दशशीश लजाना । मनमहं चरणबंदि सुखमाना ॥ ४ ॥

**અર્થ.**—ત્યાર પછી રાવણ સીતાજીને રાજ્યનીતિ, અનેક પ્રકારની કથા, ભય તથા સ્નેહ દેખાડવા લાગ્યો. તે સાંભળીને સીતાજી બોલ્યાં કે, હે યતિ! હે ગુસાંઈ! તું દુષ્ટની પેઠે વચન કેમ બોલે છે? ॥ ૧ ॥ એટલે રાવણે પોતાનું ખરૂં રૂપ દેખાડીને નામ સંભળાવ્યું, ત્યારે જાનકીજી ભય પામી મનમાં અત્યંત ધીરજ ધરીને બોલ્યાં કે, હે દુષ્ટ! તું ઉભો રહે, હમણાં પ્રભુ આવે છે. ॥ ૨ ॥ હે દૈત્યેંદ્ર! તું કાળને વશ છો. હે શઠ! જેમ તુચ્છ સસલો સિંહના સ્ત્રીની ઈચ્છા કરે, વળી કાગડો કાંઈ ગરૂડજી બરોબર થાય, વળી નદી કાંઈ સમુદ્ર બરોબર થાય, ॥ ૩ ॥ વળી ગધેડી કંઈ કામધેનુ જેવી થાય? એમ સમજી હે મૂઢ! તું તારે ઘેર જા. હે ભરદ્વાજ! એવાં સીતાજીનાં વચન સાંભળી દૈત્યપતિ લાજ પામી પોતાના મનમાં સીતાજીનાં ચરણવંદન કરી આનંદ પામ્યો, ॥ ૪ ॥

**दो॰** क्रोधवंत तब रावण, लीन्हेसि रथ बैठाय ॥
चलेउ गगन पथ आतुर, भय रथ हांकि न जाय ॥ ४६ ॥

**અર્થ.**—અને પછી ક્રોધને વશ થઈ જાનકીજીને રથમાં બેસાડી આતુરતાથી આકાશમાર્ગે ચાલવા લાગ્યો, પણ ભય થકી રથ હાંકી શકતો નથી. ॥ ૪૬ ॥

**चो॰** हा जगदीश देव रघुराया । केहि अपराध बिसारेहु दाया ॥
आरतहरण शरण सुखदायक । हा रघुकुल सरोज दीननायक ॥ १ ॥
हा लक्ष्मण तुह्मार नहिं दोषा । सो फल पायउं कीन्हेउ रोषा ॥
कैकेयी मन जो कछु रह्यऊ । सो विधि आजु मोहिं दुख दयऊ ॥ २ ॥
पंचवटीके खग मृग जाती । दुखी भये बनचर बहुभांती ॥
विविध विलाप करति वैदेही । भूरि कृपा प्रभु दूरि सनेही ॥ ३ ॥
बिपति मोरि को प्रभुहि सुनावा । पुरोडास चह रासभ खावा ॥
सीताकर बिलाप सुनि भारी । भये चराचर जीव दुखारी ॥ ४ ॥

**અર્થ.**—પછી સીતાજી વિલાપ કરી કહેવા લાગ્યાં કે, હે જગદીશ! હે રઘુપતિ! ક્યા અપરાધથી મારા ઉપરથી દયા ઉતારી નાંખી? વળી શરણાગતની પીડાનો નાશ કરી સુખને આપનાર, વળી રઘુકુળરૂપી કમળના વન ઉપર સૂર્યરૂપ! ॥ ૧ ॥ હે લક્ષ્મણ! તમારો કંઈ પણ દોષ નથી. હે ભાઈ! તમારા ઉપર જે ફોકટ ક્રોધ કર્યો, તેનું ફળ મને મળ્યું. વળી કૈકેયીના મનમાં કંઈ બાકી રહ્યું હશે, તે દુઃખ બ્રહ્માએ મને આજ આપ્યું. ॥ ૨ ॥ હે ઉમા! સીતાજીનો વિલાપ સાંભળી પંચવટીનાં જેટલાં પક્ષી, મૃગ તથા વનમાં ફરનાર પ્રાણીઓ હતાં, તે સર્વે દુઃખી થયાં. વળી અનેક રીતે વિલાપ કરી બોલ્યાં કે, તમે અત્યંત કૃપાળુ થઈને હે પ્રભુ! સ્નેહ કેમ ઉતારી નાંખ્યો. ॥ ૩ ॥ હવે હે હરિ! મારું દુઃખ હું કોને સંભળાવું? અરે! ગધેડો યજ્ઞનો ભાગ ખાવાની ઇચ્છા કરે છે. એવો સીતાજીનો શોકયુક્ત વિલાપ સાંભળી, સ્થાવર જંગમના જીવમાત્રો દુઃખી થવા લાગ્યાં. ॥ ૪ ॥

**दो॰** बहुबिधि करत बिलाप नभ, लिये जात दशशीश ॥
डरत न खल बर पाइ भल, जो दीन्हो अजईश ॥ ४७ ॥

**અર્થ.**—હવે આકાશમાં રાવણ, નાનાપ્રકારના વિલાપ કરતાં જાનકીજીને લઈને ચાલ્યો જાય છે, પરંતુ બ્રહ્મા અને શંકર પાસે સુવરદાન પામેલો, તેથી દુષ્ટ ડરતો નથી.૪૭

**चो॰** गृध्रराज सुनि आरत बानी । रघुकुल तिलक नारि पहिचानी ॥
अधम निशाचर लीन्हे जाई । जिमि मलेच्छ वश कपिला गाई ॥ १ ॥
अहह प्रथम बल मम तनु नाहीं । तदपि जाइ देखौं बल ताहीं ॥
सीता पुत्रि करसि जनि त्रासा । करिहौं यातुधान करनाशा ॥ २ ॥
धावा क्रोधवंत खग कैसे । छूटै पवि पर्वत पहं जैसे ॥
रेरे दुष्ट ठाढ किन होही । निर्भय चलेसि न जानेसि मोही ॥ ३ ॥

आवत देखि कृतांत समाना । फिरि दशकंध करत अनुमाना ॥
की मैनाक कि खगपति होई । ममबल जान सरित पति सोई ॥ ४ ॥
जाना जरठ जटायू येहा । ममकर तीरथ छांडहि देहा ॥

**અર્થ.**—હે ગરુડજી! એવી વૈદેહીની શોકયુક્ત વાણી સાંભળી જટાયુ પક્ષીએ રઘુકુળમાં તિલકરૂપ શ્રીરામચંદ્રજીની સ્ત્રીને ઓળખ્યાં. તે જેમ કસાઇને વશ કપિલ ગાય હોય, તેમ અધમ દૈત્ય સીતાજીને લઈ જાયછે. ॥ ૧ ॥ અહહ અરે! પ્રથમનાં જેટલું તો મારામાં બળ નથી, તોપણ ત્યાં જઈ તે દુષ્ટનું બળ તો જોઉં? એમ વિચારી બોલ્યો કે, હે પુત્રી જાનકી! હું આ દૈત્યનો નાશ કરીશ, માટે તું ત્રાસ પામીશ નહીં. ॥ ૨ ॥ એટલું કહીને જેમ પર્વતના ઉપર ઇંદ્રનું વજ્ર પડે, તેમ જટાયુ રાવણ ઉપર દોડયો, અને બોલ્યો કે, હે દુષ્ટ! ઉભો કેમ રહેતો નથી? નિર્ભય થઈ ચાલ્યો જાયછે. તું મને ઓળખતો નથી? ॥ ૩ ॥ હે ગરુડ! કાળની પેઠે આવતો જોઈ રાવણે ફરી મનમાં વિચાર્યું કે, શું આ મૈનાક પર્વત છે? વા શું પક્ષીરાજ ગરુડ છે? અરે! મારા બળને તો સમુદ્ર પણ જાણે છે. અરે! આ તો વૃદ્ધ જટાયુ ગીધ છે. આ મારા હસ્તરૂપી તીર્થમાં દેહનો ત્યાગ કરશે. ॥ ૪ ॥

दो० मम भुज बल नहिं जानत, आवत तापिन्ह सहाय ॥
समर चढै तौ इहि हतौं, जियत न निज थल जाय ॥ ४८ ॥

**અર્થ.**—અરે હે જટાયુ! મારું બાહુબળ શું તું જાણતો નથી? જે તપસ્વી રામ લક્ષ્મણજીની સહાયતા કરવા આવે છે, તેઓ પણ, આ રણભૂમિમાં આવશે તો એને પણ મારીશ, કે જેથી પોતાના સ્થાનકમાં પાછા નહીં જાય. ॥ ૪૮ ॥

चो० सुनत गृध्र क्रोधातुर धावा । कह सुन रावण मोर सिखावा ॥
तजि जानकी हि कुशल गृह जाहू । नाहिंत खंडीत होइहि बाहू ॥ १ ॥
रामरोष पावक अति घोरा । होइहि सकल शलभ कुल तोरा ॥
उतर न देत दशानन योधा । तबहिं गृध्र धारा करि क्रोधा ॥ २ ॥
धरि कच बिरथ कीन्ह बग राई । सीतहि राखि गृध्र पुनि आई ॥
दशमुख उठि कृतशर संधाना । गृध्र आइ काटेउ धनुबाना ॥ ३ ॥
चोंचन्ह मारि बिदारेसि देही । दंड एक भइ मूर्छा तेही ॥

**અર્થ.**—એવાં વચન સાંભળી જટાયુ ક્રોધ કરી દોડીને બોલ્યો કે, હે દશાનન! તું મારી શિખામણ સાંભળ. તું વૈદેહીનો ત્યાગ કરી, કુશળતાથી પાછો ઘેર જા, નહીં તો તારા હાથ કપાઈ જશે. ॥ ૧ ॥ અને શ્રીપ્રભુના ક્રોધરૂપી અતીશે ઘોર અગ્નિથી તારું સર્વ કુળ પતંગની પેઠે બળીને ભસ્મ થઈ જશે. એવાં વચન સાંભળી, દશાનને ઉત્તર આપ્યો નહીં, ત્યારે જટાયુ ક્રોધ કરીને દોડયો. ॥ ૨ ॥ અને દૈત્યના કેશ ઝાલીને તેને રથમાંથી પૃથ્વીઉપર પછાડયો, અને પછી સીતાજીને પોતાના આશ્રમમાં રાખી

પાછો ફર્યો. ત્યારે દશગ્રીવે ઉઠી બાણ ચઢાવ્યું કે, તરત જટાયુએ આવીને તેનું ધનુષબાણ કાપી, ॥ ૩ ॥ પોતાની ચાંચથી શરીરનું છેદન કરવા લાગ્યો, તેથી રાવણ બે ઘડી મૂર્છા પામ્યો. ॥ ૪ ॥

**दो०** जेइ रावण निज वश किये, मुनि गण सिद्ध सुरेश ॥
तेइ रावण सन समर अति, धीर वीर गृध्रेश ॥ ॥ ४९ ॥

**અર્થ.**—જેણે મુનિ, સિદ્ધ તથા ઈંદ્રને રણસંગ્રામમાં જિતી વશ કર્યા છે, એવો જે દશમુખ, તેની સામે અત્યંત ધીરજવાળા શૂરવીર જટાયુએ યુદ્ધ કર્યું. ॥ ૪૯ ॥

**चो०** स्वस्त भये सो पुनि उठि धावा । मारे गृध्र न सन्मुख आवा ॥
कीन्हेसि बहु जब युद्ध खगेशा । थकित भयो तब जरठ गृध्रेशा ॥ १ ॥
तब सक्रोध निशिचर खिसियाना । काढेसि परम कराल कृपाना ॥
काटेसि पंख परा खग धरणी । सुमिरि रामकी अद्भुत करणी ॥ २ ॥
मनमहं गृध्र परम सुख माना । रामकाज मम लाग्यो प्राना ॥
सीतहि यान चढाय बहोरी । चला उताइल त्रास न थोरी ॥ ३ ॥
करति विलाप जाति नभ सीता । ब्याध विवश जनु मृगी सभीता ॥
गिरिपर बैठे कपिन्ह निहारी । कहि हरि नाम दीन्ह पट डारी ॥ ४ ॥
इहि बिधि सीतहि सो लै गयऊ । बन अशोकमहं राखत भयऊ ॥

**અર્થ.**—હે ગરુડજી! ફરીવાર શુદ્ધિમાં આવી દશાનન જટાયુને મારવા દોડ્યો. જ્યારે તેણે દારુણ યુદ્ધ આદર્યું, ત્યારે વૃદ્ધ જટાયુ થાકી ગયો. ॥ ૧ ॥ એટલે ક્રોધાતુર રાવણે લજ્જા પામી અત્યંત કઠીણ તરવાર કાઢી જટાયુની પાંખ કાપી નાંખી. તેથી પૃથ્વીઉપર પડતાં અદ્‌ભુત કરણીવાળા શ્રીરઘુનાથજીનું સ્મરણ કરી, ॥ ૨ ॥ મનમાં અત્યંત આનંદ પામ્યો કે, મારા પ્રાણ રામના કામમાં લાગ્યા. પછી રાવણ જાનકીજીને પાછો રથમાં બેસાડી અત્યંત ત્રાસ પામી ઉતાવળથી ચાલ્યો ॥ ૩ ॥ અને પારધીને વશ થયેલી હરણી જેમ ભયયુક્ત થાય, તેમ જનકપુત્રી વિલાપ કરતાં આકાશમાર્ગે જતાં તેણે પર્વતઉપર બેઠેલા વાંદરાઓને જોઈ, શ્રીરામનું નામ લઈ પોતાનું એક વસ્ત્ર નાંખી દીધું. પછી એવી રીતે દશાનને સીતાજીને લઈ જઈ અશોક વાડીમાં ઘણો બંદોબસ્ત કરીને રાખ્યાં; ॥ ૪ ॥

**दो०** हारि परा खल बहुत बिधि, भय अरु प्रीति दिखाइ ॥
तब अशोक पादप तरे, राखेसि यतन कराइ ॥ ५० ॥
जेहि बिधि कपट कुरंग संग, धाय चले श्रीराम ॥
सो छबि सीता राखि उर, रटति रहति हरि नाम ॥ ५१ ॥

**અર્થ.**—તથા તે વાડીમાં એક ઝાડ નીચે યત્ન કરી રાખીને તે દુષ્ટ, વૈદેહીને ઘણા પ્રકા-

રથી ભય તથા પ્રીતિ દેખાડીને થાકી ગયો. પણ સીતાજી તો કપટરૂપી મૃગની પાછળ શ્રીપ્રભુ દોડ્યા હતા, તે સ્વરૂપને હૃદયમાં રાખી, "રામ" નામનો જપ કરવા લાગ્યાં ॥૫૦॥૫૧॥

**चो०** रघुपति अनुजहि आवत देखी । मन महं चिंता कीन्ह विशेषी ॥
जनकसुता परिहरेउ अकेली । आयहु तात वचन मम पेली ॥ १ ॥
निशिचर निकर फिरहिं बनमाहीं । मम मन सीता आश्रम नाहीं ॥
अहह तात भल कीन्हेउ नाहीं । सिय बिहीन मम जीवन काहीं ॥ २ ॥
इहिते कवन बिपति बड भाई । खोयहु सीय काननहिं आई ॥
गहिपद कमल अनुज कर जोरी । कहेउ नाथ कछु मोरि नखोरी ॥ ३ ॥
अनुज समेत गयउ प्रभु तहवां । गोदावरि तट आश्रम जहवां ॥
आश्रम देखि जानकी हीना । भये विकल जस प्राकृत दीना ॥ ४ ॥

**અર્થ.**—પછી અહીં હે ગરુડજી ! શ્રીપ્રભુ, લક્ષ્મણજી આવતા જોઈ, ઘણી રીતે મનમાં ચિંતા કરી બોલ્યા કે, મારા વચનનું ઉલ્લંઘન કરી જનકસુતાને એકલી મૂકીને, હે તાત ! તું કેમ આવ્યો ? ॥ ૧ ॥ મને એમ લાગે છે કે, વૈદેહી આશ્રમમાં નથી અને આ વનમાં ઘણા રાક્ષસો ફરે છે, માટે હે ભાઈ! તેં સીતાજીને એકલાં મૂક્યાં, તે સારું કર્યું નહીં. હવે તેનાવિના મારા પ્રાણ રહેશે નહીં. ॥ ૨ ॥ આ વનમાં આવી, જાનકીજીને ગમાવ્યાં, તેનાથી અધિક દુઃખ, હે બાપ ! બીજું કયું છે ? એટલે શ્રીહરિનાં ચરણારવિંદ ગ્રહણ કરી હાથ જોડી લક્ષ્મણજી બોલ્યા કે, હે નાથ ! એમાં મારો કંઈ પણ અપરાધ નથી. ॥ ૩ ॥ એટલું કહી ગોદાવરીના કિનારાપર પર્ણકૂટી છે ત્યાં બેઉ ભાઈ આવ્યા, અને સીતાજી વિનાનો આશ્રમ જોઈ જેમ પ્રાકૃત મનુષ્ય દુઃખી થાય, તેમ શ્રીપ્રભુ દુઃખી થયા. ॥ ૪ ॥

**दो०** कानन रहेउ तडाग इव, चक चकई सिय राम ॥
रावण निशि बिछुरन किये, दुख बीते चहुं याम ॥ ५२ ॥

**અર્થ.**—અને હે ઉમા ! તળાવરૂપી વનમાં ચકવા ચકવીરૂપ શ્રીરામ તથા સીતાજી રહેલાં હતાં, તેમાં રાવણરૂપી રાત્રિએ આવીને વિયોગ કર્યો. હવે જ્યારે ચાર પ્રહર વીતી પ્રાતઃકાળ થશે ત્યારે દુઃખનો અંત આવશે. ॥ ૫૨ ॥

**चो०** पर दुख हरण शोक दुख नाहीं । भा विषाद तिनके मन माहीं ॥
हा गुणखानि जानकी सीता । रूप शील व्रत नेम पुनीता ॥ १ ॥
लक्ष्मण समुझाये बहुभांती । पूंछत चले लता तरुपांती ॥
हे खग मृग हे मधुकर श्रेनी । तुम देखी सीता मृगनैनी ॥ २ ॥
खंजन शुक कपोत मृग मीना । मधुप निकर कोकिला प्रबीना ॥
कुंदकली दाडिम दामिनी । कमल शरद शशि अहि भामिनी ॥ ३ ॥

बरुणपाश मनोज धनुर्हंसा । गज केहरि नित सुनत प्रशंसा ॥
श्रीफल कमल कदलि हरषाहीं । नेकु न शंक सकुच मनमाहीं ॥ ४ ॥
सुनु जानकी तोहिं बिनु आजू । हर्षे सकल पाइ जनु राजू ॥
किमि सहिजात अनख तोहि पाहीं । प्रिया वेगि प्रकटत कस नाहीं ॥ ५ ॥
इहि बिधि बिलपत खोजत स्वामी । मनहुं महा बिरही अति कामी ॥

**અર્થ.**—હે પાર્વતી! પારકાનાં દુઃખનો નાશકર્ત્તા, શોક તથા દુઃખ રહિત જે શ્રીરામ, તે પોતાના મનમાં દુઃખી થઈ બોલ્યા કે, હે ગુણુની ખાણુ જાનકી! રૂપ, ધર્મ તથા પવિત્ર નિયમવાળી હે સીતા !!! ॥ ૧ ॥ એવી રીતે ખેદ કરતા શ્રીહરિને લક્ષ્મણુજી ઘણીક રીતે સમજાવવા લાગ્યા. પછી બેઉ ભાઈ ત્યાં રસ્તે ચાલતાં ચાલતાં અનેક ઝાડ, વેલી તથા પક્ષીઓને પૂછવા લાગ્યા કે, હે પક્ષીઓ! હે હરણુ અને ભમરાઓ!! તમે મૃગનયની જાનકીજીને જોઈ? ॥૨॥ અરે!! ખંજન પક્ષી જેવી ચંચળાઈ, શ્યામ ભમરાઓજેવા કેશ, કોયલજેવો કંઠ, કુંદ પુષ્પની કળીજેવી સફેતાઈ, દાડમના બીજજેવા દાંત, શરદ પુનમના કમળજેવું મુખ, નાગિનીજેવો ચોટલો, ॥ ૩ ॥ વરુણુપાશજેવી નાભિ, કામદેવનાં ધનુષ્યજેવી ભ્રુકૂટિ, હંસજેવી ચાલ, ગજજેવું ઝૂલવું, શ્રીફળજેવાં સ્તન, કમળજેવાં ચરણુ, કેળજેવી જાંઘ, એવી ઉપમાવાળી હે સીતા! તારા વગર તેઓ સઘળા પોતાના મનમાં સંકોચ પામતાં નથી, પણુ ઉલટાં ભય વગરનાં થઇ જાણે રાજ્યપદ મળ્યું હોયની, તેમ હર્ષ પામે છે, માટે હે જાનકીજી! તેઓનો દોષ તારાથી કેમ સહન થાય છે? વળી હે પ્રિયા! તું જલદી પ્રગટ કેમ થતી નથી? એમ અત્યંત કામી જેમ સ્રીના વિયોગથી દુઃખી થાય, તેમ દુઃખી થઈ વિલાપ કરતા શ્રીરામ સીતાજીને શોધવા લાગ્યા. ॥ ૪ ॥ ૫ ॥

दो० फणि मणि हीन दीन जिमि, मीन हीन जिमि बारि ॥
तिमि व्याकुल भये लषण तहं, रघुबर दशा निहारि ॥ ५३ ॥

**અર્થ.**—અને હે પાર્વતી! જેમ મણિવગર સર્પ અને પાણીવગર માછલું વ્યાકુળ થાય, તેમ શ્રીપ્રભુની "દશા" જોઈ, લક્ષ્મણુજી વ્યાકુળ થયા. ॥ ૫૩ ॥

चो० धरि उर धीर बुझावहिं रामहिं । तजहिं न शोक अधिक सुख धामहिं ॥
पूरण काम राम सुखराशी । मनुज चरित कर अज अबिनाशी ॥ १ ॥
सरवर अमित नदी गिरि खोहा । बहु बिधि राम लषण तहं जोहा ॥
शोच हृदय कछु कहि नहिं आवा । टूट धनुष शर आगे पावा ॥ २ ॥
कहुं कहुं शोणित देखिय कैसे । श्रावण जल भादाभर जैसे ॥
कहत राम लक्ष्मणहि बुझाई । काहू कीन्ह युद्ध इहि ठाईं ॥ ३ ॥
आगे परा गृध्रपति देखा । सुमिरत रामचरणकी रेखा ॥

**અર્થ.**—અને ધીરજ ધરી સમજાવવા લાગ્યા, તોપણ સુખના ભંડાર શ્રીપ્રભુ અત્યંત શોક કરવા લાગ્યા. વળી સર્વ કામનાથી પરિપૂર્ણ, સુખના મંદિર અજન્મા, અને અવિનાશી તે પ્રાકૃત મનુષ્યની પેઠે ચરિત્ર કરવા લાગ્યા ॥ ૧ ॥ પછી અનેક તળાવો, નદીઓ તથા પર્વતોની ગુફાઓ બેઉ ભાઈ જોવા લાગ્યા. અને જેના હૃદયના શોકનું વર્ણન ન થાય, એવા શ્રીરામે આગળ ચાલતાં ધનુષબાણના તૂટેલા કટકા જોયા. ॥ ૨ ॥ તથા શ્રાવણ માસમાં જેમ વરસાદનું ડોળું પાણી પૃથ્વીપર દીઠામાં આવે, તેમ જ્યાં ત્યાં રુધિર જોવામાં આવ્યું. ત્યારે શ્રીપ્રભુ બોલ્યા કે, હે ભાઈ! આ સ્થાનકમાં કોઇએ યુદ્ધ કર્યું છે. ॥૩॥ એમ કહી આગળ ચાલતાં શ્રીપ્રભુનાં ચરણની રેખાનું સ્મરણ કરતો જટાયુ પક્ષી જોયો કે, ॥ ૪ ॥

**दो०** कर सरोज शिर परसेउ, कृपासिंधु रघुवीर ॥
निरखि राम छबि धाम मुख, विगत भई सब पीर ॥ ५४ ॥

**અર્થ.**—તરત જ કૃપાસમુદ્ર શ્રીરઘુવરે તેના મસ્તકઉપર હાથ મૂક્યો. ત્યારે શોભાના ભંડાર શ્રીપ્રભુનું મુખારવિંદ જોઈ જટાયુનાં સર્વ દુઃખનો નાશ થયો. ॥ ૫૪ ॥

**चो०** तब कह गृध्र वचन धरि धीरा । सुनहु राम भंजन भव भीरा ॥
नाथ दशानन यह गति कीन्ही । तेहि खल जनकसुता हरि लीन्ही ॥ १ ॥
लै दक्षिण दिशि गयउ गोसांई । विलपति अति कुररीकी नांई ॥
दरश लागि प्रभु राखेउं माना । चलत चहत अब कृपानिधाना ॥ २ ॥
राम कहा तनु राखहु ताता । मुख मुसकाइ कही तेइं बाता ॥
जाकर नाम मरत मुख आवा । अधमौ मुक्त होइ श्रुति गावा ॥ ३ ॥
सो मम लोचन गोचर आगे । राखहुं देह नाथ केहि लागे ॥
जलभरि नयन कहा रघुराई । तात कर्म निज ते गतिपाई ॥ ४ ॥
परहित वश जिनके मन माहीं । तिन्ह कहं जग दुर्लभ कछु नाहीं ॥
तनु तजि तात जाहु मम धामा । देउं कहा तुम पूरण कामा ॥ ५ ॥

**અર્થ.**—પછી ધીરજ ધરી જટાયુ બોલ્યો કે, હે જન્મમરણના નાશ કર્ત્તા શ્રીપ્રભુ! સાંભળો. હે નાથ! દુષ્ટ રાવણે મારી આવી સ્થિતિ કરી. ॥૧॥ તે ખલ ટીટોડીની પેઠે વિલાપ કરતી જનકસુતા જાનકીજીને હરણ કરીને દક્ષિણ દિશામાં લઈ ગયો. હે કૃપાનિધાન! આપના દર્શનને માટે મેં પ્રાણ રાખ્યા છે, તે હવે જવાની ઇચ્છા કરેછે.॥૨॥ તે સાંભળી પ્રભુ બોલ્યા કે, હે તાત! તારા પ્રાણનું હું રક્ષણ કરીશ. એવું સાંભળી જટાયુ મંદ હાસ્ય કરી બોલ્યો કે, હે દીનબંધુ! મરતી વખતે જેના મુખમાં "શ્રીરામ" એવું નામ આવે, તે જો અધમ હોય તોપણ મુક્ત થાયછે, એમ વેદ તથા શ્રુતિ કહે છે. ॥ ૩ ॥ ત્યારે શ્રીરામ પોતે પ્રત્યક્ષ મારાં નેત્ર પાસે આવી ઉભા છે, તો મારું શરીર, હે પ્રભુ! શું કરવાને રાખું? હે ગિરિજા! શ્રીરામચંદ્રજી નેત્રમાં જળ

ભરી બોલ્યા કે, હે તાત! તું પોતાના કર્મથકી ઉત્તમ ગતિને પામ્યો. ॥ ૪ ॥ જેના મનમાં પરહિત રહેલું છે, તેને આ જગતમાં કંઈ પણ વસ્તુ દુર્લભ નથી. પણ તું તો પૂર્ણ કામનાવાળો છો, વાસ્તે બીજું હું શું આપું? હવે આ દેહનો ત્યાગ કરી મારા ધામને વિષે તું જા. ॥ ૫ ॥

**दो०** सीताहरण तात जनि, कहहु पितासन जाइ ॥
कछु दिन बीते कुल सहित, कहहि दशानन आइ ॥ ५५ ॥

**અર્થ.**—અને હે બાપ! તું ત્યાં જઈ મારા પિતાજી પાસે "સીતા હરણ"ની વાત કરીશ નહીં. થોડા દીવસમાં કુળસહિત રાવણ પોતે સમાચાર આપશે. ॥ ૫૫ ॥

**हरिगीतछंद.** जय राम रूप अनूप निर्गुण सगुण गुण प्रेरक सही ॥
दशशीश बाहु प्रचंड खंडन चंड शर मंडन मही ॥
पाथोद गात सरोज मुखराजीव आयत लोचनं ॥
नित नौमि राम कृपालु बाहु विशाल भवभयमोचनं ॥ २० ॥

**અર્થ.**—નિર્ગુણ તથા સગુણ એ બેઉરૂપે પ્રેરણા કર્ત્તા અનુપ રૂપવાળા શ્રીરામને હું નમસ્કાર કરું છું. વળી કઠીણ બાણથી દશાનનની પ્રચંડ ભુજાઓનું છેદર કરનાર, પૃથ્વીના શૃંગારરૂપ, ઘનશ્યામ શરીરવાળા તથા કમળજેવું મુખ અને મોટા લાલ કમળનાજેવાં નેત્રવાળા, વળી વિશાળ ભુજાઓથી સંસારના ભયને નાશ કરવાવાળા હે શ્રીરામચંદ્રજી! હું આપને નમસ્કાર કરું છું. ॥ ૨૦ ॥

**दो०** रघुपति को संदेश सुनि, करत विचार बहोरि ॥
गीद्ध चतुर्भुज रूप धरि, विनय करत कर जोरि ॥ ५६ ॥
अविरल भक्ति मांगि वर, गृध्र गयउ हरिधाम ॥
तेहिकी क्रिया यथोचित, निजकर कीन्ही राम ॥ ५७ ॥

**અર્થ.**—પછી જટાયુ દેહ મૂકી, ઘનશ્યામ ચતુર્ભુજ સ્વરૂપ અનેક આભૂષણ તથા પીતાંબર વસ્ત્ર ધારણ કરી નેત્રમાં જળ ભરી શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યો. એવી રીતે અખંડ પ્રેમભક્તિનું વરદાન માંગી જટાયુ શ્રીપ્રભુના ધામવિષે ગયો. પછી તેની ક્રિયા જેમ કરવી જોઈએ, તેમ શ્રીરામે પોતાને હાથે કરી. ॥ ૫૬ ॥ ૫૭ ॥

**चो०** कोमल चित अति दीनदयाला । कारण बिनु रघुनाथ कृपाला ॥
गृध्र अधम खग आमिष भोगी । गति तेहि दीन्हजो याचत योगी ॥ १ ॥
सुनहु उमा ते लोग अभागी । हरि तजि होहिं विषय अनुरागी ॥
पुनि सीतहि खोजत दोउ भाई । चले विलोकत वन बहुताई ॥ २ ॥
संकुल लता बिटप घन कानन । बहु खग मृग तहं गज पंचानन ॥
आवत पंथ कबंध निपाता । तेइं सब कही शापकी बाता ॥ ३ ॥

दुर्वासा मोहिं दिनेहु शापा । प्रभु पद देखि मिटा सो पापा ॥
सुनु गंधर्व कहौं मैं तोही । मोहिं न सुहाइ ब्रह्मकुल द्रोही ॥ ४ ॥

**અર્થ.**—કોમળ ચિત્તવાળા, ગરીબનિવાજ, તથા કારણ સહિત શ્રીહરિએ, જે ગતિને મુનિઓ ઇચ્છા કરે, તે ગતિ માંસનું ભક્ષણ કરનાર પક્ષીઓમાં અધમ જે ગીધ, તેને આપી. ॥ ૧ ॥ હે પાર્વતી! જે પુરુષો શ્રીહરિને મૂકી વિષયમાં પ્રીતિ રાખે છે, તેમને હીનભાગ્યવાળા જાણવા. પછી બે ભાઈઓએ જાનકીની શોધકરવા સારુ અનેક વન જોતા જોતા, ॥ ૨ ॥ ઘણાં પક્ષી, મૃગો, હાથી તથા સિંહ, અને વળી અનેક લતાઓ તથા વૃક્ષોથી ઘણું ઘટાવાળું અરણ્ય આવતાં માર્ગમાં "કબંધ" દૈત્યનો નાશ કર્યો. એટલે તે પોતાનું દિવ્યરૂપ ધરી શાપની વાત કહેવા લાગ્યો. ॥ ૩ ॥ હે જગદીશ! આપનાં ચરણને જોઇ દુર્વાસા મુનિએ આપેલા શ્રાપથી જે પાપ હતું, તેનો નાશ થયો. તે સાંભળી શ્રીરામ બોલ્યા કે, હે ગંધર્વ! બ્રહ્મકુળનો દ્વેષ કરનાર મને પ્રિય લાગતો નથી. ॥ ૪ ॥

दो० मन क्रम बचन कपट तजि, जो कर भूसुर सेव ॥
मोहिं समेत विरंचि शिव, बश ताके सब देव ॥ ५७ ॥

**અર્થ.**—પણ જે પુરુષ મન, કર્મ તથા વચનથી કપટ મૂકી બ્રાહ્મણની સેવા કરે, તેને મારાસહિત, બ્રહ્મા, મહેશ્વર તથા ઇંદ્રાદિ દેવ સૌ વશ રહેછે. ॥ ૫૭ ॥

चो० शापत ताडत पुरुष कहंता । विप्र पूज्य अस गावहिं संता ॥
पूजिय विप्र शील गुण हीना । शूद्र न गुण गण ज्ञान प्रबीना ॥ १ ॥
कहि निज धर्म ताहि समुझावा । निजपद प्रीति देखि मन भावा ॥
रघुपति चरण कमल शिरनाई । गयउं गगन आपनि गतिपाई ॥ २ ॥
ताहि देइ गति राम उदारा । शबरीके आश्रम पगुधारा ॥
शबरी दीख राम गृह आये । मुनिके बचन समुझि जिय भाये ॥ ३ ॥
सरसिज लोचन बाहु विशाला । जटा मुकुट शिर उर बनमाला ॥
श्याम गौर सुंदर दोउ भाई । शबरी परी चरण लपटाई ॥ ४ ॥
प्रेम मगन मुख वचन न आवा । पुनि पुनि पदसरोज शिर नावा ॥
सादर जल लै चरण पखारे । पुनि सुंदर आसन बैठारे ॥ ५ ॥

**અર્થ.**—વળી શાપ આપનાર, કઠીણ વાણી બોલનાર, મારનાર અને ગુણ તથા શીળ-રહિત એવો પણ જો બ્રાહ્મણ હોય તો તેનું પૂજન કરવું, પણ જ્ઞાન તથા ગુણમાં પ્રવીણ એવો જો શૂદ્ર હોય તો તેનું પૂજન કરવું નહીં. ॥ ૧ ॥ હે ભાઈ! એવી રીતે નિજપદ-કંજમાં કબંધની પ્રીતિ જોઈ, પ્રફૂલ્લિત મનથી શ્રીરામે પોતાનો ધર્મ કહી સમજાવ્યો. ॥ ૨ ॥ ત્યારે તે શ્રીપ્રભુનાં ચરણકમળમાં મસ્તક નમાવી, પોતાની ગતિ પામી આકાશમાર્ગે ગયો. પછી હે ગરુડજી! ઉદાર શ્રીહરિ તેને ગતિ આપી શબરીના આશ્રમ

પ્રત્યે પધાર્યા. ॥ ૩ ॥ તે જોઇને ગુરુનાં વચન સંભારી મનમાં આનંદ પામી, પછી કમળજેવાં નેત્ર, વિશાળ ભુજાઓ, જટાનો મુકુટ, કંઠમાં વનમાળા ધારણ કરી, ॥ ૪ ॥ તથા શ્યામ અને ગૌર વર્ણવાળા બેઉ ભાઇઓના પદકંજમાં શબરી લપટાઈ પડી, અને ત્યાર પછી તેણે શ્રીરામના આદરપૂર્વક ચરણ પખાળી સુંદર આસન ઉપર બેસાડ્યા. ॥ ૫ ॥

दो० कंद मूल फल सरस अति, दिये रामकहं आनि ॥
प्रेम सहित प्रभु खायउ, बारहिं बार बखानि ॥ ५८ ॥

**અર્થ.**—અને અતિશ્રેષ્ઠ કંદ, મૂળ અને ખંડિત બોરનાં ફળ તેમની પાસે લાવીને મૂકયાં. તે શ્રીભગવાન્ વારંવાર વખાણીને પ્રેમથકી ખાવા લાગ્યા. હે શબરી ! આ પક્ષીની ચાંચવડે ખંડિત ફળમાં તો ઘણી મધુરતા છે, એમ શબરી સાંભળી લજ્જા પામી.॥૫૮॥

चो० पाणि जोरि आगे भई ठाढी । प्रभुहि बिलोकि प्रीति अति बाढी ॥
केहि विधि अस्तुति करहुं तुह्मारी । अधम जातिमैं जड मति भारी ॥ १ ॥
अधमते अधम अधम अति नारी । तिनमहं मैं मतिमंद गंवारी ॥
कह रघुपति सुनु भामिनि बाता । मानौं एक भक्तिकर नाता ॥ २ ॥
जाति पांति कुल धर्म बडाई । धन बल परिजन गुण चतुराई ॥
भक्ति हीन नर सोहै कैसे । बिनु जल बारिद देखिय जैसे ॥ ३ ॥
नवधा भक्ति कहौं तोहिं पाहीं । सावधान सुनु धरु मनमाहीं ॥
प्रथम भक्ति संतन कर संगा । दूसरि रत ममकथा प्रसंगा ॥ ४ ॥

**અર્થ.**—પછી બે હાથ જોડી ઘણી પ્રીતિથી તે પાસે ઉભી; પ્રભુને જોઈ તે બોલી કે, હે નાથ ! હું નીચ જાતિ તથા મંદ બુદ્ધિવાળી તે આપની સ્તુતિ કયા પ્રકારે કરું ? ॥૧॥ અધમમાં અધમ ને તેમાં પણ વળી અધમ, ગમાર અને મંદબુદ્ધિવાળી હું સ્ત્રી છું. ત્યારે શ્રીરામચંદ્રજી બોલ્યા કે, હે સ્ત્રી ! તું વાત સાંભળ. હું એક માત્ર ભક્તિનો નાતો રાખુંછું. ॥ ૨ ॥ અને જે જાત, પંક્તિ, કુળધર્મ, મોટાઈ, દ્રવ્ય, બળ, સંબંધીઓ, ગુણ તથા ચતુરાઈ વિગેરે છે, તે સર્વે ભક્તિવગરનાં, જેમ જળવિના વાદળાં શોભે, તેમ શોભે છે. ॥ ૩ ॥ હે શબરી ! તને નવ પ્રકારની ભક્તિ હું કહુંછું, તે એક ચિત્તથી સાવધાન થઈ સાંભળ. પહેલું લક્ષણ એક સાધુપુરુષનો સંગ કરવો. બીજું મારી કથાનો પ્રસંગ હોય તેમાં પ્રીતિ રાખવી. ॥ ૪ ॥

दो० गुरुपदपंकज सेवही, तीसरि भक्ति अमान ॥
चौथी भक्ति मम गुणगण, करै कपट तजि गान ॥ ५९ ॥

**અર્થ.**—ત્રીજું અહંકારરહિત ગુરુનાં ચરણકમળની સેવા કરવી. ચોથું કપટ તજી મારા ગુણના સમૂહનું ભક્તિથકી ગાયન કરવું. ॥ ૫૯ ॥

चो० मंत्र जाप मम दृढ विश्वासा । पंचम भजन सो वेद प्रकाशा ॥
षट दम शील विरत बहु कर्मा । निरत निरंतर सज्जन धर्मा ॥ १ ॥
सप्तम सब मोहिं मय जग देखै । मोते संत अधिक करि लेखै ॥
अष्टम यथा लाभ संतोषा । स्वप्नेहुं नहिं देखै परदोषा ॥ २ ॥
नवम सरल सबसों छल हीना । मम भरोस हिय हर्ष न दीना ॥
नवमहं एको जिन्हके होई । नारि पुरुष सचराचर कोई ॥ ३ ॥
सोइ अतिशय प्रिय भामिनि मोरे । सकल प्रकार भक्ति दृढ तोरे ॥
योगि वृंद दुर्लभ गति जोई । तोकहं आजु सुलभ भइ सोई ॥ ४ ॥
मम दर्शन फल परम अनूपा । जीव पाव निज सहज स्वरूपा ॥

**અર્થ.**—પાંચમું દૃઢ વિશ્વાસ રાખી મંત્ર જપ તથા ભજન કરવું, તે વેદ પણ કહે છે. છઠું ઇંદ્રિયોનું દમન કરી, સદ્ ધર્મથી શીળમાં નિરંતર વર્તવું. ॥ ૧ ॥ સાતમું મારાથી પણ અધિક સંતને જાણી, આખા જગતને ઈશ્વરમય જોવું. આઠમું જે લાભ થાય તેમાં સંતોષ માની, સ્વપ્નમાં પણ પારકા દોષને જોવો નહીં. ॥ ૨ ॥ નવમું કોઈ સાથે કપટ વગરની મિત્રતા તથા મારો ભરોસો રાખી હૃદયમાં હર્ષ શોક કરવો નહીં, એ નવ લક્ષણ ભક્તિનાં છે. તેમાંથી હે શબરી! જગતમાં જેટલાં ચરાચર પ્રાણી છે, ॥ ૩ ॥ તેને નવ લક્ષણમાંથી એક પણ હોય તો તે મને અત્યંત વહાલો છે ત્યારે તને તો મારી સર્વ પ્રકારની દૃઢ ભક્તિ છે, આથી જે ગતિ અનેક યોગીઓને દુર્લભ છે, તે આજ તને સુલભ થઈ પડી છે. વળી મારાં દર્શનનું ફળ ઉપમારહિત છે, જેથી જીવ સહેલાઇથી મારા સ્વરૂપને પામે છે. ॥ ૪ ॥

दो० सब प्रकार तव भाग बड, मम चरणन अनुराग ॥
तव महिमा जेहि उर बसिहि, तासु परम बड भाग ॥ ६० ॥

**અર્થ.**—વળી તેં મારાં ચરણમાં પ્રીતિ રાખી છે, તેથી સર્વ રીતે તારાં મોટાં ભાગ્ય છે. વળી તારી કીર્તિ જેના હૃદયમાં વાસ કરશે, તેનાં પણ મોટાં ભાગ્ય જાણવાં. ॥૬૦॥

चो० मुनि शुभवचन हर्ष कहं पाई । पुनि बोले प्रभु गिरा सुहाई ॥
जनकसुताकी सुधि मोहिं भामिनि । जानहु तोकहु करिवर गामिनि ॥ १ ॥
पंपासरहि जाहु रघुराई । मुनिवर विपुल रहे जहं छाई ॥
ऋषिमतंग महिमा गुणभारी । जीव चराचर रहत सुखारी ॥ २ ॥
शिखर सुहावन कानन फूले । खग मृग जीव जंतु अनुकूले ॥
करहु सफल श्रम सबकर जाई । तहां होइ सुग्रीव मिताई ॥ ३ ॥
सो सब कहहि देव रघुवीरा । जानतहू पूंछत मतिधीरा ॥
बार बार प्रभु पद शिरनाई । प्रेम सहित सब कथा सुनाई ॥ ४ ॥

**અર્થ.**—એવાં સુંદર વચન સાંભળી ભિલડી હર્ષ પામી. પછી શ્રીરઘુવરે સુંદર વચનવડે પૂછયું કે, હે ગજગામિની! સીતાજીની તને ખબર હોય તો કહે. ॥ ૧ ॥ એવાં શ્રી પ્રભુનાં વચન સાંભળી શબરીએ કહ્યું કે, હે નાથ! પંપા સરોવર ઉપર ઘણા મુનિઓના આશ્રમપ્રત્યે જાઓ. ત્યાં અપાર ગુણ અને મહિમાવાળા મારા ગુરુ મતંગઋષિ રહેછે, તેના પ્રતાપથી ચરાચર જીવ સુખી રહેછે. ॥ ૨ ॥ તે કોઈ સાથે વૈર કરતા નથી, અને વૈર હોય તોપણ પ્રીતિથી રહેછે. વળી ત્યાં પર્વતનાં સુંદર શિખર તથા વન પ્રફુલ્લિત છે તથા પક્ષીઓ, મૃગો અને જીવજંતુ આનંદથી રહેછે. ॥ ૩ ॥ ત્યાં તમે જઈને મતંગ આદિ મુનિઓના આશ્રમો પવિત્ર કરો, એટલે તમારી સુગ્રીવની સાથે મિત્રતા થશે; તે સીતાજી સંબંધી સર્વ કારણ કહેશે. માટે હે રઘુવીર! ધીરબુદ્ધિવાળા આપ સઘળું જાણોછો, છતાં મને શું પૂછો છો? એમ કહી વારંવાર શ્રીપ્રભુનાં ચરણમાં મસ્તક મૂકી પ્રેમથકી સઘળી હકીકત કહી સંભળાવી. ॥ ૪ ॥

**हरिगीतछंद.** कहि कथा सकल विलोकि हरि मुख हृदय पदपंकज धरे ॥
तजि योग पावकदेह हरिपद लीन भइ जहं नहिं फिरे ॥
नर विविध कर्म अधर्म बहु मत शोक प्रद सब त्यागहू ॥
विश्वास करि कह दास तुलसी राम पद अनुरागहू ॥ २१ ॥

**અર્થ.**—શ્રીરામનાં દર્શન કરી, પદકંજને હૃદયમાં રાખી યોગાગ્નિથી દેહ મૂકી, પુનઃ જન્મમરણ નહીં થાય એવા પદને તે ભિલડી પામી. આથી તુલસીદાસ કહેછે કે, હે મનુષ્યો! અનેક પ્રકારનાં અધર્મનાં કર્મ તથા અનેક પ્રકારનાં દુઃખ પ્રાપ્ત કરનાર માર્ગોને મૂકી, શ્રીપ્રભુનાં ચરણમાં વિશ્વાસથી પ્રીતિ રાખો. ॥ ૨૧ ॥

**दो०** जाति हीन अघ जन्म मय, मुक्त कीन्ह अस नारि ॥
महामंद मन सुख चहसि, ऐसे प्रभुहि बिसारि ॥ ६१ ॥

**અર્થ.**—વળી પાપયુક્ત તથા અધમ જાતિ એવી જે સ્ત્રી શબરી, તેને પણ મોક્ષ આપ્યો. ત્યારે એવા પ્રભુને વિસારી, હે મંદબુદ્ધિવાળાઓ! તમે કેવી રીતે સુખને ઇચ્છો છો? ॥ ૬૧ ॥

**चो०** चले राम त्यागे बन सोऊ । अतुलित बल नरकेहरि दोऊ ॥
विरही इव प्रभु करत विषादा । कहत कथा अनेक संवादा ॥ १ ॥
लक्ष्मण देखहु कानन शोभा । देखत केहिकर मन नहिं क्षोभा ॥
नारि सहित सब खग मृग वृंदा । मानहुं मोरि करतहहिं निंदा ॥ २ ॥
हमहिं देखि मृग निकर पराहीं । मृगी कहहिं तुम कहं भय नाहीं ॥
तुम आनंद करहु मृग जाये । कंचन मृग खोजन ये आये ॥ ३ ॥
संग लाइ करिणी करि लेहीं । मानहुं मोहिं सिखावन देहीं ॥
शास्त्र सुचिंतित पुनि पुनि देखिय । भूप सुसेवित बश नहिं लेखिय ॥ ४ ॥

राखिय नारि यदपि उर माहीं । युवती शास्त्र नृपति वश नाहीं ॥
देखहु तात बसंत सुहावा । प्रियाहीन मोहिं भय उपजावा ॥ ५ ॥

**અર્થ.**—હે ગરુડજી! પછી મનુષ્યને વિષે સિંહરૂપ અત્યંત બળવાન્ બેઉ ભાઈએ તે વનનો ત્યાગ કર્યો, પછી ત્યાંથી આગળ ચાલતાં વિરહી પુરુષની પેઠે અનેક કથા પ્રસંગ કહેતા, તથા પશ્ચાત્તાપ કરતા, શ્રીપ્રભુ બોલ્યા કે, ॥૧॥ હે લક્ષ્મણ! આ વનની શોભા તો જુવો. તે જોતાં જ કોનું મન મગ્ન ન થાય? હે ભાઈ! વળી જુવો તો ખરા, અનેક વનનાં પશુ પક્ષીઓ પોતાની સ્ત્રીઓ સાથે લઈને મારી મશ્કરી કરતાં ન હોય? ॥ ૨ ॥ તેમ મને જોઈને મૃગો નાશી જાય છે. વળી મૃગલીઓ કહે છે કે, હે મૃગો! તમને કંઈપણ ભય નથી, આ તો રત્નજડિત સોનાના મૃગ જોવાને આવ્યા છે; માટે આનંદ કરો. ॥ ૩ ॥ વળી હાથિણીઓ પોતાના પતિ હાથીઓ સાથે લઈને મને બોધ આપે છે કે, તમે જ્યારે જાનકીને મૂકી દીધી ત્યારે દુઃખી થયા. હે ભાઈ! આ વાત ખરી છે કે, શાસ્ત્રનો રાત્ર દિવસ અભ્યાસ કરવો, એ જ રીતે રાજાપાસે રહેવું અને સ્ત્રી ઉપર સ્નેહ રાખવો; તોપણ શાસ્ત્ર, નૃપતિ અને યુવતી એ ત્રણે વશ રહેતાં નથી. ॥ ૪ ॥ વળી હે બાપ! આ સુખની આપનાર વસંત ઋતુ જુવો, તે પણ એક જાનકી વિના મને ભય ઉત્પન્ન કરે છે. ॥ ૫ ॥

दो० विरह विकल बल हीन मोहिं, जानिसि निपट अकेल ॥
सहित विपिन मधुकर खगन्ह, मदन कीन्ह बगमेल ॥ ६२ ॥
देखि गयउ भ्राता सहित, तासु दूत सुनि बात ॥
डेरा दीन्हेहु मनहुं तिन्ह, कटक हटकि नहिंजात ॥ ६३ ॥

**અર્થ.**—ફરી મને જાનકીના વિયોગથી દુઃખી તથા બલહીન નિપટ એકલો જાણી કામદેવ પોતાનું કટક જે વન, ભમરા, પશુ પક્ષીઓ સહિત મને જિતવા વાસ્તે આવ્યો હોય એમ જણાય છે. હે તાત! વળી તેના દૂત વાયુએ આપણ બેઉને જોઈ, મદનદેવપાસે વાત કરી, તથા તમારો પ્રતાપ સાંભળી કટક સાથે લઈ, એટલા જ વાસ્તે તે અહીં રહેલો છે. ॥ ૬૨ ॥ ૬૩ ॥

चो० विटप विशाल लता अरुझानी । विविध बितान दिये जनुतानी ॥
कदलि ताल बर ध्वजा पताका । देखि न मोह धीर मम जाका ॥ १ ॥
विविध भांति फूले तरु नाना । जनु बानैत बनै बहुबाना ॥
कहुं कहुं सुंदर विटप सुहाये । जनु भट विलग विलग है छाये ॥ २ ॥
कूजत पिक मानहु गजमाते । ढेक महोख ऊंट विषराते ॥
मोर चकोर कीर वर बाजी । पारावत मराल सब ताजी ॥ ३ ॥

तीतर लावा पदचर यूथा । बरणि न जाइ मनोज बरूथा ॥
रथ गिरि शिला दुंदुभी झरना । चातक बंदी गुण गण बरना ॥ ४ ॥
मधुकर मुखर भेरि सहनाई । त्रिविध बयारि बसीठी आई ॥
चतुरंगिनी सेन सब लीन्हे । विचरत सबहिं चुनौति दीन्हे ॥ ५ ॥
लक्ष्मण देखहु काम अनीका । रहहिं धीर तिन्हके जगलीका ॥
यहिके एक परम बल नारी । तहिते उबर सुभट सोइ भारी ॥ ६ ॥

**અર્થ.**—વળી તેણે મોટા ઝાડના ઉપર છવાયલી વેલરૂપી તરેહ તરેહના તંબુ તાણ્યા છે, તથા કેળ અને તાડરૂપી સુંદર ધ્વજાઓ તથા પતાકાઓ છે, જેને જોઈ ધીર પુરુષનાં મન મોહ પામી જાય. ॥ ૧ ॥ અનેક રંગનાં ફૂલોથી ભરપૂર ફૂલી રહેલાં વૃક્ષો, તે જાણે ધનુષબાણ લઇને ઉભેલા શૂરવીર છે. ક્યાંક ક્યાંક સુંદર વૃક્ષોરૂપી શૂરવીરો ઉભા છે. ॥૨॥ વળી મદોન્મત્ત હાથીઓરૂપી કોયલ શબ્દ પોકારે છે તથા ઢેક અને મહોખ પક્ષીરૂપી ઉંટ તથા ખચ્ચર શોભે છે. વળી મોર, ચકોર અને પોપટરૂપી સુંદર ઘોડા છે. ॥ ૩ ॥ વળી હંસ, પારેવારૂપી તાજી ઘોડા છે, તેતર તથા ચકલારૂપી પેદલ છે. હે ભાઈ! ચાર પ્રકારની એવી કામદેવની સેનાનું વર્ણન થઈ શકતું નથી. વળી પર્વતની શીલારૂપી રથ છે અને પાણીનાં ઝરણાંરૂપી નગારાં વાગે છે. ભમરાના શબ્દરૂપી ભુંગળ અને શરણાઈ વાગે છે, તથા ચાતકરૂપી ભાટ તે મદન ભૂપના અનેક ગુણનું વર્ણન કરે છે અને ત્રણ પ્રકારના વાયુરૂપી પંચાત કર્ત્તા છે. એવું ચાર પ્રકારનું સૈન્ય સાથે લઈ જાણે સર્વેને ખબર આપે છે. ॥ ૪ ॥ ૫ ॥ હે લક્ષ્મણ! વળી કામદેવના સૈન્યને જોઈ એમાં જે ધીર હશે, તેનો જ આ જગતમાં યશ ગવાશે તથા આ લશ્કરમાં અધિક બળવાન એક જ સ્ત્રી છે. તેનાથી જે બચશે, તેને જ શૂરવીર જાણવો. ॥ ૬ ॥

दो० तात तीनि अति प्रबल खल, काम क्रोध अरु लोभ ॥
मुनि विज्ञान धाम मन, करहिं निमिष महं क्षोभ ॥ ६४ ॥
लोभके इच्छा दंभ बल, कामके केवल नारि ॥
क्रोधके परुष वचन बल, मुनिवर कहहिं विचारी ॥ ६५ ॥

**અર્થ.**—હે તાત! આ કામદેવના કટકમાં કામ, ક્રોધ અને લોભ એ ત્રણ મુખ્ય અત્યંત દુષ્ટ તથા બળવાન્ છે. તે મહાજ્ઞાનના ભંડાર ઋષિઓને નિમિષમાત્રમાં દુઃખ દેનાર છે, અને દંભ એ લોભનું બળ છે તથા સ્ત્રી એ કેવળ કામદેવનું બળ છે. વળી કઠીણ વચન બોલવાં, એ જ ક્રોધનું બળ છે. ॥ ૬૪ ॥ ॥ ૬૫ ॥

चो० गुणातीत सचराचर स्वामी । राम उमा सब अंतर्यामी ॥
कामिनकेरि दीनता दिखाई । धीरनके मन विरति दृढाई ॥ १ ॥

क्रोध मनोज लोभ मद माया । छूटहिं सकल रामकी दाया ॥
सो नर इंद्रजाल नहिं भूला । जापर होइ सो नट अनकूला ॥ २ ॥
उमा कहौं मैं अनुभव अपना । हरिको भजन सत्य जग स्वपना ॥
पुनि प्रभु गये सरोवर तीरा । पंपानाम सुभग गंभीरा ॥ ३ ॥
संत हृदय जस निर्मल बारी । बांधे घाट मनोहर चारी ॥
जहं तहं पियहिं विविध मृग नीरा । जीमि उदार गृह याचक भीरा ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! ત્રણ ગુણુથી ન્યારા, પ્રાણીમાત્રના સ્વામી તથા સર્વવ્યાપક શ્રીનારાયણુ કામી પુરુષને દીનતા અને ધીરપુરુષને વૈરાગ્ય દૃઢ કરાવે છે. ॥ ૧ ॥ જેમ બાજીગર અનુકૂળ હોવાથી સાધક મનુષ્ય ઇંદ્રજાળની વિદ્યામાં ભૂલતો નથી, તેમ કામ-ક્રોધ-લોભ-અહંકાર અને માયા પ્રભુની દયાથી છૂટી જાયછે. ॥ ૨ ॥ હે ઉમા! હું મારા અનુભવથી કહુંછું કે, આખું જગત્ સ્વપ્ન જેવું છે. વળી શ્રીપ્રભુનું ભજન સાચું છે. પછી ગંભીર તથા સુંદર પંપાસરોવર ઉપર શ્રીરઘુનાથજી ગયા. ॥ ૩ ॥ જેના મનોહર ચાર ઘાટ બાંધેલા છે, અને જેવું સંતનું હૃદય છે તેવું જેમાં નિર્મલ જળ ભરેલું છે. જેમ ઉદાર પુરુષને ઘેરે ભિક્ષુકની ભીડ થાય, તેમ પાણી પીવાવાસ્તે મૃગ વગેરે ચારે તરફના જીવો ત્યાં આવે છે. ॥ ૪ ॥

दो० पुरइनि सघन ओट जल, वेगि न पाइय मर्म ॥
माया छन्न न देखिय, जैसे निर्गुण ब्रह्म ॥ ६६ ॥
सुखी मीनसब एकरस, अति अगाध जल माहिं ॥
यथा धर्म शीलान्हके, दिन सुख संयुत जाहिं ॥ ६७ ॥

**અર્થ.**—જેમાં કુમુદિનીનાં આચ્છાદનથી પાણીનો ભેદ જેમ માયાના પડદાથી નિર્ગુણ બ્રહ્મ દેખાતા નથી. તેમ જોવામાં આવતો નથી. વળી અત્યંત ઉંડા જળમાં સર્વે માછલાં કેવાં સુખી થાયછે, કે જેમ ધર્મશીળવાળા પુરુષોને દિવસ સુખના જાયછે. ॥ ૬૬ ॥ ૬૭ ॥

चो० विकसे सरसिज नानारंगा । मधुर सुखद गुंजत बहु भृंगा ॥
बोलत जल कुक्कुट कल हंसा । प्रभु विलोकि जनु करत प्रशंसा ॥ १ ॥
चक्रवाक बक खग समुदाई । देखत बनै वराणि नहिं जाई ॥
सुंदर खग गण गिरा सुहाई । जात पथिक जनु लेत बुलाई ॥ २ ॥
ताल समीप मुनिन गृह छाये । चहुं दिशि कानन विटप सुहाये ॥
चंपक वकुल कदंब तमाला । पाटल पनस पलाश रसाला ॥ ३ ॥

नवपल्लव कुसुमित तरु नाना । चंचरीक पटली करगाना ॥
शीतल मंद सुगंध सुहाऊ । संतत बहै मनोहर वाऊ ॥ ४ ॥
कुहू कुहू कोकिल ध्वनि करहीं । सुनि रव सरस ध्यान मुनि टरहीं ॥

**અર્થ.**—વળી અનેક રંગનાં પ્રફુલ્લિત કમળો ઉપર અનેક ભમરાઓ મધુરસ્વરે ગુંજાર કરેછે, તથા જળકુકડી અને મનોહર હંસ શ્રીપ્રભુને નિરખી વખાણે છે. ॥ ૧ ॥ વળી ચક્રવાક, બગલા તથા અનેક પક્ષીઓ જોવા યોગ્ય છે, પણ તેનું વર્ણન થઈ શકતું નથી. એવા અનેક સુંદર પક્ષીઓના શબ્દ જાણે વટેમાર્ગુને બોલાવતા ન હોય, એમ જણાય છે. ॥ ૨ ॥ વળી તળાવની ચારે દિશાઓ મુનિઓની પર્ણકૂટી પાસે વનનાં વૃક્ષોથી શોભી રહી છે, અને ચંપો, બકુલ, કદમ, તમાલપત્ર, પાટલ, ફણુસ, પલાશ અને આંબાનાં ॥ ૩ ॥ વૃક્ષો, ફૂલ તથા નવા પાનવડે શોભાયમાન દેખાય છે. વળી ભમર તથા પટલી જેને ઝિલી તથા આર પણ કહેછે તે અખંડ ગાયન કરેછે તથા શીતળ, મંદ સુગંધિવાળો સદૈવ મનહરણ વાયુ વાયછે, તેમ જ કોકિલાઓ તથા મયુરના ટહુકારા સાંભળી મુનિઓનાં ધ્યાન પણ છૂટી જાયછે. ॥ ૪ ॥

दो० फूले फले विटप सब, रहे भूमि नियराइ ॥
पर उपकारी पुरुष जिमि, नवहिं सुसंपति पाइ ॥ ૬૮ ॥

**અર્થ.**—વળી જેમ પરોપકારી પુરુષ સુંદર સંપત્તિને પામી નમે છે, તેમ સર્વે વૃક્ષો ફળના ભારે કરી પૃથ્વીનો સ્પર્શ કરી રહ્યાં છે. ॥ ૬૮ ॥

चो० देखि राम अति रुचिर तलावा । मज्जन कीन्ह परम सुख पावा ॥
देखि एक सुंदर तरु छाई । बैठे अनुज सहित रघुराई ॥ १ ॥
तहं पुनि सकल देव मुनि आये । अस्तुति करि निज धाम सिधाये ॥
बैठे परम प्रसन्न कृपाला । कहत अनुजसन कथा रसाला ॥ २ ॥
विरहवंत भगवंतहि देखी । नारद मन भा शोच विशेषी ॥
मोर शाप करि अंगीकारा । सहत राम नाना दुख भारा ॥ ३ ॥
ऐसे प्रभुहिं विलोकहुं जाई । पुनि न बनै अस अवसर आई ॥
यह विचार नारद करवीना । गये जहां प्रभु सुख आसीना ॥ ४ ॥
गावत राम चरित मृदु बानी । प्रेम सहित बहु भांति बखानी ॥
करत दंडवत लिये उठाई । राखे बहुत बार उरलाई ॥ ५ ॥
स्वागत पूंछि निकट बैठारे । लक्ष्मण सादर चरण पखारे ॥

**અર્થ.**—હે ઉમા ! એવું અત્યંત સુખને આપનારું સુંદર તળાવ જોઈ તેમાં સ્નાન કરી, પછી એક વૃક્ષની શોભીતી છાયા જોઈ અનુજ સંઘાતે પ્રભુ ત્યાં બેઠા. ॥ ૧ ॥ ત્યાં ઇંદ્રાદિ દેવ તથા મુનિઓ આવી સ્તુતિ કરી પાછા પોતાના સ્થાનકે ગયા. પછી

પ્રસન્ન મુખથી બેઠેલા શ્રીપ્રભુ અનુજને રસિક કથા કહેછે. ॥ ૨ ॥ એટલામાં પ્રભુને વિરહવંત જોઈ નારદજીને મનમાં અત્યંત શોક થયો કે, મારો શાપ અંગીકાર કરવાથી પોતે નાનાપ્રકારનાં અત્યંત કઠીન દુઃખ સહન કરેછે. ॥ ૩ ॥ માટે આવો વખત ફરી આવનાર નથી તો ત્યાં જઇ શ્રીહરિને જોઉં. એવો વિચાર કરી હાથમાં વીણા લઈ જ્યાં શ્રીરામ સુખથી બેઠા છે, ત્યાં આવીને, ॥ ૪ ॥ શ્રીપ્રભુનાં પ્રેમથકી વખાણ કરી કોમળ વાણીથી ચરિત્ર ગાઇને દંડવત્ કર્યા. પ્રભુએ તેને ઉઠાડી છાતી સાથે લગાડ્યા. ॥ ૫ ॥ પછી પાસે બેસાડી કુશળતા પૂછીને લક્ષ્મણજી ચરણ પખાળવા લાગ્યા. ॥ ૬ ॥

दो० नाना विधि विनती करी, प्रभु प्रसन्न जिय जानि ॥
नारद बोले बचन तब, जोरि सरोरुह पानि ॥ ६९ ॥

**અર્થ.**—પછી ઘણી રીતે વિનતિ કરી, ત્યારે શ્રીપ્રભુ પ્રસન્ન છે એમ મનમાં જાણી હસ્તકમળ જોડી નારદજી બોલ્યા કે, ॥ ૬૯ ॥

चो० सुनहु उदार परम रघुनायक । सुंदर अगम सुगम बरदायक ॥
देहु एक वर मांगौं स्वामी । यद्यपि जानत अन्तर्यामी ॥ १ ॥
जानेहु मुनि तुम मोर स्वभाऊ । जनसन कबहुं कि करौं दुराऊ ॥
कवन बस्तु अस प्रिय मोहिं लागी । जो मुनिवर न सकहु तुम मांगी ॥ २ ॥
जनकहं कछु अदेय नहिं मोरे । अस विश्वास तजहु जनि भोरे ॥
तब नारद बोले हरषाई । अस बर मांगौं करौं ढिठाई ॥ ३ ॥
यद्यपि प्रभुके नाम अनेका । श्रुतिकह अधिक एकते एका ॥
राम सकल नामनते अधिका । होउ नाथ अघ खग गण बधिका ॥ ४ ॥

**અર્થ.**—પરમ ઉદાર, સુંદર, સુગમ તથા અગમ વરદાન આપવાવાળા હે હરિ! કદાપિ અંતર્યામીરૂપે તમે જાણો છો, તોપણ હું એક વરદાન માગું છું, તે આપો. ॥ ૧ ॥ ત્યારે શ્રીપ્રભુ બોલ્યા કે, હે મુનિ! તમે મારા સ્વભાવને જાણો છો કે, હું કોઈ દહાડો સેવક આગળ કપટ કરતો નથી. એવી કઈ વસ્તુ મને પ્રિય છે કે, હે નારદજી! તમે માગી શકતા નથી? ॥ ૨ ॥ વળી દાસને નહીં આપવી, એવી કોઈ પણ વસ્તુ નથી. એ તમે ભોળા થઇને વિશ્વાસનો ત્યાગ કરતા? ત્યારે નારદજી હર્ષ પામી બોલ્યા કે, તમારા આગળ એક અવળાઇથી વરદાન માગું છું. ॥ ૩ ॥ વેદ કહેછે કે, પ્રભુનાં અનેક નામ એકથી અધિક છે પણ સૌ નામથી અધિક "રામ નામ" છે. માટે જેમ અનેક પક્ષીઓનો પારધિ નાશ કરે, તેમ પ્રભુ મારાં પાપનો નાશ કરો. ॥ ૪ ॥

दो० राकारजनी भक्ति तव, राम नाम सोइ सोम ॥
अपर नाम उडुगण बिमल, बसहु भक्त उर व्योम ॥ ७० ॥

एवमस्तु मुनि सन कहेउ, कृपासिंधु रघुनाथ ॥
तब नारद मन हर्ष अति, प्रभु पद नायउ माथ ॥७१॥

અર્થ.—હે પ્રભુ ! શરદ પુનમની રાત્રિરૂપ તમારી ભક્તિ, અને ચંદ્રમારૂપ રામનામ તથા આપનાં અનેક બીજાં નામોરૂપી નક્ષત્ર સાથે તે ભક્તના હૃદયરૂપી નિર્મળ આકાશમાં વાસ કરો, એ વરદાન આપો. ત્યારે કૃપાના સમુદ્ર શ્રીરઘુનાથજીએ કહ્યું કે, હે ઋષિરાજ ! એમ થશે. તે સાંભળી નારદજીએ મનમાં હર્ષ પામી શ્રીપ્રભુનાં ચરણમાં મસ્તક નમાવ્યું. ॥ ૭૦ ॥ ૭૧ ॥

चो० अति प्रसन्न रघुनाथहिं जानी । पुनि नारद बोले मृदुबानी ॥
राम जबहिं प्रेरहु निज माया । मोह्यउ मोहिं सुनहु रघुराया ॥ १ ॥
तब बिवाह चाहौं मैं कीन्हा । प्रभु केहि कारण करै न दीन्हा ॥
सुनु मुनि तोहि कहौं सहरोसा । भजहिं मोहिं तजि सकल भरोसा ॥ २ ॥
करौं सदा तिन्हकी रखवारी । जिमि बालकहि राख महतारी ॥
गहि शिशु बच्छ अनल अहि धाई । तहं राखै जननी अरु गाई ॥ ३ ॥
प्रौढ भये तेहि सुत पर माता । प्रीति करैं नहिं पाछिल बाता ॥
मोरे प्रौढ तनय सम ज्ञानी । बालक सुत सम दास अमानी ॥ ४ ॥
जिनहिं मोर बल निजबल ताहीं । दुहुं कहं काम क्रोध रिपु आहीं ॥
यह बिचारि पंडित मोहिं भजहीं । पायहु ज्ञान भक्ति नहिं तजहीं ॥ ५ ॥

અર્થ.—પછી પ્રભુને અત્યંત પ્રસન્ન જાણી ફરીથી ઋષિરાજ કોમળ વાણીથી બોલ્યા કે, હે રઘુનાથજી ! તમે જ્યારે માયાને પ્રેરણા કરી મને મોહ પમાડયો, ॥ ૧ ॥ તેથી મેં વિવાહ કરવાની ઇચ્છા કરી, ત્યારે તમે કયા કારણથી કરવા નહીં આપ્યો ? ત્યારે તે સાંભળી પ્રભુ બોલ્યા કે, હે દેવઋષિ ! હું તમને ક્રોધ કરી સત્ય વચન કહુંછું તે સાંભળો. ધર્માદિ સર્વ ભરોસો તજી જે મને ભજે છે, ॥૨॥ તેનું હું નિરંતર માતા જેમ બાળકનું રક્ષણ કરે તેની પેઠે રક્ષણ કરું છું. જ્યારે નાનો બાળક, સર્પ તથા અગ્નિને ઝાલવા જાય ત્યારે ત્યાં દોડી માતા તેને પકડી રક્ષા કરેછે. ॥ ૩ ॥ પણ જ્યારે તે પુત્ર મોટો થાય ત્યારે તેનાપર માતા પાછળથી પ્રથમનાજેવી પ્રીતિ રાખતી નથી, તેમ હે નારદજી ! મને જ્ઞાનીરૂપી મોટો પુત્ર છે અને માન વિનાનો સેવકરૂપી નાનો પુત્ર છે. ॥ ૪ ॥ તેમાં મારા બાળકરૂપી સેવકનું હું માતાની પેઠે રક્ષણ કરૂંછું અને મોટા પુત્રરૂપી જ્ઞાની પોતે પોતાનું જ રક્ષણ કરેછે. પણ એ બેઉને કામ ક્રોધરૂપી શત્રુ છે, એમ વિચારી જે કોઈ પંડિત મને ભજશે, તે જ્ઞાન પામીને પણ ભક્તિને મૂકશે નહીં. ॥ ૫ ॥

दो० काम क्रोध लोभादि मद, प्रबल मोहकी धारी ॥
तिन्ह महं अति दारुण दुखद, माया रूपी नारी ॥ ७२ ॥

**અર્થ.**—હવે કામ, ક્રોધ, લોભ, મોહ તથા મદ એ મહાબળવાન્ અજ્ઞાનરૂપી રાજાનું સૈન્ય છે, તેમાં અત્યંત દુઃખ દેનાર માયારૂપ એક જ સ્ત્રી છે. ॥ ૭૨ ॥

**चो०** सुनु मुनि कह पुराण श्रुति संता । मोह बिपिन कहं नारि बसंता ॥
जप तप नेम जलाशय झारी । होइ ग्रीषम शोषै नारी ॥ १ ॥
काम क्रोध मद मत्सर भेका । इनहिं हर्ष मद बरषा एका ॥
दुर्वासना कुमुद समुदायी । तिन्हकहं शरद सदा सुखदायी ॥ २ ॥
धर्म सकल सरसीरुह वृंदा । हिम ऋतु तिन्हहिं देत दुख मंदा ॥
पुनि ममता जवास बहुताई । पालहीं नारि शिशिरऋतु पाई ॥ ३ ॥
पाप उलूक निकर सुखकारी । नारि निबिड रजनी अंधियारी ॥
बुधि बल शील सत्य सब मीना । बनशी सम तिय कहहिं प्रवीना ॥ ४ ॥

**અર્થ.**—હવે તેમાં હે મુનિ! વેદ, પુરાણ તથા સંતજન કહેછે કે, મોહરૂપી વનને પ્રફુલ્લિત કરનાર સ્ત્રી વસંત ઋતુની પેઠેછે, તથા જપ અને નિયમરૂપી જળનાં સ્થાનકને શોષણ કરનાર સ્ત્રી ગ્રીષ્મ ઋતુની પેઠે છે. ॥ ૧ ॥ વળી કામ, ક્રોધ, મદ ને મત્સરરૂપી દેડકાંઓને હર્ષ આપનાર સ્ત્રી વર્ષાઋતુની પેઠે છે, તથા દુષ્ટ વાસનારૂપી અનેક કમળને નિરંતર સુખ આપનાર સ્ત્રી વર્ષાઋતુના જેવી છે. ॥ ૨ ॥ સર્વ ધર્મરૂપી અનેક કમળને દુઃખ દેનાર સ્ત્રી હેમંત ઋતુની પેઠે છે, અને મમતારૂપી અનેક જવાસાને પાલન કરનાર સ્ત્રી શિશિર ઋતુની પેઠે છે. ॥ ૩ ॥ વળી પાપરૂપી અનેક ઘુવડોને સુખ આપનાર સ્ત્રી વરસાદની અત્યંત અંધારી રાત્રીના જેવી છે. તેમ જ બુદ્ધિ, બળ, શીળ તથા સત્યરૂપી અનેક માછલાંઓને નાશ કરવામાં સ્ત્રી લોઢાના કાંટાજેવી છે, એમ ચતુર પુરુષ કહેછે. ॥ ૪ ॥

**दो०** अवगुण मूल शूलप्रद, प्रमदा सब दुख खानि ॥
ताते कीन्ह निवारण, मुनि मैं यह जिय जानि ॥ ७३ ॥

**અર્થ.**—વળી અવગુણોનું મૂળ, સંતાપ તથા સર્વ દુઃખને આપનારી માયારૂપી સ્ત્રી છે, તેથી હે નારદજી! મેં મનમાં વિચાર કરી તમને લગ્ન કરવા દીધું નહીં. ॥ ૭૩ ॥

**चो०** सुनि रघुपतिके बचन सुहाये । मुनि तनु पुलकि नयन भरि आये ॥
कहहु कवन प्रभुकी अस रीती । सेवक पर ममता अति प्रीती ॥ १ ॥
जे न भजहिं अस प्रभु भ्रम त्यागी । ज्ञानरंक मति मंद अभागी ॥
पुनि सादर बोले मुनि नारद । सुनहु राम विज्ञान विशारद ॥ २ ॥
संतनके लक्षण रघुवीरा । कहहु राम भंजन भवभीरा ॥
सुनु मुनि संतनके गुण कहऊं । जेहि ते मैं उनके बश रहऊं ॥ ३ ॥
षटविकार तजि अनघ अकामा । सकल अकिंचन शुचिधामा ॥
अमित बोध परमारथ भोगी । सत्यसार कवि कोविद योगी ॥ ४ ॥
सावधान मद मान बिहीना । धीर भक्त गति परम प्रवीना ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એવાં શ્રીપ્રભુનાં સુંદર વચન સાંભળી પ્રેમવડે નારદજીનાં રોમાંચ ઉભાં થઈ નેત્રમાં જળ ભરાઈ આવતાં બોલ્યા કે, સેવક ઉપર મમતા તથા અત્યંત પ્રીતિ, એ સર્વ શ્રીરામવિના બીજા કયા દેવની છે? ॥ ૧ ॥ અને જે પુરુષ ભ્રમને ત્યાગી શ્રીહરિને ન ભજે, તેને જ્ઞાનનો ગરીબ તથા મંદબુદ્ધિવાળો જાણવો. વળી પાછા આદરપૂર્વક નારદજી બોલ્યા કે, અત્યંત જ્ઞાનને વિષે સમર્થ હે પ્રભુ! સાંભળો. ॥ ૨ ॥ હે રઘુવીર! સંસારનાં દુઃખને નાશ કરનાર સંતપુરુષનાં તમે લક્ષણ મને કહેો. ત્યારે શ્રીહરિ બોલ્યા કે, જેથી તેને હું વશ રહું, તે સંતના ગુણ તમે સાંભળો. ॥ ૩ ॥ છ વિકારને જિતનાર, પાપ અને કામનારહિત, પરમાર્થમાં અચળ, અકિંચન, અલ્પ આહારી, પવિત્ર, સુખના ભંડાર, અત્યંત જ્ઞાની, ચેષ્ટારહિત, પરમાર્થ ઇચ્છનાર, સત્યને ગ્રહણ કર્ત્તા, કવિ, પંડિત, યોગી, શુભકાર્યમાં તત્પર, અહંકાર તથા માનરહિત, ભક્તિ-માર્ગમાં ધૈર્યવાન્, અત્યંત પ્રવીણ, ॥ ૪ ॥

**दो॰** गुणागार संसार दुख, रहित बिमत संदेश ॥
तजि मम चरण सरोज प्रिय, तिन कहं देह नगेह ॥ ७४ ॥

**અર્થ.**—શુભ ગુણના ભંડારરૂપ, સંસારના દુઃખથી રહિત, સંદેહ વગર જેને મારાં ચરણકમળ પ્રિય છે તે, ઘર તથા દેહનો ત્યાગ કરી, ॥ ૭૪ ॥

**चो॰** निज गुण सुनत श्रवण सकुचाहीं । परगुण सुनत अधिक हरषाहीं ॥
सम शीतल नहिं त्यागहिं नीती । सरल स्वभाव सबहि सन प्रीती ॥ १ ॥

जप तप व्रत दम संयम नेमा । गुरु गोविंद विप्र पद प्रेमा ॥
श्रद्धा क्षमा मइत्री दाया । मुदिता मम पद प्रीति अमाया ॥ २ ॥

बिरति बिबेक विनय विज्ञाना । बोध यथारथ वेद पुराना ॥
दंभ मान मद करहिं न काऊ । भूलि न देहिं कुमारग पाऊ ॥ ३ ॥

गावहिं सुनहिं सदा मम लीला । हेतु रहित परहित रत शीला ॥
सुनु मुनि साधुन्हके गुण जेते । कहि न सकहिं शारद श्रुति तेते ॥ ४ ॥

**અર્થ.**—નીજ ગુણ કાને સાંભળી લજ્જાયુક્ત થાય, પારકા ગુણ સાંભળી હર્ષને પામે, શમ તથા શીતળ સ્વભાવવાળા, નીતિનો ત્યાગ નહીં કરનાર, સારા સ્વભા-વથી સર્વ સાથે પ્રીતિ કરનાર, ॥ ૧ ॥ જપ, તપ, વ્રત, દમ, યમ તથા નિયમનો પાલન કર્ત્તા, ગુરુ, ઈશ્વર તથા બ્રાહ્મણનાં ચરણને વિષે પ્રીતિ રાખનાર, શ્રદ્ધા, ક્ષમા, મૈત્રી, કૃપાળુ અને આનંદથી મારાં ચરણમાં કપટ મૂકી પ્રીતિ કરનાર, ॥ ૨ ॥ વૈરાગ્ય, વિવેક, નમ્રતા, અત્યંત જ્ઞાન તથા વેદ પુરાણનો જેને બોધ છે, કોઈ સાથે માન તથા અહંકાર કરે નહીં, ભૂલથી કુમાર્ગમાં પગ મૂકે નહીં, ॥ ૩ ॥ નિરંતર મારી લીલા ગાય

તથા સાંભળે, અને સ્વાર્થ થકી રહિત તથા પારકા હિતમાં પ્રીતિ રાખનાર, એટલા ગુણ જેનામાં હોય, તેને સાધુ જાણવો. હે મુનિ ! સંતપુરુષના ગુણ એટલા છે કે, સરસ્વતી તથા વેદથી પણ કહી શકાય નહિ. ॥ ૪ ॥

**हरिगीतछंद.** **कहिसक न शारद शेष नारद सुनत पदपंकज गहे ॥**
**अस दीनबंधु कृपालु अपने भक्त गुण निज मुख कहे ॥**
**शिरनाइ बारहिं बार चरणन ब्रह्मपुर नारद गये ॥**
**ते धन्य तुलसीदास आश विहाइ जे हरि रंगरये** ॥ २२ ॥

**અર્થ.**--હે પાર્વતી ! સાધુના ગુણ સરસ્વતી તથા શેષજીથી પણ વર્ણવી નહીં શકાય, એમ સાંભળી શ્રીપ્રભુનાં તેણે ચરણ ગ્રહણ કર્યાં. આવા દીનબંધુ તથા દયાળુ, પ્રભુએ ભક્તના ગુણ પોતાના શ્રીમુખથી કહી સંભળાવ્યા. પછી નારદજી શ્રીપ્રભુનાં પદકંજમાં વારંવાર મસ્તક નમાવી બ્રહ્મલોકમાં ગયા. ગુસાંઈ તુલસીદાસ કહેછે કે, જે સર્વ આશાનો ત્યાગ કરી શ્રીપ્રભુના ગુણ ગાયછે, તેને ધન્ય છે. ॥ ૨૨ ॥

**दो०** **रावणारि यश पावन, गावहिं सुनहिं जे लोग ॥**
**राम भक्ति दृढ पावहिं, बिनु बिराग जप योग** ॥ ७५ ॥
**दीपशिखा सम युवति जन, मन जनि होसि पतंग ॥**
**भजहिं राम तजि काममद, करहिं सदा सतसंग** ॥ ७६ ॥

**અર્થ.**--રાવણના શત્રુ જે રામ તેનો પાવન યશ જે લોક ગાયછે તથા સાંભળે છે, તેને જપ, વૈરાગ્ય અને યોગ વગર શ્રીપ્રભુની દૃઢ ભક્તિ પ્રાપ્ત થાયછે. હે મન ! તું દીવાની શિખા સરખી સ્ત્રી ઉપર પતંગીયારૂપ થઇને પડ્યાવગર, કામ, મદ વગેરેનો ત્યાગ કરી, સદૈવ સતસંગ કરી શ્રીરામચંદ્રજીને ભજ. ॥ ૭૫ ॥ ૭૬ ॥

**ઇતિ શ્રી ગોસ્વામી તુલસીકૃત કળિ કાળના સઘળા મેલનો નાશ કરી નિર્મળ જ્ઞાન, વૈરાગ્ય અને સંતોષને આપનાર શ્રીરામચરિત્રરૂપી માનસરોવરમાંનો "શિવજીકૃત ભાષાંતર" નો અરણ્યકાંડ પરિપૂર્ણ થયો.**



## સંગ્રહ કરવા લાયક પુસ્તકો.

ૐ

શ્રી શંકરાચાર્ય કૃત

# પંચરત્ન તથા દ્વિરત્ન.

વિવેકચૂડામણિ, અપરોક્ષાનુભૂતિ, આત્મનિરૂપણુ, આત્મબોધ, વાક્યવૃત્તિ, સાધનપંચક, હસ્તામલક વિગેરે.

આ આર્યાવર્તમાં માન પામેલું શુદ્ધ ગુજરાતી ટીકાસહિત ઉત્તમ પુસ્તક **"પંચરત્ન તથા દ્વિરત્ન"** છે. શ્રીશંકરાચાર્યનાં રચેલાં હજારો પુસ્તકોમાં આ વધારે વખણાયલું અને તત્વજ્ઞાનથી ભરેલું છે. આ ગ્રંથ સંસ્કૃતભાષામાં હોવાથી આધુનિક પ્રજાથી જોઇએ તેવો લાભ લઈ શકાતો નહોતો આથી આવા અત્યુત્તમ ગ્રંથનું ગુજરાતીમાં મૂળસાથે ભાષાંતર છપાવી બહાર પાડયું છે. ભક્તિજ્ઞાનયુક્ત ધર્મતત્વને ઉદ્દેશીને તેમાંના પ્રસંગો પણુ ઘણા જાણવાજોગ છે. બીજા કલ્પિત નકામા વિષયો વાંચવા કરતાં પુરુષાર્થને પ્રાપ્ત કરાવનારી આપણા શ્રીશંકરાચાર્ય ભગવાનની વાણીનું ગ્રહણુ કરવું એજ ક્ષણુભંગુર સંસારમાં અક્ષય આનંદદાતા છે. આ ગ્રંથ મુમુક્ષુ અને મુક્ત પુરુષોને તો અમૂલ્ય જવાહીર છે. આ ગ્રંથ ઉંચી જાતના કાગળ, સરસ છાપથી સુન્દર સોનેરી નામના પુંઠાસહિત છપાયલો છે. ભક્તિજ્ઞાનયુક્ત ધર્મતત્ત્વને ઉપદેશીને તેમાંના પ્રસંગો પણુ ઘણા જાણુવા જેવા છે. માટે સુજ્ઞજનોએ આ પુસ્તકનો લાભ લેવા ચૂકવું નહીં. મૂલ્ય રૂપીચો ૧).

# શ્રી બૃહત્ ભજનસાગર.

હિન્દુસ્થાનના પુરાણા અને હાલના સવાસો બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ અને પરમ પ્રેમરસ સંપૂર્ણ ભક્તરાજોનાં અતિ ઉમદા ( ૧,૦૦૦ ) હજાર ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપરાયણુ ભજનો ( પદો ) નો મહાસાગર. કીમત રૂપીચો ૧-૮-૦.

શ્રીગોસ્વામિ શ્રી તુલસીદાસજીકૃત ગુજરાતી ટીકાસહિત

# રામાયણુ.

જામનગરના શાસ્ત્રી કાલીદાસ ગોવિંદજીએ કરેલાં શુદ્ધ ગુજરાતી ભાષાંતર સાથે બાલબોધ અક્ષર ન જાણુનારાઓ માટે દોહરા, ચોપાઈ પણુ ગુજરાતી અક્ષરમાં છાપેલ છે. જેમાં તુલસીદાસજીનું જીવન ચરિત્ર, રામાયણુ માહાત્મ્ય, લવકુશકાંડ, રામવનવાસનું તિથિપત્ર અને પ્રત્યેક દોહા, છન્દ, સોરઠા વિગેરેનો દૃષ્ટાંતસહિત સ્પષ્ટ અર્થ કરેલો છે. ભાષા એવી સરળ છે કે જે એક વખત વાંચવા છતાં પણુ તૃપ્તિ થતી નથી. સુંદર સોનેરી પુંઠાસહિત નિર્ણુયસાગર છાપખાનામાં છપાયેલ કીમત રૂ. ૩-૮-૦.

મળવાનું ઠેકાણું:—**પંડિત નારાયણુ મૂલજીની કુંપની,**
બુકસેલર, મુંબઈ નંબર ૨.

# ॥ અથ તુલસીકૃત રામાયણ ॥

## કિષ્કિંધા કાંડ.

(शार्दूलविक्रीडित.)

श्लोकः—कुंदेंदीवरसुंदरावतिबलौ विज्ञानधामावुभौ ।
शोभाढ्यौ वरधन्विनौ श्रुतिनुतौ गोविप्रवृंदप्रियौ ॥
मायामानुषरूपिणौ रघुवरौ सद्धर्मवंतौ हि तौ ।
सीतान्वेषणतत्परौ पथिगतौ भक्तिप्रदौ तौ हि नः ॥ ॥ १ ॥
ब्रह्मांभोधिसमुद्भवं कलिमलप्रध्वंसनं चाव्ययं ।
श्रीमच्छंभुमुखेंदुसुंदरवरं संशोभितं सर्वदा ॥
संसारामयभेषजं सुमधुरं श्रीजानकीजीवनं ।
धन्यास्ते कृतिनःपिबंति सततं श्रीरामनामामृतम् ॥ ॥ २ ॥

**અર્થ.**—કુંદના પુષ્પ સમાન ગૌર, નીલ કમળ પ્રમાણે સુંદર, અત્યંત બળવાન્, વિજ્ઞાનના ધામરૂપ બન્ને ભાઈ શોભાયુક્ત, ધનુષધારીઓમાં શ્રેષ્ઠ, જેને વેદ વખાણેછે, ગાય તથા બ્રાહ્મણ જેમને પ્રિય છે એવા તથા મનુષ્યદેહ ધારણ કરવાવાળા, સત્યધર્મની રક્ષા કરવામાં હિતકારી, ભક્તિના દેવાવાળા અને જાનકીને માર્ગમાં શોધ કરવામાં તત્પર એવા શ્રીરામ લક્ષ્મણજીને હું નમસ્કાર કરું છું. ॥ ૧ ॥ બ્રહ્મરૂપી સમુદ્રથી ઉત્પન્ન થયેલું, કળિના મળને નાશ કરનાર, અવ્યય, કલ્યાણકારી એવા શંકરના મુખરૂપ ચંદ્રમા સદૈવ શોભેછે તથા સંસારરૂપી રોગ ઉપર ઔષધરૂપ અત્યંત મધુર, જાનકીજીના જીવન એવા શ્રીરામ નામના અમૃતનું જે પાન કરેછે, તેને ધન્ય છે. ॥ ૨ ॥

सो० मुक्तिजन्म महि जानि, ज्ञानखानि अघ हानिकर ॥
जहं वश शंभु भवानि, सोकाशी सेइय कसन ॥ १ ॥
जरत सकल सुर वृंद, विषम गरल जेहि पानकिय ॥
तेहि न भजसि मतिमंद, को कृपालु शंकर सरिस ॥ २ ॥

**અર્થ.**—મુક્તિ આપનાર, જ્ઞાનની ખાણ, પાપને નાશ કરનાર અને જ્યાં મહાદેવ પાર્વતી વસે છે, એવી કાશીપુરીની ભૂમિને હે પ્રાણી! કેમ સેવતો નથી? વળી કઠણ વિષથી ઈંદ્રાદિ દેવતાઓ બળતા હતા તે ઝેરનું પાન કરવાવાળા જ દયાળુ શંકર, તેને હે મંદબુદ્ધિ! તું કેમ ભજતો નથી? તેમ તેના જેવો કૃપાળુ બીજો કોણ છે? ॥ ૧ ॥ ૨ ॥

चो० आगे चले बहुरि रघुराई । ऋष्यमूक पर्वत नियराई ॥
तहं रह सचिव सहित सुग्रीवा । आवत देखि अतुल बलसीवा ॥ १ ॥
अति सभीत कह सुनु हनुमाना । पुरुष युगल बल रूप निधाना ॥
धरि बटु रूप देखु तैं जाई । कहसि मोहिं जिय सैन बुझाई ॥ २ ॥
पठवा बालि होइ मन मैला । भागौं तुरत तजौं यह शैला ॥
विप्ररूप धरि कपि तहं गयऊ । माथनाय पूंछत अस भयऊ ॥ ३ ॥
को तुम श्यामल गौर शरीरा । क्षत्री रूप फिरहु बनबीरा ॥
कठिन भूमि कोमल पद गामी । कवन हेतु बन बिचरहु स्वामी ॥ ४ ॥
मृदुल मनोहर सुंदर गाता । सहत दुसह बन आतप बाता ॥
कीतुम तीन देव महं कोऊ । नरनारायण की तुम दोऊ ॥ ५ ॥

**અર્થ.**—હે ગરુડજી ! પછી શ્રીપ્રભુ ત્યાંથી આગળ ચાલતાં ઋષ્યમૂક પર્વતની પાસે આવ્યા, જ્યાં પ્રધાનસહિત સુગ્રીવ રહેતો હતો; તેણે અતુલ બળના સમુદ્ર બેઉ ભાઇને જોઇને ॥ ૧ ॥ હનુમાનજીને કહ્યું કે, આ બે પુરુષરૂપ તથા બળના ભંડાર છે, માટે તમે બ્રહ્મચારીનું રૂપ લઇ તેને જુવો. પછી તેનું કારણ મને સંજ્ઞામાં સમજાવજો. ॥ ૨ ॥ જો તેમને વાળિએ મોકલ્યા હોય તથા તેમના મનમાં કપટ હોય તો હું આ પર્વતને મૂકી નાશી જાઉં. ત્યારે બ્રાહ્મણનો વેષ લઈ હનુમાનજી ત્યાં ગયા અને મસ્તક નમાવી પૂછ્યું કે, ॥ ૩ ॥ તમે ઘનશ્યામ તથા ગૌર શરીરવાળા બેઉ કોણ છો ? વળી મહાશૂરવીર ક્ષત્રિયનું રૂપ લઈ આ વનમાં કેમ ફરો છો ? આ પૃથ્વી કઠિણ છે, તેમાં હે સ્વામિન્ ! કોમળ ચરણે કેમ ચાલો છો ? ॥ ૪ ॥ વળી મનહરણ, કોમળ તથા સુંદર શરીરે આ વનના અસહ્ય તાપ તથા વાયુ સહન કરો છો, તે શું તમે ત્રણ દેવતાઓમાંના કોઈ છો ? અથવા નરનારાયણ તો નથી ? ॥ ૫ ॥

दो० जगकारण तारण भवहि, भंजन धरणी भार ॥
की तुम अखिल भुवनपति, लीन मनुज अवतार ॥ १ ॥

**અર્થ.**—અથવા જગતના કારણરૂપ, સંસારને તારનાર, પૃથ્વીનો ભાર ઉતારનાર કે ચૌદ બ્રહ્માંડના પતિ થઈ શું મનુષ્યાવતાર લીધો છે ? ॥ ૧ ॥

चो० सुनि बोले रघुवंश कुमारा । विधिकर लिखा को मेटन हारा ॥
कोशलेश दशरथके जाये । हम पितु वचन मानि बन आये ॥ १ ॥
नाम राम लक्ष्मण दोउ भाई । संग नारि सुकुमार सुहाई ॥
इहां हरी निशिचर वैदेही । विप्र फिरहिं हम खोजत तेही ॥ २ ॥
आपन चरित कहा हम गाई । कहहु विप्र निज कथा बुझाई ॥
प्रभु पहिचानि परे गहि चरणा । सो सुख उमा जाहि नहिं बरणा ॥ ३ ॥

पुलकित तनु मुख आव न वचना । देखत रुचिर बेषकी रचना ॥
पुनि धीरज धरि अस्तुति कीन्हा । हर्षि हृदय निज नाथहि चीन्हा ॥ ४ ॥
मैं अजान होई पूंछौं साईं । तुम कस पूंछहु नरकी नाईं ॥
तव मायावश फिरौं भुलाना । ताते प्रभु पद नहिं पहिचाना ॥ ५ ॥

**અર્થ.**—એવાં હનુમાનજીનાં વચન સાંભળી રઘુરાજાના વંશમાં કુમારરૂપ શ્રીપ્રભુ બોલ્યા કે, હે વિપ્ર! બ્રહ્માના લેખને કોણ મટાડનાર છે? અમે અયોધ્યાપતિ દશરથ રાજાના પુત્ર છિયે, તથા પિતાનાં વચન માની વનમાં આવ્યા છિયે. ॥ ૧ ॥ અમારું બે ભાઇઓનું નામ "રામ, લક્ષ્મણ" છે, તથા અમારી સાથે જનકપુત્રી જાનકીજી સુકુમાર અવસ્થાવાળી સ્ત્રી હતી; તેનું અહીં રાક્ષસે હરણ કર્યું, માટે હે બ્રાહ્મણ! તેની તપાસને માટે અમે ફરીએ છિયે. ॥ ૨ ॥ હે વિપ્ર! અમે અમારી હકીકત કહી સંભળાવી, તો તમારી કથા અમને તમે કહી સંભળાવો. ત્યારે હનુમાનજી શ્રીપ્રભુને ઓળખીને તેમનાં ચરણમાં પડ્યા, એટલે તે વખતના સુખનું વર્ણન, હે ઉમા! થઈ શકે તેમ નથી. ॥ ૩ ॥ તથા એવી સુંદર વેષની રચના જોઇ કપિનાં રોમાંચિત ઉભાં થયાં; તેથી એક શબ્દ પણ બોલાયો નહિ, પરંતુ પોતાના ઈશ્વરને ઓળખી મનમાં હર્ષ પામી, ધીરજથી સ્તુતિ કરવા લાગ્યા ॥ ૪ ॥ અને બોલ્યા કે, હે પ્રભુ! હું અજાણ છું, વાસ્તે મેં પૂછ્યું. પણ તમે સર્વજ્ઞ થઈ મને મનુષ્યની પેઠે કેમ પૂછ્યું? હે નાથ! હું તો તમારી માયામાં ભૂલી ગયો, તેથી આપના નિજપદને મેં ઓળખ્યાં નહીં. ॥ ૫ ॥

दो० एक मंद मैं मोहबश, कुटील हृदय अज्ञान ॥
पुनि प्रभु मोहिं बिसारेहु, दीनबंधु भगवान ॥ २ ॥

**અર્થ.**—હે ભગવન્! હું મંદબુદ્ધિવાળો, મોહને વશ થયેલો, અજ્ઞાની તથા કઠોર હૃદયવાળો છું. વળી હે દીનબંધુ! આપે મને વિસારી મૂક્યો, જેથી આપ મને ઓળખી શક્યા નહીં. ॥ ૨ ॥

चो० यदपि नाथ अवगुण बहु मोरे । सेवक प्रभुहिं परे जनि भोरे ॥
नाथ जीव तव माया मोहू । सो निस्तरै तुह्मारे छोहू ॥ १ ॥
तापर मैं रघुबीर दुहाई । जानौं नहिं कछु भजन उपाई ॥
सेवक सुत पितु मातु भरोसे । रहैं अशोच बनै प्रभु पोसे ॥ २ ॥
असकहि चरण परे अकुलाई । निज तनु प्रकट प्रीति उर छाई ॥
तब रघुपति उठाइ उर लावा । निज लोचन जल सींचि जुडावा ॥ ३ ॥
सुनु कपि जिय जनि मानसि ऊना । तैं मम प्रिय लक्ष्मण ते दूना ॥
समदर्शी मोहिं कह सब कोई । सेवक प्रिय अनन्य गति सोई ॥ ४ ॥

**અર્થ.**—હે નાથ! હજી સૂધી મારા અત્યંત અવગુણ છે, તોપણ સ્વામી આપ મારા છો તો સેવકને ભોળપણમાં પણ મૂકી દેતા નથી. હે પ્રભુ! આપની માયા જીવને મોહ

પમાડે છે તથા તમારી કૃપાથી મુક્ત થાય છે. ॥ ૧ ॥ એ વાત જો ખોટી હોય તો શ્રીરામની દુવાઈ. હું કંઈ ભજનનો પ્રકાર જાણતો નથી. પણ સેવક તથા બાળકને પોતાના પ્રભુનો અને માબાપનો ભરોસો છે, જેથી તે ભરણ પોષણને માટે બેફિકર રહેછે. ॥ ૨ ॥ એમ કહી શોકાતુર થઈને ભગવાનનાં ચરણમાં પડ્યા, એટલે હૃદયમાં અત્યાનંદ થવાથી પોતાનું ખરું રૂપ પ્રગટ થયું. ત્યારે શ્રીપ્રભુએ તેને ઉઠાડી છાતી સાથે લગાડી નેત્રના જળવડે નવરાવી મૂકયા. ॥ ૩ ॥ પછી બોલ્યા કે, હે કપિ ! સાંભળ. તું તારા મનમાં કોઈ વાતની ઓછાઈ રાખીશ નહીં. કારણ તું મને અને લક્ષ્મણજીને બમણો વહાલો છે, અથવા તું મને લક્ષ્મણજીથી બમણો પ્રિય છે. કારણ કે લક્ષ્મણજી શેષરૂપે "રારા" એમ એક અક્ષરનો જપ કરે છે, અને તું લોહિત રુદ્રરૂપે રામ રામ, એ રીતે બે અક્ષરનો જપ કરેછે, તેથી બમણો વહાલો છે. ॥ ૪ ॥

**दो० सो अनन्य अस जाहिकी, मति न टरै हनुमंत ॥**
**मैं सेवक सचराचर, रूपराशि भगवंत ॥ ३ ॥**

**અર્થ.**—હે હનુમંત ! "ચરઅચર વિશ્વમાં વ્યાપી રહેલા રૂપના ભંડાર શ્રીવિષ્ણુ, તેનો હું સેવક છું," એમ જેની બુદ્ધિ સ્થિર છે, તેને જ અનન્ય દાસ કહેવો. ॥ ૩ ॥

**चो० देखि पवनसुत पति अनुकूला । हृदय हर्षि बीते सब शूला ॥**
**नाथ शैल पर कपिपति रहई । सो सुग्रीव दास तव अहई ॥ १ ॥**
**तासन नाथ मिताइ कीजै । दीन जानि तेहि अभय करीजै ॥**
**सो सीताकर खोज कराइहि । जहं तहं मर्कट कोटि पठाइहि ॥ २ ॥**
**इहिविधि सकल कथा समुझाई । लिये दोउ जन पीठि चढाई ॥**
**जब सुग्रीव राम कहं देखा । अतिशय धन्य जन्म करि लेखा ॥ ३ ॥**
**सादर मिलेउ नाइ पदमाथा । भेंट्यउ अनुज सहित रघुनाथा ॥**
**कपिके मन विचार यह नीती । करिहहिं बिधि मोसन ये प्रीती ॥ ४ ॥**

**અર્થ.**—હે પાર્વતી ! શ્રીપ્રભુ પોતાને અનુકૂળ છે એમ જાણી, હનુમાનજીના હૃદયમાં અતિશે હર્ષથી દુઃખ સર્વે દૂર થયાં. પછી બોલ્યા કે, હે નાથ ! આપનો સેવક વાનરનો રાજા સુગ્રીવ, ઋષ્યમૂક પર્વતના શિખર ઉપર રહે છે. ॥ ૧ ॥ તેની સાથે આપ મિત્રતા કરો તથા તેને દુઃખી જાણી ભય વગરનો કરો. એટલે તે પોતાના કરોડો વાંદરાઓને જ્યાં ત્યાં મોકલી, જાનકીજીની તપાસ કરાવશે. ॥ ૨ ॥ એવી રીતે સર્વે હકીકત કહી બેઉ ભાઈઓને ખભા ઉપર બેસાડી ચાલ્યા. પછી જ્યારે સુગ્રીવે શ્રી પ્રભુને આવતા જોયા, ત્યારે તે પોતાના જન્મને અત્યંત ધન્ય કરી માનવા લાગ્યો. ॥ ૩ ॥ તથા પ્રેમપૂર્વક ચરણમાં મસ્તક નમાવી બેઉ ભાઈઓને છાતીસાથે લગાડી મળ્યા. વળી સુગ્રીવના મનમાં વિચાર થયો કે, અરે બ્રહ્મા ! મારી સાથે આ કેવી રીતે પ્રીતિ કરશે ? ॥ ૪ ॥

दो० तब हनुमंत उभय दिशि, कहि सब कथा बुझाई ॥
पावक साखी देइ करि, जोरी प्रीति दृढाई ॥ ४ ॥

અર્થ.—પછી પવનકુમારે બેઉ તરફની કથા કહી સમળાવી તથા અગ્નિમુખનો સ્વામી છે, તે વાસ્તે તેને વચમાં સાક્ષી રાખીને દૃઢ પ્રીતિ જોડી આપી. ॥ ૪ ॥

चो० कीन्ह प्रीति कछु बीच न राखा । लक्ष्मण राम चरित सब भाखा ॥
कह सुग्रीव नयन भरि बारी । मिलिहिनाथ मिथिलेशकुमारी ॥ १ ॥
मंत्रिन सहित इहां एक बारा । बैठि रह्यउं कछु करत बिचारा ॥
गगनपंथ देखी मैं जाता । परवश परी बहुत बिलखाता ॥ २ ॥
राम राम हा राम पुकारी । मम दिशि देखि दीन पट डारी ॥
मांगा राम तुरत सो दीन्हा । पट उरलाइ शोच अति कीन्हा ॥ ३ ॥
कह सुग्रीव सुनहु रघुवीरा । तजहु शोक मन आनहु धीरा ॥
सब प्रकार करिहौं सेवकाई । जेहिबिधि मिलहि जानकी आई ॥ ४ ॥

અર્થ.—એવી રીતે લક્ષ્મણજીએ રામનાં સર્વ ચરિત્ર સુગ્રીવને કહી સંભળાવ્યાં ને હનુમાનજીએ જે પ્રીતિ કરાવી, તેમાં કંઈ પણ અંતરાય રાખ્યો નહીં. ત્યારે સુગ્રીવ નેત્રમાં જળ ભરી કહે છે કે, હે નાથ! જનકપુત્રી મને મળી હતી. ॥ ૧ ॥ હું એક દિવસ મારા પ્રધાનની સાથે કંઈ વિચારમાં બેઠો હતો, ત્યારે મેં આકાશમાર્ગે પરવશ પડેલી તથા વિલાપ કરતાં એમને જોયા. ॥ ૨ ॥ "હા રામ! હા રામ!" એમ પોકારી એક વસ્ત્ર તેણે અમારી તરફ ફેંક્યું. બીજો અર્થ.—વિલાપ કરતી જાનકીને ઉંચું જોઈ "હા રામ! હા રામ!" એ રીતે મેં જ્યારે પોકાર કર્યો ત્યારે અમારા તરફ જોઇને એક વસ્ત્ર નાંખી દીધું. તે વાત સાંભળી સુગ્રીવે આપેલાં વસ્ત્ર છાતી સાથે લગાડી રામ બહુ શોક કરવા લાગ્યા. ॥૩॥ તે જોઈ કપિરાજ કહે છે કે, હે નાથ! શોકનો ત્યાગ કરી મનને ધીરજ આપો. જે પ્રકારે સીતાજી મળશે, તે પ્રમાણે ઘણી રીતે હું તમારી સેવા કરીશ. ॥ ૪ ॥

दो० सखावचन सुनि हरषेउ, रघुपति करुणासीव ॥
कारण कवन बसहु बन, मोसन कहु सुग्रीव ॥ ५ ॥

અર્થ.—હે ગરુડજી! કૃપાસાગર તથા બળના મર્યાદારૂપ શ્રીહરિ તે મિત્રનાં એવાં વચન સાંભળી અત્યંત ખુશી થઇ બોલ્યા કે, હે સુગ્રીવ! ઘરને મૂકી તું આ વનમાં કયા કારણથી વસેછે, તે મને કહે. ॥ ૫ ॥

चो० नाथ बलि अरु मैं दोउ भाई । प्रीति रही कछु बरणि न जाई ॥
मयसुत मायावी तेहि नाऊं । आवा सो प्रभु हमरे गाऊं ॥ १ ॥
अर्द्धरात्रि पुरद्वार पुकारा । वालिहुं रिपु बल सहै न पारा ॥
धावा वालि देखि सोइ भागा । मैं पुनि गयउं बंधु संग लागा ॥ २ ॥

गिरिवर गुहा पैठि सो जाई । वालि मोहिं तब कहा बुझाई ॥
परखेहु मोहिं एक पखवारा । नहिं आवौं तो जानेहु मारा ॥ ३ ॥
मास दिवस तहं रयहुं खरारी । निसरी रुधिर धार तहं भारी ॥
तब मैं निज मन कीन्ह बिचारा । जाना असुर बंधु कहं मारा ॥ ४ ॥
बालि हतेसि मोहिं मारहि आई । शिला द्वारके चले पराई ॥

**અર્થ.**—હે નાથ! વાળિ તથા મારા બે ભાઇઓની આપસમાં પ્રીતિ અત્યંત હતી કે, તે કહેવામાં આવે નહીં. પછી એક દિવસે મયદાનવનો પુત્ર માયાવી નામે હતો, તે અમારી કિષ્કિંધા પુરીમાં આવીને, ॥૧॥ હે પ્રભુ! અર્ધ રાત્રે દરવાજા પાસે ઉભા રહીને પોકાર કર્યો. તે સાંભળી શત્રુનું બળ સહન ન થવાથી મહાબળવાન્ વાળિ તથા હું દૈત્યની પાછળ દોડ્યા. તે જોઇને દૈત્ય નાસીને પર્વતની ગુફામાં પેશી ગયો. ॥ ૨ ॥ પછી વાળિએ મને સમજાવી કહ્યું કે, તું આ ગુફાની બહાર ઉભો રહે અને પંદર દિવસ મારી વાટ જોજે. જો હું ન આવું તો મને માર્યો જાણજે. ॥ ૩ ॥ હે ખરદૈત્યના શત્રુ! એક માસ એટલે બાર દહાડા હું તેની રાહ જોઇને બેઠો, એટલામાં અંદરથી રુધિરની ધારા નીકળી, તેથી મેં વિચાર્યું કે, મારા ભાઇને દૈત્યે માર્યો. હવે જેણે વાળિને માર્યો તે કોઇક વખતે મને પણ મારશે, એમ જાણી ગુફાના દ્વારઉપર શીલા મૂકીને હું નાશી ગયો. ॥ ૪ ॥

दो० वालि महाबल अमित अति, समर न जीतै कोई ॥
तेहि मारा निशिचर प्रबल, सोचळ मारहिं मोई ॥ ६ ॥

**અર્થ.**—વળી જેને યુદ્ધમાં કોઈ જિતે નહિ એવો મહાબળવાન્ વાળિ, તેને પણ રાક્ષસે માર્યો, તે હવે મને પણ મારશે. ॥ ૬ ॥

चो० मंत्रिनपुर देखा बिनु सांई । दीन्हेउ मोहि राजबरि आंई ॥
बाली ताहि मारि गृह आवा । देखि मोहिं जिय भेद बढावा ॥ १ ॥
रिपु समान मोहिं मारेसि भारी । हरि लीनेसि सर्वस अरु नारी ॥
ताके भय रघुबीर कृपाला । सकल भुवन मैं फिरउं बिहाला ॥ २ ॥
इहां शाप बश आवत नाहीं । तदपि सभीत रहौं मन माहीं ॥
सुनी सेवक दुःख दीनदयाला । फरकि उठि दोउ भूजा बिशाला ॥ ३ ॥

**અર્થ.**—પછી હું નગરમાં આવ્યો, ત્યારે પ્રધાને રાજાવગરનું શહેર જોઇ બળાત્કારથી મને રાજ્ય આપ્યું. હવે એટલામાં વાળી દૈત્યને મારીને જ્યારે ઘેર આવ્યો, ત્યારે મને જોઇને તેના મનમાં અત્યંત અંદેશો આવ્યો. ॥ ૧ ॥ તેથી તેણે શત્રુની પેઠે મને મારી સ્ત્રી સુદ્ધાંત મારી સંપત્તિ લઈ લીધી. તે ભયથકી હે કૃપાળુ રઘુવીર! આ વનમાં દુ:ખી થઇને હું ફરુંછું. ॥૨॥ વળી અહીં વાળિ શાપના કારણથી આવી શકતો નથી, તોપણ મનમાં બીક રાખી રહું છું. એવાં સુગ્રીવનાં દુ:ખદાયક વચન સાંભળી વિશાળ ભુજાવાળા રામ ચમકી ઉઠી બોલ્યા કે, ॥ ૩ ॥

दो० सुनु सुग्रीव मैं मारिहौं, बालिहि एकहिं बान ॥
ब्रह्म रुद्र शरणागत, गये न उबरहि प्रान ॥ ७ ॥

**અર્થ.**—હે સુગ્રીવ! તું સાંભળ. હું વાળિને એક બાણથી મારીશ, કદાપિ બ્રહ્મા, તથા રુદ્ર એમને શરણે જશે, તોપણ એના પ્રાણ બચશે નહીં. ॥ ૭ ॥

चो० जे न मित्र दुख होहिं दुखारी । तिनहिं विलोकत पातक भारी ॥
निज दुख गिरि सम रजकर जाना । मित्रके दुख रज मेरु समाना ॥ १ ॥
जिनके अस मति सहज न आई । ते शठ हठ कत करत मिताई ॥
कुपथ निवारि सुपंथ चलावा । गुण प्रगटे अवगुणहि दुरावा ॥ २ ॥
देत लेत मन शंक न धरहीं । बल अनुमान सदा हित करहीं ॥
बिपति काल कर शतगुण नेहा । श्रुति कह संत मित्रगुण एहा ॥ ३ ॥
आगे कह मृदु बचन बनाई । पाछे अनहित मन कुटिलाई ॥
जाकर चित अहिगति सम भाई । अस कुमित्र परिहरे भलाई ॥ ४ ॥
सेवक शठ नृप कृपण कुनारी । कपटी मित्र शूल समचारी ॥
सखा शोच त्यागहु बल मोरे । सबविधि करव काज मैं तोरे ॥ ५ ॥
कह सुग्रीव सुनौ रघुवीरा । बालि महाबल अति रणधीरा ॥

**અર્થ.**—વળી હે સુગ્રીવ! જે મિત્રના દુઃખથી દુઃખી ન થાય, તેને જોવાથી મોટું પાતક થાયછે; તથા પોતાઉપર પર્વતના જેટલું દુઃખ તેને રજસમાન અને મિત્રનું રજસમ દુઃખ, તેને મેરુ જેટલું જાણવું. ॥૧॥ એવી સહજ બુદ્ધિ જેને ન થઈ, તે મૂરખ હઠ કરી શું કરવા મિત્રતા કરે છે? પણ જે મિત્ર કુમાર્ગથી બચાવી સુમાર્ગમાં ચલાવે અને મિત્રના અવગુણ છૂપાવી સારા ગુણ પ્રગટ કરે, ॥ ૨ ॥ તથા લેવાદેવામાં મનમાં કંઈ શંકા રાખે નહીં, જે પ્રમાણે પોતાનું બળ હોય, તે પ્રમાણે તેનું સારું કરે, વળી દુઃખના વખતમાં જે સ્નેહ રાખે, તે જ મિત્ર ગુણયુક્ત છે, એમ શ્રુતિ તથા સંત કહે છે. ॥ ૩ ॥ અને જે મિત્ર પ્રથમ સુંદર વચન બનાવીને સંભળાવે તથા પાછળથી મનમાં કપટ રાખી બૂરું કરે, વળી જેનું ચિત્ત સર્પની ગતિ જેવું છે, તેનો હે ભાઈ! ત્યાગ કરવાથી કલ્યાણ થાય. ॥ ૪ ॥ મૂરખ સેવક, લોભિષ્ઠ રાજા, દુષ્ટ સ્ત્રી તથા કપટી મિત્ર એ ચાર દુઃખરૂપ છે, માટે હે મિત્ર! તું મારા બળથી તારા દુઃખને ત્યાગ કર. હું સર્વ પ્રકારે તારું કામ કરીશ. ॥ ૫ ॥ ત્યારે કપીશ્વર બોલ્યો કે, હે શ્રીરામચંદ્રજી! વાળિ મહાબળવાન્ તથા રણને વિષે ધીર પુરુષ છે. ॥ ૬ ॥

दो० सात ताड जो बिंधहीं, ले निज कर धनु बान ॥
ताके कर बालि मरहि, महावीर बलवान ॥ ८ ॥

**અર્થ.**—માટે હે નાથ! પોતાના હાથમાં ધનુષબાણ લઇ આ સાત તાડ જે કોઈ એક જ વખતે વિંધે, તેના હાથે જ મહાબળવાળો વાળિ મરશે. ॥ ૮ ॥

चो० इहि विधि कपि निज हेतु जनाये। वृक्षके निकट राम चलि आये ॥
अहि शिर पुछ चरण दोउ दीन्हे। ताडके वृक्ष सरल सब कीन्हे ॥ १ ॥
जबहिं राम प्रभु चाप चढाये। सात ताड एक बाण गिराये ॥
विषधर आइ चरण शिरनावा। अस्तुति करि निज लोग सिधावा ॥ २ ॥
देखि अमित बल बाढी प्रीती। बालि बधन कर भइ परतीती ॥
बारहिं बार नाइ पद शीशा। प्रभुहि जानि मन हर्ष कपीशा ॥ ३ ॥
उपजा ज्ञान वचन तब बोला। नाथ कृपा मन भयउ अडोला ॥
सुख संपति परिवार बडाई। सब परहरि करिहौं सेवकाई ॥ ४ ॥
ये सब राम भक्तिके बाधक। कहहिं संत तव पद अवराधक ॥
शत्रु मित्र दुख सुख जगमाहीं। मायाकृत परमारथ नाहीं ॥ ५ ॥
बालि परमहित जासु प्रसादा। मिले राम तुम शमन विषादा ॥
स्वप्नेहु जेहि सन होइ लराई। जागे समुझत मन सकुचाई ॥ ६ ॥
अब प्रभु कृपा करहु इहि भाती। सब तजि भजत करौं दिनराती ॥
सुनि बिराग संयुत कपिबानी। बोले बिहंसि राम धनुपानी ॥ ७ ॥
जो कछु कहेउ सत्य सब सोई। सखा वचन मम मृषा न होई ॥
नट मर्कट इव सबहि नचावत। राम खगेश वेद अस गावत ॥ ८ ॥
लै सुग्रीव संग रघुनाथा। चले चापसायक गहि हाथा ॥
तब रघुपति सुग्रीव पठावा। गर्जेसि जाइ निकट बल पावा ॥ ९ ॥
सुनत बालि क्रोधातुर धावा। गहिकर चरण नारि समुझावा ॥
सुनु पति जिनहिं मिला सुग्रीवा। ते दोउ बंधु तेज बल सीवा ॥ १० ॥
कोशलेश सुत लक्ष्मण रामा। कालहु जीति सकहिं संग्रामा ॥
सो रघुबीर हृदय महं आनहु। छांडहु मोह कहा मम मानहु ॥ ११ ॥

**અર્થ.**—એવી રીતે સુગ્રીવે પોતાનો હેતુ જણાવ્યો, તે વચન સાંભળી, હે પાર્વતી! જ્યાં સર્પ ઉપર તાડ વૃક્ષ છે, ત્યાં શ્રીરામ ચાલીને આવ્યા અને તે સર્પના પૂછડા તથા મસ્તક ઉપર બે પગ મૂકી તાડનાં વૃક્ષોને સરખાં કર્યાં. ॥ ૧ ॥ પછી શ્રીપ્રભુએ ધનુષ ઉપર બાણ ચઢાવીને એક બાણથી સાત તાડ વિંધ્યા, ત્યારે તે નીચેથી સર્પ ઉઠીને શ્રી હરિના ચરણમાં મસ્તક નમાવી સ્તુતિ કરી પોતાના સ્થાનકે ગયો. ॥ ૨ ॥ પછી શ્રીરઘુનાથજીનું અત્યંત બળ જોઈ સુગ્રીવને બહુ પ્રીતિ થઈ અને હવે એ વાળિને મારશે એમ નિશ્ચય થયો, ત્યારે વારંવાર શ્રીપ્રભુનાં પદકંજમાં મસ્તક નમાવી આ "શ્રીભગવાન્" છે એમ જાણી કપિના મનમાં હર્ષ થયો. ॥ ૩ ॥ વળી જ્ઞાન ઉત્પન્ન થવાથી બોલ્યો કે, હે નાથ! આપની કૃપાથી મારું મન સ્થિર થયું.

માટે સુખ, સંપત્તિ તથા પરિવાર મૂકી હું તમારી સેવા કરીશ. ॥ ૪ ॥ કારણ કે સંતજન કહે છે કે, એ સર્વે આપનાં ચરણકમળની ભક્તિને બાધ કરનારાં છે. વળી જગતમાં સુખ અને દુઃખ, શત્રુ તથા મિત્ર, એ સર્વ માયાનું કારણ છે, પણ પરમાર્થ નથી. ॥ ૫ ॥ વાળિ મને પરમ હિતકારી થયો કે, જેને કૃપાથી દુઃખના નાશકર્ત્તા હે શ્રીપ્રભુ! આપ મને મળ્યા. વળી જેની સાથે મારે સ્વપ્નમાં યુદ્ધ થાય છે અને કદાચ જાગું ત્યારે મન અત્યંત ભય પામે છે, ॥ ૬ ॥ તે સઘળા પ્રપંચનો ત્યાગ થાય અને હે નાથ! એવી કૃપા કરો કે, જેથી હું તમારું રાત્રદિવસ ભજન કરું. હે પ્રિયા! સુગ્રીવની વૈરાગ્યયુક્ત વાણી સાંભળી ધનુષધારી શ્રીરઘુવર હસીને બોલ્યા કે, ॥ ૭ ॥ તમે જે વાત કહી, તે સઘળી ખરી છે, માટે મારું વચન મિથ્યા નહીં થાય. હે ગરુડજી! વેદ કહેછે કે, નટવો, જેમ વાંદરાને નચાવે, તેમ શ્રીપ્રભુની માયા છે. ॥૮॥ હવે હાથમાં ધનુષબાણ લઈ શ્રીરામ સુગ્રીવની સાથે વાળિપાસે આવ્યા. ત્યારે શ્રી હરિના બળ પ્રતાપથી સુગ્રીવે તેની પાસે જઈ ગર્જના કરી. ॥ ૯ ॥ તે સાંભળી વાળિ ક્રોધાતુર થઈ દોડયો, ત્યારે તેની સ્ત્રી તારા તેને ઘણી રીતે સમજાવવા લાગી તથા બોલી; હે પતિ! જે સુગ્રીવને મળ્યા છે, તે બેઉ ભાઈ તેજ અને બળના ભંડારરૂપ છે. ॥ ૧૦ ॥ વળી કોશલપતિ દશરથ રાજાના પુત્ર રામ તથા લક્ષ્મણ છે; તથા રણસંગ્રામમાં કાળને પણ જિતી શકે એવા છે. માટે હે સ્વામિન્! મારા કહેવાથી મોહને મૂકી તે શ્રીરઘુવીરને હૃદયમાં રાખો. ॥ ૧૧ ॥

दो० कहा बालि सुनु भीरु प्रिय, समदरशी रघुनाथ ॥
जो कदापि मोहिं मारि हैं, तौ पुनि होव सनाथ ॥ ९ ॥

**અર્થ.**—એવાં સ્ત્રીનાં વચન સાંભળી વાળિ બોલ્યો કે, હે બીકણ સ્ત્રી! શત્રુ તથા મિત્ર જેને સમ છે એવા જે શ્રીરઘુનાથજી, તે એમ કરતાં જો મને મારશે, તોપણ હું સુંદર ગતિને પામીશ. ॥ ૯ ॥

चो० असकहि चला महा अभिमानी । तृण समान सुग्रीवहिं जानी ॥
भिरेउ युगल बाली अति तर्जा । मुष्टिक मारि महा धुनि गर्जा ॥ १ ॥
तब सुग्रीव बिकल होइ भागा । मुष्टि प्रहार वज्र सम लागा ॥
मैं जो कहा रघुबीर कृपाला । बंधु न होइ मोर यह काला ॥ २ ॥
एकरूप तुम भ्राता दोऊ । तेहि भ्रमते नहिं मारेउं सोऊ ॥
कर परसा सुग्रीव शरीरा । तनु भा कुलिश गई सब पीरा ॥ ३ ॥
मेली कंठ सुमनकी माला । पठवा पुनि बल देइ विशाला ॥
पुनि नानाबिधि भई लराई । बिटप ओट देखहिं रघुराई ॥ ४ ॥

**અર્થ.**—હે ગરુડજી! એમ કહી મહા અભિમાની વાળિ સુગ્રીવને તૃણસમાન ગણી, તેની પાસે મોટી ગર્જના કરતો, મુષ્ટિના પ્રહાર કરી મલ્લની પેઠે કૂદવા લાગ્યો. ॥૧॥ ત્યારે સુગ્રીવને મુષ્ટિનો માર વજ્રસમ લાગવાથી તે વ્યાકુળ થઈ શ્રીપ્રભુપાસે નાશીને

આવ્યો અને બોલ્યો કે, હે કૃપાળુ રઘુવીર! આ મારો ભાઈ નથી, પણ "કાળ" છે. ॥ ૨ ॥ હે ભાઈ! તમે બેઉ ભાઈ એકરૂપ છો, તે શંકાથી મેં તેને માર્યો નહીં. ત્યારે શ્રીપ્રભુએ તેનાઉપર હાથ ફેરવ્યો, તેથી તેનું વજ્ર સરખું શરીર થઈ જવાથી દુઃખમાત્ર દૂર થયાં. ॥ ૩ ॥ પછી પોતાની માળા તેના ગળામાં પહેરાવી તથા અત્યંત બળ આપી તેને યુદ્ધ કરવા માટે મોકલ્યો. ત્યારે અનેક પ્રકારે લડાઈ થઈ, તે શ્રીપ્રભુ વૃક્ષની પાછળ રહીને જોવા લાગ્યા. ॥ ૪ ॥

दो० बहु छल सुग्रीव करि, हृदय हारि भय मानि ॥
मारा वालिहि राम तब, हिये मांझ शरतानि ॥ १० ॥

**અર્થ.**—પછી સુગ્રીવ કપટ અને અત્યંત બળથી યુદ્ધ કરતાં, ભયથી હૃદયમાં હારી ગયો ત્યારે શ્રીહરિએ કર્ણપર્યંત બાણ ખેંચી વાળિના હૃદયમાં માર્યું. ॥ ૧૦ ॥

चो० परा विकल महि शरके लागे । पुनि उठि बैठ देखि प्रभु आगे ॥
श्यामगात शिर जटा बनाये । अरुण नयन शर चाप चढाये ॥ १ ॥
पुनि पुनि चितै चरण चित दीन्हे । सकल जन्म माना प्रभु चीन्हे ॥
हृदय प्रीति मुख वचन कठोरा । बोला चितै रामकी ओरा ॥ २ ॥
धर्महेतु अवतरेहु गुसांई । मारेहु मोहिं व्याधकी नाईं ॥
मैं वैरी सुग्रीव पियारा । कारण कवन नाथ मोहिं मारा ॥ ३ ॥
अनुज बधू भगिनी सुतनारी । सुनु शठ ये कन्या सम चारी ॥
इन्हैं कुदृष्टि बिलोकै जोई । ताहि बधे कछु पाप न होई ॥ ४ ॥
मूढ तोहिं अतिशय अभिमाना । नारि सिखावन करसि नकाना ॥
मम भुज बल आश्रित तेहि जानी । मारा चहसि अधम अभिमानी ॥ ५ ॥

**અર્થ.**—હે ઉમા! વાળિ બાણ લાગવાથી પૃથ્વીઉપર વ્યાકુળ થઈ પડ્યો અને વળી ઉઠી જોયું તો શ્રીપ્રભુને પાસે ઉભા જોયા ત્યારે શ્યામશરીરવાળા, મસ્તકઉપર સુંદર જટાવાળા અને વાંકી ભ્રુકુટિરૂપી ધનુષ ઉપર લાલ નેત્રરૂપી બાણ ચઢાવી તેને જોવા લાગ્યા. ॥૧॥ એટલે શ્રીરામનાં ચરણમાં વારંવાર ચિત્ત દઇ તેમને ઓળખીને મારો જન્મ સફળ છે, એમ તે માનવા લાગ્યો. વળી શ્રીરઘુવર સામું જોઇ તેણે મનમાં પ્રીતિ રાખી, તથા મુખથી કઠોર વચન બોલ્યો કે, ॥૨॥ હે પ્રભુ! ધર્મને માટે અવતરીને મને પારધિની પેઠે સંતાઇ કેમ માર્યો, શું તમને સુગ્રીવ વહાલો અને હું વૈરી થયો? હે નાથ! શા માટે માર્યો, તે કહો. ॥ ૩ ॥ ત્યારે શ્રીનારાયણ બોલ્યા કે, હે મંદબુદ્ધિ! ભાઇની સ્ત્રી, બેન, પુત્રની સ્ત્રી તથા પોતાની પુત્રી, એ ચારે બરોબર છે. તેને જે કોઈ કુદૃષ્ટિથી જુવે તો તેને મારવામાં કંઈ દોષ નથી. ॥ ૪ ॥ હે મૂર્ખા! તું અતિશે અભિમાની છો, તેથી તારી સ્ત્રીની શિખામણ તેં કાન ઉપર ધરી નહીં. વળી મારા બાહુબળથી રક્ષણ કરેલો જાણી, હે અધમ અભિમાની! તું શું તેને મારવા ઈચ્છે છે? ॥ ૫ ॥

दो० सुनहु राम स्वामी सुभग, चलन आतुरी मोरि ॥
प्रभु आजहूं मैं पातकी, अन्तकाल गति तोरि ॥ ११ ॥

**અર્થ.**— એવાં વચન સાંભળી વાળિ બોલ્યો કે, હે શ્રીરામચંદ્રજી! સાંભળો. તમારા આગળ મારી ચતુરાઈ કંઈ ચાલતી નથી અને અંતકાળમાં હું તમારી ગતિને પામ્યો, તોપણ હે પ્રભુ! હજી પણ હું શું પાતકી છઉં? ॥ ૧૧ ॥

चो० सुनत राम अति कोमल बाणी । बालि शीश परसेउ निज पाणी ॥
अचल करौं तनु राखहु माना । बालि कहा सुनु कृपानिधाना ॥ १ ॥
जन्म जन्म मुनि यतन कराहीं । अन्तराम कहि आवत नाहीं ॥
जासु नाम बल शंकर काशी । देत सबहि समगति अविनाशी ॥
मम लोचन गोचर सोइ आवा । बहुरि कि अस प्रभु बनहि बनावा ॥ २ ॥

**અર્થ.**—હે ઉમા! ત્યારે શ્રીરામ વાળિનાં કોમળ વચન સાંભળી તેના મસ્તક ઉપર પોતાનો હાથ મૂકી બોલ્યા કે, તું કહે તો તારા દેહમાં પ્રાણને રાખી તારું શરીર અચળ કરું. ત્યારે વાળિ બોલ્યો કે, હે કૃપાનિધાન! સાંભળો. ॥ ૧ ॥ જન્મો જન્મ મુનિઓ ઘણું યત્ન કરે છે, તોપણ અંતકાળમાં રામનામ લઈ શકાતું નથી. વળી જેના નામના પ્રતાપથી અવિનાશી શંકર કાશીમાં સૌને ગતિ આપે છે, એવા શ્રીપ્રભુ મારી પાસે આવીને ઉભા છે; માટે ફરી શું કંઈ આવો વખત આવશે? ॥ ૨ ॥

हरिगीतछंद. सो नयन गोचर जासु गुण नित नेति कही श्रुति गावहीं ॥
जिमि पवन मन गो निरस करि मुनि ध्यान कबहुंक पावहीं ॥
मोहिं जानि अति अभिमान वश प्रभु कह्यउ राखु शरीरहीं ॥
अस कवन शठ हठ काटि सुरतरु बारि करहिं करीरहीं ॥ १ ॥
अब नाथ करि करुणा बिलोकहु देव यह बर मांगऊ ॥
जेहि योनि जन्मौं कर्मबश तहं राम पद अनुरागऊं ॥
यह तनय मम सम विनय बल कल्याण पद प्रभु दीजिये ॥
गहि बांह सुर नरनाह अंगद दास अपनो कीजिये ॥ २ ॥

**અર્થ.**—તે પ્રભુ મારા નેત્ર આગળ ઉભેલા, તથા જેના ગુણને શ્રુતિ નેતિ નેતિ કહે છે, અને પવનને જિતી મન તથા ઇંદ્રિયોને વશ કરી મુનિઓ ધ્યાન ધરી ક્યારેક જેને પામે છે, એવા હે પ્રભુ! મને અભિમાની જાણી "તું તારું શરીર રાખ" એમ કહ્યું. પણ એવો કોણ મૂર્ખ છે કે, હઠથી કલ્પવૃક્ષને કાપી તે ઠેકાણે કેરડાને રોપે? ॥ ૧ ॥ માટે હે નાથ! હવે એવી કૃપાથી જૂવો કે, કર્મના વશથી જે યોનિમાં હું જન્મ લઉં, ત્યાં તમારાં ચરણમાં મારી પ્રીતિ રહે. હે દેવ! એ જ વરદાન હું માગું છું તથા આ અંગદ જે મારો પુત્ર છે, તે વિનય અને બળમાં મારા બરોબર છે, તો પણ હે દેવતાઓના સ્વામી! તેને અભય પદ આપીને બાંહ પકડી પોતાનો સેવક કરી રાખો. ॥ ૨ ॥

दो० रामचरण दृढ प्रीति करि, बालि कीन तनु त्याग ॥
सुमन माल जिमि कंठते, गिरत न जानै नाग ॥ १२ ॥

**અર્થ.**—હે ગરુડજી! શ્રીરામનાં ચરણમાં દૃઢ પ્રીતિ કરી જેમ હાથીના ગળામાં ફૂલની માળા પડી જાય અને તેને ખબર પડે નહીં, તેમ વિનાશ્રમે વાળિએ પોતાના શરીરનો ત્યાગ કર્યો. ॥ ૧૨ ॥

चो० राम बालि निज धाम पठावा । नगर लोग सब व्याकुल धावा ॥
नानाबिधि बिलाप कर तारा । छूटे केश न देह संभारा ॥ १ ॥
मैं पति तुमहिं बहुत समुझावा । काल विवशपिय मनहिं न आवा ॥
अंगद कहं कछु कहन न पायहु । बीचहि सुरपुर प्राण पठायहु ॥ २ ॥
तारा विकल देखि रघुराया । दिन ज्ञान हरि लीन्हीं माया ॥
क्षिति जल पावक गगन समीरा । पंच रचित यह अधम शरीरा ॥ ३ ॥
प्रगट सो तनु तव आगे सोवा । जीव नित्य तुम केहि लगि रोवा ॥
उपजा ज्ञान चरण तब लागी । लीनेसि परम भक्ति बर मांगी ॥ ४ ॥
उमा दारुयोषितकी नाईं । सबहिं नचावत राम गुसाईं ॥
तब सुग्रीवहिं आयसु दीन्हा । मृतक कर्म विधिवत सब कीन्हा ॥ ५
राम कहा अनुजहि समुझाई । राज्य देहु सुग्रीवहि जाई ॥
रघुपति चरण नाइ करि माथा । चले सकल लक्ष्मणके साथा ॥ ६ ॥

**અર્થ.**—હવે જ્યારે શ્રીરઘુનાથજીએ વાળિને પોતાના ધામમાં મોકલ્યો, ત્યારે નગરવાસી લોક સૌ વ્યાકુળ થઈ દોડ્યા અને વાળિની સ્ત્રી તારા પોતાના દેહનું ભાન ભૂલી જતાં છૂટા કેશ મૂકી ઘણી રીતે વિલાપ કરતાં બોલી કે, ॥૧॥ હે પતિ! તમને મેં ઘણી રીતે સમજાવ્યા, પણ મૃત્યુને વશ થયેલા તેથી તમે મારું કહ્યું માન્યું નહીં. વળી અંગદ સાથે કંઈ વાત થઈ નહીં, તે પહેલાંજ પ્રાણ ત્યાગ કરી સ્વર્ગમાં ગયા. ॥ ૨ ॥ એવી રીતે તારાને વ્યાકુળ જોઈ શ્રીહરિ પોતાની માયાનું હરણ કરીને જ્ઞાન આપવા લાગ્યા, તથા બોલ્યા કે હે સ્ત્રી! પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ તથા આકાશ એ પંચમાહાભૂતથી આ અધમ શરીર ઉત્પન્ન થયું છે. ॥ ૩ ॥ પણ તે શરીર તો આ તારી પાસે પ્રગટ પડેલું છે તથા જીવ અખંડ છે, તો તું શા વાસ્તે રુદન કરે છે? ત્યારે તેને જ્ઞાન ઉપજ્યાથી ચરણમાં મસ્તક નમાવી સુંદર ભક્તિ મને થાય, એવું વરદાન માગી લીધું. ॥ ૪ ॥ હે ગૌરી! લાકડાની પૂતળીની પેઠે શ્રીપ્રભુ સર્વને નચાવે છે. પછી સુગ્રીવને આજ્ઞા આપી, એટલે તેણે વાળિની સઘળી વિધિ પ્રમાણે મૃતક ક્રિયાઓ કરી. ॥ ૫ ॥ ત્યાર પછી શ્રીરામે લક્ષ્મણજીને સમજાવી કહ્યું કે, હે ભાઈ! હવે તમે ત્યાં જઈ સુગ્રીવને રાજ્ય આપો. ત્યારે શ્રીપ્રભુનાં ચરણમાં મસ્તક નમાવી સૌ લક્ષ્મણજીની સાથે ગયા. ॥ ૬ ॥

दो० लक्ष्मण तुरत बुलायेउ, पुरजन बिप्र समाज ॥
राज दीन्ह सुग्रीव कहं, अंगद कहं युवराज ॥ १३ ॥

**અર્થ.**—પછી ત્યાં લક્ષ્મણજીએ જઈને કિષ્કિંધા નગરીના લોકો તથા બ્રાહ્મણોના સમાજને બોલાવી, સુગ્રીવને રાજ્યપદ અને અંગદને પ્રધાનપણું આપ્યું. ॥ ૧૩ ॥

चो० उमा राम सम हित जग माहीं । गुरु पितु मातु बंधु कोउ नाहीं ॥
सुर नर मुनि सबकी यह रीति । स्वारथ लागि करैं सब प्रीति ॥ १ ॥
बालि त्रास व्याकुल दिनराती । तनु विवरण चिंता जर छाती ॥
सो सुग्रीव कीन्ह कपिराऊ । अति कोमल रघुवीर स्वभाऊ ॥ २ ॥
ऐसे प्रभु कह जो परिहरहीं । काहेन विपति जाल नर परहीं ॥
पुनि सुग्रीवहि लीन्ह बुलाई । बहु प्रकार नृप नीति सिखाई ॥ ३ ॥
कह प्रभु सुनु सुग्रीव हरीशा । पुर न जाउं दश चारि बरीशा ॥
गत ग्रीषम बरषाऋतु आई । रहिहौं निकट शैल पर छाई ॥ ४ ॥
अंगद सहित करहु तुम राजू । संतत हृदय राखि मम काजू ॥
तब सुग्रीव भवन फिरि आये । राम प्रवर्षण गिरि पर छाये ॥ ५ ॥

**અર્થ.**—હે ભવાનિ! જગતમાં શ્રીરામ બરોબર હિતકારી ગુરુ છે, પણ પિતા, માતા તથા બંધુ વગેરે કોઈ નથી. દેવતાઓ, મનુષ્ય અને ઋષિઓ એ સર્વેની એવી રીત છે કે, સ્વાર્થ હોય ત્યાંસુધી પ્રીતિ કરે છે. ॥ ૧ ॥ પણ શ્રીરઘુનાથજીનો અત્યંત કોમળ સ્વભાવ એવો છે કે, વાલીના ત્રાસથી રાત્રદિવસ વ્યાકુળ થઈને શરીરનો રંગ બદલીને ચિંતાથી જેની છાતી બળી ગઈ, એવો જે સુગ્રીવ તેને વાનરનો રાજા કર્યો. ॥ ૨ ॥ હે ઉમા ! એવા શ્રીપ્રભુનો ત્યાગ કરે. તે શા વાસ્તે દુઃખરૂપ જાળમાં પડે નહીં? પછી વળી પાછો સુગ્રીવને બોલાવીને બહુ પ્રકારની રાજ્યનીતિ શિખવીને; ॥ ૩ ॥ બોલ્યા કે, હે કપિરાજ સુગ્રીવ! તું સાંભળ. મારે ચૌદ વર્ષસુધી કોઈ પણ નગરીમાં જવું નથી, પણ હવે ગ્રીષ્મઋતુ વિતી તથા વર્ષાઋતુ આવી; માટે આ પાસેના પર્વત ઉપર આશ્રમ બાંધીને રહીશ. ॥ ૪ ॥ તો તમો મારું કામ હૃદયમાં રાખીને નિરંતર તેને યાદ કરીને અંગદસહિત રાજ્ય કરો. એવું સાંભળીને પછી સુગ્રીવ પાછો ઘેર આવ્યો અને શ્રીરામ પ્રર્વત ઉપર આવ્યા. ॥ ૫ ॥

दो० प्रथमहिं देवन गिरिगुहा, राखी रुचिर बनाइ ॥
राम कृपानिधि कछुक दिन, बास करहिंगे आइ ॥ १४ ॥

**અર્થ.**—હે ગરુડજી! તે પર્વતની અંદર પ્રથમથીજ દેવતાઓએ સુંદર ગુફાઓ કરી રાખી હતી, કારણ કે કૃપાના ભંડાર શ્રીપ્રભુ ત્યાં આવીને કેટલાક દિવસસુધી વાસ કરશે. ॥ ૧૪ ॥

चो० सुंदर वन कुसुमित तरु शोभा । गुंजत चंचरीक मधुलोभा ॥
कंद मूल फल अतिहि सुहाये । भये बहुत जबते प्रभु आये ॥ १ ॥
देखि मनोहर शैल अनूपा । रहे तहं अनुज सहित सुरभूपा ॥
मंगलरूप भये वन तबते । कीन निवास रमापति जबते ॥ २ ॥
मधुकर खग मृग तनु धरिदेवा । करहिं सिद्ध मुनि प्रभुकी सेवा ॥
फटिकशिला अति शुभ्र सुहाई । सुखआसीन तहां दोउ भाई ॥ ३ ॥
कहत अनुजसन कथा अनेका । भक्ति विरति नृप नीति विवेका ॥
वर्षाकाल मेघ नभ छाये । गरजत लागत परम सुहाये ॥ ४ ॥

**અર્થ.**—હે ઉમા! તે પર્વતઉપર શ્રીપ્રભુ આવ્યા ત્યારે તે વનમાં ફૂલના ઝાડઉપર મધના લોભથી ભમરાઓ ગુંજારવ કરતા હતા તથા કંદ, મૂળ અને ફળ અત્યંત શોભવા લાગ્યાં. ॥ ૧ ॥ વળી જેની અધિક ઉપમા અને મન હરણ એવો પર્વત જોઇને દેવતાઓના ઈશ્વર એવા શ્રીહરિએ લક્ષ્મણજીસહિત ત્યાં વાસ કર્યો. જ્યારથી લક્ષ્મિપતિ શ્રીનારાયણે ત્યાં વાસ કર્યો. ત્યારથી તે વન મંગળના મૂળરૂપ થયું. ॥ ૨ ॥ પછી ત્યાં દેવતાઓએ ભમરા, પક્ષીઓ તથા મૃગોનું રુપ ધારણ કરી, સિદ્ધ, મુનિઓ વગેરે ભગવાનની સેવા કરવા લાગ્યા, અને શોભાયમાન સ્ફટિકની શીળા ઉપર સુખથકી આસન કરીને ત્યાં બેઉ ભાઇઓ રહ્યા. ॥ ૩ ॥ અને જેમાં ભક્તિ, વૈરાગ્ય, રાજ્યનીતિ તથા વિવેક છે, એવી અનેક કથાઓ લક્ષ્મણજી સાથે કરવા લાગ્યા. ત્યારે વર્ષાઋતુમાં આકાશમાં, છવાએલો મેઘ ગર્જના કરે છે તે અત્યંત શોભાયમાન દેખાય છે. ॥ ૪ ॥

दो० लक्ष्मण देखहु मोरगण, नाचत बारिद पेखि ॥
गृही विरति जिमि हर्षयुत, विष्णु भक्त कहं देखि ॥ १५ ॥

**અર્થ.**—હે લક્ષ્મણ! આ મોરનાં ટોળાં તું જો. જેમ વૈરાગ્ય પામેલો ગૃહસ્થાશ્રમી પુરુષ વિષ્ણુભક્તને જોઈ આનંદ પામે તેમ તેઓ મેઘની ગર્જના સાંભળીને કેવા નાચે છે? ॥ ૧૫ ॥

चो० घन घमंड नभ गरजत घोरा । प्रियाहीन डरपत मनमोरा ॥
दामिनि दमांकि रही घन माहीं । खलकी प्रीति यथा थिर नाहीं ॥ १ ॥
बरषहिं जलद भूमि नियराये । यथा नवहिं बुध विद्या पाये ॥
बूंद अघात सहैं गिरि कैसे । खलके वचन संत सह जैसे ॥ २ ॥
क्षुद्र नदी भरि चलि उतराई । जस थोरे धन खल बौराई ॥
भूमि परत भा ढाबर पानी । जिमि जीवहिं माया लपटानी ॥ ३ ॥
सिमिटि सिमिटि जलभरे तलावा । जिमि सद्गुण सज्जन पहं आवा ॥
सरिता जल जलनिधि महं जाई । होइ अचल जिमि जन हरिपाई ॥ ४ ॥

**અર્થ.**—વળી હે ભાઈ! આકાશમાં મેઘના સમુહ ઘોર ગંભીર ગર્જના કરે છે, પણ જાનકીજી વિના મારું મન અત્યંત ડરે છે, તથા વીજળી વાદળાંઓમાં પ્રગટ થઈને જેમ છૂપી જાય છે, તેમ ખલ પુરુષની પ્રીતિ સ્થિર રહેતી નથી. ॥ ૧ ॥ અને મેઘ પૃથ્વીની નજીક આવીને જેમ વિદ્યા પામેલો પંડિત નમે તેમ નમીને વરસે છે, તથા તે વરસાદના છાંટા જેમ ખલપુરુષનાં વચન સંત સહન કરે છે, તેમ પર્વત સહન કરે છે. ॥ ૨ ॥ અને વરસાદના જળથી જેમ નાની નદીઓ ઉતાવળથી ચાલે છે; તેમ ખલ મનુષ્ય થોડું ધન પામીને વધારે દેખાડતો ન હોય? વળી હે લક્ષ્મણ! મેઘનું નિર્મલ જળ પૃથ્વી ઉપર પડવાથી મેલું થાય. તે જેમ અનાદિ જીવ તે માયાના સંગથી નિજરૂપ ભૂલી ન જાય? ॥ ૩ ॥ હવે ચારે તરફનું પાણી એકઠું થઈ તળાવમાં ભરાય છે. તે જેમ સજ્જનની પાસે ઉત્તમ ગુણ આવે તેમ, વળી જે જળ નદી રસ્તે થઈ સમુદ્રમાં પડે છે, તે જાણે મનુષ્ય શ્રીપ્રભુને પામીને અચળ થઈ જાય તેમ. ॥ ૪ ॥

**दो०** हरित भूमि तृण संकुल, समुझि परै नहिं पंथ ॥
जिमि पाखंड बिवादते, लुप्त भये सद्ग्रंथ ॥ १६ ॥

**અર્થ.**—વળી લીલા ઘાસથી ઢંકાએલી પૃથ્વીમાં જેમ માર્ગ સૂઝતો નથી; તેમ પાખંડના વાદથી સારા ગ્રંથો ગુપ્ત થઈ જાય છે. ॥ ૧૬ ॥

**चो०** दादुर ध्वनि चहुं ओर सुहाई । वेद पढैं जनु बटु समुदाई ॥
नव पल्लव भे बिटप अनेका । साधुके मन जस होइ बिवेका ॥ १ ॥
अर्क जवास पात बिनु भयऊ । जिमि सुराज्य खल उद्यम गयऊ ॥
खोजत पंथ मिलै नहिं धूरी । करै क्रोध जिमि धर्महिं दूरी ॥ २ ॥
शश संपन्न सोह महि कैसी । उपकारीकी संपति जैसी ॥
निशि तम घन खद्योत बिराजा । जनु दंभिनकर जुरा समाजा ॥ ३ ॥
महावृष्टि चलि फूटि कियारी । जिमि स्वतंत्र हो बिगरहिं नारी ॥
कृषी निरावहिं चतुर किशाना । जिमि बुध तजहिं मोह मद माना ॥ ४ ॥
देखियत चक्रबाक खग नाहीं । कलिहि पाइ जिमि धर्म पराहीं ॥
ऊषर भरषै तृण नहिं जामा । संत हृदय जस उपज न कामा ॥ ५ ॥
बिविध जंतु संकुल महि भ्राजा । बढै प्रजा जिमि पाइ सुराजा ॥
जहं तहं पथिक रहे थकि नाना । जिमि इंद्रियगण उपजै ज्ञाना ॥ ६ ॥

**અર્થ.**—હે લક્ષ્મણ! વળી દેડકાઓ ચારે તરફ સુંદર શબ્દ કરે છે, તે જાણે બ્રાહ્મણોના ઘણા બાળકો વેદ ભણતા હોય તેમ, અને અનેક વૃક્ષોને નવાં પાંદડાં આવ્યાં છે, તે જાણે સાધુના મનમાં વિવેક ઉત્પન્ન થયું હોય, તેમ શોભે છે. ॥ ૧ ॥ વરસાદથી આકડા તથા જવાસા પાન વગરના થઈ રહ્યા છે, તે જેમ સારા રાજ્યમાં ખલ પુરુષનો ઉદ્યમ જતો રહે, તેમ અને માર્ગમાં ધૂળ શોધવાથી મળે નહીં તે

જેમ ક્રોધ કરવાથી ધર્મ દૂર થાય તેમ. ॥ ૨ ॥ તથા અનેક જાતના ઘાસથી પૃથ્વી શોભે છે. તે જેમ પરોપકારી પુરુષની સંપત્તિ શોભે તેમ. વળી અત્યંત અંધારી રાત્રિમાં આગીઆઓ શોભે છે, તે જેમ દંભી માણસનો સમાજ એકઠો થાય તેમ. ॥૩॥ તેમજ ઘણો વરસાદ વરસવાથી ખેતરના ક્યારડા ફૂટી જાય, તે જેમ સ્વતંત્રતાથી સ્ત્રી બગડે તેમ, અને ચતુર ખેડૂતો પોતાના ખેતરોમાંથી ઘાસ નિંદી કાઢે છે. તે જેમ પંડિત મોહ મદ વગરેનો ત્યાગ કરે છે તેમ. ॥ ૪ ॥ તથા ચક્રવાક પક્ષી તો જોવામાં આવતો નથી તે જેમ કલિયુગ આવવાથી ધર્મ જાય તેમ; અને ક્ષારવાળી જમીન ઉપર ઘણો વરસાદ પડવાથી ઘાસ થતું નથી તે જેમ સંતના હૃદયમાં કામ ઉત્પન્ન થાય નહીં તેમ. ॥ ૫ ॥ વળી અનેક પ્રકારના જીવો પૃથ્વી ઉપર શોભી રહ્યા છે, તે જેમ સારા રાજાને પામી પ્રજા વધતી જાય તેમ; તેમ જ વરસાદના આવવાથી રસ્તે જનાર ચારે તરફના માણસો રોકાઈ રહ્યાં છે, તે જેમ જ્ઞાન ઉત્પન્ન થવાથી ઇંદ્રિયો વિરામ પામે તેમ. ॥ ૬ ॥

**दो०** कबहुं प्रबल चल मारुत, जहं तहं मेघ बिलाहिं ॥
जिमि कुपूत कुल ऊपजे, संपति धर्म नशाहिं ॥ ॥ १७ ॥
कबहुं दिवस महं निबिड तम, कबहुंक प्रगट पतंग ॥
उपजै बिनशै ज्ञान जिमि, पाइ सुसंग कुसंग ॥ १८ ॥

**અર્થ.**—વળી કોઈ સમય અત્યંત વાયુ લાગવાથી ચારે તરફ મેઘ વિખરાઈ જાયછે, તે જેમ કુળવિષે કુપુત્ર પેદા થવાથી ધર્મ તથા સંપત્તિનો નાશ થાય તેમ; તથા દિવસના કોઈ વખત સૂર્ય દેખાય છે અને ક્યારેક દેખાતો નથી તે જેમ કુસંગ તથા સરીસંગ કરવાથી જ્ઞાન નાશ પામે અને ઉત્પન્ન થાય છે તેમ. ॥ ૧૭ ॥ ૧૮ ॥

**चो०** बरषा बिगत शरदऋतु आई । देखहु लक्ष्मण परम सुहाई ॥
फूले कास सकल महि छाई । जनु बर्षाऋतु प्रगट बुढाई ॥ १ ॥
उदित अगस्त्य पंथ जल शोषा । जिमि लोभहिं शोषै संतोषा ॥
सरिता सर जल निर्मल सोहा । संत हृदय जस गत मद मोहा ॥ २ ॥
रस रस शोष सरित सर पानी । ममता त्याग कराहि जिमि ज्ञानी ॥
जानि शरदऋतु खंजन आये । पाइ समय जिमि सुकृत सुहाये ॥ ३ ॥
पंक न रेणु सोह अस धरणी । नीति निपुण नृपकी जस करणी ॥
जल संकोच बिकल भये मीना । बिबुध कुटुंबी जिमि धन हीना ॥ ४ ॥
बिनु घन निर्मल सोह अकाशा । जिमि हरिजन परिहर सब आशा ॥
कहुं कहुं वृष्टि शारदी थोरी । कोउ एक पाव भक्ति जिमि मोरी ॥ ५ ॥

અર્થ.—હે લક્ષ્મણ! હવે વર્ષાઋતુ વિતી ગઈ અને અત્યંત શોભાને આપનારી શરદઋતુ આવી તે તું જો કેવી સુંદર છે? જાણે વર્ષાઋતુને વૃદ્ધપણું દેખાડવાને કાસ ફુલાવાથી છવાઈ ગઈ છે, ॥ ૧ ॥ અને અગસ્ત્ય મુનિનો ઉદય થવાથી માર્ગના

પાણી સૂકાઈ જાય છે, તે જેમ લોભ થવાથી સંતોષ શોસાઈ જાય; તેમ હે ભાઈ! નદીઓ અને સરોવરનું નિરમળ પાણી કેમ શોભે છે, તે જેમ સંતના હૃદયમાંથી મોહ મદ જવાથી શોભે તેમ. ॥ ૨ ॥ નાના તળાવ તથા સરોવરનો રસ ઘટી જાય છે, તે જાણે જ્ઞાની પુરુષ મમતાનો ત્યાગ કરતા ન હોય? તેમ જણાય છે. વળી શરદ્‌ઋતુ જાણીને (ખંજન) કુંઝ પક્ષીઓ આવ્યા તે જાણે સમય ઉપર પુણ્યવાન શોભેછે. ॥૩॥ ચિખલ તથા માટીવિના પૃથ્વી કેવી શોભે છે કે, જેમ નીતિમાં ચતુર રાજાનાં કર્મ શોભે તેમ; વળી પાણીનો સંકોચ થવાથી જેમ માછલાં અકળાય છે; તેમ ધનવિના મૂર્ખનું કુંટુંબ દુઃખી થાય છે. ॥ ૪ ॥ મેઘવિના આકાશ કેવું શોભે છે? કે જેમ સંતપુરુષ સર્વે આશાનો ત્યાગ કરે તેમ, વળી શરદ્‌ઋતુ આવવાથી કોઈ કોઈ ઠેકાણે થોડી થોડી વૃષ્ટિ થાય છે તે જેમ કોઈ મનુષ્ય મારી ભક્તિને પામે તેમ. ॥ ૫ ॥

दो० चले हर्षि तजि नगर नृप, तापस बणिक भिखारि ॥
जिमि हरि भक्ति पाइ जन, तजहिं आश्रमी चारि ॥ १९ ॥

**અર્થ.**—વળી શરદ્‌ઋતુ આવવાથી રાજા, તપસ્વી, વેપારી તથા ભિક્ષુક હર્ષ થકી પોતપોતાના નગરને મુકી ચાલતા થાય છે, તે જેમ કોઈ મનુષ્ય પ્રભુની ભક્તિ પામીને ચારે આશ્રમનો ત્યાગ કરે તેમ. ॥ ૧૯ ॥

चो० सुखी मीन जहं नीर अगाधा । जिमि हरि शरण न एको बाधा ॥
फूले कमल सोह सर कैसे । निर्गुण ब्रह्म सगुण भये जैसे ॥ १ ॥
गुंजत मधुकर निकर अनूपा । सुंदर खग रव नाना रूपा ॥
चक्रबाक मन दुख निशि पेखी । जिमि दुर्जन पर संपति देखी ॥ २ ॥
चातक रटत तृषा अति होही । जिमि सुख लहै न शंकर द्रोही ॥
शरदातप निशि शशि अपहरई । संतदरश जिमि पातक टरई ॥ ३ ॥
देखहिं बिधु चकोर समुदाई । चितवहिं हरि जन हरि जिमिपाई ॥
मशक दंश बीते हिमत्रासा । जिमि द्विज द्रोह किये कुलनाशा ॥ ४ ॥

**અર્થ.**—હે ભાઈ! વળી જે સ્થળમાં અત્યંત પાણી છે ત્યાં માછલાંઓ જેમ સુખી થાય છે, તેમ શ્રીપ્રભુને શરણે જવાથી કોઇ પણ જાતનો બાધ લાગતો નથી, તથા કમળ પ્રફુલ્લિત થવાથી જેમ સરોવર શોભે છે; તેમ નિર્ગુણ બ્રહ્મ સગુણરૂપ શોભેછે, ॥ ૧ ॥ અને શરદ્‌ઋતુમાં જાતજાતનાં સુંદર પક્ષીઓ બોલે છે તથા ભમરાઓ ગુંજાર કરેછે. વળી ચકવો રાત્રિને જોઈ દુઃખી થાય તેમ તે જેમ દુષ્ટ માણસ પારકી સંપત્તિને જોઈ દુઃખી થાય તેમ; વળી શરદ્‌ઋતુ આવવાથી પાણીવિના ચાતક પક્ષી ॥ ૨ ॥ પિયુ પિયુ કરીને કેવો વ્યાકુળ થાય છે કે, જેમ શંકરને દ્વેષ કરનાર સુખી થાય નહીં; વળી શરદ્‌ઋતુના દિવસના તાપને રાત્રિનો ચંદ્રમા કેમ હરણ કરે છે કે, જેમ સંત પુરુષનાં દર્શન કરવાથી પાપનો નાશ થાય તેમ; ॥ ૩ ॥ તથા તે

વખતના ચકોર પક્ષીઓ ચંદ્રમાને જોઇને સુખી થાય છે તે જેમ હરિજન ભગવતને જોઇને સુખી થાય તેમ અને ટાઢ પડવાથી મચ્છરના દંશનો નાશ થાય છે તે જેમ બ્રાહ્મણને દ્વેષ કરવાથી કુળનો નાશ થાય તેમ. ॥ ૪ ॥

दो० भूमि जीव संकुल रहे, गये शरदृऋतु पाइ ॥
सद्गुरु मिले ते जाहिं जिमि, संशय भ्रम समुदाइ ॥ २० ॥

**અર્થ.**—હે ભાઈ! શરદ્ આવવાથી પૃથ્વીના અનેક જીવ સંતાઈ જાય છે તે જેમ સદ્ગુરુ મળવાથી અનેક ભ્રમના તથા સંશય દૂર થઈ જાય તેમ ॥ ૨૦ ॥

चो० बर्षाविगत शरदृऋतु आई । सुधि न तात सीताकी पाई ॥
एकबार कैसे हुं सुधि जानौं । कालहु जीति निमिष महं आनौं ॥ १ ॥
कतहुं रहै जो जीवति ओई । तात यत्न कारि आनौं सोई ॥
सुग्रीवहुं सुधि मोरि बिसारी । पावा राज कोष पुर नारी ॥ २ ॥
जेहि शायक मैं मारा बाली । तेहि शर हतौं मूढ कहं काली ॥
जासु कृपा छूटै मद मोहा । ताकहं उमा कि स्वप्नेहु कोहा ॥ ३ ॥
जानहिं यह चरित्र मुनि ज्ञानी । जिन रघुबीर चरण रति मानी ॥
लक्ष्मण क्रोधवंत प्रभु जाना । धनुश चढाइ गहे कर बाना ॥ ४ ॥

**અર્થ.**—હે લક્ષ્મણ! હવે વર્ષાઋતુ ગઈ; તેમ જ શરદ્ઋતુ આવી. તોપણ હજી સીતાજીની શુદ્ધિ મળી નહીં. હવે એકવાર કોઈ પણ પ્રકારથી શુદ્ધિ મળે તો કાળને જીતિને નિમિશમાત્રમાં જાનકીને લઈ આવું. ॥ ૧ ॥ અને કોઈ પણ ઠેકાણે જીવતી હોય; તો હે તાત! જતન કરી લઈ આવો. સુગ્રીવને તે પુરીનું રાજ્ય, ભંડાર, તથા સ્ત્રી મળવાથી તેણે મારું કામ વિસારી દીધું ॥ ૨ ॥ માટે જે બાણ થકી વાલીને માર્યો, તે જ બાણથી કાલે તે મૂઢને મારીશ. હે ઉમા! જેની કૃપાથી મદ તથા મોહ વગેરે; છૂટી જાય તેને કંઈ સ્વપ્નમાં પણ ક્રોધ થાય? ॥ ૩ ॥ તે ચરિત્રને મોટા જ્ઞાની, મુનિઓ તથા જેને શ્રીરામચરણમાં પ્રીતિ છે તે જ જાણે છે. પછી લક્ષ્મણજીએ શ્રીપ્રભુને ક્રોધવંત જાણીને પોતાના હાથમાં ધનુષ લઈ તે ઉપર બાણ ચઢાવ્યું. ॥ ૪ ॥

दो० तब अनुजहि समुझायेउ, रघुपति करुणा सीव ॥
भय देखाय लै आवहु, तात सखा सुग्रीव ॥ २१ ॥

**અર્થ.**—ત્યારે કરુણાની અવધિ એવા શ્રીપ્રભુ લક્ષ્મણજીને સમજાવી બોલ્યા કે, હે બાપ! તમે મારા મિત્ર સુગ્રીવને ભય દેખાડીને અહીં લઈ આવો. ॥ ૨૧ ॥

चो० ईहा पवन सुत हृदय बिचारा । रामकाज सुग्रीव बिसारा ॥
निकट जाई चरणन शिर नावा । चारिहु बिधि तेही कहि समुझावा ॥ १ ॥

सुनि सुग्रीव परम भय माना । विषय मोर हरि लीनेउ ज्ञाना ॥
अब मारुत सुत दूत समूहा । पठवहु जहं तहं बानर यूहा ॥ २ ॥
कबहु पापमहं आवन जोई । मोरे करताकरला वध होई ॥
तब हनुमंत बोलाये दूता । सबकर करि सनमान बहूता ॥ ३ ॥
भय अरु प्रीति नीति दिखराई । चले सकल चरणन शिरनाई ॥
तेही अवसर लक्ष्मणपुर आये । क्रोध देखि जहं तहं कपिधाये ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! હવે અહીં પવનસુત હનુમાનજીએ એવો વિચાર કર્યો કે, સુગ્રીવે શ્રીપ્રભુના કામને વિસારી મુકયું. એમ વિચારી સુગ્રીવ પાસે જઇને તેનાં ચરણમાં મસ્તક નમાવીને સામ, દામ, દંડ તથા ભેદ એમ ચાર વિધીથી સુગ્રીવને સમજાવ્યા. ॥ ૧ ॥ તે સાંભળીને સુગ્રીવ પોતાના મનમાં અત્યંત ભય પામીને બોલ્યા કે, હે હનુમંત! વિષયથી મારા જ્ઞાનનું હરણ થયું છે. માટે હવે હે પવનપુત્ર! આપણા અનેક દૂતોને ચારે દિશાએથી બોલાવી લ્યો. ॥ ૨ ॥ તથા તે સર્વેને કહેજો કે, પંદર દિવસની અંદર જો અહીં નહીં આવો તો મારા હાથથી તેનો વધ કરીશ. ત્યારે હે ઉમા! તેજ વખતમાં સર્વે દૂતોને હનુમાનજીએ સનમાન આપીને બોલાવવા ગયા.॥૩॥ એટલે તેઓને ભય તથા પ્રીતિ અને નીતિ બતાવવાથી હનુમાનજીના ચરણમાં મસ્તક નમાવી સર્વે પંપાસરોવરમાં આવ્યા. તેજ વખતે લક્ષ્મણજી પણ કિષ્કિંધા નગરીમાં આવ્યા. તેમને ક્રોધવંત જોઇને સર્વે કપિઓ ચારે તરફ દોડતા, તેમના ચરણમાં મસ્તક નમાવોને વિનંતી કરી. ॥ ૪ ॥

दो० धनुष चढाई कहा तब, जारि करौं पुर छार ॥
व्याकुळ नगर देखीं तब, आये बालि कुमार ॥ २२ ॥

**અર્થ.**—ત્યારે લક્ષ્મણજીએ ધનુષ ઉપર બાણ ચઢાવીને કહ્યું કે, તારા શહેરને હું બાળીને ભસ્મ કરીશ. એટલે તે સાંભળીને વાલીનો પુત્ર અંગદ પોતાની નગરીને વ્યાકુળ જોઇને લક્ષ્મણજી પાસે આવીને, ॥ ૨૨ ॥

चो० चरणनाइ शिर बिनती कीन्ही । लक्ष्मण अभय बाह तेहि दीन्ही ॥
क्रोधवंत लक्ष्मण सुनि काना । कह कपीश अतिभय अकुलाना ॥ १ ॥
सुनु हनुमंत संग लै तारा । करि बिनती समझाउ कुमारा ॥
तारा सहित जाइ हनुमाना । चरणबंदि प्रभु सुयश बखाना ॥ २ ॥
करि बिनती मंदिरलै आये । चरण पखारि पलंग बैठाये ॥
तब कपीश चरणन शिरनावा । गहि भुज लक्ष्मण कंठ लगावा ॥ ३ ॥
नाथ विषय सम मद कछु नाहीं । मुनि मनमोह करै क्षण माहीं ॥
सुनत बिनीत बचन सुख पावा । लक्ष्मण तेहि बहुबिधि समुझावा ॥ ४ ॥
पवनतनय सब कथा सुनाई । जेहिविधि गये दूत समुदाई ॥

**અર્થ.**—હે ગરુડજી ! તેમના ચરણમાં મસ્તક નમાવીને વિનંતી કરી, ત્યારે લક્ષ્મણજીએ અભય વચન આપીને તેના મસ્તકઉપર હાથ મૂકયો. ॥ ૧ ॥ વળી નગરીમાં લક્ષ્મણજી અત્યંત ક્રોધમાં છે, એવું સાંભળીને બહુ વ્યાકુળ થઈ સુગ્રીવ બોલ્યો કે, હે હનુમંત ! તમે તારાને સાથે લઇને લક્ષ્મણજીને સમજાવી આવો. ॥ ૨ ॥ ત્યારે તારાને સાથે લઇને હનુમાનજીએ લક્ષ્મણજીનાં ચરણને વંદી શ્રીહરિનાં સુયશ વખાણીને વિનંતી કરીને મંદિરમાં લઈઆવીને તેમના ચરણ ધોઈ આસનઉપર બેસાડ્યા. બીજો અર્થ-નારાયણને પોઢવાનું શેષજી રૂપ પલંગ જે લક્ષ્મણજી તેને બેસાડ્યા. ॥ ૩ ॥ પછી સુગ્રીવે આવીને તેમના ચરણમાં મસ્તક નમાવ્યું, એટલે લક્ષ્મણજીએ તેને ઉઠાડીને ગળા સાથે લગાડ્યા, ત્યારે સુગ્રીવ બોલ્યો કે, હે નાથ ! વિષયના જેવો બીજો મદ નથી, ક્ષણવારમાં મુનિનાં મનને મોહ ઉપજાવે છે. ॥ ૪ ॥ એવી રીતે અનેક પ્રકારે વિનંતિ કરીને લક્ષ્મણજીને શાંત કર્યા, અને હનુમાનજીએ જે પ્રકારે દૂતો ગયા હતા તે સર્વ કથા કહી સમજાવી. તે સાંભળીને લક્ષ્મણજી ઘણું સુખ પામ્યા. ॥ ૫ ॥

**दो०** हर्षि चले सुग्रीव तब, अंगदादि कपि साथ ॥
राम अनुज आगे किये, आये जहं रघुनाथ ॥ २३ ॥

**અર્થ.**—પછી સુગ્રીવ હર્ષ પામીને અંગદ વગેરે કપિઓને સાથે લઇને લક્ષ્મણને આગળ કરીને શ્રીરામચંદ્રજી પાસે આવ્યા, ॥ ૨૩ ॥

**चो०** नाइ चरण शिर कह कर जोरी । नाथ मोरि कछु नाहिंन खोरी ॥
अतिशय प्रबल देव तव माया । छूटै तबहिं करहु जब दाया ॥ १ ॥
विषय विवश सुर नर मुनि स्वामी । मैं पामर पशु कपि अतिकामी ॥
नारि नयन शर जाहि न लागा । महाघोर निशि सोवत जागा ॥ २ ॥
लोभ पाश जेहि गर न बंधाया । सो नर तुम समान रघुराया ॥
यह गुण साधनते नहिं होई । तुह्मरी कृपा पाव कोइ कोई ॥ ३ ॥
तब रघुपति बोले मुसुकाई । तुम प्रिय मोहिं भरत जिमि भाई ॥
अब सोइ यतन करहु मन लाई । जेहि विधि सीताकी सुधि पाई ॥ ४ ॥

**અર્થ.**—અને ત્યાં શ્રીહરિના ચરણમાં મસ્તક નમાવી હાથ જોડીને સુગ્રીવ બોલ્યા કે, હે નાથ ! મારો કંઈ પણ અપરાધ નથી. હે દેવ ! તમારી માયા અતિશય બળવાન છે, તે જ્યારે તમે કૃપા કરો ત્યારેજ છૂટી શકાય. ॥૧॥ હે સ્વામી ! વળી દેવતાઓ, મુનિઓ તથા મનુષ્યો એ સર્વે માયાને વશ છે, તો હું એક પામર પ્રાણી તેમાં પણ વાનર તથા અતિશય કામી છઉં. સ્ત્રીના નેત્રરૂપી બાણ જેને નથી લાગ્યા, તે મહા ઘોર રાત્રિમાં સૂતેલાઓમાં પણ જાગે છે, ॥ ૨ ॥ તથા હે રઘુનાથજી ! લોભના બંધનથી જેણે ઘર નથી બાંધ્યાં, તે મનુષ્ય તમારા જેવા છે, એ સર્વે ગુણ કંઈ સાધનથી થતા નથી, પણ ફક્ત તમારી કૃપાથી કોઈ કોઈ મનુષ્ય પામે છે. ॥ ૩ ॥ ત્યારે શ્રીરામ હસીને બોલ્યા કે,

હે સુગ્રીવ! તમે મને ભરતજી જેવા પ્રિય છો, પણ હવે મન લગાડીને એવી યુક્તિ કરો કે, જેથી જાનકીજીની ખબર મળે. ॥ ૪ ॥

**दो०** इहिबिधि होत बातकही, आये बानर यूथ ॥
नाना वरण अतुल बल, देखिय कीश बरूथ ॥ २४ ॥

**અર્થ.**—હે ગિરિજા! એવી રીતે અહીં વાતો થાય છે. એટલામાં અનેક જાતનાં વર્ણવાળા મહા બળવાન વાનરોનાં યૂથ ચારે દિશાઓથી આવવા લાગ્યાં. ॥ ૨૪ ॥

**चो०** बानर कटक उमा मैं देखा । सोई मुरख जो किय चह लेखा ॥
आय राम पद नावहिं माथा । निरखि बदन सब होहिं सनाथा ॥ १ ॥
अस कपि एक न सेना माहीं । रामकुशल पूंछी जेहि नाहीं ॥
यह नहिं कछु प्रभुकी अधिकाई । विश्वरूप व्यापक रघुराई ॥ २ ॥
ठाढे जहं तहं आयसु पाई । कहि सुग्रीव सबहिं समुझाई ॥
राम काज अरु मोर निहोरा । बानर यूथ जाहु चहुं ओरा ॥ ३ ॥
जनकसुता कहं खोजहु जाई । मास दिवस महं आयहु भाई ॥
अवधि मेटि जो विनु सुधि पाये । अवशि मरिहि सो मम कर आये ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રિયા! વાંદરાઓનું મેં જે સૈન્ય જોયું તેની ગણત્રી જો કોઈ કરે, તો તેને મુરખ જાણવો. તે સર્વે વાનરો શ્રીપ્રભુને મસ્તક નમાવીને મુખ જોઈ સનાથ થાય છે, ॥ ૧ ॥ વળી એવડું મોટું સૈન્ય તેમાં શ્રીરામ કોઇની પણ કુશળતા પૂછવા વગર રહ્યા નહીં. એમાં કંઈ પ્રભુની અધિકતા નથી, કારણ કે સર્વવ્યાપક વિશ્વરૂપ શ્રીરઘુકુલપતિ રામ છે. ॥ ૨ ॥ પછી ચારે તરફ ઉભેલા વાનરોના યૂથને સુગ્રીવે સમજાવીને કહ્યું કે, હું તમને વિનંતી કરી કહુંછું કે, શ્રીરઘુનાથજીના કાર્ય માટે ચારે દિશામાં તમો સર્વે જાઓ, ॥ ૩ ॥ અને જનકપુત્રીની તપાસ કરીને હે ભાઇઓ! એક મહિનામાં પાછા આવો. અને એક માસની અવધિ પૂરી થઈ તથા શુદ્ધિ મેળવ્યા વગર જો પાછા આવશો તો મારા હાથે માર્યા જશો. ॥ ૪ ॥

**दो०** बचन सुनत सब बानर, जहं तहं चले तुरंत ॥
तब सुग्रीव बुलायउ, अंगदादि हनुमंत ॥ २५ ॥

**અર્થ.**—હે ગરુડજી! એવાં સુગ્રીવનાં વચન સાંભળીને સર્વે વાંદરાઓ ચાલ્યા. પછી તેણે અંગદાદિ તથા હનુમાનજીને બોલાવીને ॥ ૨૫ ॥

**चो०** सुनहु नील अंगद हनुमाना । जांबवंत मतिधीर सुजाना ॥
सकल सुभट मिलि दक्षिण जाहू । सीता सुधि पूंछेहु सब काहू ॥ १ ॥
मन वच क्रमसो यतन विचारेहु । रामचन्द्र कर काज संवारेहु ॥
भानुपीठ सेइय उर आगी । स्वामी सेइय सब छल त्यागी ॥ २ ॥

तजि माया सेइय परलोका । मिटहिं सकल भवसंभवशोका ॥
देह धरेकर यह फल भाई । भजिय राम सब काम बिहाई ॥ ३ ॥
सोइ गुणज्ञ सोइ बडभागी । जो रघुवीर चरण अनुरागी ॥
आयसु मांगि चरण शिरनाई । चले सकल सुमिरत रघुराई ॥ ४ ॥
पाछे पवनतनय शिरनावा । जानि काज प्रभु निकट बुलावा ॥
परसा शीश सरोरुह पानी । कर मुद्रिका दीन्ह जानी ॥ ५ ॥
बहुप्रकार सीतहिं समुझायहु । कहि बल बीर बेगि तुम आयहु ॥
हनुमंत जन्म सफल करि जाना । चले हृदय धरि कृपानिधाना ॥ ६ ॥
यद्यपि प्रभु जानत सब बाता । राजनीति राखत सुर त्राता ॥

**અર્થ.**—કહ્યું કે, હે નીલ ! હે અંગદ ! હે હનુમંત ! ધીરબુદ્ધિવાળા ચતુર હે જાંબુવાન ! તમે સર્વે શૂર વીરો દક્ષિણ દિશામાં જઇને સીતાજીની ખબર સઘળાઓને પૂછો, ॥ ૧ ॥ વળી સર્વે મન, કર્મ વચન તથા જતનથી વિચારીને પેટમાં ક્ષુધારૂપી અગ્નિ ને પીઠઉપર સૂર્યના તાપને સહન કરીને સર્વ છળનો ત્યાગ કરી શ્રીરામચંદ્રજીનું કામ કરજો, ॥ ૨ ॥ અને માયાનો ત્યાગ કરી પરલોકના શુભસાધન કરજો; તેથી સંસારના જન્મમરણનાં સર્વે દુઃખ મટી જશે. હે ભાઈઓ ! દેહ ધારણ કરવાનું ફળ શું છે કે, સર્વે કામનાઓથી રહિત થઇને શ્રીરઘુવરનું ભજન કરવું. ॥ ૩ ॥ વળી જે ભગવાનના ચરણમાં પ્રીતિ રાખે છે, તેનેજ ગુણવાન તથા મોટો ભાગ્યશાળી જાણવો. પછી હે ઉમા ! એવાં સુગ્રીવનાં વચન સાંભળી તેને મસ્તક નમાવી અને આજ્ઞા લઇને શ્રીહરિનું સ્મરણ કરતા સર્વે ચાલતા થયા. ॥ ૪ ॥ એટલામાં હનુમાનજીએ પાછળથી આવીને મસ્તક નમાવ્યું. ત્યારે શ્રીપ્રભુએ જાણ્યું કે, આ મારૂં કામ કરશે એમ ધારી તેને પાસે બોલાવીને કમળ જેવા હાથથી હનુમાનજીના મસ્તકઉપર સ્પર્શ કર્યો; અને પોતાનો સેવક જાણીને નિજ હાથની મુદ્રિકા આપી બોલ્યા કે, ॥ ૫ ॥ હે ભાઈ મારા બળની હકિકત કહીને ઘણી રીતે સીતાજીને સમજાવીને તમે જલદી પાછા આવજો. ત્યારે હનુમાનજી પોતાનો જન્મ સફળ માનીને કૃપાળુ શ્રીહરિને હૃદયમાં રાખીને ચાલતા થયા. હે ગરુડજી ! કદાપિ પ્રભુ સર્વે વાતને જાણેછે, દેવતાઓનું રક્ષણ કરનાર તે રાજ્યનીતિ છોડતા નથી. ॥ ૬ ॥

दो० चले सकल वन खोजत, सरिता सर गिरि खोह ॥
रामकाज लयलीन मन, बिसरा तन कर छोह ॥ २६ ॥

**અર્થ.**—પછી કપિઓ શરીરના સર્વે સુખને ત્યાગી, શ્રીપ્રભુના કાર્યમાં ચિત્ત દઇને નદીઓ, સરોવરો, પર્વતોની ગુફાઓમાં એમ વનમાં તપાસ કરતા ચાલ્યા જાયછે.॥૨૬॥

चो० कतहुं होइ निशिचर सन भेंटा । प्राण लेहिं एक एक चपेटा ॥
बहुप्रकार गिरि कानन हेरहिं । कोउ मुनि मिलै ताहि सब घेरहिं ॥ १ ॥

लागि तृषा अतिशय अकुलाने । मिलै न जल बन गहन भुलाने ॥
तब हनुमान कीन अनुमाना । मरण चहत सब बिनु जलपाना ॥ २ ॥
चढि गिरिशिखर चहूंदिशि देखा । भूमि बिबर एक कौतुक पेखा ॥
चक्रवाक बक हंस उडाहीं । बहुतक खग प्रविशहिं तेहि माहीं ॥ ३ ॥
गिरिते उतरि पवनसुत आवा । सब कहं लै सो बिबर दिखावा ॥
आगे करि हनुमंतहि लीन्हा । पैठे बिबर बिलंब न कीन्हा ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે કોઈ ઠેકાણે જો રાક્ષસ મળે છે, તે તેને એક મુષ્ટિ મારીને તેના પ્રાણ હરી લે છે, એવી રીતે પર્વતો તથા વનને જોતાં સામો કોઈ મુનિ મળે, તો તેને સર્વે ઘેરી લે છે. ॥ ૧ ॥ એમ કરતાં જ્યારે આગળ ચાલ્યા ત્યારે ગહન વનમાં ભૂલા પડ્યા, તથા સર્વેને તૃષા લાગી પણ પાણી ક્યાંય ન મળવાથી અકળાઇ ગયા. ત્યારે હનુમાનજીએ અનુમાન કર્યું કે, પાણીવિના આ સર્વે મરી જશે. ॥ ૨ ॥ એમ વિચારીને પર્વત ઉપર ચઢીને તેણે પૃથ્વી ઉપર ચારે દિશાએ નજર કરી તો એક ખાડામાં કૌતક જોયું. વળી તે ખાડામાં ચક્રવાક, બગલા તથા હંસપક્ષીઓ ઉડીને પ્રવેશ કરતા જોયા, ॥ ૩ ॥ તેથી નીચે ઉતરીને સર્વેને તે છિદ્ર દેખાડ્યું. એટલે તેમાં આગળ હનુમાનજી ને પાછળ સર્વે વાંદરાઓ તરતજ પેઠા. ॥ ૪ ॥

दो० दीख जाइ उपबन शुभग, सर बिकसे बहु कंज ॥
मंदिर एक रुचिर तहं, बैठि नारि तप पुंज ॥ २७ ॥

**અર્થ.**—હે ઉમા ! તેની અંદર ગયા, ત્યારે શોભિતા ઉપવનમાં એક સરોવરમાં ઘણાં સુંદર કમળ જોયાં. વળી તેની પાસે એક મનોહર મંદિરમાં મહાતપસ્વી સ્ત્રીને બેઠેલી જોઈ. ॥ ૨૭ ॥

चो० दूरिहिते तेहि सब शिर नावा । पूंछेसि निज वृत्तांत सुनावा ॥
तब तेई कहा करहु जल पाना । खाहु सरस सुंदर फल नाना ॥ १ ॥
मज्जन कीन्ह मधुर फल खाये । तासु निकट पुनि सब चलि आये ॥
तेहि सब आपनि कथा सुनाई । मैं अब जाव जहां रघुराई ॥ २ ॥
मूंदहु नयन बिबर तजि जाहू । पैहहु सीतहि जनि कदराहू ॥
नयन मूंदि तब देखहिं बीरा । ठाढे सकल सिंधुके तीरा ॥ ३ ॥
सो पुनि गई जहां रघुनाथा । जाइ कमलपद नायसि माथा ॥
नाना भांति बिनय तेई कीन्ही । अनपायनी भक्ति प्रभु दीन्ही ॥ ४ ॥

**અર્થ.**—તેને દૂરથી સર્વે કપિઓએ મસ્તક નમાવી પૂછવા વાસ્તે પોતાનું વૃત્તાંત કહી સંભળાવ્યું. એટલે તે બોલી કે, અહીં જલપાન કરો અને અનેક પ્રકારના અત્યંત સુંદર ફળ ફૂલ છે તે ખાઓ. ॥ ૧ ॥ ત્યારે તેમણે ત્યાં સ્નાન કરી, મધુર ફળ ખાઇને તે સ્ત્રીની

પાસે સર્વે ચાલીને આવ્યા. એટલે સઘળી પોતાની કથા કહી સંભળાવીને બોલી કે, હે કપિઓ! જ્યાં શ્રીરઘુનાથજી છે ત્યાં હું જાઉંછું. ॥ ૨ ॥ અને તમે સર્વે તમારાં નેત્રોને બંધ કરો, જેથી આ વિવરમાંથી બહાર જઇને સીતાજીને પામશો. રખેને કોઈ મનમાં ભય પામતા? ત્યારે સઘળાઓએ પોતાનાં નેત્રો મીચ્યાં અને પાછું જોયું તો સર્વે શૂરવીરો સમુદ્રના ઉપર ઉભા છે. ॥ ૩ ॥ હે પાર્વતી! પછી તે દેવાંગના ત્યાંથી શ્રીપ્રભુ-પાસે આવીને શ્રીહરિના ચરણકમળમાં મસ્તક નમાવી; અને અનેક પ્રકારે વિનંતી કરી; ત્યારે તેને શ્રીરઘુનાથજીએ પ્રેમભક્તિ આપી. ॥ ૪ ॥

**दो०** बदरी बन कहं सो गई, प्रभु आज्ञा धरि शीश ॥
उर धरि राम चरण युग, जो बंदित अज ईश ॥ २८ ॥

**અર્થ.**—પછી તે અપ્સરા ભગવંતની આજ્ઞા મસ્તક ઉપર ધરીને, જેને બ્રહ્મા તથા રુદ્ર વંદન કરે છે, તે ચરણકમળને હૃદયમાં રાખીને બદ્રિકાશ્રમમાં ગઈ, ॥ ૨૮ ॥

**चो०** इहां बिचारहिं कपि मन माहीं । बीती अवधि काज कछु नाहीं ॥
सब मिलि करहिं परस्पर बाता । बिनु सुधि लिये करब काभ्राता ॥ १ ॥
कह अंगद लोचन भरिबारी । दुहुं प्रकार भइ मृत्यु हमारी ॥
इहां न सुधि सीताकी पाई । वहां गये मारिहि कपिराई ॥ २ ॥
पिता बधे परमारत मोही । राखा राम निहार न ओही ॥
पुनि पुनि अंगद कह सब पाहीं । मरण भयो कछु संशय नाहीं ॥ ३ ॥
अंगद वचन सुनत कपि बीरा । बोलि न सकहिं नयन बह नीरा ॥
क्षण एक शोक मगन है गयऊ । पुनि अस वचन कहत सब भयऊ ॥ ४ ॥
हम सीताकी बिन सुधि लीन्हे । फिरब न सुनु युवराज प्रवीने ॥
अस कहि लवणसिंधु तट जाई । बैठे कपि सब दर्भ डसाई ॥ ५ ॥
जांबवंत अंगद दुख देखी । कही कथा उपदेश विशेखी ॥
तात राम कहं नर जनि जानहु । निर्गुणब्रह्म अजित अज मानहु ॥ ६ ॥
हम सब सेवक अति बडभागी । संतत सगुण ब्रह्म अनुरागी ॥

**અર્થ.**—હે ગૌરી! હવે અહીં સમુદ્રના કિનારાપર કપિઓ મનમાં વિચાર કરે છે કે, એક માસની અવધી વિતી; પણ કામ કંઈ થયું નહીં. ભાઇઓ! સીતાજીની ખબર લાવ્યા વિના બીજું શું કામ કરશું? એમ સર્વે પરસ્પર વાતો કરવા લાગ્યા. ॥ ૧ ॥ ત્યારે અંગદ નેત્રમાં જળ ભરી બોલ્યો કે, મારું તો બે પ્રકારે મૃત્યુ છે. અહીં જાનકી-જીની શુદ્ધિ મળી નહીં અને ત્યાં જવાથી સુગ્રીવ મારશે. ॥ ૨ ॥ કારણ કે જેણે મારા પિતા વાલીને માર્યો, તે મને પણ મારી નાખત. પણ શ્રીરઘુવરની કૃપાથી હું બચ્યો. હવે મારું મૃત્યુ થશે એમાં કંઈ સંશય નથી, એમ વારંવાર સર્વેને અંગદ કહેછે.॥૩॥

ત્યારે એવાં અંગદનાં વચન સાંભળીને સર્વે શૂરવીર કપિઓનાં નેત્રમાં જળ ભરાઈ આવ્યાં અને કંઈ પણ બોલી શકયા નહીં. તથા ક્ષણમાત્રમાં શોકમાં ડુબી ગયા. પછી ફરીવાર ધીરજ ધરીને બોલ્યા કે, ॥ ૪ ॥ હે બુદ્ધિમાન યુવરાજ! સાંભળો. અમે જનકપુત્રની તપાસ કર્યા વગર પાછા ફરવાના નથી. એમ કહીને ક્ષીરસમુદ્રના કિનારાઉપર દર્ભાસન ઉપર સર્વે બેઠા. ॥ ૫ ॥ ત્યારે જાંબુવાન અંગદનું દુઃખ જોઈ વિશેષ ઉપદેશની કથા કહેતાં બોલ્યા કે, હે તાત! તમે રામને મનુષ્ય જાણશો નહી. એ નિર્ગુણ બ્રહ્મ, અજીત તથા અજન્મા છે એમ જાણો. વળી આપણે સર્વે ભાગ્યશાળીઓ છિએ કે, સદૈવ સગુણ બ્રહ્મમાં પ્રીતિ રાખીએ છિયે, ॥ ૬ ॥

दो० निज इच्छा अवतरेउ प्रभु, सुर द्विज गो महि लागि ॥
सगुण उपासक रहहिं सब, मोक्ष सकल सुख त्यागि ॥ २९ ॥

**અર્થ.**—તથા દેવતાઓ, બ્રાહ્મણ, ગાય અને પૃથ્વીને માટે પ્રભુ પોતાની ઇચ્છાનુસારે અવતરેલા છે, માટે મોક્ષના સુખને મૂકીને સર્વે સગુણરૂપની ઉપાસના કરેછે. ॥ ૨૯ ॥

चो० यहिविधि कहत कथा बहुभांती । गिरिकंदरा सुना संपाती ॥
बाहर होइ देखे सब कीशा । मोहिं अहार दीन जगदीशा ॥ १ ॥
आजु सबन कहं भक्षण करऊं । दिन बहु गये अहार बिनु मरऊं ॥
कबहुं न मिलि भरि उदर अहारा । आजु दीन विधि एकहि बारा ॥ २ ॥
डरपे गृध्र वचन सुनि काना । अबभा मरण सत्य हम जाना ॥
कपि सब उठे गृध्र कहं देखी । जांबवंत मन शोच बिशेखी ॥ ३ ॥
कह विचारी अंगद मन माहीं । धन्य जटायु सरिस कोउ नाहीं ॥
रामकाज कारण तनु त्यागी । हरिपुर गयउ परम बडभागी ॥ ४ ॥
जो रघुबीर चरण चित लावै । तिहि सम धन्य न आन कहावै ॥
सुनि खग हर्ष शोक युत बानी । आवा निकट कपिन भय मानी ॥ ५ ॥
ताहि देखि सब चले पराई । ठाढ कीन तिन शपथ दिवाई ॥
तिन्हैं अभय करि पूछेसि जाई । कथा सकल तिन ताहि सुनाई ॥ ६ ॥
सुनि संपाति बंधुकी करणी । रघुपति महिमा बहुविधि बरणी ॥

**અર્થ.**—હે ભવાનિ! એ રીતે અનેક પ્રકારની કથાઓ કહેછે. એટલામાં પર્વતની ગુફામાં સંપાતીનામે ગીદ્ધે તે સાંભળીને બહાર આવીને તેણે વાંદરાઓને જોઈ વિચાર કર્યો કે, હે જગદીશ! મને ખાવા વાસ્તે આહાર મળ્યો. ॥ ૧ ॥ માટે આજ હું સર્વેનું ભક્ષણ કરીશ. ઘણા દિવસ થયા આહારવિના હું મરું છું. વળી પેટ ભરીને કોઈ દહાડો આહાર મળ્યો નથી. માટે આજે બ્રહ્માએ મને એકદમ આહાર આપ્યો. ॥ ૨ ॥ એવાં ગીધનાં વચન સાંભળીને સર્વે કપિઓ ડરવા લાગ્યા અને બોલ્યા કે, હવે મરણ થયું

એમ સત્ય જાણવું. વળી ગીધ્ધને જોઈ સર્વે કપિઓ ઉભા થયા. ત્યારે જાંબુવાન મનમાં શોચ કરવા લાગ્યા, ॥ ૩ ॥ અને અંગદ મનમાં વિચારવા લાગ્યો કે, જટાયુને ધન્ય છે. એના જેવો બીજો કોઈ નથી, અરે! જે શ્રીરામચંદ્રજીના કામ માટે દેહ ત્યાગીને મહાભાગ્યવંત થઈ સ્વર્ગમાં ગયો. ॥ ૪ ॥ માટે જે શ્રીહરિના ચરણમાં ચિત્ત લગાડે તેને જ ધન્ય છે. હે પાર્વતી! એવી અંગદની આનંદ તથા શોકયુક્ત વાણી સાંભળીને તે ગીધ્ધ તેની પાસે આવ્યો, તેથી તેને જોઇને કપિને ભય ઉત્પન્ન થયો. ॥ ૫ ॥ વળી તેને જોઇને સર્વે કપિઓ નાસવા લાગ્યા. ત્યારે સંપાતીએ તેમને સોગન દઇને ઉભા રાખ્યા. પછી તેમને ભયમુક્ત કરીને પાસે જઈ વળી જટાયુની કથા પૂછી. એટલે કપિએ સઘળી કથા કહી સંભળાવી. ત્યારે પોતાના ભાઇની એવી કરણી સાંભળીને શ્રીરામચંદ્રજીના મહિમાનું ઘણી રીતે વર્ણન કરવા લાગ્યો. ॥ ૬ ॥

**दो०** मोहिं लै चलहु सिंधु तट, देउं तिलांजलि ताहि ॥
वचन सहाय न करब मैं, पैहहु खोजहु जाहि ॥ ३० ॥

**અર્થ.**—અને બોલ્યો કે, જો મને સમુદ્રના કિનારા ઉપર તમે લઈ જાઓ તો હું જટાયુને તિલાંજલી આપીને પછી તમને વચનથી સહાય કરીશ. તેથી જો ખોજ કરશો તો તમો સીતાજીને પામશો. ॥ ૩૦ ॥

**चो०** अनुज क्रिया करि सागरतीरा । कह निज कथा सुनहु कपिबीरा ॥
हम दोउ बंधु प्रथम तरुणाई । गगन गये रवि निकट उडाई ॥ १ ॥
तेज न सहि सक सो फिरि आवा । मैं अभिमानी रवि नियरावा ॥
जरे पंख रबि तेज अपारा । परेउं भूमि करि घोर चिकारा ॥ २ ॥
मुनि एक नाम चंद्रमा ओही । लागी दया देखि कर मोही ॥
बहु प्रकार तिन ज्ञान सिखावा । देह जनित अभिमान छुडावा ॥ ३ ॥
त्रेता ब्रह्म मनुज तनु धरिहैं । तासु नारि निशिचरपति हरिहैं ॥
तासु खोज पठवहिं प्रभु दूता । तिन्हैं मिले तुम होब पुनीता ॥ ४ ॥
जामिहिं पंख करसि जनिचिंता । तिन्हैं देखाइ देन तैं सीता ॥
मुनिकी गिरा सत्य भइ आजू । सुनि मम बचन करहु प्रभु काजू ॥ ५ ॥
गिरि त्रिकुट उपर बस लंका । तहं रह रावण सहज अशंका ॥
तहं अशोक उपवन जहं रहई । सीय बैठि तहं शोचति अहई ॥ ६ ॥

**અર્થ.**—પછી સમુદ્રના કિનારા ઉપર આવીને સંપાતી પોતાના ભાઈને ક્રિયા કરીને બોલ્યો કે, હે શૂરવીરો! મારી કથા સાંભળો. અમે બે ભાઇઓ જ્યારે પ્રથમ તરુણાવસ્થામાં હતા, ત્યારે આકાશમાં ઉડતા સૂર્યની પાસે ગયા. ॥ ૧ ॥ ત્યારે જટાયુ સૂર્યના તેજને સહન કરી શક્યો નહીં; તેથી પાછો ફર્યો, ને હું અહંકારથી સૂર્ય પાસે ગયો કે, તરતજ તેનું અત્યંત તેજ લાગવાથી મારી પાંખો બળી જવાથી હું ઘોર

શબ્દ કરીને પૃથ્વીઉપર પડયો. ॥ ૨ ॥ તે સ્થાનમાં એક ચંદ્રમા નામે મુનિ હતા તેને મારી દયા આવવાથી ઘણી રીતે મને બોધ કરીને મારું અભિમાન છોડાવી દીધું. ॥ ૩ ॥ પછી બોલ્યા કે, ત્રેતાયુગમાં નિર્ગુણ બ્રહ્મ; મનુષ્યનું રૂપ ધારણ કરશે, તેની સ્ત્રી દૈત્યનો પતિ જે "રાવણ" તે હરણ કરી જશે. ત્યારે તેની તપાસ કરવાને માટે રામચંદ્રજી પોતાના દૂતો મોકલશે. તે તને મળવાથી તું પવિત્ર થઈશ. ॥ ૪ ॥ અને તને નવીન પાંખો ઉત્પન્ન થશે, માટે તું ચિંતા મૂકી દે અને એ દૂતો આવે ત્યારે તેને સીતાજી દેખાડજે. તે ઋષિની વાણી આજે સત્ય થઈ. માટે હે કપિઓ! મારું કહેવું સાંભળીને તમે સર્વે શ્રીપ્રભુનું કામ કરો. ॥ ૫ ॥ ત્રિકુટ પર્વત ઉપર લંકાનગરી છે, ત્યાં રાવણ રહે છે અને લંકાની પાસે અશોક નામે નાનું વન છે તેમાં બગીચામાં સીતાજી શોચયુક્ત થઇને બેઠાં છે. ॥ ૬ ॥

**दो० मैं देखौं तुम नाहिन, गृध्रहि दृष्टि अपार ॥**
**बृद्ध भयों नतु करतेउं, कछुक सहाय तुह्मार ॥ ३१ ॥**

**અર્થ.**—હે કપિરાજ! ગીદ્ધની દૃષ્ટી ઘણી હોયછે, માટે હું જોઉં છું પણ તમે જોઈ શકતા નથી. હું હવે વૃદ્ધ થયો, નહીં તો કંઈક પણ તમારી સહાય કરું. ॥ ૩૧ ॥

**चो० जो लांघे शतयोजन सागर । करै सो राम काम अति आगर ॥**
**जो कोइ करे रामकर काजू । तेहि सम धन्य आन नहिं आजू ॥ १ ॥**
**मोहिं विलोकि धरहु मन धीरा । राम कृपा कस भयउ शरीरा ॥**
**पापिउ जाकर सुमिरण करहीं । अति अपार भवसागर तरहीं ॥ २ ॥**
**तासु दूत तुम तजि कदराई । रामहृदय धरि करहु उपाई ॥**
**अस कहि उमा गृध्र जब गयऊ । सबके मन अति बिस्मय भयऊ ॥ ३ ॥**
**जरठ भयो अब कह ऋक्षेशा । नहिं बल रहा प्रथम लवलेशा ॥**
**जबहिं त्रिविक्रम भयउ खरारी । तब मैं तरुण रह्यों बलभारी ॥ ४ ॥**

**અર્થ.**—વળી જે આ સો યોજન સમુદ્ર ઉલ્લંઘન કરીને શ્રીરામચંદ્રજીનું કામ કરે તેને જ ચતુર જાણવો, તથા એવી રીતે જે શ્રીપ્રભુનું કામ કરે તેના જેવો બીજો કોઈ આજ ભાગ્યવાન નથી ॥ ૧ ॥ જુવો, શ્રીપ્રભુની કૃપાથી મારું કેવું શરીર સારું થયું? માટે મારો દાખલો લઇને મનમાં ધીરજ રાખો અને જે પાપી પ્રાણી હોય તે પણ જો શ્રીહરિનું સ્મરણ કરે તો અથાગ સંસારરૂપી સમુદ્રને તરી જાય ॥ ૨ ॥ ત્યારે તમે તો શ્રીરામના દૂત છો! ભયનો ત્યાગ કરીને શ્રીરઘુવરને હૃદયમાં રાખો અને કંઈક ઉપાય કરો. હે ઉમા! એવી રીતે વચન કહીને જ્યારે સંપાતી ગીદ્ધ ગયો, ત્યારે સર્વે કપિઓ મનમાં અતિશય આશ્ચર્ય પામવા લાગ્યા, ॥ ૩ ॥ અને જાંબુવાન બોલ્યો કે, હવે હું તો વૃદ્ધ થયો છું. આગળના જેટલું જરા પણ બળ હાલ મારામાં નથી. વળી જે વખતે ખર દૈત્યના શત્રુ ઈશ્વરે વામનાવતાર લીધો ત્યારે હું અત્યંત બળવાન તથા જુવાન હતો. ॥ ૪ ॥

दो० बलि बांधत प्रभु बाढेउ, सो तनु बरणि न जाई ॥
उभय गडिमहं दीन्ह मैं, सात प्रदक्षिण धाई ॥ ३२ ॥
जांबवंतके बचन सुनि, हिय हरखे युवराज ॥
अब नहि चिंता करहु कपि, अवसि होई प्रभु काज ॥ ॥ ३३ ॥

અર્થ.—જ્યારે બલીરાજાને શ્રીપ્રભુ બાંધવા લાગ્યા, ત્યારે પોતાની દેહનો વધારો કર્યો. તે વખતનું વર્ણન થઈ શકે નહીં. તે વખતે બે ઘડીમાં દોડીને શ્રીહરિના શરીરની સાત પ્રદક્ષિણા કરી હતી. એવાં જાંબુવાનનાં વચન સાંભળી અંગદ પોતાના હૃદયમાં હર્ષ પામીને બોલ્યો કે, હે ભાઇઓ હવે ચિંતા મુકી દ્યો; કારણ જરૂર શ્રીહરિનું કાર્ય થશે. ॥ ૩૨ ॥ ૩૩ ॥

चो० बोले विकट सुनहु युवराजू । योजन वीस जाउ मैं आजू ॥
निल कहा चालिस मैं जाउं । आगे परत मोर नहिं पाऊं ॥ १ ॥
निल वचन सुनि दुर्धर कहई । जाउ पचास मोर बल अहई ॥
बोले नल दोउ भुजा उठाई । योजन साठि मोरि गति भाई ॥ २ ॥
दधिमुख कहा अस्सी उपरंता । योजन सात जाहु बलवंता ॥
निज निज बल अब काहू भाखा । पारजाई कर संशय राखा ॥ ३ ॥
अंगद कहा जाउं मैं पारा । जिय संशय कछु फिरती बारा ॥
जांबवंत कह तुम सब लायक । किमि पठवौं सबहीकर नायक ॥ ४ ॥
कहा ऋक्षपति सुनु हनुमाना । का चुपसाधि रह्यो बलवाना ॥
पवनतनय बल पवन समाना । बुधि सेवक विज्ञान निधाना ॥ ५ ॥
कौन सो काज कठिन जगमाहीं । जो नहिं तात होई तुम पाहीं ॥
राम काज लगि तव अवतारा । सुनि कपि भयउ पर्वताकारा ॥ ६ ॥
कनकवर्ण तनु तेज बिराजा । मानहु अपर गिरिनकरराजा ॥
सिंहनाद करि बारहिं बारा । लीलहिं लांघौं जलनिधि खारा ॥ ७ ॥
सहित सहाय रावणहिं मारी । आनौं इहां त्रिकूट उपारी ॥
जांबवंत मैं पूछौं तोहीं । उचित सिखावन दीजै मोहीं ॥ ८ ॥
इतना करहु तात तुम जाई । सीतहि देखि कहौ सुधि आई ॥
तब निज भुजबल राजिवनयना । कौतुक करौं संग कपि सयना ॥ ९ ॥

અર્થ.—ત્યારે વિકટ નામે કપિ બોલ્યો કે, હે અંગદ ! આ વખતે વીસ યોજન સમુદ્ર ઉલ્લંઘન કરવા સમર્થ છઉં, ત્યારે નીલ બોલ્યા કે, હું ચાલીશથી વધારે ઉલ્લંઘન કરવાને મારા પગ સમર્થ નથી. ॥ ૧ ॥ એવાં નીલનાં વચન સાંભળી દુર્ધર

નામે કપિ બોલ્યો કે, મારામાં પચાસ યોજન જવાનું બળ છે. ત્યારે બે હાથ ઉંચા કરી નલ નામે કપિ બોલ્યો કે, આ વખતે હું સાઠ યોજન જાઉં, એટલી મારી સત્તા છે. ॥ ૨ ॥ ત્યારે દધિમુખ બોલ્યો કે, એંસી ઉપરાંત સાત યોજન જવાનું મારામાં બળ છે, એવી રીતે સર્વે કપિઓ પોતપોતાના બળનું પ્રમાણ કહેવા લાગ્યા. પણ લંકા જવામાટે બધાના મનમાં સંશય રહ્યો. ॥ ૩ ॥ ત્યારે અંગદ બોલ્યો કે, હું સમુદ્ર ઉલ્લંઘન કરી તો જાઉં, પણ જ્યારથી હનુમાનજી અમને મૂકીને શ્રીપ્રભુ પાસે પાછા ફર્યા, ત્યારથી મારા મનમાં સંશય છે. ત્યારે જાંબુવાન બોલ્યા કે, હે અંગદ! તમે સર્વે વાતને લાયક છો. વળી તમે સર્વે કપિઓના રાજા છો, તેથી તમને કેમ મોકલીએ? ॥૪॥ પછી હનુમાનજીને કહ્યું કે, હે બળવાન! તમે બોલ્યા વગર કેમ બેસી રહ્યા છો? વાયુના પુત્રનું બળ વાયુના જેવું જ છે. વળી તમે બુદ્ધિ, વિવેક તથા જ્ઞાનના ભંડાર છો. ॥ ૫ ॥ માટે હે બાપ! જગતમાં એવું શું કઠીણ કાર્ય છે, જે તમારાથી નહીં થાય? વળી તમારો અવતાર શ્રીરામના કાર્ય માટે છે. હે પાર્વતી! એવાં જાંબુવાનનાં વચન સાંભળી હનુમાનજીનું શરીર પર્વતના જેવું થઈ ગયું. ॥ ૬ ॥ સુવર્ણના જેવું મહાતેજવાન્ શરીર તેમનું થયું, તે જાણે પર્વતનો રાજા મેરુ ન હોય, તેવું રૂપ થવાથી વારંવાર સિંહની પેઠે ગર્જના કરીને હનુમાનજી બોલ્યા કે, હું રમત માત્રમાં આ સમુદ્રને ઉલ્લંઘન કરી જાઉં; ॥ ૭ ॥ અને રાવણને તેની સેનાસહિત મારી, ત્રિકુટાચલ પર્વતને અહીં લઈ આવું. માટે હે જાંબુવાન! હું તમને પૂછું છું કે, મને જે યોગ્ય શિખામણ હોય, તે આપો. ॥ ૮ ॥ ત્યારે જાંબુવાન બોલ્યા કે, હે બાપ! તમે એટલું કરો કે, સીતાજીની તપાસ કરીને પાછા આવી સર્વે હકીકત કહો. પછી પોતાના બાહુબળથી કમળસરખાં નેત્રવાળા શ્રીહરિ પોતાના કાર્યમાટે વાનરની સેના સાથે લેશે. ॥ ૯ ॥

**हरिगीतछंद.** **कपिसेन संग संहारि निशिचर राम सीतहि आनिहैं ॥**
**त्रयलोक पावन सुयश सुर मुनि नारदादि बखानिहै ॥**
**जो सुनत गावत कहत समुझत परमपद नर पावहीं ॥**
**रघुबीर पद पाथोज मधुकर दास तुलसी गावहीं ॥ ३ ॥**

**અર્થ.**—શ્રીરામચંદ્રજી કપિઓનું સૈન્ય સાથે લઇ રાવણને મારી, સીતાજીને પાછી લઈ આવશે. ત્યારે ત્રણ લોકને પાવન કરનારી તેમની કીર્તિ દેવતાઓ તથા નારદાદિ મુનિઓ વખાણશે. વળી તે કીર્તિને જે સાંભળશે, ગાશે અને સમજશે, તે પ્રાણી પરમપદને પામશે. એમ શ્રીપ્રભુનાં ચરણકમળમાં ભમરારૂપ જે તુલસીદાસ, તે ગાન કરે છે. ॥૩॥

**दो॰ भवभेषज रघुनाथ यश, सुनैं जो नर अरु नारि ॥**
**तिनकर सकल मनोरथ, सिद्ध करहिं त्रिपुरारि ॥ ३४ ॥**

**અર્થ.**—સંસારરૂપી રોગઉપર ઔષધરૂપી શ્રીરામના યશને જે સ્ત્રીપુરુષ સાંભળશે, તેમના સઘળા મનોરથ શ્રીમહાદેવજી પરિપૂર્ણ કરશે. ॥ ૩૪ ॥

**सो० नीलोत्पल तनु श्याम, काम कोटि शोभा अधिक ॥**
**सुनिय तासु गुणग्राम, जासु नाम अघ खग वधिक ॥ ३ ॥**

અર્થ.—લીલા કમળના જેવા ઘનશ્યામ શરીરવાળા, કરોડ કામદેવથી અધિક શોભાવાળા તથા પાપરૂપી પક્ષીઓના નાશ કરવામાં જેમનું નામ પારાધિનીપેઠે છે, એવા શ્રીભગવંતના ગુણનું ગાન સાંભળવા યોગ્ય છે. ॥ ૩ ॥

**ઇતિ શ્રી ગોસ્વામી તુલસીકૃત કળિ કાળના સઘળા મેલનો નાશ કરી નિર્મળજ્ઞાન, વૈરાગ્ય અને સંતોષને આપનાર શ્રીરામચરિત્રરૂપી માનસરોવરમાંનો "શિવજીકૃત ગુજરાતી ભાષાંતર" નો કિષ્કિંધાકાંડ પરિપૂર્ણ થયો.**

---

# ॥ અથ તુલસીકૃત રામાયણ ॥

## સુંદર કાંડ.

(शार्दूलविक्रीडित.)

श्लोक.—शांतं शाश्वतमप्रमेयमनघं निर्वाणशांतिप्रदं ।
ब्रह्माशंभुफणींद्रसेव्यमनिशं वेदांतवेद्यं विभुम् ॥
रामाख्यं जगदीश्वरं सुरगुरुं मायामनुष्यं हरिं ।
वंदेऽहं करुणाकरं रघुवरं भूपालचूडामणिम् ॥ ॥ १ ॥
नान्या स्पृहा रघुपते हृदये मदीये ।
सत्यं वदामि च भवानखिलांतरात्मा ॥
भक्तिं प्रयच्छ रघुपुंगवनिर्भरां मे ।
कामादिदोषरहितं कुरु मानसं च ॥ ॥ २ ॥
अतुलितबलधामं स्वर्णशैलाभदेहं ।
दनुजवनकृशानुं ज्ञानिनामग्रगण्यं ॥
सकलगुणनिधानं वानराणामधीशं ।
रघुपतिवरदूतं वातजातं नमामि ॥ ॥ ३ ॥

**અર્થ.**—સદૈવ શાંતરૂપ, પ્રમાણુરહિત, નિષ્પાપ, જ્યાંથી પુનરાગમન ન થાય તે શાંતિને દેવાવાળા, બ્રહ્મા, શંકર તથા શેષજીને રાત્રદિવસ સેવા કરવા યોગ્ય, વેદાંતવડે જાણી શકાય એવા સમર્થ અને જેનું રામ એવું નામ છે, વળી જગતના ઈશ્વિર, દેવતાઓના ગુરુ, માયાવડે મનુષ્યદેહ ધારણ કરનાર વિષ્ણુરૂપ, કરુણાના ભંડાર, રાજાઓમાં શિરોમણિ તથા રઘુકુળમાં ઉત્તમ શ્રીરામચંદ્રજીને હું વંદન કરું છું. ॥ ૧ ॥ હે રઘુપતિ ! તમો સર્વેના અંતઃકરણમાં આત્મારૂપે બિરાજો છો, માટે હું સત્ય કહુંછું કે, મારા હૃદયમાં બીજી કાંઈ પણ ઇચ્છા નથી, પણ માત્ર એટલી જ ચાહના છે કે, હે રઘુવંશમાં શ્રેષ્ઠ ! કામાદિ દોષોથી દૂર કરીને મને પૂર્ણ ભક્તિ આપો. ॥ ૨ ॥ વળી જેનું પ્રમાણુ ન થઈ શકે એવા બળના ભંડાર, સુવર્ણના મેરૂપર્વતની કાંતિ જેવા દેહવાળા, દૈત્યોરૂપી વન ઉપર અગ્નિરૂપ, જ્ઞાનીઓમાં અગ્રગણ્ય, સર્વે ગુણોના મંદિરરૂપ, વાનરોના અધિપતિ, શ્રીરામચંદ્રજીના ઉત્તમ દૂત એવા વાયુના પુત્ર શ્રીહનુમાનજીને હું નમસ્કાર કરું છું. ॥ ૩ ॥

**ચો०** जांबवंतके बचन सुहाये । सुनि हनुमान हृदय अति भाये ॥
तबलगि मोहिं परेखेहु भाई । सहि दुख कंद मूल फल खाई ॥ १ ॥
जबलगि आवौं सीतहि देखी । होइ काज मन हर्ष बिशेषी ॥
अस कहि नाइ सबनि कहं माथा । चले हर्षि हिय धरि रघुनाथा ॥ २ ॥
सिंधुतीर एक सुंदर भूधर । कौतुक कूदि चढे तेहि ऊपर ॥
बार बार रघुवीर संभारी । तरकेउ पवनतनय बल भारी ॥ ३ ॥
जेहि गिरि चरण देइ हनुमंता । सो चलि जाय पताल तुरंता ॥
जिमि अमोघ रघुपतिके बाना । ताही भांति चला हनुमाना ॥ ४ ॥
जलनिधि रघुपति दूत बिचारी । कह मैनाक होहु श्रमहारी ॥

**અર્થ.**—હે પાર્વતી ! જાંબુવાનનાં સુંદર વચન સાંભળી હનુમાનજીને પ્રિય લાગવાથી તેઓ બોલ્યા કે, તમે કંદ, મૂળ તથા ફળ ખાઇને જ્યાં સૂધી દુઃખ સહન કરો, ત્યાં લગી મારી વાટ જોજો. ॥૧॥ તથા જ્યારે હું સીતાજીને જોઇને આવું, ત્યારે કામ થવાથી મનમાં હર્ષ થશે. એવી રીતે કહીને સર્વેને મસ્તક નમાવી, હર્ષ પામીને હૃદયમાં શ્રીરઘુનાથજીને રાખીને ॥ ૨ ॥ સમુદ્રના કિનારા ઉપર એક સુંદર પર્વત હતો તેના ઉપર ઠેંક મારી તેઓ ચઢી ગયા. વાયુના પુત્ર મહાબળવાન્ હનુમાનજી વારંવાર શ્રીહરિનું સ્મરણ કરીને જે જે પર્વત ઉપર કુદીને ॥ ૩ ॥ પગ મૂકે કે તે તરત પાતાળમાં ચાલ્યો જાય. જેમ શ્રીરામનું બાણ છૂટે ને મિથ્યા જાય નહીં, તેમ હનુમાનજી ચાલ્યા. ત્યારે હનુમાનજી શ્રીપ્રભુનો દૂત છે એમ જાણી સમુદ્રે મૈનાક પર્વતને કહ્યું કે, તું શ્રમનો નાશકર્ત્તા થા. ॥ ૪ ॥

**सो०** सिंधु बचन सुनि कान, तुरत उठे मैनाक तब ॥
कपि कहं कीन्ह प्रणाम, बार बार कर जोरिकै ॥ १ ॥

**અર્થ.**—હે ગરુડજી ! સમુદ્રના વચન કાને સાંભળી તે જ વખતે મૈનાક પર્વત ઉઠીને, વારંવાર બે હાથ જોડી હનુમાનજીને નમસ્કાર કરવા લાગ્યો. ॥ ૧ ॥

**दो०** हनूमान तेहि परसि करि, पुनि तेहि कीन प्रणाम ॥
राम काज कीन्हे बिना, मोहिं कहां विश्राम ॥ १ ॥

**અર્થ.**—ત્યારે વાયુપુત્ર પર્વતને સ્પર્શ કરતાં ફરીથી નમસ્કાર કરીને બોલ્યા કે, શ્રીહરિનું કામ કર્યા વિના મને ક્યાંથી વિશ્રામ મળે ? ॥ ૧ ॥

**चो०** जात पवनसुत देवन देखा । जानाचह बल बुद्धि विशेषा ॥
सुरसा नाम अहिनकी माता । पठई देव कही तिन बाता ॥ १ ॥
आज सुरन मोहिं दीन अहारा । सुनि हंसि बोला पवनकुमारा ॥
रामकाज करि फिरि मैं आवौं । सीताकी सुधि प्रभुहि सुनावौं ॥ २ ॥

तब तुव वदन पैठिहौं आई । सत्य कहौं मोहिं जानदे माई ॥
कवनिहुं यतन देहि नहिं जाना । ग्रससि न मोहिं कहा हनुमाना ॥ ३ ॥
योजनभरि तेहि बदन पसारा । कपि तनु कीन्ह दुगुण विस्तारा ॥
सोरह योजन मुख तेईं ठयऊ । तुरत पवनसुत बत्तिस भयऊ ॥ ४ ॥
जस जस सुरसा बदन बढावा । तासु दुगुण कपि रूप दिखावा ॥
शत योजन तेहि आनन कीन्हा । अति लघु रूप पवनसुत लीन्हा ॥ ५ ॥
वदन पैठि पुनि बाहर आवा । मांगी बिदा ताहि शिर नावा ॥
मोहिं सुरन जेहि लागि पठावा । बुधि बल मर्म तोर मैं पावा ॥ ६ ॥

**અર્થ.**—એમ કહી હનુમાનજી આકાશમાર્ગે ચાલ્યા. ત્યારે તેમની વિશેષ બુદ્ધિ તથા બળ જોવાની ઇચ્છાએ દેવતાઓએ સર્પની માતા સુરસાને સમજાવી મોકલી. ॥ ૧ ॥ તેથી તે હનુમાનજી પાસે આવી બોલી કે, આજ દેવતાઓએ મને આહાર આપ્યો. તે સાંભળી વાયુપુત્ર હસીને બોલ્યા કે, શ્રીરઘુપતિનું કામ કરી સીતાજીના ખબર તેમને આપ્યા પછી હું તારા મુખમાં પ્રવેશ કરીશ. ॥ ૨ ॥ હે માતા! એ વાત તમો સત્ય કરી માનજો, માટે મને જવા માર્ગ આપો. તો પણ કોઈ રીતે હનુમાનજીને તેણે જવા દીધા નહીં. ત્યારે હનુમાનજી બોલ્યા કે, મારું ભક્ષણ કર. ॥૩॥ એવાં વચન સાંભળી સુરસાએ પોતાનું એક યોજન મુખ પહોળું કર્યું. તે જોઈ હનુમાનજીએ પોતાનું શરીર બે યોજન વધાર્યું. ત્યારે સુરસાએ શોળ યોજન મુખ પહોળું કર્યું. તે જોઈ હનુમાનજીએ બત્રીશ યોજન શરીર કર્યું. ॥ ૪ ॥ એવી રીતે જેમ જેમ સુરસાએ મુખ પહોળું કર્યું, તેમ તેમ હનુમાનજીએ પોતાનું શરીર બમણું વધાર્યું. વળી જ્યારે તેણે સો યોજનનું મોઢું પહોળું કર્યું, ત્યારે હનુમાનજીએ અત્યંત લઘુ સ્વરૂપ લઇ ॥ ૫ ॥ સુરસાના મોઢામાં પેશી બહાર આવ્યા. પછી મસ્તક નમાવી રજા માગી. ત્યારે તે બોલી કે, દેવતાઓએ જેટલા માટે મને મોકલી હતી, તે તારી બુદ્ધિ અને બળનું કારણ મેં જાણ્યું. ॥ ૬ ॥

दो० राम काज सब करिहहु, तुम बल बुद्धिनिधान ॥
आशिष दै सुरसा चली, हर्षि चले हनुमान ॥ २ ॥

**અર્થ.**—પણ તમે તો બળ તથા બુદ્ધિના ભંડાર છો, તેથી શ્રીરામનું કામ કરશો. એમ આશીર્વાદ દઇને સુરસા ચાલતી થઈ તથા હનુમાનજી પણ હર્ષ પામી ત્યાંથી ચાલ્યા. ૨

चो० निशिचर एक सिंधु महं रहई । करि माया नभके खग गहई ॥
जीव जंतु जे गगन उडाहीं । जल बिलोकि तिनकै परछाहीं ॥ १ ॥
गहै छांह सक सो न उडाई । इहिविधि सदा गगनचर खाई ॥
सोइ छल हनूमानसन कीन्हा । तासु कपट कपि तुरतहिं चीन्हा ॥ २ ॥

ताहि मारि मारुतसुत बीरा । बारिधि पार गयउ मतिधीरा ॥
तहां जाइ देखी बन शोभा । गुंजत चंचरीक मधुलोभा ॥ ३ ॥
नाना तरु फल फूल सुहाये । खग मृग वृंद देखि मन भाये ॥
शैल विशाल देखि एक आगे । तापर कूदि चढेउ भय त्यागे ॥ ४ ॥
उमा न कछु कपिकी अधिकाई । प्रभु प्रताप जो कालहि खाई ॥
गिरिपर चढि लंका तेहि देखी । कहि न जाइ अति दुर्ग विशेखी ॥ ५ ॥
अति उतंग जलनिधि चहुंपासा । कनककोट कर परम प्रकासा ॥

**અર્થ.**—ત્યારે આગળ જતાં સમુદ્રમાં એક રાક્ષસ રહેતો હતો, તે પોતાની માયાથી આકાશના પક્ષીઓને ઝાલતો હતો. તે જેટલા જીવજંત આકાશમાં ઉડતા, તેટલાનો પડછાયો જળમાં જોઇને, ॥ ૧ ॥ તેના ઉપર હાથ મૂકી, તેને નીચે પાડી તરત ખાઈ જતો. હે ગિરિજા! એવું કપટ તેણે હનુમાનજી સાથે પણ કર્યું. તે કપટને મહા-બુદ્ધિવાન્ હનુમાનજી તરત જાણીને ॥ ૨ ॥ તે રાક્ષસને મારી, સમુદ્ર ઉલ્લંઘી પેલે પાર ગયા. ત્યાં જઈ વનની શોભા તેમણે જોઈ. તેમાં મધના લોભથી ભમરાઓ શબ્દ કરે છે તથા અનેક જાતનાં સુંદર વૃક્ષો ફળફૂલથી શોભી રહ્યાં છે. ॥ ૩ ॥ તેમ જ અનેક પક્ષીઓ તથા મૃગનાં ટોળાં જોઈ મનને આનંદ પમાડે છે. એવી રીતે શોભા જોઈ ભયનો ત્યાગ કરી એક પર્વત ઉપર કૂદીને ચઢ્યા. ॥ ૪ ॥ હે ભવાનિ! એમાં કંઈ કપિનું અધિકપણું નથી. કારણ કે, તે શ્રીપ્રભુના પ્રતાપથી કાળને પણ ખાઈ જાય. પછી તે પર્વત ઉપર ચઢી વર્ણવવામાં ન આવે એવી કઠીણ તથા ચારે તરફ સમુદ્ર અને વચમાં અત્યંત તેજસ્વી તથા ઉંચી સોનાના કિલ્લાવાળી લંકાને કપિવરે જોઈ. ॥ ૫ ॥

**समष्टीछंद.** कनककोट बिचित्र मणि कृत सुंदरायत अति घना ॥
चौहट्ट हाट सुघट्ट बीथी चारु पुर बहुबिधि बना ॥
गजबाजि खच्चर निकर पदचर रथबरुथनि को गनै
बहु रूप निशिचर यूथ अति बल सेन बर्णत नहिं बनै ॥ १ ॥
बन बाग उपबन बाटिका सर कूप बापीं सोहहीं ॥
नर नाग सुर गंधर्व कन्या रूप मुनि मन मोहहीं ॥
बहु मल्ल देह विशाल शैल समान अति बल गर्जहीं ॥
नाना अखारन भिरहिं बहुबिधि एक एकन तर्जहीं ॥ २ ॥
करि यत्न भट कोटिन्ह विकट तनु नगर चहुंदिशि रक्षहीं ॥
कहुं महिष मानुष धेनु खर अज खल निशाचर भक्षहीं ॥
इहिलागि तुलसीदास इनकी कथा संक्षेपहि कही ॥
रघुबीर शर तीरथ सरित तनु त्यागि गति पैहैं सही ॥ ३ ॥

**અર્થ.**—સમષ્ટિવાળી તે નગરીને તરેહ તરેહના મણિથી જડેલ સુંદર વિસ્તારવાળો વિચિત્ર સોનાનો કિલ્લો છે તથા તેમાં ચોક, સજ્જડ બજારો, દુકાનો અને સુંદર ગલીઓ છે. વળી તેમાં હાથી, ઘોડા, ખચ્ચર તથા બીજાં પગે ચાલનારાં પ્રાણીઓ અને અગણિત રથો તથા વર્ણવી ન શકાય એવા અત્યંત બળવાન્ રાક્ષસોનાં ટોળાં ફરે છે, તથા વન, ઉપવન, બાગ, વાડીઓ, સરોવર અને કૂવા શોભી રહ્યા છે. વળી મુનિના મનને મોહ ઉપજાવે એવી; મનુષ્ય, નાગ, દેવતાઓ તથા ગંધર્વોની હરણ કરેલી સુંદર કન્યાઓ રહેલી છે અને કેટલેક ઠેકાણે પર્વતના જેવા શરીરવાળા ઘણા મલ્લ ગર્જના કરી અખાડામાં પરસ્પર ઘણા પ્રકારનું યુદ્ધ કરે છે તથા કઠીણ શરીરવાળા કરોડો યોધાઓ ઘણા યત્નથી ચારે તરફ તે શહેરનું રક્ષણ કરે છે. ક્યાંક ક્યાંક માણસ, ગાય, ગધેડો તથા બકરાઓનું દુષ્ટ રાક્ષસો ભક્ષણ કરી રહ્યા છે. એવી રીતે ટુંકામાં તે શહેરનું વર્ણન કરી ગુસાંઈ તુળસીદાસ કહેછે કે, તે દુષ્ટો શ્રીરઘુનાથજીના બાણરૂપી તીર્થમાં પોતાના દેહનો ત્યાગ કરીને જરૂર ગતિને પામશે. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥

**दो०** पुर रखवारे देखि बहु, कपि मन कीन्ह बिचार ॥
अति लघु रूप धरौं निशि, नगर करौं पैसार ॥ ३ ॥

**અર્થ.**—હે ઉમા ! લંકાપુરીના અનેક રક્ષણ કરનારાઓને જોઈ, હનુમાનજીએ મનમાં વિચાર કર્યો કે, નાનું રૂપ લઈ કરી રાત્રિના નગરીમાં પ્રવેશ કરું. ॥ ૩ ॥

**चो०** मशक समान तहं रूप कपि धरि । लंका चलेउ सुमिरि नरहरि ॥
नाम लंकिनी एक निशिचरी । सो कह चलेसि मोहिं निंदरी ॥ १ ॥
जानसि नाहिं मर्म शठ मोरा । मोर अहार लंक कर चोरा ॥
मुष्टिक एक ताहि कपि हनी । रुधिर बमन धरणी ठनमनी ॥ २ ॥
पुनि संभारि उठी सोइ लंका । जोरि पाणि कर बिनय सशंका ॥
जब रावणहिं ब्रह्म बर दीन्हा । चलत विरंचि बुलाई मोहिं लीन्हा ॥ ३ ॥
त्रेता राम लषण औतरहीं । भक्त हेतु मानुष तनु धरहीं ॥
तासु प्रिया रावण हरि लावत । तब अपनो एक दूत पठावत ॥ ४ ॥
बिकल होसि जब कपिके मारे । तब जानसि निशिचर संहारे ॥
तात मोर अति पुण्य बहूता । देखेहु नयन रामकर दूता ॥ ५ ॥

**અર્થ.**—એમ વિચારી તેણે બિલાડા જેવું કપિનું નાનું રૂપ લઇ શ્રીનરસિંહજીનું સ્મરણ કરી લંકામાં પ્રવેશ કર્યો. ત્યારે એક લંકિની નામે રાક્ષસી તેને જોઇ બોલી કે, હે શઠ ! મારું અપમાન કરીને ક્યાં જાય છે ? ॥૧॥ શું તું મારો ભેદ જાણતો નથી? લંકાનો ચોર તે મારો આહાર છે. હે પાર્વતી ! એવાં તેનાં વચન સાંભળી હનુમાનજીએ પોતાનું સ્વરૂપ ધારણ કરી તેને એક મુઠ મારી, તેથી તેના મોઢામાંથી રુધિર નીકળતાં

પૃથ્વી ઉપર પડી. ॥ ૨ ॥ પછી સંભાળીને ઉઠી, તથા ભયયુક્ત થઈ હાથ જોડી પ્રાથના કરતાં બોલી કે, હે કપિ! જ્યારે રાવણને બ્રહ્માએ વરદાન આપ્યું, ત્યારે મને બોલાવીને કહ્યું હતું કે, ॥ ૩ ॥ હે લંકિની! જ્યારે ભક્તના કલ્યાણ વાસ્તે ત્રેતામાં પ્રભુ, રામલક્ષ્મણનું મનુષ્યરૂપ ધારણ કરશે, ત્યારે તેમની સ્ત્રીનું રાવણ હરણ કરી લાવશે, એટલે શ્રીરામ પોતાના દૂતને મોકલશે. ॥ ૪ ॥ તે દૂતના મારથી જ્યારે તું અકળાઈશ, ત્યારે એમ જ જાણજે કે, હવે દૈત્યોનો નાશ થયો, એમ કહ્યું હતું. માટે હે તાત! મારું અત્યંત પુણ્ય કે, મેં શ્રીરામચંદ્રજીના દૂતને નજરે જોયો. ॥ ૫ ॥

दो० तात स्वर्ग अपवर्ग सुख, धरी तुला एक अंग ॥
तुलै न ताहि सकल मिलि, जो सुख लव सतसंग ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! કાંટામાં એક બાજુ સ્વર્ગ તથા મોક્ષનું સુખ મૂકીએ અને બીજી બાજુ સતસંગનું સુખ મૂકીને તુલના કરીએ તો સતસંગના લવમાત્રમાં બીજાં સુખ નથી. ૪

चो० प्रविशि नगर कीजै सब काजा । हृदय राखि कोशलपुर राजा ॥
गरल सुधा रिपु करै मिताई । गोपद सिंधु अनल शितलाई ॥ १ ॥

गुरुअ सुमेरु रेणु सम ताही । राम कृपा करि चितवहिं जाही ॥
अति लघुरूप धरेउ हनुमाना । पैठ्यो नगर सुमिरि भगवाना ॥ २ ॥

मंदिर मंदिर प्रतिकरि शोधा । देखे जहं तहं अगणित योधा ॥
गयउ दशानन मंदिर माहीं । अति बिचित्र कहि जात सो नाहीं ॥ ३ ॥

शयन किये देखा कपि तेही । मंदिरमहं न दीख वैदेही ॥
भवन एक पुनि दिख सुहावा । हरिमंदिर तहं भिन्न बनावा ॥ ४ ॥

राम नाम अंकित गृह सोहा । बरणि न जाइ देखि मन मोहा ॥

**અર્થ.**—હે કપિરાજ! માટે કોશલપતિને હૃદયમાં રાખી પુરીમાં સર્વે કાર્ય કરો. હે ગરુડજી! ઝેર અમૃત થઈ જાય, શત્રુ મિત્રતા કરવા આવે, સમુદ્ર ગાયના પગ જેટલો થઈ જાય, અગ્નિ શીતળ થઈ જાય, ॥ ૧ ॥ તથા મેરુ પર્વત રજ સમાન થાય, તે સઘળું જેને શ્રીહરિ કૃપાદૃષ્ટિથી જૂવે છે, તેને જ થાય છે. પછી હનુમાનજીએ અત્યંત નાનું સ્વરૂપ ધારણ કરી પ્રભુનું ધ્યાન ધરી, તે પુરીમાં પ્રવેશ કર્યો. ॥ ૨ ॥ પછી શોધ કરતાં જે જે મંદિરો જૂવેછે, ત્યાં અનેક મહા શૂરવીરો જોવામાં આવે છે. એમ જોતાં જોતાં રાવણના મંદિરપાસે આવ્યા. તેની શોભાનું કંઈ વર્ણન થઈ શકે નહીં ॥ ૩ ॥ એવા મંદિરમાં એકલો રાવણને સૂતેલો જોયો. જ્યારે સીતાજીને જોયાં નહીં, ત્યારે આગળ ચાલતાં વળી એક જૂદી જ રચનાવાળું શોભામય શ્રીહરિનું મંદિર જોયું. તે મંદિર મનને મોહ ઉપજાવે એવી રીતે શ્રીરામ નામના અક્ષરથી શોભતું હતું. ॥ ૪ ॥

दो० राम नाम अंकित गृह, शोभा बरणि न जाय ॥
नवतुलसीके वृंद बहु, देखि हर्ष कपिराय ॥ ५ ॥

**અર્થ.**—જેની શોભાનું વર્ણન થઈ શકે નહીં એવા રામ નામના અક્ષરથી લખેલું તે મંદિર તથા નવીન તુળસીનો રોપો જોઈ હનુમાનજી ઘણા પ્રસન્ન થયા. ॥ ૫ ॥

चो० लंका निशिचर निकर निवासा । यहां कहां सज्जन कर वासा ॥
मनमहं तर्क करन कपि लागे । ताही समय बिभीषण जागे ॥ १ ॥
राम राम तेहि सुमिरण कीन्हा । हृदय हर्ष कपि सज्जन चीन्हा ॥
इहिसन हठि करिहौं पहिचानी । साधुते होइ न कारज हानी ॥ २ ॥
बिप्र रूप धरि बचन सुनावा । सुनत बिभीषण उठि तहं आवा ॥
करि प्रणाम पूंछी कुशलाई । बिप्र कहहु निज कथा बुझाई ॥ ३ ॥
की तुम हरिदासनमहं कोई । मोरे हृदय प्रीति अति होई ॥
की तुम राम दीन अनुरागी । आयहु मोहिं करन बडभागी ॥ ४ ॥

**અર્થ.**—હે ગરુડજી! મારુતી પોતાના મન પ્રત્યે બોલ્યા કે, હે મન! આ લંકામાં અનેક રાક્ષસોનો વાસ છે, પણ અહીં સાધુ પુરુષનો વાસ ક્યાંથી? એટલામાં વિભીષણ નિદ્રામાંથી જાગીને, ॥ ૧ ॥ હે રામ! હે રામ! એમ સ્મરણ કરવા લાગ્યા. ત્યારે આ કોઈ સાધુ પુરુષ છે, એમ જાણી હનુમાનજી હ્દયમાં ઘણું હર્ષ પામ્યા તથા સાધુ પુરુષથી કામનો બગાડ નહીં થાય, માટે હઠ કરીને એમની સાથે ઓળખાણ કરું, ॥ ૨ ॥ એમ વિચારી બ્રાહ્મણનું રૂપ લઇ બોલવા લાગ્યા. તે સાંભળી શય્યા મૂકી વિભીષણ ત્યાં આવીને પગે લાગી કુશળતા પૂછતાં બોલ્યા કે, હે બ્રાહ્મણ! તું કોણ છે, તે મને સમજાવી કહે. ॥ ૩ ॥ તું શું કોઈ હરિભક્ત તો નથી? અરે! શા કારણથી મારા હ્દયમાં અત્યંત પ્રીતિ ઉત્પન્ન થાય છે! વળી દીનદયાળ શ્રીરામની પેઠે તું મને બડભાગી કરવા આવ્યો છે શું? ॥ ૪ ॥

दो० तब हनुमंत कही सब, राम कथा निज नाम ॥
सुनत युगल तनु पुलक अति, मगन सुमिरि गुणग्राम ॥ ६ ॥

**અર્થ.**—ત્યારે હનુમાનજીએ પોતાના મુખથી શ્રીહરિની સઘળી કથા કહીને નિજ નામ કહ્યું. તે સાંભળી બેઉના શરીરમાં રોમાંચ ઉભાં થઈ, શ્રીપ્રભુના ગુણ સાંભળી પ્રેમમાં મગ્ન થયા. ॥ ૬ ॥

चो० सुनहु पवनसुत रहनि हमारी । जिमि दशानन महं जीभ बिचारी ॥
तात कबहुं मोहिं जानि अनाथा । करिहहिं कृपा भानुकुल नाथा ॥ १ ॥
तामस तनु कछु साधन नाहीं । प्रीति न पद सरोज मनमाहीं ॥
अब मोहिं भा भरोस हनुमंता । बिनु हरि कृपा मिलहिं नहिं संता ॥ २ ॥

जो रघुबीर अनुग्रह कीन्हा । तौ तुम मोहिं दरश हठि दीन्हा ॥
सुनहु बिभीषण प्रभुकी रीती । करहिं सदा सेवकपर प्रीती ॥ ३ ॥
कहहु कवन मैं परम कुलीना । कपि चंचल सबही बिधि हीना ॥
प्रात लेइ जो नाम हमारा । तादिन ताहि न मिलै अहारा ॥ ४ ॥

**અર્થ.**—પછી વિભીષણ બોલ્યા કે, હે હનુમાનજી! દૈત્યોમાં રહેવાની મારી રીત કેવી છે કે, જેમ બત્રીસ દાંતની અંદર ભયથી જીભ રહે, તેમ હું રહુંછું. વળી હે બાપ! મને અનાથ જાણી, સૂર્યકુળના પતિ શ્રીરામ મારા ઉપર કૃપા કરશે. ॥ ૧ ॥ વળી મારું દૈત્યનું શરીર છે, તેથી મારા મનમાં શ્રીહરિનાં ચરણકમળમાં પ્રીતિ તથા કંઈ પણ સાધન થતું નથી, પણ હવે હે કપિરાજ! મને ભરોસો છે કે, શ્રીહરિની કૃપાવિના સંત પુરુષ મળે નહીં ॥ ૨ ॥ તથા જ્યારે શ્રીરામે મારા ઉપર કૃપા કરી ત્યારે જ હઠ થકી તમે મને દર્શન આપ્યાં. ત્યારે હનુમાનજી બોલ્યા કે, હે વિભીષણ! સાંભળો. શ્રીપ્રભુની એવી રીત છે કે, સેવક ઉપર સદૈવ પ્રીતિ કરવી. ॥ ૩ ॥ જુવોને હું કયાં મોટો કુળવાન્ છું! તથા ચંચળ સ્વભાવનો વાંદરો, બધી રીતે હીણ, વળી જે કોઈ સવારના પહોરમાં ઉઠી અમારું નામ લે, તેને તે દિવસ ખાવાનું પણ મળે નહીં. ॥ ૪ ॥

दो० अस मैं अधम सखा सुनु, मोहु पर रघुबीर ॥
कीन्ही कृपा सुमिरि गण, भरे बिलोचन नीर ॥ ७ ॥

**અર્થ.**—માટે હે સખા! તું સાંભળ. એવી રીતે હું અધમ છઉં, છતાં પણ શ્રીરઘુનાથજીએ મારા ઉપર કૃપા કરી. હે પાર્વતી! શ્રીપ્રભુના ગુણ સંભારીને કપિનાં નેત્રમાં જળ ભરાઈ આવ્યાં, ॥ ૭ ॥

चो० जानतहै अस स्वामि बिसारी । ते नर काहेन होई दुखारी ॥
इहिबिधि कहत रामगुणग्रामा । पावन श्रवन सुखद बिश्रामा ॥ १ ॥
पुनि सब कथा बिभीषण कहही । जेहि बिधि जनकसुता जहं रहही ॥
तब हनुमंत कहा सुनु भ्राता । देखा चहौं जानकी माता ॥ २ ॥
युक्ति बिभीषण सकल सुनाई । चलेउ पवनसुत बिदा कराई ॥
धरि सोइ रूप गयउ पुनि तहंवा । बन अशोक सीता रह जहंवा ॥ ३ ॥
देखि मजहिं मन कीन प्रणामा । बैठे बीति गई निशियामा ॥
कृश तनु शीश जटा इक वेणी । जपति हृदय रघुपति गुण श्रेणी ॥ ४ ॥

**અર્થ.**—માટે આવા સ્વામીને જાણીને જે કોઈ વિસારી મૂકે, તે મનુષ્ય કાં દુઃખી ન થાય? એમ પરસ્પર કાનને સુખ આપનાર તથા પવિત્ર કરનાર શ્રીપ્રભુના અનેક ગુણ કહેવા લાગ્યા. ॥ ૧ ॥ પછી વિભીષણે જ્યાં સીતાજી રહ્યાં છે, તે સઘળી કથા હનુમાનજીને શ્રવણ કરાવી. તે સાંભળી કપિ બોલ્યા કે, હે ભાઈ! હું માતા સીતાજીનાં દર્શન કરવાની ઇચ્છા રાખું છું. ॥ ૨ ॥ ત્યારે વિભીષણે સઘળી યુક્તિ બતાવી,

એટલે હનુમાનજી, પછી આજ્ઞા માગીને પ્રથમ લીધેલું રૂપ ધરીને, જ્યાં સીતાજી અશોક વનમાં છે ત્યાં ગયા. ॥ ૩ ॥ ત્યારે અર્ધી રાત્રિ હોવાથી સીતાજીને બેઠેલાં જોઇને તેમણે પોતાના મન થકી નમસ્કાર કર્યા. હવે જેનું શરીર કૃશ થયેલું છે, મસ્તક ઉપર જટાની પેઠે જેના કેશ ગુંથાઈ ગયા છે, શ્રીરામચંદ્રના અનેક ગુણ હૃદયમાં જે જપ્યા કરે છે, ॥ ૪ ॥

दो० निज पद नयन दिये मन, राम चरण लवलीन ॥
परम दुखीभा पवनसुत, निरखि जानकी दीन ॥ ८ ॥

**અર્થ.**—તથા પોતાનાં નેત્ર પગ તરફ રાખી શ્રીહરિનાં ચરણમાં જેનું મન લીન થયું છે, એવી અત્યંત દીન જાનકીજીને જોઈ હનુમાનજી અત્યંત દુઃખી થઈ ગયા. ॥૮॥

चो० तरु पल्लव महं रह्यो लुकाई । करै बिचार करौं का भाई ॥
तेहि अवसर रावण तहं आवा । संग नारि बहु किये बनावा ॥ १ ॥
बहुबिधि खल सीतहि समुझावा । साम दाम भय भेद दिखावा ॥
कह रावण सुनु सुमुखि सयानी । मंदोदरि आदि सब रानी ॥ २ ॥
तव अनुचरी करौं पण मोरा । एक बार बिलोकु मम ओरा ॥
तृण धरि ओट कहति बैदेही । सुमिरि अवधपति परम सनेही ॥ ३ ॥
सुन दशमुख खद्योत प्रकाशा । कबहुं कि नलिनी करहिं विकाशा ॥
अस मन समुझत कहत जानकी । खलनहिं सुधि रघुवीर बानकी ॥ ४ ॥
शठ सूने हरि आनेसि मोहीं । अधम निलज्ज लाज नहिं तोहीं ॥

**અર્થ.**—પણ તે વખતે, હે ભાઈ! હું શું કરું? એમ પોતાના મનમાં વિચારીને ઝાડનાં પાંદડામાં તેઓ છૂપાઇને બેસી રહ્યા. હે ગરુડ! તે જ વખતે રાવણ અત્યંત ઓચ્છવથી, બહુ બનાવ કરી અનેક સ્ત્રીઓને સાથે લઈને ત્યાં આગળ આવ્યો. ॥ ૧ ॥ પછી તે મૂર્ખ શામ, દામ, દંડ, ભેદ તથા રાજ્યનીતિથી અનેક પ્રકારે સીતાજીને સમજાવતાં બોલ્યો કે, હે સુંદર મુખવાળી ચતુર! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, જો તું એક વખત મારી તરફ જૂવે તો હું મંદોદરી આદિ જેટલી રાણીઓ છે, તે સર્વેને તારી દાસીઓ કરી રાખું. ત્યારે સીતાજીએ પોતાના હસ્તમાં તણખલું રાખી, અથવા લજ્જા કાઢી અયોધ્યાપતિ એવા પરમ સ્નેહી શ્રીરઘુવરનું સ્મરણ કરીને તેઓ બોલ્યાં કે, ॥ ૨ ॥ ૩ ॥ હે દશાનન! તું સાંભળ. કુમુદિની કંઈ આગીઆના તેજથી પ્રફુલ્લિત થાય? વળી તેઓ બોલ્યાં કે, હે દુષ્ટ! તને શ્રીરઘુપતિના બાણની શું ખબર નથી? હે મૂર્ખ!! તું સાંભળ! હે નિર્લજ્જ! તને શું લાજ નથી? હે અધમ!!! તું મને કપટથી હરણ કરી લાવ્યો. ॥૪॥

दो० आपुहि सुनि खद्योत सम, रामहिं भानु समान ॥
परुष वचन सुनि काढि असि, बोला अति रिसि आन ॥ ९ ॥

**અર્થ.**—હે પાર્વતી! પોતે આગીઆરૂપ તથા શ્રીરામ સૂર્યરૂપ થયા. એવાં કઠણ વચન સાંભળી, રાવણ મહા ક્રોધ કરી તરવાર કાઢીને બોલ્યો કે, ॥ ૯ ॥

चो० सीता तैं ममकृत अपमाना । काटौं तव शिर कठिन कृपाना ॥
नाहिंत सपदि मानु मम बानी । सुमुखि होत नतु जीवनहानी ॥ १ ॥
श्याम सरोज दामसम सुंदर । प्रभु भुज करि कर सम दशकंधर ॥
सो भुज कंठकी तव असि घोरा । सुनु शठ अस प्रमाण प्रण मोरा ॥ २ ॥
चंद्रहास हरु मम परितापा । रघुपति बिरह अनल संतापा ॥
शीतल निशि तव असि बर धारा । कह सीता हरु मम दुख भारा ॥ ३ ॥
सुनत वचन पुनि मारन धावा । मयतनया कहि नीति बुझावा ॥
कहेसि सकल निशिचरी बुलाई । सीतहि त्रास दिखावहु जाई ॥ ४ ॥
मास दिवस महं कहा न माना । तो मैं मारब कठिण कृपाना ॥

**અર્થ.**—હે સીતા! તેં મારું અપમાન કર્યું. આ કઠણ તરવારથી તારું મસ્તક છેદન કરીશ, માટે જલદીથી મારાં વચન તું માન્ય કર, નહીં તો તારા જીવની હાનિ થશે. ॥ ૧ ॥ એવું સાંભળી સીતાજી બોલ્યાં કે, હે રાવણ! સાંભળ. અતિ તેજસ્વી, શ્યામ કમળ તથા હાથીના સુંઢ સરખી શ્રીહરિની ભુજાઓ મારા કંઠ ઉપર રહેશે. શું આ તારી કઠીણ તરવાર રહેનારી છે? હે દુષ્ટ! મારી પણ એ જ પ્રતિજ્ઞા છે. વળી સીતાજી તરવારને જોઈ બોલ્યાં કે, શ્રીરઘુવરના વિયોગરૂપી અગ્નિ મને ઘણું દુઃખ આપેછે, માટે હે તરવાર! તે તાપનું તું હરણ કરણ. હે અસિ! શીતળ રાત્રિના જેવી તારી ધારા છે, તેથી મારા ભારે દુઃખનો જલદી નાશ કર. ॥ ૨ ॥ એવાં સીતાજીનાં વચન સાંભળી રાવણ ફરીથી મારવાને દોડયો, ત્યારે મંદોદરી નીતિનાં વચન કહીને સમજાવવા લાગી. એટલે રાવણે રાક્ષસીઓને બોલાવી કહ્યું કે, તમે જઈને સીતાજીને ભય દેખાડો, ॥ ૩ ॥ તથા એમ કહો કે, એક મહિનામાં તું રાવણનું કહ્યું નહીં માને તો કઠીણ ચંદ્રાહાસથી તારું મસ્તક કાપી નાંખશે. ॥ ૪ ॥

दो० भवन गयउ दशकंध तब, इहां निशाचरि वृंद ॥
सीतहि त्रास दिखावहीं, धरहिं रूप बहु मंद ॥ १० ॥

**અર્થ.**—એમ કહી રાવણ પોતાને ઘેર ગયો, એટલે રાક્ષસીઓએ નાનાપ્રકારનાં બહુ ભય આપનાર રૂપ ધરી સીતાજીને ભય આપવા લાગી. ॥ ૧૦ ॥

त्रिजटा नाम राक्षसी एका । रामचरण रत निपुण विवेका ॥
सबहि बुलाइ सुनायसि सपना । सीतहि सेइ करौ हित अपना ॥ १ ॥
स्वप्ने वानर लंका जारी । यातुधान सेना सब मारी ॥
खर आरूढ नग्न दशशीशा । मुंडित शिर खंडित भुजबीशा ॥ २ ॥
इहिबिधि सो दक्षिणदिशि जाई । लंका मनहुं बिभीषण पाई ॥
नगर फिरी रघुबीर दुहाई । तब प्रभु सीतहि बोलि पठाई ॥ ३ ॥

**यह स्वप्नमैं कहौं बिचारी । होइहि सत्य गये दिनचारी ॥**
**तासु बचन सुनके सब डरहिं । जनकसुताके चरणन परहिं ॥ ४ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ ! તે વખતે શ્રીહરિનાં ચરણમાં દૃઢ પ્રીતિ રાખનાર, ચતુર તથા વિવેકવાળી એક ત્રિજટા નામે રાક્ષસી હતી, તેણે સર્વે રાક્ષસીઓને બોલાવી કહ્યું કે, સીતાજીની સેવા કરીને પોતાનું કલ્યાણ કરો. કારણ કે મારા સ્વપ્નની વાત સાંભળો. ॥ ૧ ॥ મારા સ્વપ્નમાં એક વાનરે આવી લંકાને બાળી, સર્વે દૈત્યની સેનાને મારી નાંખી, તથા રાવણનું માથું મુંડન કરેલું છે, તેના વીશ હાથ કપાઈ ગયા છે, ને નગ્ન થઈ ગધેડા ઉપર બેસી, ॥ ૨ ॥ દક્ષિણ દિશામાં જાય છે, તથા જાણે લંકાનું રાજ્ય વિભીષણને આપ્યું અને નગરીમાં શ્રીરામની આણ ફરી ગઈ, ત્યારે શ્રીપ્રભુએ સીતાજીને બોલાવી લીધાં. ॥ ૩ ॥ આ સ્વપ્ન મેં વિચારીને કહ્યું છે. તે નિશ્ચે-ચાર દહાડા પછી, બીજો અર્થ-દિનચારી સૂર્ય અસ્ત થયા પછી, ત્રીજો અર્થ-દિનચારી હનુમાનજી ગયા પછી-સાચું થશે. એવાં ત્રિજટાનાં વચન સાંભળી સૌ મનમાં ભય પામી સીતાજીને પગે લાગી, ॥ ૪ ॥

**दो० जहं तहं गई सकक मिलि, सीताके मन शोच ॥**
**मास दिवस बीते मोहिं, मारिहि निशिचर पोच ॥ ११ ॥**

**અથ.**—સર્વે પોતપોતાને સ્થાનકે ગઇ. ત્યારે જનકસુતા મનમાં ચિંતા કરવા લાગ્યાં કે, એક માસ ગયા પછી દુષ્ટ રાવણ મને મારશે. ॥ ૧૧ ॥

**चो० त्रिजटासन बोली कर जोरी । मातु बिपति संगिनि तैं मोरी ॥**
**तजौं देह करु बेगि उपाई । दुसह विरह अब सहा न जाई ॥ १ ॥**
**आनि काठ रचि चिता बनाई । मातु अनल तुम देह लगाई ॥**
**सत्य करहु मम प्रीति सयानि । मानहु सपदि मातु मम बानी ॥ २ ॥**
**सुनत बचन पद गहि समुझावा। प्रभु प्रताप बल सुयश सुनावा ॥**
**निशिन अनल मिलु राजकुमारी । अस कहिसो निजभवन सिधारी ॥ ३ ॥**
**कह सीता बिधि भा प्रतिकूला । मिलै न पावक मिटै न शूला ॥**
**देखिये प्रकट गगन अंगारा । अवनि न आवत एकौ तारा ॥ ४ ॥**
**पावक मय शशि श्रवत न आगी । मानहुं मोहिं जानि हत भागी ॥**
**सुनहु विनय मम बिटप अशोका । सत्य नाम करु हरु मम शोका ॥ ५ ॥**
**नूतन किशलय अनल समाना । देहु अगिनि मम करहु निदाना ॥**
**देखि परम बिरहाकुल सीता । सो क्षण कपिहि कल्पसम बीता ॥ ६ ॥**

**અર્થ.**—હે પાર્વતી! પછી સીતાજી ત્રિજટાને હાથ જોડી કહેવા લાગ્યાં કે, હે બહેન! તું મારા દુઃખની ભોગવવાવાળી છો, માટે મને વિયોગનું જે અસહ્ય દુઃખ

છે, તેનો તું જલદી ઉપાય કર કે, તેથી હું મારા દેહનો ત્યાગ કરું. ॥ ૧ ॥ હે માતા તું લાકડાં એકઠાં કરીને તેમાં અગ્નિ લગાડી આપ. જો મારાઉપર તારી પ્રીતિ હો તો હે માતા! તમે જલદી ઉપાય કરો, એવાં વચન સાંભળી. ॥ ૨ ॥ ત્રિજટા સીતાજીન ચરણ ગ્રહણ કરીને શ્રીપ્રભુનો પ્રતાપ, બળ તથા સુંદર યશ સંભળાવીને સમજાવવ લાગી કે, હે જનકપુત્રી! રાત્રિનો સમય છે, તેથી અગ્નિ નહીં મળે. એમ કહી પોતાને ઘેર ગઈ. ॥ ૩ ॥ ત્યારે સીતાજી બોલવા લાગ્યાં કે, અરે! બ્રહ્મા અવળો થયે તેથી અગ્નિ પણ મળનાર નથી તથા મારું દુઃખ પણ જનાર નથી. વળી આકાશન તારાતરફ જોઈ તેઓ બોલ્યાં કે, આ પ્રત્યક્ષ અગ્નિમાંથી એક નીચે આવતો નથી. ॥ ૪ ॥ અરે! હું કેવી ભાગ્યહીણ છઉં કે, અગ્નિમય આ ચંદ્રમાંથી પણ અગ્નિ નીચે પડતે નથી. હે અશોકવનનાં વૃક્ષો! મારાં વચન સાંભળો. તમારું નામ "અશોક" છત મારા શોકનું હરણ કેમ થતું નથી? આ તારાઓ નવા કુમળા અગ્નિ બરોબર છે, મા મને અગ્નિ આપીને તેઓ બાળી નાંખે. હે ગુરુડજી! એ પ્રમાણે વિરહમાં અત્યંત વ્યાકુ જાનકીજીને જોઈને, તે ક્ષણમાત્ર કાળ,હનુમાનજીને એક કલ્પ સમાન વ્યતીત થયો.॥૫॥૬

**सो०** कपि करि हृदय बिचार, दीन्ह मुद्रिका डारि तब ॥
जनु अशोक अंगार, दीन्ह हर्ष उठि कर गहेउ ॥ २ ॥

**અર્થ.**—ત્યારે હૃદયમાં વિચાર કરીને શ્રીપ્રભુની મનહરણ મુદ્રિકા નાંખી દીધી તે જાણે વૃક્ષે અગ્નિ આપ્યો ન હોય, તેમ ઝટ હર્ષથી ઉઠીને લઈ લીધી. ॥ ૨ ॥

**चो०** तब देखि मुद्रिका मनोहर । राम नाम अंकित अति सुंदर ॥
चकित चितै मुद्रिक पहिचानी । हर्ष बिषाद हृदय अकुलानी ॥ १ ॥
जितिको सकै अजय रघुराई । मायाते असि रची न जाई ॥
सीता मन विचार कर नाना । मधुर वचन बोले हनुमाना ॥ २ ॥
रामचंद्र गुण वर्णन लागे । सुनतहि सीताकर दुःख भागे ॥
लागी सुनै श्रवण मन लाई । आदिहिते सब कथा सुनाई ॥ ३ ॥
श्रवणामृत जो कथा सुनाई । काहेन प्रगट होत किन भाई ॥
तब हनुमंत निकट चलि गयऊ । फिरि बैठी मनविस्मय भयऊ ॥ ४ ॥
राम दूत मैं मातु जानकी । सत्य शपथ करुणानिधानकी ॥
यह मुद्रिका मातु मैं आनी । दीन राम तुम कहं सहिदानी ॥ ५ ॥
नर वानरहिं संग कहु कैसे । कही कथा संगति भइ जैसे ॥

**અર્થ.**—હવે મનોહર રામનામથી અંકિત સુંદર મુદ્રિકા જ્યારે સીતાજીએ જોઈ ત્યારે તરત ઓળખીને મનમાં આશ્ચર્ય થવાથી હર્ષ તથા શોકમાં તેઓ અકળાઈ ગયં. ૧

તેથી વિચાર કરવા લાગ્યાં કે, રે મન! શ્રીરામ તો અજિત છે, તેને કોણ જિતી શકે? તથા માયા થકી આવી મુદ્રિકા બની શકે નહીં. હે ભવાનિ! મનમાં અનેક વિચાર કરનારી જાનકીજીને જોઈ મધુર વાણીથી હનુમાનજી, શ્રીહરિનાં ગુણનું વર્ણન કરવા લાગ્યા. ॥ ૨ ॥ તેને મન લગાડી સીતાજી સાંભળવા લાગ્યાં. એમ પ્રથમથી કથા સાંભળી, ॥ ૩ ॥ સીતાજી બોલ્યાં કે, કાનને અમૃતતુલ્ય કથા સંભળાવીને, હે ભાઇ! તું પ્રગટ કેમ થતો નથી? એવાં સીતાજીનાં વચન સાંભળી હનુમાનજી તેમની પાસે આવ્યા, એટલે સીતાજી પોતાના મનમાં વિસ્મય થઈ પૂઠ દઇને બેઠાં. ॥ ૪ ॥ તે જોઈ હનુમાનજી બોલ્યા કે, હે માત! હે જાનકીજી! કરુણાનિધાન શ્રરઘુનાથજીના સોગન ખાઇને હું સત્ય કહું છું કે, હું શ્રીરામનો દૂત છું. વળી આ મુદ્રિકા લાવ્યો છઉં, તે શ્રીહરિએ મને નિશાની દાખલ આપી છે. હે માતા! વળી તમે કહેશો કે, મનુષ્ય તથા વાનરનો સંગ કેવી રીતે થયો? તે સાંભળો. શ્રીહરિ સુગ્રીવ પાસે આવ્યા વગેરે તે સર્વે કથા હનુમાનજીએ કહી સંભળાવી. ॥ ૫ ॥

दो० कपिके बचन सप्रेम सुनि, उपजा मन विश्वास ॥
जाना मन क्रम वचन यह, कृपासिंधु कर दास ॥ १२ ॥

**અર્થ.**—ત્યારે સીતાજીએ વાયુપુત્રનાં પ્રેમસહિત વચન સાંભળી, મનમાં વિશ્વાસ આણીને મન, કર્મ તથા વચનથી એમ જાણ્યું કે, કૃપાસિંધુ શ્રીરઘુવરનો આ દાસ છે. ॥૧૨॥

चो० हरिजन जानि प्रीति अति बाढी । सजल नयन पुलकावलि ठाढी ॥
बूडत विरह जलधि हनुमाना । भयहु तात मोकहं जलयाना ॥ १ ॥
अब कहु कुशल जाउं बलिहारी । अनुज सहित सुख भवन खरारी ॥
कोमल चित कृपालु रघुराई । कपि केहि हेतु धरी निठुराई ॥ २ ॥
सहज बानि सेवक सुखदायक । कबहुंक सुरति करत रघुनायक ॥
कबहुं नयन मम शीतल ताता । होइहि निरखि श्याम मृदुगाता ॥ ३ ॥
बचन न आव नयन भरि बारी । अहोनाथ मोहिं निपट बिसारी ॥
देखि बिरह ब्याकुल अति सीता । बोलेउ कपि मृदु बचन बिनीता ॥ ४ ॥
मातु कुशल प्रभु अनुज समेता । तव दुख दुखित सो कृपानिकेता ॥
जननीजनि मानहु मन ऊना । तुमते प्रेम रामकहं दूना ॥ ५ ॥

**અર્થ.**—હે ગિરિજા! આ શ્રીપ્રભુનો ભક્ત છે, એમ જાણી સીતાજીના મનમાં અત્યંત આનંદ ઉત્પન્ન થવાથી નેત્રમાં જળ ભરાઈ આવ્યાં ને રોમાંચિત થઈ બોલ્યાં કે, શ્રીરઘુવરના વિયોગરૂપી સમુદ્રમાં ડૂબતાં, હે બાપ! તું નાવરૂપ થયો. ॥ ૧ ॥ માટે તારાઉપરથી આ મારી દેહનું નોછાવર કરી નાંખું. હે તાત! લક્ષ્મણજીસહિત સુખનાં ભંડાર મારા નાથની કુશળતા મને જલદી કહો. હે કપિવર! શ્રીહરિ કોમળ ચિત્તવાળા દયાળુ છતાં કઠોર હૃદયવાળા, કેમ થયા? ॥ ૨ ॥ હે ભાઈ! સહજ નિમિત્તથી

સેવકને સુખકર્ત્તા શ્રીપ્રભુ મને કોઈ દિવસ સંભારેછે કે નહી! અરે!! કોમળ તથા શ્યામ શરીરવાળાને જોઇને મારાં નેત્ર કયારે શીતળ થશે? ॥ ૩ ॥ હે ગરુડજી! એમ વિલાપ કરતાં સીતાજીના નેત્રમાં જળ ભરાઈ આવ્યાં, તેથી ગદગદ કંઠે વળી બોલ્યાં કે, હે અયોધ્યાપતિ! તુચ્છ જાણીને તમે મને કેમ વિસારી મૂકી? હે ઉમા! એવી રીતે સીતાજીને અત્યંત વિરહમાં વ્યાકુળ જોઇને હનુમાનજી નમ્રતાથી કોમળ વચન બોલ્યા કે, ॥ ૪ ॥ હે માતા! લક્ષ્મણજીસહિત શ્રીરામચંદ્રજી કુશળ છે, પણ કૃપાના ભંડાર શ્રીહરિ તમારા દુઃખથી દુઃખી છે. વળી હે જનુની! રખેને, તમે મનમાં ઓછું લાવતાં. કારણ શ્રીરઘુનાથજીનો પ્રેમ તમારાથી બમણો છે. ॥ ૫ ॥

**दो०** रघुपतिके संदेश अब, सुनु जननी धरि धीर ॥
अस कहि कपि गदगद भयउ, भरे बिलोचन नीर ॥ १३ ॥

**અર્થ.**—હે જગદંબા! શ્રીરામનો સંદેશો હું તમને કહેવા વાસ્તે જ અહીં આવ્યો છું. માટે તમે ધીરજ ધરીને સાંભળો. હે પાર્વતી! એમ કહી નેત્રમાં જળ ભરાઈ આવવાથી ગદગદ કંઠે વાયુપુત્ર સીતાજી પ્રત્યે વળી બોલ્યા કે, ॥ ૧૩ ॥

**चौ०** राम बियोग कहा सुनु सीता । मोकहं सकल भयउ बिपरीता ॥
नूतन किशलय मनहुं कृशानू । कालनिशा सम निशि शशि भानू ॥ १ ॥
कुवलय विपिन कुंत वन सरिसा । बारिद तप्त तेल जनु बरिसा ॥
जेहि तरु रहौं करत सो पीरा । उरगश्वास सम त्रिविध समीरा ॥ २ ॥
कहते कछु दुख घटि नहिं होई । काहि कहौं यह जान न कोई ॥
तत्व प्रेमकर मम अरु तोरा । जानत प्रिया एक मन मोरा ॥ ३ ॥
सो मन सदा रहत तोहिं पाहीं । जानु प्रीति रस इतने माहीं ॥
प्रभु संदेश सुनत बैदेही । मगन प्रेम तनु सुधि नहिं तेही ॥ ४ ॥
कह कपि हृदय धीर धरु माता । सुमिरि राम सेवक सुखदाता ॥
उर आनहु रघुपति प्रभुताई । सुनि मम बचन तजहु बिकलाई ॥ ५ ॥

**અર્થ.**—હે જાનકીજી! શ્રીહરિને તમારા વિયોગથી સર્વે વિપરીત થયું છે, તે હકીકત તમે સાંભળો. વૃક્ષનાં નવાં કુપળ અગ્નિરૂપ લાગેછે, રાત્રિ વીતેછે તે કાળરાત્રની પેઠે જાયછે, ચંદ્રમા સૂર્યરૂપ થઈ તાપ દેખાડે છે, કમળનું વન કાંટાના વનરૂપ લાગે છે, ॥ ૧ ॥ મેઘ તાતા તેલ રૂપ થઈ વૃષ્ટિ કરે છે તથા જે વૃક્ષ નીચે બેસું છું, તે પીડાકારી થાય છે, ત્રણ પ્રકારનો જે વાયુ વાય છે, તે જાણે સર્પના શ્વાસ જેવો લાગે છે, ॥ ૨ ॥ તે હે સીતા! કંઈ કહેવાથી દુઃખ ઓછું થશે નહીં. તેમ જ શ્રીરામચંદ્રજીએ કહ્યું પણ છે કે, આ દુઃખ કોઇને કહેવા જેવું નથી. હે જગતજનની! વળી શ્રીરઘુવરે કહ્યું છે કે, "મારા તથા તારા પ્રેમનું લક્ષણ કાં તો તું જાણે છે, અથવા મારું મન જાણે છે. ॥ ૩ ॥ એવું જે મારું મન છે, તે સદાય તારી પાસે

રહેછે, માટે હે પ્રિયા! પ્રીતિનો જે રસ છે, તે એટલામાં જ જાણજો. એવો ભગવંતનો સંદેશો સાંભળીને સીતાજી પ્રેમમાં મગ્ન થઈ જવાથી શરીરની શુદ્ધિ રહી નહીં. ॥ ૪ ॥ ત્યારે વળી કપિ બોલ્યા કે, હે માતા! મનમાં ધીરજ રાખીને સેવકને સુખ આપનાર શ્રીઅયોધ્યાપતિનું સ્મરણ કરો તથા શ્રીપ્રભુની પ્રભુતા મનમાં લાવીને મારાં વચન સાંભળીને દુઃખ દૂર કરો. ॥ ૫ ॥

**दो॰ निशिचर निकर पतंग सम, रघुपति बाण कृशानु ।**
**जननि हृदय निज धीर धरु, जरे निशाचर जानु ॥ १४ ॥**

**અર્થ.**—તથા આ જે સર્વે દૈત્યો છે, તે શ્રીરામના અગ્નિરૂપ બાણ આગળ પતંગીયારૂપ છે, તેથી તે સર્વે દૈત્યો બળીને ભસ્મ થયા, હે માતા! એમ જાણીને હવે તમારા મનવિષે ધીરજ ધારણ કરો. ॥ ૧૪ ॥

**चो॰ जो रघुवीर होत सुधि पाई । करते नहिं बिलंब रघुराई ॥**
**राम बाण रवि उदय जानकी । तम बरुथ कहं यातुधानकी ॥ १ ॥**
**अबहिं मातु मैं जाउं लेवाई । प्रभु आयसु नहिं राम दुहाई ॥**
**कछुक दिवस जननी धरु धीरा । कपिन सहित ऐहैं रघुबीरा ॥ २ ॥**
**निशिचर मारि तुमहिं लै जैहैं । तिहुंपुर नारदादि यश गैहैं ॥**
**हैं सुत कपि सब तुम्हैं समाना । यातुधान भट अति बलवाना ॥ ३ ॥**
**मोरे हृदय परम संदेहा । सुनि कपि प्रगट कीन निज देहा ॥**
**कनकभूधराकार शरीरा । समर भयंकर अति रणधीरा ॥ ४ ॥**
**सीता मन भरोस तब भयऊ । पुनि लघु रूप पवनसुत लयऊ ॥**

**અર્થ.**—હે માતુ! શ્રીહરિને તમારી ખબર પહેલાંથી જો મળી હોત તો આટલી વાર લાગત નહીં. પણ હવે અત્યંત અંધકારરૂપી દૈત્યોનો નાશ કરવામાં સૂર્યરૂપ શ્રીપ્રભુનું બાણ છે. ॥ ૧ ॥ હે માતા! મને શ્રીઅયોધ્યાપતિની આણ, હું તમને હમણાં લઈ જાઉં, પણ શું કરું કે, તેમ કરવાની મને આજ્ઞા નથી. માટે હે જનુની! મનમાં ધીરજ ધરો. એટલે શ્રીહરિ થોડા વખતમાં વાનર સંગાતે અહીં આવશે. ॥ ૨ ॥ તે રાક્ષસોનો નાશ કરી તમને લઈ જશે. ત્યારે નારદાદિ સર્વે મુનિઓ શ્રીરામના ગુણ ત્રણ લોકમાં ગાશે. એવું સાંભળી સીતાજી બોલ્યાં કે, હે પુત્ર! સર્વે કપિ શું તારા જેવા છે? કારણ આ રાક્ષસો ઘણા બળવાન્ છે, ॥ ૩ ॥ તેથી તે વાતનો મારા મનમાં મોટો સંદેહ રહે છે. ત્યારે વાયુપુત્રે તે સંદેહ ટાળવાસારુ પોતાનું રણભૂમિમાં ભય આપનાર તથા સુવર્ણના મેરુ સમાન શરીર ધારણ કર્યું. ॥ ૪ ॥ તે રૂપ જોઈ સીતાજીના મનમાં ભરોસો આવ્યો કે, તરત જ કપિએ વળી નાનું રૂપ લઇને ॥ ૫ ॥

**दो॰ सुनु माता शाखामृगहिं, नहिं बल बुद्धि विशाल ॥**
**प्रभु प्रताप ते गरुडहि, खाय परम लघु व्याल ॥ १५ ॥**

**અર્થ.**—બોલ્યા કે, હે માતા! સાંભળો. અમે બુદ્ધિ તથા બળ વગરના વાંદરા છિયે, પણ પ્રભુની કૃપાથી અત્યંત નાનો સર્પ હોય તો તે પણ ગરૂડને ખાઈ જાય. ॥ ૧૫ ॥

**ચો०** **मन संतोष सुनत कपि बानी । भक्ति प्रताप तेज बल सानी ॥**
**आशिष दिन्ह राम प्रिय जाना । होहु तात बल शील निधाना ॥ १ ॥**
**अजर अमर गुणनिधि सुत होहू । करहु सदा रघुनायक छोहू ॥**
**करहिं कृपा प्रभु अस सुनि काना । निर्भर प्रेम मग्न हनुमाना ॥ २ ॥**
**बार बार नायउ पद शीशा । बोले बचन जोरिकर कीशा ॥**
**अब कृतकृत्य भयऊं मैं माता । आशिष तव अमोघ बिख्याता ॥ ३ ॥**
**सुनहु मातु मोहिं अतिशय भूखा । लागि देखि सुंदर फल रूखा ॥**
**सुनु सुत करैं बिपिन रखवारी । परम सुभट रजनीचर भारी ॥ ४ ॥**
**तिनकर भय माता मोहिं नाहीं । जो तुम सुख मानहु मन माहीं ॥**

**અર્થ.**—હે પાર્વતી! મનને સંતોષ આપનાર એવાં કપિનાં ભક્તિ, પ્રતાપ, તેજ તથા બળ સહિત વચનો સાંભળી શ્રીરામને પ્રિય જાણી, સીતાજી તેને આશીર્વાદ દેતાં બોલ્યાં કે ॥૧॥ હે બાપ! તું બળ તથા બુદ્ધિના ભંડારરૂપ થા. હે પુત્ર! તું જરા તથા મરણરહિત થા. વળી રામચંદ્રજી તારા ઉપર કૃપા કરશે. એવાં વચન સીતાજીના મુખથી સાંભળી કપિ અત્યંત પ્રેમમાં મગ્ન થયા.॥૨॥ તેથી વારંવાર તેમનાં ચરણમાં મસ્તક નમાવી હાથ જોડી બોલ્યા કે, હે માતા! હવે હું કૃતાર્થ થયો છું. વળી તમારો આશીર્વાદ તો જગતમાં પ્રસિદ્ધ તથા સરળ છે. ॥૩॥ વળી બોલ્યા કે, હે માતા! આ વૃક્ષોના સુંદર ફળ જોઇ મને અત્યંત ભૂખ લાગી છે. ત્યારે સીતાજી બોલ્યાં કે, હે પુત્ર! આ વનનું અનેક શૂરવીર દૈત્યો રક્ષણ કરે છે. તે સાંભળી કપિ બોલ્યો કે, હે જનુની તમે જો મનમાં રાજી થતાં હો તો મને તેમનો ભય નથી.॥ ૪ ॥

**દો०** **देखि बुद्धि बल निपुण कपि, कहेउ जानकी जाहु ॥**
**रघुपति चरण हृदय धरि, तात मधुर फल खाहु ॥ १६ ॥**

**અર્થ.**—ત્યારે વાયુપુત્રની બુદ્ધિ તથા બળ જોઇને જાનકીજી બોલ્યાં કે, હે ભાઈ! શ્રીપ્રભુપદનું ધ્યાન હૃદયમાં રાખી સુખ થકી મધુર ફળ હોય તે જઇને ખાઓ. ॥ ૧૬ ॥

**ચો०** **चलेउ नाइ शिर पैठेउ बागा । फल खाये तरु तोरन लागा ॥**
**रहे तहां बहु भट रखवारे । कछु मारे कछु जाइ पुकारे ॥ १ ॥**
**नाथ एक आवा कपि भारी । तेइं अशोकबाटिका उजारी ॥**
**खायसि फल अरु बिटप उपारे । रक्षक मर्दि मर्दि महि डारे ॥ ॥ २ ॥**
**सुनि रावण पठये भटनाना । तिनहिं देखि गरजा हनुमाना ॥**
**सब रजनीचर कपि संहारे । गये पुकारत कछु अधमारे ॥ ३ ॥**

पुनि पठवा तेहि अक्षकुमारा । चला संग लै सुभट अपारा ॥
आवत देखि बिटप गहि तर्जा । ताहि निपाति महा धुनी गर्जा ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે મારુતી જાનકીજીનાં ચરણમાં મસ્તક નમાવી બાગમાં જઈ, ફળનું ભક્ષણ કરી ઝાડ તોડી નાંખવા લાગ્યા, તથા ત્યાં રક્ષણ કરવાને રહેલા રાક્ષસો-માંથી કેટલાકને માર્યા. તેમાંના કેટલાએકે રાવણ પાસે જઇ પોકાર કર્યો કે, ॥ ૧ ॥ હે નાથ! એક અત્યંત મોટો વાનર આવ્યો છે; તે ફળ ખાઇને ઝાડને ઉખેડી નાંખે છે તથા અશોક વાડી ઉજ્જડ કરી, રાક્ષસોને મર્દન કરી પૃથ્વી ઉપર નાંખી દે છે. ॥ ૨ ॥ એવું સાંભળી દશાનને નાનાપ્રકારના શૂરવીરોને મોકલ્યા, ત્યારે તેમને આવતા જોઈ કપિ ગર્જના કરી, તે સર્વેને મારવા લાગ્યો. ત્યારે તેમાંના કેટલાક અધમૂએલાએ રાવણ પાસે જઈ વળી પોકાર કર્યો. ॥ ૩ ॥ ત્યારે તેણે પછી પોતાના અક્ષય નામના પુત્રને મોકલ્યો, એટલે તેણે ઘણા સુભટોને સાથે લઈ આવતો જોઇ; હનુમાનજી, હાથમાં ઝાડ લઈ, કુદીને તેનો નાશ કરી મોટી ગર્જના કરવા લાગ્યા. ॥ ૪ ॥

दो० कछु मारेसि कछु मर्देसि, कछुक मिलायसि धूरि ॥
कछु पुनि जाइ पुकारत, प्रभु मर्कट बल भूरि ॥ १७ ॥

**અર્થ.**—વળી આવેલા દૈત્યોમાંથી કેટલાકને માર્યા, તથા કેટલાકને મસળીને ધૂળ સાથે મેળવી દીધા, અને બાકી રહેલામાંથી કેટલાએકે ફરી રાવણ પાસે જઇ પોકાર કર્યો કે, હે પ્રભુ! કપિ મહાબળવાન્ છે. ॥ ૧૭ ॥

चो० सुनि सुत बध लंकेश रिसाना । पठवा मेघनाद बलवाना ॥
मारेसि जनु सुत बांधेसि ताही । देखौं किश कहांकर आहि ॥ १ ॥
चला इंद्रजीत अतुलित योधा । बंधु बधन सुनि उपजा क्रोधा ॥
कपि देखा दारुण भट आवा । कटकटाइ गरजा अरु धावा ॥ २ ॥
अति बिशाल तरु एक उपारा । बिरथ कीन्ह लंकेश कुमारा ॥
रहे महाभट ताके संगा । गहि गहि कपि मर्देसि निज अंगा ॥ ३ ॥
तिन्हैं निपाति ताहिसन बाजा । भिरे युगल मानहुं गजराजा ॥
मुष्टिक मारि चढा तरु जाई । ताहि एक क्षण मूर्च्छा आई ॥ ४ ॥
उठि बहोरि कीन्हेसि बहु माया । जीति न जाइ प्रभंजन जाया ॥

**અર્થ.**—હે ગરુડજી! એમ અક્ષયનું મરણ સાંભળી રાવણે મહા ક્રોધ કરીને, પોતાના બળવાન્ પુત્ર મેઘનાદને મોકલતાં કહ્યું કે, હે પુત્ર! તું એને માર્યાવિના બાંધીને અહીં લઈ આવ. કારણ મારે જોવું છે કે, એ વાનર ક્યાંથી આવ્યો છે? ॥ ૧ ॥ ત્યારે પોતાના ભાઇનું મરણ સાંભળી મહાક્રોધથી અતુલિત બળવાન્ તથા શૂરવીર ઇંદ્રજિત અશોક વાડીમાં આવ્યો. તેને આવતો જોઈ આ મહાશૂર વીર છે, એમ જાણી, વાયુ-પુત્રે દાંત કચરડીને ઇંદ્રજિતની સામે દોડીને, ॥ ૨ ॥ એક મોટું ઝાડ ઉખેડીને માર્યું.

તેથી તે રથવિનાનો થયો. વળી તેની સાથે જેટલા મહાબળવાન્ યોધા હતા, તે સર્વેને પોતાના શરીર સાથે મર્દન કરીને, ॥ ૩ ॥ જેમ બે હાથી લડતા ન હોય, તેમ ઇંદ્રજિતને બાથભરી પૃથ્વીઉપર પછાડીને એક મુષ્ટિ મારી પોતે ઝાડ ઉપર ચઢી ગયા. ત્યારે એક ક્ષણમાત્ર મેઘનાદ મૂર્છિત થઈ ગયો. ॥ ૪ ॥ પછી ઉઠતી વખતે ઘણીક માયા કરવા લાગ્યો, પણ વાયુપુત્ર કોઈ રીતે જિતવામાં આવ્યા નહીં. ॥ ૫ ॥

**दो० ब्रह्म अस्त्र तेहि साधेउ, कपि मन कीन्ह बिचार ॥**
**जो न ब्रह्मशर मानहुं, महिमा मिटै अपार ॥ १८ ॥**

**અર્થ.**—ત્યારે તેણે બ્રહ્માસ્ત્ર મૂક્યું. તેને આવતું જોઈ કપિએ વિચાર કર્યો કે, જો હું આ બ્રહ્માસ્ત્રને નહીં માનું તો એનો પ્રતાપ ઘટી જશે. ॥ ૧૮ ॥

**चो० ब्रह्मबाण तेहि कपि कहं मारा । परतिहुं बार कटक संहारा ॥**
**तेहि देखा कपि मूर्छित भयऊ । नागफांस बांधेसि लै गयऊ ॥ ॥ १ ॥**
**जासु नाम जपि सुनहु भवानी । भवबंधन काटहिं नर ज्ञानी ॥**
**तासु दूत बंधन तरआवा । प्रभुकारज लगि आपु बंधावा ॥ २ ॥**
**कपिबंधन सुनि निशिचर धाये । कौतुक लागि सभा लै आये ॥**
**दशमुख सभा दीख कपि जाई । कहि न जाय कछु अति प्रभुताई ॥ ३ ॥**
**कर जोरे सुर दिशिप बिनीता । भृकुटि बिलोकत सकल सभीता ॥**
**देखि प्रताप न कपि मन शंका । जिमि अहिगण महं गरुड अशंका ॥ ४ ॥**

**અર્થ.**—એમ જાણવાથી કપિને જ્યારે બ્રહ્માસ્ત્ર લાગ્યું, ત્યારે તે વૃક્ષ ઉપરથી પડ્યા. એટલામાં કેટલાએક રાક્ષસો દબાઇને મરણ પામ્યા. પણ ઇંદ્રજિત, વાનરને મૂર્ચ્છા આવી છે એમ જાણી નાગપાશમાં બાંધી તેને લઈ ગયો. ॥ ૧ ॥ હે પાર્વતી! જેના નામનું સ્મરણ કરીને જ્ઞાની મનુષ્યો સંસારના બંધનને કાપી નાંખે છે, તેમનો દૂત કંઈ કોઈના બંધનમાં આવે? પણ શ્રીહરિના કાર્ય માટે હનુમાનજી બંધાયા છે. ॥ ૨ ॥ હવે કપિ બંધાયો, એવું સાંભળીને દૈત્યો દોડ્યા તથા આશ્ચર્યને માટે સભામાં લઈ આવ્યા. ત્યારે હનુમાનજીએ જેનો મહિમા કહી ન શકાય એવી રાવણની સભા જોઈ. ॥ ૩ ॥ તેમ જ જેને દેવતાઓ તથા દિગ્પાલ હાથ જોડીને વિનતિ કરેછે અને જેની ભૃકુટિ જોઇને સર્વે ભય પામે છે, એવા રાવણને જોતાં છતાં કપિ પોતાના મનમાં કંઈ પણ શંકા પામતા નથી, પણ ઉલટા અનેક સર્પોની મધ્યમાં જેમ ગરુડજી નિઃશંક બેસે, તેમ હનુમાનજી બેઠા. ॥ ૪ ॥

**दो० कपिहि बिलोकि दशानन, बहुरि कहेसि दुर्बाद ॥**
**सुत बध सुरति कीन्ह पुनि, उपजा हृदय बिषाद ॥ १९ ॥**

**અર્થ.**—ત્યારે રાવણ તેમના તરફ ફરીવાર જોઈ, પોતાના પુત્રનું મરણ સંભારતાં દુઃખ પેદા થવાથી દુષ્ટ વચન બોલ્યો કે, ॥ ૧૯ ॥

चो० कहं लंकेश कवन तैं कीशा । केहिके बल घालेसि बन खीशा ॥
कीधौं श्रवण सुनेसि नहिं मोहीं । देखौं अति अशंक शठ तोहीं ॥ १ ॥
मारेसि निशिचर केहि अपराधा । कहु शठ तोहि न प्राणकी बाधा ॥
सुनु रावण ब्रह्मांड निकाया । पाइ जासु बल बिरचित माया ॥ २ ॥
जाके बल बिरंचि हरि ईशा । पालत हरत सृजत दशशीशा ॥
जा बल शीश धरे सहसानन । अंडाकेश समेत गिरि कानन ॥ ३ ॥
धरे जो बिबिध देह सुरत्राता । तुमसे शठ न सिखावन दाता ॥
हरकोदंड कठिन जेइ भंजा । तोहिं समेत नृपदल मद गंजा ॥ ४ ॥
खर दूषण बिराध अरु बाली । वधे सकल अतुलित बल शाली ॥

**અર્થ.**—અરે! તું કયાંનો વાનર છે? કોના બળથી વનનો નાશ કર્યો? તેં મારો પ્રતાપ કાને સાંભળ્યો છે કે નથી? હે મૂર્ખ! હું તને ઘણો જ ભયવિનાનો જોઉં છું. ॥૧॥ વળી દૈત્યોને તેં કયા અપરાધથી માર્યા? શું તને તારા પ્રાણનો ભય નથી? ત્યારે કપિવર બોલ્યા કે, હે રાવણ! સાંભળ. જેના બળથી માયાએ અનેક બ્રહ્માંડ રચેલાં છે, તથા જેના બળથી બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર જગતની ઉત્પત્તિ, લય અને પોષણ કરેછે, વળી જેના બળથી શેષજી વન અને પર્વત સહિત બ્રહ્માંડને ધારણ કરે છે ॥ ૨ ॥ ૩ ॥ અને દેવતાઓનું રક્ષણ કરવા સારૂ અનેક અવતાર ધારણ કરી તમારા જેવા દુષ્ટોને દંડ આપેછે, વળી જેણે મહાદેવનું કઠીણ ધનુષ ભાંગીને તમારાસહિત રાજમંડલના અહંકારનો નાશ કર્યો, ॥ ૪ ॥ તથા ખર-દૂષણ, વિરાધ અને અત્યંત બળવાન્ વાળિ આદિ સર્વેને જેણે માર્યા, ॥ ૫ ॥

दो० जाके बल लवलेशते, जितेउ चराचर झारि ॥
तासु दूत हौं जाहिकी, हरि आनेहु प्रियनारी ॥ २० ॥

**અર્થ.**—તેમ જ વળી જેનાં અંશમાત્રના બળથી બ્રહ્માંડમાં તેં સર્વેને જિત્યા છે, અને જેમની પ્રિય સ્રીનું તું હરણ કરી લાવ્યો છો, તે જ શ્રીરામનો હું સેવક છઉં. ॥૨૦॥

चो० जानौं मैं तुह्मारि प्रभुताई । सहसबाहु सन परी लडाई ॥
समरबालि सन करि यश पावा । अपने पर शठ कीन्ह हसावा ॥ १ ॥
खायहुं फल मोहिं लागी भूखा । कपि स्वभावते तोरेउं रूखा ॥
सबके देह परम प्रिय स्वामी । मारहिं मोहिं कुमारग गामी ॥ २ ॥
जिन मोहिं मारा तेहिं मैं मारा । तेहिपर बांधेउ तनय तुह्मारा ॥
मोहिं न कछु बांधे कर लाजा । कीन चहौं निज प्रभुकर काजा ॥ ३ ॥
बिनती करौं जोरि कर रावन । सुनहु मान तजि मोर सिखावन ॥
देखहु तुम निज हृदय बिचारी । भ्रम तजि भजहु भक्त भयहारी ॥ ४ ॥

जाके डर अति काल डराई । जो सुर असुर चराचर खाई ॥
तासों बैर कबहुं नहिं कीजै । मोरे कहे जानकी दीजै ॥ ५ ॥

**અર્થ.**—વળી હે રાવણ! તેમ તમારી પ્રભુતાઈ પણ હું જાણું છું. જ્યારે સહસ્રાર્જુન તથા વાળિ સાથે તમારી લડાઈ હતી ત્યારે રણસંગ્રામમાં તમે યશ પામ્યા છે. વળી પોતાના ઉપર હે શઠ! તમે મશ્કરી કરાવી છે. ॥૧॥ હે દશાનન! મને ભૂખ લાગી હતી; તેથી ફળ ખાધાં; અને અમોએ વાનરસ્વભાવથી ઝાડને તોડી નાંખ્યાં. વળી પ્રાણીમાત્રને પોતાનો દેહ તથા સ્વામી પ્રિય હોય છે, અથવા હે સ્વામિન્! સર્વે પ્રાણીઓને પોતાનો દેહ વહાલો છે, છતાં, કુમાર્ગી જે દૈત્યો, તે મને મારવા લાગ્યા. ॥ ૨ ॥ એટલે જેણે મને માર્યો, તેમને જ મેં માર્યા છે અને તેટલાજ માટે તમારો પુત્ર મને બાંધીને અહીં આવ્યો છે, પણ તે બંધનની કંઈ મને લાજ થતી નથી; ફક્ત મારા "રામ" નું કાર્ય કરવાને ઈચ્છું છું. ॥ ૩ ॥ હે રાવણ! હું હાથ જોડીને વિનતિ કરું છું કે, મારી શિખામણ તમે માન મૂકીને સાંભળો. તમારા હૃદયમાં વિચારીને જુવો કે, ભ્રમતાનો ત્યાગ કરીને ભક્તના ભયને નાશ કરનાર શ્રીપ્રભુ છે, માટે તેનું સ્મરણ કરો. ॥ ૪ ॥ વળી દૈત્ય, દેવ તથા સ્થાવર જંગમનું ભક્ષણ કરનાર એવો જે કાળ, તે પણ જેના ભયથી ડરે છે, એવા શ્રીરામચંદ્રજી સાથે વૈર મૂકીને, મારું કહ્યું માની સીતાજી પ્રભુને પાછી સોંપી દ્યો. ॥ ૫ ॥

दो० प्रणतपाल रघुवंशमणि, करुणासिंधु खरारि ॥
गये शरण प्रभु राखि हैं, तव अपराध बिसारि ॥ २१ ॥

**અર્થ.**—એટલે હે દશાનન! શરણાગતનું રક્ષણકર્ત્તા, કરુણાસિંધુ, ખરદૈત્યના શત્રુ તથા રઘુવંશમાં મણિરૂપ એવા શ્રીરઘુનાથજીને શરણે જવાથી તે શ્રીહરિ તમારા અનેક અપરાધને માફ કરી રક્ષણ કરશે. ॥ ૨૧ ॥

चो० रामचरण पंकज उर धरहू । लंका अचल राज तुम करहू ॥
ऋषि पुलस्त्य यश बिमल मयंका । तेहि कुल महं जानि होसि कलंका ॥ १ ॥
राम नाम बिनु गिरा न सोहा । देखु बिचारि त्यागि मद मोहा ॥
बसन हीन नहिं सोह सुरारी । सब भूषण भूषित बर नारी ॥ २ ॥
राम बिमुख संपति प्रभुताइ । जाइ रही पाइ बिनु पाइ ॥
सजल मूल जेहि सरिता नाहीं । बरषि गये पुनि तबहिं सुखाहीं ॥ ३ ॥
सुनु दशकंठ कहौं प्रणरोपी । राम बिमुख त्राता नहिं कोपी ॥
शंकर सहस विष्णु अज तोही । सकहिं न राखि रामकर द्रोही ॥ ४ ॥

**અર્થ.**—માટે હે લંકેશ! શ્રીહરિનાં ચરણકમળને હૃદયમાં ધારણ કરી અખંડ લંકાનું રાજ્ય કરો. પુલસ્ત્ય મુનિના કુળમાં યશરૂપી નિર્મળ ચંદ્રમામાં કલંકરૂપ શા

માટે થાઓ છો? ॥ ૧ ॥ હે દેવતાઓના શત્રુ! મદ અને મોહનો ત્યાગ કરી વિચારી જુવો કે, જેમ સર્વ આભૂષણ પહેરેલી સુંદર સ્ત્રી છતાં પણ તે વસ્ત્રવગર શોભતી નથી; તેમ શ્રીરામના નામવગર વાણી શોભતી નથી. ॥ ૨ ॥ વળી જેમ જે નદીના મૂળમાં પાણી નથી, તેથી વરસાદ ગયા પછી તે સૂકાઈ જાયછે; તેમ શ્રીરામથી વિમુખ પ્રાણીની સંપત્તિ તથા પરાક્રમ ફોકટ છે, કદાપિ મળે તો પણ નહીં જેવાં જાણવાં. ॥ ૩ ॥ હે રાવણ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું તે સાંભળો. શ્રીરામથી વિમુખ થયેલાનું કોઈ રક્ષણ કરતું નથી. વળી હજાર રુદ્ર, બ્રહ્મા તથા વિષ્ણુ, તે પણ શ્રીહરિના દ્રોહીને રાખી શકતા નથી. ॥ ૪ ॥

**दो० मोह मूल बहु शूल मद, त्यागहु मति अभिमान ॥**
**भजहु राम रघुनायकहिं, कृपासिंधु भगवान ॥ २२ ॥**

**અર્થ.**—હે લંકાધિપતિ! અજ્ઞાનનું મૂળ તથા ઘણા દુઃખને આપવાવાળી તારી અહંકારબુદ્ધિ, તેનો ત્યાગ કરીને કૃપાસિન્ધુ શ્રીરઘુનાથજીનું સ્મરણ કર. ॥ ૨૨ ॥

**चो० यदपि कही कपि अति हित बानी । भक्ति विवेक धर्म नय सानी ॥**
**बोला बिहँसि अधम अभिमानी । मिला हमहिं कपि गुरु बड ज्ञानी ॥ १ ॥**
**मृत्यु निकट आई खल तोहीं । लागेसि अधम सिखावन मोहीं ॥**
**उलटा होइ कहा हनुमाना । मतिभ्रम तोरि प्रगट मैं जाना ॥ २ ॥**
**सुनि कपि बचन बहुत खिसिआना । बेगि न करहु मूढकर प्राना ॥**
**सुनत निशाचर मारन धाये । सचिवन सहित बिभीषण आये ॥ ३ ॥**
**नाइ शीश करि बिनय बहूता । नीति बिरोध न मारिय दूता ॥**
**आनदंड कछु करिय गुसांई । सबही कहा मंत्र भल भाई ॥ ४ ॥**
**सुनत बिहँसि बोला दशकंधर । अंग भंग करि पठवहु बंदर ॥**

**અર્થ.**—હે ગરુડજી! વળી કપિએ ભક્તિ, વિવેક, જ્ઞાન, ધર્મ તથા નીતિના ઘણાં હિતકારી વચન કહ્યાં; તો પણ અધમ તથા અભિમાની રાવણ હસીને બોલ્યો કે, અમને મહાજ્ઞાની વાનરરૂપ ગુરુ મળ્યા. ॥ ૧ ॥ હે મૂર્ખ! આજ તું મને શિખામણ આપે છે? માટે હે અધમ! તારું મૃત્યુ પાસે આવેલું છે. એવાં વચન સાંભળી મારુતી બોલ્યા કે, તારાં વચન ઉલટાં થશે. વળી હું જાણું છું કે, તારી બુદ્ધિ ભ્રમિષ્ટ થઈ છે. ॥ ૨ ॥ ત્યારે રાવણ મહા ક્રોધાતુર થઇ બોલ્યા કે, અરે! કોઈ આ મૂર્ખના પ્રાણ જલદી કેમ હરણ કરતા નથી? તે સાંભળીને હનુમાનજીને મારવા વાસ્તે રાક્ષસો દોડ્યા, એટલામાં પ્રધાનસહિત વિભીષણ ત્યાં આવીને ॥ ૩ ॥ મસ્તક નમાવી વિનતિ કરી બોલ્યા કે, હે ભાઈ! આ દૂતને મારવાથી ધર્મનો વિરોધ થાય છે, માટે બીજી રીતે કંઈ દંડ કરો. આ વાત સર્વ કોઇને ઠીક લાગવાથી દશાનન બોલ્યો કે, આ વાંદરાનું અંગ ખંડન કરી મૂકી દ્યો. ॥ ૪ ॥

दो० कपिकर ममता पूंछपर, सबहिं कहा समुझाई ॥
तेल बोरि पट बांधि पुनि, पावक देहु लगाई ॥ २३ ॥

**અર્થ.**—વળી સર્વેને સમજાવી રાવણુ બોલ્યો કે, વાનરની શોભા પૂછડાથી છે, માટે તેને તેલમાં બોળેલાં લૂગડાં બાંધીને પછી અગ્નિથી સળગાવી આપો. ॥ ૨૩ ॥

चो० पूंछहीन बानर जब जाइहि । तब शठ निज नाथहि लै आइहि ॥
जिनकी कीन्हेसि अमित बडाइ । देखौं धौं तिनकी प्रभुताइ ॥ १ ॥
वचन सुनत कपि मन मुसुकाना । भइ सहाय शारद मैं जाना ॥
यातुधान सुनि रावण वचना । लागे रचन मूढ सोइ रचना ॥ २ ॥
रहा न नगर बसन घृत तेला । बाढी पूंछ कीन्ह कपि खेला ॥
कौतुक कहं आये पुरबासी । मारहिं लात करहिं बहु हासी ॥ ३ ॥
बाजहिं ढोल देहिं सब तारी । नगर फेरि पुनि पूंछ प्रजारी ॥
पावक जरत दीख हनुमंता । भयउ परम लघु रूप तुरंता ॥ ४ ॥
निबुकि चढ्यो कपि कनक अटारी । भई सभीत निशाचर नारी ॥

**અર્થ.**—તેથી જ્યારે પૂછ વિના થઈ જશે ત્યારે જ તે મૂર્ખ પોતાના સ્વામીને લઈ આવશે. વળી જેની અત્યંત બડાઈ કરે છે, તેનું હું પરાક્રમ તો જોઉં? ॥ ૧ ॥ એવાં વચન સાંભળી મને સરસ્વતી સહાય છે, એમ જાણીને કપિ પોતાના મનમાં હસવા લાગ્યા. હવે હે ઉમા! રાવણનાં વચન સાંભળી મર્ખ રાક્ષસો તે કામ કરવા લાગ્યા. ॥ ૨ ॥ ત્યારે મારુતિએ પોતાનું પૂંછ એટલું વધાર્યું કે, તેને વિંટવાને નગરમાં તેલ, ઘી તથા વસ્ત્ર કંઈ રહ્યું નહીં, એટલે લંકાવાસીઓ કૌતક જાણી હનુમાનજીને લાતો મારીને હાંસી કરેછે. ॥ ૩ ॥ પછી ઢોલ વગાડી તથા તાળી પાડી કપિને શહેરમાં ફેરવીને પૂછને સળગાવી દીધું. તેથી અગ્નિ લાગ્યો, એમ જાણી કપિએ પોતાનું તે જ વખતે નાનું રૂપ કરી, ॥ ૪ ॥ કુદીને સોનાની મેડી ઉપર ચઢ્યા. ત્યારે રાક્ષસીઓ તેને જોઇને ભય પામવા લાગી. ॥ ૫ ॥

दो० हरि प्रेरित तेहि अवसर, बह मारुत उनचाश ॥
अट्टहास करि गरजेउ, कपि बढि लाग अकाश ॥ २४ ॥

**અર્થ.**—એટલામાં વળી પ્રભુએ મોકલેલા ઓગણપંચાસ વાયુ પ્રગટ થયા; તેથી અગ્નિની જ્વાળા આકાશમાં ચાલી, ત્યારે વાયુપુત્ર મોટા શબ્દથી હસીને ગર્જના કરવા લાગ્યા.

चो० देह बिशाल परम हरुआई । मंदिरते मंदिर चढि जाई ॥
जरत नगर भे लोग बिहाला । लपट झपट बहु कोट कराला ॥ १ ॥
तात मातु सब करहिं पुकारा । यहि अवसर को हमहिं उबारा ॥
हम जो कहा यह कपि नहिं होई । वानररूप धरे सुर कोई ॥ २ ॥

साधु अवज्ञा कर फल ऐसा । जरै नगर अनाथ कर जैसा ॥
जारा नगर निमिष येक माहीं । येक बिभीषणको गृह नाहीं ॥ ३ ॥
जाकर भक्त अनल जेंइ सिरजा । जरा न सो तेहि कारण गिरिजा ॥
उलटि पुलट लंका कपिजारी । कूदि परा पुनि सिंधु मझारी ॥ ४ ॥

**અર્થ.**—પોતાના મોટા શરીરને હલકું કરી એક મંદિર મૂકી, બીજા ઉપર ચઢી જવા લાગ્યા, એમ શ્રીરામનો દૂત કઠણુ કોટમાં ચારે તરફ ફર્યા કરેછે, તેથી નગર બળવા લાગ્યું. ત્યારે ઘણા લોક દુઃખી થઇને ॥ ૧ ॥ પોકાર કરવા લાગ્યા કે, હે મા! હે બાપ! આ અવસરમાં અમારું કોઈ રક્ષણુ તો કરો ? વળી બોલ્યાં કે, અમે કહ્યું હતું કે, કોઈ દેવતા વાંદરાનું રૂપ ધરીને આવ્યો છે. ॥ ૨ ॥ અરે! જેમ રાજાવિના નગર બળી જાય, તેમ આ નગરી બળી જાયછે, માટે સાધુનું અપમાન કરવાથી આવું ફળ થાયછે. એટલામાં વિભીષણુના ઘરવિના સઘળું નગર કપિએ એક પળમાં બાળી નાંખ્યું. ॥ ૩ ॥ હે ગિરિજા! જે અગ્નિના ઉત્પન્ન કરનાર છે, તેમ શ્રીરામનો ભક્ત વિભીષણુ છે, એટલામાટે તેનું ઘર બળ્યું નહીં. પછી હનુમાનજીએ એવી રીતે ચારે તરફ ફરીને લંકાને બાળી કુદીને સમુદ્રમાં પડ્યા. ॥ ૪ ॥

दो० पूंछ बुझाई खोई श्रम, धरि लघु रूप बहोरि ॥
जनकसुताके आगे पुनि, ठाढ भयउ कर जोरि ॥ २५ ॥

**અર્થ.**—અને પોતાના પૂંછને ઓલવી પરિશ્રમનો ત્યાગ કરી, પાછું પોતાનું નાનું રૂપ લઇ હાથ જોડી જાનકીજી પાસે આવી ઉભા રહી, ॥ ૨૫ ॥

चो० मातु मोहिं दिजै कछु चीन्हा । जैसे रघुनायक मोहिं दीन्हा ॥
चूडामणि उतारि तब दीन्हा । हर्ष समेत पवनसुत लीन्हा ॥ १ ॥
कहेहु तात अस मोर प्रणामा । सब प्रकार प्रभु पूरण कामा ॥
दीनदयाल बीरद संभारी । हरहु नाथ मम संकट भारी ॥ २ ॥
तात शक्रसुत कथा सुनायहु । बाण प्रताप प्रभुहि समुझायहु ॥
मासदिवस महंनाथ न आवहिं । तौ पुनि मोहिं जियत नहिं पावहिं ॥ ३ ॥
कहु कपि केहि विधि राखौं प्राना । बिन प्रभु पलपल करन पयाना ॥
तुमहिं देखि शीतल भइ छाती । पुनि मोकहं सोइ दिन सोइ राती ॥ ४ ॥

**અર્થ.**—બોલ્યા કે; હે માતા! મને શ્રીપ્રભુએ નિશાની આપી હતી, તેવી પાછી કંઈ આપો. ત્યારે સીતાજીએ પોતાના મસ્તકનો સુવર્ણનો ચુડામણિ (ચકર ફૂલ) આપ્યો. તે ઘણા હર્ષથી હનુમાનજીએ લઈ લીધો. ॥ ૧ ॥ વળી સીતાજી બોલ્યાં કે, હે બાપ! સર્વ રીતે કામના પૂર્ણરૂપ શ્રીરામચંદ્રજીને દંડવત્ મારા કહેજો કે, હે દીનદયાળ! પોતાના "પણુ" ને સંભારી, મારું ભારે સંકટ હરણુ કરજો. ॥ ૨ ॥ વળી હે તાત! જયંતની

કથા તથા બાણુનો પ્રતાપ યાદ કરાવી કહેજો કે, જો એક માસમાં નહીં આવો તો હે નાથ! ફરી મને જીવતી જોશો નહીં. ॥ ૩ ॥ હે હનુમંત! હું કયા પ્રકારે કરી મારા પ્રાણ રાખું? પ્રભુવિના પળેપળ જવાની ઇચ્છા કરે છે. હમણા માત્ર તમને જોઇને મારું મન શીતળ થાયછે, પણ તમારા વિના મને પાછા તે જ દિવસ અને તે જ રાત્રિ છે. ॥૪॥

दो॰ जनकसुतहिं समुझाइ करि, बहुविधि धीरज दीन्ह ॥
चरणकमल शिर नाइके, गमन राम पहं कीन्ह ॥ २६ ॥

**અર્થ.**—ત્યારે હે ગરુડજી! કપિવરે સીતાજીને અનેક પ્રકારે સમજાવી ધીરજ આપી ચરણુમાં મસ્તક નમાવી શ્રીહરિના તરફ ચાલતા થયા. ॥ ૨૬ ॥

चो॰ चलत महा धुनि गरजेउ भारी । गर्भ श्रवहिं सुनि निशिचरनारी ॥
नांघि सिंधु इहि पारहिं आवा । शब्द किलकिला कपिन सुनावा ॥ १ ॥
हर्षे सब विलोकि हनुमाना । नूतन जन्म कपिन तब जाना ॥
मुख प्रसन्न तनु तेज विराजा । किन्हेसि रामचंद्र कर काजा ॥ २ ॥
मिले सकल अति भये सुखारी । तलफत मीन पाव जनु बारी ॥
चले हर्षि रघुनायक पासा । पूंछत कहत नवल इतिहासा ॥ ३ ॥
तब मधुबन भीतर सब आये । अंगद सहित मधुर फल खाये ॥
रखवारे जब बरजन लागे । मुष्टि प्रहार करत सब भागे ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! વાયુપુત્રે ચાલતી વખતે એવી મોટી ગર્જના કરી કે, તે સાંભળી રાક્ષસીઓના ગર્ભ પડી ગયા. પછી સમુદ્ર ઉલ્લંઘન કરી આ પાર આવીને કિલ-કિલા શબ્દ વાનરોને સંભાળાવ્યા. ॥ ૧ ॥ ત્યારે હનુમાનજીને જોઈ સર્વે વાનરાઓ આનંદ પામી પોતાનો નવો અવતાર થયો એમ માન્યું. વળી તેમનું મુખ પ્રસન્ન તથા તેજસ્વી શરીર જોઇ પરસ્પર કહેવા લાગ્યા કે, શ્રીરઘુવરનું કામ કર્યું છે. ॥ ૨ ॥ ત્યારે જેમ તરફડતું માછલું પાણીને પામી સુખી થાય, તેમ મારુતીને મળી સૌ સુખી થયા. પછી સર્વે હર્ષ પામીને શ્રીપ્રભુ પાસે ચાલ્યા, ત્યારે જે જે પૂછે છે તેનો નવો ઇતિહાસ હનુમાનજી સંભળાવતા મધુવનમાં આવીને, ॥ ૩ ॥ અંગદ સહિત મીઠા ફળ ખાવા લાગ્યા. તેને જ્યારે રક્ષકોએ ના પાડી ત્યારે સઘળાઓ મુષ્ટિપ્રહારથી નાશી ગયા. ॥૪॥

दो॰ जाइ पुकारे सकलते, बन उजार युवराज ॥
सुनि सुग्रीवहिं हर्ष अति, करि आये प्रभु काज ॥ २७ ॥

**અર્થ.**—એટલે રખવાળોએ આવી સુગ્રીવ પાસે પોકાર કર્યો કે, અંગદે વનને ઉજ્જડ કરી નાંખ્યું. તે સાંભળી સુગ્રીવે મહા હર્ષ પામી વિચાર્યું કે, શ્રીપ્રભુનું કામ સર્વે કપિઓ કરી આવ્યા. ॥ ૨૭ ॥

चो० जो न होत सीता सुधि पाई । मधुवनके फल को सक खाई ॥
इहि विधि मन बिचार करि राजा । आय गये कपि सहित समाजा ॥ १ ॥
आइ सबन नायउ पद शीशा । मिलेउ सबन अति प्रेम कपीशा ॥
पूंछेउ कुशल कुशल पद देखी । रामकृपा भा काज विशेषी ॥ २ ॥
नाथ काज कीन्हेउ हनुमाना । राखे सकल कपिनकर प्राना ॥
सुनि सुग्रीव बहुरि उठि मिलेऊ । कपिन सहित रघुपतिपहं चलेऊ ॥ ३ ॥
राम कपिन कहं आवत देखा । किये काज उर हर्ष विशेषा ॥
फटिक शिला बैठे दोउ भाई । परे सकल कपि चरणन जाई ॥ ४ ॥

**અર્થ.**—કારણ જો સીતાજીની શુદ્ધિ ન મળી હોત તો, મધુવનનાં ફળ કોણ ખાઇ શકત? એ પ્રમાણે કપિઓનો રાજા મનમાં વિચાર કરેછે, એટલામાં સર્વ વાનરોએ આવીને ॥ ૧ ॥ તેનાં ચરણમાં મસ્તક નમાવ્યાં. પછી સુગ્રીવે પ્રેમથી તેમને કુશળતા પૂછી, ત્યારે સર્વે બોલ્યા કે, તમારા પદકંજને જોઇ કુશળ છિયે, તથા શ્રીહરિની કૃપાથી કામ થયું. ॥ ૨ ॥ હે નાથ! વળી તે કામ હનુમાનજીએ કરીને સર્વે કપિઓને જીવતા રાખ્યા. એવાં સર્વેનાં વચન સાંભળી પછી સુગ્રીવે ફરીથી ઉઠી હનુમાનજીને મળી, વાનરની સૈન્યાસહિત શ્રીરઘુવર પાસે ચાલ્યા. ॥ ૩ ॥ ત્યારે તેમને આવતા જોઈ કાર્ય સફળ થયું જાણી શ્રીરામ વિશેષ હર્ષ પામ્યા. ત્યારે સ્ફાટિકની શિલા ઉપર બેઠેલા શ્રીરામ લક્ષ્મણને જોઈને સર્વે કપિઓએ આવીને ચરણમાં મસ્તક નમાવ્યું. ॥ ૪ ॥

दो० प्रीति सहित भेंटे सकल, रघुपति करुणा पुंज ॥
पूंछा कुशल कुशल अब, नाथ देखि पद कंज ॥ २८ ॥

**અર્થ.**—એટલે દયાસાગર શ્રીરઘુનાથજીએ સર્વેને મળી કુશળતા પૂછી, ત્યારે વાનરો બોલ્યા કે, હે નાથ! આપનાં પદકંજના પ્રતાપથી અમે કુશળ છિયે. ॥ ૨૮ ॥

चो० जांबवंत कह सुनु रघुराया । जापर नाथ करहु तुम दाया ॥
ताहि सदा शुभ कुशल निरन्तर । सुर नर मुनि प्रसन्न तेहि उपर ॥ १ ॥
सो बिजयी विनयी गुणसागर । तासु सुयश तिहुं लोग उजागर ॥
प्रभुकी कृपा भयउ सब काजू । जन्म हमार सफल भा आजू ॥ २ ॥
नाथ पवनसुत कीन्ह जो करणी । सो मुख लाखहु जाइ न बरणी ॥
पवनतनयके वचन सुहाये । जांबवंत रघुपतिहि सुनाये ॥ ३ ॥
सुनि कृपालु उठि हृदय लगाये । जानि सुभट रघुपति मन भाये ॥
कहहु तात केहि भांति जानकी । रहति करति रक्षा स्वप्राणकी ॥ ४ ॥

**અર્થ.**—ત્યારપછી જાંબુવાન બોલ્યા કે, હે શ્રીરઘુનાથજી! સાંભળો. જેનાઉપર તમે દયા કરો છો, તે હે નાથ! સદૈવ શુભ તથા કુશળ જ છે. વળી તેનાઉપર દેવતાઓ,

મુનિઓ તથા મનુષ્ય પ્રસન્ન રહેછે. ॥ ૧ ॥ અને તે જ વિજયી, નમ્રતાવાળો તથા ગુણનો સમુદ્ર છે, માટે તેના સુયશ ત્રણ લોકમાં પ્રસિદ્ધ છે. હે ભગવન્! તમારી કૃપાથી સર્વ કામ થયું તથા અમારો અવતાર પણ આજ જ સફળ થયો. ॥ ૨ ॥ હે નાથ! હનુમાનજીએ જે કામ કર્યું, તેનું લાખ મુખથી પણ વર્ણન થઈ શકે નહીં. હે ગરુડજી! મારુતીનાં સુંદર વચન જાંબુવાને શ્રીપ્રભુને કહી સંભળાવ્યાં. ॥ ૩ ॥ ત્યારે દયાળુ શ્રીહરિએ ઉઠીને હનુમાનજીને હૃદય સાથે લગાડી, તેને મહાશૂરવીર જાણી મનમાં અત્યંત પ્રસન્ન થયા, તથા બોલ્યા કે, હે તાત! જાનકીજી પોતાના પ્રાણનું રક્ષણ કેવી રીતે કરેછે તેમજ ત્યાં કયા પ્રકારે રહે છે તે કહો. ॥ ૪ ॥

**दो०** नाम पाहरू दिवस निशि, ध्यान तुह्मार कपाट ॥
लोचन निज पद यंत्रिका, प्राण जाहिं केहि बाट ॥ २९ ॥

**અર્થ.**—ત્યારે હનુમાનજી બોલ્યા કે, હે પ્રભુ! નિજ હૃદયરૂપી ઘરને રાત્રદિવસ તમારા ધ્યાનરૂપી કમાડ, વળી પોતાના પગમાં રહેલી દૃષ્ટિરૂપ તાળું અને તમારા નામરૂપી ચોકીદાર છે, માટે હે, પ્રભુ! કયા પ્રકારથી તેના પ્રાણ જશે? ॥ ૨૯ ॥

**चो०** चलती बार कह्यो मोहिं टेरी । सुरति करायउ शक्रसुत केरी ॥
चलत मोहिं चूडामणि दीन्हीं । रघुपति हृदय लाइ तेहि लीन्हीं ॥ १ ॥
नाथ युगल लोचन भरि बारी । बचन कह्यो कछु जनककुमारी ॥
अनुज समेत गहेउ प्रभुचरणा । दीनबंधु प्रणतारति हरणा ॥ २ ॥
मन क्रम वचन चरण अनुरागी । केहि अपराध नाथ मोहिं त्यागी ॥
अवगुण एक मोर मैं जाना । बिछुरत प्राण न कीन पयाना ॥ ३ ॥
नाथ सो नयनन कर अपराधा । निसरत प्राण करहिं हठिं बाधा ॥
विरह अग्नि तनु तूल समीरा । श्वास जरे क्षण मांह शरीरा ॥ ४ ॥
नयन श्रवैं जल निज हित लागी । जरै न पाव देह बिरहागी ॥
सीताकी अति बिपति बिशाला । बिना कहे भल दीनदयाला ॥ ५ ॥

**અર્થ.**—વળી અહીં આવતી વખતે મને બોલાવીને કહ્યું કે, જયંતની, હે પુત્ર! વાત તું યાદ કરાવજે. પછી પોતાનાં મસ્તકની ચુડામણિ આપી તે લઇને મેં પોતાના હૃદય સાથે લગાડી. ॥ ૧ ॥ હે નાથ! પછી સીતાજીએ પોતાનાં બેઉ નેત્રમાં જળ ભરી કંઇક વચન કહ્યાં છે, તે એ કે લક્ષ્મણજી સહિત શ્રીપ્રભુનાં ચરણ ગ્રહણ કરીને કહેજો કે, શરણે આવેલાનું દુઃખ નાશકર્ત્તા હે દીનબંધુ! ॥ ૨ ॥ તમારાં ચરણકમળમાં મન, કર્મ તથા વચનથી પ્રેમ રાખનાર છતાં, હે નાથ! મને કયા અપરાધથી ત્યાગ કરી દીધી? તમારો વિયોગ થતાં છતાં મેં પ્રાણત્યાગ કર્યો નહીં, એ જ મારો એક અપરાધ હું જાણું છું. ॥ ૩ ॥ હે નાથ! આ અપરાધ નેત્રનો છે, કારણ પ્રાણત્યાગ કરતી વખતે હઠથી બાધ કરે છે. વળી તમારા વિયોગરૂપી અગ્નિથી મારા શરીરરૂપ

કાપસ તે શ્વાસરૂપ વાયુ થકી તે જ વખતે બળી જાત. ॥ ૪ ॥ પણ પોતાના કલ્યાણસારુ નેત્રે જળનો શ્રાવ કર્યો, તેથી દેહ બળી શક્યો નહીં. હે ભવાનિ! એવી રીતે સીતાજીના સમાચાર કહી ફરી હનુમાનજી બોલ્યા કે, હે પ્રભુ! જાનકીજીને અત્યંત મોટું દુઃખ છે, માટે આજથી તમને દીનદયાળ કહેછે તે કહેવા નહીં, એ જ સારું છે. ॥ ૫ ॥

दो० निमिष निमिष करुणायतन, जाहिं कल्प शत बीति ॥
बेगि चलिय प्रभु आनिये, भुजबल खलदल जीति ॥ ३० ॥

**અર્થ.**—હે કૃપાના ભંડાર! તમારાવગર જાનકીજીને એક એક નિમિષ સો કલ્પ જેવી લાગે છે, માટે હે નાથ! તમારા બાહુબળથી દુષ્ટના સૈન્યને જિતી જલદીથી સીતાજીને લઈ આવીએ. ॥ ૩૦ ॥

चो० सुनि सीता दुख प्रभु सुख अयना । भरि आये जल राजिवनयना ॥
बचनकाय मन ममगति जाही । स्वप्नेहु बिपति कि चाहिय ताही ॥ १ ॥
कह हनुमान विपति प्रभु सोई । जब तव सुमिरण भजन न होई ॥
कितिक वात प्रभु यातुधानकी । रिपुहि जीति आनिये जानकी ॥ २ ॥
सुनु कपि तोहिं समानउपकारी । नहिं कोउ सुरनर मुनि तनुधारी ॥
प्रति उपकार करौं का तोरा । सन्मुख होइ न शकत मन मोरा ॥ ३ ॥
सुनि कपि तोहिं उ ऋण मैं नाहीं । देखेउं करि बिचार मन माहीं ॥
पुनिपुनि कपिहि चितव सुरत्राता । लोचन नीर पुलक अति गाता ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રિયા! વૈદેહીનાં દુઃખ સાંભળીને સુખના ભંડાર શ્રીરામનાં કમળજેવા નેત્રમાં જળ ભરાઈ આવવાથી બોલ્યા કે, હે હનુમંત! જેને મન, કર્મ તથા વચનથી મારો અધાર છે, એવી જે સીતા, તેને આવું દુઃખ સ્વપ્નમાં પણ ન હોય. ॥ ૧ ॥ ત્યારે કપિ બોલ્યા કે, હે પ્રભુ! જેનાથી તમારું સ્મરણ અને ભજન નહીં થાય ત્યારે તેને જ દુઃખ થયું જાણવું. હે નાથ! દૈત્યો શું હિસાબમાં છે? હમણાં તેમને જિતીને જાનકીને લઈ આવીએ. ॥ ૨ ॥ ત્યારે શ્રીરઘુવર બોલ્યા કે, હે વાયુપુત્ર! દેવતાઓ, મુનિઓ તથા મનુષ્ય વગેરે દેહધારીમાં તારા જેવો ઉપકારી કોઈ નથી. માટે તારા ઉપકારને બદલે હું શું ઉપકાર કરું? મારૂં મન તારી સન્મુખ થઈ શકતું નથી. ॥ ૩ ॥ પણ મનમાં વિચાર કરતાં જણાય છે કે, હે કપિ! હું તારો કરજી થયો. હે ગરુડજી! એમ કહી દેવતાઓનું રક્ષણ કરનાર શ્રીરઘુવર, વારંવાર હનુમંત સામે જોઇ રોમાંચિત થયા તથા તેમનાં નેત્રમાં જળ ભરાઈ આવ્યાં. ॥ ૪ ॥

दो० सुनि प्रभु वचन विलोकि मुख, हृदय हर्ष हनुमंत ॥
चरण परेउ परमाकुल, त्राहि त्राहि भगवंत ॥ ३१ ॥

**અર્થ.**—પછી શ્રીહરિનાં એવાં વચન સાંભળી મારુતી મનમાં હર્ષ પામી શ્રીરામના સન્મુખ જોઇ, અત્યંત અકળાઇ શ્રીરામનાં ચરણકમળમાં આવીને પડતાં, હે રામ! હે પ્રભુ! મારું વારંવાર રક્ષણ કરો, રક્ષણ કરો, એમ કહેવા લાગ્યા. ॥ ૩૧ ॥

चो० बार बार प्रभु चहत उठावा । प्रेम मगन तेहि उठब न भावा ॥
प्रभुपद पंकज कपिकर शीशा । सुमिरि सो दशा मगन गौरीशा ॥ १ ॥
सावधान मन करि पुनि शंकर । लागे कहन कथा अति सुंदर ॥
कपि उठाय प्रभु हृदय लगावा । कर गहि परम निकट बैठावा ॥ २ ॥
कहु कपि रावण पालित लंका । केहि बिधि दहेउ दुर्ग अति बंका ॥
प्रभु प्रसन्न जाना हनुमाना । बोले बचन बिगत अभिमाना ॥ ३ ॥
शाखामृगकी अति मनुसाई । शाखाते शाखापर जाई ॥
लांघि सिंधु हाटकपुर जारा । निशिचर गण वधि बिपिन उजारा ॥ ४ ॥
सो तब तव प्रताप रघुराई । नाथ न कछुक मोरि प्रभुताई ॥

**અર્થ.**—ત્યારે શ્રીરામ વારંવાર ઉઠાડવાને ઇચ્છે છે, પણ પ્રેમમાં મગ્ન થઈ ગયેલા હનુમંત ઉઠતા નથી. હે ગરુડજી! શ્રીહરિનાં પદકંજમાં કપિએ મસ્તક રાખેલું જોઈ, તે "દિશા" સંભારીને ગિરિજાના પતિ મહાદેવજી પ્રેમમાં મગ્ન થઈ ગયા. ॥ ૧ ॥ વળી ફરીથી પોતાના મનમાં સચેત થઈ અત્યંત સુંદર કથા પાર્વતીને કહેવા લાગ્યા કે, હે ગૌરી! ત્યાર પછી શ્રીરામ, હનુમંતને ઉઠાડી, હૃદય સાથે લગાડી હાથ ઝાલી પાસે બેસાડી ॥ ૨ ॥ બોલ્યા કે, હે હનુમાનજી! અત્યંત કઠીણ કોટવાળી લંકા જેનું રાવણ રક્ષણ કરેછે તેને કેવી રીતે બાળી? ત્યારે શ્રીરામ અનુકૂળ છે, એમ જાણી અભિમાન વિના વાયુપુત્ર બોલ્યા કે, ॥ ૩ ॥ હે નાથ! અમે શાખામૃગ જે વાંદરાની જાત, તે એક ડાળ ઉપરથી બીજી ડાળઉપર કુદીએ, એ જ અમારું પરાક્રમ છે. સમુદ્ર ઉલ્લંઘન કરીને લંકા બાળી, અશોક વન ઉજ્જડ કરીને દૈત્યોને માર્યા, એ સર્વે, હે પ્રભુ! તમારો પ્રતાપ છે. હે નાથ! એમાં કંઈ મારું પરાક્રમ નથી. ॥ ૪ ॥

दो० ताकहं प्रभु कछु अगम नहिं, जापर तुम अनुकूल ॥
तव प्रताप बडवानलहिं, जारि सकै खलु तूल ॥ ३२ ॥

**અર્થ.**—હે ભગવન્! મહાબળવાન્ વડવાનળ અગ્નિ છે, તે પણ તમારા પ્રતાપથી કપાસને ખંચિત બાળી શકે નહીં; તેમ જેને તમે અનુકૂળ છો, તેને જગતમાં કંઈ પણ અગમ નથી. ॥ ૩૩ ॥

चो० सुनत बचन प्रभु बहु सुखमाना । मन क्रम वचन दास निज जाना ॥
मांगु वचन सुत बर अनुकूला । देहुं आजु तुम कहं सुख मूला ॥ १ ॥
नाथ भक्ति तव सब सुखदायिनि । देहु कृपा करि सो अनपायिनि ॥
सुनि प्रभु परम सरल कपि बानी । एवमस्तु तब कहेउ भवानी ॥ २ ॥

उमा राम स्वभाव जिन जाना । ताहि भजन तजि भाव न आना ॥
यह संवाद जासु उर आवा । रघुपति चरण भक्ति तेइ पावा ॥ ३ ॥
सुनि प्रभु वचन कहैं कपि वृंदा । जय जय जय कृपालु सुखकंदा ॥
तब रघुपति कपिपतिहि बुलावा । कहा चलै कर करहु बनावा ॥ ४ ॥
अब बिलंब केहि कारण किजै । तुरत कपिन कहं आयसु दिजै ॥
कौतुक देखि सुमन बहु बर्षि । नभते भवन चले सुर हर्षि ॥ ५ ॥

**અર્થ.**—એવાં હનુમંતનાં વચન સાંભળી, રામચંદ્રજીએ પ્રસન્ન થઇ મન, કર્મ તથા વચનથી નિજદાસ કરીને જાણ્યા. તેથી બોલ્યા કે, હે પુત્ર! તને અનુકૂળ આવે એવું તથા સુખના મૂળરૂપ તું વરદાન માગ, હું તને તે આપીશ. ॥૧॥ તે સાંભળી વાયુપુત્ર બોલ્યા કે, હે નાથ! સર્વ સુખને આપનાર તમારી અખંડ પ્રેમભક્તિ મને કૃપા કરીને આપો. ત્યારે હે ભવાનિ! હનુમાનજીની અત્યંત સરળ વાણી સાંભળી શ્રીપ્રભુ બોલ્યા કે, હે પુત્ર! જા એમ થશે. ॥ ૨ ॥ હે સતી! જે પ્રાણી શ્રીહરિનો સ્વભાવ જાણે છે, તેને ભજનવિના બીજું કંઈ સારું લાગતું નથી. વળી જેના હૃદયમાં શ્રીરામ તથા હનુમંતની આ કથા આવશે, તે જ શ્રીપ્રભુનાં ચરણની ભક્તિને પામશે. ॥ ૩ ॥ પછી એવી રીતે શ્રીરામચંદ્રજીનાં વચન સાંભળી વાનરોના સમાજમાંથી કેટલાક કહેવા લાગ્યા કે, હે સુખ આપનાર કૃપાળુ! તમારો વારંવાર જય થાઓ. ત્યારે શ્રીપ્રભુએ સુગ્રીવને બોલાવી કહ્યું કે, હવે ચાલવાની તૈયારી કરો. ॥ ૪ ॥ વાનરોને તરત આજ્ઞા આપો. શા કારણથી વિલંબ કરો છો? આવાં શ્રીહરિનાં ચરિત્ર જોઈ આકાશના દેવતાઓ હર્ષ પામી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૫ ॥

दो० कपिपति बेगि बुलायउ, आये यूथप यूथ ॥
नाना बरण अतुल बल, बानर भालु बरूथ ॥ ३३ ॥

**અર્થ.**—તે વખતે સુગ્રીવે કપિઓના યુથોને બોલાવ્યા, તેથી યુથના પતિઓ અનેક પ્રકારના અત્યંત બળવાન્ વાંદરાઓ તથા રીંછો સુદ્ધાં પોતાનું સૈન્ય લઇને ત્યાં આવ્યા. ॥૩૩॥

चो० प्रभु पदपंकज नावहिं शीशा । गर्जहिं भालु महाबल कीशा ॥
देखि राम सकल कपि सैना । चितव कृपा करि राजिवनैना ॥ १ ॥
राम कृपा बल पाइ कपिंदा । भये पक्ष युत मनहुं गिरिंदा ॥
हर्षि राम तब कीन्ह पयाना । शकुन भये सुंदर शुभ नाना ॥ २ ॥
जासु सकल मंगलमय नीति । तासु पयान शकुन यह नीति ॥
प्रभु पयान जाना बैदेही । फरके बाम अंग शुभ तेही ॥ ३ ॥
जो जो शकुन जानकिहि होई । अशकुन भयउ रावणहिं सोई ॥
चला कटक को बरणै पारा । गरजहिं बानर भालु अपारा ॥ ४ ॥
नख आयुध गिरि पादप धारी । चले गगन महं इच्छाचारी ॥
केहरिनाद भालु कपि करहीं । डगमगाहिं दिग्गज चिकरहीं ॥ ५ ॥

**અર્થ.**—પછી શ્રીરઘુનાથજીનાં ચરણકમળમાં મહાબળવાન્ વાનરોએ તથા રીંછોએ ગર્જના કરી મસ્તક નમાવ્યાં, ત્યારે કમળ સરખા નેત્રવાળા શ્રીહરિ સર્વે કપિઓના સૈન્યને કૃપાદૃષ્ટિથી જોવા લાગ્યા. ॥ ૧ ॥ તેથી જાણે પર્વતને પાંખો આવી ન હોય, તેમ શ્રીરામની કૃપાથી કપિઓ બળ પામ્યા અને જ્યારે શ્રીપ્રભુએ હર્ષથી પ્રયાણ કર્યું, ત્યારે નાનાપ્રકારનાં શુભ શકુન થયાં. ॥ ૨ ॥ જેની સદૈવ મંગળના મૂળરૂપ નીતિ છે, તેમને પ્રયાણ કરતી વખતે શુભ શકુન થાય, એ જ રીતિ છે તથા ત્યાં સીતાજીનું ડાબું અંગ ફરકવાથી તેમણે જાણ્યું કે, હવે શ્રીરામે પ્રયાણ કર્યું. ॥ ૩ ॥ વળી જે જે જાનકીજીને શકુન થવા લાગ્યાં, તે તે દશાનનને અપશકુન થવા લાગ્યા. હવે અહીં કોઈથી વર્ણન થઈ શકે નહીં તેવું વાનર તથા રીંછનું સૈન્ય અત્યંત ગર્જના કરીને, ॥ ૪ ॥ પોતાના નખરૂપ આયુધ વડે પર્વત અને વૃક્ષોને હાથમાં લઇ પોતાની ઇચ્છા થકી આકાશમાર્ગે ચાલ્યા. વળી તે સૈન્યનો સિંહ સરખો નાદ કરવાથી દિશાઓના હાથીઓ ચીસ મારવા લાગ્યા તથા પૃથ્વી ડોલવા લાગી. ॥ ૫ ॥

**हरिगीतछंद.** चिक्करहिं दिग्गज डोल महि गिरि लोल सागर खरभरे ॥
मन हर्ष दिनकर सोम सुर मुनि नाग किन्नर दुख टरे ॥
कटकटहिं मर्कट बिकट भट वहु कोटि कोटिन धावहीं ॥
जय राम प्रबल प्रताप कोशलनाथ गुण गण गावहीं ॥ ४ ॥
सहिसक न भार उदार अहिपति बार बार बिमोहई ॥
गहि दशन पुनि पुनि कमठ पृष्ठ कठोर सो किमि सोहई ॥
रघुबीर रुचिर पयान प्रस्थित जानि परम सुहावनी ॥
जनु कमठ खप्पर सर्पराज सो लिखत अबिचल पावनी ॥ ५ ॥

**અર્થ.**—હવે જ્યારે તે સૈન્ય ચાલવા માંડ્યું ત્યારે દિશાઓના હાથી ચિક્કાર શબ્દ કરવા લાગ્યા તથા પૃથ્વી અને પર્વત ડોલવા લાગ્યાં, અને સમુદ્રમાં ખળભળાટ થઈ રહ્યો. વળી સૂર્ય, ચંદ્ર, દેવતાઓ, મુનિઓ, તથા નાગ એ સર્વેનાં દુઃખનો નાશ થવાથી તેઓ હર્ષ પામવા લાગ્યાં. ત્યારે અસંખ્ય વાનર યોદ્ધાઓ પોતાના કઠીણ દાંતથી કટકટ શબ્દ કરીને દોડતા પ્રબલ પ્રતાપવાળા જયરામ જયરામ કહીને અયોધ્યાપતિના ગુણ ગાવા લાગ્યા. ॥ ૪ ॥ અને ઉદાર શેષજીથી તેઓનો ભાર સહન ન થવાથી વારંવાર મોહ પામી કાચબાની કઠીણ પીઠને પોતાના દાંતથી વારંવાર ગ્રહણ કરે છે, ત્યારે જાણે શ્રીપ્રભુના પ્રયાણ કરતી વખત સુંદર સમય શોભતો હોય, તેવી રીતે શોભાયુક્ત કાચબાની પીઠ ઉપર શ્રીરામની અખંડ કીર્તિ લખતા ન હોય, તેમ તેઓ દેખાવા લાગ્યા. ॥૫॥

**दो०** इहिविधि जाइ कृपानिधि, उतरे सागर तीर ॥
जहं तहं लागे खान फल, भालु विपुल कपि बीर ॥ ३४ ॥

**અર્થ.**—હે ગરુડજી! એ પ્રમાણે કૃપાનિધાન શ્રીરામે જઇને સમુદ્રના કિનારાઉપર નિવાસ કર્યો, ત્યારે અનેક રીંછ તથા વાંદરાઓ ચારે તરફ ફળ ફૂલ ખાવા લાગ્યા. ॥૩૪॥

चो० उहां निशाचर रहहिं सशंका । जबते जारि गयउ कपिलंका ॥
निज निज गृह सब करैं बिचारा । नहिं निशिचर कुल केर उबारा ॥ १ ॥
जासु दूत बल बरणि न जाई । तेहि आये पुर कवन भलाई ॥
अति सभीत सुनि पुरजन बानी । मंदोदरी हृदय अकुलानी ॥ २ ॥
रही जोरि कर पतिपद लागी । बोली बचन नीति रसपागी ॥
कंत कर्ष हरि सन परिहरहू । मोर कहा अति हित चित धरहू ॥ ३ ॥
समुझत जासु दूतकी करनी । श्रवहिं गर्भ रजनीचर घरनी ॥
तासु नारि निज सचिव बुलाई । पठवहु कंत जो चहहु भलाई ॥ ४ ॥
तव कुल कमल बिपिन दुखदाई । सीता सीत निशसम आई ॥
सुनहु नाथ सीता बिनु दीन्हे । हित न तुम्हार शंभु अज कीन्हे ॥ ५ ॥

**અર્થ.**—હે પાર્વતી! હવે હનુમાનજી લંકાને જે દિવસથી બાળીને ગયા છે, તે દહાડાથી દૈત્યો ભયવશ થઇ પોતપોતાના ઘરમાં વિચાર કરવા લાગ્યા કે, અરે! હવે આપણા કુળનું રક્ષણ કરનાર કોઈ નથી. ॥ ૧ ॥ વળી જેના દૂતના બળનું વર્ણન થઈ શકતું નથી, તેનો પતિ પોતે જ્યારે લંકામાં આવશે ત્યારે કેવું સારું થશે? એવી રીતે પુરવાસીઓની ભયયુક્ત વાણી સાંભળી મંદોદરી અત્યંત વ્યાકુળ થવાથી પોતાના પતિ રાવણને હાથ જોડી પગે લાગી નીતિનાં વચન બોલી કે, ॥ ૨ ॥ હે સ્વામીનાથ! મારાં અત્યંત હિતકારી વચન માન્ય કરી રામચંદ્રજી સાથે વૈરભાવ મૂકી દ્યો. ॥ ૩ ॥ અરે! જેમના દૂતના પરાક્રમથી રાક્ષસીઓના ગર્ભશ્રાવ થઈ ગયા છે, તેમની સ્ત્રીને આપણા પ્રધાનને બોલાવી જો તમે ભલું ચહાતા હો તો તેની સાથે મોકલાવી આપો. ॥ ૪ ॥ તમારા કુળરૂપી કમળના વન ઉપર દુઃખ આપનાર શિયાળાની રાત્રિરૂપ સીતાજી છે. તે પાછી આપ્યાવિના બ્રહ્મા અને શિવ પણ તમારું કલ્યાણ કરનાર નથી. ॥ ૫ ॥

दो० राम बाण अहिगण सरिस, निकर निशाचर भेक ॥
जौ लगि ग्रसत न तबहिं लगि, यतन करहु तजि टेक ॥ ३५ ॥

**અર્થ.**—કારણ અનેક દૈત્યોરૂપી દેડકાનું શ્રીરામના બાણરૂપી સર્પે જ્યાં સૂધી ભક્ષણ કર્યું નથી, ત્યાં સૂધી અભિમાન મૂકી તમે કંઈક ઉપાય કરો. ॥ ૩૫ ॥

चो० श्रवण सुनत शठताकी बानी । विहंसा जगत बिदित अभिमानी ॥
सभय स्वभाव नारिकर सांचा । मंगल माहिं अलंगल रांचा ॥ १ ॥
जो आवे मर्कट कटकाई । जियहिं बिचारे निशिचर खाई ॥
कंपहिं लोकप जाके त्रासा । तासु नारि सभीत बडिहासा ॥ २ ॥
असकहि बिहंसि ताहि उरलाई । चलेउ सभा ममता अधिकाई ॥
मंदोदरी हृदय करचीता । भयो कंत पर विधि विपरीता ॥ ३ ॥

बैठेउ सभा खबरि असपाई । सिंधुपार सेना सब आई ॥
बूझेसि सचिव उचित मत कहहू । ते सब हंसे मौन करि रहहू ॥ ४ ॥
जितेहु सुरासर तब श्रम नाहीं । नर बानर केहि लेखेमाहीं ॥

**અર્થ.**—હે ગૌરી ! મંદોદરીનાં એવાં વચન કાને સાંભળી જગત્પ્રસિદ્ધ અહંકારી તે મૂર્ખ હસીને બોલ્યો કે, સ્ત્રીનો સ્વભાવ બીકણ છે તે સાચું છે તથા મંગલમાં અમંગલકર્ત્તા છે. ॥ ૧ ॥ હે મંદોદરી ! કદાપિ વાનરનું સૈન્ય આવશે, તો બિચારા રાક્ષસો ખાઇને જીવશે. જેના ત્રાસથી ઇંદ્રાદિ દિક્પાલો ત્રાસ પામે છે, તેની સ્ત્રી બીક રાખે, એ મોટી હાસ્યકારક વાત છે. ॥ ૨ ॥ એમ હસીને મંદોદરીને છાતી સાથે લગાડી અત્યંત અભિમાનથી સભામાં ચાલ્યો. ત્યારે મંદોદરી પોતાના મનમાં ચિંતા કરવા લાગી કે, મારા પતિને બ્રહ્મા અવળો થયો છે. ॥ ૩ ॥ હે ગરુડજી ! હવે રાવણ જ્યારે સભામાં આવીને બેઠો, ત્યારે એવી ખબર મળી કે, સમુદ્રને પેલેપાર તમામ સૈન્ય આવ્યું છે, એટલે તેણે પ્રધાનને કહ્યું કે, હવે શું કરવું ? જે યોગ્ય હોય તે કહો. તે સાંભળી હસીને સર્વ સભા મૌન્ય બેસી રહી અને પ્રધાન બોલ્યો કે, હે નાથ ! જ્યારે તમે દેવતા તથા દૈત્યો વગેરેને જિત્યા ત્યારે તમને કંઈ શ્રમ પડયો નહીં, તો વાંદરાઓ અને મનુષ્ય શું હિસાબમાં છે ? ॥ ૪ ॥

दो० सचिव वैद्य गुरु तीनि जो, प्रिय बोलहिं भय आश ॥
राजधर्म तनु तीनकर, होइ बेगही नाश ॥ ३६ ॥

**અર્થ.**—હે ગરુડજી ! પ્રધાન, ગુરુ તથા વૈદ્ય એ ત્રણે ભય તથા આશાથી મીઠાં વચન બોલે તો રાજ્ય, ધર્મ તથા શરીર એઓનો જલદી નાશ થાયછે. ॥ ૩૬ ॥

चो० सोइ रावण कहं बनी सहाई । अस्तुति करहिं सुनाई सुनाई ॥
अवसर जानि बिभीषण आवा । भ्राता चरण शीश तेहि नावा ॥ १ ॥
पुनि शिरनाइ बैठि निज आसन । बोला वचन पाइ अनुशासन ॥
जो कृपालु पूंछेहु मोहिं बाता । मति अनुरूप कहब मैं ताता ॥ २ ॥
जो आपन चाहौ कल्याना । सुयश सुमति शुभगतिसुखनाना ॥
परनारिको बदन गुसांई । तजौ चौथि चंदाकी नांई ॥ ३ ॥
चौदह भुवन एकपति होई । भूत द्रोह तिष्ठै नहिं सोई ॥
गुणसागर नागर नर जोऊ । अल्प लोभ भल कहै न कोऊ ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે રાવણને સહાય કરનાર સર્વે એકઠા મળીને સ્તુતિ કરતાં અનેક વચન કહેછે, એટલામાં વિભીષણે આવીને ભાઈનાં ચરણમાં મસ્તક નમાવ્યું. ॥ ૧ ॥ વળી ફરીવાર મસ્તક નમાવી પોતાના આસન ઉપર બેસી, આજ્ઞા લઇ બોલ્યા કે, હે કૃપાળુ ! જો મને તમે વાત પૂછતા હો તો હું મારી બુદ્ધિ પ્રમાણે કહુંછું તે સાંભળો. ॥ ૨ ॥ તમે પોતાનું કલ્યાણ, સુયશ, સારી બુદ્ધિ, સુંદર ગતિ તથા નાનાપ્રકારના

સુખને ઇચ્છતા હો તો હે ગુસાઈ! ભાદરવા મહિનાની ચોથના ચંદ્રમાનીપેઠે પરસ્ત્રીના સુખનો ત્યાગ કરો. ॥ ૩ ॥ કારણ કે ચૌદ બ્રહ્માંડનો પતિ છતાં પણ તે જો એક જીવનો દ્રોહ કરે તો તેનાથી ઉભું રહી શકાય નહીં, તેમ જ ગુણસાગર કોઈ ચતુર પુરુષ હોય અને તેમાં જરા લોભ હોય તો તે કંઈ સારો કહેવાય નહીં. ॥ ૪ ॥

दो० काम क्रोध मद लोभ सब, नाथ नरक कर पंथ ॥
सब परिहरि रघुबीर पद, भजहु कहहिं सदग्रंथ ॥ ३७ ॥

**અર્થ.**—હે નાથ! કામ, ક્રોધ, મદ, મોહ તથા લોભ એ સર્વે નરકનો રસ્તો છે, માટે સારા ગ્રંથો એમ કહેછે કે, એ સઘળાનો ત્યાગ કરી, પ્રભુના પદકંજને ભજો. ॥૩૭॥

चो० तात राम नहिं नर भूपाला । भुवनेश्वर कालहुके काला ॥
ब्रह्म अनामय अज भगवंता । ब्यापक अजित अनादि अनंता ॥ १ ॥
गो द्विज धेनु देव हितकारी । कृपासिंधु मानुष तनुधारी ॥
जनरंजन भंजन खल ब्राता । वेद धर्म रक्षक सुरत्राता ॥ २ ॥
ताहि बैर तजि नाइय माथा । प्रणतारति भंजन रघुनाथा ॥
देहु नाथ प्रभु कहं बैदेही । भजहु राम बिनु काम सनेही ॥ ३ ॥
शरण गये प्रभु ताहु न त्यागा । बिश्वद्रोह कृत अघ जेहि लागा ॥
जासु नाम त्रय ताप नशावन । सो प्रभु प्रगट समुझ जिय रावन ॥ ४ ॥

**અર્થ.**—હે તાત! શ્રીરામ કંઈ મનુષ્યના રાજા નથી, એ તો બ્રહ્માંડના ઈશ્વર તથા કાળના કાળ છે. વળી અજન્મા, અનામય, ભગવાન્ તથા બ્રહ્મ છે. વળી ઘટઘટ વ્યાપક, અજિત, અનાદિ અને અનંત છે, ॥ ૧ ॥ તથા પૃથ્વી, બ્રાહ્મણ, ગાય અને દેવતાઓના હિતવાસ્તે કૃપાસિંધુ શ્રીહરિએ મનુષ્યાવતાર લીધો છે. માટે સેવકને સુખ આપી અનેક દુષ્ટોના સમૂહનો નાશ કરી, વેદધર્મ તથા દેવતાઓના રક્ષણ કરનાર તેઓ છે. ॥૨॥ વળી શરણાગતના દુઃખના નાશ કરનાર શ્રીરામ છે, માટે તેમની સાથે વૈર મૂકી મસ્તક નમાવો. વળી હે નાથ! શ્રીપ્રભુને સીતાજી સોંપી વિનાસ્વાર્થે સ્નેહ રાખવાવાળા શ્રીરઘુવીરને ભજો. ॥ ૩ ॥ કારણ કે સંસારનો દ્રોહ કરનાર પાપિષ્ઠ જો કદી શરણે જાય તો તેનો પણ પ્રભુ ત્યાગ કરતા નથી. હે બંધુ! ત્રણ પ્રકારના તાપ જેનું નામ લેવાથી બળી જાય છે, એવા પ્રભુ પ્રગટ થયા છે, એમ તમે સમજજો. ॥ ૪ ॥

दो० बार बार पद लागउ, विनय करौं दशशीश ॥
परिहरि ममता मोह मद, भजहु कोशलाधीश ॥ ३८ ॥
मुनि पुलस्त्य निज शिष्य सन, कहि पठई यह बात ॥
तुरत सो मैं तुमसन कही, पाय सु अवसर तात ॥ ३९ ॥

**અર્થ.**—હે રાવણ! હું વારંવાર પગે લાગી વિનતિ કરું છું કે, મમતા, મોહ તથા મદ વિગેરેનો ત્યાગ કરી અયોધ્યાપતિ શ્રીરામચંદ્રજીને ભજો. કારણ કે આ વાત પુલસ્ત્ય મુનિએ પોતાના શિષ્ય સાથે મને કહાવી મોકલી છે. તેથી હે તાત! આ સુંદર અવસર જાણી મેં તમારા આગળ આવી તરત સંભળાવી ॥ ૩૮ ॥ ૩૯ ॥

**चो०** मालवंत अति सचिव सयाना । तासु बचन सुनि अति सुखमाना ॥
तात अनुज तव नीति बिभूषण । सोइ उर धरहुजो कहत बिभीषण ॥ १ ॥
रिपु उत्कर्ष कहत शठ दोऊ । दूर न करहु इहांते कोऊ ॥
मालवंत गृह गयउ बहोरी । कहेउ बिभीषण पुनि कर जोरी ॥ २ ॥
सुमति कुमति सबके उर रहई । नाथ पुराण निगम अस कहई ॥
जहां सुमति तहं संपति नाना । जहां कुमति तहं बिपति निदाना ॥ ॥ ३ ॥
तव उर कुमति बसी बिपरीती । हितअनहित मानत रिपु प्रीती ॥
कालरात्रि निशिचर कुलकेरी । तेहि सीता पर प्रीति घनेरी ॥ ४ ॥

**અર્થ.**—હે ભવાનિ! વિભીષણનાં આવાં સુંદર વચન સાંભળી તે સભામાં માલવંત નામે પ્રધાન હતો, તે ઘણો પ્રસન્ન થયો; તેથી રાવણ પ્રત્યે બોલ્યો કે, હે બાપ! વિભીષણ નીતિના ભૂષણરૂપ છે, માટે તેનાં વચન હૃદયમાં ધારણ કરો. ॥ ૧ ॥ એવું સાંભળી દશાનન બોલ્યો કે, અરે! શત્રુના વખાણ કરનાર આ બેઉ મૂર્ખને આ સભામાંથી દૂર કરનાર શું કોઈ નથી? એવાં વચન સાંભળી માલવંત ઉઠી પોતાના ઘર તરફ ગયો; પણ વિભીષણ ફરીથી હાથ જોડી બોલ્યો કે, ॥ ૨ ॥ હે ભાઈ! વેદ તથા પુરાણ એમ કહે છે કે, સુમતિ અને કુમતિ સર્વેના હૃદયમાં રહી છે. હવે જ્યાં સુમતિ છે, ત્યાં અનેક પ્રકારની રિદ્ધિ સિદ્ધિ રહેલી છે અને જ્યાં કુમતિ છે, ત્યાં છેવટ દુઃખ જ રહેલું છે. ॥ ૩ ॥ એ પ્રમાણે તમારા હૃદયમાં દુઃખ આપનાર કુમતિએ વાસ કર્યો છે, તેથી સારાને ખરાબ તથા શત્રુને મિત્ર માનો છો. વળી દૈત્યના કુળનું નિકંદન કરનાર કાળરાત્રિરૂપ જે સીતા, તેના ઉપર તમે અત્યંત પ્રીતિ રાખો છો. ॥ ૪ ॥

**दो०** तात चरण गहि मांगहुं, राखहु मोर दुलार ॥
सीता देहु राम कहं, अति हित होइ तुम्हार ॥ ४० ॥

**અર્થ.**—પણ હે તાત! ચરણ ગ્રહણ કરીને હું વળી માગું છું કે, રામચંદ્રજીને સીતા પાછી આપો. એટલું મારું માન્ય રાખો, જેથી તમારું અત્યંત કલ્યાણ થશે. ॥ ૪૦ ॥

**चो०** बुध पुराण श्रुति संमति बानी । कही बिभीषण नीति बखानी ॥
सुनत दशानन उठा रिसाई । खल तोहिं मृत्यु निकट चलिआई ॥ १ ॥
जिअसि सदा शठ मोर जिआवा । रिपुकर पक्ष सदा तोहिं भावा ॥
कहसि न खल अस को जग माहीं । भुजबल जेहि जीता हम नाहीं ॥ २ ॥

मपपुरबसि तपसिन सन प्रीती । शठ मिलु जाहि ताहि कहुनीती ॥
असकहि कीन्हेसि चरण प्रहारा । अनुज गहे पद बारहिं बारा ॥ ३ ॥
उमा संतकी यही बडाई । मंद करत जो करै भलाई ॥
तुम पितु सरिस भले मोहिं मारा । राम भजे हित होइ तुम्हारा ॥ ४ ॥
सचिव संग लै नभ पथ गयऊ । सबहिं सुनाइ कहत अस भयउ ॥

**અર્થ.**—હે ગરુડજી! વેદ, પુરાણ તથા પંડિતને માનવા યોગ્ય વિભીષણે નીતિનાં જે વચન કહ્યાં, તે સાંભળી રાવણ ક્રોધ કરી ઉઠયો તથા બોલ્યો કે, હે દુષ્ટ! તારું મૃત્યુ પાસે આવ્યું છે. ॥ ૧ ॥ કારણ મારા જીવાડવાથી તું નિરંતર જીવેછે, તોપણ તને શત્રુનો પક્ષ ગમે છે. હે ખલ! મારા બાહુબળથી આ જગતમાં મેં કોને જિત્યા નથી, તે તું કહે. ॥ ૨ ॥ વળી મારા રાજ્યમાં વસતાં છતાં તું તે તપસ્વીઓની સાથે પ્રીતિ કરેછે. હે મૂર્ખ! તું તેની પાસે જઈને તેને નીતિ શીખવ. હે ગૌરી! એવાં વચન વિભીષણને કહી રાવણે તેને એક લાત મારી ત્યારે વિભીષણ ભાઇનાં વારંવાર ચરણ ગ્રહણ કરવા લાગ્યો. ॥૩॥ કારણ સાધુ પુરુષની એ જ મોટાઈ છે કે, જે પોતાનું બૂરું કરે, તેનું પણ સારું કરવું. તેથી વિભીષણ ફરીથી કહેવા લાગ્યો કે, હે નાથ! તમે મને ભલે લાત મારી, કારણ કે મારા પિતા તુલ્ય છો. પણ શ્રીરામચંદ્રજીને ભજવાથી તમારું કલ્યાણ થશે. એમ કહી પ્રધાનને સાથે લઇ આકાશ માર્ગે ચાલ્યો. તે વખતે સર્વેને સંભળાવવા વાસ્તે વળી નીચે પ્રમાણે વચન બોલ્યો કે, ॥ ૪ ॥

दो० राम सत्य संकल्प प्रभु, सभा कालवश तोरि ॥
मैं रघुनायक शरण अब, जाउं देहु जनि खोरि ॥ ४१ ॥

**અર્થ.**—હે પ્રભુ! શ્રીરઘુવરનો સંકલ્પ છે તે સત્ય છે તથા તારી સભા કાળને વશ છે; તેથી હવે હું શ્રીરામને શરણે જાઉંછું, માટે તું મને દોષ દઈશ નહીં. ॥ ૪૧ ॥

चो० असकहि चला बिभीषण जबहीं । आयु हीनभे निशिचर तबहीं ॥
साधु अवज्ञा तुरत भवानी । कर कल्याण अखिलकी हानी ॥ १ ॥
रावण जबहिं बिभीषण त्यागा । भयो बिभव बिनु तबहिं अभागा ॥
चलेउ हर्षि रघुनायक पाहीं । करत मनोरथ बहु मन माहीं ॥ २ ॥
देखिहौं जाइ चरण जलजाता । अरुण मृदुल सेवक सुखदाता ॥
जे पद परसि तरी ऋषिनारी । दंडक कानन पावन कारी ॥ ३ ॥
जे पद जनकसुता उर लाये । कपट कुरंग संग धरि धाये ॥
हर उर सरसरोज पद जोई । अहो भाग्य मैं देखब सोई ॥ ४ ॥

**અર્થ.**—હે ઉમા! એ પ્રમાણે વચન કહી જ્યારે વિભીષણ ચાલ્યા ત્યારે દૈત્યો સર્વે આયુષ વિનાના થયા. કારણ કે સાધુના અપમાનથી સર્વ કલ્યાણ માત્રનો તુરત નાશ થાયછે. ॥૧॥ તેવી રીતે રાવણે પણ જ્યારથી વિભીષણનો ત્યાગ કર્યો, ત્યારથી તે ભાગ્ય-

હીન તથા સંપત્તિ વિનાનો થઈ ગયો. ત્યાર પછી વિભીષણ અનેક પ્રકારના મનોરથ મનમાં ધારણ કરી હર્ષ પામી શ્રીરામચંદ્રજી પાસે જતાં, ॥ ૨ ॥ વિચાર કરવા લાગ્યો કે, સેવકને સુખ આપનાર તથા કોમળ શ્રીપ્રભુનાં ચરણકમળને હવે હું જોઇશ. અરે! જેનાં ચરણસ્પર્શથી ઋષિની સ્ત્રી અહલ્યા તરી ગઈ અને દંડકવન પવિત્ર થયું; ॥ ૩ ॥ તથા જે ચરણકમળને સીતાજીએ હૃદયમાં રાખ્યાં છે અને જે ચરણ કપટરૂપ મૃગની પાછળ દોડ્યાં, વળી જે ચરણ મહાદેવના હૃદયરૂપી માનસરોવરમાં કમળની પેઠે શોભે છે, તે જ ચરણકમળને મારાં ધન્ય ભાગ્ય છે કે, આજ હું નજરે જોઇશ. ॥૪॥

दो० निज पायन कर पादुका, भरत रहें मन लाइ ॥
ते पद आजु विलोकिहौं, इन नयनन अब जाइ ॥ ४२ ॥

**અર્થ.**—વળી જે ચરણની પાવડીઓમાં ભરતજી મન લગાડી રહેલા છે, તે જ ચરણને આજ આ મારાં નેત્રથકી ત્યાં જઇ હું જોઈશ.' ॥ ૪૨ ॥

चो० यहिविधि करत सप्रेम बिचारा । आयसु सपदि सिंधुके पारा ॥
कपिन बिभीषण आवत देखा । जानेउ कोउ रिपुदूत विशेषा ॥ १ ॥
ताहि राखि कपिपति पहँ आये । समाचार सब जाइ सुनाये ॥
कह सुग्रीव सुनहु रघुराई । आवा मिलन दशानन भाई ॥ २ ॥
कह प्रभु सखा बूझिये काहा । कहै कपीश सुनहु नरनाहा ॥
जानि न जाय निशाचर माया । कामरूप केहि कारण आया ॥ ३ ॥
भेद हमार लेन शठ आवा । राखिय बांधि मोहिं अस भावा ॥
सखा नीति तुम नीक बिचारी । मम प्रण शरणागत भयहारी ॥ ४ ॥
सुनि प्रभु वचन हर्ष हनुमाना । शरणागत वत्सल भगवाना ॥

**અર્થ.**—હે ગરુડજી! એ પ્રમાણે પ્રેમ થકી વિચાર કરતા વિભીષણ તે જ વખતે સમુદ્રને આ પાર આવ્યા. ત્યારે કપિઓએ તેમને આવતા જોઈ એમ જાણ્યું કે, આ કોઈ નિશ્ચે શત્રુનો દૂત આવ્યો. ॥ ૧ ॥ એમ સમજી તેને ત્યાં જ ઉભા રાખીને કપિઓએ સુગ્રીવની પાસે આવી સર્વે સમાચાર કહી સંભળાવ્યા. તેથી સુગ્રીવે શ્રી પ્રભુપાસે જઇ કહ્યું કે, હે નાથ! રાવણનો ભાઈ તમને મળવા આવ્યો છે. ॥ ૨ ॥ એવું સાંભળી શ્રીહરિ બોલ્યા કે, હે મિત્ર! એમાં મને શું પૂછોછો? ત્યારે સુગ્રીવ બોલ્યો કે, હે નરનાથ! સ્વઇચ્છાએ રૂપ ધારણ કરનાર રાક્ષસની માયા છે, તેની કંઈ ખબર પડે નહીં, એટલે તે શા કારણથી આવ્યો છે? ॥ ૩ ॥ કદાચ એ મૂર્ખ અમારો ભેદ લેવા આવ્યો હોય તો મારી એવી ઇચ્છા છે કે, હું તેને બાંધી રાખું. ત્યારે શ્રી રામ બોલ્યા કે હે સખા! તમે સારી નીતિથી વિચાર કર્યો છે, પણ મારી એવી પ્રતિજ્ઞા છે કે, શરણાગતના ભયનું હરણ કરવું. ॥ ૪ ॥ ત્યારે શરણે આવેલાના ઉપર કૃપા કરનાર શ્રીપ્રભુનાં વચન સાંભળી હનુમાનજીને ઘણો હર્ષ થયો. ॥ ૫ ॥

दो० शरणागत कहं जो तजहिं, निज अनहित अनुमानि ॥
ते नर पामर पापमय, तिनहिं विलोकत हानि ॥ ४३ ॥

**અર્થ.**—વળી પ્રભુ બોલ્યા કે, શરણાગતને પોતાનો અનહિત જાણી જે ત્યાગ કરે, તે મનુષ્ય પાપમય તથા પશુ જાણવો અને તેનું મુખ જોવાથી હાનિ થાય છે. ॥ ૪૩ ॥

चो० कोटि विप्र बध लागहिं जाही । आये शरण तजै नहिं नाही ॥
सन्मुख होइ जीव मोहिं जबहीं । जन्म कोटि अघ नाशौं तबहीं ॥ १ ॥
पापवंत कर सहज स्वभाऊ । भजन मोर तेहि भाव न काऊ ॥
जो पै दुष्ट हृदय सो होई । मोरे सन्मुख आव कि सोई ॥ २ ॥
निर्मल मन जन सो मोहिं पावा । मोहिं कपट छल छिद्र न भावा ॥
भेद लेन पठवा दशशीशा । तबहुं न कछु भय हानि कपीशा ॥ ३ ॥
जगमहं सखा निशाचर जे ते । लक्ष्मण हनहिं निमिष महं ते ते ॥
जो सभीत आवा शरणाई । रखिहौं ताहि प्राणकी नाई ॥ ४ ॥

**અર્થ.**—માટે હે સુગ્રીવ! જે શરણે આવેલાનો ત્યાગ કરે, તેને કરોડ બ્રહ્મહત્યાનું પાપ લાગે. એટલા માટે તેમ નહીં કરતાં કોઈપણ જીવ જ્યારે મારી સન્મુખ આવે છે, ત્યારે તેનાં કરોડો જન્મનાં હું પાપ નાશ કરું છું.॥૧॥ પણ જેનો સ્વભાવ સહજ પાપિષ્ઠ છે, તેને મારું ભજન પ્રિય લાગતું નથી. માટે કદાપિ એ દુષ્ટ હૃદયવાળો હોત તો કંઈ મારી સન્મુખ આવી શકત? ॥ ૨ ॥ તેમ મને છળ, છિદ્ર તથા કપટ પ્રિય લાગતાં નથી. તેથી જે નિર્મળ મનુષ્ય હોય તે જ મને પામે છે. વળી હે સુગ્રીવ! કદાચ આપણો ભેદ લેવાને વાસ્તે રાવણે તેને મોકલ્યો હશે, તોપણ આપણને ભય કે હાનિ નથી. ॥ ૩ ॥ હે સખા! જગતમાં જેટલા દૈત્ય છે, તેને લક્ષ્મણજી એક ક્ષણમાત્રમાં નાશ કરી નાંખશે, પણ જે ભયયુક્ત થઈ આપણે શરણે આવશે, તેને તો પ્રાણની પેઠે રાખશું. ॥ ૪ ॥

दो० उभय भांति लै आवहु, हंसि कह कृपानिधान ॥
जय कृपालु कहि कपि चले, अंगदादि हनुमान ॥ ४४ ॥

**અર્થ.**—માટે એમને બેઉ પ્રકારથી લઈ આવો. હે ગરુડજી! કૃપાના ભંડાર શ્રીરઘુનાથજી એવી રીતે હસીને બોલ્યા ત્યારે વિભીષણને લેવાવાસ્તે અંગદ તથા હનુમાનજી વગેરે, હે કૃપાળુ શ્રીરામ! તમારો જય જય થાઓ, એમ કહીને ચાલ્યા. ॥ ૪૪ ॥

चो० सादर तेहि आगे करि वानर । चले जहां रघुपति करुणाकर ॥
दूरिहिं ते देखे दोउ भ्राता । नयनानंद दानके दाता ॥ १ ॥
बहुरि राम छविधाम विलोकी । रहा सो ठाढ एक पग रोकी ॥
भुज प्रलंब कंजारुण लोचन । श्यामल गात प्रणत भय मोचन ॥ २ ॥

सिंह कंध आयत उर सोहा । आनन अमित मदन छबि मोहा ॥
नयननीर पुलकित अति गाता । मन धरि धीर कही मृदुबाता ॥ ३ ॥
नाथ दशानन कर मैं भ्राता । निशिचर बंश जनम सुरत्राता
सहज पाप प्रिय तामस देहा । यथा उलूकहिं तम पर नेहा ॥ ४ ॥

**અર્થ.**—અને પછી ઘણા પ્રેમથી વિભીષણની પાસે જઇ તેડી આવી તેમને આગળ કરી પાછળ પોતે, એમ શ્રીરઘુનાથજી જ્યાં છે ત્યાં આવ્યા. ત્યારે નેત્રને આનન્દરૂપ દાન આપનાર બેઊ ભાઇઓને દૂરથી વિભીષણે જોયા. ॥ ૧ ॥ વળી શોભાના ભંડાર શ્રી-રામચંદ્રજીને જોતાં જ તે એક પગે ઉભા રહી આજાનુબાહુ, લાલ કમળ જેવા નેત્ર-વાળા, ઘનશ્યામ મૂર્તિ, શરણે આવેલાના ભયને નાશ કર્તા, ॥૨॥ સિંહ સરખી વિશાળ ગરદનવાળા, શોભાયમાન ઉરસ્થળવાળા તથા જેના મુખની શોભા જોઇ કામદેવ પણ લજ્જા પામી જાય, એવા શ્રીભગવાનને જોઇ વિભીષણનાં નેત્રમાં જળ ભરાઈ આવ્યાં તથા શરીરનાં રોમાંચ ઉભાં થયાં. તોપણ મનમાં ધીરજ ધરી કોમળ વચનથી બોલ્યા કે, ॥ ૩ ॥ સૂર્યવંશમાં જન્મેલા અને દેવતાઓનું રક્ષણ કરવાવાળા હે શ્રીરામ ! હું રાવ-ણનો ભાઈ છું. જેમ ઘુવડને અન્ધકારઉપર સ્નેહ હોય છે, તેમ અમે તામસ દેહવા-ળાને નિરન્તર પાપ પ્રિય લાગે છે. ॥ ૪ ॥

दो० श्रवण सुयश सुनि आयऊं, प्रभु भंजन भयभीर ॥
त्राहि त्राहि आरत हरण, शरण सुखद रघुबीर ॥ ४५ ॥

**અર્થ.**—માટે સંસારના દુઃખનો નાશ કરનાર હે પ્રભુ! શરણાગતને સુખ દેનાર હે શ્રીરામચન્દ્રજી! તમારા સુંદર યશ કાને સાંભળી હું અહીં આવ્યો છું. તેથી મારું રક્ષણ કરો, રક્ષણ કરો, એમ કહેવા લાગ્યા. ॥ ૪૫ ॥

चो० असकहि करत दंडवत देखा । तुरत उठे प्रभु हर्ष विशेषा ॥
दीन वचन सुनि प्रभु मन भावा । भुज विशाल गहि हृदय लगावा ॥ १ ॥
अनुज सहित मिल ढिग बैठारी । बोले वचन भक्त हितकारी ॥
कहु लंकेश सहित परिवारा । कुशल कुठाहर वास तुम्हारा ॥ २ ॥
खल मंडली बसहु दिनराती । सखा धर्म निबहै केहि भांती ॥
मैं जानी तुम्हारि सब रीती । अतिशय निपुण न भाव अनीती ॥ ३ ॥
बरु भल बास नरक कर ताता । दुष्ट संग जनि देहि विधाता ॥
अब पद देखि कुशल रघुराया । जो तुम कीन्ह जानि जन दाया ॥ ४ ॥

**અર્થ.**—હે ગૌરી! એમ કહીને વિભીષણે દંડવત્ કર્યાં. તેને જોઈ શ્રીહરિ તરત જ હર્ષ પામી ઉઠ્યા; તથા નમ્રતાનાં વચન સાંભળી પ્રસન્ન થયા. તેથી પોતાની વિશાળ ભુજાઓથી તેને છાતી સાથે લગાડ્યા. ॥ ૧ ॥ અને લક્ષ્મણજીસહિત મળીને તેમને

આસન ઉપર બેસાડ્યા. પછી ભક્તના કલ્યાણકારી શ્રીરામ બોલ્યા કે, હે લંકેશ! દુષ્ટ સ્થાનકમાં રહ્યા છતાં પરિવાર સહિત તમે કુશળ છો ? ॥૨॥ વળી હે સખા! રાત્રદિવસ દુષ્ટ મંડળમાં રહી તમારો ધર્મ કેવી રીતે ચાલે છે? કેમકે તમે અત્યન્ત ચતુર છો. તમારી સર્વે રીતિને હું જાણું છું, કારણ તમને અનીતિ ગમતી જ નથી. ॥ ૩ ॥ હે બાપ! કદાચ નરકમાં વાસ થાય તો ભલે, પણ વિધાતાને કહું છું કે, દુષ્ટનો સંગ આપીશ નહીં. ત્યારે વિભીષણ બોલ્યા કે, હે રઘુનાથજી! તમે પોતાનો સેવક જાણી મારા ઉપર દયા કરી, તેથી તમારાં ચરણકમળને જોઈ હું હમણાં કુશળ છું. ॥ ૪ ॥

**दो॰ तब लगि कुशल न जीव कहं, स्वप्नेहु मन विश्राम ॥**
**जब लगि भजन न रामके, शोक धाम तजि काम ॥ ४६ ॥**

**અર્થ.**—વળી જ્યાં લગી શોકનો ભંડાર જે કામ, તેનો ત્યાગ કરી રામનું ભજન કર્યું નથી, ત્યાં સૂધી સ્વપ્નમાં પણ મન શાંત અને જીવને આનન્દ થતો નથી. ॥ ૪૬ ॥

**चो॰ तबलगि हृदय बसत खल नाना । लोभ मोह मत्सर मद माना ॥**
**जबलगि उर न बसत रघुनाथा । धरे चाप शायक कटि भाथा ॥ १ ॥**
**ममता तिमिर तरुण अंधियारी । राग द्वेष उलूक सुखकारी ॥**
**तबलगि बसत जीव उर माहीं । जब लगि प्रभु प्रताप रविनाहीं ॥ २ ॥**
**अब मैं कुशल मिटे भय भारे । देखि राम पदकमल तुम्हारे ॥**
**तुम कृपालु जापर अनुकूला । ताहि न व्याप त्रिविध भव शूला ॥ ३ ॥**
**मैं निशिचर अति अधम स्वभाउ । शुभ आचरण कीन्ह नहिं काउ ॥**
**जो स्वरूप मुनि ध्यान न पावा । सो प्रभु हर्षि हृदय मोहिं लावा ॥ ४ ॥**

**અર્થ.**—વળી જ્યાંસૂધી હાથમાં ધનુષબાણ ધારણ કરી, કટિઉપર ભાથો બાંધી હૃદયમાં શ્રીરઘુનાથજીએ વાસ કર્યો નથી, ત્યાંસૂધી લોભ, મોહ દ્વેષ, અહંકાર તથા માન વિગેરે નાનાપ્રકારના દુષ્ટો વાસ કરીને રહ્યા છે. ॥૧॥ તેમ જ જ્યાં લગી તમારા પ્રતાપરૂપી સૂર્યનો ઉદય થયો નથી, ત્યાં લગી જીવના હૃદયમાં મમતારૂપી અત્યંત અન્ધકાર રાગ તથા દ્વેષરૂપી ઘુવડોને સુખ આપનાર થાય છે. ॥ ૨ ॥ માટે હે શ્રીપ્રભુ! તમારાં ચરણકમળને જોવાથી મારા ભયનો નાશ થયો તથા હવે હું સર્વ રીતે કુશળ છું. કેમકે હે કૃપાળુ! જેના ઉપર તમે અનુકૂળ છો, તેને સંસારનાં ત્રણ પ્રકારનાં દુઃખ બાધ કરતાં નથી. ॥ ૩ ॥ પણ મેં કોઈ દિવસ શુભ આચરણ કર્યાં નથી, કારણ હું અત્યંત દુષ્ટ સ્વભાવવાળો દૈત્ય છું. છતાં પણ જે સ્વરૂપને મુનિ ધ્યાન ધરી પહોંચી શકતા નથી, એવા શ્રીપ્રભુએ હર્ષથી મને પોતાની છાતી સાથે લગાડ્યો. ॥ ૪ ॥

**दो॰ अहो भाग्य मम अमित अति, राम कृपा सुखपुंज ॥**
**देखेउं नयन बिरंचि शिव, सेव्य युगल पदकंज ॥ ४७ ॥**

**અર્થ.**—તેથી અહો ! મારા ભાગ્યને ઘણું જ ધન્ય છે. વળી જેનાં બેઉ ચરણકમળનું બ્રહ્મા તથા શંકર સેવન કરે છે, તે જ કૃપા અને સુખના ભંડાર શ્રીહરિને હું મારા નેત્રથકી જોઉં છું. ॥ ૪૭ ॥

**चो०** सुनहु सखा निज कहहुं स्वभाउ । जानभुशुंडि शंभुगिरिजाउ ॥
जो नर होइ चराचर द्रोही । आवै सभय शरण तकि मोहि ॥ १ ॥
तजि मद मोह कपट छल नाना । करौं सखा तेहि साधु समाना ॥
जननी जनक बंधु सुत दारा । तन धन भवन सुहृद परिवारा ॥ २ ॥
सबके ममता ताग बटोरी । ममपद मनहिं बांधि बरदोरी ॥
समदरशी इच्छा कछु नाहीं । हर्ष शोक भय नहिं मनमाहीं ॥ ३ ॥
अस सज्जन मम उर बस कैसे । लोभी हृदय बसत धन जैसे ॥
तुम सारिखे संत प्रिय मोरे । धरौं देह नहिं आन निहोरे ॥ ४ ॥

**અર્થ.**—હે ગરુડજી ! એવાં વચન સાંભળી શ્રીરામચન્દ્રજી બોલ્યા કે, હે બાપ ! મારા સ્વભાવને કાકભુશંડ, મહાદેવ તથા પાર્વતી જાણે છે, તે હું તને કહું છું માટે સાંભળ. જે મનુષ્ય પ્રાણીમાત્રનો દ્વેષ કરનાર હોય અને પછી ભય પામીને મારે શરણે આવે ॥ ૧ ॥ તથા મદ, મોહ, છળ અને કપટ વગેરે નાનાપ્રકારના દુષ્ટોનો ત્યાગ કરે, તેને હું મારો મિત્ર કરી સાધુસમાન ગણુંછું. વળી માતા, પિતા, ભાઈ, પુત્ર, સ્ત્રી, શરીર, દ્રવ્ય, ઘર, મિત્ર તથા પરિવાર, ॥ ૨ ॥ એ સર્વેના પ્રેમરૂપી સુતરની દોરી કરી મારા પગને વિષે બાંધે તથા પ્રાણીમાત્ર સરખા ગણી કોઈ વાતની ઇચ્છા રાખે નહીં; વળી જેના હૃદયમાં હર્ષ, શોક કે ભય કંઈ નથી, ॥ ૩ ॥ એવા સજ્જન મારા હૃદયમાં કેવી રીતે વસે છે કે, જેમ લોભીના મનમાં દ્રવ્ય વસે તેમ, તમારા જેવા પ્રિય સેવક સારુ હું નરદેહ ધારણ કરું છું, બીજું કંઈ પણ કારણ નથી. ॥ ૪ ॥

**दो०** सगुण उपासक परमहित, निरत नीति दृढनेम ॥
ते नर प्राण समान मोहिं, जिनके द्विज पद प्रेम ॥ ४८ ॥

**અર્થ.**—વળી જે સગુણ ઉપાસનાથી અખંડ નિયમ રાખી નીતિથકી વર્ત્તે છે તથા બ્રાહ્મણનાં ચરણમાં પ્રીતિ રાખે છે, તે મને પ્રાણથી પણ અધિક વહાલા છે. ॥ ૪૮ ॥

**चो०** सुनु लंकेश सकल गुण तोरे । ताते तुम अतिशय प्रिय मोरे ॥
राम बचन सुनि बानर यूथा । सकल कहहिं जय कृपा बरूथा ॥ १ ॥
सुनत बिभीषण प्रभुकर बानी । नहिं अघात श्रवणामृत जानी ॥
पद अंबुज गहि बारहिं बारा । हृदय समात न प्रेम अपारा ॥ २ ॥
सुनहु देव सचराचर स्वामी । प्रणतपाल उर अंतर्यामी ॥
उर कछु प्रथम बासना रही । प्रभु पद प्रीति सरित सो बही ॥ ३ ॥

अब कृपालु निज भक्ति पावनी । देहु दया करि शंभु भावनी ॥
एवमस्तु कहि प्रभु रणधीरा । मांगा तुरत सिंधुकर नीरा ॥ ४ ॥
यदपि सखा तोहिं इच्छा नाहीं । मम्दर्शन अमोघ जग माहीं ॥
असकहि राम तिलक तेहि सारा । सुमन वृष्टि नभ भयउ अपारा ॥ ५ ॥

**અર્થ.**—હે લંકેશ! એ સર્વે ગુણ તારા વિષે છે, માટે તું મને અત્યંત પ્રિય છો. તે વખતે શ્રીહરિનાં વચન સાંભળી સર્વે કપિઓ બોલ્યા કે, હે કૃપાના ભંડાર! તમારો જય થાઓ. ॥ ૧ ॥ પછી વિભીષણ પોતાના કાનને અમૃતતુલ્ય શ્રીપ્રભુની વાણી સાંભળી તૃપ્ત થયા નહીં, તેથી વારંવાર શ્રીરામચંદ્રજીના પદકંજ ગ્રહણ કરવા લાગ્યા; ત્યારે એટલો તો પ્રેમ તેને થયો કે, હૃદયમાં સમાતો ન હતો. ॥ ૨ ॥ તેથી બોલ્યા કે, હે દયાળુ જગદીશ! હે ચરાચર અંતર્યામી દેવ! મારા મનમાં કંઇક ઇચ્છા હતી, પણ હે પ્રભુ! તે આપનાં ચરણકમળની પ્રીતિરૂપી નદીમાં તણાઈ ગઇ. ॥ ૩ ॥ તોપણ હે કૃપાળુ! શંકરને પ્રિય તથા સર્વને પવિત્ર કરનાર તમારી જે ભક્તિ, તે દયા કરીને આપો. ત્યારે રણસંગ્રામમાં ધૈર્યવાન્ શ્રીરામ બોલ્યા કે, તથાસ્તુ. એમ કહીને તે જ વખતે સમુદ્રનું પાણી મંગાવી મુનિ બોલ્યા કે, ॥ ૪ ॥ હે સખા! કદાપિ તને કોઈ વાતની ઇચ્છા નથી, પણ મારાં દર્શન જગતમાં સફલકર્ત્તા છે, એવી રીતે કહીને તે જ વખતે તે પાણીથી શ્રીરઘુનાથજીએ વિભીષણને રાજ્યતિલક કર્યું; તે વખતે આકાશમાંથી પુષ્પની અત્યંત વૃષ્ટિ થવા લાગી. ॥ ૫ ॥

दो० रावण क्रोधानल सरिस, श्वास समीर प्रचंड ॥
जरत बिभीषण राखेउ, दीन्हेउ राज्य अखंड ॥ ४९ ॥
जो संपति शिव रावणहि, दीन्ह दिये दशमाथ ॥
सो संपदा बिभीषणहिं, सकुचि दीन रघुनाथ ॥ ५० ॥

**અર્થ.**—હે ગરુડજી! હવે રાવણના ક્રોધરૂપી અગ્નિમાં શ્વાસરૂપી બળવાન્ વાયુ લાગવાથી, તેમાં બળતા વિભીષણનું રક્ષણ કરી તેને અખંડ રાજ્ય શ્રીપ્રભુએ આપ્યું; તથા દશ મસ્તક હોમ્યા પછી જે સંપત્તિ રુદ્રે રાવણને આપી હતી, તે જ સંપત્તિ વિભીષણને આપવાથી શ્રીરામચંદ્રજી મનમાં સંકોચ પામ્યા. ॥ ૪૯ ॥ ૫૦ ॥

चौ० अस प्रभु छांडि भजहिं जे आना । ते नर पशु बिनु पूंछ वखाना ॥
निज निज जानि ताहि अपनावा । प्रभु स्वभावकपि कुल मन भावा ॥ १ ॥
पुनि सर्वज्ञ सर्व उर बासी । सर्व रूप सब रहित उदासी ॥
बोले वचन नीति प्रतिपालक । कारण मनुज दनुज कुलघातक ॥ २ ॥
सुनु कपीश लंकापति बीरा । केहि बिधि उतरिय जलधि गंभीरा ॥
संकुल उरग मकर झख जाती । अति अगाध दुस्तर सब भांती ॥ ३ ॥
कह लंकेश सुनहु रघुनायक । कोटि सिंधु शोषै तव शायक ॥
यद्यपि तदपि नीति अस गाई । बिनय करिय सागर पहं जाई ॥ ४ ॥

**અર્થ.**—હે ભવાનિ! આવા શ્રીહરિનો ત્યાગ કરી જે મનુષ્ય અવરને ભજે, તેને પૂછડાવિનાનો પશુ જાણવો. કારણ વિભીષણને સેવક જાણી પોતાનો કરી લીધો. આવો સ્વભાવ શ્રીરામનો જોઇ કપિઓના મનમાં અત્યાનંદ થયો. ॥ ૧ ॥ પછી સર્વજ્ઞ, સર્વેના હૃદયનેવિષે વાસ કરનાર, સર્વરૂપ તથા સર્વથી ન્યારા, ઉદાસી અને નીતિથી સર્વેનું પાલન કરનાર તથા જેણે દૈત્યના કુળનો નાશ કરવા વાસ્તે નરદેહ ધારણ કર્યો છે, એવા શ્રીરઘુનાથજી બોલ્યા કે, ॥ ૨ ॥ હે કપીશ્વર! હે લંકેશ! હે શૂરવીર યોધાઓ! મારાં વચન સાંભળો. આ ગંભીર સમુદ્રને કયા પ્રકારથી ઉતરી પેલેપાર જઇશું? કારણ કે, તે અનેક સર્પ, મગર તથા જાતજાતનાં માછલાંઓથી વ્યાપ્ત છે, એવો દુસ્તર સમુદ્ર કેમ ઉતરશું? ॥ ૩ ॥ ત્યારે વિભીષણ બોલ્યા કે, હે પ્રભુ! તમારું બાણ કોટી સમુદ્રનું શોષણ કરી લેશે, તોપણ નીતિમાં કહ્યું છે કે, પહેલાં તેની પાસે જઇ વિનતિ કરવી. ॥ ૪ ॥

**दो० प्रभु तुम्हार कुलगुरु जलधि, कहहि उपाय बिचारि ॥**
**बिनु प्रयास सागर तरहिं, सकल भालु कपि धारि ॥ ५१ ॥**

**અર્થ.**—કારણ હે પ્રભુ! સમુદ્ર આપનો કુળગુરુ[1] છે, તેથી તે વિચારીને ઉપાય બતાવશે. એટલે સર્વે વાનર તથા રીંછનું સૈન્ય વિનાશ્રમથી ઉતરી પેલેપાર જશે. ॥ ૫૧ ॥

**चो० सखा कही तुम नीक उपाई । करब दैव जो होइ सहाई ॥**
**मंत्र न यह लक्ष्मण मन भावा । राम बचन सुनि अति दुख पावा ॥ १ ॥**
**नाथ दैवकर कवन भरोसा । शोषिय सिंधु करिय मन रोसा ॥**
**कादर मनकर एक अधारा । दैव दैव आलसी पुकारा ॥ २ ॥**
**सुनत बिहंसि बोले रघुबीरा । ऐसे करब धरहु मनधीरा ॥**
**असकहि प्रभु अनुजहि समुझाई । सिंधु समीप गये रघुराई ॥ ३ ॥**
**प्रथम प्रणाम कीन प्रभु जाई । बैठे तट पुनि दर्भ डसाई ॥**
**जबहिं बिभीषण प्रभु पहं आये । पाछे रावण दूत पठाये ॥ ४ ॥**

**અર્થ.**—એવાં વચન સાંભળી શ્રીપ્રભુ બોલ્યા કે, હે સખા! તેં સારો ઉપાય બતાવ્યો. જ્યારે દૈવ સહાયતા કરશે, ત્યારે જ કામ થશે. પણ હે ગિરિજા! આ વિચાર લક્ષ્મણજીને મનમાં પ્રિય લાગ્યો નહીં, તેથી શ્રીરામચન્દ્રજીનાં વચન સાંભળી અત્યન્ત વ્યાકુળ થવાથી તેઓ બોલ્યા કે, ॥૧॥ હે નાથ! દૈવનો શું ભરોસો? દૈવ, દૈવ એમ કહીને પોકાર કરવો, એ તો આળસુ મનુષ્યને એક આધાર છે. મનમાં ક્રોધ કરી તમે સમુદ્રને શોષણ કરીલ્યો. ॥૨॥ એવાં લક્ષ્મણજીનાં વચન સાંભળી શ્રીપ્રભુ હસીને બોલ્યા કે, હે ભાઈ! તમે મનમાં ધીરજ રાખો, એ જ પ્રમાણે કરશું. એ પ્રમાણે તેને સમજાવી શ્રીહરિ સમુદ્રપાસે ગયા. ॥ ૩ ॥ અને તેને નમસ્કાર કરીને દર્ભનું આસન નાંખીને

---

૧. પૂર્વે સૂર્યવંશમાં સગર રાજાના પુત્ર સાગરોએ ઉપસાગર કર્યા છે.

કિનારા ઉપર બેઠા. એટલામાં રાવણે, વિભીષણ જ્યારે શ્રીપ્રભુપાસે આવ્યા ત્યારે, તેની પાછળ તેને જોવાને માટે જે દૂત મોકલેલો, ॥ ૪ ॥

दो० सकल चरित उन देखेऊ, धरे कपट कपि देह ॥
प्रभु गुण हृदय सराहि अति, शरणागत पर नेह ॥ ५२ ॥

**અર્થ.**—તે કપટી કપિનું રૂપ લઇ સર્વે ચરિત્ર જોવા લાગ્યો, તો શરણાગતનું રક્ષણ કરનાર શ્રીપ્રભુને જોતાં જ તેમનાં ગુણને પોતાના મનમાં અત્યંત વખાણતાં, ॥ ૫૨ ॥

चो० प्रकट बखानत राम स्वभाऊ । अति सप्रेम गा विसरि दुराऊ ॥
रिपुका दूत कपिन जब जाना । ताहि बांधि कपिपति पहं आना ॥ १ ॥
कह सुग्रीव सुनहु सब बनचर । अंग भंग करि पठवहु निशिचर ॥
सुनि सुग्रीव वचन कपि धाये । बांधि कटक चहुं पास फिराये ॥ २ ॥
बहु प्रकार मारन कपि लागे । दीन पुकारत तदपि न त्यागे ॥
जो हमार हर नाशा काना । तेहि कोशलाधीश कर आना ॥ ३ ॥
सुनि लक्ष्मण तेहि निकट बुलाई । दया लागि हंसि दीन छुडाई ॥
रावण कर दीन्हेउ यह पाती । लक्ष्मण वचन बांचु कुलघाती ॥ ४ ॥

**અર્થ.**—ઘણા પ્રેમમાં પોતાનું કપટરૂપ ભૂલી રાક્ષસના દેહથી શ્રીહરિના ગુણનું પ્રગટ વર્ણન કરવા લાગ્યો. એટલામાં વાનરાઓએ તેને રાવણનો દૂત જાણ્યો, તેથી તે દૈત્યને બાંધી સુગ્રીવની પાસે લઈ આવ્યા. ॥ ૧ ॥ ત્યારે કપિરાજ બોલ્યો કે, હે વનચરો! આ નિશિચરનું કોઈ પણ અંગ ભંગ કરીને પાછો મોકલી દ્યો. એવાં સુગ્રીવનાં વચન સાંભળી વાનરો દોડ્યા, ને દૈત્યને બાંધી ચારે તરફ ફેરવવા લાગ્યા, ॥ ૨ ॥ તથા સર્વે ભેગા મળીને અનેક પ્રકારનો માર મારવા લાગ્યા. તેથી દૂતે પોકાર કર્યો કે, હું ગરીબ છું, હું દુઃખી છું, તોપણ તેને મૂક્યો નહીં. ત્યારે વળી તે બોલ્યો કે, જો કોઈ મારા નાક કાન કાપશે, તેને રામચન્દ્રજીની આણ છે. ॥ ૩ ॥ એવાં દૂતનાં વચન સાંભળી લક્ષ્મણજીએ હસીને તેના ઉપર દયા કરી તેને છોડી દીધો અને બોલ્યા કે, લે આ પત્ર રાવણના હાથમાં આપજે તથા કહેજે કે, હે કુળઘાતી! લક્ષ્મણજીનાં વચન વાંચી જો. ॥ ૪ ॥

दो० कहेउ सुखागर मूढ सन, मम संदेश उदार ॥
सीता देहु मिलहु नतो, आवा काल तुम्हार ॥ ५३ ॥

**અર્થ.**—હે દૂત! આ મારો ઉદાર સંદેશો તે મૂર્ખના મોઢા આગળ કહેજે કે, જો સીતાને પાછી આપી મને મળીશ નહીં તો તારું મૃત્યુ આવ્યું છે. ॥ ૫૩ ॥

चो० तुरत नाइ लक्ष्मण पद माथा । चला दूत बर्णत गुणगाथा ॥
कहत राम यश लंका आवा । रावण चरण शीश तिन नावा ॥ १ ॥

बिहंसि दशानन पूंछेसि बाता । कहसि न शुक आपनि कुशलाता ॥
पुनि कहु कुशल बिभीषण केरी । जासु मृत्यु आई अति नेरी ॥ २ ॥
करत राज्य लंका शठ त्यागा । होइ नरक कर कीट अभागा ।
पुनि कहु भालु कीश कटकाई । कठिन काल प्रेरित चलिआई ॥ ३ ॥
तिनके जीवनकर रखवारा । भयउ मृदुल चित सिंधु बिचारा ॥
कहु तपसिन कर बात बहोरी । जिनके हृदय त्रास बड मोरी ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! એવાં લક્ષ્મણજીનાં વચન સાંભળી, દૂતે તેજ વખત તેનાં ચરણમાં મસ્તક નમાવી ગુણનું વર્ણન કરતો ચાલ્યો. તેમ જ શ્રીરામચન્દ્રજીના યશ કહેતો લંકામાં આવી રાવણનાં ચરણમાં મસ્તક નમાવ્યું. ॥ ૧ ॥ ત્યારે રાવણ હસીને વાત પૂછવા લાગ્યો કે, હે શુક! તારી કુશળતા કેમ કહેતો નથી? વળી વિભીષણની કુશળતા કહે, કેમકે તેનું મૃત્યુ નજીક આવ્યું છે. ॥ ૨ ॥ તથા તે અભાગી લંકાનું રાજ્ય મૂકીને નરકનો કીડો થશે. હે શુક! વળી કઠીણ કાળની પ્રેરણાથી અહીં આવેલા છે, એવા વાનર તથા રીંછનું સૈન્ય કેટલું છે, તે કહે. ॥ ૩ ॥ કારણ તેઓના જીવનું રક્ષણ કરવા સમુદ્ર બિચારો દયાળુ ચિત્તવાળો થયો છે. તેમ જ જેના હૃદયમાં મોટો ત્રાસ છે, એવા બેઉ તપસ્વીની વાત કહે. ॥ ૪ ॥

दो० भई भेंटकी फिरि गये, श्रवण सुयश सुनि मोर ॥
कहसि न रिपुदल तेज बल, कस चकित चित तोर ॥ ५४ ॥

**અર્થ.**—હે શુક! તેઓ મારા યશને કાને સાંભળી પાછા ફર્યા કે, તારી ભેટ થઈ અને શત્રુના સૈન્યનું તેજ તથા બળ તું કેમ કહેતો નથી? અને તારું ચિત્ત ભ્રમિષ્ટ કેમ થઈ ગયું છે? ॥ ૫૪ ॥

चौ० नाथ कृपा करि पूछेहु जैसे । मानहु बचन क्रोध तजि तैसे ॥
मिला जाइ जब अनुज तुम्हारा । जातहिं राम तिलक तेहि सारा ॥ १ ॥
रावण दूत हमहिं सुनि काना । कपिन बांधि दीन्हे दुख नाना ॥
श्रवण नाशिका काटन लागे । राम शपथ दीन्हि तब त्यागे ॥ २ ॥
पूंछहु नाथ कीश कटकाई । बदन कोटि शत बरणि न जाई ॥
नाना वर्ण भालु कपि धारी । बिकटानन बिशाल भयकारी ॥ ३ ॥
जेंइ पुर दहेउ वधेउ सुत तोरा । सकल कपिनमहं तेहि बल थोरा ॥
अमित नाम भट कठिन कराला । बिपुल वर्ण तनु तेज बिशाला ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! એવાં વચન સાંભળી શુકનામે દૂત બોલ્યો કે, હે નાથ! જેમ તમે કૃપા કરીને પૂછો છો, તેમ ક્રોધનો ત્યાગ કરી મારાં વચન માનો. જ્યારે તમારો ભાઈ તેમને જઈને મળ્યો, તે જ વખતે રામચંન્દ્રે વિભીષણને તિલક આપ્યું.

॥ ૧ ॥ વળી હું રાવણનો દૂત છઉં, એવું કાને સાંભળતાં જ કપિઓએ મને બાંધી અનેક પ્રકારનું દુઃખ દીધું. જ્યારે મારા નાક કાન કાપવા લાગ્યા, ત્યારે તેઓને મેં રામચંદ્રના સોગન દીધા. એટલે તેઓએ મને છોડી મૂકયો. ॥૨॥ હે નાથ! વાનરના સૈન્ય વિષે પૂછોછો, પણ તેનું વર્ણન સો કરોડ મુખથી થઈ શકે તેમ નથી. વાંકા મુખવાળું મહા ભયાનક તથા અનેક પ્રકારના રૂપવાળું વાનર તથા રીંછનું સૈન્ય છે. ॥૩॥ વળી જે કપિએ લંકા બાળીને તમારા પુત્રને માર્યો, તે તો હજી સર્વ કપિઓમાં થોડા બળવાળો છે. અનેક નામવાળા, શૂરવીરો, અત્યંત કઠોર તથા ઘણા વર્ણ અને રૂપવાળા તેમ જ અત્યંત તેજસ્વી, ॥ ૪ ॥

**दो० द्विविद मयंद नील नल, अंगदादि विकटाशि ॥**
**दधिमुख केहरि कुमुद गव, जांबवंत बल राशि ॥ ५५ ॥**

**અર્થ.**—દ્વિવિદ, મયંદ, નીલ, નલ, અંગદ, વિકટાક્ષ, દધિમુખ, કેહરી, કુમુદ, ગવ તથા જાંબુવાન વગેરે મહાબળના ભંડાર છે. ॥ ૫૫ ॥

**चो० ये कपि सब सुग्रीव समाना । इन सम कोटि गनै को नाना ॥**
**राम कृपा अतुलित बल तिनहीं । तृण समान त्रयलोकहि गिनहीं ॥ १ ॥**
**अस मैं श्रवण सुना दशकंधर । पद्म अठार यूथपति बंदर ॥**
**नाथ कटक महं सो कपि नाहीं । जो न तुम्हैं जीतहि रण माहीं ॥ २ ॥**
**परम क्रोध मीजहिं सब हाथा । आयसु पै न देहिं रघुनाथा ॥**
**शोषहिं सिंधु सहितझख ब्याला । फारहिं नखधरि कुधराबिशाला ॥ ३ ॥**
**मर्दि गर्दि मिलवहिं दशशीशा । ऐसे वचन कहहिं सब कीशा ॥**
**गर्जहिं तर्जहिं सहज अशंका । मानहुं ग्रसन चहत अब लंका ॥ ४ ॥**

**અર્થ.**—હે નાથ! વળી એ સર્વે કપિઓ સુગ્રીવ જેવા બળવાન્ છે, તથા એમનાં જેવા બીજા અનેક પ્રકારનાં કરોડો છે. તેમની ગણત્રી કોણ કરી શકે? તેમ જ તેઓ રામકૃપાથી અત્યંત બળવાન્ છે, તેથી ત્રણ લોકને તૃણ સમાન ગણે છે. ॥ ૧ ॥ હે દશાનન! વળી મેં એવું કાને સાંભળ્યું છે કે, અઢાર પદ્મ તો સેનાપતિઓ છે. તેમ હે નાથ! તે સૈન્યમાં એવો કોઈ વાનર નથી, જે તમને રણ સંગ્રામમાં જિતી શકે નહી. ॥ ૨ ॥ વળી તેઓ સર્વે હાથ ઘસીને મહા ક્રોધવંત થઈ કહે છે કે, શું કરીએ કે, શ્રીરામચંદ્રજી આજ્ઞા આપતા નથી, નહીંતર સર્પ તથા માછલાં સહિત સમુદ્રનું શોષણ કરીને અમારા નખ થકી વિશાળ પર્વતોને પણ ચીરી નાંખીએ, ॥ ૩ ॥તથા દશ મસ્તકનું તો મર્દન કરી ધૂળમાં મેળવીશું. એ પ્રમાણે સર્વે વાનરો વચન કહે છે. વળી જાણે આ જ વખતે લંકાનું ભક્ષણ કરી જશે, એમ શંકાવિના ગર્જના કરીને ઉડે છે. ॥૪॥

**दो० सहज शूर कपि भालु सब, पुनि शिर पर श्रीराम ॥**
**रावण कोटिन काल कहं, जीति सकहिं संग्राम ॥ ५६ ॥**

**અર્થ.**—હે નાથ! એક તો વાંદરા તથા રીંછ, વળી સહજ વાતમાં શૂરવીર અને વળી જેના મસ્તકઉપર શ્રી રામચંદ્રજી છે. માટે આ વખતે હે લંકેશ! રણસંગ્રામમાં કોટિકાળ હોય, તો તેને પણ જિતી શકશે. ॥ ૫૬ ॥

**चो॰** राम तेज बल बुधि बिपुलाई । शेष सहस शत सकहिं न गाई ॥
सक शर एक शोषि शत सागर । तव भ्रातहिं पूंछेउ नयनागर ॥ १ ॥
तासु वचन सुनि सागर पाहीं । मांगत पंथ कृपा मन माहीं ॥
सुनत वचन बिहंसा दशशीशा । जो अस मति सहाय कृतकीशा ॥ २ ॥
सहज भीरु कर वचन दृढाई । सागरसनठा नीम चलाई ॥
मूढ मृषा का करसि बडाई । रिपु बल बुद्धि थाह मैं पाई ॥ ३ ॥
सचिव सभीत बिभीषण जाके । बिजय बिभूति कहां लगि ताके ।
सुनि खल वचन दूत रिसिबाढी । समय बिचारि पत्रिका काढी ॥ ४ ॥
राम अनुज दीन्ही यह पाती । नाथ बचाइ जुडावहु छाती ॥
बिहंसि बामकर लीन्हेसि रावन । सचिव बोलि शठ लागु बचावन ॥ ५ ॥

**અર્થ.**—વળી હે નાથ! રામચંદ્રનું બળ તથા બુદ્ધિ અત્યંત છે. તેનું હજાર શેષ પોતાના મુખથી પણ વર્ણન કરી શકે એમ નથી. કારણ તેમનું એક બાણ સો સમુદ્રનું શોષણ કરી જાય એવું છે. આવા રામે ન્યાયમાં ચતુર તમારા ભાઈને જ્યારે પૂછયું, ॥ ૧ ॥ ત્યારે વિભીષણના કહેવાથી દયાળુ રામ સમુદ્ર પાસે માર્ગ માગે છે. હે ગરુડજી! એવી રીતે શુક દૈત્યનાં વચન સાંભળી રાવણ હસીને બોલ્યો કે, અરે! જેની બુદ્ધિ એવી છે કે, સહાયતા કરવાને માટે પોતે વાનર લઈ આવ્યો છે. ॥ ૨ ॥ વળી સહજ વાતમાં વિભીષણ બીકણ છે. તેનાં વચનને તે દૃઢ માનીને પોતાનો નિયમ સમુદ્ર આગળ ચલાવી માર્ગ માગે છે. માટે હે મૂર્ખ! ખોટી મોટાઈ શા માટે કરે છે? શત્રનાં બળ તથા બુદ્ધિની મને ખબર છે. ॥ ૩ ॥ વળી જેનો પ્રધાન વિભીષણ જેવો બીકણ છે, તેનું વર્ણન હું કયાં સૂધી કરું? એવાં મૂર્ખ રાવણનાં વચન સાંભળી સમય વિચારી શુક દૈત્યે તેને પત્રિકા દેખાડી. ॥ ૪ ॥ પછી બોલ્યો કે, હે નાથ! આ પત્રિકા રામચંદ્રજીના ભાઇએ આપી છે. તેને વંચાવી તમારું હૃદય શાંત કરો. ત્યારે હસીને રાવણ ડાબા હાથમાં લઇ પોતાના પ્રધાનને બોલાવી વંચાવવા લાગ્યો. ॥ ૫ ॥

**दो॰** बातन मनहिं रिझाय शठ, जनि घालसि कुलखीश ॥
राम बिरोध न उबरिहहु, शरण बिष्णु अजईश ॥ ५७ ॥
होउ मान तजि अनुज इव, प्रभु पद पंकज भृंग ॥
होहि राम शर अनल खल, जनि कुल सहितपतंग ॥ ५८ ॥

**અર્થ.**—હે ભવાનિ! તેમાં એવું લખેલું હતું કે, હે મૂર્ખ! ઠાલી વાતો કરી મનને આનંદ પમાડી તારા કુળનો નાશ કરીશ નહીં. કારણ કે રામચંદ્રજીનો વિરોધ કરનાર કોઈ પણ જો બ્રહ્મા, વિષ્ણુ તથા મહાદેવને શરણે જશે, તોપણ તે બચવાનો નથી. માટે તારા ભાઇની પેઠે માનને મૂકી, શરણે આવી શ્રીપ્રભુનાં પદકંજમાં ભમરારૂપ થા. નહીં તો હરિનાં બાણરૂપી અગ્નિમાં પતંગીઆરૂપ કુળ સહિત તું થઇશ. ॥ ૫૭ ॥ ૫૮ ॥

**चो०** सुनत सभय मन महं मुसुकाई । कहत दशानन सबहिं सुनाई ॥
भूमि परा कर गहत अकाशा । लघु तापस कर बाग बिलासा ॥ १ ॥
कह शुक नाथ सत्य सब बानी । समुझहु छांडि प्रकृति अभिमानी ॥
सुनहु बचन मम परिहरि क्रोधा । नाथ राम सन तजहु बिरोधा ॥ २ ॥
अति कोमल रघुबीर स्वभाऊ । यद्यपि अखिल लोककर राऊ ॥
मिलत कृपा प्रभु तुमपर करहीं । उर अपराध न एकौ धरहीं ॥ ३ ॥
जनकसुता रघुनाथहिं दीजै । इतना कहा मोर प्रभु कीजै ॥
जबतेइं देन कहेउ बैदेही । चरण प्रहार कीन्ह शठ तेही ॥ ४ ॥
चरणनाइ शिर चला सो ताहीं । कृपासिंधु रघुनायक जाहीं ॥
करि प्रणाम निज कथा सुनाई । राम कृपा आपनि गति पाई ॥ ५ ॥
ऋषि अगस्त कर शाप भवानी । राक्षसभयउ रहा मुनि ज्ञानी ॥
बंदि राम पद बारहिं बारा । पुनि निज आश्रम कहं पगु धारा ॥ ६ ॥

**અર્થ.**—એવાં પત્રિકાનાં વચન સાંભળી રાવણ ભયયુક્ત મનથી હસી સર્વેને કહેછે કે, હે ભાઇઓ! પૃથ્વીઉપર પડીને પગથકી આકાશને પકડવા જાયછે, એવા નાના તપસ્વીનાં વચનની ચતુરાઈ તો જૂવો. ॥ ૧ ॥ એવું સાંભળી શુક દૈત્ય બોલ્યો કે, હે નાથ! એ સઘળાં વચન સાચાં છે, પણ તમે અભિમાનની પ્રકૃતિ મૂકી વિચાર તો કરો! નહીં તો હે નાથ! ક્રોધનો ત્યાગ કરી મારાં વચન સાંભળો. શ્રીરામચંદ્રજી સાથે વૈરભાવ મૂકી દ્યો. ॥ ૨ ॥ કારણ કે તે જોકે ચૌદ લોકના પતિ છે, પણ એમનો સ્વભાવ અત્યંત દયાળુ છે. તેથી તમે જો પ્રભુને શરણે જશો, તો તે તમારો પોતાના મનમાં એક પણ અપરાધ ન ગણતાં દયા કરશે. ॥ ૩ ॥ હે નાથ! મારું એટલું કહ્યું કરો કે, જનકસુતા જે જાનકી, તે શ્રીરઘુનાથજીને પાછી સોંપો. એવું વચન સાંભળતાં જ તે જ વખતે મૂર્ખ રાવણે તેને એક લાતનો પ્રહાર કર્યો. ॥ ૪ ॥ તેથી તે દશાનનનાં ચરણમાં મસ્તક નમાવી જ્યાં કૃપાસાગર શ્રીરઘુનાથજી છે ત્યાં ચાલ્યો અને ત્યાં આવી શ્રીપ્રભુને નમસ્કાર કરી પોતાના પૂર્વજન્મની કથા સંભળાવી, શ્રીહરિની કૃપાથી પોતાની ગતિને પામ્યો. ॥ ૫ ॥ હે ભવાનિ! પ્રથમ તે મહા જ્ઞાની મુનિ હતો, પણ અગસ્ત્ય ઋષિના શાપથી રાક્ષસ થયો હતો. તે શ્રીરામચંદ્રજીનાં ચરણમાં વારંવાર નમી મુનિનો દેહ ધારણ કરી, પોતાના આશ્રમમાં ગયો. ॥ ૬ ॥

दो० विनय न मानत जलधि जड, गये तीन दिनबीति ॥
बोले राम सकोप तब, भय बिनु होय न प्रीति ॥ ५९ ॥

અર્થ.—હે ગરુડજી! હવે અહીં સમુદ્ર કિનારા ઉપર ત્રણ દિવસ થયાં શ્રીહરિ વિનતિ કરેછે, તોપણ તે જડ જળધિ માનતો નથી ત્યારે શ્રીપ્રભુ ક્રોધ કરી બોલ્યા કે, ભયવિના કદી પ્રીતિ થાય જ નહીં. ॥ ૫૯ ॥

चो० लक्ष्मण बाण शरासन आनू । शोषै बारिध बिशिष कृशानू ॥
शठसन विनय कुटिल सन प्रीती । सहज कृपण सन सुंदरनीती ॥ १ ॥
ममतारत सन ज्ञान कहानी । अति लोभी सन विरति बखानी ॥
क्रोधिहि सम कामिहि हरि कथा । ऊषर बीज बोये फल यथा ॥ २ ॥
असकहि रघुपति चाप चढावा । यह मत लक्ष्मणके मन भावा ॥
संधानेउ शर बिशिष कराला । उठी उदधि उर अंतर ज्वाला ॥ ३ ॥
मकर उरग झख गण अकुलाने । जरत जंतु जलनिधि जबजाने ॥
कथन थार भरि मणि गण नाना । बिप्ररूप आये तजि माना ॥ ४ ॥

અર્થ.—માટે હે લક્ષ્મણ! મને ધનુષ્ય આપો, એટલે અગ્નિબાણથી આ સમુદ્રનું શોષણ કરી જાઉં. કારણ કે હે ભાઈ! મૂર્ખ આગળ વિનતિ, કપટી મનુષ્ય સાથે પ્રીતિ, અત્યંત કૃપણ પાસે દ્રવ્યની નીતિ કહેવી, ॥ ૧ ॥ મમતાવશ હોય તેની પાસે જ્ઞાનની વાત કહેવી, અત્યંત લોભી પાસે વૈરાગ્યની વાત કહેવી, કામી પાસે હરીકીર્તન કહેવું. તથા ક્રોધી પાસે શમતાપણું દર્શાવવું, એ સઘળું જેમ ખાર જમીનમાં બીજ નિષ્ફળ જાય, તેમ સર્વે ફોકટ છે. ॥ ૨ ॥ એમ કહી શ્રીહરિએ ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યું, ત્યારે આ કારણ લક્ષ્મણજીને અત્યંત પ્રિય લાગ્યું. હવે જ્યારે શ્રીપ્રભુએ મહા કઠોર બાણ તૈયાર કર્યું, ત્યારે સમુદ્રના હૃદયમાં જ્વાળા ઉત્પન્ન થઈ. ॥ ૩ ॥ અને તેથી જ્યારે મઘર, સર્પ તથા અનેક માછલાંઓ વ્યાકુળ થઈ, જંતુમાત્ર બળવા લાગ્યાં, ત્યારે વરુણદેવ બ્રાહ્મણનો વેષ ધરી, સોનાના થાળમાં અનેક પ્રકારનાં મણિઓ ભરી, શ્રીપ્રભુ પાસે આવ્યો. ॥ ૪ ॥

दो० काटे पै कदली फरै, कोटि यत्न करि सींच ॥
विनय न मान खगेश सुन, डाटेहि पै नव नीच ॥ ६० ॥

અર્થ.—હે ગરુડ! જેમ કોટિ ઉપાયથી કેળના મૂળમાં પાણી સિંચીએ, તો પણ કાપ્યાવિના જેમ ફળે નહીં, તેમ નીચ પુરુષ દંડ કરવાથી માને, પણ નમ્રતાથી માને નહીં. ॥ ૬૦ ॥

चो० सभय सिंधु गहि पद प्रभु केरे । क्षमहु नाथ सब अवगुण मेरे ॥
गगन समीर अनल जल धरणी । इनकी नाथ सहज जड करणी ॥ १ ॥
तव प्रेरित माया उपजाये । सृष्टि हेतु सब ग्रंथन गाये ॥
प्रभु आयसु जेहि कहं जस अहही । सो तेहि भांति रहै सुख लहहीं ॥ २ ॥

प्रभु भल कीन्ह मोहिं सिख दीन्हीं । मर्यादा सब तुम्हरी कीन्हीं ॥
ढोल गंवार शूद्र पशु नारी । ये सब ताडनके अधिकारी ॥ ३ ॥
प्रभु प्रताप मैं जाब सुखाई । उतरिहि कटक न मोरि बडाई ॥
प्रभु आज्ञा अलेप श्रुति गाई । करहु वेगि जो तुमहिं सोहाई ॥ ४ ॥

**અર્થ.**—એવી રીતે ભય પામી શ્રીરામનાં ચરણુ ગ્રહણુ કરી સમુદ્ર બોલ્યો કે, હે પ્રભુ! મારા સર્વે અપરાધ ક્ષમા કરો. કારણુ કે આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વીની કરણી અત્યંત જડ જેવી છે. ॥૧॥ વળી સર્વે ગ્રંથો કહે છે કે, સૃષ્ટિને વાસ્તે તમારી પ્રેરણાથી માયાએ સર્વેને ઉત્પન્ન કર્યા છે, તેમાં જેને તમારી આજ્ઞા થાય, તેવી રીતે તે સુખ પામીને રહે છે. ॥ ૨ ॥ માટે હે પ્રભુ! તમે મને જે શિક્ષા કરી, તે ઘણું સારું થયું. કેમકે એ સર્વે મર્યાદા તમારી કરેલી છે. વળી ઢોલ, મૂર્ખ, શૂદ્ર, પશુ તથા સ્ત્રી એ સર્વે શિક્ષાનાં અધિકારી છે. ॥ ૩ ॥ હવે હે પ્રભુ! તમારા પ્રતાપથી હું સુકાઈ જાઉં, તેથી સૈન્ય માત્ર ઉતરી જાય, તેમાં મારી કંઈ મોટાઈ નથી. કારણુ હે નાથ! તમારી આજ્ઞા કોઈથી લોપાય નહીં, એમ વેદ કહે છે. માટે જેમ તમને આનંદ થાય તેમ કરો. ॥૪॥

दो० सुनत विनीत वचन अति, कह कृपालु मुसुकाइ ॥
जेहि विधि उतरै कपि कटक, तात सो करहु उपाइ ॥ ६१ ॥

**અર્થ.**—હે પાર્વતી! એવાં સમુદ્રનાં અત્યંત નમ્ર વચન સાંભળી કૃપાળુ શ્રીરઘુવીર હસીને બોલ્યા કે, હે તાત! જેવી રીતે વાનરનું સૈન્ય ઉતરે, તેવો ઉપાય કરો. ॥ ૬૧ ॥

चो० नाथ नील नल कपि दोउ भाई । लरिकाई ऋषि आशिष पाई ॥
तिनके परश किये गिरि भारे । तरिहहिं जलधि प्रताप तुम्हारे ॥ १ ॥
मैं पुनि उरधरि प्रभु प्रभुताई । करिहौं बल अनुमान सहाई ॥
इहि विधि नाथ पयोधि बंधाइय । जिहिअस सुयश लोक तिहुं गाइय ॥ २ ॥
इहि शर मम उत्तर तटवासी । हतहु नाथ खल गण अघराशी ॥
सुनि कृपालु सागर मन पीरा । तुरतहिं हरी राम रणधीरा ॥ ३ ॥
देखि राम बल अतुलित भारी । हर्षि पयोनिधि भये सुखारी ॥
सकल चरित कहि प्रभुहि सुनावा । चरण वंदि पाथोधि सिधावा ॥ ४ ॥

**અર્થ**—તે સાંભળી નદીશ બોલ્યો કે, હે નાથ! નલ તથા નીલ નામે બે ભાઈઓ છે. તે બાલપણુમાં ઋષિનો આશીર્વાદ પામેલા છે. માટે તેમના સ્પર્શથી તથા તમારા પ્રતાપથી મોટા પર્વતો સમુદ્ર ઉપર તરશે ॥ ૧ ॥ ને હું પણુ તમારા પ્રતાપને હૃદયમાં રાખી વિચાર કરી મારા બળ પ્રમાણે સહાયતા કરીશ. એ પ્રમાણે હે નાથ! મારા ઉપર પાજ બાંધો, તેથી તમારો સુંદર યશ ત્રણુ લોકમાં ગવાશે, ॥ ૨ ॥ અને આ બાણુથકી, મારી ઉત્તર દિશામાં જે મહા ખળ પાપિષ્ઠ દૈત્ય છે, તેને તમો મારો. ત્યારે કૃપાળુએ નદીશના મનનું દુઃખ જાણી, તે જ વખતે તેનો નાશ કર્યો. ॥ ૩ ॥ એટલે શ્રીપ્રભુનું

અત્યંત બળ જોઈ સાગર હર્ષ પામી સુખી થયો. પછી સર્વે ચરિત્ર શ્રીપ્રભુને કહી સંભળાવી, ચરણને નમસ્કાર કરી, પોતાને સ્થાનકે ગયો. ॥ ૪ ॥

**હરિગીતછંદ.** निच भवन गवनेउ सिंधु श्रीरघुवीर हिय मत भायऊ ॥
यह चरित कलिमल हरण जसमति दास तुलसी गायऊ ॥
सुखभवन संशय दमन शमन विषाद रघुपति गुणगना ॥
तजि आश सकल भरोस गावहिं सुनहिं सज्जन शुचिमना ॥ ६ ॥

**અર્થ.**—હે ગરુડજી! જ્યારે વરુણદેવ પોતાને ઘેર ગયો, ત્યારે તેનો અભિપ્રાય શ્રીહરિને પ્રિય લાગ્યો. એવી રીતે કલિયુગનાં પાપને નાશ કરનાર એવાં જે ચરિત્ર તુલસીદાસે પોતાની બુદ્ધિ પ્રમાણે ગાયાં, તે સુખના ભંડાર, સંશય દૂર કરનાર તથા શોકને દમન કરનાર એવા શ્રીરામચંદ્રજીનાં અનેક ગુણ, તેને સર્વે ભરોસો રાખી તૃષ્ણા મૂકી જે સજ્જન પુરુષ ગાય, સાંભળે, ॥ ૬ ॥

**दो०** सकल सुमंगल दायक, रघुनायक गुणगान ॥
सादर सुनहिंते तरहिं भव, सिंधु बिना जलयान ॥ ६२ ॥

**અર્થ.**—તથા સુમંગળને આપનાર શ્રીહરિના ગુણનું ગાયન જે પ્રેમથકી કરે, વા સાંભળે, તે નાવવિના સમુદ્ર તરી જશે. ॥ ૬૨ ॥

ઇતિ શ્રી ગોસ્વામી તુલસીકૃત કળિ કાળના સઘળા મેલનો નાશ કરી
નિર્મળ જ્ઞાન, વૈરાગ્ય અને સંતોષને આપનાર શ્રીરામચરિત્રરૂપી
માનસરોવરમાંનો "શિવજીકૃત ગુજરાતી ભાષાંતર" નો
સુન્દરકાંડ પરિપૂર્ણ થયો.

---

# ॥ અથ તુલસીકૃત રામાયણ ॥

## લંકાકાંડ.

( शार्दूलविक्रीडित. )

श्लोकः—रामं कामारिसेव्यं भवभयहरणं कालमत्तेभसिंहं ।
योगींद्रं ज्ञानगम्यं गुणनिधिमजितं निर्गुणं निर्विकारम् ॥
मायातीतं सुरेशं खलवधनिरतं ब्रह्मवृंदैकदेवं ।
वंदे कुंदावदातं सरसिजनयनं देवमुर्वीशरूपम् ॥ ॥ १ ॥
शंखेंद्वाभमतीव सुंदरतनुं शार्दूलचर्माम्बरं ।
कालव्यालकरालभूषणधरं गंगाशशांकप्रियम् ॥
काशीशं कलिकल्मषौघशमनं कल्याणकल्पद्रुमम् ।
नौमीड्यं गिरिजापतिं गुणनिधिं श्रीशंकरं कामहम् ॥ ॥ २ ॥
यो ददाति सतां शम्भुः कैवल्यमपि दुर्लभम् ।
खलानां दंडकृत् योऽसौ शंकरः शं तनोतु मे ॥ ॥ ३ ॥

**અર્થ.**—શ્રીમહાદેવજી જેમનું સેવન કરે છે, તથા સંસારના ભયને હરણ કરનાર કાળરૂપી મદોન્મત્ત હાથી ઉપર કેસરી સિંહરૂપ, યોગીઓના ઇંદ્ર અને જ્ઞાનવડે જાણવા યોગ્ય, ગુણના ભંડાર, અજિત, નિર્ગુણ તથા વિકાર અને માયાથી ન્યારા, વળી દેવતાઓના ઈશ્વર, દુષ્ટોને મારવામાં તત્પર, બ્રાહ્મણોના ઈષ્ટદેવ, કુંદના પુષ્પ બરોબર ગૌર, કમળ જેવાં નેત્રવાળા, પૃથ્વીપતિ શ્રીરામચંદ્રજી દેવને હું નમસ્કાર કરું છું. ॥ ૧ ॥ શંખ તથા ચંદ્રમા બરોબર ગૌર, વાઘાંબર ધારણ કરનાર, અત્યંત સુંદર શરીરવાળા, કાળરૂપી સર્પનું કઠીણ આભૂષણ ધરનાર, ગંગાજી તથા ચંદ્રમા જેમને પ્રિય છે એવા, કાશીના ઈશ્વર, કળિયુગનાં અનેક પાપોના નાશ કરનાર, કલ્યાણ કરવામાં કલ્પવૃક્ષ, ગુણના ભંડાર તથા કામદેવના નાશ કરવાવાળા પાર્વતીપતિ શ્રીમહાદેવજીને ન[illegible]સ્કાર કરું છું. ॥ ૨ ॥ વળી સત્યવાન્ પુરુષોને દુર્લભ, મોક્ષના દેનાર, ખલ[illegible] દંડ કરનાર એવા હે શંકર ! મારું અત્યંત કલ્યાણ કરો. ॥ ૩ ॥

दो॰ लव निमेष परिमानु युग, वर्ष कल्प शर चंड ॥
भजसि न मन तेहि राम कहं, काल जासु कोदंड ॥ १ ॥

અર્થ.—હે ભવાનિ! કાળરૂપી ધનુષ્યઉપર લવથી તે નિમિષ, પરિમાણું, વર્ષ, યુગ તથા કલ્પપર્યંત, તીક્ષ્ણ જેમનાં બાણ છે, એવા શ્રીરામચંદ્રજીને, હે મન! તું કેમ ભજતો નથી? ॥ ૧ ॥

सो० सिंधु बचन सुनि राम, सचिव बोलि प्रभु अस कहेउ ॥
अब बिलंब केहि काम, रचहु सेतु उतरै कटक ॥ १ ॥
सुनहु भानुकुल केतु, जांबवंत कर जोरि कह ॥
नाथ नाम तव सेतु, नर चढि भवसागर तरहिं ॥ २ ॥

અર્થ.—હે પાર્વતી! પછી એવાં સમુદ્રનાં વચન સાંભળી શ્રીહરિ પોતાના પ્રધાનને બોલાવી કહેવા લાગ્યા કે, હવે વિલંબ કરવાનું શું કામ છે? વારીશ ઉપર પાજ બાંધો, ॥ ૧ ॥ જેથી સૈન્ય ઉતરે. ત્યારે જાંબુવાન હાથ જોડીને બોલ્યા કે, સૂર્યકુળમાં ધ્વજારૂપ હે પ્રભુ! મારાં વચન સાંભળો. તમારા નામરૂપી સેતુ ઉપર મનુષ્ય ચઢી સંસારરૂપી સમુદ્રને તરી જાયછે. ॥ ૨ ॥

चो० यह लघु जलधि तरत कति बारा। अस सुनि पुनि कह पवनकुमारा ॥
प्रभु प्रताप बडवानल भारी। शोषेउ प्रथम पयोनिधि बारी ॥ १ ॥
तव रिपुनारि रुदन जलधारा। भऱ्यो बहोरि भयो तेहि खारा ॥
सुनि असि युक्ति पवनसुत केरी। बिहंसे रघुपति कपि तन हेरी ॥ २ ॥
जांबवंत बोले दोउ भाई। नल नीलहिं सब कथा सुनाई ॥
रामप्रताप सुमिरि उर माहीं। करहु सेतु प्रयास कछु नाहीं ॥ ३ ॥
बोलि लिये कपि निकर बहोरी। सकल सुनहु बिनती एक मोरी ॥
रामचरण पंकज उर धरहू। कौतुक एक भालु कपि करहू ॥ ४ ॥
धावहु मर्कट बिकट बरूथा। आनहु बिटप गिरिन दे यूथा ॥
सुनि कपि भालु चले करि हूहा। जय रघुबीर प्रताप समूहा ॥ ५ ॥

અર્થ.—તો હે નાથ! આ નાના નદીશને પેલેપાર જવા શું વખત લાગશે? એવું સાંભળી વળી વાયુપુત્ર બોલ્યા કે, હે પ્રભુ! તમારા પ્રતાપરૂપી મોટા વડવાનલે પ્રથમથી જ સરિત્પતિના જળનું શોષણ કર્યું હતું. ॥ ૧ ॥ પણ તમારા શત્રુની સ્ત્રી મંદો- [illegible] એ રુદન કર્યું, તે જળધારાથી પાછો ભરાઇને ખારો થયો છે. એવી કેસરીપુત્રની યુ[illegible] [illegible]ાંભળી શ્રીપ્રભુ હસીને તેમની સામે જોવા લાગ્યા. ॥ ૨ ॥ પછી જાંબુવાને નલ [illegible] નીલ બેઉ ભાઇઓને બોલાવી ઋષિએ આપેલા શાપની કથા કહી સંભળાવતાં [illegible]ચા કે, હે ભાઇઓ! શ્રીપ્રભુના પ્રતાપને હૃદયમાં સંભારો, તેથી કંઈ પણ પાજ બાં[illegible] નો શ્રમ નહીં થાય. ॥ ૩ ॥ પછી અનેક કપિઓને બોલાવી કહ્યું કે, સર્વે મારી [illegible]ક વિનતિ સાંભળો. શ્રીરામનાં પદકંજ હૃદયમાં રાખી રીંછ તથા

વાનર સર્વે મળી એક કૌતુક કરો કે, ॥૪॥ પર્વતો તથા વૃક્ષોને દોડી લઈ આવો. એવાં વચન સાંભળી મહાપ્રતાપી કપિ તથા રીંછનાં યુથ હુહા શબ્દ કરી શ્રીહરિનો જય થાઓ, એમ કહીને ચાલ્યા. ॥ ૫ ॥

दो० अति उतंग तरु शैल गण, लीलहिं लेहिं उठाइ ॥
आनि देहिं नल नील कहं, विरचहिं सेतु बनाइ ॥ २ ॥

અર્થ.—હે પર્વતપુત્રી! તેઓ ઉંચા પર્વતો, વૃક્ષો સાથે રમત માત્રતાં ઉપાડી નલ તથા નીલને આપેછે, તેથી તે બેઉ જણ સુંદર સેતુ બાંધવા લાગ્યા. ॥ ૨ ॥

चो० शैल विशाल आनि कपि देहीं । कंदुक इव नल नीलहि लेहीं ॥
देखि सेतु अति सुंदर रचना । विहंसि कृपानिधि बोले वचना ॥ १ ॥
परम रम्य सुंदर यह धरणी । महिमा अमित जाइ नहिं बरणी ॥
करिहौं इहां शंभु थापना । मोरे हृदय परम कल्पना ॥ २ ॥
सुनि कपीश बहु दूत पठाये । मुनिवर निकर बोलि लै आये ॥
लिंग थापि विधिवत करि पूजा । शिवसमान प्रिय मोहिं न दूजा ॥ ३ ॥
शिवद्रोही मम दास कहावा । सो नर स्वप्नेहु मोहिं न पावा ॥
शंकर विमुख भक्ति चह मोरी । सो नर मूढ मंदमति थोरी ॥ ४ ॥

અર્થ.—એવી રીતે જે મોટા મોટા પર્વતોને વાનરો તથા રીંછો લઈ નલ તથા નીલને આપે છે, તે દડા ( કંદુક ) ની પેઠે તેઓ ઝાલી લે છે. હે ગૌરી! એવી પાજની અત્યંત સુંદર રચના જોઈ, કૃપાના ભંડાર હસીને બોલ્યા કે, ॥૧॥ જેનું વર્ણન થઈ નહિ શકે એવી આ ધરણી અત્યંત ઉત્તમ છે, માટે અહીં શ્રીશિવજીની સ્થાપના કરી "રામેશ્વર" એવું નામ ધારણ કરશું. ॥ ૨ ॥ એ રીતે સાંભળી સુગ્રીવે ઘણા સેવકોને મોકલી ઋષિઓને બોલાવી લીધા. પછી ત્યાં લિંગની સ્થાપના તથા પૂજા વેદપ્રમાણે કરી શ્રીહરિ બોલ્યા કે, શ્રીશંકરના જેવો મને બીજો કોઈ પણ વહાલો નથી. ॥ ૩ ॥ માટે શંભુનું દ્વેષ કરે ને મારો ભક્ત કહેવાય, તે પુરુષ સ્વપ્નમાં પણ મને પામતો નથી. તેમ શિવથી વિમુખ થઈ મારી ભક્તિની ઇચ્છા કરે, તે મૂઢ થોડી બુદ્ધિવાળો જાણવો. ॥ ૪ ॥

दो० शंकर प्रिय मम द्रोहकर, शिवद्रोही मम दास ॥
ते नर करहिं कल्प भरि, घोर नरक महं वास ॥ ३ ॥

અર્થ.—વળી મારું સેવન કરી શંકરની નિન્દા કરે, અથવા ઉમાપતિનું પૂજન કરી મારી નિન્દા કરે, તે પુરુષનો એક કલ્પ લગી કઠીણ નરકમાં વાસ થાય છે. ॥ ૩ ॥

चो० जे रामेश्वर दर्शन करहीं । सो तनु तजि मम धाम सिधरहीं ॥
जो गंगाजल आनि चढावहि । सो सायुज्य मुक्ति नर पावहि ॥ १ ॥

होइ अकाम जो छल तजि सेइहि । भक्ति मोर तेहिं शंकर देइहि ॥
ममकृत सेतु जे दर्शन करहीं । सो बिनु श्रम भवसागर तरहीं ॥ २ ॥
रामबचन सब के मन माये । मुनिवर निज निज आश्रम आये ॥
गिरिजा रघुपति की यह रीती । संतत करहिं प्रणत पर प्रीती ॥ ३ ॥
बांधेउ सेतु नील नल नागर । रामकृपा यश भयउ उजागर ॥
बूडहिं आनहिं बोरहिं जेई । भये प्रवल बोहित सम तेई ॥ ४ ॥
महिमा यह न जलधि की वरणी । पाहन गुण न कपिनकी करणी ॥

**અર્થ.**—પણ જે પુરુષ રામેશ્વરનાં દર્શન કરશે, તે શરીરનો ત્યાગ કરવા વખતે મારા ધામમાં આવશે અને જે ગંગાજળ લાવી ચઢાવશે, તે મનુષ્ય ભગવાનના સ્વરૂપને પામશે. ॥ ૧ ॥ વળી જે કામના વગર કપટનો ત્યાગ કરશે, તેને ગિરિજાપતિ મારી ભક્તિ આપશે તથા મારી કરેલ સેતુનાં જે દર્શન કરશે, તે વિના મહેનતે સંસારરૂપી સમુદ્રને તરી જશે. ॥ ૨ ॥ એવાં શ્રીરામનાં વચન સર્વેને પ્રિય લાગ્યાં. પછી મુનિઓ આનંદ પામી પોતપોતાના આશ્રમમાં આવ્યા. હે ગિરિજા! શ્રીરઘુનાથજીની એવી રીતિ છે કે, શરણે આવેલાના ઉપર પ્રીતિ રાખવી. ॥ ૩ ॥ તેથી હવે ચતુર નીલ તથા નલે સમુદ્રના ઉપર સેતુ બાંધી, માટે તેમના યશ શ્રીપ્રભુની કૃપાથી પ્રસિદ્ધ થયા અને પોતે ડૂબી જાય તથા બીજાને પણ ડૂબાવનાર એવા જે પથ્થર, તે પાણીના ઉપર નાવની પેઠે તરવા લાગ્યા. ॥ ૪ ॥ એમાં કંઈ સમુદ્રનો મહિમા વર્ણન કરવા જેવો નથી, તેમ પથ્થરનો પણ ગુણ નથી તથા નલ નીલનું પણ કંઈ કારણ નથી. ॥ ૫ ॥

दो० श्री रघुबीर प्रताप ते, सिंधुतरे पाषान ॥
ते मतिमंद जे रामतजि, भजहिं जाय प्रभु आन ॥ ४ ॥

**અર્થ.**—હે ખગેશ! એ તો શ્રીહરિના પ્રતાપથી સમુદ્ર ઉપર પથ્થર તર્યા. માટે એવા પ્રભુનો જે ત્યાગ કરીને અવરને ભજે છે, તેને મન્દ બુદ્ધિવાળો જાણવો. ॥ ૪ ॥

चो० बांधि सेतु अति सुदृढ बनावा । देखि कृपानिधिके मन भावा ॥
चली सेन कछु बरणि न जाई । गरजहिं मर्कट भट समुदाई ॥ १ ॥
सेतुबंध ढिग चढि रघुराई । चितै कृपालु सिंधु अधिकाई ॥
देखन कहं प्रभु करुणाकंदा । प्रकट भये सब जलचर वृंदा ॥ २ ॥
नाना मकर नक्र झष व्याला । शतयोजन तनु परम विशाला ॥
ऐसे एक तिनहिं धरि खाहीं । एकन के डर एक पराहीं ॥ ३ ॥
प्रभुहि बिलोकहिं टरहिं न टारे । मन हर्षित सब भये सुखारे ॥
तिनकी ओट न देखिय बारी । मगन भये हरिरूप निहारी ॥ ४ ॥
चला कटक कछु बरणि न जाई । को कहि सक कपिदल विपुलाई ॥

**અર્થ.**—પછી સેતુને બાંધી અત્યંત દૃઢ બનાવી, તેને જોઈ શ્રીહરિ પોતાના મનમાં પ્રસન્ન થયા. પછી વાનર તથા રીંછ વગેરે સર્વે શૂરવીર યોદ્ધાઓની વર્ણન ન થઈ શકે એવી સેના જ્યારે ગર્જના કરતી ચાલી, ॥ ૧ ॥ ત્યારે કૃપાળુ શ્રીપ્રભુ સેતુ ઉપર ચઢી સમુદ્રની અધિકતા જોવા લાગ્યા. એટલે તેમાંના અનેક જળચર જીવો કરુણાના ભંડારરૂપ શ્રીરામને જોવાવાસ્તે પ્રગટ થયા. ॥ ૨ ॥ તેમાં અનેક પ્રકારનાં મઘર, નક્ર, માછલાં તથા સર્પ વગેરે સો સો યોજનના વિસ્તારયુક્ત શરીરવાળાં, એક એકને પકડી ખાઈ જાય છે, અને કેટલાંક એક એકને જોઈ બીકથી નાશી જાયછે. ॥૩॥ પણ તેઓ સર્વે શ્રીહરિને જોઇ પોતાના મનમાં સુખ અને હર્ષ પામી ત્યાંથી ખસતાં નથી. વળી તેમના આચ્છાદનથી જળ જોવામાં આવતું નથી. તે સર્વે પ્રભુના સ્વરૂપને જોઈ મગ્ન થઈ ગયા. પછી એવી રીતે અગણિત વિસ્તારવાળું કપિ તથા રીંછોનું સૈન્ય ચાલ્યું. તેની ગણત્રી કોણ કરી શકે? ॥ ૪ ॥

**दो०** सेतुबंध भइ भीर अति, कपि नभ पंथ उडाहिं ॥
अपर जलचरनि उपर चाढि, बिनु श्रम पारहि जाहिं ॥ ५ ॥

**અર્થ.**—એમ હે પ્રિયા! જ્યારે સેતુ ઉપર અત્યન્ત ભીડ થઈ, ત્યારે રીંછ અને વાંદરાઓ આકાશ માર્ગે ઉડી ચાલવા લાગ્યા. વળી કેટલાંએક જળચર ઉપર ચઢી વિના શ્રમે પેલેપાર ગયાં. ॥ ૫ ॥

**चो०** यह कौतुक विलोकि दोउ भाई । बिहंसि चले कृपालु रघुराई ॥
सेन सहित उतरे रघुवीरा । कहिन जात कछु यूथप भीरा ॥ १ ॥
सिंधु पार प्रभु डेरा कीन्हा । सकल कपिन कहं आयसु दीन्हा ॥
खाहु जाइ फल मूल सुहाये । सुनत भालु कपि जहं तहं धाये ॥ २ ॥
सब तरू फले रामहित लागी । ऋतु अनऋतुहि कालगति त्यागी ॥
खाहिं मधुर फल बिटप हिलावहिं । लंका सन्मुख शिखर चलावहिं ॥ ३ ॥
जहं कहं फिरत निशाचर पावहिं । घेरि सकल मिलि नाच नचावहिं ॥
दशानन काटि नाशिका काना । कहि प्रभु सुयश देहिं तब जाना ॥ ४ ॥
जिनकर नाशा कान निपाता । तेइ रावणहिं कही सब बाता ॥
सुनत श्रवण वारिधि बंधाना । दशमुख बोलि उठा अकुलाना ॥ ५ ॥

**અર્થ.**—અને કૃપાળુ શ્રીરામ પોતાના ભાઈ સહિત આવું કૌતુક જોઈ હસી સૈન્ય સાથે લઈ પેલેપાર જઈ પહોંચ્યા. ત્યાં યૂથપતિઓની ભીડ, કંઈ કહી શકાય તેમ નથી. ॥૧॥ પછી સમુદ્રના કિનારા ઉપર નાના ભાઈ સંઘાતે સ્થાનક કરી સર્વે વાનરોને આજ્ઞા આપી કે, હવે જાઓ સુંદર ફળ ફૂલનો આહાર કરો. એવું સાંભળતાં જ વાંદરા તથા રીંછો જ્યાં ત્યાં દોડવા લાગ્યા. ॥ ૨ ॥ ત્યારે શ્રીપ્રભુના હિતને માટે વિના ઋતુએ વૃક્ષોને ફળ આવવા લાગ્યાં. તે સુંદર ફળ ખાઇ કપિઓ વૃક્ષોને હલાવી પર્વતની

શીલાઓ લંકાતરફ ફેંકવા લાગ્યા. ॥ ૩ ॥ વળી જો કોઈ રાક્ષસ ફરતો જોવામાં આવે તો તેને સર્વે કપિઓ ઘેરીને નાચ નચાવીને પોતાના દાંત થકી તેના નાક કાન કાપી લેતા. તેઓ સર્વે જઇ રાવણ આગળ પોકાર કરવા લાગ્યા. ॥ ૪ ॥ જ્યારે સમુદ્ર બંધનયુક્ત થયો, એવું કાને રાવણે સાંભળ્યું ત્યારે વ્યાકુળ થઇ દશે મુખથી તે વચન બોલ્યો કે, ૫

**दो॰ बांधेउ जलनिधि नीरनिधि, जलधि सिंधु बारीश ॥**
**सत्य तोयनिधि पंकनिधि, उदधि पयोधि नदीश ॥ ६ ॥**

**અર્થ.**—અરે! ૧ જળનિધિ, ૨ નીરનિધિ, ૩ જળધિ, ૪ સિન્ધુ, ૫ વારીશ, ૬ સત્ય-તોયનિધિ, ૭ પંકનિધિ, ૮ ઉદધિ, ૯ પયોધિ, ૧૦ નદીશરૂપ સમુદ્રને બાંધ્યો શું? ॥ ૬ ॥

**चो॰ ब्याकुलता निजसमुझि बहोरी । बिहंसि चलागृह करि मति भोरी ॥**
**मंदोदरी सुना प्रभु आये । कौतुक ही पाथोधि बंधाये ॥ १ ॥**
**करगहि पतिहि भवन निज आनी । बोली परम मनोहर बानीं ॥**
**चरण नाइ शिर अंचल रोपा । सुनहु वचन पिय परिहरि कोपा ॥ २ ॥**
**नाथ बैर कीजै ताही सों । बुधि बल जीति सकिय जाही सों ॥**
**तुमहिं रघुपतिहि अंतर कैसा । खलु खद्योत दिवाकर जैसा ॥ ३ ॥**
**अतिबल मधु कैटभ जिन मारे । महाबीर दिति सुत संहारे ॥**
**जेहि बलि बांधि सहज भुज मारा । सोइ अवतरेउ हरण महि भारा ॥ ४ ॥**
**तासु बिरोध न कीजिय नाथा । काल कर्म गुण जिनके हाथा ॥**

**અર્થ.**—હે ઉમા! એમ દશાનન પોતાની વ્યાકુળતા જાણી, મતિને ભોળી કરી હસી પોતાના ઘર તરફ ગયો. ત્યાં મંદોદરીએ સાંભળ્યું કે, શ્રીરામ કૌતકમાત્રમાં સમુદ્ર બાંધીને આવ્યા છે. ॥ ૧ ॥ તેથી ઘરમાં જઇ પોતાના પતિનો હાથ ઝાલી છેડો પાથરી, ચરણમાં મસ્તક નમાવી મનોહર વચનથી બોલી કે, હે સ્વામીનાથ! ક્રોધની શાંતિ કરી મારાં વચન સાંભળો. ॥ ૨ ॥ જેની બુદ્ધિ તથા બળને જિતી શકીએ, તેનાથી હે નાથ! વૈર કરવું સારું છે. પણ તમારો શ્રીરામની સાથે સૂર્યની પાસે આગીઆ જેટલો અંતરાય છે, તે ખચ્ચિત જાણજો. ॥ ૩ ॥ કારણ મહા બળવાન્ મધુકૈટભને જેણે માર્યા તથા મહાશૂરવીર દીતિના પુત્ર હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુનો નાશ કર્યો, વળી જેણે બળિ રાજાને બાંધી સહસ્રાર્જુનને માર્યો, તે જ શ્રીપ્રભુ પૃથ્વીનો ભાર ઉતરવા સારુ અવતર્યા છે. ॥ ૪ ॥ અને કાળ, કર્મ, તથા ગુણ વગેરે જેના હાથમાં છે, તેમની સાથે હે નાથ! વૈર કરવું નહીં. ॥ ૫ ॥

**दो॰ रामहिं सौंपहु जानकी, नाइ कमलपद माथ ॥**
**सुत कहं राज्य देइ बन, जाइ भजहु रघुनाथ ॥ ७ ॥**

**અર્થ.**—માટે ભગવાનનાં પદપંકજમાં મસ્તક નમાવી, જાનકીજી તેને સોંપી પછી પુત્રને રાજ્ય આપી વનમાં જઈ શ્રીરામનું ભજન કરો. ॥ ૭ ॥

**चो०** नाथ दीनदयालु रघुराई । बाघौ सन्मुख गये न खाई ॥
चहिय करन सो सब करि बीते । तुम सुर असुर चराचर जीते ॥ १ ॥
वेद कहहिं अस नीति दशानन । चौथेपनहिं जाइ नृप कानन ॥
तासु भजन कीजिय तहं भर्त्ता । जग कर्त्ता पालक संहर्त्ता ॥ २ ॥
सोइ रघुबीर प्रणत अनुरागी । भजहू नाथ ममता मद त्यागी ॥
मुनिवर यत्न करहिं जेहि लागी । भूप राज्य तजि होहिं विरागी ॥ ३ ॥
सो कोशलाधीश रघुराया । आये करन तोहिं पर दाया ॥
जो पिय मानहु मोर सिखावन । होइहि सुयश तिहूं पुर पावन ॥ ४ ॥

**અર્થ.**—હે નાથ! સિંહ તો પશુ છે, પણ સન્મુખ જવાથી કંઈ ખાઈ જતો નથી, ત્યારે શ્રીરઘુનાથજી તો દુઃખીના ઉપર દયા કરવાવાળા છે. તમે દેવતાઓ, દૈત્યો વગેરે પ્રાણીમાત્રને જિતીને જે જે કરવાની ઈચ્છા હતી, તે તે કરી ચૂક્યા છો. ॥ ૧ ॥ હે પ્રાણ-પતિ! વેદ એમ કહે છે કે, રાજાએ વૃદ્ધાવસ્થામાં વનમાં જઇ જગતને ઉત્પન્ન તથા નાશ કરનાર ભગવાનનું ભજન કરવું જોઇએ. ॥૨॥ હે નાથ! શરણાગતના રક્ષણ કરવાવાળા શ્રીહરિને મમતા તથા અહંકાર મૂકી ભજો. કારણ જે પ્રભુ સારુ મુનિઓ યત્ન કરે છે, તથા રાજાઓ રાજ્ય મૂકી વૈરાગ્ય ધારણ કરે છે, ॥ ૩ ॥ હે નાથ! તે જ અયોધ્યા-પતિ શ્રીરામ તમારા ઉપર દયા કરવા આવ્યા છે. જો મારી શિખામણ માનશો તો તમારા પવિત્ર સુયશ ત્રણ લોકમાં પ્રસિદ્ધ થશે. ॥ ૪ ॥

**दो०** अस कहि लोचन बारि भरि, गहि पद कंपित गात ॥
नाथ भजहु रघुनाथ पद, मम अहिवात न जात ॥ ८ ॥

**અર્થ.**—એમ કહી કંપિત શરીરવાળી મંદોદરી નેત્રમાં જળ ભરી ચરણ ગ્રહણ કરી બોલી કે, હે નાથ! શ્રીહરિનાં ચરણકમળને ભજવાથી મારું સૌભાગ્યપણું જશે નહીં. ૮

**चो०** तब रावण मयसुता उठाई । कहै लागु खल निज प्रभुताई ॥
सुनु तैं प्रिया मृषा भय माना । जग योधा को मोहिं समाना ॥ १ ॥
वरुण कुबेर पवन यमकाला । भुजबल जिते सकल दिगपाला ॥
देव दनुज नर सब वश मोरे । कौन हेतु भय उपजा तोरे ॥ २ ॥
नाना विधि कहि तेहि समुझाई । सभा बहोरि बैठ सो जाई ॥
मंदोदरी हृदय अस जाना । काल विवश उपजा अभिमाना ॥ ३ ॥
सभा जाइ मंत्रिन सों बूझा । करिय कवन बिधि रिपु सन जूझा ॥
कहहिं सचिव सुनु निशिचर नाहा । बार बार प्रभु पूंछहु काहा ॥ ४ ॥
कहहु कवन भय करिय विचारा । नर कपि भालु अहार हमारा ॥

**અર્થ.**—હે ઉમા! ત્યારે દુષ્ટ રાવણ મયદાનવની પુત્રીને ઉઠાડી, પોતાની પ્રભુતાઈ કહેવા લાગ્યો. હે પ્રિયા! સાંભળ. તેં મિથ્યા ભયને માન્યો છે, કેમકે જગતમાં મારા સમાન શૂરવીર કોણ છે? ॥ ૧ ॥ મારા બાહુબળથી મેં વરુણ, કુબેર, વાયુ, યમ રાજા, કાળ, દેવ, દાનવ, મનુષ્ય તથા સર્વે દિગ્પાલોને જિતી વશ કર્યા છે, છતાં તને કયા કારણુથી ભય ઉત્પન્ન થાય છે. ॥ ૨ ॥ એવી રીતે મન્દોદરીને અનેક વચનથી સમજાવી પોતે સભામાં જઇ બેઠો. ત્યાર કેડે મન્દોદરીએ પોતાના મનમાં જાણ્યું કે, એ કાળને વશ છે, તેથી અભિમાન ઉત્પન્ન થયું છે. ॥ ૩ ॥ પછી રાવણે સભામાં જઇ પોતાના પ્રધાનોને પૂછ્યું કે, શત્રુની સાથે આપણે કયા પ્રકારથી સંગ્રામ કરશું? ત્યારે પ્રધાન બોલ્યો કે, હે નાથ! વારે વારે અમને શું પૂછો છો? ॥ ૪ ॥ કયા ભયવાસ્તે વિચાર કરવાનું છે, તે કહો. કારણ કે નર, વાનર તથા રીંછ એ તો અમારો આહાર છે. ॥ ૪ ॥

दो० वचन सबनिके श्रवण सुनि, कह प्रहस्त करजोरि ॥
नीति विरोध न करिय प्रभु, मंत्रिन मति अति थोरि ॥ ९ ॥

**અર્થ.**—હે પર્વતપુત્રી! એવાં પ્રધાનોનાં વચન કાને સાંભળી પ્રહસ્ત નામે પુત્ર હાથ જોડી રાવણપ્રત્યે બોલ્યો કે, હે પ્રભુ! આ પ્રધાનો થોડી બુદ્ધિવાળા છે, માટે નીતિમાં અન્યાય કરવો યોગ્ય નહીં, ॥ ૯ ॥

चो० कहहिं सचिव सब ठकुरसुहाती । नाथ न भल होइहि इहिभांती ॥
बारिधि लांघि एक कपि आवा । तासु चरित मन महं सब गावा ॥ १ ॥
क्षुधा न रही तुमहिं सब काहू । जारत नगर न सकि धरि खाहू ॥
सुनत नीक आगे दुख पावा । सचिवन असमत प्रभुहि सुनावा ॥ २ ॥
जो बारीश बंधायउ हेला । उतरे कपिदल सहित सुबेला ॥
सो जनु मनुज खाब हम भाई । वचन कहहु सब गाल फुलाई ॥ ३ ॥
सुनि मम वचन तात अति आदर । जनिमनगुणहु मोहिं कहि कादर ॥
प्रियवाणी सुनहिं जे कहहीं । ऐसे जग निकाय नर अहहीं ॥ ४ ॥
वचन परम हित सुनत कठोरे । कहहिं सुनहिं ते नर प्रभु थोरे ॥
प्रथम वसीठ पठव अस नीती । सीतहि देई करिय पुनि प्रीती ॥ ५ ॥

**અર્થ.**—વળી આ કામદારો રાજાને પ્રિય લાગે એવાં વચનો કહે છે. તેથી હે નાથ! એ રીતે કંઈ સારું નહીં થાય. જૂવોને, એક વાનર સમુદ્ર ઉલ્લંઘી અહીં આવ્યો, તેનાં ચરિત્ર સર્વે પોતાના મનમાં હજી ગાયા કરે છે. ॥ ૧ ॥ વળી જે વખતે તેણે આપણી નગરીને બાળી, તે સમયે તેને પકડીને ખાઈ જવા સર્વેને શું ભૂખ ન હોતી? માટે હે નાથ! પ્રધાનોએ તમને જે આ મત સંભાળાવ્યો છે, તે હાલ સાંભળવામાં પ્રિય, પણ અંતે દુઃખ આપનાર છે. ॥૨॥ કારણ જૂવોને પોતાનું સૈન્ય સાથે લઈ પ્રભુ સમુદ્રને એકદમ બાંધી સુવેલ પર્વત ઉપર આવીને ઉતર્યા છે, અને હે નાથ! "વળી મનુષ્યને અમે

ખાઈ જશું" એ સર્વેનાં વચન ફોકટ કહેવાનાં છે, માટે હે તાત! મારાં વચન પ્રેમથી સાંભળો. તમે રખેને મનમાં મને કાયર સમજશો. વળી આ જગતમાં મધુર વચન બોલનારા તથા સાંભળનારા ઘણા છે, ॥ ૪ ॥ પણ સાંભળવામાં કઠીણ અને અંતે જેથી ઘણું જ સારું થાય, એવાં વચન કહેનારા તથા સાંભળનારા, હે પ્રભુ! થોડા જ મનુષ્ય છે. વળી પ્રથમ રાજ્યનીતિ એવી છે કે, સલાહ કરી જાનકીજી તેને પાછી આપી તેની સાથે પ્રીતિ કરવી. ॥ ૫ ॥

दो० नारि पाई फिरि जाहिं जो, तौ न बडाईय रार ॥
नाहिं तो सन्मुख समर महं, नाथ करिय हठमार ॥ १० ॥

**અર્થ.**—તેથી હે નાથ! જો પોતાની સ્ત્રી લઇ રામ પાછા ઘેર જાય તો આપણે તેની સાથે યુદ્ધ કરવું નહિ. પણ તેમ ન થાય તો પછી સંગ્રામમાં સામા ઉભા રહીને હઠથી યુદ્ધ કરશું. ॥ ૧૦ ॥

चो० यहमत जो मानहु प्रभु मोर । उभय प्रकार सुयश जग तोरा ॥
सुत सुन कह दशकंठ रिसाइ । असमत तोहिं शठ कौन सिखाई ॥ १ ॥
अबहीं ते उर संशय होइ । वेणुवंश सुत भयसि घमोइ ॥
सुनि पितु गिरा परूष अति घोरा । चला भवन कहि बचन कठोरा ॥ २ ॥
हित मत तोहिं न लागत कैसे । कालविवश कहं भेषज जैसे ॥
संध्या समय जानि दशशीशा । भवन चला निरखत भुजबीसा ॥ ३ ॥
लंका शिखर रुचिर आगारा । अति बिचित्र तहं होय अखारा ॥
बैठ जाइ तेहि मंदिर रावन । लगे करन गंधर्व गुण गावन ॥ ४ ॥
बाजै ताल पखाउज बीणा । नृत्य करहिं अप्सरा प्रवीणा ॥

**અર્થ.**—હે તાત! એવી રીતે જો મારો મત માનશો તો તમારો બેઉ પ્રકારે જગતમાં સુયશ થશે. ત્યારે હે ગરુડજી! એવાં પુત્રનાં વચન સાંભળી રાવણ ક્રોધ કરી બોલ્યો કે, હે દુષ્ટ! આવી બુદ્ધિ તને કોણે શીખવી? ॥ ૧ ॥ વળી તું વાંસના વનમાં અગ્નિરૂપ થયો. એવાં ક્રોધમય પિતાનાં વચન સાંભળી, કઠીણ વચનથી પોતે પણ ઘેર જવા વખતે બોલ્યો કે, ॥ ૨ ॥ હે પિતા! જેમ કાળને વશ થયેલા મનુષ્યને ઔષધ લાગુ પડતું નથી, તેમ કલ્યાણ થવાનો માર્ગ તમને હિતકર્તા લાગતો નથી. પછી દશગ્રીવ સૂર્યાસ્ત સમય થયલો જાણી પોતાની વીસ ભુજાઓ સામું જોઇને ઘર તરફ ચાલ્યો. ॥૩॥ તે જ વખતે ત્રિકુટાચલ પર્વતની એક સુંદર શિખર ઉપર નાના પ્રકારથી નૃત્યશાલામાં જ્યાં અખંડ ગાયન થાય છે ત્યાં જઇ દશકંઠ બેઠો. તે વખતે ગન્ધર્વ લોકો તાલ, પખાઉજ, વીણા વગેરે અનેક વાજંત્રો વગાડે છે અને તેમના સંઘાતે કામકળામાં કુશળ એવી અપ્સરાઓ નૃત્ય કરે છે. ॥ ૪ ॥

दो० सुनासीर शत सरिस सो, संतत करै बिलास ॥
परम प्रबल रिपुशीश पर, तदपि न कछु मन त्रास ॥ ११ ॥

**અર્થ.**—હે ભવાનિ! આ વખતે મહાબળવાન્ શ્રીહરિરૂપી શત્રુ જેના માથાઉપર છે, છતાં પણ તે રાવણ ભયવગરનો થઈ સો ઇંદ્રના જેવું નિરન્તર સુખ ભોગવે છે. ॥ ૧૧ ॥

चो० इहां सुबेल शैल रघुबीरा । उतरे सेन सहित अति भीरा ॥
शैल शृंग एक सुंदर देखी । अति उतंग सम सुभग विशेषी ॥ १ ॥
तहं तरु किशलय सुमन सुहाये । लक्ष्मण रचि निज हाथ डसाये ॥
तापर रुचिर मृदुल मृगछाला । तेहि आसन आसीन कृपाला ॥ २ ॥
प्रभुकृत शीश कपीश उछंगा । बाम दहिन दिशि चाप निषंगा ॥
दुहुं कर कमल सुधारस वाना । कह लंकेश मंत्र लगि काना ॥ ३ ॥
बड भागी अंगद हनुमाना । चरण कमल चापत विधि नाना ॥
प्रभु पाछे लक्ष्मण वीरासन । कटि निषंग कर बाण शरासन ॥ ४ ॥

**અર્થ.**—હે ગરુડજી! હવે અહીં સુવેલ પર્વત ઉપર સૈન્યને લઇ શ્રીપ્રભુ ઉતર્યા છે, તેની અત્યંત ભીડ જોઇ પર્વતના એક અત્યંત ઉંચા સુંદર શિખર તળે ॥ ૧ ॥ વૃક્ષનાં કોમળ પત્ર તથા સુંદર પુષ્પ લઇ લક્ષ્મણજીએ પોતાના હાથે મનોહર આસન બનાવ્યું. તેના ઉપર પવિત્ર અને કોમળ મૃગછાલ પાથરી કૃપાળુ શ્રીપ્રભુ બેઠા. ॥ ૨ ॥ વળી સુગ્રીવના ખોળામાં મસ્તક મૂકીને પોઢેલા, જેની ડાબી અને જમણી બાજુ ધનુષ્ય તથા ભાથાંથી શોભી રહી છે, અને પોતાના બેઉ હસ્તકમળથી જેઓ બાણને સુધારે છે, તથા વિભીષણ જેમના કાન આગળ વાતો કરે છે, ॥ ૩ ॥ વળી મોટા ભાગ્યશાલી અંગદ તથા હનુમાનજી અત્યંત વિધિથી જેનાં ચરણકમળને દાબે છે, એવા શ્રીહરિની પાછળ કટિ ઉપર ભાથો બાંધી, હાથમાં ધનુષ્ય બાણ લઈ વીરાસન વાળી લક્ષ્મણજી બેઠા છે. ॥ ૪ ॥

दो० इहिविधि करुणा शील गुण, धामराम आसीन ॥
ते नर धन्य जो ध्यान यहि, रहहिं सदा लवलीन ॥ १२ ॥
पूरब दिशा विलोकि प्रभु, देखा उदित मयंक ॥
कहाउ सबहिं देखहु शशिहि, मृगपतिसरिस अशंक ॥ १३ ॥

**અર્થ.**—હે પાર્વતી! એ પ્રમાણે કૃપાના ભંડાર ગુણના મંદિર રૂપ શ્રીરામ તે આસન ઉપર શોભે છે. એ મૂર્તિનું ધ્યાન જેના હૃદયમાં અખંડ લીન થઈ રહ્યું છે, તે મનુષ્યને ધન્ય છે. વળી પૂર્વ દિશામાં ઉદય થયેલા ચન્દ્રમાને જોઈ સૌને કહેવા લાગ્યા કે, આ ચંદ્ર તો જૂવો! કેસરી સિંહની પેઠે તે ભય વિનાનો દીઠામાં આવે છે. ॥ ૧૨ ॥

चो० पूरब दिशि गिरि गुहा निवासी । परम प्रताप तेज बलरासी ॥
मत्त नाग तम कुंभ विदारी । शशि केहरी गगन बन चारी ॥ १ ॥
बिथुरे नभ मुकुताहल तारा । निशि सुंदरी केर शृंगारा ॥
कह प्रभु शशि महं मेचकताई । कहहु कहा निज निज मति भाई ॥ २ ॥

कह सुग्रीव सुनहु रघुराई । शशि महं प्रगट भूमि की छांई ॥
मारेहु राहु शशिहि कह कोई । उर महं परी श्यामता सोई ॥ ३ ॥
कोउ कह जबविधि रतिमुख कीन्हा । सार भाग शशिकर हरि लीन्हा ॥
छिद्र सो प्रकट इंदुउर माहीं । तेहि मग देखिय नभ परिछाहीं ॥ ४ ॥
कोउ कह गरल बंधु शशि केरा । अति प्रिय निज उर दीन्ह बसेरा ॥
बिष संयुत कर निकर पसारी । जारत विरहवंत नर नारी ॥ ५ ॥

**અર્થ.**—તથા જાણે પૂર્વદિશારૂપી પર્વતની ગુંફામાં રહેવાવાળો મહા પ્રતાપી તેજ અને બળનો ભંડાર હોય તેમ જ આકાશરૂપી વનમાં ફરી રાત્રરૂપી મદોન્મત્ત હાથીના કુંભસ્થળ ફોડી નક્ષત્ર તથા તારારૂપી સાચા મુક્તાફળ જાણે વીખેરી નાંખ્યા હોય, ॥૧॥ તેમજ તેની રાત્રરૂપી સ્ત્રીએ શૃંગાર પહેર્યું હોય તેમ લાગે છે. એવા શશીને જોઈ વળી શ્રીરામ બોલ્યા; હે ભાઈઓ ! જૂવો આ ચંદ્રમામાં કાળું ચિન્હ શું છે, તે પોતપોતાની બુદ્ધિથી કહો. ॥ ૨ ॥ ત્યારે પ્રથમ કપીશ્વર કહે છે, હે નાથ! સાંભળો. આ મયંકમાં પૃથ્વીની છાયા દેખાય છે. ત્યારે કોઇક એમ કહે છે કે, હે પ્રભુ! ચંદ્રમાએ રાહુને મરાવ્યો, તે વૈર-ભાવને લીધે પર્વણી પર્વણીએ રાહુ ચંદ્રમાને ગ્રહણ કરે છે. તેથી હૃદયમાં શ્યામતા દેખાય છે. ॥ ૩ ॥ વળી કોઇક એમ કહે છે કે, જ્યારે બ્રહ્માએ કામદેવની સ્ત્રી રતિનાં મુખની રચના કરી ત્યારે ચંદ્રનો સાર ભાગ કાઢી અંદર નાંખી દીધો; તેથી છિદ્રમાં આકાશની શ્યામતા જણાય છે. ॥ ૪ ॥ વળી હે નાથ! કોઈ એમ પણ કહે છે કે, શશીનો ઘણો પ્રિય ભાઈ ઝેર છે. તેને દીન જાણી પોતાના હૃદયમાં વાસ આપવાથી તે ઝેર સહિત પોતાનાં કિરણોનો અત્યંત ફેલાવો કરી, વિરહવાન્ સ્ત્રીપુરુષોને બાળે છે. તેની શ્યામતા ચંદ્રમામાં દેખાય છે. ॥ ૫ ॥

दो० कह मारुतसुत सुनहु प्रभु, शशि तुम्हार प्रियदास ॥
तव मूरति तेहि उर बसत, सोइ श्यामता भास ॥ १४ ॥
पवन तनय के बचन सुनि, बिहंसे राम सुजान ॥
दक्षिण दिशा बिलोकि पुनि, बोले कृपानिधान ॥ १५ ॥

**અર્થ.**—હે ગરુડજી! ત્યારપછી વાયુપુત્ર બોલ્યા કે, હે પ્રભુ! મારાં વચન સાંભળો. ચંદ્રમા તમારો પ્રિય સેવક છે, તેથી તમારી ઘનશ્યામ મૂર્તિ જેના હૃદયમાં છે, તે શ્યામતા દેખાય છે. હે ઉમા! એવાં અંજનીસુતનાં વચન સાંભળી મહાચતુર શ્રીરામ હસવા લાગ્યા. પછી દક્ષિણ દિશાતરફ જોઇ કૃપાના ભંડાર શ્રીરઘુનાથજી બોલ્યા કે, ॥ ૧૪ ॥ ૧૫ ॥

चो० देखु बिभीषण दक्षिण आसा । घन घमंड दामिनी बिलासा ॥
मधुर मधुर गर्जत घन घोरा । होइ वृष्टि जनु उपल कठोरा ॥ १ ॥
कहत बिभीषण सुनहु कृपाला । होइ न तडित न बारिद माला ॥
लंका शिखर रुचिर आगारा । तहं दशकंधर केर अखारा ॥ २ ॥

छत्र मेघाडंबर शिर धारी । सो जनु जलद घटा अति कारी ॥
मंदोदरी श्रवण ताटंका । सोइ प्रभु जनु दामिनी दमंका ॥ ३ ॥
बाजहिं ताल मृदंग अनूपा । सोई रव सरस सुनहु सुरभूपा ॥
प्रभु मुसुकान देखि अभिमाना । चाप चढाइ बाण संधाना ॥ ४ ॥

**અર્થ.**—હે વિભીષણ ! દક્ષિણ દિશામાં મેઘમંડલમાં વિજળી થાયછે તે તો જૂવો. વળી મધુર મધુર શબ્દથી મેઘ ઘોર ગર્જના કરેછે, તેમાં જાણે કઠીણ હીમ પથ્થરની વૃષ્ટિ થાયછે તે જૂવો. ॥ ૧ ॥ ત્યારે દૈત્યપતિ કહેછે કે, હે કૃપાળુ ! મારાં વચન સાંભળો. એ મેઘમંડળ નથી તેમ વીજળી પણ નથી. એ તો લંકાના શિખર ઉપર દશાનનની એક સુંદર ગાયનશાળા છે. ॥ ૨ ॥ વળી એ તો પ્રભુ રાવણનાં મસ્તકપર મેઘાડંબર છત્ર છે, તે જાણે અત્યંત કાળી મેઘની ઘટા દીઠામાં આવે છે. હે પ્રભુ ! મંદોદરીના કાનમાં રત્નજડિત શ્રોવણનાં ફૂલ પહેર્યાં છે. તે જાણે વિજળી ચળકારા કરેછે.॥ ૩ ॥ વળી હે નાથ ! સુંદર તાલ મૃદંગ વગેરે જે વાજિંત્રો વાગે છે, તે જાણે સુંદર મેઘના શબ્દ સંભળાય છે. હે ઉભા ! તેને એવું અભિમાની જાણી શ્રીહરિએ હસીને ધનુષ્ય ઉપર બાણનું સંધાન કર્યું. ॥ ૪ ॥

दो० छत्र मुकुट ताटंक सब, हतेउ एकही बान ॥
सब के देखत महि गिरे, मर्म नकाहू जान ॥ १६ ॥
अस कौतुक करि रामशर, प्रविशे आइ निषंग ॥
रावण सभा सशंक सब, देखि महा रसभंग ॥ १७ ॥

**અર્થ.**—પછી બાણ મારવાથી સર્વના દેખતાં, છત્ર, મુકૂટ તથા મંદોદરીના કાનનાં ફૂલ સઉના દેખતાં પૃથ્વી ઉપર પાડી નાખ્યાં, તેનો મર્મ કોઇએ જાણ્યો નહી. એવી રીતે કૌતુક કરી રામનું શર માથામાં આવીને પ્રવેશ કર્યો. ત્યારે રાવણની સભાનો રસભંગ થયો, તે જોઈ મનમાં શંકા ઉત્પન્ન થયો. ॥ ૧૬ ॥ ૧૭ ॥

चो० कंपन भूमि न मरुत विशेषा । अस्त्र शस्त्र कोउ नयन न देषा ॥
शोचहिं सब निज हृदय बिचारी । अशकुन भयउ भयंकर भारी ॥ १ ॥
रावण दीख सभा भय पाई । विहंसि वचन कह युक्ति बनाई ॥
शिरौ गिरे संतत शुभ जाही । मुकुट गिरे कस अनहित ताही ॥ २ ॥
शयन करहु निज निज गृह जाई । गवने भवन सकल शिरनाई ॥
मंदोदरी शोच उंर बसेऊ । जब ते श्रवण फूल महि खसेऊ ॥ ३ ॥
सजल नयन कह युग करजोरी । सुनहु प्राणपति विनती मोरी ॥
राम विरोध कंत परिहरहू । जानि मनुज जनि हठ उर धरहू ॥ ४ ॥

**અર્થ.**—હે ભાઇઓ ! કંઈ ધરતીકંપ થયો નથી, તેમ અત્યંત વાયુ પણ વાયો નથી. વળી અસ્ત્ર શસ્ત્ર કાંઈ જોવામાં આવ્યું નથી, એવી રીતે સર્વે પોતપોતાના

હૃદયમાં વિચાર કરવા લાગ્યા કે, આ એક અત્યંત ભયને આપનાર મોટું અપશકુન થયું. ॥ ૧ ॥ તે વખતે લંકેશ પોતાની સભાને ભયયુક્ત જોઈ યુક્તિથી વચન કહે છે કે, હે ભાઇઓ! મારા મસ્તક પડવાથી આજ દહાડાસૂધી શુભ થયું છે. તો હવે આ મુકૂટ પડવાથી શું અશુભ થવાનું છે? ॥ ૨ ॥ માટે તમે સર્વે પોતપોતાને ઘેર જઇ સૂઈ જાઓ. એટલે સૌ રાવણને મસ્તક નમાવી પોતપોતાને ઘેર ગયા. પછી જ્યારથી પોતાનાં કાનનાં ફૂલ પૃથ્વી ઉપર પડ્યાં, ત્યારથી તેની મન્દોદરી અત્યંત ચિન્તા કરી, ॥ ૩ ॥ નેત્રમાં જળ ભરી બે હાથ જોડી બોલી કે, હે પ્રાણનાથ! મારી વિનતિ સાંભળો. શ્રીરામની સાથે વૈરભાવનો ત્યાગ કરો. રખેને એમને મનુષ્ય જાણી તમારા મનમાં જે હઠ કરો, તે નહીં કરતા. ॥ ૪ ॥

**दो० विश्वरूप रघुवंश मणि, करहु वचन विश्वासु ॥**
**लोक कल्पना वेद कह, अंग अंग प्रति जासु ॥ १८ ॥**

**અર્થ.**—હે પ્રાણપતિ! એમના સંબંધી વેદ એવું કહે છે કે, રઘુકુળમાં મણિરૂપ શ્રીરામચન્દ્રજી વિશ્વરૂપ છે. તેમનાં અંગ અંગમાં ચૌદ લોક રહેલા છે. માટે મારાં વચનઉપર વિશ્વાસ રાખો. ॥ ૧૮ ॥

**चो० पदपाताल शीश अज धामा । अपर लोक अंगन्ह विश्रामा ॥**
**भृकुटि विलास भयंकर काला । नयन दिवाकर कच घन माला ॥ १ ॥**
**जासु घ्राण अश्विनी कुमारा । निशि अरु दिवस निमेष अपारा ॥**
**श्रवण दिशा दश वेद वखानी । मारुत श्वास निगम निजवानी ॥ २ ॥**
**अधर लोभ यम दशन कराला । माया हास बाहु दिगपाला ॥**
**आनन अनल अंबुपति जीहा । उत्पति पालन प्रलय समीहा ॥ ३ ॥**
**रोमावली अष्टादश भारा । अस्थि शैल सरितानस जारा ॥**
**उदर उदधि अधगो यातना । जगमय प्रभु की बहुत कल्पना ॥ ४ ॥**

**અર્થ.**—હે નાથ! વળી જેમનાં પદતળે પાતાળ, મસ્તકમાં બ્રહ્મલોક અને બીજા લોક જેમના અંગ અંગમાં રહ્યા છે; વળી જેમની ભ્રકૂટિમાં ભયને આપનાર કાળ રહેલો છે અને નેત્રને વિષે સૂર્ય તથા કેશને વિષે મેઘમંડળ છે, ॥ ૧ ॥ જેમની નાસિકામાં બેઉ અશ્વિનીકુમાર છે અને નેત્રની પલકમાં અનેક દિવસ તથા રાત્રિ રહેલાં છે તથા જેમના કર્ણને વિષે દશદિશાઓ છે અને શ્વાસમાં વાયુ તથા વાણીમાં ચાર વેદ રહેલા છે, ॥ ૨ ॥ વળી જેમનાં હોઠને વિષે લોભ તથા દાંતમાં ભયને આપનાર યમરાજા અને હાસ્યને વિષે માયા તથા ભુજાઓમાં દિગ્પાળ રહેલા છે, તથા મુખમાં અગ્નિ અને જિવ્હામાં વરુણ છે અને સંસારની ઉત્પત્તિ, લય તથા પાલનરૂપ જેમની ચેષ્ટા છે, ॥ ૩ ॥ જેમનાં રુંવાટામાં અઢારભાર વનસ્પતિ છે તથા હાડકાં, પર્વતો અને નસોરૂપી અનેક નદીઓ છે, તેમ જ ઉદરમાં સાત સમુદ્ર ને ગુદામાં નરક છે. એમ હે પતિ! વેદ કહે છે કે આખું જગત્ ભગવાનનું અંગ છે. ॥ ૪ ॥

दो० अहंकार शिव बुद्धि अज, मन शशि चित्त महान ॥
मनुज वास चर अचर मय, रूप राशि भगवान ॥ १९ ॥
अस विचारि सुनु प्राणपति, प्रभु सन वैरविहाइ ॥
प्रीति करहु रघुवीरपद, मम अहिवात न जाइ ॥ २० ॥

**અર્થ.**—ઉપરાંત જેના અહંકારમાં શિવજી અને બુદ્ધિમાં બ્રહ્મા છે તથા મનમાં ચન્દ્રમા અને ચિત્તમાં મહતત્વ રહેલું છે, એવા ચરાચર પ્રાણીમાત્રમાં રહેલા રૂપના ભંડાર વૈરાટરૂપ શ્રીભગવાન્ છે. એવું વિચારી, હે પ્રાણનાથ! વૈર મૂકીને શ્રીરામચન્દ્રજીનાં ચરણમાં પ્રીતિ કરવાથી મારું સૌભાગ્યપણું જશે નહીં. ॥ ૧૯ ॥ ૨૦ ॥

चो० बिहंसा नारि बचन सुनि काना । अहो मोह महिमा बलवाना ॥
नारि स्वभाव सत्य कबि कहई । अवगुण आठ सदा उर रहई ॥ १ ॥
साहस अनृत चपलता माया । भय अविवेक अशौच अदाया ॥
रिपु कर रूप सकल तैं गावा । अति बिशाल भय मोहिं सुनावा ॥ २ ।
सो सब प्रिया सहजबश मोरे । समुझि परा प्रभाव अब तोरे ॥
जानेउं प्रिया तोरि चतुराई । यहि मिसि कहेउ मोरि प्रभुताई ॥ ३ ॥
तव बतकही गूढ मृग लोचनि । समुझत सुखद सुनत भयमोचनि ॥
मंदोदरि मनमहं अस ठयऊ । पियहि कालबश मतिभ्रम भयऊ ॥ ४ ।

**અર્થ.**—હે ગરુડજી! દશાનન એવાં મન્દોદરીનાં વચન કાને સાંભળી હસીને બોલ્યો કે, જૂવો તો ખરા, અહો! મોહનો મહિમા કેવો અત્યંત બળવાન્ છે? વળી સ્ત્રીનો સ્વભાવ કવિ કહે છે, તે પણ સાચું છે. કારણ જેનાં મનમાં રાત્રદિવસ આઠ અવગુણ રહેલ છેઃ—॥ ૧ ॥ જેવા કે ૧ અતિ ઉતાવળથી કામ કરવું, ૨ ખોટું બોલવું, ૩ ચંચળતા ૪ હસવું તથા રડવું, ૫ બીક, ૬ અજ્ઞાનપણું, ૭ અપવિત્રતા તથા ૮ મૂર્ખાઇપણું એ સર્વે રહે છે. હે મન્દોદરી! તું મારા શત્રુના સ્વરૂપને વખાણી, તેમનો અત્યંત મોટો ભય મને બતાવે છે? ॥ ૨ ॥ પરન્તુ એ સર્વે સહજ મારે વશ છે, તોપણ તારી પ્રસન્નતાર્થ આ વાતને હું હમણાં સમજ્યો. તારી ચતુરાઈ મેં જાણી કે, એ નિમિત્તથી તેં મારી પ્રભુતા કહી સંભળાવી. ॥૩॥ હે મૃગનયની! આ જે ગૂઢ વાણી કહી, તે સમજવાથી સુખને આપે એવી અને સાંભળવાથી ભયનો નાશ થાય એવી છે. ત્યારે મન્દોદરી પોતાના મનમાં સમજી કે, મારો પતિ કાળને વશ થયો છે તથા બુદ્ધિમાં ભ્રમ ઉત્પન્ન થયો છે. ॥ ૪ ।

दो० बहुविधि जल्पेसि सकल निशि, प्रात भये दशकंध ॥
सहज अशंक सो लंकपति, सभा गयो मदअंध ॥ २१ ।

**અર્થ.**—હે ભવાનિ! એવી રીતે અનેક પ્રકારની અભિમાનની વાતો આખી રાત્રી કરતાં જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે મદાંધ લંકાપતિ શંકારહિત થઇ સભામાં ચાલ્યો. ॥ ૨૧ ॥

सो० फूलै फलै न बेत, यदपि सुधा वर्षहिं जलद ॥
मूरख हृदय न चेत, जो गुरु मिलहिं विरंचिसम ॥ ३ ॥

**અર્થ.**–હે ગરુડજી! જો કદાચ મેઘ અમૃતની વૃષ્ટિ કરે, તોપણ આકાશમાં ફળ ફૂલ થાય નહીં, તેમ બ્રહ્મા જેવા ઉપદેશ કરનાર ગુરુ મળે, તોપણ મૂર્ખના હૃદયમાં જ્ઞાન થતું નથી.૩

चो० इहां प्रात जागे रघुराई । पूंछा मत सब सचिव बुलाई ॥
कहहु बेगि का करिय उपाई । जांबवंत कह पद शिरनाई ॥ १ ॥
सुनु सर्वज्ञ सकल उरवासी । सर्व रूप सब रहित उदासी ॥
मंत्र कहत निज मति अनुसारा । दूत पठाइय बालिकुमारा ॥ २ ॥
नीकमंत्र सब के मनमांना । अंगद सन कह कृपानिधाना ॥
वालितनय बुधिबल गुणधामा । लंका जाहु तात ममकामा ॥ ३ ॥
बहुत बुझाइ तुमहिं का कहउं । परम चतुर मैं जानत अहउं ॥
काज हमार तासु हित होई । रिपुसन करेहु बतकहि सोई ॥ ४ ॥

**અર્થ.**—હે હિમાચળપુત્રી! હવે અહીં સુવેલ પર્વતના ઉપર શ્રીહરિ સર્વે પ્રધાનોને બોલાવી મત પૂછવા લાગ્યા કે, હે ભાઈઓ! હવે શો ઉપાય કરવો, તે જલદી કહો. ત્યારે જામ્બુવાન પદપંકજમાં મસ્તક નમાવી બોલ્યા કે, ॥ ૧ ॥ પ્રાણીમાત્રના હૃદયમાં વાસ કરનાર હે સર્વજ્ઞ! સાંભળો. તમે સર્વથી રહિત અને ઉદાસીની પેઠે ન્યારા છો. વળી જેવી અમારી બુદ્ધિ છે, તે પ્રમાણે અમે વચન કહીશું. તે એ કે, સંદેશો કહેવાને માટે વાળિના પુત્ર અંગદને મોકલો. ॥ ૨ ॥ એ વિચાર સર્વેના મનમાં સારો લાગવાથી કૃપાના ભંડાર શ્રીરામ અંગદ પ્રત્યે બોલ્યા કે, બુદ્ધિ, બળ તથા ગુણના ભંડાર હે વાળિપુત્ર! મારા કામને માટે તમે લંકામાં જાઓ. ॥ ૩ ॥ હે તાત! તમને હું ઘણો ચતુર જાણું છું, માટે વિશેષ સમજાવીને શું કહું? પણ તમે શત્રુ પાસે જઈ જે વાત કહેશો, તેનાથી અમારું સુંદર કામ થશે. ॥ ૪ ॥

सो० प्रभुआज्ञा धरिशीश, चरण वंदि अंगद कहउ ॥
सोइ गुणसागर ईश, राम कृपा जापर करहु ॥ ४ ॥
स्वयंसिद्ध सब काज, नाथ मोहिं आदर दयउ ॥
अस बिचारि युवराज, तनु पुलकित हर्षित भयउ ॥ ५ ॥

**અર્થ.**—ત્યારે અંગદ શ્રીહરિની આજ્ઞા મસ્તક ઉપર ચઢાવી ચરણોને વંદી બોલ્યો કે, હે નાથ! જેના ઉપર તમે કૃપા કરશો, તે જ ગુણનો સમુદ્ર જાણવો. વળી તેથી સર્વે કામ પોતાની મેળે જ સિદ્ધ થાય છે. હે પ્રભુ! એ તો કેવળ મને જ આદર આપ્યું. એમ કહી રોમાંચિત શરીરે હૃદયમાં હર્ષ પામ્યો. ॥ ૪ ॥ ૫ ॥

चो० वंदि चरण उर धरि प्रभुताई । अंगद चलेउ सबहि शिरनाई ॥
प्रभु प्रताप उर सहज अशंका । रणबांकुरा बालिसुत बंका ॥ १ ॥
पुर पैठत रावणकर बेटा । खेलत रहा सो होइ गइ भेटा ॥
बातहिं बात कर्ष बढि आई । युगल अतुलबल पुनि तरुणाई ॥ २ ॥
तेहि अंगद कहं लात उठाई । गहिपद पटकेउ भूमि भ्रमाई ॥
निशिचर निकर देखि भटभारी । जहं तहं चले न सकहिं पुकारी ॥ ३ ॥
एक एक सन मर्म न कहहीं । समुझि तासु बल चुप होइ रहहीं ॥
भयउ कोलाहल नगर मझारी । आवा कपि लंका जेइं जारी ॥ ४ ॥
अबधौं कहा करिहि करतारा अति सभीत सब करहिं बिचारा ॥
बिनु पूंछे मगु देहिं बताई । जेहि विलोकि सोइ जाइ सुखाई ॥ ५ ॥

**અર્થ.**—પછી શ્રીહરિનાં પદ વંદન કરી, હૃદયમાં પ્રભુતાઈ ધારણ કરી સર્વેને મસ્તક નમાવી અંગદ ચાલ્યો અને પ્રભુના પ્રતાપથી સહજ શંકા રહિત રણવિષે મહા શૂરવીર વાલિના પુત્રે, ॥ ૧ ॥ જ્યારે લંકામાં પ્રવેશ કર્યો, ત્યારે દશાનનનો પુત્ર પ્રહસ્ત રમતો હતો, તેની ભેટ થઈ. ત્યારે પ્રહસ્તે અંગદને પૂછ્યું કે, તું કોણ છો? એટલે અંગદ બોલ્યો કે, હું જે રાવણને બગલમાં રાખ્યો હતો, તે વાળિનો પુત્ર તથા રામચન્દ્રનો દૂત છું. ત્યારે પ્રહસ્ત બોલ્યો કે, જે રામચન્દ્રની સ્ત્રી મારા પિતા હરણ કરી લાવ્યા છે, તે રામનો શું તું દૂત છો? એવી રીતે એક બીજા સાથે વાતચીત થતાં ક્રોધ વધી ગયો. વળી બેઉ મહા બળવાન્ તથા જોબન અવસ્થાવાળા છે. ॥ ૨ ॥ તેથી પ્રહસ્તે અંગદને મારવા વાસ્તે લાત ઉંચી કરી કે, તરત તેના બેઉ પગ ઝાલી ફેરવીને પૃથ્વી ઉપર પછાડ્યો, ત્યારે તે મરણ પામ્યો. એવા મહા શૂરવીરને જોઈ દૈત્યો જ્યાં ત્યાં નાશી જઈ કંઈ પણ બોલી શક્યા નહીં, ॥ ૩ ॥ તેમ પરસ્પર તેઓ અંગદનું મહા બળ જોઈ ભેદ ન કહેતાં ચૂપ થઈ રહ્યા. પછી નગરમાં એવો કોલાહલ થયો કે, જેણે લંકાને બાળી છે, તે જ વાનર ફરીથી આવ્યો છે. ॥ ૪ ॥ એમ સર્વે અત્યંત ભય પામી વિચાર કરવા લાગ્યા કે, હે બ્રહ્મા! હવે શું કરીએ? વળી અંગદ જેના તરફ જુવે છે, તેનાં શરીર સૂકાઈ જાય છે, તેથી વગર પૂછે તેને દૈત્યો માર્ગ બતાવે છે. ॥ ૫ ॥

दो० गयो सभा दरबार रिपु, सुमिरि रामपदकंज ॥
सिंहठवनि इत उत चितै, वीर धीर बलपुंज ॥ २२ ॥

**અર્થ.**—હે ગૌરી! પછી સિંહની પેઠે ચાલનાર, ધૈર્યવાન્, બળનો ભંડાર તથા શૂરવીર અંગદ શ્રીપ્રભુનાં ચરણકમળને વંદન કરી, ચારે તરફ જોતો શત્રુની સભાના દરવાજા આગળ આવીને, ॥ ૨૨ ॥

चो० तुरत निशाचर एक पठावा । समाचार रावणहिं सुनावा ॥
सुनत वचन बोलेउ दशशीशा । आनहु बोलि कहांकर कीशा ॥ १ ॥
आयसु पाइ दूतबहु धाये । कपि कुंजरहि बोलि लै आये ॥
अंगद दीख दशानन बेसा । सहितप्राण कज्जलगिरि जेसा ॥ २ ॥
भुजा बिटप शिर शृंगसमाना । रोमावळी लता तरु नाना ॥
मुख नाशिका नयन अरु काना । गिरि कंदरा खोह अनुमाना ॥ ३ ॥
गयउ सभा मन नेकु न मुरा । बालितनय अतिबल बांकुरा ॥
उठी सभा सब कपि कहं देखी । रावण उरभा क्रोध विशेखी ॥ ४ ॥

**અર્થ.**—તરત જ એક નિશિચરને મોકલી રાવણને સંદેશો કહેવરાવ્યો. તે સાંભળી દશાનન હસીને બોલ્યો કે, એ, કયાંનો કપિ છે? તેને મારી પાસે લઈ આવો. ॥ ૧ ॥ ત્યારે લંકેશની આજ્ઞા પામી ઘણા દૂત દોડીને કપિઓમાં કુંજરરૂપ વાલિપુત્રને લઈ આવ્યા; તેણે જોયું તો જાણે પ્રાણવાળો કાજળનો પર્વત ન હોય, તેમ દીઠું. ॥ ૨ ॥ તેના હાથ વૃક્ષના જેવા, મસ્તક પર્વતના શિખર જેવું અનેક વેલીઓરૂપી રોમાંચવડે શોભે છે. વળી જેનું મુખ, નાસિકા, નેત્ર તથા કાન એ સર્વે પર્વતની અનેક ગુફાઓ જેવા દેખાય છે. ॥ ૩ ॥ તોપણ મહાચતુર તથા બળવાન્ વાલિપુત્રનું મન, સભાની અંદર જરા પણ ભય પામ્યું નહીં. એવા કપિને જોઇ સર્વે સભા ઉભી થઈ. તેથી રાવણ મનમાં અત્યંત ક્રોધ પામ્યો. ॥ ૪ ॥

दो० यथा मत्त गज यूथ महं, पंचानन चलि जाय ॥
रामप्रताप संभारि उर, बैठ सभहिशिरनाय ॥ २३ ॥

**અર્થ.**—જેમ મદોન્મત હાથીના ટોળામાં સિંહ ચાલ્યો જાય, તેમ અંગદ શ્રીપ્રભુના પ્રતાપને મનમાં સંભારી, મસ્તક નમાવી સભામાં બેઠો. ॥ ૨૩ ॥

चो० कह दशकंध कवन तैं बंदर । मैं रघुबीर दूत दशकंधर ॥
मम जनकहि तोहिं रही मिताई । तवहित कारण आयउं भाई ॥ १ ॥
उत्तम कुल पुलस्त्य कर नाती । शिव बिरंचि पूजेहु बहुभांती ॥
वर पायउ कीन्हेउ सब काजा । जीतेहु लोकपाल सुरराजा ॥ २ ॥
शठ अभिमान ते कीन्ह कदंबा । हरि आनेहु सीता जगदंबा ॥
अब शुभ कहा करहु तुम मोरा । सब अपराध क्षमहिं प्रभु तोरा ॥ ३ ॥
दशन गहहु तृण कंठ कुठारी । पुरजन संग सहित निज नारी ॥
सादर जनकसुता करि आगे । इहिविधि चलहु सकल भय त्यागे ॥ ४ ॥

**અર્થ.**—હે ગરુડજી! ત્યારે લંકાપતિ બોલ્યો કે, અરે! તું કયાંનો વનચર છો? હે દશકંદર! શ્રીરામનો હું સેવક છું. વળી મારા પિતાની સાથે તારી મિત્રતા હતી, તે કારણથી હે ભાઈ! તારા કલ્યાણ વાસ્તે હું અત્રે આવ્યો છું. ॥ ૧ ॥ તેં પુલસ્ત્ય મુનિના ઉત્તમ કુળમાં ઉત્પન્ન થઈ ઘણી રીતે શિવ અને બ્રહ્માનું પૂજન કર્યું છે. તેમનાથી વરદાન પામી લોકપાલ તથા ઇંદ્ર વગેરેને જિતી સર્વે કામ તેં કરેલાં છે. ॥ ૨ ॥ હે શઠ! તું કદાચ કપટ અભિમાનથી જગદંબાને લઈ આવ્યો છો, તે વાસ્તે તું મારું શું સારું કરીશ? તોપણ હું કહું છું કે, જો તું દાંતમાં ઘાસ રાખી કહે કે, હું પશુ છું, તથા કંઠઉપર કુહાડો રાખી કહે કે હું કુળરૂપી વનનું છેદન કરનાર છું, વળી તારી સ્ત્રી તથા પુરવાસીઓ સાથે લઇને ઘણા જ પ્રેમથી જનકસુતાને આગળ કરી, સર્વે ભયનો ત્યાગ કરી, ॥ ૩ ॥ ૪ ॥

**दो॰ प्रणतपाल रघुबंशमणि, त्राहि त्राहि अब मोहिं ॥**
**सुनतहिं आरत बचन प्रभु, अभय करहिंगे तोहिं ॥ २४ ॥**

**અર્થ.**—ત્યાં જઇ કહે કે, હે પ્રણતપાલ! હવે મારું રક્ષણ કરો, રક્ષણ કરો, તો તારાં દીનતાનાં વચન સાંભળી શ્રીહરિ તને ભયથી મુક્ત કરશે. ॥ ૨૪ ॥

**चो॰ रे कपि पोच बोलु संभारी । मूढ न जानसि मोहिं सुरारी ॥**
**कहु निजनाम जनक कर भाई । केहि नाते मानिये मिताई ॥ १ ॥**
**अंगद नाम वालिकर बेटा । तोसौं कबहुं भई होइ भेटा ॥**
**अंगद बचन सुनत सकुचाना । रहा बालि वानर मैं जाना ॥ २ ॥**
**अंगद तुहीं बालि कर बालक । उपजेउ बंश अनल कुलघातक ॥**
**गर्भ न खसेउ वृथा तुम जाये । निजमुख तापसदूत कहाये ॥ ३ ॥**
**अब कहु कुशल बालि कहं अहई । बिहंसि बचन अंगद असकहई ॥**
**दिन दश गये बालि पहं जाई । पूंछेहु कुशल सखा उर लाई ॥ ४ ॥**
**राम विरोध कुशल जस होई । सो सब तुमही सुनाइहि सोई ॥**
**सुनु शठ भेद होइ मन ताके । श्रीरघुवीर हृदय नही जाके ॥ ५ ॥**

**અર્થ.**—ત્યારે લંકેશ બોલ્યો કે, હે દુષ્ટ કપિ! સંભાળીને બોલ. હું દેવતાઓનો શત્રુ છું. હે મૂર્ખ! મને ઓળખતો નથી? વળી તારું તથા તારા બાપનું નામ તો કહે? વળી કયા કારણથી હું મિત્રતા માનું? ॥ ૧ ॥ ત્યારે અંગદ બોલ્યો કે, મારું નામ અંગદ છે, હું વાળિનો પુત્ર છું, તેની સાથે તારી ભેટ કોઈ દિવસ થઈ હતી? એવાં અંગદનાં વચન સાંભળી લજ્જાયુક્ત થઈ બોલ્યો કે, એક વાલિ વાનર હતો, તેને હું જાણું છું. ॥ ૨ ॥ હે અંગદ! તું વાલિનો પુત્ર તો ઠીક, પણ તારાકુળરૂપી વાંસના વનમાં અગ્નિરૂપ

ચિત્ર ૧૨ (પૃ ૭૨૬)



અંગદ વિષ્ટિ.

થયો. અરે! તારી જનેતાનો ગર્ભ પડી ન ગયો? અથવા જન્મ્યો તો વૃથા જન્મ છે. કારણ પોતાના મુખથી તપસ્વીનો દૂત કહેછે. ॥ ૩ ॥ હવે કહે, તારો પિતા વાલિ તો કુશળ છે? એવું સાંભળી અંગદ હસીને બોલ્યો કે, હે દશકંધર! દશ દિવસ ગયા પછી વાલિ પાસે જઇને તારા મિત્રને છાતી સાથે લગાડી કુશળતા પૂછજે. ॥ ૪ ॥ વળી શ્રીરામ સાથે વિરોધ કરવાથી જે કુશળ થાય છે, તે સર્વે વાલિ તને સંભળાવશે. હે શઠ! જેના હૃદયમાં શ્રીરામનું નામ નથી, તેને જ એવો ભેદ થાય છે. ॥ ૫ ॥

**दो०** हम कुलघातक सत्य तुम, कुलपातक दशशीश ॥
अंधउ बधिर न कहही अस, श्रवण नयन तव बीस ॥ २५ ॥

**અર્થ.**—વળી હું કુળદ્રોહી છું અને તું કુળનું પાલન કરવાવાળો છે, એ વાત સત્ય છે, પણ આંધળો અને બહેરો હોય તે એમ કહી શકે નહીં. ત્યારે તને તો વીસ કાન તથા વીસ નેત્ર વૃથા છે. ॥ ૨૫ ॥

**चो०** शिव विरंचि सुर मुनि समुदाई । चाहत जासु चरण सेवकाई ॥
तासु दूत होइ हम कुल बोरा । एसी मति उर बिहरु न तोरा ॥ १ ॥
सुनि कठोरबाणी कपि केरी । कहत दशानन नयन तरेरी ॥
खल तव बचन कठिन मैं सहऊं । नीति धर्म सब जानत अहऊं ॥ २ ॥
कह कपि धर्म शीलता तोरी । हमहुं सुनी कृत परतिय चोरी ॥
देखेउ नयन दूत रखवारी । बूडि न मरहु धर्मव्रत धारी ॥ ३ ॥
नाक कान बिन भगिनि निहारी । क्षमा कीन्ह तुम धर्मविचारी ॥
धर्मसीलता तव जग जागी । पावा दरश हमहुं बडभागी ॥ ४ ॥

**અર્થ.**—તોપણ હે રાવણ! જે શ્રીરામચંદ્રજીનાં ચરણની સેવા શિવ, બ્રહ્મા, દેવતાઓ તથા મુનિઓ ઇચ્છે છે, તેમનો દૂત થવાથી અમારા કુળનો નાશ થયો, એવી તારી બુદ્ધિ થવાથી તારું હૃદય ફાટી કેમ જતું નથી? ॥ ૧ ॥ એવાં અંગદનાં કઠોર વચન સાંભળી, નેત્ર ફેરવી રાવણ બોલ્યો કે, હે ખલ! હું રાજ્યનીતિ તથા સર્વે ધર્મને જાણું છું, તેથી તારાં કઠીણ વચનનું સહન કરું છું. ॥ ૨ ॥ ત્યારે અંગદ બોલ્યો કે, હે દુષ્ટ! પારકી સ્ત્રીની ચોરી કરવી, એવો તારો ધર્મ છે. વળી તારી શીલતા હું જાણું છું. જ્યારે અશોક બાગનાં રખેવાળોને વાયુપુત્રે માર્યાં ત્યારે તે દૈત્યોને તારા નેત્રથી તેં જોયા. તેથી હે ધર્મવ્રતના ધારણ કરનાર રાવણ! તું બૂડી કેમ મરતો નથી? ॥ ૩ ॥ વળી તારી બેન શૂર્પનખાને તેં નાક કાન વગરની જોઇ, તે પણ ધર્મ વિચારીને જ તેં અપરાધ ક્ષમા કર્યો હશે? માટે એવા તારા ધર્મ તથા શીલતાને જગત જાણે છે, તેમ જ હું પણ મોટો ભાગ્યશાળી કે, તારાં દર્શન મને થયાં. ॥ ૪ ॥

**दो०** जनि जल्पासि जडजंतु कपि, शठ विलोकु ममबाहु ॥
लोकपाल बल विपुल शशि, ग्रसन हेतु जिमि राहु ॥ २६ ॥

पुनि नभ सर ममकरनिकर, कर कमलन पर बास ॥
शोभित भयउ मरालइव, शंभु सहित कैलास ॥ २७ ॥

**અર્થ.**—ત્યારે રાવણુ બોલ્યો કે, હે જડજંતુ! બકવાદ શામાટે કરેછે? હે મૂર્ખ કપિ! દિગ્પાલરૂપી ચંદ્રમાનું ગ્રહણુ કરવામાં રાહુરૂપ મારી ભુજાઓ તો જો. અથવા મારી નાભિરૂપી માનસસરોવરમાં મારા અનેક હાથરૂપી કમળના ઉપર હંસની પેઠે વાસ કરી મહાદેવજી સહિત કૈલાસ શોભતો હતો. ॥ ૨૬ ॥ ૨૭ ॥

चो० तुम्हरे कटक माहं सुनु अंगद । मो सन भिरहि कौन योधा बद ॥
तव प्रभु नारि बिरह बलहीना । अनुज तासु दुख दुखित मलीना ॥ १ ॥
तुम सुग्रीव कूलद्रुम दोऊ । बंधु हमार भीरु अति सोऊ ॥
जांबवंत मंत्री अतिबूढा । सो किमि होइ समर आरूढा ॥ २ ॥
शिल्पकर्म जानत नल नीला । है कपि येक महाबलशीला ॥
आवा प्रथम नगर जेहि जारा । सुनि हंसि बोलेउ बालिकुमारा ॥ ३ ॥
सत्यवचन कह निशिचरनाहा । सांचहु कीश कीन पुरदाहा ॥
रावण नगर अल्प कपि दहई । को अस झूंठ कहै को सुनई ॥ ४ ॥
जो अति सुभट सराहेहु रावन । सो सुग्रीव केर लघुधावन ॥
चलै बहुत सो बीर न होई । पठवा खबरि लेन हम सोई ॥ ५ ॥

**અર્થ.**—હે કપિ! સાંભળ. માટે તારા સૈન્યમાં મારી સાથે યુદ્ધ કરે એવો કોણુ છે, તે કહે. વળી તારો સ્વામી સ્ત્રીના વિયોગથી હીન છે, અને તેના દુઃખથી લક્ષ્મણુજી પણુ દુઃખી થયેલો છે, ॥ ૧ ॥ તથા સુગ્રીવ અને તું બેઉ જણુ કુળરૂપી વૃક્ષ ઉપર કુહાડારૂપ છો. વળી મારો ભાઈ વિભીષણુ અત્યંત બીકણુ છે, તેમ જ જાંબુવાન પ્રધાન તો વૃદ્ધ છે. તે કંઈ યુદ્ધમાં આવીને ઉભો રહેશે? ॥ ૨ ॥ નલ તથા નીલ એ પથ્થર કામને જાણુનારા છે. પણુ જે પ્રથમ આવીને નગરી બાળી ગયો, તે જ એક મહા બળવાન્ વાનર છે. એવાં વચન સાંભળી અંગદ હસીને બોલ્યો કે, ॥ ૩ ॥ હે દૈત્યેંદ્ર! તું સત્ય વચન કહે છે. વળી તારી પુરીને વાનરે બાળી નાંખી, એ પણુ ખરી વાત છે. તો હે દશાનન! એક તુચ્છ કપિ તારા શહેરને બાળી જાય, એવી ખોટી વાત સાંભળી કોણુ સાચી માનશે? ॥ ૪ ॥ વળી જેનું અત્યંત શૂરવીરપણું છે, એમ વખાણુ કરે છે. પણુ તે તો સુગ્રીવનો એક નાનો દોડનાર દૂત છે. માટે તેને પ્રભુએ ખબર લેવાને મોકલ્યો હતો. પણુ જે ઘણો ચાલે, તે શૂરવીર કહેવાય નહીં. ॥ ૫ ॥

दो० अब जाना पुरदहेउ कपि, बिन प्रभुआयसु पाइ ॥
गयउन फिरी निजनाथ पहं, तेहि भय रहेउ लुकाइ ॥ २८ ॥
सत्य कहसि दशकंठ तैं, मोहिं न सुनि कछु कोह ॥
कोउ न हमरे कटक अस, तुम सन लरत जो सोह ॥ २९ ॥

प्रीति बिरोध समान सन, करिय नीति अस आहि ॥
जो मृगपति बध मेडुकहि, भलन कहै को ताहि ॥ ३० ॥
यद्यपि लघुता रामकहं, तोहिं बधे बड दोष ॥
तदपि कठिन दशकंठसुतु, क्षत्रि जातिकर रोष ॥ ३१ ॥
वक्र उक्ति धनु बचन शर, हृदय दह्यउ रिपु कीश ॥
प्रति उत्तर असीले मनहुं, काटत भट दशशीश ॥ ३२ ॥
हंसि बोलेउ दशमौलि तब, कपिकर बड गुण एक ॥
जो प्रतिपालै तासु हित, करै उपाय अनेक ॥ ३३ ॥

**અર્થ.**--હવે તેણે શ્રીહરિની આજ્ઞાવગર પુરીને બાળી નાંખી, તે વાતની મને હમણાં ખબર પડી. વળી તે ભયથી છૂપાઈ જઈને હજી સૂધી પોતાના નાથ પાસે ગયો નથી. ॥ ૨૮ ॥ હે દશમૌલી! હવે એ વાત તેં સાચી કહી અને તે સાંભળવાથી મને ક્રોધ થતો નથી. પણ તારી સાથે યુદ્ધ કરી શોભાને પામે, એવો અમારા સૈન્યમાં કોઈ નથી. ॥ ૨૯ ॥ તથાપિ નીતિ છે કે, પોતાના બરોબરીઆ સાથે પ્રીતિ તથા વૈર કરવું. કારણ જે સિંહ છે તે દેડકાને મારી નાંખે તો કંઈ સારો કહેવાય નહીં. ॥ ૩૦ ॥ તેમ હવે કદાચ તેં શ્રીરઘુનાથજીને લઘુતા આપી, તેથી તને મારવાથી તેમને દોષ લાગે. તોપણ હે મૂર્ખ રાવણ! ક્ષત્રિય જાતનો ક્રોધ મહા કઠીણ છે. ॥ ૩૧ ॥ હે હિમાચળપુત્રી! વાલિકુમારની વાંકી બુદ્ધિરૂપી ધનુષ્યપર વચનરૂપી બાણે દશાનનનું હ્રદય ભેદી નાંખ્યું. વળી રાવણ જે ઉત્તર આપેછે, તે રૂપી તરવારથી વચનરૂપી બાણને અંગદ કાપી નાંખેછે. ॥ ૩૨ ॥ પછી દશગ્રીવ હસીને કહેછે કે, વાનરમાં એક મોટો ગુણ છે કે, જે એનું પાલન કરે, તેનું કલ્યાણ કરવામાં ઘણા ઉપાય કરે. ॥ ૩૩ ॥

**ચો०** धन्यकीश जो निजप्रभुकाजा । जहं तहं नाचहिं परिहरि लाजा ॥
नाचि कूदि करि लोग रिझाई । पतिहित करत कर्म निपुणाई ॥ १ ॥
अंगद स्वामि भक्त तव जाती । प्रभुगुण कसन कहसि इहिभांती ॥
मैं गुणगाहक परम सुजाना । तव कटुबचन करौं नहिं काना ॥ २ ॥
कह कपि तव गुण गाहकताई । सत्य पवनसुत मोहिं सुनाई ॥
वन बिध्वंसि सुत वधि पुरजारा । तदपि न तेइं कृत कछु अपकारा ॥ ३ ॥
सोइ बिचारि तव प्रकृति सुहाई । दशकंधर मैं कीन्ह ढिठाई ॥
देखेउं आइ जो कछु कपि भाषा । तुह्मरे लाज न रोष न माषा ॥ ४ ॥
जो असमति पितु खायहु कीशा । कहि असबचन हंसा दशशीशा ॥
पितहि खाइ खातेउं अब तोहीं । अबहीं समुझि परा कछु मोहीं ॥ ५ ॥

बालि विमलयश भाजन जानी । हतौं न तोहिं अधम अभिमानी ॥
सुनुरावण रावण जग केते । मैं निज श्रवण सुने सुन तेते ॥ ६ ॥
बलिजीतन एक गयउ पताला । राखा बांधि शिशुन हयशाला ॥
खेलहिं बालक मारहिं जाई । दयालागि बलि दीन्ह छुडाई ॥ ७ ॥
एक बहोरि सहसभुज देखा । धाइ धरा जनु जंतु विशेखा ॥
कौतुक लागि भवन लै आवा । सो पुलस्त्य मुनि जाइ छुडावा ॥ ८ ॥

**અર્થ.**—હે વાલિપુત્ર! જે વાનર પોતાના સ્વામીના કામમાટે જ્યાં ત્યાં લાજ મૂકીને નાચે છે, કુદે છે, એમ અનેક કર્મ કરીને પોતાની ચતુરાઇથી લોકને ખુશી કરીને પતિનું હિત કરે છે, તેને ધન્ય છે. ॥ ૧ ॥ હે અંગદ! તારી જાતવાળા પોતાના સ્વામીના ભક્ત છે, તેથી પતિના ગુણનું વર્ણન કેમ નહીં કરે? પણ હું એવા ગુણને ગ્રહણ કરવાવાળો ચતુર છું કે, તારાં કડવાં વચન કાને સાંભળતો નથી. ॥ ૨ ॥ ત્યારે અંગદ બોલ્યો કે, તું ગુણને ગ્રહણ કરવાવાળો છો તે સાચું છે. તે મને હનુમાનજીએ કહી સંભળાવ્યું છે. કારણ તેણે વનનો નાશ કરી તારા પુત્રને મારીને નગરને બાળી નાંખ્યું, તોપણ તેનો અપરાધ કંઈ જાણ્યો નહીં. ॥ ૩ ॥ માટે હે રાવણ! એવી તારી સુંદર ચતુરાઈને મેં તારા આગળ અવળાઈ કરી. કેમકે વાયુપુત્રે મારા આગળ વાત કરી છે કે, તું ક્રોધ અને લાજ વિનાનો છો, તે મેં અહીં આવીને નજરે જોયું. ॥ ૪ ॥ ત્યારે લંકેશ બોલ્યો કે, હે વાલિપુત્ર! આવી તારી બુદ્ધિ છે, ત્યારે જ તું પિતાને ખાઈ ગયો, એમ કહીને હસવા લાગ્યો. ત્યારે અંગદ બોલ્યો કે, હું પિતાને ખાઈ તને ખાવા આવ્યો છું, એ વાતની ખબર કંઈક મને હમણાં પડી. ॥ ૫ ॥ ત્યારે દશગ્રીવ કહેછે કે, તું વાલિના નિર્મળ યશનો પાત્ર છો, તેટલા માટે હે અધમ અભિમાની! હું તને મારતો નથી. ત્યારે વાલિસુત બોલ્યો કે, હે લંકેશ! મેં મારે કાને સાંભળ્યું છે કે, આ જગતમાં કેટલાક રાવણ છે તે તું સાંભળ. ॥ ૬ ॥ એક રાવણ બળિ રાજાને જિતવા માટે પાતાળમાં ગયો. ત્યાં બાળકોએ તેને હયશાળામાં બાંધી રાખ્યો. પછી તે જગ્યાએ રમત રમતાં બાળકો તેને લાતો મારવા લાગ્યા. ત્યારે બળિ રાજાના મનમાં દયા આવવાથી તેને છોડાવી મૂક્યો. ॥ ૭ ॥ વળી બીજા એક રાવણને સહસ્રાર્જુને જોતાં જ વિશેષ જંતુ જાણી, દોડીને ઝાલીને આશ્ચર્ય દેખાડવા માટે પોતાને ઘેર લઈ આવ્યો. ત્યારે તેને પુલસ્ત્ય મુનિ જઇને છોડાવી આવ્યા. ॥ ૮ ॥

दो० एक कहत मोहि सकुच अति, रहा बालि की कांख ॥
तिनमहं रावण कवन तैं, सत्य कहहु तजि माख ॥ ३४ ॥

**અર્થ.**—તેમ જ ત્રીજો એક વાલિની બગલમાં રહ્યો હતો, તે કહેતાં મને લાજ ઉત્પન્ન થાય છે. માટે એટલામાં તું કયો રાવણ છે, તે ક્રોધ મૂકીને મને સાચું કહે. ॥ ૩૪ ॥

चो० सुनु शठ सोइ रावण बलशीला । हरगिरि जान जासु भुज लीला ॥
जान उमापति जासु शुराई । पूजे जेहि शिर सुमन चढाई ॥ १ ॥

शिर सरोज निज करन उतारी । पूजे अमित बार त्रिपुरारी ॥
भुज विक्रम जानहिं दिगपाला । शठ अजहूं जिनके उर शाला ॥ २ ॥
जानहिं दिग्गज उर कठिनाई । जब जब जाइ भिरेउं बरिआई ॥
जिनके दशन कराल न फूटे । उर लागत मूलक इव टूटे ॥ ३ ॥
जासु चलत डोलत इमि धरणी । चढत मत्तगज जिमि लघु तरणी ॥
सोइ रावण जग विदित प्रतापी । सुने न श्रवण अलीक प्रलापी ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે દશાનન બોલ્યો કે, હે શઠ! સાંભળ, જેના હાથની લીલાને મહાદેવનો કૈલાસ પર્વત જાણે છે, તે જ હું રાવણ શીલ તથા બળનો ભંડાર છું. વળી જે શિવજી ઉપર ફૂલ તથા કમળરૂપ મસ્તકોને મારા હાથથી ઉતારીને અનેકવાર પૂજન કરવામાં આવ્યું છે, તે પાર્વતિપતિ મારા શૂરવીરપણાને જાણે છે. ॥ ૧ ॥ તેમ જ મારી ભુજાઓનું પરાક્રમ દિગ્પાળ પણ જાણે છે તથા હજી પણ હે મૂર્ખ! તેના હૃદયમાં ઘાવ દુખ્યા કરે છે. ॥ ૨ ॥ વળી જ્યારે જ્યારે મારા બળ થકી હું જઈને તેને મળ્યો છું, ત્યારથી તે દિગ્પાળના હાથીઓ મારા શરીરની કઠીણતાને જાણે છે, કે જેના કઠીણ દાંત મારા શરીરમાં લાગવાથી વરસાદના દહાડામાં ઉગેલા ધોળા છત્રની પેઠે તૂટી ગયા છે, ॥ ૩ ॥ તથા નાની હોડીમાં મદોન્મત્ત હાથી બેસવાથી તે જેમ ડોલે, તેમ મારા ચાલવાથી પૃથ્વી ડોલે છે, અને જગતમાં જેનો પ્રતાપ પ્રસિદ્ધ છે તે જ હું રાવણ છું. તે, હે મિથ્યા બોલનાર! તું કાને કેમ સાંભળતો નથી? ॥ ૪ ॥

दो० तेहि रावण कहं लघु कहसि, नर कर करसि बखान ॥
रे कपि बर्बर खर्ब खल, तवन जान अब जान ॥ ३५ ॥

**અર્થ.**—તો એવા રાવણને તું લઘુ કરીને મનુષ્યનાં વખાણ કરે છે, તેથી મર્યાદા વિના બોલવાવાળા હે તુચ્છ! હે ખલ! હવે મેં તારું જ્ઞાન જાણ્યું. ॥ ૩૫ ॥

चो० सुनि अंगद सकोप कह बानी । बोलु संभारि अधम अभिमानी ॥
सहसबाहु भुज गहन अपारा । दहन अनल सम जासु कुठारा ॥ १ ॥
जासु परशु सागर खरधारा । बूडे नृप अगणित बहु बारा ॥
तासु गर्व जेहि देखत भागा । सो नर किमि दशकंठ अभागा ॥ २ ॥
राम मनुज कस रे शठबंगा । धन्वी काम नदी पुनि गंगा ॥
पशु सुरधेनु कल्पतरु रूषा । अन्नदान पुनि रस न पीयूषा ॥ ३ ॥
वैनतेय खग अहि सहसानन । चिंतामणि की उपल दशानन ॥
सुनु मतिमंद लोक वैकुंठा । लाभकि रघुपति भक्ति अकुंठा ॥ ४ ॥

**અર્થ.**—હે ભવાનિ! એવાં વચન સાંભળી અંગદ ક્રોધ કરી બોલ્યો કે, હે અધમ અભિમાની! તું સંભારીને બોલ. કારણ સહસ્ર બાહુની હજાર ભુજાઓને નાશ કરવામાં

અગ્નિ જેમ વનને બાળે તેવો જેનો કુહાડો છે, ॥૧॥ વળી જેમની કઠણ ધારવાળી ફરશીરૂપી સમુદ્રમાં અનેકવાર અગણિત રાજાઓ ડૂબી ગયા; જેને જોતાં જ રાજાઓનો ગર્વ પણ નાશી ગયો, તેમને હે અભાગિયા દશકંઠ! શું મનુષ્ય કહેવો? ॥ ૨ ॥ હે મૂર્ખ! હે દુષ્ટ! તે શ્રીરામ મનુષ્ય કેમ કહેવાય? કારણ કામદેવ શું ધનુષ્યધારી જેવો છે? અને ગંગાજી શું નદી કહેવાય? તથા કલ્પતરૂ શું વૃક્ષ છે? અને કામધેનુ શું પશુ છે? તથા અન્નદાન શું દાન છે? અને અમૃત શું રસ છે? ॥ ૩ ॥ વળી ગરુડ શું પક્ષી છે? તથા શેષજી શું સર્પ છે? ચિંતામણિ શું પથ્થર છે? વૈકુંઠ શું લોક છે? હે દુષ્ટ! શ્રીરામની અખંડ ભક્તિ જેવો કંઈ બીજો લાભ છે? ॥ ૪ ॥

दो० सेन सहित तव मान मथि, बन उजारि पुरजारि ॥
कसरे शठ हनुमान कपि, गयउ जो तव सुत मारि ॥ ३६ ॥

**અર્થ.**—વળી હે શઠ! સેનાસહિત તારા માનનું ખંડન કરી વન ઉજ્જડ કરી, નગરને બાળીને તારા પુત્રનો નાશ કરનાર એવા હનુમાનજી, તે શું કપિ છે? ॥ ૩૬ ॥

चो० सुनु रावण परिहरि चतुराई । भजसि न कृपासिंधु रघुराई ॥
जो खल भयसि राम कर द्रोही । ब्रह्म रुद्र सक राख न तोही ॥ १ ॥
मूढ मृषा जनि मारसि गाला । राम बैर होइहि अस हाला ॥
तव शिर निकर कपिन के आगे । परिहहिं धरणी राम शर लागे ॥ २ ॥
ते तव शिर कंदुकइव नाना । खेलहिं भालु कीश चौगाना ॥
जबहिं समर कोपहिं रघुनायक । छूटहिं अतिकराल बहुशायक ॥ ३ ॥
तब कि चलहि अस गाल तुम्हारा । अस बिचारि भजु राम उदारा ॥
सुनत वचन रावण उर जरहिं । बरत अनल महं जनु घृत परहिं ॥ ४ ॥

**અર્થ.**—હે દશાનન! તારી ચતુરાઈ મૂકીને સાંભળ. અરે! કૃપાના ભંડાર શ્રીરામને કેમ ભજતો નથી? કારણ હે ખલ! તું રામચંદ્રનો દ્રોહી થઈશ તો બ્રહ્મા તથા રુદ્ર, તે પણ તને રાખી શકશે નહીં. ॥ ૧ ॥ હે મૂર્ખ! તું મિથ્યા બકવાદ કરે છે. વળી શ્રીહરિસાથે વૈર કરવાથી આવા હાલ થશે કે, તારા અનેક મસ્તક શ્રીપ્રભુના બાણ લાગવાથી પૃથ્વી ઉપર વાનર આગળ પડશે. ॥ ૨ ॥ ત્યારે તારા મસ્તકરૂપી નાના પ્રકારના દડા લઈને રણભૂમિરૂપી ચોકમાં કપિ તથા રીંછો રમત કરશે. વળી જ્યારે શ્રીરામ ક્રોધ કરીને રણભૂમિમાં અત્યંત કઠીણ બાણ મૂકશે, ત્યારે તારો આવો બકવાદ કંઈ ચાલશે? ॥ ૩ ॥ હે લંકેશ! એવો વિચાર કરીને ઉદાર શ્રીરઘુનાથજીનું ભજન કર. એવાં વાલિકુમારનાં વચન સાંભળી રાવણ જેમ બળતા અગ્નિમાં ઘી પડે, તેમ બળવા લાગ્યો. ॥ ૪ ॥

दो० कुंभकर्ण समबंधु मम, सुत प्रसिद्ध शक्रारि ॥
मोर पराक्रम सुनेसि नहिं, जितेउं चराचर झारि ॥ ३७ ॥

**અર્થ.**—હે ગરુડજી! તેથી તે રાવણ બોલ્યો કે, અરે! કુંભકર્ણના જેવો મારો ભાઈ છે તથા ઇંદ્રનો શત્રુ ઇંદ્રજિત મારો પુત્ર જગત્ પ્રસિદ્ધ છે. વળી મેં ચૌદ બ્રહ્માંડ જિત્યાં છે, છતાં હે કપિ! તેં મારું પરાક્રમ સાંભળ્યું નથી? ॥ ૩૭ ॥

**चो०** शठ शाखामृग जोरि सहाई । बांध्यो सिंधु इहै प्रभुताई ॥
लांघहिं खग अनेक बारीशा । शूर न होहिं सुनहु जड कीशा ॥ १ ॥
मम भुज सागर बल जल पूरा । जहं बूडे अगणित नृपशूरा ॥
बीस पयोधि अगाध अपारा । को असबीर जो पावहि पारा ॥ २ ॥
दिगपालन मैं नीर भरावा । भूप सुयश खल मोहिं सुनावा ॥
जो पै समर सुभट तव नाथा । पुनि पुनि कहसि जासुगुणनाथा ॥ ३ ॥
तौ बसीठि पठवा केहि काजा । रिपुसन प्रीति करत नहिं लाजा ॥
हरिगिरि मथननिरखि ममबाहू । पुनिशठ कपिनिज स्वामि सराहू ॥ ४ ॥

**અર્થ.**—વળી હે મૂર્ખ! જેણે વાનરના સૈન્યની સહાયતા લઇ સમુદ્રને બાંધ્યો, એ જ પ્રભુતાઈ કરી. પણ એવા અનેક સમુદ્રને પક્ષી ઉલ્લંઘન કરી જાય છે, માટે હે જડ વાંદર! તે કંઈ શૂરવીર કહેવાય? ॥ ૧ ॥ વળી મારી ભુજાઓરૂપી વીસ સમુદ્રમાં બળરૂપી અગાધ પૂર્ણ જળ ભરેલું છે, જેમાં અનેક રાજા મહાશૂરવીરો ડૂબી જાય છે. તેમ જ તેનો પાર પામવાને એવો કોણ શૂરવીર છે? ॥ ૨ ॥ દિગ્પાળો તો મારે ઘેર પાણી ભરે છે, તો હે ખલ! એવા રાજાઓના યશ તું મને શું સંભળાવે છે? વળી તું વારંવાર ગુણનું વર્ણન કરી કહે છે કે, મારો નાથ રણસંગ્રામમાં શૂરવીર છે, ॥ ૩ ॥ ત્યારે પંચાત કરવા દૂત શા માટે મોકલ્યો? વળી શત્રુ સંગાતે પ્રીત કરવામાં તેને લાજ નથી આવતી? કૈલાસ પર્વતને મથન કરનારી પહેલાં આ મારી ભુજાઓને જોઈ પછી, હે મૂર્ખ! તારા ઈશ્વિરનું વખાણ કરજે. ॥ ૪ ॥

**दो०** शूर कवन रावण सरिस, निजकर काटे शीश ॥
हुनेउं अनल महं बारबहु, हर्षित साखि गिरीश ॥ ३८ ॥

**અર્થ.**—તથા મારા જેવો કોણ શૂરવીર છે કે, જેણે પોતાના હાથથી મસ્તક કાપીને અનેકવાર હર્ષસહિત અગ્નિમાં હોમી દીધાં? તેના કૈલાસપતિ શંકર સાક્ષી છે.॥૩૮॥

**चो०** जरत बिलोकेउं जबहिं कपाला । विधि के लिखे अंक निजभाला ॥
नर के कर आपन बध बांची । हंसेउं जानि विधि गिरा असांची ॥ १ ॥
सो मन समुझि त्रास नहिं मोरे । लिखा विरंचि जरठ मतिभोरे ॥
आन बीर को शठ मम आगे । पुनि पुनि कहसि लाज परित्यागे ॥ २ ॥
कह अंगद सलज्ज जगमाहीं । रावण तोहिं समान कोउ नाहीं ॥
लाजवंत तव सहज स्वभाऊ । निजगुण निजमुख कहसि न काऊ ॥ ३ ॥

शिर अरु शैल कथा चित रहेहु । ताते बार वीस तैं कहेहु ॥
सो भुज बल राखेउ उरघाली । जितेउ न सहसबाहु बलि वाली ॥ ४ ॥
सुनु मतिमंद देह अबपूरा । काटै शीश न होइय शूरा ॥
बाजीगर कहं कहिय न वीरा । काटै निज कर सकल शरीरा ॥ ५ ॥

**અર્થ.**—હે અંગદ! તે બળતી વખતે મેં મારા કપાળમાં બ્રહ્માના અંક વાંચ્યા તો તેમાં લખ્યું હતું કે, મનુષ્યના હાથથી તારું મરણ છે. પછી તે બ્રહ્માની વાણી ખોટી છે, એમ જાણીને મને હસવું આવ્યું. ॥૧॥ ત્યારે મનમાં સમજી મને ભય થયો નહીં. કારણ કે, વૃદ્ધાવસ્થામાં બ્રહ્માએ ભોળી બુદ્ધિથી લખ્યું છે. હે મૂર્ખ! તું વારંવાર મારી પાસે બીજા પુરુષના બળનું વર્ણન કરે છે, તેથી તને શું લાજ થતી નથી? ॥૨॥ ત્યારે વાળિકુમાર બોલ્યા કે, હે લંકેશ! તારા જેવો લાંબી લાજવાળો જગતમાં કોઈ નથી. પોતાના ગુણ પોતાના મુખથી કહે છે, તેથી તારો સ્વભાવ સહજ લાજવાળો છે. પણ હે રાવણ! એમ બીજું કોઈ કહેતું નથી. ॥ ૩ ॥ વળી તારા મનમાં મસ્તક તથા કૈલાસ પર્વતની વાત રહી ગઈ છે, તે તેં વીસ વખત મારી પાસે કહી સંભળાવી તથા તારા હાથનું જે બળ તેં હૃદયમાં રાખી મૂકયું છે, તે બળથી સહસ્રાર્જુન, બળિરાજા તથા વાળિને કેમ જિત્યા નહીં? ॥ ૪ ॥ માટે હે મન્દબુદ્ધિવાળા! તું સાંભળ. શરીર કાપવાથી અથવા મસ્તક હોમવાથી કંઈ શૂરવીર કહેવાય નહીં. જેમ કે જાદુગાર પોતાના હાથથી સઘળાં શરીરને કાપી નાંખે છે, છતાં તે શું શૂરવીર કહેવાય? ॥ ૫ ॥

दो० जरहिं पतंग बिमोहबश, भार बहहिं खरवृंद ॥
ते नहिं शूर कहावहीं, समुझ देखु मतिमंद ॥ ३९ ॥

**અર્થ.**—તેમ જ મોહને વશ થઈ દીવાની અગ્નિમાં પતંગીઓ પડે છે તથા અનેક ગધેડાઓ ભાર ઉપાડે છે, તેથી કંઈ શૂરવીર કહેવાય નહીં. માટે હે મન્દમતિ! તું પોતાના મનમાં સમજી જો. ॥ ૩૯ ॥

चो० अब जनि बतबढाव खल करई । सुनि ममवचन मान परिहरई ॥
दशमुख मैं न बसीठी आयउ । अस बिचारि रघुबीर पठायउ ॥ १ ॥
बार बार इमि कहहिं कृपाला । नहिं गजारि यश बधे शृगाला ॥
मन महं समुझि बचन प्रभु केरे । सहेउं कठोरबचन शठ तेरे ॥ २ ॥
नहिं तो करि मुख भंजन तोरा । लै जातेउं सीतहि बर जोरा ॥
जानेउं तव बल अधम सुरारी । हरि आनी सुनेसि परनारी ॥ ३ ॥
तैं निशिचर पति गर्ब बहूता । मैं रघुपति सेवक कर दूता ॥
जो न राम अपमानहिं डरउं । तोहिं देखत एक कौतुक करउं ॥ ४ ॥

**અર્થ.**—હે ખલ! હવે તું વધારે વચન બોલીશ નહીં, અને અભિમાન મૂકી મારાં વચન સાંભળ. હે દશકન્ધર! હું કંઈ વિષ્ટિ કરવાને આવ્યો નથી. પણ કૃપાળુ શ્રીર-

ઘુનાથજીએ વારંવાર કહ્યું છે કે, શિયાળને મારવાથી સિંહનો યશ વધશે નહીં, એવો વિચાર કરીને મને મોકલ્યો છે. તેથી જ શ્રીહરિનાં વચનને મનમાં સમજી હે શઠ! હું તારાં વચન સહન કરું છું. ॥ ૧ ॥ નહીં તો તારું મુખ ભાંગી, મારા બળની સત્તાથી સીતાજીને હમણાં લઈ જાઉં અને હે દેવતાઓના શત્રુ! હે અધમ! હું તારા બળને જાણું છું કે, તું પારકી સ્ત્રિયોનું હરણ કરી લાવ્યો છો, એમ મેં સાંભળ્યું છે. ॥ ૩ ॥ તેથી હે દૈત્યપતિ! તને અહંકાર ઘણો છે. પણ હું તો શ્રીરામચંદ્રજીના દાસનો પણ દાસ છઉં, તથાપિ શ્રીહરિના અપમાનથી ડરું છું, નહીં તો હમણાં હું તારા દેખતાં એક કૌતક કરી દેખાડું. ॥ ૪ ॥

**दो॰ तोहिं पटकि महि सेन हति, चौपट करि तव गाउं ॥**
**मंदोदरी समेत शठ, जनकसुतहि लै जाउं ॥ ४० ॥**

**અર્થ.**—હે શઠ! તને પૃથ્વીઉપર પછાડી, તારી સેનાનો નાશ કરી બધી લંકાને ઉજ્જડ કરી મન્દોદરી સાથે જાનકીજીને લઈ જાઉં. ॥ ૩૮ ॥

**चो॰ जो अस करउं न तदपि बडाई । मुयेहि बधे कछु नहि मनुसाई ॥**
**कौल कामबश कृपण विमूढा । अति दरिद्र अयशी अतिबूढा ॥ १ ॥**
**सदा रोग बश संतत क्रोधी । रामबिमुख श्रुति संत विरोधी ॥**
**निज तनु पोषक निर्दय खानी । जीवत शव सम चौदह प्रानी ॥ २ ॥**
**असविचारि खल बधौं न तोहीं । अब जनि रिस उपजावसि मोहीं ॥**
**सुनि सकोप कह निशिचरनाथा । अधर दशन गहि मींजत हाथा ॥ ३ ॥**
**रे कपि पोच मरण अब चहसी । छोटे बदन बात बडि कहसी ॥**
**कटु जल्पसि जड कपिबल जाके । बुधि बल तेज प्रताप न ताके ॥ ४ ॥**

**અર્થ.**—પણ હે દશાનન! એમ કરવાથી કંઈ મારી મોટાઈ નથી. કારણ મુએલાને મારવાથી શૂરવીરતા વધે નહીં. તે સાંભળ. ૧ વચનનો ખોટો, ૨ કામને વશ થયેલો, ૩ દરિદ્રી, ૪ મૂર્ખ, ૫ અત્યંત દુઃખી, ૬ નિંદિત, ૭ અત્યંત વૃદ્ધ, ॥ ૧ ॥ ૮ નિરન્તર રોગી, ૯ રાત્રદિવસ ક્રોધ કરનાર, ૧૦ શ્રીરામવિમુખ, ૧૧ વેદ તથા સાધુની નિન્દા કરનાર, ૧૨ પોતાના શરીરનું પોષણ કરનાર, ૧૩ અત્યંત નિર્દય, તથા ૧૪ લોભી આ ચૌદ પ્રાણી જીવતા છતાં પણ મૂવા જેવા જાણવા. ॥૨॥ હે ખલ! એવો વિચાર કરી હું તને મારતો નથી. માટે હવે તું મને ક્રોધ ઉપજાવીશ નહી. એવાં વચન સાંભળી દાંતથી હોઠને ઝાલી, વીસ હાથ ઘસીને ક્રોધયુક્ત દૈત્યેન્દ્ર વચન બોલ્યો કે, ॥ ૩ ॥ હે કપિઓમાં અધમ! નાના મુખથી મોટી વાતો કરીને હવે શું તું મરણની ઇચ્છા રાખે છે? કારણ હે જડ કપિ! જેના બળ થકી તું મને કડવાં વચન કહે છે, તેમાં તો એવી બુદ્ધિ, બળ, તેજ તથા પરાક્રમ નથી. ॥ ૪ ॥

**दो॰ अगुण अमान विचारि तेहि, पिता दीन वनवास ॥**
**सो दुख अरु युवती बिरह, पुनि निशिदिन ममत्रास ॥ ४१ ॥**

जिन के बल कर गर्व तोहिं, ऐसे मनुज अनेक ॥
खाहिं निशाचर दिवस निशि, मूढ समुझि तजि टेक ॥ ४२ ॥

**અર્થ.**—કેમકે જેને ગુણ અને માન્ય વિનાનો જાણી, પિતાએ વનવાસ આપ્યો છે એ એક દુ:ખ તથા સ્ત્રીનો વિયોગ અને વળી રાત્રદિવસ મારો ભય એ બીજું દુ:ખ, એવું જેનું બળ, તેનાથી તને ગર્વ થયો છે, પણ એવા તો અનેક મનુષ્ય છે, જેમનો રાત્ર દહાડો દૈત્યો આહાર કરે છે. એવું સમજી હે મૂર્ખ! તું માનને મૂકી દે. ॥૪૧॥૪૨॥

चो० जब तेहि कीन राम की निंदा । क्रोधवंत तब भवउ कपिंदा ॥
हरि हर निंदा सुनै जो काना । होय पाप गोघात समाना ॥ १ ॥
कट कटाइ कपि कुंजर भारी । दोउ भुजदंड तमकि महि मारी ॥
डोलत धरणि सभासद खसेउ । चले भागि भय मारुत ग्रसेउ ॥ २ ॥
गिरत दशानन उठ्यो संभारी । भूतळ परेउ मुकुट षटचारी ॥
कछु निजकर लै शिरन संभारे । कछु अंगद प्रभु पास पंवारे ॥ ३ ॥
आवत मुकुट देखि कपि भागे । दिनहि उलूक परन अब लागे ॥
की रावण करि कोप चलाये । कुलिश चारि आवत अति धाये ॥ ४ ॥
कह प्रभु हंसि जनि हृदय डराहू । अशनि उलूक केतु नहि राहू ॥
ये किरीट दशकंधर केरे । आवत बालितनय के प्रेरे ॥ ५ ॥

**અર્થ.**—હે ગરુડજી! જ્યારે રાવણે શ્રીરામચન્દ્રજીની નિંદા કરી, ત્યારે વાળિકુમારને મહા ક્રોધ ઉત્પન્ન થયો. કેમકે જે મનુષ્ય વિષ્ણુ તથા મહાદેવની નિંદા કાનથી સાંભળે, તેને ગૌહત્યાનું પાપ લાગે છે. ॥ ૧ ॥ તેથી કપિઓમાં સિંહરૂપ એવા અંગદે દાંતથી કટકટાઈ શબ્દ કરીને બેઉ ભુજાઓરૂપી દંડ ક્રોધ થકી પૃથ્વી ઉપર પછાડ્યા, ત્યારે પૃથ્વી ડોલવા લાગી તથા જેમ વૃક્ષોનાં પાકાં પાંદડાં વાયુ લાગવાથી ખરી જાય, તેમ સભામાં બેઠેલા સર્વે નાશી જવા લાગ્યા, ॥ ૨ ॥ અને દશાનન પૃથ્વી ઉપર પડતાં ફરી, સંભાળીને ઉઠ્યો, પણ તેના દશ મુકૂટ પડી ગયા, તેમાંથી કેટલાક પોતાને હાથે ઉપાડી લીધા તથા બાકી રહેલા ચાર મુકૂટ અંગદે શ્રીપ્રભુ તરફ મોકલી દીધા. ॥ ૩ ॥ ત્યારે હે પાર્વતી! એવા મુકૂટને આવતા જોઈ કપિઓ દોડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, આ શું દિવસના ઘુવડ જોવામાં આવે છે? કે શું રાવણે ક્રોધ કરીને વજ્ર મૂકેલાં છે, તે અત્યંત વેગથી આવે છે?॥ ૪ ॥ ત્યારે એવું સાંભળી શ્રીપ્રભુ હસીને બોલ્યા કે, હે કપિઓ! તમે મનમાં ભય પામશો નહીં. કેમકે એ ઘુવડ નથી, તેમ વજ્ર નથી અને રાહુ તથા કેતુ પણ નથી. પણ એ તો અંગદે મોકલેલા રાવણના મુકૂટ આવે છે. ॥ ૫ ॥

दो० कूदि गहे कर पवनसुत, आनि धरे प्रभु पास ॥
कौतुक देखहिं भालु कपि, दिनकर सरिस प्रकाश ॥ ४३ ॥

**અર્થ.**—હે ભવાનિ! એવું સાંભળતાં જ વાયુપુત્રે આકાશમાં કુદીને તેને ઝાલી શ્રી-હરિ પાસે લાવીને મૂક્યા. ત્યારે તે સૂર્યના જેવા પ્રકાશવાળા મુકૂટને વાનર તથા રીંછો આશ્ચર્યયુક્ત થઈ જોવા લાગ્યા. ॥ ૪૩ ॥

ચો॰ उहां कहत दशकंध रिसाई । धरि मारहु कपि भागि न जाई ॥
इहिविधि वेगि सुभट सब धावहु । खाहु भालु कपि जहं तहं पावहु ॥ १ ॥
महि बिनकीश करहु तुम जाई । जिअत धरहु तापस दोउ भाई ॥
पुनि सकोप बोलेउ युवराजा । गाल बजावत तोहिं न लाजा ॥ २ ॥
मरु गल काटि निलज कुलघाती । बल बिलोकि बिदरत नहिं छाती ॥
रे तिय चोर कुमारग गामी । खल मलराशि मंदमति कामी ॥ ३ ॥
सन्निपात जल्पसि दुर्बादा । भयसि कालबश शठ मनुजादा ॥
याको फल पावहुगे आगे । बानर भालु चपेटन लागे ॥ ४ ॥
राम मनुज बोलत असबानी । गिरहि न तव रसना अभिमानी ॥
गिरिहै रसना संशय नाहीं । शिरन समेत समर महि माहीं ॥ ५ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! હવે ત્યાં રાવણ ક્રોધ કરી બોલ્યો કે, અરે! આ વાનરને પકડીને મારી નાંખો. હે શૂરવીરો! તમે સર્વે જલદી દોડો, નહીંતર તે નાશી જશે. વળી બીજા રીંછ તથા વાનર તમને જ્યાં જોવામાં આવે, ત્યાં જઇને ખાઈ જાઓ. ॥ ૧ ॥ હે દૈત્યો! પૃથ્વી વાનર વિનાની કરી બેઉ ભાઈ તપસ્વીને જીવતા ઝાલી, મારા નામની દુવાઈ ફેરવો. ત્યારે વળી અંગદ ક્રોધ કરી બોલ્યો કે, અરે દુષ્ટ! આવો બકવાદ કરે છે, તેથી તને શું લાજ નથી આવતી? ॥૨॥ હે કુળદ્રોહી નિર્લજ્જ! તારું ગળું કાપીને તું મરી કેમ જતો નથી? ને બળને જોઈ તારી છાતી કેમ ફાટી જતી નથી? અરે કુમાર્ગે ચાલવાવાળા સ્ત્રીઓના ચોર! હે દુષ્ટ! હે પાપિષ્ઠ! હે મંદબુદ્ધિવાળા કામી! ॥ ૩ ॥ શું તને સન્નિપાત થયો છે? હે શઠ દૈત્ય! તું કાળને વશ થયો છો, જેથી આવાં દુષ્ટ વચન બોલે છે; પણ એનું ફળ તને આગળ જતાં વાનર તથા રીંછ જ્યારે તમાચા મારશે, ત્યારે પ્રાપ્ત થશે. ॥ ૪ ॥ હે અભિમાની! શ્રીરામને તું મનુષ્ય કહેછે, માટે તારી જીભ કપાઈ કેમ જતી નથી? હવે તે જ જિહ્વાસહિત તારાં મસ્તક રણભૂમિમાં પૃથ્વીઉપર પડશે, એમાં કંઈ સંશય નથી. ॥ ૫ ॥

सो॰ सो नर क्यौं दशकंध, बालि बधेउ जेहि एकशर ॥
बीसहु लोचन अंध, धिक तव जन्म कुजाति जड ॥ ६ ॥
तव शोणितकी प्यास, तृषित राम सायक निकर ॥
तजेउं तोहिं तेहि त्रास, कटु जल्पसि निशिचर अधम ॥ ७ ॥

**અર્થ.**—હે દશકંધ! તું વીસ નેત્ર છતાં આંધળો છો. કારણ વાળિને જેણે એક બાણુથી માર્યો, તે મનુષ્ય કેમ કહેવાય? માટે હે અધમ જડ! તારા જન્મને ધિક્કાર છે. હે દૈત્યોને વિષે અધમ! તું કડવાં વચન બોલે છે. પણ તે શ્રીપ્રભુનાં બાણુ તારા રુધિ-રરૂપી જળનું પાન કરવા તરસ્યાં છે, તેટલા જ માટે હું તને મૂકી દઉંછું. ॥ ૬ ॥ ૭ ॥

चो० मैं तव दशन तोरिबे लायक । आयसु पै न दीन रघुनायक ॥
असरिसि होत दशौ मुख तोरौं । लंका गहि समुद्र महं बोरौं ॥ १ ॥
गूलरफल समान तव लंका । बसहिं मध्य जन जंतु अशंका ॥
मैं वानर फल खात न बारा । आयसु दीन न राम उदारा ॥ २ ॥
युक्ति सुनत रावण मुसुकाई । मूढ सिखेसि कहं बहुत जुठाई ॥
वालि कबहुं अस गाल नमारा । मिलि तपसिन तैं भयसि लवारा ॥ ३ ॥
सांच्यउ मैं लवार दशशीशा । जो न उपारौं तव भुज बीशा ॥
राम प्रताप सुमिरि कपि कोपा । सभा मांझ प्रणकरि पदरोपा ॥ ४ ॥
जो मम चरण सकसि शठ टारी । फिरहिं राम सीता मैं हारी ॥
सुनहु सुभट सब कह दशशीशा । पदगहि धरणि पछारहु कीशा ॥ ५ ॥
इंद्रजीत आदिक बलवाना । हरषि उठे जहं तहं भटनाना ॥
झपटहिं करि बल विपुल उपाई । पद न टरै बैठहिं शिरनाई ॥ ६ ॥
पुनि उठि झपटहिं सुर आराती । टरै न कीश चरण इहिभाती ॥
पुरुष कुयोगी जिरि उरगारी । मोह बिटप नहिं सकहिं उपारी ॥ ७ ॥

**અર્થ.**—વળી હે લંકેશ! તારા દાંત તોડવાને હું લાયક છઉં, પણ શું કરું કે, શ્રીરઘુનાથજીએ મને આજ્ઞા આપી નથી. વળી મને એવી રીશ ચડે છે કે, તારા દશ મુખને તોડી સમુદ્રમાં લંકાને બોળી દઉં. ॥ ૧ ॥ તેમજ ઉંબરાના ફળરૂપી આ તારી નગરી છે, તેની મધ્યમાં તારી પ્રજારૂપી અનેક જંતુ ભયરહિત વસેછે. તે ફળને ખાવાવાળો વાનર હું પોતે છું. પણ શું કરું કે, શ્રીહરિની મને આજ્ઞા નથી. ॥ ૨ ॥ હે ભરદ્વાજ! અંગદની આવી યુક્તિ સાંભળી રાવણ હસીને બોલ્યો કે, હે મૂર્ખ અંગદ! આવું જૂઠાપણું કયાંથી શીખ્યો? વાલિએ તો આવો કોઈ દિવસ બકવાદ કર્યો નથી અને તું તો તપસ્વીનો સંગ કરવાથી લબાડ થઈ ગયો. ॥ ૩ ॥ ત્યારે વાલિપુત્ર બોલ્યો કે, હે દશાનન! હું લબાડ છઉં, એ સાચું છે. કારણ કે, મેં તારા વીસ હાથને હજી તોડ્યા નથી. પછી હે પાર્વતી! શ્રીહરિના પ્રતાપનું સ્મરણ કરી અંગદ ક્રોધયુક્ત થઈ, સભાની અંદર પ્રતિજ્ઞા કરીને પોતાનો પગ મૂકી ॥ ૪ ॥ બોલ્યો કે, હે શઠ! જો આ મારાં ચરણને તું ઉપાડી શકીશ તો શ્રીરામચંદ્રજી પાછા ઘેર જશે ને હું સીતાજીને હારી ગયો. બીજો અર્થ—શ્રીરામ સીતાજીને હારી પાછા એકલા ઘેર જશે. ત્રીજો અર્થ—શ્રીપ્રભુ તથા જાનકીજી મારા વિમુખ થાય તો હું હારી ગયો. ચોથો અર્થ—શ્રીહરિ તથા વૈદેહી આ મારી કરેલી પ્રતિજ્ઞાને નાકબુલ કરે તો હું હારી ગયો. એવું સાંભળતાં દૈત્યેંદ્ર બોલ્યો કે, અરે શૂરવીરો! આ વાંદરાનો પગ ઝાલીને પૃથ્વીપર પછાડો. ॥ ૫ ॥ ત્યારે ઈંદ્રજિત આદિ નાનાપ્રકારના શૂરવીરોએ હર્ષ પામી ઉઠીને પોતાના બળ થકી પગ પછાડી અંગદનો પગ ઉપાડવાને માટે ઘણા ઉપાયો કર્યા, પણ તે ચરણ જરાએ ત્યાંથી

ખસતો નથી. ત્યારે સર્વે તેને મસ્તક નમાવી સભામાં બેઠા. ॥ ૬ ॥ હે ગરુડજી! વિષયી પુરુષ જેમ મોહરૂપી અજ્ઞાનતાને જરા પણ ખસેડી શકે નહીં, તેમ દેવતાઓના શત્રુ અંગદનો પગ ઉપાડવા ફરીવાર ઉઠ્યા, પણ અંગદનો પગ ઉપડતો નથી. ॥ ૭ ॥

दो० भूमि न छांडै कपि चरण, देखत रिपु मद भाग ॥
कोटि विघ्न जिमि संत कहं, तदपि नीति नहिं त्याग ॥ ४४ ॥

**અર્થ.**—ત્યારે જેમ સંત પુરુષને કોટિ વિઘ્ન પડવાથી નીતીનો ત્યાગ કરે નહીં, તેમ અંગદનો પગ પૃથ્વીને મૂકતો નથી. એવું જોઈ દુશ્મનના અહંકારનો નાશ થયો. ॥ ૪૪ ॥

चो० कपिबल देखि सकल हियहारे । उठा आप कपिके परचारे ॥
गहत चरण कह बालिकुमारा । ममपद गहे न तोर उबारा ॥ १ ॥
गहसि न राम चरण शठ जाई । सुनत फिरा मन अति सकुचाई ॥
भयो तेजहत श्री सब गई । मध्य दिवस जिमि शशि सोहई ॥ २ ॥
सिंहासन बैठा शिरनाई । मानहु संपति सकल गंवाई ॥
जगदाधार प्राणपति रामा । तासु विमुख किमि लह विश्रामा ॥ ३ ॥
उमा रामकर भृकुटि विलासा । होइ विश्व पुनि पावै नाशा ॥
तृणते कुलिश कुलिश तृण करहीं । तासु दूत पद कहु किमि टरहीं ॥ ४ ॥
पुनि कपि कही नीति बिधि नाना । मानत नाहिं काल नियराना ॥
रिपु मद मथि प्रभु सुयश सुनाये । अस कहि चले बालि नृप जाये ॥ ५ ॥
अबहीं मुख का करौं बडाई । हतिहौं तोहिं खेलाइ खेलाई ॥
प्रथमहिं तासु तनय कपि मारी । सो सुनि रावण भयो दुखारी ॥ ६ ॥
यातुधान अंगद बल देखी । भे व्याकुल अति हृदय बिशेषी ॥

**અર્થ.**—ત્યારે વાલિપુત્રના બળથી સર્વેને હાર પામેલા જોઈ, દશાનન બોલ્યો કે, હે વનચર! ઉભો રહે. એમ કહી નમીને તે જેવો પગ ઝાલવા જાય છે કે, તરત અંગદ બોલ્યો કે, હે રાવણ! મારો ચરણ ગ્રહણ કરવાથી તારું કલ્યાણ થશે નહીં. ॥ ૧ ॥ પણ હે મૂર્ખ! તું શ્રીપ્રભુ પાસે જઈ તેમનાં ચરણ ગ્રહણ કર. એવું સાંભળતાં જ જેમ મધ્યાહ્નકાળના સૂર્યને જોઈ ચંદ્રમા શોભે, તેમ પોતાના મનમાં અત્યંત લાજ પામીને પોતાનું તેજ ક્ષીણ થઈ જવાથી શોભાવિનાનો તે પાછો ફર્યો. ॥૨॥ તે જેમ સઘળી સંપત્તિનો નાશ થયો ન હોય, તેમ નીચું માથું કરીને સિંહાસન ઉપર બેઠો. હે પાર્વતી! જગદાધાર પ્રાણપતિ શ્રીરામચંદ્રજીથી વિમુખ થયેલો મનુષ્ય સુખને ક્યાંથી પામે? ॥ ૩ ॥ કારણ શ્રીહરિની ભૃકુટીના વિલાસથી જગત્ ઉત્પન્ન તથા નાશ થાય છે. વળી તૃણનું વજ્ર અને વજ્રનું તૃણ કરે, તેમના દૂતનો પગ કેમ ઉપાડે, તે કહો. ॥ ૪ ॥ પછી અંગદ રાવણને અનેક પ્રકારની નીતિ કહેવા લાગ્યો, પણ તેનું મૃત્યુ પાસે આવ્યું છે તેથી માનતો નથી. તોપણ શત્રુના અહંકારને ઉતારી, શ્રીપ્રભુની સારી કીર્ત્તિ સંભ-

ભાવી વાલિનો પુત્ર, શ્રીહરિ પાસે જવા વખતે કહેવા લાગ્યો કે, ॥ ૫ ॥ હું તને રમત રમાડીને મારી નાંખું, એમ મારા મુખથી હું મોટાઈ શું કરું, એ રીતે કહી કુદીને ચાલ્યો. હે ગરુડજી! અંગદે પ્રથમ આવી રાવણના પુત્ર પ્રહસ્તને મારી નાંખ્યો હતો, તે સાંભળી તેને અત્યંત દુઃખ થયું. ॥ ૬ ॥ તેમ જ દૈત્યો પણ વાલિપુત્રનું બળ જોઈ હૃદયમાં અત્યંત વ્યાકુળ થઈ દુઃખી થવા લાગ્યા. ॥ ૭ ॥

दो० रिपु बल धर्षि हर्षि हिय, बालितनय बलपुंज ॥
सजल नयन तनु पुलक अति, गहे राम पद कंज ॥ ४५ ॥
सांझ जानि दशकंठ तब, भवन गयो बिलखाइ ॥
मंदोदरी अनेक विधि, बहुरि कहा समुझाइ ॥ ४६ ॥

**અર્થ.**—હવે મહા બળવાન્ વાલિનો પુત્ર અંગદ શત્રુના બળનો નાશ કરી, નેત્રમાં જળ ભરી રોમાંચ શરીરે મનમાં હર્ષ પામી ત્યાંથી કુદીને શ્રીહરિ પાસે આવી, તેમનાં ચરણકમળ ગ્રહણ કર્યાં તથા રાવણ સૂર્યાસ્ત જાણી શોકવશ થઈ પોતાને ઘેર ગયો. વળી ત્યાં પણ મંદોદરી ફરીથી અનેક પ્રકારે તેને સમજાવી કહે છે કે, ॥ ૪૫ ॥ ૪૬ ॥

चो० कंत समुझि मन तजहु कुमतिही । सोह न समर तुमहिं रघुपतिहि ॥
राम अनुज धनु रेख खंचाई । सोनहिं लांघुहु अस मनुसाई ॥ १ ॥
पिय तेहिते जीतब संग्रामा । जाके दूतनके असकामा ॥
कौतुक सिंधु लांघि तव लंका । आयउ कपि केहरी अशंका ॥ २ ॥
रखवारे हति बिपिन उजारा । देखत तुमहिं अक्ष जिन मारा ॥
जारि नगर जेई कीन्हेसि छारा । कहां रहा बल गर्व तुम्हारा ॥ ३ ॥
अब पति मृषा गाल जनि मारहु । मोर कहा कछु हृदय विचारहु ॥
पति रघुपतिहि मनुज जनिजानहु । अग जगनाथ अतुलबल मानहु ॥ ४ ॥
बाणप्रताप जान मारीचा । तासु कहा नहिं मानेहु नीचा ॥
जनकसभा अगणित महिपाला । रहेउ तहां तुम गर्व बिशाला ॥ ५ ॥
भंजि धनुष जानकी बिवाही । तब संग्राम जितेउ ताही ॥
सुरपति सुत जाना बल थोरा । राखा जियत आंखि एक फोरा ॥ ६ ॥
शूर्पणखाकी गति तुम देखी । तदपि हृदय नहिं लाज बिशेखी ॥

**અર્થ.**—હે પ્રાણવલ્લભ! તમે મનમાં વિચાર કરી દુષ્ટબુદ્ધિનો ત્યાગ કરો; કારણ રણસંગ્રામમાં યુદ્ધવખતે શ્રીહરિ આગળ તમે શોભશો નહીં. વળી તમારું પરાક્રમ તો એવું છે કે, રામચંદ્રના નાના ભાઈ લક્ષ્મણજીએ પર્ણકુટીને ધનુષની રેખા કાઢી હતી, તે પણ તમારાથી ઉલ્લંઘન થઈ નહીં. ॥ ૧ ॥ હે પતિ! તેમને તમે રણભૂમિમાં કેમ જિતી શકશો? અરે! જેમના દૂતનાં પણ આવાં કામ છે કે, રમતમાત્રમાં સમુદ્ર ઉલ્લંઘી

ભયવગર વાયુપુત્રે લંકામાં આવી, ॥ ૨ ॥ વન ઉજ્જડ કરી રક્ષપાળને માર્યા, તથા તમારા દેખતાં અક્ષયકુમારને મારી નગરને બાળી ભસ્મ કરી નાંખ્યું. તે વખતે તમારો ગર્વ તથા બળ ક્યાં સંતાઈ ગયાં હતાં? ॥ ૩ ॥ માટે હે નાથ! હવે મિથ્યા બકવાદ શામાટે કરો છો? મારું કહ્યું માની હૃદયમાં કંઇક વિચાર કરો. હે કંથ! રઘુનાથજીને રખે તમે મનુષ્ય જાણતા? એ તો અત્યંત બળવાળા ચૌદ બ્રહ્માંડના પતિ છે. ॥ ૪ ॥ વળી તેમના બાણનો પ્રતાપ મારીચ જાણતો હતો, તેનું કહ્યું પણ નીચ બુદ્ધિથી તમે માન્યું નહીં. તેમ જ સીતાસ્વયંવર વખતે ઘણા રાજાઓ ભેગા મળ્યા હતા, ત્યારે પણ તમને અત્યંત અહંકાર હતો. ॥ ૫ ॥ તે વખતે રામચંદ્રજી ધનુષ ભાંગી જાનકીજીને પરણ્યા ત્યારે યુદ્ધ કરી તેમને કેમ જિત્યા નહીં? તથા ઇંદ્રના પુત્ર જયંતે શ્રીહરિનું થોડું બળ જાણી તેની સાથે વિરોધ કર્યો, તેથી તેની એક આંખ ફોડીને જીવતો રાખ્યો. ॥ ૬ ॥ વળી જ્યારે તમારી બેન શૂર્પણખાનાં નાક કાન કાપ્યાં, તે ગતિ તમે નજરે જોઈ; તોપણ હજી તમને શું હૃદયમાં લાજ ઉત્પન્ન થતી નથી? ॥ ૭ ॥

दो० बधि बिराध खर दूषणहि, लीला हतेउ कबंध ॥
बालि एक शर मारेउ, तेहि नर कह दशकंध ॥ ४७ ॥

**અર્થ.**—અને વળી જેણે વિરાધ, ખર, દૂષણ વગેરેને મારી, રમતમાત્રમાં કબંધનો નાશ કર્યો તથા વાળિને એક બાણથી માર્યો, તેમને હે સ્વામિન્! તમે મનુષ્ય કહોછો? ॥૪૭॥

चो० जेहि जलनाथ बंधायो हेला । उतरेउ कपि दल सहित सुबेला ॥
कारुणीक दिनकर कुल केतू । दूत पठायउ तव हित हेतू ॥ १ ॥
सभा मांझ जेइं तव बलमथा । करि बरूथ महं मृगपति यथा ॥
अंगद हनुमत अनुचर जाके । रण बांकुरे बीर अति बांके ॥ २ ॥
तेहि कहं पिय पुनि पुनि नर कहहू । मृषामान ममता मद गहहू ॥
अहह कंत कृत राम बिरोधा । काल बिवश मन होइ न बोधा ॥ ३ ॥
कालदंड गहि काहु न मारा । हरै धर्म बल बुद्धि बिचारा ॥
निकट काल जेहि आवत सांई । तेहि भ्रम होइ तुम्हारिहि नांई ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રાણપતિ! વળી રમતમાત્રમાં સમુદ્રને બાંધીને સુવેલ પર્વત ઉપર સૈન્યાસહિત જે ઉતર્યા છે, તે સૂર્યકુળમાં ધ્વજારૂપ દયાળુ શ્રીરામચંદ્રજીએ તમારું કલ્યાણ થવાને દૂત મોકલ્યો. ॥૧॥ ઘણા હાથીઓના યુથમાં સિંહ જિતે, તેમ તેણે સભામાં તમારા બળનો નાશ કર્યો. એવા રણભૂમિમાં મદોન્મત્ત તથા મહાશૂરવીર અંગદ તથા હનુમાનજી જેમના દૂત છે, ॥ ૨ ॥ હે નાથ! તેમને વારંવાર મનુષ્ય કહી મિથ્યા માન તથા અહંકાર તમે રાખો છો. અહોહો! હે નાથ! રામચંદ્ર સાથે શામાટે તમે વિરોધ કર્યો? અરે! તમે કાળને વશ થયા છો, તેથી તમને બોધ લાગતો નથી. ॥ ૩ ॥ હવે કાળ એ કંઈ લાકડી લઇને કોઇને મારતો નથી, પણ ધર્મ, બળ, જ્ઞાન તથા બુદ્ધિનું હરણ કરી લેછે. તેમ હે સ્વામિન્! જેનું મૃત્યુ પાસે આવે છે, તેને તમારી પેઠે અજ્ઞાન ઉત્પન્ન થાયછે. ॥૪॥

दो० दुइ सुत मारेउ दहेउ पुर, हजहुं पीय सिय देहु ॥
कृपासिंधु रघुबीर भजि, नाथ विमल यश लेहु ॥ ४८ ॥

**અર્થ.**—કારણ તેણે બે પુત્રને મારી નગર બાળી ભસ્મ કર્યું; માટે હે નાથ! હજી પણ સીતાજી રામને પાછી આપો અને કૃપાસિન્ધુ શ્રીરામચંદ્રજીનું ભજન કરી નિર્મળ યશ ગ્રહણ કરો. ॥ ૪૮ ॥

चो० नारि बचन सुनि बिशिख समाना । सभा गयो उठि होत बिहाना ॥
बैठा जाइ सिंहासन फूली । अति अभिमान त्रास सब भूली ॥ १ ॥
इहां राम अंगदहि बुलावा । आइ चरण पंकज शिरनावा ॥
अति आदर समीप बैठारी । बोले बिहंसि कृपालु खरारी ॥ २
बालितनय अति कौतुक मोहीं । तात सत्य कहु पूंछौं तोहीं ॥
रावण यातुधान कुल टीका । भुजबल अतुल जासु जगलीका ॥ ३ ॥
तासु मुकुट तुम चारि चलाये । कहहु तात कवनी विधि पाये ॥
कहा बालिसुत सुनहु खरारी । मुकुट नहोइं भूप गुणचारी ॥ ४ ॥
साम दाम अरु दंड बिभेदा । नृप उर बसहिं नाथ कह वेदा ॥
नीति धर्मके चरण सुहाये । अस जिय जानि नाथ पहं आये ॥ ५ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! મંદોદરીનાં બાણુ જેવાં વચન સાંભળી પ્રાતઃકાળમાં દશાનન સભામાં જઈ, અહંકારથકી ભયને મૂકી મનમાં પ્રફુલ્લિત થઈ સિંહાસન ઉપર બેઠો. ॥ ૧ ॥ પછી અહીં શ્રીરામે અંગદને બોલાવ્યો, ત્યારે તેણે આવીને ચરણમાં મસ્તક નમાવ્યું. એટલે ઘણા પ્રેમથી પાસે બેસાડી ખર દૈત્યના શત્રુ કૃપાળુ શ્રીહરિ હસીને બોલ્યા કે, ॥ ૨ ॥ હે વાલિતનય! મને એક આશ્ચર્ય થાયછે, તેથી હું પૂછું છું, તે તું સત્ય કહે. હે તાત! રાવણ દૈત્યના કુળનો રાજા છે, તેમ જ જેનું બાહુબળ જગતમાં પ્રસિદ્ધ છે, ॥ ૩ ॥ તેના ચાર મુકુટ તેં ક્યા પ્રકારથી અહીં મોકલ્યા, તે બાપ! તું મને સમજાવી કહે. ત્યારે અંગદ કહે છે કે, હે ખરારિ! સાંભળો. એ મુકૂટ નથી, પણ એ ચાર રાજાના ગુણ છે. ॥ ૪ ॥ શામ, દામ, દંડ તથા ભેદ એ રાજાના હૃદયમાં વસે છે, એમ હે નાથ! વેદ કહે છે. વળી નીતિ તથા ધર્મનાં એ ચાર સુંદર ચરણ છે, એમ પોતાના મનમાં જાણી, હે પ્રભુ! તે ગુણો આપની પાસે આવ્યા છે. ॥ ૫ ॥

दो० धर्महीन प्रभु पद विमुख, काल विवश दशशीश ॥
आये गुण तजि रावणहिं, सुनहु कोशलाधीश ॥ ४९ ॥
परम चतुरता श्रवण सुनि, बिहंसे राम उदार ॥
समाचार तब सब कहेउ, गढके बालिकुमार ॥ ५० ॥

**અર્થ.**—હે અયોધ્યાપતિ! રાવણ ધર્મથી હીન તથા તમારાં ચરણથી વિમુખ, વળી કાળને વશ થયલો જાણી આ ચાર ગુણ તેનો ત્યાગ કરી અહીં આવ્યા છે. ત્યારે

ઉદાર શ્રીરામચન્દ્રજી અંગદની અત્યંત ચતુરાઈ કાને સાંભળી હસવા લાગ્યા. પછી લંકાના સર્વ સમાચાર કહી વાલિપુત્ર કુદી પોતાને સ્થાનકે ગયો. ॥ ૪૯ ॥ ૫૦ ॥

**चो०** रिपुके समाचार जब पाये । राम सचिव तब निकट बुलाये ॥
लंका बंका चारि दुआरा । केहि विधि लागिय करहु विचारा ॥ १ ॥
तब कपीश ऋक्षेश बिभीषण । सुमिरि हृदय दिनकर कुलभूषण ॥
करि विचार तिन मंत्र दृढावा । चारि अनी कपि कटक बनावा ॥ २ ॥
यथायोग्य सेनापति कीन्हे । यूथप सकल बोलि तिन लीन्हे ॥
प्रभुप्रताप सब कहि समुझाये । सिंहनाद करि सब कपि धाये ॥ ३ ॥
हर्षित रामचरण शिर नावैं । गहि गिरि शिखर भालु कपि धावैं ॥
गर्जहिं तर्जहिं भालु कपीशा । जय रघुवीर कोशलाधीशा ॥ ४ ॥
जानत परम दुर्ग गढलंका प्रभुप्रताप कपि चले अशंका ॥
घटा टोप करि चहुं दिशि घेरी । मुखहिं निशान बजावहिं भेरी ॥ ५ ॥

**અર્થ.**—હે પર્વતપુત્રી! હવે જ્યારે શત્રુના સમાચાર મળ્યા ત્યારે શ્રીરામ પ્રધાનને પાસે બોલાવી કહેવા લાગ્યા કે, ચાર દરવાજાવાળી વાંકી લંકાનેવિષે કયા પ્રકારે જઈશું, તે વિચારીને કહો. ॥ ૧ ॥ ત્યારે એવાં વચન સાંભળી સુગ્રીવ, જાંબુવાન તથા વિભીષણ, એમણે સૂર્યકુળમાં ભૂષણરૂપ શ્રીરઘુનાથજીનું હૃદયમાં સ્મરણ કરી, દૃઢ વિચારથી કપિઓની સેનાના ચાર વિભાગ કર્યા. ॥ ૨ ॥ પછી સર્વે યૂથોને પોતાની પાસે બોલાવી જેને જેવા યોગ્ય, તેને તેવા સૈન્યાધિપતિ નીમ્યા ને સઘળાઓને શ્રીરામચન્દ્રજીનો પ્રતાપ સમજાવ્યો. એટલે સર્વે કપિઓ સિંહનાદ કરી દોડવા લાગ્યા. ॥ ૩ ॥ તથા હર્ષથી શ્રીહરિનાં ચરણમાં મસ્તક નમાવી વાનર તથા રીંછ સર્વે પોતાના હાથમાં પર્વતના શિખરો લઈને દોડતાં બોલ્યા કે, અયોધ્યાપતિ હે શ્રીરામચન્દ્રજી! તમારો જય થાઓ. એમ કહીને વાનર અને રીંછ ગર્જના કરી કુદવા લાગ્યા. ॥ ૪ ॥ પછી લંકાનો ગઢ અત્યંત કઠીણ છે, એમ જાણવા છતાં પણ પ્રભુના પ્રતાપથી ભય મૂકીને ચાલ્યા તથા ચારે દિશાએ અત્યંત ભીડવડે લંકાને ઘેરી, મુખથકી રણસંગ્રામના વાજિંત્ર તેઓ વગાડવા લાગ્યા. ॥ ૫ ॥

**दो०** जयति राम भ्राता सहित, जय कपीश सुग्रीव ॥
गर्जे केहरिनाद कपि, भालु महाबल सींव ॥ ५१ ॥

**અર્થ.**—વળી હે પ્રભુ! અનુજસહિત તમારો જય થાઓ, હે કપીશ્વર સુકંઠ! તમારો જય થાઓ. એમ કહી બળવાન્ વાનર તથા રીંછ સિંહનાદ કરી ગર્જના કરવા લાગ્યા. ॥ ૫૧ ॥

**चो०** लंका भयउ कोलाहल भारी । सुनत दशानन अति हलकारी ॥
देखहु वनरनकेरि ढिठाई । बिहंसि निशाचर सेन बुलाई ॥ १ ॥

आये कीश कालके प्रेरे । क्षुधावंत रजनीचर मेरे ॥
असकहि अट्टहास शठ कीन्हा । गृह बैठे अहार विधि दीन्हा ॥ २ ॥
सुभट सकल चारिहु दिशि जाहू । धरि धरि भालु कीश सब खाहू ।
उमा रावणहिं अस अभिमाना । जिमि टिट्टिभ पग करत उताना ॥ ३ ॥
चले निशाचर आयसु मांगी । गहि कर भिंडिपाल बर सांगी ॥
तोमर मुद्गर परिघ मचंडा । शूल कृपाण परशु गिरि खंडा ॥ ४ ॥
जिमि अरुणोपल निकर निहारी । धाये खग शठ मांस अहारी ॥
चोंच भंग दुख तिनहि न सूझा । तिमि धाये मनुजाद अबूझा ॥ ५ ॥

**અર્થ.**—હે પાર્વતી! ત્યારે લંકામાં મહા કોલાહલ શબ્દ થવા લાગ્યો. એ પોકાર જ્યારે રાવણે સાંભળ્યો, ત્યારે પોતાના સૈન્યને બોલાવી અહંકારી રાવણે કહ્યું કે, હે ભાઇઓ! આ વાંદરાઓની અવળાઈ તો જુવો? ॥ ૧ ॥ વળી કાળની પ્રેરણાથી વાનરો આવ્યા છે, તેમ મારા દૈત્યો પણ ભૂખ્યા છે. બ્રહ્માએ ઘેર બેઠાં આપણને આહાર આપ્યો, એમ કહી તે શઠ અત્યંત હસીને કહેવા લાગ્યો કે, ॥૨॥ હે શૂરવીરો! તમે ચારે તરફ જઇને વાનર તથા રીંછને ઝાલી ઝાલીને ભક્ષણ કરો. હે હિમાચળપુત્રી! જેમ ટીટોડી સુતી વખતે પોતાના ઉપર આકાશ પડે નહીં, માટે પગ ઉંચા રાખી ચાલે છે, તેની પેઠે રાવણને એવું અભિમાન છે. ॥ ૩ ॥ પછી દૈત્યો પોતાના હાથમાં બરછી, ગોફણો, ગદા, મુદ્દગળ, પરિઘ, ભાલા, ત્રિશૂલ, તરવાર, ફરશી, તથા પર્વતોના શિખર લઇને રાવણની આજ્ઞા માગીને ચાલ્યા. ॥ ૪ ॥ જેમ માંસ આહારી મૂર્ખ પક્ષીઓ અનેક લાલ પથ્થરાઓને જોઈ તેમાં ચાંચ મારવાથી ભાંગી જશે એ દુ:ખને જાણતા નથી, તેમ બૂઝરહિત દૈત્યો દોડવા લાગ્યા. ॥ ૫ ॥

दो० नानायुध शर चाप धर, यातुधान बलबीर ॥
कोट कंगूरन चढि गये, कोटि कोटि रणधीर ॥ ५२ ॥

**અર્થ.**—પછી બળવાન્ તથા રણસંગ્રામમાં ધીર એવા કોટિ દૈત્યો પોતાના હાથમાં ધનુષ બાણ વગેરે શસ્ત્રો લઇ કિલ્લાના કોટિ કાંગરાઓ ઉપર ચઢી ગયા. ॥ ૫૨ ॥

चो० कोट कंगूरन सोहहिं कैसे । मेरु शृंगपर जनु घन जैसे ॥
बाजहिं ढोल निशान जुझाऊ । सुनि सुनि सुभटनके मन चाऊ ॥ १ ॥
बाजहिं भेरि नफेरि अपारा । सुनि कादर उर होइं दरारा ॥
देखि न जाइ कपिनके ठट्टा । अति बिशाल तनु भालु सुभट्टा ॥ २ ॥
धावहिं गनहिं न औघट घाटा । पर्वत फोरि करहिं गहि बाटा ॥
कटकटाइ कोटिन भट गर्जहिं । दशनन ओठ काटि अति तर्जहिं ॥ ३ ॥
उत रावण इत राम दोहाई । जयति जयति कहि परी लराई ॥
निशिचर शिखर समूह ढहावहिं । कूदि धरहिं कपि फेरि चलावहिं ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! તે વખતે મેરુપર્વતના શિખર ઉપર જેમ મેઘ શોભે, તેમ કોટના કાંગરાઓપર અનેક સુભટો શોભવા લાગ્યા. વળી યુદ્ધના ઢોલ તથા શરણાઇના શબ્દ સાંભળી શૂરવીરોના મનમાં લડવાની ઇચ્છા થાય છે. ॥ ૧ ॥ તેમ જ ભેરી વગેરે રણનાં અનેક બીજાં વાજિંત્રો વાગે છે. તેથી કાયર પુરુષોના મનને ભય ઉત્પન્ન થાયછે. હવે વિશાળ શરીરવાળા શૂરવીરોથી વાનર તથા રીંછોને જોઈ પણ શકાતું નથી, ॥ ૨ ॥ એવા તે અવળા માર્ગને નહિં ગણકારીને દોડે છે, તથા પર્વતને ફોડી માર્ગ કાઢીને દાંત થકી હોઠને કરડી અત્યંત ક્રોધયુક્ત કટકટાઈ શબ્દ કરી કરોડો યોધાઓ ગર્જના કરે છે. ॥ ૩ ॥ હવે ત્યાં દૈત્યોમાં રાવણની દુવાઈ ફરે છે તથા અહીં વાનરોમાં રામની દુવાઈ આપે છે. એમ પોતપોતામાં જયજય કહીને યુદ્ધ કરેછે, તેમાં દૈત્યો જે પર્વતના અનેક શિખરોને ફેંકે છે, તેને વાનરાઓ કુદીને લઈ ફરીથી તે જ તેને મારે છે. ॥ ૪ ॥

**हरिगीतछंद.** धरि कुधर खंड प्रचंड मर्कट भालु गढ पर डारहीं ॥
झपटैं चरण गहि पटकि महि भाजि चलत बहुरि प्रचारहीं ॥
अति तरल तरुण प्रताप तर्जहिं तमकि गढपर चढिगये ॥
कपिभालु चढि मंदिरन जहं तहं राम यश गावत भये ॥ १ ॥

**અર્થ.**—એમ વાનર તથા રીંછો મોટા પર્વતના શિખરો હાથમાં લઈ કિલ્લા ઉપર નાંખે છે. વળી દૈત્યોના પગ ઝાલી ઝાલીને પૃથ્વી ઉપર પછાડે છે. જે નાશી જાયછે, તેને ત્યાં જ ઉભો રાખેછે. એવા અત્યંત ચંચળ જોબનવાળા મહાપરાક્રમી વાનરો તથા રીંછો ક્રોધ કરી કુદીને ગઢ ઉપર જઈ જ્યાં ત્યાં ચારે તરફ મંદિરોપર ઠેકતા શ્રીપ્રભુના યશ ગાવા લાગ્યા. ॥ ૧ ॥

**दो०** एक एक गहि रजनिचर, पुनि कपि चले पराइ ॥
ऊपर आपुहिं हेरि भट, गिरहिं धरणिपर आइ ॥ ५३ ॥

**અર્થ.**—વળી કેટલાક એક એક રાક્ષસને ઝાલી ઝાલીને નાશી જાયછે. કેટલાક કપિઓ દૈત્યોને કિલ્લાપરથી હેઠળ પૃથ્વી ઉપર પછાડે છે, ॥ ૫૩ ॥

**चो०** राम प्रताप प्रबल कपि यूथा । मर्दहिं निशिचर निकर बरूथा ॥
चढे दुर्ग पुनि जहं तहं बानर । जय रघुबीर प्रताप दिवाकर ॥ १ ॥
चले तमीचर निकर पराई । प्रबल पवन जिमि घन समुदाई ॥
हाहाकार भयो पुर भारी । रोवहिं आरत बालक नारी ॥ २ ॥
सब मिलि देहिं रावणहिं गारी । राज्य करत जेहि मृत्यु हंकारी ॥
निज दल विचल सुना जब काना । फिरे सुभट लंकेश रिसाना ॥ ३ ॥
जो रण बिमुख फिरा मैं जाना । तेहि मारिहौं कराल कृपाना ॥
सर्व सखाइ भोग करि नाना । समरभूमिभा दुर्लभ प्राना ॥ ४ ॥
उग्र बचन सुनि सकल डराने । फिरे क्रोध करि सुभट लजाने ॥
सन्मुख मरण बीरकी शोभा । तब तिन तजा प्राणकर लोभा ॥ ५ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એ રીતે શ્રીહરિના પ્રતાપથી બળવાન્ વાનરનાં યુથો તે દૈત્યોનાં ઘણાં ટોળાંને મર્દન કરવા લાગ્યા; તથા જ્યાં ત્યાં કિલ્લાઉપર ચઢીને કહેવા લાગ્યા કે, સૂર્યજેવા પ્રતાપવાળા હે શ્રીરઘુવીર! તમારો જય થાઓ. ॥ ૧ ॥ ત્યારે બળવાન્ વાયુના વેગથી મેઘની પેઠે અનેક દૈત્યો નાશી જવા લાગ્યા અને નગરમાં અત્યંત હાહાકાર શબ્દ થવા લાગ્યો તથા સ્ત્રીઓ અને બાળકો મહાદુઃખી થઈ રડવા લાગ્યાં. ॥ ૨ ॥ વળી સર્વે એકઠા મળીને દશાનનને ગાળો દેતાં કહેવા લાગ્યા કે, અરે! સુખથી રાજ્ય કરતાં દુષ્ટે મૃત્યુને બોલાવી લીધું. હવે જ્યારે રાવણે પોતાનું લશ્કર વિખરાઈ ગયું એવું કાને સાંભળ્યું, ત્યારે ક્રોધ કરી સર્વે દૈત્યોને પાછા ફેરવીને, ॥ ૩ ॥ કહેવા લાગ્યો કે, જો કદાપિ રણમાંથી કોઈ પાછો ફર્યો તો તેને હું આ કઠીણ તરવારથી મારીશ. કારણ મારું સર્વસ્વ ખાઈ નાનાપ્રકારના ભોગ ભોગવીને હવે રણભૂમિમાં પ્રાણનું શું રક્ષણ કરો છો? ॥ ૪ ॥ એવાં કઠણ વચન સાંભળી બળવાન્ દૈત્યો ભય પામતા લજ્જાયુક્ત થઈ ક્રોધ કરી કહેવા લાગ્યા કે, હે પિતા! શૂરવીરની સામે મરવું, એ જ શોભા છે, એમ કહી પોતાના પ્રાણનો લોભ મૂકીને ॥ ૫ ॥

**दो०** बहु आयुध धरि सुभट सब, भिरहिं प्रचारि प्रचारि ॥
कीन्हे ब्याकुल भालु कपि, परिघ प्रचंडनि मारि ॥ ५४ ॥

**અર્થ.**—સર્વે શૂરવીર દૈત્યો ઘણા આયુધ ધારણ કરી, વાનર તથા રીંછોને પડકારી પડકારીને ભાલા તથા પરિઘનો માર મારી અકળાવી નાંખવા લાગ્યા. ॥ ૫૪ ॥

**चौ०** भय आतुर कपि भागन लागे । यद्यपि उमा जीतव यह आगे ॥
कोउ कह कहँ अंगद हनुमंता । कहं नल नील द्विविद बलवंता ॥ १ ॥
निज दल विचल सुना हनुमाना । पश्चिम द्वार रहा बलवाना ॥
मेघनाद तहं करै लराई । टूटनद्वार परम कठिनाई ॥ २ ॥
पवनतनय मनभा अति क्रोधा । गर्जेउ प्रलय काल सम योधा ॥
कूदि लंक गढ ऊपर आवा । गहि गिरि मेघनाद पर धावा ॥ ३ ॥
भंजेउ रथ सारथीनिपाता । तासु हृदयमहं मारेउ लाता ॥
दूसर सूत विकलतेहि जाना । स्यंदन घालि तुरत घर आना ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! વાનરો આગળ જતાં જિતશે, પણ હમણાં ભયયુક્ત થઈ નાશતા કેટલાક કહેવા લાગ્યા કે, અરે! અંગદ હનુમાનજી ક્યાં છે? રે બળવાન્ નલ, નીલ અને દ્વિવિદ ક્યાં છે? ॥૧॥ એવી રીતે વિખરાઈ ગયેલાં પોતાનાં સૈન્યના પોકારો સાંભળી તરત હનુમાન્ ત્યાં આવ્યા. જ્યાં તેઓ પશ્ચિમ દરવાજે હતા ત્યાં મેઘનાદ યુદ્ધ કરતો હતો. તેથી તે દરવાજો તૂટતો ન હતો. ॥ ૨ ॥ આ સમયે પ્રલય સમયના મેઘનીપેઠે

ગર્જના કરી હનુમાનજી મનમાં ક્રોધયુક્ત થઈ કુદી લંકાગઢ ઉપર આવીને, એક પર્વત હાથમાં લઈ મેઘનાદ ઉપર દોડ્યા. ॥ ૩ ॥ અને રથ ભાંગી, સારથિને મારીને ઇંદ્રજિતની છાતીમાં એક લાતનો પ્રહાર કર્યો, ત્યારે તેના બીજા સારથિઓએ તેને વ્યાકુળ થયેલો જાણી, રથમાં નાંખીને તે જ વખતે ઘેર લઈ આવ્યા. ॥ ૪ ॥

**दो० अंगद सुनेउ कि पवनसुत, गढपर गयउ अकेल ॥**
**समर बांकुरा बालिसुत, तर्कि चढेउ करि खेल ॥ ५५ ॥**

**અર્થ.**—હે ગરુડજી! હવે અંગદે સાંભળ્યું કે, હનુમાનજી કિલ્લાઉપર એકલા છે, તેથી રણભૂમિમાં બાંકા શૂરવીર વાલિકુમાર રમત માત્રમાં કુદીને ત્યાં આવ્યા. ॥ ૫૫ ॥

**चो० युद्ध विरुद्ध क्रुद्ध दोउ बंदर । राम प्रताप सुमिरी उर अंतर ॥**
**रावण भवन चढे दोउ धाई । करहिं कोशलाधीश दुहाई ॥ १ ॥**
**कलश सहित सब भवन ढहावहिं, देखि निशाचर अति भय पावहिं ॥**
**नारिवृंद करि पीटहिं छाती । अब दोउ कपि आये उतपाती ॥ २ ॥**
**कपि लीला करि सबहिं डरावहिं । रामचंद्रकर सुयश सुनावहिं ॥**
**पुनिकर गहि कंचनके खंभा । करन लगे उतपात अरंभा ॥ ३ ॥**
**कूदि परे रिपु कटक मंझारी । लागे मर्दन भुजबल भारी ।**
**काहुहिलात चपेटन केहू । भजेहु न रामहिं सो फल लेहू ॥ ४ ॥**

**અર્થ.**—હે ગૌરી! પછી યુદ્ધને વિષે મહા ભયંકર એવા ક્રોધાતુર બેઉ કપિઓ પોતાના મનમાં શ્રીરામના પ્રતાપને સંભારી, દશગ્રીવના મંદિર ઉપર ચઢી, શ્રીરઘુનાથજીની દુવાઈ ફેરવવા લાગ્યા, ॥ ૧ ॥ તથા કળશ સહિત તે મંદિરને હલાવવા લાગ્યા. તે જોઇને દૈત્યો મહા ભયયુક્ત થયા, અને તેમની સ્ત્રીઓ છાતી કુટતાં કહેવા લાગી કે, મહા ઉત્પાત કરનારા બેઉ વાનરો આવ્યા છે, તે હવે શું કરશે? ॥ ૨ ॥ પણ આ બે કપિ તો પોતાના જાતિ સ્વભાવથી લીલા કરીને સર્વેને ડરાવતાં, શ્રીપ્રભુના સુંદર યશ સંભળાવે છે. વળી સુવર્ણના થાંભલાઓને ઝાલીને ઉત્પાતનો આરંભ કરવા લાગ્યા, ॥ ૩ ॥ અને પછી ત્યાં કુદીને શત્રુના સૈન્યમાં પડી પોતાની ભુજાઓના અત્યંત બળથી દૈત્યોનું મર્દન કરવા લાગ્યા. એમ કોઇને લાત મારે છે, તથા કોઇને તમાચા મારીને કહે છે કે, શ્રીહરિનું તમે ભજન કર્યું નહીં, તેનું આ ફળ લ્યો. ॥ ૪ ॥

**दो० एक एक सन मर्दि करि, तोरि चलावहिं शीश ॥**
**रावण आगे परहिंते, मरहि घोर करि चीश ॥ ५६ ॥**

**અર્થ.**—વળી એક એકનું મર્દન કરી જે મસ્તક તોડવા વખતે ઘોર ચીશ પાડી મરેછે, તેનાં માથાં રાવણપાસે મૂકેછે. ॥ ૫૬ ॥

**चो० महा महा मुखिया जे पावहिं । ते पद गही प्रभु पास चलावहिं ॥**
**कहहिं विभीषण तिनके नामा । देहिं राम तिनकहं निजधामा ॥ १ ॥**

खल मनुजाद द्विज आमिष भोगी । पावहिं गति जो याचत योगी ॥
उमा राम मृदु चित करुणाकर । बैर भाव मोहिं सुमिरत निशिचर ॥ २ ॥
देहिं परमगति अस जियजानी । को कृपालु अस अहै भवानी ॥
जे अस प्रभु न भजहिं भ्रम त्यागी । ते मतिमंद ते परम अभागी ॥ ३ ॥
अंगद अरु हनुमंत प्रवेशा । कीन्ह दुर्ग अस कहि अवधेशा ॥
लंका महं कपि सोहहिं कैसे । मथहिं सिंधु दुइ मंदर जैसे ॥ ४ ॥

**અર્થ.**—વળી તે દૈત્યોમાં જે મોટા મોટા મુખી હતા, તેના પગ ઝાલીને ભગવાનની પાસે ફેંકે છે. તેને જોઈ વિભીષણ તેમનાં નામ સંભળાવે છે, ત્યારે તેઓને પ્રભુ પોતાના ધામમાં મોકલી દે છે, ॥ ૧ ॥ તથા જે ગતિની ઇચ્છા યોગીઓ કરે છે, તેવી ગતિ માંસનું ભક્ષણ કરનાર દુષ્ટ દૈત્યોને કૃપાળુ શ્રીપ્રભુ આપેછે. હે પાર્વતી! રામચંદ્રજીનું ચિત્ત કોમળ તથા અત્યંત દયાળુ છે.॥૨॥ કેમકે આ દૈત્યો વૈરભાવથી પણ મારું સ્મરણ કરે છે, તેથી મનમાં તેમ જાણીને તેઓને પરમ ગતિ આપે છે. માટે હે ભવાનિ! એમના જેવો બીજા કોણ દયાવાન્ છે? જે ભ્રમનો ત્યાગ કરી આવા ઈશ્વરને નથી ભજતા, તેને ભાગ્યહીણ તથા મંદબુદ્ધિવાળા જાણવા. ॥ ૩ ॥ હવે લંકાગઢમાં હનુમાનજી તથા અંગદ શ્રીરામનું સ્મરણ કરીને પ્રવેશ કરવા વખતે, જેમ સમુદ્રમથન કરતાં બેઉ મંદરાચલ શોભે, તેમ શોભવા લાગ્યા.॥ ૪ ॥

दो० भुजबल रिपुदल दलि मलेउ, देखि दिवसकर अंत ॥
कूदे युगल प्रयास बिनु, आये जहं भगवंत ॥ ५७ ॥

**અર્થ.**—પછી પોતાના બાહુબળથી શત્રુના સૈન્યનો નાશ કરી સૂર્યાસ્તનો સમય જાણી બેઉજણા વિના મહેનતે કુદીને જ્યાં શ્રીપ્રભુ છે ત્યાં આવ્યા. ॥ ૫૭ ॥

चो० प्रभुपद कमल शीश तिन नाये । देखि सुभट रघुपति मन भाये ॥
रामकृपा करि युगल निहारे । भये विगत श्रम परम सुखारे ॥ १ ॥
गये जानि अंगद हनुमाना । फिरे भालु मर्कट भटनाना ॥
यातुधान प्रदोष बल पाई । धाये करि दशशीश दुहाई ॥ २ ॥
निशिचर अनी देखि कपि फिरे । कटकटाइ जहं तहं भटभिरे ॥
दोउ दल भिरहिं प्रचारि प्रचारि । लरहिं सुभट नहिं मानहिं हारी ॥ ३ ॥
बीर तमीचर सब अतिकारे । नानाबरण बली मुख भारे ॥
सबल युगल दलसम अतियोधा । विविध प्रकार लरहिं करि क्रोधा ॥ ४ ॥
प्राविट पाइपयोद घनेरे । लरत मनहुं मारुतके प्रेरे ॥
अनिप अकंपन अरु अतिकाया । बिचलत सेन कीय तिनमाया ॥ ५ ॥
भयउ निमिष महं अति अंधियारा । वृष्टि होइ रुधिरोपल छारा ॥

**અર્થ.**—પછી બેઉજણે ઈશ્વરનાં પદકંજમાં મસ્તક નમાવ્યું, ત્યારે આ બેઉ શૂરવીરોને જોઈ શ્રીરઘુવીર મનમાં અત્યંત આનંદ પામ્યા. તેથી કૃપા કરીને શ્રીરામે જ્યારે તેમના સામું જોયું, ત્યારે તેઓના શ્રમનો નાશ થઈજઈ સુખી થયા. ॥૧॥ હવે જ્યારે અંગદ તથા હનુમાનજી પાછા ફર્યા, એમ જાણીને દિનચર તથા ભાલુ એવા અનેક યોધાઓ પણ પાછા ફર્યા ત્યારે રાક્ષસો પણ સંધ્યા સમય જાણી દશગ્રીવની દુવાઈ ફેરવી કપિઓની પાછળ દોડ્યા. ॥ ૨ ॥ એટલે નિશિચરોને આવતા જોઈ કટકટાઈ શબ્દ કરી પાછા ફરતા યોધાઓ એક બીજાને પડકારી પડકારીને યુદ્ધ કરવા લાગ્યા, પણ કોઈ હાર ખમતું નથી. ॥ ૩ ॥ વળી શૂરવીર તમીચર સર્વે કાળા રંગના છે, તેમ મહાબળવાન્ કપિઓ તરેહ તરેહ રંગના છે, એમ બેઉ તરફના સૈન્યમાં મહાબળવાન્ યોધાઓ અત્યંત ક્રોધ કરી અનેક પ્રકારે યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૪ ॥ તે જેમ વાયુની પ્રેરણાથી વર્ષાઋતુમાં વાદળાં ઘણાં અથડાય, તેમ લડવા લાગ્યા. ત્યારે અનિય, અકંપન તથા અતિકાય એ ત્રણ દૈત્યો પોતાના સૈન્યને વિખરાયલું જોઇને માયા કરવા લાગ્યા. ॥૫॥ તેથી નિમિષ માત્રમાં અત્યંત અંધારું થવાથી કોઈ કોઇને પોતાનું કે પરાયું, એ કંઈ પણ સૂઝતું નથી અને મારો, મારો ! ખાઈ જાઓ ! એમ સર્વે પોકાર કરવા લાગ્યા તથા રુધિર, પથ્થર અને ધૂડનો વરસાદ થવા લાગ્યો. ॥ ૬ ॥

दो० देखि निबिड तम दशहु दिशि, कपिदल भयउ खभार ॥
एकहि एक न देखहीं, जहं तहं करहिं पुकार ॥ ५८ ॥

**અર્થ.**—તે વખતે દશે દિશામાં અત્યંત અંધકાર જોઈ કપિનું સૈન્ય દુઃખી થવા લાગ્યું તથા એક બીજાને જોઈ શકતા નથી અને જ્યાં ત્યાં પોકાર કરે છે. ॥ ૫૮ ॥

चो० सकल मर्म रघुनायक जाना । लिये बोलि अंगद हनुमाना ॥
समाचार सब कहि समुझाये । सुनत कोपि कपि कुंजर धाये ॥ १ ॥
पुनि कृपालु हंसि चाप चढावा । पावक शायक सपदि चलावा ॥
भयउ प्रकाश कतहुं तम नाहिं । ज्ञान उदय जिमि संशय जाहिं ॥ २ ॥
भालु बली सुख पाइ प्रकाशा । धाये कोपि बिगत श्रम त्राशा ॥
हनूमान अंगद रणगाजे । हांक सुनत रजनीचर भाजे ॥ ३ ॥
भागत भट पटकहिं गहि धरणी । करहिं भालु कपि अद्भुत करणि ॥
गहि पद डारहिं सागर माहिं । मकर उरग झख धरि धरि खाहिं ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે દૈત્યોની સઘળી માયાને જાણીને શ્રીરામચંદ્રજીએ અંગદ તથા હનુમાનજીને બોલાવી સર્વે હકીકત તેમને કહી સમજાવી, ત્યારે તે સાંભળીને કપિઓમાં કુંજરરૂપ એવા બેઉ દોડ્યા ॥ ૧ ॥ અને પછી કૃપાળુ શ્રીહરિએ હસીને ધનુષ ઉપર અગ્નિબાણ ચઢાવી મૂક્યું કે, તે જ વખતે જેમ જ્ઞાન ઉત્પન્ન થવાથી સંશયનો નાશ થઈ જાય, તેમ અંધકારનો નાશ થઈ પ્રકાશ થયો. ॥ ૨ ॥ તેથી રીંછ તથા વાનરાઓ શ્રમ

તથા ભયવિનાના થઈ ક્રોધ કરી દોડ્યા; તેમ જ હનૂમાન તથા અંગદની રણસંગ્રામમાં ગર્જના સાંભળી રજનીચર નાસવા લાગ્યા. ॥ ૩ ॥ તેમને કપિ અને રીંછ પકડી પકડીને પૃથ્વી ઉપર પછાડીને અદ્ભૂત કરણી કરવા લાગ્યા. વળી કેટલાકના પગ ઝાલીને સમુદ્રની અંદર ફેંકવા મંડ્યા. તેમને મગર, સર્પ તથા માછલાં ઝાલી ઝાલીને ખાઈ જાયછે. ॥૪॥

दो० कछु घायल कछु रण परे, कछु गढ चले पराइ ॥
गर्जेउ मर्कट भालु भट, रिपु दल बल बिचलाइ ॥ ५९ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એમ કેટલાક દૈત્યો રણભૂમિમાં મૃત્યુ પામ્યા, કેટલાક ઘાયલ થયા ને કેટલાક નાસી ગયા. એ રીતે શત્રુના સૈન્યનો ભંગ કરી શૂરવીર વાનર તથા રીંછો ગર્જના કરવા લાગ્યા. ॥ ૫૯ ॥

चो० निशा जानि कपि चारिउ अनी । आये सब जहं कोशलधनी ॥
राम कृपा अरि चितवा जबहिं । भये बिगत श्रम बानर तबहिं ॥ १ ॥
उहां दशानन सचिव हंकारे । सबसन कहेसि सुभटजे मारे ॥
आधा कटक कपिन संहारा । कहहु बेगि का करिय बिचारा ॥ २ ॥
मालवंत एक जरठ निशाचर । रावण मात पिता मंत्रीबर ॥
बोला वचन नीति अतिपावन । तात सुनहु कछु मोर सिखावन ॥ ३ ॥
जबते तुम सीता हरि आनी । अशकुन होहिं न जात बखानी ॥
वेद पुराण जासु यश गावा । तासु बिमुख सुख काहु न पावा ॥ ४ ॥

**અર્થ.**—પછી રાત્રિનો સમય જાણીને ચાર પ્રકારનું કપિઓનું સૈન્ય શ્રીપ્રભુપાસે આવ્યું. તેઓની તરફ શ્રીપ્રભુએ જ્યારે કૃપાદૃષ્ટિથી જોયું, ત્યારે સર્વે શ્રમવિનાના થયા. ॥ ૧ ॥ હવે ત્યાં દશાનન પોતાના પ્રધાનને બોલાવી દૈત્યોનો નાશ થયો તે સર્વે વાત કહેવા લાગ્યો કે, આપણું અરધું સૈન્ય તો કપિઓએ મારી નાંખ્યું, માટે હવે શો ઉપાય કરવો, તે જલદી કહો. ॥ ૨ ॥ ત્યારે રાવણની માનો બાપ મંત્રી માલવંત નામે વૃદ્ધ અને સર્વે પ્રધાનોમાં શ્રેષ્ઠ હતો, તે અત્યંત પવિત્ર તથા નીતિનાં વચન બોલ્યો કે, હે તાત! મારી કંઈક શિખામણ સાંભળો. ॥ ૩ ॥ જ્યારથી તમે સીતાજીનું હરણ કરી લાવ્યા, ત્યારથી વર્ણન ન થાય એવાં અપશકુન થાયછે. કારણ જેમના ગુણ વેદ તથા પુરાણ ગાય છે, એવા ઈશ્વરથી વિમુખ થયલો મનુષ્ય સુખ પામતો નથી. ॥ ૪ ॥

दो० हिरणाक्ष भ्राता सहित, मधुकैटभ बलवान ॥
जेइ मारेउ सोइ अवतरेउ, कृपासिंधु भगवान ॥ ६० ॥

कालरूप खल बन दहन, गुणागार घन बोध ॥
जेहि सेवहिं शिव कमल भव, तिहिसन कौन बिरोध ॥ ६१ ॥

**અર્થ.**—હે લંકેશ! હિરણ્યાક્ષ, હિરણ્યકશ્યપુ અને મહાબળવાન્ મધુકૈટભને જેમણે માર્યા, તે જ કૃપાસિન્ધુ ભગવાન્ અવતર્યા છે. વળી તે ખલરૂપી વનને દહન કરનાર, કાલરૂપ, ગુણના ભંડાર, જ્ઞાનના સમુદ્ર તથા જેમનાં ચરણને બ્રહ્મા તથા રુદ્ર સેવન કરે છે, તેમની સંઘાતે વૈર કેમ થાય? ॥ ૬૦ ॥ ૬૧ ॥

**चो०** **परिहरि बैर देहु वैदेही । भजहु कृपानिधि परम सनेही ॥**
**ताके वचन बाण सम लागे । करिया मुख करि जाहु अभागे ॥ १ ॥**
**वृद्धभयसि नत मरतेउं तोहीं । अब जनि बदन देखावसि मोहीं ॥**
**तेहि अपने मन अस अनुमाना । बध्यो चहत यहि कृपानिधाना ॥ २ ॥**
**सो उठि गयउ कहत दुर्बादा । तब सकोप बोलेउ घननादा ॥**
**कौतुक प्रात देखियहु मोरा । करिहौं बहुत कहतहौं थोरा ॥ ३ ॥**
**सुनि सुत वचन भरोसा आवा । प्रीति समेत निकट बैठावा ॥**
**करत बिचार भयउ भिनुसारा । लगे मालु कपि चारिउ द्वारा ॥ ४ ॥**
**कोपि कपिन दुर्गम गढ घेरा । नगर कोलाहल भयउ घनेरा ।**
**विविध अस्त्र गहि निशिचर धाये । गढते पर्वत शिखर ढहाये ॥ ५ ॥**

**અર્થ.**—હે તાત! માટે વૈરનો ત્યાગ કરી વૈદેહી પાછી આપી, કૃપાના ભંડાર પરમ સ્નેહીનું ભજન કરો. હે પ્રિયા! એવાં માલવંતનાં વચન રાવણને બાણ સમ લાગવાથી તે બોલ્યો કે, હે અભાગિયા! કાળું મોઢું કરીને તું અહીંથી જા. ॥ ૧ ॥ તું વૃદ્ધ થયો છો, માટે હું તને મારતો નથી; પણ હવેથી મને મોઢું દેખાડીશ નહીં. એવું સાંભળી માલવંતે પોતાના મનમાં વિચાર કર્યો કે, કૃપાનિધાન શ્રીરામની એને મારવાની ઇચ્છા છે. ॥ ૨ ॥ એમ વિચારી પછી તેને દુષ્ટ વચન કહી ત્યાંથી ચાલતો થયો. ત્યારે ઇંદ્રજિત મહાક્રોધ કરી વચન બોલ્યો કે, હે તાત! હું કાલે કૌતુક કરું, તે તમે જોજો. હું કરીશ તો ઘણું, પણ હાલ થોડું જ કહુંછું. ॥ ૩॥ એવાં પુત્રનાં વચન સાંભળી ભરોસો આવવાથી પ્રીતિસહિત પોતાનીપાસે તેને બેસાડ્યો. એમ વિચાર કરતાં કરતાં જ્યારે પ્રાતઃકાળ થયો, ત્યારે રીંછ તથા કપિઓ ચારે દરવાજા ઉપર આવીને, ॥ ૪ ॥ ક્રોધ કરી કઠીણ લંકાના ગઢને ચારે દિશાથી ઘેર્યો. તે જોઈ નગરમાં અત્યંત ગભરાટ થઈ રહ્યો. દૈત્યો ત્યારે અનેક પ્રકારના શસ્ત્રો લઇને દોડ્યા અને ગઢ ઉપરથી પર્વતના શિખરોને નાંખવા લાગ્યા. ॥ ૫ ॥

**हरिगीतछंद.** **ढाहे महीधर शिखर कोटिन विविध बिधि गोलाचले ॥**
**घहरात जिमि पवि पात गर्जत प्रलयके जनु बादले ॥**
**मर्कट बिकट भट जुटत करतन लरत तनु जर्जरभये ॥**
**गहि शैलते गढ पर चलावहिं जहं सो तहं निशिचर हये ॥ २ ॥**

**અર્થ.**—એમ પર્વતના કરોડો શિખરોરૂપી અનેક પ્રકારના ગોળાઓ મારે છે, તે

જાણે પ્રલયકાળનો મેઘ ગાજે, તેમ વજ્રની પેઠે શબ્દ થાય છે, તથા કપિઓમાં મહા-શૂરવીરો લડતાં કપાઈ પડે છે, તેથી શરીર ક્ષીણુ થાય છે. વળી બીજા કપિઓ તે જ પ-ર્વતોને લઇને કિલ્લા ઉપર નાંખે છે, તે જ્યાં પડે છે, ત્યાં દૈત્યોનો નાશ થઈ જાય છે.॥૪॥

दो० मेघनाद सुनि श्रवण अस, गढ पुनि छेका आइ ॥
उतरि दुर्गते बीरबर, सन्मुख चला बजाइ ॥ ६२ ॥

**અર્થ.**—ત્યારે મેઘનાદે કાને સાંભળ્યું કે, કપિઓ લંકા લઈ લેશે, ત્યારે મહા શૂરવીર ઇંદ્રજિત કિલ્લાથી હેઠળ ઉતરી વાનરના સૈન્યની સન્મુખ ચાલવા લાગ્યો. ॥ ૬૨ ॥

चो० कहं कोशलाधीश दोउ भ्राता । धन्वी सकल लोक विख्याता ॥
कहं नल नील द्विविद सुग्रीवा । कहं हनुमत अंगद बलसीवा ॥ १ ॥
कहं बिभीषन भ्राता द्रोही । आजु शठहिं हठि मारउं ओही ॥
असकहि कठिन बाण संधाने । अतिशय कोपि श्रवणलगि ताने ॥ २ ॥
शर समूह सो छांडन लागा । जनु सपक्ष धावैं बहु नागा ॥
जहं तहं परत देखिये बानर । सन्मुख होइ न सकत तेहि अवसर ॥ ३ ॥
भागे भय व्याकुल कपि ऋच्छा । बिसरी सबहि युद्धकी इच्छा ॥
सो कपि भालु न रणमें देखा । कीन्हेसि जेहि न प्राण अवशेषा ॥ ४ ॥

**અર્થ.**—પછી સૈન્યમાં આવીને ઇંદ્રજિત બોલ્યો કે, સર્વેમાં પ્રસિદ્ધ તથા ધનુષ-વિદ્યામાં કુશળ એવા અયોધ્યાપતિ બેઉ ભાઈ ક્યાં છે? વળી નલ, નીલ, દ્વિવિદ, સુગ્રીવ, અંગદ અને હનુમાન એ સર્વ બલિષ્ઠ કયાં છે? ॥૧॥ મારા પિતાનો દ્વેષી વિભીષણ કયાં છે? તે મૂર્ખને આજ હું હઠથી જરૂર મારીશ. એવું કહી મહા ક્રોધવંત થઈ કર્ણ પર્યંત ધનુષ ખેંચી કઠણ બાણ ચઢાવીને તેણે મૂકયાં, તે ॥૨॥ જાણે પાંખવાળા સર્પ ઉડતા હોય તેની પેઠે ચાલ્યાં. તેથી કપિઓ પૃથ્વી ઉપર જ્યાં ત્યાં પડવા લાગ્યા અને તે સમયમાં કોઈ સન્મુખ ઉભુ રહેવા સમર્થ થઈ શકયો નહીં. ॥ ૩ ॥ ત્યારે કપિ તથા રીંછો મહા વ્યાકુળ થવાથી યુદ્ધની ઈચ્છા મૂકીને ભયયુક્ત થઈ સર્વે નાસવા લાગ્યા. હે ભવાનિ! આ વખતે કપિ તથા રીંછોના શરીરમાં માત્ર પ્રાણ રહ્યા, પણ યુદ્ધ કરવાને શક્તિવાન્ એવો કોઈ પણ ત્યાં જોવામાં આવ્યો નહીં. ॥ ૪ ॥

दो० मारेसि दश दश बिशिख उर, परे भूमि सब वीर ॥
सिंहनाद करि गर्जे तब, मेघनाद रणधीर ॥ ६३ ॥

**અર્થ.**—તે વખતે મેઘનાદે સર્વે શૂરવીરોના હૃદયમાં દશ દશ બાણ મારી તેને પૃથ્વી ઉપર પાડ્યા તથા પછી રણમાં ધીર મેઘનાદ સિંહની પેઠે ગર્જના કરવા લાગ્યો. ॥૬૩॥

चो० देखि पवनसुत कटक बिहाला । क्रोधवंत धावा जनुकाला ॥
महा महीधर तमकि उपारा । अति रिस मेघनाद परढारा ॥ १ ॥

आवत देखि गयउ नभ सोई । रथ सारथी तुरंग सब खोई ॥
बार बार प्रचार हनुमाना । निकट न आव मरम सो जाना ॥ २ ॥
राम समीप गयो घननादा । नानाभांति कहत दुर्बादा ॥
अस्त्र शस्त्र बहु आयुध डारे । कौतुकही प्रभु काटि निवारे ॥ ३ ॥
देखि प्रभाव मूढ खिसियाना । करै लाग माया बिधि नाना ॥
जिमि कोउ करै गरुडसन खेला । डरपावहिं अहि स्वल्प सपेला ॥ ४ ॥

**અર્થ.**—જ્યારે હનુમાનજીએ એવી રીતે પોતાનું સૈન્ય દુઃખી જોયું, ત્યારે કાળની પેઠે દોડીને એક મોટો પર્વત ઉપાડી કુદીને અત્યંત ક્રોધ કરી મેઘનાદ ઉપર નાંખ્યો, ॥ ૧ ॥ ત્યારે તેથી તેના રથ, સારથિ તથા ઘોડાઓનો નાશ થયો. તે જોઈ પોતે આકાશ તરફ નાસી ગયો. હવે વાયુપુત્ર તેને વારંવાર હાંક મારીને બોલાવે છે, તથાપિ તે મર્મને જાણી તેની પાસે આવતો નથી. ॥૨॥ પછી ઇંદ્રજિત જ્યાં શ્રીહરિ છે ત્યાં આવીને અનેક પ્રકારનાં દુષ્ટ વચન કહીને અનેક પ્રકારના શસ્ત્ર અસ્ત્રરૂપી આયુધ નાંખવા લાગ્યો. તેને શ્રીપ્રભુ રમતની પેઠે કાપી નાંખે છે. ॥ ૩ ॥ ત્યારે મેઘનાદ શ્રીરામના એવા પ્રતાપને જોઈ લજ્જાયુક્ત થઈ, અનેક પ્રકારની માયા કરવા લાગ્યો. તે જેમ નાનો સર્પ ગરુડપાસે ખેલતાં તેને ડરાવે, તેમ ઇંદ્રજિત ડરાવવા લાગ્યો. ॥ ૪ ॥

दो॰ जासु प्रबल माया बिवश, शिव बिरंचि बड छोट ॥
ताहि देखावै रजनिचर, निज माया मति खोट ॥ ६४ ॥

**અર્થ.**—અરે! હે ભરદ્વાજ! જેની બળવાન્ માયાને વશ થવાથી શિવ તથા બ્રહ્માનો મહિમા તુચ્છ છે, એવા શ્રીરામને મન્દબુદ્ધિવાળો દૈત્ય પોતાની માયા દેખાડે છે. ॥ ૬૪ ॥

चौ॰ नभचढि बरषै बिपुल अंगारा । महिते प्रकट होइ जलधारा ॥
नानाभांति पिशाच पिशाची । मारु काटु ध्वनि बोलहिं नाची ॥ १ ॥
कीन्हेसि वृष्टि रुधिर कच हाडा । बर्षै कबहुं उपल बहु छांडा ॥
बर्षि धूरि कीन्हेसि अंधियारा । सूझन आपन हाथ पसारा ॥ २ ॥
अकुलाने कपि माया देखे । सबकर मरण बना इहिलेखे ॥
कौतुक देखि राम मुसुकाने । भये सभीत सकल कपि जाने ॥ ३ ॥
एकहि बाण काटि सब माया । जिमि दिनकर हर तिमिर निकाया ॥
कृपादृष्टि कपि भालु बिलोके । भये प्रबल रण रहहिं नरोके ॥ ४ ॥

**અર્થ.**—તે આકાશમાં ચઢી કોયલાનો વરસાદ વરસાવી, પૃથ્વીમાંથી જળની ધારા પ્રગટ કરવા લાગ્યો તથા અનેક પ્રકારનાં પિશાચ અને પિશાચિણી મારો, કાપો એવા શબ્દો બોલી નાચવા લાગ્યાં. ॥ ૧ ॥ વળી રુધિર, હાડકાં તથા બાળની વૃષ્ટિ કરી

કોઈકે વખતે પથ્થર પણ વરસાવીને ધૂળની વૃષ્ટિ કરી એવું અંધારું કર્યું કે, પોતાનો હાથ લાંબો કરવાથી દીઠામાં આવે નહીં. ॥ ૨ ॥ એવી માયા જોઈ કપિઓ વ્યાકુળ થઈ, આ વખતે સર્વેનું મરણ થશે, એમ માનવા લાગ્યા. ત્યારે આવું કૌતુક જોઈ તથા સર્વે કપિઓને ભયયુક્ત જાણી શ્રીહરિ હસીને ॥ ૩ ॥ જેમ સૂર્ય અત્યંત અંધકારમાત્રનો નાશ કરે, તેમ પ્રભુએ એક બાણથી સઘળી માયાનો નાશ કર્યો. તેમ જ રીંછ તથા વાનર સામે કૃપાદૃષ્ટિથી જોયું, એટલે તે એવા બળવાન્ થયા કે, રણસંગ્રામમાં કોઈથી રોકી શકાતા નથી. ॥ ૪ ॥

**दो०** आयसु मांगेउ राम पहं, अंगदादि कपिसाथ ॥
लक्ष्मण चले सकोप तब, बाण शरासन हाथ ॥ ६५ ॥

**અર્થ.**—વળી લક્ષ્મણજી ક્રોધયુક્ત થઈ હાથમાં ધનુષબાણ ધારણ કરી, અંગદ આદિ બીજા કપિઓને સાથે લઈ શ્રીપ્રભુની આજ્ઞા માંગીને ચાલ્યા. ॥ ૬૫ ॥

**चो०** जलज नयन उर बाहु विशाला । हिमगिरि वरण कछुक एक लाला ॥
बहां दशानन सुभट पठाये । नाना अस्त्र शस्त्र गहिधाये ॥ १ ॥
भूधर बिटपायुध धरि भारी । धाये कपि जय राम पुकारी ॥
भिरे सकल जोरीसन जोरी । इत उत जय इच्छा नहिं थोरी ॥ २ ॥
मुठिकन लातन दांतन काटहिं । कपिगिरि शिला मारि पुनि डाटहिं ॥
मारु मारु धरु धरु धरि मारु । शीश तोरि गहि भुजा उपारु ॥ ३ ॥
अस ध्वनि पूरि रही नवखंडा । धावहिं जहं तहं रुंड प्रचंडा ॥
देखहिं कौतुक नभ सुर वृंदा । कबहुंक विसमय कबहुं अनंगा ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે કમળજેવાં નેત્ર, વિશાળ છાતી તથા ભુજાઓવાળા અને હિમાચળ જેવા ગૌર, પણ ક્રોધથી કંઇક લાલ શરીરવાળા લક્ષ્મણજી અત્યંત શોભવા લાગ્યા. તેમની સામે રાવણે નાનાપ્રકારના અસ્ત્રશસ્ત્ર ધારણ કરનાર મહા શૂરવીરોને મોકલ્યા. ॥ ૧ ॥ તે જ્યારે દોડીને આવ્યા, ત્યારે કપિઓ "જય રામ" એવો શબ્દ કરીને પર્વત તથા વૃક્ષોરૂપી આયુધ ધારણ કરી દૈત્યોની સામે દોડ્યા. એમ બેઉ સૈન્યમાં એક બીજાને જિતવાની ઘણી જ ઇચ્છા રહેલી છે, એવા શૂરવીરો દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યા. ॥ ૨ ॥ તેમાં દિનચરો નિશિચરોને લાતો તથા મુષ્ટિના પ્રહાર કરીને દાંતથી બટકાં ભરીને પર્વતની શીલાનો માર મારી પૃથ્વીમાં દાટી દેછે. હે ગિરિજા! એમ એક બીજામાં મારો, મારો, પકડો, પકડો. અરે! પકડીને મારો. એવા શબ્દ કરી ભુજાઓને ઝાલી મસ્તક તોડી નાંખે છે. ॥ ૩ ॥ એવી ધ્વનિ નવખંડ પૃથ્વીમાં વ્યાપી રહી તથા મસ્તકવિનાનાં કબંધ ચારેતરફ જ્યાં ત્યાં દોડે છે. ત્યારે આકાશમાં અનેક દેવતાઓ આવું કૌતક જોઇને ક્યારેક આનંદ અને કોઈ સમયમાં શોકવશ થાય છે, ॥ ૪ ॥

**दो०** रुधिर गाड भरि भरि जमे, ऊपर धूरि उडाइ ॥
जिमि अंगार राशिनपर, मृतक छार रहिछाई ॥ ६६ ॥

**અર્થ.**—તથા સંગ્રામમાં રુધિરના ખાડાઓ ભરાઇને તેમાં ધૂડ વાયુથી ઉડીને પડીછે, તે જાણે બળેલા માણસ ઉપર અગ્નિની રાખોડી હોય તેમ જોવામાં આવેછે, ॥૬૬॥

चो० घायल बीर बिराजहिं कैसे । कुसुमित किंशुकके तरु जैसे ॥
लक्ष्मण मेघनाद दोउ योधा । भिरहिं परस्पर करि अति क्रोधा ॥ १ ॥
एकहि एक सकै नहिं जीती । निशिचर छल बल करै अनीती ॥
क्रोधवंत तब भयउ अनंता । भंजेउ रथ सारथी तुरंता ॥ २ ॥
नानाविधि प्रहार करि शेषा । राक्षस भयउ प्राण अवशेषा ॥
रावणसुत निज मन अनुमाना । संकट भये हरिहि मम प्राना ॥ ३ ॥
वीरघातिनी छांडेसि सांगी । तेज पुंज लक्ष्मण उर लागी ॥
मूर्च्छाभई शक्तिके लागे । तब चलिगयउ निकट भय त्यागे ॥ ४ ॥

**અર્થ.**—અને જેમ ફૂલસહિત કેસુડાનું ઝાડ શોભે, તેમ ઘાયલ શૂરવીરો શોભેછે. હવે લક્ષ્મણજી તથા મેઘનાદ આ બેઉ યોધાઓ એકબીજાની સાથે અત્યંત ક્રોધથી યુદ્ધ કરવા લાગ્યા. ॥૧॥ પણ કોઇકોઇને જિતી શકતા નથી. ત્યારે ઇંદ્રજિત અત્યંત બળ તથા અનીતિથી કપટ કરવા લાગ્યો, તેથી લક્ષ્મણજીએ ક્રોધ કરીને તેના સારથિને મારી રથને ભાંગી નાંખ્યો. ॥ ૨ ॥ એમ અનેક પ્રકારે શેષજીએ બાણ મારીને મેઘનાદના શરીરમાં માત્ર પ્રાણ રાખ્યા. ત્યારે દશાનનપુત્રે પોતાના મનમાં વિચાર કર્યો કે, સંકટ વખતે આ મારા પ્રાણ હરી લેશે, ॥ ૩ ॥ એમ વિચારી બ્રહ્માએ આપેલી મહાતેજસ્વી તથા શૂરવીરના પ્રાણનું હરણ કરવાવાળી એક સાંગ મારી, તે લક્ષ્મણજીના હૃદયમાં લાગવાથી મૂર્છા પામ્યા, કે તરત જ ઘનનાદ ભયવગરનો થઈ તેમની પાસે આવીને, ॥ ૪ ॥

दो० मेघनाद सग कोटि शत, योधा रहे उठाय ॥
जगदाधार अनंत सो, उठहिं न चला खिसाय ॥ ६७ ॥

**અર્થ.**—ઉઠાડવા લાગ્યો. પણ હે પ્રિયા! ઇંદ્રજિત જેવા કોટિ યોધા ભલે ઉપાડે, તથાપિ જગતના આધારરૂપ જે શેષજી, તે ઉપડ્યા નહીં. ત્યારે લજ્જાયુક્ત થઇને તે ચાલતો થયો. ॥ ૬૭ ॥

चो० सुनु गिरिजा क्रोधानल जासू । जारै भुवन चारि दश आसू ॥
सक संग्राम जीतिको ताहीं । सेवहिं सुर नर अग जग जाही ॥ १ ॥
यह कौतुक जानहिं जन सोई । जेहिपर कृपा रामकी होई ॥
संध्या समय फिरे अनी दोउ । लगे संभार सेनसब कोउ ॥ २ ॥
व्यापक ब्रह्म अजित भुवनेश्वर । लक्ष्मण कहं पूछा करुणाकर ॥
तब लगि लै आए हनुमाना । अनुज देखि प्रभु अति दुखमाना ॥ ३ ॥
जांबवंत कह वैद्य सुषेना । लंका रहै पठइय कोउ लेना ॥
धरि लघु रूप गयो हनुमंता । आनेउ भवन समेत तुरंता ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા! સાંભળો. જેનો ક્રોધાગ્નિ ચૌદ બ્રહ્માંડને બાળીને ભસ્મ કરી નાંખે તથા જેની દેવતાઓ, મનુષ્ય અને પ્રાણી માત્ર સેવા કરેછે, તેને રણસંગ્રામમાં કોણ જિતી શકે? ॥ ૧ ॥ પણ આ કૌતુક તો જેના ઉપર શ્રીરામચન્દ્રજીની કૃપા છે તે જ જાણી શકેછે. હવે જ્યારે સૂર્ય અસ્ત થયો ત્યારે બેઉ સૈન્યના શૂરવીરો પોતપોતાના સૈન્યની સંભાળ કરવા લાગ્યા. ॥ ૨ ॥ ત્યારે અજિત, ઘટઘટ વ્યાપક, બ્રહ્મરૂપ તથા કરુણાના ભંડાર જે શ્રીરામ, તે પૂછવા લાગ્યા કે, લક્ષ્મણજી ક્યાં છે? એટલામાં મૂર્છા પામેલા લક્ષ્મણજીને હનુમાનજી લઇને ત્યાં આવ્યા. ત્યારે ભાઇ મૂર્છિત જોઇને શ્રીપ્રભુ અત્યંત દુઃખ પામવા લાગ્યા. ॥ ૩ ॥ એટલે જાંબુવાન બોલ્યા કે, હે પ્રભુ! લંકામાં સુષેન નામે વૈદ્ય રહે છે, તેને કોઇને તેડવાને મોકલો. તે સાંભળી હનુમાનજી નાના કપિનું રૂપ લઇને તે જ વખતે લંકામાંથી તેના ઘર સહિત સુષેન વૈદ્યને લઈ આવ્યા. ॥ ૪ ॥

दो० रघुपति चरण सरोज शिर, नायउ आइ सुषेन ॥
कहा नामगिरि ओषधी, जाहु पवनसुत लेन ॥ ६८ ॥

**અર્થ.**—ત્યારે સુષેને આવીને શ્રીહરિનાં પદકંજમાં મસ્તક નમાવ્યું. પછી પર્વતનું તથા ઔષધનું નામ કહીને હનુમાનજીને કહ્યું કે, હે પવનપુત્ર! તમે આ દવા લેવાને જાઓ. ॥ ૬૮ ॥

चो० रामचरख सरसिज उरराखी । चलेउ प्रभंजन प्रभु बल भाषी ॥
वहां दूत एक मरम जनावा । रावण कालनेमि गृहआवा ॥ १ ॥
दशमुख कहा मरम तेहिसुनेउ । पुनि पुनि कालनेमि शिरधुनेउ ॥
देखत तुमहिं नगर जेहि जारा । तासु पंथको रोकनहारा ॥ २ ॥
भजि रघुपतिहि करहु हित अपना । तजौ नाथ अब मृषा जल्पना ॥
नीलकंज तनु सुंदरश्यामा । हृदय राखु लोचन अभिरामा ॥ ३ ॥
अहंकार ममता मद त्यागहु । महामोह निशि सोवत जागहु ॥
कालव्याल कर भक्षक जोई । स्वप्नेहु समर कि जीतै कोई ॥ ४ ॥

**અર્થ.**—તે સાંભળી વાયુપુત્ર શ્રી રામનાં પદકંજને હૃદયમાં રાખી, શ્રીપ્રભુના પરાક્રમનું વખાણ કરીને ઔષધિ લેવાને ચાલ્યા. આ વાત એક દૂતે જઇને રાવણને જણાવી. તે સાંભળીને તે કાલનેમિ દૈત્યને ઘેર આવ્યો. ॥ ૧ ॥ પછી દશગ્રીવે તેને સઘળો મર્મ કહી જણાવ્યો. તે સાંભળી વારંવાર કાલનેમિ મસ્તક ધૂણાવી કહેવા લાગ્યો કે, જેણે તમારા દેખતાં નગરીને બાળી નાંખી, તેના રસ્તાને રોકવા કોણ શક્તિવાન્ છે? ॥ ૨ ॥ માટે હે નાથ! ખોટી કલ્પનાઓને મૂકીને શ્રીરામચંદ્રજીનું ભજન કરી પોતાનું કલ્યાણ કરો તથા નીલ કમળના જેવા સુંદર ઘનશ્યામ શરીરવાળા, નેત્રને આનંદ આપનાર શ્રીહરિને હૃદયમાં રાખીને, ॥ ૩ ॥ અભિમાન, મમતા અને મદનો ત્યાગ કરી, મહા અજ્ઞાનરૂપી રાત્રિમાં સૂતા છો, તે જાગૃત થાઓ. કારણ કાળરૂપી સર્પનું ભક્ષણ કરવાવાળા શ્રીરઘુનાથજીને સ્વપ્નમાં પણ કોણ જિતી શકશે? ॥ ૪ ॥

**दो०** मुनि दशकंध रिसान तब, तेइं मन किन्ह बिचार ॥
रामदूत कर मरणभल, यह खल नतु मोहिं मार ॥ ६९ ॥

**અર્થ.**—ત્યારે એવાં વચન સાંભળી દશકંધરે ક્રોધ કર્યો. તે જોઈ કાલનેમિએ વિચાર કર્યો કે, શ્રીરામના દૂતના હાથથી મરવું સારું છે, પણ આ દુષ્ટના હાથથી મરવું, તે કંઈ યોગ્ય નહિ. ॥ ૬૯ ॥

**चो०** असकहि चला रच्यसि मगमाया । सर मंदिर बरबाग बनाया ॥
मारुतसुत देखा शुभ आश्रम । मुनिहिं बुझि जल पियौं जाइश्रम ॥ १ ॥
राक्षस कपट भेष तहं सोहा । मायापति दूतहि चह मोहा ॥
जाय पवनसुत नायउ माथा । लागा कहन रामगुण गाथा ॥ २ ॥
होत महारण रावण रामहिं । जीतहिं राम न संशय या महिं ॥
इहां भये मैं देखौं भाई । ज्ञानदृष्टि बल मोहिं अधिकाई ॥ ३ ॥
मागा जल तेइं दीन्ह कमंडल । कपि कह नहिं अघाउं थोरे जल ॥
सरमज्जन करि आतुर आवहु । दीक्षादेउं ज्ञान जेहि पावहु ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એમ કહીને તે દૈત્ય એક સરોવરને કાંઠે મંદિર તથા બાગ બગીચા બનાવીને માયા કરવા લાગ્યો. ત્યારે મારુતી રસ્તે ચાલતાં આ સુંદર આશ્રમને જોઈ વિચારવા લાગ્યો કે, મુનિને પૂછી જળપાન કરું, તેથી મારા શ્રમનો નાશ થઈ જશે. ॥ ૧ ॥ હવે અહીં તે રાક્ષસ અત્યંત શોભીતા કપટી મુનિનો વેષ લઈને, માયાના પતિ શ્રીહરિના દૂતને મોહ પમાડે છે. એટલામાં હનુમાનજીએ આવી તેને મસ્તક નમાવ્યું, ત્યારે તે શ્રીપ્રભુના ગુણનું વર્ણન કરતાં, ॥ ૨ ॥ કહેવા લાગ્યો કે, રાવણ તથા રામનું રણમાં મહાસંગ્રામ થાય છે, તેમાં રામ જિતશે અને રાવણ હારશે, એમાં કંઈ સંશય નથી. કારણ હે ભાઈ! મને જ્ઞાનદૃષ્ટિનું બળ ઘણું છે, તેથી હું અહીં બેઠો બેઠો જોઉંછું. ॥ ૩ ॥ ત્યારે વાયુપુત્રે પીવાને જળ માગ્યું, તેથી તેણે સુવર્ણનો પાણીનો ભરેલ કળશ આપ્યો. તે જોઈ કપિ બોલ્યા કે, આ થોડા જળથી હું તૃપ્ત નહીં થાઉં. ત્યારે કપટી મુનિ બોલ્યા કે, જાઓ સરોવરમાં નહાઈ જળપાન કરીને જલદી આવો. એટલે જેથી તમને જ્ઞાન મળે, એવી દીક્ષા હું આપું. ॥ ૪ ॥

**दो०** सर पैठत कपि पद गहेउ, मकरी अति अकुलान ॥
देहतजी धरि दिव्य तनु, चली गगन चढि यान ॥ ७० ॥

**અર્થ.**—ત્યારે વાયુપુત્રે જઈ સરોવરમાં પ્રવેશ કર્યો, એટલે તેમના પગ નીચે એક મગરી દબાઈ ગઈ. તે વ્યાકુળ થઈ પોતાના દેહનો ત્યાગ કરીને વારાંગનાનું રૂપ ધારણ કરી, વિમાનમાં બેસી આકાશમાર્ગે ચાલી. ॥ ૭૦ ॥

**चो०** कपि तव दरश भयहु निस्पापा । मिटा तात मुनिवर कर शापा ॥
मुनि न होइ यह निशिचर घोरा । मानहु सत्य वचन कपिमोरा ॥ १ ॥

असकहि गई अप्सरा जबहीं । निशिचर निकट गयउ कपि तबहीं ॥
कह कपि मुनि गुरु दक्षिणालेहू । पाछे हमहिं मंत्र तुम देहू ॥ २ ॥
शिर लंगूर लपेटि पछारा । निज तनु प्रकटेसि मरती बारा ॥
राम राम कहि छांडेसि प्राना । सुनि मन हर्षि चले हनुमाना ॥ ३ ॥
देखा शैल न ओषधि चीन्हा । सहसा कपि उपारि गिरि लीन्हा ॥
गहि गिरि निशि नभ धावत भयउ । अवधपुरी ऊपर कपि गयऊ ॥ ४ ॥

**અર્થ.**—તે બોલી કે, હે હનુમાનજી! તમારાં દર્શન કરવાથી હું પવિત્ર થઈ તથા હે તાત! મને દુર્વાસા ઋષિનો શાપ હતો, તે હવે મટ્યો. તેથી હું જણાવું છું કે, આ મુનિ નથી પણ મોટો દૈત્ય છે. હે કપિ! એ મારાં વચન સત્ય કરી માનજો. ॥ ૧ ॥ એવાં વચન કહીને જ્યારે અપ્સરા ગઈ, ત્યારે અંજનીસુત કાલનેમિ દૈત્યપાસે આવ્યા. પછી બોલ્યા કે, હે મુનિ! પ્રથમ હું તમને ગુરુદક્ષિણા આપું અને પછી મને તમે ઉપદેશ કરજો. ॥ ૨ ॥ એમ કહીને તેના મસ્તકને પોતાનું પૂંછ લપેટી ચારે તરફ ફેરવીને પૃથ્વીઉપર પછાડ્યો. ત્યારે તેનું દૈત્યનું રૂપ પ્રગટ થયું તથા મૃત્યુવખતે હે રામ! હે રામ! એમ કહીને પ્રાણ મૂકયો. તે સાંભળી કપિ હર્ષ પામીને ચાલ્યા. ॥ ૩ ॥ પછી ત્યાં જઈ પર્વતઉપર ઔષધિનું કંઈ પણ ચિન્હ જોવામાં આવ્યું નહીં, તેથી દ્રોણગિરિને પૃથ્વીઉપરથી ઉપાડીને રાત્રિનેવિષે આકાશમાર્ગે દોડતા દોડતા અયોધ્યાજી ઉપર હનુમાનજી આવ્યા. ॥ ૪ ॥

दो० देखा भरत बिशाल अति, निशिचर मन अनुमानि ॥
बिनु फर शायक मारेउ, चाप श्रवण लगि तानि ॥ ७१ ॥

**અર્થ.**—ત્યારે ભરતજીએ તેને જોવાથી પોતાના મનમાં એવું અનુમાન કર્યું કે, આ કોઈ મોટો દૈત્ય છે, એમ જાણી તેને કાનપર્યંત ધનુષ ખેંચી ફળવિનાનું બાણ માર્યું. ॥ ૭૧ ॥

चो० परेउ मूर्छि महि लागत शायक । सुमिरत राम राम रघुनायक ॥
सुनि प्रिय वचन भरत उठिधाये । कपि समीप अति आतुर आये ॥ १ ॥
बिकल बिलोकि कीश उरलावा । जागत नहिं बहु भांति जगावा ॥
मुख मलीन मन भयउ दुखारी । कहत वचन भरिलोचन बारी ॥ २ ॥
जेहि बिधि राम बिमुख मोहिं कीन्हा । तेहिं पुनि यह दारुण दुख दीन्हा ॥
जो मोरे मन बच अरु काया । प्रीति राम पद कमल अमाया ॥ ३ ॥
तौ कपि होउ बिगत श्रम शूला । जो मोपर रघुपति अनुकूला ॥
वचन सुनत उठि बैठि कपीशा । कहि जय जयति कोशलाधीशा ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! જ્યારે તેને ભરતજીનું બાણ વાગ્યું, ત્યારે હે રામ! હે રામ! હે રઘુનાયક! એમ સ્મરણ કરી, હનુમાન મૂર્છા પામીને પૃથ્વી ઉપર પડ્યા. ત્યારે આવાં મધુર

વચન સાંભળી આસન ઉપરથી ઉઠીને તે જ વખતે દોડીને કપિપાસે આવ્યા. ॥ ૧ ॥ હનુમાનજીને વ્યાકુળ જોઇને તેને છાતી સાથે લગાડ્યા, તથા ઘણા પ્રકારે જગાડ્યા, પણ જાગતા નથી. ત્યારે ભરતજી મનમાં અત્યંત દુઃખી થયા, તથા તેજવિનાનું તેમનું મુખ થયું; ને નેત્રમાં જળ ભરી વચન કહેવા લાગ્યા કે,॥૨॥ જે બ્રહ્માએ શ્રીરામચંદ્રજીથી વિમુખ કર્યા, તે જ વિધિએ મને અત્યંત દુઃખ આપ્યું. પણ હવે જો મારે મન, કર્મ, વચન તથા શરીર થકી શ્રીપ્રભુના પદકંજમાં સ્નેહ હોય, ॥ ૩ ॥ તથા જો શ્રીહરિની મારા-ઉપર દયા હોય, તો આ કપિ શ્રમ અને દુઃખ રહિત થાઓ. ત્યારે એવાં ભરતજીનાં વચન સાંભળી મૂર્છામાંથી જાગૃત થતાં જ હે અયોધ્યાપતિ! તમારો જય થાઓ, જય થાઓ, એમ કહીને અંજનીસુત બેઠા થયા. ॥ ૪ ॥

**सो०** लीन्ह कपिहि उर लाय, पुलक गात लोचन सजल ॥
प्रीति न हृदय समाय, सुमिरि राम रघुकुल तिलक ॥ ८ ॥

**અર્થ.**—ત્યારે ભરતજીનું શરીર રોમાંચિત થયું તથા નેત્રમાં જળ ભરાઈ આવ્યાં. પછી રઘુવંશમાં તિલકરૂપ શ્રીપ્રભુનું સ્મરણ કરીને હનુમાનજીને છાતી સાથે તેણે લગાડ્યા. તે વખતનો સ્નેહ હૃદયમાંથી ઉભરાઈ જવા લાગ્યો ॥ ૮ ॥

**चो०** तात कुशल कहु सुखनिधानकी । सहित अनुज अरु मातुजानकी ॥
कपि सब चरित संक्षेप बखाने । भये दुखित मन महं पछिताने ॥ १ ॥
अहह दैव मैं कत जगजायउं । प्रभुके एकौ काज न आयउं ॥
जानि कुअवसर मन धरि धीरा । पुनि कपिसन बोलेउ बलवीरा ॥ २ ॥
तात गहरू होइहै तुहि जाता । काज नशाइहि होतप्रभाता ॥
चढु मम शायक शैल समेता । पठवौं तोहिं जहं कृपानिकेता ॥ ३ ॥
सुनि कपिमन उपजा अभिमाना । मोरे भार चलहि किमि बाना ॥
रामप्रताप विचारी बहोरी । वंदि चरण बोलेउ कर जोरी ॥ ४ ॥
तव प्रताप उर राखि गोसाईं । जैहौं नाथ बाणकी नाईं ॥
हर्षि भरत तब आयसु दीन्हा । पद शिर नाय गमन कपि कीन्हा ॥ ५ ॥

**અર્થ.**—હે તાત! લક્ષ્મણજી તથા જાનકીજી સહિત સુખના ભંડાર શ્રીરામચંદ્ર-જીની કુશળતા કહો. ત્યારે કપિએ સંક્ષેપમાં સર્વે ચરિત્રનું વર્ણન કર્યું. તે સાંભળી ભરતજી પોતાના મનમાં અત્યંત દુઃખી થઈ પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે, ॥૧॥ અહોહો!!! હા દૈવ! મને ધિક્કાર છે! હું જગતમાં શા માટે જન્મ્યો! અરે! શ્રીહરિના એક કામમાં પણ હું આવ્યો નહીં, એમ કહેછે; પણ સમય ખોટો જાણી વળી પાછી મનમાં ધીરજ ધારણ કરી, મહાશૂરવીર ભરતજી, હનુમાનજી સંગાતે બોલવા લાગ્યા કે, ॥ ૨ ॥ હે તાત! તમને ત્યાં જતાં હજી ઘણું વિલંબ થશે. વળી પ્રાતઃકાળ થઈ જશે તો કામનો નાશ થશે, માટે આ પર્વતસહિત મારા બાણ ઉપર બેસો, એટલે જ્યાં શ્રીકૃપા-

નિકેત છે, ત્યાં હું તમને જલદી પહોંચાડી દઉં. ॥ ૩ ॥ હે ગૌરી! એવાં ભરતજીનાં વચન સાંભળી કપિના મનમાં અભિમાન થયું કે, મારા ભારથી આ બાણુ કેમ ચાલી શકશે; એમ વિચાર થયા પછી શ્રીરઘુનાથજીનો પ્રતાપ સંભારી ચરણમાં મસ્તક નમાવી હાથ જોડીને વળી બોલ્યા કે, ॥ ૪ ॥ હે ભરતજી! તમારા પ્રતાપને હૃદયમાં રાખી, હે નાથ! હું તમારા બાણુની પેઠે જઇશ. ત્યારે ભરતજીએ હર્ષ પામીને વાયુ-પુત્રને આજ્ઞા આપી. એટલે તેઓ ચરણમાં મસ્તક નમાવીને ચાલ્યા. ॥ ૫ ॥

दो० भरत बाहुबल शीलगुण, प्रभुपद प्रीति अपार ॥
जात सराहत मनहिंमन, पुनि पुनि पवनकुमार ॥ ७२ ॥

અર્થ.—તે ભરતજીનું બાહુબળ, શીળ, ગુણ અને શ્રીપ્રભુપદકંજમાં અત્યંત પ્રીતિનાં વાયુપુત્ર વારંવાર પોતાના મનમાં વખાણ કરતા ચાલ્યા જાયછે. ॥ ૭૨ ॥

चो० वहां राम लक्ष्मणहिं निहारी । बोले बचन मनुज अनुहारी ॥
अर्द्धरात्रि गइ कपि नहिं आवा । राम उठाइ अनुज उर लावा ॥ १ ॥
सकहु न दुखित देखि मोहिं काउ । बंधु सदा तव मृदुल स्वभाऊ ॥
ममहित लागित जेउ पितु माता । सहेउ विपिन हिम आतप बाता ॥ २ ॥
सो अनुराग कहां अब भाई । उठहु न सुनि मम वच विकलाई ॥
जो जनित्यौं वन बंधु बिछोहू । पिता बचन नहिं मनतेउं वोहू ॥ ३ ॥
सुत वित नारि भवन परिवारा । होहिं जाहिं जग बारहिं बारा ॥
अस बिचारि जिय जागहु ताता । मिलहि न बहुरि सहोदर भ्राता ॥ ४ ॥
यथा पंख बिनु खगपति दीना । मणि बिनु फणि करिवर कर हीना ॥
असमम जीवन बंधु विनु तोहीं । जो जडदेव जियावै मोहीं ॥ ५ ॥
जैहौं अवध कवन मुंहलाई । नारिहेतु प्रियबंधु गंवाई ॥
बरु अपयश सहतेउं जगमाहीं । नारि हानि विशेष क्षति नाहीं ॥ ६ ॥
अब अवलोकि शोक यह तोरा । सहै कठोर निठुर उर मोरा ॥
निज जननीके एक कुमारा । तात तासु तुम प्राण अधारा ॥ ७ ॥
सौंपेउ मोहिं तुमहिं गहिपानी । सब विधि सुखद परम हितजानी ॥
उतर ताहि देहौं का जाई । उठि किन मोहिंसिखावहु भाई ॥ ८ ॥
बहुविधि शोचतशोच विमोचन । श्रवत सलित राजिवदल लोचन ॥
उमा अखंड राम रघुराई । नरगति भाव कृपालु दिखाई ॥ ९ ॥

અર્થ.—હે વિહંગપતિ! હવે અહીં પોતાના આશ્રમમાં શ્રીહરિ લક્ષ્મણજીને જોઈ મનુષ્યની પેઠે વચન કહેવા લાગ્યા કે, અરેરે! દૈવ!! અર્ધી રાત્રિ ગઈ, પણ હજી હનુમાનજી આવ્યા નહીં. વળી અનુજને ઉપાડી છાતી સાથે લગાડી શ્રીરામ કહેવા લાગ્યા કે, ॥ ૧ ॥

હે ભાઈ! તેં મારાવાસ્તે માતપિતાને મૂકીને આ વનનાં તડકા, ટાઢ, પવન તથા વરસાદ સહન કર્યાં, એવો સદૈવ તારો દયાળુ સ્વભાવ છે. ॥૨॥ હે બાપ! તે પ્રીતિ હમણાં ક્યાં ગઈ? અરે, મારી વ્યાકુળતા સાંભળી તું ઉઠતો કેમ નથી? હે ભાઈ! વનમાં જવાથી તારો વિયોગ મેં જાણ્યો હોત તો પિતાનાં વચન માનત, પણ તને હું સાથે લેત નહીં. ॥ ૩ ॥ હવે હે બાપ! જગતમાં પુત્ર, દ્રવ્ય, સ્ત્રી, મંદિર અને કુટુંબ એ ઉત્પન્ન થાય છે તથા નાશ પામે છે. એવું વિચારી જોતાં જરૂર, હે તાત! જગતમાં સહોદર ભાઈ ફરીવાર મળતો નથી. ॥ ૪ ॥ જેમ પાંખવિનાનો પક્ષી, મણિવગરનો સર્પ તથા શુંઢવિનાનો હાથી દુઃખી થાય, તેમ હે ભાઈ! તારાવિના મારું જીવવું ફોકટ છે. એમ કરતાં જો જડદૈવ મને જીવતો રાખશે તો તે વૃથા છે. ॥ ૫ ॥ અરે! સ્ત્રીને માટે પ્રિયબંધુને ગમાવી હું અયોધ્યામાં શું મુખ બતાવું? કદાપિ સ્ત્રીને માટે અપયશ હું જગતમાં સહન કરું, કારણ સ્ત્રીની હાનિ પૃથ્વીમાં વધારે નથી. ॥ ૬ ॥ પણ તને જોવાથી જે આ મારું દુઃખ, તે દયાવગરનું કઠોર આ મારું હૃદય સહન કરે છે. વળી તારી માતાનો તું એક જ કુમાર છો, તેમાં પણ હે તાત! તું તેને પ્રાણના આધારરૂપ છે. ॥૭॥ તેથી હે ભાઈ! સર્વે પ્રકારે સુખ આપનાર તથા અત્યંત હિતકારી જાણીને તારો હાથ ઝાલી સુમિત્રાજીએ મને સોંપ્યો છે, તે માતાને હું જઈને શું ઉત્તર આપું? હે ભાઈ! ઉઠીને મને કેમ શીખવતો નથી? ॥ ૮ ॥ હે ભવાનિ! જેના નામથી જ શોકનો નાશ થાય, એવા કૃપાળુ શ્રીહરિ અનેક પ્રકારે શોક કરે છે તથા કમળ જેવાં નેત્રમાંથી જળ વહે છે. તે સર્વે રઘુકુળમાં કૃપાળુ શ્રીરઘુનાથજી પરમાત્મા છે, છતાં મનુષ્યની પેઠે લીલા દેખાડે છે. ॥ ૯ ॥

**सो० प्रभु बिलाप सुनि कान, बिकलभये बानर निकर ॥**
**आइ गये हनुमान, जिमि करुणामहं बीररस ॥ ९ ॥**

**અર્થ.**—હવે એવાં ભગવાનનાં વિલાપયુક્ત વચન કાને સાંભળી અનેક કપિઓ તથા રીંછ અકળાઈ ગયા. એટલામાં જેમ કરુણારસમાં એકદમ વીરરસ પ્રકટ થાય, તેમ હનુમાનજી આવ્યા. ॥ ૯ ॥

**चौ० हर्षि राम भेंटेउ हनुमाना । अति कृतज्ञ प्रभु परम सुजाना ॥**
**तुरत वैद्य तब कीन उपाई । उठि बैठे लक्ष्मण हरषाई ॥ १ ॥**
**हृदय लाइ भेंटेउ प्रभु भ्राता । हर्षे सकल भालु कपि व्राता ॥**
**पुनि कपि वैद्य तहां पहुंचावा । जेहि बिधि तबहिं ताहिलै आवा ॥ २ ॥**
**यह वृत्तांत दशानन सुनेउ । अति बिषाद पुनि पुनि शिर धुनेउ ॥**
**व्याकुल कुंभकर्ण पहं गयउ । करि बहु यत्न जगावत भयउ ॥ ३ ॥**
**जागा निशिचर देखिय कैसा । मानहुं काल देह धरि वैसा ॥**
**कुंभकर्ण पूछा सुनु भाई । काहे तव मुख रहा सुखाई ॥ ४ ॥**
**कथा कही सब तेइ अभिमानी । जेहि प्रकार सीता हरिआनी ॥**
**तात कपिन निशिचर संहारे । महा महा योधा सब मारे ॥ ५ ॥**

दुर्मुख सुर रिपु मनुज अहारी । भट अतिकाय अकंपनभारी ॥
अपर महोदर आदिक बीरा । परे समर महं सब रणधीरा ॥ ६ ॥

**અર્થ.**—ત્યારે અત્યંત ચતુર ને કૃતજ્ઞ શ્રીપ્રભુ હર્ષ પામી, હનુમાનજી સાથે ભેટ્યા. તે જ વખતે સુષેન વૈદ્યે (શબરીનાં એઠાં બોર લક્ષ્મણજીએ ખાધાવગર ફેંકી દીધાં હતાં તે દ્રોણ પર્વતની) સંજીવની ઔષધિનો ઉપાય કર્યો, એટલે તેથી લક્ષ્મણજી હર્ષયુક્ત ઉઠીને બેઠા થયા. ॥ ૧ ॥ ત્યારે શ્રીરામ ભાઈને હૃદયસાથે લગાડી મળ્યા. તે જોઈ વાનર તથા રીંછનાં સર્વે યૂથ આનંદ પામ્યાં. પછી વાયુપુત્ર જે રીતે વૈદ્યને લઈ આવ્યા હતા, તેવી જ રીતે પાછા મૂકી આવ્યા. ॥૨॥ આ હકીકત દશાનન પોતાને કાને સાંભળી અત્યંત ખેદયુક્ત થઈ વારંવાર મસ્તક ધુણાવી અત્યંત વ્યાકુળતાથી પોતાના ભાઈ કુંભકર્ણપાસે જઇ અનેક યત્નથી તેને જગાડવા લાગ્યો. ॥ ૩ ॥ ત્યારે નિશાચર જાગ્યો. તે જેમ કાલદેહ ધારણ કરી બેઠો હોય, તેમ શોભવા લાગ્યો. પછી પોતાના ભાઇને પૂછ્યું કે, હે ભાઈ! તારું મુખ શા કારણથી કરમાઈ ગયું છે? ॥૪॥ ત્યારે અભિમાની દશાનન જે રીતે જનકપુત્રીનું હરણ કરી લાવ્યો, તે સર્વે વાત કુંભકર્ણને કહી સંભળાવી બોલ્યો કે, હે તાત! મોટા મોટા યોધાઓને કપિઓએ મારી નાંખ્યા. ॥ ૫ ॥ તેમ જ દેવતાઓના શત્રુ તથા મનુષ્યનો આહાર કરનાર દુર્મુખ, અતિકાય, અકંપન તથા મહોદર આદિ ધૈર્યવાન્ શૂરવીરો સંગ્રામમાં મરણ પામ્યા. ॥ ૬ ॥

दो० दशकंधरके बचन सुनि, कुंभकर्ण बिलखान ॥
जगदंबा हरि आनिशठ, अब चाहसि कल्यान ॥ ७३ ॥

**અર્થ.**—એવાં રાવણનાં વચન સાંભળી દૈત્ય પશ્ચાત્તાપ કરતાં બોલ્યો કે, હે દુષ્ટ! જગદંબાનું હરણ કરી હવે કલ્યાણની શું તું ઇચ્છા કરે છે? ॥ ૭૩ ॥

चो० भल न कीन्ह तैं निशिचर नाहा । अब मोहिं आनि जगायहु काहा ॥
अजहुं तात त्यागहु अभिमाना । भजहु राम होइहि कल्याना ॥ १ ॥
हैं दशशीश मनुज रघुनायक । जाके हनूमानसे पायक ॥
अहह बंधु तैं कीन्ह खुटाई । प्रथमहिं मोहिं न जगायहु आई ॥ २ ॥
कीन्हेहु प्रभु बिरोध तेहि देवक । शिव बिरंचि सुर जाके सेवक ॥
नारद मुनि मोहिं ज्ञान जो कहेउ । कहतेउं तोहिं समय नहिं रहेउ ॥ ३ ॥
अब भरि अंक भेटु मोहिं भाई । लोचन सफल करौं मैं जाई ॥
श्यामगात सरसीरुह लोचन । देखौं जाइ ताप त्रय मोचन ॥ ४ ॥

**અર્થ.**—હે દૈત્યના પતિ! તેં કંઈ સારું કર્યું નહીં. હમણાં મને શું કરવા જગાડ્યો? હે તાત! હજી પણ અભિમાનનો ત્યાગ કરી, શ્રીરામચંદ્રજીને ભજ, તેથી કલ્યાણ થશે. ॥ ૧ ॥ હે દશાનન! જેના હનુમાનજી જેવા સેવક છે, તેને તું શું મનુષ્ય જાણે છે? અહો હો!! હે ભાઈ! તને ધિક્કાર છે. પ્રથમથી આવી મને જગાડ્યો નહીં,

એ બહુ ખોટું કામ કર્યું. ॥ ૨ ॥ કારણ મહાદેવ, બ્રહ્મા અને ઇંદ્રાદિ દેવ જેનું સેવન કરેછે, તે રામચંદ્ર દેવ સાથે તેં વૈર કર્યું. વળી મને નારદજીએ શ્રીરામસંબંધી જે જ્ઞાન કહ્યું હતું, તે જ્ઞાન તને કહેવાનો હવે સમય રહ્યો નથી. ॥ ૩ ॥ માટે હવે મને અંગ લગાડીને મળવું હોય તો મળી લે, નહીં તો હું ત્યાં જઈ મારાં નેત્રને તો સફળ કરું? તેમ જ સંસારના ત્રણ તાપનેનાશ કરનાર શ્યામ શરીરવાળા તથા કમળ સરખાં નેત્રવાળા તે ભગવાનને હું જઇને જોઇશ. ॥ ૪ ॥

**दो० रामरूप गुण सुमिरि मन, मग्न भयो क्षण एक ॥**
**रावण मांगेउ कोटि घट, मद अरु महिष अनेक ॥ ७४ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ! શ્રીરામના સ્વરૂપ તથા ગુણનું સ્મરણ કરી ક્ષણમાત્રમાં તેનું મન પ્રેમમાં ડૂબી ગયું. એવા કુંભકર્ણને માટે દુષ્ટ રાવણે અનેક મહિષ તથા સુરાપાનના અસંખ્ય ઘડા ભરી મંગાવી લીધા. ॥ ૭૪ ॥

**चो० महिष खाइ करि मदिरा पाना । गर्जेउ बज्रघात अनुमाना ॥**
**कुंभकर्ण दुर्मद रणरंगा । चलेउ दुर्गतजि सेन न संगा ॥ १ ॥**
**देखि विभीषण आगे आयउ । पुनि पदगहि निज नाम सुनायउ ॥**
**अनुज उठाय हृदय तेहि लावा । रघुपति भक्त जानि मनभावा ॥ २ ॥**
**तात लात मोहिं रावण मारा । कहत परम हित मंत्र विचारा ॥**
**तेहि गलानि रघुपति पहं आयउं । दीन जानि प्रभुके मन भायउं ॥ ३ ॥**
**सुनु सुत भयउ कालवश रावण । सोकिमि मानै परम सिखावन ॥**
**धन्य धन्य तैं धन्य विभीषण । भयउ तात निशिचर कुलभूषण ॥ ४ ॥**
**बंधु बंश तैं कीन्ह उजागर । भजेहु राम शोभा सुखसागर ॥**

**અર્થ.**—ત્યારે તે મહિષનું ભક્ષણ કરી, ઉપરથી મદિરાપાન કરી મેઘની પેઠે ગર્જના કરતો, રણસંગ્રામમાં વીરરસને ઉત્પન્ન કરનાર મદોન્મત્ત કુંભકર્ણ સૈન્યવિના એકલો કિલ્લાને ઉલ્લંઘી ચાલ્યો. ॥ ૧ ॥ ત્યારે તેને આવતો જોઈ વિભીષણે આગળ આવી ચરણ ગ્રહણ કરી પોતાનું નામ સંભળાવ્યું; એટલે કુંભકર્ણે વિભીષણને ઉપાડી છાતી સાથે લગાડયો, તેમ જ શ્રીરામનો ભક્ત જાણી મનમાં આનંદ પામ્યો. ॥ ૨ ॥ ત્યારે વિભીષણ બોલ્યા કે, હે તાત! રાવણને સાચી શિખામણ આપતાં વિના અપરાધે મને લાત મારી. તે દુઃખથી હું રામચંદ્રજી પાસે આવ્યો, એટલે મને દુઃખી જાણી શ્રીપ્રભુએ મારાઉપર કૃપા કરી. ॥ ૩ ॥ ત્યારે કુંભકર્ણ બોલ્યા કે, હે પુત્ર! સાંભળ. રાવણ કાળને વશ થયો છે, તેથી તારી ઉત્તમ શિખામણને કેમ માને? પણ હે વિભીષણ! તુને ધન્ય છે. વારંવાર ધન્ય છે. હે તાત! તું દૈત્યના કુળમાં આભૂષણરૂપ થયો તથા હે બંધુ! સુખ અને શોભાના સાગર શ્રીરામચંદ્રજીનું ભજન કર્યું, તેથી આપણા વંશનું તેં કલ્યાણ કર્યું. ॥ ૪ ॥

दो० मन क्रम वचन कपट तजि, भजहु तात रघुबीर ॥
जाहु न निज पर सूझ मोहिं, भयउं काल बशबीर ॥ ७५ ॥

અર્થ—વળી હે તાત ! મન, ક્રમ તથા વચનથી કપટ મૂકી શ્રીરામનું ભજન કરજે, તથા હું પણ હવે કાળને વશ થયો છું, જેથી મને પારકું કે પોતાનું કંઈ સૂઝતું નથી, માટે અહીંથી જતો રહે. ॥ ૫૭ ॥

चो० बंधु बचन सुनि फिरा बिभीषण । आयउ जहं त्रैलोक्य बिभूषण ॥
नाथ भूधराकार शरीरा । कुंभकर्ण आवत रणधीरा ॥ १ ॥
ईतना कपिन सुना जब काना । किलकिलाई धाये बलवाना ॥
लिये उपारि बिटप अरु भूधर । कटकटाइ डारे तिहि ऊपर ॥ २ ॥
कोटि कोटि गिरि शिखर महारा । करहिं भालु कपि एकहि बारा ॥
गिरै न मुरै टरै नहिं टारे । जिमि गज अर्क फलनके मारे ॥ ३ ॥
तब मारुतसुत मुष्टिक हनेऊ । तरेउ धरणि ब्याकुल शिर धुनेऊ ॥
पुनि उठि तेईं मारेउ हनुमंता । घुर्मित घायल परेउ तुरंता ॥ ४ ॥
पुनि नल नीलहिं अवनि पछारेसि । जहं तहं पटकि पटकि भट डारेसि ॥
चली बलीमुख सेन पराई । अतिभय त्रासित न कोउ समुहाई ॥ ५ ॥

અર્થ.—ત્યારે એવાં ભાઇનાં વચન સાંભળી વિભીષણ ત્રણ લોકના આભૂષણરૂપ શ્રીરામચંદ્રજી પાસે આવી કહેવા લાગ્યા કે, હે નાથ! આ પર્વતના જેવા શરીરવાળો રણમાં ધીરજવાન્ મારો ભાઈ કુંભકર્ણ આવેછે. ॥ ૧ ॥ આ વચનને બળવાન્ કપિઓએ જ્યારે કાને સાંભળ્યાં, ત્યારે કીલકીલાઈ શબ્દ કરીને દોડ્યા. પછી હાથમાં ઝાડ તથા પર્વતો પૃથ્વી ઉપરથી ઉપાડી લઇ દાંત કચકચાવી કુંભકર્ણ ઉપર નાંખવા લાગ્યા. ॥ ૨ ॥ એક જ સમયમાં વાનર તથા રીંછો કોટિ પર્વતોનાં શિખરોનો પ્રહાર કરવા લાગ્યા. પણ જેમ હાથીઉપર આકડાના ફળનો પ્રહાર કરવાથી તેને જણાય નહીં, તેમ કુંભકર્ણ પૃથ્વી ઉપર પડતો નથી, તેમ જરા ડગતો કે ખસતો પણ નથી. ॥ ૩ ॥ તે જોઈ હનૂમાને તેને એક મુષ્ટિનો પ્રહાર કર્યો કે, તરત જ વ્યાકુળ થઈ પૃથ્વીઉપર પડી મસ્તક ધૂણાવવા લાગ્યો. પછી વળી ઉઠીને તેણે વાયુપુત્રને પ્રહાર કર્યો, ત્યારે તે જ વખતે ચકર ખાઇને તે પૃથ્વીઉપર પડી ગયા. ॥ ૪ ॥ તેમ જ ફરી નીલ તથા નલને પગ ઝાલી પૃથ્વીઉપર પછાડ્યા. એમ જ્યાં ત્યાં ચારે તરફ રણભૂમિમાં યોધાઓને ઝાલી ઝાલીને પછાડવા લાગ્યો. ત્યારે અત્યંત ભયથી ત્રાસ પામી કોઈ સન્મુખ ઉભા ન રહેતાં, સર્વે સૈન્ય નાસવા લાગ્યું.॥ ૫ ॥

दो० अंगदादि कपि मूर्च्छित, करि समेत सुग्रीव ॥
कांखदाबि कपिराज कहं, चला अमित बलसीव ॥ ७६ ॥

અર્થ.—વળી હે ભવાનિ! અંગદ આદિ સર્વે કપિઓને મુર્છાગત કર્યા, અને સુગ્રીવને

મૂર્છા આપી, પોતાની કાખમાં દાબી તેને ઉપાડી બળનો ભંડાર] એવો જે કુંભકર્ણ, તે ચાલવા લાગ્યો. ॥ ૭૬ ॥

चो० उमा करत रघुपति नरलीला । खेल गरुड जिमि अहिगण मीला ॥
भृकुटि भंग जिहि कालहि खाई । ताहि कि ऐसी सोह लराई ॥ १ ॥
जगपावनि कीरति बिस्तरहीं । गाइ गाइ नर भवनिधि तरहीं ॥
मूर्च्छा गइ मारुतसुत जागा । सुग्रीवहिं तब खोजन लागा ॥ २ ॥
कपिराजहुकर मूर्च्छा बीती । निबुकि गयउ तेहि मृतक प्रतीती ॥
कांटेसि दशन नाशिका काना । गर्जि अकाश चला तेहि जाना ॥ ३ ॥
गहेसि चरण धरिधरणि पछारा । अति लाघवपुनि उठितेहि मारा ॥
पुनि आयउ प्रभुपहं बलवाना । जयति जयति जय कृपानिधाना ॥ ४ ॥
नाक कान काटे तेहि जानी । फिरा क्रोध करि मानि गलानी ॥
सहजभीम पुनि बिनु श्रुतिनासा । देखत कपि दल उपजी त्रासा ॥ ५ ॥

**અર્થ.**—હે ઉમા! એવી રીતે શ્રીરામ જેમ વિહંગપતિ અનેક સર્પપાસે રમત કરે, તેમ મનુષ્યની પેઠે ચરિત્ર કરવા લાગ્યા. વળી જે રામના ભૃકુટિવિલાસથી કાળનો પણ નાશ થઈ જાય, તે રામ શું આવા દૈત્યોની સાથે લડાઈ કરવા યોગ્ય છે ? ॥ ૧ ॥ પણ આ ચરિત્રની જગતને પવિત્ર કરનાર કીર્તિ ચારે તરફ ફેલાઈ જશે, તેનું ગાન કરવાવાળા મનુષ્યો સંસારરૂપી સમુદ્રને તરી જશે. પછી હનુમાનજી મૂર્છા થકી જાગૃત થયા ત્યારે સુગ્રીવની ચારે તરફ શોધ કરવા લાગ્યા. ॥ ૨ ॥ એટલામાં સુગ્રીવ પણ કુંભકર્ણની બગલમાંથી મૂર્છા થકી મૃત્યુ તુલ્ય થઈ જતાં જાગૃત થયો. પછી દૈત્ય ઉપર કુદીને પોતાના દાંત થકી તેના નાક કાન કાપી ગર્જના કરી આકાશ તરફ નાસવા લાગ્યા. ॥૩॥ ત્યારે તે જોઈ કુંભકર્ણે સુગ્રીવના બે પગ ઝાલી પૃથ્વી ઉપર પછાડ્યો તથા વળી તેને ઉઠવા વખતે શીઘ્રતાથી માર મારીને મહા બલવાન્ કુંભકર્ણ જ્યાં શ્રીપ્રભુ બિરાજમાન છે ત્યાં આવી કહેવા લાગ્યો કે, હે કૃપાના ભંડાર શ્રીરામ! તમારો વારંવાર જય થાઓ, જય થાઓ. ॥ ૪ ॥ પણ એટલામાં પોતાનાં નાક કાન કપાઈ ગયાં છે એવી જ્યારે ખબર પડી, ત્યારે મનમાં ખેદયુક્ત થઈ ક્રોધ કરીને પાછો ખસવા લાગ્યો. એટલે વાનરનું સૈન્ય પણ તેનું નાક કાન વગરનું વિકાળ રૂપ જોઈ ત્રાસ પામવા લાગ્યું. ॥ ૫ ॥

दो० जय जय जय रघुवंश मणि, धाये कपि करिहूह ॥
एकहि बार जो तासुपर, डारे गिरि तरु जूह ॥ ७७ ॥

**અર્થ.**—તેથી હે રઘુવંશમાં મણિરૂપ! તમારો વારંવાર જય જય થાઓ, એમ કહીને હુહુકાર શબ્દ કરતા કપિઓ દોડતા, અનેક પર્વત તથા વૃક્ષો કુંભકર્ણ ઉપર નાંખવા લાગ્યા. ॥ ૭૭ ॥

चो० कुंभकर्ण रणरंग विरुद्धा । सन्मुख चला काल जनु क्रुद्धा ॥
कोटि कोटि कपि धरि धरि खाई । जिमि टिडी गिरि गुहा समाई ॥ १ ॥
कोटिन गहि शरीर सन मर्दा । कोटिन मींजि मिलायसि गर्दा ॥
मुख नाशिका श्रवणकी बाटा । निकसि पराहिं भालु कपि ठाटा ॥ २ ॥
रण मदमत्त निशाचर दर्पा । मानहुं विश्व ग्रसन कहं अर्पा ॥
मुरे सुभट रण फिरहिं नफेरे । सूझन नयन सुनहिं नहिं टेरे ॥ ३ ॥
कुंभकर्ण कपि सेन बिडारी । सुनि धाये रजनीचर झारी ॥
देखी राम विकल कटकाई । रिपु अनीक नाना विधिआई ॥ ४ ॥

**અર્થ.**—હે ગૌરી! ત્યારે રણભૂમિના રંગને વિરોધ કરવાવાળો કુંભકર્ણ ક્રોધવંત કાળની પેઠે સન્મુખ ચાલ્યો. તેથી જેમ તીડ પર્વતની ગુફામાં સમાઈ જાય, તેમ કરોડો કપિઓને પકડી પકડીને ખાઈ જાય છે ॥ ૧ ॥ તથા કરોડો વાનરને પોતાના શરીરસાથે મર્દન કરી નાંખી દેછે, તથા કરોડોને હાથથી મસળી ધૂળ સાથે મેળવી આપે છે. વળી ખાઈ ગયેલા વાનર તથા કપિઓ મદોન્મત્ત કુંભકર્ણનાં નાક, કાન તથા મુખમાંથી કુદી બહાર નીકળી જાય છે. ॥ ૨ ॥ આ વખતે રણસંગ્રામમાં એવો ભય ઉત્પન્ન થયો કે, જાણે સઘળા જગતનું હમણાં જ ભક્ષણ કરી જશે. આવો સમય જોઈ રણમાંથી યોધાઓ નાશી જવા લાગ્યા. તેઓ બોલાવવા છતાં પાછા ફરતા નથી, તેમ નેત્રથી જોતા નથી તથા કાનથી સાંભળતા પણ નથી. ॥ ૩ ॥ હવે એ પ્રમાણે કુંભકર્ણે કપિના સૈન્યનો નાશ કર્યો. તે સાંભળી અનેક દૈત્યો ત્યાં દોડીને આવ્યા. ત્યારે શ્રીરામે પોતાનું સૈન્ય વ્યાકુળ થયુંછે તથા નાનાપ્રકારના દૈત્યો આવ્યા છે એવું જાણીને, ॥ ૪ ॥

दो० सुनहु बिभीषण लषण सह, सकल संभारहु सैन ॥
मैं देखा खलबल दलहिं, बोले राजिवनैन ॥ ७८ ॥

**અર્થ.**—કમળ જેવા નેત્રવાળા શ્રીહરિ બોલ્યા કે, હે વિભીષણ! લક્ષ્મણજીસહિત તમે બધા સૈન્યનું રક્ષણ કરજો તથા હું આ દુષ્ટના સૈન્યનું બળ જોવા જાઉંછું. ॥ ૭૮ ॥

चो० कर सारंग विशिष कटि माथा । अरिदल दलन चले रघुनाथा ॥
प्रथम कीन्ह प्रभु धनुष टंकोरा । रिपु दल बधिर भयउ सुनि शोरा ॥ १ ॥
धनु संधानि छांडी शरलक्षा । काल सर्प जनु चले सपक्षा ॥
अतिबल चले निकर नाराचा । लगे कटन भट बिकट पिशाचा ॥ २ ॥
कटहिं चरण शिर उर भुज दंडा । बहुतक बीर होहिं शत खंडा ॥
घुर्मि घुर्मि घायल भट परहीं । उठहीं संभारि सुभट फिरि लरहीं ॥ ३ ॥
लागत बाण जलद जिमि गाजैं । बहुतक देखि कठिन शर भाजैं ॥
रुंड प्रचंड मुंड बिनु धावहिं । धरु धरु मारु मारु गोहरावहिं ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! શ્રીહરિ એ પ્રમાણે કહીને કટિઉપર ભાથો બાંધી, હાથમાં ધનુષ્ય બાણ લઇને શત્રુના સૈન્યને મારવાને માટે ચાલ્યા. પછી શ્રીપ્રભુએ પ્રથમ ધનુષ્યનો ટંકાર કર્યો. તે શબ્દ સાંભળી દૈત્યનું સૈન્ય બહેરું થઈ ગયું. ॥ ૧ ॥ પછી ધનુષ સંધાન કરીને કાળરૂપી સર્પને જેમ પાંખો આવે, તેમ લાખો બાણ છોડવા લાગ્યા. એમ અત્યંત બળથકી અનેક બાણ ચાલવા લાગ્યાં, તેથી મહાભયંકર રાક્ષસો પણ કપાઈ ગયા. ॥ ૨ ॥ કેટલાકના પગ, મસ્તક, ઉરુસ્થળ અને ભુજાઓ એમ અનેક શૂરવીરોના સેંકડો કટકા થઈ ગયા. વળી ઘાયલ થયેલા શૂરવીરો ગોથાં ખાઈ ખાઇને પડેછે તથા સંભાળીને ઉઠી પાછા યુદ્ધ કરેછે. ॥ ૩ ॥ ત્યારે જેમ બાણ લાગેછે, તેમ મેઘની પેઠે ગર્જના કરેછે ને કેટલાક શૂરવીરો કઠીણ બાણ જોઇ નાશી જાયછે અને મહાભયંકર શરીરવાળા મસ્તક વિનાના કબંધો દોડેછે તથા સૈન્યમાં ઝાલો, ઝાલો, મારો, મારો એવા શબ્દ બોલે છે. ॥ ૪ ॥

दो० क्षणमहं प्रभुके सायकन, काटे बिकट पिशाच ॥
पुनि रघुपतिके त्रोणमहं, प्रविशे सब नाराच ॥ ७९ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એમ એક ક્ષણમાં રામચંદ્રના બાણે અનેક રાક્ષસોને કાપી, ફરીથી સર્વે બાણોએ શ્રીપ્રભુના ભાથામાં આવી પાછો પ્રવેશ કર્યો. ॥ ૭૯ ॥

चो० कुंभकर्ण मन दीख बिचारी । क्षणमहं हते निशाचर झारी ॥
भयउ क्रोध दारुण बलबीरा । करि मृगनायक नाद गंभीरा ॥ १ ॥
कोपी महीधर लिये उपारी । डारेसि जहं मर्कट भट भारी ॥
आवत देखि शैल प्रभु भारे । शरन काटि रज सम करिडारे ॥ २ ॥
पुनि धनुतानि कोपि रघुनायक । छांडे अति कराल बहुसायक ॥
तनुमहं प्रविशि निसरि शर जाहीं । जिमि दामिनि घन माहंसमाहीं ॥ ३ ॥
शोणित श्रवत सोह तनुकारे । जिमि कज्जल गिरि गेरु पनारे ॥
विकल विलोकि भालु कपि धाये । बिहंसा जबहि निकट चलि आये ॥ ४ ॥

**અર્થ.**—પછી કુંભકર્ણે પોતાના મનમાં વિચારી જોયું તો ક્ષણમાત્રમાં દૈત્યોનો નાશ થયો તે જાણી, અત્યંત ક્રોધાતુર થઈ સિંહનીપેઠે મહાભયંકર નાદ કરી, ॥ ૧ ॥ પર્વતને હાથમાં લઈ, શૂરવીર કપિઓ ઉપર તે નાંખવા લાગ્યો. ત્યારે પ્રભુએ પર્વતને આવતો જોઈ એક બાણથી રજસમાન કટકા કરી નાંખ્યા. ॥ ૨ ॥ પછી શ્રીરઘુનાથજીએ ક્રોધ કરી ધનુષ્યને તાણી અનેક કઠીણ બાણ મૂકયાં. તે જેમ મેઘમાં વિજળી થઇને સમાઈ જાય, તેમ દુષ્ટના દેહમાં પ્રવેશ કરેછે. ॥ ૩ ॥ વળી જેમ કાજળના પર્વતમાંથી ગેરુની ધારા ચાલે, તેમ અસુરના દેહમાંથી રુધિર ચાલ્યું. પછી દૈત્યને વિકળ જોઈ વનચરો દોડીને તેની પાસે આવ્યા. તે જોઈ તે હસવા લાગ્યો. ॥ ૪ ॥

दो० गर्जत धायउ बेगि अति, कोटि कोटि गहि कीश ॥
महि पटकै गजराज इव, शपथ करै दशशीश ॥ ८० ॥

**અર્થ.**—પછી ગર્જના કરી બહુ વેગથી દોડી રાવણના સમ ખાઈ સિંહનીપેઠે વનચરોને ઝાલી ઝાલીને પૃથ્વીઉપર પછાડવા લાગ્યો. ॥ ૮૦ ॥

**चो०** भागे भालु कपिनके यूथा । वृक बिलोकि जिमि मेष बरुथा ॥
चले भालु कपि भागि भवानी । बिकल पुकारत आरत बानी ॥ १ ॥
यहि निशिचर दुकाल सम अहई । कपिकुल देश परन अब चहई ॥
कृपा बारिधर राम खरारी । पाहि पाहि प्रणतारतहारी ॥ २ ॥
करुणाबचन सुनत भगवाना । चले सुधारि शरासन बाना ॥
रामसेन निज पाछे घाली । चले सकोप महाबल शाली ॥ ३ ॥
खैंचि धनुष शत शर संधाने । छुटे तीर शरीर समाने ॥
लागत शर धावत रिसभरेउ । डोलत धरनि कुधर डगमगेउ ॥ ४ ॥
लीन्ह एक तेइं शैल उपाटी । रघुकल तिलक भुजा सोइ काटी ॥
धावा बाम बाहु गिरिधारी । प्रभुसो भुजा काटि महि डारी ॥ ५ ॥
काटे भुज सोहै खल कैसे । पक्षहीन मंदर गिरि जैसे ॥
उग्र बिलोकनि प्रभुहि बिलोका । मानहुं ग्रसन चहत त्रैलोका ॥ ६ ॥

**અર્થ.**—ત્યારે જેમ વરુ જનાવરને જોઈ બકરાં નાશી જાય, તેમ અનેક શૂરવીરો નાશી ગયા. હે ઉમા! એ રીતે વનચરો ભયવશ થઈ દોડતા જાય છે તથા દુઃખનાં વચનો કહેતા જાયછે. ॥ ૧ ॥ અરે! આ દુકાળરૂપી દૈત્ય વનચરરૂપી દેશ ઉપર પડવાની ઇચ્છા કરે છે, વાસ્તે હે ખર દૈત્યના શત્રુ પ્રભુ! આપના કૃપારૂપી વરસાદથી અમારું રક્ષણ કરો, રક્ષણ કરો. ॥૨॥ એ પ્રમાણે જ્યારે પ્રભુએ દીન વચન સાંભળ્યાં ત્યારે પોતાના સૈન્યને પાછળ રાખી બળના સમુદ્ર શ્રીપ્રભુ ક્રોધ કરીને આગળ ચાલી, ॥ ૩ ॥ ધનુષ્યની પ્રત્યંચા કાનપર્યંત ખેંચી ઉપર અનેક બાણ ચઢાવી મૂકયાં. તે કુંભકર્ણનાં શરીરમાં જ્યારે પ્રવેશ થયાં, ત્યારે ક્રોધાતુર થઇને તે દોડયો. તે વખતે પૃથ્વી તથા પર્વત ડોલવા લાગ્યાં. ॥ ૪ ॥ પછી જ્યારે દૈત્યે પોતાના જમણા હાથથી એક પર્વત ઉપાડયો, ત્યારે રઘુકુળમાં તિલકરૂપી શ્રીહરિએ એક હાથ બાણથી કાપી નાંખ્યો. વળી જ્યારે તેણે ડાબા હાથમાં પર્વત ઉપાડયો ત્યારે તે પણ પ્રભુએ કાપીને પૃથ્વી ઉપર નાંખી દીધો. ॥૫॥ ત્યારે પાંખવિના જેમ મંદર પર્વત દેખાય, તેમ એ ભુજાવિનાનો દૈત્ય જોવામાં આવ્યો. પછી જાણે ત્રણ લોકને ખાઈ જશે, તેમ વાંકી નજરથી પ્રભુતરફ તે જોવા લાગ્યો. ॥ ૬ ॥

**दो०** अति कठोर घननाद करि, धावा बदन पसार ॥
देखि दरैसुर असुरतब, हाहा करत पुकार ॥ ८१ ॥

**અર્થ.**—તે વખતે મહાભયંકર ગર્જના કરી મોઢું ઉઘાડી જ્યારે તે દોડયો, ત્યારે તેમને જોઈ દેવતા તથા દાનવો ભયવશ થઈ હાહાકાર શબ્દ કરવા લાગ્યા. ॥ ૮૧ ॥

चौ० सभय देव करुणानिधि जाने । श्रवण प्रयंत शरासन ताने ॥
बिशिखनिकर निशिचर मुख भरेऊ । तदपि महाबल भूमि न परेउ ॥ १ ॥
शरन भरा मुख सन्मुख धावा । काल त्रोण जनु तनु धरिआवा ॥
तब प्रभु कोपि तीव्रशर लीन्हा । धडते भिन्न तासु शिर कीन्हा ॥ २ ॥
सो शिर परा दशानन आगे । बिकलभयउ जिमि फणि मणि त्यागे ॥
धरणि धसे धड धाव प्रचंडा । तब प्रभु काटि कीन्ह युग खंडा ॥ ३ ॥
परेउ भूमि जिमि नभते भूधर । दिये दाबि कपि भालु निशाचर ॥
तासुतेज प्रभु बदन समाना । सुर मुनि सिद्ध अचंभा माना ॥ ४ ॥
नभ दुंदुभी बजावत हर्षहिं । जय जय कहि प्रसून सुर बर्षहिं ॥
करि बिंनती सुर सकल सिधाये । तब तेहि समय देवऋषि आये ॥ ५ ॥
गगनोपरि हरि गुणगण गाये । रुचिर बीर रस प्रभु मन भाये ॥
बेगि हतहु खल मुनि कहि गयउ । राम समर महं शोभित भयउ ॥ ६ ॥

**અર્થ.**—ત્યારે કરુણાના ભંડાર શ્રીરામ દેવતાઓને ભયયુક્ત જાણી, કાન સૂધી ધનુષ્યને ખેંચી અનેક બાણો મુકવા લાગ્યા, છતાં કુંભકર્ણ પડયો નહીં. ॥ ૧ ॥ પણ તીર ભરેલા મુખથી પ્રભુસન્મુખ તે દોડયો. આ સમયે તે જાણે કાળરૂપી સજીવન માથું શોભે તેમ શોભવા લાગ્યો. પછી પ્રભુએ ક્રોધ કરી તીક્ષ્ણ બાણ મારી અસુરના ધડઉપરથી મસ્તક ઉતારી રાવણ આગળ નાંખ્યું. ॥૨॥ તે જોઈ જેમ મણિરહિત સર્પ વ્યાકુળ થાય, તેમ તે વ્યાકુળ થયો. પછી મહાબળવાન્ ધડ પૃથ્વીઉપર દોડવા લાગ્યું. ત્યારપછી પ્રભુએ તેના બે કકટા કરી નાંખ્યા. ॥ ૩ ॥ જેમ ગગનમાંથી પર્વત પડે, તેમ તેનાં બે ધડ પડવાથી નીચે અનેક કપિ, રીંછ તથા રાક્ષસો દબાઈ ગયા. પછી દૈત્યનું તેજ શ્રીપ્રભુના મુખમાં સમાઈ ગયું. ॥ ૪ ॥ આ જોઈ દેવતાઓએ તથા મુનિઓએ આશ્ચર્ય તથા હર્ષ પામી દુન્દુભિ વગાડી, જય રામ, જય રામ શબ્દ બોલી પુષ્પની વૃષ્ટિ અને પ્રાર્થના કરી તથા ઇંદ્ર સાથે તેઓ સ્વર્ગમાં ગયા. તે જ વખતે ત્યાં નારદજી આવ્યા. ॥૫॥ પછી આકાશમાં પ્રભુના અનેક ગુણ ગાન કરી મનોહર વીરરસનાં ચરિત્ર કહેવા લાગ્યા કે, હે પ્રભુ! આ દુષ્ટ રાવણનો જલદી નાશ કરો. એમ કહી તેઓ ત્યાંથી પધાર્યા. પછી શ્રીપ્રભુ રણભૂમિમાં અત્યંત શોભવા લાગ્યા. ॥ ૬ ॥

हरिगीतछंद. संग्राम भूमि बिराज रघुपति अतुल बल शोभा घनी ॥
श्रमबिंदु मुख राजिवलोचन रुचिर तनु शोणित कनी ॥
भुज युगल फेरत कर शरासन भालु कपि चहुं दिशि बने ॥
कह दासतुलसी कहि न सक छबिशेष जेहि आनन घने ॥ ३ ॥

**અર્થ.**—પછી મહાબળવાન્ અવધપતિ શ્રીરામનું શરીર શ્રમનાં બિન્દુ તથા રુધિરના છાંટાથી શોભતું હતું. વળી સુંદર કમળ સદૃશ નેત્રવાળા અને રણભૂમિમાં ચોતરફ સૈન્યથી વિંટાયેલા, તેમજ હસ્તકમળથી ચાપ તથા બાણને ફેરવતા ઈશ્વરનું વર્ણન ગુસાંઈ કહે છે કે, હજાર વદનવાળો શેષજી પણ કહી શકે તેમ નથી. ॥ ૩ ॥

दो० निशिचर अधम मलायतन, ताहि दीन निजधाम ॥
गिरिजा ते नरमंदमति, जे न भजहिं श्रीराम ॥ ८१ ॥

અર્થ.—હવે મહા અધમ પાપનો ભંડાર કુંભકર્ણ, તેને પણ પોતાનું ધામ આપ્યું. માટે હે ગિરિજા! એવા શ્રીરામને જે ભજતો નથી, તે મનુષ્ય મંદબુદ્ધિવાળો જાણવો. ૮૨

चो० दिनके अंत फिरे दलदोउ । युधकरन रण रहा न कोउ ॥
बहु बिलाप दशकंधर करही । पुनि पुनि बंधु शीश उर धरही ॥ १ ॥
रोवहिं नारि हृदय हति पानी । तासु तेज बल बिपुल बखानी ॥
मेघनाद तेहि अवसर आवा । कहि बहु कथा पितहि समुझावा ॥ २ ॥
देखहु कालिह मोर मनुसाई । अबहिं बहुत का करहु बडाई ॥
इष्टदेव सन जो बर पायउं । सो अब तात न तुमहिं सुनायउं ॥ ३ ॥
इहिविधि जलपत भयो बिहाना । लगे भालु कपि चहुं दिशि नाना ॥
इतकपि भालु काल सम बीरा । उत रजनीचर अति रणधीरा ॥ ४ ॥
लरहिं सुभट दोउदल जयहेतू । बरणि न जाइ सुनहु खगकेतू ॥

અર્થ.—પછી જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે બેઉ તરફના મહા શૂરવીરો પાછા ફર્યા. તે વખતે યુદ્ધ કરવા સારુ રણક્ષેત્રમાં કોઈ પણ હતો નહીં. હવે રાવણ કુંભકર્ણના મસ્તકને વારંવાર છાતી સાથે લગાડી અત્યંત વિલાપ કરવા લાગ્યો. ॥ ૧ ॥ તેમ જ સ્ત્રીઓ પણ તેનાં તેજ તથા બળનું વખાણ કરી છાતી અને માથું ઘણું કૂટી રુદન કરવા લાગી. તે જ વખતે મેઘનાદ ત્યાં આવી અનેક વાતો કહી સમજાવવા લાગ્યો કે, ॥ ૨ ॥ હે પિતા! કાલે મારું પરાક્રમ તમે જોજો. હમણાં હું શું બડાઈ કરું? વળી ઈષ્ટદેવની પાસેથી હું જે વરદાન પામ્યો છું, તે તો હે પિતા! તમને મેં સંભળાવ્યું નથી. ॥૩॥ એવી એવી રીતે વાતો કરતાં પ્રાતઃકાળ થયો. ત્યારે લંકાને ચારે તરફ વનચરોએ ઘેરી લીધી. હવે અહીં કાળસરખા મહા શૂરવીરો કપિ અને રીંછ ઉભેલા છે, અને ત્યાં મહા રણમાં ધીરજવાન્ દૈત્યો છે. હે ખગેશ! એમ બેઉ સૈન્યમાં મહા યોદ્ધાઓ પોતપોતાના જયને વાસ્તે યુદ્ધ કરે છે, તે કંઈ વર્ણવ્યામાં આવે એમ નથી. ॥ ૪ ॥

दो० मेघनाद माया बिरचि, रथ चढि गयउ अकाश ॥
गर्जेउ प्रलय पयोद जिमि, भा कपिदल अतित्रास ॥ ८३ ॥

અર્થ.—પછી મેઘનાદ રથમાં બેસી આકાશમાં જઈ માયાને વિસ્તારી, પ્રલયકાળના મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો. તે સાંભળી પ્રભુનું સૈન્ય ત્રાસ પામવા લાગ્યું. ॥ ૮૩ ॥

चो० शक्ति शूल शर परिघ कृपाना । अस्त्र शस्त्र कुलिशायुध नाना ॥
डारे परशुप्रचंड पाषाना । लागा वृष्टि करत बळ बाना ॥ १ ॥
रहे दशहु दिशि शायक छाई । मानहु मघा मेघ झरि लाई ॥
धरु धरु मारु सुनहिं कपि काना । जो मारे तेहि कोउ न जाना ॥ २ ॥

गहि गिरि तरु अकाशकपिधावैं । देखहिं तेहिन दुखित फिरि आवैं ॥
अवघट घाट बाट गिरि कंदर । माया बल कीन्हेसि शरपंजर ॥ ३ ॥
जाहिं कहां भय व्याकुल बंदर । सुरपति बंदि परे जिमि मंदर ॥
मारुतसुत अंगद नल नीला । कीन्हेसि बिकल सकल बल शीला ॥ ४ ॥
पुनि लक्ष्मण सुग्रीव बिभीषण । शरन मारि कीन्हेसि जर्जर तन ॥
पुनि रघुपतिसन जूझन लागा । छांडत शर होइ लागहिं नागा ॥ ५ ॥
व्यालफांस बश भये खरारी । स्ववश अनंत एक अबिकारी ॥
नटइव चरित करत बिधि नाना । सदा स्वतंत्र राम भगवाना ॥ ६ ॥
रण शोभा हित आपु बंधावा । देखि दशा देवन भय पावा ॥

**અર્થ.**—તે વખતે મેઘનાદ ઉપરથી શક્તિ, ત્રિશૂલ, તરવાર, કૃપાણ, વજ્ર, પરશુ વગેરે અસ્ત્ર, શસ્ત્ર તથા પથ્થરોનો વરસાદ કરવા લાગ્યો. ॥૧॥ આથી જેમ મઘાનક્ષત્રમાં મેઘ વરસે, તેમ દશે દિશાઓમાં બાણ છવાઈ રહ્યાં. તેમ જ મારો મારો, ઝાલો ઝાલો, એવા શબ્દો કપિઓ કાને સાંભળેછે. પણ કોણ માર આપેછે, તેને તેઓ જાણી શકતા નથી. ॥ ૨ ॥ વળી કપિઓ હાથમાં પર્વતો તથા વૃક્ષો લઇ આકાશમાં દોડેછે, પણ તેને નહીં જોવાથી દુઃખી થઈ પાછા પૃથ્વી ઉપર આવેછે. તેમ જ દૈત્યોએ માયાના બળથી પર્વતની ગુંફાઓ, વિકટ ઘાટ તથા રસ્તાઓ બાણથી પિંજરાની પેઠે ઘેરી લીધા. ॥૩॥ જેમ પૂર્વે ઇંદ્રના વજ્રથી મંદરાચલ પર્વત વગેરે વશ થઇ અત્યંત વ્યાકુળ થયા હતા, તેમ દુઃખી થયેલા દિનચરોને નાશીજવાનો માર્ગ કયાંઈપણ જડયો નહીં. તેમજ મહાબળવાન્ વાયુપુત્ર અંગદ નલ નીલાદિ સર્વેને તેણે વ્યાકુળ કર્યા. ॥૪॥ વળી લક્ષ્મણજી, કપિરાજ સુગ્રીવ અને વિભીષણને અનેક બાણ મારી તેણે તેમનાં શરીર દુર્બળ કરી નાંખ્યાં. પછી જ્યારે શ્રીરામસાથે યુદ્ધ કરવા લાગ્યો, ત્યારે જે જે બાણ મારે છે, તે તે સર્પ થઇને પ્રભુને લાગે છે. ॥ ૫ ॥ તે વખતે ખર દૈત્યના શત્રુ, સ્વતંત્ર, અનંત તથા એક, નિરંતર, સ્વતંત્ર તથા જે વિકાર રહિત છે, તે નટની પેઠે કપટનાં ચરિત્ર કરવા લાગ્યા અને રણભૂમિને શોભા આપવા માટે નાગફાંસમાં બંધાયા. ગુસાંઈ તુલસીદાસ કહે છે કે, તે જોઈ ઇંદ્રાદિ દેવતાઓ સર્વે ભય પામવા લાગ્યા. ॥ ૬ ॥

दो० खगपति जाकर नाम जपि, नर काटहिं भव फांसा ॥
सो प्रभु आवकि बंधन तर, व्यापक बिश्व निवासा ॥ ८४ ॥

**અર્થ.**—હે ગરુડ! જેનું નામ જપવાથી મનુષ્ય સંસારના ફાંસાને કાપે છે, એવા વિશ્વરૂપ વ્યાપક પ્રભુ તે કંઈ કોઇના બંધનમાં આવે ! કદી આવે જ નહીં. ॥ ૮૪ ॥

चो० चरित रामके सगुण भवानी । तरकि न जाइं बुद्धि बल बानी ॥
असि बिचारि जो परम बिरागी । रामहिं भजहिं तर्क सब त्यागी ॥ १ ॥

ब्याकुल कटक कीन्ह घननादा । पुनिभा प्रकट कहत दुर्बादा ॥
जांबवंत कह खल रहु ठाढा । सुनिकै ताहि क्रोध अति बाढा ॥ २ ॥
बूढ जानि शठ छांडेउं तोहीं । लागेसि अधम प्रचारन मोहीं ॥
असकहि ताहि त्रिशूल चलावा । जांबवंत सो कर गहि धावा ॥ ३ ॥
मारेउ मेघनादकी छाती । परा धरणि घुर्मित सुरघाती ॥
पुनिरिसाइ गहि चरण फिरावा । महि पछारि निज बलहि देखावा ॥ ४ ॥
बरप्रबाद सो मरहि न मारा । तब पद गहि लंकापर डारा ॥
यहां देव ऋषि गरुड पठाये । राम समीप सपदि चलि आये ॥ ५ ॥

**અર્થ.**—હે પાર્વતી! શ્રીરામના સગુણ ચરિત્ર બુદ્ધિ, બળ, અને વાણીથી જાણવામાં આવતાં નથી. એમ વિચારી વિશેષે વૈરાગ્યવાન્ પુરુષ તો વિચારને મૂકી શ્રીહરિનું ભજન કરે છે. ॥ ૧ ॥ પછી ઇંદ્રજિત દુઃખયુક્ત વાનરના સૈન્યમાં પ્રત્યક્ષ આવી દુર્વચન કહેવા લાગ્યો. તે સાંભળી જાંબુવાન કહે છે કે, હે દુષ્ટ! ઉભો રહે. તે સાંભળી મેઘનાદને અત્યંત ક્રોધ ઉત્પન્ન થવાથી કહેવા લાગ્યો કે, ॥ ૨ ॥ હે શઠ! હું તને વૃદ્ધ જાણી જવા દઉંછું. તું મારા આગળ બકવાદ કરે છે, તેથી તું અધમ દેખાય છે. એમ કહીને જાંબુવાનને તે દૈત્યે ત્રિશૂળ માર્યું. ॥૩॥ તે જ ત્રિશૂળ હાથમાં લઈ જાંબુવાને દોડીને દૈત્યની છાતીમાં માર્યું કે, તરત જ દેવઘાતી મેઘનાદ ચકરી ખાઈ પૃથ્વી ઉપર પડચો. ત્યારે તેના બે પગ ઝાલી ચારે તરફ ફેરવી પૃથ્વી ઉપર પછાડી તેમણે પોતાનું બળ દેખાડચું. ॥ ૪ ॥ પછી વળી વિચાર કર્યો કે, આ દુષ્ટ વરદાન પામેલો છે, તેથી મારા હાથે મરનાર નથી. એમ જાણીને તેના બે પગ ઝાલી લંકામાં રાવણ આગળ નાંખી દીધો. પછી નારદજીએ મોકલેલો ગરુડજી તે જ વખતે શ્રીપ્રભુપાસે આવ્યો. ॥ ૫ ॥

दो० पन्नगारि खाये सकल, क्षणमहं ब्याल बरुथ ॥
भई बिगत माया तुरत, हर्षे बानर यूथ ॥ ८५ ॥
गहि गिरि पादप उपल बहु, धाये कीश रिसाइ ॥
चले तमीचर बिकल अति, गढपर चढे पराइ ॥ ८६ ॥

**અર્થ.**—જ્યારે અનેક માયામય સર્પોને ઝાલી ઝાલીને ગરુડજી ખાવા લાગ્યા, ત્યારે સર્પના ફાંસથી મૂકાયલા સર્વે વનચરો આનંદ પામી પોતાના હાથમાં પર્વતો, વૃક્ષો અને પથ્થરાઓ લઈ ક્રોધ કરી દોડીને મારવા લાગ્યા. તેથી રાક્ષસો અત્યંત વ્યાકુળ થઈ ગઢ ઉપર નાસી ગયા. ॥ ૮૫ ॥ ૮૬ ॥

चो० मेघनादकी मूर्च्छा जागी । पितहिं बिलोकि लाज अति लागी ॥
तुरत गयो गिरि कंदर पाहीं । सिधिकरनमख अस मनमाहीं ॥ १ ॥
तबहिं बिभीषण सोसुधिपाई । मोसन बात सुनहु रघुराई ॥
सो सठ यज्ञ करत अब जाई । खल मायावि देवदुखदाई ॥ २ ॥

यह प्रभु आजु सिध जो होई । नाथ वेगि रिपुमरहि न सोई ॥
सुनि रघुपति अतिशय सुखमाना । बोलिलेये अंगद हनुमाना ॥ ३ ॥
लक्ष्मण संग जाहुसब भाई । यज्ञ विध्वंस करहु तुम जाई ॥
तात वेगी रण मारेहु ओही । देखि सभय सुर बड दुख मोही ॥ ४ ॥
जांबवंत कपिराज बिभीषन । सेन समेत रहहु तीनों जन ॥
जब रघुवीर दीन्ह अनुशासन । कटि निषंगकर बाण शरासन ॥ ५॥
प्रभु प्रताप उर धरि रणधीरा । बोलेउ घन इव गिरा गंभीरा ॥
जो तेहि आजु बधे बिनु आवौं । तो रघुपति सेवक न कहावौं ॥ ६ ॥
जो शत शंकर करहिं सहाई । तबपि हतौं रघुवीर दुहाई ॥

**અર્થ.**—પછી મેઘનાદ જ્યારે મૂર્છામાંથી જાગ્યો, ત્યારે પિતાને જોઈ તે લજ્જાવશ થયો. તેથી એક સુંદર પર્વતની ગુફામાં આવી મનમાં ઠરાવ કર્યો કે, કોઈ મને જિતે જ નહીં એવો અજય યજ્ઞનો ॥ ૧ ॥ આરંભ કરું. આ વાત જાણી વિભીષણ પ્રભુને કહેવા લાગ્યા કે, હે નાથ! સાંભળો. આ દુષ્ટ ઇંદ્રજિત્ મહા માયાવી દેવતાઓને દુઃખ આપવા અપવિત્ર યજ્ઞ કરે છે. ॥ ૨ ॥ તે જો સિદ્ધ થશે તો હે પ્રભુ! એ શત્રુ જલદી જિતાશે નહીં. એવાં વિભીષણનાં વચન સાંભળી શ્રીરામ અત્યંત સુખ માની અંગદ આદિ બીજા કપિઓને કહેવા લાગ્યા કે, ॥ ૩ ॥ હે ભાઇઓ! તમે સર્વ લક્ષ્મણજી સંગાતે જઈ યજ્ઞનો નાશ કરો. હે લક્ષ્મણજી! તમે ઇંદ્રજિતને રણસંગ્રામમાં મારજો. કારણ દેવતાઓને ભય પામેલા જોઈ મને અત્યંત દુઃખ થાય છે. ॥૪॥ તથા જાંબુવાન, સુગ્રીવ અને વિભીષણ એ ત્રણે જણ સૈન્ય સંગાતે રહેજો. ॥ ૫ ॥ એવી રીતે પ્રભુએ જ્યારે આજ્ઞા આપી, ત્યારે કમર ઉપર ભાથો બાંધી હાથમાં ધનુષ બાણ લઇ, રણમાં ધીર-જવાન્ લક્ષ્મણજી શ્રીહરિના પ્રતાપને હૃદયમાં ધારણ કરી, મેઘની પેઠે ગંભીર વચન બોલ્યા કે, ॥ ૬ ॥ હે નાથ! જો હું આજ એ દુષ્ટને માર્યા વિના પાછો આવું, તો હું તમારો સેવક કહેવાઉં નહીં. વળી કદી તેને સો શંકર સહાયતા કરશે, તો પણ હું એને મારીશ. જો હું નહીં મારું તો મને શ્રીરઘુનાથજીના સમ છે. ॥ ૭ ॥

दो० बंदि राम पद कमल युग, चले तुरंत अनंत ॥
अंगद नील मयंद नल, संग सुभट हनुमंत ॥ ८७ ॥

**અર્થ.**—એમ કહી શ્રીરામચંદ્રજીના પદકંજને પગે લાગી, શેષજી તે જ વખતે અંગદ, નીલ, મયંદ, નલ તથા મહાવીરને સાથે લઇને ચાલ્યા. ॥ ૮૭ ॥

चो० शूच अरु श्रुवा दोउ कर लीन्हा । रुधिर मांसकी आहुती दीन्हा ॥
बडेभाग्य हम दरसन पावा । देखहु बक इव ध्यान लगावा ॥ १ ॥
तदपि न उठे धरा कच जाइ । लातन हति हति चलहि पराई ॥
लै त्रिशूल धावा कपि भागे । आवा राम अनुजके आगे ॥ २ ॥

आवत परम क्रोध करि मारा । घनइव गर्जित बारहिं बारा ॥
कोपि मरुतसुत अंगद धाये । हति त्रिशूल उर धरणि गिराये ॥ ३ ॥
प्रभु पर छांडेसि शूल प्रचंडा । शरहति कृत अनंत युगखंडा ॥
उठि बहोरि मारुत युवराजा । हतेउ कोपि तेहि घाव न बाजा ॥ ४ ॥
फिरे बीर रिपु मरै न मारा । पुनि धावा करि घोर चिकारा ॥
धावत देखि क्रोध जनुकाला । लक्ष्मण छांडे बिशिख कराला ॥ ५ ॥
आवत देखि वज्र सम बाना । तुरत भयो खल अंतर्ध्याना ॥
विविध वेषधरि करै लडाई । कबहुंक प्रकट कबहुं दुरिजाई ॥ ६ ॥
देखि अजय रिपु डरपे कीशा । परमक्रोध तब भये अहीशा ॥
लक्ष्मण मन अस मंत्र दृढावा । इहि पापि मैं बहुत खेलावा ॥ ७ ॥
सुमिरि कोशलाधीश प्रतापा । शर संधान कीन्ह निजचापा ॥
छांडत बाण चला शठ आगे । शीश भुजा दोउ काटन लागे ॥ ८ ॥
घन समान निपु गर्जिस भागे । मृत्यु समय कपट सब त्यागे ॥

**અર્થ.**—પછી મેઘનાદ બેઉ હસ્તમાં શુચ અને શ્રુવો લઈ તેમાં માંસ તથા રુધિર ભરી અગ્નિકુંડમાં આહુતિ આપે છે, તે જોઈ દિનચરો આપસમાં કહે છે કે, હે ભાઇઓ! આપણાં મોટાં ભાગ્ય કે, આ બકધ્યાની ઋષિનાં દર્શન થયાં. તે સાંભળવા છતાં મેઘનાદ ઉઠયો નહીં. ॥૧॥ ત્યારે તેના કેશ પકડી પીઠઉપર લાતોના પ્રહાર કરી કરીને નાશી જવા લાગ્યા. તે જોઈ ઘનનાદ હાથમાં ત્રિશૂળ લઇને જ્યારે દોડયો, ત્યારે વાનર નાશી ગયા અને મેઘનાદે રામાનુજ પાસે આવી, ॥ ૨ ॥ વારંવાર ભયંકર શબ્દ કરી ક્રોધયુક્ત થઈ ત્રિશૂળ માર્યું. તે જોઈ વાયુપુત્ર તથા અંગદ ક્રોધ કરી દોડ્યા ત્યારે મેઘનાદે ત્રિશૂળ છાતીમાં મારી તેને પૃથ્વીપર પાડી નાંખ્યા. ॥ ૩ ॥ પછી મહા તીક્ષ્ણ ત્રિશૂળ લક્ષ્મણજી ઉપર મૂક્યું, એટલે તેને આવતું જોઈ લક્ષ્મણે બાણ મારી બે કટકા કરી નાંખ્યા. પછી હનુમાન તથા અંગદ ઉઠી ક્રોધ કરીને ઈંદ્રજિતને મારવા લાગ્યા. પણ તેને દેવીના પ્રતાપથી ઘાવ લાગતા જ નથી. ॥ ૪ ॥ હવે શત્રુને મારે છે, છતાં પણ તે મરતો નથી, ત્યારે શૂરવીરો પાછા ફર્યા. તે વખતે મેઘનાદ ઘોર ગર્જના કરી દોડયો. તે જાણે ક્રોધ કરી કાળ આવતો હોય, તેમ જોઈ લક્ષ્મણજીએ કઠીણ બાણ તેના તરફ મૂકયું. ॥૫॥ ત્યારે વજ્રસમાન બાણ આવતાં જોઈ દુષ્ટ મેઘનાદ અંતર્ધ્યાન થઈ અનેક રૂપ લઈ કોઈ વખતે જોવામાંઆવે છે, અને કોઈ વખતે દીઠામાં આવતો નથી. ॥૬॥ એ રીતે તે યુદ્ધ કરવા લાગ્યો. હે ઉમા! જ્યારે અજયરૂપ ઈંદ્રજિતને જોઈ કીશ ભય પામ્યા ત્યારે અનંતજી અત્યંત ક્રોધ કરી બોલ્યા કે અરે આ દુષ્ટને મેં ઘણી રમત રમાડી. ॥ ૭ ॥ એમ વિચારી શ્રીહરિના પ્રતાપનું સ્મરણ કરી, અત્યંત ચતુર શેષજીએ ક્રોધથી ધનુષ ઉપર બાણ સંધાન કરી મૂકયું. તે ઈંદ્રજિત આગળ આવી મસ્તક અને ભુજા કાપવા લાગ્યું. પછી મરવા વખતે સુંદર ભાગ્યશાળી મેઘનાદે ઘનનાદ કરી કપટ મુકી દીધું ॥ ૮ ॥

दो० रामानुज कहि राम कहि, अस कहि छांडेसि प्रान ॥
धन्य शक्रजितजननि तव, कह अंगद हनुमान ॥ ८८ ॥

**અર્થ.**—વળી હે રામ! હે લક્ષ્મણ! એમ કહીને મેઘનાદે જ્યારે પ્રાણનો ત્યાગ કર્યો ત્યારે તે સાંભળી અંગદ તથા હનૂમાનજી કહેછે કે, હે ઇંદ્રજિત! તારી જનેતાને વારંવાર ધન્ય છે. ॥ ૮૮ ॥

चो० तासु मरण सुनि सुर गंधर्वा । चढि विमान आये नभ सर्वा ॥
वरषि सुमन दुंदुभी बजावहिं । श्रीरघुबीर विमल यश गावहिं ॥ १ ॥
जय अनंत जय जगदाधारा । तुम प्रभु सर्व देव निस्तारा ॥
अस्तुति करि सुर सकल सिधाये । लक्ष्मण कृपासिंधु पहं आये ॥ २ ॥
सुत वध सुना दशानन जबहीं । मूर्च्छित भयउ पडयो महि तबहीं ॥
मंदोदरी रुदन करि भारी । उरताडत बहु भांति पुकारी ॥ ३ ॥
नगरलोक सब व्याकुल शोचा । सकल कहहिं दशकंधर पोचा ॥

**અર્થ.**—પછી મેઘનાદનું મરણ સાંભળી દેવતાઓ, મુનિ તથા ગંધર્વો સર્વે વિમાનમાં બેસીને આવ્યા ॥ ૧ ॥ અને પુષ્પની વૃષ્ટિ કરી દુદંભિ વગાડી, શ્રીહરિના નિર્મલ યશનું ગાન કરવા લાગ્યા ને કહેવા લાગ્યા કે, તમે દેવતાઓનું રક્ષણ કર્યું. વાસ્તે હે જગદાધાર અનંતજી! તમારો વારંવાર જય થાઓ. ॥ ૨ ॥ એવી સ્તુતિ કરીને પોતાને સ્થાનકે ગયા. ત્યારે લક્ષ્મણજી કૃપાના સમુદ્ર શ્રીપ્રભુપાસે આવ્યા. પછી દશાનને જ્યારે પુત્રનું મરણ સાંભળ્યું, ત્યારે મૂર્છા પામી પૃથ્વી ઉપર પડ્યો. ॥ ૩ ॥ તેમ જ મંદોદરી છાતી અને માથું કુટીને અત્યંત પોકારથી રુદન કરવા લાગી. વળી શોકમાં મગ્ન થયેલા સર્વે લોકો કહેછે કે, રાવણ જેવો નીચ કોઈ નથી. ॥ ૪ ॥

दो० तब दशकंठ विविध विधि, समुझाई सब नारि ॥
नश्वर रूप प्रपंच सब, देखहु हृदय विचारी ॥ ८९ ॥

**અર્થ.**—પછી દશાનન અનેક પ્રકારે મંદોદરી આદિ સ્ત્રીઓને સમજાવી કહેવા લાગ્યો કે, હે સ્ત્રિયો! આ સઘળું જગત્ નાશવંત છે, એ ખરેખર હૃદયમાં વિચારીને જૂવો.॥૮૯॥

चो० तिनहि ज्ञान उपदेशत रावन । आपहि मंद कथा अति पावन ॥
पर उपदेश कुशल बहुतेरे । जे आचरहिं ते नर न घनेरे ॥ १ ॥
प्रभुहि बिलोकि शीश पद नाये । उठि प्रभु अनुज हर्षि उर लाये ॥
कृपादृष्टि करि अनुजहि हेरा । बिगतभयो श्रम जब कर फेरा ॥ २ ॥
बाणबेधि तनु देखियत कैसे । कनकत्रोण शर पूरितजैसे ॥
मुखप्रसन्नता देखि छके सब । रिपुबध कहा बिभीषणहू तब ॥ ३ ॥

**धरेउशीश आनि प्रभु आगे । बानर भालु बिलोकन लागे ॥**
**प्रभु कौतुकी निरखि सोइ शीशा । राखन कहेउ कोशलाधीशा ॥ ४ ॥**

**અર્થ.**—હે પાર્વતી! બીજાને ઉપદેશ આપવામાં મનુષ્ય ઘણા કુશળ રહેછે, પણ પોતે તેમ કરવાવાળાં પ્રાણી જગતમાં થોડાં જ હશે, અને રાવણ પોતે મંદબુદ્ધિવાળો છતાં અત્યંત પવિત્ર જ્ઞાનની કથાથી ઉપદેશ કરે છે. ॥ ૧ ॥ હવે લક્ષ્મણજીએ શ્રીપ્રભુના ચરણમાં મસ્તક નમાવ્યું. ત્યારે હર્ષવડે આસન ઉપરથી ઉઠી ભાઇને છાતી સાથે લગાડી, અને કૃપાદૃષ્ટિથી લક્ષ્મણજીને જોઈ ઉપર હાથ ફેરવ્યો, એટલે રણસંગ્રામનો શ્રમ નાશ થઈ ગયો. ॥ ૨ ॥ વળી ઇંદ્રજિતના બાણથી વિંધાયલું લક્ષ્મણજીનું શરીર જાણે સોનાના ભાથામાં બાણ ભર્યાં હોય નહીં, તેમ દીઠામાં આવ્યું. પછી લક્ષ્મણજીનું મુખ પ્રસન્ન જોઈ જોઈ તે હર્ષ પામે છે. ત્યારે વિભીષણ કહેછે કે, હે પ્રભુ! મેઘનાદને લક્ષ્મજીએ મારી યમરાજાનો પરોણો કર્યો. ॥ ૩ ॥ તે જ વખતે તેનું મસ્તક લાવીને ભગવાન્ આગળ મૂકયું. તેને વાનર અને રીંછ જોવા લાગ્યા. પછી શ્રીપ્રભુ પણ તેને આશ્ચર્યથી જોઈ બોલ્યા કે, હે ભાઇઓ! આ મસ્તક સંભાળીને રાખો. ॥ ૪ ॥

**दो० प्रभु आयसु सुनि कीशपति, राखेउ यतन कराई ॥**
**कटक सहित रघुबंशमणि, शोभित अति दोउभाई ॥ ९० ॥**

**અર્થ.**—ત્યારે પ્રભુની આજ્ઞાથી સુગ્રીવે તેને યત્ન કરીને રાખ્યું. આ વખતે રઘુવંશમાં મણિરૂપ બેઉ ભાઈઓ સૈન્ય સંગાતે અત્યંત શોભવા લાગ્યા. ॥ ૯૦ ॥

**चो० कृपादृष्टि सब कटक निहारे । भये श्रम रहित राम बैठारे ॥**
**सुनहु उमा इहीबिधि रिपुमारे । रीछ कीश सब भये सुखारे ॥ १ ॥**
**अब सुनहु भुजा तेहि केरी । खग जिमि गई लंक शर प्रेरी ॥**
**मेघनाद आंगनमें परी । बाण बेधि शोणित सनभरी ॥ २ ॥**
**राजति तहां सुनयना कैसी । रतिते रुचिर रूप गुण जैसी ॥**
**नागसुता दशकंध पतोहू । बासव रिपु तिय छबिमय जोहू ॥ ३ ॥**
**हेमसिंहासन सोहति बाला । सेवत विद्याधरी त्रयकाला ॥**
**पूजहिं बिबिध बिनय करताही । सुखप्रमोद को सकत सराही ॥ ४ ॥**
**तहं पति भुजा परी इहिभांती । मनहुं गई सुखतरु की घाती ॥**

**અર્થ.**—પછી શ્રીપ્રભુએ લશ્કરને કૃપાદૃષ્ટિથી જોઈ વળી શ્રમરહિત કરીને બેસાડ્યા. હે ઉમા! એ પ્રમાણે અરિઓને મારી રીંછ તથા વાનરને સુખ આપ્યું. ॥ ૧ ॥ હવે ઇંદ્રજિતની ભુજાની હકીકત કહુંછું, તે તું સાંભળ. તે બાણથી વિંધેલી, રુધિરથી ભરેલી, લંકામધ્યે મેઘનાદના આંગણાંમાં પક્ષીનીપેઠે આવીને પડી. ॥ ૨ ॥ ત્યાં શેષજીની પુત્રી અને ઇંદ્રજિતની સ્ત્રી રતિ કરતાં પણ અધિક સ્વરૂપવાળી, ॥ ૩ ॥ વળી કીશોર વયની તથા સુવર્ણના સિંહાસન ઉપર બેઠેલી અને વિદ્યાધરીઓએ સેવેલી એવી

જે સુલોચના, તેના સુખનું વર્ણન કોણ વર્ણવી શકે ? ॥૪॥ હવે તે ઠેકાણે જેમ પવન લાગવાથી ફળયુક્ત અને પાંદડાં સહિત વૃક્ષની ડાળી પડે, તેની પેઠે ભુજા આવીને પડી.॥૫॥

**दो० तबनिज दासिन देखि तहं, शोणित श्रव भुजदंड ॥**
**भयउ समर आश्चर्यमय, मनहुं अखंडन खंड ॥ ९१ ॥**

**અર્થ.**—ત્યારે સુલોચનાની દાસી રુધિરથી વહેતો તે ભુજદંડ જોઇ આશ્ચર્ય પામી કે, મેઘનાદ રણસંગ્રામમાં કોઈથી પણ મરે નહીં ને આ મરણ કેમ થયું ! ॥ ૯૧ ॥

**चो० सुनकर सकल सखी मुख बैना । तजि सिंहासन उठी सुनैना ॥**
**नारि स्वभाव धुकधुकी धरकी । शूचक अशुभ दाहिन भुज फरकी ॥ १ ॥**
**होत महारण रावण रामहिं । बीर धुरीण मोर पिय तामहिं ॥**
**सकल सुरासुर सकहिं न जूझी । विधिबामता परत नहिं जूझी ॥ २ ॥**
**इतना कहत गई चलि आपू । पतिभुज लखि करि कोटि कलापू ॥**
**कंकन मणिगण भूषण सोई । महाबिटप सम आन न होई ॥ ३ ॥**
**देखत मनहिं न आवत तेही । तासु प्रभाव सुना पहिलेही ॥**
**नींद नारि भोजन परिहरही । बारह वर्ष तासु कर मरही ॥ ४ ॥**

**અર્થ.**—એમ સુલોચના સખીના મુખની સર્વે હકીકત સાંભળી તરત સિંહાસન પરથી ઉઠીને ઉભી થઈ, એટલે સ્ત્રીના જાતિસ્વભાવથી છાતીમાં કંપ થયો, અને તે જ વખતે અશુભ કરનારી જમણી ભુજા જ્યારે ફરકવા લાગી, ॥૧॥ ત્યારે વિચાર કરવા લાગી કે, રે મન! રણભૂમિમાં શ્રીરામ તથા રાવણનું યુદ્ધ થાય છે. તેમાં પણ મારો પતિ સર્વે શૂરવીરોમાં મુખ્ય છે, વળી જેમની સંઘાતે સર્વે દેવતા અને દૈત્યો યુદ્ધ કરી શકે નહીં, પણ હે બ્રહ્મદેવ! આપની ગતિ કોઇને સમજવામાં આવતી નથી. ॥ ૨ ॥ એમ કહેતાં જ ત્યાં પોતે આવી ભુજાને જોઈ કોટિ રીતે વિલાપ કરવા લાગી કે, અરે! આ સોવણના મણિ રત્નજડિત વેઢ, વીંટી, કડાં, પોંચી, બાજુબંધ વગેરે આભૂષણથી મોટા વૃક્ષની પેઠે શોભીતી ભુજા છે, માટે બીજો પદાર્થ કોઈ નથી. ॥ ૩ ॥ એમ જોતાં પણ મનમાં નિશ્ચય થયો નહીં. કારણ જે બાર વર્ષ નારી, નિદ્રા તથા ભોજનનો ત્યાગ કરે, તેના હાથથી મારો સ્વામી મરણ પામે, એવું વિધાતાનું વરદાન છે. ॥ ૪ ॥

**दो० करि बिचार मन टेकदै, मैं पतिदेवत नारि ।**
**भुजलिखि मेटहु दुचितही, सुनकर दीन पसारि ॥ ९२ ॥**

**અર્થ.**—પછી વિચાર કરી પોતાના મનને ધીરજ આપી, કહે છે કે, "જો હું પતિવ્રતા સ્ત્રી હોઉં તો, મારા મનનું અવિશ્વાસપણું આ ભુજા લખી દેખાડે." તો જ મટી જાય. એવું સાંભળતાં જ વાંકો હાથ લાંબો થયો. ॥ ૯૨ ॥

**चो० लखि रुख तासु सखि उठिधाई । तुरतहि खोज खरी लै आई ॥**
**दीनहाथ मणिमय अंगनाई । लिखत लषण कीरति रुचिराई ॥ १ ॥**

नींद नारि भोजन शत कोटी । तजत तासु महिमा अति छोटी ॥
अक्षय अखंड अलख अविनाशी । अतुल अमित घट घट के बासी ॥ २ ॥
प्रगटहिं पालहिं पुनि संहरई । त्रिगुण रूप त्रय मूरति धरई ॥
जो कालहु कर काल भयंकर । वर्णत शेष शारदा शंकर ॥ ३ ॥
लीला तनु सुरसेवक हेतू । जासु नाम भवसागरसेतू ॥
मुनिमन पुंडरीक जाके घर । बचन बिबेक बिचार बुद्धिपर ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે સુલોચનાની ઇચ્છા જોઇને દાસી તેજ વખતે દોડીને મંદિરમાંથી ખડી ( ચાક ) લઈ આવીને મણિભૂષિત હાથમાં આપી ત્યારે તે આંગણામાં લક્ષ્મણજીની કીર્તિ લખે છે કે, ॥૧॥ હે શેષપુત્રી! જો કોઈ સો કરોડ વર્ષપર્યંત સ્ત્રી, નિદ્રા અને આહાર તજી દે, તો પણ તેના મહિમા લક્ષ્મણજી આગળ થોડો જ છે. વળી એ અખંડ, અક્ષય, અલખ અને અવિનાશી છે. તેમ જ જેમના યશનું વર્ણન થઈ શકે નહીં એવા સર્વ વ્યાપક તેઓ છે. વળી વિધાતા, વિષ્ણુ તથા રુદ્ર એમ ત્રિગુણાત્મકરૂપે જગતને ઉત્પન્ન, પાલન અને નાશ તેઓ કરે છે તથા ભયંકર કાળના પણ કાળ તેઓ છે. તેમનો યશ શેષ, શારદા અને શિવજી વર્ણન કરે છે. ॥ ૨ ॥ ૩ ॥ તેણે દેવતાઓ તથા ભક્તજનોને વાસ્તે નરદેહ ધારણ કર્યો છે. તેનું નામ સંસારરૂપી સમુદ્ર ઉપર સેતુરૂપ છે. તેમ જ મુનિના હૃદયરૂપી કમળમાં તેનો વાસ છે. વળી વાણી, વિવેક, વિચાર અને બુદ્ધિથી તેઓ ન્યારાછે. ॥ ૪ ॥

दो० कोटि कल्प वर्णत निगम, अगम जासु गुणगाथ ॥
तम शरीर जड जीव बिनु, किमि बर्णत लिखिहाथ ॥ ९३ ॥

**અથ.**—હે સુલોચના! તેમના ગુણનું વર્ણન કરોડો કલ્પપર્યંત વેદ કરે છે, તો પણ અન્ત આવતો નથી. ત્યારે આ તો દૈત્યયોનિ, તેમાં પણ વળી જીવવિના જડ હાથ લખીને તેનું કેમ વર્ણન કરી શકે? ॥ ૯૩ ॥

चो० प्रभशिर गयो दरश रघुराई । तब प्रतीत लगि भुजा पठाई ॥
तजहु शाशु शशुर गृह गाजु । मोहि बिनु प्रिया तोर नहि काजु ॥ १ ॥
जहं लक्ष्मण जहं जानकि नाथा । आवौ वेगि चलहु मम साथा ॥
इहि बिधि लिखत सकल भुज बाता । परी भूमि तलव अति बिकलाता ॥२॥
बांचि सकल भुज लिखित यथारथ । लक्ष्मण राम नाम परमारथ ॥
नारि स्वभाव तदपि बहुभांती । बिलखत सकल सखिनकर पांती ॥ ३ ॥
गुणगण साहस शील नाहको । कहि रोवत बल बिपुल बाहको ॥
जेहि भुज बल सुरनाथ बिगोवा । सो प्रभु आजु समरमहि सोवा ॥ ४ ॥
मणिगण भूषण बसन बिसारत । महिलोटत करतल शिरमारत ॥
मगन बिपति निज तनु सुधि नाहीं । दारूणबिपति कहिय केहिपाहीं ॥ ५ ॥

**छिनक प्रबोध सखीं कोउ करहीं । बहुरि शोक दावानल जरहीं ॥**
**क्षण क्षण उठत परत धरणीतल । पुनि पुनि सब सराह पतिको बल ॥ ६ ॥**

**અર્થ.**—વળી મારું મસ્તક તો શ્રીરામચંદ્રજીનાં દર્શન કરવા ગયું છે, અને તને નિશ્ચય થવા વાસ્તે મારી ભુજા મોકલી છે. માટે સાસુ, સાસરો, ઘર અને રાજ્ય મૂકી, મારી પાસે જ્યાં શ્રીજાનકીપતિ તથા લક્ષ્મણજી છે, ત્યાં જલદી આવ. કારણ કે, હે પ્રિયા! મારાવિના હવે તમારે અત્રે શું કામ છે? એ પ્રમાણે જ્યારે ભુજાએ સઘળી હકીકત લખી બતાવી, ત્યારે નાગદુહિતા વ્યાકુળ થઈ પૃથ્વી ઉપર પડી. ॥ ૧ ॥ ૨ ॥ હવે વિશેષે અર્થરૂપ શ્રીરામ તથા લક્ષ્મણજીના નામનો મહિમા, જે મૃતક ભુજાએ લખ્યો તે વાંચ્યું. છતાં પણ સ્ત્રીસ્વભાવથી સખીઓ સંઘાતે તે અત્યંત વિલાપ કરવા લાગી. ॥ ૩ ॥ અરરર! જે બાહુબળથી ઇંદ્રને જિત્યા, તે જ મારા પ્રાણપતિ આ વખતે રણભૂમિમાં અનાથની પેઠે પડેલા છે. એ રીતે સ્વામીના ગુણ, પરાક્રમ, શીલ તથા ભુજબળને વખાણી ઘણી રીતે કલ્પાંત કરે છે. ॥ ૪ ॥ વળી અમુલ્ય મણિના આભૂષણ તથા વસનનું ભાન ભૂલીને પૃથ્વી ઉપર લોટીને હાથની હથેલીથી છાતી તથા મસ્તક કૂટે છે. એ રીતે શોકમાં મગ્ન થયેલી શરીરની શુદ્ધવિનાની વિયોગાગ્નિમાં બળેલી અને સાહેલીઓએ બોધ આપેલી છતાં પણ વારંવાર પૃથ્વી ઉપર પડે છે તથા પાછા ઉઠી બેસીને પ્રાણનાથના બળની પ્રશંસા કરે છે. ॥ ૫ ॥

**दो० तिनमें सखी सयानि एक, कहि समुझावति बैन ॥**
**शोक छांडि पतिदेवता, सुमति करौ चित्त चैन ॥ ९४ ॥**

**અર્થ.**—ત્યારે તેમાં એક ચતુર સખી પટરાણિને સમજાવી વચન કહે છે કે, હે પતિના ધર્મને પાળનારી સુમતિવાળી સુલોચના! શોકનો ત્યાગ કરી ચિત્તમાં ચેન રાખી હવે સત્યલોકનું સાધન કર. ॥ ૯૪ ॥

**सो० सुनकर सहसानन तनु जाता । सत्य कहत तुम सखी सुमाता ॥**
**विधि निर्मित दुख मोकहं लाहू । सुख परिपूर्ण भुवन सब काहू ॥ १ ॥**
**विजय रामलक्ष्मण कहं आवा । सुयश सकल मर्कट कुल पावा ॥**
**कुल कलंक बड लहेउ बिभीषण । कुलकुठार अस सुनेउ न दिखन ॥ २ ॥**
**छूटि बंदि अब सुरगण केरी । निज निज पुरन दुहाई फेरी ॥**
**मुनि पुलस्त्यकर भा कुलनाशा । अब रवि शशि सुख करहिं प्रकाशा ॥ ३ ॥**
**तेजवंत पावक परिहरि दुख । बहत समीर आजु अपने सुख ॥**
**मेघ बर्सहि निर्मल जल आजू । सुबश बसहिं सुरनायक राजू ॥ ४ ॥**

**અર્થ.**—એવાં વચન સાંભળી શેષજીની પુત્રી કહેવા લાગી કે, હે સખી! તું માતાની પેઠે સત્ય કહે છે. કેમકે મને ચૌદ બ્રહ્માંડનું સુખ પરિપૂર્ણ હતું. પણ દૈવે નિર્માણ કરેલું દુઃખ હવે પ્રાપ્ત થયું. ॥ ૧ ॥ હે બેન! આજે રામલક્ષ્મણનો વિજય થયો

અને વાનરના કુળને સારો યશ મળ્યો. તેમ જ અમારા કુળમાં મોટો કલંકરૂપ મારો સસરો વિભીષણ થયો. જેમ કુટંબરૂપી વૃક્ષ માથે કુહાડા હોય તેમ એવો કોઈ સાંભળ્યો કે દીઠો પણ મેં નથી. ॥૨॥ આજ દહાડાથી પુલસ્ત્યમુનિના કુળનો નાશ થયો. હવેથી ઇંદ્રાદિ દેવતાઓ બંધીખાનામાંથી છૂટા થઈ, પોતપોતાની પુરીમાં જઈ દુવાઈ ફેરવશે, આજે સૂર્ય તથા ચન્દ્ર પણ સુખથી પ્રકાશશે. ॥ ૩ ॥ અગ્નિ દુઃખને મૂકી પોતાના તેજને પામશે અને વાયુ પોતાની ઈચ્છાથી આજે ગતિ કરશે અને મેઘ પણ નિર્મળ જળ વરસાવશે તથા ઇંદ્ર પણ સુખથી સ્વર્ગનું રાજ્ય કરશે. ॥ ૪ ॥

**दो० यम कुबेर दिगपाल सब, प्रमुदित सुर नर नाग ॥**
**खाइ अघाय बिहाय दुख, पाय सु यज्ञ बिभाग ॥ ८५ ॥**

**અર્થ.**—હે સખી! આજે યમ, કુબેર, દિગ્પાલ, દેવતા, સર્પ, મનુષ્ય એ સર્વે પોતાના દુઃખરહિત થઈ યજ્ઞનો ભાગ પામી ભૂખની શાંતિ કરી સુખ પામશે. ॥ ૯૫ ॥

**चो० इतना कह मंदिर महं आई । देखत मणिगण धन बहुताई ॥**
**सुरपति भुवन सुपटतर नाहीं । जहं रिधि सिधि तनु धरे कमाहीं ॥ १ ॥**
**देखत बिभव न मन अनुरागा । पतिपद प्रेम निपुण अतिलागा ॥**
**देत दान मणि भूषण चीरा । धेनु बसन मणि हाटक हीरा ॥ २ ॥**
**मणिमय शिबिका रुचिर सुहाई । भुज चढाइ पहिराइ बनाई ॥**
**आपन चढत भई पुनि आई । सुर दुर्लभ सुख सदन बिहाई ॥ ३ ॥**
**बीतराग जिमि तजत विषयगन । तेहि तस भांति दियो पति पदमन ॥**
**शुक सारिका सुनयना जी आए । कनक पिंजरन राखि पढाये ॥ ४ ॥**
**ब्याकुल कह कहं जात सुनयना । सुन धीरज परिहरत सुबयना ॥**
**भये बिकल खग मृग इहिभांती । अपर दशा कैसे कहि जाती ॥ ५ ॥**
**प्रजा लोग गृह तजि संगलागे । प्रेम उमंगि लोचन जल पागे ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ! એટલું કહી સુલોચના મંદિરમાં જ્યારે આવી ત્યારે અનેક મણિઓ અને ઘણું દ્રવ્ય જોયું. વળી ઇંદ્રનાં મંદિરથી અધિક જેમાં રિદ્ધિસિદ્ધિઓ દાસીની પેઠે કામ કરે છે, ॥ ૧ ॥ એવો વૈભવ જોયો; પણ જેની પતિપદમાં પૂર્ણ પ્રીતિ છે, તેથી તેનું તેમાં મન લાગ્યું નહીં. પછી મણિ, માણિક, સોનું, આભૂષણ, વસન, ગાયો વગેરે દાન આપી, ॥ ૨ ॥ શ્રોવણની મણિમય સુંદર શિબિકામાં ભૂષણયુક્ત ભુજાને ચઢાવી, દેવદુર્લભ ઘરના સુખને વૈરાગીની પેઠે મૂકી પતિનાં પદમાં મન રાખી પાલખી ઉપર બેસી ચાલતી થઈ. તે વખતે સોનાના પિંજરામાં પ્રીતિથી પાળીને પઢાવેલાં મેના તથા પોપટ આપસમાં દુઃખયુક્ત વચન કહે છે કે, હે પ્યારી! આ વખતે વૈરાગિણીની પેઠે પતિવિનાની સુલોચના સુખાસનમાં બેસી ક્યાં જાય છે? એવાં કરુણામય પક્ષીઓનાં વચન સાંભળી ધીરજવાન્ પ્રાણીઓની ધીરજ છૂટી જાય. હે ગિરિજા! એવી રીતે મૃગલાં અને પક્ષીઓ દુઃખી થયાં, ત્યારે બીજાઓની "દશા" કેવી રીતે કહી

શકાય? ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥ પછી લંકાની પ્રજા પોતાના ઘરને મૂકી અત્યંત પ્રેમથી નેત્રોમાં જળ ભરીને તેની સાથે ચાલતી થઈ.

**दो०** बाजन लगे निशान बहु, ढोल दुंदुभी भेरि ॥
पुरजन परिजन संग सब, चले पालकी घेरि ॥ ९६ ॥

**અર્થ.**—તે વખતે ઢોલ, દુંદુભિ અને શરણાઇઓ વગેરે અનેક વાજિંત્રો વાગવા લાગ્યાં તથા પુરના સર્વે લોકો અને કુટુંબીઓ પાલખીને ઘેરીને સાથે ચાલ્યા. ॥ ૯૬ ॥

**चो०** देखि भीर दशकंधर द्वारे । सजग भये सब बीर प्रचारे ॥
ले असिचर्म दैत्य निज हाथा । रथ अनेक वाजी गज साथा ॥ १ ॥
जानेउ कटक रिपुन कर आवा । अस्त्र शस्त्र कर गहि गहि धावा ॥
धनु चढाइ कटि तरकस बांधहिं । कोउ अशि चर्म शरासन साधहिं ॥ २ ॥
तोमर परशु प्रचंड गदा गहि । क्रोधविवसभे शूल शक्ति लहि ॥
मारू मारू धरू धरू कहि धाये । प्रगट दशानन विजय सुनाये ॥ ३ ॥
गर्जत तर्जत गिरा गंभीरा । समर भयंकर निशिचर बीरा ॥
निपटहिं निकट पालकी आई । चीन्ह सकल भट रहे लजाई ॥ ४ ॥
देखि जुहारि नागपति कन्या । सती शिरोमणि त्रिभुवन धन्या ॥

**અર્થ.**—પછી કેટલાએક દૈત્યો પોતપોતાના રથ, ઘોડા અને હાથીઓ ઉપર બેસી તેમ જ પેદલો પણ હાથમાં ઢાલ તરવાર લઇ ચાલ્યા. ત્યારે રાવણના દરવાજા આગળ અત્યંત ભીડ થઈ. તે જોઈ સર્વે શૂરવીરો એક બીજાને બોલાવીને તૈયાર થયા. ॥ ૧ ॥ શત્રુનું સૈન્ય આવ્યું છે, એમ જાણીને હાથમાં શસ્ત્ર અસ્ત્ર લઇને દોડ્યા. વળી કેટલાક શૂરવીરોએ કમરઉપર ભાથા બાંધી ધનુષ્ય ચઢાવીને બાણ સંધાન કર્યાં ને કેટલાકે હાથમાં ઢાલ તરવાર લીધી. ॥ ૨ ॥ કેટલાક યોધાઓ મહાક્રોધને વશ થઈ તોમર, ફરશી, શક્તિ, ત્રિશૂળ અને મોટી ગદાઓ ધારણ કરીને, મારો મારો, ઝાલો ઝાલો, એમ કહી રાવણનો જય પ્રત્યક્ષ બોલતા દોડ્યા. ॥ ૩ ॥ તથા રણસંગ્રામમાં શૂરવીરો મહાભયંકર શબ્દથી ગંભીર ગર્જના કરતા કુદવા લાગ્યા. એટલામાં પાલખી રાક્ષસો પાસે આવી. તેને જોઈ સર્વે શૂરવીરો લજ્જાયુક્ત થયા. ॥ ૪ ॥ પછી શેષજીની કન્યાને જોઈ, સતીઓમાં આ શ્રેષ્ઠ અને ત્રણ ભુવનમાં કલ્યાણરૂપ છે એમ કહીને તેઓ પગે લાગ્યા. ॥ ૫ ॥

**दो०** द्वारपाल दशकंध के, खबर जनाई जाई ॥
भयउ रजायसु बेगि तव, बचन कहत बिलखाई ॥ ९७ ॥

**અર્થ.**—ત્યારે દશાનનના પુત્રની સ્ત્રીએ દ્વારપાળની સાથે પોતાનું આગમન જણાવ્યું, તે સાંભળી રાવણ પશ્ચાત્તાપ કરતો બોલ્યો કે, ॥ ૯૭ ॥

**चो०** तुमहिं अछत अस दशा हमारी । सुखतजि भई शोक अधिकारी ॥
नभ पथव्है भुज मम गृह परी । बाण बेधि शोणित अति भरी ॥ १ ॥

देखि भुजा मनमें अति डरी । संशय जानि दीन्ह कर खरी ॥
लिखीराम लक्ष्मण महिमा इन । क्रम क्रम सों सब कथा कही तिन ॥ २ ॥
ठगिसी रही बांचि गुणगाथा । जरहुं संग जो पाउं माथा ॥
रण कबंध भुज मम गृह आई । शिर तहं गयउं जहां रघुराई ॥ ३ ॥
करहु सो यत्न मिलहि मोहिं शांशा । तुम सामर्थ निशाचर ईशा ॥
सुनत कुलिश सम गिरा वधूकी । जीवन आश दशानन मूकी ॥ ४ ॥
तदपि धीर धरि करसि प्रबोधा । कहु कोउ मोहिं समान जग योधा ॥

**અર્થ.**—પછી સુનયના સ્વસુરપાસે આવી કહેછે કે, હે પિતા! આપ જીવતાં જુઓ મારી આવી "દુર્દશા" થવા લાગી. તેથી સુખવિનાની દુઃખને વશ થઇછું. તેનું કારણ એ કે બાણથી વિંધેલી વળી રૂધિરથી ભરેલી તમારા પુત્રની આ ભુજા તે આકાશમાર્ગે મારા આંગણમાં પક્ષીની પેઠે આવી પડી. ॥ ૧ ॥ ત્યારે તેને જોઈ હું ભય પામી; પણ મનમાં સંશય આવવાથી હાથમાં સફેત ખડીનો કટકો આપ્યો. તે લઇને રામ અને લક્ષ્મણનો અનુક્રમે પ્રતાપ લખી દેખાડચો. ॥ ૨ ॥ ત્યારે તેમના ગુણ વાંચી હું સ્થંભિત થઈ ગઈ. માટે હવે જો મારા પતિનું મસ્તક મળે તો તેની સંઘાતે બ્રહ્મલોકમાં જવા વાસ્તે અગ્નિમાં બળી જાઉં. પણ ધડ તો રણભૂમિમાં છે, અને ભુજા મારે ઘેર આવી પડી છે, તેમ જ મસ્તક જ્યાં શ્રીરામચંદ્રજી છે, ત્યાં ગયું છે. ॥ ૩ ॥ માટે હે સસરાજી! તમે દૈત્યોના મહાસમર્થ ઈશ્વર છો, તો મને મસ્તક મળે એવો ઉપાય કરો. હે ભરદ્વાજ! એવી વજ્રસમાન કઠીણ સુલોચનાની વાણી સાંભળી કે તે જ વખતે દશગ્રીવે જીવવાની આશા મૂકી દીધી. ॥ ૪ ॥ તોપણ મનમાં ધીરજ ધરી કહેવા લાગ્યો કે, હે પુત્રી! મારા જેવો જગતમાં બીજો કોણ યોધો છે તે કહો. ॥ ૫ ॥

**दो०** राम लषण सुग्रीव नल, नील द्विविद हनुमंत ॥
माथ बिभीषण ऋषभ कर, आनब मारि तुरंत ॥ ९८ ॥

**અર્થ.**—હે શેષપુત્રી! રામ, લક્ષ્મણ, સુગ્રીવ, નલ, નીલ, દ્વિવિદ, વાયુપુત્ર, વિભીષણ, ઋષભ એ સર્વેમાંથી તું કહે તેનું તે જ વખતે મસ્તક કાપીને લઈ આવું ॥ ૯૮ ॥

**चो०** अबलगि रहेउ भरोसा भारी । कुंभकर्ण घननाद सुरारी ॥
हमहुं आजुलगि कीन्ह न जुझा । इन सब कर पुरुषारथ बूझा ॥ १ ॥
मरेउ सो नर वानरके मारे । बात सुनत अति लाज हमारे ॥
गिनति कवन बीर में तिनकी । अति दुरदशा कीन्ह कपि जिनकी ॥ २ ॥
तजहु शोक कुलबधू पतोहू । उन समान जनि मानसि मोहू ॥
पुत्रि विलंब करौ घटि चारी । देखहु मोर भयंकर भारी ॥ ३ ॥
आनि शीश तव शत्रुन केरा । बिन प्रयास नहिं लावौं बेरा ॥
भोगवहिं जंतु पुराकृत भोगा । नतु किमि निशिचर वनचर योगा ॥ ४ ॥

**અર્થ.**—હે દીકરા! આજ દહાડા સૂધી મને દેવતાઓના શત્રુ કુંભકર્ણ તથા મેઘનાદનો ભરોસો હતો. એટલા માટે મેં યુદ્ધ કર્યું નહીં. પણ હવે એમનું પરાક્રમ મેં જાણ્યું. ॥ ૧ ॥ કે જે મનુષ્ય તથા વાનરના હાથથી મરી ગયા, એ વાત સાંભળી મને લાજ ઉત્પન્ન થાય છે. કેમકે કપિઓએ જેમની દુર્દશા કરી છે, તેમની શું શૂરવીરોમાં ગણત્રી છે? ॥ ૨ ॥ હે ઉત્તમાંગના! હવેથી શોકનો ત્યાગ કર. મને તેઓના જેવો જાણીશ નહીં. હે પુત્રી! ચાર ઘડી ધીરજ રાખ. પછી હું કેવું ભયંકર યુદ્ધ કરીશ તે જોજે. ॥ ૩ ॥ હમણાં હું વગર મહેનતે તારા શત્રુઓનાં શીશ લઈ આવીશ, તેમાં કંઈપણ ખોટી નથી. વળી વાનર શું રાક્ષસો સાથે યુદ્ધ કરશે? પણ એ તો જીવ પૂર્વે કરેલાં કર્મને ભોગવે છે. ॥ ૪ ॥

**दो०** मेरु उखारन हार जे, धरा धरत कर बीच ॥
ते भटखाये मशक शिशु, काल कुटिलता नीच ॥ ९८ ॥

**અર્થ.**—વળી જે શૂરવીરો મેરુપર્વતને ઉખેડી નાંખતા અને પૃથ્વીને હથેળીમાં રાખતા, તેઓને નાના મચ્છરરૂપ કવિઓ ખાઈ ગયા. માટે કાળ એવો મહાદુષ્ટ અને નીચ છે. ॥ ૯૮ ॥

**चो०** क्रोधावेश प्रगट बल बोलहिं । हृदय शोक तरु अचल न डोलहिं ॥
समाधान नहिं मानत सोई । सुनि प्रलाप परितोष न होई ॥ १ ॥
नर बानर पुरुषारथ देखत । बडो प्रभाव छोट करि लेखत ॥
कूदि सिंधु कपि लंकाजारी लघुकर मानत ताहि सुरारी ॥ २ ॥
कुंभकर्ण अतिकाय महोदर । ममपति गिरेउ समेत महोदर ॥
ते रिपु चहत दशानन जीती । देखहु महा मोहकर रीती ॥ ३ ॥
उतरदेउं तौ पातक होई । कह बिवाद कर सर्वस खोई ॥
फिरहिं राज कछु मोहिं न काजू । बिन पिय सकल नरक कर साजू ॥ ४ ॥

**અર્થ.**—હે ગૌરી! રાવણના શરીરમાં શોકરૂપી વૃક્ષ અખંડ રહેલું, તે જરાએ ડોલતું નથી. તેથી ક્રોધ કરીને પોતાનું બળ પ્રગટ દેખાડે છે. પણ આ સમાધાનથી કંઈ સુલોચનાના મનમાં વિશ્વાસ આવ્યો નહીં. કેમકે તેનો ફોકટનો બકવાદ સાંભળી આનન્દ થયો નહીં. ॥ ૧ ॥ ત્યારે વિચારીને કહે છે કે, હે મન! જે નર વાનરનો પ્રભાવ મોટો છે, તેને નાનો કરી માને છે, પણ તેઓનું પરાક્રમ તો મોટું છે. કારણ જે કપિ સમુદ્ર ઉલ્લંઘીને લંકા બાળી ગયો, તેને મારો શ્વશુર નાનો કરી માને છે. ॥ ૨ ॥ વળી કુંભકર્ણ, અતિકાય, મહોદર અને મારા પતિ ભાઈઓ સહિત મરણ પામ્યા. તેવા શત્રુને દશાનન જિતવાની ઈચ્છા રાખે છે, એ કેવું અજ્ઞાન છે? તે જૂવો. ॥ ૩ ॥ તેમ જ જો હું તેને ઉત્તર આપું તો મને પાપ લાગે. વળી સર્વે ખોઈ હવે બકવાદ કરવાની શું જરૂર છે? જો કદાપિ રાજ્ય મળે તો પણ તે કંઈ મારા કામનું નથી. કારણ પતિવિના સર્વે સુખ નરકના જેવું છે. ॥ ૪ ॥

दो० तुरतहिं उठी सुलोचना, गइ मयतनया पास ॥
पदगहि रोवत सकल कहि, प्रकट शोक इतिहास ॥ १०० ॥

**અર્થ.**—એવો વિચાર કરી શેષપુત્રી તે જ વખતે મંદોદરી પાસે જઇને તેનાં ચરણુ ગ્રહણ કરી સર્વે શોકને ઇતિહાસ પ્રગટ કહીને રુદન કરવા લાગી. ॥ ૧૦૦ ॥

चो० आदिहिते सब कथा बखानी । सुनि सुनि रोवत रावण रानी ॥
कह निजपति भुज लिखत बहोरी । राम लषण महिमा नहिं थोरी ॥ १ ॥
कह्यो बहुरि दशकंधर क्रोधा । मुये विडंब न कीन्हेसि बोधा ॥
सुनि निज पुत्रवधूकी बानी । बोली दुखित मंदोदरी रानी ॥ २ ॥
कहत सो मानहु सत्य सयानी । सुनि जो नारदमुनिकी बानी ॥
पाछिल बात भइ सब सांची । अनुभवकीन्ह न एकहु बांची ॥ ३ ॥
देवि नहोय मृषा ऋषि भाषत । अपने महा मोह मन राखत ॥
आगलकथा समास समेता । सुनु पुत्री ऋषि बरणेउ जेता ॥ ४ ॥
बैर भाव दशकंदर जुझब । प्राणहु गये नीति नहिं बूझब ॥
सिया सोक संकटसे छूटहिं । बानर भालु राज्य घर लूटहिं ॥ ५ ॥
सुरमणि भूषण बसन विमाना । भोग करहिं बनचर कुलनाना ॥

**અર્થ.**—પ્રથમ સર્વે કથા વર્ણવીને કહી. તે સાંભળી સાંભળીને મંદોદરી વગેરે સર્વે સ્ત્રીઓ રુદન કરવા લાગી. વળી સુલોચના કહેવા લાગી કે, રામ અને લક્ષ્મણનો પ્રતાપ મારા પતિની ભુજાએ કંઈ થોડો લખ્યો નથી. ॥ ૧ ॥ વળી દશકંધર પોતાના પુત્રનો શોક નહીં કરતાં ક્રોધ કરી આશ્ચર્યયુક્ત કહેવા લાગ્યો, તે વાત પણુ કહી. ત્યારે મંદોદરી પોતાની વહુની વાત સાંભળી અત્યંત દુ:ખી થઈ કહેવા લાગી કે, ॥ ૨ ॥ હે પુત્રી! પૂર્વે નારદમુનિનાં મેં જે વચન સાંભળ્યાં છે, તે હું કહું છું તેને તું સાંચાં માનજે. પાછળથી જે વાત થઈ, તે બધી સાચી છે. તે એક વાતનો પણુ વિચાર કરી મેં અનુભવ કર્યો નહીં. ॥ ૩ ॥ હે દેવી! મુનિનું એક પણુ વચન મિથ્યા નહીં જાય. પણુ હું મોહ થકી મનને અજ્ઞાનમાં રાખી કહી શકી નહીં. હે પુત્રી! ઋષિએ જે વર્ણન કર્યું છે, તેમાંથી થોડી વાત કહું છું તે સાંભળ. ॥ ૪ ॥ રાવણુ રામચન્દ્રજી સાથે વૈરભાવ રાખીને યુદ્ધ કરશે, તે પ્રાણુ જતાં સૂધી પણુ નીતિ સમજશે નહીં. ત્યારે જાનકીજી સંકટથી છૂટશે અને કપિ તથા રીંછો રાજદ્વાર લૂટી લેશે. ॥ ૫ ॥ વળી દેવમણિનાં આભૂષણુ, વસ્ત્ર, વૈમાન એ સર્વે વૈભવનું સુખ નાનાપ્રકારના વનચરો ભોગવશે. ॥ ૬ ॥

दो० राज्य बिभीषण पाइहैं, अमर कल्पनिरबाह ॥
भावी बश दुख सुख जगत, उपदेशिय कहु काह ॥ १०१ ॥

**અર્થ.**—તથા દેવતાઓના એક કલ્પસૂધી લંકાનું રાજ્ય કરશે, એમ જગતમાં પ્રાણીમાત્ર પોતાનાં કર્મ થકી સુખદુ:ખને ભોગવે છે, માટે હે સુલોચના! હવે ઉપદેશ કોને કરીએ? ॥ ૧૦૧ ॥

चो० मुनिबर बचन मोहिं परतीती । अनुभव दोउ हार अरु जीती ॥
अब पुत्री परिहरि सब शोका । पतिसंग बेगि साधु परलोका ॥ १ ॥
जाहु रामपहं पति शिरलागी । तजि संकोच आन किन मांगी ॥
आज न होइ लाजकर भूषण । समयहीन गुण गणिय न दूषण ॥ २ ॥
है पुनि श्वशुर बिभीषण तोरा । बालितनय बालक सम मोरा ॥
एकनारि ब्रत रघुबर केरा । लषण सुयश तुम सुनेउ घनेरा ॥ ३ ॥
जांबवंत मंत्री सुग्रीवा । द्विविद मयंद महाबल सीवा ॥
जानहु ब्रह्मचर्य हनुमंता । शिवस्वरूप भव हर भगवंता ॥ ४ ॥
सदा नीतिरत राम नरेशा । तहां जात कहु कवन कलेशा ॥

**અર્થ.**—વળી મુનિનાં વચનનો મને વિશ્વાસ છે કે, બેઉ તરફમાંથી એક હારશે ને એક જિતશે. માટે હે પુત્રી! હવે તું સર્વ શોકનો ત્યાગ કરી પતિની સંઘાતે પરલોકમાં જવાનું સાધન કર, ॥ ૧ ॥ અને સંકોચનો ત્યાગ કરી **શ્રીરઘુનાથજી** પાસે જઇ તારા પતિનું મસ્તક માગી કેમ નથી આવતી? કેમકે સમયવિના ગુણવાન્ પુરુષ દોષને ગણતો નથી. માટે આજે તારે લાજરૂપી આભૂષણનું કાંઈ કામ નથી. ॥ ૨ ॥ વળી ત્યાં તારો સસરો વિભીષણ છે, તથા વાલિનો પુત્ર અંગદ મારા પુત્ર જેવો છે. શ્રીરામચંદ્રજી એકપત્નીવ્રતવાળા છે અને લક્ષ્મણજીના સુયશ તો તેં કાને સાંભળ્યા છે. ॥ ૩ ॥ વળી જાંબુવાન, સુગ્રીવ, દ્વિવિદ અને મયંદ એ સર્વ મહાબળવાન્ તેમના પ્રધાન છે. તેમ જ જગતના નાશ કર્ત્તા બ્રહ્મચારી ભગવાન્ હનુમાનજીને રૂદ્રરૂપે તું નિશ્ચે જાણજે. ॥૪॥ એવા રામ રાજા નીતિમાં રહી ધર્મનું પાલણકર્ત્તા છે. માટે ત્યાં જવાને તને શું કલેશ થાયછે, તે કહે. ॥ ૫ ॥

दो० विदित तोरपति भुज लिखत, लक्ष्मण राम प्रभाव ॥
हमहूं ऋषि भाषित कहेउ, अब विलंब जनि लाव ॥ १०२ ॥

**અર્થ.**—વળી તારા પતિની ભુજાએ જે રામચન્દ્રનો તથા લક્ષ્મણનો પ્રતાપ લખ્યો, તે તું જાણે છે. તેમ મેં પણ નારદજીની કહેલી વાત તને સંભળાવી. વાસ્તે હવે આ કામમાં વિલંબ કરીશ નહીં. ॥ ૧૦૨ ॥

चो० सुनत सासु मुखकी हितबानी । जाहुं रामपहं अस जियजानी ॥
बार बार चरणन शिर नाई । चली जहां लक्ष्मण रघुराई ॥ १ ॥
देखत कटक भालु कपि केरा । मनहु सुबेल महीधर घेरा ॥
उमगेउ मनहु महोदधि दुसर । हरित पीत कपि धूमर धूसर ॥ २ ॥
देखि ललाई कपिन्ह कुल केरी । जनु समुद्र बडवानल घेरी ॥
गिरि तरुगहि भुज सहस भयंकर । जहं तहं प्रकट होई जनुजलधर ॥ ३ ॥
लक्ष्मण शेष सुअंश शीशधरि । कटक जलधि सोवत राघवहरि ॥
अक्षयवट तहां बैठि बिभीषण । अस सुकृती कहुं सुने न दीखण ॥ ४ ॥

**અર્થ.**—હે ઉમા ! સાસુના મુખથી એવાં વચન સાંભળી સુલોચનાએ મનમાં વિચાર કર્યો કે, શ્રીહરિ પાસે જાઉં. તેથી વારંવાર મંદોદરીનાં ચરણમાં મસ્તક નમાવી, જ્યાં રામ તથા લક્ષ્મણ છે ત્યાં ગઈ. ॥૧॥ ત્યારે વાનર તથા રીંછના સૈન્યરૂપી સમુદ્રે સુવેલ પર્વતને ઘેરી લીધો છે, એમ તેણીએ જોયું. વળી લીલો, પીળો, અને ધૂમ્રવર્ણરૂપી એવો ઉમંગી દીનચરરૂપી બીજો સમુદ્ર જોયો. ॥ ૨ ॥ તેમાં જોયું ત્યારે કપિઓની લાલાઈ સૈન્યરૂપી સમુદ્રને વડવાનલ અગ્નિએ ઘેરો નાંખ્યો છે તથા તેઓના હાથમાં પર્વત તથા વૃક્ષો તે જાણે ચારેતરફ સમુદ્રઉપર મેઘ પ્રગટ દેખાયછે. ॥ ૩ ॥ એવી રીતે કટકરૂપી ક્ષીરસમુદ્રમાં લક્ષ્મણજીરૂપી શેષજીના ખોળામાં નારાયણરૂપ શ્રીરાઘવ પોઢ્યા છે અને અક્ષયવૃક્ષરૂપી વિભીષણ બેઠા છે. આવો પુણ્યવાન્ કોઈ દીઠામાં કે સાંભળ્યામાં આવ્યો નથી. ॥ ૪ ॥

**दो०** देखत कटक सुलोचना, धीरज धरत बहोरि ॥
महाराज रघुवीर कहं, विनय सुनावउं मोरि ॥ १०३ ॥

**અર્થ.**—હે ભવાનિ! એ રીતે સુલોચના કટકને જોઈ, ફરી ધીરજ ધરી કહેવા લાગી કે, અરે! કોઈ મહારાજ એવા રામચન્દ્રજીને ત્યાં જઇ મારી વિનતિ સંભળાવો. ॥ ૧૦૩ ॥

**चो०** वानर सकल उठे अस बोली । अरिपुरते आवत एक डोली ॥
आजु कीन्ह रावण अनुमाना । मर गए मेघनाद तबजाना ॥ १ ॥
हठतजि सीतहि दीन पठाई । तजहु शोच अब मिटी लराई ॥
जिहि लगि प्रकट कीन्ह पुर आगी । बांधेउ सेतु हेतु जेहि लागी ॥ २ ॥
सोई सीता अब बिनु श्रम पाई । जानहु विधि अनुकूल अघाई ॥
विजय राम सुग्रीवहि आवा । सुयश बीर वानर कुल पावा ॥ ३ ॥
विरह राम लक्ष्मण कर छूटा । बिन लडाई लंका गढ टूटा ॥
युग युग कीरति चलब हमारी । कहं राक्षस कहं लघु वनचारी ॥ ४ ॥

**અર્થ.**—હે ઉમા! જ્યારે શત્રુની પુરીથી એક આવતી પાલખીને સર્વે કપિઓએ જોઈ ત્યારે તેઓ આપસમાં કહેછે કે, હે ભાઇઓ! જ્યારે ઇંદ્રજિત મરણ પામ્યો ત્યારે સુબુદ્ધિથી હઠમૂકી રાવણે જાનકીજીને મોકલી દીધાં. ॥ ૧ ॥ હવેથી લડાઈ થશે નહીં. વાસ્તે શોકને ત્યાગ કરો. વૈદેહી માટે તો વાયુપુત્રે લંકાને અગ્નિ લગાડયો, અને જેમના વાસ્તે સમુદ્ર ઉપર પાજ બાંધી. ॥ ૨ ॥ તે જ સીતાજી વિના મહેનતે પામ્યા. હે વનચરો! આપણા ઉપર બ્રહ્માએ અત્યંત કૃપા કરી, એમ માનજો. વળી વિજયપણું રામચંદ્રજી અને સુગ્રીવને પ્રાપ્ત થયું, અને કપિઓના કુળને સુંદર યશ મળ્યો. ॥ ૩ ॥ આજ દહાડાથી રામ, લક્ષ્મણના વિયોગનો નાશ થયો અને વિના દુઃખે લંકાગઢ તૂટી ગયો. હવેથી આપણી અખંડ કીર્ત્તિ યુગયુગમાં રહી ગઈ. વળી પ્રભુનું આ કૌતુક તો જુવો કે, મહાબળવાન્ જે રાક્ષસો આગળ આપણે તુચ્છ કપિઓ કોઈ ગણત્રીમાં જ નથી, તે રાક્ષસોને જિત્યા. ૪

दो० इहिविधि चारु विचार करि, निश्चयकरि मनमाहिं ॥
भयउ काज रघुराज कर, बात दूसरी नाहिं ॥ १०४ ॥

અર્થ.—એપ્રમાણે સુંદર વિચાર કરીને મનમાં નિશ્ચય કર્યો કે, શ્રીરામચંદ્રજીનું કાર્ય થયું. વાસ્તે એ વિના બીજી કંઈ વાત નથી. ॥ ૧૦૪ ॥

चौ० पैठत कटक अतिहि सकुचाई । अन चिन्हीतीय परघर जाई ॥
अगेहि जाइ देखि रघुवीरा । छबि श्यामल भय गौर शरीरा ॥ १ ॥
मत्तगयंद शुंड भुजदंडा । धनुष बाण अस धरे प्रचंडा ॥
उरविशाल अति उन्नत कंधर । कंबुकंठ रेखा त्रय सुंदर ॥ २ ॥
दशनपांतिकी कांति कहैको । लावत मन पटतरहि लहैको ॥
देखत अधरनकी अरुणाई । बिंबाफल बंधूक लजाई ॥ ३ ॥
शुक तुंडक नाशिका लजाई । थाकेउ कबि पटतरहि न पाई ॥

અર્થ.—હે ભવાનિ! પછી સુલોચના જેમ અણઓળખીતી સ્ત્રી પારકા ઘરમાં જાય, તેમ સંકોચ પામી સૈન્યમાં ચાલી. ત્યારે આગળ જતાં શ્યામ અને ગૌર વર્ણવાળા બેઉ ભાઈ રામ લક્ષ્મણને જોયા. ॥ ૧ ॥ વળી મદોન્મત્ત હાથીની સુંઢના જેવા ભુજદંડમાં ધનુષ અને તીક્ષ્ણ બાણ ધારણ કરવાવાળા તથા મોટું ઉરસ્થળ અને અત્યંત ઉંચી ગ્રીવાવાળા ત્રણ રેખાસહિત શંખ જેવા કંઠવાળા, ॥ ૨ ॥ વળી દાંતની પંક્તિની શોભાને તો ઉપમા આપી શકાય જ નહીં, તેમ જ જેમના હોઠની લાલાશ આગળ ગોલાં અને પરવાલાં પણ લજાઈ જાય, ॥ ૩ ॥ વળી જેમની નાસિકા તો પોપટની ચાંચને તિરસ્કાર કરનારી, અને જેમને મન લગાડી કવિજનો ઉપમા આપી શકે જ નહીં, ॥૪॥

दो० छबिमय गुणमय तेजमय, राम उदधि अवगाह ॥
जहां न पावत पार सुर, किमि बरणे कबिथाह ॥ १०५ ॥

અર્થ.—એવા મહા સ્વરૂપવાન્, તેજસ્વી અને ગુણના અગાધ સમુદ્ર રામચંદ્રજી છે, વળી જેમનો દેવતા પાર પામતા નથી, તો કવિથી તેમનું વર્ણન કેમ થઈ શકે? ॥ ૧૦૫ ॥

चौ० भृकुटी ललित कपोल सुहाये । शीश जटाकर मुकुट बनाये ॥
भालबिशाल तिलक युत सोहै । ध्यान समय मुनि मानस मोहै ॥ १ ॥
वलकल वसन तूण कटि बांधे । करशन सुभग शरासन कांधे ॥
बीरासन आसीन कृपाला । नवपल्लव प्रसून वर माला ॥ २ ॥
चरण सरोज बरणि नहिं जाई । जहं मुनि मधुकर रहे लुभाई ॥
प्रगट भई जिन्ह बलतें गंगा । श्रुति पुराण कह कथा प्रसंगा ॥ ३ ॥
नमत महेश विरंचि आदिको । लोचन गोचर होत काहिको ॥
जन आरत भंजन जो कोई । भवसागर तारण करसोई ॥ ४ ॥

**અર્થ.**—વળી વાંકી ભ્રકુટી, સુન્દર કપાળ, મસ્તકના ઉપર જટાનો મુકૂટ અને તિલક સહિત સુન્દર વિશાળ ભાલવાળા તે પ્રભુને જોઈ ધ્યાનસમય મુનિઓનાં મન મોહ પામે છે. ॥૧॥ અને કટિપર વલ્કલ વસ્ત્ર ને ભાથો બાંધ્યો છે તથા ખભાઉપર ધનુષ અને હાથમાં સુંદર બાણ શોભે છે એવા કૃપાળુ તુલસીનાં નવીન પાંદડાંની માળા ધારણ કરી વીરાસનવાળી બેઠેલા છે. ॥ ૨ ॥ તેમ જ જેમનાં ચરણકમળનું વર્ણન કરી નહીં શકાય, જેમાં મુનિરૂપી ભમરાઓ વસે છે, જેથી ગંગાજી પ્રગટ થયાં, જેમનું વર્ણન વેદ તથા પુરાણ કરે છે, ॥ ૩ ॥ વળી ભક્તનું દુઃખ નાશ કરી, સંસારરૂપી સમુદ્રથી તારનાર જેમને વિધાતા તથા શિવજી સેવે છે, એવા ઈશ્વર તે કોઇકને જ દર્શન આપે છે. ॥ ૪ ॥

**दो०** प्रणतपाल बिरदावली, जिन चरणनकी बान ॥
शोक हरण संशय दलन, करण सुमंगल खान ॥ १०६ ॥

**અર્થ.**—અને જેમનાં પદકંજની કીર્તિ શોક તથા સંશયને નાશ કરી મંગલને કરનારી છે. ॥ ૧૦૬ ॥

**चो०** कर जोरे अंगद हनुमाना । द्विबिद मयंद कुमुद बलवाना ॥
जांबवंत कपिपति बल शीला । ऋषभ सुषेण सहित नलनीला ॥ १ ॥
महावीर वानर सब राजत । लषण बिभीषण दोउ दिशि भ्राजत ॥
मित भाषित प्रभु चरण सुसेवक । चितवत रुख रघुनंदन देवक ॥ २ ॥
सभामध्य सोहत अघ मोचन । कीन्हेउ सफल निरखि निजलोचन ॥
करत दंडवत शिरधरि धरणी । तिहिका चरित बिभीषणबरणी ॥ ३ ॥
पुत्रवधू दशकंधर केरी । करत लाज पतिव्रता घनेरी ॥
मेघनादकी नारि सुशीला । अस गति तव विरोध करलीला ॥ ४ ॥
करत प्रणाम प्रेम नहि थोरे । करुणा वचन कहत कर जोरे ॥

**અર્થ.**—હે ગૌરી! તેમના સન્મુખ બેઉ હસ્ત જોડી અંગદ તથા હનુમાન ઉભેલા છે. વળી દ્વિવિદ, મયંદ, કુમુદ, જાંબવાન, સુગ્રીવ, ઋષભ, સુષેણ, નલ અને નીલ, ॥ ૧ ॥ એવા અનેક મહાશૂરવીર કપિઓ ચારે તરફ શોભે છે, અને બેઉ બાજુએ લક્ષ્મણ તથા વિભીષણ એ બેઉ સેવક શ્રીરઘુનાથજીની ઈચ્છાનુસારે કિંચિત્ ભાષણ બોલે છે. ॥ ૨ ॥ તે સભાની મધ્યમાં પાપના નાશ કર્તા શ્રીહરિ શોભી રહ્યા છે. તેમને જોઈ સુલોચનાએ પોતાનાં નેત્ર સફળ કર્યાં. પછી પૃથ્વી ઉપર પોતાનું મસ્તક રાખી દંડવત્ કરવા લાગી. ત્યારે તે જોઈ વિભીષણ બોલ્યા કે, હે પ્રભુ! આ બાઈ રાવણના પુત્ર ઈંદ્રજિતની સ્ત્રી અને મહાશીલ અને લજ્જાવાન્ સતીઓમાં શિરોમણિ શેષપુત્રી સુલોચના છે. હે નાથ! આપથી વિમુખ પ્રાણીની આવી જ ગતિ થાય છે. ॥ ૩ ॥ ૪ ॥ તેથી બે હાથ જોડી અત્યંત પ્રેમમાં મગ્ન થઈ આપને કરુણાવચન કહે છે. ॥ ૫ ॥

**दो०** मुये जान पति भुजहिं तव, लिख समुझाई ओहिं ॥
महाराज रघुबंशमणि, याचन आई तोहिं ॥ १०७ ॥

**અર્થ.**—હે પ્રભુ! એના પતિએ, મરી ગયા પછી ભુજા વડે તમારી કીર્તિ વિશ્વાસ આવવામાટે લખી સમજાવી. તેથી હે રઘુવંશમાં મણિરૂપ રાજાધિરાજ! આ સુલોચના આપની પાસે મસ્તક યાચવા આવી છે. ॥ ૧૦૬ ॥

**ચો૦** कहति सुनैंना दोइ कर जोरी । सुनहु नाथ एक बिनती मोरी ॥
ममपति कछु प्रभाव नहि जाना । काल बिबस किनेउ अभिमाना ॥ १ ॥
तुम अंतर्जामी भगवाना । नही तव आदि मध्य अवसाना ॥
करुणा बचन सुनत रघुवीरा । पुलक नेंनजल सिथील शरीरा ॥ २ ॥
देहुं जियाय तोरपति आजू । करहू एक कल्पतक राजू ॥
छांडि शोच अब मन हरषाहू । तुरत भवन अपने फिरि जाहू ॥ ३ ॥
सुनि अस सत्यसिंधु कर बानी । मनमहं बनचर अति भय मानी ॥
कहि न सकत कछु प्रभुरुख देखी । कहा करब करतार बिशेखी ॥ ४ ॥
सीय शोच कर फल नहिं होई । जोकरि कृपा राम यहि जोई ॥

**અર્થ.**—ત્યાર પછી નાગપુત્રી બે હાથ જોડી કહેવા લાગી કે, હે નાથ! મારી એક વિનતિ સાંભળો. મારો પતિ મહા અભિમાની કાળને વશ થયો, તેથી આપના પ્રભાવને ઓળખી શક્યો નહીં. પણ હે પ્રભુ! તમે તો અંતર્યામી છો તથા તમારો આદિ, મધ્ય, અને અંત નથી. ત્યારે એવાં દીનતાનાં વચન સાંભળી શ્રીરઘુવીરનાં રોમાંચ ઉભાં થયાં અને નેત્રમાં જળ ભરાઈ આવતાં શરીર શિથિલ થઈ ગયું. ॥ ૧ ॥ ૨ ॥ તેથી બોલ્યા કે, હે સુલોચના! તારા પતિને હમણાં જીવતો કરી આપુંછું. ત્યારપછી તમો એક કલ્પ સૂધી લંકાનું રાજ્ય ભોગવો. માટે હાલ શોકનો ત્યાગ કરી અત્યંત હર્ષથી તું તારા મંદિરમાં પાછી જા. ॥ ૩ ॥ ત્યારે એવા સત્યના સમુદ્ર શ્રીહરિનાં વચન સાંભળી કપિનું સૈન્ય મનમાં ભય પામ્યું. પણ પ્રભુની મરજી જોઈ કોઈ કહી શકતા નથી. પણ વિચારવા લાગ્યા કે, પરમાત્મા હજી કોણ જાણે શું કરશે? ॥ ૪ ॥ કદાચ શ્રીરામચંદ્રજી એના ઉપર કૃપાદૃષ્ટિ કરશે, તો સીતાજીએ જે શોક કર્યો છે, તેનું ફળ તેમને કંઈ મળશે નહીં. ॥ ૫ ॥

**દો૦** राजबिभीषण लंककर, किहिबिधि करिहाह जाइ ॥
समुझि बैर घननाद जब, गहहि शरासन धाई ॥ १०८ ॥

**અર્થ.**—હે ભાઇઓ! મેઘનાદ જીવતો થવાથી પોતાનું વૈર સંભારી જ્યારે ધનુષ્ય બાણ હાથમાં લઇને ઉભો રહેશે, ત્યારે વિભીષણ લંકાનું રાજ્ય કેવી રીતે કરશે? ॥ ૧૦૮ ॥

**ચો૦** मुख रुख देखि कपिश सब जाना । प्रणतपाल भगवंत सुजाना ॥
देखि बहुत रघुबर कर छोहू । बिनय करत दशकंध पतोहू ॥ १ ॥
तुम उदार सब देबे लायक । करुणामय देखत रघुनायक ॥
हमहुं बिचारि दीख मन माहीं । जीवनते अस मरण सराहीं ॥ २ ॥

भुजबल जीति लोकवश कीन्हे । चौदह भुवन भोग करि लीन्हे ॥
रणतीरथ याचक बड चीन्हा । प्राण सुधन लक्ष्मणकर दीन्हा ॥ ३ ॥
अबन उचित पति जीवनहारा । तेहि पर अधिक सो दरश तुम्हारा ॥

**અર્થ.**—હવે એ કારણુને ભક્તનું રક્ષણુ કરનાર ચતુર ભગવાનની ઇચ્છાથી સુગ્રાવ જાણી ગયા. પછી શ્રીહરિની મારા ઉપર કૃપા છે, એમ જ્યારે સુલોચનાએ જાણ્યું, ત્યારે વિનતિ કરવા લાગી કે, ॥ ૧ ॥ હે ઉદાર મનવાળા શ્રીરઘુનાથજી! તમે સર્વે કોઈ વસ્તુને આપવા સમર્થ અને દયાળુ છો. પણુ મેં મારા મનમાં વિચારી જોયું તો આ પતિનું જીવવાથી મરણુ સારૂં છે. ॥ ૨ ॥ કારણુ પોતાના બાહુબળથી ઇંદ્રાદિ દેવને જિતી, ચૌદ બ્રહ્માંડનું સુખ ભોગવ્યું, અને રણુભૂમિરૂપી તીર્થમાં પ્રાણુરૂપી સુંદર દ્રવ્યનું દાન લક્ષ્મણુરૂપી ઉત્તમ બ્રાહ્મણુના હાથમાં આપ્યું. ॥ ૩ ॥ માટે હે પ્રભુ! રાજ્ય લઇને પાછું આપવું, એ યોગ્ય નથી, પણુ એ સર્વેથી અધિક તે આપનાં દર્શન છે. ॥ ૪ ॥

दो० निर्मलगति अवसर भयउ, सुनहु सत्य रघुबीर ॥
तुमहिं मिलत नहिं होय भव, यथा सिंधु गति नीर ॥ १०९ ॥

**અર્થ.**—હે રઘુવીર! હવે મારાં સત્ય વચન સાંભળો કે, આ સમય ઉત્તમ ગતિને આપનાર થયો છે, જેમ સમુદ્રમાં બીજું જળ મળે તે નોખું ન પડે, તેમ તમારામાં લીન થવાથી જન્મ-મરણુ નહીં થાય. ॥ ૧૦૯ ॥

चो० मनकी जाननहार सुदेवा । नाथनाम भवसागर खेवा ॥
लीन्हेउ राम कपीश बुलाई । मेघनाद शिर दीन्ह मंगाई ॥ १ ॥
पाय कृतारथ मानेउ आपू । मीटा बिरह संभव परितापू ॥
अंचलपोंछत मुखकी धूरी । कहि मम प्राण सजीवन मूरी । ॥ २ ॥
देखि संदेह कहत सुग्रीवा । भुज गहि लिखत जीह बिन ग्रीवा ॥
हंसिहहि बदन तीय यह सांची । नातर निशिचर नारि असांची ॥ ३ ॥
कित असज्ञान मृतक भुज गावा । जो मुनिबर साधन नहिं पावा ॥
प्रभु अस कहेउ हंसब यह शीशा । करत कुतर्क न उचित कपीशा ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રભુ! તમે મનની વાત જાણુવાવાળા છો. વળી તમારૂં નામ સંસારરૂપી સમુદ્ર તરવાને નાવરૂપ છે. એવાં સુલોચનાનાં વચન સાંભળી પ્રભુએ કપિરાજને બોલાવી મેઘનાદનું મસ્તક મંગાવી આપ્યું. ॥ ૧ ॥ ત્યારે સુલોચના મસ્તકને લઈ પોતાના વસ્ત્રના છેડાથી મુખઉપરની ધૂડ લૂછીને કહેવા લાગી કે, હે મારા પ્રાણુપતિ તમને પામી હું કૃતાર્થ થઈ. એમ કહેતાં જ વિયોગથી ઉત્પન્ન થયેલા દુઃખનો નાશ થયો. ॥ ૨ ॥ પણુ સુગ્રીવને મનમાં સંદેહ થવાથી બોલ્યો કે, હે પ્રભુ! જીવવિનાની ભુજા તથા મસ્તક કેવી રીતે લખી શકે? માટે આ વખતે આ મસ્તક હસે તો આ સ્રી સાચી માનવી, નહીં તો આ દૈત્યની સ્રી જૂઠી જાણુવી. ॥ ૩ ॥ કારણુ જે જ્ઞાન

મુનિઓને સાધન થકી મળતું નથી, તે મુએલી ભુજાને કયાંથી મળે? ત્યારે શ્રીપ્રભુ કહેછે કે, હે કપીશ! આ મસ્તક હાસ્ય કરશે. માટે તમારે ખોટો વિચાર કરવો યોગ્ય નથી. ॥ ૪ ॥

**दो० शिरसों कहत सुलोचना, हंसहु बेगि ममनाथ ॥**
**नातर सत्य नमानिहैं, लिखा जो तुह्मरे हाथ ॥ ११० ॥**

**અર્થ.**—એવાં વચન સાંભળી સુલોચના મસ્તકને કહેવા લાગી કે, હે મારા પ્રાણપતિ! જલદીથી હાસ્ય કરો. નહીં તો જે તમારા હાથથી લખેલું છે, તેને કોઈ સાચું માનશે નહીં. ॥ ૧૧૦ ॥

**चो० क्षणक बिलंब कीन्ह नहिं बोला । मृतक बदन मूंदत नहिं खोला ॥**
**पुनि पुनि कहत सो नागकुमारी । श्रमित भयउ रणमोंकरि रारी ॥ १ ॥**
**लगे लषण शर क्षोभ वढावा । प्रभु समीप कस मोहिं लजावा ॥**
**जो मन बचन करम यह देही । पतिदेवता न आन सनेही ॥ २ ॥**
**तौ प्रभु सभा बीच शिर बोलैं । रहहि छाय यश सुयश अमोलैं ॥**
**जो जानत तव यहगति सांई । बोलि पठावत पितहि सहांई ॥ ३ ॥**
**सनि तिय बचन हंसेउ तब शीशा । चौंकी उठे भालु भट कीशा ॥**
**हसेउ बदन बहुकीन्ह ठठाई । विस्मय भयउ देखी खगराई ॥ ४ ॥**
**दहिन नेन सोदेखन लागे । तब चौंओर भालु कपि भागे ॥**
**कुलिश समान सुना नहिं जाई । रहेउ सो बदन बहुरि अरगाई ॥ ५ ॥**
**सकुच कपीशहि तोषेउ नारी । बड आश्चर्य भयो बनचारी ॥**
**पूछत कपिपति पद शिरनाई । कारण कवन हंसा शिरसांई ॥ ६ ॥**
**अस सुनि विहसि कहा रघुराई । सुनु सुग्रीव कुतर्क विहाई ॥**
**पतिव्रत तिय जिनके गृह माहिं । यहबडि बात तिन्हहि कछु नाहिं ॥ ७ ॥**
**पुनि तव संशय भयउ कपीशा । तेहि कारण हसा यह शीशा ॥**

**અર્થ.**—હે ભવાનિ! એવાં સુલોચનાનાં વચન સાંભળ્યા પછી ક્ષણવાર વિલંબ થયો, તોપણ મૃતક મુખ બોલ્યું નહીં, તેમ ઉઘડયું પણ નહીં, અને તેમનું તેમ જ રહ્યું. ત્યારે નાગકન્યા વારંવાર કહેવા લાગી કે, હે પતિ! રણભૂમિમાં યુદ્ધ કરવાથી આપ થાકી ગયાછો અથવા ॥૧॥ લક્ષ્મણજીના બાણથી તમને શું અત્યંત દુઃખ થયું છે? શ્રીહરિ આગળ મારી લાજ શામાટે ગમાવો છો? અરે! મન કર્મ વચન, અને આ દેહથી જો મેં મારા પ્રાણપતિ જાણ્યા હોય અને બીજાને વિષે મારો સ્નેહ ન હોય તો, ॥ ૨ ॥ પ્રભુની સભામાં આ મસ્તક બોલે, આમ થવાથી તમારી અખંડ સુંદર કીર્ત્તિ જગતમાં છપાઈરહેશે. હે સ્વામિન્! જો આવી ગતિ તમારી પ્રથમથી જાણી હોત તો, મારા પિતાને

બોલાવી તમારી સહાયતા કરવાને મોકલત. ॥ ૩ ॥ હે વિહંગેશ! એવાં સ્ત્રીનાં વચન સાંભળી મસ્તક જ્યારે હસવા લાગ્યું, ત્યારે સર્વે શૂરવીરો ભયયુક્ત થઈ ઉભા થયા. વળી જમણી આંખ ફેરવીને જ્યારે ચારે તરફ જોયું ત્યારે વાનર અને રીંછો નાશી જવા લાગ્યા. ॥ ૪ ॥ તેમ જ સર્વેના દેખતાં ઉંચા સ્વરથી મસ્તક હસવા લાગ્યું. હે ખગેશ! તે જેણે જોયું તેઓ વિસ્મય થયા. એવી રીતે મેઘનાદના મુખનો વજ્રપાત સરખો શબ્દ કોઇથી સાંભળી શકાતો નહોતો. જ્યારે તેનું બોલવું બંધ થઈ ગયું, ॥૫॥ ત્યારે લાજ પામેલા સુગ્રીવને સુલોચનાએ વચનથી પ્રસન્ન કર્યો. તે સાંભળીને વાનર અને રીંછના મનમાં આશ્ચર્ય થયું. તેથી સુગ્રીવ શ્રીપ્રભુનાં પદમાં મસ્તક નમાવી પૂછવા લાગ્યો કે, હે દેવપતિ! આ મસ્તકે શા કારણથી હાસ્ય કર્યું હશે? ॥ ૬ ॥ એવાં વચન સાંભળી રામચંદ્રજી હસીને બોલ્યા કે, હે કપીશ! મારાં વચન કપટ મૂકીને તું સાંભળ. જેના ઘરમાં પતિવ્રતા સ્ત્રી છે, તેને કંઈ વાત મોટી નથી. વળી હે સુગ્રીવ! તને જે કારણથી સંશય થયો, તેથી જ મસ્તકે હાસ્ય કર્યું. ॥ ૭ ॥

**दो० शीशपाइ प्रभु चरणगहि, बहुविधि बिनय सुनाय ॥**
**आजको दिन रण परिहरहु, ममहित कोशलराय ॥ १११ ॥**

**અર્થ.**—પછી શેષકન્યા પતિનું મસ્તક લઈ ભગવાનનાં ચરણ ગ્રહણ કરી અનેક પ્રકારે વિનતિ કરી કહેવા લાગી કે, હે અયોધ્યાપતિ! મારામાટે આજનો દિવસ રણસંગ્રામ કરશો નહી. ॥ ૧૧૧ ॥

**चौ० बहुरि बिभीषण पद शिरनाई । दोउ कर जोरी निकट चलि आई ॥**
**तुम पितु सम दशकंधर भाई । इहि कुलकी तोहिं लाज बडाई ॥ १ ॥**
**मुनि पुलस्त्य परि बारके दीपक । पायउ फल रघुबीर समीपक ॥**
**प्रथम मोह बश अनभल माना । ज्ञान भयो तब गुण पहिचाना ॥ २ ॥**
**पूरिको करहु अकंटक राजू । सहित सुकीरति सुकृत समाजू ॥**
**सुमिरत तुमहिं सुजन गति पावा । रघुपति चरित संगकरि गावा ॥ ३ ॥**
**सुनत बिभीषण करुणा भारी । प्रकटन करत समय अनुहारि ॥**
**कालकर्म गति कह समुझाई । चली तुरत प्रभु आयसु पाई ॥ ४ ॥**

**અર્થ.**—પછી સુલોચના વિભીષણની પાસે આવી બે હાથ જોડી પગે લાગીને કહેવા લાગી કે, હે બાપ! તમે મારા સસરા પિતા તુલ્ય છો. તેથી આ દૈત્યના કુળની લાજ વધારી. ॥ ૧ ॥ શ્રીહરિનો સંગ કરવાથી તમને આ ફળ મળ્યું કે, પુલસ્ત્ય મુનિના કુળમાં તમે દીપકરૂપ થયા. તેમ હું અજ્ઞાનને વશ થઈ હતી, તેથી ગેર લાભ જાણતી હતી કે, તમે સારું કર્યું નહીં. પણ હાલ મને જ્ઞાન થવાથી તમારા ગુણની ખબર પડી. ॥ ૨ ॥ હે નાથ! હવે સારાં આચરણ ને સારી કીર્તિ તથા પુણ્યવાન્ પ્રજાસહિત લંકામાં શત્રુવિનાનું રાજ્ય કરો. વળી શ્રીરામચન્દ્રજીના ચરિત્ર સંઘાતે તમને જે કોઈ સંભારશે, તે સજ્જનપુરુષો સારી ગતિને પામશે. ॥ ૩ ॥ ત્યારે સુલોચનાનાં

અત્યંત દીન વચન સાંભળી વિભીષણ સમય જાણી, પોતાના પ્રેમને પ્રગટ કરતા નથી. તેથી ટુંકામાં કહેવા લાગ્યા કે, હે પુત્રી! આ જે ગતિ થઈ છે, તે કાળ અને કર્મને વશ છે. એવાં લંકેશનાં વચન સાંભળી પ્રભુની આજ્ઞા પામી સુલોચના ચાલતી થઈ. ॥૪॥

**दो० बाहिर करि कपिकटकते, फिरेउ बिभीषण आप ॥**
**बिसरेउ दशमुख बैर तब, हृदय अधिक संताप ॥ ११२ ॥**

**અર્થ.**—તેને વિભીષણ વાનરના સૈન્યથી બહાર મૂકીને જ્યારે પાછા વળ્યા, ત્યારે સુલોચનાને જોતાં ભાઈનું વૈર ભૂલી ગયા ને અત્યંત દુઃખ ઉત્પન્ન થયું. ॥ ૧૧૨ ॥

**चो० शिशभूजा दोउ संग चढाई । बैठी सुखासन प्रेम बढाई ॥**
**हृदयराखि मूरति घनश्यामा । रसना रटत निरंतर नामा ॥ १ ॥**
**सरित सिंधु संगम जहं पावन । अस सुधि पाइ गये तहं रावन ॥**
**संग मंदोदरि सब रनिवासू । मनहु शोक रवि कीन्ह प्रकासू ॥ २ ॥**
**पाय रजाय सुसेवक धाये । चंदन अगर सुगंध बहु लाये ॥**
**रचि दारुमय चिता बनाई । जनु सुरलोक निसेनि लगाई ॥ ३ ॥**
**करि प्रणाम सब कहं शिर नाई । धीरज धरि मन महं हर खाई ॥**
**शिर भुज धरि बैठी करि आसन । भई जनु योग सिद्धिकरबासन ॥ ४ ॥**

**અર્થ.**—પછી સુલોચના મસ્તક તથા ભુજાને પાલખીમાં મૂકી પોતે પણ પ્રેમસહિત સુખાસનમાં બેસી, ઘનશ્યામ મૂર્તિને હૃદયમાં રાખી જીભથી અખંડ રામનામનું રટણ કરતી ચાલી. ॥ ૧ ॥ તે સમુદ્ર તથા નદીનું જ્યાં સંગમ થાય છે ત્યાં પવિત્ર સ્થાનક જોઇને ગઈ. જ્યારે એવા ખબર રાવણે સાંભળ્યા ત્યારે તે પણ ત્યાં મન્દોદરી આદિ સર્વે રાણીઓને રુદન કરતી સાથે લઇને આવ્યો. તે વખતે જાણે શોકરૂપી સૂર્ય ઉદય થયો હોય, એમ દેખાવા લાગ્યું ॥ ૨ ॥ પછી દશકંધરની આજ્ઞા પામી સેવકો દોડતા જઈ અત્યંત સુગંધીવાળા અગર ચંદનના ભારા લઈ આવ્યા. તેની ચિતા એવી કરી કે, જાણે સ્વર્ગમાં જવાની નીસરણી હોય. ॥ ૩ ॥ એટલે સુલોચના સર્વેને પ્રણામ કરી મસ્તક નમાવી, મનમાં ધીરજ ધરી, હર્ષ પામી પોતાના સત્યને સંભારી, મસ્તક તથા ભુજા ખોળામાં લઈ, જેમ યોગી સિદ્ધિ પામવાને યોગાસન વાળી બેસે, તેમ સુલોચના ચિતામાં બેઠી. ॥ ૪ ॥

**दो० देत अनल ज्वाला बढी, लपटि गगन लगि जाई ॥**
**लखी न काहू जात तेहि, सुर पुर पहुंची आई ॥ ११३ ॥**

**અર્થ.**—પછી અગ્નિ આપવાથી તેની જ્વાળા આકાશ સૂધી ગઈ. તે જ વખતે સુલોચના પણ પતિસંઘાતે સ્વર્ગમાં ગઈ, જેની કોઇને ખબર પડી નહીં. ॥ ૧૧૩ ॥

**चो० देखि पुनीत चरित सुर गावहिं । वर्षि सुमन दुंदुभी बजावहिं ॥**
**तासु क्रिया करि निशिचर नाहा । भयउ शोच वश अति उरदाहा ॥ १ ॥**

सचिव आइ सब लगे बुझावन । बादि बिषाद करिय जनि रावण ॥
सुत बिन नारि त्रिविध सुख कैसे । उपजहिं घटा जाहिं नभ जैसे ॥ २ ॥
तडित बिदित देखिय घन माहीं । रहै न थिर तहं तुरत छिपाहीं ॥
यह जिय जानि सुनहु दशभाला । बचहि न कोउ जग मारत काला ॥ ३ ॥
अब प्रभु यतन बिचारहु सोई । रिपुकर नाश कवन विधि होई ॥
बचन सुनत तेहि कछु सुख माना । काल विवस मुनि तीरथज्ञाना ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! આવા પવિત્ર ચરિત્રને જોઈ આકાશમાંના દેવતાઓ સુંદર ગાયન કરતા ફૂલની વૃષ્ટિ કરીને દુંદુભિ વાજાં વગાડવા લાગ્યા. પછી રાવણ પુત્રની ક્રિયા કરી હૃદયમાં અત્યંત શોચ કરતો દુઃખને વશ થઈ ગયો. ॥ ૧ ॥ પછી પ્રધાન આવી તેને સમજાવવા લાગ્યો કે, હે નાથ! આ શોક તમે મિથ્યા કરો છો. કારણ કે જગતમાં સ્ત્રી, પુત્ર ને દ્રવ્ય, એ ત્રણનાં સુખ કેવાં છે કે, જેમ આકાશમાં મેઘ ઉત્પન્ન થઈ જલદી નાશ થાય છે. ॥ ૨ ॥ જેમ વિજળી પ્રગટ દેખાય છે પણ સ્થિર નથી રહેતી ને તે જ વખતે છૂપી જાય છે, તેમ હે નાથ! હૃદયમાં નક્કી સમજજો કે, કાળ થકી કોઈ પણ આ જગતમાં બચનાર નથી. તે બધાને ખાઈ જાય છે. ॥ ૩ ॥ હે પ્રભુ! માટે હવે જેમ શત્રુનો નાશ થાય તેવો ઉપાય કરો. એવાં વચન સાંભળી કાળને વશ થયેલો જેમ પવિત્ર જ્ઞાનનો ઉપદેશ કરવાથી થોડું સુખ માને, તેમ દશાનને કંઈક આનન્દ માન્યો. ॥ ૪ ॥

दो० लागेउ करन बिचार पुनि, बहु प्रकार दशशीश ॥
समुझि हृदय अहिरावणहिं, आयउ जहां गिरीश ॥ ११४ ॥

**અર્થ.**—પછી અનેક પ્રકારે વિચાર કરવા લાગ્યો કે, આ સમયમાં પાતાલની અંદર અહિરાવણ હિતકારી છે, એમ હૃદયમાં સમજી રાવણ મહાદેવના મંદિરમાં આવ્યો.૧૧૪

चौ० दंडचारि तव तहं निशि बीती । संध्या बंदन कीन्ह सप्रीती ॥
लागेउ करन ध्यान दशशीशा । बहुरि हर्षि जोरेकर बीशा ॥ १ ॥
शंकर सेवक अति अनुरागी । सुनु खगेश तेहिते बडभागी ॥
मंत्राकर्षण जपि दशभाला । अहिरावण चित डोल पताला ॥ २ ॥
लगेउ करन सो मन अनुमाना । केहिकारण दशमुख अकुलाना ॥
निशिचरनाह भुवन बश जाके । जीतिन सकहि बीर कोउ ताके ॥ ३ ॥
मन क्रम वचन आन नहिं सेवी । धरेउ ध्यान उर कामददेवी ॥
चलेउ बहुरि आयउ सो तहंवा । शिवमंडप रावण रह जहंवा ॥ ४ ॥
निशिचरपतिकहि तेहि शिरनायउ । करगहि निजआसनबैठायउ ॥

**અર્થ.**—પછી પ્રેમથકી સંધ્યાવંદન કરવા લાગ્યો. ચાર ઘડી રાત્રી ગયા પછી દશાનન આનંદ થકી વીસ હાથ જોડી મહાદેવજીનું ધ્યાન ધરવા લાગ્યો. ॥ ૧ ॥ હે

ખગેશ! સાંભળો, રાવણ શિવજીનો સ્નેહી સેવક છે, તેથી મોટો ભાગ્યશાળી છે. પછી જ્યારે દશ ભાલે આકર્ષણ મંત્રનો જપ કર્યો, ત્યારે પાતાળમાં અહિરાવણનું ચિત્ત ડોલવા લાગ્યું. ॥ ૨ ॥ તેથી મનમાં વિચાર કરવા લાગ્યો કે, રાવણ દૈત્યનો અધિપતિ ને ચૌદ બ્રહ્માંડ તેને વશ છે તથા કોઈપણ શૂરવીર તેને જિતી શકે તેમ નથી, ત્યારે શા કારણથી તે વ્યાકુળ થતો હશે? ॥ ૩ ॥ એ રીતે મન, કર્મ અને વચનથી બીજાની સેવા નહિ કરનાર એવો અહિરાવણ પોતાની ઈષ્ટ કામદા દેવીનું ધ્યાન ધરી મહાદેવના મંદિરમાં જ્યાં રાવણ બેઠો હતો ॥ ૪ ॥ ત્યાં આવી કહ્યું કે, હે દૈત્યપતિ! તને પગે લાગું છું. ત્યારે દશકંધે હાથ ઝાલી તેને પોતાના આસન ઉપર બેસાડયો. ॥ ૫ ॥

दो० अहिरावण तब रावणहिं, बूझी कुशल सप्रीति ॥
प्रथम कहि तेहि सब कथा, कीन्हि भगिनि अनीति ॥ ११५ ॥

**અર્થ.**—પછી જ્યારે અહિરાવણે પ્રેમથકી રાવણને સર્વે કુશળતા પૂછી, ત્યારે દશગ્રીવે પોતાની બેન શૂર્પનખાનાં નાક કાન કપાયાં, ત્યાંથી આરંભી સર્વે કથા કહી સંભળાવી. ॥ ૧૧૫ ॥

चो० बध खर दूषण जिमि सुधि पाई । मारिच कपट मृग कथा सुनाई ॥
कहेसि बहुरि सीता कर हरणा । लंक दहन हनुमत कर बरणा ॥ १ ॥
सेतुबांधि जिमि प्रभु चलि आयउ । बालि कुमार बिवाद सुनायउ ॥
अनीय अकंपन अरु अतिकाया । परे समर महि सुनु अहिराया ॥ २ ॥
तात कुशल अब आइ सिरानी । कटक निशाचर सकल नशानी ॥
कुंभकरण घननादहु मारे । राम लषण दुइ मनुज बिचारे ॥ ३ ॥
आनेहु बोलि तोहिं निज पासा । कहहु सुयतन होइ रिपु नासा ॥
सुनत बचन कहि केतिक बाता । तदपि करहुं तवलगि दोउ भ्राता ॥ ४ ॥
लै पताल देविहि बलि दैहौं । यशपूरण निशिचरकुल लैहौं ॥
लै जैहौं तुम जानेउ तबहीं । रविसम तेज होइ निशि जबहीं ॥ ५ ॥

**અર્થ.**—વળી જેવી રીતે ખર-દૂષણ મરી ગયા તથા મારીચ કપટી મૃગ થયો ને, પોતે સીતાજીનું હરણ કરી આવ્યો તે અને હનુમાનજી આવી લંકા બાળી ગયા ॥ ૧ ॥ તથા રામચંદ્રજી સેતુ બાંધી સુવેલ પર્વતઉપર આવ્યા અને વાલિના પુત્ર અંગદ સાથે સંવાદ થયો હતો, તે સર્વ કહી સંભળાવ્યું. ત્યાર પછી અનીય, અકંપન અને અતિકાય એ સર્વે દૈત્યો રણભૂમિમાં મરણ પામ્યા. ॥ ૨ ॥ હે તાત! એવી રીતે દૈત્યના કુળનો નાશ થઈ ગયો. હવે સર્વે કુશળતા તમારી પાસે આવી છે. વળી બિચારા રામ ને લક્ષ્મણ એ બેઉ મનુષ્યે કુંભકર્ણ અને મેઘનાદને મારી નાંખ્યા. ॥ ૩ ॥ એટલા માટે મેં તમને મારી પાસે બોલાવ્યા છે. વાસ્તે જેવી રીતે શત્રુનો નાશ થાય, તે યત્ન કહો. એવાં વચન સાંભળી અહિરાવણ બોલ્યો કે, એમાં શું મોટી વાત છે? તમારા વાસ્તે

એ બેઉ ભાઈઓનું ॥ ૪ ॥ હું હરણ કરી પાતાળમાં લઈ જઈ તેમને દેવીને બળિદાન આપીશ, જેથી રાક્ષસના કુળને પૂર્ણ યશ મળશે. વળી જ્યારે રાત્રિમાં સૂર્ય જેવો પ્રકાશ થાય ત્યારે તું જાણજે કે, અહિરાવણ તેઓને લઈ ગયો. ॥ ૫ ॥

**दो०** कहि अस वचन प्रबोध करि, शीशनाइ बल भाखि ॥
आयउ रघुपति कटकमों, निज देविहि उर राखि ॥ ११६ ॥

**અર્થ.**—એવાં વચનથી બોધ કરી, દશાનનને મસ્તક નમાવી તથા પોતાનું બળ કહી અહિરાવણ કામદા દેવીને હૃદયમાં રાખી રામચંદ્રના સૈન્યમાં આવ્યો. ॥ ૧૧૬ ॥

**चो०** सूझन निज कर अति अंधियारी । मर्कट भट जागहिं तहं भारी ॥
कहहिं जयति जय जयति कृपाला । अतिहि अगम जहं नहिं गतिकाला ॥ १ ॥
तहं मारुतसुत रचेउ उपाई । निज लंगुरकी कोट बनाई ॥
सो शोभा इहिभांति सुहाई । जनु भुजंग पति रहे तहां छाई ॥ २ ॥
देखिय उन्नत शैल समाना । द्वार जहां तहं मुख हनुमाना ॥
देखि हृदय अहिरावण हारा । जिमि रवि उदयन तिमिर पसारा ॥ ३ ॥
एकौ युक्ति न मन ठहरानी । कपटवेष तेहि कीन्ह भवानी ॥
वेष बिभीषण सब अनुहारी । पवनतनय पहं गये छलकारी ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે રાત્રી એવી અંધારી હતી કે, પોતાનો હાથ પણ દેખાય નહીં. તેથી મહાશૂરવીર કપિઓ જાગ્યા કરે છે અને કહે છે કે, હે કૃપાળુ શ્રીરામ! તમારો જય થાઓ, જય થાઓ. એવી રીતે જ્યાં કાળની પણ ગતિ પહોંચી શકે નહીં, ॥ ૧ ॥ ત્યાં આગળ વાયુપુત્રે પોતાના પૂછનો કોટ બનાવ્યો છે, તે જાણે શેષજીએ અત્રે વાસ કર્યો હોય, તેમ દીઠામાં આવે છે. ॥ ૨ ॥ વળી ઉંચા પર્વતની પેઠે દરવાજા પાસે હનુમાનજી મુખ રાખી બેઠા. પછી જેમ સૂર્ય ઉદય થવાથી અંધકાર પેશી શકે નહીં, તેમ જોઈ અહિરાવણ હૃદયમાં હાર પામી ગયો. ॥ ૩ ॥ હે ભવાનિ! પછી તેના મનમાં જ્યારે કોઈપણ યુક્તિ આવી નહીં, ત્યારે તે દૈત્ય કપટથી નખથી તે શિખા સૂધી વિભીષણનો વેશ લઈ હનુમાનજી પાસે આવ્યો. ॥ ૪ ॥

**दो०** सहज प्रतापी पवनसुत, पुनि सुरपति पति दास ॥
तिनहिं निदर चल राम पहं, मूढ हृदय नहिं त्रास ॥ ११७ ॥

**અર્થ.**—હવે મારુતી જે સહજ પ્રતાપી, તથા ઇંદ્રપતિ શ્રીરામના સેવક છે, તેમનું પણ અપમાન કરી મૂઢ અહિરાવણ ભયને મૂકી શ્રીપ્રભુ પાસે આવ્યો. ॥ ૧૧૭ ॥

**चो०** मर्म न जानेउ कछु सुत पवना । बेष बिभिषन कोले गवना ॥
ठाढ होहु बोलेउ सुनु भ्राता । पोढे अबहि कृपालु जनत्राता ॥ १ ॥
मैं रघुपति सन आयसुपाई । संध्या करन गयउं सुन भाई ॥
तेहिते तुरत चलेउं प्रभु पाहीं । भई बिलंब जानि राम रिसाहीं ॥ २ ॥

सत्यवचन कपि निज मन माना । सुनु खगेश भावी बलवाना ॥
कपट चतुर गति जानि न जाई । परमन हरै हरहि धनभाई ॥ ३ ॥
आयसु पाइ गयउ सो तहंवा । रहे फणीश अरु प्रभु दोउ जहंवा ॥
कपिपति जांबवंत नल नीला । बालीसुत सुखेन बल शीला ॥ ४ ॥

**અર્થ.**—એમ વિભીષણનો વેષ લઇ તેણે ગમન કર્યું, તે મર્મની હનુમાનજીને ખબર પડી નહીં. તેથી બોલ્યો કે, હે ભાઈ! ઉભો રહે. આ વખતે કૃપાળુ પ્રભુ પોઢેલાછે. ॥ ૧ ॥ ત્યારે અસુર કહે છે, હે ભાઈ! હું શ્રીરઘુવીરની આજ્ઞા લઈ સંધ્યાવંદન કરવા ગયો હતો, પણ મને વિલંબ ઘણો થયો, તેથી હું ઉતાવળથી જાઉંછું. કેમકે રખેને પ્રભુ મારાઉપર ક્રોધ કરે. ॥ ૨ ॥ હે વિહંગપતિ! ભાવી છે તે મહાબળવાન્ છે, તેથી કપિએ પોતાના મનમાં તેનાં વચન સાચાં માન્યાં. પણ હે ભાઈ! જે ચતુર કપટી બીજાના ધનનું અને મનનું હરણ કરેછે, તેની કોઇને ખબર પડતી નથી. ॥ ૩ ॥ પછી દૈત્ય હનુમાનજીની આજ્ઞા લઇ જ્યાં લક્ષ્મણ અને પ્રભુ પોઢ્યા છે ત્યાં આવ્યો. તે ઠેકાણે ચારેતરફ મહાબળવાન્ કપીશ, જાંબુવાન, નલ, નીલ, અંગદ, સુષેણ, ॥ ૪ ॥

दो० द्विविद मयंदरु कीश गण, गय गवाक्ष कपि बीर ॥
सहित बिभीषण अपर भट, सोये सब रणधीर ॥ ११८ ॥

**અથ.**—દ્વિવિદ, મયંદ, ગય, ગવાક્ષ એ સર્વે વિભીષણ સંઘાતે રણમાં ધીરજવાન્ બીજા અનેક કપિઓ સૂતેલા છે. ॥ ૧૧૮ ॥

चो० तिनहिं मध्य रावण शशि राहू । देखत बहुरि होत चित चाहू ॥
दक्षिणदिशि राजत रघुनाथा । अनुज बाम दिशि सोहत साथा ॥ १ ॥
प्रभुकर उर पर राजत कैसे । जातरूप परफणि पति जैसे ॥
कपि समूह जनु सागर क्षीरा । तहं सोये मानहुं दोउ बीरा ॥ २ ॥
शुभग बाण धनु धरे बनाई । लक्ष्मण संग पोढे रघुराई ॥
अहिरावण मन कीन्ह प्रणामा । देखि राम सुंदर घनश्यामा ॥ ३ ॥
उमा मुनि जेहि ध्यान न पावहिं । विधि महेश पूजा मन लावहिं ॥
सोप्रभु तेहि देखा भरिलोचन । कृपासिंधु सेवक भयमोचन ॥ ४ ॥
बहुरि हृदय महं कीन्ह बिचारा । रावणकाज करौं अनुसारा ॥
कछु निज मायाकृत गुण आई । कवनि भांति हरिहौं दोउ भाई ॥ ५ ॥

**અર્થ.**—તેઓની મધ્યમાં રાવણરૂપી ચંદ્રને ગ્રહણ કરનાર રાહુરૂપ શ્રીહરિને જોતાં વારંવાર ચિત્તમાં ઇચ્છા થાયછે, કેમકે તેઓ ડાબી તરફ લક્ષ્મણજી ઉપર હાથ રાખી સૂતા છે. ॥ ૧ ॥ તેથી સુવર્ણ ઉપર શેષજીની પેઠે શ્રીપ્રભુનો હસ્તકમળ શોભવા લાગ્યો. વળી કપિના સૈન્યરૂપી ક્ષીર સમુદ્રમાં જાણે શ્રીનારાયણ રામલક્ષ્મણનું રૂપ લઈ અને

સુંદર ધનુષબાણ ધારણ કરી સૂતા છે, ॥ ૨ ॥ એવા ગૌર તથા ઘનશ્યામ મૂર્તિવાળાને જોઈ અહિરાવણે પોતાના મનમાં નમસ્કાર કર્યો. ॥ ૩ ॥ હે ઉમા! જેમનું મુનિ, બ્રહ્મદેવ અને મારા જેવા ધ્યાન ધરે છે, ॥૪॥ એવા કૃપાના સમુદ્ર તથા સેવકના બળને હરવાવાળા શ્રીરામને દૈત્ય, નેત્રથી જોઈ, વળી અનેક પ્રકારે હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે, રાવણના કહેવા પ્રમાણે કામ કરવું જોઈએ, પણ આ બેઉ ભાઈઓનું કેવી રીતે હરણ કરું ? એમ કહી કંઈક પોતાની માયાનો ગુણ દેખાડ્યો. ॥ ૫ ॥

दो॰ मोहन ते मोहे सबहि, स्तंभन ते मुख मूंदि ॥
भयउ अयश उठाइ करि, प्रभुहि चले लै कूदि ॥ ११९ ॥
जाल मोह माया बिवश, मोहे सुरमुनि वृंद ॥
अखख अनिह अनादि प्रभु, चरित्र करत सुखकंद ॥ १२० ॥

**અર્થ.**—પછી મોહન મંત્રથી સર્વેને મોહ પમાડી સ્તંભન મંત્રથી સર્વેનાં મુખ બંધ કરી શ્રીહરિ સાથે લક્ષ્મણજીને ઉઠાવી કુદીને કોઇને જોવામાં આવે નહીં તેમ ચાલ્યો. હે ભરદ્વાજ! જેમની માયાના મોહથી દેવતા, મુનિઓ તથા ઈંદ્ર પણ મોહ પામે છે, એવા અખિલ, અખંડ, ચેષ્ટા રહિત, અનાદિ અને સુખના ભંડાર શ્રીપ્રભુ એ રીતે ચરિત્ર કરે છે. ॥ ૧૧૯ ॥ ॥ ૧૨૦ ॥

चो॰ सो प्रभु दीये नयन मुख मूदी । उमा चला लै निशिचर कूदी ॥
ईहि बिधि प्रभुहि गयौ ले सोई । नभ मारग प्रकाश अति होई ॥ १ ॥
सो प्रकाश जब रावण देखा । किय प्रमाण तेहि बचन बिशेखा ॥
मनमहं हर्ष करहि अति भारी । अहिरावण ले गये असुरारी ॥ २ ॥
लै निज लोक भयउ क्षण माहीं । भयउ शोर तब कपिदल माहीं ॥
जागे बानर श्रीहत झारी । देखिय जिमि सरिता बिनु बारी ॥ ३ ॥
पुनि देखिय जिमि निशि बिनुइंदू । तेज हिन बासर जिमि चंदू ॥
रवि बिनु दिवस जीव बिनु देहा । जिमि देखिय दीपक बिनु गेहा ॥ ४ ॥
जिमि भरता बिन नारि दुखारी । तिमि व्याकुल भेबीना खरारी ॥
एकहि एक लगे तब बूझन । कहां गये त्रैलोक्यबिभूषन ॥ ५ ॥

**અર્થ.**—હે ઉમા! એવા શ્રીહરીએ નિશિચરને જોઈ પોતાનાં નેત્ર અને મુખ બંધ કરી દીધાં. ત્યારે તેમને લઈ કુદીને તે ચાલ્યો. એ પ્રમાણે શ્રીરામ અને લક્ષ્મણનું હરણ કરી ગયો, ત્યારે આકાશમાં અત્યંત પ્રકાશ થયો. ॥ ૧ ॥ તે જોઈ દશાનને, અહિરાવણનાં વચન સત્ય માની, પોતાના મનમાં હર્ષ પામી વિચાર કર્યો કે, ॥ ૨ ॥ દૈત્યના શત્રુને અહિરાવણ એક ક્ષણમાત્રમાં પાતાળમાં લઈ ગયો. આ સમયે કપિઓના સૈન્યમાં શોર બકોર થઈ રહ્યો. તેથી સર્વે વાનર જાગી ઉઠતાં જ જળવિના જેમ નદી,

॥ ૩ ॥ ચંદ્રવિના જેમ રાત્ર, સૂર્યવિના જેમ દિવસ, જીવવિના જેમ શરીર, દિપકવિના જેમ મંદિર ॥ ૪ ॥ અને ભરથારવિના જેમ સ્ત્રી શોભે, તેમ શ્રીરામચંદ્રજીવિના સર્વે વ્યાકુળ થયા. તેથી એક બીજાને પૂછવા લાગ્યા કે, અરે! ત્રણ લોકના આભૂષણરૂપ શ્રીહરિ ક્યાં ગયા? ॥ ૫ ॥

दो० शोधेउ सब मिलि कटक तिन, नहिं पाये दोउ बीर ॥
भये व्याकुल सब भालु कपि, जिमि जलचर बिन नीर ॥ १२१ ॥

**અર્થ.**—એમ કહી સર્વે કપિઓ પોતાના સૈન્યમાં શોધવા લાગ્યા, પણ રામ તથા લક્ષ્મણ મળ્યા નહીં. ત્યારે પાણીવિના જેમ મત્સ્યાદિ જીવજંતુ દુઃખી થાય, તેમ સર્વે વ્યાકુળ થયા. ॥ ૧૨૧ ॥

चो० सकल कहहिं यह बिधि कहा कीन्हा । रघुपति विरह प्राण कत लीन्हा ॥
शोकग्रसित धरि सकहिं न धीरा । कहां राम लक्ष्मण दोउ बीरा ॥ १ ॥
करुणाकरहिं कपीश अपारा । बनीबात बिधि कहा बिगारा ॥
कटक निशाचर सकल संहारी । रहा एक रिपुरावण भारी ॥ २ ॥
सोउ न रहत राम शर लागे । भाइउ हम सब परम अभागे ॥
कबहुंक जो दश शिर अरि जीतहिं । उत्तर कवन देब हम सीतहिं ॥ ३ ॥
असकहि बिकल मूर्च्छि महि परेउ । लागत वज्र शैल जिमि गिरेउ ॥
दशा बिभीषणकी कही नहि जाई । बिगत वत्स जनु धेनु लवाई ॥ ४ ॥

**અર્થ.**—તેથી સર્વે કહેવા લાગ્યા કે, અરે! શૂરવીર બેઉ ભાઈ ક્યાં છે? અરે બ્રહ્મા! તેં આ શું કર્યું? પ્રભુના વિયોગથી અમારા પ્રાણ હરણ કરીશ? એવી રીતે શોકાતુર થયા. તેથી ધીરજ ધારણ કરી શકતા નથી. ॥ ૧ ॥ તેમ જ કપિપતિ પણ અત્યંત રુદન કરી કહેવા લાગ્યો કે, અરે બ્રહ્મા! તેં બનેલી વાત કેમ બગાડી નાંખી? દૈત્યનું સર્વે સૈન્ય નાશ કર્યું, તથાપિ હવે મોટો શત્રુ એક રાવણ રહ્યો છે, ॥ ૨ ॥ તે પણ શ્રીહરિના બાણથી રહેશે નહીં. હે ભાઈઓ! આપણે સર્વે ભાગ્યવિનાના છિયે. કારણ રાવણ સાથે રણસંગ્રામ કરી કદાપિ આપણે જિતીશું, પણ વૈદેહી પૂછશે ત્યારે શું ઉત્તર આપીશું. ॥ ૩ ॥ એમ કહી ઇંદ્રનું વજ્ર લાગવાથી જેમ પર્વત પડે, તેમ સુગ્રીવ મૂર્ચ્છા ખાઇ પૃથ્વી ઉપર પડ્યો. ત્યારે વિભીષણ વાછડાવિના જેમ ગાય વ્યાકુળ થાય, તેમ દુઃખી થવા લાગ્યો. ॥ ૪ ॥

दो० सहित पवनसुत ऋक्षपति, दुख मन भा बहुभांति ॥
खगपति सूझ न कतहुं कछु, तम अपार तिहि राति ॥ १२२ ॥

**અર્થ.**—હે ખગપતિ! વાયુપુત્ર સાથે જાંબુવાન પણ મનમાં અત્યંત દુઃખી થવા લાગ્યો. પણ તે વખતે રાત્રિમાં એટલું અંધારું હતું કે, કંઈ સૂઝતું નહીં હતું. ॥ ૧૨૨ ॥

चो० पवनतनय पुनि कह सब पाहीं । बिस्मय एक होत मन माहीं ॥
कोउ एक आव बिभीषण बेषा । प्रभुके निकट जात हम देखा ॥ १ ॥
पूछत बचन कहेसि अति नीका । कपट न जानिय निशिचर जीका ॥
बचन सुनत बोलेउ लंकेशा । अहिरावण ले गहे अवधेशा ॥ २ ॥
पन्नगलोक बसतहै सोई । मम तनु वेष अवर नहिं कोई ॥
महाबली जानै सब माया । निश्चय तेहि दशशीश पठाया ॥ ३ ॥
जेहिबल होइ उहां सो जाई । ताहि जीति आनै दोउ भाई ॥
कहहि भालुपति सुनु हनुमाना । तव बल तात सकल जग जाना ॥ ४ ॥
वेगि सो यतन बिचारहु ताता । कृपासिंधु आनहु दोउ भ्राता ॥

**અર્થ.**--ત્યારે હનૂમાનજી સર્વેને કહેવા લાગ્યા કે, મારા મનમાં એક વિસ્મય થાયછે કે, કોઇએક વિભીષણનો વેષ લઇ શ્રીહરિની પાસે જતી વખતે મેં જોયો. ॥ ૧ ॥ તેથી મેં તેને પૂછવાથી તેણે અત્યંત સારો ઉત્તર આપ્યો, એટલે દૈત્યનું હું કપટ જાણી શકયો નહીં. એવાં વચન સાંભળી વિભીષણ બોલ્યા કે, હે વાયુપુત્ર! શ્રીરામ અને લક્ષ્મણજીને અહિરાવણ લઈ ગયો. ॥ ૨ ॥ હવે તે નાગ લોકમાં વસેછે, મારું રૂપ તેના-વિના જગતમાં બીજું કોઈ જાણતું નથી. વળી દૈત્યપતિ મહાબળવાન્ સર્વે માયા જાણેછે, માટે તેને દશગ્રીવે મોકલ્યો હશે. ॥ ૩ ॥ તેથી હવે આ સૈન્યમાં કોઈ બળવાન્ હોય તો, ત્યાં જઈ દૈત્યને જિતી બેઉ ભાઇને લઈ આવે. એવાં વચન સાંભળી જાંબુવાન બોલ્યો કે, હે હનૂમાનજી! તમારા બળને આખું જગત્ જાણે છે. ॥ ૪ ॥ માટે એ વાત તો જલદીથી વિચાર કરી કૃપાસિંધુ શ્રીહરિ અને લક્ષ્મણજીને લઈ આવો. ॥ ૫ ॥

दो० बिलखि कहेउ कपिपति बहु, सुनु मारुतसुत तात ॥
बिन रघुपति धिक धिक जनम, पलयुग सरिस बिहात ॥ १२३ ॥

**અર્થ.**—વળી અત્યંત શોકાતુર થઈ સુગ્રીવ કહેવા લાગ્યો કે, હે બાપ વાયુપુત્ર! શ્રીરઘુવીર વિનાનાં જીવવાને વારંવાર ધિક્કાર છે. કેમકે તેમના વિના એક પળ તે યુગ સમાન જાયછે. ॥ ૧૨૩ ॥

चो० यथा तृषित बिनु बारि दुखारी । तैसे हम सब रहित खरारी ॥
रवि बिन कमल जात कुमिलाई । तैसे हम सब बिनु रघुराई ॥ १ ॥
सीता सुधि जिमि औषधि आनी । तेहि प्रकार आनहु सुख खानी ॥
सुनत बचन मारुतसुत बोला । राखहु चित थिर कटक न डोला ॥ २ ॥
भुवनचारि दश तीनिहुं लोका । आनहूं प्रभुहि तजहु तुम शोका ॥
अब तुम सजग रहेउ सब भाई । लरेहु कालसन जो चढि आई ॥ ३ ॥
असकहि गर्जि चले हनुमाना । प्रलय कालके मेघ समाना ॥
चले जात एक तरुवर भयऊ । गीध गीधनि देखत दोउ भयऊ ॥ ४ ॥

**અર્થ.**--હે હનૂમંત! જેમ જળવિના મનુષ્ય દુઃખી થાય, તેમ ખર-દૂષણના શત્રુ-વિના અમે દુઃખી છિયે. તેમ જ સૂર્યવિના જેમ કમળ કરમાઈ જાય, તેમ અમે સર્વે રઘુનાથજીવિના છિયે. ॥ ૧ ॥ હે ભાઈ! જે પ્રમાણે જાનકીજીની શુદ્ધિ તથા દ્રોણગિરિ-સાથે ઔષધિ લઈ આવ્યા, તેવી રીતે સુખના ભંડાર બેઉ ભાઇઓને લઈ આવો. એવાં વચન સાંભળી હનૂમાન્ કહેછે કે, હે કપીશ! આપણું સૈન્ય ગભરાય નહીં, તે પ્રમાણે ચિત્ત સ્થિર રાખો. ॥ ૨ ॥ વળી તમે શોકનો ત્યાગ કરો; કારણ કે હું ચૌદ ભુવન અને ત્રણ લોકમાં તપાસ કરી બેઉ ભાઇઓને લઈ આવીશ. હે ભાઇઓ! હવે તમે હુશિ-યાર રહેજો અને કાળ ચઢી આવે તો તેની સાથે પણ લડાઈ કરજો. ॥ ૩ ॥ હે ભરદ્વાજ! એમ કહી પ્રલય કાળના મેઘની પેઠે ગર્જના કરી હનુમાનજી ચાલતાં ચાલતાં એક વૃક્ષ નીચે આવ્યા, ત્યારે ત્યાં ગીધને તેની સ્ત્રી એમ કહેવા લાગી કે, ॥ ૪ ॥

**दो० नारि गर्भिणी गृध्रकर, बोली पतिसन बैन ॥**
**आनहु आमिष मनुज कर, खाउं होइ चित चैन ॥ १२४ ॥**

**અર્થ.**—હે પતિ! હું ગર્ભવંતી છું. માટે જો મને મનુષ્યનું માંસ લાવી આપો, તો તે ખાવાથી મારા જીવને આનંદ થાય. ॥ ૧૨૪ ॥

**चो० तासु वचन सुनि खग अस कयऊ । अहि रावण रामहिं लै गयऊ ॥**
**देइहि बलि देविहि सो जाई । बडे भाग्य आमिष जो पाई ॥ १ ॥**
**कवनेउ यतन देव मैं आनी । असकहि बिहंग नारि सनमानी ॥**
**जबहिं पवनसुत अस सुधि पाई । चलेउ हृदय सुमिरत रघुराई ॥ २ ॥**
**तब हनुमंत पतालहि गयऊ । अहिरावण पुर प्रविशत भयऊ ॥**
**द्वारपाल मकरध्वज कीशा । कपिसन डाटि कहत बहु रीशा ॥ ३ ॥**
**निदरहि मोहिं तोहिं डर नाहीं । कालदेखी जिमि पुरुष डराहीं ॥**
**जानेसि मोहिं न मरुत सुत बालक । स्वामि भक्त भंजन मुखकालक ॥ ४ ॥**

**અર્થ.**—ત્યારે એવાં સ્ત્રીનાં વચન સાંભળી ગીધપક્ષી બોલ્યો કે, હે સ્ત્રી! અહિરાવણ રામ તથા લક્ષ્મણને પાતાળમાં લઈ ગયોછે, તે દેવીને બળિદાન આપશે. માટે તે જો ભાગ્ય હશે તો તેનું માંસ મળશે. ॥ ૧ ॥ પરંતુ કોઈ પ્રકારે તેનું માંસ હું લઈ આવીશ. એમ કહીને પોતાની સ્ત્રીનું સન્માન કર્યું. હે ભરદ્વાજ! હનુમાનજીને જ્યારે એવાં વચન સાંભળવાથી ખબર મળી, ત્યારે હૃદયમાં શ્રીરઘુનાથજીનું સ્મરણ કરીને ચાલ્યા. ॥ ૨ ॥ તેણે પાતાળમાં જઈ અહિરાવણના નગરમાં પ્રવેશ કર્યો. ત્યારે દરવાજામાં મકરધ્વજ નામે કપિ પુરીની રક્ષા કરવા બેઠો હતો. તે ક્રોધ કરી વાંકી નજરથી વાયુપુત્રને કહેવા લાગ્યો કે, ॥ ૩ ॥ રે મને તુચ્છ ગણી તું મારા આગળથી જાયછે, માટે તને ભય નથી? કાળ દેખીને જેમ પુરુષ ડરે તેમ હે કપિ! તું મને જાણતો નથી? અરે! હું હનુમાન-જીનો પુત્ર અને કાળના મુખને ભાંગી નાંખનાર વળી અહિરાવણનો સેવક છું. ॥ ૪ ॥

सो० सुनत बचन हनुमान, बोलत भे विस्मय बिबश ॥
अरेरे मूढ अज्ञान, मोरे सुत स्वप्नेहु नहीं ॥ १० ॥

**અર્થ.**—એવાં વચન સાંભળી હનુમાનજી આશ્ચર્ય પામી બોલ્યા કે, અરેરે! મૂઢ! હે અજ્ઞાની! મને સ્વપ્નમાં પણ પુત્ર થયો નથી. ॥ ૧૦ ॥

चो० कहत बचन शठतोहिन खोरी । कामविवश कब भइ मति मोरी ॥
ममसुत होसि मूढ केहि काजा । इतना कहत तोहिं नहिं लाजा ॥ १ ॥
केहि प्रकार तुम मम सुत भयऊ । निज उत्पति मोसन किन कयऊ ॥
सुनत कहहि मकरध्वज बचना । कीन्ह तात जब लंका दहना ॥ २ ॥
जब आयउ चलि उदधि समीपा । भयउ श्रम तब तनु कपि दीपा ॥
छुटि प्रस्वेद सागरमहं गयऊ । पियउ मकर तेहिते मैं भयऊ ॥ ३ ॥
यहि प्रकार मैं तव सुत ताता । गोवहुं नहिं निज पिता न माता ॥
अहिरावण सेवा मैं करहूं । निज पति आयसु द्वारे रहहू ॥ ४ ॥

**અર્થ.**—હે મૂર્ખ! એવાં ખોટાં વચન કહેતાં તને લાજ થતી નથી? અરે મારી બુદ્ધિ કામને વશ ક્યારે થઈ છે? હે મંદમતી! તું શા માટે મારો પુત્ર થાય છે? વળી બીજાનો પુત્ર થતાં તું શરમાતો નથી? ॥ ૧ ॥ અરે તું મારો પુત્ર છો ત્યારે તારી ઉત્પત્તિ કેમ થઈ? વળી કયા પ્રકારે તું મારો પુત્ર થાય છે? તે કહે. એવાં વચન સાંભળી મકરધ્વજ બોલ્યો કે, જ્યારે મારા પિતાએ લંકા બાળીને ॥ ૨ ॥ પછી સ્નાન કરવા-વાસ્તે સમુદ્ર પાસે આવ્યા, ત્યારે કપિઓમાં દીપકરૂપ હનુમાનજીને શ્રમ થવાથી પર-સેવાની બુંદ છૂટી. તે મઘરી ખાઈ ગઈ. તેના ઉદરથી હું જન્મ્યો. ॥ ૩ ॥ હે તાત! એ પ્રકારે હું તમારો પુત્ર છું, તેથી મારા માતપિતાને ગુપ્ત રાખતો નથી. વળી અત્રે અહિ-રાવણની આજ્ઞાથી દરવાજાનું રક્ષણ કરું છું. ॥ ૪ ॥

दो० सत्यबचन हनुमान कहि, पुनि पूछी सब बात ॥
आनेहु लक्ष्मण राम कहं, कहा करत हैं तात ॥ १२५ ॥

**અર્થ.**—એવાં વચન સાંભળી વાયુપુત્ર બોલ્યા કે, હે તાત! તારાં વચન સાચાં છે. વળી એક હેતુ તને પૂછું, તે મને કહે. રામ તથા લક્ષ્મણને તારો પતિ લઈ આવ્યો છે, તે ક્યાં છે? અને શું કરે છે? ॥ ૧૨૫ ॥

चो० कहहु तात तेहि स्थलको नाऊं । जान चहौं मैं निज प्रभु ठाऊं ॥
यह वृत्तांत न जानहुं ताता । अस मैं श्रवण सुनेहु कछु बाता ॥ १ ॥
सीतापति अरु फणिपति साथा । सो लै आयउ निशिचर नाथा ॥
करत होम तेहि कारण आजू । देविहि बलि देई नृपराजू ॥ २ ॥
जो कछु निज श्रवण न सुनि पायऊं । तात सकल मैं तुमहिं सुनायऊं ॥
निजप्रभु काज लागि दुख सहेहु । तुमसन सत्य बचन मैं कहेहु ॥ ३ ॥

जान कहहु अब जान न देउं । प्रभु आज्ञा तजि अयश न लेउं ॥
सुनि अस पेलि चलेउ हनुमाना । भयउ क्रोध मकरध्वज जाना ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! મને તે ઠેકાણાનું તું નામ કહે. કારણ કે મને ત્યાં મારા પ્રભુ પાસે જવાની ઈચ્છા છે. ત્યારે મકરધ્વજ કહેછે કે, હે તાત! એ હકિકત હું જાણતો નથી, પણ મેં કંઈ વાત કાને સાંભળી છે તે કહુંછું. ॥ ૧ ॥ હે પિતા! લક્ષ્મણજી સાથે રામચન્દ્રજીને દૈત્યનોપતિ અહિરાવણ લઈ આવ્યો છે. તેમનું દેવીને બળિદાન આપવા વાસ્તે આજે અગ્નિમાં હોમ કરેછે. ॥ ૨ ॥ એવી રીતે જે કંઈ વાત મારે કાને સાંભળી હતી, તે હે પિતા! મેં તમને કહી સંભળાવી. હવે તમે પોતાના પ્રભુવાસ્તે દુઃખ સહન કરો છો, પણ હું તમને સત્ય વચન કહુંછું, તે સાંભળો. ॥ ૩ ॥ તમે ત્યાં જવાનું કહો છો, પરંતુ હમણા હું જવા દઇશ નહીં. મારા પ્રભુ અહિરાવણની આજ્ઞા નથી, તેથી હું અપયશ લઇશ નહીં. એવું સાંભળતાં જ વચનનું ઉલ્લંઘન કરી હનુમાનજી ચાલ્યા. તે જોઈ મકરધ્વજને ઘણો ક્રોધ ઉત્પન્ન થયો. ॥ ૪ ॥

दो० कपिकहं मुठिका एकहनी, कपि पुनि मारा ताहि ॥
एकहि एकन जिती सक, पिता पुत्र जनु नाहि ॥ १२६ ॥

**અર્થ.**—તેથી હનુમાનજીને એક મુષ્ટિકા મારી, ત્યારે વાયુપુત્રે પણ પોતાના પુત્રને મુષ્ટિપ્રહાર કર્યો. એમ પિતા, પુત્રનો જાણે સંબંધ જ નથી, તે પ્રમાણે લડવા લાગ્યા; પણ એક બીજાને પરસ્પર જિતી શકતા નથી. ॥ ૧૨૬ ॥

चो० एकहि एक सकहिं नहिं पारी । पवन तनयसुत दोऊ भट भारी ॥
सुतकि पूछसन बांधि भवानी । चलेउ बहोरि बिलंब न आनी ॥ १ ॥
धरि लघुरूप होम गृह देखा । जीव सजीव परे नहिं लेखा ॥
तहं देवी कर मंडप रहई । शोणित घट बहु को कहि सकई ॥ २ ॥
बिबिध भांति मेवा पकवाना । धरे आनि देवी अस्थाना ॥
मालिनी तहं प्रसून लै आई । सुमन मध्य प्रविशेउ कपिराई ॥ ३ ॥
सुमनहुंते करि अति हलुकाई । सोलै पुष्प मंडपहि आई ॥
पुष्प सकल देविपर चढेउ । बिकटरूप तबते कपि बढेउ ॥ ४ ॥

**અર્થ.**—હે ભવાનિ! આ તરફ પવનપુત્ર તથા પેલીતરફ હનુમાનજીના પુત્ર, એમ બેઉ મહાબળવાન્ યોધા છે, જેથી એક બીજાને પૃથ્વીઉપર પાડી શકતા જ નથી. તોપણ હનુમાનજી તે જ વખતે મકરધ્વજને તેના જ પૂછ સાથે બાંધી ત્યાં જ મૂકી ઘણો વખત થયો, માટે ઉતાવળથી ચાલી સૂક્ષ્મરૂપ લઇ હોમશાળામાં આવ્યા. ॥ ૧ ॥ ત્યારે ત્યાં અનેક મુવેલા તથા જીવતા જીવજંતુ ગણત્રી વિનાના પડ્યા હતા અને રુધિરના અનેક કુંભ મૂકેલા, તેની ગણત્રી કોણ કરી શકે? વળી ત્યાં એક દેવીનું સુંદર મંદિર બનાવ્યું હતું. ॥ ૨ ॥ તેના મંડપમાં અનેક જાતના મેવા પકવાન્ન લાવીને મૂકયાં હતાં. તે વખતે ત્યાં દેવીને વાસ્તે માલણ તરેહ તરેહની ફૂલની માળાઓ લઇને આવી. તેને

જોઇ તે સૂક્ષ્મરૂપવડે વાયુપુત્રે તેમાં પ્રવેશ કર્યો. ॥ ૩ ॥ વળી પુષ્પથી પણ હલકા શરીરવાળાને સાથે લઇ માલણ દેવીના મંદિર પાસે આવી. પછી જ્યારે પુષ્પ દેવી ઉપર ચઢાવ્યાં, ત્યારે હનુમાનજી પોતાનું ભયંકર રૂપ લઈ દેવી ઉપર બેઠા. ॥ ૪ ॥

**दो०** छुवत चरण देवी तबहि, धरणी रही समाइ ॥
मुख पसारि ठाढे भये, कपि छबि बरणि न जाई ॥ १२७ ॥

**અર્થ.**—જ્યારે કામદા દેવી હનુમાનજીનાં ચરણસ્પર્શ થવાથી પૃથ્વીમાં સમાઈ ગઈ, ત્યારે કપિ મુખ ઉઘાડી દેવીના ઠેકાણે દેવરૂપ થઈ બેઠો. હે ઉમા! તેની શોભાનું વર્ણન થઈ શકતું નથી. ॥ ૧૨૭ ॥

**चो०** देखि रूप आनंदित भारी । करहि बिचार निशाचर झारी ॥
कहहिं कि देवि प्रकट भइ आजू । बडभागी भा निशिचर राजू ॥ १ ॥
करि प्रणाम पुनि पूजा करहिं । जो कछु आवसो कपिमुख परहीं ॥
रही जो बस्तु सकल समुदाई । बची न एकौ सब कपि खाई ॥ २ ॥
कपि खिलारि कौतुक बिस्तारा । भा यह निशिचर कुल संहारा ॥
अहिरावण उर भा सुख कैसे । चढे कांध पर बलिपशु जैसे ॥ ३ ॥
होम सिद्ध निशिचर जब जाना । अहि रावन बली प्रभु दोउ आना ॥
अब प्रभु देवि भई आनंदा । सुनत बचन हर्षे मतिमंदा ॥ ४ ॥
राम लषण आगे करि लीन्हा । निशिचर नारि सोच अति कीन्हा ॥
गहिपद बिनय करति कर जोरी । सुनहु प्राणपति बिनती मोरी ॥ ५ ॥
नाथन ये भूपति के बालक । चौदह भुवन पति प्रभु पालक ॥
जीव चराचर जे जग रहहीं । सबके ईष्ट देवयह अहहीं ॥ ६ ॥
अंचल रोपि बहुत बिलखाई । मांगे देउ कुंवर दोउभाई ॥
ईनसन समर दोउ नहिं जीता । तुमपर भयउ काल विपरीता ॥ ७ ॥

**અર્થ.**—પછી એ દેવીનું સ્વરૂપ જોઈ સર્વે દૈત્યો આનંદ પામી વિચાર કરી કહેવા લાગ્યા કે, હે ભાઇઓ! આજે દેવી પ્રગટ થયાં, જેથી આપણા સ્વામીનું વિશાળ ભાગ્ય દીઠામાં આવે છે. ॥ ૧ ॥ એ રીતે વચન કહી પૂજન કરી પગે લાગી, પછી જે કંઈ નૈવેદ્ય લઈ આવે, તે મહાવીરના મુખમાં નાંખે છે. એમ તે વખતે પકવાન્નાદિ મંડપમાં જે જે વસ્તુ હતી, તે સર્વે કપિરૂપ દેવ ખાઈ ગયો. પછવાડે કંઈ પણ વસ્તુ રહી નહીં. ॥ ૨ ॥ એ પ્રમાણે દૈત્યના કુળનો નાશ કરવા વાસ્તે કપિરૂપી ખેલાડીએ ખેલનો ઉઠાવ કર્યો. તે વખતે બળિ પશુને જેમ કાંધ ઉપર ચઢાવવાથી સુખ થાય, તેમ અહિરાવણને થયું. ॥ ૩ ॥ હવે જ્યારે પૂર્ણાહુતિ કરવાનો સમય થયો ત્યારે રામ લક્ષ્મણરૂપ બળિને ત્યાં લઈ આવી ઉભા રાખ્યા. તે વખતે નિશિચરો કહે

છે કે, હે અસુરાધિપ! આપણી કામદા દેવી આપણા ઉપર આજે પ્રસન્ન છે. એવાં સેવકોનાં વચન સાંભળી મંદબુદ્ધિ રાજી થયો. ॥ ૪ ॥ પછી બેઉ ભાઈઓ આગળ ઉભેલા જોઈ અહિરાવણની પટરાણી ચન્દ્રસેના પોતાના સ્વામીનાં ચરણ ગ્રહણ કરી, બે હાથ જોડી બોલી કે, હે પ્રાણપતિ! મારી વિનતિ સાંભળો. ॥ ૫ ॥ એ રાજાના પુત્ર નથી, પણ ચૌદ ભુવનના પાલણ કરનાર ઈશ્વર છે. વળી જગતમાં જેટલા જીવ છે, તે સર્વેના એ ઇષ્ટ દેવ છે. ॥ ૬ ॥ માટે તમારી આગળ છેડા પાથરી આ રાજકુંવર તમારી પાસેથી માગી લઉં છું. વળી એમની સાથે યુદ્ધમાં આજ દિવસસૂધી કોઈ પણ જિત્યું નથી, વાસ્તે તમારા ઉપર કાળ અવળો થયો છે. ॥ ૭ ॥

दो० सुनत बचन निजतीयके, हसि समुजावत सोइ ॥
रावण कुल संहार किय, किमि छांडव अब ओइ ॥ १२८ ॥

અર્થ.—એવાં સ્ત્રીનાં વચન સાંભળી, તે હસીને સમજાવવા લાગ્યો કે, જેણે મારા મિત્રના કુળનો નાશ કર્યો, તેને હવે માર્યા વિના કેમ મૂકું? ॥ ૧૨૮ ॥

चो० नारिबचन किनेसिनहि काना । लछिमन राम तुरत तहं आना ॥
ठाढकीन्ह तहं प्रभु कह आनी । निशिचर बहु आयुध धरि पानी ॥ १ ॥
कोहु कर गदाधरे धनुबाणा । शक्तिशूल धरि कोउ कृपाणा ॥

અર્થ.—એવાં સ્ત્રીનાં વચન કાને નહીં સાંભળ્યા પછી રામ, લક્ષ્મણને તુરત ત્યાં લઈ આવી ઉભા રાખ્યા. તે વખતે દૈત્યો અનેક આયુધ ધારણ કરવા લાગ્યા. ॥ ૧ ॥ તેમાં કેટલાક રાક્ષસોએ હાથમાં ગદાઓ અને ધનુષબાણ લીધાં, કેટલાક શક્તિ, ત્રિશૂળ તથા તરવાર ધારણ કરી ઉભા. ॥ ૨ ॥

दो० तोमर मुदगर परशु अति, ब्रह्मपास अरु बेत ॥
शूल भुशुंडी परशु पटि, देखत बिसरत चेत ॥ १२९ ॥

અર્થ.—વળી કેટલાકે તોમર, ફરશી, બ્રહ્મપાશ, મુદ્દગળ તથા નેતરની છડીઓ, ભુશુંડી, પરશુ અને પટીને જોઈ મનને ભય ઉત્પન્ન થાય એવાં હથિયાર ધારણ કરેલા હતાં. ॥ ૧૨૯ ॥

चो० मायाबलते सकल विचक्षण । अति बिकट शठ मूढ कुलक्षण ॥
यहिबिधि सकल बीर तहं रहहीं । अहिरावण आज्ञा अनुसरहीं ॥ १ ॥
आयसु पाइ खड्ग तिन्ह काढे । मारन कहं प्रभुपर भय ठाढे ॥
कोउकह राजनीति अनुसरहू । घटिका तिन विलंब अब करहू ॥ २ ॥
पुनि पुनि बचन मूढमति कहहीं । सुमिरहु जो तुह्मार कोउ अहहीं ॥
मृत्य काल अब पहोंचा आई । निशीके स्वप्न होव दोउ भाई ॥ ३ ॥
कहहिं मूढ प्रभुको बहु बानी । कहत सचुक मोहिं अतिहि भवानी ॥

અર્થ.—હે પાર્વતી! માયાના બળથી મહા ચતુર તથા અત્યંત ભયંકર કુલક્ષણવાળા મૂર્ખ એવા અનેક દૈત્યો અહિરાવણની આજ્ઞા પાળનાર ત્યાં ઉભા છે. ॥ ૧ ॥

તેઓ પોતાના સ્વામીની આજ્ઞા પામી ખડ્ગ ઉઘાડાં કરી શ્રીહરિને મારવા તૈયાર થયા. ત્યારે કેટલાક એમ કહેવા લાગ્યા કે, હે ભાઈઓ! રાજનીતિમાં કહ્યું છે, તે પ્રમાણે ત્રણ ઘટિકાની એમને રજા આપો. ॥ ૨ ॥ એમ મંદબુદ્ધિવાળા દૈત્યો પછી રામ, લક્ષ્મણને કહેવા લાગ્યા કે, તમારો જે કોઈ ઇષ્ટ હોય, તેનું સ્મરણ કરી લ્યો. કારણ હવે તમારું મૃત્યુ નજીક આવ્યું છે, તેથી રાત્રનાં સ્વપ્નની પેઠે થઈ જશો. ॥ ૩ ॥ હે ભવાનિ! એવા દુષ્ટો એવી રીતે કઠણ વચન કહેછે, તે કહેતાં મને અત્યંત લજ્જા ઉત્પન્ન થાયછે. ॥ ૪ ॥

**दो०** फनिपति चितवत राम कहं, राम चितव अहिराज ॥
प्रभुकर कौतुक होत पुनि, सुनौ कथा खगराज ॥ १३० ॥

**અર્થ.**—તે વખતે લક્ષ્મણજી, રામચન્દ્રજી સામું જૂવેછે, ને શ્રીહરિ, શેષજી સામું જૂવેછે. હે ખગેશ! આ એક પ્રભુનાં ચરિત્ર છે, તે કથા સાંભળો. ॥ ૧૩૦ ॥

**चो०** पुनि प्रभुमनन हंकीन विचारा । जपें सकल जगनाम हमारा ॥
आजु सेवकको सुमिरण कीजे । विघ्न अनेक ताहिते छीजे ॥ १ ॥
रे हनुमान वेगीईत ईजे । असुरनकों विधिवत फल दीजे ॥
होइहि सोजो विधिलिखि दीना । यस विचारी प्रभु सुमिरण कीना ॥ २ ॥
दैत्य जबहि मारण कहंधाए । अट्टहास करि कपि तहां आए ॥
निशिचर सकल त्रसित भये भारी । कहहिं बचन निज हृदयविचारी ॥ ३ ॥
तेहि ते देवि क्रुद्ध भइ आजू । अब भा सबकर परम अकाजू ॥
सभयभये तब निशिचर झारी । बहुरि कीश गर्जेउ अति भारी ॥ ४ ॥

**અર્થ.**—હવે શ્રીહરિ હસીને વિચાર કરવા લાગ્યા કે, સર્વે જગત્ મારા "નામ" નો જપ કરે છે. તેથી હું સેવકના નામનું રટણ કરું, જેથી અનેક વિઘ્ન નાશ થાય. ॥ ૧ ॥ હે ઉમા! એમ સુજાણ શ્રીપ્રભુ દેવીરૂપ હનુમાનને જાણી, ફરીથી હસીને કહે છે કે, હે મહાવીર! તું અત્રે જલદી આવી આ વખતે વિધિવત્ ફળ સર્વે અસુરોને આપ. ॥ ૨ ॥ ત્યારે એવાં ભગવદ્ વાક્ય સાંભળી નિશિચરોએ જ્યારે બેઉ ભાઈઓને મારવાનો વિચાર કર્યો, ત્યારે કપિએ મેઘની પેઠે ગંભીર શબ્દ કર્યો. તે સાંભળી દૈત્યો પોતાના મનમાં અત્યંત ત્રાસ પામી વિચાર કરી ॥ ૩ ॥ આપસમાં કહે છે કે, હે ભાઈઓ! આપણા સ્વામીએ કંઈ સારું કામ કર્યું નથી, કેમકે કપટરૂપે આ બેઉ દેવને લઈ આવ્યો છે, તેથી આજે દેવી કોપાયમાન થઈ છે, વાસ્તે હવે આપણો ખચ્ચિત નાશ થશે. ॥ ૪ ॥

**दो०** प्रकटरूप करि पवनसुत, शब्द कीन्ह गंभीर ॥
अति भय भयउ रजनिचर, सुनहु उमा मतिधीर ॥ १३१ ॥

**અર્થ.**—હે ધીર બુદ્ધિવાળી પાર્વતી! સાંભળ. જ્યારે વાયુપુત્રે પોતાનું રૂપ પ્રગટ કરી મહા ઘોર શબ્દ કર્યો, ત્યારે રાક્ષસો ઘણો જ ભય પામવા લાગ્યા. ॥ ૧૩૧ ॥

चो० डगमगभे निशिचर अभिमानी । पवन लगे जिमि सागर पानी ॥
तेहि क्षण कपिमन क्रोध बढाई । मारण लगे निशिचर समुदाई ॥ १ ॥
खड्ग छुडाई लीन हनुमाना । काटन लगे भुजा शिरनाना ॥
काहुहि नाक श्रवण बिनु कीन्हा । गहिपद दारि अनलमहं दीना ॥ २ ॥
निज लंगूरकी कोट बनाई । तेहिमहं धरि कोउ भागि न जाई ॥
यहिबिधि सब निशिचर संहारे । अहिरावण लखि बचन उचारे ॥ ३ ॥
रे कपि नीच त्रास नहिं तोहीं । अहिरावण शठ जान न मोहीं ॥
जंबुमालि कहं जिमि तैं मारा । अरु रावणसुत हतेउ बिचारा ॥ ४ ॥

**અર્થ.**—વળી જેમ પવન લાગવાથી સમુદ્રનું પાણી ઉછળે, તેમ મહા અભિમાની નિશિચરો કંપવા લાગ્યા. તે જ વખતે મારુતીએ બેઉ જણને પોતા પાસે ઉભા રાખી પછી ક્રોધાતુર થઈ ॥ ૧ ॥ દૈત્યોના હાથમાંથી તરવાર છીનવી, જેમ ખેડુત લીલા ખડને કાપે, તેમ તેઓનાં માથાં અને ભુજાઓ કાપવા લાગ્યા. વળી કેટલાકનાં નાક કાન કાપી પગ ઝાલીને અગ્નિકુંડમાં નાંખી દીધા. ॥ ૨ ॥ પછી કોઈ રાક્ષસ નાશી ન જાય, એટલા માટે પોતાના પૂછનો કિલ્લો કરી સર્વેને ઘેરી લીધા. એવી રીતે સર્વે નિશિચરનો સંહાર કરી નાંખ્યો. તે જોઈ અહિરાવણ વચન કહે છે કે ॥ ૩ ॥ હે નીચ કપિ! તને મારો ત્રાસ નથી? હું અહિરાવણ છું. તું મને જાણતો નથી? વળી તેં જંબુમાલી દૈત્યને તથા રાવણના પુત્ર અક્ષય કુમારને માર્યો, ॥ ૪ ॥

दो० कालनेमि सम नाहिं मैं, करु कपि बचन प्रमान ॥
असकहि खड्ग प्रहार किय, कपि तनु वज्र समान ॥ १३२ ॥

**અર્થ.**—પછી કાલનેમી રાક્ષસનો પણ નાશ કર્યો, તો હે કપિ! હું બીજા રાક્ષસોના જેવો નથી, એ મારાં વચન નિશ્ચય જાણજે. એમ કહી દૈત્યે ખડ્ગ ઉપાડી વાયુપુત્ર ઉપર પ્રહાર કર્યો. પણ વજ્રના જેવા શરીરવાળાને કંઈ વાગ્યું નહિ. ॥ ૧૩૨ ॥

चो० लै असि ताहि पवनसुत मारा । काटि शीश पावकमहं डारा ॥
आहुति पूर्ण दीन्ह तब कीशा । लै पुनि चलेउ लखण जगदीशा ॥ १ ॥
मकरध्वज बिनती तब कीन्हा । बंधन छोरि राज्य तेहि दीन्हा ॥
यहां राज भोगहु तुम ताता । भजहु सदा मम प्रभु दोउ भ्राता ॥ २ ॥
असकहि कपि निजदल महं आवा । हर्षेउ कटक सबनि सुखपावा ॥
मृतक शरीर प्राण जिमि आवहिं । मणिजिमी पाइ फणीसुख पावहिं ॥ ३ ॥
बिछुरे बहुरि मिले जनु आई । तिमि हर्षे सब लखि दोउ भाई ॥
मिलेउ कपीश चरण धरिमाथा । पुनि पद गहे निशाचर नाथा ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે મારુતીએ તેની જ તરવાર છીનવી દૈત્યનું મસ્તક કાપી, અગ્નિકુંડમાં શ્રીફળની પેઠે હોમી પૂર્ણાહુતિ કરી. પછી અનુજ સંઘાતે જગદીશને લઈ તેઓ ચાલ્યા.

॥૧॥ તે જોઈ વિનય કરનાર મકરધ્વજને બંધનથી મુક્ત કરી, પાતાળમાં અહિરાવણનું રાજ્ય આપી કહ્યું કે, હે તાત! અહીં રાજ્ય ભોગવ, અને મારા ઈષ્ટદેવ રામ-લક્ષ્મણનું ભજન કરજે. ॥ ૨ ॥ એમ કહીને તે જ વખતે હનુમાનજી પોતાના સૈન્યમાં આવ્યા, ત્યારે સર્વે કપિઓને અત્યાનંદ થયો. વળી જેમ મૃતક શરીરમાં પ્રાણ આવે, જેમ ખોવાયેલો મણિ સર્પને પાછો મળે. ॥ ૩ ॥ જેમ વિયોગીનો મેળાપ થાય, તેથી, પણ અધિક અનુજ સંઘાતે શ્રીરામને મળી સર્વે સુખી થયા. પછી સુગ્રીવે પ્રભુનાં પદકમળમાં મસ્તક નમાવ્યું, તેમ જ વિભીષણે પણ પદકંજ ગ્રહણ કર્યાં. ॥ ૪ ॥

**दो॰ जांबवंत अंगद सहित, मिले भालु अरु कीश ॥**
**सनमाने कहि वचन प्रिय, लखण कोशलाधीश ॥ १३३ ॥**

**અર્થ.**—પછી રીંછ તથા વાનરો સંગાતે જાંબુવાન તથા અંગદ જ્યારે મળ્યા ત્યારે લક્ષ્મણજી સહિત શ્રીરઘુનાથજીએ પ્રિય વચન કહીને સન્માન આપ્યું. ॥ ૧૩૩ ॥

**चो॰ बहुरि सबहिं भेंटे हनुमाना । कहहिं तात तुम राखेउ प्राना ॥**
**देवन सुमन वृष्टि तब कीन्हीं । प्रमुदित हृदय दुंदुभी दीन्हीं ॥ १ ॥**
**अनुज सहित हर्षित रघुबीरा । कहेउ बचन सुनु तनय समीरा ॥**
**तुम समान नहिं कोउ हितकारी । सुर मुनि सिद्ध मनुज तनु धारी ॥ २ ॥**
**यश तुम्हार त्रिभुवन महं भयऊ । सुनि प्रभु वचन चरण कपि नयऊ ॥**
**नाथ कीन्ह सब मैं केहि लेखे । तरणी चलत अगम जल पेखे ॥ ३ ॥**
**तैसे सब प्रताप तवनाथा । सुनि अस मिले कपिहि रघुनाथा ॥**
**कटक सहित हर्षे दोउ भाई । तेहि अवसर सुख किमि कहिजाई ॥ ४ ॥**
**उहां दशानन सब सुधिपाइ । दूत संदेश दीन्ह सब जाई ॥**
**अहिरावण कर बधसुनि काना । भयउ तेजहत अतिदुःख माना ॥ ५ ॥**
**बचन बज्र सम लागेउ तांही । संभ्रम मूर्छि परेउ महिमांही ॥**
**मुख सुखान लोचन जल बहहिं । बचन न आव शोक उर दहहिं ॥ ६ ॥**

**અર્થ.**—પછી હનુમાનજી સર્વને ભેટ્યા ત્યારે તેઓ કહેવા લાગ્યા કે, હે તાત! સર્વેના પ્રાણનું રક્ષણ કર્યું. તે વખતે દેવતાઓ આનંદ મનથી નોબત વગાડી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥૧॥ પછી અનુજ સહિત પ્રભુ હર્ષ પામી કહેવા લાગ્યા કે, હે પવન-કુમાર! તમે મારાં વચન સાંભળો. દેવતા, ઋષિ, સિદ્ધ તથા દેહધારી પ્રાણીમાત્રમાં તમારા જેવો મારું હિત કરનાર કોઈ નથી. ॥ ૨ ॥ તેથી તમારો યશ ત્રણ લોકમાં પ્રગટ થયો. એવાં શ્રીરામનાં વચન સાંભળી કપિ ચરણમાં મસ્તક નમાવી કહેવા લાગ્યો કે, હે નાથ! જે કામ થાય છે, તે સર્વે આપ કરો છો. હું કયા લેખામાં છું? કારણ કે, જેમ નૌકા અગાધ જળ માનીને પણ સુખાનીના આધારથી ભયવિનાની ચાલે છે, તેમ હે નાથ! સર્વે આપનો પ્રતાપ છે. ॥ ૩ ॥ એવું સાંભળી શ્રીહરિ

હનુમાનજીને મળ્યા. હે ભરદ્વાજ! સેનાસહિત શ્રીરામ તથા લક્ષ્મણજી હર્ષ પામ્યા. તે વખતના સુખનું કોણ વર્ણન કરી શકે? ॥ ૪ ॥ હવે લંકામાં એક દૂતે આવી રાવણને અહિરાવણના મૃત્યુની ખબર આપી, ત્યારે તેનાં વજ્ર જેવાં વચન કાને સાંભળી ભયયુક્ત થઈ રાવણ મૂર્છા પામી પૃથ્વીઉપર પડ્યો અને કરમાયલા વદનથી નેત્રમાં જળ ભરી શોકાગ્નિથી હૃદય બળવા લાગ્યું, તેથી મુખમાંથી વચન નિકળી શક્યું નહીં. ॥ ૫ ॥

दो० मयतनया तब आईपुनि, बहुप्रकार समुझाई ॥
मान न मुरख काल बश, परमक्रोध कहंपाई ॥ १३४ ॥

**અર્થ.**—એટલામાં ત્યાં મંદોદરી આવી પોતાના સ્વામીને અનેક પ્રકારે સમજાવવા લાગી, પણ કાળને વશ થયેલો દુષ્ટ રાવણ તેનાં વચન માન્યાવગર અત્યંત ક્રોધ કરવા લાગ્યો. ॥ ૧૩૪ ॥

चो० रावण मन औरै कछु ठयऊ । मेटि को सकै जो विधि निरमयउ ॥
प्रभु विरोध करि चह कल्याना । मोह विवशसो अतिअज्ञाना ॥ १ ॥
यहिविधि जलपत भा भिनुसारा । लगे भालु कपि चारिहुं द्वारा ॥
सुभट बुलाय दशानन बोला । रण सन्मुख जाकर मन डोला ॥ २ ॥
सो अबहीं बरू जाहु पराई । रण सन्मुख भागे न भलाई ॥
निज भुजबल मैं बैर बढावा । देहौं उतर जो रिपु चढि आवा ॥ ३ ॥
असकहि मरुत बेग रथ साजा । बाजहिं सकल जुद्धके बाजा ॥
चले बीर सब अतुलित बली । जनु कज्जल गिरि आंधी चली ॥ ४ ॥
अशकुन अमित होहिं तेहि काला । गनै न भुजबळ गर्व बिशाला ॥

**અર્થ.**—હે ઉમા! તે વખતે રાવણના મનમાં તો કંઈ બીજો જ વિચાર હતો, પણ બ્રહ્માએ જે નિર્માણ કરેલું છે, તેને કોણ મિથ્યા કરી શકશે? વળી તે અજ્ઞાની એવા મોહને વશ થયો કે, પ્રભુની સાથે વિરોધ કરી પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા કરવા લાગ્યો. ॥ ૧ ॥ એ પ્રમાણે વિચાર કરતાં કરતાં પ્રાતઃકાળ થયો. તે વખતે કપિઓ તથા રીંછ ચારે દરવાજાને ઘેરવા લાગ્યા. તે જોઈ દશાનને પોતાના શૂરવીરોને બોલાવી કહ્યું કે, હે ભાઇઓ! રણસંગ્રામમાં જેનું મન ડોલી જાય, ॥ ૨ ॥ તેઓ હમણાં જ ઘેર જાઓ. કારણ કે રણભૂમિમાં આવી નાશી જવું, એમાં ભલાઈ નહિ થાય. વળી મેં મારી ભુજાઓના બળથી વૈર વધાર્યું છે; પણ જે શત્રુ ચઢી આવ્યોછે તેનો તમે શું ઉત્તર આપોછો, તે કહો. ॥ ૩ ॥ એમ કહી પછી વાયુવેગી રથ તૈયાર કર્યો ત્યારે રણસંગ્રામમાં વાજિંત્રોના શબ્દ થવા લાગ્યા. તેથી મહાબળવાન્ શૂરવીરો જાણે કાજળના પર્વત જેવા કાળા વર્ણવાળા અનેક અસુરો ચાલ્યા. ॥ ૪ ॥ તે વખતે અનેક અપશકુનો થવા લાગ્યાં. તેને મહા ગર્વિષ્ઠ રાવણ ભુજાઓના બળથી ગણકારતો નથી. ॥ ૫ ॥

**हरिगीतछंद.** अति गर्व गनत न शकुन अशकुन श्रवहिं आयुध हाथते ॥
भट गिरहिं रथतें बाजि गज चिक्करत भाजत साथते ॥
गोमायु गृध्र शृगाल खर रव श्वान बोलहिं अति घने ॥
जनु कालदूत उलूक बोलहिं सकल परम भयावने ॥ ४ ॥

**અર્થ.**—એમ અત્યંત અભિમાનથી શકુન અપશકુનને ગણકાર્યાં વિના જ્યારે રાવણ ચાલ્યો, ત્યારે શૂરવીરોના હાથમાંથી આયુધ તથા રથમાંથી પોતે પડી જવા લાગ્યાં. વળી ઘોડા તથા હાથીઓ ચિક્કાર શબ્દ કરતા અસ્વાર સહિત રણભૂમિમાંથી નાશી જાયછે, અને ગોમાયુ, ગીધ પક્ષી, ગધેડાં, શિયાળ તથા કુતરાઓ બહુ બોલવા લાગ્યાં. તેમ જ અત્યંત ભયને આપનાર કાળનાદૂત ઘુવડો બોલવા લાગ્યાં. ॥ ૪ ॥

**दो०** ताहि कि संपति शकुन शुभ, स्वप्नेहु मन विश्राम ॥
भूत द्रोह रतमोहवश, राम बिमुख रतकाम ॥ १३५ ॥

**અર્થ.**—હે ઉમા! જે પ્રભુથી વિમુખ અને વિષયમાં પ્રીતિ રાખનાર, વળી અજ્ઞાનથી પ્રાણીમાત્રનો દ્વેષ કરનાર હોય, તેને કદી સ્વપ્નમાં સુખ, સંપત્તિ અને શુભ શકુન થાય જ નહી; ॥ ૧૩૫ ॥

**चो०** चले निचाचर कटक अपारा । चतुरंगिनी चमू बहुधारा ।
बिबिध भांति वाहन रथचाका । विपुल वर्ण के ध्वजा पताका ॥ १ ॥
चले मत्तगज यूथ घनेरे । मनहुं जलद मारुत के पेरे ॥
बर्ण बर्ण बर दैत्य निकाया । समर शूर जानहिं बहु माया ॥ २ ॥
अति विचित्र बाहिनी बिराजी । बीर बसंत सेन जनु साजी ॥
चलत कटकदिग सिंधुर डगहिं । क्षुभित पयोधि कुधर डग मगहीं ॥ ३ ॥
उठी रेणु रवि गयउ छिपाई । पवन थकित बसुधा अकुलाई ॥
पणव निशान घोर रव बाजहिं । महाप्रलयके जनु घन गाजहिं ॥ ४ ॥
भेरि नफेरी बाज सहनाई । मारु रागिनी शूर सुखदाई ॥
केहरि नाद बीर सब करहीं । निज निज बल पौरुष अनुसरहीं ॥ ५ ॥
कहै दशानन सुनहु सुभट्टा । मर्दहु भालु कपिनकरठट्टा ।
हौं मारिहौं भूप दोउ भाई । अस कहि सन्मुख सैन चलाई ॥ ६ ॥
यह सुधि सकल कपिन जब पाई । धाये करि रघुबीर दुहाई ॥

**અર્થ.**—હવે જે વખતે ચાર પ્રકારનું રાક્ષસોનું અપાર સૈન્ય ચાલ્યું, તેમાં અનેક પ્રકારનાં વાહનો તથા સુંદર ચાકવાળા રથોમાં રંગરંગની ધ્વજા અને પતાકાઓ જોવામાં આવી. ॥ ૧ ॥ વળી વર્ષા ઋતુમાં વાયુની પ્રેરણાથી મેઘનીપેઠે મદોન્મત્ત હાથીઓ ચાલ્યા, તથા રણસંગ્રામમાં મહાશૂર તથા સુંદર માયા જાણનારા ઘણા વર્ણવાળા દૈત્યો પણ હતા. ॥ ૨ ॥

જેમ શૂરવીર વસંત પોતાના સૈન્ય સંઘાતે શોભે, તેમ અત્યંત વિચિત્ર રાક્ષસોની સેના શોભવા લાગી. જે વખતે રાવણની ફોજ ચાલી, તે વખતે દિશાઓના હાથીઓ અને પર્વતો ડોલવા લાગ્યા તથા સમુદ્ર ક્ષોભ પામ્યો ॥૩॥ અને પૃથ્વીને કંપ થયો. વળી સૈન્યની રજ ઉડવાથી સૂરજ ઢંકાઈ ગયો તથા વાયુનો વેગ બંધ થયો. તે સમયે મહાપ્રલયકાળના મેઘનીપેઠે યુદ્ધમાં વાજિંત્રોના શબ્દ થયા. ॥ ૪ ॥ તે વખતે શૂરવીરોને શૂરવીરપણું વધારનારાં ભૂંગલ, નફેરી અને શરણાઈ મારું રાગમાં વાગે છે; તેથી સર્વે શૂરવીરો સિંહનાદ કરી પોતપોતાના બળને અત્યંત વખાણે છે. ॥ ૫ ॥ તે વખતે દશાનન વચન કહેછે કે, હે શૂરવીરો! તમે અનેક ભાલુ તથા કપિઓનું મર્દન કરો અને હું આ બેઉ રાજકુંવરોનેમારીશ. એવું કહી તેણે પોતાનું સૈન્ય સન્મુખ ચલાવ્યું. ॥૬॥ તે હેતુ જ્યારે વનચરોએ જાણ્યો, ત્યારે શ્રીરામના સમ ખાઈ યુદ્ધ કરવાને દોડ્યા. ॥ ૭ ॥

**हरिगीतछंद.** धाये विशाल कराल मर्कट भालु काल समानते ॥
मानहु सपक्ष उडाहिं भूधर वृंदनाना बाणते ॥
नख दशन शैलन करन द्रुम गहि सबल शंक न मानहीं ॥
जय राम रावण मत्त गज मृगराज सुयश सुनावहीं ॥ ८ ॥

**અર્થ.**—તેવખતે મહાકઠિન ભયરહિત કાળજેવા વનચરો જેઓને દાંત અને નખરૂપી આયુધ છે, વળી જેઓ પાંખવાળા શૈલ જેવા છે તેઓ હાથમાં પર્વતો તથા વૃક્ષ લઈ રાવણરૂપી મદોન્મત્ત હાથી ઉપર સિંહરૂપ હે રામ! તમારો જય થાઓ, એમ યશનાં વખાણ કરી સન્મુખ ચાલ્યા. ॥ ૮ ॥

**दो०** दुहुं दिशि जय जय कार करि, निज निज जोरी जानि ॥
भिरे वीर इत रघुपतिहिं, उत रावणहिं बखानि ॥ १३६ ॥

**અર્થ.**—હે ગરુડજી! એ પ્રમાણે બેઉ સૈન્યમાં મહાશૂરવીરો જયજય શબ્દ તથા પ્રશંસા કરી, પરસ્પર જોડી સાથે જોડી મળી યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૧૩૬ ॥

**चो०** रावण रथी बिरथ रघुबीरा । देखि बिभीषण भयउ अधीरा ॥
अधिक प्रीति उर भा संदेहा । बंदि चरण कह सहित सनेहा ॥ १ ॥
नाथ न रथ अरु नहिं पदत्राना । केहि बिधि जीतव रिपु बलवाना ॥
सुनहु सखा कह कृपानिधाना । जेहि जय होइ सो स्यंदन आना ॥ २ ॥
धीरज धर्म जाहि रथ चाका । सत्य शील दृढ ध्वजा पताका ॥
बल बिबेक दम परहित घोरे । क्षमा दया समता रजु जोरे ॥ ३ ॥
ईश भजन सारथी सुजाना । बिरति चर्म संतोष कृपाना ॥
दान परशु बुधि शक्ति प्रचंडा । बर बिज्ञान कठिन कोदंडा ॥ ४ ॥
संयम नियम शिलीमुख नाना । अमल अचल मन त्रोण समाना ॥
कवच अभेद विप्र पद पूजा । यहि सम बिजय उपाय न दूजा ॥ ५ ॥
सखा धर्म मय अस रथ जाके । जीतन कहं न कतहुं रिपु ताके ॥

અર્થ.—હવે રાવણ રથમાં છે અને શ્રીરઘુનાથજી રથરહિત છે, એવું જોઇ વિભીષણનું મન અસ્થિર થઈ ગયું. ત્યારે અત્યંત પ્રીતિ તથા મનમાં સંદેહ થયો. તેથી ચરણમાં નમસ્કાર કરી કહેવા લાગ્યો કે, ॥ ૧ ॥ હે નાથ! આપ વાસ્તે રથ નથી, તેમ પગમાં પાવડી પણ નથી, તો આ બળવાન્ શત્રુને કેવી રીતે જિતી શકશો? ત્યારે કૃપાનિધાન પ્રભુ બોલ્યા કે, હે સખા! સાંભળ. જેમાં બેસીને શત્રુને જિતવો, એ રથ જૂદા પ્રકારનો છે. ॥ ૨ ॥ જે રથમાં શૂરવીરપણું તથા નીજ ધર્મરૂપી બે ચાક છે; સત્ય અને શીલરૂપી દૃઢ ધ્વજા તથા પતાકા છે; બળ, વિવેક, ઇંદ્રિયદમન તથા પરહિતરૂપી જેમાં ચાર અશ્વ છે, તે ક્ષમા, દયા અને શમતારૂપી દોરીમાં જોડેલાં છે, ॥ ૩ ॥ પ્રભુભજનરૂપી જેનો ચતુર સારથિ છે, વૈરાગ્યરૂપી ઢાલ ને સંતોષરૂપી તરવાર છે, દાનરૂપી ફરશી ને મહાતીક્ષ્ણ બુદ્ધિરૂપી શક્તિ છે, સુંદર જ્ઞાનરૂપી કઠિણ ધનુષ્યછે ॥ ૪ ॥ અને નિર્મળ તથા અચળ મનરૂપી ભાથામાં સંયમ અને નિયમરૂપી અનેક બાણ છે, વળી બ્રાહ્મણોનાં ચરણની પૂજારૂપી અભેદ કવચ પહેર્યું છે, એ સમાન જિતવાનો બીજો ઉપાય નથી. ॥ ૫ ॥ માટે હે સખા! એવો જેનો ધર્મમય રથ છે, તેને જિતવાને જગતમાં કોઈ પણ શત્રુ સમર્થ નથી. ॥ ૬ ॥

दो० महाघोर संसार रिपु, जीति सकै सो बीर ॥
जाके अस रथ होई दृढ, सुनहु सखा मतिधीर ॥ १३७ ॥
सुनत बिभीषण प्रभु वचन, हर्षि गहे पद कंज ॥
यहि बिधि मोहिं उपदेश किय, राम कृपा सुख पुंज ॥ १३८ ॥
उत प्रचार दशकंधर, इत अंगद हनुमान ॥
लरत निशाचर भालु कपि, करि निज निज प्रभु आन ॥ १३९ ॥

અર્થ.—હે ધીર બુદ્ધિવાળા સખા! જેનો એવો દૃઢ રથ હોય, તે જ શૂરવીર સંસારરૂપી દુઃખ દેનાર શત્રુને જિતી શકે. ॥ ૧૩૭ ॥ એવાં પ્રભુનાં વચન સાંભળી વિભીષણ પદકંજ ગ્રહણ કરી કહે છે કે, હે સુખના ભંડાર કૃપાળુ રામ! આ કથા કેવળ મને જ ઉપદેશ આપવા વાસ્તે સંભળાવી. ॥ ૧૩૮ ॥ હવે ત્યાં દશાનન કહે છે કે, હે ભાઇઓ! વનચરોને મારી નાંખો. અત્રે હનુમાન અંગદ કહે છે કે, હે શૂરવીરો! દૈત્યોનો નાશ કરો. એમ આપસમાં પોતપોતાના પ્રભુની દુવાઈ ફેરવી યુદ્ધ કરે છે. ॥ ૧૩૯ ॥

चो० सुर ब्रह्मादि सिद्ध मुनि नाना । देखहिं रण नभ चढे बिमाना ॥
हमहूं उमा रहे तेहि संगा । देखत राम चरित रण रंगा ॥ १ ॥
सुभट समर रस दुहुं दिशि माते । कपि जय शील राम बल ताते ॥
एक एक सन भिरहिं प्रचारहिं । एकन एक मर्दि महि डारहिं ॥ २ ॥
मारहिं काटहिं धरणि पछारहिं । शीश तोरि शीशन सन मारहिं ॥
उदर बिदारहिं भुजा उपारहिं । गहि पद अवनि पटकि भट डारहिं ॥ ३ ॥

**निशिचर भट महि गाडहिं भालू । ऊपरडारि देहिं बहु बालू ॥**
**बीर वलीमुख युद्ध बिरुद्धा । देखिय विपुल काल जनु क्रुद्धा ॥ ४ ॥**

**અર્થ.**—ત્યારે આકાશમંડળમાં બ્રહ્માદિ દેવ, મુનિ અને સિદ્ધ પુરુષો વિમાનમાં બેસી ઉપરથી શ્રીરામ રાવણનો રણસંગ્રામ જોતા હતા. હે અંગના! મેં પણ તેઓની સાથે રણભૂમિમાં આનંદને આપનાર શ્રીહરિનાં ચરિત્ર જોયાં. ॥ ૧ ॥ હવે રણરસમાં મદોન્મત્ત શૂરવીરો બેઉ સૈન્યમાં હતા, તેમાં પણ પ્રભુના બળ અને શીળથકી કપિઓનો આગળ જતાં જય થશે. પછી એક એકને પડકારીને યુદ્ધ કરે છે, એકએકને બટકાં ભરી મર્દન કરી મારીને પૃથ્વીપર પછાડે છે. ॥ ૨ ॥ કેટલાક મસ્તક તોડી મસ્તકમાં મસ્તક મારે છે, કેટલાક પેટ ચીરી ભુજાઓને ઉખેડી લેછે, કેટલાક શૂરવીરો બેઉ પગ ઝાલી પૃથ્વીઉપર ફેંકી દેછે. ॥ ૩ ॥ વળી કેટલાક રીંછો નખવડે ધરણીમાં ખાડા ખોદી તેમાં અસુરોને નાંખી ઉપર ધૂડ વાળી દેછે. હે ઉમા! તે વખતે રણસંગ્રામમાં મહાક્રોધ પામેલા કપિઓ જાણે અનેક કાળની પેઠે યુદ્ધ કરે છે. ॥ ૪ ॥

**हरिगीतछंद.** **क्रुद्धे कृतांत समान कपि तनु श्रवत शोणित राजहीं ॥**
**मर्दहिं निशाचर कटक भट बलवंत जिमि घन गाजहीं ॥**
**मारहिं चपेटन काटि दांतन डारि लातन मीजहीं ॥**
**चिक्करहिं मर्कट बालु छल बल करहिं जेहि खल छीजहीं ॥ ६ ॥**
**धरि गाल फारहिं उर बिदारहिं गले अंतावरि मेलहीं ॥**
**प्रहलादपति जनु बिविध तनु धरि समर आंगनखेलहीं ॥**
**धरु मारु काटि पछारु घोर गिरा गगन महि भरि रहीं ॥**
**जय राम जो तृणते कुलिश कर कुलिशते कर तृण सहीं ॥ ७ ॥**

**અર્થ.**—તે કાળ જેવા ક્રોધાતુર કપિઓના શરીરમાંથી રુધિર વહે છે, તે અત્યંત શોભે છે. ત્યારે કેટલાક શૂરવીરો મેઘની પેઠે ગર્જના કરી, દૈત્યના સૈન્યમાં બળવાન્ રાક્ષસોનું મર્દન કરે છે તથા કેટલાકને ઠપાટો મારી, દાંતથકી કરડી પછી લાતો મારી વળી ચિક્કાર શબ્દ કરતા જે પ્રમાણે દૈત્યો નાશ પામે, તેવી રીતે વાનરો છળ બળ કરવા લાગ્યા. કેટલાક કપિઓ રાક્ષસોના મોઢામાં બેઉ કોરે બે આંગળીથી ગાલ ચીરી નખથકી પેટ ફાડી તેના આંતરડાંને ગળામાં પહેરી જેમ પ્રહ્લાદજીને માટે અનેક નૃસિંહ, રણભૂમિરૂપી આંગણામાં શોભે, તેમ શોભતા હતા. વળી કેટલાક આપસમાં પકડો, પકડો, મારો, મારો, કાપો, પછાડો, એમ બોલતા હતા. આવા ભયંકર શબ્દો પૃથ્વી અને આકાશમાં ભરપૂર હતા. વળી વજ્રનું તૃણ, ને તૃણનું વજ્ર કરનાર હે રઘુવીર! તમારો જય થાઓ. ॥૬॥૭॥

**दो० निजदल बिचल बिलोकि तब, बीस भुजा दश चाप ॥**
**चला दशानन कोप करि, फिरहु फिरहु करि दाप ॥ १४० ॥**

અર્થ.—ત્યારે રાવણ પોતાનું સૈન્ય નાશી જતું જોઇને પોતાના વીસ હાથમાં દશ ધનુષ ધારણ કરી ક્રોધયુક્ત થઈ દૈત્યોને ચતુરાઈથી વચન કહેવા લાગ્યો કે, હે ભાઇઓ! પાછા ફરો, પાછા ફરો. ॥ १४० ॥

चो० आवत परम क्रोध दशकंधर । सन्मुख चले हूह करि बंदर ॥
गहि गिरि पादप उपल पहारा । डारहिं तेहि पर एकहि बारा ॥ १ ॥
लागहिं शैल बज्र तनु तासू । खंड खंड होइ फूटहिं आसू ॥
चला न अचल रहा रण रोपी । रण दुर्मद रावण अति कोपी ॥ २ ॥
इत उत झपटि दपटि कपि योधा । मर्दन लागु भयो अति क्रोधा ॥
चले पराय भालु कपि नाना । त्राहि त्राहि अंगद हनुमाना ॥ ३ ॥
पाहि पाहि रघुबीर गुसाईं । यह खल आव कालकी नाईं ॥
तेहि देखे कपि सकल पराने । दशहु चाप शायक संधाने ॥ ४ ॥

અર્થ.—હે પાર્વતી! જ્યારે રાવણ ક્રોધ કરી આવવા લાગ્યો, તેને જોઈ કપિઓ હુહા શબ્દ કરતા હાથમાં વૃક્ષો, પર્વતો તથા શિલાઓ લઈ સન્મુખ દોડીને એક જ વખતે નાંખવા લાગ્યા. ॥ ૧ ॥ તેના વજ્રજેવા શરીરમાં વાગી પાછા તે જ વખતે ભૂકા થઈ પૃથ્વી ઉપર પડી જતા, તેથી ક્રોધ કરીને પાછળ નહીં ખસતાં રથને ત્યાં જ ઉભો રાખી રણમાં મદોન્મત્ત દશગ્રીવ ઘણો ક્રોધાતુર થયો. ॥ ૨ ॥ પછી ચારે તરફના શૂર-વીર કપિઓને પૃથ્વી ઉપર પછાડી મહા ક્રોધથી તેઓનું મર્દન કરવા લાગ્યો. ત્યારે તેઓ નાશવા વખતે કહે છે કે, હે અંગદ! હે હનુમાન! હે રઘુવીર! આ દુષ્ટ કાળરૂપી રાવણથી અમારું રક્ષણ કરો, રક્ષણ કરો. એમ સર્વે નાશી જતા કપિઓને જોઈ વીસ હાથમાં રાવણે દશ ધનુષ ધારણ કરી તે ઉપર બાણ સંધાન કર્યાં. ॥ ૩ ॥ ૪ ॥

हरिगीतछंद. संधानि धनु शर निकर झांडेसि उरग जिमि उडि लागहीं ॥
रहे पूरि शर धरणी गगन दिशि विदिहि कहं कपि भागहीं ॥
भा अति कोलाहल बिकल दल कपि भालु बोलहिं आतुरे ॥
रघुबीर करुणासिंधु आरत बंधु जन रक्षकहरे ॥ ८ ॥

અર્થ.—આ અનેક બાણ ચાલ્યાં, તે જાણે પાંખવાળા કાળા સર્પની પેઠે ઉડીને પૃથ્વી, નભમંડળ અને ચારે તરફ છવાઈ રહ્યાં. તેથી કપિ તથા રીંછોને નાશી જવાનો માર્ગ રહ્યો નહીં. તે વખતે પ્રભુના સૈન્યમાં અત્યંત કોલાહલ થઈ રહ્યો તથા દુઃખને લીધે તેઓ કહે છે કે, હે કૃપાળુ દીનબંધુ રઘુપતિ! આપના સેવકોનું રક્ષણ કરો, રક્ષણ કરો. ॥ ૮ ॥

दो० बिचलत देखा कपि कटक, कटि निषंग धनु हाथ ॥
लक्ष्मण चले सकोप तब, नाइ राम पद माथ ॥ १४१ ॥

**અર્થ.**—ત્યારે ચલાયમાન થયેલું વાનરનું સૈન્ય જોઈ કટિઉપર ભાથો બાંધી હાથમાં ધનુષ ધારણ કરી, શ્રીહરિનાં ચરણમાં મસ્તક નમાવી, મહા ક્રોધયુક્ત થઈ લક્ષ્મણજી ચાલ્યા. ॥ ૧૪૧ ॥

**चो०** रे खल का मारसि कपि भालू । मोहिं बिलोकु तोर मैं कालू ॥
खोजत रहेउं तोहिं सुत घाती । आजु निपाति जुडावों छाती ॥ १ ॥

कहि अस छांडेसि बाण प्रचंडा । लक्ष्मण किये तुरत शतखंडा ॥
कोटिन आयुध रावण डारे । तिल प्रमाण प्रभु काटिनिवारे ॥ २ ॥

पुनि निज बाणन कीन्ह प्रहारा । स्यंदन भंजि सारथी मारा ॥
शत शत शर मारे दश भाला । गिरि शृंग जनु प्रविशहिं ब्याला ॥ ३ ॥

पुनि शत शर मारे उरमाहीं । परेउ अवनि तनु सुधि कछु नाहीं ॥
उठा प्रबल पुनि मूर्च्छा जागी । छांडेसि ब्रह्मदत्त जो सांगी ॥ ४ ॥

**અર્થ.**—પછી દશાનન પાસે આવી બોલ્યા કે, હે દુષ્ટ! રીંછ અને વાનરને શામાટે મારે છે? મને તું જો. હું તારા કાળરૂપ છું. ત્યારે રાવણ કહે છે કે, હે સુતઘાતી! તને જ હું શોધું છું. હવે આજ તને મારી મારું હૃદય શીતળ કરીશ. ॥ ૧ ॥ એવાં વચન કહી તે મહા તીક્ષ્ણ બાણ મૂકવા લાગ્યો. તે જ વખતે લક્ષ્મણજીએ તેના સો સો કટકા કરી નાંખ્યા.॥૨॥ પછી તેણે પોતાના બાણનો પ્રહાર કર્યો, તેથી રથને ભાંગી સારથિનો નાશ થયો. વળી તેણે રાવણના એક એક મસ્તકમાં સો સો બાણ માર્યાં. તે પર્વતના શિખરમાં કાળા સર્પની પેઠે પ્રવેશ થયાં. ॥ ૩ ॥ ત્યાર પછી ઉરુસ્થળમાં સો બાણ મારવાથી રાવણ બેશુદ્ધ થઇ પૃથ્વી ઉપર પડયો. ફરીવાર મૂર્છામાંથી જાગી મહા બળવાન્ દશાનને બ્રહ્મદેવની આપેલી સાંગ લક્ષ્મણજીને મારી. ॥ ૪ ॥

**हरिगीतछंद.** जो ब्रह्मदत्त प्रचंड शक्ति अनंत उर लागी सही ॥
परे बिकल बीर उठाव दशमुख अतुल बल महिमारहि ॥
ब्रह्मांड भुवन बिराज जाके एक शिर जिमि रजकनी ॥
तेहि चह उठावन मूढ रावण जाननहिं त्रिभुवनधनी ॥ ९ ॥

**અર્થ.**—હવે અજની આપેલી શક્તિ લક્ષ્મણજીના ઉરસ્થળમાં વાગવાથી વ્યાકુળ થઈ તેઓ ધરણી ઉપર ઢળી પડ્યા. પછી અત્યંત બળવાન્ અને કીર્તિવાળા શૂરવીર લક્ષ્મણજીને દશગ્રીવ પોતાની વીસ ભુજાથી ઉપાડવા લાગ્યો. હે ઉમા! જેના એક મસ્તક ઉપર ચૌદ બ્રહ્માંડ રજકણની પેઠે રહેલાં છે, એવાં ત્રણ ભુવનના પતિને ઓળખ્યાવગર મૂર્ખ રાવણ તેમને ઉપાડવાની ઇચ્છા કરે છે, પણ તે ઉઠતા નથી. ॥ ૯ ॥

दो० देखत धावा पवनसुत, बोलत बचन कठोर ॥
आवत तेहि उर महँ हनेउ, मुष्टि प्रहार अतिघोर ॥ १४२ ॥

**અર્થ.**—એટલામાં વાયુપુત્ર આવ્યા. તેમને જોઈ દશકંધે મહા કઠોર વચન કહેતાં તેમની છાતીમાં ઘોર ગર્જના કરી એક મુષ્ટિનો પ્રહાર કર્યો. ॥ ૧૪૨ ॥

चो० जानु टेकि कपि भूमि न परेऊ । उठा संभारि बहुरि रिस भरेउ ॥
मुष्टिक एक ताहि कपि मारा । परेउ शैल जिमि वज्र प्रहारा ॥ १ ॥
मूर्छागई बहुरि सो जागा । कपिबल बिपुल सराहन लागा ॥
धिक धिक धिक बल पौरुष मोही । जोतैं जियत उठा सुर द्रोही ॥ २ ॥
अस कहि कपि लक्ष्मण कहँ ल्याये । देखि दशानन विस्मय पाये ॥
कह रघुबीर समुझि जिय भ्राता । तुम कृतांत भक्षक सुरत्राता ॥ ३ ॥
सुनत बचन उठि बैठ कृपाला । गगन गई सो शक्ति कराला ॥
पुनि कोदंड बाण गहि धाये । रिपु सन्मुख अति आतुर आये ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે વાયુપુત્રે પોતાના બેઉ ઘુંટણવડે ભૂમિના સ્પર્શ કર્યો તેથી પડ્યા નહીં. પછી સંભાળીને ઉઠતાં જ મહા ક્રોધયુક્ત થઈ દશગ્રીવને એક મુઠ્ઠી મારી. તે ઇંદ્રના વજ્રસમ લાગવાથી પર્વતની પેઠે તે પડી ગયો. ॥ ૧ ॥ ફરી મૂર્છામાંથી જાગી હનુમાનજીના અત્યંત બળનું વખાણ કરવા લાગ્યો. ત્યારે વાયુપુત્ર કહેવા લાગ્યા કે, હે સુરારિ ! મારા બળને તથા મને ધિક્કાર છે કે, જેથી તું જીવતો ઉઠ્યો. ॥ ૨ ॥ એમ કહી કપિ શેષજીને પ્રભુપાસે લઇ આવ્યા. તે જોઈ દશાનન વિસ્મય પામ્યો. તે વખતે શ્રીહરિ અનુજ પ્રત્યે કહેવા લાગ્યા કે, હે ભાઈ! તારા હૃદયમાં સમજ કે, હું "કાળનો ભક્ષક તથા દેવતાઓનો રક્ષક છું." ॥ ૩ ॥ એવાં વચન સાંભળી કૃપાળુ લક્ષ્મણજી જ્યારે ઉઠીને બેઠા થયા ત્યારે શક્તિ આકાશમાર્ગે બ્રહ્મલોકમાં ગઈ. વળી શેષજી હાથમાં ધનુષ્યબાણ લઇને મહા આતુરતાથી શત્રુના સન્મુખ આવી, ॥ ૪ ॥

हरिगीतछंद. आतुर बहोरि बिभंजि स्यन्दन सूत हति व्याकुल कियो ॥
गिरो धरणि दशकंधर विकल तनु बाण शत बेधो हीयो ॥
सारथी रथ घालि दूसर तारि लंका लै गयो ॥
रघुबीर बंधु प्रताप पुंज बहोरि प्रभु चरणन नयो ॥ १० ॥

**અર્થ.**—રાવણનો રથ ભાંગી વ્યાકુળ થયેલા સારથિનો નાશ કર્યો, તેમ જ દશકંધરને પણ સો બાણ મારી તેનું હૃદય ભેદી નાંખ્યું. પછી વ્યાકુળતાથી મૂર્છા પામી પૃથ્વી ઉપર પડ્યો. ત્યારે સારથિ તેને બીજા રથમાં ઘાલી લંકામાં લઈ ગયો અને રાવણ મહા પ્રતાપી શેષજીએ આવી પ્રભુનાં પદકંજ ગ્રહણ કર્યાં. ॥ ૧૦ ॥

दो० वहां दशानन जाइकै, करन लाग कछु यज्ञ ॥
जय चाहत रघुपति बिमुख, शठ हठ बश अति अज्ञ ॥ १४३ ॥

**અર્થ.**—પછી પ્રભુથી વિમુખ થયેલા અજ્ઞાની તથા મહા અભિમાની રાવણે ત્યાં જઇ જય મેળવવા વાસ્તે યજ્ઞનો આરંભ કર્યો, પણ પ્રભુથી વિમુખની જિત કેવી રીતે થાય? ॥ ૧૪૩ ॥

चो० इहां बिभीषण सब सुधि पाई। सपदि जाय रघुपतिहि सुनाई ॥
नाथ करै रावण एक यागा। सिद्ध भये नहिं मरहि अभागा ॥ १ ॥
पठवहु नाथ बेगि भट बंदर। करहिं विध्वंस यज्ञ दशकंधर ॥
प्रात होत प्रभु सुभट पठाये। हनुमदादि अंगद सब धाये ॥ २ ॥
कौतुक कूदि चढे कपि लंका। पैठे रावण भवन अशंका ॥
जबहीं यज्ञ करत तेहि देखा। सकल कपिन भा क्रोध विशेखा ॥ ३ ॥
रणते भागि निलज गृह आवा। इहां आइ बक ध्यान लगावा ॥
असकहि अंगद मारेउ लाता। चितव न शठ स्वारथ मन राता ॥ ४ ॥

**અર્થ.**—તે ખબર જ્યારે વિભીષણને પડી કે, તરત જ શ્રીરામ પાસે જઈ કહેવા લાગ્યો કે, હે નાથ! રાવણ એક યજ્ઞ કરે છે, તે જો પૂર્ણ થયો તો ભાગ્યહીન રાવણ જલદી મરશે નહીં. ॥ ૧ ॥ હે પ્રભુ! માટે શૂરવીર કપિઓને મોકલો. તે જઈ યજ્ઞભંગ કરી આવે. પછી પ્રાતઃકાળ થયો ત્યારે પ્રભુએ, અંગદાદિ શૂરવીરોને મોકલ્યા. ॥ ૨ ॥ તેઓએ રમતમાત્રમાં કુદીને લંકાના કિલ્લા ઉપર ચઢી ભયવિનાના રાવણના મંદિરમાં પ્રવેશ કર્યો. હવે જ્યારે રાવણને યજ્ઞ કરતો જોયો ત્યારે વાનરોને ક્રોધ ઉત્પન્ન થવાથી તેઓ કહેવા લાગ્યા કે, ॥૩॥ હે નિર્લજ્જ! રણભૂમિમાંથી નાશી ઘેર આવીને અહીં બગલાની પેઠે ધ્યાન ધરીને શું બેઠો છો? એમ કહી અંગદે તેને એક લાત મારી. પણ સ્વાર્થમાં મન લાગ્યું છે, તેથી કોઇને તે ગણુતો નથી. ॥ ૪ ॥

हरिगीतछंद. नहिं चितव जब कपि कोपि तब गहि दशन लातन मारहीं ॥
धरि केश नारि निकारि बाहिर तेपि दीन पुकारहीं ॥
तब उठा कोपि कृतांत सम गहि चरण वानर डारहीं ॥
यहि भांति यज्ञ विध्वंस करि कपि नेकुमनहिं न हारहीं ॥ ११ ॥

**અર્થ.**—હવે રાવણે જ્યારે જોયું નહીં, ત્યારે કપિઓ તેને દાંતથી કરડી લાતો મારવા લાગ્યા તથા તેઓએ તેની સ્ત્રીઓના કેશ ઝાલી ઘરમાંથી બહાર કાઢી. તેઓએ જ્યારે દુઃખનો પોકારો કર્યો ત્યારે તે કાળની પેઠે ક્રોધ પામી ઉઠીને કપિઓના પગ ઝાલી પૃથ્વીઉપર નાંખવા લાગ્યો. એવી રીતે યજ્ઞનો ભંગ કર્યો, તોપણ વાનર મનમાં કંઈ પણ ભય પામતા નથી. ॥ ૧૧ ॥

दो० मखविध्वंस करि कपि सकल, आये रघुपति पास ॥
चला दशानन क्रोध करि, छांडी जियकी आस ॥ १४४ ॥

**અર્થ.**—પછી યજ્ઞનો નાશ કરી દિનચરો રઘુવીર પાસે આવ્યા ત્યારે રાવણ પણ ક્રોધયુક્ત થઈ જિતવાની આશા મૂકીને ચાલતો થયો. ॥ ૧૪૪ ॥

**चो०** चलत होहिं तेहि अशुभ भयंकर । बैठहिं गृध्र उडाहिं शिरन पर ॥
भयउ कालवश कहा न माना । कहेसि बजावहु युद्ध निशाना ॥ १ ॥
चली तमीचर अनी अपारा । बहु गज रथ पदचर असवारा ।
प्रभु सन्मुख खल धावहिं कैसे । शलभ समूह अनल कहं जैसे ॥ २ ॥
इहां देव सब विनती कीन्ही । दारुण विपति हमहिं इन दीन्ही ॥
अब जानि नाथ खेलावहु एही । अतिशय दुखित होत वैदेही ॥ ३ ॥
देव वचन सुनि प्रभु मुसकाना । उठि रघुवीर सुधारेउ बाना ॥
जटाजुट बांधी दृढ माथे । सोहत सुमन बीच बिच गाथे ॥ ४ ॥
अरुण नयन वारिद तनु श्यामा । अखिल लोक लोचन अभिरामा ॥
कटि तट परिकर कसे निषंगा । कर कोदंड कठिन शारंगा ॥ ५ ॥

**અર્થ.**—ત્યારે ગીધ પક્ષીઓ તેના મસ્તક ઉપર બેસે છે અને ઉડે છે, એવા મહા ભયંકર અપશકુન થયા છતાં પણ કાળને વશ થયો છે, તેથી કોઈનું કહ્યું માનતો નથી. પરંતુ કહે છે કે, હે ભાઈઓ! યુદ્ધનાં વાજિંત્ર વગાડો. ॥ ૧ ॥ ત્યાર પછી હાથી, ઘોડા, રથ તથા પાયદલરૂપી ચાર પ્રકારનું સૈન્ય, શ્રીરામ સામે જેમ અગ્નિ આગળ પતંગીઓ દોડે તેમ આવવા લાગ્યું. ॥ ૨ ॥ તેમ જ અહીં દેવતાઓ સર્વે શ્રીહરિને વિનતિ કરી કહે છે કે, હે નાથ! આ દુષ્ટે અમને ઘણું દુઃખ દીધું છે, માટે હવે તેને ઝાઝું રમાડશો નહીં. કારણ જાનકીજી અત્યંત દુઃખી છે. ॥ ૩ ॥ એવાં દેવતાઓનાં વચન સાંભળી રઘુનાથજી હસી ઉઠ્યા. પછી બાણને તૈયાર કરવા લાગ્યા, અને મસ્તક ઉપર જટાને સારી રીતે બાંધી. તેમાં વચ્ચે વચ્ચે પુષ્પની કળીઓ મૂકેલી છે, તેથી અત્યંત શોભે છે. ॥ ૪ ॥ વળી લાલ નેત્ર તથા ઘનશ્યામ મૂર્તિવાળા તેમ જ સર્વ લોકના નેત્રોનો આનંદ આપનાર શ્રીરઘુવીરે કમર ઉપર ભાથો બાંધી, કઠણ ધનુષબાણ હાથમાં લીધું. ॥ ૫ ॥

**हरिगीतछंद.** शारंगकर सुंदर निषंग शिलीमुखाकर कटि कस्यो ॥
भुजदंड पीन मनोहरायत उर उरा सुर पद लस्यो ॥
कह दासतुलसी जबहिं प्रभु शर चापकर फेरन लगे ॥
ब्रह्मांड दिग्गज कमठ अहि महि सिंधु भूधर डगमगे ॥ १२ ॥

**અર્થ.**—એવી રીતે કોદંડ બાણ ધારણ કરનાર, મનોહર, પુષ્ટ ભુજદંડવાળા તથા ભૃગુલાંછનથી શોભીતા હૃદયવાળા શ્રીહરિ જ્યારે ધનુષબાણ હાથમાં લઈ ફેરવવા લાગ્યા ત્યારે ગુસાંઈ કહે છે કે, ચૌદબ્રહ્માંડ, દિગ્પાળો, કૂર્મ, શેષજી, સમુદ્ર અને પર્વતો સહિત પૃથ્વી ડોલવા લાગી. ॥ ૧૨ ॥

**दो॰** हर्षे देव विलोकि छवि, बर्षहिं सुमन अपार ॥
जय जय प्रभु गुणज्ञान बल, धाम हरण महि भार ॥ १४५ ॥

**અર્થ.**—તે વખતે એવું પ્રભુનું સ્વરૂપ જોઇ દેવતાઓ આનંદ પામી, પૃથ્વીનો ભાર ઉતારનાર, ગુણ, જ્ઞાન તથા બળના ભંડારરૂપ શ્રીરામચંદ્રજી, આપનું કલ્યાણ થજો, એમ કહી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૧૪૫ ॥

**चो॰** तेहीके बीच निशाचर अनी । कसमसाति आई अति घनी ॥
देखि चले सन्मुख कपि भट्टा । प्रलयकालके जिमि घनघट्टा ॥ १ ॥
शक्ति शूल तलवारि चमकहिं । जनु दश दिशि दामिनी दमकहिं ॥
गज रथ तुरंगचिक्कार कठोरा । गर्जत मनहुं बलाहक घोरा ॥ २ ॥
कपि लंगूर बिपुल नभ छाये । मनहुं इंद्र धनु उदय सुहाये ॥
उठी रेणु मानहुं अंधिआरा । बाण बुंद भइ वृष्टि अपारा ॥ ३ ॥
दुहुं दिशि पर्वत करत प्रहारा । वज्रपात जनु बारहिं बारा ॥
रघुपति कोपि बाण झरिलाई । घायल भे निशिचर समुदाई ॥ ४ ॥
लागत बाण बीर चिक्करहीं । घुर्मि घुर्मि अगणित महि परहीं ॥
श्रवहिं शैल जनु निर्झरबारी । शोणित सरीकादर भय भारी ॥ ५ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એટલામાં નિશિચરોનું અત્યંત સૈન્ય આપસમાં કચરાતું પોતાનાં ઉપર ચડી આવતું જોઇ વાયુ લાગવાથી પ્રલય કાળના મેઘનીપેઠે શૂરવીર કપિઓ તેઓની સન્મુખ ચાલ્યા. ॥ ૧ ॥ ત્યારે દૈત્યોના હાથમાં ધારણ કરેલાં શક્તિ, ત્રિશૂળ તથા તરવારોનો ઝગ ઝગાટ જાણે દશે દિશાઓમાં વિજળી ચમકે છે, અને રથ, હાથી તથા ઘોડાઓના કઠોર શબ્દ થાયછે તે જાણે મેઘ ગર્જના કરેછે. ॥ ૨ ॥ તેમ જ ઘણા કપિઓનાં પૂછ દેખાયછે, તે જાણે આકાશમાં ઇંદ્રનું સુંદર ધનુષ્ય ઉદય થયુંછે, વળી પવનથી જે રજ ઉડેછે, તે જાણે વરસાદ અંધરાયો છે ॥ ૩ ॥ અને બાણની વૃષ્ટિ તથા બેઉ તરફથી પર્વતોના પ્રહાર કરેછે, તે જાણે વારંવાર મેઘગર્જના કરેછે. વળી શ્રીરઘુનાથજીએ પણ ક્રોધયુક્ત થઈ ઘણાં બાણનો વરસાદ કરી દૈત્યોના સમૂહને ઘાયલ કર્યો, ॥ ૪ ॥ તેમાં જેને જેને બાણ લાગેછે, તે ઘોર શબ્દ કરતા ચકરી ખાઈ ખાઇને ધરણી ઉપર પડી જાયછે. ત્યારે વરસાદ થવાથી પાણીના ઝરણાનીપેઠે તેમના રુધિરની વહેતી અપવિત્ર સરિતા કાયર જનોને અત્યંત ભય ઉત્પન્ન કરેછે. ॥ ૫ ॥

**हरिगीतछंद.** कादर भयंकर रुधिर सरिता चली परम अपावनी ॥
दोउ कूल दल रथ रेत चक्र आवर्त्त बहति भयावनी ॥
जलजंतु गज पदचर तुरंग रथ बिबिध वाहन को गने ॥
शर शक्ति तोमर सर्प चाप तरंग चर्म कमठ घने ॥ १३ ॥

**અર્થ.**—એવી બેઉ સૈન્યરૂપી કિનારા વચ્ચે તે વહેવા લાગી. તેથી જેમાં રથના પૈડારૂપી બિહામણી ભમરીઓ પડેછે અને ગણત્રી વિનાના પયદળ, હાથી, ઘોડા તથા અનેક પ્રકારના વાહનોરૂપી જળજંતુ છે, તેમ જ જેમાં બાણ, શક્તિ તથા તોમરરૂપી સર્પ અને ઢાલરૂપી અનેક કાચબા તથા ધનુષ્યરૂપી લહેરો છે, ॥ ૧૩ ॥

दो० बीर परे जनु तीरतरु, मज्जा बह जनु फेन ॥
कादर देखत डरहिं जिय, सुभटनके मन चैन ॥ १४५ ॥

**અર્થ.**—વળી જેના બેઉ કિનારે ઘાયલ શૂરવીરરૂપી વૃક્ષો પડ્યાં છે. તથા મુખમાંથી જે મજ્જા વહેછે, તે રૂપી બહુ ફીણ દેખાયછે. એવી સરિતાને જોઈ કાયર પુરુષો હૃદયમાં ડરેછે, તેમ જ શૂરવીરો આનંદ પામેછે. ॥ ૧૪૫ ॥

चो० मज्जहिं भूत पिशाच बैताला । प्रमथ महा योगिनी कराला ॥
काक कंक धरि भुजा उडाहीं । एकते एक छीनि धरि खाहीं ॥ १ ॥
एक कहहिं ऐसिउ बहुताई । शठ तुह्मार दारिद्र न जाई ॥
कहरत भट घायल तट गिरहीं । जहं जहं मनहुं अर्द्धजल परहीं ॥ २ ॥
खैंचहिं आंत गृध्र नभ गयेउ । जनु बनशी खेलत चित दयेउ ॥
बहुभट बहे चढे खग जाहीं । जिमि नावरि खेलहिं जल माहीं ॥ ३ ॥
योगिनि भरि भरि खप्पर सांचहिं । भूत पिशाच विविध विधि नाचहिं ॥
भट कपाल करताल बजावहिं । चामुंडा नानाबिधि गावहिं ॥ ४ ॥
जंबुक निकर तहां कटकटहीं । खाहिं अघाहिं हुआहिं दपटहीं ॥
कोटीन रुंड मुंड बिनु डोलहिं । शीश परे महि जय जय बोलहिं ॥ ५ ॥

**અર્થ.**—વળી ભૂત, પિશાચ, વૈતાળ, પ્રમથાદિ કરાળ યોગિનીઓ રુધિરરૂપી જળમાં સ્નાન કરેછે. હવે રણભૂમિમાં પડેલી ભુજાઓને કાગડા તથા કંક પક્ષીઓ લઇને ઉડેછે. તેની પાસેથી બીજા છીનવીને ખાયછે. ॥ ૧ ॥ ત્યારે તેઓને કહેછે કે, અરે મૂર્ખાઓ ! અહીં ઘણી ભુજાઓ પડીછે, છતાં પણ હજી તમારી ભૂખ ગઈ નહીં? હવે તે સરિતાના કિનારા ઉપર વૃક્ષોરૂપ ઘાયલ થયેલા જે શૂરવીરોનાં ધડ અર્ધાં રુધિરમાં અને અર્ધાં બહાર પડ્યાં છે, ॥ ૨ ॥ તેઓનાં આંતરડાં ગીધ પક્ષીઓ ખેંચીને આકાશમાં લઈ જાયછે. તે જાણે બાળકો ચિત્ત દઇને પતંગ ઉડાવેછે. તેમ જ રુધિરની નદીમાં તણાયલા ઘણા સુભટોપર બેઠેલા ગીધપક્ષીઓ જાણે જળલીલા કરવા માટે બાળકો નાની હોડીમાં બેસી રમેછે, તેમ જોવામાં આવેછે. ॥ ૩ ॥ પછી અનેક યોગિનીઓ રુધિરના ખપ્પર ભરીને તે ભેગું કરેછે તથા ભૂત અને પિશાચ, વિવિધ પ્રકારે નટનીપેઠે નાચ કરેછે, તથા તેમની સ્ત્રી ચામુંડા દેવી તે શૂરવીરોના કપાળરૂપી કરતાલો વગાડી સમયાનુસાર ગાયન કરેછે. ॥ ૪ ॥ અને શિયાળીઆંઓ દાંતની કરડાટી કરી માંસ ભક્ષણ કરવાથી તૃપ્ત થઈ ઉંવાં ઉંવાં એવા શબ્દ કરેછે અને આપસમાં વઢેછે. વળી મસ્તક વિનાના કોટી કબંધો રણભૂમિમાં ચારે તરફ દોડેછે. તેઓનાં માથાં મરવાની પહેલાં, જય થાઓ જય થાઓ, એમ કહેતાં પૃથ્વી ઉપર પડેછે. ॥ ૫ ॥

**दो०** हृदय विचारेसि दशबदन, भा निशिचर संहार ॥
मैं अकेल कपि भालु बहु, माया करौं अपार ॥ १४७ ॥

**અર્થ.**—હવે ત્યાં દશગ્રીવે હ્રદયમાં વિચાર્યું કે, દૈત્યોનો નાશ થયો. તેથી હું એક જ છું અને રીંછ તથા કપિઓ ઘણા છે, માટે મારી માયાને પ્રગટ કરું. ॥ ૧૪૭ ॥

**चो०** देवन प्रभुहि पयादेहि देखा । उर उपजा अति क्षोभ विशेषा ॥
सुरपति निजरथ तुरत पठावा । हर्ष सहित मातलि लैआवा ॥ १ ॥
तेजपुंज रथ दिव्य अनूपा । बिहंसि चढे कोशलपुर भूपा ॥
चंचल तुरंग मनोहर चारी । अजर अमर मानस गतिकारी ॥ २ ॥
रथारूढ रघुनाथहिं देखी । धाये कपि बल पाइ विशेखी ॥
सही नजाइ कपिनकी मारी । तब रावण माया विस्तारी ॥ ३ ॥
सो माया रघुबीरहिं बांची । सब काहू मानीकर सांची ॥
देखी कपिन निशाचर अनी । बहु अंगद कपि लक्ष्मण घनी ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! દેવતાઓ રણભૂમિમાં શ્રીપ્રભુને પગે ચાલતા જોઈ પોતાના મનમાં દુઃખી થયા ત્યારે ઇંદ્રે તે જ વખતે મહાતેજસ્વી ઉપમા વિનાનો મનોહર રથ મોકલી આપ્યો. આ રથને જરા રહિત, અમર ને મનવેગી ચંચલ ચાર અશ્વ જોડેલા હતા. તે રથને હર્ષસહિત સારથિ લઈ આવ્યો. તેમાં બંધુ સંઘાતે મહારાજાધિરાજ અવધપતિ શ્રીરઘુનાથજી હાસ્ય કરી બેઠા. ॥૧॥૨॥ તેમને જોઈ કપિઓ વિશેષ બળ પામી દોડીને દશકંધરને મારવા લાગ્યા. તે તાડન સહન ન થવાથી તેણે પોતાની માયાને વિસ્તારી. ॥ ૩ ॥ તેને શ્રીરામવિના સર્વે કોઈ સાચી માનવા લાગ્યા. વળી તે માયાવડે દૈત્યોના સૈન્યમાં ઘણા અંગદ, સુગ્રીવ, લક્ષ્મણ એમ સર્વે કપિઓના દીઠામાં આવ્યા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** बहु बालिसुत लक्ष्मण कपीश बिलोकि मर्कट अपडरे ॥
जनु चित्र लिखित समेत लक्ष्मण जहं सो तहं चितवतखरे ॥
निज सेन चकित बिलोकि हंसि धनु तानि शर कोशलधनी ॥
माया हरी हरि निमिष महं हर्षी सकल मर्कट अनी ॥ १४ ॥

**અર્થ.**—એવી રીતે અંગદ તથા લક્ષ્મણજીને ચારે તરફ ચિત્રામણની મૂર્તિઓનીપેઠે સ્થંભિત ઉભેલા જોઈ કપિઓ અત્યંત ભય પામવા લાગ્યા ત્યારે શ્રીરામચન્દ્રજીએ પોતાનું ચકિત થયલું સૈન્ય જોઈ, હસીને ધનુષ ઉપર બાણ ચઢાવી, એક ક્ષણમાત્રમાં દૈત્યની માયાનો નાશ કર્યો. તે જોઈ સર્વે કપિઓ હર્ષ પામ્યા. ॥ ૧૪ ॥

**दो०** बहुरि राम सबतन चिते, बोले बचन गंभीर ॥
द्वंद्व युद्ध देखहु सकल, श्रमित भये अति वीर ॥ १४८ ॥

**અર્થ.**—પછી પ્રભુ પોતાના સૈન્યતરફ જોઈ ગંભીર વાણીથી બોલ્યા કે, હે શૂરવીરો! તમો બધા શ્રમિત થયા છો, તેથી મારું અને રાવણનું યુદ્ધ જુવો. ॥ ૧૪૮ ॥

चो० अस कहि रथ रघुनाथ चलावा । विप्रचरण पंकज शिरनावा ॥
तब लंकेश क्रोध करि धावा । गर्जि तर्जि प्रभु सन्मुख आवा ॥ १ ॥
जीतेहु जो भट संयुग माही । सुन तापस मैं तिनसम नाहीं ॥
रावण नाम जगत यश जाना । लोकप जेहिके बंदीखाना ॥ २ ॥
खर दूषण बिराध तुम मारा । हतेउ व्याध इव बालिबिचारा ॥
निशिचर सुभट सकल संहारे । कुंभकर्ण घननादहि मारे ॥ ३ ॥
आजु बैर सब लेउं निबाही । जो रणभूमि भागि नहिं जाही ॥
आजु करौं खल काल हवाले । परेहु कठिन रावणके पाले ॥ ४ ॥
सुनि दुर्वचन कालवश जाना । कहेउ विहंसि तब कृपानिधाना ॥
सत्य सत्य तव सब प्रभुताई । जनि जल्पसि देखव मनुसाई ॥ ५ ॥

**અર્થ.**—એ પ્રમાણે કહી શ્રીરામે બ્રાહ્મણનાં ચરણમાં મસ્તક નમાવી, પછી પોતાનો રથ ચલાવ્યો. ત્યારે રાવણ પણ મહાક્રોધથી ગર્જના કરતો રથ હાંકી પ્રભુની સન્મુખ આવીને, ॥ ૧ ॥ કહેવા લાગ્યો કે, હે તપસ્વી! રણસંગ્રામમાં જે શૂરવીરોને તેં જિત્યા છે, તેના જેવો કંઈ હું નહીં. કારણ કે આખું જગત્ રાવણના નામનો યશ જાણેછે તથા દશ દિગ્પાળો જેના બંધીખાનામાં રહ્યા છે. ॥ ૨ ॥ તેમ જ તેં ખર-દૂષણ અને વિરાધનો નાશ કરી, બિચારા વાલિને પારાધનીપેઠે માર્યો. વળી મેઘનાદ, કુંભકર્ણ તથા સર્વે શૂરવીર દૈત્યોનો નાશ કર્યો. ॥ ૩ ॥ હે તપસ્વી! માટે જો તું આજ રણભૂમિમાંથી નાશી નહીં જાય, તો એ સર્વેનું વૈર લઈને જરૂર તને કાળને સ્વાધીન કરીશ. કારણ કે તું આજ કઠીણ રાવણના પનારે પડ્યો છે. ॥ ૪ ॥ એવાં દુષ્ટ વચન સાંભળી શ્રીરઘુવીર તેને કાળને વશ જાણી, હસીને બોલ્યા કે, હે રાવણ! તારી પ્રભુતા સાચી છે, પણ ફોકટ બકવાદ કરીને તારી મનુસાઈ શું દેખાડે છે? ॥ ૫ ॥

हरिगीतछंद. जनि जल्पनाकरि सुयश नाशहि नीति सुनि शठ कुरु क्षमा ॥
संसार महं पूरुष त्रिविध पाटल रसाल पनस समा ॥
एक सुमनप्रद एक सुमनफल एक फलै केवल लागहीं ॥
एक कहहिं करहिं न एक कहिकर एक करहिं न त्यागहीं ॥ १५ ॥

**અર્થ.**—હે મૂર્ખ! વળી વારંવાર બકવાદ કરવાથી પોતાના સુયશનો નાશ થાય છે. માટે મારી નીતિ સાંભળશે તો તને જરૂર હું ક્ષમા કરીશ. જો આ જગતમાં ત્રણ પ્રકારના વૃક્ષારૂપી પુરુષ થાય છે, તેમાં એક જેમ ચંપાના વૃક્ષમાં ફૂલ જ પડે છે, બીજા રસાતલના વૃક્ષમાં ફૂલ તથા ફળ થાય છે અને ત્રીજા ફણસના વૃક્ષમાં કેવળ ફળ જ લાગે છે, તેમ જ એક મનુષ્ય વાતો કરતાં ફૂલે છે પણ ફળ આપતો નથી. બીજો મનુષ્ય વાતો કરી તેનું ફળ આપે છે અને ત્રીજો પુરુષ વાતો કર્યાવગર જ તેનું ફળ આપેછે. ૧૫

दो० राम वचन सुनि विहंसि कह, मोहिं सिखावहु ज्ञान ॥
बैर करत तब नहिं डरेहु, अब लागत प्रिय प्रान ॥ १४९ ॥

**અર્થ.**—એવાં શ્રીહરિનાં વચન સાંભળી દશકંધ કહેવા લાગ્યો કે, હે તપસ્વી! મને ગુરુનીપેઠે શું જ્ઞાન શીખવવા આવ્યો છો? વળી વૈર કરતી વખતે પ્રથમ વિચાર કર્યો નહીં, અને હવે પ્રાણ વહાલા લાગે છે? ॥ ૧૪૯ ॥

चो० कहि दुर्बचन क्रोधि दशकंधर । कुलिश समान लागे छांडनशर ॥
नानाकार शिलीमुख धाये । दिशि अरु विदिशि गगनमहंजाये ॥ १ ॥
अनलबाण छांडे रघुबीरा । क्षणमहं जरे निशाचर तीरा ॥
छांडेसि तीव्रशक्ति खिसियाई । बाणसंग प्रभु फेरि पठाई ॥ २ ॥
कोटिन चक्र त्रिशूल पवांरे । तृण समान प्रभु काटि निवारे ॥
विफल होई रावण शर कैसे । खलके सकल मनोरथ जैसे ॥ ३ ॥
तब एकबास सारथिहि मारेसि । परेभूमि जय राम पुकरेसि ॥
रामकृपा करि सूत उठावा । तब प्रभु परम क्रोधकर पावा ॥ ४ ॥

**અર્થ.**—એ પ્રમાણે દુષ્ટ વચન કહી રાવણ ક્રોધયુક્ત થઈ વજ્ર જેવાં કઠીણ બાણ મૂકવા લાગ્યો ત્યારે અનેક પ્રકારના બાણ ચારે તરફ ફેલાઈ જવાથી આકાશ અને દિશાઓ છવાઈ ગઈ. ॥ ૧ ॥ તે જોઈ પ્રભુએ અગ્ન્યાસ્ત્રથી દશાનનનાં સર્વે તીર ભસ્મ કરી નાંખ્યાં. ત્યારે વળી તેણે લજ્જાયુક્ત થઈ તીક્ષ્ણ શક્તિ મૂકી કે, તરત જ રામચંદ્રજીએ બાણ મારીને પાછી ફેરવી. ॥ ૨ ॥ ત્યાર પછી કોટી ચક્ર તથા ત્રિશૂળ મૂક્યાં, તેના પણ પ્રભુએ તૃણસમાન કટકા કરી નાંખ્યા. ખલ પુરુષના મનોરથની પેઠે રાવણનાં બાણ વૃથા થવા લાગ્યાં. ॥ ૩ ॥ ત્યારે વળી એક બાણ સારથિને માર્યું, તેથી તે જયરામ એમ શબ્દ કરી પૃથ્વી ઉપર પડી ગયો. એટલે કૃપાદૃષ્ટિથી જોઈ પોતાનો સારથિ ઉઠાડી મહા ક્રોધાતુર થઈ, ॥ ૪ ॥

हरिगीतछंद. भये क्रुद्ध युद्ध विरुद्ध रघुपति त्रोण शायक कसमसे ॥
कोदंड धुनि सुनि चंड अति मनुजादि भय मारुतग्रसे ॥
मंदोदरी उर कंप कंपित कमठ भूधर अति त्रसे ॥
चिक्करहिं दिग्गज दशनगहि महि देखि कोतुक सुर हंसे ॥ १६ ॥

**અર્થ.**—રઘુપતિએ બાણને તૈયાર કરી ભાથાને કસી ધનુષ્યનો ટંકાર કર્યો. ત્યારે ભયંકર શબ્દથી જે વાયુ ઉત્પન્ન થયો, તે જાણે હમણાં ભક્ષણ કરી જશે, એમ રાક્ષસો ભય પામવા લાગ્યા. વળી તેથી મંદોદરીના હૃદયમાં અત્યંત કંપ થયો તથા કૂર્મ અને પર્વતો ડોલવા લાગ્યા, તેમ જ દિગ્પાલો ચીસ પાડી, પૃથ્વીને દાંતમાં ઝાલી ઉભા. તે જોઈ દેવતાઓ હસવા લાગ્યા. ॥ ૧૬ ॥

दो० तानी शरासन श्रवण लगि, छांडे बिशिख कराल ॥
रामबाण नभ मग चले, लहलहात जनु व्याल ॥ १५० ॥

**અર્થ.**—પછી શ્રીહરિએ ધનુષ્યની પ્રત્યંચાને કાન પર્યંત ખેંચી મહા તીક્ષ્ણ બાણ મૂક્યાં. તે જેમ પાંખવાળા કાળા સર્પ ફૂંકાર કરતા જાય, તેમ આકાશમાર્ગે ચાલ્યાં. ૧૫૦

चो० चले बाण सपक्ष जनु उरगा । प्रथमहिं हते सारथी तुरगा ॥
रथ बिभंजी हनि केतु पताका । गर्जा अति अंतर बल थाका ॥ १ ॥
तुरत आनरथ चढि खिसियाना । छांडेसि अस्त्र शस्त्र बिधिनाना ॥
विफल होइं सब उद्यमताके । जिमि परद्रोह निरत मन साके ॥ २ ॥
तब रावण दश शूल चलाये । बाजि चारि महि मारि गिराये ॥
तुरंग उठाइ कोपि रघुनायक । छांडे अति कराल बहु शायक ॥ ३ ॥
रावण शिर सरोज बनचारी । गज ईव चले सुनहु उरगारी ॥
दश दश बाण भाल दश मारे । निसरि गये चल रुधिर पनारे ॥ ४ ॥
श्रवत रुधिर धावा बलवाना । प्रभु पुनि कृत धनु शरसंधाना ॥
तीस तीर रघुबीर पवांरे । भुजन समेत शीश महि पारे ॥ ५ ॥
काटतहीं पुनि भये नवीने । राम बहोरि भुजाशिर छीने ॥
कटित झटित पुनि नूतन भयउ । प्रभु बहु बार बाहु शिर हयउ ॥ ६ ॥
पुनि पुनि प्रभु काटहिं भुज शीशा । अति कौतुकी कोशलाधीशा ॥
रहे छाइ नभशिर अरु बाहू । मानहुं अमित केतु अरु राहू ॥ ७ ॥

**અર્થ.**—તેણે દૈત્યોના સૈન્યમાં આવી પ્રથમ રાવણના સારથિ તથા ઘોડાઓને મારી રથ, ધ્વજા અને પતાકાનો નાશ કર્યો. તે સમયે તેણે વળી ગર્જના કરી; પરંતુ પોતાના અંતરનું બળ થાકી ગયું હતું. ॥ ૧ ॥ પછી તરત બીજા રથમાં બેસીને ક્રોધથી અનેક પ્રકારના અસ્ત્ર શસ્ત્ર મૂકવા લાગ્યો; પરંતુ પારકાનો દ્વેષ કરનારના સંકલ્પ મિથ્યા જાય, તેમ રાવણનાં બાણ નિષ્ફળ જવા લાગ્યાં. ॥ ૨ ॥ ત્યારે તેણે દશ ત્રિશૂળ માર્યાં, તેથી રઘુવીરના ચાર ઘોડા પૃથ્વી ઉપર પડી ગયા. ત્યારે તેઓને ઉભા કરી અત્યંત ક્રોધથી તેણે તીક્ષ્ણ બાણ મૂક્યાં. ॥૩॥ હે સર્પારિ! તે જાણે રાવણના મસ્તકરૂપી કમળના વનનું ભક્ષણ કરવાને હાથીઓનીપેઠે ચાલ્યાં. એમ દશ દશ બાણ એક એક ભાલમાં માર્યાં. તે મસ્તક વિંધી પેલેપાર નીકળી ગયાં ત્યારે રૂધિરની ધારા ચાલી. ॥ ૪ ॥ તે જોઈ મહાબળવાન્ દૈત્ય સામો દોડ્યો, અટલે શ્રીરામે ફરીથી ધનુષ્યઉપર બાણ સંધાન કરીને ત્રીસ બાણ માર્યાં, જેથી રાવણનાં દશ મસ્તક ને વીસ ભુજાઓ પૃથ્વી ઉપર પડી ગયાં. ॥૫॥ એટલે તે કાપેલી ભુજાઓ ને મસ્તક ફરીથી નવાં થવા લાગ્યાં તથા તેને રામચંદ્રજી વળી કાપી નાંખવા લાગ્યાં.

મસ્તકો કપાયા પછી ફરીવાર જેમ જેમ નવાં થાયછે, તેમ તેમ પ્રભુ કાપતા જાયછે. ॥૬॥ એમ વારંવાર અયોધ્યાપતિએ કૌતુક માત્રમાં ભુજાઓ અને મસ્તકોનો નાશ કર્યો. આ મસ્તકો ચારે તરફ છવાઈ રહ્યાં. તે જાણે આકાશમાં રાહુ તથા કેતુની પેઠે દેખતાં હતાં. ૭

**हरिगीतछंद.** जनु राहु केतु अनेक नभ पथ श्रवतशोणित धावहीं ॥
रघुबीर तीर प्रचंड लागहिं भुमि गिरन न पावहीं ॥
एक एक शर शिर निकर छेदे नभ उडत इमि सोहई ॥
जनु कोपिदिनकर करनिकर जहं तहं बिधुंतुद पोहई ॥ १७ ॥

**અર્થ**—એ પ્રમાણે મસ્તક તથા ભુજાઓ રૂધિરથી શ્રવતાં દેખાય છે. તેને પ્રભુ તીક્ષ્ણ બાણ મારી ધરણી ઉપર પડવા દેતા નથી. પણ આકાશમાં જાણે સૂર્યનારાયણે ક્રોધ કરીને પોતાનાં કિરણોરૂપી બાણથી વિંધેલા અનેક રાહુ હોય તેમ તે મસ્તક શોભે છે. ॥ ૧૭ ॥

**दो॰** जिमिजिमि प्रभु हत तासु शिर, तिमि तिमि होहिं अपार ॥
सेवत बिषय बिबर्द्धजिमि, नित नित नूतन मार ॥ १५१ ॥

**અર્થ.**—વળી જેમ દરરોજ વિષયનું સેવન કરવાથી કામના અધિક ઉત્પન્ન થાય, તેમ વારંવાર પ્રભુ રાવણનાં મસ્તક ને ભુજાઓ છેદે છે, તથા તે અનેક નવાં ઉત્પન્ન થતાં જાયછે. ॥ ૧૫૧ ॥

**चो॰** दशमुख दीख शिरनकी बाढी । बिसरा मरण भई रिस गाढी ॥
गरजेउ मूढ महा अभिमानी । धायउ दशहु शरासन तानी ॥ १ ॥
समरभूमि दशकंधर कोपा । वर्षि बाण रघुपति रथ तोपा ॥
दंड एक रथ देखि न परेऊ । जनु निहारमहं दिनकर दुरेऊ ॥ २ ॥
हाहाकार सुरन्ह सब कीन्ह । तब प्रभु कोपि धनुष कर लीन्हा ॥
शर निवारि रिपुके शिर काटे । ते दिशि बिदिशि गगन महि पाटे ॥ ३ ॥
काटे शिर नभ मारग धावहिं । जय जयध्वनि कहि भय उपजावहिं ॥
कहं लक्ष्मण हनुमंत कपीशा । कहं रघुबीर कोशलाधीशा ॥ ४ ॥

**અર્થ.**—હવે પોતાના મસ્તકને વધતાં જોઈ મૃત્યુને ભૂલી, અત્યંત ક્રોધયુક્ત, મહામૂઢ મતિવાળા, અભિમાની, ગર્જના કરતા દશકંધરે દશધનુષ્યની પ્રત્યંચા ખેંચીને, ॥૧॥ રણભૂમિમાં અત્યંત ક્રોધવડે બાણનો વરસાદ કરી પ્રભુના રથને ઢાંકી દીધો. ત્યારે જેમ આકળ વરસવાથી સૂર્ય દેખાય નહીં, તેમ એ ઘડી સૂધી રથ જોવામાં આવ્યો નહીં. ॥ ૨ ॥ તેથી ઇંદ્રાદિ દેવતાઓ સર્વે હાહાકાર શબ્દ કરવા લાગ્યા. એટલે રઘુનાથજીએ વળી ક્રોધ કરી ધનુષ્યબાણ હાથમાં લઇ શત્રુના બાણનું નિવારણ કરી તેનાં મસ્તક કાપી લીધાં. તે ચારે તરફ ભમીને પૃથ્વીઉપર પડે છે. ॥ ૩ ॥ એમ જે મસ્તક પ્રભુ કાપે છે, તે મરવા વખતે જય જય શબ્દ કરતાં, અરે! લક્ષ્મણ, સુગ્રીવ અને હનુ-

માન ક્યાં છે? અયોધ્યાપતિ રામ ક્યાં છે? એમ ભય ઉત્પન્ન થાય, તેવો પોકાર કરતાં આકાશ માર્ગે દોડેછે. ॥ ૪ ॥

**हरिगीतछंद.** कहं रामकहि शिरनिकर धावहिं देखि मर्कट भजि चले ॥
संधानि शर रघुवंशमणि तब शरन शिर बेधे भले ॥
शिरमालिका गहि कालिका तहं वृंद वृंदनि सों मिलीं ॥
करि रुधिर सर मज्जन मनहुं संग्राम बटपूजन चलीं ॥ १८ ॥

**અર્થ.**—આ રીતનો શબ્દ કરી દોડેછે, તે સાંભળી કપિઓ નાશી જાયછે અને રઘુવંશમાં મણિરૂપ શ્રીરામચંદ્રજી પોતાના બળવડે બાણથી મસ્તક વિંધેછે. તેની માળાઓ કરી કાળકાદેવીનાં યુથ એકઠાં થઈ, રૂધિરના સરોવરમાં સ્નાન કરી સંગ્રામરૂપી વડનું જાણે પૂજન કરવા જાયછે. ॥ ૧૮ ॥

**दो०** पुनि रावण अति कोप करि, छांडी शक्ति प्रचंड ॥
सन्मुख चली बिभीषणहिं, मनहुं काल कोदंड ॥ १५२ ॥

**અર્થ.**—ત્યારે વળી રાવણે અત્યંત ક્રોધથી મહાતીક્ષ્ણ એક શક્તિ મારી. તે કાળના દંડનીપેઠે વિભીષણની સન્મુખ આવી. ॥ ૧૫૨ ॥

**चो०** आवत देखि शक्ति अति भारी । प्रणतारत हरि बिरद संभारी ॥
तुरत बिभीषण पाछे मेला । सन्मुख राम सहेउ सो शेला ॥ १ ॥
लगी शक्ति मूर्च्छा कछु भई । प्रभुकृत खेल सुरन्ह बिकलई ॥
देखि बिभीषण प्रभु श्रम पायउ । गहिकर गदा क्रोध करि धायउ ॥ २ ॥
रे अभाग्य शठ मंद कुबुद्धे । तैं सुर नर मुनि नाग बिरुद्धे ॥
सादर शिव कहं शीश चढाये । एक एकके कोटिन पाये ॥ ३ ॥
तेहि कारण खल अबलगि बांचा । अब तव काल शीशपर नाचा ॥
राम बिमुख शठ चहसि संपदा । असकहि हनेसि मांझ उर गदा ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે તીક્ષ્ણ ધારવાળી શક્તિને આવતી જોઈ શરણાગત શ્રીહરિએ પોતાનું બિરદ સંભારી તેજ વખતે વિભીષણને પાછળ રાખી, તે પ્રહાર સન્મુખ થઈ પોતાની છાતીમાં સહન કર્યો; ॥ ૧ ॥ તેથી પ્રભુ કંઇક મૂર્છા પામ્યા પણ તે કેવળ રણભૂમિને શોભા આપવા વાસ્તે એક રમત કરી. તે જોઈ ઇંદ્રાદિ દેવતાઓ વ્યાકુળ થયા. હવે શ્રીરઘુનાથજી શ્રમિત થયા, એવું જોઈ વિભીષણ હાથમાં ગદા લઈ પોતાના ભાઇની સમીપ દોડી રાવણને કહેવા લાગ્યો કે, ॥ ૨ ॥ હે મંદબુદ્ધિવાળા અભાગિયા! તેં દેવતા, મુનિઓ, નાગ અને મનુષ્યોની સાથે વૈર કર્યું છે, પણ હે મૂર્ખ! ઘણા પ્રેમથી શિવજીને તારાં મસ્તક તેં ચઢાવ્યાં છે, તેથી એક એકનાં કરોડો પામ્યો છો. ॥૩॥ એટલાજ માટે હે દુષ્ટ! તું અત્યાર સૂધી બચ્યો છો; પરંતુ હવે તારા દશ શિશ ઉપર કાળ ફરેછે.

હે શઠ! રામચંદ્રજી સાથે વિરોધ કરી હવે શું તું સંપત્તિને ઇચ્છે છે? એવું કહી વિભીષણે પોતાના ભાઈની છાતીમાં ગદા મારી. ॥ ૪ ॥

**हरिगीतछंद.** उरमांझ गदा प्रहार घोर कठोर लागत महि पर्‍यो ॥
दशबदन शोणित श्रवत पुनि संभारि धायो रिसि भर्‍यो ॥
दोउ भिरे अति बल मल्लयुद्ध बिलोकि एकहि एक हनै ॥
रघुबीर बल गर्बित बिभीषण बंधु नहिं ताकहं गनै ॥ १९ ॥

**અર્થ.**—ત્યારે તેના હૃદયમાં ભયંકર ગદાનો પ્રહાર વાગવાથી તે પૃથ્વીઉપર પડી ગયો. એટલે દશમુખમાંથી લોહી વહેવા લાગ્યું. પછી સંભારીને ઉઠી મહાક્રોધથકી દોડયો. ત્યારે બેઉ ભાઈ ઘણા બળથી એક બીજાને મલ્લનીપેઠે યુદ્ધ કરતા મારેછે, પણ પ્રભુના બળથી ગર્વિષ્ઠ વિભીષણ, રાવણને કંઈ બંધુ ગણતો નથી. ॥ ૧૯ ॥

**दो०** उमा बिभीषण रावणहिं, सन्मुख चितव किकाउ ॥
भिरत सो काल समान अब, श्रीरघुबीर प्रभाउ ॥ १९३ ॥

**અર્થ.**—હે ગિરિજા! વિભીષણ શું કદી દશકંધરના સન્મુખ જોઈ શકે? પણ રઘુનાથજીના પ્રતાપથી પોતાના ભાઈ સાથે કાળનીપેઠે યુદ્ધ કરેછે. ॥ ૧૫૩ ॥

**चो०** देखा श्रमित बिभीषण भारी । धावा हनुमान गिरिधारी ॥
रथ तुरंग सारथी निपाता । हृदय मांझ मारेउ तेहि लाता ॥ १ ॥
ठाढ रहा अति कंपित गाता । गयउ बिभीषण जहं जनत्राता ॥
पुनि रावण तेहि हतेउ प्रचारी । चला गगन कपि पूंछ पसारी ॥ २ ॥
गहेसि पूंछ कपि सहित उडाना । पुनि नभ भिरेउ प्रबल हनुमाना ॥
लरत अकाश युगल सम योधा । हनत एक एकहि करि क्रोधा ॥ ३ ॥
शोभित नभ छल बल बहुकरहीं । कज्जल गिरि सुमेरु जनु लरहीं ॥
बुधि बल निशीचर परै नपारा । तब मारुतसुत प्रभुहि संभारा ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે વિભીષણને શ્રમિત જોઈ, વાયુપુત્રે પોતાના હાથમાં પર્વત લઈ રાવણના ઘોડા, રથ અને સારથિનો નાશ કરી, દોડીને તેની છાતીમાં એક લાત મારી. ॥ ૧ ॥ તેથી કંપિત શરીરવાળો રાવણ ઉભો રહ્યો અને વિભીષણ શરણાગત પાલક શ્રીરામ પાસે ગયો. પછી દશકંધર હનુમાનજીને પડકારીને મારવા લાગ્યો. તેથી મારુતી પોતાનું પૂછ વધારી જ્યારે આકાશમાર્ગે ચઢી ગયા, ॥ ૨ ॥ ત્યારે તેનું પૂછ ઝાલી રાવણ પણ પાછળ ગયો. વળી ત્યાં જઈ બેઉ મહાબળવાન્ યોધાઓ યુદ્ધ કરવા લાગ્યા. હે ભરદ્વાજ! એમ બેઉ યોધાઓ આકાશમાં યુદ્ધ કરે છે અને એક બીજાને મારે છે, ત્યારે અત્યંત બળ તથા કપટથી જેમ કજ્જલાચલ સાથે મેરુ પર્વત લડતો ન હોય, તેમ

તેઓ શોભતા હતા. પછી મારુતી બુદ્ધિબળથી રાવણને પૃથ્વીઉપર પાડવા લાગ્યા, પણ તે જ્યારે પડ્યો નહીં ત્યારે પ્રભુનું સ્મરણ કરી, ॥ ૩ ॥ ૪ ॥

**हरिगीतछंद.** संभारि श्रीरघुवीर धीर प्रचारि कपि रावण हन्यो ॥
महि परत पुनि उठि लरत देवन युगल कहं जय जय भन्यो ॥
हनुमंत शंकट देखि मर्कट भालु क्रोधातुर चले ॥
रण मत्त रावण सकल सुभट प्रचंड भुज बल दलिमले ॥ २० ॥

**અર્થ.**—મારુતીએ હાંક મારી રાવણને મુષ્ટિપ્રહાર કર્યો. તેથી તે પૃથ્વીઉપર પડ્યો. પરંતુ ફરી ઉઠીને યુદ્ધ કરવા લાગ્યો. તે વખતે દેવતાઓ આ બેઉ યોદ્ધાઓનો જય-જયકાર બોલવા લાગ્યા. પછી વાનર તથા રીંછો હનુમાનજીનું સંકટ જોઈ મહાક્રોધયુક્ત થઈ દોડ્યા ત્યારે રણસંગ્રામમાં મહાબળવાન્ દશાનન વનચરોનો નાશ કરવા લાગ્યો. ૨૦

**दो०** राम प्रचारे बीर सब, धाये कीश प्रचंड ॥
कपिदल बिपुल बिलोकि तेइ, कीन्ह प्रगट पाषंड ॥ १५४ ॥

**અર્થ.**—પછી શ્રીહરિનાં વચન સર્વે યોદ્ધાઓ સાંભળીને જ્યારે રાવણના સન્મુખ દોડ્યા ત્યારે એવું બળવાન્ સૈન્ય આવતું જોઈ વળી તે પોતાનાં પાખંડ પ્રગટ કરવા લાગ્યો.

**चो०** अंतर्ध्यान भयो क्षण एका । पुनि प्रगटेसि खल रूप अनेका ॥
रघुबर कटक भालु कपि जेते । जहं तहं प्रगट दशानन तेते ॥ १ ॥
देखे कपिन अमित दशशीशा । भागे भालु बिकल भट कीशा ॥
चले बलीमुख धरहिं न धीरा । त्राहि त्राहि लक्ष्मण रघुबीरा ॥ २ ॥
दश दिशि कोटिन धावहिं रावण । गर्जहिं घोर कठोर भयावन ॥
डरे सकल सुर चले पराई । जयकी आश तजहु अब भाई ॥ ३ ॥
सुरन जितेउ एक दशकंधर । अब बहु भये तकहु गिरिकंदर ॥
रहे बिरंचि शंभु मुनि ज्ञानी । जिन जिन प्रभुकी महिमा जानी ॥ ४ ॥

**અર્થ.**—પછી અંતર્ધ્યાન થઈને તે જ વખતે શ્રીરઘુવીરના સૈન્યમાં જેટલાં રીંછ અને કપિઓ હતા, તેટલાં જ પોતાનારૂપ પ્રગટ કર્યાં. ॥ ૧ ॥ ત્યારે અનેક રાવણોને જોઈ જે શૂરવીર વનચરો ધીરજવાન્ હતા, તે પણ પોતાની ધીરજ મૂકી વ્યાકુળ થઈ નાસતી વખતે કહેવા લાગ્યા કે, હે લક્ષ્મણ! હે રઘુવીર! અમારું રક્ષણ કરો, રક્ષણ કરો. ॥ ૨ ॥ વળી અત્યંત કઠોર ભયને આપનાર ગર્જના કરતા દશેદિશાઓમાં ચારે તરફ કોટી રાવણો દોડવા લાગ્યા. તે જોઈ પલાયન કરનાર ભયસહિત દેવતાઓ આપસમાં કહેવા લાગ્યા કે, હે ભાઈઓ! હવેથી જીવવાની આશા મૂકી દ્યો. ॥ ૩ ॥ કારણ કે, એક રાવણ હતો, તેણે સર્વે દેવતાઓને જિત્યા. પણ હવે આ તો ઘણા છે, માટે પર્વતોની ગુફાઓમાં નાશી જવાનું ધ્યાન રાખો. તે વખતે જે પ્રભુના પ્રતાપને જાણનાર બ્રહ્મા, શિવ વિગેરે મહાજ્ઞાની મુનિઓ હતા, તે જ ત્યાં ઉભા રહ્યા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** जानहिं प्रताप ते रहे निर्भय कपिन रिपु मानेउ फुरे ॥
चले बिकल मर्कट भालु सकल कृपालु पाहि भयातुरे ॥
हनुमंत अंगद नील नल बलवंत अति रणबंकुरे ॥
मर्दहिं दशानन कोटि कोटिन्ह कपट भटके अंकुरे ॥ २१ ॥

**અર્થ.**—તે રાવણને શત્રુ માની નાસી જવા વખતે વ્યાકુળ થઈ ભયવશ કપિઓ કહેવા લાગ્યા કે, હે કૃપાળુ! આ ખળથી અમારું રક્ષણ કરો. ત્યારે રણમાં મહામદોન્મત્ત અને બળવાન્ હનુમાન, અંગદ તથા નલ કપિઓ જેમ વર્ષાઋતુમાં ધાન્યનાં નવાં અંકુર પેદા થાય, તેમ ઉત્પન્ન થયેલા અનેક માયાના રાવણોનું મર્દન કરવા લાગ્યા. ॥ ૨૧ ॥

**दो०** सुर बानर देखे बिकल, हसे कोशलाधीश ॥
साजी शरासन निमिष महं, हरे सकल दशशीश ॥ १९९ ॥

**અર્થ.**—એટલે અયોધ્યાપતિ શ્રીહરિ દેવતાઓ તથા વનચરોને વ્યાકુળ જોઈ, હસીને ધનુષ ઉપર બાણ ચડાવી માયારૂપ રાવણોનો નાશ કર્યો. ॥ ૧૫૫ ॥

**चो०** प्रभु क्षण महं माया सब काटी । जीमि रवि उदय जाहि तम फाटी ॥
रावण एक देखि सुर हर्षे । विपुल सुमन पुनि प्रभु पर बर्षे ॥ १ ॥
भुज उठाय रघुपति कपि फेरे । फेरे एक एकनिके टेरे ॥
प्रभु बल पाइ भालु कपि धाये । तरल तमकि संयुग महि आये ॥ २ ॥
करत प्रशंसा सुर तेइ देखे । भयउ एक मैं इनके लेखे ॥
शठ तुमको हम बहुत जीआवा । अस कहि देवनपें नभ धावा ॥ ३ ॥
हा हा करत देवी सुर भागे । शठ अबहि कहां जाहु अभागे ॥
देखि बिकल सुर अंगद धावा । कूदि चरण गहि भूमि गिरावा ॥ ४ ॥

**અર્થ.**—હે ખગેશ! જેમ રવિના ઉદયથી અંધકાર નાશ થાય, તેમ પ્રભુએ એક ક્ષણ માત્રમાં માયા નાશ કરી. ત્યાર પછી દેવતાઓ એક રાવણને જોઈ હર્ષસહિત પ્રભુપર પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૧ ॥ પછી શ્રીરામચંદ્રજી પોતાની ભુજા ઉંચી કરી, વાનર તથા રીંછને પાછા બોલાવવા લાગ્યા, ત્યારે તેઓ સર્વે એક બીજાને બોલાવતા પાછા આવીને, પ્રભુનું બળ પામવાથી અત્યંત ક્રોધાતુર થઈ કુદીને રણસંગ્રામમાં સન્મુખ આવ્યા. ॥ ૨ ॥ પછી પ્રભુની પ્રશંસા કરતા દેવતાઓને જોઈ રાવણ કહેવા લાગ્યો કે, હે શઠો! તમારા મનથી શું હું એક જ છું? પણ તેમ નથી. હે મૂર્ખાઓ! તમને મેં બહુ દિવસ જીવતા રાખ્યા, એમ કહી તેમની પછવાડે આકાશમાં દોડ્યો. ॥ ૩ ॥ તે જોઈ દેવતાઓ હાહાકાર શબ્દ કરતા નાસવા લાગ્યા. એટલે રાવણ કહે છે કે, હે અભાગિ! તમે મારી પાસેથી ક્યાં નાશી જશો? ત્યારે દેવતાઓને વ્યાકુળ જોઈ અંગદે કુદીને આકાશમાર્ગે જઈ રાવણના બે પગ ઝાલી પૃથ્વી ઉપર પછાડ્યો. ॥ ૪ ॥

**हरिगीतछंद.** गहि भूमि पार्‍यो लात मार्‍यो बालिसुत प्रभुपहं गयो ॥
संभारि उठि दशकंठ घोर कठोर करि गर्जत भयो ॥
करि दाप धनुष चढाइ दश संधानि शर बहु बर्षई ॥
किये सकल भट घायल भियाकुल देखि निज बल हर्षई ॥ २२ ॥

**અર્થ.**—વળી તેને લાત મારી વાલિનો પુત્ર પ્રભુની પાસે ગયો. પછી રાવણ સંભારીને ઉઠી મહાઘોર ગર્જના કરતો દશ ધનુષ ઉપર બાણ સંધાન કરી, તે વરસાદની પેઠે મૂકવા લાગ્યો. એવી રીતે સર્વે શૂરવીરોને ઘાયલ અને ભયવશ કરી, પોતાના બળને જોઈ હર્ષ પામવા લાગ્યો. ॥ २२ ॥

**दो०** तब रघुपति लंकेशके, शीश भुजा शर चाप ॥
काटे भये नवीन पुनि, जीमि तीरथके पाप ॥ १५६ ॥

**અર્થ.**—ત્યારે પ્રભુએ એક બાણવડે તેનાં મસ્તક, ભુજાઓ, ધનુષ અને બાણ એ સર્વે કાપી નાંખ્યાં. તે જેમ તીર્થમાં એક પાપ કરવાથી અનેક થાય, તેમ રાવણનાં મસ્તક તથા ભુજાઓ નવાં થવા લાગ્યાં. ॥ १५६ ॥

**चो०** शिर भुज बाढि देखि रिपु केरी । भालु कपिन रिसि भई घनेरी ॥
मरत न मूढ कटे भुज शीशा । धाये कोपि भालु अरु कीशा ॥ १ ॥
बालितनय मारुत नल नीला । द्विबिद मयंद महाबल शीला ॥
बिटप महीधर करहिं प्रहारा । सोई गिरितरु गहि कपिन सोमारा
एकन नख गहि बपुष बिदारी । भागि चलहिं एक लातन मारी ॥ २ ॥
तब नल नील शिरनि चढि गयऊ । नखनि ललाट बिदारत भयऊ ॥
रुधिर बिलोकि सकोप सुरारी । तिनहिं धरन कहं भुजा पसारी ॥ ३ ॥
गहे न जाहिं शिरनि पर फिरहीं । जनु युग मधुप कमलबन चरहीं ॥
कोपि कूदि दोउ धरेसि बहोरी । महि पटकेसि गहि भुजा मरोरी ॥ ४ ॥
पुनि सकोपि दश धनु कर लीन्हा । शरनि मारि घायल कपिकीन्हा ॥
हनुमदादि मूर्च्छित सब बंदर । पाइ प्रदोष हर्ष दशकंधर ॥ ५ ॥
मूर्छित देखि सकल कपि बीरा । जांबवंत धावा रणधीरा ॥
संग भालु भूधर तरु भारी । मारन लगे प्रचारि प्रचारी ॥ ६ ॥
भयो क्रोध रावण बलवाना । गहि पद महि पटके भटनाना ॥
देखि भालुपति निज दल घाता । कोपि मांझ उर मारेसि लाता ॥ ७ ॥

**અર્થ.**—ત્યારે શત્રુના મસ્તક અને ભુજાઓનો વધારો થતો જોઇને, કપિઓ તથા રીંછો બહુ ક્રોધવશ થઈ કહેવા લાગ્યા કે, આ મૂઢનાં ભુજા અને મસ્તક કાપી નાંખ્યાં,

પણ હજી તે મરતો નથી, એમ કહીને દોડ્યા. ॥ ૧ ॥ તેમાં મહાબળવાન્ અંગદ, હનુમાન, નલ, નીલ, દ્વિવિદ અને મયંદ એ સર્વે પોતાના હાથમાં પર્વતો અને વૃક્ષો લઈ પ્રહાર કરવા લાગ્યા. તે જ પર્વતો તથા વૃક્ષોને ઝાલી રાવણ પાછા કપિઓને મારે છે. ॥ ૨ ॥ કેટલાક વાનર નખવડે તેનું શરીર ચીરી લાતો મારી નાશી જાય છે તથા નલ, નિલ તેના મસ્તક ઉપર ચઢી નખવડે તેનું કપાળ ફાડવા લાગ્યા. ॥ ૩ ॥ તેથી લોહી વહેવા માંડયું. તે જોઈ દેવતાઓના શત્રુ રાવણે ક્રોધ પામી તેઓને ઝાલવાને પોતાના વીસ હાથ ઉંચા કર્યા, પણ બેઉ જણા મસ્તકરૂપી કમળના વન ઉપર બે ભમરાની પેઠે કુદેછે, પણ તેના હાથમાં આવતા નથી. ॥૪॥ ત્યારે ક્રોધથી ઠેંક મારીને નલ તથા નીલને ઝાલી તેના બે હાથ મરડીને પૃથ્વીઉપર પછાડ્યા. પછી ક્રોધયુક્ત થઇ હાથમાં ધનુષ-બાણ લઇને બાણુવડે કપિનું સૈન્ય ઘાયલ કરી નાંખ્યું. ॥ ૫ ॥ તેથી હનુમાન આદિ સર્વે વાનર મૂર્છાગત થયા. એટલે સંધ્યાસમય જાણી રાવણ હર્ષ પામ્યો. હવે અહીં કપિ-ઓમાં રણધીર જાંબવાન સર્વે રણશૂર કપિઓને મૂર્છિત જોઈ યુદ્ધ કરવાને દોડયો. ॥ ૬ ॥ તેની સાથે પર્વતના જેવા શરીરવાળા રીંછો દશકંધરને પડકારી પડકારીને મારવા લાગ્યા. તે જોઈ બળવાન્ દૈત્ય ક્રોધવશ થઇ શૂરવીરોના પગ ઝાલી ઝાલીને પૃથ્વીઉપર પછાડવા લાગ્યો. ॥ ૭ ॥ એટલે જાંબવાને પોતાનું સૈન્ય નાશ પામતું જોઈ, ક્રોધથી તેની છાતીમાં લાત મારી.

**हरिगीतछंद.** उरलात घात प्रचंड लागत विकल रथते महि गिरा ॥
गहि भालु बीसहु करनि मानहु कमल निशि बश मधुकरा ॥
मूर्छित बिलोकि बहोरि पदहति भालुपति प्रभु पहं गयो ॥
निशि जानि स्यंदन घालि तेहि तब सूत यत्न सुगृह नयो ॥ २३ ॥

**અર્થ.**—ત્યારે રાવણને છાતીમાં લાત વાગવાથી વ્યાકુળ થઇ રથમાંથી પૃથ્વીઉપર પડી ગયો કે, તરત જેમ રાત્રિને સમયે કમળમાં ભમરાઓ પ્રવેશ કરે, તેમ રીંછો તેની વીસ ભુજાઓમાં પ્રવેશ કરી ગયા. ત્યારે રીંછપતિએ રાવણને મૂર્છિત જોઈ વળી તેને એક લાતનો પ્રહાર કરી પોતે પ્રભુ પાસે ગયા. પછી રાવણનો સારથિ રાત્રિનો વખત જાણી, તેને બીજા રથમાં ઘાલી ઘેર લઈ ગયો. ॥ ૨૩ ॥

**दो०** मूर्च्छा गइ कपि भालु तब, सब आये प्रभु पास ॥
सकल निशाचर रावणहिं, घेरि रहे अति त्रास ॥ १५७ ॥

**અર્થ.**—એટલે સર્વે દૈત્યો અત્યંત ભયયુક્ત થઈ તેને ઘેરીને બેસી રહ્યા અને કપિઓ તથા રીંછોને મૂર્છા ઉતરવાથી પ્રભુની પાસે આવ્યા. ॥ ૧૫૭ ॥

**चो०** तेहि निशि महं सीता पहं जाई । त्रिजटा कहि सब कथा बुझाई ॥
शिर भुज बाढि सुनत रिपु केरी । सीता उर भै त्रास घनेरी ॥ १ ॥
मुख मलीन उपजी मन चिंता । त्रिजटासन बोलि तब सीता ॥
होइहि कहा कहसि किनमाता । केहि बिधि मरिहि विश्वदुखदाता ॥ २ ॥

रघुपति शर शिर कटे न मरहिं । बिधि बिपरीत चरित सब करहिं
मोर अभाग्य जिआवत ओही । जेहिहौं हरिपद कमल बिछोही ॥ ३ ॥
जेइ कृत कनक कपट मृग झूठा । अजहुं सो दैव मोहिंपर रूठा ॥
जेइ बिधि मोहिं दुख दुसह सहावा । लक्ष्मण कहं कटु बचन कहावा ॥ ४ ॥
रघुपति बिरह बिषम शर भारी । तकि तकि बार बार मोहिं मारी
ऐसेहु दुख जो राखु मम माना । सोबिधि ताहि जिआवन आना ॥ ॥ ५ ॥
बहुबिधि करत बिलाप जानकी । करि करि सुरति कृपानिधानकी ॥
कह त्रिजटा सुन राजकुमारी । उर शर लागत मरहिं सुरारी ॥ ६ ॥
ताते प्रभु उर हतहिं न तेही । इहिके हृदय वसति वैदेही ॥

**અર્થ.**—હે ભવાનિ! હવે તે જ રાત્રિમાં ત્રિજટાએ સીતાજી પાસે જઇ સઘળી હકીકત કહી સંભળાવી. તેમાં રાવણનાં કપાયેલાં મસ્તક અને ભુજાઓ ફરીવાર નવાં થાય છે, તે સાંભળી વૈદેહીના મનમાં અત્યંત ત્રાસ ઉત્પન્ન થયો. ॥ ૧ ॥ તેમ જ મનમાં ચિંતા થવાથી મુખ મલિન થઈ ગયું. તેથી જાનકીજી ત્રિજટાને કહેવા લાગ્યાં કે, હે માતા! વિશ્વને દુઃખ આપનાર રાવણ કયા પ્રકારે મરશે? તે તું કેમ કહેતી નથી? ॥ ૨ ॥ કારણ રઘુપતિના બાણથી મસ્તક કપાઈ જાય છે, છતાં પણ મરતો નથી, માટે મારા વાસ્તે જ બ્રહ્મા અવળો થઈ આવાં ચરિત્ર કરે છે. હે ત્રિજટા! શ્રીહરિનાં ચરણકમળનો વિયોગ કરવા મને જીવતી રાખે છે, તેથી હું જાણું છું કે, મારાં જ મોટાં અભાગ્ય છે. ॥ ૩ ॥ વળી જેણે સુવર્ણનો કપટી મૃગ રચ્યો, તે જ દૈવની હજી મારા-ઉપર કોપદૃષ્ટિ છે. જેણે મારા મુખથકી લક્ષ્મણજીને કડવાં વચન સંભળાવ્યાં, તે જ બ્રહ્મદેવ મને કઠીણ દુઃખ સહન કરાવે છે. ॥ ૪ ॥ હે માતુશ્રી! રામચંદ્રજીના વિરહ-રૂપી કઠીણ બાણ મને વિધાતા તાકી તાકીને વારંવાર મારે છે, તેથી એવા દુઃખમાં મારાવિના બીજી કોને જીવતી રાખે? ॥ ૫ ॥ એવી રીતે જાનકીજી શ્રીપ્રભુને સંભારી અત્યંત વિલાપ કરવા લાગી. ત્યારે ત્રિજટા બોલી કે, હે રાજકુમારી! જ્યારે એના હૃદયમાં બાણ લાગશે ત્યારે જ તે ઇંદ્રારિ મરશે. ॥ ૬ ॥ પણ એ દુષ્ટના હૃદયમાં હજી તમારો વાસ છે, તેથી રામચંદ્રજી તેને છાતીમાં બાણ મારતા નથી. ॥ ૭ ॥

**हरिगीतछंद.** इहिके हृदय बस जानकी मम जानकी उर वासहै ॥
मम उदर भुवन अनेक लागत बाण सबको नाशहै ॥
अस सुनत हर्ष बिषाद उर अति देखि पुनि त्रिजटा कहा ॥
अब मारहिं रिपु इहि भांति सुंदरि तजहु तुम संशयमहा ॥ २४ ॥

**અર્થ.**—પ્રભુ જાણે છે કે, "રાવણના હૃદયમાં જાનકી છે. વળી તેમના મનમાં મારો વાસ છે, તેમ જ મારા ઉદરમાં અનેક બ્રહ્માંડ રહેલાં છે, તો તેની છાતીમાં બાણ મારવાથી એ સર્વેનો નાશ થશે" એવું સમજીને હે બેન! રામચંદ્રજી બાણ મારતા

નથી. એવું સાંભળતાં જ સીતાજી પ્રભુના વિરહથી દુઃખિત થઈ ગયાં. ત્યારે ત્રિજટા વળી વૈદેહીપ્રત્યે બોલી કે, હે જનકપુત્રી! તું તારા મનનો સંશય દૂર કર. કેમકે હવે શત્રુ એક પ્રકારથી મરશે. ॥ ૨૪ ॥

**दो० काटत शिर होइहि बिकल, छूटि जाइ तव ध्यान ॥**
**तब रावणके हृदय शर, मारहिं राम सुजान ॥ १५८ ॥**

**અર્થ.**—જ્યારે પ્રભુ તેને દશ બાણ મસ્તકમાં અને વીસ બાણ ભુજાઓમાં મારશે ત્યારે વ્યાકુળ થઈ તે તારું ધ્યાન મૂકી દેશે. એટલે તરત જ ચતુર રામચંદ્રજી, રાવણની છાતીમાં બાણ મારશે. ॥ ૧૫૮ ॥

**चो० असकहि बहु प्रकार समुझाई । पुनि त्रिजटा निज भवनसिधाई ॥**
**राम स्वभाव सुमिरि बैदेही । उपजी बिरह ब्यथा अति तेही ॥ १ ॥**
**निशिहि शशिहि निंदत बहुभांती । युग सम भई बिहाति नराती ॥**
**करत बिलाप मनहिं मन भारी । रामबिरह जानकी दुखारी ॥ २ ॥**
**जब अति भयो बिरह उर दाहू । फरकेउ बाम नयन अरु बाहू ॥**
**शकुन बिचारि धरी उर धीरा । अब मिलिहहिं कृपालु रघुबीरा ॥ ३ ॥**
**इहां अर्द्ध निशि रावण जागा । निज सारथि सन खीझन लागा ॥**
**शठ रणभूमि छुडायहु मोहीं । धिक धिक अधम मंदमति तोहीं ॥ ४ ॥**
**तेइ पद गहि बहु बिधि समुझावा । भोर भये रथ चढि मुनि आवा ॥**
**सुनि आगमन दशानन केरा । कपिदल खरभर भयउ घनेरा ॥ ५ ॥**
**जहं तहं भूधर बिटप उपारी । धाये कटकटाइ भट भारी ॥**

**અર્થ.**—એ પ્રમાણે અનેક રીતે સમજાવી ત્રિજટા પોતાને ઘેર ગઈ અને સીતાજી, રામચંદ્રના સ્વભાવને સંભારી વળી વિયોગની પીડાથી વ્યાકુળ થયાં. ॥ ૧ ॥ તેથી તે રાત્રિના ચંદ્રમાને અનેક પ્રકારે નિંદવા લાગ્યાં કે, હે શશિ! તારો અસ્ત થયાવિના આ રાત્રિ મને એક યુગ સમાન લાગે છે. એમ પ્રભુનાં વિરહમાં અનેક પ્રકારે વિલાપ કરતાં જનકપુત્રી અત્યન્ત દુઃખી થઈ ગયાં. ॥ ૨ ॥ હે ખગપતિ! વળી જ્યારે વિરહરૂપી અગ્નિ મનમાં ઉત્પન્ન થયો, ત્યારે ડાબું નેત્ર અને ભુજા ફરકવા લાગ્યાં. તે શુભ શકુન વિચારી તેણે મનમાં ધીરજ રાખી કે, હવે કૃપાળુ શ્રીરઘુવીર જરૂર મને મળશે. ॥૩॥ ત્યારપછી લંકામાં રાવણ અર્ધ રાત્રે મૂર્છામાંથી જાગી, સારથિ ઉપર ક્રોધયુક્ત થઈ કહેવા લાગ્યો કે, હે દુષ્ટ! મને રણભૂમિ છોડાવી અહીં લઇ આવ્યો, માટે હે મન્દમતિવાળા અધમ! તને વારંવાર ધિક્કાર છે. ॥ ૪ ॥ ત્યારે માતલિ તેના પગ ઝાલી કહે છે કે, હે સ્વામિન્! જ્યારે રણભૂમિમાં રથી અને સારથિને દુઃખ પડે છે ત્યારે એક બીજાની તેઓ પરસ્પર રક્ષા કરે છે. તે વાસ્તે અત્રે હું લઈ આવ્યો. પછી પ્રાતઃકાળ થતાં જ રથમાં બેસી રણભૂમિમાં રાવણ આવ્યો. એટલે દશાનનનું આગમન સાંભળી કપિઓના

સૈન્યમાં અત્યંત શોર બકોર થવા લાગ્યો, ॥ ૫ ॥ અને જ્યાં ત્યાંથી પર્વત તથા વૃક્ષો ઉપાડી દાંતથકી કટકટ શબ્દ કરી મહાશૂરવીરો દોડી, ॥ ૬ ॥

**हरिगीतछंद.** धाये जो मर्कट विकट भालु कराल कर भूधर धरा ॥
अति कोपि करहिं प्रहार मारत भजि चले रजनीचरा ॥
बिचलाइ दल बलवंत कीशनि घेरि पुनि रावण लियो ॥
दश दिशिचपेटन्हमारि नखन बिदारि तेहिब्याकुलकियो ॥ २५ ॥

**અર્થ.**--રાક્ષસો ઉપર અત્યંત ક્રોધ કરી પ્રહાર કરવા લાગ્યા ત્યારે રાક્ષસો નાશી જવા લાગ્યા. એવી રીતે દૈત્યોનું સૈન્ય વિખેરી નાંખી કપિઓએ રાવણને ઘેરી ચારે તરફથી તમાચા મારી, પોતાના નખથકી તેના શરીરને ચીરીને તેને વ્યાકુળ કરી નાંખ્યો.૨૫

**दो०** देखि महा मर्कट प्रबल, रावण कीन्ह विचार ॥
अंतरहित होइ निमिष महं, करि माया विस्तार ॥ १५९ ॥

**અર્થ.**—ત્યારે મહા બળવાન્ ભાલુ તથા કપિને જોઈ રાવણ પોતાના મનમાં વિચારી અન્તર્ધ્યાન થઈ માયાનો વિસ્તાર કરવા લાગ્યો. ॥ ૧૫૯ ॥

**लीलावतीछंद.** जब कीन्ह तेइ पाषंड, भये प्रगट जंतु प्रचंड ॥
बैताल भूत पिशाच, कर धरे धनुष नराच ॥
योगिनि गहे करबाल, एक हाथ मनुज कपाल ॥
करिसद्य शोणित पान, नाचहिं गुणगान ॥ १ ॥
धरु मारु बोलहिं घोर, रहि पूरि धुनिचहुं ओर ॥
मुखबाय धावहिं खान, तब लगे कीश परान ॥
जहं जाहिं मर्कट भागि, तहं बरत देखहिं आगि ॥
भय बिकल बानर भालु, पुनि लाग बर्षन बालु ॥ २ ॥
जहं तहं थकित कारि कीश, गर्जेउ बहुरि दशशीश ॥
लक्ष्मण कपीश समेत, भये सकल बीर अचेत ॥
हा राम हा रघुनाथ, कहि सुभट मीजहिं हाथ ॥
इहिबिधि सकल बल तोरि, तेहि कीन कपट बहोरि ॥ ३ ॥
प्रगटेसि विपुल हनुमान, धाये गहे पाषान ॥
तिन राम घेरेउ जाई, चहुंदिशि वरुथ बनाई ॥
मारहु धरहु जाई, कटकटहिं पूंछ उठाई ॥
दशदिशि लंगूर बिराज, तेहि मध्य कोशलराज ॥ ४ ॥

**અર્થ.**—જ્યારે દશવદને પાખંડ પેદા કર્યો, ત્યારે ધનુષબાણ ધરવાવાળા ભૂત, વેતાળ અને પિશાચ એવા અનેક ઘોર જન્તુ પ્રગટ થયા. વળી પ્રગટ થયેલી યોગિ-

નીઓ એક હાથમાં ખડ્ગ અને બીજા હાથમાં નરકપાળ લઈ, તે જ વખતે રૂધિરપાન કરી રાવણના ગુણનું ગાન કરી નાચે છે, ॥૧॥ અને ઝાલો ઝાલો, મારો મારો એવા ઘોર શબ્દ કરી મોઢાં ઉઘાડી ભક્ષણ કરવા વાસ્તે દોડે છે, તેથી કપિઓ નાશી જાય છે ત્યારે જ્યાં જાય છે ત્યાં વળી અગ્નિ બાળે છે. એમ જ્યારે તેઓ અત્યંત દુઃખી થયા ત્યારે ઉપરથી ધૂળ વરસાવી તેઓએ વનચરોને હાર પમાડી. ॥૨॥ પછી વળી દશશીશે ગર્જના કરી, તેથી લક્ષ્મણ અને સુકંઠ વગેરે સર્વે શૂરવીરો શુદ્ધિવિનાના થઈ, હા રામ! હા રઘુપતિ! એમ કહી હાથ ઘસવા મંડ્યા. હે પ્રાણપ્રિયા! એ રીતે સર્વે સૈન્યનો મદ ઉતારી રાવણ ફરી કપટ કરવા લાગ્યો. ॥ ૩ ॥ તેમ જ પ્રગટ થયેલા માયાવી હનુમાનના અનેક યૂથનાં યૂથ હાથમાં પથ્થર લઈ પૂછ ઉંચાં કરી દાંત કરડતા દોડીને મારો, ઝાલો, એમ શબ્દ કરતા પ્રભુ જેમ નાશી ન જાય, તેમ તેમને મધ્યમાં રાખી ચારે તરફ ઘેરીને ઉભા રહ્યા. ॥ ૪ ॥

**हरिगीतछंद.** तेहि मध्य कोशलराज सुंदर श्याम तनु शोभा लही ॥
जनु इंद्र धनुष अनेक किय बरबारि तुंग तमालही ॥
प्रभु देखि हर्षबिषाद उर सुर बदत जय जय जयकरी ॥
रघुबीर एकहि तीर कोपित निमिषमहं मायाहरी ॥ २६ ॥
माया बिगत कपि भालु हर्षे विटप गिरि गहि सब फिरे ॥
शरनिकर छांडे राम रावण बाहू शिर पुनि पुनि हरे ॥
श्रीराम रावण समर चरित अनेक कल्प जो गावहीं ॥
शत शेष शारद निगम कवि तेउ तदपि पार न पावहीं ॥ २७ ॥

**અર્થ.**—એવી રીતે કપિનાં અનેક પૂછડારૂપી ઈંદ્રના ધનુષ્યની મધ્યમાં તમાલવૃક્ષ જેવા ઘનશ્યામ મૂર્ત્તિવાળા શ્રીરામચંદ્રજી શોભતા હતા. પછી દેવતાઓ હર્ષ તથા વિષાદને વશ થયેલા પ્રભુને જોઈ, હે શ્રીહરિ! તમારો વારંવાર જય થાઓ, જય થાઓ, એમ કહેવા લાગ્યા. તે સાંભળી ક્રોધવશ થયેલા શ્રીરઘુપતિએ નિમિષમાત્રમાં એક બાણથી માયાવી હનુમાનનો નાશ કર્યો. તે જોઈ હર્ષ પામેલા વાનર અને રીંછો હાથમાં પર્વતો લઈ સર્વે પાછા ફરવા લાગ્યા. ત્યારપછી શ્રીરામે અનેક બાણવડે દશાનનનાં મસ્તક તથા ભુજાઓ વારંવાર હરણ કર્યાં. હે ઉમા! શ્રીરઘુનાથજી તથા રાવણનાં અનેક રણચરિત્ર એક કલ્પપર્યંત એકસો શેષજી, સરસ્વતી, વેદ અને કવિ જો ગાવા બેસે, તોપણ તેનો પાર આવે તેમ નથી. ॥ ૨૬ ॥ ૨૭ ॥

**दो०** कहे तासु गुणगण कछुक, जडमति तुलसीदास ॥
जिमि निजबल अनुरूपते, मशक उडहिं आकास ॥ १६० ॥
काटि शीश भुज बार बहु, मरै न भट लंकेश ॥
प्रभु क्रीडत मुनि सिद्ध सुर, व्याकुल देखि कलेश ॥ १६१ ॥

**અર્થ.**—તેમ જ તેમના અનેક ગુણમાંથી થોડાક ગુણો મંદબુદ્ધિવાળા તુલસીદાસ કહેછે. મચ્છર પોતાની શક્તિપ્રમાણે આકાશમાં ઉડે તોપણ જેમ અંત આવે નહીં, તેમ અનેકવાર ભુજાઓ અને મસ્તક પ્રભુએ કાપ્યાં, તોપણ રાવણ મરતો નથી. એવી ભગવત્ લીલા જોઈ સિદ્ધ, મુનિ અને દેવતાઓ વ્યાકુળ થઈ દુઃખ પામવા લાગ્યા. ॥૧૬૦॥૧૬૧॥

**ચો०** काटत बढहिं शीश समुदाई । जिमि प्रतिलाभ लोभ अधिकाई ॥
मरै न रिपु श्रम भयउ बिशेखा । राम बिभीषण तन तब देखा ॥ १ ॥
उमा काल मरु जाकी इच्छा । सो प्रभु जनकी लेत परिच्छा ॥
सुनु सर्वज्ञ चराचर नायक । प्रणतपाल सुर मुनि सुखदायक ॥ २ ॥
नाभीकुंड सुधा वस याके । नाथ जियउ रावण बल ताके ॥
सुनत बिभीषण बचन कृपाला । हर्षि गहे प्रभु बाण कराला ॥ ३ ॥
अशकुन होन लगे बिधिनाना । रोवहिं बहु शृगाल खर श्वाना ॥
बोलहिं खग अति आरतहेतू । प्रगट भये जहं तहं नभ केतू ॥ ४ ॥
दश दिशि दाह होन तब लागा । भयउ पर्व बिनु रवि उपरागा ॥
मंदोदरि उर कंपित भारी । प्रतिमा श्रवहिं नयन बह बारी ॥ ५ ॥

**અર્થ.**—હવે દ્રવ્યનો લાભ થવાથી જેમ લોભ વધે, તેમ રાવણનાં મસ્તક ઘણીવાર કાપવાથી વધેછે. એમ શત્રુ મરતો નથી અને શ્રમ વધારે થયો જાણી શ્રીરામે વિભીષણના સામું જોયું. ॥૧॥ હે ગિરિજા! જેની ઈચ્છાથકી કાળ નાશ પામે એવા પ્રભુ પોતાના સેવકની પરીક્ષા લેછે. ત્યારે વિભીષણ બોલ્યા કે, દેવતાઓ અને મુનિઓને સુખ આપનાર તથા શરણે આવેલાનું રક્ષણ કરવાવાળા ચૌદ બ્રહ્માંડના પતિ હે સર્વજ્ઞ! સાંભળો. ॥ ૨ ॥ રાવણની નાભિમાં અમૃતનો કુંડ છે. તેના બળથી હે નાથ! એ જીવતો રહેછે. એવાં વિભીષણનાં વચન સાંભળી કૃપાળુ શ્રીહરિએ હર્ષ પામી ધનુષ્યબાણ હાથમાં લીધાં. ॥ ૩ ॥ તે વખતે શિયાળ, ગધેડાં, કુતરાઓ અને ઘુવડપક્ષીઓ અનેક પ્રકારે અપશુકનના અપશબ્દ કરવા લાગ્યા. અને આકાશમાં ચારેતરફ અનેક કેતુ પ્રગટ થવા લાગ્યા. ॥ ૪ ॥ તેથી અમાવાસ્યાવિના જાણે સૂર્ય ગ્રહણ થયું હોય તેમ લાગ્યું. અને દશે દિશાઓમાં અગ્નિ લાગ્યો. તેમ જ મંદોદરીના હૃદયમાં અત્યંત કંપ થયો અને પથ્થરની મૂર્ત્તિઓનાં નેત્રમાંથી જળ પડવા લાગ્યું. ॥ ૫ ॥

**हरिगीतछंद.** प्रतिमा श्रवहिं पवि पात नभ अति बात बह डोलत मही ॥
वर्षहिं बलाहक रुधिर कच रज अशुभ अति सक को कही ॥
उतपात अमित बिलोकि नभ सुर बिकल बोलहिं जयजये ॥
सुर सभय जानि कृपालु रघुपति चाप शर जोरत भये ॥ २८ ॥

**અર્થ.**—હવે મૂર્ત્તિઓ રડવા લાગી તથા આકાશમાંથી વજ્રપાત થયો અને અત્યંત કઠણ વાયુ વહેવા લાગ્યો તથા પૃથ્વી ડોલવા લાગી અને રુધિર, કેશ તથા ધૂળનો વર-

સાદ વરસવા લાગ્યો. વળી કોઈ પણ કહી શકે નહીં એવાં ઘણાં જ અપશકુન થવા લાગ્યાં. ત્યારે આવો ઉત્પાત જોઈ દેવતાઓ વ્યાકુળ થઈ જય રામ, જય રામ, એમ બોલવા લાગ્યા પછી સર્વે દેવતાઓને વ્યાકુળ થઈ પ્રભુએ ધનુષ્ય ઉપર બાણ ચઢાવી, ॥ ૨૮ ॥

**दो०** खैंचि शरासनन श्रवण लगि, छांडे शर एकतीश ॥
रघुनायक शायक चले, मानहुं काल फणीश ॥ १६२ ॥

**અર્થ.**—પ્રત્યંચાને કાન સૂધી ખેંચી રાવણના ઉપર એકત્રીશ બાણ મૂકયાં. તે રઘુનાથજીનાં બાણ કાળરૂપી કાળા સર્પનીપેઠે ચાલ્યાં. ॥ ૧૬૨ ॥

**चो०** शायक एकनाभि शर शोषा । अपर लगे शिर भुज करि रोषा ॥
लै शिर बाहु चले नाराचा । शिर भुज हीन रुंड महि नाचा ॥ १ ॥
धरणि धसै धर धाव प्रचंडा । तब शर हति प्रभु कृत युगखंडा ॥
गर्जेउ मरत घोर रव भारी । कहां राम रण हतौं प्रचारी ॥ २ ॥
डोली भूमिगिरत दशकंधर । क्षुभित सिंधु सर दिग्गज भूधर ॥
परेउ भूमि युग खंड बढाई । चापि भालु मर्कट समुदाई ॥ ३ ॥
मंदोदरि आगें भुज शीशा । धरि शर चले जहां जगदीशा ॥
प्रविशे सब निषंग महं आइ । देखि सुरन दुंदुभी बजाइ ॥ ४ ॥
तासु तेज समान प्रभु आनन । हर्षे देव शंभु चतुरानन ॥
जय ध्वनि पूरि रही नवखंडा । जय रघुबीर प्रबल भुजदंडा ॥ ५ ॥
बर्षहिं सुमन देव मुनि वृंदा । जय कृपालु जय जयति मुकुंदा ॥

**અર્થ.**—હે ભવાનિ! તેથી એક બાણે નાભિરૂપી સરોવરમાંથી અમૃત શોશી લીધું. મહા ક્રોધથી આવેલા બીજાં ત્રીશ બાણે રાવણનાં મસ્તક અને ભુજાઓ કાપી નાંખ્યાં તથા તેને સાથે લઈને તેઓ આકાશમાં ચાલ્યાં. પછી માથા ને ભુજા વગરનું કબંધ નાચવા લાગ્યું. ॥૧॥ ત્યારે પ્રભુએ બાણ મૂકીને મહાકઠીણ ધડ જે ધરણી ઉપર દોડતું હતું, તેના બે કટકા કરી નાંખ્યા. એટલે મરતી વખતે મહા ઘોર શબ્દથી ગર્જના કરી રામ કયાં છે? તેને રણભૂમિમાં મારી નાંખું ॥ ૨ ॥ એમ કહીને પછી રાવણ જ્યારે પૃથ્વીપર પડયો, તે વખતે પૃથ્વી સહિત દિગ્પાળ તથા પર્વતો ડોલવા લાગ્યાં, અને સમુદ્ર તથા સરોવર ક્ષોભ પામ્યાં. વળી ધડના બે ભાગ પડવાથી અનેક વનચરો તેની હેઠળ દબાઈ ગયા. ॥ ૩ ॥ પછી બાણે વિંધેલાં મસ્તક તથા ભુજાઓ મંદોદરી પાસે મૂકી આવીને તેમણે પાછા પ્રભુના ભાથામાં પ્રવેશ કર્યો. તે જોઈ દેવતાઓએ દુંદુભિ તથા વાજિંત્રો વગાડ્યાં. ॥ ૪ ॥ પછી રાવણનું તેજ શ્રીરામચંદ્રજીના મુખમાં સમાઈ ગયું. તે જોઈ બ્રહ્મા, મહાદેવ અને ઇંદ્રાદિ દેવતાઓ આનંદ પામી કહેવા લાગ્યા કે, મહાબળવાન્ ભુજદંડ જેમના છે, એવા હે શ્રીરઘુવીર! તમારો વારંવાર જય થાઓ, જય થાઓ, એવા શબ્દો બ્રહ્માંડમાં થવા લાગ્યા. વળી દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા; ॥ ૫ ॥ અને મુનિઓએ કહ્યું કે, હે કૃપાળુ! હે મુકુંદ! આપનો વારંવાર જય થાઓ. ॥ ૬ ॥

**हरिगीतछंद.** जय कृपाकंद मुकुंद हरि मर्दन निशाचर मद प्रभो ॥
खलदल विदारण परम कारण कारुणीक सदा विभो ॥
सुर सुमन बर्षत सकल हर्षत बाजी दुंदुभि गहगही ॥
संग्राम अंगन राम अंग अनंग बहु शोभा लही ॥ २९ ॥
शिर जटा मुकुट प्रसून बिच बिच अति मनोहर राजहीं ॥
जनु नीलगिरि पर तडित पटल समेत उडुगण भ्राजहीं ॥
भुजदंड फेरत शर शरासन रुधिर कण तनु अतिबने ॥
जनु रायमुनिय तमाल तरुपर बाठि बहु सुख आपने ॥ ३० ॥

**અર્થ.**—હે કૃપાના ભંડાર મુકુંદ! હે શ્રીહરિ! હે દૈત્યના મદનો નાશ કરવાવાળા પ્રભુ! તમારો જય થાઓ. અનેક દૈત્યોનો નાશ કરવાવાળા જગતના કારણરૂપ હે વિભો! આપ નિરંતર દયાળુ છો. એમ કહી દેવતાઓ હર્ષ પામી દુંદુભિ વગાડી પુષ્પની વૃષ્ટિ કરેછે. તે વખતે સંગ્રામરૂપી આંગણામાં જેમના અંગઉપર અનેક અનંગ લજ્જા પામે, એવા પ્રભુના મસ્તક ઉપર જટારૂપી મનોહર મુકુટમાં પુષ્પની કળીઓ શોભેછે. તે જાણે નીલગિરિ પર્વતઉપર વિજળી સહિત મેઘમાં નક્ષત્રો શોભી રહ્યાં છે. વળી ભુજાઓથી ધનુષ્યબાણ ફેરવે છે અને શ્યામ શરીરઉપર રૂધિરના છાંટા પડેલા છે, તે જાણે તમાલના વૃક્ષઉપર સુંદર લાલ પક્ષીઓ સુખથી બેઠાં હોય, તેમ અત્યંત શોભી રહ્યાંછે. ॥ ૨૯ ॥ ૩૦ ॥

**दो०** कृपादृष्टि करि वृष्टि प्रभु, अभय किये सुरवृंद ॥
हर्षेबानर भालु सब, जय सुख धाम मुकुंद ॥ १६३ ॥

**અર્થ.**—હે અર્ધાંગના! શ્રીરઘુનાથજીએ કૃપાદૃષ્ટિરૂપી વરસાદ વરસાવ્યો તથા ઈંદ્રાદિ દેવતાઓને શાંત કરવાવાળા પ્રભુને જોઈ વાનર તથા રીંછો હર્ષ સહિત કહે છે કે, હે સુખના ભંડાર મુકુંદ! હે પ્રભુ! તમારો જય થાઓ. ॥ ૧૬૩ ॥

**चौ०** पतिशिर जबहि मंदोदरि देखा । परी धरणि अति शोक विशेखा ॥
युवति वृंद रोवत उठि धाई । तेहि उठाय रावण पहं ल्याई ॥ १ ॥
पति गति देखि सो करति पुकारा । छूटे केश न देह संभारा ॥
उर ताडना करै विधि नाना । रोदनकरै प्रताप बखाना ॥ २ ॥
तव बलनाथ डोल नित धरणी । तेजहीन पावक शशि तरणी ॥
शेष कमठ सहि सकहिं न भारा । सो तनु आजु परा महिछारा ॥ ३ ॥
बरुण कुबेर सुरेश समीरा । रण सन्मुख धरु काहु न धीरा ॥
भुजबल जीति काल यम सांई । आजु सो परेउ अनाथकि नांई ॥ ४ ॥
जगत विदित तुम्हारि प्रभुताई । सुत परिजन बल बरणि नजाई ॥
राम बिमुख अस हाल तुम्हारा । रहा न कुल कोउ रोवन हारा ॥ ५ ॥

**तव बश बिधि प्रपंच सब नाथा । सब दिग पति तोहिं नावहिं माथा ॥**
**अब तव शिर भुज जंबुक खाहीं । राम बिमुख यह अनुचित नाहीं ॥ ६ ॥**
**कालविवश पति कहा न माना । अगजग नाथ मनुज करिजाना ॥**

**અર્થ.**—હવે મન્દોદરી પોતાના પતિના મસ્તકને જોઈ વ્યાકુળતાથી મૂર્છા પામી પૃથ્વીઉપર પડી ગઈ. ત્યારે બીજી સ્ત્રીઓ રુદન કરતી તેને ઉપાડી રાવણપાસે લઈ આવી. ॥ ૧ ॥ એટલે તે, પતિની "દશા" જોઈ અત્યંત પોકાર કરવા લાગી. વળી મસ્તકપરના છૂટા કેશવાળી તથા શરીરના ભાનવિનાની તે અનેક પ્રકારે છાતી કુટતી પતિનું પરાક્રમ વખાણી રુદન કરતી કહે છે કે, ॥ ૨ ॥ હે નાથ! તમારા બળથકી પૃથ્વી હમેશા ડોલતી અને અગ્નિ, ચન્દ્રમા તથા સૂર્ય એ સર્વે તેજહીન હતા. અરે! શેષ અને કમઠ તમારા શરીરનો ભાર સહન નહીં કરી શકતા, તે જ શરીર આજે પૃથ્વીઉપર ધૂળમાં પડયું છે. ॥ ૩ ॥ હે નાથ! રણસંગ્રામમાં પણ વરુણ, કુબેર, વાયુ અને ઈંદ્ર જેવા ધીર જ ધારણ કરી સન્મુખ ઉભી શકતા નહીં. તેમ જ ભુજાઓનાં બળથકી કાળ તથા યમરાજને જિતવાવાળા, તે જ તમે આજે અનાથની પેઠે ભૂમિઉપર પડ્યા છો! ॥ ૪ ॥ વળી તમારું પરાક્રમ જગતમાં પ્રખ્યાત છે. વળી તમારા પુત્ર, પરિવાર તથા બળનું વર્ણન કોઈથી થઈ શકે જ નહીં. પરંતુ આપ શ્રીરામચંદ્રથી વિમુખ થયા, માટે જ આવા હાલ થયા. તેથી કુળમાં પણ હવે કોઈ પાછળ રડવાવાળું રહ્યું નહીં. ॥૫॥ હે સ્વામિન્! જુવો તો ખરા, બ્રહ્માનું રચેલું સઘળું જગત્ તમારે વશ હતું અને સર્વે દિગ્પતિઓ નિત્ય આવી તમને મસ્તક નમાવતા, તે આપની ભુજાઓ અને મસ્તકને આજે શિયાળીઆં ખાય છે. જ્યારે રામથી તમે વિમુખ થયા ત્યારે એ તમને ઘટિત છે. ॥ ૬ ॥ હે સ્વામિન્! તમે કાળને વશ હતા, માટે મારું કહ્યું માન્યું નહિ. તમે ચૌદ બ્રહ્માંડના પતિને મનુષ્ય કરી જાણ્યા. ॥ ૭ ॥

**हरिगीतछंद.** **जानेउ मनुज करि दनुज कानन दहन पावक हरि स्वयं ॥**
**जेहि नमत शिव ब्रह्मादि सुर पिय भजेहु ना करुणामयं ॥**
**आजन्मते परद्रोहरति पापौघ मय तव तनु अयं ॥**
**तुमहुं दियो निज धाम राम नमामि ब्रह्म निरामयं ॥ ३१ ॥**

**અર્થ.**—તેમ જ દૈત્યરૂપી વનને અગ્નિની પેઠે બાળનાર પ્રત્યક્ષ ભગવાનને નરરૂપ જાણ્યા. વળી જેમને બ્રહ્મા, શિવજી તથા સુરપતિ નમે છે, એવા કલ્યાણ કરનાર પ્રભુને તમે ભજ્યા નહીં. અરે! અત્રે જન્મ ધરી મરણપર્યંત પારકો દ્રોહ કરવામાં જ તમે પ્રીતિ રાખી; માટે આ તમારું શરીર અનેક પાપમય છે. તો પણ તમને દયાળુ શ્રીરામચંદ્રજીએ નિજધામ આપ્યું. વાસ્તે તે નિરામય બ્રહ્મરૂપ પ્રભુને હું નમસ્કાર કરું છું. ॥૩૧॥

**दो० अहहनाथ रघुनाथ सम, कृपासिंधु को आन ॥**
**मुनि दुर्लभ जो परमगति, तुमहिं दीन्ह भगवान ॥ १६४ ॥**

**અર્થ.**—અહો!! હે નાથ! શ્રીરઘુવીર સમાન કૃપાના સમુદ્ર બીજા કોણ છે, કે જેમણે મુનિઓને પણ દુર્લભ એવી ગતિ તમને આપી. ॥ ૧૬૪ ॥

चो० मंदोदरी बचनसुनि काना । सुर मुनि सिद्ध सबहिं सुख माना ॥
अज महेश नारद सनकादी । जे मुनिवर परमारथबादी ॥ १ ॥
भरिलोचन रघुपतिहि निहारी । प्रेम मगन सब भये सुखारी ॥
रोदन करत बिलोकेउ नारी । गये बिभीषण मन दुख भारी ॥ २ ॥
बंधु दशा देखत दुख भयऊ । तब प्रभु अनुजहि आयसु दयऊ ॥
लक्ष्मण तेहि बहुबिधि समुझाये । सहितबिभीषण प्रभु पहं आये ॥ ३ ॥
कृपादृष्टि प्रभु ताहि बिलोका । करहु क्रिया परिहरि सब शोका ॥
कीन्ह क्रिया प्रभु आयसु मानी । बिधिवत देश कालगति जानी ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે એવાં મંદોદરીનાં વચન કાને સાંભળી દેવ, મુનિ અને સિદ્ધપુરુષો સર્વે સુખ પામ્યા. તેમ જ અજ, મહાદેવજી, નારદજી અને મુનિઓમાં શ્રેષ્ઠ જે સનકાદિ મુનિઓ વગેરે બીજા અનેક ઋષિઓ બ્રહ્મવેત્તા પણ ॥ ૧ ॥ નેત્રમાં જળ ભરી પ્રભુને જોઈ પ્રેમમાં મગ્ન થઈ ગયા. પછી મંદોદરીને રુદન કરતી જોઈ વિભીષણ, મનમાં અત્યંત વ્યાકુળ થઈ તેની પાસે આવી,॥૨॥ બંધુની આવી "દશા" જોઈ મહાદુ:ખી થયા. ત્યારે પ્રભુએ અનુજને આજ્ઞા આપી, તે વખતે લક્ષ્મણજી વિભીષણને સમજાવી શ્રીહરિ પાસે આવ્યા. ॥ ૩ ॥ ત્યારે શ્રીરામ કૃપાદૃષ્ટિથી જોઈ કહેવા લાગ્યા કે, હે લંકેશ! સર્વે શોકને મૂકી ભાઈની ક્રિયા કરો. તે સાંભળી પ્રભુની આજ્ઞા માની દેશ ને કાળની ગતિ જાણી વિભીષણે વિધિવડે ભાઇની મૃતકક્રિયા કરી. ॥ ૪ ॥

दो० मय तनयादिक नारि सब, देहिं तिलांजलि ताहि ॥
भवन गईं रघुबीर गुण, गण बरनति मन माहि ॥ १६५ ॥

**અર્થ.**—પછી મંદોદરી આદિ સઘળી સ્ત્રીઓ પતિને તિલાંજલિ આપી, પોતાના મનમાં પ્રભુના ગુણનું વર્ણન કરતી ઘર તરફ ચાલી. ॥ ૧૬૫ ॥

चो० आइ बिभीषण पुनि शिरनावा । कृपासिंधु तब अनुज बुलावा ॥
तुम कपीश अंगद नल नीला । जांबवंत मारुत सुत शीला ॥ १ ॥
सब मिलि जाहु बिभीषण साथा । सारेहु तिलक कहेउ रघुनाथा ॥
पिता बचन मैं नगर न जाऊं । आपु सरिस कपि अनुज पठाऊं ॥ २ ॥
तुरत चले कपिसुनि प्रभु बचना । कीन्ही जाइ तिलककी रचना ॥
सादरसिंहासन बैठारी । तिलक कीन्ह अस्तुति अनुसारी ॥ ३ ॥
जोरि पाणि सबही शिरनाये । सहित बिभीषण प्रभु पहं आये ॥
तब रघुबीर बोलि कपि लीन्हे । कहि प्रिय बचन सुखी सब कीन्हे ॥ ४ ॥

**અર્થ.**—હે ખગેશ! પછી વિભીષણે ભાઈની ક્રિયા કરી પ્રભુપાસે આવી મસ્તક નમાવ્યું. ત્યારે કૃપાસાગરે તે વખતે અનુજને બોલાવી કહ્યું કે, હે લક્ષ્મણ! તમે,

અંગદ, સુગ્રીવ, નલ, નીલ, જાંબુવાન અને વાયુપુત્ર ॥ ૨ ॥ સાથે લંકામાં જઇ વિભીષણને રાજ્યાભિષેક કરો. વળી હે સખા! મને તો પિતાનાં વચનથી ચૌદ વર્ષ પહેલાં ગ્રામમાં જવાનો અધિકાર નથી. માટે મારી બરોબર એવા લક્ષ્મણ અને કપિઓને મોકલું છું. ॥૨॥ એવાં પ્રભુનાં શ્રીમુખ વચન સાંભળી તે જ વખતે યોગ્ય વનચરોએ ત્યાં જઈ રાજ્યતિલકની તૈયારી કરી. રત્નજડિત શ્રોવણનાં સિંહાસન ઉપર વિભીષણને બેસાડી ॥ ૩ ॥ લક્ષ્મણજીએ વિનતિ કરી. કારણ કે, તે રામનો નિજભક્ત અને સખા છે. માટે બે હાથ જોડી મસ્તક નમાવી લક્ષ્મણ પછી શ્રીદૈત્યપતિ સહિત શ્રીપ્રભુ પાસે આવ્યા. ત્યારે શ્રીહરિ વનચરોને બોલાવી પ્રિયવચન કહી સર્વેને સુખી કરતા, ॥ ૪ ॥

**हरिगीतछंद.** कीन्हे सुखी सब कहि सुबाणी बल तुम्हारे रिपु हयो ॥
पायो बिभीषण राज तिहुंपुर यश तुह्मारो नित नयो ॥
मोहिं सहित शुभ कीरति तह्मारी परम प्रीति जो गाइ हैं ॥
संसार सिंधु अपार पार प्रयास बिनु तरिजाई हैं ॥ ३२ ॥

**અથ.**—કહેવા લાગ્યા કે, હે ભાઇઓ! તમારા બળથી રાવણ વગેરે સર્વે શત્રુઓને મારી વિભીષણને રાજ્ય આપ્યું. તેથી તમારી કીર્તિ મારાસહિત વિશ્વમાં વ્યાપી જશે. તેને જે સ્નેહથી ગાશે, તે પુરુષ સંસારરૂપી અપાર સમુદ્રને વિના મહેનતે તરી જશે. ૩૨

**दो॰** सुनत रामके बचन मृदु, नहिं अघात कपि पुंज ॥
बारहिं बार बिलोकि मुख, गहे सकल पदकंज ॥ १६६ ॥

**અર્થ.**—એવાં પ્રભુનાં કોમળ વચન સાંભળી કપિઓ તૃપ્ત થયા નહીં, તેથી વારંવાર મુખારવિન્દને જોઈ ચરણકમળ ગ્રહણ કરવા લાગ્યા. ॥ ૧૬૬ ॥

**चो॰** तब प्रभु बोलि लिये हनुमाना । लंका जाहु कहेउ भगवाना ॥
समाचार जानकी सुनावहु । तासु कुशल लै तुम चलि आवहु ॥ १ ॥
तब हनुमान नगर महं आये । सुनिनिशिचरी निशाचर धाये ॥
पूजा बहु प्रकार तिन कीन्ही । जनकसुता दिखाय पुनि दीन्ही ॥ २ ॥
दूरिहिते प्रणाम कपि कीन्हा । रघुपति दूत जानकी चीन्हा ॥
कहहु तात प्रभु कृपानिकेता । कुशल अनुज प्रभु सेन समेता ॥ ३ ॥
सब विधि कुशल कोशलाधीशा । मातु समर जीतेउं दशशीशा ॥
अबिचल राज्य बिभीषण पावा । सुनि कपि वचन हर्ष उर छावा ॥ ४ ॥

**અર્થ.**—પછી શ્રીપ્રભુએ વાયુપુત્રને બોલાવી કહ્યું કે, હે ભાઈ! તમે લંકામાં જઈ જાનકીજીને આ સમાચાર સંભળાવી, તેની કુશળતા લઇ પાછા આવો. ॥ ૧ ॥ એવાં વચન સાંભળી હનુમાનજી નગરીમાં આવ્યા, ॥ ૨ ॥ ત્યારે નિશાચર તથા તેની સ્ત્રીઓ દોડતાં આવી કપિની પૂજા કરી સર્વે સીતાજીનીપાસે આવ્યાં. તેમને જોઈ કપિએ દૂરથી નમસ્કાર કર્યા ત્યારે જનકસુતા પ્રભુનાં સેવકને ઓળખી કહેવા લાગ્યાં કે, હે

તાત! કૃપાના ભંડાર શ્રીરામચંદ્રજી તથા લક્ષ્મણજી સૈન્યસહિત કુશળ છે? ॥ ૩ ॥ તે સાંભળી કપિ બોલ્યા કે, હે માતુશ્રી! રણસંગ્રામમાં રાવણનો નાશ કરી સર્વે પ્રકારે કોશલપતિ કુશળ છે, અને વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું છે. એવાં કપિનાં વચન સાંભળી વૈદેહીના હૃદયમાં આનંદ છવાઈ રહ્યો.॥ ૪ ॥

**हरिगीतछंद.** अति हर्ष मन तनु पुलक लोचन सजल पुनि पुनि कहरमा ॥
काढेउं तोहिं त्रैलोक्य महं कपि किमपि नहिं बाणी समा ॥
सुनु मातु मैं पायउं अखिल जग राज्य आजु न संशयं ॥
रण जीति रिपुदल बंधु युत पश्यामि राम निरामयं ॥ ३३ ॥

**અર્થ.**—એમ મનમાં અત્યંત હર્ષ પામી નેત્રમાં જળ ભરી, રોમાંચિત શરીરે જાનકીજી વારંવાર બોલ્યાં કે, હે કપિ! તારાં વચનના બરોબર તને આપવા વાસ્તે ત્રણ લોકમાં કોઈ પણ વસ્તુ નથી. ત્યારે વાયુપુત્ર બોલ્યા કે, હે માતા! રણસંગ્રામમાં શત્રુઓના નાશ કરનારા તથા વિકારથી રહિત એવા અનુજ સાથે શ્રીપ્રભુને મેં આજે જોયા, તેથી આખા જગતનું રાજ્ય મળ્યું. હે જનની! એમાં કંઈપણ સંશય નથી. ॥૩૩॥

**दो०** सुनु सुत सद्गुण सकल तव, हृदय बसैं हनुमंत ॥
सानुकूल रघुबंशमणि, रहहिं समेत अनंत ॥ १६७ ॥

**અર્થ.**—ત્યારે જાનકીજી કહે છે કે, હે પુત્ર હનુમન્ત! તારા હૃદયમાં નિરન્તર સારા ગુણ વાસ કરશે તથા રઘુવંશમાં મણિરૂપ શ્રીરામચન્દ્રજી, લક્ષ્મણજી સહિત તારા ઉપર કૃપા કરશે. ॥ ૧૬૭ ॥

**चो०** अब सोइ यत्न करहु तुम ताता । देखौं नयन श्याम मृदुगाता ॥
तब हनुमंत राम पहं आई । जनकसुता कर कुशल सुनाई ॥ १ ॥
सुनि बाणी पतंगकुल भूषण । बोलि लिये कपिराज बिभीषण ॥
मारुतसुतके संग सिधावहु । सादर जनकसुता लै आवहु ॥ २ ॥
तुरतहि सकल गये जहं सीता । सेवहीं सब निशिचरी बिनीता ॥
बेगि बिभीषण तिनहिं सिखावा । सादर तिन सीतहिं अन्हवावा ॥ ३ ॥
दिव्य बसन भूषण पहिराये । शिबिका रुचिर साजि पुनि ल्याये ॥
तेहि पर हर्षि चढी बैदेही । सुमिरि राम सुख धाम सनेही ॥ ॥ ४ ॥
बेतपाणि रक्षक चहुंपासा । चले सकल मन परम हुलासा ॥
संगलिये त्रिजटा निशिचरी । चली राम पहं सुमिरत हरी ॥ ५ ॥
देखन भालु कीश बहु धाये । रक्षक कोटि निवारण आये ॥
कह रघुबीर कहा मम मानहु । सीतहि सखा पयादेहि आनहु ॥ ६ ॥

देखहिं कपि जननीकी नांई । विहंसि कहा रघुबीर गुसांई ॥
सुनि प्रभु वचन भालु कपि हरषे । नभते सुरन सुमन बहु बरषे ॥ ७ ॥
सीतहि प्रथम अग्नि महं राखी । प्रगट कीन्ह चह अंतरसाखी ॥

**અર્થ.**—હે તાત! પણ હવે એવો ઉપાય કરો કે, ઘનશ્યામ કોમળ શરીરવાળા શ્રી રઘુનાથજીનાં હું મારાં નેત્ર થકી દર્શન કરૂં. ત્યારે હનુમાનજીએ પ્રભુ પાસે આવી જાનકીજીની સર્વે કુશળતા કહી સંભળાવી. ॥ ૧ ॥ તે વાણી સાંભળતાં જ સૂર્યકુળમાં આભૂષણરૂપ શ્રીરામચન્દ્રજીએ વિભીષણ તથા સુગ્રીવને બોલાવી કહ્યું કે, તમે વાયુ-પુત્રની સાથે જઈ જનકસુતાને અત્રે લઈ આવો. ॥૨ ॥ ત્યારે જ્યાં નિશિચરીઓએ સેવેલી એવી જનકપુત્રી હતાં, ત્યાં સર્વે ગયા. પછી વિભીષણે સ્ત્રીઓને બોધ આપ્યો, તેથી તે જ વખતે વૈદેહીને આદરપૂર્વક મલસ્નાન કરાવીને, ॥ ૩ ॥ દિવ્ય વસ્ત્રાભૂષણ આગળનાં જ પહેરાવ્યાં. પછી સુંદર પાલખી શણગારીને લઈ આવ્યા, એટલે જાનકીજી પરમ સ્નેહી શ્રીહરિનું સ્મરણ કરી હર્ષ સહિત તેમાં બેઠાં. ॥ ૪ ॥ ત્યારે તેની ચારે તરફ રક્ષણ કરવાને વિભીષણના છડીદાર સર્વે પોતાના મનમાં હર્ષ પામીને ચાલ્યા. ત્યારે ત્રિજ-ટાને સાથે લઈ પ્રભુનું સ્મરણ કરી તે જ વખતે સીતાજી ચાલ્યાં. ॥૫॥ પછી જાનકીજીને જોવા વાસ્તે કરોડો વાનર તથા રીંછો દોડ્યા. તેને અટકાવવાને અનેક રક્ષકો આડા આવી ઉભા. તે જોઈ શ્રી રઘુવીર બોલ્યા કે, હે મિત્રો! મારું કહેવું માની સીતાજીને પાલ-ખીમાંથી ઉતારી પગે ચાલતી લઈ આવો. ॥ ૬ ॥ કારણ સર્વે કપિઓ પોતાની માતાનીપેઠે તેનાં દર્શન કરશે. એમ પ્રભુ હસીને બોલ્યા ત્યારે એમનાં એવાં વચનથી સર્વે વાનર તથા રીંછો આનંદ પામ્યા અને દેવતાઓ આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૭ ॥ હવે વૈદેહીને પ્રથમ પ્રભુએ પંચવટીમાં અગ્નિમાં રાખ્યાં હતાં, માટે અંતરના સાક્ષીભૂત અગ્નિથી સીતાજીને પ્રગટ કરવાની તેઓ ઇચ્છા રાખવા લાગ્યા.॥૮॥

**दो०** तेहि कारण करुणायतन, कहन लगे दुर्बाद ॥
सुनत यातुधानी सकल, लागी करन बिषाद ॥ १६८ ॥

**અર્થ**—તેટલા માટે કરુણાના ભંડાર પ્રભુ દુર્વચન કહેવા લાગ્યા. તે સાંભળી રાક્ષ-સીઓ મનમાં દુઃખ પામવા લાગી. ॥ ૧૬૮ ॥

**चो०** प्रभुके बचन शीश धरि सीता । बोली मन क्रम बचन पुनीता ॥
लक्ष्मण होहु धर्मके नेगी । पावक प्रगट करहु तुम बेगी ॥ १ ॥
सुनि लक्ष्मण सीताकी बानी । बिरह बिबेक धर्म रति सानी ॥
लोचन सजल जोरि कर दोऊ । प्रभु सन कछु कहि सकत न ओऊ ॥ २ ॥
देखि राम रुख लक्ष्मण धाये । पावक हेतु काष्ठ बहु लाये ॥
प्रबल अनल बिलोकि बैदेही । हृदय हर्ष कछु भय नहिं तेही ॥ ३ ॥
जो मन क्रम बच मम उर माहीं । तजी रघुबीर आन गति नाहीं ॥
तौ कृशानु सबकी गति जाना । मोकहं होहु श्रीखंड समाना ॥ ४ ॥

**અર્થ.**—પછી વૈદેહી પ્રભુનાં વચન મસ્તકે ચઢાવી મન, કર્મ તથા વચનથી પવિત્ર વચન બોલી કે, હે લક્ષ્મણજી! તમે મારા ધર્મના ભાઈ થઇને જલદી અગ્નિને પ્રગટ કરો. ॥ ૧ ॥ ત્યારે વિરહ, વૈરાગ્ય, ધર્મ અને સ્નેહ યુક્ત વૈદેહીની વાણી સાંભળી લક્ષ્મણજી નેત્રમાં જળ ભરી બે હાથ જોડી ઉભા રહ્યા, પણ પ્રભુ સામે કંઈ કહી શકતા નથી. ॥ ૨ ॥ પછી શ્રીરામનો અભિપ્રાય જોઈ લક્ષ્મણજીએ દોડીને કાષ્ઠ તથા અગ્નિ લઇ આવી અગ્નિદેવ પ્રગટ કર્યો. તે જોઈ સીતાજી ભય ભૂકી હ્રદયમાં હર્ષ પામી કહેવા લાગ્યાં કે, ॥ ૩ ॥ હે અગ્નિદેવરૂપ મારા પ્રાણપતિ રામ! તમે સર્વેની ગતિ જાણો છો. તેથી મન, કર્મ તથા વચનથી મારા મનમાં શ્રી રામચંદ્રજી વિના બીજી ગતિ ન હોય તો તમે અનળદેવ ચંદન જેવા શીતળ થઈ જજો. ॥ ૪ ॥

**हरिगीतछंद.** श्रीखंड सम पावक प्रकटकिय सुमिरि प्रभु तेहि महं चली ॥
जय कोशलेश महेश बंदित चरण रज अति निर्मली ॥
प्रतिबिंब अरु लौकिक कलंक प्रचंड पावक महं जरे ॥
प्रभुचरितकाहुन लखेउ सुरमुनि सिद्ध सब देखहिं खरे ॥ ३४ ॥
तब अनल भूसुर रूप कर गहि सत्यश्री श्रुति विदितजो ॥
जिमि क्षीरसागर ईंदीरा रामहीं समर्पि आनी सो ॥
सोई राम बाम बिभाग राजीत रुचित अति शोभा भली ॥
नव नील नीरज निकट मानहुं कनक पंकजकी कली ॥ ३५ ॥

**અર્થ.**—એમ પ્રભુનું સ્મરણ કરી સીતાએ જ્યારે અગ્નિમાં પ્રવેશ કર્યો ત્યારે અગ્નિ શીતળ થઈ ગયો અને જે અયોધ્યાપતિ શ્રીરામચંદ્રજીની ચરણકમળની નિર્મળ રજને મહાદેવજી વંદન કરે છે, એવા હે પ્રભુ! તમારો જય થાઓ, એમ કહી પોતાની છાયા અને જગતનું કલંક એ બંને મહા તીક્ષ્ણ અગ્નિમાં બળી ભસ્મ થયાં. તેને દેવતા, મુનિઓ તથા સિદ્ધ જનો ઉભા રહીને જોતા હતા. પણ પ્રભુનું ચરિત્ર કોઈના જાણવામાં આવ્યું નહીં. ત્યારે અગ્નિ દેવતા બ્રાહ્મણનું રૂપ લઈ વેદમાં પ્રસિદ્ધ સત્યરૂપ સીતાજીનો હાથ ઝાલી જેમ ક્ષીરસમુદ્રે વિષ્ણુને લક્ષ્મીજી અર્પણ કરી, તેમ શ્રીરામચંદ્રજીને વૈદેહી સોંપ્યાં. ત્યારે વર્ષાઋતુમાં મેઘ પાસે કંચનની પ્રફુલ્લિત કમળની કળીની પેઠે પ્રભુના વામભાગે સીતાજી શોભવા લાગ્યાં. ॥ ૩૪ ॥ ૩૫ ॥

**दो०** हर्षि सुमन वर्षहिं बिबुध, बाजहिं गगननिशान ॥
गावहिं किन्नर अप्सरा, नाचहिं चढी बिमान ॥ १६९ ॥
श्रीजानकी समेत प्रभु, शोभा अमित अपार ॥
देखि भालु कपि हरषेउ, जय रघुपति सुखसार ॥ १७० ॥

**અર્થ.**—તે જોઈ આકાશમાંથી દેવતાઓ હર્ષ પામી પુષ્પની વૃષ્ટિ કરી દુંદુભિ વગાડવા લાગ્યા અને વિમાનમાં બેસી કિન્નરો તથા અપ્સરાઓ ગાયન અને નૃત્ય કરવા

લાગી. ત્યારે પ્રભુ સંઘાતે વૈદેહીની અપાર શોભા જોઈ કપિ તથા ભાલુ હર્ષ પામી કહેવા લાગ્યા કે, હે સુખસાગર શ્રીરામ! તમારો જય થાઓ. ॥ ૧૬૯ ॥ ૧૭૦ ॥

**चो०** तब रघुपति अनुशासन पाई । मातलि चले चरण शिरनाई ॥
आये देव सदा स्वारथी । वचन कहहिं जनु परमारथी ॥ १ ॥
दीनबंधु दयालु रघुराया । देव कीन्ह देवन परदाया ॥
विश्वद्रोह रत खल अतिकामी । निज अघ गयउ कुमारगगामी ॥ २ ॥
तुम सर्वज्ञ ब्रह्म अविनाशी । सदा एक रस सहज उदाशी ॥
अकल अगुण अनवद्य अनामय । अजीत अमोघ एक करुणामय ॥ ३ ॥
मीन कमठ शूकर नरहरी । वामन परशुराम बपुधरी ॥
जब जब नाथ सुरन्ह दुख पावा । नाना तनु धरि तुमहिं नशावा ॥ ४ ॥
रावण पाप मूल सुर द्रोही । काम क्रोध मद रति अति कोही ॥
अधम शिरोमणि तव पद पावा । यह हमरे मन अचरज आवा ॥ ५ ॥
हम देवता परम अधिकारी । स्वारथ रत तव भक्ति बिसारी ॥
भव प्रवाह संतत हमपरे । अब प्रभु पाहि शरण अनुसरे ॥ ६ ॥

**અર્થ.**—પછી ઇંદ્રનો સારથિ જે માતલી, તે શ્રીહરિની આજ્ઞા માગી મસ્તક નમાવી રથ લઇને ગયો. ત્યારે સદૈવ સ્વાર્થી દેવતાઓ ત્યાં આવીને વચન કહેવા લાગ્યા કે, ॥ ૧ ॥ હે પરમાર્થી દીન બંધુ! હે કૃપાળુ શ્રીરઘુવીર! હે દેવ! તમે દેવતાઓ ઉપર કૃપા કરી તેથી જગતનો દ્વેષ કરવામાં પ્રીતિવાન્, દુષ્ટ, અત્યંત કામી અને કુમાર્ગે ચાલવાવાળો પોતાને પાપે કરી ચાલતો થયો.॥૨॥ હે પ્રભુ! તમે સર્વજ્ઞ, અવિનાશી તથા બ્રહ્મરૂપ તેમ જ સર્વમાં વ્યાપી રહ્યા છો, છતાં સહજ ઉદાસી છો. વળી અકળ, અગુણ, અનવદ્ય, અનામય, અજિત, અમોઘ અને એક એવા કરુણામય આપ છો. ॥૩॥ માટે મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન તથા પરશુરામ વગેરે ચોવીશ અવતાર ધારણ કરી, જ્યારે જ્યારે દેવતાઓ દુઃખ પામે છે, ત્યારે ત્યારે અનેક પ્રકારનાં રૂપ ધારણ કરી તેમનાં દુઃખનો આપ નાશ કરો છો. ॥ ૪ ॥ પણ દેવતાઓનો દ્વેષ કરનાર, પાપનું મૂળ અને કામ, ક્રોધ, મદ વગેરેમાં અત્યંત પ્રીતિ રાખનાર, વળી જગતમાં જેટલા અધમ પ્રાણી છે તેમાં મુખ્ય, એવો જે રાવણ તે તમારા પદને પામ્યો, એ જોઈ અમારા હૃદયમાં આશ્ચર્ય થાય છે. ॥ ૫ ॥ કેમકે એ પરમ પદના વિશેષે અધિકારી તો અમે છિયે, પણ અમે જ્યારે સ્વાર્થમાં પ્રીતિ રાખી અને તમારી ભક્તિ મૂકી દીધી, ત્યારે જ જન્મ-મરણરૂપી નદીના પ્રવાહમાં નિરંતર પડ્યા છિએ, માટે હે પ્રભુ! હવે શરણે આવેલાનું રક્ષણ કરો. ॥૬॥

**दो०** करि बिनती सुर सिद्ध सब, रहे जहं तहं कर जोडी ॥
अतिशय प्रेम सरोज भव, अस्तुति करत बहोरि ॥ १७१ ॥

**અર્થ.**—એવી રીતે દેવતાઓ તથા સિદ્ધ પુરુષો ચારે તરફ હાથ જોડી ઉભા રહી વિનતિ કરેછે. એટલામાં વળી વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મદેવ સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૧૭૧ ॥

હું તમને નમસ્કાર કરું છું. હે ખર-દૂષણના નાશ કરનારા તથા રઘુવંશમાં આભૂષણરૂપ! તમે દીન વિભીષણને રાજ્ય આપ્યું. ॥ ૩૭ ॥ ગુણ જ્ઞાનના ભંડાર, માન્યરહિત, અજન્મા, મહાસમર્થ અને માયાથી ન્યારા એવા રઘુનાથજીને હું નમસ્કાર કરું છું. વળી ભુજદંડના અત્યંત બળ પ્રતાપથી અનેક દુષ્ટોનો નાશ કરવામાં મહાચતુર અને દુઃખી ઉપર કારણવિના દયા કરવાવાળા તથા શોભાના મંદિર શ્રીરામચન્દ્રજીને વૈદેહીસહિત હું નમસ્કાર કરું છું. વળી મનથકી ઉત્પન્ન થયેલા કઠીણ દોષનો નાશ કરનારા અને સંસારરૂપી સમુદ્રને તારનારા, માયાના કાર્યથી ન્યારા ॥ ૩૮ ॥ તેમ જ મનોહર ધનુષબાણ અને ભાથાને ધારણ કરનારા, લાલકમળ જેવાં નેત્રવાળા, રાજાઓમાં શ્રેષ્ઠ, શોભા અને સુખના મંદિરરૂપ, શ્રીલક્ષ્મીજી સાથે રમણ કરનારા, અને કામ, ક્રોધ, મોહ, મદ તથા મમતાનો નાશ કરવાવાળા તમે છો. તેમ જ વાણીથી ન્યારા, અખંડ અને નિરંતર, સંસારમાં સમાનરૂપવાળા તથા સર્વવ્યાપક આપ છો. વળી જેમ સૂર્યનું તેજ સૂર્યથી જૂદું નથી તેમ હે નાથ! તમે છો, એમ વેદ કહે છે. કંઈ દંતકથા નથી. ॥ ૩૯ ॥ હે પ્રભો! આ વનચરી પશુઓ પ્રેમસહિત આપના મુખકંજને જોઈ કૃતાર્થ થયાં. હે વિભો! આ દેવયોનીને ધિક્કાર છે કે, જે આપની પ્રેમભક્તિ વિના અંતે ભૂલી ભવાટવીમાં ભટકીએ છિયે. હવે હે દીનદયાળ! હું જગકર્તા છું એમ અભિમાન રાખનારા એવા મારી વિપરીત બુદ્ધિનો નાશ કરો અને દુઃખને સુખ માનવાવાળા એવા મારાપર કૃપા કરો, ॥ ૪૦ ॥ વળી ખલ પુરુષને નાશ કરનારા, સુંદર સ્વરૂપવાળા અને ક્ષમારૂપ આપ છો. આપનાં પદકંજને ઉમાસહિત શંકર સેવે છે. માટે હે પુરુષોત્તમ! આપનાં પદ પ્રાપ્ત થાય, એવું વરદાન મને આપો. ॥ ૪૧ ॥

**दो०** विनय कीन्ह बहु भांति विधि, प्रेम प्रफुल्लित गात ॥
वदन बिलोकत रामकर, लोचन नाहिं अघात ॥ १७२ ॥

**અર્થ.**—હે ગરુડ! એમ બ્રહ્મદેવે પ્રભુની અનેક પ્રકારે પ્રેમયુક્ત પ્રફુલ્લિત દેહવડે સ્તુતિ કરી તથા તેમનું વદનકમળ જોઈ તૃપ્ત થયા નહીં. ॥ ૧૭૨ ॥

**चो०** तेहि अवसर दशरथ तहं आये । तनय विलोकि नयन जलछाये ॥
हितस अनुज प्रणाम प्रभु कीन्हा । आशिर्बाद पिता तब दीन्हा ॥ १ ॥
तात सकल तव पुण्य प्रभाउ । जीतेउ अजय निशाचर राऊ ॥
सुनि सुत बचन प्रीति अति बाढी । नयन सलिल रोमावलिठाढी ॥ २ ॥
रघुपति प्रथम प्रेम अनुमाना । चितै पितहि दीन्हेउ दृढ ज्ञाना ॥
ताते उमा मोक्ष नहिं पावा । दशरथ भेद भक्ति मन लावा ॥ ३ ॥
सगुण उपासक मोक्ष न लेहीं । तिन्हकहं राम भक्ति निज देहीं ॥
वार वार करि प्रभुहि प्रणामा । दशरथ हर्षि गये निजधामा ॥ ४ ॥

**અર્થ.**—તે જ વખતે રાજા દશરથે સ્વર્ગથી ત્યાં આવી રામ, લક્ષ્મણ બેઉ પુત્રને જોયા તથા સ્નેહથી તેમનાં નેત્રમાં જળ ભરાઈ આવ્યું. જ્યારે અનુજ સંઘાતે પ્રભુએ નમસ્કાર કર્યા ત્યારે પિતાએ તેઓને આશીર્વાદ આપ્યો. ॥૧॥ તે સાંભળી શ્રીહરિ કહે છે કે, હે તાત! આપના પુણ્યપ્રતાપથી અજય દૈત્યપતિ રાવણને હું જિત્યો. હે ઉમા! એવાં પુત્રનાં

વચન શ્રવણ કરી અત્યન્ત પ્રેમથી રોમાંચિત ઉભાં થઈ દશરથના નેત્રમાં જળ ભરાઈ આવ્યું. ॥ ૨ ॥ પછી પ્રભુએ વિચાર કર્યો કે, હજી મારા વિષે પિતાનો ઘણો પ્રેમ છે, તેથી દેવયોનિ મૂકી રખે મનુષ્ય દેહ પામે, માટે પ્રભુએ જ્ઞાનનો ઉપદેશ કર્યો. હે પાર્વતી! દશરથ રાજાએ ભેદભક્તિમાં મન લગાડ્યું, તેથી મોક્ષ નહીં થયો. ॥૩॥ તેમ જ જે સગુણ ઉપાસનાવાળા મોક્ષને ઈચ્છિતા નથી, તેને શ્રીહરિ પોતાની અખંડ પ્રેમભક્તિ આપે છે. પછી દશરથરાજા શ્રીરામને વારંવાર નમસ્કાર કરી ઈંદ્રપુરીમાં ગયા. ॥ ૪ ॥

**दो०** अनुज जानकी सहित प्रभु, कुशल कोशलाधीश ॥
छबी विलोकि मन हर्षि अति, अस्तुति कर सुर ईश ॥ १७३ ॥

**અર્થ.**—ત્યારકેડે અનુજ અને સ્ત્રીસાથે કુશળતારૂપ શ્રી અયોધ્યાપતિની સુંદરતા જોઈ મનમાં અત્યંત હર્ષ પામી ઇંદ્ર સ્તુતિ કરવા લાગ્યોઃ- ॥ ૧૭૩ ॥

**तोमरछंद.** जय राम शोभाधाम, दायक प्रणत विश्राम ॥
धृत तूण बर शर चाप, भुजदंड प्रबल प्रताप ॥
जय दूषणारि खरारि, मर्दन निशाचर झारि ॥
यह दुष्ट मारेउ नाथ, भये देव सकल सनाथ ॥ १ ॥
जय हरण धरणीभार, महिमा उदार अपार ॥
जय रावणारि कृपाल, किये यातुधान बिहाल ॥
लंकेश अति बल गर्व, किये वश्य सुर गंधर्व ॥
मुनि सिद्ध नर खगनाग, हठि पंथ सबके लाग ॥ २ ॥
पर द्रोह रत अति दुष्ट, पायो सो फल पापिष्ट ॥
अब सुनहु दीनदयाल, राजीवनयन विशाल ॥
मोहिं रहा अति अभिमान, नहिं कोउ मोहिं समान ॥
अब देखि प्रभु पदकंज, गत मान मद दुख भंज ॥ ३ ॥
कोउ ब्रह्म निर्गुण ध्याव, अव्यक्त जेहि श्रुतिगाव ॥
मोहिं भाव कोशलभूप, श्रीराम सगुण स्वरूप ॥
बैदेहि अनुज समेत, मम हृदय करहु निकेत ॥
मोहिं जानिये निजदास, दे भक्ति रमानिवास ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રભો! આપ શોભાના મંદીર અને શરણાગત રક્ષક છો. વળી કટીપર સુંદર તરકસ, શરાસન ધારણ કરી તમે ભુજદંડના બળપ્રતાપથી અનેક અસુરો સંઘાતે ખર, દૂષણ, ત્રિશિરાદિ રાવણને મારી અમને સનાથ કર્યા, તેથી આપનો જય થાઓ. ॥ ૧ ॥ વળી ઉદાર તથા અપાર મહિમાવાળા, રાવણના શત્રુ રાક્ષસોને નાશ કરનારા કૃપાળુ આપનો જય થાઓ. ॥ ૨ ॥ હે શ્રીહરિ! દશાનને પોતાના બળ તથા અહંકારથી દેવ, ગંધર્વ, ઋષિ, સિદ્ધ, પક્ષી, મનુષ્ય, સર્પ વગેરે બધાને વશ કર્યા. વળી હઠવડે અમારા યજ્ઞાદિ

ધર્મમાર્ગને બાધ કરવામાં દુઃખ દેનાર હતો; અને તે દુષ્ટે પારકો દ્વેષ કરવા સ્નેહ રાખ્યો, તેથી એ પાપિષ્ઠને તે ફળ મળ્યું. માટે કમળ સરખા વિશાળ નેત્રવાળા હે દીનદયાળ! હવે સાંભળો. મને અત્યંત અભિમાન હતું કે, મારા સમાન કોઈ નથી; પણ હવે તમારા પદકંજ જોઈ સર્વે માન નાશ થતાં સુખ થયું. ॥ ૩ ॥ વળી કોઈ વ્યાપક નિર્ગુણ બ્રહ્મ કહી આપનું ધ્યાન ધરે છે, એમ વેદ કહે છે. પણ મને તો સગુણરૂપ અયોધ્યાપતિ હે શ્રીરઘુવીર! તમે પ્રિય લાગો છો. માટે જાનકી અને અનુજ સહિત મારા હૃદયમાં વાસ કરીને મને પોતાનો ભક્ત જાણી, હે લક્ષ્મીના નિવાસરૂપ! આપની ભક્તિ આપો. ॥ ૪ ॥

**हरिगीतछंद.** दे भक्ति रमानिवास त्रास हरण शरण सुखदायकं ॥
सुखधाम राम नमामि काम अनेक छबि रघुनायकं ॥
सुरवृंद रंजन द्वंद्वभंजन मनुज तनु अतुलितबलं ॥
ब्रह्मादिशंकरसेव्य राम नमामि करुणाकोमलं ॥ ४१ ॥

**અર્થ.**—વળી શરણાગતને સુખ આપી દુઃખનો નાશકર્તા! સુખના ધામ, અનેક કામદેવ જેવી સુંદરતાવાળા હે રઘુનાથજી! હું નમસ્કાર કરું છું, તેમ જ શિવજી તથા બ્રહ્મા તમારું સેવન કરે છે. તમે અનેક દેવતાઓને આનન્દ કરનારા છો. જન્મ-મરણને નાશ કરનારા, અત્યંત બળવાન્ તથા મનુષ્ય દેહધારી હે દયાળુ શ્રીરામચંદ્રજી! તમને હું નમસ્કાર કરું છું. ॥ ૪૧ ॥

**दो०** अब करि कृपा बिलोकि मोहिं, आयसु देहु कृपालु ॥
काह करौं सुनि प्रिय बचन, बोले दीनदयालु ॥ १७४ ॥

**અર્થ.**—હે કૃપાળુ! મને કૃપાદૃષ્ટિથી જોઈ આજ્ઞા આપો કે, હવે હું શું કરું? એવાં પ્રીતિનાં વચન સાંભળી દીનદયાળુ શ્રીહરિ બોલ્યા કે, ॥ ૧૭૪ ॥

**चौ०** सुनु सुरपति कपि भालु हमारे । परे भूमि निशिचरके मारे ॥
ममहित लागि तजे इन प्राना । सकल जिआउ सुरेश सुजाना ॥ १ ॥
सुनु खगेश प्रभुकी यह बानी । अति अगाध जानहिं मुनि ज्ञानी ॥
प्रभु चह त्रिभुवन मारि जियाई । केवल शक्रहि दीन्ही बडाई ॥ २ ॥
सुधा बर्षि कपि भालु जियाये । हर्षि उठे सब प्रभु पहं आये ॥
सुधावृष्टि भइ दुहुं दल ऊपर । जिये भालु कपि नहिं रजनीचर ॥ ३ ॥
रामाकार भये तिन्हके मन । मुक्त भये छूटे भव बंधन ॥
सुर अंशिन सब कपि अरु ऋच्छा । जिये सकल रघुपतिकी इच्छा ॥ ४ ॥
राम सरिस को दीन हितकारी । कीन्हे मुक्त निशाचर झारी ॥
खल मल धाम काम रत रावन । गति पाई जो मुनिवर पावन ॥ ५ ॥

**અર્થ.**—હે સુરપતિ! સાંભળ. અમારા ભાલુ અને કપિઓ દૈત્યના મારથી મારાવાસ્તે પ્રાણનો ત્યાગ કરી પૃથ્વી ઉપર પડ્યા છે, માટે હે ચતુર સુરેશ! એ સર્વેને જીવતા કરો. ॥ ૧ ॥ હે ખગેશ! સાંભળો. પ્રભુની અતિ અગાધ ગતિને જ્ઞાની મુનિઓ જાણે છે કે, જો શ્રીરામચંદ્રજી ઇચ્છા કરે તો ત્રણ ભુવનને મારી તે જ વખતે જીવતા કરે. છતાં ઇંદ્રને કેવળ માન આપવા માટે આમ કહ્યું. ॥ ૨ ॥ પછી તેણે અમૃતનો વરસાદ વરસાવી સર્વ વનચરોને જીવતા કર્યા. તેથી તેઓ ઉઠી હર્ષ પામી પ્રભુ પાસે આવ્યા. ત્યારે ખગેશ બોલ્યા કે, હે કાકભુશુંડી! મુવેલી બેઉ તરફના સૈન્ય ઉપર અમૃતનાસમ વૃષ્ટિ થઇ, તેમાં કપિ અને રીંછો જીવતા થયા અને દૈત્યો ઉઠ્યા નહીં. ॥ ૩ ॥ તેનું કારણ શું? ત્યારે ભુશુંડી બોલ્યા કે, હે વિહંગપતિ! તે રાક્ષસોનાં મન મરવા વખતે પ્રભુમાં રહ્યાં, તેથી જન્મ-મરણના બંધથી છૂટી મોક્ષને પામ્યા અને રીંછ તથા કપિઓનાં મન દૈત્યોમાં હતાં, તેથી મોક્ષ નહીં પામ્યા. ॥ ૪ ॥ વળી શ્રીરામચંદ્રજી જેવા ગરીબનું કલ્યાણ કરવામાં બીજું કોઈ નથી, માટે તેમણે સર્વે દૈત્યોને મોક્ષ આપ્યો. ॥ ૫ ॥

**दो०** सुमन वर्षि सब सुर चले, चढि चढि रुचिर विमान ॥
देखि सुअवसर राम पहं, आये शंभु सुजान ॥ १७५ ॥
परम प्रीतिकर जोरि युग, नयननलिन भरि वारि ॥
पुलकित तनु गद्‌गद्‌गिरा, बिनय करत त्रिपुरारि ॥ १७६ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એવી રીતે દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરી સુંદર વિમાનોમાં બેસી ચાલ્યા ત્યારે એવો સુઅવસર જાણી સુજાણ મહાદેવજી શ્રીરામ પાસે આવી ॥ ૧૭૫ ॥ અત્યંત સ્નેહથી બે હાથ જોડી નેત્રમાં જળ ભરી, રોમાંચિત શરીરે પ્રેમમય વચનથી શ્રીરામની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૧૭૬ ॥

**छंद.** मामभिरक्षय रघुकुल नायक, धृतवर चाप रुचिरकर सायक ॥
मोहमहा घनपटल प्रभंजन, संशय बिपिन अनल सुररंजन ॥
अगुण सगुण गुणमंदिर सुंदर, भ्रमतम प्रबल प्रताप दिवाकर ॥
काम क्रोध मदगज पंचानन, बसहु निरंतर जनमन कानन ॥ ७ ॥

विषय मनोरथ पुंज कंजबन, प्रबल तुषार उदार पारमन ॥
भव वारिधि मंदर परमंदर, वारय तारय संसृति दुस्तर ॥
श्यामगात राजीवबिलोचन, दीनबंधु प्रणतारत मोचन ॥
अनुज जानकी सहित निरंतर, बसहु राम नृप मम उरअंतर ॥ ८ ॥
मुनिरंजन महिमंडल मंडन, तुलसिदासप्रभु त्रासनिखंडन ॥

**અર્થ.**—હે રઘુપતિ! સુંદર ધનુષબાણ હાથમાં ધારણ કરવાવાળા આપ મારું પણ રક્ષણ કરો. તમે મહામોહરૂપી અનેક મેઘનો નાશ કરવામાં વાયુરૂપ અને સંશયરૂપી વનના ઉપર અગ્નિ જેવા તથા દેવતાઓને આનન્દકારી; નિર્ગુણ, સગુણ તથા સુંદર ગુણના મંદિરરૂપ, ભ્રમણારૂપી અન્ધકારનો નાશ કરવામાં સૂર્યરૂપ અને કામ, ક્રોધ

તથા મદરૂપી હાથીનાઉપર સિંહરૂપ હે શ્રીરામચંદ્રજી! સેવકના મનરૂપી અરણ્યમાં આપ નિરંતર વાસ કરો. ॥ ૭ ॥ તેમ જ વિષયના અનેક મનોરથરૂપી કમળના વનનો ઉદાર મનથી નાશ કરવામાં મહાબળવાન્ હીમરૂપે આપ છો તથા સંસારરૂપી સમુદ્રનું મથન કરવામાં મંદરાચલરૂપ છો અને જન્મ મરણરૂપી દુસ્તર એવા સમુદ્રમાંથી આપ તારવાવાળા છો. શ્યામ શરીર તથા કમળસરખા નેત્રવાળા અને શરણાગતના દુઃખનો નાશકર્ત્તા હે દીનબંધુ! હે રઘુવીર! લક્ષ્મણજી તથા સીતાજી સહિત મારા હૃદયની અંદર નિરંતર આપ વાસ કરો. ॥ ૮ ॥ ગુસાઈ કહે છે કે, મુનિઓને આનંદકારી અને મહીમંડળને શોભાવનાર હે પ્રભુ! મારા દુઃખનો વિશેષે કરી આપ નાશ કરનારા છો. ॥૯॥

**दो० नाथ जबहि कोशलपुर, होइहि तिलक तुह्मार ॥**
**तब आउब हम सुनहु प्रभु, देखन चरित उदार ॥ १७७ ॥**

**અર્થ.**—વળી રુદ્ર કહે છે, હે નાથ! જ્યારે અયોધ્યાપુરીમાં તમને રાજ્યતિલક થશે, ત્યારે હું આપનાં સુંદર ઉદાર ચરિત્ર જોવાને આવીશ. ॥ ૧૭૭ ॥

**चो० करि बिनती जब शंभु सिधाये । तब प्रभु निकट बिभीषण आये ॥**
**नाइ चरण शिर कह मृदुवाणी । विनय सुनिय मम शारंगपाणी ॥ १ ॥**
**सकुल सदल प्रभु रावण मारा । पावन यश त्रिभुवन विस्तारा ॥**
**दीन मलीन हीन मति जाती । मोपर कृपा कीन्ह बहु भांती ॥ २ ॥**
**अब जन गृह पुनीत प्रभु कीजे । मज्जन करिय सकल श्रम छीजे ॥**
**देश कोश मंदिर सबलेहु । वांटी कृपालु कपिन कहं देहु ॥ ३ ॥**
**सब बिधि नाथ मोहिं अपनाई । पुनि मोहिं सहित अवधपुर जाईय ॥**
**सुनत बचन मृदु दीनदयाला । सजल भये हरि नयनबिशाला ॥ ४ ॥**

**અર્થ.**—એ પ્રમાણે વિનતિ કરી શિવજી જ્યારે પધાર્યા, ત્યારે વિભીષણ શ્રીહરિ પાસે આવી મસ્તક નમાવી કોમળ વાણીથી કહેવા લાગ્યા કે, હે ધનુષ્યધારી રામ! મારી વિનતિ સાંભળો. ॥૧॥ તમે કુટુંબ અને સેનાસહિત રાવણને માર્યો, તેથી આપના પવિત્ર યશનો ત્રણ ભુવનમાં વિસ્તાર થયો. હે પ્રભુ! પરંતુ હું દુઃખી અને મલિન તુચ્છ બુદ્ધિવાળો દૈત્ય છું. છતાં મારા ઉપર આપે અત્યંત કૃપા કરી. ॥૨॥ માટે હવે સેવકનું સદન પવિત્ર કરો અને સ્નાન કરી રણભૂમિના શ્રમથી મુક્ત થાઓ અને આ લંકાના જે દ્રવ્યના ભંડાર, સંપત્તિ તથા અનેક મંદિર તે સર્વે લઈ, હે કૃપાળુ! આનંદિત મનવડે વાનર તથા રીંછોને આપો. ॥ ૩ ॥ એમ સર્વ પ્રકારે મને પોતાનો કરી, પછી મારા સહિત અવધપુરીમાં જજો. ત્યારે વિભીષણનાં એવાં કોમળ વચન સાંભળી, દીનદયાળુ પ્રભુનાં વિશાળ નેત્રમાં જળ ભરાઈ આવ્યું. ॥ ૪ ॥

**दो० तोर कोश गृह मोर सब, सत्य वचन सुनु तात ॥**
**दशा भरतकी सुमिरि मोहिं, पलक कल्प सम जात ॥ १७८ ॥**

तापसवेष शरीर कृश, जपैं निरंतर मोहिं ॥
देखों बेगि सो यत्नकुरु, सखा निहोरो तोहिं ॥ १७९ ॥
जो जैहों बीते अवधि, जियत न पाऊं बीर ॥
प्रीति भरतकी समुझि प्रभु, पुनि पुनि पुलक शरीर ॥ १८० ॥
करहु कल्प भरि राज्य तुम, मोहिं सुमरेहु मन माहिं ॥
पुनि ममधाम सिधारेउ, जहां संत सब जाहिं ॥ १८१ ॥

**અર્થ.**—તેથી તેઓ કહેવા લાગ્યા કે, હે તાત! તારાં ઘર અને ભંડાર એ સર્વે મારાં જ છે, એ મારાં વચન તું સત્ય માનજે. પણ આ વખતે ભરતની દશા સંભારવાથી એમના વિના મને એક ક્ષણ વખત પણ કલ્પસમ વીતે છે. ॥ ૧૭૮ ॥ કારણ તપશ્ચર્યા તપવાથી તેનું શરીર કૃશ થયું છે તથા નિરંતર મારા નામનો જપ કરેછે. માટે હે સખા! હું વિનતિ કરુંછું કે, તેમને જલદી જોઉં એવો ઉપાય કરો. ॥ ૧૭૯ ॥ કેમકે ચૌદ વર્ષની અવધિ પૂરી થયા પછી જો હું ત્યાં જાઉં તો તે ભાઈ મને જીવતો મળે નહીં. એમ ભરતની પ્રીતિ સંભારી પ્રભુ રોમાંચિત શરીરે નેત્રમાં જળ ભરી વળી બોલ્યા કે, ॥ ૧૮૦ ॥ હે સખા! તમે એક કલ્પસૂધી રાજ્ય કરી મારું નિરંતર હૃદયમાં સ્મરણ રાખી, પછી જ્યાં સર્વે સંત જાયછે, ત્યાં મારા ધામમાં જજો. ॥ ૧૮૧ ॥

ચો० सुनत बिभीषण बचन रामके । हर्षि गये पद कृपाधामके ॥
बानर भालु सकल हर्षाने । प्रभुपद गहि गुण बिमल बखाने ॥ १ ॥
बहुरि बिभिषण भवन सिधाये । मणि गण वसन बिमान भराये ॥
ले पुष्पक प्रभु आगे राखा । हंसिकै कृपासिंधु अस भाषा ॥ २ ॥
चढि विमान सुन सखा बिभीषण । गगन जाइ वर्षहु पट भूषण ॥
नभ पर जाइ बिभिषण तबहीं । वर्षि दिये पट भूषण सबहीं ॥ ३ ॥
जो जेहि मन भावै सो लेहीं । मणि मुख मेलि डारि कपि देहीं ॥
हंसत राम सिय अनुज समेता । परम कौतुकी कृपानिकेता ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે એવાં કૃપાળુ રામચંદ્રજીનાં વચન સાંભળી વિભીષણે તેમનાં હર્ષથી પદકંજ ગ્રહણ કર્યાં. તે વખતે સર્વે વાનર તથા રીંછ પણ હર્ષસહિત શ્રીહરિનાં ચરણ ગ્રહણ કરીને નિર્મળ ગુણનું વર્ણન કરવા લાગ્યા. ॥ ૧ ॥ પછી વિભીષણ પોતાને મંદિરે જઇ, મણિ અને વસ્ત્રો પુષ્પક વિમાનમાં ભરીને, પ્રભુપાસે લઈ આવ્યા. ત્યારે કૃપાના સમુદ્ર હસીને વચન કહેવા લાગ્યા કે, ॥ ૨ ॥ હે સખા! તું સાંભળ. આ વિમાનમાં બેસી આકાશમાં ચઢીને તેમાંથી વસ્ત્ર અને આભૂષણનો વરસાદ કર. ત્યારે તેણે આકાશમાં જઈને સર્વે વસ્ત્ર તથા આભૂષણનો વરસાદ વરસાવ્યો. ॥ ૩ ॥ એટલે જેને જે મનમાં ગમ્યું, તે લઈને વાનરો મણિને મોઢાંમાં મૂકી પથ્થર જાણી કાઢી નાંખે છે, તથા શરીરનાં વસ્ત્ર પગમાં પહેરે છે અને પગનાં વસ્ત્ર અંગમાં પહેરે છે. એવું આશ્ચર્ય જોઈ લક્ષ્મણજી તથા સીતાજી સહિત કૃપાના ભંડાર રામચન્દ્રજી હસવા લાગ્યા. ॥ ૪ ॥

दो० ध्यान न पावहिं जासु मुनि, नेति नेति कह वेद ॥
कृपासिंधु सोइ कपिन सों, करत अनेक विनोद ॥ १८२ ॥
उमा योग जप दान तप, नाना व्रत मख नेम ॥
रामकृपा नहिं करहिं तस, जस निःकेवळ प्रेम ॥ १८३ ॥

**અર્થ.**—હવે જેનું મોટા મુનિઓ ધ્યાન પામતા નથી તથા વેદ જેને નેતિ નેતિ કહે છે, તે દયાસાગર શ્રીહરિ વાનર તથા રીંછ સાથે આનન્દ કરે છે. ॥ ૧૮૨ ॥ હે ગિરિજા! જેવી કૃપા કેવળ પ્રેમ ઉપર પ્રભુ કરે છે, તેવી યોગ, જપ, દાન, તપ, યજ્ઞ અને અનેક પ્રકારનાં નિયમ વ્રત કરવાથી પણ તેવી દયા કરતા જ નથી. ॥ ૧૮૩ ॥

चो० भालु.कपिन पट भूषण पाये । पहिरि पहिरि रघुपति पहं आये ॥
नानाजिनिसि देखि प्रभु कीशा । पुनि पुनि हंसत कोशलाधीशा ॥ १ ॥
चितै सबनि पर कीन्ही दाया । बोले मधुर वचन रघुराया ॥
तुह्मरे बल मैं रावण मारा । तिलक बिभीषण कहं पुनि सारा ॥ २ ॥
निज निज गृह अब तुम सब जाहू । सुमिरहु मोहिं डरहु जनिकाहू ॥
वचन सुनत प्रेमाकुल बानर । जोरि पाणि बोले सब सादर ॥ ३ ॥
प्रभु जो कहहु तुमहिं सब सोहा । हमरे हिय उपजै सुनि मोहा ॥
दीन जानि कपि किये सनाथा । तुम त्रैलोक्य ईश रघुनाथा ॥ ४ ॥
सुनि प्रभु वचन लाज हम मरहीं । मशक कबहुं खगपति हित करहीं ॥
देखि राम रुख बानर ऋच्छा । प्रेम मगन नहिं गृहकी ईच्छा ॥ ५ ॥

**અર્થ.**—પછી ભાલુ તથા કપિઓને જે પટભૂષણ મળ્યાં, તે પહેરી પહેરીને રઘુનાથજી પાસે આવ્યા. ત્યારે તરેહ તરેહની વસ્તુઓ ઉલટી સુલટી પહેરેવાવાળા વનચરોને જોઈ, વારંવાર અયોધ્યાપતિ હસીને, ॥ ૧ ॥ પોતાના મનમાં સર્વેના ઉપર કૃપાદૃષ્ટિ રાખી મધુર વચન બોલ્યા કે, હે ભાઇઓ! તમારા બળથી જ મેં રાવણને માર્યો, તથા તમારા બળથી વિભીષણને રાજ્યતિલક આપ્યું. ॥ ૨ ॥ હે ભાઇઓ! માટે હવે નિર્ભય થઈ, સુખેથી તમો સર્વે પોતપોતાને ઘેર જઇને મારું સ્મરણ કરજો. ત્યારે પ્રભુનાં પ્રેમસહિત વચન સાંભળી સર્વે કપિ અને રીંછો હાથ જોડી આદરપૂર્વક કહેવા લાગ્યા કે, ॥ ૩ ॥ હે પ્રભો! આપ જે બોલ્યા છો, તે આપને જ યોગ્ય છે. પણ તે સાંભળી અમારા હૃદયમાં મોહ ઉત્પન્ન થાય છે. હે વિશ્વેશ! હે રઘુપતિ! આપે અનાથ તથા દીન વનચરોને આજે સનાથ કર્યા. ॥ ૪ ॥ હે પ્રભુ! આપનાં વચન સાંભળી અમને લાજ ઉત્પન્ન થાય છે કે, કદી પણ મચ્છર કંઈ ગરુડનું હિત કરી શકે? એમ વાનર અને રીંછ શ્રીહરિની ઇચ્છાનુસારે પ્રેમમાં મગ્ન થયા છે, તેથી પોતાને સ્થાનકે જવાની ઇચ્છા કરતા નથી. ॥ ૫ ॥

दो० प्रभु प्रेरित कपि भालु सब, राम रूप उर राखि ॥
हर्ष बिषाद समेत तब, चले विनय बहु भाषि ॥ १८४ ॥
जांबवंत कपिराज नल, अंगदादि हनुमान ॥
सहित बिभीषण अपरजे, यूथप अति बलवान ॥ १८५ ॥
कहि न सकहिं कछु प्रेमबश, भरि भरि लोचन बारि ॥
सन्मुख चितवहिं राम तन, नयन निमेष निवारि ॥ १८६ ॥

**અર્થ.**—પણ શ્રીરામે પ્રેરણા કરેલા એવા કપિ અને ભાલુ પ્રભુનું સ્વરૂપ હૃદયમાં રાખી, હર્ષ અને શોકસહિત અનેક પ્રકારે વિનતિ કરી પોતાને સ્થાનકે ગયા. પછી જાંબવાન, સુગ્રીવ, હનુમાનજી, અંગદ, નલ, નીલ અને વિભીષણ સહિત સર્વે બળવાન્ યૂથના પતિઓ પ્રેમને વશ થઈ કંઈ વચન કહી શકતા નથી; તેથી શ્રીહરિની સન્મુખ એક દૃષ્ટિથી નેત્રમાં જળ ભરી જોવા લાગ્યા. ॥ ૧૮૪-૧૮૬ ॥

चो० अतिशय प्रीति देखि रघुराई । लीन्हे सकल विमान चढाई ॥
मनमहं बिप्र चरण शिरनावा । उत्तरदिशिहि बिमान चलावा ॥ १ ॥
चलत बिमान कोलाहल होई । जय रघुवीर कहैं सब कोई ॥
सिंहासन अति उच्च मनोहर । सिय समेत बैठे प्रभु तापर ॥ २ ॥
राजत राम सहित भामिनी । मेरु शृंग जनु घन दामिनी ॥
रुचिर बिमान चला अति आतुर । कीन्ही सुमन वृष्टि हर्षे सुर ॥ ३ ॥
परम सुखद चलि त्रिविध बयारी । सागर सुरसरि निर्मल बारी ॥
शकुन होहिं सुंदर चहुंपासा । मन प्रसन्न निर्मल नभ आशा ॥ ४ ॥
कह रघुबीर देखु रण सीता । लक्ष्मण हत्यो ईहां इंद्रजीता ॥
अंगद हनुमानके मारे । रणमहं परे निशाचर भारे ॥ ५ ॥
कुंभकर्ण रावण दोउ भाई । इहां हतेउं सुर मुनि दुखदाई ॥

**અર્થ.**—હે પાર્વતી ! ત્યારે એ સર્વેનો અત્યંત પ્રેમ જોઈ પ્રભુએ તેમને વિમાનમાં બેસાડી, પછી મનમાં બ્રાહ્મણનાં ચરણને નમસ્કાર કરી ઉત્તર દિશાએ વિમાન ચલાવ્યું. ॥ ૧ ॥ હવે જે વખતે પુષ્પકવિમાન અયોધ્યા તરફ ચાલ્યું, ત્યારે જય રઘુવીર, જય રઘુવીર, એ પ્રમાણે સર્વે કોલાહલ શબ્દ કરવા લાગ્યા અને શ્રીપ્રભુ વૈદેહીસહિત રત્નજડિત અતિ ઉંચા મનોહર સિંહાસન ઉપર બેઠા. ॥ ૨ ॥ ત્યારે મેરુપર્વત ઉપર મેઘમાં વીજળીની પેઠે રામ-જાનકીની જુગલ જોડી શોભવા લાગી. પછી જ્યારે સુંદર વિમાન ચાલતું થયું, ત્યારે દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરી હર્ષ પામ્યા. ॥ ૩ ॥ તથા ત્રણ પ્રકારનો વાયુ અત્યંત સુખ દેનાર વાવા લાગ્યો. સમુદ્ર તથા ગંગાજી વગેરે નદીઓનાં જળ નિર્મળ થઈ ગયાં, ચારે તરફ સુંદર શુભ શકુન થવા લાગ્યા અને સેવકોનાં મન, આકાશ તથા દિશાઓ સર્વે નિર્મળ થઈ ગયાં. ॥૪॥ તે વખતે પ્રભુ બોલ્યા કે, હે પ્રાણ-

પ્રિયા! આ રણભૂમિ જૂવો. આ ઠેકાણે ઇંદ્રજિતને લક્ષ્મણજીએ માર્યો તથા આ જગ્યાએ અંગદ અને હનુમાનજીના મારથી મહા બળવાન્ દૈત્યો નાશ પામ્યા. ॥ ૫ ॥ તેમ જ આ સ્થળમાં દેવમુનિઓને દુઃખ આપનાર રાવણ તથા કુંભકર્ણ એ બેઉ ભાઈઓ મેં માર્યા. ॥ ૬ ॥

दो॰ सुंदरि सेतु देखु यह, थापेउ शिव सुख धाम ॥
सीता सहित कृपायतन, शंभुहि कीन प्रणाम ॥ १८७ ॥
जहं जहं कृपासिंधु बन, कीन्ह बास बिश्राम ॥
सकल देखाये जानकिहि, कहि कहि सबके नाम ॥ १८८ ॥

**અર્થ.**—હે સુંદરિ! આ સમુદ્ર ઉપર મનોહર સેતુ બાંધી છે, તે તો જૂવો! જેના ઉપર સુખને આપનાર શ્રીશિવજીની સ્થાપના કરી છે. એમ કહી કૃપાળુ પ્રભુએ સીતાજીસહિત રામેશ્વરને સ્નેહથી નમસ્કાર કર્યા. ॥ ૧૮૭ ॥ પછી જે જે ઠેકાણે કૃપાસિંધુએ વનમાં નિવાસ કર્યો હતો, તે સર્વેનાં નામ કહી જાનકીને દેખાડવા લાગ્યા. ॥ ૧૮૮ ॥

चो॰ सपदि विमान तहां चलि आवा । दंडकवन जहं परम सुहावा ॥
कुंभजादि मुनि नायक नाना । गये राम सबके अस्थाना ॥ १ ॥
सकल मुनिनसों पाई अशीशा । आये चित्रकूट जगदीशा ॥
तहं करि ऋषिन केर संतोषा । चला विमान तहांते चोखा ॥ २ ॥
बहुरि राम जानकी दिखाई । यमुना कलिमल हरणि सुहाई ॥
पुनि देखी सुरसरी पुनीता । राम कहा प्रणाम करु सीता ॥ ३ ॥
तीरथपति पुनि दीख प्रयागा । देखत जाहि पाप सब भागा ॥
देखि राम पावन पुनि बेनी । हरण शोक सुरलोक निशेनी ॥ ४ ॥
देखि अवधपुरी अति पावनि । त्रिविध ताप भव रोग नशावनि ॥

**અર્થ.**—પછી તે જ વખતે વિમાન ગોદાવરીની પાસે અત્યંત સુંદર દંડક વનમાં આવ્યું ત્યારે મુનીશ્વર અગસ્ત્ય આદિ સર્વેના આશ્રમમાં રામચંદ્રજી ગયા. ॥ ૧ ॥ ત્યાં સઘળા ઋષિઓના આશીર્વાદ પામી પછી જગદીશ ચિત્રકૂટમાં આવ્યા. ત્યાંના સર્વે મુનિઓને પ્રભુએ સંતોષ પમાડ્યો. પછી તે જ વખતે વિમાન અત્યંત ઉતાવળથી ચાલ્યું. ॥ ૨ ॥ પછી પ્રભુએ કલિયુગના પાપનો નાશ કરવાવાળી યમુનાજી વૈદેહીને દેખાડી. વળી પવિત્ર ગંગાજીને જોઈ શ્રીહરિ બોલ્યા કે, હે પ્રિયા! આ સુરસરિતને નમસ્કાર કરો. ॥૩॥ પછી ફરી જેને જોઈ સર્વે પાપનો નાશ થાય, એવો તીર્થપતિ પ્રયાગરાજ દેખાડ્યો અને દુઃખનો નાશ કરનારી તથા સ્વર્ગમાં જવાની નીસરણીરૂપ પવિત્ર ત્રિવેણી તથા તેનો ઘાટ દેખાડ્યો. ॥ ૪ ॥ પછી ત્રણ પ્રકારનાં દુઃખ અને જન્મ-મરણરૂપી રોગનો નાશ કરવાવાળી અત્યંત પવિત્ર અવધપુરીને શ્રીરામચંદ્રજીએ ઉપરથી જોઈ, ॥ ૫ ॥

दो० तब रघुनंदन सिय सहित, अवधहि कीन्ह प्रणाम ॥
सजल बिलोचन पुलक तनु, पुनि पुनि हर्षित राम ॥ १८९ ॥
बहुरि त्रिवेणी आय प्रभु, हर्षित मज्जन कीन्ह ॥
कपिन सहि महि सुरन्ह कहं, दान बिबिध विधि दीन्ह ॥ १९० ॥

**અર્થ.**—ત્યારે સીતાજીસહિત તેમણે રોમાંચિત શરીરે નેત્રમાં જળ ભરી હર્ષસહિત વારંવાર અયોધ્યાને નમસ્કાર કર્યા. ॥ ૧૮૯ ॥ પછી આકાશમાંથી હેઠળ ત્રિવેણી ઉપર આવી હર્ષવડે અનુજ, પ્રિયા તથા સખાઓ સહિત સ્નાન કરી, બ્રાહ્મણોને અનેક વિધિથી દાન આપ્યાં. ॥ ૧૯૦ ॥

चो० प्रभु हनुमंतहि कहा बुझाई । धरि द्विजरूप अवधपुर जाई ॥
भरतहि कुशल हमारि सुनावहु । समाचार लै पुनि चलिआवहु ॥ १ ॥
तुरत पवनसुत गवनत भयऊ । तब प्रभु भरद्वाज पहं गयऊ ॥
नाना विधि पूजा मुनि कीन्ही । अस्तुति करि पुनि आशिष दीन्ही ॥ २ ॥
मुनि पदबंदि युगल कर जोरी । चढि बिमान प्रभु चले बहोरी ॥
इहां निषाद सुना प्रभु आये । नाव नाव करि लोग बुलाये ॥ ३ ॥
सुरसरि लांघि यान जब आवा । उतरा तहं प्रभु आयसु पावा ॥
तब सीता पूजी सुरसरी । बहु प्रकार करि चरणन परी ॥ ४ ॥
दीन्ह अशीष मुदित मन गंगा । सुंदरि तव अहिवात अभंगा ॥
सुनतहि गुह धावा प्रेमाकुल । आवा निकट परम सुख संकुल ॥ ५ ॥
प्रभुहि विलोकि सहित वैदेही । परेउ अवनि तनु सुधि नहिं तेही ॥
परम प्रीति बिलोकि रघुराई । हर्षि उठाइ लीन्ह उर लाई ॥ ६ ॥

**અર્થ.**—પછી હનુમાનજીને પ્રભુએ સમજાવી કહ્યું કે, હે ભાઈ! બ્રાહ્મણનું રૂપ લઇને અયોધ્યામાં જઈ ભરતજીને અમારી કુશળતા સંભળાવી તેમના સમાચાર લઈ પાછા જલદી આવો. ॥ ૧ ॥ એવાં વચન સાંભળી જ્યારે વાયુપુત્ર તરત ચાલ્યા ત્યારે પ્રભુ ભરદ્વાજમુનિના આશ્રમમાં આવ્યા. ત્યારે ઋષિએ ષોડશોપચારે પૂજન તથા સ્તુતિ કરી પછી આશીર્વાદ આપ્યો. ॥ ૨ ॥ શ્રીહરિ બે હાથ જોડી પદવંદન કરી, આજ્ઞા પામી વિમાનમાં બેસી ત્યાંથી વળી ચાલ્યા. ત્યારે અહીં ગોરાજાએ સાંભળ્યું કે, પ્રભુ પધાર્યા છે, તેથી તેણે નાવ ચલાવનારા લોકોને બોલાવી સર્વે તૈયારી કરી. ॥ ૩ ॥ પણ પ્રભુની આજ્ઞા થકી ગંગાજીને ઉલ્લંઘી પુષ્પકવિમાન આ પાર આવી પૃથ્વીઉપર ઉતરી જ્યારે હેઠળ આવ્યું ત્યારે વૈદેહીએ દેવસરિતની અનેક પ્રકારે પૂજા કરી પાદવંદન કરી નમસ્કાર કર્યા. ॥ ૪ ॥ ત્યારે મુદિત મનવડે સુરસરી બોલ્યાં કે, હે સુંદરી! તમારું સૌભાગ્યપણું અખંડ રહો. એવાં વચન સાંભળી ગોરાજા પ્રેમમાં મગ્ન થઈ જ્યાં

સુખના મંદિર પ્રભુ હતા ત્યાં દોડતા આવીને ॥ ૫ ॥ સીતાજી સહિત રઘુવીરને જોઈ બેભાન થતાં પૃથ્વીઉપર પડ્યા. તેનો એવો અત્યંત પ્રેમ જોઈ, હર્ષસહિત ગોરાજાને શ્રીરામે ઉઠાડી પોતાની છાતીસાથે લગાડ્યા. ॥ ૬ ॥

**हरिगीतछंद.** लिये हृदय लाइ कृपानिधान सुजान राम रमापती ॥
बैठारि परव समीप पूछी कुशल सो करि बीनती ॥
अब कुशल पद पंकज बिलोकि बिरंचि शंकर सेव्यजे ॥
सुखधाम पूरणकाम राम नमामि राम नमामिते ॥ ४२ ॥
सब भांति अधम निषाद सो हरि भरत ज्यों उर लायऊ ॥
मतिमंद तुलसीदास सो प्रभु मोह बश बिसरायऊ ॥
यह रावणारि चरित्र पावन रामपदरतिप्रद सदा ॥
कामादि हर बिज्ञान कर सुर सिद्ध मुनि गावहिं मुदा ॥ ४३ ॥

**અર્થ.**—પછી કૃપાના ભંડાર, ચતુર અને રમાપતિ શ્રીરામે ગોરાજાને પાસે બેસાડી નમ્રતાથી કુશળતા પૂછી. ત્યારે ભિલ્લપતિ બોલ્યા કે, હે પ્રભુ! જે પદકંજને બ્રહ્મા અને શિવજી વંદન કરે છે, તે જ ચરણને જોઈ હું કુશળ છું. વળી મનની કામના પૂરણ કરનારા તથા સુખના ધામ હે રઘુવીર! આપને વારંવાર નમસ્કાર કરું છું. ॥૪૨॥ તુલસીદાસ કહે છે કે, સર્વે રીતે નીચ એવા ગોરાજાને ભરતજીની પેઠે છાતી સાથે લગાડ્યો એવા પ્રભુને હે મન્દબુદ્ધિ! અજ્ઞાનને વશ થઈ કેમ વિસારે છો? જેનાં ચરણમાં પ્રીતિ રાખવા યોગ્ય તથા રાવણના શત્રુ એવા શ્રીહરિનું આ ચરિત્ર, કામાદિ સર્વે વાસનાઓને નાશ કરનારું છે. વળી જ્ઞાનને આપનાર એવાં આ ચરિત્રને નિરંતર દેવતા, મુનિ તથા સિદ્ધો આનંદ થકી ગાય છે. ॥ ૪૩ ॥

**दो॰** समर बिजय रघुवीरके, सुनहिं जे संत सुजान ॥
बिजय बिवेक बिभूति नित, तिनहिं देहिं भगवान ॥ १९१ ॥
यह कलिकाल मलायतन, मन करि देखु बिचार ॥
श्रीरघुनायक नाम तजि, नहिं कछु आन अधार ॥ १९२ ॥

**અર્થ.**—શ્રીહરિનાં રણસંગ્રામનાં ચરિત્રો જે ચતુર સાધુજનો સાંભળશે, તેને નિરન્તર જ્ઞાન, સંપત્તિ, રિદ્ધિ, સિદ્ધિ અને વિજયપણું ભગવાન્ આપશે. ॥ ૧૯૧ ॥ ગુસાંઈ કહે છે કે, હે પ્રાણીઓ! મનમાં વિચાર કરી જૂવો કે, આ કલિયુગ પાપનો ભંડાર છે. માટે શ્રીરામચંદ્રજીના નામ વિના જગતમાં બીજો કંઈપણ આધાર નથી. ॥ ૧૯૨ ॥

**ઇતિ શ્રી ગોસ્વામી તુલસીકૃત કળિ કાળના સઘળા મેલનો નાશ કરી નિર્મળ જ્ઞાન, વૈરાગ્ય અને સંતોષને આપનાર શ્રીરામચરિત્રરૂપી માનસરોવરમાંનો "શિવજીકૃત ગુજરાતી ભાષાંતર" નો લંકાકાંડ પરિપૂર્ણ થયો.**

---

# ॥ અથ તુલસીકૃત રામાયણ ॥

## ઉત્તર કાંડ.

(शार्दूलविक्रीडित.)

श्लोकः—केकीकंठाभनीलं सुरवरविलसद्विप्रपादाब्जचिन्हं ।
शोभाढ्यं पीतवस्त्रं सरसिजनयनं सर्वदासुप्रसन्नम् ॥
पाणौ नाराचचापं कपिनिकरयुतं बंधुना सेव्यमानं ।
नौमीड्यं जानकीशं रघुवरमनिशं पुष्पकारूढरामम् ॥ ॥ १ ॥
कोशलेंद्रपदकंजमंजुलौ पद्मयोनिशितिकंठवंदितौ ।
जानकीकरसरोजलालितौ चिंतकस्य मनभृंगसंगिनौ ॥ ॥ २ ॥
ईदुकुंददरगौरसुंदरं अंबिकापतिमभीष्टसिद्धिदम् ।
कारुणीककलकंजलोचनं नौमि शंकरमनंगमोचनम् ॥ ३ ॥

અર્થ.—મોરના કંઠસમાન તેજસ્વી, શ્યામ વર્ણવાળા, ઈંદ્રાદિ દેવમંડળમાં ઉત્તમ, ભૃગુચરણ ચિન્હિત હૃદયવાળા, શોભાના સદન, અને પીતાંબર પહેરનાર, કમળજેવાં નેત્રવાળા, નિરંતર આનંદમય હસ્તકમળમાં ધનુષબાણને ધરનાર, સુગ્રીવાદિ અનેક કપિઓ સાથે રહેવાવાળા, લક્ષ્મણજીવડે સુસેવિત, સીતાજીના સ્વામી, સ્તુતિ કરવા યોગ્ય, પુષ્પક વિમાનમાં બેઠેલા શ્રીરઘુપતિને હું નમસ્કાર કરું છું. ॥૧॥ વળી અયોધ્યાપતિનાં નિર્મળ પદકંજનું બ્રહ્મદેવ અને શિવજી સેવન કરે છે, તથા શ્રી મહારાણી જાનકીજીના કોમળ કરકંજવડે સુસેવિત, વળી ધ્યાન ધરનારા સુસેવકના મનરૂપી ભમરાના નિરંતર સંગ કરનારા ચરણોને હું વંદન કરૂં છું. ॥ ૨ ॥ શ્વેત કુંદ, ચંદ્રમા અને શંખસદૃશ ગૌર વર્ણવાળા, અને ઇચ્છિત સિદ્ધિના દેનાર, કામદેવને બાળનાર, મનોહર કમળ સરખાં નેત્રવાળા તથા અત્યંત કૃપાળુ એવા પાર્વતીપતિ શ્રીશંકરને હું વંદન કરું છું. ॥ ૩ ॥

दो० रहा एक दिन अवधिकर, अति आरत पुरलोग ॥
जहं तहं लोचहिं नारि नर, कृशतनु राम बियोग ॥ १ ॥
शकुन होहिं सुंदर सकल, मन प्रसन्न सब केर ॥
प्रभु आगमन जनाव जनु, नगररम्य चहुं फेर ॥ २ ॥
कौशल्यादिक मातु सब, मन अनंद अस होई ॥
आये प्रभु सिय अनुज युत, कहन चहत असकोई ॥ ३ ॥
भरत नयन भुजदक्षिण, फरकहिं बारहिं बार ॥
जानि शकुन मन हर्ष अति, लागे करन बिचार ॥ ४

**અર્થ.**—હે ભવાનિ! શ્રીરઘુનાથજી ચૌદ વર્ષ વનવાસ ગયા, તે માંહેલો એક દિવસ જ્યારે ઓછો રહ્યો, ત્યારે વિયોગાગ્નિથી કૃશ શરીરવાળાં સ્ત્રી પુરૂષો દુઃખી થઇને જ્યાં ત્ય શોક કરવા લાગ્યાં. ॥૧॥ તે જ વખત અયોધ્યાજી ચારેતરફ શોભવા લાગી. વળી પ્રાણી માત્રનાં મન પ્રસન્ન થયાં. તથા જાણે પ્રભુ હમણાં જ પધારશે, એવાં સર્વેને સુંદર શકુન થવા લાગ્યાં. ॥ ૨ ॥ તેમ જ કૌશલ્યાદિ ત્રણુસે સાઠ માતાઓના મનમાં એવો આનં થવા લાગ્યો કે, જાણે લક્ષ્મણ તથા સીતા સહિત શ્રીરામચંદ્રજી આવે છે, એમ કોઇ આવીને કહે છે. ॥ ૩ ॥ વળી અયોધ્યાથી સાતેક કોસ ઉપર નંદી ગ્રામમાં ભરતજીન પણ જમણું નેત્ર તથા ભુજા વારંવાર ફરકવા લાગ્યાં, ત્યારે એવાં સુંદર શુભ શકુન જાણ હૃદયમાં હર્ષ પામી ભરતજી વિચાર કરવા લાગ્યા કે, ॥ ૪ ॥

**चो०** रहा एकदिन अवधि अधारा । समुझत मन दुख भयउ अपारा ॥
कारण कवन नाथ नहिं आये । जानि कुटिल प्रभु मोहि बिसराये ॥ १ ॥
अहह धन्य लक्ष्मण बड भागी । राम पदारविंद अनुरागी ॥
कपटी कुटिल राम मोहिं चीन्हा । ताते नाथ संग नहिं लीन्हा ॥ २ ॥
जोकरणी समुझैं प्रभु मोरी । नहिं निस्तार कल्प शत कोरी ॥
जन अवगुण प्रभु मान न काऊ । दीनबंधु अति मृदुल स्वभाऊ ॥ ३ ॥
मोरे जिय भरोस दृढ सोई । मिलिहहिं राम शकुन शुभ होई ॥
बीते अवधि रहैं जो प्राना । अधम कवन जग मोहि समाना ॥ ४ ॥

**અર્થ.**—અરે હે દૈવ! ચૌદ વર્ષની અવધિમાં એક દિવસનો આધાર રહ્યો, એમ સમજી મનમાં અત્યંત દુઃખ પામતા મનપ્રત્યે કહેવા લાગ્યા કે, હે મન! આજ ચૌ ચૌદ વર્ષ વીતી ગયાં, તથાપિ મારા પ્રાણપ્રિય રઘુનાથજી શા કારણથી પધાર્યા નહીં! અરે મને કેકયીનો પુત્ર તથા મહા કપટી જાણી પ્રભુએ શું વિસારી મૂકયો ? ॥ ૧ ॥ અહો ભાગ્યશાળી હે લક્ષ્મણ! તેં શ્રીપ્રભુના પદકંજમાં પ્રીતિ રાખી, તેથી તને ધન્ય છે. અરે મને કપટી તથા કુટિલ જાણ્યો, તેટલા માટે રઘુનાથજી પોતાની સાથે તેડી ગય નહીં. ॥ ૨ ॥ અરે! મારાવાસ્તે પ્રભુ ચૌદ વરસ વનવાસ ગયા, તે કરણીને જો શ્રીપ્ર વિચારે તો સો કલ્પ સૂધી મારો નર્કથી ઉદ્ધાર થાય એમ નથી. પણ દીનબંધુ અ અત્યંત કોમળ સ્વભાવવાળા પ્રભુ છે; તેથી સેવકના કોઈપણ અવગુણ મનમાં લાવત જ નથી. ॥ ૩ ॥ હે મન! હવે મને શુભ શકુન થવાથી દૃઢ વિશ્વાસ આવે છે કે, પ્ર અવશ્ય મળશે. પરંતુ જો અવધિ વીતી ગયા પછી દેહમાં પ્રાણ રહેશે તો આ જગતમ મારા જેવો કોઈ પણ અધમ નથી. ॥ ૪ ॥

**दो०** राम विरह सागर महं, भरत मगन मन होत ॥
विप्र रूप धरि पवनसुत, आइ गये जिमि पोत ॥ ५
बैठे देखि कुशासन, जटा मुकुट कृशगात ॥
राम राम रघुपति जपत, श्रवत नयन जलजात ॥ ६

**અર્થ.**—હે ભરદ્વાજ! એવી રીતે શ્રીરામના વિરહરૂપી સમુદ્રમાં ભરતજીનું મન જ્યારે ડૂબવા લાગ્યું, એટલામાં બ્રાહ્મણનું રૂપ લઈ રામાનુજને તારવાવાસ્તે હનુમાનજી નાવની પેઠે આવીને ઉભા રહ્યા. ॥૫॥ તે વખતે જૂવે છે તો દર્ભાસન ઉપર બેઠેલા, જટાનો મુકૂટ ધારણ કરનારા, કૃશ શરીરવાળા તથા હે રામ! હે રઘુપતિ! એમ જપ કરતા તથા જેનાં નેત્રમાંથી જળની ધારાઓ વહે છે એવા ભરજીને જોયા. ॥ ૬ ॥

**ચો०** देखत हनुमान अति हर्षेउ । पुलकि गात लोचन जल बर्षेउ ॥
मनमहं बहुत भांति सुखमानी । बोले श्रवण सुधासम बानी ॥ १ ॥
जासु बिरह शोचहु दिन राती । रटहु निरंतर गुणगण पाती ॥
रघुकुल तिलक सुजन सुखदाता । आवत कुशल देव मुनि त्राता ॥ २ ॥
रिपु रणजीति सुयश सुर गावत । सीता अनुज सहित प्रभु आवत ॥
सुनत वचन बिसरे सब दूखा । तृषावंत जनु पाय पियूषा ॥ ॥ ३ ॥
को तुम तात कहांते आये । मोहिं परम प्रिय बचन सुनाये ॥
मारुतसुत मैं कपि हनुमाना । नाम मोर सुनु कृपानिधाना ॥ ४ ॥
दीनबंधु रघुपति कर किंकर । सुनत भरत पहिचानेउ दिनचर ॥
मिलत प्रेम नहिं हृदय समाता । नयन श्रवत जल पुलकित गाता ॥ ५ ॥
कवि तव दरश सकल दुख बीते । मिले आजु मोहिं राम सप्रीते ॥
जो तुम रामकही कुशलाता । तो कहं काह देउं सुनु भ्राता ॥ ६ ॥
यहि संदेश सरिस जग माहीं । करि बिचार देखा कछु नाहीं ॥
नाहिंन उऋण तात मैं तोहीं । अब प्रभु चरित सुनावहु मोहीं ॥ ७ ॥
तब हनुमान नाइ पदमाथा । कहेसि सकल रघुपति गुणगाथा ॥
कहु कपि कबहुं कृपालु गुसाईं । सुमिरत मोहिं दासकी नाईं ॥ ८ ॥

**અર્થ.**—એવા ભરતજીને જોઈ પવનપુત્ર ઘણો જ હર્ષ પામી, રોમાંચિત શરીરવડે આંખમાં જળ ભરી, મનમાં અત્યંત સુખ માની પોતાનું કપિરૂપ પાછું ધારણ કરી ભરતજીના કાનને આનંદ આપનારાં વચન કહેવા લાગ્યા કે, ॥ ૧ ॥ હે બાપ! જેમના વિયોગથી રાત્રદિવસ શોચ કરો છો અને જેમના અનેક ગુણનું અખંડ વર્ણન કરો છો, એવા રઘુકુળમાં તિલકરૂપ શ્રીહરિ ક્ષેમ કુશળતાથી આજે પધારે છે. ॥૨॥ એવાં વચન સાંભળી ભરતજી વિચારમાં પડ્યા કે, અરે! લક્ષ્મણજી મૂર્છાથી શું પાછા ઉઠ્યા નહીં? અરે! જાનકીજી શું લંકામાં જ રહ્યાં? ત્યારે એવો ભરતજીના મનનો અભિપ્રાય જાણી ફરી કપિ બોલ્યા કે, હે તાત! રણભૂમિમાં રાવણને જિતી જેમના યશ દેવતાઓ ગાય છે તે શ્રીરામ, લક્ષ્મણજી અને વૈદેહીસહિત પધારે છે. હે ઉમા! એવાં વચન સાંભળી જળવિના પ્રાણ જવાવાળાને જેમ અમૃત મળવાથી સુખ થાય, તેમ ભરતજી દુઃખરહિત થઇને બોલ્યા કે, ॥ ૩ ॥ હે કપિરાજ! મને અત્યંત પ્રિય વચન સંભળાવ્યાં,

વાસ્તે તમે કોણ છો? અને ક્યાંથી આવ્યા છો? તે કહો. ત્યારે વાયુપુત્ર બોલ્યા કે, હે કૃપાનિધાન! હું પવનપુત્ર હનુમાન નામે વાનર છું અને દીનબંધુ શ્રીરઘુવીરનો કિંકર છું. એવાં વચન સાંભળી ભરતજી ઉઠી, કપિને ઓળખી, નેત્રમાં જળ ભરી રોમાંચિત શરીરે બન્ને પરસ્પર મળ્યા. તે વખતનો સ્નેહ હૃદયમાં સમાઈ શક્યો નહીં. પછી ભરતજી બોલ્યા કે, હે કપિરાજ! તમારું વદન જોવાથી હવે સઘળાં દુઃખ દૂર થઈ ગયાં. ॥ ૪ ॥ ૫ ॥ અને આજે પ્રીત સહિત જાણે રામચંદ્રજી મને મળ્યા એટલું સુખ થયું. વળી તમે શ્રીરામની જે કુશળતા મને કહી, વાસ્તે હે ભાઈ! તમને હું કઈ વસ્તુ આપું? આ પ્રભુના સંદેશા બરોબર મેં વિચારી જોયું તો આ જગતમાં કોઈ પણ દેવા જેવી ચીજ નથી. માટે હે તાત! આજ હું તમારા ઋણથી મુક્ત થઈ શક્યો નહીં, પણ હવે પ્રભુના ગુણાનુવાદ મને કહી સંભળાવો. ॥ ૬ ॥ ૭ ॥ ત્યારે કપિએ ભરતના પદકંજમાં મસ્તક નમાવી પ્રથમથી તે આજ દહાડા સૂધી રઘુનાથજીએ જે ચરિત્ર કીધાં, તે કહી સંભળાવ્યાં. તે સાંભળી ભરતજી બોલ્યા કે, હે કપિ! કૃપાળુ ગુસાઈ એવા રઘુકુળમાં આભૂષણરૂપ મને કોઈ દિવસ દાસની પેઠે સંભારતા હતા કે નહીં, તે કહો.૮

**હરિગીતછંદ.** निज दास ज्यों रघुबंश भूषण कबहुं मम सुमिरन कर्यो ॥
सुनि भरत बचन बिनीत अति कपि पुलक तनु चरणनपर्यो ॥
रघुबीर निज मुख जासु गुण गण कहत अग जगनाथसों ॥
काहेन होहु बिनीत परम पुनीत सद्गुण गाथसों ॥ १ ॥

**અર્થ.**—ત્યારે મારુતી એવાં ભરતજીનાં નમ્રતાપૂર્વક વચન સાંભળી રોમાંચિત શરીરે ચરણમાં પડી કહેવા લાગ્યા કે, હે ઉમા! ચૌદ બ્રહ્માંડના પતિ શ્રીરઘુનાથજીએ પોતાના શ્રીમુખથી જેમના અનેક ગુણ વર્ણવ્યા, તે ભરતજી નમ્રતાવાન્ તથા અત્યંત પવિત્ર સદગુણી કેમ ન હોય? ॥ ૧ ॥

दो० राम प्राणप्रिय नाथ तुम, सत्यबचन मम तात ॥
पुनि पुनि मिलत भरतसन, प्रेम न हृदय समात ॥ ७ ॥

**અર્થ.**—હે નાથ! આપ પ્રભુને પ્રાણપ્રિય છો, એ મારાં વચન સત્ય માનજો. એમ કહી વારંવાર ભરતજીને મળ્યા. તે વખતનો પ્રેમ હૃદયમાં સમાઈ શકતો ન હતો. ॥ ૭ ॥

सो० भरत चरण शिरनाइ, तुरत गये कपि राम पहं ॥
कही कुशल सब जाइ, हर्षि चले प्रभु यानचढि ॥ १ ॥

**અર્થ.**—એ પ્રમાણે હનુમાનજી, ભરતજીનાં ચરણમાં મસ્તક નમાવી રજા લઈ પછી પ્રભુ પાસે આવી તેમની કુશળતા સંભળાવી. તેથી પ્રભુ હર્ષ પામી, તે જ વખત વિમાનમાં બેસી આકાશમાર્ગે ચાલ્યા. ॥ ૧ ॥

चो० हर्षि भरत कोशलपुर आये । समाचार सब गुरहिं सुनाये ॥
पुनि मंदिर महं बात जनाई । आवत नगर कुशल रघुराई ॥ १ ॥

सुनत सकल जननी उठि धाई । कहि प्रभु कुशल भरत समुझाई ॥
समाचार पुरबासिन पाये । नर अरु नारि हर्षि उठिधाये ॥ २ ॥
दधि दूर्वा रोचन फल फूला । नव तुलसीदल मंगल मूला ॥
भरि भरि थार हेम बरभामिनि । गावत चलीं गरुड गज गामिनि ॥ ३ ॥
जो जैसे तैसे उठि धावहिं । बाल वृद्ध कोउ संग न लावहिं ॥
एक एक सन पूछहिं धाई । तुम देखे दयालु रघुराई ॥ ४ ॥
अवधपुरी प्रभु आवत जानी । भई सकल शोभाकी खानी ॥
भा सरयू अति निर्मळ नीरा । बहै सुहावनि त्रिविध समीरा ॥ ५ ॥

**અર્થ.**—પછી ભરતજીએ નંદીગ્રામથી અયોધ્યામાં આવી ગુરુ વસિષ્ઠજીને પ્રભુસંબંધી સમાચાર કહી સંભળાવ્યા અને પછી રાજમંદીરમાં આવી જાણુ કરી કે, હે માતુશ્રી! શ્રીરામચંદ્રજી કુશળતાથી અયોધ્યામાં પધારે છે. ॥ ૧ ॥ એવાં વચન સાંભળી સર્વે માતાઓ દોડી આવી. તેમને ભરતજીએ પ્રભુની કુશળતા કહી સંભળાવી. વળી તે ખબર નગરવાસી સ્ત્રી પુરુષોએ સાંભળી, તેથી હર્ષ પામી દોડીને, ॥ ૨ ॥ દહીં, હળદર, ફળ, ફૂલ, ધૂપ અને તુળસીનાં નવાં દળ એ સર્વે માંગલિક વસ્તુઓ સોનાના થાળમાં ભરી તેઓ લઈ આવ્યાં તથા હે ગરુડજી! ગજની પેઠે ગમન કરનારી સ્ત્રીઓ ગીત ગાતી પ્રભુને વધાવવા ચાલી. ॥ ૩ ॥ વળી કેટલાંક સ્ત્રી પુરુષો બાળક અને વૃદ્ધોને ઘેર મૂકી જેમ બેઠા હતા તેમ ત્યાંથી ખબર સાંભળી દોડીને એક બીજાને પૂછે છે કે, હે ભાઈઓ ! તમે દયાળુ શ્રીરામચંદ્રજીનાં દર્શન કર્યાં ? ॥ ૪ ॥ તે વખતે અયોધ્યાજી પણ સનાથ થવા વાસ્તે અત્યંત શોભાના મંદિરરૂપ થયું અને તે સમયે સરયૂ ગંગાનું જળ નિર્મળ થઈ ગયું તથા ત્રણ પ્રકારનો વાયુ વાવા લાગ્યો. ॥ ૫ ॥

दो० हर्षित गुरु पुरजन अनुज, भूसुरवृंद समेत ॥
चले भरत अति प्रेममन, सन्मुख कृपानिकेत ॥ ८ ॥
बहुतक चढीं अटारिन्ह, निरखहिं गगन बिमान ॥
देखि मधुर स्वर हर्षित, करहिं सुमंगल गान ॥ ९ ॥
राकाशशि रघुपति पुरी, सिंधु देखि हर्षान ॥
बढे कोलाहल करत जनु, नारि तरंग समान ॥ १० ॥

**અર્થ.**—ત્યાર પછી હર્ષ પામેલા ગુરુ વસિષ્ઠજી, શત્રુઘ્ન, સુમંત મંત્રી, પુરવાસીઓ અને અનેક બ્રાહ્મણોને ભરતજી પોતાની સાથે લઈ અત્યંત સ્નેહી મનવડે કૃપાનિધાનને મળવા વાસ્તે સન્મુખ ચાલ્યા. ॥૮॥ તેમ જ કેટલીક સ્ત્રીઓ પોતાની મેડીની અગાસીઓ તથા ઝરુખામાં બેસી આકાશમાર્ગે આવતા વિમાનને જોઈ હર્ષથી કોયલાના જેવા મધુર સ્વરથી મંગળ ગાન કરવા લાગી. ॥ ૯ ॥ ત્યાર પછી નભમંડળમાં શ્રીરામરૂપી પૂર્ણિમાના ચંદ્રને જોઈ અયોધ્યાજીરૂપી સમુદ્ર, અનેક સ્ત્રીઓની પંક્તિરૂપી લહેરોવડે અને પ્રભુ આવે છે, એ કોલાહલ શબ્દ સહિત પ્રેમરૂપી જળવડે વૃદ્ધિ પામવા લાગ્યો. ॥ ૧૦ ॥

चो० रविकुल कमल दिवाकर आवत । नगर मनोहर कपिन देखावत ॥
सुनु कपीश अंगद लंकेशा । पावनि पुरी रुचिर यह देशा ॥ १ ॥
यद्यपि सब बैकुंठ बखाना । वेद पुराण विदित जगजाना ॥
अवध सरिस प्रिय मोहिं न सोउ । यह प्रसंग जानै कोउ कोऊ ॥ २ ॥
जन्मभूमि ममपुरी सोहावनि उत्तरदिशि सरयू बह पावनि ॥
जो मज्जहिं सो बिनहिं प्रयासा । मम समीप नर पावहिं बासा ॥ ३ ॥
अति प्रिय मोहिं ईहांके बाशी । मम धामदापुरी सुखराशी ॥
हर्षे कपि सुनि प्रभुकी वानी । धन्य अवध जेहि राम बखानी ॥ ४ ॥

**અર્થ.**—પછી રવિકુળરૂપી કમળના વન ઉપર સૂર્યરૂપ શ્રીપ્રભુ અત્રે આવતી વખતે મનોહર કપિઓને દેખાડવા લાગ્યા કે, હે કપીંદ્ર! હે દૈત્યપતિ! હે અંગ! આ મનોહર દેશમંડળમાં પવિત્ર પુરીને જુવો. ॥૧॥ કદાચ વૈકુંઠનો મહિમા વેદ પુરાણોમાં પ્રસિદ્ધ છે, તેમ સર્વે જગત્ પણ જાણે છે, તથાપ અયોધ્યાજી સમાન મને વિષ્ણુપુરી પ્રિય નથી. ॥ ૨ ॥ તેનું કારણ કોઈ કોઈ જાણે છે. હે સખાઓ! આ મારી અયોધ્યાજી અત્યંત સુખને આપનારી છે. તેની ઉત્તર દિશામાં પવિત્ર સરયૂગંગાજી વહે છે. તેમાં જે પ્રાણી સ્નાન કરશે, તે વિના મહેનતે જન્મ-મરણ વગર મારી પાસે આવશે. ॥ ૩ ॥ તેમ જ મોક્ષને આપનાર તથા સુખની ખાણ એવી અવધપુરીના રહેવાસી મનુષ્યો મને અત્યંત પ્રિય છે. એવાં શ્રીહરિનાં વચન સાંભળી કપિઓ હર્ષ પામી કહેવા લાગ્યા કે, જેનું શ્રીમુખે વર્ણન થયું, તે અયોધ્યાપુરીને વારંવાર ધન્ય છે. ॥ ૪ ॥

दो० आवत देखे लोग सब, कृपासिंधु भगवान ॥
नगर निकट प्रभु आयउ, उतरे भूमि विमान ॥ ११ ॥
पुनि कहेउ प्रभु पुष्पकहि, तुम कुबेर पहं जाहु ॥
प्रेरित राम चलेउ तब, हर्ष बिरह अति ताहु ॥ १२ ॥

**અર્થ.**—એટલામાં કૃપાસિંધુ શ્રીપ્રભુએ સર્વે પુરજનોને આવતા જોઈ નગરની પાસે આવી જમીન ઉપર ઉતરીને વિમાનપ્રત્યે કહ્યું કે, હે પુષ્પક! તમે કુબેરની પાસે જાઓ. ત્યારે તે પ્રભુની આજ્ઞા પામેલું પુષ્પક વિમાન હર્ષ તથા શોકયુક્ત થઇને ચાલ્યું. ॥ ૧૧ ॥ ૧૨ ॥

चो० आये भरत संग सब लोगा । कृश तनु श्रीरघुबीर बियोगा ॥
वामदेव बशिष्ठमुनि नायक । देखे प्रभु महिधरि धनुशायक ॥ १ ॥
धाई धरे गुरुचरण सरोरुह । अनुज सहित अति पुलकि तनूरुह ॥
भेटे कुशल पूछि मुनि राया । हमरे कुशल तुह्मारिहि दाया ॥ २ ॥
सकल द्विजन कहं नायहु माथा । धर्म धुरंधर रघुकुल नाथा ॥
गहे भरत पुनि प्रभु पदपंकज । नवहिं जिनहिं शंकर सुर मुनि अज ॥ ३ ॥

ચિત્ર ૯૫. (પૃષ્ઠ ૮૬૫)



ભરત ભેટ.

परे भूमि नहिं उठत उठाये । बल करि कृपासिंधु उरलाये ॥
श्यामलगात रोम भये ठाढे । नव राजीव नयन जल बाढे ॥ ४ ॥

**અર્થ.**—પછી શ્રીહરિના વિયોગથી કૃશ શરીરવાળા ભરતજી સાથે સર્વે લોક આવ્યા ત્યારે પ્રથમ મુનિઓમાં શ્રેષ્ઠ વામદેવ તથા ગુરુ વસિષ્ઠજીને જોઈ, પ્રભુએ પોતાના હાથમાંથી ધનુષબાણ ધરણીઉપર મૂકી, ॥ ૧ ॥ રોમાંચિત શરીરે લક્ષ્મણજીસહિત દોડી ગુરુનાં ચરણકમળને ગ્રહણ કર્યાં. ત્યારે મુનિરાજે ભેટીને કુશળતા પૂછી કે, હે પુત્ર! કુશળ છો? ત્યારે શ્રીરામ કહેવા લાગ્યા કે, હે નાથ! તમારી દયાથી કુશળ છિયે.॥૨॥ પછી સર્વે પુરવાસી બ્રાહ્મણને ધર્મધુરંધર રઘુપતિએ મસ્તક નમાવ્યું. પછી જે પદકંજને શિવજી, બ્રહ્મા, ઇંદ્રાદિ અને ઋષિઓ વંદન કરે છે, તે ચરણને ભરતજીએ ગ્રહણ કર્યાં. ॥ ૩ ॥ ત્યારે કૃપાસિન્ધુ ભૂમિ ઉપરથી ભાઇને ઉઠાડે છે, તો પણ તે ઉઠતા નથી. ત્યારે તેમને બળથી ઉંચકી છાતી સાથે લગાડ્યા. તે વખતે ઘનશ્યામ મૂર્તિવાળા બેઉનાં રોમાંચ ઉભાં થઈ નવીન કમળ જેવાં નેત્રમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં. ॥ ૪ ॥

**हरिगीतछंद.** राजीव लोचन श्रवत जल तनु ललित पुलकावलि बनी ॥
अति प्रेम हृदय लगाई अनुजहि मिले प्रभु त्रिभुवनधनी ॥
प्रभु मिलत अनुजहि सोह मोपहं जात नहिं उपमाकही ॥
जनु प्रेम अरु शृंगार तनु धरि मिलत बर सुखमा लही ॥ २ ॥
पूछत कृपानिधि कुशल भरतहिं बचन बेगि न आवई ॥
सुनु शिवा सो सुख वचन मनते भिन्न जान न पावई ॥
अब कुशल कोशलनाथ आरत जानि जन दरशन दियो ॥
बूडत विरह वारिधि कृपानिधि काढि मोहिं कर गहि लियो ॥ ३ ॥

**અર્થ.**—એવી રીતે ત્રિભુવનપતિ અત્યંત સ્નેહથી ભરતજીને છાતી સાથે લગાડી મળ્યા ત્યારે કવિ કહે છે કે, તે વખતની શોભા મારાથી કહેવાતી નથી. પણ જાણે પ્રેમ તથા શૃંગાર બેઉ દેહ ધારણ કરી અરસ પરસ મળતા ન હોય, તેમ જોવામાં આવ્યા. ॥ ૨ ॥ પછી આનંદ માની કૃપાના ભંડાર શ્રીહરિ ભરતજીને કુશળતા પૂછે છે; પરંતુ એ ભાઈથી એક વચન પણ કહેવાતું ન હતું. હે શિવા! એ વખતનું સુખ, મન તથા વચનથી ભિન્ન છે, તેથી કહી શકાતું નથી. પછી ભરતજી બોલ્યા કે, હે અવધપતિ! મને દુ:ખી જાણી આપે દયાળુ થઈ દર્શન આપ્યાં, તેથી કુશળ છું. હે કૃપાળુ! વળી વિરહરૂપી સમુદ્રમાં હું ડૂબતો હતો, પણ મારો હાથ ઝાલીને આપે કાઢી લીધો. ૩

**दो॰** पुनि प्रभु हर्षित शत्रुहन, भेंटे हृदय लगाई ॥
लक्ष्मण भेंटे भरत पुनि, प्रेम न हृदय समाई ॥ १३ ॥

**અર્થ.**—પછી શ્રીરામ શત્રુઘ્નને હૃદય સાથે લગાડી હર્ષથી મળ્યા અને વળી ભરતજી લક્ષ્મણજી સાથે મળ્યા ત્યારે તે વખતનો પ્રેમ પણ મનમાં સમાતો ન હતો. ॥ ૧૩ ॥

चौ० भरत अनुज लक्ष्मण तब भेंटे । दुसह विरह संभव दुख मेटे ॥
सीता चरण भरत शिरनावा । अनुज समेत परम सुख पावा ॥ १ ॥
प्रभु विलोकि हरषे पुरवासी । जनित वियोग विपति सब नासी ॥
प्रेमातुर सब लोग निहारी । कौतुक कीन्ह कृपालु खरारी ॥ २ ॥
अमितरूप प्रकटे तेहि काला । यथायोग्य मिलि सबहिं कृपाला ॥
कृपा दृष्टि सब लोग विलोकी । किये सकल नर नारि विशोकी ॥ ३ ॥
क्षणमहं सबहिं मिले भगवाना । उमा मर्म यह काहु न जाना ॥
यहि बिधि सबहिं सुखीकरि रामा । आगे चले शील गुणधामा ॥ ४ ॥
कौशल्यादि मातु सब धाईं । निरखि बच्छ जनु धेनु लवाईं ॥

અર્થ.—હવે લક્ષ્મણજીની સાથે શત્રુઘ્ન મળ્યા ત્યારે વિરહનું સર્વે દુઃખ મટી ગયું. પછી સીતાજીના ચરણમાં ભરતજી શત્રુઘ્નસહિત મસ્તક નમાવી સુખ પામ્યા. ॥ ૧ ॥ વળી અવધપુરવાસી સર્વે લોકો શ્રીહરિનાં દર્શન કરી વિયોગથી ઉત્પન્ન થયેલું દુઃખ નાશ પામવાથી હર્ષ પામ્યા. ત્યારે સર્વે લોકને પ્રેમાતુર જોઈ ખરદૈત્યના શત્રુ કૃપાળુ શ્રીહરિએ એક કૌતુક કર્યું. ॥ ૨ ॥ તે સમયમાં જેને જેવી યોગ્યતા, તે પ્રમાણે પ્રભુ પોતાનાં અનેક રૂપ ધારણ કરી સર્વેને મળ્યા. તેમ જ કૃપાદૃષ્ટિથી સર્વ લોકને જોઈ તેઓને દુઃખથી મુક્ત કર્યા. ॥ ૩ ॥ હે ભવાનિ! પછી ભગવાન્ તે જ ક્ષણમાં સર્વે પુરજનોને મળ્યા, તેનો મર્મ કોઇના જાણવામાં આવ્યો નહીં. એ પ્રમાણે સર્વેને સુખ આપી શીલ તથા ગુણના ભંડારરૂપ શ્રીહરિ આગળ ચાલ્યા. ॥ ૪ ॥ ત્યારે વાછડાને જોઈ ગાયનીપેઠે કૌશલ્યાદિ સર્વે માતાઓ દોડી.

हरिगीतछंद. जनु धेनु बालक बच्छ तजि गृह चरन बन परबश गईं ॥
दिन अंत पुर रुख श्रवत थन हुंकार करि धावति भईं ॥
अति प्रेम प्रभु सब मातु भेंटे वचन मृदु बहु विधि कहे ॥
गइ विपम बिपति बियोग भवतन्ह हर्ष सुख अगणित लहे ॥ ४ ॥

અર્થ.—તે ગાય જેમ નાના વાછડાને મૂકી ઘર તજી પરવશ થઈ ચરવા માટે વનમાં જાય, તથા પછી સંધ્યા વખતે હુંકાર શબ્દ કરતી વનમાંથી કંઇક દૂધની ધારા પડતી પાછી ઘરે દોડતી આવે, તેમ અત્યંત સ્નેહથી સર્વે માતાઓ રામચન્દ્રજીને ભેટી કોમળ વચન કહેવા લાગી. ત્યારે કઠણ એવાં વિયોગના દુઃખનો નાશ થયો, તેથી તેઓ અગણિત હર્ષ તથા સુખ પામવા લાગી. ॥ ૪ ॥

दो० भेटी सुमित्रा तनयको, रामचरण रति जानि ॥
रामहिं मिलत केकयी, हृदय बहुत सकुचानि ॥ १४ ॥
लक्ष्मण सब मातन्ह मिले, भेटे आशिष पाइ ॥
केकयि कहं पुनि पुनि मिले, मन कर क्षोभ न जाइ ॥ १५ ॥

**અર્થ.**—પછી સુમિત્રાજી પોતાના પુત્ર લક્ષ્મણજીની પ્રભુપદમાં પ્રીતિ જાણી તેમને પ્રેમથી મળ્યાં. પછી કેકયી પ્રભુને મળવા વખતે હૃદયમાં અત્યંત સંકોચ પામી. ॥ ૧૪ ॥ તથા લક્ષ્મણજી સર્વે માતાઓને મળી હર્ષથી આશીર્વાદ પામ્યા. ત્યારકેડે લક્ષ્મણજી વારંવાર કેકયીને મળે છે, પણ મનનું દુઃખ જતું નથી. તેમનું કારણ એ છે કે, હે કેકયી! તમે જ્યારે પ્રભુને ચૌદ વર્ષનો વનવાસ આપ્યો ત્યારે શેષરૂપ હું, તેનો ભાર તમે ઉતાર્યો. ॥ ૧૫ ॥

**ચો०** सासुन सबहिं मिलि बैदेही । चरणन लागी हर्ष अति तेही ॥
देहिं अशीष पूछि कुशलाता । होइ अचल तुह्मार अहिवाता ॥ १ ॥
सब रघुपति पद कमल बिलोकी । मंगल जानि नयन जलरोकी ॥
कनकथार आरती उतारहिं । बार बार प्रभु गात निहारहिं ॥ २ ॥
नानाभांति निछावरि करहीं । परमानंद हर्ष उर भरहीं ॥
कौशल्या पुनि पुनि रघुबीरहिं । चितवहिं कृपासिंधु रणधीरहिं ॥ ३ ॥
हृदय बिचारति बारहिं बारा । कवन भांति लंकापति मारा ॥
अति सुकुमार युगल मम बारे । निशिचर सुभट महाबल भारे ॥ ४ ॥

**અર્થ.**—પછી વૈદેહી સર્વે સાસુઓનાં ચરણ વંદી અત્યંત હર્ષથી મળ્યાં. ત્યારે સર્વે માતાઓ કહેછે; હે જનકપુત્રી! તમારું સૌભાગ્યપણું અખંડ રહેજો. એમ તેઓએ આશીર્વાદ આપી કુશળતા પૂછી. ॥ ૧ ॥ પછી રઘુપતિના પદકમળને જોઈ સર્વે માતાઓ મંગળ સમય જાણી નેત્રમાં જળને રોકી, સોનાના થાળથી આરતી ઉતારી વારંવાર શ્રીહરિની સન્મુખ જોઇને, ॥ ૨ ॥ હૃદયમાં અત્યાનંદથી નાનાપ્રકારનાં વસ્ત્ર તથા આભૂષણની નોછાવર કરવા લાગી. તેમ જ કૌશલ્યાજી વારંવાર રણમાં ધીરજવાળા કૃપાસિંધુ શ્રીપ્રભુને જોઈ, ॥ ૩ ॥ વિચાર કરવા લાગ્યાં કે, અરે! એમણે કયા પ્રકારે લંકાના પતિ રાવણને માર્યો હશે? અરે! મારા બેઉ બાળક તો અત્યંત સુકુમાર છે અને રાક્ષસો તો મહાબળવાન્ તથા ભય આપનાર હતા. ॥ ૪ ॥

**दो०** लक्ष्मण अरु सीता सहित, प्रभुहिं बिलोकहिं मात ॥
परमानंद मगनमन, पुनि पुनि पुलकित गात ॥ १६ ॥

**અર્થ.**—એમ લક્ષ્મણજી તથા જાનકીજીસહિત રઘુવીરને રોમાંચિત શરીરે મનમાં મંગળ તથા આનંદ પામી માતાજી જૂવે છે. ॥ ૧૬ ॥

**ચો०** लंकापति कपीश नल नीला । जांबवंत अंगद शुभ शीला ॥
हनुमदादि सब बानर बीरा । धरे मनोहर मनुज शरीरा ॥ १ ॥
भरत सनेह शील व्रत नेमा । सादर सब बरणहिं अति प्रेमा ॥
देखि नगर बासिनकी रीती । सकल सराहहिं प्रभु पद प्रीती ॥ २ ॥

पुनि रघुपति निज सखा बुलाये । मुनि पद लागहु सबहिं सिखाये ॥
गुरु बसिष्ठ कुल पूज्य हमारे । इनकी कृपा दनुज रण मारे ॥ ३ ॥
ये सब सखा सुनहु मुनिमेरे । भये समर सागर कहंबेरे ॥
मम हित लागि जन्म इनहारे । भरतहु ते मोहिं अधिक पियारे ॥ ४ ॥
सुनि प्रभु बचन मगन सब भयउ । प्रजाआदि सबके दुःख गयउ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! પછી વિભીષણ, સુગ્રીવ, જાંબુવાન, હનુમાન, નલ, નીલ તથા અંગદાદિ સર્વે સુંદર શીલવાળાઓ મન હરણ મનુષ્યનાં રૂપ ધારણ કરી, ॥ ૧ ॥ ભરતજીનો સ્નેહ, શીલ, નિયમ અને વ્રતપણાને જોઈ ઘણા પ્રેમથી વર્ણન કરવા લાગ્યા. વળી અયોધ્યાવાસી સર્વેની પ્રભુનાં ચરણમાં પ્રીતિ જોઇ તેઓનાં વખાણ કરવા લાગ્યા. ॥૨॥ ત્યારે રઘુપતિએ સર્વે સખાઓને બોલાવી શીખવ્યું કે, હે મિત્રો! આ મુનિનાં ચરણમાં વંદન કરો. કારણ કે વસિષ્ઠજી અમારા કુળગુરુ છે અને એમની જ કૃપાથી મેં રણસંગ્રામમાં રાવણ વગેરે દૈત્યોને માર્યા. ॥ ૩ ॥ હે મુનીશ્વર! સાંભળો. આ મારા સર્વે મિત્રો રણસંગ્રામરૂપી સાગરમાં નાવરૂપ થયા, તેમ જ મારા વાસ્તે એમણે પોતાનો બધો જન્મ ગુમાવ્યો, તેથી ભરતજી કરતાં પણ એઓ મને અત્યંત વહાલા છે. ॥૪॥ એવાં પ્રભુનાં વચન સાંભળી પ્રજા આદિ સર્વેનાં દુઃખોનો નાશ થયો, તેથી સૌ આનંદ પામ્યા.॥ ૫ ॥

दो० कौशल्याके चरण युग, पुनि तिन नायउ माथ ॥
आशिष दीन्ह हर्षिहिय, तुमप्रिय जिमि रघुनाथ ॥ १७ ॥
सुमन वृष्टि नभ संकुल, भवन चले सुखकंद ॥
चढे अटारिन्ह देखहीं, नगर नारि नर वृंद ॥ १८ ॥

**અર્થ.**—ત્યારપછી સર્વે સખાઓએ કૌશલ્યાજીનાં ચરણમાં વારંવાર મસ્તક નમાવ્યું. ત્યારે માતાએ હૃદયમાં હર્ષ પામી આશીર્વાદ આપતાં કહ્યું કે, હે પુત્રો! તમે મને રામચંદ્રજી જેવા વહાલા છો. ॥ ૧૭ ॥ તે વખતે આકાશમાંથી દેવતાઓ ઘણી જ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. પછી સુખના ભંડાર શ્રીહરિ મંદિરમાં ચાલ્યા, ત્યારે નગરની સ્ત્રીઓ મેડીઉપર ચઢીને જોવા લાગી. ॥ ૧૮ ॥

चो० कंचन कलश विचित्र संवारे । सबनि धरे सजि निजनिज द्वारे ॥
बंदनवार पताका केतू । सबन्हि बनाये मंगलहेतू ॥ १ ॥
बीथिन सकल सुगंधि सिंचाये । गज मणि रचि बहुचौकपुराये ॥
नानाभांति सुमंगल साजे । हर्षि निशान नगर बहुबाजे ॥ २ ॥
जहंतहं नारि निछावरि करहीं । देहिं अशीष हर्ष उर भरहीं ॥
कंचनथार आरती नाना । युवती साजि करहिं कल गाना ॥ ३ ॥
पुर शोभा संपति कल्याना । निगम शेष शारदा बखाना ॥
तेउ यह चरित देखि ठगि रहहीं । उमा तासु गुण नर किमि कहहीं ॥ ४ ॥

**અર્થ.**—હે ખગેશ! જ્યારે પ્રભુ મંદિર તરફ ચાલ્યા, ત્યારે સર્વે પ્રજાએ પોતપોતાના દ્વારમાં વિચિત્ર તથા સુંદર સોનાના કળશો મૂકયા અને મંગળ કાર્યને માટે તોરણુ તથા ધ્વજાઓ બાંધી. ॥ ૧ ॥ તેમ જ રસ્તામાં સુગંધિમય જળનો છંટકાવ કરી સાચા મોતીના ચોક પૂર્યા. એવી રીતે નાનાપ્રકારનાં મંગળ કાર્યો કરી હર્ષથી દુદુંભિ વગેરે વાજિંત્રો વગાડવા લાગ્યાં. ॥ ૨ ॥ પછી સ્ત્રીઓ જ્યાં ત્યાંથી નોછાવર કરીને હર્ષથી આશીર્વાદ આપી મનમાં આનંદ પામતી સોનાના થાળમાં ઘણા પ્રેમથી રઘુકુળરૂપી કમળઉપર સૂર્યરૂપ શ્રીરામચંદ્રજીની આરતી કરે છે. ॥ ૩ ॥ ત્યારે નગરની શોભા તથા કલ્યાણરૂપ સંપત્તિ, જેનાં ચાર વેદ, શેષજી અને સરસ્વતી વખાણુ કરે છે, તેઓ પણુ આવું પ્રભુનું ચરિત્ર જોઈ સ્તંભિત થઈ જાય, તો પછી હે ગૌરી! એમના ગુણુનું વર્ણુન મનુષ્ય કેવી રીતે કરી શકે? ॥ ૪ ॥

दो॰ नारि कुमुदिनी अवध सर, रघुपति बिरह दिनेश ॥
अस्त भये बिकसित भई, निरखि राम राकेश ॥ १९ ॥
होहिं शकुन शुभ बिबिध बिधि, बाजहिं गगन निशान ॥
पुर नर नारि सनाथ करि, भवन चले भगवान ॥ २० ॥

**અર્થ.**—હવે અયોધ્યારૂપી સરોવરમાં સ્ત્રીઓરૂપી કુમુદિની, શ્રીહરિનો વિરહરૂપી સૂર્ય જ્યારે અસ્ત થયો ત્યારે સંકોચાઈ ગઈ, તે જ્યારે રામરૂપી ચન્દ્રમાનો ઉદય થયો ત્યારે તેને જોઈ જોઈ પ્રફુલ્લિત થઇ. ॥ ૧૯ ॥ ત્યારપછી અનેક પ્રકારનાં શુભ શકુનો થયાં અને આકાશમાં નિશાનો વાગ્યાં. તેજ વખતે પુરવાસીઓને સનાથ કરી પ્રભુ ભુવનમાં પધાર્યા. ॥ ૨૦ ॥

चो॰ प्रभु जाना केकयी लजानी । प्रथम तासु गृह गये भवानी ॥
ताहि प्रबोधि बहुत सुखदीन्हा । पुनि निज भवन गवन प्रभु कीन्हा ॥ १ ॥
कृपासिंधु जब मंदिर गयऊ । पुर नर नारि सुखी सब भयऊ ॥
गुरु वशिष्ठ द्विज लिये बुलाई । आजु सुधरी सुदिन सुखदाई ॥ २ ॥
सब द्विज देहु हर्षि अनुशासन । रामचंद्र बैठहिं सिंहासन ॥
मुनि वशिष्ठ के बचन सुहाये । सुनत सकल बिप्रन मनभाये ॥ ३ ॥
कहहिं बचन मृदु बिप्र अनेका । जग अभिराम राम अभिषेका ॥
अब मुनिवर बिलंब नहिं कीजै । महाराज कहं तिलक करीजै ॥ ४ ॥

**અર્થ.**—હે ભવાનિ! હવે પ્રભુએ જાણ્યું કે, કેકયી લજ્જાયુક્ત થઈ છે, તેટલા માટે પ્રથમ તેના મંદિરમાં જઈ તેને જ્ઞાન ઉપદેશ કરી, અત્યંત સુખ આપી પછી પોતાના ભુવનમાં પધાર્યા. ॥ ૧ ॥ એમ કૃપાસિંધુ શ્રીહરિ જ્યારે મંદિરમાં ગયા, ત્યારે પુરવાસી સર્વે સ્ત્રીપુરૂષો સુખી થયા. ગુરુ વસિષ્ઠજીએ બ્રાહ્મણોને બોલાવી કહ્યું કે, આજનો દિવસ તથા ઘડી શુભની આપનારી છે. ॥ ૨ ॥ માટે તમે સર્વે વિપ્રો હર્ષથી આજ્ઞા આપો તો રામચંદ્રજી રાજ્ય સિંહાસન ઉપર બેસે. તે વખતે બ્રાહ્મણો

વશિષ્ઠજીનાં સુંદર વચન સાંભળી પોતાના મનમાં પ્રસન્ન થયા. ॥ ૩ ॥ ત્યારે કેટલાક વિપ્રો અનેક વચનો કહેવા લાગ્યા કે, જો રઘુનાથજીને રાજ્યાભિષેક થશે તો જગત્ આનંદ પામશે. માટે હે મુનિરાજ! હવે વિલંબ શામાટે કરો છો? મહારાજાધિરાજ શ્રીરઘુરાજને રાજ્યતિલક આપો. ॥ ૪ ॥

**दो०** जहं तहं धावन पठै पुनि, मंगल द्रव्य मंगाइ ॥
हर्ष समेत वशिष्ठ पद, पुनि शिर नायउ आइ ॥ २१ ॥
तब मुनि कयेउ सुमंत्र सन, तुरत चले शिरनाई ॥
रथ अनेक गज बाजि बहु, सकल संवारे जाई ॥ २२ ॥

**અર્થ.**—ત્યારે ગુરુએ રાજ્યાભિષેક સારુ દૂતોને મંગળ દ્રવ્ય લેવાને ચારે તરફ મોકલ્યા. તેઓએ હર્ષસહિત લઈ આવી ઋષિનાં ચરણમાં મસ્તક નમાવ્યું. ॥ ૨૧ ॥ ત્યાર પછી મુનિએ સુમંત પ્રધાનને કહ્યું, તેથી તે પણ મસ્તક નમાવી તરત જઈને રથ, ઘોડા તથા હાથીઓને શણગારી તૈયારી કરવા લાગ્યો. ॥ ૨૨ ॥

**चो०** अवधपुरी अति रुचिर बनाई । देवन सुमय वृष्टि झरि लाई ॥
राम कहा सेवकन्ह बुलाई । प्रथम सखन्ह अन्हवावहु जाई ॥ १ ॥
सुनत बचन जन जहं तहं धाये । सुग्रीवादि तुरत अन्हवाये ॥
पुनि करुणानिधि भरत हंकारे । निज कर जटा राम निरबारे ॥ २ ॥
अन्हवाये पुनि तीनिहु भाई । भक्त बछल कृपालु रघुराई
भरत भाग्य प्रभु कोमलताई । शेष कोटिशत सकहिं न गाई ॥ ३ ॥
पुनि निज जटा राम बिवगाये । मुनि अनुशासन पाइ अन्हाये ॥
करि मज्मन भूषण प्रभु साजे । अंग अनंग कोटि छबि लाजे ॥ ४ ॥

**અર્થ.**—તેમાં પણ અયોધ્યાજીને અત્યંત સુંદર બનાવી. તે જોઈ દેવતાઓએ પુષ્પની અત્યંત વૃષ્ટિ કરી. પછી પ્રભુએ સેવકોને બોલાવી આજ્ઞા આપી કે, હે ભાઈઓ! પ્રથમ મારા પ્રાણપ્રિય સખાઓને સ્નાન કરાવો. ॥ ૧ ॥ એવાં વચન સાંભળી તેજ વખતે સરયૂના જળવડે સુગ્રીવાદિ પ્રિય સખાઓને નિજ સેવકોએ સ્નાન કરાવ્યું. પછી ભક્તવત્સલ કૃપાનિધિએ પ્રિય ભાઈઓ ભરત, શત્રુઘ્ન તથા લક્ષ્મણજીને બોલાવી રત્નજડિત ચોકી ઉપરે બેસાડી પોતાના કરકંજની ચૌદ વર્ષની ગુંથેલી જટાઓ છોડી તથા તેઓને સરયૂના ગંગાજળવડે સ્નાન કરાવ્યું. હે ઉમા! તે વખત ભરતજીના ભાગ્યનું અને પ્રભુની કોમળતાનું વર્ણન કોટી શેષથી પણ થઈ શકે એમ નથી. ॥૨॥૩॥ પછી ગુરુની આજ્ઞા લઈ પ્રભુએ ફરી હસ્તકમળવડે પોતાની જટાને છોડી સ્નાન કરી, વસ્ત્ર તથા આભૂષણ ધારણ કર્યાં. તે વખતે જેના શરીરની સુંદરતા જોઇ સો કરોડો કામદેવ પણ લજ્જા પામે, એવા પ્રભુ શોભવા લાગ્યા. ॥ ૪ ॥

**दो०** सासुन सादर जानकिहि, मज्जन तुरत कराइ ॥
दिव्य बसन बर भूषणनि, अंग अंग सजे बनाइ ॥ २३ ॥

ચિત્ર ૨૬. (પૃ. ૮૭૨)



શ્રી રામ રાજ્યાભિષેક

राम बाम दिशि शोभित, रमा रूप गुणखानि ।
देखि सासु सब हर्षित, जन्म सफल निज जानि ॥ २४ ॥
सुन खगेश तेहि अवसर, ब्रह्मा शिव मुनिवृंद ॥
चढि विमान आये सकल, सुर देखन सुखकंद ॥ २५ ॥

**અર્થ.**—પછી કૌશલ્યાજીએ ઘણા સ્નેહથી જાનકીને સ્નાન કરાવી અંગ ઉપરે મનોહર આભૂષણ તથા દિવ્ય વસન જ્યાં જેવાં યોગ્ય ત્યાં તેવાં પહેરાવ્યાં. ॥ ૨૩ ॥ ત્યારે ગુણના ભંડાર લક્ષ્મીરૂપ સીતાજી પ્રભુની ડાબી બાજુએ શોભવા લાગ્યાં. તેઓને જોઈ સર્વે માતાઓ પોતાના જન્મ સફળ છે, એમ માનવા લાગ્યાં. ॥ ૨૪ ॥ હે વિહંગપતિ! સાંભળો. તે વખતે બ્રહ્મા, શિવજી, દેવતાઓ તથા અનેક મુનિઓ સર્વે વિમાનમાં બેસી સુખના ભંડાર શ્રીહરિને જોવા વાસ્તે આવ્યા. ॥ ૨૫ ॥

चो० प्रभु बिलोकि मुनि मन अनुरागा । तुरत दिव्य सिंहासन मागा ॥
रवि सम तेज बर्णि नहिं जाई । बैठे राम द्विजन शिरनाई ॥ १ ॥
जनकसुता समेत रघुराई । देखि प्रहर्षे मुनि समुदाई ॥
वेदमंत्र द्विज बर उच्चारे । नभ सुर मुनि जय जयति पुकारे ॥ २ ॥
प्रथम तिलक वशिष्ठ मुनि कीन्हा । पुनि सब बिप्रन आयसुदीन्हा ॥
सुत बिलोकि हर्षित महतारी । बार बार आरती उतारी ॥ ३ ॥
बिप्रन दान बिबिध बिधि दीन्हे । याचक सकल अयाचक कीन्हे ॥
सिंहासन पर त्रिभुवन साई । देखि सुरन्ह दुंदुभी बजाई ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે પ્રભુને જોઈ મુનિ મનમાં પ્રસન્ન થયા, તથા આજ્ઞામાં ચાલનારા સેવકોવડે સૂર્યથી અધિક તેજસ્વી મનોહર રત્નજડિત સોનાનું સિંહાસન મંગાવીને તે ઉપર જનકસુતા સંઘાતે શ્રીપ્રભુ બ્રાહ્મણોને મસ્તક નમાવી બેઠા. ॥ ૧ ॥ તે વખતે જગત્‌પિતા અને જગજ્જનનીને જોઈ મુનિમંડળ આનંદ પામ્યા તથા વિપ્રો વેદના મંત્ર ભણવા લાગ્યા અને આકાશમાં દેવતાઓ તથા મુનિઓ કહે છે કે, હે પ્રભુ! તમારો વારંવાર જય થાઓ, એમ કહેવા લાગ્યા. ॥ ૨ ॥ તે વખતે શ્રીરામચંદ્રજીને અનેક વિપ્રો સાથે વશિષ્ઠજીએ રાજ્યતિલક કર્યું. તે જોઈ વળી કૌશલ્યાજીએ જાનકીસહિત પોતાના પુત્રને જોઈ ઉપરથી હર્ષસહિત આરતી ઉતારી, ॥ ૩ ॥ નોછાવર કરી, વિવિધ પ્રકારનાં બ્રાહ્મણોને દાન આપી યાચકોને અયાચક કર્યા. એવી રીતે ત્રિભુવનપતિ શ્રીરામને સિંહાસન ઉપર બેઠેલા જોઈ, દેવતાઓ દુન્દુભિ વગાડવા લાગ્યા. ॥ ૪ ॥

हरिगीतछंद. नभ दुंदुभी बाजहिं बिपुल गंधर्व किन्नर गावहीं ॥
नाचहिं अप्सरा वृंद परमानंद सुर मुनि पावहीं ॥
भरतादि अनुजबिभीषणांगद हनुमदादि समेत जे ॥
गहे छत्र चामर व्यजन धनु असि चर्म शक्ति बिराजते ॥ ५ ॥

सिय सहित दिनकरबंशभूषण काम बहु छबि सोहहीं ॥
नव अंबुधर बरगात अंबर पीत मुनी मन मोहहीं ॥
मुकुटांगदादि बिचित्र भूषण अंग अंगन प्रति सजे ॥
अंभोज नयन बिशाल उर भुज धन्य नर निरखंतजे ॥ ६ ॥

**અર્થ.**—તેમ જ તે વખતે અનેક ગંધર્વ તથા કિન્નર ગાયન કરે છે, અને અપ્સરાઓ નૃત્ય કરે છે. તે જોઈ દેવતાઓ તથા મુનિઓને ઘણો જ આનંદ થાય છે. વળી ભરતજી, શત્રુઘ્ન, લક્ષ્મણજી, વિભીષણ, અંગદ તથા હનુમાનાદિ સર્વે ભક્તો પાસે ઉભા છે. તેમાં કેટલાકના હાથમાં ધનુષબાણ, ઢાલ, તરવાર અને શક્તિ, ચામર, છત્ર તથા વિંઝણા શોભી રહ્યા છે. ॥ ૫ ॥ તે વખતે સૂર્યવંશમાં આભૂષણરૂપ શ્રીરામચંદ્રજી સીતાજીસહિત કોટી કામદેવથી અધિક શોભાયમાન, ઘનશ્યામ શરીરવાળા અને પીતાંબરના પહેરનારા, જેને જોતાં મુનિઓનાં મન મોહ પામે, વળી જેમણે મુકૂટ, પોંચી, બાજુબંધ વગેરે અંગોઅંગ પ્રતે સજેલાં છે, અને જે વિશાળ નેત્ર, ભુજા તથા ઉરુસ્થળવાળા છે, એવા પ્રભુનાં જે દર્શન કરે, તે પુરુષને ધન્ય છે. ॥ ૬ ॥

दो० बह शोभा सुसमाज सुख, कहत न बन खगेश ॥
बरणै शारद शेष श्रुति, सोरस जान महेश ॥ २६ ॥
भिन्न भिन्न अस्तुतिकरि, गए सुर निज निज धाम ॥
बंदिवेष धरि वेद तब, आये जहं श्रीराम ॥ २७ ॥
प्रभु सर्वज्ञ कीन्ह अति, आदर कृपा निधान ॥
लखानकाहू मर्म कछु, लगे करन गुणगान ॥ २८ ॥

**અર્થ.**—હે ખગેશ ! તે સમયની સમાજની શોભા અને સુખનું વર્ણન સરસ્વતી, શેષજી તથા વેદ કરી શકતા નથી. તે રસાનન્દના મહિમાને શ્રીમહાદેવજી જ જાણે છે. ॥ ૨૬ ॥ પછી ઇંદ્રાદિ દેવ જૂદી જૂદી પ્રભુની સ્તુતિ કરી સ્વર્ગ મધ્યે ગયા. ત્યાર કેડે ચાર વેદ ભાટના વેષ લઇ શ્રીરામચન્દ્રજી પાસે જ્યારે આવ્યા, ॥ ૨૭ ॥ ત્યારે તેમને સર્વજ્ઞ તથા કૃપાના ભંડાર પ્રભુએ અત્યંત સત્કાર કર્યો. પછી કોઈ ઓળખે નહીં, તેમ પ્રભુના અનેક ગુણનું તેઓ વર્ણન કરવા લાગ્યા. ॥ ૨૮ ॥

ह.छं. सामवेद–जयसगुण निर्गुण रूप राम अनूपभूप शिरोमने ॥
दशकंधरादि प्रचंड निशिचर प्रबल खल भुज बल हने ॥
अवतार नर संसार भार बिभंजि दारुण दुख दहे ॥
जय प्रणतपाल दयालु प्रभु संयुक्त शक्ति नमामहे ॥ ७ ॥

यजुर्वेद–तव बिषय माया बश सुरासुर नाग नर अग जग हरे ॥
भव पंथ भ्रमित सुश्रमित दिवस निशि काल कर्म गुणनि भरे ॥
जेहिनाथ करि करुणा बिलोकहु त्रिविध दुख ते निर्बहे ॥
भव खेद छेदन दक्ष हम कह रक्ष राम नमामिहे ॥ ८ ॥

अथर्ववेद्–जे चरण शिव अज पूज्य रज शुभ परसि मुनिपत्नी तरी ॥
नख निर्गता सुरवंदिता त्रैलोक्य पावनि सुरसुरी ॥
ध्वज कुलिश अंकुश कंजयुत वन फिरत कंटक किनलहे ॥
पदकंज द्वंद्व मुकुंदराम रमेश नित्य भजामहे ॥ ९ ॥

जे ज्ञानमान विमत्त तव भव हरणि भक्ति न आदरी ॥
ते पाइ सुर दुर्लभ पदादपि परत हम देखतहरी ॥
बिश्वास करि सब आश परिहरि दास तव जे होइ रहे ॥
जपि नाम तव बिनु श्रम तरहिं भवनाथ राम नमामहे ॥ १० ॥

ऋग्वेद्–अव्यक्त मूल मनादि तरु त्वच चारि निगमागम भने ॥
षटकंध शाखा पंच बिंश अनेक पर्ण सुमनघने ॥
फल युगल विधि कटु मधुर वेलि अकेलि जेहि आश्रितरहे ॥
पल्लवित फूलत नवल नित संसार बिटप नमामहे ॥ ११ ॥

जे ब्रह्म अज अद्वैत अनुभव गम्य मन पर ध्यावहीं ॥
ते कहहि जानहि नाथ हम तव सगुण यश नित गावहीं ॥
करुणायतन प्रभु सद्गुणाकर देव यह बर मांगहीं ॥
मन कर्म बचन बिकार तजि तव चरण हम अनुरागहीं ॥ १२ ॥

**અર્થ.**—પ્રથમ સામવેદ કહે છે,–અનેક રાજાઓમાં શિરોમણિ એવા નિર્ગુણ તથા સગુણરૂપ હે પ્રભુ! ભુજાઓના બળથી રાવણાદિ મહાબળવાન્ દુષ્ટ દૈત્યોનો નાશ કરનારા, તમારો જય થાઓ. હે કૃપાળુ પ્રભુ! આ સંસારમાં મનુષ્યાવતાર લઈ પૃથ્વીના ભાર ઉતારી અત્યંત દુઃખના નાશ કરનારા શરણાગત રક્ષક એવા તમારો જય થાઓ. હે નાથ! સીતાજીસહિત હું તમને નમસ્કાર કરું છું. ॥ ૭ ॥ હવે યજુર્વેદ કહે છે,–હે પ્રભો! આપની માયા વિષમ છે. તેથી દેવ, દાનવ, નર, નાગ, ચર, અચર તેમ જ કાળ, કર્મ અને ગુણને પેરણા કરનારા આપને વશ આ જીવ, સંસારવિષે અનેક યોનિમાં જન્મ-મરણરૂપ રાત્રિ દિવસ શ્રમ યુક્ત થઈ ભટકે છે. તેમાં હે નાથ! તમે જેને કૃપાદૃષ્ટિથી જૂવો છો, તે જ ત્રણ પ્રકારના તાપથી મુક્ત થાય છે. વળી સંસારના દુઃખનું છેદન કરવામાં તમે ચતુર છો; માટે અમારું રક્ષણ કરવાવાળા હે શ્રીરામ! તમને હું નમસ્કાર કરું છું. ॥ ૮ ॥ હવે અથર્વવેદ કહે છે,–હે ભગવન્! જે પદકંજની રજને શિવજી અને બ્રહ્મા સેવે છે, તે શુભ રજનો સ્પર્શ થવાથી ગૌતમ ઋષિની સ્ત્રી અહલ્યા તરી ગઈ, તથા જેના નખથી ત્રણ લોકને પાવન કરનારી અને દેવતાઓએ વંદન કરેલી એવી ગંગાજી ઉત્પન્ન થઈ, વળી જેમાં ધ્વજા, વજ્ર, અંકુશ તથા કમળાદિ એવાં ચિન્હો રહેલાં છે, અરે! જે ચરણને વનમાં ફરતાં કાંટા વાગ્યા નહીં હોય, એવા બેઉ પદકંજનું હે લક્ષ્મીપતિ! શ્રીરઘુવીર! હે મુકુંદ! અમે નિરંતર સ્નેહથી ભજન કરીએ છિયે. ॥ ૯ ॥ જે જ્ઞાન અને માનમાં મહોન્મત્ત થઈ જન્મ-મર-

ણુને હરણુ કરનારી તમારી ભક્તિ કરતા નથી, તે કદાચ ઇંદ્રાદિક દેવતાઓને દુર્લભ એવા પદને પામે, તોપણુ હે શ્રીહરિ ! ફરીને તે સંસારમાં પડે છે એમ અમે ઘણીવાર જોયું છે. માટે જો કોઈ સર્વે આશા મૂકી વિશ્વાસ રાખી તમારો સેવક "રામ"નામનો જપ કરે તો વિના મહેનતે સંસારરૂપી સમુદ્રને તરી જશે. એવા પ્રભુને હું નમસ્કાર કરું છું. ॥૧૦॥ પછી ઋગ્વેદ કહે છે,–હે પ્રભુ! વેદપુરાણુ કહે છે કે, સંસારરૂપી અનાદિ વૃક્ષને માયારૂપી મૂલ છે, તથા અંડજ, ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અને જરાયુજ એ ચાર ખાણુરૂપી જેને છાલ છે, અને ભૂખ તરશ, જન્મ મરણુ, તથા શોક મોહરૂપી છ જેની મોટી શાખાઓ છે. વળી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, વાણી, હસ્ત, ચરણુ, ગુદા, લિંગ, કાન, ચામડી, જિહ્વા, નેત્ર, નાસિકા, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, મહત્તત્વ, એ પચીશ તત્વરૂપી જેની નાની ડાળીઓ છે, મનના અનેક સંકલ્પ, વિકલ્પરૂપી ઘણાં પાંદડાં તથા ફૂલ છે, પાપ તથા પુણ્યરૂપી કડવાં અને મીઠાં બે ફલ છે, જેના ઉપર પાંદડાં ફુલથી પ્રફૂલ્લિત નિત્ય નવિન માયારૂપી સુંદર વેલી છવાઈ રહેલી છે, એવા સંસારરૂપી વૃક્ષરૂપ શ્રીરામને હું નમસ્કાર કરું છું. ॥૧૧॥ હે પ્રભુ ! જે મનુષ્ય આપ બ્રહ્મરૂપ, અજન્મા, અદ્વૈત અને મનથી ન્યારા એમ જ્ઞાનવડે જાણીને તમારું ધ્યાન ધરે છે, અથવા કહે છે, તે ગમે તેમ જાણે, પણ હે નાથ! અમે તો તમારા સગુણરૂપના યશનું નિરંતર ગાન કરીયે છિયે. માટે કૃપા અને સદ્‌ગુણના ભંડાર હે દેવ ! અમે કપટ મૂકી મન, વચન તથા કર્મથી તમારાં ચરણકમળમાં સ્નેહ થાય, એવું વરદાન માગીએ છિયે. ॥ ૧૨ ॥

**दो०** सबके देखत वेदसब, बिनतीं कीन्ह उदार ॥
अंतर्द्धान भये तब, गये ब्रह्म आगार ॥ २९ ॥
बैनतेय सुनु शंभु तब, आये जहं रघुबीर ॥
बिनय करत गद्‌गद गिरा, पूरित पुलक शरीर ॥ ३० ॥

**અર્થ.**—એમ સર્વેના દેખતાં ચાર વેદ ઉદાર શ્રીહરિની સ્તુતિ કરી પછી અંતર્ધ્યાન થઇ બ્રહ્મલોકમાં ગયા. ॥ ૨૯ ॥ હે ખગેશ ! ત્યાર પછી મહાદેવ પ્રભુપાસે રોમાંચિત શરીરે આવીને ગદગદ કંઠે સ્તુતિ કરવા લાગ્યા કે, ॥ ૩૦ ॥

**तोटकछंद.**–जय राम रमा रमणं शमनं भवताप भयाकुल पाहिजनं ॥
अवधेश सुरेश रमेश विभो, शरणागत मांगत पाहि प्रभो ॥
दशशीश बिनाशन बीसभुजा, कृतदूरि महामहि भूरिरुजा ॥
रजनीचरबृंद पतंगरहे, शरपावक तेज प्रचंडदहे ॥ ॥ १ ॥

महिमंडलमंडन चारुतरं, धृतशायक चाप निषंगबरं ॥
मद मोह महा ममतारजनी, तमपुंजदिवाकर तेजअनी ॥
मन जातकिरात निपात किये, मृगलोग कुभोग शरेनहिये ॥
हतिनाथ अनाथनिपाहिहरे, बिषयाबन पामर भूलिपरे ॥ २ ॥

बहु रोग बियोगन्ह लोग हये, भवदंघ्रि निरादरके फलये ॥
भवसिंधु अगाध परे नरते, पदपंकज प्रेम न जे करते ॥
अति दीन मलीन दुखी नितहीं, जिनके पद पंकज प्रीति नहीं ॥
अवलंब भवंत कथा जिनके, प्रिय संत अनंत सदा तिनके ॥ ३ ॥
नहिं राग न रोष न मान मदा, तिनके सम बैभव बादि पदा ॥
यहिते तव सेवक होत मुदा, मुनि त्यागत योग भरोस सदा ॥
करि प्रेम निरंतर नेमलिये, पदपंकज सेवत शुद्ध हिये ॥
सममान निरादर आदरही, सब संत सुखी बिचरंत मही ॥ ४ ॥
मुनि मानस पंकज भृंग भजे, रघुबीर महारण धीर अजे ॥
तव नाम जपामि नमामि हरी, भवरोग महामद मानअरी ॥
गुण शील कृपा परमायतनं, प्रणमामि निरंतर श्रीरमणं ॥
रघुनंद निकंदन द्वंद्व घनं, महिपाल विलोकय दीनजनं ॥ ५ ॥

**અર્થ.**—જન્મમરણનાં દુઃખનો નાશ કરનાર, ભયથકી દુઃખી થયેલા જનનું રક્ષણ કરવાવાળા અને લક્ષ્મીજી સાથે રમણ કરનાર હે શ્રીરામ! તમારો જય થાઓ. અયોધ્યાપતિ, દેવતાઓ તથા લક્ષ્મીનો સ્વામી એવા આપને હું શરણે આવ્યોછું, માટે મારું રક્ષણ કરો. વળી દશ મસ્તક અને વીશ હાથ જેના કાપી નાંખ્યા એવો રાવણરૂપ પૃથ્વીમાં મોટો અસાધ્ય રોગ હતો, તેનો નાશ થયો. વળી આ પૃથ્વીમંડળમાં પતંગીઆરૂપી જે અસુરો હતા, તેને મહાકઠીન પ્રજ્વલિત અગ્ન્યાસ્ત્ર બાણવડે બાળી ભસ્મ કર્યા. ॥ ૧ ॥ વળી મહીમંડળને શોભાવનારા અને સુંદર ભાથું તથા ધનુષબાણ ધારણ કરનારા, તથા મદ, મોહ, મમતારૂપી અત્યંત અંધારી રાત્રિનો નાશ કરવામાં સૂર્યરૂપ આપ છો. વળી કામદેવરૂપી પારધિવડે વિષયરૂપી વનમાં ભૂલા પડેલા બિચારા મૃગલારૂપી પશુ મનુષ્યો કુભોગરૂપી બાણથી ભેદેલ હૃદયવાળા અનાથોનું હે નાથ! આપ રક્ષણ કરો. ॥૨॥ ઘણા લોક રોગ અને વિયોગથી અત્યંત દુઃખી થાય છે. વળી આપના પદકંજમાં પ્રેમવિના નિરાદર કરવાવાળાં પ્રાણી સંસારરૂપી અગાધ સમુદ્રમાં પડેછે, અને તે ફળ ભોગવે છે, પણ જે મનુષ્યને તમારી કથાનો આધાર છે, તેને તો સંત અને ભગવાન્ પ્રિય લાગેછે. ॥ ૩ ॥ વળી જેને રાગ, રોષ, માન તથા અહંકાર નથી, તેમને સુખ દુઃખ સમાન છે. એટલા જ માટે તમારા સેવક જે મુનિઓ, તે અષ્ટાંગયોગનો ત્યાગ કરી તથા નિરંતર નિયમથી તમારાં ચરણકમળનું શુદ્ધ મનથી સેવન કરેછે. વળી જેમને માન અપમાન સમાન છે, એવા બ્રાહ્મણોરૂપી જે સંત તે પૃથ્વીઉપર સુખથી ફરેછે. ॥ ૪ ॥ અને મુનિઓના મનરૂપી કમળઉપર ભમરારૂપ તથા રણસંગ્રામમાં અજિત એવા શ્રીરામને હું ભજું છું. વળી તમારું નામ સંસારરૂપી મહારોગ, મદ તથા મોહ એવા શત્રુનો નાશ કરનારું છે, જેથી હે પ્રભો! તમને હું નમસ્કાર કરુંછું. તેમ જ ગુણ, શીલ તથા દયાના ભંડાર, લક્ષ્મીજીની સાથે રમણ કરવાવાળા હે શ્રી નારાયણ! તમને હું

નિરંતર વંદન કરું છું. જન્મ-મરણના નાશ કરનાર હે રઘુનાથજી! દીન સેવકનું આપ રક્ષણ કરો. ॥ ૫ ॥

दो० बार बार बर मांगहुं, हर्षि देहु श्रीरंग ॥
पदसरोज अनपायनी, भक्ति सदा सतसंग ॥ ३१ ॥
बर्णि उमापति रामगुण, हर्षि गये कैलास ॥
तब प्रभु कपिन दिवायेउ, सब बिधि सुखप्रद बास ॥ ३२ ॥

**અર્થ.**—હે શ્રીરંગજી! તમારી પાસે વારંવાર એવું વરદાન માગું છું કે, આપનાં પદકંજની અખંડ ભક્તિ અને હમેશાં સતસંગ હર્ષ થકી આપજો. ॥ ૩૧ ॥ એવી રીતે પ્રભુના ગુણનું વર્ણન કરી હર્ષ પામીને શિવજી કૈલાસમાં ગયા. પછી રામચંદ્રજીએ વનચરોને જેથી અત્યંત સુખ થાય, એવો રહેવાનો વાસ આપ્યો. ॥ ૩૨ ॥

चो० सुनु खगपति यह कथा सुहावनि । त्रिबिध ताप भव दोष नशावनि ॥
महाराज कर शुभ अभिषेका । सुनत लहहिं नर बिरति बिबेका ॥ १ ॥
जे सकाम नर सुनहिं जे गावहिं । सुख संपति नाना बिधि पावहिं ॥
सुर दुर्लभ सुख करि जगमाहीं । अंतकाल रघुपति पुर जाहीं ॥ २ ॥
सुनहिं विमुक्त बिरक्त अरु बिषई । लहहिं भक्ति सुखसंपति नितई ॥
खगपति राम कथा मैं बरणी । सुमति विलास त्रास दुख हरणी ॥ ३ ॥
बिरति बिबेक भक्ति दृढ करणी । मोहनदी कहं सुंदर तरणी ॥
नित नव मंगल कोशलपुरी । हर्षित रहहिं लोग सब कुरी ॥ ॥ ४ ॥
नित नव प्रीति रामपद पंकज । सेवत जेहि शंकर सुर मुनि अज ॥
मंगन बहु प्रकार पहिराये । द्विजन दान नाना विधि पाये ॥ ५ ॥

**અર્થ.**—હે ખગેશ! હવે ત્રણ પ્રકારના તાપ અને સંસારના દોષને નાશ કરવાવાળી આ સુંદર કથા સાંભળો. મહારાજાધિરાજના શુભ રાજ્યભિષેકનું વર્ણન સાંભળવાથી માણસને વૈરાગ્ય તથા જ્ઞાન ઉત્પન્ન થાય છે. ॥ ૧ ॥ વળી જે મનુષ્ય સકામનાથી ગાય તથા સાંભળે, તે અનેક પ્રકારની સંપત્તિ અને સુખ પામે તથા જગતમાં દેવતાઓને દુર્લભ એવાં સુખ ભોગવી અંત સમયે રામચંદ્રના ધામમાં જાય છે. ॥ ૨ ॥ તેથી જો વિમુક્ત પુરુષ સાંભળે, તો તેને ભક્તિ પ્રાપ્ત થાય છે અને મુમુક્ષને મોક્ષ થાયછે, તથા વિષયીને સંસારની નિત્ય નવિન સંપત્તિ પ્રાપ્ત થાય છે. હે ગરુડ! કાળનો ભય અને જન્મ મરણનાં દુઃખને નાશ કરનારી એવી શ્રીરામકથા મેં મારી બુદ્ધિ પ્રમાણે વર્ણન કરી તમને સંભળાવી. ॥ ૩ ॥ વળી આ કથા જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિને દૃઢ કરનારી અને મોહરૂપી નદીને તરવામાં સુંદર નાવિકારૂપ છે. હવે કોશલપુરમાં નિત્ય નવો આનંદ થાય છે, અને ચારે વર્ણના સર્વે લોક હર્ષથી વસે છે. ॥ ૪ ॥ વળી જે ચરણકમળને શંભુ, દેવતાઓ, બ્રહ્મા અને મુનિઓ સેવન કરે છે, તેના ઉપર નિત્ય નવો સ્નેહ

પુરવાસીઓ રાખવા લાગ્યા. તેમ જ તેઓએ માગણુ પુરુષોને વસ્ત્ર તથા આભૂષણુ અને બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાન આપ્યાં. ॥ ૫ ॥

दो० परमानंद मगन कपि, सबके प्रभु पद प्रीति ॥
जात न जानेउं दिवस निशि, गये मास षट बीति ॥ ३३ ॥

**અર્થ.**—હવે સર્વે કપિઓનું મન પ્રભુનાં પદકંજમાં સ્નેહથી અત્યંત આનન્દમાં ડૂબી ગયું છે, તેથી છ મહિના વીતી ગયા છતાં પણ દિવસરાત્રિની ખબર પડી નહીં.૩૩

चो० बिसरे गृह स्वप्नेहु सुधि नाहीं । जिमि परद्रोह संत मन माहीं ॥
तब रघुपति सब सखा बुलाये । आइ सबहिं सादर शिरनाये ॥ १ ॥
प्रेम समेत निकट बैठारे । भक्त सुखद मृदु वचन उचारे ॥
तुम अति कीन्ह मोरि सेवकाई । मुख पर केहि विधि करौं बडाई ॥ २ ॥
ताते मोहिं तुम अति प्रिय लागे । ममहित लागि भवनसुखत्यागे ॥
अनुज राज संपति वैदेही । देह गेह परिवार सनेही ॥ ३ ॥
सब मोहिं प्रिय नहिं तुमहिं समाना । मृषा न कहौं मोर यह बाना ॥
सब कहं प्रिय सेवक यह नीती । मोरे अधिक दास पर प्रीती ॥ ४ ॥

**અર્થ.**—એટલે જેમ સંતના હૃદયમાં પારકું વૈર નહીં આવે, તેમ સર્વેને પોતાના ઘરની સ્વપ્નમાં પણ શુદ્ધિ રહી નહીં. પછી પ્રભુએ સર્વે સખાઓને બોલાવ્યા, તેથી તેઓએ આવી મસ્તક નમાવ્યું. ॥ ૧ ॥ ત્યારે શ્રીહરિ તેમને સ્નેહસહિત પોતાની પાસે બેસાડી ભક્તને સુખ થાય, એવાં મનોહર વચન બોલવા લાગ્યા કે, હે ભાઇઓ! તમે મારી જે અત્યંત સેવા કરી, તેનાં તમારા મોઢા ઉપર હું શું વખાણુ કરું? ॥ ૨ ॥ પણ મારા વાસ્તે પોતાના ઘરનું સુખ મૂકી દીધું, તેથી તમે મને ઘણા જ પ્રિય છો. હે મિત્રો! મારું રાજ્ય, પરિવાર, ઘર, શરીર, સંપત્તિ, સીતાજી, ભાઇઓ અને બીજા મિત્રો ॥ ૩ ॥ એ સર્વે તમારા બરોબર પ્રિય લાગતા નથી. એ વાત હું મિથ્યા કહેતો નથી. કારણ એવો નિયમ છે કે, સર્વ કોઇને પોતાનો સેવક પ્રિય હોય છે, પણ મારો સ્નેહ તો દાસના ઉપર ઘણો જ રહે છે. ॥ ૪ ॥

दो० अब गृह जाहु सखा सब, भयहु मोहिं दृढनेम ॥
सदा सर्वगत सर्व हित, जानि करेहु अति प्रेम ॥ ३४ ॥

**અર્થ.**—માટે હે સખાઓ! હવે તમે પોતપોતાને ઘેર જઈ હમેશાં મને કલ્યાણકારી તથા સર્વવ્યાપક જાણી મારાવિષે અત્યંત પ્રેમ તથા દૃઢ નિયમ રાખી મારું નિરંતર ભજન કરજો. ॥ ૩૪ ॥

चो० सुनि प्रभु बचन मग्न सब भयउ । को हम कहां बिसरि गृह गयउ ॥
एकटक रहे जोरि कर आगे । कहि न सकत कछु अति अनुरागे ॥ १ ॥

परमप्रीति तिनकर प्रभु देखी । कहा विविध विधि ज्ञान बिशेखी ॥
प्रभु सन्मुख कछु कहै न पारहिं । पुनि पुनि चरण सरोज निहारहिं ॥ २ ॥
तब प्रभु भूषण वसन मंगाये । नानारंग अनुप सुहाये ॥
सुग्रीवहि प्रथमहिं पहिराये । भरत बसन निज हाथ बनाये ॥ ३ ॥
प्रभु प्रेरित लक्ष्मण पहिराये । लंकापति रघुपति मन भाये ॥
अंगद बैठि रहे नहिं डोले । प्रीति जानि प्रभु ताहि न बोले ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે પ્રભુનાં એવાં વચન સાંભળી સર્વે પ્રેમમાં ડૂબી ગયા અને અમે કોણ? તથા અમારાં ઘર ક્યાં? તે સર્વ વિસરી ગયા. તેથી શ્રીરામની સન્મુખ એક દૃષ્ટિથી હાથ જોડી ઉભા રહ્યા, પણ અત્યંત સ્નેહથી કંઈ બોલી શક્યા નહીં. ॥ ૧ ॥ જ્યારે સર્વેનો એવો અત્યંત પ્રેમ જોયો, ત્યારે પ્રભુએ નાનાપ્રકારનો તેમને વિશેષે જ્ઞાન-બોધ આપ્યો. તો પણ કપિઓ તો કંઈ બોલી શકતા નથી અને વારંવાર પદકંજને જોયા કરે છે. ॥ ૨ ॥ એટલે પ્રભુએ અનેક રંગના સુંદર ઉપમા આપી ન શકાય એવાં આભૂષણ તથા વસ્ત્ર મંગાવી લીધાં અને તેઓમાંથી ભરતજીએ પોતાને હાથે પોષાક બનાવી પ્રથમ કપિરાજ સુગ્રીવને પહેરાવ્યો. ॥ ૩ ॥ તેમ જ પ્રભુની આજ્ઞાથી લક્ષ્મણજીએ લંકાપતિ વિભીષણને પહેરાવ્યો. તે જોઈ શ્રીરામ પ્રસન્ન થયા. પણ તે વખતે અંગદ હાલ્યા ચાલ્યાવિના ગુપચૂપ બેસી રહ્યો છે, એવો તેનો સ્નેહ જાણતાં છતાં પણ ભગવાન્ તેને બોલાવતા નથી. ॥ ૪ ॥

दो० जांबवंत नीलादि सब, पहिराये रघुनाथ ॥
हिय धरि राम स्वरूप सब, चले नाय पद माथ ॥ ३५ ॥
तब अंगद उठि नाइ शिर, सजल नयन करजोरि ॥
अति विनीत बोले बचन, मनहुं प्रेम रस बोरि ॥ ३६ ॥

**અર્થ.**—હે ભવાનિ! એમ બ્રહ્મારૂપ જાંબુવાન અને નીલ, નલ આદિ સર્વે સખાઓને શ્રીરઘુનાથે શ્રીહસ્તે પહેરામણી આપી ત્યારે તેઓ પ્રભુનાં ચરણ હૃદયમાં ધારણ કરી મસ્તક નમાવી ચાલતા થયા. ॥ ૩૫ ॥ તે સમયે અંગદ ત્યાંથી ઉઠી મસ્તક નમાવી, નેત્રમાં જળ ભરી હાથ જોડી અત્યંત સ્નેહયુક્ત વચને વિનતિ કરવા લાગ્યો કે, ॥ ૩૬ ॥

चो० सुनु सर्वज्ञ कृपासुख सिंधो । दीन दयाकर आरत बंधो ॥
मरती बार नाथ मोहिं बाली । गयो तुम्हारे पगतर घाली ॥ १ ॥
अशरण शरण विरद संभारी । मोहिं जनि तजहु भक्त भयहारी ॥
मोरे प्रभु तुम गुरु पितु माता । जाउं कहां तजि पदजल जाता ॥ २ ॥
तुमहिं विचार कहहु नर नाहा । प्रभु तजि भवन काज ममकाहा ॥
बालक अबुध ज्ञान बलहीना । राखहु शरण जानि जगदीना ॥ ३ ॥

**नीच टहल गृहकी सब करिहौं । पद विलोकि भवसागर तरिहौं ॥**
**असकहि चरण परे प्रभु पाहीं । अब जनि नाथ कहहु गृहजाहीं ॥ ४ ॥**

**અર્થ.**—હે કૃપાનાથ તથા સુખના સમુદ્ર! હે શરણાગત રક્ષક, સર્વજ્ઞ તથા દીનબંધુ! હે નાથ! મરતી વખતે મારો પિતા વાળિ, મને તમારા પદતળે રાખીને ગયો છે,॥ ૧॥ જેને કોઇનો આધાર નથી એવા આધારરૂપ તમે છો, તો પોતાના "પણ" ને સંભારી ભક્તના ભયને હરણ કર્ત્તા હે પ્રભુ! રખે મારો ત્યાગ કરી મૂકી દેતા? હે શ્રીરામચંદ્રજી! મારાં માત, પિતા તથા ગુરુ આપ છો; તેથી હવે આ પદકંજને મૂકી હું બીજે ક્યાં જાઉં? ॥ ૨ ॥ હે નરનાથ! તમને મૂકીને મારું ઘેર શું કામ છે? તે હે પ્રભુ! મને વિચારીને કહો. વળી હું અબુદ્ધ, બળ અને જ્ઞાનવિનાનો બાળક છું, માટે મને દુઃખી જન જાણીને આપ શરણે રાખો. હે નાથ! આપનાં ચરણકમળને જોઈ સંસારરૂપી સમુદ્રને તરી જઇશ, ત્યાંલગી અહીં રહી ઘરનું દાસપણું હું કરીશ. ॥ ૩ ॥ બીજો અર્થ-ત્યાં કિષ્કિંધામાં ઘરનું કામકાજ સર્વે નીચ છે, તે કરવાથી નર્ક મળે અને અત્રે આપનાં ચરણ જોઈ સંસારરૂપી સમુદ્રને તરી જઇશ. એમ કહી ઈશ્વરનાં પદકંજમાં પડતી વખતે વળી કહેવા લાગ્યો કે, હે નાથ! હવે મને ઘેર જવાનું કહેશો નહીં. ॥ ૪ ॥

**दो० अंगद वचन विनीत सुनि, रघुपति करुणासीव ॥**
**प्रभु उठाय उर लायऊ, सजलनयन राजीव ॥ ३७ ॥**
**निज उरमाल वसन मणि, बालितनय पहिराय ॥**
**बिदा किये भगवान तब, बहु प्रकार समुझाय ॥ ३८ ॥**

**અર્થ.**—ત્યારે કૃપાસિંધુ શ્રીરઘુવીરે અંગદનાં એવાં નમ્રતાનાં વચન સાંભળી, કમળજેવાં નેત્રમાં જળ ભરી તેને ઉઠાડી છાતી સાથે લગાડયો. ॥ ૩૭ ॥ પછી પોતાના ગળાની મણિની માળા અને વસ્ત્ર વાળિના પુત્ર અંગદને પહેરાવી, બહુ પ્રકારે સમજાવી રજા આપી. ॥ ૩૮ ॥

**चौ० भरत अनुज सौमित्र समेता । पठवन चले भक्त कृतचेता ॥**
**अंगद हृदय प्रेत नहिं थोरा । फिरि फिरि चितवत प्रभुकी ओरा ॥ १ ॥**
**बार बार करि दंड प्रणामा । मन अस रहन कहहिं मोहिं रामा ॥**
**राम बिलोकनिबोलनि चलनी । सुमिरि सुमिरि शोचत हंसिमिलनी ॥ २ ॥**
**प्रभुरुख देखि बिनय बहु भाषी । चले हृदय पदपंकज राखी ॥**
**अति आदर सब कपि पहुंचाये । भाईन सहित भरत फिरि आये ॥ ३ ॥**
**तब सुग्रीव चरण गहि नाना । भांति बिनय कीन्ही हनुमाना ॥**
**दिन दश करि रघुपति पद सेवा । तबफिरि चरण देखिहौं देवा ॥ ४ ॥**
**पुण्यपुंज तुम पवनकुमारा । सेवहु जाई कृपालु अगारा ॥**
**असकहि कपिपति चले तुरंता । अंगद कहेउ सुनहु हनुमंता ॥ ५ ॥**

**અર્થ.**—હે ભરદ્વાજ! ત્યારે ભક્તના કામનું ચિંતવનવાળા શ્રીહરિની આજ્ઞાથી શત્રુઘ્ન, લક્ષ્મણજી તથા ભરતજી તેને વિદાય કરવાને ચાલ્યા. પણ અંગદના હૃદયમાં કંઈ પ્રેમ થોડો નથી, તેથી વારંવાર પાછો વળીને પ્રભુની સન્મુખ જોયા કરેછે. ॥ ૧ ॥ તથા દંડવત કરતાં વિચાર કરેછે કે, શ્રીરામચંદ્રજી મને અહીં રહેવાનું કયારે કહેશે? પણ પ્રભુનું બોલવું, જોવું, ચાલવું, મળવું અને હાસ્ય કરવું, એ સર્વેનું સ્મરણ કરી શોચ કરેછે. ॥ ૨ ॥ પછી પ્રભુની ઇચ્છા જોઈ, અત્યંત વિનય કરી શ્રીરામના પદકંજને હૃદયમાં રાખી ચાલ્યા. એમ ઘણા પ્રેમથી સર્વે કપિઓને વળાવી ભાઈ સહિત ભરતજી શ્રીહરિ પાસે આવ્યા. ॥ ૩ ॥ ત્યારે વાયુપુત્ર, સુગ્રીવનાં ચરણ ગ્રહણ કરી અનેક પ્રકારે વિનતિ કરવા લાગ્યો કે, હે દેવ! હે કપિરાજ! દશ દહાડા પ્રભુનાં ચરણની સેવા કરીને પછી હું તમારી પાસે આવી, પદકંજનાં દર્શન કરીશ. ॥ ૪ ॥ ત્યારે સુગ્રીવ બોલ્યા કે, હે વાયુપુત્ર! તમે પુણ્યના ભંડાર છો, માટે કૃપાના ભંડાર શ્રીરઘુવીરની સુખેથી સેવા કરજો. એમ કહી કપિપતિ ત્યાંથી તુરત ચાલતા થયા. ત્યારે અંગદ બોલ્યા કે, હે હનુમાનજી! મારાં વચન સાંભળો. ॥ ૫ ॥

दो० करेहु दंडवत प्रभु सन, तुमहिं कहौं करजोरि ॥
बार बार रघुनायकहिं, सुरति करायहु मोरि ॥ ३९ ॥
अस कहि चलेउ बालिसुत, फिरि आये हनुमंत ॥
तासु प्रीति प्रभुसन कही, मगन भये भगवंत ॥ ४० ॥
कुलिशहुं चाह कठोरता, कोमल कुसुमहु चाहि ॥
चित खगेश रघुनाथ अस, समुझ परै कहुकाहि ॥ ४१ ॥

**અર્થ.**—તમને બે હાથ જોડીને કહુંછું કે, શ્રીરઘુનાથજીની પાસે જઈ મારી વતીએ દંડવત કરી વારંવાર મારી યાદગીરી કરાવજો. ॥ ૩૯ ॥ એવાં વચન કહીને વાલિકુમાર ચાલ્યો અને વાયુપુત્રે પાછા વળી શ્રીહરિ પાસે આવી અંગદની પ્રીતિ કહી સંભળાવી. ॥ ૪૦ ॥ તેથી ભગવાન્ અત્યંત સ્નેહમાં મગ્ન થઈ ગયા. હે ગરુડ! ભગવાનનું હૃદય ઇંદ્રના વજ્ર કરતાં પણ કઠીણ છે અને કોમળતામાં પુષ્પ કરતાં પણ કોમળ છે. એ પ્રભુનું કારણ કોઈને સમજવામાં આવે જ નહીં ॥ ૪૧ ॥

चो० पुनि कृपालु लिये बोलि निषादा । दीन्हेउ भूषण बसन प्रसादा ॥
जाहु भवन मम सुमिरण करहू । मन क्रम वचन धर्म अनुसरहू ॥ १ ॥
तुम ममसखा भरत सम भ्राता । सदा रहहु पुर आवत जाता ॥
बचन सुनत उपजा सुख भारी । परेउ चरण लोचन भरि बारी ॥ २ ॥
चरण कमल उर धरि गृह आवा । प्रभु प्रभाव परिजनहिं सुनावा ॥
रघुपति चरित देखि पुरबासी । पुनि पुनि कहहिं धन्य सुखरासी ॥ ३ ॥
राम राज्य बैठे त्रयलोका । हर्षित भयउ गयउ सब शोका ॥
बैर न कर काहूसन कोई । राम प्रताप विषमता खोई ॥ ४ ॥

**અર્થ.**—પછી કૃપાળુએ ગોરાજાને બોલાવી વસ્ત્ર તથા આભૂષણરૂપી પ્રસાદી આપીને કહ્યું કે, હે સખા! તમે ઘેર જઈ મારું સ્મરણ કરી મન, કર્મ તથા વચનથી ઈશ્વર ધર્મમાં ચાલજો. ॥ ૧ ॥ હે મિત્ર! તમે ભરતજી જેવા મારા ભાઈ છો, માટે હમેશાં અયોધ્યાજીમાં આવતા જજો. એવાં પ્રભુનાં વચન સાંભળી ઘણો પ્રસન્ન થઈ નેત્રમાં જળ ભરી તે ચરણમાં પડયો. ॥ ૨ ॥ પછી ત્યાંથી પ્રભુનાં પદકંજ હૃદયમાં રાખી પોતાને ઘેર આવી શ્રીરામનો સ્વભાવ પોતાના કુટુંબીઓને કહી સંભળાવ્યો. ત્યારે શૃંગપુરવાસીઓ પ્રભુનાં ચરિત્ર સાંભળી કહેવા લાગ્યા કે, સુખના ભંડાર એવા અવધપતિ શ્રીરામચંદ્રજીને વારંવાર ધન્ય છે. ॥ ૩ ॥ હે ભરદ્વાજ! હવે જ્યારે શ્રીરઘુનાથજી રાજગાદી ઉપર બેઠા ત્યારે ત્રણલોક દુઃખવિનાના થઈ સુખી થયા. વળી પ્રભુના પ્રતાપથી જે પ્રાણી દુષ્ટબુદ્ધિવાળા હતા, તે વૈરભાવ મૂકી પ્રીતિ કરવા લાગ્યા. ॥ ૪ ॥

**दो० वर्णाश्रम निज निज धरम, निरत वेदपथ लोग ॥**
**चलहिं सदा पावहि सुखहि, नहि भय शोक न रोग ॥ ४२ ॥**

**અર્થ.**—વળી વેદમાં કહેલા ચાર આશ્રમ અને ચાર વર્ણવાળા પુરુષો પોતપોતાના ધર્મ પ્રમાણે શોક, ભય અને રોગવિનાના થઈ હમેશાં સુખ ભોગવવા લાગ્યા. ॥ ૪૨ ॥

**चो० दैहिक दैविक भौतिक तापा । रामराज्य नहिं काहुहिं ब्यापा ॥**
**सब नर करहिं परस्पर प्रीती । चलहिं सुधर्म निरत श्रुति नीती ॥ १ ॥**
**चारिउ चरण धर्म जगमाहीं । पूरि रहा स्वप्नेहु अघ नाहीं ॥**
**राम भक्ति रत नर अरु नारी । सकल परमगतिके अधिकारी ॥ २ ॥**
**अल्पमृत्यु नहिं कवनिउं पीरा । सब सुंदर सब निरुज शरीरा ॥**
**नहिं दरिद्र कोउ दुखी न दीना । नहिं कोउ अबुध न लक्षणहीना ॥ ३ ॥**
**सब निर्दंभ धर्म रति धरणी । नर अरु नारि चतुर शुभ करणी ॥**
**सब गुणज्ञ सब पंडित ज्ञानी । सब कृतज्ञ नहिं कपट भवानी ॥ ४ ॥**

**અર્થ.**—વળી દેહસંબંધી, દૈવસંબંધી અને પ્રાણીસંબંધી જે ત્રણ તાપ, તે શ્રીરામના રાજ્યમાં કોઇને પ્રાપ્ત થતાં જ નથી. તેથી સર્વે મનુષ્યો વેદપ્રમાણે પોતાના ધર્મમાં નિરંતર સ્નેહથી ચાલવા લાગ્યા. ॥ ૧ ॥ વળી જગતમાં ચાર ચરણવડે ધર્મ અખંડ ચાલવા લાગ્યો. કોઇસ્થાનકે સ્વપ્નમાં પણ અધર્મ જોવામાં આવતો જ નથી, અને સ્ત્રીપુરુષો સર્વે શ્રીરામની ભક્તિમાં સ્નેહ કરવા લાગ્યા; તેથી પરમપદના અધિકારી થયા. ॥ ૨ ॥ અને કોઇને અકાળ મૃત્યુ કે કોઈ તરેહની પીડા પણ ન હતી; તેથી સૌ રોગવિનાના સુંદર શરીરવાળા હતા. વળી દરિદ્રી, દુઃખી કે કંગાળ અને સુંદર લક્ષણવિનાનો મૂર્ખ કોઇપણ હતો નહીં. ॥ ૩ ॥ એમ સર્વે સ્ત્રીપુરુષો દંભવિનાના, ધર્માત્મા, શુભ કરણીવાળા, ચતુર અને ગુણવાન્, કપટવિનાના, પરોપકારને જાણનાર, મહાપંડિત તથા જ્ઞાની હતા. ॥ ॥ ૪ ॥

दो० राम राज्य बिहंगेश सुनु, सचराचर जगमाहिं ॥
काल कर्म स्वभाव गुण, कृत दुख काहुहि नाहिं ॥ ४३ ॥

**અર્થ.**—હે ખગેંદ્ર! શ્રીપ્રભુના રાજ્યને વિષે જગતમાં જે ચરઅચર જીવ હતા તેને કાળ, કર્મ, સ્વભાવ અને ગુણનાં જે કીધેલાં દુઃખ, તે કોઇને પણ પ્રાપ્ત થયાં નહીં. ॥ ૪૩ ॥

चो० भूमि सप्त सागर मेखला । एक भूप रघुपति कोशला ॥
भुवन अनेक रोमप्रति जासू । यह प्रभुता कछु बहुत न तासू ॥ १ ॥
सो महिमा समुझत प्रभु केरी । यह वर्णत हीनता घनेरी ॥
यह महिमा खगेश जिन जानी । फिरि यह चरित तिनहुं रतिमानी ॥ २ ॥
सो जाने कर फल यह लीला । कहहिं महा मुनि सुमति सुशीला ॥
राम राज्य कर सुख संपदा । बर्णि न सकहिं फणीश शारदा ॥ ३ ॥
सब उदार सब पर उपकारी । द्विज सेवक सब नर अरु नारी ॥
एकनारि ब्रत रत नर झारी । ते मन बच क्रम पति हितकारी ॥ ४ ॥

**અર્થ.**—હે ગરુડ! સાત સમુદ્રથી વિંટાયલી પૃથ્વીમાં અવધપતિ શ્રીરામ એક ચક્રવર્તી રાજા હતા, તોપણ જેનાં એક રોમમાં અનેક બ્રહ્માંડ રહેલાં છે, તેમને આ રાજ્યસંબંધી પ્રભુતા કંઈ મોટી વાત કહેવાય નહીં. ॥૧॥ વળી એવા પ્રભુના મહિમાનું જો વર્ણન કરું તો એક જાતની બડાઈ ગણાય. હે ખગેશ! આ મહિમાને જે જાણે છે, તે જ પ્રભુના ચરિત્રમાં ફરી પ્રીતિ રાખે છે. ॥૨॥ એ જ જાણવાનું ફળ છે. વળી સુશીલ એવા મહાસુનિઓ સારી બુદ્ધિથી આ લીલાનું વર્ણન કરેછે. રામચંદ્રના રાજ્યની સંપત્તિ અને સુખનું વર્ણન શેષજી તથા સારદાથી પણ થઈ શકતું નથી. ॥ ૩ ॥ અને તે વખતે સર્વે ઉદાર બુદ્ધિવાળા, પારકા ઉપકારને જાણવાવાળા તથા સર્વે સ્રી પુરુષો બ્રાહ્મણોની સેવા કરનારાં, તથા સર્વે પુરુષો એકપત્ની વ્રત રાખનારા હતા. તેમ જ સ્રીઓ પણ મન, કર્મ તથા વચનથી પતિવ્રતાપણું રાખનારી હતી. ॥ ૪ ॥

दो० दंड यतिनकर भेद जहं, नर्तक नृत्य समाज ॥
जीतहि मनजग सुनिय अस, रामचंद्रके राज ॥ ४४ ॥

**અર્થ.**—હે ભવાની! રામના રાજ્યમાં સામ, દામ, દંડ, અને ભેદ, એ કેવળ નામમાત્ર હતા. અનીતિ કોઈ જીવમાત્રમાં ન હોવાથી કેવળ સંન્યાસીના હાથમાં, દંડ એ જ દંડ હતો. ગંધર્વની સમાજમાં નાચવા વખતે રાગરાગણીના ભેદ, બાકી કંઈ ભેદ ન હતો. વળી દામ જે દ્રવ્ય તે આપીને પારકું રાજ્ય લેવું, વા પોતાના રાજ્યનું ધન લેઇને રક્ષણ કરવું, તે વાત હતી નહીં. કારણ કે એક જ રાજા રામ હતા. વળી સામ એટલે સમતાપણું તેથી સર્વે જીવમાત્ર જ્ઞાનવડે દશ ઇંદ્રિયોને વશ રાખી પોતાના મનને જિતી લેતા. એ ચાર ભેદ રામરાજ્યમાં કહેવામાત્ર હતા. ॥ ૪૪ ॥

चो० फूलहि फलहि सदा तरु कानन । रहहि एक संग गज पंचानन ॥
खग मृग बैर सहज बिसराइ । सबनि परस्पर प्रीति बढाइ ॥ १ ॥
कूजहिं खग मृग नानावृंदा । अभय चरहिं बन करहिं अनंदा ॥
शीतल सुरभि पवन बह मंदा । गुंजत अलि ले चलु मकरंदा ॥ २ ॥
लता बिटप मांगे फल द्रवहीं । मनभावते धेनु पय स्रवहीं ॥
शशि संपन्न सदा रह धरणी । त्रेता भै सतयुगकी करणी ॥ ३ ॥
प्रकटे गिरि नाना मणि खानी । जगदात्मा भूप पहिंचानी ॥
सरिता सकल बहैं बर बारी । शीतल अमल स्वाद सुखकारी ॥ ४ ॥
सागर निज मर्यादा रहहीं । डारहिं रत्न तटनि नर लहहीं ॥
सरसिज संकुल सकल तडागा । अति प्रसन्न दशदिशा बिभागा ॥ ५ ॥

**અર્થ.**—તેમ જ પ્રભુના રાજ્યથી હમેશાં વનનાં વૃક્ષ તથા વેલીઓમાં ફળ ફૂલ થવા લાગ્યાં. વળી હાથી અને સિંહ તે વૈરવિનાના એક ઠેકાણે રહેવા લાગ્યાં. તેમ જ પશુ પક્ષીઓ વૈર મૂકીને પોતપોતામાં પરસ્પર પ્રીતિ કરવા લાગ્યાં, ॥ ૧ ॥ અને પક્ષીઓ મધુર શબ્દવડે ભયવિનાના વનમાં આનંદિત મનવડે ફરતાં હતાં તથા ત્રણ પ્રકારનો વાયુ વાવા લાગ્યો અને ભમરાઓ કમળની સુગંધી લઈ મધુર શબ્દ બોલતા હતા. ॥ ૨ ॥ વળી ઈચ્છા પ્રમાણે લતા તથા વૃક્ષો ફળ આપવા લાગ્યાં અને ઈચ્છા પ્રમાણે ગાયો દૂધ આપવા લાગી. સદૈવ લીલા ઘાસથી પૃથ્વી છવાઈ રહી હતી, એમ ત્રેતાયુગ તે સત્યયુગની પેઠે વર્તવા લાગ્યો. ॥ ૩ ॥ વળી શ્રીરામને જગદીશ જાણી, પર્વતોમાંથી અનેક પ્રકારનાં રત્નોની ખાણો ઉત્પન્ન થઈ તથા નદીઓમાં શીતળ, સ્વાદિષ્ટ અને સુખદ જળ વહેવા લાગ્યું. ॥ ૪ ॥ તેમ જ સમુદ્ર પોતાની મર્યાદામાં રહી કિનારા ઉપર રત્ન નાંખવા લાગ્યો. તેને મનુષ્યો લઈ લે છે અને સરોવર સુન્દર કમળથી ભરાઈ ગયાં. એમ દશે દિશાઓમાં અત્યાનંદ છવાઈ રહ્યો. ॥ ૫ ॥

दो० बिधु महि पूर पियूषन, रवितप जितने काज ॥
मांगे बारिद देहिं जल, रामचंद्रके राज ॥ ४५ ॥

**અર્થ.**—વળી શ્રીરામના રાજ્યમાં પૃથ્વી ઉપર ચંદ્રમા પરિપૂર્ણ અમૃત આપવા લાગ્યો, તેમ જ સૂર્ય જેટલો જોઈએ તેટલો જ તાપ અને મેઘ પણ ઈચ્છા પ્રમાણે વરસવા લાગ્યો. ॥ ૪૫ ॥

चो० कोटिन बाजिमेध प्रभु कीन्हें । अमित दान विप्रन कहं दीन्हें ॥
श्रुति पथ पालक धर्मधुरंधर । गुणातीत अरु भोग पुरंदर ॥ १ ॥
पति अनुकूल सदा रह सीता । शोभा खानि सुशील बिनीता ॥
जानति कृपासिंधु प्रभुताई । सेवत चरण कमल मनलाई ॥ २ ॥

यद्यपि गृह सेवक सेवकिनी । सब प्रकार सेवा विधि लीनी ॥
निजकर गृह परिचर्या करहीं । रामचंद्र आयसु अनुसरहीं ॥ ३ ॥
जेहि विधि कृपासिंधु सुख मानहिं । सोइ सिय सेवा विधि उर आनहिं ॥
कौशल्यादि सासु गृह माहीं । सेवहिं सबै मान मद नाहीं ॥ ४ ॥
उमा रमा ब्रह्माणि बंदिता । जगदंबा संतत मनिंदिता ॥

**અર્થ.**—વળી વેદમાર્ગને પાળનાર અને ધર્મધુરંધર પ્રભુએ કોટી અશ્વમેધ યજ્ઞ કરી, અનેક રીતિનાં વિપ્રોને દાન માન આપી, ગુણાતીત શ્રીહરિ ઇંદ્રથી પણ અધિક અનેક ભોગ ભોગવવા લાગ્યા. ॥૧॥ તેમ જ શોભાની ખાણ, મહાશીલ અને નમ્રતાવાળાં વૈદેહી પતિના ધર્મમાં રહી, પ્રભુની પ્રભુતાને જાણી મન લગાડીને ચરણકમળ સેવવા લાગ્યાં. ॥ ૨ ॥ જો કે ઘરમાં દાસદાસીઓ છે, તોપણ સઘળું કામકાજ વિધિપ્રમાણે પોતાના હસ્તકમળથી કરીને પ્રાણપતિની ઈચ્છા અનુસારે વર્તવા લાગ્યાં ॥ ૩॥ એમ જે પ્રમાણે કૃપાસિંધુ ભગવાનને સુખ થાય, તે હેતુ હૃદયમાં જાણી જનકસુતા સેવા કરવા લાગ્યાં. તેમ જ અહંકાર તથા માનને મૂકી કૌસલ્યા આદિ સર્વે સાસુઓને સેવવા લાગ્યાં. ॥૪॥ એમ જેને પાર્વતી, લક્ષ્મી અને સાવિત્રી વંદન કરે છે, એવાં જે જગદંબા જાનકીજી, તે નિરંતર આનંદમય છે. ॥ ૫ ॥

दो० जाकी कृपा कटाक्षसुर, चाहत चितवनि सोइ ॥
राम पदारविंद रत, रहति स्त्रभावहिं खोइ ॥ ४६ ॥

**અર્થ.**—તેમ જ જેમની કૃપાદૃષ્ટિની દેવતાઓ ઈચ્છા કરે છે એવાં વૈદેહી પોતાનું રાજ્યાભિમાન મૂકી, પતિના પદકંજમાં અત્યંત સ્નેહ રાખવા લાગ્યાં. ॥ ૪૬ ॥

चो० सेवहिं सानुकूल सब भाई । राम चरण रति प्रीति सुहाई ॥
प्रभुपद कमल बिलोकत रहहीं । कबहुं कृपालु हमहिं कछु कहहीं ॥ १ ॥
राम करहिं भ्रातन पर प्रीती । नानाभांति सिखावहिं नीती ॥
हर्षित रहहिं नगरके लोगा । करहिं सकल सुर दुर्लभ भोगा ॥ २ ॥
अहनिशि बिधिहि मनावत रहहीं । श्रीरघुबीर चरण रति चहहीं ॥
दुइ सुत सुंदर जानकी जाये । लव कुश वेद पुराणन गाये ॥ ३ ॥
दोउ विजयी विनयी अति सुंदर । हरि प्रतिबिंब मनहुं गुण मंदिर ॥
दुइ दुइ सुत सब भ्रातन केरे । भये रूप गुण शील घनेरे ॥ ४ ॥

**અર્થ.**—હે ખગેશ ! હવે ભાઈઓ પોતાના ધર્મ પ્રમાણે પ્રભુના પદમાં સુંદર સ્નેહ રાખે છે અને જુવે છે તથા વિચાર કરે છે કે, હે બ્રહ્મા ! કૃપાળુ શ્રીરામ ક્યારે અમને ઉપદેશ કરશે ? ॥૧॥ અને શ્રીરઘુનાથજી પણ બંધુઓ ઉપર સ્નેહ રાખી રાજ્ય-ધર્મની નીતિ શીખવે છે. તેથી કોશલવાસીઓ સર્વે દેવતાઓને દુર્લભ એવા ભોગ ભોગવીને

માનંદથી ॥ ૨ ॥ બ્રહ્માની પ્રાર્થના કરવા લાગ્યા કે, શ્રીરઘુવીરનાં પદકંજમાં રાત્રદિવસ અમારો સ્નેહ રહેજો. હે ભરદ્વાજ! એવી રીતે રાજ્ય કરતાં કેટલેક દિવસે જાનકીજીએ વેદપુરાણમાં પ્રસિદ્ધ એવા લવ-કુશ નામે બે પુત્રને જન્મ આપ્યો. ॥ ૩ ॥ તે બેઉ અત્યંત સુંદર, નમ્રતાવાળા, વિજયી અને જાણે પ્રભુના જેવા રૂપ અને ગુણના મંદિર થયા. તેમ જ ભરતજી, શત્રુઘ્ન તથા લક્ષ્મણજી એ ત્રણ ભાઇઓની સ્ત્રીઓને પણ અત્યંત રૂપ, શીલ તથા ગુણવાન્ એવા બબે પુત્રો થયા. ॥ ૪ ॥

**दो०** ज्ञान गिरा गोतीत अज, माया गुण गोपार ॥
सोइ सच्चिदानंद घन, कर नर चरित अपार ॥ ॥ ४७ ॥

**અર્થ.**—હે ભવાનિ! જ્ઞાન, વાણી, ઇંદ્રિયો અને માયાના ત્રણ ગુણથી ન્યારા તથા અજન્મા તે સત્-ચિત્-આનન્દના ભંડાર શ્રીરઘુવીર મનુષ્યની પેઠે અનેક ચરિત્ર કરવા લાગ્યા. ॥ ૪૭ ॥

**चो०** प्रातकाल सरयू करि मज्जन । बैठहिं सभा संग द्विज सज्जन ॥
वेद पुराण वशिष्ठ बखानहिं । सुनहिं राम यद्यपि सब जानहिं ॥ १ ॥
अनुज संगप्रभु भोजन करहीं । देखि सकल जननी सुख भरहीं ॥
भरत शत्रुहन दोनों भाई । सहित पवनसुत उपवन जाई ॥ २ ॥
पूछहिं बैठि रामगुण गाहा । कह हनुमान सुमति अवगाहा ॥
सुनत बिमलगुण अति सुखपावहिं । बहुरि बहुरिकै विनय सुनावहिं ॥ ३ ॥
सबके गृह गृह होय पुराना । रामचरित सुंदर विधि नाना ॥
नर अरु नारि राम गुण गावहिं । करहिं दिवस निशि जात न जानहिं ॥४॥

**અર્થ.**—હવે પ્રભુ પ્રાતઃકાળમાં સરયૂમાં સ્નાન કરી, સજ્જન અને બ્રાહ્મણોસહિત દરરોજ સભામાં બેસે છે ત્યારે વસિષ્ઠજી વેદ પુરાણનું વર્ણન કરે છે, તે પ્રભુ પોતે સર્વજ્ઞ છે તોપણ સાંભળે છે. ॥ ૧ ॥ વળી જ્યારે શ્રીહરિ ભરત આદિ ભાઇઓસહિત ભોજન કરવા બેસે છે, ત્યારે તે જોઈ સર્વે માતાઓ ઘણો આનન્દ પામે છે. પછી ભરતજી, શત્રુઘ્ન અને કપિને સાથે લઈ નગરની નજીક બગીચામાં જઈ ત્યાં બેસી, ॥ ૨ ॥ મારુતીને જ્યારે પ્રભુના ગુણ પૂછે છે, ત્યારે મહાબુદ્ધિમાન્ વિનયથી વારંવાર હનુમાન વર્ણન કરે છે. તે સાંભળીને બે ભાઇઓ અત્યંત આનંદ પામે છે. ॥ ૩ ॥ વળી અવધપુરમાં સર્વે ઘરોઘરમાં શ્રીહરિનાં નાના પ્રકારના સુંદર ચરિત્રનું વર્ણન કરી, સ્ત્રીપુરુષો પ્રભુના ગુણ ગાય છે. તેમાં દિવસ અને રાત્રિ જે જાય છે, તેની કોઇને ખબર પડતી નથી. ૪

**दो०** अवधपुरी वासिन्ह कर, सुख संपदा समाज ॥
सहसशेष नहिं कहि सकहिं, जहं नृप राम बिराज ॥ ४८ ॥

**અર્થ.**—એવી રીતે જ્યાં શ્રીરામ રાજ્યાસન ઉપર બિરાજે છે, તે અયોધ્યાવાસીઓની અનેક સુખ સંપત્તિનું વર્ણન હજાર શેષજીથી પણ થઈ શકે નહીં. ॥ ૪૮ ॥

चो० नारदादि सनकादि मुनीशा । दरशन लागि कोशलाधीशा ॥
दिनमति सकल अयोध्या आवहिं । देखि नगर विराग बिसरावहिं ॥ १ ॥
रत्नजटित मणि कनक अटारी । नानारंग रुचिर गच ढारी ॥
पुर चहुंपास कोट अति सुंदर । रचे कंगूरा रंग रंग बर ॥ २ ॥
नव गृह सुंदर निकर बनाई । मनहुं घेरि अमरावति आई ॥
महि बहु रूप रुचिर गच काचा । जो बिलोकि मुनिवर मन राचा ॥ ३ ॥
धवल धाम ऊपर नभ चुंबत । कलश मनहुं शशि रवि द्युति निंदत ॥
बहु मणि रचित झरोखन भ्राजैं । गृह गृह प्रति मणि दीप बिराजैं ॥ ४ ॥

**અર્થ.**—વળી નારદાદિ ચાર સનકાદિક મુનિઓ કૌશલાધીશનાં દર્શન કરવાને દરરોજ અયોધ્યાજીમાં આવે છે, ત્યારે તેઓ આ નગરને જોઈ પોતાના વૈરાગ્યપણાને ભૂલી જાય છે. ॥ ૧ ॥ કારણ નગરની ચારે દિશાએ સુંદર કોટ છે અને તેના ઉપર તરેહ તરેહના કાંગરાઓ કરેલા છે, ॥ ૨ ॥ તથા મણિ ને રત્નજડિત સુવર્ણની મેડીઓ અને રસ્તાઓમાં અનેક જાતના રંગિત પથ્થરો ગોઠવ્યા છે તથા સુંદર નવાં મંદિરો બનાવ્યાં છે તે જાણે બીજી સ્વર્ગપુરી આવી ન હોય, તેમ જોવામાં આવે છે. તેમ જ નગરીમાં ચારે તરફ સુંદર કાચ જેવી શીલાઓ પાથરી છે, તેથી તે શોભાયમાન દેખાય છે. એવી પુરીને જોઈ ઋષિઓનાં મન મોહિત થાય છે. ॥ ૩ ॥ તેમ જ સફેત મંદિરો જાણે આકાશને ચુંબન કરતાં ન હોય તેમ દેખાય છે, તથા તે ઉપરના કળશ સૂર્ય તથા ચંદ્રના તેજની નિંદા કરે છે, અને મંદિરોને અનેક મણિઓથી રચના કરેલી જાળીઓ શોભે છે. તેમ જ ઘરોઘરમાં મણિના દીપક બળે છે. ॥ ૪ ॥

**हरिगीतछंद.** मणि दीप राजहिं भवन भ्राजहिं देहरी विद्रुम रची ॥
सुंदर मनोहर मंदिरायत अजिर अति फटिकन खची ॥
मणिखंभ भीति बिरंचि बिरचित कनक मणि मरकत रचे ॥
प्रति द्वार द्वार कपाट पुरट बनाय बहु बज्रन खचे ॥ १३ ॥

**અર્થ.**—એવા શોભીતા મંદિરોના ઉંબરાઓ વિદ્રુમ મણિથી જડેલા છે તથા આંગણામાં મનહરણ સ્ફટિક મણિઓથી સુંદર રચના કરેલી છે અને સોનાની ભીંતોમાં મણિઓના સ્થંભ કરેલા છે તે જાણે બ્રહ્માએ આવીને બનાવ્યા ન હોય, તેમ શોભે છે. વળી બારણાં સુવર્ણનાં કરી તેને વજ્રમણિના ખીલા લગાડેલા છે. ॥ ૧૩ ॥

दो० चारु चित्रशाला अमित, गृह गृह रचे बनाई ॥
रामधाम जो निरखत, मुनि मनलेत चुराई ॥ ४९ ॥

**અર્થ.**—તથા પ્રત્યેક ઘરમાં સુંદર ચિત્ર કાઢ્યાં છે, પણ જો શ્રીહરિનું મંદિર જોઇએ તો મુનિઓનાં મન પણ લોભાઈ જાય એવું સુંદર છે. ॥ ૪૯ ॥

चो० सुमनवाटिका सबहिं लगाई । विविध भांति करि यत्न बनाई ॥
लता ललित बहुभांति सुहाई । फुलहिं सदा बसंतकि नाई ॥ १ ॥

गुंजत मधुकर मुखर मनोहर । मारुत त्रिविध सदा बह सुंदर ॥
नाना खग बालकन जिआये । बोलत मधुर उडात सुहाये ॥ २ ॥
मोर हंस सारस पारावत । भवननपर शोभा अति पावत ॥
जहं जहं देखहिं निज परिछाहीं । बहुविधि कूजहिं नृत्य कराहीं ॥ ३ ॥
शुक शारिका पढावहिं बालक । कहहु राम रघुपति जनपालक ॥
राजद्वार सबही बिधिचारु । बीथी चौहट रुचिर बजारु ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! તેમ જ સર્વે પુરવાસીઓએ પોતાના ઘેર આગળ ઘણા યત્નથી અનેક પ્રકારની ફૂલવાડીઓ બનાવી છે, તેમાં જાણે વસંતઋતુ આવી ન હોય, તેમ તરેહવાર સુંદર વેલીઓ ફૂલી રહીછે. ॥ ૧ ॥ તેમાં ભમરાઓ મધુર શબ્દો કરી રહ્યા છે અને ત્રણ પ્રકારનો સુંદર વાયુ વાયા કરે છે. વળી નાના બાળકોએ પક્ષી પાળેલાં તે બોલેછે અને ઉડેછે, તેથી અત્યંત સુંદર દેખાય છે. ॥ ૨ ॥ તેમ જ મોર, હંસ, સારસ અને કબુતર તેઓ મંદિરોપર બેસે છે ત્યારે અત્યંત શોભા પામે છે અને પોતાના પડછાયાને જોઈ અનેક પ્રકારે કુદીને બોલેછે; ॥ ૩ ॥ અને વળી બાળકો, પોપટ તથા મેનાને "શ્રીરામ! રઘુપતિ! સેવકનું પોષણ કરનાર!" એમ નિત્ય પઢાવે છે. એવી રીતે અયોધ્યાનાં સુંદર રાજદ્વાર, મંદિર, ચોક, બજાર તથા ગલીઓ શોભી રહ્યાં છે.॥૪॥

**हरिगीतछंद.** बाजारु रुचिर न बनै बरणत बस्तु बिनु गृथ पाइये ॥
जहं भूप रमा निवास तहंकी संपदा किमि गाइये ॥
बैठे बजार सराफ बणिक अनेक मनहुं कुबेरते ॥
सब सुखी सब सुचरित्र सुंदर नर युवा शिशु जरठते ॥ १४ ॥

**અર્થ.**—એવા સુંદર બજારમાં વિના પૈસે વસ્તુ મળે છે. કારણ જ્યાં લક્ષ્મીપતિ નારાયણ પોતે રાજ્ય કરે છે. ત્યાંની સંપત્તિનું વર્ણન કેમ થઈ શકે? અરે! જ્યાં કુબેર જેવા સરાફ તથા અનેક વેપારીઓ તો વેપાર કરે છે. વળી બાળક, યુવાન્ અને વૃદ્ધ એ સર્વે સુંદર આચરણ કરે છે, તેથી સુખ પામે છે. ॥ ૧૪ ॥

**दो०** उत्तरदिशि सरयू बहै, निर्मल जल गंभीर ॥
बांधे घाट मनोहर, स्वल्प पंक नहिं तीर ॥ ५० ॥

**અર્થ.**—અને શહેરની ઉત્તરદિશાએ નિર્મળ જળથી સુંદર, ગંભીર સરયૂગંગા વહે છે, તેને મનોહર ઘાટ બાંધેલા છે, તેથી કિનારાપર જરા પણ કીચડ જોવામાં આવતો નથી. ॥ ૫૦ ॥

**चो०** दूर फराक रुचिर सो घाटा । जहं जल पियहिं बाजि गज ठाटा ॥
पनिघट परम मनोहर नाना । तहां न पुरुष करहिं अस्नाना ॥ १ ॥
राजघाट सबही बिधि सुंदर । मज्जहिं तहां बरण चारिउ नर ॥
तीर तीर देवनके मंदिर । चहुंदिशि तिहिंके उपबन सुंदर ॥ २ ॥

कहुं कहुं सरिता तीर निवासी । बसहिं ज्ञात रत मुनि संन्यासी ॥
जहं तहं तुलसी वृंद सुहाये । बहु प्रकार सब मुनिन लगाये ॥ ३ ॥
पुर शोभा कछु बरणि न जाई । बहिर नगर परम रुचिराइ ॥
देखतपुरी अखिल अघ भागा । बन उपवन बापिका तडागा ॥ ४ ॥

**અર્થ.**—વળી હાથી તથા ઘોડાઓ વગેરેને પાણી પીવાની જગ્યાએ રત્નજડિત ઘાટ બાંધેલા છે તથા સ્ત્રીઓને પાણી ભરવાની જગ્યાએ પુરુષો સ્નાન કરી શકતા નથી એવા મનોહર ઘાટ જૂદા બાંધેલા છે. ॥ ૧ ॥ તે સર્વે ઘાટ કરતાં રાજઘાટ અત્યંત સુંદર છે, જ્યાં ચારે વર્ણના લોકો સ્નાન કરે છે. તેમ જ કિનારે કિનારે દેવતાઓનાં મંદિરોની ચારે બાજુએ સુંદર બગીચા શોભી રહ્યા છે. ॥ ૨ ॥ તથા સરયૂગંગાના કિનારા ઉપર કેટલેક ઠેકાણે મહાજ્ઞાની મુનિઓ તથા સંન્યાસીઓ વસે છે અને ઋષિઓએ રોપેલાં તુલસીનાં વનો જ્યાં ત્યાં શોભી રહ્યાં છે. ॥ ૩ ॥ એમ જે નગરની બહારની સુંદર રચના રહી છે, તેનું વર્ણન કેવી રીતે થઈ શકે? માટે અયોધ્યાપુરી, વન, ઉપવન, વાવ અને તળાવ એ સર્વે જોવાથી સઘળાં પાપ અને દુઃખનો નાશ થઈ જાય છે. ॥ ૪ ॥

**हरिगीतछंद.** बापी तडाग अनूप कूप मनोहरायत सोहई ॥
सोपान सुंदर नीरनिर्मल देखि सुर मुनि मोहई ॥
बहु रंग कंज अनेक खग कूजहिं मधुप गुंजारहीं ॥
आराम रम्य पिकादि खग रव मनहुं पथिक हंकारहीं ॥ १५ ॥

**અર્થ.**—વળી જેને ઉપમા આપી શકાય નહીં, એવાં મોટાં તળાવો, કુવા અને વાવોને સુંદર પગથીઆં શોભી રહ્યાં છે, અને મુનિઓ તથા દેવતાઓ મોહ પામે એવા નિર્મળ તથા સુંદર જળમાં અનેક રંગનાં કમળ ઉપર ઘણાં પક્ષીઓ તથા ભમરાઓ મધુર શબ્દે બોલે છે. તેમ જ રમણિક બગીચાઓમાં કોયલ આદિ પક્ષીઓ સુંદર ટહુકા કરીને જાણે વટેમાર્ગુને બોલાવતાં ન હોય, એમ શોભે છે. ॥ ૧૫ ॥

**दो०** रमानाथ जहं राजहिं, सोपुर बरणि नजाई ॥
अणिमादिक सुख संपदा, रहीं अवधपुरछाई ॥ ५१ ॥

**અર્થ.**—હે ભવાનિ! એમ અયોધ્યાજી અણિમાદિ અષ્ટ સિદ્ધિઓનાં સુખ અને નવ નિધિઓની સંપત્તિથી છવાઈ રહી છે. જ્યાં લક્ષ્મીના પતિ નારાયણ વાસ કરે છે તે નગરનું વર્ણન કેમ થઈ શકે? ॥ ૫૧ ॥

**चो०** जहं तहं नर रघुपति गुण गावहिं । बैठि परस्पर इहै सिखावहिं ॥
भजहु प्रणत प्रतिपालक रामहिं । शोभा शील रूप गुण धामहिं ॥ १ ॥
जलजविलोचन श्यामल गातहिं । पलक नयन इव सेवक त्रातहिं ॥
धृत शर रुचिर चाप तूणीरहिं । संत कंज बन रविरण धीरहिं ॥ २ ॥

काल कराल ब्याल खगराजहिं । नमत राम अकाम ममताजहिं ॥
लोभ मोह मृग यूथ किरातहिं । मनसिज करि हरिजन सुखदातहिं ॥ ३ ॥
संशय शोक निबिड तम भानुहिं । दनुज गहन बन दहन कृशानुहिं ॥
जनकसुता समेत रघुबीरहिं । कस न भजहु भंजन भवभीरहिं ॥ ४ ॥
बहु बासना मशक हिमराशिहिं । सदा एकरस अज अविनाशिहिं ॥
मुनिरंजन भंजन महि भारहिं । तुलसिदासके प्रभुहि उदारहिं ॥ ५ ॥

**અર્થ.**—વળી મનુષ્યો જ્યાં ત્યાં બેસીને શ્રીરઘુપતિના ગુણ ગાયછે તથા પરસ્પર બોધ આપે છે કે, શરણાગતનું રક્ષણકર્ત્તા, શીલ અને ગુણના ભંડાર તથા મહાસ્વરૂપવાન્ શ્રીહરિનું ભજન કરો. ॥ ૧ ॥ હે ભાઈઓ! ઘનશ્યામ શરીરવાળા તથા કમળ જેવાં નેત્રવાળા, વળી જેમ આંખની પાંપણ રક્ષા કરે છે તેમ સેવકોની રક્ષા કરનારા, તથા ભાથું અને ધનુષ્યબાણ ધારણ કરવાવાળા, સેવકરૂપી કમલના વનઉપર સૂર્યરૂપ, રણસંગ્રામમાં ધીરજવાન્, ॥ ૨ ॥ કઠીણ કાલરૂપી સર્પ ઉપર ગરુડરૂપ, મમતાનો નાશ કર્ત્તા, સર્વ કામનારહિત, લોભ તથા મોહરૂપી અનેક મૃગનો નાશ કરવામાં પારાધિરૂપ, કામદેવરૂપી હાથીના ઉપર સિંહરૂપ, સેવકને સુખ આપનાર, ॥ ૩ ॥ સંશય ને શોકરૂપી અત્યંત અંધકાર ઉપર સૂર્યરૂપ, કઠીણ દૈત્યરૂપી વનને દહન કરવામાં અગ્નિરૂપ, અને જન્મ-મરણનો નાશ કરનાર એવા વૈદેહીસહિત શ્રીહરિને કેમ ભજતા નથી? ॥ ૪ ॥ કારણ અનેક વાસનારૂપી મચ્છરોનો નાશ કરવામાં હિમરૂપ, અજન્મા, અવિનાશી, નિરંતર, એકરૂપ, મુનિઓને સુખ આપનાર તથા ધરણીના ભારનો નાશ કરનારા તુલસીદાસના પ્રભુ અત્યંત ઉદાર વૃત્તિવાળા છે. ॥ ૫ ॥

**दो०** ईहि विधि नगर नारिनर, करहिं राम गुण गान ॥
सानुकूल संतत रहत, सब पर कृपानिधान ॥ ५२ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એ પ્રમાણે અયોધ્યાવાસી સ્ત્રી પુરુષો શ્રીહરિના ગુણનું ગાન કરેછે, તે સર્વે ઉપર કૃપાળુ ભગવાન્ હમેશાં અનુકૂળ રહેછે. ॥ ૫૨ ॥

**चौ०** जबते राम प्रताप खगेशा । उदित भयउ अति प्रबल दिनेशा ॥
पूरि प्रकाश रह्यो तिहुं लोका । बहुतन सुख बहुतन मन शोका ॥ १ ॥
जिनहिं शोक तेहि कहौं बखानी । प्रथम अविद्या निशा सिरानी ॥
अघ उलूक जहं तहां लुकाने । काम क्रोध कैरव सकुचाने ॥ २ ॥
बिबिध कर्म गुण काल स्वभाऊ । ये चकोर सुख लहहिं नकाऊ ॥
मत्सर मान मोह मद चोरा । इनकहं सुख नहिं कवनिहु ओरा ॥ ३ ॥
धर्म तडाग ज्ञान विज्ञाना । ये पंकज बिकसे विधि नाना ॥
सुख संतोष बिराग बिबेका । बिगत शोक ये कोक अनेका ॥ ४ ॥

**અર્થ.**—હે વિહંગપતિ! જ્યારથી શ્રીરામચંદ્રજીના પ્રતાપરૂપી બળવાન સૂર્યનો ઉદય થયો, ત્યારથી ત્રણુલોકમાં પ્રકાશ થઈ રહ્યો. તેથી સર્વે લોકોને બહુ દુઃખ પણ નહીં, તેમ બહુ સુખ પણ નહીં. ॥ ૧ ॥ હવે તેમાં જેને દુઃખ છે તેનું હું વર્ણન કરૂંછું. પ્રથમ અવિદ્યારૂપી રાત્રિ નાશ પામી, તેથી પાપરૂપી ઘુવડો જ્યાં ત્યાં સંતાઈ ગયા તથા કામ ક્રોધરૂપી કુમુદિનીઓ સંકોચ પામી. ॥ ૨ ॥ વળી નાનાપ્રકારના કર્મ, ગુણ કાળ અને સ્વભાવરૂપી ચકોરને કંઈ પણ સુખ મળ્યું નહીં. તેમ જ ઈર્ષા, માન, મદ તથા મોહરૂપી ચોરોને સુખ કયાંથી આવે? નહીં જ આવે. ॥ ૩ ॥ વળી ધર્મરૂપી તળાવોમાં જ્ઞાન અને વિજ્ઞાનરૂપી અનેક પ્રકારનાં કમળો પ્રફુલ્લિત થયાં તથા સુખ, સંતોષ, વૈરાગ્ય અને વિવેકરૂપી ચકવાચકવીઓના શોકનો નાશ થયો. ॥ ૪ ॥

**दो० यह प्रताप रवि जासु उर, जब प्रभु करहिं प्रकाश ॥**
**पाछिल बाढहिं प्रथमजे, कहेते पावहिं नाश ॥ ५३ ॥**

**અર્થ.**—એમ રામચંદ્રનો પ્રતાપરૂપી સૂર્ય જેના હૃદયમાં પ્રકાશ પામ્યો તેથી પ્રથમથી જે કહ્યાં તેમનો અર્થાત્ અવિદ્યા વગેરેનો નાશ થયો, અને પાછળથી જે કહ્યાં તેમની અર્થાત્ જ્ઞાન વિગેરેની વૃદ્ધિ થવા લાગી. ॥ ૫૩ ॥

**चो० भ्रातन सहित राम एक बारा । संग परम प्रिय पवनकुमारा ॥**
**सुंदर उपवन देखन गयऊ । सब तरु कुसुमितपल्लवित भयऊ ॥ १ ॥**
**जानि समय सनकादिक आये । तेज पुंज गुण शील सुहाये ॥**
**ब्रह्मानंद सदा लय लीना । देखत बालक बहु कालीना ॥ २ ॥**
**धरे देह जनु चारिउ वेदा । समदरशी मुनि बिगत बिभेदा ॥**
**आसा बसन व्यसन नहिं तिनहीं । रघुपति चरित होइ तहं सुनहीं ॥ ३ ॥**
**तहां रहे सनकादि भवानी । जहं घटसंभव मुनिबर ज्ञानी ॥**
**रामकथा मुनि बहुविधि बरणी । ज्ञान योग पावक जिमि अरणी ॥ ४ ॥**

**અર્થ.**—હે ભવાનિ! પછી એક વખત શ્રીહરિ પોતાના ભાઈઓ તથા પ્રિય સેવક વાયુપુત્રને સાથે લઈ, અયોધ્યાની બહાર સુંદર બગીચો જોવાને ગયા. ત્યારે સર્વે વૃક્ષો પાન અને ફૂલથી પ્રફુલ્લિત થયેલાં જોયાં. ॥ ૧ ॥ એટલામાં સુંદર, શીળ અને ગુણવાન્ મહાતેજસ્વી, નિરંતર બ્રહ્માનંદમાં લીન અને ઘણો કાલ થયો છે તોપણ બાળકરૂપ એવા સનક, સનાતન, સનંદન અને સનતકુમાર નામે બ્રહ્માના ચાર પુત્રો સ્વધામ પધારવાનો સમય જાણી શ્રી હરિપાસે આવ્યા. ॥ ૨ ॥ તેઓ જાણે ચાર વેદ દેહ ધારણ કરીને આવ્યા ન હોય, એવા ભેદરહિત સમદૃષ્ટિવાળા, દિશાઓરૂપી વસ્ત્ર ધારણ કરી તથા માયાના વ્યસનથી રહિત હતા. તેઓ જ્યાં રઘુપતિનાં ચરિત્ર ગવાય છે, ત્યાં ઉભા રહી સાંભળે છે. ॥ ૩ ॥ હે પાર્વતી! અને જ્યાં મહાજ્ઞાની અગસ્ત્ય મુનિ રહેછે ત્યાં તેઓ વાસ કરેછે. જેમ અરણીથી અગ્નિ ઉત્પન્ન થાય, તેમ જ્ઞાન અને યોગને ઉત્પન્ન કરનારી "રામકથા" અગસ્ત્ય ઋષિએ સનકાદિક પાસે વર્ણન કરેલી હતી. ॥ ૪ ॥

**दो॰** देखि राम मुनि आवत, हर्षि दंडवत कीन्ह ॥
स्वागत पूंछि पीत पट, प्रभु बैठन कहं दीन्ह ॥ ५४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! એવા મુનિઓને આવતા જોઈ દંડની પેઠે નમસ્કાર કરી, કુશળતા પૂછીને બેસવાને પ્રભુએ પોતાના પીતાંબરનું આસન આપ્યું. ॥ ૫૪ ॥

**चो॰** कीन्ह दंडवत तीनउं भाई । सहित पवनसुत सुख अधिकाई ॥
मुनि रघुपति छबि अतुल बिलोकी । भये मग्न मन सकत नरोकी ॥ १ ॥
श्यामल गात सरोरुह लोचन । सुंदरता मंदिर भव मोचन ॥
एकटक रहे निमेष न लावहिं । प्रभुकर जोरे शीश नमावहिं ॥ २ ॥
तिनकी दशा देखि रघुबीरा । श्रवत नयन जल पुलक शरीरा ॥
करगहि प्रभु मुनिबर बैठारे । परममनोहर बचन उचारे ॥ ३ ॥
आजु धन्य मैं सुनहु मुनीशा । तुह्मरे दरश जाहिं अघ खीशा ॥
बडे भाग्य पाइय सतसंगा । बिनहिं प्रयास होहिं भव भंगा ॥ ४ ॥

**અર્થ.**—પછી અત્યંત સુખથી વાયુપુત્રસહિત ત્રણે ભાઈઓએ મુનિઓને નમસ્કાર કર્યા. ત્યારે પ્રભુની અત્યંત સુંદરતા જોઈ મુનિઓ એવા મગ્ન થયા કે, પોતાના મનને રોકવા છતાં પણ તેઓ રોકી શક્યા નહીં. ॥૧॥ પછી કમળ જેવાં નેત્ર, શ્યામ ગાત્ર, રૂપના ભંડાર અને જન્મ-મરણને નાશ કરનારા શ્રીહરિને બે હાથ જોડી મસ્તક નમાવી રોમાંચિત શરીરે નેત્રોમાં જળ ભરી એક દૃષ્ટિ રાખી તેઓ જોઈ રહ્યા. ॥ ૨ ॥ ત્યારે તેમની એવી સ્થિતિ જોઈ રઘુનાથજી ઋષિઓનો હાથ ઝાલી પોતાની પાસે બેસાડી મનોહર વચન કહેવા લાગ્યા કે, ॥ ૩ ॥ હે મુનીશ્વરો! તમારાં દર્શનથી મારાં પાપ બળીને ભસ્મ થયાં; માટે આજ મને ધન્ય છે. તેમ જ જેનું મોટું ભાગ્ય હોય, તેને આવો સત્સંગ મળે, અને તેથી તે વિનામહેનતે જન્મ-મરણથી છૂટી જાય છે. ॥ ૪ ॥

**दो॰** संत संग अपबर्ग कर, कामी भव कर पंथ ॥
कहहिं संत कबि कोबिद, श्रुति पुराण सदग्रंथ ॥ ५५ ॥

**અર્થ**—હે ઋષિરાજ! સંત, કવિ, પંડિત, વેદપુરાણ તથા સારા ગ્રંથો પણ એમ કહે છે કે, સાધુ પુરુષનો સત્સંગ મોક્ષને આપનાર છે અને કામી પુરુષનો સંગ જન્મ-મરણને આપનાર છે. ॥ ૫૫ ॥

**चो॰** सुनि प्रभु बचन हर्षि मुनिचारी । पुलकगात अस्तुति अनुसारी ॥
जय भगवंत अनंत अनामय । अनघ अनेक एक करुणामय ॥ १ ॥
जयनिर्गुण जय जय गुणसागर । सुखनिधान तिहुंलोक उजागर ॥
जय इंदिरा रमण जय भूधर । अनुपम अज अनादि शोभाकर ॥ २ ॥

ज्ञाननिधान अमान मानप्रद । पावन सुयश पुराण वेद बद ॥
तज्ञ कृतज्ञ अज्ञता भंजन । नाम अनेक अनाम निरंजन ॥ ३ ॥
सर्व सर्वगत सर्व उरालय । बसहु सदा हमकहं प्रतिपालय ॥
द्वंद्वविपति भव फंदबिभंजन । हृद बसु राम काम मद गंजन ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે એવાં પ્રભુનાં વચન સાંભળી ચારે મુનિઓ હર્ષ પામી રોમાંચિત શરીરે સ્તુતિ કરી કહે છે કે, આપ છ વિકારથી રહિત, પાપવિનાના, એકરૂપ તથા કરુણાના ભંડારરૂપ છો. હે ભગવન્! તમારો જય થાઓ. ॥ ૧ ॥ હે ગુણના સમુદ્ર, નિર્ગુણ તથા સુખના સ્થાનક અને ત્રણલોકમાં પ્રસિદ્ધ શ્રીહરિ! તમારો વારંવાર જય થાઓ. જેને ઉપમા આપી શકાય નહીં એવા, અનાદિ, શોભાયમાન, પૃથ્વીને ધારણ કરનારા અને લક્ષ્મીજીની સાથે રમણ કરવાવાળા હે અજન્મા પ્રભુ! તમારો જય થાઓ. ॥ ૨ ॥ જ્ઞાનના ભંડાર, માન્યરહિત છતાં અન્યને માન્ય આપનારા, વળી જેમનું વેદપુરાણ વર્ણન કરે છે એવા પવિત્ર યશવાળા, અનાદિરૂપ, શોભા અને જ્ઞાનના ભંડાર, કરેલા કામને જાણનારા, અજ્ઞાનના નાશ કરનારા, નામવિનાના, અનેક નામવાળા, માયારહિત અને વાયુની પેઠે ઘટઘટ વાસી, ॥ ૩ ॥ કામ, મદ, દ્વંદ્વ, વિપત્તિ અને જન્મમરણના ફંદના નાશ કરનારા હે પ્રભુ! અમારા હૃદયમાં વાસ કરી રક્ષણ કરો. ॥ ૪ ॥

दो० परमानंद कृपायतन, तुम परिपूरण काम ॥
प्रेमभक्ति अनपायनी, देहु हमहिं श्रीराम ॥ ५६ ॥

**અર્થ.**—હે જગદીશ! આપ વિશેષે આનંદરૂપ, કૃપાના ભંડાર અને પરિપૂર્ણ કામનાઓવાળા છો. તેથી હે પ્રભો! આપની અખંડ પ્રેમભક્તિ અમને આપો. ॥ ૫૬ ॥

चो० देहु भक्ति रघुपति अनपायनि । त्रिविध ताप भव दोष नशावनि ॥
प्रणत काम सुरधेनु कल्पतरु । होइ प्रसन्न प्रभु दीजै यह बरु ॥ १ ॥
भव बारिधि कुंभज रघुनायक । सेवक सुलभ सकल सुखदायक ॥
मनसंभव दारुण दुखदारय । दीनबंधु समता बिस्तारय ॥ २ ॥
आश त्रास ईर्षादि निवारक । बिनय बिवेक बिरति बिस्तारक ॥
भूप मौलि मणि मंडन धरणी । देहु भक्ति संसृति सरि तरणी ॥ ३ ॥
मुनि मन मानस हंस निरंतर । चरण कमल बंदित अज शंकर ॥
रघुकुल केतु सेतु श्रुति रक्षक । काल कर्म स्वभाव गुण भक्षक ॥ ४ ॥
तारण तरण हरण सब दूषण । तुलसिदास प्रभु त्रिभुवन भूषण ॥

**અર્થ.**—હે રઘુપતિ! જન્મમરણ અને અધ્યાત્મક, અધિભૂત અને અધિદૈવ એ ત્રણ પ્રકારના તાપને નાશ કરનારી એવી અનન્યભક્તિ આપો. કારણ આપ સેવકને કલ્પવૃક્ષ અને કામધેનુ જેવા છો, વાસ્તે હે પ્રણતપાલ! પ્રસન્નતાથી એ જ વરદાન આપો. ॥ ૧ ॥

વળી આપ સંસારરૂપી સમુદ્રઉપર અગસ્ત્યઋષિ જેવા છો, તથા સેવકને સર્વે સુખ આપવામાં સુલભ છો, મનથી ઉત્પન્ન થયેલા કઠીણુ દુઃખને નાશ કરનાર અને હે દીનબંધુ! સમતાનો વિસ્તાર કરનાર છો. ॥ ૨ ॥ તેમ જ વાસના, દુઃખ તથા દ્વેષના નાશ કરનારા અને નમ્રતા, જ્ઞાન તથા વૈરાગ્યનો વિસ્તાર કરવાવાળા આપ છો. વળી પૃથ્વીને શોભાવનાર રાજાઓમાં આપ શિરોમણિ છો. તેથી જન્મમરણરૂપી નદીઉપર નાવરૂપ ભક્તિ અમને આપો. ॥ ૩ ॥ વળી મુનિઓના મનરૂપી માનસરોવરમાં હંસનીપેઠે હમેશાં વસો છે; તથા તમારાં પદકંજને શિવજી અને બ્રહ્મદેવ વંદન કરેછે. વળી હે રઘુકુળમાં ધ્વજારૂપ! આપ વેદમાર્ગના રક્ષણ કર્ત્તા તથા કાળ, કર્મ, સ્વભાવ અને ગુણના ભક્ષણ કરનારા છો. વળી ॥ ૪ ॥ ગુસાંઈ કહેછે કે, આપ સંસારથી તારવાવાળા અને સર્વ દોષને હરણ કરવાવાળા છો. વળી ત્રણ લોકના આભૂષણરૂપ છો. ॥ ૫ ॥

दो० बार बार अस्तुरि करि, प्रेम सहित शिरनाई ॥
ब्रह्म भवन सनकादिगए, अति अभीष्ट बरपाई ॥ ५७ ॥

**અર્થ.**—એ પ્રમાણે મુનિઓ વારંવાર સ્તુતિ કરી પ્રેમથી મસ્તક નમાવી ઇચ્છિત ફળ પામી સત્યલોકમધ્યે ગયા. ॥ ૫૭ ॥

चो० सनकादिक बिधि लोक सिधाये । भ्रातन रामचरण शिरनाये ॥
पूंछत प्रभुहिं सकल सकुचाहीं । चितवहिं सब मारुतसुत पाहीं ॥ १ ॥
सुना चहहिं प्रभु मुखकी बाणी । जो सुनि होय सकल भ्रम हानी ॥
अंतर्यामी प्रभु सब जाना । पूछत कहहु कहा हनुमाना ॥ २ ॥
जोरि पाणि तब कह हनुमंता । सुनिये दीनबंधु भगवंता ॥
नाथ भरत कछु पूंछन चहहीं । प्रश्न करत मन सकुचत अहहीं ॥ ३ ॥
तुम जानहु कपि मोर स्वभाऊ । भरत मोहिं कपि कछून दुराऊ ॥
सुनि प्रभु बचन भरत गहि चरणा । सुनिय नाथ प्रणतारति हरणा ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે બંધુઓ સંઘાતે ભરતજી પ્રભુને મસ્તક નમાવી કંઇક પૂછવાવાસ્તે સંકોચ પામી હનુમાન સામે જોવા લાગ્યા. ॥ ૧ ॥ હે ઉમા! ભરતજીને પ્રભુનાં વચન સાંભળવાની મરજી છે, કે જેથી સર્વે અજ્ઞાનપણું નાશ થઈ જાય છે. આ હેતુ અંતર્યામી પ્રભુ જાણીને પૂછેછે કે, હે પવનપુત્ર! શું પૂછવાની ઇચ્છા છે, તે કહો. ॥ ૨ ॥ ત્યારે વાયુપુત્ર બે હાથ જોડી બોલ્યા કે, હે દીનબંધુ! ભરતજી આપને પ્રશ્ન પૂછવાની મરજી કરેછે, પણ મનમાં સંકોચ પામેછે. ॥ ૩ ॥ ત્યારે એવાં વચન સાંભળી શ્રીહરિ બોલ્યા કે, હે કપિરાજ! તમે મારો સ્વભાવ જાણો છો કે, ભરતજી ને મારે કંઈપણ અંતરાય નથી. એવાં વચન સાંભળી ભરતજી પ્રભુનાં ચરણ ગ્રહણ કરી કહેવા લાગ્યા કે, હે પ્રણુતપાલ દીનબંધો! મારાં વચન શ્રવણ કરો. ॥ ૪ ॥

दो० नाथ न मोहिं संदेह कछु, स्वप्नेहु शोक न मोह ॥
केवल कृपा तुम्हारि प्रभु, चिदानंद संदोह ॥ ५८ ॥

**અર્થ.**—હે પ્રભુ! મને સ્વપ્નમાં પણ સંદેહ, મોહ કે શોક કંઈ નથી. પરંતુ હે સત્‌ચિત્‌-આનંદના સમુદ્ર! હું તમારી કેવળ કૃપાને ઇચ્છું છું. ॥ ૫૮ ॥

**ચો०** **करौं कृपानिधि एकढिठाई । मैं सेवक तुम जन सुखदाई ॥**
**संतनकी महिमा रघुराई । बहुविधि वेद पुराणन्ह गाई ॥ १ ॥**
**श्रीमुख पुनि तुम कीन्ह बडाई । तिन्हपर प्रभुहिं प्रीति अधिकाई ॥**
**सुना चहौं प्रभु तिन्हकर लक्षण । कृपासिंधु गुण ज्ञान बिचक्षण ॥ २ ॥**
**संत असंत भेद बिलगाई । प्रणतपाल मोहिं कहिय बुझाई ॥**
**संतनके लक्षण सुनु भ्राता । अगणित श्रुति पुराण विख्याता ॥ ३ ॥**
**संत असंतनकी असकरणी । जिमि कुठार चंदन आचरणी ॥**
**काटे परसु मलय सुनु भाई । निजगुण देइं सुगंध बसाई ॥ ४ ॥**

**અર્થ.**—હે કૃપાના ભંડાર! તમે સુખ આપનાર અને હું તમારો સેવક છું. તેથી એક અવળાઈ કરી કહું છું કે, વેદ પુરાણે બહુ પ્રકારે કહેલો એવો સંતનો મહિમા મને કહી સંભળાવો. ॥ ૧ ॥ હે પ્રભુ! વળી આપ પણ શ્રીમુખે વર્ણન કરો છો, માટે તે સાંભળવાને મારી અત્યંત પ્રીતિ છે. તેમ જ ગુણ ને જ્ઞાનમાં આપ ચતુર છો. ॥ ૨ ॥ માટે હે દીનબંધુ! સાધુ અને અસાધુના ભેદ જૂદા જૂદા કહીને મને સમજાવો. ત્યારે અનુજનાં એવાં વચન સાંભળી રઘુવીર બોલ્યા કે, હે ભાઈ! વેદ પુરાણમાં કહેલા પ્રસિદ્ધ એવા સંત પુરુષોનાં લક્ષણ સાંભળો. ॥ ૩ ॥ હે ભાઈ! સંત અને અસંતનાં લક્ષણ કુહાડો અને ચંદનના વૃક્ષરૂપી છે, એટલે તે જ્યારે કુહાડો ચંદનના વૃક્ષને કાપે છે, તોપણ તેને તે વખતે જ પોતાનો સુગંધરૂપી ગુણ આપે છે. ॥ ૪ ॥

**दो०** **ताते सुर शीशन चढत, जगवल्लभ श्रीखंड ॥**
**अनल दाहि पीटत घनहिं, परशु बदन यह दंड ॥ ५९ ॥**

**અર્થ.**—તેથી જગતપ્રિય એવું ચંદન તે દેવતાઓના મસ્તક ઉપર ચઢેછે, અને કુંઠિત કુહાડાને અગ્નિમાં તપાવી લોઢાના ઘણથી તેના મોઢાને માર મારેછે, એ જ તેને દંડ કરેછે. ॥ ૫૯ ॥

**ચો०** **विषय अलंपट शीलगुणाकर । पर दुख दुःखित सुखी देखे पर ॥**
**सम अभूत रिपु बिमद विरागी । लोभामर्ष हर्ष भय त्यागी ॥ १ ॥**
**कोमलचित दीननपर दाया । मन बच क्रम मम भक्त अमाया ॥**
**सबहि मान प्रद आपु अमानी । भरत प्राण सम मम ते प्रानी ॥ २ ॥**
**बिगत काम मम नाम परायन । शांत बिरक्त बिदित मुदितायन ॥**
**शीतलता ईसरलता मयंत्री । द्विजपद प्रेम धर्म जनु यंत्री ॥ ३ ॥**
**यह सब लक्षण बसहिं जासु उर । जानेहु तात संत संतत फुर ॥**
**क्षम दम नियम नीति नहिं डोलहिं । परुष बचन कबहूं नहिं बोलहिं ॥ ४ ॥**

**અર્થ.**—હવે સાધુ જનો એક તો વિષય વિનાના અને સુંદર શીળવાળા, ગુણના ભંડાર, પારકા દુઃખે દુઃખી અને પારકા સુખે સુખી છે. વળી તેઓ શત્રુ તથા અહંકારવિનાના, વૈરાગ્ય પામેલા તેમ જ લોભ, ઈર્ષા, ભય તથા હર્ષ વિનાના છે. ॥૧॥ વળી કોમળ ચિત્તવાળા, દુઃખી ઉપર દયા કરનારા, માયારહિત તથા મન, કર્મ, વચનથી મારી ભક્તિ કરવાવાળા, તેઓ છે. પોતે માનરહિત અને બીજાને માન દેનાર હે સુખ'ધો ! તે પ્રાણી મને પ્રાણથી પણ પ્રિય છે. ॥ ૨ ॥ વળી કામનાને મૂકી મારા નામમાં પ્રીતિ રાખનારા તથા શાંત સ્વભાવવાળા, વૈરાગ્ય પામેલા, અત્યન્ત વિનયવાન્, આનન્દના ભંડાર, શીતળ અને પ્રીતિ રાખવામાં સરળતાવાળા, બ્રાહ્મણના પદકમળમાં પ્રીતિવાન્ તથા નિજધર્મ પાળવામાં પુત્ર ઉપર માતાપિતાની પેઠે સ્નેહ રાખનારા સાધુજનો છે. ॥ ૩ ॥ હે બાપ ! ઉપર લખેલાં શુભ લક્ષણો જેના હૃદયમાં સદૈવ રહેલાં છે, તેને જરૂર સાધુજન જાણવો. શમતાપણું, ઈંદ્રિયોનું દમન, નિયમ તથા નીતિને મૂકે નહીં અને કદી કઠીણ વચન બોલે જ નહીં એટલાં લક્ષણ જેના હૃદયમાં વસે છે, તેને જ હે બાપ ! હમેશાં જરૂર સન્તપુરુષ જાણવા. ॥ ૪ ॥

**दो०** निंदा अस्तुति उभय सम, ममता मम पद कंज ॥
ते सज्जन मम प्राणप्रिय, गुणमंदिर सुख पुंज ॥ ६० ॥

**અર્થ.**—તેમ જ જેને નિન્દા તથા સ્તુતિ બરોબર છે, ગુણ તથા સુખના ભંડાર અને મારાં પદકંજની ઇચ્છા રાખનાર, એવા પુરુષ મને પ્રાણપ્રિય છે. ॥ ૬૦ ॥

**चो०** सुनहु असंतन केर स्वभाऊ । भूलेहु संगति करिय न काऊ ॥
तिनकर संग सदा दुखदाई । जिमि कपिलहिं घालै हरहाई ॥ १ ॥
खलन हृदय अति ताप बिशेषी । जरहिं सदा परसंपति देषी ॥
जहं कहुं निंदा सुनहिं पराई । हर्षहिं मनहुं पर निधिपाई ॥ २ ॥
काम क्रोध मद लोभ परायन । निर्दय कपटी कुटिल मलायन ॥
बैर अकारण सब काहूसों । जोकर हित अनहित ताहूसों ॥ ३ ॥
झूठई लेना झूठई देना । झूठई भोजन झूठ चबेना ॥
बोलहिं मधुर बचन जिमि मोरा । खाहिं महा अहि हृदय कठोरा ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ ! હવે અસાધુનાં લક્ષણ કહું છું, તે તું સાંભળ. તે અસન્તની સંગત કોઈ દિવસ ભૂલ્યા ચૂક્યા પણ કરવી નહીં. કારણ કે જેમ કપિલા ગાય હરાડી (છીંછર) ગાયના સંગથી પારકા ખેતરમાં લીલું ખડ ખાવા ગઈ, પણ તેને અંતે અત્યંત કષ્ટ થયું, તેમ થાય છે. ॥ ૧ ॥ હવે ખળપુરુષનું હૃદય પારકી સમ્પત્તિને જોઈ વિશેષે બળે છે અને પારકી નિન્દા સાંભળવાથી કુબેરના જેટલું દ્રવ્ય જડયું, એમ આનન્દ માને છે. ॥ ૨ ॥ વળી કામ, ક્રોધ, અહંકાર અને લોભને આધીન થઈ દયા વિનાનો, કપટી, દુષ્ટ અને પાપનો ભંડાર, કારણ વગર સર્વે સાથે વૈર કરનાર તથા જે શુભેચ્છક હોય તેનું પણ ભુંડું કરનાર, ॥ ૩ ॥ તેમ જ ખોટું લેવું, ખોટું દેવું, ભોજન અને

ચાલવું પણ જૂઠું તથા મધુર વચન બોલવામાં મોર પક્ષીના જેવો તથા હૃદય એવું કે, મોટા કાળા સર્પને પણ ખાઈ જાય, આવાને અસન્ત જાણવો. ॥ ૪ ॥

**दो० परद्रोही परदाररत, परधन पर अपवाद ॥**
**ते नर पामर पापमय, देह धरे मनुजाद ॥ ६१ ॥**

**અર્થ.**—હે ભાઈ! એવો પારકો દ્વેષ, પરસ્ત્રીમાં પ્રીતિ કરનાર, બીજાના દ્રવ્ય હરણ કરી ખોટો વાદ કરવાવાળો જે પાપિષ્ઠ નરપશુ, તેણે જો કે દેહ ધારણ કરેલ છે, પણ રાક્ષસ જેવો જાણવો. ॥ ૬૧ ॥

**चो० लोभई ओढन लोभई डासन । शिश्नोदर पर यमपुर त्रासन ॥**
**काहूकी जो सुनहिं बडाई । श्वास लेहिं जनु जूडी आई ॥ १ ॥**
**जब काहूकी देखहिं बिपती । सुखी होहिं मानहुं जगनृपती ॥**
**स्वारथरत परिवार बिरोधी । लंपट काम लोभ अति क्रोधी ॥ २ ॥**
**मात पिता गुरु विप्र न मानहिं । आपु गये अरु घालहिं आनहिं ॥**
**करहिं मोहबश द्रोह परावा । सतसंगति हरि भक्ति न भावा ॥ ३ ॥**
**अवगुण सिंधु मंदमति कामी । वेद विदूषक पर धन स्वामी ॥**
**विप्रद्रोह परद्रोह विवेषी । दंभ कपट जिय धरे सुवेषी । ॥ ४ ॥**

**અર્થ.**—વળી અંગવસ્ત્રાદિ તથા શય્યા આસનાદિમાં પણ લોભ રાખનારો તથા વિષયના ભોગ ભોગવામાં અને પોતાનું પેટ ભરવામાં પ્રીતિ રાખનાર અને યમપુરીને દુઃખ દેનાર, તેમ જ બીજાની મોટાઈ સાંભળવાથી જાણે અંગમાં ઝાઝો તાપ આવ્યો ન હોય, તેમ નિઃસાસા નાખનાર ॥ ૧ ॥ અને પારકું દુઃખ જોઇને રાજી કેમ થાય છે કે જાણે જગતનો રાજા હું જ છું એમ સુખને માનનાર, સ્વાર્થમાં સ્નેહ રાખનાર, કુટુંબનો વિરોધી, લંપટ, કામ, ક્રોધ અને અત્યંત લોભી, ॥ ૨ ॥ માતા, પિતા, ગુરુ તથા બ્રાહ્મણને માને જ નહીં, પોતે તો નરકમાં છે પણ બીજાને નાંખે છે, અજ્ઞાનથી પારકો દ્રોહ કરનાર, જેને સન્તસમાગમ અને પ્રભુની કથા પ્રિય લાગે જ નહીં, ॥ ૩ ॥ અવગુણનો સમુદ્ર, મંદમતિવાળો, કામી તથા વેદનિંદક, પરાયું દ્રવ્ય લેનાર, પારકો અને બ્રાહ્મણનો દ્રોહ વિશેષે કરનાર, મહાદંભી, મનમાં કપટ રાખી સારો વેષ ધરવાવાળો.॥૪॥

**दो० ऐसे अधम मनुज खल, कृतयुग त्रेता नाहिं ॥**
**द्वापर कछुक बृंद बहु, होइहैं कलियुग माहिं ॥ ६२ ॥**

**અર્થ.**—હે ભરતજી! એવા અધમ અને દુષ્ટ પુરુષો સત્યયુગ અને ત્રેતાયુગમાં કોઈ નથી. દ્વાપરમાં કોઈક, પણ વળી કલિયુગમાં તો એવા અનેક ઉત્પન્ન થશે. ॥ ૬૨ ॥

**चो० परहित सरिस धर्म नहिं भाई । पर पीडा सम नहिं अधमाई ॥**
**निर्णय सकल पुराण वेदकर । कहेंउ तात जानहिं कोबिद नर ॥ १ ॥**

नर शरीर धरि जो परपीरा । करहिं ते सहहिं महा भव भीरा ॥
करहिं मोहबश नर अघ नाना । स्वारथरत परलोक नशाना ॥ २ ॥
कालरूप मैं तिनकहं ताता । शुभ अरु अशुभ कर्म फल दाता ॥
अस बिचारि जो परम सयाने । भजहिं मोहिं संसृति दुख जाने ॥ ३ ॥
त्यागहिं कर्म शुभाशुभ दायक । भजै मोहिं सुर नर मुनिनायक ॥
संत असंतनके गुण भाषे । तेन परहिं भव जिन लखि राखे ॥ ४ ॥

**અર્થ.**—હે બાપ! સર્વે વેદપુરાણનો એવો નિશ્ચય છે કે, પરાયું હિત કરવું, એના જેવો બીજો ધર્મ નથી અને બીજાને દુઃખ દેવું, એના જેવું બીજું નીચ કર્મ નથી. વળી જે મેં વચન કહ્યાં, તે કોઈ વિદ્વાન્ પુરુષ જાણે છે. ॥૧॥ હે તાત! જે નરદેહ ધારણ કરી બીજાને દુઃખ આપે છે, તે જન્મ-મરણનાં દુઃખ સહન કરી નરકમાં જાય છે તથા અજ્ઞાનને આધીન થઈ સ્વાર્થમાં સ્નેહ રાખી અનેક પ્રકારનાં પાપ કરે, તે પુરુષ પરલોકમાં પોતાના સુખનો નાશ કરે છે. ॥ ૨ ॥ હે તાત! તેઓને હું કાળરૂપ થઈ સારાં તથા ખોટાં કર્મનાં ફળ આપું છું. માટે જે ડાહ્યા પુરુષો એવું વિચારે છે, તે જન્મ-મરણનાં દુઃખને જાણી મને ભજે છે. ॥ ૩ ॥ તેમ જ શુભાશુભના કર્મનાં ફળનો ત્યાગ કરી, દેવ, મનુષ્ય અને મુનિનાયક પણ મને ભજે છે. એવી રીતે મેં સાધુ અસાધુનાં લક્ષણ કહ્યાં. તેમાં જેણે એનો નિશ્ચય કર્યો છે, તે સંસારમાં ફરી જન્મ લેતો નથી. ॥૪॥

दो० सुनहु तात मायाकृत, गुण अरु दोष अनेक ॥
गुण यह उभय न देखिये, देखिय सो अविवेक ॥ ६३ ॥

**અર્થ.**—હે ભાઈ! માયાથી ઉત્પન્ન થયેલા અનેક ગુણ અને દોષ છે, તેમાં જે ગુણ તથા દોષને જૂવે છે તે જ અજ્ઞાનપણું અને નથી જોતા તે જ્ઞાની કહેવાય છે. ॥ ૬૩ ॥

चो० श्रीमुख वचन सुनत सब भाई । हर्ष प्रेम नहिं हृदय समाई ॥
करहिं बिनय अति बारहिं बारा । हनुमान हिय हर्ष अपारा ॥ १ ॥
पुनि रघुपति निज मंदिर आये । इहिविधि चरित करत मनभाये ॥
बार बार नारद मुनि आवहिं । चरित पुनीत रामकर गावहिं ॥ २ ॥
नित नव चरित देखि मुनि जाहीं । ब्रह्मलोक सब कथा कहाहीं ॥
सुनि बिरंचि अतिशय सुख मानहिं । पुनि पुनि तात करहु गुण गानहिं ॥३॥
सनकादिक नारदहिं सराहहिं । यद्यपि ब्रह्म निरत मुनि आहहिं ॥
सुनि गुण गान समाधि बिसारी । सादर सुनहिं परम अधिकारी ॥ ४ ॥

**અર્થ.**—ત્યારે એવાં શ્રીમુખનાં વચન સાંભળી, સર્વે ભાઈઓને એટલો હર્ષ થયો કે, તે પ્રેમ હૃદયમાં સમાતો નહોતો. તેમ જ વાયુપુત્ર પણ શ્રીહરિને નમ્રતાથી વારંવાર નમસ્કાર કરી હૃદયમાં અત્યંત હર્ષ પામ્યા. ॥ ૧ ॥ એ પ્રમાણે નિત્ય નવીન ચરિત્ર

કરતા પ્રભુ પોતાને મંદિર પધાર્યા. ત્યારે ત્યાં નારદ મુનિ વારંવાર આવીને હાથમાં વીણા લઈ શ્રીરઘુવારના ગુણનું ગાન કરી, ॥ ૨ ॥ નિત્યનાં નવાં ચરિત્ર જોઈને બ્રહ્મલોકમાં પાછા જઈ જઈ કથા શ્રવણ કરાવે છે. તે સાંભળી બ્રહ્મા અત્યંત સુખી થઈ કહે છે કે, હે નારદજી! મને પ્રભુના વારંવાર ગુણ સંભળાવો. ॥ ૩ ॥ વળી ત્યાં સનકાદિક મુનિઓ સદૈવ બ્રહ્મનિષ્ઠાવાળા છે, તોપણ નારદજીનાં વખાણ કરી શ્રીરામના ગુણ સાંભળે છે. એવી રીતે ઋષિઓ સમાધિનો ત્યાગ કરી સેવકની પેઠે શ્રીહરિના ગુણ સ્નેહથી સાંભળે છે. ॥ ૪ ॥

दो० जीवन मुक्त ब्रह्म पर, चरित सुनहिं तजि ध्यान ॥
जे हरिकथा न करहिं रति, तिनके हृदय पषान ॥ ६४ ॥

**અર્થ.**—તેમ જ જીવન મોક્ષરૂપ એવા બ્રહ્મમય, તે પણ ધ્યાન મૂકી રઘુનાથજીનાં ચરિત્ર સાંભળે છે. ત્યારે અવર પ્રાણીઓ રામકથા પ્રીતિથી સાંભળતા નથી, તેમનાં હૃદય પથ્થર જેવાં કઠણ જાણવાં. ॥ ૬૪ ॥

चो० एक बार रघुनाथ बुलाये । गुरु द्विज पुरबासी सब आये ॥
बैठे गुरु द्विज वर मुनि सज्जन । बोले वचन भक्त भय भंजन ॥ १ ॥
सुनहु सकल पुरजन मम बानी । कहौं न कछु ममता उर आनी ॥
नहिं अनीति नहिं कछु प्रभुताई । सुनौ करहु जो तुमहिं सुहाई ॥ २ ॥
सोइ सेवक प्रीतम मम सोई । मम अनुशासन मानै जोई ॥
जो अनीति कछु भाषौं भाई । तौ मोहिं बरजेहु भय बिसराई ॥ ३ ॥
बडे भाग्य मानुष तनु पावा । सुर दुर्लभ सदग्रंथनगावा ॥
साधन धाम मोक्ष कर द्वारा । पाइन जे परलोक संवारा ॥ ४ ॥

**અર્થ.**—પછી એક દિવસે સભામંડળમાં શ્રીરામચન્દ્રજીએ ગુરુ વશિષ્ઠજી, બ્રાહ્મણો તથા નગરવાસીઓને બોલાવ્યા. તેથી તેઓ સર્વે સજ્જનો ત્યાં આવીને બેઠા, ત્યારે ભક્તના ભયને નાશ કરનારા એવા શ્રીહરિ કોમળતાથી વચન બોલ્યા કે, ॥ ૧ ॥ હે અયોધ્યાવાસીઓ! હું હૃદયમાં મમતા રાખી કંઈ પણ કહેતો નથી. માટે મારાં વચન સાંભળો. વળી તમને અનીતિ અથવા મારી પ્રભુતાઈથી કંઈ કહેતો નથી. માટે તે સાંભળીને તમને જેમ પ્રિય લાગે તેમ કરજો. ॥ ૨ ॥ હે ભાઇઓ! જે મારી આજ્ઞા માનશે, તે જ મારો સેવક ને મિત્ર છે. વળી જો હું કંઈ અનીતિનું ભાષણ કરું તો મારો ભય મૂકીને પાછું મને કહેજો. ॥ ૩ ॥ હે ભાઇઓ! મોટા ભાગ્યથી અને જેને સદ્‌ગ્રંથો વખાણે છે તથા દેવતાઓને દુર્લભ એવો જે મનુષ્ય દેહ પામ્યા છે, તે સર્વે સાધન અને મોક્ષનું સ્થાનક છે. એવો મનુષ્યદેહ પામીને પરલોક જવાનો ઉપાય નહીં કરવાવાળા મનુષ્ય, ॥ ૪ ॥

दो० सो परंतु दुख पावई, शिर धुनि धुनि पछिताइ ॥
कालहि कर्महिं ईश्वरहिं, मिथ्यादोष लगाइ ॥ ६५ ॥

**અર્થ.**—અંતકાળમાં માથું ધુણાવી ધુણાવી દુઃખ પામી પશ્ચાત્તાપ કરી પછી કાળ, કર્મ તથા પ્રભુને ખોટા દોષ લગાડે છે. ॥ ૬૫ ॥

चो० यहि तनु कर फल विषय न भाई । स्वर्गहु स्वल्प अंत दुखदाई ॥
नर तनु पाइ विषय मन देही । पलटि सुधाते शठ विष लेही ॥ १ ॥
ताहि कबहुं भल कहै न कोई । गुंजा गहै परसमणि खोई ॥
आकर चारि लाख चौरासी । योनि भ्रमत यह जीव अबिनासी ॥ २ ॥
फिरत सदा मायाके प्रेरे । काल कर्म स्वभाव गुण घेरे ॥
कबहुंक करि करुणा नर देही । देत ईश बिनु हेतु सनेही ॥ ३ ॥
नर तनु भव बारिधि कह बेरे । सन्मुख मरुत अनुग्रह मेरे ॥
कर्णधार सद्गुरु दृढ नावा । दुर्लभ साज सुलभ करि पावा ॥ ४ ॥

**અર્થ.**—હે ભાઈઓ! નરદેહ ધારણ કરી વિષય ભોગવવા, એ તેનું ફળ નથી તથા સ્વર્ગનું સુખ અંતે દુઃખ દેનાર છે. વળી નરદેહ પામીને વિષયમાં મન રાખે છે, તે મનુષ્ય અમૃતને બદલે ઝેર લે છે. ॥ ૧ ॥ વળી જે પારસમણિ મૂકીને ચણોઠી લે છે, તેને કદી પણ કોઈ સારું કહેતું નથી તથા ચાર ખાણ અને ચોરાશી લાખ યોનિમાં અવિનાશી જીવ, ॥ ૨ ॥ કાલ, કર્મ, સ્વભાવ અને ગુણથી ઘેરાયલો માયાની આજ્ઞાથી હમેશાં ભમ્યા કરે છે. આવા જીવને સ્નેહી ઈશ્વર કારણવિના કૃપા કરી કોઈક વખત જ મનુષ્યાવતાર આપે છે. ॥ ૩ ॥ હવે સંસારરૂપી સમુદ્રના ઉપર નરદેહ નાવરૂપ છે, તેને મારી કૃપારૂપી સવળો વાયુ લાગે છે. આ દૃઢ નાવ ઉપર સદ્ગુરૂરૂપી કર્ણધાર છે. આ રીતે દેવતાઓને દુર્લભ એવો સઘળો સુલભ સાજ તમને મળ્યો છે. ॥ ૪ ॥

दो० जो न तरै भवसागरहिं, नर समाज अस पाइ ॥
सो कृतनिंदक मंदमति, आतमहन गतिजाइ ॥ ६६ ॥

**અર્થ.**—માટે આવો મનુષ્યદેહ પામીને સંસારરૂપી સમુદ્રને જે તરતો નથી, તે મહાનિંદક, મંદબુદ્ધિવાળો તથા આત્મઘાતી જાણવો. ॥ ૬૬ ॥

चो० जो परलोक इहां सुख चहहू । सुनि मम बचन हृदय दृढ गहहू ॥
सुलभ सुखद यह मारग भाई । भक्ति मोरि पुराण श्रुति गाई ॥ १ ॥
ज्ञान अगम प्रत्यूह अनेका । साधन कठिण न मन महं टेका ॥
करत कष्ट बहु पावत कोई । भक्तिहीन प्रिय मोहिं न सोई ॥ २ ॥
भक्ति स्वतंत्र सकल सुखखानी । बिनु सतसंग न पावहिं प्रानी ॥
पुण्यपुंज बिन मिलहिं न संता । सतसंगति संसृति कर अंता ॥ ३ ॥
पुण्य एक जगमहं नहिं दूजा । मन क्रम बचन विप्र पद पूजा ॥
सानुकूल तिहिपर सब देवा । जो तजि कपट करै द्विज सेवा ॥ ४ ॥

**અર્થ.**—હે ભાઈઓ! જો તમને પરલોકનાં સુખની ઇચ્છા હોય તો મારાં વચન સાંભળી મનમાં નિશ્ચય કરી જેનું વેદ પુરાણ ગાન કરેછે, એવી જે સુખને આપનાર મારી ભક્તિ, તેના માર્ગને ગ્રહણ કરો. ॥ ૧ ॥ વળી જ્ઞાન છે તે મનને આધાર વિનાનું કઠીણ સાધન અને અનેક વિઘ્નવાળું છે. હવે તે જ્ઞાન ઘણા જ કષ્ટથી કદાપિ કોઈ પુરુષો પામે છે, તોપણ મારી ભક્તિવિનાનું તે મને પ્રિય નથી. ॥ ૨ ॥ વળી સર્વે સુખની ખાણરૂપ એવી ભક્તિ સ્વતંત્ર છે. માટે સતસંગવિના પ્રાણી તેને પામી શકતો નથી, તેમ ઘણાં પુણ્ય કર્યાવગર સંત પુરુષો મળતા નથી અને જન્મ મરણના અંતરૂપ સાધુનો સતસંગ મળતો નથી. ॥ ૩ ॥ વળી મન, કર્મ તથા વચને કરી બ્રાહ્મણનાં ચરણનું પૂજન કરવું, એના જેવું જગતમાં બીજું પુણ્ય નથી. એમ જે પુરુષ કપટનો ત્યાગ કરી બ્રાહ્મણની સેવા કરેછે, તેના ઉપર ઇંદ્રાદિ દેવતાઓ સર્વે પ્રસન્ન રહેછે. ॥ ૪ ॥

**दो॰ औरौ एक गुप्त मत, सबहिं कहौं कर जोरि ॥**
**शंकर भजन बिनानर, भक्ति न पावै मोरि ॥ ६७ ॥**

**અર્થ.**—હે ભાઈઓ! તમને સર્વેને હું હાથ જોડી બીજી એક ગુપ્ત વાત કહુંછું તે સાંભળો. તે એ કે મહાદેવજીનું ભજન કર્યાવિના કોઈપણ મારી ભક્તિને પામી શકતો નથી. ॥ ૬૭ ॥

**चौ॰ कहहु भक्ति पथ कवन प्रयासा । योग न मख जप तप उपबासा ॥**
**सरल स्वभाव न मन कुटिलाई । यथालाभ संतोष सदाई ॥ १ ॥**
**मोर दास कहाइ नर आसा । करै तो कहहु कहां बिश्वासा ॥**
**बहुत कहौं का कथा बढाई । इहि आचरण वश्य मैं भाई ॥ २ ॥**
**बैर न विग्रह आश न त्रासा । सुखमय ताहि सदा सब आसा ॥**
**अनारंभ अनिकेत अमानी । अनघ अरोष दक्ष विज्ञानी ॥ ३ ॥**
**प्रीति सदा सज्जन संसर्गा । तृण सम विषय स्वर्ग अपवर्गा ॥**
**भक्ति पक्षता नहिं शठताई । दुष्ट कर्म सब दूरि बिहाई ॥ ४ ॥**

**અર્થ.**—હવે જે ભક્તિમાં યોગ, યજ્ઞ, જપ, તપ અને ઉપવાસ સંબંધી કોઈ પ્રકારનો શ્રમ પડતો નથી, એવો જે ભક્તિમાર્ગ તે હું કહુંછું. જે પુરુષ સરલ સ્વભાવવાળા, મનમાં કપટ મૂકી જે લાભ થાય તેટલામાં સંતોષ રાખીને, ॥ ૧ ॥ મારો દાસ થઈ પછી બીજાની આશા રાખે તો તે સેવકનો મારાવિષે શું વિશ્વાસ રહ્યો? હે ભાઈઓ! કથાનો વિસ્તાર થઈ જાય, માટે વધારે વર્ણન શું કરું? પણ નીચે લખ્યા પ્રમાણે આચરણવાળાઓને હું વશ છું. ॥ ૨ ॥ વળી તેની હમેશાં સર્વ આશાઓ સફળ થાયછે. હવે કોઈ સાથે વૈર અને કલેશ કરે નહીં તથા કંઈ આશા રાખે નહીં અને કોઇને ભય ન આપે તથા પ્રપંચ, ઘર અને માન વિનાનો, પાપ તથા ક્રોધરહિત, ચતુર અને વિશેષ જ્ઞાની, ॥ ૩ ॥ સદૈવ સજ્જન પુરુષોમાં સ્નેહ રાખનાર, સ્વર્ગ, મોક્ષ અને વિષયના સુખને તૃણની પેઠે ત્યાગ કરનાર, ખલપણું અને સર્વે દુષ્ટ કર્મનો ત્યાગ કરી એક મારી ભક્તિનો આધાર રાખનાર, ॥ ૪ ॥

दो० ममगुण ग्राम नाम रत, मत ममता पद मोह ॥
ताकर सुख सोइ जानत, परमानंद संदोह ॥ ६८ ॥

**અર્થ.**—તથા અહંકાર અને મોહ રહિત થઈ મારા અનેક ગુણ તથા નામમાં સ્નેહ રાખનાર જે પુરુષ, તે પરમાનન્દના સુખને જાણશે. ॥ ૬૮ ॥

चो० सुनत सुधासम वचन रामके । सबनि गहे पद कृपाधामके ॥
जननि जनक गुरु बंधु हमारे । कृपानिधान प्राणते प्यारे ॥ १ ॥
तन धन धाम राम हितकारी । सब विधि तुम प्रणतारति हारी ॥
अस सिख तुम बिनु करइ नकोऊ । मातु पिता स्वारथ रत ओऊ ॥ २ ॥
हेतु रहित सब विधि उपकारी । तुम तुम्हार सेवक असुरारी ॥
स्वारथ मीत सकल जगमाहीं । स्वप्नेहुं कोउ परमारथ नाहीं ॥ ३ ॥
सबके वचन प्रेम रस साने । सुनि रघुनाथ हृदय हर्षाने ॥
निज निज गृह गए आयसु पाई । वर्णत प्रभुकी गिरा सुहाई ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! કૃપાના ભંડાર શ્રીરામચંદ્રજીનાં અમૃત જેવાં વચન સાંભળી સર્વે સજ્જનો શ્રીપ્રભુનાં ચરણ વંદન કરી બોલ્યા કે, હે કૃપાળુ! તમે અમારા પ્રાણથી અધિક પ્રિય છો તથા માતા, પિતા, ગુરુ અને બંધુરૂપ છો. ॥ ૧ ॥ વળી તન, ધન તથા ધામના કલ્યાણકારી છો. હે પ્રણતપાલ પ્રભો! આ માતાપિતા તો સ્વાર્થમાં પ્રીતિ રાખનાર છે. વાસ્તે આપ વિના બીજો કોણ ઉપદેશ આપે? ॥ ૨ ॥ વળી આ વિશ્વમાં સર્વે સ્વાર્થના સખાઓ છે. તેથી પરોપકાર સ્વપ્નમાં પણ કરતા નથી. આપ તો સ્વાર્થવિનાના ઉપકાર કરનાર છો. ॥ ૩ ॥ એવાં પ્રજાનાં પ્રેમમય વચન સાંભળી પ્રભુ મનમાં આનન્દ પામ્યા. ત્યાર કેડે શ્રીરામની રજા લઈ માર્ગમાં સુંદર વાણીનું વર્ણન કરતા પોતપોતાને ઘેર તેઓ ગયા. ॥ ૪ ॥

दो० उमा अवध वासी नर, नारि कृतारथ रूप ॥
ब्रह्मसच्चिदानंद घन, रघुनायक जहं भूप ॥ ६९ ॥

**અર્થ.**—હે ભવાનિ! જ્યાં સત્-ચિત્-આનન્દના સમુદ્ર શ્રીરામ રાજાનું રૂપ લઈ રાજ્ય કરે છે; તેથી અયોધ્યાવાસી સ્ત્રીપુરુષો કૃતાર્થરૂપ થયાં. ॥ ૬૯ ॥

चो० एक बार बशिष्ठमुनि आये । जहां राम सुखधाम सुहाये ॥
अति आदर रघुनायक कीन्हा । पद पखारि चरणोदक लीन्हा ॥ १ ॥
राम सुनहु मुनि कह करजोरी । कृपासिंधु बिनती एक मोरी ॥
देखि देखि आचरण तुह्मारा । होत मोह मम हृदय अपारा ॥ २ ॥
महिमा अमित वेद नहिं जाना । मैं केहि भांति कहौं भगवाना ॥
उपरोहिती कर्म अतिमंदा । वेद पुराण स्मृतिकर निंदा ॥ ३ ॥

जब न लेडं तबही बिधि मोहीं । होहिं लाभ आगे सुत तोहीं ॥
परमात्मा ब्रह्म नर रूपा । होइहैं रघुकुल भूषण भूपा ॥ ४ ॥

**અર્થ.**—પછી એક વખતે સુખના ધામરૂપ શ્રીરઘુનાથજી જ્યાં બિરાજે છે ત્યાં વશિષ્ઠ મુનિ આવ્યા. ત્યારે પ્રભુ અત્યંત માન આપી પદકંજ ધોઈ ચરણામૃત લેવા લાગ્યા. ॥ ૧ ॥ ત્યારે મુનિ બે હાથ જોડી બોલ્યા કે, હે કૃપાસિંધુ! મારી એક વિનતિ સાંભળો. વળી આપનાં ચરિત્ર જોઈ જોઇને મને અત્યંત મોહ ઉત્પન્ન થાય છે. ॥ ૨ ॥ હે પ્રભો! આપના અનેક મહિમાને વેદ પણ જાણી શકતા નથી, ત્યારે હું કેવી રીતે વર્ણન કરી શકું? આ યજમાનવૃત્તિનું કામ અત્યંત નીચ છે, જેને વેદપુરાણાદિ નિંદે છે. ॥ ૩ ॥ એમ જાણી જ્યારે મેં પિતાને ના પાડી ત્યારે બ્રહ્માએ મને કહ્યું કે, હે પુત્ર! આ વૃત્તિથી આગળ જતાં તને લાભ થશે. હે બાપ! જેને પરમાત્મા અને બ્રહ્મરૂપ કહે છે, તે પ્રભુ રઘુકુળમાં આભૂષણરૂપ શ્રીરામચન્દ્રજીરૂપે રાજા તારો યજમાન થશે. ૪

**दो०** तब मैं हृदय बिचार किय, योग यज्ञ जप दान ॥
जेहि हित करिय सो पाइये, धर्म न इह सम आन ॥ ७० ॥

**અર્થ.**—ત્યારે મેં હૃદયમાં વિચારી જોયું કે, અરે! જેના વાસ્તે યોગ, યજ્ઞ, જપ અને દાન કરીએ, તે પ્રભુ મને સહજ પ્રાપ્ત થશે; માટે યજમાનવૃત્તિ જેવો બીજો કોઈ ધર્મ જ નથી. ॥ ૭ ॥

**चो०** जप तप नियम योग व्रत धर्मा । श्रुति संभव नाना बिधि कर्मा ॥
ज्ञान दया दम तीरथ मज्जन । जहंलगि धर्म कहैं श्रुति सज्जन ॥ १ ॥
आगम निगम पुराण अनेका । पढे सुने कर फल प्रभु एका ॥
तव पद पंकज प्रीति निरंतर । सब साधन कर फल यह सुंदर ॥ २ ॥
छूटै मलकि मलहिके धोये । घृतकि पाव कोउ बारि बिलोये ॥
प्रेमभक्ति जल बिनु रघुराई । अभ्यंतर मल कबहुं न जाई ॥ ३ ॥
सोइ सर्वज्ञ तज्ञ सोइ पंडित । सोइ गुणज्ञ बिज्ञान अखंडित ॥
दक्ष सकल लक्षण युत सोई । जाके पद सरोज रति होई ॥ ४ ॥

**અર્થ.**—હે પ્રભો! વળી કેટલાક પ્રાણીઓ જપ જપે છે, તપસ્યા કરે છે, નેમ, અષ્ટાંગયોગ, સ્વધર્મ, વેદમાં કહેલાં નાનાપ્રકારનાં શુભકર્મ, જ્ઞાન, દયા, ઇંદ્રિયદમન તથા તીર્થસ્નાન, જ્યાંસૂધી ધર્મ રહે છે ત્યાંસૂધી કરે છે, એમ શ્રુતિ અને સજ્જન પુરુષો કહે છે. ॥૧॥ વળી જ્યોતિષ, વેદ અને અનેક પુરાણો એમ કહે છે કે ભણવાનું તેમ જ સાંભળવાનું હે હરે! એક જ ફળ એ છે કે, સદૈવ આપના પદકંજમાં પ્રીતિ રાખવી. એ જ સર્વ સાધનનું સુંદર ફળ છે. ॥ ૨ ॥ વળી જેમ મેલું વસ્ત્ર કંઈ મેલમાં ધોવાથી સાફ થાય નહિ અને પાણી મથન કરવાથી કંઈ ઘૃત પેદા ન થાય. તેમ હે રઘુવીર! આપની પ્રેમભક્તિરૂપ જળવિના અન્તઃકરણનો મેલ કદી જાય જ નહીં. ॥ ૩ ॥

તેમ જ આપનાં પદકંજ વિષે જેની પ્રીતિ છે, તેને જ સર્વજ્ઞ, તત્વવેત્તા તથા પંડિત, વિશેષ અખંડ જ્ઞાનવાન્ અને સર્વ લક્ષણયુક્ત ચતુર જાણવો. ॥ ૪ ॥

**दो०** नाथ एक बर मांगहुं, मोहिं कृपा करि देहु ॥
जन्म जन्म प्रभु पद कमल, कबहुं घटै जनि नेहु ॥ ७१ ॥

**અર્થ.**—હે નાથ ! હવે જે જે યોનિમાં મારો જન્મ થાય, તે તે દેહમાં આપનાં પદકંજમાં અખંડ સ્નેહ રહે, એ જ વરદાન પ્રભુ મારા ઉપર કૃપા કરીને આપો. ॥૭૧॥

**चो०** असकहि मुनि वशिष्ठ गृह आये । कृपासिंधुके मन अति भाये ॥
हनूमान भरतादिक भ्राता । संग लिये सेवक सुखदाता ॥ १ ॥
पुनि कृपालु पुर बाहिर गयऊ । गज रथ तुरंग मंगावत भयऊ ॥
देखि कृपा करि सकल सराहे । दिये उचित जिन्ह जिन्ह जो चाहे ॥ २ ॥
हरण सकल श्रम प्रभु श्रम पाई । गये जहां शीतल अमराई ॥
भरत दीन्ह निज बसन डसाई । बैठे प्रभु सेवहिं सब भाई ॥ ३ ॥
मारुतसुत मारुत तब करई । पुलकि गात लोचन जल भरई ॥
हनूमान सम को बड भागी । नहिं कोउ रामचरण अनुरागी ॥ ४ ॥
गिरिजा जासु प्रीति सेवकाई । बार बार प्रभु निज मुख गाई ॥

**અર્થ.**—એ પ્રમાણે કહી મુનિ પોતાને ઘેર આવ્યા, ત્યારે ગુરુનાં વચન પ્રભુને અત્યંત પ્રિય લાગ્યાં. પછી સેવકને સુખ આપનાર શ્રીરામચંદ્રજી તે જ વખતે ભરતજી, શત્રુઘ્ન, લક્ષ્મણજી અને હનુમાનજીને સાથે લઈ, ॥ ૧ ॥ નગરથી બહાર સરયૂ ગંગાના કિનારા ઉપર ગુપ્તાર ઘાટ ઉપર આવીને, ત્યાં સેવકદ્વારાએ હાથી, ઘોડા, રથ તથા મણિ ભૂષણ વસ્ત્રાદિ મંગાવીને અયોધ્યાવાસીઓ ઉપર કૃપા કરી તેમનાં વખાણ કરતાં, જેને જેવી યોગ્ય, તેને તેવી વસ્તુ આપી. ॥ ૨ ॥ હે ઋષિ ! શ્રીહરિ પ્રાણીમાત્રનાં દુઃખનો નાશ કરવાવાળા છતાં કેવળ કહેવા માત્ર શ્રમ પામીને અવધવિહારી શ્રીરામ દશ હજાર વર્ષ રાજ્ય કરી સ્વધામ એટલે શૃંગાર વનમધ્યે શીતળ અમરાઇમાં પધાર્યા. (શ્રીરામને પોતાના ઇષ્ટ દેવ જાણી તુલસીદાસે તેઓ સ્વધામ પધાર્યા એવો ભાવ ચોપાઇના પદમાં ગુપ્ત રાખ્યો છે, પણ પ્રગટ કર્યો નથી.) તે વખતે ભરતજીએ પોતાનું પીતાંબર વસ્ત્ર પ્રભુને આસન વાસ્તે આપ્યું. તે ઉપર બેઠેલા શ્રીહરિની સર્વે ભાઇઓ સેવા કરવા ઉભા અને પવનપુત્ર વાયુ ઢોળવા લાગ્યા. ॥ ૩ ॥ તે સમયે સર્વેનાં રોમાંચિત ઉભાં થતાં નેત્રમાં જળ ભરાઈ આવ્યું. હે ભવાનિ ! શ્રીહરિનાં પદકંજમાં સ્નેહ રાખનાર હનુમાનજી જેવો ભાગ્યશાળી કોઈ નથી. ॥ ૪ ॥ કારણ કે પ્રભુએ શ્રીમુખે વારંવાર તેની સેવકાઈ તથા સ્નેહનું વર્ણન કર્યું છે. ॥ ૫ ॥

**दो०** तेहि अवसर मुनि नारद, आये करतल बीन ॥
गावन लागे राम गुण, कीरति सदा नवीन ॥ ७२ ॥

**અર્થ.**—વળી તે વખતે નારદજી હાથમાં વીણા લઈ શ્રીહરિના અખંડ ગુણ તથા નવિન કીર્ત્તિનું ગાન કરી કહેવા લાગ્યા કે, ॥ ૭૨ ॥

**ચો०** मामवलोकय पंकजलोचन । कृपाबिलोकनि शोचबिमोचन ॥
नीलतामरस श्याम कामअरि । हृदयकंज मकरंद मधुपहरि ॥ १ ॥
यातुधानवरूथबल गंजन । मुनिसज्जन रंजन अघभंजन ॥
भूसुरनवशश वृंदबलाहक । अशरण शरण दीन जन गाहक ॥ २ ॥
भुजबल बिपुल भार महिखंडित । खर दूषण बिराध बध पंडित ॥
रावणारि सुख रूप भूपबर । जय दशरथ कुल कुमुद सुधाकर ॥ ३ ॥
सुयश पुराण बिदित निगमागम । गावत सुर मुनि संतसमागम ॥
कारुणीक बाली मद खंडन । सब बिधि कुशल कोशलामंडन ॥ ४ ॥
कलिमल मथन नाम ममताहन । तुलसिदास प्रभु पाहि प्रणतजन ॥

**અર્થ.**—હે પ્રભો! આપ કમળ જેવાં નેત્રવાળા તથા દુઃખના નાશ કરનારા છો. આપ કૃપાદૃષ્ટિવડે મારી તરફ જૂવો. વળી નીલ કમળના જેવા વર્ણવાળા કામદેવના શત્રુ જે શંકર, તેમના હૃદયરૂપી કમળની સુગંધી લેવાવાળા આપ ભ્રમરરૂપ છો. ॥ ૧ ॥ તથા અનેક દૈત્યના સૈન્યને નાશ કર્ત્તા તેમ જ મુનિ અને સંતના પાપને નાશ કરી આનંદ આપનારા, વળી અનેક બ્રાહ્મણરૂપી લીલા ઘાસઉપર મેઘની પેઠે સુખ આપવાવાળા અને દીનદયાળ તથા પ્રણતપાલ છો. ॥ ૨ ॥ વળી આપની ભુજાઓના અત્યંત બળથી આપ પૃથ્વીના ભારને નાશકર્તા છો. વળી ખર-દૂષણ અને વિરાધ દૈત્યને મારવા વખત મહા-ચતુર હતા. વળી દશરથના કુળરૂપી કુમુદિની ઉપર ચંદ્રમારૂપ, રાજાઓમાં શ્રેષ્ઠ, સુખના આપનાર અને રાવણના શત્રુરૂપ હે શ્રીરામ! તમારો જય થાઓ. ॥ ૩ ॥ વળી જ્યોતિષ, વેદ તથા પુરાણમાં પ્રસિદ્ધ યશવાળા આપ છો. આપનું દેવતા, મુનિ અને સંત પુરુષો નિરંતર ગાન કરે છે. તેમ જ વાળિના મદને હરણ કરનાર હે દયાળુ! તમે સર્વે પ્રકારે કુશળ છો, તેમ જ અયોધ્યાને શોભાવનાર તથા આપનું નામ કળિનાં પાપ તથા મમતાને નાશ કરનારું છે. કવિ કહેછે કે, આપને શરણે આવેલાનું હે નાથ! રક્ષણ કરો. ॥ ૪ ॥

**दो०** प्रेम सहित मुनि नारद, बर्णि राम गुण ग्राम ॥
शोभा सिंधु हृदय धरि, गये जहां बिधि धाम ॥ ७३ ॥

**અર્થ.**—પછી નારદજી અનેક ગુણનું વર્ણન કરી શોભાના સમુદ્ર શ્રીહરિને હૃદયમાં રાખી બ્રહ્મલોકમાં ગયા. ॥ ૭૩ ॥

**ચો०** गिरिजा सुनहु बिशद यह कथा । मैं सब कही मोरि मति यथा ॥
रामचरित शतकोटि अपारा । श्रुति शारदा न बर्णै पारा ॥ १ ॥
राम अनंत अनंत गुणानी । जन्मकर्म अगणित नामानी ॥
जलशीकर महि रज गनि जाहीं । रघुपति चरित न बर्णि सिराहीं ॥ २ ॥

विमल कथा यह हरि पद दायिनि । भक्ति होइ सुनि अति अनपायिनि ॥
उमा कहेउं सोइ कथा सुहाई । जो भुशुंडि खगपतिहि सुनाई ॥ ३ ॥
कछुक राम गुण कहेउं बखानी । अबका कहौं सो कहहु भवानी ॥
सुनि शुभ कथा उमा हरषानी । बोलीं अति बिनीत मृदुबानी ॥ ४ ॥
धन्य धन्य मैं धन्य पुरारी । सुनेहु राम गुण भव भयहारी ॥

**અર્થ.**—હે ભવાનિ! હવે પ્રભુના શુદ્ધ ગુણુની કથા મેં મારી બુદ્ધિપ્રમાણે તમને કહી સંભળાવી. પણ શ્રીરામનાં ચરિત્ર સો કોટિ કરતાં અધિક છે. તેમનું વેદ તથા સરસ્વતી વર્ણન કરે, તોપણ પાર આવે એમ નથી. ॥૧॥ કારણ કે પ્રભુનાં અનન્ત નામ છે, તેમ તેના ગુણ પણ અનન્ત છે, તથા કર્મ પણ અગણિત છે. કદાપિ વરસાદનાં બૂંદ અને પૃથ્વીની રજ ગણવામાં આવે, પરંતુ ઈશ્વિરનાં ચરિત્રનું વર્ણન થઈ શકે એમ નથી. ॥ ૨ ॥ હે પાર્વતી! આ પવિત્ર કથા પ્રભુના ધામને આપનારી અને સાંભળવાથી પ્રેમભક્તિ ઉત્પન્ન કરનારી કાકભુશંડીએ ગરુડજીને કહી સંભળાવી. તે જ સુન્દર કથા મેં તમને શ્રવણ કરાવી. ॥ ૩ ॥ હે અર્ધાંગના! પ્રભુના ગુણ થોડાએક વખાણીને મેં કહ્યા. માટે હવે તમને શું સાંભળવાની ઇચ્છા છે, તે કહો. ત્યારે પાર્વતી ભગવાનનાં એવાં સુન્દર ચરિત્ર સાંભળી કોમળતાથી વિનતિ કરી બોલ્યાં કે, હે ત્રિપુરારી! જન્મ-મરણનાં દુઃખને નાશ કરનાર શ્રીહરિના ગુણ મેં સાંભળ્યા, તેથી મને વારંવાર ધન્ય છે. ॥ ૪ ॥

दो० तुह्मरी कृपा कृपायतन, अब कृतकृत्य नमोह ॥
जानेउं राम प्रभाव प्रभु, चिदानंद संदोह ॥ ७४ ॥
नाथ तवानन शशि श्रवत, कथा सुधा रघुबीर ॥
श्रवण पुटन मन पान करि, नहिं अघात मतिधीर ॥ ७५ ॥

**અર્થ.**—હે કૃપાનિધિ! આપની કૃપાથી હું કૃતાર્થ થઈ, તેથી હવે મને કંઈપણ મોહ નથી. કેમકે સત્-ચિત્ અને આનન્દના સમુદ્ર શ્રીરઘુનાથજીનો પ્રતાપ મારા જાણવામાં આવ્યો. ॥ ૭૪ ॥ હે નાથ! આપના મુખરૂપી ચન્દ્રમામાં શ્રીહરિની કથા-રૂપી અમૃતનો આપનાં વચનરૂપી સ્રાવ થયો, તથા તેનું મારા કાનરૂપી પાત્રે પાન કર્યું; પણ હે બુદ્ધિમાન્! હું અસ્થિર મતિવાળી છું, તેથી મારું મન તૃપ્ત થતું નથી. ॥૭૫॥

चौ० राम चरित जे सुनत अघाहीं । रस विशेष जाना तिन्ह नाहीं ॥
जीवनमुक्त महा मुनि जेऊ । हरि गुण सुनत अघात न तेऊ ॥ १ ॥
भवसागर चह पार जो पावा । रामकथा ताकहं दृढ नावा ॥
बिषयिन कहं पुनि हरि गुण ग्रामा । श्रवण सुखद अरु मन बिश्रामा ॥ २ ॥
श्रवणवंत अस को जग माहीं । जाहि न रघुपति कथा सुहाहीं ॥
ते जड जीव निजातम घाती । जिनहिं न रघुपति कथा सुहाती ॥ ३ ॥

रामचरित मानस तुम गावा । सुनि मैं नाथ परम सुख पावा ॥
तुम जो कही यह कथा सुहाई । काकभुशुंडि गरुड प्रति गाई ॥ ४ ॥

**અર્થ.**—હે નાથ! જે પ્રભુનાં ચરિત્ર સાંભળીને તૃપ્ત થાય, તે વિશેષે રસના સ્વાદને જાણતો જ નથી. વળી જીવન્મુક્ત મહામુનિઓ નિરંતર ઈશ્વરના ગુણ સાંભળે છે, પણ તેઓ તૃપ્ત થતા નથી. ॥ ૧ ॥ હે સુજનો! જેને સંસારરૂપી સમુદ્ર તરવાની ઇચ્છા હોય, તેને શ્રીરામકથા દૃઢ નાવનીપેઠે છે. વળી જે મોક્ષની ઇચ્છા કરવાવાળો વિષયી પુરુષ છે, તેને પ્રભુના ગુણ સાંભળવાથી મનને સુખ તથા વિશ્રામ થાય છે. ॥ ૨ ॥ જે પ્રાણીને શ્રીરામકથા પ્યારી લાગે નહીં, તેને જડજીવ તથા આત્મઘાતી જાણવો. માટે આ જગતમાં એવો પ્રાણી કોણ છે, કે જેને શ્રીરઘુપતિનાં ચરિત્ર પ્રિય લાગે નહીં? ॥૩॥ હે નાથ! પ્રભુનાં ચરિત્રરૂપી માનસસરોવરમાં મને તમે સ્નાન કરાવ્યું, તેથી હું અત્યંત સુખ પામી. વળી જે સુન્દર કથા કાકમુનિએ ગરુડજીને સંભળાવી, તે મને કહો. ॥ ૪ ॥

दो० बिरति ज्ञान बिज्ञान दृढ, रामचरण रति नेह ॥
बायस तनु रघुपति भगति, मोहिं परम संदेह ॥ ७६ ॥

**અર્થ.**—હે નાથ! કાકભુશુંડી પ્રભુનાં ચરણકમળમાં સ્નેહ રાખવાવાળો, તેમ જ મહાજ્ઞાની અને વૈરાગ્યવાન્ પણ કાગડાના દેહવાળો હતો, છતાં તેને રઘુપતિની ભક્તિ પ્રાપ્ત થઈ, તેથી મને ઘણો સંદેહ થાય છે માટે તે મને કહો. ॥ ૭૬ ॥

चो० नर सहस्रमहं सुनहु पुरारी । कोउ एक होइ धर्म व्रत धारी ॥
धर्म शील कोटिन महं कोई । विषय विमुख विराग रत होई ॥ १ ॥
कोटि बिरक्त मध्य श्रुति कहई । सम्यक्ज्ञान सकृत कोउ लहई ॥
ज्ञानवंत कोटिन महं कोई । जीवन्मुक्त सकृत कोइ होई ॥ २ ॥
तिन सहस्र महं सब सुखखानी । दुर्लभ ब्रह्म निरत बिज्ञानी ॥
धर्म शील बिरक्त अरु ज्ञानी । जीवन्मुक्त ब्रह्म पर प्रानी ॥ ३ ॥
सबते सो दुर्लभ सुर राया । रामभक्ति रत गत मद माया ॥
सो हरि भक्ति काक किमि पाइ । विश्वनाथ मोहिं कहहु बुझाइ ॥ ४ ॥

**અર્થ.**—હે પુરારી! હજારો મનુષ્યોમાં કોઇએક પોતાના નિજધર્મને જાણે છે. વળી ધર્મશીળવાળા કરોડમાં કોઈ એક વિષયથી રહિત ત્યાગી થાય છે. ॥ ૧ ॥ વળી વેદ કહે છે કે, તેવા કોટિ વિરક્ત પુરુષોમાં કોઈ એક જ્ઞાની થાય છે. તેવા કરોડો જ્ઞાનીઓમાં કોઇએક જીવન્મુક્ત થાય છે. ॥ ૨ ॥ ત્રણહજાર જીવન્મુક્તવાળાઓમાં વિશેષે જ્ઞાની સર્વ સુખના ખાણરૂપ છે તથા તેઓ બ્રહ્મમાં લીન થાય છે. આ રીતે જીવન્મુક્ત ધર્મશીળ, વૈરાગી, જ્ઞાની અને બ્રહ્મવેત્તા છે. ॥૩॥ આ સર્વ પ્રાણીઓ કરતાં પણ મદ તથા માયાવિનાની રામભક્તિમાં સ્નેહ રાખવો, એ જ ઉત્તમ લક્ષણ છે. હે દેવતાઓના

પતિ! આવી સર્વે કરતાં દુર્લભ ભક્તિને કાકભુશુંડજી કેવી રીતે પામ્યા? હે વિશ્વનાથ! તે મને સમજાવી કહો. ॥ ૪ ॥

**दो०** रामपरायण ज्ञानरत, गुणागार मतिधीर ॥
नाथ कहहु केहि कारण, पायउ काक शरीर ॥ ७७ ॥

**અર્થ.**—વળી જેને શ્રીરામનો આશ્રય છે તથા જ્ઞાનમાં સ્નેહી, ગુણના ભંડાર અને બુદ્ધિવાન્ એવા ઋષિ હોવા છતાં, હે નાથ! તે કાગડાની દેહ શા કારણથી પામ્ય, તે કહો. ॥ ૭૭ ॥

**चो०** यह प्रभु चरित पवित्र सुहावा । कहहु कृपालु काक किमि पावा ॥
तुम केहि भांति सुना मदनारी । कहहु मोहिं यह कौतुक भारी ॥ १ ॥
गरुड महा ज्ञानी गुणराशी । हरिसेवक अति निकटनिवासी ॥
सो केहि हेतु काक सन जाई । सुनी कथा मुनि निकर विहाई ॥ २ ॥
कहहु कवन विधि भा संबादा । दोउ हरि भक्त काक उरगादा ॥
गौरि गिरा सुनि सरल सुहाइ । बोले शिव सादर सुख पाइ ॥ ॥ ३ ॥
धन्य सती पावनि मति तोरी । रघुपति चरण प्रीति नहिं थोरी ॥
सुनहु परम पुनीत इतिहासा । जो सुनि होइ सकल भ्रम नासा ॥ ४ ॥
उपजहि रामचरण बिश्वासा । भवनिधि तरहि सो बिनहिं प्रयासा ॥

**અર્થ.**—હે કૃપાળુ! તેમ જ શ્રીહરિનાં ચરિત્ર અત્યંત પવિત્ર અને સુંદર છે. તેને કાગડો કેવી રીતે પામ્યો, તે મને કહો. હે કામદેવના શત્રુ! મને મોટું આશ્ચર્ય થાયછે કે, તમે કેવી રીતે સાંભળ્યું છે, તે કહો. ॥ ૧ ॥ વળી ખગપતિ મહાજ્ઞાની, ગુણના ભંડાર, શ્રીહરિના સેવક તથા પ્રભુ પાસે રહેવાવાળા છતાં તેઓએ સર્વે મુનિઓને મૂકી કાક પાસે જઈને શા કારણથી કથા સાંભળી? ॥ ૨ ॥ વળી કાકભુશુંડી તથા ગરુડજી બેઉ પ્રભુના ભક્ત છે ત્યારે તેઓનો સંવાદ કેવી રીતે થયો, તે કહો. એવી ગિરિજાની સુંદર વાણી સાંભળી શિવજી સુખ પામી આદરપૂર્વક બોલ્યા; ॥ ૩ ॥ હે પ્રિયા! તારી પવિત્ર બુદ્ધિને ધન્ય છે. કેમકે તારો રઘુપતિનાં ચરણમાં સ્નેહ ઓછો નથી. હવે જે સાંભળવાથી ભ્રમણાનો નાશ થાય, એવો પવિત્ર ઇતિહાસ હું કહુંછું તે સાંભળ. ॥ ૪ ॥ વળી તે સાંભળવાથી શ્રીહરિનાં પદકંજમાં પ્રીતિ થાયછે અને સંસારરૂપી સમુદ્રને વિના મહેનતે તરી જવાય છે. ॥ ૫ ॥

**दो०** ऐसे प्रश्न बिहंगपति, कीन्ह काकसन जाइ ॥
सो सब सादर कहतहौं, सुनहु उमा चितलाइ ॥ ७८ ॥

**અર્થ.**—હે ઉમા! એ પ્રમાણે ગરુડજીએ પણ કાકમુનિ પાસે જઈ પ્રશ્ન કર્યો હતો. તે જ આદરપૂર્વક હું તને કહુંછું, માટે ચિત્ત દઈને તું સાંભળ. ॥ ૭૮ ॥

**चो०** मैं जिमि कथा सुनी भवमोचनि । सो प्रसंग सुनु सुमुखि सुलोचनि ॥
प्रथम दक्षगृह जब अवतारा । सती नाम तब रहा तुह्मारा ॥ १ ॥

दक्ष यज्ञ तव भा अपमाना । तुम अति क्रोध तजे तहं प्राना ॥
मम अनुचरन कीन्ह मख भंगा । जानहु तुम सो सकल प्रसंगा ॥ २ ॥
तब अति शोच भयउ मन मोरे । दुखित भयउं वियोग प्रिय तोरे ॥
सुंदर गिरि बन सरित तडागा । कौतुक देखत फिरौं विभागा ॥ ३ ॥
गिरि सुमेरु उत्तर दिशि दूरी । नील शैल एक सुंदर भूरी ॥
तासु कनकमय शिखर सुहाये । चारि चारु मोरे मन भाये ॥ ४ ॥
तेहिपर एक एक विटप विशाला । बट पीपर पाकरी रसाला ॥
शैलोपरि सुंदर सर सोहा । मणि सोपान देखि मन मोहा ॥ ५ ॥

**અર્થ.**—હે સુંદર મુખ અને નેત્રવાળી ભવાનિ! જન્મ તથા મરણને નાશ કરનારી એવી શ્રીરામ કથા હું કહું છું, તેનું તું શ્રવણ કર. જ્યારે પ્રથમ તારો જન્મ દક્ષને ઘેર હતો, ત્યારે તારૂં સતી એવું નામ હતું. ॥ ૧ ॥ પછી દક્ષે જ્યારે યજ્ઞ કર્યો ત્યારે તેમાં મારું અપમાન જોઈ તેં પ્રાણનો ત્યાગ કર્યો અને તે યજ્ઞનો મારા સેવક વીરભદ્રાદિએ ભંગ કર્યો. એ સર્વે પ્રસંગ તું જાણે છે. ॥ ૨ ॥ હે પ્રિયા! તે વખતે તારા વિયોગે મારા મનમાં અત્યંત શોચ અને દુઃખ ઉત્પન્ન થવાથી સુંદર પર્વતો, વન, નદીઓ તથા તળાવ એ સર્વ ઠેકાણે કૌતુક જોવા હું ફરવા લાગ્યો. ॥ ૩ ॥ એમ ફરતાં ફરતાં મેરુ પર્વતની ઉત્તર દિશાએ થોડેક છેટે એક નીલગિરિ પર્વત છે, જેનાં ચાર શિખર સુવર્ણજેવાં શોભીતાં છે. વળી તેની ચારે દિશાઓ સુંદર જોઈ મારું મન ત્યાં જવાને થયું. ॥ ૪ ॥ હવે તે પર્વત ઉપર વિશાળ વડ, પીપળો, બોરડી તથા આંબો ઈત્યાદિ ચાર વૃક્ષ હતાં. તે ગિરિ ઉપર એક સુંદર સરોવર તથા મણિથી બાંધેલાં શોભાયમાન પગથીઆં જોઈ મારું મન મોહ પામ્યું. ॥ ૫ ॥

दो० शीतल अमल मधुर जल, जलज विपुल बहुरंग ॥
कूजत कल रव हंस गण, गुंजत नाना भृंग ॥ ७९ ॥

**અર્થ.**—વળી તેમાં નિર્મળ, શીતળ તથા મધુર જળમાં અનેક પ્રકારના રંગ રંગનાં અનેક કમળો શોભી રહ્યાં હતાં તથા તે ઉપર અનેક ભમરાઓ અને હંસ પક્ષીઓ નૃત્ય કરી મધુર સ્વરે બોલતા હતા. ॥ ૭૯ ॥

चो० तेहि गिरि रुचिर बसै खग सोई । तासु नाश कल्पांत न होई ॥
माया कृत गुण दोष अनेका । मोह मनोज आदि अविवेका ॥ १ ॥
रहेउ व्यापि समस्त जग माहीं । तेहि गिरि निकट कबहुं नहिं जाहीं ॥
तहं बसि हरिहि भजे जिमिकागा । सोसुनु उमासहित अनुरागा ॥ २ ॥
पीपर तरुतर ध्यान सो धरई । जाप योग पाकर तर करई ॥
आंब छाहं करि मानस पूजा । तजि हरि भजन काज नहिं दूजा ॥ ३ ॥

बटतर कह हरि कथा प्रसंगा । आवहिं सुनहिं अनेक बिहंगा ॥
रामचरित बिचित्र बिधि नाना । प्रेम सहित कर सादर गाना ॥ ४ ॥
सुनहिं सकलमति बिमल मराला । बसहिं निरंतर जो जेहि काला ॥
जब मैं जाइ सो कौतुक देखा । उर उपजा आनंद बिशेषा ॥ ५ ॥

**અર્થ.**—હવે તે સુંદર ગિરિ ઉપર રહેવાવાળા પક્ષીઓનો એક કલ્પના અંતમાં પણ નાશ થતો નથી. વળી માયાથી ઉત્પન્ન થયેલા કામ તથા મોહ ઈત્યાદિ અજ્ઞાન અને અનેક દોષો, ॥ ૧ ॥ જે ચૌદ બ્રહ્માંડમાં વ્યાપી રહ્યા છે, તેઓ કોઈ વખતે તે પર્વતની પાસે જઈ શકતા નથી. એવા સ્થળમાં કાકભુશુંડી વાસ કરીને જેવી રીતે ભજન કરેછે, તે કથા હે પ્રિયા! તું સ્નેહથી સાંભળ. ॥ ૨ ॥ હવે બ્રહ્મા પીપળાના વૃક્ષ હેઠળ મુનિ શ્રીરામનું ધ્યાન ધરેછે તથા બોરડીના વૃક્ષ નીચે બેસી પ્રભુના અષ્ટાંગયોગ તથા જપજાપ કરેછે. આંબાના ઝાડ હેઠળ બેસી નેત્ર મીંચી માનસી પૂજા કરેછે, તેમ જ વડના વૃક્ષ નીચે બેસી શ્રીરામકથા વાંચે છે, એમ તેમને શ્રીરઘુપતિનું ભજન મૂકી બીજું કંઈ કામ સૂઝતું નથી. ॥ ૩ ॥ વળી અનેક પક્ષીઓ ત્યાં આવી શ્રીરઘુનાથજીનાં અનેક પ્રકારનાં વિચિત્ર ચરિત્રો સ્નેહપૂર્વક સાંભળે છે અને ગાય છે. ॥ ૪ ॥ તેમ જ તે જગ્યાએ હમેશાં રહેનારા નિર્મળ બુદ્ધિવાળા હંસ વિહંગો પણ સાંભળે છે. તેથી જ્યારે હું ત્યાં ગયો ત્યારે ઉપર પ્રમાણેનું કૌતુક જોઈ મારા મનમાં અત્યંત આનંદ થયો. ॥ ૫ ॥

दो० तब कछु काल मराल तनु, धरि तहं कीन्ह निवास ॥
सादर सुनि रघुपति चरित, पुनि आयउं कैलास ॥ ८० ॥

**અર્થ.**—પછી કેટલાક એક દિવસ સૂધી હંસનું સ્વરૂપ ધારણ કરી પ્રેમપૂર્વક પ્રભુનાં ચરિત્ર સાંભળી, હું કૈલાસમાં આવ્યો. ॥ ૮૦ ॥

चौ० गिरिजाकहेउं सो सबइतिहासा । मैं जेहि समय गयउं खगपासा ॥
अबसो कथा सुनहु जेहि हेतू । गयउ काक पहं खग कुलकेतू ॥ १ ॥
जब रघुनाथ कीन्ह रण क्रीडा । समुझत चरित होत मोहिं व्रीडा ॥
इन्द्रजीत कर आपु बंधावा । तब नारद मुनि गरुड पठावा ॥ २ ॥
बंधन काटि गयउ उरगादा । उपजा हृदय प्रचंड बिषादा ॥
प्रभु बंधन समुझत बहु भांती । करत बिचार उरग आराती ॥ ३ ॥
व्यापक ब्रह्म बिरज बागीशा । माया मोह पार परमीशा ॥
सो अवतार सुनेउं जगमाहीं । देखा सो प्रभाव कछु नाहीं ॥ ४ ॥

**અર્થ.**—હે ગૌરી! જે વખતે હું કાકભુશુંડી પાસે ગયો હતો, તે વખતે પક્ષીઓના કુળમાં સૂર્યરૂપ ખગપતિ જે કારણ માટે આવ્યા હતા, તે સર્વે ઇતિહાસ કહું છું તે સાંભળો. ॥ ૧ ॥ શ્રીરામનાં ચરિત્ર સંભારી મને લાજ ઉત્પન્ન થાયછે કે, જ્યારે પ્રભુએ

રણસંગ્રામ કર્યો, ત્યારે ઈંદ્રજિતના નાગપાશથી પોતે બંધાયા. તે વાસ્તે નારદજીએ વિહંગેશને મોકલ્યા. ॥ ૨ ॥ પછી જ્યારે તેઓ બંધન કાપીને ગયા ત્યારે મને અત્યંત દુઃખ ઉત્પન્ન થયું. તેમ જ સર્પના શત્રુ ગરુડજી પણ શ્રીહરિને અત્યંત બંધનમાં પડેલા જોઈ વિચાર કરવા લાગ્યા કે, ॥ ૩ ॥ હે મન! માયા તથા મોહથી ન્યારા, વાણીના પ્રભુ, સર્વ વ્યાપક, બ્રહ્મરૂપ તથા ચૌદ બ્રહ્માંડના પતિ ઈશ્વર જગતમાં અવતર્યા છે, એમ સાંભળ્યું છે, પણ કંઈ તેમનો પ્રતાપ મારા જોવામાં આવ્યો નહીં. ॥ ૪ ॥

**दो०** **भवबंधनसें छूटहीं, नर जपि जाकर नाम ॥**
**खर्ब निशाचर बांधेऊ, नागफांस सोइ राम ॥ ८१ ॥**

**અર્થ**—કારણ જેનું નામ જપવાથી જન્મ-મરણના બંધથી પ્રાણી માત્ર છૂટી જાય, તે શ્રીરામચન્દ્રજીને દુષ્ટ મેઘનાદે નાગપાશમાં બાંધી મૂકયા. ॥ ૮૧ ॥

**चो०** **नानाभांति मनहिं समुझावा । प्रकट न ज्ञान हृदय भ्रम छावा ॥**
**खेद खिन्न मन तर्क बढाई । भयउ मोहबश तुह्मरी नाई ॥ १ ॥**
**ब्याकुल गयउ देवऋषि पाहीं । कहेसि जो संशय निज मनमाहीं ॥**
**सुनि नारदहि लागि अति दाया । सुनु खग प्रबल रामकी माया ॥ २ ॥**
**जो ज्ञानिन्ह कर चित अपहरई । बरिआई बिमोह मन करई ॥**
**जेहि बहु बार नचावा मोहीं । सो ब्यापी बिहंगपति तोहीं ॥ ३ ॥**
**महामोह उपजा मन तोरे । मिटहि न बेगि कहे खग मोरे ॥**
**चतुरानन पहं जाहु खगेशा । सोइ करहु जो होहि निदेशा ॥ ४ ॥**

**અર્થ.**—એ પ્રમાણે ગરુડજીને હૃદયમાં વિચાર કરવાથી, જ્ઞાનનો નાશ થઇ ભ્રમણા ઉત્પન્ન થઈ, તેથી તે દુઃખમાં અનેક તર્ક વધારી, હે સતી! તમારીપેઠે મોહને વશ થઈ. ॥ ૧ ॥ પછી વ્યાકુળતાથી પાછા નારદજી પાસે જઈ, પોતાના મનનો સંશય કહ્યો. તે સાંભળી મુનિને તેનાપર અત્યંત દયા આવી. તેથી બોલ્યા કે, હે ખગપતિ! સાંભળ. પ્રભુની માયા મહાબળવાન્ છે. ॥ ૨ ॥ જે અત્યંત જ્ઞાની હોય, તેના ચિત્તનું પણ હરણ કરી બળાત્કારથી તે માયા મોહ ઉત્પન્ન કરાવે છે. હે ગરુડ! જેમણે મને ઘણીવાર નચાવ્યો છે, તે જ શ્રીરામની માયા તને ઉત્પન્ન થઈ છે; ॥ ૩ ॥ તેથી અત્યંત અજ્ઞાન પેદા થયું છે. હે ભાઈ! જલદી કહેવાથી આ માયાનો નાશ થશે નહીં. માટે તમે બ્રહ્માની પાસે જાઓ અને તે જેમ ઉપદેશ કરે, તેમ તમે કરજો. ॥ ૪ ॥

**दो०** **असकहि चलेउ देवऋषि, करत राम गुण गान ॥**
**हरि माया बल बर्णत, पुनि पुनि परम सुजान ॥ ८२ ॥**

**અર્થ.**—હે ભવાનિ! એ પ્રમાણે માયાના બળનું વર્ણન કરી ચતુર દેવઋષિ શ્રીહરિના ગુણનું વારંવાર ગાન કરતા ચાલતા થયા. ॥ ૮૨ ॥

चो० तव खगपति बिरंचि पहं गयऊ । निज संदेह सुनावत भयऊ ॥
सुनि बिरंचि रामहिं शिर नावा । समुझी प्रताप प्रेम उर छावा ॥ १ ॥
मन महं करहिं बिचार बिधाता । मायाबश कबि कोविद ज्ञाता ॥
हरि मायाकर अमित प्रभावा । बिपुल बार जेहि मोहिं नचावा ॥ २ ॥
अग जग मय जग मम उपजाया । नहिं आश्चर्य मोह खगराया ॥
पुनि बोले विधि गिरा सुहाई । जान महेश राम प्रभुताई ॥ ३ ॥
बैनतेय शंकर पहं जाहू । तात अनत पूंछहु जनि काहू ॥
तहां होइ तव संशय हानी । चला बिहंगपति सुनि बिधि बानी ॥ ४ ॥

**અર્થ.**—પછી ખગપતિએ બ્રહ્માપાસે જઈ પોતાનો સંશય કહી સંભળાવ્યો. તે સાંભળી બ્રહ્મા શ્રીરામને મસ્તક નમાવી, તેમનો પ્રતાપ હૃદયમાં સમજી આનન્દ પામી ॥૧॥ વિચાર કરવા લાગ્યા કે, હે મન! પ્રભુની માયાનો પ્રતાપ મોટો છે તથા કવિ, પંડિત અને જ્ઞાની સર્વે તેને વશ છે; વળી ઘણા વખત તેણે મને પણ નચાવ્યો છે. ॥૨॥ એમ વિચારી પછી સુંદર વાણીથી બોલ્યા કે, હે ખગરાજ! સ્થાવર જંગમમય જગતને હું ઉત્પન્ન કરનાર છું તો તે માયાએ મને પણ નચાવ્યો છે, ત્યારે તે તને નચાવે, તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી; પરંતુ શ્રીહરિનો પ્રતાપ મહાદેવજી જાણે છે, ॥ ૩ ॥ તેથી ત્યાં જઈશ તો તારો સંશય દૂર થશે. પણ હે તાત! કંઈ પણ ઈર્ષા રાખી પૂછશો નહીં એવી બ્રહ્માની વાણી સાંભળી તે ત્યાંથી ચાલતો થયો. ॥ ૪ ॥

दो० परमातुर सुविहंगपति, तब आयउ मम पास ॥
जात रहेउं कुबेर गृह, देखत भयहु निरास ॥ ८३ ॥

**અર્થ.**—હે ગિરિજા! મહાવ્યાકુળ થયેલો તે પછી મારીપાસે આવ્યો, ત્યારે હું કુબેરને ઘેર જતો હતો અને તમે કૈલાસમાં હતા. ॥ ૮૩ ॥

चो० तेईं मम पद सादर शिरनावा । पुनि आपन संदेह सुनावा ॥
सुनि ताकर पुनीत मृदु बानी । प्रेम सहित मैं कहेउं भवानी ॥ १ ॥
मिलेउ गरुड मारग महं मोहीं । कवनि भांति समुझावों तोहीं ॥
जब कछु काल करिय सतसंगा । तव यह होइ मोह भ्रम भंगा ॥ २ ॥
सुनिय तहां हरिकथा सुहाई । नानाभांति मुनिन्ह जो गाई ॥
जेहि महं आदि मध्य अवसाना । प्रभु प्रतिपाद्य राम भगवाना ॥ ३ ॥
नित हरि कथा होत जहं भाई । पठवौं तोहिं सुनहु तहं जाई ॥
जाइहि सुनत सकल संदेहा । होइहि रामचरण दृढ नेहा ॥ ४ ॥

**અર્થ.**—તો પણ તેણે મારાં ચરણમાં આદરપૂર્વક મસ્તક નમાવી પોતાનો સન્દેહ કહ્યો. હે ભવાનિ! ત્યારે એવાં સ્નેહયુક્ત વચન સાંભળી, મેં તેને હર્ષથી ઉત્તર આપ્યો

કે, ॥ ૧ ॥ હે ખગપતિ! તમે મને માર્ગમાં મળ્યા, માટે હવે તમને હું કેવી રીતે સમજાવું? હે ભાઈ! જ્યારે ઘણોક કાળ સત્સંગ કરીએ, ત્યારે જ તમારો સન્દેહ જાય. ॥ ૨ ॥ એટલા વાસ્તે જે રામાયણમાં આદિ, મધ્ય અને અન્તમાં પ્રભુના યશનું જ વર્ણન કરેલું છે એવી હરિકથા જ્યાં મુનિઓ નાનાપ્રકારે ગાન કરે છે ત્યાં જઈ સાંભળો. ॥ ૩ ॥ હે ભાઈ! વળી જ્યાં અખંડ રામકથાનું જ વર્ણન થાય છે, તે ઠેકાણે હું તમને મોકલું છું. માટે ત્યાં જઈ સાંભળશો તો સન્દેહનો નાશ થઇ પ્રભુનાં ચરણમાં તમારો દૃઢ સ્નેહ ઉત્પન્ન થશે. ॥ ૪ ॥

**दो०** बिनु सतसंग न हरिकथा, तेहि बिनु मोह न भाग ॥
मोह गये बिनु राम पद, होई न दृढ अनुराग ॥ ८४ ॥

**અર્થ.**—હે ભાઈ! સત્સંગ વિના હરિકથા થતી નથી અને તે વિના મોહનો નાશ થતો નથી, તેમ જ મોહ ગયા વિના શ્રીહરિનાં પદમાં દૃઢ પ્રીતિ પણ થતી નથી. ॥૮૪॥

**चो०** मिलहिं न रघुपति बिनु अनुरागा । किये योग जप ज्ञान बिरागा ॥
उत्तर दिशि सुंदर गिरि नीला । तहं रह काक भुशुंड सुशीला ॥ १ ॥
राम भक्ति पथ परम प्रवीना । ज्ञानी गुण गृह बहु कालीना ॥
राम कथा सोइ कहै निरंतर । सादर सुनहिं बिबिध बिहंगवर ॥ २ ॥
जाइ सुनहु तहं हरिगुण भूरी । होईहि मोह जनित दुख दूरी ॥
मैं जब सब तेहि कहा बुझाई । चलेउ हर्षि मम पद शिरनाई ॥ ३ ॥
ताते उमा न मैं समुझावा । रघुपति कृपा मर्म सब पावा ॥
होइहि कीन्ह कबहुं अभिमाना । सो खोवा चह कृपानिधाना ॥ ४ ॥
कछु तेहिते पुनि मैं नहिं राखा । खग जानै खगहींकी भाखा ॥
प्रभु माया बलवंत भवानी । जाहि न मोह कवन अस ज्ञानी ॥ ५ ॥

**અર્થ.**—વળી અષ્ટાંગ યોગ, જપ, જ્ઞાન તથા વૈરાગ્ય સુખેથી કરો, પણ પ્રેમવિના શ્રીરઘુપતિ પ્રાપ્ત થતા નથી. માટે ઉત્તર દિશામાં રમણીય નીલગિરિ છે, ત્યાં મહાશીલવાન્ કાકભુશુંડ રહે છે. તે રામભક્તિમાર્ગમાં ચતુર, ગુણનો ગ્રહણ કરનાર અને ઘણાક કાળનો છે. ॥ ૧ ॥ તે હમેશાં શ્રીરામકથા વાંચે છે. ત્યાં આદરપૂર્વક અનેક પ્રકારના પક્ષીઓમાં ઉત્તમ એવાં હંસ પક્ષીઓ સાંભળે છે. ॥ ૨ ॥ તે ઠેકાણે જઈ નિર્મળ હરિકથા સાંભળ. ત્યાં અનેક હરિના નિર્મળ ગુણ શ્રવણ કરવાથી તને અજ્ઞાનનું દુઃખ મટી જશે. હે પાર્વતી! એવી રીતે જ્યારે મેં તેને ઘણું સમજાવી કહ્યું, ત્યારે તે હર્ષિત મનવડે ચાલતો થયો. ॥ ૩ ॥ હે ઉમા! પ્રભુની કૃપાથી તેનો સર્વ મર્મ જાણી મેં તેને સમજાવ્યો નહીં. વળી વિચાર કર્યો કે, કોઈ દહાડો ગરુડને મોહ થાય, તો તે નાશ કરવાની પ્રભુની ઇચ્છા છે. ॥૪॥ વળી પક્ષી પક્ષીની ભાષા જાણે છે, એટલા માટે મેં તેને રાખ્યો નહીં. હે ભવાનિ! ભગવાનની માયા મહાબળવાન્ છે, તેથી એવો કોણ જ્ઞાની છે કે, જેને મોહ ઉત્પન્ન થાય નહીં? ॥ ૫ ॥

दो० ज्ञानीभक्त शिरोमणि, त्रिभुवन पति कर यान ॥
ताहि मोह माया प्रबल, पामर करहिं गुमान ॥ ८५ ॥
शिव बिरंचि कहं मोहई, को है बपुरा आन ॥
अस जिय जानि भजहिं मुनि, मायापति भगवान ॥ ८६ ॥

અર્થ.—હે પ્રિયા! એક તો જ્ઞાની, વળી ભક્તમાં શિરોમણિ અને ત્રણ લોકના પતિ વિષ્ણુના વાહનરૂપ જે ગરુડજી, તેને પણ મહાબળવાન્ માયાએ મોહ ઉત્પન્ન કર્યો, માટે એવું ખોટું અભિમાન પશુરૂપ મનુષ્યવિના બીજો કોણ રાખે? ॥ ૮૫॥ વળી જે માયા શિવ અને બ્રહ્માને મોહ પમાડે છે, તેના આગળ બીજા ગરીબ શી બીશાતમાં? એમ હૃદયમાં જાણી મોટા મુનિઓ પણ તે માયાના પતિ શ્રીરામનું ભજન કરેછે. ॥ ૮૬ ॥

चो० गयउ गरुड जहं बसै भुशुंडी । मति अंकुठ हरिभक्त अखंडी ॥
देखि शैल प्रसन्न मन भयऊ । माया मोह शोक भ्रम गयऊ ॥ १ ॥
करि तडाग मज्जन जल पाना । बटतर गयउ हृदय हर्षाना ॥
वृद्ध वृद्ध बिहंग तहं आये । सुनहिं रामके चरित सुहाये ॥ २ ॥
कथा अरंभ करै सो चाहा । ताही समय गयउ खगनाहा ॥
आवत देखि सकल खगराजा । हर्षेउ बायस सकल समाजा ॥ ३ ॥
अति आदर खगपति कर कीन्हा । स्वागत पूछिसु आसन दीन्हा ॥
करि पूजा समेत अनुरागा । मधुर बचन बोलेउ तब कागा ॥ ४ ॥

અર્થ—હવે જ્યાં અખંડ બુદ્ધિવાળા હરિભક્ત કાકભુશુંડી મુનિ રહે છે, ત્યાં ગરુડજી ગયા. ત્યારે નીલગિરિને જોતાં જ માયા, મોહ, શોક તથા ભ્રમણાનો નાશ થવાથી તેનું મન પ્રસન્ન થયું. ॥ ૧ ॥ પછી સરોવરમાં નહાઈ જળપાન કરી મનમાં હર્ષ પામી વડના વૃક્ષ નીચે તે ગયો. તે વખતે વૃદ્ધ પક્ષીઓ ત્યાં આવીને પ્રભુનાં સુંદર ચરિત્ર શ્રવણ કરે છે. ॥ ૨ ॥ હવે કાકભુશુંડી કથા આરંભ કરવાની ઇચ્છા કરે છે, એટલામાં સર્વે પક્ષીઓના રાજા ગરુડજીને આવતા જોઈ, સૌ સમાજસહિત કાકભુશુંડજી, આનન્દ પામી, ॥ ૩ ॥ તેને અત્યંત માન આપી, કુશળતા પૂછી, સુંદર આસન ઉપર બેસાડી સ્નેહપૂર્વક પૂજા કરી મધુર વચને બોલ્યા કે, ॥ ૪ ॥

दो० नाथ कृतारथ भयउं मैं, तव दर्शन खगराज ॥
आयसु होइ सो करौं अब, प्रभु आयहु केहि काज ॥ ८७ ॥
सदा कृतारथ रूप तुम, कह मृदु बचन खगेश ॥
जाकी अस्तुति सादरहि, निज मुख कीन्ह महेश ॥ ८८ ॥

અર્થ.—હે પક્ષીરાજ! તમારાં દર્શન કરવાથી હું આજ કૃતાર્થરૂપ થયો. હે પ્રભુ! હવે આપ શા કારણ માટે આવ્યા છો, તે કહો. એટલે આજ્ઞા પ્રમાણે હું તે કરું ॥૮૭॥ ત્યારે એવી કોમળ વાણી સાંભળી વિહંગપતિ બોલ્યા કે, હે મુનિ! તમારી કીર્ત્તિ

સ્નેહસહિત શિવજીએ પોતાના શ્રીમુખથી વર્ણવી છે, માટે તમે હમેશાં કલ્યાણરૂપ જ છો. ॥ ૮૮ ॥

चो० सुनहु तात जेहि कारण आयउं । सो सब भयउ दरश तव पायउं ॥
देखि परम पावन तव आश्रम । गयउ मोह संशय नाना भ्रम ॥ १ ॥
अब श्रीराम कथा अतिपावनि । सदा सुखद दुख पुंज नशावनि ॥
सादर तात सुनावहु मोहीं । बार बार बिनवौं प्रभु तोहीं ॥ २ ॥
सुनत गरुडकी गिरा बिनीता । सरल सप्रेम सुखद सुपुनीता ॥
भयउ तासु मन परम उछाहा । कहै लागु रघुपति गुणगाहा ॥ ॥ ३ ॥
प्रथमहिं अति अनुराग भवानी । रामचरित सब कहेसि बखानी ॥
पुनि नारद कर मोह अपारा । कहेसि बहुरि रावण अवतारा ॥ ४ ॥
प्रभु अवतार कथा पुनि गाई । पुनि शिशु चरित कहेसि मन लाइ ॥

**અર્થ.**--હે બાપ! જે કારણવાસ્તે હું આવ્યો છું, તે સર્વે મનોરથ તમારાં દર્શનથી પૂર્ણ થયા. વળી આ અત્યંત પવિત્ર આશ્રમ જોઈ મારા અનેક પ્રકારના મોહ, સંશય અને ભ્રમણા સર્વેનો નાશ થયો. ॥ ૧ ॥ હે તાત! હું તમારી વારંવાર વિનતિ કરું છું કે, ઘણા દુઃખનો નાશ કરી સુખને આપનારી તથા અત્યંત પવિત્ર શ્રીરામકથા મને ઘણા સ્નેહથી સંભળાવો. ॥ ૨ ॥ ત્યારે સુખને આપનાર, સરળ, પવિત્ર, પ્રીતિસહિત અને નમ્રતાયુક્ત ખગપતિનાં વચન સાંભળી, કાકભુશુંડી આનંદિત મનવડે શ્રીહરિના ગુણનું વર્ણન કરવા લાગ્યા. ॥ ૩ ॥ હે ભવાનિ! તેણે, પ્રથમથી અત્યંત પ્રીતિથી શ્રીરામચંદ્રજીના સર્વે ચરિત્રનું વર્ણન કર્યું, પછી નારદજીને જે અત્યંત મોહ થયો તે તેમ જ રાવણના અવતારની કથા કહી. ॥ ૪ ॥ પ્રભુએ જે અવતાર લીધો તેનું તથા મન દઈ બાળ ચરિત્રનું વર્ણન કર્યું. ॥ ૫ ॥

दो० बालचरित कहि बिबिधविधि, मन महंपरम उछाह ॥
ऋषि आगमन कहेसि पुनि, श्रीरघुबीर बिवाह ॥ ८९ ॥

**અર્થ.**—એમ આનંદિત મનવડે અનેક પ્રકારે બાળચરિત્ર કહી, વળી વિશ્વામિત્ર શ્રીરામચંદ્રજીને તેડવા આવ્યા તે તથા સ્વયંવરની કથા કહી સંભળાવી. ॥ ૮૯ ॥

चो० बहुरि राम अभिषेक प्रसंगा । पुनि नृप वचन राज रस भंगा ॥
पुरबासिन कर बिरह बिषादा । कहेसि राम लक्ष्मण संवादा ॥ ॥ १ ॥
बिपिन गवन केवट अनुरागा । सुरसरि उतरि निवास प्रयागा ॥
बालमीकि प्रभु मिलन बखाना । चित्रकूट जिमि बस भगवाना ॥ २ ॥
सचिवागमन नगर नृप मरणा । भरतागमन प्रेम अति बरणा ॥
करिनृप क्रिया संग पुरवासी । भरत गये जहं प्रभु सुखराशी ॥ ३ ॥

पुनि रघुपति बहुविधि समुझाये । लै पादुका अवध फिरि आये ॥
भरत रहनि सुरपति सुत करणी । प्रभु अरु अत्रि भेंट पुनि बरणी ॥ ४ ॥

**અર્થ.**—પછી શ્રીહરિને રાજ્યગાદિ આપવાનો પ્રસંગ તથા દશરથ રાજાએ કૈકયીને વચન આપ્યું તે તેમ જ રાજ્યરસનો ભંગ થયો તે કથા કહી. વળી અયોધ્યાવાસી અને પ્રભુના વિરહથી દુઃખનું વર્ણન અને રામ લક્ષ્મણનો સંવાદ કહી સંભળાવ્યો. ॥ ૧ ॥ ફરી પ્રભુ વનવાસ ગયા ત્યાં ગોરાજાનો સ્નેહ તથા ગંગાજી ઉતરી પ્રયાગરાજમાં વાસ કર્યો તે, મુનિ વાલ્મીકિ તથા શ્રીરામનો મેળાપ તથા ભગવાને ચિત્રકૂટમાં વાસ કર્યો તે પ્રસંગની કથા, ॥૨॥ તેમ જ સુમંત અવધપુરમાં પાછા આવ્યા તે, રાજા દશરથના મરણની કથા, ભરતજી મોશાળેથી અવધમાં આવ્યા ત્યારે તેમના સ્નેહની કથા, રાજાની ક્રિયા અને પુરવાસીઓને સાથે લઈ ભરતજી સુખના ભંડાર જ્યાં હરિ હતા ત્યાં આવ્યા તે સર્વ કથા વર્ણવી. ॥ ૩ ॥ પછી પ્રભુએ ભાઇને ઘણી રીતે સમજાવી પાદુકા આપી. તે લઈ પાછા નગરમાં આવ્યા અને બંધુનાં ચરિત્ર તથા ઇંદ્રના પુત્ર જયંતની કથા અને શ્રીરામ અત્રિમુનિને મળ્યા, તેનું વર્ણન કર્યું. ॥ ૪ ॥

दो० कहि बिराध बध जाहि बिधि, देह तजी शरभंग ॥
बर्णि सुतीक्षण प्रेम पुनि, प्रभु अगस्त्य सतसंग ॥ ९० ॥

**અર્થ.**—હે ભવાનિ! પછી પ્રભુએ જે પ્રમાણે વિરાધનો વધ કર્યો તે તથા શરભંગ મુનિએ દેહ ત્યાગ કર્યો તે અને સુતીક્ષ્ણ ઋષિનો સ્નેહ તથા શ્રીહરિના અગસ્ત્યમુનિ-સાથેના સત્સંગનું વર્ણન તેમજ, ॥ ૯૦ ॥

चो० कहि दंडकबन पावन ताई । गृध्र मयित्री पुनि तेई गाई ॥
पुनि प्रभु पंचवटी कृत बासा । भंजेउ सकल मुनिन कर त्रासा ॥ १ ॥
पुनि लक्ष्मण उपदेश अनूपा । शूर्पणखा जिमि कीन्ह कुरूपा ॥
खर दूषण बध बहुरि बखाना । जिमि सब मर्म दशानन जाना ॥ २ ॥
दशकंधर मारीच बतकहीं । जेहि बिधि भई सकल तेईं कही ॥
पुनि माया सीताकर हरणा । श्रीरघुबीर बिरहकछु बरणा ॥ ३ ॥
पुनि प्रभु गृध्र क्रिया जिमि कीन्हा । बधि कबंध शबरिहिं गति दीन्हा ॥
बहुरि बिरह बर्णत रघुबीरा । जेहि बिधि गयउ सरोवर तीरा ॥ ४ ॥

**અર્થ.**—દંડક વનને પવિત્ર કર્યું તે, તેમ જ જટાયુની મિત્રતાનું વર્ણન, વળી પ્રભુએ પંચવટીમાં વાસ કરી સર્વે મુનિઓનાં દુઃખનો નાશ કર્યો, તે સર્વ કથાપ્રસંગ કહ્યો. ॥૧॥ વળી લક્ષ્મણજીને ઉત્તમ ઉપદેશ આપ્યો તે અને સુર્પણખાનાં નાક કાન કાપી કુરૂપ કરી તે કથા તથા ખર-દૂષણના મરણનું વર્ણન કર્યું. પછી જેમ રાવણને ખબર પડી તે કથા, ॥૨॥ તેમ જ રાવણે મારીચ આગળ સઘળી વાત સંભળાવી તે કથા, કપટી મૃગ અને દશાનને માયાવી વૈદેહીનું હરણ કર્યું તે કથા કહી. વળી સીતાજીના વિયોગથી રામના દુઃખનું

વર્ણન, ॥ ૩ ॥ અને રઘુપતિએ જટાયુની પિતાની પેઠે ક્રિયા કરી તે, વળી કબંધનો વધ અને શબરી મોક્ષ પામી તે સર્વ કથા કહી. વળી ભગવાનને વિરહ ઉત્પન્ન થવાથી પંપાસરોવરના કિનારા ઉપર આવ્યા તેનું વર્ણન કર્યું. ॥ ૪ ॥

दो० प्रभु नारद संबाद कहि, मारुत मिलन प्रसंग ॥
पुनि सुग्रीव मिताई भइ, बालि प्राणकर भंग ॥ ९१ ॥
कपिहि तिलक करि रामकृत, शैल प्रवर्षण वास ॥
वर्णन वर्षा शरदऋतु, राम रोष कपित्रास ॥ ९२ ॥

**અર્થ.**—પછી પ્રભુ અને નારદજીનો સંવાદ, વાયુપુત્ર મળ્યા તે પ્રસંગે રામ સુગ્રીવની મિત્રતા તથા વાળિનું મરણ કહી સંભળાવ્યું. ॥ ૯૧ ॥ તે ઉપરાંત સુગ્રીવને રાજ્ય આપી પ્રવર્ષણ પર્વત ઉપર વાસ કર્યો તેનું અને શરદ તથા વર્ષા ઋતુનું વર્ણન કર્યું. તેમ જ પ્રભુને ક્રોધ પેદા થવાથી કપીશને ત્રાસ થયો, તે સર્વ કહી સંભળાવ્યું. ॥ ૯૨ ॥

चो० जेहि विधि कपिपति कीश पठाये । सीता खोज सकल दिशि धाये ॥
बिवर प्रवेश कीन्ह जेहि भांती । कपिन बहोरि मिला संपाती ॥ १ ॥
सुनि सब कथा समीरकुमारा । लांघत भयउ पयोधि अपारा ॥
लंका कपि प्रवेश जिमि कीन्हा । पुनि सीतहिं धीरज जिमि दीन्हा ॥ २ ॥
बन उजारि रावणहिं प्रबोधी । पुर दहि लांघेउ बहुरि पयोधी ॥
आये कपि सब जहं रघुराई । बैदेहीकी कुशल सुनाई ॥ ३ ॥
सेन समेत यथा रघुबीरा । उतरे जाइ बारिनिधि तीरा ॥
मिला बिभीषण जेहि बिधि आई । सागर निग्रह कथा सुनाई ॥ ४ ॥

**અર્થ.**—પછી સુગ્રીવે જે પ્રમાણે કપિઓને જાનકીજીની શુદ્ધિ લેવાને મોકલ્યા તેથી તેઓએ ગુફામાં પ્રવેશ કર્યો તે તથા અંગદ આદિ વાનરને સંપાતિ ગીધ મળ્યો તે, ॥૧॥ અને વાયુપુત્રે સર્વ કથા સાંભળી સમુદ્ર ઉલ્લંઘન કરી લંકામાં પ્રવેશ કરી સીતાજીને ધીરજ આપી તે, ॥ ૨ ॥ તેમ જ હનુમાન અશોક વનનો નાશ કરી લંકા બાળી રાવણને બોધ આપી પાછા આવ્યા તે સર્વ કથા સંભળાવી. વળી હનુમાનજીએ કપિઓ સાથે આવી શ્રીપ્રભુને વૈદેહીની કુશળતા સંભળાવી તે ॥ ૩ ॥ તથા તેથી વાનરના સૈન્યસહિત શ્રીરામચંદ્રજી સમુદ્રના કિનારા ઉપર ઉતર્યા, ત્યારે તેમની પાસે બિભીષણ જેવી રીતે આવીને મળ્યા તે તથા પ્રભુએ પયોધિના કિનારા ઉપર તપશ્ચર્યા કરી, તે સર્વ કથા સંભળાવી. ॥ ૪ ॥

दो० सेतु बांधि कपि सेन जिमि, उतरे सागर पार ॥
गयो बसीठी बीर बर, जेहि बिधि बालिकुमार ॥ ९३ ॥
निशिचर कीश लडाई पुनि, वर्णेसि बिबिध प्रकार ॥
कुंभकर्ण घननादकर, बल पौरुष संहार ॥ ९४ ॥

અર્થ.—પછી જે પ્રમાણે સમુદ્ર ઉપર સેતુ બાંધી કપિઓના સૈન્યને પાર ઉતારી મહાશૂરવીર વાલિપુત્ર અંગદને વિષ્ટિ કરવા મોકલ્યો તે કથા, ॥ ૯૩ ॥ અને વાનર તથા દૈત્ય વચ્ચે યુદ્ધ થયું તેનું ઘણા પ્રકારે વર્ણન કર્યું. મેઘનાદ તેમ જ કુંભકર્ણના બળ તથા પુરુષાર્થનો નાશ થતાં તેઓ મરણ પામ્યા, તે કથા કહી સંભળાવી. ॥ ૯૪ ॥

चो० निशिचर निकर मरण विधिनाना । रघुपति रावण समर बखाना ॥
रावण बध मंदोदरि शोका । राज्य विभीषण देव अशोका ॥ १ ॥
सीता रघुपति मिलन बहोरी । सुरन कीन्ह अस्तुति कर जोरी ॥
पुनि पुष्पकचढि सीय समेता । अवध चले प्रभु कृपानिकेता ॥ २ ॥
जेहि विधि राम नगर नियराये । वायस विशद चरित सब गाये ॥
कहेसि बहोरि राम अभिषेका । पुर वर्णन नृप नीति अनेका ॥ ३ ॥
कथा समस्त भुशुंड बखानी । जो मैं तुमसन कहा भवानी ॥
सुनि सब राम कथा खगनाहा । कहत बचन मन परम उछाहा ॥ ४ ॥

અર્થ.—હે ભવાનિ ! પછી નાનાપ્રકારના અનેક દૈત્યો મરણ પામ્યા તે તથા શ્રીરામ અને દશકંધ વચ્ચે યુદ્ધ થતાં રાવણનો નાશ, મંદોદરીનો શોક, વિભીષણને રાજ્ય તથા દેવતાઓ સુખ પામ્યા તેનું વર્ણન કર્યું. ॥ ૧ ॥ વળી શ્રીરઘુનાથજી અને વૈદેહી એક બીજાને મળ્યા અને દેવતાઓ હાથ જોડી પ્રભુની સ્તુતિ કરીને ગયા, ત્યાર પછી કૃપાસાગર શ્રીહરિ પુષ્પકવિમાનમાં સીતાજી અને સખાસહિત બેસી અવધપુર તરફ ચાલ્યા, ॥ ૨ ॥ તથા જે પ્રમાણે શ્રીરામ નગરની પાસે આવ્યા, તે સર્વે શુદ્ધ ચરિત્ર હે પ્રિયા ! કાકભુશુંડીએ ગરુડજીને કહ્યાં. વળી રામચંદ્રને રાજ્યાભિષેક, તેમના રાજ્યની નીતિ અને અયોધ્યાનું વર્ણન કર્યું. ॥ ૩ ॥ હે ભવાનિ ! એવી રીતે સર્વે કથા જે તમારી પાસે મેં કહી, તે કાકભુશુંડીએ વર્ણવીને સંભળાવી. તે સાંભળી ખગનાયક મનમાં અત્યાનન્દ પામી વચન કહેવા લાગ્યા કે, ॥ ૪ ॥

सो० गयउ मोर संदेह, सुनेउं सकल रघुपति चरित ॥
भयउ रामपद नेह, तवप्रसाद बायस तिलक ॥ २ ॥
मोहिं भयउ अति मोह, प्रभु बंधन रण महं निरखि ॥
चिदानंदसंदोह, राम विकल कारण कवन ॥ ३ ॥

અર્થ.—હે કાકપક્ષીઓમાં તિલકરૂપ કાકભુશુંડી ! રણસંગ્રામને વિષે શ્રીહરિને નાગપાશમાં બંધાયલા જોઈ મને અત્યંત મોહ ઉત્પન્ન થયો કે, સત્-ચિત્ અને આનંદ સાગર પ્રભુ શામાટે દુઃખી થયા ? એવો મારો સંશય તમારી કૃપાથી પ્રભુનાં સર્વે ચરિત્ર સાંભળી દૂર થયો અને તેમનાં પદકંજમાં સ્નેહ થયો. ॥ ૨ ॥ ૩ ॥

चो० देखि चरित अति नर अनुहारी । भयउ हृदय मम संशय भारी ॥
सो भ्रम अब मैं हित करि माना । कीन्ह अनुग्रह कृपानिधाना ॥ १ ॥

जो अति आतप व्याकुल होई । तरुछाया सुख जानै सोई ॥
जो नहिं होत मोह अति मोहीं । मिलितेउं तात कवनि बिधि तोहीं ॥ २ ॥
सुनतेउं किमि हरिकथा सुहाई । अति बिचित्र सबबिधि तुम गाई ॥
निगमागम पुराण मत एहा । कहहिं सिद्ध मुनि नहिं संदेहा ॥ ३ ॥
संत बिशुद्ध मिलहिं पुनि तेही । चितवहिं राम कृपाकरि जेहि ॥
रामकृपा तव दरशन भयऊ । तवप्रसाद मम संशय गयऊ ॥ ४ ॥

**અર્થ.**—વળી મનુષ્યના જેવાં તેમનાં ચરિત્ર જોઈ મારા હૃદયમાં મોટો સંદેહ થયો. પણ કૃપાના ભંડારે મારાઉપર કૃપા કરી તેથી તે સંશયને મેં હવે અત્યંત સારો માન્યો. ॥૧॥ કેમકે સૂર્યના તાપથી જે મનુષ્ય દુઃખી થાય છે, તેને ઝાડની છાયાના સુખની ખબર પડે છે. તેમ જ હે તાત ! મને જો અત્યંત મોહ ઉત્પન્ન થયો નહોત તો તમને હું શી રીતે મળત ? ॥ ૨ ॥ વળી તમે વિચિત્ર રીતે સુન્દર રામકથાનું ગાન કર્યું, તે હું ક્યાંથી સાંભળત ? વળી વેદપુરાણ, જ્યોતિશ, સિદ્ધપુરુષ અને મુનિઓનો એવો મત છે કે, જેના ઉપર શ્રીરામ કૃપા કરીને જુવે છે, તેને જ શુદ્ધ સન્તનો મેલાપ થાય છે, એ વાતમાં સંદેહ નથી. પ્રભુની કૃપાથી જ તમારાં દર્શન થયાં અને હે નાથ ! તમારાં દર્શનથી મારો સંશય હવે દૂર થયો. ॥ ૩ ॥ ૪ ॥

दो० सुनि विहंगपति वचन तव, सहित विनय अनुराग ॥
पुलक गात लोचन सजल, मन हर्षे अति काग ॥ ९५ ॥
श्रोता सुमति सुशील शुचि, कथा रसिक हरिदास ॥
पाइ उमा यह गोप्यमत, सज्जन करहिं प्रकाश ॥ ९६ ॥

**અર્થ.**—ત્યારે ખગપતિનાં નમ્રતા તથા સ્નેહયુક્ત વચન સાંભળી કાકભુશુંડીના શરીરમાં રોમાંચ ઉભાં થઈ નેત્રમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં. ॥ ૯૫ ॥ હે ગૌરી! સારી બુદ્ધિવાળા, સુશીળ, પવિત્ર તથા જે પ્રભુના દાસ છે, તે રસીક કથાનું શ્રવણ કરનારા છે. તેમના આગળ સજ્જન પુરુષો ગુપ્ત મત હોય, તોપણ કહે છે. ॥ ૯૬ ॥

चो० बोलेउ कागभुशुंड बहोरी । नभगनाथ पर प्रीति न थोरी ॥
सब विधि नाथ पूज्य तुम मेरे । कृपापात्र रघुनायक केरे ॥ १ ॥
तुमहिं न संशय मोह न माया । मोपर नाथ कीन्ह तुम दाया ॥
पठै मोह मिसु खगपति तोहीं । रघुपति दीन्ह बडाई मोहीं ॥ २ ॥
तुम निज मोह कहा खगसाईं । सो नहिं कछु आश्चर्य गुसाईं ॥
नारद शिव बिरंचि सनकादी । जे मुनिनायक आतमवादी ॥ ३ ॥
मोह न अंध कीन्ह केहि केही । को जग काम नचाव न जेही ॥
तृष्णा केहि न कीन्ह बौराहा । केहिके हृदय क्रोध नहिं दाहा ॥ ४ ॥

**અર્થ.**—પછી પક્ષી રાજાના ઉપર અત્યંત સ્નેહવાળા કાકભુશુંડી વળી વચન બોલ્યા કે, હે નાથ! તમે શ્રીહરિના કૃપાપાત્ર છો, માટે સર્વ પ્રકારે પૂજા કરવાલાયક છો. ॥ ૧ ॥ તમને કંઈ મોહ, માયા કે સંશય હોય જ નહીં, પણ કેવળ મારા ઉપર દયા કરવાવાસ્તે આવ્યાછો. હે નાથ! તમને મોહ થવો, એ એક નિમિત્તમાત્ર છે; પરંતુ શ્રીહરિએ મને મોટાઈ આપી. ॥ ૨ ॥ હે ખગેંદ્ર! વળી તમે જે મોહ કહ્યો, તેમાં કંઈ આશ્ચર્ય નથી. કારણ બ્રહ્મા, શિવ, નારદ અને સનકાદિ બ્રહ્મવેત્તા મુનિઓમાં, ॥ ૩ ॥ કોને કુવિદ્યાએ અંધ કર્યા નથી? વળી કામદેવરૂપી નટવે કોને નચાવ્યો નથી? ફરી તૃષ્ણાએ કોને ઘેલો કર્યો નથી? અને ક્રોધાગ્નિએ કોનું હૃદય બાળ્યું નથી? ॥ ૪ ॥

दो० ज्ञानी तापस शूर कबि, कोबिद गुण आगार ॥
केहिके लोभ बिडंबना, कीन्ह न यह संसार ॥ ९७ ॥
श्रीमद बक्र न कीन्ह केहि, प्रभुता बधिर न काहि ॥
मृगनयनीके नयनशर, को अस लाग न जाहि ॥ ९८ ॥

**અર્થ.**—મુનિ, જ્ઞાની, તપસ્વી, શૂરવીર, કવિજન, તથા પંડિત વિગેરેમાં આ વિશ્વમાં લોભે કોની નિંદા કરાવી નથી? ॥ ૯૭ ॥ વળી ધનના મદથી કોણ વાંકો થયો નથી? અને પ્રભુતા પામી કોણ બહેરો થયો નથી? મૃગાક્ષીનાં નેત્રબાણથી આ જગતમાં કોનાં હૃદય ભેદાયાં નથી? ॥ ૯૮ ॥

चो० गुणकृत सन्निपात नहिं केही । को न मान मद व्यापेउ जेही ॥
यौवनज्वर केहि नहिं बलकावा । ममता केहिकर यश न नशावा ॥ १ ॥
मत्सर काहि कलंक न लावा । काहि न शोक समीर डोलावा ॥
चिंता सांपिनि काहि न खाया । को जगजाहि न व्यापी माया ॥ २ ॥
कीट मनोरथ दारु शरीरा । जेहि न लाग घुन को अस धीरा ॥
सुत वित नारि ईर्षणा तीनी । केहिकी मति इन्ह कृत न मलीनी ॥ ३ ॥
यह सब माया कृत परिवारा । प्रबल अमित को बरणै पारा ॥
शिव चतुराननन देखि डराहीं । अपर जीव केहि लेखे माहीं ॥ ४ ॥

**અર્થ.**—ત્રિદોષી સંનિપાતથી બકવાદ કોને થયો નથી? તથા માન અને મદ કોને વ્યાપ્યાં નથી? યૌવનરૂપી જ્વરે કોને પીડિત કર્યો નથી? મમતાએ કોના યશનો નાશ કર્યો નથી? ॥ ૧ ॥ વળી ઇર્ષાએ કોને કલંક લગાડયું નથી તથા શોકરૂપી વાયુએ કોને ડોલાવ્યો નથી? અને ચિંતારૂપી સર્પિણી કોને ડંશતી નથી? તેમ જ જગતમાં માયા કોને વ્યાપી નથી? ॥ ૨ ॥ વળી શરીરરૂપી લાકડામાં મનોરથરૂપી ઘણુ કીડો પ્રવેશ કરી કોને ખાતો નથી? અરે! એવો કોણ ધીરપુરુષ છે કે, જે એથી બચી જાય? તથા પુત્ર, દ્રવ્ય અને સ્ત્રિયાદિ ત્રણ ઇર્ષાએ કોની બુદ્ધિ મલીન કરી નથી? ॥ ૩ ॥ વળી આ મહાબળવાન્ માયાનો પરિવાર છે, જેનો અંત આવે જ નહીં. આ માયાને જોઇ શિવ અને ચતુર્મુખ ડરે છે તો બીજા જીવ શી ગણત્રીમાં છે? ॥ ૪ ॥

दो० व्यापि रह्यो संसार महं, माया कटक प्रचंड ॥
सेनापति कामादि भट, दंभ कपट पाषंड ॥ ९९ ॥
सो दासी रघुवीरकी, समुझे मिथ्या सोपि ॥
छुटै न राम कृपा बिनु, नाथ कहौं प्रण रोपि ॥ ॥ १०० ॥

**અર્થ.**—હે ભાઈ! આ માયાનું મહા કઠીણ કટક આખા સંસારમાં ફરેછે, જેમાં દંભ, કપટ અને પાખંડરૂપી મહા શૂરવીરો છે, અને કામદેવ આ સેનાનો અધિપતિ છે.॥૯૯॥ વળી તે માયા શ્રીહરિની દાસી છે અને સમજવામાં ખોટી છે, છતાં પણ જીવને બંધનમાં નાંખે છે; આ માયા પ્રભુની કૃપાવિના છૂટતી નથી. હું પ્રતિજ્ઞાથી કહુંછું કે, ॥૧૦૦॥

चो० सो माया जब जगहि नचावा । जासु चरित लखि काहु न पावा ॥
सोइप्रभुभ्रुविलास खगराजा । नाच नटी इव सहित समाजा ॥ १ ॥
सोइ सच्चिदानंद घनश्यामा । अज विज्ञान रूप गुणधामा ॥
व्यापकब्रह्म अखंड अनंता । अखिल अमोघ एक भगवंता ॥ २ ॥
अगुण अदंभ गिरा गोतीता । समदर्शि अनवद्य अजीता ॥
निर्गुण निराकार निर्मोहा । नित्य निरंजन सुख संदोहा ॥ ३ ॥
प्रकृतिपार प्रभु सब उरवासी । ब्रह्म निरीह बिरज अविनाशी ॥
इहां मोहकर कारण नाहीं । रवि सन्मुख तम कबहुं न जाहीं ॥ ४ ॥

**અર્થ.**—તે માયા આખા જગતને નચાવે છે અને તેનાં ચરિત્ર જોવામાં આવતાં જ નથી. પ્રભુ પોતાની ભ્રકુટિના વિલાસથી સમાજસહિત નૃત્ય કરનાર નટવીનીપેઠે તેને નચાવે છે. ॥ ૧ ॥ તે જ સત્-ચિત્ આનંદરૂપ, ઘનશ્યામ, અજન્મા, વિજ્ઞાનરૂપ, સર્વ વ્યાપક, બ્રહ્મ, અખંડ, અનંત, અખિલ, અઘાતશક્તિવાળા, એક, ભગવાન સ્વરૂપ, અગુણ, અદંભ, રૂપ તથા ગુણના ભંડાર, ઘનશ્યામ, શ્રીહરિ રૂપ, ॥ ૨ ॥ ગુણ, કંપટ, વાણી તથા ઈંદ્રિયોથી ન્યારા, સમદર્શી, અજિત, વંદન કરવાને લાયક, નિર્ગુણરૂપ, આકાર વિનાના, મોહ માયાથી રહિત, હમેશાં નિરંજન, સુખના સમુદ્ર, ॥ ૩ ॥ પ્રકૃતિથી પર, પ્રાણીમાત્રના હૃદયરૂપી પુરમાં વાસ કરી રહેલા, બ્રહ્મરૂપ, ઈચ્છારહિત, વિકારથી રહિત તથા અવિનાશી છે. આવા શ્રીરામચંદ્રજીને વિષે મોહ કરવાનું કંઈ કારણ નથી. કારણ શું સૂર્ય આગળ અંધકાર આવે? કદી ન જ આવે. ॥ ૪ ॥

दो० भक्त हेतु भगवान प्रभु, राम धरेउ तनु भूप ॥
किये चरित पावन परम, प्राकृत नर अनुरूप ॥ १०१ ॥
यथा अनेकन वेष धरि, नृत्य करै नट कोइ ॥
जोइ जोई भाव दिखावहि, आपु न होइ हि सोइ ॥ १०२ ॥

**અર્થ.**—કેમકે પોતાના ભક્તનું કલ્યાણ કરવા માટે પરમેશ્વર એવા શ્રીરામ, ભુપરૂપ ધરી, પ્રાકૃત મનુષ્યનીપેઠે પવિત્ર ચરિત્ર કરવા લાગ્યા. ॥ ૧૦૧ ॥ જેમ નટ અનેક વેષ ધારણ કરી નૃત્ય કરી જે જે ભાવ દેખાડે છે તે રૂપ પોતે નથી, પણ તેથી તે જૂદો જ છે તેમ શ્રી પ્રભુ છે. ॥ ૧૦૨ ॥

चो० अस रघुपति लीला उरगारी । दनुज बिमोहन जन सुखकारी ॥
जे मति मलिन बिबश बश कामी । प्रभु पर मोह धरहिं इमि स्वामी ॥ १ ॥
नयनदोष जाकहं जब होई । पीतबर्ण शशि कहं कह सोई ॥
जब तेहि दिशि भ्रम होइ खगेशा । सो कह पश्चिम उगेउ दिनेशा ॥ २ ॥
नौकारूढ चलत जगदेखा । अचल मोहबश आपुहि लेखा ॥
बालक भ्रमहिं न भ्रमहिं गृहादी । कहहिं परस्पर मिथ्या बादी ॥ ३ ॥
हरि विषयक अस मोह बिहंगा । स्वप्नेहुं नहिं अज्ञान प्रसंगा ॥
मायाबश मतिमंद अभागी । हृदय जमनिका बहुविधि लागी ॥ ४ ॥
ते शठ हठवश संशय करहीं । निज अज्ञान राम पर धरहीं ॥

**અર્થ.**—હે ઉરગારી પ્રભુ! એ પ્રમાણે રઘુપતિની લીલા દૈત્યોને મોહ પમાડનારી અને સેવકને સુખ આપનારી છે. જે મંદબુદ્ધિવાળો, પાપિષ્ઠ તથા વિષયમાં વશ થયેલો કામી હોય છે, તેને પ્રભુ મોહ પમાડે છે. ॥ ૧ ॥ જેમ કોઈને નેત્રમાં કમળાનો રોગ ઉત્પન્ન થયો હોય, તે ચંદ્રમા આદિ સર્વે વસ્તુઓને પીળા રંગની જૂવે છે, તેમ જ જેને દિશાનો ભ્રમ થયલો હોય છે, તે પૂર્વને બદલે પશ્ચિમ દિશામાં સૂર્ય ઉગ્યો એમ કહે છે; ॥ ૨ ॥ વળી જ્યારે કોઈ નાવમાં બેસે છે, ત્યારે તે જગતને ચાલતું જોઈ અજ્ઞાનને વશ થઈ હું સ્થિરછું એમ જાણે છે તથા ફૂદડી ફરવા વખત પરસ્પર મિથ્યા વાદ કરનારાં બાળકો ઘરને ફરતું કહે છે, તે રીતે પાપીને પ્રભુ મોહમાં નાંખે છે. ॥ ૩ ॥ હે વિહંગપતિ! માટે જેને સ્વપ્નમાં પણ અજ્ઞાનનો પ્રસંગ નથી, એવા પ્રભુને વિષે પાપીઓજ મોહ ઉત્પન્ન કરે છે. માયાને વશ મંદબુદ્ધિવાળો અભાગીઓ પુરુષ, જેના હૃદયરૂપી કાચને ઘણા પ્રકારની મોહરૂપ કાળાશ લાગેલી છે, ॥૪॥ તેવો મૂર્ખ હઠે કરી સંશયથી પોતાનું અજ્ઞાન શ્રીરઘુપતિ ઉપર આરોપણ કરે છે. ॥ ૫ ॥

दो० काम क्रोध मद लोभ रत, गृहासक्त दुखरूप ॥
ते किमि जानहिं रघुपतिहिं, मूढ परे तमकूप ॥ १०३ ॥
निर्गुण रूप सुलभ अति, सगुण न जानै कोय ॥
सुगम अगम नानाचरित, सुनि मुनि मन भ्रम होय ॥ १०४ ॥

**અર્થ.**—કેમકે કામ, ક્રોધ, મદ, મોહ અને લોભરૂપી દુઃખના મંદિરમાં સ્નેહથી આસક્ત થયેલો મૂર્ખ, અંધકારરૂપી કૂવામાં પડેલો પ્રાણી શ્રીહરિને કેમ જાણી શકે? ॥ ૧૦૩ ॥ હે નાથ! જે નિર્ગુણરૂપ છે તે અત્યંત સુલભ છે અને સગુણને કોઈ ઓળખતો નથી. એ બેઉ સુગમ તથા અગમ્ય છે. જેમનાં વિચિત્ર ચરિત્ર સાંભળી મુનિનાં મનને પણ મોહ થાય છે. ॥ ૧૦૪ ॥

चो० सुनु खगपति रघुपति प्रभुताई । कहौं यथामति कथा सुहाई ॥
जेहि बिधि मोह भयउ प्रभु मोहीं । सो सब चरित सुनावौं तोहीं ॥ १ ॥
रामकृपा भाजन तुम ताता । हरिगुण प्रीति मोहिं सुखदाता ॥
ताते नहि कछु तुमहिं दुरावों । परमरहस्य मनोहर गावों ॥ २ ॥

सुनहु रामकर सहज स्वभाऊ । जन अभिमान न राखैं काऊ ॥
संसृति मूल शूलप्रद नाना । सकल शोक दायक अभिमाना ॥ ३ ॥
ताते करहिं कृपानिधि दूरी । सेवक पर ममता अति भूरी ॥
जिमि शिशु तनु व्रण होइ गुसाईं । मातु चिराव कठिनकी नाईं ॥ ४ ॥

**અર્થ.**—હે ખગપતિ! શ્રીરઘુનાથજીની પ્રભુતાઈ અને સુંદર કથા હું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું. તેમાં જે રીતે મને મોહ ઉત્પન્ન થયો, તે સર્વે ચરિત્ર કરું છું તે સાંભળો. ॥ ૧ ॥ હે તાત! તમે શ્રીહરિના કૃપાપાત્ર છો તથા તેમના ગુણમાં સ્નેહ રાખો છો, તેથી મને પણ સુખ આપનાર છો. તે વાસ્તે તમારા આગળ કંઈપણ કપટ રાખ્યાવગર બીજાને કહેવાય નહીં, એવી મનોહર કથા કહીશ, તે આપ સાંભળો. ॥ ૨ ॥ શ્રીહરિનો સહજ સ્વભાવ છે કે, પોતાના સેવકનું અભિમાન રહેવા દેતા નથી. કેમકે તે અભિમાન જન્મ-મરણ તથા અનેક પ્રકારનાં દુઃખ અને શોકને આપનાર છે. ॥ ૩ ॥ હે ગુસાઈ! જેમ માતા પોતાનું કઠણ હૃદય કરી બાળકનું દુઃખ મટાડવા ગુંમડું કપાવે છે, તેમ પ્રભુ સેવકના ઉપર કૃપા કરી તેનું અભિમાન દૂર કરે છે. ॥ ૪ ॥

दो० यदपि प्रथम दुख पावहि, रोवैं बाल अधीर ॥
व्याधि नाश हित जननी, तब गनै न सो शिशुपीर ॥ १०५ ॥
तिमि रघुपति निज दास कर, हरहिं मान हित लागि ॥
तुलसीदास एसे प्रभुहिं, कस न भजहु भ्रम त्यागि ॥ १०६ ॥

**અર્થ.**—વળી ગુમડું ચીરતી વખતે બાળક દુઃખથી રડેછે, પણ તે વ્યાધિ નાશ થવા માટે માતા તેની પીડાને ગણતી નથી. ॥ ૧૦૫ ॥ તેમ શ્રીરાઘવ પોતાના સેવકના કલ્યાણવાસ્તે તેના માનનું હરણ કરેછે. તેમ જ ગુસાઈ તુલસીદાસ કહેછે કે, હે ભાઇઓ! આવા ભગવાનને ભ્રમણાનો ત્યાગ કરી તમે કેમ ભજતા નથી? ॥ ૧૦૬ ॥

चो० रामकृपा आपनि जडताई । कहौं खगेश सुनहु मनलाई ॥
जब जब राम मनुज तनु धरहीं । भक्त हेतु लीला बहु करहीं ॥ १ ॥
तब तब अवधपुरी मैं जाऊं । शिशु लीला बिलोकि हर्षाऊं ॥
जन्म महोत्सव देखौं जाई । बर्ष पांच तहं रहौं लुभाई ॥ २ ॥
इष्टदेव मम बालक रामा । शोभा बपुष कोटि शतकामा ॥
निज प्रभु बदन निहारि निहारी । लोचन सफल करौं उरगारी ॥ ३ ॥
लघु बायस बपु धरि हरि संगा । देखौं बाल चरित बहु रंगा ॥

**અર્થ.**—હે વિહંગપતિ! મારી મૂર્ખાઈ અને પ્રભુની કૃપા હું કહું છું, તે આપ મન લગાડી સાંભળો. જ્યારે જ્યારે શ્રીરામ ભક્તને માટે મનુષ્યદેહ ધારણ કરી ઘણા પ્રકારની લીલા કરે છે, ॥ ૧ ॥ ત્યારે ત્યારે અયોધ્યામાં જઈ હું બાળલીલા જોઈ આનંદ પામું છું. વળી ત્યાં જઇને જ્યારે હું શ્રીપ્રભુનો જન્મોચ્છવ જોઉં છું, ત્યારે પાંચ વર્ષ સુધી

તે જ નગરીમાં લોભાઈ રહું છું. ॥ ૨ ॥ હે ઉરગારી! તે મારા ઈષ્ટદેવ શ્રીહરિના બાળક રૂપનું કરોડો કામદેવથી અધિક સુંદરતાવાળું શરીર તથા મુખારવિંદ જોઈ જોઈ મારાં નેત્ર સફળ કરું છું. ॥ ૩ ॥ વળી ત્યાં કાગડાનું નાનું સ્વરૂપ લઈ અનેક પ્રકારનાં બાળ ચરિત્ર જોઉં છું. ॥ ૪ ॥

दो० लरिकाई जहं जहं फिरहिं, तहं तहं संग उडाउं ॥
जूठन परै अंजिर महं, सो उठाय पुनि खाउं ॥ १०७ ॥
येक बार अतिशय प्रबल, चरित कीन्ह रघुबीर ॥
सुमिरत प्रभु लीला सोई, पुलकित भयउ शरीर ॥ १०८ ॥

**અર્થ.**—તે પ્રભુ પોતાના આંગણામાં બાળકરૂપે જ્યાં જ્યાં ફરે છે, ત્યાં ત્યાં હું પાછળ ઉડી તેમના મુખમાંથી જે જે એઠું પડે છે, તે તે ઉપાડી ખાઉં છું. પણ એક દિવસ શ્રીરામે અત્યંત બાળચરિત્ર કર્યું, તે લીલા સંભારી મારા શરીરનાં રોમાંચ ઉભાં થઈ ગયાં. ॥ ૧૦૭ ॥ ૧૦૮ ॥

चो० कहै भुशुंड सुनहु खगनायक । रामचरित सेवक सुखदायक ॥
नृपमंदिर सुंदर सब भाती । खचित कनकमणि नाना जाती ॥ १ ॥
वर्णि न जाय रुचिर अंगनाई । जहं खेलहिं नित चारिउ भाई ॥
बाल बिनोद करत रघुराई । विचरत अजिर जननि सुखदाई ॥ २ ॥
मरकत मृदुल कलेवर श्यामा । अंग अंग प्रति छवि बहु कामा ॥
नवराजीव अरुण मृदु चरणा । पदपंकज नख शशि द्युति हरणा ॥ ३ ॥
ललित चरण रेखायुत भारी । नूपुर चारु मधुर रव कारी ॥
चारु पुरट मणि रचित बनाई । कटि किंकिणि कलमुखर सुहाई ॥ ४ ॥

**અર્થ.**—હે ગરુડ! સેવકને સુખ આપનાર પ્રભુનાં ચરિત્ર સાંભળો. હવે રાજાના રત્નજડિત હેમમય સુંદર મંદિરના આંગણામાં ચારે ભાઈઓ નિરંતર રમે છે. તે ચોકનું વર્ણન થઈ શકતું નથી. વળી ત્યાં જનનીને સુખ આપનાર પ્રભુ બાળલીલા કરેછે. ॥ ૧ ॥ ॥ ૨ ॥ વળી મરકતમણિ જેવા કોમળ શરીરવાળા, જેમના એક એક રોમાંચિતની સુંદરતા ઉપર અનેક મદન લજાઈ જાય એવા, નવીન રક્તપદકંજવાળા, પદકમળની નખમણિઓ વડે ચંદ્રના તેજને હરણ કરનારા, ॥ ૩ ॥ વળી કુલિશાદિ શોભીતી રેખાયુક્ત, ચિન્હિત યુગલચરણમાં મનોહર મધુર શબ્દવાળાં સોનાનાં નેપૂર પહેરનારા અને કટી ઉપર સુંદર રત્નજડિત સોનાની મધુર રવકારી ઘુઘુરીઓ યુક્ત કંદોરો ધરવાવાળા, ॥ ૪ ॥

दो० रेखा त्रय सुंदर उदर, नाभि रुचिर गंभीर ॥
उरआयत भ्राजत बिबिध, बालबिभूषण चीर ॥ १०९ ॥

**અર્થ.**—વળી સુંદર ત્રિવળી સંગાતે મનોહર શુભ નાભિવડે શોભીતા ઉદરવાળા, અને નાની વયનાં વિશાળ ઉરુસ્થળમાં રંગરંગનાં મનહર આભૂષણ અને વસન શોભી રહ્યાં છે એવા, ॥ ૧૦૯ ॥

**ચો०** **अरुण पाणि नखकरज मनोहर । बाहु विशाल विभूषण सोहर ॥**
**कंधबाल केहरिदरग्रीवा । चारु चिबुक आनन छबि सीवा ॥ १ ॥**
**कलबल बचन अधर अरुणारे । दुइ दुइ दशन बिशद बरबारे ॥**
**ललित कपोल मनोहर नासा । सकल सुखद शशि कर सम हासा ॥ २ ॥**
**नीलकंज लोचन भवमोचन । भ्राजत भाल तिलक गोरोचन ॥**
**बिकट भृकुटि सम श्रवण सुहाये । कुंचित कच मेचक लबिछाये ॥ ३ ॥**
**पीत झीन झींगुलि तनु सोही । किलकनि चितवनि भावत मोही ॥**
**रूपराशि नृप अजिर बिहारी । नाचहिं निज प्रतिबिंब निहारी ॥ ४ ॥**
**मोसन करहिं बिबिध बिधि क्रीडा । बर्णत चरित होत मन ब्रीडा ॥**
**किलकत मोहिं धरन जब आवहिं । चलौं भाजि तब पूप देखावहिं ॥ ५ ॥**

**અર્થ.**—તથા કડાં પોંચી વગેરે આભૂષણથી શણગારેલી ભુજાઓવાળા, હાથની આંગળીઓના મનોહર લાલ નખવાળા, સિંહના બાળક જેવી ગરદન, શંખના જેવું ગળું તથા સુંદર ચીબુકવાળા, અત્યંત શોભીતું જેમનું મુખછે એવા,॥૧॥ વળી લાલ હોઠ અને બબે દાંત આવ્યા છે તથા તોતડું તોતડું બોલેછે એવા, તેમ લલિત ભાલ અને મનોહર શુકના જેવી નાસિકાવાળા, સર્વેને સુખ આપનાર તથા ચંદ્રનાં કિરણો જેવું શીતળ હાસ્ય કરવાવાળા, ॥ ૨ ॥ કમળ જેવાં નેત્રવાળા, ભવને નાશ કરનારા, ગોરોચન તિલકવડે શોભીતા કપાળવાળા, સુંદર બે કાન વચ્ચે વાંકી ભ્રુકૂટિવાળા, નાની વયમાં માતાએ અત્યંત સુંદર ગુંથેલા કેશવાળા ॥ ૩ ॥ તથા પીત રંગના રેશમી ઝબલાવડે શોભીતા શરીરવાળા, વળી કીલકાર શબ્દકરી જ્યારે જૂવે છે ત્યારે મને અત્યંત પ્રિય લાગે એવા તથા મહાસ્વરૂપવાન્ શ્રીરામચંદ્રજી રાજા દશરથના આંગણાંમાં પોતાના પ્રતિબિંબને મણિઓના થાંભલામાં જોઈ જોઈ નાચે છે. વળી મારી સંગાતે અનેક પ્રકારની ક્રીડા કરનારા એવા પ્રભુએ, ॥ ૪ ॥ હે નાથ! તે વખતે જે મારીસાથે લીલા કરી, તેનું વર્ણન કરવાથી મને લાજ ઉત્પન્ન થાય છે. તે વખતે પ્રભુ કીલકાર શબ્દ કરતા મને પકડવાને દોડતા હતા તથા તે વખતે હું નાસી જાઉં ત્યારે છેટેથી મને ખાવાની પુરી દેખાડતા હતા.॥૫॥

**દો०** **आवत निकट हंसहिं प्रभु, भाजत रुदन कराहिं ॥**
**जाउं समीप गहन पद, फिरि फिरि चितै पराहिं ॥ ११० ॥**
**प्राकृत शिशु लीला करहि, देखि भयउ मोहिं मोह ॥**
**कवन चरित करत प्रभु, चिदानंद संदोह ॥ १११ ॥**

**અર્થ.**—વળી જ્યારે ઉઠીને પ્રભુ પાસે જાઉં ત્યારે હાસ્ય કરતા અને ત્યાંથી નાશી

જાઉં ત્યારે રુદન કરતા હતા. વળી હું પ્રભુના યુગપદકંજ પકડવાને જાઉં ત્યારે મને વારે વારે જોઈ ભય પામી નાશી જતા. ॥ ૧૧૦ ॥ હે ખગેશ! એવી પ્રાકૃત મનુષ્યના બાળક જેવી લીલા જોઈ મને મોહ ઉત્પન્ન થયો કે, સત્-ચિત્ અને આનન્દના સમુદ્ર આવાં ચરિત્ર કેમ કરે છે? ॥ ૧૧૧ ॥

**चो०** इतना मन आनत खगराया । रघुपति प्रेरित व्यापी माया ॥
सो माया न दुखद मोहिं काहीं । आनजीव इव संसृति नाहीं ॥ १ ॥
नाथ इहां कछु कारण आना । सुनहु सो सावधान हरियाना ॥
ज्ञान अखंड एक सीतावर । मयावश्य जीव सचराचर ॥ २ ॥
जो सबके रह ज्ञान एक रस । ईश्वर जीवहि भेद कहहु कस ॥
मायाबश्य जीव अभिमानी । ईशबश्य माया गुणखानी ॥ ३ ॥
परबश जीव स्वबश भगवंता । जीव अनेक एक श्रीकंता ॥
मृषा भेद यद्यपि कृतमाया । बिनु हरि जाइ न कोटि उपाया ॥ ४ ॥

**અર્થ.**—હજી હું એમ વિચાર કરું છું, એટલામાં હે તાત! શ્રીહરિએ પ્રેરણા કરેલી માયા મને ઉત્પન્ન થઈ, પણ બીજા જીવની પેઠે જન્મમરણનું દુઃખ થયું નહીં. ॥ ૧ ॥ તેનો હેતુ કંઈક નોખો છે, તે પ્રભુ આજ ચિત્ત દઈ સાંભળો. જુવો, જાનકીપતિ એક અને અખંડ જ્ઞાનવાન્ છે, તથા બીજા પ્રાણીઓ સર્વે માયાને આધીન છે. ॥ ૨ ॥ તેમ જો સર્વેને એક પ્રકારનું જ્ઞાન હોય તો ઈશ્વર અને જીવમાં કશો પણ ભેદ હોવો ન જોઇએ. તેમ જ માયાને આધીન થઈ જીવ અભિમાન રાખે છે અને ગુણની ભંડાર એવી જે માયા, તે પ્રભુને વશ છે. ॥ ૩ ॥ પ્રભુ સ્વતંત્ર છે તથા જીવ પરતંત્ર છે. વળી જીવ અનેક છે અને લક્ષ્મીપતિ શ્રીનારાયણ એક જ છે. માટે હજી પણ માયાના કરેલા ભેદ ખોટા જ છે; પરંતુ શ્રીહરિનું ભજન કર્યા વિના કરોડો ઉપાય કરવાથી પણ તે જતા જ નથી. ॥ ૪ ॥

**दो०** रामचंद्रके भजन बिनु, जो चह पद निर्वाण ॥
ज्ञानवंत अपि सोपि नर, पशु बिनु पूंछ बिषाण ॥ ११२ ॥
राकापति षोडश उगहिं, तारागण समुदाय ॥
सकल गिरिन दव लाइये, रवि बिनु राति न जाय ॥ ११३ ॥

**અર્થ.**—હે નાથ! જુવો, જેમ આકાશમાં અનેક તારા નક્ષત્ર સંગાતે સોળ કળાસહિત ચંદ્ર ઉદય થાય, તેમ જ મેરુ વગેરે જેટલા પર્વત છે, તે ઉપર અગ્નિ લગાડીએ તો પણ સૂર્યોદય થયાવિના રાત્રિનો નાશ થાય નહીં; તેમ શ્રીરામની ભક્તિ કર્યાવગર બ્રહ્મપદની ઈચ્છા રાખે, તે મનુષ્ય પૂછ તથા શિંગડાવિનાનો પશુ જાણવો. ॥ ૧૧૨ ॥ ૧૧૩ ॥

**चो०** एसे बिनु हरि भजन खगेशा । मिटै न जीवन केर कलेशा ॥
हरिसेवकहिं व्याप अविद्या । प्रभु प्रेरित तेहिं व्यापै विद्या ॥ १ ॥

तातें नाश न होइ दासकर । भेद भक्ति बाढै विहंगबर ॥
भ्रमतें चकित राम मोहिं देखा । बिहंसे सो सुनु चरित बिशेषा ॥ २ ॥
तेहि कौतुक कर मर्म न काहू । जाना अनुज न मातु पिताहू ॥
जानु पाणि धाये मोहिं धरणा । श्यामलगात अरुण मृदु चरणा ॥ ३ ॥
तब मैं भागि चलेउं उरगारी । रामगहन कहं भुजा पसारी ॥
जिमि जिमि दूरि उडाउं अकाशा । तिमि तिमि भुज देखौं निजपासा ॥ ४ ॥

**અર્થ.**—હે ગરુડજી! એ પ્રમાણે શ્રીરામના ભજનવિના જીવને જન્મ-મરણનું દુઃખ મટતું નથી. પણ જે શ્રીહરિનો સેવક છે, તેને અવિદ્યાવિના પ્રભુની પ્રેરણાથી સુવિદ્યા પ્રાપ્ત થાય છે. ॥ ૧ ॥ હે વિહંગપતિ! અત્યંત પ્રેમભક્તિ થવાથી તે સેવકનો નાશ થતો નથી. હવે તે વખતે ભ્રમણાને વશ થયેલો અને ચકિત હૃદયવાળા મને જોઈ શ્રીપ્રભુ હસવા લાગ્યા. તે ચરિત્ર તમે વિશેષે કરી સાંભળો. ॥ ૨ ॥ વળી એ આશ્ચર્યની માતા, પિતા અને ભાઈઓમાં કોઈને ખબર પડી નહીં. આ રીતે ઘનશ્યામ અને કોમળ ચરણવાળા શ્રીહરિ હાથ અને પગ પૃથ્વી ઉપર ટેકતા ટેકતા મને પકડવા દોડ્યા. ॥ ૩ ॥ હે ઉરગારી! તેથી હું જ્યારે નાશી ગયો, ત્યારે મને ઝાલવાને પ્રભુએ પોતાનો હાથ લાંબો કર્યો. તે જેમ જેમ હું આકાશમાં દૂર ઉડવા લાગ્યો, તેમ તેમ શ્રીરામની ભુજા મને નજીક જોવામાં આવી. ॥ ૪ ॥

दो० ब्रह्मलोक लगि गयउं मैं, चितवत पाछ उडात ॥
युग अंगुल कर बीच रह, राम भुजहि मोहिं तात ॥ ११४ ॥
सप्तावर्ण भेद करि, जहं लगि रहि गति मोरि ॥
गयौं तहां प्रभु भुज निरखि, ब्याकुल भयौं बहोरि ॥ ११५ ॥

**અર્થ.**—હે તાત! તેથી પાછળ જોતો જોતો હું ઉડીને બ્રહ્મલોક નજીક આવ્યો તો પણ પ્રભુની બે આંગળીની મધ્યમાં રહ્યો. ॥ ૧૧૪ ॥ એમ સાત આવરણને ભેદી જ્યાંસૂધી મારી જવાની ગતિ હતી ત્યાંસૂધી હું ગયો. પણ શ્રીહરિની ભુજાને જોઈ હું અત્યંત વ્યાકુળ થયો. ॥ ૧૧૫ ॥

चो० मूंदेउं नयन त्रसित जब भयउं । पुनि चितवत कोशलपुर गयउं ॥
मोहिं बिलोकि राम मुसकाहीं । बिहंसत तुरत गयउं मुखमाहीं ॥ १ ॥
उदर मांझ सुन अंडजराया । देखेउं बहु ब्रह्मांड निकाया ॥
अति विचित्र तहं लोक अनेका । रचना अमित एकते एका ॥ २ ॥
कोटिन चतुरानन गौरीशा । अगणित उडगण रवि रजनीशा ॥
अगणित लोकपाल यमकाला । अगणित भूधर भूमि बिशाला ॥ ३ ॥
सागर सरि सर बिपिन अपारा । नानभांति सृष्टि बिस्तारा ॥
सुर मुनि सिद्ध नाग नर किन्नर । चारि प्रकार जीव सचराचर ॥ ४ ॥

**અર્થ.**—તેથી જ્યારે હું ત્રાસ પામ્યો ત્યારે મેં નેત્ર મીચ્યાં. પછી ફરી ઉઘાડીને જોયું તો અયોધ્યામાં આવીને ઉભો રહ્યો. તે વખતે મને જોઇ પ્રભુ હસ્યા કે, તરત જ મેં શ્રીહરિના મુખમાં પ્રવેશ કર્યો. ॥ ૧ ॥ હે ખગપતિ! તેથી ભગવાનના ઉદરમાં જઈ અનેક બ્રહ્માંડ જોયાં તથા વિચિત્ર લોક દીઠા અને એક બીજાથી અધિક અનેક તરેહની રચના જોઈ. ॥ ૨ ॥ વળી કરોડો ચતુરાનન અને ગિરિજાપતિ તથા અનેક સૂર્ય તથા તારાઓ સહિત ચંદ્રમા જોયા. વળી અનેક લોકપાળ, યમરાજા તથા કાળ જોવામાં આવ્યા તથા અનેક પર્વતો સહિત પૃથ્વી જોવામાં આવી. ॥ ૩ ॥ તેના ઉપર સમુદ્ર, નદીઓ, સરોવર તથા અનેક વન અને તરેહ તરેહની વિસ્તારવાળી સૃષ્ટિ જોઈ. તેમ જ દેવતા, મુનિ, સિદ્ધ, નાગ, કિન્નર, મનુષ્ય અને ચાર પ્રકારના ચર અચર જીવ જોવામાં આવ્યા. ॥ ૪ ॥

**दो०** जो नहिं देखा नहिं सुना, जो मनहु न समाय ॥
सब अद्भूत तहं देखेउं, वर्णि कवन विधि जाय ॥ ११६ ॥
एक एक ब्रह्मांड महं, रहेउं बर्ष शत एक ॥
यहि विधि मैं देखत फिरेउं, अंडकटाह अनेक ॥ ११७ ॥

**અર્થ.**—હે ગરુડજી! જે દીઠામાં તથા સાંભળવામાં આવે એમ નહોતું, વળી મનમાં સમાઇ પણ શકે નહીં, એવું અદ્દભૂત કામ મેં જોયું. તેનું વર્ણન કયા પ્રકારે થઈ શકે? ॥ ૧૧૬ ॥ પણ ત્યાં એક એક બ્રહ્માંડમાં સો સો વર્ષ વાસ કરીને તેઓમાં ફરતાં ફરતાં અનેક બ્રહ્માંડ મેં જોયાં. ॥ ૧૧૭ ॥

**चो०** लोक लोकप्रति भिन्न विधाता । भिन्न विष्णु शिव मुनि दिशि त्राता ॥
नर गंधर्व भूत बैताला । किन्नर निशिचर पशु खग व्याला ॥ १ ॥
देव दनुज गण नाना जाती । सकल जीव तहं आनहिं भांती ॥
महि सरि सागर सर गिरि नाना । सब प्रपंच तहं आनहिं आना ॥ २ ॥
अंडकोश प्रति निज निज रूपा । देखेउं जिनिस अनेक अनूपा ॥
अवधपुरी प्रति भुवन निहारी । सरयू भिन्न भिन्न नर नारी ॥ ३ ॥
दशरथ कौशल्यादि माता । विविध रूप भरतादिक भ्राता ॥
प्रतिब्रह्मांड राम अवतारा । देखेउं बाल विनोद अपारा ॥ ४ ॥

**અર્થ.**—તેમાં એક એક બ્રહ્માંડમાં બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, દેવતા, મુનિ, દિગ્પાળ, નર, ગંધર્વ, વૈતાળ, ભૂત, કિન્નર, નિશિચર, પશુ, પક્ષી, સર્પ, ॥ ૧ ॥ તથા અનેક પ્રકારના દૈત્ય, એ પ્રમાણે સર્વે જીવ ભિન્ન ભિન્ન જોવામાં આવ્યા. વળી તેમાં પૃથ્વીઉપર અનેક નદી, સમુદ્ર, તળાવ તથા નાનાપ્રકારના પર્વતો અને માયાનો પ્રપંચ પણ જૂદી જૂદી રીતે જોવામાં આવ્યો. ॥ ૨ ॥ હે ખગેશ! તેમ જ ત્યાં એક એક બ્રહ્માંડમાં મારું રૂપ તથા અનેક પ્રકારની ઉપમાવિનાની વસ્તુઓ જોઈ. વળી તેમાં અયોધ્યા, સરયૂ અને સ્ત્રીપુરુષો જૂદાં જૂદાં જોવામાં આવ્યાં. ॥ ૩ ॥ તથા તેમાં રાજા દશરથ, કૌશલ્યા-

આદિ માતાઓ તથા ભરતઆદિ ભાઈઓ ભિન્ન ભિન્ન સ્વરૂપે જોવામાં આવ્યા. વળી એક એક બ્રહ્માંડમાં રામાવતાર અને તરેહ તરેહનાં બાળચરિત્ર જોવામાં આવ્યાં. ॥ ૪ ॥

दो० भिन्न भिन्न सब देखेउं, अति बिचित्र हरियान ॥
अगणित भुवन फिरेउं मैं, राम न देखा आन ॥ ११८ ॥
सोइ शिशुपन शोभा सोइ, सोइ कृपालु रघुबीर ॥
भुवन भुवन देखत फिरेउं, प्रेरित मोह समीर ॥ ११९ ॥

**અર્થ.**—હે ગરુડજી! એ પ્રમાણે સર્વે બ્રહ્માંડમાં ભિન્ન ભિન્ન રચના જોતો જોતો અગણિત બ્રહ્માંડોમાં મોહરૂપી વાયુની પ્રેરણાથી એક એક ભુવનમાં ફર્યો, પણ કૃપાળુ એવા શ્રીરઘુનાથજીના બાળ સ્વરૂપની સુંદરતા એક જ રીતે જોવામાં આવી. ॥ ૧૧૮ ॥ ૧૧૯ ॥

चो० भ्रमत मोहिं ब्रह्मांड अनेका । बीते मनहुं कल्पशत येका ॥
फिरत फिरत निज आश्रम आयउं । तहं पुनि रहि कछु काल गंवायउं ॥१॥
निज प्रभु जन्म अवध सुनि पायउं । निर्भरप्रेम हर्षि उठि धायउं ॥
देखेउं जन्म महोत्सव जाई । जेहि बिधि प्रथम कहा मैं गाई ॥ २ ॥
राम उदर देखेउ जग नाना । देखत बनै न जात बखाना ॥
तहं पुनि देखेउ राम सुजाना । मायापति कृपालु भगवाना ॥ ३ ॥
करौं बिचार बहोरि बहोरी । मोह कलित व्यापित मति मोरी ॥
उभय घरी महं मैं सब देखा । भयउं भ्रमित मनमाहिं बिशेषा ॥ ४ ॥

**અર્થ.**—હવે એ રીતે અનેક બ્રહ્માંડ ફરતાં ફરતાં મને જાણે સો કલ્પ વીતી ગયાં. પછી વળી ફરીને કેટલોક વખત હું મારા આશ્રમમાં રહ્યો. ॥ ૧ ॥ ત્યારે મારા ઇષ્ટદેવ શ્રીહરિનો અવધપુરમાં જન્મ થયો, તે સાંભળી સ્નેહસાગરમાં ડૂબેલો હું હર્ષથી ઉઠી દોડીને, હે નાથ! જે પ્રમાણે મેં આગળ કથા કહી, તેવી રીતે ત્યાં જઈને જન્મોચ્છવ જોયો. ॥૨॥ વળી શ્રીહરિના ઉદરમાં નાનાપ્રકારનાં બ્રહ્માંડ જોયાં. તે જોવામાં એવાં સુંદર હતાં કે, તેનું વર્ણન થઈ શકે જ નહીં. ત્યાં ફરીથી માયાપતિ ચતુર કૃપાળુ ભગવાનને મેં જોયા, ॥ ૩ ॥ ત્યારે મોહમાં ડૂબેલી બુદ્ધિથી વારંવાર વિચાર કરીને બે ઘડીસૂધી મેં સર્વે જોયા કર્યું. તેથી મોહવડે હું અત્યંત વ્યાકુળ થઈ ગયો. ॥ ૪ ॥

दो० देखि कृपालु बिकल मुहिं, बिहंसे तब रघुबीर ॥
बिहंसतही मुख बाहर, आयउं सुन मतिधीर ॥ १२० ॥
सोइ लरिकाई मोहिंसन, लगे करन पुनि राम ॥
कोटि भांति समुझायउ, मन न लहै बिश्राम ॥ १२१ ॥

**અર્થ.**—ત્યારે કૃપાળુ શ્રીરઘુવીર મને દુઃખી જોઈ હસવા લાગ્યા. હે ધીર બુદ્ધિવાન ગરુડ! સાંભળો. જ્યારે પ્રભુ હસવા લાગ્યા, ત્યારે હું શ્રીરામના મુખમાંથી બહાર

આવ્યો. ત્યારકેડે વળી તેઓ બાળચરિત્ર કરવા લાગ્યા. તેથી હું મારા મનને અનેક પ્રકારે સમજાવવા લાગ્યો, પણ મારું મન શાંતિ પામ્યું નહિ. ॥ ૧૨૦ ॥ ૧૨૧ ॥

**ચો०** देखि चरित यह सो प्रभुताई । समुझत देह दशा बिसराई ॥
धरणि परेउं मुख आव न बाता । त्राहि त्राहि आरतजन त्राता ॥ १ ॥
प्रेमाकुल प्रभु मोहिं बिलोकी । निज माया प्रभुता तब रोकी ॥
कर सरोज प्रभु मम शिर धरेऊ । दीनदयालु दुसह दुख हरेऊ ॥ २ ॥
कीन्ह राम मोहिं बिगत बिमोहा । सेवक सुखद कृपा संदोहा ॥
प्रभुता प्रथम बिचारी बिचारी । मनमहं होइ हर्ष अति भारी ॥ ३ ॥
भक्तबच्छलता प्रभुकी देखी । उपजा मम उर हर्ष बिशेषी ॥
सजलनयन पुलकित कर जोरी । कीन्हीं बहुबिधि बिनय बहोरि ॥ ४ ॥

**અર્થ.**—હવે એવી રીતે શ્રીહરિની પ્રભુતા અને ચરિત્ર જોઈ મેં વિચાર કર્યો ત્યારે મને દેહની શુદ્ધિ રહી નહીં. તેથી વ્યાકુલતાથી શરણાગતનું રક્ષણ કરો, રક્ષણ કરો, એમ કહી જ્યારે હું ધરણી ઉપર પડ્યો, તે વખતે મારા મુખમાંથી એક વચન પણ નિકળી શક્યું નહીં. ॥ ૧ ॥ ત્યારે સ્નેહસાગરમાં મને પડેલો જોઈ પ્રભુએ પોતાની માયાનો પ્રતાપ ખેંચીને મારા મસ્તક ઉપર કરકંજ રાખી, મહા કઠિણ દુઃખનો દીનદયાળે નાશ કર્યો. ॥ ૨ ॥ એમ સેવકને સુખ આપનાર પરમાત્માએ મને મોહરહિત કર્યો. એ પ્રમાણે પ્રથમથી શ્રીરામચંદ્રજીની પ્રભુતાનો વિચાર કરી હું મનમાં અત્યાનન્દ થયો. ॥ ૩ ॥ વળી ભક્તના ઉપર કૃપા કરનાર શ્રીહરિને જોઈ હર્ષ થવાથી મારા નેત્રમાં જળ ભરાઈ આવ્યું. તેથી રોમાંચિત શરીરે ભગવાનની મેં ફરી પ્રાર્થના કરી. ॥ ૪ ॥

**दो०** सुनि सप्रेम मम बिनय अति, देखि दीन निज दास ॥
वचन सुखद गंभीर मृदु, बोले रमानिवास ॥ १२२ ॥
कागभुशुंडी मांगु बर, अति प्रसन्न मोहिं जानि ॥
अणिमादिक सिधि अपर निधि, मोक्ष सकल सुखखानि ॥ १२३ ॥

**અર્થ.**—ત્યારે મારાં અત્યંત પ્રેમયુક્ત વચન સાંભળી નિજદાસને દુઃખી જાણી સુખને આપનાર, લક્ષ્મીના સ્થાનકરૂપ, અત્યંત કોમળ તથા ગંભીર વાણીથી ભગવાન્ બોલ્યા કે, હે કાકભુશુંડી! મને અત્યંત પ્રસન્ન જાણી અણિમાદિ અષ્ટસિદ્ધિ અને નવનિધિ એવા સર્વે સુખના ભંડારરૂપ જે મોક્ષ, તેનું વરદાન તું માગી લે. ॥ ૧૨૨ ॥ ૧૨૩ ॥

**ચો०** ज्ञान विवेक बिरति बिज्ञाना । मुनिदुर्लभ गति जो जगजाना ॥
आजु देउं सब संशय नाहीं । मांगु जो तोहिं भाव मन माहीं ॥ १ ॥
सुनि प्रभु वचन बहुत अनुरागे । मन अनुमान करन तब लागे ॥
प्रभुकह देन सकल सुखसही । भक्ति आपनी देन न कही ॥ २ ॥

भक्ति हीन गुण सुख सब कैसे । लवण बिना बहु व्यंजन जैसे ॥
भक्ति हीन सुख कवने काजा । अस बिचारि बोलेहु खगराजा ॥ ३ ॥
जो प्रभु होइ प्रसन्न बर देहू । मोपर करहु कृपा अरु नेहू ॥
मनभावत बर मांगों स्वामी । तुम उदार उर अंतर्यामी ॥ ४ ॥

**અર્થ.**—વળી જ્ઞાન, વૈરાગ્ય અને જગત્ જાણે એવી મુનિઓને દુર્લભ ગતિ, આજ હું તને આપીશ, એમાં કંઈ સંશય નથી. માટે તારા મનમાં જે ઇચ્છા હોય તે માંગ. ॥૧॥ ત્યારે એવાં શ્રીહરિનાં પ્રેમયુક્ત વચનો સાંભળી હું મનમાં અત્યંત વિચાર કરવા લાગ્યો કે, પ્રભુ સર્વે સુખ આપવાને તૈયાર થયા, પણ પોતાની ભક્તિ આપવાનું કહ્યું નહીં. ॥ ૨ ॥ કારણ ભક્તિવિના સર્વે સુખ લવણ વિનાના ભોજન બરાબર છે. હે ગરુડજી! વળી ભક્તિવિના સુખ શા કામનું છે? એવો વિચાર કરી હું બોલ્યો કે, ॥ ૩ ॥ હે પ્રભુ! જો આપ પ્રસન્ન થઇને મને વરદાન આપતા હો તો મારા ઉપર કૃપા અને સ્નેહ રાખો. વળી આપ ઉદાર મનવાળા અને અંતરની વાત જાણવાવાળા છો, માટે હે નાથ! મને જે પ્રિય લાગશે, તે જ વરદાન હું માગીશ. ॥ ૪ ॥

**दो०** अबिरल भक्ति बिशुद्ध तव, श्रुति पुराण जेहि गाव ॥
जेहि खोजत योगीश मुनि, प्रभु प्रताप कोउ पाव ॥ १२४ ॥
भक्त कल्पतरु प्रणतहित, कृपासिंधु सुखधाम ॥
सोइ निज भक्ति मोहिं प्रभु, देहु दया करि राम ॥ १२५ ॥

**અર્થ.**—તે એ કે, જેને વેદ તથા પુરાણ ગાય છે તથા મોટા યોગી અને મુનિઓ જેને શોધે છે, એવી જે આપની અખંડ ભક્તિ, જેને આપની કૃપા હોય તે જ પામે છે, માટે ભક્તને કલ્પવૃક્ષરૂપ સુખના મંદિર, હે શ્રીરામ પ્રભુ! મારા ઉપર કૃપા કરી તે ભક્તિ મને આપો. ॥ ૧૨૪ ॥ ૧૨૫ ॥

**चो०** एवमस्तु कहि रघुकुल नायक । बोले बचन परम सुखदायक ॥
सुनु बायस तैं परम सयाना । काहेन मांगसि अस बरदाना ॥ १ ॥
सब सुखखानि भक्ति तैं मांगी । नहिं जग कोउ तोहिंसम बडभागी ॥
जो मुनि कोटि यत्न नहिं लहहीं । करि जप योग अनल तनु दहहीं ॥ २ ॥
रीझेउं तोरि देखि चतुराई । मांगेउं भक्ति मोहिं अति भाई ॥
सुनु बिहंग प्रसाद अब मोरे । सब शुभगुण बसिहहि उरतोरे ॥ ३ ॥
भक्ति ज्ञान बिज्ञान बिरागा । योगचरित्र रहस्य बिभागा ॥
जानत तैं सबहीं करभेदा । मम प्रसाद नहिं साधन खेदा ॥ ४ ॥

**અર્થ.**—હે ગરુડજી! તે વખતે રઘુકુળના નાયક શ્રીરઘુવીર વિશેષે સુખ આપનાર વચન બોલ્યા કે, જા, એ પ્રમાણે થશે. હે ભુશંડી! તું મહા ચતુર છે, માટે આવું

વરદાન કેમ માગે નહીં? ॥ ૧ ॥ વળી સર્વે સુખના ભંડારરૂપ ભક્તિ તેં માગી, માટે તારા જેવો જગતમાં બીજો કોઈ ભાગ્યશાળી નથી. આ વસ્તુ મુનિઓને કોટિ યત્ન કરતાં પણ મળવી દુર્લભ છે. વળી કેટલાક એક યોગાગ્નિથી શરીરને દહન કરે છે, તો પણ તેઓ ઉપર હું પ્રસન્ન થતો નથી. ॥ ૨ ॥ પરંતુ તારી ચતુરાઈ જોઈને હું અત્યંત પ્રસન્ન છું કે, મને ઘણી પ્રિય એવી મારી ભક્તિ તેં માગી લીધી. હે કાક! હવે આજ દિવસથી મારી કૃપાવડે તારા હૃદયમાં સર્વે ગુણ વાસ કરી રહેશે. ॥ ૩ ॥ વળી ભક્તિ, જ્ઞાન, વિજ્ઞાન, વૈરાગ્ય, અષ્ટાંગ યોગ અને એકાંતમાં ભિન્ન ભિન્ન મેં જે ચરિત્ર કર્યાં, તે સર્વેના ભેદ તું જાણીશ તથા તેઓનું સાધન કરવામાં તું શ્રમિત થઇશ નહીં. ॥ ૪ ॥

**दो० मायासंभव सकल भ्रम, अब नहिं ब्यापिहि तोहिं ॥**
**जानेसि ब्रह्म अनादि अज, अगुण गुणाकर मोहिं ॥ १२६ ॥**
**मोहिं भक्ति प्रियसंतत, अस बिचारि सुनु काग ॥**
**काय बचन मन मम चरण, करहु अचल अनुराग ॥ १२७ ॥**

**અર્થ.**—વળી માયાથી ઉત્પન્ન થયેલા સર્વે ભ્રમ હવેથી તને પ્રાપ્ત થશે નહીં. કારણ કે તેં મને અજન્મા, અનાદિ, નિર્ગુણ, ગુણનો ભંડાર અને બ્રહ્મરૂપ કરી લેખ્યો છે. ॥ ૧૨૬ ॥ વળી મારી ભક્તિ મને સદૈવ વહાલી છે, એમ જાણી તેમાં હે ભુશુંડી! મન, કર્મ અને વચને કરી મારાં પદકમળમાં નિરંતર પ્રીતિ રાખજે. ॥ ૧૨૭ ॥

**चौ० अब सुन परम बिमल मम बानी । सत्य सुगम निगमादि बखानी ॥**
**निज सिद्धांत सुनावौं तोहीं । सुनु मन धरि सब तजि भजु मोहीं ॥ १ ॥**
**मम माया संभव संसारा । जीव चराचर बिविध प्रकारा ॥**
**सब मम प्रिय सब मम उपजाये । सबते अधिक मनुज मोहि भाये ॥ २ ॥**
**तिन्ह महं द्विज द्विज महं श्रुतिधारी । तिन्ह महं निगम धर्म अनुसारी ॥**
**तिन्हमहं प्रिय बिरक्त पुनि ज्ञानी । ज्ञानिहुंते अति प्रिय बिज्ञानी ॥ ३ ॥**
**तिन्हिते पुनि मोहिंप्रिय निजदासा । जेहिगति मोरि न दूसरिआसा ॥**
**पुनि पुनि सत्य कहौं तोहिं पाहीं । मोहि सेवक सम प्रिय कोउनाहीं ॥ ४ ॥**
**भक्ति हीन बिरंचि किन होई । सब जीवन समान प्रिय सोई ॥**
**भक्तिवंत अति नीचो प्राणी । मोहिं परम प्रिय सुनु मम बाणी ॥ ५ ॥**

**અર્થ.**—હે ભાઈ! હવે જેને વેદશાસ્ત્ર વખાણે છે, એવી મારી નિર્મળ વાણી તું સાંભળ. વળી મારો સિદ્ધાંત હું કહું છું, તે મનમાં દૃઢ કરી સર્વેથી રહિત થઈ મારું ભજન કરજે. ॥ ૧ ॥ આ સંસારમાં મારી માયાથી અનેક પ્રકારના ચર અચર જીવો ઉત્પન્ન થયેલા છે. તે સર્વે મારા ઉત્પન્ન કરેલા જીવો મને પ્રિય છે. તેમાં સર્વેથી અધિક મનુષ્યો વહાલા છે. ॥૨॥ તેઓમાં પણ બ્રાહ્મણ અને તે કરતાં અધિક વેદ ભણનાર તથા વેદ પ્રમાણે ચાલનાર, તેથી અધિક વૈરાગી અને તેથી પણ અધિક જ્ઞાની પ્રિય છે. વળી

જ્ઞાનીથી બ્રહ્મને જાણનાર તથા તેઓથી પણ મારો સેવક મને વધારે વહાલો છે કે, જેને મારાવિના બીજી કંઈ પણ આશા નથી. ॥ ૩ ॥ હે ભુશુંડી! વળી હું વારંવાર તારીપાસે સાચું કહું છું કે, મને સેવક સમાન કોઈ પણ પ્રિય નથી. ॥ ૪ ॥ વળી ભક્તિવિના બ્રહ્મા કાં ન હોય? અને ભક્તિવાન્ નીચ કાં ન હોય? પણ તે નીચ સર્વે જીવો કરતાં મને અધિક વહાલો લાગે છે. ॥ ૫ ॥

**दो० शुचि सुशील सेवक सुमति, कहु प्रिय काहि न लाग ॥**
**श्रुति पुराण कह नीति अस, सावधान सुनु काग ॥ १२८ ॥**

**અર્થ.**—વળી પવિત્ર, સુશીલ અને સારી બુદ્ધિવાળો સેવક કોને પ્રિય લાગે નહીં, એમ વેદ-પુરાણ કહે છે. માટે હે કાકભુશુંડી! સાવધાન થઈ તું સાંભળ. ૧૨૮ ॥

**चो० एक पिताके विपुल कुमारा । होहिं पृथक् गुण शील अचारा ॥**
**कोउ पंडित कोउ तापस ज्ञाता । कोउ धनवंत शूर कोउ दाता ॥ १ ॥**
**कोउ सर्वज्ञ धर्मरत कोई । सब पर पितहिं प्रीति सम होई ॥**
**कोउ पितु भक्तबचन मन कर्मा । स्वप्नेहु जान न दूसर धर्मा ॥ २ ॥**
**सो प्रिय सुत पितु प्राण समाना । यद्यपि सो सब भांति अयाना ॥**
**इहिविधि जीव चराचर जेते । त्रिजग देव नर असुर समेते ॥ ३ ॥**
**अखिल विश्व यह मम उपजाया । सब पर मोरि बराबरि दाया ॥**
**तिनमहं जो परिहरि सब माया । भजहि मोहिं मन बच अरु काया ॥ ४ ॥**

**અર્થ.**—હવે એક પિતાના અનેક પુત્ર હોય, તેનાં ગુણ, શીલ અને આચરણ ભિન્ન ભિન્ન હોયછે. એટલે કોઈ પંડિત, કોઈ તપાસી, કોઈ જ્ઞાનવંત, કોઈ દ્રવ્યવાન્, કોઈ શૂરવીર, કોઈ દાતાર, ॥ ૧ ॥ કોઈ સર્વજ્ઞ અને કોઈ ધર્મમાં પ્રીતિ રાખનાર હોયછે. તોપણ પિતાનો સ્નેહ સર્વેઉપર સરખો હોયછે. વળી તેમાં કોઈ મન, કર્મ તથા વચનથી પિતાની ભક્તિ કરે અને એવિના સ્વપ્નમાં પણ બીજો ધર્મ જાણે નહીં. ॥ ૨ ॥ તે પુત્ર કદાચ સર્વ પ્રકારે અજાણ હોય, તોપણ બાપને વધારે વહાલો લાગેછે. એ જ પ્રમાણે જગતમાં ચરઅચર દેવ, મનુષ્ય અને દૈત્ય વગેરે જેટલા જીવ છે, ॥ ૩ ॥ તે સહિત ચૌદ બ્રહ્માંડ મેં ઉત્પન્ન કર્યા છે, તે સર્વેઉપર મારો પ્રેમ સરખો જ છે. તેમાં પણ જે સર્વે માયાને મૂકી મન, કર્મ, વચન અને દેહથી મારું ભજન કરે, ॥ ૪ ॥

**दो० पुरुष नपुंसक नारि नर, जीव चराचर कोइ ॥**
**सर्वभाव भजु कपट तजी, मोहिं परम प्रिय सोइ ॥ १२९ ॥**

**અર્થ.**—તેમ જ ચરઅચરમાં કોઈ પણ પુરુષ, વા નપુંસક, અથવા સ્ત્રી હોય તે, કપટ મૂકી સર્વ ભાવથી જો મને ભજેછે તો મને તે અત્યંત પ્રિય લાગે છે. ॥ ૧૨૯ ॥

**सो० सत्य कहौं खग तोहिं, शुचि सेवक मम प्राण प्रिय ॥**
**अस बिचारि भजु मोहिं, परिहरि आश भरोस सब ॥ ४ ॥**

**અર્થ.**—હે કાક! તું મારો પ્રાણથી અધિક પ્રિય અને પવિત્ર સેવક છે. એ હું સત્ય વચન કહું છું, એમ વિચારી સર્વે તૃષ્ણા અને વિશ્વાસનો ત્યાગ કરી મારું ભજન કરજે. ॥ ૪ ॥

**चो०** कबहुं काल नहिं ब्यापै तोहीं । सुमिरेहु भजेहु निरंतर मोहीं ॥
प्रभु बचनामृत सुनि न अघाऊं । तनु पुलकित मन अति हर्षाऊं ॥ १ ॥
सो सुख जानै मन अरु काना । नहिं रसना प्रति जाइ बखाना ॥
प्रभु शोभा सुख जानत नयना । कहि किमि सकैं तिन्हैं नहिंबयना ॥ २ ॥
बहुबिधि राम मोहिं सिख देई । लगे करन शिशु कौतुक तेई ॥
सजल नयन कछु मुख करि रूखा । चितै मातु तनु लागी भूखा ॥ ३ ॥
देखि मातु आतुर उठि धाई । कहि मृदु बचन लिये उरलाई ॥
गोद राखि कराय पय पाना । रघुपति चरित ललित करि गाना ॥ ४ ॥

**અર્થ.**—વળી હમેશાં મારું ભજન કરવાથી કોઈ દિવસ કાળ પણ તારી નજીક આવશે નહીં. હે ગરુડજી! એવાં પ્રભુનાં વચન સાંભળી મારું મન તૃપ્ત થયું નહીં. વળી અત્યાનન્દ થવાથી શરીરનાં રોમાંચ ઉભાં થઈ ગયાં. ॥ ૧ ॥ તે સુખ મારું મન અને કાન જાણે છે. પણ તેને જીભ નથી, તેથી વખાણ થઈ શકતાં નથી. વળી પ્રભુની શોભાનું સુખ નેત્ર જાણે છે પણ તેને વાણી નથી, માટે તે કેમ કરીને વર્ણન કરી શકે? ॥ ૨ ॥ એ પ્રમાણે શ્રીહરિ મને ઘણા પ્રકારે બોધ આપી, વળી ફરી બાળલીલા કરવા લાગ્યા. તે જાણે ભુખ લાગી ન હોય, તેમ કરમાયલા વદને નેત્રમાં જળ ભરી માતાની સન્મુખ જોવા લાગ્યા. ॥ ૩ ॥ ત્યારે તે જોઈ માતાએ તે જ વખતે ઉઠી દોડીને કોમળ વચન કહી છાતી સાથે લગાડી પછી ગોદમાં બેસાડી, પ્રભુનાં મનોહર ચરિત્રનુ ગાન કરતાં પયઃપાન કરાવવા લાગ્યાં. ॥ ૪ ॥

**सो०** जेहि सुखलागि पुरारि, अशिव भेष कृत शिव सुखद ॥
अवध पुरी नरनारि, तेहि सुख महं संतत मगन ॥ ५ ॥
सोई सुख कर लवलेश, जिन बारेक स्वप्नेहु लहेउ ॥
ते नहिं गणहिं खगेश, ब्रह्म सुखहिं सज्जन सुमति ॥ ६ ॥

**અર્થ.**—જે સુખ વાસ્તે મહાદેવજીએ અપવિત્ર વેષ ધારણ કર્યો, તે જ વેષ શ્રીરામના પ્રતાપથી શિવને કલ્યાણકારી થયો. તેથી તે સુખમાં સદૈવ અયોધ્યાવાસી સ્ત્રી-પુરુષો મગ્ન રહે છે. વળી તે સુખમાંથી એક લવમાત્ર સુખ સ્વપ્નાંતરમાં જો પ્રાપ્ત થયું, તો હે ગરુડ! સુંદર બુદ્ધિવાળા સાધુજનો તે સુખ બરોબર બ્રહ્માના સુખને પણ ગણતા નથી. ॥ ૫ ॥ ૬ ॥

**चो०** मैं पुनि रह्यौं अवध कछु काला । देख्यौं बालबिनोद रसाला ॥
राम प्रसाद भक्ति बर पायउं । प्रभुपद बंदि निजाश्रम आयउं ॥ १ ॥

तबते मोहिं न व्यापी माया । जबते रघुनायक अपनाया ॥
यह सब गुप्त चरित मैं गावा । हरिमाया जिमि मोहिं नचावा ॥ २ ॥
निज अनुभव अब कहौं खगेशा । बिनु हरि भजन न जाहिं कलेशा ॥
राम कृपा बिनु सुनु खगराई । जानि न जाइ राम प्रभुताई ॥ ३ ॥
जाने बिनु न होइ परतीती । बिनु परतीति होइ नहिं प्रीती ॥
प्रीति बिना नहिं भक्ति दृढाई । जिमि खगेश जलकीचकी नाई ॥ ४ ॥

**અર્થ.**—પછી હું થોડાએક કાળસૂધી અયોધ્યામાં રહી શ્રીહરિના રસિક બાળચરિત્ર જોતો હતો, અને પછી પ્રભુના પ્રતાપથી ભક્તિનું વરદાન પામી પદવંદન કરી હું મારા આશ્રમમાં આવ્યો. ॥ ૧ ॥ હે ખગપતિ! એમ જે દિવસથી ભગવાને મને નિજ દાસ કરી સ્થાપ્યો છે, તે દિવસથી માયા મારી નજીક આવી નથી. એ પ્રમાણે શ્રીહરિની માયાએ મને નચાવ્યો, તે ગુપ્ત ચરિત્ર મેં તમારા આગળ વર્ણન કર્યાં. ॥ ૨ ॥ હવે હે ખગેશ! મારા મનનો અનુભવ કહું છું તે સાંભળો. શ્રીહરિના ભજનવિના જીવના કલેશ કદી પણ મટતા નથી. હે ભાઈ! પ્રભુની કૃપાવિના પ્રભુની પ્રભુતાઈ જાણવામાં આવતી નથી. ॥ ૩ ॥ અને તે જાણ્યા વગર કંઈ નિશ્ચય થતો નથી, તેમ જ તે નિશ્ચય કર્યા વગર પ્રીતિ થતી નથી તથા જેમ વિનાજળે ચિખલ થતો નથી, તેમ પ્રીતિવિના દૃઢ ભક્તિ થતી નથી. ॥ ૪ ॥

सो० बिनु गुरु होइ कि ज्ञान, ज्ञान कि होइ विराग बिनु ॥
गावहिं वेद पुरान, सुख कि लहहि बिनु हरि भगति ॥ ७ ॥
कोउ विश्राम कि पाव, तात सहज संतोष बिनु ॥
चलै कि जल बिनु नाव, कोटि यत्न करी पचि मरिहे ॥ ८ ॥

**અર્થ.**—વળી ગુરુવિના જ્ઞાન ઉત્પન્ન થતું નથી અને જ્ઞાન વગર વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી. તેમ વેદપુરાણ કહે છે કે, ભગવાનની ભક્તિ કર્યા વગર સુખ થતું નથી. હે તાત! વળી સંતોષવિના કોઈ શાંતિ પામતું નથી. કારણ કરોડો ઉપાય કરી મરે, તોપણ કંઈ પાણીવિના શું નાવ ચાલે? ન જ ચાલે. ॥ ૭ ॥ ૮ ॥

चो० बिनु संतोष न काम नशाहीं । काम अछत सुख स्वमेहुं नाहीं ॥
राम भजन बिनु मिटहिं न कामा । थल बिहीन तरु कबहुं किश्रामा ॥ १ ॥
बिना ज्ञानकी समता आवै । कोउ अवकास कि नभ बिनु पावै ॥
श्रद्धा बिना धर्म नहिं होई । बिनु महि गंध कि पावै कोई ॥ २ ॥
बिनु तप तेज कि करु बिस्तारा । जल बिनु रस कि होइ संसारा ॥
शील कि मिलु बिनु बुध सेवकाई । जिमि बिनु तेज न रूप गुसाई ॥ ३ ॥
निज सुख बिनु मन होई कि थीरा । परस कि होइ बिहीन समीरा ॥
कवनेउ सिद्धि कि बिनु बिश्वासा । बिनु हरि भजन न भव भय नाशा ॥ ४ ॥

**અર્થ.**—વળી જેમ વિના સંતોષે કામદેવનો નાશ થતો નથી, તેમ કામનાવાળા પુરુષને સ્વપ્નાંતરમાં પણ સુખ થતું નથી. વળી જેમ પૃથ્વીવિના વૃક્ષ થાય નહીં, તેમ પ્રભુનાં ભજનવિના કદી કામના જાય જ નહીં. ॥ ૧ ॥ જેમ જ્ઞાનવિના કંઈ સમપણું આવે નહીં, તેમ આકાશવિના મોકળાઈ મળે નહીં. જેમ શ્રદ્ધાવિના નિજધર્મ પ્રાપ્ત થતો નથી, તેમ પૃથ્વી વગર કોઈ વસ્તુમાં ગંધ ઉત્પન્ન થતો નથી. ॥ ૨ ॥ જેમ તપવિના તેજ વૃદ્ધિ પામતું નથી, તેમ વિનાજળે સંસારમાં રસ થતો નથી. જેમ પંડિતની સેવકાઈ કર્યાવગર કદી શીલપણું આવતું નથી, હે ભાઈ! તેમ વિનાતેજે રૂપ શોભે નહીં. ॥ ૩ ॥ જેમ પોતાના સુખવગર મન સ્થિર થતું નથી, તેમ પવનવિના કંઈ શરીરને સ્પર્શ થતો નથી. જેમ વિશ્વાસવિના કોઈ પણ સિદ્ધિનું ફળ પ્રાપ્ત થતું નથી, તેમ શ્રીહરિના ભજનવિના ભવનો ભય મટતો નથી. ॥ ૪ ॥

**दो०** बिनु बिश्वास भक्ति नहिं, तेहि बिनु द्रवहिं न राम ॥
रामकृपा बिनु स्वप्नेहु, मन कि लहै बिश्राम ॥ १३० ॥

**અર્થ.**—હે બાપ! તેમ જ વિશ્વાસ વગર ભક્તિ મળતી નથી અને તેવિના પ્રભુ કૃપા કરતા નથી. વળી પ્રભુની કૃપા વગર મન સ્વપ્નમાં પણ સુખ પામતું નથી. ॥ ૧૩૦ ॥

**सो०** अस बिचारि मतिधीर, तजि कुतर्क संशय सकल ॥
भजहु राम रणधीर, करुणाकर सुंदर सुखद ॥ ९ ॥

**અર્થ.**—હે ધીરબુદ્ધિવાળા ગરુડ! એમ મનમાં વિચારી સર્વે સંશય તથા કુતર્કને મૂકી, સુખના આપનાર, કૃપાળુ, રણમાં ધીર તથા સુંદર એવા શ્રીરામનું ભજન કરો.॥૯॥

**चौ०** निजमति सारिस नाथ मैं गाई । प्रभुप्रताप महिमा खगराई ॥
कह्यों न कछु करि युक्ति विशेषी । यह सब मैं निज नयनन देखी ॥ १ ॥
महिमा नाम रूप गुणगाथा । सकल अमित अनंत रघुनाथा ॥
निज निज मति मुनि हरि गुणगावहिं । निगम शेष शिव पार न पावहिं ॥२॥
तुम्हैं आदि खग मशक पयंता । नभ उडाहिं नहिं पावहिं अंता ॥
तिमि रघुपति महिमा अवगाहा । तात कबहुं कोउ पाव कि थाहा ॥ ३ ॥
रामकाम शत कोटि सुभगतन । दुर्ग कोटि अमित अरि मर्दन ॥
शक्र कोटि शत सरिस बिलासा । नभ शत कोटि अमित अवकाशा ॥ ४ ॥

**અર્થ.**—હે નાથ! ભગવાનના પ્રતાપથી પ્રભુનો મહિમા મેં મારી બુદ્ધિપ્રમાણે વર્ણન કર્યો. વળી એ સર્વે મેં મારા નેત્રથી જોયલું છે, તેમાં કંઈ વિશેષ યુક્તિ બતાવી મેં તમને કહ્યું નથી. ॥ ૧ ॥ વળી અનંત એવા શ્રીરઘુવીરનાં નામ, ગુણ, રૂપ અને મહિમા સર્વે પ્રમાણરહિત છે. માટે વેદ, શેષ, મહાદેવ અને મુનિઓ પોતપોતાની

બુદ્ધિપ્રમાણે શ્રીહરિના ગુણનું વર્ણન કરે છે, પણ પાર પામી શકતા નથી. ॥ ૨ ॥ હે ભાઈ! આપથી લઈ મચ્છરપર્યંત અનેક પક્ષીઓ આકાશમાં ઉડે છે, પણ તેનો અંત કોઈ લેતો નથી, તેમ શ્રીરામના અત્યંત પ્રતાપનો પણ કોઇથી થાક આવતો નથી. ॥૩॥ વળી સો કોટિ કામદેવ કરતાં પણ શ્રીહરિનું સ્વરૂપ અધિક છે, તથા શત્રુને જિતવામાં કરોડો કિલ્લાથી કઠણ છે અને વિલાસ ભોગવવામાં સો કરોડ ઇંદ્રથી પણ અધિક છે તથા સો કરોડ આકાશથી પણ વધારે વિસ્તારવાળા છે. ॥ ૪ ॥

दो० मरुत कोटि शत बिपुल बल, रविशत कोटि प्रकाश ॥
शशि शतकोटि सुशीतल, शमन सकल भवत्रास ॥ १३१ ॥
कालकोटि शत सरिस अति, दुस्तर दुर्ग दुरंत ॥
धूम्रकेतु शत कोटि सम, दुराधर्ष भगवंत ॥ १३२ ॥

**અર્થ.**—સો કોટિ વાયુથી અધિક બળવાન્, સો કરોડ સૂર્યથી વધારે તેજસ્વી, સો કોટિ ચંદ્રમાથી અધિક શીતળ અને જન્મ-મરણના સર્વ દુઃખને નાશ કરનાર છે. વળી સો કોરોડ કાળના કરતાં પણ અત્યંત કઠિણ, અંતથી રહિત તથા સો કોટિ અગ્નિ જેવા મહાતેજવાન્ શ્રીપ્રભુ છે. ॥ ૧૩૧ ॥ ૧૩૨ ॥

चो० प्रभु अगाध शत कोटि पताला । शमन कोटि शत सरिस कराला ॥
तीरथ अमित कोटि शत पावन । नाम अखिल अघ पुंज नशावन ॥ १ ॥
हिमगिरि कोटि अचल रघुबीरा । सिंधु कोटि शत सरिस गंभीरा ॥
कामधेनु शत कोटि समाना । सकल काम दायक भगवाना ॥ २ ॥
शारद कोटि अमित चतुराई । बिधि शतकोटि अमित निपुणाई ॥
विष्णु कोटि शत पालन कर्ता । रुद्र कोटि शत सम संहर्ता ॥ ३ ॥
धनद कोटि शत सम धनवाना । माया कोटि प्रपंच निधाना ॥
धग धरण शतकोटि अहीशा । निरवधि निरुपम प्रभु जगदीशा ॥ ४ ॥

**અર્થ.**—તેમ જ સો કરોડ પાતાળથી અધિક ઉંડા, સો કોટિ યમરાજ જેવા કઠિણ, સો કરોડ તીર્થના કરતાં પણ અધિક પવિત્ર નામવાળા, તથા અનેક પાપના સમૂહનો નાશ કરનારા પ્રભુ છે. ॥ ૧ ॥ સો કોટિ મેરુપર્વતના કરતાં પણ વધારે સ્થિર, સો કરોડ સમુદ્રથી અધિક ગંભીર અને સર્વ કામનાઓ પૂર્ણ કરવામાં સો કોટિ કામદુઘા જેવા રઘુનાથજી છે. ॥ ૨ ॥ વળી સો કોટિ સરસ્વતી જેવા ચતુર, અને નિપુણતામાં સો કોટિ બ્રહ્મા જેવા, તથા જગતનું પાલન કરવામાં સો કોટિ વિષ્ણુ જેવા, જગતનો નાશ કરવામાં સો કોટિ મહેશ જેવા, ॥ ૩ ॥ સો કરોડ કુબેરના જેવા ધનવાન્, અને જગતને ઉત્પન્ન કરવામાં સો કોટિ માયા જેવા, પૃથ્વીને ધારણ કરવામાં સો કરોડ શેષજી જેવા તથા જેનો અંત નથી એવા ઉપમા રહિત જગદીશ્વર શ્રીરામચંદ્રજી છે. ॥ ૪ ॥

**हरिगीतछंद.** निरवधि निरुपम राम सम नहिं आन निगमागम कहै ॥
जिमिकोटि शत खद्योत रवि कहं कहत अति लघुता लहै ॥
इहिभांति निज निजमति विलास मुनीश हरिहि बखानहीं ॥
प्रभु भाव गाहक अति कृपालु सप्रेम सुनि सुख पावहीं ॥ १६ ॥

**અર્થ.**—હે ગરુડજી! વેદ કહે છે કે, જેમ સૂર્ય આગળ સો કોટિ આગીઆનું તેજ અત્યંત લઘુતાને પામે છે, તેમ મુનિજનો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે શ્રીહરિનાં ચરિત્રનું વર્ણન કરે છે, પણ કૃપાળુ પ્રભુ ભાવના ભુખ્યા છે, વાસ્તે તેનો પ્રેમ જોઈ સુખ પામે છે. ॥ ૧૬ ॥

**दो०** राम अमित गुणसागर, थाह कि पावै कोइ ॥
संतन सन जस कछु सुनेउं, तुमहिं सुनायउं सोइ ॥ १३३ ॥

**અર્થ.**—વળી શ્રીરઘુવીર ગુણના અથાગ સમુદ્ર છે, તેથી તેનો કોઈ અંત પામી શકતું નથી. તોપણ મેં સન્તના મુખથી જે કંઈ સાંભળ્યું છે, તે તમને શ્રવણ કરાવ્યું. ॥૧૩૩॥

**सो०** भाववश्य भगवान, सुखनिधान करुणाभवन ॥
तजि ममता मद मान, भजिय राम सीतारमण ॥ १० ॥

**અર્થ.**—એમ સુખ અને કરુણાના મંદિર શ્રીપ્રભુ પ્રેમને વશ છે, માટે મમતા, મદ અને માનને મૂકી શ્રીજાનકીરમણ એવા શ્રીરામચંદ્રજીનું ભજન કરો. ॥ ૧૦ ॥

**चो०** सुनि भुशुंडके बचन सुहाये । हर्षित खगपति पंख फुलाये ॥
नयन नीर मन अति हर्षाना । श्रीरघुपति प्रताप उर आना ॥ १ ॥
पाछिल मोह समुझि पछिताना । ब्रह्म अनादि मनुज करि जाना ॥
पुनि पुनि काग चरण शिरनावा जानि राम सम प्रेम बढावा ॥ २ ॥
गुरु बिनु भवनिधि तरै न कोई । जो बिरंचि शंकर सम होई ॥
संशय सर्प ग्रसेउ मोहिं ताता । दुखदलहरि कुतर्क बहु ब्राता ॥ ३ ॥
तव स्वरूप गारुडि रघुनायक । मोहिं जियायहु जन सुख दायक ॥
तव प्रसाद मम मोह नशाना । रामरहस्य अनूपम जाना ॥ ४ ॥

**અર્થ.**—હે ભવાનિ! એવાં કાકભુશુંડીનાં અત્યંત સુંદર વચન સાંભળી સ્નેહસાગરમાં ડૂબેલા ગરુડજી પોતાની પાંખો પ્રફુલ્લિત કરી, શ્રીહરિનો પ્રતાપ હ્રદયમાં લાવી નેત્રમાં જળ ભરી મનમાં અત્યંત હર્ષ પામ્યા. ॥૧॥ વળી તે અનાદિ એવા બ્રહ્મને મનુષ્ય કરી જાણ્યા, એવું પાછળનું અજ્ઞાન સમજી પશ્ચાત્તાપ કરી, તે કહેવા લાગ્યો કે, હે મન! તને ધિક્કાર છે. એમ કહી પ્રભુ જેવા કાકભુશુંડીને જાણી સ્નેહયુક્ત વારંવાર ચરણમાં મસ્તક નમાવી ગરુડજી કહે છે કે, જો કદાચ બ્રહ્મા અને મહાદેવ જેવા હોય, તોપણ તેઓ ગુરુવિના સંસારરૂપી સમુદ્રને તરી શકે નહીં. ॥૨॥ હે તાત! સંશયરૂપી સર્પે મને ડંશ કર્યો,

તેથી મારા મનમાં અનેક કુતર્કરૂપી દુઃખને આપનાર ઝેરની બહુ વૃદ્ધિ પામેલી લહેરો ઉત્પન્ન થઈ. ॥ ૩ ॥ ત્યારે પ્રભુએ વિષ ઉતારનાર ગારુડીરૂપે આપને મારા પાસે મોકલ્યા તથા મનુષ્યને સુખ આપનાર શ્રીરઘુનાથે મને જીવતો રાખ્યો. વળી તમારી કૃપાથી મારો મોહ દૂર થયો તથા ઉપમા નહીં અપાય એવાં પ્રભુનાં ચરિત્ર મારા જાણવામાં આવ્યાં. ॥ ૪ ॥

**दो०** ताहि प्रशंसेउ विविध विधि, शीश नाइ कर जोरि ॥
बचन सप्रेम बिनीत मृदु, बोलेउ गरुड बहोरि ॥ १३४ ॥
प्रभु अपने अविवेक ते, पूंछों स्वामी तोहिं ॥
कृपासिंधु सादर कहहु, जानि दास निज मोहिं ॥ १३५ ॥

**અર્થ.**—હે ગૌરી! એ પ્રમાણે અનેક પ્રકારે ગરુડજી કાકભુશુંડીની પ્રશંસા કરી મસ્તક નમાવી હાથ જોડી સ્નેહયુક્ત નમ્રતાથી કોમળ વચને વળી બોલ્યા કે, ॥ ૧૩૪ ॥ હે પ્રભુ! હું મારા અજ્ઞાનથી ફરી તમને પૂછું છું, તે હે કૃપાસિન્ધુ! પોતાનો દાસ જાણી મને આદરપૂર્વક કહો. ॥ ૧૩૫ ॥

**चो०** तुम सर्वज्ञ तज्ञ तम पारा । सुमति सुशील सरल आचारा ॥
ज्ञान विरति विज्ञान निवासा । रघुनायकके प्रिय तुम दासा ॥ १ ॥
कारण कवन देह यह पाई । तात सकल मोहिं कहहु बुझाई ॥
रामचरित सर सुंदर स्वामी । पायहु कहां कहहु नभगामी ॥ २ ॥
नाथ सुना मैं अस शिवपाहीं । महाबलय महं क्षय तव नाहीं ॥
मृषा वचन नहिं शंकर कहहीं । सो मेरे मन संशय अहहीं ॥ ३ ॥
अग जग जीव नाग नर देवा । नाथ सकल जग काल कलेवा ॥
अंडकटाह अमित लयकारी । काल महा दुरतिक्रम भारी ॥ ४ ॥

**અર્થ.**—આપ સર્વજ્ઞ, તત્વવેત્તા, માયારહિત, સુબુદ્ધિવાળા, શીલવાન્, સરળ આચરણવાળા, વૈરાગ્યવાન્, જ્ઞાની, વિશેષે જ્ઞાનના ભંડાર અને શ્રીહરિના પ્રિય સેવક છો. ॥૧॥ તો આ કાગડાની દેહ શા માટે પામ્યા? આપ હે તાત! મને તે સમજાવી કહો. આકાશમાં ગતિ કરનાર હે સ્વામિન્! આપ શ્રીરામચરિત્રરૂપી સુંદર માનસસરોવર ક્યાંથી પામ્યા, તે મને કહો. ॥ ૨ ॥ હે નાથ! તેમ જ મેં મહાદેવજી પાસે સાંભળ્યું છે કે, મહાપ્રલયમાં પણ તમારો નાશ થતો નથી. તેમ શંકર કંઈ ખોટું બોલે નહીં; તેથી એ મારા મનનો સંશય છે તે કહો. ॥ ૩ ॥ હે પ્રભો! જગતમાં ચર, અચર, જીવ, નાગ, મનુષ્ય અને દેવતા એ સર્વે કાળને ખાવાના કોળીઆ છે અને મહાભારી કઠિણ કર્મવાળો અનેક બ્રહ્માંડનો નાશ કરનાર દુષ્ટ કાળ છે. ॥ ૪ ॥

**सो०** तुमहिं न व्यापै काल, अति कराल कारण कवन ॥
सो मोहिं कहहु कृपाल, ज्ञानप्रभाव कि योगबल ॥ ११ ॥

**અર્થ.**—તથા એવો કઠિણ કાળ છે, તોપણ તેમાં તમારો નાશ થતો નથી, એનું કારણ શું? શું યોગના બળથી કે જ્ઞાનના પ્રતાપથી આપનો નાશ થતો નથી, તે મને સમજાવીને કહો. ॥ ૧૧ ॥

दो० प्रभु तव आश्रम आयउं, मोर मोह भ्रम भाग ॥
कारण कवन सो नाथ अब, कहहु सहित अनुराग ॥ १३६ ॥

**અર્થ.**—હે પ્રભુ! વળી તમારા આશ્રમમાં આવવાથી મારો મોહ અને ભ્રમણા શા કારણથી દૂર થયાં? તે મને પ્રેમસહિત સમજાવી કહો. ॥ ૧૩૬ ॥

चो० गरुड गिरा सुनि हर्षेउ कागा । बोलेउ उमा सहित अनुरागा ॥
धन्य धन्य तव मति उरगारी । प्रश्न तुह्मार मोहिं अति प्यारी ॥ १ ॥
सुनि तव प्रश्न सप्रेम सुहाई । बहुत जन्मकी सुधि मोहिं आई ॥
सब निज कथा कहौं मैं गाई । तात सुनहु सादर मनसाई ॥ २ ॥
जप तप मख शम दम व्रत दाना । विरति विवेक योग बिज्ञाना ॥
सब कर फल रघुपति पद प्रेमा । तेइ बिनु कोई न पावै क्षेमा ॥ ३ ॥
ईहि तनु राम भक्ति मैं पाई । ताते मोहिं ममता अधिकाई ॥
जेहिते कछु निज स्वारथ होई । तेहि पर ममता कर सब कोई ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! એવાં ગરુડનાં વચન સાંભળી કાકભુશુંડી સ્નેહસહિત બોલ્યા કે, હે ઉરગારી! તમારાં વચન મને અત્યંત પ્રિય લાગ્યાં, માટે તમારી બુદ્ધિને વારંવાર ધન્ય છે. ॥ ૧ ॥ વળી તમારું પ્રેમયુક્ત સુંદર પ્રશ્ન સાંભળી મને મારા ઘણા જન્મનું સ્મરણ થયું. હે તાત! માટે મારી સર્વે કથા વર્ણન કરી હું કહુંછું, તે મન લગાડી સ્નેહસહિત સાંભળો. ॥ ૨ ॥ જપ કરવો, તપસ્યા, યજ્ઞ, શમતાપણું, ઇંદ્રિદમન, વ્રત કરવું, દાન દેવું, વૈરાગ્ય, જ્ઞાન, અષ્ટાંગયોગ, વિશેષે જ્ઞાની થવું, એ સર્વેનું ફળ શ્રીરામના પદકંજમાં સ્નેહ રાખવો એ જ છે. તેવિના કોઈ સારી ગતિને પામે નહિ. ॥ ૩ ॥ માટે આ શરીરે શ્રીહરિની ભક્તિ હું પામ્યોછું, તેથી તે ઉપર અત્યંત મારી મમતા છે. હે ભાઈ! જે સાધનથી કંઈપણ પોતાનો સ્વાર્થ થાય, તે ઉપર સૌ પ્રાણીઓ મમતા રાખેછે. ॥ ૪ ॥

सो० पन्नगारि अस नीति, श्रुति संमत सज्जन कहहिं ॥
अति नीचहु सन प्रीति, करिय जानि निज परम हित ॥ १२ ॥
पाट कीटते होइ, तेहिते पाटांबर रुचिर ॥
कृमि पालै सब कोइ, परम अपावन प्राण सम ॥ १३ ॥

**અર્થ.**—હે પન્નગારિ! એવી નીતિ છે, તથા વેદ, શ્રુતિ અને સજ્જન પુરુષો પણ એમ કહેછે કે, પોતાના હિત માટે અત્યંત નીચની સાથે પણ પ્રીતિ કરવી. ॥ ૧૨ ॥ જેમ કે રેશમની તાંત કીડાથી ઉત્પન્ન થાયછે. તે જ્યારે વણાય છે ત્યારે તેનાં મનોહર પીતાંબર વસ્ત્ર બનેછે. માટે સર્વે મનુષ્યો કીડો અપવિત્ર છે, તોપણ તેને પ્રાણ સમાન જાણી, તેનું વિશેષે રક્ષણ કરેછે. ॥ ૧૩ ॥

चो० स्वारथ सर्व जीव कहं एहा । मन क्रम बचन राम पद नेहा ॥
सोइ पावन सोइ सुभग शरीरा । जो तनु पाइ भजिय रघुबीरा ॥ १ ॥
राम बिमुख लहि बिधि सम देही । कबि कोविद न प्रशंसहिं तेही ॥
रामभक्ति यहि तनु महं जामी । ताते मोहिं परम प्रिय स्वामी ॥ २ ॥
तजौं न तनु निज इच्छा मरणा । तनु बिनु वेद भजन नहिं बरणा ॥
प्रथम मोह मोहिं बहुत बिगोवा । राम बिमुख सुख कबहुं न सोवा ॥ ३ ॥
नाना जन्म कर्म पुनि नाना । किये योग जप तप मखदाना ॥
कवन योनि जन्मेहुं जहं नाहीं । मैं खगेश भ्रमि भ्रमि जगमाहीं ॥ ४ ॥
देखेहुं सब करि कर्म गुसाईं । सुखी न भयउं अबहिं की नाईं ॥
सुधि मोहिं नाथ जन्म बहु केरी । शिव प्रसाद मति मोहन घेरी ॥ ५ ॥

**અર્થ.**—એ પ્રમાણે પ્રાણીમાત્રને એવો સ્વાર્થ રાખવો કે, મન, કર્મ અને વચને કરી પ્રભુના પદકંજમાં સ્નેહ રાખવો. વળી જે દેહથી શ્રીરામનું ભજન થાય, તે જ પવિત્ર અને અત્યંત સુંદર શરીર જાણવું. ॥ ૧ ॥ પણ પ્રભુથી વિમુખ થઈ બ્રહ્માસમ દેહ પામ્યો હોય, તેનાં કવિ અને પંડિત જનો વખાણ કરતા નથી. હે ભાઈ! આ શરીરે કરી શ્રીરામની ભક્તિ મળી છે, તેથી તે મને અત્યંત પ્રિય છે. ॥ ૨ ॥ વળી વેદ એમ કહે છે કે, શરીરવિના પ્રભુભજન થતું નથી. તેથી હું આ શરીર મૂકતો નથી; પણ જ્યારે ઈચ્છા થાય ત્યારે હું દેહ મૂકું છું. વળી પ્રથમ મને અજ્ઞાનતાથી ઘણું દુઃખ થયું, કેમકે પ્રભુથી વિમુખ પ્રાણીને કોઈ પણ સ્થળે સુખ પ્રાપ્ત થાય નહીં. ॥ ૩ ॥ હવે હું નાનાપ્રકારના જન્મ લઈ અનેક પ્રકારના યોગ, જપ, તપ, યજ્ઞ અને દાનાદિ કર્મ કરી, આ જગતમાં એવી કોઈ યોનિ નથી કે મેં તેમાં જન્મ લીધો નથી. ॥ ૪ ॥ હે નાથ! મને સર્વે જન્મ યાદ છે, તેમાં મેં સર્વ કર્મ કરી જોયું તો જેવો હાલ હું સુખી છું, તેવો કોઈ દેહધારીમાં આગળ સુખી નહોતો. હે બાપ! તેમ શ્રીશંકરના પ્રતાપવડે મારી બુદ્ધિ મોહમાં ઘેરાઈ ગઈ નથી. ॥ ૫ ॥

दो० प्रथम जन्मके चरित अब, कहौं सुनहु बिहंगेश ॥
सुनि प्रभु पद रति ऊपजै, जाते मिटहिं कलेश ॥ १३७ ॥
पूर्वकल्पमें एक प्रभु, कलियुग मलकर मूल ॥
नर अरु नारि अधर्म रत, सकल निगम प्रतिकूल ॥ १३८ ॥

**અર્થ.**—હે વિહંગેશ! હવે પ્રથમ જન્મનાં ચરિત્ર કહું છું તે સાંભળો. જે સાંભળવાથી પ્રભુના પદકંજમાં સ્નેહ ઉત્પન્ન થાય અને કલેશનો નાશ થાય છે. ॥ ૧૩૭ ॥ હે પ્રભો! પ્રથમ પૂર્વ કલ્પમાં પાપનું મૂળરૂપ એક કળિયુગ હતો, તેમાં વેદથી અવળાં ચાલનાર અધર્મમાં પ્રીતિવાળાં સ્ત્રી પુરુષો હતાં. ॥ ૧૩૮ ॥

चो० तेहि कलियुग कोशलपुर जाई । जन्मत भयउं शूद्र तनु पाई ॥
शिव सेवक मन क्रम अरु बानी । आन देव निंदक अभिमानी ॥ १ ॥
धन मद मत्त परम बाचाला । उग्र बुद्धि उर दंभ बिशाला ॥
यदपि रहेउं रघुपति रजधानि । तदपि नहीं महिमा कछु जानी ॥ २ ॥
अब जाना मैं अवध प्रभावा । निगमागम पुराण अस गावा ॥
कवनिहुं जन्म अवध बस जोई । राम परायण सो परिहोई ॥ ३ ॥
अवध प्रभाव जात तब प्राणी । जब उर बसहिं राम धनु पाणी ॥
सो कलिकाल कठिण उरगारी । पाप परायण सब नरनारी ॥ ४ ॥

**અર્થ.**—તે કળિયુગમાં અયોધ્યાવિષે શૂદ્રને ઘેર મારો અવતાર થયો. ત્યારે મન, કર્મ અને વચને કરી શંકરનો સેવક અને બીજા દેવની નિંદા કરનાર મહા અભિમાની હું હતો. ॥૧॥ વળી દ્રવ્યના મદથી મહા વાચાળ, ઉગ્ર બુદ્ધિવાળો અને મહાદંભી હતો. હવે જો કે હું શ્રીરામની રાજધાનીમાં રહ્યો હતો, પણ તેનો મહિમા હું જાણી શક્યો નહીં. ॥ ૨ ॥ પણ આ વખતે મેં અયોધ્યાનો પ્રતાપ જાણ્યો. વળી જેને નિગમાગમ વેદ પુરાણ એવી રીતે કહે છે કે, કોઈપણ જન્મમાં જેનો અવધપુરમાં વાસ થાય છે, તે પ્રાણી અચીત રામપરાયણ થાય છે. ॥ ૩ ॥ વળી જ્યારે ધનુષધારી શ્રીરામ જેના હૃદયમાં વાસ કરે છે, ત્યારે તે અયોધ્યાના પ્રભાવને જાણે છે. હે ભાઈ! તે કળિકાળ અત્યંત કઠિણ હતો, તેથી સર્વે સ્ત્રીપુરુષો પાપિષ્ઠ હતાં. ॥ ૪ ॥

दो० कलिमल ग्रसेउ धर्म सब, गुप्त भये सद्ग्रंथ ॥
दंभिन निज मति कल्पि कारि, प्रगट कीन्ह बहुपंथ ॥ १३९ ॥
भये लोग सब मोहबश, लोभ ग्रसे शुभ कर्म ॥
सुनु हरियान ज्ञान निधि, कहौं कछुक कलि धर्म ॥ १४० ॥

**અર્થ.**—વળી તે કળિના પાપથી સૌના ધર્મનો નાશ થયો અને સારા ગ્રંથો ગુપ્ત થઈ ગયા, તેમ જ પાખંડી પ્રાણીઓએ બુદ્ધિની કલ્પનાથી બહુ માર્ગ પ્રગટ કર્યા તથા મોહને વશ સર્વે લોક થયા અને તેમનાં શુભ કર્મનું લોભ ભક્ષણ કરી ગયો. માટે હે નાથ! હું કળિના ધર્મ કહું છું, તે સાંભળો. ॥ ૧૩૯ ॥ ૧૪૦ ॥

चो० बर्ण धर्म नहिं आश्रम चारी । श्रुति बिरोध रत सब नरनारी ॥
द्विज श्रुति बंचक भूप प्रजाशन । कोउ नहिं मानु निगम अनुशासन ॥ १ ॥
मारग सोई जाकहं जो भावा । पंडित सोइ जो गाल बजावा ॥
मिथ्या रंभ दंभ रत जोई । ताकहं संत कहैं सब कोई ॥ २ ॥
सोइ सयान जो परधन हारी । जो करु दंभ सो बड आचारी ॥
जो बहु झूठ मसकरी जाना । कलियुग सोइ गुणवंत बखाना ॥ ३ ॥

निराचार जो श्रुति पथ त्यागी । कलियुग सोइ ज्ञानी बैरागी ॥
जाके नख अरु जटा बिशाला । सोइ तापस प्रसिद्ध कलिकाला ॥ ४ ॥

અર્થ.—કળિયુગમાં બ્રાહ્મણ આદિ ચાર વર્ણવાળા વેદના ધર્મથી રહિત, સ્ત્રી પુરુષો વેદથી અવળા ચાલનારા, બ્રાહ્મણો વેદ વિનાના, રાજાઓ પ્રજાનું ભક્ષણ કરવાવાળા, કોઈ પણ વેદના વચનને નહીં માનવાવાળા, ॥ ૧ ॥ જેને જે પ્રિય લાગે તેમ ચાલનારા, વળી ઘણો બકવાદ કરનારા તથા કળિમાં જે પંડિત ગણાતો, તે ખોટો આરંભ કરી દંભમાં સ્નેહ કરી સર્વે સંત કહેવાતા. ॥ ૨ ॥ અને જે પારકું દ્રવ્ય હરણ કરે તે બહુ ચતુર તથા પાખંડ કરનાર મોટા આચાર્ય ગણાતા. વળી ખોટું બોલી મશ્કરી કરે, તે મહા ગુણવાન્ કહેવાય. ॥ ૩ ॥ તથા જે વેદના માર્ગના આચારનો ત્યાગ કરે, તે કળિયુગમાં મહા જ્ઞાની અને વૈરાગી કહેવાતા અને જેના મોટા નખ તથા લાંબી જટા હોય, તે કળિમાં મહા તપસ્વી ગણાતા હતા. ॥ ૪ ॥

दो० अशुभ वेष भूषण धरे, भक्ष्याभक्ष्य जे खाहिं ॥
सोइ योगी सोइ सिद्ध नर, पूजीत कलियुग माहिं ॥ १४१ ॥

અર્થ.—વળી અપવિત્ર વેષના આભૂષણ પહેરનાર અને અભક્ષ્યનું ભક્ષણ કરવાવાળા મનુષ્યો કળિમાં યોગી અને સિદ્ધ પુરુષ થઈ પૂજાતા. ॥ ૧૪૧ ॥

सो० जे अपकारी चार, तिनकर गौरव मान्यता ॥
मन क्रम वचन लवार, ते वक्ता कलिकाल महं ॥ १४ ॥

અર્થ—ગુણને બદલે અવગુણનાં આચરણ કરવાવાળા, માન્ય થકી પૂજાતા, તથા મન, કર્મ અને વચનથી જૂઠું બોલનાર કળિમાં પંડિત ગણાતા હતા. ॥ ૧૪ ॥

चो० नारिविवश नर सकल गुसाईं । नाचहिं नट मर्कटकी नाईं ॥
शूद्र द्विजहिं उपदेशहिं ज्ञाना । मेलि जनेऊ लेहिं कुदाना ॥ १ ॥
सब नर काम लोभ रत क्रोधी । देव विप्र गुरु संत बिरोधी ॥
गुण मंदिर सुंदर पति त्यागी । भजहिं नारि परपुरुष अभागी ॥ २ ॥
सौभागिनी विभूषणहीना । बिधवनके शृंगार नवीना ॥
गुरु शिष अंध बधिर कर लेखा । एक न सुनै एक नहिं देखा ॥ ३ ॥
हरै शिष्य धन शोक न हरई । सो गुरु घोर नरक महं परई ॥
मात पिता बालकन्ह बुलावहिं । उदर भरै सोइ कर्म सिखावहिं ॥ ४ ॥

અર્થ.—હે ગુસાઈ! વળી સર્વે પુરુષો સ્ત્રીઓને વશ થઈ નટવાના વાનરની પેઠે તેની આગળ નાચતા હતા તથા શૂદ્ર જનોઈ પહેરી કુદાન લઇ બ્રાહ્મણોને જ્ઞાનોપદેશ કરતા હતા. ॥ ૧ ॥ સર્વે મનુષ્યો કામ, ક્રોધ અને લોભમાં સ્નેહ રાખવાવાળા તથા દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને સંતની સાથે વિરોધ કરનારા હતા. વળી મહાગુણવાન્ સુંદર પતિનો ત્યાગ કરી સ્ત્રીઓ ભાગ્યહીન પરપુરુષોની સેવા કરતી હતી. ॥ ૨ ॥

વળી સૌભાગ્યવતી સ્ત્રી આભૂષણવિનાની હતી તથા વિધવા સ્ત્રીઓ નવા શૃંગાર અને વસ્ત્ર પહેરતી. તેમ જ ગુરુ શિષ્ય આંધળા અને બહેરા હતા. તેમાં એક સાંભળે નહીં અને એક દેખે નહીં. ॥ ૩ ॥ વળી જે ગુરુ શિષ્યનું દ્રવ્ય લઈ તેને શોકરહિત કરે નહિ, તે મહાઘોર નર્કમાં પડતા તથા માબાપ પોતાના બાળકને બોલાવી ઉદર ભરવાના ઉદ્યમ શીખવતા. ॥ ૪ ॥

**दो०** ब्रह्मज्ञान विन नारि नर, करहिं न दूसरि बात ॥
कौडी कारण मोह वश, करहिं विप्र गुरु घात ॥ १४२ ॥
बादि शूद्र कह द्विजन सन, हम तुमते कछु घाटि ॥
जानै ब्रह्म सो विप्रबर, आंखि दिखावहिं डाटि ॥ १४३ ॥

**અર્થ.**—વળી કળિયુગમાં સ્ત્રીપુરુષો બ્રહ્મજ્ઞાનવિના બીજી વાત કરતા નહિ અને એક કોડી વાસ્તે લોભને વશ થઈ લોકો બ્રાહ્મણ અને ગુરુનો ઘાત કરતા. વળી શૂદ્રો બ્રાહ્મણોની સાથે વાદ કરી તેમને કહેતા કે, અરે! બ્રહ્મજાનાતીતિ બ્રાહ્મણઃ ॥૧૪૨॥ અમે શું તમારાથી ઓછા છિયે? જે બ્રહ્મને જાણે છે, તે જ વિપ્ર ઉત્તમ કહેવો. એમ આંખોના ડોળા કાઢી કહેતા હતા. ॥૧૪૩॥

**चो०** परतिय लंपट कपट सयाने । मोह द्रोह ममता लपटाने ॥
तेइ अभेद वादी ज्ञानी नर । देखा मैं चरित्र कलियुग कर ॥ १ ॥
आपु गये अरु आनहिं घालहिं । जो कोउ श्रुतिमारग प्रतिपालहिं ॥
कल्प कल्प भरि एक एक नर्का । परहिंजे दूषहिं श्रुति करि तर्का ॥ २ ॥
जे वर्णाधम तेलि कुम्हारा । श्वपच किरात कोल्ह कलवारा ॥
नारि मुई गृह संपति नाशी । मूंड मुडाइ भये संन्यासी ॥ ३ ॥
ते विप्रन सन पांव पुजावहिं । उभय लोक निज हाथ नशावहिं ॥
विप्र निरक्षर लोलुप कामी । निशाचर शठ वृषली स्वामी ॥ ४ ॥
शूद्र करहिं जप तप व्रत दाना । बैठि बरासन कहहिं पुराना ॥
सब नर कल्पित करहिं अचारा । जाइ न बर्णि अनीति अपारा ॥ ५ ॥

**અર્થ.**—તેમ કળિના બ્રહ્મજ્ઞાની પરસ્ત્રી સાથે રમણ કરતા તથા કપટ કરવામાં ચતુરાઈ વાપરવાળા, વળી મોહ, મમતા અને પારકા દ્વેષમાં લંપટ પુરુષો એમ કહેતા કે, "અરે! શું જીવ અને ઈશ્વર જૂદા છે?" હે ભાઈ! એવા કળિયુગનાં મેં અનેક ચરિત્ર જોયાં. ॥૧॥ વળી પોતે તો ભ્રષ્ટ હોય. છતાં વેદમાર્ગે ચાલનારાઓને પણ ભ્રષ્ટ કરતા. એવા વેદને દૂષણ લગાડનારા એક એક નર્કમાં એક એક કલ્પસૂધી નર્કના અધિકારી થતા. ॥૨॥ હવે ચાર વર્ણમાંહેલા ઘાંચી, કુંભાર, ચંડાળ, ભિલ્લ, કોળી અને કલાલ એવા જે અધમ લોક, તે પોતાની સ્ત્રી મરી ગયા પછી સંપત્તિવિનાના થવાથી મૂંછ અને માથું મુંડાવી સંન્યાસી થઈ, ॥૩॥ તેઓ વિપ્રની પાસે પોતાના પગ ધોવરાવતા, તેથી તે પોતાના

હાથે આલોક અને પરલોકનો નાશ કરતા. તેમ જ બ્રાહ્મણો નિરક્ષરી, ઘણી તૃષ્ણાવાળા, કામી, આચારરહિત, મૂર્ખ અને દાસીઓના પતિ હતા. ॥ ૪ ॥ વળી શૂદ્રો સુંદર આસન ઉપર બેસી પુરાણ વાંચતા તથા જપ, તપ અને દાન કરતા. એમ સર્વે મનુષ્યો પોતાના મનમાં આવતું તેમ ચાલતા તથા જેનું વર્ણન થઈ શકે નહીં, એટલી અનીતિ હતી. ॥ ૫ ॥

दो० भये वर्णसंकर कलिहि, भिन्न सेतु सब लोग ॥
करहिं पाप दुख पावहीं, भय रुज शोक बियोग ॥ १४४ ॥
श्रुति संमत हरि भक्ति पथ, संयुत ज्ञान विवेक ॥
ते न चलहिं नर मोह बश, कल्पहिं पंथ अनेक ॥ १४५ ॥

**અર્થ.**—હે તાત! એ પ્રમાણે કળિયુગમાં સર્વે પ્રજા વર્ણસંકર હતી. તેઓ સર્વે ધર્મના માર્ગનું ખંડન કરી પાપ કરતા; તેથી રોગ, કુટંબનો શોક અને વિયોગનું દુઃખ પામતા. ॥ ૧૪૪ ॥ વળી વેદમાં માનવા લાયક એવો જે જ્ઞાન અને વૈરાગ્યયુક્ત જે ભક્તિમાર્ગ, તે પ્રમાણે અજ્ઞાનને વશ થઈ, તેઓ ચાલતા નહીં; પરંતુ પોતાના મનની કલ્પનાએ બીજા અનેક માર્ગ કાઢતા. ॥ ૧૪૫ ॥

त्रोटकछंद. बहु धाम संवारहिं योगि यती, विषया हरि लीन्हा गई बिरती ॥
तपसी धनवंत दरिद्र गृही, कलि कौतुक तात न जात कही ॥
कुलवंति निकारहिं नारि सती, गृह आनहिं चेरि निवेरि गती ॥
सुत मानहिं मात पिता तबलौं, अबलानन दीख नहीं जबलौं ॥ ६ ॥

ससुरारि पियारि लगी जबते, रिपु रूप कुटुंब भये तबते ॥
नृप पाप परायण धर्म नहीं, करि दंड विडंब प्रजा नितहीं ॥
धनवंत कुलीन मलीन अपी, द्विज चिन्ह जनेउ उघार तपी ॥
नहिं मान पुराणहिं वेदहि जो, हरिसेवक संत सही कलिसो ॥ ७ ॥

कबि वृंद उदार दुनी न सुनी, गुण दूषत बातन कोपि गुनी ॥
कलि बारहिं बार दुकाल परैं, बिन अन्न दुखी बहु लोग मरैं ॥

**અર્થ.**—વળી તે કળિમાં યોગી અને સંન્યાસી વૈરાગ્યથી રહિત એવા વિષયમાં ચિત્ત રાખી વનનો ત્યાગ કરી ગામમાં મોટાં નવીન ઘર બાંધી રહેતા, અને તપસ્વીઓ દ્રવ્યવાળા તેમ જ ગૃહસ્થીઓ દરિદ્રી હતા. હે તાત! એવાં કળિયુગનાં કૌતુકનું વર્ણન થઈ શકતું નથી. ॥ ૬ ॥ વળી પુરુષો કુળવાન્ પતિવ્રતા સ્ત્રીઓનો ત્યાગ કરી દાસીઓને દ્રવ્યની લાલચ દેખાડી ઘરમાં રાખતા હતા. વળી પુરુષો જ્યાંસૂધી સ્ત્રીનું મોઢું જોતા નહીં, ત્યાં લગી માબાપની આજ્ઞા માનતા. એમ જે દિવસથી પોતાની સ્ત્રી પ્રિય લાગતી, તે દહાડેથી પોતાના કુટંબી સર્વે શત્રુસમાન ગણતા અને રાજાઓ ધર્મરહિત થઈ પાપવશ એવા પ્રજાને વિશેષે દંડ અને માર આપી હમેશાં દ્રવ્યનું હરણ કરી લેતા. તેમ જ મહાપાપિષ્ઠ છતાં તેઓ કુળવાન્ અને ધનવાન્ કહેવાતા. વળી બ્રાહ્મણોનું

ચિન્હમાત્ર જનોઈ ઉપર જણાતું હતું. અરે! જૂવો અમે બ્રાહ્મણ છિયે, ત્યારે જ નક્કી થતું. તેમ જ કળિમાં વેદ પુરાણને જે માનતા નહીં, તે પ્રભુના સાચા સેવક કહેવાતા ॥ ૭ ॥ તથા કળિમાં અનેક કવિઓ થયા, પણ જગતમાં ઉદારતાવાળો કોઈ હતો નહીં. વળી પારકા ગુણને દૂષણ લગાડે, તે જ ગુણી કહેવાતા. વળી કળિયુગમાં વારંવાર દુકાળ પડવાથી ઘણાં મનુષ્યો અન્નવિના દુઃખી થઈ મૃત્યુ પામતાં હતાં.

दो० सुनु खगेश कलि कपट हठ, दंभ द्वेष पाषंड ॥
काम क्रोध लोभादि मद, व्यापि रहेउ ब्रह्मांड ॥ १४६ ॥
तामस धर्म करहिं नर, जप तप मख व्रत दान ॥
देव न बर्षे धरणि पर, बोये न जामहिं धान ॥ १४७ ॥

અર્થ.—હે તાત! તેમ એ કળિમાં કપટ, દંભ, હઠ, દ્વેષ, પાખંડ, કામ, ક્રોધ, લોભ અને મદ એ સર્વવડે બ્રહ્માંડ વ્યાપી રહ્યું હતું, ॥ ૧૪૬ ॥ તથા પુરુષો તમોગુણી ધર્મથી જપ, તપ, યજ્ઞ તથા દાન કરતા; માટે ઈંદ્ર પૃથ્વીઉપર વરસાદ વરસાવતો નહીં, તેથી ખેતરમાં વાવેલું ધાન્ય ઉગતું નહીં. ॥ ૧૪૭ ॥

त्रोटकछंद. अबला कच भूषण भूरि क्षुधा, धन हीन दुखी ममता बहुधा ॥
सुख चाहहिं मूढ न धर्मरता, मति थोरि कठोरि न कोमलता ॥ ८ ॥
नर पीडित रोग न भोग कही, अभिमान विरोध अकारणही ॥
लघु जीवन संवत पंचदशा, कल्पांत न नाश गुमान अशा ॥
कलिकाल बिहाल किये मनुजा, नहिं मानत कोउ अनुजा तनुजा ॥
नहिं तोष बिचार न शीतलता, सब जाति कुजाति भये मंगता ॥ ९ ॥
इरषा परुषा छल लोलुपता, भरि पूरि रही समता बिगता ॥
सब लोग वियोग विशोक हये, वर्णाश्रम धर्म अचार गये ॥
दम दान दया नहिं जानपनी, जडता परवंचक तात घनी ॥
तनु पोषक नारि नरा सगरे, परनिंदक जे जगमें बगरे ॥ १० ॥

અર્થ.—હે તાત! કળિમાં સ્ત્રીઓને શોળ શણગાર માંહેલા માથાના કેશમાં તેલ નાંખી ઓળવા, એ જ શણગાર સિવાય આભૂષણ પહેરવા મળતું ન હતું. તેમ જ તેમને ઘણી ભૂખ લાગતી તથા દ્રવ્યમાં ખોટી મમતા રાખી દુઃખ પામતા. વળી સ્ત્રીઓ કઠોર, તુચ્છ બુદ્ધિવાળી અને હૃદયમાં દયા વગરની હતી તથા પુરુષો ભોગ ભોગવ્યાવગર રોગથી દુઃખ પામતા અને વિનાકારણે અભિમાન રાખી વૈર કરતા હતા. હે ગરુડજી! વળી મનુષ્યો પંદર વર્ષની આયુષ ભોગવવા છતાં પણ અહંકાર એવો સમજતા કે, મારો એક કલ્પના અંતમાં પણ નાશ નહીં થાય. એમ કળિએ મનુષ્યોને ઘણા વ્યાકુળ કર્યા, તેથી કોઈ બેન વા દીકરીનો ધર્મ પાળતા નહીં તથા સન્તોષ, વિચાર

અને શીળતા રહિત હતા. વળી ઉંચ નીચ સર્વે ભીખ માગતા હતા અને જગતમાં સમદૃષ્ટિનો નાશ થવાથી ઈર્ષા, ક્રોધ, કપટ તથા તૃષ્ણા વ્યાપી રહી હતી તથા સર્વે લોક વિયોગના દુઃખથી શોકાતુર થયા હતા; તેથી ચાર વર્ણ અને ચાર આશ્રમના ધર્મનો લોપ થયો હતો. તેમ જ ઇંદ્રિયોનું દમન, દાન, દયા અને મિત્રતા એ કોઈ જાણતું નહીં. હે તાત! એમ તે વખતે જગતમાં પ્રપંચ, અજ્ઞાન અને ઠગાઈ વૃદ્ધિ પામતાં હતાં તથા સ્ત્રીપુરુષો સૌ પોત પોતાના શરીરનું જ પોષણ કરતાં તથા અનેક નિંદા કરનાર મનુષ્યો જગતમાં ઘણા જ હતા. ॥ ૮ ॥ ૯ ॥ ૧૦ ॥

**दो०** सुनु व्यालारि कराल कलि, मल अवगुण आगार ॥
गुणहु बहुत कलिकाल करे, बिनु प्रयास निस्तार ॥ १४८ ॥
कृतयुग त्रेता द्वापरहु, पूजा मख अरु योग ॥
जो गति होई सो कलिहि हरि, नाम ते पावहिं लोग ॥ १४९ ॥

**અર્થ.**—હે સર્પના શત્રુ! કળિયુગ મહા કઠિણ અને અવગુણનો ભંડાર છે, તોપણ તેનો ગુણ મોટો છે, તેથી વિના મહેનતે મનુષ્યોનો ઉદ્ધાર થાય છે. ॥ ૧૪૮ ॥ હે ભાઇ! તે એ કે, સત્યયુગમાં તપ કરવાથી, ત્રેતામાં યજ્ઞ કરવાથી, દ્વાપરમાં ષોડશોપચારે પૂજન કરવાથી જે ગતિ થાય છે, તે જ ગતિ કળિયુગમાં શ્રીરામચંદ્રજીનું સહજ નામ લેવાથી થાય છે. ॥ ૧૪૯ ॥

**चौ०** कृतयुग सब योगी बिज्ञानी । करि हरि ध्यान तरहिं भव प्रानी ॥
त्रेता बिबिध यज्ञ नर करहीं । प्रभुहि समर्पि कर्म भव तरहीं ॥ १ ॥
द्वापर करि रघुपति पदपूजा । नर भवतरहिं उपाय न दूजा ॥
कलि केवल हरिगुण गणगाहा । गावत नर पावहिं भव थाहा ॥ २ ॥
कलियुग योग यज्ञ नहिं ज्ञाना । एक अधार राम गुण गाना ॥
सब भरोस तजि जो भज रामहिं । प्रेम समेत गाव गुण ग्रामहिं ॥ ३ ॥
सो भव तर कछु संशय नाहीं । नाम प्रताप प्रकट कलिमाहीं ॥
कलिकर एक पुनीत प्रतापा । मानस पुण्य होइ नहिं पापा ॥ ४ ॥

**અર્થ.**—હવે સત્યયુગમાં સર્વે યોગી અને જ્ઞાની પુરુષો શ્રીહરિનું તપસ્યાથી ધ્યાન ધરી સંસારરૂપી સમુદ્ર તરી જતા અને ત્રેતાયુગમાં સર્વે મનુષ્યો રાજસૂય તથા અશ્વમેધ વગેરે યજ્ઞનું કર્મ કરી પ્રભુ અર્પણ કરી સંસારરૂપી સાગર તરી જતા. ॥ ૧ ॥ દ્વાપરમાં શ્રીરઘુપતિનાં પદકંજનું સેવન કર્યાવગર બીજો ઉપાય નહોતો. પણ કળિયુગમાં મનુષ્યો કેવળ ભગવાનના અનેક ગુણનું ગાન કરી સંસારસમુદ્રથી રહિત થાય છે. ॥૨॥ વળી કળિમાં અષ્ટાંગયોગ, યજ્ઞ અને જ્ઞાન એકે થાય નહીં; પરંતુ એક શ્રીરામના ગુણનો આધાર હોવાથી સર્વે ભરોસો મૂકી જે સ્નેહ સહિત પ્રભુના અનેક ગુણનું ગાન કરશે, તે જ સંસારરૂપી સમુદ્રને તરી જશે. ॥ ૩ ॥ કેમકે કળિમાં "શ્રીરામ" એ

નામનો પ્રતાપ સાચો અને પ્રગટ છે. તેમ જ કળિનો મોટો પ્રતાપ એ છે કે, કોઈ વખતે મનમાં ધર્મનું કાર્ય ધાર્યું હોય અને દેહ છૂટી જાય, તોપણ તે ધર્મનું ફળ મળે છે અને અધર્મ ધારવાથી પાપ લાગતું નથી. ॥ ૪ ॥

दो० कलियुग सम युगआन नहिं, जो नर कर विश्वास ॥
गाइ राम गुण गणबिमल, भवतर बिनहिं प्रयास ॥ १५० ॥
प्रगट चारि पद धर्मके, कलि महं एक प्रधान ॥
येनकेन बिधि दीन्हेउ, दान करै कल्यान ॥ १५१ ॥

અર્થ--હે નાથ! તેથી મનુષ્યો વિશ્વાસ રાખી જો નિર્મળ એવા શ્રીરઘુવીરના ગુણનું ગાન કરે તો વિનાશ્રમે સંસારરૂપી સમુદ્ર તરી જાય; માટે બીજા ત્રણ યુગમાં કળિયુગ જેવો કોઈ નથી. ॥ ૧૫૦ ॥ વળી સત્યયુગમાં ચાર પગે ધર્મ પ્રત્યક્ષ હતો ત્યાર પછી સત, શૌચ તથા તપ એ ત્રણ વગર કળિયુગમાં દાનરૂપી ચોથો પગ રહ્યો; તેથી ગમે તે પ્રકારે પણ દાન આપવાથી કલ્યાણ થાયછે. ॥ ૧૫૧ ॥

चो० कृतयुग धर्म होहिं सब केरे । हृदय राम मायाके प्रेरे
शुद्ध सत्व समता बिज्ञाना । कृत प्रभाव प्रसन्न मनजाना ॥ १ ॥
सत्व बहुत कछु रज रति कर्मा । सब बिधि शुभ त्रेताकर धर्मा ॥
बहु रज सत्व स्वल्प कछु तामस । द्वापर धर्म हर्ष भय मानस ॥ २ ॥
तामस बहुत रजोगुण थोरा । कलि प्रभाव विरोध चहुं ओरा ॥
बुध युग धर्म जानि मन माहीं । तजि अधर्म रत धर्म कराहीं ॥ ३ ॥
काल कर्म नहिं व्यापहि ताही । रघुपति चरण प्रीति अति जाही ॥
नट कृत कपटविकट खगराया । नट सेवकहिं न व्यापै माया ॥ ४ ॥

અર્થ--હે તાત! વળી સર્વે મનુષ્યો શ્રીહરિને હૃદયમાં રાખી તેના ધર્મ પાળે અને શુદ્ધ એવા સાત્વિક ગુણે કરી જ્ઞાનવડે મન પ્રફુલ્લિત રાખે એવો પ્રતાપ થાય ત્યારે એમ જાણવું કે, હમણાં સત્યયુગ છે. ॥ ૧ ॥ અને જેમાં સત્વગુણમાં વધારે તથા રજોગુણમાં થોડો સ્નેહ રાખી શુભકર્મ કરે ત્યારે સર્વે પ્રકારે હમણાં જ ત્રેતાયુગ છે એમ જાણવું, તથા રજોગુણ ઘણો અને સત્વગુણ થોડો તથા તેમાં કંઈક તમોગુણ હોય તેથી મનમાં હર્ષ અને ભય ઉત્પન્ન થાય ત્યારે જાણે આ વખતે જ દ્વાપર યુગ છે એમ જાણવું. ॥૨॥ તેમ જ જેમાં તમોગુણ વધારે અને રજોગુણ થોડો હોય તેથી મનમાં વૈર ઉત્પન્ન કરાવે ત્યારે જાણે હમણાં જ કળિયુગનો પ્રતાપ છે એમ જાણવું. માટે જે ચતુર પુરુષ એ સર્વે યુગના ધર્મને મનમાં સમજી અધર્મનો ત્યાગ કરી ધર્મમાં સ્નેહ રાખે છે ॥ ૩ ॥ તથા શ્રીરઘુનાથજીના પદકંજમાં અત્યંત પ્રીતિયુક્ત હોય, તેને કાળ અને કર્મ બાધ કરી શકતાં નથી. હે ખગપતિ! જેમ નટનું કરેલું ચરિત્ર બીજાઓને મહાકઠિણ છે; પરંતુ તેના સેવકને તેની માયા બાધ કરી શકતી નથી, ॥ ૪ ॥

दो० हरिमाया कृत दोष गुण, बिनु हरि भजन न जाहिं ॥
भजिये राम सब काम तजि, अस बिचारि मन माहिं ॥ १५२ ॥
तेहि कलिकाल बर्ष बहु, बसेउं अवध बिहंगेश ॥
परेउ दुकाल बिपति बश, तब मैं गयउं बिदेश ॥ १५३ ॥

અર્થ—તેમ શ્રીરામના ભજનવિના માયાના કરેલા ગુણ અને દોષનો નાશ થતો નથી. એવો મનમાં વિચાર કરી સર્વે કામનાનો ત્યાગ કરી પ્રભુનું ભજન કરો. ॥ ૧૫૨ ॥ હે નાથ! હવે આવા કળિયુગમાં હું ઘણાક કાળ સૂધી અવધપુરમાં રહ્યો. પણ પછી દુકાળ પડવાથી સર્વે મનુષ્યો દુઃખને વશ થયા ત્યારે હું વિદેશ રવાને થયો. ॥ ૧૫૩ ॥

चो० गयउं उजैन सुनहु उरगारी । दीन मलीन दिरद्र दुखारी ॥
गये काल कछु संपति पाई । तहं पुनि करौं शंभु सेवकाई ॥ १ ॥
विप्र येक बैदिक शिवपूजा । करैं सदा तेहि काज न दूजा ॥
परमसाधु परमारथ बिंदक । शंभु उपासक नहिं हरि निंदक ॥ २ ॥
सेवौं मैं तेहि कपट समेता । द्विज दयालु अति नीति निकेता ॥
बाहिर नम्र देखि मुहिं साई । विप्र पढाव पुत्रकी नाई ॥ ३ ॥
शंभु मंत्र मोहिं द्विजवर दीन्हा । शुभ उपदेश बिबिधि बिधि कीन्हा ॥
जपौं मंत्र शिव मंदिर जाई । हृदय दंभ अहमिति अधिकाई ॥ ४ ॥

અર્થ—હે ઉરગારી! સાંભળો. આ દરિદ્રતાનાં દુઃખથી દીન એવો જે હું, તે ઉજ્જયિની નગરીમાં આવ્યો, ત્યારે ત્યાં કેટલોક કાળ ગયા પછી મને દ્રવ્ય પ્રાપ્ત થયું, તેથી શ્રીશંકરનું હું પૂજન કરવા લાગ્યો. ॥૧॥ તે વખતે તે જગ્યાએ વિશેષે પરમાર્થને જાણનાર, વેદ ભણેલો, વિષ્ણુની નિંદા નહીં કરનાર, મહાદેવની સેવા કરવી તે વિના બીજું કાર્ય નહીં કરનાર, અત્યંત દયાળુ અને નીતિનો ભંડાર એવો બ્રાહ્મણ શંકરની પૂજા કરતો હતો, તેની હું કપટથી સેવા કરવા લાગ્યો. તોપણ મારી નમ્રતા જોઇને પિતા તથા પુત્રનીપેઠે તે મને ભણાવવા લાગ્યા. ॥૨॥૩॥ તેમાં પ્રથમ મને શિવ પંચાક્ષરનો ૐનમઃ-શિવાય. એ મંત્ર આપી વિપ્રોમા ઉત્તમ એવા તે પુરુષે બીજા અનેક ઉપદેશ કર્યા. પછી હું મહાદેવના મંદિરમાં જઈ હૃદયમાં અત્યંત અહંકાર અને દંભ રાખી તે મંત્રનો જપ જપવા લાગ્યો. ॥ ૪ ॥

दो० मैं खल मल संकुल मति, नीच जाति बश मोह ॥
द्विज हरि जन देखत जरौं, करौं विष्णु कर द्रोह ॥ १५४ ॥

અર્થ.—પણ પાપે ઘેરાયલી દુષ્ટ બુદ્ધિવાળો હું નીચ જાતિને લીધે બ્રાહ્મણનો તથા હરિજનનો અને વિષ્ણુનો દ્વેષ કરવા લાગ્યો. ॥ ૧૫૪ ॥

सो० गुरु नित मोहिं प्रबोध, दुखित देखि आचरण मम ॥
मोहिं उपजै अति क्रोध, दंभिहि नीति कि भावई ॥ १५ ॥

અર્થ.—ત્યારે એવાં મારાં નીચ આચરણ જોઈ વળી ગુરુ મને નિત્ય બોધ આપતા, તેથી મને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. કેમકે દંભી પુરુષને કંઈ નીતિનાં વચન પ્રિય લાગે? ન જ લાગે. ॥ ૧૫ ॥

ચો० एक बार गुरु लीन्ह बुलाई । मोहिं नीति बहु भांति सिखाई ॥
शिव सेवा कर फल सुत सोई । अविरल भक्ति रामपद होई ॥ १ ॥
रामहिं भजहिं तात शिव धाता । नर पामर कर कैतिक बाता ॥
जासु चरण शिव अज अनुरागी । तासु द्रोह सुख चहसि अभागी ॥ २ ॥
हरकहं हरिसेवक गुरु कहेऊ । सुनि खगनाथ हृदय मम दहेऊ ॥
अधम जाति मैं विद्या पाये । भयउं यथा अहि दूध पियाये ॥ ३ ॥
मानी कुटिल कुभाग्य कुजाती । गुरुसनद्रोह करौं दिनराती ॥
अति दयालु गुरु स्वल्प न क्रोधा । पुनि पुनि मोहिं सिखाव सुबोधा ॥ ४ ॥
जेहिते नीच बडाई पावा । सो प्रथमहि हठि ताहि नशावा ॥
धूम अनल संभव सुन भाई । तेहि बुझाव घन पदवी पाई ॥ ५ ॥
रज मग परी निरादर रहई । सब कर पद प्रहार नित सहई ॥
मरुत उडाइ प्रथम तेहि भरई । पुनि नृप नयन किरीटन्ह परई ॥ ६ ॥
सुनु खगपति अस समुझि प्रसंगा । बुध न करहिं अधम कर संगा ॥
कवि कोबिद गावहिं अस नीती । खल सन कलह न भलसन प्रीती ॥ ७ ॥
उदासीन बरु रहिय गुसाईं । खल परिहरिय श्वानकी नाईं ॥
मैं खल हृदय कपट कुटिलाई । गुरु हित कहै न मोहिं सुहाई ॥ ८ ॥

અર્થ.—હે ગરુડજી! વળી એક દિવસ ગુરુ મને બોલાવી ઘણા પ્રકારે બોધ કરવા લાગ્યા કે, હે પુત્ર! શ્રીરામના પદકંજમાં અખંડ પ્રેમભક્તિ ક્યારે થાય કે, જ્યારે મહાદેવની પૂજાનું ફળ મળે ત્યારે. ॥ ૧ ॥ કેમકે હે તાત! શ્રીહરિને મહાદેવ તથા બ્રહ્મા જેવા પણ ભજે છે તો તું તુચ્છ એવો મનુષ્ય શું ગણત્રીમાં છે? વળી જેનાં ચરણમાં શંકર તથા બ્રહ્મદેવ સ્નેહ રાખે છે, તેમનો દ્રોહ કરી હે ભાગ્યહીન! તું સુખની ઈચ્છા રાખે છે? ॥ ૨ ॥ હે નાથ! એમ જ્યારે ગુરુએ મહાદેવને વિષ્ણુના સેવક કહ્યા ત્યારે તેનાં વચન સાંભળી, મારા હૃદયમાં અગ્નિ ઉત્પન્ન થયો કે, એક તો નીચ જાતિમાં મારો જન્મ અને વળી વિદ્યા ભણ્યો, તે જેમ કાળા સર્પને દૂધ પાઈ ઉછેરે તેમ થયું. ॥ ૩ ॥ તેથી ભાગ્યહીન, કપટી અને દુષ્ટ જાતિવાળો હું રાત્રદિવસ ગુરુની સાથે દ્વેષ કરવા લાગ્યો. પણ ગુરુ એવા દયાળુ હતા કે, સ્વપ્નમાં પણ ક્રોધ કર્યા વગર વારંવાર મને સારો બોધ આપી શીખાડવા લાગ્યા. ॥ ૪ ॥ તેમાં પ્રથમ નીચ પુરુષો મોટાઈને પામે છે તેનો તેણે હઠથી નાશ કર્યો. હે ભાઈ! જેમ અગ્નિનો ધૂમાડો જ્યારે મેઘની ઉંચી પદવીને પામ્યો, ત્યારે તેજ અગ્નિને ઓલવવા લાગ્યો, તે પ્રમાણે તેણે

મોટાઇનો નાશ કર્યો. ॥ ૫ ॥ વળી અપમાન પામેલી માર્ગ વચ્ચે પડેલી ધૂળ સર્વેના ચાલવાથી પગનો માર સહન કરે છે, પણ વાયુની સોબત થવાથી તે ઉડીને ચાલનારઉપર તથા રાજાના મુકૂટમાં તથા નેત્રમાં પણ પડે છે. ॥ ૬ ॥ હે ભાઈ! એમ સમજી વિદ્વાન્ પુરુષો નીચનો સંગ કરતા નથી. વળી કવિ અને પંડિતો એમ કહે છે કે, ખલ સાથે વૈર અને ઉત્તમ પુરુષ સાથે સ્નેહ કરવો નહીં. ॥ ૭ ॥ હે ગુસાઈ! કેવળ ત્યાગીની પેઠે થઇ રહેવું અને કુતરાની પેઠે ખલ પુરુષનો ત્યાગ કરવો. એમ છતાં પણ હું મહાદુષ્ટ, હૃદયમાં કપટી હતો, તેથી ગુરુનો કલ્યાણકારક બોધ મને પ્રિય લાગ્યો નહીં. ॥ ૮ ॥

दो० एक वार हर मंदिर, जपत रह्यउं शिव नाम ॥
गुरु आये अभिमान ते, उठि नहिं कीन्ह प्रणाम ॥ १५५ ॥
सो दयालु नहिं कहेउ कछु, उर न रोष लवलेश ॥
अति अघ गुरु अपमानता, सहि नहिं सके महेश ॥ १५६ ॥

અર્થ.—હવે એક વખત હું શંકરના મંદિરમાં શિવપંચાક્ષરનો જપ કરવા બેઠો હતો ત્યાં ગુરુ આવ્યા, પરંતુ મેં અભિમાનથી ઉઠી તેમને નમસ્કાર કર્યો નહીં, ॥૧૫૫॥ છતાં પણ તે એવા દયાળુ અને હૃદયમાં કલેશ રહિત હતા કે, કંઈ પણ બોલ્યા નહિ. પણ ગુરુનું અપમાન થયું, તે દોષ મહાદેવજીથી સહન થયો નહીં. ॥ ૧૫૬ ॥

चो० मंदिर मांझ भई नभ वानी । रे हतभाग्य अधम अभिमानी ॥
यद्यपि तव गुरु स्वल्प न क्रोधा । अति कृपालु चित सम्यक बोधा ॥ १ ॥
तदपि शाप देहौं शठ तोहीं । नीति बिरोध सुहात न मोहीं ॥
जो नहिं करौं दंड शठ तोरा । भ्रष्ट होइ श्रुति मारग मोरा ॥ २ ॥
जो शठ गुरु सन इर्षा करहीं । रौरव नरक कल्प शत परहीं ॥
त्रिजग योनि पुनि धरहिं शरीरा । अयुत जन्म भरि पावहिं पीरा ॥ ३ ॥
बैठि रहेसि अजगर इव पापी । होसि सर्प्प जल मल मति व्यापी ॥
महा बिटप कोटर महं जाई । रहहु अधम अधोगति पाई ॥ ४ ॥

અર્થ.—હે વિહંગેશ! તેથી તે વખતે મંદિરમાંથી આકાશવાણી થવા લાગી કે, અરે ભાગ્યહીન! હે અધમ અભિમાની! મારાં વચન સાંભળ. સુન્દર જ્ઞાનવાળા, અત્યંત કૃપાળુ એવા તારા ગુરુનું તેં અપમાન કર્યું. ॥ ૧ ॥ પરંતુ તેને ક્રોધ ઉત્પન્ન થયો નહીં. તોપણ તું નીતિમાં વૈર નાંખે છે, એ મારાથી સહન થતું નથી. તેથી હે દુષ્ટ! હું તને શ્રાપ આપું છું. હે દુષ્ટ! તને જો શિક્ષા ન આપું તો મારો વેદધર્મ ભ્રષ્ટ થઈ જાય. ॥૨॥ વળી જે મૂર્ખ ગુરુનો દ્વેષ કરે, તે સો કલ્પસૂધી રૌરવ નરકમાં પડે છે અને પછી સર્પાદિકની યોનિ પામી દશ હજાર વર્ષસૂધી દુઃખ ભોગવે છે. ॥ ૩ ॥ માટે હે પાપિષ્ઠ! હમણા તું અજગરની પેઠે બેઠો છો અને હે દુષ્ટ! તારી બુદ્ધિ મલિન થઈ છે, તેથી સર્પ થઈ મોટા વૃક્ષના રાફડામાં જઈ, તું અધોગતિને પામી તેમાં વાસ કરજે. ॥ ૪ ॥

दो० हाहाकार कीन्ह गुरु, सुनि दारुण शिव शाप ॥
कंपित मोहिं बिलोकि अति, उर उपजा परिताप ॥ १५७ ॥
करि प्रणाम सप्रेम गुरु, शिव सन्मुख करजोरि ॥
बिनय करत गद्गद गिरा, समुझि घोर गतिमोरि ॥ १५८ ॥

**અર્થ.**—હે ખગપતિ! મહાદેવજીનો એવો મહાકઠિણ શાપ સાંભળી ગુરુ તે વખતે હાહાકાર શબ્દ કરવા લાગ્યા. વળી મને અત્યંત કંપિત હૃદયવાળો જોઈ ગુરુ પોતાના મનમાં બહુ જ દુઃખ પામવા લાગ્યા. ॥ ૧૫૭ ॥ અને મારી કઠીણ ગતિ જાણી ગુરુ બે હાથ જોડી પ્રેમથી મહાદેવજીને પ્રણામ કરી ગદગદ કંઠે મારી વિનતિ કરવા લાગ્યા કે, ॥ ૧૫૮ ॥

### भुजंगप्रयातछंद.

नमामीश मीशान निर्बाण रूपं, बिभुं व्यापकं ब्रह्मवेदस्वरूपं ॥
निजंनिर्गुणं निर्विकल्पं निरीहं, चिदाकाशमाकाशवासं भजेहं ॥ १ ॥
निराकार मोंकारमूलं तुरीयं, गिरा ज्ञानगोतीतमीशं गिरीशं ॥
करालं महाकालकालं कृपालं, गुणागारसंसारपारं नतोहं ॥ २ ॥
तुषाराद्रिसंकाशगोरं गंभीरं, मनोभूतकोटिप्रभाश्री शरीरं ॥
स्फुरन्मौलिकल्लोलिनीचारुगंगा, लसद्भालबालेंदुकंठेभुजंगा ॥ ३ ॥
चलत्कुंडलंभ्रूसुनेत्रं विशालं, प्रसन्नाननं नीलकंठं दयालं ॥
मृगाधीशचर्मांबरं मुंडमालं, प्रियं शंकरं सर्वनाथं भजामि ॥ ४ ॥
प्रचंडं प्रकृष्टं प्रगल्भं परेशं, अखंडं अजं भानुकोटिप्रकाशं ॥
त्रयीशूलनिर्मूलनं शूलपाणिं, भजेहं भवानापतिं भावगम्यं ॥ ५ ॥
कलातीतकल्याणकल्पांतकारीं, सदा सज्जनानंददातापुरारीं ॥
चिदानंदसंदोहमोहापहारीं, प्रसीद प्रसीद प्रभो मन्मथारीं ॥ ६ ॥
न यावत् उमानाथपादारबिंदं, भजंतीह लोकेपरे वा नराणाम् ॥
न तावत्सुखंशांतिसंतापनाशं, प्रसीदप्रभोसर्वभूताधिवासं ॥ ७ ॥
नजानामियोगंजपंनैवपूजां, नतोहंसदासर्वदाशंम्भुतुभ्यं ॥
जराजन्मदुःखौघतातप्यमानं, प्रभोपाहिआपन्नमामीशशंभो ॥ ८ ॥

**અર્થ.**—ઈશાન દિશાના પતિ, મોક્ષરૂપ, સર્વ વ્યાપક, સમર્થ, બ્રહ્મ સ્વરૂપ હે નાથ! તમને હું નમસ્કાર કરું છું. વળી સ્વતંત્ર, નિર્ગુણ અને મનવાણીની કલ્પનાથી રહિત, ચૈતન્યરૂપ, તથા આકાશની પેઠે અંતરીક્ષવાસી એવા બ્રહ્મને હું ભજું છું. ॥ ૧ ॥ તેમ જ માયા રહિત, પરમ દિવ્ય તમારો આકાર છે. વળી ઓંકારના મૂળરૂપ તથા તુરીયાવસ્થામાં રહેવાવાળા, વાણી, જ્ઞાન અને ઇંદ્રિયોથી ન્યારા એવા પાર્વતીના પતિ હે

ઈશ! તમને હું પ્રણામ કરું છું. હે મહેશ! આપ મહાકઠિણ કાળના પણ કાળરૂપ અને દયાળુ છો તથા ગુણનો ભંડાર એવો જે સંસાર તેથી ન્યારા એવા હે નાથ! હું આપને નમસ્કાર કરું છું. ॥ ૨ ॥ વળી આપ કેવા છો કે, હિમાચળપર્વતની પેઠે ગૌર શરીરવાળા, ગંભીર, તથા સો કોટી કામદેવથી અધિક કાંતિવાળા, જેમના મસ્તકને વિષે મનોહર સુંદર ગંગાજી આનંદ કરેછે, તથા ભાલને વિષે બીજનો ચંદ્રમા તિલકરૂપે શોભે છે, અને કંઠને વિશે ભૂજંગ દીપે છે ॥૩॥ તથા ચંચળ કુંડળવાળા, વળી વિશાળ નેત્રવાળા તથા આનંદમય મુખારવિંદવાળા નીલકંઠ કૃપાળુને હું નમસ્કાર કરું છું. વળી વાઘાંબર પહેરવાવાળા તથા ગળામાં મુંડમાળા ધારણ કરનાર સર્વપ્રિય હે જગદીશ! હું તમને ભજું છું. ॥ ૪ ॥ વળી આપ અત્યંત ઉત્તમ, ગંભીર તથા કલેશથી ન્યારા, અંતર્યામી, માયાના ઈશ્વર, અખંડ, જન્મરહિત, કરોડો સૂર્યથી અધિક પ્રકાશવાળા, ત્રણ પ્રકારના તાપને નાશ કરનારા, હાથમાં ત્રિશૂળ ધારણ કરવાવાળા અને જેમને ભક્તિ પ્રિય છે એવા ગિરિજાપતિ શ્રીમહાદેવજીને હું નમસ્કાર કરું છું. ॥ ૫ ॥ વળી સોળ કળાથી ન્યારા, કલ્યાણ કરનારા, કલ્પનો નાશકર્ત્તા, નિરંતર નિજ સેવકને આનંદ આપનાર, ત્રિપુર દૈત્યના શત્રુ, સત્-ચિત્ તથા આનંદના સમુદ્ર, મોહને નાશ કરનાર હે કામારિ! હે પ્રભો! પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. ॥ ૬ ॥ વળી આ લોકમાં વા પરલોકમાં મનુષ્યો જ્યાંસૂધી ગિરિજાપતિનાં પદકંજને ભજતો નથી, ત્યાંસૂધી સુખ, શાંતિ તેને પ્રાપ્ત થતી નથી અને જન્મ-મરણનાં કલેશોનો નાશ થતો નથી. હે વિશ્વવાસી! હેપ્રભો! મારાઉપર પ્રસન્ન થાઓ. ॥ ૭ ॥ હે નાથ! આપના અષ્ટાંગયોગ, જપ અને પૂજા હું કંઈ જાણતો નથી, પણ નિરંતર હે શંકર! હું તમને નમસ્કાર કરું છું. વળી જરા અને અનેક જન્મ-મરણનાં દુઃખે દુઃખિત થયેલો એવો જે હું, તે આપને મસ્તક નમાવી કહું છું કે, હું આપને શરણે આવ્યો છું, માટે મારું રક્ષણ કરો. ॥ ૮ ॥

**શ્લોક.** रुद्राष्टकमिदंमोक्तं विमेणहरतुष्टये ॥
ये पठंति नरा भक्त्या तेषां शंभुःमसीदति ॥ ४ ॥

**અર્થ.**—હવે ગુરુએ મહાદેવજીને પ્રસન્ન થવાવાસ્તે આ રુદ્રાષ્ટક કહી સંભળાવ્યો, તેનો જે મનુષ્ય નિત્ય ભક્તિથી પાઠ કરેછે, તેને મહાદેવજી અત્યંત પ્રસન્ન થાયછે. ॥૪॥

दो० सुनि बिनती सर्वज्ञ शिव, देखि बिम अनुराग ॥
पुनि मंदिर बाणी भई, हे द्विजवर बर मांग ॥ १५९ ॥
जो मसन्न मभु मोहिं पर, नाथ दीनपर नेहु ॥
निज पद भक्ति देहु मभु, पुनि दूसर बर देहु ॥ १६० ॥
तव माया बश जीव जड, संतत फिरैं भुलान ॥
तेहिपर क्रोध न करिय मभु, कृपासिंधु भगवान ॥ १६१ ॥
शंकर दिनदयालु अब, यहि पर होहु कृपाल ॥
शापानुग्रह होई जेहि, नाथ थोरही काल ॥ १६२ ॥

**અર્થ.**—પછી સર્વજ્ઞ એવા શિવજીએ મારા ગુરુના મુખની પ્રેમયુક્ત વિનતિ સાંભળી, કે, તે વખતે જ મંદિરમાંથી વાણી ઉત્પન્ન થઈ કે, "હે દ્વિજોત્તમ! તું વરદાન માગ." ॥ ૧૫૯ ॥ ત્યારે એવાં વચન સાંભળી મારા ગુરુ બોલ્યા કે, જો મારા ઉપર પ્રસન્ન થયા હો તો આપના પદકંજની પ્રેમભક્તિ આપો. વળી મને બીજું વરદાન આપો. ॥ ૧૬૦ ॥ તે એ કે હે કૃપાસિંધુ! આપની માયાને વશ થયેલો આ મારો જડસેવક છે, તે ઉપર હે દીનદયાળુ! હે શંકર! ક્રોધનો ત્યાગ કરી કૃપા કરો. ॥ ૧૬૧ ॥ હે નાથ! હવે આ શિષ્ય થોડા કાળમાં શાપથી મુક્ત થાય, એવો અનુગ્રહ કરો. ॥ ૧૬૨ ॥

**ચો૦** इहिकर होई परमकल्याना । सोइ करहु अब कृपानिधाना ॥
विप्र गिरा सुनि परहित सानी । एवमस्तु इनि भइ नभ बानी ॥ १ ॥
यदपि कीन यह दारुण पापा । मैं पुनि दीन क्रोधकरि शापा ॥
तदपि तुह्मारि साधुता देखि । करिहौं इहिपर कृपा बिशेषी ॥ २ ॥
क्षमा शील जे पर उपकारी । ते द्विज प्रिय मोहिं यथा खरारी ॥
मोर शाप द्विज मृषा न होई । जन्म सहस्र पाव यह सोई ॥ ३ ॥
जन्मत मरत दुसह दुख होई । इहिकहं स्वल्प न व्यापि हि सोई ॥
कौनिहु जन्म मिटिहि नहिं ज्ञाना । सुनहु शूद्र मम वचन प्रमाना ॥ ४ ॥
रघुपति पुरी जन्म तब भयऊ । पुनि तें मम सेवा मन दयऊ ॥
पुरी प्रभाव अनुग्रह मोरे । राम भक्ति उपजहि उर तोरे ॥ ५ ॥
सुनु मम वचन सत्य अब भाई । हरि तोषक व्रत द्विज सेवकाई ॥
अब जनि करसि विप्र अपमाना । जानसि ब्रह्म अनंत समाना ॥ ६ ॥
इंद्र कुलिश मम शूल विशाला । कालदंड हरि चक्र कराला ॥
जो इनकर मारा नहिं मरई । विप्ररोष पावक सो जरई ॥ ७ ॥
अस विवेक राखेहु मन माहीं । तुमकहं जग दुर्लभ कछु नाहीं ॥
औरौ एक अशिषा मोरी । अप्रतिहत गति होइहि तोरी ॥ ८ ॥

**અર્થ.**—હે કૃપાનિધિ! હવે આ વખતે એનું જે પ્રમાણે કલ્યાણ થાય, એવો ઉપાય કરો. મુનિની એવી પરહિતકારી વાણી સાંભળી "એ પ્રમાણે થશે." એમ આકાશ વાણી થઈ. ॥ ૧ ॥ વળી મહાદેવ બોલ્યા; હે વિપ્ર! કદાચ એણે અત્યંત દારુણ પાપ કર્યું, તેથી મેં ક્રોધયુક્ત થઈ શાપ આપ્યો, તોપણ તમારી આવી સાધુતા જોઇ હું તેનાઉપર વિશેષે કૃપા કરીશ. ॥ ૨ ॥ તેમ જ જે બ્રાહ્મણ ક્ષમા તથા શીળતાથી પારકું હિત કરેછે, તે વિપ્ર મને શ્રીરામ જેવો પ્રિય છે; પરંતુ હે દ્વિજ! એ હજાર યોનિ પામશે; એ મારો શાપ ખોટો નહીં થાય. ॥ ૩ ॥ વળી પ્રાણીને જન્મ-મરણના દૂષણરૂપ દુઃખ થાયછે, તેમાંનું એને જરાપણ પ્રાપ્ત થશે નહીં તથા કોઈ જન્મમાં પણ તેના જ્ઞાનનો નાશ નહિ થાય. હે શૂદ્ર! સાંભળ. આ મારાં વચન સત્ય છે કે, ॥ ૪ ॥ તારો શ્રીર-

ઘુવીરની પુરીમાં જન્મ થયો છે, વળી મારી સેવામાં તેં ચિત્ત રાખ્યું છે, વાસ્તે મારા અનુગ્રહવડે એક અવધપુરીનો પ્રતાપ અને શ્રીહરિની ભક્તિ તારા હ્રદયમાં વાસ કરશે. ॥ ૫ ॥ હે ભાઈ! મારાં સત્ય વચન સાંભળ. પ્રભુને પ્રસન્ન કરવાનું બ્રાહ્મણની સેવાવિના બીજું કંઈ વ્રત નથી. માટે આજ દિવસથી હવે વિપ્રનું અપમાન કરીશ નહીં. વળી બ્રાહ્મણને ઉત્તમ સંત તથા અનંત શ્રીનારાયણ સમાન જાણજે. ॥ ૬ ॥ હે શૂદ્ર! જગતમાં ઇંદ્રનું વજ્ર, મારો મહાવિશાળ ત્રિશૂળ, કાળદંડ અને વિષ્ણુનું કઠીણ સુદર્શન ચક્ર, એ સર્વેના પ્રહારથી જે કોઈ પણ પ્રાણી મરે નહીં, તે પ્રાણી બ્રાહ્મણના દ્રોહરૂપી અગ્નિમાં બળી ભસ્મ થાયછે. ॥ ૭ ॥ વાસ્તે આ જ્ઞાન જો તું હ્રદયમાં રાખીશ તો જગતમાં તને કોઈ પણ વસ્તુ દુર્લભ નથી. હે ભાઈ! વળી એક બીજો આશીર્વાદ તને આપું છું કે, તારી આવવા જવાની ગતિ જગતમાં ક્યાંય પણ રોકાશે નહીં. ॥ ૮ ॥

**दो०** सुनि शिव वचन सप्रेम गुरु, एवमस्तु इति भाषि ॥
मोहिं प्रबोधि गयउ गृह, शंभुचरण उर राखि ॥ १६३ ॥
प्रेरित कालहि बिंध्यगिरि, जाइ भयउं मैं ब्याल ॥
बिनु प्रयास सो तनु तजेउं, नाथ थोरहीं काल ॥ १६४ ॥
जो तनु धरौं सो तजौं पुनि, अनायास हरियान ॥
जिमि नूतन पट पहिरिकै, नर परिहरै पुरान ॥ १६५ ॥
शिव राखेउ श्रुति नीति बिधि, मैं नहिं पाव कलेश ॥
इहिविधि धरेऊं बिबिध तनु, ज्ञान न गयउ खगेश ॥ १६६ ॥

**અર્થ.**—હે ગરુડજી! એવાં મહાદેવજીનાં વચન સાંભળી મારા ગુરુ હર્ષયુક્ત થઈ બોલ્યા કે, હે શંભો! આપે જે વચન કહ્યાં, તે સત્ય થજો. એમ કહી મને બોધ આપી શંકરનાં પદકંજ પોતાના હ્રદયમાં રાખી ઘેર ગયા. ॥ ૧૬૩ ॥ ત્યાર પછી હું કાળની પ્રેરણાવડે વિંધ્યાચળ પર્વતમાં સર્પની યોનિ પામ્યો. હે નાથ! થોડાક કાળ પછી તે શરીરનો વિના શ્રમે મેં ત્યાગ કર્યો. ॥૧૬૪॥ હે હરિયાન! જેમ મનુષ્ય નવાં વસ્ત્ર પહેરીને જૂનાં વસ્ત્રનો ત્યાગ કરે, તેમ જે જે દેહ મેં ધારણ કર્યા, તે તે વિનામહેનતે પાર પામ્યો. ॥ ૧૬૫ ॥ કેમકે મહાદેવજીએ જે પ્રકારે વેદ નીતિ રાખી તેથી હું કોઈ યોનિમાં પણ કલેશ પામ્યો નહીં. વળી એ રીતે મેં અનેક દેહ ધારણ કર્યા, પરંતુ તેમાં હે બાપ! મારું શ્રીહરિ સંબંધી જ્ઞાન ગયું નહીં. ॥ ૧૬૬ ॥

**चो०** त्रियग योनि जो जो तनु धरेऊं । तहं तहं राम भक्ति अनुसरेऊं ॥
एक शूल मोहिं बिसरू न काऊ । गुरुके कोमल शील स्वभाऊ ॥ १ ॥
चर्म देह द्विज कर मैं पाई । सुर दुर्लभ पुराण श्रुति गाई ॥
खेलहिं बालक निज निज शीला । करहु सकल रघुनायक लीला ॥ २ ॥
प्रौढ भये मोहिं पिता पढावा । समुनौं सुनौं गुणौं नहिं भावा ॥
मनते सकल बासना भागी । केवल रामचरण लय लागी ॥ ३ ॥

कहु खगेश अस कवन अभागी । खरी सेव सुरधेनुहि त्यागी ॥
प्रेम मगन मोहिं कछु न सुहाई । हारेउ पिता पढाई पढाई ॥ ४ ॥
भयउ कालवश जब पितु माता । मैं बन गयउं भजन जनत्राता ॥
जहं तहं बिपिन मुनीश्वर पावों । आश्रम जाइ जाइ शिर नावों ॥ ५ ॥
पूंछौं तिनहिं रामगुण गाहा । कहौं सुनौं हर्षित खगनाहा ॥
सुनत फिरौं हरिगुण अनुबादा । अव्याहत गति शंभु प्रसादा ॥ ६ ॥
छूटी त्रिविध इषणा गाढी । एक लालसा उर अति बाढी ॥
रामचरण पंकज जब देखौं । तब निज जन्म सफल करि लेखौं ॥ ७ ॥
जेहि पूंछौं सो मुनि अस कहई । ईश्वर सर्व भूतमय अहई ॥
निर्गुण मत नहिं मोहिं सुहाई । सगुण ब्रह्म रति उर अधिकाई ॥ ८ ॥

**અર્થ.**—હે નાથ! ત્યાર પછી દેવ, દનુજ મનુષ્યાદિ જે જે યોનિમાં મેં દેહ ધારણ કર્યો, ત્યાં ત્યાં શ્રીરામચંદ્રજીની ભક્તિ મને પ્રાપ્ત થઈ. પણ હે ભાઈ! મને એક મોટું દુઃખ વિસરતું નથી કે, મારા ગુરુનો દયાળુ સ્વભાવ હતો, છતાં પણ તેનું મેં અપમાન કર્યું. ॥ ૧ ॥ પછી દેવતાઓને દુર્લભ અને જેને ચાર વેદ તથા અઢાર પુરાણ ગાય છે એવો ચોરાશી લાખ યોનિમાં છેલ્લો બ્રાહ્મણનો અવતાર થયો. ત્યારે હું બાળકોની સાથે સર્વે શ્રીહરિની લીલાની રમત કરવા લાગ્યો. ॥ ૨ ॥ એમ કરતાં જ્યારે હું મોટો થયો ત્યારે મારા પિતાએ મને ભણાવ્યો. તે વખતે તેની ગણત્રી કરતાં મને તે વિદ્યા પ્રિય લાગી નહીં. વળી વાસનાઓરહિત થઈ મારા મનમાં કેવળ શ્રીરામનાં ચરણમાં સ્નેહ બંધાયો. ॥ ૩ ॥ હે ખગેશ! જગતમાં એવો કોણ અભાગીઓ છે કે, કામદુઘા ગાયનો ત્યાગ કરી ગધેડીનું સેવન કરે. તેમ જ મારો પિતા ભણાવી ભણાવી થાકયો, પણ હું પ્રભુના પ્રેમમાં મગ્ન થયેલો, જેથી મને તે વિદ્યા કંઈ સારી લાગી નહીં. ॥ ૪ ॥ પછી જ્યારે મારાં માબાપ કાળવશ થયાં ત્યારે હું જનત્રાતાનું ભજન કરવા વાસ્તે વનમાં ગયો. ત્યારે ત્યાં અનેક મુનિઓના આશ્રમમાં જઈ તેમને મસ્તક નમાવી હર્ષિત મન-વડે શ્રીહરિના ગુણ પૂછતો, સાંભળતો અને કહેતો. ॥ ૫ ॥ એમ પ્રભુના ગુણાનુવાદ સાંભળતાં મહાદેવની કૃપાથી ચારે દિશાઓમાં ફરવા લાગ્યો. તેથી સ્ત્રી, પુત્ર તથા દ્રવ્ય એમ ત્રણ પ્રકારની મહાબળવાન્ ઇર્ષાવગરનો હું થયો. પણ એક તૃષ્ણા મારા હૃદયમાં વૃદ્ધિ પામી. ॥૬॥ તે એ કે જ્યારે શ્રીરામનાં પદકંજનાં દર્શન કરીશ ત્યારે મારો જન્મ હું સફળ કરી માનીશ. તેથી જે મુનિને હું પૂછું કે, હે ભાઈઓ! શ્રીરામ કયાં છે? ત્યારે તેઓ એમ કહેતા કે, એ રામ સર્વે પ્રાણીમાત્રમાં વ્યાપી રહ્યા છે. ॥ ૭ ॥ પણ એવો નિર્ગુણ મત, મને સગુણરૂપમાં અધિક સ્નેહ હોવાથી, પ્રિય લાગ્યો નહીં. ॥૮॥

दो० गुरुके वचन सुरति करि, रामचरण मन लाग ॥
रघुपति यश गावत फिरौं, क्षण क्षण नव अनुराग ॥ १६७ ॥

मेरु शिखर बट छायभलि, मुनिलोमश आसीन ॥
देखि चरण शिर नायउं, बचन कहेउं अति दीन ॥ १६८ ॥
सुनि मम बचन बिनीत मृदु, मुनि कृपालु खगराज ॥
मोहिं सादर बूझत भयउ, द्विज आयउ केहि काज ॥ १६९ ॥
तब मैं कहेउ कृपानिधि, तुम सर्वज्ञ सुजान ॥
सगुण ब्रह्म आराधना, मोहिं कहहु भगवान ॥ १७० ॥

**અર્થ.**—વળી મારા ગુરુનાં વચન ઉપર વિશ્વાસ રાખી શ્રીહરિનાં પદમાં સ્નેહ લગાડી પ્રભુના ગુણનું ગાન કરતો ફરવા લાગ્યો. તેથી ક્ષણે ક્ષણે તેમાં નવો પ્રેમ ઉત્પન્ન થયો. ॥ ૧૬૭ ॥ એમ ફરતાં ફરતાં મેરુ પર્વતના શિખર ઉપર એક સુંદર વડના વૃક્ષની છાયા તળે આસન ઉપર બ્રહ્મદેવના પુત્ર લોમશઋષિ બેઠા હતા, તેમને જોઈ ચરણમાં મસ્તક નમાવી મેં તેને અત્યંત દીન વચન કહ્યાં. ॥ ૧૬૮ ॥ ત્યારે મારાં કોમળ અને વિનયયુક્ત વચન સાંભળી કૃપાળુ મુનિ આદરપૂર્વક પૂછવા લાગ્યા, હે વિપ્ર! તમે અહીં શા કામ માટે આવ્યા છો? ॥ ૧૬૯ ॥ તે સાંભળી હું બોલ્યો કે, હે કૃપાનિધિ! આપ સર્વજ્ઞ અને સુજાણ છો. તો હે પ્રભો! સગુણ બ્રહ્મની આરાધના મારે શી રીતે કરવી, તે કહો. ॥ ૧૭૦ ॥

चो० तब मुनीश रघुपति गुणगाथा। कहेउ कछुक सादर खगनाथा ॥
ब्रह्मज्ञान रत मुनि बिज्ञानी। मोहिं परम अधिकारी जानी ॥ १ ॥
लागे करन ब्रह्म उपदेशा। अज अद्वैत अगुण हृदयेशा ॥
अकल अनीह अनाम अरूपा। अनुभव गम्य अखंड अनूपा ॥ २ ॥
मनगोतीत अमल अविनाशी। निर्विकार निरवधि सुखराशी ॥
सो तै ताहि तोहिं नहिं भेदा। बारि बीचि इव गावहिं वेदा ॥ ३ ॥
बिबिध भांति मोहिं मुनि समुझावा। निर्गुण मत मम हृदय न आवा ॥
पुनि मैं कहेउं नाइ पद शीशा। सगुण उपासन कहहु कपीशा ॥ ४ ॥
रामभक्ति जल मम मन मीना। किमि बिलगाइ मुनीश प्रवीना ॥
सोइ उपदेश कहहु करि दाया। निज नयनन देखौं रघुराया ॥ ५ ॥
भरिलोचन बिलोकि अवधेशा। तब सुनिहौं निर्गुण उपदेशा ॥
पुनि मुनि कह हरि कथा अनूपा। खंडि सगुण मत अगुण निरूपा ॥ ६ ॥
तब मैं निर्गुण मत करि दूरी। सगुण निरूपा करि हठ भूरी ॥
उत्तर प्रत्युत्तर मैं कीन्हा। मुनि उर भयउ क्रोधकर चीन्हा ॥ ७ ॥
सुनु प्रभु बहुत अवज्ञा किये। उपज क्रोध ज्ञानिहुके हिये ॥
अति संघर्षण करै जो कोई। अनल प्रगट चंदन ते होई ॥ ८ ॥

**અર્થ.**—હે ખગનાથ! તે વખતે મુનીશ્વર આદરપૂર્વક શ્રીહરિની કંઈક કથા કહેવા લાગ્યા. વળી બ્રહ્મજ્ઞાનમાં સ્નેહી તથા વિશેષે જ્ઞાનવાન્ એવા લોમશમુનિ મને વિશેષ અધિકારી જાણી, ॥ ૧ ॥ બ્રહ્મ ઉપદેશ કરવા લાગ્યા કે, જે પ્રભુ અજન્મા, અદ્વૈત, અગુણ, અંતર્યામી, અકલ, ચેષ્ટા તથા નામરહિત, અરૂપ, અધિક ઉપમાલાયક, અનુભવગમ્ય, અખંડ, અનુપ, મન તથા ઇંદ્રિયોથી ન્યારા, અવિનાશી, છ વિકારરહિત, અથાગ અને સુખના ભંડાર છે, તેમાં તથા તારામાં, જેમ પાણી તથા તેની લહેરો જૂદાં નથી તેમ હે વિપ્ર! જરા પણ ભેદ નથી, એમ વેદ કહે છે. ॥૨॥૩॥ હે ગરુડજી! એ પ્રમાણે ઋષિએ મને ઘણીવાર સમજાવ્યો, તોપણ મને નિર્ગુણ મત હૃદયમાં પ્રિય લાગ્યો નહીં, તેથી ફરી તેમનાં ચરણમાં મસ્તક નમાવી કહ્યું, હે મુનીશ્વર! મને સગુણ ઉપાસના કહો. ॥ ૪ ॥ કારણ કે શ્રીરઘુવીરની ભક્તિરૂપી જળમાં મારા મનરૂપી માછલું છે, તેમને જૂદું કેમ કરી શકાય? આપ ડાહ્યા છો, માટે વિચાર કરો. વાસ્તે હવે કૃપા કરી એવો ઉપદેશ કરો કે, મારાં નેત્રથી શ્રીરામચંદ્રજીનાં દર્શન કરું. ॥ ૫ ॥ વળી એક વખત જ્યારે હું નેત્રથી અયોધ્યાપતિને જોઈશ ત્યારે હું નિર્ગુણ રૂપનો ઉપદેશ સાંભળીશ. ત્યારે મુનિએ અનુપ એવી કથા કહી સગુણ મતનું ખંડન કરી નિર્ગુણ બ્રહ્મના રૂપનું તેણે સ્થાપન કર્યું. ॥ ૬ ॥ ત્યારે હું તે મતને અત્યંત હઠથી દૂર કરી સગુણ રૂપનું નિરૂપણ કરવા લાગ્યો. વળી મુનિના મતના પ્રત્યુત્તર આપ્યા, જેથી તે ક્રોધાતુર થયા એમ હું જાણી ગયો. ॥ ૭ ॥ હે ખગપતિ! આપ સાંભળો. જેનું અત્યંત અપમાન કરવાથી જે જ્ઞાની હોય તેને પણ, જેમ કોઈ પુરુષ ચંદનને અત્યંત ઘસે તો તેમાંથી પણ અગ્નિ પેદા થાય છે, તેમ હૃદયમાં ઘણો ક્રોધ ઉત્પન્ન થાય છે. ॥ ૮ ॥

दो० बारहि बार सकोपि मुनि, करहिं निरूपण ज्ञान ॥
मैं अपने मन बैठि तब, करौं विविध अनुमान ॥ १७१ ॥
क्रोध कि द्वैतक बुद्धि बिनु, द्वैत कि बिनु अज्ञान ॥
मायावश परिछिन्न जड, जीव कि ईश समान ॥ १७२ ॥

**અર્થ.**—એમ મુનિ વારંવાર ક્રોધાતુર થઇ જ્ઞાનનું સ્થાપન કરવા લાગ્યા, પણ હું ત્યાં બેસી અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો કે, ॥ ૧૭૧ ॥ અજ્ઞાનવિના કંઈ દ્વૈતબુદ્ધિ થાય? અને દ્વૈતબુદ્ધિવિના કંઈ ક્રોધ ઉત્પન્ન થાય? ન જ થાય. માટે માયાને વશ થઈ ઢંકાયેલો જડજીવ તે કંઈ ઈશ્વરના બરોબર કહેવાય? ન જ કહેવાય.॥૧૭૨॥

चो० कबहुंक दुख सब कर हित ताके । तेहि कि दरिद्र परसमणि जाके ॥
कामी पुनि कि रहै निकलंका । परद्रोही कि होइ निःशंका ॥ १ ॥
बंश कि रह द्विज अनहित कीन्हे । कर्म कि होहिं स्वरूपहि चीन्हे ॥
काहुहि सुमति कि खल संग जामी । शुभगति पाव कि पर तियगामी ॥ २ ॥
राजकि रहै नीति बिनुजाने । अघकि रहै हरि चरित बखाने ॥
भवकि पराहि परमारथ बिंदक । सुखी कि होहिं कबहुं परनिंदक ॥ ३ ॥

पावनयश कि पुण्य बिनु होई । बिनु अघ अयश कि पावै कोई ॥
लाभ कि कछु हरि भक्ति समाना । जेहि गावहिं श्रुति संत पुराणा ॥ ४ ॥
हानि कि जग इहि सम कछु भाई । भजिय न रामहिं नर तनुपाई ॥
अघ कि बिना तामस कछु आना । धर्म कि दया सरिस हरियाना ॥ ५ ॥
इहिविधि अमित युक्ति मन गुणेऊं । मुनि उपदेश न सादर सुनेऊं ॥
पुनि पुनि सगुण पक्ष मैं रोपा । तब मुनि बोले बचन सकोपा ॥ ६ ॥
मूढ परम सिख देउं न मानसि । उत्तर प्रत्युत्तर बहु आनसि ॥
सत्य वचन बिश्वास न करही । बायस इव सबही सन डरही ॥ ७ ॥
शठ सपक्ष तव हृदय बिशाला । सपदि होहु पच्छी चंडाला ॥
लीन्ह शाप मैं शीश चढाई । नहिं कछु भय न दीनता आई ॥ ८ ॥

**અર્થ.**—વળી જે મનુષ્ય સર્વેનું કલ્યાણ કરે, તેને શું કદી દુઃખ થાય? તથા જેનીપાસે પારસમણિ છે, તે કંઈ દરિદ્રી કહેવાય? વળી વિષયી પુરુષ શું કલંકરહિત હોય? અને પરાયો દ્વેષ કરનાર શું ભય વગરનો હોય? ॥૧॥ તેમ જ બ્રાહ્મણનો દ્રોહ કરનારનો કંઈ વંશ રહે? ઈશ્વરના સ્વરૂપને જાણુવાવાળાથી કંઈ કર્મ શું થાય? નીચનો સંગ કરવાથી કોની સુમતિ રહી છે? અને પરસ્ત્રી સાથે ગમન કરનાર શું સારી ગતિને પામે? ॥ ૨ ॥ વળી નીતિ જાણ્યા વગર કંઈ રાજ્ય રહે? તથા પ્રભુના ગુણનું વર્ણન કરવાથી કંઈ પાપ રહે? અને પરમાર્થ કરનાર પ્રાણી કંઈ જન્મમરણને પામે? તથા નિન્દા કરનાર કંઈ સુખી થાય? ॥ ૩ ॥ વળી પુણ્યવિના કંઈ સુન્દર યશ થાય? તથા પાપ વિના શું કોઈ અપયશને પામે? અને જેને વેદ, પુરાણ તથા સન્ત ગાય છે એવી પ્રભુની ભક્તિ જેવો કંઈ બીજો લાભ છે? ॥ ૪ ॥ હે ભાઈ! મનુષ્ય દેહ પામી શ્રીહરિનું ભજન ન થાય, એ સમાન કંઈ બીજી હાણ છે? તથા તમોગુણવિના કંઈ પાપ થાય? તથા દયા જેવો કંઈ બીજો ધર્મ છે? ॥ ૫ ॥ હે ખગપતિ! એ સઘળું અને નહીં. તેમ હૃદયમાં અનેક યુક્તિઓ વિચારી મેં મુનિનો ઉપદેશ સ્નેહથી સાંભળ્યો નહીં. વળી જ્યારે હું વારંવાર સગુણ બ્રહ્મનો પક્ષ ખેંચવા લાગ્યો, ત્યારે મુનિ ક્રોધયુક્ત થઈ બોલ્યા કે, ॥ ૬ ॥ હે દુષ્ટ! તું અત્યંત સારી શિખામણને માનતો નથી; પરંતુ ઉત્તરના અનેક પ્રત્યુત્તર આપે છે તથા સાચાં વચન ઉપર વિશ્વાસ રાખતો નથી અને કાગડાની પેઠે સર્વથી ભય પામે છે. ॥ ૭ ॥ માટે હે ખલ! તારા હૃદયમાં મોટો સગુણનો પક્ષ છે. તેથી આ જ વખતે પક્ષીઓમાં ચંડાળરૂપ કાગડો થા. હે નાથ! ત્યારે એવો ઋષિનો શાપ મસ્તક ઉપર ચડાવ્યો, તેથી કંઈ મને ભય વા દુઃખ થયું નહીં. ॥ ૮ ॥

दो० तुरत भयउं मैं काग तब, पुनि मुनि पद शिरनाइ ॥
सुमिरि राम रघुबंश मणि, हर्षित चलेउं उडाइ ॥ १७३ ॥
उमा जो राम चरण रत, विगत काम मद क्रोध ॥
निज प्रभुमय देखहिं जगत, कासन करहिं बिरोध ॥ १७४ ॥

**અર્થ.**—હે ગરુડજી! ત્યારે હું તરત જ કાગડો થઈ લોમશ ઋષિનાં ચરણમાં વારંવાર મસ્તક નમાવી, રઘુવંશમાં મણિરૂપ શ્રીરામનું સ્મરણ કરી હર્ષ પામી ત્યાંથી ઉડીને ચાલતો થયો. ॥ ૧૭૩ ॥ હે ભવાનિ! જે પ્રાણી કામ, મદ અને ક્રોધવગર શ્રીહરિનાં પદકંજમાં પ્રીતિ રાખે છે, તે સેવક આખા વિશ્વને પોતાના ઈષ્ટરૂપ જૂવે છે. તે કોની સાથે વૈર કરે? ન જ કરે. ॥ ૧૭૪ ॥

चो० सुनु खगेश नहिं कछु ऋषि दूषण । उर प्रेरक रघुवंश विभूषण ॥
कृपासिंधु मुनि मति करि भोरी । लीन्ही प्रेम परीक्षा मोरी ॥ १ ॥
मन क्रम बचन मोहिं जन जाना । मुनि मति पुनि फेरी भगवाना ॥
ऋषि मम सहज शीलता देखी । रामचरण बिश्वास विशेषी ॥ २ ॥
अति बिस्मय पुनि पुनि पछिनाई । सादर मुनि मुहिं लीन्ह बुलाई ॥
ममपरितोष बिबिध बिधि कीन्हा । हर्षित राम मंत्र मोहिं दीन्हा ॥ ३ ॥
बालक रूप रामकर ध्याना । कहेउ मोहिं मुनि कृपानिधाना ॥
सुंदर सुखद मोहिं अति भावा । जो प्रथमहिं मैं तुमहिं सुनावा ॥ ४ ॥
मुनि मोहिं कछुक काल तहं राखा । रामचरित मानस सब भाषा ॥
सादर मोहिं यह कथा सुनाई । पुनि बोले मुनि गिरा सुहाई ॥ ५ ॥
रामचरित सर गुप्त सुहावा । शंभु प्रसाद तात मैं पावा ॥
तोहिं निज भक्त रामकर जानी । ताते मैं सब कहेउं बखानी ॥ ६ ॥
रामभक्ति जिनके उर नाहीं । कबहुं न तात कहिय तेहि पाहीं ॥
मुनि मोहिं बिबिध भांति समुझावा । मै सप्रेम मुनिपद शिरनावा ॥ ७ ॥
निजकर कमल परसि मम शीशा । हर्षित आशिष दीन्ह मुनीशा ॥
रामभक्ति अबिरल उर तोरे । बसिहि सदा प्रसाद अब मोरे ॥ ८ ॥

**અર્થ.**—હે વિહંગપતિ! એમાં કંઈ ઋષિનો દોષ ન હતો, પણ રઘુવંશમાં આભૂષણરૂપ શ્રીરઘુવીરે મુનિના હૃદયમાં પ્રેરણા કરી કૃપાસાગર શ્રીહરિએ મારા પ્રેમની પરીક્ષા કરવાવાસ્તે મુનિની બુદ્ધિ ફેરવી નાંખી. ॥ ૧ ॥ વળી મન, કર્મ તથા વચનથી પ્રભુએ પોતાનો દાસ જાણી ઋષિની મતિ ફેરવી, પણ મુનિ મારો સહજ શીતળ સ્વભાવ તથા શ્રીહરિનાં પદકંજમાં પૂર્ણ પ્રેમ જોઈ, ॥ ૨ ॥ અત્યંત વિસ્મયતાથી વારંવાર પશ્ચાત્તાપ કરી ઘણા ભાવથી મને પોતાની પાસે બોલાવી ઘણા પ્રકારે મન પ્રસન્ન કરી હર્ષિત મનવડે શ્રીરામતારક મંત્રનો ઉપદેશ આપ્યો. ॥ ૩ ॥ વળી કૃપાના મંદિર લોમશ મુનિએ બાળકરૂપ શ્રીહરિનું ધ્યાન બતાવ્યું. તેથી જ સુંદર અને સુખ આપનાર કથા જે મેં તમને શ્રવણ કરાવી, તે જ શ્રીરામલીલા મને અત્યંત પ્રિય લાગી. ॥૪॥ પછી મુનિએ મને થોડાક કાળલગી ત્યાં રાખી શ્રીહરિનાં ચરિત્રરૂપી માનસરોવરનું શ્રવણ કરાવ્યું. એમ આદરપૂર્વક કથા સંભળાવી વળી સુંદર વાણીથી કહેવા લાગ્યા

કે, ॥ ૫ ॥ હે કાક! શ્રીરઘુનાથજીનાં ચરિત્રરૂપી માનસરોવર ગુપ્ત હતું, તે હું શંકરની કૃપાવડે પામ્યો છું તે જ્યારે મેં તને શ્રીહરિનો પ્રિય સેવક જાણ્યો, ત્યારે જ મેં આ કથા શ્રવણ કરાવી. ॥ ૬ ॥ હે કાક મુનિ! જેના હૃદયમાં શ્રીરામની ભક્તિ નહીં હોય, તેની પાસે આ રામકથાનો પ્રસંગ કહેતો નહીં. હે ગરુડજી! એમ મુનિ મને વારંવાર સમજાવે છે અને હું તેમનાં ચરણમાં મસ્તક નમાવું છું, ॥ ૭ ॥ ત્યારે ઋષિએ પોતાનાં હસ્તકમળ મારા મસ્તક ઉપર રાખી આનંદિત મનવડે આશીર્વાદ આપ્યો કે, હે તાત! મારી કૃપાવડે આજ દિવસથી હવે અખંડ શ્રીરામભક્તિ તારા હૃદયમાં વાસ કરશે. ॥ ૮ ॥

दो० सदा राम प्रिय होहु तुम, शुभ गुण भवन अमान ॥
कामरूप इच्छा मरण, ज्ञान बिराग निधान ॥ १७५ ॥
जेहि आश्रम तुम बसब पुनि, सुमिरत श्रीभगवंत ॥
व्यापहि तहं न अविद्या, योजन एक प्रयंत ॥ १७६ ॥

**અર્થ.**—હે ભાઈ! વળી તું હમેશાં શ્રીરામને પ્રિય લાગીશ અને માનવિના શુભ ગુણ, જ્ઞાન તથા વૈરાગ્યનો મંદિર અને ઇચ્છા પ્રમાણે અનેક રૂપ ધારણ કરીશ તથા ઇચ્છાનુસારે મરણ પામીશ. તેમ જ જે આશ્રમમાં રહી તું પ્રભુનું ભજન કરીશ ત્યાં ચાર ગાઉસૂધી અવિદ્યા માયા આવશે જ નહીં. ॥ ૧૭૫ ॥ ૧૭૬ ॥

चो० काल कर्म गुण दोष स्वभाऊ । कछु दुख तुमहिं न व्यापिहि काऊ ॥
राम रहस्य ललित विधि नाना । गुप्त प्रगट इतिहास पुराना ॥ १ ॥
बिनु श्रम तुम सब जानब सोऊ । नित नव प्रेम राम पद होऊ ॥
जो इच्छा करिहौ मन माहीं । हरिप्रसाद कछु दुर्लभ नाहीं ॥ २ ॥
इहि विधिवचन कहत मति धीरा । ब्रह्म गिरा भइ गगन गंभीरा ॥
एवमस्तु तव बच मुनिज्ञानी । यह मम भक्त कर्म मन बानी ॥ ३ ॥
सुनि नभगिरा हर्ष मम भयऊ । प्रेम मग्न मन संशय गयऊ ॥
करि बिनती मुनि आशिष पाई । पद सरोज पुनि पुनि शिरनाई ॥ ४ ॥
हर्ष सहित इहि आश्रम आयउं । प्रभु प्रसाद दुर्लभ बर पायउं ॥
इहां बसत मोहिं सुन खगईशा । बीते कल्प सात अरु बीसा ॥ ५ ॥
करौं सदा रघुपति गुणगाना । सादर सुनहिं बिहंग सुजाना ॥
जब जब अवधपुरी रघुबीरा । धरहिं भक्त हित मनुज शरीरा ॥ ६ ॥
तब तब जाइ अवधपुर रहउं । शिशु लीला बिलोकि सुख लहउं ॥
पुनि उर राखि राम शिशु रूपा । इहि आश्रम आवौं खगभूपा ॥ ७ ॥
कथा सकल मैं तुमहिं सुनाई । कामदेह जेहि कारण पाई ॥
कहेउं तात सब प्रश्न तुह्मारी । रामभक्ति महिमा अति भारी ॥ ८ ॥

**અર્થ.**—વળી કાળ, કર્મ, ગુણ, સ્વભાવ અને દોષનું કંઈ પણ દુઃખ તને થશે નહીં તથા જે પુરાણ તથા ઇતિહાસોમાં શ્રીહરિની નાનાપ્રકારની લીલા હશે, તેને વિનાશ્રમે તું જાણીશ અને નિત્ય નવિન પ્રભુપદકંજમાં તારો સ્નેહ થશે. તેમજ જે કંઈ મનમાં ઇચ્છા કરીશ, તે પ્રભુના પ્રતાપથી કદી દુર્લભ નહીં થાય. ॥ ૧ ॥ ૨ ॥ હે મતિમાન્! એવો મુનિનો આશીર્વાદ સાંભળી આકાશવાણી થવા લાગી કે, "હે મુનિ! આ કાકભુશુંડ મન, કર્મ તથા વચનથી મારો સાચો ભક્ત છે, માટે તારાં વચન સત્ય થશે." ॥ ૩ ॥ એ પ્રમાણે બ્રહ્મગિરા સાંભળી મને અત્યંત હર્ષ થયો; તેથી પ્રેમમાં મગ્ન થતાં મારા સંશય જતા રહ્યા. પછી મુનિનો આશીર્વાદ પામી પદકમળમાં વારંવાર મસ્તક નમાવી, ॥ ૪ ॥ હર્ષિત મનવડે પ્રભુની કૃપાથી એવું વરદાન પામી હું અત્રે (નીલગિરિ) આવ્યો. પછી અહીં વસતાં હે ખગેશ! સત્તાવીશ કલ્પ વ્યતીત થઈ ગયાં. ॥ ૫ ॥ તે મધ્યે નિરંતર શ્રીહરિના ગુણનું ગાન કરું છું અને ચતુર એવો આ હંસમંડળ આદરપૂર્વક સાંભળે છે. વળી જ્યારે જ્યારે રામચંદ્રજી ભક્તવાસ્તે અયોધ્યામાં દેહ ધારણ કરે છે, ॥ ૬ ॥ ત્યારે ત્યારે હું અવધપુરમાં જઈ ત્યાં વાસ કરી બાળલીલા જોઈ સુખ પામું છું. હે ખગરાજ! વળી પ્રભુનું બાળસ્વરૂપ હૃદયમાં રાખી પાછો આ સ્થળમાં આવું છું. ॥ ૭ ॥ હે ભાઈ! જે વાસ્તે મેં કાકદેહ ધારણ કર્યો, તે સર્વે કથા મેં તમને શ્રવણ કરાવી. હે તાત! તમારા સર્વે પ્રશ્ન કહ્યા. માટે શ્રીહરિની ભક્તિનો પ્રતાપ અત્યંત મોટો છે. ॥ ૮ ॥

दो० तातें यह तनु मोहिं प्रिय, भयउ राम पद नेह ॥
निज प्रभु दरशन पायउं, गयउ सकल संदेह ॥ १७७ ॥
भक्ति पक्ष हठ करि रहेउं, दीन्ह महा ऋषि शाप ॥
मुनि दुर्लभ बर पायउं, देखहु भजन प्रताप ॥ ॥ १७८ ॥

**અર્થ.**—હે ભાઈ! વળી એટલા જ માટે મને આ શરીર પ્રિય છે કે, જેનાથી શ્રીરામનાં ચરણમાં સ્નેહ થયો. વળી પ્રભુનાં દર્શન પામવાથી મારા બધા સંદેહ દૂર થયા. ॥ ૧૭૭ ॥ ભક્તિ માટે જો કે મેં હઠ કર્યો, તેથી મુનિએ મને શાપ આપ્યો, તો પણ શ્રીહરિના ભજનનો પ્રતાપ જુવો કે, મુનિઓને દુર્લભ એવું વરદાન હું પામ્યો. ॥૧૭૮॥

चो० जे अस भक्ति जानि परिहरहीं । केवल ज्ञान हेतु श्रम करहीं ॥
ते जड कामधेनु गृह त्यागी । खोजत आक फिरहिं पय लागी ॥ १ ॥
सुनु खगेश हरि भक्ति बिहाई । जो सुख चाहहिं आन उपाई ॥
ते शठ महासिंधु बिनु तरणी । पैरि पार चाहत जड करणी ॥ २ ॥
सुनि भुशुंडके बचन भवानी । बोलेउ गरुड हर्षि मृदुबानी ॥
तव प्रसाद प्रभु मम उर माहीं । संशय शोक मोह भ्रम नाहीं ॥ ३ ॥
सुनेउं पुनीत रामगुण ग्रामा । तुम्हरी कृपा लहेउं बिश्रामा ॥
एकबात प्रभु पूछौं तोहीं । कहहु बुझाय कृपानिधि मोहीं ॥ ४ ॥

कहहिं संत मुनि वेद पुराना । नहिं कछु दुर्लभ ज्ञान समाना ॥
सो मुनि तुमसन कहेउ गोसाईं । नहिं आदरेउ भक्तिकी नाईं ॥ ५ ॥
ज्ञानहिं भक्तिहि अंतर केता । सकल कहहि प्रभु कृपानिकेता ॥
सुनि उरगारि वचन सुखमाना । सादर बोलेउ काग सुजाना ॥ ६ ॥
ज्ञानहिं भक्तिहि नहिं कछु भेदा । उभय हरिहि भव संभव खेदा ॥
नाथ मुनीश कहहिं कछु अंतर । सावधान होइ सुनहु बिहंगबर ॥ ७ ॥
ज्ञान विराग योग बिज्ञाना । ये सब पुरुष सुनहु हरियाना ॥
पुरुष प्रताप प्रबल सब भांती । अबला अबल सहज जड जाती ॥ ८ ॥

**અર્થ.**—માટે એવી જે ભક્તિ, તેનો ત્યાગ કરી, કેવળ જ્ઞાનને સારુ મહેનત કરે, તે જડ કામદુધાને મૂકી દૂધ વાસ્તે આકડાને ખોજતા ફરેછે. ॥ ૧ ॥ હે ગરુડજી! સાંભળો. પ્રભુની ભક્તિને મૂકી બીજા ઉપાયથી સુખની ઈચ્છા કરે, તે મોટો મૂર્ખ સમુદ્રને નાવ-વગર પોતાના પગે ચાલી પાર જવાની ઈચ્છા કરે છે. ॥૨॥ હે ભવાનિ! એવાં ભુશુંડીનાં વચન સાંભળી આનંદિત મનવડે કોમળ વાણીથી ગરુડજી બોલ્યા કે, હે પ્રભો! આપની કૃપાથી મારા હૃદયમાંથી સશંય, શોક, મોહ અને ભ્રમણાનો નાશ થઈ ગયો. ॥ ૩ ॥ વળી શ્રીહરિના પવિત્ર ગુણ સાંભળવાથી તથા તમારી કૃપાથી હું સુખ પામ્યો. પણ હે કૃપાનિધિ! એક વાત જે તમને હું પૂછું છું, તે મને સમજાવી કહો. ॥ ૪ ॥ વેદ, પુરાણ, મુનિ અને સાધુ એમ કહે છે કે, જ્ઞાન સમાન બીજું કંઈ પણ દુર્લભ નથી. હે ગુસાઈ! તે મુનિએ તમારા આગળ જ્ઞાન કહ્યું, છતાં પણ તમે ભક્તિની પેઠે તેનો સત્કાર કર્યો નહીં, ॥ ૫ ॥ માટે જ્ઞાન અને ભક્તિમાં કેટલો અંતર છે, તે મને હે કૃપાસાગર! સમજાવી કહો. ત્યારે એવાં ઉરગારિનાં વચન સાંભળી સુખ પામી આદરપૂર્વક ચતુર એવા કાકભુશુંડી બોલ્યા કે, ॥ ૬ ॥ હે તાત! જ્ઞાન અને ભક્તિમાં કંઈ પણ ભેદ નથી. કેમ કે જન્મ મરણનાં દુઃખને બેઉ હરણ કરેછે. હે નાથ! મુનિઓ એ બેઉમાં કંઈક અંતર છે, એમ કહેછે, તેનું સાવધાન થઈ તમે શ્રવણ કરો. ॥ ૭ ॥ જ્ઞાન, વૈરાગ્ય, યોગ અને વિશેષે જ્ઞાન એ સર્વે પુરુષરૂપ છે, તે હે ગરુડજી! તમે સાંભળો. હવે પુરુષનો પ્રતાપ છે, તે સર્વે પ્રકારે બળવાન્ છે અને સ્ત્રી જડજાતિ ને બળ વગરની છે. ॥ ૮ ॥

दो० पुरुष त्यागि सक नारि कहं, जो विरक्त मति धीर ॥
तनु कामी विषया विवश, बिमुख जो पद रघुवीर ॥ १७९ ॥

**અર્થ.**—તેમાં જે પુરુષ બુદ્ધિમાં ધીરજવાન્ અને ત્યાગી હોય, તે સ્ત્રીનો ત્યાગ કરે છે અને જે પ્રભુનાં ચરણથી વિમુખ થયેલા તથા વિષયને વશ થયેલા કામી હોય છે, તે તેનો ત્યાગ કરી શકતા નથી. ॥ ૧૭૯ ॥

सो० जे मुनि ज्ञाननिधान, मृगनयनी विधु मुख निरखि ॥
बिकल होहिं हरियान, नारि बिरचि माया प्रगट ॥ १६ ॥

**અર્થ.**—વળી જ્ઞાનના ભંડાર જે મુનિઓ હોય છે, તે પણ મૃગલાનાં જેવાં નેત્ર તથા ચંદ્રમાના જેવા મુખવાળી સ્ત્રીને જોઈ તેને વશ થઈ જાય છે. હે ગરુડ! માટે જગતમાં પ્રભુએ માયારૂપી સ્ત્રી ઉત્પન્ન કરી છે. ॥ ૧૬ ॥

**चो०** यहां न पक्षपात कछु राखों । वेद पुराण संतमत भाषों ॥
मोह न नारि नारिके रूपा । पन्नगारि यह नीति अनूपा ॥ १ ॥
माया भक्ति सुनहु प्रभु दोऊ । नारि बर्ग जानै सब कोऊ ॥
पुनि रघुबीरहिं भक्ति पियारी । माया खलु नर्तकी बिचारी ॥ २ ॥
भक्तिहि सानुकूल रघुराया । ताते तेहि डरपति अति माया ॥
रामभक्ति निरुपम निरुपाधी । बसै जासु उर सदा अबाधी ॥ ३ ॥
तेहि विलोकि माया सकुचाई । करि न सकै कछु निज प्रभुनाई ॥
अस बिचारि जो मुनि विज्ञानी । याचहिं भक्ति सकल गुण खानी ॥ ४ ॥

**અર્થ.**—હે નાથ! એમાં કંઈ હું પક્ષપાત રાખતો નથી, પણ વેદપુરાણ અને સન્ત જનોનો જે મત છે તે કહું છું. કેમકે સ્ત્રી, સ્ત્રીના રૂપને જોઈ મોહિત થાય નહીં, એ અનુપ નીતિ છે. ॥૧॥ હે પ્રભુ! સર્વ જાણે છે કે, માયા અને ભક્તિ એ બેઉ સ્ત્રીવર્ગ છે, તેમાં પણ પ્રભુને ભક્તિ વહાલી છે અને માયા બિચારી તેનીપાસે દાસીનીપેઠે નાચ-વાવાળી છે. ॥૨॥ વળી ભક્તિને વશ ભગવાન્ છે, તેથી માયા તેને જોઈને ડરે છે. જેના હૃદયમાં સદૈવ ઉપાધિ વિના ઉપમા ન આપી શકાય એવી ભક્તિ વસે છે, ॥ ૩ ॥ તેને જોઈ માયા સંકોચ પામે છે. તેથી તે પોતાનો કંઈ પણ પ્રભાવ જણાવી શકતી નથી. એવું વિચારી જ્ઞાનવાન્ મુનિઓ છે, તે ગુણની ખાણ ભક્તિની યાચના કરે છે. ॥ ૪ ॥

**दो०** यह रहस्य रघुनाथ कर, बेगि न जानै कोइ ॥
जानेते रघुपति कृपा, स्वप्नेहुं मोह न होइ ॥ १८० ॥
अवरौ ज्ञान भक्ति कर, भेद सुनहु परवीण ॥
जो सुनि होइ रामपद, प्रीति सदा अवक्षीण ॥ १८१ ॥

**અર્થ.**—હે નાથ! એવા શ્રીહરિના ગુપ્ત આખ્યાનને કોઈ પણ જાણે શકે નહીં, પણ જેના ઉપર પ્રભુની કૃપા છે, તે જ જાણે છે. ॥૧૮૦॥ વળી તેને સ્વપ્નાંતરમાં પણ મોહ થતો નથી. તેમ જ જ્ઞાન અને ભક્તિનો બીજો ભેદ સાંભળ. જે સાંભળવાથી શ્રીરામના પદકંજમાં અખંડ સદાકાળ સ્નેહ થાય છે. ॥ ૧૮૧ ॥

**चो०** सुनहु तात यह अकथ कहानी । समुझत बनै न जात बखानी ॥
ईश्वर अंश जीव अविनाशी । चेतन अमल सहज सुखराशी ॥ १ ॥
सो माया वश भयउं गुसांई । बंध्यो कीर मर्कटकी नाईं ॥
जड चेतनहिं ग्रंथि परिगई । यदपि मृषा छूटत कठिनई ॥ २ ॥

तबते जीव भयो संसारी । ग्रंथि न छूट न होई सुखारी ॥
श्रुति पुराण बहु कहैं उपाई । छूट न अधिक अधिक अरुझाई ॥ ३
जीव हृदय तम मोह बिशेषी । ग्रंथि न छूटै परै न देखी ॥
अस संयोग ईश जब करई । तबहुं कदाचित सो निरुअरई ॥ ४ ॥
सात्विक श्रद्धा धेनु सुहाई । जो हरि कृपा हृदय बस आई ॥
जप तप व्रत यम नियम अपारा । जो श्रुति कहै सुधर्म अचारा ॥ ५ ॥
सोइ तृण हरित चरै जब गाई । भाव वत्स शिशु पाइ पन्हाई ॥
नोइनिवृत्ति पात्र विश्वासा । निर्मल मन अहीर निज दासा ॥ ६ ॥
परमधर्ममय पय दुहि भाई । अवटै अनल अकाम बनाई ॥
तोष मरुत तब क्षमा जुडावै । घृत सम जावन देई जमावै ॥ ७ ॥
मुदिता मथै विचार मथानी । दम अधार रजु सत्य सुबानी ॥
तब मथि काढि लेइ नवनीता । बिमल बिरागसु शुभग पुनीता ॥ ८ ॥

**અર્થ.**—હે તાત! આ કથા સાંભળો. જે સમજવામાં આવે છે, પણ કહેવામાં આવતી નથી. જીવ અવિનાશી ઈશ્વરનો અંશ છે. વળી તે ચૈતન્ય, નિર્મળ અને સહજ સુખના ભંડારરૂપ છે. ॥ ૧ ॥ હે નાથ! તે જીવ જ્યારે માયાને વશ થાય ત્યારે પોપટ અને નટવાના વાનરની પેઠે (જેમ પોપટને પકડવા વાસ્તે પારધિ જ્યારે લાકડાની ચરખીવાળો ફાંસો રચી તેની હેઠે દાણા નાંખે, તે ખાવાની લાલચે તે તેનાઉપર આવીને બેસે છે, તે વખતે ચરખી ફરી જાય છે તેથી દાણા દૂર રહી જાય છે અને પોતે ઉંધે માથે ફાંસામાં સપડાઈ રહે છે કે, તરત જ પારાધિ તેને પકડી લે છે. વળી નટવો વાનરને પકડવા વાસ્તે સાંકડા મોઢાના વાસણમાં દાળીઆ ભરી રાખે કે, તે ખાવાની લાલચે વાનર તેમાંથી મુઠ્ઠી ભરવા જાય છે ત્યારે દાળીઆની મુઠ્ઠી ભરેલો હાથ નીકળતો નથી તેથી ફસાઈ જાય છે એટલે નટવો તેને પકડી લે છે.) જડ તથા ચૈતન્યની ગાંઠ પડી ગઈ છે. જોકે તે ગાંઠ મિથ્યા છે, તોપણ છૂટવામાં મહાકઠિણ છે. ॥૨॥ વળી જે દિવસથી જીવ સંસારી થયો, તે વખતથી ગાંઠ છૂટતી નથી, તેમ સુખી પણ થતો નથી; પરંતુ તેથી મુક્ત થવાના ઉપાય વેદ પુરાણે ઘણા કહ્યા છે, છતાં તે ગાંઠ છૂટવાને બદલે જામી જાય છે. ॥ ૩ ॥ કેમકે જીવના હૃદયમાં વિષયની વાસનારૂપી તથા મોહરૂપી અન્ધકાર રહેલો છે તેથી દીઠામાં આવતી નથી તેમ છૂટતી પણ નથી; પરંતુ જ્યારે પ્રભુ આવો સંજોગ બનાવે ત્યારે કદાપિ ગાંઠ છૂટે છે. ॥ ૪ ॥ તે એ કે, સત્વગુણી શ્રદ્ધારૂપી સુંદર ગાય ઈશ્વરની કૃપાથી જીવના હૃદયરૂપી આંગણામાં આવીને રહે છે. તે ગાય જપ, તપ, વ્રત, યમ અને નિયમ જેને વેદ સારા આચાર કહે છે, ॥ ૫ ॥ તે રૂપી લીલા ઘાસનું ભક્ષણ કરે છે. આ ગાય ભાવરૂપી નાના વાછરડાને દૂધ પીવરાવે છે તથા નિવૃત્તિરૂપી એ પગમાં બાંધવાની દોરીને વિશ્વાસરૂપી પાત્રમાં નિર્મળ મનવાળો પોતાનો પ્રિય દાસરૂપી ગોવાળ, ॥ ૬ ॥ ઉત્તમ ધર્મરૂપી દૂધને દોહી નિષ્કામરૂપી અગ્નિ ઉપર ગરમ કરે છે.

ાછી સંતોષ તથા ક્ષમારૂપી વાયુથી થંડું કરી ધૃત વાસ્તે ધીરજરૂપી મેળવણુ મેળવીને ાના પાત્રમાં દહીં જમાવે છે. ાા૭ાા પછી આનંદરૂપી ગોળીમાં નાંખી વિચારરૂપી રવા- ાને ઇંદ્રિયદમનરૂપી થાંભલા સાથે સત્ય વચનરૂપી દોરી બાંધી વલોવે છે. ત્યારે તેમાંથી નેર્મળ, અત્યંત પવિત્ર અને સુંદર એવું. વૈરાગ્યરૂપી માખણુ કાઢી લેવામાં આવેછે. ાા૮ાા

दो० योग अग्नि कर प्रगट तब, कर्म शुभाशुभ लाइ ॥
बुद्धि सिरावै ज्ञान घृत, ममता मल जरिजाइ ॥ १८२ ॥
तब विज्ञान निरूपिणी, बुद्धि विशद घृतपाइ ॥
चित्त दिया भरि धरै दृढ, समता दिअटि बनाइ ॥ १८३ ॥
तीनि अबस्था तीनि गुण, तेहि कपास ते काढि ॥
तूल तुरीय संवारि पुनि, बाती करै सुगाढि ॥ १८४ ॥

**અર્થ.**—પછી આ માખણુને શુભ અને અશુભ કર્મરૂપી કાષ્ઠવડે અષ્ટાંગયોગાગ્નિ પ્રગટ કરી બુદ્ધિરૂપી સ્ત્રી તેને તાવવા લાગે છે. તેથી મમતારૂપી મળ બળી જ્ઞાનરૂપી નિર્મળ ઘી તૈયાર થાય છે. ા ૧૮૨ ા પછી જીવ અને બ્રહ્મનું એકત્ર નિશ્ચય કરતાં બુદ્ધિરૂપી સ્ત્રી તે નિર્મળ ઘીનો ચિત્તરૂપી દીવો શમતારૂપી દીવી ઉપર સ્થિર રાખે છે. ા ૧૮૩ ા પછી જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા તથા ત્રણુ ગુણુરૂપી કાલામાંથી તુરીયા અવસ્થા- રૂપી કપાસને કાઢી, તેને શુદ્ધ કરી કઠણુ બત્તી બનાવે છે. ા ૧૮૪ ા

सो० यहिविधि लैसै दीप, तेज राशि विज्ञान मय ॥
जातहिं तासु समीप, जरहिं मदादिक शलभ सब ॥ १७ ॥

**અર્થ.**—હે ગરુડજી! એ પ્રમાણે તેજના ભંડારરૂપ અને વિશેષે જ્ઞાનમય દીપક તૈયાર થાય ત્યારે કામ, ક્રોધ, મદ, મોહ અને લોભ આદિ પતંગીઆ તેની પાસે જવાથી બળી ભસ્મ થાય છે. ા ૧૭ ા

चो० सोहमस्मि इति वृत्ति अखंडा । दीपशिखा सोइ परम प्रचंडा ॥
आतम अनुभव सुख सुप्रकाशा । तब भव मूल भेद भ्रम नाशा ॥ १ ॥
प्रबल अविद्या कर परिवारा । मोह आदि तम मिटै अपारा ॥
तब सोइ बुद्धि पाय उजियारा । उर गृह बैठि ग्रंथि निरवारा ॥ २ ॥
छोरत ग्रंथि पाव जो सोई । तब यह जीव कृतारथ होई ।
छोरत ग्रंथि जानि खगराया । बिघ्न अनेक करै तब माया ॥ ३ ॥
ऋद्धि सिद्धि प्रेरै बहु भाई । बुद्धिहिं लोभ देखावै जाई ॥
कल बल छल करि जाइ समीपा । अंचल बात बुझावै दीपा ॥ ४ ॥
होइ बुद्धि जो परम सयानी । तिन्ह तन चितव न अनहित जानी ॥
जो तेहि बिघ्न बुद्धि नहिं बाधी । तो बहोरि सुर दुरहिं उपाधी ॥ ५ ॥

इंद्रिय द्वार झरोखा नाना । तहं तहं सुर बैठे करि थाना ॥
आवत देखहिं विषय बयारी । ते हठि देहिं कपाट उघारी ॥ ६ ॥
जब सो प्रभंजन उर गृहजाई । तबहिं दीप बिज्ञान बुझाई ॥
ग्रंथि न छूटि मिटा सो प्रकाशा । बुद्धि बिकल भइ विषय वताशा ॥ ७ ॥
इंद्रिय सुरन्ह न ज्ञान सुहाई । विषय भोग पर प्रीति सदाई ॥
विषय समीर बुद्धि कृत भोरी । तेहि बिधि दीपको बार बहोरी ॥ ८ ॥

**અર્થ.**—હે નાથ! હવે સોહમસ્મિ, તે ઈશ્વિર હું છું, એ અખંડ વૃત્તિરૂપી અત્યંત તેજસ્વી દીપકની જ્યોત છે, તેનો આત્માને ઓળખવાના સુખરૂપ પ્રકાશ થાય છે. તેથી જન્મ મરણનાં દુ:ખરૂપ અંધકારનો નાશ થાય છે. ॥૧॥ વળી મહાબળવાન્ કુવિદ્યા તથા મોહ આદિ પરિવારરૂપ અંધકાર નાશ પામે છે ત્યારે બુદ્ધિરૂપી સ્ત્રી તે પ્રકાશવડે હૃદયરૂપી ઘરમાં બેસી ગાંઠને છોડે છે. ॥ ૨ ॥ હવે તે ગાંઠ જ્યારે છૂટી જાય છે ત્યારે જીવ પોતાના સ્વરૂપને પામે છે. પણ હે નાથ! જે વખતે ગાંઠ છોડે છે ત્યારે અનેક પ્રકારની માયા તેમાં વિઘ્ન નાંખે છે. ॥ ૩ ॥ હે ભાઈ! વળી તે વખતે રિદ્ધિસિદ્ધિરૂપી સુખની લાલચ બુદ્ધિરૂપી સ્ત્રીને દેખાડે છે તથા તે કળાથી, બળથી પાછળથી તેની પાસે જઈ માયારૂપી સ્ત્રી પોતાના વસ્ત્રના છેડાથી પવન કરી બુદ્ધિરૂપી સ્ત્રીના બળતા દિવાને ઓલવી નાંખે છે. ॥ ૪ ॥ પણ તેમાં બુદ્ધિરૂપી સ્ત્રી વિશેષે ચતુર હોય તો આ મને વિઘ્નકર્તા છે, એમ જાણી તેના તરફ જોતી પણ નથી. જ્યારે તે વિઘ્નથી તેને હરકત થાય નહીં ત્યારે વળી દેવતાઓ વિઘ્ન કરે છે. ॥૫॥ દેવતાઓ શરીરની ઇંદ્રિયોના દ્વારરૂપી ઝરુખામાં પોતાનું સ્થાનક કરી બેઠા હોયછે. તે વિષયરૂપી પવનને આવતો જોઈ બળાત્કારથી પોતાનાં દ્વાર ખૂલ્લાં મૂકી દે છે. ॥૬॥ તેથી વાયુ હૃદયરૂપી મંદિરમાં પ્રવેશ કરી વિજ્ઞાનરૂપી દીવાને ઓલવી નાંખે છે. આમ થવાથી ગાંઠ છૂટતી નથી અને સ્વપ્રકાશનો પણ નાશ થાય છે. વિષયરૂપી વાયુથી બુદ્ધિરૂપી સ્ત્રી વ્યાકુળ થઈ જાય છે, ॥ ૭ ॥ કારણ કે, ઇંદ્રિયોના દેવતાઓને જ્ઞાન પ્રિય લાગતું નથી, પણ વિષયના ભોગ ભોગવવામાં હમેશાં સ્નેહ રાખે છે. તેથી વિષયરૂપી વાયુ બુદ્ધિરૂપી સ્ત્રીની મતિને ભોળી કરી નાંખે છે. પછી ફરીવાર દીપકને તે કેમ પ્રદીપ્ત કરી શકે? ॥ ૮ ॥

दो० तब फिरि जीव बिबिध बिधि, पावैं संसृति क्लेश ॥
हरिमाया अति दुस्तर, तरि न जाइ बिहंगेश ॥ १८५ ॥
कहत कठिन समुझत कठिन, साधन कठिन विवेक ॥
होइ घुणाक्षर न्याय जौं, पुनि प्रत्यूह अनेक ॥ १८६ ॥

**અર્થ.**—હે ખગેશ! તે વખતથી ફરી જીવ નાના પ્રકારનાં જન્મ-મરણનાં દુ:ખને પામે છે. હે નાથ! પ્રભુની માયા દુસ્તર છે, માટે કોઈથી પાર પામી શકાતી નથી. ॥ ૧૮૫ ॥ તે જેમ અંકગણિતના હિસાબ કરવામાં ઠેકાણે ઠેકાણે અનેક વિઘ્ન જણાય છે, તેમ જ્ઞાન કહેવામાં, સમજવામાં અને વિવેકથી સાધન કરવામાં કઠિણ છે. ॥ ૧૮૬ ॥

चो० ज्ञान कि पंथ कृपाणकि धारा । परत खगेश न लागै बारा ॥
जो निर्विघ्न पंथ निर्बहई । तो कैवल्य परम पद लहई ॥ १ ॥
अति दुर्लभ कैवल्य परम पद । संत पुराण निगम आगम बद ॥
रामभक्ति सो मुक्ति गुसाई । अनइच्छित आवै बरिआई ॥ २ ॥
जिमि थल बिनु जल रहि न सकाई । कोटि भांति कोउ करै उपाई ॥
तथा मोक्ष सुख सुनु खगराई । रहि न सकै हरि भक्ति बिहाई ॥ ३ ॥
अस बिचारि हरि भक्त सयाने । मुक्ति निरादर भक्ति लुभाने ॥
भक्ति करत बिनु यतन प्रयासा । संसृति मूल अविद्या नाशा ॥ ४ ॥
भोजन करिय तृप्त हित लागी । जिमि सो अशन पचवै जठरागी ॥
अस हरिभक्ति सुगम सुखदाई । को अस मूढ न जाहीं सुहाई ॥ ५ ॥

**અર્થ.**—હે ભાઈ! જ્ઞાનનો માર્ગ તરવારની ધાર જેવો કઠિણ છે. તેના ઉપરથી પડતાં કંઈ વાર લાગતી નથી. પરંતુ જો તે પંથમાં કંઈ વિઘ્ન નડે નહીં તો જ પરમપદનો અધિકારી થાય. ॥ ૧ ॥ વળી વેદ, પુરાણ, સંત તથા જ્યોતિષશાસ્ત્ર એમ કહે છે કે, મોક્ષપદ અત્યંત કઠિણ છે. હે ગુસાઈ! હવે પ્રભુની ભક્તિ, વિનાઇચ્છાએ બળત્કારથી મોક્ષને આપે છે. ॥ ૨ ॥ જેમ કોટિ ઉપાય કરો, પણ પૃથ્વીવિના જળ કોઈ જગ્યાએ રહી શકતું નથી, તેમ પ્રભુની ભક્તિ મોક્ષના સુખવિના રહી શકતી નથી. ॥ ૩ ॥ એમ વિચારી ભગવાનના જે ચતુર ભક્ત છે, તે મુક્તિનો ત્યાગ કરી ભક્તિમાં લોભાઈ રહે છે. વળી વિનાયત્ન અને વિચારથી જે ભક્તિ કરે છે, તેના માયાના મૂળરૂપ જન્મ મરણનાં દુઃખનો નાશ થાય છે. ॥ ૪ ॥ જેમ તૃપ્ત થવા વાસ્તે ભોજન કરીએ છિયે પણ તેને જઠરાગ્નિ પચાવે છે, તેમ શ્રીહરિની ભક્તિ સુગમ અને સુખને આપનારી છે. આ જગતમાં એવો કોણ મૂર્ખ છે કે, જેને ભક્તિ વહાલી લાગતી નથી? ॥ ૫ ॥

दो० सेवक सेव्यभाव बिनु, भवन तरिय उरगारि ॥
भजहु राम पद पंकज, अस सिद्धांत बिचारि ॥ १८७ ॥
जो चेतन कहं जडकरै, जडहि करै चैतन्य ॥
अस समर्थ रघुनाथ कहं, भजहिं जीव ते धन्य ॥ १८८ ॥

**અર્થ.**—હે ઉરગારિ! હવે સેવક છે તે ભાવવિના ઈશ્વરની સેવા કરે તો જન્મમરણરૂપી સંસારસાગરને તરી શકતો નથી. એવો સિદ્ધાંત વિચારી શ્રીરામચંદ્રજીનાં પદકંજનું સ્મરણ કરો. કેમકે જે જડને ચૈતન્ય અને ચૈતન્યને જડ કરે છે, એવા મહાસમર્થ શ્રીરઘુનાથજીને જે ભજે છે, તેમને ધન્ય છે. ॥ ૧૮૭ ॥ ૧૮૮ ॥

चो० कहेउं ज्ञान सिद्धांत बुझाई । सुनहु भक्तिमणिकी प्रभुताई ॥
रामभक्ति चिंतामणि सुंदर । बसै गरुड जाके उर अंतर ॥ १ ॥

परमप्रकाश रूप दिनराती । नहिं कछु चाहिय दिया घृत जाती ॥
मोह दरिद्र निकट नहिं आवहिं । लोभ बात नहिं ताहि बुझावहिं ॥ २ ॥
प्रबल अविद्या तम मिटिजाई । हारत सकल शलभ समुदाई ॥
खल कामादि निकट नहिं जाहीं । बसै भक्ति मणि जेहि उर माहीं ॥ ३ ॥
गरल सुधा सम अरि हित होई । तेहि मणि बिनु सुख पाव न कोई ॥
ब्यापहिं मानस रोग न भारी । जेहिके बश सब जीव दुखारी ॥ ४ ॥
राम भक्ति मणि उर बस जाके । दुख लवलेश न स्वप्नेहुं ताके ॥
चतुर शिरोमणि ते जगमाहीं । जे मणि लागि सुयत्न कराहीं ॥ ५ ॥
सो मणि यदपि प्रगट जग अहई । राम कृपा बिनु कोउ न लहई ॥
सुगम उपाइ पाइबे केरे । नर हतभाग्य देत भट भेरे ॥ ६ ॥
पावन पर्वत वेद पुराना । रामकथा रुचिराकर नाना ॥
मर्मी सज्जन सुमति कुदारी । ज्ञान विराग नयन उरगारी ॥ ७ ॥
भाव सहित जो खोजै प्रानी । पाव भक्ति मणि सब सुखखानी ॥
मोरे मन प्रभु अस बिश्वासा । रामते अधिक रामकर दासा ॥ ८ ॥
रामसिंधु घन सज्जन धीरा । चंदन तरु हरि संत समीरा ॥
सबकर फल हरिभक्ति सुहाई । सो बिनु संत न काहु पाई ॥ ९ ॥
अस बिचारि जो करु सतसंगा । रामभक्ति तेहि सुलभ विहंगा ॥

**અર્થ.**—હે તાત! એમ જ્ઞાનનો સિદ્ધાંત મેં તમને સમજાવી કહ્યો. હવે ભક્તિરૂપી મણિનો પ્રતાપ કહું છું, તે સાંભળો. હે ગરુડજી! જેના હૃદયની અંદર શ્રીરામની ભક્તિરૂપી ચિંતામણિ, ॥ ૧ ॥ ઘૃત, પાત્ર કે બત્તિવગર રાત્રદિવસ પ્રકાશ પામી વસે છે, તેની પાસે મોહરૂપી દરિદ્ર આવતું નથી તથા લોભરૂપી પવન તેને ઓલવી શકતો નથી. ॥ ૨ ॥ વળી તેથી અવિદ્યારૂપી બળવાન્ અંધકારનો નાશ થાય છે તથા સર્વે પતંગીઆ હારી જાય છે, તેમ એવી ભક્તિરૂપી મણિ જેના હૃદયમાં પ્રકાશ પામે છે, તેની આગળ કામાદિ દુષ્ટો જઈ શકતા નથી. ॥ ૩ ॥ વળી જે મણિના પ્રતાપથી ઝેર અમૃત થાય છે અને શત્રુ મિત્ર થાય છે, એવા મણિ વગર કોઈ સુખ પામતું નથી. તેમ જ જેના વિષે સર્વે પ્રાણીઓ દુઃખ ભોગવે છે એવો જે માનસરોગછે તે પણ તેને લાગુ પડતો નથી. વળી જેના હૃદયમાં શ્રીરામચંદ્રજીની ભક્તિરૂપી મણિ રહેલો છે, તેને સ્વપ્નમાં પણ દુઃખ થાય નહીં, માટે જે એવો મણિ મેળવવા યત્ન કરે છે, તેને જગતમાં ચતુરપુરુષોમાં વિશેષ શિરોમણિ જાણવો. ॥ ૫ ॥ હવે કદાચ તે મણિ જગપ્રસિદ્ધ છે, તોપણ શ્રીહરિની કૃપાવિના તે જડતો નથી. તોપણ તે મણિ મેળવવાનો ઉપાય સહેલો છે અને મનુષ્યના નઠારા ભાગ્યને સારું કર્ત્તા છે. ॥ ૬ ॥ હે ઉરગારિ! વેદ પુરાણરૂપી પવિત્ર પર્વતમાં શ્રીરામકથારૂપી મનોહર એક પવિત્ર ખાણ છે, તેને જાણવાવાળો સજ્જન

પોતાની સુબુદ્ધિરૂપી કોદાળીથી જ્ઞાન અને વૈરાગ્યરૂપી બે નેત્રવડે ધ્યાન રાખી, ॥ ૭ ॥ જે પ્રાણી સ્નેહથી ખોદે છે, તે સર્વ સુખની ખાણુરૂપ ભક્તિરૂપી મણિને પામે છે. હે પ્રભુ! મારા મનમાં તો એવો નિશ્ચય છે કે, શ્રીહરિનો દાસ શ્રીરામચંદ્રજીથી અધિક છે. ॥ ૮ ॥ વળી શ્રીરામરૂપી સમુદ્રમાંથી જળ ભરવાવાળા ધીરજવાન્ સુંદર સેવકરૂપી મેઘ છે. તેમ જ પ્રભુરૂપી ચંદનનું વૃક્ષ છે, તેનાપર સંતરૂપી વાયુ છે. એ સર્વેનું ફળ પ્રભુની સુંદર ભક્તિ છે. તે સંતપુરુષવિના બીજા કોઈને મળતી નથી. ॥ ૯ ॥ હે ગરુડજી! એમ વિચારી જે સત્સંગ કરે છે, તેને જ શ્રીહરિની ભક્તિ સુલભ થાય છે. ॥ ૧૦ ॥

**दो० ब्रह्म पयोनिधि मंदर, ज्ञान संत सुर आहि ॥**
**कथा सुधा मथि काढहीं, भक्ति मधुरताजाहिं ॥ १८९ ॥**
**बिरति चर्म असि ज्ञान मद, लोभ मोह रिपु मारि ॥**
**जय पाई सोइ हरि भक्ति, देखु खगेश विचारि ॥ १९० ॥**

**અર્થ.**—વળી નિર્ગુણબ્રહ્મરૂપી ક્ષીરસાગરમાંથી સંતરૂપી દેવતાઓએ જ્ઞાનરૂપી મંદરાચળ પર્વતવડે મથન કરી ભક્તિરૂપી મધુરતાવાળું કથારૂપી અમૃત કાઢ્યું છે. તેમ જ વૈરાગ્યરૂપી ઢાલ અને જ્ઞાનરૂપી તરવારવડે લોભ તથા મોહરૂપી શત્રુનો નાશ કરી જય મેળવવો, એ જ પ્રભુની ભક્તિ છે; માટે હે તાત! એમ વિચારીને જૂવો.॥૧૮૯॥૧૯૦॥

**चो० पुनि सप्रेम बोलेउ खगराऊ । जो कृपालु मोहिं ऊपर भाऊ ॥**
**नाथ मोहिं निज सेवक जानी । सप्त प्रश्न मम कहहु बखानी ॥ १ ॥**
**प्रथमहिं कहहु नाथ मति धीरा । सबते दुर्लभ कवन शरीरा ॥**
**बड दुख कवन कवन सुख भारी । सो संक्षेपहिं कहहु विचारि ॥ २ ॥**
**संत असंत मर्म तुम जानहु । तिन्हकर सहज स्वभाव बखानहु ॥**
**कवन पुण्य श्रुति बिदित बिशाला । कहहु कवन अघ परमकराला ॥ ३ ॥**
**मानस रोग कहहु सब गाई । तुम सर्वज्ञ कृपा अधिकाई ॥**
**तात सुनहु सादर अति प्रीती । मैं संक्षेप कहौं यह नीती ॥ ४ ॥**
**नर समान नहिं कवनिहुं देही । जीव चराचर याचत तेही ॥**
**नर्क स्वर्ग अपबर्ग निसेनी । ज्ञान बिराग भक्ति सुख देनी ॥ ५ ॥**
**सो तनु धरि हरि भजहिं न जे नर । होंय विषय रत मंद मंद तर ॥**
**कांचकिरचि बदलि शठ लेहीं । करते डारि परसमणि देहीं ॥ ६ ॥**
**नहिं दरिद्र सम दुख जग माहीं । संत मिलन सम सुख कछु नाहीं ॥**
**पर उपकार बचन मन काया । संत सहज स्वभाव खगराया ॥ ७ ॥**
**संत सहहिं दुख परहित लागी । पर दुख हेतु असंत अभागी ॥**
**भूरुज तरु सम संत कृपाला । परहित सह नित बिपति विशाला ॥ ८ ॥**

शणइव खल परबंधन करहीं । खाल कढाइ बिपति सहि मरहीं ॥
खल बिनु स्वारथ पर अपकारी । अहि मूषक ईव सुनु उरगारी ॥ ९ ॥
परसंपदा बिनाशि नशाहीं । जिमि कृषि हति हिम उपल बिलाहीं ॥
दुष्ट उदय जग आरति हेतू । यथा प्रसिद्ध अधम ग्रह केतू ॥ १० ॥
संत उदय संतत सुखकारी । बिश्व सुखद जिमि ईंदु तमारी ॥
परमधर्म श्रुति बिदित अहिंसा । परनिंदा सम अघ न गरिंसा ॥ ११ ॥
हरि गुरु निंदक दादुर होई । जन्म सहस्र पाव तनु सोई ॥
द्विजनिंदक बहु नरक भोग करि । जग जन्मैं बायस शरीर धरि ॥ १२ ॥
सुर श्रुति निंदक जे अभिमानी । रौरव नरक परहिं ते प्रानी ॥
होहिं उलूक संत निंदारत । मोह निशा प्रिय ज्ञान भानुगत ॥ १३ ॥
सबकी निंदा जे जड करहीं । ते चमगादुर होइ अवतरहीं ॥
सुनहु तात अब मानस रोगा । जेहि ते दुख पावहिं सब लोगा ॥ १४ ॥
मोह सकल व्याधिन कर मूला । तेहिते पुनि उपजहिं बहु शूला ॥
काम बात कफ लोभ अपारा । क्रोध पित्त नित छाती जारा ॥ १५ ॥
प्रीति करहिं जो तीनों भाई । उपजै सन्निपात दुखदाई ॥
विषय मनोरथ दुर्गम नाना । ते सब शूल नाम को जाना ॥ १६ ॥
ममता दद्रु कंडु इरषाई । हर्ष विषाद गहर बहुताई ॥
परसुख देखि जरई सो छई । कुष्ठ दुष्टता मन कुटिलई ॥ ॥ १७ ॥
अहंकार जो दुखद डहरुआ । दंभ कपट मद मान नहरुआ ॥
तृष्णा उदर वृद्धि अति भारी । त्रिविध ईर्षणा तरुण तिजारी ॥ १८ ॥
युग बिधि ज्वर मत्सर अविवेका । कहं लगि कहौं कुरोग अनेका ॥

**અર્થ.**—હે ભવાનિ! વળી ગરુડજી સ્નેહયુક્ત વચને બોલ્યા કે, હે કૃપાળુ કાકભુશુંડી! જો તમારો મારા ઉપર સ્નેહ હોય તો મને પોતાનો સેવક જાણી હું સાત પ્રશ્ન પૂછુંછું, તેનો ઉત્તર આપો. ॥ ૧ ॥ હે ધીરબુદ્ધિવાળા પ્રભો! સર્વેમાં દુર્લભ શરીર કોને કહેવું? તથા મોટું દુઃખ અને મોટું સુખ કોને કહેછે? તે સંક્ષેપમાં મને સમજાવી કહો. ॥ ૨ ॥ તેમ જ સાધુ અસાધુનાં લક્ષણ આપ જાણો છો, તેનું સહજ વર્ણન કરો તથા વેદમાં પ્રસિદ્ધ એવું મોટું પુણ્ય કોને કહેછે? અને મોટું તથા અત્યંત કઠિણ પાપ કોને કહેછે? તથા સર્વે પ્રકારે માનસરોગ કોને કહેછે? ॥ ૩ ॥ તમે સર્વજ્ઞ છો, માટે કૃપા કરી આ સર્વનું વર્ણન કરી કહો. ત્યારે ભુશુંડી બોલ્યા કે, હે તાત! હું એ નીતિ સંક્ષેપમાં કહુંછું, તે અત્યંત ભાવથી સાંભળો. ॥ ૪ ॥ મનુષ્યના જેવો બીજો કોઈ દેહ નથી. તે દેહની ચરઅચર સર્વે પ્રાણી ઇચ્છા કરેછે તથા તે સ્વર્ગ, નર્ક, મોક્ષ,

જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ અને સુખને આપનારી દૃઢ નિસરણી છે. ।। ૫ ।। વળી એવો દેહ ધારણ કરી જે મનુષ્ય શ્રીરામનું ભજન કરતો નથી, તે અત્યંત મંદબુદ્ધિવાળો મૂર્ખ, વિષયમાં પ્રીતિ રાખી, કાચ લેવા વાસ્તે હાથમાંથી પારસમણિને નાંખી દે છે. ।। ૬ ।। વળી સંસારમાં દરિદ્રતા જેવું બીજું કંઈ દુઃખ નથી, તેમ જ સંત મળવા જેવું બીજું કંઈ સુખ નથી. હે નાથ! દેહથી મન, કર્મ તથા વચને કરી પારકો ઉપકાર કરવો, એવો સંતનો સહજ સ્વભાવ છે. ।। ૭ ।। તેમ જ બીજાના કલ્યાણ વાસ્તે સંતપુરુષો દુઃખ સહન કરે છે, અને અભાગીઆ ખલ પુરુષો બીજાને દુઃખ દેનાર થાય છે. વળી સંત બીજાનું હિત કરવા વાસ્તે ભોજપત્ર જેવા કૃપાળુ છે. ।। ૮ ।। જેમ શણ પોતાના દોરડાથી બીજાને બંધનમાં નાંખવા વાસ્તે પોતાની ખાલ ઉતરાવી અત્યંત પીડા સહન કરી પોતે નાશ પામે છે, હે ભાઈ! તેમ ખલપુરુષ વિના સ્વાર્થે (જેમ એક પેટીમાં સર્પ અને ઉંદર ફસાયેલા હતા. તેમાં સર્પે ઉંદરને કહ્યું કે, હે ભાઈ! તારી વિદ્યા ચલાવી પેટીમાં કાણું કરે તો આપણો બચાવ થાય. તેથી ઉંદરે તેનાપર વિશ્વાસ રાખી તે કાણું તૈયાર કર્યું કે, સર્પ તેમાંથી બહાર જઈ પોતાનો કોલ તોડી પાછો અંદર આવી તેને ખાઇ ચાલતો થયો) બીજાને અવગુણ કરે છે. ।। ૯ ।। તેમ જ હિમના પથ્થરા ખેતી ઉપર પડે છે. પછી જ્યારે સૂર્યનો ઉદય થાય છે ત્યારે પોતાનો પણ નાશ થાય છે, તેમ ખલ પુરુષ પારકી સંતતિનો નાશ કરી પોતે પણ નાશને પામે છે. વળી નવગ્રહમાં પ્રસિદ્ધ એવો કેતુ અધમ છે, તેની પેઠે જગતમાં દુષ્ટનો સંગ દુઃખરૂપ છે. ।।૧૦।। વળી જેમ સૂર્ય ચંદ્ર અંધકારનો નાશ કરી સુખકર્તા છે, તેમ જગતમાં સંતસમાગમ નિરંતર સુખ પ્રાપ્ત કરનાર છે. વળી જગતમાં કોઈ જીવને દુઃખ આપવું, એવો વેદમાં પ્રસિદ્ધ ઉત્તમ ધર્મ નથી અને પારકી નિંદા જેવું મોટું કોઈ પાપ નથી. ।। ૧૧ ।। વળી પ્રભુ અને ગુરુની નિંદા કરનાર વર્ષ લગી જીભવિનાના દેડકાની યોનિ પામે છે, તથા બ્રાહ્મણની નિંદા કરનાર અનેક નરક ભોગવી પછી જગતમાં કાગડાનો દેહ ધારણ કરે છે. ।। ૧૨ ।। વળી જે અભિમાનવડે દેવ અને વેદની નિંદા કરે છે, તે પ્રાણી રૌરવ નરકમાં પડે છે તથા સાધુ પુરુષની નિંદા કરનાર જ્ઞાનરૂપી સૂર્ય વગરનો અજ્ઞાનરૂપી રાત્રિ પ્રિય લાગે એવા ઘુવડપક્ષીરૂપ થાય છે. ।।૧૩।। તેમ જ જે પુરુષ સર્વેની નિંદા કરે છે, તે વડવાગોલ પક્ષી અવતરે છે. હે બાપ! હવે જેનાથી સર્વે લોક દુઃખ પામે છે, એવો માનસરોગ કહું છું તે સાંભળો. ।।૧૪।। સર્વે વ્યાધિનું મૂળ મોહ છે. તેનાથી અનેક દુઃખ ઉત્પન્ન થાય છે. કામનારૂપી વાયુ લોભરૂપી કફ અને ક્રોધરૂપી પિત્ત ઉત્પન્ન થઈ નિરંતર છાતી બાળે છે. ।।૧૫।। વળી એ ત્રણે ભાઈ એકઠા મળી પ્રીતિ કરે છે તો દુઃખને આપનાર સન્નિપાત પેદા થાય છે. તેમ જ અનેક પ્રકારના કઠિણ વિષયના મનોરથરૂપી દુઃખનું કોઈ નામ જાણી શકતું નથી. ।।૧૬।। વળી મમતારૂપી દાદર તથા ઈર્ષારૂપી ખરજવાથી હર્ષ તથા શોક ઉત્પન્ન થાય છે. તેમાં બીજાના સુખને જોઈ ખળની બળત્રામાં વધારો થાય છે, તે જ દાદર જાણવી અને પરાયુ સુખ જોઈ મનમાં કપટ તથા દુષ્ટતા રાખવી, તે રૂપી કોઢ જાણવો. ।।૧૭।। વળી દુઃખને આપનાર અહંકારરૂપી એક જાલંદર

રોગ જાણવો, તથા દંભ, કપટ, મદ અને માન રૂપી વાળા ( નારૂ ) નો રોગ જાણવો. અત્યંત તૃષ્ણારૂપી ઉદરવૃદ્ધિ રોગ તથા ત્રણ પ્રકારની ઇચ્છારૂપી ત્રીજા દિવસનો તાવ જાણવો. ॥ ૧૮ ॥ તેમ જ મત્સર તથા અજ્ઞાનરૂપી બીજા દહાડાનો તાવ જાણવો. હે ખગેશ! એવા અનેક નઠારા રોગ હું ક્યાંસુધી કહું ? ॥ ૧૯ ॥

**दो०** एक ब्याधि वस नर मरहिं, ये असाध्य बहु ब्याधि ॥
संतत पीडहिं जीव कहं, सो किमि लहहिं समाधि ॥ १९१ ॥
नेम धर्म आचार तप, ज्ञान यज्ञ जप दान ॥
भेषज पुनि कोटिन्ह करहिं, रुज न जाहिं हरियान ॥ १९२ ॥

**અર્થ.**—વળી મનુષ્ય એક તો રોગ થકી મરે છે, પણ બીજા ઘણા અસાધ્ય રોગ છે, તેથી જીવ પીડા પામી પછી મરે છે. માટે જીવ કેવી રીતે પોતાના સ્વરૂપને પામે? ॥ ૧૯૧ ॥ કારણ કે નિયમ, ધર્મ, આચાર, તપ, જ્ઞાન, યજ્ઞ, જપ અને દાન એવાં કોટિ ઔષધ કરવાથી હે નાગારિ! એ સર્વે રોગ જતા નથી. ॥ ૧૯૨ ॥

**चो०** यहि बिधि सकल जीव जग रोगी । शोक हर्ष भय प्रीति बियोगी ॥
मानस रोग कछुक मैं गाये । हैं सबके लखि बिरलन्हि पाये ॥ १ ॥
जाने ते छीजहिं कछु पापी । नाश न पावहिं जन परितापी ॥
बिषय कुपंथ पाइ अंकुरे । मुनिन्ह हृदय कानर बापुरे ॥ २ ॥
राम कृपा नाशहिं सब रोगा । जो इहि भांति बनै संयोगा ॥
सद्गुरु वैद्य बचन विश्वासा । संयम यह न बिषयकी आशा ॥ ३ ॥
रघुपति भक्ति सजीवन मूरी । अनूपान श्रद्धा मति रूरी ॥
इहिबिधि भले कुरोग नशाहीं । नाहिं तो यत्न कोटि नहिं जाहीं ॥ ४ ॥
जानिय तब मन बिरुज गोसाई । जब उर बल बिराग अधिकाई ॥
सुमति क्षुधा बाढै नितनई । बिषय आश दुर्बलता गई ॥ ५ ॥
बिमल ज्ञान जल पाई अन्हाई । तब रह राम भक्ति उरछाई ॥
शिव अज शुक सनकादिक नारद । जो मुनि ब्रह्म बिचार बिशारद ॥ ६ ॥
सबकर मत खग नायक एहा । करिय राम पद पंकज नेहा ॥
श्रुति पुराण सद्ग्रंथ कहाहीं । रघुपति भक्ति विना सुखनाहीं ॥ ७ ॥
कमठपीठ जामहिं बरु बारा । बंध्या सुत बरु काहुहि मारा ॥
फूलहि नभ बरु बहुबिधि फूला । जीवन लह सुख प्रभु प्रतिकूला ॥ ८ ॥
तृषा जाइ बरु मृग जल पाना । बरु जामहिं शश शीश तृषाना ॥
अंधकार बरु रबिहि नशावै । राम बिमुख सुख जीव न पावै ॥ ९ ॥
हीमते प्रगट अनल बरु होई । बिमुख राम सुख पाव न कोई ॥

**અર્થ.**—એ પ્રમાણે જગતમાં સર્વે જીવ શોક, હર્ષ, ભય તથા સ્નેહમાં લીન થવાથી દુઃખી છે. આવા માનસરોગ જે મેં કહ્યા, તે સર્વેને લાગુ છે, પણ તેમાંથી કોઈક તેને જાણે છે. ॥ ૧ ॥ વળી મનુષ્યને દુઃખ દેનાર એવા રોગને જે જાણે છે, તેનો નાશ થતો નથી. હે ગરુડજી! જો વિષયના અંકુરરૂપી કુપથ્ય મુનિઓના હૃદયમાં છે તો બિચારા મનુષ્ય શા હિસાબમાં? ॥ ૨ ॥ જો કદાપિ એ પ્રમાણે સંયોગ બને તો રામચંદ્રજીની કૃપાથી સર્વે રોગ નાશ પામે છે. વળી ઉત્તમ સદ્ગુરુ વૈદ્યના વચન ઉપર વિશ્વાસ રાખી વિષય ન કરવારૂપી પથ્ય રાખવું. ॥ ૩ ॥ સારી બુદ્ધિથી શ્રદ્ધારૂપી અનુપાન સાથે શ્રીહરિની ભક્તિરૂપ સજીવન મુડીનો સંગ કરે તો નઠારા રોગનો સારી રીતે નાશ થાય છે, નહીં તો સો કરોડો ઉપાયથી પણ મટતો નથી. ॥૪॥ હે ગરુડજી! તેમ જ જ્યારે હૃદયમાં વૈરાગ્યનું બળ અત્યંત જણાય છે ત્યારે મનનાં રોગ નાશ પામે છે તથા દિનપ્રત્યે નવીન સુબુદ્ધિરૂપી ક્ષુધા લાગે છે; તથા વિષયમાં આશારૂપી અશક્તિ નાશી જાય છે. ॥ ૫ ॥ પછી જ્યારે નિર્મળ જ્ઞાનરૂપી જળમાં સ્નાન કરવામાં આવે ત્યારે જ આખા શરીરમાં ભક્તિરૂપી સજીવન મુડી છવાઈ રહે છે. તેથી શિવ, બ્રહ્મા, શુકદેવજી, સનકાદિ, નારદજી અને બ્રહ્મવિચારમાં જે સમર્થ મુનિઓ છે, ॥ ૬ ॥ તે સર્વેનો હે પક્ષીરાજ! એવો મત છે કે, શ્રીરામચંદ્રજીનાં ચરણકમળમાં પ્રીતિ રાખવી. તેમ જ વેદપુરાણ અને બીજા સારા ગ્રંથોમાં એમ કહ્યું છે કે, શ્રીહરિની ભક્તિવિના સુખ થતું નથી. ॥ ૭ ॥ કદાચ કાચબાની પીઠઉપર બાલ ઉગે, કદાપિ વાંઝણીનો પુત્ર બીજાને મારી આવે, કદાચિત્ આકાશ ફૂલથી પ્રફુલ્લિત થાય, કદાપિ મૃગની તૃષા ઝાંઝવાના પાણીથી છીપી જાય, કદાચ સસલાના માથામાં શિંગડાં ઉગે, કદાચિત્ અન્ધારું સૂરજને ખાઈ જાય, વળી કદાપિ હિમથી અગ્નિ ઉત્પન્ન થાય, તોપણ હે નાથ! શ્રીરઘુનાથજીથી વિમુખ પ્રાણીને સુખ કોઈ વખત થતું નથી. ॥ ૮ ॥ ૧૦ ॥

**दो०** वारि मथे बरु होई घृत, सिकताते बरु तेल ॥
बिनु हरि भजन न भव तरिय, यह सिद्धांत अपेल ॥ १९३ ॥
मशकहि करहिं विरंचि प्रभु, अजहिं मशक ते हीन ॥
अस बिचारि तजि संशय, रामहिं भजहिं प्रबीन ॥ १९४ ॥

**અર્થ.**—વળી કદાપિ પાણી મથન કરવાથી માખણ અને રેતી પીલવાથી તેલ નીકળે, પરંતુ હે તાત! શ્રીરામના ભજનવિના ભવસાગર તરી પાર જવાય નહીં, એ નિશ્ચય સિદ્ધાંત છે. ॥૧૯૩॥ કારણ કે, જે પ્રભુ મચ્છરને બ્રહ્મા અને બ્રહ્મદેવને મચ્છર કરી શકે એમ છે તે રામને સર્વ સંશય તજી જે ભજે, તેને ચતુર જાણવો. ॥ ૧૯૪ ॥

**श्लोक.**—विनिश्चितं वदामि ते न अन्यथा वचांसि मे ॥
हरिं नरा भजन्ति येऽतिदुस्तरं तरंति ते ॥ ५ ॥

**અર્થ.**—વળી જે મનુષ્ય ભગવાનને ભજે છે, તે કઠિણ એવા સંસારસમુદ્રને તરી જાય છે. હે ગરુડજી! હું નિશ્ચય કરી કહું છું કે, એ મારાં વચન મિથ્યા નથી. ॥૫॥

चो० कहेउं नाथ हरि चरित अनूपा । ब्यास समास स्वमति अनुरूपा ॥
श्रुति सिद्धांत इहै उरगारी । राम भजिय सब काम बिसारी ॥ १ ॥
प्रभु रघुपति तजि सेईय काही । मोसे शठ पर ममता जाही ।
तुमबिज्ञान रूप नहिं मोहा । कीन्ह नाथ मेपर अति छोहा ॥ २ ॥
पूंछेउ राम कथा अति पावनि । शुक सनकादि शंभु मन भावनि ॥
सतसंगति दुर्लभ संसारा । निमिष दंड भरि एको बारा ॥ ३ ॥
देखु गरुड निज हृदय बिचारी । मैं रघुबीर भजन अधिकारी ॥
शकुनाधम सब भांति अपावन । प्रभु मोहिं कीन्ह बिदित जगपावन ॥ ४ ॥

**અર્થ.**—હે નાથ! જેને ઉપમા આપી શકાય નહી એવા શ્રીહરિનાં ચરિત્ર મારી બુદ્ધિ અનુસારે વિસ્તારપૂર્વક તમને શ્રવણ કરાવ્યાં. હે ગરુડજી! વેદનો એવો નિશ્ચય છે કે, સર્વે કામનાનો ત્યાગ કરી શ્રીરામચંદ્રજીનું ભજન કરો.॥૧॥ કેમકે મારા જેવા મૂર્ખ ઉપર જેનો પ્રેમ રહેલો છે, એવા રઘુરાજને મૂકી હું બીજા કોનું સેવન કરું? હે નાથ! આપ મોહવિના વિજ્ઞાનરૂપ છો, તેથી કેવળ મારા ઉપર કૃપા કરવાને પધાર્યા; ॥ ૨ ॥ અને શુકદેવજી, સનકાદિ તથા શંકરના મનમાં પ્રિય એવી અત્યંત પવિત્ર શ્રીરામકથા મને પૂછી. તેમ જ સંસારમાં ક્ષણમાત્ર વા ઘડીવાર અથવા એક વખત પણ સંતસંગ કરવો, એ દુર્લભ છે. ॥ ૩ ॥ હે ઉરગારિ! તમો હૃદયમાં વિચારી જૂવો કે, હું પ્રભુના ભજનનો કંઈ અધિકારી છું? કારણ એક તો સર્વ રીતે અપવિત્ર તથા પક્ષીઓમાં અધમ કાગડો છું, છતાં પણ મને પવિત્ર કરી જગતમાં પ્રસિદ્ધ કર્યો. ॥ ૪ ॥

दो० आजु धन्य मैं धन्य अति, यद्यपि सब बिधि हीन ॥
निज जन जानि राम मोहिं, संत समागम दीन ॥ १९५ ॥
नाथ यथामति भाषेउं, राखेउं कछु नहिं गोय ॥
चरित सिंधु रघुनाथ कर, थाह कि पावै कोय ॥ १९६ ॥

**અર્થ.**—વળી જો કદાચ હું સર્વથી હીન છું, તોપણ મને વારંવાર ધન્ય છે કે, શ્રીહરિએ મને પોતાનો સેવક જાણી તમારા જેવા સંત પુરુષની સંગત આપી. હે નાથ! કંઈ પણ ગુપ્ત નહીં રાખતાં મારી બુદ્ધિ પ્રમાણે મેં વર્ણન કર્યું; પણ શ્રીરઘુનાથજીના ચરિત્રરૂપી સમુદ્ર છે, તેનો કોઈ પાર પામી શકતો નથી. ॥ ૧૯૫ ॥ ૧૯૬ ॥

चो० सुमिरि रामके गुण गण नाना । पुनि पुनि हर्ष भुशुंड सुजाना ॥
महिमा निगम नेति कहि गाई । अतुलित बल प्रताप प्रभुताई ॥ १ ॥
शिव अज पूज्य चरण रघुराई । मोपर कृपा परम मृदुलाई ॥
असस्वभाव कहुं सुनो न देखौं । केहि खगेश रघुपति सम लेखौं ॥ २ ॥
साधक सिद्ध बिमुक्त उदासी । कबि कोबिद कृतज्ञ संन्यासी ॥
योगी शूर सुतापस ज्ञानी । धर्म निरत पंडित बिज्ञानी ॥ ३ ॥
तरहिं न बिनु सेये मम स्वामी । राम नमामि नमामि नमामी ॥
शरण गये मोसेउ अघराशी । होहिं शुद्ध नमामि अबिनाशी ॥ ४ ॥

**અર્થ.**—હે ભવાનિ! એ પ્રમાણે નાના પ્રકારના પ્રભુના ગુણગાન કરી, ચતુર કાકભુશુંડી વારંવાર પ્રસન્ન થવા લાગ્યા; કેમકે તેનો બળ, પ્રતાપ અને પ્રભુતા અત્યંત છે. તેનું વેદ પુરાણ પણ વર્ણન કરવા સમર્થ નથી; ॥ ૧ ॥ તથા જે રામચંદ્રજીનાં ચરણનું મહાદેવજી અને બ્રહ્મા પૂજન કરેછે, તેમણે અત્યંત કોમળ સ્વભાવવડે મારા-ઉપર કૃપા કરી. હે ખગેશ! શ્રીરામના જેવો સ્વભાવ કોઈનો સાંભળ્યો નથી, તેમ જોયો પણ નથી. તેથી પ્રભુને કોની ઉપમા અપાય? ॥ ૨ ॥ સાધક, સિદ્ધ, મુક્ત, ઉદાસી, કવિ, પંડિત, ત્રણ કાળને જાણનાર, સંન્યાસી, યોગી, શૂરવીર, સુંદર તપસ્વી, જ્ઞાની, પોતાના ધર્મને જાણનાર, વિશેષે જ્ઞાની, ॥ ૩ ॥ એ સર્વે મારા ઇષ્ટદેવ સ્વામી શ્રીરામચન્દ્રજીની સેવાવિના તરી શકે નહીં; તેજ શ્રીરામને હું વારંવાર નમસ્કાર કરું છું. કેમકે જેના શરણે ગયાથી મારા જેવા પાપિષ્ઠ શુદ્ધ થયા, એ જ અવિનાશીને હું નમસ્કાર કરું છું. ॥ ૪ ॥

**दो०** जासु नाम भव भेषज, हरण घोर त्रयशूल ॥
सो कृपालु तोहिं मोहिं पर, सदा रहहिं अनुकूल ॥ १९७ ॥
सुनि भुशुंडके बचन वर, देखि राम पद नेह ॥
बोले गरुड सप्रेम अति, बिगत मोह संदेह ॥ १९८ ॥

**અર્થ**—વળી જેનું નામ સંસારરૂપી રોગનો નાશ કરવા વાસ્તે ઔષધરૂપ છે તથા કઠિણ એવા ત્રણ તાપરૂપી દુઃખને હરણ કરનારું છે, તે કૃપાળુ શ્રીરામચન્દ્રજી મારા તથા તમારા ઉપર નિરંતર અનુકૂળ રહો. ॥ ૧૯૭ ॥ હે ભવાનિ! એવાં કાકભુ-શુંડીનાં શુભ વચન સાંભળી તેનો શ્રીહરિના પદકંજમાં સ્નેહ જોઈ મોહ તથા સંદે-હથી રહિત ગરુડજી વળી અત્યંત પ્રેમથી બોલ્યા કે, ॥ ૧૯૮ ॥

**चो०** मैं कृतकृत्य भयउं तव बानी । सुनि रघुबीर भक्ति रस सानी ॥
रामचरण नूतन रति भई । माया जनित बिपति सबगई ॥ १ ॥
मोह जलधि बोहित तुम भयऊ । मोकहं नाथ बिबिध सुख दयऊ ॥
मोसन होई न प्रत्युपकारा । वंदौं तव पद बारहि बारा ॥ २ ॥
पूरण काम राम अनुरागी । तुम सम तात न कोउ बडभागी ॥
संत बिटप सरिता गिरि धरणी । परहित हेतु इन्हनकी करणी ॥ ३ ॥
संत हृदय नवनीत समाना । कहा कबिनपै कहै न जाना ॥
निज परिताप द्रवै नवनीता । परदुख द्रवहिं सुसंत पुनीता ॥ ४ ॥
जीवन जन्म सफल मम भयऊ । तव प्रसाद सब संशय गयऊ ॥
जानेहु मोहिं सदा निज किंकर । पुनि पुनि उमा कहै सुविहंग बर ॥ ५ ॥

**અર્થ.**—હે ગુરુદેવ! પ્રભુની ભક્તિરસમાં બોળેલી આપની વાણી સાંભળી હું કૃતાર્થ થયો, તેથી માયાથી ઉત્પન્ન થયેલી વિપત્તિ વગરનો થઇ શ્રીહરિનાં ચરણમાં નવિન સ્નેહ મને ઉત્પન્ન થયો. ॥ ૧ ॥ હે નાથ! મને અનેક પ્રકારનાં સુખ આપી મોહરૂપી સમુ-

દ્રના ઉપર નાવરૂપ થયા. વળી તમે જે મારા ઉપર ઉપકાર કર્યો, તેનો બદલો વાળવા હું સમર્થ નથી. માટે વારંવાર આપનાં ચરણને હું વંદન કરું છું. ॥૨॥ તેમ જ પ્રભુના ઉપર પ્રેમ રાખવામાં તમે પૂર્ણ કામનાવાળા છો, તેથી આપ સમાન કોઈ મોટો ભાગ્યશાળી નથી. વળી જેમ સંત, વૃક્ષ, નદી, પર્વત તથા પૃથ્વી એટલાનો જન્મ પરાયું હિત કરવા માટે છે, ॥૩॥ તેમ જ સંતપુરુષનું હૃદય માખણના જેવું કોમળ છે, તેનું કવિઓથી પણ વર્ણન થઈ શકતું નથી. વળી જેમ માખણ પોતાના તાપથી ગળી જાય છે, તેમ જ પવિત્ર અને ઉત્તમ સંત પારકા દુઃખ ઉપર કૃપા કરે છે. ॥ ૪ ॥ વળી તમારા પ્રતાપથી સર્વે સંશય નાશ થઇ મારો જન્મ સફળ થયો. માટે મને નિરંતર તમારો દાસ જાણજો. હે પાર્વતી! પક્ષીઓમાં ઉત્તમ એવા ગરુડજી વારંવાર એમ કહેવા લાગ્યા. ॥ ૫ ॥

दो० तासु चरण शिरनाइ करि, प्रेम सहित मतिधीर ॥
गरुड गयो वैकुंठ तब, हृदय राखि रघुबीर ॥ १९९ ॥
गिरिजा संत समागम, सम न लाभ कछुआन ॥
बिनु हरि कृपा होइ नहिं, गावहि वेद पुराण ॥ २०० ॥

**અર્થ.**—પછી મહાધીરજવાન્ ગરુડજી કાકભુશુંડીનાં ચરણકમળમાં મસ્તક નમાવી, આજ્ઞા લઈ શ્રીરઘુનાથજીને હૃદયમાં રાખી જયરામ જયરામ કહેતા કહેતા વૈકુંઠમાં પધાર્યા. હે પ્રિયા! વેદ ગાય છે કે, જે સંતસમાગમ જેવો જગતમાં બીજો કોઈ લાભ નથી, તે સંત સમાગમ પ્રભુની કૃપાવિના થતો નથી. ॥ ૧૯૯ ॥ ૨૦૦ ॥

चो० कहेउं परम पुनीत ईतिहासा । सुनत श्रवण छूटहिं भवपासा ॥
प्रणत कलपतरु करुणापुंजा । उपजै प्रीति रामपद कंजा ॥ १ ॥
मन बच कर्म जनित अघजाई । सुनै जो कथा श्रवण मनलाई ॥
तीर्थाटन साधन समुदाई । योग बिराग ज्ञान निपुणाई ॥ २ ॥
नानाकर्म धर्म ब्रत दाना । संयम नियम यज्ञ जप नाना ॥
भूत दया द्विज गुरु सेवकाई । विद्या विनय विवेक बडाई ॥ ३ ॥
जहं लगि साधन वेद बखानी । सब कर फल हरि भक्ति भवानी ॥
सोइ रघुनाथ भक्ति श्रुति गाई । राम कृपा काहू एक पाई ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા! વિશેષે પવિત્ર એવો ઇતિહાસ જે મેં કહ્યો, તે સાંભળવાથી જન્મ-મરણનાં દુઃખ નાશ થઈ જાયછે, અને શરણે આવેલાને કલ્પવૃક્ષ જેવા કરુણાના ભંડાર શ્રીરઘુવીરનાં ચરણકમળ ઉપર સ્નેહ ઉત્પન્ન થાય છે. ॥ ૧ ॥ જે પ્રાણી ચિત્ત લગાડી આ રામકથા સાંભળે, તેનાં મન, કર્મ અને વચનવડે થયેલા પાપનો નાશ થઈ જાયછે. વળી તીર્થ કરવાથી સર્વે સાધન, યોગ, વૈરાગ્ય, જ્ઞાન, ચતુરાઈ, ॥ ૨ ॥ અનેક પ્રકારનાં કર્મ, તથા ધર્મ, વ્રત, જ્ઞાન, સંયમ, નિયમ, નાનાપ્રકારના જપ, પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી, બ્રાહ્મણ અને ગુરુની સેવા કરવી, સુવિદ્યા, વિવેક, પ્રભુતા, નમ્રતા અને મોટાઈ વગેરે ॥૩॥ જે સર્વે સાધનનું વેદે વર્ણન કર્યું છે, તે સર્વેનું ફળ, હે ભવાનિ! શ્રીરામચન્દ્રજીની ભક્તિ કરવી એ જ છે. વળી વેદમાં કહેલી પ્રભુની ભક્તિ જેના ઉપર શ્રીહરિની કૃપા થાય છે, તે જ પામે છે. ॥ ૪ ॥

दो० मुनि दुर्लभ हरि भक्ति नर, पावहिं बिनहिं प्रयास ॥
जे यह कथा निरंतर, सुनहिं मानि बिश्वास ॥ २०१ ॥

**અર્થ.**—તેમ જ જે મનુષ્ય સદૈવ વિશ્વાસ રાખી આ શ્રીહરિની કથા સાંભળશે, તે મુનિઓને દુર્લભ એવી જે ભક્તિ, તેને શ્રમવિના પામશે. ॥ ૨૦૧ ॥

चो० सोइ सर्बज्ञ गुणी सब ज्ञाता । सोइ महिमंडन पंडित दाता ॥
धर्मपरायण सोइ कुलत्राता । रामचरण जाकर मनराता ॥ १ ॥
नीति निपुण सोई परम सयाना । श्रुति सिद्धांत नीक तेइ जाना ॥
सोइ कबि कोबिद सोइ रणधीरा । जो छल छांडि भजै रघुबीरा ॥ २ ॥
धन्य नारि पतिब्रत अनुसरी । धन्य सो देश जहां सुरसरी ॥
धन्य सो भूप नीति जो करई । धन्य सो द्विज निज धर्म नटरई ॥ ३ ॥
सो धन धन्य प्रथम गति जाकी । धन्य पुण्य रत मति सोइ पाकी ॥
धन्य घरी सोइ जब सतसंगा । धन्य जन्म द्विज भक्ति अभंगा ॥ ४ ॥

**અર્થ.**—હે ગિરિજા! તેને જ સર્વજ્ઞ, ગુણી તથા સર્વે પ્રકારે જ્ઞાતા જાણવો. વળી પૃથ્વીના ઉપર આભૂષણરૂપ પંડિત તથા દાતા પણ તેનેજ કહેવા. જે પ્રભુના પદકંજમાં સ્નેહ રાખે છે, તે જ પોતાના કુળનું રક્ષણ કરનાર તથા ધર્મને જાણનાર કહેવો. ॥ ૧ ॥ વળી તેને જ નીતિમાં પ્રવીણ, વિશેષે ચતુર અને વેદનો સિદ્ધાંત સારી રીતે જાણનાર કહેવો. જે છળ મૂકી શ્રીહરિને ભજશે, તેને જ કવિ, પંડિત અને રણસંગ્રામમાં ધીર કહેવો. ॥ ૨ ॥ તેમ જ જે પતિવ્રત ધર્મ પાળે છે, તે સ્ત્રીને ધન્ય છે તથા જે દેશમાં ગંગાજી છે તેને ધન્ય છે અને રાજ્યનીતિ પ્રમાણે રાજ્ય ચલાવનાર રાજાને ધન્ય છે તથા પોતાના ધર્મથી વિમુખ ન થાય, તે બ્રાહ્મણને ધન્ય છે. ॥ ૩ ॥ વળી જેનાં ચરિત્ર કહ્યાં, તે પ્રાણીને વારંવાર ધન્ય છે, તથા જેની પુણ્યમાં બુદ્ધિ છે તેને ધન્ય છે. તેમ જ જે જગ્યાએ સત્સંગ થાય, એ ઘડીને પણ ધન્ય છે તથા બ્રાહ્મણનાં ચરણને સદા પૂજનારને ધન્ય છે. ॥ ૪ ॥

दो० सो कुल धन्य उमा सुनु, जगत्पूज्य सु पुनीत ॥
श्रीरघुबीर परायण, जेहि नर उपज बिनीत ॥ २०२ ॥

**અર્થ.**—હે ઉમા! જે મનુષ્યને શ્રીહરિને શરણે જવાથી નમ્રતા ઉત્પન્ન થાય છે, તેના કુળને ધન્ય છે તથા તેને જ જગતમાં પવિત્ર અને પૂજા કરવા લાયક જાણવા. ॥ ૨૦૨ ॥

चो० मति अनुरूप कथा मैं भाषी । यद्यपि प्रथम गुप्त करि राषी ॥
तव मन प्रीति देखि अधिकाई । तब मैं रघुपति कथा सुनाई ॥ १ ॥
यह नहिं कहिय शठहिं हठशीलहिं । जो मन लाइन सुन हरि लीलहिं ॥
कहिय न लोभिहिं क्रोधिहिं कामिहिं । जो न भजै सचराचर स्वामिहिं ॥२॥

द्विज द्रोहि न सुनाइय कबहूं । सुरपति सरिस होइ नृप जबहूं ॥
रामकथा के ते अधिकारी । जिनके सतसंगति अति प्यारी ॥ ३ ॥
गुरुपद प्रीति नीति रत जोई । द्विज सेवक अधिकारी सोई ॥
ताकहं यह बिशेष सुखदाई । जाहि परमप्रिय श्रीरघुराई ॥ ४ ॥

**અર્થ.**—હે ભવાનિ! જો કે પ્રભુનાં ચરિત્રરૂપી માનસસરોવરમાં જે કથા ગુપ્ત રાખેલ હતી, તે કથા મેં મારી બુદ્ધિપ્રમાણે તમને કહી સંભળાવી, તોપણ તારી પ્રીતિ શ્રીરામકથામાં અધિક જોઇ મેં શ્રવણ કરાવી. ॥૧॥ કારણ જે મન લગાડી હરિકથા શ્રવણ ન કરે, એવા હઠી દુષ્ટને આ કથા સંભળાવવી નહીં. વળી કામી, ક્રોધી, લોભી અને ચૌદ બ્રહ્માંડના પતિને જે ભજે નહીં, તેને આ કથા સંભળાવવી નહીં. ॥ ૨ ॥ તેમ જ કદાચ ઇંદ્ર જેવો રાજા હોય, તોપણ બ્રાહ્મણનો દ્વેષ કરે, તેને આ હરિકથા શ્રવણ કરાવવી નહીં. પરંતુ સંત પુરુષની સંગત જેને અત્યંત વહાલી છે, તેને જ આ કથાનો અધિકાર છે, ॥ ૩ ॥ તથા જે ગુરુનાં ચરણમાં નીતિ અને પ્રીતિ રાખી બ્રાહ્મણની સેવા કરે છે, તેને આ રામકથા શ્રવણ કરવાનો અધિકાર છે. વળી જેને પ્રભુ પ્યારા છે, તેને આ શ્રીરામકથા અત્યંત સુખ આપનાર છે. ॥ ૪ ॥

दो० रामचरण रति जो चहै, अथवा पद निर्वान ॥
भाव सहित सो यह कथा, करै श्रवण पुट पान ॥ २०३ ॥

**અર્થ.**—વળી જેને શ્રીરામનાં પદકંજની પ્રીતિ અને મોક્ષ મેળવાની ઇચ્છા હોય, તે પ્રાણી ભાવ સહિત કાનરૂપી પાત્રથી શ્રીહરિની કથામૃતનું પાન કરે છે, તથા તેને જ તે પદ પ્રાપ્ત થાય છે. ॥ ૨૦૩ ॥

चो० राम कथा गिरिजा मैं बरणी । कलिमल शमन मनोमल हरणी ॥
संसृति रोग सजीवन मूरी । राम कथा गावहिं श्रुति भूरी ॥ १ ॥
इहि महं रुचिर सप्त सोपाना । रघुपति भक्ति केर पथ नाना ॥
अति हरि कृपा जाहि पर होई । पांव देइ यहि मारग सोई ॥ २ ॥
मन कामना सिद्ध नर पावै । जो यह कथा कपट तजि गावै ॥
कहहिं सुनहिं अनुमोदन करहीं । ते गोपद इव भवनिधि तरहीं ॥ ३ ॥
सुनि सब कथा हृदय अति भाई । गिरिजा बोली गिरा सुहाई ॥
नाथ कृपा मम गत संदेहा । रामचरण उपजा नव नेहा ॥ ४ ॥

**અર્થ.**—હે ગૌરી! કળિયુગના પાપનો નાશ તથા મનના મેલનું હરણ કરનારી એવી શ્રીરામકથા મેં મારી બુદ્ધિ પ્રમાણે વર્ણવી. વળી વેદ અને ઋષિઓ એમ કહે છે કે, જન્મ-મરણરૂપી રોગ ઉપર શ્રીહરિની કથા સજીવન બુટી છે. ॥ ૧ ॥ તેમ જ આ રામકથામાં શ્રીપ્રભુની ભક્તિરૂપી માર્ગમાં જવાને બાળકાંડાદિ સુંદર સાત પગથીઆં છે. તેથી જેના ઉપર રઘુવીરની અત્યંત કૃપા છે, તે જ પ્રાણી એ માર્ગમાં

જઈ શકે છે. ॥ ૨ ॥ વળી જે પ્રાણી કપટ મૂકી આ કથાનું ગાન કરે છે, તે વાંચ્છિત ફળ પામે છે. તેમ જ જે આ કથાનું વર્ણન કરેછે તથા આનંદથી વિચાર કરેછે, તે પ્રાણી ભરેલી ગાયની ખરીની પેઠે સંસારરૂપી સમુદ્રને તરી જાય છે. ॥ ૩ ॥ ગુસાંઈ કહે છે કે, આ રામચરિત્ર શ્રવણ કરવાથી અને હૃદયમાં અત્યંત પ્રિય લાગવાથી પર્વતપુત્રી આનંદિત મનવડે સુંદર વચને બોલી કે, હે નાથ! આપની કૃપાથી મારા મનના સર્વે સંશય દૂર થયા અને પ્રભુપદમાં નવો સ્નેહ ઉત્પન્ન થયો. ॥ ૪ ॥

**दो०** मैं कृतकृत्य भयउं अब, तव प्रसाद बिश्वेश ॥
उपजी राम भक्ति दृढ, बीते सकल कलेश ॥ २०४ ॥

**અર્થ.**—હે વિશ્વપતિ! આ વખતે આપની કૃપાથી સર્વે કલેશ વિનાની શ્રીરામચંદ્રજીમાં મને દૃઢ ભક્તિ ઉત્પન્ન થઈ, તેથી હું કલ્યાણરૂપ થઈ. ॥ ૨૦૪ ॥

**चो०** यह शुभ शंभु उमा संबादा । सुखद सदा अरु शमन बिखादा ॥
भव भंजन गंजन संदेहा । जनरंजन सज्जन प्रिय येहा ॥ १ ॥
राम उपासक जे जगमाहीं । इन्हसम प्रिय तिनकहं कछु नाहीं ॥
रघुपति कृपा यथा मति गावा । मैं यह पावन चरित सुहावा ॥ २ ॥
इहि कलिकाल न साधन दूजा । योग यज्ञ जप तप व्रत पूजा ॥
रामहिं सुमिरिय गाइय रामहिं । संतत सुनिय राम गुण ग्रामहिं ॥ ३ ॥
जासु पतित पावन बडवाना । गावहिं कवि श्रुति संत पुराना ॥
ताहि भजिय तजि मन कुटिलाई । राम भजे केहि गति नहिं पाई ॥ ४ ॥

**અર્થ.**—હે ભરદ્વાજ! નિરંતર સુખને આપનાર અને દુઃખનો નાશ કરનાર એવો આ મહાદેવપાર્વતીનો સંવાદ છે. તે મનુષ્યના જન્મ મરણનાં દુઃખ અને સંદેહને નાશ કરનાર, મનને રંજન કરનાર, સુખ દેનાર અને નિરંતર સજ્જનોને અત્યંત પ્રિય છે. ॥ ૧ ॥ માટે જે પ્રાણી આ જગતમાં શ્રીરામની ઉપાસના કરવાવાળા છે, તેને કથાવિના બીજી કોઈ વસ્તુ પ્રિય નથી. હવે આ પવિત્ર અને સુંદર શ્રીરામચરિત્ર મારી બુદ્ધિ અનુસારે મેં કહી સંભળાવ્યાં. ॥ ૨ ॥ વળી આ કળિકાળને વિષે અષ્ટાંગ યોગ, રાજસૂયજ્ઞ, નવગ્રહાદિ જપ, તપસ્યા, વ્રત, પૂજા આદિમાં પણ શ્રીરામનામવિના બીજું કંઈ સાધન નથી. માટે સદૈવ શ્રીરામના અનેક ગુણનું ગાન તથા સ્મરણ કરવું.॥ ૩ ॥ તેમ જ વેદ, પુરાણ, સંત અને કવિઓ એમ કહે છે કે, પાપિષ્ઠને પવિત્ર કરવામાં રામનું નામ બળવાન્ છે, માટે પોતાના મનની કુટિલતાનો ત્યાગ કરી તેમનું ભજન કરવું, જે ભજન કરવાથી કોણ ગતિ નથી પામ્યું? ॥ ૪ ॥

**हरिगीतछंद.** पाई न गति केहि पतित पावन राम भज सुनु शठमना ॥
गणिका अजामिल गृध्र ब्याध गजादि खल तारे घना ॥
आभीर यवन किरात खल श्वपचादि अति अघरूपजे ॥
कहि नाम बारेक तेपि पावन होत राम नमामि ते ॥ ३१ ॥

रघुबंश भूषण चरित यह नर कहहिं सुनहिं जे गावहीं ॥
कलिमल मनोमल धोइ विनुश्रम रामधाम सिधावहीं ॥
शतपंच चौपाई मनोहर जानि जे नर उर धरैं ॥
दारुण अविद्या पंच जनित बिकार श्रीरघुपति हरैं ॥ ३२ ॥
सुंदर सुजान कृपानिधान अनाथ पर कर प्रीति जो ॥
सो एक राम अकाम हित निर्वाणपद सम आनको ॥
जाकी कृपा लवलेशते मतिमंद तुलसीदासहूं ॥
पायो परम बिश्राम राम समान प्रभु नाहीं कहूं ॥ ३३ ॥

**અર્થ.**—ગુસાઈ તુલસીદાસ કહેછે કે, હે સાધુજનો! આ મૂર્ખ મનને સમજાવો કે, હે ભાઈ! જેમનું નામ લેવાથી પાપિષ્ઠ કોણ ગતિ પામ્યું નથી, તે તું કહે. જૂવો ગુણિકા, વિપ્ર અજામિલ, ગીધપક્ષી, પારાધિ, ગજ, અહિર, નીચ ભિલ્લ તથા ચંડાળાદિ જો કે અત્યંત પાપરૂપ અને અધમ હતા, છતાં તેઓ એકવાર શ્રીરામ નામ લેવાથી પવિત્ર થઇ તરી ગયા. તે શ્રીરામને હું નમસ્કાર કરૂં છું. ॥ ૩૧ ॥ વળી રઘુવંશમાં શિરોમણિ શ્રીહરિનાં ચરિત્ર જે પ્રાણી કહેશે, સાંભળશે અને ગાન કરશે, તે કળિના મળથી મલિન થયેલા મનને ધોઈ વિનામહેનતે શ્રીપ્રભુના ધામને પામશે. વળી અત્રે જે મનુષ્યના હૃદયમાં આ તુલસીદાસકૃત રામાયણની મનોહર શુભ શ્લોક, સોરઠા, છંદ, દોહા અને ચોપાઈ ધારણ કરશે, તેની દારુણ એવી જે પાંચ અવિદ્યા, તેથી ઉત્પન્ન થયેલા વિકારને રાજાધિરાજ શ્રીરઘુરાજ હરણ કરશે. ॥ ૩૨ ॥ તેમ જ સુંદર, ચતુર, કૃપાના મંદિર, અનાથ ઉપર દયા કરનાર, કામનારહિત ને હિત તથા મોક્ષને આપનાર એક જ "શ્રીરામચંદ્રજી" છે. એ સિવાય બીજો કોણ છે? વળી જેમની અંશમાત્ર કૃપાથી મંદબુદ્ધિવાળો જે હું તુલસીદાસ, તેને અત્યંત સુખ આપનાર શ્રીરામચંદ્રજી જેવા બીજા કોઈ પ્રભુ જ નથી.॥૩૩॥

दो० मोसम दीन न दीनहित, तुम समान रघुबीर ॥
अस बिचारि रघुबंश मणि, हरहु बिषम भवपीर ॥ २०५ ॥
कामिहिं नारि पियारि जिमि, लोभिहिं प्रिय जिमि दाम ॥
तिमि रघुनाथ निरंतर, लागहु प्रियमोहि राम ॥ २०६ ॥

**અર્થ.**—હવે આ જગતમાં મારા જેવા દુઃખનું કલ્યાણ કરનાર આપ સમાન બીજું કોઈ નથી. એવું વિચારી હે રઘુવંશમાં મણિરૂપ પ્રભુ! મહાદુઃખને આપનારી મારી જન્મ મરણની પીડા હરણ કરો. ॥ ૨૦૫ ॥ વળી જેમ કામી પુરુષને સ્ત્રી પ્યારી છે અને લોભીને દ્રવ્ય પ્રિય છે, તેવી રીતે હે શ્રીરામચન્દ્રજી! તમે તુલસીદાસના મનમાં પ્રિય લાગજો. ॥ ૨૦૬ ॥

ઇતિ શ્રી ગોસ્વામી તુલસીકૃત કળિ કાળના સઘળા મેલનો નાશ કરી
નિર્મળ જ્ઞાન, વૈરાગ્ય અને સંતોષને આપનાર શ્રીરામચરિત્રરૂપી
માનસરોવરમાંનો "શિવજીકૃત ગુજરાતી ભાષાંતર" નો
ઉત્તરકાંડ પરિપૂર્ણ થયો.

# ॥ અથ તુલસીકૃત રામાયણ ॥

## લવકુશ કાંડ.

**શ્લોક**—जयति रघुवंशतिलकः कौशल्याहृदयनंदनो रामः ॥
दशवदननिधनकारी दाशरथिः पुंडरीकाक्षः ॥ १ ॥

**અર્થ.**—રઘુવંશના તિલકરૂપ, કૌશલ્યાના હૃદયને પ્રસન્ન કરનાર, રાવણનું મરણ કરનાર, દશરથ રાજાના પુત્ર અને કમળોસરખાં નેત્રોવાળા શ્રીરામચંદ્રજી વિજય પામે છે. ॥ ૧ ॥

**दो०** सुनि भुशुंडके वचन मृदु, देख राम पद नेह ॥
बोले प्रेम सहित गिरा, गरुड विगत संदेह ॥ १ ॥

**અર્થ.**—ગરુડજી પોતે સંદેહથીરહિત છતાં પણ કાકભુશુંડજીનાં કોમળ વચનો સાંભળી શ્રીરામચંદ્રજીનાં ચરણોમાં તેમનો અપૂર્વ સ્નેહ જોઈ પ્રેમ ભરી વાણીથી બોલ્યા કે- ॥ ૧ ॥

**શ્લોક**—नमामीशघनज्ञानरघुवंशदासं । सदानंददाता सुविद्याप्रकाशम् ॥
विशदशैलनीलं कृपालुं निवासं । चरणाम्बुजं सेवितं पापनाशम् ॥ १ ॥

गतं मोहमारादिशूलं विशालं । हरं तापसंतापभवशोकजालम् ॥
नमो काकपादं सुबुद्धिं सुशीलं । सदा भक्तवात्सल्यवासाद्रिनीलम् ॥ २ ॥

प्रसन्नाननं नीलवदनं सुशामं । नमो पाहि शरणं सुरामाभिरामम् ॥
भाष्यो उमानाथ यश नाथ नामं । देख्यो कृपासिंधुको रामधामम् ॥ ३ ॥

**અર્થ.**—આપ કાકભુશુંડજીને હું નમસ્કાર કરું છું કે જે મહા સમર્થ છે, જ્ઞાનથી ભરપૂર છે, રઘુવંશશિરોમણિ રામચંદ્રજીના દાસ છે, સર્વદા આનંદ આપનારા છે, બ્રહ્મ-વિદ્યાનો પ્રકાશ કરનારા છે, સ્વચ્છ નીલપર્વતમાં નિવાસ કરી રહ્યા છે, કૃપાળુ છે, જેમનાં ચરણારવિંદોનું સેવન કરવાથી પાપોનો નાશ થાય છે, ॥ ૧ ॥ મોહ તથા કામ આદિ મોટા શૂળોથી રહિત છે, આધ્યાત્મિક આદિ ત્રણ તાપસંતાપોથી ભરેલા સંસારથી ઉત્પન્ન થતા શોકજાળને બ્રહ્મવિદ્યાથી હરનાર છે, સુબુદ્ધિ છે, સુશીલ છે, ભકતવત્સલ-

પણાને લીધે જ આ નીલપર્વતમાં સર્વદા બીરાજે છે, ॥ ૨ ॥ સુપ્રસન્ન નીલ મુખવાળા છે, શ્યામ કાંતિવાળા છે, રામચંદ્રજીની ઉપર અત્યંત પ્રેમ ધરાવનારા છે તથા ભક્તલોકોને રામચંદ્રજીના જેવા જ જે પ્યારા છે, તેમને વારંવાર હું પ્રણામ કરું છું. હું કે જે શરણાગત છું તેનું રક્ષણ કરો. શ્રીસદાશિવે કહેલો રામનામનો મહિમા આપે મને સંભળાવ્યો, જે સાંભળવાથી કૃપાસિંધુ રામચંદ્રજીનું સ્વરૂપ મારા જાણવામાં આવ્યું. ॥ ૩ ॥

**चो०** इच्छा वपुष काक कल्याणकारी । जिन्हैं एक आशा अयोध्या विहारी ॥
भागीं सकल वासना त्रास भारं । दयानाथ कीनो अविद्या प्रहारं ॥ १ ॥
सगुण ब्रह्म लीला धरा भार नाशं । सुनो राम अवतार मोहं निनाशं ॥
जान्यो दनुजनाशनं विश्ववासं । चिदानंदसंदोह भक्तिर्विलासं ॥ २ ॥
अचल ज्ञान गोतीत मंत्रं विशालं । पायो कृपानाथ निजभाग्य मालं ॥
विगत षष्ठरोगं अयोगं दयालुं । नमो पाहि शरणं नमामि कृपालुं ॥ ३ ॥

**અર્થ.**—હે કૃપાનાથ! પોતાની ઈચ્છાથી જ કાગડાના શરીરનું ધારણ કરી રહેલા, કલ્યાણ કરનારા અને જેમને સર્વદા એક રામચંદ્રજીની જ આશા છે, એવા આપે મારી અવિદ્યાને નષ્ટ કરીને મારી સઘળી વાસનાઓનો ભારે ત્રાસ ભાંગી નાંખ્યો છે. ॥ ૧ ॥ પૃથ્વીના ભારને નષ્ટ કરવા માટે લીલાથી અવતરેલા સગુણબ્રહ્મ રામચંદ્રજીના અવતારનું ચરિત્ર મેં આપનીપાસેથી સાંભળ્યું. તેથી મારો મોહ નષ્ટ થઈ ગયો. રાવણાદિક અસુરોનો વિનાશ કરનારા, જગતના નિવાસરૂપ, જગતમાં વ્યાપક અને સચ્ચિદાનન્દરૂપ રામચંદ્રજીની ભક્તિનો મહિમા મારા જાણવામાં આવ્યો. ॥૨॥ હે કૃપાનાથ! મેં મારા ઉત્તમ ભાગ્યોના સંયોગને લીધે આપનો સમાગમ પામી, જેને ઈંદ્રિયો પહોંચી શકતી નથી એવા રામચંદ્રજીનો, જ્ઞાનને અવિચલ કરનારો મહામંત્ર મેળવ્યો. આપ કે જે રાગદ્વેષ આદિ છ ઉર્મિઓરૂપી રોગોથી તથા કુયોગોથી રહિત અને પરમ દયાળુ છો, તેમને વારંવાર હું પ્રણામ કરું છું. મારું શરણાગતનું રક્ષણ કરો. ॥ ૩ ॥

**दो०** सुरसरि सम पावन भयो, नाथ हृदय अब मोर ॥
जन्म जन्म छूटै नहीं, नाथ पदांबुज तोर ॥ १ ॥

**અર્થ.**—હે નાથ! મારું હૃદય ગંગાજી જેવું પવિત્ર થયું છે. આપનાં ચરણારવિંદો જન્મજન્માંતરમાં પણ મારા હૃદયમાંથી છૂટશે નહીં. ॥ ૧ ॥

**चो०** सुने सकल गुण गण प्रभु केरे । पूजे नाथ मनोरथ मेरे ॥
तव प्रसाद वायस कुलनाथा । हृदय बसो अब प्रभु गुण गाथा ॥ १ ॥
मन संतोष न हृदय अघाहीं । यथा उदधि सरिता सब जाहीं ॥
पशु पक्षी जड जंगम जाती । चर अरु अचर वरण किहि भांती ॥ २ ॥

सकल अवधि वस प्रभु सुखधामा । लिये संग सादर श्रीरामा ॥
तजि सब अवध गये सह देहा । यह मोहिं नाथ परम संदेहा ॥ ३ ॥
अब प्रभु मोहिं कहौ समुझाई । जानि पिता मैं करौं ढिठाई ॥
यह इतिहास पुनीत कृपाला । जिमि मख कीन्ह राम महिपाला ॥ ४ ॥

**અર્થ.**—મેં રામચંદ્રજીના સઘળા ગુણગણો સાંભળ્યા. આપે મારા મનોરથો પૂર્ણ કર્યા. હે કાકકુલમાં શિરોમણિ! આપની કૃપાથી રામચંદ્રજીના ગુણોની કથા મારા હૃદયમાં સર્વદા વસે, એવી હું ઇચ્છા રાખું છું. ॥ ૧ ॥ મારું હૃદય પ્રસન્ન થયું છે, પણ જેમ સમુદ્ર સઘળી નદીઓ પોતામાં પ્રાપ્ત થતાં છતાં પણ તૃપ્ત થતો નથી, તેમ મારું હૃદય રામચંદ્રજીની કથાઓથી તૃપ્ત થતું નથી. પશુપક્ષી આદિ અનંત સ્થાવર જંગમ જીવોની જાતિઓ કે જેઓ અયોધ્યામાં વસતી હતી, તે સર્વને સુખના ધામરૂપ શ્રીરામચંદ્રજીએ પ્રેમપૂર્વક પોતાની સાથે લીધી અને તેઓ અયોધ્યાને તથા પોતપોતાનાં શરીરોને છોડી શ્રીરામચંદ્રજીની સાથે ગઈ, એ વિષયના કારણમાં મને મોટો સંદેહ રહે છે. ॥ ૨ ॥ ૩ ॥ હે પ્રભુ! આપને પિતાસમાન જાણી ધૃષ્ટતા કરી વિજ્ઞપ્તિ કરું છું કે, કૃપાળુ મહારાજ રામચન્દ્રજીએ જે પ્રકારથી અશ્વમેધ કર્યો હતો, તે સંબંધી પવિત્ર ઈતિહાસ મને વિસ્તારથી કહી સંભળાવો, કે જેના શ્રવણથી પેલો સંદેહ પણ દૂર થઈ જાય. ॥ ૪ ॥

दो० अस कहि गद्गद कंठमृदु, पुलकावली शरीर ॥
सुनि सप्रेम हरि विशद यश, वायसकुल मतिधीर ॥ ३ ॥

**અર્થ.**—ગરુડજી એટલાં કોમળ વચનો બોલી ગદ્ગદ કંઠ થઈ ગયા અને શરીરે રોમાંચોથી વ્યાપ્ત થઈ ગયા. ગરુડજીની વિજ્ઞપ્તિ સાંભળી ધીર મતિવાળા કાકભુશુંડજી પ્રેમપૂર્વક રામચન્દ્રજીની નિર્મળ કીર્તિનું વર્ણન કરવા લાગ્યા. ॥ ૩ ॥

चो० राम कृपा तुम्हरे मन माहीं । संशय शोक मोह भ्रम नाहीं ॥
धन्य धन्य धनि तुम खगराया । कीन्हीं अमित मोहिंपर दाया ॥ १ ॥
अति प्रिय वचन रहस्य तुम्हारे । लागत नाथ मोहिं अति प्यारे ॥
तव तन प्रीति देख खगराया । मिटहिं अमंगल कोटि अमाया ॥ २ ॥
सुन अब राम रहस्य अनूपा । चरित अनूप अवध पुर भूपा ॥
अज अद्वैत विगत अविनाशी । रहित सकल कलिमल भव फांसी ॥ ३ ॥
रुद्र सहस्र वर्ष खग ईशा । कीन्ह चरित रहि पुर जगदीशा ॥
सो सब विशद कथा विस्तारी । कहौं सुनो जग हित उरगारी ॥ ४ ॥

**અર્થ.**—હે પક્ષીઓના રાજા! રામચન્દ્રજીની કૃપાને લીધે તમારા મનમાં સંશય, શોક, મોહ કે ભ્રમ કશું પણ નથી. તોપણ કેવળ રામચન્દ્રજીના અખંડ અનુસંધાનને માટે જ મને પુછો છો, માટે તમને ધન્ય છે, ધન્ય છે, અને વારંવાર ધન્ય છે. આ પૂછ-

વાથી તમે મારા ઉપર પણ અમિત દયા કરી એમ સમજું છું. ॥ ૧ ॥ હે ગરુડજી! તમારાં આ રહસ્ય પ્રશ્નરૂપી રસભરિત વચેનો મને અત્યંત પ્યારાં લાગે છે. પ્રીતિથી તમારા શરીરનું અવલોકન કરીએ તો પણ કરોડો અમંગલો નષ્ટ થઈ જાય, એ નિસ્સંશય છે ત્યારે તમારી સાથે સંભાષણ કરવાથી સર્વ અમંગલો નષ્ટ થઈ જાય, તેમાં તો શું જ કહેવું. ॥૨॥ હવે અયોધ્યાના અધિપતિ રામચન્દ્રજી કે જે અજન્મા, દ્વૈતથી રહિત, અવિનાશી, સર્વથી ન્યારા અને સંસારની ફાંસીરૂપ સઘળા કલિયુગસંબંધી દોષોથીરહિત પરમાત્માના અવતારરૂપ હતા, તેમનું અનુપમ ચરિત્રરૂપ રહસ્ય સાંભળો. ॥૩॥ રામચન્દ્રજીએ અગીયાર હજાર વર્ષસૂધી અયોધ્યામાં રહી જે જે ચરિત્રો કર્યાં, તેઓમાંનાં કેટલાંએક તમને કહી સંભળાવ્યાં છે. હવે બીજાં ચરિત્રોની નિર્મળ કથા પણ વિસ્તારથી જગતના કલ્યાણને માટે હું કહું છું, તે શ્રવણ કરો. ॥ ૪ ॥

**दो०** विधिवर वचन संभारि उर, राजत करुणाऐन ॥
युग जोरी शोभा निरखि, लजित कोटि शत मैन ॥ ४ ॥

**અર્થ.**—કરુણાના નિવાસરૂપ રામચન્દ્રજી હૃદયમાં બ્રહ્માનાં ઉત્તમ વચનોનું સ્મરણ કરી અયોધ્યામાં સીતાજીસહિત બીરાજતા હતા. એ સીતારામની જોડીની શોભા એવી હતી કે, જેને જોઇ સો કરોડ કામદેવો પણ લજાઈ જાય. ॥ ૪ ॥

**चो०** अनुज सचिव प्रभु प्रजा बुलाये । गुरु गृह सादर मुनि संग आये ॥
मकर मास रवि पूर्व सुहावा । विदा मांगि प्रभु पद शिर नावा ॥ १ ॥
काशीक्षेत्र धर्म जग जाना । चले सकल सब साजि साजि याना ॥
चतुरंगिनी अनी सब साथा । यहि विधि गवन कीन्ह रघुनाथा ॥ २ ॥
बीच वास करि शिवपुर आये । सादर पुरिहि शीश तिन्ह नाये ॥
आये सुरसरि कीन्ह प्रणामा । अमित अमित सुख पायो रामा ॥ ३ ॥
महिसुर दंडि यती संन्यासी । पूजे कृपासिंधु सुखरासी ॥
दीन दान कछु वरणि न जाई । धनद कुबेर सुरेश लजाई ॥ ४ ॥

**અર્થ.**—પ્રભુ રામચન્દ્રજીએ એક દિવસે મુનિઓને, ભાઇઓને, મંત્રીઓને તથા પ્રજાને બોલાવી, તે સર્વની સાથે પ્રેમપૂર્વક વસિષ્ઠમુનિને ઘેર આવી, મકરસંક્રાંતિમાં સૂર્યગ્રહણનું પર્વ સમીપમાં આવ્યું હતું તેથી કાશીયાત્રા કરવા જવાની અનુજ્ઞા માગીને તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા. ॥ ૧ ॥ સર્વે લોકો વાહનો સજી સજીને કાશી ક્ષેત્ર તરફ ચાલતા થયા કે, જે ક્ષેત્રધર્મને માટે જગતમાં પ્રખ્યાત છે.॥૨॥ રામચન્દ્રજીએ એ પ્રમાણે ચતુરંગિણી સેનાને સાથે લઇ કાશી તરફ પ્રયાણ કર્યું. વચમાં ઉતારાઓ કરતા કરતા કાશીના સમીપમાં પહોંચ્યા અને ત્યાં આવી તેમણે પ્રેમપૂર્વક કાશીને તથા ગંગાજીને પ્રણામ કરી અપાર આનંદ મેળવ્યો. ॥ ૩ ॥ સુખોના સમૂહરૂપ કૃપાસિંધુ રામચન્દ્રજીએ ત્યાં બ્રાહ્મણોને, દંડીઓને, યતિઓને તથા સંન્યાસીઓને પૂજ્યા અને એટલાં દાનો આપ્યાં કે, જેઓનું વર્ણન કરી શકાય નહીં તથા જેઓને જોઇને ધનાધ્યક્ષ કુબેર તથા ઇંદ્ર પણ લજાઈ જાય. ॥ ૪ ॥

दो० यहि विधि रहि प्रभु विपुल दिन, सुखी किये मुनि वृन्द ॥
आये पुनि निज नगर महं, हर्षित करुणाकन्द ॥ ५ ॥

**અર્થ.**—પ્રભુએ એ પ્રમાણે કેટલાએક દિવસોસૂધી કાશીમાં રહી મુનિલોકોને સુખી કર્યા. પછી કરુણાના સમૂહરૂપ રામચંદ્રજી કાશીયાત્રાથી પ્રસન્ન થઈ પાછા પોતાની અયોધ્યાનગરીમાં પધાર્યા. ॥ ૫ ॥

चो० प्रति दिन अवध अनन्द उछाहू ॥ दान देहिं प्रति दिन नरनाहू ॥
हठ परपंच न दुख दिन काहू । कुवचन कबहुं न सुन खगनाहू ॥ १ ॥
सुनहिं जहां तहं वेद पुराना । दूसर धर्म न काहू जाना ॥
दिन दिन प्रीति देखि भगवाना । अति आनंद सकल पुर जाना ॥ २ ॥
शिव संवत परमानु हमारी । भये शोच वश राम खरारी ॥
अश्वमेध मख करौं सुहाई । गाय तरहिं नर भव समुदाई ॥ ३ ॥
पुनि निज धामहिं तुरत सिधावौं । विधि वर वचन न चूक लगावौं ॥
प्रात जाय गुरु भवन सप्रीती । कहो करौं सब सुंदर नीती ॥ ४ ॥

**અર્થ.**—અયોધ્યામાં આનંદ ઉત્સાહ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો. શ્રીરામચંદ્રજી પ્રત્યેક દિવસે અધિક અધિક દાનો દેવા લાગ્યા. હે ગરુડજી! અયોધ્યામાં કોઇને કોઈ દિવસે પણ હઠ, પ્રપંચ કે દુઃખ પ્રાપ્ત થતાં ન હતાં અને કુવચનો પણ સાંભળવામાં આવતાં ન હતાં. ॥ ૧ ॥ જ્યાં ત્યાં વેદોનાં અને પુરાણોનાં શ્રવણો થતાં હતાં. વેદોક્તધર્મ શિવાય બીજા ધર્મને કોઈ પણ જાણતું ન હતું. દિવસે દિવસે રામચંદ્રજીની પ્રીતિને વધતી જતી જોઈ સઘળું અયોધ્યાનગર અત્યંત આનંદ માનતું હતું. ॥ ૨ ॥ ખર રાક્ષસને મારનારા રામચંદ્રજીના મનમાં એક દિવસે દૃઢ વિચાર ઉત્પન્ન થયો કે, "મારી અહીં રહેવાની અગીયાર હજાર વર્ષસૂધીની જે અવધિ હતી, તે હવે પૂર્ણ થવા આવી છે, માટે ઉત્તમ અશ્વમેધ યજ્ઞ કરું, કે જેનું ગાન કરવાથી લોકો સંસારરૂપી સમુદ્રને તરી જાય. ॥ ૩ ॥ યજ્ઞને સંપૂર્ણ કર્યા પછી તુરત સ્વધામમાં જાવું, એ યોગ્ય છે. બ્રહ્માએ અગીયાર હજાર વર્ષસૂધી પૃથ્વીમાં રહેવાનું જે જે કહ્યું છે, તેમાં ફેરફાર કરવો જ નહીં. પ્રભાતમાં પ્રેમપૂર્વક ગુરુને ઘેર જઈ, આ યજ્ઞ કરવાસંબંધી મારા સઘળા ઉત્તમ વિચારનું તેમની પાસે નિવેદન કરીશ." ॥ ૪ ॥

दो० अस विचार उर राखि कर, कृपासिन्धु मतिधीर ॥
करत चरित नाना अमित, हरन शोक भव भीर ॥ ६ ॥

**અર્થ.**—કૃપાના સમુદ્રરૂપ, ધીર મતિવાળા અને સંસારના શોકને તથા દુઃખને હરનારા રામચંદ્રજી, એ પ્રમાણે નિરંતર બ્રહ્માનાં વચનો ઉપર ધ્યાન રાખીને અનેક પ્રકારનાં અપરિમિત ચરિત્રો કરતા હતા. ॥ ૬ ॥

चो० कहौं सुनहु रघुपति प्रभुताई । जो पुराण ऋषि नारद गाई ॥
राम राज्य जस निर्मल भयऊ । सो सब वाल्मीकि मुनि कहऊ ॥ १ ॥

मैं अति लघु वरणों केहि भांती । सोहै हंस कि बगुला पांती ॥
सुनिय न पुहुमि कतहुं अघ काना । पढहिं चतुर नर वेद पुराना ॥ २ ॥
गावहिं प्रभुगुण भवभयहारी । निंदहिं अमरलोक नर नारी ॥
आज्ञा मातु पिता गुरु करहीं । जप तप दान सदा अनुसरहीं ॥ ३ ॥
प्रजा अनंद राज्य प्रभु केरे । मानहुं इन्द्र कुबेर घनेरे ॥
राजहिं सब रनिवास अनंदा । सुखी चकोर शरद लखि चंदा ॥ ४ ॥

**અર્થ.**—પુરાણોએ, ઋષિઓએ તથા દેવર્ષિ નારદે પણ ગાયેલી રામચંદ્રજીની પ્રભુતા વિષે કહું છું, તે સાંભળો. રામચંદ્રજીના રાજ્યમાં જે નિર્મળતા થઈ હતી, તે સઘળી વાલ્મીકિ મુનિએ વર્ણવેલી છે. ॥ ૧ ॥ હું કે જે અત્યંત લઘુ બુદ્ધિવાળો છું, તેનાથી એનું વર્ણન શી રીતે બની શકે? બગલો કદી પણ હંસની ચાલથી ચાલી શકે? રામચંદ્રજીનું રાજ્ય પ્રવર્તતાં પૃથ્વીપર ક્યાંય પણ પાપનું નામ કાને પડતું ન હતું. ચતુર નરો વેદોનું તથા પુરાણોનું પઠન પાઠન કરતા હતા ॥૨॥ અને સંસારના ભયને હરનારા પ્રભુના ગુણોને ગાતા હતા. સઘળાં નરનારીઓ એ રાજ્યમાં પરમ સુખ પામવાથી સ્વર્ગનાં સુખોને પણ ધિક્કારતાં હતાં. સર્વે માણસો માતાની, પિતાની તથા ગુરુની આજ્ઞાપ્રમાણે વર્તતાં હતાં અને સર્વદા જપને, તપને તથા દાનને અનુસરતાં હતાં. ॥૩॥ રામચંદ્રજીના રાજ્યમાં સર્વે લોકો એવા તો આનંદમગ્ન થઇને રહેતા હતા કે, જાણે અનેક ઇંદ્રો અને અનેક કુબેરો અયોધ્યામાં આવીને વસ્યા હોય એવું જણાતું હતું. જેમ ચકોરપક્ષીઓ શરદૃઋતુના ચંદ્રને જોઇને આનંદ પામે, તેમ રાણીવાસનાં સર્વે માણસો રામચંદ્રજીના રાજ્યને જોઇને આનંદ પામતાં હતાં. ॥ ૪ ॥

**छन्दगीतिका.** जिमि शरद चंद्र चकोर देखति मातु प्रभु मुख जोहहीं ॥
तिमि भरत लछमन शत्रुसूदन वेष लखि मन मोहहीं ॥
नित जात प्रभु चौगान खेलन साथ लै चतुरंगिनी ॥
जब गये भूतल भार टारन संग मर्कट लै अनी ॥ १ ॥

**અર્થ.**—જેમ ચકોર પક્ષીઓ શરદ્‌ના ચંદ્રને જોયા કરે, તેમ માતાઓ રામચંદ્રજીના મુખને જોયા કરતી હતી. માતાઓ જેમ રામચંદ્રજીની છબી જોઇને આનંદ પામતી હતી, તેમ જ ભરતજીની, લક્ષ્મણજીની તથા શત્રુઘ્નની છબીઓને જોઇને પણ આનંદ પામતી હતી. રામચંદ્રજી કે જે વાનરાઓની સેનાને સાથે લઇને પૃથ્વીનો ભાર ઉતારવા માટે રણમાં પધાર્યા હતા, તે પોતે આ સમયમાં ચતુરંગિણી સેનાને સાથે લઇ નિત્ય શિકાર ખેલવા પધારતા હતા. ॥ ૧ ॥

चढि बाजि गज रथ नगर देखहिं श्रमित पुनि गृह आवहीं ॥
सारंग हेम विलोकि सादर त्रान बिन प्रभु धावहीं ॥
कुसुम कंटक अंग लागत मोर मुख मुसकावनी ॥
सो शत्रु सन्मुख सही तीक्षण, शक्ति असि रिपुदावनी ॥ २ ॥

**અર્થ.**—રામચન્દ્રજી હાથી ઉપર, ઘોડા ઉપર કે રથ ઉપર બીરાજી નગર જોવા પધારતા હતા અને શ્રમિત થઈ જાય ત્યારે પાછા ઘેર પધારતા હતા. શિકાર કરવા પધારતાં જ્યાં જ્યાં સુવર્ણના જેવા વર્ણવાળો કોઈ મૃગ જોવામાં આવે ત્યાં ત્યાં ઉઘાડે પગે તે મૃગની પછવાડે પ્રયત્નથી દોડતા હતા. કોઈ સ્થળમાં પધારતાં અંગોમાં કાંટા વાગી જાય ત્યારે મુખારવિંદ મરોડીને મંદહાસ્ય કરતા હતા. તે એમ સ્મરણ કરીને કે, 'જે અંગોએ શત્રુઓની સામેના યુદ્ધમાં દાવાનલ જેવી તીક્ષ્ણ શક્તિનું પણ ( સાંગનું પણ ) સહન કર્યુંહતું', તે અંગો આજ માત્ર કાંટા વાગવાથી ખેદ માને છે.' ॥ ૨ ॥

निशि नींद वासर भूँख साधत वर्ष चौदह सारहीं ॥
पुरसाथ संग लै करत क्रीडा खेलते ठल वारहीं ॥
व्यंजन बनत षटरस अमित घृत मधुर विन जेवत नहीं ॥
निज भक्त हेत समेत लक्ष्मण बैठि रिपु मार्‍यो सही ॥ ३ ॥

**અર્થ.**—જેમણે રાતદિવસ નિદ્રાનો તથા ક્ષુધાનો ત્યાગ કરી ચૌદ વર્ષ કહાડ્યાં હતાં, તે પ્રભુ આ સમયમાં શહેરના લોકોને સાથે લઇને તે તે સ્થળોમાં અનેક ક્રીડાઓ કરવાને પધારતા હતા અને છએ રસોવાળાં અનેક પ્રકારનાં ભોજનો બન્યાં હોય તો પણ જો તે ઘણા ઘીવગરનાં કે મીઠાઇવગરનાં હોય તો આરોગતા ન હતા. જેમણે પોતાના ભક્તોના હિતને માટે એકલા લક્ષ્મણજીના હાથથી જ મેઘનાદ નામના મોટા શત્રુને મરાવ્યો હતો, તે પ્રભુ શિકારમાં સિંહાદિકને મારવાના કામમાટે અનેક યોદ્ધાઓને સાથે લઈ પધારતા હતા. ॥ ૩ ॥

दो० रघुवर राज विराज अति, सकल अवनि अघ भाग ॥
विचरहिं मुनिकानन विपुल, प्रीति सहित अनुराग ॥ ७ ॥

**અર્થ.**—રામચંદ્રજીનું રાજ્ય અત્યંત પ્રકાશવા માંડ્યું, પૃથ્વીમાંથી સઘળાં પાપો ભાગી જ ગયાં અને મુનિઓ કે જેઓ રાક્ષસોના ત્રાસને લીધે પોતાના આશ્રમોમાં પણ વિચરી શકતા ન હતા, તેઓ આ સમયમાં નિર્ભય થઇને પ્રેમથી તીર્થયાત્રાદિકને માટે મોટાં મોટાં જંગલોમાં પણ વિચરવા લાગ્યા. ॥ ૭ ॥

चो० अवनि सुहावनि कानन चारू । खग मृग इक संग करहिं विहारू ॥
वैर न सुनिय रामके राजा । रहैं वैर विन सुन खगराजा ॥ १ ॥
सुख संपति गृह गृह प्रगटाई । गाय न शकहिं राम प्रभुताई ॥
शारद चतुरानन गौरीशा । कोटि कोटि अनगणित अहीशा ॥ २ ॥
कवि कोविद जहं लगि जगमाहीं । राम राज्य गुण वरणि न जाहीं ॥
असित आदि कज्जल गिरि भूरी । पयनिधि पात्र सरिता रूरी ॥ ३ ॥
करहिं लेखनी सुरतरु भारी । सप्त द्वीप महि पत्र विचारी ॥
वाणी हरि हर विधि समुदाई । सहस कल्प शत लिखहिं बनाई ॥ ४ ॥

**અર્થ.**—રામચન્દ્રજીના રાજ્યમાં સઘળી પૃથ્વી શોભવા લાગી, સઘળાં વનો સુંદર થઈ ગયાં, પરસ્પરની સાથે વૈર ધરાવનારાં પશુપક્ષી વિગેરે પ્રાણીઓ પણ મિત્રોની પેઠે પરસ્પરની સાથે ફરવા લાગ્યાં, વૈર તો કયાંય કાને પણ પડવા ન લાગ્યું. ॥ ૧ ॥ સઘળું નિર્વૈરજ થઈ ગયું અને પ્રત્યેક ઘરમાં સુખસંપત્તિ વધારે વધારે પ્રકટ થવા લાગી. સરસ્વતી, બ્રહ્મા તથા સદાશિવ કરોડો ભેલાં થાય અને શેષનાગ અગણિત ભેળા થાય, તોપણ તેઓથી રામચન્દ્રજીની પ્રભુતાનું સંપૂર્ણ વર્ણન કરી શકાય એમ નથી. ॥૨॥ જગતમાં જે જે કોઈ કવિઓ તથા પંડિતો છે, તેઓમાંના કોઇથી પણ રામચન્દ્રજીના રાજ્યના ગુણો વર્ણવ્યા જાય એમ નથી. શ્યામ પર્વત જેવડો મોટો કાજળનો સમુદાય એકઠો કરવામાં આવે, સમુદ્રને પાત્રરૂપ બનાવીને તેમાં એ કાજળની શાહી ઘોળવામાં આવે, ॥૩॥ લખવાને માટે કલ્પવૃક્ષની લેખણ બનાવવામાં આવે, સાતે દ્વીપોવાળી પૃથ્વીને કાગળરૂપ બનાવવામાં આવે અને સરસ્વતી, વિષ્ણુ, સદાશિવ તથા બ્રહ્મા એઓ સઘળા મળીને હજાર કલ્પસૂધી લખ્યા કરે તો પણ ॥ ૪ ॥

**सो०** तदपि न पावहिं पार, राम राज्य कौतुक अमित ॥
सुनु अब चरित अपार, जस खगपति आगे भयो ॥ १ ॥

**અર્થ.**—રામચંદ્રજીના રાજ્યની અપાર લીલાઓ સંપૂર્ણ રીતે લખી શકાય નહીં. હે ગરુડજી! હવે રામચંદ્રજીનાં અપાર ચરિત્રોમાંના અમુક ચરિત્રો જે રીતે થયાં હતાં, તે કહું છું તે સાંભળો. ॥ ૧ ॥

**चो०** राजत राजसभा सब भ्राता । तहं आयो इक द्विज बिलखाता ॥
कटुक कहत मुख करत पुकारा । हंस वंश बूडो संसारा ॥ १ ॥
रघु दिलीप शिबि सगर भुवारा । अमित प्रभाव को जाननहारा ॥
पितु जीवित सुत त्यागे प्राणा । प्रभु अंतर्यामी सुन काना ॥ २ ॥
नर लीला करि राम कृपाला । लगे विचार करन तेहि काला
कारण कवन मृतक सुत भयऊ । द्विजको देख विकल प्रभु भयऊ ॥ ३ ॥
प्रभु चित देख गगन भइ बानी । शूद्र तपो सुनि सारंगपानी ॥
विंध्याचल गंभीर वन माहा । द्विज सुत हेत मरन नरनाहा ॥ ४ ॥

**અર્થ.**—રાજ્યસભામાં રામચંદ્રજીની પાસે સઘળા ભાઇઓ બીરાજ્યા હતા, તે સમયે એક બ્રાહ્મણ વ્યાકુળ થતો અને પોકાર કરી કરીને કડવાં વચનો બોલતો આવ્યો. એ બ્રાહ્મણ સભાના સમક્ષમાં આવીને પોકાર કરવા લાગ્યો કે, "સંસારમાં સૂર્યનો વંશ તો ડૂબી જ ગયો જણાય છે. ॥૧॥ રઘુ, દિલીપ, શિબિ અને સગર આદિ અમિત પ્રભાવવાળા સૂર્યવંશી રાજાઓમાંનો આજ એકે નથી, તેથી નિરુપાય છું. એઓના અમિત પ્રભાવને જાણનારો પણ આજ કોણ છે? કોઈ નથી. જો આજ કોઈ પણ સૂર્યવંશી રાજા જીવતો હોય તો પિતા જીવતાં છતાં પુત્રનું મરણ થાય કે? કદી ન થાય." આ

સઘળો પોકાર અંતર્યામી પ્રભુ રામચંદ્રજીએ કાને સાંભળ્યો. ॥૨॥ કૃપાસિંધુ રામચંદ્રજીએ પોકાર સાંભળી મનુષ્યલીલાને અનુસરીને તે સમયમાં વિચાર કરવા લાગ્યા કે 'આ બ્રાહ્મણનો પુત્ર શા કારણથી મરી ગયો હશે?' ॥ ૩ ॥ રામચન્દ્રજીને એ બ્રાહ્મણની દશા જોવાથી વિહ્‌વળ થયેલા અને ઉંડા વિચારમાં પડેલા જોઈ, તે સમયે આકાશવાણી થઈ કે "હે પ્રભુ! આપના રાજ્યમાં એક શૂદ્ર તપશ્ચર્યા કરવા લાગ્યો છે તેથી આ બ્રાહ્મણનો પુત્ર મરી ગયો છે. શૂદ્ર જાતિને તપશ્ચર્યા કરવાનો અધિકાર નહીં, છતાં શૂદ્ર હાલ વિંધ્યાચલના ગંભીર વનમાં તપશ્ચર્યા કરે છે, એ અધર્મ પ્રવર્તવાને લીધે આપના રાજ્યમાં પિતાજી જીવતાં છતાં પુત્રનું મરણ થયું છે. ॥ ૪ ॥

**छन्दगीतिका.** यहि हेत द्विज सुत मृतक सुनि रथ साजि प्रभु आतुर चले ॥
द्वै परम शैल विलोकि पावन मुदित हो सन्मुख भले ॥
शुचि रुचिर आश्रम वेदिका तहं देखि मुनि मन भावनी ॥
वहु वाग सुभग तडाग गुंजत मंजु मधुकर सावनी ॥ १ ॥
पिक मोर हंस चकोर किलकहिं कीर शोभा पावहीं ॥
वन वृद्ध कोल किरात सादर सर्वदा तहं आवहीं ॥
तकि क्रोध शक्ती विशिख छांडे माथ लै सुरपुर गयो॥
वर भक्ति आरति जानि तिहि तहं आपु तीरथ वत कियो ॥ २ ॥

**અર્થ.**—આ આકાશવાણીનું શ્રવણ કરી વ્યાકુળ થયેલા રામચંદ્રજી તુરત જ રથ તૈયાર કરાવી, તેમાં બીરાજીને ત્યાંથી વિંધ્યાચળમાં પધાર્યા. સામે પર્વતના અતિ સુંદર અને પવિત્ર બે વિભાગો જોવામાં આવતાં રામચંદ્રજી પ્રસન્ન થઈ તેઓના મધ્યમાં પધાર્યા. ત્યાં મુનિઓનાં અંતઃકરણોને પ્રિય લાગે એવી એક પવિત્ર અને સુંદર આશ્રમવેદિકા જોવામાં આવી. એ સ્થળમાં ઘણા ઘણા બાગો તથા ઘણાં ઘણાં તળાવો અતિ સુંદર હતાં. વૃક્ષોમાં ભમરો સુંદર ગુંજાર મચાવી રહ્યાં હતાં. ॥૧॥ કોયલ, મોર, હંસ, તથા ચકોર આદિ પક્ષીઓ કોલાહલ મચાવી રહ્યાં હતાં. પોપટના અતિ મધુર સ્વરો જામી રહ્યા હતા. એ વનમાં વૃદ્ધ વૃદ્ધ કોળીઓ તથા ભિલ્લો પ્રેમપૂર્વક સર્વદા આવતા હતા. રામચંદ્રજીએ ત્યાં જઈ શૂદ્રને તપશ્ચર્યા કરતો જોઈ તેના ઉપર મોટી શક્તિવાળું એક બાણ ફેંક્યું, કે જે બાણ તે શૂદ્રના માથાને લઈને સ્વર્ગલોકમાં ચાલ્યું ગયું. રામચંદ્રજીએ પોતે એ શૂદ્રને ભક્તિવાળો તથા આર્ત્ત જાણીને તીર્થની માફક પવિત્ર કરી દીધો કે, જેથી તેને સ્વર્ગવાસ મળ્યો. ॥ ૨ ॥

**दो०** द्विजवर बालक मृतक जो, उठि बैठो हरषाय ॥
आये पुर रघुपति भगत, भय भंजन सुखदाय ॥ ८ ॥

**અર્થ.**—રામચંદ્રજીએ અહીં શૂદ્રને માર્યો, તે જ સમયે અયોધ્યામાં પેલા બ્રાહ્મણનો મરણ પામેલો પુત્ર સુપ્રસન્નપણાથી ઉઠીને બેઠો થયો. આ સમયમાં ભક્તોના ભયને ભાંગનારા અને સુખ આપનારા રામચંદ્રજી પાછા અયોધ્યામાં પધાર્યા. ॥ ૮ ॥

चो० ताहि समय इक श्वान पुकारी । पाहि पाहि प्रणतारतहारी ॥
बिन अपराध कृपालु खरारी । हत्यो मोहिं द्विज अति बल भारी ॥ १ ॥
सुनि सो वचन दीन प्रभु काना । सपदि दूत पठयो भगवाना ॥
आन्यो विप्र तुरत तेहि काला । कहे वचन तव दीनदयाला ॥ २ ॥
हन्यो श्वान कहु केहि अपराधा । सुन सर्वज्ञ न कछु व्रतबाधा ॥
क्रोध विवश प्रभु विनहि विचारा । नाथ प्रबल मैं या कहं मारा ॥ ३ ॥
कहहु दंड द्विज सकल समाजा । विप्र अदंड देव रघुराजा ॥
उचित दण्ड तस देउ बनाई । कहो श्वान जस तुमहिं सुहाई ॥ ४ ॥

**અર્થ.**—એ સમયમાં જ એક કુતરાએ ત્યાં આવીને પોકાર કર્યો કે, "હે ભક્તલોકોની પીડાનું હરણ કરનારા રામચંદ્રજી! મારું રક્ષણ કરો, રક્ષણ કરો. હે દયાળુ! એક મોટા બળવાળા બ્રાહ્મણે અપરાધવગર મને માર્યો છે." ॥ ૧ ॥ એ દીન વચનો કાને પડતાં ભગવાન્ રામચંદ્રજીએ તુરતજ પેલા બ્રાહ્મણને બોલાવવા માટે દૂત મોકલ્યો. દૂત બ્રાહ્મણને સભામાં લઈ આવતાં દીનદયાળુ રામચંદ્રજીએ તે બ્રાહ્મણને પૂછયું કે, 'તમે કયા અપરાધને લીધે કુતરાને માર માર્યો.' બ્રાહ્મણ બોલ્યો કે, ॥૨॥ "હે સર્વજ્ઞ! સાંભળો. આ કૂતરાએ મારો કશો પણ અપરાધ નહીં કરેલો છતાં મેં ક્રોધને વશ થઈ વિચાર કર્યાવગરજ આને પ્રબળ માર માર્યો છે." ॥૩॥ આ સાંભળી રામચંદ્રજીએ બ્રહ્મસભાને પૂછયું કે, 'આ બ્રાહ્મણને કેવી શિક્ષા કરવી, એ તમો સઘળા વિચાર કરીને કહો.' બ્રહ્મસભા બોલી કે, 'હે મહારાજ! બ્રાહ્મણજાતિ શારીરદંડને યોગ્ય નથી, માટે બીજા પ્રકારની જે કોઈ શિક્ષા યોગ્ય જણાય તે આપો.' રામચંદ્રજીએ કૂતરાને કહ્યું કે, 'કૂતરા! તું કહે તે પ્રમાણે હું આ બ્રાહ્મણને શિક્ષા કરું.' ॥ ૪ ॥

दो० कीजिय याको मठपती, मन भावत सुखऐन ॥
तुरत मंगावा पीतपट, गज कुण्डल सुखदैन ॥ ९ ॥

**અર્થ.**—કૂતરો બોલ્યો કે, 'હે મનભાવતા સુખના સ્થાનકરૂપ રામચંદ્રજી! આ બ્રાહ્મણને મઠનો અધિપતિ કરો.' રામચંદ્રજીએ તુરતજ પીળાં વસ્ત્રો, હાથી તથા કુંડળો મગાવ્યાં. ॥ ૯ ॥

चो० पूजि चरण गज विप्र चढायो । दुंदुभि बाजत मठकहं आयो ।
कहहिं परस्पर सब नर नारी । देखहु श्वान दण्ड अति भारी ॥ १ ॥
कीन्ह रंकते राउ कृपाला । कीन्ह चरित यह कौन दयाला ॥
विनती अधिक श्वान जब कीन्हा । उचित सुफल प्रभु वैसहि दीन्हा ॥ २ ॥
तासु अनंद देखि नरनारी । कहौ दंड फल कृपा खरारी ॥
पूछो ताहि कही सो बाता । पूरव सब प्रसंग सुखदाता ॥ ३ ॥

काशी वास विप्र मैं भयऊ । शिव सेवा सादर चित दयऊ ॥
हिमऋतु होम सो कीन्ह समीती । घृत नख रहेउ नाथ जिमि रीती ॥ ४ ॥

**અર્થ.**—પેલા બ્રાહ્મણનું ચરણ પ્રક્ષાલન કરી વસ્ત્રોથી તથા કુંડળોથી પૂજન કરી તે બ્રાહ્મણને હાથીપર બેસાડી મઠાધિપતિ કરીને ગાજતેવાજતે મઠમાં મોકલ્યો. આ જોઈ સઘળાં નરનારીઓ પરસ્પરમાં વાતો કરવા લાગ્યાં કે, 'જુવો તો ખરાં. કૂતરાએ આ બ્રાહ્મણને કેવી ભારે શિક્ષા કરાવી!! ॥૧॥ કે જેથી કૃપાળુ રામચંદ્રજીએ આ બ્રાહ્મણને રાંકમાંથી રાજા બનાવી દીધો. દયાળુ શ્રીરામચંદ્રજીએ આ તે કેવું ચરિત્ર કર્યું? કૂતરાએ પોતાની મૂર્ખતાને લીધે આ બ્રાહ્મણને રાજા જેવો બનાવવાની વિજ્ઞપ્તિ કરી તો તે પ્રમાણે જ પ્રભુએ આ બ્રાહ્મણને ઉચિત ફળ આપ્યું!" ॥૨॥ પેલા બ્રાહ્મણને અધિક આનંદ પામેલો જોઈ સઘળાં નરનારીઓએ રામચંદ્રજીને પૂછયું કે 'મઠાધિપતિપણું આપવામાં આ બ્રાહ્મણને શી શિક્ષા થઈ? તે કૃપા કરીને કહો.' રામચંદ્રજીએ ઉત્તર આપ્યો કે, 'એ વાત આ કૂતરાને જ પૂછો.' લોકોએ કૂતરાને પૂછતાં કૂતરાએ સર્વના મનનું સમાધાન થાય એવો પોતાનો પૂર્વજન્મનો પ્રસંગ કહી સંભળાવ્યો કે, ॥ ૩ ॥ "હું એક જન્મમાં કાશીવાસી બ્રાહ્મણ હતો અને મન લગાવીને પ્રેમપૂર્વક સદાશિવની સેવા કરતો હતો. શિયાળાની ઋતુમાં હું એક સમયે અગ્નિમાં ઘીનો હોમ કરી હાથ સાફ કર્યાવગર એમને એમ જમવા ગયો. મારા નખોમાં સદાશિવના નિર્માલ્યરૂપ ઘી તો વળગી જ રહ્યું હતું. ॥ ૪ ॥

दो० तातोदन भोजन करत, खाय गये सो भाग ॥
भ्रमत फिरो योनिन विविध, मिटत न सो अनुराग ॥ १० ॥

**અર્થ.**—હું જઈને ઉનો ઉનો ભાત જમવા લાગતાં તે ઘી પીગળીને ભાતમાં લાગી ગયું. હું તો શિવનિર્માલ્યના સંયોગનો કશો ખ્યાલ નહીં રાખતાં ભાત જમી ગયો. એ પાપને લીધે અનેક અનેક દુષ્ટ યોનિઓમાં ભટકતાં હાલ હું આ યોનિને પ્રાપ્ત થયો છું. હજી પણ મારું એ પાપ ટળતું નથી." ॥ ૧૦ ॥

चो० राजसभहि शिरनाइ वहोरी । चला श्वान मन त्रास न थोरी ॥
उठि मध्यान्ह कान्ह रघुनंदन । पूजि पुरारि भक्त उर चंदन ॥ १ ॥
भोजन शयन जगतपति कीन्हा । निज निज धाम सबन पग दीन्हा ॥
रहा दिवस जब घटिका चारी । जुरी सभा तव आय खरारी ॥ २ ॥
सुनि पुराण सब अनुज समेता । संध्या भयो दान सब देता ॥
सबही संध्या वंदन कीन्हा । भवन चले प्रभु आयसु लीन्हा ॥ ३ ॥
नित्य कोटि चर अवधी सिधावहिं । सांझसमय सब खबर सुनावहीं ॥
पृथकपृथक सुनि चरवर वानी । बोल न एक सो सुनहु भवानी ॥ ४ ॥

**અર્થ.**—શિવનિર્માલ્યથી અત્યંત ડરતો અને તેથીજ જેણે એ બ્રાહ્મણને જેમાં શિવનિર્માલ્યનું ભક્ષણ થયા વિના રહેજ નહીં એવી મઠાધિપતિપણારૂપ શિક્ષા કરાવી, એવો એ કૂતરો એટલી વાત કહી રાજસભાને માથું નમાવી ત્યાંથી ચાલ્યો ગયો. પછી ભક્તજનોના હૃદયોમાં ચંદનના જેવી શીતલતા આપનારા રામચન્દ્રજીએ સભામાંથી ઉઠી મધ્યાન્હ સંધ્યા કરી, શિવપૂજન કરી, ભોજન કરીને જરાવાર શયન કર્યું. ॥ ૧ ॥ સઘળા સભાસદો પણ પોતપોતાને ઘેર ગયા. પાછલો ચાર ઘડી દિવસ રહ્યો, તે સમયમાં વળી સભા એકઠી થઈ. ॥૨॥ રામચન્દ્રજીએ ભાઇઓસહિત એ સભામાં પધારી પુરાણની કથાનું શ્રવણ કર્યું. સંધ્યાકાળ થયો, તે સમયે સર્વે લોકો બ્રાહ્મણોને દાનો આપી, સંધ્યા વંદન કરી રામચંદ્રજીની આજ્ઞા લઇ પોતપોતાને ઘેર ગયા. ॥ ૩ ॥ રામચન્દ્રજીએ એવો નિયમ રાખ્યો હતો કે, નિત્ય કરોડો ગુપ્ત જાસુસો અયોધ્યામાં તથા દેશાવરમાં ફરે અને સાંજ સમયે આવીને સઘળી લોકચર્ચાની ખબર સંભળાવે. આ પ્રમાણે અનેક જાસુસો સંધ્યાકાળે રામચન્દ્રજીની પાસે આવ્યા. રામચન્દ્રજીએ સર્વે જાસુસોની વાત જૂદી જૂદી સાંભળી. હે પાર્વતી! સઘળા જાસુસોએ વાતચિત કરી. પણ તેઓમાં એક જાસુસ કશું બોલ્યો નહીં. ॥ ૪ ॥

**छन्द.** कछु कही नही सो पूछि सादर वचन वेग न आवई ॥
एक रजक पत्रिहि कहत डालत व्यंग्य काहि समुझावई ॥
मुनि वचन कृपानिधान चरके मध्य उर राखे हरी ॥
निशि स्वप्न देखत जगतपति पुनि जाग दारुण दुख करी ॥ १ ॥

**અર્થ.**—જ્યારે એક જાસૂસ કશું બોલ્યો નહીં ત્યારે રામચન્દ્રજીએ તેને વધારે પ્રયત્નથી પૂછતાં તે જાસુસે મોહોડામાંથી તુરત વચન પણ ન કહાડી શકતાં છેવટ ખેદથી ગદ્ગદ કંઠ થઇને વાત કરી કે "મહારાજ! આજ એક ધોબી પોતાની સ્ત્રીને દુર્વચનો કહેતો હતો કે, 'તું પરાયા ઘરમાં રહી આવી છો, તેથી તને હું મારા ઘરમાં રાખનાર નથી. પરાયા ઘરમાં રહી આવેલી સ્ત્રીને તો રામજ રાખે, પણ હું રામના જેવો સ્ત્રીલોભી નથી કે જેથી તને રાખું" રામચન્દ્રજી જાસુસનાં એ વચનોને હૃદયમાં ધરી લઇને પોઢવા પધાર્યા. એમને નિદ્રામાં પણ એવાજ પ્રકારનું દારુણ સ્વપ્ન આવ્યું. એ સ્વપ્ન જોઈ રામચન્દ્રજી જાગી ગયા અને મનમાં મહાદુઃખ પામવા લાગ્યા. ॥ ૧ ॥

**दो०** बीती अवधि प्रमाण युग, कीन्ह विचार कृपाल ॥
ग्यार सहस पितु राज शुचि, करौं सत्य यहि काल ॥ ११ ॥

**અર્થ.**—રામચંદ્રજીએ વિચાર કર્યો કે "મને પિતાનું પવિત્ર રાજ્ય કરતાં કરતાં અગીયાર હજાર વર્ષ પૂરાં થવા આવ્યાં છે તો હવે મારે બ્રહ્માનું વચન સિદ્ધ કરવું. ॥ ૧૧ ॥

**चो०** त्यागों जनकसुता मन माहीं । राखौं श्रुतिपथ धर्म न जाहीं ॥
दै मन ठीक सिया पहं आये । सादर बोले वचन सुहाये ॥ १ ॥

सुमुखि न कछु मांगो केहि काला । हंसि कह कृपानिकेत दयाला ॥
निज छाया महि राखि विनीता । रहो जाय निज धाम पुनीता ॥ २ ॥
प्रभु पद वंदि गई नभ सोई । जीव चराचर लख्यो न कोई ॥
ता सन प्रभु अस कह्यो बुझाई । मनभावत मांगो सुखदाई ॥ ३ ॥
नाथ साथ मुनि धाम सुहाई । आई तजि गृह मन सकुचाई ॥
मुनि त्रिय भूषण सकल सुहाये । पहराये प्रभु जो मन भाये ॥ ४ ॥
हंसि कह कृपानिकेत सकारे । पूजहिं मन अभिलाष तुम्हारे ॥

**અર્થ.**--હવે હું સીતાનો ત્યાગ જ કરી આપું અને મનમાં વેદમાર્ગ જ ધરી રાખું, કે જેથી ધર્મની હાનિ ન થાય." આ વાતને મનમાં બરાબર દૃઢકરી તુરત જ સીતાજીનીપાસે આવ્યા. પ્રેમ દેખાડી હસીને સુંદર વચન બોલ્યા કે, ॥ ૧ ॥ "હે સુમુખી! તમે કોઈ સમયે પણ મારી પાસેથી કશું માગ્યું નથી તો હવે જે કાંઈ જોઈતું હોય તે માગી લિયો અને પછી પોતાની છાયાને પૃથ્વીપર રાખી, આપણા પવિત્રધામમાં જઈને રહો." ॥૨॥ આ વચનો કાને પડતાં જ સીતાજી રામચંદ્રજીનાં ચરણોમાં પ્રણામ કરી રામચંદ્રજીની પાસે પોતાની છાયા રાખીને તુરત જ આકાશમાર્ગમાં ચાલ્યાં ગયાં. આ વાત કોઈ પણ સ્થાવર જંગમ જીવના જાણવામાં ન આવી. પછી રામચંદ્રજીએ એ છાયારૂપ સીતાજીને સમજાવી કહ્યું કે, "જેથી તમે સુખ માનતાં હો, એવું મનોવાંછિત વરદાન મારીપાસેથી માગી લિયો." ॥ ૩ ॥ સીતાજી બોલ્યાં કે, "નાથ! હું મુનિઓના સુંદર આશ્રમોને (વનવાસને) છોડીને આપનીસાથે અહીં આવીછું ત્યારથી મારા મનમાં સંકોચ રહ્યા કરે છે અને હું પાછી વનમાં જઈને મુનિપત્નીઓને સઘળાં સુંદર ભૂષણાદિક પહેરાવું, એવી ઇચ્છા થાય છે. પછી જેમ આપની ઇચ્છા હોય તેમ કરું." રામચંદ્રજીએ આ વચનો સાંભળી હસીને કહ્યું કે, "તમારી ઉત્કંઠા પ્રભાતમાં જ પૂર્ણ કરવામાં આવશે." ॥ ૪ ॥

दो० होत प्रात जब जगतपति, जागे रमा निवास ॥
याचक जन गावत मुदित, शोभित कंज प्रकाश ॥ १२ ॥

**અર્થ.**--એટલું કહી રામચંદ્રજી પોઢી રહ્યા. પ્રભાત થતાં યાચકજનો આનંદથી ગાવા લાગ્યા અને કમળો પ્રફુલ્લિત થયાં, તે સમયે રામચંદ્રજી જાગ્યા. ॥ ૧૨ ॥

चो० भरत शेष रिपुदमन समेता । आये प्रभु जहं कृपानिकेता ॥
कीन्ह प्रणाम माथ महि लाई । बोले कछु नहीं श्रीरघुराई ॥ १ ॥
वदन विलोकि सशंकित अंगा । श्रीहत देखि वपुषकर रंगा ॥
थर थर कांपत तीनो भाई । जानि न जाय चरित रघुराई ॥ २ ॥
लेइं श्वास तकि समय सुजानी । बोले गूढ मनोहर बानी ॥
वचन मोर उर राखउ भ्राता । लै वन जाउ जानकी ताता ॥ ३ ॥

सूखि सहमि सुनि वचन कराला । जरे गात उपजी उर ज्याला ॥
हंसत कि सत्य कहत रघुराया । असमंजस उर सुनि खगराया ॥ ४ ॥

**અર્થ.**--પ્રભાતમાં લક્ષ્મણજીને અને શત્રુઘ્નને સાથે લઇને ભરતજી રામચંદ્રની પાસે આવ્યા. ત્રણે ભાઇઓએ પૃથ્વીપર મસ્તકો નમાવી પ્રણામ કર્યા, પણ રામચંદ્રજી કશું બોલ્યા નહીં. ॥ ૧ ॥ રામચંદ્રજીના મુખારવિંદને વિવર્ણ તથા ચિંતાગ્રસ્ત જોઈ અને તેમનાં સઘળાં અંગોને પણ શોભાવગરનાં તથા વિવર્ણ જોઈ ત્રણે ભાઇઓ થરથર કંપવા લાગ્યા. રામચંદ્રજીનું ચરિત્ર કોઈના પણ જાણવામાં ન આવ્યું. ॥ ૨ ॥ મહાપ્રવીણ રામચંદ્રજી સમય જોઈ નિસાસો મૂકી કોમળ અક્ષરોથી ગૂઢ અર્થવાળી વાણી બોલ્યા કે, "પ્યારા ભાઇઓ! મારા વચનને હૃદયમાં ધરી લયો. એ વચન એ છે કે, સીતાને વનમાં મૂકી આવો." ॥ ૩ ॥ રામચંદ્રજીનું આ વિકરાળ વચન સાંભળી ત્રણે ભાઇઓ ભયભીત થઈ સૂકાઈ ગયા. ત્રણે ભાઇઓનાં ગાત્રો બળવા લાગ્યાં અને હૃદયોમાં જ્વાળા ઉત્પન્ન થઈ. હે ગરુડજી! રામચંદ્રજી 'આ સાચેસાચું કહે છે કે, હાંસીની વાત કહે છે' એમ ત્રણે ભાઇઓનાં હૃદયો દોલાયમાન થવા લાગ્યાં અને તેઓ ગભરાવા લાગ્યા.૪

दो० भरत आदि व्याकुल अनुज, नहिं आवत कहि वैन ॥
जोर युगल कर शत्रुहन, कहत नीर भरि नैन ॥ १३ ॥

**અર્થ.**—ભરતજી આદિ ત્રણે ભાઇઓ એવા વ્યાકુળ થઈ ગયા કે, મોહોડાથી કશા અક્ષર કહાડવાને પણ અશક્ત થઈ ગયા. આ સમયમાં શત્રુઘ્ન પોતાનાં બન્ને નેત્રોમાં પાણી લાવી હાથ જોડી બોલ્યા કે, ॥ ૧૩ ॥

चो० सुनि प्रभु वचन हृदय विलखाना । जगतजननि सिय सब जग जाना ॥
जगतपिता प्रभु सब उरवासी । सत चैतन घन आनंद रासी ॥ १ ॥
कारण कवन जानकी त्यागी । मन वच क्रम तव पद अनुरागी ॥
सुन सर्वज्ञ सगर्भनि जानी । रिस परिहास कि सत्य सुवानी ॥ २ ॥
पंकज नयन नीर भरि आये । कहे वचन मृदु दनुज सताये ॥
आयसु मोर जु टारहि ताता । रहहि न प्राण तात मम गाता ॥ ३ ॥
हरि इच्छा भावी बलवाना । तुम कहं तात सदा कल्याना ॥
यह मम वचन पालि लघु भाई । प्रात जानकिहि जाउ लिवाई ॥ ४ ॥

**અર્થ.**—"પ્રભુ! આપનું વચન સાંભળી અમારાં હૃદયો ખેદ પામે છે. સઘળું જગત્ જાણે છે કે, સીતાજી જગદંબા છે અને આપ જગતના પિતા, સર્વના અંતર્યામી તથા સચ્ચિદાનંદઘન છો.॥૧॥ સીતાજી કે જે મનથી, વચનથી તથા કર્મથી આપનાં ચરણોમાં જ પ્રેમ ધરાવનારાં છે, તેમનો કયા કારણથી ત્યાગ કરો છો? હે સર્વજ્ઞ! સીતાજી હમણાં સગર્ભા છે, તેનો પણ આપે વિચાર કરવો જોઇએ. આપનું આ વચન શું ક્રોધયુક્ત છે? હાંસીરૂપ છે? કે સત્ય છે?" ॥ ૨ ॥ આ સમયમાં રામચંદ્રજીનાં કમળસરખાં નેત્રોમાં

પાણી ભરાઈ આવ્યાં. રામચંદ્રજીએ કોમળ વચનથી શત્રુઘ્નને કહ્યું કે, "ભાઈ! જો મારી આજ્ઞાનો પ્રતિઘાત કરશો તો મારા શરીરમાં પ્રાણ રહેશે નહીં. ॥૩॥ જેમ પ્રભુની ઇચ્છા હોય છે તેમ થાય છે. ભાવી બળવાન્ છે. મારી આજ્ઞા પાળવાથી તમારું સર્વદા કલ્યાણ થશે. ભાઈ! મારું આ વચન સ્વીકારી લઈને તુરત જ સીતાજીને વનમાં મૂકી આવો." ॥ ૪ ॥

**सो०** सुनि प्रभु वचन कठोर, भरत जोरि कर कहन लिय ॥
नाथ हमहिं मति भोर, सुन विनती सर्वज्ञ प्रभु ॥ ३ ॥

**અર્થ.**—રામચંદ્રજીનાં કઠોર વચનો સાંભળી ભરતજી હાથ જોડી બોલ્યા કે, "નાથ! સર્વજ્ઞ! પ્રભુ! અમારી બુદ્ધિ વ્યાકુળ થાય છે, માટે અમારી વિજ્ઞપ્તિ સાંભળો. ॥ ૨ ॥

**चो०** हंस वंश जगमें विख्याता । दशरथ पितु कौशल्या माता ॥
त्रिभुवन पति प्रभु सब जग जाना । गावहिं जाहि शेष श्रुति नाना ॥ १ ॥
सत्य शक्ति तव प्रगट गुसाई । बरणि न सकहिं वेद अहिराई ॥
शोभाखानि जनककी जाता । रहित अमंगल मंगलदाता ॥ २ ॥
छाया जासु पतिव्रत धरहीं । ते नारी भव कूप न परहीं ॥
सीता विपिन अकेलि न रहहीं । तुम्हें विहाय छिनक किमि जियहीं ॥ ३ ॥
जल विन मींन कि जिये कृपाला । होय कृषी विनु वारिदमाला ॥
अस तुम बिन छिन जियेकि सीता । ज्ञानवंत अति निपुण विनीता ॥ ४ ॥
सुनि करुणामय वचन सप्रीती । कही भरत तुम सुन्दर नींती ॥

**અર્થ.**—સૂર્યવંશ જગતમાં પ્રખ્યાત છે અને તેમાં પણ વિશેષ પ્રખ્યાત દશરથરાજા આપના પિતા છે અને કૌશલ્યા માતા છે, માટે આવું સાહસ કરવામાં વિચાર કરવો યોગ્ય છે. આપ ત્રૈલોક્યના સ્વામી છો અને આપના યશને શેષનાગ તથા શ્રુતિઓ પણ ગાય છે, એ વાત જગત્પ્રસિદ્ધ છે.॥૧॥ સ્વામિન્! જેનું વેદ કે શેષનાગ પણ નિરૂપણ કરી શકે નહીં, એવી આપની માયાશક્તિ જ ખરેખર સીતાજીરૂપે પ્રકટ થયેલ છે. સીતાજી કે જે શોભાની જન્મભૂમિરૂપ છે, અમંગળોથી રહિત છે, મંગળ દેનારાં છે ॥ ૨ ॥ અને જેમના પાતિવ્રત્ય ધર્મની છાયાનું ધારણ કરવાથી પણ સ્ત્રીઓ કદી સંસારરૂપી કુવામાં પડે નહીં, એવાં છે, તેમનો ત્યાગ શા કારણથી કરવામાં આવે છે? સીતાજી વનમાં એકલાં રહી શકશે નહીં એટલું જ નહીં, પરંતુ આપવિના ક્ષણમાત્ર પણ જીવી શકશે નહીં. ॥૩॥ કૃપાનાથ! માછલી પાણીવિના જીવી શકે? અને ખેડ વૃષ્ટિવિના જીવી શકે? એ પ્રમાણે સીતાજી કે જે જ્ઞાનવાળાં છે, પરમપ્રવીણ છે અને અત્યંત વિનયવાળાં છે, તે આપવિના ક્ષણમાત્ર જીવશે કે?" ભરતજીનાં કરુણામય વચનો સાંભળી રામચંદ્રજી પ્રેમપૂર્વક બોલ્યા કે, "ભરતજી! તમે નીતિથી ભરેલાં સુંદર વચનો કહ્યાં. ૪

दो० तदपि नृपहि चाहिय सदा, राजनीत धन धर्म ॥
प्रजापालने सोच नहिं, वचन नीति शुचि कर्म ॥ १४ ॥

**અર્થ.**—તમે જે કહ્યું તે સત્ય છે, તો પણ રાજાએ પોતાના કે સંબંધીઓના દુઃખનો કશો વિચાર નહીં કરતાં જેથી પ્રજાનું પાલન થાય અને પ્રજામાં કોઈ પ્રકારની નિંદા ન થાય, એવો રાજનીતિરૂપ પવિત્ર ધર્મ પાળવો, એ જ રાજાનું પવિત્ર કર્તવ્ય છે."॥૧૪॥

चो० दूत चरित जस सुन्यो सु कहेऊ । कुल कलंक यह दारुण भयऊ ॥
तरिणि वंश नृप अमित अपारा । एकते एक जान संसारा ॥ १ ॥
रघु दिलीप वैवस्वत जाना । सगर भगीरथ वेद बखाना ॥
दशरथ विदित जान जग नीके । वचन न दीन्हों लालच जीके ॥ २ ॥
तिहि कुल रंचक सुनिय कलंकू । रहैं जीव जग अधम अशंकू ॥
सुन सर्वज्ञ सकल भयहारी । रहित कलंक विदेहकुमारी ॥ ३ ॥
विधि हरि हर दिव देखि सुहाई । पावक अवटि कनक सम भाई ॥
जे सुर नर मुनि स्वपनेहु नाहीं । यहि चरित्र जग कहि हरषाईं ॥ ४ ॥

**અર્થ.**—એટલું બોલી દૂતના મોહાડાથી સાંભળેલી હકીકત યથાર્થ રીતે કહી સંભળાવી રામચંદ્રજી બોલ્યા કે, "આપણા કુળને આ દારુણ કલંક લાગ્યું છે. સૂર્યવંશમાં રઘુ, દિલીપ, વૈવસ્વત મનુ, સગર તથા ભગીરથ આદિ અનેક રાજાઓ એકથી એક અધિક થઈ ગયા છે કે, જેઓનાં ચરિત્રોની વેદે પણ પ્રશંસા કરી છે. એઓમાં પણ આપણા પિતા મહારાજ દશરથ તો જગત્પ્રસિદ્ધ હતા કે, જેમણે પોતાના પ્રાણ જવા દીધા, પણ જીવવાની લાલચથી વચન જવા દીધું ન હતું. ॥ ૧ ॥ ૨ ॥ એમના કુળમાં જરા પણ કલંક સાંભળવામાં આવે અને તે કલંકનું નિવારણ કરચાવિના આપણે જીવતા રહીએ તો અવશ્ય જગતમાં અધમ જીવ જ કહેવાઇએ." રામચંદ્રજીનાં વચનો સાંભળી ભરતજી બોલ્યા કે, "હે સર્વના ભયનું હરણ કરનારા સર્વજ્ઞ પ્રભુ! સાંભળો. સીતાજી કલંકથી રહિત જ છે. ॥ ૩ ॥ સીતાજી અગ્નિમાં પણ સુવર્ણની પેઠે અત્યંત શુદ્ધ થઇને બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ તથા બીજા દેવતાઓની સમક્ષમાં નિકળ્યાં છે, એ વાત જગપ્રસિદ્ધ છે. કોઈના સ્વપ્નમાં પણ ન આવે એવું સીતાજીનું એ ચરિત્ર દેવતાઓની, મુનિઓની તથા બીજા પણ કેટલાએક લોકોની સમક્ષમાં થયું છે. જે માણસ સ્વપ્નમાં પણ સીતાજીના ચરિત્રને કલંકયુક્ત કહીને રાજી થાય, ॥ ૪॥

दो० ते हठि रौरवनरक महं, कोटि कल्प भरि वास ॥
रहहिं कोटि शत रोग वश, भोगहिं नरक निवास ॥ १५ ॥

**અર્થ.**—તે માણસ કરોડ કલ્પોસૂધી નરકમાં વાસ કરે, કરોડ કલ્પોસૂધી સેંકડો રોગોને વશ રહે અને કરોડ કલ્પોસૂધી બીજાં પણ નરકવાસના જેવાં જ દુઃખો ભોગવે એમ છે." ॥ ૧૫ ॥

चो० रिस रुख देखि नयन वर तीछे । आये भरत लषणके पीछे ॥
सुन सौमित्र छांडि हठ शोचू । जग भल कहै कहै कि न पोचू ॥ १ ॥
तजि आज्ञा प्रति उत्तर करिहौ । मोहिं विन सोच जन्मभर भरिहौ ॥
जनकसुतहि रथ तुरत चढाई । गंग समीप फिरव पहुंचाई ॥ २ ॥
अति गहवर वन जहां न कोई । छांडेहु तात जानि जब सोई ॥
फेरी मति कहि वचन उदासा । मरण ठानि कर चले निरासा ॥ ३ ॥
सुभग विमान सीय बैठाई । पट भोजन भरि धरे बनाई ॥
अतिअनंद मन चली जानकी । अतिशय प्रिय करुणानिधानकी ॥ ४ ॥

**અર્થ.**—આ સમયમાં રામચંદ્રજીનાં ક્રોધ તથા ઇચ્છા તીક્ષ્ણ જોવામાં આવતાં અને નેત્રો પણ અત્યંત તિરછાં જોવામાં આવતાં, ભરતજી ત્યાંથી ખસી લક્ષ્મણજીની પછવાડે આવી ઉભા. રામચંદ્રજીએ લક્ષ્મણજીને આજ્ઞા કરી કે, "લક્ષ્મણજી! શોકને તથા હઠને છોડી દઇ મારી આજ્ઞા સાંભળો. જગત્ ભલે સારૂં કહે કે ખરાબ કહે, ॥ ૧ ॥ તેનો કશો વિચાર નહીં કરતાં સીતાજીને રથમાં ચડાવી ગંગાજીના સમીપમાં મૂકી દઇ પાછા ફરી આવો. જો આ મારી આજ્ઞાની સામે પ્રત્યુત્તર આપશો તો મારાવિના જન્મભરસૂધી શોક કર્યા કરશો. ॥ ૨ ॥ જ્યાં કોઈ પણ મનુષ્ય ન હોય એવું ગહ્વર વન જોવામાં આવે ત્યાં સીતાને મૂકી આવો. ત્યાંથી સીતાને પાછાં લાવશો નહીં." એ પ્રમાણે રામચંદ્રજીનાં ઉલટા વિચારવાળાં ઉદાસ વચનો સાંભળી લક્ષ્મણજી નિરાશ થઈ મરવાનો નિશ્ચય કરી ત્યાંથી નિકળી સીતાજીની પાસે આવ્યા. ॥ ૩ ॥ ત્યાં આવી સીતાજીને સુંદર રથમાં બેસાડી, અન્નને, વસ્ત્રને તથા અલંકારોને રથમાં ભરી સીતાજીની સાથે ત્યાંથી ચાલ્યા. કૃપાળુ રામચંદ્રજીનાં અત્યંત પ્યારાં સીતાજી અત્યંત આનંદ ધરીને ત્યાંથી ચાલ્યાં. ॥ ૪ ॥

दो० विवरन शेष निहारि सिय, चकित विकल भइ बाल ॥
झकत हृदय नहिं कह सकत, मणि विन व्याकुल व्याल ॥ १६ ॥

**અર્થ.**—પણ લક્ષ્મણજીને વિવર્ણ થયેલા જોઇ અત્યંત ચકિત તથા વિકલ થઈ ગયાં. પૂછવાને માટે આતુર થયાં, પણ કશું બોલી શકયાં નહીં અને જેમ મણિવિના નાગિણી વ્યાકુળ થઈ જાય, તેમ વ્યાકુળ થઈ ગયાં. ॥ ૧૬ ॥

चो० उतरि देवसरि यान सुहावा । अति उद्यान देखि भय पावा ॥
कारण अपर जानि भयभीता । बोली वचन मनोहर सीता ॥ १ ॥
दिखियत नहीं मुनिनके धामा । जात कहां प्रभु अनुज सकामा ॥
खग मृग जीव विविध हरि व्याला । करि केहरि वृक वाघ शृगाला ॥ २ ॥

आवत शूल हनेसि प्रभु छाती । घुर्मित धरणि पर्‍यो रिपुघाती ॥
मूर्छित देखि गदा लै धावा । निरखि सुबाहु क्रोध उर छावा ॥ २ ॥
प्रबल गदा रथ सारथि भंज्यो । विहँसि महाबल करि दल गंज्यो ॥
रथ विहीन व्याकुल महि माहीं । मूर्च्छित अवनि परो सुधि नाहीं ॥ ३ ॥
पुनि उठि गर्जि सकोप सुरारी । अस्त्र संभारि क्रोध अति भारी ॥
विस्मित विकल देव जब जान्यो । राम बाण अति सादर तान्यो ॥ ४ ॥

**અર્થ.**—એ દૈત્ય સદાશિવનું સ્મરણ કરી હાથમાં મોટું ત્રિશૂળ લઇને યમની પેઠે તથા કાળની પેઠે શત્રુના સૈન્યનો સંહાર કરવા લાગ્યો. લવણાસુરે ક્ષણમાત્રમાં ઘણા યોધાઓને મારી નાંખતાં શત્રુઘ્ન કોપ કરીને તેની સામે ચાલ્યા. શત્રુઘ્ન આવતાં જ લવણાસુરે તેમની છાતીમાં ત્રિશૂળ માર્યું ॥ ૧ ॥ કે જેથી શત્રુઘ્ન ચકરી ખાઇને ધરતીપર પડી ગયા. પિતાને મૂર્છિત થયેલા જોઈ હૃદયમાં અત્યન્ત ક્રોધથી વ્યાપ્ત થયેલો સુબાહુ ગદા લઇને દોડ્યો. ॥ ૨ ॥ સુબાહુએ હસતાં હસતાં જ પ્રબળ ગદાથી લવણાસુરના રથને, સારથિને તથા મોટા સૈન્યને તોડી નાંખી લવણાસુરને પણ ગંજાવી નાંખ્યો. રથથી રહિત થયેલો અને વ્યાકુળ થયેલો લવણાસુર મૂર્છિત થઈ બેભાન થઇ ધરતીપર પડ્યો. ॥ ૩ ॥ પણ પાછો તુરત ઉભો થઈ ત્રિશૂળની સંભાળ કરી અત્યન્ત ક્રોધ કરીને ગર્જના કરવા લાગ્યો. મૂર્છામાંથી જાગ્રત થયેલા શત્રુઘ્ને દેવતાઓને અત્યન્ત ચિન્તામાં પડેલા જોઈ પ્રયત્નપૂર્વક રામનું બાણ ધનુષમાં ચડાવ્યું. ॥૪॥

दो० सुमिरि अवधपति चरण युग, छांडेउ तीव्र नराच ॥
पर्‍यो अवनि तल भिन्न है, व्याकुल निपट पिशाच ॥ ४३ ॥

**અર્થ.**—શત્રુઘ્ને રામચન્દ્રજીનાં ચરણોનું સ્મરણ કરીને તીવ્રબાણ ફેંક્યું, તેથી લવણાસુરની છાતી ફાટી ગઈ અને તે લવણાસુર અતિ વ્યાકુળ થઈ મરણ પામી ધરતીપર પડ્યો. ॥ ૪૩ ॥

चो० तासु मरण लख सब सुर यूथा । चढि विमान नभ देव वरूथा ॥
बाजहिं दुंदुभि वरषहिं फूला । आज नाथ बीते सब शूला ॥ १ ॥
देहिं अशीश देव धुनि करहीं । जयति मंत्र वर आशिष पढहीं ॥
यातुधान पति दीन विलोकी । कैटभ जामक नहिं रिस रोकी ॥ २ ॥
करि किलकार गर्जि अति घोरा । शिला एक मेला बहु जोरा ॥
शर हति शैल सुबाहु प्रचारी । काटी दुष्ट भुजा महिं डारी ॥ ३ ॥
वदन पसारि ताकि तकि धावा । बाण वेधि महि माथ गिरावा ॥
मरत धरणि कर घोर चिकारा । कठिन कृपाण खण्ड कर डारा ॥ ४ ॥

**અર્થ.**—લવણાસુરનું મરણ થયેલું જોઈ સર્વે દેવતાઓનાં યૂથો વિમાનોમાં ચડી ચડી આકાશમાં દુન્દુભિઓ વગાડવા લાગ્યાં અને પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યાં. 'હે

નાથ ! આજ અમારું દુઃખ ટળી ગયું' ॥ ૧ ॥ એમ બોલીને દેવતાઓ જયધ્વનિ કરવા લાગ્યા અને ઉત્તમ મંત્રો ભણી ભણીને આશીર્વાદો દેવા લાગ્યા. લવણાસુરને મરણ પામેલો જોઈ જેઓનો ક્રોધ કેમે કરી રોકાતો ન હતો, એવા કૈટભ અને જામક, ॥ ૨ ॥ એ બે દૈત્યો કીકીયારી કરીને ઘોર ગર્જના કરવા લાગ્યા. જામકે ભારે જોરથી એક પર્વત ફેંકતાં સુબાહુએ બાણોથી તે પર્વતનું ચૂર્ણ કરી નાંખ્યું અને તે ઉપરાંત જામકને પડકારીને તેના હાથને પણ કાપી નાંખ્યો. ॥ ૩ ॥ જામક મોહોડું ફાડી બરાબર તાકીને સામે દોડતાં સુબાહુએ બાણથી વીંધીને તેના મસ્તકને ધરતીપર પાડી નાંખ્યું. જામક મરતી વખતે ભયંકર ચીત્કાર કરીને ધરતીપર પડતાં સુબાહુએ કઠોર ખડ્ગથી તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા. ॥ ૪ ॥

**दो॰ यूपकेतु तब क्रोध करि, कैटभ हन्यो प्रचारि ॥**
**बरषि देव झरि सुमन अज, अति प्रसन्न त्रिपुरारि ॥ ४४ ॥**

**અર્થ.**—આ સમયમાં યૂપકેતુએ પણ કૈટભને પડકારી તેની સાથે યુદ્ધ કરીને મારી નાંખ્યો. દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા અને બ્રહ્મા તથા સદાશિવ અતિ પ્રસન્ન થયા. ॥ ૪૪ ॥

**चो॰ बाजहिं निकर निशान सुहाये । जय जय जय करि सुर सब गाये ॥**
**पढहिं वेद मुनि आशिष देहीं । बंदीजन निवछावर लेहीं ॥ १ ॥**
**देहिं दान जो जेहि मन भायो । सुनासीर आतुर चलि आयो ॥**
**जोरि युगल कर अति अनुरागे । बोले वचन प्रेम रस पागे ॥ २ ॥**
**स्तुती योग्य जीभ नहिं नाथा । अदिति तनय सब कीन्ह सनाथा ॥**
**सुर सुरपति लखि प्रभु लघु भाई । कीन्ह प्रणाम माथ महि लाई ॥ ३ ॥**
**तव प्रताप हति खल समुदाई । राम कृपा हम जय जग पाई ॥**
**स्तुती विनय शक्र बहु कीन्ही । बार बार अति आशिष दीन्ही ॥ ४ ॥**

**અર્થ.**—દેવતાઓનાં અનેક દુન્દુભિઓ વાગવા લાગ્યાં, સર્વ દેવતાઓ જય જય શબ્દ બોલવા લાગ્યા, મુનિઓ વેદમંત્રો બોલી બોલીને આશીષો દેવા લાગ્યા, બંદીજનો નોછાવરો મેળવવા લાગ્યા. ॥ ૧ ॥ અને શત્રુઘ્ન સર્વે યાચક વગેરેને મનભાવતાં દાનો દેવા લાગ્યા. આ સમયમાં ઈંદ્ર શત્રુઘ્નની પ્રભુતા જોઈ પ્રેમથી તુરત પાસે આવી, ॥ ૨ ॥ બે હાથ જોડી માથું નમાવી પ્રેમરસથી ભીંજાએલી વાણી બોલ્યો કે, "હે નાથ શત્રુઘ્ન! મારી જીભ તમારી સ્તુતિ કરવાને સમર્થ નથી. ॥ ૩ ॥ તમે પ્રતાપથી દૈત્યોને મારી રામકૃપાથી અમોને સનાથ તથા વિજયી કર્યા છે." આ પ્રમાણે ઈંદ્રે સ્તુતિ તથા બહુ વિનતિ કરીને વારંવાર ઉત્તમ આશીર્વાદો આપ્યા. ॥ ૪ ॥

**दो॰ देवन सहित सुदेव गुरु, आये जहँ सुखधाम ॥**
**समाचार सादर कहे, सकल सबनके नाम ॥ ४५ ॥**

**અર્થ.**—પછી ઇંદ્રે દેવતાઓસહિત તથા બૃહસ્પતિસહિત ત્યાંથી યજ્ઞમંડપમાં આવી રામચન્દ્રજી પાસે સર્વનાં નામો લઈ લઇને, પ્રેમપૂર્વક સઘળા સમાચાર કહી સંભળાવ્યા. ॥ ૪૫ ॥

**चो॰ तहं युग नगर रचे अतिरूरे । राखे तनय युगल बल पूरे ॥**
**मथुरा नाम जगत यश जाना । दूसर विदिश जु वेद बखाना ॥ १ ॥**
**ज्येष्ठ तनय बल बुद्धि विशाला । नाम सुबाहु विदित महिपाला ॥**
**राख्यो यमुना तट बल भूरी । विदिश नगर पश्चिम बहु दूरी ॥ २ ॥**
**यूपकेतु पुनि सो थल पावा । राजनीति दोउ सुत समुझावा ॥**
**सौंपि नगर बहु आशिष दीन्ही । नृप मणि गवन विजय कहं कीन्ही ॥ ३ ॥**
**चिरंजीव कहि हने निशाना । दक्षिण अश्व चला जब जाना ॥**
**सचिव तनय राखे सुत संगा । उतरो सब दल यमुन तरंगा ॥ ४ ॥**

**અર્થ.**—શત્રુઘ્ન લવણાસુરના દેશમાં અતિ સુન્દર બે શહેરો વસાવીને તેઓમાં પોતાના બે કુમારોને જૂદાં જૂદાં રાજ્યો આપ્યાં. એક નગરનું નામ 'મથુરા' રાખ્યું અને બીજા નગરનું નામ 'વૈદિશ' રાખ્યું, કે જે નામો જગતમાં તથા વેદશાસ્ત્રોમાં પણ પ્રખ્યાત છે. ॥ ૧ ॥ રાજાઓમાં પ્રખ્યાત અને વિશાળ બુદ્ધિવાળા મોટા કુમાર સુબાહુને યમુનાના કિનારાપર મથુરા નગરમાં રાખ્યો અને તેવા જ ગુણોવાળા નાના કુમાર યૂપકેતુને યમુનાના પશ્ચિમ કિનારાપર બહુ દૂર વૈદિશ નામના નગરમાં રાખ્યો. ॥ ૨ ॥ શત્રુઘ્ન પોતાના એ બન્ને કુમારોને રાજનીતિ સમજાવી, નગરો સોંપી દઈ, આશીર્વચનો આપીને ત્યાંથી પરભારા રામચંદ્રજીના અશ્વમેધના ઘોડાનું રક્ષણ કરવા માટે ચાલ્યા. ॥ ૩ ॥ બ્રાહ્મણાદિકનાં મુખોથી 'ચિરંજીવ' શબ્દોનું શ્રવણ કરતાં શત્રુઘ્ન નિશાનોપર ડંકા દેવરાવીને ચાલ્યા; તે સમયમાં ખબર મળી કે, 'રામચંદ્રજીનો ઘોડો દક્ષિણ દિશામાં ચાલ્યો છે.' શત્રુઘ્ન પોતાના કુમારોની પાસે મંત્રીઓના પુત્રોને રાખી સઘળા સૈન્યને સાથે લઈ યમુના નદીને ઉતર્યા ॥ ૪ ॥

**दो॰ रवितनया पद वंदि करि, चली सेन हय संग ॥**
**हर्षहिं सुर वर्षहिं सुमन, निरखि सेन चतुरंग ॥ ४६ ॥**

**અર્થ.**—અને ત્યાં યમુનાને પ્રણામ કરી ઘોડાની સાથે સૈન્યમાં મળી ગયા. જેમાં શત્રુઘ્ન મુખ્ય થયા એવી ઘોડાની સાથેની ચતુરંગિણી સેનાને જોઈ રાજી થયેલા દેવતાઓએ પુષ્પોની વૃષ્ટિ કરી. ॥ ૪૬ ॥

**चो॰ वाल्मीकि थल वाजि समेता । कानन सघन मुनीश निकेता ॥**
**सिय सुत युगल वीर वर वंडा । भुज बल विपुल दिनेश प्रचंडा ॥ १ ॥**
**वीर बली हय देखेउ आई । बांध्यो बांच सुपत्र बनाई ॥**
**कसि कटि तूण हाथ धनुतीरा । समर हेत बैठे बलवीरा ॥ २ ॥**

शूर सहस्र सहायक साथा । आय गये जहं रघुकुलनाथा ॥
तरुतर बांध्यो वाजि विलोकी । बालक जानि सकल रिस रोकी ॥ ३ ॥
दै तुरंग गृह जाहु सुहाये । धन्य मातु पितु जिन्ह तुम जाये ॥
मांगहु भीख समर चढि भाई । क्षत्रिय कुलहि कलंक लगाई ॥ ४ ॥

**અર્થ.**—અશ્વમેધનો ઘોડો સેનાસહિત ચાલતાં ચાલતાં વાલ્મીકિના આશ્રમવાળા સઘન વનમાં ગયો કે, જ્યાં બીજા મુનિઓના પણ અનેક આશ્રમો હતા. એ સ્થળમાં મોટા ભુજ બળવાળા અને સૂર્યના જેવી પ્રચંડતાવાળા ॥ ૧ ॥ સીતાજીના બે પુત્રો (લવ અને કુશ) ફરતા હતા. તેઓએ ઘોડાને જોઈ તેના લલાટમાં બાંધેલું સુવર્ણનું પત્ર વાંચી તે ઘોડાને બાંધ્યો. એ બન્ને મહાબળવાન્ કુમારો ઘોડાને બાંધી યુદ્ધને માટે કમરોમાં ભાથાં કસી તથા હસ્તોમાં ધનુષબાણ ધરી, લાખો બાણોને સજ્જ કરીને ઉભા રહ્યા. ॥ ૨ ॥ તેટલામાં સેનાસહિત શત્રુઘ્ન ત્યાં આવી પહોંચ્યા. ઘોડાને ઝાડની નીચે બાંધેલો જોઈ અને બાંધનારા બે જણને બાળક અવસ્થાવાળા જોઈ ક્રોધને રોકીને સેનાવાળાઓએ તે બાળકોને કહ્યું કે, ॥ ૩ ॥ "હે સુકુમાર બાળકો ! અમોને ઘોડો આપીને તમો તમારે ઘેર જાઓ. તમારી શોભા તથા ઉત્સુકતા જોઇને અમારે કહેવું પડે છે કે, તમોને જન્મ આપનારાં તમારાં માતાપિતાને ધન્ય છે." સેનાવાળાઓનાં વચન સાંભળી એ કુમારો બોલ્યા કે, તમો યુદ્ધમાં ચઢીને આ પ્રમાણે ભીખ માગો છો, તેથી ક્ષત્રિયકુલને કલંક લાગે છે. ॥ ૪ ॥

**छंदगीतिका**-जनि क्षत्रिय कुलहि कलंक लावहु समर शूर सुहावने ॥
बल हीन तुरग प्रवीन छांडो जाहु ननु गृह आपने ॥
मुनि वचन कठिन कठोर बालक जानि भट धावत भये ॥
शर तान एकहि बाण लव हंसि हने तनु जरजर किये ॥ १३ ॥

**અર્થ.**—યુદ્ધમાં શૂરતા ધરાવનારા રાજપુત્ર થઇને ક્ષત્રિયકુલને કલંક નહીં લગાડો. જો તમે બળવગરના હો તો ઘોડાને છોડી દઇને પોતાને ઘેર જતા રહો." આ પ્રમાણે એઓનાં કઠણ વચનો સાંભળી એ બાળકોને અતિ કઠોર જાણીને શત્રુઘ્નના યોધાઓ તેઓની સામે દોડતાં લવે મંદ હાસ્ય કરી એકદમ ધનુષ ખેંચી બાણો મારીને તે સર્વનાં શરીરોને જાજરાં ( ખોખરાં ) કરી નાંખ્યાં. ॥ ૧૩ ॥

महि गिरे पुनि उठि फिरे योधा जाय रिपुहनसों कह्यो ॥
मुनि बाल हति संग्राम सेनहि बाजि लै रणमें रह्यो ॥
मन कोप करि रिपु शत्रुहंता सेन ले धावत भयो ॥
रण माहि गाजत वीर बांके वेष लखि लाजत नयो ॥ १४ ॥

**અર્થ.**—ધરતીપર પડ્યા પછી માંડ માંડ ઉભા થયેલા એ યોધાઓએ જઇને શત્રુઘ્નને કહ્યું કે, 'મુનિના કોઈ બે બાળકોએ ઘોડાને બાંધ્યો છે અને સંગ્રામમાં આપણી

કેટલીક સેનાને મારી છે." આ સાંભળી કોપથી યુક્ત થયેલા શત્રુઘ્ન સેના લઇને તે બાળકો ઉપર ગયા, પણ બંકા વેષવાળા અને યુદ્ધને માટે ગર્જના કરતા એ બાળકોની અવસ્થાને જોઈ, તેઓની સામે યુદ્ધ કરવામાં લજાયા. ॥ ૧૪ ॥

**सो० सुन मुनिबाल मराल, देहु अश्व निज कोप तजि ॥**
**पूजि तुम्हैं ततकाल, करिय सफल निज जन्म प्रभु ॥ ४ ॥**

**અર્થ.**—શત્રુઘ્ને એ બાળકોને કહ્યું કે, "હે મુનિઓના ઉત્તમ બાળકો! સાંભળો. તમો કોપને છોડી દઇને અમારો ઘોડો પાછો આપો. તમારું તો પૂજન કરીને અમારું જન્મ સફળ કરીએ, એવી અમોને ઇચ્છા થાય છે." ॥ ૪ ॥

**चो० कौन नाम नृप केहि पुरवासू । फिरहु विपिन निज सेन प्रकासू ॥**
**छांडेउ बाजि हेतु किहि ताता । लिखो पत्र बांधो यह गाता ॥ १ ॥**
**नहिं तव तनु बल पौरुष भाई । छांडेउ पत्र वाजि गृह जाई ॥**
**सुनि रिपुहन कटु गिरा लजाने । गहहु अस्त्र अस कहि मुसकाने ॥ २ ॥**
**हमहिं प्रचारत नृप बल भारी । डरपहिं सिंह बजाये तारी ॥**
**अस कहि धनुष बाण कर लीन्हे । मुनिवर चरण विनय चित दीन्हे ॥ ३ ॥**
**मार्‍यो रथ सारथी तुरंगा । कोटिन बाण हने सब अंगा ॥**
**करि मूर्छित सब कटक संहारा । खाहिं अमिष खग गिद्ध करारा ॥ ४ ॥**

**અર્થ.**—એ બાળકો બોલ્યા કે, "રાજા! તમારું શું નામ છે? તમે ક્યા નગરમાં વસો છો? પોતાની સેના લઇને વનમાં શા માટે ફરો છો? તમે આ ઘોડાને શા કારણથી ફેરવો છો? અને આના લલાટમાં પત્રું શા માટે બાંધેલું છે? ॥ ૧ ॥ રાજા! તમારામાં બળ કે પુરુષાર્થ ન હોય તો આ પત્રાંવાળા ઘોડાને અહીં છોડી દઇને પાછા ઘેર જાઓ." આ કડવાં વચનો સાંભળી શત્રુઘ્ન લજાઈ ગયા અને 'ત્યારે હવે હથિયાર પકડો' એમ પોતાના યોધાઓને કહીને મંદ હાસ્ય કરવા લાગ્યા. ॥ ૨ ॥ 'આ રાજા પોતાની સેનાનું ભારે બળ દેખાડીને આપણને પણ ડરાવવા માગે છે, પણ તાળી પાડવાથી સિંહ ભય પામે એ સંભવે કે?' એમ પરસ્પરમાં બોલી તે બાળકોએ હાથમાં ધનુષબાણ લીધાં અને વાલ્મીકિમુનિનાં ચરણોનું પ્રેમપૂર્વક ધ્યાન ધરી, બાણો ફેંકવા માંડ્યાં. ॥ ૩ ॥ કરોડો બાણોથી રથોને, સારથિઓને તથા ઘોડાઓને ઘાયલ કરીને, સઘળા યોધાઓનાં અંગોને જખમી કરી નાંખ્યા. શત્રુઘ્નસહિત સઘળી સેના મૂર્છિત થઈ ગઈ. ગરજ વગેરે પક્ષીઓ તથા શિયાળિયાંઓ માંસોનું ભક્ષણ કરવા લાગ્યાં. ॥ ૪ ॥

**दो० एकहि एक प्रचार कर, हने सकल रणशूर ॥**
**आये सब रघुवीर पहं, कायर करणी क्रूर ॥ ४७ ॥**

**અર્થ.**—એ બાળકોએ પડકારી પડકારીને પ્રત્યેક વીર લોકોને પાડી નાંખ્યા. કેટલાએક લોકો કાયર થઈ રણ છોડી દઇને રામચન્દ્રજીનીપાસે યજ્ઞમંડપમાં આવ્યા. ॥ ૪૭

चो० पूछेउ सबहि भानुकुल नाथा । रिपुके सकल कहे गुणगाथा ॥
मुनि बालक सुनि विकल खरारी । पुनि सहसा करि कह्यो हंकारी ॥ १ ॥
लछमन संग जाहु सब भाई । मुनि बालक बांधहु वरियाई ॥
मारहु जनि आनेहु पुरमाहीं । ऋषि सुत वधव उचित भल नाहीं ॥ २ ॥
चली शेष संग सेन अपारा । आये तुरत समर जहं भारा ॥
समरभूमि देखेउ भट जाई । परे अवनि सब मूर्छा आई ॥ ३ ॥
लै घर जीव जाहु मुनि बालक । दिनकर वंश देव द्विजपालक ॥
आंखिन ओट होहु अब ताता । आवत क्रोध चढत मम गाता ॥ ४ ॥

**અર્થ.**—રામચન્દ્રજીએ તેઓને સમાચાર પૂછતાં તેઓએ એ બાળકોના ગુણોની સઘળી વાત કહી સંભળાવીને કહ્યું કે, "મહારાજ! એ બે બાળકો અત્યંત પ્રબળ જણાય છે." આ વાત સાંભળીને રામચંદ્રજી પ્રથમ તો વ્યાકુળ જ થઈ ગયા, પણ પાછળથી ધીરજ ધરી અપરિમિત યોધાઓને બોલાવીને આજ્ઞા કરી કે, ॥૧॥ "તમો સર્વે લક્ષ્મણજીની સાથે જાઓ. એ બાળકોને બળાત્કારથી બાંધી લઇને અહીં લાવજો, પણ મારી નાંખશો મા. કેમકે ઋષિકુમારોનો વધ કરવો, એ યોગ્ય અને કલ્યાણકારી નથી." ॥ ૨ ॥ આ આજ્ઞા થતાં લક્ષ્મણજીની સાથે અપાર સેના ચાલી અને તે તુરત જ્યાં ભારે સંગ્રામ થયો હતો ત્યાં આવી. સેનાએ જઇને યુદ્ધભૂમિમાં જોયું તો ત્યાં પહેલાના સઘળા યોધાઓ મૂર્છિત થઇને ધરતીપર પડેલા જોવામાં આવ્યા. ॥ ૩ ॥ દેવતાઓને તથા બ્રાહ્મણોને માન આપનારા સૂર્યવંશમણિ લક્ષ્મણજીએ એ બાળકોને કહ્યું કે, "હે બાળકો! તમે હવે પોતાના જીવ લઇને ઘેર ભાગી જાઓ. મારી નજરથી તુરત દૂર થાઓ. તમોને જોઇને મારા મનમાં ક્રોધ ચડતો આવે છે." ॥ ૪ ॥

दो० सुनि लछमनके वचन वर, विहंसे बालक वीर ॥
अनुज विलोकत जाइ घर, जाहु महा रणधीर ॥ ४८ ॥

**અર્થ.**—લક્ષ્મણજીનાં વચનો સાંભળી એ બે વીર બાળકો હસીને બોલ્યા કે, "હે મહારણધીર! તમે જ તમારા નહાના ભાઈની દશા જોઇને ઘેર જતા રહો." ॥ ૪૮ ॥

चो० अनुज विलोकि वचन सुनि काना । धनुष चढाय गहे कर बाना ॥
वेष विलोकि बाल मुनि जानी । निज कुल समझि करहु मन कानी ॥ १ ॥
निज सहाय शठ आनि बुलाई । केवल तोहिं न हते भलाई ॥
सुनि कुश कठिन बाण संधाना । कांपी पुहुमि शेष अकुलाना ॥ २ ॥
छूटे विशिख रहे नभ छाई । भानु बाण प्रतिबिम्ब छिपाई ॥
रिपुहि प्रबल लखि चले सकोपी । मुरो न मनहि रहा रथ तोपी ॥ ३ ॥

**काटहिं विशिख विशिख सन भाई । कौतुक करहिं विविध विधि धाई ॥**
**फटकि गदा लछमन तब मारी । मूर्छित कुशहि विलोकेउ भारी ॥ ४ ॥**

**અર્થ.**—આ વચનો કાને પડતાં જ લક્ષ્મણજીએ ધનુષ ચડાવીને હાથમાં બાણો લીધાં; પરંતુ વેષ ઉપરથી તેઓને મુનિપુત્ર જાણી પોતાના કુળની મર્યાદાનો વિચાર આવવાથી પાછો તેમના મનમાં સંકોચ ઉત્પન્ન થયો. ॥ ૧ ॥ આથી લક્ષ્મણજીએ તેઓને કહ્યું કે, 'હે શઠો! તમારા જે સહાયો હોય, તેઓને પણ બોલાવી લાવો. કેમ કે કેવળ તેમોને જ મારવા, એ ઠીક નહીં.' આ વચન સાંભળતાં જ કુશે પોતાના ધનુષમાં એક બાણ સાંધ્યું. આ બાણ સંધાવાથી ધરતી ધ્રુજવા લાગી અને શેષનાગ પણ વ્યાકુળ થઈ ગયા. ॥ ૨ ॥ એ બાણ છૂટતાં તેમાંથી કરોડો બાણો પ્રગટ થયાં કે, જેઓથી આકાશ છવાઈ ગયું અને સૂર્યનું બિંબ ઢંકાઈ ગયું. લક્ષ્મણજી શત્રુઓને પ્રબળ જોઈ મનમાં વ્યાકુળ નહીં થતાં સામા ચાલ્યા અને રથને સ્થિર કરીને પોતાનાં બાણોથી તેઓનાં બાણોને કાપવા લાગ્યા. ॥ ૩ ॥ તેઓ પણ પોતાનાં બાણોથી લક્ષ્મણજીનાં બાણોને કાપવા લાગ્યા અને યુદ્ધમાં દોડી દોડીને અનેક ચમત્કારો દેખાડવા લાગ્યા. લક્ષ્મણજીએ એક ભારે ગદા ફેંકી, કે જેથી કુશને મૂર્છા પ્રાપ્ત થઈ. ॥ ૪ ॥

**दो० मूर्च्छित कुशहि निहारिकै, धाये लव कर शोर ॥**
**आवतही शर उर हन्यो, पर्‍यो महि न बलजोर ॥ ४९ ॥**

**અર્થ.**—કુશને મૂર્છિત થયેલ જોઈ લવે ગર્જના કરી લક્ષ્મણજીની સામે જઈ તુરત જ લક્ષ્મણની છાતીમાં બાણ માર્યું, પણ લક્ષ્મણજી પોતાના બળને લીધે એ બાણથી ધરતીપર પડ્યા નહી. ॥ ૪૯ ॥

**चो० मल्ल युद्ध दोउ भिरे सुखारी । लरहिं सुखेन न पामहिं हारी ॥**
**लरहिं उपाय विपुल बल करहीं । मारहिं भिरहिं विपुल सोइ लरहीं ॥ १ ॥**
**मुष्टिक एक वज्रसम मारी । विकल लषण मन मानेउ भारी ॥**
**सुमिरि कौशलाधीश खरारी । मार्‍यो बाण विकल लव डारी ॥ २ ॥**
**सुमिरि सिया मुनि चरण सुहाये । गत मूर्च्छा कुश आतुर आये ॥**
**धनुष बाण लै आगे धाये । देखि क्रोध लछमन उर छाये ॥ ३ ॥**
**अतिशय कठिन बाण सन्धाने । करि रिस लषण श्रवण लगि ताने ॥**
**शक्रजीत अरि जे शर मारे । ते सब बाल काट महि डारे ॥ ४ ॥**

**અર્થ.**—પછી લક્ષ્મણજી અને લવ એઓ હર્ષથી મલ્લયુદ્ધ કરવા લાગ્યા અને મલ્લયુદ્ધમાં પ્રવીણ હોવાને લીધે કોઈ કોઇથી હારી જવા ન લાગ્યા. બન્ને યોધાઓ ભારે બળ વાપરી વાપરીને ઉપાયો કરવા લાગ્યા, પરસ્પરને પ્રહાર દેવા લાગ્યા અને અત્યંત બળથી ભીંસવા લાગ્યા. ॥ ૧ ॥ લવે અત્યંત બળથી લક્ષ્મણજીને એક વજ્ર જેવી મૂઠી મારી કે, જેથી લક્ષ્મણજી વ્યાકુળ થઈ ગયા અને એ પ્રહારને ભારે માનવા લાગ્યા.

મલ્લયુદ્ધથી નહીં પહોંચી શકતા લક્ષ્મણજીએ રામચંદ્રજીનું સ્મરણ કરી, એક બાણુ ફેંકીને લવને મૂર્છિત કરી નાંખ્યો. ॥ ૨ ॥ આ સમયમાં કુશની મૂર્છા ઉતરી જતાં કુશ સીતાજીનાં તથા વાલ્મીકિનાં ચરણોનું સ્મરણ કરી, ધનુષબાણ ધરીને લક્ષ્મણજીની સામે આવતાં તેને જોઇને લક્ષ્મણજીનું હૃદય ક્રોધથી વ્યાપ્ત થઈ ગયું. ॥ ૩ ॥ લક્ષ્મણજીએ ક્રોધને લીધે, જે બાણોથી ઇંદ્રજિતને માર્યો હતો, તે બાણો ધનુષમાં ચડાવી કાનસૂધી ખેંચીને કુશની ઉપર ફેંક્યાં, પણ તે સઘળાં બાણોને કુશે કાપી નાંખીને ધરતીપર પાડ્યાં. ॥ ૪ ॥

**दो० राम अनुज विस्मय विकल, देखि सबल आराति ॥**
**सिय त्यागे ऊर सोच बड, प्राण देहुं केहि भांति ॥ ५० ॥**

**અર્થ.**—આ પ્રમાણે શત્રુઓની પ્રબળતા જોઇને લક્ષ્મણજી વિસ્મિત તથા વ્યાકુળ થઈ ગયા અને આ સંકટને સીતાજીના ત્યાગના ફળરૂપ સમજીને હૃદયમાં શોક કરવા લાગ્યા તથા હવે 'ક્યા પ્રકારથી પ્રાણ છોડવા' એમ વિચાર કરવા લાગ્યા. ॥ ૫૦ ॥

**चो० कुश करि क्रोध विशिख सो लीन्हा । ब्रह्म प्रेरि मुनिवर जो दीन्हा ॥**
**नाक रसातल भूतल माहीं । यह शर छुटे बचै जग नाहीं ॥ १ ॥**
**मोहन बाण जगत सब जानै । विष्णु विरंचि शंभु तेहि मानै ॥**
**मार्‍यो ताक शेष उर माहीं । पर्‍यो धरणितल सुधि कछु नाहीं ॥ २ ॥**
**चली भाजि सब अनी अपारा । कौशलपुर महं परी पुकारा ॥**
**वरणी सकल युद्धकी करणी । लछमन वीर परे जिमि धरणी ॥ ३ ॥**
**जेहि विधि सकल कटक संहारा । निज लोचन हम नाथ निहारा ॥**
**वय किशोर द्वौ बल अधिकाई । बालक वीर वरणि नहिं जाई ॥ ४ ॥**
**काक पक्ष शिर धरे बनाई । बालक वीर वरणि नहिं जाई ॥**

**અર્થ.**—આ અવસરમાં કુશે ક્રોધ કરીને તે બાણ લીધું કે, જે બાણ બ્રહ્માની પ્રેરણાથી વાલ્મીકિએ આપ્યું હતું. એ બાણ જો જગતનો સંહાર કરવાના ઉદ્દેશથી મૂકવામાં આવે તો તેથી સ્વર્ગમાં, પાતાળમાં કે પૃથ્વીમાં કોઈ પણ બચે એમ ન હતું. ॥ ૧ ॥ જગતમાં પ્રસિદ્ધ અને વિષ્ણુ, બ્રહ્મા તથા સદાશિવ પણ જેને પ્રબળ ગણતા હતા, એવું મોહનાસ્ત્રરૂપી બાણ કુશે બરાબર તાકીને લક્ષ્મણજીની છાતીમાં માર્યું, કે જેથી લક્ષ્મણજી મૂર્છિત થઈ ધરતીપર પડ્યા. કશી પણ સુધ રહી નહીં. ॥ ૨ ॥ આમ થતાં સઘળી સેના ભાગી ગઈ અને અયોધ્યામાં પોકાર પડયો. ભાગી આવેલા લોકોએ રામચંદ્રજીની પાસે યુદ્ધની સઘળી કરણી અને લક્ષ્મણજીની મૂર્છાની હકીકત કહી સંભળાવીને કહ્યું કે, ॥ ૩ ॥ "હે નાથ! એ બાળકોએ જે પ્રકારથી સઘળા સૈન્યને તોડયું છે, તે પ્રકાર અમોએ નજર જોયેલો છે. એ બે બાળકો કિશોર અવસ્થાવાળા છે, અધિક બળવાળા છે, મસ્તકોમાં વાળોનાં જુલફાંઓથી શોભી રહેલા છે અને જેઓની વીરતાનું વર્ણન જ કર્યું જાય નહીં એવા છે." ॥ ૪ ॥

बल न होय जाहू घर भाई । हतौं न खेत जो रण कदराई ॥
भाषे भरत वचन सुनि काना । लेहु संभारि बाल धनु बाना ॥ २ ॥
कटकटाय कपि भालु समूहा । लीन्ह उपार शैल तरु जूहा ॥
एकहि बार सकल मिलि मारा । सकल काटि लव रज करि डारा ॥ ३ ॥
रिपु शर काटि निमिष इक माहीं । यथा मनोरथ खल मिटि जाहीं ॥
कर लव क्रोध बाण फटकारे । मारे वीर निमिष महि डारे ॥ ४ ॥

**અર્થ.**—"હે બાળકો! તમારા માતાપિતા કે જેઓએ તમોને જન્મ આપ્યો છે તેઓને ધન્ય છે. હવે તમો બન્ને ઘેર જતા રહો તો તેમાં તમારું કલ્યાણ છે." યુદ્ધથી વિમુખ થવાની વાત સાંભળી અધીર થયેલા એ બે ભાઈઓએ ક્રોધ કરી હનુમાનજીને કહ્યું કે, ॥૧॥ "હનુમાન! જો તમારામાં સામર્થ્ય ન હોય તો તમો ઘેર ચાલ્યા જાઓ. અમો કાયર પુરુષોને કદી પણ યુદ્ધમાં મારતા નથી." આ વચનો કાને પડતાં ભરતજીએ સઘળા યોધાઓને શસ્ત્રાદિક લઈ લડાઈ ચાલુ કરવાની આજ્ઞા કરી. ॥ ૨ ॥ વાનરાઓના તથા રીંછોના સમૂહોએ દાંતોની કડકડાટી બોલાવી, વૃક્ષોને તથા પર્વતોને ઉપાડી લઈ લવની ઉપર અને કુશની ઉપર એકી વખતે તેઓની વૃષ્ટિ કરી, પણ લવે ક્ષણમાત્રમાં એ સઘળાં વૃક્ષોને તથા પર્વતોને બાણોથી કાપી નાંખીને રજ સમાન કરી નાંખ્યાં. ॥ ૩ ॥ જેમ દૈવ ખલ લોકોના મનોરથોને નિમેષમાત્રમાં નષ્ટ કરી નાંખે છે, તેમ લવે શત્રુઓનાં આયુધોને નિમેષમાત્રમાં નષ્ટ કરી નાંખી, ક્રોધ ધરીને એવાં બાણો ફેંક્યાં કે, જેઓથી અનેક વીરો મરણ પામી ધરતીપર પડી ગયા. ॥ ૪ ॥

**छंदतोटक**–गज वाजि घने रथ भूमि परे, तहं शोणित वीर वरूथ भरे ॥
लव तानि शरासन बाण भले, रिपु संगर वीर प्रचारि दले ॥ १ ॥
कहुं झूमहिं कुंजर पुंज खरे, महि लोटहिं शोणित भारभरे ॥
शर लागत घायल वीर गिरे, जहं हांक उठे रणधीर धरे ॥ २ ॥
**छंद**–शर लागत घायल वीर गिरे, झझकाहिं उठी तहं धीर धरे ॥
रणवीर वरूथन भालु कटे, गिरिसे जनु मेदिनि खंड पटे ॥ ३ ॥
रण शोणित की सरिता उमडी, अति तीक्षण धार अपार बडी ॥
तहं योगिन भूत पिशाच घने, भखपालक कंक कराल बने ॥ ४ ॥

**અર્થ.**—હવે પડકારી પડકારી ધનુષ ખેંચી સંગ્રામમાં શત્રુના સૈન્ય ઉપર એવાં પ્રબળ બાણો ફેંક્યાં કે, તેઓથી ઘણા ઘણા હાથીઓ, ઘોડાઓ, તથા રથો ધરતીપર પડ્યા અને મહામોટા વીરો લોહીથી ભરાઈ ગયા. ॥૧॥ રણમાં ઉભીને ઝુલતા કેટલાએક હાથીઓ ઘાયલ થઈ લોહીના પ્રવાહથી ભરેલી પૃથ્વીમાં લોટવા લાગ્યા. બાણો વાગવાથી ઘાયલ થઇ પડેલા કેટલાએક રણધીર વીરો હાક મારી પાછા ઉઠવા લાગ્યા. ॥ ૨ ॥ કોઈ વીરો એક બાણ વાગતાં જ ઘાયલ થઇને પડી જવા લાગ્યા. કોઈ વીરો

ધીરજ ધરી પાછા ઉઠીને લડાઈ કરવા લાગ્યા. કપાઇને પૃથ્વીપર પડેલા રણુવીર રીંછો તથા વાનરાઓ જાણે પહાડોના મોટા મોટા ખંડો પૃથ્વીપર પડ્યા હોય, એવા દેખાવા લાગ્યા. ॥ ૩ ॥ અતિ તીવ્ર પ્રવાહવાળી અને પાર વગરની લોહીની મોટી નદી રણુભૂમિમાં ચાલવા લાગી. અનેક વિકરાળ જોગિણીઓ, ભૂતો, પિશાચો અને કંક આદિ પક્ષીઓ, માંસ ભક્ષણુ કરવા લાગ્યા. ॥ ૪ ॥

**छन्दगीतिका**–पल भखहिं कंक कराल जहं तहं गिद्ध गण प्रफुलित भये ॥
तहं प्रेत भूत समाज सोहत व्याह प्रति मंगल ठये ॥
तहां डाकिनी मन मुदित डोलहिं शाकिनी शोणित भरी ॥
दोउ करनि खैंचहिं कालिका शिव प्रेत प्रति कीरति करी ॥ १ ॥

**અર્થ.**—રણુભૂમિમાં જ્યાં ત્યાં વિકરાલ કંક આદિ પક્ષીઓ માંસોનું ભક્ષણુ કરવા લાગ્યાં. ગરંજપક્ષીઓ સંપૂર્ણ આહાર મળવાથી પ્રફુલ્લિત થવા લાગ્યાં. જેમ વિવાહમાં જાનૈયા માનૈયા એકઠા થયા હોય, તેમ એકઠા થયેલા ભૂતો તથા પિશાચો આનંદના શબ્દો કરવા લાગ્યા. ડાકિનીઓ અતિ પ્રસન્ન થઈ ડોલવા લાગી. શાકિનીઓ ઘડાઓમાં લોહી ભરી ભરીને પીવા લાગી અને કાલિકા તથા સદાશિવના પ્રેતગણો લવ કુશની કીર્તિ ગાઈગાઇને પરસ્પરના હસ્તોમાંથી શબોને ખેંચવા લાગ્યા. ॥ ૧ ॥

**छन्द**–अंतावरी गहि खेल खेलहिं पियहिं शोणित आतुरे ॥
गज खाल खैंचहिं भूत शंकर प्रेत संगर चातुरे ॥
वैताल वीर कराल करवर करी कर यक कर धरे ॥
है भार रुधिर प्रवाह पूरण पान करत हरे हरे ॥ २ ॥

**અર્થ.**—પિશાચ વગેરે પ્રાણીઓ આંતરડાઓની પંક્તિઓને ખેંચી ખેંચી ખેલ કરવા લાગ્યા તથા અતિ ઉત્સુક થઇને લોહી પીવા લાગ્યા. શંકરના ભૂતગણો તથા પ્રેતગણો ચાતુરીથી હાથીઓનાં ચામડાંઓને ખેંચવા લાગ્યા અને વૈતાલગણો એક એક હાથમાં હાથીઓની મોટી મોટી શુંઢો લઈ બીજા હાથથી તેઓને મોહોડામાં ધરીને લોહીના પ્રવાહોનું પૂર્ણપાન કરતાં 'હર હર' શબ્દ બોલવા લાગ્યા. ॥ ૨ ॥

**छन्द**–रघुवंश समर सगाहि दुहुं दिशि करहिं निज मन भावने ॥
गज बाजि नर कपि भालु जहं तहं गिरे महि शुभ पावने ॥
दोउ राम तनय प्रचारि वहु विधि निकट कोउ न आवही ॥
जे त्रसित व्याकुल त्राहि त्राहि सु वीर निज गुहरावही ॥ ३ ॥

**અર્થ.**—રામચન્દ્રજીના કુમાર લવ અને કુશ એઓ પોતાના ધાર્યા પ્રમાણે દશે દિશાઓમાં વખણાય, એવાં ચરિત્રો કરવા લાગ્યા. હાથીઓ, ઘોડાઓ, માણસો, રીંછો તથા વાનરાઓ રણુની પવિત્ર ભૂમિમાં જ્યાં ત્યાં પડવા લાગ્યા. લવ અને કુશ ઘણા પ્રકારોથી પડકારી પડકારીને યોધાઓને પોતાની સામે આવવા બોલાવવા લાગ્યા, પરંતુ

કોઈ પણ તેઓની સામે ન જવા લાગ્યા. ત્રાસથી વ્યાકુળ થયેલા વીરલોકો પોતાના રક્ષણને માટે એક બીજાને 'ત્राहि ત્राहि બચાવો બચાવો' એમ ઊંચા સ્વરોથી પોકારવા લાગ્યા. ॥ ૩ ॥

**दो०** विषम युद्ध दोउ बंधु किय, जीते कपि संग्राम ॥
आये पुनि जहं नृप भग्त, समर विधाता वाम ॥ ५३ ॥

**અર્થ.**—રામચન્દ્રજીના કુમારોએ વિષમ યુદ્ધ કરીને જિતી લીધેલા વાનરાઓ દૈવની પ્રતિકૂળતા સમજીને ભરતજીની પાસે આવ્યા. ॥ ૫૩ ॥

**चो०** कपि भालुहि व्याकुल सब आवहिं । बाण त्रास मन अतिदुख पावहिं ॥
जाम्बवन्त कपिराज बुलाई । अंगद हनूमान सुखदाई ॥ १ ॥
सब मिलि सहित निशाचर राजा । धरि आनहु दोउ बाल समाजा ॥
आय जुरे कपि भालु भवानी । निज प्रभु महिमा कछु नहिं जानी ॥ २ ॥
बोले कुश सुन वालिकुमारा । तव बल विदित जान संसारा ॥
पितहि मरगइ मातु पर हेली । सकल लाज आये तुम ठेली ॥ ३ ॥
सो फल लेहु समर महि आजू । त्यागहु सकल कलंक समाजू ॥
सुनत क्रोध अंगद उर छावा । गहि गिरि एक ताहिपर धावा ॥ ४ ॥

**અર્થ.**—બાણોના ત્રાસથી મનમાં અત્યંત દુઃખ પામેલા અને વ્યાકુળ થઈને આવતા સર્વે રીંછોને તથા વાનરાઓને જોઈ ભરતજીએ જાંબવાન્, સુગ્રીવ, અંગદ અને હનુમાન એઓને બોલાવીને આજ્ઞા કરી કે, ॥ ૧ ॥ "તમો તથા વિભીષણ એ સર્વ મળી, એ બન્ને બાળકોને પકડી લાવો." હે પાર્વતી! આ પ્રમાણે આજ્ઞા થતાં સર્વે વાનરાઓ તથા રીંછો પ્રભુના કર્તવ્યનો કશો વિચાર મનમાં નહીં આણતાં યુદ્ધભૂમિમાં એકઠા થયા. ॥ ૨ ॥ કુશે અંગદને કહ્યું કે, 'હે વાલિપુત્ર! તારું બળ જગતમાં પ્રખ્યાત છે. તું પિતાને મરાવી તથા માતાને કોઈની સ્ત્રી બનાવી દઈ, સઘળી લાજને ઠેલી મૂકીને અહીં યુદ્ધ કરવા આવ્યો છે. ॥ ૩ ॥ તો હવે આજ યુદ્ધમાં તેનું ફળ લઈ લે, કે જેથી તારે સભાઓમાં કલંકનું શ્રવણ કરવું ટળી જાય.' આ સાંભળતાં જ અપાર ક્રોધથી વ્યાપ્ત થયેલો અંગદ એક પર્વત ઉપાડી કુશની સામે દોડ્યો. ॥ ૪ ॥

**दो०** आवत शैल विशाल लखि, तिल सम शर हति कीन्ह ॥
अंगद गर्व अपार अति, तस प्रभु उत्तर दीन्ह ॥ ५४ ॥

**અર્થ.**—હવે મોટા પર્વતને આવતો જોઈ બાણોથી તેના ટુકડેટુકડા કરી નાંખીને તેથી અંગદના અપાર ગર્વનો યોગ્ય ઉત્તર આપ્યો. ॥ ૫૪ ॥

**चो०** तमकि ताहि कुश बाण चलावा । अंगद नील अकाश उडावा ॥
आवत जानि पुहुमि कपि भारी । मारा बाण प्रचार प्रचारी ॥ १ ॥

इत उत जान कतहुं नहिं पावैं । पवन बहै जिमि महि नहिं आवैं ॥
छिन अकाश छिन भूतल माहीं । बोले शरण शरण प्रभु पाहीं ॥ २ ॥
रह्यो गर्व मुहिं कृपानिधाना । अग जग नाथ न मैं पहिचाना ॥
पांच बाण वेधे कपि दोऊ । दीन जानि त्यागे हंसि सोऊ ॥ ३ ॥
भिरे भरतके सन्मुख जाई । दशा देखि कपि दशा भुलाई ॥
जाम्बवंत हनुमान कपीशा । धावत गिरि तरु लै बहु कीशा ॥ ४ ॥

**અર્થ.**—વળી કુશે બરાબર તાકીને એક એવું બાણ ચલાવ્યું, કે જેથી અંગદ તથા નીલ આકાશમાં ઉડ્યા. આકાશમાંથી પાછા પૃથ્વીપર આવતા હતા, તે સમયમાં વળી કુશે પડકારી પડકારીને બીજું ભારે બાણ નાંખ્યું. ॥ ૧ ॥ આથી અંગદ તથા નીલ કોઈ પણ સ્થળને નહીં પ્રાપ્ત થઈ શકતાં પવનની પેઠે આકાશમાં ઘૂમવા લાગ્યા. પૃથ્વી ઉપર સ્થિર નહીં થઈ શકતાં, ક્ષણમાત્રમાં આકાશમાં અને ક્ષણમાત્રમાં પૃથ્વીમાં જતા એ બન્ને યોધાઓ પોતાના રક્ષણને માટે રામચન્દ્રજીને પોકારવા લાગ્યા કે, ॥૨॥ "હે કૃપાનિધાન! અમોને વીરપણાનો ગર્વ હતો અને અમોએ સ્થાવરજંગમના સ્વામી આપને નહીં ઓળખ્યા હતા, તેની ક્ષમા કરો." વળી કુશે એ બન્નેને પાંચ બાણોથી વીંધ્યા, પણ પછી દીન જાણી હસીને છોડી દીધા. ॥ ૩ ॥ અંગદ તથા નીલ હારી જઈ ભરતજીની પાસે આવ્યા અને તેઓની દશા જોઇને બીજા વાનરાઓ પણ સૂધ ભૂલી ગયા. પછી ભરતજીની આજ્ઞાથી જાંબવાન્, હનુમાનજી, સુગ્રીવ અને બીજા પણ ઘણા વાનરાઓ પર્વતોને તથા ઝાડોને ઉપાડી લડાઈ કરવા દોડ્યા. ॥ ૪ ॥

दो० कुश वर देखि हंसे तबहिं, अनुजहिं कह्यो बुझाइ ॥
आज भरत जीतेहु समर, भालु कपिन बिलगाइ ॥ ५५ ॥

**અર્થ.**—કુશે એઓને આવતા જોઈ હસીને લવને કહ્યું કે, "આજ હવે રીંછોને તથા વાનરાઓને વ્યાકુળ કરી દઇને, હું ભરતને યુદ્ધમાં જિતી લઈશ." ॥ ૫૫ ॥

चो० प्रभु सुत समर कीन्ह जो करनी । निगम शेष शारद नहिं बरनी ॥
चरित तासु सुन शैलकुमारी । मारे समर शूर कपि भारी ॥ १ ॥
समर धीर दोऊ बाल विराजे । निरखि भालु कपि मन अति लाजे ॥
खैंचि धनुष गुणि छांडेउ सायक । कपिपति आदि हने कपिनायक ॥ २ ॥
मूर्छित सैन परी महि माहीं । नहिं कोउ कपि घायल जो नाहीं ॥
देखि भरत सब सेन निपाती । कोपि बाण मारेउ लव छाती ॥ ३ ॥
पर्‍यो मूर्च्छि कुश देखि रिसाना । चाप चढाय शरासन ताना ॥
मूर्च्छित देखि सांग लै धावा । भरत हृदय शत शूल चलावा ॥ ४ ॥

**અર્થ.**—રામચન્દ્રજીના પુત્રોએ યુદ્ધમાં જે કરણી કરી, તે વેદોથી, શેષનાગથી કે સરસ્વતીથી પણ વર્ણવી જાય એમ નથી. હે પાર્વતી! એઓના વિશેષ ચરિત્રનું શ્રવણ કરો. એઓએ ભારે ભારે વીર વાનરાઓને પણ યુદ્ધમાં પાડી દીધા. ॥ ૧ ॥ ધીરતાથી શોભતા એ બે બાળકોને જોઈ રીંછો તથા વાનરાઓ મનમાં બહુ જ લજાયા. કુશે ફરીવાર ધનુષ ખેંચી બાણો ફેંકીને તેઓથી સુગ્રીવ આદિ અનેક મુખ્ય વાનરાઓને મૂર્છિત કરી નાંખ્યા. ॥ ૨ ॥ સઘળી સેના મૂર્છિત થઇ ધરતીપર પડી ગઈ. કોઈ પણ વાનર કે રીંછ ઘાયલ થયા વિના રહ્યો નહીં. સઘળી સેનાને પાડી નાંખેલી જોઈ કોપ પામેલા ભરતજીએ લવની છાતીમાં એક બાણ મારતાં લવ મૂર્છિત થઇને ધરતી-પર પડ્યો. ॥ ૩ ॥ લવની એ દશા જોઈ કોપ પામેલા કુશે ધનુષ ચડાવી બાણ ખેંચી તે બાણ ભરતજી ઉપર ફેંક્યું. આથી ભરતજી મૂર્છિત જેવા થતા જોવામાં આવતાં કુશે સાંગ લઇને ભરતજીની છાતીમાં મારી, કે જેથી ભરતજીના હૃદયમાં સેંકડો વ્યથાઓ ઉત્પન્ન થઈ. ॥ ૪ ॥

**दो॰** समर भूमि सोये भरत, लवहि लीन्ह उर लाय ॥
सुमिर मात गुरुचरण युग, रहे समर जय पाय ॥ ५६ ॥

**અર્થ.**—ભરતજી મૂર્છિત થઇને યુદ્ધમાં પડતાં કુશે લવની પાસે આવી તેને છાતીમાં ઘાલીને જાગ્રત કર્યો. એ બન્ને ભાઇઓ માતાનાં તથા ગુરુનાં ચરણોનું સ્મરણ કરી વિજય મેળવીને યુદ્ધભૂમિમાં ઉભા રહ્યા. ॥ ૫૬ ॥

**चो॰** आये खबर लेन चर चारी । भरत सैन तिन सकल निहारी ॥
शोणित सरिता देखि डराने । हय गज बहे जात रथ जाने ॥ १ ॥
ग्राह नाक झप जंतु घनेरे । देखि दूरिते तिन मुंह फेरे ॥
लहर तरंग वीर सब जाहीं । घायल परे तीर लपटाहीं ॥ २ ॥
फिरेउ दूत कोशलपुर आये । समाचार सब वरणि सुनाये ॥
चरवर वचन सुनत दुख पावा । त्यागो मख निज कटक बनावा ॥ ३ ॥
चले सकोप कृपालु उदारा । आये जहां कटक संहारा ॥
मुनि बालक वर देखि सुहाये । शर निवारि प्रभु निकट बुलाये ॥ ४ ॥

**અર્થ.**—યુદ્ધની ખબર જાણવાને માટે અયોધ્યામાંથી જે ચાર દૂતો આવ્યા હતા, તેઓએ ભરતજીની સેનાની એ દશા જોઈ. લોહીની નદી, કે જેમાં તણાતા જતા હાથીઓ, ઘોડાઓ અને રથો ॥ ૧ ॥ મઘર જેવા, ઝુડ જેવા તથા નક્રજેવા દેખાતા હતા, વીરલોકો લહરીઓમાં વહેતા જતા હતા અને ઘાયલ થયેલા લોકો કીનારાઓમાં લપટાતા હતા. ॥ ૨ ॥ તેને જોઈ ભય પામી તુરત જ મોહોડાં ફેરવીને એ દૂતો અયોધ્યામાં ગયા. એઓએ યુદ્ધની સઘળી હકીકત કહી સંભળાવતાં રામચંદ્રજી બહુ જ ખેદ પામ્યા ॥ ૩ ॥ અને યજ્ઞને છોડી દઈ સેનાને સજ્જ કરી કોપ કરીને ત્યાં આવ્યા કે, જ્યાં ભર-

ચિત્ર ૧૯

પૃ. ૧૦૩૬



રામ લવકુશ યુદ્ધ.

તજીનું સઘળું સૈન્ય પડયું હતું. ત્યાં ઉત્તમ રૂપવાળા બે મુનિબાળક જેવા જણાતા બાળકોને જોઈ, બાણુ ફેંકવું બંધ રાખી તેઓને પોતાની પાસે બોલાવી, ॥ ૪ ॥

**दो॰ पूछेउ बाल बुलाय दोउ, कहौ मातु पितु नाम ॥**
**देश नाम निज कहहु सब, बड जीतेउ संग्राम ॥ ५७ ॥**

**અર્થ.**—રામચંદ્રજીએ પૂછયું કે, "તમો તમારા માતપિતાનાં નામ કહો, દેશનું નામ કહો અને તમારાં નામો પણ કહો. તમોએ સંગ્રામમાં મોટો વિજય મેળવ્યો છે." ॥ ૫૭ ॥

**चो॰ गहहु अस्त्र जनि कहहु कहानी । पूछेउ स्वर्ग लोक अस जानी ॥**
**समर बात बहु अति कदराई । छांडि शोच अब करहु लराई ॥ १ ॥**
**वंश नाम बिन पूछे ताता । हतौं न बाल मनोहर गाता ॥**
**माता सीय जनककी जाता ॥ वाल्मीकि मुनि पालेउ ताता ॥ २ ॥**
**पिता वंश नहिं जानहिं आजू । लव कुश नाम विपिन कर काजू ॥**
**सुनि सब कथा राखि मन माहीं । बाल विलोकि वधव भल नाहीं ॥ ३ ॥**
**आवत सुभट समूह हमारे । लरिहहिं तुम सन समर सुखारे ॥**
**अस कहि अंगद नील उठावा । जाम्बवन्त कपिपतिहि बुलावा ॥ ४ ॥**

**અર્થ.**—એ સાંભળી લવકુશ બોલ્યા કે, "હથિયાર ધરો. અહીં કશી બીજી વાત કરો નહીં. અમારા વિષે તમારે જે કાંઈ પૂછવાનું હોય, તે સ્વર્ગમાં જઇને દેવતાઓને પૂછજો. યુદ્ધમાં ઘણી વાતો કરવી, એ એક જાતનું મોટું કાયરપણું જ કહેવાય. તમે સઘળો શોક છોડી દઇને લડાઈ કરો." ॥ ૧ ॥ એ સાંભળી રામચંદ્રજી બોલ્યા કે, "હે મનોરહર ગાત્રોવાળા બાળકો! તમારા વંશનું નામ જાણ્યાવિના મારાથી તમારા ઉપર શસ્ત્રો નાંખી શકાય નહીં." રામચંદ્રજીનાં વચનો સાંભળી લવકુશ બોલ્યા કે, "જનકરાજાની પુત્રી સીતાજી અમારી માતા છે અને વાલ્મીકિ મુનિએ અમોને પિતાની પેઠે પાળેલા છે. ॥ ૨ ॥ અમો અમારા પિતાનું કે વંશનું નામ આજસૂધી જાણતા નથી. અમારાં પોતાનાં નામ લવ કુશ છે અને અમો વનમાં જ રહીએ છીએ." એ વાત સાંભળી, સઘળું મનમાં રાખી લઈ, બાળકોની સામે જોઈ રામચંદ્રજી બોલ્યા કે, "મારે એ બાળકોનો વધ કરવો યોગ્ય નથી.॥૩॥ અમારા અનેક પ્રબળ યોધાઓ આવે છે, તેઓ તમારી સાથે યુદ્ધ કરશે." પછી પીડાઓને નષ્ટ કરનારા રામચંદ્રજીએ અંગદ, નીલ, જાંબવાન્, સુગ્રીવ, વિભીષણ, હનુમાનજી, દ્વિવિદ, મૈંદ અને નળ આદિ મોટા મોટા લાયક યોધાઓને ઉઠાડી, ॥ ૪ ॥

**छन्द—कपिराज अंगद जाम्बवन्तहि बोलि निशिचरनायकं ॥**
**हनुमंत द्विविद मयंद नीलहिं सुभट जे अस लायकं ॥**

तव हरण शूलहि पाप नाशन कह्यो हंसि रघुनंदनं ॥
भरतादि रिपुहन सहित लछमन परे खल मद गंजनं ॥ १ ॥
छन्द—लंकेश आदिक सुभट मारे वीर जे महिमंडनं ॥
ते आज बालक विप्रसों रण परे रिपु मद गंजनं ॥
कुल कानि अब निज जानि सुभटन शैल तरु बहु लै भले ॥
दै हूह वानर व्यूह पर्वत डारि पुनि रण मुरि चले ॥ २ ॥

**અર્થ.**—હસીને કહ્યું કે "ભરત, શત્રુઘ્ન, લક્ષ્મણ, વિભીષણ, હનુમાન અને અંગદ આદિ યોધાઓ, કે જેઓ પૃથ્વીના શણગારરૂપ છે અને શત્રુઓના મદને નષ્ટ કરનારા છે, તેઓ પણ આજ બ્રાહ્મણના બાળકોના હાથથી હારી જઇને રણભૂમિતાં પડ્યા, એ મોટું આશ્ચર્ય છે. ॥ ૧ ॥ હવે તમો સઘળા પોતપોતામાં કુલોની રીતિઓનું સ્મરણ કરી યુદ્ધ કરો." આ સાંભળી વાનર આદિ અનેક સુભટો ઘણાં ઘણાં પર્વતોને તથા વૃક્ષોને ઉપાડી, કોલાહલ કરીને પાછા યુદ્ધ કરવા ગયા અને બે બાળકોની ઉપર આયુધોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. ॥ ૨ ॥

दो० सावधान धनु बाण लै, धायउ लव बलवान ॥
सन्मुख आइ विभीषणहिं, बोले बहुत रिसान ॥ ५८ ॥

**અર્થ.**—બળવાન્ લવ ધનુષ બાણ લઈ વેગથી વિભીષણની સામે આવી અત્યંત ક્રોધથી બોલ્યો કે, ॥ ૫૮ ॥

चो० सुन शठ समरहि बंधु जुझाई । शत्रुहि मिल्यो परम छद्राई ॥
पिता समान बंधु बड तोरा । त्रिया तास लै धरि बर जोरा ॥ १ ॥
पापी मातु कहेउ कै वारा । सो पत्नी यह धर्म तुम्हारा ॥
बूडि मरहु सागर महं जाई । मरु गरु काटि अधर्म अन्याई ॥ २ ॥
समर भूमि मम सन्मुख आवा । लाज होत नहिं गाल बजावा ॥
आंखिन आगे टरि जो जाई । नाहित मृत्यु निकट खल आई ॥ ३ ॥
सुनि खिसियान गदा कर लीन्ही । शर हत खंड खंडसो कीन्ही ॥
सप्त बाण मारे करि क्रोधा । उछरत शर लागत भट योधा ॥ ४ ॥
गिरत कोप करि शूल चलावा । लव तनु तडित समान समावा ॥

**અર્થ.**—"હે શઠ! સાંભળ. તેં તો યુદ્ધમાં પોતાના ભાઇનો વધ કરાવી શત્રુની સાથે મળી જઇને પોતાની મૂર્ખતા જ પ્રકટ કરી છે. મોટો ભાઈ કે જે પિતા સમાન ગણાય, તેની સ્ત્રીને તું બળાત્કારથી લઈ બેઠો છે. ॥ ૧ ॥ હે પાપી! જેને તેં કેટલીકવાર માતા કહેલી હશે, તે જ તારી પત્ની થઈ છે. તારો આવો ધર્મ છે, માટે તું સમુદ્રમાં જઇને બૂડી મર અથવા પોતાના હાથથી ગળું કાપીને મરી જા. ॥ ૨ ॥ હે અધર્મી!

હે અન્યાય કરનારા! આવો નીચ તું યુદ્ધભૂમિમાં મારી સામે આવી ગાલ બજાવે છે!! તને લાજ કેમ આવતી નથી? હે ખલ! મારી નજર આગળથી દૂર થઈ જા. નહીં તો મૃત્યુને સમીપમાં આવેલો જ સમજજે." ॥ ૩ ॥ આ સાંભળી ક્રોધયુક્ત થયેલા વિભીષણે હાથમાં ગદા લેતાં લવે પોતાના બાણથી તે ગદાના ટુકડે ટુકડા કરી નાંખ્યા અને ક્રોધ કરીને સાત બાણો પણ ફેંક્યાં, કે જેઓના વાગવાથી વિભીષણ આકાશમાં ઉછળીને નીચે પડ્યો. વિભીષણે પડતાં પડતાં પણ ત્રિશૂલ ફેંક્યું કે, જે ત્રિશૂલ વિજળીની પેઠે લવના શરીરમાં પેસી ગયું. ॥ ૪ ॥

दो० दूरि शूल करि बंधु युग, देख दैत्यकर घात ॥
जाम्बवन्त कपिराज नल, अंगदऊ बिलखात ॥ ५९ ॥

**અર્થ.**—લવે તથા કુશે પોતાની ક્રિયાયુક્તિથી એ ત્રિશૂલને દૂર કર્યું. જાંબવાન, સુગ્રીવ, નળ અને અંગદ એઓ વિભીષણને વ્યાકુળ થયેલો જોઇ ખેદ પામ્યા અને પછી લવ કુશની સાથે યુદ્ધ ચલાવવા લાગ્યા. ॥ ૫૯ ॥

चो० जो गिरि तरु कपि डारहिं जाई । रजसम करि तेहि देहिं उडाई ॥
निज बाणन कपि घायल कीन्हे । जेहि जस उचित सो तस फल दीन्हे॥१॥
रघुकुल तिलक प्रचारत पाछे । वीर धुरीण बने अति काछे ॥
अंगद हनूमान भट भारी । ते धाये तरु शैल उपारी ॥ २ ॥
डारि शैल दुइ भिरे रिसाई । खड्गन हने वीर बरिआई ॥
कपिन कोप करि उर हत तेहीं । जिमि खग मशक चोटि गज देहीं ॥ ३ ॥
हति दोनों कपि भूमि गिराये । जाम्बवन्त कपिपतिपहं आये ॥
यहि तनु कोटिक समर लडाई । जीते लरे बहुत हम भाई ॥ ४ ॥

**અર્થ.**—વાનરાઓએ જે જે પર્વતો તથા વૃક્ષો નાંખ્યાં, તેઓને લવે તથા કુશે પોતાનાં બાણોથી ચૂર્ણરૂપ કરી નાંખ્યાં અને સઘળા વાનરાઓને પોતાનાં બાણોથી ઘાયલ કરીને જેને જેને જે જે ફળ યોગ્ય હતું, તે તે ફળ આપ્યું. ॥ ૧ ॥ રઘુકુળમાં તિલકરૂપ અને વીરલોકોમાં અગ્રેસર એ બે ભાઇઓએ યુદ્ધમાં મજબૂત સજ્જતા કરી, યોધાઓને પડકારવા માંડતાં, અંગદ અને હનુમાનજી એ બે મોટા યોધાઓ વૃક્ષોને તથા પર્વતોને ઉપાડી તેઓની સામે ગયા. ॥ ૨ ॥ એ બે વાનરાઓ લવકુશની ઉપર વૃક્ષોને તથા પર્વતોને ફેંકી, પછી બળાત્કારથી તેઓની સામે ખડ્ગયુદ્ધ કરવા લાગ્યા. અંગદે તથા હનુમાનજીએ લવકુશનાં શરીરોપર ઘણા ઘણા ખડ્ગપ્રહારો કર્યા; પણ તે સઘળા પ્રહારો જેમ હાથીઓના શરીરોપર મચ્છરના પ્રહારો વિફળ થાય, તેમ વિફળ થયા. ॥ ૩ ॥ લવે તથા કુશે ખડ્ગોના પ્રહારોથી અંગદને તથા હનુમાનજીને ધરતીપર પાડી દીધા. આ જોઈ જાંબવાને સુગ્રીવની પાસે આવી કહ્યું કે, "મેં આ શરીરથી

અનેક યુદ્ધો કર્યાં છે અને તેઓમાં અનેક યોધાઓને માર્યા છે તથા જિતેલા છે, પરંતુ આ બે બાળકોની સામે મારું કશું પરાક્રમ ચાલતું નથી. ॥ ૪ ॥

**दो०** यह बालक त्रिभुवन बली, जीति सकै नहिं कोय ॥
चलहु प्राण दीजिय समर, अमर जगत नहिं होय ॥ ६० ॥

**અર્થ.**—આ બે મુનિબાળકો તો ત્રૈલોક્યમાં સર્વથી અધિક બળવાન્ જણાય છે અને યુદ્ધમાં કોઈથી ન જ જિતાય, એવા જણાય છે. ચાલો, હવે યુદ્ધમાં પ્રાણ આપીએ. જગતમાં કોઈપણ અમર નથી." ॥ ૬૦ ॥

**चौ०** आवत भालु बली भट जाना । तानि शरासन शर संधाना ॥
हृदय ताकि लव मार्‍यो सायक । योजन सात गयउ कपिनायक ॥ १ ॥
धाय भालुपति कोप बढाई । मल्ल युद्ध कुश कीन्ह बनाई ॥
निजबल भालुहि अवनि पछारा । दोउ कर चरण बांधि विकरारा ॥ २ ॥
हनुमंतहि बांध्यो पुनि जाई । राख्यो निकट अश्व थल आई ॥
रखवारी लव छांड्यो वीरा । आप चले रघुनायक तीरा ॥ ३ ॥
देखे रथपर श्रीपति सोये । फिरे वीर निज लाज बिगोये ॥
शुभग अश्व पट भूषण नाना । लव धरि अश्व चले हनुमाना ॥ ४ ॥

**અર્થ.**—પછી જાંબવાન તથા સુગ્રીવ એઓ સામે જતાં લવે ધનુષ ખેંચી બાણ સાંધીને સુગ્રીવની છાતીમાં એવો પ્રહાર કર્યો કે, જેથી સુગ્રીવ સાત યોજન દૂર જઈ પડ્યો. ॥ ૧ ॥ જાંબવાને ક્રોધ કરી દોડીને કુશની સાથે મલ્લયુદ્ધ કરવા માંડ્યું. કુશે પોતાના બળથી જાંબવાનને ધરતીપર પછાડી ભયંકર રીતે તેમના બન્ને હાથ તથા બન્ને પગ બાંધી લીધા. ॥ ૨ ॥ એવી રીતેજ હનુમાનજીને પણ બાંધી લીધા અને પછી તે બન્ને યોધાઓને ઘોડાના સમીપમાં લાવી રાખ્યા. ॥ ૩ ॥ કુશ ઘોડાની ચોકી કરવાના કામમાં લવને રાખીને, પોતે રામચંદ્રજીની પાસે ગયો; પણ ત્યાં રામચંદ્રજી રથમાં પોઢી ગયેલા જોવામાં આવતાં લજાઇને પાછો લવની પાસે આવ્યો. પછી એ ભાઇઓ સુંદર ઘોડાને અને યોધાઓના અનેક પ્રકારનાં ભૂષણોને તથા વસ્ત્રોને સાથે લઈ, હનુમાનજીને તથા જાંબવાનને સીતાજીની પાસે લઈ ગયા. ॥ ૪ ॥

**छन्दगीतिका**—शुभ वस्त्र भूषण भालु कपि संग अश्व लइ सादर चले ॥
सिय निकट नायो माथ दोउ सुत भेंटि भूषण जे भले ॥
पहिचान कपि सब निरखि भूषण सहमि सुनि सिय अति डरी ॥
यहि बीच मुनि वर सहमि आये सिया उठि विनती करी ॥ १ ॥
हनुमंत नीलहि छोरि बंधन त्याग बहु समझाइयो ॥
रिपुदवन लछमन सहित भरतहि राम रण पौढाइयो ॥

सुत कीन्ह कर्म कलंक कुल महं मोहिं विधि विधवा करी ॥
तजि सोच चंदन अगर आनहु जाउं पिय संग अब जरी ॥ २ ॥
मुनि धीर दीन्हो तनय लीन्हे संग लइ सादर चले ॥
रण देखि बालक चिह्न आनंद विहंसि मुनिवर अति भले ॥
रथ देखि हय पहिचान प्रभुके जाय मुनि चरणन परे ॥
उठि बैठ कौशलनाथ आरत तनय तब आगे खरे ॥ ३ ॥

**અર્થ.**—એ બન્ને બાળકોએ સીતાજીની પાસે આવી માથાં નમાવી, અશ્વ તથા ભૂષણાદિક ભેટ દેખાડતાં, સીતાજી હનુમાનજીને તથા જાંબવાનને ઓળખી અને ભૂષણોને પણ ઓળખી, ભય પામી અત્યંત વ્યાકુળ થઇને પડી ગયાં. આ સમયમાં વાલ્મીકિ મુનિ પણ ત્યાં આવી લાગ્યા. સીતાજીએ ઉઠી કેટલીક વિજ્ઞપ્તિ કરીને ॥ ૧ ॥ હનુમાનજીને તથા જાંબવાનને બંધનમાંથી છોડાવી, પોતાના પુત્રોને ઘણી ઘણી રીતે સમજાવ્યા કે "હે પુત્રો! તમોએ તો શત્રુઘ્નને, લક્ષ્મણજીને, ભરતજીને તથા રામને રણમાં પોઢાડી દીધા. આ તે શું કર્યું? તમોએ કુળને મોટું કલંક લગાડયું. દૈવે મને વિધવા કરી દીધી. હવે શોકને છોડી દઈ, ચંદનનાં તથા અગરુનાં કાષ્ઠો લાવો, એટલે હું પતિના શબને સાથે લઈ બળી મરીશ." ॥ ૨ ॥ આ સમયમાં મુનિરાજ વાલ્મીકિ સીતાજીને ધીરજ આપી, બન્ને કુમારોને સાથે લઈ પ્રેમપૂર્વક ત્યાંથી ચાલ્યા. એ મુનિ રણભૂમિનો દેખાવ જોઈ બાળકોને પરાક્રમી જાણીને અત્યંત આનંદથી હસ્યા અને પછી રામચંદ્રજીના રથને તથા ઘોડાઓને ઓળખી, રામચંદ્રજીની પાસે જઈ તેમનાં ચરણોમાં પડ્યા. આ જોઈ વ્યાકુળ થયેલા રામચંદ્રજી ઉઠીને બેઠા થયા, ત્યાં પોતાની પાસે બે કુમારો ઉભેલા પણ જોવામાં આવ્યા. ॥ ૩ ॥

**सो०** मुनि पुनि मुनि वर वन, जागे रघुपति भय हरण ॥
विहंसि उघारे नैन, लीन्हे हृदय लगाय मुनि ॥ ५ ॥

**અર્થ.**—ભયને હરનારા રામચંદ્રજીએ વાલ્મીકિનો સ્વર સાંભળી જાગ્રત થઈ, હસી, નેત્રો ઉઘાડી વાલ્મીકિને છાતીમાં લગાવ્યા. ॥ ૫ ॥

**चो०** प्रभुहि देखि मुनि अति हरषाने । बार बार निज भाग्य बखाने ॥
जेहि विधि शेष सीय वन आनी । मुनिवर सो सब कथा बखानी ॥ १ ॥
लव कुश कथा सकल मुनि भाषी । शिव विरंचि सूरज करि साखी ॥
मिले तनय दोउ हृदय लगाये । सुधा वरषि सुर सेन जिवाये ॥ २ ॥
भरत आदि जागे सब भ्राता । लछमन चले जहां सिय माता ॥
बहुरि राम लछमनहिं बुलाई । सुनहु तात अस वचन सुहाई ॥ ३ ॥
तात वचन मम मानहु भाई । सिय सन दिव्य लेहु तुम जाई ॥
लछमन जाय शीश पद नावा । लव कुश कहं बहु विधि समुझावा ॥ ४ ॥

हरि इच्छा सिय मन अस आवा । शेष सहस फणि आन दिखावा ॥
जाय सभामे जनकदुलारी । सत्य रूप अस गिरा उचारी ॥ ५ ॥
मन वच कर्म विना भगवाना । सपनेहु पुरुष न जानौं आना ॥
तौ धरणी माता सुन लीजे । निजमें ठौर मोहिं अब दीजे ॥ ६ ॥
जब सीता अस गिरा उचारी । विदरी भूमि शब्द भयो भारी ॥
तेहिमेंसे अति शुभ्र सुहायो । निर्मल सिंहासन प्रगटायो ॥ ७ ॥
ताको सर्प रहे करि धारण । बैठी वसुधा सब जग तारण ॥
तुरत गोद सीता तेहि लीन्ही । सावधान कर आशिष दीन्ही ॥ ८ ॥
पुत्री सहे दुख तुम भारी । चलो लोक मम होहु सुखारी ॥

**અર્થ.**—વાલ્મીકિ રામચંદ્રજીને જોઇ બહુ જ રાજી થયા અને વારંવાર પોતાનાં ભાગ્યોને વખાણવા લાગ્યા. પછી વાલ્મીકિએ જે રીતે લક્ષ્મણજી સીતાજીને વનમાં લાવ્યા હતા, તે રીતિસંબંધી સઘળી વાત કહીને ॥ ૧ ॥ લવકુશની સઘળી હકીકત પણ કહી સંભળાવી અને શિવની, બ્રહ્માની તથા સૂરજની સાક્ષી આપીને કહ્યું કે, "આ તમારા પુત્રો છે અને સીતાજી નિર્દોષ છે." રામચંદ્રજીએ બન્ને કુમારોને છાતીમાં લગાવ્યા. દેવતાઓએ અમૃતની વૃષ્ટિ કરી, સઘળી સેનાને જીવતી કરી. ॥ ૨ ॥ ભરતજી, લક્ષ્મણજી તથા શત્રુઘ્ન એઓ જાગ્રત થઇ સીતાજીની પાસે જવા ચાલ્યા. રામચંદ્રજીએ લક્ષ્મણજીને બોલાવી કહ્યું કે, "ભાઈ! મારું વચન માનીને તમે તે પ્રમાણે કરો. ॥ ૩ ॥ સીતાની પાસે જઈ તેને સભા વચ્ચે શપથ લેવરાવવાની તજવીજ કરો." લક્ષ્મણજીએ સીતાજીની પાસે જઈ ચરણોમાં માથું નમાવી, તેમને તથા તેમના બે પુત્રોને ઘણી ઘણી રીતે સમજાવતાં, ॥ ૪ ॥ પ્રભુની ઇચ્છાથી સીતાજીના મનમાં શપથ લેવાની વાત ઉતરી. લક્ષ્મણજીએ સીતાજીને લાવી, તે સભામાં હાજર કર્યાં. સીતાજી સભામાં જઇ શપથરૂપ સત્ય વાણી બોલ્યાં કે, ॥ ૫ ॥ "હે પૃથ્વી માતા! મેં જો મનથી, વચનથી તથા ક્રિયાથી રામચંદ્રજી વિના બીજા પુરુષને સ્વપ્નમાં પણ ન જાણ્યો હોય તો તું હમણાં જ મને તારામાં રહેવાનું ઠેકાણું દે." ॥ ૬ ॥ સીતાજી આવાં વચનો બોલ્યાં કે, તે સમયે તુરત જ પૃથ્વી ફાટી, ફાટવાનો મોટો શબ્દ થયો અને પૃથ્વીમાંથી અત્યન્ત સુંદર તથા નિર્મળ એક સિંહાસન પ્રકટ થયું. ॥ ૭ ॥ જેને સર્પોએ ધર્યું હતું, એવા એ સિંહાસનમાં દેહધારી થઈ બીરાજેલાં સાક્ષાત્ પૃથ્વીદેવીએ તુરત સીતાજીને પોતાની ગોદમાં લઈ સાવધાનપણાથી આશીર્વાદ આપી કહ્યું કે, 'હે પુત્રી! તેં ઘણાં ઘણાં દુઃખોનું સહન કર્યું છે. હવે મારા લોકમાં આવ અને સુખ ભોગવ.' ॥ ૮ ॥

दो० जटित मणिन सिंहासन, सादर सीय चढाइ ॥
भयो अलोप पताल कहँ, महिमा किमि कहि जाइ ॥ ६१ ॥

**અર્થ.**—સીતાજીને પોતાના ખોળામાં બેસાડી પૃથ્વીદેવીએ એ પ્રમાણે ભાષણ કર્યું કે, તુરત જ મણિજડિત સિંહાસન પૃથ્વીદેવી સહિત તથા સીતાજી સહિત અદૃશ્ય થઈ ગયું. સીતાજીના આ મહિમાનું વર્ણન કેમ કરી શકાય? ॥ ૬૧ ॥

**ચો०** **लछमन चरित देखि सब ठाढे । नयन प्रवाह चलत अति गाढे ॥**
**सकल चरित सुनि कृपानिधाना । चलन हमार सीय मन जाना ॥ १ ॥**
**तनय सहित प्रभु निज पुर आये । दान दीन्ह शुभ यज्ञ कराये ॥**
**जेहि जेहि विधि सुर आयसु दीन्हा । कोटि कोटि विधि प्रभु सोई कीन्हा २**
**कोटिन धेनु धाम धन धरणी । दीन्ह कृपानिधि सक को वरणी ॥**
**भोजन विविध भाँति करवाई । विदा किये मुनि वृंद बुलाई ॥ ३ ॥**
**जनकहि पूजि विदा प्रभु कीन्हा । दोउ गुरु पूजि पदोदक लीन्हा ॥**
**आये जनकहि गुरु पहुँचाई । बैठे प्रभु महिसुरन बुलाई ॥ ४ ॥**

**અર્થ.**—લક્ષ્મણજી વગેરે સર્વ લોકો એ ચરિત્ર જોઈને ઉભા જ રહ્યા અને સર્વનાં નેત્રોમાં આંસુઓના પ્રવાહો અત્યન્ત ચાલવા લાગ્યા. કૃપાનિધિ રામચંદ્રજીએ એ ચરિત્ર જોઈ વિચારી લીધું કે, "મારી સ્વધામમાં જવાની જે ઇચ્છા છે, તે સીતાજીએ પારખી લીધી, એમાં કશો સંદેહ નથી." ॥ ૧ ॥ પછી રામચંદ્રજીએ પુત્રોસહિત તથા સઘળા સૈન્યસહિત અયોધ્યામાં પધારી, યજ્ઞ પૂરો કરીને અનેક શુભ દાનો આપ્યાં. દેવતાઓએ જે જે આજ્ઞા કરી, તે તે આજ્ઞાઓથી રામચંદ્રજીએ કરોડ ગણું કર્યું. ॥૨॥ ગાયો, ઘરો, ધનો અને પૃથ્વી એઓનાં કરોડો દાનો આપ્યાં, તેનું વર્ણન પણ કોણ કરી શકે? મુનિજનોને વિવિધ પ્રકારનાં ભોજનો કરાવી, પોતાની પાસે બોલાવી દક્ષિણાઓ આપીને વિદાય કર્યા. ॥૩॥ વસિષ્ઠ મુનિનું તથા શતાનન્દ મુનિનું પૂજન કરીને તેઓનાં ચરણોદકો લીધાં. જનકરાજાને તથા ગુરુઓને વળાવી આવી, પોતાના સ્થાનકમાં બીરાજી, બ્રાહ્મણોને બોલાવી, ॥ ૪ ॥

**दो०** **लक्ष लक्ष वर धेनु धन, पूजि पूजि द्विज पाय ॥**
**एक एक विप्रन दिये, हर्षित कौशलराय ॥ ६२ ॥**

**અર્થ.**—તેઓનાં ચરણોનું પૂજન કરી, પ્રસન્નતાથી એક એક બ્રાહ્મણને લાખ લાખ ગોદાન આપ્યાં. ॥ ૬૨ ॥

**ચો०** **गये सब मुनि सज्जन निज धामा । पाये अमित अमित सुख रामा ॥**
**पुरवासी आवहिं सब द्वारी । सुनि पुराण सो होहिं सुखारी ॥ १ ॥**
**जे जड चेतन जीव घनेरे । सचर अचर कौशलपुर केरे ॥**
**तिन पटतर सुख नहिं सुरराया । करहिं विनोद विहाय सुमाया ॥ २ ॥**

यहि विधि विपुल काल पुनि गयऊ । निज पुर गमन सुअवसर भयऊ ॥
बीती अवधि ब्रह्म जब जानी । नारद मुनि सन कहा बखानी ॥ ३ ॥
निज पुर आवन चहत खरारी । धर्मराज को कहेहु हँकारी ॥
विनती बहु विरंचि तब भाखी । चलेउ धर्म रघुपति उर राखी ॥ ४ ॥

**અર્થ.**—સર્વે મુનિઓ તથા સજ્જનો પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. રામચંદ્રજી અમિત આનંદ પામ્યા. સંપૂર્ણ પુરવાસી લોકો રામચન્દ્રજીની પાસે આવી પુરાણોની કથાઓનું શ્રવણ કરીને સુખ પામવા લાગ્યા. ॥ ૧ ॥ અયોધ્યામાં જડ, ચેતન, સ્થાવર કે જંગમ જે જે જીવો હતા, તેઓ ઇંદ્રના સુખને પણ પોતાના સુખ જેવું નહિ માનતા હતા અને નિષ્કપટ વિનોદો કરતા હતા. ॥ ૨ ॥ આ પ્રમાણે કરતાં કેટલોક કાલ વીત્યો ત્યારે રામચંદ્રજીને સ્વધામમાં પધારવાનો સમય પ્રાપ્ત થયો. બ્રહ્માએ અવધિને વ્યતીત થયેલ જાણી નારદજીને કહ્યું કે, ॥ ૩ ॥ "હવે રામચંદ્રજી સ્વધામમાં આવવા જોઈએ છે, માટે યમરાજાને બોલાવીને અયોધ્યામાં ચેતવણી આપવા મોકલો." નારદજીએ યમરાજાને બોલાવી તેમને બ્રહ્માની સઘળી ધારણા સારીપેઠે સમજાવી યમરાજા હૃદયમાં રામચંદ્રજીનું સ્મરણ કરી, ॥ ૪ ॥

दो० आयो यम रघुवीर पुर, मुनिवर वेष बनाइ ॥
तेज पुंज सुंदर तरुण, कटि मृग चर्म सुहाइ ॥ ६३ ॥

**અર્થ.**—મુનિવરનો વેષ ધરીને અયોધ્યામાં ગયા. તેજના પુંજરૂપ, સુંદર, જુવાન અને જેની કમર ઉપર મૃગચર્મ શોભી રહ્યું હતું, એવા એ મુનિવરે, ॥ ૬૩ ॥

चौ० द्वारपाल लछमन कहं जानी । बोलेउ तापस कहि मृदु बानी ॥
तुरत शेष सो खबर जनाई । सुनत वचन आये रघुराई ॥ १ ॥
मुनिहि निरखि प्रभु कीन्ह प्रणामा । सादर उचित कहेउ विश्रामा ॥
अर्घ्य दीन्ह आसन बैठारी । मुनिवर सादर गिरा उचारी ॥ २ ॥
सुनि सर्वज्ञ कृपालु दिनेशा । आयउं मैं मुनिवरके वेषा ॥
मैं तुम रहेउ अवर नहिं कोई । तिसरे सुनत नाश तिहि होई ॥ ३ ॥
सुनहिं वचन तेहि देइहौं शापू । शिव विधि हरि जो आवहिं आपू ॥
सुनहु लषण बैठहु चल द्वारे । नहिं कोउ आव न गिरा उचारे ॥ ४ ॥
मम कर वध आवै पुनि कोई । मरिहहि सत्य मृषा नहिं होई ॥

**અર્થ.**—તે સમયે દ્વારપાલ થઇને બેઠેલા લક્ષ્મણજીને કહ્યું કે 'મારા આવવાની રામચંદ્રજીને ખબર આપો.' લક્ષ્મણજીએ ખબર જણાવતાં રામચંદ્રજીએ તુરત જ બહાર આવી. ॥ ૧ ॥ મુનિને જોઇને, પ્રેમસહિત વિશ્રામ લેવાનું કહ્યું. અર્ઘ દીધો અને તેમને આસન પર બેસાડ્યા. મુનિ બોલ્યા કે, ॥ ૨ ॥ "હે સર્વજ્ઞ! હે કૃપાલુ! હે સૂર્યવંશ

તિલક! હું મુનિનો વેષ ધરીને કોઈ દેવ આવેલો છું. મારી વાત સાંભળવા એકાંતમાં પધારો કે, જ્યાં બીજો કોઈ પણ ન હોય અને પ્રતિજ્ઞા કરો કે, જે કોઈ ત્રીજો માણસ આપણી વાત સાંભળે, તેનો વધ કરવો. ॥ ૩ ॥ શિવ, બ્રહ્મા કે, વિષ્ણુ પોતે આવીને સાંભળશે તો પણ હું તેને શાપ દઈશ.” રામચંદ્રજીએ લક્ષ્મણજીને આજ્ઞા કરી કે, “તમે દ્વારપર બેસો અને કોઈ પણ માણસ વાત કરવા કે, અંદર આવવા ન પામે તેમ કરો. જે કોઈ અંદર આવશે, તેનો હું વધ કરીશ. આ મારું વચન મિથ્યા થવાનું નથી. ॥૪

**दो०** बोले तापस वचन मृदु, पाहि पाहि रघुनाथ ॥
कह्यो सकल इतिहास मुनि, कहि पुनि नायउ माथ ॥ ६४ ॥

**અર્થ.**—પછી રામચંદ્રજીએ એકાંતમાં બીરાજતાં મુનિએ ( યમરાજાએ ) ‘અપરાધની ક્ષમા કરજો, ક્ષમા કરજો’ એમ કહી રામચંદ્રજીની પાસે બ્રહ્માના અભિપ્રાયની સઘળી હકીકત કહી અને પછી માથું નમાવ્યું. ॥ ૬૪ ॥

**चौ०** प्रभु इच्छा भावी बलवाना । दुर्वासा मुनि आइ तुलाना ॥
मुनिहि देखि लछमन चलि आगे । गये निकट विनती अनुरागे ॥ १ ॥
पूछा मुनि कहं रघुकुल ईशा । तहां जाव मैं सुनहु अहीशा ॥
जो प्रतिउत्तर करिहो आजू । भस्म करौं तव घर पुर राजू ॥ २ ॥
कांपे लषण सुनत मुनिवानी । निज वध जानि सुचले भवानी ॥
दोउ कर जोर कही प्रभु पाहीं । दुर्वासा मुनि आवन चाहीं ॥ ३ ॥
तात कीन्ह अति अवगुण भारी । काल कर्म गति टरै न टारी ॥
कीन्ह वचन दिनकर कुलकेतू । मुनि खग अपर कथा कर हेतू ॥ ४ ॥

**અર્થ.**—આ વાત ચાલતી હતી, તેટલામાં પ્રભુની ઈચ્છાથી અને ભાવીના બલવત્તરપણાથી દુર્વાસા ઋષિ દ્વારપર આવી નીકળ્યા. દુર્વાસાને જોઈ લક્ષ્મણજીએ તેમની આગળ જઈને પ્રેમપૂર્વક માન આપ્યું. ॥ ૧ ॥ દુર્વાસા બોલ્યા કે, “રામચંદ્રજી હાલ કયાં છે તે કહો, એટલે હું તેમની પાસે જાઉં. તમે જો આ સમયમાં મને કાંઈ પણ પ્રત્યુત્તર દેશો તો હું તમારા ઘરને, પુરને અને રાજ્યને ભસ્મ કરી નાંખીશ.” ॥ ૨ ॥ આ સાંભળી લક્ષ્મણજી ધ્રુજવા લાગ્યા. પછી લક્ષ્મણજીએ પોતાનું મરણ જ આવેલું જાણી રામચંદ્રજીની પાસે જઈ હાથ જોડીને વિનતિ કરી કે, “દુર્વાસા મુનિ આપની પાસે આવવા ઈચ્છે છે.” ॥ ૩ ॥ રામચંદ્રજી પોતાની પ્રતિજ્ઞાનો વિચાર કરી બોલ્યા કે, “લક્ષ્મણજી! તમે અંદર આવ્યા, એ બહુ ભુંડું કર્યું. કાળની અને કર્મની ગતિ ટાળી ટળતી નથી.” હે ગરુડજી! હવે તે પછીની કથા ચિત્ત દઈને સાંભળો. ॥ ૪ ॥

**दो०** तुरत कहेउ मुनि आनहु, सादर कृपानिधान ॥
चालिय वेग मुनि बोलि अब, कहा राम भगवान ॥ ६५ ॥

**અર્થ.**—રામચંદ્રજીએ લક્ષ્મણજીને આજ્ઞા કરી કે, 'દુર્વાસાને તુરત અંદર બોલાવી લાવો.' આ વચનથી લક્ષ્મણજી "હે મુનિ! તુરત અંદર પધારો. રામચંદ્રજી બોલાવે છે." એમ કહી દુર્વાસાને લઇને રામચંદ્રજીની પાસે જતાં, ॥ ૬૫ ॥

**छंदगीतिका**—अति तेज पुंज विलोकि आवत उचित उठि आसन दियो ॥
जल आनि सादर चरण धोये सुभग पादोदक लियो ॥
जन जानि मुनिवर देहु आयसु वेगि सो सादर करौं ॥
बहु काल क्षुधित कृपायतन विन अशन दिनमणि मैं मरौं॥ १ ॥
मन भाव भोजन दीन्ह रघुपति बहुत विधि विनती करी ॥
संतोष पाय मुनीश अस्तुति विनय कर आशिष भरी ॥
करि विदा मुनिवर देखि लक्ष्मण हृदय दुख दारुण भये ॥
भरतादि दनुज समेत पुरजन ताहि छिन देखन गये ॥ २ ॥
पद वंदि ठाढे जोरि कर दोउ वदन लखि अति कांपहीं ॥
भरि नैन पंकज नीर आरत भरत सों प्रभु भाषहीं ॥
अब गुरुहि आनहु वेगि सादर दुखित अति आतुर चले ॥
सब कथा गुरुहि सुनाय आरत यान चाढि आरत भले ॥ ३ ॥
आये वशिष्ठ विलोकि रघुपति सकल उठि चरणन परे ॥
संवाद सुनि मुनि समय जान्यो त्यागिहैं अब तनु हरे ॥
मुनि वचन शेप विचारि निज उर रामविन धिग् जीवनो ॥
गहि चरण सरयू तीर आये देखि जल शुभ पीवनो ॥ ४ ॥

**અર્થ.**—રામચંદ્રજીએ તેજના પુંજરૂપ મુનિને આવતા જોઈ ઉઠીને આસન આપ્યું, જળ મગાવીને તેમનાં ચરણોનું પ્રક્ષાલન કર્યું, ચરણામૃત લીધું અને પછી વિજ્ઞપ્તિ કરી કે, "મુનિવર! મને આપનો દાસ જાણો. આપ જે કાંઈ કહો, તે પ્રેમથી તુરત જ કરી આપું." દુર્વાસા બોલ્યા કે, "કૃપાનિધાન! સૂર્યવંશમણિ! હું વ્રતને લીધે ઘણો કાળ થયાં ભૂખ્યો છું. આજ વ્રતની સમાપ્તિ થઈ છે અને અન્ન મળ્યું નથી, તેથી મરું છું." ॥ ૧ ॥ આ સાંભળતાં જ રામચંદ્રજીએ તેમને મનભાવતું ભોજન મંગાવી આપ્યું અને ઘણો ઘણો વિનય કર્યો. દુર્વાસા મુનિએ ભોજનથી સંતુષ્ટ થઈ સ્તુતિ તથા વિનય કરી ઘણાં ઘણાં આશિર્વચનો આપ્યાં. પછી રામચંદ્રજી દુર્વાસાને વિદાય કરી લક્ષ્મણજીને જોઈ હૃદયમાં અતિદારુણ દુઃખથી પીડાવા લાગતાં, ભરતજી તથા શત્રુઘ્ન કેટલાએક પુરવાસી લોકોની સાથે તે ક્ષણમાં જોવા ગયા. (રામચંદ્રજીનો ખેદ સર્વના જાણવામાં આવી જાય એવું એ દિવસે જ થયું.) ॥ ૨ ॥ સર્વે લોકો ચરણોમાં પ્રણામ કરી હાથ જોડીને ઉભા રહ્યા અને મુખની કાંતિ જોઇને અત્યંત કંપવા લાગ્યા. રામ-

ચન્દ્રજીએ નેત્રોમાં આંસુ લાવી ભરતજીને આજ્ઞા કરી કે, 'હવે વસિષ્ઠ મુનિને તુરત બોલાવી લાવો.' અત્યંત દુઃખ પામેલા ભરતજીએ તુરત વસિષ્ઠ મુનિની પાસે જઈ સઘળી હકીકત કહી સંભળાવતાં વસિષ્ઠ તુરત જ સારા વાહનપર બેસીને ત્યાં આવ્યા. ॥ ૩ ॥ રામચંદ્રજીએ વસિષ્ઠ મુનિને આવ્યા જોઈ સર્વ લોકોસહિત ઉઠી પગમાં પડી આસન આપી, જે હકીકત બની હતી, તે સઘળી કહી સંભળાવીને પૂછ્યું કે, 'હવે કેમ કરવું?' વસિષ્ઠ મુનિ એ વાત સાંભળી 'હવે પ્રભુ અવશ્ય શરીરનો ત્યાગ કરશે' એમ સમજી ગયા અને બોલ્યા કે, 'સ્વજનોનો ત્યાગ કરવો, એ વધ બરાબર જ છે.' રામચંદ્રજીના ચોથા અંશરૂપ લક્ષ્મણજી વસિષ્ઠમુનિનું વચન સાંભળી 'રામવિના જીવવું એ ધિક્કાર ભરેલું છે' એમ વિચારી રામચંદ્રજીનાં ચરણોનો સ્પર્શ કરી, ત્યાંથી સરયૂના કીનારાપર આવી, સરયૂના પવિત્ર જળનું આચમન લઈ, ॥ ૪ ॥

**दो०** कटि पर्यंत जल मध्यमें, कीन्हो ध्यान अखण्ड ॥
योग रत्न करि राम कहि, फोड्यो निज ब्रह्मण्ड ॥ ६६ ॥
राम धाम पहुंचे लखन, तुरत चतुर्थम भाग ॥
सुनि व्याकुल रघुपति भरत, मिटे सकल अनुराग ॥ ६७ ॥

**અર્થ.**—કમર પર્યંત જળમાં ઉભા રહી, રામચંદ્રજીનું અખંડ ધ્યાન ધરી, યોગમાર્ગનું અવલંબન કરી, 'રામ' શબ્દ બોલી, બ્રહ્માંડને ફોડીને ॥ ૬૬ ॥ તુરત રામચંદ્રજીના ધામમાં પહોંચી ગયા. આ વાત સાંભળી રામચંદ્રજી તથા ભરતજી વગેરે સર્વ વ્યાકુળ થયા અને સર્વનો આનંદ ટળી ગયો. ॥ ૬૭ ॥

**चो०** मैं नहिं तजो तजो मुहिं ताता । करु सो यतन जु देखौं भ्राता ॥
करहु भरत पुर राज्य सुखारी । सुनत गिरे महि व्याकुल भारी ॥ १ ॥
चहत चलन अब प्राण गुसांई । छिन लछमन विन रहि न सकाई ॥
तात चलहु कहि तनय बुलाये । कीन्ह तिलक बहु नीति सिखाये ॥ २ ॥
भरत तनय सुतक्ष वै नामा । दक्षिण नगर दीन्ह तेहि रामा ॥
दूसर पुष्कल जेहि जगजाना । पुहकर नगर दीन्ह भगवाना ॥ ३ ॥
प्रथम दैत्य हति तहां बसाये । दीन कृपानिधि जेहि मन भाये ॥
शुचि तन चित्रांगद रणधीरा । लछमन तनय सुभग गंभीरा ॥ ४ ॥

**અર્થ.**—રામચન્દ્રજી બોલ્યા કે, "મેં લક્ષ્મણજીનો ત્યાગ કર્યો નથી, પણ લક્ષ્મણજીએ મારો ત્યાગ કર્યો છે. હવે જેથી એ ભાઇનું દર્શન થાય, એવો યત્ન કરો, ભરતજી! હવે તમે જ આનંદથી અયોધ્યાનું રાજ્ય કરો." આ વચન સાંભળતાં જ ભરતજી અત્યંત વ્યાકુળ થઈ પૃથ્વીપર પડીને બોલ્યા કે, ॥ ૧ ॥ "હે સ્વામિન્! હવે મારા પ્રાણ જાય છે. લક્ષ્મણજીવિના મારાથી ક્ષણમાત્ર પણ રહી શકાય એમ નથી." "ભાઈ! એમ હોય તો ચાલો." એમ કહી રામચંદ્રજીએ કુશ અને લવ નામના પોતાના બે

કુમારોને બોલાવી રાજ્યતિલક કર્યું અને ઘણી ઘણી રાજનીતિનો ઉપદેશ કર્યો. ॥ ૨ ॥ પછી રામચંદ્રજીએ ભરતજીના તક્ષ નામના કુમારને દક્ષિણ નગરનું રાજ્ય આપ્યું અને પુષ્કલ નામના બીજા કુમારને પુષ્કર નગરનું રાજ્ય આપ્યું. ॥ ૩ ॥ એ નગરો પ્રથમ રામચંદ્રજીએ ભરતજીના હાથથી ગંધર્વોને મરાવીને વસાવ્યાં હતાં અને ભરતજીની ઇચ્છાથી ભરતજીના પુત્રોને આપ્યાં. પછી લક્ષ્મણજીના ચિત્રકેતુ અને ચિત્રાંગદ નામના બે કુમારો કે, જેઓ રણધીર, સુંદર અને ગંભીર હતા, તેઓને પશ્ચિમ દેશનાં રાજ્યો આપ્યાં. ॥ ૪ ॥

**दो०** पश्चिम देश पिशाच बहु, जीत हते संग्राम ॥
तहं राखे सुत सरिस दोउ, विलग विलग कहि नाम ॥ ६८ ॥

**અર્થ.**—પશ્ચિમ દેશમાં પ્રથમ પિશાચો રહેતા હતા, તેઓને સંગ્રામમાં મારી જિતીને રામચંદ્રજીએ એ દેશને સ્વાધીન કર્યો હતો. તેમાં જૂદાં જૂદાં બે નગરો કરી લક્ષ્મણજીના બે કુમારોને તે નગરોનાં જૂદાં જૂદાં રાજ્યો આપ્યાં. ॥ ૬૮ ॥

**चो०** अवध नृपति कुश कीन्ह वहोरी । सिखै नीति पुनि कह्यो निहोरी ॥
भ्रातन पर सुत दया करेहू । राजनीति उर सादर धरेहू ॥ १ ॥
उत्तर नगर सुउत्तर दूरी । सुख सम्पदा जहां अति भूरी ॥
लव कहं दीन्ह कृपानिधि सोई । पटतरि अवर नगर नहिं कोई ॥ २ ॥
आठ सहस्र रथ तुरग पचासा । दश सहस्र गज जे मद आसा ॥
लजहिं इन्द्र गज तिनहिं विलोकी । दिगपालन जिन प्रभुता रोकी ॥ ३ ॥
इक इक सुतन दीन्ह रघुराया । वरणि को सकै सुन खगराया ॥
धनद कोटि सम भरे भंडारा । यथायोग कर भाग उदारा ॥ ४ ॥

**અર્થ.**—અયોધ્યામાં કુશને રાજ્ય આપી પ્રેમથી ઘણી ઘણી નીતિનો ઉપદેશ કર્યો કે, "પુત્ર! ભાઇઓ ઉપર દયા રાખજો અને રાજનીતિને સર્વદા હૃદયમાં પ્રેમપૂર્વક ધરી રાખજો." ॥ ૨ ॥ ઉત્તર નગર કે જે ઉત્તર દિશામાં ઘણું દૂર હતું, ઘણી ઘણી સુખ-સંપત્તિઓથી ભરપૂર હતું અને જેની ઉપમા બીજા કોઈ પણ નગરને આપી શકાય નહીં એવું હતું, તેમાં લવને રાજ્ય આપ્યું. ॥ ૨ ॥ હે ગરુડજી! રામચંદ્રજીએ એક એક કુમારને આઠ આઠ હજાર રથ, પચાસ પચાસ હજાર ઘોડા અને દશ દશ હજાર હાથીઓ વહેંચી આપ્યા. હાથીઓ એવા હતા કે, જેઓને જોઈ ઇંદ્રનો ઐરાવત હાથી પણ લજાઈ જાય અને દિગ્પાળ દેવતાઓ પણ પોતાની મોટાઇને હલકી માને. ॥ ૩ ॥ યથાયોગ્ય વિભાગો કરીને કુબેરજીના કરોડ ભંડારો જેવા ભંડારો પણ આપ્યા, કે જેઓનું વર્ણન કોઈથી કરી શકાય નહીં. ॥ ૪ ॥

**दो०** सकल तनय परितोष करि, विदा कीन्ह रघुवीर ॥
विप्र वृंद याचक सकल, लिये बोलि मतिधीर ॥ ६९ ॥

**અર્થ.**—રામચંદ્રજીએ સઘળા કુમારોને સંતુષ્ટ કરી વિદાય કર્યાં અને પછી સર્વ બ્રાહ્મણોને તથા યાચકોને બોલાવી, ॥ ૯૯ ॥

**चो०** धेनु वसन धरणी धन धामा । दीन्ह कीन्ह परिपूरण कामा ॥
याचक सबै अवधके वासी । बोले प्रभु सन अज अविनाशी ॥ १ ॥
हम भरि जन्म चरण अनुरागी । अंतकाल सब होत अभागी ॥
जो जन जानि लेहु प्रभु साथा । करहु कृपानिधि सबहि सनाथा ॥ २ ॥
सुनि सनेहमय वचन सुहाये । चलो कह्यो प्रभु अति सुख पाये ॥
समय जानि कपिपति तहं आवा । अंगद राज्य दीन्ह सुख पावा ॥ ३ ॥
जाम्बवन्त लंकापति वीरा । नल अरु नील द्विविद रणधीरा ॥
कोटि कीश जे सुर अवतारी । आये जहां कृपालु खरारी ॥ ४ ॥

**અર્થ.**—ગાયો, વસ્ત્રો, પૃથ્વી, ધનો તથા ઘરો વગેરે આપી આપીને સંતુષ્ટ કર્યા. યાચકો અને અયોધ્યાવાસી સર્વ લોકો બોલ્યા કે, "હે અજન્મા, અવિનાશી પ્રભુ! અમારી વિજ્ઞપ્તિ સાંભળો. ॥ ૧ ॥ અમો કે જેઓ જન્મભરથી આપનાં ચરણોના સેવક છિયે, તેઓ અન્તકાળમાં અભાગિયા થઇએ છીએ; માટે જો અમોને દાસ જાણતા હો તો સર્વને સાથે લઈ જઇને સનાથ કરો." ॥ ૨ ॥ એ લોકોનાં સ્નેહમય વચનો સાંભળી રામચંદ્રજીએ પ્રસન્ન થઇને કહ્યું કે, 'ત્યારે ચાલો.' સુગ્રીવ પણ સમય જાણી અંગદને કિષ્કિંધાનું રાજ્ય આપીને અયોધ્યામાં આવ્યો. ॥ ૩ ॥ જાંબવાન, વિભીષણ, નલ, નીલ અને દ્વિવિદ આદિ બીજા કરોડો સેવકો, કે જેઓ દેવતાઓના અંશાવતારોરૂપ હતા, તેઓ પણ રામચંદ્રજીની પાસે આવ્યા. ॥ ૪ ॥

**सो०** कह प्रभु सुनु लंकेश, राज्य करहु इक कल्प तुम ॥
वचन अचल मम शेष, अंत अमर पुर तात तेहि ॥ ६ ॥

**અર્થ.**—રામચંદ્રજીએ વિભીષણને કહ્યું કે, "હે લંકાપતિ! તમે મારા પ્રથમના આપેલા અવિચળ વચન પ્રમાણે એક કલ્પસૂધી રાજ્ય કરો. પછી તમને દેવલોકની પ્રાપ્તિ થશે." ॥ ૬ ॥

**चो०** जाम्बवन्त सुन मम मृदु वानी । रहु द्वापर भर अस जिय जानी ॥
कृष्ण रूप धरि मिलिहौं तोहीं । समर भूमि तब जानसि मोहीं ॥ १ ॥
सब कहं सब विधि धीरज दीन्हा । आप गमन सरयू तट कीन्हा ॥
दक्षिण भरत वाम रिपुदमनू । पुरवासी सब निज कुल तरनू ॥ २ ॥
अग्नि वेद गायत्री छंदा । धरि निज रूप चले सुर वृन्दा ॥
पीताम्बर पट सुन्दरधारी । जड चेतन चर अचर सुखारी ॥ ३ ॥

प्रथम रूप धरि सुन्दर आई । जस प्रभु कीन्ह सो सुन खगराई ॥
समय जानि तब पवनकुमारा । बोले वचन कृपालु उदारा ॥ ४ ॥

**અર્થ.**—જાંબવાનને કહ્યું કે, "દ્વાપર યુગ પૂરા થતાંસૂધી પૃથ્વીપર રહો. હું શ્રીકૃષ્ણાવતાર ધરીને સંગ્રામમાં તમને મળીશ ત્યારે તમે મને ઓળખશો." ॥ ૧ ॥ આ પ્રમાણે વિભીષણને તથા જાંબવાનને સર્વ પ્રકારથી ધીરજ આપીને રામચન્દ્રજી સરયૂના કીનારા તરફ ચાલતા થયા. એમની જમણી બાજુએ ભરતજી અને ડાબી બાજુએ શત્રુઘ્ન ચાલ્યા. સઘળાં અયોધ્યાવાસીઓ પણ કુળસહિત ઉદ્ધારને માટે પછ-વાડે ચાલ્યાં. ॥ ૨ ॥ અગ્નિ, વેદો, ગાયત્રી, બીજા પણ સઘળા છન્દો અને દેવતાઓ પણ સુંદર રૂપો ધરી પીતાંબરોને ધારણ કરીને ચાલ્યાં. અયોધ્યાનાં માણસો જ નહીં, પરંતુ બીજા પણ જે જે કોઈ સ્થાવર જંગમ જીવ હતા, તેઓ પણ સરયૂ તરફ ચાલ્યા. ॥ ૩ ॥ હે ગરુડજી! હવે પ્રભુએ સુંદર રૂપ ધરી સરયૂના કીનારાપર પધારી પ્રથમ જે કર્યું તે સાંભળો. કૃપાનિધિ પરમ ઉદાર રામચંદ્રજીએ સમય જાણીને હનુમાનજીને કહ્યું કે, ॥ ૪ ॥

दो० चिरंजीव सुत रहहु तुम, जब लगि रवि शशि शेष ॥
तुहिं सेवत मिटिहहिं सकल । दुस्तर कठिन कलेश ॥ ७० ॥

**અર્થ.**—"હે પુત્ર! જ્યાંસૂધી સૂર્ય, ચન્દ્ર અને શેષનાગ રહે ત્યાંસૂધી તમે ચિરંજીવી રહો. જે લોકો તમારું સેવન કરશે, તેઓના સઘળા દુસ્તર અને કઠણ કલેશો પણ ટળી જશે." ॥ ૭૦ ॥

चो० चतुरानन पहँ धर्म सिधाये । सरयू तीर जगतपति आये ॥
चले देव अज भव सनकादी । जे मुनि अपर अलोक अनादी ॥ १
कोटिन रथ वाहन विधि नाना । अरुण अकाश न जाइ बखाना ॥
नाना सुर जय जय ध्वनि होई । पावहिं सुर जेहि चहिये जोई ॥ २ ॥
देखि नाक रथ मग परिछाहीं । जिमि गिरि कृमि नभ पंथ उड़ाहीं ॥
करहिं परस जल जो तनुधारी । पाय चतुर्भुज रूप सुखारी ॥ ३ ॥
चढि विमान प्रभु धाम सिधाये । सकल अमरपति कहँ सकुचाये ॥
सुमन वृष्टि नभ होय अपारा । होइ नाद विधि वेद उचारा ॥ ४ ॥

**અર્થ.**—યમરાજાએ બ્રહ્માની પાસે આવી રામચંદ્રજીના સરયૂપર મહાયાત્રાનિમિત્ત પધારવાની હકીકત કહેતાં બ્રહ્મા, સદાશિવ, સનકાદિક અને બીજા પણ બ્રહ્મલોકવાસી અનાદિ મુનિઓ સરયૂપર આકાશમાં આવ્યા. ॥ ૧ ॥ દેવતાઓનાં અનેક પ્રકારનાં રથો વગેરે કરોડો વાહનોના રંગોથી સઘળું આકાશ અરુણ થઈ ગયું, કે જેનું વર્ણન કર્યું જાય નહીં. સઘળા દેવતાઓ જયજય શબ્દ બોલવા લાગ્યા અને રામચંદ્રજીની પાસેથી

ચિત્ર ૨૦ પૃ. ૧૦૫૧



અયોધ્યા ઉદ્ધાર.

મનોવાંછિત વરદાનો મેળવવા લાગ્યા. ॥ ૨ ॥ દેવતાઓનાં વાહનોની ભીડની છાયા જાણે પર્વતમાંથી નીકળી આકાશમાર્ગમાં ઉડતા ટીડોની છાયા હોય, એવી દેખાવા લાગી. આ સમયમાં જે જે કોઈ અયોધ્યાવાસી વગેરે લોકો સરયૂના જળનો સ્પર્શ કરવા લાગ્યા, ॥ ૩ ॥ તેઓ ચતુર્ભુજ થઈ વિમાનોપર બેસી રામચંદ્રજીના ધામમાં સીધાવવા લાગ્યા, કે જેઓના ઐશ્વર્યને જોઈ, ઇંદ્રને પણ વિસ્મય થયો. આકાશમાંથી અપાર પુષ્પવૃષ્ટિઓ પડવા લાગી અને ચોફેર વેદધ્વનિ વ્યાપી રહ્યો. ॥ ૪ ॥

**छन्दगीतिका**–उच्चरत वेद भे चकित भरत कृपालु हंसि सादर लयो ॥
जल परसि कर रिपुदवन सादर पद्मसम राजत भयो ॥
कपि आदि यूथप सखा प्रभुके सकल निज लोकन गये ॥
सुग्रीव प्रभु पद वंदि बारहिं बार रवि मण्डल भये ॥ १ ॥

**અર્થ.**—વેદોના ધ્વનિથી સર્વ લોકો ચકિત થઈ ગયા. કૃપાનિધિ રામચંદ્રજીએ હસીને ભરતજીને પોતાના સ્વરૂપમાં લીન કરી દીધા. શત્રુઘ્ન પણ સરયૂના જળનો સ્પર્શ કરી કમળના જેવી કાંતિવાળા થઈને રામચંદ્રજીના સ્વરૂપમાં મળી ગયા. વાનર આદિ સર્વ યૂથપતિઓ, જેઓ રામચંદ્રજીના મિત્ર હતા, તેઓ સઘળા પોતપોતાના લોકોમાં ગયા. સુગ્રીવ વારંવાર રામચંદ્રજીનાં ચરણોમાં પ્રણામ કરીને, સૂર્યમંડળમાં મળી ગયો. ॥ ૧ ॥

**छन्द**–सुर सहित दिनकर वंश भूषण आनि जल आश्रित रहे ॥
तेहि समय बोलि अनादि प्रभु जू वचन पावन मय कहे ॥
इक मास रहि यहि तीर तुम मम पुरी जीव जे आवहीं ॥
तेहि सुभग देहु विमान पद निर्वाण जो मम पावहीं ॥ २ ॥

**અર્થ.**—સૂર્યવંશના ભૂષણરૂપ અનાદિ પ્રભુ રામચંદ્રજીએ સરયૂના જળમાં આવી બ્રહ્માને અને સઘળા દેવતાને પવિત્ર વચનો કહ્યાં કે "આદરપૂર્વક મારી વાણી સાંભળો. તમો આ સરયૂના કિનારાપર એક માસ સૂધી રહેજો અને જે જે કોઈ અયોધ્યાવાસી કે બીજો જીવ પણ અહીં આવે, તેને સુંદર વિમાનમાં બેસાડી, મારા સાકેત લોકમાં મોકલી દેજો. એક મહિનાની અંદર જે કોઈ અહીં આવશે, તેને મારું નિર્વાણપદ મળશે. ॥ ૨ ॥

**छन्द**–यह परमपावन भूमि सरयू एक पल जे आवहीं ॥
तरि जात सुरपुर सकल सादर सर्वदा तेहि पावहीं ॥
यह जन्म भरि मम संग वासी रहे निशि वासर सदा ॥
ते तुरत आनहु सहित आदर सुनहु मम वाणी मुदा ॥ ३ ॥

**અર્થ.**—આ પરમ પાવત્ર ભૂમિમાં સરયૂના કિનારા ઉપર એક માસ પછી પણ જે જે કોઈ આવીને એક પલમાત્ર પણ રહી સ્નાન કરશે, તે પ્રાણી અંતે સંસારમાંથી

તરી દેવલોકને પ્રાપ્ત થશે. આ અયોધ્યાવાસીઓ તો જન્મભરથી રાતદિવસ સર્વદા મારી સાથે જ રહેલા છે, તેથી તે સર્વને તુરત જ પ્રેમપૂર્વક મારા લોકમાં લઈઆવજો." ॥૩॥

छन्द-कहि वचन अंतर्धान प्रभु ज्यों दामिनी घन सो लयो ॥
नभ जयति जय जय कार जय मय जयति जयता नम हयो ॥
यहि भांति रघुपति जग चराचर सकल लै निज धामको ॥
सो कह्यो उमहि कृपायतन उर राखि सादर रामको ॥ ४ ॥

**અર્થ.**—એટલાં વચનો બોલીને સર્વ જગતના પ્રભુ રામચંદ્રજી જેમ વીજળી અદૃશ્ય થઈજાય, તેમ અદૃશ્ય થઈ ગયા. આકાશમાં એ સમયે 'જયજય. જયતિ જયતિ. નમોનમઃ' એવા પ્રકારના માંગલિક શબ્દો વ્યાપી રહ્યા. આ પ્રમાણે રામચંદ્રજી સઘળાં ચરાચર પ્રાણીઓને લઈ સ્વધામમાં પધાર્યા. એ કથા સદાશિવે હૃદયમાં રામચંદ્રજીનું ધ્યાન રાખીને પાર્વતીની પાસે કહી. ॥ ૪ ॥

दो० गिरिजा संत समागम, सम न लाभ कछु आन ॥
बिन हरि कृपा न होइसो, गावहिं वेद पुराण ॥ ७१ ॥

**અર્થ.**—કથા સમાપ્ત કરીને સદાશિવ બોલ્યા કે "હે પાર્વતી! સંતલોકોના સમાગમ જેવો બીજો કોઈ પણ લાભ નથી. પરંતુ તે લાભ હરિની કૃપાવિના મળતો નથી, એમ વેદો અને પુરાણો ગાય છે." ॥ ૭૧ ॥

दो० यहि विधि सब संवाद सुनि, प्रफुलित गरुड शरीर ॥
बार बार तेहि चरण गहि, जानि दास रघुबीर ॥ ७२ ॥

**અર્થ.**—ગરુડજીએ કાકભુશંડજીના મુખથી આ સંવાદ સાંભળી, આનંદને લીધે શરીરમાં પ્રફુલ્લિત થઈ, કાકભુશંડજીને રામચંદ્રજીના દાસ જાણીને વારંવાર તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા. ॥ ૭૨ ॥

चो० कहेउं परम पुनीत इतिहासा । सुनत श्रवण छूटे सब त्रासा ॥
प्रणत कल्पतरु करुणा पुंजा । उपजै प्रीति राम पद कंजा ॥ १ ॥
मन क्रम वचन जनित अघ जाई । सुनहिं जे कथा श्रवण मन लाई ॥
तीर्थ अवर साधन समुदाई । योग विराग दान निपुणाई ॥ २ ॥
नाना कर्म धर्म व्रत दाना । संयम दम जप तप मख नाना ॥
भूत दया द्विज गुरु सेवकाई । विद्या विनय विवेक बडाई ॥ ३ ॥
जहं लगि साधन वेद बखानी । सबकर फल हरिभक्ति भवानी ॥
सो रघुनाथ भक्ति श्रुति गाई । राम कृपा काहूयक पाई ॥ ४ ॥

**અર્થ.**—હે પાર્વતી! મેં આ પવિત્ર ઇતિહાસ તમને કહી સંભળાવ્યો, કે જેના શ્રવણમાત્રથી સંસારરૂપી સઘળો ત્રાસ ટળી જાય અને ભક્તલોકોના કલ્પવૃક્ષરૂપ કરુ-

ણુનિધાન રામચંદ્રજીનાં ચરણોમાં પ્રીતિ ઉત્પન્ન થાય. ॥ ૧ ॥ જેઓ મન લગાવીને આ કથાનું શ્રવણ કરશે, તેઓનાં કાયિક, માનસિક, તથા વાચિક પાપો નષ્ટ થઈ જશે. તીર્થયાત્રા આદિ કૃત્યોનો સમૂહ, યોગ, વૈરાગ્ય, દાન, વિવેક, ॥ ૨ ॥ અનેક પૂજન આદિ કર્મો, વ્રતો, મહાદાનો, નિયમો, યમો, જપો, તપો, અનેક પ્રકારના યજ્ઞો, પ્રાણીઓ ઉપર દયા, બ્રાહ્મણોની તથા ગુરુઓની સેવા, વિદ્યા, વિનય અને વિસ્તીર્ણ શાસ્ત્ર વિવેચન ॥ ૩ ॥ ઇત્યાદિ જે જે કાંઈ સાધનો વેદે કહેલાં છે, તે સર્વનું ફળ રામચંદ્રજીની ભક્તિ છે. વેદે ગાયેલી એ રામચંદ્રજીની ભક્તિ રામચંદ્રજીની કૃપાથી જ કેટલાએકને પ્રાપ્ત થઈ છે. ॥ ૪ ॥

दो० मुनि दुर्लभ हरि भक्ति नर, पावहिं बिनहिं प्रयास ॥
जो यह कथा निरंतर, सुनैं मान विश्वास ॥ ७३ ॥

**અર્થ.**—જે મનુષ્ય વિશ્વાસ ધરીને નિરંતર આ કથાનું શ્રવણ કરશે, તેને પ્રયાસ વગર જ હરિ ભક્તિ પ્રાપ્ત થશે કે જે હરિભક્તિ મુનિઓને પણ દુર્લભ છે. ॥ ૭૩ ॥

दो० सरस्वति मात गनेशकि, विनय करों करजोरि ॥
याकि कृपा लवलेश तें, बुद्धी बढेगी मोरि ॥ १ ॥
शिवजी आठो कांडकी, जो कविता हमकीन ॥
सो गुजराती विर्णमों, रामयथा मति दीन ॥ २ ॥
सारस्वतके वंशमें, शिवजी मेरो नाम ॥
जन्म भूमि कच्छ देशकी, नलिया पुनि निजगाम ॥ ३ ॥
भाग्यचंद के तनय अस, शिवजी देवजी दोउ ॥
देवजी को सुतभावजी, अपर विरजी जोउ ॥ ४ ॥
संवत् एकोनविंसपर, अडतालीसकी शाल ॥
शके अढारसें चौदको, अभिजीत शुभ काल ॥ ५ ॥
शुकल पक्ष अषाडकी, द्वितीया तिथि सनिवार ॥
कविता पुनि पूरणभई, रामायण निरधार ॥ ६ ॥
रामायणकी यह कथा, जो सुनहि नर नार ॥
उनके सकळ मनोरथ, सिद्ध होत एकवार ॥ ७ ॥

ઇતિ શ્રી ગોસ્વામી તુલસીકૃત કળિ કાળના સઘળા મેલનો નાશ કરી
નિર્મળ જ્ઞાન, વૈરાગ્ય અને સંતોષને આપનાર શ્રીરામચરિત્રરૂપી
માનસરોવરમાંનો "શિવજીકૃત ગુજરાતી ભાષાંતર" નો
લવકુશકાંડ પરિપૂર્ણ થયો.

# ॥ અથ તુલસીકૃત રામાયણ ॥

## શ્રીરામચંદ્રનું ચતુર્દશ વર્ષ વનવાસનું તિથિપત્ર.

---

दो० सुमिरि रामसिय चरण शुभ, सकल सुमंगलदानि ॥
अग्निवेश मत कहौं कछु, लीला समय बखानि ॥ १ ॥

**અર્થ.**—સઘળાં સુમંગળોને દેનારાં શ્રી સીતારામનાં શુભ ચરણકમળોનું સ્મરણ કરી અગ્નિવેશના મત પ્રમાણે શ્રીરામચંદ્રજીની લીલાના સમયોનું સંક્ષિપ્ત તિથિપત્ર આપું છું. ॥ ૧ ॥

चो० चैत शुक्ल नवमी जगजानी । तेहि दिन जन्म लियो सुखदानी ॥
वर्ष चतुर्दश चारहु भाई । बालचरित्र किये सुखदाई ॥ १ ॥
वर्ष पंच दश माहिं सुहाये । विश्वामित्र बुलावन आये ॥
पंद्रह दिवस संग मुनिनाथा । काज संभारे श्रीरघुनाथा ॥ २ ॥
पुनि प्रभु मिथिलापुर जब आये । जनकरायने दर्शन पाये ॥
धनुषभंग कर जय जिमि पाई । पन्द्रह दिवस रहे रघुराई ॥ ३ ॥
हिमऋतु अगहन मास सुहावन । शुक्ल पक्ष पांचे तिथि पावन ॥
मीन लग्न वृश्चिकके भानू । भयो व्याह आनंदनिधानू ॥ ४ ॥
वर्ष पंचदशके भगवाना । सीय वर्ष छःकी जग जाना ॥

**અર્થ.**—રામચંદ્રજીએ ચૈત્ર શુદિ નવમીને દિવસે જન્મ લીધો. ચારે ભાઇઓએ તે પછી ચૌદ વર્ષ સૂધી સુખદાયી બાલચરિત્રો કર્યાં. ॥ ૧ ॥ પંદરમે વર્ષે વિશ્વામિત્ર બોલાવવા આવ્યા. રામચંદ્રજીએ પંદર દિવસસૂધી વિશ્વામિત્રની સાથે રહીને તેમનું કાર્ય સુધાર્યું. ॥ ૨ ॥ પછી રામચંદ્રજી મિથિલાપુરમાં પધાર્યા. ત્યાં જનક રાજાને દર્શનનું સુખ મળ્યું. પ્રભુ ધનુષનો ભંગ કરી પંદર દિવસ સૂધી મિથિલામાં જ રહ્યા. ॥ ૩ ॥ હેમંત ઋતુના વૃશ્ચિક સંક્રાંતિવાળા માગસર માસના શુક્લ પક્ષની પાંચમને દિવસે રામચંદ્રજીનો વિવાહ થયો. આ સમયમાં રામચંદ્રજી પંદર વર્ષના હતા અને સીતાજી છ વર્ષનાં હતાં. ॥ ૪ ॥

दो० करि विवाह आये घरहि, मंगल मोद अपार ॥
द्वादश वर्ष विलास युत, रहे कृपा आगार ॥ २ ॥

**અર્થ.**—રામચંદ્રજી વિવાહ કરી ઘેર આવી બાર વર્ષસૂધી મંગળથી, આનંદથી તથા વિલાસોથી સંયુક્ત થઇને અયોધ્યામાં રહ્યા. ॥ ૨ ॥

**ચો०** वर्ष सताइस में रघुनाथा । कीन गमन बन लक्ष्मण साथा ॥
तीन दिवस बीते जलपाना । कियो राम सीता जग जाना ॥ १ ॥
चौथे दिवस लषण रघुराई । शृंगवेर पुर फल कछु खाई ॥
पंचये दिन श्रीकृपानिधाना । सुरसरि उतरि चले भगवाना ॥ २ ॥
भरद्वाज आश्रम सुखदाई । रहे तहां इक दिन रघुराई ॥
वाल्मीकिसे मिल सुखपाई । चित्रकूटमें कुटी बनाई ॥ ३ ॥
तहं जयन्त सिख दीन्ह रमेशा । वास कीन्ह कछु दिन अवधेशा ॥

**અર્થ.**—સત્યાવીશમે વર્ષે લક્ષ્મણજીસહિત અને સીતાજીસહિત વનવાસમાં પધાર્યા. પહેલા ત્રણ દિવસ તો જલપાનથી જ વ્યતીત કર્યા. ॥ ૧ ॥ ચોથે દિવસ શૃંગવેરપુરમાં આવીને કાંઇક ફલાહાર કર્યો. પાંચમે દિવસે ગંગાજી ઉતરી સામે પાર પધાર્યા. ॥ ૨ ॥ એક દિવસ ભરદ્વાજમુનિના સુંદર આશ્રમમાં રહી પછી વાલ્મીકિને મળી ચિત્રકૂટમાં પર્ણકુટી બનાવીને રહ્યા. ત્યાં જયંતને શિક્ષા દીધી અને કેટલાએક દિવસોસૂધી નિવાસ કર્યો. ॥ ૩ ॥

**दो०** चित्रकूटसे चल बहुरि, वध विराध कर कीन्ह ॥
मिल सुतीक्ष्ण शरभंगसे, ऋषि अगस्त्य सुख दीन्ह ॥ ३ ॥

**અર્થ.**—ચિત્રકૂટથી ચાલી વિરાધનો વધ કરી, શરભંગમુનિને, સુતીક્ષ્ણ મુનિને તથા અગસ્ત્યમુનિને સુખ દીધું. ॥ ૩ ॥

**ચો०** इहिविधि द्वादश वर्ष बिताये । पुनि प्रभु पंचवटीमें आये ॥
वर्ष त्रयोदश भयो प्रवेशा । खरदूषण वध कीन्ह रमेशा ॥ १ ॥
माघ शुक्ल आठैं जब आई । दिन मध्याह्न दशानन जाई ॥
छल करि हरी सीय महरानी । ले गयो निज लंका रजधानी ॥ २ ॥
पुनि जटायुको कर उद्धारा । दुष्ट कबन्ध निशाचर मारा ॥
शबरिहि गति दे पंचम मासा । मिलि अषाढ सुग्रीव हुलासा ॥ ३ ॥
बालिहि मार मास तहं चारी । रहे प्रवर्षण पर असुरारी ॥
पुनि सहित खोजन कहं वानर । जेहि विधि चले बुद्धि बल आगर ॥ ४ ॥

**અર્થ.**—આ પ્રમાણે બાર વર્ષ વીતાવી પંચવટી પધાર્યા, ત્યાં તેરમા વર્ષનો પ્રવેશ થયો. એ સમયમાં શૂર્પણખાને વિરૂપ કરી અને ખરદૂષણનો વધ કર્યો. ॥ ૧ ॥ માઘશુદિ ૮ ને દિવસે મધ્યાન્હ સમયમાં રાવણ પંચવટીમાં જઈ, છળ કરી, મહારાણી સીતાજીનું હરણ કરીને તેમને લંકામાં લઈ ગયો. ॥૨॥ રામચંદ્રજીએ જટાયુનો ઉદ્ધાર

કરી દુષ્ટ કબંધને માર્યો અને શબરીને સદ્ગતિ આપી. પછી પાંચમે મહિને એટલે આષાઢ માસમાં સુગ્રીવથી મિત્રતા કરી, ॥ ૩ ॥ વાળિનો વધ કરીને ત્યાં પ્રવર્ષણપર્વત ઉપર ચાર માસસૂધી રહ્યા. પછી સીતાજીની ખોળ કરવાને માટે બળવાન્ તથા અદ્ભુત બુદ્ધિવાળા વાનરાઓ ચાલ્યા. ॥ ૪ ॥

**दो०** मार्गशीर्ष कृष्णा सुभग, हरिवासर हनुमान ॥
सिंधु लांघि लंकाहि चले, महाधीर बलवान ॥ ४ ॥

**અર્થ.**—માગસર શુદિ એકાદશીને દિવસે મહાવીર હનુમાનજી સમુદ્રનું ઉલ્લંઘન કરીને લંકામાં ગયા. ॥ ૪ ॥

**चो०** त्रयोदशी ढूंढे हनुमाना । पुनि अशोकवन माहिं समाना ॥
जनकसुताके दर्शन पाई । मुद्री प्रभुकी दीन्ह गहाई ॥ १ ॥
पुनि अशोकवन सकल उजारा । चौदशको अक्षय कहं मारा ॥
लंक दाह कर सिय तट आई । चूडामणि ले चले सुहाई ॥ २ ॥
वारिधि लांघ सेन निज आये । समाचार सुन सब हर्षाये ॥
चले तहांते सब सुख पाई । पांच दिवस मग माहिं बिताई ॥ ३ ॥
अगहन शुक्ला छठ समुदाई । किष्किंधा सब पहुंचे आई ॥
शुक्रवार सप्तमी सुहाई । जनकसुताकी सुधि प्रभु पाई ॥ ४ ॥

**અર્થ.**—તેરસને દિવસે આખી લંકામાં શોધ કરી અશોકવનમાં ગયા; ત્યાં સીતાજીનું દર્શન મળતાં સીતાજીને મુદ્રિકા ( વીંટી ) આપી. ॥ ૧ ॥ ચૌદશને દિવસે અશોકવનને ભાંગી નાંખી, અક્ષયકુમારને મારી નાંખી, લંકાને બાળી, સીતાજીની પાસેથી ચૂડામણિ લઈ ત્યાંથી ચાલી, ॥ ૨ ॥ સમુદ્રનું ઉલંઘન કરી પોતાની સેનામાં આવ્યા. સર્વ વાનરાઓ સમાચાર સાંભળીને રાજી થયા. પછી સર્વ વાનરાઓ સુખ પામીને ત્યાંથી ચાલ્યા, તે માર્ગમાં પાંચ દિવસ વીતાડીને ॥ ૩ ॥ માગસર સુદિ છઠને દિવસે ( પુનેમીયા મહીનાના હિસાબથી પ્રથમ કૃષ્ણપક્ષ આવે અને પછી શુકલપક્ષ આવે ) કિષ્કિંધામાં આવી પહોંચ્યા. માગસર સુદિ સાતમને દિવસે સીતાજીની ખબર મળી.॥૪

**दो०** अगहन शुक्ला अष्टमी, सेन सहित भगवान ॥
उत्तराफाल्गुनि नखतमें, लंकहि कीन पयान ॥ ५ ॥

**અર્થ.**—માગસર સુદિ આઠમને દિવસે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં રામચંદ્રજીએ સેનાસહિત લંકાતરફ કૂચ કરી. ॥ ૫ ॥

**चो०** सात दिवस मग माहिं बिताये । पूनोको वारिधि तट आये ॥
पौष तृतीया तक सुखरासा । तीन दिवस तहं कीन निवासा ॥ १ ॥

**पौष चतुर्थी कृष्ण सुहाई । आये शरण विभीषण धाई ॥**
**पौष अष्टमी तक रघुराई । विनय कीन सागर तट आई ॥ २ ॥**
**नवमी विप्र रूप धरि सागर । आये शरण राम नयनागर ॥**
**दशमी पौष सेतु दृढ भारी । दश योजन करि रच्यो विचारी ॥ ३ ॥**
**एकादशि कहं योजन वीशा । बारस तीस बंध्यो वारीशा ॥**
**चालिस योजन तेरस वासर । रच्यो सेतु नल नील उजागर ॥ ४ ॥**
**दश योजन आयत रच दीन्हा । शत योजन विशाल कपि कीन्हा ॥**

**અર્થ.**—માર્ગમાં સાત દિવસ લાગ્યા. પુનેમને દિવસે પ્રભુ સમુદ્રને કિનારે પહોંચ્યા. પૌષ વદિ ત્રીજસૂધી એટલે ત્રણ દિવસસૂધી રામચંદ્રજીએ ત્યાં નિવાસ કર્યો. ॥ ૧ ॥ પૌષ વદિ ચોથને દિવસે વિભીષણ રામને શરણે આવ્યો. પોષ વદ આઠમસૂધી પ્રભુએ સમુદ્રની પ્રાર્થના કરી. ॥ ૨ ॥ નવમીને દિવસે સમુદ્ર, બ્રાહ્મણનું રૂપ ધરી, રામચંદ્રજીને શરણે આવ્યો. પૌષ વદિ દશમીને દિવસે વાનરાઓએ દશ યોજન સેતુ બાંધ્યો. ॥ ૩ ॥ એકાદશીને દિવસે વીશ યોજન સેતુ બાંધ્યો. દ્વાદશીને દિવસે ત્રીશ યોજન બાંધ્યો અને ત્રયોદશીને દિવસે ચાળીસ યોજન બાંધ્યો. નળ અને નિળ એઓના ઉપરીપણા નીચે એ પ્રમાણે સેતુબંધન થયું. ॥ ૪ ॥ ( બીજા ગ્રંથોમાં તો પહેલે દિવસ ૧૪ યોજન, બીજે દિવસે ૨૦ યોજન, ત્રીજે દિવસે ૨૧ યોજન, ચોથે દિવસે ૨૨ યોજન અને પાંચમે દિવસે ૨૩ યોજન બંધાયાં. એટલે એ રીતે પાંચ દિવસે સેતુ બાંધવામાં આવ્યો એમ લખ્યું છે. ) એ સેતુ દશ યોજન પહોળો અને સો યોજન લાંબો બાંધવામાં આવ્યો. ॥ ૫ ॥

**दो० चौदस से द्वितिया तलक, उतरे सागर पार ॥**
**दशमी तक गढ लंक कहं, घेर्यो सहित विचार ॥ ६ ॥**

**અર્થ.**—રામચંદ્રજીએ પોષ વદિ ચૌદશથી પોષ સુદિ બીજસૂધી સમુદ્રને ઉતરી પછી પોષ સુદિ દશમી સૂધીમાં લંકાને ઘેરો ઘાલ્યો. ॥ ૬ ॥

**चो० पौष शुक्ल हरिवासर आई । शुक सारण कपि सेन दिखाई ॥**
**द्वादशिमें प्रभु यह मत भावा । चारि भाग निज कटक बनावा ॥ १ ॥**
**छत्र मुकुट रावणके जोई । काटे प्रभु ताही दिन सोई ॥**
**सेन दशाननकी दिन तीनी । भइ सन्नद्ध युद्ध रंग भीनी ॥ २ ॥**
**माघ कृष्ण प्रतिपद जब आई । अंगद फिरि आये समुझाई ॥**
**द्वितिया से नवमी तक आई । दोउ दल कीन्ह युद्ध हरषाई ॥ ३ ॥**
**नागफांस घननाद चलाई । दशमी गरुड काट गये आई ॥**
**द्वादशि तक कर युद्ध अपारा । मर्यो धूम्रलोचन बल भारा ॥ ४ ॥**

**અર્થ.**—પોષ શુદિ અગ્યારશને દિવસે શુકે અને સારણે રાવણને વાનરાઓની સેના દેખાડી. રામચંદ્રજીએ બારશને દિવસે વિચાર કરી પોતાની સેનાને ચાર વિભાગોમાં ગોઠવી ॥ ૧ ॥ અને તે જ દિવસે રાવણના છત્રને તથા મુકૂટને કાપી નાંખ્યા. પછી ત્રણ દિવસ સૂધીમાં રાવણની સેના યુદ્ધ કરવા તૈયાર થઈ. ॥ ૨ ॥ માઘ વદિ પ્રતિપદાને દિવસે અંગદ રાવણનીપાસે વાતચીત કરીને ફરી આવ્યો. માઘ વદિ બીજથી નવમી-સૂધી બન્ને સેનાઓનું પરસ્પર યુદ્ધ થયું કે, ॥ ૩ ॥ જેમાં ઇંદ્રજિતે નાગપાશથી રામ-ચંદ્રજીને બાંધી લીધા. દશમીને દિવસે ગરુડજી આવીને નાગપાશોનું બંધન કાપી ગયા. પછી ધૂમ્રલોચન બારસના દિવસસૂધી અપાર યુદ્ધ કરીને મરણ પામ્યો. ॥ ૪ ॥

**दो॰ मावस तक कपि सेनने, मारे दैत्य सुधीर ॥**
**माघ शुक्लकी चौथ तक, लऱ्यो दशानन वीर ॥ ७ ॥**

**અર્થ.**—માઘવદિ અમાસ સૂધીમાં વાનરાઓની સેનાએ મોટા મોટા રાક્ષસોને માર્યા. માઘ સુદિ ચોથસૂધી રાવણે યુદ્ધ કર્યું. ॥ ૭ ॥

**चो॰ पंचमिसे आठैं तक आई । कुम्भकर्ण कहं दियो जगाई ॥**
**नवमीसे चौदश तक आई । लऱ्यो मृत्यु रघुपतिसे पाई ॥ १ ॥**
**माघ शुक्ल पूनो दिन पावन । लऱ्यो न शोक ग्रसित रह्यो रावण ॥**
**फाल्गुन पांचै तक भगवाना । कियो नरान्तक वध बलवाना ॥ २ ॥**
**पुनि आठैं तक दैत्य अपारा । मारे श्रीरघुनाथ उदारा ॥**
**कुंभ निकुंभ दैत्य बलवाना । तेरस तक मारे भगवाना ॥ ३ ॥**
**पुनि शुक्ला द्वितिया जब आई । मारो जम्बुक दैत्य रघुराई ॥**
**फागुण शिवतेरस घननादा । मरो भयो देवन अहलादा ॥ ४ ॥**
**चौदह में शोकित दशभाला । युद्ध कियो नहिं दुःख विशाला ॥**

**અર્થ.**—પછી માઘ સુદિ પાંચમથી આઠમસૂધી કુંભકર્ણને જગાડવામાં આવ્યો. કુંભકર્ણ નોમથી ચૌદશસૂધી યુદ્ધ કરીને રામચંદ્રજીથી મૃત્યુ પામ્યો. ॥ ૧ ॥ માઘ સુદિ પુનેમને દિવસે રાવણ શોકગ્રસ્ત રહ્યો, તેથી લડયો નહીં. ફાગણવદિ પાંચમસૂધીમાં રામચંદ્રજીએ નરાંતકને માર્યો. ॥ ૨ ॥ પછી આઠમસૂધીમાં બીજા પણ અપાર રાક્ષ-સોને માર્યા. તેરસસૂધીમાં રામચંદ્રજીએ કુંભને તથા નિકુંભને માર્યા. ॥ ૩ ॥ પછી ફાગણ સુદિ બીજસૂધીમાં રામચંદ્રજીએ જમ્બુકને માર્યો. ફાગણ સુદિ તેરસને દિવસે ઇંદ્રજિત મરણ પામ્યો અને દેવતાઓને આનંદ થયો. ચૌદસને દિવસે રાવણ શોક-ગ્રસ્ત રહ્યો, તેથી લડયો નહીં. ॥ ૪ ॥

**दो॰ फाल्गुण शुक्ला पूर्णिमा, लरन चल्यो दशशीश ॥**
**मारे सब सेनापती, आठैं तक जगदीश ॥ ८ ॥**

**અર્થ.**—ફાગણ સુદિ પુનેમને દિવસે રાવણ યુદ્ધ કરવા નીકળ્યો. ચૈત્ર વદિ આઠમસૂધીમાં રામચંદ્રજીએ રાવણના સઘળા સેનાપતિઓને મારી નાંખ્યા. ॥ ૮ ॥

**चो०** चैत्र कृष्ण नवमी जब आई । मारी शक्ति लषणके जाई ॥
पुनि हनुमान सजीवन लाये । मूर्च्छित लषण चेत तब पाये ॥ १ ॥
दशमी दिवस युद्ध अति भारी । कीनो रावणसे असुरारी ॥
मातलि हरिवासर कहं आयो । सुरपतिको रथ प्रभुहित लायो ॥ २ ॥
द्वादशि रथारूढ भगवाना । आये सेन सहित मैदाना ॥
तेहि दिनसे अष्टादश वासर । रावणसे भयो युद्ध भयंकर ॥ ३ ॥
चैत्र शुक्ल चौदश जब आई । मऱ्यो दशानन जग दुखदाई ॥
पूनोके दिन देह दशानन । दाह विभीषण कियो दुखित मन ॥ ४ ॥

**અર્થ.**—ચૈત્રવદિ નોમને દિવસે રાવણે લક્ષ્મણજીને સાંગ મારી અને હનુમાનજીએ સંજીવની ઔષધિ લાવી લક્ષ્મણજીને મૂર્છા ઉતારી સચેત કર્યા. ॥૧॥ ચૈત્રવદિ દશમીને દિવસે રામચંદ્રજીને રાવણની સામે મહા ભયંકર યુદ્ધ થયું. અગ્યારસને દિવસે ઇંદ્રનો સારથિ માતલિ રામચંદ્રજીને માટે રથ લઈ આવ્યો. ॥ ૨ ॥ બારસને દિવસે રામચંદ્રજી એ રથમાં બીરાજી સેનાસહિત રણભૂમિમાં આવ્યા. તે દિવસથી એટલે ચૈત્ર વદિ બારસના દિવસથી અઢાર દિવસસૂધી રાવણની સાથે ભયંકર યુદ્ધ થયું. ॥ ૩ ॥ ચૈત્ર સુદિ ચૌદસને દિવસે જગતને દુઃખ દેનારો રાવણ રામચંદ્રજીના હાથથી મરણ પામ્યો. ॥ ૪ ॥

**दो०** प्रतिपदकहं वैशाख की, इन्द्र अमिय वरषाय ॥
भालु कीश जे रण परे, तिनको दियो जिवाय ॥ ९ ॥

**અર્થ.**—વૈશાખ વદિ બીજને દિવસે ઇંદ્રે અમૃતની વૃષ્ટિ કરીને વાનરાઓને તથા રીંછોને જીવતા કર્યા, કે જેઓ રણભૂમિમાં મરણ પામ્યા હતા. ॥ ૯ ॥

**चो०** पुनि द्वितियाके दिन भगवाना । राज्य विभीषण दीन सुजाना ॥
तृतियाको श्रीजनकदुलारी । आय अनलमें प्रविश सुखारी ॥ १ ॥
निकसि अनलते अवनिकुमारी । भयो कपिन मन अचरज भारी ॥
दिन दश और मास दशचारी । रही लंकमें सीय दुखारी ॥ २ ॥
चौथ कपिन संग बैठ विमाना । कीन्ह अवध कहं राम पयाना ॥
पांचै तिथि प्रयाग अन्हाई । छठको मिले भरत सन आई ॥ ३ ॥
यहि विधि वर्ष चतुर्दश बीते । आये राम भये मन चीते ॥
कृष्ण सप्तमी माधव मासा । सबके मन अति भयो हुलासा ॥ ४ ॥

**અર્થ.**—વૈશાખ વદિ બીજને દિવસે જ રામચંદ્રજીએ વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું. વૈશાખ વદિ ત્રીજને દિવસે સીતાજીએ અગ્નિમાં પ્રવેશ કર્યો ॥ ૧ ॥ અને તે અગ્નિમાંથી સીતાજીને બહાર નીકળેલાં જોઇને, વાનરાઓના મનમાં મોટું આશ્ચર્ય થયું. સીતાજી ચૌદ માસ અને દશ દિવસસૂધી લંકામાં દુઃખિતપણાથી રહ્યાં હતાં. ॥ ૨ ॥ વૈશાખ વદિ ચોથને દિવસે વાનરાઓને વિમાનમાં સાથે બેસાડીને રામચંદ્રજીએ ત્યાંથી પ્રયાણ કર્યું. પ્રભુ વૈશાખ વદિ પાંચમને દિવસે પ્રયાગમાં નહાઇ છઠને દિવસે ભરતજીને મળ્યા. ॥ ૩ ॥ આ પ્રમાણે ચૌદ વર્ષ વીતતાં રામચંદ્રજી અયોધ્યામાં પધાર્યા. વૈશાખ વદિ સાતમને દિવસે મહોત્સવથી સર્વને આનન્દ થયો. ॥ ૪ ॥

**दो०** इतकालिसवें वर्षमें, रामचंद्र भगवान ॥
आयुः बत्तिस वर्षकी, जनकसुता गुणखान ॥ १० ॥

**અર્થ.**—રામચંદ્રજી વનવાસમાંથી અયોધ્યામાં પધાર્યા, તે સમયે રામચંદ્રજીની અવસ્થા એકતાલીસ વર્ષની હતી અને સીતાજીની અવસ્થા બત્રીશ વર્ષની હતી. ॥૧૦॥

**चो०** तेहि दिन सिंहासन भगवाना । बैठे राजतिलक जग जाना ॥
भादौंकी नवमी जब आई । गर्भवती भइ सीय सुहाई ॥ १ ॥
चैत्र द्वादशी शुक्ल दुखारी । आज्ञा लषण राम उर धारी ॥
जनकसुताको त्यागो जाई । आश्रम वाल्मीकि मुनिराई ॥ २ ॥
वाल्मीकि तहं रक्षा कीन्ही । पुत्री सम सीतहि तिन्ह लीन्ही ॥
नवमी मास अषाढ मनोहर । जन्मे लव कुश दोउ सुन्दरवर ॥ ३ ॥
तापस वेष बनाय दुखारी । रहीं विपिन महं जनकदुलारी ॥
ग्यारह सहस्र वर्ष भगवाना । कीन्हो राज धर्म विधि नाना ॥ ४ ॥
पुनि लव कुशको दीन्हो राजू । गये लोक साकेत समाजू ॥

**અર્થ.**—વૈશાખ વદિ સાતમને દિવસે રામચંદ્રજી રાજ્યતિલક ધરીને સિંહાસનપર બીરાજ્યા. ભાદરવા મહિનાની નવમી આવી ત્યારે સીતાજી ગર્ભવતી થયાં. ॥ ૧ ॥ ચૈત્ર સુદિ બારશને દિવસે લક્ષ્મણજી, રામચંદ્રજીની આજ્ઞાને હૃદયમાં ધરી વાલ્મીકિના આશ્રમના સમીપમાં સીતાજીને મૂકી આવ્યા. ॥ ૨ ॥ ત્યાં વાલ્મીકિએ સીતાજીની રક્ષા કરી અને પુત્રીની પેઠે પાલન કર્યું. આષાઢ માસની નવમીને દિવસે લવકુશનો જન્મ થયો. ॥ ૩ ॥ સીતાજી તપસ્વિનીનો વેષ ધરી, વનમાં દુઃખસ્થિતિથી રહ્યાં હતાં. રામચંદ્રજીએ અગીયાર હજાર વર્ષસૂધી ધર્મપૂર્વક રાજ્ય કર્યું. રામચંદ્રજી છેવટ લવને તથા કુશને રાજ્ય આપીને પોતાના ધામરૂપ સાકેત લોકમાં સઘળા સમાજની સાથે પધાર્યા. ॥ ૪ ॥

**શ્રીરામચંદ્રજીની લીલાઓનું તિથિપત્ર સંપૂર્ણ.**

॥ श्रीरामदूतायनमः ॥

# ॥ अथ श्रीहनुमानचालीसा ॥

॥ लिख्यते ॥

दो० श्रीगुरुचरणसरोजरज, निजमन मुकुर सुधारि ॥
वरणौं रघुवर विमलयश, जो दायक फलचारि ॥ १ ॥
बुद्धिहीन तनुजानिकै, सुमिरौं पवनकुमार ॥
वलबुधिविद्यादेहुमोहिं, हरहुकलेशविकार ॥ २ ॥

चो० जयहनुमान ज्ञान गुणसागर । जयकपीश तिहुंलोक उजागर ॥
रामदूत अतुलितबलधामा । अंजनिपुत्र पवनसुत नामा ॥ १ ॥
महावीर विक्रमबजरंगी । कुमतिनिवारि सुमतिके संगी ॥
कंचनवर्णविराजसुबेशा । काननकुंडल कुंचितकेशा ॥ २ ॥
हाथवज्र औ ध्वजा विराजै । कांधेमूंजजनेऊ छाजै ॥
शंकरसुवनकेसरीनंदन । तेजप्रतापमहाजगवंदन ॥ ३ ॥
विद्यावान गुणी अतिचातुर । रामकाजकरिवेकोंआतुर ॥
प्रभुचरित्रसुनिवेकोंरसिया । राम लखनसीता मन बसिया ॥ ४ ॥
सूक्ष्मरूपधरि सियहिंदिखावा । बिकटरूपधरि लंकजरावा ॥
भीमरूपधरिअसुरसंघारे । रामचन्द्रकेकाजसंवारे ॥ ५ ॥
लायसजीवन लखनजिवाये । श्रीरघुबीर हृदयतवलाये ॥
रघुपतिकीन्हीबहुतबडाई । तुममम प्रियभरतहिसमभाई ॥ ६ ॥
सहसवदनतुम्हरोयशगावैं । असकहि श्रीपतिकण्ठलगावैं ॥
सनकादिक ब्रह्मादि मुनीशा । नारद शारद सहित अहीशा ॥ ७ ॥
यमकुबेरदिगपालजहांते । कबिकोबिदकहिसकैंकहांते ॥
तुमउपकारसुग्रीवहिकीन्हा । राममिलायराजपददीन्हा ॥ ८ ॥
तुम्हरोमंत्र विभीषणमाना । लंकेश्वरभयेसबजगजाना ॥
युगसहस्रयोजन जो भानू । लीला ताहि मधुरफलजानू ॥ ९ ॥
प्रभुमुद्रिका मेलि मुखमाहीं । जलधिलांघिगये अचरजनाहीं ॥
दुर्गमकाज जगतके जेते । सुगम अनुग्रहतुम्हरे तेते ॥ १० ॥
रामदुलारे तुम रखवारे । विन आज्ञा न होत पैसारे ॥
सबसुखलहैं तुम्हारी शरना । तुमरक्षक काहूको डरना ॥ ११ ॥

अपनो तेजसम्हारौआपै । तीनौं लोक हांकते कांपै ॥
भूतपिशाचनिकटनहिंआवै । महावीर जब नामसुनावै ॥ १२ ॥
नाशैं रोग हरैं सबपीरा । जपत निरंतर हनुमतबीरा ॥
संकटसे हनुमानछुडावै । मनक्रमबचन ध्यानजोलावै ॥ १३ ॥
सबपररामभजैंशिरताजा । तिनकेकाजसकलतुमसाजा ॥
औरमनोरथजोकोइलावै । तनअक्षत जीवनफलपावै ॥ १४ ॥
चारौंयुगपरतापतुम्हारा । है परसिद्ध जगतउजियारा ॥
रामपियारे सियादुलारे । साधुसंतकेतुमरखवारे ॥ १५ ॥
अष्टसिद्धिनवनिधिकेदाता । असवरदीन जानकीमाता ॥
रामरसायनतुम्हरेपासा । सादरतुमरघुपतिकेदासा ॥ १६ ॥
तुम्हरेभजनरामकोपावै । जन्मजन्मकोदुखबिसरावै ॥
अंतकालरघुबरपुरजाई । जहंजन्मैहरिभक्तकहाई ॥ १७ ॥
औरदेवताचित्त न धरई । हनुमत सेए सर्वसुखकरई ॥
संकट हरै मिटै सबपीरा । जो सुमिरै हनुमतबलवीरा ॥ १८ ॥
जैजैजैहनुमानगुसांई । कृपाकरो गुरुदेव कि नांई ॥
यहशतबार पाठकरजोई । छूटैबंदि महासुखहोई ॥ १९ ॥
जो यहपढ हनुमानचलीशा । होईसिद्ध साखी गौरीशा ॥
तुलसीदास सदा हरिचेरा । कीजैतासुहृदयमहंडेरा ॥ २० ॥

दो० पवनतनयसंकटहरण, मंगलमूरतिरूप ॥
रामलखनसीतासहित, हृदयबसोसुरभूप ॥ ३ ॥

॥ इति श्रीहनुमानमानचालीसा संपूर्ण ॥

## ॥ श्रीगणेशायनमः ॥

# ॥ अथ संकटमोचन श्रीहनुमदाष्टक ॥

## ॥ मत्तगयंदछंद ॥

बालसमै रविभक्षकियोतब तीनहुं लोक भयो अंधियारो ॥
ताहिते त्रासभईजगकोयहसंकट काहुसों जात न टारो ॥
देवनिआनि करीबिनतीतब छांडिदियो रविकष्टनिवारो ॥
को नहिं जानतहै जगमें कपिसंकटमोचननामतिहारो ॥ १ ॥

बालि कि त्रास कपीश वसैगिरि जातमहाप्रभुपंथ निहारो ॥
चौंकि महामुनिशापदियो तब चाहिय कौंनविचार विचारो ॥
कै द्विजरूपलियाय महाप्रभु सो तुम दासको शोकनिवारो ॥ को न० ॥२॥
अंगदके संग लेनगये सियखोज कपीशजु वैन उचारो ॥
जीवत ना बचिहौ हमसों जु विनासुधिलीन्हे इहां पगुधारो ॥
हेरिथकेतटसिंधुसबैतब लै सियकीसुधि प्राणउवारो ॥ को० ॥ ॥ ३ ॥
रावणत्रासदईसियको तबराक्षसिसों कहि शोकनिवारो ॥
ताहिसमै हनुमानमहाप्रभु जायमहारजनीचरमारो ॥
चाहतिसीयअशोकसुआगि सुदैप्रभुमुद्रि विषादनिवारो ॥ को० ॥ ४ ॥
बाणलग्यो उरलच्छनके तवप्राणतजेसुतरावणमारो ॥
लै गृहवैद्यसुषेणसमेत तभीगिरिद्रोण सु वीर उपारो ॥
आनि संजीवनिहाथदई तब लक्ष्मणकेतुमप्राणउवारो ॥ को० ॥ ५ ॥
रांवणि[1] युद्धअजान कियो तबनागकिपाश सबैशिरडारो ॥
श्रीरघुनाथसमेतसबैदल मोहितभो तब संकटभारो ॥
आनिखगेशतबैहनुमानुजु बंधनकाटिसुत्रासनिवारो ॥ को० ॥ ६ ॥
बंधुसमेत जबै अहिरावण लैरघुनाथपतालसिधारो ॥
देविहिपूंजिभलीविधिसों बलिदेहुसबैमिलिमंत्रविचारो ॥
जायसहायभयेतबहीं अहिरावणसैनसमेतसंहारो ॥ को० ॥ ७ ॥
काजकियेबड देवनके तुम वीरमहाप्रभुदेखविचारो ॥
कौनसुसंकटमोहिंगरीबकोंजोतुमसोंनहिंजातहैटारो ॥
बेगिहरोहनुमानमहाप्रभु जो कछुसंकटहोयहमारो ॥ कोन० ॥ ८ ॥

दो० लालदेहलालीलसै, उरधरलाललंगूर ॥
बज्रदेहदानबदलन, जयजयजयकपिशूर ॥ १ ॥
यहअष्टकहनुमानको, विरचिततुलसीदास ॥
गंगादासजुप्रेमसों, पढै होय दुखनास ॥ २ ॥

॥ इति श्रीमद्गोस्वामीतुलसीदासजीकृतसंकटमोचनहनुमदाष्टक संपूर्ण ॥

पंडित नारायण मुळजी कंपनी,
कालबादेवीरोड मुंबई, नं. २.

१ रावणि अर्थात् रावणनो पुत्र मेघनाद.